# ~ अनुक्रमणिका ~

## १३–अनुशासनपर्व

### भीष्मस्वर्गारोहणपर्व



## १४–आश्वमेधिकपर्व

### अश्वमेधपर्व



### अनुगीतापर्व

## વૈષ્ણવધર્મપર્વ

# ૧૫–आश्रमवासिकपर्व

## नारदागमनपर्व



# १६–मौसलपर्व



# १७–महाप्रस्थानिकपर्व



# १८–स्वर्गारोहणपर्व



★

श्री

॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## १३—अनुशासनपर्व

श्री

॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## १३–अनुशासनपर्व

### अध्याय १ लो–दानधर्मपर्व

### ગૌતમી, પારધી, સર્પ, મૃત્યુ અને કાળનો સંવાદ

मंगलाचरण-नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥ १ ॥

ભગવાન નારાયણને, નરોત્તમ નરને અને દેવી સરસ્વતીને નમન કરીને 'જય'નું કીર્તન કરીએ.

युधिष्ठिर उवाच-शमो बहुविधाकारः सूक्ष्म उक्तः पितामह ।
न च मे हृदये शांतिरस्ति श्रुत्वेदमीदृशम् ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ ! તમે મને અનેક પ્રકારનો સૂક્ષ્મ શમ (શોકને દૂર કરવાનો ઉપાય) કહી સંભળાવ્યો છે; પણ તે આવું સુંદર સાંભળ્યા છતાં મારા હૃદયમાં શાંતિ થતી નથી.[1] હે પિતામહ ! આ સંબંધમાં તમે મને અનેક પ્રકારે શાંતિયુક્ત વાતો કહી છે. પરંતુ જ્યાં કૃત્ય જાણીજોઈને કરવામાં આવ્યું હોય, ત્યાં અનેક પ્રકારના શમના ઉપદેશથી પણ શાની શાંતિ મળે ?[2] હે વીર ! તમારું શરીર બાણોથી ભરાઈ ગયું છે અને તેમાં તીવ્ર ઘા પડ્યા છે. આ જોઈને મને મારાં દુષ્ટ કૃત્યોનો વિચાર આવે છે અને મને લેશ પણ શાંતિ મળતી નથી.[3] હે પુરુષવ્યાઘ્ર ! પર્વતમાંથી જેમ ઝરણાંઓ ઝરી રહ્યાં હોય છે, તેમ તમારા શરીરમાંથી રુધિરની ધારાઓ વહી રહી છે. તમને આવા જોઈને હું વર્ષાઋતુમાં સિદાતા કમળની જેમ

દુઃખી થાઉં છું.[૪] અરેરે! આથી બીજું વધારે કષ્ટ કયું હોય કે મારા પિતામહ કેવળ મારે જ લીધે શત્રુઓને હાથે આવી ભયંકર અવસ્થા પામી રણાંગણમાં પડ્યા છે?[૫] વળી બીજા અનેક રાજાઓ અને રાજપુત્રો કેવળ મારે જ લીધે પોતાના બાંધવો સાથે મરણ પામ્યા છે, એનાથી બીજું મોટું દુઃખ કયું હોઈ શકે?[૬] હે રાજા! અમે તથા ધૃતરાષ્ટ્રના પુત્રોએ કાળ અને ક્રોધને અધીન થઈને આવું નિંદિત કર્મ કર્યું છે, તો અમે કઈ ગતિને પામીશું?[૭] હે જનેશ્વર! તે દુર્યોધનનું તો હું કલ્યાણ જ થયેલું માનું છું; કેમ કે તમને આવી દશામાં આવી પડેલાને જોવાને તે રહ્યો નથી. પરંતુ આ હું તો તમારો હત્યારો છું અને સંબંધીઓનો સંહારક છું. આ હું પૃથ્વી પર આવી દુઃખી અવસ્થામાં પડેલા તમને જોઈ રહ્યો છું અને મને શાંતિ મળતી જ નથી.[૮,૯] કુળને કલંક લગાડનારો દુરાત્મા દુર્યોધન તો ક્ષાત્રધર્મ પ્રમાણે યુદ્ધ કરીને પોતાના ભાઈઓ અને સૈન્યો સાથે રણમાં મરણ પામ્યો છે. તે દુરાત્મા તમને પૃથ્વી પર આવી દુઃખી સ્થિતિમાં પડેલા જોઈ શક્યો નથી, તેથી હું તેના મરણને શ્રેયસ્કર માનું છું અને મારા જીવતરને તેવું માનતો નથી.[૧૦,૧૧] હે વીર પુરુષ! આ યુદ્ધમાં શત્રુઓએ મને મારા ભાઈઓની સાથે મારી નાખ્યો હોત, તો મને બાણોથી પીડિત થયેલા તમને આવી દુઃખી અવસ્થામાં જોવા વારો આવત નહિ. હે રાજા! ખરેખર, વિધાતાએ અમને પાપકર્મ કરવા માટે જ ઉત્પન્ન કર્યા છે.[૧૨,૧૩] હે રાજન્! તમે અમારું પ્રિય કરવા ઇચ્છતા હો તો આવતા જન્મમાં પણ અમે આ પાપકર્મથી મુક્ત થઈએ તેવો અમને ઉપદેશ આપો.[૧૪]

ભીષ્મ બોલ્યા: હે મહાભાગ! જે આત્મા (કાલ, અદૃષ્ટ અને ઈશ્વરને અધીન હોઈને) પરતંત્ર છે તેને તું પુણ્યપાપનો કર્તા કેમ માને છે? (વાસ્તવિક દૃષ્ટિએ આત્મા અકર્તા જ છે.) આત્માનું અકર્તાપણું અત્યંત સૂક્ષ્મ છે અને ઇંદ્રિયોથી અકળ છે. (માટે જ તું આત્માને કર્તા તરીકે માને છે.)[૧૫] આ વિષયમાં ગૌતમી નામની એક બ્રાહ્મણી, મૃત્યુ, કાળ, પારધી અને સર્પ, એ પાંચેના સંવાદરૂપ એક પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૧૬] હે કુંતાપુત્ર! ગૌતમી નામે એક શાંત ગુણવાળી વૃદ્ધ સ્ત્રી હતી. તેણે એક દિવસ પોતાના પુત્રને સર્પના દંશથી મરણ પામેલો જોયો.[૧૭] પછી (તે પુત્ર ઉપર સ્નેહ રાખનારા) અર્જુનક નામના એક પારધીએ ક્રોધાયમાન થઈને સ્નાયુ(તાંત-દોરી)ના પાશથી તે સર્પને બાંધીને ગૌતમી પાસે આણ્યો અને આ પ્રમાણે કહ્યું: 'હે મહાભાગા! આ નીચ સર્પે તારા પુત્રને મારી નાખ્યો છે, માટે સત્વર કહે, આનો કયા ઉપાયથી હું વધ કરું?[૧૮,૧૯] તું કહેતી હોય તો હું આને અગ્નિમાં ફેંકી દઉં અથવા આના ટુકડેટુકડા કરી નાખું. ગમે તેમ બાળકનો ઘાત કરનાર આ પાપી સર્પ લાંબો કાળ જીવવાને માટે યોગ્ય નથી જ.[૨૦]

ગૌતમી બોલી: અલ્યા ઓ અર્જુનક! તારામાં બુદ્ધિ જ નથી. તું આ સાપને છોડી દે. તારે એનો વધ કરવો યોગ્ય નથી. બનવાકાળનો વિચાર કર્યા વિના કયો પુરુષ પોતાના આત્માને પાપથી ભારે કરે?[૨૧] જળમાં જેમ નૌકાઓ તરી જાય છે, તેમ આ જગતમાં ધર્મ પાળીને પાપથી હળવા થયેલા પુરુષો સંસારસમુદ્રને તરી જાય છે. પણ જેઓ પાપકૃત્ય કરીને ભારવાળા થયેલા છે, તેઓ તો જળમાં પડેલા શસ્ત્રની પેઠે સંસારસમુદ્રમાં ડૂબી જાય છે.[૨૨] તું આ સર્પનો વધ કરીશ તેથી મારો આ પુત્ર જીવતો થઈ શકશે

નહિ. તો પછી આ સર્પ જીવે છે, તેમાં તારું શું લૂંટાઈ જાય છે? આ જીવતા પ્રાણીનો વધ કરીને કયો પુરુષ અનંત કાળને માટે નરકમાં જવાને ઇચ્છે?[૨૩]

પારધી બોલ્યો: હે ગુણઅવગુણને જાણનારી દેવી! હું જાણું છું કે મહાત્માઓ સર્વની પીડા જોઈને પીડિત થાય છે; પણ તમારા આ ઉપદેશો સ્વસ્થ મનુષ્યનેજ અસર કરી શકે તેમ છે. આથી હું તો આ ક્ષુદ્ર સર્પનો વધજ કરીશ. શમગુણને ધારણ કરનારા મનુષ્યો (બીજા કોઈનું મરણ થાય છે તેમાં) કાલગતિનું પ્રાધાન્ય કહે છે અને ઉપાયને કરી જાણનારા અર્થવેત્તા મનુષ્યો (પોતાના સંબંધીનો નાશ કરનાર) શત્રુનો વધ કરીનેજ શોકનો ત્યાગ કરે છે. પરંતુ અજ્ઞાની મનુષ્ય પોતાના મોહને લીધે સુખના નાશનિમિત્તે સદાકાળ શોક કર્યા કરે છે, માટે આપણા શત્રુરૂપ આ સર્પનો વધ થતાં તું પુત્રના શોકનો ત્યાગ કરી દે.[૨૪,૨૫]

ગૌતમી બોલી: અમારા જેવાં મનુષ્યોને પુત્રના શોકનિમિત્તે દુઃખ થતુંજ નથી અને ધર્માત્મા મનુષ્યો સર્વદા સજ્જનજ રહે છે. વળી આ બાળક નિત્યને માટે હવે મરણજ પામેલો છે; તેથી આ સર્પનો નાશ કરવા માટે હું સમર્થ નથી.[૨૬] બ્રાહ્મણોમાં કદી કોપ નજ હોય. આમ કોપ નથી, તો પછી તે બીજાને ક્યાંથી દુઃખ આપે? માટે હે સત્પુરુષ! તું કોમળતા ધારણ કર, ક્ષમા આપ અને આ સર્પને છોડી દે.[૨૭]

પારધી બોલ્યો: પરલોકમાં જે હિતકારક હોય તેજ શ્રેયસ્કર અને અવિનાશી લાભ કહેવાય છે. આવો લાભ શત્રુઓનો વધ કરીનેજ મેળવી શકાય છે. જે પુરુષ તેવો લાભ મેળવવાને યોગ્ય થાય છે, તે પુરુષની સર્વ બળવાનોમાં પ્રશંસા થાય છે. માટે તારે પણ શત્રુનો વધ કરીને જે લાભ મેળવવાનો છે, તેજ સત્ય અને શ્રેયસ્કર છે. તે લાભ આ નિંદ્ય સર્પનો વધ કર્યા વિના તને મળી શકે તેમ નથીજ.[૨૮]

ગૌતમી બોલી: શત્રુને પકડીને તેનો વધ કરવાથી કયા ઇષ્ટ લાભની પ્રાપ્તિ થાય છે અને શત્રુને બંધનમાં રાખવાથી પણ કયો ઇષ્ટ લાભ મળી જાય છે? માટે હે સૌમ્ય! આ સર્પને હું શા માટે ક્ષમા ન આપું? તેને છોડી મૂકીને હું શા માટે શ્રેય સંપાદન ન કરું?[૨૯]

પારધી બોલ્યો: હે ગૌતમી! આ એકજ સર્પનો વધ કરવાથી અનેક પ્રાણીઓનું રક્ષણ કરવાનું છે; પણ અનેક પ્રાણીઓનો વધ કરીને આ એકલાનુંજ રક્ષણ કરવાનું નથી. ધર્મવેત્તાઓ પણ અપરાધી પ્રાણીનો નાશ કરેજ છે, તો તું પણ આ પાપી સર્પનો નાશ કર.[૩૦]

ગૌતમી બોલી: હે પારધી! આ સર્પનો વધ કરવાથી મારા પ્રિય પુત્રને ફરી પ્રાણ સાંપડવાના નથી. વળી એનો નાશ કરવામાં હું બીજા કોઈ પ્રકારનો ગુણ જોઈ શકતી નથી. માટે હે પારધી! તું એ સર્પને જીવતો છોડી દે.[૩૧]

પારધી બોલ્યો: દેવરાજ ઇંદ્રે વૃત્રાસુરનો વધ કરીનેજ શ્રેષ્ઠતા મેળવી હતી અને ભગવાન શંકરે પણ યજ્ઞનો નાશ કરીનેજ યજ્ઞભાગ પ્રાપ્ત કર્યો હતો. તો તું દેવોના વર્તનનું આચરણ કર. તું શંકાનો ત્યાગ કરીને આ સર્પનો સત્વર નાશ કર.[૩૨]

ભીષ્મ બોલ્યા: એ પ્રમાણે પારધીએ ગૌતમીને સર્પનો નાશ કરવા માટે વારંવાર કહ્યું, પરંતુ એ મહાભાગા બ્રાહ્મણીએ તેવું પાપ કરવાની બુદ્ધિજ કરી નહિ.[૩૩] પછી પાશથી પીડાયેલો અને મંદ મંદ શ્વાસ લેતો તે સર્પ મહાકષ્ટથી ધૈર્ય ધારણ કરીને પારધીને આ પ્રમાણે મનુષ્યવાણીથી કહેવા લાગ્યો.[૩૪]

સર્પ બોલ્યો: હે મૂર્ખ અર્જુનક ! આ બાળક મરણ પામ્યો, તેમાં મારો શો દોષ છે? હું તો પરાધીન છું. મૃત્યુએ મને પ્રેરણા કરી હતી, તેથી પરવશ થઈને મારે આ કામ કરવું પડ્યું છે.[૩૫] હું કંઈ કોઈ કામનાને માટે અથવા કોપાયમાન થઈને કરડ્યો નથી. માત્ર મૃત્યુના વચનથીજ હું આને કરડ્યો છું. હે પારધી ! આમાં કોઈ જાતનું પાપ હોય, તો મૃત્યુનેજ તે પાપ લાગવું જોઈએ.[૩૬]

પારધી બોલ્યો: હે સર્પ ! તેં જોકે પરાધીન થઈને આ અશુભ કર્મ કર્યું છે, તોપણ આ બાળકની હત્યામાં તું પોતેજ કારણભૂત છે અને તુંજ તેનો પાપભોક્તા છે.[૩૭] હે સર્પ ! જેમ માટીનું એક પાત્ર બનાવવાની ક્રિયામાં દંડ (ચાકડો ફેરવવાની લાકડી) અને ચાકડો વગેરે કારણભૂત છે, તેમ તું પણ આ બાળકના મરણમાં કારણરૂપ છે.[૩૮] હે સર્પ ! તું એક પાપી છે અને પાપીનો મારે વધ કરવો જ જોઈએ. વળી તું પોતે પણ આ પાપકર્મમાં પોતાને કારણ તરીકે કહે છેજ.[૩૯]

સર્પ બોલ્યો: જેમ માટીનું પાત્ર બનાવવાની ક્રિયામાં દંડ, ચક્ર વગેરે કેવળ પરવશ રહેનારાંજ છે, તેમ હું પણ પરવશ રહેનારોજ છું. માટે તારે મારો દોષ માનવો જોઈએ નહિ.[૪૦] અથવા તું મને દોષયુક્ત માનતો હોય, તોપણ દંડ, ચક્ર, કુંભાર અને માટીના વાસણની ક્રિયા એ સર્વે અન્યોન્યનાં પ્રયોજક છે, તેથી તેમાં કાર્ય કોણ અને કારણ કોણ એ વિષે સંદેહજ રહે છે. તેજ પ્રમાણે આ બાળક, હું, મૃત્યુ અને કાળ એ સર્વે અન્યોન્યના પ્રયોજક–પ્રેરક છીએ. તેથી કાર્ય અને કારણના સંબંધમાં* સંદેહ જ ઊભો થાય છે.[૪૧] આમ હોવાથી તેમાં મારો કંઈજ દોષ નથી અને તેથીજ હું વધ કરવા યોગ્ય નથી, તેમ અપરાધી પણ નથી. છતાં તું કોઈને અપરાધી માનતો હોય, તો આખા સમુદાયનેજ અપરાધી માન.[૪૨]

પારધી બોલ્યો: ભલે, તું પોતેજ કારણ નહિ હોય અથવા કર્તા નહિ હોય; પણ વિનાશરૂપ ક્રિયામાં તું જ કારણ છે. આથી હું તને વધ્ય જ માનું છું.[૪૩] હે સર્પ ! તારા મત પ્રમાણે તો દુષ્ટ કાર્ય કર્યા છતાં પણ તેના કર્તાને દોષ લાગતો નથી, તો પછી આ જગતમાં કોઈ પાપીજ ન થાય અને રાજાઓ વગેરેને પણ કોઈને શિક્ષા કરવાનું કારણ ન રહે, તેમ જ અમુક અમુકને પાપી કહેનારાં શાસ્ત્રો પણ નકામાં ઠરે. હવે તું વધ કરવા યોગ્ય છે, છતાં બહુ બડાઈ શા માટે મારે છે?[૪૪]

સર્પ બોલ્યો: કારણ (કર્તા) હોય કે ન હોય, તોપણ કાર્યનો અભાવ હોય તો ક્રિયા થતી નથી. માટે આ સમાન હેતુમાં મને પણ વિશેષે કરીને હેતુ તરીકે માનવો જોઈએ નહિ.×

---

* સર્પ અહીં એમ કહેવા માગે છે કે, જેમ લોહચુંબકની પેઠે એક હથિયાર પ્રહાર કરનાર પુરુષને પ્રેરણા કરે છે, માટે તે હથિયારનો બનાવનાર પણ પ્રેરક બને છે; તેમ જ એ હથિયાર બનાવનારાને પ્રહાર કરવાની ઇચ્છાવાળા પુરુષે પ્રથમ પ્રેરણા કરી હતી, તેથી તે પણ પ્રેરક બને છે. આ રીતે સવને પ્રયોજકપણુ પ્રાપ્ત થાય છે. એટલે મારનાર કોણ એ વિષે કંઈ ચોક્કસ થઈ શકતું નથી. આ પ્રમાણે અમોરામાંથી પણ બાળકનો વધ કરનાર કોણ, એ ચોક્કસ કહી શકાય તેમ નથી. —નીલકંઠ

× એક પુરુષ હાથમાં કુહાડી લઈને વૃક્ષને કાપવા ઇચ્છે છે, ત્યારે કુહાડીને ઉગામવારૂપ કાર્યથી વૃક્ષની છેદનક્રિયા થાય છે. પરંતુ કોઈ સમયે એવું પણ બને છે કે, કોઈ કર્તા ન હોય છતાં પણ વૃક્ષના અન્યોન્ય સાથેના ઘર્ષણથી ઉત્પન્ન થયેલો અગ્નિ આખું વન બાળી મૂકે છે. આ રીતે બન્ને દૃષ્ટાંતમાં એકમાં કર્તા છે અને એકમાં કર્તા નથી; તોપણ કુહાડીને ઉગામવારૂપ કાર્ય અને વૃક્ષોના અન્યોન્ય સાથેના ઘર્ષણરૂપ

છતાં પણ હે પારધી ! આ બાળકની હત્યામાં તું મને કારણરૂપ કર્તા તરીકે માનતો હોય, તો મને પ્રેરણા કરનાર કોઈ બીજોજ મુખ્ય અપરાધી છે, એમ માન.[૪૫,૪૬]

પારધી બોલ્યો: ઓ દુર્મતિયા ! હું તો તને વધ કરવા યોગ્ય જ માનું છું; કેમ કે તેં બાળકનો ઘાત કર્યો છે. હે સર્પાધમ ! તું ક્રૂરકર્મી છે, છતાં કેમ બહુ બકબક કરે છે ?[૪૭]

સર્પ બોલ્યો: હે પારધી ! જેમ એક યજ્ઞમાં હવિષનો હોમ કરનારા ઋત્વિજો યજ્ઞના ફળને પ્રાપ્ત કરી શકતા નથી, તેમ હું પણ આ બાળકનો વધ કરીને તેનું પાપફળ પ્રાપ્ત કરી શકું તેમ નથી.[×૪૮]

ભીષ્મ બોલ્યા: મૃત્યુએ પ્રેરેલો તે સર્પ આ પ્રમાણે પારધીને કહી રહ્યો હતો, તેવામાં મૃત્યુ પોતેજ ત્યાં આવ્યો અને સર્પને કહેવા લાગ્યો.[૪૯]

મૃત્યુ બોલ્યો: હે સર્પ ! જ્યારે કાળે મને પ્રેરણા કરી હતી, ત્યારેજ મેં તને પ્રેરણા કરી હતી. માટે આ જીવતા બાળકનો વિનાશ કરવામાં તું કારણ નથી તેમ હું પણ કારણ નથી.[૫૦] હે સર્પ ! જેમ વાયુ વાદળાંઓને આમતેમ ખેંચી જાય છે, તેથી મેઘ વાયુને વશ રહેનારો કહેવાય છે, તેમ હું પણ કાળને વશ રહેનારો છું.[૫૧] પ્રાણીમાત્ર વિષે જે કોઈ સાત્ત્વિક, રાજસ કે તામસ ભાવો પ્રવૃત્તિ કરી રહ્યા છે, તે સર્વે કેવળ કાળાનુસારી છે.[૫૨] અરે ! જગતમાં જે પ્રવૃત્તિઓ થઈ રહી છે, જે નિવૃત્તિઓ થઈ રહી છે અને જે વિકૃતિઓ થઈ રહી છે, તે સર્વ કેવળ કાળનીજ ગતિ છે માટે આ સર્વ જગત કેવળ કાલાત્મક જ કહેવાયું છે.[૫૩,૫૪] સૂર્ય, ચંદ્ર, વિષ્ણુ, જળ, વાયુ, ઇંદ્ર, અગ્નિ, આકાશ, પૃથ્વી, મિત્ર, મેઘ, વસુઓ, અદિતિ, નદીઓ, સમુદ્રો, સ્થિતિ અને લય એ સર્વને કાળજ વારંવાર ઉત્પન્ન કરે છે અને કાળજ નાશ પમાડે છે.[૫૫,૫૬] હે સર્પ ! તું આ જાણે છે. છતાં મને શા માટે દોષવાળો માને છે? આમ છે, છતાં તું મને દોષવાળો માનતો હોય, તો તું પણ મારા જેવોજ દોષવાળો છે.[૫૭]

સર્પ બોલ્યો: હે મૃત્યુ ! હું તને નિર્દોષ કે સદોષ કહેવા માગતો નથી. માત્ર હું તો એટલુંજ કહું છું કે, તેં મને પ્રેરણા કરી હતી.[૫૮] તારા કહેવા પ્રમાણે જો કાળમાં દોષ હોય તોપણ હું તો તેને વિષે દોષ જોવાની ઇચ્છા રાખતોજ નથી; કેમ કે મારે કોઈના દોષની પરીક્ષા કરવાની જ નથી. વળી તે પરીક્ષા કરવાનો આપણને અધિકાર પણ નથી.[૫૯] મારે તો મારા ઉપરથી આ દોષને ઉતારી નાખવાનું કામ છે, તેજ પ્રમાણે તારા ઉપરથી પણ આ દોષ દૂર કરવાનું મારું પ્રયોજન છે.[૬૦]

ભીષ્મ બોલ્યા: પછી સર્પે અર્જુનકને કહ્યું: 'તેં આ મૃત્યુનું વચન સાંભળ્યું છે. હવે મને નિરપરાધીને પાશ વડે સંતાપવો એ તને યોગ્ય નથી.'[૬૧]

પારધી બોલ્યો: હે ભુજંગમ ! મેં મૃત્યુનું અને તારું એ બન્નેનું વચન સાંભળ્યું છે, પણ તે ઉપરથી તું નિર્દોષ થઈ શકે તેમ નથી જ.[૬૨] આ બાળકનો વિનાશ કરવામાં મૃત્યુ અને તું

---

કાર્ય જો વિદ્યમાન છે, તો જ વૃક્ષની છેદનક્રિયા અને વનની દાહક્રિયા થયેલી જોવામાં આવે છે. તેજ પ્રમાણે મારું કર્તાપણું પણ અપ્રયોજક છે, તેથી હું દોષિત નથી. —નીલકંઠ

× કેમ કે યજમાનની પ્રેરણાથી જ ઋત્વિજો હવિષનો હોમ કરે છે, માટે હોમનું ફળ ઋત્વિજોને નહિ મળતાં યજમાનને જ મળે છે. તેમ મેં પણ મૃત્યુની પ્રેરણાથી જ આ બાળકનો નાશ કર્યો છે, માટે તેનું પાપફળ મને પ્રેરણા કરનાર મૃત્યુને જ મળવું જોઈએ, મને નહિ.

બન્ને જણા કારણભૂત છો. હું તમને બન્નેને કારણ તરીકે માનું છું. તમે બન્ને આમાં કારણરૂપ છો; તેથી તમે અકારણરૂપ થઈ શકો તેમ નથી જ.[૬૩] દુરાત્મા, ક્રૂર અને સત્પુરુષોને દુઃખ આપનારા એ મૃત્યુને પણ ધિક્કાર હજો! તને પાપીને તો આ પાપના કારણ તરીકે માનીને હું મારી જ નાખીશ.[૬૪]

મૃત્યુ બોલ્યો: અમે બન્ને જણા પરતંત્ર છીએ, કાળને વશ રહેનારા છીએ અને કાળના કહેવા પ્રમાણે જ કરનારા છીએ, માટે તું બરાબર વિચાર કરીને જોઈશ તો અમને દોષવાળા નહિ જ માને.[૬૫]

પારધી બોલ્યો: હે મૃત્યુ અને સર્પ! તમે બન્ને જણા કાળને અધીન રહેનારા છો; પરંતુ મને એકના ઉપર હર્ષ થાય છે અને બીજાના ઉપર ક્રોધ થાય છે, તેનું શું કારણ છે, એ હું જાણવા ઇચ્છું છું.*[૬૬]

મૃત્યુ બોલ્યો: મનુષ્ય જે કંઈ ચેષ્ટા કરે છે તે સર્વ કાળની જ પ્રેરણાથી કરે છે. હે પારધી! આ વાત મેં પ્રથમ જ કહી દીધી છે કે, આખું જગત કેવળ કાળને જ અનુસરનારું છે.×[૬૭] માટે જ હે પારધી! કાળને વશ રહેનારા અને તેના કહ્યા પ્રમાણે કરનારા અમને બન્નેને તારે કોઈ રીતે પણ દોષિત માનવા નહિ.[૬૮]

ભીષ્મ બોલ્યા: એ પ્રમાણે ધર્મ વિષેનો તે સંશય હજી ઊભો જ રહ્યો હતો, તેવામાં કાળ પણ ત્યાં આવી પહોંચ્યો. તે ત્યાં આવીને સર્પને, મૃત્યુને તથા અર્જુનક પારધીને આ પ્રમાણે કહેવા લાગ્યો.[૬૯]

કાળ બોલ્યો: હે પારધી! આ બાળક મરણ પામ્યો તેમાં હું, આ મૃત્યુ કે આ સર્પ એમાંનો કોઈ પણ અપરાધી નથી; કેમ કે પ્રાણીના મરણમાં અમે પ્રયોજક થતા જ નથી.[૭૦] હે અર્જુનક! આ બાળકે જે કર્મ કર્યું હતું તે જ અમને સર્વને પ્રેરણા કરનારું હતું; માટે એનું કર્મ જ એના વિનાશમાં હેતુભૂત થયું છે-બીજું કંઈ પણ હેતુભૂત નથી. પોતાના કર્મથી જ આ બાળક મરણ પામ્યો છે.[૭૧] આ બાળકે જે કર્મ કર્યું હતું તેને લીધે એ મરણ પામ્યો છે; માટે એનું કર્મ જ એના વિનાશના હેતુરૂપ છે અને અમે સર્વે પણ કર્મને અધીન રહેનાર છીએ.[૭૨] આ સમગ્ર લોક પોતાને તારનારા કર્મરૂપ પુત્રવાળો છે અને તે કર્મના સંબંધથી જ પોતાને પુણ્યશાળી તરીકે કે પાપી તરીકે ઓળખાવનારો છે. વળી તે કર્મો જેમ અન્યોન્યને પ્રેરણા કરે છે, તેમ અમે પણ કર્મથી પ્રેરાઈને અન્યોન્યને પ્રેરણા કરીએ છીએ.[૭૩] કુંભાર જેમ માટીના પિંડમાંથી પોતાની ઇચ્છામાં આવે તે પાત્રને ઉત્પન્ન કરે છે, તેમ પોતે કરેલું કર્મ પણ મનુષ્યને પોતાની ઇચ્છાનુસાર ફળરૂપે પ્રાપ્ત થાય છે. જેમ તડકો અને છાયા નિરંતર નિત્ય સંબંધવાળાં છે, તેમ કર્મ અને તેનો કર્તા નિરંતર નિત્ય સંબંધવાળાં જ છે. આ કારણથી આ મરણના સંબંધમાં હું, મૃત્યુ, સર્પ, તું કે આ વૃદ્ધ બ્રાહ્મણી કોઈ પણ કારણભૂત નથી. માત્ર આ બાળક જ પોતાના મરણમાં કારણભૂત છે.[૭૪-૭૬]

હે રાજા! કાળ આમ કહેતો હતો ત્યારે બ્રાહ્મણી ગૌતમી લોકોને પોતાનાં કર્મ અનુસાર ફળ મળે છે એમ માનીને અર્જુનકને આ પ્રમાણે કહેવા લાગી.[૭૭]

* કહેવાનો ભાર એ છે કે, જગતમાં સર્વ કોઈની જો પરાધીનતા જ હોય, તો પછી ઉપકાર કરનાર મનુષ્યની કોઈ સ્તુતિ જ ન કરે અને અપકાર કરનાર મનુષ્યની કોઈ નિંદા જ ન કરે.

× અર્થાત્ પ્રત્યેક મનુષ્ય ઈશ્વરને અધીન રહીને જ સારુંનરસું કર્યા કરે છે; માટે સારું કરનાર મનુષ્ય સ્તુતિપાત્ર નથી અને નરસું કરનાર મનુષ્ય નિંદાપાત્ર નથી.

ગૌતમી બોલી : આ બાળકના મરણમાં કાળ, સર્પ કે મૃત્યુ કોઈ પણ કારણ નથી. માત્ર પોતાના કર્મને લીધે જ તે મરણ પામ્યો છે.[૭૮] મેં પણ એવું કોઈ કર્મ કર્યું હશે, તેથી મારો આ પુત્ર મરણ પામ્યો છે, માટે કાળ અને મૃત્યુ ભલે પોતપોતાને સ્થાનકે જાય અને હે અર્જુનક! આ સર્પને પણ તું છોડી દે.[૭૯]

ભીષ્મ બોલ્યા: તે સાંભળી મૃત્યુ, કાળ તથા સર્પ પોતે જ્યાંથી આવ્યા હતા ત્યાં જ પાછા ચાલ્યા ગયા અને અર્જુનકનો શોક પણ દૂર થયો.[૮૦] હે રાજા! તું પણ આ આખ્યાયિકાનું શ્રવણ કરી શાંત થા. તું શોકપરાયણ થા મા. કેમ કે હે રાજા! સર્વ પ્રાણીઓ પોતપોતાનાં કર્મરૂપ કારણવાળા સ્વર્ગનરકાદિ લોકોમાં જાય છે.[૮૧] વળી આ યુદ્ધરૂપી કર્મ તેં કર્યું નથી તેમ દુર્યોધને પણ કર્યું નથી. માત્ર કાળે જ આ કર્મ કર્યું છે. તેણે જ સર્વ રાજાઓનો સંહાર કર્યો છે, આમ તારે જાણવું.[૮૨]

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય! ભીષ્મનાં એ વચન સાંભળીને મહાતેજસ્વી યુધિષ્ઠિરરાજ સંતાપથી રહિત થયા અને પુનઃ તે ધર્મવેત્તા રાજાએ પિતામહને આ પ્રમાણે પૂછ્યું.[૮૩]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાતર્ગત દાનધર્મપર્વમાં 'ગૌતમી, પારધી, સર્પ, મૃત્યુ અને કાળનો સંવાદ' નામનો અધ્યાય ૧ લો સમાપ્ત

## અધ્યાય ૨ જો

### ધર્માચરણથી મૃત્યુને પણ જીતી શકાય છે

॥ युधिष्ठिर उवाच ॥

पितामह महाप्राज्ञ सर्वशास्त्रविशारद।
श्रुतं मे महदाख्यानमिदं मतिमतां वर॥१॥

યુધિષ્ઠિર બોલ્યા : હે મહાબુદ્ધિમાન પિતામહ! હે સર્વશાસ્ત્રકુશળ વિદ્વાન પુરુષ! મેં તમારી પાસેથી આ મોટું આખ્યાન સાંભળ્યું છે.[૧] તોપણ હે રાજા! હું પુનઃ ધર્મસાથે જ સંકળાયેલી કથાનું આખ્યાન સાંભળવા ઇચ્છું છું. માટે તમે તે આખ્યાન મને કહો.[૨] હે પૃથ્વીનાથ! કયા ગૃહસ્થ પુરુષે ધર્મનો આશ્રય કરીને મૃત્યુનો પરાજય કર્યો હતો, એ સર્વ વાત યથાર્થ રીતે તમે મને કહો.[૩]

ભીષ્મ બોલ્યા : એક ગૃહસ્થ પુરુષે ધર્મનો આશ્રય કરીને મૃત્યુનો પરાજય કર્યો હતો. એ સંબંધમાં આવો એક પ્રાચીન ઇતિહાસ કહેવામાં આવે છે.[૪]

હે રાજન્! પ્રજાપતિ મનુને ઇક્ષ્વાકુ નામનો એક પુત્ર હતો. સૂર્ય સમાન તેજસ્વી એવા તે ઇક્ષ્વાકુરાજાને સો પુત્ર થયા હતા.[૫] હે ભારત! તેના દશમા પુત્રનું નામ 'દશાશ્વ' હતું. તે ધર્માત્મા અને સત્યપરાક્રમી હતો તથા માહિષ્મતી નગરીમાં રાજ્ય કરતો હતો.[૬] એ દશાશ્વનો પુત્ર 'મદિરાશ્વ'ને નામે પૃથ્વીમાં પ્રસિદ્ધ થયો હતો. તે પૃથ્વીપતિ પરમ ધાર્મિક હતો અને તેનું મન સત્ય, તપ તથા દાન કરવામાં નિત્ય પ્રીતિવાળું હતું. વળી તે રાજા ધનુર્વેદમાં તથા વેદશાસ્ત્રમાં પણ પ્રીતિ રાખનારો હતો. એ મદિરાશ્વને દ્યુતિમાન નામનો પુત્ર હતો. તે રાજા પણ મોટા ભાગ્યવાળો, મહાતેજસ્વી, મહાસત્ત્વશાળી અને મહાબળવાન હતો. એ દ્યુતિમાનને સુવીર નામનો એક પુત્ર હતો, તે સર્વલોકમાં પરમ ધાર્મિક રાજા તરીકે વિખ્યાત થયો હતો.[૭-૧૦] તે સુવીરને બીજા દેવરાજના જેવો 'દુર્જય' નામનો પુત્ર હતો. તે પણ ધર્માત્મા હતો, ધનવાન હતો, સર્વ સંગ્રામમાં દુર્જય હતો અને સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ હતો. તેનું શરીર ઇંદ્રના જેવું જ દિવ્ય હતું. એ દુર્જયને અશ્વિનીકુમાર સમાન તેજસ્વી એવો 'દુર્યોધન' નામનો પુત્ર હતો. એ મહારાજા દુર્યોધન રાજર્ષિઓમાં શ્રેષ્ઠ હતો. તેનું પરાક્રમ ઇંદ્રના જેવું હતું અને રણસંગ્રામમાં

કોઈ કાળે પણ તે પાછો હઠતો ન હતો.[૧૧-૧૩] એ રાજા જ્યારે રાજ્ય કરતો હતો, ત્યારે આખા દેશમાં મેઘરાજા સારી રીતે વૃષ્ટિ કરતો હતો. તેનું નગર અને દેશ રત્નોથી, ધનથી, પશુઓથી અને જાતજાતનાં ધાન્યોથી ભરપૂર હતું. તેના રાજ્યકાળમાં કોઈ પણ પુરુષ કૃપણ, દરિદ્રી, રોગી કે દુર્બળ ન હતો. વળી તે રાજા ઘણો જ ચતુર હતો, મધુર વાણી બોલનારો હતો, અસૂયારહિત હતો, અને જિતેંદ્રિય હતો. વળી તે ધર્માત્મા, ક્રૂરતારહિત, પરાક્રમી અને આત્મશ્લાઘારહિત હતો. તે યજ્ઞ કરનારો હતો, દમગુણનિષ્ઠ હતો, બુદ્ધિમાન હતો, બ્રાહ્મણોનું પાલન કરનારો હતો અને પ્રતિજ્ઞાને સત્ય કરનારો હતો. વળી તે રાજા કોઈનું અપમાન કરતો ન હતો, મોટો દાતા હતો અને વેદ તથા વેદાંગમાં પારંગત હતો. તેથી હે ભારત! શીતળ જળવાળી અને સર્વનું કલ્યાણ કરનારી પવિત્ર દેવનદી નર્મદાએ તે મહાપુરુષને પોતાના ભાવથી જ પતિ તરીકે સ્વીકાર્યો હતો.[૧૪-૧૮] હે રાજન્! તે દુર્યોધન રાજાથી નર્મદા નદીને એક કન્યા ઉત્પન્ન થઈ. તેનાં નેત્રો કમળની પાંખડી જેવાં સુંદર હતાં, તેનું નામ સુદર્શના હતું અને રૂપમાં પણ તે ખરેખર સુદર્શના જ હતી.[૧૯] હે યુધિષ્ઠિર! દુર્યોધનની પુત્રી સુદર્શનાના જેવી રૂપાળી અને ઉત્તમ વર્ણવાળી પૂર્વે એક પણ સ્ત્રી ન હતી.[૨૦] તેથી જ સાક્ષાત્ અગ્નિએ એ રાજકન્યા સુદર્શનાને પોતાની પત્ની બનાવવાની ઇચ્છા કરી હતી. હે રાજન્! બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરીને અગ્નિએ રાજા દુર્યોધન પાસે તેનું માગું પણ કર્યું.[૨૧] પરંતુ આ દરિદ્રી છે અને ક્ષત્રિયજાતિથી ભિન્ન જાતિનો છે એવો મનમાં વિચાર કરી રાજાએ તે બ્રાહ્મણને પોતાની પુત્રી સુદર્શના આપવાની ઇચ્છા કરી નહિ.[૨૨] તે પછી રાજાએ જ્યારે યજ્ઞ કરવાનો આરંભ કર્યો, ત્યારે તેના યજ્ઞમાંથી અગ્નિ ચાલ્યો ગયો. એટલે અત્યંત દુઃખી થઈને રાજાએ બ્રાહ્મણોને આ પ્રમાણે કહ્યું:[૨૩] 'હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! મારાથી કે તમારાથી તેવું કયું પાપકર્મ થઈ ગયું છે કે તેથી દુષ્ટ પુરુષોના પર કરેલા ઉપકારની પેઠે અગ્નિ અહીંથી જતો રહ્યો છે! હું ધારું છું કે, મારામાં કે તમારામાં લેશમાત્ર પાપ નથી કે અગ્નિ રિસાઈ જાય! માટે તમે તત્ત્વદૃષ્ટિથી વિચાર કરો અને શા કારણથી અગ્નિ જતો રહ્યો છે, તે કારણ શોધી કાઢો.'[૨૪,૨૫]

'હે ભરતશ્રેષ્ઠ! રાજાનું એ વચન સાંભળી, સર્વ બ્રાહ્મણો નિયમનિષ્ઠ થઈને તથા મૌનવ્રત ધારણ કરીને અગ્નિને શરણે ગયા.[૨૬] એટલે તે જ સમયે ભગવાન અગ્નિએ શરદૃઋતુના સૂર્યના જેવું તેજસ્વી સ્વરૂપ પ્રકટ કરીને બ્રાહ્મણોને દર્શન આપ્યું.[૨૭] પછી મહાત્મા અગ્નિએ તે ઉત્તમ બ્રાહ્મણોને કહ્યું કે, 'હું મારે પોતાને માટે જ દુર્યોધનની પુત્રીની માગણી કરું છું.'[૨૮] આ સાંભળી બ્રાહ્મણો વિસ્મય પામ્યા અને તેમણે મળસકે ઊઠીને અગ્નિએ કહેલી એ સર્વ વાત રાજાને કહી જણાવી.[૨૯] એટલે તે બુદ્ધિમાન રાજા એ બ્રહ્મવાદીઓનું તે વચન સાંભળીને પરમ હર્ષ પામ્યો અને 'તથાસ્તુ' બોલ્યો.[૩૦] તેણે તે કન્યાના શુલ્ક તરીકે ભગવાન અગ્નિ પાસે માગી લીધું કે, 'હે અગ્નિ! મારા શહેરમાં તમારું સદાકાળ સાંનિધ્ય રહો.'[૩૧] 'તથાસ્તુ' કહીને ભગવાન અગ્નિએ રાજાને વર આપ્યો અને તે દિવસથી આરંભી હજી સુધી પણ માહિષ્મતી નગરીમાં અગ્નિનું સાંનિધ્ય (નિત્યવાસ) રહેલું છે.[૩૨] સહદેવે દક્ષિણ દિશાનો વિજય કરતી વેળાએ ત્યાં એ અગ્નિનાં દર્શન કર્યાં હતાં. તે પછી રાજા દુર્યોધને પોતાની કન્યાને વસ્ત્રાલંકારથી શણગારીને મહાત્મા અગ્નિને અર્પણ કરી હતી અને અગ્નિએ પણ યજ્ઞમાં હોમેલી ઘૃતની ધારાની પેઠે વેદોક્ત વિધિ પ્રમાણે તે રાજકન્યા સુદર્શનાનો

સ્વીકાર કર્યો હતો. સુદર્શનાના રૂપથી, શીલથી, કુળથી, શરીરથી અને શોભાથી અગ્નિ તેના પર પ્રસન્ન થયો. તેમણે તેનામાં ગર્ભાધાન કરવાનો મનમાં સંકલ્પ કર્યો. પછી અમુક સમય ગયો, એટલે સુદર્શનાને અગ્નિથી સુદર્શન નામને એક પુત્ર થયો સુદર્શન રૂપમાં પૂર્ણચંદ્ર સમાન હતો અને તે બાલ્યાવસ્થામાં જ સનાતન વેદને સંપૂર્ણ રીતે શીખી ગયો હતો.[૩૩-૩૭]

હવે તે જ કાળમાં ઓઘવાન નામને એક રાજા હતો. તે નૃગ રાજાનો પિતામહ થતો હતો. તેને ઓઘવતી નામની એક કન્યા હતી અને ઓઘરથ નામનો એક પુત્ર હતો.[૩૮] રાજા ઓઘવાને દેવકન્યા જેવી રૂપવતી પોતાની પુત્રી ઓઘવતીને વિદ્વાન સુદર્શનને પત્ની તરીકે અર્પણ કરી.[૩૯] એટલે હે રાજન્! સુદર્શન ઓઘવતીને સાથે લઈ કુરક્ષેત્રમાં વસવા લાગ્યો અને તેની સાથે રહીને ગૃહસ્થાશ્રમધર્મનું પાલન કરવા લાગ્યો.[૪૦] હે સમર્થ રાજા! મહાતેજસ્વી બુદ્ધિમાન સુદર્શને આવી એક પ્રતિજ્ઞા કરી હતી કે, 'ગૃહસ્થાશ્રમમાં રહીને જ હું મૃત્યુનો પરાજય કરીશ.'[૪૧] હે રાજન્! અગ્નિપુત્ર સુદર્શને ઓઘવતીને પણ કહી દીધું હતું કે, 'તારે કોઈ પણ પ્રકારે અતિથિની ઇચ્છાથી વિરુદ્ધ વર્તવું નહિ.[૪૨] જે જે પદાર્થથી અતિથિ પ્રસન્ન થાય તે તે સર્વ પદાર્થો તારે અતિથિને નિત્ય અર્પણ કરવા. કોઈ સમયે પોતાનો દેહ અર્પણ કરીને અતિથિને પ્રસન્ન કરવાનો પ્રસંગ આવે, તોપણ તારે વિચાર કરવો નહિ.[૪૩] હે સુંદર નિતંબવાળી સ્ત્રી! મારા હૃદયમાં આ એક જ વ્રત સદાને માટે સ્થિતિ કરી રહ્યું છે કે, હરકોઈ પ્રકારે અતિથિઓને મારે પ્રસન્ન કરવા; કેમ કે ગૃહસ્થો માટે અતિથિઓને પ્રસન્ન રાખવા જેવું કોઈ પણ ઉત્તમ કૃત્ય નથી. હે વામોરુ! મારું આ વચન તને માન્ય હોય, તો હે શોભના! તું નિત્ય સાવધાન રહીને તેને હૃદયમાં ધારણ કરી રાખજે.[૪૪,૪૫] હે કલ્યાણી! હું ઘરમાંથી બહાર નીકળી ગયો હોઉં કે ઘરમાં હાજર હોઉં તોપણ હે નિર્દોષ સ્ત્રી! હું તને પૂજ્ય ને માન્ય હોઉં તો તારે અતિથિનું કદી પણ અપમાન કરવું નહિ.'[૪૬] પોતાના પતિએ એ પ્રમાણે કહ્યું એટલે ઓઘવતીએ પોતાના બન્ને હાથ જોડીને કહ્યું કે, 'એવું કોઈ પણ કર્મ નથી કે જે તમારી આજ્ઞા થતાં મારે કરવા યોગ્ય ન હોય.'[૪૭] હે રાજન્! બીજી તરફથી સુદર્શનને જીતવાની ઇચ્છાથી મૃત્યુ સદાકાળ તેની પાછળ પાછળ ફર્યા કરતો હતો અને તેનાં છિદ્રોને સદાય જોયા કરતો હતો.[૪૮] એક સમયે અગ્નિપુત્ર સુદર્શન સમિધ લેવા માટે બહાર ગયો હતો, તે અરસામાં એક શ્રીમાન બ્રાહ્મણ અતિથિ ઓઘવતી પાસે આવ્યો અને તેને કહેવા લાગ્યો: 'હે સુંદરવર્ણી સ્ત્રી! તને જો ગૃહસ્થાશ્રમધર્મ માન્ય હોય તો આજે તું મારો અતિથિ-સત્કાર કર, એમ હું ઇચ્છું છું.'[૪૯,૫૦] હે પૃથ્વીપતિ! તે બ્રાહ્મણે એ પ્રમાણે કહ્યું, એટલે તે યશસ્વિની રાજપુત્રીએ તેનો વેદોક્ત વિધિ પ્રમાણે સત્કાર કર્યો. પછી આસન તથા પાદ્ય વગેરે અર્પણ કરીને તે ઓઘવતીએ એ બ્રાહ્મણને કહ્યું કે, 'બોલો તમારે શું જોઈએ છે? હું તમને શું આપું?' ત્યારે બ્રાહ્મણે તે રાજપુત્રી ઓઘવતીને કહ્યું: 'હે કલ્યાણી! મારે તો તારા શરીર સાથે જ પ્રયોજન છે; માટે નિઃશંક થઈને તું તારું શરીર મને અર્પણ કર. હે રાજપુત્રી! તને જો ગૃહસ્થાશ્રમધર્મ માન્ય હોય, તો તારે પોતાના દેહને અર્પણ કરી મને પ્રસન્ન કરવો યોગ્ય છે.'[૫૧-૫૪] હવે એ રાજકન્યાએ બીજા ઇચ્છિત પદાર્થો આપવાનું કહીને તે બ્રાહ્મણને ઘણો ઘણો સમજાવ્યો, પરંતુ તેણે તેના શરીરના દાન વિના બીજું કોઈ પણ દાન માગ્યું નહિ.[૫૫] એટલે તે રાજપુત્રીએ

પોતાના પતિનાં વચનોને આરંભથી સંભાર્યાં અને લજ્જિત થઈને તે બ્રાહ્મણશ્રેષ્ઠને 'તથાસ્તુ' કહ્યું.[૫૬] હવે જરા હસીને પેલો બ્રહ્મર્ષિ અંદર ગયો; તેમ જ ગૃહસ્થાશ્રમધર્મનું યથાર્થ રીતે પાલન કરવાની ઇચ્છાવાળા પોતાના પતિના વચનને સ્મરણમાં રાખીને તે રાજકન્યા પણ અંદર ગઈ.[૫૭] તેટલામાં જેની પાછળ મૃત્યુ એક મિત્રની પેઠે રૌદ્રભાવ ધારણ કરી સદાકાળ ફર્યા કરતો હતો, તે અગ્નિપુત્ર સુદર્શન સમિધો લઈને ત્યાં આવી પહોંચ્યો.[૫૮] આશ્રમમાં આવ્યા પછી અગ્નિપુત્ર સુદર્શન ઓઘવતીને વારંવાર બોલાવીને કહેવા લાગ્યો : 'અરે ! તું ક્યાં છે ?'[૫૯] તે વખતે પતિવ્રતા ઓઘવતીને તે બ્રાહ્મણના બન્ને હાથો અડી રહ્યા હતા અને તે માની રહી હતી કે 'હું હવે એઠી થઈ છું.' આથી તે પોતાના સ્વામીથી શરમાઈ રહી હતી. આ કારણે તેણે પોતાના પતિને કશો ઉત્તર આપ્યો નહિ. આમ તે સાધ્વી મૂંગી જ રહી અને તેણે કશું વચન કાઢ્યું નહિ.[૬૦,૬૧] ત્યારે સુદર્શને ફરીને તેને સાદ પાડ્યો : 'અરે ! તે સાધ્વી સ્ત્રી ક્યાં ગઈ છે ? એના કરતાં મારે વિશેષ શું છે ?[૬૨] ખરેખર ! તે પતિવ્રતા સ્ત્રી સત્યશીલથી યુક્ત છે અને નિત્ય સરળતા ઉપર પ્રીતિ રાખનારી છે; છતાં આજે તે કેમ પૂર્વની પેઠે હસતી હસતી મારી સામે આવતી નથી ?[૬૩] હવે પર્ણકુટીમાં રહેલા પેલા બ્રાહ્મણે સુદર્શનને ઉત્તર આપ્યો કે, 'હે અગ્નિપુત્ર ! હું એક બ્રાહ્મણ તારે ત્યાં અતિથિ તરીકે આવ્યો છું, એમ તું જાણ.[૬૪] હે સત્તમ ! આ તારી સ્ત્રીએ અનેક પ્રકારના અતિથિસત્કારો વડે મને લોભાવ્યો હતો; પરંતુ હે બ્રહ્મન્! અત્યારે તે મારાથી વીંટાઈ રહેલી છે.[૬૫] એ સુંદરમુખી અત્યારે મૈથુનવિધિથી મારો સંગ પામી રહી છે. તો, હવે તને યોગ્ય લાગે તે તું કર.'[૬૬] આ જ સમયે મૃત્યુ મનમાં વિચારી રહ્યો કે, આ સુદર્શન પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થશે એટલે હું તુરત જ તેનો વધ કરીશ. તે તો લોઢાનો મુદ્‌ગર હાથમાં લઈને સુદર્શનની પાછળ જ ઊભો રહ્યો.[૬૭] પરંતુ સુદર્શને તો મન, વચન, કર્મ તથા બીજી સર્વ ઇંદ્રિયોથી ઈર્ષ્યાનો ત્યાગ કર્યો હતો અને ક્રોધને તો તેણે પ્રથમથી જ દૂર કર્યો હતો. તેથી તેણે હસતાં હસતાં આ પ્રમાણે કહ્યું :[૬૮] 'હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! તમે સુખેથી સુરતક્રીડા કરો. મને તેથી પરમ પ્રીતિ ઉત્પન્ન થાય છે; કેમ કે હું એક ગૃહસ્થ છું ને ગૃહસ્થોનો એ મુખ્ય ધર્મ છે કે તેણે હરકોઈ પ્રકારે પોતાને ત્યાં આવેલા અતિથિનું પૂજન કરવું.[૬૯] વિદ્વાનો કહે છે કે, જે ગૃહસ્થને ત્યાંથી અતિથિ આદરસત્કાર પામી પ્રસન્નતાપૂર્વક પ્રયાણ કરે છે, એના જેવો બીજો કોઈ પણ ઉત્તમ ધર્મ નથી.[૭૦] વળી મારું તો એ પ્રિય વ્રત જ છે કે, 'મારા પ્રાણ, મારી સ્ત્રી અને મારી પાસે જે કંઈ દ્રવ્ય છે તે સર્વ મારે અતિથિઓને અર્પણ કરવું.'[૭૧] હે બ્રાહ્મણ ! મેં કહેલું આ વાક્ય સંદેહરહિત છે એમ તમારે જાણવું; કેમ કે મારી એ પ્રતિજ્ઞાને સત્ય કરીને હું આત્મજ્ઞાન પ્રાપ્ત કરીશ. વળી હે ધાર્મિકશ્રેષ્ઠ બ્રાહ્મણ ! મનુષ્યો પુણ્ય કરે છે કે પાપ કરે છે અથવા સત્ય બોલે છે કે અસત્ય બોલે છે તેને તેમના દેહમાં જ રહેલાં પૃથ્વી, વાયુ, આકાશ, જળ, તેજ, બુદ્ધિ, આત્મા, મન, કાળ અને દિશાઓ–આ દશે નિત્ય જોઈ શકે છે.[૭૨–૭૪] માટે મેં કહેલી આ વાણી ખરેખર સત્ય છે અને તે સત્ય વડે દેવો મારું રક્ષણ કરો; પણ જો હું અસત્ય બોલ્યો હોઉં તો તેઓ મને બાળીને ભસ્મ કરી નાખો.'

હે ભારત ! સુદર્શને એ પ્રમાણે કહ્યું ત્યાં તુરત જ સર્વ દિશાઓમાં ચોતરફ નાદ થઈ રહ્યો કે, 'એ સત્ય છે, એ મિથ્યા નથી.'[૭૫,૭૬] બીજી

તરફથી પેલો બ્રાહ્મણ પણ પર્ણકુટીમાંથી બહાર નીકળ્યો અને પોતાના શરીર વડે વાયુની પેઠે આકાશ તથા પૃથ્વીને વ્યાપ્ત કરી દઈ આગળ ઊભો રહ્યો.[૭૭] તે બ્રાહ્મણે ઉદાત્ત આદિ સ્વરવાળી વાણીથી ત્રણે લોકને ગજાવી મૂકયા અને ધર્મવેત્તા સુદર્શનને નામોચ્ચારપૂર્વક કહ્યું: [૭૮] 'હે નિર્દોષ સુદર્શન! હું ધર્મ છું. તારું કલ્યાણ થાઓ. હું તારી પરીક્ષા કરવા માટે જ અહીં આવ્યો છું. તારું સત્યવ્રત જાણીને હું તારા પર અત્યંત પ્રસન્ન થયો છું.[૭૯] આ જે મૃત્યુ નિત્ય તારી પાછળ ફર્યા કરે છે અને હમેશાં તારાં છિદ્રોને શોધ્યા કરે છે, તેને તેં જીત્યો છે તથા ધૈર્યથી વશ કર્યો છે.[૮૦] હે પુરુષોત્તમ! આ ત્રણે જગત્‌માં કોઈ પણ પુરુષની એવી શક્તિ નથી કે તારી આ પતિવ્રતા અને સામે જોઈ પણ શકે.[૮૧] આ સ્ત્રી તારા પોતાના ગુણોથી અને તેના પોતાના પાતિવ્રત્યના ગુણોથી સુરક્ષિત જ છે, કોઈ પણ તેનો પરાભવ કરી શકે તેમ નથી. તે જે વચન બોલે છે તે મિથ્યા થતું નથી.[૮૨] વળી આ બ્રહ્મવાદિની સ્ત્રી પોતાના તપથી યુક્ત છે. તે લોકોને પવિત્ર કરવા માટે એક મહા નદી થશે.[૮૩] તે અર્ધા શરીરથી 'ઓઘવતી' નામની નદીરૂપે વહેશે અને અર્ધા શરીરથી તે સ્ત્રીરૂપે તને અનુસરશે; કેમ કે આ મહાભાગ્યશાળી સ્ત્રીએ યોગને વશ કરી લીધો છે.*[૮૪] તું આ પવિત્ર સ્ત્રી સાથે તપથી મેળવેલા સનાતન લોકમાં અનંત કાળને માટે જઈશ અને ત્યાં ગયા પછી જીવને પુનરાવૃત્તિ પ્રાપ્ત થતી નથી.[૮૫] તું એ સનાતન લોકમાં તારા આ શરીરથી જ જઈ શકશે; કેમ કે તેં મૃત્યુનો પરાજય કર્યો છે અને તારું ઐશ્વર્ય અતિ ઉત્તમ છે. તેં તારા વીર્યના બળથી મન સમાન વેગ પ્રાપ્ત કર્યો છે, તેથી તેં પાંચે મહાભૂતોનું અતિક્રમણ કર્યું છે. (અર્થાત્ હવે કદી પણ પાંચ મહાભૂતો સાથે તારો સંબંધ થશે નહિ.) વળી ગૃહસ્થ-ધર્મનું પાલન કરીને તેં કામ તથા ક્રોધને પણ જીતી લીધા છે.[૮૬,૮૭] હે મહર્ષિ! આ રાજપુત્રીએ તારી સેવા કરી છે, તેથી તેણે પણ સ્નેહ, રાગ, તંદ્રા, મોહ અને દ્રોહનો પરાજય કર્યો છે.'[૮૮]

ભીષ્મ બોલ્યા: ધર્મ એ પ્રમાણે સુદર્શનને કહેતો હતો તેવામાં ત્યાં ભગવાન ઇંદ્ર પણ એક હજાર શ્વેત વર્ણના ઘોડાઓ જોડેલા ઉત્તમ રથમાં બેસીને સુદર્શન પાસે આવ્યા. આમ સુદર્શને કેવળ અતિથિનો સત્કાર કરીને મૃત્યુનો, આત્માનો, લોકોનો, પંચમહાભૂતોનો, બુદ્ધિનો, કાળનો, મનનો, સ્વર્ગનો અને કામ તથા ક્રોધનો પરાજય કર્યો હતો. માટે હે નરસિંહ! ગૃહસ્થાશ્રમમાં રહેલાને અતિથિ સમાન કોઈ દેવ જ નથી, એ વિષે તું મનમાં વિચાર કર.[૮૯-૯૧] વિદ્વાનો કહે છે કે, આદરાતિથ્ય પામેલો અતિથિ મનમાં જે કંઈ શુભ ચિંતન કરે છે, તેનું ફળ સો યજ્ઞોના ફળ કરતાં પણ અધિક મળે છે.[૯૨] જે પુરુષ શીલસંપન્ન અને સુપાત્ર એવો અતિથિ મળ્યા છતાં પણ તેનું પૂજન કરતો નથી, તે પુરુષને પેલો અતિથિ પોતાનું પાપ આપીને તથા તેનું પુણ્ય પોતે લઈને ચાલ્યો જાય છે.[૯૩] હે પુત્ર! એ પ્રમાણે પૂર્વે એક ગૃહસ્થ પુરુષે પણ મૃત્યુનો પરાજય કર્યો હતો, એ વિષેનું સર્વોત્તમ આખ્યાન મેં તને કહ્યું.[૯૪] આ ઉત્તમ આખ્યાન ધન, યશ તથા આયુષ્યને આપનારું છે અને સર્વ પ્રકારનાં પાપોનો નાશ કરનારું છે. માટે પોતાનો અભ્યુદય ઇચ્છનારા પુરુષે આનું નિત્ય મનન કરવું.[૯૫] હે ભારત! જે વિદ્વાન પુરુષ આ સુદર્શનના ચરિત્રની પ્રતિદિન કથા કરે છે, તેને સ્વર્ગાદિ પવિત્ર લોક પ્રાપ્ત થાય છે.[૯૬]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'સુદર્શનનું ઉપાખ્યાન' નામનો અધ્યાય ૨જો સમાપ્ત

* અર્થાત્ આ સ્ત્રી યોગથી સિદ્ધ થયેલી છે, માટે બે શરીરને ધારણ કરશે. તેમા તેનું એક શરીર ઓઘવતી નદીને નામે પ્રસિદ્ધ થશે અને બીજું શરીર ઓઘવતી સ્ત્રીરૂપે રહેશે.

# अध्याय ३ जो

## વિશ્વામિત્ર ક્ષત્રિય હતા છતાં બ્રાહ્મણ કેમ થયા?

॥ युधिष्ठिर उवाच ॥

**ब्राह्मण्यं यदि दुष्प्राप्यं त्रिभिर्वर्णैर्नराधिप ।**
**कथं प्राप्तं महाराज क्षत्रियेण महात्मना ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા: હે મહારાજ! જો ત્રણ વર્ણના મનુષ્યોને બ્રાહ્મણપણું દુર્લભ છે, તો ક્ષત્રિય એવા મહાત્મા વિશ્વામિત્રે બ્રાહ્મણપણું કેવી રીતે પ્રાપ્ત કર્યું? હે ધર્માત્મા! હે નરસિંહ! હું આ તત્ત્વપૂર્વક સાંભળવા ઇચ્છું છું, તો હે પિતામહ! તમે તે મને કહો.[૧,૨] હે પિતામહ! મહાપરાક્રમી વિશ્વામિત્રે પોતાના તપના પ્રભાવથી મહાત્મા વસિષ્ઠના સો પુત્રોનો તત્કાળ નાશ કરી નાખ્યો હતો.[૩] વળી જ્યારે તેમના શરીરમાં કોપનો આવેશ થયો હતો, ત્યારે તેમણે પ્રલયકાળ સમાન તીક્ષ્ણ તેજવાળા અનેક યાતુધાનો અને રાક્ષસો ઉત્પન્ન કર્યા હતા.[૪] સેંકડો બ્રહ્મર્ષિઓથી વ્યાપ્ત અને વિદ્વાન બ્રાહ્મણોથી સ્તુતિ કરાયેલા મહાન કુશિકવંશની તે વિશ્વામિત્રે જ મનુષ્યલોકમાં સ્થાપના કરી છે.[૫] ઋચીકનો* પુત્ર મહાતપસ્વી શુનઃશેપ નરમેધયજ્ઞમાં હોમવાના એક નરપશુ તરીકે સપડાયો હતો, તેને એ વિશ્વામિત્રે જ યજ્ઞસ્થાનમાંથી છોડાવ્યો હતો.[૬] તે શુનઃશેપે હરિશ્ચંદ્રના યજ્ઞમાં દેવતાઓને પોતાના તેજથી પ્રસન્ન કર્યા હતા અને તેમની પાસેથી વર મેળવીને તે બુદ્ધિમાન વિશ્વામિત્રનો પુત્ર થયો હતો.[૭] હે નરપતિ! પોતાના મોટા પુત્ર દેવરાતને× પોતાના પચાસ નાના પુત્રોએ નમસ્કાર કર્યા ન હતા, તે ઉપરથી વિશ્વામિત્રે શાપ આપીને તે સર્વને ચાંડાલ બનાવી દીધા હતા.[૮] ઇક્ષ્વાકુવંશના ત્રિશંકુ રાજાને વસિષ્ઠે શાપ આપીને ચાંડાલ બનાવી દીધો હતો. તેથી જ્યારે તેના ભાઈઓએ તેને ત્યજી દીધો હતો, ત્યારે વિશ્વામિત્રે પ્રેમપૂર્વક તેની પાસે યજ્ઞ કરાવ્યો હતો અને તેને સ્વર્ગમાં મોકલ્યો હતો. પરંતુ ઇંદ્રે સ્વર્ગમાંથી તેને પાછો કાઢ્યો ત્યારે વિશ્વામિત્રે પોતાના તપના પ્રભાવથી તેને નીચે પડવા દીધો નહિ, તે હજી સુધી ઊંધે મસ્તકે દક્ષિણ દિશામાં આશ્રય પામી રહ્યો છે.[૯] વિશ્વામિત્રની મોટી બહેન નદી કૌશિકી કલ્યાણકારી અને પવિત્ર છે; તેથી દેવર્ષિઓ, બ્રહ્મર્ષિઓ તથા દેવો પણ તે નદીનું સેવન કરે છે.[૧૦] પોતાના હાથમાં પાંચ પ્રકારનાં કંકણ ધારણ કરનારી અને દેવસભામાં માન્ય થઈ પડેલી રંભા નામની અપ્સરા જ્યારે વિશ્વામિત્રના તપમાં વિઘ્ન કરવા માટે આવી હતી, ત્યારે તે તેમના શાપથી જ શિલારૂપ થઈ ગઈ હતી.[૧૧] પૂર્વે વસિષ્ઠઋષિ વિશ્વામિત્રના ભયથી પોતાના શરીરને પાશ વડે બાંધીને જળમાં ડૂબી મરવા તૈયાર થયા હતા, પરંતુ નદીમાં પડતાની સાથે જ તેમનો શરીરપાશ તૂટી ગયો હતો, તેથી તે ફરી બહાર નીકળ્યા હતા.[૧૨] તે દિવસથી આરંભી તે પવિત્ર મહાનદી મહાત્મા વસિષ્ઠના એ કર્મથી 'विपाशा' નામથી પ્રસિદ્ધ થઈ છે.[૧૩] જે સમયે વિશ્વામિત્રને શાપ× થયો હતો, તે સમયે તેમણે દેવસેનાઓના

* મૂળમાં અહીં 'ઋચીકનો પુત્ર' એમ લખ્યું છે, પણ તેને બદલે 'અજીગર્તનો પુત્ર' એમ સમજવું; કેમકે શુનઃશેપ અજીગર્તનો પુત્ર હતો, ઋચીકનો નહિ.

× વિશ્વામિત્રના મોટા પુત્રનું નામ દેવરાત હતું અને તે જ દેવરાત પૂર્વજન્મમાં શુનઃશેપ હતો.'

× વસિષ્ઠના શાપથી ચાંડાલ બની ગયેલા ત્રિશંકુને વિશ્વામિત્રે યજ્ઞ કરાવ્યો; એટલે વસિષ્ઠના પુત્રોએ વિશ્વામિત્રને શાપ આપ્યો કે, 'તેં ચાંડાલને યજ્ઞ કરાવ્યો માટે તું પણ ચાંડાલ થઈશ.' આ શાપને સત્ય કરવા માટે વિશ્વામિત્રે કોઈએક આપત્તિના સમયે ચાંડાલને ત્યાંથી કૂતરાની જાંઘ ચોરી લાવીને તેને રાંધવા માંડી; તેવામાં ઇંદ્ર શકરાનું રૂપ ધારણ કરીને કૂતરાની જાંઘને લઈ ગયો, એટલે તુરત જ વિશ્વામિત્ર

અગ્રેસર પ્રભુ એવા ઇંદ્ર ભગવાનની સ્તુતિ કરી હતી; તેથી ઇંદ્રે તેમના પર પ્રસન્ન થઈ તેમને શાપમાંથી મુક્ત કર્યા હતા.[૧૪] વળી તે વિશ્વામિત્ર જ્યાં ઉત્તાનપાદનો પુત્ર ધ્રુવ અને બ્રહ્મર્ષિઓ પ્રકાશી રહ્યા છે ત્યાં ઉત્તર દિશામાં તેમની વચ્ચે તારારૂપે નિત્ય પ્રકાશ્યા કરે છે.[૧૫] આ રીતે હે કુરુવંશી! વિશ્વામિત્ર ક્ષત્રિયજાતિના હતા, છતાં તેમણે એ પ્રકારનાં બીજાં ઘણાં કર્મો કર્યાં હતાં. આથી મને કુતૂહલ થયું છે.[૧૬] હે ભરતશ્રેષ્ઠ! બીજા દેહને પ્રાપ્ત કર્યા વિના જ તે વિશ્વામિત્ર બ્રાહ્મણ કેવી રીતે થઈ શક્યા, તે તેવાં કર્મો કેવી રીતે કરી શક્યા, તે સર્વ મને યથાર્થ રીતે તમે કહો.[૧૭] હે તાત! આ સર્વ વાત તમે મને તત્ત્વતઃ કહો, એ યોગ્ય છે. જેમ એક (બ્રાહ્મણ-જાતિની સ્ત્રીમાં શૂદ્રથી ઉત્પન્ન થયેલા) ચાંડાલને (મોટા તપોબળથી પણ) બ્રાહ્મણપણું પ્રાપ્ત ન થાય, તેમ ક્ષત્રિય વિશ્વામિત્રને પણ બ્રાહ્મણપણું પ્રાપ્ત થવું ન જોઈએ. છતાં તેમણે બ્રાહ્મણપણું કેવી રીતે મેળવ્યું હતું, તે મને કહો.[૧૮] હે ભરતશ્રેષ્ઠ ભીષ્મ! ચાંડાલયોનિમાં ઉત્પન્ન થયેલા મતંગે બ્રાહ્મણપણું પ્રાપ્ત કર્યું ન હતું, તે તો યોગ્ય જ છે; પરંતુ ક્ષત્રિય વિશ્વામિત્રે બ્રાહ્મણપણું કેવી રીતે પ્રાપ્ત કર્યું હતું?[૧૯]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'વિશ્વામિત્રનું ઉપાખ્યાન' નામનો અધ્યાય ૩જો સમાપ્ત

## अध्याय ४थो

### વિશ્વામિત્ર બ્રાહ્મણ થયા તેનું કારણ

॥ भीष्म उवाच ॥

**श्रूयतां पार्थ तत्त्वेन विश्वामित्रो यथा पुरा।**
**ब्राह्मणत्वं गतस्तात ब्रह्मर्षित्वं तथैव च ॥ १ ॥**

ભીષ્મ બોલ્યા : હે પાર્થ! વિશ્વામિત્ર પૂર્વે બ્રાહ્મણ કેવી રીતે થયા હતા અને કેવી રીતે બ્રહ્મર્ષિ થયા હતા, તે હું તને યથાર્થ રીતે કહું છું, તે તું સાંભળ.[૧] હે ભરતશ્રેષ્ઠ! ભરતના વંશમાં અજમીઢ નામનો એક રાજા થયો હતો. તે યજ્ઞયાગ કર્યા કરતો હતો અને ધાર્મિકોમાં શ્રેષ્ઠ હતો.[૨] તેને મહારાજા જહ્નુ નામનો એક પુત્ર થયો હતો. એ મહાત્માને ત્યાં ગંગા પોતે પુત્રીરૂપે અવતરી હતી.[૩] એ જહ્નુનો સિંધુદ્વીપ નામનો એક પુત્ર થયો હતો અને તે પોતાના પિતા સમાન ગુણવાળો હોઈને મહાયશસ્વી હતો. એ સિંધુદ્વીપથી મહાબળવાન રાજર્ષિ બલાકાશ્વ નામનો પુત્ર થયો.[૪] તે બલાકાશ્વને સાક્ષાત્ બીજા ધર્મના જેવો વલ્લભ નામનો પુત્ર થયો હતો. એ વલ્લભને કુશિક નામનો પુત્ર થયો હતો. તે સાક્ષાત્ ઇંદ્ર સમાન તેજસ્વી હતો.[૫] તે કુશિકનો શ્રીમાન ગાધિરાજા નામનો પુત્ર થયો હતો. હવે એ ગાધિને પુત્ર હતો નહિ, તેથી પુત્ર મેળવવાની ઇચ્છાથી તેણે વનમાં જ નિવાસ કર્યો હતો.[૬] આમ રાજા ગાધિ વનમાં નિવાસ કરી રહ્યો હતો, તેવામાં તેને ત્યાં એક પુત્રી અવતરી, એટલે ગાધિરાજાએ પૃથ્વી પર અતુલ સ્વરૂપવાળી તે પુત્રીનું 'સત્યવતી' નામ રાખ્યું.[૭] સત્યવતી જ્યારે મોટી થઈ ત્યારે ચ્યવનના પુત્ર શ્રીમાન ભાર્ગવગોત્રી ઋચીકઋષિએ ગાધિરાજા પાસે તેની માગણી કરી. તે ઋચીકમુનિ મોટી તપશ્ચર્યા કરનારા હતા અને જગતમાં વિખ્યાત હતા.[૮] પરંતુ શત્રુહંતા ગાધિરાજાએ 'આ દરિદ્રી છે' એમ માનીને તે મહાત્માને પોતાની કન્યા આપી નહિ.[૯] આ રીતે એક વખત ના પાડવામાં આવી છતાં ઋચીકઋષિએ બીજી વખત આવીને સત્યવતીનું માગું કર્યું. એટલે રાજવર ગાધિએ તેમને કહ્યું કે, 'તમે મારી કન્યાના બદલામાં કંઈ શુલ્ક (ધનાદિ) આપશો, તો જ તેને પરણી શકશો.'[૧૦]

શાપથી મુક્ત થયા અને બાર વર્ષનો દુષ્કાળ હતો છતાં એકદમ ઉત્તમ વૃષ્ટિ થઈ.

ઋચીક બોલ્યા : હે રાજેંદ્ર ! મારે તારી પુત્રીના બદલામાં શું શુલ્ક તને આપવું જોઈએ, તે નિઃસંદેહ થઈને તું મને કહે. આમાં તારે કંઈ વિચાર કરવો નહિ.[૧૧]

ગાધિ બોલ્યો : હે ભાર્ગવ ! જેમની કાંતિ ચંદ્રનાં કિરણો સમાન હોય, જેમનો વેગ વાયુના જેવો જ હોય અને જેમનો એક કાન શ્યામવર્ણનો હોય તેવા એક હજાર ઘોડા તમે મને આપો.

ભીષ્મ બોલ્યા : એટલે તુરત જ ભૃગુવંશમાં શ્રેષ્ઠ એવા મહાસમર્થ ચ્યવનપુત્ર ઋચીકમુનિ જળના પતિ વરુણદેવ પાસે જઈને તેને કહેવા લાગ્યા :[૧૨,૧૩] 'હે દેવવર ! એક તરફ શ્યામ કાનવાળા, ચંદ્રનાં કિરણો સમાન કાંતિવાળા અને વાયુ સમાન વેગવાળા એક હજાર ઘોડાઓની તમારી પાસે હું યાચના કરું છું.'[૧૪] 'તથાસ્તુ' કહીને દેવ વરુણે ભૃગુશ્રેષ્ઠ ઋચીકમુનિને જણાવ્યું કે, 'તમે જે સ્થળે ઇચ્છા કરશો તે સ્થળે તે ઘોડાઓ આવી પહોંચશે.'[૧૫] પછી ઋચીકઋષિએ માત્ર ધ્યાન કર્યું, તેટલામાં તો ગંગાના જળમાંથી ચંદ્ર સમાન તેજસ્વી અને મહાબળવાન એવા એક હજાર ઘોડાઓ બહાર નીકળ્યા.

કાન્યકુબ્જની સમીપ ગંગાનદીના ઉત્તમ તટને હજી સુધી પણ મનુષ્યો 'અશ્વતીર્થ' કહે છે (કેમ કે તે સ્થળે જ ગંગાના જળમાંથી ઘોડાઓ બહાર નીકળ્યા હતા).[૧૬,૧૭] આ પછી હે તાત ! મહાતપસ્વી ઋચીકમુનિએ તે હજાર ઉત્તમ ઘોડાઓ ગાધિરાજને કન્યાના શુલ્ક તરીકે પ્રસન્નતાપૂર્વક અર્પણ કર્યા.[૧૮] તે જોઈ ગાધિરાજ પરમ વિસ્મય પામ્યો. વળી તેને શાપનો ભય લાગ્યો, તેથી તેણે પોતાની કન્યાને શણગારીને તે ભૃગુવંશી મુનિને અર્પણ કરી.[૧૯] બ્રહ્મર્ષિઓમાં શ્રેષ્ઠ ઋચીકમુનિએ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે એ કન્યાનું પાણિગ્રહણ કર્યું અને સત્યવતી પણ ઋચીક-મુનિને પોતાના પતિ તરીકે પામીને પરમ હર્ષ પામી.[૨૦] હે ભારત ! એક સમયે બ્રહ્મર્ષિ ઋચીક રાજકન્યા સત્યવતીના સદ્વર્તનથી પરમ પ્રસન્ન થયા અને તેમણે તે સુંદરવર્ણી સ્ત્રીને વરદાન આપ્યું કે 'હું તને પુત્ર આપીશ.'[૨૧] હે રાજશ્રેષ્ઠ ! રાજકન્યા સત્યવતીએ એ સર્વ વાત પોતાની માતાને કહી, એટલે તેની માતાએ લજ્જાથી મોંને સહેજ ઢાળીને પોતાની પુત્રીને કહ્યું :[૨૨] 'હે પુત્રી ! તારો પતિ મહાન તપસ્વી છે, તેથી તે પોતાની ઇચ્છાનુસાર કરવા માટે સમર્થ છે, માટે તેમણે મને પણ એક પુત્રનું દાન આપીને કૃપા કરવી ઘટે છે.'[૨૩] હે રાજન્ ! તે સાંભળી સત્યવતી તુરત જ પોતાના પતિ પાસે દોડી ગઈ અને પોતાની માતાએ જે ઇચ્છા દર્શાવી હતી તે તેમને કહી જણાવી. એટલે ઋચીકઋષિએ તેને કહ્યું કે,[૨૪] 'હે કલ્યાણી ! તારી માતા પણ મારા પ્રસાદથી અતિ અલ્પ સમયમાં એક ગુણવાન પુત્રને જન્મ આપશે; કેમ કે તેં કરેલી પ્રાર્થના અફળ ન જાઓ.[૨૫] વળી તને પણ આપણા વંશની વૃદ્ધિ કરનારો મહાગુણવાન પુત્ર ઉત્પન્ન થશે. આ તને હું સત્ય કહું છું.[૨૬] હે કલ્યાણી ! જ્યારે તું અને તારી માતા ઋતુસ્નાન કરો, ત્યારે તારી માતાએ પીપળાના વૃક્ષને આલિંગન કરવું અને તારે ઉંબરાના વૃક્ષને આલિંગન કરવું, એટલે તમને બન્નેને પુત્રપ્રાપ્તિ થશે.[૨૭] મંત્રથી પવિત્ર કરેલા આ બે ચરુઓમાંથી એકનું તું પ્રાશન કરજે અને બીજાનું તારી માતાએ પ્રાશન કરવું, આથી હે પવિત્ર હાસ્યવાળી સ્ત્રી ! તમને બન્નેને એક એક પુત્ર થશે.'[૨૮]

તે સાંભળી સત્યવતી હર્ષ પામી. તેણે પોતાની માતાને ઋચીકમુનિનાં વચનો કહી સંભળાવ્યાં અને પેલા બે ચરુના સંબંધમાં પણ જણાવ્યું. એટલે માતાએ પોતાની પુત્રી સત્યવતીને કહ્યું :

'હે, પુત્રી! તારે મને તારા પતિ કરતાં વધારે પૂજ્ય માનવી જોઈએ, તેથી તારે મારું વચન માન્ય રાખવું જોઈએ.[૨૯,૩૦] તારા પતિએ મંત્રોથી મંત્રીને આ જ બે ચરુઓ આપ્યા છે, તેમાંથી તને આપેલો ચરુ તું મને આપ અને મને આપેલો ચરુ તું લે.[૩૧] તેમ જ હે પવિત્ર હાસ્યવાળી નિર્દોષ પુત્રી! તું જો મને પોતાની માતા જાણીને મારા વચનને પ્રમાણ કરતી હોય તો તારા પતિએ કહેલાં વૃક્ષોમાં પણ આપણે ફેરબદલી કરીએ,[૩૨] કેમ કે પોતાનો પુત્ર અધિક ગુણવાન થાય, એવી સર્વ મનુષ્યને ઇચ્છા હોય એ દેખીતું છે. તેથી ભગવાન ઋચીકે પણ આ વિષયમાં ખરેખર એ પ્રમાણે જ કર્યું હશે![૩૩] આમ જાણીને જ મને તારા ચરુ ઉપર અને તારા વૃક્ષ ઉપર ભાવ ઉત્પન્ન થયો છે, તેમ જ હે સુંદર કેડવાળી પુત્રી! તારે પોતાને પણ 'મારો ભાઈ કેવી રીતે ઉત્તમ થાય' એ વિષેનો જ મનમાં વિચાર રાખવો જોઈએ.'[૩૪]

હે યુધિષ્ઠિર! તે પછી તે બન્ને માતાપુત્રીએ એ પ્રમાણે જ ચરુમાં તથા વૃક્ષમાં ફેરબદલી કરી લીધી અને પછી બન્ને ગર્ભવતી થઈ.[૩૫] એક સમયે ભૃગુવંશના શ્રેષ્ઠ મહર્ષિ ઋચીક પોતાની પત્ની સત્યવતીને ગર્ભવતી જોઈને મનમાં ખિન્ન થયા અને તેને કહ્યું:[૩૬] 'હે શુભા! તેં તથા તારી માતાએ મેં આપેલા ચરુનો અને વૃક્ષનો અવશ્ય વિરુદ્ધ ઉપયોગ કર્યો છે, એમ (તારાં ગર્ભ-ચિહ્નો ઉપરથી) સ્પષ્ટ જણાઈ આવે છે.[૩૭] તને આપેલા ચરુમાં મેં સમગ્ર બ્રહ્મતેજનું સ્થાપન કર્યું હતું અને તારી માતાને આપેલા ચરુમાં સંપૂર્ણ ક્ષાત્રવીર્ય દાખલ કર્યું હતું, કેમ કે તું ત્રણે લોકમાં વિખ્યાત ગુણવાળા બ્રાહ્મણપુત્રને જન્મ આપે અને તારી માતા ઉત્તમ ક્ષત્રિયપુત્રને જન્મ આપે, એવી ઇચ્છાથી મેં તે પ્રમાણે કર્યું હતું.[૩૮,૩૯] પરંતુ હે શુભા! તેં અને તારી માતાએ મેં આપેલા ચરુનો વિરુદ્ધ ઉપયોગ કર્યો છે, તેથી તારી માતા શ્રેષ્ઠ બ્રાહ્મણને જન્મ આપશે.[૪૦] હવે હે ભદ્રા! તું ઉગ્ર કર્મ કરનારા ક્ષત્રિયને જન્મ આપીશ. હે કલ્યાણી! તેં તારી માતાના સ્નેહને અધીન થઈને આ કર્મ યોગ્ય કર્યું નથી.'[૪૧]

હે રાજન્! ઋચીકમુનિનું એ વચન સાંભળીને સુંદરવર્ણી સત્યવતી શોકથી સંતપ્ત થઈ ગઈ અને તે કાપી નાખવામાં આવેલી સુંદર લતાની પેઠે મૂર્છિત થઈને પૃથ્વી પર પછડાઈ પડી.[૪૨] પછી જ્યારે પોતાને ભાન આવ્યું, ત્યારે તે સત્યવતીએ પોતાના ભાર્ગવશ્રેષ્ઠ પતિને મસ્તક વડે પ્રણામ કરીને કહ્યું:[૪૩] 'હે બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ બ્રહ્મર્ષિ! આ હું આપની પત્ની આપને પ્રસન્ન કરું છું. આપ મારા ઉપર કૃપા કરો કે મારો પુત્ર ક્ષત્રિયની પેઠે ઉગ્ર કર્મ કરનારો ન થાય.[૪૪] હે બ્રહ્મન્! ભલે, મારા પુત્રનો પુત્ર તેવાં ઉગ્ર કર્મ કરનાર થવાનો હોય તો થાય, પરંતુ મારો પુત્ર ઉગ્રકર્મી ન થવો જોઈએ. તેને માટે આપ મને વર આપો.' 'તથાસ્તુ' કહીને મહાતપસ્વી ઋચીકમુનિએ પોતાની સ્ત્રીને વર આપ્યો. તે પછી ગર્ભના માસ પૂર્ણ થયા, એટલે તેણે 'જમદગ્નિ' નામના પવિત્ર પુત્રને જન્મ આપ્યો.[૪૫,૪૬] હે રાજેંદ્ર! બીજી તરફ ગાધિની યશસ્વિની ભાર્યાએ ઋચીકઋષિના પ્રસાદથી વિશ્વામિત્ર નામના બ્રહ્મવાદી પુત્રને જન્મ આપ્યો. આ રીતે ચરુની ફેરબદલીથી જ મહાતપસ્વી વિશ્વામિત્ર બ્રાહ્મણપણાને પામ્યા હતા અને પોતે ક્ષત્રિયજાતિમાં ઉત્પન્ન થયા હતા, છતાં બ્રહ્મવંશની વૃદ્ધિ કરનારા થયા હતા.[૪૭×] વળી વિશ્વામિત્રના પુત્રો પણ મોટા

× અર્થાત્ બ્રહ્મતેજથી ભરપૂર ચરુનું માતાએ પ્રાશન કર્યું હતું. તેથી જ વિશ્વામિત્રને પોતાની ઉત્પત્તિ ક્ષાત્રબીજથી હોવા છતાં બ્રાહ્મણત્વનો લાભ મળ્યો હતો; કેમ કે બીજની અપેક્ષાએ સંસ્કારની બલવત્તા અધિક છે. માટે જ વનના દાવાનળથી બળી ગયેલાં

મહાત્મા હોઈને બ્રહ્મવંશની વૃદ્ધિ કરનારા થયા હતા અને તેઓ સર્વે તપસ્વી તથા બ્રહ્મવેત્તા થઈને પોતાના ગોત્રના પ્રવર્તક થયા હતા.[૪૮,૪૯] ભગવાન મધુચ્છંદ, વીર્યવાન દેવરાત, અક્ષીણ, શકુંત, બભ્રુ, કાલપથ, વિખ્યાત યાજ્ઞવલ્ક્ય, મહાવ્રતી સ્થૂણ, ઉલૂક, યમદૂત, ઋષિ સૈંધવાયન, ભગવાન વલ્ગુજંઘ, મહર્ષિ ગાલવ, ઋષિ વજ્ર, સાલંકાયન, લીલાઢ્ય, નારદ, કૂર્ચામુખ, વાદુલિ, મુસલ, વક્ષોગ્રીવ, આંઘ્રિક, નૈકદૃક, શિલાયૂપ, શિત, શુચિ, ચક્રક, મારુતંતવ્ય, વાતઘ્ન, આશ્વલાયન, શ્યામાયન, ગાર્ગ્ય, જાબાલિ, સુશ્રુત, કારીષિ, સંશ્રુત્ય, પર, પૌરવ, તંતુ, મહર્ષિ કપિલ, ઋષિ તાડકાયન, ઉપગહન, ઋષિ આસુરાયણ, ઋષિ માર્દમ, હિરણ્યાક્ષ, જંગારિ, બ્રાભ્રવાયણિ, ભૂતિ, વિભૂતિ, સૂત, સુરકૃત્, અરાલિ, નાચિક, ચાંપેય, ઉજ્જયન, નવતંતુ, બકનખ, સેયન, યતિ, અંભોરુહ, ચારુમત્સ્ય, શિરીષી, ગાર્દભિ, ઊર્જયોનિ, ઉદાપેક્ષી અને મહર્ષિ નારદી આ સર્વે વિશ્વામિત્રના પુત્રો બ્રહ્મવાદી મુનિઓ હતા. એ પ્રમાણે હે રાજન્! મહાતપસ્વી વિશ્વામિત્ર ક્ષત્રિયજાતિના હતા.[૫૦-૬૦] છતાં હે યુધિષ્ઠિર! ઋચીકઋષિએ ચરુમાં સ્થાપિત કરેલા બ્રહ્મતેજને લીધે તે બ્રાહ્મણ થયા હતા. હે ભરતશ્રેષ્ઠ! ચંદ્ર, સૂર્ય તથા અગ્નિ સમાન તેજસ્વી એ વિશ્વામિત્રનો જન્મ કેવી રીતે થયો હતો, એ સર્વ આખ્યાન મેં તને યથાર્થ રીતે કહ્યું છે. હવે

નેતરના બીજમાંથી કેળના સ્તંભોની ઉત્પત્તિ કહેવામાં આવે છે. આવા આશયથી જ એક શ્લોકમાં કહ્યું છે,

'न ब्राह्मण्य क्षत्रियादिस्तपः कोट्यापि लभ्यते ।
विश्वामित्रस्य तत्प्राप्तिर्मात्रा ब्रह्मौदनाशनात् ॥'

ક્ષત્રિય આદિ ત્રણ વર્ણના પુરુષો કરોડો પ્રકારનું તપશ્ચર્યા કરે, તોપણ તેમને કદી બ્રાહ્મણપણું પ્રાપ્ત થાય જ નહિ; છતાં વિશ્વામિત્રને બ્રાહ્મણપણું પ્રાપ્ત થયું હતું. તો તેમાં મુખ્ય કારણ એ હતું કે, તેની માતાએ બ્રહ્મતેજથી ભરપૂર ચરુનું પ્રાશન કર્યું હતું.

હે મહારાજ! તને જે જે વિષયમાં સંદેહ હોય તે તે વિષય તું મને પૂછ. હું તારા સર્વ સંશયોનો નાશ કરીશ.[૬૧-૬૨]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'વિશ્વામિત્રનું ઉપાખ્યાન' નામનો અધ્યાય ૪થો સમાપ્ત

# અધ્યાય ૫મો

## દૃઢ ભક્તિનો પ્રભાવ

યુધિષ્ઠિર ઉવાચ ॥

**आनृशंस्य धर्मज्ञ गुणान् भक्तजनस्य च ।**
**श्रोतुमिच्छामि धर्मज्ञ तन्मे ब्रूहि पितामह ॥१॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે ધર્મવેત્તા પિતામહ! હું આનૃશંસ્ય(દયા અથવા બીજાના દુઃખથી દુઃખી થવું તે)ના તથા ભક્ત મનુષ્યના ગુણો સાંભળવા ઇચ્છુ છુ. માટે હે ધર્મજ્ઞ! તે આપ મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા : આ સંબંધમાં પણ ઇંદ્ર અને એક મહાત્મા પોપટના વાદરૂપ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૨] પૂર્વે કાશિરાજાના દેશમાં કોઈ એક ગામમાંથી બહાર નીકળીને એક પારધી ઝેરવાળું બાણ હાથમાં લઈને મૃગનો શિકાર કરતો હતો.[૩] એક સમયે માંસમાં લુબ્ધ બનેલા તે પારધીએ મોટા વનમાં લગભગ સમીપ જ કેટલાએક મૃગોને જોયા; એટલે તુરત જ તેણે મૃગો સામે એક બાણ તાકીને છોડ્યું. મૃગનો વધ કરવાની ઇચ્છાથી છોડવામાં આવેલું તે બાણ ખરેખર અક્રૂર હતું; પરંતુ તે દિવસે તે પોતાના લક્ષ્યરૂપ મૃગને ચૂકી ગયું અને તેણે ત્યાં રહેલા એક મહાન વનવૃક્ષને વીંધી નાખ્યું.[૪,૫] ઝેર ચોપડેલા તે તીક્ષ્ણ બાણે અતિબળપૂર્વક વૃક્ષને વીંધી નાખ્યું, એટલે તુરત જ વૃક્ષનાં ફળ તથા પાંદડાં ખરી પડ્યાં અને તે લગભગ સુકાઈ ગયું.[૬] હવે એ વૃક્ષના કોતરમાં એક પોપટ ચિરકાલથી રહેતો હતો. એ વૃક્ષની આ દશા થઈ ગઈ, તોપણ

તે પોપટે તેના ઉપરની પોતાની ભક્તિને લીધે, તે વૃક્ષનો ત્યાગ કર્યો નહિ.[૭] તે પોપટ કૃતજ્ઞ અને ધર્માત્મા હતો, તેથી વૃક્ષની એ દુર્દશા જોઈને તે પોતે પણ આહારવિહારનો ત્યાગ કરીને શોકને લીધે શિથિલ વાણીવાળો થઈ ગયો અને તે વૃક્ષની સાથે નિત્ય સુકાવા લાગ્યો.[૮] તે પોપટની આ ઉદારતા, તેનું આ મહાન સત્ત્વ, તેનું મનુષ્યને પણ ટપી જાય એવું આ ઉત્તમ ચરિત્ર અને તેનું આ બીજાના સુખદુઃખથી સુખીદુઃખી થવાપણું જોઈને ઇંદ્રને ઘણું જ આશ્ચર્ય થયું.[૯] તેણે મનમાં વિચાર કર્યો કે, 'આ પોપટ તિર્યંચજાતિમાં ઉત્પન્ન થયો છે, છતાં તેનામાં આવું અસંભવિત આનૃશંસ્ય કેવી રીતે પ્રાપ્ત થયું હશે?[૧૦] અથવા આમાં કંઈ વિચાર કરવા જેવું છે જ નહિ, કેમ કે સર્વ પ્રાણીઓમાં અમુક પ્રકારના સર્વ ગુણો જોવામાં આવે છે.'[૧૧] પછી ઇંદ્ર બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરીને પૃથ્વી પર ઊતર્યો અને તે પક્ષી પ્રત્યે કહેવા લાગ્યો:[૧૨] 'હે પક્ષીઓમાં શ્રેષ્ઠ પોપટ! તારા વડે દક્ષની દૌહિત્રી (પુત્રીની પુત્રી) ઉત્તમ પ્રજાવાળી ગણાય છે (અર્થાત્ તું દક્ષની દૌહિત્રી શુકીનો ઉત્તમ પુત્ર છે), માટે હું તને પૂછું છું કે, તું આ વૃક્ષનો કેમ ત્યાગ કરતો નથી?[૧૩]

ઇંદ્રે એ પ્રમાણે પૂછ્યું, એટલે પોપટે તેને પોતાના મસ્તક વડે પ્રણામ કર્યા અને કહ્યું: 'હે દેવરાજ! તમે ભલે પધાર્યા. મેં મારા તપોબળથી તમને ઓળખ્યા છે.'[૧૪] તે સાંભળી ઇંદ્રે 'બહુ સારું, બહુ સારું' એવું કહ્યું અને પોતાના મનમાં તેની પ્રશંસા કરી કે, 'અહો! આનું વિજ્ઞાન કેટલું બધું આશ્ચર્યકારક છે?'[૧૫] બલદૈત્યનો નાશ કરનારો ઇંદ્ર પોપટની પેલા વૃક્ષ ઉપરની પ્રીતિને પોતે જાણતો હતો, છતાં તેણે પરમ ધાર્મિક અને શુભ કર્મ કરનારા તે પોપટને પૂછ્યું:[૧૬] 'તારી સમીપ જ આ મહાન વન પડ્યું છે અને આ ફળ-પાંદડાં વિનાનું સૂકું ઝાડ પક્ષીઓ માટે આશ્રયયોગ્ય નથી, છતાં તું આ વૃક્ષને કેમ સેવી રહ્યો છે?[૧૭] આ મહાન વનમાં બીજાં અનેક વૃક્ષો છે, તેમની ડાળીઓ પાંદડાંથી ભરેલી છે, તેમનો દેખાવ ઘણો જ સુંદર છે અને તેમના મધ્યભાગમાં સારી રીતે સંચાર કરી શકાય તેમ છે.[૧૮] વળી આ વૃક્ષ નાશ પામ્યું છે, તેનામાં સામર્થ્ય રહ્યું નથી, તેનાં ફળ પણ સુકાઈ ગયાં છે અને તેની શોભા પણ નાશ પામી છે. માટે હે ધીર! તું બુદ્ધિપૂર્વક વિચાર કરીને આ વૃદ્ધ વૃક્ષને ત્યજી દે.'[૧૯]

ભીષ્મ બોલ્યા: ઇંદ્રનું એ વાક્ય સાંભળીને ધર્માત્મા પોપટે ઘણો જ લાંબો નિઃશ્વાસ નાખ્યો અને તે દીનતાપૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યો:[૨૦] 'હે શચીપતિ! દેવતાઓનું કદી અપમાન કરવું જોઈએ નહિ. માટે હે સુરેશ્વર! તમે મને જે પ્રશ્ન પૂછ્યો છે, તેનો હું તમને ઉત્તર આપું છું, સાંભળો.[૨૧] આ વૃક્ષ ઉપર જ મારો જન્મ થયો છે અને અહીં નિવાસ કરીને જ મેં ઉત્તમ ગુણો પ્રાપ્ત કર્યા છે. આ વૃક્ષે પોતાના બાળકની પેઠે મારું રક્ષણ કર્યું છે અને તેથી જ હું શત્રુઓના હાથમાં કદી સપડાયો નથી.[૨૨] આમ છતાં, હે નિર્દોષ ઇંદ્ર! તમે મારી દયા ખાઈ મારા જન્મને શા માટે નિષ્ફળ કરો છો? હું તો આનૃશંસ્ય ગુણથી યુક્ત છું અને આ વૃક્ષનો પરમ ભક્ત છું, તેથી કોઈ કાળે પણ હું આનો ત્યાગ કરીને બીજે સ્થળે જનાર નથી;[૨૩] કેમ કે અનુક્રોશ (બીજાઓ પર દયા રાખવી) એ સત્પુરુષોના ધર્મનું મહાન લક્ષણ છે અને અનુક્રોશ જ સત્પુરુષોને સદાય પ્રીતિ આપે છે.[૨૪] દેવતાઓને જ્યારે ધર્મવિષયક સંશય પડે છે, ત્યારે તેઓ તમને જ પૂછે છે અને તમે તેમના સંશયોને દૂર કરી શકો છો; માટે જ હે દેવ! તમને દેવોના અધિપતિ તરીકે

સ્થાપવામાં આવ્યા છે.[૨૫] હે સહસ્રાક્ષ! તમારે મને આ વૃક્ષનો ત્યાગ કરવાની પ્રેરણા કરવી તે યોગ્ય નથી; કેમ કે આ વૃક્ષ સમર્થ હતું ત્યારે મેં લાંબા કાળ સુધી તેનો આશ્રય લીધો છે, તો હવે તે આપત્તિમાં આવી પડ્યું છે, ત્યારે હું તેનો ત્યાગ કેમ કરું?[૨૬] પોપટનાં આ સૌમ્ય વાક્યો સાંભળીને ધર્માત્મા ઇંદ્ર હર્ષ પામ્યો અને તેના આનૃશંસ્ય ગુણથી પ્રસન્ન થઈ પોપટને કહેવા લાગ્યો:[૨૭] 'હું તારા પર પ્રસન્ન થયો છું, માટે તું વર માગ.' એટલે નિત્ય આનૃશંસ્યપરાયણ રહેનારા તે પોપટે વર માગ્યો, 'આ વૃક્ષ સંપૂર્ણ ઐશ્વર્યવાળું થાઓ.'[૨૮] પોપટની એ દૃઢ ભક્તિ તથા ઉત્તમ શીલસંપત્તિ જોઈને ઇંદ્ર અત્યંત પ્રસન્ન થયો. તેણે પેલા વૃક્ષ ઉપર તત્કાળ અમૃતની વૃષ્ટિ કરી,[૨૯] તેથી તે જ સમયે એ વૃક્ષને ફળ, પાંદડાં તથા સુંદર ડાળીઓ પુનઃ પ્રાપ્ત થયાં. આમ પોપટની દૃઢ ભક્તિના પ્રભાવથી તે વૃક્ષને પુનઃ પોતાની શોભાસંપત્તિ સાંપડી.[૩૦] હે મહારાજ! તે પોપટ પણ આનૃશંસ્યથી કરેલાં તે શુભ કર્મથી આયુષ્યના અંતે ઇંદ્રના લોકને પ્રાપ્ત થયો. હે મનુષ્યેંદ્ર! તે વૃક્ષ જેમ પોપટનો આશ્રય કરીને ઉત્તમ વૈભવને પામ્યું હતું, તેમ મનુષ્ય પણ કોઈ ભક્તિમાન પુરુષનો આશ્રય કરીને સર્વ અર્થસિદ્ધિને પામે છે.[૩૧,૩૨]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'પોપટ અને ઇંદ્રનો સંવાદ' નામનો અધ્યાય ૫મો સમાપ્ત

## अध्याय ६ ट्ठो

### દૈવ અને પુરુષાર્થને અન્યોન્યાશ્રય છે

॥ युधिष्ठिर उवाच ॥

पितामह महाप्राज्ञ सर्वशास्त्रविशारद।
दैवे पुरुषकारे च किंस्विच्छ्रेष्ठतरं भवेत् ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા: હે સર્વશાસ્ત્રકુશળ! હે મહાપ્રાજ્ઞ! દૈવ અને પુરુષાર્થ એ બેમાંથી વધારે શ્રેષ્ઠ કોણ? હે પિતામહ! તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા: હે યુધિષ્ઠિર! આ વિષયમાં પણ વસિષ્ઠ અને બ્રહ્માના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસનું દૃષ્ટાંત આપવામાં આવે છે.[૨] પૂર્વે ભગવાન વસિષ્ઠે પિતામહ બ્રહ્માને પૂછ્યું હતું કે, 'દૈવકર્મ (પૂર્વજન્મનાં કર્મ) અને મનુષ્યકર્મ (પુરુષાર્થ) એ બે કર્મમાં શ્રેષ્ઠ કોણ?'[૩] ત્યારે હે રાજન્! કમળમાંથી ઉત્પન્ન થયેલા તે દેવના દેવ પિતામહે અર્થવાળું અને હેતુગર્ભિત આવું મધુર વાક્ય કહ્યું હતું.[૪]

બ્રહ્મા બોલ્યા: બીજ વિના કંઈ પણ ઉત્પન્ન થતું નથી અને બીજ વિના ફળ નીપજતું પણ નથી. વળી એક બીજમાંથી બીજું બીજ ઉત્પન્ન થાય છે અને બીજમાંથી ફળ થાય છે.[૫] એક ખેડૂત ક્ષેત્ર પ્રાપ્ત કરીને જેવું બીજ વાવે છે, તેવું ફળ પ્રાપ્ત કરે છે, તે જ પ્રમાણે મનુષ્ય પણ પુણ્યપાપરૂપ જેવું બીજ વાવે છે, તેવું જ (સ્વર્ગ-નરકાદિ) ફળ પ્રાપ્ત કરે છે.[૬] પરંતુ ખેતર વિના વાવેલું બીજ જેમ નિષ્ફળ જાય છે, તેમ પુરુષાર્થ વિના દૈવ પણ સિદ્ધ થતું નથી.[૭] આમાં પુરુષાર્થ એક ક્ષેત્રરૂપ છે અને દૈવ બીજરૂપ છે. ક્ષેત્ર અને યોગ્ય બીજનો યોગ થાય છે, ત્યારે પુષ્કળ ધાન્ય ઉત્પન્ન થાય છે.[૮] આ લોકમાં પણ આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ કે, મનુષ્યે સારાંનરસાં જે પ્રકારનાં કર્મો કર્યાં હોય છે, તેનો ફળભોગ તેને પોતાને જ ભોગવવો પડે છે.[૯] જો શુભ કર્મ કર્યું હોય છે, તો સુખ પ્રાપ્ત થાય છે અને જો અશુભ કર્મ કર્યું હોય છે, તો દુઃખ મળે છે. આમ સર્વત્ર કરેલું કર્મ જ ફળદાતા છે, પણ ન કરેલા કર્મનું ફળ ભોગવવું પડતું નથી.[૧૦] માટે જે પુરુષ કર્મ કરે છે, તે ભાગ્યશાળી પુરુષ જ પ્રતિષ્ઠાને પામે છે, પણ કર્મ નહિ કરનારો પુરુષ

તો ઉભયથી ભ્રષ્ટ થાય છે અને ઘા ઉપર પણ લૂણ ભભરાવ્યા જેવું દુઃખ પામે છે.[11] તપ કરવાથી રૂપ, સૌભાગ્ય અને વિવિધ પ્રકારનાં રત્નો મળે છે. માટે સિદ્ધ થાય છે કે, કર્મ કરવાથી જ સર્વ કંઈ મળે છે અને કર્મ કર્યા વિના કેવળ દૈવ ઉપર આધાર રાખીને બેસી રહેનારાને કંઈ જ મળતું નથી.[12] સ્વર્ગ, ભોગ, પ્રતિષ્ઠા અને બુદ્ધિ એ સર્વ પદાર્થો પુરુષાર્થ કરવાથી જ જગતમાં સાંપડે છે.[13] નક્ષત્રો, દેવતાઓ, સર્પો, યક્ષો, ચંદ્ર, સૂર્ય અને વાયુ એ સર્વ પ્રથમ મનુષ્ય જ હતા, પરંતુ પુરુષાર્થના પ્રભાવથી જ તેઓ મનુષ્યમાંથી દેવ થયા છે.[14] માટે જેઓ કર્મ કર્યા વિના જ કેવળ દૈવ ઉપર આધાર રાખીને બેસી રહે છે, તેઓ ધનનો, મિત્રવર્ગનો, ઐશ્વર્યનો, કુળનો તથા દુર્લભ લક્ષ્મીનો કદી ઉપભોગ કરી શકતા નથી.[15] બ્રાહ્મણ શૌચાચારરૂપ કર્મ કરીને લક્ષ્મી મેળવી શકે છે, ક્ષત્રિય પરાક્રમરૂપ કર્મ કરીને લક્ષ્મી મેળવી શકે છે, વૈશ્ય વ્યાપારરૂપ કર્મ કરીને લક્ષ્મી મેળવી શકે છે અને શૂદ્ર ત્રણ વર્ણોની સેવારૂપ કર્મ કરીને લક્ષ્મી મેળવી શકે છે.[16] જે પુરુષ દાન આપતો નથી તેને ધન મળતું નથી અને નપુંસકને તથા ક્રિયાઓ નહિ કરનાર પુરુષને પણ ધનસિદ્ધિ થતી નથી. વળી કર્મ નહિ કરનારને, શૌર્યગુણથી રહિતને તથા તપશ્ચર્યા નહિ કરનાર પુરુષને પણ ધનપ્રાપ્તિ થતી નથી.[17] અરે! જેમણે ત્રણે લોકને, દૈત્યોને તથા દેવતાઓને ઉત્પન્ન કર્યા છે, તે ભગવાન વિષ્ણુ પણ સમુદ્રમાં રહીને તપ તપે છે.[18] પોતાનાં કર્મનું ફળ પોતાને જો ન મળતું હોય, તો સર્વ કંઈ નિષ્ફળ થઈ પડે અને મનુષ્યો પણ દૈવ તરફ લક્ષ્ય રાખીને અવશ્ય ઉદાસીન જ થઈ જાય.[19] જે પુરુષ પુરુષાર્થ કર્યા વિના કેવળ દૈવને જ અનુસરે છે, તે પુરુષ નપુંસક પતિને વરેલી સ્ત્રીની પેઠે કેવળ 'વ્યર્થ' પરિશ્રમ કરે છે.[20] આ મનુષ્યલોકમાં શુભ અને અશુભના સંબંધથી જેવો ભય રહેતો નથી, તેવો અથવા તેથી અધિક ભય દેવલોકમાં જ મનુષ્યને ઉત્પન્ન થાય છે. (અર્થાત્ પુણ્ય અથવા પાપનું ફળ મરણ પછી પરલોકમાં જ અધિક મળે છે.)[21] કરેલો પુરુષાર્થ જ દૈવને અનુસરે છે; પરંતુ પુરુષાર્થ કર્યો ન હોય તો એકલું દૈવ કોઈને કંઈ પણ આપી શકતું નથી.*[22] વળી ઇંદ્રાદિ દેવતાઓનાં સ્થાનકો પણ અનિત્ય જોવામાં આવે છે, તો દેવો પણ પુણ્યકર્મ કર્યા વિના જ પોતાનાં ને પારકાનાં સ્થાનોને કેવી રીતે સ્થિર કરી શકે?× દેવતાઓ પણ આ મનુષ્યલોકમાં કોઈના પુણ્યરૂપ વ્યાપારને અનુમોદન આપી શકતા નથી તેથી જ તેઓ પોતાનો પરાભવ થવાની– શંકાથી ધાર્મિક પુરુષોના પુણ્યકર્મમાં ઉગ્ર વિઘ્ન ઉત્પન્ન કરે છે.[23,24] આવા કારણથી જ દેવતાઓ અને ઋષિઓ વચ્ચે સદાય વિગ્રહ ચાલ્યા જ કરે છે. આમ દેવો અને ઋષિઓ પણ હમેશાં કર્મ-(ઉદ્યોગ)પરાયણ જ રહે છે, તોપણ 'દૈવનો સર્વથા અભાવ જ છે' એમ કોઈનાથી કહી શકાય તેમ નથી; કેમ કે દૈવ પણ પ્રત્યેક કર્મમાં સ્થિતિ કરી રહ્યું છે.[25] ધારો કે દૈવ નથી, તો કર્મની ઉત્પત્તિ જ કેવી રીતે થાય? (અર્થાત્ પૂર્વકર્મરૂપ દૈવને લીધે પુણ્યશાળી પુરુષો જ ધર્મમાં પ્રવૃત્તિ કરે છે અને ધર્મથી પુણ્ય વધે છે. નહિ

* અર્થાત્ કોઈ સમયે અકસ્માત્ ધન વગેરે મળી આવે, તોપણ તેમાં કંઈક સૂક્ષ્મ પુરુષાર્થ જ કારણભૂત છે એમ સમજવું.

× અર્થાત્ દૈવ પણ કેવળ કર્મમૂલક જ છે, એમ સમજવું.

– ધાર્મિક પુરુષોને પુણ્યકર્મ કરતા જોઈ દેવતાઓના મનમાં શંકા થાય છે કે, આ પુરુષો અમારો પરાજય કરીને અમારાં સ્થાનકોને તો નહિ પડાવી લે! આવી શંકા કરીને તેઓ અપ્સરાઓ વગેરે દ્વારા પુણ્ય કરનારાઓને વિઘ્ન કરે છે.

તો જગતનાં સર્વ મનુષ્યો પણ કેવળ ધર્મમાં જ પ્રવૃત્તિ કરત) એ જ પ્રમાણે દેવલોકમાં પણ દૈવાધીન રહીને જ અનેક પ્રકારના ભોગો પ્રાપ્ત કરી શકાય છે.[૨૬+] પોતાનો આત્મા જ પોતાનો બંધુ છે અને પોતાનો આત્મા જ પોતાનો શત્રુ છે. વળી પોતે કરેલાં અથવા નહિ કરેલાં પુણ્યપાપરૂપ કર્મોનો સાક્ષી પણ પોતાનો આત્મા જ છે.[૨૭] દૈવ અને પુરુષાર્થ કંઈક કર્મ કરવામાં આવે છે તો જ સિદ્ધ થાય છે; પરંતુ પુણ્યકર્મ અને પાપકર્મ બન્ને સરખાં હોય છે, તો તેનું યથાર્થ ફળ પ્રાપ્ત થતું નથી.[×૨૮] દેવતાઓને પણ પુણ્યનું શરણ લેવું પડે છે, કેમ કે પુણ્ય વડે જ સર્વ કંઈ પ્રાપ્ત થાય છે. અરે ! પુણ્યશીલ પુરુષ પાસે દૈવ પણ શું કરી શકે તેમ છે?[૨૯] પૂર્વે દેવોએ પુણ્યથી ભ્રષ્ટ થયેલા યયાતિરાજાને સ્વર્ગમાંથી હાંકી કાઢ્યો હતો, તેથી તે પૃથ્વી પર પડ્યો હતો; પરંતુ પાછળથી તેના દૌહિત્રોએ (પુત્રીના પુત્રોએ) પુણ્યકર્મ કરીને તેને પુનઃ સ્વર્ગારૂઢ કર્યો હતો.[૩૦] 'ઐલ' નામે વિખ્યાત થયેલા રાજર્ષિ પુરૂરવાને પણ બ્રાહ્મણોએ (પુણ્યના પ્રભાવથી જ) સ્વર્ગમાં મોકલ્યો હતો.[૩૧] કોસલ દેશનો અધિપતિ સૌદાસ-રાજા અશ્વમેધાદિક યજ્ઞો કરીને ઘણો જ માન-પાત્ર થયો હતો; પરંતુ એક મહર્ષિના શાપથી તે રાક્ષસ થઈ ગયો હતો.[૩૨] અશ્વત્થામા અને પરશુરામ બન્ને મુનિપુત્રો હતા અને મહાન ધનુર્ધારી હતા; છતાં તેઓ પુણ્યકર્મ કરીને સ્વર્ગ-લોકમાં જઈ શક્યા ન હતા.[૩૩] રાજા વસુએ વાસવની પેઠે સો અશ્વમેધ યજ્ઞો કર્યા હતા; પરંતુ (યજ્ઞમાં પશુહિંસા કરવી જોઈએ એવું) એક અસત્ય વાક્ય બોલવાથી તેને પૃથ્વીમાં પેસી જવું પડ્યું હતું.[૩૪] વિષ્ણુના પુરુષાર્થથી દેવોએ વિરોચનના પુત્ર બલિરાજાને ધર્મપાશથી બાંધી લીધો હતો, તેથી તેને પાતાળમાં નિવાસ કરવો પડ્યો હતો.[૩૫] રાજા જનમેજય બ્રાહ્મણની સ્ત્રી-ઓનો વધ કરીને ઇંદ્રને શરણે ગયો હતો, છતાં દૈવે તેને કેમ ન અટકાવ્યો?[૩૬] બ્રહ્મર્ષિ વૈશંપાયને અજ્ઞાનથી બ્રાહ્મણહત્યા કરી હતી અને બાળક-નો વધ કર્યો હતો, છતાં દૈવે તેને કેમ ન અટ-કાવ્યો?[૩૭] એક મહાયજ્ઞમાં બ્રાહ્મણોને મિથ્યા ગોપ્રદાન કરીને રાજર્ષિ નૃગને કૃકલાસ (કાચંડો) થવું પડ્યું હતું.[૩૮] રાજર્ષિ ધુંધુમાર યજ્ઞો કરતાં કરતાં જ ઘરડો થઈ ગયો હતો, છતાં દેવોએ પ્રીતિપૂર્વક આપેલા વરનો ત્યાગ કરીને તે પર્વત-ની તળેટીમાં જ નિદ્રાને પામી ગયો હતો. (પણ યજ્ઞોનું ફળ તેને પ્રાપ્ત થયું ન હતું.)[૩૯] ધૃત-રાષ્ટ્રના મહાબળવાન પુત્રોએ પાંડવોના રાજ્યને છીનવી લીધું હતું, પરંતુ પાંડવોએ દૈવ ઉપર આધાર નહિ રાખીને પોતાના બાહુબળના આશ્રય-થી જ પુનઃ રાજ્યને પાછું લીધું હતું.[૪૦] તપ અને નિયમોથી યુક્ત થયેલા તથા તીક્ષ્ણ વ્રતનું પાલન કરનારા મુનિઓ શું દૈવના બળથી શાપ આપે છે? નહિ, તેઓ કર્મને અનુસરીને જ શાપ

+ કેમ કે પુણ્યનો પાપ વડે નાશ થઈ જાય છે અને પાપનો પુણ્ય વડે નાશ થઈ જાય છે. આ રીતે અન્યોન્યના નાશરૂપ ફળને ઉત્પન્ન કરીને પુણ્ય તથા પાપ ખર્ચાઈ જાય છે, તેથી વધારાના સ્વર્ગરૂપ કે નરકરૂપ ફળને તેઓ આપી શકતાં નથી. પરંતુ પુણ્ય અધિક હોય અને પાપ ઓછું હોય, તો પાપનો નાશ કરીને અવશેષ રહેલું પુણ્ય સ્વર્ગફળને આપે છે. તે જ પ્રમાણે પાપ અધિક હોય અને પુણ્ય ઓછું હોય તો પુણ્યનો નાશ કરીને અવશેષ રહેલું પાપ નરકરૂપ ફળને આપે છે.

× અહીં સુધીના શ્લોકોનો તાત્પર્યાર્થ એ છે કે, દૈવ પુરુષાર્થની અપેક્ષા રાખે છે અને પુરુષાર્થ દૈવની અપેક્ષા રાખે છે. દૈવ વિના પુરુષાર્થ સિદ્ધ થતો નથી અને પુરુષાર્થ વિના દૈવ સિદ્ધ થતું નથી. ક્ષેત્ર હોય પણ બીજ ન હોય તો ધાન્યપાક થાય નહિ, તેમ બીજ હોય પણ ક્ષેત્ર ન હોય તો ધાન્યપાક થઈ શકે નહિ. એ જ ન્યાય દૈવ અને પુરુષાર્થને પણ લાગુ પડે છે.

આપે છે.[૪૧] આ મનુષ્યલોકમાં કોઈ એક પાપી પુરુષને ઐશ્વર્યાદિ દુર્લભ ગુણો પણ દૈવયોગે કદાચિત્ પ્રાપ્ત થાય છે, પરંતુ તેનાં પાપકર્મને લીધે તે ગુણો તેનો ત્યાગ જ કરે છે; કેમ કે લોભ અને મોહને અધીન થયેલા પુરુષની દૈવ પણ રક્ષા કરી શકતું નથી.[૪૨] જેમ અગ્નિ અત્યંત સૂક્ષ્મ હોય છે, તોપણ પવનથી ફૂંકાઈને ઘણો જ મોટો થઈ પડે છે, તેમ દૈવ પણ કર્મથી (પુરુષાર્થથી) જ્યારે યુક્ત થાય છે, ત્યારે સારી પેઠે વૃદ્ધિ પામે છે.[૪૩] જેમ તેલનો નાશ થવાથી દીવો પણ નાશ પામે છે, તેમ કર્મનો ક્ષય થવાથી દૈવ પણ ક્ષીણ થઈ જાય છે.[૪૪] પુરુષ કદાચિત્ દૈવયોગે મહાન ધનસમુદાયને, ભોગવૈભવોને અથવા સ્ત્રીઓને પ્રાપ્ત કરે છે, છતાં તે જો કંઈ પુરુષાર્થ કર્યા વિના જ બેસી રહે છે, તો તે તે પદાર્થોનો ઉપભોગ કરી શકતો નથી; પરંતુ નિત્ય પુરુષાર્થપરાયણ રહેનારો મહાત્મા પુરુષ જ દેવોની રક્ષા તળે રહેલા પાતાળમાંના ખજાનાને પણ પ્રાપ્ત કરી શકે છે. કોઈ એક સત્પુરુષ દ્રવ્યથી રહિત થઈ પડ્યો હોય તોપણ સદાચરણરૂપ તેના પુરુષાર્થના પ્રભાવથી દેવતાઓ તેને ગ્રહણ કરે છે અને તેથી તેને મનુષ્યલોક કરતાં ઉત્તમ એવો દેવલોક પ્રાપ્ત થાય છે; પરંતુ જે મનુષ્યોનાં ઘર પુષ્કળ સમૃદ્ધિથી ભરપૂર હોવા છતાં સદાચરણરૂપ પુરુષાર્થથી રહિત હોય છે, તેમનાં ઘર દેવતાઓને સ્મશાન જેવાં જ લાગે છે.[૪૫,૪૬] આ જીવલોકમાં પુરુષાર્થ નહિ કરનારો મનુષ્ય કોઈ પણ પ્રકારના ફળને પ્રાપ્ત કરી શકતો નથી; કેમ કે એકલું દૈવ મનુષ્યને કોઈ માર્ગ ઉપર લઈ જઈ શકતું નથી અને દૈવમાં તેવું સામર્થ્ય પણ નથી. જેમ કોઈ ગુરુ પોતાના મુખ્ય શિષ્યને પોતે જ્યાં જાય છે ત્યાં લઈ જાય છે, તેમ પોતે કરેલું મુખ્ય કર્મ અથવા પુરુષાર્થ દૈવને પોતે જે સ્થળે હોય છે તે સ્થળે ઘસડી લાવે છે.[૪૭] હે મહામુનિ! વસિષ્ઠ એ પ્રમાણે પુરુષાર્થના ફળનો તત્ત્વદૃષ્ટિથી વિચાર કરીને મેં સર્વ વૃત્તાંત તમને કહ્યો છે.[૪૮] સમ્યક્ પ્રકારે આરંભેલાં લૌકિક કર્મરૂપ પુરુષાર્થ સાથે જ્યારે દૈવનો સહયોગ થાય છે, ત્યારે પુરુષ આ લોકના ફળને પ્રાપ્ત કરે છે અને શાસ્ત્રવિધિથી કરેલાં પારલૌકિક કર્મરૂપ પુરુષાર્થ સાથે જ્યારે દૈવનો સહયોગ થાય છે, ત્યારે પુરુષ સ્વર્ગમાર્ગને પ્રાપ્ત કરે છે.[૪૯]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'દૈવ અને પુરુષાર્થનો નિર્દેશ' નામનો અધ્યાય ૬ઠ્ઠો સમાપ્ત

## अध्याय ७मो

### શુભ કર્મનાં ફળ

॥ युधिष्ठिर उवाच ॥

कर्मणां च समस्तानां शुभानां भरतर्षभ ।
फलानि महतां श्रेष्ठ प्रब्रूहि परिपृच्छतः ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે ભરતશ્રેષ્ઠ! સમગ્ર શુભ કર્મોનાં ફળ કયાં કયાં મળે છે, તે હું તમને પૂછું છું. માટે હે શ્રેષ્ઠ મહાપુરુષ! તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા : હે ભારત! તેં મને જે પ્રશ્ન પૂછ્યો છે, તે ખરેખર ઋષિઓના રહસ્યરૂપ છે. હે યુધિષ્ઠિર! હુ તને કહું છું, તે તુ સાંભળ. મનુષ્ય જે ગતિ મેળવવાની ઘણા લાંબા કાળથી ઇચ્છા કરે છે, તે ગતિને તે મરણ પછી પ્રાપ્ત કરે છે. આ વિષે હું તને કહુ છું.[૨] મનુષ્ય જે જે શરીરથી જે જે કર્મ કરે છે તે તે શરીરથી જ તે તેના તેના ફળને પામે છે.[૩×] તેમ જ જે જે અવ-

× અર્થાત્ સ્વપ્નાવસ્થામાં માનસિક શરીરથી જે કર્મ કરવામાં આવ્યુ હોય તેનું ફળ સ્વપ્નાવસ્થાના માનસિક શરીરથી જ મનુષ્યને ભોગવવુ પડે છે અને જાગ્રત અવસ્થામાં સ્થૂળ શરીરથી જે કર્મ કરવામાં આવ્યુ હોય તેનુ ફળ જાગ્રત અવસ્થાના સ્થૂળ શરીરથી જ મનુષ્યને ભોગવવું પડે છે.

સ્થામાં (એટલે બાલ્ય, યૌવન કે વૃદ્ધાવસ્થામાં અથવા સુખી અવસ્થામાં કે દુ:ખી અવસ્થામાં) મનુષ્ય જે કંઈ શુભ–અશુભ કર્મ કરે છે, તેનું ફળ પ્રત્યેક જન્મની તે તે અવસ્થામાં જ તેને ભોગવવું પડે છે.[૪] પ્રાણી પાંચ ઇંદ્રિયોની સાથે રહીને જે કંઈ કર્મ કરે છે, તેનો કદી નાશ થતો નથી. (અર્થાત્ તે કર્મ કદી નિષ્ફળ થતું નથી. તેનું ફળ અવશ્ય ભોગવવું જ પડે છે.) કેમ કે પાંચ ઇંદ્રિયો અને છઠ્ઠું મન એ પ્રાણીનાં કર્મોનાં નિત્યસાક્ષી રહે છે.[૫] જે પુરુષ પોતાને ત્યાં આવેલા અતિથિ સામે સૌમ્યદૃષ્ટિ કરે છે, તેને માટે મન આપી બનતું કરે છે, તેને સત્ય મધુર વાણીથી સત્કારે છે, તેને માન આપવા માટે સામો જાય છે અને તેને બેસાડીને પોતે સમીપમાં બેસે છે, તે પુરુષ પાંચ પ્રકારની દક્ષિણાવાળો એક જ યજ્ઞ કરે છે, એમ સમજવું.[૬] જે પુરુષ માર્ગમાં મુસાફરી કરીને થાકી ગયેલા અને પૂર્વે કદી નહિ જોયેલા એવા મનુષ્યને ઉત્તમ અન્નનું દાન કરે છે, તે પુરુષને મહાન પુણ્યફળ પ્રાપ્ત થાય છે.[૭] જે વાનપ્રસ્થ મનુષ્યો નિત્ય સ્થંડિલ ઉપર શયન કરે છે અને ચીથરાં તથા વલ્કલ વસ્રો પહેરે છે, તેમને (બીજા જન્મમાં) ઉત્તમ ગૃહો, શયનો, વસ્રો તથા અલંકારો પ્રાપ્ત થાય છે.[૮] જે તપોધન પુરુષ પોતાના ચિત્તને કેવળ યોગમાં જ આસક્ત રાખે છે, તેને ઉત્તમ વાહનો તથા પાલખીઓ વગેરે મળે છે. જે રાજા નિત્ય અગ્નિ પાસે શયન કરે છે, તેને દિવ્ય પરાક્રમ પ્રાપ્ત થાય છે.[૯] મનુષ્ય જો છયે રસોનો ત્યાગ કરે છે તો સૌભાગ્ય મેળવે છે અને માંસનો ત્યાગ કરે છે તો પશુઓ તથા પુત્રોને મેળવે છે.[૧૦] જે ઊંધે મસ્તકે લટકીને અથવા જળમાં બેસીને તપશ્ચર્યા કરે છે તેમ જ નિત્ય બ્રહ્મચર્ય પાળે છે, તેને ઇષ્ટ ગતિ પ્રાપ્ત થાય છે.[૧૧] જે પોતાને ત્યાં આવેલા અતિથિને પગ ધોવાનું જળ, આસન, દીવો, અન્ન અને આશ્રય આ પાંચ પદાર્થો અર્પણ કરે છે, તેને પાંચ પ્રકારની દક્ષિણાઓવાળા યજ્ઞ કર્યાનું ફળ મળે છે.[૧૨] વીરાસન, વીરશય્યા અથવા વીરસ્થાન એ નામથી ઓળખાતા રણક્ષેત્રમાં જઈને જે પુરુષ શત્રુઓને હાથે મરણ પામે છે, તેને અક્ષયલોકની પ્રાપ્તિ થાય છે અને તે લોકોમાં પોતાની ઇચ્છાનુસાર વિહાર કરી શકાય છે.[૧૩] હે પૃથ્વીપતિ ! દાન આપવાથી ધન મેળવી શકાય છે, મૌનવ્રત ધારણ કરવાથી બીજાઓના પર આજ્ઞા કરવાનું સામર્થ્ય મળે છે, તપથી ભોગો મળે છે અને બ્રહ્મચર્યથી આયુષ્ય વધે છે.[૧૪] વળી અહિંસા પાળવાથી રૂપ, ઐશ્વર્ય તથા આરોગ્યરૂપ ફળ પામી શકાય છે, માત્ર ફળ તથા મૂળનો જ આહાર કરવાથી રાજ્યપ્રાપ્તિ થઈ શકે છે અને કેવળ પાંદડાંનો આહાર કરવાથી સ્વર્ગલોકમાં જઈ શકાય છે.[૧૫] હે રાજન્ ! અનશનવ્રત લેનારને સર્વત્ર સુખ મળે છે, માત્ર શાક ખાવાનો નિયમ લેનારને પુષ્કળ ગાયો મળે છે અને માત્ર ઘાસનો આહાર કરનાર મનુષ્ય સ્વર્ગલોકમાં જાય છે.[૧૬] સ્રીસંગનો ત્યાગ કરીને તથા ત્રણ વખત સ્નાન કરીને જે મનુષ્ય કેવળ વાયુનો જ આહાર કરે છે, તેને સંકલ્પસિદ્ધિનો લાભ થાય છે. સત્યથી સ્વર્ગ મળે છે અને યજ્ઞદીક્ષાથી ઉત્તમ કુળ સાંપડે છે.[૧૭] જે સંસ્કારી બ્રાહ્મણ સદાય અવિચ્છિન્ન અગ્નિહોત્ર રાખીને માત્ર જળપાન જ કરે છે અને ગાયત્રીમંત્રનો જપ કર્યા કરે છે, તેને રાજ્ય મળે છે. હિતકારક, નિયમિત તથા પવિત્ર ભોજન કરનારને સ્વર્ગલોક પ્રાપ્ત થાય છે.[૧૮] હે રાજા ! જે પુરુષ બાર વર્ષ સુધી દૂધ વગેરેનો જ આહાર લેવાનું વ્રત લઈને ઉપવાસ કરે છે (અર્થાત્ બ્રાહ્મણ કેવળ દૂધ ઉપર, ક્ષત્રિય કેવળ કાંજી ઉપર અને વૈશ્ય કેવળ

આમિક્ષા ઉપર જ બાર વર્ષ સુધી રહે છે), તેને અથવા જે બાર વર્ષ સુધી કેવળ તીર્થાટન જ કરે છે તેને વીરસ્થાનમાં મરણ પામેલા પુરુષ કરતાં પણ ઉત્તમ ગતિ મળે છે.[૧૯] જે પુરુષ સર્વ વેદનું અધ્યયન કરે છે, તે તત્કાળ દુઃખથી મુક્ત થાય છે. વળી મનનો સંયમ કરી માનસધર્મનું પાલન કરનાર પુરુષ સ્વર્ગલોકને પામે છે.[૨૦] દુષ્ટ બુદ્ધિવાળા પુરુષોને જે દુસ્ત્યજ થઈ પડે છે, પુરુષ ઘરડો થયા છતાં જે ઘરડી થતી નથી અને જે જીવલેણ રોગના જેવી જ છે, તે તૃષ્ણાનો ત્યાગ કરનારા પુરુષ જ સુખ પામે છે.[૨૧] જેમ વાછરડો હજારો ગાયોમાંથી પોતાની માતાને શોધી કાઢે છે, તેમ પૂર્વજન્મમાં કરેલું કર્મ પણ પોતાના કર્તાને ઓળખી કાઢે છે અને તેની પાછળ પાછળ જાય છે.[૨૨] જેમ પુષ્પો તથા ફળો કોઈની પ્રેરણા વિના પોતાના સમયનું ઉલ્લંઘન કરતાં નથી, તેમ પૂર્વે કરેલાં કર્મો પણ પોતાના સમયનું ઉલ્લંઘન કરતાં નથી અને પોતાના કર્તા પાસે હાજર થાય છે.[૨૩] પુરુષ ઘરડો થાય છે ત્યારે તેના કેશ જરી જાય છે, તેના દાંત જરી જાય છે, આંખકાન જરી જાય છે, પણ એક માત્ર તેની તૃષ્ણા જરી જતી નથી.[૨૪] જે પુરુષ અમુક કર્મ કરીને પિતાને પ્રસન્ન કરે છે, તેણે પ્રજાપતિને જ પ્રસન્ન કર્યા છે; જેણે માતાને પ્રસન્ન કરી છે, તેણે પૃથ્વીદેવીનું જ પૂજન કર્યું છે અને જેણે પોતાના ઉપાધ્યાયને પ્રસન્ન કર્યા છે, તેણે સાક્ષાત્ પરબ્રહ્મને જ પૂજ્યા છે.[૨૫] આમ જેણે માતા, પિતા અને પોતાના ઉપાધ્યાય એ ત્રણેનું સન્માન જાળવ્યું છે, તેણે સર્વ ધર્મોનું સન્માન જાળવ્યું છે; પરંતુ જેણે એ ત્રણેનો અનાદર કર્યો છે, તેની સર્વ ક્રિયાઓ નિષ્ફળ છે.[૨૬]

વૈશંપાયન બોલ્યા : ભીષ્મનાં એ વચન સાંભળીને ત્યાં બેઠેલા સર્વ કુરુવંશી મહાપુરુષો વિસ્મયની સાથે મનમાં હર્ષ પામ્યા અને પ્રસન્ન થયા.[૨૭] વળી ભીષ્મપિતામહે કહ્યું કે, 'વેદના મંત્રોનો વૃથા ઉપયોગ કરવાથી જે પાપ લાગે છે, દક્ષિણા વિનાનો સોમયાગ કરવાથી જે પાપ લાગે છે અને મંત્રોચ્ચાર વિના વૃથા અગ્નિહોમ કરવાથી જે પાપ લાગે છે, તે જ પાપ મિથ્યા ભાષણ કરવાથી (અસત્ય બોલવાથી) લાગે છે.[૨૮] એ પ્રમાણે હે વિભુ! વેદમાં જે કહેવામાં આવ્યું છે તે જ મેં તને કહી સંભળાવ્યું છે. તો હવે શુભ તથા અશુભ ફળની પ્રાપ્તિના સંબંધમાં એથી વિશેષ શું સાંભળવાની તને ઇચ્છા છે?[૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'કર્મફલિક ઉપાખ્યાન' નામનો અધ્યાય ૭મો સમાપ્ત

# अध्याय ८मो

## બ્રાહ્મણોની પ્રશંસા

॥ युधिष्ठिर उवाच ॥

के पूज्याः के नमस्कार्याः कान्नमस्यामि भारत।
एतन्मे सर्वमाचक्ष्व येभ्यः स्पृहयसे नृप ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે ભારત! આ જગતમાં કોણ પૂજનીય છે, કોણ નમસ્કાર યોગ્ય છે, મારે કોને નમસ્કાર કરવો, હે રાજા! તમે કોની સ્પૃહા રાખો છો, આ સર્વ મને કહો.[૧] તમે જ્યારે મોટી આપત્તિમાં આવી પડો છો, ત્યારે આ સર્વ મનુષ્યલોકમાંથી કોના પર તમારું મન સ્થિતિ કરે છે અને આ લોકમાં તથા પરલોકમાં હિતકારક કોણ છે, તે મને કહો.[૨]

ભીષ્મ બોલ્યા : જેમને આનંદાત્મા પરબ્રહ્મ ઉત્તમ ધનરૂપ છે, જેમને આત્માનો સાક્ષાત્કાર સ્વર્ગ સમાન છે અને જેમનું સ્વાધ્યાયનું સાધન તપ છે, તે બ્રાહ્મણોની હું સ્પૃહા રાખું છું.[૩] જેમનાં બાળકો અને વૃદ્ધો પોતાના પિતામહથી ચાલી આવેલી ધર્મધુરાને વહન કરે છે, પણ તેમાં લેશમાત્ર દુઃખ માનતા નથી, તે બ્રાહ્મણોની હું સ્પૃહા રાખું છું.[૪] હે તાત! જેઓ વિદ્યાઓ ભણીને

સુશિક્ષિત થયેલા હોય છે, દમગુણને ધારણ કરે છે, મૃદુ વચન બોલે છે, શાસ્ત્ર તથા સદાચરણથી યુક્ત હોય છે, અક્ષરબ્રહ્મને જાણે છે અને જેઓ હંસોના સમૂહની પેઠે સભાઓમાં ભાષણ કરે છે, તે ઉત્તમ બ્રાહ્મણોની મંગલરૂપ, દિવ્ય, સુંદર મેઘની ગર્જના જેવી ગંભીર અને સારી રીતે ઉચ્ચારાયેલી વાણીને હું સાંભળવા ઇચ્છું છું. હે યુધિષ્ઠિર! રાજાઓ આ લોકમાં તથા પરલોકમાં સુખ આપનારી બ્રાહ્મણોની એ વાણીને સાંભળે છે.[૫-૭] જેઓ એ બ્રાહ્મણોની વાણી સાંભળે છે, તેઓ સભામાં સદા સંમાન પામ્યા હોય છે, વિજ્ઞાનવાન હોય છે અને સદ્ગુણસંપન્ન હોય છે. તેમની હું સ્પૃહા કરું છું.[૮] વળી હે યુધિષ્ઠિર! જે પુરુષો સારા સંસ્કારી અને સાવધાન હોઈને બ્રાહ્મણોને તૃપ્ત કરવા માટે તેમને નિરંતર પવિત્ર તથા ગુણકારક અન્ન અર્પણ કરે છે, તેમને પણ હું ચાહું છું; કેમ કે હે રાજન્! રણસંગ્રામમાં યુદ્ધ કરવું શક્ય નથી.[૯,૧૦] હે યુધિષ્ઠિર! આ લોકમાં સેંકડો શૂરો અને વીરો છે; પરંતુ તે સર્વની સંખ્યામાં દાનશૂર પુરુષ પ્રથમ ગણાય છે.[૧૧] હે સૌમ્ય! કદાચ હું એક ક્ષુદ્ર બ્રાહ્મણ તરીકે ઉત્પન્ન થાઉં તો મને ધન્ય માનું; તો પછી કોઈ એક ઉત્તમ કુળમાં જન્મીને ધર્મનિષ્ઠ તથા તપવિદ્યાપરાયણ બ્રાહ્મણ થાઉં, તો હું મારાં અહોભાગ્ય જ માનું. હે પાંડુનંદન! આ જગતમાં મને તારા કરતાં કોઈ પણ વધારે પ્રિય નથી, છતાં હે ભરતશ્રેષ્ઠ! તારા કરતાં પણ મને બ્રાહ્મણો વધારે પ્રિય છે.[૧૨,૧૩] હે કુરુશ્રેષ્ઠ! તારા કરતાં પણ મને બ્રાહ્મણો પ્રિય છે, એ મારું વચન જો સત્ય હોય, તો તેના પ્રભાવથી જે લોકમાં મારા પિતા શાંતનુ ગયા છે, તે લોકમાં હું જાઉં. અરે! મારા પિતા પણ મને બ્રાહ્મણો કરતાં વધારે પ્રિય ન હતા; તેમ જ મારા પિતાના પિતા પણ મને બ્રાહ્મણો કરતાં વધારે પ્રિય નહોતા. વળી મારા બીજા મિત્રો પણ મને બ્રાહ્મણો કરતાં વધારે પ્રિય નથી.[૧૪,૧૫] ઉત્તમ કર્મ કરનારા બ્રાહ્મણોની હું આટલી બધી પ્રશંસા કરું છું, તેમાં નાનું અથવા મોટું અમુક એક ફળ મેળવવાની મને આશા રહી છે, એવું કંઈ છે જ નહિ. માત્ર તેઓ પૂજ્ય છે, એમ માનીને જ હું તેમની પ્રશંસા કરું છું.[૧૬] હે શત્રુતાપન! મન, વચન તથા કર્મથી મેં જે કંઈ બ્રાહ્મણોનું આરાધન કર્યું છે, તેના પ્રભાવથી જ આ સમયે બાણશય્યામાં હું સૂતો છું છતાં મને કંઈ પીડા થતી નથી.[૧૭] લોકો મારા સંબંધમાં કહે છે કે, 'ભીષ્મ બ્રાહ્મણોનો ભક્ત છે' એ સાંભળીને હું ઘણો જ પ્રસન્ન થાઉં છું. સર્વ પવિત્ર વિષયોમાં બ્રાહ્મણોની ભક્તિ જ વધારે પવિત્ર છે, એમ શાસ્ત્રમાં પણ કહેવામાં આવ્યું છે.[૧૮] હે તાત! હું બ્રાહ્મણોનો દાસ છું, તેથી હું જોઈ શકું છું કે, મારે નિર્મળ અને પવિત્ર એવા લોકમાં સત્વર જવાનું છે અને ત્યાં દીર્ઘકાળ પર્યંત નિવાસ કરવાનો છે.[૧૯]

હે યુધિષ્ઠિર! જેમ સ્ત્રીઓને પોતાનો પતિ એ જ પરમ ધર્મ છે, પોતાનો પતિ એ જ દેવ છે અને પોતાનો પતિ એ જ પરમ ગતિરૂપ છે, તેમ ક્ષત્રિયને બ્રાહ્મણ એ જ પરમ ધર્મ છે, બ્રાહ્મણ એ જ પરમ દેવ છે અને બ્રાહ્મણ જ પરમગતિરૂપ છે[૨૦] એક ક્ષત્રિય સો વર્ષની વયનો હોય અને એક ઉત્તમ બ્રાહ્મણ માત્ર દશ વર્ષની વયનો હોય, તોપણ તે બ્રાહ્મણ ક્ષત્રિયનો પિતા ગણાય છે અને પેલો ક્ષત્રિય બ્રાહ્મણનો પુત્ર ગણાય છે; કેમ કે તે બન્નેમાં બ્રાહ્મણનું ગૌરવ અધિક છે.[૨૧] જેમ એક સ્ત્રી પોતાનો પતિ ન હોય ત્યારે પોતાના દિયરને પતિ (પાલક) કરે છે, તેમ પૃથ્વી પણ બ્રાહ્મણ ન મળે ત્યારે જ ક્ષત્રિયને પોતાનો પતિ કરે છે.[૨૨] માટે હે કુરુશ્રેષ્ઠ! બ્રાહ્મણોનું પુત્રોની પેઠે રક્ષણ કરવું, ગુરુઓની પેઠે ઉપાસન કરવું અને અગ્નિની

પેઠે પૂજન કરવું.[૨૩] બ્રાહ્મણો સરળ સ્વભાવના હોય છે, સજ્જન હોય છે, સત્યશીલ હોય છે અને પ્રાણીમાત્રનું હિત કરવામાં તત્પર હોય છે, પણ તેઓ ક્રોધાયમાન થાય છે, ત્યારે તેઓ ઝેરી સર્પના જેવા ઉગ્ર થઈ પડે છે. માટે તેમની તો સદાય સેવા જ કરવી.[૨૪] હે યુધિષ્ઠિર! તપ અને તેજ એ બન્નેથી નિત્ય ભયભીત રહેવું, અને તેજનો તથા તપનો દૂરથી જ પરિત્યાગ કરવો.[૨૫] તપ અને તેજ એ બન્નેનું ફળ ઘણું જ તીવ્ર હોય છે. હે મહારાજ! તપસ્વી બ્રાહ્મણો જ્યારે ક્રોધાયમાન થાય છે, ત્યારે તેઓ સામાનો સંહાર કરી નાખે છે.[૨૬] આ રીતે તપ અને તેજ ઘણાંજ પ્રખર છે; તોપણ જ્યારે કોઈ ક્ષમાશીલ બ્રાહ્મણ સામે તે બન્નેનો ઉપયોગ કરવામાં આવે છે, ત્યારે ઊલટો તે બન્નેનો જ નાશ થાય છે. હવે તપનો તથા તેજનો અન્યોન્ય સામે પ્રયોગ કરવામાં આવે છે, ત્યારે પણ તેઓ અન્યોન્યનો નાશ તો કરે જ છે; પરંતુ તેજનો સમૂળગો નાશ થઈ જાય છે અને તપનો કંઈક ભાગ અવશેષ રહે છે.*[૨૭] જેમ એક ગોવાળ હાથમાં લાકડી લઈને ગાયોનું નિત્ય રક્ષણ કરે છે, તેમ ક્ષત્રિયે પણ બ્રાહ્મણોનું તથા વેદનું નિત્ય રક્ષણ કરવું.[૨૮] હે રાજા! પિતા જેમ પુત્રોની રક્ષા કરે છે, તેમ તારે પણ ધર્મપરાયણ બ્રાહ્મણોની રક્ષા કરવી અને તેમના ઘરમાં આજીવિકાનાં સાધનો છે કે નહિ તેને માટે તપાસ રાખ્યા કરવી.[૨૯]

* આ શ્લોકનો ભાવાર્થ એ છે કે, બ્રાહ્મણમા તપોબળ રહેલું છે અને ક્ષત્રિયમા તેજોબળ રહેલુ છે. આ બન્ને પ્રકારના બળનો કોઈ ક્ષમાશીલ બ્રાહ્મણ સામે ઉપયોગ કરવામાં આવે છે, ત્યારે તે બ્રાહ્મણને તેમની કંઈ અસર થતી નથી, પણ ઊલટો તે બન્નેનો નાશ થઈ જાય છે જે સમયે બ્રાહ્મણનું તપોબળ ક્ષત્રિય સામે ધમે છે અને ક્ષત્રિયનું તેજોબળ બ્રાહ્મણ સામે ધસે છે, ત્યારે બ્રાહ્મણનું તપોબળ ક્ષત્રિયનો સમૂળગો નાશ કરી નાખે છે, પણ ક્ષત્રિયનું તેજોબળ બ્રાહ્મણનો સંપૂર્ણ નાશ કરી શકતું નથી.

# अध्याय ९ मो

## શિયાળ અને વાનરનો સંવાદ

युधिष्ठिर उवाच ॥

**ब्राह्मणानां तु ये लोकाः प्रतिश्रुत्य पितामह ।**
**न प्रयच्छंति मोहात्ते के भवंति महाद्युते ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે મહાતેજસ્વી પિતામહ! જે લોકો બ્રાહ્મણોને દાન આપવાનો પ્રથમ સંકલ્પ કરીને પછીથી મોહને લીધે આપતા નથી, તેઓ કઈ જાતિમાં અવતરે છે?[૧] હે ધાર્મિકશ્રેષ્ઠ પિતામહ! જે દુરાત્માઓ દાન આપવાની પ્રતિજ્ઞા કરીને પણ તેનું પાલન કરતા નથી, તેમની શી ગતિ થાય છે, તે ધર્મ મને યથાર્થ રીતે કહો.[૨]

ભીષ્મ બોલ્યા : જે પુરુષ દાન આપવાનો સંકલ્પ કરે છે અને પછી થોડુંઘણું પણ દાન આપતો નથી, તે પુરુષની સર્વ આશાઓ નષ્ટ થાય છે. નપુંસકને જેમ પ્રજારૂપી ફળ મળતું નથી, તેમ તે પુરુષ ને આશાનું ફળ મળતું નથી.[૩] હે ભારત! હે ભરતશ્રેષ્ઠ! એ જીવ જે રાત્રિએ જન્મે છે અને જે રાત્રિએ વિનાશ પામે છે, તે સમયની વચ્ચે તેણે જે કંઈ પુણ્ય કર્યું હોય છે, હોમ કર્યો હોય છે, દાન આપ્યું હોય છે, અથવા તપ તપ્યું હોય છે, તે સર્વ તેનું નાશ પામે છે.[૪,૫] આમ, હે ભરતશ્રેષ્ઠ! ધર્મશાસ્ત્રને જાણનારા વિદ્વાનો પોતાની યુક્તિયુક્ત બુદ્ધિથી વિચાર કરીને આ વચન કહે છે.[૬] વળી ધર્મશાસ્ત્રને જાણનારા વિદ્વાનો આવાઓ માટે આવું પ્રાયશ્ચિત્ત પણ કહે છે કે, 'તેવા પુરુષે શ્યામવર્ણના કાનવાળા એક હજાર ઘોડાઓનું દાન આપીને તે પાપમાંથી મુક્ત થવું.*[૭] હે

* કહેવાનો ભાવ એ છે કે, શ્યામરંગના કાનવાળા એક હજાર ઘોડાઓ મળવા અશક્ય છે, તેથી તે પાપમાંથી છૂટવું પણ અશક્ય છે.

ભારત! આ સંબંધમાં એક શિયાળ અને વાનરના સંવાદરૂપ પુરાતની ઈતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૮]

હે શત્રુતાપન રાજા! એક શિયાળ હતો અને એક વાનર હતો. તે બન્ને જણા પ્રથમ મનુષ્યજન્મમાં એકબીજાના મિત્ર હતા; પરંતુ પાછળથી શિયાળની તથા વાનરની યોનિમાં ઉત્પન્ન થયા હતા.[૯] એક સમયે શ્મશાનમાં મુડદાંઓનું ભક્ષણ કરી રહેલા શિયાળને જોઈને વાનરને પોતાના પૂર્વજન્મનું સ્મરણ થઈ આવ્યું અને તે બોલ્યો:[૧૦] 'તેં પૂર્વજન્મમાં એવું શું દારુણ કર્મ કર્યું છે કે, તેથી તું આ જન્મમાં શ્મશાનમાં સડી ગયેલાં, નિંદિત અને દુર્ગંધવાળાં મુડદાંઓનું ભક્ષણ કરે છે?'[૧૧] વાનરે એ પ્રમાણે કહ્યું એટલે શિયાળે તેને ઉત્તર આપ્યો: 'મેં પૂર્વજન્મમાં દાન આપવાનો સંકલ્પ કર્યા છતાં બ્રાહ્મણોને દાન આપ્યું નહોતું.[૧૨] તેથી હે વાનર! હું આ પાપી યોનિમાં અવતર્યો છું અને આ સમયે હું ભૂખ્યો થયો છું, માટે આવા દુર્ગંધવાળા ભક્ષ્યનું ભક્ષણ કરું છું.'[૧૩]

ભીષ્મ બોલ્યા: હે મહાપુરુષ! તે પછી શિયાળે વાનરને પ્રશ્ન કર્યો કે, 'તેં એવું કયું પાપ કર્યું છે કે, તેથી તું વાનર થયો છે?'[૧૪]

વાનર બોલ્યો: હું બ્રાહ્મણોનાં ફળનું સદાય ભક્ષણ કરી જતો હતો, તેથી આ જન્મમાં હું વાનર થયો છું; માટે પ્રત્યેક સમજુ મનુષ્યે બ્રાહ્મણના દ્રવ્યનું કદી હરણ કરવું નહિ. વળી બ્રાહ્મણો સાથે વાદવિવાદ કર્યા વિના તેમને જે દાન આપવાની પ્રતિજ્ઞા કરી હોય તે આપી દેવું.[૧૫]

ભીષ્મ બોલ્યા: હે રાજન્! એક ધર્મવેત્તા બ્રાહ્મણ મેં કહેલી આ પુરાતની કથા કહેતો હતો અને એ મેં તેની પાસેથી સાંભળી છે.[૧૬] તેમ જ હે પૃથ્વીનાથ! હે પાંડવ! પૂર્વે શ્રીકૃષ્ણ એક બ્રાહ્મણને આ કથા કહેતા હતા, ત્યારે તેમની પાસેથી પણ મેં આ ઇતિહાસનું શ્રવણ કર્યું છે.[૧૭] બ્રાહ્મણો બાળક હોય, દરિદ્રી હોય કે કૃપણ હોય તોપણ તેમની અવગણના કરવી નહિ; તેઓ નિત્ય ક્ષમા કરવા યોગ્ય જ છે. તેથી તેમના દ્રવ્યનું પણ હરણ કરવું નહિ. પોતે જે દાન આપવાની પ્રતિજ્ઞા કરી હોય, તે દાન બ્રાહ્મણોને આપવું જ જોઈએ. તેમની આશાનો કદી ભંગ કરવો જ નહિ, એમ મને અનેક બ્રાહ્મણો નિત્ય કહેતા હતા. હે પૃથ્વીપતિ! પ્રથમની આશાથી ભ્રષ્ટ થયેલો બ્રાહ્મણ પ્રદીપ્ત અગ્નિના જેવું સ્વરૂપ ધારણ કરે છે એમ કહેવાય છે. આમ હે રાજન્! પૂર્વની આશા ભાંગી પડવાથી બ્રાહ્મણ અત્યંત ક્રોધે ભરાય છે. અગ્નિ જેમ સૂકા ઘાસને બાળીને ભસ્મ કરી નાખે છે, તેમ તે બ્રાહ્મણ જેની સામે દૃષ્ટિ કરે છે તેને નિઃશેષ ખાખ કરી દે છે.[૧૮-૨૧] પરંતુ હે ભારત! તે જ બ્રાહ્મણને પ્રસન્ન કરવામાં આવે છે અને પછી જ્યારે તે પોતાના આશીર્વચનથી અભિનંદન આપે છે, ત્યારે તે ખરેખર એક વૈદ્યના જેવો જ ગુણકારક થઈ પડે છે.[૨૨] અરે! તે બ્રાહ્મણ પુત્રો, પૌત્રો, પશુઓ, બાંધવો, મિત્રો, નગર અને આખા દેશને ક્ષેમકુશળ કરી દઈને પોષણદાતા થઈ પડે છે.[૨૩] આ પૃથ્વી ઉપર બ્રાહ્મણોનું હજાર કિરણોવાળા સૂર્યના જેવું જ ઉત્તમ તેજ જોવામાં આવે છે.[૨૪] માટે હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર! પોતાને ઉત્તમ જાતિ પ્રાપ્ત થાય એવી જો ઇચ્છા હોય તો પોતે જે વસ્તુનું દાન કરવાની પ્રતિજ્ઞા કરી હોય, તે વસ્તુનું બ્રાહ્મણને દાન આપી જ દેવું.[૨૫] કેમ કે બ્રાહ્મણોને દાન આપવાથી અવશ્ય સર્વોત્તમ સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય છે, કારણ કે દાન એ મોટી ક્રિયા છે.[૨૬] આ મનુષ્યલોકમાં જે કંઈ દાન આપવામાં આવે છે,

તેને લીધે દેવતાઓ તથા પિતૃઓ જીવી રહ્યા છે; માટે વિદ્વાન પુરુષે બ્રાહ્મણોને દાન આપવાં જ જોઈએ.[૨૭] હે ભરતશ્રેષ્ઠ! બ્રાહ્મણ એ એક મોટું તીર્થ કહેવાય છે. માટે ક્યારેય બ્રાહ્મણને પૂજા-સત્કાર વિના પાછો જવા દેવો નહિ.[૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ-પર્વમાં 'શૃગાલ અને વાનરનો સંવાદ' નામનો અધ્યાય ૯ મો સમાપ્ત

## अध्याय १० मो

### કુપાત્રને ઉપદેશ આપ્યાનું પરિણામ

॥ युधिष्ठिर उवाच ॥

मित्रसौहार्दयोगेन उपदेशं करोति यः ।
जात्याधमस्य राजर्षे दोपस्तस्य भवेन्न वा ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે રાજર્ષિ! કોઈ એક પુરુષ જો હીનજાતિના મનુષ્યને તેના પરના મિત્ર-ભાવથી અથવા સ્નેહથી ઉપદેશ કરે, તો તેને દોષ લાગે કે નહિ,[૧] એ વિષે હું જાણવા ઇચ્છું છું. માટે હે પિતામહ! તમે તેનું યથાર્થ નિરૂપણ કરો; કેમ કે ધર્મની ગતિ સૂક્ષ્મ છે અને મનુષ્યો તેમાં મોહ પામી જાય છે.[૨]

ભીષ્મ બોલ્યા : હે રાજન્! પૂર્વે આ વિષયમાં જ કેટલાએક ઋષિઓ વાતચીત કરતા હતા. તે સમયે મેં જે પ્રમાણે સાંભળ્યું છે તે પ્રમાણે જ હું તને અનુક્રમથી કહું છું તે તું સાંભળ.[૩] હીનજાતિના કોઈ પણ મનુષ્યને ઉપદેશ આપવો નહિ, કેમ કે તેવા મનુષ્યને ઉપદેશ આપવાથી ઉપાધ્યાયને (ઉપદેશ આપનારને) મહાન દોષ લાગે છે.[૪] હે ભરતશ્રેષ્ઠ રાજન્! હે યુધિષ્ઠિરરાજ! પૂર્વે એક હીનજાતિના મનુષ્યને ઉપદેશ આપવાથી એક બ્રાહ્મણને કેવું ફળ મળ્યું હતું, તે હું તને દૃષ્ટાંત તરીકે કહું છું, સાંભળ.[૫]

એ વૃત્તાંત હિમાલયની સમીપ આવેલા બ્રહ્માશ્રમપદ નામના સ્થાનમાં બન્યું છે. તે સ્થળે એક પવિત્ર આશ્રમ હતો, અને તેમાં અનેક પ્રકારનાં વૃક્ષોની મોટી ઝાડી હતી. જાતજાતના ઘાસના જથ્થાઓ તથા અનેક જાતની લતાઓથી તે વ્યાપ્ત હતો અને મૃગો તથા પક્ષીઓ તેનું સેવન કરી રહ્યાં હતાં. ત્યાં સિદ્ધો તથા ચારણો રહેતા હતા. તેનો દેખાવ ઘણો રમણીય હતો અને તેનાં ઉદ્યાનો પુષ્પથી ભરપૂર હતાં. અનેક વ્રતધારી તાપસો તેનું સેવન કરતા હતા અને મહાભાગ્યશાળી તથા સૂર્યને અગ્નિ સમાન તેજસ્વી બ્રાહ્મણો ત્યાં વસતા હતા.[૬-૮] હે ભરતશ્રેષ્ઠ! તે આશ્રમ નિયમ તથા વ્રતને ધારણ કરનાર અનેક તપસ્વીઓથી વ્યાપ્ત હતો અને નિયમિત આહાર કરનારા તથા કૃતકૃત્ય થયેલા દીક્ષિત બ્રાહ્મણો ત્યાં નિવાસ કરતા હતા.[૯] હે ભરતોત્તમ! અનેક વાલખિલ્ય મુનિઓ તથા યતિઓ તે આશ્રમનું સેવન કરતા હતા અને તપ તથા અધ્યયનની ગર્જનાથી તે આશ્રમ ગાજી રહ્યો હતો.[૧૦]

એક સમયે કોઈ દયાળુ શૂદ્ર ઘણા જ ઉત્સાહથી તે આશ્રમમાં આવ્યો, એટલે સર્વ તપસ્વીઓએ તેનો આદરસત્કાર કર્યો.[૧૧] હે ભારત! તે શૂદ્ર દેવ જેવા તે મહાતેજસ્વી મુનિગણોને જુદી જુદી અનેક દીક્ષાઓને ધારણ કરી રહેલા જોઈને ઘણો જ પ્રસન્ન થયો.[૧૨] આથી તેને પોતાને પણ તેવું તપ કરવાની મનમાં ઇચ્છા થઈ. પછી હે ભારત! તે શૂદ્રે કુલપતિના× ચરણમાં પડીને કહ્યું: 'હે બ્રાહ્મણવર! આપની કૃપાથી મને ધર્મ સંપાદન કરવાની ઇચ્છા થઈ છે; માટે હે ભગવન્! તમે વિધિપૂર્વક મારાં પોતાનાં કર્મોનો ત્યાગ કરાવી મને દીક્ષા આપો. હે ભગવન્! હું નીચ વર્ણનો છું અને મારી જાતિ શૂદ્રની છે, તોપણ હે સત્પુરુષ! હું તમારી સેવા કરવા માટે

× આચાર્ય દશ હજાર શિષ્યોનો ગુરુ હોય તેને 'કુલપતિ' કહે છે.

ઇચ્છું છું અને તમારે શરણે આવ્યો છું, માટે તમે મારા પર પ્રસન્ન થાઓ.[૧૩-૧૫]

કુલપતિ બોલ્યા: શૂદ્રજાતિનો કોઈ પણ પુરુષ સંન્યાસીનો વેષ ધારણ કરીને અહીં રહી શકે તેમ નથી, છતાં જો તારો અહીં રહેવાનો વિચાર હોય, તો તું અહીં સેવાપરાયણ થઈને રહે.[૧૬] સેવા કરવાથી તને ઉત્તમ લોકની પ્રાપ્તિ થશે, એમાં કંઈ સંશય નથી.[૧૭]

ભીષ્મ બોલ્યા: મુનિએ એ પ્રમાણે કહ્યું એટલે તે શૂદ્રે મનમાં વિચાર કર્યો કે, 'હવે મારે શું કરવું? મને તો ધર્મ કરવાની જ પરમ શ્રદ્ધા ઉત્પન્ન થઈ છે.[૧૮] હું મારા આત્માનું જ કલ્યાણ કરીશ. ભલે લોક આ જાણે.' એમ કહીને તે ચાલતો થયો અને આશ્રમથી કેટલેક દૂર જઈને તેણે એક પર્ણકુટી બાંધી.[૧૯] તેમાં તેણે પૂજા માટે એક વેદિકા તૈયાર કરી. શયન માટે ભૂમિ તૈયાર કરી અને જુદાં જુદાં દેવસ્થાનકોની પણ સ્થાપના કરી. પછી હે ભરતશ્રેષ્ઠ! તે શૂદ્રે બરાબર નિયમમાં રહીને મુનિવૃત્તિનું આચરણ કરવા માંડ્યું. તેણે ત્રણે વખત સ્નાન કરવા માંડ્યું, નિયમો પાળવા માંડ્યા, દેવસ્થાનોમાં બલિદાનો મૂકવા માંડ્યાં અને હવનહોમ કરીને દેવતાનું પૂજન પણ કરવા માંડ્યું.[૨૦,૨૧] તે શૂદ્ર સંકલ્પિત કરેલા નિયમ પ્રમાણે ફળનો આહાર કરવા લાગ્યો અને જિતેંદ્રિય થયો. વળી પોતાની પાડોશમાં રહેલી ઔષધિઓ વડે તથા ફળો વડે સમયાનુસાર આવેલા અતિથિઓનું તે નિત્ય પૂજન કરવા લાગ્યો. એમ કરતાં કરતાં તેનો ઘણો જ લાંબો સમય વીતી ગયો.[૨૨,૨૩]

હવે એક સમયે કોઈ એક મુનિ તે શૂદ્રને મળવા માટે તેના આશ્રમમાં આવ્યા, એટલે પેલા શૂદ્રે તે ઋષિની વિધિસર તથા સ્વાગતપૂર્વક પૂજા કરી અને તેમને સંતુષ્ટ કર્યા.[૨૪] પછી તે મહાતેજસ્વી, ધર્માત્મા અને તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારા ઋષિએ અનુકૂળ વાતો કરી અને તે પોતે જ્યાંથી આવ્યા હતા ત્યાં ચાલ્યા ગયા,[૨૫] પરંતુ હે ભરતશ્રેષ્ઠ! તે દિવસથી આરંભીને તે ઋષિ અનેક વખત પેલા શૂદ્રને મળવા માટે તેના આશ્રમમાં આવતા હતા.[૨૬] હવે હે ભરતશ્રેષ્ઠ! એક દિવસ પેલા શૂદ્રે તે તપસ્વીને કહ્યું કે, 'મારે પિતૃકાર્ય કરવાનું છે; તેમાં તમે મારા પર અનુગ્રહ કરો.'[૨૭] એટલે હે ભરતોત્તમ! પેલા બ્રાહ્મણે 'બહુ સારું' કહીને પોતાની સંમતિ આપી. તુરત જ તે શૂદ્રે બરાબર પવિત્ર થઈને ઋષિને પાદ્ય અર્પણ કર્યું.[૨૮] પછી હે ભરતવર! તેણે દર્ભ, વનની ઔષધિઓ, પવિત્ર આસન તથા બૃસી (દર્ભાસન) વગેરે આણી આપ્યાં.[૨૯] તે સમયે એ શૂદ્રે બૃસીને દક્ષિણ દિશામાં બિછાવી હતી અને તેના દર્ભનો અગ્રભાગ પશ્ચિમ તરફ હતો. આમ વિધિ વિરુદ્ધ પાથરેલી એ બૃસીને જોઈને ઋષિએ તે શૂદ્રને કહ્યું: 'આ બૃસીનો અગ્રભાગ પૂર્વ દિશા તરફ રાખ અને તું પવિત્ર થઈને ઉત્તર દિશા તરફ મુખ રાખી બેસ.' એટલે પેલા શૂદ્રે ઋષિએ જે કંઈ કહ્યું હતું તે પ્રમાણે જ બધું કર્યું. પછી તે બુદ્ધિમાન શૂદ્રે દર્ભ, અર્ધ્ય અને હવ્ય તથા કવ્યનો સંપૂર્ણ વિધિ પેલા તપસ્વીએ જે પ્રમાણે બતાવ્યો હતો તે પ્રમાણે કર્યો.[૩૦-૩૨] એ રીતે ઋષિએ પિતૃનું કાર્ય કરાવ્યું. તે જ્યારે સમાપ્ત થયું, ત્યારે ધર્મમાર્ગમાં સ્થિર રહેનારા તે શૂદ્રે ઋષિને જવાની સંમતિ આપી, એટલે તે પોતાને સ્થાનકે ગયા. પછી તે શૂદ્ર તાપસ ઘણા કાળ પર્યંત તપશ્ચર્યા કરતાં કરતાં તે વનમાં જ મરણ પામ્યો. વિધિપૂર્વક પિતૃકાર્ય કર્યાના પુણ્યથી તે એક મોટા રાજાના વંશમાં મહાતેજસ્વી રાજકુમાર તરીકે ઉત્પન્ન થયો.[૩૩-૩૫] હે તાત! તે જ પ્રમાણે પેલો પિતૃકાર્ય કરાવનાર ઋષિ પણ અમુક સમય

પછી મરણ પામ્યો.[૩૬] હે ભરતશ્રેષ્ઠ! તે ત્યાં એક પુરોહિતના કુળમાં બાળગુરૂપે જન્મ પામ્યો. આ રીતે તે શૂદ્ર અને તે મુનિ એક જ સ્થળે જુદી જુદી જાતિમાં ઉત્પન્ન થયા.[૩૭] તે હવે બન્ને અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યા અને સર્વ વિદ્યાઓમાં ઘણા કુશળ થયા. પેલો ઋષિ અથર્વવેદમાં તથા ઋગ્વેદ આદિ ત્રણે વેદોમાં પ્રવીણ થયો અને સૂત્રોક્ત યજ્ઞપ્રયોગમાં તથા જ્યોતિઃશાસ્ત્રમાં પણ પારંગત થયો.[૩૮] વળી તેને સાંખ્યશાસ્ત્ર ઉપર ઘણી જ પ્રીતિ વધવા લાગી. બીજી તરફ પેલા રાજકુમારનો પિતા મરણ પામ્યો, ત્યારે સર્વ પ્રધાનમંડળે દેહશુદ્ધિ–આદિ શૌચક્રિયાઓ કરાવીને એ રાજપુત્રનો રાજ્યાભિષેક કર્યો. આમ તે રાજપુત્ર પોતે રાજા થયો, એટલે પછી તેણે તુરત જ પેલા ઋષિનો પોતાના પુરોહિત-તરીકે અભિષેક કર્યો.[૩૯,૪૦] હે ભરતશ્રેષ્ઠ! એ પ્રમાણે તેને પુરોહિત કરીને તે રાજા સુખેથી રહેવા લાગ્યો અને ધર્મપૂર્વક પ્રજાનું પાલન કરીને રાજ્યશાસન ચલાવવા લાગ્યો.[૪૧] પણ તે રાજા પુણ્યાહવાચનના સમયે તથા ધર્મકાર્યના સમયે પેલા પુરોહિતને જોઈને નિત્ય મલકીને મોટેથી હસી પડતો.[૪૨] આમ હે રાજન્! એ રાજા પુરોહિતને જોઈને અનેક વખત હસતો હતો. હવે તે રાજા પુરોહિતને જોઈને સતત હસ્યા કરતો હતો, તે જાણીને પુરોહિતને એક દિવસ ઘણો જ ક્રોધ ચઢ્યો. એવામાં તે પુરોહિતને રાજાનો એકાંતમાં ભેટો થયો. હે ભરતશ્રેષ્ઠ! તે પુરોહિતે પ્રથમ તો રાજાને કેટલીએક અનુકૂળ કથાથી પ્રસન્ન કર્યો. પછી તેણે એ નરેંદ્રને કહ્યુઃ 'હે મહાતેજસ્વી રાજા! તમે મને એક વર આપો, એમ હું ઇચ્છું છું.'[૪૩-૪૬]

રાજા બોલ્યો: હે બ્રાહ્મણોત્તમ! અરે! તમને એક શું પણ સો વર આપવા માટે હું તૈયાર છું. મને તમારા પર સ્નેહ છે અને તમારા તરફ ઘણું જ માન છે; તેથી તમને નહિ આપવા જેવું મારી પાસે કંઈ છે જ નહિ.[૪૭]

પુરોહિત બોલ્યો: હે રાજા! તમે મારા પર પ્રસન્ન હો, તો માત્ર એક જ વર માગવાની મને ઇચ્છા છે. તે એ જ કે, હું તમને પૂછું તેનો તમારે સત્ય ઉત્તર આપવો પણ અસત્ય નહિ, એવી તમારે પ્રતિજ્ઞા કરવી.[૪૮]

ભીષ્મ બોલ્યા: હે યુધિષ્ઠિર! રાજાએ તેને ઉત્તર આપ્યો કે, 'ભલે જે વિષયને હું જાણતો હોઈશ, તે વિષયમાં હું સત્ય જ કહી શકીશ; પણ જે હું જાણતો હોઈશ નહિ, તે હું કહી શકીશ નહિ.'

પુરોહિત બોલ્યો: નિત્ય પુણ્યાહવાચનના સમયે તથા શાંતિ, હોમ આદિ ધર્મકાર્યોના સમયે તમે મને જોઈને શા માટે સતત હસો છો?[૪૯,૫૦] તમને હસતા જોઈને મારું મન ઘણું જ શરમાઈ જાય છે. માટે હે રાજન્! હું તમને સોગંદ આપીને કહું છું કે, તમારે અસત્ય બોલવું યોગ્ય નથી.[૫૧] તમે નિત્ય હસ્યા કરો છો, તેમાં કોઈ ખાસ કારણ હોવું જ જોઈએ; કેમકે તમારું હાસ્ય કારણ વિનાનું હોય જ નહિ. મને આ બાબતમાં ભારે કુતૂહલ થયું છે, તો તમે મને સાચું કારણ કહો.[૫૨]

રાજા બોલ્યો: હે વિપ્ર! તમે મને આ પ્રમાણે કહો છો, તેથી મારે નહિ કહેવા યોગ્ય હોય તે પણ અવશ્ય કહેવું જોઈએ. હે દ્વિજ! તમે એકચિત્ત થઈને તે સાંભળો.[૫૩] હે ઉત્તમ બ્રાહ્મણ! મને આપણા બન્નેના પૂર્વજન્મનું સ્મરણ છે, માટે હે બ્રહ્મન્! હું તમને આપણા પૂર્વજન્મનું વૃત્તાંત કહું છું, તે તમે એકાગ્રચિત્તે સાંભળો.[૫૪] હે દ્વિજશ્રેષ્ઠ! પૂર્વજન્મમાં હું એક શૂદ્ર હતો, અને મોટી તપશ્ચર્યા કરનારો એક તાપસ થયો હતો. તે સમયે તમે પણ ઘણું જ ઉગ્ર તપ કરનારા એક

ઋષિ હતા.[55] હે નિર્દોષ બ્રાહ્મણ! મારા પર પ્રસન્ન થઈને તમે મારો અનુગ્રહ કરવાની બુદ્ધિથી મને પિતૃકાર્ય કરવાનો તે વેળા ઉપદેશ આપ્યો હતો.[56] વળી હે મહામુનિ! દર્ભના આસનના સંબંધમાં, દર્ભોના સંબંધમાં અને હવ્ય તથા કવ્યના સંબંધમાં પણ મને ઉપદેશ આપીને તમે મારી પાસે પિતૃકર્મ કરાવ્યું હતું. તે કર્મના દોષથી તમે આ જન્મમાં પુરોહિત થયા છો.[57] તેથી હે વિપ્રેંદ્ર! હું રાજા થયો છું. જુઓ કાળની ગતિનો આ કેવો વિપર્યાસ છે! તમે મને ઉપદેશ આપ્યો, તેનું તમે આ ફળ મેળવ્યું![58] હે બ્રહ્મન્! આ કારણથી જ હું તમને હસું છું. હે દ્વિજશ્રેષ્ઠ! તમારું અપમાન કરવાની ઇચ્છાથી હું તમને હસતો નથી; કેમ કે હે બ્રહ્મન્! તમે મારા ગુરુ છો.[59] આ વિપરીતતા જોઈને મને તો ઊલટો શોક થાય છે અને તેને લીધે મારું મન તપ્યા કરે છે, છતાં મને પૂર્વજન્મનું સ્મરણ થઈ આવે છે, તેથી તમને જોઈને હું હસું છું.[60] ખરેખર, તમારું ઉગ્ર તપ મને ઉપદેશ કરવાથી જ આ પ્રમાણે નાશ પામ્યું છે, માટે હજી પણ તમે પુરોહિતપદનો ત્યાગ કરીને પુનર્જન્મને માટે પ્રયત્ન કરો.[61] હે દ્વિજ! તમે આ પુરોહિતના કરતાં પણ બીજી અધમ યોનિમાં હવે ન જાઓ. હે વિપ્ર! તમે આ દ્રવ્ય ગ્રહણ કરો. હે સત્તમ! તમે પુણ્યકર્મ કરીને તમારા આત્માને પવિત્ર કરો.

ભીષ્મ બોલ્યા: એમ કહીને રાજાએ તે બ્રાહ્મણને રજા આપી, એટલે તે બ્રાહ્મણે પણ અનેક પ્રકારનાં દાનો આપવા માંડ્યાં. તેણે પોતાનું ધન, પૃથ્વી, ગામડાં વગેરે બધું બ્રાહ્મણોને આપી દીધું અને બ્રાહ્મણોના કહેવા પ્રમાણે કૃચ્છ્રચાંદ્રાયણ આદિ વ્રતો કર્યાં અને તીર્થોમાં જઈને વિવિધ પ્રકારનાં દાન આપ્યાં. વળી તેણે બ્રાહ્મણોને ગાયોનાં દાન આપ્યાં. છેવટે તે પવિત્ર ચરિત્રવાળો બ્રાહ્મણ જિતેંદ્રિય થઈને ફરી તેજ આશ્રમમાં ગયો અને ત્યાં મહાન તપ કરવા લાગ્યો. પછી હે રાજન્! એ બ્રાહ્મણ પરમ સિદ્ધિને પામ્યો અને આશ્રમમાં વસનારા સર્વ મુનિઓમાં માન્ય થઈ પડ્યો.[62-66] હે ઉત્તમ રાજા! એ પ્રમાણે તે ઋષિ શૂદ્રને ઉપદેશ કરવાથી મહાન કષ્ટને પામ્યો હતો; માટે બ્રાહ્મણે નીચવર્ણના મનુષ્યોને તેવા પ્રકારનો ઉપદેશ આપવો જ નહિ.[67] હે રાજન્! બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણો 'દ્વિજાતિ' કહેવાય છે; માટે તેમને ઉપદેશ આપવાથી બ્રાહ્મણને દોષ લાગતો નથી. આ કારણે સત્પુરુષોએ કોઈની પાસે કંઈ પણ (ઉપદેશ સંબંધી) બોલવું નહિ; કેમ કે ધર્મની ગતિ સૂક્ષ્મ છે અને અસંસ્કારી પુરુષો મહાપ્રયત્નથી જ તેને જાણી શકે છે.[68,69] માટે જ મુનિઓ મૌનવ્રત ધારણ કરીને દીક્ષા ધારણ કરે છે અને કોઈના તરફથી આદરસત્કાર પામે છે તોપણ રખે કાંઈ ભૂંડું બોલાઈ જાય એવા ભયથી કંઈ બોલતા નથી;[70] કેમ કે ગુણસંપન્ન અને સત્ય તથા સરળતાથી યુક્ત એવા ધાર્મિક પુરુષો પણ દુષ્ટ વાણી બોલવાથી પાપના ભોક્તા થાય છે.[71] માટે જેવાતેવા કોઈ પણ પુરુષને કદી ઉપદેશ આપવો નહિ; કારણ કે તેવા પુરુષને ઉપદેશ આપવાથી પેલા બ્રાહ્મણને જે પાપ લાગ્યું હતું, તેજ પાપ ઉપદેશ આપનારને લાગે છે.[72] માટે ધર્મની ઇચ્છા રાખનારા બુદ્ધિમાન પુરુષે બરાબર વિચાર કર્યા પછી જ ઉપદેશ આપવો. તેમાં પણ ધનના લોભથી જો ઉપદેશ આપવામાં આવે છે, તો ઉપદેશ કરનારનો નાશ જ થાય છે.[73] જે સમયે કોઈ પ્રશ્ન પૂછે તે સમયે પ્રથમ બરાબર નિશ્ચય કરવો. પછી જો યોગ્ય લાગે તો એવા પ્રકારનો ઉપદેશ આપવો કે, તેથી પોતાને પણ ધર્મનો જ લાભ થાય.[74] પરંતુ જો જે તે પ્રકારે અને જેવાતેવા પુરુષને ઉપદેશ આપવામાં આવે છે, તો ઉપદેશ

આપનારને મહાન ક્લેશ ભોગવવો પડે છે, માટે અનધિકારીને કદી ઉપદેશ આપવો જ નહિ. એ પ્રમાણે ઉપદેશ આપવાના સંબંધમાં મેં તને સર્વ વાત કહી.[૭૫]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ-પર્વમાં 'શૂદ્ર અને મુનિનો સંવાદ' નામનો અધ્યાય ૧૦મો સમાપ્ત

# अध्याय ११मो

## લક્ષ્મીનો વાસ

॥युधिष्ठिर उवाच॥

**किंदृशे पुरुषे तात स्त्रीषु वा भरतर्षभ ।**
**श्रीः पद्मा वसते नित्यं तन्मे ब्रूहि पितामह ॥१॥**

યુધિષ્ઠિર બોલ્યા: હે ભરતશ્રેષ્ઠ પિતામહ! હે તાત! કેવા પુરુષમાં અથવા કેવી સ્ત્રીમાં શ્રીલક્ષ્મી દેવી નિત્ય નિવાસ કરે છે તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા: આ વિષયમાં પણ હું તને મારા સાંભળવામાં આવેલું એક વૃત્તાંત કહું છું. પૂર્વે રુક્મિણીએ દેવકીના પુત્ર શ્રીકૃષ્ણની સમક્ષ જ લક્ષ્મીદેવીને પોતાને આ વિષે પૂછ્યું હતું. એક સમયે નારાયણના ખોળામાં બેઠેલી અને કમળ સમાન વર્ણવાળી તેજસ્વી લક્ષ્મીદેવીનાં દર્શન કરીને રુક્મિણીનાં સુંદર નેત્રો આશ્ચર્યથી પ્રફુલ્લ થઈ ગયાં અને મકરધ્વજ(પ્રદ્યુમ્ન)ની તે માતાએ લક્ષ્મીદેવીને પ્રશ્ન કર્યો.[૨,૩] 'હે ત્રણ લોકના ઈશ્વરની પત્ની! હે મોટા ઋષિ સમાન દેવી! આ જગતમાં તું કયા પ્રાણીઓનું સેવન કરે છે, કોનો આશ્રય કરીને રહે છે અને કોને ભજે છે, તે તું મને યથાર્થ રીતે કહે.'[૪]

દેવી રુક્મિણીએ ગરુડધ્વજ શ્રીકૃષ્ણની સમક્ષ એ પ્રમાણે પ્રશ્ન કર્યો, એટલે ચંદ્રમુખી લક્ષ્મીદેવી તેના પર પ્રસન્ન થઈ અને તે આવું મધુર તથા મનોહર વાક્ય બોલી[૫] 'જે પુરુષ ઉત્તમ ભાગ્યશાળી હોય, વાચાળ હોય, આળસ વિનાનો હોય, કર્મ કરવામાં નિત્ય તત્પર રહેતો હોય, ક્રોધરહિત હોય, દેવોનું આરાધન કરનારો હોય, કૃતજ્ઞ હોય, ઇંદ્રિયોને જીતનારો હોય અને મોટો સત્ત્વશાળી હોય તેને વિષે હું નિત્ય નિવાસ કરું છું.[૬] પરંતુ જે પુરુષ કર્મશીલ ન હોય, નાસ્તિક હોય, વર્ણસંકર હોય, કૃતઘ્ની હોય, દુરાચારી હોય, ઘાતકી હોય, ચોરી કરનારો હોય અને પોતાના વડીલ વર્ગની ઈર્ષ્યા કરનારો હોય, તે પુરુષમાં હું નિવાસ કરતી નથી;[૭] તેમ જ જેમનું તેજ, બળ, સત્ત્વ તથા માન અલ્પ હોય, જેઓ જ્યાં ત્યાં ક્લેશ અને ક્રોધ કર્યા કરતા હોય અને જેઓ ઉપરઉપરથી જુદું દેખાડીને પોતાના મનોરથોને ગુપ્ત રાખનારા હોય, તે પુરુષો વિષે હું કદી નિવાસ કરતી નથી.[૮] વળી તે જ પ્રમાણે જે પુરુષ પોતાની જાત માટે પણ કોઈ વસ્તુની અભિલાષા રાખતો નથી, જેનું ચિત્ત પોતાની સ્વાભાવિક મૂર્ખતાથી જ ઘેરાયેલું હોય છે અને જેઓ અલ્પ વસ્તુની જ પ્રાપ્તિથી સંતોષપરાયણ રહે છે, તેવા પુરુષો વિષે હું સારી રીતે નિવાસ કરતી નથી.[૯] પણ જે પુરુષો સ્વધર્મનું પાલન કરે છે, ધર્મના સ્વરૂપને જાણે છે, વૃદ્ધોની સેવા કરવામાં તત્પર રહે છે, દમગુણને ધારણ કરે છે, મનને સંયમમાં રાખે છે, ક્ષમાગુણથી યુક્ત હોય છે અને શક્તિમાન હોય છે, તેવા પુરુષો વિષે હું નિત્ય નિવાસ કરું છું. વળી જે સ્ત્રીઓ ક્ષમાશીલ હોય છે, દમગુણનિષ્ઠ હોય છે, સત્ય બોલવાના સ્વભાવવાળી હોય છે, સરળતાથી યુક્ત હોય છે અને દેવો તથા બ્રાહ્મણોનું પૂજન કરનારી હોય છે, તેવી સ્ત્રીઓ વિષે હું નિવાસ કરું છું. પરંતુ જે સ્ત્રી ઘરમાં વ્યવસ્થા રાખતી ન હોય, ગૃહકાર્યમાં બેદરકાર રહેતી હોય, પોતાના પતિથી વિરુદ્ધ બોલતી હોય, પારકે ઘેર જ ગપ્પાં મારતી બેસી રહેતી હોય, અને નિર્લજ્જ હોય, તેવી

સ્ત્રીનો હું પરિત્યાગ જ કરું છું. વળી નિર્દય, અપવિત્ર, ગાલનાં બન્ને ગલોફાંને ચાટનારી, ધૈર્ય વિનાની, કલહ ઉપર પ્રીતિ રાખનારી, નિદ્રાથી ઘેરાયેલી અને રાત્રિદિવસ સૂઈ રહેનારી સ્ત્રીનો હું ત્યાગ કરું છું; પણ જે સ્ત્રીઓ નિત્ય સત્ય ભાષણ બોલે છે, પ્રિય દેખાવની હોય છે, સૌભાગ્યસંપન્ન હોય છે, ઉત્તમ ગુણોથી યુક્ત હોય છે, પાતિવ્રત્યને પાળનારી હોય છે, કલ્યાણકારક શીલવાળી હોય છે અને ઉત્તમ ચારિત્ર્યથી સુશોભિત હોય છે, તે સ્ત્રીઓ વિષે હું વસું છું, તેમ જ સર્વ પ્રકારનાં વાહનોમાં, કન્યાઓમાં, અલંકારોમાં, યજ્ઞોમાં, વૃષ્ટિવાળા મેઘમંડળમાં, ખીલી નીકળેલી કમલિનીઓમાં, શરદઋતુની નક્ષત્રપંક્તિમાં, હાથીઓમાં, ગાયોના વાડાઓમાં, આસનોમાં તથા પ્રફુલ્લિત કમળોવાળાં સરોવરોમાં હું વસું છું. વળી જે નદીઓ હંસોના શબ્દોથી ગાજી રહી હોય છે, ચક્રવાક પક્ષીના ગંભીર ધ્વનિઓથી શોભી રહી હોય છે, જેના કાંઠાઓ છૂટી છૂટી વૃક્ષરાજિથી વિરાજી રહ્યા હોય છે, જેને તપસ્વીઓ, સિદ્ધો અને બ્રાહ્મણો સેવી રહ્યા હોય છે, જેમાં નિત્ય પુષ્કળ જળ ભર્યું હોય છે અને સિંહો તથા હાથીઓ જેના જળમાં ક્રીડા કરી રહ્યા હોય છે, તેવી નદીઓમાં હું વસું છું. વળી મહોન્મત્ત હાથીમાં, ગાયમાં, બળદમાં, રાજામાં, સિંહાસનમાં તથા સત્પુરુષોમાં મારો નિત્ય નિવાસ હોય છે. વળી જે ગૃહમાં મનુષ્ય અગ્નિમાં હોમ કરે છે, ગાયો, બ્રાહ્મણો તથા દેવતાઓનું પૂજન કરે છે અને યોગ્ય સમયે પુષ્પોની સાથે બલિદાનો અપાય છે, તે ગૃહમાં હું નિત્ય નિવાસ કરું છું.[૧૦-૧૮] તેમ જ નિત્ય સ્વાધ્યાય કરનારા બ્રાહ્મણોમાં, ધર્મ ઉપર આસક્તિ રાખનારા ક્ષત્રિયોમાં, ખેતીવાડી ઉપર પ્રીતિ રાખનારા વૈશ્યોમાં તથા સેવાધર્મમાં નિત્ય પરાયણ રહેનારા શૂદ્રોમાં હું વસું છું.[૧૯] પરંતુ નારાયણમાં તો હું એકચિત્તથી નિવાસ કરું છું અને પ્રત્યક્ષ સ્વરૂપ ધારણ કરીને મારા સંપૂર્ણભાવથી તેમનું સેવન કરું છું; કેમ કે સર્વ મહાન ધર્મ તેમના એકલામાં જ રહેલો છે અને બ્રાહ્મણભક્તિ તથા અતિથિ ઉપરની પ્રીતિ પણ તેમનામાં જ અધિક છે.[૨૦] હે દેવી રુક્મિણી! ભગવાન નારાયણ વિના હું બીજે કોઈ સ્થળે પ્રત્યક્ષ શરીર ધારણ કરીને નિવાસ કરતી નથી. તેથી જ, હું તેમ કહેવાને માટે શક્તિમાન પણ નથી કે, બીજે સ્થળે હું શરીર ધારણ કરીને રહું છું, પણ જે પુરુષ વિષે હું મારા ભાવથી નિવાસ કરું છું, તે પુરુષના ધર્મની, યશની, ધનની તથા કામની પ્રતિદિન વૃદ્ધિ જ થાય છે.[૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'લક્ષ્મી તથા રુક્મિણીનો સંવાદ' નામનો અધ્યાય ૧૧ મો સમાપ્ત

## अध्याय १२ मो

### રાજર્ષિ ભંગાસ્વનનું આખ્યાન

॥ युधिष्ठिर उवाच ॥

**स्त्रीपुंसयोः संप्रयोगे स्पर्शः कस्याधिको भवेत् ।**
**एतस्मिन् संशये राजन् यथावद् वक्तुमर्हसि ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે રાજન્! સ્ત્રી અને પુરુષનો જ્યારે સંયોગ થાય છે, ત્યારે તે બન્નેમાંથી અધિક સ્પર્શસુખ કોને મળે છે, આ વિષયનો મને સંશય થયો છે; તો તે સંબંધમાં જેવું હોય તેવું મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા : આ વિષયમાં પણ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે. તેમાં ઇંદ્રને ભંગાસ્વન નામના રાજા સાથે વેર થયું હતું, તેનો વૃત્તાંત કહેલો છે.[૨] હે પુરુષવ્યાઘ્ર! પૂર્વે ભંગાસ્વન નામનો મોટો ધાર્મિક રાજા હતો. તેને એક પુત્ર ન હતો, તેથી તેણે પુત્રને માટે એક યજ્ઞ કર્યો. મહાબળવાન રાજર્ષિ

ભંગાસ્વને 'અગ્નિષ્ટુત' નામનો જે યજ્ઞ આરંભ્યો હતો, તે ઇંદ્રનો દ્વેષપાત્ર ગણાય છે; (કેમ કે તેમાં ઇંદ્રનું પ્રાધાન્ય હોતું નથી, પણ અગ્નિનું હોય છે;) અને મનુષ્યોને જ્યારે પ્રાયશ્ચિત્ત કરવું હોય અથવા પુત્ર મેળવવાની કામના હોય, ત્યારે જ તેનો આરંભ કરવામાં આવે છે. દેવોના ઈશ્વર મહાભાગ ઇંદ્રે એ વાત જાણી કે, રાજર્ષિ ભંગાસ્વને અગ્નિષ્ટુત યજ્ઞનો આરંભ કર્યો છે; એટલે તેણે નિત્ય સાવધાન રહેનારા રાજર્ષિ ભંગાસ્વનનાં છિદ્રો જોવા માંડ્યાં.[3-5] પરંતુ હે રાજન્! મહાત્મા ભંગાસ્વનનું એક પણ છિદ્ર ઇંદ્રના જોવામાં આવ્યું નહિ. તે પછી એક સમયે તે રાજા મૃગયા કરવા માટે નીકળી પડ્યો.[6] ત્યારે આ સમય ઠીક મળ્યો છે, આવો વિચાર કરીને ઇંદ્રે રાજાને મોહિત કરી નાખ્યો; એટલે તે રાજર્ષિ પોતે એકલો જ ઘોડા પર બેસીને ચોબાજુ ભમવા લાગ્યો. હે રાજન્! તે રાજાને કોઈ દિશાનું ભાન રહ્યું નહિ, ક્ષુધા તથા તૃષાથી તે વિહ્વળ થઈ ગયો અને થાક તથા તૃષાથી વ્યાકુળ બની જઈને તે રાજા આમતેમ ભટકવા લાગ્યો.[7,8] તેવામાં હે તાત! ઉત્તમ જળથી ભરેલું એક સુંદર સરોવર તેના જોવામાં આવ્યું. એટલે તે સરોવરમાં ઊતરીને તેણે પ્રથમ પોતાના ઘોડાને પાણી પાયું. આમ ઘોડાએ પાણી પીધું, એટલે તે રાજવરે તેને એક વૃક્ષની સાથે બાંધ્યો. પછી પોતે સરોવરમાં ઊતરીને જ્યાં સ્નાન કર્યું, ત્યાં તે તુરત જ સ્ત્રીરૂપ થઈ ગયો.[9,10]

એ રીતે પોતાને સ્ત્રીરૂપ થયેલો જોઈ તે શ્રેષ્ઠ રાજા શરમાઈ ગયો, તેનું ચિત્ત ચિંતાથી ઘેરાઈ ગયું અને તેની ઇંદ્રિયો પણ આકુળવ્યાકુળ બની ગઈ.[11] તેને મનમાં વિચાર થવા લાગ્યો કે, 'હું આવા સ્ત્રીસ્વરૂપે મારા ઘોડા પર કેવી રીતે ચઢી શકીશ અને નગરમાં કેવી રીતે જઈ શકીશ? મેં અગ્નિષ્ટુત નામનો યજ્ઞ કરીને સો ઔરસ પુત્રો ઉત્પન્ન કર્યા છે.[12] તેઓ પણ મહાબળવાન થયા છે, તેમને હું શું કહીશ? વળી મારી સ્ત્રીઓને, મારા નગરવાસી મનુષ્યોને અને મારા દેશની પ્રજાને હું શો ઉત્તર આપીશ? ધર્મના તાત્ત્વિક અર્થને જોનારા ઋષિઓ કહે છે કે, કોમળપણું, નાજુકપણું અને કાયરપણું એ સ્ત્રીઓના ગુણ છે; ત્યારે કામ કરવામાં કઠોરપણું તથા વીર્ય એ પુરુષના ગુણો છે. હવે મારામાંથી પુરુષના ગુણો નાશ પામ્યા છે અને મને સ્ત્રીના ગુણો પ્રાપ્ત થયા છે. આનું કારણ શું હશે?[13-15] મારામાં સ્ત્રીભાવ દાખલ થયો છે, તેથી હું આ ઘોડા ઉપર સવાર થવાનો કેવી રીતે ઉત્સાહ કરીશ?' એ પ્રમાણે વિચાર કરીને સ્ત્રીરૂપ થયેલો તે નરપતિ મોટા પ્રયત્નથી ઘોડા પર સવાર થયો.[16] હવે સ્ત્રીરૂપ થયેલો તે રાજશ્રેષ્ઠ પોતાના નગરમાં જઈ પહોંચ્યો. તે સમયે હે તાત! તેના પુત્રો, સ્ત્રીઓ, સેવકો, નગરવાસીઓ અને દેશનાં મનુષ્યો તેને સ્ત્રીરૂપ થયેલો જાણી 'આ શું? આમ થવાનું કારણ શું?' એમ બોલતાં બોલતાં પરમ વિસ્મય પામ્યાં. પછી વક્તાઓમાં શ્રેષ્ઠ અને સ્ત્રીરૂપ થયેલા તે રાજર્ષિએ સર્વને કહ્યું:[17,18] 'સર્વ સૈન્યોને સાથે લઈ હું મૃગયા કરવા માટે નીકળ્યો હતો; પરંતુ દૈવની પ્રેરણાથી મારું ચિત્ત ભમી ગયું અને એક ઘોર જંગલમાં હું દાખલ થયો.[19] એ મહાભયંકર જંગલમાં તૃષાને લીધે હું વિહ્વળ થઈ ગયો અને મારી શક્તિ પણ લગભગ નષ્ટ થઈ ગઈ. તેવામાં પક્ષીગણોથી વીંટાયેલું એક સુંદર સરોવર મેં જોયું.[20] તે સરોવરમાં મેં સ્નાન કર્યું એટલે તુરત જ દૈવયોગે હું સ્ત્રી થઈ ગયો.' આમ કહીને તેણે પોતાની સ્ત્રીઓનાં તથા મંત્રીઓનાં નામગોત્રો સર્વને કહી સંભળાવ્યાં. પછી સ્ત્રીરૂપ થયેલા તે ઉત્તમ રાજાએ પોતાના સોયે પુત્રોને કહ્યું કે, 'હે પુત્રો! પરસ્પર પ્રીતિ રાખીને તમે આ રાજ્યને

ભોગવો. હું તો હવે વનમાં જ જઈશ.'[૨૧,૨૨]

પોતાના સોયે પુત્રોને એ પ્રમાણે કહીને તે રાજા વનમાં જ ચાલ્યો ગયો અને ત્યાં તેણે એક આશ્રમમાં જઈને કોઈ એક તાપસનો સ્વીકાર કર્યો.[૨૩] તે આશ્રમમાં એ તાપસ સાથે રહેવાથી તેને સો પુત્રો ઉત્પન્ન થયા એટલે તે સર્વ પુત્રોને લઈને પોતાના પ્રથમના પુત્રો પાસે તે ગયો અને તેમને કહેવા લાગ્યો:[૨૪] 'પૂર્વે જ્યારે હું પુરુષ હતો, ત્યારે તમે મારા પુત્ર થયા હતા. આ સમયે હું સ્ત્રી છું, ત્યારે આ સો પુત્રો મને ઉત્પન્ન થયા છે, માટે તમે બધા ભ્રાતૃભાવથી એકત્ર થઈને રાજ્ય ભોગવો.'[૨૫]

પોતાના સ્ત્રીરૂપ પિતાએ એ પ્રમાણે કહ્યું, એટલે તે સર્વે ભાઈઓ એકત્ર મળીને રાજ્ય ભોગવવા લાગ્યા. આમ તેઓ ભ્રાતૃભાવથી એકત્ર રહીને ઉત્તમ રાજ્ય ભોગવતા હતા, તે જોઈ ઇંદ્ર જ્યારે ક્રોધાયમાન થયો. તેણે મનમાં વિચાર કર્યો કે, 'રાજર્ષિ ભંગાસ્વનને સ્ત્રીરૂપ બનાવીને મેં ઊલટો તેના પર ઉપકાર કર્યો છે, પણ અપકાર કર્યો નથી.'[૨૬,૨૭] મનમાં આવો વિચાર કરી દેવરાજ ઇંદ્ર બ્રાહ્મણનું રૂપ લઈ તેના નગરમાં ગયો. ત્યાં તેણે તે સર્વ રાજપુત્રોમાં અંદર અંદર ભેદ પડાવ્યો:[૨૮] 'જેઓ એક જ પિતાના પુત્ર હોય છે તેઓમાં પણ માંહોમાંહે ભ્રાતૃભાવ રહી શકતો નથી. દાખલા તરીકે, દેવો અને અસુરો કશ્યપ એકલાના જ પુત્રો હતા, છતાં રાજ્યને માટે તેમનામાં વાદવિવાદ ઊભો થયો હતો.[૨૯] તમારામાં તો કેટલાએક ભંગાસ્વનના પુત્રો છે અને કેટલાએક તાપસના પુત્રો છે. ત્યારે દેવો અને અસુરો તો કશ્યપ એકલાના જ પુત્રો હતા. તો પછી જે રાજ્ય તમારા પિતા ભંગાસ્વનનું છે, તેને આ તાપસના પુત્રો કયા કારણથી ભોગવી શકે?' આ રીતે ઇંદ્રે તેમાં ભેદ પડાવ્યો, એટલે યુદ્ધ કરીને તેમણે અન્યોન્યનો નાશ કરી નાખ્યો. તે સાંભળી પેલી તાપસી પુત્રોના શોકથી સંતપ્ત થઈને ઉચ્ચ સ્વરે રડવા લાગી; એટલે ઇંદ્રે બ્રાહ્મણના સ્વરૂપમાં આવીને તેને પૂછ્યું:[૩૦-૩૨] 'હે સુંદરમુખી! કયા દુઃખથી સંતાપ પામીને તું રુદન કરે છે?' એટલે તે બ્રાહ્મણને જોઈને તાપસીએ દીન સ્વરે કહ્યું:[૩૩] 'હે બ્રહ્મન્! કાળે મારા બસો પુત્રોનો નાશ કરી નાખ્યો છે. હે વિપ્ર! પ્રથમ હું એક રાજા હતો. તે સમયે મારે ત્યાં મારા સમાન રૂપવાળા સો પુત્રો ઉત્પન્ન થયા હતા. હે બ્રાહ્મણશ્રેષ્ઠ! એક સમયે હું મૃગયા કરવા નીકળ્યો હતો, ત્યારે દૈવયોગે મારું ચિત્ત બેભાન જેવું થઈ ગયું હતું, તેથી હું એક ગહન વનમાં જઈ ચઢ્યો. ત્યાં હે બ્રાહ્મણોત્તમ! એક સરોવરમાં મેં જેવું સ્નાન કર્યું કે તુરત જ હું સ્ત્રી થઈ ગયો. આથી હે દ્વિજ! મારા પુત્રોને રાજ્યાસન ઉપર સ્થાપીને હું અહીં વનમાં આવ્યો.[૩૪-૩૬] અહીં એક મહાત્મા તાપસ સાથે તેની સ્ત્રી તરીકે રહીને મેં આ આશ્રમમાં બીજા સો પુત્રોને જન્મ આપ્યો. એટલે હે બ્રહ્મન્! તે પુત્રોને પણ હું મારા નગરમાં લઈ ગયો.[૩૭] પરંતુ કાળયોગે તેમનામાં અંદર અંદર વેર ઉત્પન્ન થયું અને તેમનો નાશ થયો. હે બ્રહ્મન્! એ પ્રમાણે દૈવે મને દુઃખસમુદ્રમાં ડુબાવી દીધો છે, તેથી હું શોક કરું છું.'[૩૮]

તેને દુઃખી થયેલી જોઈને ઇંદ્ર આવું કઠોર વચન બોલ્યો: 'હે ભદ્રા! પૂર્વે પુરુષ અવસ્થામાં તેં મને અતિ દુઃસહ દુઃખ આપ્યું છે,[૩૯] ઇંદ્રનો દ્વેષપાત્ર ગણાતો અગ્નિષ્ટુત નામનો યજ્ઞ કરીને યજ્ઞના અધિષ્ઠાતા દેવ એવા મને તેં બોલાવ્યો ન હતો. માટે હે દુર્બુદ્ધિ! તેં કરેલા વેરના બદલામાં મેં તારા પર દુઃખ પાડ્યું છે. હું પોતે જ ઇંદ્ર છું.'[૪૦]

ઇંદ્રને જોઈને રાજર્ષિ ભંગાસ્વને તેના બન્ને ચરણમાં પોતાનું મસ્તક નમાવ્યું અને કહ્યું કે,

'હે દેવરાજ! તમે મારા પર પ્રસન્ન થાઓ. માત્ર પુત્ર મેળવવાની ઇચ્છાથી મેં અભિષ્ટુત યજ્ઞ કર્યો હતો. માટે હે ઉત્તમ દેવ! તેમાં મને ક્ષમા આપવી યોગ્ય છે.' એનાં એ નમ્ર વચન સાંભળીને ઇંદ્ર તેના પર પ્રસન્ન થયો. તેણે તેને વર આપ્યો અને કહ્યું કે: 'હે રાજન્! તારા કયા પુત્રો જીવતા થાય, તે મને કહે. તારી સ્ત્રીઅવસ્થામાં ઉત્પન્ન થયેલા પુત્રો જીવતા થાય કે તારી પુરુષ અવસ્થામાં ઉત્પન્ન થયેલા પુત્રો જીવતા થાય?'[૪૨-૪૩] તે સાંભળી તાપસીએ બે હાથ જોડીને ઇંદ્રને કહ્યું: 'હે વાસવ! મારી સ્ત્રીઅવસ્થાના પુત્રો જ ભલે જીવતા થાય.'[૪૪] તાપસીએ એ પ્રમાણે કહ્યું, એટલે ઇંદ્ર તો આશ્ચર્ય જ પામી ગયો. તેણે એ સ્ત્રી સામે જોઈને પૂછ્યું કે, 'પુરુષ અવસ્થામાં ઉત્પન્ન કરેલા તારા પુત્રો પર તને કેમ દ્વેષ આવે છે?[૪૫] અને સ્ત્રીઅવસ્થામાં ઉત્પન્ન થયેલા પુત્રો પર તને કેમ અધિક સ્નેહ થાય છે? આનું કારણ સાંભળવાની મને ઇચ્છા થઈ છે. તારે તે મને કહેવું જોઈએ.'[૪૬]

સ્ત્રી બોલી: પુત્રો પર સ્ત્રીનો સ્નેહ જ અધિક હોય છે, પુરુષનો સ્નેહ અધિક હોતો નથી. માટે હે શક્ર! મારા સ્ત્રીઅવસ્થાના પુત્રો જ ભલે જીવતા થાય.[૪૭]

ભીષ્મ બોલ્યા: તાપસીના એ વચન ઉપરથી ઇંદ્ર તેના પર વધારે પ્રસન્ન થયો. તેણે તેને કહ્યુ કે, 'હે સત્યવાદિની! તારા સર્વ પુત્રો ભલે જીવતા થાઓ. એવો હું વર આપું છું.'[૪૮] વળી હે રાજેંદ્ર! તું ઉત્તમ વ્રતને ધારણ કરનારો છે, માટે તારી ઇચ્છામાં આવે તે બીજો વર પણ તું માગી લે. બોલ, તારે પુરુષ થવાની ઇચ્છા છે કે સ્ત્રી રહેવાની?'[૪૯]

સ્ત્રી બોલી: 'હે ઇંદ્ર! હું તમારી પાસે માગી લઉં છું કે, મારે સ્ત્રી રહેવાની જ ઇચ્છા છે, પણ પુરુષ થવાની ઇચ્છા નથી.' સ્ત્રીએ એ પ્રમાણે કહ્યું એટલે ઇંદ્રે તેને પૂછ્યું:[૫૦] 'હે સમર્થ રાજા! પુરુષપણાનો ત્યાગ કરીને તું કેમ સ્ત્રીપણું માગે છે?' તે સાંભળી સ્ત્રીરૂપ થયેલા તે રાજશ્રેષ્ઠે કહ્યું: 'સ્ત્રીને જ્યારે પુરુષનો સંયોગ થાય છે, ત્યારે અધિક પ્રીતિ થાય છે. આ કારણથી, હે શક્ર! હું સ્ત્રીપણું જ માગું છું.[૫૨] વળી હે દેવવર! એ વાત સત્ય જ છે કે, સ્ત્રીપણામાં જ વિષયાનંદ અધિક મળે છે, માટે હું સ્ત્રીભાવથી જ સંતુષ્ટ રહું છું. હે દેવરાજ! હવે આપ ખુશીથી પધારો.'[૫૩] 'તથાસ્તુ' કહીને ઇંદ્ર સ્વર્ગમાં ચાલ્યો ગયો. આ રીતે હે મહારાજ! સ્ત્રીને જ અધિક વિષયપ્રીતિ હોય છે.

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ-પર્વમાં 'ભંગાસ્વન ઉપાખ્યાન' નામનો અધ્યાય ૧૨ મો સમાપ્ત

## अध्याय १३ मो

### મનુષ્યનું કર્તવ્ય

॥ યુધિષ્ઠિર ઉવાચ ॥

किं कर्तव्यं मनुष्येण लोकयात्राहितार्थिना ।
कथं वै लोकयात्रां तु किं शीलश्च समाचरेत् ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા: હે પિતામહ! લોકવ્યવહારનું પાલન કરીને પારલૌકિક શ્રેય પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા મનુષ્યે કયું કર્મ અવશ્ય કરવું જોઈએ? વળી બન્ને લોકનાં શ્રેયઃસાધનો સંપાદન કરવા માટે મનુષ્યે કયા સદ્વર્તનનું આચરણ કરવું?[૧]

ભીષ્મ બોલ્યા: પ્રત્યેક મનુષ્યે ત્રણ પ્રકારનું શારીરિક કર્મ, ચાર પ્રકારનું વાચિક કર્મ અને ત્રણ પ્રકારનું માનસિક કર્મ એમ દશ પ્રકારનાં કર્મોનો સર્વથા ત્યાગ કરવો જોઈએ.[૨] હિંસા, ચોરી અને વ્યભિચાર એ ત્રણ પાપ શારીરિક પાપ છે; માટે તેમનો સર્વ પ્રકારે ત્યાગ કરવો.[૩] અસત્ય ભાષણ, કઠોર વાણી, બીજાને દુઃખ થાય તેવાં

વચનો અને ચાડીચૂગલી આ ચાર વાચિક પાપો છે. માટે હે રાજેંદ્ર! તેમનો ત્યાગ કરવો અને તેમનું ચિંતન પણ ન કરવું.[૪] વળી પરધનનો લોભ ન કરવો, પ્રાણીમાત્ર વિશે સ્નેહભાવ રાખવો, અને કર્મનું ફળ અવશ્ય મળે જ છે એમ માનવું, એ ત્રણ માનસિક કર્મો છે. (એટલે પારકું દ્રવ્ય હરણ કરવાનો વિચાર કરવો, બીજાનું અનિષ્ટ કરવાનો સંકલ્પ કરવો અને વેદવચનો ઉપર અશ્રદ્ધા રાખવી એ ત્રણ માનસિક પાપો છે; માટે તેનો પણ ત્યાગ કરવો.)[૫] કોઈ પણ મનુષ્ય શુભ અથવા અશુભ જે કંઈ કર્મ કરે છે, તેનું ફળ તેને અવશ્ય ભોગવવું પડે છે. માટે મન, વચન અને કાયાથી સર્વ અશુભ કર્મોનો ત્યાગ કરવો.[૬]

ઇતિ શ્રીમહાભારત અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'મનુષ્યનું કર્તવ્ય' નામનો અધ્યાય ૧૩ મો સમાપ્ત

## अध्याय १४ मो

### મહાદેવમાહાત્મ્ય

॥ युधिष्ठिर उवाच ॥

**त्वयाऽऽपगेयनामानि श्रुतानीह जगत्पतेः।**
**पितामहेशाय विभो नामान्याचक्ष्व शंभवे ॥१॥**

યુધિષ્ઠિર બોલ્યાઃ હે ગંગાપુત્ર પિતામહ! તમે જગતના પતિ, બ્રહ્મદેવના પણ અંતર્યામી તથા આનંદસ્વરૂપ એવા ભગવાન શંકરનાં નામો સાંભળ્યાં છે. માટે હે સમર્થ પિતામહ! તે તમે મને કહો.[૧] તેમજ વિશાળ સ્વરૂપવાળા, જગતના અધિષ્ઠાનરૂપ, દેવો તથા અસુરોના ગુરુ અને ઉત્પત્તિ તથા પ્રલયના સ્થાનરૂપ એવા એ દેવ શંકરનું ઐશ્વર્ય પણ તમે મને યથાર્થ રીતે કહો.[૨]

ભીષ્મ બોલ્યાઃ તે દેવ સર્વવ્યાપક છે, છતાં સર્વત્ર દષ્ટિગોચર થતા નથી. તે બુદ્ધિમાન મહાદેવના ગુણોનું વર્ણન કરવા માટે હું સર્વથા અશક્ત છું.[૩] તે પ્રભુ બ્રહ્મા, વિષ્ણુ અને ઇંદ્રાદિના પણ સ્રષ્ટા છે. બ્રહ્માથી આરંભી પિશાચ સુધીના સર્વ દેવો તેમનું ઉપાસન કરે છે.[૪] તેમનું સ્વરૂપ પ્રકૃતિથી પર રહેલા પુરુષ (જીવ) કરતાં પણ પર છે, યોગને જાણનારા તથા તત્ત્વવસ્તુનો સાક્ષાત્કાર કરનારા ઋષિઓ પણ તેમનું ચિંતન કરે છે, તે અવિનાશી પરબ્રહ્મસ્વરૂપ છે, અવ્યાકૃત કારણરૂપ છે અને રજ્જુ તથા સર્પની પેઠે ભાસતા છતાં પણ તે અનિર્વચનીય છે (એટલે કે તે નથી, છે અને નથી.)[૫] દેવના દેવ તથા પ્રજાઓના પતિ તે શંકરે પ્રકૃતિને તથા પુરુષને પોતાના તેજથી (પોતાની સત્તા અથવા સ્ફૂર્તિ અર્પણ કરીને) ક્ષોભ પમાડી દીધાં હતાં (અર્થાત્ તેની સામ્ય અવસ્થા દૂર કરીને તેને વિષમ અવસ્થામાં લાવી મૂક્યાં હતાં) અને તેમાંથી બ્રહ્મદેવને ઉત્પન્ન કર્યા હતા.[૬] એવા તે બુદ્ધિમાન દેવાધિદેવ શંકરના ગુણોનું વર્ણન કરવા માટે ગર્ભ, જન્મ, જરા અને મરણધર્મને અધીન રહેલો કયો મર્ત્ય શક્તિમાન છે?[૭] હે પુત્ર! શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનારા માત્ર નારાયણ વિના મારા જેવો કયો પુરુષ પરમેશ્વર શંકરના સ્વરૂપને જાણી શકે તેમ છે?[૮] તે નારાયણસ્વરૂપ આ કૃષ્ણ મોટા વિદ્વાન છે, ગુણોને લીધે શ્રેષ્ઠ છે, સર્વત્ર વ્યાપક છે, પરમ દુર્જય છે, દિવ્ય દૃષ્ટિવાળા છે અને મહાતેજસ્વી છે. તેથી પોતાની યોગદૃષ્ટિથી તેમણે શંકરનો સાક્ષાત્કાર કર્યો છે.[૯] હે ભારત! રુદ્ર ઉપર ભક્તિ ધરાવનારા શ્રીકૃષ્ણે પૂર્વે બદરિકાશ્રમમાં રહીને મહાદેવને પ્રસન્ન કર્યા હતા, તેથી તે મહાત્માએ આખા જગતને પોતાના પ્રભાવથી વ્યાપ્ત કરી દીધું છે.[૧૦] હે રાજેંદ્ર! આ માધવે સંપૂર્ણ એક હજાર વર્ષો પર્યંત તપશ્ચર્યા કરીને ચરાચરના ગુરુ અને વરને આપનારા દેવ શંકરને પ્રસન્ન કર્યા હતા. તેમણે દિવ્ય દૃષ્ટિવાળા તે મહેશ્વર પાસેથી જ સર્વ ભોગ્યવસ્તુના કરતાં પણ પ્રિય એવું સર્વનું અંતરાત્માપણું પ્રાપ્ત કર્યું છે; અર્થાત્

મહેશ્વરને પ્રસન્ન કરીને જ શ્રીકૃષ્ણ સર્વના અંતરાત્મારૂપ થઈ શક્યા છે.[૧૧,૧૨] શ્રીકૃષ્ણે પ્રત્યેક યુગમાં મહેશ્વરને પ્રસન્ન કર્યા છે અને ભગવાન મહેશ્વર પણ મહાત્મા શ્રીકૃષ્ણની પરમ ભક્તિથી સદાકાળ તેમના પર પ્રસન્ન રહે છે.[૧૩] અચ્યુત ભગવાન હરિએ પોતાને પુત્ર(સાંબ)ની પ્રાપ્તિ થાય તે માટે જ્યારે તપ કર્યું હતું, ત્યારે તેમણે જગતના કારણરૂપ એવા મહાત્મા શંકરનું સંપૂર્ણ ઐશ્વર્ય પ્રત્યક્ષ રીતે જોયું છે.[૧૪] હે ભારત! જેમનાથી પર રહેલું બીજું એક પણ તત્ત્વ હું જોઈ શકતો નથી, તે દેવાધિદેવ શંકરનાં નામોનું સંપૂર્ણ રીતે વ્યાખ્યાન કરવા માટે મારામાં શક્તિ નથી.[૧૫] પરંતુ હે રાજા! એ ભગવાન શંકરના ગુણોને તથા એ મહેશ્વરની સમગ્ર સત્ય વિભૂતિને આ મહાબાહુ શ્રીકૃષ્ણ જ વર્ણવી શકે એમ છે.[૧૬]

વૈશંપાયન બોલ્યા: યુધિષ્ઠિરને એ પ્રમાણે કહીને મહાયશસ્વી પિતામહ ભીષ્મે મહાદેવના માહાત્મ્યનું વર્ણન કરવા માટે શ્રીકૃષ્ણને આ રીતે કહ્યું.[૧૭]

ભીષ્મ બોલ્યા: હે દેવો અને અસુરોના ગુરુ! હે વ્યાપક દેવ! યુધિષ્ઠિરે વિષ્ણુસ્વરૂપ ભગવાન શંકરના ગુણોનું વર્ણન કરવા માટે મને પ્રશ્ન કર્યો છે; પરંતુ તેનું તમારે જ વર્ણન કરવું યોગ્ય છે.[૧૮] પૂર્વે બ્રહ્મલોકમાં બ્રહ્મદેવથી ઉત્પન્ન થયેલા તંડીઋષિએ બ્રહ્માની સમક્ષ શિવનાં સહસ્ર નામો સર્વને કહી સંભળાવ્યાં હતાં.[૧૯] તે જ સહસ્ર નામોનું આ સમયે તમે વર્ણન કરો, એટલે ઉત્તમ વ્રતને ધારણ કરનારા અને ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા આ વ્યાસ વગેરે ઋષિઓ તેનું શ્રવણ કરે.[૨૦] ભગવાન શંકર અવિનાશી છે, આનંદમય છે, કર્તારૂપ છે, કર્મફળને આપીને સર્વનું રક્ષણ કરનારા છે, વિશ્વના સ્રષ્ટા છે, અગ્નિસ્વરૂપ છે, મુંડમાળાને ધારણ કરનારા છે અને જટાજૂટધારી છે. માટે તમે તે વ્યાપકદેવનું ઐશ્વર્ય પણ કહો.[૨૧]

વાસુદેવ બોલ્યા: ભગવાન મહેશ્વરનાં કર્મોની ગતિને યથાર્થ રીતે જાણવા માટે કોઈ શક્તિમાન નથી. અરે! બ્રહ્મા તથા ઇંદ્ર આદિ દેવતાઓ, મોટા મોટા ઋષિઓ અને સૂક્ષ્મ વસ્તુને પણ જોઈ શકનારા આદિત્યો સુદ્ધાં શંકર ભગવાનના નિવાસસ્થાનને હજી જાણી શક્યા નથી, તો પછી માત્ર એક મનુષ્યપ્રાણી સત્પુરુષોની ગતિરૂપ તે ભગવાનના સ્વરૂપને ક્યાંથી જ જાણી શકે?[૨૨,૨૩] છતાં અસુરોનો નાશ કરનારા અને યજ્ઞાદિના ફળને અર્પણ કરનારા તે ભગવાનના કેટલાએક ગુણો હું તમને જેવા તેવા કહું છું.[૨૪]

વૈશંપાયન બોલ્યા: એમ કહીને ભગવાન કૃષ્ણ આચમન વગેરે કરીને પ્રથમ શુદ્ધ થયા અને પછી તેમણે બુદ્ધિમાન મહાત્મા શંકરના ગુણોનું વર્ણન કરવાનો આરંભ કર્યો.[૨૫]

વાસુદેવ બોલ્યા: હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! હે તાત યુધિષ્ઠિર! અને હે ગંગાપુત્ર ભીષ્મ! જટાજૂટધારી ભગવાન શંકરનાં નામોનું તમે શ્રવણ કરો. ભગવાન શંકરનાં દર્શન મહાદુર્લભ છે, તોપણ પૂર્વે સાંબ નામના પુત્રની પ્રાપ્તિને માટે મેં દુષ્કર તપશ્ચર્યા કરી હતી, ત્યારે યોગ દ્વારા મને તે ભગવાનનાં યથાવત્ દર્શન થયાં હતાં.[૨૬,૨૭] પૂર્વે બુદ્ધિમાન રુક્મિણીનંદન પ્રદ્યુમ્ને શંબરાસુરનો વધ કર્યો હતો અને તે વાતને બાર વર્ષ વીતી ગયાં હતાં. ત્યારે હે યુધિષ્ઠિર! એક દિવસ રુક્મિણીના પ્રદ્યુમ્ન અને ચારુદેષ્ણ આદિ પુત્રોને જોઈને જાંબવતીને પણ પુત્રની ઇચ્છા થઈ. આથી તે મારી પાસે આવી અને મને આ વાક્ય કહેવા લાગી:[૨૮,૨૯] 'હે અચ્યુત! તમે પોતાના જેવો જ એક પુત્ર મને સત્વર આપો. તે પુત્ર શૂરવીર હોય, બળવાનોમાં શ્રેષ્ઠ હોય, સુંદર રૂપવાળો

હોય અને નિર્દોષ હોય.[30] હે યાદવવંશી કૃષ્ણ! આ ત્રણે જગતમાં એવી એક પણ વસ્તુ નથી કે જે તમને દુર્લભ હોય! તમારી જો ઇચ્છા થાય તો તમે બીજા લોકોને પણ ઉત્પન્ન કરી શકો તેમ છો.[31] તમે બાર વર્ષ પર્યંત વ્રતનું પાલન કરીને, શરીરને સૂકવી નાખીને પશુપતિનું (શંકરનું) આરાધન કર્યું હતું અને રુક્મિણીમાં પુત્રો ઉત્પન્ન કર્યા હતા.[32] હે મધુસૂદન! ચારુદેષ્ણ, સુચારુ, ચારુવેશ, યશોધર, ચારુશ્રવા, ચારુયશા, પ્રદ્યુમ્ન અને શંભુ આ સુંદર પરાક્રમવાળા પુત્રોને તમે જેમ રુક્મિણીથી ઉત્પન્ન કર્યા છે, તેમ મને પણ એક પુત્ર આપો.[33,34] દેવી જાંબવતીએ મને એ પ્રમાણે કહ્યું, એટલે સુંદર કેડવાળી તે સ્ત્રીને મેં ઉત્તર આપ્યો કે, 'હે રાણી! તું મને રજા આપ, એટલે તારા વચન પ્રમાણે હું કરું.[35] પછી તે જાંબવતીએ મને કહ્યું કે, 'જાઓ તમારું કલ્યાણ થાઓ અને તમને વિજય મળો. તમે જ્યાં જાઓ, ત્યાં બ્રહ્મા, શંકર, કાશ્યપ, નદીઓ, મનને અનુસરનારા સર્વ દેવતાઓ, ક્ષેત્રો, ઔષધિઓ, યજ્ઞપ્રવર્તક વેદો, ઋષિઓ, યજ્ઞો, સમુદ્રો, દક્ષિણાઓ 'હું' 'મા' ઇત્યાદિ સામવેદના મંત્રાક્ષરો, નક્ષત્રો, પિતૃઓ, ગ્રહો, દેવપત્નીઓ, દેવકન્યાઓ, દેવમાતાઓ, મન્વંતરો, ગાયો, ચંદ્ર, સૂર્ય, શ્રીહરિ, ગાયત્રી, બ્રહ્મવિદ્યા, ઋતુઓ, સંવત્સરો, ક્ષણો, લવો, મુહૂર્તો, નિમેષો અને યુગના ફેરફારો આ સર્વે હે યાદવ! તમારું રક્ષણ કરો અને તમને સુખી કરો. હે નિર્દોષ કૃષ્ણ! તમે સદાકાળ સાવધાન રહો અને તમારો માર્ગ નિર્વિઘ્ન થાઓ.[36-40] એ પ્રમાણે તેણે મને કલ્યાણકારી વચનો કહ્યાં. પછી હું તે રાજપુત્રીની અનુજ્ઞા લઈને પુરુષશ્રેષ્ઠ પિતા પાસે, માતા પાસે અને રાજા આહુકની પાસે ગયો.[41] ત્યાં જઈને મેં તેમને જણાવ્યું કે, વિદ્યાધરરાજાની પુત્રી જાંબવતી પુત્રને માટે અત્યંત આતુર થઈ છે.' એટલે તેમણે અત્યંત દુઃખી થઈને પણ મને રજા આપી. તે પછી હું મારા ભાઈ ગદ પાસે અને બળરામ પાસે ગયો, એટલે તેમણે પણ પ્રીતિપૂર્વક મને કહ્યું કે, 'તમારી તપઃસિદ્ધિ નિર્વિઘ્ન થાઓ.[42] એ રીતે ગુરુજનોની અનુજ્ઞા લઈને મેં ગરુડનું ચિંતન કર્યું, એટલે તુરત જ તે આવ્યો. તે મારી આજ્ઞા પ્રમાણે મને હિમાલય ઉપર લઈ ગયો. ત્યાં ગયા પછી મેં ગરુડને રજા આપી.[43] એ હિમાલય પર્વત ઉપર ઘણા અદ્ભુત પદાર્થો મારા જોવામાં આવ્યા. ત્યાં મેં તપશ્ચર્યા કરવા માટે ઘણું જ ઉત્તમ અને અદ્ભુત એવું એક ક્ષેત્ર પણ જોયું.[44] એ દિવ્ય ક્ષેત્ર વ્યાઘ્રપાદના પુત્ર મહાત્મા ઉપમન્યુનું હતું. દેવો અને ગંધર્વો પણ તેની પ્રશંસા કરતા હતા અને તે બ્રહ્મતેજની સમૃદ્ધિથી વ્યાપ્ત હતું.[45] ધવ, કકુભ, કદંબ, નાળિયેર, કુરબક, કેવડો, જાંબુ, પાટલા, વડ, વરણક, વત્સનાભ, બીલી, સરલ, કોઠ, ઇંગોરી, સાગ, તાડ, બોરડી, મોગરો, પુન્નાગ, આસોપાલવ, આંબા, અતિમુક્તક, મહુડા, કોવિદાર, ચંપો અને કૃણસ વગેરે ફળ તથા પુષ્પોને આપનારાં અનેક વનવૃક્ષોથી તે ભરપૂર હતું. તે પુષ્પોવાળાં ગુલ્મો તથા લતાઓથી ઘેરાયેલું હતું અને કેળનાં વનથી શોભી રહ્યું હતું.[46-48] તે અનેક પ્રકારનાં પક્ષીઓને ભક્ષણ કરવા યોગ્ય ફળવાળાં વૃક્ષોથી અલંકૃત હતું અને યોગ્ય સ્થાને સ્થાપવામાં આવેલા ભસ્મગુપ્ત અગ્નિઓથી તે વિભૂષિત હતું.[49] તે રુરુઓ, વાનરો, વ્યાઘ્રો, સિંહો, ચિત્તાઓ, મૃગો, મયૂરો, બિલાડાઓ અને સર્પોથી ઊભરાઈ રહ્યું હતું, અને પાડાઓ, રીંછો તથા બીજા અનેક જાતિના મૃગો તેનું સેવન કરી રહ્યા હતા.[50] વળી ઉપમન્યુ ઋષિનો તે આશ્રમ માત્ર એક વખત જ જેમને મદસ્રાવ થયેલો હતો તેવા

હાથીઓથી શોભી રહ્યો હતો અને તેમાં અનેક પ્રકારનાં પક્ષીઓ નિવાસ કરી રહ્યાં હતાં. પુષ્પોથી અત્યંત ખીલી નીકળેલાં અને મેઘ સમાન દેખાવનાં અનેક વિચિત્ર વૃક્ષોથી તેનો વનપ્રદેશ શોભતો હતો.[૫૧] તે આશ્રમમાં જાતજાતનાં પુષ્પોની રજવાળો, હાથીઓના મદની સુગંધવાળો અને દેવાંગનાઓના ગીતધ્વનિથી ગાજી રહેલો અનુકૂળ પવન વાતો હતો.[૫૨] હે વીર પુરુષ! જ્યાં ત્યાં વહેતી જળધારાઓના ખળભળાટથી, પક્ષીઓના સુંદર કલકલથી, હાથીઓના ચિત્કારોથી, કિન્નરોનાં ઉદાર ગાયનોથી અને સામગાન કરનારાઓના પવિત્ર શબ્દોથી તે આશ્રમ ગાજતો હતો.[૫૩] ખરેખર! તે આશ્રમને જેમણે જોયો નથી, તેમના મનમાં તેના દર્શનો કદી વિચાર પણ આવી શકે તેમ નથી. તેમાં અનેક સરોવરો શોભી રહ્યાં હતાં અને પુષ્પોથી છવાયેલી વિશાળ અગ્નિશાળાઓ દીપી રહી હતી.[૫૪] હે રાજન્! ત્યાં પુણ્યકારક તથા પવિત્ર જળવાળી ગંગાનદી સદાકાળ વહ્યા કરતી હતી, તેથી તે વિશેષ શોભી રહ્યો હતો. વળી ત્યાં ધાર્મિકોમાં શ્રેષ્ઠ અને અગ્નિ સમાન તેજસ્વી અનેક મહાત્માઓ રહેતા હતા, તેથી તે અત્યંત દીપી રહ્યો હતો.[૫૫] વળી તે આશ્રમમાં વાયુનો આહાર કરનારા, કેવળ જળનો જ આહાર કરનારા, નિત્ય જપપરાયણ રહેનારા, મૈત્રી આદિ ગુણોથી ચિત્તને શુદ્ધ કરનારા, યોગ ઉપર નિષ્ઠા રાખનારા, નિત્ય ધ્યાનપરાયણ રહેનારા, કેવળ ધુમાડાનું પ્રાશન કરનારા, કેવળ વરાળનું પાન કરનારા અને કેવળ દૂધનું જ પાન કરનારા ઉત્તમ બ્રાહ્મણો ચોતરફ રહેતા હતા.[૫૬] તે આશ્રમમાં કેટલાએક તપોધનો, બળદોની પેઠે કેવળ મુખથી જ આહાર લેતા હતા, કેટલાએક ફળમૂળાદિને પથ્થર વડે કૂટીને તેના વડે આજીવિકા ચલાવતા હતા, કેટલાએક દાંતરૂપી ખાંડણિયામાં અન્નાદિકને કચરીને તેનો આહાર કરતા હતા, કેટલાએક ચંદ્રનાં કિરણોનું પાન કરીને જ જીવતા હતા, કેટલાએક જળાશયોનાં ફીણનું પાન કરીને જીવન ગાળતા હતા અને કેટલાએક મૃગોની પેઠે ચરીને આજીવિકા કરતા હતા.[૫૭] વળી કેટલાએક પીપળાના ફળનું જ ભક્ષણ કરતા હતા, કેટલાએક જળની અંદર શયન કરતા હતા, કેટલાએક ચીથરાં પહેરીને ચલાવી લેતા હતા, કેટલાએક ચામડાં પહેરીને રહેતા હતા, કેટલાએક વસ્ત્રોને ધારણ કરતા હતા અને કેટલાએક વલ્કલ વસ્ત્રો પહેરતા હતા.[૫૮] આ પ્રમાણે મહાદુઃખદાયી નિયમોનું પાલન કરી રહેલા એ તપોધન મુનિઓને જોતો જોતો હું તે આશ્રમમાં દાખલ થયો.[૫૯] હે ભારત! એ સમયે મેં જોયું તો દેવગણો અને પુણ્યકર્મ કરનારા અનેક મંગલમય મહાત્માઓ તે આશ્રમને ઘણું જ માન આપી રહ્યા હતા. હે રાજન્! જેમ આકાશમાં ચંદ્રમંડળ શોભે છે, તેમ જ ત્યાં તે આશ્રમ શોભી રહ્યો હતો.[૬૦] વળી તે સ્થળે અતિ ઘોર તપશ્ચર્યાઓના પ્રભાવથી તથા અનેક મહાત્માઓના સાંનિધ્યથી નોળિયા સર્પોની સાથે તથા વ્યાઘ્રો મૃગોની સાથે મિત્રની પેઠે રમતો કરી રહ્યા હતા.[૬૧] તે આશ્રમ અત્યંત ઉત્તમ હતો, પ્રાણીમાત્રના મનને આનંદ ઉપજાવતો હતો, પક્ષીઓ તથા સિંહોથી સેવાયેલો હતો અને વેદવેદાંગમાં પારંગત થયેલા તથા અનેક પ્રકારના નિયમોનું પાલન કરીને પ્રખ્યાત થયેલા મહાત્મા ઋષિઓથી વ્યાપ્ત હતો. તેમાં મેં જેવો પ્રવેશ કર્યો કે મહાસમર્થ ભગવાન ઉપમન્યુનાં મને દર્શન થયાં. તેમણે જટા તથા ચીરવસ્ત્ર ધારણ કર્યાં હતાં.[૬૨,૬૩] તેમની કાંતિ તેજ અને તપના પ્રભાવથી અગ્નિ સમાન દીપી રહી હતી. તેમની પાછળ અનેક શિષ્યો ચાલ્યા આવતા હતા. તેમનું સ્વરૂપ શાંત હતું, તેમની અવસ્થા યુવાન હતી અને તે સર્વ બ્રાહ્મણોમાં

શ્રેષ્ઠ હતા.[૬૪] તેમનું દર્શન થતાં જ મેં મારું મસ્તક નમાવીને તેમને વંદન કર્યું, એટલે ભગવાન ઉપમન્યુએ મને કહ્યું કે,[૬૫] 'હે પુંડરીકાક્ષ! તમે ભલે પધાર્યા, આજે તમારાં દર્શન થવાથી અમારી તપશ્ચર્યાઓ સફળ થઈ છે. તમે અમારા પૂજ્ય છો, છતાં તમે અમને માન આપો છો. તમે અમારે દર્શન કરવા યોગ્ય છો, છતાં તમે અમારાં દર્શન કરવાની ઇચ્છા રાખો છો.[૬૬] એટલે મેં પણ હાથ જોડીને તેમને તેમના આશ્રમનાં મૃગો, પક્ષીઓ, અગ્નિઓ, તેમના ધર્મ તથા શિષ્યવર્ગ વિષે કુશળ પૂછ્યું.[૬૭]

પછી ભગવાન ઉપમન્યુએ મને ઘણાં શાંત અને સુંદર વચનોથી કહ્યુ: 'હે કૃષ્ણ! તમને તમારા જેવો જ ગુણવાન પુત્ર અવશ્ય પ્રાપ્ત થશે.[૬૮] તમે અતિમહાન તપશ્ચર્યા કરીને ઈશાન દેવ શંકરને પ્રસન્ન કરો; કેમ કે હે કૃષ્ણ! દેવ શંકર પોતાની પત્ની સાથે આ ક્ષેત્રમાં જ વિહાર કરે છે.[૬૯] હે જનાર્દન! પૂર્વે અનેક દેવોએ તથા ઋષિગણોએ આ ક્ષેત્રમાં જ નિવાસ કરીને મહાદેવને તપ, બ્રહ્મચર્ય, સત્ય તથા દમના પ્રભાવથી પ્રસન્ન કર્યા હતા અને પોતાની શુભ કામનાઓ પ્રાપ્ત કરી હતી. ભગવાન શંકર તપના તથા તેજના એક નિધિરૂપ છે.[૭૦,૭૧] હે શત્રુહંતા કૃષ્ણ! તમે જેમની પ્રાર્થના કરો છો, તે શુભ તથા અશુભ ભાવોને ઉત્પન્ન કરનારા તથા સંહારી લેનારા તે અચિંત્ય ભગવાન દેવી પાર્વતીની સાથે અહીં જ રહે છે.[૭૨] પૂર્વે જેણે મેરુ પર્વતને પણ કંપાવી દીધો હતો, તે દાનવ હિરણ્યકશિપુએ શંકર પાસેથી જ એક અબજ વર્ષો પર્યંત સર્વ દેવતાઈ ઐશ્વર્ય પ્રાપ્ત કર્યું હતું.[૭૩] તે હિરણ્યકશિપુના જ મંદાર નામના પ્રસિદ્ધ પુત્રે પણ મહાદેવનું વરદાન મેળવીને જ એક અબજ વર્ષ સુધી ઇંદ્ર સાથે યુદ્ધ કર્યું હતું.[૭૪] હે તાત કેશવ! ગ્રહ નામથી પ્રસિદ્ધ થયેલા તે મંદારના શરીર ઉપર વિષ્ણુનું ઘોર ચક્ર તેમ જ ઇંદ્રનું વજ્ર કંઈ અસર કરી શક્યાં ન હતાં; પણ ઊલટા તે ચક્રના તથા વજ્રના જ ભુક્કા થઈ ગયા હતા.[૭૫] હે નિર્દોષ કૃષ્ણ! પૂર્વે જળની અંદર સંચાર કરનારા બળગર્વિષ્ઠ દૈત્યનો વધ કરીને ભગવાન શંકરે તમને બળતા અગ્નિ સરખું જે ચક્ર આપ્યું હતું, તે મહા અદ્દભુત તેજવાળા દુરાધર્ષ ચક્રને તેમણે એ દૈત્યનો વધ કરવા માટે જ ઉત્પન્ન કરી તમને આપ્યું હતું. વળી એ ચક્રને પિનાકી ભગવાન વિના બીજો કોઈ પણ જોઈ શકતો ન હતો; પરંતુ તમને આપ્યા પછી શંકરે કહ્યું હતું કે, 'આ ચક્ર સુદર્શન (સહેલાથી જોઈ શકાય તેવું) થશે.[૭૬-૭૮] તે દિવસથી આરંભીને જ એ ચક્રનું સુદર્શન નામ પ્રસિદ્ધ થયું છે. હે તાત કેશવ! વર મેળવીને મહાબળવાન થયેલા ગ્રહનાં (મંદારનાં) અંગ ઉપર તમારું તે જ ચક્ર એક તણખલાની પેઠે વ્યર્થ થયું હતું. અરે! તેના અંગ ઉપર તો એ ચક્રના જેવાં સેંકડો શસ્ત્રો તથા ઇંદ્રના વજ્ર જેવાં સેંકડો આયુધો કંઈ જ અસર કરી શક્યાં ન હતાં.[૭૯,૮૦] પછી મહાબળવાન થઈ પડેલા તે ગ્રહદૈત્યે જ્યારે સર્વ દેવતાઓને પીડવા માંડ્યા, ત્યારે શિવે જેમને વર આપ્યા હતા તે સર્વ અસુર રાજાઓને દેવોએ સંહારી નાખ્યા.[૮૧] વળી ભગવાન શંકરે વિદ્યુત્પ્રભ નામના દૈત્ય ઉપર પણ પ્રસન્ન થઈને તેને ત્રિલોકીનો રાજા બનાવી દીધો હતો, તેથી તે એક લાખ વર્ષો સુધી સર્વ લોકોનો ઈશ્વર થઈ પડ્યો હતો.[૮૨] તે ઉપરાંત ભગવાન શંકરે તેને કહ્યુ હતું કે, 'તું નિત્ય મારો અનુચર (ગણ) થઈશ.' વળી શંકરે તેને એક કરોડ પુત્રો આપ્યા હતા.[૮૩] અજન્મા ભગવાન શંકરે તે દૈત્યને કુશદ્વીપનું રાજ્ય અર્પણ કર્યું હતું. પૂર્વે બ્રહ્માએ શતમુખ નામના મહાન અસુરને ઉત્પન્ન કર્યો હતો.[૮૪] તેણે લગભગ સો વર્ષ સુધી પોતાના

માંસનો અગ્નિમાં હોમ કરીને શંકરનું આરાધન કર્યું હતું. તે ઉપરથી ભગવાન શંકરે તેને કહ્યું હતું કે, 'હું તારા પર પ્રસન્ન થયો છું. બોલ, તારું શું પ્રિય કરું?'[૯૫] એટલે શતમુખે વર માગ્યો હતો કે, 'હે ઉત્તમ દેવ! મને અદ્દ્ભુત યોગશક્તિ પ્રાપ્ત થાઓ અને કદી નાશ ન પામે તેવું બળ તમે મને આપો.' આથી 'तथास्तु' કહીને પ્રભુએ તેને વર આપ્યો હતો. વળી સ્વયંભૂના પુત્ર ક્રતુએ પણ પુત્રપ્રાપ્તિ માટે ત્રણસો વર્ષ પર્યંત યોગસાધના કરીને શંકરનું ધ્યાન કર્યું હતું; તેથી ભગવાને તેને પણ તેના જેવા જ એક હજાર પુત્રો આપ્યા હતા.[૯૬-૯૮] હે કૃષ્ણ! દેવોમાં સ્તુતિપાત્ર થયેલા પ્રસિદ્ધ યોગેશ્વર યાજ્ઞવલ્ક્યઋષિને તમે જાણતા જ હશો. તે પરમ ધાર્મિક ઋષિએ મહાદેવનું આરાધન કરીને જ અતુલ યશ પ્રાપ્ત કર્યો છે. વળી પરાશરના પુત્ર યોગાત્મા વેદવ્યાસ મુનિએ પણ શંકરનું આરાધન કરીને જ મહાન કીર્તિ મેળવી છે.વળી પૂર્વે ઇંદ્રે જ્યારે વાલખિલ્ય નામના ઋષિઓનું અપમાન કર્યું હતું, ત્યારે તેમણે ક્રોધાયમાન થઈને પોતાના તપોબળથી રુદ્ર ભગવાનને પ્રસન્ન કર્યા હતા. તે સમયે જગતના પતિ ભગવાન શંકરે તેમના પર પ્રસન્ન થઈને કહ્યુ હતું કે, 'તમે તમારા તપોબળથી સોમરસનુ હરણ કરી લેનારા 'સુપર્ણ' નામના પુત્રને ઉત્પન્ન કરશો.' પૂર્વે મહાદેવના ક્રોધથી જ્યારે જળનો નાશ થઈ ગયો હતો, ત્યારે દેવોએ શંકરનુ જેમાં મુખ્ય પૂજન કરવામાં આવે છે, તે 'સપ્તકપાલ' નામનો યજ્ઞ કર્યો હતો અને જગતમાં બીજું નવુ જળ વહેવડાવ્યું હતું. આમ શંકર જ્યારે પ્રસન્ન થયા હતા, ત્યારે જ પૃથ્વી પર જળસમૃદ્ધિ થઈ હતી. પૂર્વે અત્રિઋષિની બ્રહ્મવાદિની સ્ત્રી અનસૂયાએ કોઈ કારણને લીધે પોતાના પતિનો ત્યાગ કર્યો હતો. તેણે સંકલ્પ કર્યો હતો કે. 'ફરી કદી પણ તે મુનિ(અત્રિ)ના સ્વાધીનમાં હું રહીશ નહિ.'[૮૯-૯૫] આમ કહીને તે મહાદેવને શરણે આવી હતી. તેણે અત્રિઋષિના ભયથી ત્રણસો વરસ સુધી સર્વ આહારનો ત્યાગ કર્યો હતો.[૯૬] મહાદેવને પ્રસન્ન કરવા માટે તેણે લોખંડી ખીલાઓ ઉપર શયન કર્યું હતું. પછી દેવ શંકરે હસતાં હસતાં તેને કહ્યું હતું કે, 'તને તારા પતિના સમાગમ વિના જ મારા પ્રસાદથી એક પુત્ર થશે અને તે તારા જ નામ ઉપરથી (આનસૂયવ એવા નામથી) તારા વંશમાં ઉત્તમ ખ્યાતિ પામશે.[૯૭,૯૮] હે મધુસૂદન! મહાસમર્થ વિકર્ણ પણ ભક્તોને સુખ આપનારા મહાદેવને પ્રસન્ન કરીને જ સિદ્ધિને પામ્યો હતો.[૯૯] હે કેશવ! મહર્ષિ શાકલ્યે પણ ચિત્તને શુદ્ધ કરીને નવસો વર્ષ પર્યંત મનોયજ્ઞ દ્વારા શંકરનું આરાધન કર્યું હતું.[૧૦૦] ભગવાન શંકરે તેના પર પ્રસન્ન થઈને તેને વર આપ્યો હતો કે, 'હે વત્સ! તું એક ગ્રંથકાર થઈશ અને ત્રૈલોક્યમાં તારી કીર્તિ અક્ષય થશે. વળી તારું કુળ મહર્ષિઓથી અલંકૃત થઈને અક્ષય થશે અને તારો પુત્ર પણ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ થઈ મોટો સૂત્રકર્તા થશે.[૧૦૧,૨] પૂર્વે સત્યયુગમાં 'સાવર્ણિ' નામનો એક વિખ્યાત ઋષિ હતો તેણે પણ આ ક્ષેત્રમાં રહીને જ છ હજાર વર્ષો સુધી તપશ્ચર્યા કરી હતી.[૧૦૩] તે સમયે ભગવાન શંકરે પ્રત્યક્ષ થઈને તેને કહ્યું હતું કે, 'હે નિર્દોષ સાવર્ણિ! હું તારા પર પ્રસન્ન થયો છું અને તને વર આપું છું કે, તુ અજરામર થઈશ અને લોકવિખ્યાત ગ્રંથકાર થઈશ.'[૧૦૪] હે જનાર્દન! પૂર્વે કાશીનગરમાં ઇંદ્રે ભસ્મ ધારણ કરનારા દિગંબર દેવ શંકરનું ભક્તિપૂર્વક આરાધન કર્યું હતું.[૧૦૫] મહાદેવની આમ આરાધના કરીને તે સ્વર્ગનું રાજ્ય પામ્યો હતો. વળી પૂર્વે નારદે પણ ભક્તિપૂર્વક શંકરનું આરાધન કર્યું હતું.[૧૦૬] ત્યારે દેવોના ગુરુ

શંકરે તેના પર પ્રસન્ન થઈને તેને કહ્યું હતું કે, 'હે નારદ! તેજ, તપ અને યશમાં તારા સમાન બીજો કોઈ થશે નહિ.[૧૦૭] વળી નિત્ય ગાયન કરીને તથા વાદિત્ર વગાડીને તું મને અનુસરીશ.'

હે માધવ! મેં પોતે પણ દેવના દેવ પશુપતિનાં સાક્ષાત્ દર્શન કર્યાં છે. હે તાત! હે સમર્થ! તે સંબંધમાં પણ હું તમને કહું છું; સાંભળો. હે વિભુ! મેં ઘણો જ યત્ન કરીને મહાતેજસ્વી દેવ શંકરને જે કારણથી પ્રસન્ન કર્યા હતા અને એ દેવના દેવ મહેશ્વર પાસેથી મેં જે કાંઈ સંપાદન કર્યું છે, તે સર્વ વૃત્તાંત તમે વિસ્તારથી સાંભળો.[૧૦૯,૧૧૦] હે નિર્દોષ કૃષ્ણ! એ સમગ્ર વૃત્તાંત હું આજે તમારી આગળ કહું છું. પૂર્વે સત્યયુગના સમયમાં વ્યાઘ્રપાદ નામે વિખ્યાત અને મહાયશસ્વી ઋષિ હતા. તે વેદ તથા વેદાંગમાં પારંગત થયા હતા. હું તેમનો પુત્ર છું અને ધૌમ્ય મારો નાનો ભાઈ છે.[૧૧૧,૧૨] હે માધવ! એક સમયે હું ધૌમ્ય સાથે રમતો રમતો શુદ્ધાત્મા મુનિઓના આશ્રમમાં જઈ ચઢ્યો ત્યાં મેં એક દુઝણી ગાયને દોહવાતી જોઈ. મેં તે ગાયનું દૂધ પીધું તો તે અમૃતના જેવું સ્વાદિષ્ટ હતું.[૧૧૪] પછી મેં બાળકભાવથી મારી માતાને કહ્યું કે, 'મને દૂધ અને ભાતનું ભોજન આપ.'[૧૧૫] હવે હે માધવ! ઘરમાં દૂધ નહોતું, તેથી મારી માતા મનમાં દુઃખ પામી અને તેણે ઘઉંના લોટને પાણીમાં મેળવ્યો.[૧૧૬] પછી તેણે તે અમને બન્ને ભાઈઓને આપ્યો અને કહ્યું કે, 'આ દૂધ છે, પી જાઓ.' પરંતુ હે તાત! પ્રથમ એક વખતે મેં દૂધ પીધું હતું.[૧૧૭] કેમ કે એક યજ્ઞના સમયે મારા પિતા અને સાથે લઈને અમારી જ્ઞાતિના મેળાવડામાં ગયા હતા. ત્યાં સુરનંદિની નામની દિવ્ય ગાય દૂધ આપી રહી હતી.[૧૧૮] મેં તે ગાયનું અમૃત જેવું દૂધ પીધું હતું. આમ મેં દૂધના રસને જાણ્યો હતો, તેમ જ તે અમુક સ્થળે જ ઉત્પન્ન થતું હોઈને તેમાં અમુક પ્રકારના ગુણો હોય છે, તે પણ હું જાણી શક્યો હતો.[૧૧૯] તેથી હે તાત! મારી માતાએ આપેલો તે લોટનો રસ મને પ્રસન્ન કરી શક્યો નહિ. મેં મારા બાળસ્વભાવથી માતાને કહ્યું:[૧૨૦] 'હે માતા! તેં મને જે આપ્યું છે તે દૂધભાત નથી.' એટલે હે માધવ! દુઃખ અને શોકથી આતુર થયેલી મારી માતાએ મને પુત્રસ્નેહથી બાથમાં લીધો અને મારું મસ્તક સૂંઘીને મને કહ્યું કે, 'હે વત્સ! શુદ્ધાત્મા મુનિઓને ત્યાં દૂધભાત ક્યાંથી હોય?[૧૨૧,૧૨૨] આપણે વનમાં નિવાસ કરીએ છીએ, કંદમૂળ તથા ફળનો નિત્ય આહાર કરીએ છીએ અને વાલખિલ્યોએ સેવેલી દિવ્ય નદીનો આશ્રય કરીએ છીએ.[૧૨૩] આપણે ત્યાં દૂધ ક્યાંથી? હે પુત્ર! આપણે વનમાં આવેલા પર્વતોનાં વાસી છીએ, મુનિવૃત્તિને ધારણ કરીએ છીએ, પાપનાશન છીએ, જલાહારી છીએ, વનના આશ્રમોમાં નિવાસ કરીએ છીએ, ગ્રામઆહારથી નિવૃત્ત છીએ અને અરણ્યનાં ફળોનું ભોજન કરનારાં છીએ. ગાયોના વંશ વિનાના આપણા આ અરણ્યપ્રદેશમાં દૂધ જ નથી.[૧૨૪,૧૨૫] આપણે તો નદીઓનાં કોતરોમાં, પર્વતોમાં તથા વિવિધ પ્રકારનાં તીર્થોમાં તપશ્ચર્યા કરીને નિત્ય જપપરાયણ રહીએ છીએ અને ભગવાન શંકર જ આપણી પરમ ગતિરૂપ છે.[૧૨૬] હે વત્સ! વરને આપનારા, કૂટસ્થ અને અવિનાશી એવા એ ભગવાન વિરૂપાક્ષ(શંકર)ને પ્રસન્ન કર્યા વિના દૂધભાત, સુખો અને વસ્ત્રો ક્યાંથી મળે?[૧૨૭] માટે હે વત્સ! તું તારા સર્વભાવથી શંકરને શરણે જા; કેમ કે હે પુત્ર! તેમની કૃપા થતાં તારી સર્વ કામનાઓ સફળ થશે.'[૧૨૮]

હે શત્રુહંતા કૃષ્ણ! માતાનાં એ વચન સાંભ-

જોઈને મેં તુરત જ બે હાથ જોડીને તેને પ્રણામ કર્યા અને તેને આ પ્રમાણે પૂછ્યું:[૧૨૯] 'હે માતા! તે મહાદેવ કોણ છે? તે કેવી રીતે પ્રસન્ન થાય છે? તે ક્યાં રહે છે? તેમનાં દર્શન કેવી રીતે થઈ શકે છે?[૧૩૦] શું કરવાથી તે સંતુષ્ટ થાય છે? તેમનું સ્વરૂપ કેવું છે? તેમને કેવી રીતે જાણી શકાય છે? હે જનની! કેવી રીતે મારે તેમને પ્રસન્ન કરીને તેમનાં દર્શન કરવાં?'[૧૩૧]

હે કૃષ્ણ! મેં એ પ્રમાણે કહ્યું, એટલે પુત્ર ઉપર વહાલ રાખનારી મારી માતાએ મારું મસ્તક સૂંઘ્યું. હે ગોવિંદ! તે સમયે તેનાં નેત્રો અશ્રુઓ-ઓથી ભરાઈ ગયાં હતાં. હે મધુસૂદન! તેણે મારા શરીર ઉપર પોતાનો હાથ ફેરવ્યો. પછી હે સુર-શ્રેષ્ઠ! તેણે ઘણી જ દીન બની જઈને આ પ્રમાણે કહ્યું.[૧૩૨,૧૩૩]

માતા બોલી: મહાદેવનું સ્વરૂપ અજ્ઞાની પુરુષોને દુઃખેથી જાણી શકાય તેવું છે. કદાચ શાસ્ત્ર દ્વારા તેમનું જ્ઞાન થાય છે, તોપણ મનથી તેમને ધારણ કરી શકાતા નથી; કદાચ મનથી તેમનું ધારણ થઈ શકે છે, તોપણ લયવિક્ષેપ આદિ વિઘ્નોથી ઘણું સંકટ પડે છે, કદાચ વિઘ્નો ન આવે, તોપણ તેમને જાણવા જતાં દુષ્ટ બંધનો આવી નડે છે. કદાચ તે પણ ન નડે, તોપણ દેવતાઈ વિષયોમાં ફસાઈ પડવાથી તેમને ગ્રહણ કરી શકાતા નથી. કદાચ પ્રબળ વૈરાગ્યને લીધે તે વિષયોથી વિરક્ત રહેવાય, તોપણ તેમનાં દર્શન તો થતાં જ નથી.[૧૩૪] વિદ્વાનો કહે છે કે, તેમનાં સ્વરૂપો અનેક છે, તેમનાં સ્થાનકો વિચિત્ર છે અને તેમના પ્રસાદો પણ અનેક છે.[૧૩૫] ખરેખર, સર્વના નિયંતા ભગવાન શંકરના પવિત્ર ચરિત્રને યથાર્થ રીતે કોઈ જાણતું જ નથી; કેમ કે દેવના દેવ ભગવાન શંકરે પૂર્વે અનેક સ્વરૂપો ધારણ કર્યાં છે, અનેક ક્રીડાઓ કરી છે અને અનેકના ઉપર તે પ્રસન્ન થયા છે.[૧૩૬] તે મહેશ્વર પ્રાણી-માત્રના હૃદયમાં રહ્યા છે, માટે વિશ્વરૂપ કહેવાય છે. મેં કથા કહેતા મુનિઓ પાસેથી સાંભળ્યું છે કે, ભક્તો ઉપર કૃપા કરવા માટે તે પોતાના ભક્તોને જ દર્શન આપે છે. વળી ઈશાનદેવનું દિવ્ય અને પવિત્ર ચરિત્ર મેં સાંભળ્યું છે; તેમ જ બ્રાહ્મણો ઉપર અનુગ્રહ કરવા માટે દેવતાઓએ કહેલાં જે જે સ્વરૂપો તેમણે ધારણ કર્યાં છે, તેનું પણ મેં શ્રવણ કર્યું છે. માટે હે વત્સ! તે સર્વ હું તને સંક્ષેપમાં કહી સંભળાવું છું, તેનું તું શ્રવણ કર. તેં મને પ્રશ્ન કર્યો છે, માટે હું તને કહું છું.[૧૩૭-૧૩૯]

માતા બોલી: મહાદેવ બ્રહ્માનું, વિષ્ણુનું, ઇંદ્રનું, રુદ્રનું, આદિત્યનું, અશ્વિનીકુમારોનું અને વિશ્વેદેવાનું સ્વરૂપ ધારણ કરે છે.[૧૪૦] તે ભગવાન મનુષ્યોનું, દેવતાઓનું, સ્ત્રીઓનું, પ્રેતોનું, પિશા-ચોનું, કિરાતોનું, શબરોનું અને અનેક જળચરોનું સ્વરૂપ ધારણ કરે છે.[૧૪૧] વળી એ ભગવાન જંગલી ભીલોનું, કાચબાનું, માછલાંનું, શંખનું અને વસં-તાદિ ઋતુઓનું સ્વરૂપ ધારણ કરે છે.[૧૪૨] દેવ શંકર યક્ષનું, રાક્ષસનું, સર્પનું, દૈત્યનું, દાનવનું, દરમાં રહેનારાં પ્રાણીઓનું, વ્યાઘ્રનું, સિંહનું, મૃગનું, ચિત્તાનું, રીંછનું, પક્ષીનું, ઘુવડનું, હંસનું, કાગડાનું, મોરનું, કાકિંડાનું, સારસનું, બગલાનું, ગીધનું અને ચક્રવાકનું પણ સ્વરૂપ ધારણ કરે છે.[૧૪૩-૧૪૫] વળી એ મહાદેવ અનેક નિવાસસ્થાનો ઉત્પન્ન કરે છે, પર્વતને ધારણ કરે છે અને ગાયના રૂપને, હાથીના રૂપને, ઘોડાના રૂપને, ઊંટના રૂપને તથા ગધેડાના રૂપને પણ ધારણ કરે છે.[૧૪૬] કોઈ સમયે એ મહાદેવ બક-રાના તથા સિંહના રૂપને ધારણ કરે છે, કોઈ સમયે તે અનેક પ્રકારના મૃગોના સ્વરૂપને ધારણ કરે છે અને કોઈ સમયે તે દેવતાઈ પક્ષીઓના

રૂપને પણ ધારણ કરે છે.[૧૪૭] તે સંન્યાસીનું, ક્ષત્રિયનું તથા કૂંડીવાળા ભિક્ષુકનું સ્વરૂપ ધારણ કરે છે અને બ્રાહ્મણોનું રક્ષણ કરે છે. વળી તે છ મુખવાળાનું, અનેક મુખવાળાનું અને ત્રણ નેત્રવાળાનું સ્વરૂપ ધારણ કરે છે.[૧૪૮] તે અનેક કેડ અને ચરણોને, અનેક ઉદરો અને મુખોને તથા અનેક હાથો અને પડખાંઓને ધારણ કરે છે. વળી તે અનેક ગણોથી વીંટાયેલા છે. તે ઋષિઓ તથા ગંધર્વોનાં સ્વરૂપોને ધારણ કરે છે અને સિદ્ધો તથા ચારણોનાં સ્વરૂપોને ધારણ કરે છે. તેમનાં ગાત્રો ભસ્મથી ઉજ્જવળ છે અને તેમણે અર્ધચંદ્રનું આભૂષણ ધારણ કરેલ છે.[૧૪૯,૧૫૦] તેમની આસપાસ અનેક પ્રકારના શબ્દોથી તેમના નામનો ઘોષ થઈ રહ્યો છે, અનેક ઋષિઓથી તે સ્તુતિ કરાઈ રહ્યા છે, પ્રાણીમાત્રના તે કાળ છે, તે સર્વસ્વરૂપ છે અને સર્વલોકમાં પ્રતિષ્ઠા પામ્યા છે.[૧૫૧] તે ભગવાન સર્વ લોકના અંતરાત્મા છે, સર્વત્ર વ્યાપક છે, સર્વના વક્તા છે, પ્રાણીમાત્રના હૃદયમાં રહ્યા છે અને સર્વજ્ઞ છે, એમ સમજવું.[૧૫૨] જે મનુષ્ય જે વિષયની કામના કરે છે અને જેને માટે પોતાનું પૂજન કરે છે, તે સર્વને તે દેવેશ જાણે છે, માટે જો તારી ઇચ્છા હોય તો તું તેમને શરણે જા.[૧૫૩] તે ભગવાન કોઈ સમયે આનંદ પામે છે, કોઈ સમયે કોપ કરે છે, કોઈ સમયે હુંકારનો ઉચ્ચાર કરે છે અને કોઈ સમયે ચક્ર, ત્રિશૂલ, ગદા, મુસલ, તલવાર તથા પટ્ટિશને ધારણ કરે છે. વળી તે શેષનાગરૂપ છે, નાગની કટિમેખલાને ધારણ કરે છે, નાગનાં કુંડળો પહેરે છે, નાગનું જ યજ્ઞોપવીત ધારણ કરે છે અને હસ્તિચર્મરૂપ વસ્ત્રને ધારણ કરે છે.[૧૫૪,૧૫૫] કોઈ સમયે તે હસે છે, કોઈ સમયે તે ગાય છે, કોઈ સમયે તે મનોહર નૃત્ય કરે છે અને તે કોઈ સમયે ગણોની સાથે રહીને વિચિત્ર વાદિત્રો વગાડે છે.[૧૫૬] કોઈ સમયે તે બગાસાં ખાય છે, કોઈ સમયે તે રુદન કરે છે, કોઈ સમયે તે રુદન કરાવે છે અને કોઈ સમયે તે ઉન્મત્ત તથા મદમત્તની પેઠે મોટા ઘાંટા કાઢીને બોલે છે.[૧૫૭] કોઈ સમયે તે નેત્રના ડોળા ફાડીને જાણે મનુષ્યોને ત્રાસ ઉપજાવે છે અને રૌદ્ર સ્વરૂપ ધારણ કરીને ખડખડાટ હસે છે. કોઈ સમયે તે જાગ્રત રહે છે, કોઈ સમયે તે નિદ્રાવશ રહે છે અને કોઈ સમયે તે પોતાને સુખ થાય તેમ બગાસાં ખાય છે.[૧૫૮] કોઈ સમયે તે પોતે જ મંત્રજાપ કરે છે, કોઈ સમયે તે બીજાઓ વડે જપાય છે, કોઈ સમયે તે પોતે જ તપશ્ચર્યા કરે છે, કોઈ સમયે બીજાઓ વડે તેમની તપશ્ચર્યા કરાય છે, કોઈ સમયે તે દાન આપે છે, કોઈ સમયે તે દાનનો પ્રતિગ્રહ કરે છે, કોઈ સમયે તે યોગ કરે છે અને કોઈ સમયે તે ધ્યાન કરે છે.[૧૫૯] કોઈ સમયે યજ્ઞની વેદિકામાં, યજ્ઞના સ્તંભમાં, ગાયોના વાડામાં અને અગ્નિમાં તે દર્શન આપે છે. વળી બાળક, વૃદ્ધ અથવા યુવાનસ્વરૂપે તેમનાં દર્શન થાય છે.[૧૬૦] તે ભગવાન ઋષિઓની કન્યાઓ સાથે ક્રીડા કરે છે અને ઋષિઓની પત્નીઓ સાથે પણ ક્રીડા કરે છે. તેમના કેશ ઊભા છે, તેમનું લિંગ મોટું છે, તે નગ્ન રહે છે અને તેમનાં નેત્રો ભયંકર છે.[૧૬૧] તે વર્ણે ગૌર છે શ્યામ છે, અને કૃષ્ણ છે. તે ઉજ્જ્વળ છે, ભૂખરા છે અને ધુમાડા જેવા લાલવર્ણા છે. તેમનાં નેત્રો વિકૃત છે અને વિશાળ છે. તે દિગંબર છે અને સર્વ જગતના વસ્ત્રરૂપ છે.[૧૬૨] વળી તે ભગવાન રૂપરહિત છે, માયાવી છે, અનેક કાર્યોના આકારને ધારણ કરે છે, હિરણ્યગર્ભરૂપ છે અને અજન્મા છે. તેમના કારણશૂન્ય અંતને કોણ યથાર્થ રીતે જાણી શકે તેમ છે?[૧૬૩] તે મહેશ્વર પ્રત્યેક પ્રાણીના હૃદયમાં રહે છે, પ્રાણરૂપ છે, મનરૂપ છે, જીવરૂપ છે, આનંદમય છે, યોગ-

શબ્દવાચ્ય છે, ધ્યાનરૂપ છે અને પરમાત્મા છે; માટે ચિત્તની સૂક્ષ્મ વૃત્તિથી જ એ મહેશ્વરને પામી શકાય છે.[૧૬૪] તે વાદિત્રો વગાડે છે, ગાયનો ગાય છે, લાખો નેત્રોવાળા છે, એક મુખવાળા છે, બે મુખોવાળા છે, ત્રણ મુખોવાળા છે અને અનેક મુખોવાળા પણ છે.[૧૬૫] માટે હે પુત્ર! તું તેમનો ભક્ત થા, તેમનામાં જ ચિત્ત રાખ, નિત્ય તેમના પર જ નિષ્ઠા રાખ અને તેમનું જ શરણ લે. તું એ મહાદેવને ભજ. તારા સર્વ મનોરથો સફળ થશે.[૧૬૬]

હે શત્રુહંતા કૃષ્ણ! માતાનાં એ વચનો સાંભળ્યાં તે દિવસથી મને મહાદેવ ઉપર જ એકનિષ્ઠ ભક્તિ થઈ.[૧૬૭] પછી હું તપશ્ચર્યા માંડીને શંકરને પ્રસન્ન કરવા લાગ્યો. એક હજાર વર્ષો સુધી હું પગના ડાબા અંગૂઠાના અગ્રભાગ ઉપર ઊભો રહ્યો.[૧૬૮] સો વર્ષ સુધી મેં માત્ર ફલાહાર જ રાખ્યો. પછી બીજાં સો વર્ષ સુધી મેં ખરી પડેલાં પાંદડાંનો આહાર કર્યો અને ત્રીજાં સો વર્ષ સુધી હું જળનો જ આહાર કરીને રહ્યો. પછી છેલ્લાં સાતસો વર્ષ સુધી હું માત્ર વાયુનો જ આહાર કરીને રહ્યો. આમ દેવતાઓનાં એક-હજાર વર્ષ સુધી મેં શંકરનું આરાધન કર્યું. એટલે સર્વ લોકના ઈશ્વર પ્રભુ મહાદેવ મારા પર પ્રસન્ન થયા. મને તેમનો અનન્ય ભક્ત જાણીને તેમણે મારી પરીક્ષા કરવાની ઇચ્છા કરી.[૧૬૯–૧૭૧] હવે તે યશસ્વી ભગવાન હજાર નેત્રોવાળા ઇંદ્રનું સ્વરૂપ ધારણ કરીને, સર્વ દેવગણોની સાથે વીંટાઈને અને હાથમાં વજ્ર ધારણ કરીને મારી પાસે આવ્યા. તે સમયે સ્વતેજથી દીપી રહેલા તે ભગવાન એક મહાન ગજ ઉપર વિરાજ્યા હતા. તે હાથીનો વર્ણ અમૃત સમાન ઉજ્જ્વળ હતો, તેનાં નેત્રો લાલ વર્ણનાં હતાં, તેના કાન સ્તબ્ધ હતા, તેનું સ્વરૂપ મહોત્કટ હતું, તેની સૂંઢ ગોળ વીંટાયેલી હતી, તેનો દેખાવ ભયંકર હતો અને તેને ચાર દાઢો હતી. ત્યારે તે ભગવાને મસ્તક ઉપર મુકુટ ધારણ કર્યો હતો. તે હાર તથા બાજુબંધોથી શોભી રહ્યા હતા. તેમના મસ્તક ઉપર શ્વેતવર્ણનું ઉજ્જ્વળ છત્ર ધરાયું હતું અને દિવ્ય ગંધર્વો તથા અપ્સરાઓ સ્તુતિ કરીને તેમનું સેવન કરી રહ્યાં હતાં. પછી તે દેવેંદ્રે મને કહ્યું કે, 'હે દ્વિજવર! હું તારા પર પ્રસન્ન થયો છું. તારા મનમાં જેની ઇચ્છા હોય તે વર મારી પાસેથી તું માગી લે.' ઇંદ્રનાં એ વચન સાંભળી મારું મન પ્રસન્ન થયું નહિ, તેથી મેં હર્ષ પામ્યા વિના જ દેવરાજને આ વચન કહ્યું:[૧૭૨–૧૭૭] 'હે સૌમ્ય! હું તને સત્ય કહું છું કે, તારી પાસેથી કે બીજા કોઈ પણ દેવ પાસેથી મને વર માગવાની ઇચ્છા નથી. માત્ર એક મહાદેવ વિના બીજા કોઈની પાસે મારે વર માગવો નથી.[૧૭૮] હે શક્ર! મારું આ વાક્ય ખરેખર સત્ય છે અને નિશ્ચયયુક્ત છે. મને મહેશ્વરની કથા વિના બીજી કોઈ કથા ગમતી નથી.[૧૭૯] ભગવાન પશુપતિ મને કહે તો તત્કાળ હું એક કીડો થઈ જાઉં અથવા અનેક શાખાઓવાળું વૃક્ષ થઈ જાઉં; પરંતુ પશુપતિ સિવાય બીજા કોઈના વરદાનરૂપ પ્રસાદથી મળેલી ત્રિભુવનની રાજ્યસમૃદ્ધિ પણ મને ઇષ્ટ નથી.* હું શંકરના ચરણવંદનમાં આસક્ત રહીને એક ચાંડાલકુળમાં જન્મ પામું, તોપણ મારાં અહોભાગ્ય માનું; પરંતુ ઈશ્વરની ભક્તિથી મુક્ત થઈ-

* કહેવાનું તાત્પર્ય એ છે કે, પરમ કારણરૂપ ભગવાન મહાદેવનો મારા પર અનુગ્રહ હોય તો મને તિર્યગ્યોનિની પ્રાપ્તિ થાય, તોપણ કાગડાની જાતિમાં અવતરેલા ભુશુંડઋષિની પેઠે કંઈ ભય નથી, પરંતુ તેમના અનુગ્રહ વિના કેવળ નાશવંત સ્વભાવના ઇંદ્રે આપેલું ત્રૈલોક્યનું રાજ્ય પણ મને મહાભયંકર લાગે છે; કેમ કે નહુષને ત્રિલોકીનું રાજ્ય મળ્યું હતું, પરંતુ ઈશ્વરની કૃપા નહિ હોવાથી અંતે તેને અજગર થવું પડ્યું હતું.

ને ઇંદ્રના ભવનમાં ઉત્પન્ન થાઉં, તોપણ મારાં દુર્ભાગ્ય માનું.[૧૮૦,૧૮૧] જે પુરુષને દેવાસુરના ગુરુ ભગવાન વિશ્વેશ્વર ઉપર ભક્તિ નથી, તે પુરુષ વાયુ અને જળનો જ આહાર કરીને જીવન ગાળે તોપણ તેના દુઃખનો નાશ ક્યાંથી થઈ શકે? જે પુરુષોથી એક ક્ષણવાર પણ શંકરના ચરણસ્મરણનો વિયોગ સહન થતો નથી, તે પુરુષોને ભિન્ન ભિન્ન ધર્મોવાળી બીજી કથાઓ કરવાની પણ કંઈ આવશ્યકતા નથી.[૧૮૨,૧૮૩] જે પુરુષનો આ કુટિલ કળિકાળમાં જન્મ થયો હોય, તેણે નિરંતર શંકરના ચરણમાં જ પોતાની બુદ્ધિને પરાયણ રાખવી; કેમ કે શંકરની ભક્તિરૂપ રસાયનનું પાન કરવાથી સંસારનો ભય રહેતો નથી. જે પુરુષે શંકરની કૃપા સંપાદન કરી નથી, તે પુરુષને એક દિવસ, અર્ધો દિવસ, એક મુહૂર્ત, એક ક્ષણ અથવા એક લવ પણ તેમના ઉપર ભક્તિ ઉત્પન્ન થતી નથી.[૧૮૪,૧૮૫] ભગવાન શંકરની મને આજ્ઞા થાય તો હું એક કીડો થઈ જવા માટે અથવા પતંગિયું થઈ જવા માટે પણ તૈયાર છું. પરંતુ હે શક્ર! તેં આપેલા ત્રૈલોક્યના રાજ્યની મને ઇચ્છા જ નથી.[૧૮૬] મહેશ્વરના વચનથી હું એક કૂતરો થઈ જવા માટે પણ તૈયાર છું, કેમ કે તે જ મારી સર્વોત્કૃષ્ટ કામના છે; પરંતુ મહેશ્વરની આજ્ઞા વિના દેવગણોના રાજ્યની પણ મને સ્પૃહા નથી.[૧૮૭] હું સ્વર્ગલોકને માગતો નથી, દેવોના રાજ્યને હું ઇચ્છતો નથી, બ્રહ્મલોકની હું યાચના કરતો નથી, નિષ્કલ સ્વરૂપની હું કામના રાખતો નથી, અને કોઈ પ્રકારના વિષયોની મને અભિલાષા પણ નથી. માત્ર હું શંકરના દાસભાવને જ ઇચ્છું છું.[૧૮૮] જેમના મસ્તકે શ્વેત ચંદ્રરૂપ નિર્મળ મુકુટ ધારણ થઈ રહ્યો છે, તે પશુપતિ ભગવાન શંકર જ્યાં સુધી મારા પર પ્રસન્ન થયા નથી, ત્યાં સુધી જ જન્મ, મરણ તથા વૃદ્ધાવસ્થાનાં સેંકડો દૈહિક દુઃખોને હું ધારણ કરી રહ્યો છું.[૧૮૯] કેમ કે સૂર્ય, ચંદ્ર અને અગ્નિ સમાન તેજસ્વી, ત્રિભુવનના સારરૂપ, કેવળ આનંદરૂપ, સર્વના આદ્ય, અજર અને અમર એવા એક રુદ્રને જ પ્રસન્ન કર્યા વિના કયો પુરુષ આ જગતમાં શાંતિ મેળવી શકે તેમ છે?[૧૯૦] માટે હું તો એ જ ઇચ્છું છું કે, મારા કોઈ દોષોને લીધે મારો જો પુનર્જન્મ થાય, તો તે તે પ્રત્યેક જન્મમાં મહાદેવ ઉપર મારી અક્ષય ભક્તિ થાઓ.

ઇંદ્ર બોલ્યો : કારણના પણ કારણ તે મહેશ્વર જગતમાં વિદ્યમાન છે. તેમાં શો હેતુ છે કે, તેથી તું મહાદેવ વિના બીજા કોઈની પાસેથી વર મેળવવાની ઇચ્છા રાખતો નથી?[૧૯૧,૧૯૨]

ઉપમન્યુ બોલ્યો: બ્રહ્મવાદી પુરુષો જેને સત્ તથા અસત્‌રૂપ કહે છે, વ્યક્ત તથા અવ્યક્ત કહે છે, નિત્ય કહે છે, એક કહે છે અને અનેક કહે છે, તે પરમ શિવ પાસેથી અમે વર માગીએ છીએ.[૧૯૩] વળી જેને તેઓ આદિ, મધ્ય તથા અંતરહિત કહે છે અને અચિંત્ય જ્ઞાન તથા ઐશ્વર્યરૂપ પરમાત્મા કહે છે, તેની પાસેથી અમે વર માગીએ છીએ.[૧૯૪] જે બીજરૂપ નથી છતાં જેનાથી બીજભૂત સમગ્ર ઐશ્વર્ય ઉત્પન્ન થાય છે, જે પોતે કદી ઉત્પન્ન થતા નથી અને નિર્વિકાર છે, તે કારણના કારણ શંકર પાસેથી અમે વર માગીએ છીએ.[૧૯૫] જે તમસથી પર રહેલા પરમજ્યોતિરૂપ છે, તપ અને તપોવૃત્તિને ધારણ કરનારા પુરુષોથી પણ પર છે અને જેને જાણીને જ્ઞાની પુરુષોને કદી શોક કરવો પડતો નથી, તે સર્વકારણ શંકર પાસેથી અમે વર માગીએ છીએ.[૧૯૬] હે પુરંદર! જે પ્રાણીમાત્રના સ્રષ્ટા છે, જે પ્રાણીમાત્રના અભિપ્રાયને જાણે છે, જે સર્વ પ્રાણીઓનો સંહાર કરે છે, જે સર્વવ્યાપક છે અને જે સર્વ વસ્તુને આપનારા છે, તે મહાદેવનું હું પૂજન કરું છું.[૧૯૭] જે હેતુગર્ભિત વાદોથી

સૂક્ત છે, જે સાંખ્ય તથા યોગના તત્ત્વાર્થનો સાક્ષાત્કાર કરાવનારા છે, જે સર્વથી પર છે અને તત્ત્વજ્ઞ પુરુષો જેનું ઉપાસન કરે છે, તે ભગવાન પાસેથી અમે વર માગીએ છીએ.[૧૯૮] હે મઘવન્! જેને દેવરાજ ઇંદ્રનો પણ આત્મા કહેવામાં આવે છે અને જે દેવ પ્રાણીમાત્રના ગુરુ છે, તેની પાસેથી અમે વર માગીએ છીએ જેણે અવ્યાકૃત આકાશરૂપ બ્રહ્માંડને પોતાની સત્તાથી વ્યાપ્ત કરી દઈને લોકસ્રષ્ટા બ્રહ્મદેવને પૂર્વે ઉત્પન્ન કર્યા હતા, તેની પાસેથી અમે વર માગીએ છીએ.[૧૯૯,૨૦૦] હે ઇંદ્ર! અગ્નિ, જળ, વાયુ, પૃથ્વી, આકાશ, બુદ્ધિ, મન અને મહત્તત્ત્વ એ સર્વને એ પરમેશ્વર વિના બીજો કોણ ઉત્પન્ન કરી શકે, તે તું મને કહે.[૨૦૧] તેમ જ હે શક્ર! મન, બુદ્ધિ, અહંકાર, પાંચ તન્માત્રાઓ અને ઇંદ્રિયો એ સર્વનો તે શિવ વિના બીજો કોણ આશ્રય થઈ શકે, તે મને કહે.[૨૦૨] વિદ્વાન પુરુષો જેને ભુવનના સ્રષ્ટા અને પિતામહ કહે છે, તે બ્રહ્મા પોતે પણ દેવોના ઈશ્વર શંકરનું આરાધન કરીને મહાન લક્ષ્મી સંપાદન કરે છે. (તુર્યમૂર્તિ) ભગવાન (મહેશ્વર) વિષે બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રને ઉત્પન્ન કરનારું જે ઉત્તમ ઐશ્વર્ય રહેલું છે, તે પણ મહાદેવ પાસેથી જ તેમણે પ્રાપ્ત કર્યું છે; તો પછી એ પરમેશ્વર વિના બીજો કોણ ઈશ્વર છે? તે મને કહે.[૨૦૩,૨૦૪] દૈત્યો અને દાનવોના મુખ્ય પુરુષોને જગતનું આધિપત્ય આપનારા અને શત્રુઓનો સંહાર કરનારા દેવેશ્વર શંકર વિના બીજો કયો પુરુષ હિરણ્યાક્ષ આદિ દૈત્યોને ઐશ્વર્ય આપવા સમર્થ છે?[૨૦૫] દિશાઓ, કાળ, સૂર્ય, સર્વ પ્રકારનાં તેજો, ગ્રહો, વાયુ, ચંદ્ર અને તારાઓ એ સર્વ પદાર્થો મહાદેવથી જ ઉત્પન્ન થયા છે, એમ તારે જાણવું. તો પછી કહે, એ પરમેશ્વર વિના બીજો કોણ ઈશ્વર છે?[૨૦૬] જગતની ઉત્પત્તિના સંબંધમાં, વિનાશના સંબંધમાં, યજ્ઞનો નાશ કરવામાં તથા ત્રિપુરાસુરનો વધ કરવામાં શંકર વિના બીજો કોણ સમર્થ છે? વળી તે ભગવાન દૈત્યો તથા દાનવોના મુખ્ય પુરુષોને આધિપત્ય આપનારા હોઈ દેવોના શત્રુઓનો સંહાર કરનારા છે.[૨૦૭] હે પુરંદર! આ વિષયમાં અનેક ઉત્તમ સૂક્તો કહીને જુદા જુદા હેતુવાદો અથવા પ્રમાણો દેખાડવાની કંઈ આવશ્યકતા નથી. હે સુરશ્રેષ્ઠ! હજાર નેત્રોવાળા તને જોઈને તે પરમાત્માની સિદ્ધિ થઈ શકે છે.[૨૦૮] કેમ કે હે કુશિકોત્તમ! આ સિદ્ધો, ગંધર્વો, દેવો તથા ઋષિઓ જે તારી પૂજા કરી રહ્યા છે, તે સર્વ દેવના દેવ શંકરના જ પ્રસાદથી જ છે.[૨૦૯] હે શક્ર! સર્વવ્યાપક પરમાત્માથી વ્યાપ્ત થઈ રહેલા આ બ્રહ્માંડમાં ચેતન તથા અચેતન જે કંઈ પદાર્થો રહેલા છે, તે સર્વે જીવના ભોગ્યરૂપ હોઈને મહેશ્વરથી જ ઉત્પન્ન થયા છે, એમ તારે જાણવું.[૨૧૦] હે ઐશ્વર્યસંપન્ન ઇંદ્ર! તત્ત્વદ્રષ્ટાઓ કહે છે કે, ભુવર્થી આરંભીને મહર્ સુધીના પરલોકમાં, આ લોકમાં, જુદાં જુદાં દ્વીપસ્થાનોમાં, મેરુ પર્વતના પ્રદેશમાં તથા સર્વ મધ્યપ્રદેશોમાં દેવ શંકર વ્યાપી રહેલા છે.[૨૧૧] હે શક્ર! જો દેવતાઓ શંકરના જેવી જ પ્રભાવશાળી બીજી કોઈ દેવમૂર્તિને જુએ છે, તો અસુરોથી પરાજય પામવાના સમયે તેઓ તેને શરણે કેમ જતા નથી? પરંતુ એ વાત નિશ્ચય છે કે, જ્યારે દેવો, યક્ષો, સર્પો અને રાક્ષસો વચ્ચે માંહોમાંહે યુદ્ધ થાય છે અને જ્યારે અન્યોન્યનો વિનાશપ્રસંગ ઉપસ્થિત થાય છે, ત્યારે ભગવાન શંકર જ તેમને પોતપોતાનું સ્થાન તથા ઐશ્વર્ય આપે છે. અંધક, શુક્ર, દુંદુભિ, મહિષ, મોટા મોટા યક્ષો અને નિવાતકવચ આદિ રાક્ષસો વગેરેને વરદાન આપ્યા છતાં મહેશ્વર વિના બીજો કોણ તેમનો નાશ કરવાને સમર્થ છે, તે મને કહે. વળી તું મને કહે કે, દેવો તથા અસુરોના ગુરુ

મહાદેવ વિના બીજા કયા પુરુષનું વીર્ય પૂર્વે અગ્નિમાં હોમાયું હતું? બીજા કોના વીર્યમાં એવો પ્રભાવ હતો કે જેથી સુવર્ણનો પર્વત ઉત્પન્ન થઈ ગયો હતો?[૨૧૨-૨૧૬] આ જગતમાં બીજો કયો પુરુષ દિશાઓરૂપી વસ્ત્રને ધારણ કરે છે? બીજો કયો પુરુષ ઊર્ધ્વરેતસ કહેવાય છે? બીજા કોના અર્ધાંગમાં કાંતા રહી છે? કોણે કામદેવનો પરાજય કર્યો છે?[૨૧૭] વળી હે ઇંદ્ર! તું મને કહે કે, કોના ઉત્તમ સ્થાનની દેવો પણ પ્રશંસા કરે છે? કોણ સ્મશાનમાં ક્રીડા કરે છે? કોણ નૃત્યમાં ઉત્તમ કહેવાય છે?[૨૧૮] કોનું ઐશ્વર્ય તે મહેશ્વરના સમાન છે? કયો પુરુષ ભૂતોની સાથે ક્રીડા કરે છે? ઐશ્વર્યથી ગર્વિષ્ઠ થયેલા કયા દેવ-ગણો તેમના સમાન બળવાળા છે?[૨૧૯] કોનું સ્થાન ત્રૈલોક્યમાં પૂજાયેલું હોઈને અચલ તરીકે પ્રસિદ્ધ છે? તેમના વિના બીજો કોણ જગતમાં વૃષ્ટિ કરે છે? કોણ તપે છે? કોણ તેજથી દીપી રહ્યો છે?[૨૨૦] કોનાથી ઔષધિઓની ઉત્પત્તિ થાય છે? કોણ દ્રવ્યને ધારણ કરી રાખે છે? આ સ્થાવરજંગમ જગતમાં તેમના વિના બીજો કોણ પોતાની ઇચ્છાનુસાર ક્રીડા કરી રહ્યો છે? યોગીઓ જ્ઞાનસિદ્ધિમાં સાધનભૂત એવા ક્રિયાયોગો દ્વારા મહાદેવનું જ સેવન કરી રહ્યા છે; ઋષિઓ, સિદ્ધો તથા ગંધર્વો પણ તેમને જ કારણના કારણ કહે છે.[૨૨૧,૨૨૨] દેવો તથા અસુરો પણ કર્મ, યજ્ઞ અને ક્રિયાઓ દ્વારા જેમનું સેવન કરી રહ્યા છે અને જે કર્મના ફળભૂત શરીરાદિકના સંબંધથી અથવા સુખદુઃખાદિના સંબંધથી રહિત છે, તે મહાદેવને જ હું કારણના કારણ કહું છું.[૨૨૩] તે મહેશ્વરનું પદ સ્થૂળ છે, નિરુપમ છે, ઇંદ્રિયાદિકથી અગ્રાહ્ય છે, ગુણોના વિષયભૂત છે, ગુણોથી રહિત છે, ગુણોનું અધ્યક્ષ છે અને સર્વના કરતાં પર છે.[૨૨૪] વળી તે જગતને નિયમમાં રાખનાર છે, સર્વના કારણભૂત ઈશ્વરનું પણ નિયમન કરનાર છે, લોક અને લોકના અંતનું કારણ છે, ભૂત, ભવિષ્ય તથા વર્તમાનરૂપ છે, સર્વને ઉત્પન્ન કરનાર છે અને સર્વનું કારણ છે.[૨૨૫] હે શક્ર! સર્વના ઉપાદાનકારણભૂત એ શંકરથી જ જીવની, ઈશ્વરની, પ્રધાન(પ્રકૃતિ)ની, વિદ્યાની, અવિદ્યાની, કર્મની, અકર્મની, ધર્મની અને અધર્મની ઉત્પત્તિ થાય છે. હું તેને જ કારણ કહું છું. હે દેવેંદ્ર! સૃષ્ટિ અને સંહારના કારણભૂત દેવાધિદેવ રુદ્ર સર્વના કારણભૂત છે. એ વિષયમાં આ પ્રત્યક્ષ પ્રમાણ છે કે, તેમણે પોતાના લિંગને (મૂર્તિને) ભગથી (યોનિથી) ચિહ્નિત કર્યું છે, તે તું જો.[૨૨૬,૨૨૭] વળી પૂર્વે મારી માતાએ મને કહ્યું છે કે, ભગ અને લિંગના સંયોગથી જેમ લોકની ઉત્પત્તિ થાય છે, તેમ આ જગતનું કારણ પણ તેવા પ્રકારનું જ હોવું જોઈએ, એમ અનુમાન થઈ શકે છે. માટે હે શક્ર! તે મહેશ્વર કરતાં શ્રેષ્ઠ બીજું કંઈ નથી, એમ જાણીને તારી જો ઇચ્છા હોય તો તું તેમનું શરણ લે.[૨૨૮] હે દેવેશ! એ વાત તો તને પોતાને પણ પ્રત્યક્ષ જાણવામાં છે કે, આ ત્રણે લોક ભગલિંગના સંયોગરૂપ કારણથી ઉત્પન્ન થાય છે. તેમાં માયા તે જ ભગને સ્થાને છે અને નિર્ગુણ ચૈતન્ય તે જ લિંગને સ્થાને છે. એ બન્નેના સમુદાયથી અથવા સહયોગથી જ ત્રૈલોક્ય ઉત્પન્ન થાય છે. વળી કહેવાય છે કે, બ્રહ્માદિકના વીર્યથી ઉત્પન્ન થયેલું આ જગત માયા અને નિર્ગુણ બ્રહ્મના એકીકરણરૂપ જ છે. એટલા માટે જ જેમની બુદ્ધિ હજારો કામનાઓને પૂર્ણ કરવા માટે સમર્થ છે એવા બ્રહ્મા, ઇંદ્ર અને વિષ્ણુ આદિ દેવતાઓ તથા મોટા દૈત્ય રાજાઓ પણ એમ જ કહે છે કે, મહેશ્વર કરતાં શ્રેષ્ઠ બીજું કંઈ પણ નથી. આ રીતે સ્થાવરજંગમ જગતમાં ઉત્તમ વૈદ્ય તરીકે કહેવાયેલા દેવ શંકર પાસેથી જ હું

કામના મેળવવાની ઇચ્છા રાખું છું અને તત્કાળ મોક્ષ મેળવવા માટે તેમનીજ એકાગ્રચિત્તે પ્રાર્થના કરું છું.[૨૨૯] હવે બીજા ભિન્ન ભિન્ન હેતુઓ દર્શાવવાનું શું પ્રયોજન છે? તે મહેશ્વરજ કારણના પણ કારણ છે, કેમ કે અમે સાંભળ્યુંજ નથી કે દેવતાઓએ મહેશ્વર વિના બીજા કોઈના લિંગની કદી પૂજા કરી હોય![૨૩૦] જો તેં કદી સાંભળ્યું હોય તો તું મને કહે કે, સર્વ દેવતાઓએ મહેશ્વર વિના બીજા કોના લિંગની પૂર્વે પૂજા કરી હતી અને અત્યારે પણ તેઓ કોના લિંગની પૂજા કરી રહ્યા છે?[૨૩૧] બ્રહ્મા, વિષ્ણુ અને તું સુદ્ધાં સર્વ દેવતાઓ મહેશ્વરના લિંગનું સદાકાળ પૂજન કરી રહ્યા છો. માટે નિશ્ચય થાય છે કે, ભગવાન શંકરજ સર્વના કરતાં અત્યંત શ્રેષ્ઠ છે.[૨૩૨] વળી સર્વ પ્રજાઓ પદ્મ, ચક્ર કે વજ્રના ચિહ્નવાળી નથી; પરંતુ લિંગ તથા ભગવાનના જ ચિહ્નવાળી છે. તે ઉપરથી પણ સિદ્ધ થાય છે કે, પ્રજાઓ મહેશ્વરથી જ ઉત્પન્ન થયેલી છે.[૨૩૩] વળી ભગના ચિહ્નવાળી સર્વ સ્ત્રીઓ દેવી પાર્વતીના કારણરૂપ ભાવથી ઉત્પન્ન થયેલી છે અને સર્વ પુરુષો મહાદેવના લિંગ વડે પ્રત્યક્ષ ચિહ્નવાળા કરાયા છે. છતાં જે દુર્મતિ પુરુષ ઈશ્વર અને દેવી પાર્વતી સિવાય કોઈ અન્યને જગતનું કારણ કહે છે અને સચરાચર ત્રૈલોક્યમાં તેમના ચિહ્નથી અંકિત થયેલું કોઈ પ્રાણી જ નથી એમ કહે છે, તે અવશ્ય જગતની બહારનોજ હોવો જોઈએ.[૨૩૪] આ લોકમાં જે પુરુષનું ચિહ્ન ધરાવે છે, તે શંકરસ્વરૂપ છે અને જે સ્ત્રીનું ચિહ્ન ધરાવે છે, તે ઉમાસ્વરૂપ છે, એમ તારે જાણવું; કેમ કે શંકર અને પાર્વતી એ બે સ્વરૂપોથીજ આ ચરાચર જગત વ્યાપ્ત થયું છે.[૨૩૫] માટે હે કૌશિક! એ શંકર પાસેથીજ હું વરની અથવા મરણની ઇચ્છા રાખું છું. હે બલઘ્ન! તારે જવું હોય તો જા, અથવા ઊભા રહેવું હોય તો ઊભો રહે.[૨૩૬] મને મહેશ્વર પાસેથી વર મળે, અથવા શાપ મળે, પણ બીજો દેવ સર્વ ઇચ્છિત ફળને આપનારો હોય છતાં તેની પાસેથી વર મેળવવાની મારી આકાંક્ષા નથી.[૨૩૭]

દેવેંદ્રને આ પ્રમાણે કહ્યા પછી મારી ઇંદ્રિયો દુઃખને લીધે વ્યાકુળ બની ગઈ. મેં મનમાં વિચાર કર્યો કે, 'આનું કારણ શું? મહાદેવ મારા પર કેમ પ્રસન્ન થતા નથી?'[૨૩૮] તે પછી એક ક્ષણવારમાં જ મેં તે ઐરાવત હાથીને એક પોઠિયાના સ્વરૂપમાં ઊભેલો જોયો. તેનું સ્વરૂપ હંસ, ડોલર અને ચંદ્ર સમાન ઉજ્જ્વળ હતું. તેની કાંતિ કમળના મૃણાલ જેવી તથા રૂપા જેવી શુભ્ર હતી. તેનો દેખાવ સાક્ષાત્ ક્ષીરસમુદ્ર જેવો જ હતો. તેનું પૂંછડું શ્યામવર્ણું હતું, તેનું શરીર પ્રચંડ હતું, અને તેનાં નેત્રો મધના જેવાં પિંગટવર્ણાં હતાં. વળી તેનાં અતિ તીક્ષ્ણ શિંગડાં જાણે વજ્રના સાર વડે બનાવ્યાં હતાં અને તપાવેલા સુવર્ણ સમાન કાંતિવાળાં હતાં. તેમનો અગ્રભાગ લીસો અને લાલ હતો અને તે વડે તે નંદી જાણે પૃથ્વીને ખોદી નાખતો હતો.[૨૩૯-૨૪૧] એ નંદીનો દેખાવ હિમાલયના શિખર સમાન શ્વેત હતો અને તેને શ્વેત વર્ણના વાદળના શિખરની જ ઉપમા ઘટી શકતી હતી. તેના શરીર ઉપર ચારે તરફ સુવર્ણનો હાર શોભી રહ્યો હતો, તેનું મુખ સુંદર હતું અને તેની ખરીઓ તથા નાસિકાઓ સોહામણી હતી. તેનો વર્ણ મનોહર હતો, તેનો કેડનો ભાગ રમણીય હતો અને તેનાં બન્ને પડખાં રમ્ય હતાં. તેની ખાંધ ઘણી મોટી હતી, તેનું રૂપ ઘણું જ સુંદર હતું, તેનો દેખાવ મનોહર હતો અને તેની ખૂંધ જાણે તેની ખાંધને દબાવી બેઠી હોય તેવી દેખાતી હતી. એ નંદિકેશ્વર ઉપર દેવાધિદેવ ભગવાન મહાદેવ પાર્વતીની સાથે બેઠા હતા. તેથી પૂર્ણિમાની રાત્રે

ઉદય પામેલા ચંદ્રના જેવા તે શોભતા હતા. તેમના તેજમાંથી ઉત્પન્ન થયેલો અગ્નિ વીજળીના ચમકારવાળા મેઘ જેવો દેખાતો હતો અને સહસ્ર સૂર્યની જેમ સર્વને વ્યાપી રહ્યો હતો. ત્યારે અતિ મહાન તેજ વાળા તે ભગવાન પ્રલયકાળના સંવર્તક અગ્નિ જેવા જણાતા હતા અને યુગને અંતે જાણે સર્વ ભૂતોને બાળી મૂકવાને તત્પર થઈ રહ્યા હોય તેમ શોભતા હતા. તે વખતે એ ભગવાનના તેજથી સર્વ દિશાઓ ઝળહળી ઊઠી હતી અને ચારે બાજુ કશું પણ જોઈ શકાતું નહોતું.[૨૪૨-૪૭] આથી મારું હૃદય ફરીથી ઉદ્વિગ્ન થઈ ગયું અને 'આ શું હશે?' એમ હું વિચાર કરવા લાગ્યો. એક મુહૂર્તમાં સર્વ દિશાઓમાં વ્યાપ્ત થઈ રહેલું તે તેજ દેવાધિદેવની માયાથી એકદમ શાંત થઈ ગયું એટલે મને નંદિકેશ્વર ઉપર બિરાજેલા ભગવાન મહેશ્વરનાં દર્શન થયાં.[૨૪૮,૪૯] તે મહાત્મા શ્યામ કંઠવાળા હતા, સર્વ પ્રકારના સંગથી રહિત હતા, તેજના એક ભંડાર હતા, અઢાર ભુજાઓવાળા હતા, પ્રાણીમાત્રના હૃદયમાં સ્થિતિ કરનારા હતા અને સર્વ જાતના અલંકારોથી શોભી રહ્યા હતા.[૨૫૦] તેમણે શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં અને સર્વ જગતમાં તે ક્રીડા કરતા હતા. તેમણે ઉજ્જ્વળ પુષ્પમાળા પહેરી હતી અને ઉત્તમ વિલેપન ચર્ચ્યાં હતાં. તેમની ધ્વજા શ્વેત નંદીના ચિહ્નવાળી હતી, તેજથી તે દુરાધર્ષ હતા અને તેમણે શુદ્ધ યજ્ઞોપવીત ધારણ કર્યું હતું.[૨૫૧] તેમની આસપાસ ગાયન ગાતા, નૃત્ય કરતા, વાદિત્રો વગાડતા અને પોતાના સમાન પરાક્રમવાળા અનેક અનુચરો વીંટાઈ વળ્યા હતા.[૨૫૨] તેમના મુકુટમાં બાલચંદ્ર પ્રકાશી રહ્યો હતો, તેથી તે ઉદય પામેલા શરદઋતુના ચંદ્રમંડળ જેવા દેખાતા હતા. તેમણે પોતાનાં ત્રણ નેત્રોથી સર્વત્ર પ્રકાશ કરી મૂક્યો હતો, તેથી જાણે ત્રણ સૂર્યનો ઉદય થયો હોય તેમ જણાતું હતું.[૨૫૩] એ દેવના શ્વેત કાંતિવાળા શરીર પર રત્નોથી મઢેલી અને સુવર્ણનાં કમળોથી ગૂંથેલી દિવ્ય માળા શોભી રહી હતી. હે ગોવિંદ! તે સમયે, અમાપ તેજસ્વી ભગવાન શંકરનાં સર્વ તેજોમય અસ્ત્રોને મેં પ્રત્યક્ષ મૂર્તિમાન જોયાં હતાં.[૨૫૪,૫૫] તે મહાત્માનું ઇંદ્રના આયુધ સરખું 'પિનાક' નામનું જે ધનુષ્ય છે, તે મોટો એક સર્પ જ હતો.[૨૫૬] તેને સાત મસ્તકો હતાં, તેનું શરીર ઘણું જ મોટું હતું, તેની દાઢો તીક્ષ્ણ હતી, તેનું ઝેર ભયંકર હતું, તેની મહાન ગ્રીવામાં એક પ્રત્યંચા (ધનુષ્યની દોરી) વીંટાયેલી હતી અને તેનું શરીર પુરુષાકૃતિ હતું.[૨૫૭] વળી તેમનું બાણ પણ સૂર્ય સમાન તેજસ્વી હતું. તે પ્રલયકાળના અગ્નિ સમાન કાંતિવાળું હતું. એ જ મહાઘોર બાણને 'પાશુપત' નામનું મોટું દિવ્ય અસ્ત્ર કહેવામાં આવે છે.[૨૫૮] તે અસ્ત્ર અદ્વિતીય, અવર્ણનીય અને સર્વભયંકર હતું. તેમ જ તે જાણે તણખાઓવાળા પ્રચંડ અગ્નિને વરસી રહ્યું હતું.[૨૫૯] તેને એક ચરણ હતો, મોટી દાઢો હતી, હજારો મસ્તકો હતાં, હજારો ઉદરો હતાં, હજારો ભુજાઓ હતી, હજારો જિહ્વાઓ હતી અને હજારો નેત્રો હતાં. તે જાણે અગ્નિ વરસતું હતું. હે મહાબાહુ! શંકરનું એ પાશુપતાસ્ત્ર બ્રહ્માસ્ત્ર કરતાં, નારાયણાસ્ત્ર કરતાં, આગ્નેયાસ્ત્ર કરતાં અને વરુણાસ્ત્ર કરતાં પણ ઉત્તમ છે અને સર્વ પ્રકારનાં શસ્ત્રોનો વિઘાત કરનારું છે.[૨૬૦,૨૬૧] હે ગોવિંદ! પૂર્વે મહાદેવે એ એક જ બાણનો પ્રયોગ કરીને લીલામાત્રમાં ત્રિપુરને (ત્રણ દૈત્યોનાં ત્રણ નગરોને) બાળીને ભસ્મ કરી નાખ્યાં હતાં.[૨૬૨] જો તે પાશુપતાસ્ત્ર મહેશ્વરની ભુજામાંથી છૂટી નીકળે તો એક અર્ધનિમેષ જેટલા સમયમાં સચરાચર સમગ્ર ત્રૈલોક્યને બાળીને ખાખ કરી નાખે, એમાં કંઈ

સંશય નથી. અરે! આ જગતમાં બ્રહ્મા અને વિષ્ણુ આદિ દેવોમાં પણ એવું કોઈ નથી, જેનો પાશુપતાસ્ત્રથી વધ ન થઈ શકે. આમ તે આશ્ચર્યકારક ઉત્તમ અસ્ત્રને મેં તે વેળા જોયું હતું. વળી શૂલધારી શંકરનું શૂલ નામનું સર્વ લોકમાં વિખ્યાત એવું એક અસ્ત્ર છે, તે ગુહ્ય છે અને અસ્ત્રોમાં શ્રેષ્ઠ છે. કેમ કે તેના જેવું કે તેનાથી અદકું બીજું કોઈ અસ્ત્ર નથી.[૨૬૩-૨૬૫] શૂલપાણિ શંકરે જો એ અસ્ત્રને છૂટું મૂક્યું હોય તો તે આખી પૃથ્વીને ચીરી નાખે, મોટા સમુદ્રને સૂકવી નાખે અથવા સમગ્ર જગતને સંહારી મૂકે. પૂર્વે હે ગોવિંદ! તે અસ્ત્રે લવણાસુરના હાથમાં રહીને યુવનાશ્વના પુત્ર માંધાતાને તેના સૈન્ય સાથે હણી નાખ્યો હતો. એ રાજા ચક્રવર્તી હતો, મહાતેજસ્વી હતો અને ત્રિલોકવિજયી હતો. વળી તે મહાબળવાન હતો, મહાવીર્યવાન હતો અને ઇંદ્રના જેવો પરાક્રમી હતો.[૨૬૬-૬૮] તે જ એ ત્રિશૂલ અસ્ત્ર જાણે સર્વની તર્જના કરતું હોય તેમ ત્રણ શિખાઓરૂપી ભ્રૂકુટી ચઢાવીને શંકરની પાસે રહ્યુ હતું. તેની અણી ઘણી જ તીક્ષ્ણ હતી અને તેનો દેખાવ રુવાંટાં ઊભાં કરી દે તેવો મહાભયંકર હતો.[૨૬૯] તેનું તેજ જ્વાળાઓવાળા નિર્ધૂમ અગ્નિ જેવું જણાતું હતું, તેની ઉગ્રતા ઉદય પામેલા કાળસૂર્યના જેવી હતી અને તેનો હાથો સર્પનો હતો. આથી તે અવર્ણનીય અસ્ત્ર પાશધારી કાળના જેવું દેખાતું હતું.[૨૭૦] વળી હે ગોવિંદ! ત્યારે મેં રુદ્રની પાસે પરશુ નામનું તીક્ષ્ણ ધારવાળું અસ્ત્ર પણ જોયું હતું. પૂર્વે મહાદેવ જ્યારે પરશુરામ ઉપર પ્રસન્ન થયા હતા, ત્યારે તેમણે ક્ષત્રિયોનો ક્ષય કરનાર તે પરશુ પરશુરામને આપ્યું હતું. હે ગોવિંદ! ઉત્તમ કર્મ કરનારા જમદગ્નિપુત્ર પરશુરામે એ પરશુથી ચક્રવર્તી કાર્તવીર્યનો મહારણમાં વધ કર્યો હતો અને પૃથ્વીને એકવીસ વાર નક્ષત્રી કરી હતી. તગતગતી ધારવાળો, મહાભયંકર મોંવાળો, સર્પકંઠ શિવજીને ગળે રહેલો અને સેંકડો અગ્નિની જેમ ભડભડ ઝગઝગતો તે પરશુ શૂલધારી શંકરની સમીપ જ રહ્યો હતો.[૨૭૧-૨૭૪] હે નિર્દોષ કૃષ્ણ! બુદ્ધિમાન શંકરની પાસે બીજાં અસંખ્ય દિવ્ય અસ્ત્રો હતાં, તેમાંથી મુખ્ય મુખ્યનું જ મેં તમારી આગળ આ વર્ણન કર્યું છે.[૨૭૫]

એ દેવની જમણી બાજુમાં લોકપિતામહ બ્રહ્મા હંસોથી જોડેલા અને મન સમાન વેગવાળા દિવ્ય વિમાનમાં બેઠેલા જણાતા હતા.[૨૭૬] તેમની ડાબી બાજુમાં શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનારા નારાયણ ગરુડ ઉપર બેસીને ઊભા હતા. બીજી તરફ દેવી પાર્વતીની સમીપ કાર્તિકસ્વામી મયૂર ઉપર સવાર થઈને ઊભા હતા. તેમણે હાથમાં શક્તિ અને ઘંટા ધારણ કર્યાં હતાં તેથી બીજા અગ્નિના જેવા દેખાતા હતા. પછી મેં મહાદેવના અગ્રભાગમાં દૃષ્ટિ કરી, એટલે બીજા શંકરના જેવા જ નંદીને (તે નામના ગણને) હાથમાં ત્રિશૂળ લઈને ઊભેલો મેં જોયો. વળી તે સમયે સ્વાયંભુવ આદિ મનુઓ, ભૃગુ આદિ ઋષિઓ અને ઇંદ્ર આદિ સર્વ દેવતાઓ પણ ત્યાં આવ્યા હતા.[૨૭૭-૮૦] ત્યારે સર્વ ભૂતગણો અને જુદી જુદી માતૃકાઓ પણ મહાત્મા શંકરને નમન કરીને તેમની આસપાસ તેમના પરિવાર તરીકે ઊભી હતી.[૨૮૧] ત્યારે સર્વ દેવતાઓ અનેક પ્રકારનાં સ્તોત્રો ભણીને મહાદેવની સ્તુતિ કરી રહ્યા હતા. બ્રહ્મા પોતે પણ રથંતર સામનું ગાન કરીને શંકરની સ્તુતિ કરતા હતા.[૨૮૨] નારાયણ પણ ત્યારે જ્યેષ્ઠ સામનું ગાન કરીને એ દેવેશના ગુણગાન કરી રહ્યા હતા.[૨૮૩] વળી કુશિકવંશી ઇંદ્ર ત્યારે ઉત્તમ શતરુદ્રિયનો પાઠ કરીને પરબ્રહ્મ મહેશ્વરની સ્તુતિ કરતો હતો. તે સમયે બ્રહ્મા, નારાયણ અને

દેવરાજ ઇંદ્ર એ ત્રણે મહાત્માઓ ત્રણ અગ્નિઓ જેવા શોભતા હતા અને ત્યાં તેમના મધ્યમાં રહેલા ભગવાન શિવ શરદઋતુના મેઘમંડળથી મુક્ત થયેલા અને પરિધિ(મંડળ)ના મધ્યમાં રહેલા સૂર્ય સમાન પ્રકાશી રહ્યા હતા. હે કેશવ! તે વેળા મેં આકાશમાં હજારો સૂર્યો અને હજારો ચંદ્રો જોયા.[૨૮૪-૮૬] પછી સમગ્ર જગતના પતિ દેવ શંકરની મેં આ પ્રમાણે સ્તુતિ કરી હતી.

ઉપમન્યુની સ્તુતિ : તમને દેવાધિદેવને નમસ્કાર, મહાદેવને નમસ્કાર.[૨૮૭] તમને શક્રરૂપને, શક્રને, શક્રનો વેષ ધરનારને, હાથમાં વજ્ર ધારણ કરનારને અને લાલ તથા પિંગળા વર્ણવાળાને મારા નમસ્કાર હો.[૨૮૮] તમને પિનાકપાણિને, નિત્ય શંખ તથા ત્રિશૂળને ધારણ કરનારાને, શ્યામ વસ્ત્ર પહેરનારાને અને શ્યામ વર્ણના વાંકડિયા કેશવાળાને હું નમસ્કાર કરું છું.[૨૮૯] તમે કાળા મૃગચર્મનું ઉત્તરીય પહેરો છો અને તમને કૃષ્ણપક્ષની અષ્ટમી અત્યંત પ્રિય છે. તમારો વર્ણ ઉજ્જ્વળ છે અને તમે પોતે પણ અત્યંત નિર્મળ છો. તમે શ્વેત વર્ણનાં વસ્ત્રોને ધારણ કરો છો, ઉજ્જવળ ભસ્મલેપનથી લિપ્ત રહો છો અને હિંસારહિત ધ્યાનાદિ ધર્મમાં આસક્ત રહો છો. તમારો વર્ણ રક્ત છે અને રક્તવર્ણનાં અંબરોને તમે ધારણ કરો છો. તમને હું નમસ્કાર કરું છું. તમારી ધ્વજ-પતાકા લાલ છે, તમે લાલ પુષ્પમાળાને તથા વિલેપનને ધારણ કરો છો, તમે પીળા વર્ણના છો અને તમે પીતાંબરધારી છો. તમને મારા નમસ્કાર હો. તમારું છત્ર અત્યંત ઉત્કૃષ્ટ છે અને તમે ઉત્તમ મુકુટને ધારણ કરો છો. તમે અર્ધહારને, અર્ધકેયૂરને તથા અર્ધકુંડળને ધારો છો. તમને હું નમસ્કાર કરું છું.[૨૯૦-૯૩] તમને પવનવેગીને નમસ્કાર, તમને દેવને નમસ્કાર, તમને સુનીંદ્રને નમસ્કાર અને તમને મહેંદ્રને નમસ્કાર. નમસ્કાર હો તમને પદ્મની અર્ધમાળાને સજનારાને, કમલથી મિશ્ર રહેનારાને, અર્ધશરીરે ચંદનના લેપવાળાને અને અર્ધશરીરમાં પુષ્પમાળાને તથા વિલેપનને ધારણ કરનારાને.[૨૯૪,૯૫] નમસ્કાર હો તમને સૂર્ય સમાન મુખવાળાને અને સૂર્ય સમાન નયનવાળાને. નમસ્કાર હો તમને સૂર્ય સમાન વર્ણવાળાને અને સૂર્ય સમાન પ્રતિમાવાળાને.[૨૯૬] તમને સોમને, સૌમ્ય ગુણીને, સૌમ્ય મુખને ધારણ કરનારાને, સૌમ્ય રૂપવાળાને, સર્વ દેવોમાં મુખ્યને અને સૌમ્ય દાઢોથી શોભી રહેલાને મારા નમસ્કાર હો. તમારો વર્ણ શ્યામ તથા ગૌર છે, અર્ધ શરીરમાં તમે પીળા વર્ણવાળા છો અને અર્ધ શરીરમાં તમે શ્વેત વર્ણવાળા છો. તમને મારા નમસ્કાર હો! તમે અર્ધ શરીરને સ્ત્રીરૂપમાં ધારણ કરો છો અને અર્ધ શરીરને પુરુષના રૂપમાં ધારણ કરો છો. આમ તમે સ્ત્રીરૂપ અને પુરુષરૂપ છો. તમને હું નમસ્કાર કરું છું.[૨૯૭,૯૮] વૃષભના વાહનવાળા અને ગજેંદ્ર સમાન ગમન કરનારા તમને નમસ્કાર! પાપીઓને દુષ્પ્રાપ્ય અને અગમ્ય ગતિવાળા તમને નમસ્કાર.[૨૯૯] ગણો જેમનું ગાન કરી રહ્યા છે, ગણોના સમૂહ ઉપર જેમને અત્યંત પ્રીતિ છે, ગણોથી જેમનો માર્ગ અનુસરાયેલો છે અને ગણો એ જ જેમનું નિત્ય વ્રત છે, તે ભગવાનને હું નમસ્કાર કરું છું.[૩૦૦] જેમનો વર્ણ શ્વેત મેઘના જેવો છે, જેમની કાંતિ સંધ્યાના રંગ જેવી પિંગળી છે, જેમનાં નામાભિધાન કેવળ અવર્ણનીય છે અને જે પોતાના સ્વરૂપમાં જ સ્થિતિ કરનારા છે તે ભગવાનને મારા નમસ્કાર હો![૩૦૧] નમસ્કાર હો તે ભગવાનને જેમનાં વસ્ત્રો લાલ વર્ણના છેડાવાળાં છે, જેમણે લાલ વર્ણની જનોઈ ધારણ કરી છે, જેમનું સ્વરૂપ રક્તમાળાઓથી અદ્દભુત દેખાય છે અને જેમણે રક્ત વસ્ત્રોને ધારણ કર્યાં છે.[૩૦૨] જેમનું મસ્તક મણિઓથી શોભી રહ્યું છે, જેમણે

અર્ધચંદ્રનું આભૂષણ ધારણ કર્યું છે, જેમના મસ્તક ઉપર વિચિત્ર મણિઓ પ્રકાશી રહ્યા છે અને જેમણે આઠ પ્રકારનાં પુષ્પો ધારણ કર્યાં છે તે ભગવાનને મારા નમસ્કાર હો.[૩૦૩] નમસ્કાર હો અગ્નિના જેવા મુખ તથા નેત્રવાળાને અને સહસ્ર ચંદ્રો જેવાં લોચનવાળાને. નમસ્કાર હો અગ્નિના જેવા કમનીય રૂપવાળાને અને ગહન મૂર્તિવાળાને.[૩૦૪] જેમની ગતિ આકાશમાં છે, જેમની પ્રીતિ પૃથ્વીનાં પ્રાણીઓ ઉપર અધિક છે, જેમનો વિહાર પૃથ્વી ઉપર પણ છે અને જે આખા ભુવનરૂપ છે, તે અનંત ભગવાન શિવને હું નમસ્કાર કરું છું.[૩૦૫] નમસ્કાર હો દિશારૂપી વસ્ત્રને ધારણ કરનારાને અને નિત્ય પુષ્પાદિકની સુવાસથી સુગંધીદાર વસ્ત્રવાળાને. નમસ્કાર હો જગન્નિવાસને, જ્ઞાનરૂપ અને સુખરૂપને.[૩૦૬] તમે નિત્ય મુકુટને ધારણ કરો છો અને મોટા કેયૂરને ધારણ કરો છો; તમે કંઠમાં સર્પનો હાર પહેરો છો અને વિચિત્ર આભરણો પહેરો છો. તમને મારા નમસ્કાર હો![૩૦૭] સૂર્ય, ચંદ્ર તથા અગ્નિરૂપ ત્રણ નેત્રોને તમે ધારણ કરો છો અને તમને એક લાખ નેત્રો છે. તમને નમસ્કાર હો! તમે અર્ધનારીનું તથા અર્ધપુરુષનું સ્વરૂપ ધારણ કરો છો, નપુંસકનું સ્વરૂપ ધારણ કરો છો, સાંખ્યરૂપ છો અને યોગી છો. તમને નમસ્કાર હો![૩૦૮] તમને યજ્ઞમાં સદ્‌ગુણ ઉત્પન્ન કરનારા દેવના પ્રસાદરૂપને નમસ્કાર અને તમને અથર્વવેદરૂપને નમસ્કાર. તમને સર્વ પીડાઓના નાશકને નમસ્કાર અને તમને સર્વ શોકને હરનારાને નમસ્કાર.[૩૦૯] નમસ્કાર તમને મેઘના જેવા નિનાદવાળાને અને અનેક માયાઓને ધારણ કરનારાને. નમસ્કાર તમને બીજ તથા ક્ષેત્રનું પાલન કરનારાને અને નમસ્કાર તમને સર્વના સર્જનહારને. સુરેશને નમસ્કાર, અસુરેશને નમસ્કાર, વિશ્વેશને નમસ્કાર, પવનવેગીને નમસ્કાર અને નમસ્કાર હો પવનસ્વરૂપીને.[૩૧૦,૧૧] સુવર્ણની માળાવાળાને નમસ્કાર, ગિરિમાળા ઉપર ક્રીડા કરનારને નમસ્કાર, દૈત્યોનાં મસ્તકની માલા ધારનારને નમસ્કાર અને નમસ્કાર હો ઉગ્રવેગીને. નમસ્કાર હો બ્રહ્મદેવના મસ્તકને હરનારાને અને મહિષાસુરને હણનારાને. નમસ્કાર હો સ્ત્રીના રૂપને ધારનારાને અને દક્ષના યજ્ઞના નાશકને.[૩૧૨,૧૩] નમસ્કાર હો ત્રિપુરને હરનારાને અને યજ્ઞના ધ્વંસકને. નમસ્કાર હો કામદેવના અંગનો નાશ કરનારાને અને કાળદંડને ધારણ કરનારને.[૩૧૪] સ્કંદ અને વિશાખરૂપને નમસ્કાર અને બ્રહ્માંડરૂપને નમસ્કાર. નમસ્કાર હો ભવને તથા શર્વને અને નમસ્કાર હો વિશ્વરૂપને.[૩૧૫] ઈશાનને, સંસારના ભયનો નાશ કરનારાને અને અંધકાસુર દૈત્યના ઘાતકને નમસ્કાર. નમસ્કાર વિશ્વરૂપને અને માયાપતિને. નમસ્કાર હો ચિંત્યને અને અચિંત્યને. તમે અમારા ગતિરૂપ છો, તમે સર્વશ્રેષ્ઠ છો અને તમે જ અમારું હૃદય છો. તમે સર્વ દેવતાઓમાં બ્રહ્મારૂપ છો અને તમે જ રુદ્રોમાં નીલલોહિત છો.[૩૧૬,૧૭] તમે પ્રાણીમાત્રના આત્મા છો, સાંખ્યશાસ્ત્રમાં તમે જ પુરુષ કહેવાઓ છો, પવિત્ર યોગીઓમાં તમે જ શ્રેષ્ઠ છો અને તમે જ નિષ્કલ શિવ છો.[૩૧૮] સર્વ આશ્રમીઓમાં તમે ગૃહસ્થરૂપ છો, સર્વ ઈશ્વરોમાં તમે મહેશ્વરરૂપ છો, સર્વ યક્ષોમાં તમે કુબેરરૂપ અને સર્વ યજ્ઞોમાં તમે વિષ્ણુરૂપ છો.[૩૧૯] પર્વતોમાં તમે મેરુરૂપ છો, નક્ષત્રોમાં તમે ચંદ્રમારૂપ છો, ઋષિઓમાં તમે વસિષ્ઠરૂપ છો અને ગ્રહોમાં તમે સૂર્યરૂપ કહેવાઓ છો.[૩૨૦] જંગલી પશુઓમાં તમે સિંહરૂપ છો, ગ્રામ્ય પશુઓમાં તમે વૃષભરૂપ છો, તમે પરમેશ્વર છો અને સર્વ લોકોમાં પૂજિત છો.[૩૨૧] આદિત્યોમાં તમે વિષ્ણુરૂપ છો, વસુઓમાં તમે પાવકરૂપ છો, પક્ષીઓમાં તમે ગરુડરૂપ છો અને સર્પોમાં તમે શેષનાગરૂપ છો.[૩૨૨]

વેદોમાં તમે સામવેદરૂપ છો, યજુર્વેદમાં તમે 'શતરુદ્રિય'રૂપ છો, યોગીઓમાં તમે સનત્કુમારરૂપ છો. અને સાંખ્ય આચાર્યોમાં તમે કપિલરૂપ છો.[૩૨૩] દેવતાઓમાં તમે ઇંદ્રરૂપ છો, પિતૃઓમાં તમે હવ્યવાહરૂપ છો, સર્વ લોકોમાં તમે બ્રહ્મલોકરૂપ છો અને સર્વ ગતિઓમાં તમે મોક્ષગતિરૂપ છો.[૩૨૪] તમે સમુદ્રોમાં ક્ષીરસમુદ્રરૂપ છો, તમે પર્વતોમાં હિમાલયરૂપ છો, તમે વર્ણોમાં બ્રાહ્મણરૂપ છો અને તમે બ્રાહ્મણોમાં દીક્ષિત દ્વિજરૂપ છો.[૩૨૫] તમે સર્વ લોકોના આદિ છો, અને તમે જ તે સર્વના સંહારક કાળ પણ છો. અરે! આ લોકમાં જે કંઈ સર્વ કરતાં અધિક તેજવાળું છે, તે સર્વ આપ ભગવાન જ છો, એમ હું નિશ્ચયપૂર્વક માનું છું. હે ભગવન્! તમને નમસ્કાર! હે ભક્તવત્સલ દેવ! તમને નમસ્કાર. હે યોગેશ્વર! તમને નમસ્કાર![૩૨૬,૨૭] હે વિશ્વકર્તા! તમને નમસ્કાર! હે સનાતન! હું તમારો ભક્ત છું, દીન છું અને કૃપણ છું. તમે મારા પર પ્રસન્ન થાઓ. મારામાં કોઈ પ્રકારનું ઐશ્વર્ય નથી. તમે મારી ગતિરૂપ થાઓ. હે પરમેશ્વર! મેં અજાણતાં તમારો અપરાધ કર્યો છે. તો 'આ મારો ભક્ત છે' એમ જાણીને તમે એ બધાની મને ક્ષમા આપો. હે દેવેશ! તમે રૂપમાં* વિપર્યાસ કરીને મને મોહિત કરી નાખ્યો હતો.[૩૨૮-૩૦] તેથી હે મહેશ્વર! મેં તમને અર્ધ્ય કે પાદ્ય પણ આપ્યાં નથી.

એ પ્રમાણે સ્તુતિ કર્યા પછી મેં તે મહેશ્વરને ભક્તિપૂર્વક પાદ્ય તથા અર્ધ્ય અર્પણ કર્યાં અને બે હાથ જોડી હું તેમની સન્મુખ ઊભો રહ્યો. એ સમયે હે તાત! શીતળ જળથી યુક્ત અને દિવ્ય સુગંધથી મધમધી રહેલી ઉત્તમ પુષ્પવૃષ્ટિ મારા મસ્તક ઉપર પડી. વળી બીજી તરફ ત્યારે દેવોના અનુચરોએ દિવ્ય દુંદુભિ વગાડવા માંડ્યાં. ત્યાં પવિત્ર ગંધને વહન કરનારો તથા સુખ ઉપજાવનારો પુણ્ય પવન વાવા લાગ્યો.[૩૩૧-૩૩] તે પછી પોતાની પત્નીની સાથે પ્રસન્ન થયેલા એ વૃષભધ્વજ મહાદેવ જાણે મને હર્ષ ઉપજાવતા હોય, તેમ તે દેવોને કહેવા લાગ્યા:[૩૩૪] 'હે દેવો! તમે જુઓ તો ખરા! મહાત્મા ઉપમન્યુની મારા ઉપર કેવી એકનિષ્ઠ ભક્તિ છે![૩૩૫]

હે કૃષ્ણ! ત્રિશૂળધારી શંકરે એ પ્રમાણે દેવોને કહ્યું, એટલે તેઓ સર્વે બે હાથ જોડી તેમને નમસ્કાર કરીને કહેવા લાગ્યા:[૩૩૬] 'હે ભગવન્! હે દેવ! હે દેવોના ઈશ્વર! હે લોકનાથ! જગત્પતિ! આ ઉત્તમ બ્રાહ્મણ ભલે તમારી પાસેથી સર્વ મનોરથરૂપ ફળને પ્રાપ્ત કરે.[૩૩૭] જ્યારે બ્રહ્માદિક દેવતાઓએ એ પ્રમાણે કહ્યું, ત્યારે ભગવાન શંકર જાણે હસતા હોય તેમ મુખ મલકાવીને મને કહેવા લાગ્યા.[૩૩૮]

ભગવાન બોલ્યા: હે વત્સ ઉપમન્યુ! હું તારા પર પ્રસન્ન થયો છું. હે મહામુનિ! તું મારાં દર્શન કર. હે બ્રહ્મર્ષિ! તું મારો દૃઢ ભક્ત છે. મેં તારી પરીક્ષા કરી લીધી છે.[૩૩૯] તારી આ ભક્તિથી હું તારા પર અત્યંત પ્રસન્ન થયો છું; માટે હું તને તારા સર્વ ઇચ્છિત મનોરથો આજે આપું છું.[૩૪૦]

બુદ્ધિમાન મહાદેવે મને એ પ્રમાણે કહ્યું, એટલે મારાં નેત્રોમાંથી હર્ષનાં અશ્રુઓ વહેવા લાગ્યાં અને મારાં રોમરોમ એકદમ ખડાં થઈ ગયાં. પછી બન્ને ઢીંચણ વડે પૃથ્વી પર પડીને તથા વારંવાર પ્રણામ કરીને મેં હર્ષથી ગળગળી વાણીમાં તે દેવને કહ્યું:[૩૪૧,૪૨] 'હે દેવ! મારો આજે પુનર્જન્મ થયો છે અને તેથી મારો જન્મ સફળ થયો છે; કેમ કે તમે દેવો અને અસુરોના ગુરુ

* પોતાના મૂળ સ્વરૂપને બદલે ઇંદ્રના સ્વરૂપમાં આવીને.

આજે મારી સન્મુખ ઊભા છો.[૩૪૩] દેવો પણ અમાપ પરાક્રમવાળા આપનાં પ્રત્યક્ષ દર્શન કરી શકતા નથી, ત્યારે મેં આપનાં પ્રત્યક્ષ દર્શન કર્યાં છે. તેથી મારા કરતાં અધિક ભાગ્યશાળી બીજો કયો પુરુષ છે?[૩૪૪] વિદ્વાનો જે સનાતન પરમ તત્ત્વનું ધ્યાન કરે છે, તે વિશેષ તત્ત્વ અત્યંત પ્રસિદ્ધ છે, જન્મરહિત છે, જ્ઞાનરૂપ છે અને અક્ષર છે. એ પરમ તત્ત્વ તમે પોતે જ છો.[૩૪૫] ભગવાન પ્રધાન પુરુષ પ્રાણીમાત્રના આદિદેવ છે, અવિનાશી છે, સર્વ તત્ત્વનાં વિધાનોને જાણે છે તથા સર્વ કરતાં પર છે અને તે તમે પોતે જ છો. પોતાના જમણા અંગમાંથી જેમણે લોકસ્રષ્ટા બ્રહ્માને ઉત્પન્ન કર્યા છે અને પોતાના ડાબા અંગમાંથી જેમણે લોકોની રક્ષા કરવા માટે વિષ્ણુને ઉત્પન્ન કર્યા છે, તે ઈશ્વર તમે પોતે જ છો.[૩૪૬,૪૭] વળી જ્યારે યુગનો અંતકાળ આવ્યો હતો, ત્યારે તમે જ પ્રભુએ સ્થાવરજંગમ સમગ્ર જગતનો સંહાર કરવા માટે રુદ્રદેવને ઉત્પન્ન કર્યા હતા. પછી તે રુદ્રદેવે પ્રલયકાળના અગ્નિની પેઠે મહાતેજસ્વી થઈને કાળનું સ્વરૂપ ધારણ કર્યું હતું અને પ્રલયસમયે જાણે પ્રાણીમાત્રને ગળી જતા હોય તેમ તે સજ્જ થયા હતા.[૩૪૮,૪૯] તમે જ દેવાધિદેવ મહાદેવ સર્વ ચરાચર જગતને ઉત્પન્ન કરો છો અને પ્રલયકાળ પ્રાપ્ત થતાં તમે જ પ્રાણીમાત્રની સ્મરણશક્તિનો નાશ કરો છો.[૩૫૦] હે ભગવન્! તમે સર્વવ્યાપક છો, પ્રાણીમાત્રના આત્મા છો અને સર્વ પ્રાણીઓને તેમનાં કર્મ અનુસાર સર્જનારા છો. તમે સદાકાળ સર્વત્ર ગતિ કરી રહ્યા છો અને છતાં સર્વ દેવતાઓ પણ તમને જોઈ શકતા નથી.[૩૫૧] હે પ્રભુ! તમે મારા પર પ્રસન્ન થયા છો અને તમારે મને વર આપવો જ છે તો હે સુરેશ્વર! મને તમારા પર નિત્ય ભક્તિ જ રહો.[૩૫૨] વળી હે વિભુ! હે સુરશ્રેષ્ઠ! તમારા પ્રસાદથી મારી બુદ્ધિ ભૂત, ભવિષ્ય તથા વર્તમાનને પણ જાણી શકો.[૩૫૩] મારા બાંધવોની સાથે હું નિત્ય દૂધભાતનું જ ભોજન કરું અને અમારા આશ્રમમાં સદાકાળ તમારું સાંનિધ્ય રહો.[૩૫૪] મેં એ પ્રમાણે કહ્યું, એટલે લોકમાં પૂજાયેલા, ચરાચરના ગુરુ અને મહેશ્વર એવા શંકર ભગવાને મને આ પ્રમાણે કહ્યું.[૩૫૫]

ભગવાન બોલ્યા : હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! મારી કૃપાથી તું અજરામર થઈશ, દુઃખથી રહિત થઈશ, યશસ્વી થઈશ, તેજસ્વી થઈશ અને દિવ્ય જ્ઞાનથી યુક્ત થઈશ. ઋષિઓને પણ તું સલાહ લેવા યોગ્ય થઈશ, તું શીલસંપન્ન થઈશ, ગુણવાન થઈશ, સર્વજ્ઞ થઈશ અને પ્રિયદર્શન થઈશ.[૩૫૬,૫૭] વળી તારું યૌવન અક્ષય થશે અને તારું તેજ અગ્નિ સમાન થશે. તું જે જે સ્થળે ઇચ્છા કરીશ તે તે સ્થળે ક્ષીરસમુદ્ર પોતે તને પ્રિય લાગે તેમ તારી સમીપ હાજર થશે. તું તારા બાંધવોની સાથે અમૃતમિશ્ર દૂધભાતનું એક કલ્પ પર્યંત ભોજન કરીશ અને તે પછી તું મારી પાસે આવીશ. તારા બાંધવો, તારું કુળ અને તારું ગોત્ર સદાય અક્ષય રહેશે અને તને મારા પર સનાતન ભક્તિ ઉત્પન્ન થશે. વળી હે ઉત્તમ બ્રાહ્મણ! તારા આશ્રમમાં મારું નિત્ય સાંનિધ્ય રહેશે.[૩૫૮–૬૧] હે વત્સ! તું હવે નિશ્ચિંત રહેજે. તારે કોઈ પ્રકારની હવે ચિંતા કરવી નહિ; કેમ કે હે બ્રાહ્મણ! જે સમયે તું મારું સ્મરણ કરશે, તે સમયે હું તને દર્શન આપીશ.[૩૬૨] કરોડો સૂર્ય સમાન કાંતિવાળા તે ઈશાન ભગવાને એ પ્રમાણે કહ્યુ અને મને વરદાનો આપીને તે તે જ સ્થળે અદૃશ્ય થઈ ગયા. આમ! હે કૃષ્ણ! મેં દેવના દેવ શંકરનાં સમાધિ દ્વારા દર્શન કર્યાં હતાં. તે સમયે બુદ્ધિમાન મહાદેવે મને જે કંઈ કહ્યું હતું, તે સર્વ તે પ્રમાણે જ મને પ્રાપ્ત થયું છે.[૩૬૩,૬૪]

હે કૃષ્ણ ! તમે આ આશ્રમ તરફ દૃષ્ટિ કરો. અહીં આ સિદ્ધ પુરુષો પ્રત્યક્ષ રીતે ઊભા છે. આ ઋષિઓ, વિદ્યાધરો, યક્ષો, ગંધર્વો તથા અપ્સરાઓ પણ અહીં પ્રત્યક્ષ રીતે નિવાસ કરી રહ્યાં છે.[૩૬૫] જુઓ, આ વૃક્ષો, લતાઓ તથા ગુલ્મો, સર્વ પ્રકારનાં પુષ્પફળો આપ્યા કરે છે. તેઓ સર્વ ઋતુનાં પુષ્પોથી પ્રફુલ્લિત રહે છે. તેમનાં પાંદડાં સુંદર અને સુગંધીદાર છે.[૩૬૬] હે મહાબાહુ ! આ આશ્રમમાં જે જે વસ્તુઓ દિવ્યભાવથી યુક્ત થયેલી જોવામાં આવે છે, તે સર્વ દેવાધિદેવ મહાત્મા શંકરનો જ પ્રસાદ છે.[૩૬૭]

વાસુદેવ બોલ્યા : ઉપમન્યુનાં એ વચન સાંભળીને જાણે મને પ્રત્યક્ષ દર્શન થયાં હોય તેમ મને પરમ આશ્ચર્ય થયું. મેં તે મહામુનિને કહ્યું કે, 'હે વિપ્રેંદ્ર ! તમને ધન્ય છે. તમારા જેવો પુણ્યશાળી બીજો કયો પુરુષ છે ? કેમ કે દેવાધિદેવ પોતે તમારા આશ્રમમાં નિત્ય નિવાસ કરે છે. હે મહામુનિ ! હું તમને પૂછું છું કે, ભગવાન શંકર મને પણ એ પ્રમાણે દર્શન આપશે ? એ શિવજી મારા ઉપર પણ તેવી રીતે જ કૃપા કરશે ?[૩૬૮,૩૬૯]

ઉપમન્યુ બોલ્યા : હે પુંડરીકાક્ષ ! તમે પણ મહાદેવનાં દર્શન કરશો, એમાં કંઈ સંશય નથી. હે નિર્દોષ કૃષ્ણ ! જે પ્રમાણે મેં શંકરનાં દર્શન કર્યાં છે, તે પ્રમાણે જ તમે પણ અલ્પ સમયમાં જ શંકરનાં દર્શન કરશો.[૩૭૧] હે પુરુષોત્તમ ! હું મારી દિવ્ય દૃષ્ટિથી જોઈ શકું છું કે, આજથી છઠ્ઠે મહિને તમને અમાપ પરાક્રમી મહાદેવનાં દર્શન થશે.[૩૭૨] હે યાદવશ્રેષ્ઠ ! પાર્વતી સહિત તે મહેશ્વર પાસેથી તમને ચોવીસ વર પ્રાપ્ત થશે. આ હું તમને સત્ય કહું છું.[૩૭૩] કેમ કે હે મહાબાહુ ! તે બુદ્ધિમાન શંકરના પ્રસાદથી મને નિત્યને માટે ભૂત, ભવિષ્ય તથા વર્તમાનનું જ્ઞાન થયું છે.[૩૭૪] હે માધવ ! જેમણે આ આશ્રમમાં રહેનારા બીજા હજારો મુનિઓ પર કૃપાદૃષ્ટિ કરી છે, તે ભગવાન શંકર તમારા પર કૃપા કેમ નહિ કરે ?[૩૭૫] વળી તમારા જેવા બ્રાહ્મણભક્ત, દયાળુ અને શ્રદ્ધાળુ પુરુષ સાથે દેવોનો સમાગમ થાય, એ પ્રશંસનીય છે.[૩૭૬] માટે હું તમને એક મંત્ર આપીશ, તેથી તમને શંકરનાં દર્શન થશે.

શ્રીકૃષ્ણ બોલ્યા : તે પછી મેં તેમને કહ્યું કે, 'હે બ્રહ્મન્ ! હે મહામુનિ ! તમારા પ્રસાદથી મને દૈત્યોના સમૂહોનો નાશ કરનારા દેવેશ્વર શંકરનાં દર્શન થશે.' આ રીતે હે ભારત ! કેવળ મહાદેવ સંબંધી જ કથાઓ કરતાં કરતાં તે આશ્રમમાં મારા આઠ દિવસો એક મુહૂર્તની પેઠે વીતી ગયા. એટલે આઠમે દિવસે તે બ્રાહ્મણે (ઉપમન્યુએ) મને વિધિપૂર્વક દીક્ષા આપી. પછી મેં દંડને ધારણ કર્યો, મસ્તક મુંડન કરાવ્યું, દર્ભો ધારણ કર્યા, વલ્કલવસ્ત્ર પહેરી લીધાં, શરીર ઉપર ઘીનું લેપન કર્યું અને મુંજની કટિમેખલા ધારણ કરી. વળી મેં એક માસ સુધી ફળનો આહાર કર્યો અને બીજા માસમાં કેવળ જળનું જ પાન કર્યું.[૩૭૭–૩૮૦] ત્રીજા, ચોથા અને પાંચમા માસમાં મેં કેવળ વાયુનો જ આહાર રાખ્યો અને બાહુઓ ઊંચા રાખીને તથા સાવધાન થઈને હું એક પગ ઉપર ઊભો રહ્યો. પછી હે ભારત ! એક હજાર સૂર્યનું તેજ એકાએક મારા જોવામાં આવ્યું. હે પાંડુપુત્ર ! એ તેજનો મધ્યભાગ ઇંદ્રધનુષ્યના આકારથી વ્યાપ્ત હતો, તેમાં વીજળીના જેવા ચમકારા થઈ રહ્યા હતા અને તેનો દેખાવ શ્યામ પર્વતના જેવો હતો. તેથી તે બગલીઓથી શોભી રહેલા આકાશના જેવું દેખાતું હતું.[૩૮૧–૩૮૩] એ તેજમાં મહાતેજસ્વી ભગવાન શંકર પોતાનાં પત્ની દેવી પાર્વતી સાથે બિરાજ્યા હતા. તપ, તેજ અને પ્રદીપ્ત કાંતિથી તેમનું સ્વરૂપ તેમની પત્ની સાથે શોભી રહ્યું

હતું.[૩૮૪] તે મહેશ્વર ભગવાન દેવી પાર્વતી સાથે તેમાં પ્રકાશી રહ્યા હતા, તેથી મેઘમંડળમાં રહેલા ચંદ્ર સાથેના સૂર્ય જેવા શોભતા હતા.[૩૮૫] હે કુંતાપુત્ર! દેવોના શરણરૂપ અને દુઃખનો નાશ કરનારા તે ભગવાન શંકરનાં મને દર્શન થયાં ત્યારે મને રોમાંચ થઈ ગયાં હતાં અને મારાં નેત્રો વિસ્મયથી પ્રફુલ્લિત થઈ ગયાં હતાં.[૩૮૬] ત્યારે ભગવાન શંકરે મુકુટ ધારણ કર્યો હતો, ગદા ધારણ કરી હતી, હાથમાં ત્રિશૂળ ધારણ કર્યું હતું, વ્યાઘ્રચર્મ પહેર્યું હતું, હાથમાં દંડ ધારણ કર્યો હતો, મસ્તક ઉપર જટા ધારણ કરી હતી, પિનાક લીધું હતું, વજ્ર ધારણ કર્યું હતું, તીક્ષ્ણ દાઢોવાળા સર્પનું બાજુબંધ પહેર્યું હતું અને સર્પની જ જનોઈ ધારણ કરી હતી. તેમણે વક્ષઃસ્થળ ઉપર એક દિવ્ય માળા ધારણ કરી હતી અને તે અનેકવર્ણી હતી તથા છેક ઘૂંટી સુધી લટકતી હતી. આથી તે વર્ષાકાળને અંતે આસપાસ મંડળવાળા થયેલા સંધ્યાકાળના ચંદ્ર સમાન દેખાતા હતા. તેમની આસપાસ સંખ્યાબંધ ગણો ગોળાકારે ઊભા હતા, તેથી શરદઋતુમાં આસપાસ મંડળવાળા થયેલા સૂર્યની પેઠે તેમને માંડ જોઈ શકાતા હતા.[૩૮૭–૮૯] વળી એ સમયે અગિયારસો રુદ્રો ભિન્ન ભિન્ન કર્મોનું વર્ણન કરીને વૃષભ ઉપર બેઠેલા અને શુભ કર્મ કરનારા તે જિતેંદ્રિય ભગવાનની સ્તુતિ કરી રહ્યા હતા.[૩૯૦] તેમ જ આદિત્યો, વસુઓ, સાધ્યો, વિશ્વેદેવાઓ અને અશ્વિનીકુમારો પણ સમગ્ર પ્રકારની સ્તુતિઓથી તે સર્વેશ્વર ભગવાનની સ્તુતિ કરતા હતા.[૩૯૧] બીજી તરફ, ઇંદ્ર તથા ભગવાન વિષ્ણુ એ અદિતિપુત્રો અને બ્રહ્મા મહાદેવની પાસે રથંતર સામનું ગાન કરી રહ્યા હતા.[૩૯૨] હે રાજન્! અનેક યોગીશ્વરો, બ્રહ્મર્ષિઓ, તેમના પુત્રો, દેવર્ષિઓ, પૃથ્વી,× અંતરિક્ષ, નક્ષત્રો, ગ્રહો, માસો, પક્ષો, ઋતુઓ, રાત્રિઓ, સંવત્સરો, ક્ષણો, મુહૂર્તો, નિમેષો, યુગના ફેરફારો, દિવ્ય વિદ્યાઓ અને તત્ત્વવેત્તા મહાત્માઓ, જગત્પિતા એવા તે યોગદાતા ગુરુને નમન કરતાં હતાં.[૩૯૩–૯૫] વળી હે યુધિષ્ઠિર! સનત્કુમારો, દેવો, ઇતિહાસો, મરીચિ, અંગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, સાત મનુઓ, સોમ, અથર્વા, બૃહસ્પતિ, ભૃગુ, દક્ષ, કશ્યપ, વસિષ્ઠ, કાશ્ય, છંદો, દીક્ષાઓ, યજ્ઞો, દક્ષિણાઓ, અગ્નિ, હવિષ, યજ્ઞોપયોગી દ્રવ્યો, પ્રજાઓનું પાલન કરનારાઓ, સર્વ નદીઓ, સર્પો, પર્વતો, દેવોની માતાઓ, દેવોની પત્નીઓ, દેવોની કન્યાઓ, હજારો મુનિઓ, લાખો પર્વતો, અબજો સમુદ્રો અને સર્વ દિશાઓ એ સર્વ તે શાંત પ્રભુને નમસ્કાર કરી રહ્યાં હતાં.[૩૯૬–૪૦૦] તેમ જ ગાયન અને વાદિત્રકળામાં કુશળ ગંધર્વો તથા અપ્સરાઓ દિવ્ય તાલમાં ગાન કરીને અદ્ભુત રીતે શંકરની સ્તુતિ કરતાં હતાં.[૪૦૧] હે મહારાજ! વિદ્યાધરો, દાનવો, યક્ષો, રાક્ષસો અને સ્થાવરજંગમ સર્વ ભૂતસમુદાયો મન, વચન તથા કર્મ વડે શંકરને નમસ્કાર કરતા હતા. પછી તે વખતે દેવોના ઈશ્વર ભગવાન શંકર મારી સમીપ જ આવીને ઊભા રહ્યા હતા. તે જોઈ હે ભારત! પ્રજાપતિ અને ઇંદ્ર સહિત આખું જગત મારી સામે જોવા લાગ્યું, પરંતુ મારામાં મહાદેવનાં દર્શન કરવાની શક્તિ જ ન હતી.[૪૦૨–૪૦૪] હવે શંકરદેવે મને કહ્યું કે, 'હે કૃષ્ણ! તું મારાં દર્શન કર અને મારી સાથે વાર્તાલાપ કર. તેં સેંકડો ને હજારોવાર મારું આરાધન કર્યું છે; તેથી આ ત્રણે લોકમાં તારા સમાન કોઈ પણ મને પ્રિય નથી.' તે સાંભળી મેં મસ્તક નમાવીને તેમને વંદન કર્યું એટલે દેવી પાર્વતી મારા પર પ્રસન્ન થયાં. પછી મેં

× પૃથ્વી આદિનાં સ્થૂળ સ્વરૂપો મહાદેવને નમન કરવા આવ્યા ન હતા, પણ તેમના સૂક્ષ્મ સ્વરૂપો જે દિવ્ય આકૃતિવાળાં છે. તે જ શંકરને વંદન કરવા માટે આવ્યાં હતાં, એમ સમજવું.

બ્રહ્માદિક દેવતાઓથી સ્તુતિ કરાતા એ ભગવાન શંકરને આ પ્રમાણે કહ્યું.[૪૦૫-૪૦૬]

શ્રીકૃષ્ણ બોલ્યા : હે સર્વના સનાતન કારણ ભગવાન ! હું તમને નમસ્કાર કરું છું. ઋષિઓ તમને બ્રહ્માના પણ અધિપતિ કહે છે. બીજા સત્પુરુષો તમને જ તપ, સત્ત્વ, રજ, તમ અને અને સત્યરૂપ કહે છે.[૪૦૭] તમે બ્રહ્મા છો, રુદ્ર છો, વરુણ છો, અગ્નિ છો, મનુ છો, ભવ છો, ધાતા છો, ત્વષ્ટા છો, વિધાતા છો અને તમે જ સર્વના પ્રભુ છો તથા સર્વતોમુખ છો.[૪૦૮] સ્થાવર અને જંગમ આ સર્વ પ્રાણીઓ તમારાથી ઉત્પન્ન થયાં છે, અને સચરાચર સમગ્ર ત્રૈલોક્યને તમે જ સરજ્યું છે.[૪૦૯] ઋષિઓ કહે છે કે, ઇંદ્રિયો, મન, વાયુઓ, સાત અગ્નિઓ, સૂત્રાત્મામાં લય પામનારાઓ અને સ્તુતિ કરવા યોગ્ય દેવતાઓ એ સર્વ કરતાં તમે પર છો.[૪૧૦] વેદો, યજ્ઞો, સોમ, દક્ષિણા, અગ્નિ, હવિષ અને યજ્ઞમાં ઉપયોગી થનારાં સર્વ દ્રવ્યો તમે ભગવાન જ છો, એમાં કંઈ જ સંશય નથી.[૪૧૧] હે ભગવાન ! યજ્ઞ, દાન, અધ્યયન, વ્રતો, નિયમો, હ્રી, કીર્તિ, શ્રી, ધૃતિ તુષ્ટિ, પરમાત્માના સ્વરૂપને પ્રાપ્ત કરાવનારી યોગસિદ્ધિ, કામ, ક્રોધ, ભય, લોભ, મદ, મોહ, મત્સર, આધિઓ અને વ્યાધિઓ એ સર્વ તમારાં સ્વરૂપો છે.[૪૧૨,૧૩] તમે ક્રિયાઓરૂપ છો, વિકારરૂપ છો, નિર્વિકાર છો, પ્રધાનરૂપ છો, વાસનાના અવિનાશી બીજરૂપ છો, મતના પરમ કારણરૂપ અજ્ઞાન છો અને શાશ્વત ઐશ્વર્યરૂપ છો.[૪૧૪] તમે અવ્યક્ત સ્વરૂપ છો, સર્વને પવિત્ર કરનારા છો, અચિંત્ય છો, સૂર્યરૂપ છો, ચિજ્જ્યોતિરૂપ છો, સર્વ તત્ત્વોના આદિ છો અને સર્વના જીવનાધાર છો.[૪૧૫] તમે મહાન છો, આત્મા છો, બુદ્ધિરૂપ છો, બ્રહ્મારૂપ છો, વિશ્વરૂપ છો, શંભુ છો, સ્વયંભૂ છો, બુદ્ધિરૂપ છો, પ્રજ્ઞારૂપ છો, ઉપલબ્ધિરૂપ છો, જ્ઞાનરૂપ છો, ખ્યાતિરૂપ છો, ધૃતિરૂપ છો અને સ્મૃતિરૂપ છો.[૪૧૬] વેદાર્થને જાણનારા પુરુષો પૂર્વોક્ત પર્યાય શબ્દોથી મહાન આત્માનું જ ચિંતન કરે છે અને બ્રહ્મવેત્તા પુરુષ વેદમાંથી તમારું જ્ઞાન મેળવીને સંસારમૂલક અજ્ઞાનનો મૂળથી નાશ કરી નાખે છે.[૪૧૭] તમે પ્રાણીમાત્રના હૃદયરૂપ છો, ક્ષેત્રજ્ઞ છો અને ઋષિઓ તમારી જ સ્તુતિ કરે છે. તમારા હાથપગ ચોબાજુ છે અને તમારાં નેત્ર, મસ્તક તથા મુખ સર્વ તરફ છે.[૪૧૮] તમારા કર્ણ ચોબાજુ છે અને તમે આ લોકમાં સર્વ ઠેકાણે વ્યાપ્ત થઈ રહ્યા છો; વળી સૂર્યના નિમેષાદિ કર્મોમાં તમે જ ફળરૂપ છો.[૪૧૯] સૂર્યની પ્રભા અને અર્ચી તમે પોતે જ છો; સર્વના હૃદયમાં રહેલા પુરુષ તમે જ છો; અણિમા, મહિમા અને પ્રાપ્તિ તમે જ છો; તેમ જ અવિનાશી એવા તમે એક જ સર્વના નિયંતા તથા જ્યોતિરૂપ છો.[૪૨૦] તમારામાં બુદ્ધિ તથા મતિ નિવાસ કરે છે, સર્વ લોકો તમારું જ શરણ લે છે તથા તમારો જ આશ્રય કરે છે અને નિત્ય યોગનિષ્ઠ રહેનારા ધ્યાની પુરુષો પણ સત્ય સંકલ્પવાળા હોઈને (તમને મેળવવા માટે જ) ઇંદ્રિયોનો જય કરે છે.[૪૨૧] જે પુરુષ તમને અવિનાશી પ્રભુને સર્વની હૃદયગુહામાં રહેલા પુરાણ પુરુષરૂપ, વિશિષ્ટ અનુભવરૂપે અને બુદ્ધિમાનોની ગતિરૂપે જાણે છે, તે બુદ્ધિમાન પુરુષ બુદ્ધિની પાર જઈને તમારા સ્વરૂપમાં જ સ્થિતિ કરે છે.[૪૨૨] જે વિદ્વાન પુરુષ 'પરમાત્માનું અભિન્ન સ્વરૂપ જ સર્વત્ર વ્યાપ્ત છે,' એ પ્રધાન યોગવિધિનો આશ્રય કરે છે અને સૂક્ષ્મ સાત તત્ત્વોને (મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓને), તમારાં છ અંગોને (સર્વજ્ઞતા, તૃપ્તિ, અનાદિબોધ, સ્વતંત્રતા, નિત્ય અલુપ્ત રહેનારી શક્તિ અને અનંતશક્તિ) તથા તમારા સ્વરૂપને જાણે છે, તે પુરુષ અંતે તમારામાં જ પ્રવેશ કરે છે.'

હે પાર્થ! આર્તિવિનાશન શંકરને મેં એ પ્રમાણે કહ્યું, ત્યારે ચરાચર સર્વ જગતે મોટો સિંહનાદ કર્યો.[૪૨૩,૪૨૪] તે સમયે બ્રાહ્મણોના સમુદાયો, દેવો, અસુરો, નાગો, પિશાચો, પિતૃઓ, પક્ષીઓ, રાક્ષસો, ભૂતગણો અને સર્વ મહર્ષિઓ મહાદેવને પ્રણામ કરવા લાગ્યા.[૪૨૫] વળી તે જ વેળા મારા ઉપર સુગંધીદાર દિવ્ય પુષ્પોની વૃષ્ટિ પડવા લાગી અને સુખકર પવન વાવા લાગ્યો.[૪૨૬] પછી જગતનું હિત કરનારા ભગવાન શંકરે દેવી પાર્વતી અને ઇંદ્ર સામે જોઈને મને કહ્યુ:[૪૨૭] 'હે કૃષ્ણ! અમે જાણીએ છીએ કે, અમારા પર તારી પરમ ભક્તિ છે. માટે હે શત્રુહંતા! તું તારા આત્માનું શ્રેય કર. મને તારા પર અત્યંત પ્રીતિ છે.[૪૨૮] હે કૃષ્ણ! તું મારી પાસેથી આઠ વરો માગી લે. હે શ્રેષ્ઠ! હું તને તે આપીશ. હે યાદવસિંહ! બોલ, કયા દુર્લભ વર મેળવવાની તને ઇચ્છા છે?'[૪૨૯]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'મેઘવાહનપર્વાખ્યાન' નામનો અધ્યાય ૧૪મો સમાપ્ત

## અધ્યાય ૧૫મો

### શ્રીકૃષ્ણને મળેલાં વરદાન

॥ कृष्ण उवाच ॥

मूर्ध्ना निपत्य नियतस्तेजःसन्निचये ततः ।
परमं हर्षमागत्य भगवंतमथाब्रुवम् ॥ १ ॥

શ્રીકૃષ્ણ બોલ્યા: પછી મેં ચિત્તની એકાગ્રતાપૂર્વક મસ્તક નમાવ્યું અને તેજના મહાન સમુદાયમાં રહેલા ભગવાન શંકરને પરમ હર્ષપૂર્વક કહ્યું:[૧] 'હે ભગવન્! ધર્મમાં દૃઢતા, યુદ્ધમાં શત્રુઓનો નાશ, ઉત્તમ યશ, શ્રેષ્ઠ બળ, યોગ ઉપર પ્રીતિ, તમારું સાંનિધ્ય અને સેંકડો પુત્રો એટલા વર હું તમારી પાસે માગું છું.'[૨]

મેં એ પ્રમાણે વર માગ્યા, એટલે શંકરે 'તથાસ્તુ' કહ્યુ. પછી સર્વનું પોષણ કરનારાં, સર્વને પવિત્ર કરનારાં, જગતનાં માતા, તપનાં ભંડાર અને શર્વનાં પત્ની હોઈને શંકરની ભક્તિ કરનારાં ઉમાદેવીએ મને કહ્યું કે, 'હે નિર્દોષ કૃષ્ણ! ભગવાન શંકરે તને સાંબનામનો પુત્ર આપ્યો છે.[૩,૪] તો હું પણ તને આઠ ઇચ્છિત વરો આપું છું, તે તું ગ્રહણ કર.' હે પાંડુનંદન! દેવી ઉમાએ મને આ પ્રમાણે કહ્યુ, એટલે મેં મસ્તક નમાવીને તેમને કહ્યુ કે,[૫] 'બ્રાહ્મણો ઉપર અક્રોધ, પિતાની કૃપા, સો પુત્રો, ઉત્તમ ભોગવિલાસ, કુળ ઉપર પ્રીતિ, માતાની કૃપા, શાંતિનો લાભ અને દક્ષતા આ આઠ વરો હું તમારી પાસેથી માગું છું.'[૬]

ઉમા બોલ્યાં: હે દેવ સમાન પ્રભાવશાળી કૃષ્ણ! તારા કહેવા પ્રમાણે તે સર્વ સિદ્ધ થશે. હું કદી અસત્ય ભાષણ કરતી નથી. વળી તે ઉપરાંત તને સોળહજાર સ્ત્રીઓ પ્રાપ્ત થશે અને તેમના પર તારી અક્ષય પ્રીતિ રહેશે.[૭] વળી બાંધવોની પણ તારા ઉપર અત્યંત પ્રીતિ રહેશે, તારું શરીર સદાકાળ સુંદર રહેશે અને તારે ઘેર નિત્ય સાતસો અતિથિઓ ભોજન કરશે. આટલા વર હું તને મારા પોતાના તરફથી આપું છું.[૮]

વાસુદેવ બોલ્યા: હે ભીમના વડીલ ભાઈ યુધિષ્ઠિર! મને એ પ્રમાણે વર આપીને દેવ શંકર અને દેવી ઉમા બન્ને તે જ ક્ષણે પોતાના ગણોની સાથે અદૃશ્ય થઈ ગયાં.[૯] પછી હે મહારાજ! આ અતિ અદ્ભુત ચરિત્ર મેં મહાતેજસ્વી બ્રાહ્મણ ઉપમન્યુને સંપૂર્ણ રીતે પ્રથમ કહી સંભળાવ્યું. એટલે હે સુવ્રત! ઉપમન્યુએ દેવના દેવ શંકરને નમસ્કાર કરી મને આ રીતે કહ્યુ.[૧૦]

ઉપમન્યુ બોલ્યા: ખરેખર, શંકર સમાન કોઈ દેવ નથી, શંકર સમાન કોઈ ગતિ નથી. શંકર સમાન કોઈ દાતા નથી અને શંકર સમાન કોઈ રણયોદ્ધો નથી.[૧૧]

## अध्याय १६ मो

### મહર્ષિ તંડિએ કરેલું શંકરસ્તોત્ર

॥ उपमन्यु उवाच ॥

ऋषिरासीत् कृते तात तण्डिरित्येव विश्रुतः ।
दशवर्षसहस्राणि तेन देवः समाधिना ॥ १ ॥

ઉપમન્યુ બોલ્યા : હે તાત! પૂર્વે સત્યયુગમાં 'તંડિ' નામના એક વિખ્યાત ઋષિ હતા. તેમણે દશહજાર વર્ષો સુધી સમાધિનિષ્ઠ રહીને ભક્તિપૂર્વક દેવ શંકરનું આરાધન કર્યું હતું. તેનું વૃત્તાંત હું તમને કહું છું, સાંભળો. તે ઋષિએ મહાદેવનાં દર્શન કર્યાં હતાં અને પછી તે વ્યાપક દેવની સ્તુતિ પણ કરી હતી.[१,२]

એક સમયે તંડિઋષિએ પોતાના તપના યોગથી અવિનાશી પરમાત્માનું ચિંતન કર્યું, અને અત્યંત વિસ્મય પામીને મહાત્મા શંકરને આ પ્રમાણે કહ્યું:[३] 'સાંખ્યવેત્તા વિદ્વાનો જેમને પ્રધાન પુરુષ, સર્વના અધિષ્ઠાતા અને ઈશ્વર કહે છે, યોગીઓ જેમનું સદાકાળ ચિંતન કરે છે, વિદ્વાનો જેમને જગતની ઉત્પત્તિમાં તથા વિનાશમાં કારણ કહે છે અને દેવો, અસુરો તથા મુનિઓમાં જેમનાથી શ્રેષ્ઠ બીજો કોઈ પણ નથી, તે અજન્મા, ઈશાન, આદિઅંતરહિત, અત્યંત સુખી અને નિર્દોષ મહાસમર્થ દેવને હું શરણે જાઉં છું.[४-६]

તંડિઋષિ એ પ્રમાણે કહેતા હતા તેવામાં તપના નિધિ, નિર્વિકાર, નિરુપમ, અચિંત્ય, કૂટસ્થ અને સનાતન એવા તે દેવનાં તેમને દર્શન થયાં.[७] એ દેવ નિષ્કલ, પરબ્રહ્મ, નિર્ગુણ, ગુણગોચર, યોગીઓના પરમ આનંદરૂપ, અક્ષર અને મોક્ષસંજ્ઞક કહેવાય છે.[८] વળી તે મનુ, ઇંદ્ર, અગ્નિ, વાયુ, જગત અને બ્રહ્માની ગતિરૂપ છે, અગ્રાહ્ય છે, અચળ છે, શુદ્ધ છે, બુદ્ધિગ્રાહ્ય છે અને મનોમય છે.[९] તે દુર્વિજ્ઞેય છે, અસંખ્યેય છે, અજ્ઞાનીઓને દુષ્પ્રાપ્ય છે, સમગ્ર જગતના કારણ છે અને તમસથી પર રહેનારાઓથી પણ પર છે.[१०] તે પોતે જીવરૂપે થઈને જીવમાં જ્યોતિઃસ્વરૂપે સ્થિતિ કરે છે. તે દેવનાં દર્શન કરવાની તંડિઋષિને અનેક વર્ષો થયાં આકાંક્ષા હતી, એટલા માટે જ તેમણે ઉગ્ર તપશ્ચર્યા કરવા માંડી હતી. હવે એ ઈશ્વરનાં દર્શન કરીને તે સ્તુતિ કરવા લાગ્યા.[११]

તંડિઋષિ બોલ્યા : હે ગતિમાનોમાં શ્રેષ્ઠ ભગવાન! તમે પવિત્રોમાં પણ પવિત્ર છો. ઉત્તમ ગતિરૂપ છો, સર્વ તેજોમાં અતિ ઉગ્ર તેજરૂપ છો, સર્વ તપોમાં શ્રેષ્ઠ તપરૂપ છો અને તમને વિશ્વાવસુએ, હિરણ્યાક્ષે તથા ઇંદ્રે પણ નમસ્કાર કર્યા છે.[१२,१३] તમે સમગ્ર કલ્યાણોને આપનારા છો અને પરમ સત્યરૂપ છો. હે વ્યાપક દેવ! હું તમને નમસ્કાર કરું છું. હે હજારો કિરણોવાળા પ્રભુ! તમે જન્મ તથા મરણથી ભયભીત થયેલા અને મોક્ષને માટે યત્ન કરનારા યોગીઓને મોક્ષ આપો છો. હે સુખાશ્રય! બ્રહ્મા, ઇંદ્ર, વિષ્ણુ, વિશ્વેદેવાઓ અને મહર્ષિઓ પણ તમને યથાર્થ રીતે જાણી શકતા નથી, તો પછી અમે તો તમને ક્યાંથી જ જાણી શકીએ? આ સર્વ જગત તમારે લીધે પ્રવૃત્તિ કરે છે અને તમારામાં જ સ્થિતિ કરી રહ્યું છે. કાળ (રુદ્ર), પુરુષ (વિષ્ણુ) અને બ્રહ્મા એ તમારી જ સંજ્ઞા છે; કેમ કે પુરાણ શાસ્ત્રને જાણનારા દેવર્ષિઓએ તમારાં શરીરોને એ ત્રણ નામવાળાં કહ્યાં છે.[१४-१७] તમે અધિપૌરુષરૂપ છો, અધ્યાત્મરૂપ છો, અધિભૂતરૂપ છો, અધિદૈવતરૂપ છો, અધિલોકરૂપ છો, અધિવિજ્ઞાનરૂપ છો અને અધિયજ્ઞ પણ તમે જ છો.[१८] દેવતાઓ પણ તમને માંડ જાણી શકે છે, છતાં જ્ઞાની પુરુષો તમને પોતાના દેહમાં જ રહેલા જાણીને જન્મમરણથી મુક્ત થાય છે તથા પરમ નિર્દોષ ભાવને પામે છે.[१९] હે વિભુ! જે પુરુષ તમને જાણવાને ઇચ્છતો નથી, તેને અનેકવાર

જન્મમરણના ફેરામાં પડવું પડે છે; કેમ કે સ્વર્ગ તથા મોક્ષના દ્વારને તમે જ આપનારા છો અને તમે જ લઈ લેનારા છો.[20] તમે સ્વર્ગ છો, મોક્ષ છો, કામ છો, ક્રોધ છો, સત્ત્વ છો, રજ છો, તમ છો અને તમે જ અધોલોક છો તથા ઊર્ધ્વલોક છો.[21] બ્રહ્મા તમે જ છો, મહાદેવ તમે જ છો, વિષ્ણુ તમે જ છો, કાર્તિકસ્વામી તમે જ છો, ઇંદ્ર તમે જ છો, સૂર્ય તમે જ છો અને યમ પણ તમે જ છો. તમે જ વરુણ છો, ચંદ્ર છો, મનુ છો, ધાતા છો, વિધાતા છો અને કુબેર છો.[22] તમે પૃથ્વી છો, વાયુ છો, જળ છો, અગ્નિ છો, આકાશ છો, વાણી છો, બુદ્ધિ છો, સ્થિતિ છો અને મતિ છો. સત્યકર્મ તમે જ છો, અસત્યકર્મ તમે જ છો, સદ્રૂપ તમે જ છો અને અસદ્રૂપ પણ તમે જ છો.[23] વળી તમે જ ઇંદ્રિયોરૂપ છો, ઇંદ્રિયોના વિષયરૂપ છો, પ્રકૃતિથી પર રહેલા અવિનાશી તત્ત્વરૂપ છો, કાર્ય તથા કારણથી ભિન્ન છો, ચિંત્ય છો અને અચિંત્ય પણ છો.[24] તેમ જ જે પરબ્રહ્મ કહેવાય છે, જે પરમ પદ કહેવાય છે અને જે સાંખ્ય તથા યોગીઓની ગતિ કહેવાય છે, તે તમે જ છો, એમાં સંશય નથી.[25] ખરેખર, આજે અમે કૃતાર્થ થયા છીએ. જ્ઞાનથી નિર્મળ થયેલી બુદ્ધિવાળા પુરુષો જે ગતિને ઇચ્છે છે, તે પરમ ગતિને અમે આજે જ પામ્યા છીએ.[26] અહો! વિદ્વાનો જેને સનાતન દેવ તરીકે ઓળખે છે, તે દેવને અમે અજ્ઞાનને લીધે આટલા લાંબા કાળ સુધી જાણી શક્યા નહિ. આથી ખરેખર! અમે મૂઢ જ છીએ.[27] મેં અનેક જન્મો ધારણ કરીને તમારી સાક્ષાત્ ભક્તિ સંપાદન કરી છે; કેમ કે તમે ભક્તો ઉપર અનુગ્રહ કરનારા છો અને તમને જાણીને પ્રાણી અમૃત (મોક્ષ) મેળવે છે. બ્રહ્મદેવો, અસુરો તથા મુનિઓને પણ જે સનાતન ગુહ્ય જણાય છે અને જે પ્રાણીમાત્રની હૃદયગુહામાં રહેલ છે છતાં મુનિને પણ દુર્વિજ્ઞેય છે, તે પરબ્રહ્મ તમે પોતે જ છો.[28,29] વળી તમે સર્વ ઐશ્વર્યસંપન્ન દેવ છો, સર્વના કર્તા છો, સર્વત્ર વ્યાપક છો, સર્વના આત્મા છો, સર્વના દ્રષ્ટા છો, સર્વત્ર ગતિમાન છો અને સર્વના જ્ઞાતા છો.[30] તમે દેહના સ્રષ્ટા છો, દેહને ધારણ કરનારા છો, દેહી છો, દેહના પોષક છો અને દેહધારીઓની ગતિરૂપ છો. તમે પ્રાણના સ્રષ્ટા છો, પ્રાણના પોષક છો, પ્રાણીરૂપ છો, પ્રાણને આપનારા છો અને પ્રાણીઓની ગતિરૂપ છો.[31] તમારું ધ્યાન કરનારા આત્મવેત્તા એવા ભક્તોની તમે અધ્યાત્મ ગતિરૂપ છો. વળી મોક્ષની કામનાવાળાઓની જે ગતિ છે, તે ઈશ્વર તમે પોતે જ છો.[32] પ્રાણીમાત્રને તેમનાં કર્મ પ્રમાણે શુભ તથા અશુભ ગતિ આપનારા તમે છો અને સર્વ જંતુઓને જન્મ તથા મરણ આપનારા પણ તમે જ છો. મોક્ષસિદ્ધિની કામનાવાળાની જે ગતિ છે, તે ઈશ્વર તમે પોતે જ છો.[33] જે દેવ ભૂર્ આદિ સર્વ ભુવનોને તથા દેવોને ઉત્પન્ન કરીને તેમનું રક્ષણ કરે છે અને આઠ× મૂર્તિઓ ધારણ કરીને સર્વનું પોષણ કરે છે, તે તમે પોતે જ છો.[34] તમારામાંથી સર્વની પ્રવૃત્તિ થાય છે અને તમારામાં જ સર્વનો લય થાય છે અને તમે એક જ સનાતન પુરુષ છો.[35] તમે સત્યની કામનાવાળા સત્યપુરુષોના શ્રેષ્ઠ સત્યલોકરૂપ છો, મુક્ત પુરુષોના મોક્ષરૂપ છો અને આત્મવેત્તાઓનું કૈવલ્યપદ છો.[36] દેવો, અસુરો તથા મનુષ્યોને તમારું જ્ઞાન ન થાય એવા હેતુથી બ્રહ્માદિક સિદ્ધ પુરુષોએ તમને પોતાની હૃદયગુહામાં ગુપ્ત રાખ્યા છે.[37] આથી દેવો, અસુરો તથા મનુષ્યો તમને

× સૂર્ય, ચંદ્ર, પવન, અગ્નિ, જળ, આકાશ, પૃથ્વી અને આત્મા—આ આઠ મૂર્તિઓ ધારણ કરીને શંકર સર્વને ધારણ કરે છે, માટે જ તે અષ્ટમૂર્તિ કહેવાય છે.

કૃતકૃત્ય માને છે, તે તમે પોતે જ છો.[૫૭,૫૮] તમે તુષ્ટિરૂપ છો, સિદ્ધિરૂપ છો, શ્રુતિરૂપ છો, સ્મૃતિરૂપ છો, યોગીઓની અધ્યાત્મગતિરૂપ છો અને આત્મજ્ઞાની વિદ્વાનોના શાશ્વત પદપ્રાપ્તિરૂપ તમે જ છો.[૫૯] હે ભગવન્! અમુક કોઈ કામનાથી પુષ્કળ દક્ષિણાઓ આપીને યજ્ઞ કરનારા યજ્ઞશીલ પુરુષોને જે ગતિ પ્રાપ્ત થાય છે, તે તમે જ છો એમાં સંશય નથી.[૬૦] હે દેવ! સમ્યક્ યોગાનુષ્ઠાન અને જપાનુષ્ઠાનવાળા નિયમો પાળીને દેહને કષ્ટ આપનારા તપસ્વી પુરુષોને જે શાંતિ અને જે ગતિ મળે છે, તે પરમ ગતિ તમેજ છો.[૬૧] હે સનાતન! કર્મોનો ત્યાગ કરીને સાંસારિક સર્વ વિષયોથી વિરક્ત થયેલા સંન્યાસીઓને બ્રહ્મલોકમાં જે ગતિ મળે છે, તે તમે પોતેજ છો,[૬૨] તેમ જ હે સનાતન! પુનર્જન્મને નહિ ઇચ્છીને વૈરાગ્યને ધારણ કરનારા અને પ્રકૃતિનો લય કરવાનો અભ્યાસ કરનારા કારણબ્રહ્મના ઉપાસક પુરુષોને જે ગતિ પ્રાપ્ત થાય છે, તે પણ તમે જ છો.[૬૩] હે દેવ! જ્ઞાન તથા વિજ્ઞાનસંપન્ન પુરુષોને અનિર્વચનીય અને નિરંજન એવી જે કૈવલ્યગતિ પ્રાપ્ત થાય છે, તે પરમ ગતિ તમે છો.[૬૪] હે વ્યાપક દેવ! વેદમાં, શાસ્ત્રમાં તથા પુરાણોમાં આ પાંચ ગતિઓ કહેવામાં આવી છે. પણ તે ગતિઓ તમારા પ્રસાદથી જ મળી શકે છે, અન્યથા મળતી નથી.'[૬૫]

એ પ્રમાણે તપોનિધિ તંડિઋષિએ ઈશાનદેવની સ્તુતિ કરી હતી. વળી પૂર્વે બ્રહ્માએ પોતે પરમબ્રહ્મની જે સ્તુતિ કરી હતી, તેનું પણ તેમણે જ ગાન કર્યું હતું.[૬૬]

ઉપમન્યુ બોલ્યા: આમ બ્રહ્મવાદી તંડિઋષિએ મહાદેવની સ્તુતિ કરી કે, 'બ્રહ્મા, ઇંદ્ર, વિષ્ણુ, વિશ્વેદેવો અને મહર્ષિઓ પણ તમને જાણી શકતા નથી.' ત્યારે ઉમા સહિત ભગવાન શંકર તેના પર પ્રસન્ન થયા અને તે પ્રભુએ તંડિઋષિને આ પ્રમાણે કહ્યું.[૬૭,૬૮]

ભગવાન બોલ્યા: 'હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! મારા પ્રસાદથી તું અક્ષય થઈશ, અવિકારી થઈશ, દુઃખથી મુક્ત થઈશ, યશસ્વી થઈશ, તેજસ્વી થઈશ અને દિવ્ય જ્ઞાનથી સંપન્ન થઈશ. તું ઋષિઓને સલાહદાતા થઈશ અને તારો પુત્ર યજુર્વેદની શાખાનું કલ્પસૂત્ર રચશે, એમાં સંશય નથી.[૬૯,૭૦] હે વત્સ! બોલ, તારી શી ઇચ્છા છે? આજે હું તને શું આપું?' તે સાંભળી બે હાથ જોડીને તંડિઋષિએ વર માગ્યો કે, 'તમારા પર મારી દૃઢ ભક્તિ થાઓ.'[૭૧]

ઉપમન્યુ બોલ્યા: હવે દેવર્ષિઓથી વંદાતા દેવ શંકરે તંડિઋષિને વર આપ્યા અને પછી દેવોથી સ્તવાતા સ્તવાતા તે તેજ સ્થળે અદૃશ્ય થઈ ગયા.[૭૨] આમ હે યાદવરાજ! ભગવાન પોતાના અનુચરોની સાથે અદૃશ્ય થઈ ગયા, એટલે તંડિઋષિ આશ્રમમાં આવ્યા અને તેમણે એ સર્વ વાત મને કહી.[૭૩] હે માનવશ્રેષ્ઠ! તંડિઋષિએ શંકરનાં જે પ્રસિદ્ધ નામો પૂર્વે મને કહ્યાં છે તેનું તમે સિદ્ધિને માટે શ્રવણ કરો.[૭૪] પિતામહ બ્રહ્મદેવે શંકરનાં દશ હજાર નામો દેવોને કહ્યાં હતાં, પરંતુ શાસ્ત્રોમાં એક હજાર નામો હમણાં મળી આવે છે.[૭૫] હે અચ્યુત! પૂર્વે દેવોના ઈશ્વર બ્રહ્માએ શંકર દેવની કૃપાથી મહાત્મા તંડિને જે ગુપ્ત નામો કહ્યાં હતાં તે જ ગુપ્ત નામો તંડિઋષિએ મને કહ્યાં છે.[૭૬]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'મેઘવાહનપર્વાખ્યાન' નામનો અધ્યાય ૧૬ મો સમાપ્ત

## અધ્યાય ૧૭મો

### શિવસહસ્રનામસ્તોત્ર

॥ वासुदेव उवाच ॥

ततः स प्रयतो भूत्वा मम तात युधिष्ठिर।
प्रांजलिः प्राह विप्रर्षिर्नामसंग्रहमादितः॥ १॥

વાસુદેવ બોલ્યા: હે તાત યુધિષ્ઠિર! તે પછી

બ્રહ્મર્ષિ ઉપમન્યુએ બે હાથ જોડી, સાવધાન થઈને શંકરનાં નામો કહેવાનો આરંભ કર્યો.[૧]

ઉપમન્યુ બોલ્યા: બ્રહ્માએ કહેલાં, ઋષિઓએ કહેલાં અને વેદ તથા વેદાંગમાં ઉત્પન્ન થયેલાં નામો વડે સર્વ લોકમાં વિખ્યાત થયેલા એ સ્તુતિપાત્ર ભગવાન શંકરની હું સ્તુતિ કરું છું.[૨] હે યદુકુલશ્રેષ્ઠ કૃષ્ણ! મહાન પુરુષોએ શંકરનાં જે નામો કહેલાં છે તે સત્ય છે, સિદ્ધ છે અને સર્વ મનોરથોને સિદ્ધ કરનારાં છે. તેમને ઋષિ તંડિએ ભક્તિપૂર્વક વેદમાંથી જુદાં પાડ્યાં છે, સાધુપુરુષોએ શાસ્ત્રાનુસાર કહ્યાં છે અને તત્ત્વદર્શી મુનિઓએ જગતમાં પ્રસિદ્ધ કર્યાં છે. સર્વ જગતમાં તે સાંભળવામાં આવ્યાં છે, બ્રહ્મલોકમાંથી તે ઉતારવામાં આવ્યાં છે અને તે યથાર્થ ગુણવાળાં છે. તે નામો વડે હું સર્વ કરતાં શ્રેષ્ઠ, સર્વના આદિ, સ્વર્ગને આપનારા, પ્રાણીમાત્રનું હિત કરનારા, પવિત્ર, પરબ્રહ્મરૂપ અને સનાતન એવા મહાદેવની સ્તુતિ કરું છું. તમે સાવધાન થઈને સાંભળો. તમે ભક્તિનિષ્ઠ થઈને પરમેશ્વર શંકરદેવની પ્રાર્થના કરજો.[૩-૬]

જે પરબ્રહ્મ સનાતન છે, તે શંકરનું હું એ નામો વડે તમને શ્રવણ કરાવું છું. દેવતાઓ પણ તેના આદિ, મધ્ય તથા અંતને જાણી શકતા નથી, તો પછી વર્ષોના સૈકાઓથી સજ્જ થયેલો કોઈ પણ મનુષ્ય તે ભગવાનની વિભૂતિઓનું સંપૂર્ણ રીતે વર્ણન ક્યાંથી જ કરી શકે? હે માધવ! કયો પુરુષ તેમના સમગ્ર ગુણોનું વર્ણન કરવાને શક્તિમાન છે? માત્ર એ મહાદેવનાં સંક્ષિપ્ત અર્થવાળાં નામોથી મારી શક્તિ પ્રમાણે તેમનું ચરિત્ર હું કહું છું. તેમાં પણ એ બુદ્ધિમાન દેવનો પ્રસાદ જ મુખ્ય કારણ છે; કેમ કે તેમની અનુજ્ઞા વિના કયો પુરુષ તેમની સ્તુતિ કરવા સમર્થ છે?[૭-૧૦] અને તેમની અનુજ્ઞા મળી છે અને મેં તેમની સ્તુતિ પણ કરી છે, તેથી જ આદિઅંતરહિત અને જગતના કારણરૂપ એ મહાત્મા શંકરનાં નામોનું હું યત્કિંચિત પ્રકારે વર્ણન કરી શકીશ. હે કૃષ્ણ! અવ્યક્તના પણ આદિકારણ, વર આપનારા, સર્વ કરતાં શ્રેષ્ઠ અને વિશ્વસ્વરૂપ બુદ્ધિમાન શંકરનાં નામોને બ્રહ્મદેવે જે પ્રમાણે કહ્યાં છે, તે પ્રમાણે તમે સાંભળો. સર્વના પ્રપિતામહ બ્રહ્મદેવે દશહજાર નામો કહ્યાં છે, પણ દહીંમાંથી જેમ ઘી કાઢવામાં આવે છે, પર્વતમાંથી જેમ તેના સારરૂપ સુવર્ણને કાઢવામાં આવે છે, પુષ્પોમાંથી જેમ તેના સારરૂપ મધને કાઢવામાં આવે છે અને ઘૃતમાંથી જેમ તેના સારરૂપ મંડને કાઢવામાં આવે છે, તેમ એ નામનો મેં મનમાં વિચાર કરીને સાર બહાર કાઢ્યો છે. તે સર્વ પાપોનો નાશ કરનાર છે, ચાર વેદોથી યુક્ત છે, સાવધાન થઈને મહાન યત્નથી પ્રાપ્ત કરવાયોગ્ય છે, મંગલપ્રદ છે, પુષ્ટિદાતા છે, રાક્ષસોનો નાશ કરનાર છે અને મહાપવિત્ર છે.[૧૧-૧૬] માટે આ શિવનામસ્તોત્ર કોઈ ભક્ત પુરુષને જ આપવું, અથવા કોઈ શ્રદ્ધાળુ કે આસ્તિક પુરુષને જ આપવું, પણ શ્રદ્ધારહિત નાસ્તિકને અથવા ઇંદ્રિયોનો જય નહિ કરનારાને આપવું જ નહિ.[૧૭] હે કૃષ્ણ! જે પુરુષ સર્વના કારણાત્મા અને ઈશ્વર એવા દેવ શંકરનો દ્વેષ કરે છે, તે પોતાના પૂર્વજો અને પુત્રોની સાથે નરકમાં જાય છે.[૧૮] ભગવાન શંકરનું આ સ્તોત્ર ધ્યાનરૂપ છે, યોગરૂપ છે, સર્વોત્તમ ધ્યેયરૂપ છે, જપરૂપ છે, રહસ્યજ્ઞાનરૂપ છે અને ઉત્તમ છે.[૧૯] મરણ સમયે પણ જો આ સ્તોત્રનું ધ્યાન કરવામાં આવે છે, તો પરમ ગતિને પામી શકાય છે. એવું આ પવિત્ર છે, મંગળ છે, યજ્ઞાદિના ફળને આપનારું છે અને ઉત્તમ કલ્યાણરૂપ છે.[૨૦] પૂર્વે સર્વ લોકના પિતામહ બ્રહ્મદેવે આ સ્તોત્રની રચના કરીને આને સર્વ દિવ્ય સ્તોત્રોના મધ્યમાં 'રાજા' ઠરાવ્યું

છે.[૨૧] તે દિવસથી આરંભીને મહાત્મા શંકરનું આ સ્તોત્ર 'સ્તવરાજ' નામથી પ્રસિદ્ધ થયું છે અને દેવોમાં પણ પૂજ્યપાત્ર થયું છે.[૨૨] આ સ્તવરાજ બ્રહ્મલોકમાંથી સ્વર્ગલોકમાં ઊતરી આવ્યો હતો અને ત્યાંથી તંડિઋષિને પ્રાપ્ત થયો હતો, માટે તંડિએ રચેલો કહેવાય છે.[૨૩] તંડિઋષિએ આ સ્તવરાજને સ્વર્ગલોકમાંથી પૃથ્વીલોક ઉપર ઉતાર્યો છે, માટે તે સર્વ મંગલમાં મંગલ છે અને સર્વ પાપોનો નાશ કરનાર છે.[૨૪] હે મહાબાહુ! આ સ્તોત્ર સર્વ સ્તોત્રોમાં ઉત્તમ છે, હું તે તમને કહું છું. ભગવાન શંકર વેદોના પણ વેદ છે, પરના પણ પર છે, તેજના પણ તેજ છે, તપના પણ તપ છે, શાંત પુરુષોની પણ શાંતિરૂપ છે અને કાંતિના પણ કાંતિરૂપ છે. તે દમગુણનિષ્ઠ પુરુષોમાં પણ દમગુણનિષ્ઠ છે, બુદ્ધિમાનોમાં તે બુદ્ધિરૂપ છે, તે દેવોના પણ દેવ છે અને ઋષિઓના પણ ઋષિ છે. તે યજ્ઞોના પણ યજ્ઞ છે, કલ્યાણ કરનારાઓના પણ કલ્યાણ કરનાર છે, રુદ્રોના પણ રુદ્ર છે અને ઐશ્વર્યવાળાઓના પણ ઐશ્વર્યરૂપ છે. યોગીઓના પણ તે યોગી છે અને કારણોના પણ તે કારણ છે. તેમનાથી સર્વ લોકો ઉત્પન્ન થાય છે અને તેમનાથી જ સર્વ લોકો નાશ પામે છે. વળી તે પ્રાણીમાત્રના આત્મા છે. તે મહાતેજસ્વી શંકરનાં એક હજાર ને આઠ નામોનું તમે શ્રવણ કરો; કેમ કે, હે મનુષ્યશ્રેષ્ઠ! તે નામોનું શ્રવણ કરીને તમે સર્વ કામનાઓ સંપાદન કરશો.[૨૫-૨૭] ૧સ્થિરઃ–સ્થિર–ચંચળતારહિત, કૂટસ્થ અને નિત્ય. ૨સ્થાણુઃ–ઘરના સ્તંભની પેઠે સર્વના આશ્રયભૂત; આ સંસારમંડપના[×] મૂળ સ્તંભ. ૩પ્રભુઃ–ઈશ્વર, અંતર્યામી–प्रकृष्टं भवनं सत्ता यस्य–જેનું ભવન સત્તાપ્રકૃષ્ટ અર્થાત્ અતિશ્રેષ્ઠ છે તેનું નામ પ્રભુ, પરમાર્થ સત્ય; અથવા તો प्रकर्षेण भावयति विश्वं रचयति जानाति वा विश्वकर्ता–પ્રકર્ષથી ભાવના કરનારા અથવા વિશ્વને રચનારા, અથવા તો જાણનારા એવા વિશ્વના કર્તા અથવા તો સર્વજ્ઞ. ૪भीमः–સંહારકર્તા, જેનાથી જગત ભય પામે છે એવા. ૫प्रवरः–શ્રેષ્ઠ ભોગ તથા મોક્ષની કામનાવાળાઓએ પરમ નિષ્ઠાથી પસંદ કરવા–વરવા યોગ્ય. ૬वरदः–ઇચ્છિત વસ્તુને આપનારા. ૭वरः–પોતાની સ્ફૂર્તિથી સર્વ જગતનું આચ્છાદન કરનારા એટલે કે શ્રેષ્ઠ. ૮सर्वात्मा*–સર્વના આત્મારૂપ, વ્યાપક, પ્રત્યગ્રૂપ, પ્રાણીમાત્રના અંતર્યામીરૂપ. ૯सर्वविख्यातः–સર્વ દેશમાં, સર્વ કાળમાં અને સર્વ પ્રાણીઓમાં પ્રત્યગ્રૂપે પ્રસિદ્ધ. ૧૦सर्वः×–ચરાચર–જડચૈતન્યમાં સર્વત્ર વ્યાપક. ૧૧सर्वकरः–વિશ્વના કર્તા. સર્વ અને સર્વકર એ બે નામો કહીને શિવનું ઉપાદાનત્વ અને નિમિત્તત્વ સૂચવ્યું છે. ૧૨भवः–સર્વના ઉત્પત્તિસ્થાન તથા સર્વના પ્રલયસ્થાનરૂપ.[૩૧] ૧૩जटी–જટાધારી. ૧૪चर्मी–વાઘનું અથવા તો હાથીનું ચામડું ધારણ કરનારા. ૧૫शिखंडी–મયૂરની શિખાની

× એક સ્થળે કહ્યું છે કે–'संसारमंडपस्यास्य मूलस्तंभाय शम्भवे.'

* સર્વાત્મા શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે થાય છે: आप्नोति सर्वं भोग्य स्वार्थत्वेन लभते, आदत्ते स्वीकरोति, अत्ति, भुङ्क्ते इति आत्मा અથવા अलति सतत एकरूपेण वर्तते इति आत्मा, सर्वेषां आत्मा सर्वात्मा–અર્થાત્, જે સર્વભોગ્ય પદાર્થોને પોતાના કરીને પ્રાપ્ત કરે છે, સ્વીકારે છે અને ભોગવે છે તેને આત્મા કહેવામાં આવે છે; અથવા જેની નિરંતર એકરૂપે સ્થિતિ હોય છે તે આત્મા કહેવાય છે. એક સ્મૃતિમા પણ કહ્યું છે કે,

'यच्चाप्नोति यदादत्ते यच्चात्ति विषयानयम् ।
यच्चास्य सततो भावस्तस्मादात्मेति गीयते ॥

જે સર્વ ભોગ્ય વિષયોને પ્રાપ્ત કરે છે, સ્વીકારે છે, ભોગવે છે અને જેની સત્તા નિરંતર અવિચ્છિન્ન રહે છે, તે આત્મા કહેવાય છે.'

× ગીતામાં પણ કહ્યું છે કે, सर्वं समाप्नोषि ततोऽसि सर्वः–તમે સર્વત્ર વ્યાપ્ત થઈ રહ્યા છો માટે સર્વ કહેવાઓ છો.

પેઠે પોતાના મસ્તક પર જટાજૂટના અગ્રભાગને ગોઠવી શિખાને ધારણ કરનારા. ૧૬સર્વાંગઃ-સર્વ જગત જેના અવયવરૂપ છે એવા વિરાટ્રૂપ. ૧૭ સર્વભાવનઃ-વિશ્વના કર્તા. ૧૮હરઃ-સર્વના સંહારકર્તા. ૧૯હરિણાક્ષઃ-મૃગના જેવાં નેત્રવાળા. ૨૦ સર્વભૂતહરઃ-સર્વ પ્રાણીઓનો સંહાર કરનારા. ૨૧ પ્રભુઃ-અખિલ વિશ્વના ભોક્તા.[32] ૨૨પ્રવૃત્તિઃ-સર્વોત્કૃષ્ટ કર્તારૂપે વર્તન કરનારા. ૨૩નિવૃત્તિઃ-નિરુદ્યમપણે વર્તન કરનારા. ૨૪નિયતઃ-ઇંદ્રિયોને નિયમમાં રાખનારા. ૨૫શાશ્વતઃ-નિત્ય. ૨૬ ધ્રુવઃ-અચલ. ૨૭શ્મશાનવાસી-જેમાં મરણ પામેલાં જીવોને પુનર્જન્મ પ્રાપ્ત થતો નથી તે કાશી નગરીમાં નિવાસ કરે છે, તેથી શ્મશાનવાસી કહેવાય છે. ૨૮ભગવાન્-છ પ્રકારના ઐશ્વર્યથી ભરેલા. છ પ્રકારના ભગ (ઐશ્વર્ય) આ પ્રમાણે છે: સંપૂર્ણ ઐશ્વર્ય, જ્ઞાન, યશ, લક્ષ્મી, વૈરાગ્ય અને ધર્મ. આ છ ભગ જેનામાં હોય તે ભગવાન કહેવાય છે. ૨૯ખચરઃ-હૃદયાકાશમાં ફરનારા. ૩૦ગોચરઃ-ગો એટલે ઇંદ્રિયોને વિષે ફરનારા અથવા તો ઇંદ્રિયોથી વિષયોનો ઉપભોગ કરનારા. ૩૧અર્દનઃ-પાપીને પીડા કરનારા.[33] ૩૨અભિવાદ્યઃ-સર્વને નમસ્કાર કરવા યોગ્ય અથવા તો સ્તુતિ કરવા યોગ્ય. ૩૩મહાકર્મા-સૃષ્ટિરચના વગેરે મહાન કર્મ કરનારા. ૩૪તપસ્વી-તપને ધન માનનારા. ૩૫ભૂતભાવનઃ-આકાશાદિ ભૂતોને સંકલ્પમાત્રથી રચનારા. ૩૬ઉન્મત્તવેષપ્રચ્છન્નઃ-દિગંબરાદિ ઉન્મત્ત વેશથી ગુપ્ત-જાણવામાં નહિ આવે તેવા. ૩૭સર્વલોકપ્રજાપતિઃ-સર્વ લોકોના તથા પ્રજાના પતિ.[34] ૩૮મહારૂપઃ-મહા કહેતાં પાપરહિત જેનું રૂપ છે એવા. ૩૯મહાકાયઃ-સ્થૂળ રૂપવાળા, વિરાટરૂપધારી. ૪૦વૃષરૂપઃ-વૃષ એટલે ધર્મસ્વરૂપ, વૃષ એટલે બળદને ધર્મ માનેલો છે. ૪૧ મહાયશાઃ-મોટા યશસ્વી. ૪૨મહાત્મા-મોટા મનના. ૪૩સર્વભૂતાત્મા-સર્વ પ્રાણીઓ જેના સંકલ્પરૂપ છે એવા. ૪૪વિશ્વરૂપઃ-વ્યાપક રૂપવાળા અથવા તો સર્વત્ર પ્રકટ થનારા. વિશ્વરૂપે જ પ્રકટ થાય છે તે. ૪૫મહાહનુઃ-વિશ્વનો ગ્રાસ કરવા માટે જેના બન્ને હોઠ મોટા છે એવા.[35] ૪૬લોકપાલઃ-ઇંદ્રાદિક લોકપાલરૂપ. ૪૭અંતર્હિતાત્મા-અવિદ્યા વડે કલ્પિત થયેલા; અહંકારાદિકથી જેનો અખંડ એકરસ સ્વભાવ (સર્પ વડે જેમ રજ્જુ ઢંકાય છે, તેમ) ઢંકાઈ ગયો છે એવા. ૪૮પ્રસાદઃ-આનંદસ્વરૂપ. ૪૯હયગર્દભિઃ-રથને જોડેલી ખચરીઓ તે રથમાં બેઠેલાને વહન કરે છે એવા અગ્નિરૂપ. હય એટલે ઘોડો અને ગર્દભિ એટલે ગધેડી. એ બેના સમાગમથી જન્મેલી તે હયગર્દભિ-ખચરી. વેદમાં નીચે પ્રમાણે બે મંત્ર આવેલા છે: रुद्रो वा एष यदग्निः-આ રુદ્ર એ અગ્નિનું સ્વરૂપ છે. અને अश्वतरीरथेनाग्निराजिमधावत्-અગ્નિ ખચ્ચરીથી જોડેલા રથમાં બેસીને યુદ્ધમાં દોડ્યા. આ બે શ્રુતિઓ આ 'હયગર્દભિ' નામનું મૂળ છે. ૫૦ પવિત્રઃ-સંસારરૂપી વજ્રના ઘામાંથી ભક્તોના રક્ષક. ૫૧મહાન્-પૂજ્ય. ૫૨નિયમઃ-શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન વગેરે નિયમોથી જ મેળવી શકાય તેવા. ૫૩નિયમાશ્રિતઃ-નિયમોના આશ્રયરૂપ; નારાયણ, દક્ષિણામૂર્તિ વગેરે રૂપ ધારણ કરીને નિયમોના આશ્રયભૂત થયેલા તે. ૫૪સર્વકર્મા-સર્વ શિલ્પના આચાર્ય, વિશ્વકર્મા. ૫૫સ્વયંભૂત-નિત્યસિદ્ધ. ૫૬આદિઃ-સર્વના કરતાં પ્રથમ. ૫૭આદિકરઃ-હિરણ્યગર્ભને ઉત્પન્ન કરનારા. શ્રુતિમાં કહ્યું છે કે, એ જ હિરણ્યગર્ભ પ્રથમ શરીર ધારણ કરનાર છે. ૫૮નિધિઃ-પદ્મ, શંખ આદિ અક્ષય ઐશ્વર્યરૂપ. ૫૯સહસ્રાક્ષઃ-અનેક નેત્ર, હાથ, પગવાળા, અથવા તો ઇંદ્રસ્વરૂપ. શાસ્ત્રમાં કહ્યું છે કે, તેનાં હાથપગ, નેત્ર, મસ્તક, સર્વ દિશામાં છે. ૬૦વિશાલાક્ષઃ-ભૂતાદિ પદાર્થને

પ્રકાશ કરનારી વિશાળ ઇંદ્રિયોવાળા. અથવા તો વિશાળ નેત્રવાળા. ૬૧सोम-સોમલતારૂપ અથવા તો ચંદ્રરૂપ. ૬૨नक्षत्रसाधक-નક્ષત્રોના સાધકરૂપ અર્થાત્ જેઓ યજ્ઞ વગેરે કરે છે તેમને સોમના લોકમાં નક્ષત્ર જેવા દિવ્ય શરીરનો લાભ કરી આપનારા.[36,37] ૬૩चंद्र-ચંદ્રરૂપ. ૬૪सूर्य-સૂર્યરૂપ. ૬૫शनि-શનિરૂપ. ૬૬केतु-કેતુરૂપ. ૬૭ग्रह-ચંદ્ર અને સૂર્યને જે ગ્રસે છે તે ગ્રહ-રાહુરૂપ. ૬૮ग्रहपति-અતિ ક્રૂર હોવાથી ગ્રહોના પતિ મંગળરૂપ. ૬૯वर-વરવા યોગ્ય, પૂજ્ય, બૃહસ્પતિ અથવા તો શુક્ર. બૃહસ્પતિ શુક્રનો અવતાર છે. મૈત્રાયણીય શ્રુતિમાં કહ્યું છે કે, શુક્રે બૃહસ્પતિનો અવતાર લીધો હતો. ૭૦अत्रि-ઋષિ. ૭૧अत्र्यानमस्कर्ता-અત્રિની પત્ની અનસૂયાને દત્ત-દુર્વાસારૂપે નમસ્કાર કરનારા. ૭૨मृगबाणार्पण-મૃગનું રૂપ ધારણ કરનારા, મૃગરૂપ, યજ્ઞ ઉપર બાણ ફેંકનારા, દક્ષનો યજ્ઞ મૃગરૂપે ભાસતો હતો તેના પર શિવે બાણ ફેંકી તેનો નાશ કર્યો હતો. ૭૩अनघ-યજ્ઞનો નાશકર્તા છતાં પણ દોષરહિત.[38] ૭૪महातपा-જગતની રચના કરવામાં સમર્થ એવું મહાન અવલોકનરૂપ તપ કરનારા. ૭૫घोरतपा-જગતનો સંહાર કરવાને સમર્થ એવું ભયંકર તપ કરનારા. ૭૬अदीन-ઉદાર મનના, સુગ્રીવ, વિભીષણ વગેરેને પ્રણામ માત્રમાં રાજ્ય આપનારા. ૭૭दीनसाधक-શરણાગતોનું ભલું કરનારા. ૭૮संवत्सरकर-સંવત્સરને ધ્રુવ વગેરે જ્યોતિર્ગણરૂપે પ્રવર્તાવનારા. ૭૯मंत्र-મનન કરનારાની રક્ષા કરનારા પ્રણવાદિરૂપ. ૮૦प्रमाण-વેદશાસ્ત્રાદિક પ્રમાણરૂપ. ૮૧परमं तप-પરમ તપરૂપ; આત્મજ્ઞાન કરાવનારા યોગધર્મરૂપ.[39] ૮૨योगी-યોગનિષ્ઠ. ૮૩योज्य-પરબ્રહ્મમાં પ્રવિલાપન કરવા યોગ્ય. ૮૪महाबीज-કારણના પણ કારણરૂપ. ૮૫महारेता-જડ તથા મિથ્યા એવા અવ્યક્તને મહાસ્ફૂર્તિ તથા સત્તા આપનારું જેનું પ્રતિબિંબરેત છે એવા. ૮૬महाबल-ઉત્તમ સામર્થ્યવાળા. ૮૭सुवर्णरेता-જળ ઉત્પન્ન કરી તેમાં વીર્ય મૂકનારા-તે વીર્ય સુવર્ણમય અંડમાં પરિણમ્યું અર્થાત હિરણ્યમય બ્રહ્માંડને રચનારા, અથવા તો સુવર્ણરૂપ વીર્યવાળા અગ્નિસ્વરૂપ. ૮૮सर्वज्ञ-માયાશક્તિ વડે સર્વને જાણનારા. ૮૯सुबीज-સર્વના અવિકારી એવા બીજરૂપ. ૯૦बीजवाहन-આ લોકમાં તથા પરલોકમાં ફરવા માટે અવિદ્યા, કામ અને કર્મરૂપ બીજનું વહન કરનારા જીવરૂપ (આત્મા રથી છે, શરીર રથ છે, અવિદ્યા, કામ અને કર્મ, આ લોક, પરલોકમાં ફેરવનારાં વાહનો છે.)[40] ૯૧दशबाहु-દશ ભુજાવાળા. ૯૨अनिमिष-નેત્રોનું મટકું નહિ મારનારા-સદા જાગ્રત. ૯૩नीलकंठ-ત્રણ લોકનો સંહાર કરનારા, ઝેરને કંઠમાં ધારણ કરવાથી શ્યામ કંઠવાળા. ૯૪उमापति-બ્રહ્મવિદ્યાના પતિ અથવા તો ઉમા-પાર્વતીના પતિ. ૯૫ विश्वरूप-જેમાંથી અનેક રૂપો ઉત્પન્ન થાય છે એવા. ૯૬ स्वयश्रेष्ठ-સ્વાભાવિક રીતેજ શ્રેષ્ઠ. ૯૭ बलवीर-પરાક્રમ વડે ત્રિપુરાદિના નાશ જેવાં અનન્ય સાધ્ય કર્મના કર્તા. ૯૮ अबलोगण-*અબળ અર્થાત્ સામર્થ્ય વિનાના, ચેતનાપ્રયુક્તિ વિનાના, ચલનક્રિયા સહન ન કરે તેવા, ગણરૂપ કહેતાં પચીસ જડતત્ત્વરૂપ. ૯૯गणकर्ता-પચીસ તત્ત્વના કર્તા, જે છવ્વીસમા છે તે. ૧૦૦गणपति-પચીસ તત્ત્વના નિયંતા. ૧૦૧दिग्वासा×-દિશારૂપી વસ્ત્રને ધારણ

* પચીસ તત્ત્વોના સમુદાયમા છવ્વીસમા પરમાત્માનુ પ્રતિબિમ્બ પડે છે, ત્યારે જ તેનામા ચલનવલનાદિક શક્તિ આવે છે, માટે પચીસ તત્ત્વોને નિર્બળ કહેવામા આવ્યા છે

× વાસ્તવિક રીતે મહાદેવનું દિગ્વાસા નામ આવા કારણથી પ્રસિદ્ધ થયુ છે-अन्ततानामपि दिशाम् वास इव वास-आच्छादक इति दिग्वासा-અર્થાત્ દિશાઓને વસ્ત્રની

કરનારા, નગ્ન રહેનારા; વસ્તુતઃ અનંત દિશારૂપી જેનું વસ્ત્ર છે તેવા, દારુક વનમાં મુનિઓની પત્નીઓને મોહ ઉપજાવવા માટે નગ્ન સ્વરૂપને ધારણ કરનારા, ઈશાવાસ્યરૂપ અર્થાત્ જે ઈશ્વર દિશાને પોતાનાં પટ-વસ્ત્ર તરીકે ધારી શકે તે. ૧૦૨काम -કામદેવ અથવા અભિલાષારૂપ. ૧૦૩ मंत्रवित्-इषेत्वोर्जेत्वा વગેરે મન્ત્રોને પાઠથી તથા અર્થથી જાણનારા અથવા તો તે મંત્રોથી જાણવામાં આવનારા. ૧૦૪परम मंत्र -આત્મારૂપી તત્ત્વને જોવા-જાણવાને ઉત્તમ વિચારરૂપ, ઉપરનાં બન્ને નામો અધ્યારોપ તથા અપવાદરૂપે હોવાથી. ૧૦૫सर्वभावकर -જગતના કારણરૂપ. ૧૦૬हर - આખા જગતને લય કરવાનું સ્થાન. પૂર્વે જે हर શબ્દ કહ્યો છે, તે કાળરૂપે સર્વનો સંહારકર્તા એવા અર્થમાં કહ્યો છે અને અહીં જે हर શબ્દ કહેવામાં આવ્યો છે, તે જ્ઞાનદૃષ્ટિથી કહેવામાં આવ્યો છે. શાસ્ત્રમાં ચાર પ્રલય કહ્યા છે· બ્રહ્માના અંત પછી મહત્પર્યંત સર્વ કાર્યોનો નાશ થાય છે તે प्राकृत લય કહેવાય છે. બ્રહ્માના દિવસના સાયંકાળે ત્રણ લોકનો નાશ થાય છે તે दैनंदिन પ્રલય કહેવાય છે. આપણા સર્વની સુષુપ્તિ વગેરેમાં સર્વનો નાશ થાય છે તે नित्य પ્રલય કહેવાય છે. આ ત્રણ પ્રલય સબીજ એટલે ઉત્પત્તિ ગુણવાળા છે, પણ તત્ત્વજ્ઞાન થયા પછી કારણ સાથે કાર્યનો નાશ થઈ જાય તથા જે ફરીને ઉત્પન્ન થાય નહિ તે आत्यन्तिकनाश નામનો પ્રલય કહેવાય છે અને તે શાસ્ત્રમાં મોક્ષ નામે પ્રખ્યાત છે.[४१,४२] ૧૦૭ वर्ण्डडधर -કમંડલુને ધારણ કરનારા. ૧૦૮धन्वी- ધનુર્ધારી. ૧૦૯बाणहस्त -હાથમાં બાણ ધારણ કરનારા. ૧૧૦कपालवान् -ખોપરીને ધારણ કરનાર, બ્રહ્માના પાંચમા મસ્તકને છેદીને તેની ખોપરી ધારણ કરનારા. ૧૧૧अशनि -વજ્રને ધારણ કરનારા. ૧૧૨शतघ्नी-શક્તિને ધારણ કરનારા. ૧૧૩खड्गी-તરવાર (ખડગ) ધારણ કરનારા. ૧૧૪पट्टिशी-પટ્ટિશ ધારણ કરનારા. ૧૧૫आयुधी- શસ્ત્રરૂપી આયુધ ધારણ કરનારા. ૧૧૬महान्- પૂજ્ય[४३] ૧૧૭स्रुवहस्त-હાથમાં યજ્ઞપાત્ર-સરવાને ધારણ કરનારા. ૧૧૮सुरूप -સુંદર રૂપધારી. ૧૧૯तेज -તેજસ્વી. ૧૨૦तेजस्करोनिधि -ભક્તોને ભંડારની પેઠે અખૂટ કાંતિ આપનારા. ૧૨૧ उष्णीषी-પાઘડીવાળા. ૧૨૨सुवक्त्र -સુંદર મુખવાળા. ૧૨૩उदग्र -તેજસ્વી રૂપવાળા. ૧૨૪विनत - વિનયવાન.[४४] ૧૨૫दीर्घ -અત્યંત ઊંચા. ૧૨૬ हरिकेश -હરિ એટલે ઇંદ્રિયો જ જેના કેશ એટલે રશ્મિરૂપ છે એવા, અર્થાત્ ઇંદ્રિય દ્વારા ભિન્ન ભિન્ન વિષયોને પ્રકાશકર્તા; અથવા તો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણ મૂર્તિરૂપ. ૧૨૭सुतीर्थ - શુભ તીર્થરૂપ. [ મહર્ષિ પતંજલિ કહે છે કેઃ- क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः અર્થાત્ ક્લેશ, કર્મ, વિપાક અને આશયથી અલિપ્ત એવા પુરુષ ઈશ્વર કહેવાય છે અને ઈશ્વરનો तस्य वाचकः प्रणवः -પ્રણવ (ૐકાર) વાચક છે અને તે ૐકાર પૂર્વપુરુષોનો પણ ગુરુ છે.] ૧૨૮[×]कृष्ण -સચ્ચિદાનંદરૂપ. ૧૨૯शृगालरूप -વાણિયાના અપમાનથી મરવા માટે તૈયાર થયેલા બ્રાહ્મણને શાંત પાડવા

પો અગ્ર દન કરનાર અથવા ઉઇ દેનાર—નાશ કરી દેનાર.

× આવી એક શ્રુતિ છે કે,
'कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः ।
तयोरैक्यं परंब्रह्म कृष्ण इत्यभिधीयते ॥
कृष् એ ભૂવાચક શબ્દ છે અર્થાત્ કૃષ્નો અર્થ પ્રવૃત્તિ થાય છે, અને ण શબ્દનો અર્થ નિવૃત્તિ થાય છે એ બન્નેના ઐક્યરૂપ જે પરબ્રહ્મ તેને કૃષ્ણ કહેવામાં આવે છે.' વળી મહાભારતમાં કહ્યું છે કે, પૂર્વે એક ગોવાળિયાના બાળકને મહાદેવે વર આપ્યો હતો કે, તારા વંશમાં તારાથી આઠમા પુત્ર તરીકે હું અવતરીશ આવું વરદાન આપ્યું હતું માટે કૃષ્ણને મહાદેવના જ અવતારરૂપ કહી શકાય

માટે ઇંદ્રે તેનું રૂપ ધારણ કર્યું હતું એમ શાંતિપર્વના મોક્ષધર્મમાં કહ્યું છે. તે શૃગાલરૂપ ઇંદ્ર અને શિવ અભિન્ન છે. ૧૩૦सिद्धार्थ–જેમના સર્વ પદાર્થો સિદ્ધ છે એવા. ૧૩૧ मुंड–સંન્યાસીરૂપ. ૧૩૨सर्वशुभंकर–સર્વ પ્રાણીઓનું કલ્યાણ કરનારા.[૪૫] ૧૩૩अज–અજન્મા. ૧૩૪बहुरूप–અનેક રૂપ ધારણ કરનારા. ૧૩૫गन्धधारी–કેસર, ચંદન કસ્તૂરી વગેરે સુગંધને ધારણ કરનારા. ૧૩૬ कपर्दी–क એટલે જળને पिबति જે પીએ છે તે कप, ऋत् એટલે ઐશ્વર્યને અને ददाति–આપે છે તે ऋद्द–જળ પીને જે ઐશ્વર્ય આપે છે તે કપર્દી. મહાદેવના જટાજૂટે આકાશમાંથી પડતી ગંગાનદીને પ્રથમ પીધી હતી અને પાછળથી ભગીરથની પ્રાર્થનાથી ગંગાને નીકળવાને સામર્થ્ય (ઐશ્વર્ય) આપ્યું હતું; અર્થાત્ શંકર ઐશ્વર્ય અથવા સામર્થ્ય આપનારા છે. ૧૩૭ऊर्ध्वरेता–જેનું રેત નિત્ય ઊર્ધ્વ એટલે ઊંચે ચઢેલું રહે છે તે, અર્થાત્ અક્ષત બ્રહ્મચર્ય પાળનારા. જે મનુષ્ય બ્રહ્મચર્ય પાળતો નથી અને જેણે બ્રહ્મચર્યનો ત્યાગ કર્યો હોય છે, તેનું વીર્ય નીચે પડે છે, દૂર ઊંચે ચડતું નથી. એનુ વીર્ય પણ શિથિલ થઈ નીચે વહે છે તેમ જ તેનું લિંગ પણ વીર્ય વહી જવાથી નીચુ પડે છે. ૧૩૮ऊर्ध्वलिंग–જેમનું લિંગ નિત્ય ઊર્ધ્વ રહે છે તે; એટલે કે જેને વિષે કામ સદા જાગ્રત છે. નિત્ય બ્રહ્મચર્ય પાળવાથી ઇંદ્રિય શિથિલ પડી જતી નથી. શંકર નિત્ય બ્રહ્મચર્ય પાળતા હતા, એટલે ઊર્ધ્વલિંગ કહ્યા છે. ૧૩૯ऊर्ध्वशायी–ચત્તા શયન કરનારા. સંયોગવેળા એ પુરુષને અધોમુખ કરવું પડે છે. શંકર નિત્ય ઊર્ધ્વ મુખ રાખી શયન કરતા હતા, અર્થાત્ તે સ્ત્રીસંગથી દૂર હતા–અક્ષત બ્રહ્મચારી હતા. આ ત્રણ નામ વડે ઉમાએ શિવને સ્વીકાર્યા પણ ન હતા તેમ તેમનો સ્પર્શ પણ કર્યો ન હતો. શંકર અસંગ કહેવાય છે તેનાં ત્રણ કારણ છે અને તેના આમ ત્રણ અર્થ દર્શાવ્યા છે. ૧૪૦नभ स्थल–આકાશરૂપી શક્તિ જેનું નિવાસસ્થાન છે એવા.

शक्तिः शरीरमपि दैवतमंतरात्मा
ज्ञानं क्रिया करणमासनजालमिच्छा ।
ऐश्वर्यमायतनमावरणानि च त्वम्
किं किं न यद्भवसि देवि शशांकमौलेः ॥

૧૪૧त्रिजटी–ત્રણ જટાને ધારણ કરનારા. ૧૪૨चीरवासा–વલ્કલ પહેરનારા. ૧૪૩रुद्र–સર્વના રુદ્ર એટલે પ્રાણરૂપ. ૧૪૪सेनापति–સેનાપતિ. ૧૪૫विभु–વ્યાપક. ૧૪૬अहश्चर–દિવસે ફરનારા દેવાદિકરૂપ. ૧૪૭नक्तंचर–રાત્રે ફરનારા રાક્ષસરૂપ. ૧૪૮तिग्ममन्यु–તીક્ષ્ણ ક્રોધવાળા. ૧૪૯ सुवर्चस–અધ્યયન, તપ આદિના તેજના નિવાસરૂપ. ૧૫૦×गजहा–ગજાસુરનો વધ કરનારા. ૧૫૧ दैत्यहा–દૈત્યોનો સંહાર કરનારા. ૧૫૨काल–મૃત્યુ અથવા તો સંવત્સરાદિકરૂપ. ૧૫૩लोकधाता–લોકોના ઈશ્વર. ૧૫૪गुणाकर–દીનદયાળુત્વ, જ્ઞાન, ઐશ્વર્ય આદિના ભંડારરૂપ ૧૫૫सिंहशार्दूलरूप–સિંહ તથા વ્યાઘ્ર આદિ સર્વ હિંસક પશુઓરૂપ. ૧૫૬आर्द्रचर्मांबरावृत–હાથીના ભીના ચામડારૂપ વસ્ત્રથી વીંટાયેલા.[૪૮] ૧૫૭कालयोगी–કાળને છેતરનાર યોગીરૂપ. ૧૫૮महानाद–હંસ ઉપનિષદમાં પ્રસિદ્ધ અનાહત ધ્વનિરૂપ. ૧૫૯सर्वकाम–સર્વ કામનાઓના નિવાસરૂપ. ૧૬૦चतुष्पथ–જેની ઉપાસનાના ચાર માર્ગ છે એવા. તે ચાર માર્ગો નીચે પ્રમાણે છે:–વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને શિવના

---

× સ્કંદપુરાણમા કહેવામા આવ્યુ છે કે –

वाराणस्या पुरा यातो गजरूपी महासुर ।
जघ्ने त कुजर भीममवध्यमपि शकर ॥

પૂર્વે એક મહાસુર મહાભયકર હાથીનુ સ્વરૂપ ધારણ કરીને કાશીમા ગયો હતો. તે પરાજિત થવાને અશક્ય હતો, છતા પણ શકરે તેનો વધ કર્યો હતો. આ ઉપરથી જ મહાદેવને गजहा કહે છે.

ધ્યાનરૂપ. ૧૬૧નિશાચર –વેતાલાદિક રાત્રિવિહારી પ્રાણીરૂપ. ૧૬૨પ્રેતચારી–પ્રેતોની સાથે ફરનારા. ૧૬૩ભૂતચારી–ભૂત–પ્રાણીઓમાં ફરનારા. ૧૬૪ મહેશ્વર –ઇંદ્રાદિક ઈશ્વરોથી પણ મોટા.[૪૧–૪૯] ૧૬૫બહુભૂત –અનેક ભૂતોના પરિવારવાળા. ૧૬૬ બહુધર –આ સંસારરૂપી મહાન પ્રપંચને ધારણ કરનારા. ૧૬૭સ્વર્ભાનુ –મૂળ અજ્ઞાનરૂપ રાહુનું સ્વરૂપ ધારણ કરનારા. ૧૬૮અમિત –જેમનું માપ ન થઈ શકે તેવા–અમાપ. ૧૬૯ગતિ –મુક્તપુરુષને પ્રાપ્ત કરવા યોગ્ય ગતિરૂપ. ૧૭૦નૃત્યપ્રિય.–તાંડવ-નૃત્ય ઉપર પ્રીતિ ધરનાર. ૧૭૧નિત્યનર્ત –નિત્યનૃત્ય કરનારા. ૧૭૨નર્તક –આખા સંસારને નચાવનારા. ૧૭૩સર્વલાલસ –સર્વ ઉપર પ્રીતિ રાખનારા, વિશ્વબંધુ. ૧૭૪ઘોર –શિવનાં બે તનુ છે: ઘોર અને અઘોર. ક્ષુધા, તૃષાદિથી તે ઘોર મૂર્તિવાળા છે અને સંતોષ તથા દયારૂપે તે અઘોર મૂર્તિ-વાળા છે. ૧૭૫મહાતપ –સૃષ્ટિને સંહારે તેવું મહાન તપ કરનારા. ૧૭૬પાશ –પોતાની માયા-થી આખા જગતને બાંધનારા. ૧૭૭નિત્ય.–અવિ નાશી. ૧૭૮ગિરિરુહ –કૈલાસવાસી. ૧૭૯નભ – આકાશની પેઠે તદ્દન અસંગ. ૧૮૦સહસ્રહસ્ત – હજાર હાથવાળા. ૧૮૧વિજય –વિજયરૂપ. ૧૮૨ વ્યવસાય –નિશ્ચયપૂર્વક ઉદ્યોગ અથવા તો જયના હેતુરૂપ. ૧૮૩અતંદ્રિત –પ્રવૃત્તિને અટકાવનારી તામસીવૃત્તિ જે તંદ્રા તેનાથી રહિત. ૧૮૪ અધર્ષણ –કંપાવવાને અથવા ચલિત કરવા-ને માટે અશક્ય એવા ૧૮૫ધર્ષણાત્મા–ભયરૂપ. ૧૮૬યજ્ઞહા –*બલિના યજ્ઞનો ધ્વંસ કરનારા. ૧૮૭કામનાશક –કામદેવને બાળી નાખનારા ૧૮૮દક્ષયાગાપહારી–દક્ષના યજ્ઞનો ધ્વંસ કર-નારા. ૧૮૯સુસહ –સહનશીલ અર્થાત્ શાંતગુણી; અથવા સૌમ્ય સ્વરૂપવાળા. ૧૯૦મધ્યમ –સર્વત્ર સમદષ્ટિ રાખનારા. ૧૯૧તેજોપહારી–ઇંદ્રાદિક-ના તેજનું હરણ કરનારા; અતિ ક્રૂર. ૧૯૨ બલહા–ઇંદ્રરૂપે બળદૈત્યોનો નાશ કરનારા. ૧૯૩ મુદિત –કારણરૂપે નિત્ય આનંદ પામનારા. ૧૯૪ અર્થ –ધનરૂપે ઇચ્છવા યોગ્ય. ૧૯૫અજિતઃ– કોઈથી જિતાય નહિ તેવા. ૧૯૬અવર –જેના કરતાં બીજો કોઈ પણ પૂજવા યોગ્ય શ્રેષ્ઠ નથી એવા. ૧૯૭ગંભીરઘોષ –ગંભીર ધ્વનિવાળા. ૧૯૮ગંભીર.–જાણવામાં આવે નહિ તેવા ગંભીર અગાધ સ્વરૂપવાળા. ૧૯૯ગંભીરબલવાહન –શત્રુઓ પણ જેનાં તળિયાંને પામે નહિ તેવા શારીરિક સામર્થ્યવાળા; અથવા તો વૃષભ–પોઠિયારૂપી ધર્મરૂપી મહાન વાહન જેનું છે એવા.[૫૦–૫૩] ૨૦૦ન્યગ્રોધરૂપ –ઉપર મૂળવાળા ને નીચે શાખા-વાળા પીપળારૂપ; અર્થાત્ સંસારરૂપી વૃક્ષરૂપ. ૨૦૧ન્યગ્રોધ –વડના ઝાડ નીચે દક્ષિણામૂર્તિરૂપે બિરાજેલા અથવા તો માર્કંડેયે એકાકાર સમુદ્ર-માં દીઠેલા વડરૂપ; અથવા તો તેમાં શયન કર-નારા મહાવિષ્ણુરૂપ. ૨૦૨વૃક્ષકર્ણસ્થિતિ –વટ-વૃક્ષના કર્ણ વિષે એકદેશરૂપ પાંદડાને વિષે સ્થિતિ કરનારા. ભગવાને માર્કંડેયને જળપ્રલય સમયે સંસારરૂપી વડવૃક્ષ નાનું છતાં તેની અનેક શાખા-ઓ છે એ વાત માયાવી વડના નિમિત્તથી પોતામાં દર્શાવી છે. જે નામ બ્રહ્માનાં અને વિષ્ણુનાં છે તે જ નામ શિવનાં પણ છે. શિવ, મહેશ્વર, રુદ્ર, વિષ્ણુ, પિતામહ બ્રહ્મા, સંસારબંધુ, સર્વજ્ઞ અને પરમાત્મા, એ નામનું અષ્ટક એક જ વસ્તુ-નું પ્રતિપાદન કરે છે. વિષ્ણુ અને બ્રહ્મા શિવ થી ભિન્ન નથી, માટે તે બન્નેનાં નામો તે શિવનાં પણ સમજવાં. હરિવંશમાં કૈલાસયાત્રાના વર્ણનમાં કહ્યું છે કે—

* શંકરના આ 'યજ્ઞહા' નામ ઉપરથી શિવ અને વિષ્ણુની એકતા સિદ્ધ કરેલી છે.

नामानि तत्र गोविंद यानि लोके महन्ति च।
तान्येव मम नामानि नात्र कार्या विचारणा॥

હે ગોવિંદ! જગતમાં તમારાં જે મોટાં નામો જોવામાં આવે છે તે જ મારાં પણ નામ છે, એમાં વિચારવા જેવું નથી. માટે સર્વ પુરાણોમાં શિવ અથવા વિષ્ણુના નામથી એક જ ઈશ્વર કહેવામાં આવે છે. સૂતસંહિતામાં કહ્યું છે કે શિવ-વિષ્ણુનો ભેદ–બન્ને વચ્ચે ઉત્તમ–અનુત્તમ ભાવની કલ્પના પાખંડીઓ કરે છે. તેવાઓના પર ભલે વજ્રપાત થાય, આ તો બ્રહ્મા, આ તો કેશવ, આ તો વિષ્ણુ એમ ભેદ માનનારા મોહવશ પુરુષો છે અને તેઓ પાખંડીઓ છે તેઓ એકને જ જુએ છે, સર્વને જાણતા નથી; અર્થાત્ સર્વ નામો એક જ ઈશ્વરને માટે છે, માટે વિષ્ણુનાં નામો બ્રહ્મા અને રુદ્રનાં નામોમાં પણ બોલાય છે અને શિવનાં નામો વિષ્ણુ અને પ્રજાપતિનાં નામોમાં પણ બોલવામાં આવે છે. એક નામ સર્વને લાગુ પડે છે અને સર્વ નામો એકને લાગુ પડે છે. ૨૦૩विभु –ભક્તના ઉપર અનુગ્રહ કરવા માટે હરિ, હર, દુર્ગા, ગણેશ, સૂર્ય, અગ્નિ, વાયુ વગેરે અનેક રૂપો ધારણ કરનારા. ૨૦૪सुतीक्ष्ण दशन –અનેક બ્રહ્માંડોરૂપી ચણાને ચાવવા માટે તીક્ષ્ણ દાંતવાળા. ૨૦૫महाकाय –મોટી કાયાવાળા. ૨૦૬महानन –મોટા મુખવાળા.[૫૪] ૨૦૭ विष्वक्सेन –જેમના યુદ્ધપ્રયાણસમયે અસુરસૈન્ય ચોતરફ પલાયન કરી જાય એવા. ૨૦૮हरि – ગજેંદ્રનો મોક્ષ કરીને આપત્તિ હરી હતી તેમ આપત્તિને દૂર કરનારા. ૨૦૯यज्ञ –સૃષ્ટિને ઉત્પન્ન કરવામાં બીજરૂપ. યજ્ઞ કરવાથી પરંપરાએ જગતની ઉત્પત્તિ થાય છે જેમ કે—

अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते।
आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः॥

અગ્નિને આપેલી આહુતિ ચારે તરફથી સૂર્ય પાસે જાય છે, સૂર્યમાંથી વૃષ્ટિ જન્મે છે; વૃષ્ટિમાંથી અન્ન થાય છે અને તેથી પ્રજાની ઉત્પત્તિ થાય છે. ૨૧૦संयुगापीडवाहन –સંગ્રામમાં જેનું પોઠિયારૂપ વાહન ધ્વજારૂપ બન્યું છે એવા અથવા વૃષરૂપ ધ્વજ જેનું વાહન છે તેવા. ૨૧૧तीक्ष्णताप –તીક્ષ્ણ તાપવાળા, અર્થાત અગ્નિસ્વરૂપ. ૨૧૨ हर्यश्व –અત્યંત વેગવાન જેના ઘોડા છે એવા સૂર્યનારાયણરૂપ. ૨૧૩सहाय –જીવના સખા. ૨૧૪ कर्मकालवित्–દર્શ (અમાવાસ્યા) વગેરે કર્મના કાળને જાણનારા[૫૫] ૨૧૫विष्णुप्रसादित –વિષ્ણુએ ચક્ર મેળવવા માટે પ્રસન્ન કરેલા. ૨૧૬यज्ञ – વિષ્ણુરૂપી યજ્ઞરૂપ. ૨૧૭ समुद्र –સમુદ્રરૂપ. ૨૧૮ वडवामुख –સમુદ્રના જળનું શોષણ કરનારા વડવાનલ અગ્નિરૂપ. ૨૧૯हुताशनसहाय –અગ્નિને સહાય કરનારા–વાયુરૂપ. ૨૨૦प्रशान्तात्मा–તરંગ વિનાના સમુદ્ર જેવા શાંત. ૨૨૧हुताशन –અગ્નિરૂપ.[૫૬] ૨૨૨उग्रतेजा –જેમનો સ્પર્શ દુ:સહ છે એવા તેજવાળા ૨૨૩महातेजा –મહાતેજસ્વી. ૨૨૪ जन्य –સંગ્રામમાં શ્રેષ્ઠ. ૨૨૫विजयकाल वित्–વિજયના સમયને જાણનારા (જે એટલું ન જાણી શકે તે વીર હોવા છતાં પરાજય પામે છે.) ૨૨૬ज्योतिषामयन –જેમાં ગ્રહોનું તથા નક્ષત્રોનું ગમન વર્ણવ્યું છે એવા–જ્યોતિ શાસ્ત્રના સ્થાનરૂપ; અર્થાત્ કાળવેત્તા તથા કાળરૂપ. ૨૨૭ सिद्धि –જયરૂપ. ૨૨૮सर्वविग्रह –કાળાદિક સર્વ જેના વિગ્રહ અર્થાત્ શરીર છે એવા.[૫૭] ૨૨૯शिखी–શિખાવાળા ગૃહસ્થરૂપ. ૨૩૦मुंडी–સન્યાસીનું સ્વરૂપ ધારણ કરનારા, મુંડાવેલા, શિખા વગરના નૈષ્ઠિક બ્રહ્મચારી. ૨૩૧जटी–જટા ધારણ કરનારા વાનપ્રસ્થ. ૨૩૨ज्वाली–જ્વાળાવાળા દેવયાન આદિ માર્ગ જે ગૃહસ્થાદિ શોધે છે. તે. ૨૩૩मूर्तिज –મૂર્તિમાં આવિર્ભાવ પામનારા. ૨૩૪मूर्धग –મસ્તક વિષે અથવા તો

સહસ્રદલમાં વાસ કરનારા. ૨૩૫બલી–બળવાન. ૨૩૬વેણવી–વેણુ નામના વાદિત્રવાળા. ૨૩૭પણવી–પણવ વાદિત્રને ધારણ કરનારા. ૨૩૮તાલી–તાલ વાદિત્રને ધારણ કરનારા. ૨૩૯ખલી–ધાન્યના સ્થાનસ્વરૂપ, ખળામાં રહેનાર. ૨૪૦કાલકટંકટઃ–કાળને અર્થાત્ યમને આવરણ કરનારી માયાને પણ આવરણ કરનારા.[૫૮] ૨૪૧નક્ષત્રવિગ્રહમતિઃ–ગ્રહ, તારા વગેરેના શરીરરૂપ કાળચક્રને અનુસરનારી બુદ્ધિવાળા અથવા જ્યોતિર્વિદ; અથવા બીજું નામ નક્ષત્રવિગ્રહગમઃ–નક્ષત્રરૂપ શરીરને ચલાવનારા. ૨૪૨ગુણબુદ્ધિઃ–ગુણનાં કાર્યો વિષે જેમની બુદ્ધિ છે એવા જીવસ્વરૂપ. ૨૪૩લયઃ–જેમનામાં સર્વનો લય થાય છે તે ઈશ્વર. ૨૪૪અગમઃ–ચંચલતારહિત, કૂટસ્થ, ચૈતન્યમાત્ર, જેનામાં ગમનક્રિયા નથી તે. ૨૪૫પ્રજાપતિઃ–વિરાટ. ૨૪૬વિશ્વબાહુઃ–આખા જગતના બાહુ જ જેમના બાહુ છે એવા. ૨૪૭વિભાગઃ–વ્યષ્ટિ કાર્યરૂપ. ૨૪૮સર્વગઃ–સમષ્ટિ કાર્યરૂપ. ૨૪૯અમુલઃ–ભોગનાં સાધનવિનાના.[૫૯] ૨૫૦વિમોચનઃ–સંસારમાંથી છોડાવનારા. ૨૫૧સુસરણઃ–સરળ રીતે પ્રાપ્ત કરી શકાય તેવા. ૨૫૨હિરણ્યકવચોદ્ભવઃ–માયાના વિકારરૂપ શરીરમાં પ્રકટ થનારા; અથવા સુવર્ણરૂપ પાત્રમાં જેનું કવચ અર્થાત્ શરીર ઉત્પન્ન થયું છે એવા. ૨૫૩મેઢ્રજઃ–ઉપસ્થ ઇંદ્રિયમાં પ્રકટ થનારા. ૨૫૪વલચારી–વનમાં ફરનારા. ૨૫૫મહીચારી–સમસ્ત પૃથ્વી ઉપર સંચાર કરનારા ભીલનું સ્વરૂપ ધારણ કરનારા. ૨૫૬સુતઃ–સર્વ ઠેકાણે ગતિવાળા.[૬૦] ૨૫૭સર્વતૂર્યનિનાદી–સર્વ પ્રકારનાં વાદિત્રોને વગાડનારા. ૨૫૮સર્વતોદ્યપરિગ્રહઃ–સર્વ જીવોના પતિ અથવા સર્વ જીવો જેના કુટુંબીઓ છે તે. ૨૫૯વ્યાલરૂપઃ–શેષનાગરૂપ. ૨૬૦ગુહાવાસી–ગુફામાં નિવાસ કરનારા. ૨૬૧ગુહઃ–કાર્તિકસ્વામીરૂપ. ૨૬૨માલી–વનમાળા ધારણ કરનારા. ૨૬૩તરંગવિત્–જળના તરંગ જેવા વિષયોના સુખને પ્રાપ્ત કરનારા.[૬૧] ૨૬૪ત્રિદશઃ–જેનાથી પ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશ એવી ત્રણ અવસ્થાઓ થાય છે એવા. ૨૬૫ત્રિકાલધૃત્–ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળ એ ત્રણે કાળની વસ્તુને ધારણ કરનારા. ૨૬૬કર્મસર્વબંધવિમોચનઃ–સંચિત તથા ક્રિયમાણ એવાં કર્મોમાંથી તથા અવિદ્યાકામરૂપ બંધનોમાંથી છોડાવનારા. ૨૬૭અસુરેંદ્રાણાં બંધનઃ–અસુરોના રાજાઓને બંધન કરનારા. ૨૬૮યુધિ શત્રુવિનાશનઃ–યુદ્ધમાં શત્રુઓનો વિનાશ કરનારા.[૬૨] ૨૬૯સાંખ્યપ્રસાદઃ–આત્મા–અનાત્માના વિવેક એવા એક જ્ઞાનથી જ જાણવામાં આવે તેવા; અથવા તો સાંખ્યજ્ઞાનને આપનારા દત્તાત્રેયસ્વરૂપ. ૨૭૦દુર્વાસા–દુર્વાસાઋષિ. ૨૭૧સર્વસાધુનિષેવિતઃ–સર્વ સત્પુરુષોથી સેવાતા અર્થાત્ બ્રાહ્મણોના રાજા સોમ. ૨૭૨પ્રસ્કન્દનઃ–બ્રહ્માદિકને પણ સ્થાનમાંથી ભ્રષ્ટ કરનારા. ૨૭૩વિભાગજ્ઞઃ–પ્રાણીઓને તેમના કર્માનુસાર યથોચિત ફળનો વિભાગ કરી આપનારા. ૨૭૪અતુલ્યઃ–જેના સમાન અથવા જેનાથી કોઈ અધિક પણ નથી એવા. ૨૭૫યજ્ઞભાગવિત્–યજ્ઞોના હવિર્વિભાગને જાણનારા.[૬૩] ૨૭૬સર્વવાસઃ–સર્વત્ર નિવાસ કરનારા. ૨૭૭સર્વચારી–સર્વ ઠેકાણે વિચરનારા. ૨૭૮દુર્વાસા–હાથીના લોહીથી ખરડાયેલા દુષ્ટ ચામડાને વસ્ત્રરૂપે ધારણ કરનારા; અથવા તે અનંત પારવાળા હોવાથી જેમને માટે વસ્ત્ર જ દુર્લભ છે એવા. ૨૭૯વાસવઃ–ઇંદ્ર. ૨૮૦અમરઃ–દેવતા. ૨૮૧હૈમઃ–હિમાલયરૂપધારી. ૨૮૨હેમકરઃ–સુવર્ણના કર્તા; જંબૂદ્વીપના ચિહ્નવાળા અથવા જંબૂવૃક્ષસ્વરૂપ. પુરાણમાં એમ કહ્યું છે કે, જંબૂવૃક્ષ સુવર્ણ આપે છે. ૨૮૩અયજ્ઞઃ–કર્મરહિત. ૨૮૪સર્વધારીઃ–સર્વના ધારણકર્તા. ૨૮૫ધરોત્તમઃ–પૃથ્વીને ધારણ કરનારા. દિગ્ગજ, શેષ, કૂર્મ વગેરે-

માં શ્રેષ્ઠ.[૬૩] ૨૮૬लोहिताक्ष -રાતાં નેત્રવાળા. ૨૮૭ महाक्ष -વિશ્વવ્યાપક ઇંદ્રિયોને ધારણ કરનારા ૨૮૮विजयाक्ष -વિજયથી ધરીવાળા રથને ધારણ કરનારા. ૨૮૯विशारद -પંડિત. ૨૯૦सग्रह.- દાસોનો સ્વીકાર કરનારા ૨૯૧निग्रह -ઉદ્ધત એવા ઇંદ્ર વગેરેને શિક્ષા કરનારા. ૨૯૨कर्त्ता -સર્વના કર્તા. ૨૯૩सर्पचीरनिवासन -સર્પરૂપી કંદોરાને ધારણ કરનારા.[૬૫] ૨૯૪मुख्य -શ્રેષ્ઠ. ૨૯૫अमुख्य -દેવોમાં ઉત્તમ અથવા તો સર્વદેવતામય ૨૯૬ देह -અતિશય પુષ્ટ ૨૯૭काहलि -કાહલ નામના વાદિત્રવાળા. ૨૯૮सर्वकामद -સર્વ કામનાને પૂરનારા ૨૯૯सर्वकालप्रसाद -સર્વ કાળે પ્રસન્ન થનારા ૩૦૦सुबल -પારકાને પીડા નહિ ઉપજાવે તેવા ઉત્તમ બળશાળી, દયાળુ ૩૦૧बलरूपधृक्- બળરામનુ રૂપ ધારણ કરનારા અથવા તો બળને તથા રૂપને ધારણ કરનારા.[૬૬] ૩૦૨सर्वकामवर - સર્વ કામ્ય પદાર્થોમાં શ્રેષ્ઠ અર્થાત્ મોક્ષરૂપ ૩૦૩सर्वद -સર્વ વસ્તુના આપનારા ૩૦૪सर्वतोमुख -ચોતરફ, હાથ, પગ, મુખ વગેરેવાળા. ૩૦૫आकाशनिर्विरूप -આકાશની પેઠે જેના શરીરમાંથી અનેકવિધ રૂપો બહાર નીકળે છે એવા. આકાશમાથી જેમ વાયુ, તેજ, અપ, પૃથ્વી વગેરે તત્ત્વો નીકળ્યાં છે તેમ શંકરના શરીરમાંથી જ્યોતિરૂપ સર્વ નીકળ્યુ છે, માટે આકાશ અને શિવ એક છે ૩૦૬निपाती-દેહરૂપી ખાડામાં પ્રવેશ કરવાના સ્વભાવવાળા અર્થાત્ જીવરૂપ. ૩૦૭अवश -દેહનો સબંધ થવાથી અપરિહાર્ય દુ ખાદિકની સાથે સંબધ ધરાવનારા. ૩૦૮खग -હૃદયાકાશમાં શુદ્ધ સ્વરૂપથી નિવાસ કરનારા.[૬૭] ૩૦૯ रौद्ररूप -ભયંકર સ્વરૂપવાળા. ૩૧૦अंशु - અંશુ નામના એક દેવતારૂપ. ૩૧૧आदित्य - જેનુ બીજુ નામ ભગ છે એવા આદિત્યના સહચર. ૩૧૨बहुरश्मि -સૂર્ય. ૩૧૩सुवर्चसी-પ્રદીપ્ત તેજવાળા. ૩૧૪वसुवेग -વસુ અર્થાત્ વાયુ સમાન વેગવાળા. ૩૧૫महावेग -વાયુથી અધિક વેગવાળા. ૩૧૬मनोवेग -મનના કરતાં પણ વિશેષ વેગવાળા. ૩૧૭निशाचर -અવિદ્યા વડે વિષયોનો ઉપભોગ કરનારા[૬૮] ૩૧૮सर्ववासी -સર્વ શરીરોમાં વાસ કરનાર ૩૧૯*श्रियावासी -શ્રીની સાથે નિવાસ કરનારા ૩૨૦उपदेशकर -વેદોનો ઉપદેશ કરનારા. ૩૨૧×अकर -ઉપદેશ પણ મૌનપણે જ આપનારા ૩૨૨मुनि -મુનિવ્રતને ધારણ કરનારા. ૩૨૩आत्मनिरालोक -પોતાના જીવસ્વરૂપમાં નિશ્ચય કરીને દેહથી અથવા ઉપાધિથી મુક્ત રહેનારા. ૩૨૪समम -ભક્તો વડે સારી રીતે સેવાયેલા. ૩૨૫सहस्रद -અનત ધન વગેરે ઇચ્છિત પદાર્થોને આપનારા.[૬૯] ૩૨૬पक्षी - ગરુડ પક્ષીરૂપ. ૩૨૭ पक्षरूप -મિત્રરૂપે સહાયતા કરનારા. ૩૨૮अति

* અહી આ શબ્દથી ધન લેવાનુ નથી, પણ 'ऋच सामानि यजूंषि सा हि श्रीरमृता सताम्। ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ એ જ સત્પુરુષોની અવિનાશીની શ્રી છે' એ શ્રુતિમા દર્શાવેલી વિદ્યા જ ગ્રહણ કરવાની છે

× ભગવાન દક્ષિણામૂર્તિના વર્ણનમા એક સ્થળે કહેવામા આવ્યુ છે કે,

'चित्रं वटतरोर्मूले वृद्धा शिष्या गुरुर्युवा।
गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तुच्छिन्नसंशयाः ।

એક વડવૃક્ષની નીચે આ આશ્ચર્યકારક દૃશ્ય જોવામા આવ્યુ હતુ એક ગુરુ અને કેટલાક શિષ્યો બેઠા હતા તેમા શિષ્યો વૃદ્ધ હતા અને ગુરુ યુવાન હતા તે ગુરુ મૌન રહીને જ વ્યાખ્યાન આપતા હતા, છતા શિષ્યોના સશયો નાશ પામ્યા હતા ' તેમ જ બાષ્કલિ નામના એક શિષ્યે વાધ્વ નામના પોતાના ગુરુને વારવાર પ્રશ્નો પૂછ્યા હતા છતા તે મૌન જ રહ્યા હતા પરતુ બાષ્કલિએ જ્યારે ત્રીજો પ્રશ્ન પૂછ્યો, ત્યારે વાધ્વ ગુરુએ તેને કહ્યુ કે અમે તો તને કહીએ છીએ છતા તું સમજતો નથી કે, આત્માનું સ્વરૂપ શાત જ છે આવા હેતુથી જ અહીં કહેવામા આવ્યુ છે કે, શકર મૌન રહીને ઉપદેશ આપે છે, માટે અકર કહેવાય છે

दिप्तः–અત્યંત પ્રકાશમાન અને શત્રુઓના તેજને તિરસ્કાર કરનારા. ૩૨૯विशांपतिः–સર્વ પ્રજાના પતિ-સાર્વભૌમ. ૩૩૦उन्मादः–સર્વ પ્રાણીઓને ઉન્માદ કરાવનારા. ૩૩૧मदनः–મદન ઉપજાવનારા–અર્થાત્ કામદેવરૂપ. ૩૩૨कामः–ઇચ્છિત એવી સ્ત્રી વગેરે વિષયરૂપ. ૩૩૩अश्वत्थः–સંસારવૃક્ષરૂપ અથવા તો કામના પૂરનારા વૃક્ષરૂપ. ૩૩૪अर्थकरः–ધનાદિક આપનારા. ૩૩૫यशः–યશરૂપ.[૭૦] ૩૩૬वामदेवः–વામ એટલે કર્મનાં ફળ; તેના દેવ એટલે રાજા અર્થાત્ તેનો વિભાગ કરનારા. ૩૩૭वामः–કર્મનાં ફળરૂપ અર્થાત્ વિષયોના સંબંધથી થનારા આનંદરૂપ. ૩૩૮प्राक्–સર્વના આદિરૂપ. ૩૩૯दक्षिणः–ત્રણ લોકનું ઉલ્લંઘન કરવામાં સમર્થ. ૩૪૦वामनः–બળિને બંધનકર્તા. ૩૪૧सिद्धयोगी–સનત્કુમારાદિરૂપ. ૩૪૨ महर्षिः–વસિષ્ઠાદિક ઋષિરૂપ. ૩૪૩सिद्धार्थः–ઋષભ, દત્તાત્રેય આદિરૂપ. ૩૪૪सिद्धसाधकः–જ્ઞાન થયા પછી સંન્યાસને ઇચ્છનારા યાજ્ઞવલ્ક્યાદિરૂપ. ૩૪૫ भिक्षुः–વેશધારી ભિક્ષુક. ૩૪૬भिक्षुरूपः–પરમહંસરૂપ. ૩૪૭विपणः–ધનાદિકથી રહિત હોવાને લીધે વ્યવહારરહિત. ૩૪૮मृदुः–સર્વ ભૂતોને અભય આપનારા, કોમળ સ્વભાવવાળા. ૩૪૯अव्ययः–વિકારોથી રહિત. ૩૫૦ महासेनः–દેવોના સેનાપતિ. ૩૫૧विशाखः–દેવોના સેનાપતિને સહાય કરનારા. ૩૫૨षष्टिभागः–સાઠ તત્ત્વોના ભોક્તા. ૩૫૩गवांपतिः–ઇંદ્રિયોના સંચાલક. ૩૫૪वज्रहस्तः–હાથમાં વજ્રને ધારણકર્તા–ઇંદ્ર. ૩૫૫विष्कंभी–વિસ્તારવાળા. ૩૫૬चमूस्तंभनः–દૈત્યોની સેનાને અટકાવનારા. ૩૫૭वृत्तावृत्तकरः–યુદ્ધમાં રથને મંડળાકાર ફેરાવનારા તથા શત્રુની સેનાનો નાશ કરીને અક્ષત શરીરે પાછા ફરનારા. (ऋतावृत्तः–એવું પણ નામ છે, તેનો અર્થ નિષ્કપટપણે રક્ષણ કરનારા, એવો થાય છે.) ૩૫૮तालः–સંસારસિંધુના તલ અર્થાત્ આધારને જાણનારા, એટલે કે શુદ્ધ બ્રહ્મને જાણનારા. ૩૫૯ मधुः–વસંતરૂપ. ૩૬૦मधुकलोचनः–કોયલના જેવાં નેત્રવાળા અથવા પિંગળાં નેત્રવાળા. ૩૬૧वाचस्पत्यः–દેવપુરોહિત વાચસ્પતિના પુત્ર વાચસ્પત્ય અથવા પુરોહિતનું કર્મ કરનારા. ૩૬૨वाजसनः–વાજસનેયી શાખા પ્રવર્તાવનાર તથા અધ્વર્યુનું કર્મ કરનારા. ૩૬૩नित्यमाश्रमपूजितः–નિત્ય ચારેય આશ્રમોમાં પૂજાયેલા. ૩૬૪ब्रह्मचारी–બ્રહ્મનિષ્ઠ. ૩૬૫लोकचारी–બ્રાહ્મણાદિકોમાં ભિક્ષા માટે ફરનારા. ૩૬૬सर्वचारी–સર્વ ઠેકાણે વ્યાપક. ૩૬૭ विचारवित्–અંતર્મુખપણે વિચાર કરનારા અર્થાત વિષયોથી વિરક્ત. ૩૬૮ईशानः–સર્વના નિયંતા અંતર્યામીરૂપ. ૩૬૯ईश्वरः–સર્વવ્યાપક. ૩૭૦ कालः–સર્વનાં પુણ્ય તથા પાપની ગણતરી કરનારા ચિત્રગુપ્તરૂપ. ૩૭૧निशाचारी–મહાપ્રલયરૂપ બ્રહ્માની રાત્રિમાં ફરનારા. ૩૭૨पिनाकवान्–પાલન કરે તે પિનાક એવા રક્ષકરૂપ; તે પિનાક નામના ધનુષ્યને ધારણ કરનારા. ૩૭૩ निमित्तस्थः–પોતાના લક્ષ્યરૂપ દૈત્યોને વિષે રહેનારા અર્થાત્ અંતર્યામી ૩૭૪निमित्तः–નિમિત્તરૂપ, કારણ કે વિશ્વરૂપ છે. ૩૭૫नंदिः–જ્ઞાનરૂપી સંપત્તિરૂપ. ૩૭૬नंदिकरः–સંપત્તિ આપનારા. ૩૭૭हरिः–હનુમાન–રામના સહાયક. ૩૭૮नंदीश्वरः–નંદી નામના શિવગણના ઈશ્વર. ૩૭૯नंदी–પોતાના જ ગણરૂપ. ૩૮૦ नंदनः–આનંદ આપનારા. ૩૮૧नंदिवर्धनः–પોતાની આપેલી સંપત્તિનો પણ નાશ કરનારા. ૩૮૨भगहारी–ઇંદ્રાદિ દેવોનાં ઐશ્વર્યોને હરી લેનારા. ૩૮૩निहन्ता–મૃત્યુરૂપ. ૩૮૪कालः–ચોસઠ કલાઓના નિવાસરૂપ. ૩૮૫ब्रह्मा–બ્રહ્મસ્વરૂપ. ૩૮૬पितामहः–*વિષ્ણુના પણ પિતારૂપ.[૭૧-૭૬]

* લક્ષ્મીદેવીનાં નામાભિધાનમાં 'इंदिरा लोकमाता मा' એ પ્રમાણે લોકની માતા તરીકે નામ કહેવામાં આવ્યું

૩૮૭चतुर्मुख –ચાર મુખવાળા વિધાતા. ૩૮૮ महालिंग –દેવોથી પૂજાતા ઉત્તમ લિંગ(મૂર્તિ)-વાળા. ૩૮૯चारुलिंग –સુંદર વેશને ધારણ કરનારા. ૩૯૦लिंगाध्यक्ष –પ્રત્યક્ષાદિક પ્રમાણોના અધ્યક્ષ, પ્રવૃત્તિ-નિવૃત્તિના નિયામક. ૩૯૧सुराध्यक्ष –ચક્ષુ આદિક પ્રમાણોના અધિષ્ઠાતા એવા દેવોના અધિપતિ. ૩૯૨योगाध्यक्ष –યોગના પણ અધ્યક્ષ અર્થાત્ એમની કૃપાથી જ યોગ સાધી શકાય એવા. ૩૯૩युगावह –પુણ્ય અને પાપના તારતમ્યને દર્શાવનારા; સત્ય, ત્રેતા, દ્વાપર વગેરે યુગને પ્રવર્તાવનારા.[૭૭] ૩૯૪बीजाध्यक्ष.–ધર્મ તથા અધર્મરૂપ બીજના અધ્યક્ષ. ૩૯૫बीजकर्ता–બીજના કર્તા. ૩૯૬अध्यात्मानुगत –જેમાં આત્માને ઉદ્દેશીને જ વિચાર થયો છે એવા અધ્યાત્મશાસ્ત્રને અનુસરનારા સાધક. ૩૯૭बल –ધૃતિ, ક્ષમા વગેરેને ધારણ કરનારા. ૩૯૮इतिहास –ભારતાદિકરૂપ. ૩૯૯ सकल्प –પ્રયોગવિધિના વિચાર સાથે મીમાંસાશાસ્ત્રરૂપ.૪૦૦गौतम –તર્કશાસ્ત્રના કર્તા ગૌતમરૂપ. ૪૦૧ निशाकर –ચંદ્રરૂપ, ચાંદ્રવ્યાકરણના પ્રણેતારૂપ.[૭૮] ૪૦૨दंभ –શત્રુદમન. ૪૦૩अदम જેને દમન કરનાર કોઈ નથી એવા. ૪૦૪वैदंभ –દંભરહિત પુરુષોના આત્મારૂપ. ૪૦૫वश्य –ભક્તાધીન ૪૦૬वशकर –બીજાઓને વશમાં રાખનારા. (એક પાઠ वंशकर એવો છે જેનો અર્થ સ્પષ્ટ છે.) ૪૦૭कलि –દેવો ને દૈત્યોમાં કલહ કરાવનારા. ૪૦૮लोककर्ता–ભૌતિક ચૌદ લોકના રચનારા.૪૦૯ पशुपति –બ્રહ્માદિક સર્વ પ્રાણીના પાલક. ૪૧૦ महाकर्ता –પાંચ મહાભૂતોના પણ સરજનહાર. ૪૧૧अनौषध –ચોખા વગેરે અન્નનો આહાર નહિ કરનાર. ૪૧૨अक्षर –અવિનાશી. ૪૧૩परमंब्रह्म –પરમ ઉત્કૃષ્ટ આનંદમાત્રસ્વરૂપ. ૪,૧૪बलवत्–બલાભિમાની દેવતારૂપ. ૪૧૫शक्र.–શક્તિમાન અથવા સો યજ્ઞ કરનારા. ૪૧૬नीति –દંડ દેવા વગેરે નીતિરૂપ. ૪૧૭अनीति –અનીતિસ્વરૂપ. ૪૧૮शुद्धात्मा –નિર્મળ ચિત્તવાળા. ૪૧૯शुद्ध –દોષરહિત. ૪૨૦मान्य –માનપાત્ર. ૪૨૧गतागत -વૃદ્ધિક્ષયશીલ સંસારરૂપ.[૭૯,૮૦] ૪૨૨बहुप्रसाद –અત્યંત કૃપા કરનારા. ૪૨૩सुस्वप्न –સ્વમાભિમાની, તૈજસાત્મા. ૪૨૪दर्पण –વિશ્વના પ્રતિબિંબદર્શનના સ્થાનરૂપ ૪૨૫अमित्रजित्–બહારના તથા અંદરના શત્રુઓને જીતનારા. ૪૨૬वेदकार –વેદોના પ્રકટકર્તા.૪૨૭मन्त्रकार –વેદ સિવાયના તંત્ર તથા પુરાણના મંત્રોને રચનારા. ૪૨૮विद्वान्–વિદ્વાન. ૪૨૯समरमर्दन –શત્રુઓના સંહારકર્તા.[૮૧] ૪૩૦ महामेघनिवासी –પ્રલયકાળના મેઘોને વિષે અધિષ્ઠાતા તરીકે વાસ કરનારા. ૪૩૧महाघोर –પ્રલય કરનારા હોવાથી મહાભયકર. ૪૩૨वशी–સર્વને વશ રાખનારા. ૪૩૩कर –સંહારકર્તા. ૪૩૪ अग्निज्वाल –અગ્નિજ્વાલા સમાન તેજસ્વી. ૪૩૫ महाज्वाल –અગ્નિથી પણ અધિક તેજસ્વી. ૪૩૬ अतिधूम्र –પ્રલયકાળના અગ્નિરૂપે સર્વને બાળતી વખતે અત્યંત ધૂમ્રમય. ૪૩૭हुत –હોમ કરવાથી પ્રસન્ન થનારા અગ્નિરૂપ. ૪૩૮हवि –દૂધ, ઘી વગેરે હવિષરૂપ.[૮૨] ૪૩૯वृषण –કર્મનાં ફળને આપનારો ધર્મ, જેમાં વૃષ અર્થાત્ ધર્મ જ મુખ્ય છે તે. ૪૪૦शंकर –સુખ આપનારા. ૪૪૧वर्चस्वी–તેજસ્વી. ૪૪૨धूमकेतन –ધુમાડારૂપી ધ્વજવાળા-અગ્નિરૂપ. ૪૪૩नील –મરકતમણિના રંગના. ૪૪૪अंगलुब्ध –પોતાના જ અંગ એટલે લિંગમાં નિત્ય નિવાસ કરનારા.૪૪૫शोभन –કલ્યાણના હેતુરૂપ. ૪૪૬निरवग्रह –પ્રતિબંધ વગરના હોઈને મનોરથને પૂરનારા.[૮૩] ૪૪૭स्वस्तिद –કલ્યાણ આપનારા. ૪૪૮स्वस्तिभाव –સારી રીતે અસ્તિત્વ ધરાવનારા ૪૪૯भागी–યજ્ઞમાં ભાગ લેનારા.

છે, માટે તેના પતિ વિષ્ણુલોકના પિતા થાય, એમાં કંઈ આશ્ચર્ય નથી.

૪૫૦ગાગર –યજ્ઞના હવિષના ભાગ પાડનારા. લઘુ –ત્વરાવાળા. ૪૫૨ઉત્સંગ –સંગરહિત. ૪૫૩ મહાગ –મોટા અંગવાળા. ૪૫૪–મહાગર્ભપરાયણ – ગર્ભને ઉત્પન્ન કરતી વખતે મહાન પરાયણ (અવશ્ય શરણ લેવા યોગ્ય) અર્થાત્ કામદેવરૂપ, પ્રજનનાત્મક.[૮૪] ૪૫૫કૃષ્ણવર્ણ –શ્રીકૃષ્ણાવતારરૂપે કૃષ્ણ વર્ણવાળા. ૪૫૬સુવર્ણ –સાંખરૂપે શ્વેત વર્ણવાળા. ૪૫૭સર્વદેહિનામિંદ્રિય –સર્વ દેહધારીઓના ઇંદ્રિયરૂપ. ૪૫૮મહાપાદ –મોટા ચરણવાળા. ૪૫૯ મહાહસ્ત –મોટા હાથવાળા. ૪૬૦મહાકાય –મોટી કાયાવાળા. ૪૬૧મહાયશા –મોટા યશવાળા.[૮૫] ૪૬૨ મહામૂર્ધા–મોટા મસ્તકવાળા. ૪૬૩મહામાત્ર – મોટા પ્રમાણવાળા. ૪૬૪મહાનેત્ર –વિશાળ નેત્રવાળા. ૪૬૫મહાલય –અવિદ્યાનો જેમાં લય થાય છે એવા. ૪૬૬મહાતક –મૃત્યુના પણ મૃત્યુરૂપ. ૪૬૭મહાકર્ણ –મોટા કાનવાળા,[૮૬] ૪૬૮ મહોષ્ઠ –મોટા હોઠવાળા. ૪૬૯મહાહનુ –મોટી હનુગરદનવાળા ૪૭૦મહાનાસ –લાંબી નાસિકાવાળા. ૪૭૧મહાકંબુ –પહોળા કંઠવાળા. ૪૭૨મહાગ્રીવ – વિશાળ ગ્રીવાવાળા. ૪૭૩શ્મશાનભાક્ –શ્મશાનવાસી; શ્મ અર્થાત્ શબનાં બંધન તોડનારા. ૪૭૪ મહાવક્ષા –મોટા વક્ષઃસ્થળવાળા. ૪૭૫મહોરસ્ક - મોટી છાતીવાળા. ૪૭૬અંતરાત્મા –સર્વના અંતરાત્મારૂપ ૪૭૭મૃગાલય –મૃગને ખોળામાં બેસાડનારા. ૪૭૮લંબન –અનેક બ્રહ્માંડો જેનું અવલંબન કરી રહ્યાં છે એવા. ૪૭૯લંબિતોષ્ઠ –પ્રલયસમયે જગતને ગળી જવા માટે પોતાના બન્ને હોઠને લાંબા કરનારા. ૪૮૦મહામાય –મોટી માયાવાળા. ૪૮૧ પયોનિધિ –ક્ષીરસસમુદ્રરૂપ. ૪૮૨ મહાદંત –મોટા દાંતવાળા. ૪૮૩મહાદંષ્ટ્ર –મોટી દાઢવાળા. ૪૮૪ મહાજિહ્વ –મોટી જીભવાળા. ૪૮૫મહામુખ – મોટા મુખવાળા.[૮૭,૮૮] ૪૮૬મહાનખ મોટા નખવાળા નૃસિંહરૂપ. ૪૮૭મહારોમા –મોટાં રુંવાટાંવાળા વરાહરૂપ. ૪૮૮મહાકોશ –મોટા ઉદરવાળા. ૪૮૯મહાજટ –મોટી જટાવાળા. ૪૯૦પ્રસન્ન – પ્રસન્નરૂપ. ૪૯૧પ્રસાદ –પ્રસાદરૂપ. ૪૯૨પ્રત્યય – અનુભવરૂપ. ૪૯૩ગિરિસાધન –યુદ્ધમાં વિજયના સાધનભૂત, પર્વતરૂપ ધનુષ્ય ધારણ કરનારા. ૪૯૪ સ્નેહન –પિતાની પેઠે પ્રજા પર સ્નેહ કરનારા. ૪૯૫અસ્નેહન –કોઈના પર સ્નેહ નહિ રાખતાં સમદૃષ્ટિ રાખનારા. ૪૯૬અજિત –અજિત. ૪૯૭ મહામુનિ –મોટા મુનિરૂપ. ૪૯૮વૃક્ષાકાર –સંસારવૃક્ષરૂપ આકારવાળા. ૪૯૯વૃક્ષકેતુ –સંસારરૂપી વૃક્ષ વડે જ જાણી શકાય તેવા. ૫૦૦અનલ – ભોજન કરતાં જેને તૃપ્તિ થતી નથી એવા અર્થાત્ અગ્નિરૂપ. ૫૦૧વાયુવાહન –વાયુ જ જેનું વાહન છે એવા.[૯૦] ૫૦૨ગંડલી.–નાના નાના પર્વતોમાં ગતિ કરનારા. ૫૦૩મેરુધામ –મેરુ પર્વત પર નિવાસ કરનારા. ૫૦૪દેવાધિપતિ –દેવોના અધિપતિરૂપ. ૫૦૫અથર્વશીર્ષ –અથર્વશીર્ષરૂપ. ૫૦૬ સામાસ્ય –સામવેદરૂપ મુખવાળા. ૫૦૭ઋક્સહસ્રામિતેક્ષણ –હજારો ઋચાઓરૂપી અપાર નેત્રવાળા.[૯૧] ૫૦૮યજુ પાદભુજ –યજુષરૂપી ચરણ તથા બાહુવાળા. ૫૦૯ગુહ્ય –ઉપનિષદરૂપ. ૫૧૦પ્રકાશ –કર્મકાંડરૂપ. ૫૧૧જંગમ –મનુષ્ય, પશુ આદિરૂપ. ૫૧૨ અમોઘાર્થ –યાચનાને સફળ કરનારા. ૫૧૩પ્રસાદ – દયાળુ. ૫૧૪અભિગમ્ય –સુખથી પ્રાપ્ત થાય તેવા. ૫૧૫સુદર્શન –સુંદર દેખાવવાળા. ૫૧૬ઉપકાર – શ્રેય કરનારા. ૫૧૭પ્રિય –સુખદાયક. ૫૧૮સર્વ – ભક્તો પર અનુગ્રહ માટે સામા જનારા. ૫૧૯કનક – સુવર્ણાદિક પ્રિય વસ્તુરૂપ ૫૨૦કાંચનચ્છવિ – સુવર્ણના જેવી કાંતિવાળા. ૫૨૧નાભિ –ભુવનના મધ્યભાગરૂપ. ૫૨૨નંદિકર –યજ્ઞના ફળની વૃદ્ધિ કરનારા. ૫૨૩ભાવ –શ્રદ્ધારૂપ. ૫૨૪પુષ્કરસ્થપતિ – પુષ્કર–બ્રહ્માંડના સ્વામી. ૫૨૫સ્થિર –પર્વતાદિ-

રૂપ.[૯૧,૯૩] ૫૨૬द्वादश –સંસારી જીવોની *બારમી દશા–મોક્ષરૂપ. ૫૨૭त्रासन –સર્વને ભય ઉપજાવનાર. ૫૨૮आद्य –સર્વના આદિ, અંત અને મધ્યરૂપ અર્થાત્ શુદ્ધબ્રહ્મરૂપ. ૫૨૯यज्ञ –જીવ તથા ઈશ્વરનો સમાગમ કરાવનાર યોગ ૫૩૦यज्ञसमाहित –યજ્ઞમાં વાસ કરીને રહેલા અર્થાત્ યોગરૂપ યજ્ઞથી જ મળી શકે તેવા. ૫૩૧नक्त –અપ્રકટરૂપ અથવા તો મહામોહરૂપ. ૫૩૨कलि –કામ ક્રોધાદિક કલિરૂપ. ૫૩૩काल –જન્મ તથા મરણ વગેરેના કરનારા. ૫૩૪मकर –કાલગતિદર્શક શિશુમારચક્રરૂપ ૫૩૫कालपूजित –મૃત્યુથી પૂજાયેલા.[૯૪] ૫૩૬सगण –પ્રમથ વગેરે ગણોથી યુક્ત ૫૩૭ गणकार –બાણાસુર વગેરે ભક્તોને પોતાના ગણ બનાવનારા. ૫૩૮भूतवाहनसारथि –પ્રાણીઓનુ યોગક્ષેમ વહન કરનારા, બ્રહ્મા જેના સારથિ છે એવા. ૫૩૯[×]भस्मशय –ભસ્મમાં શયન કરનારા. શરીર ઉપર ભસ્મ લગાડનારા. ૫૪૦भस्मगोप्ता –ભસ્મ વડે જગતનું રક્ષણ કરનારા. ૫૪૧भस्मभूत –*ભસ્મમય. ૫૪૨तरु –કલ્પવૃક્ષાદિસ્વરૂપ. ૫૪૩ गण –ભૃંગિ, રિટિ તથા નંદિકેશ્વરરૂપ. ૫૪૪लोक

* ગર્ભવાસથી આરંભીને મરણ પર્યંતની મનુષ્યોની દશ દશાઓ છે, તેમા મૃત્યુ એ દશમી દશા છે, સ્વર્ગ એ અગિયારમી દશા છે અને મોક્ષ એ બારમી દશા છે

× ભસ્મ શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે થાય છે वभस्ति भर्त्सयति दोषान् इति भस्म भासयति-दीपयति आत्मानम् इति भस्म–અર્થાત્ સર્વ દોષોનો જે નાશ કરે અથવા જેને લીધે આત્મા તેજસ્વી–નિર્મળ થાય તેને ભસ્મ કહેવાય છે વામિત્રલિંગપુરાણમા પણ કહ્યું છે

भर्त्सनात् सर्वपापानां पाशानां च महामुने।
भस्मेति कीर्त्यते रक्षा रोगाणां चापि भर्त्सनात् ॥

(મંત્રથી પવિત્ર થયેલી) રક્ષા (રાખ) સર્વ પાપોનો, કર્મોરૂપી સર્વ પાશોનો તથા સર્વ પ્રકારના રોગોનો નાશ કરે છે માટે હે મહામુનિ' તેને ભસ્મ કહેવાય છે વળી તેજ પુરાણમા કહ્યુ છે

'बाह्यमोक्षेण किं भस्मधारणं मोक्षलक्षणम्।
भस्मना नित्ययुक्तस्य ज्ञानमुत्पद्यतेऽचिरात्॥

બાહ્ય મોક્ષ મેળવવાનું શુ પ્રયોજન છે? ભસ્મને ધારણ કરવી તે જ મોક્ષનું લક્ષણ છે કેમ કે, નિત્ય ભસ્મ ધારણ કરનારા પુરુષને અલ્પ સમયમા જ જ્ઞાન ઉત્પન્ન થાય છે.

અથર્વવેદની એક શ્રુતિમા પણ કહ્યુ છે

अग्निरित्यादिना भस्म गृहीत्वाऽभिमृज्यांगानि ।
संस्पृशेद् व्रतमेतत् पाशुपतं पशुपाशविमोक्षाय ॥

અર્થાત્ 'अग्निरिति भस्म' ઇત્યાદિ મંત્રથી હાથમા ભસ્મ ધારણ કરીને શરીરના સર્વ અવયવો પર તેને ચોળવી, કેમ કે એ પાશુપત નામનું વ્રત કહેવાય છે, અને તેના પ્રભાવથી જીવનો સંસારપાશ છૂટી જાય છે

વૃદ્ધ શાતાતપ પણ કહે છે

स्तेयं कृत्वा गुरुदारांश्च गत्वा।
मद्यं पीत्वा ब्रह्महत्यां च कृत्वा
भस्मच्छन्नो भस्मशय्या शयानो
रुद्राध्यायी मुच्यते सर्वपापैः ॥

ચોરી કરીને, ગુરુપત્ની સાથે વ્યભિચાર કરીને, મદ્યપાન કરીને અથવા બ્રહ્મહત્યા કરીને અત્યંત પાપી થયેલો પુરુષ પણ જો ભસ્મનું લેપન કરે, ભસ્મની શય્યા ઉપર જ શયન કરે અને નિત્ય રુદ્રાધ્યાયનો પાઠ કર્યા કરે, તો સર્વ પાપોથી મુક્ત થઈ જાય છે

– આ મહાભારતમા જ આગળ જતા કહેવામા આવશે કે,

रक्षार्थं मङ्गलार्थं च पवित्रार्थं च भामिनि।
लाञ्छनार्थं च भक्तानां भस्म दत्तं मया पुरा॥

શંકર પાર્વતીને કહે છે 'હે દેવી' મે પૂર્વે ભક્તોનુ રક્ષણ કરવા માટે, મંગળ કરવા માટે, પવિત્ર કરવા માટે અને મારા ભક્ત છે એમ ઓળખવા માટે તેમને ભસ્મ આપી હતી ' આ ઉપરથી જ શંકરનું भस्मगोप्ता નામ પ્રસિદ્ધ થયુ છે

* પૂર્વે મંકણક નામના એક મુનિને જ્યારે યોગસિદ્ધિ પ્રાપ્ત થઈ, ત્યારે તેના હાથમાથી શાકનો રસ ઝરવા લાગ્યો તે જોઈ હર્ષને લીધે તે મુનિ નાચવા લાગ્યા, એટલે તેનો ગર્વ ઉતારવા માટે અને તેના નૃત્યને શાંત પાડવા માટે મહાદેવે પોતાની આંગળી ચીરીને તેમાથી કેવળ ભસ્મ જ કાઢી બતાવી અને જણાવ્યુ કે, 'તને પ્રાપ્ત થયેલી યોગસિદ્ધિ કંઈ હિસાબમા નથી, માટે ગર્વનો ત્યાગ કરી હજી આગળ વધ ' આ રીતે ભગવાન શંકરનું શરીર કેવળ ભસ્મમય છે અને તે એક મહાન સિદ્ધિનું લક્ષણ છે.

पाल –ચૌદ લોકની રક્ષા કરનારા. ૫૪૫अलोक – લોકોને ઉલ્લંઘી ગયેલા. ૫૪૬महात्मा–પરિપૂર્ણ. ૫૪૭सर्वपूजित –સર્વથી પૂજાતા. ૫૪૮शुक्ल –શુદ્ધ. ૫૪૯त्रिशुक्ल–મન, વાણી તથા કાયાથી શુદ્ધ. ૫૫૦सपन्न –મોક્ષને પ્રાપ્ત થયેલા. ૫૫૧शुचि – પવિત્ર, જેને આગંતુક મલ સ્પર્શ કરતો નથી એવા. ૫૫૨भूतनिपेवित –પૂર્વના આચાર્યોથી સેવાયેલા. ૫૫૩आश्रमस्थ –ચારેય આશ્રમોમાં ધર્મરૂપે રહેલા. ૫૫૪क्रियावस्थ –ધર્મના પૂર્વરૂપ યજ્ઞ યાગાદિકરૂપ. ૫૫૫विश्वकर्ममति –વિશ્વકર્માની બુદ્ધિરૂપ. ૫૫૬वर –લક્ષ્મી આદિરૂપે વરવા યોગ્ય. ૫૫૭विशालशाख –વિશાળ બાહુવાળા. ૫૫૮ ताम्रोष्ठ –લાલ હોઠવાળા. ૫૫૯अंबुजाल –સમુદ્રરૂપ. ૫૬૦सुनिश्चल –અત્યંત નિશ્ચળ એવા–પર્વતરૂપ. ૫૬૧कपिल –કપિલરૂપ. ૫૬૨कपिश –પિંગળા રંગના. ૫૬૩शुक्ल –શુકલ વર્ણના, ત્રિવર્ણસ્વરૂપ. ૫૬૪आयुष –આયુષ્યરૂપ. ૫૬૫पर –પ્રાચીનમૂર્તિ. ૫૬૬अपर –અર્વાચીન રૂપ. ૫૬૭गाधर्व –ગંધર્વરૂપ. ૫૬૮अदिति –અદિતિરૂપ. ૫૬૯तार्क्ष्य –ગરુડરૂપ. ૫૭૦सुविज्ञेय –સુખથી જાણી શકાય તેવા. ૫૭૧सुशारद –સુંદર વાણીવાળા.[૯૩-૯૮] ૫૭૨ परश्वधायुध.–ફરસીરૂપ આયુધ ધારણ કરનારા. ૫૭૩ देव –દેવ. ૫૭૪अनुकारी–અનુકરણ કરનારા, ભીષ્મને મારવા માટે આયુધને ફેંકાવનારા. ૫૭૫ सुबाधव –અર્જુનના મિત્ર અથવા જેને સારો બાંધવ છે એવા. ૫૭૬तुंबवीण –જે વીણાની બે બાજુએ તુંબી છે એવી વીણા–બીનને ધારણ કરનારા. (તેને રુદ્રવીણા પણ કહે છે.) ૫૭૭महाक्रोध – પ્રલયકાળે મહાક્રોધ કરનારા. ૫૭૮ऊर्ध्वरेता– જેના રેતમાંથી દેવ અને મનુષ્યના કરતાં શ્રેષ્ઠ એવી બ્રહ્મા–વિષ્ણુરૂપી પ્રજા થઈ છે તે. ૫૭૯ जलेशय –વિષ્ણુરૂપે જળશાયી[૯૯] ૫૮૦उग्र –ભયંકર રીતે સર્વને ગળી જનારા. ૫૮૧वशकर – વંશનું સ્થાપન કરનારા. ૫૮૨वश –વંશરૂપ. ૫૮૩वंशनाद –વાંસળીનો નાદ કરનારા. ૫૮૪ अनिंदित –નિંદારહિત. ૫૮૫सर्वांगरूप –સર્વાંગમાં સૌંદર્યવાળા. ૫૮૬मायावी–માયાવી. ૫૮૭सुहृद –સામા ઉપકારની દરકાર કર્યા વગર ઉપકારકર્તા ૫૮૮अनिल –વાયુરૂપ. ૫૮૯अनल – અગ્નિરૂપ.[૧૦૦] ૫૯૦बंधन –સંસારરૂપી પાશ વડે બાંધનારા. ૫૯૧बंधकर्ता–સંસારના રચનારા. ૫૯૨ सुबंधनविमोचन –માયારૂપી પાશમાંથી સારી રીતે છૂટા કરનારા. ૫૯૩सयज्ञारि –યજ્ઞના શત્રુ, દૈત્યોની સાથે વસનારા. ૫૯૪सकामारि –કામના શત્રુ– યોગીઓની સાથે રહેનારા ૫૯૫महादंष्ट्र –મોટી દાઢવાળા. ૫૯૬महायुध –મોટા આયુધવાળા.[૧૦૧] ૫૯૭बहुधानिंदित –અનેક× પ્રકારે નિંદા પામેલા. ૫૯૮शर्व –દારુકાવનના મુનિઓને મોહિત કરનારા ૫૯૯शंकर –સર્વ જગતનું કુશળ કરવું જેના હાથમાં છે એવા. ૬૦૦शंकर –સર્વ પ્રકારની શંકાનો નાશ કરનારા દારુકાવનમાં જે મુનિઓએ શંકરની નિંદા કરી હતી તેમનું કરુણા વડે કલ્યાણ તથા તત્ત્વજ્ઞાન વડે સર્વ સંશયનો નાશ કરનારા. આ રીતે ચારેય નામનું તાત્પર્ય કહેવામાં આવ્યું છે. ૬૦૧अधन –દિગંબરમય હોવાથી ધનરહિત ૬૦૨अमरेश –દેવોના રાજા. ૬૦૩+महादेवः –દેવતાઓ અને ઇંદ્રના પણ પૂજ્ય ૬૦૪विश्व

× પૂર્વે દારુકાવનમા ઋષિની સ્ત્રીઓને મોહિત કરવા માટે શંકરે સુદર નગ્ન સ્વરૂપ ધારણ કર્યું હતુ, ત્યારે સર્વ ઋષિઓએ તેમની નિંદા કરી હતી કે, આ આપણી સ્ત્રીઓના ચિત્તને મોહિત કરવા માટે નગ્ન સ્વરૂપ ધારણ કરીને આવ્યો છે માટે અત્યત પાપી છે

+ સાબપુરાણમા કહેવામા આવ્યુ છે કે,

पूज्यते च सुरै सर्वैर्महाँश्चैव प्रमाणत ।

महति धातु पूजाया महादेवस्तत स्मृत ॥

સર્વ દેવતાઓ તેમની પૂજા કરે છે, વળી પ્રમાણમા પણ તે મોટા છે અને મહ ધાતુ પૂજા એવા અર્થમા વપરાય છે, માટે તે મહાદેવ કહેવાય છે

દેવ.-વિષ્ણુએ પણ આરાધન કરવા યોગ્ય દેવ. ૬૦૫सुरारिहा-દેવોના શત્રુ દાનવોનો સંહાર કર નારા. ૬૦૬अहिर्बुध्न्य-શેષરૂપ. ૬૦૭अनिलाभ-અપ્રત્યક્ષ છતાં વાયુ જેમ સ્પર્શથી જાણવામાં આવે છે તેમ વિષયોના સ્પર્શથી ઉત્પન્ન થયેલા અનુભવરૂપ. ૬૦૮चेकितान-એક સમયેજ સંપૂર્ણ વિશેષ જ્ઞાનવાળા. ૬૦૯हवि-હવિષરૂપ અથવા તો ભોક્તાની ભોગ્ય વસ્તુરૂપ. (એક પ્રતમાં हरि-એવો પાઠ છે તેનો એ અર્થ છે કે હવિષની વસ્તુને હરનાર.) ૬૧૦अजैकपात-અગિયાર રુદ્રોમાંના એક. ૬૧૧कापाली-કપાલ બ્રહ્માંડરૂપ છે, તે બ્રહ્માંડના અધીશ ૬૧૨त्रिशंकु-ત્રણ ગુણો, શંકુ અર્થાત્ ખીલાની પેઠે જેને અટકાવી રાખનાર છે એવા, એટલે કે સર્વ જીવરૂપ. ૬૧૩अजित-ત્રણ ગુણોથી અજિત. ૬૧૪शिव-ઉપાધિરહિત, શુદ્ધ.[१०२,३] ૬૧૫धन्वंतरि-મહાવૈદ્યરૂપ. ૬૧૬धूमकेतु-ઉત્પાત કરનારા ધૂમકેતુરૂપ. ૬૧૭स्कन्द-કાર્તિકસ્વામી. ૬૧૮वैश्रवण-કુબેર. ૬૧૯धाता-બ્રહ્મા. ૬૨૦शक्र-ઇંદ્ર. ૬૨૧विष्णु-વિષ્ણુ. ૬૨૨ मित्र-સૂર્ય. ૬૨૩त्वष्टा-વિશ્વકર્મા. ૬૨૪ध्रुव-ધ્રુવ. ૬૨૫धर-ધારણ કરનારા.[१०४] ૬૨૬प्रभाव-પ્રભાવ નામના વસુરૂપ. ૬૨૭सर्वगा-સર્વ ઠેકાણે વ્યાપક એવા વાયુરૂપ. અર્થાત્ સૂત્રાત્મા. આ નામ सर्वग-અને वायु-એ બે પદ મળીને થયું છે ૬૨૮अर्यमा-સૂર્ય. ૬૨૯सविता-સૂર્ય. ૬૩૦ रवि-સૂર્ય. ૬૩૧उषंगु-એ નામના એક રાજારૂપ માંધાતાનો તે સહચર હતો, અથવા તો સર્વનો દાહ કરનાર કિરણવાળા સૂર્યરૂપ. ૬૩૨विधाता-વિવિધ પ્રકારે પોષણ કરનારા. ૬૩૩मान्धाता-જીવની તૃપ્તિ કરનારા. ૬૩૪भूतभावन-પ્રાણીઓને ઉત્પન્ન કરનારા. પ્રાણીઓને ચેતના આપનારા.[१०५] ૬૩૫विभु-અનેકરૂપે અસ્તિત્વ ભોગવનારા. ૬૩૬ वर्णविभावी-કાળાં, ધોળાં વગેરે અનેકરૂપોને ધારણ કરનારા. ૬૩૭सर्वकामगुणावह-ધ્યાન કરનારાઓને તેમની કામના પ્રમાણે સર્વ વિષયો પૂરા પાડનારા. ૬૩૮पद्मनाभ-પદ્મ એટલે વિશ્વ. આયતન-સ્થાન, નાભિને મણિપુર ચક્ર કહે છે, જેની નાભિમાં એ વિશ્વાયતન છે તેવા. ૬૩૯महागर्भ-જેના ઉદરમાં બ્રહ્માદિક મહાન પુરુષો છે એવા. ૬૪૦ चन्द्रवक्त्र-સુંદર વદનવાળા. ૬૪૧अनिल-પવનરૂપ ૬૪૨ अनल-અગ્નિરૂપ. પૂર્વે વાયુ તથા અગ્નિનાં નામ કહ્યાં છે તે દ્રવ્યરૂપે કહ્યાં છે અને અહીં ફરીથી તેનાં તેજ નામો કહ્યાં છે, તેના અધિષ્ઠાતા દેવતા તરીકે કહ્યાં છે.[१०६] ૬૪૩बलवान्-બળવાન. ૬૪૪ उपशान्त-ઉપશાંત ૬૪૫पुराण-પુરાણરૂપ. ૬૪૬ पुण्यचञ्चु-પુણ્યવડે જાણવામાં આવે તેવા. ૬૪૭ श्री-લક્ષ્મીરૂપ. ૬૪૮कुरुकर्ता-કર્મ તથા ઉપાસનના સ્થાનરૂપ, કુરુક્ષેત્રના કર્તા. ૬૪૯कुरुवासी-કર્મ તથા ઉપાસનામાં નિવાસ કરનારા ૬૫૦कुरुभूत-કુરુક્ષેત્રરૂપ ૬૫૧गुणौषध-ઐશ્વર્ય, જ્ઞાન, વૈરાગ્ય અને ધર્મ વગેરેને ઔષધની પેઠે ઉદ્દીપન કરનારા. ૬૫૨सर्वाशय-સર્વના સુષુપ્તિસ્થાનરૂપ, અથવા સર્વના અંતઃકરણરૂપ. ૬૫૩दर्भचारी-દર્ભ ઉપર મૂકેલા હવિષનું ભક્ષણ કરનારા ૬૫૪सर्वप्राणिपति-સર્વ પ્રાણીઓના પતિ ૬૫૫देवदेव-દેવોના દેવ. ૬૫૬सुखासक्त-સુખમાં આસક્તિ નહિ રાખનારા. ૬૫૭सत्-કાર્યરૂપ ૬૫૮असत्-કારણરૂપ ૬૫૯ सर्वरत्नवित्-રત્નરૂપ ઉત્તમ વસ્તુને મેળવનારા. ૬૬૦ कैलासगिरिवासी-કૈલાસપર્વત ઉપર રહેનારા. ૬૬૧ हिमवद्गिरिसंश्रय-હિમાચલ પર્વત ઉપર આશ્રય કરનારા ૬૬૨कूलहारी-મોટા પ્રવાહથી તીર ઉપર ઉગેલાં વૃક્ષોનો સંહાર કરનારા ૬૬૩कूलकर्ता-

– વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે, सङ्कर्षणात्मको रुद्रो निष्क्रम्यात्ति जगत्त्रयम् । ભગવાન રુદ્ર શેષનાગરૂપે પાતાળમાંથી નીકળીને પોતાના મુખમાંથી નીકળેલા અગ્નિ વડે ત્રણે જગતનું ભક્ષણ કરી જાય છે ' માટેજ અહીં શંકરને શેષનાગના નામથી બતાવ્યા છે

મોટા તળાવને ખાવનારા. ૬૬૪बहुविद्य -ઘણી વિદ્યા જાણનારા. ૬૬૫बहुप्रद -ભક્તોને ઘણું આપનારા.[૧૦૭-૧૦૯] ૬૬૬वणिज -વૈશ્યરૂપ. ૬૬૭वर्धकी -સુથારરૂપ ૬૬૮वृक्ष -સંસારવૃક્ષરૂપ ૬૬૯बकुल -બોરસલી નામના પુષ્પવૃક્ષરૂપ. ૬૭૦चंदन -ચંદનરૂપ ૬૭૧छद -સપ્તપર્ણરૂપ ૬૭૨सारग्रीव -દૃઢ ડોકવાળા. ૬૭૩महाजत्रु -મોટી હાંસડીવાળા ૬૭૪अलोल -ચંચળતારહિત ૬૭૫महौषध -મહાન ઔષધિ તરીકે ગણાતી સાળ-જવરૂપ ૬૭૬सिद्धार्थकारी-અર્થને સિદ્ધ કરનારા. ૬૭૭छदोव्याकरणोत्तर -વેદનાં વ્યાખ્યાનોથી પુષ્ટ થયેલા એવા. सिद्धार्थ -સિદ્ધાંત અર્થરૂપ. ૬૭૮सिंहनाद -સિંહના જેવી ગર્જના કરનારા. ૬૭૯सिंहदंष्ट्र -સિંહના જેવી દાઢવાળા ૬૮૦सिंहग -સિંહ ઉપર સવાર થયેલા. ૬૮૧सिंहवाहन -સિંહ જેનું વાહન છે એવા. ૬૮૨प्रभावात्मा-ઉત્તમ સત્તાવાળા ૬૮૩जगत्कालस्थाल -જગતનો કોળિયો કરનાર કાળરૂપ ભોજનપાત્રવાળા ૬૮૪लोकहित -લોકનું હિત કરનારા ૬૮૫तरु -તારનારા ૬૮૬सारग -એક જાતના પક્ષીરૂપ. ૬૮૭नवचक्राग -નવહંસરૂપ ૬૮૮केतुमाली-મસ્તકની શિખા વડે શોભાયમાન એવા મયૂર અથવા તો કૂકડાનું સ્વરૂપ ધારણ કરનારા ૬૮૯सभावन -સભાસ્થાનની રક્ષા કરનારા[૧૧૧,૧૧૨] ૬૯૦भूतालय -પ્રાણીમાત્રના સ્થાનરૂપ ૬૯૧भूतपति -ભૂતોના પતિ. ૬૯૨अहोरात्र-દિવસ તથા રાત્રિરૂપ ૬૯૩अनिंदित -શુદ્ધ ચૈતન્યસ્વરૂપ ૬૯૪सर्वभूताना वाहिता-સર્વ પ્રાણીઓનું વહન કરનારા ૬૯૫सर्वभूताना निलय -સર્વ પ્રાણીઓના આશ્રયસ્થાનરૂપ ૬૯૬विभु -જન્મરહિત ૬૯૭भव -ત્રણે કાળમાં અસ્તિત્વ ધરાવનારા ૬૯૮अमोघ -નિષ્ફળતારહિત ૬૯૯संयत ધારણા, ધ્યાન અને સમાધિવાળા ૭૦૦अश्व ઉચ્ચૈઃશ્રવા ઘોડારૂપ ૭૦૧भोजन -સર્વને ભોજન કરાવનારા. ૭૦૨प्राणधारण -સર્વના પ્રાણને ધારણ કરનારા.[૧૧૪] ૭૦૩धृतिमान्-ધીરજવાળા ૭૦૪मतिमान्-મતિવાળા ૭૦૫दक्ष -ઉત્સાહી. ૭૦૬सत्कृत -આદર પામેલા ૭૦૭युगाधिप -ધર્મ તથા અધર્મનું ફળ આપનારા. ૭૦૮गोपालि -ઇંદ્રિયોના પાલક ૭૦૯गोपति -કિરણોના સ્વામી ૭૧૦ग्राम -સમુદાયરૂપ ૭૧૧गोचर्मवसन -બળદનું ચામડું ઓઢનારા ૭૧૨हरि -ભક્તોનાં દુઃખનું હરણ કરનારા[૧૧૫] ૭૧૩हिरण्यबाहु -સુવર્ણના બાહુવાળા, સુંદર ભુજાવાળા ૭૧૪प्रवेशिना गुहापाल -ઘણા કાળ સુધી કાષ્ઠની પેઠે સ્થિર બેસી રહેનારા, યોગીઓના શરીરની રક્ષા કરનારા ૭૧૫प्रकृष्टारि -જેણે બળપૂર્વક કામાદિ શત્રુઓનો નાશ કરી નાખ્યો છે એવા અર્થાત્ કામાદિક શત્રુનો બળાત્કારથી નાશ કરનારા. ૭૧૬महाहर्ष -મોટા હર્ષસ્વરૂપ ૭૧૭जितकाम -કામને જીતનારા. ૭૧૮जितेंद्रिय -ઇંદ્રિયોને જીતનારા[૧૧૬] ૭૧૯गाधार -સ્વરરૂપ વિશેષ ૭૨૦सुवास -કૈલાસ નામના સુંદર ધામવાળા ૭૨૧तपसक्त -તપમાં આસક્તિવાળા. ૭૨૨रति -પ્રીતિરૂપ ૭૨૩नर -વિરાટ પુરુષરૂપ ૭૨૪महागीत -ઉત્તમ પુરુષોથી વેદમાં ગવાયેલા ૭૨૫महानृत्य -મહાન નૃત્ય કરનારા ૭૨૬अप्सरोगणसेवित -અપ્સરાઓના ગણોથી સેવાયેલા ૭૨૭महाकेतु -જેની ધજામાં બળદનું ચિહ્ન છે એવા ૭૨૮महाधातु -મેરુ પર્વતરૂપ ૭૨૯नैकसानुचर -અનેક શિખરો ઉપર ફરનારા ૭૩૦चल -દુઃખથી ગ્રહણ કરી શકાય તેવા ૭૩૧आवेदनीय -વાણીથી અગોચર હોવા છતાં ગુરુઓથી ઉપદેશ કરી શકાય તેવા ૭૩૨आदेश -સાક્ષાત્ ઉપદેશરૂપ ૭૩૩सर्वगंधसुखावह -એકી સમયે સર્વ ગંધ એટલે વિષયોનું સુખ ગ્રહણ કરનારા[૧૧૭,૧૧૮] ૭૩૪तोरण -નગરના દરવાજરૂપ ૭૩૫तारण -જીતવાની ઇચ્છાવાળાઓને

ખાઈ વગેરેથી તારનારા. ૭૩૬वातः—પવનરૂપ. ૭૩૭परिघीः—કિલ્લારૂપ. ૭૩૮पतिखेचरः—પક્ષીઓના રાજા ગરુડરૂપ. ૭૩૯संयोगवर्धनः—સંસારની વૃદ્ધિ માટે સ્ત્રીપુરુષોનો સંયોગ કરાવનારા કામરૂપ. ૭૪૦वृद्धः—જ્ઞાન, ઐશ્વર્ય વગેરેથી વૃદ્ધ.* ૭૪૧ अतिवृद्धः—સર્વથી વૃદ્ધ. ૭૪૨गुणाधिकः—ઉત્તમ ગુણો વડે શ્રેષ્ઠ.[૧૧૯] ૭૪૩नित्यआत्मसहायः—નિત્ય આત્માની સહાયતાવાળા. ૭૪૪देवासुरपतिः—દેવો અને અસુરોના પતિ. ૭૪૫पतिः—સર્વના પતિ. ૭૪૬युक्तः—સંગ્રામ આદિકમાં સજ્જ. ૭૪૭ युक्तबाहु–શત્રુનું મર્દન કરવા યોગ્ય બે બાહુવાળા. ૭૪૮दिविसुपर्वणदेवः—સ્વર્ગમાં રહેનારા ઇંદ્રના આરાધ્ય દેવ.[૧૨૦] ૭૪૯आषाढः—સર્વ સહન કરવાનું સામર્થ્ય આપનારા. ૭૫૦सुसाढः—સુખેથી સર્વને સહન કરવાનું સામર્થ્ય આપનારા. ૭૫૧ध्रुवः—ચંચળતારહિત. ૭૫૨हरिणः—શુદ્ધ. ૭૫૩हरः—શત્રુનો નાશ કરનારા, ત્રિશૂળને ધારણ કરનારા, ત્રિશૂળધારી. ૭૫૪आवर्तमानोऽन्यो वपुः—સ્વર્ગમાંથી ભ્રષ્ટ થનારાઓને શરીર આપનારા. ૭૫૫वसुश्रेष्ठः—ધનના કરતાં પણ શ્રેષ્ઠ. ૭૫૬ महापथः—શિષ્ટાચારરૂપ, ઉત્તમ માર્ગરૂપ.[૧૨૧] ૭૫૭ शिरोहारीः—બ્રહ્માનાં મસ્તકના છેદનકર્તા. विमर्शः—વિચારશીલ અર્થાત્ બ્રહ્માનું મસ્તક વિચાર કરીને કાપનારા, પરંતુ ક્રોધથી નહિ કાપનાર. (આ બન્ને નામ એક જ છે.) ૭૫૮सर्वलक्षणलक्षितः—સામુદ્રિક શાસ્ત્રમાં કહેલાં સર્વ શુભ લક્ષણોથી યુક્ત. ૭૫૯ रथयोगी अक्षः—અક્ષ એટલે ધરીરૂપ છે, તેથી યોગરૂપ રથની સાથે જોડાયેલા અક્ષરૂપ (ધરીરૂપ). ૭૬૦सर्वयोगीः—સર્વનો સ્પર્શ કરનારા. ૭૬૧ महाबलः—મહાબળવાન.[૧૨૨] ૭૬૨समाम्नायः—વેદરૂપ. ૭૬૩असमाम्नायः—સ્મૃતિ, ઇતિહાસ, પુરાણાદિ શાસ્ત્રરૂપ. ૭૬૪तीर्थदेवः—તીર્થરૂપ તથા દેવરૂપ અથવા તીર્થોના દેવરૂપ. ૭૬૫महारथः—પૃથ્વીરૂપી રથવાળા. ૭૬૬निर्जीवः—અચેત એવા પ્રપંચરૂપ. ૭૬૭जीवनः—અચેતન એવા દેહાદિકને ચૈતન્ય આપનારા. ૭૬૮मंत्रः—પ્રણવરૂપ અથવા તો મરણ પામેલાને સજીવન કરનારા મંત્રરૂપ. ૭૬૯ शुभाक्षः—શાંત દષ્ટિવાળા. ૭૭૦बहुकर्कशः—મહાકઠોર.[૧૨૩] ૭૭૧रत्नप्रभूतः—ઉત્તમ રત્નોના ભંડારરૂપ. ૭૭૨रत्नांग–રત્નસમાન પ્રદીપ્ત અંગવાળા. ૭૭૩महार्णवनिपानविद्–મોટા મોટા સમુદ્રોને પણ નાના હવાડાઓની પેઠે શુષ્ક કરી નાખનારા. ૭૭૪मूलम्ः—સંસારરૂપી વૃક્ષના મૂળ અધિષ્ઠાનરૂપ. ૭૭૫विशालः—અત્યંત શોભાયમાન. ૭૭૬अमृतः—અમૃતરૂપ. ૭૭૭व्यक्ताव्यक्तः—કાર્ય તથા કારણરૂપ. ૭૭૮तपोनिधिः—તપના ભંડારરૂપ.[૧૨૪] ૭૭૯आरोहणः—પરમ પદ ઉપર ચડવાની ઇચ્છાવાળા. ૭૮૦अधिरोह–પરમ પદમાં આરૂઢ થયેલા. ૭૮૧शीलधारीः—સદાચારી. ૭૮૨महायशाः—મહાયશસ્વી. ૭૮૩सेनाकल्पः—સેનાના આભૂષણરૂપ, પરાક્રમરૂપ. ૭૮૪महाकल्पः—દિવ્ય આભૂષણોવાળા. ૭૮૫योगः—ચિત્તવૃત્તિના નિરોધરૂપ. ૭૮૬युगकरः—કલ્પાદિક સર્વ યુગોના પ્રવર્તક. ૭૮૭हरिः—શરીરને એક પ્રદેશથી બીજે પ્રદેશ લઈ જનારા, અર્થાત્ ચરણના અધિષ્ઠાયક દેવતા અથવા તો ત્રિવિક્રમ.[૧૨૫] ૭૮૮युगरूपः—યુગનું સ્વરૂપ ધારણ કરનારા; ધર્મ, અધર્મ અને તેના સંકરરૂપ. ૭૮૯महारूपः—મહાન છતાં અરૂપ એટલે નિરાકાર. ૭૯૦महानागहनः—ગજાસુરનો નાશ કરનારા. ૭૯૧वधः—મૃત્યુરૂપ. ૭૯૨न्यायनिर्वपणः—ધર્માનુસાર મનોરથને પૂરનારા. ૭૯૩ पादः—શરણે જવા યોગ્ય. ૭૯૪पंडितः—પરોક્ષ

* विप्राणां ज्ञानतो ज्यैष्ठ्य क्षत्रियाणां तु शौर्यतः।
वैश्यानां धनबाहुल्याच्छूद्राणां वयसाऽधिकः॥
વિપ્રો જ્ઞાન વડે મોટા ગણાય છે, ક્ષત્રિયો શૌર્યથી મોટા ગણાય છે, વૈશ્યો ધન વડે મોટા ગણાય છે અને શૂદ્રો વય વડે મોટા ગણાય છે.

જ્ઞાની. ૭૯૫અચલોપમઃ-તત્ત્વજ્ઞાની. ૭૯૬બહુમાલઃ-અનંત લીલાવાળા. ૭૯૭મહામાલઃ-ચરણપર્યંત લટકનારી મોટી માળાને ધારણ કરનારા. ૭૯૮શશીહરસુલોચનઃ-ચંદ્ર જેની સુંદર દષ્ટિરૂપ છે એવા હર. ૭૯૯વિસ્તારો લવણકૂપઃ-લવણરૂપ મોટા આચ્છાદનવાળા કૂવારૂપ, મોટા ક્ષારસમુદ્રરૂપ. ૮૦૦ત્રિયુગઃ-કળિયુગ સિવાયના ત્રણ યુગરૂપ. ૮૦૧સફલોદયઃ-સફળ અવતારને ધારણ કરનારા.[૧૨૬,૧૨૭] ૮૦૨ત્રિલોચનઃ-શાસ્ત્ર, આચાર્ય અને ધ્યાન, આ ત્રણ નેત્ર વડે જેનાં દર્શન થઈ શકે તેવા. ૮૦૩વિષણ્ણાંગઃ-આઠ પ્રકારની ભૂમિ વગેરે મૂર્તિથી રહિત-અર્થાત્ શુદ્ધભૂમારૂપ, નિરાકાર ઈશ્વર વિષે પણ સૂક્ષ્મરૂપે મૂર્તિઓનો અન્વય છે તેનાથી પણ આ શિવ અંતરંગ છે તેથી તે 'શુદ્ધભૂમા' કહેવાય છે. ૮૦૪મણિવિદ્ધઃ-કાનમાં છિદ્રવાળા અર્થાત્ કુંડળધારી. ૮૦૫જટાધરઃ-જટાધારી. ૮૦૬બિંદુઃ-ૐના અનુસ્વારરૂપ. ૮૦૭ વિસર્ગઃ-વિસર્ગરૂપ. ૮૦૮સુમુખઃ-સુંદર મુખવાળા. ૮૦૯શરઃ-બાણરૂપ. ૮૧૦સર્વાયુધઃ-સર્વ આયુધો ધરનારા. ૮૧૧સહઃ-સર્વ સહન કરનારા. ૮૧૨ નિવેદનઃ-સર્વ વૃત્તિઓથી ઉપરામ પામેલા જ્ઞાનવાળા. ૮૧૩સુખાજાતઃ-સર્વ વૃત્તિઓના લય પછી પ્રકટનારા. ૮૧૪સુગંધારઃ-સુંદર ગંધાર દેશમાં જન્મેલા. ૮૧૫મહાધનુઃ-મહાધનુષ્ય-પિનાકને ધારણ કરનારા. ૮૧૬ગંધપાલી-ગંધ એટલે સર્વ સૂક્ષ્મ પ્રપંચ વાસનાઓને પાલન કરનારા, સર્વ પ્રાણીઓની બુદ્ધિના વાસનારૂપ. ૮૧૭ભગવાન્-છ ઐશ્વર્યસંપન્ન એવા. સર્વકર્મણા મુત્થાનઃ-સર્વ કર્મનું ઉત્પત્તિસ્થાન.[૧૨૮,૧૨૯] ૮૧૮મંથાનો બહુલો વાયુઃ-આખા જગતને હચમચાવવામાં સમર્થ એવા પ્રલયકાળના પવનરૂપ. ૮૧૯સકલ-સંપૂર્ણ. ૮૨૦ સર્વલોચનઃ-સર્વના દ્રષ્ટા-સર્વને જોનારા. ૮૨૧ તલસ્તાલઃ-હાથના તળિયાથી ઉત્પન્ન થયેલા તાલ નામના વાદિત્રરૂપ. ૮૨૨કરસ્થાલી-હાથરૂપી ભોજનપાત્રવાળા. ૮૨૩ઊર્ધ્વસંહનનઃ-દૃઢ શરીરવાળા. ૮૨૪મહાન્-અત્યંત ઉચ્ચ કાયાવાળા.[૧૩૦] ૮૨૫છત્રમ્-છત્રરૂપ. ૮૨૬સુચ્છત્રઃ-સુંદર છત્રવાળા. ૮૨૭વિખ્યાતો લોકઃ-પ્રાણીમાત્રમાં પ્રસિદ્ધ. ૮૨૮ સર્વાશ્રયઃ ક્રમઃ-સર્વના આધારભૂત અને ત્રણ પગલાંથી ત્રણ જગતને ભરી લેનારા. ૮૨૯ મુંડઃ-માથે મૂંડેલા. ૮૩૦વિરૂપ-ભયંકર રૂપવાળા. ૮૩૧વિકૃતઃ-જેનામાં સર્વ વિક્રિયાઓ સહજ છે એવા. ૮૩૨દંડી:-દંડધારી. ૮૩૩ કુંડી:-ખપ્પરધારી. ૮૩૪વિકુર્વણઃ-કર્મથી પ્રાપ્ત થઈ શકે નહિ તેવા.[૧૩૧] ૮૩૫હર્યક્ષ.-સિંહરૂપ. ૮૩૬કકુભઃ-સર્વ દિશારૂપ. ૮૩૭વજ્રી:-વજ્રધારી ઇંદ્રરૂપ. ૮૩૮શતજિહ્વઃ-સો જીભવાળા. ૮૩૯સહસ્રપાત્-હજાર ચરણવાળા તથા સહસ્રમૂર્ધા:-હજાર મસ્તકવાળા. ૮૪૦દેવેંદ્ર-દેવોના રાજા. ૮૪૧સર્વદેવમયઃ-સર્વ દેવતાઓરૂપ. ૮૪૨ ગુરુઃ-ગુરુસ્વરૂપ.[૧૩૨] ૮૪૩સહસ્રબાહુઃ-હજાર બાહુવાળા. ૮૪૪સર્વાંગઃ-સર્વ ઠેકાણે વ્યાપક. ૮૪૫ શરણ્યઃ-શરણાગતની રક્ષા કરનારા. ૮૪૬સર્વલોકકૃત્-સર્વ લોકોને ઉત્પન્ન કરનારા. ૮૪૭પવિત્રઃ-પવિત્ર તીર્થાદિકરૂપ. ૮૪૮ત્રિકકુન્મંત્રઃ-ત્રણ ખૂંધની પેઠે બીજ, શક્તિ તથા કીલક, એ ત્રણ જેમાં ઉચ્ચ સ્થાનકે રહેલાં છે એવા મંત્રરૂપ. ૮૪૯ કનિષ્ઠઃ-અદિતિના પુત્રોમાં નાના પુત્ર વામનસ્વરૂપ. ૮૫૦કૃષ્ણપિંગલઃ-શ્યામરૂપે હરિ તથા પિંગળારૂપે હર, એમ હરિરૂપ તથા હરરૂપધારી.[૧૩૩] ૮૫૧ બ્રહ્મદંડવિનિર્માતાઃ-બ્રહ્મદંડના નિર્માણકર્તા. વજ્ર પ્રત્યક્ષ વસ્તુનો નાશ કરે છે, પણ બ્રહ્મદંડ તો અગોચર વસ્તુઓનો પણ નાશ કરે છે. શંકર એવા બ્રહ્મદંડના રચનારા છે. ૮૫૨શતઘ્નીપાશશક્તિમાન્-શતઘ્ની, પાશ અને શક્તિને ધારણ કરનારા. ૮૫૩પદ્મગર્ભઃ-બ્રહ્મારૂપ. ૮૫૪મહાગર્ભઃ-

વિશાળ ઉદરવાળા. ૮૫૫ब्रह्मगर्भः–જેના ઉદરમાં વેદ રહેલા છે એવા. ૮૫૬जलोद्भवः–સમુદ્રમાંથી દ્રષ્ટારૂપે પ્રકટ થયેલા. ૮૫૭गभस्तिः–કિરણમંડળવાળા. ૮૫૮ब्रह्मकृत्–વેદકર્તા. ૮૫૯ब्रह्मी–વેદનું અધ્યયન કરનારા. ૮૬૦ब्रह्मवित्–વેદનો અર્થ જાણનારા. ૮૬૧ब्राह्मणः–બ્રહ્મનિષ્ઠ. ૮૬૨गतिः–બ્રહ્મનિષ્ઠાના ગતિરૂપ. ૮૬૩अनंतरूपः–અપાર રૂપધારી. ૮૬૪नैकात्मा–અનેક શરીરોને ધારણ કરનારા. ૮૬૫स्वयंभुव तिग्मतेजाः–સ્વયંભૂ બ્રહ્માનું મસ્તક છેદન કરવાથી બ્રહ્માની દૃષ્ટિએ દુઃસહ પરાક્રમી. ૮૬૬ऊर्ध्वगात्मा–ત્રણ પ્રકારની ઉપાધિથી દૂર એવા આત્માવાળા અર્થાત્ ત્રણ ઉપાધિથી રહિત. ૮૬૭पशुपतिः–જીવોના ઈશ્વર. ૮૬૮वातरंहा.–વાયુ જેવા વેગવાળા. ૮૬૯मनोजवः–મનના જેવા વેગવાળા. ૮૭૦चंदनी–ચંદનથી જેનું શરીર ચર્ચિત છે એવા. ૮૭૧पद्मनालाग्रः–કમળનું નાળ જેના અગ્રભાગમાં છે એવા અર્થાત્ કમળના નાળના મૂળરૂપ. ૮૭૨*सुरभ्युत्तरणः–કામધેનુને ઊર્ધ્વ સ્થાનેથી નીચે ઉતારી પાડનારા. ૮૭૩नरः–જેના અંતને કોઈ પણ પહોંચી શકતું નથી એવા.[૧૩૪–૧૩૬] ૮૭૪कर्णिकारः–महास्रग्वी.–કરેણનાં પુષ્પોની મોટી માળાને ધારણ કરનારા. ૮૭૫नीलमौलिः–માથા ઉપર નીલમણિનો મુકુટ પહેરનારા. ૮૭૬पिनाकधृक्–પિનાક નામના ધનુષને ધારણ કરનારા. જેનું નાક કહેતાં ઘોઃ ચમકાટ પીળો છે તેનું નામ 'પિનાક.' ત્રિપુરાસુર સ્વર્ગનો રાજા થઈ બેઠો હતો તે સમયે દેવોએ મહાદેવના જે ધનુષના બળથી સ્વર્ગને પાછું મેળવ્યું હતું તે પર્વતરૂપ 'પિનાક' નામનું શંકરનું ધનુષ્ય હતું. તે ધનુષ્યને ધારણ કરનારા તે. पिनाकधृक्–ઇંદ્રે જે સમયે નમુચિને સમુદ્રનું ફીણ મારી નાશ કર્યો હતો તે સમયે ઇંદ્રના ફીણમાં જેમ વજ્રે પ્રવેશ કર્યો હતો તેમ જ પર્વતમાં પણ પિનાકે પ્રવેશ કર્યો હતો તેથી પર્વત ધનુષ્યરૂપ થયો હતો. ૮૭૭उमापति–બ્રહ્મવિદ્યાના સ્વામી. ૮૭૮उमाकांतः–બ્રહ્મવિદ્યાએ વશ કરાયેલા. ૮૭૯जाह्नवीधृक्–જહ્નુની પુત્રી ગંગાને ધારણ કરનારા (ભગીરથરાજાએ તપશ્ચર્યા કરી શિવની જટામાંથી ગંગાને કેવી રીતે છોડાવી હતી તે પ્રસિદ્ધ જ છે.) ૮૮૦उमाधवः–ઉમાના પતિ.[૧૩૭] ૮૮૧वराहः–પૃથ્વીનો ઉદ્ધાર કરવા માટે યજ્ઞરૂપી આદિ વરાહરૂપે થયેલા. ૮૮૨वरदः–વરદાન આપનારા અથવા તો ઉત્તમ અવતારોથી જગતનું પાલન કરનારા. ૮૮૩वरेण्यः–વરવા યોગ્ય, ઇચ્છવા યોગ્ય. ૮૮૪सुमहास्वनः–વેદના મંત્રો વડે મોટી ગર્જના કરનારા, હયગ્રીવરૂપ. ૮૮૫महाप्रसादः–ભક્તો ઉપર મોટી કૃપા કરનારા. ૮૮૬दमनः–કામાદિ દુષ્ટોને શિક્ષા કરનારા. ૮૮૭शत्रुहा–શત્રુને સંહારનારા. ૮૮૮श्वेतपिंगलः–શ્વેતરંગના તથા પીળા રંગના. (શંકર અર્ધનારી નટેશ્વરનું સ્વરૂપ ધારણ કરે છે તેમાં દક્ષિણ તરફનો અર્ધભાગ શ્વેત રંગનો હોય છે અને ડાબી તરફનો અર્ધભાગ સુવર્ણના જેવો પીળા રંગનો હોય છે.)[૧૩૮] ૮૮૯पीतात्मा–સુવર્ણ જેવા પીળા રંગના શરીરવાળા. એક પ્રતમાં प्रीतात्मा એવું નામ છે જેનો અર્થ જેનો આત્મા સંતુષ્ટ રહે છે એવો થાય છે. ૮૯૦परमात्मा–આનંદમય કોશરૂપ.

* એવી એક આખ્યાયિકા છે કે, એક સમયે બ્રહ્માને વિષ્ણુ સાથે વાદ થયો કે, મેં શંકરનું મસ્તક જોયું છે. ત્યારે તેમનું અસત્ય ભાષણ સાંભળી વિષ્ણુએ કહ્યું કે, જો તમે શંકરનું મસ્તક જોયું હોય તો કોઈની સાક્ષી આપો. ત્યારે બ્રહ્માએ કામધેનુને કહ્યું કે, મેં શંકરનું મસ્તક જોયું છે એ બાબતમાં તારે સાક્ષી આપવી. એ ઉપરથી કામધેનુએ બ્રહ્માના ભયને લીધે ખોટી સાક્ષી આપી કે બ્રહ્માએ શંકરનું મસ્તક જોયું છે. પછી મહાદેવે કામધેનુને શાપ આપ્યો કે, તેં ખોટી સાક્ષી પૂરી છે, માટે તારી પ્રજા અપવિત્ર વિષ્ટાનું ભક્ષણ કરશે. આ રીતે કામધેનુને શંકરે શાપ આપ્યો હતો

अन्नमय, प्राणमय, मनोमय, विज्ञानमय અને आनंदमय આ પાંચ કોશોથી પર રહેલા જીવાત્માઓથી પણ શ્રેષ્ઠ. ૮૯૧प्रयतात्मा–શુદ્ધ ચિત્તવાળા. ૮૯૨प्रधानधृक्–જગતના કારણભૂત પ્રધાનના અધિષ્ઠાનરૂપ. ૮૯૩सर्वपार्श्वमुख.–ચોતરફ મુખવાળા અર્થાત્ પાંચ મુખવાળા. ૮૯૪त्र्यक्ष.–સોમ, સૂર્ય અને અગ્નિ એ ત્રણ નેત્રવાળા. ૮૯૫धर्मसाधारणो वर.–પુણ્યને અનુસરતી રીતે કૃપા કરનારા. ૮૯૬चराचरात्मा–( चलाचलात्मा )–કર્મમાર્ગરૂપ તથા પ્રસાદમાર્ગરૂપ અથવા તો આવૃત્તિમાર્ગરૂપ અર્થાત્ જન્મમરણ કરનારા કર્મમાર્ગરૂપ અને અનાવૃત્તિ માર્ગરૂપ અર્થાત્ મોક્ષરૂપ. ૮૯૭सूक्ष्मात्मा–ઉપર કહેલા બન્ને માર્ગથી જાણવામાં આવે નહિ તેવા. ૮૯૮अमृतो गोवृषेश्वर –મરણરહિત–અમર અને નિષ્કામ ધર્મના ઈશ્વર અર્થાત મોક્ષફળને આપનારા. ૮૯૯साध्यर्षि:–સાધ્ય એટલે દેવોના પણ દેવ અને તેના ઋષિ એટલે આચાર્ય. ૯૦૦ आदित्यो वसु –અદિતિના પુત્ર એવા વસુરૂપ, ઉપરિચર નામના રાજા વસુનો નિર્દેશ કરવા માટે અહીં आदित्य એવું વસુનું વિશેષણ આપ્યું છે. ૯૦૧विवस्वान्–જગતને ઢાંકી દેનારાં કિરણોના સમૂહવાળા, જે જગતને વિશેષ કરીને ઢાંકી દે છે તે વિવ –અર્થાત્ કિરણોની જાળથી ઢાંકી દેનારા, જગતને કર્મમાં પ્રેરનારા અથવા તો જગતને ઉત્પન્ન કરનારા તથા યજ્ઞમાં જેનો રસ કાઢવામાં આવે છે એવા સોમરૂપ [૧૩૯,૧૪૦] ૯૦૨व्यास –પુરાણોના તથા ઇતિહાસોના રચનારા વ્યાસરૂપ. ૯૦૩ सर्ग –પુરાણિકરૂપ, सुसंक्षेप –સૂત્રરૂપ તથા विस्तर –ભાષ્ય તરીકે વિસ્તારરૂપ પણ શિવ છે. ( અહીં આ ત્રણેય પદને એકમાં ગણવામાં આવ્યાં છે. હોમમાં આવો મંત્ર ભણવામાં આવે છે –ॐसर्गाय सुसंक्षेपाय विस्तराय स्वाहा ॥)૯૦૪पर्ययो नर –સમષ્ટિ જીવરૂપ, વૈશ્વાનરરૂપ ૯૦૫ऋतु –ઋતુરૂપ. ૯૦૬ संवत्सर.–વર્ષરૂપ. ૯૦૭मास.–માસરૂપ. ૯૦૮पक्ष.–પક્ષરૂપ. ૯૦૯संख्यासमापन.–ઋતુ આદિકની સંખ્યાની સમાપ્તિરૂપ અર્થાત્ સક્રાંતિરૂપ તથા દર્શપૂર્ણ માસરૂપ.[૧૪૧] ૯૧૦कला –કળારૂપ. ૯૧૧काष्ठा–કાષ્ઠારૂપ. ૯૧૨लवा–લવરૂપ. ૯૧૩मात्रा–માત્રારૂપ. ૯૧૪मुहूर्ताः क्षपा–મુહૂર્ત, દિવસ અને રાત્રિરૂપ ૯૧૫क्षणाः–કાળના ઋતુ વગેરે અવયવરૂપ. ૯૧૬विश्वक्षेत्र –બ્રહ્માંડરૂપી વૃક્ષના ક્યારારૂપ, ચિદાત્મા. ૯૧૭प्रजाबीज.–પ્રજાના બીજરૂપી માયાવિશિષ્ટ ચૈતન્યભૂત, અવ્યક્તરૂપ. ૯૧૮लिंग.–મહત્તત્ત્વરૂપ. ૯૧૯आद्यो निर्गम.–પ્રથમ અંકુરરૂપ અર્થાત્ અહંરૂપી પ્રથમ અધ્યાસરૂપ.[૧૪૨] ૯૨૦सत्–કાર્યરૂપ. ૯૨૧असत्–કારણરૂપ. ૯૨૨व्यक्त –ઇંદ્રિયગ્રાહ્ય પ્રપંચરૂપ. ૯૨૩अव्यक्त–अहं जानामि–એવા એક અનુભવથી જ જાણવામાં આવે તેવા અજ્ઞાનરૂપ. ૯૨૪पिता–પિતારૂપ. ૯૨૫माता માતારૂપ. ૯૨૬पितामह –પિતામહરૂપ. ૯૨૭स्वर्गद्वारं–સ્વર્ગના દ્વારભૂત તપરૂપ. ૯૨૮प्रजाद्वार –પ્રજાના દ્વારભૂત ગગપ્રેમરૂપ.૯૨૯मोक्षद्वार –વૈરાગ્યરૂપ. ૯૩૦त्रिविष्टपम्–સ્વર્ગના સાધનભૂત ધર્મરૂપ. ૯૩૧निर्वाण –મોક્ષરૂપ ૯૩૨ह्लादन –આનંદ આપનારા. ૯૩૩ब्रह्मलोक સત્યલોકરૂપ. ૯૩૪परागति –સત્યલોકના કરતાં પણ ઉત્તમ ગતિરૂપ. ૯૩૫ देवासुरविनिर्माता–દેવો અને અસુરોને ઉત્પન્ન કરનારા.૯૩૬देवासुरपरायण –દેવો અને અસુરોના પરમ આશ્રયરૂપ.[૧૪૩,૧૪૪]૯૩૭देवासुरगुरु –દેવોના તથા દૈત્યોના ગુરુ અર્થાત્ બૃહસ્પતિ શુક્રરૂપ. ૯૩૮ देव –વિજયેચ્છાવાળા. ૯૩૯देवासुरनमस्कृत –દેવોથી તથા દૈત્યોથી નમસ્કાર કરાતા. ૯૪૦देवासुरमहामात्र –દેવોમાં અને અસુરોમાં ઉત્તમ. ૯૪૧ देवासुरगणाश्रय.–દેવો અને અસુરોના ગણો–મંડળો જેનો આશ્રય કરે છે એવા [૧૪૫] ૯૪૨देवासुरगणाध्यक्ष –દેવોના અને અસુરોના ગણોના અધ્યક્ષ-

રૂપ અર્થાત્ ઇંદ્રિયવિરેચન વગેરેરૂપ. ૯૪૩देवा-सुरगणाग्रणीः–દેવતાઓના ટોળાના અગ્રણી કાર્તિકસ્વામીરૂપ તથા દૈત્યોના ટોળાના અગ્રણી દેશિ દૈત્યરૂપ. ૯૪૪देवातिदेवः–ઇંદ્રિયોથી પર સ્વયંપ્રકાશમાન. ૯૪૫देवर्षिः–નારદરૂપ. ૯૪૬देवासुर-वरप्रदः–બ્રહ્મા, રુદ્ર, આદિરૂપે દેવોને તથા અસુરોને વર આપનારા.[૧૪૬] ૯૪૭देवासुरेश्वरः–દેવોના તથા અસુરોના ઈશ્વર. ૯૪૮विश्वः–જગતમાં નિવાસ કરનારા અર્થાત્ જગતના ગર્ભસ્વરૂપ. ૯૪૯देवा-सुरमहेश्वरः–દેવો તથા અસુરોના ઈશ્વરના ઈશ્વરરૂપ, મહેશ્વરરૂપ. ૯૫૦सर्वदेवमयः–સર્વ દેવતારૂપ; અગ્નિ એ શિરસ્વરૂપ છે અને ચંદ્રસૂર્યાદિ નેત્રાદિ સ્વરૂપ છે. ૯૫૧अचिंत्यः–જેના વિના બીજો ચિંતન કરવા યોગ્ય નથી એવા. ૯૫૨देवतात्मा–દેવોના અંતરાત્મારૂપ. ૯૫૩आत्मसंभवः–સ્વયંસિદ્ધ.[૧૪૭] ૯૫૪ उद्भित्–જે ફળને પ્રકટ કરે છે તે, સ્થાવરરૂપ અથવા તો ઉદ્દભિદ્ નામના યજ્ઞરૂપ. ૯૫૫त्रिविक्रमः–ત્રણ પગલાંથી ભૂમિને ભરનારા વામનરૂપ. ૯૫૬वैद्यः–વિદ્યાવાળા. ૯૫૭विरजः–નિર્મળ. ૯૫૮नीरज–રજોગુણથી રહિત. ૯૫૯अमरः–નાશરહિત. ૯૬૦ ईड्य.–સ્તુતિ કરવા યોગ્ય. ૯૬૧हस्तीश्वरः–કાલહસ્તીશ્વર નામના વાયવ્ય લિંગરૂપ. ૯૬૨व्याघ्रः–વ્યાઘ્રેશ્વર નામધારી. (કલિંગદેશમાં એ નામનું એક લિંગ છે.) ૯૬૩देवसिंहः–દેવોમાં પરાક્રમી. ૯૬૪नरर्षभः–મનુષ્યોમાં પણ શ્રેષ્ઠ.[૧૪૮] ૯૬૫विबुधः–વિશેષ બુદ્ધિમાન. ૯૬૬अग्रवरः–યજ્ઞના ભાગોને પ્રથમ ગ્રહણ કરનારા.૯૬૭सूक्ष्म –દુઃખ વડે જાણવામાં આવે તેવા. ૯૬૮सर्वदेवः–સર્વ દેવતામય. ૯૬૯तपोमयः–તપસ્વી. ૯૭૦सुयुक्तः–અત્યંત તત્પર રહેનારા. ૯૭૧शोभनः–કલ્યાણકારી. ૯૭૨ वज्री.–વજ્રનું આયુધ ધારણ કરનારા. ૯૭૩प्रासा-ना प्रभवः–પ્રાસજાતનાં આયુધોના ઉત્પત્તિસ્થાન. ૯૭૪अव्ययः–એકાગ્ર ચિત્ત વડે પ્રાપ્ત કરી શકાય તેવા.[૧૪૯] ૯૭૫गुहः–કાર્તિકસ્વામી. ૯૭૬कांतः–'ક' એટલે સુખ–આનંદ અને 'અંત' એટલે સીમા અર્થાત્ આનંદની પરાકાષ્ઠારૂપ. ૯૭૭निजः-सर्ग–પોતાથી અભિન્ન. ૯૭૮पवित्रं–પવિ એટલે વજ્ર; તેના જેવા મૃત્યુના દુઃખમાંથી ત્રાણ એટલે રક્ષણ કરનારા. ૯૭૯सर्वपावनः–બ્રહ્મા વગેરે સર્વને પવિત્ર કરનારા. ૯૮૦शृंगी–વૃષભાદિકરૂપ. ૯૮૧ शृंगप्रियः–પર્વતના શિખર ઉપર પ્રીતિ રાખનારા. ૯૮૨बभ्रुः–શનૈશ્વરરૂપ. ૯૮૩राजराजः–કુબેરરૂપ. ૯૮૪निरामयः–નિર્દોષ.[૧૫૦] ૯૮૫अभिरामः–પ્રીતિ ઉત્પન્ન કરનારા. ૯૮૬सुरगणः–દેવોના સમુદાયરૂપ. ૯૮૭विरामः–સર્વના ઉપરામરૂપ. ૯૮૮सर्वसाधनः–જેને પ્રાપ્ત કરવા માટે આશ્રમનાં સર્વ કર્મ સાધનભૂત છે એવા. ૯૮૯ललाटाक्षः–જેના લલાટમાં નેત્ર છે એવા. ૯૯૦विश्वदेवः–બ્રહ્માંડોરૂપ દડાઓથી ક્રીડા કરનારા. ૯૯૧हरिणः–મૃગરૂપ. ૯૯૨ब्रह्मवर्चसम्–વિદ્યા તથા તપથી ઉત્પન્ન થનારા બ્રહ્મતેજને ધારણ કરનારા.[૧૫૧] ૯૯૩स्थावराणापतिः–સ્થાવરોના પતિ અર્થાત્ હિમાચલ આદિરૂપ. ૯૯૪नियमेंद्रियवर्धनः–મનનો અને ઇંદ્રિયોનો નિગ્રહ કરીને નાશ કરનારા અર્થાત્ મનરહિત થઈને સમાધિને પ્રાપ્ત કરનારા. ૯૯૫सिद्धार्थः–નિત્ય સિદ્ધ એવા, સિદ્ધ એટલે મોક્ષના અર્થી અર્થાત્ તત્ત્વજ્ઞાનાર્થીરૂપ. ૯૯૬ सिद्धभूतार्थः–પ્રથમથીજ સિદ્ધ એવા.મોક્ષરૂપી પદાર્થને સાધનારા. ૯૯૭अचिंत्यः–ઉપાસના વડે વિચારમાં આવે નહિ તેવા અર્થાત્ પ્રત્યગાત્મારૂપ. ૯૯૮ सत्यव्रतः–સત્ય એટલે બ્રહ્માને માટે જ વ્રત તપશ્ચરણ કરનારા. ૯૯૯शुचिः–નિર્મળ ચિત્તવાળા. ૧૦૦૦व्रताधिपः–વ્રતના અધિપતિ, ભિન્નભિન્ન વ્રતના ફળને આપનારા. ૧૦૦૧परः–વિશ્વ, તૈજસ્ અને પ્રાજ્ઞ આ અપર બ્રહ્મથી પણ પર એટલે તુરીય તત્ત્વરૂપ કહેતાં ચોથા અદ્વૈત તત્ત્વરૂપ. ૧૦૦૨ब्रह्म–દેશથી, કાળથી તથા વસ્તુથી માપ

વિનાના.૧૦૦૩भक्तानां परमा गतिः–ભક્તોના કૈવલ્ય ગતિરૂપ. ૧૦૦૪विमुक्तः–મરણ પછી સંપૂર્ણ રીતે મુક્ત થયેલા હોય તેવા. ૧૦૦૫मुक्ततेजाः–લિંગશરીરથી રહિત ૧૦૦૬श्रीमान्–યોગરૂપી લક્ષ્મીથી સંપન્ન–ભીષ્મ જેવા યોગી મૃત્યુને જીતીને ઇચ્છા પ્રમાણે આ લોકમાં જ રહે છે, અથવા તો મસ્તકની નાડી તે વડે બ્રહ્મલોકમાં જાય છે. આ લોકમાં જ લિંગશરીરનો કવચની પેઠે ત્યાગ કરીને વિશુદ્ધ એવા કૈવલ્યને પામે છે. ૧૦૦૭श्रीवर्धनः–ત્રણ વેદમાં કહેલી કર્મ, ઉપાસના તથા જ્ઞાનકાંડરૂપ લક્ષ્મીની વૃદ્ધિ કરનારા અર્થાત્ વેદમાં કહેલાં કર્મ, ઉપાસના અને જ્ઞાનનું અનુષ્ઠાન કરીને તેમાં વૃદ્ધિ કરનારા. ૧૦૦૮जगतः–અવ્યાકૃતથી ઘટપર્યંત સર્વ નાશવંત વસ્તુરૂપ તમે છો. जगत् શબ્દની વ્યુત્પત્તિ: गच्छति इति जगत्, જે રૂપાંતરને પામે છે–જે ચાલ્યા જ કરે છે તે जगत्. આવી जगत् શબ્દની વ્યુત્પત્તિ છે. તેથી પ્રધાન વગેરે સર્વને જગદ્રૂપ કહી શકાય. કપિલમુનિનો સિદ્ધાંત એ પ્રમાણે છે કે, પરબ્રહ્મ પ્રથમ સ્થિર હતા તે જ જગતરૂપે થયા. એમ કહેવાથી સ્થિર એવા ભૂમાબ્રહ્મને વિષે જગતની કલ્પના કરવામાં આવી છે. આથી, आत्मैवेदं सर्वं આ સર્વ આત્મરૂપ છે, ब्रह्मवेदं सर्वं આ સર્વ બ્રહ્મરૂપ છે, तत्त्वमसि તે તું છે, अहं ब्रह्मास्मि હું બ્રહ્મરૂપ છું. अयमात्मा ब्रह्म આ આત્મા બ્રહ્મરૂપ છે, આ રીતે શાસ્ત્રથી પ્રસિદ્ધ થતા એવા અદ્વૈતબ્રહ્મને जगत् શબ્દથી પ્રતિપાદિત કરવામાં આવ્યા છે.[૧૫૨,૧૫૩]

આમ દશ હજાર નામોમાંથી મુખ્યત્વે કરીને એક હજાર ને આઠ નામો વડે મેં ભક્તિપૂર્વક ભગવાનની સ્તુતિ કરી છે. એ ભગવાનને બ્રહ્માદિ દેવતાઓ અને ઋષિઓ પણ સત્યસ્વરૂપે જાણી શકતા નથી.[૧૫૪] જગતના પતિ ભગવાન શંકર સ્તુતિ કરવા યોગ્ય છે, પૂજન કરવા યોગ્ય છે અને વંદન કરવા યોગ્ય છે; છતાં તેમની સંપૂર્ણ રીતે સ્તુતિ કોણ કરી શકે તેમ છે? મને તો તે ભગવાનની અનુજ્ઞા મળી હતી, તેથી જ બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ અને યજ્ઞના પતિ તે વ્યાપક દેવની મેં ભક્તિપૂર્વક સ્તુતિ કરી છે. જે ભક્તપુરુષ નિત્ય સાવધાન અને પવિત્ર થઈને આ પુષ્ટિવર્ધન નામો વડે શંકર દેવની સ્તુતિ કરે છે, તે પુરુષ પોતે જ પોતાના આત્મારૂપ શંકરને પામે છે.[૧૫૫-૧૫૭] આ શિવસહસ્રનામસ્તોત્ર પરબ્રહ્મરૂપ જ છે, માટે એનો પાઠ કરનાર પુરુષ પરબ્રહ્મને અવશ્ય પામે જ છે. વળી ઋષિઓ અને દેવતાઓ પણ સર્વથી પર રહેલા તે પરમાત્માની આ સ્તોત્ર વડે જ સ્તુતિ કર્યા કરે છે.[૧૫૮] ભક્તો ઉપર કૃપા કરનારા ભગવાન મહાદેવ મોક્ષ આપનારા છે અને વ્યાપક છે. ચિત્તને એકાગ્ર કરનારા પુરુષો જે તેમની સ્તુતિ કરે છે, તો તેમના પર ભગવાન પ્રસન્ન થાય છે.[૧૫૯] વળી મનુષ્યોમાં જે મનુષ્યો મુખ્યત્વે કરીને આસ્તિક તથા શ્રદ્ધાળુ હોય છે, તેઓ અનેક જન્મોમાં ભક્તિપૂર્વક સ્તોત્રો કરીને સર્વ કરતાં શ્રેષ્ઠ અને સનાતન એવા ઈશાનદેવની સ્તુતિ કર્યા કરે છે. તે મહાતેજસ્વી મનુષ્યો મન, વચન તથા કર્મથી શુદ્ધ ભાવ ધારણ કરીને સૂતાં, જાગતાં, જતાં બેસતાં અને આંખોને ઉઘાડતાં તથા મીંચતાં પણ તે ભગવાનનું જ વારંવાર ચિંતન કરે છે. વળી તે ભક્ત પુરુષો નિત્ય એ મહાદેવની કથાઓ સાંભળે છે અને બીજાઓને સંભળાવે છે. તેઓ નિત્યસ્તુતિઓ કરે છે, સ્તુતિપાત્ર રહે છે, સંતુષ્ટ રહે છે અને તેમાં જ આનંદ પામે છે.[૧૬૦-૧૬૩] સંસારમાં અનેક યોનિઓમાં ભટકીને મનુષ્ય જ્યારે કરોડો જન્મ ધારણ કર્યા પછી સર્વ પ્રકારનાં પાપોથી મુક્ત થાય છે, ત્યારે તેને શંકર ઉપર ભક્તિ ઉત્પન્ન થાય છે.[૧૬૪] પછી જ્યારે તેને

સંપૂર્ણ ભાવથી અથવા પ્રેમથી શંકર ઉપર અભેદ-ભક્તિ ઉત્પન્ન થાય છે અને ભાગ્યયોગે તેને સર્વ પ્રકારનાં સર્વ સાધનો મળી આવે છે, ત્યારે તેનામાં 'શિવોઽહં' એવી શુદ્ધ ભાવના જાગ્રત થાય છે.[૧૬૫] ખરેખર, ભગવાન શંકર ઉપર નિર્વિઘ્ન, નિશ્ચળ અને અવ્યભિચારિણી ભક્તિ ઉત્પન્ન થવી એ દેવોમાં પણ દુર્લભ છે, તો પછી મનુષ્યોમાં તો તેવી ભક્તિ ન જ મળી આવે, એ દેખીતું છે.[૧૬૬] માત્ર જ્યારે મનુષ્યોના પર તે ભગવાનનો જ અનુગ્રહ થાય છે, ત્યારે તેમના પરની ભક્તિ ઉત્પન્ન થાય છે, એટલે ભગવાનની ભક્તિમાં પરાયણ ચિત્તવાળા મનુષ્યો પરમસિદ્ધિ પામે છે.[૧૬૭] જે મનુષ્યો સર્વ પ્રકારે ભાવયુક્ત થઈને મહેશ્વરને શરણે જાય છે, તેમનો શરણાગતવત્સલ દેવ શંકર સંસારમાંથી ઉદ્ધાર કરે છે.[૧૬૮] સંસારથી મુક્ત કરનારા દેવ શંકર વિના બીજા સર્વ દેવો મનુષ્યોના તપોબળનો અવશ્ય નાશ જ કરે છે; કેમ કે તેમનામાં બીજા પ્રકારની (સંસારથી મુક્ત કરવાની) કંઈ શક્તિ જ નથી.[૧૬૯] આ જ કારણે, હે કૃષ્ણ! ઇંદ્ર સમાન તેજસ્વી અને પવિત્ર બુદ્ધિને ધારણ કરનારા તંડિઋષિએ કાર્યકારણના પતિ અને હસ્તીચર્મને ધારણ કરનારા ભગવાન શંકરની જ સ્તુતિ કરી હતી.[૧૭૦] બ્રહ્મા પોતે ભગવાન શંકરના આ સ્તોત્રને નિત્ય ધારણ કરે છે, માટે શંકરની સમીપ જે આ સ્તોત્રનો નિત્ય પાઠ કરે છે, તેને બ્રહ્મા બ્રાહ્મણ તરીકે ઓળખે છે.[૧૭૧] આ સ્તોત્ર પુણ્યકારી છે, પવિત્ર છે, સર્વદા પાપનો નાશ કરનારું છે, યોગ આપનારું છે, મોક્ષ આપનારું છે, સ્વર્ગ આપનારું છે અને સંતોષ આપનારું છે.[૧૭૨] માટે જે પુરુષ શંકર ઉપર ભક્તિ રાખીને આ સ્તોત્રનો પાઠ કરે છે, તેને જે ગતિ સાંખ્યો તથા યોગીઓને પ્રાપ્ત થાય છે તે ગતિ પ્રાપ્ત થાય છે.[૧૭૩] જે પુરુષ નિત્ય ભક્તિયુક્ત થઈને રુદ્રદેવની સમીપ એક વર્ષ પર્યંત આ સ્તોત્રનો નિષ્ઠાપૂર્વક પાઠ કરે છે, તેને ઇચ્છિત ફળ પ્રાપ્ત થાય છે.[૧૭૪] પરમ રહસ્યરૂપ આ સ્તોત્ર પ્રથમ બ્રહ્મદેવના હૃદયમાં જ રહ્યું હતું. તે પછી બ્રહ્માએ તે ઇંદ્રને કહ્યું અને ઇંદ્રે તે મૃત્યુને કહ્યું;[૧૭૫] મૃત્યુએ તે રુદ્રોને કહ્યું અને રુદ્રો પાસેથી તંડિઋષિને પ્રાપ્ત થયું. તંડિઋષિએ મહાન તપશ્ચર્યા કરીને આ સ્તોત્ર બ્રહ્મલોકમાં પ્રાપ્ત કર્યું હતું.[૧૭૬] તે પછી તંડિઋષિએ ગૌતમગોત્રના શુક્રને આ સ્તોત્ર કહ્યું હતું. પછી હે માધવ! શુક્રે તે વિવસ્વાનના પુત્ર મનુને કહ્યું હતું.[૧૭૭] મનુએ તે સમાધિનિષ્ઠ રહેનારા બુદ્ધિમાન નારાયણ નામના સાધ્યદેવને કહ્યું હતું અને અસ્ખલિત શક્તિવાળા સાધ્ય નારાયણે યમદેવને આ સ્તોત્ર કહ્યું હતું.[૧૭૮] વિવસ્વાનના પુત્ર ભગવાન યમદેવે તે નચિકેતને કહ્યું હતું. પછી હે વાર્ષ્ણેય! નચિકેતે માર્કંડેયઋષિને આ સ્તોત્ર કહ્યું હતું.[૧૭૯] તે પછી હે જનાર્દન! મેં માર્કંડેયઋષિ પાસેથી આ સ્તોત્રને નિયમપૂર્વક પ્રાપ્ત કર્યું છે. હવે હે શત્રુઘ્ન! હું બીજાઓએ કદી નહિ સાંભળેલા આ સ્તોત્રને આજે તમને અર્પણ કરું છું.[૧૮૦] આ સ્તોત્ર સ્વર્ગ, આરોગ્ય, આયુષ્ય અને ધનને આપનારું છે, તેમ જ વેદતુલ્ય પવિત્ર છે, તેથી આનો પાઠ કરનારા પુરુષને દાનવો, યક્ષો, રાક્ષસો, પિશાચો, યાતુધાનો, ગુહ્યકો કે સર્પો પણ વિઘ્ન કરી શકતા નથી.[૧૮૧]

શ્રીકૃષ્ણ બોલ્યા : 'હે કુંતાપુત્ર યુધિષ્ઠિર! જે પુરુષ પવિત્ર થઈને, બ્રહ્મચર્ય પાળીને, ઇંદ્રિયો જીતીને તથા અખંડ નિયમોનું પાલન કરીને એક વર્ષ પર્યંત આ સ્તોત્રનો પાઠ કરે છે, તેને અશ્વમેધ યજ્ઞ કર્યાનું ફળ મળે છે.[૧૮૨]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'મહાદેવસહસ્રનામસ્તોત્ર' નામનો અધ્યાય ૧૭મો સમાપ્ત

## અધ્યાય ૧૮ મો

### શિવભક્તિપ્રશંસા

॥ वैशंपायन उवाच ॥

**महायोगी ततः प्राह कृष्णद्वैपायनो मुनिः ।**
**पठस्व पुत्र भद्रं ते प्रीयतां ते महेश्वरः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : પછી મહાયોગી મુનિ કૃષ્ણદ્વૈપાયન વ્યાસ બોલ્યા કે, 'હે પુત્ર ! આ સ્તોત્રનો તું પાઠ કર. તારું કલ્યાણ થાઓ. તારા પર મહેશ્વર પ્રસન્ન થાઓ.' હે પુત્ર ! પૂર્વે મેરુ પર્વત ઉપર હું મહાન તપશ્ચર્યા કરતો હતો. ત્યારે હે મહારાજ ! પુત્ર મેળવવા માટે મેં આ સ્તોત્રનો જ પાઠ કર્યો હતો.[૨] આથી હે પાંડુનંદન ! મને સર્વ મનોરથો પ્રાપ્ત થયા છે. તો તે જ રીતે તું પણ શંકર પાસેથી સર્વ કામનાઓ મેળવીશ.[૩] તે પછી દેવોમાં માન્ય થયેલા સાંખ્યાચાર્ય કપિલઋષિએ કહ્યું : 'મેં અનેક જન્મો પર્યંત મહાદેવનું ભક્તિપૂર્વક આરાધન કર્યું હતું; તેથી તે ભગવાને મને સંસારનો નાશ કરનારું ઉત્તમ જ્ઞાન આપ્યું છે.[૪] પછી ઇંદ્રના પ્રિય મિત્ર અને આલંબાયન એવા બીજા નામથી પ્રસિદ્ધ તે કરુણામય ચારુશીર્ષ મુનિએ કહ્યું : 'હે પાંડુરાજપુત્ર ! પૂર્વે ગોકર્ણ નામના તીર્થમાં જઈને મેં સો વર્ષપર્યંત તપશ્ચર્યા કરીને શંકરનું આરાધન કર્યું હતું. તેના પ્રભાવથી મને શંકર પાસેથી યોનિથી નહિ જન્મેલા, દમ–ગુણને ધારણ કરનારા, ધર્મને જાણનારા, મહાતેજસ્વી, જરાથી મુક્ત રહેનારા, દુઃખરહિત અને એક લાખ વર્ષના આયુષ્યવાળા સો પુત્રો મળ્યા છે.[૫-૭]

હવે ભગવાન વાલ્મીકિએ યુધિષ્ઠિરને આ વચન કહ્યું : 'હે ભારત ! અગ્નિહોત્રને ધારણ કરનારા મુનિઓ સાથે મારે પ્રથમ વાદવિવાદ થયો હતો. તે સમયે તેમણે ક્રોધાયમાન થઈને મને શાપ આપ્યો હતો કે, 'તું બ્રહ્મહત્યારો થઈ જઈશ.' એટલે તે જ ક્ષણે બ્રહ્મહત્યાનો અધર્મ મારા શરીરમાં દાખલ થયો, ત્યારે હું નિર્દોષ અને કામનાઓને સફળ કરનારા ભગવાન શંકરને શરણે ગયો હતો. તેથી તુરત જ દુઃખનો વિનાશ કરનારા તે દેવે મને શાપથી મુક્ત કર્યો હતો. ત્રિપુરાસુરનો વધ કરનારા તે ભગવાને મને વર આપ્યો છે કે, 'તને ઉત્તમ યશ પ્રાપ્ત થશે.[૮-૧૦]

પછી ઋષિઓની વચ્ચે સૂર્ય સમાન પ્રકાશી રહેલા ધાર્મિકશ્રેષ્ઠ જમદગ્નિપુત્ર પરશુરામે કુંતાપુત્ર યુધિષ્ઠિરને કહ્યું:[૧૧] 'હે પાંડુરાજના જ્યેષ્ઠ પુત્ર ! મેં મારા પિતા તુલ્ય મોટા બ્રાહ્મણભાઈઓનો વધ કર્યો હતો, તેથી મને ઘણું જ દુઃખ થતું હતું. આથી હે રાજા ! હું પવિત્ર થઈને મહાદેવને શરણે ગયો હતો. મેં આ હજાર નામોથી દેવની સ્તુતિ કરી હતી, એટલે તે ભગવાન ભવ મારા પર પ્રસન્ન થયા હતા. તેમણે ત્યારે મને એક પરશુ અને બીજાં દિવ્ય અસ્ત્રો આપ્યાં હતાં.[૧૨,૧૩] વળી તેમણે મને વર આપ્યા હતા કે, 'તારામાં કોઈ પ્રકારનું પાપ રહેશે નહિ, તું અજિત થઈશ, તારી ઉપર મૃત્યુની સત્તા પણ ચાલી શકશે નહિ, અને તું વૃદ્ધાવસ્થાથી મુક્ત થઈશ.'[૧૪] મયૂરપિચ્છને ધારણ કરનારા એ કલ્યાણમૂર્તિ ભગવાને મને આ પ્રમાણે કહ્યું હતું અને તે બુદ્ધિમાનની કૃપાથી એ સર્વ મને મળ્યું છે.'[૧૫]

પછી વિશ્વામિત્રે કહ્યું: 'હું પૂર્વે ક્ષત્રિય જાતિનો હતો. મને બ્રાહ્મણ થવાની ઇચ્છા થઈ, એટલે મેં મહાદેવનું આરાધન કર્યું હતું.[૧૬] આ તેમના પ્રસાદથી જ મેં મહાદુર્લભ બ્રાહ્મણપણું પ્રાપ્ત કર્યું છે.' પછી અસિતગોત્રના દેવલઋષિએ પાંડુપુત્ર યુધિષ્ઠિરરાજને કહ્યું:[૧૭] 'હે કુંતાપુત્ર ! હે સમર્થ ! ઇન્દ્રના શાપથી મારો ધર્મ નાશ પામ્યો હતો, ત્યારે ભગવાન શંકરે મને ધર્મ, યશ અને દીર્ઘ આયુષ્ય અર્પણ કર્યાં હતાં.'[૧૮]

પછી ઇંદ્રના પ્રિય મિત્ર અને બૃહસ્પતિ સમાન તેજસ્વી એવા ગૃત્સમદઋષિએ અજમીઢવંશી યુધિષ્ઠિરને કહ્યું:[૧૯] 'પૂર્વે અચિંત્ય દેવ ઇન્દ્રનો એક હજાર વર્ષપર્યંત ચાલે એવો યજ્ઞ ચાલતો હતો. તેમાં હું સામમંત્રોનો ઉચ્ચાર કરતો હતો. ત્યારે ચાક્ષુષ મનુના પુત્ર ભગવાન વસિષ્ઠે મને આ પ્રમાણે કહ્યું હતું: 'હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! તેં રથંતર સામનો ઉચ્ચાર કરવામાં સારી રીતે લક્ષ્ય આપ્યું નથી.[૨૦,૨૧] માટે હે દ્વિજવર! તું પુનઃ બુદ્ધિપૂર્વક વિચાર કર. તું પાપનો ત્યાગ કર. અલ્યા મહાદુર્મતિયા! તેં અશુદ્ધ ઉચ્ચાર કરીને એવું પાપ કર્યું છે કે, આ યજ્ઞ કેવળ નિષ્ફળ થશે.'[૨૨] એમ કહીને અત્યંત ક્રોધાયમાન થયેલા તે ઋષિએ મને શાપ આપ્યો કે, 'તું બુદ્ધિરહિત, દુઃખી અને નિત્ય ભયભીત થઈને વનમાં રઝળતો થઈશ.[૨૩] તું જળ તથા પવનથી રહિત, મનુષ્યો તથા મૃગોથી વર્જિત, યજ્ઞોપયોગી વૃક્ષોથી વિહીન અને રુરુઓ તથા સિંહોથી સેવિત એવા પ્રદેશમાં અગિયાર હજાર ને આઠસો વર્ષ સુધી ક્રૂર મૃગરૂપે ઉત્પન્ન થઈશ, તેમ જ મહાન દુઃખમાં આવી પડીશ.'[૨૪,૨૫] હે પાર્થ! એ ઋષિએ મને એ પ્રમાણે કહ્યું, એટલે તુરત જ હું મૃગરૂપે ઉત્પન્ન થયો. પરંતુ હું મહાદેવને શરણે ગયો ત્યારે યોગી મહેશ્વરે મને કહ્યું:[૨૬] 'તું અજર અને અમર થઈશ, દુઃખથી મુક્ત થઈશ, તારી અને મારી સમાનતા થશે અને તારો તથા ઇન્દ્રનો આ યજ્ઞ અનાયાસે વૃદ્ધિ પામશે.'[૨૭] આ રીતે વ્યાપક ભગવાન શંકરે મારા ઉપર અનુગ્રહો કર્યા હતા; કેમ કે મન, વચન તથા કર્મથી અચિંત્ય એવા તે ભગવાન સુખદુઃખને આપનારા છે અને સુખ-દુઃખના નિયામક છે. વળી હે યુદ્ધશ્રેષ્ઠ તાત! તે મહાદેવની કૃપાથી વિદ્યામાં મારા સમાન કોઈ પંડિત નથી.'[૨૮,૨૯]

પછી તે સમયે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણ પુનઃ કહેવા લાગ્યા કે, 'હે યુધિષ્ઠિર! સુવર્ણ સમાન નેત્રવાળા મહાદેવને મેં તપશ્ચર્યા કરીને પ્રસન્ન કર્યા હતા.[૩૦] ત્યારે મારા પર પ્રસન્ન થઈને તે ભગવાને મને કહ્યું હતું કે, 'હે કૃષ્ણ! મારા પ્રસાદથી તું લોકોને ધન કરતાં પણ વધારે પ્રિય થઈ પડીશ. વળી તું યુદ્ધોમાં અજિત થઈશ અને તારું તેજ અગ્નિ સમાન પ્રદીપ્ત થશે.' એ પ્રમાણે મહાદેવે મને બીજાં હજારો વરદાનો આપ્યાં હતાં.[૩૧,૩૨] વળી પૂર્વે મણિમન્થ નામના પર્વત ઉપર મેં કરોડો વર્ષો સુધી શંકરની પૂજા કરી હતી.[૩૩] તેથી મારા પર પ્રસન્ન થઈને ભગવાને મને આવું વચન કહ્યું હતું: 'તારું કલ્યાણ થાઓ. તારા મનમાં જે વિષયની ઇચ્છા હોય તે વિષયનો તું વર માગી લે.'[૩૪] ત્યારે મસ્તક વડે પ્રણામ કરીને મેં આ પ્રકારનો વર માગ્યો હતો: 'આપ મહાસમર્થ મહાદેવ મારી પરમ ભક્તિ જોઈને મારા પર પ્રસન્ન થયા હો, તો હે ઈશાન! મારી ભક્તિ તમારા પર નિત્યને માટે સ્થિર થાઓ.' પછી 'તથાસ્તુ' કહીને ભગવાન ત્યાં જ અંતર્ધાન થઈ ગયા હતા.[૩૫,૩૬]

જૈગીષવ્ય બોલ્યા: હે યુધિષ્ઠિર! પૂર્વે, કાશીનગરીમાં મહાબળવાન ભગવાન શંકરે મને આઠ ગુણવાળું ઐશ્વર્ય આપ્યું હતું.[૩૭]

ગર્ગાચાર્ય બોલ્યા: હે પાંડુપુત્ર! મેં સરસ્વતીના તટ ઉપર મનોયજ્ઞ કર્યો હતો, તેથી મારા પર પ્રસન્ન થયેલા ભગવાન શંકરે મને ચોસઠ કળાઓનું અદ્‌ભુત જ્ઞાન આપ્યું હતું.[૩૮] વળી તેમણે મારા સમાન બ્રહ્મવાદી એવા એક હજાર પુત્રો મને આપ્યા હતા અને મારા પુત્રોને તથા મને દશ દશ લાખ વર્ષોનું આયુષ્ય અર્પણ કર્યું હતું.[૩૯]

પરાશર બોલ્યા: હે રાજન્! પૂર્વે શંકરને પ્રસન્ન કરીને મનમાં મેં ચિંતન કર્યું હતું કે, મહેશ્વર પાસેથી મને મહાતપસ્વી, મહાતેજસ્વી,

મહાયોગી, મહાયશસ્વી, વેદનો વિસ્તાર કરનાર, લક્ષ્મીના નિવાસરૂપ, બ્રહ્મનિષ્ઠ અને દયાળુ પુત્ર પ્રાપ્ત થાય, એમ હું ઇચ્છું છું.[૪૦,૪૧] તે જ ક્ષણે મારા મનના વિચારને જાણી લઈને મહાદેવે મને કહ્યું હતું કે, 'મારા ઉપરની ભક્તિના ફળથી તને કૃષ્ણ નામનો પુત્ર (એટલે વ્યાસ નામનો પુત્ર) પ્રાપ્ત થશે.[૪૨] એ તારો પુત્ર સાવર્ણિ નામના મનુના સમયમાં સપ્તર્ષિ થશે, વેદોનો વક્તા થશે અને કુરુવંશનો વૃદ્ધિકર્તા થશે.[૪૩] વળી તે પુત્ર ઇતિહાસનો રચનાર થશે, જગતનું હિત કરનાર થશે, મહેન્દ્રને પ્રિય થશે અને એક મહામુનિ થશે.[૪૪] હે પરાશર! તારો એ પુત્ર અજરામર થશે.' હે યુધિષ્ઠિર! એમ કહીને એ મહાયોગી, વીર્યવાન, અવિનાશી અને નિર્વિકાર ભગવાન ત્યાં જ અંતર્ધાન થઈ ગયા હતા.[૪૫]

માંડવ્ય બોલ્યા: હે નરપતિ! હું ચોર ન હતો, છતાં મારા પર ચોર તરીકેની શંકા લાવીને મને શૂળી પર ચઢાવવામાં આવ્યો હતો. ત્યારે શૂળી પર રહ્યે રહ્યે મેં મહાદેવની સ્તુતિ કરી હતી. તેથી એ દેવે મને કહ્યું હતું કે, 'હે બ્રાહ્મણ! આ શૂળીની શિક્ષાથી તું છૂટી જઈશ. તારું આયુષ્ય એક અબજ વર્ષનું થશે. તને શૂળીની પીડા થશે નહિ અને આધિઓ તથા વ્યાધિઓથી તું મુક્ત થઈશ.[૪૬-૪૮] હે મુનિ! તારું શરીર ધર્મના ચોથા ચરણરૂપ સત્યમાંથી જ ઉત્પન્ન થયું છે, માટે તું અનુપમ થઈશ. તારા જન્મને તું સફળ કર.[૪૯] તને સમગ્ર તીર્થોમાં નિર્વિઘ્ને સ્નાન કરવાનો સમય પ્રાપ્ત થશે. વળી હે વિપ્ર! અવિનાશી એવું ઉત્તમ સ્વર્ગસુખ પણ હું તને આપું છું.'[૫૦] હે મહારાજ! વૃષભ ઉપર બિરાજનારા, હાથીના ચર્મને ધારણ કરનારા, મહાન તેજવાળા અને દેવતાઓમાં શ્રેષ્ઠ એવા તે મહાપૂજ્ય મહેશ્વર આ પ્રમાણે કહીને પોતાના ગણોની સાથે ત્યાં જ અંતર્ધાન થઈ ગયા.

ગાલવ બોલ્યા: મારા ગુરુ વિશ્વામિત્રની આજ્ઞા થઈ, એટલે હું મારા પિતાને મળવા માટે ઘેર આવ્યો હતો.[૫૧,૫૨] તે સમયે મારી માતા દુ:ખથી અત્યંત રુદન કરતી હતી. તે મને કહેવા લાગી કે, 'હે નિર્દોષ પુત્ર! વિશ્વામિત્ર ગુરુની આજ્ઞા લઈને તું ઘેર આવ્યો છે. તું વેદોથી શોભી રહ્યો છે. તું તરુણ વયનો થયો છે અને દમગુણનિષ્ઠ થયો છે. પરંતુ તારા પિતા તને પોતાના આવા પુત્રને જોવા માટે રહી શક્યા નથી.' મારી માતાનું આ વચન સાંભળીને હું મારા પિતાનું દર્શન પામવામાં નિરાશ થઈ ગયો.[૫૩,૫૪] મેં મારા મનને એકાગ્ર કરીને મહાદેવનાં દર્શન કર્યાં એટલે તેમણે મને કહ્યું કે, 'હે પુત્ર! તું, તારા પિતા અને માતા મૃત્યુથી રહિત થશો. તું તારા ઘરમાં જા. આમ ત્યાં તને તારા પિતાનાં સત્વર દર્શન થશે.' હે યુધિષ્ઠિર! ભગવાને મને અનુજ્ઞા આપી, એટલે હું તુરત જ મારા ઘરમાં ગયો.[૫૫,૫૬] ત્યાં મેં જોયું તો મારા પિતા ઇષ્ટિ સમાપ્ત કરીને ઘરમાંથી બહાર નીકળતા હતા. તેમણે મંત્રાચમન કરીને હાથમાં દર્ભ, સમિધો તથા વૃક્ષો ઉપરથી ખરી પડેલાં ફળો ગ્રહણ કર્યાં હતાં. મારા પિતાએ મને જોતાં જ તે સર્વ પદાર્થોને નીચે મૂકી દીધા અને પ્રણામ કરીને ઊભેલા મને ભેટી પડ્યા. પછી મારું મસ્તક સૂંઘીને તેમણે મને આંસુભરી આંખે કહ્યું:[૫૭,૫૮] 'હે પુત્ર! ઘણું જ સારું થયું છે કે, વિદ્યાને સમાપ્ત કરી આવેલા તને આજ હું જોઈ શક્યો છું.'

વૈશંપાયન બોલ્યા: એ પ્રમાણે મુનિઓએ કહેલાં મહાત્મા શંકરનાં અદ્દભુત કર્મોનું શ્રવણ કરીને પાંડુપુત્ર યુધિષ્ઠિર પરમ આશ્ચર્ય પામ્યા. પછી વિષ્ણુ જેમ ઇંદ્રને કહે, તેમ બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ

શ્રીકૃષ્ણ ધર્મના નિધિરૂપ યુધિષ્ઠિરને કહેવા લાગ્યા.

વાસુદેવ બોલ્યા : સૂર્ય સમાન તેજસ્વી ઉપમન્યુએ મને કહ્યું છે:[૫૯-૬૧] ' જે પાપકર્મી મનુષ્યો પોતાનાં પાપકૃત્યોને લીધે મલિન થયેલા હોય છે, તેઓ રજોગુણી વૃત્તિવાળા હોવાથી ઈશાન દેવને શરણે જતા નથી.[૬૨] માત્ર જે બ્રાહ્મણો શુદ્ધ ભાવનાઓવાળા હોય છે, તેઓ જ શંકરને શરણે જાય છે. જે ભક્તપુરુષ સર્વથા એ પરમેશ્વરમાં ચિત્ત રાખે છે, તે અરણ્યમાં નિવાસ કરનારા શુદ્ધાત્મા મુનિઓ જેવો જ છે. જ્યારે ભગવાન શંકર પ્રસન્ન થાય છે, ત્યારે તે બ્રહ્માપણું, વિષ્ણુપણું, ઇંદ્રપણું અથવા દેવતાઓ સહિત ત્રૈલોક્યનું અધિપતિપણું પણ આપી દે છે. વળી હે તાત ! જે મનુષ્યો કેવળ માનસિક ભાવથી પણ શંકરને શરણે જાય છે, તેઓ સર્વ પાપોનો ત્યાગ કરીને દેવોની સાથે નિવાસ કરે છે. કોઈ મનુષ્ય બીજાઓએ બંધાવેલી ધર્મશાળાઓને, તળાવોને અથવા વાવકૂવાઓને ભાંગીને તોડી નાખે છે અથવા આખા જગતને અગ્નિમાં હોમી દે છે; પણ જો તે વિરૂપાક્ષદેવની પૂજા કરે છે, તો તેને લેશમાત્ર પાપ લાગતું નથી. વળી કોઈ મનુષ્ય સર્વ લક્ષણોથી રહિત હોય અથવા સર્વ પાપોથી યુક્ત હોય, પણ તે જો ભગવાન શંકરનું મનમાં ચિંતન કરે છે, તો તેનાં સર્વ પાપો નાશ પામે છે. હે કેશવ ! કીડાઓ, પક્ષીઓ, પતંગિયાંઓ અને પશુઓ પણ જો મહાદેવને શરણે જાય છે, તો તેમને કોઈ સ્થળે પણ ભય નથી. એ પ્રમાણે જ પૃથ્વી પરના જે મનુષ્યો મહાદેવની ભક્તિ કરે છે, તેઓ સંસારના સપાટામાં કદી સપડાતા જ નથી, એમ હું નિશ્ચય માનું છું.' તે પછી પણ શ્રીકૃષ્ણે ધર્મપુત્ર યુધિષ્ઠિરને આ પ્રમાણે કહ્યું.[૬૩-૭૦]

વિષ્ણુ બોલ્યા : હે અજમીઢવંશી યુધિષ્ઠિરરાજ ! સૂર્ય, ચંદ્ર, વાયુ અગ્નિ. આકાશ. પૃથ્વી. જળ, વસુઓ, વિશ્વેદેવાઓ, ધાતા, અર્યમા, શુક્ર, બૃહસ્પતિ, રુદ્રો, સાધ્યો, વરુણ, ગોપ, બ્રહ્મા, ઇંદ્ર, વાયુ, ઉપનિષદો, વેદો, યજ્ઞો, દક્ષિણા, વેદપાઠકો, સોમ, યજમાન, હવ્ય, હવિષ, રક્ષા, દીક્ષા, અનેક પ્રકારના સંયમો, સ્વાહા, વૌષટ્, બ્રાહ્મણો, કામધેનુ, ઉત્તમ ધર્મ, કાળચક્ર, બળ, યશ, ઇંદ્રિયનિગ્રહ, બુદ્ધિમાનોની સ્થિતિ, પાપ, પુણ્ય, સાત મુનિઓ, શ્રેષ્ઠ બુદ્ધિ, ઉત્તમ માનસિક દર્શન અને દૃષ્ટિથી અવલોકન, કર્મોની સિદ્ધિ, દેવોના સમુદાયો, ઉષ્ણતા સહન કરનારા તપસ્વીઓ, સોમરસનું પાન કરનારા યાજ્ઞિકો, ઇંદ્રિયનિગ્રહ કરનારા યોગીઓ, યમનિયમાદિ પાળનારા મહાત્માઓ, તુષિત નામના દેવગણો, બ્રહ્મકાય નામના દેવતાઓ, આભાસુર નામના ગંધર્વો, કેવળ ગંધ ઉપર જીવનારા મુનિઓ, કેવળ ધુમાડાનું પાન કરીને જ તૃપ્ત રહેનારા તાપસો, વાણીને નિયમમાં રાખનારાઓ, માનસિક સંયમ કરનારાઓ, શુદ્ધ આચાર પાળનારાઓ, યોગ વડે અનેક શરીરોને ધારણ કરનારા યોગીઓ, સ્પર્શ ઉપર જીવન ચલાવનારા દેવતાઓ, દૃષ્ટિમાત્રથી આજીવિકા ચલાવનારા દેવતાઓ, ઘીનું પાન કરીને રહેનારા તપોધનો, સંકલ્પમાત્રમાં ઇષ્ટ વસ્તુને પ્રકાશિત કરનારા સિદ્ધ પુરુષો, દેવોમાં મુખ્ય ગણાતા દેવો, બીજા સર્વ દેવતાઓ, ગરુડ, ગંધર્વો, પિશાચો, દાનવો, યક્ષો, ચારણો, સર્પો, તેમ જ સ્થૂળ, સૂક્ષ્મ, મૃદુ,કઠોર,દુઃખ,સુખ,દુઃખ પછી પ્રાપ્ત થનારું સુખ, સાંખ્ય, યોગ એ અને સર્વશ્રેષ્ઠના કરતાં પણ શ્રેષ્ઠ એવી જે કંઈ વસ્તુ મેં કહી છે, તે સમગ્ર કેવળ શંકરથી જ ઉત્પન્ન થયેલી છે, એમ તમારે જાણવું.' વળી પ્રાણીમાત્રને ઉત્પન્ન કરનારા જે શ્રેષ્ઠ દેવતાઓ આ ભુવનનું રક્ષણ કરે છે, તેઓ સર્વે એ મહાદેવથી જ ઉત્પન્ન થયા છે, તેમ જ જેઓ આ પૃથ્વીમાં પ્રવેશ કરીને તે દેવની પુરાતની સૃષ્ટિનું

રક્ષણ કરે છે, તેઓ સર્વે પણ એ શંકરથી જ ઉત્પન્ન થયા છે. જે તત્ત્વને અનેક તપસ્વીઓ તપશ્ચરણ દ્વારા શોધી રહ્યા છે અને જેની અપેક્ષાએ બીજાં સર્વ તત્ત્વો અત્યંત સ્થૂળ છે, તે વાણી તથા મનના અવિષયભૂત તત્ત્વને હું મોક્ષ સંપાદન કરવા માટે નમન કરું છું. સર્વના પ્રભુ અને સદાય નિર્વિકાર તે શંકરદેવની આપણે સ્તુતિ કરીએ છીએ, માટે તે ભગવાન આપણને ઇચ્છિત વરો આપો.[૭૨-૭૯] જે પુરુષ ઇંદ્રિયોને નિયમમાં રાખીને, પવિત્રતા જાળવીને તથા અખંડ રીતે નિયમોનું પાલન કરીને બરાબર એક માસ સુધી સાવધાનપણે આ સ્તોત્રનો પાઠ કરે છે, તે પુરુષને અશ્વમેધ યજ્ઞ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તે ફળ પ્રાપ્ત થાય છે.[૮૦] હે પાર્થ ! આ સ્તોત્રનો પાઠ કરીને પ્રત્યેક બ્રાહ્મણ સમગ્ર વેદોને સંપાદન કરી શકે છે; આ સ્તોત્રનો પાઠ કરીને પ્રત્યેક રાજા આખી પૃથ્વીને જીતી શકે છે; આ સ્તોત્રનો પાઠ કરીને પ્રત્યેક વૈશ્ય વ્યાપારિક ઉત્તમ લાભ મેળવી શકે છે; અને આ સ્તોત્રનો પાઠ કરીને પ્રત્યેક શૂદ્ર આ લોકમાં સુખ અને પરલોકમાં ઉત્તમ ગતિ પ્રાપ્ત કરી શકે છે.[૮૧] અનેક યશસ્વી પુરુષોએ સર્વ દોષોનો નાશ કરનારા, પુણ્યદાયી અને પવિત્ર એવા આ સ્તોત્રનું શરણ લઈને પોતાના મનને શંકરમાં લય કરી દીધું છે.[૮૨] જે મનુષ્ય આ સ્તોત્રનો નિત્ય પાઠ કરે છે તેના શરીરમાં જેટલાં રુંવાટાંનાં છિદ્રો છે, તેટલાં હજાર વર્ષો પર્યંત તે સ્વર્ગમાં નિવાસ કરે છે.[૮૩]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'મેઘવાહનપર્વાખ્યાન' નામનો અધ્યાય ૧૮મો સમાપ્ત

## अध्याय १९मो

### અષ્ટાવક્ર અને દિશાનો સંવાદ

॥ युधिष्ठिर उवाच ॥

यदिदं सह धर्मेति प्रोच्यते भरतर्षभ ।
पाणिग्रहणकाले तु स्त्रीणामेतत्कथं स्मृतम् ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા : હે ભરતશ્રેષ્ઠ ભીષ્મપિતામહ ! સ્ત્રીઓના પાણિગ્રહણ સમયે 'સહોભૌ ધર્મં ચરતાં-તમે બન્ને સાથે રહીને ધર્માચરણ કરો' એવી શાસ્ત્રીય આજ્ઞા કરવામાં આવે છે, તે શા માટે ! તેનો ઉદ્દેશ શો છે ![૧] શું એ આર્ષધર્મ છે ! (અર્થાત વૈદિક મંત્રોથી પ્રકાશમાં આવેલો શ્રૌતસ્માર્ત ક્રિયારૂપ ધર્મ છે !) અથવા કેવળ પ્રજોત્પાદન કરવા માટે જ તે ધર્મનો ઉપદેશ આપવામાં આવે છે ! અથવા કેવળ ઇંદ્રિયોને તૃપ્ત કરવા માટે જ પૂર્વકાળના મહર્ષિઓએ સહધર્માચરણ કરવાનું કહ્યું છે ![૨] આ વિષયમાં મને અતિમહાન સંશય ઉત્પન્ન થયો છે. મને લાગે છે કે, એ સહધર્મનો ઉપદેશ કેવળ વિરુદ્ધ જ છે. વળી દાંપત્યભાવથી જોડાયેલાં સ્ત્રીપુરુષોએ આ લોકમાં જે સહધર્માચરણ કરેલું હોય છે, તેનો મરણ પછી પરલોકમાં ક્યાં ઉપયોગ છે ! (કેમ કે આ લોકમાં સાથે રહીને ધર્માચરણ કરનારાં સ્ત્રી-પુરુષો પરલોકમાં એકત્ર ક્યાં રહી શકે છે ![૩] હે પિતામહ ! સહધર્મનું ફળ મરણ પામેલાઓને સ્વર્ગપ્રાપ્તિરૂપ જ હોવું જોઈએ. પરંતુ સ્ત્રી અને પુરુષમાંથી એકનું મરણ પ્રથમ થાય છે અને બીજાનું મરણ પાછળથી થાય છે, ત્યારે તેમને સહધર્માચરણનું ફળ ક્યાં મળે છે અને તેઓ કેવી રીતે એકત્ર રહી શકે છે તે મને કહો.[૪] કેમ કે જગતના સર્વ મનુષ્યો ભિન્ન ભિન્ન ધર્મોનું આચરણ કરનારા હોઈને જુદાં જુદાં ફળને પામે છે. એ જુદાં જુદાં કર્મોની વાસનાઓવાળા હોઈને અનેક પ્રકારનાં નરકોમાં સ્થિતિ કરે છે. (તો પછી સહ-

ધર્મનું આચરણ કરનારાં સ્ત્રીપુરુષોની પરલોકમાં એકત્ર સ્થિતિ રહી શકે, એ કેમ સંભવી શકે? અને એ જો ન સંભવી શકે તો પછી સહધર્માચરણનું પારલૌકિક ફળ શું?)[૫] વળી સૂત્રકારનો એ સિદ્ધાંત છે કે, 'अनृताः स्त्रियः। સ્ત્રીઓ અસત્યની જ મૂર્તિઓ હોય છે.' આમ હે તાત! જો સ્ત્રીઓને અસત્યવાદિની જ કહેવામાં આવી છે, તો તેમની સાથે રહીને સહધર્મ ક્યાંથી થઈ શકે?[૬] વળી વેદમાં પણ કહ્યું છે કે, 'अनृताः स्त्रियः। સ્ત્રીઓ અસત્યમય હોય છે.' આ ઉપરથી તો એમ જ જણાય છે કે, સહધર્મ એ એક જાતનો ગૌણ ધર્મ છે, વાસ્તવિક ધર્મ નથી, અથવા સહધર્મ એ એક જાતનો અધર્મ જ છે, છતાં એની ક્રિયાવિધિને કેવળ ઔપચારિક જ ધર્મવિધિ કહેવામાં આવે છે.[૭×] હે પિતામહ! આ સહધર્મના સંબંધમાં મને નિરંતર વિચાર આવ્યા કરે છે, તોપણ હું એના મુખ્ય ઉદ્દેશને સમજી શકતો નથી. તે ઉપરથી મને જણાય છે કે, એ વાત ઘણી જ ગહન હશે, દુર્બોધ્ય હશે. માટે તમે વેદમાં કહ્યું હોય તે પ્રમાણે જ કહીને મને આ સહધર્મના વિષયમાં સંપૂર્ણ રીતે સંદેહરહિત કરો.[૮] હે મહાબુદ્ધિમાન પિતામહ! આ સહધર્મનો પ્રચાર જે સમયે થયો હોય, જેવા રૂપમાં થયો હોય અને જે પ્રકારે થયો હોય, તે સર્વ તમે મને કહો.[૯]

ભીષ્મ બોલ્યા : હે ભારત! આ વિષયમાં પણ ઋષિ અષ્ટાવક્ર અને દિશાની અધિષ્ઠાત્રી દેવીના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૧૦] પૂર્વે મહાતપસ્વી અષ્ટાવક્રને જ્યારે લગ્ન કરવાની ઇચ્છા થઈ હતી, ત્યારે તેમણે મહાત્મા વદાન્યઋષિની પાસે તેમની કન્યાનું માગું કર્યું.[૧૧] વદાન્ય ઋષિની તે કન્યાનું નામ સુપ્રભા હતું. તે રૂપમાં આખી પૃથ્વીમાં અજોડ હતી. વળી તે ગુણ, પ્રભાવ, શીલ તથા ચારિત્ર્યથી શોભી રહી હતી. જેમ વસંતઋતુના સમયમાં પુષ્પોથી વ્યાપ્ત થયેલી વિચિત્ર વનરાજી, જોનારાના મનનું હરણ કરે છે. તેમ સુંદર નેત્રવાળી તે કન્યાએ દર્શનમાત્રમાં જ અષ્ટાવક્રના મનને હરણ કરી લીધું હતું.[૧૨,૧૩] તે પછી વદાન્યઋષિએ અષ્ટાવક્રને કહ્યું કે, 'હું મારી કન્યા તને જ આપીશ, તું સાંભળ. તું પ્રથમ પવિત્ર ઉત્તર દિશામાં જા અને ત્યાં જે કંઈ જોવાનું છે તે જોઈ આવ.[૧૪]

અષ્ટાવક્ર બોલ્યા : આપે મને કહેવું જોઈએ કે, ત્યાં ઉત્તરદિશામાં મારે શું જોવું જોઈએ? તમે મને જે પ્રમાણે કહેશો તે પ્રમાણે જ હમણાં હું કરીશ.[૧૫]

વદાન્ય બોલ્યા : ઉત્તર દિશામાં કુબેરના નિવાસસ્થાનને તથા હિમાલય પર્વતને ઓળંગીને તું આગળ જજે. ત્યાં સિદ્ધો તથા ચારણોથી સેવાયેલું રુદ્રનું એક નિવાસસ્થાન તારા જોવામાં આવશે.[૧૬] ત્યાં શંકરના વિવિધ આકારનાં મુખવાળા અનેક પાર્ષદો હર્ષમાં આવીને નૃત્ય કરી રહ્યા છે. વળી બીજા અનેક પ્રકારના પિશાચો ત્યાં શરીર ઉપર દિવ્ય અંગરાગોનું લેપન કરીને તે પ્રભુનું સેવન કરી રહ્યા છે.[૧૭] તે સર્વે જ્યારે નૃત્ય કરે છે, ત્યારે હાથમાં તાલ, સુતાલ વગેરે વાદિત્રો રાખે છે અને હર્ષપૂર્વક વીજળીની પેઠે ઘણી જ ઝડપથી કૂદકીઓ કરે છે. વળી ભ્રમણ કર્યા વિના ઊભા રહીને પણ તેઓ શંકરની સેવા કર્યા કરે છે.[૧૮] અમે સાંભળ્યું છે કે, હિમાલયની સમીપ રહેલું તે દિવ્ય સ્થાન શંકરને ઘણું જ પ્રિય છે; તેથી એ દેવ સદાને માટે ત્યાં નિવાસ કરે છે અને પૂર્વોક્ત

× કહેવાનો આશય એ છે કે, મરણ પછીની મનુષ્યોની ગતિઓનો વિચાર કરતાં અને સ્ત્રીઓના દુષ્ટ સ્વભાવ તરફ દૃષ્ટિ કરતાં જણાય છે કે, સહધર્મ એ કેવળ અધર્મરૂપ જ છે અથવા આસુરી ધર્મ છે–ઇંદ્રિયોને તૃપ્ત કરવાનો જ એક માર્ગ છે.

પાર્ષદો પણ ત્યાં જ રહે છે.[૧૯] વળી દેવી પાર્વતીએ શંકરને પ્રાપ્ત કરવા માટે તે જ સ્થળે મહાકઠિન તપ કર્યું હતું; તેથી એ સ્થાન શિવપાર્વતીને અત્યંત પ્રિય છે, એમ અમે સાંભળ્યું છે.[૨૦] તે શંકરના નિવાસસ્થાનથી ઉત્તર તરફ મહાપાર્શ્વ નામનો એક પર્વત છે. ત્યાં પૂર્વે ઋતુઓ, કાળરાત્રિ, દેવતાઓ અને મનુષ્યો પોતાનાં મૂર્તિમાન શરીર ધારણ કરીને શંકરદેવની ઉપાસના કરી રહ્યાં હતાં, એ ભવનને પણ ઓળંગીને તારે આગળ જ ચાલ્યા જવું.[૨૧,૨૨] પછી મેઘમંડળના જેવો એક શ્યામ વનપ્રદેશ તારા જોવામાં આવશે. એનો દેખાવ ઘણો જ રમણીય અને મનનું આકર્ષણ કરે તેવો છે. ત્યાં એક સ્ત્રી તારા જોવામાં આવશે.[૨૩] એ સ્ત્રી વૃદ્ધ છે, તપસ્વિની છે, મહાભાગ્યશાળી છે, બ્રહ્મચર્યની દીક્ષાને ધારણ કરનારી છે અને ક્રિયાનિષ્ઠ છે. તારે તે સ્ત્રીનાં દર્શન કરવાં અને યત્નપૂર્વક તેનું પૂજન કરવું. જ્યારે તું એ સ્ત્રીનાં દર્શન કરીને પાછો આવીશ, ત્યારે મારી કન્યાનું પાણિગ્રહણ કરી શકીશ. માટે મારું આ વચન તને જો માન્ય હોય, તો જા અને સર્વ કાર્ય સિદ્ધ કર.[૨૪,૨૫]

અષ્ટાવક્ર બોલ્યા: બહુ સારું, તમે મને જ્યાં જવાનું કહો છો ત્યાં હું અવશ્ય જાઉં છું. હે સાધુપુરુષ! હું મારું કાર્ય સિદ્ધ કરું, એટલે તમે તમારી વાણીને સત્ય કરજો.[૨૬]

ભીષ્મ બોલ્યા: એમ કહીને ભગવાન અષ્ટાવક્ર શ્રેષ્ઠ ઉત્તર દિશા તરફ ચાલી નીકળ્યા અને સિદ્ધો તથા ચારણોથી સેવાયેલા મહાગિરિ હિમાલયની સમીપ જઈ પહોંચ્યા.[૨૭] આમ બ્રાહ્મણશ્રેષ્ઠ અષ્ટાવક્ર મહાગિરિ હિમાલય પાસે જઈને પવિત્ર અને ધર્મશાલિની નદી બાહુદાના તટ ઉપર ગયા.[૨૮] ત્યાં અશોક નામનું એક પવિત્ર તીર્થ છે. તેમાં તેમણે સ્નાન કર્યું તથા દેવતાઓનું તર્પણ વગેરે કર્યું. ત્યાં તેમણે રાતવાસો કરવા માટે દર્ભની એક શય્યા તૈયાર કરી અને તેના પર તે સુખથી સૂતા.[૨૯] પછી રાત્રિ વીતી ગઈ અને પ્રભાત થયું, એટલે તે બ્રાહ્મણ ઊઠ્યા. તેમણે સ્નાનસંધ્યાદિ નિત્યકર્મો કરી અગ્નિ પ્રકટ કર્યો અને વેદના મુખ્ય મંત્રોથી તેની સ્તુતિ કરી.[૩૦] હવે ત્યાં એક ધરા ઉપર આવેલા મંદિરમાં શિવપાર્વતીનાં દર્શન કરી તેમણે એક ક્ષણવાર ત્યાં વિશ્રાંતિ લીધી અને પછી ત્યાંથી ઊઠીને તે કૈલાસ તરફ ગયા. ત્યાં ગયા પછી તેમણે કાંતિથી અત્યંત ઝળકી રહેલું એક સુવર્ણદ્વાર જોયું અને તેની સમીપ મહાત્મા કુબેરનું મંદાકિની નામનું સરોવર જોયું.[૩૧,૩૨] ત્યાં કેટલાએક રાક્ષસો એ સરોવરની ચોતરફથી રક્ષા કરતા હતા. તેઓ મણિભદ્ર નામના પોતાના મુખ્ય નાયકને આગળ કરી ભગવાન અષ્ટાવક્રની સામા આવ્યા.[૩૩] એટલે અષ્ટાવક્રે પણ તે ભયંકર પરાક્રમી રાક્ષસોને સામું માન આપ્યું અને કહ્યું કે, 'હું અહીં આવ્યો છું' તે સમાચાર સત્વર કુબેરને તમે જણાવો.[૩૪] હે રાજન્! તે પછી એ રાક્ષસોએ 'તથાસ્તુ' કહીને તે સમાચાર કુબેરને જણાવ્યા અને કુબેર પાસેથી પાછા આવી ભગવાન અષ્ટાવક્રને આ પ્રમાણે કહ્યું: 'આ કુબેરરાજ પોતે અહીં આપની પાસે આવે છે.[૩૫] આપના આવ્યાના સમાચાર તે ભગવાનને અમે જણાવ્યા છે, માટે તેજથી જાજ્વલ્યમાન જણાતા એ મહાભાગનાં તમે દર્શન કરો.'[૩૬] તે પછી રાજા કુબેર નિર્દોષ અષ્ટાવક્ર પાસે આવ્યા. તેમણે વિધિપૂર્વક કુશળ સમાચાર પૂછી એ બ્રહ્મર્ષિને કહ્યું: 'આપ અહીં સુખેથી આવ્યા છો ને? બોલો, મારા તરફથી આપને કયા કાર્યની ઇચ્છા છે? હે બ્રાહ્મણ! આપ મને જે કંઈ કહેશો તે સર્વ હું કરીશ.[૩૭,૩૮] હે બ્રાહ્મણશ્રેષ્ઠ! તમે મારા રાજ્યમહેલમાં પધારો. ત્યાં હું તમારો સત્કાર કરીશ.

પછી મારા દ્વારા કાર્ય સમાપ્ત કરીને તમે ઇચ્છાનુસાર નિર્વિઘ્ને જજો.[૩૯] એમ કહીને કુબેરે તે બ્રાહ્મણોત્તમને સાથે લઈને પોતાના રાજગૃહમાં પ્રવેશ કર્યો અને ત્યાં તેમને પોતાનું આસન, પાદ્ય તથા અર્ઘ્ય વગેરે અર્પણ કર્યાં. પછી કુબેર અને અષ્ટાવક્ર ત્યાં બેઠા, એટલે કુબેરના અનુચરો મણિભદ્ર વગેરે યક્ષો, ગંધર્વો તથા કિન્નરો પણ ત્યાં આવીને પોતપોતાને સ્થાનકે બેઠા.[૪૦,૪૧] તે સમયે તેમને ત્યાં બેઠેલા જોઈ કુબેરે અષ્ટાવક્રને કહ્યું કે, 'આ સમયે આપનો અતિથિસત્કાર કરવો અને આપની સેવા કરવી એ જ અમારું મુખ્ય કર્તવ્ય છે; માટે જો આપની આજ્ઞા હોય તો આપની ઇચ્છાનુસાર આ અપ્સરાઓના સમુદાયો નૃત્યનો આરંભ કરે.' તે સાંભળી મુનિએ મધુર વાણીથી કહ્યું કે, 'ભલે ત્યારે, તેઓ નૃત્યનો આરંભ કરે.' આમ મુનિએ અનુમતિ આપી, એટલે તુરત જ ઉર્વરા, મિશ્રકેશી, રંભા, ઉર્વશી, અલંબુષા, ધૃતાચી, ચિત્રા, ચિત્રાંગદા, રુચિ, મનોહરા, સુકેશી, સુમુખી, હાસિની, પ્રભા, વિદ્યુતા, પ્રશમી, દાંતા, વિદ્યોતા અને રતિ વગેરે અનેક નૃત્યપ્રિય સુંદર અપ્સરાઓએ નૃત્ય કરવાનો આરંભ કર્યો. વળી ત્યારે બીજી તરફથી ત્યાં બેઠેલા ગંધર્વોએ વિવિધ પ્રકારનાં વાદિત્રો વગાડવા માંડ્યાં.[૪૨-૪૬] એ રીતે દિવ્ય સંગીતનૃત્યનો ત્યાં આરંભ થયો અને મહાતપસ્વી ઋષિ અષ્ટાવક્ર ત્યાં બેસી રહ્યા. એમાં ને એમાં દેવતાઓનું એક વર્ષ પસાર થઈ ગયું અને એક વર્ષ સુધી તેમણે આનંદ કર્યો.[૪૭] પછી કુબેરરાજે ભગવાન અષ્ટાવક્રને કહ્યું કે, 'હે વિપ્ર! ગાંધર્વ નામના આ દિવ્ય વિષયનું નિરીક્ષણ કરતાં કરતાં લગભગ એક વર્ષ ઉપરનો સમય તો વીતી ગયો છે.[૪૮] ખરેખર, હે બ્રહ્મન્! આ વિષય ચિત્તનું હરણ કરી લે તેવો છે; તોપણ હે વિપ્ર! આપ જો કહેતા હો તો આપની ઇચ્છા પ્રમાણે તેને ચાલુ જ રાખીએ.[૪૯] કેમ કે તમે અમારા અતિથિ છો, માટે અમારે પૂજવા યોગ્ય છો. આ ઘર તમારું પોતાનું જ છે, માટે સર્વ પ્રકારની સત્વર આજ્ઞા કરો. અમે આપને અધીન રહેનારા જ છીએ.[૫૦] તે સાંભળી ભગવાન અષ્ટાવક્ર પ્રસન્ન થઈને કુબેર પ્રત્યે કહેવા લાગ્યા : 'હે ધનેશ્વર! તમે યથાયોગ્ય રીતે મારો સત્કાર કર્યો છે. હવે હું જઈશ.[૫૧] હે ધનાધિપતિ! તમારું સર્વ યોગ્ય આતિથ્ય પામીને હું પ્રસન્ન થયો છું. હવે હે ભગવન્! તમારી કૃપાથી અને મહર્ષિ મહાત્મા વદાન્યની આજ્ઞાથી આજે હું જઈશ. તમારું કલ્યાણ થાઓ અને તમે સંપત્તિમાન થાઓ.' આમ કહીને ભગવાન અષ્ટાવક્ર કુબેરને ઘેરથી નીકળી પડ્યા અને ઉત્તર દિશા તરફ ચાલતા થયા.[૫૨,૫૩] તેમણે કૈલાસ, મંદરાચળ અને મેરુ વગેરે અનેક મોટા પર્વતોમાં મુસાફરી કરી અને છેવટે કૈરાત÷ નામના ઉત્તમ સ્થાનમાં તે જઈ પહોંચ્યા.[૫૪] એ સ્થાનમાં સાવધાનીપૂર્વક પૃથ્વી× ઉપર ઊતરીને નમ્ર મસ્તકથી તેમણે પ્રદક્ષિણા કરી, તેથી તેમનું મન અત્યંત પવિત્ર થયું.[૫૫] આમ તે ત્રણે પર્વતની પ્રદક્ષિણા કરીને તે અષ્ટાવક્ર ઉત્તર દિશા તરફ મુખ કરીને પ્રસન્નતાપૂર્વક પૃથ્વીના સપાટ પ્રદેશમાં આગળ વધ્યા.[૫૬] તેવામાં બીજો એક સુંદર વનપ્રદેશ તેમના જોવામાં આવ્યો. તેમાં સર્વ ઋતુઓમાં ઉત્પન્ન થનારાં કંદમૂળો તથા ફળો ઉત્પન્ન થતાં હતાં, અનેક જાતનાં પક્ષીઓ કલ્લોલ કરી રહ્યાં હતાં અને જ્યાંત્યાં રમણીય ભૂમિકાઓથી તે વનવિભાગ શોભી રહ્યો હતો. તે વનમાં ભગવાન અષ્ટાવક્રે એક દિવ્ય આશ્રમ જોયો. તેની આસપાસ રત્નોથી ઝળકી રહેલા

÷ કિરાત(ભિલ)નો વેષ ધારણ કરીને મહાદેવે ત્યાં નિવાસ કર્યો હતો, માટે તે સ્થાનને કૈરાતસ્થાન કહે છે.

× આ ઉપરથી જણાય છે કે, અષ્ટાવક્ર આકાશમાર્ગે ઉત્તર દિશામાં જઈ રહ્યા હતા.

વિવિધાકૃતિ સુવર્ણપર્વતો દીપી રહ્યા હતા, તેમ જ મણિમય ભૂમિમાં અનેક તળાવડીઓ વિરાજી રહી હતી.[૫૭-૫૯] વળી બીજાં અનેક સુંદર ક્ષેત્રો ત્યાં દેખાતાં હતાં. તે જોઈને શુદ્ધાત્મા મહર્ષિ અષ્ટાવક્રનું મન અત્યંત પ્રસન્ન થયું.[૬૦] તે પછી તેમણે આજુબાજુ દૃષ્ટિ કરી, એટલે સર્વ પ્રકારનાં રત્નોથી જડેલું અને તદ્દન સુવર્ણનું જ એવું એક દિવ્ય ઘર તેમની નજરે પડ્યું. તેનો દેખાવ ઘણો જ અદ્‌ભુત હતો અને કુબેરના ઘર કરતાં પણ તે ઘણું શ્રેષ્ઠ હતું.[૬૧] તે ઘરની ચોતરફ મણિના તથા સુવર્ણના અનેક મોટા પર્વતો હતા, સુંદર વિમાનો હતાં અને ભાતભાતનાં રત્નો હતાં.[૬૨] તેની સમીપ જ કલ્પવૃક્ષનાં પુષ્પોથી ભરેલી મંદાકિની નદી વહી જતી હતી. ત્યાંની ભૂમિ મણિઓ તથા હીરાઓથી શોભાયમાન હોઈને કાંતિથી ઝળહળી રહી હતી.[૬૩] તેની આસપાસ વિચિત્ર મણિજડિત તોરણોવાળાં અનેક પ્રકારનાં ભવનો દીપી રહ્યાં હતાં. એ ભવનોમાં ફરતી મોતીની સેરો લટકાવી હતી, અને એમની ભીંતોમાં મણિઓ તથા રત્નો પ્રકાશી રહ્યાં હતાં.[૬૪] વળી તેમનો દેખાવ રમણીય તથા સુંદર હોઈને પ્રેક્ષકનાં મનને તથા દૃષ્ટિને હરી લેતો હતો. તે આશ્રમ અનેક ઋષિઓથી ભરપૂર હતો, તેથી ઘણો જ મનોહર દેખાતો હતો.[૬૫] હવે મહર્ષિ અષ્ટાવક્રને ચિંતા થઈ પડી કે, 'તે વૃદ્ધ સ્ત્રી અહીં કયે સ્થળે નિવાસ કરતી હશે?' પછી તે ઋષિ તેના બારણાની પાસે જઈને ઊભા રહ્યા અને બોલ્યા :[૬૬] 'અરે ઓ! આ હું એક અતિથિ અહીં આવ્યો છું. ઘરમાં જે કોઈ હોય, તે આ જાણી લે.' તે સાંભળીને તુરત જ એ ઘરમાંથી કેટલીએક કન્યાઓ ટોળે વળીને બહાર આવી.[૬૭] હે મહારાજ! એ સાત કન્યાઓ* ભિન્નભિન્ન રૂપવાળી હતી અને તેઓ સર્વે મનોહર હતી. અષ્ટાવક્ર જે જે કન્યા સામે જોતા હતા તે તે તેમના મનને હરી લેતી હતી.[૬૮] એ ઋષિનું મન એટલું બધું આકર્ષાઈ જતું હતું કે, તે તેને અટકાવવા માટે અશક્ત થઈ પડતા હતા. આથી તેમને ઘણું જ દુઃખ થતું હતું. પછી તે બુદ્ધિમાન બ્રાહ્મણને મનમાં ધીરજ આવી.[૬૯] તેવામાં પેલી સાતે પ્રમદાઓએ તેમને કહ્યું કે, 'હે ભગવન્! આપ આ ઘરમાં પ્રવેશ કરો.' એટલે તે કન્યાઓના સુંદર રૂપથી તેમ જ તે ભવનથી આશ્ચર્યચકિત થઈ ગયેલા તે બ્રાહ્મણ ઘરમાં દાખલ થયા. ત્યાં તેમણે એક પળિયાંવાળી સ્ત્રીને જોઈ. તેણે નિર્મળ વસ્ત્રો પહેર્યાં હતાં. તે વૃદ્ધ હતી, એક પલંગ ઉપર બેઠી હતી અને સર્વ પ્રકારના અલંકારોથી શોભી રહી હતી. એને જોઈને અષ્ટાવક્રે 'સ્વસ્તિ' કહીને આશીર્વાદ આપ્યો, એટલે તે સ્ત્રીએ પણ સામું સ્વાગતવચન કહ્યું.[૭૦-૭૨] પછી પલંગ પરથી ઊભી થઈને તેણે એ બ્રાહ્મણને કહ્યું : 'આપ આ આસન પર બિરાજો.'

અષ્ટાવક્ર બોલ્યા : આ સર્વ સ્ત્રીઓ પોતપોતાને ઘેર ભલે ચાલી જાય. માત્ર જ્ઞાનસંપન્ન અને શાંત ચિત્તવાળી એવી એક જ સ્ત્રી મારી પાસે રહે; બાકીની સર્વે સ્ત્રીઓ પોતાની ઇચ્છાનુસાર ભલે જતી રહે.

એટલે પેલી સર્વ કન્યાઓ ઋષિની પ્રદક્ષિણા કરીને ઘરમાંથી બહાર નીકળી ગઈ. માત્ર પેલી એક વૃદ્ધ સ્ત્રી જ ત્યાં જ ઊભી રહી. પછી તે સુંદર પલંગ ઉપર શયન કરતાં કરતાં ઋષિએ પેલી વૃદ્ધ સ્ત્રીને કહ્યું :[૭૩-૭૫] 'હે ભદ્રા! તું પણ હવે સૂઈ જા, કેમ કે રાત્રિ થઈ ગઈ છે.' આમ તે બ્રાહ્મણે પેલી વૃદ્ધ સ્ત્રીને વાતચીતમાં કહી દીધું.[૭૬] એટલે તે બીજા એક તેજસ્વી દિવ્ય

* સાત દિશાઓની સાત અધિષ્ઠાત્રી દેવીઓ જ કન્યાઓનું સ્વરૂપ ધારણ કરીને આવી હતી, એમ સમજવું.

શયનમાં સૂતી. પછી અમુક સમય વ્યતીત થયો. એટલે તે સ્ત્રી સર્વાંગે ધ્રૂજવા લાગી અને તે 'ઠંડી લાગે છે' એવું બહાનું કાઢીને મહર્ષિના શયન ઉપર ચડી ગઈ. એટલે ભગવાન અષ્ટાવક્રે સ્વાગતવચન કહીને તેનો આદર કર્યો.[૭૭,૭૮] હે રાજવર! તે વૃદ્ધાએ ઋષિને પોતાની બન્ને ભુજાઓથી પ્રીતિપૂર્વક આલિંગન કર્યું, છતાં ઋષિ તો કાષ્ઠ અને ભીંતની પેઠે છેક નિર્વિકાર જ રહ્યા.[૭૯] આ જોઈને તે સ્ત્રી મનમાં દુઃખી થઈ અને તેણે ઋષિની સાથે વાત કરવા માંડી : 'હે બ્રહ્મન્! સ્ત્રીઓને પુરુષ દ્વારા કામનાપૂર્તિ કરવાથી જ ધીરજ મળે છે તેથી બીજી કોઈ ધીરજ તેમને હોતી નથી.[૮૦] હું કામ વડે મોહિત થઈ ગઈ છું અને તેથી જ હું તમારી પાસે આવી છું; માટે તમે મને સેવો. હે બ્રહ્મર્ષિ! તમે પ્રસન્ન થાઓ. તમે મારી સાથે સમાગમ કરો.[૮૧] હે વિપ્ર! તમે મને આલિંગન કરો. તમારા સંબંધમાં આવીને હું અત્યંત કામાતુર બની ગઈ છું. વળી હે ધર્માત્મન્! મારી સાથે સમાગમ કરવો, એ જ તમારા તપનું ઉત્તમ ફળ છે.[૮૨] જ્યારથી મેં તમારાં દર્શન કર્યાં છે, ત્યારથી જ હું તમને ભજી રહી છું. મને તમે ભજો–ભોગવો. મારું આ સર્વ ધન અને બીજી જે કાંઈ વસ્તુ તમારા જોવામાં આવે છે, તે સમગ્રના તમે સંપૂર્ણ રીતે સ્વામી થાઓ. તમે મારા પોતાના પણ સ્વામી થાઓ. આમાં કંઈ સંશય નથી. હું તમારી સર્વ કામનાઓ પૂર્ણ કરીશ. માટે હે વિપ્ર! સર્વ ઇચ્છિત ફળને આપનારા આ રમણીય વનમાં તમે મારી સાથે રમણ કરો. હું તમને અધીન રહીશ. પણ તમે મારી સાથે રમો.[૮૩–૮૫] આપણે દિવ્ય તથા માનુષી એવા સર્વ પ્રકારના ભોગો ભોગવીશું. વળી સ્ત્રીઓને પુરુષના સંસર્ગ વિના બીજું કંઈ પણ વિશેષ સુખ નથી. અમારા સ્ત્રીજન્મનું એ જ સર્વોત્તમ ફળ છે. સ્ત્રીઓને જ્યારે કામદેવની પ્રેરણા થાય છે, ત્યારે તેઓ પોતાની ઇચ્છામાં આવે તેમ વર્તે છે. ત્યારે ચાલી નીકળતી સ્ત્રીઓ ધગધગતી રેતીથી પણ દાઝતી નથી.'

અષ્ટાવક્ર બોલ્યા : હે ભદ્રા! પરસ્ત્રી સાથે હું કોઈ રીતે પણ ગમન કરતો નથી.[૮૬–૮૮] કેમ કે ધર્મશાસ્ત્રવેત્તા વિદ્વાનોએ પરસ્ત્રીના સ્પર્શમાત્રને પણ દોષપાત્ર ગણેલો છે. વળી હે ભદ્રા! સત્યના સોગંદ ખાઈને હું તને કહું છું કે, શાસ્ત્રવિધિ પ્રમાણે મારી લગ્ન કરવાની જ ઇચ્છા છે એમ તારે નક્કી જાણવું.[૮૯] મને વિષયો ઉપર પ્રીતિ નથી. છતાં માત્ર ધર્મને માટે જ વિધિપૂર્વક લગ્ન કરીને પ્રજા ઉત્પન્ન કરવી, એવો મારો નિશ્ચય છે. એ રીતે પુત્રો ઉત્પન્ન કરીને હું દિવ્ય લોકોમાં જઈ શકીશ, એમાં કંઈ સંશય નથી.[૯૦] હે ભદ્રા! તું પણ ધર્મના રહસ્યને જાણ અને અધર્મ કરતાં અટક.

સ્ત્રી બોલી : હે બ્રાહ્મણ! સ્ત્રીઓને કામ ઉપર જેવી પ્રીતિ હોય છે, તેવી તેમને વાયુ, અગ્નિ, વરુણ કે બીજા કોઈ પણ દેવ ઉપર પ્રીતિ હોતી નથી; કેમ કે સ્ત્રીઓ રતિશીલ હોય છે, સહસ્ર સ્ત્રીઓમાં માત્ર એકાદ જ સ્ત્રી કદાચ પતિવ્રતા હશે, અથવા એક લાખ સ્ત્રીઓમાં કોઈ એક જ સ્ત્રી પાતિવ્રત્ય પાળનારી મળી શકશે. તેઓ પિતાની, કુળની, માતાની, ભાઈઓની, ભર્તાની, પુત્રોની કે દિયરોની કોઈની પણ મર્યાદા રાખતી નથી. મોટી નદીઓ જેમ કાંઠાઓને તોડી પાડે છે, તેમ રતિલીલામાં લળકતી સ્ત્રીઓ પોતાના કુળનો નાશ કરી નાખે છે, એ પ્રમાણે પ્રજાપતિએ પોતે સ્ત્રીઓના સર્વ દોષોનો સત્વર વિચાર કરીને કહ્યું છે.[૯૧–૯૪]

ભીષ્મ બોલ્યા : પછી ઋષિએ મનને એકાગ્ર કરી તે વૃદ્ધ સ્ત્રીને કહ્યું કે, 'તું જરા સ્વસ્થ થઈને બેસ. હરકોઈ ઇચ્છા પ્રથમ રુચિથી જ

ઉત્પન્ન થાય છે, એ વિષેનો મનમાં વિચાર કર. (અર્થાત્ તને કામ ઉપર રુચિ થઈ છે તેથી તું મને ઇચ્છે છે, પણ મને કામ ઉપર રુચિ નથી; તેથી હું તને સ્પર્શ કરવાની ઇચ્છા રાખતો નથી.) તારે મારી પાસેથી બીજું જે કંઈ કરવાનું હોય તે તું મને કહે.[૯૫] તે સાંભળી પેલી સ્ત્રીએ કહ્યું કે, 'હે ભગવન્! દેશ તથા કાળ પ્રમાણે તમે વિષયસુખને જાણશો, માટે હે મહાભાગ! પ્રથમ તમે અહીં નિવાસ કરો, એટલે કૃતકૃત્ય જ થશો.[૯૬] પછી હે યુધિષ્ઠિર! 'તથાસ્તુ' કહીને બ્રહ્મર્ષિ અષ્ટાવક્રે કહ્યું કે, 'તારો ઉત્સાહ હશે ત્યાં સુધી હું નિઃસંશય અહીં રહીશ.[૯૭]

હવે તે ઋષિ વૃદ્ધાવસ્થાથી ઘેરાઈ ગયેલી તે સ્ત્રી સામે દૃષ્ટિ કરીને મોટી ચિંતામાં પડી ગયા. તેમને જાણે સંતાપ થવા લાગ્યો. કેમ કે બ્રાહ્મણશ્રેષ્ઠ અષ્ટાવક્ર તે સ્ત્રીના જે જે અંગને જોતા હતા, તે જોઈને, તેમની રૂપથી વિરક્ત થયેલી દૃષ્ટિ લેશમાત્ર આનંદ પામતી ન હતી.[૯૮,૯૯] તેમને મનમાં થયું કે, 'આ સ્ત્રી આ ગૃહની કોઈ દેવી હશે? શું શાપને લીધે આના રૂપમાં આવો વિકાર થઈ ગયો હશે? અથવા આનું કારણ જાણવા માટે મારે એકદમ ઉતાવળ કરવી યોગ્ય નથી.' આમ અષ્ટાવક્ર ચિંતાથી ઘેરાઈ ગયા અને તેમને એ વાત જાણવાની અતિ ઉત્કટ ઇચ્છા થઈ. તેમનું મન વ્યાકુળ થઈ ગયું અને એમ બાકીની રાત તથા દિવસ વીતી ગયાં.[૧૦૦,૧૦૧] પછી પેલી સ્ત્રીએ કહ્યું કે, 'હે ભગવન્! જુઓ, આ સૂર્યનું સ્વરૂપ સંધ્યાસમયનાં વાદળાંઓને લીધે રક્તવર્ણ થઈ ગયું છે. માટે કહો, હું તમારી કઈ સેવા કરું?[૧૦૨] એટલે ઋષિએ તે સ્ત્રીને કહ્યું કે, 'સ્નાન કરવા માટે જળ લાવ. એટલે હું સ્નાન કરીને વાણી તથા ઇંદ્રિયોના સંયમપૂર્વક સંધ્યા-

# અધ્યાય ૨૦મો

## અષ્ટાવક્ર અને દિશાનો સંવાદ (ચાલુ)

॥ भीष्म उवाच ॥

अथ सा स्त्री तमुवाच बाढमेवं भवत्विति ।
तैलं दिव्यमुपादाय स्नानशाटीमुपानयत् ॥१॥

ભીષ્મ બોલ્યા: અષ્ટાવક્રે એ પ્રમાણે આજ્ઞા કરી એટલે સ્ત્રીએ 'બહુ સારું' કહીને દિવ્ય તેલ આણ્યું અને સ્નાનસમયે પહેરવાનું એક વસ્ત્ર આણ્યું.[૧] પછી મહાત્મા અષ્ટાવક્રમુનિએ અનુજ્ઞા આપી એટલે તે સ્ત્રીએ તેમનાં સર્વ અંગો ઉપર તેલનું મર્દન કર્યું.[૨] હવે તેણે મુનિને ધીમેથી ઊભા કર્યા, એટલે તે સ્નાનશાળામાં ગયા. હવે ઋષિ ત્યાં એક નવીન અને સુંદર ભદ્રાસન પાસે ગયા.[૩] આમ ઋષિ તે ભદ્રાસન ઉપર બેઠા એટલે પેલી સ્ત્રીએ ધીમે ધીમે અને કોમળ હાથે તેમને સુખદાયક સ્નાન કરાવ્યું.[૪] તે સમયે તે સ્ત્રીએ મુનિને વિધિપૂર્વક દિવ્ય ઉપચારો કર્યા અને તેમને સુખ ઊપજે તેમ સ્નાન કરાવવા માંડ્યું. તેણે હાથમાં સુખદાયી ઉષ્ણ જળ લઈને કોમળ હાથે તેમના શરીરનું મર્દન કરવા માંડ્યું.[૫] તેમાં આખી રાત્રિ પસાર થઈ ગઈ, છતાં તે મહાવ્રતધારી મુનિએ એ કંઈ જાણ્યું નહિ. હવે એ મુનિ સ્નાન કરીને ઊભા થયા, ત્યારે તેમને અત્યંત આશ્ચર્ય થયું.[૬] તેમણે આકાશમાં પૂર્વ દિશામાં સૂર્યને ઉદય પામેલો જોયો. એટલે તેમને વિચાર આવ્યો કે, 'આ તે શું મને મોહ થયો છે કે આ વાત સત્ય છે?' પછી ભગવાન સૂર્યનું પૂજન કરીને ઋષિએ પેલી સ્ત્રીને પૂછ્યું કે, 'હવે હું શું કરું?' તે સાંભળી તુરત જ એ સ્ત્રીએ અમૃતના રસ જેવું ભોજન ઋષિને આણી આપ્યું.[૭,૮] એ ભોજન એટલું બધું સ્વાદિષ્ટ હતું કે, ઋષિએ તેના સંબંધમાં 'બસ, બહુ થયું' કહ્યું જ નહિ.

તે ભોજનમાંજ તેમના દિવસનો બાકીનો ભાગ વહી ગયો. પછી સાયંકાળનો સમય થયો, ત્યારે તે સ્ત્રીએ ભગવાન અષ્ટાવક્રને કહ્યું કે, 'હવે સૂઈ જાઓ.' એટલે તે ઋષિ પોતાને માટે તૈયાર કરવામાં આવેલા દિવ્ય શયનમાં સૂતા અને પેલી સ્ત્રી પણ પોતાને માટે તૈયાર કરેલા બીજા એક દિવ્ય શયનમાં જુદીજ સૂતી. પરંતુ અર્ધરાત્રિ થઈ, એટલે તે સ્ત્રી અષ્ટાવક્રના શયન ઉપર જઈ પહોંચી.[૯-૧૧]

અષ્ટાવક્ર બોલ્યા: હે ભદ્રા! મારું મન પારકી સ્ત્રી ઉપર કદી આસક્તજ થતું જ નથી, માટે હે કલ્યાણી! તું અહીંથી ઊઠી જા. તારું કલ્યાણ થાઓ. તું તારી મેળે જ આ અધર્મકૃત્યથી અટકી જા.[૧૨]

ભીષ્મ બોલ્યા: આમ બ્રાહ્મણ અષ્ટાવક્રે પોતાના ધૈર્યના બળથી તેને અટકાવી, એટલે તેણે ઋષિને કહ્યુ કે, 'હું સ્વતંત્ર છું, તેથી તમને આમાં ધાર્મિક દોષ નહિ લાગે.'[૧૩]

અષ્ટાવક્ર બોલ્યા: સ્ત્રીઓને કદી સ્વતંત્રતા છેજ નહિ. સ્ત્રીઓ સદાય અસ્વતંત્રજ છે; પ્રજાપતિનો ખાસ એજ મત છે કે, 'न स्त्री स्वातंत्र्यमर्हति। સ્ત્રી સ્વતંત્રતાને યોગ્યજ નથી.'[૧૪]

સ્ત્રી બોલી: ઓ બ્રાહ્મણ! મને કામવિકારની અત્યંત પીડા થાય છે. તમે મારી ભક્તિ તરફ દૃષ્ટિ કરો. હે વિપ્ર! તમે મારી યાચનાનો અસ્વીકાર કરો છો, તેથી તમને અધર્મનીજ પ્રાપ્તિ થશે.[૧૫]

અષ્ટાવક્ર બોલ્યા: કામક્રોધાદિ દોષો સ્વચ્છંદી પુરુષનો અવશ્ય નાશ કરે છે; પણ હું તો મારા ધૈર્યના બળથી તે દોષોના ઉપર પણ નિરંતર સત્તા ચલાવી શકું છું. માટે હે ભદ્રા! તું તારા શયનમાં જા.[૧૬]

સ્ત્રી બોલી: હે વિપ્ર! મસ્તક નમાવીને હું તમને પ્રણામ કરું છું, માટે તમારે મારા પર કૃપા કરવી ઘટે છે. હું તમને પૃથ્વી પર પડીને પ્રાર્થના કરું છું. માટે હે નિર્દોષ બ્રાહ્મણ! તમે મારા શરણરૂપ થાઓ.[૧૭] હે દ્વિજ! તમને જો પરસ્ત્રી સાથે સમાગમ કરવામાં દોષ દેખાતો હોય, તો હું તમને મારો આત્મા અર્પણ કરું છું. તમે આજે મારું પાણિગ્રહણ કરવા તૈયાર થાઓ.[૧૮] એમ કરવાથી તમને લેશમાત્ર દોષ લાગશે નહિ, એ હું તમને સત્ય કહું છું. વળી તમે જાણો કે, હું સ્વતંત્ર છું. છતાં મારું પાણિગ્રહણ કરવામાં તમને અધર્મ પ્રાપ્ત થતો હોય તો તે અધર્મ ભલે મારા ઉપરજ આવી પડે. મારું ચિત્ત તમારામાં પરોવાઈ ગયું છે. વળી હું સ્વતંત્ર છું, માટે તમે મને ભજો.[૧૯]

અષ્ટાવક્ર બોલ્યા: હે ભદ્રા! તું સ્વતંત્ર કેવી રીતે છે તેનું કારણ મને કહે. આ ત્રિલોકમાં સ્વતંત્રતાને યોગ્ય હોય એવી એક પણ સ્ત્રી નથી.[૨૦]

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने।
पुत्राश्च स्थाविरे काले नास्ति स्त्रीणां स्वतंत्रता॥

કૌમારાવસ્થામાં પિતા તેનું રક્ષણ કરે છે, યુવાવસ્થામાં પતિ રક્ષણ કરે છે અને વૃદ્ધાવસ્થામાં પુત્રો રક્ષણ કરે છે; સ્ત્રીઓને સ્વતંત્રતા છેજ નહિ.[૨૧]

સ્ત્રી બોલી: હું બાલ્યાવસ્થાથી આરંભીને જ બ્રહ્મચર્યનું પાલન કરું છું, માટે હું કન્યાજ છું, એ નિઃસંશય છે. હે વિપ્ર! તમે મને તમારી પત્ની બનાવો, તમે મારી શ્રદ્ધાનો નાશ કરો મા.[૨૨]

અષ્ટાવક્ર બોલ્યા: મને મારી સ્થિતિ ઉપરથી તારી સ્થિતિનો વિચાર આવે અને તને તારી સ્થિતિ ઉપરથી મારી સ્થિતિનો વિચાર આવે, એ વાત ખુલ્લી છે. પણ જેમની પાસે મેં કન્યાની

માગણી કરી છે, તે વદાન્યઋષિએ હું સાધુપુરુષ છું કે અસાધુ પુરુષ છું, એની પરીક્ષા કરવાનો તો વિચાર ન કર્યો હોય? ખરેખર, આ સમયે જો હું ભ્રષ્ટ થાઉં તો વદાન્યઋષિની કન્યા સાથે લગ્ન કરવામાં મને શું વિઘ્ન ન નડે કે? વળી આ એક મોટું આશ્ચર્ય છે! આ સ્ત્રી આ સમયે દિવ્ય વસ્ત્રાલંકારોથી સજ્જ થયેલી એક કન્યાને રૂપે મારી પાસે ઊભી છે. તો તેનું આ પરમ સુંદર રૂપ પૂર્વે કેમ જરાગ્રસ્ત હતું? આમાં મારું પોતાનું શ્રેય શું હશે?[૨૩,૨૪] અત્યારે આ કન્યારૂપ છે, પણ હવે પછી તેનું શું રૂપ હશે?[૨૫] ગમે તે હોય; પણ મારે તો મારા કામદમનના સામર્થ્યનો તથા પ્રથમ પ્રાપ્ત થયેલી (વદાન્યની કન્યારૂપ) વસ્તુનો કોઈ રીતે પણ ત્યાગ કરવો નથી. કેમ કે ધર્મનું ઉલ્લંઘન કરવું મને પસંદ નથી. હું તો સત્યનું જ અવલંબન કરીને ધર્મપત્ની સંપાદન કરીશ.[૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ-પર્વમાં 'અષ્ટાવક્ર અને દિશાનો સંવાદ' નામનો અધ્યાય ૨૦મો સમાપ્ત

## अध्याय २१मो

### અષ્ટાવક્ર અને દિશાનો સંવાદ (ચાલુ)

॥ युधिष्ठिर उवाच ॥

**न बिभेति कथं सा स्त्री शापाच्च परमद्युतेः।**
**कथं निवृत्तो भगवाँस्तद् भवान् प्रब्रवीतु मे ॥१॥**

યુધિષ્ઠિર બોલ્યા: હે પિતામહ! તે સ્ત્રી મહાતેજસ્વી અષ્ટાવક્રના શાપથી કેમ ડરી નહોતી અને ભગવાન અષ્ટાવક્ર તે સ્ત્રી પાસેથી કેવી રીતે પાછા ફર્યા હતા, તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા: અષ્ટાવક્રે એ સ્ત્રીને પૂછ્યું હતું કે, 'તેં તારું રૂપ શા માટે બદલ્યું છે, તે મને કહે. હું એક બ્રાહ્મણ છું, માટે મારું માન જાળવવાની ખાતર પણ તારે અસત્ય બોલવું નહિ.[૨]

સ્ત્રી બોલી: હે બ્રાહ્મણશ્રેષ્ઠ! સ્વર્ગ અને પૃથ્વી વગેરે સર્વ સ્થળે સ્ત્રીપુરુષની અન્યોન્યના અભિલાષરૂપ ઇચ્છા રહી જ છે. (અર્થાત્ મોક્ષ સિવાયનું બીજું કોઈ પણ સ્થાન કામનાથી મુક્ત છે જ નહિ.) હે સત્યપરાક્રમી બ્રાહ્મણ! મેં જે આ રૂપમાં વિકાર વગેરે કંઈ કર્યું છે તે સર્વના સંબંધમાં તમે સાવધાન થઈને સાંભળો.[૩] હે નિર્દોષ બ્રાહ્મણ! તમને ન્યાયમાર્ગમાં સ્થિર કરવા માટે મેં તમારી પરીક્ષા કરી છે. પણ હે સત્યપરાક્રમી! ન્યાયમાર્ગમાં અચળ રહીને તમે સર્વ લોકોને જીતી લીધા છે.[૪] હું ઉત્તર દિશાની અધિષ્ઠાત્રી દેવી છું, એમ તમારે જાણવું. સ્ત્રીઓમાં ચપળતા કેટલી બધી હોય છે તે તમે પ્રત્યક્ષ જોયું છે. હવે તમને નિશ્ચય થયો હશે કે, કામનો તાવ વૃદ્ધ સ્ત્રીઓને પણ સતાવે છે.[૫] પિતામહ બ્રહ્મદેવ અને ઇંદ્ર સહિત સર્વ દેવતાઓ આજે તમારા પર પ્રસન્ન થયા છે. તમે જે કાર્યને માટે અહીં આવ્યા છો, તે કાર્ય પણ સિદ્ધ થઈ ચૂક્યું છે.[૬] હે બ્રાહ્મણશ્રેષ્ઠ! તમને હું ઉપદેશ આપું, એ હેતુથી જ કન્યાના પિતા બ્રાહ્મણે તમને અહીં મોકલ્યા છે અને એ સર્વ મેં કર્યું છે.[૭] હવે તમે ક્ષેમકુશળ ઘેર જઈ શકશો. તમને લેશમાત્ર શ્રમ લાગશે નહિ. વળી હે વિપ્ર! તમને તે કન્યા મળશે અને તેને એક પુત્ર પણ થશે.[૮] ત્રિલોકનાં સમગ્ર મનુષ્યો કામાભિલાષનો કદી પરાજય કરી શકતાં નથી. તે કામાભિલાષ માટે મેં તમને અનેક પ્રશ્નો પૂછ્યા છે અને તમે મને ઉત્તમ ઉત્તર આપ્યો છે.[૯] હે બ્રહ્મર્ષિ! હવે તમે પુણ્યકાર્ય કરીને સુખેથી જાઓ. હે અષ્ટાવક્ર! તમને બીજું શું સાંભળવાની ઇચ્છા છે તે મને કહો; એટલે હું તમને યથાર્થ રીતે કહું.[૧૦] હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! હું તમને બોધ આપું, એ હેતુથી

વદાન્યઋષિએ મને પ્રસન્ન કરી છે; માટે મેં તેમનું માન જાળવવાની ખાતર આ ઉપદેશવચનો તમને કહ્યાં છે.[૧૧]

ભીષ્મ બોલ્યા : તેનાં આ વચન સાંભળીને બ્રાહ્મણ અષ્ટાવક્ર બે હાથ જોડીને ઊભા રહ્યા. પછી જ્યારે તે દેવીએ અનુજ્ઞા આપી, એટલે તે ફરી પોતાના ઘર તરફ પાછા ફર્યા.[૧૨] આમ ઘેર આવીને તેમણે થોડી વાર વિશ્રાંતિ લીધી. પછી હે કુરુનંદન ! પોતાનાં સ્વજનોને પૂછીને યથાયોગ્ય રીતે તે બ્રાહ્મણ વદાન્ય પાસે ગયા.[૧૩] એટલે વદાન્યઋષિએ તેમને પૂછ્યું કે, 'મેં કહ્યુ હતું તે પ્રમાણે તમે જોયું હતું કે ?' ત્યારે બ્રાહ્મણ અષ્ટાવક્રે પ્રસન્ન ચિત્તથી તેમને ઉત્તર આપ્યો :[૧૪] 'આપની અનુજ્ઞા લઈ ને હું ગંધમાદન પર્વત તરફ ગયો હતો. ત્યાં તેના ઉત્તર પ્રદેશમાં મેં એક મહાન દેવી જોયાં હતાં.[૧૫] તેમણે મને ઉપદેશ આપ્યો, તમારું નામ કહ્યું અને અનુજ્ઞા આપી, એટલે હે પ્રભુ ! હું અહીં ઘેર આવ્યો.' ત્યારે બ્રાહ્મણ વદાન્યે અષ્ટાવક્રને કહ્યુ કે, 'હવે નક્ષત્રવિધિ પ્રમાણે તમે મારી કન્યાનું પાણિગ્રહણ કરો, કેમ કે તમે એક ઉત્તમ પાત્ર છો.'[૧૬,૧૭]

ભીષ્મ બોલ્યા : હે રાજા ! અષ્ટાવક્રે 'તથાસ્તુ' કહીને વદાન્યઋષિની કન્યાનું પાણિગ્રહણ કર્યું. તે સમયે તે પરમ ધર્માત્મા બ્રાહ્મણ અત્યંત પ્રસન્ન થયા.[૧૮] એ રીતે વદાન્યઋષિની પરમ સુંદર કન્યાને ભાર્યા તરીકે સ્વીકારીને તે અષ્ટાવક્ર અત્યંત હર્ષ પામ્યા અને નિશ્ચિંતપણે પોતાના આશ્રમમાં રહેવા લાગ્યા.[૧૯]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ પર્વમા 'અષ્ટાવક્ર અને દિશાનો સંવાद' નામનો અધ્યાય ૨૧ મો સમાપ્ત

# अध्याय २२ मो

## દાનપાત્ર કોણ ?

॥ युधिष्ठिर उवाच ॥

किमाहुर्भरतश्रेष्ठ पात्रं विप्राः सनातनाः ।
ब्राह्मणं लिंगिनं चैव ब्राह्मणं वाऽप्यलिंगिनम् ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે ભરતશ્રેષ્ઠ પિતામહ ! સનાતન કાળના બ્રાહ્મણો કોને પાત્ર કહે છે ? તેઓ બ્રહ્મચારી અથવા સંન્યાસીના ચિહ્નને ધારણ કરનારા બ્રહ્મવેત્તાને પાત્ર કહે છે, કે તેઓ બ્રહ્મચારી અથવા સંન્યાસીના ચિહ્નને નહિ ધારણ કરનારા કેવળ બ્રહ્મવેત્તાને પાત્ર કહે છે ?[૧]

ભીષ્મ બોલ્યા . હે મહારાજ ! સ્વધર્મનો આશ્રય કરનારો કોઈ એક પુરુષ બ્રહ્મચારીના અથવા સંન્યાસીના ચિહ્નને ધારણ કરે કે ન કરે, તોપણ તે દાનપાત્ર છે એમ વિદ્વાનો કહે છે; કેમ કે સ્વધર્મનો આશ્રય કરનાર એક પુરુષ સંન્યાસીના અથવા બ્રહ્મચારીના ચિહ્નને ધારણ કરે, અને સ્વધર્મનો આશ્રય કરનારો બીજો પુરુષ સંન્યાસીના અથવા બ્રહ્મચારીના ચિહ્ને ધારણ ન કરે, તોપણ તે બંને તપસ્વી છે.[૨]

યુધિષ્ઠિર બોલ્યા હે પિતામહ ! કોઈ એક અપવિત્ર પુરુષ પણ પરમ શ્રદ્ધાયુક્ત થઈને હવ્યનું તથા કવ્યનું (દેવનિમિત્તક અન્નનું તથા પિતૃનિમિત્તક અન્નનું) બ્રાહ્મણને દાન આપે તો તેને શો દોષ લાગે ?[૩]

ભીષ્મ બોલ્યા હે તાત ! દુરાચારી પુરુષ પણ શ્રદ્ધાને લીધે પવિત્ર થઈ શકે છે, એમાં કંઈ સંશય નથી, તો પછી હે મહાતેજસ્વી રાજા ! તારા જેવો એક સદાચારી પુરુષ શ્રદ્ધાને લીધે સર્વત્ર પવિત્ર થાય, એમાં શું આશ્ચર્ય છે ?[૪]

યુધિષ્ઠિર બોલ્યા . વિદ્વાનો કહે છે કે, દેવનિમિત્તક કર્મોમાં બ્રાહ્મણની કોઈ રીતે પણ પરીક્ષા કરવી નહિ, પણ પિતૃનિમિત્તક કર્મમાં બ્રાહ્મણની

અવશ્ય પરીક્ષા કરવી એનું કારણ શું ?[૫]

ભીષ્મ બોલ્યા : બ્રાહ્મણ દેવનિમિત્તક કર્મને સિદ્ધ કરી શકતો નથી, કેમ કે દેવકર્મ દેવના અનુગ્રહથી જ સિદ્ધ થાય છે. એમાં કંઈ જ સંશય નથી કે, યજમાનો દેવના પ્રસાદથી જ દેવનું યજન કરી શકે છે. (અર્થાત્ દેવોને માત્ર શ્રદ્ધા જ પ્રિય હોય છે તેથી દેવકર્મને શ્રદ્ધા જ સંપૂર્ણ કરી શકે છે, બ્રાહ્મણ પૂર્ણ કરી શકતો નથી.)[૬] પણ હે ભરતશ્રેષ્ઠ ! પિતૃકર્મમાં તો બ્રહ્મવાદી બ્રાહ્મણોની જ નિરંતર આવશ્યકતા રહે છે, એમ બુદ્ધિમાન માર્કંડેયઋષિએ સર્વ લોકોને ઉદ્દેશીને પૂર્વે કહ્યું છે. (અર્થાત્ પિતૃઓનું કર્મ કેવળ બ્રાહ્મણના અનુગ્રહથી જ પૂર્ણ થાય છે, માટે તે કર્મમાં અનુગ્રહ કરનારા બ્રાહ્મણમાં અવશ્ય તપોબળ હોવું જ જોઈએ અને તે કારણથી જ પિતૃકર્મમાં બ્રાહ્મણની પરીક્ષા કરવી આવશ્યક છે.)[૭]

યુધિષ્ઠિર બોલ્યા : કોઈ એક અપરિચિત પુરુષ (અતિથિ વગેરે), વિદ્વાન પુરુષ, સંબંધી પુરુષ (જમાઈ વગેરે), તપસ્વી પુરુષ અને યજ્ઞશીલ પુરુષ–આ પાંચ જણાઓને પાત્ર કહેવામાં આવે છે, તે શી રીતે ?[૮]

ભીષ્મ બોલ્યા : તેં પાંચ પુરુષો ગણાવ્યા તે પૈકી પહેલા ત્રણ પુરુષો (અપરિચિત, વિદ્વાન અને સંબંધી) કુળવાન, કર્મનિષ્ઠ, વિદ્યાવાન, દયાળુ, લજ્જાશીલ, સરળ અને સત્યવાદી હોય તો જ સુપાત્ર કહેવાય છે. બાકીના બે (તપસ્વી અને યજ્ઞશીલ) પણ વિદ્યાવાન, દયાળુ, લજ્જાશીલ, સરળ અને સત્યવાદી હોય તો જ સુપાત્ર ગણાય છે.[૯] હે પાર્થ ! આ વિષયમાં પૃથ્વી, કાશ્યપ, અગ્નિ અને માર્કંડેય એ ચાર મહાતેજસ્વી વિભૂતિઓનો જે મત છે, તે હું તને કહું છું સાંભળ.[૧૦]

પૃથ્વી બોલી : જેમ એક મહાસાગરમાં નાખેલું માટીનું ઢેફું તત્કાળ વિનાશ પામે છે, તેમ સર્વ પ્રકારનું પાપ યાજન, અધ્યાપન અને પ્રતિગ્રહરૂપ બ્રાહ્મી સંપત્તિમાં વિનાશ પામે છે. (અર્થાત્ યાજન, અધ્યાપન અને પ્રતિગ્રહ એ ત્રણ દ્વારા આજીવિકા ચલાવનારા બ્રાહ્મણનું સર્વ પાપ નાશ પામે છે.)[૧૧]

કાશ્યપ બોલ્યા : હે રાજા ! શીલ અથવા સદાચારથી ભ્રષ્ટ થયેલો બ્રાહ્મણ સર્વ વેદ ભણ્યો હોય, વેદનાં છયે અંગો ભણ્યો હોય, સાંખ્યશાસ્ત્રને જાણતો હોય, પુરાણોને જાણતો હોય અને સત્કુળમાં જન્મ પામ્યો હોય, તોપણ ઉત્તમ ગતિને પામી શકતો નથી. (અર્થાત્ શીલસંપન્ન બ્રાહ્મણ સર્વોત્તમ સુપાત્ર છે.)[૧૨]

અગ્નિ બોલ્યા : વેદશાસ્ત્રાદિનું અધ્યયન કરીને પોતાને પંડિત માનનારો જે બ્રાહ્મણ પોતાની વિદ્યા વડે બીજાઓના યશનો નાશ કરે છે, તે બ્રાહ્મણ ધર્મમર્યાદાથી ભ્રષ્ટ થાય છે. આથી તે યજ્ઞાદિક સત્યકર્મ કરતો નથી અને તે છેવટે નાશવંત પરિણામવાળા લોકને (સ્વર્ગાદિ લોકને) પામે છે. (તેને અવિનાશી લોકની પ્રાપ્તિ થતી નથી.)

માર્કંડેય બોલ્યા : એક હજાર અશ્વમેધ યજ્ઞોને એક પલ્લામાં મૂકવામાં આવે અને બીજા પલ્લામાં સત્યને મૂકવામાં આવે, તો હું નથી માનતો કે, એક હજાર અશ્વમેધ સત્યની અર્ધ તુલનાને પણ પામી શકે ! (અર્થાત્ સત્ય સર્વ કરતાં શ્રેષ્ઠ છે, માટે સત્યવાદી બ્રાહ્મણ સર્વોત્તમ છે.)

ભીષ્મ બોલ્યા : એમ કહીને પૃથ્વી, કાશ્યપ, અગ્નિ અને દીર્ઘાયુષી માર્કંડેય એ ચારે મહાતેજસ્વી મહાત્માઓ ત્યાંથી પોતપોતાને સ્થાને ગયા. [૧૩-૧૫]

યુધિષ્ઠિર બોલ્યા : બ્રહ્મચર્યવ્રતનું પાલન કરનારા બ્રાહ્મણો જો શ્રાદ્ધનિમિત્તે આપેલા અન્નનું ભોજન કરે, તો તે અન્ન આપનારા યજમાનને

કેવી રીતે પુણ્ય પ્રાપ્ત થાય? (અર્થાત્ શ્રાદ્ધમાં બ્રહ્મચારીઓને ભોજન કરાવવાથી તેમના બ્રહ્મચર્યવ્રતનો નાશ થયેલો ગણાય છે, માટે શ્રાદ્ધનિમિત્તે બ્રહ્મચારીઓને ભોજન આપનારા યજમાનનું શ્રાદ્ધ દોષપાત્ર ગણાય?)[૧૬]

ભીષ્મ બોલ્યા : હે રાજેંદ્ર! ગુરુની આજ્ઞા પ્રમાણે બ્રહ્મચર્યનું પાલન કરનારા વેદપારંગત બ્રહ્મચારીઓ જે શ્રાદ્ધનિમિત્ત અન્નનું ભોજન કરે છે, તો અવશ્ય પોતાના વ્રતથી ભ્રષ્ટ થાય છે. (પરંતુ ભોજનદાતા યજમાનને લેશમાત્ર દોષ લાગતો નથી, ઊલટું તેને તો પુણ્ય જ મળે છે.*)[૧૭]

યુધિષ્ઠિર બોલ્યા : વિદ્વાનો કહે છે કે, ધર્મનાં અનેક ફળ છે અને અનેક દ્વાર છે; માટે હે પિતામહ! તેને જાણવા માટે વિશેષ નિમિત્ત શું તે મને કહો.[૧૮]

ભીષ્મ બોલ્યા : હે રાજેંદ્ર! અહિંસા, સત્ય, અક્રોધ, દયા, દમ અને સરળતા—આટલાં ધર્મનાં નિશ્ચિત્ત લક્ષણો છે.[૧૯] હે રાજા! જે પુરુષો કેવળ ધર્મની પ્રશંસા કરતા જ પૃથ્વી પર ફર્યા કરે છે પણ પોતે ધર્મનું આચરણ કરતા નથી, તેઓ એક પ્રકારની સંકરતા જ કરવા તૈયાર થયેલા છે, એમ સમજવું.×[૨૦] જે પુરુષ આવી ધર્મસંકરતા આચરનારા પુરુષોને સોનું, રત્ન, ગાયો તથા ઘોડા વગેરેનું દાન આપે છે, તે પુરુષ દશ વર્ષ સુધી નરકમાં રહીને વિષ્ટાનું ભક્ષણ કરે છે.[૨૧] અથવા તે પુરુષ ગાય તથા ભેંસ વગેરે મરેલાં ઢોરોનું માંસ ખાનારાઓની, બ્રાહ્મણ આદિની પણ સ્વાભાવિક રીતે હિંસા કરનારાઓની તેમ જ બીજાઓએ પાપકર્મ કર્યું હોય કે ન કર્યું હોય તોપણ રાગ અને મોહને લીધે ચાડી કરનારાઓની વિષ્ટાનું ભક્ષણ કરે છે.[૨૨] હે રાજેંદ્ર! જેઓ બ્રહ્મચારી બ્રાહ્મણને કે સંન્યાસીને પોતે રાંધેલા અન્નમાંથી ભિક્ષા આપતા નથી, તે મૂઢ પુરુષો નરકાદિ અશુભ લોકને પામે છે.[૨૩]

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ! શ્રેષ્ઠ બ્રહ્મચર્ય કયું, શ્રેષ્ઠ ધર્મનું લક્ષણ કયું અને શ્રેષ્ઠ શૌચ કયુ તે મને કહો.[૨૪]

ભીષ્મ બોલ્યા : હે તાત! માંસમદિરાનો ત્યાગ એ બ્રહ્મચર્ય કરતાં પણ શ્રેષ્ઠ છે. મર્યાદા જાળવવી તે સર્વોત્તમ ધર્મ છે અને ઇંદ્રિયોને વિષયોથી નિવૃત્ત કરવી તે સર્વશ્રેષ્ઠ શૌચ છે.[૨૫]

યુધિષ્ઠિર બોલ્યા : કયા સમયે ધર્માચરણ કરવું, કયા સમયે ધન સંપાદન કરવું અને કયે સમયે કામને સેવવો તે મને કહો.[૨૬]

ભીષ્મ બોલ્યા : પ્રાતઃકાળમાં ઊઠીને પ્રથમ ધર્મનું સેવન કરવું, તે પછી અર્થનું સેવન કરવું (અર્થાત્ ધન સંપાદન કરવાનો યત્ન કરવો) અને તે પછી કામનું સેવન કરવું; પણ કામ સેવવામાં અત્યંત આસક્ત થઈ જવું નહિ.[૨૭] વળી બ્રાહ્મણોને માન આપવું, ગુરુઓનું પૂજન કરવું, પ્રાણીમાત્રનું પ્રિય કરવું, શાંત સ્વભાવના થવું અને સર્વને પ્રિય લાગે તેવું બોલવું.[૨૮] પોતાને અધિકાર સોંપવામાં આવ્યો હોય તેમાં અસત્ય વર્ત-

---

* કેમ કે,

कर्मनिष्ठास्तपोनिष्ठा पचाग्निब्रह्मचारिण ।
पितृमातृपराश्चैव ब्राह्मणा श्राद्धसंपद ॥

કર્મ ઉપર નિષ્ઠા રાખનારા, તપશ્ચરણનું સેવન કરનારા, પંચાગ્નિને તાપનારા અને પિતામાતાની ભક્તિ કરનારા બ્રહ્મચારી બ્રાહ્મણો શ્રાદ્ધની સંપત્તિરૂપ ગણાય છે.

વળી એક સ્મૃતિનું પણ વચન છે કે, 'व्रतस्थमपि दौहित्रं श्राद्धे यत्नेन भोजयेत्।' પોતાની દીકરીનો દીકરો બ્રહ્મચારી હોય તોપણ શ્રાદ્ધમાં તેને અવશ્ય જમાડવો જોઈએ.'

× આજકાલ એવા અનેક દાંભિક પુરુષોનો મોટો એક કાફલો નીકળી પડ્યો છે કે, જેઓ મોટાં મોટાં વ્યાખ્યાનો આપીને ધર્મનું સમર્થન કરતા ફરે છે, પણ તેમનું આંતરિક આચરણ તો 'પોથી માંહેના રીંગણાં' જેવું જ હોય છે.

ળુક ચલાવવી, રાજાઓની પાસે બીજાઓની ચાડી-ચૂગલી કરવી અને પોતાના ગુરુ ઉપર કંઈ મિથ્યા આળ ચડાવવું એ ત્રણે બ્રહ્મહત્યા કર્યા સમાન છે.[૨૯] વળી રાજાઓ પર પ્રહાર કરવો નહિ અને ગાયનો વધ કરવો નહિ; કેમકે તે બન્ને બાળકની હત્યા કર્યા સમાન ગણાય છે.[૩૦] તેમ જ અગ્નિહોત્રના અગ્નિનો ત્યાગ કરવો નહિ, વેદના સ્વાધ્યાયનો કદી ત્યાગ કરવો નહિ અને બ્રાહ્મણની નિંદા કરવી નહિ; કેમકે એ બ્રહ્મહત્યા સમાન ગણાય છે.[૩૧]

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ! કેવા બ્રાહ્મણો સાધુ કહેવાય, કેવા બ્રાહ્મણોને દાન આપવાથી મહાન ફળ મળે અને કેવા મનુષ્યોનું અન્ન ભોજ્ય છે તે મને કહો.[૩૨]

ભીષ્મ બોલ્યા : જેઓ ક્રોધથી મુક્ત હોઈને ક્ષમાશીલ હોય છે, ધર્મપરાયણ હોય છે, નિત્ય સત્ય ભાષણ કરે છે અને ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે, તે બ્રાહ્મણોને સાધુ જાણવા તેમ જ તેમને દાન આપવાથી મહાન ફળ પ્રાપ્ત થાય છે.[૩૩] જેઓ અભિમાનરહિત હોય છે, સર્વને સહન કરનારા હોય છે, ધર્મવિષયમાં દૃઢ હોય છે, ઇંદ્રિયોને જીતનારા હોય છે, પ્રાણીમાત્રનું હિત કરનારા હોય છે અને સર્વના તરફ મિત્રતા રાખનારા હોય છે, તે બ્રાહ્મણોને દાન આપવાથી મહાન ફળ મળે છે.[૩૪] જેઓ લોભરહિત હોય છે, પવિત્ર હોય છે, વેદવિદ્યામાં નિપુણ હોય છે, લજ્જાશીલ હોય છે, સત્યવાદી હોય છે અને સ્વકર્મ ઉપર પ્રીતિ રાખનારા હોય છે, તે બ્રાહ્મણોને દાન આપવાથી મહાન ફળ પ્રાપ્ત થાય છે.[૩૫] ઋષિઓ કહે છે કે, જે શ્રેષ્ઠ બ્રાહ્મણ ચારે વેદવેદાંગનું અધ્યયન કરે છે અને પોતાનાં ષટ્કર્મમાં તત્પર રહે છે, તે બ્રાહ્મણને સુપાત્ર જાણવો.[૩૬] જે બ્રાહ્મણો પૂર્વોક્ત ગુણોથી યુક્ત હોય છે, તેમને આપેલું દાન મહાન ફળને ઉત્પન્ન કરે છે; કેમકે ગુણયોગ્ય બ્રાહ્મણને દાન આપનારો દાતા હજારગણા પુણ્યને સંપાદન કરે છે.[૩૭] માત્ર એક જ બ્રાહ્મણ બુદ્ધિ, શાસ્ત્ર, ચારિત્ર્ય અને શીલથી યુક્ત હોય અને તેવા શ્રેષ્ઠ બ્રાહ્મણને જો દાન આપ્યું હોય તો તે આખા કુળને તારી દે છે.[૩૮] વળી તેવા સુપાત્ર બ્રાહ્મણને ગાય, ઘોડો, ધન, અન્ન અથવા બીજા કોઈ પણ દ્રવ્યનું દાન આપવામાં આવે છે, તો મરણ પછી પરલોકમાં શોક કરવાનો સમય આવતો નથી.[૩૯] હે રાજા! માત્ર એક જ ઉત્તમ બ્રાહ્મણ આખા કુળને તારી શકે છે, તો પછી પૂર્વોક્ત સર્વ ગુણોથી યુક્ત સુપાત્ર બ્રાહ્મણો સમગ્ર કુળને તારી શકે, એમાં શું આશ્ચર્ય છે? માટે કોઈ સુપાત્રને જ દાન આપવું.[૪૦] એકાદ બ્રાહ્મણ જે ગુણસંપન્ન અને સત્પુરુષોમાં માન્ય થયેલો સાંભળવામાં આવ્યો હોય અને તે અત્યંત દૂર દેશાવર રહેતો હોય, તોપણ તેને ત્યાંથી તેડાવીને સંપૂર્ણ સત્કારપૂર્વક પૂજવો.[૪૧]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'બ્રહ્મપ્રશ્ન' નામનો અધ્યાય ૨૨મો સમાપ્ત

## अध्याय २३ मो

### સ્વર્ગ અને નરકમાં કોણ જાય છે?

॥ युधिष्ठिर उवाच ॥

श्राद्धकाले च दैवे च पित्र्येऽपि च पितामह।
इच्छामीह त्वयाऽऽख्यातं विहितं यत्सुरर्षिभिः॥

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ! શ્રાદ્ધકાળમાં, દેવનિમિત્ત કર્મકાળમાં તથા પિતૃનિમિત્ત કર્મકાળમાં દેવર્ષિઓએ જે કાંઈ વિશેષ વિધાન કર્યું હોય તે તમો કહો, એમ હું ઇચ્છું છું.[૧]

ભીષ્મ બોલ્યા : માંગલિક આચારસંપન્ન થઈને તથા સ્નાનાદિક શૌચાચાર કરીને પ્રયત્નશીલ મનુષ્યે દેવનું કર્મ દિવસના પૂર્વભાગમાં કરવું અને પિતૃનું કર્મ દિવસના ઉત્તર-

ભાગમાં કરવું.[૨] વળી તેણે આદરભાવથી યુક્ત થઈને મનુષ્યોનું કર્મ દિવસના મધ્યભાગમાં કરવું. પરંતુ જે દાન અથવા કર્મ શાસ્ત્રોક્ત સમયથી રહિત હોય (અર્થાત્ શાસ્ત્રમાં જે સમયે જે કરવાનું કહ્યું હોય તેથી ભિન્ન સમયે કર્યું હોય) તેને રાક્ષસોના ભાગરૂપ કહેવામાં આવે છે. (કેમ કે જે ક્રિયાને અકાળે કરવામાં આવે છે તેના ફળને રાક્ષસો ગ્રહણ કરે છે.)[૩] વળી દાન તરીકે આપવાની વસ્તુને કોઈએ ઓળંગી હોય, ચાટી હોય, તેને માટે કલહ થયો હોય અને રજસ્વલા સ્ત્રીએ તેને જોઈ હોય, તો તે પણ રાક્ષસોના ભાગરૂપ કહેવાય છે. વળી હે ભારત! જે વસ્તુને માટે મોટી બોલાબોલી થઈ હોય, જેને દુરાચારી મનુષ્યે ખાધેલી હોય અને જેને કૂતરો સ્પર્શ કરી ગયો હોય, તે વસ્તુ પણ રાક્ષસોના ભાગરૂપ છે, એમ વિદ્વાનો કહે છે.[૪] જે ભોજનમાં વાળ અથવા કીડાઓ પડ્યા હોય, જેના ઉપર છીંક થઈ હોય, જેને કૂતરાઓએ જોયું હોય, જેમાં અશ્રુપાત થયો હોય અને જેને તુચ્છકારી કાઢયું હોય, તે ભોજનને રાક્ષસોના ભાગરૂપ જાણવું.[૫,૬] હે ભારત! જે ભોજનને અનધિકારી શૂદ્રાદિએ ખાધું હોય, કોઈ શસ્ત્રધારીએ ખાધું હોય અથવા કોઈ દુરાત્મા મનુષ્યે ખાધું હોય, તે ભોજન પણ રાક્ષસોના ભાગરૂપ કહેવાય છે.[૭] જે અન્નાદિને બીજાએ ઉચ્છિષ્ટ કર્યું હોય અને જે દેવો, અતિથિઓ, પિતૃઓ તથા બાળકો વગેરેને અર્પણ કર્યા વિના ખાઈ લેવામાં આવ્યું હોય, તેને પણ દેવકર્મમાં તથા પિતૃકર્મમાં નિત્ય રાક્ષસોના ભાગરૂપ જ જાણવું.[૮] હે મનુષ્યશ્રેષ્ઠ! ત્રણ વર્ણના પુરુષો જે શ્રાદ્ધ મંત્ર તથા ક્રિયા વિના કરે છે, તેને વિદ્વાનો રાક્ષસોના ભાગરૂપ કહે છે. વળી જે અન્ન પાત્રમાં ઘૃતની ધારા કર્યા વિના પીરસવામાં આવે છે અને દુરાચારી પુરુષો જે અન્નનું ભોજન કરે છે, તે અન્નને રાક્ષસોના ભાગરૂપ કહે છે. હે ભરતશ્રેષ્ઠ! આ રીતે જે અન્નાદિક પદાર્થો રાક્ષસોના ભાગરૂપ કહેવાય છે, તેમના સંબંધમાં મેં તને કહ્યું. હવે દાન આપવાના સંબંધમાં સુપાત્ર બ્રાહ્મણની પરીક્ષા કેવી રીતે કરવી તે હું તને કહું છું, સાંભળ.[૯-૧૧]

હે રાજન્! જે બ્રાહ્મણો મહાન પાતક કરીને પોતાની જાતિથી બહિર્ભૂત થયા હોય, જડ હોય અને ઉન્મત્ત હોય, તે બ્રાહ્મણો દેવકર્મમાં તથા પિતૃકર્મમાં નિમંત્રણ આપવા યોગ્ય નથી.[૧૨] હે રાજા! જે બ્રાહ્મણ શ્વેતકુષ્ઠ નામના રોગવાળો હોય, નપુંસક હોય, કોઢિયો હોય, ક્ષયરોગી હોય, વાયુ(વાઈ)ના રોગવાળો હોય અને અંધ હોય તે પણ દેવપિતૃકાર્યમાં નિમંત્રણને યોગ્ય નથી. હે રાજન્! વૈદ્યો, ગ્રામમંદિરના પૂજારીઓ, મિથ્યા નિયમોને ધારણ કરનારાઓ અને સોમલતાનું વેચાણ કરનારા બ્રાહ્મણો પણ દેવપિતૃકાર્યમાં નિમંત્રણને યોગ્ય નથી.[૧૩,૧૪] વળી હે રાજન્! ગાનારા, નાચનારા, કૂદનારા, વાદિત્ર વગાડનારા, મિથ્યા કથાઓ કહેનારા અને યોદ્ધા તરીકે યુદ્ધમાં ભાગ લેનારા બ્રાહ્મણો પણ દેવપિતૃકાર્યમાં નિમંત્રણને યોગ્ય નથી.[૧૫] હે રાજા! શૂદ્રોને ત્યાં હવનહોમ કરનારાઓ, શૂદ્રોને અધ્યાપન કરાવનારાઓ અને શૂદ્રોના શિષ્ય થયેલા બ્રાહ્મણો પણ દેવપિતૃકાર્યમાં નિમંત્રણને યોગ્ય નથી. વળી હે ભારત! પગાર લઈને અધ્યાપન કરાવનારો બ્રાહ્મણ અને પગાર આપીને ભણનારો બ્રાહ્મણ પણ શ્રાદ્ધમાં નિમંત્રણને યોગ્ય નથી, કેમ કે તે બન્ને વેદને વેચનારા છે. હે રાજન્! જે બ્રાહ્મણને પ્રથમ સર્વનો અગ્રેસર કરવામાં આવ્યો હોય અને પાછળથી જે કોઈ શૂદ્રજાતિની સ્ત્રીને પરણ્યો હોય, તે બ્રાહ્મણ સર્વ વિદ્યાઓમાં પારંગત થયો હોય, તોપણ નિમંત્રણને યોગ્ય નથી.[૧૬-૧૮] હે રાજા! જે બ્રાહ્મણો શ્રૌતસ્માર્ત કર્મોથી રહિત, મરેલાંઓની અંત્યવિધિ કરનારા અને ચોરી કરનારા હોય છે અને મોટું પાપકૃત્ય કરીને પતિત થયેલા હોય છે, તેઓ

પણ નિમંત્રણને યોગ્ય નથી.[૧૯] હે ભારત! જેમને પોતાના પૂર્વજો વિષે જ્ઞાન નથી, જેઓ ગામપટેલ તરીકે કામ કરે છે, અને જેઓ પોતાના પિતાના ગોત્રથી ભ્રષ્ટ થઈને માતાના ગોત્ર ઉપર જીવનારા હોય છે (અર્થાત્ માતાના પિતાએ ખોળે લીધેલા હોય છે), તેઓ પણ શ્રાદ્ધમાં નિમંત્રણને યોગ્ય નથી.[૨૦] હે રાજા! જે બ્રાહ્મણ પોતાના પર કરજ કરનારો હોય છે, વ્યાજવટંતરનો ધંધો કરનારો હોય છે અને પ્રાણીઓનું વેચાણ કરીને આજીવિકા ચલાવનારો હોય છે, તે બ્રાહ્મણ પણ નિમંત્રણને યોગ્ય નથી.[૨૧] હે ભરતશ્રેષ્ઠ! જેઓ સ્ત્રીને અધીન રહેનારા હોય છે, વેશ્યા સ્ત્રીના પતિ હોય છે અને સંધ્યાવંદનથી રહિત હોય છે, તે બ્રાહ્મણો પણ શ્રાદ્ધમાં નિમંત્રણને યોગ્ય નથી.[૨૨]

હે ભરતોત્તમ! પિતૃકર્મમાં તથા દેવકર્મમાં કેવા બ્રાહ્મણ લેવાની શાસ્ત્રમાં આજ્ઞા કરી છે અને દાન આપનારો તથા દાન લેનારો અમુક અંશે નિષિદ્ધ હોય તોપણ કોઈ એક ગુણથી કેમ કર્મનો અધિકારી થાય છે, એ વિષે હું તને કહું છું, સાંભળ.[૨૩] હે રાજન્! બ્રાહ્મણો વૈદિક વ્રતોનું આચરણ કરનારા હોય છે, ગુણોથી યુક્ત હોય છે, ગાયત્રીને જાણનારા હોય છે અને ક્રિયાનિષ્ઠ હોય છે, તે બ્રાહ્મણો ખેતી ઉપર આજીવિકા ચલાવનારા હોય તોપણ દેવપિતૃકાર્યમાં નિમંત્રણને યોગ્ય છે.[૨૪] યુદ્ધમાં શાસ્ત્રધર્મનું પાલન કરનારો હોવા છતાં પણ એક ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલો બ્રાહ્મણ શ્રાદ્ધમાં નિમંત્રણ કરવાને યોગ્ય છે; પરંતુ હે તાત! બ્રાહ્મણ હોવા છતાં વણિકનો ધંધો કરનારા બ્રાહ્મણને શ્રાદ્ધમાં નિમંત્રણ આપવું નહિ.[૨૫] હે રાજન્! જે બ્રાહ્મણ અગ્નિહોત્રી હોય, પોતાના ગામમાં વસતો હોય, ચોર ન હોય અને અતિથિઓને પૂજી જાણતો હોય, તે બ્રાહ્મણ નિમંત્રણ આપવાને યોગ્ય ગણાય છે.[૨૬] હે ભરતશ્રેષ્ઠ! જે બ્રાહ્મણ ત્રણે કાળ ગાયત્રીનો જપ કરતો હોય, ભિક્ષા ઉપર આજીવિકા ચલાવતો હોય અને ક્રિયાનિષ્ઠ હોય, તે બ્રાહ્મણ નિમંત્રણ આપવાને યોગ્ય ગણાય છે.[૨૭] જે બ્રાહ્મણ પોતાને લાભ થયો હોય છે ત્યારે ધનવાન બની જાય છે અને પાછો તુરત જ તેનો સન્માર્ગે વ્યય કરીને દરિદ્રી બની જાય છે, તેમ જ જે હિંસાદોષથી રહિત છે અને અલ્પ દોષવાળો છે, તે બ્રાહ્મણ નિમંત્રણ આપવાને યોગ્ય ગણાય છે.[૨૮] વળી હે ભરતશ્રેષ્ઠ! જે બ્રાહ્મણ દંભ અથવા પાપથી રહિત છે, જે શુષ્ક તર્કો કરતો નથી અને ઉત્તમ ગૃહે ભિક્ષા માગીને આજીવિકા કરે છે, તે બ્રાહ્મણ દેવ-પિતૃકાર્યમાં નિમંત્રણ આપવાને યોગ્ય ગણાય છે.[૨૯] જે બ્રાહ્મણ વૈદિક-વ્રતોથી રહિત હોય, ધૂર્ત હોય, ચોર હોય, પ્રાણીઓને વેચવાનો ધંધો કરતો હોય અને વણિકવૃત્તિને સ્વીકારી બેઠો હોય તોપણ પાછળથી જેણે સોમપાન કર્યું હોય, તે નિમંત્રણ માટે યોગ્ય ગણાય છે.[૩૦] કોઈ બ્રાહ્મણ પ્રથમ અનેક દારુણ કર્મો કરીને ધન સંપાદન કરે અને પાછળથી સર્વ પ્રકારે અતિથિઓનો સત્કાર કરવા માંડે તો તેને નિમંત્રણ આપવું યોગ્ય ગણાય છે.[૩૧] જે ધન વેદને વેચીને સંપાદન કર્યું હોય, સ્ત્રી દ્વારા પ્રાપ્ત કર્યું હોય અને મિથ્યા સોગંદ ખાવા વગેરે દીન ભાષણ બોલીને ઉપાર્જન કર્યું હોય, તે પિતૃઓને તથા બ્રાહ્મણોને આપવા યોગ્ય ગણાતું નથી.[૩૨] હે ભરતશ્રેષ્ઠ રાજા! જે બ્રાહ્મણ શ્રાદ્ધક્રિયા પૂર્ણ થાય તે સમયે 'अस्तु स्वधा' ઇત્યાદિ યોગ્ય વચનનો ઉચ્ચાર કરતો નથી, તે બ્રાહ્મણને ગાયના અસત્ય સોગંદ ખાવાનું પાપ લાગે છે.[૩૩] હે યુધિષ્ઠિર! જે સમયે સુપાત્ર બ્રાહ્મણ, દહીં, ઘી, અમાવાસ્યા અને અરણ્યના મૃગ વગેરેનું માંસ એટલી વસ્તુઓ મળી આવે તે સમય શ્રાદ્ધને માટે ઉત્તમ છે, એમ જાણવું.[૩૪] બ્રાહ્મણને ત્યાં શ્રાદ્ધની સમાપ્તિ

થાય, ત્યારે પિતૃઓને પ્રિય એવી સ્વધાનો ઉચ્ચાર કરવો. (અર્થાત્ 'अस्तु स्वधा' એમ કહેવું.) ક્ષત્રિયને ત્યાં શ્રાદ્ધની સમાપ્તિ થાય ત્યારે 'प्रीयंतां पितरः' એમ કહેવું.[૩૫] હે ભારત! વૈશ્યને ત્યાં શ્રાદ્ધની સમાપ્તિ થાય, ત્યારે 'अक्षय्यमस्तु' એમ કહેવું. વળી હે ભારત! શૂદ્રને ત્યાં શ્રાદ્ધની સમાપ્તિ થાય ત્યારે 'स्वस्ति' એમ કહેવું.[૩૬] બ્રાહ્મણને ત્યાં જ્યારે દેવકર્મની સમાપ્તિ થાય, ત્યારે 'ॐ पुण्याहम्' એમ કહેવું અને ક્ષત્રિયને ત્યાં જ્યારે દેવકર્મની સમાપ્તિ થાય, ત્યારે ૐકારના ઉચ્ચાર વિના કેવળ 'पुण्याहम्' એમ કહેવું.[૩૭] વળી વૈશ્યને ત્યાં દેવકર્મની જ્યારે સમાપ્તિ થાય, ત્યારે 'प्रीयंता देवता' એમ કહેવું.' હવે હું અનુક્રમે તથા વિધિપૂર્વક તને સર્વ ક્રિયાઓનું અનુષ્ઠાન કહુ છું, તું સાંભળ.[૩૮] હે યુધિષ્ઠિર! બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય–એ ત્રણે વર્ણના પુરુષોએ જાતકર્મ આદિ સર્વ ક્રિયાઓ વેદના મંત્રોપૂર્વક જ કરવી. હે યુધિષ્ઠિર! ઉપનયન સમયે બ્રાહ્મણે મુંજ ઘાસની કટિમેખલા ધારણ કરવી, ક્ષત્રિયે ધનુષ્યની દોરીની જ કટિમેખલા ધારણ કરવી અને વૈશ્યે બલ્વજ નામના ઘાસની કટિમેખલા ધારણ કરવી; આવો ધર્મ છે.[૩૯,૪૦]

હવે હે રાજન્! દાન આપનારાને તથા દાન લેનારાને જે રીતે ધર્મ તથા અધર્મ પ્રાપ્ત થાય છે, તે હું તને કહું છું, સાંભળ. અસત્ય બોલવાથી બ્રાહ્મણને જે અધર્મ લાગે છે, તેને પાતક કહેવામાં આવે છે; પરંતુ જો ક્ષત્રિય અસત્ય બોલે છે, તો તેને બ્રાહ્મણના કરતાં ચારગણો અધર્મ લાગે છે અને જો વૈશ્ય અસત્ય બોલે છે તો તેને બ્રાહ્મણના કરતાં આઠગણો અધર્મ લાગે છે.[૪૧] એક બ્રાહ્મણને પ્રથમ બ્રાહ્મણને ત્યાંથી નિમંત્રણ આવી ગયું હોય છતાં તે કોઈ બીજી સ્થળે ભોજન કરે છે, તો તે અત્યંત નીચ ગણાય છે. ઉપરાંત એક પશુની હિંસા કરવાથી જે પાતક લાગે છે, તેટલું જ પાતક તેને લાગે છે.[૪૨] વળી હે રાજન્! કોઈ બ્રાહ્મણને પ્રથમ ક્ષત્રિય અથવા વૈશ્યને ત્યાંથી નિમંત્રણ આવી ગયું હોય છતાં તે કોઈ બીજી સ્થળે ભોજન કરે, તો તે અત્યંત નીચ કહેવાય છે. વળી એક પશુની હિંસા કરવાથી જે પાતક લાગે છે, તેના અર્ધભાગનું પાતક તેને લાગે છે.[૪૩] જે બ્રાહ્મણ બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા વૈશ્યને ઘેર સ્નાન કર્યા વિના જ દેવનિમિત્ત તથા પિતૃનિમિત્ત અન્નનું ભોજન કરી લે છે, તેને ગાયના ખોટા સોગંદ ખાવાનું પાપ લાગે છે.[૪૪] હે રાજન્! જે બ્રાહ્મણ જન્મનિમિત્ત અથવા મૃત્યુનિમિત્ત સૂતકવાળો છે, છતાં જાણી જોઈને અથવા લોભથી બ્રાહ્મણાદિને ઘેર દેવાન્નનું અથવા પિતરાન્નનું ભોજન કરે છે, તેને પણ ગાયના જૂઠા સોગંદ ખાવાનું પાપ લાગે છે.[૪૫] હે ભારત! જે બ્રાહ્મણ તીર્થયાત્રા આદિને બહાને અથવા યજ્ઞકર્મ આદિના નિમિત્તે દ્રવ્યની ભિક્ષા માગે છે, તેને હે રાજેંદ્ર! અસત્ય બોલવાનું પાપ લાગે છે.[૪૬] હે યુધિષ્ઠિર! જે બ્રાહ્મણો વૈદિક વ્રતોથી તથા ચારિત્ર્યથી રહિત હોય છતાં જો તેમને ત્રણ વર્ણના મનુષ્યો વેદોક્ત મંત્રપૂર્વક અન્નાદિ પીરસે છે, તો તે પીરસનારાઓને ગાયના અસત્ય સોગંદ ખાવાનું પાપ લાગે છે.

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ! દેવનિમિત્તે તથા પિતૃનિમિત્તે જે દાન આપવામાં આવે છે, તે દાન કેવાઓને આપવાથી મહાન ફળવાળું થાય છે એ જાણવાની મને ઇચ્છા છે.[૪૭,૪૮]

ભીષ્મ બોલ્યા: હે યુધિષ્ઠિર! ખેડૂતો જેમ સારા વરસાદની રાહ જુએ છે, તેમ જેમની સ્ત્રીઓ પોતાના પતિના ભોજનપાત્રમાં કંઈક ઉચ્છિષ્ટ અન્નની રાહ જુએ છે, તે પુરુષોને તારે જમાડવા.×

× અર્થાત્ જેમના ઘરમાં માત્ર રસોઈ થઈ હોય તેટલું જ અન્ન હોય છે અને તેથી તેમની સ્ત્રીઓ મારા

પણ નિમંત્રણને યોગ્ય નથી.[૧૯] હે ભારત! જેમને પોતાના પૂર્વજો વિષે જ્ઞાન નથી, જેઓ ગામપટેલ તરીકે કામ કરે છે, અને જેઓ પોતાના પિતાના ગોત્રથી ભ્રષ્ટ થઈને માતાના ગોત્ર ઉપર જીવનારા હોય છે (અર્થાત્ માતાના પિતાએ ખોળે લીધેલા હોય છે), તેઓ પણ શ્રાદ્ધમાં નિમંત્રણને યોગ્ય નથી.[૨૦] હે રાજા! જે બ્રાહ્મણ પોતાના પર કરજ કરનારો હોય છે, વ્યાજવટંતરનો ધંધો કરનારો હોય છે અને પ્રાણીઓનું વેચાણ કરીને આજીવિકા ચલાવનારો હોય છે, તે બ્રાહ્મણ પણ નિમંત્રણને યોગ્ય નથી.[૨૧] હે ભરતશ્રેષ્ઠ! જેઓ સ્ત્રીને અધીન રહેનારા હોય છે, વેશ્યા સ્ત્રીના પતિ હોય છે અને સંધ્યાવંદનથી રહિત હોય છે, તે બ્રાહ્મણો પણ શ્રાદ્ધમાં નિમંત્રણને યોગ્ય નથી.[૨૨]

હે ભરતોત્તમ! પિતૃકર્મમાં તથા દેવકર્મમાં કેવા બ્રાહ્મણ લેવાની શાસ્ત્રમાં આજ્ઞા કરી છે અને દાન આપનારો તથા દાન લેનારો અમુક અંશે નિષિદ્ધ હોય તોપણ કોઈ એક ગુણથી કેમ કર્મનો અધિકારી થાય છે, એ વિષે હું તને કહું છું, સાંભળ.[૨૩] હે રાજન્! બ્રાહ્મણો વૈદિક વ્રતોનું આચરણ કરનારા હોય છે, ગુણોથી યુક્ત હોય છે, ગાયત્રીને જાણનારા હોય છે અને ક્રિયાનિષ્ઠ હોય છે, તે બ્રાહ્મણો ખેતી ઉપર આજીવિકા ચલાવનારા હોય તોપણ દેવપિતૃકાર્યમાં નિમંત્રણને યોગ્ય છે.[૨૪] યુદ્ધમાં શાસ્ત્રધર્મનું પાલન કરનારો હોવા છતાં પણ એક ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલો બ્રાહ્મણ શ્રાદ્ધમાં નિમંત્રણ કરવાને યોગ્ય છે; પરંતુ હે તાત! બ્રાહ્મણ હોવા છતાં વણિકનો ધંધો કરનારા બ્રાહ્મણને શ્રાદ્ધમાં નિમંત્રણ આપવું નહિ.[૨૫] હે રાજન્! જે બ્રાહ્મણ અગ્નિહોત્રી હોય, પોતાના ગામમાં વસતો હોય, ચોર ન હોય અને અતિથિઓને પૂજી જાણતો હોય, તે બ્રાહ્મણ નિમંત્રણ આપવાને યોગ્ય ગણાય છે.[૨૬] હે ભરતશ્રેષ્ઠ! જે બ્રાહ્મણ ત્રણે કાળ ગાયત્રીનો જપ કરતો હોય, ભિક્ષા ઉપર આજીવિકા ચલાવતો હોય અને ક્રિયાનિષ્ઠ હોય, તે બ્રાહ્મણ નિમંત્રણ આપવાને યોગ્ય ગણાય છે.[૨૭] જે બ્રાહ્મણ પોતાને લાભ થયો હોય છે ત્યારે ધનવાન બની જાય છે અને પાછો તુરત જ તેનો સન્માર્ગે વ્યય કરીને દરિદ્રી બની જાય છે, તેમ જ જે હિંસાદોષથી રહિત છે અને અલ્પ દોષવાળો છે, તે બ્રાહ્મણ નિમંત્રણ આપવાને યોગ્ય ગણાય છે.[૨૮] વળી હે ભરતશ્રેષ્ઠ! જે બ્રાહ્મણ દંભ અથવા પાપથી રહિત છે, જે શુષ્ક તર્કો કરતો નથી અને ઉત્તમ ગૃહે ભિક્ષા માગીને આજીવિકા કરે છે, તે બ્રાહ્મણ દેવ-પિતૃકાર્યમાં નિમંત્રણ આપવાને યોગ્ય ગણાય છે.[૨૯] જે બ્રાહ્મણ વૈદિક વ્રતોથી રહિત હોય, ધૂર્ત હોય, ચોર હોય, પ્રાણીઓને વેચવાનો ધંધો કરતો હોય અને વણિકવૃત્તિને સ્વીકારી બેઠો હોય તોપણ પાછળથી જેણે સોમપાન કર્યું હોય, તે નિમંત્રણ માટે યોગ્ય ગણાય છે.[૩૦] કોઈ બ્રાહ્મણ પ્રથમ અનેક દારુણ કર્મો કરીને ધન સંપાદન કરે અને પાછળથી સર્વ પ્રકારે અતિથિઓનો સત્કાર કરવા માંડે તો તેને નિમંત્રણ આપવું યોગ્ય ગણાય છે.[૩૧] જે ધન વેદને વેચીને સંપાદન કર્યું હોય, સ્ત્રી દ્વારા પ્રાપ્ત કર્યું હોય અને મિથ્યા સોગંદ ખાવા વગેરે દીન ભાષણ બોલીને ઉપાર્જન કર્યું હોય, તે પિતૃઓને તથા બ્રાહ્મણોને આપવા યોગ્ય ગણાતું નથી.[૩૨] હે ભરતશ્રેષ્ઠ રાજા! જે બ્રાહ્મણ શ્રાદ્ધક્રિયા પૂર્ણ થાય તે સમયે 'अस्तु स्वधा' ઇત્યાદિ યોગ્ય વચનનો ઉચ્ચાર કરતો નથી, તે બ્રાહ્મણને ગાયના અસત્ય સોગંદ ખાવાનું પાપ લાગે છે.[૩૩] હે યુધિષ્ઠિર! જે સમયે સુપાત્ર બ્રાહ્મણ, દહીં, ઘી, અમાવાસ્યા અને અરણ્યના મૃગ વગેરેનું માંસ એટલી વસ્તુઓ મળી આવે તે સમય શ્રાદ્ધને માટે ઉત્તમ છે, એમ જાણવું.[૩૪] બ્રાહ્મણને ત્યાં શ્રાદ્ધની સમાપ્તિ

થાય, ત્યારે પિતૃઓને પ્રિય એવી સ્વધાનો ઉચ્ચાર કરવો. (અર્થાત્ 'अस्तु स्वधा' એમ કહેવું.) ક્ષત્રિયને ત્યાં શ્રાદ્ધની સમાપ્તિ થાય ત્યારે 'प्रीयंतां पितरः' એમ કહેવું.[૩૫] હે ભારત! વૈશ્યને ત્યાં શ્રાદ્ધની સમાપ્તિ થાય, ત્યારે 'अक्षय्यमस्तु' એમ કહેવું. વળી હે ભારત! શૂદ્રને ત્યાં શ્રાદ્ધની સમાપ્તિ થાય ત્યારે 'स्वस्ति' એમ કહેવું.[૩૬] બ્રાહ્મણને ત્યાં જ્યારે દેવકર્મની સમાપ્તિ થાય, ત્યારે 'ॐ पुण्याहम्' એમ કહેવું અને ક્ષત્રિયને ત્યાં જ્યારે દેવકર્મની સમાપ્તિ થાય, ત્યારે ૐકારના ઉચ્ચાર વિના કેવળ 'पुण्याहम्' એમ કહેવું.[૩૭] વળી વૈશ્યને ત્યાં દેવકર્મની જ્યારે સમાપ્તિ થાય, ત્યારે 'प्रीयंतां देवता' એમ કહેવું.' હવે હું અનુક્રમે તથા વિધિપૂર્વક તને સર્વ ક્રિયાઓનું અનુષ્ઠાન કહુ છું, તું સાંભળ.[૩૮] હે યુધિષ્ઠિર! બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય–એ ત્રણે વર્ણના પુરુષોએ જાતકર્મ આદિ સર્વ ક્રિયાઓ વેદના મંત્રોપૂર્વક જ કરવી. હે યુધિષ્ઠિર! ઉપનયન સમયે બ્રાહ્મણે મુંજ ઘાસની કટિમેખલા ધારણ કરવી, ક્ષત્રિયે ધનુષ્યની દોરીની જ કટિમેખલા ધારણ કરવી અને વૈશ્યે બલ્વજ નામના ઘાસની કટિમેખલા ધારણ કરવી; આવો ધર્મ છે.[૩૯,૪૦]

હવે હે રાજન્! દાન આપનારાને તથા દાન લેનારાને જે રીતે ધર્મ તથા અધર્મ પ્રાપ્ત થાય છે, તે હું તને કહું છું, સાંભળ. અસત્ય બોલવાથી બ્રાહ્મણને જે અધર્મ લાગે છે, તેને પાતક કહેવામાં આવે છે; પરંતુ જો ક્ષત્રિય અસત્ય બોલે છે, તો તેને બ્રાહ્મણના કરતાં ચારગણો અધર્મ લાગે છે અને જો વૈશ્ય અસત્ય બોલે છે તો તેને બ્રાહ્મણના કરતાં આઠગણો અધર્મ લાગે છે.[૪૧] એક બ્રાહ્મણને પ્રથમ બ્રાહ્મણને ત્યાંથી નિમંત્રણ આવી ગયું હોય છતાં તે કોઈ બીજે સ્થળે ભોજન કરે છે, તો તે અત્યંત નીચ ગણાય છે. ઉપરાંત એક પશુની હિંસા કરવાથી જે પાતક લાગે છે, તેટલું જ પાતક તેને લાગે છે.[૪૨] વળી હે રાજન્! કોઈ બ્રાહ્મણને પ્રથમ ક્ષત્રિય અથવા વૈશ્યને ત્યાંથી નિમંત્રણ આવી ગયું હોય છતાં તે કોઈ બીજે સ્થળે ભોજન કરે, તો તે અત્યંત નીચ કહેવાય છે. વળી એક પશુની હિંસા કરવાથી જે પાતક લાગે છે, તેના અર્ધભાગનું પાતક તેને લાગે છે.[૪૩] જે બ્રાહ્મણ બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા વૈશ્યને ઘેર સ્નાન કર્યા વિના જ દેવનિમિત્ત તથા પિતૃનિમિત્ત અન્નનું ભોજન કરી લે છે, તેને ગાયના ખોટા સોગંદ ખાવાનું પાપ લાગે છે.[૪૪] હે રાજન્! જે બ્રાહ્મણ જન્મનિમિત્ત અથવા મૃત્યુનિમિત્ત સૂતકવાળો છે, છતાં જાણી જોઈને અથવા લોભથી બ્રાહ્મણાદિને ઘેર દેવાન્નનું અથવા પિતરાન્નનું ભોજન કરે છે, તેને પણ ગાયના જૂઠા સોગંદ ખાવાનું પાપ લાગે છે.[૪૫] હે ભારત! જે બ્રાહ્મણ તીર્થયાત્રા આદિને બહાને અથવા યજ્ઞકર્મ આદિના નિમિત્તે દ્રવ્યની ભિક્ષા માગે છે, તેને હે રાજેંદ્ર! અસત્ય બોલવાનું પાપ લાગે છે.[૪૬] હે યુધિષ્ઠિર! જે બ્રાહ્મણો વૈદિક વ્રતોથી તથા ચારિત્ર્યથી રહિત હોય છતાં જો તેમને ત્રણ વર્ણના મનુષ્યો વેદોક્ત મંત્રપૂર્વક અન્નાદિ પીરસે છે, તો તે પીરસનારાઓને ગાયના અસત્ય સોગંદ ખાવાનું પાપ લાગે છે.

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ! દેવનિમિત્તે તથા પિતૃનિમિત્તે જે દાન આપવામાં આવે છે, તે દાન કેવાઓને આપવાથી મહાન ફળવાળું થાય છે એ જાણવાની મને ઇચ્છા છે.[૪૭,૪૮]

ભીષ્મ બોલ્યા: હે યુધિષ્ઠિર! ખેડૂતો જેમ સારા વરસાદની રાહ જુએ છે, તેમ જેમની સ્ત્રીઓ પોતાના પતિના ભોજનપાત્રમાં કંઈક ઉચ્છિષ્ટ અન્નની રાહ જુએ છે, તે પુરુષોને તારે જમાડવા.×

× અર્થાત્ જેમના ઘરમાં માત્ર રસોઈ થઈ હોય તેટલું જ અન્ન હોય છે અને તેથી તેમની સ્ત્રીઓ મારા

હે રાજન્! જે પુરુષોને ચારિત્ર ઉપર પ્રીતિ હોય છે, અન્નાદિના અભાવને લીધે શરીરે જેઓ કૃશ થઈ ગયેલા હોય છે, જેમની વૃત્તિઓ વિષયો તરફથી વિરક્ત થઈને કૃશ થઈ ગયેલી હોય છે અને જેઓ અન્નાદિકની ઇચ્છાથી યાચના કરવા આવેલા હોય છે, તેમને દાન આપવાથી મહાન ફળ પ્રાપ્ત થાય છે.[૪૯,૫૦] હે રાજન્! ચારિત્ર્ય એ જ જેમનું જીવન હોય છે, ચારિત્ર્ય એ જ જેમનું ગૃહ હોય છે, ચારિત્ર્ય એ જ જેમનું બળ હોય છે, ચારિત્ર્ય એ જ જેમને પરલોકગમનમાં મુખ્ય આધાર હોય છે અને કંઈ પ્રયોજને જ જેમને ધનની અપેક્ષા રહે છે, તેવા પુરુષોને દાન આપવાથી મહાન ફળ પ્રાપ્ત થાય છે.[૫૧] હે યુધિષ્ઠિર! જેઓ ચોર લોકોના અથવા કોઈ બીજાઓના ત્રાસથી ભયભીત થયા હોય અને જેઓ ભોજનની જ ઇચ્છા રાખતા હોય, તેવા પુરુષોને અન્નદાન આપવાથી મહાન ફળ પ્રાપ્ત થાય છે.[૫૨] જે નિષ્કપટ બ્રાહ્મણ હાથમાં અન્ન લઈને જ્યારે ખાવાની તૈયારી કરતો હોય ત્યારે તેનાં ભૂખથી ટળવળતાં બાળકો 'મને આપો, મને આપો' એમ યાચનાઓ કરી રહે છે; તેવા અતિદરિદ્ર બ્રાહ્મણને દાન આપવાથી મહાન ફળ પ્રાપ્ત થાય છે.[૫૩] દેશમાં જ્યારે ઉપદ્રવ ઊભો થયો હોય, ત્યારે જેમના ધનનું તથા સ્ત્રીઓનું હરણ થઈ ગયેલું હોય છે, તેવા બ્રાહ્મણો જ્યારે ધનની યાચના કરવા માટે આવે છે, ત્યારે તેમને આપેલું દાન મહાન ફળને ઉત્પન્ન કરે છે.[૫૪] જે બ્રાહ્મણો વ્રત અને નિયમોનું પાલન કરનારા હોય છે તથા શાસ્ત્રના અધ્યયનથી જેઓ માન્ય થયેલા હોય છે, તેમને તેમના વ્રતાદિની સમાપ્તિને માટે દાન આપવાથી મહાન ફળ પ્રાપ્ત થાય છે.[૫૫] જેઓ પાખંડધર્મથી અત્યંત દૂર રહેલા હોય છે, જેઓ નિર્વાહસાધનના અભાવથી કૃશ થઈ ગયેલા હોય છે અને જેઓ અલ્પ ધનવાળા હોય છે, તેમને દાન આપવાથી મહાન ફળ પ્રાપ્ત થાય છે.[૫૬] જેમના સર્વસ્વને બળવાન પુરુષોએ હરણ કરી લીધું હોય છે, જેઓ સર્વ દોષોથી રહિત હોય છે અને જેઓ એક દિવસે ભોજન કરીને બીજે દિવસે પણ માત્ર અન્નની જ ઇચ્છા રાખનારા હોય છે, તેમને દાન આપવાથી મહાન ફળ પ્રાપ્ત થાય છે.[૫૭] જેઓ તપશ્ચરણ કરવાના સ્વભાવવાળા હોય છે, નિત્ય તપોનિષ્ઠ હોય છે, ભિક્ષાચરણ ઉપર આજીવિકા ચલાવનારા હોય છે અને જેઓ જીવનપૂરતી કંઈક અલ્પ વસ્તુની જ ઇચ્છા રાખનારા હોય છે, તેમને દાન આપવાથી મહાન ફળ પ્રાપ્ત થાય છે.[૫૮] હે ભરતશ્રેષ્ઠ! જેમને દાન આપવાથી મહાન ફળ પ્રાપ્ત થાય છે, તે વિષે તેં સાંભળ્યું. હવે કેવા પુરુષો નરકમાં જાય છે અને કેવા પુરુષો સ્વર્ગમાં જાય છે, તે વિષે હું તને કહું છું, સાંભળ.[૫૯] હે યુધિષ્ઠિર! ગુરુને માટે અથવા પોતાના પર આવી પડેલા ભયને દૂર કરવા માટે એ પ્રસંગો સિવાયના બીજા હરકોઈ પ્રસંગે જેઓ અસત્ય ભાષણ કરે છે, તેઓ અવશ્ય નરકમાં જ જાય છે.[૬૦] જેઓ પરસ્ત્રીનું હરણ કરે છે, પરસ્ત્રી સાથે વ્યભિચાર કરે છે અથવા પરસ્ત્રીને લાવી આપવામાં બીજાને સહાય કરે છે, તેઓ અવશ્ય નરકમાં જ જાય છે.[૬૧] જેઓ પારકા દ્રવ્યનું હરણ કરે છે, પારકા દ્રવ્યનો નાશ કરે છે અને પારકાં છિદ્રો ઉઘાડાં કરે છે, તેઓ અવશ્ય નરકમાં જાય છે.[૬૨] તેમ જ હે ભારત! જે પુરુષો પાણીની સાર્વજનિક પરબો, સભાગૃહો, પુલો અને સાર્વજનિક ધર્મશાળા વગેરેનો નાશ કરે છે, તેઓ અવશ્ય નરકમાં જાય છે.[૬૩] જે પુરુષો અનાથ, તરુણ,

પતિના ભોજનપાત્રમાં કંઈક ઉચ્છિષ્ટ અન્ન બાકી રહે તો સારું, એવી મનમાં ઇચ્છા કરે છે—તેના નિર્ધનોને જમાડવાથી ઘણું જ પુણ્ય થાય છે.

બાલા, વૃદ્ધા, ભયભીત અને તપસ્વિની સ્ત્રીને છેતરે છે, તેઓ અવશ્ય નરકમાં જાય છે.[૬૪] વળી હે ભારત! જે પુરુષો બીજાઓની આજીવિકાનો નાશ કરે છે, બીજાઓના ઘરનો નાશ કરે છે, કોઈ સ્ત્રીને તેના ધણીથી વિખૂટી પડાવે છે અને કોઈએક મિત્રને તેના મિત્રથી ભેદ પડાવે છે, તેઓ અવશ્ય નરકમાં જાય છે.[૬૫] વળી ચાડી-ચુગલી કરનારા, આર્ય મર્યાદાનો ભંગ કરનારા, બીજાની આજીવિકા ઉપર આજીવિકા ચલાવનારા અને કરેલા ઉપકારોને ભૂલી જનારા પુરુષો અવશ્ય નરકમાં જાય છે.[૬૬] જે પાખંડીઓ વેદનો દ્વેષ કરે છે, સત્પુરુષોની નિંદા કરે છે, ધાર્મિક વિદ્વાનોને દૂષિત ઠરાવે છે અને આરૂઢપતિત (ઉપરના આશ્રમમાંથી નીચેના આશ્રમમાં પડવું તે) છે, તેઓ અવશ્ય નરકમાં જાય છે.[૬૭] જેઓ જનસમુદાયથી વિરુદ્ધ વ્યવહાર કરનારા હોય છે, અત્યંત વિરુદ્ધ રીતે વ્યાજ લેનારા હોય છે અને મોટા લાભો મેળવ્યા છતાં વિરુદ્ધ વર્તન કરનારા હોય છે, તેઓ અવશ્ય નરકમાં જાય છે.[૬૮] જેઓ જુગારબાજી ખેલનારા હોય છે, સારાનરસાની પરીક્ષાથી રહિત હોય છે અને પ્રાણીઓની હિંસા કરવામાં તત્પર રહે છે, તેઓ અવશ્ય નરકમાં જાય છે.[૬૯] જેઓ આશાથી આવેલા સેવકોને અથવા યાચકોને નિરાશ કરે છે, અમુક વસ્તુ આપવાની કોઈની આગળ પ્રતિજ્ઞા કર્યા છતાં પ્રતિજ્ઞાનું પાલન કરતા નથી, કોઈ મનુષ્યને પગાર ઠરાવીને રાખ્યો હોય છતાં તેને ઠરાવેલો પગાર આપતા નથી અને પોતાને માટે જેણે પરિશ્રમ કર્યો હોય તેને પરિશ્રમનું યોગ્ય ફળ આપતા નથી, તે પુરુષો અવશ્ય નરકમાં જાય છે.[૭૦] જેઓ સ્ત્રીઓને, અગ્નિને, સેવકોને તથા અતિથિઓને ભોજન આપ્યા વિના ભોજન કરી લે છે અને દેવપિતૃના પૂજનનો ત્યાગ કરે છે, તે પુરુષો અવશ્ય નરકમાં જાય છે.[૭૧] જેઓ વેદને વેચે છે, વેદને દૂષિત ઠરાવે છે અને વેદોનું લખાણ કરે છે, તેઓ અવશ્ય નરકમાં જાય છે.[૭૨] જેઓ ચાર આશ્રમોથી બહિર્ભૂત થયેલા હોય છે, વૈદિક વિધિથી બાહ્ય થયેલા હોય છે અને શાસ્ત્રવિરુદ્ધ કર્મો કરીને આજીવિકા ચલાવે છે, તેઓ અવશ્ય નરકમાં જાય છે.[૭૩] વળી હે રાજન્! ચામરું, ઊન વગેરે કેશનો વેપાર કરનારા, ઝેરને વેચનારા અને દૂધને વેચનારા પુરુષો અવશ્ય નરકમાં જાય છે.[૭૪] જેઓ બ્રાહ્મણોનાં, ગાયોનાં તથા કન્યાઓનાં કાર્યોમાં વિઘ્નરૂપ થાય છે, તેઓ અવશ્ય નરકમાં જાય છે.[૭૫] જેઓ શસ્ત્રોને વેચે છે અને શસ્ત્રો, બાણો તથા ધનુષ્યો બનાવે છે, તેઓ અવશ્ય નરકમાં જાય છે.[૭૬] વળી જેઓ શિલાઓ મૂકીને, ખીલાઓ દાટીને અથવા ખાડાઓ ખોદીને સાર્વજનિક માર્ગને બંધ કરે છે, તેઓ અવશ્ય નરકમાં જાય છે;[૭૭] તેમ જ હે ભરતશ્રેષ્ઠ! જે પુરુષો પોતાના ઉપાધ્યાયોનો, સેવકોનો, ભક્તોનો તથા નિર્દોષ સ્ત્રીનો ત્યાગ કરે છે, તેઓ અવશ્ય નરકમાં જાય છે. જે પુરુષો ભાર ઉપાડવાને અયોગ્ય એવા પશુઓ પર ભાર લાદીને તેમને દુઃખી કરે છે, પશુઓની નાસિકાને વીંધે છે અને પશુઓને પૂરી રાખે છે, તેઓ અવશ્ય નરકમાં જાય છે.[૭૮,૭૯] જે રાજાઓ પ્રજાઓનું રક્ષણ કરતા નથી, છતાં તેમની પાસેથી કર લઈને તથા પોતાનો છઠ્ઠો ભાગ લઈને લૂંટારાનો ધંધો કરે છે અને પોતે સમર્થ હોવા છતાં જે દાન આપતા નથી, તેઓ અવશ્ય નરકમાં જાય છે.[૮૦] જે પુરુષો પોતાનું કાર્ય પૂર્ણ થઈ રહે એટલે પોતાની સાથે ઘણા કાળથી વસનારા, ક્ષમાશીલ, દમગુણનિષ્ઠ અને બુદ્ધિમાન પુરુષોનો ત્યાગ કરે છે, તેઓ અવશ્ય નરકમાં જાય છે.[૮૧] જે પુરુષો બાળકોને, વૃદ્ધોને તથા સેવકોને આપ્યા વિના પ્રથમ પોતે ભોજન કરે છે, તેઓ અવશ્ય

નરકમાં જાય છે.[૮૨] આ રીતે જેઓ નરકમાં જનારા છે, તેઓ સર્વને પ્રથમ મેં કહ્યા. હવે, હે ભરતશ્રેષ્ઠ રાજા! જે પુરુષો સ્વર્ગલોકમાં જનારા છે તેમનું હું વર્ણન કરું છું.[૮૩] હે ભારત! દેવ-પૂજન માટે કરવામાં આવતાં સર્વ કાર્યોમાં જે બ્રાહ્મણોનું અપમાન કરવામાં આવે છે, તો સમગ્ર પુત્રોનો તથા પશુઓનો નાશ થાય છે, (પણ બ્રાહ્મણોનું અપમાન નહિ કરનારા પુરુષો પુત્રપશુ આદિ પરિવારથી યુક્ત થાય છે અને અંતે સ્વર્ગ-લોકને પામે છે.)[૮૪] હે યુધિષ્ઠિર! જે પુરુષો દાન, તપ અને સત્યને અનુસરીને ધર્મનું આચરણ કરે છે, તેઓ સ્વર્ગલોકમાં જઈ શકે છે.[૮૫] હે ભારત! જેઓ ગુરુની સેવા તથા તપશ્ચર્યા કરી વિદ્યાને ગ્રહણ કરે છે અને પ્રતિગ્રહ કરવા ઉપર સ્નેહ રાખતા નથી, તેઓ સ્વર્ગલોકમાં જઈ શકે છે.[૮૬] જેઓ બીજાઓને ભયથી, પાપથી, સંકટથી, દારિદ્ર્યથી તથા વ્યાધિના ઉપદ્રવથી મુક્ત કરે છે, તેઓ સ્વર્ગલોકમાં જઈ શકે છે.[૮૭] જે પુરુષો ક્ષમાશીલ હોય છે, ધૈર્યસંપન્ન હોય છે, ધર્મ-કાર્યોમાં તત્પર રહેનારા હોય છે અને માંગલિક આચારથી યુક્ત હોય છે, તેઓ સ્વર્ગલોકમાં જઈ શકે છે.[૮૮] જેઓ મદ્ય, માંસ તથા વ્યભિચારનો ત્યાગ કરનારા હોય છે, તેઓ પણ સ્વર્ગલોકમાં જઈ શકે છે.[૮૯] જેઓ આશ્રમોનું, કુળનું, દેશનું તથા નગરોનું પાલન કરે છે, તે પુરુષો સ્વર્ગ-લોકમાં જઈ શકે છે.[૯૦] જેઓ વસ્ત્ર તથા અલં-કારોનું દાન કરે છે, ખાનપાન તથા અન્નનું દાન કરે છે અને બીજાઓના વિવાહ કરી આપે છે, તેઓ સ્વર્ગલોકમાં જઈ શકે છે.[૯૧] જે પુરુષો પ્રાણીમાત્રની હિંસાથી નિવૃત્ત થયેલા હોય છે, સર્વને સહન કરનારા હોય છે અને સર્વના આશ્રયરૂપ હોય છે, તેઓ સ્વર્ગલોકમાં જઈ શકે છે.[૯૨] જે પુરુષો માતાની તથા પિતાની સેવા કરે છે, ઇંદ્રિયોને જીતે છે અને પોતાના ભાઈઓ પર સ્નેહ રાખે છે, તેઓ સ્વર્ગલોકમાં જઈ શકે છે.[૯૩] જે પુરુષો ધનવાન હોય છે, બળવાન હોય છે અને યુવાન હોય છે, છતાં પોતાના વૈર્યના બળથી ઇંદ્રિયોને જીતે છે, તેઓ સ્વર્ગલોકમાં જઈ શકે છે.[૯૪] જેઓ પોતાના અપરાધ કરનારાઓ ઉપર પણ સ્નેહ રાખે છે, શાંત સ્વભાવના હોય છે, શાંત મનુષ્યો ઉપર પ્રીતિ રાખે છે અને સેવા કરીને બીજાઓને સુખી કરે છે, તેઓ સ્વર્ગ-લોકમાં જઈ શકે છે.[૯૫] જે પુરુષો નિત્ય હજારોને ભોજન આપે છે, હજારોને દાન આપે છે અને હજારોનું રક્ષણ કરે છે, તેઓ સ્વર્ગલોકમાં જઈ શકે છે.[૯૬] હે ભરતશ્રેષ્ઠ! જે પુરુષો સુવર્ણનું, ગાયોનું, રથોનું તથા ઘોડા વગેરે વાહનોનું દાન આપે છે, તેઓ સ્વર્ગલોકમાં જઈ શકે છે.[૯૭] જે પુરુષો વિવાહોપયોગી (વહુના અલંકાર વગેરે) દ્રવ્યોનું, દાસદાસીઓનું તથા વસ્ત્રોનું દાન આપે છે, તેઓ સ્વર્ગલોકમાં જઈ શકે છે.[૯૮] જે પુરુષો દેવાલયો, ધર્મશાળાઓ, બાગબગીચાઓ, કૂવાઓ, વાડીઓ, સભાગૃહો, પાણીની પરબો તથા કિલ્લા-ઓ બંધાવે છે, તેઓ સ્વર્ગલોકમાં જઈ શકે છે. જે પુરુષો પોતાની પાસે યાચના કરનારાઓને ઘરો, ખેતરો તથા ગામોનું દાન કરે છે, તેઓ સ્વર્ગલોકમાં જઈ શકે છે.[૯૯,૧૦૦] હે યુધિષ્ઠિર! જે પુરુષો રસો, બીજો તથા ધાન્યોને પોતે જ ઉત્પન્ન કરીને દાનમાં આપી દે છે, તે પુરુષો સ્વર્ગલોકમાં જઈ શકે છે.[૧૦૧] વળી ગમે તે કુળ-માં ઉત્પન્ન થયા હોવા છતાં જે પુરુષો અનેક પુત્રાદિના પરિવારથી યુક્ત હોય છે, સો વર્ષના આયુષ્યવાળા હોય છે, દયાળુ હોય છે અને ક્રોધને જીતનારા હોય છે, તેઓ પણ સ્વર્ગલોકમાં જઈ શકે છે.[૧૦૨] આમ હે ભારત! પરલોકમાં હિત-કારક એવા દેવકર્મ તથા પિતૃકર્મનો તેમ જ

પ્રાચીન ઋષિઓએ કહેલા દાનધર્મનો મહિમા મેં તને કહ્યો.[૧૦૩]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ-પર્વમા 'સ્વર્ગ તથા નરકલોકમાં જનારાનું વર્ણન' નામનો અધ્યાય ૨૩મો સમાપ્ત

## अध्याय २४मो

### બ્રહ્મહત્યાનું વર્ણન

॥ युधिष्ठिर उवाच ॥

**इदं मे तत्त्वतो राजन् वक्तुमर्हसि भारत ।**
**अहिंसयित्वाऽपि कथं ब्रह्महत्या विधीयते ॥१॥**

યુધિષ્ઠિર બોલ્યા: હે ભારત! કેવી રીતે કોઈની હિંસા કર્યા વિના પણ બ્રહ્મહત્યા થઈ શકે છે હે રાજન્! આ મને યથાર્થ રીતે કહેવાને તમે યોગ્ય છો.[૧]

ભીષ્મ બોલ્યા: હે રાજેંદ્ર! પૂર્વે વ્યાસમુનિને આમંત્રણ આપીને મેં આ વિષયમાં જે પ્રશ્ન પૂછ્યો હતો, તે હું તને કહું છું. તું તેનું એકાગ્ર ચિત્તથી શ્રવણ કર.[૨] તે સમયે વ્યાસજીને મેં પૂછ્યું હતું કે, 'હે મુનિ! તમે વસિષ્ઠથી ચોથા પુરુષ છો. તો, તમે મને કહો કે, કોઈની હિંસા કર્યા વિના બ્રહ્મહત્યા કેવી રીતે લાગે છે?' એટલે હે રાજન્! ધર્મમાં નિપુણ એવા તે પરાશરપુત્ર ભગવાને આ નિઃસંશય અને સર્વોત્તમ વચન કહ્યું કે,[૩,૪] 'જે પુરુષ આજીવિકાથી રહિત થઈ પડેલા કોઈ એક બ્રાહ્મણને ભિક્ષા માટે પોતાને ઘેર બોલાવે છે પણ પાછળથી તેને ના પાડે છે, તે પુરુષને બ્રહ્મહત્યારો જાણવો.[૫] હે ભારત! જે દુર્બુદ્ધિ પુરુષ જગતમાં મધ્યસ્થપણે વર્તનારા અને વેદવેદાંગમાં પારંગત એવા બ્રાહ્મણની આજીવિકાનો નાશ કરે છે, તેને બ્રહ્મહત્યારો જાણવો.[૬] હે વસુધાપતિ! અત્યંત તૃષાતુર થયેલું ગાયોનું ટોળું જળપાન કરવાની ઇચ્છાથી કોઈ જળાશય તરફ જતું હોય, ત્યારે જે પુરુષ તેને વિઘ્ન કરે છે, તેને બ્રહ્મહત્યા કરનારો જાણવો.[૭] જે પુરુષ મુનિઓ દ્વારા પ્રવૃત્ત થયેલા વેદને તથા મુનિઓએ રચેલાં ઉત્તમ શાસ્ત્રોને રહસ્ય જાણ્યા વિના દૂષણ લગાવે છે, તે પુરુષને બ્રહ્મહત્યારો જાણવો.[૮] જે પુરુષ ઘણી જ મોટી થઈ ગયેલી પોતાની રૂપવતી પુત્રીને કોઈ યોગ્ય વરને આપતો નથી, તે પુરુષ બ્રહ્મહત્યારો છે, એમ જાણવું.[૯] જે મૂઢ પુરુષ અધર્મ ઉપર પ્રીતિ રાખનારો હોઈને બ્રાહ્મણો પર મિથ્યા આરોપ મૂકે છે અને તેથી તેમને મર્મભેદક શોક ઉપજાવે છે, તે પુરુષ બ્રહ્મહત્યારો છે, એમ સમજવું.[૧૦] વળી જે પુરુષ કોઈ એક આંધળાના, લૂલાના તથા જડ મનુષ્યના સર્વસ્વનું હરણ કરી લે છે, તેને પણ બ્રાહ્મણની હત્યા કરનારો જાણવો.[૧૧] જે પુરુષ મોહને અધીન થઈને આશ્રમમાં, વનમાં, ગામડામાં અથવા નગરમાં આગ લગાડે છે, તે પુરુષ પણ બ્રહ્મહત્યા કરનારો છે, એમ જાણવું.[૧૨]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'બ્રહ્મહત્યાકથન' નામનો અધ્યાય ૨૪મો સમાપ્ત

## अध्याय २५मो

### તીર્થસ્નાનમાહાત્મ્ય

॥ युधिष्ठिर उवाच ॥

**तीर्थानां दर्शनं श्रेयः स्नानं च भरतर्षभ ।**
**श्रवणं च महाप्राज्ञ श्रोतुमिच्छामि तत्त्वतः ॥१॥**

યુધિષ્ઠિર બોલ્યા: હે મહાબુદ્ધિમાન! તીર્થોનાં દર્શન, સ્નાન તથા તેમના માહાત્મ્યનું શ્રવણ એ અત્યંત શ્રેયસ્કર છે. માટે હે ભરતશ્રેષ્ઠ! મને તીર્થો વિષે તત્ત્વત સાંભળવાની ઇચ્છા છે.[૧] હે ભરતોત્તમ! પૃથ્વી ઉપર જે તીર્થો પવિત્ર ગણાય છે, તે સર્વ મને યથાર્થ રીતે કહો. હે પ્રભુ! હું તે એકાગ્રચિત્તે સાંભળીશ.[૨]

ભીષ્મ બોલ્યા. હે મહાતેજસ્વી રાજા! પૂર્વે અંગિરાએ તીર્થો વિષે જે વર્ણન કર્યું છે તે હું તને કહું છું. તું તેનું શ્રવણ કર. તારું કલ્યાણ

થાઓ. એ તીર્થમાહાત્મ્યનું શ્રવણ કરવાથી તને ઉત્તમ ધર્મ પ્રાપ્ત થશે.[3] એક સમયે ધૈર્યસંપન્ન મહામુનિ અંગિરા તપોવનમાં બેઠા હતા, ત્યારે તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારા ગૌતમઋષિએ તેમને પૂછ્યું :[4] 'હે ભગવન્! પૃથ્વી પરનાં તીર્થો પવિત્ર હશે કે નહિ, એ વિષે મને ધર્મસંશય ઉત્પન્ન થયો છે. માટે હે મહામુનિ! હું સર્વ તીર્થો વિષે શ્રવણ કરવા ઇચ્છું છું, તે મને કહો.[5] હે મહાબુદ્ધિમાન મુનિ! જગતમાં પવિત્ર ગણાતાં તીર્થોમાં સ્નાન કરવાથી પારલૌકિક ફળ શું મળે છે તે મને કહો.'[6]

અંગિરા બોલ્યા : તરંગમાળાવાળી ચંદ્રભાગા-(ચિનાબ)નદીમાં અથવા વિતસ્તા(જેલમ)-નદીમાં સ્નાન કરીને જે સાત દિવસો સુધી નિરાહાર રહે છે, તેને મુનિઓની ગતિ પ્રાપ્ત થાય છે.[7] કાશ્મીર દેશમાં આવેલી નદીઓ મહાનદ સિંધુને જઈ મળે છે અને તે નદીઓમાં સ્નાન કરનારો શીલસંપન્ન પુરુષ સ્વર્ગલોકને પામી શકે છે.[8] જે પુરુષ પુષ્કર, પ્રભાસ, નૈમિષ, સમુદ્ર, દેવિકા, ઇંદ્રમાર્ગ અને સ્વર્ણબિંદુ એ તીર્થોમાં સ્નાન કરે છે, તે પુરુષ સ્વર્ગને પામીને વિમાનમાં વિહાર કરે છે તેમ જ સર્વ અપ્સરાઓનો સ્તુતિપાત્ર થઈને અત્યંત આનંદ ભોગવે છે. વળી હિરણ્યબિંદુ, કુશેશય અને દેવંત નામનાં તીર્થોમાં ભક્તિપૂર્વક સ્નાન કરીને તથા તેમને વંદન કરીને મનુષ્ય સર્વ પાપનો નાશ કરી શકે છે. ગંધમાદન પર્વતની પાસે આવેલી ઇંદ્રતોયા નદીમાં સ્નાન કરીને તથા કુરંગ દેશમાં આવેલી કરતોયા નદીમાં સ્નાન કરીને જે પુરુષ યત્નપૂર્વક ત્રણ દિવસોના ઉપવાસ કરે છે, તે પુરુષ અશ્વમેધ યજ્ઞ કર્યાનું ફળ પામે છે અને પવિત્ર થાય છે.[9-12] ગંગાદ્વારમાં, કુશાવર્તમાં, નીલપર્વત પાસે આવેલા બિલ્વકમાં અને કનખલ નામના તીર્થમાં સ્નાન કરીને પાપમુક્ત થયેલો મનુષ્ય સ્વર્ગલોકમાં જઈ શકે છે.[13] જે પુરુષ બ્રહ્મચર્ય પાળીને, ક્રોધને જીતીને, પ્રતિજ્ઞાને પાળીને તથા હિંસાનો ત્યાગ કરીને જળના કોઈ પણ ધરામાં સ્નાન કરે છે, તેને અશ્વમેધનું ફળ પ્રાપ્ત થાય છે.[14] ભગીરથરાજાએ આણેલી ગંગાનદી મહેશ્વરનાં સ્વર્ગ, મૃત્યુ અને પાતાળરૂપ ત્રણ સ્થાનની ઉત્તર દિશામાં જ્યાં વહે છે, ત્યાં જે મનુષ્ય એક માસ પર્યંત નિરાહાર રહીને સ્નાન કરે છે તેને દેવતાઓનો સાક્ષાત્કાર થાય છે. સપ્તગંગ, ત્રિગંગ અને ઇંદ્રમાર્ગ નામનાં તીર્થોમાં સ્નાન કરીને જે પુરુષ દેવપિતૃઓનું તર્પણ કરે છે, તે અમૃતરૂપ ભોજનને પામી શકે છે અને જન્મમરણથી મુક્ત થાય છે. જે મનુષ્ય મહાશ્રમ નામના તીર્થમાં સ્નાન કરીને પવિત્રતાપૂર્વક અગ્નિહોત્રપરાયણ રહે છે અને એક માસ પર્યંત નિરાહાર રહે છે તે એક મહિનામાં જ સિદ્ધિને પામે છે. ભૃગુતુંગ નામના મહાસરોવરમાં સ્નાન કરીને જે મનુષ્ય કામનાના ત્યાગપૂર્વક ત્રણ દિવસના ઉપવાસ કરે છે, તે બ્રહ્મહત્યાના પાપમાંથી મુક્ત થાય છે. વળી કન્યાકૂપ અને બલાકા નામના તીર્થમાં સ્નાન કરીને પિતૃતર્પણ કરનારો પુરુષ દેવોમાં કીર્તિ પામે છે અને યશથી વિરાજમાન થાય છે.[15-20] દેવિકા, સુંદરિકાહ્રદ અને અશ્વિની એ ત્રણ તીર્થોમાં સ્નાન કરનારો પુરુષ રૂપસંપન્ન તથા તેજસ્વી થાય છે.[21] મહાગંગામાં, કૃત્તિકાક્ષેત્રમાં તથા અંગારક ક્ષેત્રમાં સ્નાન કરીને નિર્મળ થયેલો પુરુષ જો એક પખવાડિયા સુધી નિરાહાર રહે છે, તો તે સ્વર્ગને પામી શકે છે.[22] વળી વૈમાનિક તથા કિંકિણીકાશ્રમ નામના તીર્થમાં સ્નાન કરનારો પુરુષ અપ્સરાઓના દિવ્ય નિવાસસ્થાનમાં પોતાની ઇચ્છાનુસાર વિહાર કરે છે અને તે સ્થળે પૂજા પામે છે.[23] કાલિકાશ્રમમાં જઈને તથા વિપાશાનદીમાં પિતૃતર્પણ કરીને

જે મનુષ્ય ત્રણ રાત્રિ સુધી બ્રહ્મચર્ય પાળે છે અને જિતક્રોધ રહે છે, તે સંસારબંધનથી મુક્ત થાય છે.[૨૪] જે પુરુષ કૃત્તિકાઓના આશ્રમમાં સ્નાન કરીને પિતૃઓને તૃપ્ત કરે છે તથા નિર્મળ થઈને મહાદેવને સંતુષ્ટ કરે છે, તે પુરુષ સ્વર્ગલોકને પામે છે.[૨૫] મહાપુર નામના તીર્થમાં સ્નાન કરીને પવિત્રતાપૂર્વક ત્રણ ઉપવાસ કરનારો પુરુષ સ્થાવર, જંગમ તથા બે પગવાળાં પ્રાણીઓના ભયથી મુક્ત થાય છે.[૨૬] દેવદારુવન નામના તીર્થમાં સ્નાન કરીને પિતૃઓની તર્પણક્રિયા કરનારો પુરુષ પાપરહિત થાય છે. તે જો પવિત્રતાપૂર્વક સાત દિવસોના ઉપવાસ કરે છે, તો દેવલોકને પામી શકે છે.[૨૭] શરસ્તંબ, કુશસ્તંબ તથા દ્રોણશર્મપદ નામનાં તીર્થોમાં જળનો મોટો ધોધ પડે છે. જે પુરુષ તેમાં સ્નાન કરે છે, તેની અપ્સરાઓ સેવા કરે છે.[૨૮] ચિત્રકૂટપર્વતમાં આવેલા જનસ્થાનમાં તથા ગંગાના જળમાં જે પુરુષ સ્નાન કરીને નિરાહાર રહે છે, તેની રાજલક્ષ્મી પોતે સેવા કરે છે. શ્યામાના આશ્રમમાં જઈને સ્નાન કરતાં એક પખવાડિયા સુધી નિરાહાર રહેનારા પુરુષને ગંધર્વાદિના દિવ્ય ભોગો પ્રાપ્ત થાય છે.[૨૯,૩૦] જે પુરુષ કૌશિકા નદી ઉપર જઈને સર્વ કામનાઓના ત્યાગપૂર્વક વાયુનો જ આહાર કરે છે, તે માત્ર એકવીસ દિવસોમાં જ સ્વર્ગારોહણ કરી શકે છે. મતંગવાપી નામના તીર્થમાં સ્નાન કરનારો પુરુષ માત્ર એક જ દિવસમાં સિદ્ધ થાય છે; તેમ જ અનાલંબ અને સનાતન અંધક નામના તીર્થમાં સ્નાન કરનારો પુરુષ પણ એક દિવસમાં જ સિદ્ધ થાય છે.[૩૧,૩૨] નૈમિષારણ્યમાં તથા સ્વર્ગતીર્થમાં સ્નાન કરીને જે પુરુષ એક માસ સુધી જિતેન્દ્રિય રહીને પિતૃઓનું તર્પણ કરે છે, તે એક નરમેધ યજ્ઞના ફળને પામે છે.[૩૩] તે જ પ્રમાણે ગંગાહ્રદમાં તથા ઉત્પલાવનમાં સ્નાન કરીને એક માસ પર્યંત પિતૃતર્પણ કરનારો પુરુષ અશ્વમેધ યજ્ઞના ફળને પામે છે.[૩૪] ગંગા તથા યમુનાના તીર્થમાં અને કાલંજર નામના પર્વતમાં એક માસ સુધી પિતૃતર્પણ કરનારો પુરુષ દશ અશ્વમેધ યજ્ઞોના ફળને પામે છે.[૩૫] ષષ્ટિહ્રદ નામના તીર્થમાં સ્નાન કરવાથી અન્નદાનના કરતાં પણ અધિક પુણ્ય પ્રાપ્ત થાય છે. હે ભરતશ્રેષ્ઠ! માઘ માસની પૂર્ણિમાને દિવસે પ્રયાગતીર્થમાં ત્રણ કરોડ અને દશ હજાર તીર્થોનો સમાગમ થાય છે. માટે હે ભરતોત્તમ! માઘ માસમાં પ્રયાગમાં જઈને, નિયમપૂર્વક તીક્ષ્ણ વ્રતોનું પાલન કરનારો પુરુષ પાપના મળથી રહિત થાય છે અને સ્વર્ગગતિને પામે છે. પિતૃઓના આશ્રમરૂપ ગણાતા મરુદ્‌ગણ નામના તીર્થમાં સ્નાન કરીને તેમ જ વૈવસ્વત નામના તીર્થમાં સ્નાન કરીને પવિત્ર થયેલો પુરુષ એક તીર્થરૂપ બની જાય છે. વળી બ્રહ્મસરોવર ઉપર જઈને તથા ભાગીરથી (ગંગા)નદીના તટ ઉપર જઈને પિતૃતર્પણ કરીને એક માસ પર્યંત નિરાહાર રહેનારો પુરુષ ચંદ્રલોકને પામે છે.[૩૬–૪૦] જે પુરુષ ઉત્પાતક તીર્થમાં સ્નાન કરીને અષ્ટાવક્ર તીર્થમાં પિતૃતર્પણ કરે છે અને બાર દિવસ સુધી નિરાહાર રહે છે, તેને નરમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે.[૪૧] જે પુરુષે ત્રણ બ્રહ્મહત્યાઓ કરી હોય છે, તે ગયાના પેટાતીર્થ અશ્મપૃષ્ઠ તીર્થમાં જઈને પહેલી બ્રહ્મહત્યાથી મુક્ત થાય છે, નિરવિંદ નામના પર્વતમાં જઈને બીજી બ્રહ્મહત્યાથી મુક્ત થાય છે અને ક્રૌંચપદી નામના તીર્થમાં જઈને ત્રીજી બ્રહ્મહત્યાથી મુક્ત થાય છે તથા પવિત્ર થાય છે. કલવિંક નામના તીર્થમાં સ્નાન કરીને પુષ્કળ જળ મેળવી શકાય* છે અને અગ્નિ-

* અર્થાત્ અનેક તીર્થોમા સ્નાન કરવાનો લાભ મેળવી શકાય છે.

પુરમાં તથા દેવહ્રદમાં સ્નાન કરીને તેમ જ વિશાલાં તીર્થમાં પિતૃતર્પણ કરીને મનુષ્ય બ્રહ્મરૂપ થઈને વિરાજે છે.[૪૨-૪૪] જે દમગુણને ધારણ કરનારો કોઈ પુરુષ અહિંસાધર્મનો આશ્રય કરીને આવર્તનંદા તથા મહાનંદા નામનાં બે તીર્થોનું સેવન કરે છે, તો સ્વર્ગના નંદનવનમાં અપ્સરાઓ તેની સેવા કરે છે.[૪૫] જે પુરુષ કાર્તિકી પૂર્ણિમાને દિવસે ઉર્વશી નામના તીર્થમાં જઈને એકાગ્ર ચિત્તે સ્નાન કરે છે અને જે લૌહિત્ય નામના તીર્થમાં વિધિપૂર્વક સ્નાન કરે છે, તે પુંડરીક નામના યજ્ઞનું ફળ સંપાદન કરે છે.[૪૬] રામહ્રદમાં સ્નાન કરીને વિપાશામાં પિતૃતર્પણ કરનારો પુરુષ જો બાર દિવસ સુધી નિરાહાર રહે છે, તો તે સર્વ પાપોથી મુક્ત થાય છે. જે મનુષ્ય મહાહ્રદ નામના તીર્થમાં શુદ્ધ મનથી સ્નાન કરે છે અને એક માસ પર્યંત નિરાહાર રહે છે, તેને જમદગ્નિએ પ્રાપ્ત કરેલી ગતિ મળે છે.[૪૭,૪૮] જે પુરુષ વિંધ્યાચળમાં જઈને શરીરને કષ્ટ આપે છે, પ્રતિજ્ઞાને સત્ય કરે છે અને અહિંસા તથા વિનયપૂર્વક તપશ્ચર્યા કરવા માંડે છે, તે પુરુષ માત્ર એક માસમાં જ સિદ્ધ થાય છે.[૪૯] નર્મદામાં તથા શૂર્પારક તીર્થમાં સ્નાન કરીને એક પખવાડિયા સુધી નિરાહાર રહેનારો મનુષ્ય બીજા જન્મમાં રાજપુત્ર થાય છે.[૫૦] જંબૂમાર્ગ નામના તીર્થમાં જે મનુષ્ય નિયમનિષ્ઠ તથા એકાગ્રચિત્ત રહીને ત્રણ માસ પર્યંત નિવાસ કરે છે, તે મનુષ્ય માત્ર એક રાત્રિદિવસમાં જ સિદ્ધિને પામે છે.[૫૧] કોકામુખ નામના તીર્થમાં સ્નાન કરીને તેમ જ અંજલિકાશ્રમમાં નિવાસ કરીને જે માત્ર શાકનો જ આહાર કરે છે અને વલ્કલ વસ્ત્રો ધારણ કરે છે, તે દશ કુમારીઓનો સ્વામી થાય છે.[૫૨] જે પુરુષ કન્યાહ્રદ નામના તીર્થમાં જઈને નિવાસ કરે છે, તેને યમરાજાને ઘેર કદી જવું પડતું નથી, પણ તેને દેવલોક જ મળે છે.[૫૩] હે મહાબાહુ! જે પુરુષ પ્રભાસક્ષેત્રમાં ચિત્તને એકાગ્ર કરી એક અમાવાસ્યાને દિવસે જ સ્નાન કરે છે, તે સિદ્ધિને પામે છે અને સ્વર્ગમાં દેવરૂપે ઉત્પન્ન થાય છે.[૫૪] જે પુરુષ ઉજ્જાનક તીર્થમાં સ્નાન કરીને આર્ષ્ટિષેણના આશ્રમમાં તથા પિંગાના આશ્રમમાં સ્નાન કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે.[૫૫] કુલ્યા તીર્થમાં સ્નાન કરીને જે પુરુષ ત્રણ રાત્રિના ઉપવાસ કરે છે અને કેવળ અઘમર્ષણ મંત્રનો જ જાપ કર્યા કરે છે, તે અશ્વમેધ યજ્ઞના ફળને પ્રાપ્ત કરે છે.[૫૬] પિંડારક તીર્થમાં સ્નાન કરીને માત્ર એક દિવસનો જ ઉપવાસ કરનારો પુરુષ અગ્નિષ્ટોમ નામના યજ્ઞના ફળને પામે છે અને બીજે દિવસે પ્રાતઃકાળમાં જ સર્વ પાપોથી મુક્ત થઈને પવિત્ર થાય છે.[૫૭] તેમ જ ધર્મારણ્ય નામના તપોવનથી શોભી રહેલા બ્રહ્મસરોવર ઉપર જઈને પવિત્રતાપૂર્વક સ્નાન કરનારો પુરુષ પુંડરીક નામના યજ્ઞના ફળને પ્રાપ્ત કરે છે.[૫૮] મૈનાક નામના પર્વતમાં જઈને સ્નાનસંધ્યા કરનારો પુરુષ એક માસ પર્યંત કામવાસનાનો જય કરે છે, તો સર્વ યજ્ઞના ફળને સંપાદન કરે છે.[૫૯] બાળકની હત્યા કરનારો પુરુષ કાલોદક, નંદિકુંડ અને ઉત્તરમાનસ નામના તીર્થમાં યાત્રા કરવા નીકળે છે, ત્યારે એ તીર્થોને તથા પોતાને સો યોજન જેટલું અંતર રહે છે, તેટલામાં જ તે બાળહત્યાના પાપમાંથી મુક્ત થાય છે.[૬૦] મનુષ્ય નંદીશ્વર નામના તીર્થનાં માત્ર દર્શન, કરવાથી જ પાપોથી મુક્ત થઈ જાય છે. સ્વર્ગમાર્ગ નામના તીર્થમાં સ્નાન કરીને પુરુષ બ્રહ્મલોકને પામી શકે છે.[૬૧] હિમાલય નામનો પર્વત શંકરના સસરા તરીકે જગતમાં વિખ્યાત છે, પવિત્ર છે, સર્વ રત્નોના નિધાનરૂપ છે અને સિદ્ધો તથા ચારણોથી સેવાયેલો છે.[૬૨] જે વેદાંતી

બ્રાહ્મણ ત્યાં પોતાના જીવિતને નાશવંત જાણીને, વિધિપૂર્વક અનશનવ્રતનો સ્વીકાર કરીને, દેવતાઓનું પૂજન કરીને અને મુનિઓને નમસ્કાર કરીને પોતાના શરીરનો ત્યાગ કરે છે, તે બ્રાહ્મણ સિદ્ધાવસ્થા સંપાદન કરી સનાતન બ્રહ્મલોકરૂપ સ્વર્ગમાં ગમન કરે છે.[૬૩,૬૪] જે પુરુષ કામ, ક્રોધ તથા લોભને જીતીને તીર્થમાં નિવાસ કરે છે, તેણે તીર્થક્ષેત્રમાં ગમન કરીને કંઈ વસ્તુ પ્રાપ્ત કરી નથી, એમ નથી. (અર્થાત્ તેણે સર્વ વસ્તુ પ્રાપ્ત કરીજ છે, એમ સમજવું.)[૬૫] જે તીર્થોમાં દુર્ગમતા અને વિષમતા હોવાને લીધે જઈ શકાય તેમ ન હોય, તે સર્વ તીર્થોમાં માનસિક યાત્રા કરી લેવી; કેમ કે તેવાં તીર્થોનું માનસિક યાત્રાથી પણ દર્શન થઈ શકે છે.[૬૬] આ તીર્થમાહાત્મ્ય પવિત્ર છે, પુણ્યદાયી છે, સ્વર્ગને આપનારું છે, સર્વ કરતાં ઉત્તમ છે, વેદોના રહસ્યરૂપ છે, સંસારસમુદ્રમાંથી તારનારું છે અને પવિત્ર કરનારું છે.[૬૭] આ માહાત્મ્ય દ્વિજજાતિના પુરુષોને તથા આત્માનું હિત કરનારા સાધુ પુરુષને જ આપવું અને પોતાના મિત્રોને તથા પોતાની ભક્તિ કરનારા શિષ્યને કાનમાં કહેવું.

ભીષ્મ બોલ્યા : હે યુધિષ્ઠિર ! એ રીતે મહાતપસ્વી અંગિરાએ આ તીર્થમાહાત્મ્ય ગૌતમને કહ્યું હતું. વળી મહાબુદ્ધિમાન કાશ્યપઋષિની પ્રાર્થનાથી તેમણે તે કાશ્યપને પણ કહ્યુ હતું.[૬૮,૬૯] મોટા મોટા ઋષિઓએ પણ આ તીર્થમાહાત્મ્યનો નિત્ય જપ કરવો યોગ્ય છે; કેમ કે આ સર્વ પવિત્રોમાં ઉત્તમ પવિત્રરૂપ છે. માટે જે પુરુષ નિત્ય પ્રાતઃકાળમાં ઊઠીને નિર્મળ ચિત્તથી આનો જપ કરે છે, તેને સ્વર્ગગતિ પ્રાપ્ત થાય છે.[૭૦] વળી જે પુરુષ અંગિરાએ કહેલા આ માહાત્મ્યરૂપ રહસ્યનું શ્રવણ કરે છે, તેને પણ ઉત્તમ કુળમાં જન્મ તથા પોતાના પૂર્વજન્મનું સ્મરણ પ્રાપ્ત થાય છે.[૭૧]

# अध्याय २६ मो

## ગંગામાહાત્મ્ય

॥ वैशंपायन उवाच ॥

बृहस्पतिसमं बुद्ध्या क्षमया ब्रह्मणः समम् ।
पराक्रमे शक्रसममादित्यसमतेजसम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય રાજા ! બુદ્ધિમાં બૃહસ્પતિ સમાન, ક્ષમામાં બ્રહ્મા સમાન, પરાક્રમમાં ઇંદ્ર સમાન અને તેજમાં સૂર્ય સમાન મહાતેજસ્વી ગંગાપુત્ર ભીષ્મ જ્યારે અર્જુનને હાથે ઘાયલ થઈને રણક્ષેત્રમાં પડ્યા હતા, ત્યારે યુધિષ્ઠિરરાજા પોતાના ભાઈઓની સાથે તેમને પ્રશ્ન પૂછતા હતા.[૧,૨] બીજી તરફથી મોટા મોટા ઋષિઓ પણ વીરશય્યામાં સૂતેલા, પોતાના મરણકાળની આકાંક્ષા રાખનારા અને અસ્ખલિત પરાક્રમવાળા એ ભરતશ્રેષ્ઠ ભીષ્મનાં દર્શન કરવા માટે ત્યાં આવ્યા હતા.[૩] અત્રિ, વસિષ્ઠ, ભૃગુ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, અંગિરા, ગૌતમ, અગસ્ત્ય, અત્યંત જિતેંદ્રિય સુમતિ, વિશ્વામિત્ર, સ્થૂલગિરા, સંવર્ત, પ્રમતિ, દમ, બૃહસ્પતિ, શુક્રાચાર્ય, વ્યાસ, ચ્યવન, કાશ્યપ, ધ્રુવ, દુર્વાસા, જમદગ્નિ, માર્કંડેય, ગાલવ, ભરદ્વાજ, રૈભ્ય, યવક્રીત, ત્રિત, સ્થૂલાક્ષ, શબલાક્ષ, કણ્વ, મેધાતિથિ, કૃશ, નારદ, પર્વત, સુધન્વા, એકત, નિતંભૂ, ભુવન, ધૌમ્ય, શતાનંદ, અકૃતવ્રણ, જમદગ્નિપુત્ર પરશુરામ અને કચ વગેરે અનેક મહાત્મા મહર્ષિઓ ભીષ્મનાં દર્શન કરવા માટે ત્યાં આવ્યા હતા. તે સમયે રાજા યુધિષ્ઠિરે અને તેમના ભાઈઓએ અનુક્રમે શાસ્ત્રોક્ત વિધિપૂર્વક તે મહાત્માઓની પૂજા કરી હતી. પછી તે મહર્ષિઓ પણ પૂજાસત્કાર પામીને તથા સુખપૂર્વક ત્યાં બેસીને કથાઓ કરી રહ્યા હતા.[૪-૧૦] તેમની એ સર્વ કથાઓ ભીષ્મના સંબંધની જ હતી, અત્યંત મધુર હતી અને સર્વ ઇંદ્રિયો તથા મનનું આકર્ષણ કરે તેવી હતી. પવિત્ર ચિત્તવાળા તે

ઋષિઓની કથાઓનું શ્રવણ કરીને ભીષ્મ પોતાના આત્માને સ્વર્ગમાં રહેલો જ માનતા હતા અને પરમ સંતોષ પામ્યા હતા. પછી એ સર્વ મહર્ષિઓ ભીષ્મને તથા પાંડવોને પૂછીને સર્વના દેખતાં ત્યાંથી અંતર્ધાન થઈ ગયા. એટલે સર્વ પાંડવો તે મહાભાગ્યશાળી ઋષિઓને અંતર્ધાન થઈ ગયેલા જોઈને પણ તેમની સ્તુતિ કરવા લાગ્યા તેમ જ વારંવાર તેમને પ્રણામ કરવા લાગ્યા. પછી વૈદિક મંત્રોને જાણનારા બ્રાહ્મણો જેમ ઉદય પામતા સૂર્યને નમસ્કાર કરે છે, તેમ તેઓ સર્વે કુરુઓમાં શ્રેષ્ઠ એવા ગંગાપુત્ર ભીષ્મને પ્રસન્ન ચિત્તથી નમસ્કાર કરવા લાગ્યા. તે વખતે પૂર્વોક્ત ઋષિઓના તપના પ્રભાવથી સર્વ દિશાઓ પ્રકાશમાન થઈ રહી હતી. આ જોઈને પાંડવો પરમ વિસ્મય પામ્યા. હવે તેઓ તે સર્વ ઋષિઓના મહાભાગ્યનો મનમાં વિચાર કરીને ભીષ્મની સાથે તે ઋષિઓ સંબંધી જ કથાઓ કરવા લાગ્યા.[११-१६]

વૈશંપાયન બોલ્યા: આમ સર્વ ઋષિઓ સંબંધી કથાઓ થઈ રહી, એટલે ધર્મપુત્ર પાંડવ યુધિષ્ઠિરે ભીષ્મના ચરણમાં પોતાનું મસ્તક નમાવ્યું અને આવો ધાર્મિક પ્રશ્ન પૂછ્યો.[१७]

યુધિષ્ઠિર બોલ્યા: હે પિતામહ! કયા ભૂપ્રદેશો, કયા દેશો, કયા આશ્રમો, કયા પર્વતો અને કઈ નદીઓ અતિપવિત્ર છે તે મને કહો.[१८]

ભીષ્મ બોલ્યા: હે યુધિષ્ઠિર! આ વિષયમાં પણ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે. તેમાં શિલોંછવૃત્તિથી આજીવિકા ચલાવનારા એક બ્રાહ્મણના તથા એક સિદ્ધના સંવાદનું વર્ણન કરવામાં આવ્યું છે.[१९] પૂર્વે એક સમયે મનુષ્યોમાં શ્રેષ્ઠ એવો કોઈ એક સિદ્ધ ઋષિ પર્વતોથી શોભી રહેલી આખી પૃથ્વીની વારંવાર પરિક્રમાઓ કરીને શિલોંછવૃત્તિથી આજીવિકા ચલાવનારા કોઈ એક ઉત્તમ ગૃહસ્થ બ્રાહ્મણને ઘેર અતિથિ તરીકે ગયો. પેલા ગૃહસ્થ બ્રાહ્મણે શાસ્ત્રોક્ત વિધિપૂર્વક તેની પૂજા કરી. એટલે અત્યંત પ્રસન્ન થયેલો તે સિદ્ધ ઋષિ સુખેથી એક રાત્રિ તે બ્રાહ્મણને ઘેર રહ્યો.[२०,२१] બીજા દિવસે પ્રાતઃકાળમાં પેલા શિલવૃત્તિ બ્રાહ્મણે સ્નાનાદિકથી પવિત્ર થઈને પોતાનાં નિત્યકર્મો કર્યાં. પછી તે કૃતકૃત્ય થયેલા પેલા સિદ્ધ અતિથિ પાસે આવીને તેની સેવા કરવા તત્પર થયો.[२२] હવે તે બન્ને મહાત્માઓ અન્યોન્યના સમાગમમાં આવીને સુખેથી ત્યાં બેઠા અને વેદોની તથા ઉપનિષદોની પવિત્ર કથાઓ કહેવા લાગ્યા.[२३] કથાઓ સમાપ્ત થઈ એટલે મહાબુદ્ધિમાન શિલવૃત્ત બ્રાહ્મણે પેલા સિદ્ધ અતિથિની આજ્ઞા લીધી અને તેં જે પ્રશ્ન મને પૂછ્યો છે તે જ પ્રશ્ન તેને પૂછ્યો.[२४]

શિલવૃત્તિ બ્રાહ્મણ બોલ્યો: કયા ભૂવિભાગોને, કયા દેશોને, કયા આશ્રમોને, કયા પર્વતોને અને કઈ નદીઓને અતિ પવિત્ર જાણવી તે મને કહો.[२५]

સિદ્ધ બોલ્યો: તે જ ભૂવિભાગો અત્યંત પવિત્ર છે, તે જ દેશો અત્યંત પવિત્ર છે. તે જ આશ્રમો અત્યંત પવિત્ર છે અને તે જ પર્વતો અત્યંત પવિત્ર છે, જેમની મધ્યમાં થઈને ભગીરથની પુત્રી મહાનદી ગંગા નિત્ય વહ્યાં કરે છે.[२६] ગંગાનદીનું સેવન કરીને પ્રાણી જે ગતિ સંપાદન કરી શકે છે, તે ગતિ બ્રહ્મચર્ય પાળીને, યજ્ઞો કરીને અથવા દાનો આપીને પણ તે સંપાદન કરી શકતો નથી.[२७] જે મનુષ્યોનાં ગાત્રો ગંગાના જળસ્પર્શથી પાવન થયેલાં હોય છે અને જેમનાં હાડકાંઓ ગંગાના જળમાં નાખવામાં આવ્યાં હોય છે, તેમને સ્વર્ગમાંથી કદી પાછું આવવું પડતું નથી.[२८] હે બ્રાહ્મણ! જે મનુષ્યોનાં સર્વ કાર્યો ગંગાના જળથી સિદ્ધ થતાં હોય છે, તેઓ આ પૃથ્વીનો ત્યાગ કરીને સ્વર્ગલોકમાં સ્થિતિ કરે છે.[२९] વળી જે પુરુષોએ પોતાની પૂર્વવયમાં પાપી કૃત્યો કરેલાં

હોય છે, તેઓ પણ જો પાછળથી ગંગાનું સેવન કરે છે, તો ઉત્તમ ગતિને પામે છે.[30] ગંગાના પવિત્ર જળમાં નિયમનિષ્ઠાપૂર્વક નિત્ય સ્નાન કરનારા પુરુષોની જ પુણ્યવૃદ્ધિ થાય છે, તે સેંકડો યજ્ઞો કરવાથી પણ થતી નથી.[31] મનુષ્યનું હાડકું જેટલા સમય સુધી ગંગાના જળમાં રહે છે, તેટલાં હજાર વર્ષ સુધી તે મનુષ્ય સ્વર્ગલોકમાં પૂજાય છે.[32] જેમ સૂર્ય ઉદયકાળે તીવ્ર અંધકારનો નાશ કરીને દીપી નીકળે છે, તેમ ગંગાના જળમાં સ્નાન કરનારો પુરુષ પણ પોતાનાં તીવ્ર પાપોનો નાશ કરીને પુણ્યથી પ્રકાશી નીકળે છે.[33] જેમ ચંદ્ર વિનાની રાત્રિઓ પ્રકાશતી નથી અને જેમ પુષ્પો વિનાનાં વૃક્ષો શોભતાં નથી, તેમ ગંગાના પવિત્ર જળથી રહિત એવા દેશો તથા દિશાઓ પણ શોભતાં નથી.[34] જેમ ધર્મ અને જ્ઞાન વિનાના સર્વ વર્ણાશ્રમો અધમ ગણાય છે અને જેમ સોમ વિનાના યજ્ઞો નિષ્ફળ કહેવાય છે, તેમ ગંગા વિનાનું જગત પણ અધમ ગણાય છે.[35] જેમ સૂર્ય વિનાનું આકાશ, પર્વતો વિનાની પૃથ્વી અને વાયુ વિનાનું ગગન પ્રકાશતાં નથી, તેમ ગંગા વિનાના દેશો તથા દિશાઓ પણ પ્રકાશતાં નથી, એ નિઃસંશય છે.[36] આ ત્રણે લોકમાં જેટલાં પ્રાણીઓ છે, તે સર્વને ગંગાના પવિત્ર જળથી તૃપ્ત કરવામાં આવે છે, તો જ તેઓ પરમ તૃપ્તિને પામે છે.[37] જે પુરુષ સૂર્યનાં કિરણોથી તપી ગયેલા ગંગાના જળનું પાન કરે છે, તે પુરુષ ગાયના મળમાર્ગથી નીકળેલા જવથી આજીવિકા ચલાવનારા તાપસ× કરતાં પણ અધિક પુણ્યશાળી છે.[38] એક પુરુષ શારીરિક શુદ્ધિ કરનારાં એકહજાર ચાંદ્રાયણ વ્રતો કરે અને બીજો પુરુષ કેવળ ગંગાના જળનું પાન કરે, તો તે બન્ને સમાન શુદ્ધિવાળા થાય છે કે તેમાંનો એક અધિક શુદ્ધિવાળો થાય છે, એ કહેવું અશક્ય જ થઈ પડે છે.[39] એક પુરુષ કોઈ તપોવનમાં એકહજાર યુગ સુધી એક પગે ઊભો રહીને તપશ્ચર્યા કરે અને બીજો પુરુષ માત્ર એક માસ પર્યંત ગંગાતટે નિવાસ કરે, તો તે બન્ને સમાન પુણ્યશાળી થાય છે કે તેમાંનો એક અધિક પુણ્યશાળી થાય છે, એ કહેવું અશક્ય જ છે.[40] એક પુરુષ દશહજાર યુગ સુધી ઊંધે મસ્તકે લટકીને તપશ્ચર્યા કરે અને બીજો પુરુષ પોતાની ઇચ્છાનુસાર ગંગાના તટ ઉપર નિવાસ કરે, તેમાં ગંગાનિવાસી પુરુષ અધિક પુણ્યશાળી છે.[41] હે બ્રાહ્મણોત્તમ ! અગ્નિમાં નાખેલું રૂ જેમ બળીને ભસ્મ થઈ જાય છે, તેમ ગંગામાં સ્નાન કરનાર મનુષ્યનાં સર્વ પાપો સમૂળગાં નષ્ટ થઈ જાય છે. જેમનાં ચિત્ત દુઃખને લીધે મૂઢ થઈ ગયાં હોય છે અને જેઓ પોતાનાં દુઃખની શાંતિને માટે ઉત્તમ ગતિની શોધમાં ફરતા હોય છે, તે જગતનાં સર્વ પ્રાણીઓને ગંગા સમાન બીજી કોઈ ગતિ જ નથી.[42,43] જેમ ગરુડનું દર્શન થતાં જ સર્પોનું ઝેર ઊતરી જાય છે, તેમ ગંગાનું દર્શન થતાં જ મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થાય છે.[44] જેઓ આ જગતમાં પ્રતિષ્ઠાથી રહિત હોય છે અને કેવળ અધર્મનું જ શરણ લઈ બેઠા હોય છે, તેમને એક ગંગા જ પ્રતિષ્ઠારૂપ છે, શરણરૂપ છે, સુખ આપનારી છે અને દુઃખથી રક્ષણ કરનારી છે.[45] જે અધમ પુરુષો અનેક ઉત્કૃષ્ટ અશુભ કર્મોના ત્રાસ થઈ પડેલા હોય છે અને નરકના ખાડામાં તૂટી પડવાની અણી પર આવેલા હોય છે, તેઓ પણ જો ગંગાનો આશ્રય કરે છે, તો ગંગા તેમને પણ મરણ પછી તારી દે છે.[46] હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ ! જે પુરુષો નિરંતર ગંગાનું શરણ લે છે, તેઓ ખરેખર ઇંદ્ર સહિત દેવો અને મુનિઓની યોગ્યતા ધરાવી શકે

× જે તાપસ પોતાને ત્યાં એક ગાય રાખીને નિત્ય તેને જવ ખાવા આપે છે અને પછી તેના છાણમાંથી જે જવ બહાર નીકળે છે તે ખાઈને પોતાની આજીવિકા ચલાવે છે, તે તપાસને 'यावकव्रती' કહેવામાં આવે છે.

છે.[૪૭] હે બ્રાહ્મણ! જે અધમ પુરુષો વિનય અને આચારથી ભ્રષ્ટ થયેલા હોય છે અને અમંગળની મૂર્તિરૂપ હોય છે, તેઓ પણ જો ગંગાનો આશ્રય કરે છે તો કેવળ મંગળની જ મૂર્તિરૂપ બની જાય છે.[૪૮] દેવતાઓને જેમ અમૃત તૃપ્તિકારક છે, પિતૃઓને જેમ સ્વધા તૃપ્તિકારક છે અને નાગોને જેમ સુધા તૃપ્તિકારક છે, તેમ મનુષ્યોને ગંગાજળ તૃપ્તિકારક છે.[૪૯] જેમ ક્ષુધાથી પીડિત થયેલાં બાળકો પોતાની માતાનો આશ્રય કરે છે, તેમ શ્રેયસ્‌ની કામનાવાળા દેહધારીઓ ગંગાનો આશ્રય કરે છે.[૫૦] જેમ સર્વ દિવ્ય સ્થાનોના મધ્યમાં સ્વયંભૂનું સ્થાન સર્વના કરતાં શ્રેષ્ઠ કહેવાય છે, તેમ સ્નાન કરવા યોગ્ય સર્વ નદીઓમાં ગંગા નદી જ શ્રેષ્ઠ કહેવાય છે.[૫૧] જેમ ગાય× અને પૃથ્વી દેવાદિની ઉપજીવિકાનું સાધન કહેવાય છે, તેમ ગંગા પ્રાણીમાત્રની ઉપજીવિકાનો મુખ્ય આધાર કહેવાય છે.[૫૨] જેમ દેવતાઓ સત્રાદિ યજ્ઞો દ્વારા ચંદ્રસૂર્યમાં પ્રાપ્ત થયેલા અમૃત ઉપર જીવન ગાળે છે, તેમ મનુષ્યો ગંગાના જળ ઉપર જીવન ગાળે છે.[૫૩] આ મનુષ્યલોક ગંગાના તટ ઉપરથી ઊડી આવેલા રેતીનાં રજકણોથી શરીરે છંટાય છે, ત્યારે પોતાના આત્માને સ્વર્ગલોકમાં શોભી રહેલો માને છે.[૫૪] જે પુરુષ ગંગાના તટ ઉપરની માટીને પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે, તે પુરુષ અંધકારનો નાશ કરવા માટે તેજસ્વી થયેલા સૂર્યના સ્વરૂપને ધારણ કરે છે.[૫૫] જ્યારે ગંગાના જળતરંગો સાથે મિશ્ર થયેલો પવન પુરુષના શરીરનો સ્પર્શ કરે છે, ત્યારે તે તત્કાળ તેનાં સર્વ પાપોને દૂર કરે છે.[૫૬] દુઃખોને લીધે સંતાપ પામેલો અને વિનાશ પામવાને તત્પર થયેલો પુરુષ ગંગાનાં દર્શન કરવાની મનમાં પ્રીતિ કરે છે, એટલે તુરત જ તેનાં સર્વ સંકટોનો નાશ થઈ જાય છે. ગંગા, હંસ, ચક્રવાક અને બીજાં અનેક પક્ષીઓના સુંદર શબ્દોથી ગંધર્વોની સ્પર્ધા કરે છે અને તે પોતાના તટપ્રદેશોથી પર્વતોની સ્પર્ધા કરે છે.[૫૭,૫૮] હંસાદિક અનેક પક્ષીઓથી વીંટાયેલી અને ગાયોનાં ટોળાંઓથી વ્યાપ્ત થયેલી ગંગાનાં દર્શન કરીને સ્વર્ગની પણ વિસ્મૃતિ થઈ જાય છે.[૫૯] ગંગાના તટ ઉપર નિવાસ કરનારા પુરુષોને જે પરમ પ્રીતિ ઉત્પન્ન થાય છે, તે સ્વર્ગમાં રહીને સર્વ વિષયોનો ઉપભોગ કરનારા કોઈ દેવને પણ ઉત્પન્ન થતી નથી.[૬૦] કોઈએક પુરુષ વાણીનાં, મનનાં તથા કર્મોનાં ભયંકર પાપોનો ભોગ થઈ પડ્યો હોય, તોપણ ગંગાનાં દર્શન કરીને તે પવિત્ર થાય જ છે, એમાં મને સંશય નથી.[૬૧] ગંગાનાં દર્શન કરીને, ગંગાનો સ્પર્શ કરીને તથા ગંગામાં સ્નાન કરીને પુરુષ ભૂતકાળના સાત પિતૃઓને, ભવિષ્યકાળના સાત પિતૃઓને તથા તેનાથી આગળ થનારા પિતૃઓને પણ તારે છે.[૬૨] ગંગાના નામનું શ્રવણ કરવાથી, ગંગાના દર્શનની અભિલાષા કરવાથી, ગંગાના જળનું પાન કરવાથી, ગંગાનો સ્પર્શ કરવાથી, ગંગાનાં દર્શન કરવાથી અને ગંગામાં સ્નાન કરવાથી, મનુષ્યો પોતાના બન્ને વંશોને ઉદ્ધારી શકે છે.[૬૩] ગંગા પોતાનાં દર્શનથી, સ્પર્શનથી, પાનથી તથા પોતાનાં નામકીર્તનમાત્રથી પણ સેંકડો અને હજારો પાપી પુરુષોને પવિત્ર કરે છે.[૬૪] જેને પોતાના જન્મનું, જીવિતનું તથા શાસ્ત્રજ્ઞાનનું સાફલ્ય કરવાની ઇચ્છા હોય, તેણે ગંગાના તટ ઉપર જઈને પિતૃઓને તથા દેવોને અવશ્ય તૃપ્ત કરવા જોઈએ.[૬૫] ગંગાનું શરણ લઈને મનુષ્ય જે અવિનાશી ફળ સંપાદન કરે છે, તે ફળ તે પુત્રો દ્વારા, ધન દ્વારા કે કર્મો દ્વારા સંપાદન કરી શકતો નથી.[૬૬] જે પુરુષો શરીરા-

× યજ્ઞમાં જે હવિર્ભાગ અપાય છે, તેના પર દેવોની આજીવિકા ચાલી રહી છે; પણ એ હવિર્ભાગ ગાય અને પૃથ્વીમાંથી જ મળી આવે છે. માટે પૃથ્વી અને ગાય દેવોની ઉપજીવિકાનું સાધન કહેવાય છે.

દિની શક્તિવાળા હોય છે, છતાં પવિત્ર જળવાળી મંગળમૂર્તિ ગંગાનાં દર્શન કરતા નથી, તેઓ નેત્રવાળા છતાં જન્માંધ છે, જનતા છતાં મંન્લા છે અને પગવાળા છતાં પાંગળા છે.[૬૭] ભૂત, ભવિષ્ય તથા વર્તમાનને જાણનારા મોટા ઋષિઓએ નિત્ય સેવેલી અને ઇંદ્રસહિત દેવતાઓથી આશ્રય કરાયેલી ગંગાનુ સેવન ન કરે એવો જગતમાં કયો માનવ હોય?[૬૮] વાનપ્રસ્થો, ગૃહસ્થો, યતિઓ અને વિદ્વાન બ્રહ્મચારીઓ જે ગંગાનો નિત્ય આશ્રય કરે છે, તેનો કયો પુરુષ આશ્રય ન કરે?[૬૯] જે પુરુષો પ્રાણીના અંતકાળ સમયે, શિષ્ટપુરુષોની સંમતિ પ્રમાણે સાવધાન થઈને મનમાં ગંગાનુ ચિંતન કરે છે, તેમને પરમ ગતિ પ્રાપ્ત થાય છે[૭૦] જે પુરુષ દેહનુ પતન થાય ત્યાં સુધી કેવળ ગંગાનુ જ ઉપાસન કર્યા કરે છે, તેને વ્યાઘ્રાદિ ભયંકર પશુઓથી, બ્રહ્મહત્યા વગેરે ઘોર પાપોથી અથવા રાજા તરફથી ભય રહેતો નથી[૭૧] જ્યારે મહાપવિત્ર ગંગા આકાશમાથી પડતી હતી, ત્યારે મહેશ્વરે પોતે જ તેને પોતાના મસ્તક ઉપર ધારણ કરી હતી તે જ ગંગાને સ્વર્ગમાં પણ સેવવામાં આવે છે[૭૨] ગંગાએ પોતાના ત્રણ× નિર્મળ પ્રવાહોથી ત્રણે લોકને અલંકૃત કર્યા છે માટે જે પુરુષ ગંગાના જળનુ સેવન કરે છે, તે અવશ્ય કૃતકૃત્ય થાય છે[૭૩] આકાશના જ્યોતિર્ગણોમા જેમ સૂર્ય શ્રેષ્ઠ છે, પિતૃઓમા જેમ ચદ્રમા શ્રેષ્ઠ છે અને મનુષ્યોમાં જેમ રાજા શ્રેષ્ઠ છે, તેમ સર્વ નદીઓમા ગંગા શ્રેષ્ઠ છે[૭૪] ગંગાના તટ પર નિવાસ કરનારા મનુષ્યને ગંગાના વિયોગથી જેવુ દુઃખ ઉત્પન્ન થાય છે, તેવુ દુઃખ માતા, પિતા, પુત્રો, સ્ત્રી કે ધનના વિયોગથી પણ ઉત્પન્ન થતું નથી.[૭૫] ગંગાનાં દર્શન કરીને મનમાં જે પ્રસન્નતા થાય છે, તે બ્રહ્મલોકના ઇષ્ટ વિષયોની પ્રાપ્તિથી, પુત્રોની પ્રાપ્તિથી કે ધનના લાભથી પણ થતી નથી.[૭૬] મનુષ્યોની દૃષ્ટિ જેમ પૂર્ણ ચદ્રમાનાં દર્શન કરીને પ્રસન્ન થાય છે, તેમ ગંગાનાં દર્શન કરીને પણ પ્રસન્ન થાય છે.[૭૭] જે પુરુષની શ્રદ્ધા ગંગા પર જ હોય છે, જે પુરુષનું મન ગંગામાં જ લીન હોય છે, જે પુરુષની નિષ્ઠા ગંગા વિષે જ હોય છે, જે પુરુષનુ પરમ આશ્રયસ્થાન ગંગા જ હોય છે અને જે પુરુષ ભક્તિથી ગંગાને જ અનુસરે છે, તે પુરુષ ગંગાને પ્રિય થઈ પડે છે[૭૮] જે ઉચ્ચનીચ પ્રાણીઓ પૃથ્વી પર નિવાસ કરે છે, આકાશમાં નિવાસ કરે છે અને સ્વર્ગમાં નિવાસ કરે છે, તે સર્વેએ નિત્ય ગંગાનું જ સેવન કરવું જોઈએ કેમ કે સત્પુરુષોનુ એ અવશ્ય કર્તવ્ય છે[૭૯] સમગ્ર જગતમા અત્યંત પવિત્ર હોવાને લીધે ગંગાનો યશ સર્વત્ર પ્રસિદ્ધ થયો છે, કેમ કે સગર રાજાના પુત્રો ભસ્મીભૂત થઈ ગયા હતા, છતાં ગંગાએ તેમને સ્વર્ગમા મોકલ્યા છે ગંગાના તરંગો વાયુની પ્રેરણાથી અત્યંત ઊછળી રહેલા હોય છે, અત્યંત મનોહર દેખાય છે, અતિશય ચંચળ હોય છે અને કાંતિમાન હોય છે તે તરંગોએ દોષોને દૂર કરીને તેજસ્વી કરેલા પુરુષો સાક્ષાત્ સૂર્ય સમાન તેજસ્વી થાય છે[૮૦,૮૧] જે પુરુષોએ યજ્ઞના હવિરૂપ દૂધવાળી તથા ઘૃતવાળી, અત્યંત ઉદાર, યજ્ઞના ફળરૂપ સમૃદ્ધિવાળી, વેગવાળી અને દુઃખથી પ્રવેશ કરવા યોગ્ય એવી ગંગાનદી ઉપર જઈને પોતાના શરીરનો ત્યાગ કર્યો હોય છે, તે ધીર પુરુષો દેવોની સમાનતાને પામે છે[૮૨] યશસ્વિની, શ્રેષ્ઠ, દેવાદિના સૌભાગ્યને આપનારી અને ઇંદ્ર સહિત દેવોએ, મુનિઓએ તથા મનુષ્યોએ સેવેલી ગંગા પોતાની ભક્તિ કરનારા આંધળા-

× ગંગાના ત્રણ પ્રવાહ છે તેમાંનો એક પ્રવાહ સ્વર્ગમા છે, બીજો પ્રવાહ પૃથ્વી પર છે અને ત્રીજો પ્રવાહ પાતાળમા છે સ્વર્ગમા જે પ્રવાહ છે તેને મંદાકિની, પૃથ્વી પરના પ્રવાહને ભાગીરથી અને પાતાળના પ્રવાહને ભોગવતી કહેવામા આવે છે

ઓની, જડની તથા દ્રવ્યહીન દરિદ્રોની સર્વ કામનાઓ પરિપૂર્ણ કરે છે.[૮૩] અન્ન તથા પશુ વગેરે આપનારી, અત્યંત પવિત્ર કર્મોનાં ફળ આપનારી, ત્રણ માર્ગોમાં વહેનારી અને ત્રણે લોકનું રક્ષણ કરનારી ગંગાનો જે પુરુષો આશ્રય કરે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૮૪] જે મનુષ્ય ગંગાના તટ ઉપર નિવાસ કરે છે અથવા ગંગાનાં દર્શન કરે છે, તેને દેવતાઓ સર્વ પ્રકારનાં સુખો આપે છે. વળી ગંગાની કૃપાથી જ મહત્ત્વને પામેલા દેવતાઓ ગંગામાં સ્નાન કરનારા અથવા ગંગાનું દર્શન કરનારા મનુષ્યોને ઇષ્ટગતિ અર્પણ કરે છે.[૮૫] જે શરણે આવેલાનો ઉદ્ધાર કરવામાં સમર્થ છે, વિષ્ણુની માતારૂપ છે, વૈદિક વાણીરૂપ છે, અત્યંત દુર્લભ હોવાથી દૂરવર્તિની કહેવાય છે, કલ્યાણકારિણી છે, સમૃદ્ધિમતી છે, છ પ્રકારના ઐશ્વર્યવાળી છે, અત્યંત નિર્મળ છે, જ્ઞાનની પ્રકાશિકા છે અને પ્રાણીમાત્રની પ્રતિષ્ઠારૂપ છે, તે ગંગાનું શરણ લેનારા પુરુષો સ્વર્ગમાં જઈ શકે છે.[૮૬] જેની ખ્યાતિ આકાશ, સ્વર્ગ, પૃથ્વી, દિશાઓ, અને વિદિશાઓ વગેરે સર્વ સ્થળમાં નિત્ય સ્થિતિ કરી રહી છે, તે સરિતાશ્રેષ્ઠ ગંગાના જળનું સેવન કરીને સર્વ મનુષ્યો કૃતકૃત્ય થાય છે.[૮૭] જે ગંગા કાર્તિકસ્વામીની માતા છે, સુવર્ણનું ઉત્પત્તિસ્થાન છે, આકાશમાંથી પ્રાતઃકાળના સમયે ઊતરી છે,* ધર્માર્થકામરૂપ ત્રિવર્ગને આપનારી છે, ઘૃત સમાન જળપ્રવાહને વહેનારી છે, પાપથી રહિત છે અને જેનું જળ સમગ્ર જગતને પ્રિય છે, તે ગંગાનદીનાં દર્શન કરીને જે પુરુષ 'જુઓ આ ગંગા છે' એમ બીજાઓને દર્શન કરાવે છે, તે પુરુષને ગંગા જ સંસારમાંથી મુક્ત કરે છે.[૮૮]

+હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! જે ગંગા હિમાલયની પુત્રી છે, શંકરની ભાર્યા છે, સ્વર્ગ તથા પૃથ્વીના અલંકારરૂપ છે, આખી પૃથ્વીમાં કલ્યાણરૂપ છે અને ઐશ્વર્યના સમૂહવાળી છે, તે ગંગા ત્રણે લોકોને પુણ્યફળ આપનારી છે.[૮૯] વળી તે ગંગા ધર્મરૂપી મધને સ્રવનારી છે, ઘૃતના જેવી જળધારાને વહેનારી છે, ઘૃત સમાન કાંતિવાળી છે અને મોટા તરંગોથી તથા નિત્યકર્મ કરી રહેલા બ્રાહ્મણોથી શોભાયમાન છે. તે સ્વર્ગમાંથી નીચે ઊતરી છે, શંકરે તેને મસ્તક ઉપર ધારણ કરી છે, હિમાલયપર્વતમાંથી નીકળીને તે પૃથ્વી પર પ્રસરેલી છે અને તે સ્વર્ગની માતા છે.[૯૦] જગતના પરમ કારણરૂપ, નિર્મળ, વિશેષે કરીને સૂક્ષ્મ, મરણ પામવાની શય્યારૂપ, સત્વર જળપ્રવાહને વહેનારી, યશને આપનારી, જગતનું રક્ષણ કરનારી, સર્વ આકૃતિરૂપ અને મનોરથોને સિદ્ધ કરનારી ગંગા પોતાનામાં સ્નાન કરનારા પુરુષોને સ્વર્ગમાં જવાના અનેક માર્ગરૂપ થઈ પડે છે.[૯૧] સર્વને સહન કરવામાં, સર્વનું રક્ષણ કરવામાં અને સર્વને ધારણ કરવામાં ગંગા પૃથ્વી સમાન છે; કાંતિમાં તે અગ્નિ તથા સૂર્ય સમાન છે; કાર્તિકસ્વામીને તે માન્ય છે અને બ્રાહ્મણજાતિ ઉપર તે અનુગ્રહ કરનારી છે. આથી તે સર્વ બ્રાહ્મણોને પણ નિત્ય માન્ય છે.[૯૨] ઋષિઓથી સ્તુતિ કરાયેલી, વિષ્ણુના ચરણમાંથી નીકળેલી, અત્યંત પુરાણકાળની અને અત્યંત પવિત્ર જળવાળી ગંગાનદીનું જે પુરુષો માત્ર મનથી જ સંપૂર્ણ શરણ લે છે, તે પુરુષો બ્રહ્મલોકમાં ગમન કરે છે.[૯૩] સર્વ-

---

* અહીં કહેવાનો આશય એ છે કે, ગંગાનદી પ્રાતઃકાળના સમયે સ્વર્ગમાંથી પૃથ્વી પર ઊતરી છે; માટે ગંગામાં પ્રાતઃસ્નાન કરવાથી અતિશય પુણ્ય પામી

\+ મૂળમાં અહીં 'હે રાજન્' એવું સંબોધન છે. છતાં તેનો અર્થ 'હે શ્રેષ્ઠ બ્રાહ્મણ' એવો અમે કર્યો છે. તેનું કારણ એ છે કે, એક સિદ્ધ ઋષિ એક બ્રાહ્મણની પાસે ગંગાનું માહાત્મ્ય કહી રહ્યો છે; તેથી 'હે રાજન્' એવું સંબોધન છે તે 'હે બ્રાહ્મણોના રાજા'–અર્થાત્ 'હે શ્રેષ્ઠ બ્રાહ્મણ' એ જ અર્થ સૂચવે છે.

ગુણસંપન્ન પુત્રો જેમ પોતાની માતાની સર્વ પ્રકારે સેવા કરે છે, તેમ જેમને પરબ્રહ્મના પ્રસિદ્ધ સ્થાનની આકાંક્ષા હોય, તેમણે આ સર્વ લોકને નાશવંત જોઈને અને મનને વશ રાખીને સદાય ગંગાની જ સેવા કરવી જોઈએ.[૯૪] વળી સિદ્ધિની ઇચ્છા રાખનાર જિતેંદ્રિય પુરુષે અમૃતને દૂઝનારી ગાય સમાન, સર્વજ્ઞ, પુષ્ટિના બીજરૂપ, પ્રાણીમાત્રના જીવનરૂપ, અન્નમય, પર્વતોને ધારણ કરનારી, શિષ્ટ પુરુષોના આશ્રયરૂપ, અમૃતસ્વરૂપ અને બ્રહ્માને પોતાને પણ અત્યંત પ્રિય એવી ગંગાનો આશ્રય કરવો.[૯૫] કેમ કે ભગીરથ રાજાએ ઈશ્વરસહિત સમગ્ર દેવતાઓને ઉગ્ર તપ વડે પ્રસન્ન કરીને પૃથ્વી પર આણી છે; આથી ગંગાને શરણે ગયા પછી પુરુષોને આ લોકનો કે પરલોકનો ભય રહેતો નથી.[૯૬] મેં બુદ્ધિથી અત્યંત વિચાર કરીને ગંગાના ગુણોનો આ એક ભાગ જ સર્વથા તને કહ્યો છે; કેમ કે તેના સમગ્ર ગુણો કહેવાની તથા જાણવાની મારામાં કંઈ શક્તિ જ નથી.[૯૭] મેરુપર્વતની શિલાઓનું પરિમાણ અથવા સમુદ્રના જળનું પરિમાણ સર્વ પ્રકારના યત્નો કરીને પણ કહી શકાય છે, પણ ગંગાજળના ગુણોનું પરિમાણ કદી કહી શકાતું નથી જ.[૯૮] માટે પરમ શ્રદ્ધાપૂર્વક કહેવાયેલા ગંગાના આ સર્વ ગુણોને જાણીને પ્રત્યેક પુરુષે ભક્તિ તથા શ્રદ્ધાથી યુક્ત થઈને ગંગાની વાણીથી સ્તુતિ કરવી, તેનું મનથી ધ્યાન કરવું અને કર્મથી તેમાં સ્નાન કરવું.[૯૯] તું પણ જો ગંગાનું સેવન કરીશ, તો તેની કૃપા દ્વારા મહાદુર્લભ સિદ્ધિ પ્રાપ્ત કરીશ, આ ત્રણે લોકમાં યશને વિસ્તારીશ અને અલ્પ સમયમાં જ તારા સંકલ્પથી સિદ્ધ થયેલા દિવ્ય લોકમાં યથેષ્ટ વિહાર કરીશ.[૧૦૦] મહાપ્રતાપી ગંગા સ્વધર્મને અનુસરીને કહેવામાં આવેલા આ ગુણાનુવાદથી તારા ઉપર અને મારા ઉપર પ્રસન્ન થાઓ તથા આપણી બન્નેની બુદ્ધિ ગંગાનાં દર્શન આદિથી પ્રસન્ન થાઓ. જો કે એ વાત નિશ્ચિત છે કે, ભક્તો ઉપર વહાલ રાખનારી ગંગા પોતાની ભક્તિ કરનારા પુરુષને જગતમાં સર્વ સુખો અર્પણ કરે છે.[૧૦૧]

ભીષ્મ બોલ્યા : એ પ્રમાણે મહાબુદ્ધિમાન સિદ્ધ ઋષિએ તે શિલોંછવૃત્તિવાળા બ્રાહ્મણને ગંગાના સર્વ ગુણો કહ્યા અને વળી તેને અનેક પ્રકારનો સત્ય ઉપદેશ આપ્યો. તે પછી તે કાંતિમાન સિદ્ધ પુરુષ આકાશમાર્ગે ત્યાંથી વિદાય થયો; પેલો શિલોંછવૃત્તિવાળો બ્રાહ્મણ પણ સિદ્ધનાં વાક્યથી સારો બોધ પામીને વિધિપૂર્વક ગંગાનું ઉપાસન કરવા લાગ્યો; તેથી અંતે મહાદુર્લભ સિદ્ધિને પામ્યો. તે જ પ્રમાણે હે કુંતાપુત્ર ! તું પણ પરમ ભક્તિયુક્ત થઈને ગંગાના શરણે જા, એટલે તને પણ નિરંતર ઉત્તમ સિદ્ધિ પ્રાપ્ત થશે.[૧૦૨-૪]

વૈશંપાયન બોલ્યા : ભીષ્મે કહેલો ગંગાની સ્તુતિવાળો તે ઇતિહાસ સાંભળીને રાજા યુધિષ્ઠિર પોતાના ભાઈઓ સાથે પરમ પ્રસન્ન થયા. જે મનુષ્ય ગંગાના સ્તોત્રયુક્ત આ પવિત્ર ઈતિહાસનું શ્રવણ કરે છે અથવા પઠન કરે છે, તે સર્વ પ્રકારનાં પાપોથી મુક્ત થાય છે.[૧૦૫,૬]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ગંગામાહાત્મ્યકથન' નામનો અધ્યાય ૨૬મો સમાપ્ત

## અધ્યાય ૨૭મો

### બ્રાહ્મણપણું સર્વથા દુર્લભ છે

॥ युधिष्ठिर उवाच ॥

प्रज्ञाश्रुताभ्यां वृत्तेन शीलेन च यथा भवान् ।
गुणैश्च विविधैः सर्वैर्वयसा च समन्वितः ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે ધાર્મિકશ્રેષ્ઠ પિતામહ ! તમે પ્રજ્ઞા, શાસ્ત્ર, સદાચાર, શીલ અને વિવિધ પ્રકારના સર્વ ગુણોથી યુક્ત છો, વયોવૃદ્ધ છો અને

બુદ્ધિ, જ્ઞાન તથા તપોબળમાં સર્વ કરતાં ઉત્તમ છો. માટે હું તમને ધર્મ સંબંધી પ્રશ્ન પૂછું છું.[1,2] હે નરશ્રેષ્ઠ! સમગ્ર લોકોમાં તમારા વિના બીજા કોઈ પણ પુરુષને ધાર્મિક પ્રશ્ન પૂછવો યોગ્ય નથી. હે રાજ્વર! ક્ષત્રિય, વૈશ્ય અથવા શૂદ્ર બ્રાહ્મણપણું કેવી રીતે પામી શકે તે મને કહો.[3] હે પિતામહ! જેને બ્રાહ્મણ થવાની ઇચ્છા હોય, તેણે કયું મહાન તપ કરવું જોઈએ, કયું મોટું કર્મ કરવું જોઈએ, અથવા કયું શાસ્ત્રજ્ઞાન સંપાદન કરવું જોઈએ, તે મને કહો.[4]

ભીષ્મ બોલ્યા : હે તાત! ક્ષત્રિય આદિ ત્રણ વર્ણોના મનુષ્યોને બ્રાહ્મણપણું મહાદુર્લભ છે; કેમ કે હે યુધિષ્ઠિર! પ્રાણીમાત્રમાં એ સ્થાન અત્યંત શ્રેષ્ઠ છે.[5] હે તાત! પ્રાણી અનેક યોનિમાં વારંવાર જન્મ પામ્યા કરે છે, ત્યારે કોઈ એકાદ જન્મની આવૃત્તિમાં જ તે બ્રાહ્મણ તરીકે ઉત્પન્ન થઈ શકે છે.[6] હે યુધિષ્ઠિર! આ વિષયમાં પણ મતંગ અને ગધેડીના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસનું દૃષ્ટાંત અપાય છે.[7] હે તાત! કોઈએક બ્રાહ્મણનો મતંગ નામનો એક પુત્ર હતો. તેની ઉત્પત્તિ કોઈ બીજા વર્ણના પુરુષથી થઈ હતી, તોપણ જાતકર્મ આદિ સંસ્કારને લીધે તે પોતાના પિતાના વર્ણનો ગણાતો હતો અને તેનામાં સર્વ ગુણોનો નિવાસ હતો.[8] હે શત્રુતાપન કુંતાપુત્ર! તે મતંગ બીજાઓને યજ્ઞ કરાવવાનો ધંધો કરતો હતો. એક સમયે તેના પિતાએ તેને અગ્નિચયન માટેની ઈંટો લાવવા માટે આજ્ઞા કરી; એટલે તે ઉતાવળથી ચાલનારા એક રથમાં ગધેડીને તથા ગધેડીના બચ્ચાને જોડીને ચાલનો થયો.[9] હે રાજન્! તે સમયે તેણે રથમાં જોડેલું ગધેડીનું બચ્ચું અત્યંત બાળવયનું હતું (બિનકેળવાયેલું હતું), તોપણ પોતાની માતાની સમીપ તે રથને ખેંચે જતું હતું. આમ છતાં પેલો મતંગ વારંવાર તેની નાસિકા ઉપર લાકડીનો માર માર્યા કરતો હતો.[10] આથી તેની નાસિકા ઉપર તીવ્ર ઘાવ થઈ ગયો. તે જોઈને પુત્ર ઉપર પ્રેમ રાખનારી ગધેડી પોતાના બચ્ચાને કહેવા લાગી : 'હે પુત્ર! તું શોક કર મા; કેમ કે આ રથ ઉપર ચાંડાલ બેઠો છે.[11] બ્રાહ્મણની અંદર આવી ક્રૂરતા હોતી નથી. બ્રાહ્મણ તો સર્વનો મિત્ર કહેવાય છે. તે પ્રાણીમાત્રને ઉપદેશ આપનારો અને આચાર્ય ગણાય છે, તે શું આ રીતે પ્રહાર કરશે કે?[12] આ તો પાપી સ્વભાવનો છે; કેમ કે તું બાળક છે; છતાં તેને તારા પર દયા આવતી નથી. ખરેખર, આ પુરુષ પોતાના ઉત્પત્તિકારણને જ માન આપે છે, કેમ કે પોતાનો જાતિસ્વભાવ પ્રાણીની બુદ્ધિને અન્ય સન્માર્ગથી દૂર રાખે છે.'[13] ગધેડીનું એ દારુણ વચન સાંભળીને મતંગ સત્વર રથ પરથી નીચે ઊતરી પડ્યો. તેણે ગધેડી પ્રત્યે કહ્યું કે,[14] 'હે કલ્યાણી ગધેડી! કહે, કોણે મારી માતાને દૂષિત કરી છે? હે ગધેડી! તું મને ચાંડાલ કેવી રીતે જાણે છે? હે ગધેડી! તું મને આ સત્વર કહે.[15] હે મહાબુદ્ધિમતી! કહે, તું મને ચાંડાલ કેમ જાણે છે? કેવી રીતે બ્રાહ્મણપણાનો નાશ થાય છે? આ બધું તું મને યથાર્થ રીતે કહે.'[16]

ગધેડી બોલી : તારી માતા બ્રાહ્મણજાતિની હોવા છતાં યૌવનથી મદમત્ત બની ગઈ હતી અને તેણે શૂદ્રજાતિના એક હજામની સાથે વ્યભિચાર કર્યો હતો. આથી તું ઉત્પન્ન થયો છે. આ કારણે જ તું ચાંડાલ છે અને તારું બ્રાહ્મણપણું નષ્ટ થયું છે.[17] ગધેડીએ એ પ્રમાણે કહ્યું, એટલે તુરત જ મતંગ પોતાના ઘર તરફ પાછો ફર્યો. આમ તેને ઘેર આવેલો જોઈને તેના પિતાએ કહ્યું કે,[18] 'મેં તને યજ્ઞની સિદ્ધિને માટે મોટા કાર્યમાં યોજ્યો હતો; છતાં તું પાછો કેમ આવ્યો?

તારું શરીર તો કુશળ છે ને ?[૧૯]

મતંગ બોલ્યા : જે મનુષ્ય ચાંડાલજાતિનો હોય અથવા તેથી ભિન્ન નીચ જાતિનો હોય, તેની કુશળતા ક્યાંથી હોઈ શકે ? હે પિતા ! જેને આવી માતા હોય તેને કુશળ સ્વાસ્થ્ય ક્યાંથી હોઈ શકે ?[૨૦] હે પિતા ! આ પશુજાતિની ગધેડી મને બ્રાહ્મણીમાં શૂદ્રથી ઉત્પન્ન થયેલો જણાવે છે; માટે હું મહાન તપશ્ચર્યા કરીશ.[૨૧] આ પ્રમાણે પોતાના પિતાને કહીને તે દૃઢ નિશ્ચયવાળો મતંગ ત્યાંથી ચાલી નીકળ્યો અને એક મોટા અરણ્યમાં જઈને મહાતીવ્ર તપશ્ચર્યા કરવા લાગ્યો.[૨૨] મતંગને અતિમહાન તપશ્ચરણ કરીને પણ બ્રાહ્મણત્વરૂપ સ્થાનને સુખેથી સંપાદન કરી લેવાની ઈચ્છા હતી. તેથી તપશ્ચર્યામાં લીન થઈને તેણે દેવોને તપાવવા માંડ્યા.[૨૩] એ પ્રમાણે તેને તપ કરવામાં આસક્ત થયેલો જોઈને હરિવાહન ઇંદ્ર ત્યાં આવ્યો અને તેને કહેવા લાગ્યો કે, 'હે મતંગ ! મનુષ્યના ભોગવૈભવોનો ત્યાગ કરીને તું શા માટે આવી તપશ્ચર્યા કરે છે ?[૨૪] તને જે વિષયની ઇચ્છા હોય, તે તું માગી લે. હું તને વર આપવા માટે તૈયાર છું. બોલ, તારા હૃદયમાં જે કંઈ દુર્લભ વર મેળવવાની ઇચ્છા હોય તે સર્વ મને કહે, વિલંબ ન કર.'[૨૫]

મતંગ બોલ્યો : મને બ્રાહ્મણપણું મેળવવાની ઇચ્છા છે અને તેને માટે જ મેં આ તપ કરવાનો આરંભ કર્યો છે. એ બ્રાહ્મણપણું પામીને હું મારે ઘેર જાઉં, એવો વર હું આપની પાસે માગું છું.[૨૬]

ભીષ્મ બોલ્યા : મતંગનું એ વચન સાંભળીને ઇંદ્રે તેને કહ્યું કે, 'હે મતંગ ! તું બ્રાહ્મણપણું મેળવવાની પ્રાર્થના કરે છે પણ એ મહાદુર્લભ છે.[૨૭] હે દુષ્ટબુદ્ધિ મતંગ ! અકૃતાત્મા પુરુષોને દુર્લભ એવા બ્રાહ્મણપણાની તું પ્રાર્થના કરે છે. પરંતુ એ પ્રાર્થના કરતો કરતો જ તું વિનાશ પામીશ, માટે તું સત્વર અટકી જા.[૨૮] બ્રાહ્મણત્વરૂપ શ્રેષ્ઠ અર્થને તપ જેવી સામાન્ય વસ્તુ વશ કરી શકે તેમ નથી; છતાં તું તપશ્ચરણ દ્વારા તે ઉત્તમ સ્થાનની આકાંક્ષા રાખે છે, માટે તારો તત્કાળ વિનાશ થશે.[૨૯] જે બ્રાહ્મણપણું દેવો, અસુરો તથા મનુષ્યોમાં પરમ પવિત્ર કહેવાય છે, તે ચાંડાલયોનિમાં ઉત્પન્ન થયેલાને કદી મળી શકે તેમ જ નથી.'[૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ઇંદ્ર અને મતંગનો સંવાદ' નામનો અધ્યાય ૨૭ મો સમાપ્ત.

## અધ્યાય ૨૮ મો

### બ્રાહ્મણપણું સર્વથા દુર્લભ છે (ચાલુ)

॥ भीष्म उवाच ॥

एवमुक्तो मतंगस्तु संशितात्मा यतव्रतः ।
अतिष्ठदेकपादेन वर्षाणां शतमच्युतः ॥ १ ॥

ભીષ્મ બોલ્યા : ઇંદ્રે એ પ્રમાણે કહ્યું એટલે મનને વશ રાખનારો મતંગ નિયમપૂર્વક વ્રત ધારણ કરીને એક સો વર્ષો પર્યંત એક પગે અડગ ઊભો રહ્યો.[૧] તે પછી વળી પણ મહાયશસ્વી ઇંદ્રે તેને કહ્યું કે, 'હે તાત ! તું દુર્લભ બ્રાહ્મણપણાની પ્રાર્થના કરે છે, પણ તે તને મળશે નહિ.[૨] હે મતંગ ! તું સર્વોત્કૃષ્ટ સ્થાન માટે પ્રાર્થના કરે છે, પણ તેથી તારો વિનાશ થશે. હે પુત્ર ! તું આવું સાહસકર્મ ન કર; કેમ કે આ તારો ધાર્મિક માર્ગ નથી.[૩]ઓ દુર્મતિ ! તું બ્રાહ્મણત્વને કદી પામી શકીશ નહિ જ. વળી તું ન મળી શકે તેવી વસ્તુ મેળવવાની ઇચ્છા રાખે છે, માટે તું અલ્પ સમયમાં જ વિનાશ પામીશ.[૪] હે મતંગ ! હું તને વારંવાર અટકાવું છું, છતાં તું બ્રાહ્મણત્વરૂપ પરમ સ્થાનને માટે તપશ્ચર્યા કરવી છોડતો નથી. માટે સર્વથા તારો અભાવ જ થઈ જશે.[૫] જે પ્રાણી પ્રથમ તિર્યંચ યોનિમાં જન્મ્યો હોય,

તે કદાચ મનુષ્યપણાને પામે, તો પુલ્કસ (વર્ણ-સંકર) અથવા ચાંડાલ તરીકે જ અવતરે છે, એમાં સંશય નથી.[૬] હે મતંગ! આ મનુષ્યલોકમાં જે કોઈ પુલ્કસ અથવા પાપી યોનિમાં ઉત્પન્ન થયેલો જોવામાં આવે છે, તે ઘણા લાંબા સમય સુધી તેની તે જ યોનિમાં પરિભ્રમણ કર્યા કરે છે.[૭] તે પછી જ્યારે એક હજાર વર્ષ જેટલો સમય વીતી જાય છે, ત્યારે તે શૂદ્રપણાને પામે છે અને તે શૂદ્રયોનિમાં પણ તે અનેક વર્ષો સુધી પરિભ્રમણ કર્યા કરે છે.[૮] પછી જ્યારે ત્રીસ હજાર વર્ષ જેટલો સમય વીતી જાય છે, ત્યારે તે વૈશ્યપણાને પામે છે અને વૈશ્યયોનિમાં પણ તે ઘણા લાંબા સમય સુધી પરિભ્રમણ કર્યા કરે છે.[૯] તે પછી લગભગ સાઠ હજાર વર્ષ જેટલો સમય વ્યતીત થાય છે, ત્યારે તે ક્ષત્રિય તરીકે અવતરે છે અને તે ક્ષત્રિયજાતિમાં પણ તે ઘણા લાંબા સમય સુધી અવતર્યા કરે છે. પછી બીજાં સાઠ હજાર વર્ષો વ્યતીત થાય છે, ત્યારે તે બ્રહ્મબંધુ (નીચ બ્રાહ્મણ) તરીકે અવતરે છે.[૧૦] એ બ્રહ્મબંધુ તરીકે પણ તે લાંબા કાળ સુધી ભમ્યા કરે છે. પછી બે લાખ વર્ષો વ્યતીત થાય છે, ત્યારે તે કાંડપૃષ્ઠ (શસ્ત્રથી આજીવિકા ચલાવનાર બ્રાહ્મણ) તરીકે તે જન્મે છે,[૧૧] એ કાંડપૃષ્ઠ જાતિમાં પણ તે ઘણા લાંબા કાળ સુધી ભ્રમણ કરે છે. પછી જ્યારે ત્રણ લાખ વર્ષ વ્યતીત થાય છે, ત્યારે તે ગાયત્રીનો જપ કરનારા બ્રાહ્મણોના કુળમાં જન્મે છે.[૧૨] તેમાં પણ તે દીર્ઘકાળ સુધી જન્મો પામ્યા કરે છે. પછી જ્યારે ચાર લાખ વર્ષો જેટલો સમય વીતી જાય છે, ત્યારે તે વેદાધ્યયન કરનારા શ્રોત્રિય બ્રાહ્મણ તરીકે અવતરે છે. આ રીતે શ્રોત્રિયપણું પ્રાપ્ત કર્યા પછી તે ઘણા કાળ સુધી તેમાં ને તેમાં અવતાર ધર્યા કરે છે.[૧૩] હે પુત્ર! આમ મનુષ્યને જ્યારે શ્રોત્રિયત્વનો લાભ થાય છે, ત્યારે પણ તેનામાં શોક, હર્ષ, રાગ, દ્વેષ, અતિમાન અને અતિવાદ વગેરે શત્રુઓ પ્રવેશ કરે છે.[૧૪] માટે તે સમયે એ શત્રુઓનો જો તે પરાજય કરે છે, તો જ તે સદ્ગતિ પામી શકે છે. પણ જો તે શત્રુઓ જ એ બ્રાહ્મણનો પરાજય કરે છે, તો જેમ તાડના વૃક્ષ ઉપરથી તેના ફળનો અધઃપાત થાય છે, તેમ તેનો પણ અધઃપાત જ થાય છે.[૧૫] હે મતંગ! એ પ્રમાણે આગળપાછળનો વિચાર કરીને તું પણ મારી પ્રેરણા પ્રમાણે કોઈ બીજો વર માગી લે; કેમ કે બ્રાહ્મણપણું અત્યંત દુર્લભ છે.[૧૬]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'બ્રાહ્મણપણું સર્વથા દુર્લભ છે' નામનો અધ્યાય ૨૮મો સમાપ્ત

## અધ્યાય ૨૯મો

### બ્રાહ્મણપણું સર્વથા દુર્લભ છે (ચાલુ)

॥ भीष्म उवाच ॥

**एवमुक्तो मतंगस्तु संशितात्मा यतव्रतः ।**
**सहस्रमेकपादेन ततो ध्याने व्यतिष्ठत ॥ १ ॥**

ભીષ્મ બોલ્યા : ઇંદ્રે એ પ્રમાણે કહ્યું એટલે મનને વશ રાખનારો મતંગ નિયમપૂર્વક વ્રતોનું પાલન કરીને એક હજાર વર્ષ પર્યંત એક પગે ધ્યાનમાં ઊભો રહ્યો.[૧] બરાબર એક હજાર વર્ષનો સમય વીતી ગયો, એટલે વળી પણ બલ તથા વૃત્રનો નાશ કરનાર ઇંદ્ર મતંગને મળવા માટે આવ્યો અને પુનઃ પણ તેનું તે જ વાક્ય તેને કહેવા લાગ્યો.[૨]

મતંગ બોલ્યો : આ એક હજાર વર્ષ પર્યંત હું બ્રહ્મચારી રહીને એક પગ ઉપર ધ્યાનનિષ્ઠ સ્થિતિમાં ઊભો રહ્યો છું; છતાં મને બ્રાહ્મણપણું કેમ ન મળે?[૩]

ઇંદ્ર બોલ્યો : ચાંડાલયોનિમાં ઉત્પન્ન થયેલા મનુષ્યને કોઈ રીતે પણ બ્રાહ્મણપણું મળી શકતું નથી. માટે તું બીજો વર માગી લે. તારો આ

પરિશ્રમ વ્યર્થ ન થાઓ.[૪] ઇંદ્રે એ રીતે કહ્યું, એટલે અત્યંત શોકાકુળ થયેલો મતંગ ગયા તીર્થમાં જઈને એક સો વર્ષ પર્યંત એક અંગૂઠા ઉપર ઊભો રહ્યો.[૫] અમારા સાંભળવામાં આવ્યું છે કે, ધર્માત્મા મતંગ ગયાતીર્થમાં જઈને મહાદુષ્કર યોગાનુષ્ઠાન કરી રહ્યો હતો. તેનું શરીર અત્યંત કૃશ થઈ ગયું હતું, તે કેવળ નાડીઓથી જ વ્યાપ્ત થઈ રહ્યું હતું અને તેમાં માત્ર ચામડી તથા હાડકાં જ અવશેષ રહ્યાં હતાં. આથી એક સમયે તે મૂર્છિત થઈને પૃથ્વી પર પડી ગયો હતો.[૬] આમ તે જ્યારે પૃથ્વી પર પડતો હતો, ત્યારે પ્રાણીમાત્રનું હિત કરનારા અને વરોને આપનારા સમર્થ દેવ ઇંદ્રે તેને એકદમ સમીપમાં જઈને પકડી લીધો હતો.

ઇંદ્ર બોલ્યો : હે મતંગ ! તારે માટે બ્રાહ્મણપણું વિરુદ્ધ દેખાય છે (અર્થાત્ તને બ્રાહ્મણપણું કદી મળી શકે તેમ નથી જ). વળી બ્રાહ્મણપણું અત્યંત દુર્લભ છે, એટલું જ નહિ પણ તે કામાદિક દુષ્ટ લૂંટારાઓથી ઘેરાયેલું છે (અર્થાત્ બ્રાહ્મણપણું પ્રાપ્ત કર્યા પછી પણ કામાદિક દુષ્ટ લૂંટારાઓના સપાટામાંથી તેની રક્ષા કરવી અશક્ય છે).[૮] બ્રાહ્મણની પૂજા કરનારો પુરુષ સુખ પામે છે અને બ્રાહ્મણની પૂજા નહિ કરનારો પુરુષ દુઃખ પામે છે. બ્રાહ્મણ પ્રાણીમાત્રને યોગક્ષેમ આપનારો છે.[૯] બ્રાહ્મણો દ્વારા દેવતાઓ અને પિતૃઓ તૃપ્ત થાય છે. માટે હે મતંગ ! બ્રાહ્મણ સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠ કહેવાય છે.[૧૦] મનુષ્ય જે જે વસ્તુની ઇચ્છા કરે છે, તે તે સર્વ વસ્તુ બ્રાહ્મણ જ તેને ઉત્પન્ન કરી આપે છે. હે તાત ! મનુષ્ય ભિન્નભિન્ન પ્રકારની અનેક યોનિઓમાં વારંવાર અવતાર લે છે, ત્યારે કોઈ એકાદ અવતારમાં જ બ્રાહ્મણપણું મેળવી શકે છે. માટે અકૃતાત્મા પુરુષોને દુર્લભ એવા તે બ્રાહ્મણત્વનો ત્યાગ કરીને તું કોઈ બીજો વર માગ, કેમ કે એ બ્રાહ્મણત્વરૂપ વર તારે માટે અત્યંત દુર્લભ છે.

મતંગ બોલ્યો : અરે ઓ ઇંદ્ર ! હું દુઃખને લીધે પીડાઈ રહ્યો છું. તમે શા માટે મને પીડો છો ? તમે મને મરેલાને શા માટે મારો છો ?[૧૧-૧૩] ખરેખર, મને તમારે માટે શોક થાય છે કે, તમે મને પ્રાપ્ત થયા છો છતાં પણ તમે મને બ્રાહ્મણપણું આપી શકતા નથી ! હે શતક્રતુ ! ત્રણ વર્ણના મનુષ્યોને બ્રાહ્મણપણું અત્યંત દુર્લભ છે. છતાં પણ કેટલાએક મનુષ્યો તે દુર્લભ બ્રાહ્મણપણાને પામીને તેના યોગ્ય ગુણકર્મનું સેવન કરતા નથી. જે પુરુષ દુર્લભ ધનની પેઠે બ્રાહ્મણપણું પ્રાપ્ત કરીને પણ તેની રક્ષાને કરી જાણતો નથી, તે પાપીઓમાં પણ અત્યંત પાપી છે અને અધમમાં પણ અધમ છે. ખરેખર, બ્રાહ્મણપણું દુષ્પ્રાપ્ય છે, છતાં પણ દૈવયોગે કદાચ તેની પ્રાપ્તિ થાય છે, તો તેનું પાલન કરવું મહાકઠિન છે.[૧૪-૧૬] જે મનુષ્યો દુર્લભ બ્રાહ્મણત્વને મેળવીને પણ તદનુરૂપ સદાચારનું સેવન કરતા નથી, તેઓ કેવા દુર્ભાગી છે ! હે શક્ર ! હું કેવળ એક આત્મચિંતનમાં જ રમણ કરનારો છું, સુખદુઃખાદિ દ્વંદ્વોથી મુક્ત થયો છું, સ્ત્રીપુત્રાદિ પરિગ્રહથી રહિત છું અને અહિંસાનો તથા ઇંદ્રિયનિગ્રહનો આશ્રય કરી રહ્યો છું. છતાં હું બ્રાહ્મણત્વને યોગ્ય કેમ થઈ શકતો નથી ? અરેરે ! દૈવની મારા પર કેવી અકૃપા છે ? કારણ કે, હે પુરંદર ! હું ધર્મજ્ઞ છું, છતાં મારી માતાના દોષથી આવી દુર્દશાને પામ્યો છું. ખરેખર ! પુરુષાર્થ કર્યા છતાં પણ દૈવગતિનું કદી ઉલ્લંઘન થઈ શકતું નથી.[૧૭-૧૯] હે સમર્થ ઇંદ્ર ! જેને માટે મેં આટલો બધો યત્ન કર્યો, તે બ્રાહ્મણત્વને તો અંતે હું ન જ મેળવી શક્યો ! હવે હે ધર્મવેત્તા ઇંદ્ર ! આ સ્થિતિમાં પણ મારું કંઈ પુણ્ય હોય અને તમારે મારા પર જો અનુગ્રહ કરવો હોય,

તો તમારે મને વર આપવો યોગ્ય છે.

વૈશંપાયન બોલ્યા: ત્યારે બલ તથા વૃત્રનો નાશ કરનાર ઇંદ્રે તેને કહ્યું: 'ભલે, વરદાન માગ.'[૨૦,૨૧] મહેન્દ્રે આમ પ્રેરણા કરી, એટલે મતંગે આવા પ્રકારનો વર માગ્યો: 'હે પુરંદર! હું મારી ઇચ્છાનુસાર વિહાર કરી શકું, ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરી શકું, આકાશમાં પણ ગતિ કરી શકું અને બ્રાહ્મણો તથા ક્ષત્રિયોને અનુકૂળ એવી પૂજાને પ્રાપ્ત કરું. વળી જે પ્રમાણે મારી કીર્તિ અક્ષય થાય, તે પ્રમાણે તમારે કરવું જોઈએ. હે દેવ! મસ્તક નમાવીને હું તમને પ્રસન્ન કરું છું.'

ઇંદ્ર બોલ્યો: હે વત્સ! તું છંદોદેવ એવા નામથી જગતમાં વિખ્યાત થઈશ, સ્ત્રીઓ તારી પૂજા કરશે અને તારી કીર્તિ ત્રણે લોકમાં અતુલ થશે. એ પ્રમાણે તેને વર આપીને ઇંદ્ર ત્યાંથી અંતર્ધાન થઈ ગયો.[૨૨-૨૫] પછી મતંગ પણ પ્રાણોનો ત્યાગ કરીને ઇંદ્રે કહેલા ઉત્તમ સ્થાનને પામ્યો. આ રીતે હે ભારત! બ્રાહ્મણત્વરૂપ સ્થાન પરમ શ્રેષ્ઠ છે અને મહાદુર્લભ છે, એમ ઇંદ્રના વચન ઉપરથી જ સિદ્ધ થાય છે.[૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ઇંદ્ર અને મતંગનો સંવાદ' નામનો અધ્યાય ૨૯ મો સમાપ્ત

## अध्याय ३०मो

### રાજા વીતહવ્ય બ્રાહ્મણ કેમ થયો હતો?

॥ युधिष्ठिर उवाच ॥

श्रुतं मे महदाख्यानमेतत्कुरुकुलोद्वह ।
सुदुष्पापं यद्ब्रवीषि ब्राह्मण्यं वदतां वर ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા: હે કુરુકુળધુરંધર પિતામહ! આ મહાન આખ્યાન તમારી પાસેથી મેં સાંભળ્યું. હે શ્રેષ્ઠ વક્તા! તમે કહો છો કે, બ્રાહ્મણપણું અત્યંત દુર્લભ છે.[૧] તોપણ પૂર્વે વિશ્વામિત્રે બ્રાહ્મણપણું પ્રાપ્ત કર્યું હતું એમ સાંભળવામાં આવે છે. આમ છતાં હે શ્રેષ્ઠ! તમે એ બ્રાહ્મણપણાને દુર્લભ કહો છો.[૨] વળી રાજા વીતહવ્ય પણ બ્રાહ્મણપણાને પામ્યો હતો, એમ મેં સાંભળ્યું છે. તો હે ગંગાના સમર્થ પુત્ર! તે વિષે હું સાંભળવા ઇચ્છું છું.[૩] રાજશ્રેષ્ઠ વીતહવ્ય કયા કર્મથી બ્રાહ્મણત્વને પામ્યો હતો! શું કોઈ વરદાનના પ્રભાવથી અથવા તપના પ્રભાવથી તે બ્રાહ્મણ થયો હતો? તે તમે મને કહો.[૪]

ભીષ્મ બોલ્યા: હે રાજન્! રાજાઓમાં ઋષિ સમાન મહાયશસ્વી રાજા વીતહવ્ય લોકમાં માન્ય થયેલા દુર્લભ બ્રાહ્મણત્વને કેવી રીતે પામ્યો હતો, તે હું તને કહું છું, સાંભળ.[૫] હે તાત! ધર્મપૂર્વક પ્રજાઓનું પાલન કરતા મહાત્મા મનુને શર્યાતિ નામનો ધર્માત્મા પુત્ર હતો.[૬] હે વિજય કરનારાઓમાં શ્રેષ્ઠ રાજા! તે શર્યાતિના વંશમાં એક વત્સ નામનો રાજા હતો અને તેને રાજા હૈહય અને રાજા તાલજંઘ નામના બે પુત્રો હતા.[૭] હે ભારત! હૈહયરાજને દશ રાણીઓ હતી. તેમાં તેને સો પુત્રો થયા હતા. હે રાજેન્દ્ર! તે પુત્રો શૂરવીર હતા, યુદ્ધમાંથી કદી પાછા ન ફરે તેવા હતા, રૂપ અને પ્રભાવમાં સમાન હતા, બળવાન હતા, યુદ્ધને શોભાવે તેવા હતા અને ધનુર્વેદ તથા વેદના સંપૂર્ણ અભ્યાસી હતા.[૮,૯] હે રાજન્! એ જ સમયે કાશીદેશમાં પણ દિવોદાસનો પિતામહ રાજા હર્યશ્વ રાજ્ય કરતો હતો. તે રાજા સર્વ વિજયી પુરુષોમાં શ્રેષ્ઠ તરીકે વિખ્યાત થયો હતો.[૧૦] હે પુરુષશ્રેષ્ઠ! તે હર્યશ્વ રાજા ઉપર વીતહવ્ય (હૈહય)-ના પુત્રોએ તે વેળા ચડાઈ કરી, એટલે ગંગા તથા યમુનાના મધ્યપ્રદેશમાં તેમનું યુદ્ધ થયું. તેમાં વીતહવ્યના પુત્રોએ હર્યશ્વનો નાશ કર્યો.[૧૧] હૈહયના મહારથી પુત્રો યુદ્ધમાં તે હર્યશ્વરાજનો વધ કરીને નિર્ભયપણે વત્સવંશના રાજાઓની સુંદર નગરી તરફ પાછા ફર્યા.[૧૨] પછી કાશીદેશમાં હર્યશ્વના પુત્ર સુદેવનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો.

એ સુદેવ સાક્ષાત્ બીજા ધર્મ જેવો હતો અને દેવ સમાન તેજસ્વી હતો.[૧૩] તે કાશિનંદન ઘણો જ ધર્માત્મા હોઈને પૃથ્વીનું પાલન કરતો હતો. તેવામાં વીતહવ્યના પુત્રોએ તેના ઉપર પણ ચડાઈ કરી અને તેની સાથે યુદ્ધ કરીને તેનો પણ પરાજય કર્યો.[૧૪] એ પ્રમાણે યુદ્ધમાં તેને જીતીને (મારી નાખીને) વીતહવ્યના સર્વ પુત્રો જેમ આવ્યા હતા, તેમ પાછા ગયા. એટલે બીજી તરફ કાશીદેશમાં સુદેવના પુત્ર દિવોદાસનો કાશીના રાજા તરીકે અભિષેક કરવામાં આવ્યો.[૧૫] મહાતેજસ્વી રાજા દિવોદાસ વીતહવ્યના પરાક્રમી પુત્રોના વીર્યને પ્રથમથી જ જાણી ગયો હતો, તેથી તેણે ઇંદ્રની આજ્ઞાનુસાર વારાણસી નામની એક નવી નગરી વસાવી.[૧૬] એ નગરીમાં બ્રાહ્મણો તથા ક્ષત્રિયોની ગીચ વસતિ વસાવવામાં આવી, વૈશ્યો તથા શૂદ્રોથી તેને ભરપૂર કરી દેવામાં આવી અને તેમાં અનેક દ્રવ્યસમુદાયોના મોટા ઢગલાઓવાળી દુકાનો તથા બજારોની વ્યવસ્થા કરવામાં આવી. તે નગરીને મહાસમૃદ્ધિમાન બનાવવામાં આવી હતી. હે રાજવર ! તેનો એક છેડો ગંગાના ઉત્તર તટ સુધી પહોંચેલો હતો અને બીજો છેડો ગોમતી નદીના દક્ષિણતટ સુધી વિસ્તર્યો હતો. આથી તે નગરી ઇંદ્રની અમરાવતી જેવી શોભતી હતી. હે ભારત ! રાજાઓમાં સિંહ સમાન રાજા દિવોદાસ એ વારાણસી નગરીમાં રહીને રાજ્ય કરતો હતો, ત્યારે પણ હૈહયના પુત્રોએ ફરી તેના પર ચઢાઈ કરી.[૧૭–૧૯] આથી મહાબળવાન રાજા દિવોદાસ એકદમ બહાર નીકળ્યો અને તે હૈહયો સાથે યુદ્ધ આપવા લાગ્યો. એ સમયે તે બન્ને પક્ષોનું યુદ્ધ દેવો તથા અસુરોના યુદ્ધ સમાન ઘોર દેખાવનું થયું.[૨૦] હે મહારાજ ! તે યુદ્ધમાં મહાતેજસ્વી દિવોદાસ એક હજાર દિવસ સુધી લડ્યો, પણ આખરે તેનાં વાહનોનો લગભગ નાશ થઈ ગયો એટલે તે અત્યંત દીન થઈ ગયો. પછી હે રાજન્ ! પોતાના સર્વ યોદ્ધાઓનો નાશ થઈ ગયો અને ખજાનો પણ ખૂટી પડ્યો, એટલે રાજા દિવોદાસ નગરી છોડીને નાસી ગયો. હે શત્રુનાશન ! હવે તે રાજા બુદ્ધિમાન ભરદ્વાજઋષિના સુંદર આશ્રમમાં ગયો અને ત્યાં તેણે બે હાથ જોડીને શરણ લીધું.[૨૧–૨૩] એટલે પુરોહિત અને બૃહસ્પતિના જ્યેષ્ઠ પુત્ર એવા શીલસંપન્ન ભરદ્વાજે દિવોદાસરાજાને કહ્યું:[૨૪] 'હે રાજા ! તારે અહીં શા કાર્ય માટે આવવું પડ્યું છે, તે સર્વ તું મને કહે. તારું જે કંઈ પ્રિય કરવાનું હશે તે સર્વ હું કરીશ, એમાં વિચારવા જેવું કંઈ જ નથી.'[૨૫]

રાજા બોલ્યો : 'હે ભગવન્ ! વીતહવ્યના પુત્રોએ યુદ્ધમાં મારા વંશનો નાશ કરી નાખ્યો છે. માત્ર હું એકલો જ યુદ્ધમાંથી નાસી છૂટીને આપને શરણે આવી શક્યો છું.[૨૬] હે ભગવન્ ! હું આપનો શિષ્ય છું, માટે શિષ્ય ઉપરના સ્નેહને અધીન થઈને આપે મારી રક્ષા કરવી યોગ્ય છે. તે પાપકર્મી હૈહયોએ મારા વંશમાં મને એકલાને જ બાકી રહેવા દીધો છે.'[૨૭] ત્યારે મહાભાગ્યશાળી પ્રતાપી ભરદ્વાજઋષિએ તેને કહ્યું : 'હે સુદેવપુત્ર ! તું ભય ન રાખ. તારે ભય પામવાનું કંઈ કારણ નથી. તારો ભય દૂર થાઓ.[૨૮] હે રાજા ! તને એક પુત્રની પ્રાપ્તિ થાય તે માટે હું એક ઇષ્ટિ કરીશ અને તે દ્વારા જે પુત્ર પ્રાપ્ત થશે તે દ્વારા તું વીતહવ્યના હજારો પુત્રોનો સંહાર કરી શકીશ.'[૨૯] એમ કહીને ઋષિ ભરદ્વાજે દિવોદાસને પુત્રપ્રાપ્તિ થાય તે માટે એક ઇષ્ટિ કરી, એટલે તેને પ્રતર્દન નામનો પ્રસિદ્ધ પુત્ર થયો. તે પ્રતર્દન જેવો ઉત્પન્ન થયો કે તુરત જ લગભગ તેર વર્ષના જેવડો વધી ગયો. હે ભારત ! તેણે સમગ્ર વેદનું તથા ધનુર્વેદનું પણ અધ્યયન કરી લીધું.[૩૦,૩૧] વળી બુદ્ધિમાન ભરદ્વાજઋષિ-

એ પોતાના યોગબળથી સર્વ લોકોનું તેજ એકત્ર કરીને એ પ્રતર્દનના શરીરમાં દાખલ કર્યું.[32] તે પછી કવચ તથા ધનુષ્યને ધારણ કરનારો, દેવર્ષિઓથી પણ સ્તુતિ કરાયેલો અને બંદીઓથી વંદન કરાતો તે પ્રતર્દન ઉદય પામેલા સૂર્યની પેઠે પ્રકાશવા લાગ્યો.[33] તે સમયે રથમાં બેસીને તથા કેડે તલવાર લટકાવીને પ્રદીપ્ત અગ્નિ સમાન દેખાતો તે પ્રતર્દન ઢાલ, તલવાર અને ધનુષ્યને ધુણાવતો ધુણાવતો પોતાની રાજધાની તરફ ચાલતો થયો.[34] ત્યારે સુદેવપુત્ર રાજા દિવોદાસ તેને જોઈને પરમ હર્ષ પામ્યો અને વીતહવ્યના સર્વ પુત્રો બળીને ભસ્મ થઈ ગયેલા માનવા લાગ્યો. પછી રાજાએ પ્રતર્દનનો યુવરાજ તરીકે અભિષેક કર્યો અને પોતાના આત્માને કૃતકૃત્ય માની પોતે જ પોતાને અભિનંદન આપ્યું.[35,36] પછી તે રાજાએ વીતહવ્યના પુત્રોનો વધ કરવા માટે પોતાના શત્રુદમન પુત્ર પ્રતર્દનને મોકલ્યો.[37] એટલે તે શીઘ્ર પરાક્રમી પ્રતર્દન રથમાં બેસીને પ્રથમ ગંગાનદીને ઊતરી ગયો. પછી શત્રુઓના નગરને જીતનારો તે કુમાર વીતહવ્યોની રાજ્યનગરીમાં જઈ પહોંચ્યો.[38] ત્યારે વીતહવ્યના પુત્રો પણ પ્રતર્દનના રથની મહાન ગર્જનાને સાંભળીને શત્રુઓના રથોનો નાશ કરી શકે તેવા તથા મોટાં નગરો જેવા રથોમાં બેઠા અને નગરીમાંથી બહાર નીકળ્યા.[39] આમ પુરુષોમાં વ્યાઘ્ર સરખા, કવચોને ધારણ કરનારા અને ચિત્રવિચિત્ર યુદ્ધ કરી જાણનારા તે વીતહવ્યો આયુધો ઉગામી ઉગામીને પ્રતર્દન સામા ચઢી આવ્યા અને તેના પર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા.[40] હે યુધિષ્ઠિર! મેઘો જેમ હિમાલયપર્વત ઉપર વૃષ્ટિ કરી મૂકે છે, તેમ વીતહવ્યના કુમારો પણ પ્રતર્દનના પર અનેક પ્રકારનાં શસ્ત્રોની વૃષ્ટિ કરવા લાગ્યા અને તેને અસંખ્ય રથીઓને સાથે લઈને ઘેરી વળ્યા.[41] ત્યારે મહાતેજસ્વી પ્રતર્દનરાજ પણ પોતાનાં અસ્ત્રો વડે તેમનાં અસ્ત્રોને અટકાવતો હતો અને વજ્ર તથા અગ્નિ સરખાં પ્રદીપ્ત બાણો છોડી મૂકીને તેમનો સંહાર કરતો હતો.[42] હે રાજન્! પ્રતર્દને સેંકડો ને હજારો ભલ્લજાતિનાં બાણો વડે વીતહવ્યોનાં મસ્તકોને કાપી નાખ્યાં; એટલે અંગે લોહીલુહાણ થયેલા તે સર્વ વીતહવ્યો કાપી નાખવામાં આવેલાં કેસૂડાનાં વૃક્ષોની પેઠે ધરણી પર ઢળી પડ્યા.[43] તે સમયે રાજા વીતહવ્ય પોતાના સર્વ પુત્રોનો સંહાર થયેલો જાણીને નગર છોડીને નાસી ગયો અને ભૃગુઋષિના આશ્રમમાં જઈ પહોંચ્યો.[44] આમ હે રાજન્! વીતહવ્યરાજા ભૃગુઋષિને શરણે ગયો, એટલે તે ઋષિએ તે રાજાને અભય આપ્યું.[45] હવે બીજી તરફથી તુરત જ દિવોદાસનો પુત્ર પ્રતર્દન પણ વીતહવ્યને પગલે પગલે ભૃગુઋષિના આશ્રમમાં આવી પહોંચ્યો. ત્યાં આવીને તેણે કહ્યું:[46] 'અરે ઓ! આ આશ્રમમાં મહાત્મા ભૃગુઋષિના શિષ્યોમાંના કોણ કોણ છે? જેઓ અહીં હોય તેઓ મુનિ પાસે જઈને કહો કે, રાજા પ્રતર્દન અહીં આવ્યો છે અને આપને મળવા ઇચ્છે છે.'[47] આમ પ્રતર્દનને ત્યાં આવેલો જાણીને, ભૃગુઋષિ પંડે આશ્રમમાંથી બહાર નીકળ્યા. તેમણે રાજવર પ્રતર્દનની વિધિપૂર્વક પૂજા કરીને તેને કહ્યું કે, 'હે રાજેંદ્ર! બોલ, તારે શું કામ છે?' ત્યારે હે રાજા! તે રાજાએ તેમને પોતાના આવવાનું કારણ કહેવા માંડ્યું;[48,49]

રાજા બોલ્યો: હે બ્રહ્મન્! આ વીતહવ્ય રાજાને તમે અહીંથી કાઢી મૂકો; કેમ કે તેના પુત્રોએ મારા સમગ્ર વંશનો નાશ કરી નાખ્યો છે.[50] અરે! રત્નોના સંગ્રહસ્થાનરૂપ અમારા કાશીદેશનો પણ તેમણે નાશ કરી નાખ્યો છે. પરાક્રમથી ગર્વિષ્ઠ થયેલા આ રાજાના સોએ પુત્રોનો મેં વધ

કર્યો છે.[૫૧] હવે આનો પોતાનો પણ વધ કરીને હું મારા પિતાના ઋણમાંથી મુક્ત થઈશ. ત્યારે ધાર્મિકશ્રેષ્ઠ ભૃગુઋષિને અત્યંત દયા આવી ગઈ અને તેમણે પ્રતર્દનને કહ્યું કે,[૫૨] 'આ આશ્રમમાં કોઈ ક્ષત્રિયજાતિનો છે જ નહિ. આ સર્વે કેવળ બ્રાહ્મણજાતિના જ છે.' ભૃગુઋષિનું એ સત્ય વચન સાંભળીને પ્રતર્દન અત્યંત હર્ષમાં આવી ગયો અને ઋષિના બન્ને ચરણોનો ધીમેથી સ્પર્શ કરીને બોલી ઊઠ્યો કે, 'હે ભગવન્! આ રીતે પણ હું કૃતકૃત્ય થયો છું, એમાં સંશય નથી,[૫૩,૫૪] કેમ કે મેં મારા ક્ષાત્રવીર્યના પ્રભાવથી આ રાજા પાસે તેની જાતિનો ત્યાગ કરાવ્યો છે. હે બ્રહ્મન્! હવે મને અહીંથી જવાની આજ્ઞા આપો અને મારું કલ્યાણ થાય તેવો મને આશીર્વાદ આપો.[૫૫] હે ભૃગુવંશના મહર્ષિ! મેં રાજાની પાસે તેની જાતિનો જ ત્યાગ કરાવ્યો છે. પછી હે મહારાજ! ભૃગુઋષિએ અનુજ્ઞા આપી, એટલે ઝેરનો ત્યાગ કરીને જેમ સર્પ ચાલ્યો જાય, તેમ તે પ્રતર્દનરાજા વેરનો ત્યાગ કરીને આવ્યો હતો તેમ ચાલ્યો ગયો. ભૃગુઋષિના વચનમાત્રથી વીતહવ્ય બ્રહ્મર્ષિપણાને પામ્યો હતો. એટલું જ નહિ પણ હે મહારાજ! તે વીતહવ્ય રાજા મોટા બ્રહ્મવાદી થઈ શક્યો હતો. તેનો પુત્ર ગૃત્સમદ રૂપમાં બીજા ઇંદ્ર જેવો જ હતો.[૫૬–૫૮] આથી પૂર્વે દૈત્યોએ 'તું જ ઇંદ્ર છે' એમ કહીને તેને કેદમાં નાખ્યો હતો. વળી ઋગ્વેદમાં પણ એ મહાત્મા ગૃત્સમદ સંબંધમાં એક મુખ્ય શ્રુતિ× જોવામાં આવે છે.[૫૯] હે રાજન્! બ્રાહ્મણોએ પણ ગૃત્સમદને ઘણું જ માન આપ્યું છે; કેમ કે તે ગૃત્સમદ બ્રહ્મચારી હતો અને બ્રાહ્મી લક્ષ્મીવાળો એક બ્રહ્મર્ષિ હતો.[૬૦] એ ગૃત્સમદનો પણ સુચેતા નામનો એક બ્રાહ્મણ પુત્ર હતો.

× તે શ્રુતિમાં આ પ્રમાણે છે. 'तद्दु गार्त्समदमेतेन वै गृत्समद इन्द्रस्य प्रिय धामोपागच्छत्।'

એ સુચેતાનો વર્ચા નામનો પુત્ર હતો અને વર્ચાનો વિહવ્ય નામનો પુત્ર હતો.[૬૧] વિહવ્યનો વિતત્ય નામનો પુત્ર હતો, વિતત્યનો સત્ય નામનો પુત્ર હતો, સત્યનો સંત નામનો પુત્ર હતો અને સંતનો શ્રવઋષિ નામનો પુત્ર હતો. એ શ્રવનો તમ નામનો પુત્ર હતો અને તમનો પ્રકાશ નામનો દ્વિજશ્રેષ્ઠ પુત્ર થયો હતો. એ પ્રકાશનો વાગિંદ્ર નામનો મહાવિજયી પુત્ર હતો.[૬૨,૬૩] વાગિંદ્રનો વેદવેદાંગમાં પારંગત એવો પ્રમિતિ નામનો પુત્ર હતો અને પ્રમિતિનો ઘૃતાચી નામની સ્ત્રીમાં રુરુ નામનો પુત્ર ઉત્પન્ન થયો હતો.[૬૪] એ રુરુનો પ્રમદ્વરા નામની સ્ત્રીમાં શુનક નામનો બ્રહ્મર્ષિ પુત્ર ઉત્પન્ન થયો હતો અને એને શૌનક નામનો પુત્ર થયો.[૬૫] આમ હે ક્ષત્રિયશ્રેષ્ઠ રાજેંદ્ર! વીતહવ્યરાજા ક્ષત્રિય જાતિનો હતો, છતાં ભૃગુની કૃપાથી બ્રાહ્મણપણાને પામ્યો હતો.[૬૬] તેના પુત્ર ગૃત્સમદનો જે વંશ ચાલ્યો હતો, તે પણ હે મહારાજ! મેં તને વિસ્તારથી કહ્યો છે. બોલ, હવે બીજું શું પૂછવાની તને ઇચ્છા છે?[૬૭]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'વીતહવ્ય ઉપાખ્યાન' નામનો અધ્યાય ૩૦ મો સમાપ્ત

## अध्याय ३१मो

### જગતમાં પૂજનીય કોણ?

॥ युधिष्ठिर उवाच ॥

के पूज्या वै त्रिलोकेऽस्मिन् मानवा भरतर्षभ।
विस्तरेण तदाचक्ष्व नहि तृप्यामि कथ्यतः ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા: હે ભરતશ્રેષ્ઠ! આ ત્રિલોકમાં કયા મનુષ્યો પૂજ્ય છે? એ વિષે મને વિસ્તારથી કહો. ખરેખર, આપ કહો છો તે સાંભળીને હું તૃપ્ત જ થતો નથી.[૧]

ભીષ્મ બોલ્યા: આ વિષયમાં પણ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે અને તેમાં નારદ તથા શ્રીકૃષ્ણ વચ્ચેનો સંવાદ

વર્ણવ્યો છે.[૨] એક સમયે નારદઋષિ બે હાથ જોડીને શ્રેષ્ઠ બ્રાહ્મણોની પૂજા કરી રહ્યા હતા. તે જોઈને શ્રીકૃષ્ણે તેમને પૂછ્યું કે, 'હે ભગવન્! આપ કોને નમસ્કાર કરો છો?[૩] હે ભગવન્! આપ બહુ માનપરાયણ થઈને તેમને નમસ્કાર કરો છો, તો હે ધાર્મિકશ્રેષ્ઠ! તેમના સંબંધમાં અમારાથી શ્રવણ કરી શકાય તેમ હોય તે અમને કહો.[૪]

નારદ બોલ્યા : હે ગોવિંદ! હું જેમની પૂજા કરું છું તેઓ વિષે તમે સાંભળો. હે શત્રુમર્દન! આ જગતમાં તમારા વિના બીજો કયો પુરુષ તે સાંભળવાને યોગ્ય છે?[૫] હે વિભુ! જે મનુષ્યો વરુણને, વાયુને, સૂર્યને, મેઘને, અગ્નિને, શંકરને, કાર્તિકસ્વામીને, લક્ષ્મીને, વિષ્ણુને, બ્રહ્માને, બૃહસ્પતિને, ચંદ્રમાને, જળને, પૃથ્વીને તથા સરસ્વતીને નિત્ય નમન કરે છે, તેમને હું નમું છું.[૬,૭] હે યાદવસિંહ! હું તપોધનોને, વેદવેત્તાઓને, નિત્ય વેદપરાયણ રહેનારાઓને તથા અત્યંત પૂજ્ય ગણાતા પુરુષોને સદાય પૂજું છું.[૮] હે વિભુ! જે પુરુષો ભોજન કર્યા પહેલાં દેવનાં કાર્યો કરે છે, પોતાની પ્રશંસા કરતા નથી, નિત્ય સંતુષ્ટ રહે છે અને ક્ષમાશીલ હોય છે, તેમને હું નમન કરું છું.[૯] હે યાદવ! જેઓ વિધિપૂર્વક યજ્ઞયાગાદિ કરે છે, ક્ષમાગુણથી યુક્ત હોય છે, દમગુણને ધારણ કરનારા હોય છે, જિતેંદ્રિય હોય છે અને જેઓ સત્યને, ધર્મને, પૃથ્વીને તથા ગાયને પૂજનારા હોય છે તેમને હું નમું છું.[૧૦] હે યદુવંશી! જેઓ ફળમૂળનો આહાર કરીને વનમાં તપશ્ચર્યા કરે છે, ધનાદિના સંગ્રહથી રહિત રહે છે અને ક્રિયાનિષ્ઠ હોય છે, તેમને હું નમું છું.[૧૧] હે યાદવ! જેઓ પોષણ કરવા યોગ્ય મનુષ્યોનું પોષણ કરે છે, નિત્ય અતિથિઓનો સત્કાર કરવાનું વ્રત ધારણ કરે છે અને દેવોને નિવેદન કર્યા પછી અવશેષ રહેલા અન્નનું ભોજન કરે છે, તેમને હું નમું છું.[૧૨] જેઓ વેદાધ્યયન કરીને પરાભવ કરવાને અશક્ય થયેલા હોય છે, પ્રશસ્ત વાણી બોલનારા હોય છે, બ્રહ્મચર્યનું પાલન કરનારા હોય છે અને યજ્ઞ કરાવવામાં તથા અધ્યયન કરાવવામાં પરાયણ રહેનારા હોય છે, તેમની હું નિત્ય પૂજા કરું છું.[૧૩] જેઓ પ્રાણીમાત્ર પર નિત્ય પ્રસન્ન રહે છે અને મધ્યાહ્નસમય પર્યંત નિત્ય વેદનો સ્વાધ્યાય કર્યા કરે છે, તેમને હું પૂજું છું. હે યાદવ! જેઓ વ્રતમાં સ્થિર રહીને ગુરુની કૃપા મેળવવામાં તથા સ્વાધ્યાય કરવામાં યત્ન કરે છે, સમાજની સેવા કરવાની ઇચ્છા રાખે છે અને કોઈ પણ પ્રાણીની ઈર્ષા કરતા નથી, તેમને હું નમું છું.[૧૪,૧૫] હે યદુવંશી કૃષ્ણ! જે બ્રાહ્મણો ઉત્તમ વ્રત ધારણ કરનારા હોય છે, મુનિવૃત્તિવાળા હોય છે, પ્રતિજ્ઞાને સત્ય કરનારા હોય છે અને દેવકર્મ તથા પિતૃકર્મને કરનારા હોય છે, તેમને હું નમું છું. હે યાદવ! જેઓ ભિક્ષાચરણ કરીને આજીવિકા ચલાવનારા હોય છે અને તેથી જ શરીરે કૃશ થયેલા હોય છે, જે ગુરુગૃહનો આશ્રય કરી રહ્યા હોય છે અને સુખથી તથા ધનથી નિરપેક્ષ હોય છે, તેમને હું નમું છું.[૧૬,૧૭] હે કેશવ! જેઓ મમતાનો ત્યાગ કરનારા હોય છે, સુખદુઃખાદિ દ્વંદ્વોથી રહિત હોય છે, લજ્જાનો ત્યાગ કરી દિગંબર અવસ્થામાં રહેનારા હોય છે, (અર્થાત્ માત્ર લંગોટી જેટલો પણ પરિગ્રહ રાખતા નથી), પ્રયોજનમાત્રથી નિરપેક્ષ હોય છે, વેદાધ્યયન કરીને દુરાધર્ષ થયેલા હોય છે, ઉત્તમ વાણીને બોલનારા હોય છે, બ્રહ્મવાદી હોય છે, અહિંસાધર્મમાં આસક્ત રહેનારા હોય છે, સત્યવ્રતનું પાલન કરનારા હોય છે અને બાહ્ય ઇંદ્રિયોનો તથા આંતર ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા હોય છે, તેમને હું નમું છું.[૧૮,૧૯] જે ગૃહસ્થાશ્રમીઓ દેવતાઓની તથા અતિથિઓની પૂજા કરવામાં તત્પર રહેનારા હોય

છે અને કાપોતી વૃત્તિનો આશ્રય કરનારા હોય છે (અર્થાત્ કબૂતરો જેમ એક એક કણ વીણીને આજીવિકા ચલાવે છે, તેમ જેઓ માત્ર એક દિવસ ચાલે તેટલું જ અન્ન મેળવીને પ્રતિદિન આજીવિકા ચલાવે છે, પણ સંગ્રહ કરતા નથી), તેમને હું નિત્ય નમું છું.[20] જેમનો (ધર્માર્થ-કામરૂપ) ત્રિવર્ગ પ્રત્યેક કાર્યમાં ઉત્તમ, મધ્યમ અને અધમ ભાવે પણ નિત્ય ચાલુ રહે છે, પણ અધમ-મધ્યમ તથા ઉત્તમ ભાવે કદી હીન થતો નથી અને જેમની પ્રવૃત્તિ શિષ્ટાચારને અનુસરીને જ હોય છે, તેમને હું સદાય નમું છું.[21] હે કેશવ! જે બ્રાહ્મણો શાસ્ત્રવિજ્ઞાનથી યુક્ત હોય છે, ત્રિવર્ગને આચરણમાં મૂકનારા હોય છે, લોલુપતાથી રહિત હોય છે અને પુણ્યશીલ હોય છે, તેમને હું નમું છું.[22] વળી હે માધવ! જે તપસ્વીઓ જળનું ભક્ષણ કરીને તપશ્ચર્યા કરે છે, જેઓ વાયુનો આહાર કરીને તપશ્ચર્યા કરે છે, જેઓ નિત્ય વૈશ્વદેવ કર્યા પછી અવશેષ રહેલા સુધા(અમૃત)રૂપ અન્નનું ભોજન કરે છે અને જેઓ અનેક પ્રકારનાં વ્રતોનું પાલન કરે છે, તેમને હું નમું છું.[23] જેઓ જીવન પર્યંત બ્રહ્મચારી રહે છે, જેઓ ગૃહસ્થાશ્રમમાં જોડાઈને અગ્નિહોત્રનો સ્વીકાર કરે છે, જેઓ વેદના આશ્રયરૂપ છે અને જેઓ જ્ઞાન દ્વારા પ્રાણીમાત્રના આત્મારૂપ થઈને સર્વના ઉત્પત્તિકારણ બને છે, તેમને હું નિત્ય નમું છું.[24] હે કૃષ્ણ! જે ઋષિઓ લોકના સ્રષ્ટા (પ્રજાપતિ) કહેવાય છે, સર્વ લોકોમાં શ્રેષ્ઠ ગણાય છે, સર્વ કુળોના જ્યેષ્ઠ (વડીલ) ગણાય છે, અજ્ઞાન-રૂપ અંધકારનો નાશ કરનારા છે અને સર્વ લોકમાં સૂર્ય સરખા તેજસ્વી છે, તેમને હું નિત્ય નમસ્કાર કરું છું.[25] માટે હે નિર્દોષ કૃષ્ણ! તમે પણ નિત્ય બ્રાહ્મણોની પૂજા કરો; કેમ કે તમે પૂજવા-યોગ્ય બ્રાહ્મણોની પૂજા કરશો, તો તેઓ તમને સુખ આપશે.[26] બ્રાહ્મણો આ લોકમાં તથા પર-લોકમાં નિત્ય સુખ આપનારા છે અને તેઓ માન્ય પુરુષોમાં પણ માનપાત્ર થઈને સર્વત્ર વિચરે છે; માટે તેઓ તમને પણ સુખદાતા થશે.[27] જે પુરુષો નિત્ય સર્વ અતિથિઓનો સત્કાર કરે છે, નિત્ય ગાયો તથા બ્રાહ્મણોનું પૂજન કરે છે અને નિત્ય સત્યધર્મમાં આસક્ત રહે છે, તેઓ સંકટોને તરી જાય છે.[28] જે મનુષ્યો નિત્ય શાંતિપરાયણ હોય છે, અસૂયાદોષથી મુક્ત હોય છે અને નિત્ય સ્વાધ્યાય કરવામાં તત્પર રહે છે, તેઓ સંકટોને તરી જાય છે.[29] જેઓ સર્વ દેવોને નમસ્કાર કરે છે, કેવળ એક વેદનો જ આશ્રય કરે છે, શ્રદ્ધા-સંપન્ન હોય છે અને દમગુણનિષ્ઠ હોય છે, તેઓ સંકટોને તરી જાય છે. વળી જે મનુષ્યો શ્રેષ્ઠ બ્રાહ્મણોને નમસ્કાર કરે છે, નિયમપૂર્વક વ્રતોનું પાલન કરે છે અને દાનધર્મ ઉપર પ્રીતિ રાખે છે, તેઓ સંકટોને તરી જાય છે.[30,31] જે તપસ્વીઓ કુમારાવસ્થાથી આરંભીને જ નિત્ય બ્રહ્મચર્ય પાળે છે અને તપ દ્વારા અંતરાત્માને શુદ્ધ કરે છે, તેઓ સંકટોને તરી જાય છે.[32] જે મનુષ્યો દેવતાઓના, અતિથિઓના, પોષ્યવર્ગના તથા પિતૃઓના પૂજન-માં પરાયણ રહે છે અને વૈશ્વદેવ કરતાં અવશેષ રહેલા અન્નનું ભોજન કરે છે, તેઓ સંકટોને તરી જાય છે.[33] જે પુરુષો વિધિપૂર્વક અગ્નિહોત્ર લઈને તેને નમ્રતાપૂર્વક ધારણ કરે છે અને સોમયાગની આહુતિને પ્રાપ્ત કરે છે (અર્થાત્ સોમયાગ કરવાને ભાગ્યશાળી થાય છે), તેઓ સંકટોને તરી જાય છે.[34] તેમ જ હે યાદવસિંહ! જે પુરુષો તમારી પેઠે માતા, પિતા અને ગુરુની સારી રીતે સેવા કરે છે, તેઓ પણ સંકટોને તરી જાય છે' એમ કહીને નારદ બોલતા બંધ થયા.[35] હે કુંતીનંદન! તમે પણ પિતૃઓ, દેવો તથા બ્રાહ્મણોની વિધિપૂર્વક નિત્ય પૂજા કરો છો, તેથી તમને પણ ઇષ્ટ ગતિ

પ્રાપ્ત થશે.[૩૬]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'કૃષ્ણ અને નારદનો સંવાદ' નામનો અધ્યાય ૩૧ મો સમાપ્ત

## अध्याय ३२मो.

### શરણાગતની રક્ષાનું ફળ

॥ युधिष्ठिर उवाच ॥

**पितामह महाप्राज्ञ सर्वशास्त्रविशारद ।**
**त्वत्तोऽहं श्रोतुमिच्छामि धर्मं भरतसत्तम ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે મહાબુદ્ધિમાન ! હે સર્વશાસ્ત્રવિશારદ ! હે ભરતશ્રેષ્ઠ ! હે પિતામહ ! હું તમારી પાસેથી ધર્મ સાંભળવાની ઇચ્છા રાખું છું.[૧] હે ભરતશ્રેષ્ઠ ! જે પુરુષો પોતાને શરણે આવેલા ચારે પ્રકારના (જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ) પ્રાણીઓનું રક્ષણ કરે છે, તેમને શું ફળ પ્રાપ્ત થાય છે, તે મને યથાર્થ રીતે તમે કહો.[૨]

ભીષ્મ બોલ્યા : હે મહાબુદ્ધિમાન ધર્મપુત્ર ! હે મહાયશસ્વી ! શરણે આવેલાનું રક્ષણ કરવાથી મહાન ફળ પ્રાપ્ત થાય છે, એ વિષયનો એક પુરાતની ઇતિહાસ કહેવામાં આવે છે. તું સાંભળ.[૩] એક સમયે સુંદર દેખાવના એક કપોતને (કબૂતરને) શ્યેન(શકરો અથવા બાજ)પક્ષીએ ઝડપી લીધો અને તેને આકાશમાંથી પૃથ્વી પર પાડી નાખ્યો. એટલે તે વૃષદર્ભ નામના એક ભાગ્યશાળી નરેંદ્રને શરણે ગયો.[૪] ત્યારે તે પવિત્ર ચિત્તવાળા રાજાએ ભયથી પોતાના ખોળામાં આવેલા તે કપોતને જોઈને તેને ધીરજ આપી અને કહ્યું કે, 'હે પક્ષી ! તું ધીરજ રાખ. તને હવે કોઈના તરફથી ભય નથી. કોના તરફથી તને આવો મહાન ભય પ્રાપ્ત થયો છે? તેં કયે સ્થળે શું કર્યું છે કે, તારે આવી બેભાન સ્થિતિમાં અને ભ્રમિત ચિત્તે અહીં આવવું પડ્યું છે?[૫,૬] અહો ! તારો સુંદર વર્ણ નવા નીલકમળના જેવો જ સુસુંદર પ્રકાશી રહ્યો છે. તારો દેખાવ અત્યંત મનોહર છે. તારાં નેત્રો દાડમની કળી જેવાં તથા અશોકના પુષ્પ જેવાં જ છે તું હવે ગભરાઈશ નહિ. તું નિર્ભય થા, કેમ કે તું મારી પાસે આવ્યો છે અને મારા જેવા રક્ષાધ્યક્ષ રાજાએ તને શરણ આપ્યું છે, તેથી તને પકડવાનો મનમાં વિચાર કરવા માટે પણ કોઈ પ્રાણી ઉત્સાહ કરી શકે તેમ નથી.[૭,૮] હે કપોત ! તારું રક્ષણ કરવા માટે મારું આ કાશીનું રાજ્ય આપી દેવું પડે અને તે ઉપરાંત મારા જીવિતને પણ અર્પણ કરવું પડે તોપણ તેનો ત્યાગ કરવા હું તૈયાર છું, માટે તું નિશ્ચિંત થા. તને હવે ભય ન હો.[૯]

શ્યેન બોલ્યો : હે રાજન્ ! આ કપોત મારું ભક્ષ્ય છે, માટે તેનું રક્ષણ કરવું તને યોગ્ય નથી. વળી તેનું જીવિત લગભગ નાશની અણી ઉપર આવી ચૂક્યું છે અને મેં ઘણો જ યત્ન કરીને તેને મેળવ્યો છે.[૧૦] આનું માંસ, રુધિર, મજ્જા અને મેદ મારા જીવિતને હિતકર છે. આ ભક્ષણ કરવાથી મને ઘણો જ સંતોષ થશે, માટે તું મારી આડે ન આવ.[૧૧] હે રાજન્ ! મને અતિઉગ્ર તૃષ્ણા અત્યંત પીડે છે અને ક્ષુધા તો મને જાણે બાળી રહી છે, માટે તું આને છોડી દે. મારી ભૂખને રોકવાને મારામાં લેશમાત્ર શક્તિ નથી.[૧૨] હે રાજન્ ! હું આની પાછળ પડ્યો હતો અને મારી પાંખો તથા નખોના પ્રહારથી તે લગભગ ઘવાઈ પણ ગયો છે. તેથી એનામાં હવે કિંચિત્માત્ર શ્વાસોચ્છ્વાસ હશે. માટે એનું રક્ષણ કરવું તને યોગ્ય નથી.[૧૩] હે ઉત્તમ રાજા ! તું જોકે તારા દેશમાં સર્વ મનુષ્યોનો સ્વામી છે, તોપણ તું આકાશમાં વિહાર કરનારાં તૃષ્ણાકુળ પક્ષીઓનો સ્વામી નથી. તારા શત્રુઓ પર, સેવકો પર, સ્વજનો પર, વ્યવહારમાં તથા ઇંદ્રિયોના વિષયો પર કાબૂ મેળવવામાં તું તારું પરાક્રમ કરી દેખાડતો હોય તો તે યોગ્ય જ છે; પણ આકાશવિહારી પક્ષીઓ પર

પરાક્રમ કરવાનો તને અધિકાર નથી.[૧૪,૧૫] તારે તો તારી આજ્ઞાનો ભંગ કરનારા તારા શત્રુઓ પર બરાબર પરાક્રમ કરીને પ્રભુતા દર્શાવવી જોઈએ. વળી તું તો એક ધર્માર્થી રાજા છે, તો ક્ષુધાથી પીડાયેલા મારા તરફ પણ તારે કૃપાદૃષ્ટિ જ કરવી ઘટે છે.[૧૬]

ભીષ્મ બોલ્યા : શ્યેનનું એ વાક્ય સાંભળીને રાજર્ષિ વૃષદર્ભ પરમ વિસ્મય પામ્યો. તેણે એ શ્યેનનાં વાક્યને પણ માન આપ્યું અને કપોતની રક્ષાના અભિપ્રાયથી તેને આ પ્રમાણે કહ્યું.[૧૭]

રાજા બોલ્યો : તારી ક્ષુધાને શાંત કરવા માટે આજે તને બળદ, વરાહ, મૃગ અથવા પાડો એમાંનું જે જોઈશે તે હું આપીશ.[૧૮] પણ શરણે આવેલા આ પક્ષીનો હું કદાપિ ત્યાગ નહિ કરું; કેમ કે શરણાગતની રક્ષા કરવી, એ મારું વ્રત છે. વળી હે પક્ષી ! તું જો તો ખરો, આ કપોત તારા ભયને લીધે મારાં અંગોને છોડતોય નથી.[૧૯]

શ્યેન બોલ્યો : હે મહારાજ ! વરાહનું, બળદનું કે બીજાં વિવિધ પ્રકારનાં પક્ષીઓનું હું ભક્ષણ કરતો નથી, માટે તે અન્નાદિકનું મારે શું કામ છે ?[૨૦] કેમ કે મારે માટે તો દેવતાઓએ પોતે સનાતન કાળથી કપોતને જ ભક્ષ્ય તરીકે નિર્માણ કર્યો છે. વળી આ મર્યાદા સનાતન કાળની છે કે, શ્યેન પક્ષીઓ કપોતોનું જ ભક્ષણ કરે છે.[૨૧] હે નિર્દોષ ઉશીનરરાજ ! જો આ કપોત ઉપર તને સ્નેહ જ હોય તો તેના ભારોભાર તારું પોતાનું જ માંસ આજે તું મને આપ.

રાજા બોલ્યો : 'અહો ! આજે તેં મારા પર મહાન અનુગ્રહ કર્યો છે, કેમ કે તું મને એ પ્રમાણે કહે છે. જરૂર, હું એ પ્રમાણે જ કરું છું.' એમ કહીને તે રાજશ્રેષ્ઠે પોતાના શરીરમાંથી માંસ કાપી કાપીને પેલા કપોતના ભારોભાર તોળવા માંડ્યું. તે સમયે રત્નોથી શોભી રહેલી તેની સર્વ રાણીઓ હાહાકાર કરતી અંતઃપુરમાંથી દોડી આવી અને રાજાનો તે નિશ્ચય સાંભળીને અત્યંત દુઃખી અવાજે રડવા લાગી. રાણીઓના રુદનનો એ શબ્દ સાંભળીને સર્વ મંત્રીઓ તથા રાજસેવકો પણ ત્યાં દોડી આવ્યા; એટલે આખા રાજમહેલમાં મેઘના જેવો મહાગંભીર શબ્દ થઈ રહ્યો. અરે ! તે કોલાહલને લીધે વાદળાંઓ વિનાનું આખું આકાશ પણ જાણે ચોમેર મેઘોથી ભરાઈ ગયું.[૨૨–૨૬] વળી તે સમયે રાજાના એ સત્યકર્મના પ્રભાવથી આખી પૃથ્વી એકદમ ધ્રણધ્રણી ઊઠી. ત્યારે રાજા વૃષદર્ભ તો પોતાનાં પડખાંઓમાંથી, બાહુઓમાંથી અને સાથળોમાંથી માંસ કાપી કાપીને ત્રાજવામાં ભર્યે જતો હતો, છતાં તે સમગ્ર માંસ પેલા કપોતના ભાર જેટલું થતું ન હતું.[૨૭,૨૮] છેવટે તેના શરીરમાં કેવળ હાડકાં જ રહ્યાં અને બિલકુલ માંસ ન રહ્યું, ત્યારે રુધિરની ધારાઓને ઝરી રહેલો તે રાજા પોતાના આખા શરીરનો ત્યાગ કરવાની ઇચ્છાથી ત્રાજવા ઉપર ચઢી બેઠો.[૨૯] તે વેળા ઇંદ્ર સહિત ત્રણે લોકો તે નરેંદ્રની પાસે હાજર થયા અને આકાશમાં ભેરીઓ તથા દેવનાં દુંદુભિઓ વાગવા લાગ્યાં.[૩૦] દેવતાઓએ રાજા વૃષદર્ભ ઉપર અમૃતની વૃષ્ટિ કરી અને સુખ ઉપજાવનારી દિવ્ય પુષ્પમાળાઓની વારંવાર વર્ષા કરી.[૩૧] વળી પ્રભુ પિતામહ જેવા તે રાજાની ચોતરફ દેવોના ગંધર્વોએ તથા અપ્સરાઓએ દિવ્ય નૃત્ય કરવા માંડ્યું અને તેની સ્તુતિ પણ કરી.[૩૨] તે પછી રાજર્ષિ વૃષદર્ભ સુવર્ણના પ્રાસાદોથી વ્યાપ્ત, મણિજડિત સુવર્ણનાં તોરણોવાળા તથા વૈડૂર્યમણિના સ્તંભોવાળા એક દિવ્ય વિમાનમાં બેઠો. આમ તે શુભ કર્મના પ્રભાવથી તે સનાતન સ્વર્ગલોકમાં ગયો. માટે હે યુધિષ્ઠિર ! તું પણ એ પ્રમાણે શરણે

આવેલાનું રક્ષણ કરે.[૩૩,૩૪] કેમ કે જે પુરુષ પોતાના પર પ્રેમ રાખનારા ભક્ત મનુષ્યોનું તથા આશ્રિતોનું રક્ષણ કરે છે અને પ્રાણીમાત્ર પર દયા રાખે છે, તે પુરુષ પરલોકમાં સુખી થાય છે. જે રાજા સુશીલ હોય છે અને શિષ્ટ પુરુષોના આચારને અનુસરનારો હોય છે, તે રાજા પોતાના નિષ્કપટ કર્મથી કઈ વસ્તુ પ્રાપ્ત કરી શકતો નથી?[૩૫,૩૬] રાજર્ષિ વૃષદર્ભ પવિત્ર ચિત્તવાળો હતો, ધીર હતો, સત્યપરાક્રમી હતો અને કાશીદેશનો રાજા હતો. શરણાગતની રક્ષારૂપ કર્મના પ્રભાવથી તે ત્રણે લોકમાં વિખ્યાત થયો હતો.[૩૭] હે ભરતશ્રેષ્ઠ! જે બીજો કોઈ પણ પુરુષ એ વૃષદર્ભરાજાની પેઠે શરણે આવેલાનું રક્ષણ કરે છે, તેને પણ એજ ગતિ પ્રાપ્તિ થાય છે.[૩૮] હે રાજર્ષિ! જે પુરુષ વૃષદર્ભરાજાના આ ચરિત્રનું લોકમાં કીર્તન કરે છે અથવા નિત્ય સાંભળે છે, તે પુરુષનો આત્મા પવિત્ર થાય છે.[૩૯]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'શરણાગતની રક્ષાનું ફળ' નામનો અધ્યાય ૩૨ મો સમાપ્ત

## अध्याय ३३ मो

### બ્રાહ્મણોની પ્રશંસા

॥ युधिष्ठिर उवाच ॥

**किं राज्ञः सर्वकृत्यानां गरीयः स्यात् पितामह ।**
**कुर्वन् किं कर्म नृपतिरुभौ लोकौ समश्नुते ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા ' હે પિતામહ! રાજાને જે કાર્યો કરવાનાં હોય છે, તેમાં તેને મુખ્ય કાર્ય કયું કરવાનું હોય છે? કયું કર્મ કરવાથી રાજા બન્ને લોકમાં સુખ પામે છે?[૧]

ભીષ્મ બોલ્યા : હે ભારત! જેનો રાજ્યાભિષેક થયેલો હોય છે તેવા રાજાને મુખ્ય કર્મ એ જ કરવાનું હોય છે કે, તેણે નિત્ય બ્રાહ્મણોની પૂજા કરવી; કેમ કે હે ભરતશ્રેષ્ઠ! અત્યંત સુખની ઇચ્છા રાખનારા રાજાએ અવશ્ય તેમ જ કરવું જોઈએ. જે બ્રાહ્મણો શ્રોત્રિય (વેદને ભણેલા) હોય છે અને જેઓ વૃદ્ધ અવસ્થાના હોય છે, તેમની રાજાએ નિત્ય પૂજા કરવી જોઈએ.[૨,૩] જે બ્રાહ્મણો પોતાના નગરમાં તથા દેશમાં રહેતા હોઈને અત્યંત વિદ્વાન હોય છે, તેમને રાજાએ સાંત્વવાદપૂર્વક નમસ્કાર કરીને ભોગદાનાદિથી સંતુષ્ટ રાખવા.[૪] રાજાનું નિત્ય આવશ્યક કર્મ એ જ છે કે, તેણે પોતાના શરીરની પેઠે તથા પોતાના પુત્રોની પેઠે બ્રાહ્મણોનું નિત્ય રક્ષણ કરવું.[૫] જેઓ એ બ્રાહ્મણોમાં પણ અત્યંત પૂજ્ય ગણાતા હોય તેમની તો રાજાએ અત્યંત પૂજા કરવી જોઈએ; કેમ કે તેમને જો શાંત રાખવામાં આવે છે, તો આખું રાષ્ટ્ર શાંતિમાં રહે છે અને સંપૂર્ણ કળાએ શોભી રહે છે.[૬] રાજાએ પોતાના પિતૃઓની પેઠે બ્રાહ્મણોનેજ પૂજ્ય ગણવા જોઈએ અને બ્રાહ્મણોને જ નમસ્કાર કરવા જોઈએ, કેમ કે પ્રાણીમાત્રની જીવનયાત્રા જેમ મેઘના આધારે ચાલી રહી છે, તેમ સર્વ લોકોની જીવનયાત્રા કેવળ બ્રાહ્મણોને આધારે જ ચાલી રહી છે.[૭] સત્યપરાક્રમી બ્રાહ્મણો જ્યારે કોપાયમાન થાય છે, ત્યારે તેઓ મહાઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે અને અનેક આભિચારિક ઉપાયો દ્વારા આખા જગતને બાળી નાખે છે. અરે! જગતનું અનિષ્ટ કરવાનો મનમાં સંકલ્પ કરીને જ તેઓ સમૂળગો નાશ કરી નાખે છે.[૮] આ જગતમાં એવો એક પણ પુરુષ હું જોતો નથી, જે એ બ્રાહ્મણોનો નાશ કરી શકે! તેઓ પોતાની ઇચ્છાનુસાર સર્વ દિશાઓમાં ગમન કરી શકે છે. તેઓ જ્યારે કોપાયમાન થઈને દૃષ્ટિપાત કરે છે, ત્યારે તેઓ અરણ્યમાં ભભૂકી ઊઠેલા અગ્નિની શિખાઓની પેઠે સર્વને બાળીને ભસ્મ કરી નાખે છે.[૯] જે પુરુષો અત્યંત સાહસપૂર્વક અકાર્ય કરનારા હોય છે, તેઓ પણ એ બ્રાહ્મણોથી

અતિશય ભયભીત રહે છે. કેટલાએક જડભરત આદિ બ્રાહ્મણો ઘાસથી ઢંકાયેલા કૂવાની પેઠે ઉપર-ઉપરથી મલિન જેવા હોય છે, તો કેટલાએક વસિષ્ઠ આદિ બ્રાહ્મણો નિર્મળ આકાશની પેઠે બ્રાહ્મવર્તનમાં પણ અત્યંત શુદ્ધ હોય છે.[૧૦] કેટલાએક (દુર્વાસા આદિ) બ્રાહ્મણો અત્યંત ક્રોધી હોઈને નિષ્ઠુર કર્મ કરનારા હોય છે, કેટલાએક ગૌતમ આદિ બ્રાહ્મણો કપાસના જેવા કોમળ મનના હોય છે,* કેટલાએક (અગસ્ત્ય× આદિ) બ્રાહ્મણો અત્યંત શઠ હોય છે અને બીજા કેટલાએક બ્રાહ્મણ કેવળ તપોનિષ્ઠ જ હોય છે.[૧૧] ઉદ્દાલકના ગુરુ જેવા કેટલાએક બ્રાહ્મણો ખેતીનું કર્મ પણ કરે છે, ઉપમન્યુ જેવા કેટલાએક બ્રાહ્મણો ગુરુની ગાયોનું જ રક્ષણ કરે છે, દત્તાત્રેય આદિ કેટલાએક બ્રાહ્મણો કેવળ ભિક્ષાચરણ જ કરે છે, વાલ્મીકિ અને વિશ્વામિત્ર– આદિ કેટલાએક બ્રાહ્મણો કોઈ સમયે ચોરીનું કર્મ પણ કરે છે, નારદ આદિ કેટલાએક બ્રાહ્મણો કલહપ્રિય હોય છે અને ભરત આદિ બીજા કેટલાએક બ્રાહ્મણો નટ તથા નર્તકનું પણ કર્મ કરે છે.[૧૨] આ રીતે હે ભરતશ્રેષ્ઠ ! બ્રાહ્મણો સર્વ પ્રકારનાં કર્મો કરવામાં+ સમર્થ છે. તેઓ રાજાઓ તથા બીજા વર્ણોનાં કર્મો પણ કરે છે અને વિવિધ પ્રકારના આકારોને ધારણ કરે છે.[૧૩] બ્રાહ્મણો અનેક પ્રકારનાં કર્મો કરવામાં આસક્ત હોય અને અનેક કર્મો કરીને આજીવિકા ચલાવતા હોય, તોપણ જો તેઓ ધર્મવેત્તા હોય તો નિત્ય તેમની સ્તુતિ જ કરવી.[૧૪] હે રાજા ! પૂર્વે પિતૃઓ, દેવતાઓ, મનુષ્યો, સર્પો અને રાક્ષસો પણ બ્રાહ્મણોની પૂજા કરતા હતા; કેમ કે તેઓ મહાભાગ્યશાળી હોય છે.[૧૫] દેવો, પિતૃઓ, ગંધર્વો, રાક્ષસો, અસુરો કે પિશાચો પણ બ્રાહ્મણોને જીતી શકતા નથી.[૧૬] કારણ કે બ્રાહ્મણો પોતાની ઇચ્છામાં આવે તો દેવ ન હોય તેને પણ દેવ બનાવી શકે છે, જે દેવ હોય તેને પણ તેના સ્થાન ઉપરથી ઉતારી પાડે છે, જે રાજા ન હોય તેને પણ રાજા બનાવી દે છે અને જે રાજા હોય તે પણ, તેમને જો અપ્રિય હોય તો તત્કાળ તેને પદભ્રષ્ટ કરી શકે છે.[૧૭] હે રાજન્ ! હું તને સત્ય કહું છું કે, જે મૂઢ પુરુષો બ્રાહ્મણોની નિંદા કરે છે, તેઓ અવશ્ય વિનાશ પામે છે.[૧૮] હે રાજન્ ! નિંદા તથા પ્રશંસા કરવામાં કુશળ અને કીર્તિ તથા અપકીર્તિ કરવામાં પરાયણ એવા બ્રાહ્મણો પોતાનો દ્વેષ કરનારાઓ ઉપર અત્યંત કોપાયમાન રહે છે.[૧૯] બ્રાહ્મણો જે પુરુષની પ્રશંસા કરે છે, તેની પ્રતિદિન વૃદ્ધિ થાય છે; પણ બ્રાહ્મણો જે પુરુષને તુચ્છકારી કાઢે છે, તેનો એક ક્ષણવારમાં સર્વત્ર પરાભવ થાય છે.[૨૦] બ્રાહ્મણોનો અનુગ્રહ નહિ હોવાને લીધે જ શક લોકો, યવનો, કાંબોજ દેશના મનુષ્યો તથા તે તે ક્ષત્રિયની જાતિઓ શૂદ્રપણાને પામી છે[૨૧] વળી દ્રાવિડ દેશના તથા કલિંગ દેશના મનુષ્યો, ભિલ્લો, ઉશીનર દેશના મનુષ્યો, કોલિસર્પ જાતિના લોકો, મહિષક જાતિના મનુષ્યો અને તે તે અનેક ક્ષત્રિયની જાતિઓ બ્રાહ્મણોનો અનુગ્રહ નહિ હોવાને લીધે જ શૂદ્રપણાને પામેલાં છે. હે મહાવિજયી રાજા ! બ્રાહ્મણોથી પોતાનો પરાજય થાય તે સારો, પણ બ્રાહ્મણોનો પરાજય કરવો તે સારો નથી.[૨૨,૨૩]

---

* કેમ કે તેઓ પગને પગને હિંસા થઈ જવાના ભયથી પોતાની દૃષ્ટિને નીચી રાખીને જ ચાલે છે અને તેથી જ તેના બ્રાહ્મણોને 'અક્ષપાદ' નામથી શાસ્ત્રમા વર્ણવેલા છે.

× અગસ્ત્યઋષિએ બ્રાહ્મણોનુ ભક્ષણ કરનારા વાતાપિ દૈત્યને પોતાના ઉદરમા પચાવી નાખીને માસમા લોલુપતા દર્શાવી હતી

– વિશ્વામિત્રે બાર વર્ષના એક દુષ્કાળમા ચાડાળને ત્યાથી કૂતરાની જાંઘની ચોરી કરી હતી, એ વાત પ્રસિદ્ધ છે.

+ અગસ્ત્યે સમુદ્રને પણ શુષ્ક કરી નાખ્યો હતો.

જો એક પુરુષ આ સર્વ જગતનો સંહાર કરે છે અને બીજો એક પુરુષ એક બ્રાહ્મણનો વધ કરે છે, તો તે બંને સમાન પાપી ગણાતા નથી; કેમ કે મહર્ષિઓ કહે છે કે, બ્રહ્મહત્યા એ મહાન દોષ છે.[૨૪] વળી બ્રાહ્મણોની નિંદા કદી સાંભળવી જ નહિ; પણ જે સ્થળે બ્રાહ્મણોની નિંદા થતી હોય તે સ્થળે નીચું મુખ કરીને મૌન બેસી રહેવું અથવા ત્યાંથી ઊઠીને ચાલ્યા જવું.[૨૫] આ પૃથ્વી ઉપર એવો કોઈ પણ પુરુષ જન્મ્યો નથી અને જન્મશે પણ નહિ કે, જે બ્રાહ્મણોનો વિરોધ કરીને સુખથી જીવવાનો ઉત્સાહ કરી શકે.[૨૬] હે રાજન્! વાયુને જેમ મુઠ્ઠીમાં પકડી શકાતો નથી, ચંદ્રને જેમ હાથથી અડી શકાતો નથી અને આખી પૃથ્વીને જેમ ધારણ કરી શકાતી નથી, તેમ પૃથ્વી પર બ્રાહ્મણોને પણ જીતી શકાતા નથી.[૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'બ્રાહ્મણોની પ્રશંસા' નામનો અધ્યાય ૩૩મો સમાપ્ત

## અધ્યાય ૩૪મો

### બ્રાહ્મણોની પ્રશંસા (ચાલુ)

॥ भीष्म उवाच ॥

ब्राह्मणानेव सततं भृशं संपरिपूजयेत् ।
एते हि सोमराजान ईश्वराः सुखदुःखयोः ॥

ભીષ્મ બોલ્યા : નિરંતર બ્રાહ્મણોની જ અત્યંત પૂજા કરવી; કેમ કે બ્રાહ્મણોના રાજા સોમ (ચંદ્ર) છે અને તેઓ સુખદુઃખ આપવાને સમર્થ છે.[૧] સર્વ રાજાઓએ તેમને પૂછવું જોઈએ કે, 'તમારે શું જોઈએ છે?' આમ તેમણે બ્રાહ્મણોને ભોગો, અલંકારો તથા બીજા સર્વ પદાર્થો અર્પણ કરીને તેમની સદાય પૂજા કરવી. વળી નમસ્કાર કરીને તેમણે પોતાના પિતાની પેઠે તેમની રક્ષા કરવી.[૨] જેમ મેઘને લીધે પ્રાણીમાત્રને શાંતિ થાય છે, તેમ બ્રાહ્મણોને લીધે જ આખા રાષ્ટ્રમાં શાંતિ જળવાઈ રહે છે; માટે પ્રત્યેક રાષ્ટ્રમાં બ્રહ્મતેજને ધારણ કરનારા પવિત્ર બ્રાહ્મણો ઉત્પન્ન થાઓ.[૩] વળી પ્રત્યેક રાષ્ટ્રમાં શત્રુઓને તપાવી શકે તેવા મહારથી રાજાઓ ઉત્પન્ન થાઓ. હે રાજન્! જે બ્રાહ્મણ કુળવાન હોય, ધર્મવેત્તા હોય અને તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારો હોય, તેને પોતાના ગૃહમાં જ વસાવવો; કેમ કે તેનાથી ઉત્તમ બીજું કંઈ પણ નથી. જે હવિષ બ્રાહ્મણોને અર્પણ કરવામાં આવે છે, તેનો જ દેવતાઓ સ્વીકાર કરે છે.[૪,૫] વળી બ્રાહ્મણ પ્રાણીમાત્રનો પિતા ગણાય છે; માટે બ્રાહ્મણોથી શ્રેષ્ઠ બીજું કંઈ પણ નથી. સૂર્ય, ચંદ્રમા, વાયુ, જળ, પૃથ્વી, આકાશ અને દિશાઓ એ સર્વે બ્રાહ્મણના શરીરમાં પ્રવેશ કરીને જ સદાય અન્નાદિનો ઉપભોગ કરે છે. જે પાપી પુરુષના અન્નને બ્રાહ્મણો ખાતા નથી, તેના અન્નને પિતૃઓ પણ ખાતા નથી. વળી જે પાપી પુરુષ બ્રાહ્મણોનો દ્વેષ કરે છે, તેના અન્નને દેવતાઓ પણ ખાતા નથી. બ્રાહ્મણો જેના પર પ્રસન્ન થાય છે, તેના પર દેવતાઓ અને પિતૃઓ પણ નિત્ય પ્રસન્ન રહે છે. હે રાજન્! આ વિશે કંઈ વિચાર કરવા જેવું છે જ નહિ. તેમજ જે પુરુષો બ્રાહ્મણોને હવિષ્યાન્ન અર્પણ કરે છે, તેઓ આ લોકમાં પ્રસન્ન રહે છે અને મરણ પછી પરલોકમાં પણ વિનાશ પામતા નથી, પરંતુ ઉત્તમ ગતિને પામે છે. મનુષ્ય જે જે હવિષ અર્પણ કરીને બ્રાહ્મણોને તૃપ્ત કરે છે, તે તે હવિષ વડે પિતૃઓ અને દેવતાઓ પણ તેના પર પ્રસન્ન રહે છે. આ સર્વ પ્રજાઓ જેનાથી ઉત્પન્ન થાય છે, તે યજ્ઞયાગાદિ કર્મ કેવળ બ્રાહ્મણથી જ ઉત્પન્ન થાય છે. આ સંસાર જેમાંથી ઉત્પન્ન થાય છે અને જેમાં અંતે લય પામે છે, તેને પણ કેવળ બ્રાહ્મણ જ જાણે છે. એટલું જ નહિ, બ્રાહ્મણ જ સ્વર્ગના તથા નરકના માર્ગને પણ જાણે છે.[૧-૧૨] હે ભરતશ્રેષ્ઠ! મનુષ્યોમાં શ્રેષ્ઠ એવો બ્રાહ્મણ ભૂત તથા ભવિષ્ય

એ બન્નેને જાણે છે અને પોતાના ધર્મને પણ જાણે છે.[૧૩] જેઓ નિત્ય બ્રાહ્મણોને જ અનુસરે છે તેઓ પરાભવ પામતા નથી, તેમ મરણ પછી વિનાશ પણ પામતા નથી. તેમને પરાજય મળતો જ નથી. મનને વશ રાખનારા જે મહાત્માઓ બ્રાહ્મણોના મુખમાંથી નીકળેલા વચનનો સત્વર સ્વીકાર કરે છે, તેઓ કદી પણ પરાભવને પામતા નથી.[૧૪,૧૫] જે ક્ષત્રિયો પોતાનાં તેજ અને બળથી પ્રજ્વળી રહ્યા હોય છે તેમનાં તેજ અને બળ બ્રાહ્મણોની પાસે જ શાંત થાય છે.[૧૬] હે ભરતશ્રેષ્ઠ! ભૃગુવંશના બ્રાહ્મણોએ તાલજંઘ નામના ક્ષત્રિયોને જીત્યા હતા, અંગિરા ગોત્રના બ્રાહ્મણોએ નીપ નામના ક્ષત્રિયોને જીત્યા હતા અને ઋષિ ભરદ્વાજે વીતહવ્યના સર્વ પુત્રોનો તથા ઐલવંશના ક્ષત્રિયોનો પરાજય કર્યો હતો.[૧૭] કાળા મૃગચર્મરૂપ ધજાવાળા એ બ્રાહ્મણોએ તરેહતરેહનાં આયુધોવાળા અનેક ક્ષત્રિયોનો પૂર્વે પરાજય કર્યો હતો. માટે રાજાએ એ બ્રાહ્મણોને આખી પૃથ્વી અર્પણ કરી દઈને પરલોકમાં હિતકારક એવા કર્મનો આરંભ કરવો; કેમ કે એમ કરવાથી રાજા બન્ને લોકમાં પ્રકાશમાન થઈ શકે છે.[૧૮] જેમ લાકડામાં અગ્નિ ગુપ્ત રીતે રહેલો છે, તેમ આ લોકમાં જે કંઈ કહેવામાં આવે છે, સાંભળવામાં આવે છે અથવા ભણવામાં આવે છે, તે સર્વ બ્રાહ્મણો વિષે ગુપ્ત રીતે રહ્યું છે.[૧૯] હે ભરતશ્રેષ્ઠ! આ વિષયમાં પણ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે અને તેમાં શ્રીકૃષ્ણનો તથા પૃથ્વીનો સંવાદ વર્ણવ્યો છે.[૨૦]

વાસુદેવ બોલ્યા: હે ભદ્રા! તું પ્રાણીમાત્રની માતા છે, માટે હું તને મારો આ એક સંશય પૂછું છું. ગૃહસ્થાશ્રમી પુરુષ કયું કર્મ કરીને પાપમાંથી મુક્ત થાય છે?[૨૧]

પૃથ્વી બોલી: ગૃહસ્થે બ્રાહ્મણોની સેવા કરવી જોઈએ; કેમ કે એ જ ઉત્તમ પવિત્ર છે. જે પુરુષ બ્રાહ્મણોની સેવા કરે છે, તેનાં સર્વ પાપો નાશ પામે છે. ઉપરાંત બ્રાહ્મણોની સેવાથી ઐશ્વર્ય, કીર્તિ અને બુદ્ધિનો પણ લાભ થાય છે.[૨૨] વળી જે ક્ષત્રિય શત્રુઓને તપાવી શકે તેવો હોય અને મહારથી હોય, તે પણ સર્વની ઉન્નતિને માટે નિત્ય માન આપવા યોગ્ય છે, એમ નારદે પોતે મને કહ્યું છે; પરંતુ જે બ્રાહ્મણ કુળવાન હોય, ધર્મવેત્તા હોય, તીક્ષ્ણ વ્રતને પાળનારો હોય અને પવિત્ર હોય, તેને પોતાના, પારકા અને પારકાથી પણ જે બીજા હોય તે સર્વના કરતાં વિશેષ માન આપવું.[૨૩,૨૪] બ્રાહ્મણો જે મનુષ્યની પ્રશંસા કરે છે, તે મનુષ્ય સારા અભ્યુદયને પામે છે; પરંતુ જે મનુષ્ય બ્રાહ્મણોની નિંદા કરે છે, તે અલ્પ સમયમાં જ પરાભવ પામે છે.[૨૫] જેમ હળની કોશના અગ્રભાગમાં ચોંટેલું માટીનું ઢેફું મહાસાગરમાં નાખતાંની સાથે જ ઓગળીને વિનાશ પામે છે, તેમ બ્રાહ્મણોને દ્રોહ કરવારૂપ દુશ્ચરિત્ર સર્વનો પરાભવ કરવા માટે સમર્થ થઈ શકે છે.[૨૬] હે કૃષ્ણ! જુઓ, ચંદ્રમાં જે ડાઘ દેખાય છે તે બ્રાહ્મણોના અપમાનનું પરિણામ છે, સમુદ્રનું જળ ખારું થઈ ગયું છે, તે બ્રાહ્મણોના અપમાનનું પરિણામ છે અને મહેંદ્રના શરીરમાં હજારો ભગ(યોનિ)નાં ચિહ્નો થયાં છે તે પણ બ્રાહ્મણોના અપમાનનું ફળ છે.[૨૭] હે માધવ! તમે જુઓ તો ખરા, બ્રાહ્મણોના પ્રભાવથી જ એ ઇંદ્ર હજાર નેત્રવાળો થયો છે.[૨૮] માટે હે મધુસૂદન! જે પુરુષને કીર્તિ, ઐશ્વર્ય, તથા દિવ્યલોકો પામવાની ઇચ્છા હોય, તેણે પવિત્ર અને જિતેંદ્રિય થઈને બ્રાહ્મણોની સંમતિ પ્રમાણે જ સર્વ કાર્યો કરવાં.[૨૯]

ભીષ્મ બોલ્યા: હે કુરુવંશી રાજા! પૃથ્વીનાં એ વચન સાંભળીને શ્રીકૃષ્ણે 'બહુ સારું, બહુ સારું' એમ કહ્યું અને તેની પૂજા કરી.[૩૦] માટે હે પાર્થ! તું પણ મેં કહેલા ઉદાહરણને લક્ષમાં લઈને યત્ન-

પૂર્વક નિત્ય શ્રેષ્ઠ બ્રાહ્મણોની પૂજા કર; કેમ કે બ્રાહ્મણોની પૂજા કરવાથી તારું શ્રેય થશે.[૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'પૃથ્વી અને વાસુદેવનો સંવાદ' નામનો અધ્યાય ૩૪મો સમાપ્ત

## अध्याय ३५ मो

### બ્રાહ્મણોની પ્રશંસા (ચાલુ)

॥ भीष्म उवाच ॥

**जन्मनैव महाभागो ब्राह्मणो नाम जायते ।**
**नमस्यः सर्वभूतानामतिथिः प्रसृताग्रभुक् ॥ १ ॥**

ભીષ્મ બોલ્યા: બ્રાહ્મણ જન્મથી જ મહાભાગ્યશાળી તરીકે ઉત્પન્ન થાય છે, પ્રાણીમાત્રને નમસ્કાર કરવા યોગ્ય છે અને રાંધેલા અન્નનું પ્રથમ ભોજન કરનાર એક અતિથિરૂપ ગણાય છે.[૧] હે તાત! ધર્માદિક સર્વ અર્થોને સિદ્ધ કરી આપનારા, પ્રાણીમાત્રના મિત્ર અને દેવતાઓના મુખરૂપ ગણાતા બ્રાહ્મણોની વિધિપૂર્વક પૂજા કરવામાં આવે છે, તો તેઓ માંગલિક વાણી કહીને પૂજા કરનારનું શુભ ચિંતન કરે છે.[૨] હે તાત! આપણા સર્વ શત્રુઓએ બ્રાહ્મણોની પૂજા કરી હોતી નથી, તેથી કોપાયમાન થયેલા બ્રાહ્મણો દારુણ વાણી કહીને તેમનો વિનાશ જ ચિંતવે છે.[૩]

પૂર્વે બ્રાહ્મણોને ઉત્પન્ન કરીને બ્રહ્માએ જે પ્રકારના નિયમો કર્યા છે, તે વિષયમાં પુરાતન ઇતિહાસવેત્તાઓ કેટલીએક પ્રાચીન ગાથાઓ ગાય છે.[૪] બ્રહ્માએ બ્રાહ્મણો પ્રત્યે કહ્યું છે કે, 'હે બ્રાહ્મણો! તમારે શાસ્ત્રવિધિનો ત્યાગ કરીને બીજું કંઈ પણ કર્મ કરવું નહિ; કેમ કે બ્રાહ્મણ સ્વધર્મથી રક્ષિત હોઈને સર્વ જગતનું રક્ષણ કરે છે. આથી તે પ્રમાણે વર્તવામાં જ તમારું ઉત્તમ શ્રેય સમાયેલું છે.[૫] તમે તમારું સ્વકર્મ કરવામાં જ આસક્ત રહેશો, તો તમને બ્રાહ્મી લક્ષ્મી પ્રાપ્ત થશે; તમે સર્વ જગતમાં પ્રમાણભૂત થશો અને સર્વ ઉદ્ધત લોકોને વશ રાખવામાં સમર્થ થશો.[૬] જે બ્રાહ્મણ વિદ્વાન હોય, તેણે સેવારૂપ શૂદ્રનું કર્મ કદી કરવું જ નહિ; કેમ કે શૂદ્રનું કર્મ કરનાર બ્રાહ્મણ સ્વધર્મથી ભ્રષ્ટ થાય છે.[૭] જે બ્રાહ્મણ સ્વકર્મમાં પરાયણ રહીને કેવળ વેદસ્વાધ્યાય કર્યા કરશે, તેને લક્ષ્મી, બુદ્ધિ, તેજ, પ્રતાપી સમૃદ્ધિ અને મોટું માહાત્મ્ય પ્રાપ્ત થશે.[૮] હે બ્રાહ્મણો! દેવગણોને ઉદ્દેશીને તમે હવનહોમ કરશો અને અગ્નિહોત્રનો સ્વીકાર કરીને બાળકો પહેલાં પણ ભોજન કરવાને અધિકારી થશો, તો તમે મોટા ભાગ્યશાળી થઈને બ્રાહ્મી લક્ષ્મીને (વિદ્યાને) પાત્ર થશો.[૯] વળી તમે બીજાઓનો દ્રોહ રાખશો નહિ, ઉત્તમ શ્રદ્ધાથી યુક્ત રહેશો અને ઇંદ્રિયોને વશ રાખવામાં તથા સ્વાધ્યાય કરવામાં તત્પર રહેશો, તો તમે સર્વ કામનાઓને પામી શકશો. આ મનુષ્યલોકમાં તથા દેવલોકમાં જે જે ઉત્તમ વૈભવો છે, તે તે સર્વ તપ, જ્ઞાન અને નિયમ દ્વારા સાધ્ય કરી શકાય છે.' આમ હે નિર્દોષ યુધિષ્ઠિર! બ્રહ્માના ઉપદેશરૂપ તે ગાથાઓ મેં તને કહી. બુદ્ધિમાન બ્રહ્માએ બ્રાહ્મણો પરની દયાને લીધે એ પ્રમાણે પૂર્વે કહ્યું હતું.[૧૦-૧૨] વળી હું માનું છું કે, તપસ્વી રાજાનું જેવું બળ હોય છે, તેવું જ બળ તે બ્રાહ્મણોનું પણ હોય છે. ઉપરાંત તેઓ શત્રુઓથી પરાભવ પામવાને અશક્ય હોય છે, મહાઉગ્ર સ્વભાવના હોય છે, એકદમ ઉતાવળથી કર્મ કરનાર હોય છે અને સાહસિક પણ હોય છે.[૧૩] એ બ્રાહ્મણોમાં કેટલાએક સિંહ સમાન, કેટલાએક વ્યાઘ્ર સમાન, કેટલાએક વરાહ (ભૂંડ) સમાન અને કેટલાએક મૃગ સમાન સત્ત્વવાળા હોય છે. વળી કેટલાએક જળચર સમાન સત્ત્વવાળા હોય છે.[૧૪] કેટલાએક સર્પના દંશ સમાન ભયંકર હોય છે, કેટલાએક મગરમચ્છના સ્પર્શ સમાન તીવ્ર હોય છે, કેટલાએક મુખથી શાપવચન કહીને બીજાનો પાત કરનારા

હોય છે, અને બીજા કેટલાએક માત્ર દૃષ્ટિપાત કરીનેજ સર્વનો સંહાર કરી શકે તેવા હોય છે.[૧૫] હે યુધિષ્ઠિર! બ્રાહ્મણોમાં કેટલાએક સર્પ સમાન તીક્ષ્ણ હોય છે અને બીજા કેટલાએક મૃગ સમાન મૃદુ પણ હોય છે. આમ બ્રાહ્મણોનાં ચરિત્રો વિવિધ પ્રકારનાં હોય છે.[૧૬] મેકલદેશના લોકો, દ્રાવિડો, લાટદેશના મનુષ્યો, પૌંડ્રો, કાન્વશિરો, શૌંડિકો, દરદો, દાર્વો, ચૌરો, શબરો, બર્બરો, કિરાતો અને મ્લેચ્છો એ સર્વ પૂર્વે ક્ષત્રિય જાતિના જ હતા; પણ તેમણે બ્રાહ્મણોનો કોપ સહન કર્યો નહિ, તેથી તેઓ શૂદ્રપણાને પામ્યા છે.[૧૭,૧૮] બ્રાહ્મણો સાથે વિરોધ કરવાથી અસુરોને જળનો આશ્રય કરવો પડ્યો છે અને દેવતાઓ બ્રાહ્મણોની કૃપા મેળવીને સ્વર્ગમાં નિવાસ કરી રહ્યા છે.[૧૯] જેમ આકાશનો સ્પર્શ કરી શકાતો નથી, હિમાલય પર્વતને ચળાવી શકાતો નથી અને ગંગા નદીને પાજ બાંધીને બાંધી શકાતી નથી, તેમ પૃથ્વી પર બ્રાહ્મણોને જીતી શકાતા નથી.[૨૦] બ્રાહ્મણો સાથે વિરોધ કરીને પૃથ્વી પર રાજ્ય કરી શકાતું નથી; કેમ કે મહાત્મા બ્રાહ્મણો દેવતાઓના પણ દેવતા છે.[૨૧] માટે તું જો સમુદ્ર સુધીની આખી પૃથ્વી પર રાજ્ય કરવા ઇચ્છતો હોય, તો તું દાન આપીને તથા સેવા કરીને નિરંતર બ્રાહ્મણોની પૂજા કર.[૨૨] હે નિર્દોષ નૃપ! બ્રાહ્મણોનું તેજ દાનાદિનો પ્રતિગ્રહ કરવાથી શાંત થઈ જાય છે, માટે જેઓ પ્રતિગ્રહ ન કરતા હોય તેવા બ્રાહ્મણો વડે તારે કુળની રક્ષા કરવી.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ-પર્વમાં 'બ્રાહ્મણોની પ્રશંસા' નામનો અધ્યાય ૩૫મો સમાપ્ત

# अध्याय ३६मो

## બ્રાહ્મણોની પ્રશંસા (ચાલુ)

॥ भीष्म उवाच ॥

अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम्।
शक्रशंवरसंवादं तन्निबोध युधिष्ठिर ॥ १ ॥

ભીષ્મ બોલ્યા : હે યુધિષ્ઠિર! આ વિષયમાં પણ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે. તેમાં ઇંદ્ર તથા શંબરાસુરનો સંવાદ વર્ણવેલો છે અને તે હું તને કહું છું, સાંભળ.[૧] એક સમયે ઇંદ્રે કોઈ ન ઓળખી શકે તેવું જટાધારી તપસ્વીનું સ્વરૂપ ધારણ કર્યું અને રજોગુણી દેખાવ ધારણ કરીને તે એક ભાંગેલા–તૂટેલા રથમાં બેઠો. તે પછી દૈત્યોના રાજા શંબરાસુર પાસે જઈને તેણે તેને આ પ્રમાણે પૂછ્યું.[૨]

ઇંદ્ર બોલ્યો : હે શંબર! કયા સદાચારના બળથી તું તારી જાતિ ઉપર અધિકાર ચલાવી રહ્યો છે અને કયા કારણથી તને તારા જાતિના અસુરો શ્રેષ્ઠ માને છે, તે તું યથાર્થ રીતે મને કહે.[૩]

શંબરાસુર બોલ્યો : હું બ્રાહ્મણોનો દ્વેષ કરતો નથી પણ તેમના મત પ્રમાણે જ વર્તું છું. બ્રાહ્મણો મારી આગળ શાસ્ત્રોની વાતો કહે છે, ત્યારે તેમને સુખ ઉપજે તે પ્રમાણે હું તેમને માન આપું છું.[૪] વળી બ્રાહ્મણોનાં વાક્યો શ્રવણ કરીને હું તેમનું અપમાન કરતો નથી, તેમ કદાપિ તેમનો અપરાધ પણ કરતો નથી. હું તો ધીમાન બ્રાહ્મણોનો ચરણસ્પર્શ કરું છું અને તેમની પૂજા કરીને મારાં સર્વ કાર્યો વિષે તેમને પ્રશ્ન પૂછું છું.[૫] આથી તે બ્રાહ્મણો પણ મારા પર વિશ્વાસ રાખીને મને યોગ્ય સલાહ આપે છે અને નિરંતર મારી કુશળતા પૂછે છે. વળી જેઓ પ્રમાદી હોય છે, તેમને વિષે હું સાવધ રહું છું અને જેઓ સૂઈ રહેનારા હોય છે, તેમના સંબંધ-

માં હું જાગતો રહું છું.[૬] હું શાસ્ત્રના માર્ગને અનુસરું છું, બ્રાહ્મણોનો ભક્ત છું અને અસૂયા-દોષથી રહિત છું, તેથી મધમાખીઓ જેમ મધપૂડામાં મધનું સિંચન કરે છે, તેમ તે બ્રાહ્મણો મારી બુદ્ધિમાં અમૃત તુલ્ય વિદ્યાનું સિંચન કરે છે.[૭] મારા તરફથી નિત્ય સંતુષ્ટ રહેનારા બ્રાહ્મણો મને જે કંઈ કહે છે, તેને હું મારી બુદ્ધિથી ગ્રહણ કરું છું. મેં મારા મનથી માની લીધું છે કે, બ્રાહ્મણો પર નિષ્ઠા રાખવી તે જ મારા આત્માનું નિત્ય કલ્યાણ થવામાં અનુકૂળ થઈ પડે તેમ છે.[૮] આ રીતે જેમની જિહ્વાઓ ઉપર વિદ્યારૂપી અમૃત રહેલું છે, તે બ્રાહ્મણોનાં વચનામૃતનો હું નિત્ય સ્વાદ લઉં છું. આથી ચંદ્રમા જેમ સર્વ નક્ષત્રોના પર અધિકાર ચલાવે છે, તેમ હું મારા જાતિબાંધવો પર અધિકાર ચલાવું છું.[૯] બ્રાહ્મણોના મુખથી શાસ્ત્રોનું શ્રવણ કરીને તદનુકૂળ વર્તન કરવામાં આવે છે, તે જ આ પૃથ્વી પર અમૃત છે અને તે જ સર્વોત્તમ ચક્ષુ છે.[૧૦] પૂર્વે દેવો તથા અસુરો વચ્ચે જ્યારે યુદ્ધ ચાલતું હતું, ત્યારે બ્રાહ્મણોના મહત્ત્વનું કારણ જાણીને મારા પિતાજી મનમાં પ્રસન્ન થયા હતા અને પરમ વિસ્મય પામ્યા હતા.[૧૧] તે પછી મહાત્મા બ્રાહ્મણોના મહિમાને જોઈને તેમણે એક સમયે ચંદ્રમાને પૂછ્યું કે, આ બ્રાહ્મણો આ રીતે સિદ્ધ કેમ થાય છે?[૧૨]

ચંદ્રમા બોલ્યો : વાણીરૂપ બળવાળા સર્વ બ્રાહ્મણો કેવળ તપથી જ સદાય સિદ્ધ થાય છે. રાજાઓનું વીર્ય બાહુઓમાં હોય છે અને બ્રાહ્મણોનું અસ્ત્ર તેમની વાણી છે.[૧૩] બ્રાહ્મણે નિત્ય પ્રણવમંત્રનો જપ કરવો જોઈએ, ગુરુકુળમાં નિવાસ કરવારૂપ ક્લેશ સહન કરીને વેદાધ્યયન કરવું જોઈએ, ક્રોધનો ત્યાગ કરી શાંત રહેવું જોઈએ અને સંપૂર્ણ વૈરાગ્ય થાય ત્યારે સર્વત્ર સમદૃષ્ટિ રાખનારા એક સંન્યાસી તરીકે જીવન ગાળવું જોઈએ.[૧૪] કોઈ બ્રાહ્મણ પોતાના પિતાને ગૃહે નિવાસ કરીને સર્વ વેદોનું અધ્યયન કરે અને જ્ઞાનસંપન્ન થઈ સર્વ લોકમાં પ્રશંસા પામે, તોપણ વિદ્વાનો તેને ગ્રામ્ય તરીકે જ ઓળખે છે. (અર્થાત્ પિતાને ઘેર રહીને વેદાધ્યયન કરવું તે નિંદ્ય છે.)[૧૫] જેમ સર્પ દરમાં પડી રહેનારા ઉંદરોને ગળી જાય છે, તેમ જે રાજા શત્રુઓ સામે યુદ્ધ કરતો નથી અને જે બ્રાહ્મણ વેદાધ્યયન માટે પ્રવાસ કરતો નથી, તે બન્નેને પૃથ્વી ગળી જાય છે.[૧૬] જેમ કોઈ અલ્પબુદ્ધિવાળો મનુષ્ય અભિમાન કરે છે, તો પોતાની લક્ષ્મી ગુમાવી બેસે છે અને જેમ ગર્ભ રહેવાથી કન્યા દૂષિત થાય છે, તેમ વેદાધ્યયન માટે પ્રવાસ નહિ કરનારો બ્રાહ્મણ ઘરમાં પડી રહેવાથી દૂષિત ગણાય છે.[૧૭]

એ રીતે અદ્ભુત દેખાવવાળા ચંદ્ર પાસેથી સાંભળીને મારા પિતા બ્રાહ્મણોની પૂજા કરવા લાગ્યા અને હું પણ તે પ્રમાણે જ મહાવ્રતધારી બ્રાહ્મણોની પૂજા કરું છું.[૧૮]

ભીષ્મ બોલ્યા : ઇંદ્ર પણ દાનવેંદ્ર શંબરાસુરે કહેલાં એ વચનો સાંભળ્યા પછી બ્રાહ્મણોની પૂજા કરવા લાગ્યો અને મહેંદ્રપદને પામ્યો.[૧૯]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'બ્રાહ્મણોની પ્રશંસા વિષે ઇંદ્ર અને શંબરાસુરનો સંવાદ' નામનો અધ્યાય ૩૬મો સમાપ્ત

## અધ્યાય ૩૭મો
### સુપાત્ર અને કુપાત્રની પરીક્ષા

॥ युधिष्ठिर उवाच ॥

अपूर्वश्च भवेत्पात्रमथवापि चिरोषितः ।
दूरादभ्यागतं चापि किं पात्रं स्यात् पितामह ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ ! જે પુરુષ અપૂર્વ (અજ્ઞાત) હોય, અથવા ઘણા લાંબાકાળથી આપણી

સાથે રહેતો હોય, અથવા દૂરથી આવ્યો હોય, તેમાં પાત્ર કોને જાણવો ?[૧]

ભીષ્મ બોલ્યા : હે યુધિષ્ઠિર ! તેં કહેલા ત્રણે પુરુષોમાંથી હરકોઈ પુરુષ (ગુરુને દક્ષિણા આપવારૂપ, યજ્ઞ કરવારૂપ અથવા કુટુંબનું ભરણપોષણ કરવારૂપ) કોઈ ક્રિયાને ઉદ્દેશીને યાચના કરતો હોય, અથવા (મૌન કે સંન્યાસરૂપ) ઉત્તમ વ્રતવાળો હોઈને યાચના કરતો હોય, તો તે સુપાત્ર જ ગણાય છે. તેવો પુરુષ જે કંઈ માગે, તે સર્વ તેને આપવું જ જોઈએ.[૨] પરંતુ અમારા સાંભળવામાં આવ્યું છે કે, સુપાત્રને દાન આપનારા પુરુષે પણ એ વાત અવશ્ય લક્ષમાં રાખવી જોઈએ કે, પોતાના પોષ્યવર્ગને કોઈ પ્રકારની પીડા ન થવા દેવી. (અર્થાત્ સુપાત્રને દાન આપતી વેળા પણ પોતાના પોષ્યવર્ગના પોષણમાં કંઈ પણ હાનિ ન પહોંચવી જોઈએ, એ વાત પ્રત્યેક દાતાએ અવશ્ય લક્ષ્યમાં રાખવી.) કેમ કે પોષ્યવર્ગને પીડા કરનારો પુરુષ પોતાના આત્માને જ પીડિત કરે છે, એમ સમજવું.[૩] વિદ્વાનો કહે છે કે, જે પુરુષ અપૂર્વ હોય અથવા લાંબા કાળથી આપણી સાથે રહેતો હોય અથવા દૂર દેશથી આવેલો હોય તોપણ પાત્ર જ ગણાય છે.

યુધિષ્ઠિર બોલ્યા : કોઈ પણ પ્રાણીને દુઃખ ન થાય અને ધર્મનો નાશ ન થાય, એ લક્ષમાં રાખીને દાન આપવું જોઈએ. પણ જેને આપેલું દાન (દાનાભિમાની દેવતા) લેશમાત્ર સંતાપ* ન પામે તેવું પાત્ર કોને જાણવું, તે મને યથાર્થ રીતે કહો.[૪,૫]

ભીષ્મ બોલ્યા : ઋત્વિજો, પુરોહિતો, આચાર્યો, શિષ્યો, સંબંધીઓ અને બાંધવો જો શાસ્ત્રસંપન્ન હોય અને અસૂયાદોષથી રહિત હોય, તો તેઓ સર્વ અવશ્ય પૂજ્ય છે અને માનનીય છે.[૬] પરંતુ જેઓ એથી વિરુદ્ધ વર્તન કરનારા હોય છે, તેઓ સર્વે સત્કારપાત્ર ગણાતા નથી; માટે દાન આપતી વેળા નિત્ય ખૂબ લક્ષ રાખીને પુરુષોની પરીક્ષા કરવી.[૭] હે ભારત ! જેમાં માનસિક શાંતિ, સત્ય ભાષણ, અહિંસા, ઇંદ્રિયનિગ્રહ, સરળતા, દયા, નિરભિમાનીપણું, લજ્જા, ક્ષમા, દમ અને શમ આ સર્વ ગુણો સ્વાભાવિક રીતે જ રહ્યા હોય છે અને જેનામાં કોઈ પ્રકારનાં અકાર્યો જોવામાં આવતાં નથી, તેને પાત્ર કહેવામાં આવે છે અને તે પુરુષ માનને યોગ્ય છે.[૮,૯] કોઈ પુરુષ ઘણા લાંબા કાળથી આપણી સાથે રહેતો હોય, તુરત જ આવ્યો હોય, અપૂર્વ (અજ્ઞાત) હોય કે પૂર્વ (જાણીતો) હોય, પણ તે જો પૂર્વોક્ત સર્વ ગુણોથી યુક્ત હોય, તો જ તે પાત્ર ગણાય છે અને માનને યોગ્ય છે.[૧૦] પરંતુ વેદોને અપ્રમાણ માનવા, શાસ્ત્રીય આજ્ઞાનું ઉલ્લંઘન કરવું અને સર્વત્ર અવ્યવસ્થા કરવી, એ કુપાત્રતાનું બીજ છે. એટલું જ નહિ, પરંતુ તે પોતાની પાત્રતાનો વિનાશ કરનારું છે.[૧૧] જે બ્રાહ્મણ વ્યર્થ પોતાને પંડિત માનતો હોય, વેદની નિંદા કરનારો હોય, નિરર્થક ગણાતી (વેદવિરુદ્ધ હોઈને મોક્ષમાં નિરુપયોગી કહેવાતી) આન્વીક્ષિકી(દંડનીતિ)માં અથવા રાજનીતિમાં તથા તર્કવિદ્યામાં આસક્ત રહેતો હોય, હેતુવાદથી (યુક્તિવાદથી) જગતના કારણને સિદ્ધ કરવા મથ્યા કરતો હોય, વ્યર્થ વાદવિવાદ કરીને સત્પુરુષોને જીતવા માગતો હોય, શાસ્ત્રોક્ત હેતુવાદથી વિરુદ્ધ બકવાદ કરનારો હોય, બ્રાહ્મણોની નિંદા કરનારો હોય, અત્યંત વાચાળ હોય, સર્વના ઉપર શંકા લાવનારો હોય, મૂર્ખ હોય, અજ્ઞાની હોય અને

* એક સ્મૃતિમાં કહ્યું છે : नष्टशौचे व्रतभ्रष्टे विप्रे वेदविवर्जिते । दीयमानं रुदत्यन्नं किं मया दुष्कृतं कृतम् ॥ જે બ્રાહ્મણ બાહ્યાભ્યંતર પવિત્રતાથી રહિત હોય, ચારિત્ર્યથી ભ્રષ્ટ હોય અને વેદાધ્યયનથી હીન હોય, તે બ્રાહ્મણને આપવામાં આવતું અન્ન આ રીતે રુદન કરે છે કે, 'અરેરે ! મેં એવું તે કયું પાપ કર્યું હશે કે, તેથી મને આવા કુપાત્રને આપવામાં આવે છે !'

કટુ ભાષણ બોલનારો હોય, તે બ્રાહ્મણને અસ્પૃશ્ય જાણવો. હે તાત! તેવો બ્રાહ્મણ મનુષ્યના રૂપમાં એક કૂતરો જ છે, એમ શિષ્ટ પુરુષો કહે છે.[૧૨-૧૪] જેમ કૂતરો કોઈ ને દેખતાં જ ભસવા માંડે છે અને તેને કરડવા માટે ધસી જાય છે, તેમ તેવો દુષ્ટ બ્રાહ્મણ પણ કોઈ સત્પુરુષને દેખતાં જ તેની સાથે વાદવિવાદ કરવા માટે તથા સર્વ શાસ્ત્રોનું ખંડન કરવા માટે ધસી જાય છે.[૧૫] માટે પ્રત્યેક મનુષ્યે શિષ્ટ પુરુષોના આચાર આદિ લોકવ્યવહાર તરફ દૃષ્ટિ કરવી જોઈએ. વેદશાસ્ત્રોક્ત ધર્મને હાનિ ન પહોંચે તેનો વિચાર કરવો જોઈએ અને શમદમાદિ પોતાનાં હિતકર સાધનો તરફ લક્ષ રાખવું જોઈએ. કેમ કે એ રીતે વર્તનારો પુરુષ સદાકાળ અભ્યુદયને જ પામ્યા કરે છે.[૧૬] જે ગૃહસ્થ દેવો, ઋષિઓ, પિતૃઓ, બ્રાહ્મણો અને અતિથિઓ એ પાંચેના ઋણમાંથી મુક્ત× થઈને, અનુક્રમે શુદ્ધ અને સુશિક્ષિત યત્નપૂર્વક યજ્ઞાદિ સર્વ કર્મો કર્યા કરે છે, તે સ્વધર્મથી કદી ભ્રષ્ટ થતો જ નથી.[૧૭,૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'પાત્રપરીક્ષા' નામનો અધ્યાય ૩૭ મો સમાપ્ત

## अध्याय ३८मो

### સ્ત્રીઓનો જાતિસ્વભાવ

॥ युधिष्ठिर उवाच ॥

**स्त्रीणां स्वभावमिच्छामि श्रोतुं भरतसत्तम।**
**स्त्रियो हि मूलं दोषाणां लघुचित्ता हि ताः स्मृताः॥**

યુધિષ્ઠિર બોલ્યા: હે ભરતશ્રેષ્ઠ! સ્ત્રીઓનો સ્વભાવ સાંભળવાની મને ઇચ્છા છે, કેમ કે સ્ત્રીઓ દોષોના મૂળરૂપ છે અને તેથી જ તેમને અત્યંત ક્ષુદ્ર (હલકા) ચિત્તવાળી કહેવામાં આવી છે.[૧]

ભીષ્મ બોલ્યા: આ વિષયમાં પણ નારદ અને પંચચૂડા નામની એક વેશ્યાના સંવાદરૂપ પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે. પૂર્વે દેવર્ષિ નારદ સર્વ લોકમાં વિચરતા વિચરતા બ્રહ્મલોકમાં જઈ ચડ્યા. ત્યાં તેમણે પંચચૂડા નામની એક સુંદર અપ્સરાને જોઈ.[૨,૩] તે સર્વાંગસુંદર અપ્સરાને જોઈને મુનિ નારદે તેને પ્રશ્ન કર્યો કે, 'હે સુમધ્યમા! મારા હૃદયમાં એક સંશય થયો છે, માટે તું તેનું સમાધાન કર.'[૪]

ભીષ્મ બોલ્યા: નારદે એ પ્રમાણે કહ્યું, એટલે તે પંચચૂડાએ બ્રાહ્મણ નારદને ઉત્તર આપ્યો કે, 'જે વિષયને કહેવામાં તમે મને સમર્થ માનો છો, તે વિષયને હું કહી શકીશ. (અર્થાત્ જે વિષયને હું જાણતી હોઈશ તે વિષયમાં તમે મને પ્રશ્ન કરશો તો હું તમને ઉત્તર આપી શકીશ.)'[૫]

નારદ બોલ્યા: હે ભદ્રા! જે વિષયને તું જાણતી નથી તે વિષયનો હું તને પ્રશ્ન જ નહિ કરું. હે સુંદરમુખી! હું તારી પાસેથી સ્ત્રીઓના સ્વભાવ વિષે સાંભળવા ઇચ્છું છું.[૬]

ભીષ્મ બોલ્યા: દેવર્ષિનું એ વચન સાંભળીને તે અપ્સરાશ્રેષ્ઠ પંચચૂડાએ ઉત્તર આપ્યો કે, 'હું સ્ત્રીજાતિની છું, માટે હું સ્ત્રીઓની નિંદા કરી શકીશ નહિ.[૭] હે દેવર્ષિ! સ્ત્રીઓ કેવા સ્વભાવની હોય છે, તે તમે જાણો છો, માટે તમારે મને આવા કાર્યમાં પ્રેરવી યોગ્ય નથી.'[૮] ત્યારે દેવર્ષિએ તેને કહ્યું કે, 'હે સુંદર મધ્યવાળી સ્ત્રી! તારે સત્ય હોય તે જ કહેવું; કેમ કે અસત્ય બોલવામાં દોષ લાગે છે, પણ સત્ય બોલવામાં દોષ લાગતો નથી.' નારદે એ પ્રમાણે કહ્યું, એટલે સુંદર હાસ્યવાળી તે પંચચૂડાએ સ્ત્રીઓના સનાતન કાળના સત્ય દોષો કહેવાનો મનમાં નિશ્ચય કર્યો. પછી તેણે આ પ્રમાણે

× યજ્ઞો કરીને દેવોના ઋણમાંથી મુક્ત થવું, વેદાધ્યયન કરીને પિતૃઓના ઋણમાંથી મુક્ત થવું, પ્રજા ઉત્પન્ન કરીને પિતૃઓના ઋણમાંથી મુક્ત થવું, દાન તથા માન આપીને બ્રાહ્મણોના ઋણમાંથી મુક્ત થવું અને વૈશ્વદેવ કરી લીધા પછી આવેલા અતિથિઓનો અન્નાદિકથી સત્કાર કરીને અતિથિઓના ઋણમાંથી મુક્ત થવું.

કહેવા માંડ્યું.[૯,૧૦]

પંચચૂડા બોલી : હે નારદ ! સ્ત્રીઓ કુળવાન હોય છે, રૂપવાળી હોય છે અને ધણીવાળી હોય છે તોપણ મર્યાદામાં રહેતી નથી, એ સ્ત્રીઓમાં મહાન દોષ છે.[૧૧] ખરેખર, આ જગતમાં સ્ત્રીઓના કરતાં અધિક પાપી બીજું કંઈ પણ નથી. સ્ત્રીઓ સર્વ દોષોનું મૂળ છે, એ વાતને તમે પોતે પણ જાણો છો.[૧૨] સ્ત્રીઓને જ્યારે લાગ મળે છે ત્યારે તેઓ જગતમાં પ્રખ્યાત થયેલા સમૃદ્ધિવાન, રૂપવાન અને પોતાને વશ રહેનારા એવા પોતાના પતિઓની પણ રાહ જોઈ શકતી નથી.[૧૩] હે સમર્થ નારદ ! અમારી સ્ત્રીજાતિમાં આ એક દુષ્ટ ધર્મ રહેલો જ છે કે, અમે લાજ મૂકીને અત્યંત પાપી પુરુષોને પણ ભજીએ છીએ.[૧૪] જે પુરુષ સ્ત્રીની પ્રાર્થના કરે છે, સ્ત્રીની સમીપ આવ–જા કરે છે અને સ્ત્રીની થોડી પણ સેવા કરે છે, તે પુરુષને જ સ્ત્રીઓ ઇચ્છે છે.[૧૫] સ્ત્રીઓ નિર્મર્યાદ હોય છે, છતાં તેઓ ધણીની મર્યાદામાં રહે છે. તેમાં કારણ એ જ છે કે, પુરુષોમાં તેની પ્રાર્થના કરનાર કોઈ મળતો નથી, અથવા તેને પોતાના કુટુંબપરિવાર વગેરેનો ભય હોય છે.[૧૬] સ્ત્રીઓને કોઈ પણ પુરુષ અગમ્ય હોતો નથી. તે સમયે તે એ પુરુષની વય નાની છે કે મોટી છે તેનો નિશ્ચય કરવા થોભતી નથી. તે તો માત્ર પુરુષ જાણીને જ તેની સાથે વિષયભોગ કરે છે. પછી ભલે તે પુરુષ રૂપાળો હોય કે કદ્રૂપો હોય.[૧૭] સ્ત્રીઓ કોઈના ભયથી, દયાથી, ધનથી, જ્ઞાતિથી, કુળથી કે સંબંધથી પણ પોતાના પતિઓના વશમાં રહેતી નથી.[૧૮] અરે ! કુળવાન સ્ત્રીઓ પણ યૌવનથી છકી ગયેલી, સુંદર વસ્ત્રાલંકારોને ધારણ કરનારી અને સ્વચ્છંદ વર્તન કરનારી સ્ત્રીઓની સ્પૃહા કરે છે.[૧૯] જે સ્ત્રીઓને ઘણું જ માન આપવામાં આવતું હોય, જેમની ખૂબ રક્ષા કરવામાં આવતી હોય અને જેમને પ્રીતિપાત્ર ગણવામાં આવતી હોય, તે સ્ત્રીઓ પણ કદી કૂબડા, આંધળા, મૂર્ખા અને ઠીંગણા પુરુષોની સાથે લાગુ પડી જાય છે.[૨૦] હે દેવર્ષિ ! જેઓ લૂલા અથવા લંગડા હોય છે અને જેઓ અત્યંત નીચ જાતિના અથવા નિંદ્ય દેખાવના હોય છે, તેવા પુરુષો સાથે પણ સ્ત્રીઓ દુષ્ટ કર્મ કરવા તૈયાર થાય છે. માટે હે મહામુનિ ! આ લોકમાં સ્ત્રીઓને કોઈ પુરુષ અગમ્ય છે જ નહિ.[૨૧] હે બ્રહ્મન્ ! કોઈ પુરુષ મળે એમ ન હોય, તો સ્ત્રીઓ આપસઆપસમાં પણ મૈથુન કરવા મંડે છે, પણ પોતાના પતિઓ આવે ત્યાં સુધી ધીરજ પકડી શકતી નથી.[૨૨] પુરુષોની કોઈ રીતે પણ પ્રાપ્તિ ન થાય અથવા પોતાના કુટુંબ-પરિવારથી અત્યંત ભય હોય અથવા પોતાના નાશનો કે બંધનનો ભય હોય, તો જ સ્ત્રીઓ પોતાની મેળે પોતાના શીલની રક્ષા કરે છે.[૨૩] જેમ બુદ્ધિમાન પુરુષની વાણી ચંચળ સ્વભાવની, દુઃસેવ્ય અને દુર્ગ્રાહ્ય ભાવવાળી હોય છે, તેમ સ્ત્રીઓ પણ ચંચળ સ્વભાવની હોય છે,[×] દુઃખથી સેવન કરવા યોગ્ય હોય છે અને દુઃખથી ગ્રહણ કરી શકાય તેવા હૃદયભાવવાળી હોય છે.[૨૪] અગ્નિ જેમ લાકડાંઓથી તૃપ્ત થતો નથી, મહાસાગર જેમ અનેક નદીઓના સંગમથી પણ ભરાઈ જતો નથી અને કાળ જેમ પ્રાણીમાત્રનો સંહાર કર્યા છતાં સંતુષ્ટ થતો નથી, તેમ સ્ત્રીઓ પણ અનેક પુરુષો સાથે સમાગમ કર્યા છતાં સંતુષ્ટ થતી નથી.[૨૫] હે દેવર્ષિ ! સ્ત્રીમાત્રની બીજી આ

× એક શ્રુતિમાં પણ કહ્યું છે કે, सालावृकाणां हृदयान्येता–સ્ત્રીઓ વરુઓના હૃદય જેવી હોય છે અર્થાત્ વરુઓ જેમ પ્રતિદિન નવા નવા માંસની ઇચ્છા કરે છે, પણ ગઈ કાલના વધેલા માંસથી આનંદ પામતા નથી, તેમ સ્ત્રીઓ પણ પ્રતિદિન નવા નવા પુરુષની ઇચ્છા કરે છે, પણ પોતાના પતિથી જ સંતુષ્ટ રહેતી નથી.

એક ગુપ્ત વાત તમને હું કહું છું. પોતાના હૃદયને ગમી ગયેલા કોઈ એક પુરુષને જોતાંની સાથે જ સ્ત્રીઓની યોનિ પાણી પાણી થઈ જાય છે.[૨૬] પોતાનો પતિ પોતાની સર્વ કામનાઓને પૂર્ણ કરતો હોય, પોતાના મનને પ્રિય હોય તેવું કરતો હોય અને સર્વ પ્રકારે પોતાનું રક્ષણ કરતો હોય, તોપણ સ્ત્રીઓ તેને પોતાના પતિ તરીકે સહન કરતી નથી.[૨૭] પોતાની સાથેના મૈથુનમાં જેવો મહાન અનુગ્રહ માને છે, તેવો બીજા મનગમતા ભોગોમાં, ઉત્તમ વસ્ત્રાલંકારોમાં તથા આશ્રયોમાં પણ અનુગ્રહ માનતી નથી.[૨૮] કાળ, પવન, મૃત્યુ, પાતાલ, વડવાગ્નિ, સજૈયાની ધાર, ઝેર, સર્પ અને અગ્નિ આ સર્વ પદાર્થોમાં જુદી જુદી જે ઘાતકશક્તિ રહેલી છે, તે સર્વ ઘાતકશક્તિમાત્ર એક સ્ત્રીમાં સંપૂર્ણ રીતે રહેલી છે. હે નારદ! વિધાતાએ જે સમયે પાંચ મહાભૂતોને ઉત્પન્ન કર્યાં છે, સમગ્ર લોકોને ઉત્પન્ન કર્યા છે, સમગ્ર પુરુષોને ઉત્પન્ન કર્યા છે અને સમગ્ર સ્ત્રીઓને ઉત્પન્ન કરી છે, તે જ સમયે સ્ત્રીઓને વિષે દોષો પણ ઉત્પન્ન કર્યા છે.[૨૯,૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'પંચચૂડા અને નારદનો સંવાદ' નામનો અધ્યાય ૩૮ મો સમાપ્ત

## अध्याय ३९ मो

### સ્ત્રીઓનો જાતિસ્વભાવ (ચાલુ)

॥ युधिष्ठिर उवाच ॥

**इमे वै मानवा लोके स्त्रीषु सज्जन्त्यभीक्ष्णशः ।**
**मोहेन परमाविष्टा देवसृष्टेन पार्थिव ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે રાજા ! આ લોકમાં દેવે મોહ ઉત્પન્ન કર્યો છે અને આ પુરુષો તેમાં અત્યંત લપટાઈ જઈને સ્ત્રીઓને વિશે સતત આસક્ત રહે છે.[૧] વળી સ્ત્રીઓ પણ પુરુષોમાં અત્યંત ફસાઈ રહે છે, એ વાત પ્રત્યક્ષ જ છે અને સર્વ લોકો તેના સાક્ષી છે; પરંતુ આ વિષયમાં મારા હૃદયમાં એક તીવ્ર સંશય રહ્યા કરે છે.[૨] હે કુરુનંદન ! આમ છતાં પુરુષો કેમ તે સ્ત્રીઓનો સંગ કરે છે ? વળી સ્ત્રીઓ કેવા પુરુષો પર આસક્ત થાય છે અને કેવા પુરુષોથી તેઓ વિરક્ત થાય છે ?[૩] હે પુરુષવ્યાઘ્ર ! પ્રમદાઓ આવી છે, તો પછી પુરુષો કેવી રીતે તેમનું રક્ષણ કરી શકે, આ મને કહો.[૪] કેમ કે સ્ત્રીઓ રમતાં રમતાં પણ પુરુષોને છેતરે છે અને તેમના હાથમાં સપડાયેલો કોઈ પણ પુરુષ કદી છૂટવા પામતો નથી.[૫] જેમ ગાયો નવા નવા ઘાસને ગ્રહણ કરે છે, તેમ સ્ત્રીઓ નવા નવા પુરુષને ગ્રહણ કરે છે. જે માયા શંબરાસુરની, નમુચિની, બલિની તથા કુંભીનસિની છે, તે સર્વ માયાઓને સ્ત્રીઓ જાણે છે. તેઓ હસતાને હસે છે અને રોતાને રડે છે. પોતાનો પતિ પોતાને પ્રિય ન હોય તોપણ તેઓ સમયને અનુસરતાં પ્રિય વાક્યો બોલીને તેને વશ કરે છે. જે શાસ્ત્રને શુક્રાચાર્ય જાણે છે અને જે શાસ્ત્રને બૃહસ્પતિ જાણે છે, તે શાસ્ત્રો સ્ત્રીની બુદ્ધિથી ચઢે તેવાં નથી. આવી આ સ્ત્રીઓની પુરુષો કેવી રીતે રક્ષા કરી શકે ? હે વીર ! જે સ્ત્રીઓ અસત્યને સત્ય કહે છે અને સત્યને અસત્ય કહે છે, તે સ્ત્રીઓને પુરુષો કેવી રીતે વશ રાખી શકે ? હે શત્રુહંતા ! હું માનું છું કે, બૃહસ્પતિ વગેરે સત્પુરુષોએ સ્ત્રીઓના બુદ્ધિતત્ત્વને અનુસરીને જ સર્વ અર્થશાસ્ત્રો રચ્યાં છે. હે રાજન્! પુરુષોથી માન પામેલી સ્ત્રીઓ પુરુષોને વિશે વિકારવાળું મન રાખે છે, તેમ તેમનાથી અપમાન પામેલી સ્ત્રીઓ પણ તેમને વિષે વિકારવાળું મન રાખે છે વળી હે મહાબાહુ ! આ સ્ત્રીરૂપ પ્રજા ધર્મનિષ્ઠ હોય છે, એમ પણ અમે સાંભળ્યું છે. કેમ કે સ્ત્રીઓનો સત્કાર કરવામાં આવે કે તેમનો અસત્કાર કરવામાં આવે; તોપણ તેઓ મનમાં

સદાય વિકાર જ રાખે છે. તો તેમને વશ રાખવા માટે કોણ સમર્થ થઈ શકે, આવો મને મહાન સંશય રહે છે.[૬–૧૩] હે કુરુઓના વંશની વૃદ્ધિ કરનારા મહાભાગ્યશાળી ભીષ્મ! જો કોઈ રીતે પણ સ્ત્રીઓને વશ રાખી શકાતી હોય, તો તે તમે મને કહો અથવા હે કુરુશ્રેષ્ઠ! પૂર્વે કોઈએ સ્ત્રીને વશ રાખી હોય તો તમે મને તેની કથા કહો.[૧૪]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'સ્ત્રીસ્વભાવકથન' નામનો અધ્યાય ૩૯ મો સમાપ્ત

## अध्याय ४० मो

### માત્ર યોગબળથી જ સ્ત્રીઓને વશ રાખી શકાય છે–વિપુલ–આખ્યાન

॥ भीष्म उवाच ॥

**एवमेव महाबाहो नात्र मिथ्याऽस्ति किंचन।**
**यथा ब्रवीषि कौरव्य नारीं प्रति जनाधिप ॥१॥**

ભીષ્મ બોલ્યા : હે મહાબાહુ! હે કુરુવંશી રાજેંદ્ર! સ્ત્રીઓને ઉદ્દેશીને તું જે કાંઈ કહે છે, તે તેમ જ છે, એમાં લેશમાત્ર મિથ્યા નથી.[૧] આ વિષયમાં હું તને એક પ્રાચીન ઇતિહાસ કહું છું. તેમાં પૂર્વે મહાત્મા વિપુલે પોતાના ગુરુની સ્ત્રીનું રક્ષણ કર્યું હતું, એ વિષયનું વર્ણન કરવામાં આવ્યું છે.[૨] વળી હે તાત! હે ભરતશ્રેષ્ઠ પૃથ્વીપતિ! બ્રહ્મદેવે સ્ત્રીઓને જે માટે ઉત્પન્ન કરી છે, તેની કથા પણ હું તને કહું છું.[૩] હે પુત્ર! સ્ત્રીઓ કરતાં વિશેષ પાપી બીજું કંઈ પણ નથી. એટલું જ નહિ, હે રાજા! સ્ત્રીઓ પ્રદીપ્ત અગ્નિરૂપ છે અને મયદાનવની માયારૂપ છે.[૪] હે મહાબાહુ! સજેયાની ધાર, ઝેર અને અગ્નિ એ ત્રણેમાં જેટલી ઘાતકશક્તિ રહેલી છે, તેટલી જ ઘાતકશક્તિ માત્ર સ્ત્રીઓમાં રહેલી છે. વળી આ સ્ત્રીરૂપ પ્રજા ધાર્મિક હોય છે, એમ પણ અમે સાંભળ્યું જ છે.[૫] પૂર્વે સર્વ પ્રાણીઓ પોતાની મેળે જ દેવપણાને પામવા લાગ્યાં, તેથી દેવતાઓ ભય પામ્યા. હવે હે શત્રુદમન! તે દેવો પિતામહ બ્રહ્મદેવને શરણે ગયા.[૬] તેમણે એ સર્વ વાતનું પિતામહને નિવેદન કર્યું અને પછી નીચું મુખ કરીને તેઓ ઊભા રહ્યા; પરંતુ પિતામહ દેવતાઓના મનની વાતને જાણી ગયા.[૭] તેથી તે પ્રભુએ મનુષ્યોને મોહ ઉપજાવવા માટે કૃત્યાઓરૂપ સ્ત્રીઓને ઉત્પન્ન કરી. હે કુંતાપુત્ર! પ્રજાપતિના સર્ગની પહેલાંના પ્રાચીન સર્ગમાં જગતની સર્વ સ્ત્રીઓ સાધ્વીઓ હતી;[૮] પરંતુ પાછળથી પ્રજાપતિના સર્ગસમયે જ કૃત્યાઓરૂપ દુષ્ટ સ્ત્રીઓ ઉત્પન્ન થઈ. હવે પિતામહ બ્રહ્મદેવે તે સર્વ સ્ત્રીઓને પોતાની ઇચ્છાનુસાર કામવાસના અર્પણ કરી.[૯] એટલે કામમાં લુબ્ધ થયેલી તે પ્રમદાઓ પુરુષોને સદાને માટે દુઃખી કરે છે. વળી દેવેશ્વર પ્રભુ બ્રહ્માએ કામને સહાય કરતારા ક્રોધને પણ ઉત્પન્ન કર્યો છે.[૧૦] આથી સર્વ પ્રજાઓ કામ તથા ક્રોધને આધીન થઈને સ્ત્રીઓમાં અત્યંત આસક્ત થઈ જાય છે. વળી સ્ત્રીઓને કોઈ ધર્મક્રિયા કરવાનો અધિકાર નથી, એવી ધર્મવ્યવસ્થા કરવામાં આવી છે.[૧૧] એક શ્રુતિમાં કહ્યું પણ છે કે, સ્ત્રીઓ અસત્યની જ મૂર્તિ છે. તેમને શાસ્ત્રોમાં અધિકાર નથી અને તેઓ ઇંદ્રિયોથી રહિત છે (અર્થાત્ ઇંદ્રિયોને વશ રાખવાની શક્તિથી હીન છે).[૧૨] પ્રજાપતિએ સ્ત્રીઓને શય્યા, આસન, અલંકાર, અન્નપાન, અનાર્યતા, દુષ્ટ વાણી, દુષ્ટ મનોભાવ અને રતિ આટલી વસ્તુઓ આપી છે. આથી કોઈ પણ પુરુષ કોઈ પણ સ્ત્રીઓનું રક્ષણ કરી શકતો નથી. એટલું જ નહિ, પણ હે તાત! જગત્સ્રષ્ટા બ્રહ્મદેવ પણ સ્ત્રીઓની રક્ષા કરી શકતા નથી, તો પછી પુરુષો તો ક્યાંથી જ તેમની રક્ષા કરી શકે! સ્ત્રીઓ ઉચ્છૃંખલ હોય છે તેથી કઠોર વાણીથી, મારઝૂડથી, કેદપકડથી કે અનેક પ્રકારના ક્લેશોથી પણ તેમને વશ રાખી શકાતી નથી. હે પુરુષ-

વ્યાઘ્ર! મેં પૂર્વે આ કથા સાંભળી છે કે, વિપુલ નામના એક શિષ્યે પોતાના ગુરુની સ્ત્રીનું પૂર્વે રક્ષણ કર્યું હતું. પૂર્વે દેવશર્મા નામના એક વિખ્યાત અને મહાભાગ્યશાળી ઋષિ હતા.[૧૩-૧૬] તેમને રુચિ નામની પત્ની હતી. રૂપમાં તે પૃથ્વીમાં અજોડ હતી. તેના રૂપથી દેવો, ગંધર્વો અને દાનવો પણ ગાંડા થયા હતા.[૧૭] તેમાં પણ હે રાજેંદ્ર! પાક તથા વૃત્રાસુરનો વધ કરનાર ઇંદ્ર તેના પર વિશેષે કરીને લટ્ટુ થઈ ગયો હતો; પણ મહામુનિ દેવશર્મા સ્ત્રીઓના ચરિત્રને સંપૂર્ણ રીતે જાણતા હતા.[૧૮] તેથી પોતાની શક્તિ અને ઉત્સાહ પ્રમાણે તે પોતાની સ્ત્રીનું રક્ષણ કરતા હતા. વળી તે જાણતા હતા કે, ઇંદ્ર પરસ્ત્રીઓ સાથે સ્વચ્છંદે વિચરનારો છે.[૧૯] તેથી તે અત્યંત યત્ન કરીને પણ પોતાની સ્ત્રીનું રક્ષણ કરતા હતા. હે તાત! એક સમયે તે ઋષિને યજ્ઞ કરવાની મનમાં ઇચ્છા થઈ.[૨૦] ત્યારે તેમણે વિચાર કર્યો કે, 'મારે મારી સ્ત્રીનું કેવી રીતે રક્ષણ કરવું?' આમ તે મહાતપસ્વીએ પોતાની સ્ત્રીની રક્ષા કરવાના ઉપાયનો મનમાં વિચાર કર્યો.[૨૧] પછી તેમણે પોતાના પ્રિય શિષ્ય વિપુલ ભાર્ગવને બોલાવ્યો.

દેવશર્મા બોલ્યા : હું યજ્ઞ કરવાની ઇચ્છાથી અહીંથી જવા ધારું છું. તું આ રુચિનું નિત્ય યથાશક્તિ રક્ષણ કરજે; કેમ કે દેવોનો રાજા ઇંદ્ર રુચિની નિત્ય કામના કર્યા કરે છે. આથી તું ઇંદ્રના સંબંધમાં નિત્ય સાવધ રહેજે.[૨૨,૨૩] કેમ કે હે ભૃગુશ્રેષ્ઠ! તે અનેક પ્રકારનાં સ્વરૂપો ધારણ કરે છે.

ભીષ્મ બોલ્યા : હે રાજન્! દેવશર્માએ એ પ્રમાણે કહ્યું એટલે જિતેંદ્રિય, નિરંતર ઉગ્ર તપ કરનારો, અગ્નિ તથા સૂર્ય સમાન તેજસ્વી, ધર્મવેત્તા અને સત્યવાદી એવા તે તપસ્વી વિપુલે 'બહુ સારું' એમ ઉત્તર આપ્યો.[૨૪,૨૫] પછી હે મહારાજ! તેણે જવા માટે તૈયાર થયેલા પોતાના ગુરુને આ પ્રમાણે પૂછ્યું.

વિપુલ બોલ્યો : હે મુનિ! ઇંદ્ર અહીં આવે છે, ત્યારે કયાં કયાં સ્વરૂપો ધારણ કરે છે,[૨૬] તેનું શરીર અને તેનું તેજ કેવું હોય છે, આ તમે મને કહો.

ભીષ્મ બોલ્યા : હે ભારત! તે પછી ભગવાન દેવશર્માએ મહાત્મા વિપુલને ઇંદ્રની માયા વિષે યથાર્થ રીતે કહેવા માંડ્યું.

દેવશર્મા બોલ્યા : હે બ્રહ્મર્ષિ! ભગવાન ઇંદ્ર અનેક માયાઓને જાણે છે અને વારંવાર અનેક સ્વરૂપો ધારણ કરે છે. તે કિરીટ, વજ્ર, ધનુષ્ય, મુકુટ અને કુંડળોને ધારણ કરે છે.[૨૭-૨૯] વળી હે પુત્ર! તે કોઈ સમયે, ચાંડાલ સમાન દેખાવનો થઈ જાય છે, કોઈ સમયે શિખાધારી અથવા જટાધારી બની જાય છે અને કોઈ સમયે તે વલ્કલ વસ્ત્રને ધારણ કરે છે.[૩૦] કોઈ સમયે તે મોટું શરીર ધારણ કરે છે, કોઈ સમયે તે ચીરવસ્ત્ર પહેરે છે, કોઈ સમયે તે કૃશ શરીર ધારણ કરે છે અને કોઈ સમયે તે પોતાના શરીરને ગૌર, શ્યામ અથવા કૃષ્ણ વર્ણનું કરે છે.[૩૧] તે ઇંદ્ર કોઈક વેળા કદ્રૂપો થઈ જાય છે, કોઈક વેળા રૂપાળો બની જાય છે, કોઈક વેળા યુવાન બની જાય છે, કોઈક વેળા વૃદ્ધ થઈ જાય છે, કોઈ વેળા બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરે છે અને કોઈ વેળા ક્ષત્રિય, વૈશ્ય અથવા શૂદ્રનું સ્વરૂપ ધારણ કરે છે.[૩૨] કોઈ વેળા તે પ્રતિલોમ અને અનુલોમ વગેરે વર્ણસંકરનું રૂપ ધારણ કરે છે અને કોઈ વેળા તે પોપટનું, કાગડાનું, હંસનું અથવા કોયલનું રૂપ ધારણ કરે છે.[૩૩] વળી તે સિંહનું, વ્યાઘ્રનું, હાથીનું, દેવનું, દૈત્યનું અથવા રાજાનું શરીર પણ ધારણ કરે છે.[૩૪] તેમ જ કોઈ સમયે તે સ્થૂલ શરીરવાળો, વાયુથી વક્ર શરીર-

વાળો, પક્ષીનું રૂપ ધારણ કરનારો, પશુનું રૂપ ધારણ કરનારો અને કોઈ કોઈ વાર મૂર્ખનો દેખાવ ધારણ કરનારો થઈ જાય છે.[૩૫] વળી હે વિપુલ! તે ઇંદ્ર માખીઓ તથા મચ્છરોનું શરીર પણ ધારણ કરે છે; તેથી કોઈ પણ પુરુષ તેને પકડી શકતો નથી.[૩૬] હે તાત! જેણે આ જગતને ઉત્પન્ન કર્યું છે, તે વિશ્વકર્તા પ્રજાપતિ પણ તેને પકડી શકતા નથી; કેમ કે તે અંતર્હિત થઈ જાય છે, ત્યારે જ્ઞાનદૃષ્ટિથી પણ દેખાતો નથી.[૩૭] વળી તે ઇંદ્ર વાયુરૂપ પણ થઈ જાય છે અને દેવોનો રાજા પણ થઈ જાય છે. આ રીતે પાકદૈત્યનો નાશ કરનાર ઇંદ્ર નિરંતર અનેક સ્વરૂપો ધારણ કરે છે.[૩૮] માટે હે વિપુલ! સુંદર મધ્યભાગવાળી આ રુચિનું તું યત્નપૂર્વક રક્ષણ કરજે. જેમ યજ્ઞમાં સ્થાપન કરવામાં આવેલા હવિષને જેમ દુરાત્મા કૂતરો ન ચાટી જાય, તેમ દુરાત્મા દેવેંદ્ર આ રુચિનો સ્પર્શ કરી ન જાય.

હે ભરતોત્તમ! પોતાના શિષ્યને એ રીતે કહીને મહાભાગ્યશાળી મુનિ દેવશર્મા યજ્ઞ કરવાની ઇચ્છાથી ત્યાંથી વિદાય થયા; પણ પેલો વિપુલ ગુરુનું એ વચન સાંભળ્યા પછી મોટી ચિંતામાં આવી પડ્યો.[૩૯-૪૧] તેણે મહાબળવાન દેવરાજ ઇંદ્રથી ગુરુપત્નીની ખૂબ રક્ષા કરવા માંડી અને આ પ્રમાણે વિચાર કરવા માંડ્યો: 'મારે મારા ગુરુની પત્નીનું રક્ષણ કરવામાં શું કરી શકવું જોઈએ?[૪૨] દેવોનો રાજા ઇંદ્ર મોટો માયાવી છે, દુર્ધર્ષ છે અને વીર્યવાન છે, તેથી આશ્રમને બંધ કરી દઈને પણ તેને રોકી શકાય તેમ નથી.[૪૩] વળી ઝૂંપડીનાં દ્વાર બંધ કરી દઈને પણ તેને અંદર આવતો અટકાવી શકાય તેમ નથી; કેમ કે તે અનેક સ્વરૂપો ધારણ કરી શકે છે, એટલે વાયુનું સ્વરૂપ ધારણ કરીને પણ તે ગુરુપત્ની સાથે વ્યભિચાર કરી શકશે.[૪૪] માટે મારે હવે આ રુચિના શરીરમાં પ્રવેશ કરીને જ રહેવું જોઈશે; કેમ કે મારા પુરુષાર્થના બળથી આનું હું રક્ષણ કરી શકીશ નહિ.[૪૫] ભગવાન ઇંદ્ર અનેક સ્વરૂપોને ધારણ કરનારો છે, એમ સાંભળવામાં આવ્યું છે, માટે હું મારા યોગબળથી જ આ સ્ત્રીનું ઇંદ્રથી રક્ષણ કરીશ.[૪૬] હું મારા શરીરના અવયવો દ્વારા આ સ્ત્રીના પ્રત્યેક અવયવમાં પ્રવેશ કરીશ, તો જ એનું રક્ષણ કરવા સમર્થ થઈ શકીશ; પરંતુ એમ કરવાથી મારા ગુરુ પોતાની પત્નીને એઠી થયેલી જોશે, તો દિવ્ય જ્ઞાનવાળા તે મહાન તપસ્વી મારા પર કોપાયમાન થશે અને મને શાપ આપશે, એમાં કંઈ સંશય નથી. હવે બીજી તરફથી વિચાર કરતાં જણાય છે કે, જગતના સર્વ પુરુષો જેમ પોતાની સ્ત્રીઓનું રક્ષણ કરે છે, તેમ આ સ્ત્રીનું રક્ષણ થઈ શકે તેમ નથી; કેમ કે દેવોનો રાજા ઇંદ્ર મોટો માયાવી છે. અહો! આ સમયે હું ભારે સંશયમાં આવી પડ્યો છું; પણ મારે મારા ગુરુની આજ્ઞા અવશ્ય પાળવી જ જોઈએ.[૪૭-૪૯] જો હું ગુરુપત્નીના શરીરમાં યોગ દ્વારા પ્રવેશ કરીને તેની રક્ષા કરવારૂપ કર્મને કરી શકીશ, તો મેં એક આશ્ચર્યકારક કર્મ કરેલું ગણાશે.[૫૦] મારે આમ જ કરવું જોઈશે. હું આ સ્ત્રીના શરીરમાં પ્રવેશ કરીને સાવધાન થઈને રહીશ અને કમળના પાંદડા ઉપર રહેલા જળબિંદુની જેમ નિર્લેપ તથા નિશ્ચલ રહીશ.[૫૧] આમ કરવાથી હું રજોગુણના સ્વરૂપથી મુક્ત રહીશ એટલે ગુરુપત્નીના શરીરનો સ્પર્શ કર્યા છતાં મને અપરાધ લાગશે નહિ. જેમ એક મુસાફર માર્ગમાં આવેલી શૂન્ય ધર્મશાળામાં માત્ર નિવાસ કરવાની બુદ્ધિથી જ નિવાસ કરે છે, તેમ હું પણ ગુરુપત્નીના શરીરમાં માત્ર ગુરુપત્નીનું રક્ષણ કરવાની બુદ્ધિથી જ સંયમપૂર્વક નિવાસ કરીશ.[૫૨,૫૩]

આમ ધર્મસમાલોચના કરીને તેમ જ સર્વ

વેદવાક્યોનો મનમાં વિચાર કરીને વિપુલે પોતાના ગુરુનો પોતાના પર જે વિશ્વાસ હતો તેનો પણ મનમાં વિચાર કર્યો. પછી ભૃગુવંશના તે બ્રાહ્મણે યોગ દ્વારા જ ગુરુપત્નીની રક્ષા કરવાનો મનમાં નિશ્ચય કર્યો. હે રાજા! તે સમયે તેણે જે મહાન યત્ન કર્યો હતો તેનું હું વર્ણન કરું છું, તે તું સાંભળ.[૫૪,૫૫]

મહાતપસ્વી વિપુલ એ પ્રમાણે વિચાર કર્યા પછી પોતાની ગુરુપત્ની પાસે બેઠો અને પોતાની સમીપ બેઠેલી તે સુંદરાંગીને કેટલીએક સત્ય કથાઓ કહીને લોભાવવા લાગ્યો.[૫૬] પછી જ્યારે પોતાનાં બન્ને નેત્રો સાથે તેનાં બન્ને નેત્રો એક થયાં, ત્યારે પવન જેમ આકાશમાં પ્રવેશ કરે, તેમ વિપુલે પોતાનાં નેત્રકિરણો સાથે તેનાં નેત્રકિરણોને યોજી દીધાં અને તેના શરીરમાં પ્રવેશ કર્યો.[૫૭] હવે લક્ષણ સાથે લક્ષણને તથા મુખ સાથે મુખને એક કરી વિપુલે કંઈ પણ ચેષ્ટા કર્યા વિના ગુરુપત્નીની છાયાની પેઠે તેના શરીરમાં અદશ્ય રહીને નિવાસ કર્યો.[૫૮] એ રીતે ગુરુપત્નીના શરીરને સ્તબ્ધ કરી દઈને વિપુલ તેનું રક્ષણ કરવામાં સાવધાન થયો અને તેમાં નિવાસ કરવા લાગ્યો; પણ એ વાતની ગુરુપત્નીને ખબર પડી નહિ.[૫૯] આમ હે રાજન્! મહાત્મા વિપુલના ગુરુ યજ્ઞ સમાપ્ત કરીને જ્યાં સુધી પોતાને ઘેર ન આવ્યા, ત્યાં સુધી તેણે પોતાના ગુરુની પત્નીની રક્ષા કર્યા કરી.[૬૦]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'વિપુલનું ઉપાખ્યાન' નામનો અધ્યાય ૪૦ મો સમાપ્ત

## अध्याय ४१ मो

### વિપુલ–આખ્યાન (ચાલુ)

॥ भीष्म उवाच ॥

ततः कदाचिद्देवेन्द्रो दिव्यरूपवपुर्धरः ।
इदमंतरमित्येवमभ्यगात्तमथाश्रमम् ॥ १ ॥

ભીષ્મ બોલ્યા: હવે આ લાગ છે એમ ધારીને એક દિવસ દેવેંદ્ર દિવ્ય રૂપવાળું શરીર ધારણ કરીને તે આશ્રમમાં આવ્યો.[૧] આમ હે રાજા! જોતાંની સાથે જ બીજાને લોભ ઉત્પન્ન કરે તેવું અપ્રતિમ સ્વરૂપ ધારણ કરીને અને અત્યંત દેખાવડો બનીને તે એ આશ્રમમાં દાખલ થયો;[૨] એટલે ચિત્રમાં આલેખેલું હોય તેવું ચેષ્ટા વિનાનું અને સ્તબ્ધ નેત્રોવાળું વિપુલનું શરીર તેણે રુચિની સમીપ બેઠેલું જોયું.[૩] તેની સમીપ જ સુંદર કટાક્ષવાળી, પુષ્ટ સ્તનવાળી, ભરાઉ નિતંબોવાળી, કમળની પાંખડી જેવાં વિશાળ નેત્રોવાળી અને પૂર્ણચંદ્ર સમાન મુખવાળી રુચિને તેણે બેઠેલી જોઈ. ઇંદ્રને જોઈને રુચિ એકદમ ઊભી થવાની ઇચ્છા કરવા લાગી અને તેના રૂપથી વિસ્મય પામીને 'કોણ છે?' એમ પૂછવાની ઇચ્છા કરવા લાગી.[૪,૫] પરંતુ હે રાજા! રુચિએ જેવી ઊઠવાની ઇચ્છા કરી કે તુરત જ વિપુલે તેને સ્તબ્ધ કરી દીધી અને તેને એટલી બધી જકડી રાખી કે, તે કોઈ પ્રકારની ચેષ્ટા કરવાને સમર્થ થઈ શકી નહિ.[૬] તે સમયે દેવેંદ્રે તેને અતિસુંદર સામવચન વડે કહ્યું કે, 'હે મંદહાસિની! હું ઇંદ્ર કેવળ તારે માટે જ અહીં આવ્યો છું, એમ તું જાણ.[૭] હે સુંદર ભ્રમરવાળી! તારા સંકલ્પથી ઉત્પન્ન થયેલો કામદેવ મને દુઃખી કરી રહ્યો છે, માટે હું અહીં આવ્યો છું. હવે તો આ સમય પણ ચાલ્યો જાય છે.[૮] એ પ્રમાણે ઇંદ્રે જે કંઈ કહ્યું તે મુનિ વિપુલે સાંભળી લીધું અને ગુરુપત્નીના શરીરમાં રહીને ઇંદ્રને પણ જોઈ લીધો. હે રાજન્! તે વિપુલમુનિએ સુંદરાંગી રુચિને સ્તબ્ધ કરી દીધી હતી, એટલે તે ત્યાંથી ઊભી થઈ શકી નહિ. તેમ હે રાજન્! તે ઇંદ્ર સામે કંઈ બોલી પણ શકી નહિ.[૯,૧૦] હે પ્રભુ! મહાતેજસ્વી ભૃગુવંશી વિપુલમુનિ ગુરુપત્નીની આકૃતિ પરથી સમજી ગયા હતા કે, તે ઇંદ્ર સાથે વાર્તાલાપ કરવા તત્પર

થઈ રહી છે, તેથી તેણે પોતાના યોગબળથી તેને અત્યંત નિયમમાં રાખી હતી અને તેની સર્વ ઇંદ્રિયોને પોતાનાં યોગબંધનોથી બાંધી લીધી હતી. આમ હે રાજન્! રુચિને નિર્વિકાર જોઈને ઇંદ્ર અત્યંત શરમાઈ ગયો અને યોગબળથી પરાધીન થયેલી તે સ્ત્રીને ફરીથી કહેવા લાગ્યો કે, 'આવ, અહીં મારી પાસે આવ.' આથી રુચિએ તેને પ્રત્યુત્તર આપવાની ઇચ્છા કરી, પણ વિપુલે તુરત જ ગુરુપત્નીની વાણીને આ પ્રમાણે ફેરવી નાખી: 'भोः किमागमने कृत्यम्?' તારે અહીં શા માટે આવવું પડ્યું છે?' આવી સંસ્કાર-ભૂષિત વાણી રુચિના ચંદ્ર સરખા મુખમાંથી બહાર નીકળી અને તે વાક્ય કહીને તે પરતંત્ર સ્ત્રી શરમાઈ ગઈ.[૧૧-૧૫] તે સમયે ત્યાં ઊભેલો ઇંદ્ર મનમાં અત્યંત ખેદ પામ્યો. હે પૃથ્વી-પતિ! તે સ્ત્રીના એ વિપરીત ભાવને જોઈને દેવ-રાજ ઇંદ્રે પોતાની દિવ્ય દૃષ્ટિથી જોવા માંડ્યું એટલે તુરત જ તે સ્ત્રીના શરીરમાં મુનિ વિપુલ-નાં તેને દર્શન થયાં.[૧૬,૧૭] જેમ દર્પણમાં પ્રતિ બિંબ જોવામાં આવે છે, તેમ ઇંદ્રે ગુરુપત્નીના શરીરમાં મહાઘોર તપવાળા તે મુનિને જોયા.[૧૮] આ જોઈને, હે રાજા! ઇંદ્ર અત્યંત ત્રાસ પામીને કંપવા લાગ્યો અને તે વેળા તેના મનમાં મુનિના શાપનો ભય પેસી ગયો. પછી મહા-તપસ્વી વિપુલ ગુરુપત્નીના શરીરનો ત્યાગ કરીને પોતાના શરીરમાં દાખલ થયો અને ઇંદ્ર પ્રત્યે કહેવા લાગ્યો.[૧૯]

વિપુલ બોલ્યો: અરે! ઓ અજિતેંદ્રિય! ઓ દુષ્ટ બુદ્ધિવાળા પાપી ઇંદ્ર! તારા આવા નીચ કૃત્યને લીધે દેવો તથા મનુષ્યો તારી પૂજા કરશે નહિ.[૨૦] ઓ શક્ર! ગૌતમે તારા આખા શરીર-માં ભગનાં ( યોનિનાં ) છિદ્રો કરી મૂકીને તને છોડી મૂક્યો હતો, તે શું તું ભૂલી ગયો છે? તારા મનમાં એ વાત રહી શકી નથી કે શું? હું માનું છું કે, તારી બુદ્ધિ મહામૂર્ખ છે, તારું મન ઘણું જ ચંચળ છે અને તું પોતે પણ અસ્થિર સ્વભાવનો છે. ઓ પાપી! આ સ્ત્રીનું હું રક્ષણ કરું છું, માટે ઓ મૂઢ! જેમ તું આવ્યો હતો તેમ અહીંથી ચાલ્યો જા.[૨૧,૨૨] હે મૂઢાત્મા! મારા તેજથી આજે હું તને બાળી નાખતો નથી. હે વાસવ! તારા પર મને દયા આવે છે અને તેથી જ હું તને બાળી નાખવા ઇચ્છતો નથી.[૨૩] મારા બુદ્ધિમાન ગુરુ મારા કરતાં પણ અત્યંત ભયંકર છે. તેઓ તને પાપી ચિત્ત-વાળાને ક્રોધથી પ્રદીપ્ત થયેલા નેત્ર વડે જોતાંની સાથે જ બાળીને ભસ્મ કરી નાખશે.[૨૪] હે શક્ર! તારે પુન કદાપિ આ પ્રમાણે કરવું નહિ. તારે તો બ્રાહ્મણોને માન્ય ગણવા જોઈએ. બ્રાહ્મણો-ના બળથી પરાભવ પામીને તું તારા પુત્રો અને અમાત્યો સાથે વિનાશને ન પામ.[૨૫] તું પોતાને દેવ માનીને આવાં દુષ્ટ કર્મો કરવા તૈયાર થાય છે, પણ આ રીતે તારે બ્રાહ્મણોની અવગણના કરવી જોઈએ નહિ; કેમ કે બ્રાહ્મણોના તપોબળથી કંઈ અસાધ્ય નથી.[૨૬]

ભીષ્મ બોલ્યા: મહાત્મા વિપુલનાં એ વચનો સાંભળ્યા પછી ઇંદ્ર કંઈ પણ બોલી શક્યો નહિ, પણ લજ્જાથી વિહ્વળ થઈને તે ત્યાં ને ત્યાં જ અદૃશ્ય થઈ ગયો. પછી એક મુહૂર્ત જેટલો સમય થયો ત્યારે મહાતપસ્વી દેવશર્મા યથેષ્ટ રીતે યજ્ઞ સમાપ્ત કરીને પોતાના આશ્રમમાં આવી પહોંચ્યા. હે રાજન્! પોતાના ગુરુ પાછા આવ્યા, એટલે ગુરુનું પ્રિય કર્મ કરનારા વિપુલે પોતાના રક્ષણ તળે રહેલી નિર્દોષ ગુરુપત્નીને ગુરુ સમક્ષ હાજર કરી.[૨૭-૨૯] હવે ગુરુ પર પ્રેમ કરનારો તે શાંતાત્મા વિપુલ ગુરુને પ્રણામ કરીને, પૂર્વ-ની પેઠે નિ શંક ચિત્તે તેમની સેવા કરવા તત્પર

થયો.[30] ઋષિ દેવશર્મા જ્યારે પરિશ્રમથી મુક્ત થઈને પોતાની પત્ની સાથે બેઠા, ત્યારે વિપુલે ઇંદ્રનું તે દુષ્ટ કર્મ તેમને કહી જણાવ્યું.[31] તે સાંભળીને પ્રતાપી મુનિ દેવશર્મા વિપુલનું શીલ, ચારિત્ર્ય, તપ અને નિયમ જોઈને તેના પર પ્રસન્ન થયા. મહાસમર્થ તે મુનિએ વિપુલની પોતાના પર ગુરુભક્તિ જોઈને તથા તેની ધર્મમાં સ્થિરતા જોઈને 'ધન્ય, ધન્ય !' કહીને તેને અભિનંદન આપ્યું. તે પછી મહાબુદ્ધિમાન ધર્માત્મા દેવશર્માએ પોતાના ધર્મપરાયણ શિષ્યનો ઘણો જ આદરસત્કાર કર્યો અને તેને વર માગવા માટે આજ્ઞા કરી એટલે ગુરુ પર પ્રેમ રાખનારા તે વિપુલે 'મારી ધર્મ પર દૃઢતા રહો' એ પ્રમાણે તેમની પાસે વર માગ્યો. ગુરુ દેવશર્માએ 'તથાસ્તુ' કહીને તેને વર આપ્યો. પછી તેમણે તેને જવાની આજ્ઞા આપી, એટલે વિપુલ ગુરુની આજ્ઞા લઈને મહાન તપશ્ચર્યા કરવા લાગ્યો.[32-35] વળી મહાતપસ્વી દેવશર્મા પણ ઇંદ્રના ભયથી મુક્ત થઈને તે નિર્જન વનમાં પોતાની સ્ત્રી સાથે વિહાર કરવા લાગ્યા.[36]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'વિપુલ-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૪૧ મો સમાપ્ત

## अध्याय ४२ मो×

### વિપુલ–આખ્યાન (ચાલુ)

॥ भीष्म उवाच ॥

विपुलस्त्वकरोत् तीव्रं तपः कृत्वा गुरोर्वचः ।
तपोयुक्तमथात्मानममन्यत स वीर्यवान् ॥ १ ॥

ભીષ્મ બોલ્યા : એ રીતે પોતાના ગુરુનું વચન પાળ્યા પછી તે વીર્યવાન વિપુલે તીવ્ર તપશ્ચર્યા કરી અને તેથી પોતાના આત્માને તે તપસ્વી માનવા લાગ્યો.[1] હે પૃથ્વીપતિ ! ગુરુપત્નીની રક્ષા કરવારૂપ કર્મ કરીને તે વિપુલ આખી પૃથ્વી સાથે સ્પર્ધા કરવા લાગ્યો. હે રાજા ! તે ઉત્તમ કીર્તિ મેળવીને નિર્ભય તથા પ્રસન્ન થઈને પૃથ્વી પર વિચરવા લાગ્યો.[2] હે કુરુવંશી ! મહાસમર્થ વિપુલ ગુરુપત્નીની રક્ષા કરવારૂપ કર્મ કરીને તથા મહાન તપશ્ચર્યા કરીને બન્ને લોકને જીતી લીધેલા માનવા લાગ્યો.[3] પછી હે કુરુનંદન ! કેટલોક કાળ વ્યતીત થયો, એટલે રુચિની બહેનને ત્યાં જેમાં પોતાના બાંધવોને પુષ્કળ ધનધાન્ય વગેરે આપવામાં આવે છે તે વિવાહપ્રસંગ પ્રાપ્ત થયો.[4] એ જ સમયે કોઈ પરમ રૂપવતી દેવાંગના દેવશર્માના આશ્રમ પાસે થઈને આકાશમાર્ગે જતી હતી.[5] હે ભારત ! તેના શરીર ઉપરથી કેટલાંએક દિવ્ય સુગંધવાળાં પુષ્પો દેવશર્માના આશ્રમ સમીપ જ પૃથ્વી પર પડી ગયાં.[6] તેથી હે રાજા ! લલિત લોચનવાળી રુચિએ તે પુષ્પોને વીણી લીધાં. તેવામાં અંગદેશથી એક દૂત તેને બોલાવવા માટે ઉતાવળો ઉતાવળો ત્યાં આવ્યો.[7] હે તાત ! રુચિની મોટી બહેન પ્રભાવતી અંગદેશના રાજા ચિત્રરથની ભાર્યા થતી હતી. તે બહેનને ત્યાંથી આમંત્રણ આવ્યું, એટલે તે સુંદરવર્ણી રુચિ પેલાં પુષ્પોને અંબોડામાં ગૂંથીને અંગરાજને ઘેર ગઈ.[8,9] સુંદર નેત્રવાળી અંગરાજની સ્ત્રીએ તે પુષ્પો જોઈને પોતાની બહેન રુચિને કહ્યું કે, 'મને પણ આવાં પુષ્પો લાવી આપ.' એટલે અત્યંત સુંદર મુખવાળી તે રુચિએ બહેને કહેલી તે સર્વ વાત પોતાના સ્વામીને જણાવી

× આ અધ્યાયમાં કહેવાનું તાત્પર્ય એ છે કે, તપસ્વી વિપુલ મહાયોગી હતો અને તેણે કમળના પાંદડા પર રહેલા જળના બિંદુની પેઠે અસંગ રહીને જ પોતાની માતા સમાન ગુરુપત્નીનો માત્ર સ્પર્શ જ કર્યો હતો, છતાં એ વાત પોતાના ગુરુને નહિ જણાવવાથી તેને દોષ લાગ્યો હતો. માટે પ્રત્યેક મનુષ્યે પોતે અશુભ કર્મ કર્યું હોય, તોપણ તેના સંબંધમાં ગુરુને નિવેદન કર્યા વિના રહેવું નહિ, અર્થાત્ પોતે જે કંઈ કર્યું હોય તે પોતાના ગુરુને જણાવવું.

અને ઋષિ દેવશર્માએ પણ તે વાતને અભિનંદન આપ્યું.[૧૦,૧૧] પછી હે ભારત ! મહાતપસ્વી દેવશર્માએ વિપુલને પોતાની પાસે બોલાવ્યો અને તેને આજ્ઞા કરી કે, 'જા, આપણા આશ્રમમાં જા અને ત્યાંથી આવાં પુષ્પો વીણી લાવ.'[૧૨] હે રાજન્ ! મહાતપસ્વી વિપુલે ગુરુના એ વાક્યનો વિચાર કર્યા વિના જ 'ભલે' કહ્યું અને તે તે પ્રદેશમાં જઈ પહોંચ્યો.[૧૩] તે જ પ્રદેશમાં પેલાં પુષ્પો આકાશમાંથી પડ્યાં હતાં. ત્યાં જઈ ને તેણે જોયું, તો બીજાં તાજાં પુષ્પો પણ ત્યાં પડ્યાં હતાં.[૧૪] હવે હે ભારત ! તેણે પોતાના તપોબળથી પ્રાપ્ત થયેલાં અને દિવ્ય સુગંધવાળાં તે સુંદર દિવ્ય પુષ્પોને વીણી લીધાં.[૧૫] આમ ગુરુની આજ્ઞાને પાળનારો તે વિપુલ એ પુષ્પો પામીને મનમાં પ્રસન્ન થયો. પછી તે ઉતાવળો ઉતાવળો ચંપક વૃક્ષની માળાઓવાળી ચંપાનગરી તરફ આવ્યો.[૧૬] હે તાત ! તેવામાં એક નિર્જન વનમાં પુરુષોનું એક જોડું જોયું. તે બન્ને પુરુષો અન્યોન્યના હાથ પકડીને ચક્રની પેઠે ગોળાકારે ફરી રહ્યા હતા.[૧૭] તેમાં એક ઘણી જ ઉતાવળથી ફરતો હતો અને બીજાના પગલામાં વિષમતા કરી મૂકતો હતો; પણ બીજો તે પ્રમાણે કરતો ન હતો. આથી હે રાજન્ ! તે બન્ને વચ્ચે કજિયો ઊભો થયો.[૧૮] એક કહેવા લાગ્યો કે, 'તું ઉતાવળથી ફરે છે,' ત્યારે બીજો કહેવા લાગ્યો કે, 'હું ઉતાવળથી ફરતો નથી.' આમ હે રાજન્ ! તેઓ બન્ને એકબીજાને કહેવા લાગ્યા કે, 'ના, ના, હું નહિ.'[૧૯] હવે તેઓ એકબીજાની સ્પર્ધા કરવા લાગ્યા અને તે બન્ને વચ્ચે આ પ્રમાણે સોગંદ લેવામાં આવ્યા. એકાએક તે બન્નેએ વિપુલને ઉદ્દેશીને કહ્યું કે,[૨૦] 'આપણા બન્નેમાંથી જે અસત્ય બોલતો હોય, તેને પરલોકમાં બ્રાહ્મણ વિપુલને જે ગતિ મળે તે ગતિ મળજો.' એ સાંભળીને વિપુલનું મુખ અત્યંત ખિન્ન થઈ ગયું. તેણે મનમાં વિચાર કરવા માંડ્યો કે, 'મેં આવું તીવ્ર તપ કર્યું છે અને આવા કષ્ટદાયક પરિશ્રમો વેઠ્યા છે,[૨૧,૨૨] આમ છતાં મારાથી એવું શું પાપ થઈ ગયું હશે, કે તેથી આ જોડું આજે પ્રાણીમાત્રને અનિષ્ટ એવી મારી અધમ ગતિ કહે છે?'[૨૩] હે મહારાજ ! વિપુલ એ રીતે વિચારમાં જ પડી ગયો અને નીચું મુખ કરીને ઉદાસ મનથી પોતાના પાપના સંબંધમાં વિચાર કરવા લાગ્યો.[૨૪] તેવામાં બીજા છ પુરુષો તેના જોવામાં આવ્યા. તેઓ સુવર્ણના તથા રૂપાના પાસા લઈને જુગારબાજી ખેલી રહ્યા હતા અને લોભ તથા હર્ષથી ભરપૂર જણાતા હતા.[૨૫] તેમનામાં પણ જ્યારે કલહ ઊભો થયો, ત્યારે તેમણે પણ પેલા જોડાની પેઠે સોગંદ લેવા માંડ્યા અને વિપુલને ઉદ્દેશીને આવું વાક્ય કહ્યું:[૨૬] 'આપણામાંથી જે કોઈ લોભનો આશ્રય કરીને વિષમ (કપટ) કરવાનો ઉત્સાહ કરે, તેને પરલોકમાં વિપુલને જે ગતિ મળે, તે ગતિ મળજો.'[૨૭] એ સાંભળીને વિપુલે ખૂબ વિચાર કરવા માંડ્યો, છતાં પોતે કંઈ અધર્મ કર્યો હોય, એમ તેના જોવામાં આવ્યું નહિ. એથી હે કૌરવ્ય ! જન્મથી આરંભીને પોતે જે જે કર્મો કર્યાં હતાં, તેનો તેણે પ્રથમથી વિચાર કરવા માંડ્યો. છતાં તેને કંઈ પાપકર્મ જોવામાં ન આવ્યું.[૨૮] હવે હે રાજન્ ! અગ્નિમાં જેમ અગ્નિ મૂકવામાં આવ્યો હોય, તેમ તેનું મન અત્યંત બળવા લાગ્યું, કેમ કે તેણે બીજી વાર પણ તેવો જ શાપ સાંભળ્યો હતો.[૨૯] હે તાત ! વિપુલને એ વિષયનો વિચાર કરવામાં જ અનેક રાત્રિદિવસો વીતી ગયા; પણ છેવટે રુચિનું પોતે રક્ષણ કર્યું હતું, તે સંબંધનો વિચાર તેના મનમાં સ્ફુરી આવ્યો.[૩૦] એટલે પોતાના મનમાં જ તે કહેવા લાગ્યો કે, 'રુચિનું

રક્ષણ કરતી વખતે મેં મારી ઇંદ્રિયો દ્વારા તેની ઇંદ્રિયોમાં પ્રવેશ કર્યો હતો અને મુખ દ્વારા મુખમાં પ્રવેશ કર્યો હતો, પણ એ સત્ય વાત મેં મારા ગુરુને નિવેદન કરી નથી.'[૩૧] પછી હે મહાભાગ્યશાળી કુરુવંશી! વિપુલે મનમાં એ જ નિશ્ચય કર્યો કે, 'મારા હાથે જે કંઈ પાપ થયું હોય તો તે જ છે, એમાં કંઈ સંશય નથી.'[૩૨] પછી તેણે ચંપાનગરીમાં પહોંચી પોતાના ગુરુને તે દિવ્ય પુષ્પો અર્પણ કર્યાં. હવે ગુરુ પર પ્રીતિ રાખનારો તે વિપુલ વિધિ પ્રમાણે ગુરુની પૂજા કરવા લાગ્યો.[૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'વિપુલ-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૪૨મો સમાપ્ત

## अध्याय ४३मो

### વિપુલ–આખ્યાન (ચાલુ)

॥ भीष्म उवाच ॥

**तमागतमभिप्रेक्ष्य शिष्यं वाक्यमथाब्रवीत् ।**
**देवशर्मा महातेजा यत्तच्छृणु जनाधिप ॥ १ ॥**

ભીષ્મ બોલ્યા : હે રાજા! પોતાના તે શિષ્યને આવેલો જોઈને મહાતેજસ્વી દેવશર્માએ તેને જે વાક્ય કહ્યું હતું, તે તું સાંભળ.[૧]

દેવશર્મા બોલ્યા: હે શિષ્ય વિપુલ! તે મહાવનમાં તેં શું જોયું હતું? હે વિપુલ! તારા સંબંધમાં તેઓ જે પ્રમાણે જાણે છે, તે પ્રમાણે જ હું પોતે અને રુચિ પણ જાણીએ જ છીએ.[૨]

વિપુલ બોલ્યો: હે સમર્થ બ્રહ્મર્ષિ! તે મહાવનમાં મને જે જોડું મળ્યું હતું, તે કોણ હતું? જેઓ મારા સંબંધમાં યથાર્થ રીતે જાણે છે અને જેમને વિષે તમે પોતે પણ મને પૂછો છો તે પુરુષો કોણ હતા?

દેવશર્મા બોલ્યા: હે બ્રહ્મન્! તેં જે જોડું જોયું હતું, તે રાત્રિ અને દિવસનું જ રૂપ હતું. તે ચક્રની પેઠે નિત્ય ભ્રમણ કર્યા કરે છે અને તારા પાપને જાણે છે.[૩,૪] તેમ જ હે વિપ્ર! જે પુરુષો હર્ષપૂર્વક પાસાઓથી રમતા હતા તેમને તારે ઋતુઓરૂપ જાણવા અને તેઓ પણ તારા પાપને જાણે છે.[૫] હે બ્રાહ્મણ! પાપાત્મા પુરુષ એકાંતમાં કંઈ પાપકર્મ કરે છે, ત્યારે માને છે કે, 'મને કોઈ જાણતું નથી.' પણ એમ માનીને તેણે વિશ્વાસ કરવો નહિ;[૬] કેમ કે એકાંતમાં પાપકર્મ કરનારા પુરુષને ઋતુઓ, દિવસો અને રાત્રિઓ સદાકાળ જોઈ શકે છે.[૭] તેં જે પ્રમાણે કર્મ કર્યું હતું, તે પ્રમાણે મને કહ્યું નથી. માટે જે લોકો પાપી મનુષ્યને પ્રાપ્ત થાય છે, તે લોકો તને પ્રાપ્ત થશે.[૮] તેં પોતાનું કર્મ ગુરુને જણાવ્યું નથી, છતાં તું હર્ષથી ગર્વિષ્ઠ થઈ ગયો હતો. તે જોઈને તેમણે તને તારા પાપકર્મનું સ્મરણ કરાવવા માટે એ પ્રમાણે કહ્યું હતું. હવે તેં પોતે પણ એ સાંભળ્યું છે.[૯] પાપકર્મી પુરુષનું જે કંઈ પાપકર્મ હોય છે અથવા શુભકર્મી પુરુષનું જે કંઈ શુભ કર્મ હોય છે, તેને દિવસો, રાત્રિઓ તથા ઋતુઓ નિત્ય જાણે છે.[૧૦] હે બ્રાહ્મણ! તેં ગુરુપત્નીની રક્ષા કરવારૂપ જે કર્મ કર્યું હતું, તેને તેં વ્યભિચારરૂપ જાણીને ભયને લીધે મને કહ્યું ન હતું. પણ તેઓ (દિવસો, રાત્રિઓ અને ઋતુઓ) તે જાણતાં હતાં અને તેથી જ તેમણે તને એ પ્રમાણે કહ્યું હતું,[૧૧] તેં જે કર્મ કર્યું છે તે મને કહ્યું નથી, માટે જ તને પાપી પુરુષને જે લોકો મળે છે તે લોકો મળશે.[૧૨] હે બ્રાહ્મણ! તું કદી ઇંદ્રની દુષ્ટ વૃત્તિથી આ સ્ત્રીનું રક્ષણ કરી શકત નહિ; તેથી આના શરીરમાં પ્રવેશ કર્યો તેમાં તેં કંઈ પણ અપરાધ કર્યો નથી અને તેથી હું તારા પર પ્રસન્ન થયો છું.[૧૩] પરંતુ હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! મેં તને જો દુરાચારી જોયો હોત, તો હું તારા પર ક્રોધ કરીને તને શાપ જ આપત, એમાં હું કંઈ વિચાર કરત નહિ.[૧૪]

સ્ત્રીઓ પુરુષના પર આસક્ત થાય છે અને તેમાં પુરુષોનો ભારે સ્વાર્થ રહ્યો છે. તેં એ સ્ત્રીનું રક્ષણ કર્યું ન હોત, તો મારો નિશ્ચય હતો કે, મારે તને શાપ આપવો.[૧૫] પણ હે પુત્ર! તેં આ સ્ત્રીનું રક્ષણ કર્યું છે અને મને પાછી પણ સોંપી છે. તેથી હે તાત! હું તારા પર પ્રસન્ન થયો છું, તું સુખેથી સ્વર્ગમાં જઈશ.'[૧૬]

વિપુલને એ પ્રમાણે કહીને મહર્ષિ દેવશર્મા તેના પર પ્રસન્ન થયા અને પોતાની પત્ની તથા તથા શિષ્ય (વિપુલ)ની સાથે સ્વર્ગમાં જઈને આનંદમાં રહેવા લાગ્યા.[૧૭] હે રાજન્! પૂર્વે ગંગાના તટ ઉપર કથાનો પ્રસંગ ચાલતો હતો, ત્યારે મહામુનિ માર્કંડેયે મને આ આખ્યાન કહ્યું હતું.[૧૮] માટે હું કહું છું કે, હે પાર્થ! સ્ત્રીઓનું સદાય રક્ષણ કરવું; કેમ કે સ્ત્રીઓમાં સદ્વર્તન તથા અસદ્વર્તન બન્ને નિરંતર જોવામાં આવે છે.[૧૯] હે રાજન્! સાધ્વી સ્ત્રીઓ મહાભાગ્યશાળી હોય છે, સંમાનિત હોય છે, લોકોની માતારૂપ ગણાય છે અને તેઓ વન તથા અરણ્ય સાથેની આ પૃથ્વીને ધારણ કરે છે.[૨૦] પણ અસાધ્વી સ્ત્રીઓ દુરાચારિણી હોય છે તથા પાપી નિશ્ચયવાળી હોય છે અને તેઓ કુળની હત્યા કરનારી જ ગણાય છે. હે રાજા! તેવી સ્ત્રીઓને તેમનાં શરીરની સાથે જ ઉત્પન્ન થયેલાં દુષ્ટ લક્ષણોથી ઓળખી કાઢવી.[૨૧] આમ મહાત્મા પુરુષોએ સ્ત્રીઓની રક્ષા કરવી. હે રાજસિંહ! બીજી રીતે સ્ત્રીઓની રક્ષા કરી શકાતી નથી.[૨૨] હે મનુષ્યવ્યાઘ્ર! સ્ત્રીઓ તીક્ષ્ણ સ્વભાવવાળી હોઈને તીક્ષ્ણ પરાક્રમને કરનારી છે. તેમને કોઈ પુરુષના પર પ્રીતિ હોતી નથી. માત્ર જે પુરુષ મૈથુનમાં તેનો સંગ કરે છે, તેજ તેને પ્રિય થઈ પડે છે.[૨૩] હે ભરતશ્રેષ્ઠ! સ્ત્રીમાત્ર પુરુષોનો પ્રાણઘાત કરનારી કૃત્યાઓરૂપ જ છે. તેમને પ્રથમ એક પુરુષે સ્વીકારી હોય છે છતાં પાછળથી બીજાની સાથે પણ તેઓ જોડાય છે. હે પાંડુનંદન! સ્ત્રીઓ કદી એક જ પુરુષ સાથે રમણ કરતી જ નથી.[૨૪] માટે હે રાજા! પુરુષોએ સ્ત્રીઓના પર સ્નેહ રાખવો નહિ, તેમ તેમની ઈર્ષ્યા પણ કરવી નહિ. વળી તેમના પર પ્રીતિ રાખ્યા વિના જ તેમને ભોગવવી અને તે પણ ધર્માનુસાર ઋતુસમયે જ ભોગવવી.[૨૫] બાકી હે કૌરવનંદન! સ્ત્રી સાથે વિશ્વાસથી વર્તનારો પુરુષ વિનાશને જ પામે છે; પરંતુ હે રાજસિંહ! સ્ત્રીઓમાં સર્વથા આસક્તિ જ ન રાખવી, તેજ સર્વત્ર પ્રશંસનીય ગણાય છે.[૨૬] હે રાજા! માત્ર એક વિપુલેજ સ્ત્રીની રક્ષા કરી છે. બાકી આ ત્રણે લોકમાં બીજો કોઈ પણ પુરુષ સ્ત્રીનું રક્ષણ કરવા માટે શક્તિમાન નથી.[૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'વિપુલ-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૪૩ મો સમાપ્ત

## અધ્યાય ૪૪ મો
### વિવાહધર્મકથન

॥ युधिष्ठिर उवाच ॥

यन्मूलं सर्वधर्माणां स्वजनस्य गृहस्य च।
पितृदेवातिथीनां च तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા: હે પિતામહ! જે સર્વ ધર્મોનું, પોતાના કુટુંબપરિવારનું, ગૃહનું, પિતૃઓનું, દેવતાઓનું તથા અતિથિઓનું મૂળ હોય તે મને કહો.[૧] હે રાજા! જગતના સર્વ ધર્મોમાં આ ધર્મ જ અત્યંત વિચારણીય મનાય છે કે, કેવા પુરુષને કન્યા અર્પવી?[૨]

ભીષ્મ બોલ્યા: શીલ, વર્તન, વિદ્યા, યોનિ (માતાપિતાના કુળની શુદ્ધિ) અને કર્મ (કામધંધો વગેરે) આ પાંચ બાબતને બરાબર જાણીને સત્પુરુષોએ ગુણસંપન્ન વરને કન્યા અર્પણ કરવી. હે યુધિષ્ઠિર! ઉત્તમ બ્રાહ્મણોને માટે એ બ્રાહ્મવિવાહ જ ધર્મરૂપ ગણાય છે. જેમાં પૂર્વોક્ત ગુણ-

વાળા વિવાહયોગ્ય વરને બોલાવવામાં આવે છે અને તેને ધનદાનાદિથી પ્રસન્ન કરીને (વસ્ત્રાલંકારથી શણગારેલી) કન્યા અર્પણ કરવામાં આવે છે, તેને ક્ષાત્ર અથવા પ્રાજાપત્ય વિવાહ કહેવામાં આવે છે. આ વિવાહ પણ શિષ્ટ બ્રાહ્મણોને માટે તથા ક્ષત્રિયોને માટે સનાતન ધર્મરૂપ ગણાય છે. વળી હે યુધિષ્ઠિર ! જે વિવાહમાં માતાપિતાની પસંદગી-નો ત્યાગ કરીને કેવળ કન્યાનીજ પસંદગીનો સ્વીકાર કરવામાં આવે છે અને કન્યા તથા વર–બન્નેનીજ અન્યોન્યની પસંદગી ઉપર આધાર રાખવામાં આવે છે, તે વિવાહને ગાંધર્વવિવાહ કહેવામાં આવે છે. તે વિવાહ પણ ધર્મરૂપજ છે, એમ વેદવેત્તાઓ કહે છે. પણ હે રાજા ! જે વિવાહ-માં કન્યાને પુષ્કળ ધન આપીને ખરીદવામાં આવે છે અને કન્યાનાં કુટુંબીઓને ધનાદિથી લોભાવીને કન્યાનું પાણિગ્રહણ કરવામાં આવે છે, તેને વિદ્વાનો અસુરોના ધર્મરૂપ કહે છે–આસુર-વિવાહ કહે છે. જેમાં કેટલાએકને મારી નાખીને અને કેટલાએક રુદન કરી રહેલાઓનાં મસ્તકોને છેદી નાખીને રુદન કરી રહેલી કન્યાને બળાત્કારે ઘરમાંથી હરી લેવામાં આવે છે, તેને રાક્ષસવિધિ કહેવામાં આવે છે–રાક્ષસી વિવાહ કહેવામાં આવે છે. હે યુધિષ્ઠિર ! બ્રાહ્મ, ક્ષાત્ર, ગાંધર્વ, આસુર અને રાક્ષસી આ પાંચ+ વિવાહોમાં પહેલા ત્રણ વિવાહો ધાર્મિક ગણાય છે અને પાછળના બે વિવાહો અધાર્મિક ગણાય છે. માટે છેલ્લા આસુર અને પૈશાચ (રાક્ષસી) વિવાહ કોઈ રીતે પણ કરવા

---

+ અહી પાચ વિવાહો કહેવામા આવે છે પણ મનુસ્મૃતિમા ब्राह्मो दवस्तथैवार्ष प्राजापत्यस्तथासुर.। गाधर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोऽधम ॥ બ્રાહ્મ, દૈવ આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાધર્વ, રાક્ષસ અને પૈશાચ આવા આઠ વિવાહો કહેવામા આવ્યા છે. તેમા આઠમા પૈશાચ વિવાહને સર્વના કરતાં અધમ ગણ્યો છે. આ આઠે વિવાહોના લક્ષણ મનુસ્મૃતિમા નીચે પ્રમાણે છે

બ્રાહ્મવિવાહ

आच्छाद्य चार्चयित्वा च श्रुतिशीलवते स्वयम् ।
आहूय दान कन्याया ब्राह्मो धर्म प्रकीर्तित ॥

કન્યાનો પિતા પોતે શાસ્ત્ર તથા શીલસંપન્ન વરને બોલાવીને વસ્ત્રાલંકારથી શણગારેલી કન્યાનુ દાન કરે છે, તેને બ્રાહ્મણધર્મ અથવા બ્રાહ્મવિવાહ કહેવામાં આવે છે.

દૈવવિવાહ·

यज्ञे तु वितते सम्यगृत्विजे कर्म कुर्वते ।
अलकृत्य सुतादान दैवं धर्म प्रचक्षते ॥

જ્યોતિષ્ટોમ આદિ વિસ્તારવાળા યજ્ઞમાં યજ્ઞ સંબધી કર્મ કરનારા ઋત્વિજને, વસ્ત્રાલંકારથી શણગારેલી કન્યાનું દાન કરવામાં આવે છે, તેને દૈવધર્મ અથવા દૈવવિવાહ કહેવામાં આવે છે. રોમપાદ નામના રાજાએ જ્યારે પોતાના રાજ્યમા દુષ્કાળ પડ્યો, ત્યારે ઋષ્યશૃંગ નામના બ્રાહ્મણ પાસે યજ્ઞ કરાવીને તેના બદલામા પોતાની કન્યા તેને પરણાવી હતી. એ દૈવવિવાહનો દાખલો છે.

આર્ષવિવાહ:

एक गोमिथुन द्वे वा वरादादाय धर्मत ।
कन्याप्रदान विधिवदार्षो धर्मः स कथ्यते ॥

વરની પાસેથી (યજ્ઞાદિકની સિદ્ધિને માટે) ગાયની અથવા બળદની એક કે બે જોડ લઈને ધર્માનુસાર અને વિધિપૂર્વક કન્યાનુ દાન કરવામા આવે છે, તેને આર્ષધર્મ અથવા આર્ષવિવાહ કહેવામાં આવે છે.

પ્રાજાપત્યવિવાહ

सहोभौ चरता धर्ममिति वाचानुभाष्य च ।
कन्याप्रदानमभ्यर्च्य प्राजापत्यो विधि स्मृत ॥

'તમે બન્ને જણા સાથે રહીને નિત્ય ધર્માચરણ કરો' એમ કહીને વરની પૂજા કરીને કન્યાદાન આપવામા આવે, તેને પ્રાજાપત્ય વિવાહ કહેવામા આવે છે. અહી મહાભારતમાં જે ક્ષાત્રવિવાહ કહેવામા આવ્યો છે, તેજ આ પ્રાજાપત્ય વિવાહ છે.

આસુરવિવાહ

ज्ञातिभ्यो द्रविण दत्त्वा कन्यायै चैव शक्तित ।
कन्याप्रदान स्वाच्छन्द्यादासुरो धर्म उच्यत ॥

કન્યાના સબંધીઓને તથા કન્યાને પોતાને, પોતાની શક્તિ પ્રમાણે ધન આપીને સ્વચ્છંદપણે (શાસ્ત્રવિધિથી નહિ) કન્યાને પરણવામા આવે છે, તેને આસુરવિવાહ કહેવામા આવે છે.

ગાધર્વવિવાહ·

इच्छयान्योन्यसयोग कन्यायाश्च वरस्य च ।
गाधर्व स तु विज्ञेयो मैथुन्य कामसभव ॥

નહિ.[૯] હે પુરુષશ્રેષ્ઠ! બ્રાહ્મ, ક્ષાત્ર અને ગાંધર્વ એ ત્રણ વિવાહ ધાર્મિક ગણાય છે, માટે એ ત્રણ વિવાહોમાંથી કોઈ એક જ વિવાહ કરવો, અથવા મિશ્ર વિવાહ કરવો. (જેમ કે દમયંતીના સ્વયંવરમાં બ્રાહ્મ અને ક્ષાત્રવિવાહ મિશ્ર હતો; રુક્મિણીનો વિવાહ રાક્ષસ અને ગાંધર્વથી મિશ્ર હતો, અને સુભદ્રાનો વિવાહ ક્ષાત્ર તથા રાક્ષસથી મિશ્ર હતો.)[૧૦] બ્રાહ્મણને ત્રણ વર્ણની ભાર્યાઓ હોઈ શકે છે, ક્ષત્રિયને બે વર્ણની ભાર્યાઓ હોઈ શકે છે અને વૈશ્યને પોતાની જાતિની જ એક ભાર્યા હોઈ શકે છે, કેમ કે તે તે ભાર્યાઓમાં જ પોતાના સમાન સતાનને ઉપન્ન કરી શકાય છે. (અર્થાત ત્રણ વર્ણના પુરુષોને શૂદ્રજાતિની ભાર્યા કરવાનો અધિકાર નથી.)[૧૧] બ્રાહ્મણ ત્રણ જાતિની સ્ત્રીઓ પરણ્યો હોય તો તેમાં બ્રાહ્મણજાતિની જ સ્ત્રી બીજી સ્ત્રીઓ કરતાં શ્રેષ્ઠ ગણાય છે. ક્ષત્રિય બે જાતિની સ્ત્રીઓ પરણ્યો હોય તો તેમાં ક્ષત્રિય જાતિની જ સ્ત્રી શ્રેષ્ઠ ગણાય છે. કેટલાએક શાસ્ત્રકારો કહે છે કે, ત્રણે વર્ણના પુરુષો શૂદ્રજાતિની સ્ત્રીને પણ પરણી શકે છે, પણ તે શૂદ્રજાતિની સ્ત્રી કેવળ મૈથુનને માટે જ સ્વીકારવા યોગ્ય છે, ધર્મ કે પ્રજાને માટે નહિ; પરંતુ કેટલાએક શાસ્ત્રકારો શૂદ્ર સ્ત્રીને નહિ પરણવાની જ આજ્ઞા કરે છે,*[૧૨] કેમ કે શૂદ્રા સ્ત્રી વિષે પ્રજાની ઉત્પત્તિ થાય તેને સત્પુરુષો વખાણતા નથી વળી

---

કન્યાનો તથા વરનો અન્યોન્યની ઇચ્છાને લીધે જ સંયોગ થાય છે, તેને ગાધર્વવિવાહ કહેવામા આવે છે. આ વિવાહ કેવળ મૈથુન કરવાની ઇચ્છાથી જ, કામ ભોગની અભિલાષાથી જ કરવામા આવેલો હોય છે

રાક્ષસવિવાહ

हत्वा छित्वा च भित्वा च क्रोशन्तीं रुदतीं गृहात् ।
प्रसह्य कन्याहरण राक्षसो विधिरुच्यत ॥

કેટલાએકનો સહાર કરીને, કેટલાએકને કાપી નાખીને તથા કેટલાએકને ચીરી નાખીને બૂમો પાડતી તથા રુદન કરતી કન્યાનુ બળાત્કારે ઘરમાથી હરણ કરવામા આવે છે, તેને રાક્ષસવિવાહ કહેવામા આવે છે

પૈશાચવિવાહ

सुप्तां मत्तां प्रमत्तां वा रहो यत्रोपगच्छति ।
स पापिष्ठो विवाहाना पैशाचश्चाष्टमोऽधम ॥

કન્યા સૂઈ ગઈ હોય, મદિરા આદિથી મદમત્ત થઈ ગઈ હોય, અથવા ગાડી થઈ ગઈ હોય, તે સમયે એકાતમા તેની સાથે વિષયભોગ કરવામા આવે છે, તે પૈશાચવિવાહ કહેવાય છે આ વિવાહ સર્વ વિવાહોમા અત્યત પાપી છે અને અધમ છે હવે આ આઠે વિવાહોથી કેવા પ્રકારની પ્રજા ઉત્પન્ન થાય છે, તે વિષે પણ મનુ ભગવાન કહે છે કે,

ब्राह्मादिषु विवाहेषु चतुर्ष्वेवानुपूर्वश ।
ब्रह्मवर्चस्विन पुत्रा जायन्त शिष्टसमता ॥

બ્રાહ્મ આદિ પ્રથમના ચાર વિવાહોના પ્રકારોથી જે પ્રજા ઉત્પન્ન થાય છે તે બ્રહ્મતેજવાળી થાય છે ઘણુ કરીને પુત્રોરૂપે જ ઉત્પન્ન થાય છે અને તે પ્રજા શિષ્ટ પુરુષોમા માન્ય થાય છે

એટલુ જ નહિ પણ–

रूपसत्त्वगुणोपेता धनवतो यशस्विन ।
पर्याप्तभोगा धर्मिष्ठा जीवति च शत समा ॥

એ ચાર પ્રકારોથી ઉત્પન્ન થયેલા પુત્રો રૂપસપન્ન, સત્ત્વસપન્ન, ગુણસપન્ન ધનવાન, યશસ્વી, સપૂર્ણ ભોગવાળા અને ધર્મિષ્ઠ થાય છે અને સો વર્ષ સુધી જીવે છે

પરતુ–

इतरेषु तु शिष्टेषु नृशसानृतवादिन ।
जायन्ते दुर्विवाहेषु ब्रह्मधर्मद्विष सुता ॥

બાકીના છેલ્ના ચાર પ્રકારો (આસુર, ગાધર્વ, રાક્ષસ અને પૈશાચ)થી જે પુત્રો ઉત્પન્ન થાય છે તેઓ ક્રૂર હોય છે, અસત્યવાદી હોય છે અને બ્રાહ્મણોનો તથા ધર્મનો દ્વેષ કરનારા હોય છે અર્થાત્ છેલ્લા ચાર વિવાહો દુષ્ટ છે આ રીતે મનુએ જે આઠ વિવાહો ગણાવ્યા છે તે સર્વનો અહી કહેવામા આવેલા પાચ વિવાહોમા અતર્ભાવ થઈ જાય છે, એમ નીલકંઠનુ કહેવુ છે

* યાજ્ઞવલ્ક્ય કહે છે કે, यदुच्यते द्विजातिना शूद्रा दारोपसग्रह । नैतन्मम मत यस्मात् तत्रात्मा जायते स्फुटम् ॥ કેટલાએક વિદ્વાનો કહે છે કે, દ્વિજાતિ (ત્રણ વર્ણના) પુરુષોએ શૂદ્રની કન્યાનુ પણ પાણિગ્રહણ કરવુ પરતુ એમા મારો મત નથી કેમ કે તે પુરુષને પોતાને જ સ્ત્રીને વિશે મૈથુન દ્વારા પુત્રરૂપે ઉત્પન્ન થવુ પડે છે

શાસ્ત્રનો એવો વિધિ પણ છે કે, શૂદ્રા સ્ત્રી વિષે પ્રજોત્પાદન કરનારો બ્રાહ્મણ પ્રાયશ્ચિત્તનો અધિકારી છે.[૧૩] પુરુષ ત્રીસ વર્ષનો હોય, તો તેણે દશ વર્ષની નગ્નિકા× નામની કન્યા પરણવી; તે જો એકવીસ વર્ષનો હોય તો તેણે સાત વર્ષની કન્યા પરણવી.[૧૪] હે ભરતશ્રેષ્ઠ! જે કન્યાને ભાઈ ન હોય અથવા જે કન્યાને પિતા ન હોય તે કન્યાને કદી પરણવી નહિ; કેમ કે તે કન્યા પુત્રિકાધર્મિણી કહેવાય છે. (અર્થાત્ ભાઈ વિનાની કન્યા ઉપર તેના પિતાને પુત્રબુદ્ધિ હોય છે; અથવા કન્યાદાન કરતી વખતે તેનો પિતા પોતાના મનમાં પ્રકટ રીતે સંકલ્પ કરે છે કે, 'આ પુત્રીનો પુત્ર મારી શ્રાદ્ધાદિ ક્રિયાઓ કરશે અને મારી મિલકતનો વારસ થશે;' તેથી તે કન્યામાં જે પુત્ર ઉત્પન્ન થાય છે, તે કન્યાના પિતાનો ગણાય છે, પણ કન્યાને પરણનારનો ગણાતો નથી. આવી શાસ્ત્રમર્યાદા છે. વળી ભાઈ તથા પિતા વિનાની કન્યા પણ તેની માતાને પુત્રસ્થાને હોય છે; અથવા કન્યાદાન આપતી વેળા કન્યાની માતા આવો સંકલ્પ કરે છે કે, 'મારી પુત્રીનો પુત્ર મારો પોતાનો જ પુત્ર ગણાશે.') જે કન્યા અવિવાહિત હોઈને ઋતુમતી થતી હોય, તેણે પોતાનાં માતાપિતાની ઇચ્છાનુસાર ત્રણ વર્ષ સુધી વાટ જોવી; પણ ચોથે વર્ષે તેણે પોતાનાં માતાપિતાની ઇચ્છાનુસાર વર ન મળ્યો હોય તોપણ પોતાની મેળે જ વરને મેળવી લેવો.[૧૫,૧૬] હે ભરતશ્રેષ્ઠ! એવી કન્યાની જે પ્રજા થાય છે, તે હીન ગણાતી નથી; તેમ તેની સાથે મૈથુન કરવામાં પણ કંઈ દોષ નથી; પરંતુ એ કન્યા જો પૂર્વોક્ત નિયમથી વિરુદ્ધ વર્તી હોય (અર્થાત્ ઋતુમતી થયા છતાં ચાર-પાંચ વર્ષ સુધી બેસી રહી હોય), તો પ્રજાપતિ પોતે તેને નિંદ્ય ગણે છે; કેમ કે તે કન્યા શુદ્ધયોનિ હશે કે નહિ, એ વિષે શંકા રહે છે.)[૧૭] મનુએ કહ્યું છે કે, જે કન્યા પોતાની માતાની સપિંડ ન હોય* અને પોતાના પિતાના સમાન ગોત્રની ન હોય, તે કન્યાને જ પરણીને તેની સાથે મૈથુન કરવું તે ધર્મરૂપ છે.'

યુધિષ્ઠિર બોલ્યા: હે પિતામહ! એક કન્યાને માટે કોઈ એક પુરુષે શુલ્ક (દહેજ અથવા કન્યાના મૂલ્ય તરીકે આપવામાં આવતું ધન) આપી દીધું હોય, બીજો એક પુરુષ તે કન્યાને માટે પેલા પુરુષ કરતાં વધારે શુલ્ક આપવાનું કહેતો હોય, ત્રીજો એક પુરુષ તે કન્યાને બળાત્કારે પરણી જવાનું કહેતો હોય, ચોથો પુરુષ પુષ્કળ ધન દેખાડતો હોય અને પાંચમો પુરુષ કન્યાનું પાણિગ્રહણ કરવાને આવી પહોંચ્યો હોય, તો તે કન્યા કોની ભાર્યા થાય, તે મને કહો. હે પિતામહ! અમને પ્રત્યેક વિષયનું તત્ત્વ જાણવાની ઇચ્છા છે, માટે તમે અમારા નેત્રરૂપ થાઓ.[૧૮-૨૦]

ભીષ્મ બોલ્યા: મનુષ્યોને હિતકારક એવું હરકોઈ કર્મ અમુક પ્રકારની વ્યવસ્થા જાળવવા માટે જ વિદ્વાનોએ પ્રદર્શિત કરેલું છે. માટે જે કર્મને વિચારવંત સર્વ પુરુષોએ એકત્ર મળીને વિચારેલું હોય, તેમાં જે પુરુષ અસત્ય ભાષણ કરે છે તે પાતકી કહેવાય છે.[૨૧]× ભાર્યા, પતિ, ઋત્વિજ, આચાર્ય, શિષ્ય અને ઉપાધ્યાય, આ છયે જણાં લગ્નના સંબંધમાં જો મિથ્યા ભાષણ કરે,

× જે કન્યા માત્ર એક જ વસ્ત્ર પહેરવાને યોગ્ય હોય અર્થાત્ જેને સ્તનદર્શન તથા ઋતુદર્શન થયું ન હોય તે કન્યા નગ્નિકા કહેવાય છે.

* અર્થાત્ પોતાની માતાથી પાંચમી કે સાતમી પેઢીમાં ન હોય.

× કહેવાનો ભાવ એ છે કે, સર્વ વિચારવંત પુરુષોએ એકઠા મળીને 'કન્યા અમુકને જ પરણાવવી છે' આવો નિર્ણય કર્યો હોય છે, છતાં જો પુરુષ પાછળથી અસત્ય બોલીને તે ઠરાવને નાકબૂલ કરે છે, તે મહાન પાપી છે.

તો પ્રાયશ્ચિત્તરૂપ દંડને પાત્ર ગણાય છે, એમ કેટલાએક લોકો કહે છે. પણ કેટલાએક કહે છે કે, તેમાં તેમને પ્રાયશ્ચિત્ત આપવું યોગ્ય નથી. (અર્થાત્ સર્વની સમક્ષ ભાર્યા બોલી હોય કે, 'હું તારી સ્ત્રી છું,' છતાં પાછળથી ફરી જાય, તો તે પ્રાયશ્ચિત્તની અધિકારી છે. એક વરે કહ્યું હોય કે, 'આ મારી સ્ત્રી છે,' છતાં પાછળથી ફરી જાય, તો તે પ્રાયશ્ચિત્તની અધિકારી છે. તેમ જ ઋત્વિજ, આચાર્ય, શિષ્ય તથા ઉપાધ્યાય પણ કોઈએક લગ્ન કરાવીને ફરી જાય કે, અમે તે લગ્ન કરાવ્યું જ નથી તો તેઓ પણ પ્રાયશ્ચિત્તના અધિકારી છે.) પણ મનુ તો એમ જ કહે છે કે જેમને અન્યોન્યના પર અપ્રીતિ હોય તેવાં વરકન્યાએ પતિ-પત્ની તરીકે સાથે રહેવું જ નહિ, પણ અન્યોન્યનો ત્યાગ જ કરી દેવો; કેમ કે પ્રીતિ ન હોવા છતાં સાથે નિવાસ કરવો તે અપયશ કરનાર છે, અધર્મજનક છે અને ધર્મને વ્યર્થ કોપાવનાર છે.[૨૨] હે ભારત! જે કન્યાને કન્યાના બાંધવો પાણિગ્રહણવિધિથી પરણાવે છે અથવા મનમાન્યું ધન લઈને વેચી નાખે છે, તે કન્યા જો બીજે સ્થળે જતી હોય, તો તેનું હરણ કરવામાં પરણનારને અથવા જેણે ધન આપ્યું હોય તેને લેશમાત્ર દોષ લાગતો નથી.[૨૩,૨૪] કન્યાના બાંધવો કન્યાના દાન માટે અનુજ્ઞા આપે, ત્યારે મંત્રો તથા હોમવિધિની યોજના અવશ્ય કરવી જોઈએ; કેમ કે કન્યાનું દાન મંત્ર તથા હોમવિધિપૂર્વક કરવામાં ન આવ્યું હોય, તે કદી પૂર્ણ ગણાતું નથી.[૨૫] એથી જ વિદ્વાનો કહે છે કે, વરકન્યાની લગ્નક્રિયા મંત્ર તથા હોમવિધિપૂર્વક કરવામાં આવે છે તો જ તે શ્રેષ્ઠ ગણાય છે અને તો જ જ્ઞાતિઓએ કરેલો લગ્ન કરવાનો ઠરાવ પરિપૂર્ણ થાય છે.[૨૬] હરકોઈ પતિ પોતાનાં પ્રારબ્ધકર્મથી પ્રાપ્ત થયેલી અથવા ઈશ્વરસંકેતથી પ્રાપ્ત થયેલી કન્યાને જ પોતાની ભાર્યા તરીકે ધર્માનુસાર સંપાદન કરી શકે છે. માટે કોઈ કોઈ પુરુષ કન્યા સાથેના લગ્નસંબંધમાં દૈવી તથા માનુષી વાણીને અસત્યરૂપ સમજીને ત્યજી દે છે.[૨૭]

યુધિષ્ઠિર બોલ્યા: હે પિતામહ! એક કન્યાનું એક વર પાસેથી શુલ્ક આવી ગયું હોય અને પછી બીજો એવો વર મળી આવે કે, જે ધર્મ, કામ તથા અર્થથી સંપન્ન હોય, તો તે સમયે અસત્ય ભાષણ કરવું કે નહિ? (અર્થાત્ પ્રથમ જેની પાસેથી શુલ્ક લીધું હોય, તેને કન્યા નહિ આપીને બીજા યોગ્ય વરને કન્યા આપવી કે નહિ? આમ પ્રથમના વર સાથે કરેલો વિવાહ ફોક કરવો કે નહિ?)[૨૮] તેવે પ્રસંગે પ્રથમના વરને કન્યા નહિ આપીને બીજા યોગ્ય વરને કન્યા પરણાવી દેવામાં શિષ્ટાચારના ઉલ્લંઘનરૂપ તથા બંધુઓની સંમતિપૂર્વક કરેલા પ્રથમના કન્યાવિક્રયનું ઉલ્લંઘન કરવારૂપ બે દોષો જણાય છે; છતાં કન્યાનું જેમાં અધિક શ્રેય રહેલું હોય તેવું કર્મ તેના પિતાએ કરવું કે નહિ? (શા માટે પ્રથમના વાચિક વિવાહને ફોક કરીને બીજા યોગ્ય વરને કન્યા ન આપવી?) આ ધર્મ સર્વ ધર્મોમાં અત્યંત વિચાર કરવા યોગ્ય છે, એમ અમે માનીએ છીએ.[૨૯] હે પિતામહ! અમને પ્રત્યેક ધર્મના તત્ત્વને જાણવાની ઇચ્છા છે, માટે તમે અમારા નેત્રરૂપ થાઓ અને એ સર્વ વાત અમને કહો. તમારી કથા સાંભળીને હું તૃપ્ત જ થતો નથી.[૩૦]

ભીષ્મ બોલ્યા: શુલ્ક આપનારા કોઈ એક પુરુષે એવો નિશ્ચય કરીને શુલ્ક આપ્યું હોતું નથી કે, મેં આ શુલ્ક આપ્યું છે તેથી અમુક કન્યા મારી ભાર્યા જ થઈ ચૂકી છે. (અર્થાત્ શુલ્ક આપવાથી કન્યામાં ભાર્યાપણું પ્રાપ્ત થતું નથી.) વળી શુલ્કને લેનારા કન્યાના પિતાઓ કેવળ શુલ્ક લઈને જ કન્યાને આપી દેતા નથી. (માટે

શુલ્ક લેવાયું હોય, તોપણ બીજો યોગ્ય વર મળે તો પ્રથમનો વાચિક વિવાહ ફોક કરીને તેને કન્યા આપવામાં કંઈ દોષ નથી.)[૩૧] કન્યાના બાંધવો વરની પાસેથી શુલ્ક લે છે તેમાં વરની મોટી વય અથવા વરમાં કોઈ જાતની ન્યૂનતા અથવા કન્યાનાં માતપિતાની ગરીબ સ્થિતિ વગેરે અનેક કારણો હોય છે. પણ કોઈ પુરુષ વરને અનુકૂળ થઈને કહે છે કે, 'મારી આ કન્યાને તારા પોતાના વસ્ત્રાલંકારાદિથી શણગારીને તું પરણી જા. કન્યા-નિમિત્તે તું જે કંઈ વસ્ત્રાલંકારાદિ કરીશ તેમાંથી મારે કંઈ પણ જોઈતું નથી.' આમ કહીને તે પુરુષ કન્યાને માટે અલંકારાદિ લઈને કન્યાદાન આપે છે, ત્યારે તેણે કન્યાનું શુલ્ક લીધું ગણાતું નથી, તેમ કન્યાનો વિક્રય કર્યો ગણાતો નથી; કેમ કે કન્યાને શણગારવા માટે જ વર પાસેથી અલંકારાદિ લઈને કન્યાદાન કરવું, એવો સનાતન ધર્મ છે. શાસ્ત્રકારો કહે છે કે, કોઈએ વરને કહ્યું હોય કે, 'હું તને કન્યા આપીશ, અથવા હું તને કન્યા નહિ આપું, અથવા હું તને અવશ્ય કન્યા આપીશ,' તો એ બધું નહિ કહ્યા જેવું જ અનિ-શ્ચયાત્મક જ છે. માટે જ્યાં સુધી પાણિગ્રહણ થયું ન હોય, ત્યાં સુધી કન્યાપક્ષવાળા તથા વરપક્ષ-વાળા પરસ્પર માગું કરી શકે છે. અમારા સાંભ-ળવામાં આવ્યું છે કે, દેવતાઓએ પૂર્વે આવો વર આપ્યો છે કે, પાણિગ્રહણ થયું ન હોય ત્યાં સુધી વરના સંબંધીઓએ કન્યાનું માગું કરવું.*[૩૨–૩૫] વળી ઋષિઓની આજ્ઞા છે કે, જે વર કન્યાને અનિષ્ટ હોય અથવા અયોગ્ય હોય, તે વરને કન્યા આપવી જ નહિ. મારો પોતાનો પણ એ જ નિશ્ચય છે; કેમ કે કન્યા સર્વ કામનાઓનું તથા ઉત્તમ પ્રજોત્પાદનનું મૂળ છે.[૩૬] અત્યંત લાંબા પરિચયથી તું જાણ કે, કન્યાનો ક્રયવિક્રય કરવા-માં અનેક દોષો સમાયેલા છે. કોઈ એક કન્યાનું શુલ્ક લેવામાં આવ્યું અથવા આપવામાં આવ્યું, તેથી એ કન્યા કદી કોઈની ભાર્યા થઈ જતી નથી. આ સંબંધમાં હું તને એક દષ્ટાંત કહું છું, તે તું સાંભળ.[૩૭]

હું પોતે જ પૂર્વે મગધદેશના, કાશીદેશના તથા કોસલદેશના સર્વ રાજાઓને જીતીને વિચિત્રવીર્ય માટે બે કન્યાઓ લાવ્યો હતો (અર્થાત્ મારા પરાક્રમરૂપી શુલ્ક આપીને તે બન્ને કન્યાઓને હું લાવ્યો હતો.)[૩૮] તેમાંથી એક કન્યાનું તો પાણિ-ગ્રહણ થયું હતું, પણ બીજી કન્યા પાણિગ્રહણથી રહિત હતી અને મારા પરાક્રમરૂપ શુલ્કથી આણેલી હતી. છતાં મારા કાકા બાહ્લિકે મને કહ્યું કે, 'તેં પરાક્રમરૂપ શુલ્કથી આ જે કન્યાને આણી છે, તેને તારે પાછી ત્યાં જ મૂકી આવવી જોઈએ.' વળી મારા કાકાએ મને કહ્યું કે, 'આ કન્યાને બદલે કોઈ બીજી કન્યાને તું લઈ આવ.' તે સાંભળી મને મારા કાકાના વચન ઉપર શંકા થઈ; તેથી મેં બીજાઓને પણ તે વિષે પૂછી જોયું.[૩૯,૪૦] હે રાજા! મારા કાકાને ધર્માનુ-સાર વર્તવાની અતિશય ઇચ્છા હતી, તેથી આચારને જાણવાની ઇચ્છાથી મેં મારા કાકાને જ આ પ્રમાણે કહ્યું:[૪૧] 'હું આચારને યથાર્થ રીતે જાણવાને અત્યંત ઇચ્છું છું.' હે મહારાજ! મેં આ વચન કહ્યું, એટલે ધાર્મિકોમાં શ્રેષ્ઠ એવા મારા કાકા બાહ્લિકે મને આ પ્રમાણે કહ્યું:[૪૨] 'જો તમે કેવળ શુલ્ક આપીને જ કન્યાને પોતાની ભાર્યા બનાવી શકતા હો, અને પાણિગ્રહણવિધિની

* કહેવાનો ભાવ એ છે કે, કન્યાનું શુલ્ક લેવાઈ ગયું હોય અને તે પછી કોઈ ઉત્તમ વર મળી આવે તો પ્રથમનો વાચિક વિવાહ ફોક કરવામાં કંઈ જ દોષ નથી. આના સંબંધમાં આવું શાસ્ત્રીય પ્રમાણ પણ છે:–दत्तामपि हरेत् कन्या श्रेयांश्चेद्वर आव्रजेत्–અર્થાત્ એક સ્થળે કન્યાનો વાચિક વિવાહ કર્યો હોય, તોપણ પાછળથી યોગ્ય વર મળી આવે તો તે વિવાહ ફોક કરવો.

કંઈ અગત્ય ન માગતા હો, તો 'त्र्यजनमुपासीत प्रातशुल्क इति स्मृतिः।' કન્યાના પિતાએ એક વર પાસેથી શુલ્ક લઈ લીધું હોય તોપણ બીજો યોગ્ય વર મળી આવે તો પ્રથમના વરને કન્યા નહિ આપતાં બીજા યોગ્ય વરને કન્યા આપવી, એ ધર્મશાસ્ત્રના વચન સાથે વિરોધ આવશે. (અર્થાત્ માત્ર શુલ્ક આપવાથી જ કન્યા ભાર્યા થઈ શકતી નથી; પણ પાણિગ્રહણ થઈ ગયા પછી જ કન્યા ઉપર ભાર્યાપણું આવી શકે છે.)[૪૩] જે પુરુષોની માન્યતા એવી જ હોય છે કે, માત્ર શુલ્કપ્રદાનથી જ કન્યાને ભાર્યા બનાવી શકાય છે અને પાણિગ્રહણનું કંઈ ખાસ પ્રયોજન નથી, તેમની એ માન્યતાને ધર્મવેત્તાઓ પ્રમાણ માનતા નથી.[૪૪] વળી જે પુરુષો કન્યાદાનમાં શુલ્કને જ મુખ્ય માનનારા છે, તેમને કન્યા ઉપર ભાર્યાત્વ લાવવામાં બીજું કોઈ પ્રસિદ્ધ વાક્ય પ્રમાણભૂત હોતું નથી. માટે જેઓ કન્યાની ખરીદીમાં કારણભૂત એવા શુલ્કને જ પ્રમાણ માને છે, તેઓ ધર્મવેત્તા ગણાતા નથી.[૪૫] વળી એવા પુરુષોને કદી કન્યા આપવી જ નહિ; તેમ જ જે કન્યાને માટે શુલ્ક માગવામાં આવતું હોય, તે કન્યાને કદી પરણવી જ નહિ; કેમ કે કન્યાને વેચાતી લેવી અથવા વેચાતી આપવી, તે કોઈ રીતે પણ શાસ્ત્રસંમત નથી.[૪૬] જેઓ કન્યાને એક દાસી તરીકે જાણીને વેચે છે અને જેઓ કન્યાને દાસી તરીકે જાણીને વેચાતી લે છે, તે પાપી મનના લોભી પુરુષોની નિષ્ઠા તેવા પ્રકારની જ હોય છે. (અર્થાત્ તેઓ જ એમ માને છે કે, શુલ્ક આપવાથી અથવા લેવાથી કન્યા ઉપર ભાર્યાપણું આવી જાય છે.)[૪૭]

આ વિષયમાં જ પૂર્વે સર્વ મનુષ્યોએ સત્યવાનને પૂછ્યું હતું કે, 'હે મહાબુદ્ધિમાન સત્યવાન! એક કન્યાનું શુલ્ક આપીને એક પુરુષ મરણ પામ્યો હોય, તો બીજો કોઈ પુરુષ તે કન્યાનું પાણિગ્રહણ કરી શકે કે નહિ? આ વિષયમાં અમને ધર્મસંશય થયો છે, માટે તેને તમે દૂર કરો; કેમ કે તમે સુજ્ઞ મનુષ્યોમાં માન્ય ગણાઓ છો.[૪૮,૪૯] અમને તત્ત્વ જાણવાની ઇચ્છા છે, માટે તમે અમારા નેત્રરૂપ થાઓ.' તે મનુષ્યોએ એ રીતે પૂછ્યું, એટલે સત્યવાને તે સર્વને ઉદ્દેશીને કહ્યું કે,[૫૦] જ્યાં પોતાની ઇચ્છા હોય ત્યાં કન્યાને આપવી, એમાં કંઈ વિચાર કરવો જ નહિ. કન્યાનું શુલ્ક આપનારો વર જીવતો હોય, તોપણ બીજાને કન્યા આપી શકાય છે, તો પછી તે મરણ પામ્યો હોય, તો બીજાને કન્યા આપી શકાય, એમાં કંઈ સંશય નથી.[૫૧] અથવા પોતાનું શુલ્ક આપનાર પતિ મરણ પામ્યો હોય, ત્યારે કન્યાએ પોતાના દિયર સાથે પરણવું; પણ એવી ઇચ્છા ન હોય, તો પોતાના પૂર્વ પતિના જ પાણિગ્રહણની ઇચ્છાને અનુસરીને પુષ્કળ તપ જ કર્યા કરવું.[૫૨] કેટલાએક વિદ્વાનો કહે છે કે, પોતાનો મોટો ભાઈ એક ભાર્યાને પરણીને તરત જ મરી ગયો હોય અને તેની ભાર્યા જો શુદ્ધયોનિ હોય, તો તેના દિયરો વગેરે તેને પરણી શકે છે; પરંતુ બીજા કેટલાએક વિદ્વાનો કહે છે કે, એ પ્રવૃત્તિ કેવળ ઐચ્છિકી જ છે, શાસ્ત્રવિધિને અનુસરતી નથી. આવા પ્રસંગને માટે જ આચાર્યોએ અન્યોન્ય વાદવિવાદ ચલાવ્યો છે, તે સર્વનો છેવટે આ નિશ્ચય થયો છે:[૫૩] 'પાણિગ્રહણની પહેલાં હરિદ્રાસ્નાન આદિ સર્વ માંગલિક કાર્યો થઈ ગયાં હોય, પણ પાણિગ્રહણને લગતા મંત્રો ભણાયા ન હોય અને તે જ ગાળામાં જો પરણનારનું મૃત્યુ થયું હોય, તો તેના નાના ભાઈઓ વગેરે તેને આપવા ધારેલી કન્યા સાથે વિવાહ કરી શકે છે; પણ તેમાં જો મિથ્યા ભાષણ કરવામાં આવે છે, તો પાપ જ લાગે છે.[૫૪] પાણિગ્રહણના મંત્રોની સંપૂર્ણ વિધિ

સપ્તપદીના સાતમા પગલામાં થઈ રહે છે. (અર્થાત્ સપ્તપદી થઈ રહે એટલે પાણિગ્રહણનો વિધિ સિદ્ધ થઈ જાય છે.) તે સમયે જેના હાથમાં જળદાન આપીને કન્યાદાનનો સંકલ્પ કરવામાં આવે છે, તેની એ ભાર્યા થઈ ચૂકે છે.[૫૫] એ પ્રમાણે જ કન્યાદાન આપવું જોઈએ, એમ વિદ્વાનો નિશ્ચયપૂર્વક કહે છે. જે કન્યા પોતાને અનુકૂળ હોય, પોતાના વંશને યોગ્ય હોય, ભાઈવાળી હોઈને તેના ભાઈએ આપેલી હોય અને અગ્નિની સમીપ આપેલી હોય, તે કન્યાને ઉત્તમ બ્રાહ્મણે શાસ્ત્રવિધિપૂર્વક અગ્નિની પ્રદક્ષિણા કરીને પોતાની ભાર્યા તરીકે સ્વીકારવી.[૫૬]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'વિવાહધર્મકથન' નામનો અધ્યાય ૪૪ મો સમાપ્ત

## अध्याय ४५ मो

### વિવાહધર્મકથન (ચાલુ)

॥ युधिष्ठिर उवाच ॥

**कन्यायाः प्राप्तशुल्कायाः पतिश्चेन्नास्ति कश्चन।**
**तत्र का प्रतिपत्तिः स्यात्तन्मे ब्रूहि पितामह ॥**

યુધિષ્ઠિર બોલ્યા : એક કન્યાનું શુલ્ક આવી ગયું હોય, પણ તે શુલ્ક આપનારો કન્યાનો પતિ પરદેશમાં હોય અને તેના ભયથી કોઈ બીજો વર તે કન્યાને પરણી શકતો ન હોય, તો તે પ્રસંગે કન્યાના પિતાએ શું કરવું ?[૧]

ભીષ્મ બોલ્યા : જે કન્યા પુત્રરહિત ધનવાનની પુત્રી હોય (અને જેને માટે શુલ્ક આપીને તેનો વર પરદેશમાં ગયો હોય) તે કન્યાનું (તેનો વર આવે ત્યાં સુધી) તેના પિતાએ રક્ષણ કરવું; કેમ કે જ્યાં સુધી વરે આપેલું શુલ્ક વરને પાછું આપવામાં ન આવે, ત્યાં સુધી તે કન્યા શુલ્ક આપનાર વરે વેચાતી લીધેલી ગણાય છે. (આથી તે કન્યાને બીજા કોઈ પણ પુરુષને આપવાનો તેના પિતાને અધિકાર નથી)[૨] માત્ર તે શુલ્ક આપનારને માટે ધર્મશાસ્ત્રાનુસાર ઉત્તમ વીર્યમાંથી પુત્રની ઇચ્છા કરવી; પરંતુ કન્યાનું બીજાની સાથે મંત્રપૂર્વક પાણિગ્રહણ કરાવી દેવું નહિ.[૩] હવે જે કન્યાનું શુલ્ક કોઈના તરફથી આવ્યું ન હોય, તે કન્યાએ પોતાના પિતાની આજ્ઞા લઈને (સાવિત્રીની પેઠે) પોતાની મેળે જ વરને પસંદ કરી લેવો; પરંતુ તે કન્યાના એ કર્મને કેટલાએક વિદ્વાનો વખાણે છે અને કેટલાએક વિદ્વાનો વખાણતા નથી,[૪] કેમ કે એવું કર્મ પ્રાચીનકાળમાં કોઈએ પણ કર્યું નથી. છતાં કેટલાએક આચાર્યો કહે છે કે, શિષ્ટ મનુષ્યોનો આચાર અત્યંત શ્રેષ્ઠ જ હોય છે અને ધર્મરૂપ જ હોય છે. (માટે સાવિત્રીએ પોતાના પિતાની આજ્ઞાને અનુસરીને સ્વતઃ જ સત્યવાનને પોતાના વર તરીકે સ્વીકારી લીધો હતો તે અયોગ્ય ન ગણાય.)[૫] આ જ પ્રકરણના સંબંધમાં વિદેહરાજ મહાત્મા જનકના પૌત્ર સુક્રતુએ કહ્યું છે:[૬] 'જે માર્ગ અસત્ (દુષ્ટ) પુરુષોએ આચરેલો હોય, તેની પ્રશંસા કેવી રીતે થઈ શકે ? (અર્થાત્ પિતા હયાત હોય, છતાં તેની કન્યા પોતાની મેળે જ પતિને શોધી લે. એ વર્તન 'न स्त्री स्वातंत्र्यमर्हति—સ્ત્રી સ્વતંત્રતાને યોગ્ય નથી' એ શાસ્ત્રીય આજ્ઞાથી વિરુદ્ધ હોવાને લીધે પ્રશંસાપાત્ર કેમ થઈ શકે ?) વળી કન્યાએ સ્વતંત્ર રીતે પતિને શોધી લીધો અને પછી તેના સંબંધમાં કોઈ પ્રશ્ન કે સંશય ઊભો થાય, ત્યારે તેનો પિતા પોતે જ પ્રથમ આજ્ઞા આપી બેઠેલો હોવાથી તે કન્યાને ઉપાલંભ કેવી રીતે આપી શકે ![૭] માટે કન્યાને સ્વતંત્રતા આપીને તેની પસંદગી પ્રમાણે વર શોધી લેવાની આજ્ઞા આપવી, તે 'સ્ત્રીઓ સ્વતંત્રતાને યોગ્ય નથી' એ ધાર્મિક આજ્ઞાનું ખંડન કરવારૂપ છે. તે માર્ગ અસત્ અથવા દુષ્ટ હોઈને આસુર ધર્મરૂપ ગણાય છે.

વળી એવા પ્રકારની પદ્ધતિ પ્રાચીનકાળના વિવાહોમાં કદી સાંભળવામાં આવી જ નથી.[૮] ઉપરાંત તે સુક્રતુઋષિએ કહ્યું છે કે, 'સ્ત્રી અને પુરુષનો પતિપત્ની તરીકેનો સંબંધ અત્યંત સૂક્ષ્મ છે, કેવળ શાસ્ત્ર દ્વારા જ જાણી શકાય તેવો છે. (અને તે સંબંધ સર્વાંગ ઉપસંહાર વિના કદી સિદ્ધ થતો નથી.) માટે તે પતિપત્ની તરીકેનો સંબંધ શાસ્ત્રીય મર્યાદાનો લોપ કરીને કેવળ રતિ-(મૈથુન)રૂપ સાધારણ ધર્મને જ લક્ષમાં રાખીને ગમે તે પ્રકારે બાંધી લેવો નહિ. (પણ શાસ્ત્રીય આજ્ઞાને અનુસરીને બરાબર પરીક્ષા કરીને જ તે સંબંધ બાંધવો.)

યુધિષ્ઠિર બોલ્યા : જે પુરુષ અપુત્ર અવસ્થા-માં મરણ પામ્યો હોય, તેના ધનને બીજા પુરુષો (તેના સંબંધીઓ અથવા દત્તક પુત્ર વગેરે) કયા આધારે લઈ શકે છે? હું ધારું છું કે, મરણ પામનાર પુરુષને જે કન્યા હોય છે, તો તે જ તેના પુત્ર તરીકે થવાને યોગ્ય છે (અને તે કન્યા જ તેના ધનની વારસ થવાને લાયક છે).[૯,૧૦]

ભીષ્મ બોલ્યા : જેવો પોતાનો આત્મા તેવો જ પોતાનો પુત્ર ગણાય છે અને જેવો પોતાનો પુત્ર તેવી જ પુત્રી ગણાય છે. માટે પોતાની પુત્રી જ્યાં સુધી પોતાની પાસે હોય, ત્યાં સુધી બીજા ભાઈઓ વગેરે પોતાના ધનને કેમ લઈ શકે? (અર્થાત્ મરનાર પુરુષને જો પુત્રી હોય છે તો તેના ધનમાં તેના ભાઈઓ વગેરેનો કંઈ પણ હક નથી.)[૧૧] માતાનું જે કંઈ ધન હોય છે, તે પુત્રી-ના જ ભાગરૂપ ગણાય છે (પણ પુત્રોને મળતું નથી); અને જે પુરુષ પુત્રરહિત અવસ્થામાં મરણ પામે, તેનું ધન પણ તેની પુત્રીને જ મળવું જોઈએ. અથવા પુત્રી પણ મરણ પામી હોય, તો દૌહિત્ર જ (પુત્રીનો પુત્ર જ) તેના ધનને લઈ શકે છે.[૧૨] કેમકે પુત્રીનો પુત્ર પોતાના પિતાને તથા માતાના પિતાને બન્નેને પિંડદાન આપી શકે છે અને ધર્મ-દૃષ્ટિએ પણ પોતાના પુત્રમાં તથા પુત્રીના પુત્રમાં કંઈ વિશેષતા ગણાતી નથી.[૧૩] બીજી રીતે પણ કોઈ એક પુત્રરહિત પુરુષને પ્રથમ એકની એક જ પુત્રી હોય અને તેને લીધે તે પુત્રીને તેણે પુત્ર તરીકે માની હોય અને પાછળથી તેને પુત્ર પણ થયો હોય તો તેની મિલકતના પાંચ ભાગો પાડીને બે ભાગ પુત્રીને આપવા જોઈએ અને ત્રણ ભાગ પુત્રને આપવા જોઈએ. પણ કોઈ પુરુષને માત્ર એક પુત્રી જ હોય અને તેણે કોઈ એક સંબંધીના પુત્રને દત્તક તરીકે લીધો હોય, તો તે દત્તક પુત્રના કરતાં પોતાની ઔરસ પુત્રી જ શ્રેષ્ઠ ગણાય છે. તેથી પોતાની મિલકતના પાંચ ભાગ પાડીને તેણે ત્રણ ભાગ પોતાની પુત્રીને આપવા જોઈએ અને બે ભાગ દત્તક પુત્રને આપવા જોઈએ.[૧૪] પરંતુ જે કન્યાઓનું શુલ્ક લઈને તેમને વેચી નાખવામાં આવી હોય છે, તેમનામાં જે પુત્રો ઉત્પન્ન થાય છે, તેઓ તેમના પિતાના જ ગણાય છે; માટે તેઓ દૌહિત્ર તરીકે ધનના ભાગીદાર ગણાય, એમાં ધર્મદૃષ્ટિએ હું કારણ જોઈ શકતો નથી. (અર્થાત્ પુત્રરહિત પિતાએ કન્યાનો વિક્રય કર્યો હોય અને પોતે એક દત્તક પુત્રને ખોળે લીધો હોય, તો તેણે પેલી વેચેલી કન્યાના પુત્ર કરતાં દત્તક પુત્રને જ શ્રેષ્ઠ માનવો જોઈએ અને દત્તક પુત્રને જ પોતાની મિલકતનો વારસ ગણવો જોઈએ.)[૧૫] કેમ કે કન્યાના વિક્રયપૂર્વક કરવામાં આવેલા આસુરવિવાહથી જે પુત્રો ઉત્પન્ન થાય છે, તેઓ અસૂયાશીલ હોય છે, અધર્મિષ્ઠ હોય છે, પારકા ધનનું હરણ કરનારા હોય છે, શઠ હોય છે અને ધર્મથી વિરુદ્ધ વર્તન કરનારા હોય છે.[૧૬] એટલા માટે જ આ આસુરવિવાહની નિંદાના વિષયમાં, ધર્મશાસ્ત્રની ધર્મમર્યાદાઓથી બંધાયેલા પ્રાચીન ધર્મવેત્તાઓ યમે ગાયેલી આવી ગાથા-

ઇચ્છાથી શૂદ્ર જાતિની સ્ત્રી. હે કુરુશ્રેષ્ઠ! તે સર્વ સ્ત્રીઓમાં પુત્રો ઉત્પન્ન થાય, ત્યારે તેમાંથી કયો પુત્ર અનુક્રમે પિતાના ધનનો વારસ થવાને યોગ્ય છે?[૪,૫] હે પિતામહ! તે પુત્રોમાંથી કયા પુત્રે કેટલો ભાગ પિતાના ધનમાંથી લેવો અને તેમને માટે ધનનો વિભાગ કેવી રીતે પાડવો, એ વિષે તમે મને કહો, એમ હું ઇચ્છું છું.[૬]

ભીષ્મ બોલ્યા: હે યુધિષ્ઠિર! બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય, એ ત્રણે વર્ણો દ્વિજાતિ કહેવાય છે અને એ ત્રણ વર્ણોમાં જ બ્રાહ્મણે વિવાહ કરવો એવો શાસ્ત્રવિહિત ધર્મ છે.[૭] હે શત્રુતાપન! બ્રાહ્મણ શૂદ્રજાતિની સ્ત્રીને પોતાની ભાર્યા બનાવે, એમાં તેનું પોતાનું અજ્ઞાન, લોભ અથવા કામવાસના એ ત્રણ જ કારણો હોવાં જોઈએ; કેમ કે બ્રાહ્મણે શૂદ્રકન્યા સાથે વિવાહ કરવો, એમ શાસ્ત્રમાં કોઈ સ્થળે કહેવામાં આવ્યું નથી.[૮] શાસ્ત્ર તો એમ જ કહે છે કે, બ્રાહ્મણ શૂદ્રજાતિની સ્ત્રીને પોતાના શયનમાં સુવાડીને અધોગતિને પામે છે અને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરવાનો અધિકારી બને છે.[૯] વળી હે યુધિષ્ઠિર! બ્રાહ્મણ શૂદ્રજાતિની સ્ત્રીમાં સંતાનો ઉત્પન્ન કરે છે, તો તેને બમણું પ્રાયશ્ચિત્ત કરવું પડે છે. હવે, હે ભારત! બ્રાહ્મણે ચારે વર્ણની સ્ત્રીઓને પરણીને તે સર્વમાં પુત્રો ઉત્પન્ન કર્યા હોય, તો તેમને ધનનો વિભાગ કેની રીતે વહેંચી આપવો, તે વિષે હું તને કહું છું.[૧૦] જે પુત્ર બ્રાહ્મણીથી ઉત્પન્ન થયો હોય, તેણે પિતાના ધનમાંથી મુખ્ય ભાગ લેવો. ઉપરાંત તેણે ઉત્તમ લક્ષણોવાળો એક બળદ તથા જે શ્રેષ્ઠ વાહન હોય તે લેવું.[૧૧] પછી હે યુધિષ્ઠિર! પિતાનું જે ધન બાકી રહેલું હોય, તેના દશ વિભાગ કરવા અને તેમાંથી પણ બ્રાહ્મણીના પુત્રે ચાર ભાગ લઈ લેવા.[૧૨] હવે જે પુત્ર ક્ષત્રિયાણીથી ઉત્પન્ન થયો હોય, તે પણ બ્રાહ્મણ જ ગણાય છે, એમાં સંશય નથી; માટે તેણે પણ પોતાની માતાની વિશેષતા-(શ્રેષ્ઠતા)ને અનુસરીને પિતાના ધનમાંથી ત્રણ વિભાગ લઈ લેવા.[૧૩] તેમ જ હે યુધિષ્ઠિર! ત્રીજા વર્ણની વૈશ્ય સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણપુત્રે પોતાના બ્રાહ્મણ પિતાના ધનમાંથી બે ભાગ ગ્રહણ કરવા. હે ભારત! બ્રાહ્મણથી શૂદ્રા સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો પુત્ર પિતાના ધનમાંથી ભાગ લેવાને માટે નિત્ય અનધિકારી જ ગણાય છે, તોપણ બાકીનો એક ભાગ તેને અર્પણ કરવો. તે પણ શૂદ્રા સ્ત્રીથી ઉત્પન્ન થયેલો એક પુત્ર જ છે તેથી તેને અલ્પ ધન પણ આપવું જ જોઈએ.[૧૪,૧૫] આ રીતે ધનના દશ વિભાગ કરીને અનુક્રમે સર્વ પુત્રોને (તેને તેની યોગ્યતા પ્રમાણે) વહેંચી આપવા; પરંતુ બ્રાહ્મણ કોઈ એક જ વર્ણમાંથી બે-ચાર સ્ત્રીઓ પરણ્યો હોય અને તે સ્ત્રીઓમાં તેનાથી જે પુત્રો ઉત્પન્ન થયા હોય તેમને તો સમાન રીતે જ ભાગ વહેંચી આપવો.[૧૬] બ્રાહ્મણથી જે પુત્ર શૂદ્રા સ્ત્રી વિષે ઉત્પન્ન થયો હોય છે, તેને વિદ્વાનો બ્રાહ્મણ માનતા નથી, કેમ કે તે બ્રાહ્મણનાં ધર્મકર્મમાં પ્રવીણ હોતો નથી; પરંતુ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણની સ્ત્રીઓમાં બ્રાહ્મણથી જે પુત્ર ઉત્પન્ન થાય છે તે બ્રાહ્મણ જ ગણાય છે.[૧૭] વળી ધર્મશાસ્ત્રમાં ચાર જ વર્ણો કહેવામાં આવ્યા છે અને પાંચમો વર્ણ ક્યાંય મળતો પણ નથી. માટે બ્રાહ્મણથી ઉત્પન્ન થયેલા શૂદ્રાપુત્રે પિતાના ધનમાંથી એક દશમો ભાગ જ લેવો.[૧૮] આ પણ તેણે પિતા આપે તો જ લેવો; બાકી તેનામાં ભાગ લેવાની યોગ્યતા જ નથી. પરંતુ હે ભારત! બ્રાહ્મણે પોતાથી ઉત્પન્ન થયેલા શૂદ્રાપુત્રને પણ અવશ્ય ધન આપવું જ જોઈએ.[૧૯] કેમ કે સર્વના

---

जनयित्वा सुत तस्यां ब्राह्मण्यादेर हीयते॥'

બ્રાહ્મણ શૂદ્રજાતિની સ્ત્રીને પોતાના શયનમા સુવાડીને અધોગતિ પામે છે અને જો તેમા પુત્ર ઉત્પન્ન કરે છે, તો બ્રાહ્મણપણાથી જ ભ્રષ્ટ થાય છે.

પર દયા કરવી એ પરમ ધર્મ છે અને તે દયાને લીધેજ તેને ધન આપવામાં આવે છે. હરકોઈ સ્થળે પણ દયા કરવામાં આવે છે તો તેથી ગુણજ ઉત્પન્ન થાય છે, કંઈ અવગુણ ઉત્પન્ન થતો નથી.[૨૦] હે ભારત! બ્રાહ્મણને ચારે વર્ણની સ્ત્રીઓ હોય અને તેમાંથી બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય વર્ણની સ્ત્રીઓમાં તેને પુત્રો થયા હોય કે ન થયા હોય, તોપણ શૂદ્રા સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા પુત્રને તો દશમા ભાગથી અધિક ધન આપવું જ નહિ.[૨૧] જે બ્રાહ્મણની પાસે ત્રણ વર્ષ ચાલે તેથી અધિક ધન હોય, તેણે તે દ્રવ્યમાંથી યજ્ઞયાગ કરી લેવા, પણ તેણે વૃથા ધનનો સંચય કરવો નહિ.[૨૨] પુરુષે પોતાની સ્ત્રીને ધનમાંથી ત્રણ હજાર રૂપિયાનો જ ભાગ આપવો અને સ્ત્રીએ પણ પોતાના પતિએ આપેલા ધનનો યોગ્ય રીતે જ ઉપભોગ કરવો.[૨૩] અપુત્ર મરણ પામેલા પતિના ધનનો તેની સ્ત્રીએ માત્ર ઉપભોગ જ કરવો, એમ શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે; પણ સ્ત્રીએ પતિના ધનમાંથી કોઈ રીતે અપહાર કરવો નહિ.[૨૪] હે યુધિષ્ઠિર! બ્રાહ્મણી સ્ત્રીને તેના પિતાએ જે ધન આપ્યું હોય, તેને તેની કન્યાએજ લેવું; કેમ કે જેવો પુત્ર છે તેવી જ પુત્રી છે. વળી હે રાજન્! શાસ્ત્રમાં પણ પુત્રીને પુત્ર સમાન જ કહેવામાં આવી છે. આ રીતે હે ભરતશ્રેષ્ઠ! પિતાના ધનનો વિભાગ-પ્રકાર મેં તને કહ્યો. હે કુરુનંદન! એ પ્રકારને અનુસરીને જ પિતાના ધનમાંથી પુત્રોએ ભાગ પાડી લેવા; પણ અયોગ્ય રીતે પિતાનું ધન લેવું નહિ.[૨૫,૨૬]

યુધિષ્ઠિર બોલ્યા: બ્રાહ્મણથી શૂદ્રા સ્ત્રી વિષે ઉત્પન્ન થયેલા પુત્રને તેના પિતાનું ધન ન આપવું, એમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે, તો પછી તેને દશમો ભાગ પણ કયા આધારે આપવામાં આવે છે?[૨૭] વળી બ્રાહ્મણથી બ્રાહ્મણીમાં ઉત્પન્ન થયેલો પુત્ર બ્રાહ્મણ ગણાય, એમાં તો કંઈ સંશયજ નથી. હવે બ્રાહ્મણથી ક્ષત્રિયાણીમાં તથા વૈશ્ય સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા પુત્રો પણ બ્રાહ્મણ થઈ શકે છે.[૨૮] તો હે મહારાજ! તેમને વિષમ (ઓછાવધતો) ભાગ શા માટે મળે? કેમ કે તમારા કહેવા પ્રમાણે ત્રણ વર્ણની સ્ત્રીઓમાં ઉત્પન્ન થયેલા તે સર્વે બ્રાહ્મણજ ગણાય છે.[૨૯]

ભીષ્મ બોલ્યા: આ લોકમાં જે સ્ત્રી સાથે વિવાહસંબંધ કરવામાં આવે છે, તેને દારા કહેવામાં આવે છે. પણ તે સર્વ દારાઓ એકસરખી હોતી નથી, તેમાં ઘણી જ મોટી વિશેષતા રહેલી હોય છે.[૩૦] બ્રાહ્મણ જો ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ત્રણે વર્ણોની સ્ત્રીઓને પ્રથમ ભાર્યા બનાવે અને પાછળથી બ્રાહ્મણજાતિની સ્ત્રીને ભાર્યા બનાવે, તોપણ તે બ્રાહ્મણસ્ત્રી બીજી સર્વ સ્ત્રીઓ કરતાં શ્રેષ્ઠ, પૂજ્ય અને અત્યંત માનપાત્ર છે.[૩૧] પોતાના પતિને સ્નાન કરાવવું, શણગાર સજાવવા, દાતણ આપવું, અંજન આંજવું તેમ જ દેવપિતૃનું બલિદાન તૈયાર કરવું વગેરે બીજું જે કંઈ ધાર્મિક કાર્ય ઘરમાં કરવાનું હોય છે, તે સર્વ બ્રાહ્મણવર્ણની સ્ત્રી જ્યાં સુધી હાજર હોય છે, ત્યાં સુધી બીજા કોઈ વર્ણની સ્ત્રીને કરવાનો અધિકાર નથી. હે યુધિષ્ઠિર! બ્રાહ્મણનાં તે સર્વ કાર્યો બ્રાહ્મણીને જ કરવાનો અધિકાર છે.[૩૨,૩૩] અન્ન, પાન, પુષ્પો, વસ્ત્ર અને અલંકાર એ બધું બ્રાહ્મણવર્ણની સ્ત્રીએ જ પોતાના પતિને અર્પણ કરવાં; કેમ કે બીજી સર્વ સ્ત્રીઓ કરતાં બ્રાહ્મણી જ અત્યંત શ્રેષ્ઠ ગણાય છે.[૩૪] હે કુરુનંદન મહારાજ! મનુએ જે ધર્મશાસ્ત્રની રચના કરેલી છે તેમાં પણ આ ધર્મ જ સનાતન તરીકે જોવામાં આવે છે.[૩૫] આમ છતાં હે યુધિષ્ઠિર! કોઈ બ્રાહ્મણ કામવાસનાને અધીન થઈને તેથી વિરુદ્ધ વર્તન કરે, તો સમજવું કે, તે બ્રાહ્મણ પૂર્વોક્ત મતંગની પેઠે બ્રાહ્મણક્ષેત્રમાં શૂદ્રથી જ ઉત્પન્ન

આને ગાય છેઃ[17] ' જે મનુષ્ય પોતાના પુત્રને વેચીને ધનની ઇચ્છા રાખે છે અને પોતાના જીવનનિર્વાહને માટે કન્યાનું શુલ્ક લઈને કન્યાને પરણાવે છે, તે મૂઢ મનુષ્ય સાત પ્રકારનાં નરકોમાં અધમ ગણાતા કાલસૂત્ર નામના મહાઘોર નરકમાં પડે છે અને ત્યાં પડ્યો પડ્યો પરસેવાનું, મૂત્રનું તથા વિષ્ઠાનું ભક્ષણ કર્યા કરે છે.[18,19] કેટલાએક વિદ્વાનો કહે છે કે, આર્ષવિવાહમાં એક ગાય તથા એક બળદને (વર પાસેથી) લેવામાં આવે છે, તે પણ શુલ્ક જ ગણાય છે—કન્યાવિક્રયના ધનરૂપ જ ગણાય છે. વળી કેટલાએક વિદ્વાનો કહે છે કે, આર્ષવિવાહમાં લેવાતા ગાયબળદને શુલ્ક માનવું તે મિથ્યા છે. હે રાજન્! મારો તો એ સંબંધમાં એ જ મત છે કે, અલ્પ હોય કે બહુ હોય વિક્રય તો છે જ અર્થાત્ આર્ષવિવાહમાં ગાયબળદરૂપ અલ્પ ધન લઈને પણ કન્યાનો વિક્રય જ કરેલો ગણાય છે.[20] જોકે આ ધર્મનું (આર્ષવિવાહનું) પણ કેટલાએક મનુષ્યોએ આચરણ કરેલું જ છે, તોપણ એ સનાતન ધર્મ ગણાતો નથી; કેમ કે તેમાં ગાયબળદરૂપ અલ્પ ધન લઈને પણ કન્યાનો વિક્રય જ કરવામાં આવે છે. વળી બીજા કેટલાએક એવા પુરુષો પણ લોકમાં જોવામાં આવે છે, જેઓ બળાત્કારે કન્યાનું હરણ કરીને રાક્ષસી પ્રવૃત્તિ (રાક્ષસી વિવાહ) કરે છે. પરંતુ તેઓ પોતાના બળથી વશ કરેલી કુમારીને કેવળ સ્વચ્છંદતાથી જ ભોગવે છે, નહિ કે તે કુમારીની ઇચ્છાથી તેને ભોગવે છે. માટે તેઓ પાપ કરનારા છે અને ઘોર નરકમાં પડનારા છે.[21,22] શાસ્ત્રની એવી મર્યાદા છે કે, પોતાને ત્યાં ઊછરીને મોટા થયેલા એક પશુને પણ વેચી નાખવાનો મનુષ્યને અધિકાર નથી, તો પછી મનુષ્યરૂપે અવતરેલી પોતાની પ્રજા(પુત્ર કે પુત્રી)ને વેચી નાખવાનો મનુષ્યને કેમ અધિકાર હોય? ખરે ખર, કન્યાવિક્રયથી પ્રાપ્ત થયેલા અધર્મમૂલક ધનથી કંઈ જ ધર્મ સિદ્ધ થતો નથી.[23]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'વિવાહધર્મ વિષે યમની ગાથાઓ' નામનો અધ્યાય ૪૫ મો સમાપ્ત

## अध्याय ४६ मो

### સ્ત્રીપ્રશંસા

॥ भीष्म उवाच ॥

प्राचेतसस्य वचनं कीर्तयंति पुराविदः।
यस्याः किंचिन्नाददते ज्ञातयो न स विक्रयः॥

ભીષ્મ બોલ્યા : પ્રાચીન ઇતિહાસવેત્તાઓ દક્ષ પ્રજાપતિનું આવું વચન કહે છે કે, જે કન્યાનાં કુટુંબીઓ (માતાપિતા વગેરે સંબંધીઓ) પોતાને માટે કંઈ ધન લેતાં નથી, પણ માત્ર કન્યાને શણગારવા માટે જ વર પાસેથી દાગીના વગેરે લે છે અને તે દાગીના પાછા વરને જ સ્વાધીન કરે છે, તો તે વિક્રય કર્યો ગણાતો નથી; કેમ કે તે તો કન્યાઓનું સન્માન કર્યું ગણાય છે અને તેમના પર અત્યંત મમતા અથવા માયાળુતા બતાવેલી ગણાય છે. માત્ર મુખ્ય વાત એ જ હોવી જોઈએ કે, કન્યાનિમિત્તે વર પાસેથી જે કંઈ લેવામાં આવ્યું હોય તે સમગ્ર કન્યાની સાથે વરને પાછું આપવું જોઈએ.[1,2] જેમને પોતાનું અત્યંત કલ્યાણ કરવાની ઇચ્છા હોય તે પિતાઓએ, ભાઈઓએ, સસરાઓએ તથા દિયરોએ સ્ત્રીઓને ખૂબ માન આપવું અને તેમને વસ્ત્રાલંકારાદિથી શણગારવી.[3] કેમ કે સ્ત્રી જો પુરુષને રુચતી નથી અથવા તેને હર્ષ ઉપજાવી શકતી નથી, તો પુરુષની અપ્રસન્નતાને લીધે સંતતિની વૃદ્ધિ થઈ શકતી નથી.[4] માટે હે રાજા! સ્ત્રીઓને નિત્ય માન આપવું અને તેમને ખાનપાનાદિથી નિત્ય લાડ લડાવવાં; કેમ કે જ્યાં સ્ત્રીઓ પૂજાય છે—માનપાત્ર ગણાય છે, ત્યાં દેવતાઓ રમણ કરે છે.[5] પરંતુ જ્યાં સ્ત્રીઓને

માનપાત્ર ગણવામાં આવતી નથી, ત્યાં સર્વ ક્રિયાઓ નિષ્ફળ થાય છે. વળી જે કુળમાં સ્ત્રીવર્ગ શોક કરે છે, તે કુળ સર્વથા વિનાશ પામે છે.[6] જે ગૃહો ઉપર સ્ત્રીવૃંદ તેમનો શાપ વરસાવે છે, તે ગૃહો જાણે કૃત્યાઓએ કરી ખાધાં હોય તેવાં શોભાહીન થઈ જાય છે. હે રાજા! તેવાં ગૃહો લક્ષ્મીથી હીન થાય છે અને તેઓ સમૃદ્ધિને પામતાં નથી.[7] ભગવાન મનુને જ્યારે સ્વર્ગમાં જવાની ઇચ્છા થઈ હતી, ત્યારે તેમણે સર્વ પુરુષોને સ્ત્રીઓ સોંપી દઈને આ પ્રમાણે કહ્યું હતું કે, 'હે પુરુષો! આ સ્ત્રીઓ બળરહિત છે, તત્કાળ તમને વશ થનારી છે, તમારા પર પ્રેમ રાખનારી છે, સત્યને જીતવાની ઇચ્છા રાખનારી છે, ઈર્ષ્યાળુ સ્વભાવની છે, માનની ઇચ્છા રાખનારી છે, ઉગ્ર સ્વભાવની છે, પ્રેમાળ છે અને બુદ્ધિરહિત છે, તોપણ તેઓ માનને યોગ્ય છે. માટે તમે તેમને માન આપજો. વળી ધર્માચરણ કરવામાં સ્ત્રીઓને કારણભૂત કરવામાં આવી છે, રતિભોગમાં પણ તેમને જ કેવળ કારણભૂત ગણવામાં આવે છે અને તેમની પરિચર્યા એ જ તેમને નમસ્કારરૂપ છે; માટે તમારે તેમને અધીન થઈને રહેવું.[8-10] સંતાનને ઉત્પન્ન કરવું, સંતાનનું રક્ષણ કરવું અને લોકવ્યવહારનું પ્રીતિપૂર્વક પાલન કરવું એ સર્વ કેવળ સ્ત્રીઓને જ અધીન છે, તે તમે જુઓ.[11] તમે જો સ્ત્રીઓને માન આપશો, તો તમે તમારાં સર્વ કાર્યોને સિદ્ધ કરી શકશો. આ સ્ત્રીઓના સંબંધમાં જનકરાજની પુત્રી સીતાએ આ એક શ્લોક ગાયો છે, તે આ પ્રમાણે છે :[12]

**नास्ति यज्ञक्रिया काचिन्न श्राद्धं नोपवासकम्।**
**धर्मः स्वभर्तृशुश्रूषा तया स्वर्गं जयन्त्युत ॥१३॥**

સ્ત્રીઓને માટે કોઈ યજ્ઞક્રિયા નથી, કોઈ શ્રાદ્ધક્રિયા નથી અને તેમને કોઈ ઉપવાસ કરવાની પણ જરૂર નથી. માત્ર પોતાના પતિની સેવા એ જ સ્ત્રીઓનો ધર્મ છે અને તે ધર્મના પ્રભાવથી સ્ત્રીઓ સ્વર્ગને જીતી શકે છે.[13] સ્ત્રીની કુમારઅવસ્થામાં પિતા તેનું રક્ષણ કરે છે, તરુણઅવસ્થામાં પતિ તેનું રક્ષણ કરે છે અને વૃદ્ધાવસ્થામાં પુત્રો તેનું રક્ષણ કરે છે. આ રીતે સ્ત્રી સ્વતંત્રતાને યોગ્ય નથી. હે ભારત! સ્ત્રીઓ એ જ લક્ષ્મી છે. માટે અભ્યુદયની આકાંક્ષા રાખનારાએ નિત્ય સ્ત્રીઓનો સત્કાર કરવો; કેમ કે સારી રીતે રક્ષણ કરવામાં આવેલી અને વશ રાખવામાં આવેલી સ્ત્રી સાક્ષાત્ શ્રીરૂપ થાય છે.[14,15]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'વિવાહધર્મ વિશે સ્ત્રીઓની પ્રશંસા' નામનો અધ્યાય ૪૬ મો સમાપ્ત

# अध्याय ४७मो

## પિતાની મિલકતના વિભાગ

॥ युधिष्ठिर उवाच ॥

**सर्वशास्त्रविधानज्ञ राजधर्मविदुत्तम।**
**अतीवसंशयच्छेत्ता भवान् वै प्रथितः क्षितौ ॥१॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે સર્વ શાસ્ત્રવિધિને જાણનારા! હે ઉત્તમ રાજધર્મવેત્તા! તમે સર્વ પ્રકારના સંશયોનો સમૂળ નાશ કરનાર તરીકે પૃથ્વીમાં સર્વત્ર પ્રસિદ્ધ થયા છો.[1] હે પિતામહ! મને એક સંશય થયો છે, તેનું તમે સમાધાન કરો. હે રાજન્! અમને જે કંઈ સંશય થાય છે તેના સંબંધમાં અમે તમારા વિના બીજા કોઈને પૂછતા નથી.[2] હે મહાબાહુ! ધર્મમાર્ગને અનુસરનારા પુરુષે શું કરવું યોગ્ય છે, એ સર્વ તમે મને કહેવાને યોગ્ય છો.[3] હે પિતામહ! બ્રાહ્મણ આ ચાર સ્ત્રીઓને પરણી શકે છે, એવું શાસ્ત્રવિધાન છે—એક બ્રાહ્મણજાતિની સ્ત્રી, બીજી ક્ષત્રિયજાતિની સ્ત્રી, ત્રીજી વૈશ્યજાતિની સ્ત્રી અને કેવળ રતિની જ*

* કેમ કે બ્રાહ્મણે શૂદ્રજાતિની સ્ત્રી સાથે વિવાહ કરવો તે ધર્મશાસ્ત્રથી વિરુદ્ધ છે. ભગવાન મનુ કહે છે : 'शूद्रां शयनमारोप्य ब्राह्मणो यात्यधोगतिम्।

ઇચ્છાથી શૂદ્ર જાતિની સ્ત્રી. હે કુરુશ્રેષ્ઠ ! તે સર્વ સ્ત્રીઓમાં પુત્રો ઉત્પન્ન થાય, ત્યારે તેમાંથી કયો પુત્ર અનુક્રમે પિતાના ધનનો વારસ થવાને યોગ્ય છે?[૪,૫] હે પિતામહ ! તે પુત્રોમાંથી કયા પુત્રે કેટલો ભાગ પિતાના ધનમાંથી લેવો અને તેમને માટે ધનનો વિભાગ કેવી રીતે પાડવો, એ વિષે તમે મને કહો, એમ હું ઇચ્છું છું.[૬]

ભીષ્મ બોલ્યા : હે યુધિષ્ઠિર ! બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય, એ ત્રણે વર્ણો દ્વિજાતિ કહેવાય છે અને એ ત્રણ વર્ણોમાં જ બ્રાહ્મણે વિવાહ કરવો એવો શાસ્ત્રવિહિત ધર્મ છે.[૭] હે શત્રુતાપન ! બ્રાહ્મણ શૂદ્રજાતિની સ્ત્રીને પોતાની ભાર્યા બનાવે, એમાં તેનું પોતાનું અજ્ઞાન, લોભ અથવા કામવાસના એ ત્રણ જ કારણો હોવાં જોઈએ; કેમ કે બ્રાહ્મણે શૂદ્રકન્યા સાથે વિવાહ કરવો, એમ શાસ્ત્રમાં કોઈ સ્થળે કહેવામાં આવ્યું નથી.[૮] શાસ્ત્ર તો એમ જ કહે છે કે, બ્રાહ્મણ શૂદ્રજાતિની સ્ત્રીને પોતાના શયનમાં સુવાડીને અધોગતિને પામે છે અને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરવાનો અધિકારી બને છે.[૯] વળી હે યુધિષ્ઠિર ! બ્રાહ્મણ શૂદ્રજાતિની સ્ત્રીમાં સંતાનો ઉત્પન્ન કરે છે, તો તેને બમણું પ્રાયશ્ચિત્ત કરવું પડે છે. હવે, હે ભારત ! બ્રાહ્મણે ચારે વર્ણની સ્ત્રીઓને પરણીને તે સર્વમાં પુત્રો ઉત્પન્ન કર્યા હોય, તો તેમને ધનનો વિભાગ કેવી રીતે વહેંચી આપવો, તે વિષે હું તને કહું છું.[૧૦] જે પુત્ર બ્રાહ્મણીથી ઉત્પન્ન થયો હોય, તેણે પિતાના ધનમાંથી મુખ્ય ભાગ લેવો. ઉપરાંત તેણે ઉત્તમ લક્ષણોવાળો એક બળદ તથા જે શ્રેષ્ઠ વાહન હોય તે લેવું.[૧૧] પછી હે યુધિષ્ઠિર ! પિતાનું જે ધન બાકી રહેલું હોય, તેના દશ વિભાગ કરવા અને તેમાંથી પણ બ્રાહ્મણીના પુત્રે ચાર ભાગ લઈ લેવા.[૧૨] હવે જે પુત્ર ક્ષત્રિયાણીથી ઉત્પન્ન થયો હોય, તે પણ બ્રાહ્મણ જ ગણાય છે, એમાં સંશય નથી; માટે તેણે પણ પોતાની માતાની વિશેષતા-(શ્રેષ્ઠતા)ને અનુસરીને પિતાના ધનમાંથી ત્રણ વિભાગ લઈ લેવા.[૧૩] તેમ જ હે યુધિષ્ઠિર ! ત્રીજા વર્ણની વૈશ્ય સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણપુત્રે પોતાના બ્રાહ્મણ પિતાના ધનમાંથી બે ભાગ ગ્રહણ કરવા. હે ભારત ! બ્રાહ્મણથી શૂદ્રા સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો પુત્ર પિતાના ધનમાંથી ભાગ લેવાને માટે નિત્ય અનધિકારી જ ગણાય છે, તોપણ બાકીનો એક ભાગ તેને અર્પણ કરવો. તે પણ શૂદ્રા સ્ત્રીથી ઉત્પન્ન થયેલો એક પુત્ર જ છે તેથી તેને અલ્પ ધન પણ આપવું જ જોઈએ.[૧૪,૧૫] આ રીતે ધનના દશ વિભાગ કરીને અનુક્રમે સર્વ પુત્રોને (તેને તેની યોગ્યતા પ્રમાણે) વહેંચી આપવા; પરંતુ બ્રાહ્મણ કોઈ એક જ વર્ણમાંથી બે–ચાર સ્ત્રીઓ પરણ્યો હોય અને તે સ્ત્રીઓમાં તેનાથી જે પુત્રો ઉત્પન્ન થયા હોય તેમને તો સમાન રીતે જ ભાગ વહેંચી આપવો.[૧૬] બ્રાહ્મણથી જે પુત્ર શૂદ્રા સ્ત્રી વિષે ઉત્પન્ન થયો હોય છે, તેને વિદ્વાનો બ્રાહ્મણ માનતા નથી, કેમ કે તે બ્રાહ્મણનાં ધર્મકર્મમાં પ્રવીણ હોતો નથી; પરંતુ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણની સ્ત્રીઓમાં બ્રાહ્મણથી જે પુત્ર ઉત્પન્ન થાય છે તે બ્રાહ્મણ જ ગણાય છે.[૧૭] વળી ધર્મશાસ્ત્રમાં ચાર જ વર્ણો કહેવામાં આવ્યા છે અને પાંચમો વર્ણ ક્યાંય મળતો પણ નથી. માટે બ્રાહ્મણથી ઉત્પન્ન થયેલા શૂદ્રાપુત્રે પિતાના ધનમાંથી એક દશમો ભાગ જ લેવો.[૧૮] આ પણ તેણે પિતા આપે તો જ લેવો; બાકી તેનામાં ભાગ લેવાની યોગ્યતા જ નથી. પરંતુ હે ભારત ! બ્રાહ્મણે પોતાથી ઉત્પન્ન થયેલા શૂદ્રાપુત્રને પણ અવશ્ય ધન આપવું જ જોઈએ.[૧૯] કેમ કે સર્વના

---

जनयित्वा सुतं तस्यां ब्राह्मण्यादेव हीयते ॥'

બ્રાહ્મણ શૂદ્રજાતિની સ્ત્રીને પોતાના શયનમાં સુવાડીને અધોગતિ પામે છે અને જો તેમાં પુત્ર ઉત્પન્ન કરે છે, તો બ્રાહ્મણપણાથી જ ભ્રષ્ટ થાય છે.

પર દયા કરવી એ પરમ ધર્મ છે અને તે દયાને લીધે જ તેને ધન આપવામાં આવે છે. હરકોઈ સ્થળે પણ દયા કરવામાં આવે છે તો તેથી ગુણ જ ઉત્પન્ન થાય છે, કંઈ અવગુણ ઉત્પન્ન થતો નથી.[૨૦] હે ભારત ! બ્રાહ્મણને ચારે વર્ણની સ્ત્રીઓ હોય અને તેમાંથી બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય વર્ણની સ્ત્રીઓમાં તેને પુત્રો થયા હોય કે ન થયા હોય, તોપણ શૂદ્રા સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા પુત્રને તો દશમા ભાગથી અધિક ધન આપવું જ નહિ.[૨૧] જે બ્રાહ્મણની પાસે ત્રણ વર્ષ ચાલે તેથી અધિક ધન હોય, તેણે તે દ્રવ્યમાંથી યજ્ઞયાગ કરી લેવા, પણ તેણે વૃથા ધનનો સંચય કરવો નહિ.[૨૨] પુરુષે પોતાની સ્ત્રીને ધનમાંથી ત્રણ હજાર રૂપિયાનો જ ભાગ આપવો અને સ્ત્રીએ પણ પોતાના પતિએ આપેલા ધનનો યોગ્ય રીતે જ ઉપભોગ કરવો.[૨૩] અપુત્ર મરણ પામેલા પતિના ધનનો તેની સ્ત્રીએ માત્ર ઉપભોગ જ કરવો, એમ શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે; પણ સ્ત્રીએ પતિના ધનમાંથી કોઈ રીતે અપહાર કરવો નહિ.[૨૪] હે યુધિષ્ઠિર ! બ્રાહ્મણી સ્ત્રીને તેના પિતાએ જે ધન આપ્યું હોય, તેને તેની કન્યાએ જ લેવું; કેમ કે જેવો પુત્ર છે તેવી જ પુત્રી છે. વળી હે રાજન્ ! શાસ્ત્રમાં પણ પુત્રીને પુત્ર સમાન જ કહેવામાં આવી છે. આ રીતે હે ભરતશ્રેષ્ઠ ! પિતાના ધનનો વિભાગ–પ્રકાર મેં તને કહ્યો. હે કુરુનંદન ! એ પ્રકારને અનુસરીને જ પિતાના ધનમાંથી પુત્રોએ ભાગ પાડી લેવા; પણ અયોગ્ય રીતે પિતાનું ધન લેવું નહિ.[૨૫,૨૬]

યુધિષ્ઠિર બોલ્યા : બ્રાહ્મણથી શૂદ્રા સ્ત્રી વિષે ઉત્પન્ન થયેલા પુત્રને તેના પિતાનું ધન ન આપવું, એમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે, તો પછી તેને દશમો ભાગ પણ કયા આધારે આપવામાં આવે છે ?[૨૭] વળી બ્રાહ્મણથી બ્રાહ્મણીમાં ઉત્પન્ન થયેલો પુત્ર બ્રાહ્મણ ગણાય, એમાં તો કંઈ સંશય જ નથી. હવે બ્રાહ્મણથી ક્ષત્રિયાણીમાં તથા વૈશ્ય સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા પુત્રો પણ બ્રાહ્મણ થઈ શકે છે.[૨૮] તો હે મહારાજ ! તેમને વિષમ (ઓછોવધતો) ભાગ શા માટે મળે ? કેમ કે તમારા કહેવા પ્રમાણે ત્રણ વર્ણની સ્ત્રીઓમાં ઉત્પન્ન થયેલા તે સર્વે બ્રાહ્મણ જ ગણાય છે.[૨૯]

ભીષ્મ બોલ્યા : આ લોકમાં જે સ્ત્રી સાથે વિવાહસંબંધ કરવામાં આવે છે, તેને દારા કહેવામાં આવે છે. પણ તે સર્વ દારાઓ એકસરખી હોતી નથી, તેમાં ઘણી જ મોટી વિશેષતા રહેલી હોય છે.[૩૦] બ્રાહ્મણ જો ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ત્રણે વર્ણોની સ્ત્રીઓને પ્રથમ ભાર્યા બનાવે અને પાછળથી બ્રાહ્મણજાતિની સ્ત્રીને ભાર્યા બનાવે, તોપણ તે બ્રાહ્મણસ્ત્રી બીજી સર્વ સ્ત્રીઓ કરતાં શ્રેષ્ઠ, પૂજ્ય અને અત્યંત માનપાત્ર છે.[૩૧] પોતાના પતિને સ્નાન કરાવવું, શણગાર સજાવવા, દાતણ આપવું, અંજન આંજવું તેમ જ દેવપિતૃનું બલિદાન તૈયાર કરવું વગેરે બીજું જે કંઈ ધાર્મિક કાર્ય ઘરમાં કરવાનું હોય છે, તે સર્વ બ્રાહ્મણવર્ણની સ્ત્રી જ્યાં સુધી હાજર હોય છે, ત્યાં સુધી બીજા કોઈ વર્ણની સ્ત્રીને કરવાનો અધિકાર નથી. હે યુધિષ્ઠિર ! બ્રાહ્મણનાં તે સર્વ કાર્યો બ્રાહ્મણીને જ કરવાનો અધિકાર છે.[૩૨,૩૩] અન્ન, પાન, પુષ્પો, વસ્ત્ર અને અલંકાર એ બધું બ્રાહ્મણવર્ણની સ્ત્રીએ જ પોતાના પતિને અર્પણ કરવાં; કેમ કે બીજી સર્વ સ્ત્રીઓ કરતાં બ્રાહ્મણી જ અત્યંત શ્રેષ્ઠ ગણાય છે.[૩૪] હે કુરુનંદન મહારાજ ! મનુએ જે ધર્મશાસ્ત્રની રચના કરેલી છે તેમાં પણ આ ધર્મ જ સનાતન તરીકે જોવામાં આવે છે.[૩૫] આમ છતાં હે યુધિષ્ઠિર ! કોઈ બ્રાહ્મણ કામવાસનાને અધીન થઈને તેથી વિરુદ્ધ વર્તન કરે, તો સમજવું કે, તે બ્રાહ્મણ પૂર્વોક્ત મતંગની પેઠે બ્રાહ્મણક્ષેત્રમાં શૂદ્રથી જ ઉત્પન્ન

થયેલો બ્રાહ્મણ ચાંડાલ હોવો જોઈએ.*[36] હે રાજન્! બ્રાહ્મણથી ઉત્પન્ન થયેલો બ્રાહ્મણીનો પુત્ર તથા તેનાથી થયેલો ક્ષત્રિયાણીનો પુત્ર એ બન્ને બીજી દૃષ્ટિએ સમાન ગણાય છે, તોપણ તેમની માતા તરફ દૃષ્ટિ કરતાં તે બન્નેમાં વર્ણની વિશેષતા રહેલી છે.[37] વળી લોકમાં પણ એક ક્ષત્રિયાણી બ્રાહ્મણજાતિની સ્ત્રી સાથે જાતિમાં સમાન થઈ શકતી નથી જ; માટે હે રાજશ્રેષ્ઠ! બ્રાહ્મણીનો પુત્ર બીજા વર્ણની સર્વ સ્ત્રીઓના પુત્રોમાં પ્રથમ ગણાય છે અને અધિક યોગ્યતાવાળો ગણાય છે. તેથી જ હે યુધિષ્ઠિર! તેને પિતાના ધનમાંથી સર્વના કરતાં અધિક ભાગ મળે છે. હે રાજન્! જેમ ક્ષત્રિયાણી કદી બ્રાહ્મણી સમાન ગણાતી નથી, તેમ વૈશ્યજાતિની સ્ત્રી પણ ક્ષત્રિયજાતિની સ્ત્રી સમાન કદી ગણાતી નથી; કેમ કે હે યુધિષ્ઠિર! કેવળ ક્ષત્રિયો જ લક્ષ્મી, રાજ્ય, ભંડાર અને સમુદ્ર સુધીની પૃથ્વી એ સર્વના અધિકારી છે, એવી શાસ્ત્રોક્ત મર્યાદા છે. વળી ક્ષત્રિય જ પોતાના સ્વધર્મના પ્રભાવથી પુષ્કળ સંપત્તિ પ્રાપ્ત કરે છે. હે રાજન્! દંડને ધારણ કરવો તે ક્ષત્રિયનો જ ધર્મ છે અને ક્ષત્રિય વિના બીજા કોઈ વર્ણથી જગતની રક્ષા પણ થઈ શકે નહિ. (માટે જ ક્ષત્રિયજાતિની સ્ત્રી વૈશ્યજાતિની સ્ત્રી કરતાં પણ ઉત્તમ ગણાય છે.)[38-41] વળી હે રાજા! બ્રાહ્મણો તો મોટા ભાગ્યશાળી ગણાય છે અને દેવોના પણ દેવ કહેવાય છે. માટે તેમની તો વિધિપૂર્વક પૂજા કરવામાં જ તત્પર રહેવું.[42] જે સમયે ઋષિઓએ રચેલો અવિનાશી સનાતન ધર્મ નષ્ટ થતો જાણવામાં આવે છે, તે સમયે ક્ષત્રિય જ પોતાના શાસ્ત્રધર્મ પ્રમાણે વર્તીને તેની રક્ષા કરી શકે છે.[43] વળી ચોર લોકો જ્યારે સર્વ વર્ણોના ધનને તથા સ્ત્રીઓને ચોરી જવા માટે તૈયાર થાય છે, ત્યારે રાજા જ (ક્ષત્રિય જ) સર્વનો ત્રાતા થઈ પડે છે.[44] આવા હેતુથી ક્ષત્રિયાણીથી ઉત્પન્ન થયેલો પુત્ર વૈશ્યજાતિની સ્ત્રીના પુત્ર કરતાં ઘણો જ ઉત્તમ ગણાય છે, એમાં સંશય નથી; માટે હે યુધિષ્ઠિર! તેણે પણ પિતાના ધનમાંથી અધિક ભાગ લેવો.[45]

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ! જુદા જુદા વર્ણની સ્ત્રીઓમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણના પુત્રોએ કેવી રીતે ધનવિભાગ કરવો, તે વિષે તમે કહ્યું. પણ બીજા વર્ણના પુરુષોએ જુદા જુદા વર્ણોની સ્ત્રીઓમાં ઉત્પન્ન કરેલા પુત્રોએ પિતાના ધનવિભાગમાં કયા નિયમને અનુસરવું, તે મને કહો.[46]

ભીષ્મ બોલ્યા : હે કુરુનંદન! ક્ષત્રિય પણ બે ભાર્યાઓ કરી શકે છે: એક પોતાના વર્ણની અને બીજી વૈશ્યના વર્ણની. જોકે ક્ષત્રિયને ત્રીજી શૂદ્રજાતિની સ્ત્રી પણ હોય છે, તોપણ શાસ્ત્રમાં તેમ કરવાનું કહ્યું નથી.[47] હે યુધિષ્ઠિર! જે ક્રમ બ્રાહ્મણના ધનવિભાગના સંબંધમાં કહેવામાં આવ્યો છે, તે જ ક્રમ ક્ષત્રિયોના ધનવિભાગના સંબંધમાં પણ સમજવો. માત્ર હે રાજા! ક્ષત્રિયના ધનના આઠ વિભાગ કરવા.[48] તેમાંથી જે પુત્ર ક્ષત્રિયાણીમાં ઉત્પન્ન થયેલો હોય, તેણે પિતાના ધનના ચાર ભાગ લેવા. વળી પોતાના પિતાએ યુદ્ધમાં રથ, હાથી, ઘોડા, આયુધો અને કવચ વગેરે જે જે પદાર્થો મેળવ્યા હોય, તે પણ ક્ષત્રિયાણીના પુત્રે જ લેવા.[49] પછી વૈશ્યજાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા પુત્રે પિતાના ધનવિભાગમાંથી ત્રણ ભાગ લેવા. છેલ્લો આઠમો ભાગ જે બાકી રહ્યો તેને

* કેમકે એવો ન્યાય છે કે, 'कर्मणा ज्ञायते जातिर्योनिर ज्ञायते कुलम्। કર્મથી જાતિ જણાય છે અને યોનિથી કુળ જણાય છે.'

ત્રીજી શૂદ્રા સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા પુત્રે ગ્રહણ કરવો; પણ એ શૂદ્રાપુત્રે આ આઠમો ભાગ પોતાના પિતાએ આપ્યો હોય તો જ લેવાનો છે, ન આપ્યો હોય તો તે લેવાનો નથી.[૫૦] હે કુરુનંદન ! વૈશ્યજાતિના પુરુષને પોતાના વર્ણની વૈશ્યભાર્યા જ કરવાનો અધિકાર છે, છતાં કેટલાએક વૈશ્યોને બીજી શૂદ્રવર્ણની સ્ત્રી પણ હોય છે, પણ તે શાસ્ત્રસંમત નથી.[૫૧] હે ભરતશ્રેષ્ઠ કુંતાપુત્ર ! પોતાની વૈશ્યજાતિની સ્ત્રીમાં તથા બીજી શૂદ્રજાતિની સ્ત્રીમાં પુત્ર ઉત્પન્ન કરનારા વૈશ્યે પોતાના પુત્રોને કેવી રીતે ધનવિભાગ કરી આપવા, તે માટે શાસ્ત્રકારોએ નિયમ કર્યો છે. હે ભરતશ્રેષ્ઠ ! વૈશ્યના ધનના પાંચ વિભાગ કરવામાં આવે છે. પછી હે જનનાથ ! તેના પુત્રોને કેવી રીતે ભાગ આપવા, તે વિષે હું તને કહું છું.[૫૨,૫૩] હે ભારત ! જે પુત્ર વૈશ્યા સ્ત્રી વિષે ઉત્પન્ન થયેલો હોય તેણે પોતાના પિતાના ધનમાંથી ચાર ભાગ લેવા અને પાંચમો ભાગ શૂદ્રા સ્ત્રીના પુત્રે ગ્રહણ કરવો.[૫૪] આ પાંચમો ભાગ પણ શૂદ્રા સ્ત્રીનો પુત્ર તો જ લઈ શકે જો તેના પોતાના પિતાએ તેને તે આપ્યો હોય, પણ પિતાએ નહિ આપેલા ધનને લેવાનો તેને અધિકાર નથી; કેમ કે ત્રણે વર્ણના પુરુષોએ શૂદ્રજાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા શૂદ્રપુત્રને પોતાનું ધન આપવું તે યોગ્ય નથી.[૫૫] જે પુરુષ શૂદ્રજાતિનો હોય છે, તેને તો પોતાની શૂદ્રજાતિની જ ભાર્યા કરવાનો અધિકાર છે, બીજી કોઈ પણ જાતિની સ્ત્રીને ભાર્યા કરવાનો તેને કોઈ રીતે અધિકાર નથી. તેને સો પુત્રો હોય તોપણ એ પુત્રોના સરખા જ ભાગ પડે.[૫૬] સર્વ વર્ણોમાં સવર્ણા સ્ત્રીઓમાં થયેલા પુત્રોને પિતાના ધનમાં સરખો જ ભાગ હોય છે અને તેમાં કંઈ ઓછાવત્તાપણું નથી, એમ ધર્મશાસ્ત્રનું કહેવું છે.[૫૭] માત્ર હે પૃથાપુત્ર ! તેમાં એટલી જ વિશેષતા છે કે, જે પુત્ર સૌથી જ્યેષ્ઠ ( મોટો ) હોય, તેને સૌના કરતાં એક મોટો ભાગ આપવો અથવા જે ભાગ સર્વ ભાગોમાં મુખ્ય હોય તે આપવો. આ રીતે બ્રહ્મદેવે પોતે આ દાયવિધિ ( પિતાના ધનવિભાગની રીતિ ) પૂર્વે કહી છે.[૫૮] હે રાજા ! પોતાના સમાન વર્ણની એકથી વધારે સ્ત્રીઓમાં ઉત્પન્ન થયેલા પુત્રોમાં પણ એક વિશેષતા રહેલી છે, તે એ જ કે, જે સ્ત્રી સાથે પ્રથમ વિવાહ કરવામાં આવ્યો હોય, તે સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો પુત્ર જ્યેષ્ઠ ( મોટો ) ગણાય છે. એ દૃષ્ટિએ સમાન વર્ણની સ્ત્રીઓમાં પણ જે જ્યેષ્ઠ પુત્ર હોય તેને એક મુખ્ય ભાગ આપવો, મધ્યમ પુત્રને ( બીજા લગ્નની સ્ત્રીના પુત્રને ) મધ્યમ ભાગ આપવો અને કનિષ્ઠ પુત્રને (ત્રીજા લગ્નની સ્ત્રીના પુત્રને) કનિષ્ઠ ભાગ આપવો. એ પ્રમાણે સર્વ જાતિઓમાં પોતાની જાતિમાં ઉત્પન્ન થયેલો પુત્ર શ્રેષ્ઠ ગણાય છે અને એ વિષે મરીચિના પુત્ર મહર્ષિ કાશ્યપે પણ એમ જ કહ્યું છે.[૫૯-૬૧]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'વિવાહધર્મમાં દાયવિભાગ' નામનો અધ્યાય ૪૭મો સમાપ્ત

## अध्याय ४८मो

### વર્ણસંકરકથન

॥ युधिष्ठिर उवाच ॥

अर्थाल्लोभाद्वा कामाद्वा वर्णानां चाप्यनिश्चयात् ।
अज्ञानाद्वापि वर्णानां जायते वर्णसंकरः ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : પ્રજાઓમાં વર્ણસંકર ઉત્પન્ન થાય છે તેમાં હું ધારું છું કે, ધનનો લોભ, વિષયભોગની ઉત્કટ ઇચ્છા, અન્યોન્યના વર્ણનો અનિશ્ચય અથવા અજ્ઞાન એમાંનું જ કોઈએક કારણ હોય છે.[૧] હે પિતામહ ! એ રીતે જગતમાં ઉત્પન્ન થયેલી વર્ણસંકર પ્રજાઓનો ધર્મ કયો હોય છે

અને તેને કરવાનાં કર્મો ક્યાં હોય છે, તે મને કહો.[૨]

ભીષ્મ બોલ્યા. પ્રજાપતિએ પૂર્વે ચારે વર્ણો અને ચારેય વર્ણોનાં કર્મોને કેવળ યજ્ઞને માટે જ ઉત્પન્ન કરેલ છે.[૩] બ્રાહ્મણને ચાર સ્ત્રીઓ હોઈ શકે છે, તેમાંથી તે પોતાના વર્ણની તથા ક્ષત્રિય વર્ણની ભાર્યામાં જે પુત્રો ઉત્પન્ન કરે છે તેમને તેની પોતાની જ જાતિના ગણવામાં આવે છે. (અર્થાત્ બ્રાહ્મણે બ્રાહ્મણી તથા ક્ષત્રિયાણીમાં ઉત્પન્ન કરેલા પુત્રને બ્રાહ્મણ ગણવામાં આવે છે) ત્યારે બ્રાહ્મણે વૈશ્ય તથા શૂદ્રજાતિની સ્ત્રીમાં ઉત્પન્ન કરેલા પુત્રને બ્રાહ્મણ ગણવામાં આવતા નથી, પણ તેમને તેમની માતાની જાતિના ગણવામાં આવે છે.[૪] એક બ્રાહ્મણનો જ પુત્ર શૂદ્રા સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો હોય તો તેને માત્ર શબના કરતાં ઉત્કૃષ્ટ ગણવામાં આવે છે અને તેથી વિદ્વાનો તેને 'પારશવ' કહે છે.[×] એ પારશવ પુત્રે નિત્ય પોતાના કુળની સેવા કર્યા કરવી અને પોતાના ચારિત્ર્યનો કદી ત્યાગ કરવો નહિ.[૫] વળી તેણે સર્વ પ્રકારના ઉપાયો યોજીને પોતાના કુળનો ઉદ્ધાર કરવો, કુળની અભિવૃદ્ધિમાં એક સાધનભૂત થઈ પડવું અને પોતે બીજાઓ કરતાં મોટી વયનો હોય કે નાની વયનો હોય તોપણ તેણે તે વિષેનો કંઈ વિચાર કરવો નહિ, પણ બ્રાહ્મણવર્ણની સેવા કરવામાં તત્પર રહેવું તથા નિત્ય દાન આપવામાં પરાયણ રહેવું.[૬] ક્ષત્રિયને ત્રણ વર્ણની સ્ત્રીઓ હોઈ શકે છે. તેમાંથી બે સ્ત્રીઓમાં (પોતાના વર્ણની સ્ત્રીમાં તથા વૈશ્યવર્ણની સ્ત્રીમાં) તો ક્ષત્રિયજાતિના જ પુત્રને તે ઉત્પન્ન કરે છે, પરંતુ ક્ષત્રિયથી હીન-વર્ણની શૂદ્રા સ્ત્રીમાં જે પુત્રો ઉત્પન્ન થાય છે, તેમને ઉગ્ર જાતિના શૂદ્રો જ કહેવામાં આવે છે, એમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે.[૭] વૈશ્યને બે વર્ણની સ્ત્રીઓ હોઈ શકે છે અને તે બન્ને સ્ત્રીઓમાં તેનાથી વૈશ્યજાતિના જ પુત્રો ઉત્પન્ન થાય છે. હવે શૂદ્રને એક જ ભાર્યા કરવાનો અધિકાર છે અને તે ભાર્યામાં જે પુત્ર ઉત્પન્ન થાય છે તે શૂદ્ર જાતિનો જ કહેવાય છે.[૮] જો પુરુષ અધમ વર્ણનો હોય છે, છતાં પોતાના કરતાં ઉચ્ચ વર્ણની સ્ત્રી સાથે વ્યભિચાર કરે છે અથવા લગ્ન કરે છે, તો તે ચારે વર્ણથી બાહ્ય ગણાતા અથવા ચારે વર્ણમાં નિંદ્ય ગણાતા ચાંડાલ આદિ પુત્રને ઉત્પન્ન કરે છે.[૯] જેમ કે એક ક્ષત્રિયજાતિનો પુરુષ બ્રાહ્મણજાતિની સ્ત્રીમાં વર્ણબાહ્ય સૂતજાતિના પુત્રને ઉત્પન્ન કરે છે અને તે રાજાઓ વગેરેની સ્તુતિ કરે છે (અથવા રથ હાંકનાર સારથિ તરીકેનું કામ કરે છે) વૈશ્ય-

* ભગવાન મનુ પણ કહે છે

स्त्रीष्वनन्तरजातासु द्विजैरुत्पादितान् सुतान् ।
सदृशानेव तानाहुर्मातृदोषविगर्हितान् ॥

બ્રાહ્મણે, ક્ષત્રિયે તથા વૈશ્યે પોતાનાથી એક એક ઊતરતી જાતિની સ્ત્રીઓમાં જે પુત્રો ઉત્પન્ન કરેલા હોય છે, તેમને તેમના પિતાની જાતિના જ ગણવામાં આવે છે અને પછી તેઓ પોતાની માતાની જાતિના દોષને લીધે કંઈક ઊતરતા ગણાય અર્થાત્ બ્રાહ્મણે, ક્ષત્રિયે તથા વૈશ્યે પોતપોતાની જાતિમાં જે પુત્રો ઉત્પન્ન કરેલા હોય છે તેમના કરતાં, પોતાનાથી એક એક ઊતરતી જાતિમાં ઉત્પન્ન કરેલા પુત્રો, કંઈક ઊતરતા ગણાય છે, છતાં તેઓ અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય જ ગણાય છે પરંતુ બ્રાહ્મણે વૈશ્ય તથા શૂદ્રજાતિની સ્ત્રીમાં ઉત્પન્ન કરેલા પુત્રો અને ક્ષત્રિયે શૂદ્રજાતિની સ્ત્રીમાં ઉત્પન્ન કરેલા પુત્રો, તેમની માતાની જાતિના જ ગણાય છે

× આના સંબંધમાં પણ ભગવાન મનુ કહે છે

ब्राह्मणाद्वैश्यकन्यायामम्बष्ठो नाम जायते ।
निषादः शूद्रकन्यायां यः पारशव उच्यते ॥

બ્રાહ્મણથી વૈશ્ય કન્યામાં જે પુત્ર ઉત્પન્ન થાય છે તે અંબષ્ઠજાતિનો કહેવાય છે અને બ્રાહ્મણથી શૂદ્રકન્યામાં જે પુત્ર ઉત્પન્ન થાય છે તે નિષાદ અથવા પારશવ જાતિનો કહેવાય છે

વળી એક શ્રુતિ પણ કહે છે 'पशु वा एतत् श्मशानं यच्छूद्रः' શૂદ્રમાં અને શ્મશાનમાં માત્ર તફાવત એટલો જ છે કે પેલું શ્મશાન સ્થાવર શ્મશાન હોય છે ત્યારે શૂદ્ર પગવાળું જંગમ શ્મશાન છે

જાતિનો પુરુષ બ્રાહ્મણજાતિની સ્ત્રીમાં જે પુત્ર ઉત્પન્ન કરે છે, તે વૈદેહકજાતિનો ગણાય છે. તેનું કાર્ય અંતઃપુરની રક્ષા વગેરેનું હોય છે અને તે વૈદિક સંસ્કારોને માટે અનધિકારી ગણાય છે. શૂદ્રજાતિનો પુરુષ બ્રાહ્મણજાતિની સ્ત્રીમાં જે પુત્ર ઉત્પન્ન કરે છે, તે ચાંડાલજાતિનો ગણાય છે. મહા ઉગ્રકર્મ કરનારો થાય છે, વધ્યપાત્ર ચોર વગેરેનાં શિરચ્છેદ આદિ કાર્યોને કરે છે અને નગર તથા ગામની બહાર વસવાને યોગ્ય ગણાય છે. આમ હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ રાજા ! બ્રાહ્મણજાતિની સ્ત્રીમાં હલકા વર્ણના પુરુષોથી ઉત્પન્ન થયેલા કુલદૂષક પુત્રો વર્ણસંકર જાતિના કહેવાય છે.[૧૦,૧૧] હવે વૈશ્યજાતિના પુરુષથી ક્ષત્રિયજાતિની સ્ત્રીમાં જે પુત્ર ઉત્પન્ન થાય છે, તે ભાટ ચારણનો ધંધો કરનાર માગધ જાતિનો કહેવાય છે. તે રાજાઓ વગેરેનાં સ્તુતિવાક્યો બોલીને આજીવિકા ચલાવે છે. તે જ પ્રમાણે શૂદ્રજાતિના પુરુષથી ક્ષત્રિયજાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો પુત્ર નિષાદ* જાતિનો (અથવા ક્ષત્તાજાતિનો) કહેવાય છે અને તે મચ્છીમારનો ધંધો કરીને જીવન ચલાવે છે.[૧૨] વળી શૂદ્ર જાતિનો પુરુષ વૈશ્યજાતિની સ્ત્રી સાથે મૈથુન કર્મમાં જોડાઈને આયોગવ જાતિના પુત્રને ઉત્પન્ન કરે છે, તે સુથારનો ધંધો કરે છે અને તેના ધનનો બ્રાહ્મણોએ પ્રતિગ્રહ કરવો અયોગ્ય ગણાય છે. તેણે પોતાના ધંધાથી મેળવેલા ધન ઉપર જ જીવન ચલાવવું. આ અંબષ્ઠ, પારશવ, ઉગ્ર, સૂત, વૈદેહક, ચાંડાલ, માગધ, નિષાદ અને આયોગવ જાતિના સર્વ વર્ણસંકરો પણ પોતપોતાની જાતિની સ્ત્રીઓમાં તથા પોતપોતાનાથી એક એક ઊતરતી જાતિની સ્ત્રીઓમાં પોતાની જાતિના પુત્રો ઉત્પન્ન કરે છે, પણ અત્યંત નીચ જાતિની સ્ત્રીઓમાં તો તે સ્ત્રીની જાતિના જ અધમ પુત્રોને ઉત્પન્ન કરે છે. જેમ ચારે વર્ણોના પુરુષોથી પોતપોતાની જાતિમાં તથા પોતાનાથી એક એક ઊતરતી જાતિમાં પોતાના જ વર્ણના પુત્રો ઉત્પન્ન થાય છે, તેમ વર્ણસંકર જાતિના પુરુષોથી પણ પોતપોતાની જાતિમાં તથા પોતાનાથી એક એક ઊતરતી જાતિમાં પોતાની જાતિના જ પુત્રો ઉત્પન્ન થાય છે.[૧૫] તાત્પર્ય કે વર્ણસંકર પુરુષો પણ પોતપોતાની જાતિની સ્ત્રીઓમાં પોતાના સમાન વર્ણના પુત્રોને ઉત્પન્ન કરે છે અને પોતાનાથી ઉચ્ચ તથા પોતાનાથી અત્યંત નીચ એવી જાતિની સ્ત્રીઓમાં તે સ્ત્રીજાતિના અધમ પુત્રોને જ ઉત્પન્ન કરે છે. જેમ એક શૂદ્ર બ્રાહ્મણજાતિની સ્ત્રી વિષે વર્ણબાહ્ય પુત્રને ઉત્પન્ન કરે છે, તેમ એક વર્ણસંકર જાતિનો પુરુષ પણ ચાર વર્ણમાંહેની કોઈ સ્ત્રીમાં અથવા કોઈ સંકરજાતિની સ્ત્રીમાં વર્ણબાહ્ય જાતિના કરતાં પણ અતિબાહ્ય જાતિને ઉત્પન્ન કરે છે.[૧૬,૧૭] આ રીતે બાહ્ય અને બાહ્યાંતર પ્રજાથી પ્રતિલોમ સંતતિ પ્રતિદિન વધ્યે જાય છે અને એક હીન વર્ણમાંથી બીજા હીન વર્ણો ઉત્પન્ન થઈને પંદર પ્રકારના વર્ણસંકરો જન્મે છે.[૧૮] વર્ણસંકર પ્રજા અગમ્યા સ્ત્રી સાથે ગમન કરવાથી ઉત્પન્ન થાય છે. (અર્થાત્ ઉચ્ચ વર્ણના પુરુષો પોતાનાથી નીચ વર્ણની સ્ત્રીઓ સાથે વ્યભિચાર કરે અને નીચ વર્ણના પુરુષો પોતાનાથી ઉચ્ચ

---

* બ્રાહ્મણથી શૂદ્ર સ્ત્રીમા ઉત્પન્ન થયેલો પુત્ર પણ નિષાદ જાતિનો જ ગણાય છે, પણ તેને અનુલોમ નિષાદજાતિ કહેવામા આવે છે અને તે શૂદ્રથી ક્ષત્રિયાણીમાં ઉત્પન્ન થયેલા પ્રતિલોમ નિષાદજાતિના કરતા ઉત્તમ ગણાય છે.

— મનુ ભગવાન કહે છે:

शूद्रादायोगव क्षत्ता चण्डालश्चाधमो नृणाम् ।
वैश्यराजन्यविप्रासु जायन्त वर्णसकरा ॥

શૂદ્ર વૈશ્ય જાતિની સ્ત્રીમા, ક્ષત્રિય જાતિની સ્ત્રીમા તથા બ્રાહ્મણ જાતિની સ્ત્રીમા અનુક્રમે આયોગવ, ક્ષત્તા અને ચાંડાલ જાતિના અધમ પુત્રો ઉત્પન્ન થાય છે અને તેઓ મનુષ્યોમા વર્ણસંકર તરીકે ઓળખાય છે.

થયો હોય છે, તો અવશ્ય તે વર્ણસંકર પુરુષ પોતાની મૂળજાતિના શીલનો થોડોઘણો પણ આશ્રય કરે જ છે.[૪૪] કોઈ એક પુરુષ કૃત્રિમ અથવા કપટી માર્ગમાં ચાલે છે અને ઉપર ઉપરથી આર્યના જેવો દેખાવ તથા આચાર કરી બતાવે છે, તોપણ કોઈ કાર્યના અંતિમ નિશ્ચય સમયે તે પુરુષ ઉત્તમ વર્ણનો છે કે નીચ વર્ણનો છે, એ વિષયને તેનું શીલ કહી બતાવે છે.[×૪૫] મનુષ્યો અનેક પ્રકારનું આચરણ કરનારા હોય અને ભિન્ન ભિન્ન કર્મો કરવામાં આસક્ત રહેતા હોય, તોપણ તેમનાં જન્મ અને શીલ, કોઈ ને કોઈ સમયે પણ લોકમાં પ્રકટ થયા વિના રહેતાં નથી.[૪૬] જે પુરુષ સંકરજાતિમાં ઉત્પન્ન થયેલો હોય છે, તેનું શરીર શાસ્ત્રીય બુદ્ધિથી કદી આકર્ષાઈ જતું નથી. વળી તેના શરીરમાં કાળના ભેદ પરત્વે ઉત્તમ, મધ્યમ કે કનિષ્ઠપણું પ્રાપ્ત થયેલુ હોય છે. તોપણ તેના શરીરને ઉત્પન્ન કરનારું જે સત્ત્વ તેનામાં હોય છે, તે જ સદાને માટે તેના શરીરમાં સર્વોત્કૃષ્ટપણે સ્ફુરાયમાન રહે છે.[૪૭] કોઈ એક પુરુષ કુળ અથવા વર્ણની દૃષ્ટિએ અત્યંત ઉત્તમ હોય તોપણ શીલ અથવા સદ્વર્તનથી રહિત હોય, તો તેની પૂજા કરવી નહિ; પણ એક શૂદ્રજાતિનો પુરુષ ધર્મવેત્તા હોય અને સદ્વર્તનશીલ અથવા સચ્ચારિત્ર્યવાન હોય, તો અવશ્ય તેની પૂજા કરવી.[૪૮] મનુષ્ય પોતાનાં શુભ–અશુભ કર્મોથી, શીલથી, ચારિત્ર્યથી તથા કુળથી પોતાના આત્માને ઓળખાવે છે. વળી મનુષ્ય પોતાના છેક નષ્ટ થઈ ગયેલા કુળને પણ પોતાનાં કર્મોથી જ પ્રકાશમાં લાવે છે.[૪૯] માટે પ્રત્યેક વિદ્વાન મનુષ્યે પૂર્વોક્ત હીન જાતિઓમાં તથા વર્ણસંકર જાતિઓમાં કદાપિ પ્રજોત્પાદન કરવું નહિ; પણ તે તે સર્વ જાતિઓના સંગનો સર્વથા ત્યાગ કરવો.[૫૦]

× કહેવાનો ભાવ એ છે કે, ઉત્તમ વર્ણમા ઉત્પન્ન થયેલો પુરુષ બહારથી ક્રૂર દેખાવનો હોય. તોપણ કોઈ સાથે કાર્ય કરતી વખતે દયાળુ જ થાય છે, ત્યારે નીચ વર્ણમાં ઉત્પન્ન થયેલો પુરુષ ઉપર ઉપરથી કોમળ જણાતો હોય છે; તોપણ બીજાએ કરેલા કાર્યના ફળ આપવાના સમયે દારુણ થાય છે

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા
'વિવાહધર્મમા વર્ણસંકરકથન' નામનો
અધ્યાય ૪૮ મો સમાપ્ત

## अध्याय ४९मो

### પુત્રપ્રતિનિધિકથન

॥ युधिष्ठिर उवाच ॥

ब्रूहि तात कुरुश्रेष्ठ वर्णानां त्वं पृथक् पृथक्।
कीदृश्यां कीदृशाश्चापि पुत्राः कस्य च के च ते॥

યુધિષ્ઠિર બોલ્યા : હે તાત! ભિન્ન ભિન્ન વર્ણોની કેવી સ્ત્રીઓમાં કેવા પુત્રો ઉત્પન્ન થાય છે અને તે પુત્રો કોના ગણાય છે, હે કુરુશ્રેષ્ઠ! તે મને કહો.[૧] હે રાજન્! પુત્રોના સંબંધમાં અનેક વાદવિવાદો સાંભળવામાં આવે છે, તેથી એ વિષયમાં અમને મૂંઝવણ થઈ પડે છે, માટે તમે અમારા સંશયને દૂર કરવા યોગ્ય છો.[૨]

ભીષ્મ બોલ્યા : પોતાના જ વીર્યથી પોતાની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા પોતાના ઔરસ પુત્રને પોતાનો આત્મા જાણવો; પોતાના કહેવાથી પોતાની સ્ત્રીમાં બીજાએ વીર્યસિંચન કરીને ઉત્પન્ન કરેલા પુત્રને નિરુક્તજ પુત્ર જાણવો. પોતે કહ્યુ ન હોય છતાં પોતાની સ્ત્રીએ બીજાની પાસે વીર્યસિંચન કરાવીને ઉત્પન્ન કરેલા પુત્રને પ્રસૂતજ જાણવો.[૩] કોઈ એક પતિત પુરુષથી પોતાની ભાર્યામાં ઉત્પન્ન થયેલા પુત્રને પતિતજ જાણવો. બીજાએ આપેલા પુત્રને દત્તક પુત્ર જાણવો; બીજાની પાસેથી વેચાતા લીધેલા પુત્રને કૃતક જાણવો; કોઈ એક કન્યા ગર્ભવતી થઈને પરણી હોય અને તેનાથી જે પુત્ર જન્મે તેને અધ્યૂઢ જાણવો. આ સાત

ઉપરાંત છ અપધ્વંસજ પુત્રો થાય છે. જે પુત્ર સ્ત્રીની કન્યાઅવસ્થામાં જ જન્મ્યો હોય, તે કાનીન કહેવાય છે. વળી બીજા છ અપસદ જાતિના પુત્રો પણ થાય છે. આ રીતે, હે ભારત! વીસ પ્રકારના પુત્રો મેં તને કહ્યા. તે સર્વને તારે પુત્રો જ જાણવા.[6]

યુધિષ્ઠિર બોલ્યા : છ અપધ્વંસજ પુત્રો કયા! અને છ અપસદ પુત્રો કયા, તે સર્વ યથાર્થ રીતે તમે મને કહો.[7]

ભીષ્મ બોલ્યા : હે યુધિષ્ઠિર! બ્રાહ્મણથી ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વર્ણની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા ત્રણ પુત્રો, ક્ષત્રિયથી વૈશ્ય અને શૂદ્ર વર્ણની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા બે પુત્રો અને વૈશ્યથી શૂદ્ર વર્ણની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો એક પુત્ર–આ છ પુત્રો અપધ્વંસજ (અથવા અનુલોમજ) જાતિના જાણવા. હે ભારત! તે ઉપરાંત છ અપસદ જાતિના પુત્રો પણ છે. તેમનું હું વર્ણન કરું છું, તું સાંભળ.[7-8] શૂદ્રથી બ્રાહ્મણ જાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો ચાંડાલ જાતિનો પુત્ર, શૂદ્રથી ક્ષત્રિય જાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો વ્રાત્યજાતિનો પુત્ર, શૂદ્રથી વૈશ્ય જાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો વૈદ્યજાતિનો પુત્ર, વૈશ્યથી બ્રાહ્મણ સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો માગધજાતિનો પુત્ર, વૈશ્યથી ક્ષત્રિય સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો વામકજાતિનો પુત્ર અને ક્ષત્રિયથી બ્રાહ્મણ સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો સૂત કહેવાતો પુત્ર–આ છયેને અપસદ (અથવા વિલોમજ) જાતિના કહેવામાં આવે છે. હે રાજા! આ છયેને 'પુત્રો નથી' એમ કહી શકાય તેમ નથી.[9-11]

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ! કેટલાક (ક્ષેત્રને પ્રધાન માનનારાઓ) કહે છે કે ક્ષેત્રજ પુત્ર કહેવાય, ત્યારે કેટલાક (બીજને પ્રધાન માનનારાઓ) કહે છે કે શુક્રજ પુત્ર કહેવાય. તો શું આ બન્ને પુત્રો સમાન છે, અને પુત્ર કોનો કહેવાય આ તમે મને કહો.[12]

ભીષ્મ બોલ્યા : પોતાની સ્ત્રીમાં પોતાના જ વીર્યથી ઉત્પન્ન થયેલો ઔરસ પુત્ર પોતાનો જ ગણાય છે. હવે પોતાની સ્ત્રીમાં બીજાએ વીર્યસિંચન કરીને ક્ષેત્રજ પુત્ર ઉત્પન્ન કર્યો હોય અને વીર્યસિંચન કરનાર પુરુષ નાકબૂલ જતો હોય, તો એ પુત્ર પોતાનો જ (એટલે ક્ષેત્રપતિનો જ) ગણાય છે. વળી વીર્યસિંચન કરનાર પુરુષે વીર્યસિંચન કર્યાની નાકબૂલાત આપી હોય, તો અધ્યૂઢ પુત્ર પણ તેના પાલક પિતાનો જ (એટલે ગર્ભવતીને પરણનાર પુરુષનો જ) ગણાય છે. પણ વીર્યસિંચન કરનારા કહે કે, અમે વીર્યસિંચન કરીને તે તે પુત્રને ઉત્પન્ન કર્યો છે, તો એ બન્ને પુત્રો (ક્ષેત્રજ અને અધ્યૂઢ) વીર્યસિંચન કરનારા પુરુષના જ ગણાય છે, એમ તારે જાણવું.[13]

યુધિષ્ઠિર બોલ્યા : અમે તો આટલું જ જાણીએ છીએ કે, જેના વીર્યથી પુત્રની ઉત્પત્તિ થઈ હોય, તેનો જ તે પુત્ર ગણાય છે, તો પછી કયા આધારે શાસ્ત્ર તે ક્ષેત્રજ પુત્રને તેના પાલક પિતાનો જણાવે છે! વળી અધ્યૂઢ પુત્રને પણ જેના વીર્યથી તે ઉત્પન્ન થયો હોય તેનો જ અમે જાણીએ છીએ; તો પછી શા આધારે શાસ્ત્ર તે અધ્યૂઢ પુત્રને તેના પાલક પિતાનો જણાવે છે! માત્ર વીર્યસિંચન કરનારા પુરુષોએ વીર્યસિંચન કર્યાની નાકબૂલાત આપી, તેથી તે ક્ષેત્રજ પુત્ર અને અધ્યૂઢ પુત્ર કેવી રીતે તે તેના પાલક પિતાના ગણાય![14]

ભીષ્મ બોલ્યા : કોઈ એક પુરુષ પોતે વીર્યસિંચન કરીને પરસ્ત્રીમાં પુત્ર ઉત્પન્ન કરે અને પછી લોકાપવાદ આદિના ભયથી તેનો (પુત્રનો) ત્યાગ કરે, તો તેનું વીર્ય તે પુત્રને ઉત્પન્ન કરવામાં કારણ થઈ શકતું નથી. આથી તે ક્ષેત્રજ પુત્ર ક્ષેત્ર(સ્ત્રી)ના સ્વામીનો થઈ શકે છે.[15] હે રાજા! પુત્રની ઇચ્છાવાળો કોઈ પુરુષ કેવળ પુત્રની ઇચ્છા-

વર્ણની સ્ત્રીઓ સાથે વ્યભિચાર કરે અને તેથી જે પ્રજા ઉત્પન્ન થાય છે, તે વર્ણસંકર કહેવાય છે.) આ વર્ણસંકર પ્રજા ચારે વર્ણથી બાહ્ય ગણાય છે. તેમાં કેટલીએક ચોરી કરવાનો ધંધો કરનારી વર્ણસંકર જાતિ પૂર્વોક્ત આયોગવ નામની જાતિમાં સૈરંધ્રી નામની વર્ણસંકર જાતિ ઉત્પન્ન કરે છે. આ સૈરંધ્રી જાતિ રાજાઓ તથા તેમની રાણીઓને વસ્ત્રાલંકાર પહેરાવવા વગેરે કર્મને કરી જાણે છે અને તે જાતિ દાસના કુળમાં ઉત્પન્ન થયેલી હોતી નથી છતાં દાસનું કર્મ કરીને આજીવિકા ચલાવનારી હોય છે;[૧૯] વળી આ સૈરંધ્રજાતિની સ્ત્રીમાં માગધજાતિનો પુરુષ માગધસૈરંધ્ર નામની જાતિના પુત્રને ઉત્પન્ન કરે છે અને તે જાળ વડે માછલાંઓ પકડીને પોતાનો નિર્વાહ ચલાવે છે. પૂર્વોક્ત વૈદેહ જાતિનો વર્ણસંકર પુરુષ માગધજાતિની વર્ણસંકર સ્ત્રીમાં મૈરેયક જાતિના પુત્રને ઉત્પન્ન કરે છે અને તે મદ્ય બનાવવાનો ધંધો કરે છે.[૨૦] નિષાદજાતિનો વર્ણસંકર પુરુષ સૈરંધ્ર જાતિની સ્ત્રીમાં મુદ્દગર જાતિના પુત્રને ઉત્પન્ન કરે છે અને તે દાસ નામથી પ્રસિદ્ધ હોય છે. તે દાસ નૌકા ચલાવનાર ખારવાનો ધંધો કરીને આજીવિકા ચલાવે છે. વળી ચાંડાલ જાતિનો વર્ણસંકર પુરુષ સૈરંધ્રજાતિની સ્ત્રીમાં શ્વપાક જાતિના પુત્રને ઉત્પન્ન કરે છે અને તે શ્મશાનના અધિકારી તરીકે કામ કરે છે.[૨૧] આ ચાર જાતિના પુરુષો સાથે સમાગમ કરીને માગધજાતિની સ્ત્રી અનુક્રમે માંસ, સ્વાદુકર, ક્ષૌદ્ર અને સૌગંધ જાતિના ક્રૂર પુત્રોને ઉત્પન્ન કરે છે અને તેઓ કપટ કરીને આજીવિકા ચલાવનારા હોય છે.[૨૨] આયોગવ જાતિની સ્ત્રી અત્યંત પાપિષ્ઠ વૈદેહક જાતિના વર્ણસંકર સાથે સમાગમ કરીને કપટથી જીવન ચલાવનારા ક્રૂર પુત્રને ઉત્પન્ન કરે છે. વળી તે આયોગવ જાતિની સ્ત્રી નિષાદજાતિના પુરુષ સાથે સમાગમ કરીને મદ્રનાભજાતિના પુત્રને ઉત્પન્ન કરે છે, અને તે ગધેડાથી જોડેલા વાહનમાં બેસે છે, તેમ જ એ આયોગવી સ્ત્રી ચાંડાલજાતિના પુરુષથી પુલ્કસજાતિના પુરુષને ઉત્પન્ન કરે છે. તે પુલ્કસ ગધેડાં, ઘોડા તથા હાથીનું માંસ ખાય છે, શબને ઓઢાડેલાં વસ્ત્રો પહેરે છે અને ભાંગેલાં (માટીનાં) વાસણોમાં ભોજન કરે છે.[૨૩,૨૪] આ રીતે આયોગવ જાતિની સ્ત્રીઓમાં અત્યંત હીનકર્મ કરનારા આ ત્રણ વર્ણો ઉત્પન્ન થાય છે. નિષાદજાતિની સ્ત્રીમાં વૈદેહક જાતિના પુરુષથી ક્ષુદ્રજાતિનો પુરુષ ઉત્પન્ન થાય છે. વળી તે સ્ત્રીમાં અંધ્રજાતિનો પુરુષ થાય છે અને તે ગામની બહાર નિવાસ કરનારો હોય છે.[૨૫] તે નિષાદીમાં જ કારાવર નામની એક ત્રીજી જાતિનો પુરુષ પણ ઉત્પન્ન થાય છે. આ જાતિ ચર્મકારનો (મોચીનો) ધંધો કરીને પોતાની આજીવિકા ચલાવે છે. ચાંડાલજાતિના પુરુષથી નિષાદજાતિની સ્ત્રીમાં પાંડુસૌપાક જાતિનો પુત્ર ઉત્પન્ન થાય છે અને તે માંસનો વેપાર કરીને આજીવિકા ચલાવે છે.[૨૬] વૈદેહજાતિની સ્ત્રી નિષાદજાતિના પુરુષ સાથે સમાગમ કરીને આહિંડકજાતિના પુત્રને ઉત્પન્ન કરે છે. વળી તે જ સ્ત્રી ચાંડાલજાતિના પુરુષ સાથે સમાગમ કરીને સૌપાકજાતિના પુત્રને ઉત્પન્ન કરે છે. આ સૌપાકજાતિનો પુરુષ ચાંડાલ સમાન વૃત્તિવાળો જ હોય છે.[૨૭] હવે નિષાદજાતિની સ્ત્રી ચાંડાલજાતિના પુરુષ સાથે સમાગમ કરીને અંતેવસાયી જાતિના પુત્રને ઉત્પન્ન કરે છે. તે શ્મશાનમાં જ નિવાસ કરે છે અને વર્ણબાહ્ય વર્ણસંકરો પણ તેનો બહિષ્કાર કરે છે.[૨૮] આ પ્રમાણે પિતા તથા માતાના વ્યતિક્રમ(વર્ણભેદ)ને લીધે વર્ણસંકરજાતિઓ ઉત્પન્ન થાય છે. તેઓ ગુપ્ત હોય છે કે પ્રકટ હોય છે, તોપણ પોતાનાં કર્મો દ્વારા જગતમાં જાહેર થાય

છે. આ જાતિઓને માટે કોઈ ધર્મ જ નથી; કેમ કે વર્ણાશ્રમધર્મ કેવળ ચાર વર્ણોને માટે જ છે.[૨૯] જેઓ વર્ણોમાં ધર્મભ્રષ્ટ થઈને સંકરજાતિમાં ગયા છે, તેમની કંઈ સંખ્યા જ નથી.[૩૦] જેઓ પોતાની જાતિ-વિજાતિનો વિચાર કર્યા વિના કેવળ કામાંધ થઈને અન્યોન્ય સાથે મૈથુનકર્મમાં જોડાય છે અને તેથી જ જેમને યજ્ઞાધિકારથી તથા સાધુ-સમાજથી બહિષ્કૃત કરવામાં આવેલા હોય છે, તેઓ વર્ણથી બાહ્ય થઈને સંકર પ્રજા તરીકે જન્મ પામે છે અને પોતાની ઇચ્છાનુસાર વર્તન કરીને પોતાની ઇચ્છામાં આવે તે આજીવિકાનો આશ્રય કરે છે.[૩૧] તેમનામાંના કેટલાએક ચૌટાંમાં, શ્મશાનમાં, પર્વતોમાં તથા વૃક્ષોનાં મૂળ નીચે નિવાસ કરે છે અને નિત્ય લોખંડના અલંકારોને ધારણ કરે છે.[૩૨] કેટલાએક ખુલ્લી રીતે પોતાનાં કર્મો કરીને લોકમાં વસે છે અને કેટલાએક પોતાનાં કર્મને અનુસરતા અલંકારો તથા ઉપકરણોનો ઉપયોગ કરીને સર્વત્ર રહે છે.[૩૩] આ સર્વ વર્ણસંકર જાતિઓએ ગાયો તથા બ્રાહ્મણોને અવશ્ય સહાય કરવી, સર્વના પર દયા રાખવી, સૌમ્ય થવું, સત્ય વાણી બોલવી અને ક્ષમા રાખવી. હે મનુજવ્યાઘ્ર ! વર્ણોથી બાહ્ય ગણાતા સંકરજાતિના મનુષ્યો પોતાના શરીરની પણ દરકાર રાખ્યા વિના બીજાનું રક્ષણ કરે છે, તો તેમનો અવશ્ય મોક્ષ થાય છે, એમાં મને લેશમાત્ર સંશય નથી.[૩૪,૩૫] પ્રત્યેક બુદ્ધિમાન પુરુષે શાસ્ત્રોક્ત ઉપદેશનો વિચાર કરીને, પોતાને માટે અધિકારી કહેવાયેલી પોતાની જ જાતિની સ્ત્રીમાં સંતતિ ઉત્પન્ન કરવી જોઈએ; કેમ કે પથ્થર જેમ તરવાની ઇચ્છાવાળા પુરુષને અવશ્ય ડુબાડી દે છે, તેમ હીનજાતિમાં ઉત્પન્ન કરેલો પુત્ર પણ સંસારથી મુક્ત થવાની ઇચ્છાવાળાને અવશ્ય અધમ ગતિમાં જ ધકેલી દે છે.[૩૬] આ જગતમાં જે પુરુષ અવિદ્વાન છે-અજ્ઞાની છે તેના સંબંધમાં તો કંઈ બોલવાનું જ નથી; કારણ કે કામ તથા ક્રોધને વશ થયેલા વિદ્વાનને પણ સ્ત્રીઓ અવળે માર્ગે લઈ જાય છે.[૩૭] સ્ત્રીઓનો આ સ્વભાવ હોય છે. આમ આડે માર્ગે જવું એ પુરુષોનું દૂષણ છે. આથી વિદ્વાન પુરુષો પ્રમદાઓમાં સાવ ડૂબી જતા નથી.[૩૮]

યુધિષ્ઠિર બોલ્યા : કોઈ પુરુષ નીચ યોનિમાં ઉત્પન્ન થયો હોય, પોતાના વર્ણથી ભ્રષ્ટ થયો હોય અને ઉત્પત્તિથી અનાર્ય હોવા છતાં એક આર્યગૃહે જન્મ્યો હોય, એટલે તેનું વાસ્તવિક સ્વરૂપ જાણવામાં આવતું નથી, તો અમારે તેને કેવી રીતે ઓળખવો ?[૩૯]

ભીષ્મ બોલ્યા : જે પુરુષ સંકર યોનિમાં ઉત્પન્ન થયો હોય, તેને તેની ચેષ્ટાઓ ઉપરથી ઓળખી કાઢવો. વળી કોઈ પુરુષ અનાર્ય ગૃહે ઉત્પન્ન થયો હોય, તોપણ તેનાં સજ્જનોના જેવાં કર્મો ઉપરથી તેને શુદ્ધ યોનિમાં જન્મેલો જાણવો.[૪૦] અનાર્યપણું, અનાચાર, ક્રૂરતા અને ધાર્મિક કર્મોથી ભ્રષ્ટતા-આ બધાં લક્ષણો પુરુષને જગતમાં સંકરયોનિમાં ઉત્પન્ન થયેલો જાહેર કરે છે.[૪૧] સંકરજાતિમાં ઉત્પન્ન થયેલો મનુષ્ય પોતાના પિતાના અથવા માતાના શીલને અવશ્ય અનુસરે છે, અથવા તો માતાના અને પિતાના બન્નેના શીલને અનુસરે છે, તેથી તે પોતાના મૂળ ઉત્પત્તિકારણને કોઈ રીતે ગુપ્ત રાખી શકતો નથી.[૪૨] જેમ એક વ્યાઘ્ર પોતાનાં માતા-પિતાના સમાન રૂપવાળો જ જન્મે છે અને પોતાનાં માતાપિતાની પેઠે શરીરે ચિત્રવિચિત્ર પટ્ટાઓને ધારણ કરે છે, તેમ મનુષ્ય પણ પોતાની મૂળજાતિને અવશ્ય પ્રકટ કરે છે અને તેને ગુપ્ત રાખી શકતો નથી.[૪૩] જો કોઈ મનુષ્યના કુળ-પ્રવાહમાં અત્યંત ગુપ્ત રીતે પણ કંઈ યોનિસંકર

થયો હોય છે, તો અવશ્ય તે વર્ણસંકર પુરુષ પોતાની મૂળજાતિના શીલનો થોડોઘણો પણ આશ્રય કરે જ છે.[૪૪] કોઈ એક પુરુષ કૃત્રિમ અથવા કપટી માર્ગમાં ચાલે છે અને ઉપર ઉપરથી આર્યના જેવો દેખાવ તથા આચાર કરી બતાવે છે, તોપણ કોઈ કાર્યના અંતિમ નિશ્ચય સમયે તે પુરુષ ઉત્તમ વર્ણનો છે કે નીચ વર્ણનો છે, એ વિષયને તેનું શીલ કહી બતાવે છે.[×૪૫] મનુષ્યો અનેક પ્રકારનું આચરણ કરનારા હોય અને ભિન્ન ભિન્ન કર્મો કરવામાં આસક્ત રહેતા હોય, તોપણ તેમનાં જન્મ અને શીલ, કોઈ ને કોઈ સમયે પણ લોકમાં પ્રકટ થયા વિના રહેતાં નથી.[૪૬] જે પુરુષ સંકરજાતિમાં ઉત્પન્ન થયેલો હોય છે, તેનું શરીર શાસ્ત્રીય બુદ્ધિથી કદી આકર્ષાઈ જતું નથી. વળી તેના શરીરમાં કાળના ભેદ પરત્વે ઉત્તમ, મધ્યમ કે કનિષ્ઠપણું પ્રાપ્ત થયેલું હોય છે. તોપણ તેના શરીરને ઉત્પન્ન કરનારું જે સત્ત્વ તેનામાં હોય છે, તે જ સદાને માટે તેના શરીરમાં સર્વોત્કૃષ્ટપણે સ્ફુરાયમાન રહે છે.[૪૭] કોઈ એક પુરુષ કુળ અથવા વર્ણની દૃષ્ટિએ અત્યંત ઉત્તમ હોય તોપણ શીલ અથવા સદ્વર્તનથી રહિત હોય, તો તેની પૂજા કરવી નહિ; પણ એક શૂદ્રજાતિનો પુરુષ ધર્મવેત્તા હોય અને સદ્વર્તનશીલ અથવા સચ્ચારિત્ર્યવાન હોય, તો અવશ્ય તેની પૂજા કરવી.[૪૮] મનુષ્ય પોતાનાં શુભ–અશુભ કર્મોથી, શીલથી, ચારિત્ર્યથી તથા કુળથી પોતાના આત્માને ઓળખાવે છે. વળી મનુષ્ય પોતાના છેક નષ્ટ થઈ ગયેલા કુળને પણ પોતાનાં કર્મોથી જ પ્રકાશમાં લાવે છે.[૪૯] માટે પ્રત્યેક વિદ્વાન મનુષ્યે પૂર્વોક્ત હીન જાતિઓમાં તથા વર્ણસંકર જાતિઓમાં કદાપિ પ્રજોત્પાદન કરવું નહિ; પણ તે તે સર્વ જાતિઓના સંગનો સર્વથા ત્યાગ કરવો.[૫૦]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'વિવાહધર્મમાં વર્ણસંકરકથન' નામનો અધ્યાય ૪૮ મો સમાપ્ત

## अध्याय ४९मो

### પુત્રપ્રતિનિધિકથન

॥ युधिष्ठिर उवाच ॥

**ब्रूहि तात कुरुश्रेष्ठ वर्णानां त्वं पृथक् पृथक्।**
**कीदृश्यां कीदृशाश्चापि पुत्राः कस्य च के च ते॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે તાત! ભિન્ન ભિન્ન વર્ણોની કેવી સ્ત્રીઓમાં કેવા પુત્રો ઉત્પન્ન થાય છે અને તે પુત્રો કોના ગણાય છે, હે કુરુશ્રેષ્ઠ! તે મને કહો.[૧] હે રાજન્! પુત્રોના સંબંધમાં અનેક વાદવિવાદો સાંભળવામાં આવે છે, તેથી એ વિષયમાં અમને મૂંઝવણ થઈ પડે છે, માટે તમે અમારા સંશયને દૂર કરવા યોગ્ય છો.[૨]

ભીષ્મ બોલ્યા : પોતાના જ વીર્યથી પોતાની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા પોતાના ઔરસ પુત્રને પોતાનો આત્મા જાણવો; પોતાના કહેવાથી પોતાની સ્ત્રીમાં બીજાએ વીર્યસિંચન કરીને ઉત્પન્ન કરેલા પુત્રને નિરુક્તજ પુત્ર જાણવો. પોતે કહ્યું ન હોય છતાં પોતાની સ્ત્રીએ બીજાની પાસે વીર્યસિંચન કરાવીને ઉત્પન્ન કરેલા પુત્રને પ્રસૃતજ જાણવો.[૩] કોઈ એક પતિત પુરુષથી પોતાની ભાર્યામાં ઉત્પન્ન થયેલા પુત્રને પતિતજ જાણવો. બીજાએ આપેલા પુત્રને દત્તક પુત્ર જાણવો; બીજાની પાસેથી વેચાતા લીધેલા પુત્રને કૃતક જાણવો; કોઈ એક કન્યા ગર્ભવતી થઈને પરણી હોય અને તેનાથી જે પુત્ર જન્મે તેને અધ્યૂઢ જાણવો. આ સાત

× કહેવાનો ભાવ એ છે કે, ઉત્તમ વર્ણમાં ઉત્પન્ન થયેલો પુરુષ બહારથી ક્રૂર દેખાવનો હોય; તોપણ કોઈ સાથે કાર્ય કરતી વખતે દયાળુ જ થાય છે, ત્યારે નીચ વર્ણમાં ઉત્પન્ન થયેલો પુરુષ ઉપર ઉપરથી કોમળ જણાતો હોય છે; તોપણ બીજાએ કરેલા કાર્યના ફળ આપવાના સમયે દારુણ થાય છે.

ઉપરાંત છ અપધ્વંસજ પુત્રો થાય છે. જે પુત્ર સ્ત્રીની કન્યાઅવસ્થામાં જ જન્મ્યો હોય, તે કાનીન કહેવાય છે. વળી બીજા છ અપસદ જાતિના પુત્રો પણ થાય છે. આ રીતે, હે ભારત! વીસ પ્રકારના પુત્રો મેં તને કહ્યા. ને સર્વને તારે પુત્રો જ જાણવા.[૬]

યુધિષ્ઠિર બોલ્યા : છ અપધ્વંસજ પુત્રો કયા? અને છ અપસદ પુત્રો કયા, તે સર્વ યથાર્થ રીતે તમે મને કહો.[૭]

ભીષ્મ બોલ્યા : હે યુધિષ્ઠિર! બ્રાહ્મણથી ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વર્ણની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા ત્રણ પુત્રો, ક્ષત્રિયથી વૈશ્ય અને શૂદ્ર વર્ણની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા બે પુત્રો અને વૈશ્યથી શૂદ્ર વર્ણની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો એક પુત્ર—આ છ પુત્રો અપધ્વંસજ (અથવા અનુલોમજ) જાતિના જાણવા. હે ભારત! તે ઉપરાંત છ અપસદ જાતિના પુત્રો પણ છે. તેમનું હું વર્ણન કરું છું, તું સાંભળ.[૭-૮] શૂદ્રથી બ્રાહ્મણ જાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો ચાંડાલ જાતિનો પુત્ર, શૂદ્રથી ક્ષત્રિય જાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો વ્રાત્યજાતિનો પુત્ર, શૂદ્રથી વૈશ્ય જાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો વૈદ્યજાતિનો પુત્ર, વૈશ્યથી બ્રાહ્મણ સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો માગધજાતિનો પુત્ર, વૈશ્યથી ક્ષત્રિય સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો વામકજાતિનો પુત્ર અને ક્ષત્રિયથી બ્રાહ્મણ સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો સૂત કહેવાતો પુત્ર—આ છયેને અપસદ (અથવા વિલોમજ) જાતિના કહેવામાં આવે છે. હે રાજા! આ છયેને 'પુત્રો નથી' એમ કહી શકાય તેમ નથી.[૯-૧૧]

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ! કેટલાક (ક્ષેત્રને પ્રધાન માનનારાઓ) કહે છે કે ક્ષેત્રજ પુત્ર કહેવાય, ત્યારે કેટલાક (બીજને પ્રધાન માનનારાઓ) કહે છે કે શુક્રજ પુત્ર કહેવાય. તો શું આ બન્ને પુત્રો સમાન છે, અને પુત્ર કોનો કહેવાય આ તમે મને કહો.[૧૨]

ભીષ્મ બોલ્યા : પોતાની સ્ત્રીમાં પોતાના જ વીર્યથી ઉત્પન્ન થયેલો ઔરસ પુત્ર પોતાનો જ ગણાય છે. હવે પોતાની સ્ત્રીમાં બીજાએ વીર્યસિંચન કરીને ક્ષેત્રજ પુત્ર ઉત્પન્ન કર્યો હોય અને વીર્યસિંચન કરનાર પુરુષ નાકબૂલ જતો હોય, તો એ પુત્ર પોતાનો જ (એટલે ક્ષેત્રપતિનો જ) ગણાય છે. વળી વીર્યસિંચન કરનાર પુરુષે વીર્યસિંચન કર્યાની નાકબૂલાત આપી હોય, તો અધ્યૂઢ પુત્ર પણ તેના પાલક પિતાનો જ (એટલે ગર્ભવતીને પરણનારા પુરુષનો જ) ગણાય છે. પણ વીર્યસિંચન કરનારા કહે કે, અમે વીર્યસિંચન કરીને તે તે પુત્રને ઉત્પન્ન કર્યા છે, તો એ બન્ને પુત્રો (ક્ષેત્રજ અને અધ્યૂઢ) વીર્યસિંચન કરનારા પુરુષના જ ગણાય છે, એમ તારે જાણવું.[૧૩]

યુધિષ્ઠિર બોલ્યા : અમે તો આટલું જ જાણીએ છીએ કે, જેના વીર્યથી પુત્રની ઉત્પત્તિ થઈ હોય, તેનો જ તે પુત્ર ગણાય છે, તો પછી કયા આધારે શાસ્ત્ર તે ક્ષેત્રજ પુત્રને તેના પાલક પિતાનો જણાવે છે? વળી અધ્યૂઢ પુત્રને પણ જેના વીર્યથી તે ઉત્પન્ન થયો હોય તેનો જ અમે જાણીએ છીએ; તો પછી શા આધારે શાસ્ત્ર તે અધ્યૂઢ પુત્રને તેના પાલક પિતાનો જણાવે છે? માત્ર વીર્યસિંચન કરનારા પુરુષોએ વીર્યસિંચન કર્યાની નાકબૂલાત આપી, તેથી તે ક્ષેત્રજ પુત્ર અને અધ્યૂઢ પુત્ર કેવી રીતે તે તેના પાલક પિતાના ગણાય?[૧૪]

ભીષ્મ બોલ્યા : કોઈ એક પુરુષ પોતે વીર્યસિંચન કરીને પરસ્ત્રીમાં પુત્ર ઉત્પન્ન કરે અને પછી લોકાપવાદ આદિના ભયથી તેનો (પુત્રનો) ત્યાગ કરે, તો તેનું વીર્ય તે પુત્રને ઉત્પન્ન કરવામાં કારણ થઈ શકતું નથી. આથી તે ક્ષેત્રજ પુત્ર ક્ષેત્ર(સ્ત્રી)ના સ્વામીનો થઈ શકે છે.[૧૫] હે રાજા! પુત્રની ઇચ્છાવાળો કોઈ પુરુષ કેવળ પુત્રની ઇચ્છા-

અનેક માછલાંઓને તથા જળચર પ્રાણીઓને એ જળમાં બાંધી લીધાં.[૧૮] આ રીતે હે મહારાજ! માછલાંથી વીંટાયેલા ભૃગુનંદન ચ્યવનઋષિને પણ તેમણે દૈવેચ્છાથી તે જાળની સાથે ખેંચી કાઢ્યા.[૧૯] આમ જેમનું શરીર નદીની શેવાળથી લેપાઈ ગયું હતું, જેમની દાઢી અને જટા લગભગ પિંગળા વર્ણની જણાતી હતી અને જેમનાં સર્વ ગાત્રોનો મધ્યભાગ જાણે ચિત્રોથી ચીતરી મૂક્યો હોય તેમ અનેકાનેક શંખલાઓથી વ્યાપ્ત હતો એવા તે વેદપારંગત ચ્યવનઋષિને જાળમાં ખેંચાઈ આવેલા જોઈને પેલા સર્વ મચ્છીમારો બે હાથ જોડી મસ્તક નમાવીને પૃથ્વી પર પડ્યા. જાળમાં પકડાયેલાં માછલાંઓ તો અત્યંત ખેદ અને ત્રાસને લીધે તેમ જ જાળથી થયેલા આકર્ષણને લીધે જળની બહારના સ્થળપ્રદેશનો સ્પર્શ થતાં જ તત્કાળ મરણ પામ્યાં.[૨૦,૨૨] ચ્યવનમુનિ માછલાંઓનો તે સંહાર થયેલો જોઈને દયાથી ભરાઈ ગયા અને વારંવાર નિઃશ્વાસ નાખવા લાગ્યા.[૨૩]

મચ્છીમારો બોલ્યા : હે મહામુનિ! અમે અજ્ઞાનથી આપને બહાર ખેંચી કાઢીને જે પાપકર્મ કર્યું છે તેને માટે તમે અમારા પર કૃપા કરો. બોલો, અમે તમારું શું પ્રિય કરીએ?[૨૪] મચ્છીમારોએ માછલાંઓના ઢગ વચ્ચે પડેલા ચ્યવનઋષિને એ પ્રમાણે કહ્યું, એટલે તેમણે આવું વાક્ય કહ્યું: 'આજે મને જે ઉત્કટ ઇચ્છા થઈ છે તેનું તમે એકાગ્રચિત્તે શ્રવણ કરો.[૨૫] હું આ માછલાંઓની સાથે જ મારા પ્રાણનો ત્યાગ કરીશ અથવા તેમની સાથે જ હું વેચાઈશ. મેં આ માછલાંઓની સાથે જળમાં નિવાસ કર્યો છે, તેથી હું મારાં સોબતી બનેલાં આ માછલાંઓનો ત્યાગ કરવાને ઉત્સાહ ધરાવી શકતો નથી.'[૨૬] ચ્યવનઋષિએ એ પ્રમાણે કહ્યું, એટલે પેલા મચ્છીમારો ભયને લીધે અત્યંત કાંપવા લાગ્યા. તેઓ સર્વ અત્યંત નિસ્તેજ મુખવાળા થઈ ગયા અને તેમણે તત્કાળ નહુષરાજા પાસે જઈને એ વાત જાહેર કરી.[૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ચ્યવન-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૫૦ મો સમાપ્ત

## अध्याय ५१ मो

### ચ્યવન-આખ્યાન અને ગોમાહાત્મ્ય (ચાલુ)

॥ भीष्म उवाच ॥

**नहुषस्तु ततः श्रुत्वा च्यवनं तं तथागतम् ।**
**त्वरितः प्रययौ तत्र सहामात्यपुरोहितः ॥ १ ॥**

ભીષ્મ બોલ્યા : ચ્યવનઋષિને એ સ્થિતિમાં જળમાંથી બહાર કાઢી નાખેલા સાંભળીને રાજા નહુષ પોતાના અમાત્યને તથા પુરોહિતને સાથે લઈને ઉતાવળો ઉતાવળો તે સ્થળે જઈ પહોંચ્યો.[૧] ત્યાં જઈને રાજાએ સ્નાનાદિક શૌચક્રિયા કરી અને યથાયોગ્ય રીતે તે સાવધાન થયો. પછી બે હાથ જોડી તે મહાત્મા ચ્યવનઋષિની સમીપ ગયો અને તેમને પોતાનું આગમન જણાવવા લાગ્યો.[૨] તે સમયે હે રાજા! નહુષરાજાના પુરોહિતે પણ દેવ તુલ્ય અને સત્યવ્રતવાળા મહાત્મા ચ્યવનઋષિની પૂજા કરી.[૩]

નહુષ બોલ્યો : હે દ્વિજોત્તમ! હું તમારું શું પ્રિય કરું, તે મને કહો. હે ભગવન્! આપ જે કહેશો તે અત્યંત દુષ્કર હશે તોપણ હું સર્વ પ્રકારે કરીશ.[૪]

ચ્યવન બોલ્યા : આ મચ્છીમારોએ મને તથા આ માછલાંઓને પકડવામાં ઘણો મોટો પરિશ્રમ કર્યો છે, માટે તું તેમને મારું તથા આ માછલાંઓનું મૂલ્ય આપ.[૫]

નહુષ બોલ્યો : હે પુરોહિત! ભગવાન ભૃગુનંદન જે પ્રમાણે કહે છે, તે પ્રમાણે તેમના મૂલ્ય તરીકે એક હજાર સોનામહોરો આ મચ્છીમારોને

આપો.[૬]

ચ્યવન બોલ્યા : હે રાજા ! એક હજાર સોનામહોરોના જેટલું જ મારું અલ્પ મૂલ્ય આંકવું, એ યોગ્ય નથી. અરે ! શું તું એમ માને છે કે, મારી એટલી જ કિંમત છે ? તું તારી બુદ્ધિ સાથે નિશ્ચય કર અને મારું યોગ્ય મૂલ્ય આપ.[૭]

નહુષ બોલ્યો : હે પુરોહિત ! આ મચ્છીમારોને એક લાખ સોનામહોરોનું મૂલ્ય આપો. હે ભગવન્! આપનું મૂલ્ય એટલું જ છે કે આપ એથી વધારે માનો છો ?[૮]

ચ્યવન બોલ્યા : હે શ્રેષ્ઠ રાજા ! મારું એક લાખ સોનામહોરોનું મૂલ્ય આંકવું તે પણ યોગ્ય નથી, માટે તારા અમાત્યો સાથે વિચાર કર અને મારું યોગ્ય મૂલ્ય આપ.[૯]

નહુષ બોલ્યો : હે પુરોહિત ! આ મચ્છીમારોને એક કરોડ સોનામહોરોનું મૂલ્ય આપો. જો એટલું પણ ચ્યવનઋષિનું મૂલ્ય ન હોય તો એથી વધારે પણ આપો.[૧૦]

ચ્યવન બોલ્યા : હે મહાતેજસ્વી રાજા ! મારું એક કરોડ સોનામહોરો જેટલું મૂલ્ય આંકવું તે યોગ્ય નથી. માટે ફરી બ્રાહ્મણો સાથે તું વિચાર કરીને મારું યોગ્ય મૂલ્ય આપ.[૧૧]

નહુષ બોલ્યો : હે પુરોહિત ! આ મહર્ષિની કિંમતમાં આ મચ્છીમારોને અર્ધું રાજ્ય અથવા આખું રાજ્ય આપી દો. હું તો આ ઋષિનું એ જ મૂલ્ય માનું છું. તમે શું માનો છો ?[૧૨]

ચ્યવન બોલ્યા : હે રાજા ! અર્ધું રાજ્ય અથવા આખું રાજ્ય મારા મૂલ્ય તરીકે ગણાય એ હું યોગ્ય માનતો નથી, માટે ઋષિઓ સાથે તું વિચાર કર અને મારું યોગ્ય મૂલ્ય આપ.[૧૩]

ભીષ્મ બોલ્યા : મહર્ષિ ચ્યવનનું એ વચન સાંભળીને રાજા નહુષ દુઃખથી વ્યાકુળ થઈ ગયો અને તેણે પોતાના અમાત્ય અને પુરોહિત સાથે એ વિષે વિચાર ચલાવવા માંડ્યો.[૧૪] તેવામાં ત્યાં ગવિજાત નામના એક મુનિ નહુષની પાસે આવ્યા. તે મુનિ વનવિહારી હતા, બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ હતા અને ફળમૂળનો આહાર કરનારા હતા. તેમણે રાજાને સંબોધીને કહ્યું કે, 'હે રાજા ! હું આ ઋષિને સત્વર પ્રસન્ન કરાવી આપીશ; તેથી તે સંતુષ્ટ થશે.[૧૫,૧૬] હું કદી મશ્કરીમાં પણ અસત્ય વચન બોલતો નથી, તો પછી આવે પ્રસંગે તો અસત્ય વચન કેમ જ બોલીશ ? માટે હું તને જે કહું તે તારે શંકા રાખ્યા વિના કરવું.'[૧૭]

નહુષ બોલ્યો : હે ભગવન્ ! ભૃગુવંશના આ મહર્ષિનું જે યોગ્ય મૂલ્ય હોય તે આપ કહો. તમે મારા દેશની તથા મારા કુળની રક્ષા કરો.[૧૮] કેમ કે આ ભગવાન જો ક્રોધાયમાન થશે તો ત્રણે લોકનો સંહાર કરી નાખશે. તો પછી તપરહિત અને કેવળ બાહુબળવાળા મારો નાશ કરશે, એમાં શું આશ્ચર્ય છે ?[૧૯] હે મહર્ષિ ! આ સમયે મારા અમાત્ય અને પુરોહિતની સાથે હું અગાધ દુઃખરૂપી જળમાં ડૂબી રહ્યો છું, માટે અમને તરવા માટે તમે એક નૌકારૂપ થાઓ અને આ ઋષિના મૂલ્યનો નિશ્ચય કરો.[૨૦]

ભીષ્મ બોલ્યા : નહુષનાં એ વચન સાંભળ્યા પછી પ્રતાપી ગવિજાત ઋષિ સર્વ અમાત્યોને તથા તે રાજાને હર્ષ ઉપજાવતા આમ બોલી ઊઠ્યા :[૨૧] 'હે મહારાજ ! વર્ણોમાં ઉત્તમ ગણાતા બ્રાહ્મણોનું તથા ગાયોનું મૂલ્ય આંકી શકાય જ નહિ. માટે હે પુરુષવ્યાઘ્ર ! એક ગાયને આ મહર્ષિના મૂલ્ય તરીકે કલ્પો.'[૨૨] હે રાજા ! મહર્ષિ ગવિજાતનાં એ વચન સાંભળીને રાજા નહુષ પોતાના અમાત્યો અને પુરોહિતની સાથે મોટા હર્ષમાં આવી ગયો.[૨૩] તે તુરત જ ભૃગુવંશના તીક્ષ્ણ વ્રતધારી ચ્યવનઋષિ પાસે ગયો,

થી જ એક ગર્ભવતી કન્યાને વરે, તો એ કન્યાનો પુત્ર ક્ષેત્રજ હોઈને પરણનારનો જ ગણાય છે, પણ તે કન્યાની કુમાર અવસ્થામાં વીર્યસિંચન કરનારનો ગણાતો નથી.[૧૬] હે ભરતશ્રેષ્ઠ! પરક્ષેત્રમાં ઉત્પન્ન થયેલો એક ક્ષેત્રજ પુત્ર તેની આકૃતિ ઉપરથી અમુકના જેવો છે એમ ઓળખાય છે, છતાં તે પુત્ર ઉત્પન્ન કરનારાનો નહિ ગણાતાં ક્ષેત્રના પતિનો ગણાય છે. તે પુત્ર બીજા પુરુષને મળતા આવતા પોતાના સ્વરૂપને કોઈ રીતે છુપાવી શકતો નથી; કેમ કે ઉત્પન્ન કરનાર પુરુષની આકૃતિને મળતી આવતી પોતાની આકૃતિ પરથી પ્રત્યક્ષ દષ્ટાંતરૂપે જ તે થયો હોય છે.[૧૭] હે ભારત! કોઈ કોઈ સ્થળે બીજા પાસેથી વેચાતો લીધેલો એક કૃતક પુત્ર પણ કેવળ બીજા પાસેથી વેચાતો લીધેલો હોવાના કારણથી જ પુત્રરૂપે જોવામાં આવે છે. એ પુત્રમાં વીર્ય અથવા ક્ષેત્ર એમાંનું એક પણ કારણ હોતું નથી.[૧૮]

યુધિષ્ઠિર બોલ્યા: હે ભારત! જેના સંબંધમાં વીર્ય અથવા ક્ષેત્ર એમાંનું એક પણ પ્રમાણ જોવામાં આવતું નથી, તે કૃતક પુત્ર વળી કેવા પ્રકારનો છે? તેને કેવળ પોતે સ્વીકાર્યો હોય છે તે ઉપરથી જ પુત્ર તરીકે જાણવામાં આવે છે?[૧૯]

ભીષ્મ બોલ્યા: જે પુત્રને તેનાં માતાપિતાએ માર્ગમાં ત્યજી દીધો હોય અને જેનાં માતાપિતા જાણવામાં આવતાં ન હોય, તેવા પુત્રને કોઈ એક પુરુષ પાળીપોષીને મોટો કરે, તો તે પુત્ર તે પોષણ કરનારનો જ ગણાય છે અને તે પુત્ર કૃત્રિમ (કૃતક) કહેવાય છે.[૨૦] વળી એક પુત્ર પ્રથમ પોતાનાં માતાપિતારૂપ સ્વામી વિનાનો જણાયો હોય અને તેથી બીજી કોઈ જાતિના પુરુષે તેનું પોષણ કર્યું હોય, પણ પાછળથી તેનાં માતાપિતા જાણવામાં આવ્યાં હોય, છતાં તે પુત્ર જેણે પોષણ કર્યું હોય તેની જાતિનો જ ગણાય છે.

યુધિષ્ઠિર બોલ્યા: હે પિતામહ! જેનાં માતાપિતા જાણવામાં આવતાં ન હોય તેવા પુત્રને આ કોનો પુત્ર છે, એ કેવી રીતે જાણવું? તેવા પુત્રના પાલક પિતાએ તેને કઈ જાતિના સંસ્કારો કરવા, તેમ જ તેને કઈ જાતિની કન્યા પરણાવવી, તે મને કહો.[૨૧,૨૨]

ભીષ્મ બોલ્યા: જે પુત્રને તેનાં માતાપિતાએ ત્યજી દીધો હોય અને જેનાં માતાપિતા જાણવામાં આવતાં ન હોય, તેવા પુત્રને તેના પાલક પિતાની જાતિના જ સંસ્કારો કરવા અને તેને તેના પાલક પિતાની જાતિની જ કન્યા પરણાવવી; કેમ કે તે પુત્ર તેના પાલક પિતાના જ વર્ણને (જાતિને) પામે છે.[૨૩] હે યુધિષ્ઠિર! જો કોઈ રીતે પણ તે પુત્રના ગોત્રનો તથા વર્ણનો નિશ્ચય થઈ શકે, તો તેના પાલક પિતાએ તેના ગોત્રવર્ણના જ સંસ્કારો કરવા અને તેના વર્ણની જ કન્યા તેને પરણાવવી.[૨૪] વળી જો તેવા પુત્રની માતાના વર્ણ-ગોત્રનો પણ નિશ્ચય થાય, તો તેની માતાના વર્ણ-ગોત્ર પ્રમાણે જ તેના સંસ્કારો કરવા. હે પુત્ર! સ્ત્રીની કન્યાવસ્થામાં થયેલો કાનીન નામનો પુત્ર અને કન્યાવસ્થામાં ગર્ભિણી થઈને પરણેલીનો અધ્યૂઢ નામનો પુત્ર મહાપાપી છે, એમ સમજવું. તોપણ તે બન્ને પુત્રોના સંસ્કારો તેની માતાને પરણનાર પુરુષોએ જ કરવા, એવો શાસ્ત્રમાં નિશ્ચય કરવામાં આવ્યો છે. વળી બ્રાહ્મણ આદિ સર્વ વર્ણોના પુરુષોએ ક્ષેત્રજ, અધ્યૂઢ અને અપસદ એ ત્રણે પુત્રોના ઔરસ પુત્રના જેવા જ સંસ્કારો કરવા. આવો પ્રત્યેક વર્ણના સંબંધમાં ધર્મશાસ્ત્રમાં નિશ્ચય જોવામાં આવે છે. આ રીતે પુત્રોના સંબંધમાં સર્વ વાત મેં તને કહી. હવે તારે બીજું શું સાંભળવું છે?[૨૫-૨૭]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'પુત્રપ્રતિનિધિકથન' નામનો અધ્યાય ૪૯મો સમાપ્ત

# अध्याय ५०मो

## ચ્યવન-આખ્યાન અને ગોમાહાત્મ્ય

॥ युधिष्ठिर उवाच ॥

**दर्शने कीदृशः स्नेहः संवासे च पितामह ।**
**महाभाग्यं गवां चैव तन्मे व्याख्यातुमर्हसि ॥**

યુધિષ્ઠિર બોલ્યા: હે પિતામહ! બીજાને પીડા પામતાં જોઈને અથવા બીજાઓની સાથે સહવાસ કરીને તેના પર આપણે કેવી દયા કરવી જોઈએ અને ગાયોનું માહાત્મ્ય કેવું હોય છે, તે મને કહો.

ભીષ્મ બોલ્યા: હે મહાતેજસ્વી રાજા! ઘણા જ આનંદની સાથે હું તને એક પ્રાચીન વૃત્તાંત કહું છું. તેમાં રાજા નહુષનો તથા મહર્ષિ ચ્યવનનો સંવાદ કહેવામાં આવે છે.[૧-૨] હે ભરતશ્રેષ્ઠ! પૂર્વે મહાવ્રતી મહર્ષિ ચ્યવન ભાર્ગવે એક સમયે જળમાં નિવાસ કરવારૂપ (ઉદવાસ) વ્રતનો આરંભ કર્યો હતો.[૩] તે મુનિએ માનનો, ક્રોધનો, હર્ષનો તથા શોકનો નાશ કરીને બાર વર્ષ પર્યંત જળમાં નિવાસ કરવાનું વ્રત ધારણ કર્યું હતું.[૪] તેમણે પ્રભુ ચંદ્રમાની પેઠે પ્રાણીમાત્રના પર પરમ પવિત્ર વિશ્વાસ ઉત્પન્ન કર્યો હતો અને સર્વ જલચર પ્રાણીઓના પર પણ વિશ્વાસ સ્થાપ્યો હતો.[૫] પછી તે મહર્ષિએ પવિત્ર થઈને તથા સર્વ દેવતાઓને પ્રણામ કરીને ગંગા તથા યમુનાના જળ વિષે (એટલે ગંગા તથા યમુનાનો જ્યાં સંગમ થાય છે ત્યાં પ્રયાગક્ષેત્રમાં) પ્રવેશ કર્યો હતો અને એક સ્થાણુ(સ્તંભ)ની પેઠે અત્યંત સ્થિર રહીને વ્રતનો આરંભ કર્યો હતો.[૬] ત્યારે ગંગા તથા યમુનાનો વેગ વાયુની પેઠે મહાભયંકર તથા ઘોર ગર્જના કરતો પોતાની સામે ધસી આવતો હતો અને ચ્યવનઋષિએ તેને પોતાના મસ્તક વડે ધારણ કરવા માંડ્યો.[૭] આથી ગંગા, યમુના, બીજી નદીઓ અને સરોવરો પણ એ ઋષિને પ્રદક્ષિણા કરવા લાગ્યાં, પણ તેમને પીડા ઉપજાવતાં ન હતાં.[૮] હે ભરતશ્રેષ્ઠ! મહામુનિ ચ્યવન કેટલાંએક વર્ષ પર્યંત કાષ્ઠના જેવા થઈને જળમાં સૂઈ રહ્યા અને પછી તે બુદ્ધિમાન મુનિ ઊર્ધ્વદૃષ્ટિ કરીને જળમાં બેસી રહ્યા.[૯] એ સમયે જળમાં નિવાસ કરનારાં સર્વ પ્રાણીઓને તે મહર્ષિનું દર્શન અત્યંત પ્રિય થઈ પડ્યું હતું; તેથી તે સર્વ પ્રાણીઓ મનમાં હર્ષ પામીને મુનિના હોઠને અત્યંત પ્રેમપૂર્વક સૂંઘતાં હતાં.[૧૦] એ રીતે ચ્યવનઋષિએ જળમાં નિવાસ કર્યો તે પછી ઘણો લાંબો સમય વીતી ગયો; એટલે એક દિવસ કેટલાએક મચ્છીમારો હાથમાં જાળ લઈને તે પ્રદેશ પર આવી પહોંચ્યા. હે મહાતેજસ્વી રાજા! તે મચ્છીમારો ભિલ્લજાતિના હતા, તેમની સંખ્યા પુષ્કળ હતી, તેમણે માછલાંઓને પકડી કાઢવાનો નિશ્ચય કર્યો હતો, તેઓ શરીરે કદાવર હોઈને બળવાન હતા, શૂરવીર હતા અને ગમે તેટલું જળ હોય તોપણ પોતાના નિશ્ચયથી પાછા ન હઠે તેવા હતા. આ સર્વ મચ્છીમારો પાણીમાં જાળ પાથરવાનો નિશ્ચય કરીને તે પ્રદેશની પાસે આવી પહોંચ્યા. પછી હે રાજા! પુષ્કળ માછલાંઓવાળા જળપ્રદેશમાં જઈને તેમણે આખી જાળને જળમાં પાથરી દીધી. હે ભરતશ્રેષ્ઠ! તે મચ્છીમારોને હરકોઈ ઉપાયે પણ માછલાંઓને પકડી કાઢવાની મનમાં ઇચ્છા હતી; તેથી તેમણે ગંગા તથા યમુનાના જળને ચોતરફથી જાળ વડે ઘેરી લીધું. પછી તેમણે એક મોટી જાળ જળમાં નાખી. તે ઘણી જ પહોળી હતી તથા નવા સૂતરથી ગૂંથેલી હતી. હવે તે બધા પણ જળમાં ઊતરી પડ્યા અને તે મોટી જાળને ઘણા જ બળપૂર્વક ચોતરફ ખેંચવા લાગ્યા.[૧૧-૧૭] તે સમયે તેમનો દેખાવ નિર્ભયના જેવો જણાતો હતો, તેઓ અત્યંત હર્ષમાં આવી ગયા હતા અને અન્યોન્યની ઇચ્છાને અનુસરનારા દેખાતા હતા. ત્યાં તેમણે

અનેક માછલાંઓને તથા જળચર પ્રાણીઓને એ જાળમાં બાંધી લીધાં.[૧૮] આ રીતે હે મહારાજ ! માછલાંથી વીંટાયેલા ભૃગુનંદન ચ્યવનઋષિને પણ તેમણે દૈવેચ્છાથી તે જાળની સાથે ખેંચી કાઢ્યા.[૧૯] આમ જેમનું શરીર નદીની શેવાળથી લેપાઈ ગયું હતું, જેમની દાઢી અને જટા લગભગ પિંગળા વર્ણની જણાતી હતી અને જેમનાં સર્વ ગાત્રોના મધ્યભાગ જાણે ચિત્રોથી ચીતરી મૂક્યો હોય તેમ અનેકાનેક શંખલાઓથી વ્યાપ્ત હતો એવા તે વેદપારંગત ચ્યવનઋષિને જાળમાં ખેંચાઈ આવેલા જોઈને પેલા સર્વ મચ્છીમારો બે હાથ જોડી મસ્તક નમાવીને પૃથ્વી પર પડ્યા. જાળમાં પકડાયેલાં માછલાંઓ તો અત્યંત ખેદ અને ત્રાસને લીધે તેમ જ જાળથી થયેલા આકર્ષણને લીધે જળની બહારના સ્થળપ્રદેશનો સ્પર્શ થતાં જ તત્કાળ મરણ પામ્યાં.[૨૦,૨૨] ચ્યવનમુનિ માછલાંઓનો તે સંહાર થયેલો જોઈને દયાથી ભરાઈ ગયા અને વારંવાર નિઃશ્વાસ નાખવા લાગ્યા.[૨૩]

મચ્છીમારો બોલ્યા : હે મહામુનિ ! અમે અજ્ઞાનથી આપને બહાર ખેંચી કાઢીને જે પાપકર્મ કર્યું છે તેને માટે તમે અમારા પર કૃપા કરો. બોલો, અમે તમારું શું પ્રિય કરીએ ?[૨૪] મચ્છીમારોએ માછલાંઓના ઢગ વચ્ચે પડેલા ચ્યવનઋષિને એ પ્રમાણે કહ્યું, એટલે તેમણે આવું વાક્ય કહ્યું : 'આજે મને જે ઉત્કટ ઇચ્છા થઈ છે તેનું તમે એકાગ્રચિત્તે શ્રવણ કરો.[૨૫] હું આ માછલાંઓની સાથે જ મારા પ્રાણનો ત્યાગ કરીશ અથવા તેમની સાથે જ હું વેચાઈશ. મેં આ માછલાંઓની સાથે જળમાં નિવાસ કર્યો છે, તેથી હું મારાં સોબતી બનેલાં આ માછલાંઓનો ત્યાગ કરવાને ઉત્સાહ ધરાવી શકતો નથી.'[૨૬] ચ્યવનઋષિએ એ પ્રમાણે કહ્યું, એટલે પેલા મચ્છીમારો ભયને લીધે અત્યંત કાંપવા લાગ્યા. તેઓ સર્વ અત્યંત નિસ્તેજ મુખવાળા થઈ ગયા અને તેમણે તત્કાળ નહુષરાજા પાસે જઈને એ વાત જાહેર કરી.[૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ચ્યવન-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૫૦ મો સમાપ્ત

## अध्याय ५१ मो

### ચ્યવન-આખ્યાન અને ગોમાહાત્મ્ય (ચાલુ)

॥ भीष्म उवाच ॥

नहुषस्तु ततः श्रुत्वा च्यवनं तं तथागतम्।
त्वरितः प्रययौ तत्र सहामात्यपुरोहितः ॥ १ ॥

ભીષ્મ બોલ્યા : ચ્યવનઋષિને એ સ્થિતિમાં જળમાંથી બહાર કાઢી નાખેલા સાંભળીને રાજા નહુષ પોતાના અમાત્યને તથા પુરોહિતને સાથે લઈને ઉતાવળો ઉતાવળો તે સ્થળે જઈ પહોંચ્યો.[૧] ત્યાં જઈને રાજાએ સ્નાનાદિક શૌચક્રિયા કરી અને યથાયોગ્ય રીતે તે સાવધાન થયો. પછી બે હાથ જોડી તે મહાત્મા ચ્યવનઋષિની સમીપ ગયો અને તેમને પોતાનું આગમન જણાવવા લાગ્યો.[૨] તે સમયે હે રાજા ! નહુષરાજાના પુરોહિતે પણ દેવ તુલ્ય અને સત્યવ્રતવાળા મહાત્મા ચ્યવનઋષિની પૂજા કરી.[૩]

નહુષ બોલ્યો : હે દ્વિજોત્તમ ! હું તમારું શું પ્રિય કરું, તે મને કહો. હે ભગવન્ ! આપ જે કહેશો તે અત્યંત દુષ્કર હશે તોપણ હું સર્વ પ્રકારે કરીશ.[૪]

ચ્યવન બોલ્યા : આ મચ્છીમારોએ મને તથા આ માછલાંઓને પકડવામાં ઘણો મોટો પરિશ્રમ કર્યો છે, માટે તું તેમને મારું તથા આ માછલાંઓનું મૂલ્ય આપ.[૫]

નહુષ બોલ્યો : હે પુરોહિત ! ભગવાન ભૃગુનંદન જે પ્રમાણે કહે છે, તે પ્રમાણે તેમના મૂલ્ય તરીકે એક હજાર સોનામહોરો આ મચ્છીમારોને

આપો.[૬]

ચ્યવન બોલ્યા : હે રાજા ! એક હજાર સોના-મહોરોના જેટલું જ મારું અલ્પ મૂલ્ય આંકવું, એ યોગ્ય નથી. અરે ! શું તું એમ માને છે કે, મારી એટલી જ કિંમત છે ? તું તારી બુદ્ધિ સાથે નિશ્ચય કર અને મારું યોગ્ય મૂલ્ય આપ.[૭]

નહુષ બોલ્યો : હે પુરોહિત ! આ મચ્છીમારોને એક લાખ સોનામહોરોનું મૂલ્ય આપો. હે ભગવન્ ! આપનું મૂલ્ય એટલું જ છે કે આપ એથી વધારે માનો છો ?[૮]

ચ્યવન બોલ્યા : હે શ્રેષ્ઠ રાજા ! મારું એક લાખ સોનામહોરોનું મૂલ્ય આંકવું તે પણ યોગ્ય નથી, માટે તારા અમાત્યો સાથે વિચાર કર અને મારું યોગ્ય મૂલ્ય આપ.[૯]

નહુષ બોલ્યો : હે પુરોહિત ! આ મચ્છીમારોને એક કરોડ સોનામહોરોનું મૂલ્ય આપો. જો એટલું પણ ચ્યવનઋષિનું મૂલ્ય ન હોય તો એથી વધારે પણ આપો.[૧૦]

ચ્યવન બોલ્યા : હે મહાતેજસ્વી રાજા ! મારું એક કરોડ સોનામહોરો જેટલું મૂલ્ય આંકવું તે યોગ્ય નથી. માટે ફરી બ્રાહ્મણો સાથે તું વિચાર કરીને મારું યોગ્ય મૂલ્ય આપ.[૧૧]

નહુષ બોલ્યો : હે પુરોહિત ! આ મહર્ષિની કિંમતમાં આ મચ્છીમારોને અર્ધું રાજ્ય અથવા આખું રાજ્ય આપી દો. હું તો આ ઋષિનું એ જ મૂલ્ય માનું છું. તમે શું માનો છો ?[૧૨]

ચ્યવન બોલ્યા : હે રાજા ! અર્ધું રાજ્ય અથવા આખું રાજ્ય મારા મૂલ્ય તરીકે ગણાય એ હું યોગ્ય માનતો નથી, માટે ઋષિઓ સાથે તું વિચાર કર અને મારું યોગ્ય મૂલ્ય આપ.[૧૩]

ભીષ્મ બોલ્યા : મહર્ષિ ચ્યવનનું એ વચન સાંભળીને રાજા નહુષ દુઃખથી વ્યાકુળ થઈ ગયો અને તેણે પોતાના અમાત્ય અને પુરોહિત સાથે એ વિષે વિચાર ચલાવવા માંડ્યો.[૧૪] તેવામાં ત્યાં ગવિજાત નામના એક મુનિ નહુષની પાસે આવ્યા. તે મુનિ વનવિહારી હતા, બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ હતા અને ફળમૂળનો આહાર કરનારા હતા. તેમણે રાજાને સંબોધીને કહ્યું કે, 'હે રાજા ! હું આ ઋષિને સત્વર પ્રસન્ન કરાવી આપીશ; તેથી તે સંતુષ્ટ થશે.[૧૫,૧૬] હું કદી મશ્કરીમાં પણ અસત્ય વચન બોલતો નથી, તો પછી આવે પ્રસંગે તો અસત્ય વચન કેમ જ બોલીશ ? માટે હું તને જે કહું તે તારે શંકા રાખ્યા વિના કરવું.'[૧૭]

નહુષ બોલ્યો : હે ભગવન્ ! ભૃગુવંશના આ મહર્ષિનું જે યોગ્ય મૂલ્ય હોય તે આપ કહો. તમે મારા દેશની તથા મારા કુળની રક્ષા કરો.[૧૮] કેમ કે આ ભગવાન જો ક્રોધાયમાન થશે તો ત્રણે લોકનો સંહાર કરી નાખશે. તો પછી તપરહિત અને કેવળ બાહુબળવાળા મારો નાશ કરશે, એમાં શું આશ્ચર્ય છે ?[૧૯] હે મહર્ષિ ! આ સમયે મારા અમાત્ય અને પુરોહિતની સાથે હું અગાધ દુઃખરૂપી જળમાં ડૂબી રહ્યો છું, માટે અમને તરવા માટે તમે એક નૌકારૂપ થાઓ અને આ ઋષિના મૂલ્યનો નિશ્ચય કરો.[૨૦]

ભીષ્મ બોલ્યા : નહુષનાં એ વચન સાંભળ્યા પછી પ્રતાપી ગવિજાત ઋષિ સર્વ અમાત્યોને તથા તે રાજાને હર્ષ ઉપજાવતાં આમ બોલી ઊઠ્યા :[૨૧] 'હે મહારાજ ! વર્ણોમાં ઉત્તમ ગણાતા બ્રાહ્મણોનું તથા ગાયોનું મૂલ્ય આંકી શકાય જ નહિ. માટે હે પુરુષવ્યાઘ્ર ! એક ગાયને આ મહર્ષિના મૂલ્ય તરીકે કલ્પો.'[૨૨] હે રાજા ! મહર્ષિ ગવિજાતનાં એ વચન સાંભળીને રાજા નહુષ પોતાના અમાત્યો અને પુરોહિતની સાથે મોટા હર્ષમાં આવી ગયો.[૨૩] તે તુરત જ ભૃગુવંશના તીક્ષ્ણ વ્રતધારી ચ્યવનઋષિ પાસે ગયો,

અને તેમને જાણે વાણીથી તૃપ્ત કરતો હોય તેમ આ પ્રમાણે બોલ્યો.[૨૪]

નહુષ બોલ્યો : હે બ્રહ્મર્ષિ ! ઊઠો, ઊઠો. હે ભાર્ગવ ! તમને એક ગાયના મૂલ્યથી ખરીદી લેવામાં આવ્યા છે. હે ધાર્મિકશ્રેષ્ઠ ! હું માનું છું કે, તમારું મૂલ્ય એક ગાય જેટલું છે.[૨૫]

ચ્યવન બોલ્યા : બહુ સારું. હે નિર્દોષ રાજેંદ્ર ! હવે હું આ ઊઠ્યો. કેમ કે, તેં મારું યોગ્ય મૂલ્ય આપીને મને ખરીદ્યો છે. હે અસ્ખલિત શક્તિવાળા રાજા ! આ જગતમાં ગાયોના જેવું બીજું કંઈ પણ ધન મારા જોવામાં આવતું નથી.[૨૬] હે વીર રાજા ! ગાયનું નામોચ્ચારણ, ગાયના માહાત્મ્યનું શ્રવણ, ગાયનું દાન અને ગાયનું દર્શન એ સર્વ પ્રશંસાપાત્ર ગણાય છે, સર્વ પાપોનો નાશ કરનાર છે અને મંગળરૂપ છે.[૨૭] ગાયો નિત્ય લક્ષ્મીનું મૂળ છે, ગાયોમાં કોઈ પાપી છે જ નહિ, ગાયો સદાય અન્નરૂપ જ છે અને ગાયો દેવતાઓનું ઉત્તમ હવિષ્ય ગણાય છે.[૨૮] સ્વાહાકાર અને વષટ્કાર એ બન્ને ગાયોમાં નિત્ય સ્થિતિ કરી રહ્યા છે, ગાયો યજ્ઞની નેતાઓ છે અને ગાયો યજ્ઞનું મુખ છે.[૨૯] ગાયો અક્ષય તથા દિવ્ય અમૃતને ઝરે છે અને ધારણ કરે છે. માટે જ, સર્વ લોકમાં નમસ્કારપાત્ર ગણાયેલી એ ગાયો અમૃતનું આશ્રયસ્થાન છે.[૩૦] તેજમાં તથા સ્વરૂપમાં ગાયો પૃથ્વી પર અગ્નિ સમાન ગણાય છે, ગાયો મોટામાં મોટા તેજરૂપ છે અને ગાયો પ્રાણીમાત્રને સુખ આપનારી છે. જે પ્રદેશ ઉપર ગાયોનું ટોળું નિર્ભય થઈને બેઠું હોય છે, તે પ્રદેશને તે અત્યંત દિપાવે છે. તે જે પ્રદેશમાં પોતાનો શ્વાસ કાઢે છે, તે પ્રદેશનાં સર્વ પાપોને તે દૂર કરે છે.[૩૧,૩૨] ગાયો સ્વર્ગની સીડી છે, ગાયો સ્વર્ગમાં પણ પૂજાયેલી છે અને ગાયો કામદુધા દેવીઓ છે. માટે ગાયો કરતાં બીજું કંઈ પણ શ્રેષ્ઠ નથી.[૩૩] હે ભરતશ્રેષ્ઠ ! એ પ્રમાણે મેં તને ગાયોનું માહાત્મ્ય કહ્યું. પણ તે તો ગાયોના ગુણોના એક ભાગનું જ કથન છે; કેમ કે ગાયોના સમગ્ર ગુણોનું વર્ણન કદી થઈ શકતું જ નથી.[૩૪]

મચ્છીમારો બોલ્યા : સત્પુરુષો કહે છે કે, કોઈ મનુષ્ય સાથે માત્ર સાત પગલાં ચાલવાથી જ મિત્રતા બંધાય છે. તો હે સમર્થ મુનિ ! અમે તો આપનું દર્શન કર્યું છે અને આપની સાથે વાર્તાલાપ પણ કર્યો છે એથી આપની સાથે અમારી મિત્રતા બંધાઈ છે અને તેથી જ આપે અમારા પર કૃપા કરવી યોગ્ય છે.[૩૫] હે ધર્માત્મા ! જેમ અગ્નિ સર્વ પ્રકારનાં હવિષ્યનો ઉપભોગ કરે છે, તેમ તમે પણ સર્વ ધર્મતત્ત્વોનો ઉપભોગ કરનારા હોઈને સર્વ પુરુષોમાં પ્રતાપી અગ્નિરૂપ છો.[૩૬] હે વિદ્વાન ! અમે આપને પ્રણામ કરીએ છીએ. અમે આપને પ્રસન્ન કરીએ છીએ. આપ અમારા પર અનુગ્રહ કરવા માટે આ એક ગાયનો પ્રતિગ્રહ કરો.[૩૭]

ચ્યવન બોલ્યા : જેમ બળતો અગ્નિ ઘાસની ગંજીને બાળીને ભસ્મ કરી નાખે છે, તેમ કૃપણ પુરુષની, મુનિની તથા સર્પની દષ્ટિ મનુષ્યને સમૂળગો બાળી નાખે છે.[૩૮] હે મચ્છીમારો ! હું આ તમારી ગાયનો પ્રતિગ્રહ કરું છું અને હવે તમે સર્વ પાપથી મુક્ત થઈને આ જળચર માછલાંઓની સાથે સત્વર સ્વર્ગમાં જાઓ.[૩૯]

ભીષ્મ બોલ્યા : પછી એ પવિત્રાત્મા મહર્ષિના પ્રભાવથી તે મચ્છીમારો પેલાં માછલાંઓની સાથે તત્કાળ સ્વર્ગમાં ગયા.[૪૦] હે ભરતશ્રેષ્ઠ ! રાજા નહુષ તે મચ્છીમારોને તથા માછલાંઓને સ્વર્ગમાં જતાં જોઈને પરમ વિસ્મય પામ્યો.[૪૧] પછી મહર્ષિ ગવિજાતે અને ભૃગુવંશના ચ્યવન ઋષિએ બે યોગ્ય વર આપીને નહુષરાજાને પ્રસન્ન કર્યો.[૪૨] તે સમયે હે ભરતશ્રેષ્ઠ ! મહાપરાક્રમી

રાજા નહુષે પ્રસન્નતાપૂર્વક કહ્યું કે, 'આપે મારા પર પૂર્ણ અનુગ્રહ કર્યો છે.' પછી ઇંદ્ર તુલ્ય રાજા નહુષે તે બન્ને મુનિઓ પ્રત્યે પ્રાર્થના કરી કે, 'ધર્મ ઉપર મારી અચળ નિષ્ઠા રહો.' એટલે તે બન્ને ઋષિઓએ પણ 'તથાસ્તુ' કહીને રાજાને પ્રસન્ન કર્યો. હવે તે રાજાએ પણ તે બન્ને ઋષિઓની પૂજા કરી.[૪૪] પછી પોતાની વ્રતદીક્ષા સમાપ્ત થઈ ત્યારે મહર્ષિ ચ્યવન પોતાના આશ્રમમાં ગયા અને મહાતેજસ્વી ગવિજાત ઋષિ પણ પોતાના આશ્રમ તરફ ચાલી નીકળ્યા.[૪૫] હે રાજા! પેલા મચ્છીમારો અને માછલાં સ્વર્ગમાં ગયાં અને રાજા નહુષ પણ વર મેળવીને પોતાના નગરમાં દાખલ થયો.[૪૬] હે તાત! બીજાઓને પીડા પામતાં જોઈને તથા બીજાઓની સાથે સહવાસ કરીને કેવા પ્રકારની દયા કરવી જોઈએ અને ગાયોનું માહાત્મ્ય તથા ધર્મનો નિશ્ચય કેવો હોય છે, એ વિષે તેં મને પ્રશ્ન કર્યો હતો. આથી હે યુધિષ્ઠિર! મેં તને આ વૃત્તાંત કહ્યો છે. હે વીર! હવે પુનઃ હું તને શું કહું? તારા મનમાં હજી શું પૂછવાની ઇચ્છા છે?[૪૭,૪૮]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'ચ્યવન-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૫૧ મો સમાપ્ત

## अध्याय ५२ मो

### કુશિકરાજાની સહિષ્ણુતા અને ચ્યવનઋષિની અદ્‌ભુત તપઃશક્તિ

॥ युधिष्ठिर उवाच ॥

संशयो मे महाप्राज्ञ सुमहान् सागरोपमः ।
तं मे शृणु महाबाहो श्रुत्वा व्याख्यातुमर्हसि ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે મહાબુદ્ધિમાન પિતામહ! મને સમુદ્રના જેવડો એક મોટો સંશય થયો છે. તમે તે મારે મુખે સાંભળો અને સાંભળ્યા પછી તેને દૂર કરવાને કૃપા કરશે.[૧] હે પ્રભુ! મને જમદગ્નિના મહાધર્મિષ્ઠ પુત્ર પરશુરામના સંબંધમાં પરમ કુતૂહલ રહ્યા કરે છે, માટે તમે મને તેમની ઉત્પત્તિ વિષે કહો.[૨] એ સત્યપરાક્રમી પરશુરામ કેવી રીતે ઉત્પન્ન થયા હતા અને તેમનો જન્મ બ્રહ્મર્ષિના વંશમાં થયો હતો છતાં તે ક્ષાત્રધર્મી કેમ થયા હતા?[૩] હે રાજન્! તમે એ પરશુરામની ઉત્પત્તિ મને સંપૂર્ણ રીતે કહો. વળી ક્ષત્રિયજાતિના કુશિકવંશમાંથી વિશ્વામિત્ર બ્રાહ્મણ કેવી રીતે થયા? ખરેખર, હે પુરુષવ્યાઘ્ર! મહાત્મા પરશુરામનો તથા વિશ્વામિત્રનો પ્રભાવ અત્યંત મોટો ને ઘણો જ આશ્ચર્યકારક હતો.[૪,૫] ઋચીકઋષિના પુત્ર જમદગ્નિ બ્રાહ્મણ હતા, પરંતુ ઋચીકઋષિના પૌત્ર પરશુરામ ક્ષત્રિય થયા, તેમ જ કુશિકરાજાનો પુત્ર ગાધિ ક્ષત્રિય હતો, છતાં કુશિકરાજાનો પૌત્ર વિશ્વામિત્ર બ્રાહ્મણ થયો. આ રીતે ઋચીક તથા કુશીકના પુત્રોમાં ભિન્ન જાતિરૂપ દોષ ન હતો; છતાં તેમના પૌત્રોમાં ભિન્ન જાતિનો દોષ કેમ થયો, એ વૃત્તાંતને યથાર્થ રીતે કહેવાને તમે યોગ્ય છો.[૬]

ભીષ્મ બોલ્યા : હે ભારત! આ વિષયમાં પણ ચ્યવન તથા કુશિકના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૭] પૂર્વે ભૃગુવંશી ચ્યવનને જ્યારે પોતાના વંશમાં પ્રાપ્ત થનારો એ ભિન્ન જાતિરૂપ દોષ જણવામાં આવ્યો. ત્યારે તે મહાબુદ્ધિમાન મહામુનિએ તે દોષને લીધે પ્રાપ્ત થનારા ગુણદોષના બળાબળનો પણ મનમાં નિશ્ચય કર્યો. પછી તે તપોધને કુશિકવંશનાં ક્ષત્રિયોના સર્વ કુળને બાળી નાખવાની ઇચ્છા કરી (કેમ કે કુશિકવંશની કન્યા પોતાના વંશમાં આવવાની હતી અને તેને લીધે જ પોતાના વંશમાં એ દોષ પ્રાપ્ત થવાનો હતો.) હવે ચ્યવનઋષિ કુશિકરાજાને ત્યાં ગયા અને તેને આ પ્રમાણે કહેવા લાગ્યા : 'હે નિર્દોષ રાજા! મને તારી સાથે રહેવાની ઇચ્છા થઈ છે.[૮–૧૦]

કુશિક બોલ્યો : હે ભગવાન! વિદ્વાનો સાથે રહીને ધર્માચરણ કરવું, એ ધર્મ કન્યાદાન આપવાના સમયે વરવધૂ પ્રત્યે કહે છે અને તે ધર્મનું વિદ્વાન મનુષ્યો પાલન પણ કરે છે.[૧૧] પરંતુ હે તપોધન! (બ્રાહ્મણે ક્ષત્રિય સાથે રહીને ધર્માચરણ કરવું) આ વિષયમાં ધર્મદ્વાર(હદ)નું ઉલ્લંઘન થયેલું જ ગણાય છે, તોપણ આપના કહેવાથી હું એ કાર્ય કરવા માટે તૈયાર છું. આપની શી અનુજ્ઞા છે?[૧૨]

ભીષ્મ બોલ્યા : પછી કુશિકરાજાએ મહામુનિ ચ્યવનને આસન આપ્યું અને જ્યાં તે મુનિ બેઠા હતા ત્યાં તે પોતાની સ્ત્રી સાથે હાજર થયો. રાજા કુશિકે હાથમાં જળપાત્ર લઈને મુનિને પગ ધોવાનું જળ આપ્યું અને તે મહાત્માને લગતી બીજી સર્વ ધાર્મિક ક્રિયાઓ પણ કરી.[૧૩,૧૪] પછી નિયમપૂર્વક વ્રતોનું પાલન કરનારા એ મહાત્મા રાજાએ વ્યગ્રતારહિત થઈને ચ્યવનઋષિને વિધિપૂર્વક મધુપર્ક ગ્રહણ કરાવ્યો.[૧૫] આમ તે બ્રાહ્મણનો સત્કાર કરીને તેણે તેને પુનઃ આ પ્રમાણે કહ્યું : 'હે ભગવન્! અમે બન્ને દંપતી આપને અધીન છીએ; માટે બોલો, આપનું શું પ્રિય કરીએ? હે તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારા મુનિ! આપને જો રાજ્ય જોઈતું હશે, ધન જોઈતું હશે, ગાયો જોઈતી હશે, યજ્ઞો કરવા હશે અથવા દાન આપવું હશે, તો એ સર્વ હું આપને આપીશ; માટે આપની જે ઇચ્છા હોય તે કહો.[૧૬,૧૭] આ ગૃહ, આ રાજ્ય અને આ ધર્માસન આપનું જ છે. આપ આ રાજ્યના રાજા છો, માટે આ પૃથ્વીનું રાજ્ય કરો. હું તો આપને અધીન રહેનારો જ છું.'[૧૮] રાજાએ એ પ્રમાણે કહ્યું, એટલે ભૃગુવંશી ચ્યવનઋષિએ અત્યંત હર્ષમાં આવી જઈને કુશિકરાજાને કહ્યું કે,[૧૯] 'હે રાજન્! મને રાજ્યની, ધનની, સ્ત્રીઓની, ગાયોની, દેશોની કે યજ્ઞો કરવાની કામના નથી; પણ મારું આ વાક્ય તું સાંભળ.[૨૦] મારે કોઈએક જાતનો નિયમ આરંભ કરવાની ઇચ્છા છે, માટે જો તમને બન્નેને રુચતું હોય, તો કોઈ જાતની શંકા રાખ્યા વિના તમારે બન્નેએ મારી સેવા કર્યા કરવી.'[૨૧] હે ભારત! ઋષિએ એ પ્રમાણે કહ્યું, એટલે રાજારાણી હર્ષ પામ્યાં અને તેમણે તે ઋષિને કહ્યું: 'ભલે એમ હો.'[૨૨] પછી કુશિકરાજાએ હર્ષપૂર્વક ચ્યવનઋષિને એક ઉત્તમ ગૃહમાં પ્રવેશ કરાવ્યો. હવે તે ગૃહપ્રદેશમાં જે કંઈ બતાવવા જેવું હતું તે સર્વ બતાવતાં રાજાએ ઋષિને કહ્યું:[૨૩] 'હે તપોધન! આ આપને માટે શય્યા બિછાવી રાખી છે, માટે આપની ઇચ્છાનુસાર આમાં શયન કરજો. અમે દંપતી આપને પ્રસન્ન કરવા માટે સર્વ પ્રકારે યત્ન કરીશું.'[૨૪] તેઓ એ પ્રમાણે વાતચીત કરતા હતા, તેવામાં સૂર્યનો અસ્ત થયો, એટલે ઋષિએ પોતાનું ખાનપાન તૈયાર કરવા માટે રાજાને આજ્ઞા કરી.[૨૫] ત્યારે કુશિકરાજાએ પ્રણામ કરીને ઋષિને પૂછ્યું કે, 'આપને કયું અન્ન ઇષ્ટ છે? આપને માટે કયું અન્ન હાજર કરું?'[૨૬] ત્યારે હે ભારત! ઋષિએ પરમ પ્રીતિપૂર્વક રાજા પ્રત્યે કહ્યું. 'જે આહાર હમણાં તૈયાર કરવામાં આવ્યો હોય, તે આહાર તું મને આપ.' 'બહુ સારું' એમ કહીને રાજાએ ઋષિના વચનને માન આપ્યું. પછી હે જનપતિ! જે આહાર તૈયાર કરાવવામાં આવ્યો હતો તે આહાર તેણે તેમને લાવી આપ્યો.[૨૭,૨૮] હવે ભગવાન ચ્યવનઋષિએ તે આહારનું ભોજન કર્યું. પછી તે ધર્મવેત્તા મુનિએ રાજારાણીને કહ્યું કે, 'હું શયન કરવા ઇચ્છું છું, મને નિદ્રા પીડે છે.'[૨૯] એમ કહીને તે ઋષિશ્રેષ્ઠ ભગવાન શયનગૃહમાં દાખલ થયા અને સૂઈ ગયા. તે સમયે રાજા કુશિક તો પોતાની પત્ની સાથે ત્યાં ઊભો જ રહ્યો હતો.[૩૦]

પછી ભૃગુવંશી ચ્યવનઋષિએ રાજાને કહ્યું કે, 'હું જ્યારે સૂતો હોઉં ત્યારે તમારે મને જગાડવો નહિ, પણ મારા પગ દાબ્યા કરવા અને નિત્ય જાગ્યા કરવું.'[૩૧] તે સાંભળી ધર્મવેત્તા કુશિકરાજાએ કંઈ પણ શંકા કર્યા વિના 'બહુ સારું' કહ્યું. આમ રાત્રિ પૂરી થઈ ગઈ તોપણ તે રાજારાણીએ ઋષિને જગાડ્યા નહિ. હે મહારાજ! તેઓ તો ઋષિની આજ્ઞા પ્રમાણે કેવળ સેવા કરવામાં જ તત્પર રહ્યાં અને નિત્ય જાગ્રત રહ્યાં.[૩૨,૩૩] હવે રાજાને એ પ્રમાણે આજ્ઞા કરીને ભગવાન ચ્યવનઋષિ સૂતા હતા, તે બરાબર એકવીસ દિવસ સુધી એક જ પડખે સૂઈ રહ્યા.[૩૪] છતાં હે કુરુનંદન! તે રાજા પોતાની સ્ત્રી સાથે નિરાહાર રહીને હર્ષિત અંતઃકરણે ચ્યવનઋષિની સેવા કરવા લાગ્યો અને તેમનું આરાધન કરવામાં તત્પર રહ્યો.[૩૫] પછી બરાબર એકવીસ દિવસ પૂરા થયા એટલે તપોધન ચ્યવનઋષિ પોતાની મેળે જ ઊઠીને ઊભા થયા. તે મહાન તપસ્વી કંઈ પણ બોલ્યા વિના ઘરમાંથી બહાર નીકળી ગયા. તે સમયે રાજારાણી એકવીસ દિવસનાં ભૂખ્યાં હતાં અને પરિશ્રમથી કૃશ થઈ ગયાં હતાં, તોપણ તે ઋષિની પાછળ પાછળ ચાલી નીકળ્યાં. આમ છતાં એ મહામુનિએ તો તે દંપતી તરફ દૃષ્ટિ સુદ્ધાં કરી નહિ. ઊલટું, હે રાજેંદ્ર! ભૃગુવંશના ધુરંધર તે મહર્ષિ તે દંપતીના દેખતાં અંતર્ધાન થઈ ગયા. આથી કુશિકરાજા મૂર્છિત થઈને ધરણી પર ઢળી પડ્યો.[૩૬–૩૮] પછી એક મુહૂર્ત જેટલો સમય ગયો, એટલે તેજસ્વી રાજા કુશિક બરાબર ભાનમાં આવ્યો અને પોતાની રાણીની સાથે ઋષિની શોધ કરવામાં પરમ યત્ન કરવા લાગ્યો.[૩૯]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ચ્યવન અને કુશિકનો સંવાદ' નામનો અધ્યાય ૫૨ મો સમાપ્ત

# અધ્યાય ૫૩ મો

## કુશિકરાજાની સહિષ્ણુતા અને ચ્યવનઋષિની અદ્ભુત તપઃશક્તિ (ચાલુ)

॥ युधिष्ठिर उवाच ॥

तस्मिन्नंतर्हिते विप्रे राजा किमकरोत्तदा ।
भार्या चास्य महाभागा तन्मे ब्रूहि पितामह ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ! તે બ્રાહ્મણ અંતર્ધાન થઈ ગયા, તે સમયે રાજા કુશિકે અને તેની મહાભાગ્યવતી ભાર્યાએ શું કર્યું હતું, તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા : તે રાજાએ ઋષિને ક્યાંય જોયા નહિ, ત્યારે તે પોતાની ભાર્યા સાથે પાછો ફર્યો. તે વેળા એને ખૂબ થાક લાગ્યો હતો, ઋષિ નહિ મળેલા હોવાથી તેને લજ્જા આવતી હતી અને તેની ચેતના પણ લગભગ નષ્ટ થઈ ગઈ હતી. તે એટલો બધો દીન થઈ ગયો હતો કે, નગરીમાં દાખલ થઈને પણ તે કોઈની સાથે કંઈ બોલતો પણ ન હતો. તેના મનમાં માત્ર ચ્યવનઋષિના ચરિત્રનો જ વિચાર આવ્યા કરતો હતો.[૨,૩] હવે રાજાએ કેવળ શૂન્ય મનથી પોતાના ઘરમાં પ્રવેશ કર્યો, એટલે તેણે ચ્યવનઋષિને તે જ શયનમાં સૂતેલા જોયા.[૪] આમ ઋષિને જોઈને તથા ઋષિના તે આશ્ચર્યકારક ચરિત્રનો વિચાર કરીને રાજા તથા રાણી પરમ વિસ્મય પામ્યાં. મુનિનાં દર્શનથી તેમને વિશ્રાંતિ મળી.[૫] પછી પોતપોતાનાં યોગ્ય સ્થાને બેસી જઈને ફરી પણ તેમણે ઋષિના પગ દાબવા માંડ્યા. એ વેળા પેલા મહામુનિ તો બીજે પડખે નિદ્રા જ કરી રહ્યા હતા.[૬] તે પરાક્રમી ઋષિ પાછા એકવીસ દિવસ પૂરા થયા ત્યારે જ ફરી જાગ્રત થયા, છતાં શાપના ભયની શંકાવાળાં તે દંપતીએ લેશમાત્ર વિકાર (ક્રોધ) કર્યો નહિ.[૭] હવે હે ભારત! તે મુનિ જાગ્રત થયા. એટલે હે પૃથ્વીનાથ! તેમણે રાજારાણીને કહ્યું: 'હું

સ્નાન કરવા ધારું છું, માટે તમે મારે શરીરે તેલનું મર્દન કરો.[૮] હવે 'બહુ સારું' એમ કહીને તેમણે ઋષિની આજ્ઞાનો અંગીકાર કર્યો. પોતે ભૂખ્યાં હતાં તથા શ્રમથી કૃશ થયાં હતાં, છતાં તેઓ શતપાક નામનું મહાકિંમતી તેલ લઈને ઋષિનું અંગમર્દન કરવા માટે હાજર થયાં.[૯] પછી ઋષિ સુખેથી બેઠા, એટલે તે દંપતીએ મૌનવ્રત ધારણ કરી તેમના શરીર પર તેલનું મર્દન કરવા માંડ્યું. મહાતપસ્વી ભાર્ગવ ચ્યવને ત્યારે 'હવે બસ' એમ તો કહ્યું જ નહિ.[૧૦] છતાં તેમને નિર્વિકાર જોઈને ચ્યવનઋષિ એકાએક ઊભા થયા અને સ્નાનશાળામાં દાખલ થયા.[૧૧] ત્યાં પણ રાજાએ તેમને નાહવા માટે જળ તૈયાર જ રાખી મૂક્યું હતું; પરંતુ, તે મુનિ તે સર્વનો કંઈ પણ ઉપયોગ કર્યા વિના જ રાજાના દેખતાં જ ફરી અંતર્ધાન થઈ ગયા. હે ભરતશ્રેષ્ઠ! તે વેળા પણ એ દંપતીએ તેમના પર અસૂયા કરી નહિ.[૧૨,૧૩] પછી હે કુરુનંદન! મહાસમર્થ ભગવાન ચ્યવને સ્નાન કરીને અને સિંહાસન પર બેસીને કુશિકરાજાને તથા તેની રાણીને દર્શન આપ્યાં.[૧૪] એટલે રાજાનું તથા રાણીનું મુખ મુનિનાં દર્શન કરીને હર્ષથી પ્રફુલ્લ થઈ ગયું. પછી તે નિર્વિકાર રાજાએ નમ્રતાપૂર્વક મુનિને નિવેદન કર્યું :[૧૫] 'અન્ન તૈયાર કરવામાં આવ્યું છે.' ત્યારે મુનિએ પણ રાજા પ્રત્યે કહ્યું · 'બહુ સારું, લાવો.' એટલે રાજારાણીએ તે તૈયાર કરવામાં આવેલા અન્નને હાજર કર્યું.[૧૬] તે અન્નમાં વિવિધ પ્રકારનાં માંસો હતાં, અનેક પ્રકારનાં શાકો હતાં, અનેક પ્રકારની માંસની ચટણીઓ હતી અને પાચન થવામાં હલકાં એવાં પીણાંઓ હતાં.[૧૭] તેમાં રસદાર મુરબ્બાઓ હતા, માલપૂડાઓ હતા, તરેહતરેહના લાડુઓ હતા, ભાતભાતની સૂખડીઓ હતી, અનેક પ્રકારના રસો હતા અને વનના મુનિઓને ભક્ષણ કરવા યોગ્ય ભોજન હતું.[૧૮] તેમાં રાજાઓએ ખાવા યોગ્ય અનેક પ્રકારનાં પુષ્કળ ફળો હતાં, તેમ જ બોર, ઇંગોરિયાં, ભિલામાં વગેરે ફળો પણ હતાં.[૧૯] તેમાં ગૃહસ્થોને ભોજન કરવા યોગ્ય પદાર્થો હતા અને વનવાસીઓને ભોજન કરવા યોગ્ય પદાર્થો પણ મૂક્યા હતા. આમ રાજાએ મુનિના શાપના ભયથી તે સર્વ આહાર મંગાવ્યો હતો.[૨૦] હવે તે સર્વ ભોજન ચ્યવનઋષિની આગળ મૂકવામાં આવ્યું. ત્યારે ભૃગુનંદન ચ્યવનમુનિએ તે સર્વ આહારને તથા શય્યા–આસન વગેરેને એક સ્થળે આણી મંગાવીને ઉત્તમ વસ્ત્રોથી ઢાંકી દીધાં તેમ જ પછી ભોજનની સામગ્રી સહિત તે સર્વ પદાર્થોને સળગાવી દીધા.[૨૧,૨૨] આમ છતાં અતિ મહાન બુદ્ધિમાન તે દંપતીએ મુનિ પર ક્રોધ કર્યો નહિ. વળી પણ એ મુનિ રાજારાણીના દેખતાં તે સમયે અંતર્ધાન થઈ ગયા.[૨૩] ત્યારે શ્રીમાન કુશિક રાજર્ષિ તો તે દિવસની આખી રાત્રિ સુધી પોતાની પત્ની સાથે ત્યાં ને ત્યાં જ ઊભો રહ્યો અને વાણીને નિયમમાં રાખીને તેણે ક્રોધ સરખો પણ કર્યો નહિ.[૨૪] પોતાના રાજગૃહમાં અનેક પ્રકારનું અન્ન પ્રતિદિન તૈયાર કરવામાં આવતું હતું, મુખ્ય મુખ્ય શયનો બિછાવવામાં આવતાં હતાં, પુષ્કળ સ્નાનજળના પ્રકારો હાજર રાખવામાં આવતા હતા અને વિવિધ પ્રકારનાં વસ્ત્રો હમેશાં ખરીદવામાં આવતાં હતાં; તેથી ચ્યવનઋષિથી એ રાજાનો કોઈ પણ અપરાધ જોઈ શકાયો નહિ.[૨૫,૨૬] તે પછી એક સમયે બ્રહ્મર્ષિ ચ્યવને કુશિકરાજાને કહ્યું કે, 'તું અને તારી ભાર્યા એક રથમાં જોડાઓ અને હું જ્યાં લઈ જવા માટે કહું ત્યાં મને લઈ જાઓ.'[૨૭] 'બહુ સારું' એમ કહીને રાજાએ નિઃશંક થઈને

તપોધનને પૂછ્યું કે, 'હે ભગવાન ! આપને બેસવા માટે ક્રીડારથ તૈયાર કરું કે લડાયક રથ તૈયાર કરું ?[૨૮] રાજાએ હર્ષપૂર્વક એ પ્રમાણે પૂછ્યું, એટલે ચ્યવનઋષિએ પણ શત્રુનગરને જીતનારા તે રાજા પર પ્રસન્ન થઈને આવું વચન કહ્યું : 'જે તારો લડાયક રથ હોય તેને તું સત્વર તૈયાર કર. એ રથમાં આયુધો હોવાં જોઈએ, પતાકાઓ બંધાવી જોઈએ, શક્તિ નામનું હથિયાર હોવું જોઈએ અને સોનાની છડી હોવી જોઈએ.[૩૦] વળી તેમાં ઘૂઘરીઓનો ઘણઘણાટ થવો જોઈએ, તોરણો બંધાવાં જોઈએ અને તે સુવર્ણથી મઢેલો હોઈને સેંકડો પ્રકારનાં ઉત્તમ બાણોથી ભરપૂર હોવો જોઈએ.[૩૧] 'જેવી આજ્ઞા' એમ કહીને રાજાએ તે મહાન રથ તૈયાર કર્યો. પછી તેણે તે રથમાં વજ્ર સમાન તીક્ષ્ણ અણીવાળી લાકડી તથા ચાબુક મૂકી. હવે તે રાજાએ પોતાની સ્ત્રીને રથની ડાબી ઝૂંસરીએ જોડી અને પોતે રથની જમણી ઝૂંસરીએ જોડાયો. પછી તેણે કહ્યુ કે,[૩૨] 'હે ભગવાન ! આ રથને ક્યાં લઈ જવાનો છે ? હે ભૃગુનંદન ! આપ આજ્ઞા કરો. હે બ્રહ્મર્ષિ ! આ ઉપર બેસીને આપ જ્યાં લઈ જવાને કહેશો ત્યાં આ રથ જશે.'[૩૩,૩૪] રાજાએ એ પ્રમાણે કહ્યું એટલે ભગવાન ચ્યવને તેને આજ્ઞા કરી કે, 'અહીંથી તારે એક એક પગલું આગળ ચાલવું અને તે પણ ધીમે ધીમે ચાલવું.[૩૫] એટલે મને પરિશ્રમ ન લાગે. વળી તમારે બન્નેએ મારી ઇચ્છાનુસાર ચાલવું અને મને સુખ ઊપજે તેમ રથને ખેંચવો. આ સર્વ મનુષ્યોને પણ તેમની ઇચ્છા પ્રમાણે જોવા દેવું.[૩૬] માર્ગમાં જે જે મનુષ્યો ચાલ્યા જતા હોય તેમને ખસેડવા નહિ; કેમ કે મારે તેમને દાન આપવાનું છે. વળી માર્ગમાં જે જે બ્રાહ્મણો મારી પાસે જે કંઈ માગશે, તે સર્વ હું તેમને આપીશ. વળી હું તેમને સમગ્ર ધન અને રત્નોનું પણ દાન કરીશ. માટે હે રાજા ! હું કહું છું તે પ્રમાણે સર્વ તું કર, તેને માટે તું વિચાર કર મા.'[૩૭,૩૮]

ઋષિનાં એ વચન સાંભળીને રાજાએ પોતાના સેવકોને આજ્ઞા આપી કે, 'મુનિ જે કંઈ માગે તે સર્વ તેમને આપવું, તેમાં તમારે શંકા કરવી નહિ.'[૩૯] તે પછી અનેક રત્નો, સ્ત્રીઓ, વાહનો, ઘેટાં, બકરાં, ઘડેલું તથા ઘડ્યા વિનાનું સોનું, પર્વત જેવડા મોટા હાથીઓ અને રાજાના સર્વ અમાત્યો ઋષિના રથની પાછળ જવા લાગ્યા. આ જોઈ સર્વ નગર જાણે દુઃખી થયું હોય તેમ હાહાકાર કરવા લાગ્યું.[૪૦,૪૧] વળી તે સમયે ચ્યવનઋષિ તીક્ષ્ણ અણીવાળી લાકડીનો પ્રહાર કરીને રાજારાણીની પીઠને તથા લમણાંઓને વીંધી નાખતા હતા, છતાં તેઓ નિર્વિકાર રહીને રથને ખેંચ્યે જતાં હતાં.[૪૨] એ દંપતીને બરાબર પચાસ દિવસોના ઉપવાસ થયા હતા, તેથી તેઓ શરીરે અત્યંત કૃશ થઈ ગયાં હતાં અને ધ્રૂજી જતાં હતાં. આમ છતાં તેઓ વીરતાપૂર્વક તે મહાન રથને માંડ માંડ ખેંચ્યે જતાં હતાં.[૪૩] હે મહારાજ ! તે દંપતીને ચ્યવનઋષિએ માર મારીને અત્યંત વીંધી નાખ્યાં હતાં અને તેમના શરીર ઉપરના ઘાવમાંથી એટલું બધું રુધિર ટપકતું હતું કે, તેથી તે બન્ને રાતાં પુષ્પોવાળા ખાખરા જેવાં દેખાતાં હતાં.[૪૪] રાજારાણીની એ સ્થિતિ જોઈને નગરનાં સર્વ મનુષ્યો અત્યંત શોકાકુળ થઈ ગયાં હતાં, પણ ઋષિના શાપના ભયથી તેઓ કંઈ બોલી શકતાં ન હતાં.[૪૫] માત્ર બબ્બે મનુષ્યો સાથે મળીને આ પ્રમાણે કહેતા હતા : 'અહો ! તપનું કેવું બળ છે, તે તમે જુઓ. આપણે બધા અત્યંત ક્રોધાયમાન થયા છીએ છતાં આપણે આ મહામુનિ સામે જોવાને શક્તિ ધરાવી શકતા નથી.[૪૬] ખરેખર, આ શુદ્ધાત્મા

ભગવાન મહર્ષિનું પરાક્રમ ઘણું જ આશ્ચર્યકારક છે. જુઓ, આ રાજાનું તથા રાણીનું ધૈર્ય પણ કેવું છે![47] આ દંપતી થાકી ગયાં છે, તોપણ કષ્ટથી રથને ખેંચ્યે જાય છે. આ ભૃગુનંદન તેમના વિકારને હજી સુધી જોવા જ પામ્યા નથી.[48]

ભીષ્મ બોલ્યા : પછી ભૃગુવંશધુરંધર ચ્યવનઋષિ તે રાજારાણીને નિર્વિકાર જોઈને કુબેરની પેઠે ધનનું દાન કરવા લાગ્યા.[49] તે સમયે પણ રાજાએ પ્રસન્ન અંતઃકરણથી ઋષિની આજ્ઞા પ્રમાણે જ કરવા માંડ્યું. તે જોઈને મુનિશ્રેષ્ઠ ભગવાન પ્રસન્ન થયા.[50] તુરત જ તે મોટા રથ ઉપરથી ઊતરી પડ્યા અને તેમણે તે રાજારાણીને છોડી મૂક્યાં. પછી હે ભારત! તે ભૃગુવંશી ઋષિએ સ્નિગ્ધ અને ગંભીર એવી નિર્મળ વાણીથી તેમને કહ્યું કે, 'બોલો, હું તમને કયો ઉત્તમ વર આપું?[51,52] હવે હે ભરતશ્રેષ્ઠ! પરોણીના મારથી વીંધાઈ ગયેલા તેમના સુકુમાર શરીર ઉપર તે મુનિવરે પોતાના અમૃતસમાન બન્ને હાથ વડે સ્નેહપૂર્વક સ્પર્શ કર્યો.[53] ત્યારે રાજાએ તેમને કહ્યું કે, 'અમને આપના પ્રભાવથી પરિશ્રમ લાગ્યો જ નથી.' વળી તે બન્નેએ ચ્યવન ભાર્ગવને કહ્યું કે, 'અમને બન્નેને આપના પ્રભાવથી વિશ્રાંતિ મળી છે.[54] પછી ભગવાન ચ્યવને અત્યંત હર્ષમાં આવી જઈને તે દંપતીને કહ્યું કે, 'મેં પ્રથમ જે કહ્યું છે, તે કદી મિથ્યા થશે નહિ.[55] હે રાજા! આ પ્રદેશ ઘણો જ સુંદર છે અને આ ગંગાતટ પણ અત્યંત પવિત્ર છે. માટે હું અહીં કેટલાક કાળ પર્યંત વ્રતપરાયણ રહીને નિવાસ કરીશ.[56] હે પુત્ર! હવે તું તારા નગરમાં જા. તું બરાબર વિશ્રાંતિ લઈને પુનઃ આવતી કાલે અહીં આવજે. હું અહીં જ રહ્યો છું, માટે તું તારી પત્ની સાથે મને મળજે. હે રાજા! તારે ક્રોધ કરવાનું કંઈ કારણ નથી. તારું કલ્યાણ હવે સમીપમાં જ છે.[57] તારા હૃદયમાં જે આકાંક્ષા રહેલી છે તે સર્વ હવે સફળ થશે.' જ્યારે ઋષિએ એ પ્રમાણે કહ્યું, ત્યારે કુશિકરાજા મનમાં અત્યંત પ્રસન્ન થયો.[58] તેણે આવું યોગ્ય અર્થવાળું વચન તે મહામુનિને કહ્યું: 'હે મહાભાગ! મને ક્રોધ ચઢ્યો જ નથી. હે ભગવાન! અમને બન્નેને તમે પવિત્ર કર્યાં છે.[59] તમે અમારી બન્નેની રક્ષા કરી છે, અમારું શરીર તરુણ તથા બળવાન બની ગયું છે અને મારા તથા મારી પત્નીના શરીર ઉપર લાકડીઓના પ્રહાર કરીને તમે જે જે ઘાવ કર્યા હતા, તે સર્વને અમારાં શરીર ઉપર અમે જોઈ શકતાં નથી. ખરેખર, હું અને મારી ભાર્યા બન્ને અમારી મૂળ સ્થિતિને પામ્યાં છીએ. આ મારી રાણીને હું સાક્ષાત્ અપ્સરા સમાન શરીરવાળી જોઈ રહ્યો છું. પૂર્વે તેની જે શ્રેષ્ઠ શોભા જોવામાં આવતી હતી, તે જ શોભાથી આ સમયે પણ હું તેને યુક્ત થયેલી જોઉં છું. હે મહામુનિ! આ સર્વ તમારી કૃપાથી જ થયું છે.[60-62] હે ભગવન્! આપ સત્યપરાક્રમી છો, તેથી આપના સંબંધમાં આ કંઈ આશ્ચર્યકારક ગણાય નહિ.' કુશિકરાજાએ એ રીતે કહ્યું, એટલે ચ્યવનઋષિએ તેને કહ્યું કે,[63] 'હે રાજા! આવતી કાલે તું તારી ભાર્યા સાથે અહીં આવજે.' એમ કહીને ઋષિએ તેને ત્યાંથી જવા માટે અનુજ્ઞા આપી, એટલે રાજર્ષિ કુશિકે ચ્યવનને વંદન કર્યાં. પછી તે ઇંદ્રની માફક દિવ્ય શરીર ધારણ કરીને પોતાના નગર તરફ ચાલતો થયો. તે સમયે સર્વ અમાત્યો પુરોહિતો અને સર્વ પ્રજાઓ સૈન્ય તથા વારાંગનાઓને સાથે લઈને એને સામે લેવા આવ્યાં. રાજા કુશિક પણ તે સર્વથી વીંટાઈને પરમ શોભાથી દીપવા લાગ્યો.[64-66] પછી બંદીજનોથી પૂજાતા એ રાજાએ હર્ષપૂર્વક નગરમાં પ્રવેશ કર્યો. આમ નગરમાં પ્રવેશ કર્યા પછી મહાતેજસ્વી રાજા કુશિકે પ્રાતઃકાળની નિત્ય-

નૈમિત્તિક ક્રિયાઓ કરી લીધી. પછી ભોજન કરી લઈને તેણે તે રાતે પોતાની ભાર્યા સાથે પોતાના રાજમહેલમાં જ નિવાસ કર્યો.[૬૭] તે સમયે રાજા અને રાણી એકબીજાના નવા યૌવનને જોઈને અત્યંત આનંદમાં આવી ગયાં. તેમણે જ્યારે શય્યામાં શયન કર્યું, ત્યારે તેઓ સંતાપથી મુક્ત થયેલા બે દેવતાના જેવાં દેખાતાં હતાં. વળી ત્યારે બ્રાહ્મણશ્રેષ્ઠ ચ્યવનઋષિએ આપેલી દિવ્ય શોભાથી યુક્ત હોઈને તેમણે સુંદર શરીર ધારણ કર્યાં હતાં.[૬૮] બીજી તરફ ભૃગુકુળની કીર્તિને વધારનારા તપોધન ચ્યવનઋષિએ પણ તે વનપ્રદેશને સમૃદ્ધિમાન અને સુંદર બનાવી દીધો. વળી ઇંદ્રની નગરીમાં પણ જે પદાર્થો નથી તે સર્વ પદાર્થોને તેમણે પોતાના બુદ્ધિવૈભવથી ઉત્પન્ન કર્યા અને તે વનપ્રદેશને અનેક રત્નોથી શોભાવી દીધો.[૬૯]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'ચ્યવન અને કુશિકનો સંવાદ' નામનો અધ્યાય ૫૩ મો સમાપ્ત

## अध्याय ५४ मो

### કુશિકરાજાની સહિષ્ણુતાનું દિવ્ય ફળ

॥ भीष्म उवाच ॥

**ततः स राजा राव्यंते प्रतिबुद्धो महामनाः ।**
**कृतपूर्वाह्णिकः प्रायात् सभार्यस्तद्वनं प्रति ॥ १ ॥**

ભીષ્મ બોલ્યા : પછી પ્રાતઃકાળનો સમય થયો, એટલે મોટા મનવાળો તે રાજા જાગ્રત થયો. તેમણે પ્રથમ પ્રાતઃકાળનાં કાર્યો કરી લીધાં અને પછી તે પોતાની ભાર્યા સાથે પેલા વન પ્રત્યે જવા નીકળ્યો.[૧] હવે રાજા તે વન પાસે આવ્યો, એટલે તદ્દન સુવર્ણનો એક પ્રાસાદ તેના જોવામાં આવ્યો. તે પ્રાસાદમાં મણિના હજારો થાંભલાઓ હતા અને તેનો દેખાવ પણ ગંધર્વના નગર જેવો જ હતો. વળી કુશિકરાજે તે વનમાં સ્થળે સ્થળે દિવ્ય પદાર્થો જોયા.[૨] રૂપાના શિખરવાળા અનેક પર્વતો, કમળોથી ભરપૂર તળાવડીઓ, વિવિધ પ્રકારની ચિત્રશાળાઓ, ભાતભાતનાં તોરણો, લીલા ઘાસવાળા ભૂપ્રદેશો, સુવર્ણથી જડેલી ભૂમિઓ, પ્રફુલ્લ આંબાઓ, વિકસિત કેતકીઓ, સર્વોત્કૃષ્ટ ઉદ્દાલક વૃક્ષો, અશોક વૃક્ષો, મોગરાનાં વૃક્ષો, પ્રફુલ્લ અતિમુક્તક લતાઓ, ચંપાઓ, તિલક વૃક્ષો, ફણસનાં ભવ્ય વૃક્ષો, વંજુલો અને પુષ્પોવાળી કરેણો એ બધાં તેણે સ્થળે સ્થળે જોયાં.[૩–૫] વળી તે રાજાએ ત્યાં પીલુનાં વૃક્ષોને, કેળનાં વૃક્ષોને તથા અષ્ટપદિકા નામની લતાઓને જ્યાંત્યાં વાવી દીધેલી જોઈ.[૬] ત્યાં, પદ્મ તથા ઉત્પલજાતિનાં કમળોવાળા, સર્વ ઋતુઓનાં પુષ્પોથી વ્યાપ્ત અને વિમાન સરખા દેખાવવાળા મનોહર તથા પર્વત સમાન પ્રાસાદો રાજાના જોવામાં આવ્યા.[૭] હે ભારત ! તે વનમાં કોઈ સ્થળે શીતળ તો કોઈ સ્થળે ઉષ્ણ જળ હતાં. ત્યાં વિચિત્ર પ્રકારનાં આસનો હતાં તેમ જ ઉત્તમ શયનો હતાં. ત્યાં કિંમતી ગલીચાઓ બિછાવેલા અને રત્ન તથા સુવર્ણથી જડેલા પલંગો હતા તેમ જ અનંત પ્રકારના ભક્ષ્યો તથા ભોજનો જ્યાંત્યાં હાજર હતાં.[૮,૯] વળી એ વનમાં અનેક પોપટો, મેનાઓ, ભમરાઓ, કોયલો, શતપત્રો, કોયષ્ટિકો, કુક્કુભો, મયૂરો, કૂકડાઓ, ચાતકો, જીવંજીવકો અને ચકોરો વગેરે પક્ષીઓ કલ્લોલ કરી રહ્યાં હતાં. ત્યાં વાનરો, હંસો, સારસો અને ઘણા જ સુંદર ચકવાકો ચોતરફ અત્યંત હર્ષમાં આવી ગયેલા જોવામાં આવતા હતા. ત્યાં હે રાજા ! કોઈ સ્થળે અપ્સરાઓનાં તથા ગંધર્વોનાં ટોળાં કુશિકરાજાના જોવામાં આવ્યાં અને કોઈ સ્થળે સ્રીઓ સાથે આલિંગન કરીને ઊભેલા બીજા કેટલાએક ગંધર્વો પણ તેણે જોયા. રાજાએ તે સર્વને થોડી વાર જોયા અને થોડી વાર જોયા પણ નહિ.[૧૦–૧૩] વળી તે રાજાએ અત્યંત મધુરો ગીતનો શબ્દ, વેદપાઠનો શબ્દ અને અતિ સુંદર

કહી શકું તેમ નથી.[૧૦] હે રાજન્! પૂર્વે સર્વ દેવોનું સંમેલન થયું હતું, ત્યારે પિતામહ બ્રહ્મદેવે જ કંઈ કહ્યું હતું તે મેં સાંભળ્યું છે અને તે જ હું તને કહું છું, સાંભળ.[૧૧] ભવિષ્યમાં બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચે વિરોધ ઊભો થશે અને તેને લીધે બ્રાહ્મણકુળમાં તથા ક્ષત્રિયકુળમાં વર્ણસંકરદોષ પ્રાપ્ત થશે. હે રાજન્! તારા પુત્રનો પુત્ર તેજ અને વીર્યથી યુક્ત થશે (અને તારા કુળની કન્યાને લીધે જ અમારા કુળમાં સંકરદોષ પ્રાપ્ત થશે).[૧૨] માટે હું તારા કુળનો નાશ કરવા સારુ તારી પાસે આવ્યો હતો. મને કુશિકના વંશનો ઉચ્છેદ કરવાની તથા તારા કુળને બાળી નાખવાની ઇચ્છા હતી.[૧૩] તેથી હે મહીપતિ! તારા નગરમાં આવીને મેં તને કહ્યું હતું કે, 'મારે એક નિયમનો આરંભ કરવાની ઇચ્છા છે, માટે હું તારે ઘેર નિવાસ કરીશ અને તું મારી સેવા કરજે.' આમ હે રાજર્ષિ! હું તારે ઘેર રહ્યો હતો, પણ મેં તારામાં કોઈ જાતનો અપરાધ જોયો નહિ. તેથી જ તું હમણાં જીવી રહ્યો છે, નહિ તો તું જીવતો રહેત નહિ.[૧૪,૧૫] હે રાજા! 'મને કોઈ જગાડશે ત્યારે હું તેને બાળી નાખીશ,' આવા પ્રકારની બુદ્ધિથી જ હું તારા ઘરમાં એકવીસ દિવસ સુધી એક પડખે સૂઈ રહ્યો હતો.[૧૬] પણ હે રાજશ્રેષ્ઠ! જ્યારે તેં કે તારી ભાર્યાએ મને જગાડ્યો નહિ, ત્યારે જ હું મારા મનથી તારા પર પ્રસન્ન થયો હતો.[૧૭] હે સમર્થ રાજા! જે સમયે હું શય્યામાંથી ઊઠીને કંઈ બોલ્યા વિના જ બહાર નીકળી ગયો હતો તે સમયે તેં મને પ્રશ્ન કર્યો હોત કે, 'તમે ક્યાં જાઓ છો?' તો હું તને જરૂર શાપ આપત.[૧૮] પછી હું તારા ઘરમાં વારંવાર અંતર્હિત થઈ જતો હતો અને યોગબળનો આશ્રય કરીને બીજા એકવીસ દિવસ સુધી બીજે પડખે સૂઈ રહ્યો હતો.[૧૯] હે નરાધીશ! તેમાં પણ મારી એ જ બુદ્ધિ હતી કે, રાજા અને રાણી ભૂખ્યાં થયાં છે અને પરિશ્રમથી કૃશ થયાં છે, તેથી મારા પર ક્રોધ કરશે.[૨૦] પણ હે રાજા! તારા મનમાં લેશમાત્ર ક્રોધ થયો નહિ, આથી હે નરશ્રેષ્ઠ! તારા પર અને તારી રાણી ઉપર હું વધારે પ્રસન્ન થયો.[૨૧] તું મારા પર ઈર્ષ્યા આણીને કદાચ ક્રોધાયમાન થઈશ, એવા વિચારથી જ મેં ભોજન મંગાવીને તે સમયે બાળી નાખ્યું હતું; પણ તે સર્વ તેં સહન કર્યું.[૨૨] પછી હે રાજા! રથ ઉપર બેસીને મેં તને કહ્યું હતું કે, 'તું અને તારી સ્ત્રી બન્ને મને ખેંચો.' એટલે તે કર્મને પણ તેં નિઃશંક થઈને કર્યું હતું; આથી હે નરપતિ! હું તારા પર અત્યંત પ્રસન્ન થયો. વળી મેં તારા ધનનું પુષ્કળ દાન આપી દીધું, છતાં ક્રોધે તારો પરાજય કર્યો નહિ.[૨૩,૨૪] આથી કરીને હે રાજન્! હું તારા પર પ્રસન્ન થયો છું અને તેથી જ તું જાણ કે મેં તને આ દિવ્ય વનનાં દર્શન કરાવ્યાં છે. હે માનવેશ! તારે જાણવું કે, તારા પર પ્રસન્ન થઈને જ મેં તને તથા તારી ભાર્યાને આ વનનાં દર્શન કરાવ્યાં હતાં.[૨૫] મેં તને પ્રસન્ન કરવા માટે આ સ્વર્ગનું દર્શન કરાવ્યું હતું; તેથી હે રાજા! આ વનમાં તને દિવ્ય દશ્ય જોવામાં આવ્યું હતું.[૨૬] હે રાજવર! હે પૃથ્વીનાથ! એક મુહૂર્ત કાળ સુધી તેં અને તારી ભાર્યાએ આ મનુષ્યશરીરથી જ સ્વર્ગપ્રદેશનો અનુભવ કર્યો છે.[૨૭] હે નરપતિ! તપનો પ્રભાવ કેવો હોય છે અને ધર્મનું માહાત્મ્ય કેવા પ્રકારનું હોય છે, તે દર્શાવવા માટે મેં તને દેવતાઈ વૈભવો બતાવ્યા હતા. હે રાજન્! તે ઉપરથી તારી સ્પૃહા કેવા પ્રકારની છે, તે પણ મેં જાણી લીધું છે.[૨૮] હે રાજા! તું રાજાપણાની તથા દેવેંદ્રપણાની અવગણના કરે છે. વળી હે પૃથ્વીપતિ! તું બ્રાહ્મણપણાની તથા તપશ્ચરણની આકાંક્ષા રાખે છે. હે તાત!

તું કહે છે તેમ જ છે. બ્રાહ્મણપણું સર્વથા દુર્લભ છે. બ્રાહ્મણપણું કદાચ પ્રાપ્ત થાય તો ઋષિપણું દુર્લભ છે. વળી ઋષિપણામાં પણ તપસ્વી થવું એ મહાદુર્લભ છે.[૨૯,૩૦] હે રાજા! બ્રાહ્મણપણું પ્રાપ્ત કરવું, એવી જે તારી કામના છે, તે પૂર્ણ થશે. તારા વંશમાં તારા પોતાનાથી જ એક ત્રીજો પુરુષ ઉત્પન્ન થશે. તે કૌશિક બ્રાહ્મણ નામે પ્રસિદ્ધ થશે. આમ તારાથી ત્રીજો પુરુષ બ્રાહ્મણપણાને પામશે.[૩૧] હે રાજશ્રેષ્ઠ! ભૃગુવંશીઓના પ્રતાપથી તારો આખો વંશ બ્રાહ્મણ થશે. તારો પૌત્ર બ્રાહ્મણ થશે, મોટો તપસ્વી થશે અને અગ્નિસમાન તેજસ્વી થશે.[૩૨] હું તને સત્ય કહું છું કે, એ તારો પૌત્ર દેવો અને મનુષ્યોને તથા ત્રણે લોકોને ભય ઉપજાવશે.[૩૩] હે રાજર્ષિ! આ ઉપરાંત તારા મનમાં જે વર મેળવવાની ઇચ્છા હોય તે વરને તું ગ્રહણ કર. હું હવે તીર્થયાત્રા કરવા માટે જઈશ; કેમ કે સમય ચાલ્યો જાય છે.[૩૪]

કુશિક બોલ્યો: હે મહામુનિ! તમે મારા પર પ્રસન્ન થયા છો, એ જ આજે મને વર મળ્યો છે. છતાં હે નિર્દોષ મુનિ! તમે કહો છો તે પ્રમાણે મારો પૌત્ર ભલે બ્રાહ્મણ થાઓ.[૩૫] હે ભગવાન! મારું કુળ બ્રાહ્મણપણાને પ્રાપ્ત થાય, એ વર હું માગી લઉં છું. પણ હે ભગવાન! એ વિષે મને વિસ્તારથી કહો; એમ હું ઇચ્છું છું.[૩૬] હે ભૃગુનંદન! મારું કુળ બ્રાહ્મણપણાને કેવી રીતે પામશે? તેવો કયો પુરુષ મારો સંબંધી થશે અને કયો પુરુષ મારો માન્ય થશે?[૩૭]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ચ્યવન અને કુશિકનો સંવાદ' નામનો અધ્યાય ૫૫મો સમાપ્ત

# અધ્યાય ૫૬મો

## કુશિકને વરપ્રાપ્તિ (ચાલુ)

॥ च्यवन उवाच ॥

अवश्यं कथनीयं मे तवैतन्नरपुंगव।
यदर्थं त्वाहमुच्छेत्तुं संप्राप्तो मनुजाधिप ॥ १ ॥

ચ્યવન બોલ્યા: હે મનુષ્યશ્રેષ્ઠ મહારાજ! જેને લીધે હું તારો નાશ કરવા માટે અહીં આવ્યો હતો, એ વિષે મારે તને અવશ્ય કહેવું જ જોઈએ.[૧] હે રાજા! ભૃગુવંશના બ્રાહ્મણો ક્ષત્રિયોને યજ્ઞ કરાવે, એ પ્રકારનો નિયમ સદાકાળનો છે; પરંતુ કોઈ દૈવી કારણને લીધે ભૃગુવંશના બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચે ભેદ પડશે.[૨] તેથી હે રાજા! દૈવદંડને અધીન થયેલા ક્ષત્રિયો ભૃગુવંશના સર્વ બ્રાહ્મણોનો વધ કરશે, એટલું જ નહિ પણ ભૃગુવંશના ગર્ભ સુદ્ધાંનો નાશ કરી નાખશે.[૩] તે પછી પોતાના ગોત્રની વૃદ્ધિ કરનારો ઊર્વ નામનો એક મહાતેજસ્વી પુરુષ અમારા કુળમાં ઉત્પન્ન થશે. તેની કાંતિ અગ્નિ તથા સૂર્ય સમાન પ્રદીપ્ત હશે.[૪] સમગ્ર ત્રૈલોક્યનો વિનાશ કરવા માટે તે પોતાનો ક્રોધાગ્નિ પ્રકટ કરશે અને પર્વતો તથા વનો સહિત આખી પૃથ્વીને બાળીને ભસ્મ કરી નાખશે.[૫] પછી કેટલોક કાળ વીતી જશે, એટલે તે જ મહામુનિ પોતાના ક્રોધાગ્નિને સમુદ્રમાં ઉત્પન્ન થનારી વડવા જાતિના મુખમાં નાખી દઈને શાંત પાડશે.[૬] હે નિર્દોષ મહારાજ! એ ઊર્વમુનિથી ઋચીક નામનો એક ભૃગુનંદન પુત્ર ઉત્પન્ન થશે. દૈવયોગે ક્ષત્રિયોનો નાશ કરવાના હેતુથી સંપૂર્ણ ધનુર્વેદ તેની પાસે સાક્ષાત્ હાજર થશે. પછી તે ઋચીકમુનિ સંપૂર્ણ ધનુર્વેદનો સ્વીકાર કરશે અને તપથી શુદ્ધાત્મા થયેલા તથા મોટા ભાગ્યવાળા પોતાન જમદગ્નિ નામના પુત્રને તેનું અધ્યયન કરાવશે. આમ તે ભૃગુસિંહ જમદગ્નિ પણ તે ધનુર્વેદને ધારણ કરશે.[૭,૮] હે

હંસોનો શબ્દ પણ ત્યાં સાંભળ્યો.[14] ત્યારે અતિઆશ્ચર્યકારક તે વનપ્રદેશને જોઈને રાજાએ મનમાં વિચાર કરવા માંડ્યો કે, 'અરે! આ તે શું સ્વપ્ન છે, મારા ચિત્તની ભ્રમણા છે કે સત્ય છે? અહો! ઘણી જ આશ્ચર્યની વાત છે કે, હું મારા આ મનુષ્યશરીરથી જ આવી પરમ ગતિને પામ્યો છું, અથવા પવિત્ર ઉત્તરકુરુદેશમાં કે અમરાવતી નગરીમાં આવી પહોંચ્યો છું.[15,16] હું આવું મહાન આશ્ચર્ય શું જોઈ રહ્યો છું?' એ રીતે રાજા વિચારમાં જ પડ્યો હતો, તેવામાં તેને મહામુનિ ચ્યવનનાં દર્શન થયાં.[17] તે ભૃગુનંદન મણિઓના અનેક થાંભલાઓથી વ્યાપ્ત એવા સુવર્ણનાં વિમાનમાં એક દિવ્ય ને મહાકિંમતી શયન પર સૂતા હતા.[18] રાજા કુશિક તેમને જોતાંની સાથે જ અત્યંત હર્ષપૂર્વક પોતાની રાણી સાથે તેમની પાસે જવા લાગ્યો, એટલે તુરત જ મહર્ષિ ચ્યવન અને તેમનું શયન ત્યાંથી અંતર્ધાન થઈ ગયું.[19] પછી રાજાને એક બીજા વનપ્રદેશમાં દર્ભના આસન ઉપર બેસીને જપ કરવામાં આસક્ત થયેલા મહાવ્રતધારી ચ્યવનમુનિનાં દર્શન થયાં.[20] આમ બ્રાહ્મણ ચ્યવનઋષિ પોતાના યોગબળથી રાજાને મોહ પમાડી રહ્યા હતા. તે પછી એક ક્ષણવારમાં તે વન, અપ્સરાઓના સમુદાયો, ગંધર્વો અને તે તે વૃક્ષો એ સર્વ ત્યાંથી અદૃશ્ય થઈ ગયું. ત્યાં હે રાજા! પુનઃ ગંગાનો તટપ્રદેશ જ જોવામાં આવ્યો. તે કેવળ નિઃશબ્દ હતો, દર્ભોથી વ્યાપ્ત હતો અને પુષ્કળ રાફડાઓથી ભરપૂર હતો. ચ્યવનઋષિના તે અદ્ભુત કર્મને જોઈને રાજા કુશિક પોતાની રાણીની સાથે પરમ વિસ્મય પામ્યો. અત્યંત હર્ષમાં આવી જઈને તે પોતાની ભાર્યાને કહેવા લાગ્યો કે,[21-24] 'હે ભદ્રા! તેં જોયું કે, ભૃગુવંશના શ્રેષ્ઠ ઋષિની કૃપાથી કેવા અદ્ભુત અને દુર્લભ પદાર્થો આપણા જોવામાં આવ્યા! ખરેખર, આમાં તપના બળ વિના બીજું કયું કારણ હોવાનો સંભવ છે?[25] જે પદાર્થો કેવળ મનોરથમાં જ આવી શકે છે, તે સર્વ પદાર્થો તપના પ્રભાવથી મેળવી શકાય છે. એટલું જ નહિ, પરંતુ ત્રૈલોક્યના રાજ્ય કરતાં પણ તપની અધિકતા વિશેષ છે. જો મહાપ્રચંડ તપશ્ચર્યા કરવામાં આવે છે, તો તેના બળથી મોક્ષ પણ મેળવી શકાય છે. અહો! મહાત્મા ચ્યવન બ્રહ્મર્ષિનો પ્રભાવ કેટલો બધો આશ્ચર્યકારક છે![26,27] જો તેમની ઇચ્છા થાય તો તે પોતાના તપના બળથી નવા લોકોને પણ ઉત્પન્ન કરી શકે છે. ખરેખર, માત્ર બ્રાહ્મણો જ આવી પવિત્ર બુદ્ધિ, પવિત્ર કર્મ અને પવિત્ર વાણીવાળા હોઈ શકે છે.[28] આ જગતમાં આવું કર્મ કરવા માટે ચ્યવન વિના બીજો કયો પુરુષ ઉત્સાહ ધરાવી શકે તેમ છે? માટે હું તો માનું છું કે, મનુષ્યો રાજ્યને સહેલાઈથી મેળવી શકે છે, પણ બ્રાહ્મણપણું મેળવવું એ જ લોકમાં દોહલું છે. ચ્યવનઋષિએ આપણા બન્નેને પોતાના બે ઘોડાઓની પેઠે રથમાં જોડ્યાં તે પણ તેમના બ્રાહ્મણપણાના પ્રભાવથી જ હતું.' કુશિકરાજા પોતાની રાણી સાથે એ પ્રમાણે વિચાર કરતો હતો, એ વાત ચ્યવનઋષિના જાણવામાં આવી.[29,30] પછી તે રાજા સામે જોઈને મુનિએ કહ્યું કે, 'તું મારી પાસે સત્વર આવ.' તેમણે એ પ્રમાણે કહ્યું, એટલે કુશિકરાજા પોતાની ભાર્યાને સાથે લઈને તે મહામુનિ પાસે ગયો અને તેણે વંદન કરવા યોગ્ય તે મુનિને મસ્તક નમાવીને વંદન કર્યું.[31] તે સમયે પુરુષોમાં શ્રેષ્ઠ એવા બુદ્ધિમાન ચ્યવનમુનિએ પણ રાજાને આશીર્વાદ આપીને કહ્યું કે, 'આ આસન ઉપર બેસ.'[32] હવે હે ભારત! પોતાના મૂળ સ્વભાવને પ્રાપ્ત થયેલા ભાર્ગવ ચ્યવનમુનિ પોતાની મધુર વાણીથી રાજાને તૃપ્ત કરતા હોય તેમ બોલ્યા કે,[33] 'હે

રાજન્! તેં છઠ્ઠા મન સહિત પાંચ જ્ઞાનેંદ્રિયોને તથા પાંચ કર્મેંદ્રિયોને સારી પેઠે જીતી લીધી છે અને તેથી જ તું કષ્ટમાંથી મુક્ત થયો છે.[૩૪] હે પુત્ર! તેં મારી બરાબર આરાધના કરી છે. હે શ્રેષ્ઠ વક્તા! તારામાં કોઈ જાતનું સૂક્ષ્મ પાપ પણ નથી.[૩૫] હે રાજન્! હવે તું મને અનુજ્ઞા આપ. હું જ્યાંથી આવ્યો છું ત્યાં જ હવે જવાનો છું. હે રાજેંદ્ર! તારા ઉપર હું પ્રસન્ન થયો છું, માટે તારે જે વરની કામના હોય તે મારી પાસેથી માગી લે.[૩૬]

કુશિક બોલ્યો : હે ભગવન્! હું આપની સમીપ રહીને કેવળ અગ્નિના મધ્યમાં જ આવી પડ્યો હતો; છતાં હે ભૃગુશ્રેષ્ઠ! હું બળી ગયો નથી, એ જ મારે માટે બહુ છે.[૩૭] હે નિર્દોષ ભૃગુનંદન! એ જ મુખ્ય વર મને મળી ચૂક્યો છે કે, આપ મારા પર પ્રસન્ન થયા છો. વળી હે બ્રહ્મન્! આપે મારા કુળની રક્ષા કરી છે.[૩૮] હે વિપ્ર! આપે મારા પર એ જ અનુગ્રહ કર્યો છે, મારા જીવિતનું પ્રયોજન પણ એ જ છે, મારા રાજ્યનું ફળ પણ એ જ છે અને મારા તપનું ફળ પણ એ જ છે. છતાં હે ભૃગુનંદન બ્રાહ્મણ! તમે મારા પર પ્રસન્ન થયા છો, તો તમે મારો આ એક સંશય દૂર કરવાને યોગ્ય છો.[૩૯,૪૦]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ-
પર્વમાં 'ચ્યવન અને કુશિકનો સંવાદ'
નામનો અધ્યાય ૫૪મો સમાપ્ત

## अध्याय ५५मो
### કુશિકને વરપ્રાપ્તિ

॥ च्यवन उवाच ॥

वरश्च गृह्यतां मत्तो यश्च ते संशयो हृदि ।
तं प्रब्रूहि नरश्रेष्ठ सर्वं संपादयामि ते ॥ १ ॥

ચ્યવન બોલ્યો : હે નરશ્રેષ્ઠ! તું મારી પાસેથી વરદાનને ગ્રહણ કર અને તારા મનમાં જે સંશય હોય તે તું મને કહે. હું તારા સર્વ મનોરથો પૂર્ણ કરીશ.[૧]

કુશિક બોલ્યો : હે ભગવન્! આપ મારા પર પ્રસન્ન થયા છો, તો તમે મને કહો કે, આપે મારા ઘરમાં નિવાસ કર્યો હતો, તેમાં શું કારણ હતું? હે ભાર્ગવ! એ સાંભળવાની મને ઇચ્છા છે.[૨] હે મહામુનિ! આપે મારા ઘરમાં રહીને પ્રથમ એકવીસ દિવસ સુધી એક જ પડખે શયન કર્યું અને વળી કંઈ પણ બોલ્યા વિના ઘરની બહાર ચાલ્યા ગયા. આપ અકસ્માત્ અંતર્ધાન થઈ ગયા અને પુનઃ આપે દર્શન આપ્યાં. ફરી પણ હે બ્રાહ્મણ! બીજા એકવીસ દિવસ સુધી બીજે પડખે જ આપ સૂઈ રહ્યા અને શરીરે તેલનું મર્દન કરાવી સ્નાનગૃહમાંથી પાછા અદૃશ્ય થઈ ગયા. આપે મારા ઘરમાં ભોજન વગેરે સર્વ સામગ્રીઓ આણી મંગાવીને તેને અગ્નિમાં બાળી નાખી. આપ રથમાં બેસીને નગરમાંથી શીઘ્ર બહાર નીકળી ગયા. આપે ધનનું દાન આપ્યું અને મને દિવ્ય વનનું દર્શન કરાવ્યું. વળી હે મહામુનિ! આપે મને સુવર્ણના અનેક પ્રાસાદો તથા મણિવિદ્રુમના પાયાવાળા અનેક પલંગો બતાવ્યા. આપે પાછું તે સર્વ અદૃશ્ય કરી દીધું. આ બધામાં આપનો શો હેતુ સમાયેલો હતો, એ સાંભળવાની મને ઇચ્છા છે. હે ભૃગુવંશધુરંધર! જ્યારે હું એ સર્વનો વિચાર કરું છું, ત્યારે અત્યંત મૂંઝાઉં છું. તે સર્વમાં આપનો શો નિશ્ચય હતો, તે જાણવાનો હું પ્રયત્ન કરું છું, છતાં હું તે જાણી શકતો નથી. માટે હે તપોધન! એ વિષે સંપૂર્ણ રીતે જે સત્ય હોય તે સાંભળવાને હું ઇચ્છું છું.[૩-૯]

ચ્યવન બોલ્યા : હે રાજા! એ સર્વ જે હેતુથી કરવામાં આવ્યું હતું તેને તું સંપૂર્ણ રીતે સાંભળ. તેં મને પ્રશ્ન કર્યો છે, માટે હું તને નહિ

કહી શકું તેમ નથી.[10] હે રાજન્! પૂર્વે સર્વ દેવોનું સંમેલન થયું હતું, ત્યારે પિતામહ બ્રહ્મદેવે જ કંઈ કહ્યુ હતું તે મેં સાંભળ્યું છે અને તે જ હું તને કહું છું, સાંભળ.[11] ભવિષ્યમાં બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચે વિરોધ ઊભો થશે અને તેને લીધે બ્રાહ્મણકુળમાં તથા ક્ષત્રિયકુળમાં વર્ણસંકરદોષ પ્રાપ્ત થશે. હે રાજન્! તારા પુત્રનો પુત્ર તેજ અને વીર્યથી યુક્ત થશે (અને તારા કુળની કન્યાને લીધે જ અમારા કુળમાં સંકરદોષ પ્રાપ્ત થશે).[12] માટે હું તારા કુળનો નાશ કરવા સારુ તારી પાસે આવ્યો હતો. મને કુશિકના વંશનો ઉચ્છેદ કરવાની તથા તારા કુળને બાળી નાખવાની ઇચ્છા હતી.[13] તેથી હે મહીપતિ! તારા નગરમાં આવીને મેં તને કહ્યું હતું કે, 'મારે એક નિયમનો આરંભ કરવાની ઇચ્છા છે, માટે હું તારે ઘેર નિવાસ કરીશ અને તું મારી સેવા કરજે.' આમ હે રાજર્ષિ! હું તારે ઘેર રહ્યો હતો, પણ મેં તારામાં કોઈ જાતનો અપરાધ જોયો નહિ. તેથી જ તું હમણાં જીવી રહ્યો છે, નહિ તો તું જીવતો રહેત નહિ.[14,15] હે રાજા! 'મને કોઈ જગાડશે ત્યારે હું તેને બાળી નાખીશ,' આવા પ્રકારની બુદ્ધિથી જ હું તારા ઘરમાં એકવીસ દિવસ સુધી એક પડખે સૂઈ રહ્યો હતો.[16] પણ હે રાજશ્રેષ્ઠ! જ્યારે તેં કે તારી ભાર્યાએ મને જગાડ્યો નહિ, ત્યારે જ હું મારા મનથી તારા પર પ્રસન્ન થયો હતો.[17] હે સમર્થ રાજા! જે સમયે હું શય્યામાંથી ઊઠીને કંઈ બોલ્યા વિના જ બહાર નીકળી ગયો હતો તે સમયે તેં મને પ્રશ્ન કર્યો હોત કે, 'તમે ક્યાં જાઓ છો?' તો હું તને જરૂર શાપ આપત.[18] પછી હું તારા ઘરમાં વારંવાર અંતર્હિત થઈ જતો હતો અને યોગબળનો આશ્રય કરીને બીજા એકવીસ દિવસ સુધી બીજે પડખે સૂઈ રહ્યો હતો.[19] હે નરાધીશ! તેમાં પણ મારી એ જ બુદ્ધિ હતી કે, રાજા અને રાણી ભૂખ્યાં થયાં છે અને પરિશ્રમથી કૃશ થયાં છે, તેથી મારા પર ક્રોધ કરશે.[20] પણ હે રાજા! તારા મનમાં લેશમાત્ર ક્રોધ થયો નહિ, આથી હે નરશ્રેષ્ઠ! તારા પર અને તારી રાણી ઉપર હું વધારે પ્રસન્ન થયો.[21] તું મારા પર ઈર્ષ્યા આણીને કદાચ ક્રોધાયમાન થઈશ, એવા વિચારથી જ મેં ભોજન મંગાવીને તે સમયે બાળી નાખ્યું હતું; પણ તે સર્વ તેં સહન કર્યું.[22] પછી હે રાજા! રથ ઉપર બેસીને મેં તને કહ્યું હતું કે, 'તું અને તારી સ્ત્રી બન્ને મને ખેંચો.' એટલે તે કર્મને પણ તેં નિઃશંક થઈને કર્યું હતું; આથી હે નરપતિ! હું તારા પર અત્યંત પ્રસન્ન થયો. વળી મેં તારા ધનનું પુષ્કળ દાન આપી દીધું, છતાં ક્રોધે તારો પરાજય કર્યો નહિ.[23,24] આથી કરીને હે રાજન્! હું તારા પર પ્રસન્ન થયો છું અને તેથી જ તું જાણ કે મેં તને આ દિવ્ય વનનાં દર્શન કરાવ્યાં છે. હે માનવેશ! તારે જાણવું કે, તારા પર પ્રસન્ન થઈને જ મેં તને તથા તારી ભાર્યાને આ વનનાં દર્શન કરાવ્યાં હતાં.[25] મેં તને પ્રસન્ન કરવા માટે આ સ્વર્ગનું દર્શન કરાવ્યું હતું; તેથી હે રાજા! આ વનમાં તને દિવ્ય દશ્ય જોવામાં આવ્યું હતું.[26] હે રાજવર! હે પૃથ્વીનાથ! એક મુહૂર્ત કાળ સુધી તેં અને તારી ભાર્યાએ આ મનુષ્યશરીરથી જ સ્વર્ગપ્રદેશનો અનુભવ કર્યો છે.[27] હે નરપતિ! તપનો પ્રભાવ કેવો હોય છે અને ધર્મનું માહાત્મ્ય કેવા પ્રકારનું હોય છે, તે દર્શાવવા માટે મેં તને દેવતાઈ વૈભવો બતાવ્યા હતા. હે રાજન્! તે ઉપરથી તારી સ્પૃહા કેવા પ્રકારની છે, તે પણ મેં જાણી લીધું છે.[28] હે રાજા! તું રાજાપણાની તથા દેવેંદ્રપણાની અવગણના કરે છે. વળી હે પૃથ્વીપતિ! તું બ્રાહ્મણપણાની તથા તપશ્ચરણની આકાંક્ષા રાખે છે. હે તાત!

તું કહે છે તેમ જ છે. બ્રાહ્મણપણું સર્વથા દુર્લભ છે. બ્રાહ્મણપણું કદાચ પ્રાપ્ત થાય તો ઋષિપણું દુર્લભ છે. વળી ઋષિપણામાં પણ તપસ્વી થવું એ મહાદુર્લભ છે.[૨૯,૩૦] હે રાજા! બ્રાહ્મણપણું પ્રાપ્ત કરવું, એવી જ તારી કામના છે, તે પૂર્ણ થશે. તારા વંશમાં તારા પોતાનાથી જ એક ત્રીજો પુરુષ ઉત્પન્ન થશે. તે કૌશિક બ્રાહ્મણ નામે પ્રસિદ્ધ થશે. આમ તારાથી ત્રીજો પુરુષ બ્રાહ્મણપણાને પામશે.[૩૧] હે રાજશ્રેષ્ઠ! ભૃગુવંશીઓના પ્રતાપથી તારો આખો વંશ બ્રાહ્મણ થશે. તારો પૌત્ર બ્રાહ્મણ થશે, મોટો તપસ્વી થશે અને અગ્નિસમાન તેજસ્વી થશે.[૩૨] હું તને સત્ય કહું છું કે, એ તારો પૌત્ર દેવો અને મનુષ્યોને તથા ત્રણે લોકોને ભય ઉપજાવશે.[૩૩] હે રાજર્ષિ! આ ઉપરાંત તારા મનમાં જે વર મેળવવાની ઇચ્છા હોય તે વરને તું ગ્રહણ કર. હું હવે તીર્થયાત્રા કરવા માટે જઈશ; કેમ કે સમય ચાલ્યો જાય છે.[૩૪]

કુશિક બોલ્યો : હે મહામુનિ! તમે મારા પર પ્રસન્ન થયા છો, એ જ આજે મને વર મળ્યો છે. છતાં હે નિર્દોષ મુનિ! તમે કહો છો તે પ્રમાણે મારો પૌત્ર ભલે બ્રાહ્મણ થાઓ.[૩૫] હે ભગવાન! મારું કુળ બ્રાહ્મણપણાને પ્રાપ્ત થાય, એ વર હું માગી લઉં છું. પણ હે ભગવાન! એ વિષે મને વિસ્તારથી કહો; એમ હું ઇચ્છું છું.[૩૬] હે ભૃગુનંદન! મારું કુળ બ્રાહ્મણપણાને કેવી રીતે પામશે? તેવો કયો પુરુષ મારો સંબંધી થશે અને કયો પુરુષ મારો માન્ય થશે?[૩૭]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં
'ચ્યવન અને કુશિકનો સંવાદ' નામનો
અધ્યાય ૫૫મો સમાપ્ત

# अध्याय ५६मो

## કુશિકને વરપ્રાપ્તિ (ચાલુ)

॥ च्यवन उवाच ॥

अवश्यं कथनीयं मे तवैतन्नरपुंगव ।
यदर्थं त्वाहमुच्छेत्तुं संप्राप्तो मनुजाधिप ॥ १ ॥

ચ્યવન બોલ્યા : હે મનુષ્યશ્રેષ્ઠ મહારાજા! જેને લીધે હું તારો નાશ કરવા માટે અહીં આવ્યો હતો, એ વિષે મારે તને અવશ્ય કહેવું જ જોઈએ.[૧] હે રાજા! ભૃગુવંશના બ્રાહ્મણો ક્ષત્રિયોને યજ્ઞ કરાવે, એ પ્રકારનો નિયમ સદાકાળનો છે; પરંતુ કોઈ દૈવી કારણને લીધે ભૃગુવંશના બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચે ભેદ પડશે.[૨] તેથી હે રાજા! દેવદંડને અધીન થયેલા ક્ષત્રિયો ભૃગુવંશના સર્વ બ્રાહ્મણોનો વધ કરશે, એટલું જ નહિ પણ ભૃગુવંશના ગર્ભ સુદ્ધાંનો નાશ કરી નાખશે.[૩] તે પછી પોતાના ગોત્રની વૃદ્ધિ કરનારો ઊર્વ નામનો એક મહાતેજસ્વી પુરુષ અમારા કુળમાં ઉત્પન્ન થશે. તેની કાંતિ અગ્નિ તથા સૂર્ય સમાન પ્રદીપ્ત હશે.[૪] સમગ્ર ત્રૈલોક્યનો વિનાશ કરવા માટે તે પોતાનો ક્રોધાગ્નિ પ્રકટ કરશે અને પર્વતો તથા વનો સહિત આખી પૃથ્વીને બાળીને ભસ્મ કરી નાખશે.[૫] પછી કેટલોક કાળ વીતી જશે, એટલે તે જ મહામુનિ પોતાના ક્રોધાગ્નિને સમુદ્રમાં ઉત્પન્ન થનારી વડવા જાતિના મુખમાં નાખી દઈને શાંત પાડશે.[૬] હે નિર્દોષ મહારાજા! એ ઊર્વમુનિથી ઋચીક નામનો એક ભૃગુનંદન પુત્ર ઉત્પન્ન થશે. દૈવયોગે ક્ષત્રિયોનો નાશ કરવાના હેતુથી સંપૂર્ણ ધનુર્વેદ તેની પાસે સાક્ષાત્ હાજર થશે. પછી તે ઋચીકમુનિ સંપૂર્ણ ધનુર્વેદનો સ્વીકાર કરશે અને તપથી શુદ્ધાત્મા થયેલા તથા મોટા ભાગ્યવાળા પોતાન જમદગ્નિ નામના પુત્રને તેનું અધ્યયન કરાવશે. આમ તે ભૃગુસિંહ જમદગ્નિ પણ તે ધનુર્વેદને ધારણ કરશે.[૭,૮] હે

ધર્માત્મા! મહર્ષિ ઋચીક તારા વંશને ઉત્કૃષ્ટ કરવા માટે તારા કુળમાંથી એક કન્યાને પરણશે. હે ભરતશ્રેષ્ઠ! તે કન્યા ગાધિરાજની પુત્રી હોઈને તારી પૌત્રી હશે. મહા તપસ્વી ઋચીક તે કન્યાને પોતાની ભાર્યા તરીકે સ્વીકારીને તેમાં એક બ્રાહ્મણ-પુત્રને ઉત્પન્ન કરશે અને ક્ષત્રિયના ધર્મનું આચરણ કરશે.[૯-૧૧] વળી તારા કુળમાં પણ ગાધિનો પુત્ર વિશ્વામિત્ર મોટો ધાર્મિક થશે અને તે ક્ષત્રિય જાતિનો હોવા છતાં તેજમાં બૃહસ્પતિ સમાન હોઈને બ્રાહ્મણોનાં કર્મો કરનારો થશે.[૧૨] હે મહા-તેજસ્વી રાજા! તે વિશ્વામિત્ર મોટો તપસ્વી થઈને બ્રાહ્મણપણું મેળવશે; પણ આ ક્રમવિપર્યાસમાં (એટલે બ્રાહ્મણને ત્યાં ક્ષત્રિયનો જન્મ થવામાં તથા ક્ષત્રિયને ત્યાં બ્રાહ્મણનો જન્મ થવામાં), ઋચીકની તથા ગાધિની સ્ત્રીઓ જ (એકબીજીના ચરુની ફેર-બદલી કરીને) કારણભૂત થશે. આ ક્રમવિપર્યાસ બ્રહ્મદેવની આજ્ઞાને લીધે જ થશે, તેમની આજ્ઞા વિના થશે નહિ. આથી જ તારાથી ત્રીજા પુરુષને બ્રાહ્મણપણું પ્રાપ્ત થશે અને તું શુદ્ધાત્મા ભૃગુ-ઓનો સંબંધી થઈશ.[૧૩,૧૪]

ભીષ્મ બોલ્યા : મહાત્મા ચ્યવનમુનિના એ વાક્યને સાંભળીને તે ધર્માત્મા કુશિકરાજ હર્ષ પામ્યો અને બોલ્યો : 'ભલે.' તે સમયે હે ભરત-શ્રેષ્ઠ! મહાતેજસ્વી ચ્યવનઋષિએ રાજાને ફરી પણ વર માગવાની પ્રેરણા કરી. એટલે તે રાજા-એ ઋષિ પ્રત્યે કહ્યું કે, 'હે મહામુનિ! બહુ સારું, આપની આજ્ઞા હોવાથી હું આપની પાસે-થી વર માગું છું કે, મારું કુળ બ્રાહ્મણરૂપ થાઓ અને તેનું મન નિરંતર ધર્મમાં રહો.'[૧૫-૧૮] રાજાએ એ વર માગ્યો એટલે ચ્યવનમુનિએ 'તથા-સ્તુ' કહ્યું. પછી રાજાની સંમતિ લઈને તે તીર્થ-યાત્રા કરવા ચાલ્યા ગયા.[૧૯] હે રાજા! ભૃગુવંશ-ના બ્રાહ્મણોનો તથા કુશિકવંશના ક્ષત્રિયોનો સંબંધ થવામાં કયું કારણ હતું, તે વિષે મેં તને આ સર્વ વૃત્તાંત સંપૂર્ણ રીતે કહ્યું છે. હે રાજા! ઋષિ ચ્યવને જે પ્રમાણે કહ્યું હતું તે પ્રમાણે જ પરશુ-રામનો તથા વિશ્વામિત્રનો જન્મ થયો હતો.[૨૦,૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ-પર્વમાં 'ચ્યવન અને કુશિકનો સંવાદ' નામનો અધ્યાય ૫૬મો સમાપ્ત

# અધ્યાય ૫૭મો

## કર્મો અને મરણ પછી પ્રાપ્ત થનારાં તેનાં ફળ

॥ युधिष्ठिर उवाच ॥

मुह्यामीव निशम्याद्य चिंतयानः पुनः पुनः ।
हीनां पार्थिवसंघातैः श्रीमद्भिः पृथिवीमिमाम् ॥

યુધિષ્ઠિર બોલ્યા : હું જ્યારે વારંવાર વિચાર કરું છું કે, આ પૃથ્વી કેવળ મારે લીધે જ અનેક શ્રીમંત રાજસમુદાયોથી રહિત થઈ પડી છે, ત્યારે તમારાં ઉપદેશવચનો સાંભળવા છતાં પણ હું મૂંઝાઉં છું.[૧] હે ભારત! મેં આખી પૃથ્વીને જીતી લઈને સેંકડો રાજ્યો સંપાદન કર્યાં. પણ હે પિતામહ! મેં કરોડો પુરુષોનો સંહાર કરી નાખ્યો, તેને લીધે મને સંતાપ થાય છે.[૨] અરેરે! જે ઉત્તમ સ્ત્રીઓ પોતાના પતિઓ, પુત્રો, મામાઓ અને ભાઈઓ વિનાની થઈ પડી છે, તેમની હવે શી અવસ્થા થશે?[૩] અમે સર્વ જ્ઞાતિજનોનો, કુરુઓનો તથા સંબંધીઓનો સંહાર કરી નાખ્યો છે, તેથી અમે ઊંધે મસ્તકે નરકમાં પડીશું, એમાં કંઈ સંશય નથી.[૪] હે ભારત! હું મારા શરીરથી મહાઉગ્ર તપ કરવાની ઇચ્છા રાખું છું. માટે હે ધરણીંધર! તમે મને યથાર્થ ઉપદેશ આપો, એમ હું ઇચ્છું છું.[૫]

વૈશંપાયન બોલ્યા : યુધિષ્ઠિરનું એ વાક્ય સાંભળીને ઉદાર મનના ભીષ્મપિતામહે પોતાની સૂક્ષ્મ બુદ્ધિથી સારી રીતે વિચાર કર્યો અને પછી

યુધિષ્ઠિરને આ પ્રમાણે કહ્યું:[૬]

'હે રાજા! હું એક અદ્ભુત રહસ્ય કહું છું. મનુષ્ય અમુક કર્મ કરીને મરણ પછી અમુક ગતિને પામે છે, તે સંબંધમાં હું તને કહું છું તું તે સાંભળ.[૭] હે સમર્થ રાજા! તપ કરવાથી સ્વર્ગ મળે છે, યશ મળે છે, લાંબું આયુષ્ય મળે છે અને મોટા ભોગવૈભવો પ્રાપ્ત થાય છે.[૮] વળી હે ભરતશ્રેષ્ઠ! જ્ઞાન, વિજ્ઞાન, આરોગ્ય, રૂપ, સંપત્તિ અને સૌભાગ્ય પણ તપથી જ સાંપડે છે.[૯] વળી પણ તપથી ધન મળે છે, મૌનથી આજ્ઞાકારિતા મળે છે, દાનથી ઉપભોગો મળે છે અને બ્રહ્મચર્યથી આયુષ્ય મળે છે.[૧૦] અહિંસાનું ફળ રૂપ છે અને દીક્ષાનું ફળ ઉત્તમ કુળમાં જન્મ છે. ફળમૂળના આહારીને રાજ્ય મળે છે અને પર્ણાહારીને સ્વર્ગ સાંપડે છે.[૧૧] જે પુરુષ કેવળ પયઃપાન કરે છે, તે સ્વર્ગમાં જાય છે અને જે દાન આપે છે તે મોટો ધનવાન થાય છે. ગુરુની સેવા કરવાથી વિદ્યા મળે છે અને નિત્ય શ્રાદ્ધ કરવાથી સંતતિ પ્રાપ્ત થાય છે.[૧૨] જે પુરુષ માત્ર શાકનું ભોજન કરે છે તેને પુષ્કળ ગાયો મળે છે અને જે માત્ર તૃણનો આહાર કરે છે તેને સ્વર્ગ મળે છે. ત્રિકાલ સ્નાનસંધ્યા કરનારને ઉત્તમ સ્ત્રીઓ મળે છે અને કેવળ પવનપાન કરનારને યજ્ઞ કર્યાનું ફળ મળે છે.[૧૩] જે બ્રાહ્મણ નિત્ય સ્નાન કરીને પ્રાતઃકાળની તથા સાયંકાળની સંધ્યા કરે છે, તે પ્રજાપતિ દક્ષરૂપે જન્મે છે. હે રાજા! જે પુરુષ જળનો તથા આહારનો ત્યાગ કરે છે, તેને સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય છે.[૧૪] જેઓ નિત્ય સ્થંડિલ ઉપર શયન કરે છે તેમને ઉત્તમ ગૃહો તથા શયનો મળે છે. જેઓ વૃક્ષોની છાલનાં વસ્ત્રો પહેરે છે, તેમને ઉત્તમ વસ્ત્રો તથા અલંકારો મળી આવે છે.[૧૫] જે તપોધન નિત્ય યોગસાધન કર્યા કરે છે તેને શ્રેષ્ઠ શય્યાઓ, આસનો તથા વાહનો મળે છે. જે પુરુષ અગ્નિમાં પ્રવેશ કરીને પ્રાણત્યાગ કરે છે, તે નિત્ય બ્રહ્મલોકમાં પૂજાય છે.[૧૬] જે મનુષ્ય છયે રસોનો ત્યાગ કરે છે, તે આ લોકમાં સૌભાગ્યને પામી શકે છે. જે કેવળ માંસનો જ ત્યાગ કરે છે, તેની પ્રજા લાંબા આયુષ્યવાળી થાય છે.[૧૭] હે નરશ્રેષ્ઠ! જે પુરુષ નિત્ય જળમાં નિવાસ કરે છે તે રાજા થાય છે અને જે મનુષ્ય સત્યવાદી હોય છે તે દેવતાઓની સાથે આનંદ કરે છે.[૧૮] દાન આપવાથી કીર્તિ મળે છે, અહિંસા પાળવાથી આરોગ્ય મળે છે અને બ્રાહ્મણોની સેવા કરવાથી મોટું રાજ્ય તથા બ્રાહ્મણપણું મળે છે.[૧૯] જળનું દાન કરવાથી અમર કીર્તિ થાય છે અને અન્નનું દાન કરવાથી સર્વ કામભોગોથી તૃપ્તિ થાય છે.[૨૦] પ્રાણીમાત્રને અભયદાન આપવાથી સર્વ પ્રકારના શોકથી મુક્ત થવાય છે અને દેવસેવાથી રાજ્ય તથા દિવ્ય રૂપ પમાય છે.[૨૧] જે મનુષ્ય દીપમાળાનું દાન કરે છે તેને ઉત્તમ નેત્રો પ્રાપ્ત થાય છે અને જે દર્શન કરવા યોગ્ય વસ્તુનું દાન કરે છે તેને સ્મરણશક્તિ તથા બુદ્ધિ પ્રાપ્ત થાય છે.[૨૨] ચંદન તથા પુષ્પોની માળાનું દાન કરવાથી પુષ્કળ કીર્તિ મળે છે અને જટા તથા દાઢી વધારનારાને ઉત્તમ સંતતિ પ્રાપ્ત થાય છે.[૨૩] હે રાજા! જે પુરુષ બાર વર્ષ પર્યંત સર્વ પ્રકારનાં ભોજનનો ત્યાગ કરે છે, જપાદિ નિયમોનો સ્વીકાર કરે છે અને ત્રણ વખત સ્નાન કરે છે, તે પુરુષ વીર પુરુષોને પ્રાપ્ત થનારી ગતિ કરતાં પણ ઉત્તમ ગતિને મેળવે છે.[૨૪] હે મનુષ્યશ્રેષ્ઠ! બ્રાહ્મવિવાહથી કન્યાનું દાન કરનારો પુરુષ દાસીઓને, સેવકોને, અલંકારોને, ક્ષેત્રોને તથા ગૃહોને સંપાદન કરે છે.[૨૫] વળી હે ભારત! જે પુરુષ! યજ્ઞો તથા ઉપવાસો કરે છે, તે સ્વર્ગમાં જાય છે, અને જે

પુરુષ ફળ તથા પુષ્પોનું દાન કરે છે, તે કલ્યાણકારી જ્ઞાનને મેળવે છે.[૨૬] સ્વર્ગલોકના દેવગણો કહે છે કે, જે પુરુષ સુવર્ણનાં શિંગડાંઓથી શણગારેલી એક હજાર ગાયોનું દાન કરે છે, તેને સ્વર્ગમાં પવિત્ર ગણાતા દેવલોકની પ્રાપ્તિ થાય છે.[૨૭] વળી જે પુરુષ સુવર્ણનાં શિંગડાંવાળી એક કપિલા ગાયનું તેના વાછરડા સહિત અને કાંસાના દોહનપાત્ર સહિત દાન કરે છે, તે પુરુષના એ દાનપુણ્યના ગુણથી તેણે આપેલી ગાય સર્વ મનોરથોને પૂર્ણ કરનારી કામદુઘા જ થઈ પડે છે અને તે પુરુષની સમીપ જ સ્થિતિ કરે છે.[૨૮] ગાયનું દાન કરવાથી મનુષ્ય ગાયના શરીર ઉપર જેટલાં રુવાંટાં હોય છે તેટલાં વર્ષો પર્યંત પુત્રોને, પૌત્રોને તથા ઉત્તમ કુળને પામે છે અને પરલોકમાં સાત પેઢીના પિતૃઓને તારે છે.[૨૯] જે પુરુષ એક ગાયને સુવર્ણનાં શિંગડાંથી શણગારીને તથા જરીવાળી ઝૂલથી ઓઢાડીને કાંસાના દોહનપાત્રસહિત બ્રાહ્મણને દાનમાં આપે છે અને જે ઉપરથી દક્ષિણા તથા તલનું દાન કરે છે, તે પુરુષને વસુઓના લોક સુલભ થઈ પડે છે.[૩૦] એક મનુષ્ય પોતાનાં પાપકર્મોથી ઘેરાઈ ગયો હોય અને તેને લીધે તીવ્ર અંધકારવાળા નરકમાં પડવાની અણી પર આવી ચૂક્યો હોય, તોપણ તે સમયે તે ગાયોનું દાન કરે છે, ત્યારે જેમ મહાસાગરમાં અનુકૂળ વાયુથી પ્રેરાયેલી નૌકા તેમાં બેસનારાઓને તારે છે, તેમ એ ગાયો તેને પરલોકમાં તારે છે.[૩૧] જે પુરુષ બ્રાહ્મવિવાહથી કન્યાનું દાન કરે છે, જે મનુષ્ય બ્રાહ્મણને પૃથ્વીનું દાન આપે છે અને જે પુરુષ વિવિધ પ્રકારના અન્નનું દાન કરે છે, તે સર્વે ઇંદ્રના લોકને પામે છે.[૩૨] જે પુરુષ વેદસ્વાધ્યાય અને ચારિત્ર્યના ગુણોથી સંપન્ન એવા એક બ્રાહ્મણને સર્વ ગુણોથી યુક્ત એવા ઘરનું તથા ઘરના સામાનનું દાન કરે છે, તે પુરુષ ઉત્તર કુરુદેશમાં જન્મ પામે છે.[૩૩] તેમ જ પુરુષ જો એક બળદનું તથા ગાયોનું દાન આપે છે, તો તે વસુઓના લોકને પામે છે. રૂપાનું દાન આપવાથી સ્વર્ગ મળે છે; પણ સુવર્ણનું દાન આપવાથી તેના કરતાં પણ અધિક ફળ મળે છે.[૩૪] છત્રનું દાન આપવાથી ઉત્તમ ઘર મળે છે, ઉપાનહ(પગરખાં)નું દાન આપવાથી વાહન મળે છે, વસ્ત્રોનું દાન આપવાથી સુંદર રૂપ મળે છે અને સુગંધી પદાર્થોનું દાન આપવાથી મનુષ્ય સુગંધી શરીરવાળો થાય છે.[૩૫] જે પુરુષ પુષ્પ તથા ફળસમૃદ્ધિથી ભરપૂર એવા એક વૃક્ષનું બ્રાહ્મણને દાન આપે છે, તે પુરુષને વિનાયત્ને લક્ષ્મી, રત્નો વગેરેથી ભરપૂર એવું ઘર મળી આવે છે.[૩૬] જે પુરુષ ભક્ષણ કરવા યોગ્ય પદાર્થો, અન્ન, જળ અને રસોનું દાન કરે છે, તે સર્વ રસોને સંપૂર્ણ રીતે સંપાદન કરે છે; ઘર તથા ઓઢવાનાં વસ્ત્રો વગેરેનું દાન કરનારો પુરુષ તે તે પદાર્થોને જ અવશ્ય પામે છે.[૩૭] હે નરેંદ્ર! જે મનુષ્ય બ્રાહ્મણોને માળા, ધૂપ, ચંદન, વિલેપનનું સ્નાન કરવાનું તથા પુષ્પો વગેરેનું દાન આપે છે, તે લોકમાં નીરોગી અને રૂપાળો થાય છે.[૩૮] હે રાજન્! જે પુરુષ બ્રાહ્મણને ધાન્યાદિથી ભરપૂર તથા શયનાદિકથી યુક્ત એવું ગૃહ દાનમાં આપે છે, તે પુરુષ પવિત્ર, સુંદર અને અનેક રત્નોથી ભરપૂર એવા ઉત્તમ ગૃહને મેળવે છે.[૩૯] વળી જે પુરુષ સુગંધીદાર અને ચિત્રવિચિત્ર ગાલીચાથી બિછાવેલો પલંગ દાનમાં આપે છે, તે પુરુષને રૂપસંપન્ન, કુળવાન અને સુંદર ભાર્યા સહેજે મળી આવે છે.[૪૦] મહર્ષિઓ કહે છે કે, રણક્ષેત્રમાં મરણ પામીને જે મનુષ્ય વીરશય્યામાં શયન કરે છે, તેની યોગ્યતા પિતામહ સમાન ગણાય છે; કેમ કે રણક્ષેત્રમાં યુદ્ધ કરીને મરણ પામવું, એના જેવું કંઈ જ ઉત્તમ નથી.[૪૧]

વૈશંપાયન બોલ્યા : પિતામહનાં એ વચન સાંભળીને કુરુનંદન યુધિષ્ઠિર મનમાં પ્રસન્ન થયા અને તેમણે વીરમાર્ગની જ આકાંક્ષા ગણીને તપશ્ચર્યાના પ્રાધાન્યવાળા આશ્રમને પસંદ કર્યો નહિ. પછી હે પુરુષસિંહ! સમર્થ યુધિષ્ઠિરે પાંડવોને કહ્યું : 'પિતામહના આ વચનને તમે માન્ય કરો.'[૯૨,૯૩] એટલે સર્વ પાંડવોએ તથા યશસ્વિની દ્રૌપદીએ યુધિષ્ઠિરના એ વાક્યને 'બહુ સારું' એમ કહીને માન્ય કર્યું.[૯૪]

ઇતિ શ્રીમહાભારતના અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'કર્મો અને મરણ પછી પ્રાપ્ત થનારાં તેનાં ફળ' નામનો અધ્યાય ૫૭મો સમાપ્ત

# अध्याय ५८मो

## બગીચાઓ અને તળાવોનું માહાત્મ્ય

॥ युधिष्ठिर उवाच ॥

**आरामाणां तडागानां यत्फलं कुरुपुंगव ।**
**तदहं श्रोतुमिच्छामि त्वत्तोऽद्य भरतर्षभ ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે ભરતશ્રેષ્ઠ કુરુસિંહ! હવે હું તમારી પાસેથી બગીચાઓ તથા તળાવો બંધાવવાથી મળતું ફળ સાંભળવા ઇચ્છું છું.[૧]

ભીષ્મ બોલ્યા : જેનો દેખાવ ઘણો જ સુંદર હોય, જેમાં પુષ્કળ પ્રકારનું ધાન્ય ઉત્પન્ન કરવાની શક્તિ હોય, જેનો દેખાવ વિચિત્ર ધાતુઓથી વિભૂષિત હોય અને જેમાં પ્રાણીમાત્રને નિવાસ કરવાની અનુકૂળતા હોય, તે ભૂમિ શ્રેષ્ઠ કહેવાય છે.[૨] એવી ભૂમિમાં જુદાં જુદાં ક્ષેત્રો કરવાં, તળાવો બંધાવવાં અને તળાવો ખોદાવવાં તે ઉત્તમ ગણાય છે. માટે તે સર્વના સંબંધમાં હું અનુક્રમે કહું છું.[૩] તેમાં પ્રથમ તળાવો બંધાવવાથી જે ગુણો પ્રાપ્ત થાય છે તે વિષે હું કહું છું. જે પુરુષે તળાવો બંધાવેલાં હોય છે, તે પુરુષ ત્રણે લોકમાં સર્વત્ર પૂજાય છે.[૪] કેમ કે તળાવ પ્રાણીમાત્રને પોતાના મિત્રની પેઠે ઉપકાર કરનારું છે, સૂર્યને પ્રસન્ન કરનારું છે અને દેવોનું પોષણ કરનારું છે. વળી તળાવો બંધાવવાં તે ઉત્તમ કીર્તિજનક છે.[૫] વિદ્વાનો કહે છે કે, તળાવો બંધાવવાથી ધર્મ, અર્થ તથા કામનું ફળ મળે છે અને કોઈ યોગ્ય પ્રદેશ ઉપર તળાવ બંધાવવાથી ઘણું જ પુણ્ય પ્રાપ્ત થાય છે; કેમકે તળાવ એક મોટા આશ્રયરૂપ હોઈને ક્ષેત્રરૂપ થઈ પડે છે.[૬] વળી તળાવ ચારે પ્રકારનાં પ્રાણીઓને આશ્રયરૂપ થઈ પડે છે, માટે ખોદાવેલાં કે બંધાવેલાં તળાવમાત્ર ઉત્તમ લક્ષ્મીને આપે છે.[૭] દેવો, મનુષ્યો, ગંધર્વો, પિતૃઓ, સર્પો, રાક્ષસો અને સ્થાવર પ્રાણીઓ જળાશયનો જ આશ્રય કરે છે.[૮] માટે તળાવો બંધાવવામાં જે ગુણો કહેવામાં આવ્યા છે અને તળાવ ખોદાવવામાં કે બંધાવવામાં ઋષિઓએ જે ફળપ્રાપ્તિ કહી છે, તેનું હું વર્ણન કરું છું.[૯] જે પુરુષે બંધાવેલા તળાવમાં વર્ષાકાળમાં પાણી રહે છે તેને અગ્નિહોત્રનું ફળ મળે છે, એમ પંડિતો કહે છે.[૧૦] જેણે બંધાવેલા તળાવમાં શરદઋતુના સમયમાં પાણી રહે છે, તે પુરુષને મરણ પછી એક હજાર ગાયોના દાન જેટલું ઉત્તમ ફળ મળે છે.[૧૧] જેના તળાવમાં હેમંતઋતુના સમય સુધી પાણી રહે છે, તે પુરુષને પુષ્કળ સુવર્ણના દાનવાળા યજ્ઞનું ફળ મળે છે.[૧૨] જેણે બંધાવેલા તળાવમાં શિશિરઋતુના સમય સુધી જળ રહે છે, તે પુરુષને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે, એમ વિદ્વાનો કહે છે.[૧૩] જે પુરુષે બંધાવેલું મોટા આશ્રયવાળું તળાવ વસંતઋતુમાં પણ ઉત્તમ જળથી ભરપૂર રહે છે, તેને અતિરાત્ર યજ્ઞ કર્યાનું ફળ મળે છે.[૧૪] જેના તળાવમાં ગ્રીષ્મકાળમાં પણ પાણી ભરપૂર રહે છે, તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે, એમ મુનિઓ કહે છે.[૧૫] જેણે ખોદાવેલા જળાશયમાં ગાયો તથા સત્પુરુષો જળપાન કરે છે, તે પુરુષ આખા કુળને તારે છે.[૧૬] જેના તળાવ-

માં તૃપાતુર થયેલ ગાયો, મૃગો, પક્ષીઓ અને મનુષ્યો જળપાન કરે છે, તે પુરુષને અશ્વમેધ યજ્ઞ કર્યાનું ફળ મળે છે.[૧૭] જેણે બંધાવેલા તળાવમાં પ્રાણીઓ જળપાન કરે છે, સ્નાન કરે છે અને વિશ્રાંતિ લે છે, તે પુરુષને મરણ પછી અનંત ફળ પ્રાપ્ત થાય છે.[૧૮] હે તાત! જળ એ એક દુર્લભ વસ્તુ ગણાય છે અને પરલોકમાં તો તે વિશેષે કરીને દુર્લભ છે. માટે જળનું દાન કરવાથી સનાતન કાળની તૃપ્તિ મેળવી શકાય છે.[૧૯] તમે નિત્ય તલનું દાન કરો, જળનું દાન કરો, દીવાઓનું દાન કરો અને નિરંતર સાવધાન રહીને જ્ઞાતિજનો સાથે આનંદમાં રહો; કેમ કે મરણ પછી એ અત્યંત દુર્લભ છે.[૨૦] હે નરસિંહ! જળનું દાન કરવું એ સર્વ દાનોમાં અત્યંત શ્રેષ્ઠ છે અને સર્વ દાનો કરતાં વિશેષ છે; માટે જળનું દાન તો અવશ્ય કરવું જ.[૨૧] એ રીતે તળાવો બંધાવવાનું ઉત્તમ ફળ મેં તને કહ્યું. હવે વૃક્ષો વાવવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે હું તને કહું છું.[૨૨] વૃક્ષો સ્થાવર પ્રાણી કહેવાય છે અને તેમની જાતિ આ છ પ્રકારની કહેવામાં આવી છે: વૃક્ષો (વડ વગેરે), ગુલ્મો (દર્ભ વગેરે), લતાઓ (વૃક્ષાદિ ઉપર ચઢી જનારી વેલ વગેરે), વલ્લીઓ (પૃથ્વી પર ફેલાઈ જનાર કોળાં વગેરેના વેલા), ત્વક્સાર (વાંસ વગેરે) અને તૃણ જાતિઓ (ધરો-ઘ્રો-ખડ વગેરે).[૨૩] વૃક્ષોની આ છ જાતિઓ છે અને તેમને વાવવામાં નીચેના ગુણો પ્રાપ્ત થાય છે. વૃક્ષને વાવનારો પુરુષ મનુષ્યલોકમાં કીર્તિ પામે છે, મરણ પછી ઉત્તમ ફળ સંપાદન કરે છે, લોકમાં નામના કાઢે છે, પિતૃઓ સાથે પૂજાય છે અને દેવલોકમાં ગયા પછી પણ તેના નામનો નાશ થતો નથી. વળી હે ભારત! તે પુરુષ ભૂતકાળના તથા ભવિષ્યકાળના વંશજોને તારે છે. માટે વૃક્ષો વાવવાં.[૨૪-૨૬] પુરુષે જે વૃક્ષોને વાવેલાં હોય છે, તેઓ તેના પુત્રોરૂપે અવતરે છે, એમાં કંઈ સંશય નથી. વળી વૃક્ષોને વાવનારો પુરુષ પરલોકમાં ગયા પછી પણ અવિનાશી દિવ્ય લોકોને પામે છે.[૨૭] હે તાત! વૃક્ષો પુષ્પો વડે દેવગણોની પૂજા કરે છે, ફળો વડે પિતૃઓની પૂજા કરે છે અને છાયા વડે અતિથિઓની પૂજા કરે છે.[૨૮] કિન્નરો, સર્પો, રાક્ષસો, દેવો, ગંધર્વો, મનુષ્યો અને ઋષિગણો પણ વૃક્ષોનો આશ્રય કરે છે.[૨૯] વળી વૃક્ષો પુષ્પો તથા ફળોથી પૂર્ણ થઈને મનુષ્યોને તૃપ્ત કરે છે. જે પુરુષ વૃક્ષનું દાન કરે છે તેને વૃક્ષો પરલોકમાં પુત્રની પેઠે તારે છે.[૩૦] માટે શ્રેયની ઇચ્છા રાખનારા મનુષ્યે તળાવ ઉપર ઉત્તમ જાતિનાં વૃક્ષોને અવશ્ય વાવવાં અને પુત્રોની પેઠે તેમનું પરિપાલન કરવું; કેમ કે ધર્મદૃષ્ટિએ તેમને પુત્રો જ ગણવામાં આવે છે.[૩૧] જે પુરુષે તળાવ બંધાવ્યું હોય તથા વૃક્ષો વાવ્યાં હોય, જે બ્રાહ્મણે યજ્ઞો કર્યા હોય અને જે બીજાઓ સત્યવાદી હોય તે ત્રણે સ્વર્ગલોકમાં પૂજાય છે.[૩૨] માટે પ્રત્યેક મનુષ્યે તળાવો બંધાવવાં, વૃક્ષો રોપાવવાં, જાતજાતના અનેક યજ્ઞો કરવા અને નિરંતર સત્ય બોલવું.[૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'બગીચા અને તળાવો બંધાવવાનું માહાત્મ્ય' નામનો અધ્યાય ૫૮મો સમાપ્ત

## અધ્યાય ૫૯ મો

### દાનની શ્રેષ્ઠતા

॥ युधिष्ठिर उवाच ॥

**यानीमानि बहिर्वेद्यां दानानि परिचक्षते।**
**तेभ्यो विशिष्टं किं दानं मतं ते कुरुपुंगव ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા: હે કુરુશ્રેષ્ઠ! જે દાનો યજ્ઞવેદિકાની બહારના ભાગમાં આપવાનાં કહ્યાં છે તે સર્વ દાનોમાંથી તમે કયા દાનને ઉત્તમ માનો છો?[૧] હે પ્રભુ! એ વિષયમાં મને પરમ કુતૂહલ

રહે છે. માટે આપવામાં આવેલું જે દાન પરલોકમાં દાતાને અનુસરે છે, તે દાનના સંબંધમાં તમે મને કહો.[૨]

ભીષ્મ બોલ્યા : પ્રાણીમાત્રને અભય આપવું, દુઃખના સમયમાં કોઈના પર અનુગ્રહ કરવો અને તરસ્યાની તથા યાચના કરનારાની અભિલાષા પૂરવી, આ સર્વોત્કૃષ્ટ દાન કહેવાય છે.[૩] જે શ્રદ્ધાળુ પુરુષ અમુક વસ્તુનું દાન કરીને માને છે કે, તે વસ્તુ તો મેં આપી જ દીધી છે (અર્થાત્ દાન આપી દીધા પછી તેના સંબંધમાં કેવળ નિરપેક્ષ રહે છે), તે પુરુષને દાનનું ફળ મળે છે. હે ભરતશ્રેષ્ઠ! આપવામાં આવેલું જે દાન દાતાને (પરલોકમાં) અનુસરે છે, તે દાન સુવર્ણદાન, ગોદાન અને પૃથ્વીદાન જ છે. આ ત્રણે દાનો પવિત્ર હોઈને પાપી પુરુષને પણ તારનારાં છે.[૪,૫] હે પુરુષવ્યાઘ્ર! તારે એ ત્રણે પ્રકારનાં દાન નિત્ય સત્પુરુષોને જ આપવાં; કેમ કે સત્પુરુષોને આપેલાં દાન મનુષ્યને પાપમાંથી મુક્ત કરે છે, એમાં કંઈ સંશય નથી.[૬] જે મનુષ્યને અક્ષય પુણ્યફળની ઇચ્છા હોય, તેણે જે વસ્તુ લોકમાં અત્યંત ઇષ્ટ ગણાતી હોય અને પોતાના ઘરમાં જે વસ્તુ અત્યંત પ્રિય થઈ પડી હોય તે કોઈ ગુણવાન પુરુષને દાનમાં દઈ દેવી જોઈએ.[૭] જે પુરુષ પોતાની પ્રિય વસ્તુ આપીને સામાનું પ્રિય કરે છે, તે નિત્ય પ્રિય વસ્તુઓને સંપાદન કરે છે તેમ જ તે આ લોકમાં તથા પરલોકમાં પ્રાણીમાત્રને પ્રિય થઈ પડે છે.[૮] હે યુધિષ્ઠિર! જે પુરુષ પોતાની પાસે યાચના કરવા આવેલા સંસારવિરક્ત દરિદ્ર યાચકનો અભિમાનથી યથાશક્તિ સત્કાર કરતો નથી, તે અત્યંત ક્રૂર છે, એમ જાણવું.[૯] પોતાનો શત્રુ પણ દીન હાલતમાં આવી પડીને પોતાને શરણે આવ્યો હોય, ત્યારે જે પુરુષ તેના દુઃખસમયમાં તેના પર અનુગ્રહ કરે છે, તે જ પુરુષોમાં ઉત્તમ ગણાય છે.[૧૦] કોઈ પુરુષ સંપૂર્ણ વિદ્યાવાળો હોવા છતાં વૃત્તિની (આજીવિકાના સાધનની) ક્ષીણતાને લીધે દુઃખી અને દુર્બળ થઈ ગયો હોય, ત્યારે જે પુરુષ તેની ક્ષુધાનો નાશ કરે છે, તે અનન્ય છે.[૧૧] હે કુંતાપુત્ર! જે પુરુષો પોતાની ધાર્મિક ક્રિયાઓનું નિયમિત રીતે અનુષ્ઠાન કરતા હોય, જનસમાજમાં ઉત્તમ ગણાતા હોય, પુત્રો અને સ્ત્રીઓથી રહિત હોય તેમ જ કોઈની પાસે યાચના કરનારા ન હોય, તે પુરુષોને હરકોઈ ઉપાયે પોતાને ત્યાં નોતરવા.[૧૨] વળી જેઓ લોભબુદ્ધિનો આશ્રય કરીને દેવોને કે મનુષ્યોને આશીર્વાદ આપતા નથી, જેઓ માન આપવાને યોગ્ય હોય છે અને જેઓ નિત્ય સંતુષ્ટ રહીને પોતાને જે કંઈ મળે તે ઉપર આજીવિકા ચલાવનારા હોય છે, તેઓ ઝેરી સર્પના જેવા ભયંકર થઈ પડે છે. હે ભારત! તેમનાથી તારે તારું રક્ષણ કરવું. હે કૌરવ્ય! તેવા ઉત્તમ બ્રાહ્મણોને અનુચરો દ્વારા ઓળખી લેવા, તેમને ગૃહાદિ અર્પણ કરવાં અને તેમને નિત્ય નિમંત્રણ આપવું. વળી દાસદાસીઓ તથા સર્વ કામસુખાવહ વસ્ત્રાલંકારાદિ ઉપકરણો અર્પણ કરીને તેમને જોઈતાં સાધનો પૂરાં પાડવાં.[૧૩-૧૫] હે યુધિષ્ઠિર! તારું દાન જો શ્રદ્ધાથી પવિત્ર હશે, તો જ ધર્માચરણ કરનારા પુણ્યકર્મી બ્રાહ્મણો કેવળ કર્તવ્યબુદ્ધિથી અથવા નિષ્કામબુદ્ધિથી તે દાનનો પ્રતિગ્રહ કરશે. હે યોદ્ધાઓમાં શ્રેષ્ઠ રાજા! જે બ્રાહ્મણો વિદ્યાસ્નાત હોય, વ્રતસ્નાત હોય, કોઈની દરકાર રાખ્યા વિના જીવનારા હોય, સ્વાધ્યાયને તથા તપને ગૂઢ રાખનારા હોય, તીક્ષ્ણ વ્રતનું પાલન કરનારા હોય, પવિત્ર હોય, જિતેંદ્રિય હોય અને પોતાની સ્ત્રી વિષે જ સંતુષ્ટ રહેનારા હોય, તે બ્રાહ્મણોને તું દાન આપીશ તો બંને લોકમાં તારું કલ્યાણ થશે. જેમ એક દ્વિજાતિએ સાયંકાળે તથા પ્રાતઃકાળે વિધિપૂર્વક હોમેલું

અગ્નિહોત્ર ઉત્તમ ફળને આપે છે, તેમ ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા બ્રાહ્મણોને આપેલું દાન ઉત્તમ ફળને આપે છે.[૧૬-૧૯] હે તાત! આ તેં જે દાન-યજ્ઞ આરંભ્યો છે તે શ્રદ્ધાથી પવિત્ર છે, દક્ષિણાઓથી ભરપૂર છે અને સર્વ યજ્ઞો કરતાં શ્રેષ્ઠ છે. તે નિરંતર આ પ્રમાણે ચાલ્યા જ કરો.[૨૦] કેમ કે હે યુધિષ્ઠિર! જે પુરુષ પૂર્વોક્ત સુપાત્ર બ્રાહ્મણોની અંજલિમાં દાનસંકલ્પનું જળપ્રદાન કરે છે અને તેમને આશ્રય આપી પૂજાસત્કાર આપે છે, તે પુરુષ સર્વ પ્રકારના ઋણમાંથી મુક્ત થાય છે.[૨૧] જે બ્રાહ્મણો કદી ક્રોધાયમાન થતા નથી જેઓ એક તણખલાને માટે પણ લોભ કરતા નથી, અને જેઓ પ્રિય વાક્ય બોલનારા હોય છે, તેઓ આપણા અત્યંત પૂજ્ય ગણાય છે.[૨૨] કેમ કે તેવા બ્રાહ્મણો નિઃસ્પૃહ હોય છે તેથી દાતાને બહુ માન આપતા નથી, તેમ દાનાદિક મેળવવા માટે તેઓ પ્રવૃત્તિ પણ કરતા નથી. માટે પુત્રોની પેઠે તેમનું રક્ષણ કરવું, તેમને નમસ્કાર કરવા અને તેમના તરફથી અભય માગવું.[૨૩] ઋત્વિજો, પુરોહિતો અને આચાર્યો શિષ્યોના પર સ્નેહાળ હોઈને કોમળ સ્વભાવના હોય છે તેમ જ વેદવિદ્યાને ધારણ કરનારા હોય છે, માટે જ તેમનું બ્રાહ્મતેજ ક્ષાત્રતેજ સાથે સંબંધમાં આવીને પણ નિત્ય શાંત રહે છે.[૨૪] હે યુધિષ્ઠિર! 'હું બળવાન છું, હું રાજા છું' એમ માનીને તારે બ્રાહ્મણોનો ત્યાગ કરી ભોજન કરવું નહિ, તેમ તેમને અર્પણ કર્યા વિના વસ્ત્રો પહેરવાં નહિ.[૨૫] હે નિર્દોષ રાજા! તારી પાસે શોભાને માટે કે બળને માટે જે કંઈ દ્રવ્ય હોય, તે વડે તારે સ્વધર્મનું આચરણ કરવું અને બ્રાહ્મણોનો સત્કાર કરવો.[૨૬] બ્રાહ્મણો ગમે તેમ વર્તન કરતા હોય તોપણ તારે તેમને નમસ્કાર કરવા. પુત્રની જેમ એ બ્રાહ્મણો પણ ભલે તારી આગળ સુખ તથા ઉત્સાહ પ્રમાણે લાડ કરે.[૨૭] હે કુરુશ્રેષ્ઠ! જેઓ અક્ષય અનુગ્રહ કરનારા છે અને જેઓ અલ્પ વસ્તુથી સંતુષ્ટ રહેનારા છે, તે ઉત્તમ હૃદયવાળા બ્રાહ્મણોને તારા વિના બીજો કયો પુરુષ આજીવિકા અર્પણ કરવાને યોગ્ય છે?[૨૮] જેમ સ્ત્રીઓ માટે પોતાના પતિની સેવા કરવી તે જ લોકમાં સનાતન ધર્મ ગણાય છે અને પતિ સિવાય સ્ત્રીઓની બીજી ગતિ નથી, તેમ આપણે માટે પણ બ્રાહ્મણોની સેવા કરવી એ જ સનાતન ધર્મ છે અને બ્રાહ્મણો જ આપણી ગતિરૂપ છે.[૨૯] હે તાત! પૂજાસત્કારને નહિ પામેલા બ્રાહ્મણો આપણી ક્ષત્રિયજાતિમાં રહેલા દારુણ કર્મને જોઈને જો આપણો ત્યાગ કરશે, તો આપણે વેદરહિત થઈ પડીશું, યજ્ઞરહિત થઈ પડીશું, પરલોકથી ભ્રષ્ટ થઈશું અને આજીવિકાથી રહિત થઈ પડીશું. વળી, જેઓ બ્રાહ્મણોનો આશ્રય કર્યા વિના જીવે છે, તેમના જીવતરનું પ્રયોજન પણ શું છે?[૩૦,૩૧] હે રાજન્! આ વિષયમાં હું તને સનાતન ધર્મનું સ્વરૂપ કહું છું. પૂર્વે રાજાઓ બ્રાહ્મણોની સેવા કરતા હતા, વૈશ્યો ક્ષત્રિયોની સેવા કરતા હતા અને શૂદ્રો વૈશ્યોની સેવા કરતા હતા, એવી એક શ્રુતિ છે. તેમાં પણ એવી મર્યાદા હતી કે, જ્વલંત અગ્નિ સમાન પ્રતાપી બ્રાહ્મણવર્ણની સેવા કરતી વેળા શૂદ્રો દૂર રહીને જ સેવા કરતા હતા અને વૈશ્યો તથા ક્ષત્રિયો બ્રાહ્મણોનો સ્પર્શ કરીને તેમની સેવા કરતા હતા. માટે તમે પણ જેઓ કોમળ સ્વભાવના હોય, સત્યશીલ હોય, સત્ય ધર્મનું પાલન કરનારા હોય અને સર્પોના જેવા ક્રોધી હોય, તે બ્રાહ્મણોની નિત્ય સેવા કરો. કેમ કે બ્રાહ્મણો નીચ, ઉચ્ચ અને ઉચ્ચના કરતાં પણ ઉચ્ચ ગણાતાં પ્રાણીઓ કરતાં શ્રેષ્ઠ છે.[૩૨-૩૫] જે ક્ષત્રિયો તેજ અને બળથી પ્રતાપી ગણાતા હોય છે તેમનાં તેજ અને તપ બ્રાહ્મણોની આગળ શાંત જ પડી જાય છે.[૩૬] હે તાત! હે રાજન્! મને જેવા બ્રાહ્મણો

પ્રિય છે તેવા મારા પિતા પ્રિય ન હતા, તું પોતે પ્રિય નથી, મારા પિતાના પિતા પ્રિય ન હતા, મારો આત્મા પ્રિય નથી અને મારું જીવિત પણ પ્રિય નથી.[૩૭] હે ભરતશ્રેષ્ઠ ! આ પૃથ્વી પર તારા કરતાં બીજો કોઈ પણ મને અત્યંત પ્રિય નથી, છતાં તારા કરતાં પણ મને બ્રાહ્મણો વધારે પ્રિય છે.[૩૮] હે પાંડુનંદન ! આ વાત હું તને સત્ય કહું છું અને તે સત્યના પ્રભાવથી મારા પિતા શાંતનુ જ્યાં ગયેલા છે તે લોકમાં હું જઈશ.[૩૯] હે તાત ! બ્રહ્માને પણ માન્ય એવા સત્પુરુષોના પવિત્ર લોકોને હું જોઈ શકું છું અને ત્યાં જ મારે હવે અલ્પ સમયમાં જવું છે.[૪૦] હે ભરતશ્રેષ્ઠ ! એ દિવ્ય લોકોને જોયા પછી મારા હૃદયમાં લેશમાત્ર સંતાપ થતો નથી; કેમ કે હે રાજા ! બ્રાહ્મણોને ઉદ્દેશીને આજદિન પર્યંત મેં જે કંઈ કર્યું છે તેનો જ એ પ્રતાપ છે.[૪૧]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાતર્ગત દાનધર્મપર્વમા 'દાનની શ્રેષ્ઠતા' નામનો અધ્યાય ૫૯ મો સમાપ્ત

## अध्याय ६०मो

### દાનની પાત્રતા

॥ युधिष्ठिर उवाच ॥

यौ च स्यातां चरणेनोपपन्नौ
यौ विद्यया सदृशौ जन्मना च ।
ताभ्यां दानं कतरस्मै विशिष्ट-
मयाचमानाय च याचते च ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : જો બે પુરુષો ચારિત્ર્યથી યુક્ત હોય, વિદ્યાથી સંપન્ન હોય અને જન્મથી સમાન હોય, છતાં તે બન્નેમાં એક યાચના કરનારો હોય અને બીજો યાચના કરનારો ન હોય, તો કોને દાન આપવાથી ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે?[૧]

ભીષ્મ બોલ્યા : હે પાર્થ ! વિદ્વાનો કહે છે કે, યાચના કરનારાને દાન આપવું તેના કરતાં યાચના નહિ કરનારાને દાન આપવું તે વધારે શ્રેષ્ઠ છે; કેમ કે યાચના કરીને પોતાની કૃપણતા દર્શાવનારા ધૈર્યહીન પુરુષ કરતાં યાચના નહિ કરનારો ધૃતિમાન પુરુષ વધારે યોગ્ય છે.[૨] ક્ષત્રિય રક્ષણ કરવામાં ધૈર્યવાળો હોવો જોઈએ અને બ્રાહ્મણ યાચના નહિ કરવામાં ધૈર્યવાળો હોવો જોઈએ; કેમ કે યાચના નહિ કરવારૂપ ધૈર્યવાળો વિદ્વાન અને સંતોષી બ્રાહ્મણ દેવોને પ્રસન્ન કરે છે.[૩] હે ભારત ! યાચનારૂપ કર્મ દરિદ્ર મનુષ્યના તિરસ્કારરૂપ છે એમ વિદ્વાનો કહે છે; કેમ કે યાચના કરનારા મનુષ્યો ચોરલોકોની પેઠે સર્વને કંટાળો ઉપજાવે છે.[૪] હે યુધિષ્ઠિર ! યાચના કરનારો મનુષ્ય મરણ પામે છે; પણ દાન કરનારો મનુષ્ય કદી મરણ પામતો નથી; કારણ કે દાન આપનારો મનુષ્ય પોતાના આત્માને સજીવન કરતો જાય છે. કોઈ મનુષ્ય યાચના કરે છે, છતાં તેને દાન આપવામાં આવે છે, તે કેવળ 'आनृशंस्यं परो धर्म (દયા રાખવી એ પરમ ધર્મ છે)' એ સૂત્રને અનુસરીને જ છે. પણ જેઓ દરિદ્રતાને લીધે દુ ખી હોવા છતાં યાચના કરતા નથી, તેમને તો હરકોઈ ઉપાયે પોતાને ત્યાં નોતરીને પણ દાન આપવુ.[૫,૬] જો કદાચ તેવી અયાચિત વૃત્તિ ધારણ કરનારા ઉત્તમ બ્રાહ્મણો તારા રાષ્ટ્રમાં આવીને નિવાસ કરે, તો ભસ્મમાં ઢંકાયેલા અગ્નિ જેવા તે બ્રાહ્મણોને તારે ખાસ યત્નપૂર્વક શોધી કાઢવા;[૭] કેમ કે હે કુરુવંશી રાજા ! તેવા બ્રાહ્મણો તપથી દેદીપ્યમાન હોય છે અને તેઓ પૂજા કરવા યોગ્ય હોય છે; છતાં જો તેમની પૂજા કરવામાં આવતી નથી, તો તેઓ આખી પૃથ્વીને પણ બાળી નાખે છે.[૮] હે શત્રુતાપન રાજા ! જે બ્રાહ્મણો જ્ઞાન, વિજ્ઞાન અને તપોબળથી યુક્ત હોય છે, તેઓ અવશ્ય પૂજાયોગ્ય છે, માટે તું તેવા બ્રાહ્મણોની પૂજા કરજે.[૯] તું અયાચિત વૃત્તિ ધારણ કરનારા તેવા બ્રાહ્મણોની સમીપ જજે અને તેમને અનેક

પ્રકારનાં દાન આપજે. એક પુરુષ સાયંકાળે તથા પ્રાતઃકાળે વિધિપૂર્વક અગ્નિમાં હોમ કરીને જે ફળ સંપાદન કરે છે, તે જ ફળ વિદ્યાસ્નાત, વેદસ્નાત અને વ્રતસ્નાત બ્રાહ્મણને દાન આપવાથી પ્રાપ્ત થાય છે. હે કૌરવ્ય ! જે ઉત્તમ બ્રાહ્મણો વિદ્યાસ્નાત, વેદસ્નાત અને વ્રતસ્નાત હોઈને બીજાનો આશ્રય લીધા વિના જ જીવનારા હોય છે, સ્વાધ્યાય અને તપશ્ચર્યાને ગૂઢ રાખનારા હોય છે, તેમ જ તીક્ષ્ણ વ્રતોને ધારણ કરનારા હોય છે, તેમને તું નિમંત્રણ આપજે. તેમને દાસદાસીઓ તથા સર્વ ઉપકરણોસહિત સુંદર ગૃહો આપીને તું તેમની બીજી કામનાઓને પણ પૂર્ણ કરજે; પરંતુ હે યુધિષ્ઠિર ! તું જે દાન આપીશ તે જો શ્રદ્ધાથી યુક્ત હશે, તો જ નિષ્કામ ધર્માચરણ કરનારા તે સૂક્ષ્મદર્શી બ્રાહ્મણો તે દાનનો પ્રતિગ્રહ કરશે. તે બ્રાહ્મણો આપણે ત્યાં જમીને પોતાને ઘેર જશે. એ ઘરોમાં તેમની સ્ત્રીઓ અને તેમનાં બાળકો 'તે કંઈ લાવશે' એવી આશાએ બેઠાં હશે. ખેડૂતો જેમ મેઘની વાટ જુએ છે, તેમ તે ઘરોમાં તેમની પત્નીઓ એ બ્રાહ્મણોની વાટ જોતી હશે. હે તાત ! જે નિયમનિષ્ઠ બ્રાહ્મણો બ્રહ્મચર્યવ્રતને પાળનારા હોઈને પ્રાતઃકાળમાં જેના અન્નનું ભોજન કરે છે તેના ત્રણે પ્રકારના ગૃહાગ્નિને તેઓ પ્રસન્ન કરે છે, તેમ જ હે તાત ! મધ્યાહ્નસમયે પણ તારે દાનધર્મ કર્યા કરવો અને ગાયો, સુવર્ણ તથા વસ્ત્રોનું દાન આપવું, તેથી ઇંદ્રદેવ તારા પર પ્રસન્ન થશે. હે યુધિષ્ઠિર ! તે જ પ્રમાણે સાયંકાળે પણ તું દાનયજ્ઞ કરજે. તેમાં દેવોને, પિતૃઓને તથા બ્રાહ્મણોને આવશ્યક દાન આપજે, તેથી વિશ્વદેવતાઓ તારા પર પ્રસન્ન થશે. વળી પ્રાણીમાત્રને વિશે અહિંસા રાખવી, સર્વને ભાગ પાડીને અન્નાદિ આપવું, ઇંદ્રિયોનો નિગ્રહ કરવો, દાન આપવું, ધૈર્ય રાખવું અને સત્ય બોલવું, તે આ દાનયજ્ઞના અવભૃથસ્નાનરૂપ ગણાય છે. હે તાત ! આ તારો દાનયજ્ઞ શ્રદ્ધાથી પવિત્ર છે, દક્ષિણાઓથી ભરપૂર છે અને સર્વ યજ્ઞો કરતાં ઉત્તમ છે, તેને તારે નિત્યને માટે ચાલુ રાખવો.[૧૦–૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'દાનની પાત્રતા' નામનો અધ્યાય ૬૦ મો સમાપ્ત

# अध्याय ६१ मो

## યજ્ઞક્રિયા અને દાનધર્મ

॥ युधिष्ठिर उवाच ॥

**दानं यज्ञं क्रिया चेह किंस्वित्प्रेत्य महाफलम् ।**
**कस्य ज्यायः फलं प्रोक्तं कीदृशेभ्यः कथं कदा ॥**

યુધિષ્ઠિર બોલ્યા : દાન અને યજ્ઞક્રિયામાંથી જે મહાન ફળ પ્રાપ્ત થાય છે, તે આ લોકમાં થાય છે કે મરણ પછી પરલોકમાં ? શાસ્ત્રકારોએ કોનું ફળ અધિક કહ્યું છે, દાનનું કે યજ્ઞક્રિયાનું ? તેમ જ દાન આપવું તે કેવાઓને, કેવી રીતે અને ક્યારે આપવું ?[૧] હે ભારત ! એ વિષે યથાર્થ રીતે જાણવાની મને ઇચ્છા છે. માટે હે વિદ્વાન ! જિજ્ઞાસા ધરાવનારા મને તમે દાનધર્મો કહો.[૨] હે તાત ! યજ્ઞવેદિકાની અંદર શ્રદ્ધા અને દયાપૂર્વક જે દાન આપવામાં આવે છે, તેમાંથી કલ્યાણકારક દાન કયું, હે પિતામહ ! તે મને કહો.[૩]

ભીષ્મ બોલ્યા : હે તાત ! ક્ષત્રિયનું કર્મ સ્વાભાવિક રીતે જ સદાય રૌદ્ર હોય છે. માટે તે રૌદ્રકર્મજન્ય પાપોથી મુક્ત થવા માટે ક્ષત્રિયે યજ્ઞક્રિયા અને દાનધર્મનું અવશ્ય આચરણ કરવું જોઈએ; કેમ કે તે ક્ષત્રિયને પવિત્ર કરનાર છે.[૪] સાધુપુરુષો પાપકર્મ કરનારા રાજાઓનો પ્રતિગ્રહ કરતા નથી, માટે રાજાઓએ સંપૂર્ણ દક્ષિણાવાળા યજ્ઞો કરવા.[૫] જો કદાચ સાધુપુરુષો રાજાના દાનનો પ્રતિગ્રહ કરે, તો પ્રતિદિન રાજાએ પરમ શ્રદ્ધાપૂર્વક દાન આપ્યા કરવું; કેમ કે દાન અત્યંત પવિત્ર કરનારું છે.[૬] રાજાના એ ધર્મ છે કે, તેણે

યજ્ઞની દીક્ષા લઈને સર્વના તરફ મિત્રભાવ રાખનારા, વેદને જાણનારા અને શીલ, સદાચાર તથા તપથી સર્વોત્કૃષ્ટ થયેલા ઉત્તમ બ્રાહ્મણોને દ્રવ્ય અર્પણ કરીને તૃપ્ત કરવા.[૭] હે રાજા! તે બ્રાહ્મણો તારા દાનનો જો પ્રતિગ્રહ કરશે નહિ, તો તને પુણ્ય પ્રાપ્ત થશે નહિ; માટે પુણ્ય સંપાદન કરવા માટે તું યજ્ઞો કર અને તેમાં તું સત્પુરુષોને સ્વાદિષ્ટ અન્ન તથા દક્ષિણાઓ આપ.[૮] કેવળ દાનકર્મ કરીને પણ તું તારા આત્માને યજ્ઞ કરનાર તથા દાન આપનાર માનજે. જે બ્રાહ્મણો યજ્ઞશીલ હોય તેમનો તું સત્કાર કર; કેમ કે તેવા બ્રાહ્મણો તેં આપેલા દાનમાંથી યજ્ઞયાગ કરશે અને તેમાંથી તને પણ અમુક અંશ મળશે.[૯] જે બ્રાહ્મણો સંતતિવાળા હોય અને જગતનો મહાન ઉપકાર કરનારા હોય, તે બ્રાહ્મણોનું તું ભરણપોષણ કરજે; કેમ કે રાજા તેવાઓનું ભરણપોષણ કરવાથી પ્રજાપતિની પેઠે પુષ્કળ સંતતિવાળો થાય છે. જે સજ્જન બ્રાહ્મણો પ્રજાઓના સર્વ ઉત્તમ ધર્મોની વૃદ્ધિ કર્યા કરે છે, તેમને રાજાએ સર્વસ્વ અર્પણ કરીને પણ પોષવા; કારણ કે તેવા પુરુષો રાજાનો અત્યંત ઉપકાર કરનારા થઈ પડે છે.[૧૦,૧૧] હે યુધિષ્ઠિર! તારી પાસે પુષ્કળ સમૃદ્ધિ છે, માટે તું બ્રાહ્મણોને પુષ્કળ દાન આપજે. હે ભારત! જે બ્રાહ્મણો યજ્ઞશીલ હોય તેમને તારે ગાયો, બળદો, અન્ન, છત્ર, વસ્ત્રો, ઉપાનહ, ઘી, જાતજાતનાં હવિષ, ઘોડાઓ જોડેલાં વાહનો, ઘરો અને શયનો આપવાં; કેમ કે આ દાનો સમૃદ્ધિને આપનારાં હોઈને પાપમાંથી મુક્ત થવાના સરળ ઉપાયો છે. વળી હે ભારત! જે બ્રાહ્મણો અત્યંત નિર્દોષ હોવા છતાં આજીવિકાના અભાવથી કૃશ જણાવામાં આવતા હોય, તેમને ગુપ્ત રીતે અથવા પ્રકટ રીતે પણ તારે આજીવિકા બાંધી આપવી અને તેમનું રક્ષણ કરવું; કારણ કે ક્ષત્રિયોને માટે તે કર્મ રાજસૂય અને અશ્વમેધયજ્ઞ કરતાં પણ વધારે શ્રેયસ્કર છે. આમ તું પણ સર્વ પાપોથી મુક્ત થઈને સ્વર્ગને પામીશ. વળી તું જો કોશમાં ધનસંચય કરીને આખા રાષ્ટ્રનું રક્ષણ કરીશ, તો તું સર્વ પ્રકારનાં ધનને તથા બ્રાહ્મણપણાને પણ સંપાદન કરીશ. હે ભારત! તારે પોતાની તથા બીજાઓની આજીવિકાનું સંરક્ષણ કરવું અને પોતાના પુત્રની પેઠે સેવકવર્ગનું તથા પ્રજાઓનું પરિપાલન કરવું. વળી તારા યોગક્ષેમનો સર્વ આધાર નિત્ય બ્રાહ્મણો પર જ હોવો જોઈએ.[૧૨-૧૮] અરે! તારું જીવિત સુદ્ધાં કેવળ બ્રાહ્મણો માટે જ હોવું જોઈએ; પણ તારે હાથે કદી બ્રાહ્મણોનું અરક્ષણ અથવા અપ્રતિપાલન ન થાઓ. બ્રાહ્મણ પાસે પુષ્કળ ધનનો સંચય થઈ જાય, એ તેને માટે અને સર્વ પ્રજાને માટે મહાન અનર્થ ગણાય છે.[૧૯] કેમ કે બ્રાહ્મણ લક્ષ્મીની સાથે નિત્ય નિવાસ કરીને ગર્વિષ્ઠ બની જાય છે અને અત્યંત મૂઢ બની જાય છે. પછી બ્રાહ્મણો અત્યંત મૂઢ બની જાય છે એટલે ધર્મનો અવશ્ય નાશ થાય છે. આમ જ્યારે ધર્મનો નાશ થાય છે, ત્યારે પ્રાણીમાત્રનો વિનાશ થાય છે, એમાં કંઈ સંશય નથી.[૨૦] કોઈ રાજા ધનનો સંગ્રહ કરનારા બ્રાહ્મણોને દાન આપે છે અને 'યજ્ઞ કરવા માટે ધન લાવો' એમ કહીને સેવકો દ્વારા આખા રાષ્ટ્ર પાસેથી ધન લૂંટે છે. પછી તે રાજા પ્રજાઓએ ભયપૂર્વક આપેલા મહાદારુણ ધનમાંથી ગમે તેવો યજ્ઞ કરે છે, તોપણ સત્પુરુષો તે યજ્ઞની પ્રશંસા કરતા નથી.[૨૧,૨૨] માટે પોતાની અત્યંત સમૃદ્ધિવાળી પ્રજાઓ પોતાના તરફથી પીડા પામ્યા વિના પોતાની ઇચ્છાને અનુકૂળ થઈને જે ધન આપે છે, તેમાંથી જ રાજાએ યજ્ઞ કરવો; પણ તેણે પ્રજાઓને પીડા કરવારૂપ ઉદ્યમથી મેળવેલા ધનમાંથી યજ્ઞ કરવો નહિ.[૨૩] પ્રજાઓનું સારી રીતે રક્ષણ કરનારા રાજાને જો પ્રજાઓ તરફથી પ્રસ-

નતાપૂર્વક ધન અર્પણ કરવામાં આવે, તો તે રાજાએ એ ધનમાંથી મોટા મોટા યજ્ઞો કરવા અને પુષ્કળ દક્ષિણાઓ આપવી.[૨૪] રાજાએ વૃદ્ધ, બાળક, અંધ અને કૃપણ મનુષ્યના ધનની રક્ષા કરવી. વળી જે ગરીબ ખેડૂતો દુષ્કાળના સમયમાં વાવ, કૂવા ખોદીને ધાન્યપાક તૈયાર કરે છે અને તેના પર પોતાની આજીવિકા ચલાવે છે તેમનું ધન રાજાએ લેવું નહિ, તેમ જ રુદન કરતી સ્ત્રીનું ધન પણ રાજાએ લેવું નહિ.[૨૫] રાજા જો કોઈ દીન મનુષ્યના ધનને હરી લે છે, તો જરૂર તેના રાજ્યનો તથા રાજલક્ષ્મીનો નાશ થાય છે. માટે રાજાએ તેવા મનુષ્યોને મોટા ભોગવૈભવો અર્પણ કરવા અને સત્પુરુષોને ક્ષુધાના ભયથી મુક્ત કરવા.[૨૬] બાળકો જો રાજાઓનાં સ્વાદિષ્ટ ભોજનોને માત્ર જોયા જ કરે છે પણ આદરસત્કારપૂર્વક તે ભોજનોને પામી શકતાં નથી, તો તેના કરતાં મોટું પાપ બીજું શું હોઈ શકે?[૨૭] હે રાજા! તારા રાજ્યમાં જો કોઈ વિદ્વાન બ્રાહ્મણ ક્ષુધાને લીધે દુઃખી થશે, તો તને ગર્ભહત્યાનું પાતક લાગશે, એટલું જ નહિ, પણ એથી તેં જાણે મોટું પાપકર્મ કર્યું હોય તેમ ગણાશે.[૨૮] જે રાજાના રાજ્યમાં કોઈ બ્રાહ્મણ અથવા હરકોઈ જાતિનો મનુષ્ય ભૂખથી ટળવળે છે, તે રાજાના જીવતરમાં ધિક્કાર પડો! આ વિષયમાં રાજા શિબિએ પણ કહ્યું છે કે,[૨૯] જે રાજાના દેશમાં એક સ્નાતક બ્રાહ્મણ ભૂખથી પીડાય છે, તે રાજાનો દેશ કદી સમૃદ્ધિમાન થતો નથી; એટલું જ નહિ પણ તે દેશના અનેક શત્રુઓ ઊભા થાય છે.[૩૦] જે રાજાના દેશમાંથી દુઃખથી પોકાર કરતી સ્ત્રીઓનું તેમના પતિઓ અને પુત્રોના આર્તનાદ વચ્ચે બળાત્કારે હરણ કરવામાં આવે છે, તે રાજા જીવતો હોવા છતાં જીવતો ગણાતો નથી, પણ મરેલો જ ગણાય છે.[૩૧] જે રાજારૂપી કળિયુગ પ્રજાઓનું રક્ષણ કરતો નથી, પ્રજાઓના ધનનું હરણ કરી લે છે, તેમનો નાશ કરવા તત્પર રહે છે, નેતા તરીકે અયોગ્ય હોય છે અને નિર્દય હોય છે, તેની સામે પ્રજાઓએ બળવો ઉઠાવીને તેનો નાશ કરવો.[૩૨] 'હું તમારું રક્ષણ કરીશ' એમ કહીને જે રાજા પ્રજાઓનું રક્ષણ કરતો નથી, તે રાજાને પ્રજાઓએ એકત્ર થઈને હડકાયા કૂતરાની પેઠે ઠાર કરવો જોઈએ.[૩૩] હે ભારત! રાજાએ રક્ષણ નહિ કરેલું હોવાથી પ્રજાઓ જે કંઈ પાપ કરે છે, તેમાંથી ચોથો ભાગ રાજાને મળે છે.[૩૪] કેટલાએક વિદ્વાનો કહે છે કે, પ્રજાઓએ કરેલું સમગ્ર પાપ રાજાને ભોગવવું પડે છે અને કેટલાએકનો એવો નિશ્ચય છે કે, પ્રજાઓએ કરેલા પાપમાંથી અર્ધભાગ રાજાને ભોગવવો પડે છે; પણ મનુનું ધર્મશાસ્ત્ર સાંભળીને અમારો તો એ જ મત થયો છે કે, પ્રજાઓના પાપમાંથી ચોથો ભાગ રાજાને મળે છે.[૩૫] તેમ જ હે ભારત! રાજાના ઉત્તમ રક્ષણ તળે રહેલી પ્રજાઓ જે કંઈ શુભ કર્મ કરે છે, તેમાંથી પણ રાજાને ચોથો ભાગ મળે છે.[૩૬] હે યુધિષ્ઠિર! પ્રાણીમાત્ર જેમ મેઘના આશ્રયથી જીવે છે અને પક્ષીઓ મોટા એક વૃક્ષનો આશ્રય કરીને જીવે છે, તેમ આ સર્વ પ્રજાઓ યુદ્ધમાં જીવતા રહેલા એવા તારા આશ્રયથી જીવો.[૩૭] હે શત્રુતાપન! રાક્ષસો જેમ કુબેરનો આશ્રય કરીને જીવે છે અને દેવો જેમ ઇંદ્રનો આશ્રય કરીને જીવે છે, તેમ તારા જ્ઞાતિજનો અને સુહૃદો તારો આશ્રય કરીને જીવો.[૩૮]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'યજ્ઞક્રિયા અને દાનધર્મ' નામનો અધ્યાય ૬૧ મો સમાપ્ત

# अध्याय ६२ मो

## પૃથ્વીદાનનું ફળ

॥ युधिष्ठिर उवाच ॥

**इदं देयमिदं देयमितीयं श्रुतिरादरात्।**
**बहुदेयाश्च राजानः किंस्विद्दानमनुत्तमम् ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા: 'આ દાન દેવું, આ દાન દેવું અને રાજાઓએ પુષ્કળ દાન દેવું' એમ શ્રુતિ આદરપૂર્વક કહે છે. માટે હું આપને પૂછું છું કે, સર્વ દાનમાં ઉત્તમ દાન કયું?[૧]

ભીષ્મ બોલ્યા: સર્વ દાનમાં પૃથ્વીનું દાન ઉત્તમ કહેવાય છે; કેમ કે પૃથ્વી અચલા કહેવાય છે, અક્ષયા કહેવાય છે અને મનુષ્યોના ઉત્તમ મનોરથોને પૂર્ણ કરનારી છે. વસ્ત્રો, રત્નો, પશુઓ, વ્રીહિઓ અને જવ એ સર્વ પદાર્થોને પૃથ્વી આપે છે. માટે પૃથ્વીનું દાન કરનારો મનુષ્ય અનંતકાળ સુધી સુખી થાય છે.[૨,૩] પૃથ્વીનું દાન કરનારો પુરુષ પૃથ્વીના આયુષ્ય પર્યંત આ લોકમાં સુખી રહે છે. માટે હે યુધિષ્ઠિર! પૃથ્વીના દાનના જેવું બીજું કંઈ પણ શ્રેષ્ઠ નથી.[૪] અમે સાંભળ્યું છે કે, પૂર્વે સર્વ મનુષ્યોએ થોડું થોડું પણ પૃથ્વીનું દાન આપ્યું જ હતું અને હમણાં પણ જેઓ પૃથ્વીને ભોગવી રહ્યા છે તે સર્વેએ પ્રથમ પૃથ્વીનું દાન આપ્યું જ હોવું જોઈએ.[૫] કેમ કે મનુષ્યો આ લોકમાં તથા પરલોકમાં પોતાનાં કર્મનાં જ ફળને ભોગવે છે. વળી ભૂમિ ભૂતિ છે, મહાદેવી છે અને તે પોતાના દાતાને પ્રાણપ્રિય કરે છે.[૬] હે રાજવર! જે પુરુષ આ પૃથ્વીરૂપ અક્ષય દક્ષિણાનું દાન કરે છે તે પુનઃ મનુષ્યાવતાર પામીને પૃથ્વીપતિ થાય છે.[૭] ધર્મશાસ્ત્રોમાં એવો નિશ્ચય કરવામાં આવ્યો છે કે, જેવું દાન આપવામાં આવે છે તેવા જ ભોગવૈભવ પ્રાપ્ત થાય છે. વિદ્વાનો કહે છે કે, ક્ષત્રિય બંધુઓની તો એ જ પરમ શોભા છે કે, તેમણે રણસંગ્રામમાં શરીરનો ત્યાગ કરવો અને પૃથ્વીનું દાન આપવું. વળી અમે સાંભળ્યું છે કે, દાનમાં આપેલી પૃથ્વી દાતાને પવિત્ર કરે છે.[૮,૯] એક પુરુષ પાપી આચરણવાળો હોય, બ્રહ્મહત્યારો હોય અથવા અસત્યભાષી હોય, તોપણ તેણે દાનમાં આપેલી પૃથ્વી તેને તારે છે અને તેને પાપમાંથી મુક્ત કરે છે.[૧૦] જે સત્પુરુષો રાજાના કોઈ પ્રકારના દાનનો પ્રતિગ્રહ કરતા નથી, તેઓ પણ રાજાઓ પાસેથી પૃથ્વીના દાનનો પ્રતિગ્રહ કરે જ છે; કેમ કે પૃથ્વીનું દાન માતાની પેઠે દેનાર-લેનાર બન્નેને પવિત્ર કરે છે.[૧૧] આ પૃથ્વીદેવીનું 'પ્રિયદત્તા'* એવું ગુહ્ય નામ અનાદિ કાળનું છે અને તે તેટલા માટે જ છે કે, તેનું દાન અને પ્રતિગ્રહ એ બન્ને તેને પ્રથમથી જ પ્રિય છે.[૧૨] જે રાજા વિદ્વાન બ્રાહ્મણને પૃથ્વીનું દાન આપે છે, તે રાજા આ જન્મ પછી પણ રાજ્યને પામે છે, માટે જ સૌ કોઈને પૃથ્વી ઉપર પૃથ્વીનું દાન કરવાની ઇચ્છા હોય છે.[૧૩] પૃથ્વીનું દાન આપનારો રાજા પુનર્જન્મ પામીને પણ રાજા જ થાય છે, એમાં કંઈ સંશય નથી. માટે પ્રત્યેક રાજાએ પૃથ્વી સંપાદન કરીને બ્રાહ્મણને પૃથ્વીનું દાન અવશ્ય આપવું.[૧૪] જે પુરુષ દાન લઈને પણ પૃથ્વીનો સ્વામી થવાને અયોગ્ય હોય, તેણે પૃથ્વીના સ્વામી થવું નહિ. એટલે કે કુપાત્ર મનુષ્યે પૃથ્વીનું દાન ગ્રહણ કરવું નહિ; વળી જેણે પૃથ્વીને દાનમાં આપી દીધી હોય તેણે એ દાનમાં આપેલી પૃથ્વી પર ચાલવું પણ નહિ.[૧૫] જે કોઈ પુરુષોને પૃથ્વી મેળવવાની ઇચ્છા હોય, તેમણે અવશ્ય એ પ્રમાણે જ વર્તવું; કેમ કે જે પુરુષ સાધુપુરુષને પૃથ્વીનું દાન આપ્યા પછી તેને પાછી લઈ લે છે, તે પુરુષને પૃથ્વી કદી મળતી નથી.[૧૬]

* प्रियेण दत्ता प्रियदत्ता અથવા प्रियाय दत्ता प्रियदत्ता-પોતાના પ્રિય પુરુષે આપેલી અથવા પોતાના પ્રિય પુરુષને આપવામાં આવેલી.

જે ધર્માત્મા પુરુષ સત્પુરુષોને પૃથ્વીનું દાન આપે છે, તેને ઉત્તમ પૃથ્વીનો લાભ થાય છે તેમ જ આ લોકમાં તથા પરલોકમાં તેને મહાન યશ મળે છે.[૧૭] હે રાજન્! બ્રાહ્મણો જે પુરુષના પૃથ્વીદાનની પ્રશંસા કરે છે, તેના શત્રુઓ તેની પૃથ્વીનું નામ પણ લઈ શકતા નથી.[૧૮] જે પુરુષ આજીવિકાની ક્ષીણતાને લીધે કંઈ પાપકર્મ કરે છે, તે પુરુષ માત્ર ગાયના ચામડા જેટલી પૃથ્વીનું દાન આપવાથી પવિત્ર થાય છે.[૧૯] જે રાજાઓ પાપ અને પુણ્યથી મિશ્ર કર્મ કરનારા હોય છે અથવા મહારૌદ્ર કર્મ કરનારા હોય છે, તેમને પણ સર્વોત્તમ પૃથ્વીનું દાન આપવાની જ પવિત્ર સલાહ આપવી.[૨૦] પુરાણકાળના મનુષ્યો એમ જ માનતા આવ્યા છે કે કોઈ એક પુરુષ એક અશ્વમેધયજ્ઞ કરે છે અને કોઈ બીજો પુરુષ સુપાત્રને પૃથ્વીનું દાન આપે છે તો તે બન્નેના પુણ્યમાં કંઈક અલ્પ અંતર જ રહે છે.[૨૧] બુદ્ધિમાન પુરુષોને કોઈ જાતનું પુણ્યકર્મ કરીને તેના ફળ વિષે શંકા રહેતી હશે, પણ સર્વોત્તમ પૃથ્વીદાનના પુણ્ય વિષે તો કોઈને કંઈ જ શંકા નથી.[૨૨] જે મહાબુદ્ધિમાન મનુષ્ય સુપાત્ર પુરુષને પૃથ્વીનું દાન આપે છે, તે સોનું, રૂપું, વસ્ત્ર, મણિઓ, મોતીઓ અને બીજું સર્વ પ્રકારનું ધન આપે છે.[૨૩] તપ, યજ્ઞ, શાસ્ત્ર, શીલ, ઉદારતા, સત્ય, ગુરુભક્તિ અને દેવપૂજા એ સર્વ ગુણો પૃથ્વીનું દાન કરનારા પુરુષને અનુસરે છે.[૨૪] સ્વામીના કલ્યાણમાં તત્પર રહીને જેઓ રણમાં હણાઈ ખોળિયું ત્યજે છે, તેઓ બ્રહ્મલોકમાં જઈને સિદ્ધપદને પામે છે. આમ સિદ્ધ થયેલા તે વીરો પણ પૃથ્વીનું દાન આપતારા પુરુષથી અધિક થઈ શકતા નથી. જેમ માતા પોતાના પુત્રને દૂધ પિવડાવીને નિત્ય પોષે છે, તેમ પૃથ્વી પોતાનું દાન કરનારા પુરુષને સર્વ રસો અર્પણ કરીને તેના પર અનુગ્રહ કરે છે.[૨૫,૨૬] મૃત્યુ, સર્વનું અપ્રિય કરનાર કાળ, દંડ, નરક, મહાદારુણ અગ્નિ અને ઘોર યમપાશ સુદ્ધાં પૃથ્વીનું દાન કરનારા પુરુષની પાસે ફરકી શકતા નથી.[૨૭] જે શાંતાત્મા પુરુષ પૃથ્વીનું દાન કરે છે, તે પિતૃલોકના પિતૃઓને તૃપ્ત કરે છે અને દેવલોકમાં રહેલા દેવોને પણ તૃપ્ત કરે છે.[૨૮] મરણપથારીએ પડેલા, દુર્બળ, આજીવિકાના અભાવથી દુઃખી થયેલા અને આજીવિકાને માટે ટળવળી રહેલા કોઈ પુરુષને જો કોઈ મનુષ્ય નિર્વાહ થઈ શકે તેવી પૃથ્વીનું દાન આપે છે, તો તે એક યજ્ઞ કર્યા જેટલું પુણ્યફળ સંપાદન કરે છે.[૨૯] હે મહાભાગ! જેમ એક વહાલભરી ગાય દૂધને સ્રવતી સ્રવતી પોતાના વાછરડા તરફ દોડી જાય છે, તેમ પૃથ્વી પણ પોતાનું દાન કરનારા પુરુષની પાસે હાજર થાય છે.[૩૦] જે પુરુષ હળથી ખેડેલી અને બીજ તથા ફળથી ભરેલી પૃથ્વી બ્રાહ્મણને દાનમાં આપે છે, અથવા મોટું એક ઘર દાનમાં આપે છે, તે પુરુષ પ્રાણીમાત્રની કામનાઓને પૂર્ણ કરી શકે છે.[૩૧] જે પુરુષ આજીવિકાથી યુક્ત, અગ્નિહોત્રી અને પવિત્ર વ્રતવાળા બ્રાહ્મણને પૃથ્વીનું દાન આપે છે, તેના પર કદી મોટી આપત્તિ આવતી નથી.[૩૨] જેમ શુક્લ પક્ષમાં ચંદ્રમાની પ્રતિદિન વૃદ્ધિ થાય છે, તેમ પૃથ્વીદાનનું પુણ્ય પણ ધાન્યના કણે કણે વૃદ્ધિ પામે છે.[૩૩] આ વિષયમાં પુરાતની ઇતિહાસવેત્તાઓ પૃથ્વીએ ગાયેલી એક ગાથા કહે છે. એ ગાથા સાંભળીને પરશુરામે કશ્યપને આખી પૃથ્વીનું દાન કરી દીધું હતું.[૩૪] તે ગાથા આ પ્રમાણે છેઃ 'મારો જ પ્રતિગ્રહ કરો અને મારું જ દાન આપો; કેમ કે મારું દાન કરીને તમે મને જ પામશો. તમે આ જન્મમાં મારું દાન આપશો તો પુનર્જન્મમાં પણ મને પ્રાપ્ત કરી શકશો.'[૩૫] જે બ્રાહ્મણ પૃથ્વીની આ વેદ તુલ્ય વાણીનું શ્રાદ્ધક્રિયા સમયે પઠન કરે છે, તેને મહાન ફળ પ્રાપ્ત

થાય છે.[૩૬] જે પુરુષ મંત્રો દ્વારા પ્રયોગ કરવામાં આવતી મારણ્જારણ આદિ પ્રબળ શક્તિઓનો ઉપયોગ કરીને મહાન પાપોનો ભોક્તા બને છે, તેને પોતાના પાપની શાંતિ કરવા માટે પૃથ્વીનું દાન જ એક પ્રાયશ્ચિત્તરૂપ છે. વળી હરકોઈ મનુષ્ય પૃથ્વીનું દાન આપીને પાંચ પૂર્વના તથા પાંચ ઉત્તરના એમ દશ વંશજોને પવિત્ર કરે છે.[૩૭] જે પુરુષ પૃથ્વીનું દાન કરી જાણે છે અને પૃથ્વીના પૂર્વોક્ત વાક્યને જાણે છે, તે પુરુષ પણ પોતાના વંશના દશ પુરુષોને પવિત્ર કરે છે.[૩૮] પૃથ્વી પ્રાણીમાત્રની ઉદ્ભવભૂમિ છે અને અગ્નિ તેના દેવતા છે. પ્રત્યેક પુરોહિતે રાજાનો રાજ્યાભિષેક કરીને પૃથ્વીએ ગાયેલી પૂર્વોક્ત ગાથા તેને સંભળાવવી જોઈએ. એટલે તે રાજા પૃથ્વીનું દાન કરે અને સત્પુરુષોને આપેલી પૃથ્વી પાછી હરી ન લે.[૩૯] આ વિષય બ્રાહ્મણોને તથા ક્ષત્રિયો માટે જ સર્વથા કહ્યો છે, એમાં કંઈ સંશય નથી; કેમ કે ધર્મકુશળ રાજા જ પ્રજાના ઐશ્વર્યનું પ્રથમ લક્ષણ છે.[૪૦] પરંતુ જે પ્રજા ઉપર કેવળ અધર્મ આચરનારો નાસ્તિક રાજા રાજ્ય કરતો હોય છે તેમનાથી સુખે સૂઈ શકાતું નથી તેમ સુખે જાગી શકાતું નથી;[૪૧] કેમ કે તેવા રાજાનાં દુષ્ટ ચરિત્રોને લીધે પ્રજા નિત્ય ઉદ્વિગ્ન રહે છે અને પોતાના યોગક્ષેમની ઇચ્છા રાખનારા ઘણા મનુષ્યો તેના રાજ્યમાં પ્રવેશ પણ કરતા નથી.[૪૨] પરંતુ જે પ્રજાઓનો રાજા ધાર્મિક હોય છે, તેઓ તો સુખેથી સૂઈ શકે છે અને સુખેથી જાગી શકે છે;[૪૩] કેમ કે તેવા રાજાનાં રાજકીય કૃત્યો શુભ હોય છે અને તેને લીધે સર્વ મનુષ્યો શાંતિમાં રહી શકે છે. એટલું જ નહિ તેઓ પોતાના યોગક્ષેમના નિર્વાહને લીધે તથા વૃષ્ટિ આદિની અનુકૂળતાને લીધે પોતપોતાનાં કર્મોમાં પ્રતિદિન આગળ વધે છે. જે પુરુષ પૃથ્વીનું દાન કરે છે, તે કુળવાન થાય છે, બંધુવાળો થાય છે, પુણ્યશાળી થાય છે, દાતા થાય છે અને પરાક્રમી થાય છે.[૪૪,૪૫] જે મનુષ્યો વેદવેત્તા વિદ્વાન બ્રાહ્મણને ધનધાન્યાદિથી સંમૃદ્ધ એવી પૃથ્વીનું દાન કરે છે, તેઓ પૃથ્વી પર સૂર્યની પેઠે તેજથી પ્રકાશમાન થાય છે.[૪૬] જેમ પૃથ્વીમાં વાવી મૂકેલાં ધાન્યનાં બીજ સમય આવતાં ઊગે છે, તેમ પૃથ્વીનું દાન કરીને ઇચ્છેલી સર્વ કામનાઓ સમય આવતાં પૂર્ણ થાય છે.[૪૭] સૂર્ય, વરુણ, વિષ્ણુ, બ્રહ્મા, ચંદ્ર, અગ્નિ અને ભગવાન શંકર પૃથ્વીનું દાન કરનારા પુરુષ પર પ્રસન્ન રહે છે.[૪૮] સર્વ પુરુષો આ પૃથ્વી ઉપર પ્રસન્ન થાય છે અને પૃથ્વી ઉપર જ લય પામી જાય છે; એટલું જ નહિ પણ જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ એમ ચારે પ્રકારનો પ્રાણીવર્ગ કેવળ પૃથ્વીના ગુણવાળો છે.[૪૯] હે પૃથ્વીપતિ રાજા! આ પૃથ્વી જગતની માતા છે, પિતા છે અને તેના જેવું જગતમાં બીજું એક પણ તત્ત્વ નથી.[૫૦]

હે યુધિષ્ઠિર! આ પૃથ્વીના દાનના સંબંધમાં બૃહસ્પતિ અને ઇંદ્રના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૫૧] પૂર્વે ઇંદ્રે સંપૂર્ણ દક્ષિણાવાળા મોટા સો યજ્ઞો પૂર્ણ કર્યા પછી વક્તાઓમાં શ્રેષ્ઠ એવા બૃહસ્પતિને આ પ્રમાણે પ્રશ્ન પૂછ્યો હતો.

ઇંદ્ર બોલ્યો: હે વક્તાઓમાં શ્રેષ્ઠ ભગવાન! કયું દાન આપીને પુરુષ સ્વર્ગમાં સુખી થાય છે? જે દાન અક્ષય હોય અને ઘણું જ ઉત્તમ હોય, તે મને કહો.[૫૨,૫૩]

ભીષ્મ બોલ્યા: સુરેંદ્રે એ પ્રમાણે પ્રશ્ન પૂછ્યો, એટલે દેવોના પુરોહિત મહાતેજસ્વી બૃહસ્પતિએ એ શતક્રતુને આ ઉત્તર આપ્યો.[૫૪]

બૃહસ્પતિ બોલ્યા: હે વૃત્રાસુરનો નાશ કરનારા ઇંદ્ર! સુવર્ણનું, ગાયનું તથા પૃથ્વીનું

દાન આપનારો મહાબુદ્ધિમાન પુરુષ સર્વ પાપોથી મુક્ત થાય છે.[૫૫] હે મહાસમર્થ દેવેંદ્ર! પૃથ્વીના દાન કરતાં બીજું કંઈ પણ શ્રેષ્ઠ નથી, એમ હું માનું છું અને વિદ્વાનો પણ તેમજ કહે છે.[૫૬] હે દેવશ્રેષ્ઠ! શૂરવીર પુરુષો યુદ્ધ કરવાને ઉત્સુક હોય છે અને તેથીજ યુદ્ધમાં પ્રાણત્યાગ કરીને સ્વર્ગમાં ગયા હોય છે. તે સર્વે પણ પૃથ્વીનું દાન આપનારા કરતાં અધિક થઈ શકતા નથી.[૫૭] જે મહાન યોદ્ધાઓ પોતાના સ્વામીનું શ્રેય કરવા તત્પર થઈને રણમાં પ્રાણત્યાગ કરી બ્રહ્મલોકમાં ગયા હોય છે, તેઓ પણ પૃથ્વીનું દાન આપનારા કરતાં અધિક થઈ શકતા નથી.[૫૮] પૃથ્વીનું દાન આપનારો મનુષ્ય પોતાનાથી પૂર્વના પાંચ વંશજોને અને પોતાનાથી પાછળના પૃથ્વી પર રહેલા છ વંશજોને એમ એકંદર અગિયાર વંશજોને નરકમાં પડતા બચાવે છે.[૫૯] હે પુરંદર! જે પુરુષ રત્નોથી ભરેલી પૃથ્વીનું દાન કરે છે, તે સર્વ પ્રકારનાં પાપોથી મુક્ત થઈને સ્વર્ગલોકમાં પૂજાય છે.[૬૦] હે રાજન્! જે મનુષ્ય સર્વ ઇચ્છવાયોગ્ય ગુણોથી યુક્ત અને ધાન્યાદિકથી સમૃદ્ધ એવી પૃથ્વીનું દાન કરે છે, તે રાજાઓનો પણ રાજા થાય છે; કેમ કે પૃથ્વીનું દાન સર્વ કરતાં ઉત્તમ છે.[૬૧] હે ઇંદ્ર! જે પુરુષ સર્વ કામ્ય ગુણોથી યુક્ત એવી પૃથ્વીનું દાન કરે છે, તેને ઉદ્દેશીને પ્રાણીમાત્ર એમ માને છે કે આ પુરુષ અમારા સર્વનું દાન કરે છે.[૬૨] હે સહસ્રાક્ષ! જે મનુષ્ય સર્વ કામનાઓને પૂર્ણ કરનારી અને સર્વ કામ્યગુણોથી સંપન્ન એવી એક ગાયનું દાન કરે છે, તે પણ સ્વર્ગમાં જાય છે.[૬૩] હે દેવેંદ્ર! પૃથ્વીનું દાન કરનારા મનુષ્યને મધ, ઘી, દૂધ અને દહીંના પ્રવાહને વહેનારી અનેક નદીઓ તૃપ્ત કરે છે.[૬૪] રાજા પૃથ્વીનું દાન કરે છે, તો સર્વ પાપોથી મુક્ત થાય છે; કેમ કે પૃથ્વીના દાન કરતાં બીજું કોઈ પણ દાન ઉત્તમ નથી.[૬૫] જે રાજા પોતાના શસ્ત્રબળથી જીતેલી સમુદ્ર સુધીનું પૃથ્વીનું દાન કરી દે છે, તેની કીર્તિનું આ પૃથ્વીના અસ્તિત્વ સુધી મનુષ્યો ગાન કર્યા કરે છે.[૬૬] હે પુરંદર! જે પુરુષ પવિત્ર અને સમૃદ્ધિરૂપ રસવાળી પૃથ્વીનું દાન કરે છે, તેણે સંપાદન કરેલા દિવ્યલોક પૃથ્વીદાનના ગુણથી યુક્ત હોય છે, અને તે કદી ક્ષય પામતા નથી.[૬૭] હે શક્ર! જે રાજા પોતાની ઉન્નતિ ઇચ્છતો હોય અને નિરંતર સુખની અભિલાષા રાખતો હોય, તેણે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે સુપાત્રને પૃથ્વીનું દાન આપ્યા કરવું.[૬૮] મનુષ્ય જે પાપકર્મ કરીને પણ બ્રાહ્મણને પૃથ્વીનું દાન આપે છે, તો સર્પ જેમ જૂની કાંચળીનો ત્યાગ કરે છે તેમ તે એ પાપનો ત્યાગ કરે છે.[૬૯] હે શક્ર! પૃથ્વીનું દાન આપનારો મનુષ્ય સમુદ્રો, નદીઓ, પર્વતો, અને સુવર્ણ એ સર્વ પદાર્થોનું દાન આપે છે, એમ સમજવું.[૭૦] વળી પૃથ્વીનું દાન આપનારો પુરુષ સર્વ તળાવોનું, સર્વ જળાશયોનું, સર્વ ઝરાઓનું, સર્વ સરોવરોનું તથા સત્ત્વવાળા સર્વ રસોનું પણ દાન આપે છે, એમ જાણવું. પૃથ્વીનું દાન કરનારો મનુષ્ય વીર્યસંપન્ન ઔષધિઓનું, પુષ્પ તથા ફળથી યુક્ત વૃક્ષોનું, વનોનું, મહામૂલા પાષાણોનું અને પર્વતોનું દાન કરે છે, એમ સમજવું.[૭૧,૭૨] પૃથ્વીનું દાન કરવાથી મનુષ્યને જે ફળ મળે છે, તે ફળ સંપૂર્ણ દક્ષિણાઓવાળા અગ્નિષ્ટોમ આદિ યજ્ઞો કરવાથી પણ મળતું નથી.[૭૩] પૃથ્વીનું દાન કરનાર મનુષ્ય પોતાના દશ વંશજોને ઉદ્ધારે છે, પણ દાનમાં આપી દીધેલી પૃથ્વીને પાછી લેનારો મનુષ્ય પોતાના દશ વંશજોને ડુબાડે છે. વળી પ્રથમ દાનમાં આપેલી પૃથ્વીને પાછી લેનારો પુરુષ નરકમાં જ જાય છે.[૭૪] જે પુરુષ પૃથ્વીનું દાન

આપવાની પ્રતિજ્ઞા કરીને આપતો નથી અને જે પુરૂષ દીધેલી પૃથ્વીને પાછી લે છે, તે બન્ને પુરુષો મૃત્યુની આજ્ઞાથી વરુણના પાશોથી બંધાય છે અને અત્યંત દુઃખી થાય છે.[૭૫] પણ જે પુરુષો નિરંતર યજ્ઞયાગ કરનારા, આજીવિકાના અભાવથી કૃશ થયેલા અને અતિથિઓ ઉપર પ્રીતિ રાખનારા ઉત્તમ અગ્નિહોત્રી બ્રાહ્મણની સેવા કરે છે, તેમની પાસે યમરાજ કદી આવતા જ નથી.[૭૬] હે પુરંદર! રાજાએ બ્રાહ્મણોના ઋણમાંથી મુક્ત થવું જોઈએ અને બીજા વર્ણના આજીવિકા વિનાના દુર્બળ મનુષ્યોને સહાય કરવી જોઈએ.[૭૭] હે સ્વર્ગાધિપતિ! હે સુરશ્રેષ્ઠ! બીજાએ દાનમાં આપેલી કોઈ ક્ષીણવૃત્તિવાળા બ્રાહ્મણની પૃથ્વીને રાજાએ કદીય પડાવી લેવી જોઈએ નહિ.[૭૮] છતાં રાજાએ દીન બ્રાહ્મણોના ક્ષેત્ર વગેરેનું હરણ કરી લીધું હોય છે, તો દુઃખી થઈ ગયેલા તે બ્રાહ્મણોના અશ્રુપાતથી રાજાની ત્રણ પેઢીના કુળનો નાશ થઈ જાય છે.[૭૯] હે સહસ્રાક્ષ! જે પુરુષ કોઈ એક પદભ્રષ્ટ થયેલા રાજાને પુનઃ તેના રાજ્યાસને સ્થાપિત કરે છે, તેનો સ્વર્ગમાં વાસ થાય છે અને તે ત્યાં પૂજાય છે.[૮૦] પોતાના બાહુબળથી મેળવેલી, શેરડીઓનાં ક્ષેત્રોથી છાઈ રહેલી, જવ તથા ઘઉંના પાકથી શોભી રહેલી, બળદ તથા ઘોડા વગેરે વાહનોથી ભરપૂર રહેલી, અંદરના ભાગમાં ખજાનાઓરૂપ ગર્ભવાળી અને સર્વ પ્રકારનાં રત્નોની ખાણોવાળી એવી પૃથ્વીનું જે રાજા દાન કરે છે, તેને અવિનાશી દિવ્ય લોકનો લાભ થાય છે; કેમ કે તેનો એ ભૂમિયજ્ઞ છે.[૮૧,૮૨] જે પુરુષ પૃથ્વીનું દાન કરે છે, તે પુરુષ સર્વ પાપોથી મુક્ત થઈને શુદ્ધ થાય છે, સત્પુરુષોમાં માન્ય થાય છે અને લોકમાં પૂજાય છે. હે શક્ર! જેમ જળમાં પડેલું તેલનું એક ટીપું ચોતરફ ફેલાઈ જાય છે, તેમ પૃથ્વીનું દાનપુણ્ય પણ પૃથ્વીમાં વાવેલા અનાજના કણેકણમાં વધતું જાય છે.[૮૩,૮૪] હે શક્ર! રણસભાને શોભાવનારા શૂરવીર રાજાઓ રણસંગ્રામને મોખરે સામે પગલે લડીને મરણ પામે છે, તો તેઓ બ્રહ્મલોકમાં જાય છે. ત્યાં હે દેવેંદ્ર! નૃત્યગીતમાં પરાયણ રહેનારી દિવ્ય અપ્સરાઓ દિવ્ય માળાઓથી સુશોભિત થઈને તેમનું સ્વાગત કરવા સામે આવે છે; તે જ પ્રમાણે પૃથ્વીનું દાન કરનારો પુરુષ પણ મરણ પછી સ્વર્ગલોકમાં જાય છે અને દેવાંગનાઓ તેમનું સ્વાગત કરવા સામે આવે છે.[૮૫,૮૬] જે પુરુષ શાસ્ત્રોક્ત વિધિપૂર્વક બ્રાહ્મણને પૃથ્વીનું દાન કરે છે તે સ્વર્ગલોકમાં દેવો અને ગંધર્વો-, ની પૂજા પામે છે તથા તેમાં સુખથી આનંદમાં રહે છે.[૮૭] હે દેવેંદ્ર! પૃથ્વીનું દાન કરનારો પુરુષ જ્યારે બ્રહ્મલોકમાં જાય છે, ત્યારે દિવ્ય માળાઓથી શોભી રહેલી સો અપ્સરાઓ તેની સેવામાં રહે છે.[૮૮] પૃથ્વીનું દાન આપનારા પુરુષને શંખ, ભદ્રાસન, છત્ર, સુંદર ઘોડા અને શ્રેષ્ઠ વાહન વગેરે માંગલિક વસ્તુઓ આવી મળે છે.[૮૯] પૃથ્વીનું દાન કરવાથી પુષ્પો, સુવર્ણના ઢગલાઓ, અસ્ખલિત આજ્ઞા કરવાનું સામર્થ્ય, જય જય શબ્દો અને સર્વ પ્રકારનાં ધન સાંપડે છે.[૯૦] હે પુરંદર! પૃથ્વીનું દાન કરવાથી વિવિધ પ્રકારનું પુણ્ય થાય છે અને તેના ફળમાં સ્વર્ગ, સુવર્ણનાં પુષ્પોવાળી ઔષધિઓ, દર્ભ, સુવર્ણ તથા લીલા ઘાસવાળી પૃથ્વી વગેરે મળે છે.[૯૧] વળી પૃથ્વીનું દાન કરનારો પુરુષ અમૃતના ઉત્પત્તિક્ષેત્રરૂપ ભૂમિને સંપાદન કરે છે. માટે જ પૃથ્વી સમાન દાન નથી, માતા સમાન ગુરુ નથી, સત્ય સમાન ધર્મ નથી અને દાન સમાન કોઈ ભંડાર નથી.[૯૨] બૃહસ્પતિ પાસેથી પૃથ્વીદાનનું એ માહાત્મ્ય સાંભળીને ઇંદ્રે તે જ સમયે બૃહસ્પતિને ધન અને રત્નોથી

ભરપૂર પૃથ્વીનું દાન કર્યું.[૯૩] જે પુરુષ શ્રાદ્ધસમયે આ પૃથ્વીદાનના માહાત્મ્યનું શ્રવણ કરાવે છે તેને પોતાના શ્રાદ્ધમાંથી રાક્ષસોને કે અસુરોને ભાગ આપવો પડતો નથી.[૯૪] પિતૃઓને ઉદ્દેશીને જે કંઈ અર્પણ કરવામાં આવે છે તેનું પુણ્યફળ અક્ષય થાય છે, એમાં સંશય નથી; માટે વિદ્વાન પુરુષે પિતૃઓના શ્રાદ્ધસમયે ભોજન કરી રહેલા બ્રાહ્મણોને આ પૃથ્વીદાનનું માહાત્મ્ય અવશ્ય સંભળાવવું.[૯૫] હે ભરતસિંહ! સર્વ પ્રકારનાં દાનોમાં આ પૃથ્વીનું દાન શ્રેષ્ઠ છે, એ વિષે મેં તને કહ્યું. હે નિર્દોષ રાજા! હવે ફરી શું સાંભળવાની તને ઇચ્છા છે?[૯૬]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'પૃથ્વીદાનનું ફળ' નામનો અધ્યાય ૬૨ મો સમાપ્ત

## अध्याय ६३ मो

### અન્નદાનનું માહાત્મ્ય

॥ युधिष्ठिर उवाच ॥

**कानि दानानि लोकेऽस्मिन् दातुकामो महीपतिः।**
**गुणाधिकेभ्यो विप्रेभ्यो दद्याद् भरतसत्तम ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે ભરતશ્રેષ્ઠ! આ લોકમાં દાન આપવાની ઇચ્છાવાળા રાજાએ અત્યંત ગુણવાન ગણાતા બ્રાહ્મણોને કયાં કયાં દાનો આપવાં?[૧] હે મહાબાહુ! કયું દાન આપવાથી બ્રાહ્મણો તત્કાળ પ્રસન્ન થાય છે અને પ્રસન્ન થયેલા બ્રાહ્મણો કયું મહાન પુણ્યફળ આપી દે છે, તે મને કહો.[૨] હે રાજન્! કયું દાન આપવાથી આ લોકમાં તથા પરલોકમાં ફળ મેળવી શકાય છે? હું આ વિષયને તમારી પાસેથી વિસ્તારપૂર્વક સાંભળવા ઇચ્છું છું. માટે તમે તે મને કહો.[૩]

ભીષ્મ બોલ્યા : પૂર્વે મેં દેવ જેવા દર્શનવાળા નારદમુનિને આ જ પ્રશ્ન પૂછ્યો હતો. ત્યારે તેમણે મને જે વાક્ય કહ્યું હતું તે તું મારી પાસેથી સાંભળ.[૪]

નારદ બોલ્યા : દેવગણો અને ઋષિગણો કેવળ અન્નની જ પ્રશંસા કરે છે; કેમ કે લોકોનું તંત્ર અને જ્ઞાન એ સર્વ કેવળ અન્નને આધારે જ સ્થિતિ કરી રહ્યું છે.[૫] અન્ન સમાન દાન પૂર્વે કદી થયું નથી અને ભવિષ્યમાં કદી થશે પણ નહિ; માટે જ મનુષ્યો વિશેષે કરી અન્નદાનની જ ઇચ્છા રાખે છે.[૬] હે રાજા! અન્ન સર્વને બળવાન બનાવે છે, લોકોના પ્રાણો પણ અન્નને આધારે જ સ્થિતિ કરી રહ્યા છે અને આ સર્વ જગત કેવળ અન્નને લીધે જ ટકી રહ્યું છે.[૭] આ જગતમાં જેઓ ગૃહસ્થો છે, ભિક્ષુઓ છે અને તાપસો છે, તેઓ સર્વે કેવળ અન્નથી જ જીવી રહ્યા છે; કેમ કે અન્નથી પ્રાણશક્તિ ઉત્પન્ન થાય છે એ વાત પ્રત્યક્ષ છે અને એમાં કંઈ સંશય નથી.[૮] માટે પોતાની ઉન્નતિ ઇચ્છનારા પુરુષે કુટુંબવાળા અને અન્નના અભાવથી દુઃખી થતા મહાત્મા બ્રાહ્મણને અથવા કોઈ સંન્યાસીને અન્નનું દાન આપવું.[૯] જે પુરુષ પોતાને ત્યાં યાચના કરવા આવેલા સુપાત્ર બ્રાહ્મણને અન્નનું દાન કરે છે, તે પુરુષ પરલોકમાં પોતાને ઉપયોગમાં આવનારા શ્રેષ્ઠ ભંડારને તૈયાર કરે છે કલ્યાણની ઇચ્છા રાખનારા ગૃહસ્થ પુરુષે માર્ગમાં મુસાફરી કરીને થાકી ગયેલા તથા પોતાને ઘેર આવેલા કોઈ વૃદ્ધ વયના યોગ્ય પુરુષનો અન્નાદિપૂર્વક સત્કાર કરવો.[૧૦,૧૧] હે રાજન્! જે સુશીલ પુરુષ ઉત્પન્ન થયેલા ક્રોધનો તથા મત્સરનો ત્યાગ કરીને અન્નનું દાન કરે છે, તેને આ લોકમાં તથા પરલોકમાં રહેલું સુખ પ્રાપ્ત થાય છે.[૧૨] પોતાને ત્યાં આવી ચડેલા કોઈ પણ મનુષ્યની કદી અવગણના કરવી નહિ, તેમ તેનો કંઈ સત્કાર કર્યા વિના તેને જવા દેવો નહિ; કેમ કે ચાંડાળ-

ને અથવા કૂતરાને આપેલું અન્ન પણ કદી એળે જતું નથી.[૧૩] ક્ષુધાથી અત્યંત દુઃખી થયેલા અને પૂર્વે કદી નહિ જોયેલા કોઈ એક મુસાફરને જે પુરુષ શુદ્ધ અન્નનું દાન આપે છે, તેને મહાન ધર્મ સાંપડે છે.[૧૪] હે રાજા ! જે પુરુષ પિતૃઓને, દેવોને, ઋષિઓને, બ્રાહ્મણોને તથા અતિથિઓને અન્નદાન આપીને પ્રસન્ન કરે છે, તેને મહાન પુણ્યફળ પ્રાપ્ત થાય છે.[૧૫] કોઈ પુરુષ અત્યંત પાપકર્મ કરીને પણ જો યાચકને અથવા ખાસ કરીને બ્રાહ્મણને અન્નનું દાન કરે છે, તો તેને પોતાના પાપને લીધે કદી મૂંઝાવું પડતું નથી.[૧૬] બ્રાહ્મણોને અથવા શૂદ્રને અન્નનું દાન આપવાથી અવિનાશી મહાફળ મેળવી શકાય છે; કેમ કે શૂદ્રને અથવા બ્રાહ્મણોને અન્નનું દાન કરવું, તે અત્યંત ઉત્તમ ગણાય છે.[૧૭] કોઈએક બ્રાહ્મણે પોતાને ત્યાં આવીને ભિક્ષા માગી હોય અને તેમાં પણ કેવળ અન્નની જ યાચના કરી હોય, તો તે સમયે તેના ગોત્રની, શાખાની, સ્વાધ્યાયની તથા દેશની પૂછપરછ કર્યા વિના જ તેને અન્ન આપી દેવું.[૧૮] જે રાજા અન્નનું દાન કરે છે, તેનાં અન્નનાં વૃક્ષો આ લોકમાં તથા પરલોકમાં સર્વ કામનાઓનાં ફળ આપે છે, એમાં સંશય નથી.[૧૯] જેમ ખેડૂતો સારા વરસાદની આશા રાખે છે, તેમ પ્રત્યેક મનુષ્યના પિતૃઓ 'અમારો પુત્ર અથવા પૌત્ર અમને અન્ન આપશે' એવી આશા રાખે છે.[૨૦] બ્રાહ્મણ એક ઉત્તમ પ્રાણી છે. તે પોતે જ જો 'મને આપો' એવી યાચના કરે છે અને કોઈ પુરુષ નિષ્કામ અથવા સકામ બુદ્ધિથી પણ તેને દાન આપે છે, તો તે પુરુષ પુણ્યને પામે છે.[૨૧] બ્રાહ્મણ પ્રાણીમાત્રનો અતિથિ ગણાય છે અને તેથી જ સર્વ પદાર્થોનો તે પ્રથમ ભોક્તા છે. બ્રાહ્મણો જે ઘેર ભિક્ષા માગે છે અને જે ઘરથી જે કંઈ મેળવીને સત્કારપૂર્વક પાછા જાય છે, તે ઘરની પ્રતિદિન અત્યંત વૃદ્ધિ થાય છે. હે ભારત ! અન્નનું દાન કરીને હરકોઈ મનુષ્ય મરણ પછી મોટા ભાગ્યશાળી કુળમાં જન્મે છે અને લોકમાં સર્વોત્તમ સ્થાન સંપાદન કરે છે. વળી જે પુરુષ નિત્ય મિષ્ટાન્નનું દાન કરે છે તેનો સ્વર્ગમાં સત્કારપૂર્વક વાસ થાય છે.[૨૨-૨૪] હે રાજા ! અન્ન મનુષ્યોના પ્રાણરૂપ છે, અને સર્વને અન્નનો જ આધાર છે. અન્નનું દાન કરનારો પુરુષ પશુમાન, પુત્રવાન, ધનવાન, ભોગવાન, પ્રાણવાન અને રૂપવાન પણ થાય છે. વળી અન્નદાતા પુરુષ લોકમાં સર્વદા પ્રાણદાતા કહેવાય છે.[૨૫,૨૬] અતિથિને તથા બ્રાહ્મણને યથાવિધિ અન્નદાન કરીને તે દાતા પુરુષ સુખી થાય છે અને દેવતાઓમાં પણ પૂજાય છે.[૨૭] હે યુધિષ્ઠિર ! બ્રાહ્મણ એક ઉત્તમ પ્રાણી છે અને તેને એક ક્ષેત્રની ઉપમા આપી છે; કેમ કે એ બ્રાહ્મણરૂપ ક્ષેત્રમાં વાવેલું બીજ મહાન પુણ્યફળને ઉત્પન્ન કરે છે.[૨૮] બીજાં સર્વ પ્રકારનાં દાન કેવળ પરોક્ષ ફળને જ આપનારાં છે, પણ અન્નનું દાન તો દેનાર અને લેનાર બન્નેને પ્રત્યક્ષ પ્રીતિ ઉત્પન્ન કરનારું છે.[૨૯] હે ભારત ! પ્રાણીમાત્ર અન્નથી ઉત્પન્ન થાય છે. રતિ પણ અન્નથી જ ઉદ્ભવે છે અને ધર્મ તથા અર્થ સુદ્ધાં અન્નથી જ નીપજે છે. વળી તું જાણ કે, રોગોનો નાશ પણ અન્નથી જ થાય છે.[૩૦] પ્રથમ આદિ કલ્પમાં પ્રજાપતિએ કહ્યું છે કે, અન્ન એ જ અમૃત છે, અન્ન એ જ પૃથ્વી, સ્વર્ગ અને આકાશરૂપ છે, તેમ જ અન્નને આધારે જ સર્વ ટકી રહ્યું છે.[૩૧] જો અન્નનો આહાર ન મળે, તો શરીરમાં રહેલી પાંચ ધાતુઓ નાશ પામી જાય છે અને અન્નના અભાવે બળવાન પુરુષનું બળ પણ નષ્ટ થઈ જાય છે.[૩૨] હે નરશ્રેષ્ઠ ! અન્ન વિના દેવતાઓનાં આવાહનો, વિવાહો તથા યજ્ઞવિધિઓ છેક બંધ જ પડી જાય છે

અને વેદોનો પણ લય થઈ જાય છે.[૩૩] આ ત્રણે લોકમાં જે કંઈ સ્થાવરજંગમ પ્રાણીવર્ગ જોવામાં આવે છે, તે સર્વ કેવળ અન્નને આધારે જ સ્થિતિ કરી રહ્યો છે. માટે વિદ્વાન પુરુષોએ ધર્મને માટે અવશ્ય અન્નદાન કરવું.[૩૪] હે રાજા ! અન્નનું દાન કરનારા મનુષ્યનાં બળ, તેજ, યશ અને કીર્તિ ત્રણે લોકમાં નિરંતર વૃદ્ધિ પામે છે.[૩૫] હે ભારત ! સર્વના પ્રાણોનો પતિ પવન આકાશમાં વિચરનારા મેઘગણોમાં જળસમુદાયનો સંગ્રહ કરે છે અને ઇંદ્ર-મેઘમંડળમાં રહેલા તે જળને પૃથ્વી પર વરસાવે છે.[૩૬] સૂર્ય પોતાનાં કિરણો દ્વારા પૃથ્વીના સર્વ રસોને ગ્રહણ કરે છે અને વાયુ તે સર્વ રસોને સૂર્ય પાસેથી લઈને મેઘમંડળમાં સ્થાપિત કરે છે, ત્યારે જ ઇંદ્રદેવ પૃથ્વી પર મેઘો દ્વારા જળની વૃષ્ટિ કરે છે.[૩૭] હે ભારત ! આમ જ્યારે મેઘમંડળનું જળ પૃથ્વી પર પડે છે, ત્યારે પૃથ્વીદેવી સ્નિગ્ધ થાય છે–પલળીને બીજ વાવવા યોગ્ય થાય છે.[૩૮] પછી તેમાં વાવી મૂકેલાં ધાન્યો ઊગી નીકળે છે અને તે ધાન્ય વડે જગત પોતાનું જીવન ચલાવે છે. વળી માંસ, મેદ, હાડકાં અને વીર્ય વગેરેનો પ્રાદુર્ભાવ પણ કેવળ અન્નને લીધે જ થાય છે.[૩૯] હે પૃથ્વીપતિ ! અન્ન દ્વારા ઉત્પન્ન થયેલા વીર્યથી પ્રાણીમાત્રની ઉત્પત્તિ થાય છે અને એ વીર્યને અગ્નિ તથા સોમદેવ ઉત્પન્ન કરે છે તેમ જ પોષે છે.[૪૦] એ પ્રમાણે સૂર્ય, પવન તથા વીર્ય એ સર્વ સમુદાય કેવળ એક અન્નમાંથી જ ઉત્પન્ન થાય છે અને પછી તેઓ દ્વારા પ્રાણીમાત્ર ઉત્પન્ન થાય છે.[૪૧] હે ભરતશ્રેષ્ઠ ! જે પુરુષ પોતાને ત્યાં આવેલા અતિથિને અન્નદાન આપે છે, તે પુરુષ પ્રાણીમાત્રનું તથા તેજનું દાન કરે છે.[૪૨]

ભીષ્મ બોલ્યા : હે રાજા ! નારદે એ પ્રમાણે કહ્યું તે પછી સદાકાળ મેં અન્નનું દાન આપવા માંડ્યું, માટે તું પણ અસૂયા તથા સંતાપથી રહિત થઈને અન્નદાન કર્યા કર.[૪૩] હે સમર્થ રાજા ! તું સુપાત્ર બ્રાહ્મણોને વિધિપૂર્વક અન્ન આપીશ તો સ્વર્ગને પામીશ.[૪૪] હે રાજા ! અન્નનું દાન કરનારા પુરુષોને જે દિવ્ય લોકો પ્રાપ્ત થાય છે, તેમના સંબંધમાં તું સાંભળ. તે મહાત્માઓના સ્વર્ગમાં અનેક ભવનો તારાઓ સમાન પ્રકાશી રહ્યાં હોય છે. તે ભવનો સુંદર દેખાવનાં હોય છે, અનેક થાંભલાઓથી યુક્ત હોય છે, ચંદ્રમંડળ સમાન ઉજ્જ્વળ હોય છે અને ઘૂઘરીઓનાં ઝૂમખાંઓથી વ્યાપ્ત હોય છે. વળી, તેઓ બાલસૂર્ય સમાન તેજસ્વી હોય છે, એક સ્થળે સ્થિર રહેનારાં હોય છે અને એક સ્થળેથી બીજે સ્થળે જઈ શકનારાં પણ હોય છે. તેઓ અનેક સેંકડો માળવાળાં હોય છે, અંદરના ભાગમાં જળચર પ્રાણીઓથી યુક્ત હોય છે, વૈડૂર્યમણિ તથા સૂર્ય સમાન તેજસ્વી હોય છે અને ચાંદી તથા સુવર્ણમય હોય છે. એ ભવનોનાં ઉદ્યાનોમાં સર્વ જાતનાં ઇચ્છિત ફળોને આપનારાં વૃક્ષો ઊગી નીકળેલાં હોય છે. તેમની ફરતે અનેક વાવો, અનેક લતાકુંજો, અનેક સભાગૃહો, અનેક કૂવાઓ અને અનેક નાની તળાવડીઓ જોવામાં આવે છે; તે ભવનોમાં મોટી ગર્જના કરનારાં હજારો વાહનો જોડીને તૈયાર જ રાખવામાં આવ્યાં હોય છે.[૪૫–૪૯] વળી તેમાં ભક્ષ્યના તથા ભોજ્યના મોટા પર્વતો હોય છે, પુષ્કળ વસ્ત્રો હોય છે અને અનેક અલંકારો હોય છે. તેમની આસપાસ દૂધના પ્રવાહને વહેનારી નદીઓ વહી રહી હોય છે અને તેમાં અન્નના મોટા પર્વતો હોય છે.[૫૦] એ ભવનોમાં શ્વેત વાદળાંઓ સમાન ઘણાં મંદિર-માળિયાં હોય છે અને સુવર્ણ સમાન ઉજ્જ્વળ અનેક શય્યાઓ હોય છે. હે રાજા! આ દિવ્ય ભવનો અન્નદાન કરનારા પુરુષને પ્રાપ્ત થાય છે,

માટે તું પણ અન્નદાન કર.[૫૧] જે મહાત્માઓ અન્નનું દાન કરે છે, તેમને પૂર્વોક્ત પુણ્યવંત લોક પ્રાપ્ત થાય છે, માટે મનુષ્યોએ પ્રયત્ન કરીને પણ અન્નનું દાન કરવું.[૫૨]

ઇતિ શ્રીમદ્‌ભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'અન્નદાનપ્રશંસા' નામનો અધ્યાય ૬૩મો સમાપ્ત

## અધ્યાય ૬૪મો

### કયા નક્ષત્રમાં કયું દાન આપવું ?

॥ युधिष्ठिर उवाच ॥

**श्रुतं मे भवतो वाक्यमन्नदानस्य यो विधिः ।**
**नक्षत्रयोगस्येदानीं दानकल्पं ब्रवीहि मे ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ ! આપે અન્નદાનનો જે વિધિ કહ્યો તે મેં સાંભળ્યો. હવે જે જે નક્ષત્રે જે જે પદાર્થોનું દાન કરવાનો વિધિ હોય, તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા : આ વિષયમાં પણ મહર્ષિ નારદ અને દેવકીના સંવાદરૂપ પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૨] એક સમયે દેવ સમાન દુર્લભ દર્શનવાળા નારદઋષિ દ્વારકામાં આવ્યા હતા, ત્યારે દેવકીએ તે ધર્મદ્રષ્ટા ઋષિને આ જ પ્રશ્ન પૂછ્યો હતો.[૩] હે પૃથ્વીપતિ ! તે વેળા દેવકીના પ્રશ્ન ઉપરથી દેવર્ષિ નારદે વિધિપૂર્વક સર્વ નક્ષત્રદાનનો વિધિ કહ્યો હતો. તું તે સાંભળ.[૪]

નારદ બોલ્યા : હે મહાભાગ્યવતી ! જે મનુષ્ય કૃતિકા નક્ષત્રમાં ઘી અને દૂધપાકનું ભોજન આપીને સુપાત્ર બ્રાહ્મણોને તૃપ્ત કરે છે, તે સર્વોત્તમ દિવ્યલોકને સંપાદન કરે છે. રોહિણી નક્ષત્રમાં બ્રાહ્મણને મૃગના માંસ સહિત અન્નનું, ઘીનું તથા દૂધપાકનું ભોજન આપવું; તેથી સર્વ પ્રકારના ઋણમાંથી મુક્ત થવાય છે [૫,૬] મૃગશીર્ષ નક્ષત્રમાં વાછરડા સહિત દૂઝણી ગાયનું દાન આપીને મનુષ્યો આ મનુષ્યલોકમાંથી સર્વોત્તમ સ્વર્ગલોકમાં જઈ શકે છે.[૭] જે મનુષ્ય આર્દ્રા નક્ષત્રમાં ઉપવાસ કરીને તલવાળી ખીચડીનું દાન કરે છે, તે સર્વ સંકટોને તરી જાય છે અને અસ્ત્રાની ધાર જેવા તીક્ષ્ણ પર્વતોને પણ ઉલ્લંઘી જાય છે.[૮] હે કલ્યાણી ! જે મનુષ્ય પુનર્વસુ નક્ષત્રમાં માલપૂડાનું તથા બીજાં અન્નોનું ભોજન આપે છે, તે મનુષ્ય યશસ્વી, રૂપવાન અને પુષ્કળ અન્નની સમૃદ્ધિવાળો થઈને ઉત્તમ કુળમાં જન્મે છે.[૯] મનુષ્ય પુષ્યનક્ષત્રમાં ઘડેલા અથવા નહિ ઘડેલા સુવર્ણનું દાન આપીને સ્વયંપ્રકાશ લોકમાં ચંદ્ર પેઠે વિરાજે છે. જે મનુષ્ય આશ્લેષા નક્ષત્રમાં રૂપાનું અથવા બળદનું દાન આપે છે તે સર્વ પ્રકારના ભયથી મુક્ત થઈને સર્વ વૈભવોનો અધિષ્ઠાતા બને છે. મઘા નક્ષત્રમાં તલથી ભરેલાં કોડિયાંઓનું દાન આપીને મનુષ્ય આ લોકમાં પુત્રપશુઓથી યુક્ત થાય છે અને મરણ પછી પરલોકમાં સુખી થાય છે.[૧૦-૧૨] જે મનુષ્ય પૂર્વાફાલ્ગુની નક્ષત્રમાં ઉપવાસ કરીને બ્રાહ્મણોને ગોરસ સહિત ભક્ષ્ય પદાર્થોનું ભોજન આપે છે, તે સૌભાગ્યવાન થઈ શકે છે. ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં ઘીદૂધ સાથે સાઠીના ચોખાનું ભોજન આપીને મનુષ્ય સ્વર્ગલોકમાં પૂજાય છે. શાસ્ત્રમાં એવો નિશ્ચય કરવામાં આવ્યો છે કે, ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં મનુષ્યો જે જે પદાર્થોનું દાન આપે છે તે તે પદાર્થોનું મહાફળ અનંત કાળને માટે સ્થિર રહે છે. જે મનુષ્ય હસ્તનક્ષત્રમાં ઉપવાસ કરીને ચાર હાથી જોડેલા રથનું દાન કરે છે, તો તે પવિત્ર ભોગવૈભવોવાળા ઉત્તમ લોકને પામે છે. હે દેવકી ! મનુષ્ય ચિત્રા નક્ષત્રમાં બળદનું દાન કરીને તથા પવિત્ર ગંધવાળા પદાર્થોનું દાન કરીને અપ્સરાઓના લોકમાં વિહાર કરે છે તેમ જ નંદનવનમાં રમણ કરે છે.[૧૩-૧૭] પોતાનું જે ઇષ્ટ ધન હોય તેનું સ્વાતી નક્ષત્રમાં દાન કરીને પવિત્ર લોકને પામી શકાય છે,

# અધ્યાય ૬૬મો

## ભિન્ન ભિન્ન દાનો અને તેનાં ફળ

॥ युधिष्ठिर उवाच ॥

**दह्यमानाय विप्राय यः प्रयच्छत्युपानहौ ।**
**यत्फलं तस्य भवति तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ ! જે પુરુષ પગે બળતા બ્રાહ્મણને ઉપાનહ( પગરખાં )નું દાન કરે છે, તેને શું ફળ મળે છે, તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા : જે પુરુષ ભક્તિપૂર્વક બ્રાહ્મણોને ઉપાનહનું દાન કરે છે, તે પુરુષ સર્વ કંટકોનું મર્દન કરે છે અને સર્વ સંકટોને તરી જાય છે.[૨] હે યુધિષ્ઠિરરાજ ! તે પુરુષ શત્રુઓની ઉપરી થઈને રહે છે અને તેને ખચ્ચરીથી જોડેલા ઉજ્જ્વળ રથની પ્રાપ્તિ થાય છે.[૩] વળી હે કુંતાપુત્ર ! તે પુરુષે ચાંદી અને સોનાથી મઢેલા તથા ઉત્તમ બળદોથી જોડેલા એક ગાડાનું દાન આપેલું ગણાય છે.[૪]

યુધિષ્ઠિર બોલ્યા : હે કુરુવંશી ! તલનું દાન કરવાથી, પૃથ્વીનું દાન કરવાથી, ગાયોનું દાન કરવાથી અને અન્નનું દાન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે મને કહો.[૫]

ભીષ્મ બોલ્યા : હે કુંતાપુત્ર ! તલનું દાન આપવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તેનું તું શ્રવણ કર. હે કુરુશ્રેષ્ઠ ! તે સાંભળીને તું યથાયોગ્ય રીતે તેનું દાન કર.[૬] તલને સ્વયંભૂ બ્રહ્મદેવે પિતૃઓના ઉત્તમ ભોજનરૂપે ઉત્પન્ન કર્યા છે, માટે તલનું દાન કરવાથી પિતૃઓનો પક્ષ પ્રસન્ન થાય છે.[૭] જે પુરુષ માઘ માસમાં તલનું દાન કરે છે તેને અનેક પ્રાણીઓથી ઊભરાઈ રહેલું નરક કદી જોવું પડતું નથી.[૮] જે પુરુષ તલ વડે પિતૃઓનું પૂજન કરે છે, તેણે સર્વ પ્રકારના યજ્ઞો કરેલા ગણાય છે; પણ જેમને નિષ્કામ બુદ્ધિથી શ્રાદ્ધ કરવાનો વિચાર હોય, તેમણે કદી તલથી શ્રાદ્ધ કરવું નહિ.[૯] હે રાજા ! તલ મહર્ષિ કશ્યપના શરીરમાંથી નીકળ્યા છે, માટે સર્વ પ્રકારના દાનમાં તલ દિવ્યભાવને પામ્યા છે.[૧૦] તલ પુષ્ટિ આપનારા છે, રૂપ આપનારા છે અને પાપનો વિનાશ કરનારા છે. માટે સર્વ દાન કરતાં તલનું દાન ઉત્તમ છે.[૧૧] બુદ્ધિમાન આપસ્તંબ, શંખ, લિખિત અને મહર્ષિ ગૌતમ તલનું દાન કરીને જ સ્વર્ગમાં ગયા છે.[૧૨] જે બ્રાહ્મણો તલનો હોમ કરવામાં આસક્ત હોય છે, જેઓ ઇંદ્રિયોને જીતનારા હોય છે અને જેઓ ગાયના હવિષ (ઘી) વડે યજ્ઞયાગાદિ કર્મો કરવામાં પરાયણ હોય છે, તેઓ સર્વે સમાન પુણ્યભાગી ગણાય છે.[૧૩] સર્વ પ્રકારનાં દાનોમાં તલનું દાન ઉત્તમ ગણાય છે અને તલનું દાન જ સર્વ દાનોમાં અક્ષય દાન કહેવાય છે.[૧૪] હે પરંતપ ! પૂર્વે જ્યારે સર્વ હવ્ય પદાર્થોનો નાશ થયો, ત્યારે કુશિકઋષિએ ત્રણ અગ્નિઓમાં તલનો હોમ કરીને જ ઉત્તમ ગતિ મેળવી હતી.[૧૫] હે કુરુશ્રેષ્ઠ ! એ પ્રમાણે સર્વોત્તમ તલના દાન વિષે મેં તને કહ્યું, તેમ જ જે વિધિથી તલનો દાનવિધિ જગતમાં વખણાય છે, તે પણ મેં તને જણાવ્યું. હવે હે મહારાજ ! દેવોને યજ્ઞ કરવાની ઈચ્છા થઈ હતી, ત્યારે બ્રહ્મદેવ સાથે સમાગમ કરીને તેમણે જે કંઈ કહ્યું હતું, તે વિષે હું તને કહું છું તે સાંભળ.[૧૬,૧૭] હે રાજા ! દેવોને જ્યારે યજ્ઞ કરવાની ઇચ્છા થઈ, ત્યારે તેઓ એકત્ર મળીને બ્રહ્મદેવ પાસે ગયા અને તેમને યાચના કરવા લાગ્યા કે, 'અમારે યજ્ઞ કરવો છે માટે પૃથ્વીનો કોઈ પવિત્ર પ્રદેશ અમને આપો.'[૧૮]

દેવો બોલ્યા : હે ભગવન્ ! તમે આ પૃથ્વીના તથા સ્વર્ગના પ્રભુ છો; માટે હે મહાભાગ ! અમે આપની અનુજ્ઞા લઈને યજ્ઞ કરવાની ઇચ્છા રાખીએ છીએ.[૧૯] તમે જે ભૂમિ ઉપર યજ્ઞ કરવાની અનુજ્ઞા આપી ન હોય, તે ભૂમિ યજ્ઞના

ફળને પામી શકતી નથી; કેમ કે તમે સ્થાવર-જંગમ સર્વ જગતના પ્રભુ છો.[20] માટે તમારે અમને અનુજ્ઞા આપવી યોગ્ય છે.

બ્રહ્મા બોલ્યા : હે શ્રેષ્ઠ દેવો! હે કાશ્યપ-નંદનો! તમારે જે પ્રદેશ ઉપર યજ્ઞ કરવાની ઇચ્છા હોય તે પૃથ્વીનો ભાગ હું તમને આપું છું.

દેવો બોલ્યા : હે ભગવન્! આપે અમને અનુજ્ઞા આપી છે એટલે અમે કૃતકૃત્ય થયા છીએ. અમે હવે સંપૂર્ણ દક્ષિણાઓવાળા યજ્ઞોથી યજન કરીશું.[21,22] કેમ કે મુનિઓ આ દેશમાં નિત્ય નિવાસ કરે છે. પછી અગસ્ત્ય, કણ્વ, ભૃગુ, અત્રિ, વૃષાકપિ, અસિત અને દેવળ વગેરે મુનિઓ ત્યાં દેવયજ્ઞમાં આવ્યા એટલે મહાત્મા દેવતાઓએ અચ્યુતયજ્ઞનો યથાવિધિ આરંભ કર્યો.[23,24] વળી યોગ્ય સમયે તે દેવોએ ત્યાં મહાપર્વત હિમાલયની સમીપ જ તે યજ્ઞને સમાપ્ત કર્યો.[25] પછી સર્વ દેવોએ તે યજ્ઞનો છઠ્ઠો ભાગ પૃથ્વીના દાનરૂપ કર્યો. માટે જે પુરુષ માત્ર કોઈ જાતના ઉપસ્કર વિના પણ અંગૂઠા જેટલી ભૂમિનું દાન આપે છે, તેને સંકટ સમયે લેશમાત્ર દુઃખ થતું નથી; તેમ જ તે કોઈ જાતનાં દુઃખોને પણ કદી પામતો નથી. જે પુરુષ ટાઢ, વાયુ અને તાપને સહન કરાવનારી અને ઉત્તમ સંસ્કારવાળી ગૃહ-રૂપ ભૂમિનું દાન કરે છે, તે પુરુષ સ્વર્ગલોકમાં સ્થિતિ કરે છે અને પુણ્યનો ક્ષય થયા છતાં પણ ત્યાંથી નીચે પડતો નથી. આમ હે રાજા! તે બુદ્ધિમાન પુરુષ ઇંદ્રની સાથે આનંદમાં રહે છે. વળી તેણે બીજાને વસવા માટે ઘરનું દાન કર્યું હોય છે, તેથી તે સ્વર્ગમાં પૂજનીય છે. વળી જે પુરુષના ઘરમાં એક અધ્યાપકના કુળમાં ઉત્પન્ન થયેલો શ્રોત્રિય અને જિતેંદ્રિય બ્રાહ્મણ સંતુષ્ટ થઈને નિવાસ કરે છે, તેને સર્વ લોકમાં મુખ્ય ગણાતો બ્રહ્મલોક મળે છે. હે ભરતોત્તમ! જે પુરુષ ગાયોને માટે ટાઢ અને વરસાદને સહન કરનારું મજબૂત ઘર આપે છે, તે પુરુષ પોતાનાથી સાત પેઢી સુધીના કુળનો ઉદ્ધાર કરે છે. વળી જે પુરુષ ક્ષેત્રભૂમિ( ખેતર )નું દાન કરે છે, તે શુભ લક્ષ્મી-ને સંપાદન કરે છે.[26–31] પણ જે પુરુષ રત્નોની ખાણવાળી પૃથ્વીનું દાન કરે છે, તે પુરુષ પોતાના કુળની અથવા વંશની વૃદ્ધિ કરનાર થઈ પડે છે; પરંતુ જે ભૂમિ ક્ષારવાળી હોય અથવા બળી ગયેલી હોય તેનું કદાપિ દાન કરવું નહિ.[32] તેમ જ સ્મશાન પાસે આવેલી ભૂમિનું તથા પાપી લોકોથી વસાયેલી ભૂમિનું પણ કદાપિ દાન કરવું નહિ. જે પુરુષ પારકા ભૂમિપ્રદેશમાં પિતૃઓને પિંડપ્રદાન કરે છે, અથવા પિતૃઓને ઉદ્દેશીને પારકી ભૂમિનું દાન કરે છે, તે પુરુષનું એ શ્રાદ્ધ-કર્મ અને ભૂમિદાન નિષ્ફળ થાય છે. માટે વિચ-ક્ષણ પુરુષે સ્વલ્પ ભૂમિ પણ વેચાતી લઈને જ દાનમાં આપવી.[33,34] કેમ કે એ રીતે પોતે વેચાતી લીધેલી ભૂમિમાં આપેલું પિંડપ્રદાન અથવા તે ભૂમિનું દાન અવિનાશી ફળને આપે છે. વિદ્વાનો કહે છે કે, અરણ્યો, પર્વતો, નદીઓ અને તીર્થો એ સર્વના પર કોઈનું સ્વામિત્વ હોતું નથી અને ત્યાં કોઈ કર લેતું નથી. માટે તે તે સ્થળે શ્રાદ્ધ કરવામાં કંઈ દોષ જ નથી. એ રીતે હે પૃથ્વી-પતિ! મેં તને પૃથ્વીના દાનનું ફળ કહ્યું.[35,36] હવે પછી ગાયનું દાન કરવાથી શું ફળ મળે છે, તે વિષે હું તને કહું છું. હે નિર્દોષ રાજા! ગાયો તપસ્વીઓ કરતાં પણ ઉત્તમ છે, માટે શ્રીશંકર-દેવે પૂર્વે ગાયોના મધ્યમાં નિવાસ કરીને તપશ્ચર્યા કરી હતી. હે ભારત! ગાયો બ્રહ્મલોકમાં ચંદ્રની સાથે નિવાસ કરે છે અને એ બ્રહ્મલોકરૂપ પરા-ગતિને-સિદ્ધિને પામેલા બ્રહ્મર્ષિઓ પણ સદાકાળ ઇચ્છે છે. હે ભારત! ગાયો દૂધ, ઘી, દહીં, છાણ, ચામડું, હાડકાં, શિંગડાં અને વાળ આપીને

અને આ લોકમાં મોટો યશ મેળવી શકાય છે. વિશાખા નક્ષત્રમાં એક બળદનું, એક દૂઝણી ગાયનું તથા છત્રીવાળા ધાન્યથી ભરેલા અને વસ્ત્રથી ઢાંકેલા એક ગાડાનું દાન કરીને મનુષ્ય પિતૃઓને તથા દેવોને પ્રસન્ન કરે છે તથા મરણ પછી અનંત સુખને પામે છે. વળી તે સંકટોને કદી પામતો નથી અને સ્વર્ગલોકમાં જાય છે.[૧૮–૨૦] વળી એ પૂર્વોક્ત પદાર્થોનું બ્રાહ્મણોને દાન કરીને તે પોતાને ઇચ્છિત એવી ગતિ મેળવે છે અને નરક આદિ ક્લેશોને કદી પામતો જ નથી, આવો શાસ્ત્રીય નિશ્ચય છે.[૨૧] જે મનુષ્ય અનુરાધા નક્ષત્રમાં ઉપવાસ કરીને ઓઢવાનાં વસ્ત્રોનું તથા ઉત્તમ અન્નનું દાન આપે છે, તે સો યુગ પર્યંત સ્વર્ગલોકમાં પૂજાય છે.[૨૨] જયેષ્ઠા નક્ષત્રમાં મૂળા સહિત કાળા શાકનું બ્રાહ્મણોને દાન આપીને, મનુષ્ય ઇષ્ટ સમૃદ્ધિને તથા ઇષ્ટ ગતિને સંપાદન કરે છે.[૨૩] જે પુરુષ મૂલ નક્ષત્રમાં બ્રાહ્મણોને કંદમૂળ તથા ફળોનું સાવધાન થઈને દાન આપે છે, તે પિતૃઓને પ્રસન્ન કરે છે અને ઇષ્ટ ગતિને પામે છે.[૨૪] જે મનુષ્ય પૂર્વાષાઢા નક્ષત્રમાં ઉપવાસ કરે છે અને કુળસંપન્ન, ચારિત્ર્યયુક્ત તથા વેદપારંગત બ્રાહ્મણોને દહીંનાં પાત્રોનું દાન કરે છે, તે મરણ પછી પુષ્કળ ગોધનવાળા કુળમાં જન્મે છે. વળી જે મનુષ્ય ઉત્તરાષાઢા નક્ષત્રમાં ઘી અને સાથવા સહિત જળના ઘડાનું તથા પુષ્કળ ગોરસનું દાન કરે છે, તે સર્વ કામનાઓ પામે છે. અભિજિત નક્ષત્રમાં મધ અને ઘીથી મિશ્ર એવા દૂધનું વિદ્વાન બ્રાહ્મણોને દાન કરનારો ધર્મશીલ મનુષ્ય સ્વર્ગલોકમાં પૂજાય છે.[૨૫–૨૭] મનુષ્ય શ્રવણ નક્ષત્રમાં વસ્ત્ર સહિત કાંબળાનું અથવા એકલા કાંબળાનું દાન કરીને ઉજ્જ્વળ વિમાનમાં બેસીને ખુલ્લા દ્વારવાળા સ્વર્ગલોકમાં ગમન કરે છે.[૨૮] જે મનુષ્ય ધનિષ્ઠા નક્ષત્રમાં બળદ જોડેલા વાહનનું તથા વસ્ત્રના ઢગલા સહિત ધનનું ભક્તિપૂર્વક દાન આપે છે, તે મનુષ્ય મરણ પછી તુરત જ રાજ્યને સંપાદન કરે છે.[૨૯] શતભિષા નક્ષત્રમાં અગરુ અને ચંદન સહિત સુગંધી પદાર્થોનું દાન આપીને મનુષ્ય અપ્સરાઓના સમુદાયોને તથા કદી નાશ નહિ પામનારા સુગંધી પદાર્થોને પ્રાપ્ત કરે છે.[૩૦] મનુષ્ય પૂર્વાભાદ્રપદા નક્ષત્રમાં ચોળાનું દાન કરીને સર્વ ભક્ષણ કરવા યોગ્ય ફળને પામે છે અને મરણ પછી પરલોકમાં પણ સુખી થાય છે.[૩૧] જે પુરુષ ઉત્તરાભાદ્રપદા નક્ષત્રમાં બોકડાના માંસનું દાન કરે છે, તે પુરુષ પિતૃઓને પ્રસન્ન કરે છે અને મરણ પછી અનંત સુખને પામે છે.[૩૨] જે પુરુષ રેવતી નક્ષત્રમાં કાંસાના દોહનપાત્ર સહિત ગાયનું દાન આપે છે, તેના મરણ પછી તેણે આપેલી એ ગાય સર્વ ભોગવૈભવોને સાથે લાવીને એ દાતાની સેવામાં હાજર થાય છે.[૩૩] જે ઉત્તમ પુરુષ અશ્વિની નક્ષત્રમાં ઘોડાથી જોડેલા રથનું દાન કરે છે, તે પુરુષ હાથી, ઘોડા અને રથની સંપત્તિવાળા ઉત્તમ કુળમાં મહાતેજસ્વી થઈને જન્મે છે.[૩૪] ભરણી નક્ષત્રમાં બ્રાહ્મણોને તિલધેનુનું* દાન કરનારો પુરુષ પુષ્કળ ગાયોને પ્રાપ્ત કરે છે અને મરણ પછી યશસ્વી થાય છે.[૩૫]

ભીષ્મ બોલ્યા : એ પ્રમાણે નારદે દેવકીને નક્ષત્રના યોગાનુસાર દાન આપવાનો વિધિ કહ્યો હતો અને પછી દેવકીએ તે પોતાની વહુઓને કહ્યો હતો.[૩૬]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'નક્ષત્રયોગદાન' નામનો અધ્યાય ૬૪મો સમાપ્ત

---

* જે એક વસ્ત્ર એક ગાયને ઓઢાડતાં ગાયનો કોઈ પણ અવયવ ખુલ્લો ન રહે, તે વસ્ત્રમાં જેટલા તલ સમાય તેટલા તલનું દાન આપવાથી તિલધેનુનું દાન આપ્યું ગણાય છે.

# અધ્યાય ૬૫મો

## અનેક પ્રકારનાં દાન અને તેનાં ફળ

॥ भीष्म उवाच ॥

सर्वान्कामान् प्रयच्छंति ये प्रयच्छंति कांचनम्।
इत्येवं भगवानत्रिः पितामहसुतोऽब्रवीत् ॥ १ ॥

ભીષ્મ બોલ્યા: બ્રહ્મદેવના પુત્ર ભગવાન અત્રિએ કહ્યું છે કે, જે પુરુષ સુવર્ણનું દાન કરે છે, તે પુરુષ સર્વ કામનાઓનું દાન કરે છે, એમ સમજવું;[1] કેમ કે સુવર્ણ પવિત્ર છે, આયુષ્યને આપનારું છે અને પિતૃઓને અક્ષય્ય સુખ દેનારું છે, એમ રાજા હરિશ્ચંદ્રે કહ્યું છે.[2] ભગવાન મનુએ કહ્યું છે કે, જળનું દાન કરવું તે સર્વ દાનોના કરતાં શ્રેષ્ઠ છે. માટે કૂવા, વાવ અને તળાવો ખોદાવવાં.[3] જે પુરુષે ખોદાવેલા કૂવામાં પાણી નીકળે છે અને તે નિત્યને માટે ચાલુ રહે છે, તે પુરુષના પાપકર્મનો અર્ધભાગ નાશ પામે છે.[4] જેણે ખોદાવેલા જળાશયમાં ગાયો, બ્રાહ્મણો અને સત્પુરુષો નિત્ય જળપાન કરે છે, તેના આખા વંશનો ઉદ્ધાર થાય છે. જે પુરુષે ખોદાવેલા જળાશયમાં ઉનાળાની ઋતુમાં પણ પાણી ભરપૂર રહે છે, તેને કોઈ જાતનું વિષમ સંકટ કદી પ્રાપ્ત થતું નથી.[5,6] ઘીનું દાન આપવાથી ભગવાન બૃહસ્પતિ, ભગવાન પૂષાદેવ, બન્ને અશ્વિનીકુમારો અને અગ્નિદેવ પ્રસન્ન થાય છે;[7] કેમ કે ઘી ઉત્તમ ઔષધરૂપ છે, યજ્ઞોમાં ઉત્તમ છે, સર્વ રસોમાં ઉત્તમ છે અને સર્વ ફળોમાં પણ ઉત્તમ છે.[8] માટે જે પુરુષને ફળની, યશની તથા પુષ્ટિની ઇચ્છા હોય, તેણે નિત્ય પવિત્ર અને જિતેંદ્રિય થઈને બ્રાહ્મણોને ઘીનું દાન કરવું.[9] જે પુરુષ બ્રાહ્મણોને આશ્વિન માસમાં ઘીનું દાન આપે છે, તેના પર અશ્વિનીકુમારો પ્રસન્ન થાય છે અને તેને રૂપ આપે છે.[10] જે પુરુષ બ્રાહ્મણોને ઘીથી મિશ્ર દૂધપાકનું દાન કરે છે, તેના ઘરને કદી રાક્ષસોનો ઉપદ્રવ થતો નથી.[11] જે પુરુષ જળથી ભરેલા કળશોનું દાન કરે છે, તેનું કદી તૃષાથી મરણ થતું નથી. તેના ઘરમાં સર્વ સામગ્રીઓ ભરપૂર રહે છે અને તેના પર કદી સંકટ આવતું નથી.[12] જે પુરુષ પરમ શ્રદ્ધા અને યત્નથી યુક્ત થઈને પોતાનાં ખેતર વગેરેનું બ્રાહ્મણોને દાન આપે છે, તેને બ્રાહ્મણના પુણ્યમાંથી છઠ્ઠો ભાગ હમેશાં મળ્યા કરે છે.[13] હે રાજેંદ્ર! જે પુરુષ સદાચારી બ્રાહ્મણોને રસોઈ પકાવવા માટે અથવા ટાઢના સમયમાં તાપવા માટે લાકડાંનું દાન કરે છે, તેના સર્વ અર્થો અને અનેક કાર્યો સિદ્ધ થાય છે. વળી, તેનું શરીર શત્રુઓની ઉપરવટ થઈને તેજસ્વી થાય છે, ભગવાન અગ્નિ પણ તેના પર નિત્ય પ્રસન્ન રહે છે, પશુઓ તેનો ત્યાગ કરતાં નથી અને સંગ્રામમાં પણ તેનો વિજય થાય છે.[14-16] જે પુરુષ છત્રનું દાન કરે છે, તેને પુત્રો તથા લક્ષ્મી પ્રાપ્ત થાય છે, તેને નેત્રનો રોગ કદી થતો નથી અને તેને યજ્ઞનો ભાગ મળે છે.[17] જે પુરુષ ઉનાળામાં અથવા વર્ષાઋતુમાં છત્રનું દાન કરે છે તેના મનમાં કોઈ પ્રકારનો કદી સંતાપ થતો નથી.[18] વળી તે પુરુષ મહાગહન સંકટમાંથી પણ તુરત મુક્ત થાય છે. હે પૃથ્વીપતિ! મહાભાગ્યશાળી ભગવાન શાંડિલ્યઋષિએ કહ્યું છે કે, સર્વ પ્રકારનાં દાનો કરતાં ગાડાંનું દાન ઘણું જ ઉત્તમ છે.[19]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'અનેક પ્રકારના દાન અને તેનાં ફળ' નામનો અધ્યાય ૬૫મો સમાપ્ત

# अध्याय ६६मो

## ભિન્ન ભિન્ન દાનો અને તેનાં ફળ

॥ युधिष्ठिर उवाच ॥

**दह्यमानाय विप्राय यः प्रयच्छत्युपानहौ ।**
**यत्फलं तस्य भवति तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ ! જે પુરુષ પગે બળતા બ્રાહ્મણને ઉપાનહ( પગરખાં )નું દાન કરે છે; તેને શું ફળ મળે છે, તે મને કહો.[1]

ભીષ્મ બોલ્યા : જે પુરુષ ભક્તિપૂર્વક બ્રાહ્મણોને ઉપાનહનું દાન કરે છે, તે પુરુષ સર્વ કંટકોનું મર્દન કરે છે અને સર્વ સંકટોને તરી જાય છે.[2] હે યુધિષ્ઠિરરાજ ! તે પુરુષ શત્રુઓનો ઉપરી થઈને રહે છે અને તેને અચ્ચરીથી જોડેલા ઉજ્જ્વળ રથની પ્રાપ્તિ થાય છે.[3] વળી હે કુંતાપુત્ર ! તે પુરુષે ચાંદી અને સોનાથી મઢેલા તથા ઉત્તમ બળદોથી જોડેલા એક ગાડાનું દાન આપેલું ગણાય છે.[4]

યુધિષ્ઠિર બોલ્યા : હે કુરુવંશી ! તલનું દાન કરવાથી, પૃથ્વીનું દાન કરવાથી, ગાયોનું દાન કરવાથી અને અન્નનું દાન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે મને કહો.[5]

ભીષ્મ બોલ્યા : હે કુંતાપુત્ર ! તલનું દાન આપવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તેનું તું શ્રવણ કર. હે કુરુશ્રેષ્ઠ ! તે સાંભળીને તું યથાયોગ્ય રીતે તેનું દાન કર.[6] તલને સ્વયંભૂ બ્રહ્મદેવે પિતૃઓના ઉત્તમ ભોજનરૂપે ઉત્પન્ન કર્યા છે, માટે તલનું દાન કરવાથી પિતૃઓનો પક્ષ પ્રસન્ન થાય છે.[7] જે પુરુષ માઘ માસમાં તલનું દાન કરે છે તેને અનેક પ્રાણીઓથી ઊભરાઈ રહેલું નરક કદી જોવું પડતું નથી.[8] જે પુરુષ તલ વડે પિતૃઓનું પૂજન કરે છે, તેણે સર્વ પ્રકારના યજ્ઞો કરેલા ગણાય છે; પણ જેમને નિષ્કામ બુદ્ધિથી શ્રાદ્ધ કરવાનો વિચાર હોય, તેમણે કદી તલથી શ્રાદ્ધ કરવું નહિ.[9] હે રાજા ! તલ મહર્ષિ કશ્યપના શરીરમાંથી નીકળ્યા છે, માટે સર્વ પ્રકારના દાનમાં તલ દિવ્યભાવને પામ્યા છે.[10] તલ પુષ્ટિ આપનારા છે, રૂપ આપનારા છે અને પાપનો વિનાશ કરનારા છે. માટે સર્વ દાન કરતાં તલનું દાન ઉત્તમ છે.[11] બુદ્ધિમાન આપસ્તંબ, શંખ, લિખિત અને મહર્ષિ ગૌતમ તલનું દાન કરીને જ સ્વર્ગમાં ગયા છે.[12] જે બ્રાહ્મણો તલનો હોમ કરવામાં આસક્ત હોય છે, જેઓ ઇંદ્રિયોને જીતનારા હોય છે અને જેઓ ગાયના હવિષ (ઘી) વડે યજ્ઞયાગાદિ કર્મો કરવામાં પરાયણ હોય છે, તેઓ સર્વે સમાન પુણ્યભાગી ગણાય છે.[13] સર્વ પ્રકારનાં દાનોમાં તલનું દાન ઉત્તમ ગણાય છે અને તલનું દાન જ સર્વ દાનોમાં અક્ષય દાન કહેવાય છે.[14] હે પરંતપ ! પૂર્વે જ્યારે સર્વ હવ્ય પદાર્થોનો નાશ થયો, ત્યારે કુશિકઋષિએ ત્રણ અગ્નિઓમાં તલનો હોમ કરીને જ ઉત્તમ ગતિ મેળવી હતી.[15] હે કુરુશ્રેષ્ઠ ! એ પ્રમાણે સર્વોત્તમ તલના દાન વિષે મેં તને કહ્યું, તેમ જ જે વિધિથી તલનો દાનવિધિ જગતમાં વખણાય છે, તે પણ મેં તને જણાવ્યું. હવે હે મહારાજ ! દેવોને યજ્ઞ કરવાની ઈચ્છા થઈ હતી, ત્યારે બ્રહ્મદેવ સાથે સમાગમ કરીને તેમણે જે કંઈ કહ્યું હતું, તે વિષે હું તને કહું છું તે સાંભળ.[16,17] હે રાજા ! દેવોને જ્યારે યજ્ઞ કરવાની ઇચ્છા થઈ, ત્યારે તેઓ એકત્ર મળીને બ્રહ્મદેવ પાસે ગયા અને તેમને યાચના કરવા લાગ્યા કે, 'અમારે યજ્ઞ કરવો છે માટે પૃથ્વીનો કોઈ પવિત્ર પ્રદેશ અમને આપો.'[18]

દેવો બોલ્યા : હે ભગવન્ ! તમે આ પૃથ્વીના તથા સ્વર્ગના પ્રભુ છો; માટે હે મહાભાગ ! અમે આપની અનુજ્ઞા લઈને યજ્ઞ કરવાની ઇચ્છા રાખીએ છીએ.[19] તમે જે ભૂમિ ઉપર યજ્ઞ કરવાની અનુજ્ઞા આપી ન હોય, તે ભૂમિ યજ્ઞના

ફળને પામી શકતી નથી; કેમકે તમે સ્થાવર-જંગમ સર્વ જગતના પ્રભુ છો.[20] માટે તમારે અમને અનુજ્ઞા આપવી યોગ્ય છે.

બ્રહ્મા બોલ્યા : હે શ્રેષ્ઠ દેવો ! હે કાશ્યપ નંદનો ! તમારે જે પ્રદેશ ઉપર યજ્ઞ કરવાની ઇચ્છા હોય તે પૃથ્વીનો ભાગ હું તમને આપું છું.

દેવો બોલ્યા : હે ભગવન્ ! આપે અમને અનુજ્ઞા આપી છે એટલે અમે કૃતકૃત્ય થયા છીએ. અમે હવે સંપૂર્ણ દક્ષિણાઓવાળા યજ્ઞોથી યજન કરીશુ.[21,22] કેમ કે મુનિઓ આ દેશમાં નિત્ય નિવાસ કરે છે. પછી અગસ્ત્ય, કણ્વ, ભૃગુ, અત્રિ, વૃષાકપિ, અસિત અને દેવળ વગેરે મુનિઓ ત્યાં દેવયજ્ઞમાં આવ્યા એટલે મહાત્મા દેવતાઓએ અચ્યુતયજ્ઞનો યથાવિધિ આરંભ કર્યો.[23,24] વળી યોગ્ય સમયે તે દેવોએ ત્યાં મહાપર્વત હિમાલયની સમીપ જ તે યજ્ઞને સમાપ્ત કર્યો.[25] પછી સર્વ દેવોએ તે યજ્ઞનો છઠ્ઠો ભાગ પૃથ્વીના દાનરૂપ કર્યો. માટે જે પુરુષ માત્ર કોઈ જાતના ઉપસ્કર વિના પણ અંગૂઠા જેટલી ભૂમિનું દાન આપે છે, તેને સંકટ સમયે લેશમાત્ર દુઃખ થતું નથી; તેમ જ તે કોઈ જાતનાં દુઃખોને પણ કદી પામતો નથી. જે પુરુષ ટાઢ, વાયુ અને તાપને સહન કરાવનારી અને ઉત્તમ સંસ્કારવાળી ગૃહરૂપ ભૂમિનું દાન કરે છે, તે પુરુષ સ્વર્ગલોકમાં સ્થિતિ કરે છે અને પુણ્યનો ક્ષય થયા છતાં પણ ત્યાંથી નીચે પડતો નથી. આમ હે રાજા ! તે બુદ્ધિમાન પુરુષ ઇંદ્રની સાથે આનંદમાં રહે છે. વળી તેણે બીજાને વસવા માટે ઘરનું દાન કર્યું હોય છે, તેથી તે સ્વર્ગમાં પૂજનીય છે. વળી જે પુરુષના ઘરમાં એક અધ્યાપકના કુળમાં ઉત્પન્ન થયેલો શ્રોત્રિય અને જિતેંદ્રિય બ્રાહ્મણ સંતુષ્ટ થઈને નિવાસ કરે છે, તેને સર્વ લોકમાં મુખ્ય ગણાતો બ્રહ્મલોક મળે છે. હે ભરતોત્તમ ! જે પુરુષ ગાયોને માટે ટાઢ અને વરસાદને સહન કરનારું મજબૂત ઘર આપે છે, તે પુરુષ પોતાનાથી સાત પેઢી સુધીના કુળનો ઉદ્ધાર કરે છે. વળી જે પુરુષ ક્ષેત્રભૂમિ( ખેતર )નું દાન કરે છે, તે શુભ લક્ષ્મીને સંપાદન કરે છે.[26-31] પણ જે પુરુષ રત્નોની ખાણવાળી પૃથ્વીનું દાન કરે છે, તે પુરુષ પોતાના કુળની અથવા વંશની વૃદ્ધિ કરનાર થઈ પડે છે; પરંતુ જે ભૂમિ ક્ષારવાળી હોય અથવા બળી ગયેલી હોય તેનું કદાપિ દાન કરવું નહિ.[32] તેમ જ શ્મશાન પાસે આવેલી ભૂમિનું તથા પાપી લોકોથી વસાયેલી ભૂમિનું પણ કદાપિ દાન કરવું નહિ. જે પુરુષ પારકા ભૂમિપ્રદેશમાં પિતૃઓને પિંડપ્રદાન કરે છે, અથવા પિતૃઓને ઉદ્દેશીને પારકી ભૂમિનું દાન કરે છે, તે પુરુષનું એ શ્રાદ્ધ-કર્મ અને ભૂમિદાન નિષ્ફળ થાય છે. માટે વિચક્ષણ પુરુષે સ્વલ્પ ભૂમિ પણ વેચાતી લઈને જ દાનમાં આપવી.[33,34] કેમકે એ રીતે પોતે વેચાતી લીધેલી ભૂમિમાં આપેલું પિંડપ્રદાન અથવા તે ભૂમિનું દાન અવિનાશી ફળને આપે છે. વિદ્વાનો કહે છે કે, અરણ્યો, પર્વતો, નદીઓ અને તીર્થો એ સર્વના પર કોઈનું સ્વામિત્વ હોતું નથી અને ત્યાં કોઈ કર લેતું નથી. માટે તે તે સ્થળે શ્રાદ્ધ કરવામાં કંઈ દોષ જ નથી. એ રીતે હે પૃથ્વી-પતિ ! મેં તને પૃથ્વીના દાનનું ફળ કહ્યુ.[35,36] હવે પછી ગાયનું દાન કરવાથી શું ફળ મળે છે, તે વિષે હું તને કહું છું. હે નિર્દોષ રાજા ! ગાયો તપસ્વીઓ કરતાં પણ ઉત્તમ છે, માટે શ્રીશંકર-દેવે પૂર્વે ગાયોના મધ્યમાં નિવાસ કરીને તપશ્ચર્યા કરી હતી. હે ભારત ! ગાયો બ્રહ્મલોકમાં ચંદ્રની સાથે નિવાસ કરે છે અને એ બ્રહ્મલોકરૂપ પરાગતિને–સિદ્ધિને પામેલા બ્રહ્મર્ષિઓ પણ સદાકાળ ઇચ્છે છે. હે ભારત ! ગાયો દૂધ, ઘી, દહીં, છાણ, ચામડું, હાડકાં, શિંગડાં અને વાળ આપીને

સર્વના પર ઉપકાર કરે છે. તેમને ટાઢની કે તાપની કંઈ પણ અસર થતી નથી, તેઓ નિરંતર કામ કર્યા કરે છે અને વરસાદને લીધે પણ તેમને દુઃખ થતું નથી. તેથી તેઓ બ્રાહ્મણોની સાથે પરમ પદને પામે છે.[૩૭–૪૧] આથી જ વિદ્વાનો ગાયોને તથા બ્રાહ્મણોને એક કહે છે. રાજા રંતિદેવના યજ્ઞમાં ગાયોને યજ્ઞનાં પશુ તરીકે ઉપયોગમાં લીધી હતી.[૪૨] હે રાજન્! તે સમયે ગાયોના ચામડામાંથી રુધિરની જે નદી ચાલી હતી, તે પાછળથી ચર્મણ્વતી નામથી પ્રસિદ્ધ થઈ છે; પરંતુ તે સમયથી આરંભીને ગાયોને યજ્ઞપશુના ધર્મથી મુક્ત કરવામાં આવી છે અને દાનને માટે જ યોગ્ય ગણવામાં આવી છે.[૪૩] માટે હે મહીપતિ! પૃથ્વીનાથ! જે પુરુષ મુખ્ય બ્રાહ્મણોને એ ગાયોનું દાન કરે છે, તે પુરુષ મોટા સંકટમાં આવી પડ્યો હોય તોપણ મહા ગહન આપત્તિને તરી જાય છે.[૪૪] હે મનુજનાથ! એક હજાર ગાયોનું દાન કરનારો મનુષ્ય કદી નરકમાં જતો નથી અને સર્વત્ર વિજય મેળવે છે.[૪૫] દેવોના રાજા ઇંદ્રે કહ્યું છે કે, ગાયોનું દૂધ અમૃતરૂપ જ છે; માટે જે પુરુષ ગાયનું દાન કરે છે તે અમૃતનું જ દાન કરે છે.[૪૬] વેદવેત્તાઓ કહે છે કે, ગાયોનું ઘી અગ્નિઓના અવિનાશી હવિષરૂપ ગણાય છે. માટે જે પુરુષ ગાયનું દાન આપે છે તે હોમસાધન હવિષનું જ દાન કરે છે.[૪૭] ગાયોનો પતિ વૃષભ (બળદ) પ્રત્યક્ષ સ્વર્ગરૂપ છે. માટે જે પુરુષ ગુણવાન બ્રાહ્મણને બળદનું દાન કરે છે, તે સ્વર્ગમાં પૂજાય છે.[૪૮] હે ભરતશ્રેષ્ઠ! ગાયો પ્રાણીઓના પ્રાણરૂપ જ ગણાય છે, માટે જે પુરુષ ગાયોનું દાન કરે છે, તે પ્રાણોનું જ દાન કરે છે.[૪૯] વેદવેત્તાઓ કહે છે કે, ગાયો પ્રાણીમાત્રના શરણરૂપ છે; માટે જે ગાયોનું દાન કરે છે, તે શરણનું જ દાન કરે છે.[૫૦] હે ભરતશ્રેષ્ઠ! વધ કરવા માટે ગાય આપવી નહિ, કસાઈને ગાય આપવી નહિ, નાસ્તિકને તથા કેવળ ગાય ઉપર જ આજીવિકા ચલાવનારને પણ ગાય આપવી નહિ.[૫૧] મહર્ષિઓ કહે છે કે, જે મનુષ્ય તેવા પાપકર્મી પુરુષોને ગાય આપે છે, તે મનુષ્ય અક્ષય નરકમાં પડે છે.[૫૨] જે ગાય દુર્બળ હોય, વાછરડાં વિનાની હોય, વાંઝણી હોય, રોગી હોય, ખોડખાંપણવાળી હોય અથવા થાકી ગયેલી હોય, તેનું બ્રાહ્મણને દાન આપવું નહિ.[૫૩] જે પુરુષ દશહજાર ગાયોનું દાન કરે છે, તે ઇંદ્રની સાથે આનંદ કરે છે અને લાખો વર્ષો પર્યંત અક્ષયલોકમાં નિવાસ કરે છે.[૫૪] હે ભારત! એ પ્રમાણે ગાયના દાન વિષે, તલના દાન વિષે તથા પૃથ્વીના દાન વિષે મેં તને કહ્યું. હવે તું અન્નદાનનું માહાત્મ્ય સાંભળ.[૫૫] હે કુંતાપુત્ર! વિદ્વાનો કહે છે કે, અન્નનું દાન સર્વ દાનોમાં મુખ્ય છે અને અન્નનું દાન કરીને જ રાજા રંતિદેવ સ્વર્ગલોકમાં ગયો છે.[૫૬] હે નરાધીશ! જે પુરુષ પરિશ્રમથી થાકી ગયેલા ક્ષુધાતુર મનુષ્યને અન્નનું દાન કરે છે, તેને સ્વયંભૂનું મહાન સ્થાન પ્રાપ્ત થાય છે.[૫૭] હે સમર્થ ભારત! મનુષ્યો અન્નનું દાન કરીને જે શ્રેય સંપાદન કરે છે, તે શ્રેય તેઓ સુવર્ણ, વસ્ત્રો કે બીજા કોઈ પદાર્થોનાં દાનોથી સંપાદન કરી શકતા નથી.[૫૮] અન્ન સર્વોત્તમ દ્રવ્યરૂપ છે, પરમ લક્ષ્મીરૂપ છે અને અન્નને લીધે જ પ્રાણ, તેજ, વીર્ય તથા બળ ઉત્પન્ન થાય છે.[૫૯] ભગવાન પરાશરે કહ્યું છે કે, જે પુરુષ નિત્ય સાવધાન રહીને તરત અન્નનું દાન કરે છે, તેના પર કદી સંકટો આવતાં નથી.[૬૦] હે રાજન્! પ્રત્યેક મનુષ્યે પોતાના ઇષ્ટદેવોનું નિત્ય પૂજન કરીને તેમને અન્નનું નૈવેદ્ય અર્પણ કરવું; કેમ કે મનુષ્ય પોતે જે અન્નનું નિત્ય ભોજન કરતો હોય છે, તે જ અન્ન તેના ઇષ્ટદેવોને પણ પ્રિય હોય છે.[૬૧] જે મનુષ્ય કાર્તિક માસના શુક્લપક્ષમાં અન્નનું દાન

કરે છે, તે સર્વ પ્રકારનાં સંકટોમાંથી મુક્ત થાય છે અને મરણ પછી અનંત સુખને પામે છે.[૬૨] હે ભરતશ્રેષ્ઠ ! જે પુરુષ ભોજન કર્યા પહેલાં અતિથિને શ્રદ્ધાપૂર્વક અન્નદાન આપે છે, તેને બ્રહ્મવેત્તાઓના દિવ્યલોક પ્રાપ્ત થાય છે.[૬૩] અન્નનું દાન કરનાર મનુષ્ય અતિ ગહન આપત્તિ પામ્યો હોય, તોપણ તેમાંથી મુક્ત થાય છે, પાપને તરી જાય છે અને દુષ્કર્મને દૂર કરે છે.[૬૪] એ રીતે અન્નદાનનું, તલદાનનું, પૃથ્વીદાનનું તથા ગોદાનનું ફળ દાનધર્મમાં કહેવામાં આવ્યું છે.[૬૫]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ભિન્નભિન્ન દાનો અને તેના ફળ' નામનો અધ્યાય ૬૬મો સમાપ્ત

## अध्याय ६७मो

### જળદાનમાહાત્મ્ય

॥ युधिष्ठिर उवाच ॥

**श्रुतं दानफलं तात यत्त्वया परिकीर्तितम् ।**
**अन्नदानं विशेषेण प्रशस्तमिह भारत ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે તાત ! આપે કહેલાં દાનનાં ફળ મેં સાંભળ્યાં. હે ભારત ! તેમાં પણ અન્નનું દાન વિશેષે કરીને પ્રશંસા કરવા યોગ્ય છે.[૧] પણ મને શંકા થાય છે કે, જળનું દાન મોટા ફળવાળું કેમ કહેવાય છે ? હે પિતામહ ! એ જળદાન વિષે મને વિસ્તારપૂર્વક સાંભળવાની ઇચ્છા છે.[૨]

ભીષ્મ બોલ્યા : હે ભરતશ્રેષ્ઠ ! તે વિષે ઘણા જ આનંદથી હું તને યથાર્થ રીતે કહું છું. હે સત્યપરાક્રમી ! તું તેનું મારી પાસેથી શ્રવણ કર.[૩] હે નિર્દોષ રાજા ! હું તને જળદાનથી આરંભીને સર્વ દાનો વિષે કહીશ. તેમાં પણ અન્નનું તથા જળનું દાન કરીને મનુષ્ય જે ફળ સંપાદન કરે છે, તે આ પ્રમાણે છે.[૪] હું માનું છું કે, અન્નદાનના કરતાં બીજું કોઈ પણ દાન શ્રેષ્ઠ નથી; કેમ કે હે તાત ! અન્નને લીધે જ સર્વ પ્રાણીઓ પોતપોતાનાં કાર્યોમાં પ્રવૃત્તિ કરી રહ્યાં છે.[૫] માટે સર્વ લોકમાં અન્ન જ શ્રેષ્ઠ કહેવાય છે અને અન્નમાંથી જ સર્વ પ્રાણીના બળની તથા તેજની વૃદ્ધિ થાય છે.[૬] હે કુંતાપુત્ર ! આવા હેતુથી જ પ્રજાપતિએ પોતે પણ અન્નદાનને શ્રેષ્ઠ કહ્યું છે અને સાવિત્રીએ જે પવિત્ર વચન કહ્યું છે તે પણ તેં સાંભળ્યું જ છે.[૭] હે મહાબુદ્ધિમાન ! તે સમયે દેવોના યજ્ઞપ્રસંગમાં સાવિત્રીએ જે આશયથી જેવા પ્રકારનું વચન કહ્યું હતું, તે તારા જાણવામાં જ છે. માટે અન્નનું દાન કરીને મનુષ્ય પ્રાણનું જ દાન કરે છે, એમ સમજવું.[૮] હે મહાબાહુ ! આ જગતમાં પ્રાણદાનના જેવું બીજું શ્રેષ્ઠ દાન છે જ નહિ. આવા આશયનું મહર્ષિ લોમશનું વચન પણ તેં સાંભળ્યું જ છે.[૯] માટે હે પૃથ્વીપતિ ! પૂર્વે હોલાને પોતાના પ્રાણનું દાન કરીને શિબિરાજાએ જે ગતિ સંપાદન કરી હતી, તે જ ગતિ મનુષ્ય અન્ન દ્વારા બ્રાહ્મણને પ્રાણદાન કરીને સંપાદન કરે છે.[૧૦] વળી એમ સાંભળ્યું પણ છે કે, અન્ન દ્વારા પ્રાણદાન કરનારા પુરુષો અત્યંત ઉત્તમ ગતિને પામે છે; અથવા હે કુરુશ્રેષ્ઠ ! એ અન્ન કેવળ જળને આધારે જ ઉત્પન્ન થાય છે અને જળ વિના કોઈની કંઈ પ્રવૃત્તિ પણ થઈ શકતી નથી.[૧૧] સર્વ ગ્રહસમુદાયોનો ઈશ્વર ભગવાન ચંદ્ર પણ જળમાંથી જ ઉત્પન્ન થયો છે. વળી હે મહારાજ ! અમૃત, સુધા, સ્વધા, દૂધ, અન્ન, ઔષધિઓ અને લતાઓ પણ કેવળ જળમાંથી જ ઉત્પન્ન થાય છે. હે પૃથ્વીપતિ ! પ્રાણીમાત્રના પ્રાણ પણ કેવળ જળને લીધે જ ટકી રહ્યા છે.[૧૨,૧૩] દેવોનું અન્ન અમૃત છે, સર્પોનું અન્ન સુધા છે, પિતૃઓનું અન્ન સ્વધા છે અને પશુઓનું અન્ન લતાઓ છે.[૧૪] વિદ્વાનો કહે છે કે, કેવળ અન્ન જ મનુષ્યોના પ્રાણ છે; તોપણ હે પુરુષવ્યાઘ્ર ! એ સર્વ પદાર્થો કેવળ જળમાંથી જ ઉત્પન્ન થાય છે.[૧૫] માટે જળદાનના

જેવું બીજું શ્રેષ્ઠ દાન ક્યાંય છે જ નહિ. જે પુરુષને પોતાનું કલ્યાણ કરવાની ઇચ્છા હોય, તેણે નિત્ય જળનું દાન આપવું;[૧૬] કેમ કે જળનું દાન ધન, યશ તથા આયુષને આપનારું કહેવાય છે. હે કુંતીનંદન! જળનું દાન કરનારો પુરુષ શત્રુઓનો નિત્ય અધિષ્ઠાતા બને છે.[૧૭] તે સર્વ કામનાઓને સંપાદન કરે છે, સનાતન કીર્તિને પ્રાપ્ત કરે છે, મરણ પછી અનંત ફળને પામે છે અને સર્વ પાપોમાંથી મુક્ત થાય છે.[૧૮] હે પુરુષવ્યાઘ્ર મહાતેજસ્વી રાજન્! ભગવાન મનુએ પણ કહ્યું છે કે, જળનું દાન કરનારો મનુષ્ય સ્વર્ગમાં જઈને અક્ષય લોકને પામે છે.[૧૯]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'જળદાનમાહાત્મ્ય' નામનો અધ્યાય ૬૭મો સમાપ્ત

## अध्याय ६८मो

### બ્રાહ્મણ તથા યમનો દાન વિષે સંવાદ

॥ युधिष्ठिर उवाच ॥

**तिलानां कीदृशं दानमथ दीपस्य चैव हि।**
**अन्नानां वाससां चैव भूय एव ब्रवीहि मे॥१॥**

યુધિષ્ઠિર બોલ્યા: હે પિતામહ! તલનું, દીવાનું, અન્નનું તથા વસ્ત્રોનું દાન કરવાથી શું ફળ મળે છે, તે મને ફરી પણ કહો.[૧]

ભીષ્મ બોલ્યા: હે યુધિષ્ઠિર! આ વિષયમાં પણ બ્રાહ્મણ અને યમના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૨] પૂર્વે ગંગા તથા યમુનાના મધ્યદેશમાં યામુન પર્વતની તળેટીમાં બ્રાહ્મણોની વસ્તીવાળું એક મોટું ગામ હતું.[૩] હે રાજા! તે સુંદર ગામ 'પર્ણશાલા' નામથી પ્રખ્યાત હતું અને તેમાં ઘણા વિદ્વાન બ્રાહ્મણો રહેતા હતા.[૪] એક સમયે યમરાજાએ પોતાની પાસે રહેનારા, કાળાં વસ્ત્રો પહેરનારા, લાલ નેત્રોવાળા, ઊભાં રુંવાંટાંવાળા અને કાગડાના જેવી જાંઘ, નેત્ર તથા નાસિકાવાળા કોઈ એક પુરુષ(દૂત)ને આજ્ઞા કરી કે,[૫] તું બ્રાહ્મણોના પર્ણશાલા નામના ગામમાં જા. ત્યાં જઈને તું અગસ્ત્યગોત્રના શર્મી નામના બ્રાહ્મણને અહીં બોલાવી લાવ.[૬] તે બ્રાહ્મણ શમગુણમાં સ્થિતિ કરનારો છે, વિદ્વાન છે, અધ્યાપનવૃત્તિ કરનારો છે અને ગામમાં પ્રસિદ્ધ છે, માટે તું તેને જ અહીં લાવજે. પણ જોજે, બીજા તેની પાડોશમાં રહેનારા તેના સમાનગોત્રના બ્રાહ્મણને લાવીશ મા.[૭] તે બ્રાહ્મણ પણ તેના સમાન ગુણવાળો જ છે અને અધ્યયનમાં, જન્મમાં, સંતાનોમાં તથા સદાચારમાં પણ બુદ્ધિમાન શર્મી બ્રાહ્મણના જેવો જ છે. છતાં તું તેને નહિ લાવતાં મેં કહેલા બ્રાહ્મણને જ લાવજે; કેમ કે મારે તેની પૂજા કરવી છે.' યમે એ પ્રમાણે આજ્ઞા કરી, એટલે તે દૂત પેલા ગામમાં જઈ પહોંચ્યો, પણ ત્યાં જઈને તેણે યમની આજ્ઞાથી વિરુદ્ધ વર્તન જ કર્યું.[૮] તે તો યમે જેને લાવવા માટે ના કહી હતી, તેને જ પકડી લાવ્યો. હવે વીર્યવાન યમરાજે આસન ઉપરથી ઊભા થઈને બ્રાહ્મણની પૂજા કરી.[૯,૧૦] પછી તેમણે પોતાના દૂતને આજ્ઞા કરી કે, 'આ બ્રાહ્મણને તું પાછો લઈ જા અને મેં કહેલા બીજાને અહીં લઈ આવ.' ધર્મરાજાએ એવી આજ્ઞા કરી, એટલે અધ્યયન કરી કરીને કંટાળી ગયેલા પેલા બ્રાહ્મણે ધર્મરાજને કહ્યું કે, 'હે અસ્ખલિત શક્તિવાળા દેવ! મારા આયુષ્યનો જે શેષકાળ હોય તે પૂર્ણ થાય ત્યાં સુધી મને આ યમલોકમાં વસવા દો.'

યમ બોલ્યા: હું કોઈ રીતે કોઈના આયુષ્યનું પ્રમાણ જાણી શકતો નથી. માત્ર મનુષ્ય જે કંઈ ધર્માચરણ કરે છે અથવા અધર્માચરણ કરે છે, તેને જ જાણું છું.[૧૧-૧૩] માટે મહાતેજસ્વી બ્રાહ્મણ! તું આજ જ તારે ઘેર જા. હે અસ્ખલિત શક્તિવાળા બ્રાહ્મણ! તારી ઇચ્છાનુસાર તું મને કહે. તારું શું પ્રિય કરું?[૧૪]

બ્રાહ્મણ બોલ્યો: મનુષ્યલોકમાં જે કર્મ કરવાથી મહાન પુણ્ય પ્રાપ્ત થાય, તે મને કહો. હે શ્રેષ્ઠ દેવ! તમે સર્વ ત્રૈલોક્યમાં પ્રમાણ ગણાઓ છો.[૧૫]

યમ બોલ્યા: હે બ્રહ્મર્ષિ! હું તને દાનવિધિ-રૂપ ઉત્તમ કર્મ યથાર્થ રીતે કહું છું, તે તું સાંભળ. તલનું દાન સર્વ કરતાં શ્રેષ્ઠ છે અને તેનું પુણ્ય પણ સનાતન ગણાય છે.[૧૬] હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! પ્રત્યેક મનુષ્યે પોતાની શક્તિ પ્રમાણે તલનું દાન અવશ્ય કરવું; કેમ કે જો તલનું નિત્ય દાન કરવામાં આવે છે, તો તેથી સર્વ મનોરથો સિદ્ધ થાય છે.[૧૭] શ્રાદ્ધમાં પણ તલ પ્રશંસાપાત્ર ગણાય છે અને તેનું દાન પણ સર્વોત્તમ ગણાય છે. માટે તું શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે બ્રાહ્મણોને તલનું દાન કર.[૧૮] સર્વ મનુષ્યોએ વૈશાખી પૂર્ણિમાને દિવસે બ્રાહ્મણોને તલનું દાન કરવું, તલ ખવડાવવા અને તલથી શરીર ઉપર મર્દન કરવું.[૧૯] જે મનુષ્યોને પોતાનું કલ્યાણ કરવાની ઇચ્છા હોય, તેમણે સર્વ પ્રકારે પોતાને ઘેર જ નિરંતર એ પ્રમાણે કરવું. વળી તે જ પ્રમાણે સર્વને પીવા યોગ્ય જળનું દાન પણ નિરંતર અવશ્ય કરવું.[૨૦] હે બ્રાહ્મણશ્રેષ્ઠ! વાવો, તળાવો અને કૂવા પણ ખોદાવવા; કેમ કે આ લોકમાં એ અત્યંત દુર્લભ ગણાય છે.[૨૧] હે દ્વિજશ્રેષ્ઠ! તારે નિત્ય જળનું દાન કરવું અને જળનું દાન કરવા માટે પાણીની પરબો પણ બંધાવવી; કેમ કે જેણે અન્નનું ભોજન કર્યું હોય, તેને પણ જળપાન આપવું એ વિશેષ આવશ્યક છે.[૨૨]

ભીષ્મ બોલ્યા: યમરાજાએ એ પ્રમાણે કહ્યું એટલે પેલો યમદૂત એ બ્રાહ્મણને તેને ઘેર લઈ ગયો અને એ બ્રાહ્મણ પણ પોતાને ઘેર આવ્યા પછી યમરાજાએ કહેલાં સર્વ દાન કરવા લાગ્યો.[૨૩] હવે પેલા યમદૂતે પણ એ બ્રાહ્મણને તેને ઘેર મૂકીને બીજા શર્મી નામના બ્રાહ્મણને સાથે લીધો અને ધર્મરાજા આગળ હાજર કર્યો; એટલે પ્રતાપી ધર્મરાજાએ તે ધર્મવેત્તા (શર્મી) બ્રાહ્મણની પૂજા કરી અને પછી તેની સાથે વાર્તાલાપ કરીને જેમ આવ્યો હતો તેમ તેને વિદાય કર્યો.[૨૪,૨૫] યમરાજાએ બ્રાહ્મણ શર્મીને પણ દાનના સંબંધમાં સર્વ ઉપદેશ આપ્યો હતો; તેથી તેણે પણ યમલોકમાંથી પાછા આવીને યમરાજાના કહેવા પ્રમાણે જ સર્વ કરવા માંડ્યું.[૨૬]

જે પ્રમાણે તલના દાનની યમરાજાએ પ્રશંસા કરી હતી, તે જ પ્રમાણે યમરાજાએ પિતૃઓનું હિત ઇચ્છીને દીપના દાનની પણ પ્રશંસા કરી હતી; કેમ કે દીપનું દાન કરનારો પુરુષ નિત્ય પોતાના પિતૃઓને તારે છે.[૨૭] માટે હે ભરતશ્રેષ્ઠ! પ્રત્યેક મનુષ્યે નિરંતર દીવાઓનું અવશ્ય દાન કરવું; કેમ કે દીપકનું દાન દેવતાઓ, પિતૃઓ અને દાન આપનાર એ સર્વનાં નેત્રને હિતકર છે.[૨૮] હે રાજા! રત્નોના દાનનું પણ અતિમહાન પુણ્ય કહેવામાં આવ્યું છે. જે બ્રાહ્મણ દાનમાં મળેલાં રત્નોને વેચીને યજ્ઞયાગ કરે છે, તેને રત્નોનો પ્રતિગ્રહ કરવાથી તથા રત્નોનું વેચાણ કરવાથી ભયંકર દોષ પણ લાગતો નથી. વળી જે બ્રાહ્મણ દાનનો પ્રતિગ્રહ કરીને તેમાંથી બ્રાહ્મણોને દાન આપે છે, તેને અક્ષય પુણ્ય પ્રાપ્ત થાય છે તેમ જ જેની પાસેથી તેણે પ્રતિગ્રહ કર્યો હોય તે પુરુષને પણ અક્ષય પુણ્ય મળે છે. ધર્મવેત્તા મનુએ કહ્યું છે કે, ઉત્તમ સ્થિતિમાં રહેલો એક પુરુષ જો કોઈ સુપાત્ર પુરુષને દાન આપે છે, તો તે દેનાર-લેનાર બન્નેને અક્ષય પુણ્ય પ્રાપ્ત થાય છે.[૨૯-૩૧] વળી અમે સાંભળ્યું છે કે, વસ્ત્રોનું દાન આપવાથી પુરુષ પોતાની સ્ત્રી ઉપર પ્રસન્ન રહે છે, સુંદર વસ્ત્રો પહેરી શકે છે અને સુંદર વેશવાળો થાય છે.[૩૨] હે પુરુષવ્યાઘ્ર! ગાયો, સુવર્ણ તથા તલનું દાન

કરવાથી જે જે પુણ્ય પ્રાપ્ત થાય છે તેનું વર્ણન, મેં વિશેષ કરીને વેદનાં પ્રમાણોને અનુસરીને જ આ તારી આગળ કર્યું છે.[૩૩] વળી હે કુરુવંશી! પ્રત્યેક પુરુષે વિવાહ કરવા અને પુત્રો ઉત્પન્ન કરવા, કેમ કે પુત્રોનો લાભ સર્વ લાભ કરતાં શ્રેષ્ઠ છે.[૩૪]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ-પર્વમાં 'બ્રાહ્મણ તથા યમનો દાન વિષે સંવાદ' નામનો અધ્યાય ૬૮ મો સમાપ્ત

# अध्याय ६९ मो*

## ગોદાનમાહાત્મ્ય

*॥ युधिष्ठिर उवाच ॥*

**भूय एव कुरुश्रेष्ठ दानानां विधिमुत्तमम्।**
**कथयस्व महाप्राज्ञ भूमिदानं विशेषतः ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા: હે કુરુશ્રેષ્ઠ! હે મહાબુદ્ધિમાન! તમે મને ફરી પણ દાનોનો ઉત્તમ વિધિ કહો અને તેમાં પણ પૃથ્વીના દાન વિષે મને વિશેષે કરીને કહો.[૧] ક્ષત્રિયે યજ્ઞયાગ કરનારા બ્રાહ્મણને પૃથ્વીનું દાન કરવું અને બ્રાહ્મણે વિધિપૂર્વક તેનો પ્રતિગ્રહ કરવો. વળી ક્ષત્રિય વિના બીજો કોઈ પુરુષ પૃથ્વીનું દાન કરવાને યોગ્ય થઈ શકતો નથી.[૨] પરંતુ એ પૃથ્વીના દાન જેટલા જ ફળની આકાંક્ષા રાખનારા સર્વ વર્ણના પુરુષો પૃથ્વીના દાન સમાન ફળવાળા જે પદાર્થનું દાન આપી શકે અને વેદમાં પણ જેનું દાન આપવાનું કહ્યું હોય, તે વિષે કહેવાને તમે યોગ્ય છો.[૩]

ભીષ્મ બોલ્યા: જેનું ('ગો' એવું) નામ અને ફળ સમાન છે અને જે સર્વ ઇચ્છિત ફળને આપનાર છે, તે ગાય, પૃથ્વી અને સરસ્વતી એ ત્રણે વસ્તુઓ હરકોઈ મનુષ્યથી દાનમાં આપી શકાય છે.[૪] જે પુરુષ પોતાના શિષ્યને ધર્મયુક્ત વેદવાણીનો ઉપદેશ કરે છે, તેને પૃથ્વી અને ગોદાનના જેટલું જ ફળ મળે છે.[૫] હે યુધિષ્ઠિર! ગોદાનની પણ વિદ્વાનો પ્રશંસા કરે છે અને કહે છે કે, ગોદાનના જેવું બીજું કોઈ દાન જ નથી; કેમ કે દાનમાં આપેલી ગાયો સત્વર ફળને આપે છે અને સર્વ મનોરથોને એકદમ સિદ્ધ કરે છે.[૬] ગાયો સર્વ પ્રકારના સુખને આપનારી છે અને પ્રાણીમાત્રની માતા છે, માટે પોતાનો અભ્યુદય ઇચ્છનારા હરકોઈ પુરુષે ગાયોની હમેશાં પ્રદક્ષિણા કરવી.[૭] ગાયોને કદી પાદપ્રહાર કરવો નહિ અને ગાયોની વચ્ચે થઈને કદી જવું નહિ; કેમ કે ગાયો સર્વ મંગળ પદાર્થોના મંદિરરૂપ છે, દેવીઓરૂપ છે અને સર્વદા પૂજનીય છે.[૮] વળી, જ્યારે યજ્ઞાદિ નિમિત્તે અને ખેતીવાડી કરવાના કામમાં બળદોનો ઉપયોગ કરવો હોય, ત્યારે જ તેમને લાકડી વગેરેથી યોગ્ય રીતે પ્રહાર કરીને હાંકવાં. આમાં પણ માત્ર યજ્ઞનિમિત્તે જ કામ કરાવતી વખતે બળદોને લાકડી વગેરેથી પ્રહાર કરવો તે શ્રેયસ્કર છે; પણ યજ્ઞાદિ નિમિત્ત વિના કેવળ પોતાને માટે જ ખેતી વગેરે કાર્યમાં બળદોને પ્રહાર કરવો તે નિંદાપાત્ર જ છે.[૯] ડાહ્યા માણસે ગાયો ચરતી હોય ત્યારે અથવા વિશ્રાંતિ લેવા માટે કોઈ યોગ્ય સ્થળે બેઠી હોય ત્યારે તેમને ત્રાસ આપવો નહિ. વળી ગાયો જ્યારે તૃષાતુર થઈ હોય છે ત્યારે તેમને જો જળ મળતું નથી, તો તેઓ જળની આશાથી ચારે તરફ જોવા માંડે છે. તે સમયે જે મનુષ્ય તેમને જળ આપવાની વ્યવસ્થા કરી આપતો નથી, તેનો ગાયો તેના બાંધવોની સાથે નાશ કરી નાખે છે.[૧૦] અરે! જેમનું છાણ પણ પિતૃઓ તથા દેવતાઓનાં મંદિરોને નિરંતર પવિત્ર કરે છે, તે ગાયો કરતાં અધિક પવિત્ર શું હોઈ શકે?[૧૧] જે પુરુષ ભોજન કર્યા પહેલાં એક વર્ષ સુધી પારકી ગાયને ઘાસનો પૂળો આપે છે, તે પુરુષ સાર્વકામિક નામનું મહાવ્રત કરે છે.[૧૨] તે વ્રતના પ્રભાવથી તે પુરુષ પુત્ર, યશ તથા લક્ષ્મી સંપાદન

* 'ગો' એટલે ગાય, પૃથ્વી અને વિદ્યા એ ત્રણેના દાનનું માહાત્મ્ય આ અધ્યાયમાં કહેવામાં આવશે.

કરે છે; એટલું જ નહિ પણ તે સર્વ પાપકર્મોનો નાશ કરે છે અને દુષ્ટ સ્વપ્નને દૂર કરે છે.[૧૩]

યુધિષ્ઠિર બોલ્યા: કેવાં લક્ષણવાળી ગાયો દાનમાં આપવી અને કેવાં લક્ષણવાળી ગાયો દાનમાં ન આપવી? તેમ જ કેવા પુરુષને ગાયોનું દાન કરવું અને કેવા પુરુષને ગાયોનું દાન ન કરવું?[૧૪]

ભીષ્મ બોલ્યા: જે બ્રાહ્મણ દુષ્ટ વર્તન કરનારો હોય, પાપી હોય, લોભી હોય, અસત્યવાદી હોય અને દેવકર્મ તથા પિતૃકર્મથી ભ્રષ્ટ હોય, તે બ્રાહ્મણને કોઈ રીતે પણ ગાય આપવી નહિ.[૧૫] પરંતુ જે બ્રાહ્મણ દરિદ્રી હોય, અનેક પુત્રોવાળો હોય, વેદને ભણેલો હોય અને અગ્નિહોત્રી હોય, તે બ્રાહ્મણને અવશ્ય ગોદાન કરવું. જે મનુષ્ય તેવા બ્રાહ્મણને દશ ગાયોનું દાન કરે છે, તે સર્વોત્તમ લોકને સંપાદન કરે છે.[૧૬] જે પુરુષ ધર્માચરણ કરે છે, તેને જ ધર્મનું ફળ મળે છે, તોપણ જે પુરુષ બીજાને ધન વગેરેનું દાન કરે છે, તેને તો પોતે જેને દાન આપ્યું હોય તેના સર્વ પુણ્યમાંથી ભાગ મળે છે. કેમ કે તેણે આપેલા દાનના કારણથી જ પેલા પુરુષની સર્વ પુણ્યપ્રવૃત્તિઓ ચાલુ થયેલી હોય છે.[૧૭] જે પુરુષ કોઈને ઉત્પન્ન કરે છે, જે પુરુષ ભયમાંથી કોઈની રક્ષા કરે છે અને જે પુરુષ કોઈની આજીવિકા બાંધી આપે છે, તે ત્રણે તે તે પુરુષના પિતાઓ ગણાય છે. ગુરુની સેવા પાપનો નાશ કરે છે, અભિમાન મોટા યશનો નાશ કરે છે, ત્રણ પુત્રો અપુત્રપણાનો નાશ કરે છે અને દશ ગાયો નિર્ધન દશાનો નાશ કરે છે.[૧૮,૧૯] જે બ્રાહ્મણ વેદાંતનિષ્ઠ હોય, અત્યંત વિદ્વાન હોય, જ્ઞાનથી તૃપ્ત રહેનારો હોય, ઇંદ્રિયોને જીતનારો હોય, સદાચરણી હોય, દમગુણનિષ્ઠ હોય, યમનિયમને પાળનારો હોય, પ્રાણીમાત્ર આગળ પ્રિય વાક્ય બોલનારો હોય, ક્ષુધાથી પીડાયો હોય છતાં દુષ્ટ કર્મ કરનારો ન હોય, મૃદુ સ્વભાવનો હોય, શાંત હોય, અતિથિઓ ઉપર પ્રેમ રાખનારો હોય, સત્પુરુષોના જેવા સ્વભાવનો હોય અને પુત્ર-સ્ત્રી આદિના પરિવારવાળો હોય, તેવા બ્રાહ્મણને આજીવિકા બાંધી આપવી.[૨૦,૨૧] એક ઉત્તમ પાત્રને ગાયનું દાન આપવાથી જેટલું પુણ્યફળ પ્રાપ્ત થાય છે, તેટલું જ પાપફળ બ્રાહ્મણના દ્રવ્યનું હરણ કરી લેવાથી પ્રાપ્ત થાય છે. માટે સર્વ અવસ્થામાં બ્રાહ્મણના દ્રવ્યનું કદી હરણ કરવું નહિ. વળી બ્રાહ્મણોની સ્ત્રીઓનો પણ દૂરથી જ ત્યાગ કરવો.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ગોદાનમાહાત્મ્ય' નામનો અધ્યાય ૬૯મો સમાપ્ત

## અધ્યાય ૭૦મો

### બ્રાહ્મણદ્રવ્યના હરણનું ભયંકર ફળ

॥ भीष्म उवाच ॥

अत्रैव कीर्त्यते सद्भिर्ब्राह्मणस्वाभिमर्शने ।
नृगेण सुमहत्कृच्छ्रं यदवाप्तं कुरूद्वह ॥ १ ॥

ભીષ્મ બોલ્યા: હે કુરુધુરંધર! આ સંબંધમાં સત્પુરુષોએ કહ્યું છે કે, નૃગરાજા બ્રાહ્મણદ્રવ્યનું હરણ કરી લઈને મહાન દુઃખને પામ્યો હતો.[૧] હે કુંતાપુત્ર! અમારા સાંભળવામાં આવ્યું છે કે, પૂર્વે જ્યારે દ્વારકાનગરીને વસાવવામાં આવી, ત્યારે યાદવોએ ઘાસ અને લતાઓનાં જાળાંથી છવાયેલો એક મોટો કૂવો જોયો હતો.[૨] યાદવો તે કૂવામાંથી જળ મેળવવા ઇચ્છતા હતા. તેમણે મહાન યત્ન કરીને તેના મુખ ઉપરનાં જાળાં દૂર કર્યાં અને અતિ શ્રમ કરીને પણ તેના ઢંકાયેલા જળને ખુલ્લું કર્યું.[૩] હવે તેમણે તે જળમાં દૃષ્ટિ કરી, એટલે તેમાં એક પ્રચંડ શરીરવાળો કાચંડો બેઠેલો જોવામાં આવ્યો, આથી તે હજારો યાદવોએ એકઠા મળીને તે કાચંડાને બહાર કાઢવાનો પ્રયત્ન કરવા માંડ્યો.[૪] તેમણે તે પર્વતકાય કાચં-

ડાને ચામડાના પટ્ટાઓથી તથા દોરીઓથી બાંધ્યો, છતાં પણ તેઓ તેને બહાર કાઢી શક્યા નહિ તેથી તેઓ શ્રીકૃષ્ણની પાસે ગયા.[૫] ત્યાં તેમણે શ્રીકૃષ્ણને જણાવ્યું કે, 'એક મોટો કાચંડો કૂવાના સર્વ ભાગને રોકીને બેઠો છે. તેને બહાર કાઢવાને અમારામાંથી કોઈ પણ સમર્થ થઈ શક્યો નથી.'[૬] એટલે શ્રીકૃષ્ણે પોતે તે કાચંડાને બહાર કાઢ્યો અને તેને પૂછ્યું કે, 'તું કોણ છે?' ત્યારે તે કાંચડાએ કહ્યું કે, 'હું નૃગ નામનો એક રાજા છું. મેં મારા પૂર્વજન્મમાં હજારો યજ્ઞો કર્યા હતા, છતાં આ સમયે મારી આ ગતિ થઈ છે.'[૭] તેણે એ પ્રમાણે કહ્યું, એટલે શ્રીકૃષ્ણ બોલ્યા : 'તેં શુભ કર્મો કર્યાં છે અને કંઈ પાપકર્મ તો કર્યું નથી; છતાં હે નરેંદ્ર! તારી આવી દુર્ગતિ કેમ થઈ, તેં એવું કયું પાપ કર્યું છે, તે મને કહે.[૮] હે રાજા! અમે સાંભળ્યું છે કે, તેં બ્રાહ્મણોને સેંકડો, હજારો અને લાખો ગાયોનાં દાન આપ્યાં છે. તે તારું સર્વ પુણ્ય ક્યાં ગયું?'[૯] એટલે નૃગરાજાએ શ્રીકૃષ્ણને કહ્યું: 'એક સમયે એક અગ્નિહોત્રી બ્રાહ્મણ પરદેશ ગયો હતો. તેની એક ગાય વિખૂટી પડી ગઈ અને મારી ગાયોનાં ટોળામાં મળી ગઈ.[૧૦] મારા ગોવાળોએ હજારો ગાયોની વચ્ચે તે ગાયને પણ ગણી કાઢી અને પછી પરલોકમાં કલ્યાણની આકાંક્ષા રાખનારા મેં તે ગાયનું બ્રાહ્મણને દાન કરી દીધું.[૧૧] પરંતુ જ્યારે તે ગાયનો સ્વામી પેલો બ્રાહ્મણ ઘેર આવ્યો, ત્યારે પોતાની ગાયને પોતાને ત્યાં નહિ જોઈને તેની શોધ કરવા લાગ્યો. તેવામાં તેણે બીજા એક બ્રાહ્મણને ઘેર પોતાની ગાયને જોઈ. પછી જેની એ ગાય હતી તે બ્રાહ્મણે મારી પાસેથી દાનમાં લઈ ગયેલા બીજા બ્રાહ્મણને કહ્યુ કે, 'આ ગાય મારી છે.'[૧૨] ત્યારે તે બન્ને જણા અત્યંત ક્રોધમાં આવી જઈને પરસ્પર વાદ-વિવાદ કરતા મારી પાસે આવ્યા. હવે ગાયનો સ્વામી બ્રાહ્મણ મને કહેવા લાગ્યો કે, 'તેં મારી ગાયને હરી લીધી છે.' વળી, ગાયનું દાન લેનારો બ્રાહ્મણ મને કહેવા લાગ્યો કે, 'તેં આ ગાયનું મને દાન આપ્યું છે.'[૧૩] પછી, જે બ્રાહ્મણને મેં ગાયનું દાન આપ્યું હતું તેને મેં બીજી સેંકડો ગાયોના બદલામાં તે ગાય પાછી આપવાની યાચના કરી; એટલે તેણે મને ઉત્તર આપ્યો કે,[૧૪] 'આ ગાય દેશકાળને યોગ્ય છે, દૂધ આપનારી છે, શાંત છે, મારા પર અત્યંત વહાલ રાખનારી છે, સ્વાદિષ્ટ દૂધ આપે છે અને મારા ગૃહમાં નિત્ય ધન્યવાદપાત્ર થઈ પડી છે.[૧૫] વળી આ ગાય સ્તનપાન નહિ કરનારા મારા દુર્બળ પુત્રનું પોષણ કરે છે, માટે હું તેને આપી શકું તેમ નથી.' આમ કહીને તે બ્રાહ્મણ વિદાય થઈ ગયો.[૧૬] હવે એ ગાયના મૂળ માલિક બ્રાહ્મણની મેં પ્રાર્થના કરી કે, 'એ ગાયના બદલામાં તમે મારી પાસેથી સેંકડો ને હજારો ગાયો લો.'[૧૭]

બ્રાહ્મણ બોલ્યો : 'હું રાજાઓના દાનનો પ્રતિગ્રહ કરતો નથી. હું મારી પોતાની આજીવિકા શોધી લેવા માટે સમર્થ છું, માટે મને તો મારી પોતાની જ ગાય ઝટ આપ.' હે મધુસૂદન! એ બ્રાહ્મણે મને એ રીતે કહ્યું, તોપણ મેં તેને સુવર્ણ, ઘોડા, રૂપું અને રથો વગેરે આપવા માંડ્યાં. આમ છતાં તે બ્રાહ્મણશ્રેષ્ઠે એમાંનું કંઈ પણ ન લીધું અને તે ત્યાંથી ચાલતો થયો. હવે હું પણ તે જ સમયે કાળધર્મની પ્રેરણાને લીધે મરણ પામ્યો અને પિતૃલોકમાં જઈને ધર્મરાજાની પાસે હાજર થયો.[૧૮-૨૦] તે સમયે યમરાજાએ મારી પૂજા કરીને મને કહ્યુ કે, 'હે રાજન્! તારાં પુણ્યકર્મનો કંઈ અંત જ નથી.[૨૧] તોપણ તેં અજ્ઞાનથી એક પાપ કર્યું છે, માટે તારી જો ઇચ્છા હોય તો એ પાપકર્મના ફળને પ્રથમ

ભોગવી લે અથવા પાછળથી ભોગવી લે.[૨૨] તેં 'હું તારી ગાયનું રક્ષણ કરીશ' એમ કહીને પ્રથમ પ્રતિજ્ઞા કરી હતી, છતાં તેં તે પ્રતિજ્ઞાને અસત્ય કરી છે અને તેં બ્રાહ્મણનું ગાયરૂપ ધન હરી લીધું છે. આ રીતે તારા બે અપરાધો થયા છે.[૨૩] ત્યારે હે પ્રભુ! મેં ધર્મરાજને કહ્યું કે, 'પ્રથમ હું મારાં પાપકર્મનું ફળ ભોગવી લઈશ અને પછી મારાં પુણ્યકર્મનું ફળ ભોગવીશ.' આમ કહેતાંની સાથે જ હું પૃથ્વી પર પડ્યો.[૨૪] પણ તે સમયે યમરાજાએ ઉચ્ચ સ્વરે આ જે વાક્ય કહ્યું હતું તે મેં સાંભળ્યું હતું: 'વસુદેવના પુત્ર જનાર્દન શ્રીકૃષ્ણ તારા ઉદ્ધારક થશે. એક હજાર વર્ષ પછી તારા પાપકર્મનો ક્ષય થશે, ત્યારે તે તારો ઉદ્ધાર કરશે અને પછી તું તારા પુણ્યકર્મથી મેળવેલા સનાતન લોકને પામીશ.' એટલામાં તો હું આ કૂવામાં ઊંધે મસ્તકે આવી પડ્યો અને મેં જોયું તો હું એક તિર્યંચ-(કાચંડા)ની યોનિને પામ્યો હતો. આ રીતે હું એક કરચલો બની ગયો છું; પણ મને મારા પૂર્વજન્મનું સ્મરણ તેવું ને તેવું જ રહ્યું છે.[૨૫–૨૭] હે કૃષ્ણ! આજે તમે મારો ઉદ્ધાર કર્યો છે. આમાં તપના બળ વિના બીજું શું કારણ હોઈ શકે? હવે તમે મને અનુજ્ઞા આપો, એટલે હું સ્વર્ગલોકમાં જાઉં.[૨૮] હવે શ્રીકૃષ્ણે અનુજ્ઞા આપી, એટલે તે શત્રુદમન રાજા જનાર્દનને નમસ્કાર કરીને દિવ્ય માર્ગે સ્વર્ગમાં ચાલ્યો ગયો.[૨૯] આમ હે ભરતશ્રેષ્ઠ કુરુનંદન! નૃગરાજ સ્વર્ગમાં ગયો, ત્યારે શ્રીકૃષ્ણે આવો એક શ્લોક ગાયો હતો.[૩૦]

ब्राह्मणस्वं न हर्तव्यं पुरुषेण विजानता।
ब्राह्मणस्वं हृतं हन्ति नृगं ब्राह्मणगौरिव॥

વિદ્વાન મનુષ્યે બ્રાહ્મણના દ્રવ્યનું કદી હરણ કરવું નહિ; કેમ કે જેમ બ્રાહ્મણના દ્રવ્યરૂપ ગાયનું (અજાણતાં પણ) હરણ કરીને નૃગરાજાને કાચંડો થવું પડ્યું હતું, તેમ હરકોઈ મનુષ્યને તેમ કરીને દુર્ગતિને પામવું પડે છે.[૩૧] હે પાર્થ! સત્પુરુષોનો સત્પુરુષોની સાથેનો સમાગમ કદી નિષ્ફળ થતો નથી. જો, નૃગરાજા સત્પુરુષ શ્રીકૃષ્ણનો સમાગમ પામીને નરકમાંથી મુક્ત થયો હતો.[૩૨] હે યુધિષ્ઠિર! ગાયોનું દાન કરવાથી જેમ પુણ્યફળ મળે છે, તેમ ગાયોનો દ્રોહ કરવાથી પાપફળ મળે છે, માટે ગાયોનો કદી દ્રોહ કરવો જ નહિ.[૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ-પર્વમાં 'બ્રાહ્મણદ્રવ્યના હરણનું ભયંકર ફળ' નામનો અધ્યાય ૭૦ મો સમાપ્ત

## अध्याय ७१ मो

### ગોદાનમાહાત્મ્ય

॥ युधिष्ठिर उवाच ॥

दत्तानां फलसंप्राप्तिं गवां प्रब्रूहि मेऽनघ।
विस्तरेण महाबाहो न हि तृप्यामि कथ्यताम्॥

યુધિષ્ઠિર બોલ્યા: હે નિર્દોષ પિતામહ! ગાયોનું દાન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તેનું તમે વિસ્તારથી વર્ણન કરો; કેમ કે હે મહાબાહુ! તમે કથા કહો છો તેનું શ્રવણ કરતાં હું તૃપ્ત જ થતો નથી.[૧]

ભીષ્મ બોલ્યા: આ વિષયમાં પણ ઋષિ ઉદ્દાલકિ અને નાચિકેતના સંવાદરૂપ એક પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૨] એક સમયે ઋષિ ઉદ્દાલકિએ કોઈ નિયમની દીક્ષા લઈને પોતાના પુત્ર નાચિકેતને કહ્યું કે, 'તારે મારી સેવા કર્યા કરવી.' પછી જ્યારે નિયમ સમાપ્ત થયો, ત્યારે મહર્ષિ ઉદ્દાલકિએ પોતાના પુત્રને કહ્યું કે, હું સ્નાનવિધિ કરવામાં તથા સ્વાધ્યાયકર્મમાં આસક્ત રહ્યો હતો, તેથી સમિધો, દર્ભો, પુષ્પો, કળશ અને ભોજનની સામગ્રી એ બધું 'હું' નદીના તીર ઉપર ભૂલી

ગયો છું, માટે તું જા અને નદીના તીર ઉપરથી તે લઈ આવ.[૩–૫] પિતાની આજ્ઞા થતાં નાચિકેત નદી ઉપર ગયો. તે સર્વ વસ્તુઓ નદીના વેગમાં તણાઈ ગઈ હતી, તેથી તેને મળી નહિ; એટલે ત્યાંથી પાછો આવીને તેણે પિતાને કહ્યું કે, 'એ વસ્તુઓ મારા જોવામાં આવી નહિ.'[૬] તે સમયે મુનિ ઉદ્દાલકિ ક્ષુધા, તૃષા અને પરિશ્રમથી ઘેરાઈ ગયા હતા; તેથી એ મહાતપસ્વીએ એકદમ ક્રોધાવેશમાં આવી જઈને પુત્રને શાપ આપ્યો કે, 'જા તું યમરાજાનાં દર્શન કર.'[૭] આમ પોતાના પિતાએ જ્યારે એ વાણીરૂપ વજ્રનો પ્રહાર કર્યો, ત્યારે નાચિકેત બે હાથ જોડીને 'આપ પ્રસન્ન થાઓ' એમ બોલતો બોલતો નિશ્ચેષ્ટ થઈને પૃથ્વી પર પડી ગયો.[૮] પિતા ઉદ્દાલકિ પણ નાચિકેતને ઢળી પડેલો જોઈને દુઃખથી મૂર્ચ્છિત થઈ ગયા અને 'હાય! આ મેં શું કર્યું?' એમ બોલીને ધરણી પર ઢળી પડ્યા.[૯] દુઃખથી વ્યાકુળ થયેલા તે ઋષિએ પોતાના પુત્રનો શોક કરતાં કરતાં તે દિવસનો બાકીનો ભાગ અને મહાભયંકર આખી રાત્રિ માંડ માંડ વિતાવી.[૧૦] હે કુરુનાયક! વૃષ્ટિથી છંટાયેલું ધાન્ય જેમ અંકુરિત થાય, તેમ પિતાના અશ્રુપાતથી છંટાયેલો નાચિકેત બીજે દિવસે પ્રભાતમાં પુનઃ સજીવન થઈને દર્ભની શય્યા પર ચલનવલન કરવા લાગ્યો.[૧૧] તે સમયે નિદ્રામાંથી ઊઠેલા મનુષ્યની પેઠે મરણ પામીને પુનઃ સજીવન થયેલા અને દિવ્ય ચંદનથી ચર્ચિત શરીરવાળા પોતાના એ પુત્રને ઉદ્દાલકિએ પૂછ્યું કે,[૧૨] 'હે પુત્ર! તેં તારા પુણ્યકર્મથી પવિત્ર લોકોને જીત્યા છે ને? તું પુનઃ સજીવન થઈને અહીં આવ્યો તે બહુ સારું થયું છે. ખરેખર, તારું આ શરીર મનુષ્યનું નથી.' પોતાના મહાત્મા પિતાએ એ પ્રમાણે પૂછ્યું, એટલે (યમલોકના) સર્વ પદાર્થોને પ્રત્યક્ષ જોનારા નાચિકેતે યમલોકની સર્વ વાર્તા સર્વ મહર્ષિઓ વચ્ચે પોતાના પિતાની આગળ કહેવા માંડી:[૧૩,૧૪] 'હું આપની આજ્ઞાનું પાલન કરવા માટે સત્વર અહીંથી યમસભામાં ગયો. ત્યાં જઈને મેં જોયું તો તે સભા વિશાળ હતી, સુંદર પ્રભાવવાળી હતી, હજારો યોજનના વિસ્તારવાળી હતી અને સુવર્ણ સમાન કાંતિવાળી હતી.[૧૫] એ સભામાં મને આવતો જોઈ તુરત જ યમરાજાએ પોતાના સેવકને આજ્ઞા કરી કે, 'આ બ્રાહ્મણને આસન આપ.' તે પછી હું આસન ઉપર બેઠો; એટલે તેણે આપનું માન જાળવવા માટે અર્ઘ્ય આદિ પૂજાની સામગ્રીથી મારી પૂજા કરી.[૧૬] તે ઉપરાંત ત્યાંના સભાસદોએ પણ મને ચોતરફથી ઘેરી લીધો અને મારી પૂજા કરવા માંડી. એટલે મેં ધીમે રહીને યમરાજને કહ્યું કે, 'હે ધર્મરાજ! હું તમારા દેશમાં આવી પહોંચ્યો છું, માટે હું જે લોકમાં જવાને યોગ્ય હોઉં તે લોકમાં જવાની મને આજ્ઞા કરો.'[૧૭] તે સાંભળી યમરાજે મને કહ્યું: 'હે સૌમ્ય! તું મરણ પામ્યો નથી, તારા તપસ્વી પિતાએ માત્ર તને એમ જ કહ્યું છે કે, 'જા, તું યમનાં દર્શન કર.' હે બ્રાહ્મણ! તારા પિતા પ્રદીપ્ત અગ્નિ સમાન તેજસ્વી છે, માટે તેમની વાણીને કદી મિથ્યા કરી શકાતી નથી.[૧૮] હે તાત! તેં મારાં દર્શન કરી લીધાં છે, માટે હવે તું પાછો જા. તારા પિતા તારે માટે શોક કરે છે. તું મારો પ્રિય અતિથિ છે, માટે હું તને શું મનગમતું આપું? બોલ, તારી ઇચ્છામાં આવે તે વર તું માગી લે.' યમરાજે એ પ્રમાણે કહ્યું, એટલે મેં તેમની પાસે વર માગ્યો કે, 'જ્યાંથી કદી પાછું ફરી શકાતું નથી, એવા આ તમારા દેશમાં હું આવ્યો છું; છતાં તમે મને પાછો જવાનું કહો છો અને વર આપવાને યોગ્ય માનો છો, તો પુણ્યશાળી પુરુષોને જે

સમૃદ્ધિવાળા લોકો મળતા હોય તેમને જોવાની મને ઇચ્છા છે.[૧૯,૨૦] પછી હે દ્વિજેંદ્ર ! તે યમદેવે મને ઘોડાઓથી જોડેલા એક પ્રદીપ્ત વાહનમાં બેસાડ્યો અને મને પુણ્યશાળી પુરુષોને મળનારા સર્વ લોકો બતાવવા માંડ્યા.[૨૧] ત્યાં મહાત્મા પુરુષોને મળનારાં તેજસ્વી ભવનો મારા જોવામાં આવ્યાં. તેમની આકૃતિ અને રૂપ અનેક પ્રકારનાં હતાં અને તે સર્વ કેવળ રત્નમય હતાં. તેઓ ચંદ્રના મંડળ સમાન ઉજ્જ્વળ હતાં, ઘૂઘરીઓનાં ઝૂમખાંઓથી શોભતાં હતાં, અનેક પ્રકારના સેંકડો માળવાળાં હતાં અને તેમના અંદરના ભાગમાં જળાશયો તથા બાગબગીચાઓ જોવામાં આવતાં હતાં.[૨૨,૨૩] તેઓ વૈડૂર્યમણિ તથા સૂર્યની જેમ ઝગઝગી રહ્યાં હતાં અને તેઓ સોનારૂપાથી મઢેલાં હતાં. તેમનો વર્ણ બાલ સૂર્ય સમાન હતો અને તેમાંનાં કેટલાંક સ્થાવર હતાં તો કેટલાંક ચર હતાં.[૨૪] વળી તે ભવનોમાં ભાતભાતના ભક્ષણ કરવા યોગ્ય પદાર્થો અને ભોજન કરવા યોગ્ય પદાર્થો પણ હતા; તેમ જ ક્રીડા કરવાના પર્વતો, વસ્ત્રો, શયનો અને સર્વ ઇચ્છિત ફળ આપનારાં વૃક્ષો પણ હતાં.[૨૫] તે ઉપરાંત નદીઓ, લતામંડપો, સભાઓ, વાવો, નાની નાની તળાવડીઓ અને જોડીને તૈયાર રાખવામાં આવેલાં તથા ચાલતી વેળા ગર્જના કરનારાં હજારો વાહનો તે ભુવનોની આસપાસ દેખાતાં હતાં.[૨૬] ત્યાં દૂધના પ્રવાહને વહેનારી નદીઓ, પર્વતો, ઘી અને નિર્મળ પાણી પણ મેં જોયાં હતાં, આમ યમરાજની સંમતિથી મેં ત્યાં પૂર્વે કદી નહિ જોયેલા અનેક પ્રદેશોને જોયા.[૨૭] હવે આ સર્વને જોઈને મેં પુરાણકાળના મહાસમર્થ દેવ ધર્મરાજાને પૂછ્યું કે, 'આ જે દૂધની તથા ઘીની નદીઓ અખંડ પ્રવાહે અહીં વહી રહી છે, તે કોના ઉપભોગને માટે નિર્માણ થઈ છે ?'[૨૮] ત્યારે યમે કહ્યું : 'તું જાણ કે જે સત્પુરુષો ગોરસનું દાન કરે છે, તેમના ઉપભોગને માટે આ સર્વ નદીઓ નિર્માણ કરવામાં આવી છે. વળી જેઓ દાન કરવામાં તત્પર રહે છે, તેમને શોકરહિત સિદ્ધ પુરુષોથી વ્યાપ્ત એવા બીજા સનાતન લોકોની પ્રાપ્તિ થાય છે.[૨૯] હે બ્રાહ્મણ ! માત્ર ગાયોનું દાન કરવું, એ જ પ્રશંસાપાત્ર ગણાય છે એમ નથી; પણ જેને ગાયનું દાન કરવું હોય, તે પાત્રની, સમયની, જુદી જુદી ગાયની તથા દાનવિધિની પરીક્ષા કરીને જ ગાયનું દાન કરવું જોઈએ. વળી ગાયોના અન્યોન્ય તારતમ્યનો તથા દાનમાં અપાતી ગાયને અગ્નિથી કે સૂર્યથી દુઃખ તો નહિ થાય એ વિષયનો બરાબર વિચાર કરીને જ ગાયનું દાન કરવું જોઈએ.[૩૦] જે બ્રાહ્મણ સ્વાધ્યાય કરવામાં તત્પર રહેતો હોય, અત્યંત તપસ્વી હોય અને અગ્નિહોત્રી હોય, તે ગાયોનું દાન લેવા માટે પાત્ર ગણાય છે. વળી જે ગાયોને કોઈ સંકટમાંથી મુક્ત કરવામાં આવી હોય અથવા પોષણને માટે દરિદ્રને ઘેરથી પોતાને ત્યાં પહોંચાડવામાં આવી હોય, તે ગાયો દાનને માટે ઉત્તમ ગણાય છે.[૩૧] જે મનુષ્યને ત્રણ ગાયોનું દાન કરવાનો વિચાર હોય, તેણે પ્રથમ ત્રણ દિવસ જળ ઉપર રહીને ઉપવાસ કરવા, પૃથ્વી પર શયન કરવું અને જે ગાયોનું દાન કરવું હોય તે ગાયોને તથા જે બ્રાહ્મણોને ગાયોનું દાન કરવું હોય તે બ્રાહ્મણોને તૃપ્ત કરવા. પછી ચોથા દિવસથી આરંભી તેણે એક એક દિવસે માત્ર ગોરસ ઉપર રહીને એક એક ગાયનું બ્રાહ્મણને દાન કરવું; પરંતુ જે ગાયનું દાન કરવું હોય, તે ગાય ઉત્તમ વાછરડાવાળી, પ્રસન્ન અને સર્વ યોગ્ય ઉપચારો( સામગ્રીઓ )થી યુક્ત હોવી જોઈએ.[૩૨] જે પુરુષ શાંત સ્વભાવની ઉત્તમ વાછરડાવાળી અને નાસભાગ નહિ કરનારી એક

ગાયનું કાંસાના દોહનપાત્ર સાથે બ્રાહ્મણને દાન કરે છે, તે પુરુષ એ ગાયના શરીર ઉપર જેટલાં રુંવાંટાં હોય છે તેટલાં વર્ષો સુધી સ્વર્ગલોકમાં વસે છે.[૩૩] વળી જે પુરુષ સારી રીતે પલોટાયેલા, ગાડાની ઝૂંસરીને વહન કરી શકે તેવા બળવાન, તરુણ, આખા કુળને આજીવિકાના સાધનભૂત અને વીર્યવાન એક બળદનું બ્રાહ્મણને દાન કરે છે, તે પુરુષ પણ ગાયનું દાન કરનારને પ્રાપ્ત થનારા લોકોને જ પામે છે.[૩૪] વિદ્વાનો કહે છે કે, જે બ્રાહ્મણ ગાયો ઉપર ક્ષમા ધરાવનારો હોય છે, ગાયોને શરણ આપનારો હોય છે, કૃતજ્ઞ હોય છે અને આજીવિકાને માટે દુઃખી થતો હોય છે, તે બ્રાહ્મણ ગોદાનને માટે પાત્ર ગણાય છે; પણ જ્યારે કોઈ વૃદ્ધ બ્રાહ્મણનું પોષણ કરવા માટે, રોગીને માટે, દુષ્કાળને પ્રસંગે, યજ્ઞાદિને માટે, યજ્ઞનિમિત્ત ખેતીવાડીને માટે, હોમસાધન હવિષ આદિને માટે, પુત્રાદિના જન્મનિમિત્તના હર્ષપ્રસંગે, ગુરુને માટે અથવા કોઈ બાળકના પોષણને માટે ગાયનું દાન કરવું હોય ત્યારે દેશની કે કાળની યોગ્યતા જોવાની કંઈ આવશ્યકતા હોતી નથી. ત્યારે તો તે ગાયો પુષ્કળ દૂધ આપનારી હોવી જોઈએ, શાંત આદિ ગુણોથી જણાયેલી હોવી જોઈએ, ધન આદિ આપીને મેળવેલી હોવી જોઈએ, ખાસ જ્ઞાનપૂર્વક સંપાદન કરેલી હોવી જોઈએ, પ્રાણના બદલામાં ખરીદેલી હોવી જોઈએ, વિવાહાદિ પ્રસંગે પહેરામણીમાં મળેલી હોવી જોઈએ અથવા યુદ્ધાદિમાં જીતેલી હોવી જોઈએ.[૩૫,૩૬]

નાચિકેત બોલ્યો : યમરાજનું એ વચન સાંભળીને મેં તેમને પુનઃ પ્રશ્ન કર્યો કે, જે દાતાઓએ ગોદાન કર્યું ન હોય તે (બીજી કોઈ વસ્તુના) દાતાઓને ગોદાનથી પ્રાપ્ત થનારા લોક કેવી રીતે પ્રાપ્ત થાય છે?[૩૭] ત્યારે મારા એ પ્રશ્નનો બુદ્ધિમાન યમરાજાએ આ ઉત્તર આપ્યો અને ગોદાનથી પ્રાપ્ત થનારી શ્રેષ્ઠ ગતિ મને કહેવા માંડી : 'કેટલાએક દાતાઓએ ગાયનું દાન આપ્યું હોતું નથી, છતાં તેઓ ગોદાન આપનારા ગણાય છે અને તેમને ગોદાન સમાન પુણ્ય પ્રાપ્ત થાય છે, તેમના સંબંધમાં હું તને કહું છું તે સાંભળ.[૩૮] જે પુરુષ ગાયના અભાવે નિયમિત વ્રતને ધારણ કરીને એક ઘીની ગાય આપે છે, તે પુરુષને આ ઘીની નદીઓ પુત્ર ઉપર પ્રેમ રાખનારી માતાઓની પેઠે પુષ્કળ ઘી અર્પણ કરે છે.[૩૯] પરંતુ ઘી પણ ન મળે, ત્યારે જે પુરુષ નિયમપૂર્વક વ્રત પાળીને એક તિલધેનુનું દાન કરે છે, તે પુરુષને એ તિલધેનુ સંકટમાંથી તારે છે અને અહીં પરલોકમાં આ દૂધની નદી ઉપર તે આનંદ કરે છે.[૪૦] હવે જો તલ પણ ન મળે, તો જે પુરુષ નિયમિત વ્રતપાલનપૂર્વક જલધેનુનું દાન કરે છે, તે પુરુષને સર્વ ઇચ્છિત મનોરથોને પૂરા પાડનારી આ શીતલ નદી (ઉપભોગ માટે) પ્રાપ્ત થાય છે.[૪૧] હે અસ્ખલિત શક્તિવાળા પિતા! ધર્મરાજે પૂર્વોક્ત એ સર્વ લોક મને બતાવ્યા તે જોઈને હું પરમ હર્ષ પામ્યો.[૪૨] હે તાત! તમને પ્રિય એવો આ સર્વ વૃત્તાંત હું તમને નિવેદન કરું છું કે, આ ગોદાનરૂપી યજ્ઞ મહાન ફળને આપનારો છે; તે માત્ર અલ્પ ધનના વ્યયથી પ્રચાર પામી શકે તેવો છે. આ યજ્ઞ મેં જ જગતમાં પ્રથમ ઉત્પન્ન કરેલો હોઈ ને વેદવિધિથી પ્રવૃત્ત થયેલો ગણાશે.[૪૩] હે મહાત્મન્! આપે મને શાપ આપ્યો હતો, પરંતુ તે તો મારા પર અનુગ્રહકર્તા જ થઈ પડ્યો છે; કેમ કે તે શાપને લીધે જ મને યમરાજાનાં દર્શન થયાં અને દાનનાં પ્રત્યક્ષ ફળ મારા જોવામાં આવ્યાં. હવે હું સર્વ સંદેહોથી મુક્ત એવા એ દાનધર્મનું આચરણ કરીશ.[૪૪] હે મહર્ષિ! એ ધર્મરાજાએ અત્યંત

પ્રસન્ન થઈને મને વારંવાર આ પ્રમાણે જ કહ્યું છે કે, 'તું નિરંતર દાન કરવામાં તત્પર રહેજે. તેમાં પણ વિશેષે કરીને તારે ગોદાન જ કર્યા કરવું; કેમ કે એ ગોદાનરૂપ અર્થ જ સર્વ કરતાં શુદ્ધ છે. વળી તારે તારા ધર્મનું કદી અપમાન કરવું નહિ અને દેશકાળથી યોગ્ય એવા કોઈ સુપાત્રને જ તારે દાન આપવું. આમ તું નિત્ય ગાયોનું જ દાન કરજે અને આ ગોદાનના સંબંધમાં તું કોઈ પ્રકારનો સંશય કરીશ નહિ;[૪૫,૪૬] કેમ કે પ્રાચીનકાળમાં પણ જેઓ શાંતમૂર્તિ ગણાતા હતા, તેમણે પણ આ દાનમાર્ગનો આશ્રય કરીને નિત્ય ગાયોનાં જ દાન કર્યાં હતાં. જેઓ ઉગ્ર તપશ્ચર્યા કરનારા હતા તેમણે પણ શંકા રાખ્યા વિના પોતાની શક્તિ પ્રમાણે દાનો જ આપ્યાં હતાં. વળી તે શુદ્ધાત્મા, શ્રદ્ધાળુ, અને પુણ્યશીલ પુરુષોએ ઈર્ષારૂપ દોષનો ત્યાગ કરીને યથાયોગ્ય સમયે યથાશક્તિ ગાયોનાં દાન કર્યાં હતાં, તેથી જ તે પુણ્યશાળીઓ સ્વર્ગલોકમાં રહેલા આ દિવ્ય લોકને પામીને પોતાના તેજથી પ્રકાશી રહ્યા છે. ન્યાયથી મેળવેલી ગાયનું જ દાન કરવું જોઈએ. એ ગોદાન બ્રાહ્મણોને જ આપવું જોઈએ અને તેમાં પણ કોઈ સુપાત્ર બ્રાહ્મણને, પરીક્ષા કરીને જ આપવું જોઈએ. વિશેષે કરીને કામ્ય અષ્ટમીને દિવસે ગોદાન કરવું અને તે દિવસની પહેલાંના દશ દિવસો સુધી ગોરસનું ભક્ષણ કરીને અથવા ગાયના છાણનું કે મૂત્રનું પ્રાશન કરીને રહેવું જોઈએ. કોઈ એક પુરુષ બળદનું દાન કરે છે, તો તેને દેવોમાં વ્રતો કર્યાનું પુણ્ય પ્રાપ્ત થાય છે. તે જો બે ગાયોનું દાન કરે છે તો તેને વેદાધ્યયન કર્યાનું પુણ્ય પ્રાપ્ત થાય છે. તે જો બળદથી જોડેલા એક ગાડાનું દાન કરે છે, તો તેને તીર્થાટન કર્યા જેટલું પુણ્ય પ્રાપ્ત થાય છે અને તે જો એક કપિલા ગાયનું દાન કરે છે, તો તે સર્વ પાપોમાંથી મુક્ત થાય છે.[૪૭-૫૦] જે પુરુષ ન્યાયથી સંપાદન કરેલી એક કપિલા ગાયનું દાન કરે છે, તે હરકોઈ પાપથી મુક્ત થાય છે. આ જગતમાં ગાયોના દૂધ કરતાં બીજું કંઈ પણ ઉત્તમ નથી. એટલા માટે જ વિદ્વાનો ગોદાનની મહત્તા વર્ણવે છે.[૫૧] ગાયો સર્વ લોકોને તારે છે, ગાયો અમૃત તુલ્ય દૂધને આપે છે અને ગાયો લોકમાં અન્નને ઉત્પન્ન કરે છે. આમ જાણતાં છતાં જે પાપી પુરુષ ગાયો ઉપર સ્નેહલાગણી ધરાવતો નથી, તે અવશ્ય નરકમાં જાય છે.[૫૨] જે પુરુષો ઉત્તમ વાછરડાવાળી હજાર, સો, દશ, પાંચ અથવા એક ગાય પણ કોઈ સુપાત્ર બ્રાહ્મણને દાનમાં આપે છે, તેમને એ ગાય પરલોકમાં પવિત્ર તીર્થવાળી એક નદીરૂપ થઈ પડે છે.[૫૩] ગાયો સૂર્યનાં કિરણોની પેઠે પૃથ્વી પર સર્વને ઐશ્વર્ય આપે છે, પુષ્ટ બનાવે છે અને સર્વ જગતનું રક્ષણ કરે છે. વળી ગાયવાચક અને સૂર્યવાચક (ગો)શબ્દ પણ એક જ છે અને તે એક જ શબ્દવાચ્ય (સૂર્ય અને ગાય–એ) બન્ને પદાર્થો જગતનો અભ્યુદય કરે છે તથા સર્વને ભોગવૈભવો અર્પણ કરે છે. માટે ગાયનું દાન કરનારો પુરુષ સૂર્ય સમાન થઈને પ્રકાશે છે.[૫૪] કોઈ એક શિષ્યને ગોદાન કરવાનો વિચાર થાય, તો તેણે પોતાના ગુરુને ગોદાન કરવું; કેમ કે પોતાના ગુરુને ગોદાન આપનારો શિષ્ય અવશ્ય સ્વર્ગમાં જ જાય છે. વળી ગોદાનના વિધિને જાણનારા પુરુષોએ આને જ મહાન ધર્મ માન્યો છે; કેમ કે ગુરુને ગોદાન કરવું આદિ બાહ્યવિધિઓ ગુરુના આરાધનરૂપ આદ્યવિધિને ઉપકારક થઈ પડે છે.[૫૫] તું પણ ન્યાયપૂર્વક ગાય મેળવીને જ આ ગોદાન કરજે. તું સુપાત્ર બ્રાહ્મણોને જ ગોદાન આપજે. વળી ગાયને આહાર આદિ મળશે કે નહિ, એની પરીક્ષા કર્યા પછી જ તું ગોદાન કરજે. તું એક પુણ્યશાળી પુરુષ

છે અને આ ગોદાનધર્મ તારાથી જ પ્રથમ પ્રસરશે માટે તારા સબંધમાં દેવો, મનુષ્યો અને અમે પોતે પણ મોટી આશા રાખીએ છીએ [૫૬] હે બ્રહ્મર્ષિ! એમ કહીને યમરાજાએ મને આજ્ઞા આપી, એટલે તે ધર્માત્મા ધર્મરાજને મસ્તકથી પ્રણામ કરી હું આપના ચરણમા પાછો આવ્યો [૫૭]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાન્તર્ગત દાનધર્મપર્વમા યમનુ વાક્ય નામનો અધ્યાય ૭૧ મો સમાપ્ત

## અધ્યાય ૭૨ મો

### બ્રહ્મદેવ અને ઇન્દ્રનો સંવાદ—ગોદાનમાહાત્મ્ય

॥ युधिष्ठिर उवाच ॥

उक्तं ते गोप्रदानं वै नाचिकेतमृषिं प्रति ।
माहात्म्यमपि चैवोक्तमुद्देशेन गवां प्रभो ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા હે સમર્થ પિતામહ! તમે ગાયોના દાન વિષે કહ્યુ અને ગાયોને ઉદ્દેશીને ઋષિ નાચિકેત પ્રત્યે કહેવામા આવેલુ ગોદાન માહાત્મ્ય પણ મને કહ્યુ [૧] વળી હે મહાબુદ્ધિમાન પિતામહ! મહાત્મા નૃગરાજાએ બ્રાહ્મણદ્રવ્યનુ હરણ કરવારૂપ એક જ અપરાધ કરીને મહાન દુ ખ અનુભવ્યુ [૨] પછી તે કાચડો થઈને એક વાવમા પડ્યો હવે જ્યારે દ્વારકાનગરી વસી, ત્યારે શ્રીકૃષ્ણે વાવમાથી તેને બહાર કાઢ્યો અને અધમ યોનિમાથી તેનો મોક્ષ કર્યો આ વાત પણ મે તમારી પાસેથી સાભળી [૩] તોપણ હે પ્રભુ! ગોલોકના સબધમા મને સદેહ રહે છે, માટે ગાયોનુ દાન કરનારાઓ જે લોકમા નિવાસ કરે છે તે, વિષે યથાર્થ રીતે સાભળવાની મને ઇચ્છા છે [૪]

ભીષ્મ બોલ્યા આ વિષયમા પણ એક પ્રાચીન ઇતિહાસનુ ઉદાહરણ આપવામા આવે છે તેમા એક સમયે ઇંદ્રે બ્રહ્મદેવને આવો જ પ્રશ્ન પૂછ્યો હતો [૫]

ઇંદ્ર બોલ્યો ગોલોકમાં નિવાસ કરનારા પુરુષો પોતાની કાન્તિથી સ્વર્ગલોકમાં વસનારાઓની લક્ષ્મીનો પણ પરાભવ કરીને જતા જોવામા આવે છે, આથી મને આ સશય થાય છે [૬] હે ભગવન્! જેમા ગાયોનુ દાન કરનારા પુરુષો નિવાસ કરે છે, તે ગાયોના લોક કેવા હોય છે? હે નિર્દોષ દેવ! આ જાણવાની મને ઇચ્છા છે, [૭] તે ગાયોના લોક કેવા હોય છે? ત્યા કયુ ફળ પ્રાપ્ત થાય છે અને ત્યાં તેનો મહાન ગુણ કયો હોય છે? ગાયોનુ દાન કરનારા પુરુષો સતાપથી મુક્ત થઈને તે લોકમા કેવી રીતે જઈ શકે છે? [૮] વળી ગાયોનુ દાન કરનારો પુરુષ કેટલા કાળ સુધી એ ગોલોકરૂપ ફળને પામે છે? તેમ જ ગાયોનુ અનેક પ્રકારે દાન કેવી રીતે થાય અને અલ્પ પ્રકારે દાન કેવી રીતે થાય? [૯] વળી પુષ્કળ ગાયોનુ દાન કરવાથી કેવુ ફળ મળે? અથવા થોડી ગાયોનુ દાન કરવાથી કેવુ ફળ મળે? ગાયોનુ દાન ન આપ્યા છતા પુરુષો કયા ગુણથી ગોદાન આપનારા ગણાય છે, તે મને કહો [૧૦] હે ઈશ્વર! એક પુરુષ પુષ્કળ દાન આપનારો હોય, છતા તે કયા દોષને લીધે અલ્પદાન આપનારા સમાન ગણાય છે? તેમ જ એક પુરુષ અલ્પદાન આપનારો હોય, છતા કયા ગુણને લીધે તે પુષ્કળ દાન આપનારો ગણાય છે? [૧૧] હે ભગવન્! ગાયનુ દાન આપતી વેળા કેવી દક્ષિણા શ્રેષ્ઠ ગણાય છે, એ વિષે તમે મને યથાર્થ રીતે કહેવાને યોગ્ય છો [૧૨]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાન્તર્ગત દાનધર્મપર્વમા ગોદાનમાહાત્મ્ય નામનો અધ્યાય ૭૨ મો સમાપ્ત

# अध्याय ७३ मो
## બ્રહ્મદેવ અને ઇંદ્રનો સંવાદ–ગોદાનથી પ્રાપ્ત થનારા દિવ્ય લોક

॥ पितामह उवाच ॥

योऽयं प्रश्नस्त्वया पृष्टो गोप्रदानादिकारितः। नास्ति प्रष्टाऽस्ति लोकेऽस्मिँस्त्वत्तोऽन्यो हि शतक्रतो ॥ १ ॥

બ્રહ્મદેવ બોલ્યા : હે ઇંદ્ર! ગોદાન આદિના સંબંધમાં તેં મને આ જે પ્રશ્ન પૂછયો છે, તે પ્રશ્ન પૂછનાર તારા વિના બીજો કોઈ પણ આ જગતમાં નથી.[૧] હે શક્ર! આ જગતમાં તેવા અનેક લોક છે કે જેમને તું જોઈ શકતો નથી. માત્ર હું એકલો તે લોકોને જોઈ શકું છું અને પતિવ્રત પાળનારી સ્ત્રીઓ તે લોકને જોઈ શકે છે.[૨] સુવ્રતી ઋષિઓ અને પવિત્ર બુદ્ધિવાળા બ્રાહ્મણો પોતાનાં ઉત્તમ કર્મને લીધે સદેહે તે લોકમાં જાય છે.[૩] વળી આ જગતમાં સુવ્રતવાન યોગીઓ પણ મનની નિર્મળતાને લીધે સમાધિદશામાં તથા મરણ પછી તે સ્વપ્ન સમાન લોકોનો સાક્ષાત્કાર કરે છે.[૪] હે હજાર નેત્રોવાળા ઇંદ્ર! તે લોકો કેવા પ્રકારના ગુણવાળા હોય છે, તે વિષે હું તને કહું છું તે સાંભળ. તે લોકમાં કાળ, જરા કે અગ્નિનો સંચાર પણ નથી.[૫] વળી ત્યાં કંઈ અશુભ નથી, કોઈ જાતના રોગ નથી, લેશમાત્ર પરિશ્રમ નથી. હે ઇંદ્ર! તે લોકમાં ગાયો જે જે પદાર્થની મનમાં ઇચ્છા કરે છે તે સર્વને પામે છે, એ મેં પ્રત્યક્ષ જોયું છે. ત્યાં નિવાસ કરનારી ગાયો પોતાની ઇચ્છાનુસાર ગમન કરે છે, પોતાની ઇચ્છાનુસાર વિહાર કરે છે અને પોતાની ઇચ્છા થતાંની સાથે જ સર્વ ઇષ્ટ વૈભવોનો ઉપભોગ કરે છે.[૬,૭] વાવો, તળાવો, નદીઓ, અનેક પ્રકારનાં વનો, ઘરો, પર્વતો અને બીજા જે સુંદર પદાર્થો પ્રાણીમાત્રના મનને હરણ કરનારા હોય છે, તે સર્વે એ લોકમાં જોવામાં આવે છે. વિશાળતામાં પણ એ લોકના જેવો બીજો એક પણ લોક નથી.[૮,૯] હે શક્ર! સર્વને સહન કરનારા, ક્ષમાશીલ, સર્વના પર પ્રેમ રાખનારા, ગુરુને અનુસરનારા અને અહંકારથી રહિત એવા નરોત્તમો એ દિવ્યલોકમાં જાય છે.[૧૦] વળી જે મનુષ્ય કોઈ પ્રકારના માંસનું ભક્ષણ કરતો નથી, શુદ્ધ ચિત્તવાળો હોય છે, ધર્મશીલ હોય છે, માતાપિતાની ભક્તિ કરનારો હોય છે, સત્યવાદી હોય છે, બ્રાહ્મણોની સેવા કરનારો હોય છે, નિંદાને અયોગ્ય હોય છે, ક્રોધરહિત હોય છે; ગાયો, બ્રાહ્મણો, તથા ધર્મ ઉપર પ્રીતિ રાખનારો હોય છે, ગુરુની સેવા કરનારો હોય છે, જીવન પર્યંત સત્યવ્રતનું પાલન કરનારો હોય છે, દાનધર્મમાં આસક્ત રહેનારો હોય છે, કોઈનો અપરાધ હોય છતાં તેના પર ક્ષમા કરનારો હોય છે, કોમળ સ્વભાવનો હોય છે, જિતેંદ્રિય હોય છે, દેવભક્તિપરાયણ હોય છે, સર્વ અતિથિઓનો સત્કાર કરનારો હોય છે અને દયાળુ હોય છે, તે ગુણવાન મનુષ્ય ગાયોના સનાતન અને અવિનાશી લોકમાં જાય છે.[૧૧–૧૩] પરંતુ પરસ્ત્રી સાથે વ્યભિચાર કરનારો, ગુરુની હત્યા કરનારો, વ્યર્થ પ્રલાપ કરનારો, સદાય વાદવિવાદ કરનારો, બ્રાહ્મણો પર વૈરભાવ રાખનારો અને આ સર્વ દોષોથી યુક્ત એવો દુરાત્મા પુરુષ તે લોકને જોવા પણ પામતો નથી.[૧૪] વળી મિત્રોનો દ્રોહ કરનારો, બીજાઓને ઠગનારો, કૃતઘ્ની, શઠ, કુટિલ, ધર્મનો દ્વેષ કરનારો અને બ્રહ્મહત્યારો પુરુષ પુણ્યશાળીઓના નિવાસસ્થાનરૂપ એ ગોલોકને મનથી પણ જોઈ શકતો નથી.[૧૫] હે દેવોના ઈશ્વર! ગોલોકના સંબંધની આ સર્વ વાત મેં તને સારી રીતે કહી. હવે હે શતક્રતુ! ગાયોનું દાન કરવામાં આસક્ત રહેનારા પુરુષોને જે ફળ પ્રાપ્ત થાય છે, તેનું તું શ્રવણ કર.[૧૬] જે પુરુષ પોતાના બાપદાદાઓથી મળેલા

ધનમાંથી ગાયોને ખરીદીને દાનમાં આપે છે, તે પુરુષ ધર્મ વડે મેળવેલા અને પોતાના ધન વડે ખરીદેલા અક્ષયલોકને પામે છે.[૧૭] હે શક્ર! જે પુરુષ જુગારમાં ધન જીતીને તે ધનથી વેચાતી લીધેલી ગાયોનું દાન કરે છે, તે પુરુષ દેવતાઓનાં દશ હજાર વર્ષ સુધી ગોદાનનું ફળ ભોગવે છે.[૧૮] પોતાના બાપદાદાની મિલકતમાંથી જે ગાયો ખરીદવામાં આવે છે તે ન્યાયપૂર્વક સંપાદન કરેલી ગણાય છે, માટે તેવી ગાયોનું જ દાન આપવું જોઈએ; કેમ કે તેવી ગાયોનું દાન આપનારા પુરષોને અવિનાશી લોકની પ્રાપ્તિ થાય છે.[૧૯] હે શચીપતિ! જે બ્રાહ્મણ ગાયનો પ્રતિગ્રહ કરીને શુદ્ધ અંતઃકરણપૂર્વક તે ગાયનું દાન કરે છે, તેને પણ અવિનાશી અક્ષયલોકની પ્રાપ્તિ થાય છે, એમ તારે જાણવું.[૨૦] જે પુરુષ જન્મથી આરંભીને સત્ય વચન બોલે છે. ઇંદ્રિયોને વશ રાખે છે, ગુરુના તથા બ્રાહ્મણોના અપરાધ સહન કરે છે અને ક્ષમાશીલ હોય છે, તે પુરુષને ગાયોનું દાન કર્યા જેવી જ ગતિ પ્રાપ્ત થાય છે.[૨૧] હે શચીપતિ! બ્રાહ્મણને કદી નહિ કહેવા જેવું વચન કહેવું નહિ અને ગાયોનો કદી મનથી પણ દ્રોહ કરવો નહિ. ગાયો સમાન વૃત્તિ ધારણ કરવી (અર્થાત્ ગાયો જેમ બીજા દિવસના ખોરાકને માટે કંઈ વિચાર કરતી નથી, તેમ મનુષ્યે પણ આવતી કાલનો કંઈ વિચાર કરવો નહિ—ધાન્યાદિનો સંગ્રહ કરવામાં તત્પર રહેવું નહિ) અને પોતાને ત્યાં રાખેલી ગાયોની ઘાસ વગેરેથી સંભાળ રાખવી.[૨૨] હવે હે ઇંદ્ર! જે પુરુષ સત્યધર્મમાં પરાયણ રહે છે તેને જે ફળ પ્રાપ્ત થાય છે તેનું તું શ્રવણ કર. તેવો પુરુષ માત્ર એક ગાયનું દાન કરે છે, તોપણ તેને એક હજાર ગાયોનું દાન કર્યા જેટલું પુણ્ય મળે છે. જે ક્ષત્રિયમાં તેવા પ્રકારના જ ગુણો હોય તેને પણ તેના જેવું જ ફળ મળે છે. તાત્પર્ય કે, તેવા ક્ષત્રિયને પણ બ્રાહ્મણે આપેલી એક ગાયનું જે પુણ્ય પ્રાપ્ત થાય છે તે જ પુણ્ય મળે છે, આવો શાસ્ત્રમાં નિશ્ચય કરવામાં આવ્યો છે.[૨૩,૨૪] હવે વૈશ્યમાં પણ જો તેવા પ્રકારના જ ગુણો હોય અને તે ગુણવાન વૈશ્ય માત્ર એક જ ગાયનું દાન કરે, તો તેને પાંચસો ગાયનું દાન કર્યાનું પુણ્ય મળે છે, તેમ જ વિનયશીલ એક શૂદ્ર પણ તેવા ગુણોવાળો હોઈને માત્ર એક જ ગાયનું દાન કરે છે, તો તેને અઢીસો ગાયોનું દાન કર્યાનું પુણ્ય મળે છે.[૨૫] જે પુરુષ નિત્ય ધર્માચરણ કરે છે, સત્ય બોલવામાં તત્પર રહે છે, ગુરુની સેવા કરવામાં પ્રીતિ રાખે છે, પોતાનાં કર્મો કરવામાં કુશળ હોય છે, ક્ષમાશીલ હોય છે, દેવતાઓની ભક્તિ કરે છે, અત્યંત શાંત હોય છે, પવિત્ર હોય છે, જ્ઞાની હોય છે, ધર્મશીલ હોય છે અને અહંકારરહિત વાણી બોલે છે, તે પુરુષ એક દૂઝણી ગાયનું દાનવિધિપૂર્વક બ્રાહ્મણને દાન કરવાના મહાન ફળને સંપાદન કરે છે. વળી નિત્ય એક વખત ભોજન કરનારો, સદાય સત્યમાં સ્થિર રહેનારો અને ગુરુસેવામાં પરાયણ રહેનારો પણ નિત્ય ગોદાન કરવામાં તત્પર રહે.[૨૬,૨૭] હે શક્ર! જે પુરુષ વેદાધ્યયન કરનારો હોય છે, ગાયો પર ભક્તિ રાખે છે, નિત્ય ગાયોનું દાન કરીને પ્રસન્ન રહે છે અને જન્મથી આરંભીને ગાયોને નમન કરે છે, તે પુરુષને જે ફળ પ્રાપ્ત થાય છે તેનું તું શ્રવણ કર.[૨૮] રાજસૂય યજ્ઞ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે અને પુષ્કળ સુવર્ણની દક્ષિણાવાળા યજ્ઞો કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે જ ફળ એવા પુરુષને પ્રાપ્ત થાય છે, એમ સર્વ સત્પુરુષો, ઋષિઓ અને સિદ્ધો કહે છે.[૨૯] વળી નિત્ય સત્ય ભાષણ બોલનારો અને સત્ય વર્તન કરનારો જે પુરુષ પોતાના પ્રથમ ભોજનમાંથી કંઈ પણ ભક્ષણ કર્યા વિના પહેલાં ગાયને ભોજન આપે છે, તે પુરુષ ગાયનું વ્રત

કરનારો કહેવાય છે. તેવો શાંત અને ઉદાર પુરુષ જો એક વર્ષ પર્યંત તે વ્રતનું પાલન કરે છે, તો તેને એક હજાર ગાયોનું દાન કર્યા જેટલું પુણ્ય મળે છે.[૩૦] જે પુરુષ એક વખત ભોજન કરે છે અને બીજા વખતનું ભોજન ગાયોને આપી દે છે, તે પુરુષ પણ ગાયોનું વ્રત કરનારો હોઈને ગાયો પર દયા કરનારો ગણાય છે, માટે તેવા પુરુષને દશ વર્ષ સુધી અનંત ફળ મળે છે.[૩૧] જે પુરુષ એક વખત ભોજન કરે છે અને બીજી વખતના પોતાના ભોજનખર્ચમાંથી એક ગાય ખરીદીને તેનું દાન કરી દે છે, તે પુરુષને તો તે ગાયના શરીર ઉપર જેટલાં રુવાંટાં હોય છે તેટલી ગાયોના દાનનું અવિનાશી ફળ પ્રાપ્ત થાય છે. આ ફળ તો બ્રાહ્મણના સંબંધમાં કહ્યું; પણ ક્ષત્રિયને કેટલું ફળ મળે છે તે વિષે તું સાંભળ.[૩૨,૩૩] ક્ષત્રિયને પાંચ વર્ષ સુધી તેટલું ફળ મળે છે, વૈશ્યને અઢી વર્ષ સુધી તેવું ફળ મળે છે અને શૂદ્રને સવા વર્ષ સુધી તેવું ફળ મળે છે.[૩૪] જે પુરુષ પોતે વેચાઈને તેમાંથી મળેલા ધનથી ગાયો ખરીદીને દાનમાં આપે છે, તે પુરુષ આ બ્રહ્માંડમાં જેટલા કાળ પર્યંત ગાયની જાતિ રહે છે તેટલા કાળ પર્યંત ગોદાનનું ફળ મેળવે છે.[૩૫] હે મહા ભાગ્યશાળી ઇંદ્ર! જે પુરુષ પોતે વેચાઈને ગાયનું દાન કરે છે, તેને ગાયનાં પ્રત્યેક રુવાટાંમાં જે જે અક્ષયલોક રહેલા છે, તે સર્વ પ્રાપ્ત થાય છે, તેમ જ હે કૌશિક! જે પુરુષ યુદ્ધમાં ગાયો મેળવીને તેમનું દાન કરી દે છે, તે પુરુષને પણ પોને વેચાઈને ગાયનું દાન કરનારાના જેવા અવિનાશી લોક પ્રાપ્ત થાય છે.[૩૬] જે પુરુષ ગાયોને અભાવે નિયમપૂર્વક વ્રત પાળીને એક તિલધેનુનું દાન કરે છે, તે પુરુષ એ ગાય દ્વારા સર્વ સંકટમાંથી મુક્ત થાય છે અને પરલોકમાં દૂધની નદી ઉપર આનંદ કરે છે.[૩૭] ગાયોનું કેવળ દાન કરવું એ જ પ્રશંસાપાત્ર ગણાય છે એમ નથી; પણ ગાયનું દાન કરતી વેળા ઉત્તમ પાત્રનો, ઉત્તમ કાળનો, ઉત્તમ ગાયનો તથા સંપૂર્ણ દાનવિધિનો અવશ્ય વિચાર કરવો જોઈએ. વળી કાળનું જ્ઞાન, ગાયોનું તારતમ્ય અને ગાયને અગ્નિ કે સૂર્ય તરફનું દુઃખ તો નહિ થાય, એ વિષે જાણવાની પણ આવશ્યકતા રહે જ છે.[૩૮] જે બ્રાહ્મણ સ્વાધ્યાયનિષ્ઠ હોય, ઉત્તમ કુળનો હોય, શાંત સ્વભાવનો હોય, અગ્નિહોત્રી હોય, પાપથી ડરનારો હોય, સંપૂર્ણ જ્ઞાતા હોય, ગાયો ઉપર ક્ષમા રાખનારો હોય, અત્યંત કોમળ પ્રકૃતિનો હોય, શરણે આવેલાનું રક્ષણ કરનારો હોય અને આજીવિકાને માટે દુઃખી થતો હોય, તે બ્રાહ્મણને વિદ્વાનો પાત્ર કહે છે.[૩૯] આજીવિકાને માટે અત્યંત દુઃખી થઈ રહેલાને, યજ્ઞાદિનિમિત્તે ખેતીવાડી માટે, યજ્ઞનિમિત્ત હોમસાધનને માટે, પુત્રાદિના જન્મનિમિત્તના હર્ષપ્રસંગે, ગુરુને માટે અથવા બાળકના પોષણને માટે દેશકાળનો વિચાર કર્યા વિના જ ગાયનું દાન કરી દેવું.[૪૦] પરંતુ જે ગાયોનું દાન કરવાનું હોય, તે ગાયો દૂઝણી હોવી જોઈએ, શાંત સ્વભાવવાળી હોવી જોઈએ અને ધન, જ્ઞાન, પ્રાણ, બળ અથવા વિવાહાદિ પ્રસંગથી મેળવેલી હોવી જોઈએ, અથવા તે કોઈ સંકટમાંથી છોડાવેલી હોવી જોઈએ કે કેવળ પોતાના પોષણને માટે આવેલી હોવી જોઈએ; કેમ કે આટલા રસ્તે મેળવેલી ગાયો દાનમાં ઉત્તમ ગણાય છે.[૪૧] જે ગાયો બળસંપન્ન હોય, શાંત સ્વભાવની હોય અને સુગંધીદાર શરીરવાળી હોય, તે ગાયોને વિદ્વાનો વખાણે છે; પરંતુ સર્વ નદીઓમાં જેમ ગંગા શ્રેષ્ઠ છે, તેમ સર્વ ગાયોમાં કપિલાગાય શ્રેષ્ઠ છે.[૪૨] જેમને ગાયનું દાન કરવાનો વિચાર હોય, તેમણે દાન કરવા માટે નિશ્ચય કરેલા દિવસ પહેલાં ત્રણ દિવસ સુધી કેવળ જળ ઉપર રહીને ઉપવાસ

કરવા અને દાનમાં આપવા ધારેલી ગાયોને તૃપ્ત કરવી. પછી તેણે બ્રાહ્મણોને પણ તૃપ્ત કરવા અને દૂધનું પાન કરનારા પુષ્ટ વાછરડા સાથે તેમ જ દોહવાનું પાત્ર વગેરે સર્વ સામગ્રીઓ સાથે તે ગાયનું દાન કરવું. આમ દાન કર્યા પછી પણ તેણે ત્રણ દિવસ સુધી કેવળ ગોરસ ઉપર જ રહેવું. જે પુરુષ ઉત્તમ આચરણવાળી, સારી રીતે દોહવા દેનારી, સુંદર વાછરડાવાળી અને નાસભાગ નહિ કરનારી માત્ર એક જ ગાયનું દાન કરે છે, તે પુરુષ એ ગાયના શરીર ઉપર જેટલાં રુવાંટાં હોય છે તેટલાં વર્ષો પર્યંત પરલોકમાં આનંદ કરે છે. તેમ જ જે પુરુષ ઝૂંસરીને વહન કરી શકે તેવા, તરુણ, બળવાન, પલોટાયેલા, હળને ખેંચી શકે તેવા અને પુષ્કળ વીર્યવાળા એક બળદનું બ્રાહ્મણને દાન કરે છે, તે પુરુષને દશ ગાયોનું દાન કરનારા લોક મળે છે.[૪૩-૪૫] હવે હે કૌશિક! જે પુરુષ અરણ્યમાં બ્રાહ્મણોની તથા ગાયોની રક્ષા કરે છે, તે પુરુષ એક ક્ષણવારમાં સર્વ પાપોથી મુક્ત થાય છે. તેને જે પુણ્યફળ પ્રાપ્ત થાય છે તે હું તને કહું છું, સાંભળ.[૪૬] હે ઇંદ્ર! તે પુરુષને એક અશ્વમેધયજ્ઞ કર્યા જેટલું અવિનાશી ફળ પ્રાપ્ત થાય છે. વળી મૃત્યુસમયે તે જે વૃત્તિની આકાંક્ષા કરે છે અને હૃદયમાં અનેક પ્રકારના જે જે દિવ્ય લોકોનું ચિંતન કરે છે, તે સર્વને એ મનુષ્ય પોતાના પુણ્યકર્મના પ્રભાવથી પામે છે.[૪૭,૪૮] તેવો પુરુષ ગાયોની અનુજ્ઞાને લીધે સર્વત્ર પૂજાય છે. વળી હે ઇંદ્ર! જે પુરુષ ગાયનું રક્ષણ કરવાના જ ઉદ્દેશથી વનમાં ગાયને અનુસરે છે, પોતે પણ ઘાસ, પાંદડાં, છાણ વગેરેનું ભક્ષણ કરે છે, નિ:સ્પૃહ રહે છે, નિયમોનું પાલન કરે છે, પવિત્ર રહે છે અને કેવળ નિષ્કામ ભાવથી વર્તે છે, તે પુરુષ દેવોની સાથે મારા લોકમાં હર્ષપૂર્વક રહે છે, અથવા તે તેની ઇચ્છામાં આવે તે લોકમાં વિહાર કરે છે.[૪૯-૫૧]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'પિતામહ અને ઇંદ્રનો સંવાદ' નામનો અધ્યાય ૭૩ મો સમાપ્ત

## अध्याय ७४ मो
## ગોવધ આદિનું ફળ અને ગોદાન-નિમિત્તની દક્ષિણા

॥ इन्द्र उवाच ॥

जानन् यो गामपहरेद् विक्रीयाश्चार्थकारणात् ।
एतद् विज्ञातुमिच्छामि क्व नु तस्य गतिर्भवेत् ॥

ઇંદ્ર બોલ્યો : કોઈ પુરુષ પાપપુણ્યને જાણતાં છતાં ગાયનું હરણ કરે છે, અથવા ધનને માટે ગાયને વેચી નાખે છે, તો તે પુરુષની ગતિ ક્યાં થાય છે, એ હું જાણવા ઇચ્છું છું.[૧]

બ્રહ્મદેવ બોલ્યા : જે પુરુષો ભક્ષણ કરવા માટે, વેચી નાખવા માટે અથવા બ્રાહ્મણને દાન આપવા માટે ગાયનું હરણ કરે છે, તેમને જે ફળ મળે છે તેનું તું શ્રવણ કર.[૨] કોઈ પુરુષ ગાયનું વેચાણ કરે છે, ગાયની હિંસા કરે છે, નિરંકુશ થઈને ગાયનું ભક્ષણ કરે છે અને કોઈ જાતની લાલચથી ગાયની હત્યા કરનારા પુરુષને અનુમોદન આપે છે;[૩] તો તેમાં ગાયની હિંસા કરનારો, ગાયનું ભક્ષણ કરનારો અને ગાયની હિંસા કરનારને અનુમોદન આપનારો તે પુરુષ ગાયના શરીર ઉપર જેટલાં રુવાંટાં હોય છે, તેટલા વર્ષો સુધી નરકમાં ડૂબ્યો રહે છે.[૪] હે સમર્થ ઇંદ્ર! એક બ્રાહ્મણ યજ્ઞ કરતો હોય તે સમયે તેમાં યજ્ઞનો નાશ કરનારને જેટલા દોષો લાગે છે, તેટલા જ દોષો ગાયનું વેચાણ કરનારને તથા ગાયનું હરણ કરનારને લાગે છે.[૫] જે પુરુષ પારકી ગાયનું હરણ કરીને બ્રાહ્મણને તેનું દાન કરે છે, તે પુરુષને ગોદાનના ફળ જેટલું જ નરકનું ફળ ભોગવવું પડે છે.[૬] હે મહાતેજસ્વી ઇંદ્ર! ગાયનું દાન કરતી વેળા સુવર્ણની દક્ષિણા આપવી જોઈએ, એમ

વિદ્વાનો કહે છે; કેમ કે સુવર્ણને દક્ષિણા માટે શ્રેષ્ઠ કહેવામાં આવ્યું છે, એમાં કંઈ સંશય નથી.[૭] ગાયનું દાન કરીને મનુષ્ય સાત પૂર્વના તથા સાત પાછળના વંશજોને તારે છે; તેમાં પણ તે જો સુવર્ણની દક્ષિણા આપે છે, તો તેને બમણું ફળ મળે છે.[૮] હે શક્ર! સુવર્ણનું દાન શ્રેષ્ઠ કહેવાય છે, સુવર્ણની દક્ષિણા ઉત્તમ ગણાય છે અને સુવર્ણ સર્વ પવિત્રોમાં પણ અત્યંત પવિત્ર છે, એમ કહેવામાં આવ્યું છે.[૯] હે શતક્રતુ! સુવર્ણ આખા કુળને પવિત્ર કરનારું છે, એમ વિદ્વાનો કહે છે. તેથી જ હે તેજસ્વી ઇંદ્ર! મેં સુવર્ણની દક્ષિણા આપવા માટે સંક્ષેપમાં કહ્યું છે.[૧૦]

ભીષ્મ બોલ્યા : આમ હે ભરતશ્રેષ્ઠ! પિતામહે ઇંદ્રને કહ્યું હતું. પછી ઇંદ્રે તે દશરથને કહ્યું હતું ને દશરથે તે રામચંદ્રને કહ્યું હતું.[૧૧] હે પ્રભુ! રામચંદ્રે પણ તે પોતાના પ્રિય યશસ્વી ભાઈ લક્ષ્મણને કહ્યું હતું અને અરણ્યમાં નિવાસ કરનારા લક્ષ્મણે તે સર્વ ઋષિઓને કહ્યું હતું.[૧૨] આ રીતે પરંપરાથી પ્રાપ્ત થયેલા આ દુર્ધર ગોદાનમાહાત્મ્યને તીક્ષ્ણ વ્રત ધારણ કરનારા સર્વ ઋષિઓએ તેમ જ અનેક ધાર્મિક રાજાઓએ ધારણ કરી રાખ્યું છે.[૧૩] હે યુધિષ્ઠિર! આ માહાત્મ્ય મને મારા ઉપાધ્યાયે કહ્યું હતું. જે બ્રાહ્મણ બ્રાહ્મણોની સભામાં નિત્ય આ માહાત્મ્યને કહી સંભળાવે છે, અથવા યજ્ઞપ્રસંગે, ગોદાનપ્રસંગે કે યજ્ઞ અને ગોદાનના સમાગમ સમયે જે માહાત્મ્યનું લોકોને શ્રવણ કરાવે છે, તે બ્રાહ્મણને દેવતાઓની સાથે નિત્ય અક્ષય લોક પ્રાપ્ત થાય છે. આમ પરમેશ્વર એવા ભગવાન બ્રહ્માએ કહ્યું છે.[૧૪–૧૬]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાન્તર્ગત દાનધર્મપર્વમાં 'ગોવધ આદિનું ફળ' નામનો અધ્યાય ૭૪ મો સમાપ્ત

# अध्याय ७५ मो

## વ્રતાદિનાં ફળ

॥ युधिष्ठिर उवाच ॥

विस्रंभितोऽहं भवता धर्मान् प्रवदता विभो।
प्रवक्ष्यामि तु संदेहं तन्मे ब्रूहि पितामह ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા : હે સમર્થ પિતામહ! ધર્મોનું પ્રવચન કરીને તમે મને વિશ્વાસ ઉપજાવ્યો છે. માટે હું તમને એક સંશય પૂછું છું, તેનો તમે ઉત્તર આપો.[૧] હે મહાતેજસ્વી પિતામહ! વ્રતોનું ફળ કેવું કહેવામાં આવ્યું છે, નિયમોનું ફળ શું હોય છે, સારી રીતે અધ્યયન કરવાથી શું ફળ મળે છે,[૨] દાન આપવાથી શું ફળ થાય છે, વેદોને ધારણ કરી રાખવાથી કયું ફળ મળે છે અને બીજાઓને અધ્યયન કરાવવાથી શું ફળ થાય છે, આ સર્વ જાણવાની મને ઇચ્છા છે.[૩] હે પિતામહ! કોઈનો પ્રતિગ્રહ નહિ કરવાથી લોકમાં શું ફળ મળે છે? જે પુરુષ દાન આપે છે તેને કયું ફળ મળેલું તમે જોયું છે કે સાંભળ્યું છે? જે શૂરવીર પુરુષો પોતપોતાનાં કર્મ કરવામાં આસક્ત રહે છે તેમને શું ફળ મળે છે? પવિત્રતા જાળવવાથી શું ફળ મળે છે? બ્રહ્મચર્ય પાળવાથી શું ફળ મળે છે?[૪,૫] પિતાની તથા માતાની સેવા કરવાથી શું ફળ મળે છે? આચાર્ય અને ગુરુની સેવા કરવાથી તેમ જ પારકે દુઃખે દુઃખી થવાથી શું ફળ મળે છે અને સર્વ પ્રાણી ઉપર દયા રાખવાથી શું ફળ મળે છે?[૬] હે પિતામહ! આ સર્વ વિશે હું સંપૂર્ણતાએ અને યથાર્થ રીતે જાણવા ઇચ્છું છું; કેમ કે હે ધર્મજ્ઞ! એ સર્વ વિષયમાં મને પરમ કુતૂહલ રહે છે.[૭]

ભીષ્મ બોલ્યા : જે પુરુષ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વ્રતનો અંગીકાર કરે છે અને સારી રીતે તેનો આરંભ કરીને અખંડ રીતે તેનું પાલન કરે છે, તેને સનાતન લોકની પ્રાપ્તિ થાય છે.[૮] હે રાજન્!

નિયમોનું ફળ તો આ જગતમાં પ્રત્યક્ષ જોવામાં આવે છે. વળી તેં પોતે પણ નિયમો તથા યજ્ઞોનું જ આ ફળ સંપાદન કર્યું છે.[૯] જે પુરુષે સારી રીતે અધ્યયન કર્યું હોય છે, તેને મળનારું ફળ આ લોકમાં તેમ જ પરલોકમાં જોવામાં આવે છે. એટલે કે સારી રીતે અધ્યયન કરનારો પુરુષ આ લોકમાં તથા બ્રહ્મલોકમાં નિત્ય આનંદ કરે છે.[૧૦] હે રાજન્! હવે તું દમ(ઇંદ્રિયનિગ્રહ)નું ફળ વિસ્તારથી સાંભળ. દમનિષ્ઠ પુરુષો સર્વત્ર સુખી રહે છે અને દમનિષ્ઠ પુરુષો સર્વત્ર શાંત રહે છે.[૧૧] વળી દમનિષ્ઠ પુરુષો પોતાની ઇચ્છામાં આવે ત્યાં જઈ શકે છે અને સર્વ શત્રુઓનો સંહાર કરી શકે છે. એ દમનિષ્ઠ પુરુષો જે વસ્તુની ઇચ્છા કરે છે તે વસ્તુને પામે છે. આમાં કંઈ સંશય નથી.[૧૨] હે પાંડુપુત્ર! દાંત (દમનિષ્ઠ) પુરુષોની સર્વ કામનાઓ સર્વત્ર પૂર્ણ થાય છે. જેમ તપ કરીને, પરાક્રમ કરીને, દાનો આપીને તથા વિવિધ પ્રકારના યજ્ઞો કરીને પુરુષો સ્વર્ગમાં આનંદ કરે છે, તેમ ક્ષમાગુણને ધારણ કરનારા દાંત પુરુષો પણ સ્વર્ગમાં આનંદ કરે છે. દાન કરતાં પણ દમ ઉત્તમ છે; કેમ કે બ્રાહ્મણને દાન આપનારો દાતા પુરુષ કોઈ સમયે કોપાયમાન થાય છે, પણ દમગુણને ધારણ કરનારો પુરુષ કદી કોપાયમાન થતો નથી. આથી જ દાન કરતાં દમ શ્રેષ્ઠ છે. જે પુરુષ કદી કોપાયમાન થયા વિના દાન આપે છે, તેને સનાતન લોક પ્રાપ્ત થાય છે.[૧૩-૧૫] પણ જો દાન આપતી વેળા ક્રોધ કરવામાં આવે છે, તો દાનના ફળનો નાશ થઈ જાય છે, માટે જ દાન કરતાં દમ શ્રેષ્ઠ છે. હે મહારાજ! સ્વર્ગમાં એવાં હજારો અદૃશ્ય સ્થાનકો છે કે, જેમાં સર્વ લોકમાંહેના અનેક ઋષિઓમાંથી ઘણા મહર્ષિઓ કેવળ દમગુણનો જ આશ્રય કરીને દેવતારૂપે ગતિ કરે છે અને પોતાની ઇચ્છાનુસાર મોટાં મોટાં સ્થાનકોને સંપાદન કરે છે. માટે દાન કરતાં દમ શ્રેષ્ઠ છે. વળી જે પુરુષ અત્યંત દુઃખ સહન કરીને પણ બીજાઓને અધ્યયન કરાવે છે, તે પુરુષ અક્ષયફળને પામે છે.[૧૬-૧૮] હે રાજા! વિધિપૂર્વક અગ્નિમાં હોમ કરીને પુરુષ બ્રહ્મલોકમાં પૂજાય છે. જે પુરુષ સર્વ વેદોનું અધ્યયન કરીને ન્યાયવેત્તા પુરુષોને અધ્યયન કરાવે છે, તે પણ ગુરુકર્મની પ્રશંસા કરનારો હોઈને સ્વર્ગલોકમાં પૂજાય છે. વળી જે ક્ષત્રિય અધ્યયન, યજન અને દાનકર્મમાં પરાયણ રહીને યુદ્ધમાં સર્વનું રક્ષણ કરે છે, તે પણ સ્વર્ગલોકમાં પૂજાય છે.[૧૯,૨૦] એક વૈશ્ય પોતાના કર્મમાં આસક્ત રહીને દાન આપે છે, તો તેથી મહાન ફળને પામે છે; તેમ જ એક શૂદ્ર પોતાના કર્મમાં આસક્ત રહીને સર્વ વર્ણોની સેવા કરે છે, તો તેથી સ્વર્ગલોકને સંપાદન કરે છે.[૨૧] હવે આ લોકમાં અનેક પ્રકારના શૂરવીરો કહેવામાં આવ્યા છે. તેમને જે જે ફળ મળે છે, તેનું તું શ્રવણ કર. જે ફળ એક પ્રકારના એક શૂરવીરને માટે કહેવામાં આવ્યું છે, તે જ ફળ તે પ્રકારના અનેક શૂરવીરોને મળે છે, એમ સમજવું.[૨૨] કેટલાએક મનુષ્યો યજ્ઞશૂર છે, કેટલાએક દમશૂર છે, કેટલાએક સત્યશૂર છે, કેટલાએક યુદ્ધશૂર છે અને કેટલાએક દાનશૂર છે.[૨૩] કેટલાએક સાંખ્યશાસ્ત્રમાં શૂર છે, તો કેટલાએક યોગશાસ્ત્રમાં શૂર છે. કેટલાએક જંગલમાં પડી રહેવામાં શૂર છે, કેટલાએક ઘરમાં પડી રહેવામાં શૂર છે, તો કેટલાએક ત્યાગ કરવામાં શૂર છે.[૨૪] કેટલાએક મનુષ્યો સરળતા રાખવામાં શૂર છે, તો કેટલાએક શાંતિ જાળવવામાં શૂર છે. વળી કેટલાએક પુરુષો નિયમો પાળવામાં શૂર છે, કેટલાએક વેદાધ્યયન કરવામાં શૂર છે, તો કેટલાએક અધ્યાપનકાર્યમાં શૂર છે.[૨૫] કેટલાએક ગુરુની સેવા કરવામાં શૂર છે, કેટલાએક પિતાની સેવા કરવામાં શૂર છે,

કેટલાએક માતાની સેવા કરવામાં શૂર છે, તો કેટલાએક ભિક્ષાચરણ કરવામાં શૂર છે.[26] વળી કેટલાએક અરણ્યમાં, કેટલાએક ગૃહનિવાસમાં અને કેટલાએક અતિથિઓનો સત્કાર કરવામાં શૂરા હોય છે. આ સર્વે શૂર પુરુષો પોતપોતાનાં કર્મ ફળરૂપે જીતેલા શ્રેષ્ઠ લોકોમાં જાય છે.[27] એક પુરુષ સર્વ વેદોનો અધ્યેતા બની જાય અને બીજો એક પુરુષ સર્વ તીર્થોમાં સ્નાન કરી આવે, તોપણ તે બન્ને જણા ત્રીજા એક સત્યભાષી પુરુષની સમાનતામાં આવી શકે કે નહિ, એ શંકાભર્યું છે. (અર્થાત્ સત્ય ભાષણ સર્વ વેદાધ્યયન કરતાં અને સર્વ તીર્થસ્નાન કરતાં પણ વિશેષ ફળદાયી છે.)[28] એક બાજુ એક હજાર અશ્વમેધોને અને બીજી બાજુ સત્યને ત્રાજવામાં નાખીને તોળી જોયાં હોય, તો હજાર અશ્વમેધ કરતાં સત્યનું જ ગૌરવ વધી જાય છે.[29] સત્યના પ્રભાવથી સૂર્ય તપે છે, સત્યના પ્રભાવથી અગ્નિ સળગે છે અને સત્યના પ્રભાવથી વાયુ વાય છે. આ રીતે સર્વ સત્યને આધારે જ સ્થિતિ કરી રહ્યું છે.[30] સત્યથી જ દેવતાઓ, પિતૃઓ અને બ્રાહ્મણો પ્રસન્ન થાય છે. વિદ્વાનો કહે છે કે, સત્ય શ્રેષ્ઠ ધર્મરૂપ છે; માટે કદી સત્યનું ઉલ્લંઘન કરવું નહિ.[31] સર્વ મુનિઓ પણ સત્યમાં જ આસક્ત રહેનારા હોય છે, સત્યરૂપ પરાક્રમવાળા હોય છે અને સત્યના સોગંદ લેનારા હોય છે. માટે સત્ય જ સર્વોત્તમ છે.[32] હે ભરતશ્રેષ્ઠ! સત્યનિષ્ઠ પુરુષો સ્વર્ગમાં આનંદ કરે છે. આ રીતે દમ અને સત્યના ફળની પ્રાપ્તિના સંબંધમાં મેં તને વિસ્તારથી કહ્યું છે.[33] વળી, જે પુરુષ વિનયશીલ હોય છે, તે પણ સ્વર્ગલોકમાં પૂજાય છે. હવે હે રાજા! તું બ્રહ્મચર્યના ગુણ સાંભળ.[34] હે નરપતિ! જે પુરુષ જન્મથી આરંભીને છેક મરણ પર્યંત બ્રહ્મચારી રહે છે, તે પુરુષને કોઈ પણ વસ્તુ દુર્લભ નથી, એમ તારે જાણવું.[35] અનેક કરોડો ઋષિઓ બ્રહ્મલોકમાં નિવાસ કરી રહ્યા છે. તેઓ સર્વે સત્યમાં પ્રીતિ રાખનારા છે, નિરંતર ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા છે અને જન્મથી આરંભીને બ્રહ્મચારી છે.[36] હે રાજન્! જો બ્રહ્મચર્યની ઉપાસના કરવામાં આવી હોય, તો તે બ્રહ્મચર્ય સર્વ પાપોનો નાશ કરે છે. બ્રાહ્મણે તો ખાસ કરીને બ્રહ્મચર્ય પાળવું જોઈએ; કેમ કે બ્રાહ્મણ અગ્નિરૂપ કહેવાય છે.[37] આ વાત તપસ્વી બ્રાહ્મણોમાં એટલી બધી પ્રત્યક્ષ જોવામાં આવે છે કે બ્રહ્મચારીનો તિરસ્કારપાત્ર થઈને ઇંદ્ર પણ ભયભીત રહે છે.[38] તેજ બ્રહ્મચર્યનું ફળ આ જગતમાં ઋષિઓની અંદર પ્રત્યક્ષ જોવામાં આવે છે. હવે માતાપિતાનું પૂજન કરવામાં જે ધર્મ સમાયેલો છે તેનું પણ તું શ્રવણ કર.[39] હે રાજા! જે પુરુષ કદી અસૂયા કર્યા વિના પિતાની, માતાની, મોટા ભાઈની, ગુરુની તથા આચાર્યની સેવા કરે છે, તેને સ્વર્ગલોકમાં પરમપૂજ્ય સ્થાન પ્રાપ્ત થાય છે, એમ તારે જાણવું. વળી જિતેંદ્રિય પુરુષ ગુરુની સેવા કરીને કદી નરકને જોતો જ નથી.[40,41]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'વ્રતાદિના ફળ' નામનો અધ્યાય ૭૫ મો સમાપ્ત

## अध्याय ७६मो

### ગોદાનવિધિ

॥ युधिष्ठिर उवाच ॥

विधिं गवां परं श्रोतुमिच्छामि नृप तत्त्वतः।
येन तान् शाश्वताँल्लोकानर्थिनां प्राप्नुयादिह ॥

યુધિષ્ઠિર બોલ્યા: હે રાજા! ગાયનું દાન કરનારો પુરુષ જે વિધિને યથાર્થ રીતે અનુસરીને અર્થીઓના (પુરુષાર્થીઓના) સનાતન લોકને પામે છે, તે ઉત્તમ વિધિને સાંભળવાની મને ઇચ્છા છે.[1]

ભીષ્મ બોલ્યા: હે રાજા! ગોદાનના કરતાં

બીજું કંઈ પણ શ્રેષ્ઠ નથી; કેમ કે ન્યાયપૂર્વક સંપાદન કરીને દાનમાં આપેલી એક ગાય પણ આખા કુળને સત્વર તારી દે છે.[૨] હે રાજન્! ગોદાનનો જે વિધિ સત્પુરુષોને માટે સારી રીતે ઉત્પન્ન કરવામાં આવ્યો છે, અને જે આ સર્વ પ્રજાઓને માટે પણ નિર્માણ કરવામાં આવ્યો છે, તે આદિકાળથી ચાલ્યો આવ્યો છે. તું તે ગોદાનવિધિનું પ્રથમ શ્રવણ કર.[૩] પૂર્વે જ્યારે દાન કરવાના ઉદ્દેશથી ગાયોને પોતાની સમીપ આણવામાં આવી, ત્યારે રાજા માંધાતાના મનમાં ગોદાનના વિધિના સંબંધમાં સંદેહદષ્ટિ થઈ હતી. તેથી તેણે આ જ પ્રશ્ન બૃહસ્પતિને પૂછ્યો હતો, એટલે બૃહસ્પતિએ તેને આ ઉત્તર આપ્યો હતો :[૪] 'જે બ્રાહ્મણને ગોદાન કરવું હોય તેને સત્કાર આપીને જણાવવું કે, આવતી કાલે તમને ગોદાન કરવું છે.' પછી નિયમપૂર્વક વ્રતધારણ કરવું અને રોહિણી (લાલવર્ણી) ગાયને દાન માટે ઉપયોગમાં લેવી.[૫] તે સમયે પ્રથમ 'हे समंगे हे बहुले' એવું સંબોધન કરીને ગાયને નિમંત્રણ આપવું અને પછી ગાયોના ટોળા વચ્ચે પ્રવેશ કરીને આ વેદોક્ત મંત્ર ભણવો :[૬]

गौर्मे माता वृषभः पिता मे ।
दिवं शर्म जगती मे प्रतिष्ठा ॥

ગાય મારી માતા છે, બળદ મારો પિતા છે અને ગાય જગતની પ્રતિષ્ઠા છે. આ ગાય મને સ્વર્ગરૂપ સુખ આપો. આમ બોલીને ગાયને શરણે જવું અને તે રાત્રિ મૌનવ્રત ધારણ કરી ગાયોની વચ્ચે નિવાસ કરવો. પછી બીજે દિવસે ગાયનું દાન કરતી વેળા મૌનવ્રતનો ત્યાગ કરવો. (આ ગોદાનનું પૂર્વાંગવ્રત છે.)[૭] એ રીતે ગોદાન કરનારા પુરુષે તે દિવસની આખી રાત્રિ ગાયની સાથે મૈત્રી કરીને તેના સમાન વ્રત કરવું. (અર્થાત્ ગાયોની વચ્ચે પૃથ્વી પર સૂવું અને મચ્છરો વગેરેને ઉરાડવાં નહિ.) કેમ કે એ પ્રમાણે ગાયોની સાથે એકરૂપ થઈ જવાથી તુરત જ પાપમાંથી મુક્ત થવાય છે.[૮] બીજે દિવસે પ્રભાતમાં સૂર્યનાં દર્શન થાય, ત્યારે છૂટા વાછરડાની સાથે ગાયનું દાન કરવું. તેથી હે રાજા! તું સ્વર્ગમાં જઈશ અને તને અર્થવાદ મંત્રોમાં કહેવામાં આવેલા નીચેના આશીર્વાદો પણ પ્રાપ્ત થશે:[૯]

ऊर्जस्विन्यः ऊर्जमेधाश्च यज्ञे गर्भोऽमृतस्य जगतोऽस्य प्रतिष्ठा । क्षिते रोहः प्रवहः शश्वदेव प्राजापत्याः सर्वमित्यर्थवादाः ॥ गावो ममैनः प्रणुदंतु सौर्यास्तथा सौम्याः स्वर्गयानाय संतु । आत्मानं मे मातृवच्चाश्रयंतु तथाऽनुक्ताः संतु सर्वाशिषो मे ॥

'ગાયો બળવાન અને ઉત્સાહવાળી છે, બુદ્ધિસંપન્ન છે, યજ્ઞના સાધનભૂત હવિષના ક્ષેત્રરૂપ છે, આખા જગતની પ્રતિષ્ઠારૂપ છે, ઐશ્વર્યના અંકુરરૂપ છે, પૃથ્વીના સનાતન પ્રવાહરૂપ છે, પ્રજાપતિથી ઉત્પન્ન થયેલી છે અને સર્વ જગતરૂપ છે–તે ગાયો મારા પાપનો નાશ કરો. વળી સૂર્ય અને ચંદ્ર સાથે પણ સંબંધ ધરાવનારી આ ગાયો મને સ્વર્ગમાં લઈ જવા માટે તત્પર થાઓ અને માતાની પેઠે મને આશ્રય આપો. આ સર્વ આશિષો મને પ્રાપ્ત થાઓ.' એમ ગોદાન આપનારાએ કહેવું. જે ગાયોનાં પંચગવ્યાદિનું સેવન કરવામાં આવે છે, તો ગાયો ક્ષયરોગાદિકથી મુક્ત કરવા માટે તથા દેહના સંબંધથી છોડાવવા માટે સરસ્વતી નદીરૂપ થઈ પડે છે. માટે જ તેઓ સર્વનું કલ્યાણ કરવા માટે પ્રવૃત્ત થયેલી ગણાય છે. (આમ સમજીને ગોદાન આપતી વેળા કહેવું કે,) હે ગાયો! તમે મારા પર પ્રસન્ન થઈને, પુણ્ય નદીના પ્રવાહરૂપ ઉત્તમ ગતિ મને આપો.[૧૦-૧૨] એમ કહીને વળી પણ દાતાએ

આવો અર્ધો શ્લોક ભણવો:

या वै यूयं सोऽहमद्यैव भावो

युष्मान् दत्वा चाहमात्मप्रदाता।

હે ગાયો ! આજે હું એવો ભાવ ધારણ કરું છું કે, જે તમે છો તેજ હું છું અને તમારું દાન કરીને હું મારા આત્માનું જ દાન કરું છું. દાતા એ પ્રમાણે કહે, તે પછી ગાયનું દાન લેનારા બ્રાહ્મણે પણ આવો અર્ધો શ્લોક ભણવો:

मनश्च्युता मन एवोपपन्नाः

संधुक्षध्वं सौम्यरूपोग्ररूपा ॥

હે ગાયો ! તમે હવે દાતાના મમત્વાભિમાનથી મુક્ત થયાં છો અને મારા મમત્વના સ્થાનરૂપ થયાં છે. તમારું સ્વરૂપ સૌમ્ય છે તેમ ઉગ્ર પણ છે. તમે દાતાને તથા મને ઇષ્ટભોગો આપીને તેજસ્વી કરો.[૧૩] આમ દાતાએ ગાયોનું દાન કરતી વેળા પૂર્વોક્ત શ્લોકનું અર્ધચરણ વિધિપૂર્વક ભણવું, તેમજ બાકી રહેલા અર્ધચરણને ગોદાનનો પ્રતિગ્રહ કરનારા અને વિધિને જાણનારા બ્રાહ્મણે ભણવું.[૧૪] જે પુરુષ એક ગાયના બદલામાં કિંમતી વસ્ત્રનું કે ધનનું દાન કરે, તેણે પણ गो प्रदामि–હું ગાયનું દાન કરું છું–એવો સંકલ્પ કરવો. વળી તેમાં પણ જેને ગાયને બદલે ગાયના મૂલ્યનું દાન કરવું હોય, તેણે 'ऊर्ध्वास्या तुभ्यमहं संप्रददे' એમ કહીને દાન કરવું. જેને ગાયના બદલામાં વસ્ત્રનું દાન કરવું હોય તેણે 'भवितव्या तुभ्यमहं संप्रददे' એમ કહીને દાન કરવું જેને ગાયના બદલામાં કંઈ ધન આપવું હોય, તેણે 'वैष्णवीं तुभ्यमहं संप्रददे' એમ કહીને દાન કરવું.[૧૫] એ રીતે ગાયના નામકથનપૂર્વક જ ગાયની પ્રતિનિધિ વસ્તુઓનું દાન કરવું. તેમાં જે પુરુષ ગાયના પ્રતિનિધિ તરીકે તેના મૂલ્યનું દાન કરે છે, તેને છત્રીસ હજાર ગાયોનું દાન કર્યાનું ધન મળે છે; જે વસ્ત્રનું દાન કરે છે, તેને આઠ હજાર ગાયોનું દાન કર્યાનું ફળ મળે છે અને જે ગાયના પ્રતિનિધિ તરીકે કંઈ દ્રવ્યનું દાન કરે છે તેને વીસહજાર ગાયોનું દાન કર્યા જેટલું ફળ મળે છે.[૧૬] આ સર્વ ફળ ગાયની પ્રતિનિધિ વસ્તુઓનું દાન કરવાથી મળે છે, એમ સમજવું. પણ જે પુરુષ પ્રત્યક્ષ ગાયનું દાન કરે છે, તેને તો એ ગાયને આઠમે પગલેજ સર્વ પુણ્યફળ મળી જાય છે. (તો પછી જેને દાન આપ્યું હોય તેને ઘેર જઈને તેનાં બાળકો, અતિથિઓ અને અગ્નિહોત્ર આદિનો લાંબા કાળ પર્યંત નિર્વાહ કરે, ત્યારે તો દાતાને અનંત ફળ મળે એમાં કંઈ આશ્ચર્ય નથી.)[૧૭] જે પુરુષ પ્રત્યક્ષ ગાયનું દાન કરે છે, તે આ લોકમાં શીલસંપન્ન થાય છે. જે ગાયના બદલામાં તેના મૂલ્યનું દાન કરે છે, તે આ લોકમાં નિર્ભય થાય છે અને જે ગાયના બદલામાં કંઈ ધન આપે છે, તે કદી દુઃખી થતો નથી. વળી પ્રાતઃસ્નાન આદિ કર્મ કરનારા, મહાભારતમાં વિદ્વાન, અને વિષ્ણુના ભક્ત એવા પુરુષોને જેમ ચંદ્ર સમાન પ્રકાશવાળા દિવ્ય લોકો મળે છે, તેમ ગાયનું પ્રત્યક્ષ દાન કરનારને તથા ગાયની પ્રતિનિધિ વસ્તુનું દાન કરનારાને પણ તે દિવ્ય લોકો મળે છે.[૧૮] ગાયનું દાન કરવાની ઇચ્છાવાળા પુરુષે ત્રણ રાત્રિ ગાયનું વ્રત કરવું, એક રાત્રિ ગાયોની સાથે નિવાસ કરવો, કામ્ય અષ્ટમીને દિવસે ખાસ કરીને ગોદાન કરવું અને ગાયનું દાન કર્યા પછી પણ ત્રણ દિવસ સુધી ગોરસ ઉપર અથવા ગાયના છાણ કે મૂત્ર ઉપર રહેવું.[૧૯] જે પુરુષ બળદનું દાન કરે છે, તે દેવોનું વ્રત કરનાર ગણાય છે. બે ગાયનું દાન આપવાથી પુરુષને સર્વ વેદાધ્યયન કર્યાનું ફળ મળે છે. વળી ગોદાનના વિધિને સંપાદન કરીને પુરુષ યજ્ઞકર્તા ગણાય છે અને ગોદાનના વિધિને જાણનારો પુરુષ ઉત્તમ લોકોને મેળવે છે.[૨૦] જે પુરુષ ઇચ્છિત દૂધ દેનારી

એક ગાયનું દાન કરે છે, તેને પૃથ્વી પરના સર્વ પદાર્થોને એકઠા કરીને દાનમાં આપી દેનારા પુરુષના જેટલું પુણ્ય પ્રાપ્ત થાય છે, તો પછી હવ્યકવ્યનાં સાધનોને પૂરાં પાડનારી અનેક ગાયોનું દાન કરનારને અનંત પુણ્ય પ્રાપ્ત થાય, એમાં શું આશ્ચર્ય છે? વળી તેવી ગાયોના દાન કરતાં પણ બળદોનું દાન ઉત્તમ ગણાય છે.[૨૧] આ ગોદાનવિધિરૂપ ધર્મ પોતાના શિષ્ય સિવાય-નાને, વ્રતરહિત પુરુષને, શ્રદ્ધારહિત મનુષ્યને અથવા વક્રબુદ્ધિવાળા પુરુષને કદી કહેવો નહિ; કેમ કે આ ધર્મ સર્વ લોકમાં ઘણો જ ગૂઢ ગણાય છે અને તેથી જ જે તે સ્થળે તેનું પ્રવચન કરવું નહિ.[૨૨] આ લોકમાં કેટલાએક મનુષ્યો શ્રદ્ધા વિનાના હોય છે, ક્ષુદ્ર હોય છે અને રાક્ષસો જેવા હોય છે, માટે તેવા મનુષ્યોને આ ધર્મનો ઉપદેશ આપવાથી અવશ્ય અનિષ્ટ થાય છે. જેઓ અલ્પ પુણ્યવાળા હોઈને નાસ્તિકતાનો આશ્રય કરનારા હોય છે, તેમને પણ આ ધર્મનો ઉપદેશ આપવો નહિ.[૨૩]

હે રાજન્! બૃહસ્પતિનાં એ વાક્યો સાંભળીને જે જે પુણ્યશીલ રાજાઓ ગાયોનાં દાન કરીને દિવ્ય લોકને પામ્યા છે તેમનાં નામ હવે હું તને કહું છું તે સાંભળ.[૨૪] રાજા ઉશીનર, વિશ્વગશ્વ, નૃગ, ભગીરથ, પ્રખ્યાત યૌવનાશ્વ, માંધાતા, મુચુકુંદ, રાજા ભૂરિદ્યુમ્ન, નૈષધ, સોમક, પુરૂરવા, જેના વંશમાં ઉત્પન્ન થયેલા સર્વ રાજાઓ ભરત કહેવાય છે તે ચક્રવર્તી ભરત, દશરથના પુત્ર વીર રામચંદ્ર અને બીજા પ્રસિદ્ધ કીર્તિમંત રાજાઓ આ ગોદાનના વિધિથી દિવ્ય લોકમાં ગયા છે.[૨૫,૨૬] વળી મહાન કર્મો કરનારો રાજા દિલીપ પણ આ વિધિને જાણનારો હોઈને ગોદાનો કરીને જ સ્વર્ગલોકને પામ્યો છે. માંધાતા પણ યજ્ઞ, દાન, તપ અને રાજધર્મોથી યુક્ત હોઈને નિત્ય ગોદાન જ કર્યા કરતો હતો. માટે હે પાર્થ! તું પણ મેં કહેલી આ બૃહસ્પતિની વાણીને લક્ષમાં લે અને કુરુઓના આ રાજ્યને સંપાદન કરી પ્રસન્નતાપૂર્વક ઉત્તમ બ્રાહ્મણોને પવિત્ર ગાયોનાં દાન કર.[૨૭,૨૮]

વૈશંપાયન બોલ્યા: ધર્મરાજાએ ભીષ્મના કહેવા પ્રમાણે જ સર્વ કરવા માંડ્યું, અને નિત્ય ગાયોનાં દાન આપવાં માંડ્યાં. વળી એ રાજાએ માંધાતાને બૃહસ્પતિએ ઉપદેશેલા આ ગોદાન-ધર્મનું સારી રીતે પાલન કરવા માંડ્યું.[૨૯] હે જનમેજય રાજા! ભીષ્મનો એ ઉપદેશ સાંભળ્યા પછી યુધિષ્ઠિરરાજ નિત્ય જવના ઓળાનું ભક્ષણ કરીને, ગાયના છાણમૂત્રનું પાન કરીને, પૃથ્વી પર સૂવાનું વ્રત લઈને, મસ્તક ઉપર શિખા ધારણ કરીને અને પોતાના મનને વશ રાખીને નિત્ય ગાયોનું દાન કરવા લાગ્યા. આમ તે રાજશ્રેષ્ઠ સાક્ષાત્ ધર્મની મૂર્તિ જ થઈ રહ્યા.[૩૦] વળી તે ધર્મરાજ તે દિવસથી આરંભીને ગાયોના તરફ પોતાના મનમાં નિરંતર સદ્ભાવ રાખવા લાગ્યા, સદાકાળ તેમની સ્તુતિ કરવા લાગ્યા અને પોતાના રથમાં બળદોને જોડવાનું બંધ કરી દઈને ઉત્તમ ઘોડાઓ જોડીને જ્યાંત્યાં જવા લાગ્યા.[૩૧]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'ગોદાનકથન' નામનો અધ્યાય ૭૬મો સમાપ્ત

## अध्याय ७७मो

### ગાયની ઉત્પત્તિ

॥ वैशंपायन उवाच ॥

**ततो युधिष्ठिरो राजा भूयः शांतनवं नृपम्।**
**गोदानविस्तरं धीमान् पप्रच्छ विनयान्वितः॥१॥**

વૈશંપાયન બોલ્યા: તે પછી ફરી પણ બુદ્ધિમાન અને વિનયવાન યુધિષ્ઠિરરાજે શાંતનુકુમાર ભીષ્મપિતામહને ગોદાનના વિસ્તાર વિષે પૂછ્યું.[૧]

યુધિષ્ઠિર બોલ્યા: હે ભારત! ફરી પણ તમે ગોદાનના ગુણોનું સારી રીતે મારી પાસે વર્ણન કરો. હે વીર! હું આવું અમૃત તુલ્ય ગોમાહાત્મ્ય

સાંભળીને તૃપ્ત જ થતો નથી.[૨]

વૈશંપાયન બોલ્યા : ધર્મરાજાએ એ પ્રમાણે કહ્યું, એટલે શાંતનુપુત્ર ભીષ્મરાજે તેને કેવળ ગોદાનના જ ગુણો સારી રીતે કહેવા માંડ્યા.[૩]

ભીષ્મ બોલ્યા : વાત્સલ્ય રાખનારી, ગુણવાન, તરુણ વયની અને વસ્ત્ર ઓઢાડેલી એક ગાયનું બ્રાહ્મણને દાન કરીને સર્વ પાપોમાંથી મુક્ત થવાય છે.[૪] જે પુરુષ ગાયનું દાન કરે છે, તે પુરુષને 'અસુર્યા' નામના નારકી લોકોમાં જવું પડતું નથી. જે કોઈ મનુષ્ય પાણી પી લીધું હોય, ઘાસચારો ખાઈ લીધો હોય, જેનું દૂધ ઊડી ગયું હોય, જેની ઇંદ્રિયો શિથિલ થઈ ગઈ હોય, જે વૃદ્ધાવસ્થા તથા રોગોથી ઘેરાઈ ગઈ હોય અને જે જળ વિનાની વાવની પેઠે જીર્ણ થઈ ગઈ હોય, તે ગાયનું દાન કરીને બ્રાહ્મણને વ્યર્થ ક્લેશ આપે છે, તો તે પુરુષ ઘોર અંધકારવાળા નરકમાં જ પડે છે.[૫,૬] જે ગાયો ક્રોધી હોય, દોષપાત્ર હોય, રોગી હોય અને દુર્બળ હોય તે ગાયોનું કદી પણ દાન કરવું નહિ; તેમ જ જે ગાય મૂલ્ય આપ્યા વિનાની હોય, તેનું પણ દાન કરવું નહિ. છતાં જે પુરુષ તેવી ગાયોનું દાન કરીને બ્રાહ્મણને દુઃખી કરે છે, તે પુરુષ સાર વિનાના તથા ફળ વિનાના તુચ્છ લોકને પ્રાપ્ત થાય છે.[૭] માટે જે ગાયો બળસંપન્ન હોય, શીલ તથા વયની યોગ્યતાવાળી હોય અને સુગંધદાર શરીરવાળી હોય, તે ગાયોને જ સર્વ વિદ્વાનો વખાણે છે. તેમાં પણ જેમ સર્વ નદીઓમાં ગંગા શ્રેષ્ઠ છે, તેમ સર્વ ગાયોમાં કપિલા ગાય શ્રેષ્ઠ છે.[૮]

યુધિષ્ઠિર બોલ્યા : સર્વ ગાયોનું દાન સમાન ફળને જ આપનારું છે; છતાં સત્પુરુષો કપિલાના દાનની શા માટે પ્રશંસા કરે છે? કપિલા ગાયનું દાન મોટા પ્રભાવવાળું છે, તો તે સંબંધમાં મને વિશેષ સાંભળવાની ઇચ્છા છે. આપ જેટલું કહેશો તેટલું સાંભળવાને હું સમર્થ છું અને આપ કહેવાને માટે સમર્થ છો.[૯]

ભીષ્મ બોલ્યા : હે તાત! રોહિણી (કપિલા) ગાયો કેવી રીતે ઉત્પન્ન થઈ છે, તે સંબંધમાં વૃદ્ધ પુરુષો એક પુરાણી કથા કહે છે; મેં તે સાંભળી છે અને તે સમગ્ર કથા હું તને કહું છું.[૧૦] પૂર્વે બ્રહ્મદેવે પ્રજાપતિ દક્ષને આજ્ઞા કરી કે, 'તું પ્રજાઓ ઉત્પન્ન કર' ત્યારે તેણે પ્રજાઓનું હિત ઇચ્છીને પ્રથમ સર્વની આજીવિકાને જ ઉત્પન્ન કરી;[૧૧] કેમ કે હે રાજા! દેવતાઓ જેમ અમૃતનો આશ્રય કરીને આજીવિકા કરે છે, તેમ સર્વ પ્રજાઓ આજીવિકાનો આશ્રય કરીને વર્તન કરે છે.[૧૨] આ જગતમાં સર્વ સ્થાવર પ્રાણીઓ કરતાં જંગમ પ્રાણીઓ શ્રેષ્ઠ છે, જંગમ પ્રાણીઓમાં મનુષ્યો શ્રેષ્ઠ છે અને મનુષ્યોમાં બ્રાહ્મણો શ્રેષ્ઠ છે; કેમ કે બ્રાહ્મણોને આધારે જ યજ્ઞયાગ ટકી રહ્યા છે.[૧૩] યજ્ઞો દ્વારા તેમની પ્રાપ્તિ કરી શકાય છે, પણ એ યજ્ઞ ગાયોને આધારે જ થઈ શકે છે. ગાયોએ આપેલા હવિષને આધારે જ યજ્ઞ થઈ શકે છે અને પછી તે યજ્ઞો દ્વારા દેવતાઓ પ્રસન્ન થાય છે; માટે જ દક્ષ પ્રજાપતિએ પ્રથમ વૃત્તિ(આજીવિકા)ને ઉત્પન્ન કરી હતી અને પછી પ્રજાઓને ઉત્પન્ન કરી હતી.[૧૪] એ સમયે સર્વ પ્રજાઓ અને પ્રાણીઓ વૃત્તિ મેળવવાની આકાંક્ષાથી મોટી બૂમો પાડવા લાગ્યાં. ત્યારે તૃષાકુળ થયેલાં નાનાં બાળકો જેમ માતાપિતાને શરણે જાય છે, તેમ તેઓ વૃત્તિને આપનારા પ્રજાપતિને શરણે ગયાં.[૧૫] પ્રજાપતિ ભગવાન દક્ષે સર્વ પ્રજાઓના આશયને પોતાના મનથી જાણી લીધો અને પછી પોતે પ્રજાસર્ગની વૃત્તિને પ્રકટ કરવા માટે અમૃતનું પાન કર્યું.[૧૬] હવે તેમને પોતાને જ્યારે તૃપ્તિ થઈ અને જ્યારે તેમણે સુગંધી ઓડકાર બહાર કાઢ્યો, ત્યારે

તેમના ઓડકાર દ્વારા તેમના મુખમાંથી ઉત્પન્ન થયેલી 'સુરભિ' નામની એક ગાય તેમની પુત્રીરૂપે પ્રકટ જોવામાં આવી.[૧૭] પછી તે સુરભિએ લોકની માતાઓરૂપ અનેક સૌરભેયી(ગાયો)ને ઉત્પન્ન કરી અને તેઓ સુવર્ણ સમાન વર્ણવાળી હોઈને કપિલા તરીકે ઓળખાવા લાગી તથા પ્રજાઓની આજીવિકારૂપ થઈ પડી.[૧૮] અમૃત સમાન વર્ણવાળી તે ગાયો સર્વ પ્રદેશ ઉપર દૂધની ધારાઓને ઝરવા લાગી, તેથી નદીઓના તરંગમાંથી જેમ ફીણ ઉત્પન્ન થાય છે, તેમ તેમના દૂધમાંથી ફીણ પણ ઉત્પન્ન થયાં.[૧૯] હવે એક સમયે એ ફીણમાંનો અમુક ભાગ વાછરડાના મુખમાંથી નીચે આવ્યો અને ભૂમિ ઉપર ઊભેલા મહાદેવના મસ્તક ઉપર પડ્યો, તેથી તે પ્રભુએ ક્રોધાયમાન થઈને સર્વ ગાયો સામે દૃષ્ટિ ફેંકવા માંડી.[૨૦] આમ હે રાજા! તે સમયે મહાદેવ પોતાના લલાટના નેત્રથી જાણે રોહિણી ગાયોને બાળી નાખતા હોય, તેમ જોવા લાગ્યા તેથી સૂર્ય જેમ મેઘોને રંગબેરંગી કરી નાખે છે, તેમ તેમનાં રૌદ્ર નેત્રતેજે સર્વ કપિલા ગાયોને અનેક પ્રકારના રંગોવાળી કરી નાખી. માત્ર જે ગાયો તે સમયે નાસી છૂટીને ચંદ્રને આશ્રયે રહી હતી, તેઓ જ પોતાના મૂળ વર્ણની રહી અને બાકીની સર્વ ગાયો તો ભિન્ન ભિન્ન વર્ણની જ થઈ ગઈ. તે પછી પ્રજાપતિ દક્ષે ક્રોધાયમાન થયેલા મહાદેવને કહ્યુ:[૨૧-૨૩] 'તમે કેવળ અમૃતથી જ છંટાયા છો; કેમ કે વાછરડાંઓએ ધાવેલું ગાયનું દૂધ કદી ઉચ્છિષ્ટ ગણાતું નથી. જેમ ચંદ્ર અમૃતને ગ્રહણ કરીને પુનઃ અમૃતને જ સ્રવે છે, તેમ આ રોહિણી ગાયો પણ અમૃતમાંથી જ ઉત્પન્ન થયેલા દૂધને સ્રવે છે. જેમ વાયુ, અગ્નિ, સુવર્ણ, સમુદ્ર અને દેવોએ પીધેલું અમૃત કદી દોષપાત્ર નથી, તેમ વાછરડાંઓએ ધાવેલી વત્સલ સ્વભાવની ગાય પણ કદી ઉચ્છિષ્ટ થતી નથી. આ ગાયો યજ્ઞનિમિત્તે હવિષ્ (ઘી) આપીને તથા દૂધ આપીને સર્વ લોકોનું પોષણ કરશે અને સર્વ લોકો આ ગાયોના અમૃતરૂપ (દૂધરૂપ) પવિત્ર ઐશ્વર્યની ઇચ્છા કરશે.' પછી હે ભારત! પ્રજાપતિએ શંકરને ગાયોની સાથે એક બળદનું દાન કર્યું અને તેમના મનને પ્રસન્ન કર્યું. ત્યારે મહાદેવ પણ પ્રજાપતિના એ દાનથી પ્રસન્ન થયા.[૨૪-૨૮] તેમણે પ્રજાપતિએ આપેલા તે બળદને પોતાનું વાહન બનાવ્યો અને પોતાની ધજામાં સ્થાપિત કર્યો. તે દિવસથી આરંભીને જ મહાદેવ 'વૃષભધ્વજ' કહેવાય છે. વળી તે સમયે સર્વ દેવતાઓએ પણ મહાદેવને પશુપતિ કર્યા અને તે ઈશ્વરને ગાયોના મધ્યમાં 'વૃષભાંક' નામથી બોલાવ્યા.[૨૯] આમ સર્વ ગાયોમાં જેઓ મિશ્રવર્ણવાળી ન હોતાં કેવળ કપિલા (લાલ વર્ણની) જ હોય, તેઓ મહાતેજસ્વી ગણાય છે અને તે માટે જ તેને દાનમાં પણ ઉત્તમ કહેવામાં આવી છે.[૩૦] જે પુરુષ લોકમાં શ્રેષ્ઠ કહેવાતી, લોકોની આજીવિકાને માટે ઉત્પન્ન થયેલી, રુદ્રના તેજથી યુક્ત થયેલી, ચંદ્રના ઝરણરૂપ, અમૃતના નિવાસસ્થાનરૂપ, પવિત્ર, સર્વ કામનાઓને પૂરનારી અને સર્વને પ્રાણશક્તિ આપનારી સૌમ્ય ગાયોનું દાન કરે છે, તે પુરુષ પ્રાણીમાત્રની સર્વ કામનાઓ પૂર્ણ કરે છે, એમ સમજવું.[૩૧] આ ગાયોનું ઉત્પત્તિવૃત્તાંત ઘણું જ ઉત્તમ છે. માટે જે મંગલપ્રિય મનુષ્ય પોતે સદાય અપવિત્ર અવસ્થામાં હોય તોપણ આ ગાયની ઉત્પત્તિકથાનું પઠન કરે છે, તે કળિયુગનાં સર્વ પાપથી મુક્ત થાય છે. એટલું જ નહિ, તે લક્ષ્મી, પુત્ર, ધન અને પશુઓને પણ નિરંતર સંપાદન કરે છે.[૩૨] હે રાજન્! હવ્ય, કવ્ય, તર્પણ, વાહન, શાંતિકર્મ, વસ્ત્ર અને વૃદ્ધ તથા બાળકની પ્રસન્નતા એ સર્વ

ગુણો કેવળ ગોદાનમાં જ સમાઈ જાય છે, માટે ગાયનું દાન કરનારો પુરુષ એ સર્વ ગુણોને સદા મેળવે છે.[૩૩]

વૈશંપાયન બોલ્યા: ભીષ્મપિતામહનું એ વાક્ય સાંભળ્યા પછી અજમીઢવંશી પૃથાપુત્ર યુધિષ્ઠિર પોતાના ભાઈઓને સાથે રાખીને નિરંતર ઉત્તમ બ્રાહ્મણોને સુવર્ણ સમાન વર્ણવાળી (કપિલા) ગાયોનું તથા બળદોનું દાન કરવા લાગ્યા.[૩૪] વળી યજ્ઞને ઉદ્દેશીને કંઈ દક્ષિણા આપવાની હોય ત્યારે પણ દિવ્ય લોકને જીતવા માટે તથા ઉત્તમ કીર્તિ સંપાદન કરવા માટે તે સેંકડો અને હજારો ગાયોનું બ્રાહ્મણોને દાન કરવા લાગ્યા.[૩૫]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ગાયોની ઉત્પત્તિનું કથન' નામનો અધ્યાય ૭૭મો સમાપ્ત

## अध्याय ७८मो

### ગો–ઉપનિષદ

॥ भीष्म उवाच ॥

**एतस्मिन्नेव काले तु वसिष्ठमृषिसत्तमम् ।**
**इक्ष्वाकुवंशजो राजा सौदासो वदतां वरः ॥ १ ॥**

ભીષ્મ બોલ્યા: ગાયોના એ ઉત્પત્તિ સમયે ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયેલો અને વક્તાઓમાં શ્રેષ્ઠ એવો રાજા સૌદાસ સર્વ લોકમાં વિચરનારા, સિદ્ધ, વેદના ભંડારરૂપ અને પુરાતન એવા પોતાના પુરોહિત ઋષિશ્રેષ્ઠ વસિષ્ઠને વંદન કરીને આ પ્રમાણે પૂછવા લાગ્યો.[૧,૨]

સૌદાસ બોલ્યો: હે નિર્દોષ ભગવાન! આ ત્રૈલોક્યમાં એવું પવિત્ર શું કહેવાય છે કે, મનુષ્ય તેનું નિત્ય પઠનપાઠન કરીને ઉત્તમ પુણ્યને પ્રાપ્ત કરે?[૩]

ભીષ્મ બોલ્યા: ત્યારે પવિત્ર અને વિદ્વાન એવા મહર્ષિ વસિષ્ઠે પોતાને પ્રણામ કરીને પૂછનારા એ સૌદાસને સર્વનું હિત કરનારું આ ગાયોની ઉપનિષદરૂપ વચન ગાયોને નમસ્કાર કરીને કહેવા માંડ્યું:[૪] 'ગાયો સુગંધવાળી હોય છે અને ગૂગળના જેવા ગંધવાળી હોય છે. ગાયો પ્રાણીમાત્રની પ્રતિષ્ઠારૂપ હોય છે અને મોટા કલ્યાણના આશ્રયસ્થાનરૂપ હોય છે.[૫] ગાયો ભૂત તથા ભવિષ્યરૂપ હોય છે, સનાતન કાળની પુષ્ટિરૂપ છે અને લક્ષ્મીનું મૂળ છે. માટે ગાયને આપેલું કદી વૃથા થતું નથી.[૬] ગાયો શ્રેષ્ઠ અન્નરૂપ છે, દેવતાઓના ઉત્તમ હવિષ સાધનરૂપ છે અને સ્વાહાકાર તથા વષટ્કાર પણ ગાયોમાં જ નિત્ય સ્થિતિ કરી રહ્યા છે.[૭] ગાયો યજ્ઞના ફળરૂપ છે, ગાયોને આધારે યજ્ઞો ટકી રહ્યા છે, ગાયો ભૂત તથા ભવિષ્યની મૂર્તિ છે અને ગાયોમાં સર્વ યજ્ઞો સ્થિતિ કરી રહ્યા છે.[૮] હે મહાતેજસ્વી રાજા! સાયંકાળે તથા પ્રાતઃકાળે જ્યારે નિત્યહોમ કરવાનો સમય થાય છે, ત્યારે ગાયો જ ઋષિઓને હોમસાધન અર્પણ કરે છે.[૯] હે સમર્થ રાજા! જે પુરુષો ગાયનું દાન કરે છે, તેઓ મહાભયંકર પ્રકારનાં હરકોઈ પાપકર્મ કરીને પણ સર્વ પાપોને તરી જાય છે.[૧૦] જે પુરુષની પાસે દશ ગાયો હોય, તેણે એક ગાયનું દાન કરવું; જેની પાસે સો ગાયો હોય, તેણે દશ ગાયોનું દાન કરવું અને જેની પાસે હજાર ગાયો હોય, તેણે સો ગાયોનું દાન કરવું. આ સર્વ દાતાઓને એકસરખું જ ફળ મળે છે.[૧૧] જે પુરુષ સો ગાયનો માલિક હોવા છતાં અગ્નિહોત્રથી રહિત હોય, જે પુરુષ હજાર ગાયોનો માલિક હોવા છતાં યજ્ઞયાગ કરતો ન હોય અને જે પુરુષ સમૃદ્ધિમાન હોવા છતાં લોભવૃત્તિનો હોય, તે ત્રણે જણા પૂજાસત્કારને યોગ્ય ગણાતા નથી.[૧૨] જે પુરુષો વાછરડા સાથેની, ઉત્તમ શીલવાળી તથા વસ્ત્ર ઓઢાડેલી એક કપિલા ગાયનું કાંસાના દોહનપાત્ર

સાથે દાન કરે છે, તેઓ આ લોકને તથા પરલોકને જીતે છે.[13] હે શત્રુતાપન રાજા! જે પુરુષો યુવાન, ઇંદ્રિયોની શક્તિવાળા, સેંકડો ગાયોનાં ટોળાંના પતિ, સર્વ બળદોમાં શ્રેષ્ઠ, મોટાં મોટાં શિંગડાંવાળા, અને સર્વ અલંકારોથી શણગારેલા એક બળદનું ઉત્તમ શ્રોત્રિય બ્રાહ્મણને દાન કરે છે, તેઓ પ્રત્યેક જન્મમાં ઐશ્વર્યને પામે છે.[14,15] હરકોઈ મનુષ્યે ગાયોનું નામકીર્તન કર્યા વિના સૂવું નહિ, ગાયોનું નામસ્મરણ કર્યા વિના ઊઠવું નહિ અને સાયંકાળે તથા પ્રાતઃકાળે ગાયોને નમસ્કાર કરવા; કેમ કે તેથી મનુષ્ય પોષણ પામે છે.[16] ગાયોનાં મૂત્ર કે છાણની સૂગ કરવી નહિ, તેમ જ ગાયોના માંસનું કદી ભક્ષણ કરવું નહિ; કેમકે તેમ કરવાથી ગાયોની વૃદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે.[17] ગાયોનું નિત્ય કીર્તન કરવું, પણ ગાયોનું કદી અપમાન કરવું નહિ. મનુષ્યને જો દુષ્ટ સ્વપ્ન જોવામાં આવે, તો તેણે ગાયનું કીર્તન કરવું.[18] મનુષ્યે નિત્ય ગાયના મૂત્ર અને છાણથી સ્નાન કરવું અને ગાયના છાણા ઉપર બેસવું, પણ તેણે કદી ગાય સામે બડખા, મૂત્ર કે વિષ્ટાનો ત્યાગ કરવો નહિ અને ગાયને કદી મારવી નહિ. ગાયના ચામડાને જળના પ્રોક્ષણથી ભીનું કરી તેના પર બેસીને ભોજન કરવું. તે સમયે પશ્ચિમ દિશા તરફ મુખ રાખવું, મૌનવ્રત ધારણ કરવું અને પૃથ્વી પર ગાયના ઘી સાથે ભોજન કરવું. આ વ્રત ધારણ કરીને પણ નિત્ય ગાયોની પુષ્ટિ મેળવી શકાય છે.[19,20] ગાયના ઘી વડે અગ્નિમાં હોમ કરવો, ગાયના ઘી વડે સ્વસ્તિવાચન કરવું, ગાયના ઘીનું દાન કરવું અને ગાયના ઘીનું પ્રાશન કરવું, તેથી નિત્ય ગાયોની પુષ્ટિ પામી શકાય છે.[21] જે પુરુષ 'गोमाँ अग्नेविमाँ अश्वी' એ ગોમતી મંત્રથી તત્કાળની ગાયને મંત્રીને તેમ જ એ તિલ[illegible] [illegible]થી યુક્ત કરીને દાનમાં આપે છે, તેને કરેલાં કે નહિ કરેલાં કર્મોના સંબંધમાં કદી શોક કરવો પડતો નથી.[22] જેમ નદીઓ સમુદ્રને પ્રાપ્ત થાય છે, તેમ સુવર્ણનાં શિંગડાંવાળી તથા દૂધને સ્રવનારી સુરભિઓ અને સૌરભેયી-ગાયો મને પ્રાપ્ત થાઓ.[23] હું નિત્ય ગાયોનાં દર્શન કરું છું અને ગાયો નિત્ય મારાં દર્શન કરો. ગાયો સદાય અમારી છે અને અમે સદાય ગાયોના છીએ. જે સ્થળે ગાયોનો નિવાસ છે, તે સ્થળે અમે નિવાસ કરીએ.[24] આમ રાત્રિદિવસ સુખના સમયે, દુઃખના સમયે અથવા મહાભયના સમયે મનુષ્ય કીર્તન કરે છે, તો સર્વ પ્રકારના ભયથી મુક્ત થાય છે.[25]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ગોપ્રદાનિક' નામનો અધ્યાય ૭૮ મો સમાપ્ત

## અધ્યાય ૭૯ મો

### ગોપ્રદાનફળ

॥ वसिष्ठ उवाच ॥

**शतं वर्षसहस्राणां तपस्तप्तं सुदुष्करम् ।**
**गोभिः पूर्वं विसृष्टाभिर्गच्छेम श्रेष्ठतामिति ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યા : પૂર્વે જ્યારે ગાયોની ઉત્પત્તિ થઈ, ત્યારે તેમણે 'અમે સર્વ કરતાં શ્રેષ્ઠતાને પામીએ' એવા અભિપ્રાયથી એક લાખ વર્ષ સુધી મહાદુષ્કર તપ કર્યું હતું.[1] તપને અંતે ગાયોએ આ વર માગ્યો : 'આ લોકમાં જે સર્વ દક્ષિણાઓ માનવામાં આવે છે તેમાં અમે જ ઉત્તમ થઈએ. હે શત્રુતાપન બ્રહ્મદેવ! અમે કોઈ પ્રકારના દોષથી ન લેપાઈએ.[2] મનુષ્ય અમારા છાણથી સ્નાન કરીને સર્વદા પવિત્ર થાય અને દેવો તથા મનુષ્યો અમારા છાણ વડે સર્વ અર્થને પવિત્ર કરે.[3] હે માનદ! સર્વ સ્થાવરજંગમ પ્રાણીઓ અમારા છાણનો ઉપયોગ કરે અને અમારું દાન કરનારા પુરુષો અમારા લોકમાં ગતિ કરે.' ત્યારે [illegible] [illegible] 'तथास्तु' [illegible]ીને તેમને

તે વર આપ્યો. વળી તે પ્રભુએ તેમને વિશેષમાં કહ્યું કે, 'તમે સર્વ લોકોનો ઉદ્ધાર કરો.[૪,૫] તે પછી ભૂતભવિષ્યની માતારૂપ તે ગાયો સર્વ મનોરથોને સિદ્ધ કરીને તપશ્ચરણમાંથી ઊઠી. આવા હેતુથી જ ગાયો પ્રાતઃકાળમાં નમસ્કાર કરવા યોગ્ય છે અને એ રીતે ગાયોને નમસ્કાર કરનારો પુરુષ પુષ્ટિને પામે છે.[૬] હે મહારાજ! તપશ્ચર્યા કરી લીધા પછી ગાયો લોકોનું કલ્યાણ કરવામાં જ તત્પર થઈ છે, માટે ગાયો મહાભાગ્યશાળી હોઈને પરમ પવિત્ર કહેવાય છે.[૭] એટલું જ નહિ, તે ગાયો પ્રાણીમાત્રના મસ્તક ઉપર સ્થિતિ કરી રહી છે. જે મનુષ્ય સમાન વર્ણના વાછરડાવાળી, ઉત્તમ દૂધને આપનારી, ઉત્તમ શીલવાળી અને વસ્ત્રથી ઢંકાયેલી એક કપિલા ગાયનું દાન કરે છે, તે બ્રહ્મલોકમાં પૂજાય છે.[૮] વળી લાલ વર્ણવાળી, સમાન વર્ણના વાછરડાવાળી, ઉત્તમ દૂધ આપનારી, ઉત્તમ સ્વભાવની અને વસ્ત્રથી ઢંકાયેલી એક ગાયનું દાન આપીને મનુષ્ય સૂર્યલોકમાં પૂજાય છે.[૯] તેમ જ સમાન વર્ણના વાછરડાવાળી, ઉત્તમ દૂધને આપનારી, ઉત્તમ શીલવાળી અને વસ્ત્રથી ઢંકાયેલી કાબરચીતરી ગાયનું દાન કરીને મનુષ્ય ચંદ્રલોકમાં પૂજાય છે.[૧૦] જે એક ગાય સમાન વર્ણના વાછરડાવાળી, શ્વેત વર્ણની, ઉત્તમ દૂધ આપનારી, ઉત્તમ વ્રતવાળી અને વસ્ત્રથી ઢંકાયેલી હોય છે, તેનું દાન કરીને મનુષ્ય ઇંદ્રલોકમાં પૂજાય છે.[૧૧] વળી જે પુરુષ સમાન વર્ણના વાછરડાવાળી, દૂધને આપનારી અને ઉત્તમ સ્વભાવની એક કાળી ગાયને વસ્ત્ર ઓઢાડીને દાનમાં આપે છે, તે અગ્નિના લોકમાં પૂજાય છે.[૧૨] વળી સમાન વર્ણના વાછરડાવાળી, દૂધને દેનારી, ઉત્તમ વ્રતવાળી અને વસ્ત્રથી ઢંકાયેલી એક ભૂખરા વર્ણની ગાયનું દાન કરીને મનુષ્ય યમલોકમાં પૂજાય છે.[૧૩] જે ગાયનો વર્ણ જળના ફીણ જેવો હોય, તે ગાયને વસ્ત્ર ઓઢાડીને વાછરડા સહિત અને કાંસાના દોહનપાત્ર સહિત દાનમાં આપીને મનુષ્ય વરુણના લોકને સંપાદન કરે છે.[૧૪] જે ગાયનો વર્ણ વાયુએ ઉડાડેલી રજના જેવો હોય તે ગાયને વસ્ત્ર ઓઢાડીને તેના વાછરડાની સાથે અને દોહવાના કાંસાના પાત્રની સાથે દાનમાં આપીને મનુષ્ય વાયુલોકમાં પૂજાય છે.[૧૫] જે ગાયનો વર્ણ સુવર્ણ સમાન પિંગટ હોય અને જેનાં નેત્રો પિંગળાં હોય, તે ગાયને વસ્ત્ર ઓઢાડીને વાછરડાની સાથે તથા કાંસાના દોહનપાત્ર સાથે દાનમાં આપીને મનુષ્ય કુબેરના લોકને પામે છે.[૧૬] જે ગાયનો વર્ણ પરાળ જેવો ભૂખરો હોય, તે ગાયને વસ્ત્ર ઓઢાડીને વાછરડાની સાથે અને કાંસાના દોહનપાત્રની સાથે દાનમાં આપીને મનુષ્ય પિતૃલોકમાં પૂજાય છે.[૧૭] જે ગાય પુષ્ટ હોય અને ગળે લટકતી લાંબી કામળીવાળી હોય, તેને તેના વાછરડાની સાથે દાનમાં આપીને મનુષ્ય સર્વ સંકટરહિત વિશ્વેદેવાના શ્રેષ્ઠ સ્થાનને પામે છે. વળી સમાન વર્ણના વાછરડાવાળી, દૂધને દેનારી, ઉત્તમ સ્વભાવની અને વસ્ત્રથી ઢંકાયેલી એક ગૌરવર્ણી ગાયનું દાન કરીને મનુષ્ય વસુઓના લોકમાં પૂજાય છે.[૧૮,૧૯] જે મનુષ્ય ઉજ્જ્વળ કામળાના વર્ણ સમાન કાંતિવાળી એક ગાયને વસ્ત્ર ઓઢાડીને વાછરડા સહિત તથા કાંસાના દોહનપાત્ર સહિત દાનમાં આપે છે, તે મનુષ્ય સાધ્યોના લોકને પામે છે.[૨૦] હે રાજન્! જે પુરુષ વિશાળ પીઠવાળા એક બળદને સર્વ જાતનાં રત્નોથી શણગારીને દાનમાં આપે છે તે પુરુષ મરુદ્‌ગણોના લોકને પામે છે.[૨૧] જે મનુષ્ય યોગ્ય વયના અને સુંદર અંગવાળા એક બળદને સર્વ રત્નોથી શણગારીને દાનમાં આપે છે, તે મનુષ્ય ગંધર્વો તથા અપ્સરાઓના લોકને પામે છે.[૨૨] જે એક બળદ ગળે લટકી રહેલી વિશાળ કામળી-

વાળો હોય છે, તેને સર્વ રત્નોથી શણગારીને દાનમાં આપનારો પુરુષ શોકથી રહિત થઈને પ્રજાપતિના લોકને પામે છે.[૨૩] હે રાજન્! ગાયો-નું દાન કરવામાં આસક્ત રહેનારો પુરુષ સૂર્ય સમાન પ્રદીપ્ત વિમાન વડે મેઘમંડળને ભેદીને સ્વર્ગમાં વિરાજમાન થાય છે.[૨૪] તે ગોદાન ઉપર પ્રીતિ રાખનારા શ્રેષ્ઠ પુરુષને સુંદર વસ્ત્રાલંકાર-ને ધારણ કરનારી અને સુંદર નિતંબવાળી હજારો દેવાંગનાઓ પોતાની સાથે આનંદ કરાવે છે.[૨૫] વળી તે પુરુષ જ્યારે સૂતો હોય છે, ત્યારે વીણા-ના તારના તથા ઝાંઝરોના ઝણઝણાટથી અને મૃગ સમાન નેત્રવાળી સુંદરીઓનાં મંદ હાસ્યોથી તેને જાગ્રત કરવામાં આવે છે.[૨૬] એટલું જ નહિ, તે ગોદાતા પુરુષ ગાયના શરીર ઉપર જેટલાં રુવાંટાં હોય છે, તેટલાં વર્ષો સુધી સ્વર્ગમાં પૂજાય છે અને પુણ્યનો ક્ષય થયા પછી જ્યારે સ્વર્ગમાંથી પડે છે ત્યારે પણ મનુષ્યલોકમાં કોઈ વિશાળ સમૃદ્ધિવાળા ઘરમાં જન્મે છે.[૨૭]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ગોદાનવર્ણન' નામનો અધ્યાય ૭૯મો સમાપ્ત

## अध्याय ८०मो

### ગોપ્રદાનફળ (ચાલુ)

॥ वसिष्ठ उवाच ॥

**घृतक्षीरप्रदा गावो घृतयोन्यो घृतोद्भवाः ।**
**घृतनद्यो घृतावर्तास्ता मे संतु सदा गृहे ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યા : ઘી અને દૂધને આપનારી, ઘીના ઉત્પત્તિસ્થાનરૂપ, ઘીને ઉત્પન્ન કરનારી, ઘીની નદીરૂપ અને ઘીના આવર્ત(ઘૂમરી)વાળી ગાયો મારે ઘેર સદાય રહો.[૧] ઘી મારા હૃદય-માં રહ્યું છે, ઘી મારી નાભિમાં રહ્યું છે, ઘી મારાં સર્વ ગાત્રોમાં અને મનમાં પણ નિત્ય રહ્યું છે.[૨] 'મારા અગ્રભાગમાં નિત્ય ગાયો જ રહો, મારા પાછળના ભાગમાં પણ ગાયો જ રહો અને મારી ચોતરફ નિત્ય ગાયો જ સ્થિતિ કરો; એટલે હું ગાયોની વચ્ચે જ નિવાસ કરું.[૩] આ પ્રમાણે જે પુરુષ સાયંકાળે અને પ્રાતઃકાળે આચમન કરીને નિત્ય જપ્યા કરે છે, તે દિવસે કરેલાં સર્વ પાપમાંથી મુક્ત થાય છે.[૪] જેઓ એક હજાર ગાયોનું દાન કરે છે, તેઓ જ્યાં સુવર્ણ-ના પ્રાસાદો ઝળકી રહ્યા છે, જ્યાં મંદાકિની નદી વહી રહી છે અને જ્યાં ગંધર્વો તથા અપ્સરાઓ વસી રહ્યાં છે ત્યાં જાય છે.[૫] વળી એક હજાર ગાયોનું દાન કરનારા પુરુષો જ્યાં માખણરૂપ કાદવવાળી, દૂધરૂપ જળવાળી અને દહીંરૂપ શેવાળથી ઊભરાઈ રહેલી નદીઓ વહી રહી છે ત્યાં જાય છે.[૬] જે પુરુષ એક લાખ ગાયો-નું વિધિપૂર્વક દાન કરે છે, તે પુરુષ આ લોક-માં મહાન અભ્યુદય સંપાદન કરીને સ્વર્ગલોક-માં પૂજાય છે.[૭] વળી તે પુરુષ માતૃપક્ષના તથા પિતૃપક્ષના દશ દશ પુરુષોને પુણ્યવંત લોકો પ્રાપ્ત કરાવી આપે છે તેમ જ પોતાના આખા કુળને પવિત્ર કરે છે.[૮] જે પુરુષ એક ગાયના પ્રમાણ જેટલી તલની ગાયનું દાન કરે છે, અથવા જળની ગાયનું દાન કરે છે, તેને યમ-લોકમાં કોઈ જાતની વેદના પ્રાપ્ત થતી નથી.[૯] ગાયો અત્યંત પવિત્ર છે, સર્વ જગતની પ્રતિષ્ઠા-રૂપ છે, દેવતાઓની પણ માતા છે અને પ્રમાણા-તીત ગુણો ધરાવનારી છે; માટે નિત્ય ગાયોનો સ્પર્શ કરવો, તેમની પ્રદક્ષિણા કરવી અને સમય-ની પરીક્ષા કરીને સુપાત્રને તેમનું દાન કરવું. જે મનુષ્ય મોટાં શિંગડાંવાળી એક કપિલા ગાય-ને વસ્ત્ર ઓઢાડીને તેના વાછરડા સહિત અને કાંસાના દોહનપાત્ર સહિત દાનમાં આપે છે, તે મનુષ્ય પણ યમરાજની દુર્ગમ સભામાં નિર્ભયતા-પૂર્વક જઈ શકે છે.[૧૦,૧૧] સુંદર રૂપવાળી, અનેક પ્રકારનાં સ્વરૂપવાળી, સમગ્ર જગતરૂપ અને જગત-

ની માતારૂપ ગાયો મારી સમીપ નિત્ય નિવાસ કરો, એમ હમેશાં કીર્તન કરવું.[૧૨] આ ગોદાન કરતાં વિશેષ પુણ્ય આપનારું બીજું કોઈ દાન નથી, આ ગોદાનના ફળ કરતાં અધિક પવિત્રતાવાળું બીજું કોઈ ફળ નથી અને સર્વ લોકોમાં ગાયો કરતાં વિશેષ ઉત્તમતાવાળું બીજું કોઈ પ્રાણી ભૂતકાળમાં થયું નથી તેમ ભવિષ્યકાળમાં થવાને યોગ્ય પણ નથી.[૧૩] ગાયો પોતાની ચામડીથી, રુવાંટાંથી, શિંગડાંથી, વાળથી, દૂધથી અને ઘીથી એકીસાથે યજ્ઞને સહાય કરી રહી છે, માટે તેનાથી અધિક બીજું શું હોય? જે ગાયરૂપી દેવતાથી આ સ્થાવરજંગમ સર્વ જગત વ્યાપ્ત થઈ રહ્યું છે અને જે ભૂત તથા ભવિષ્યની માતા છે, તે ગાયને હું મારું મસ્તક નમાવીને પ્રણામ કરું છું.[૧૪,૧૫] આમ હે રાજા! ગાયોના ગુણસમુદાયના અમુક એક ભાગનું જ મેં તારી પાસે વર્ણન કર્યું છે; માટે સંક્ષેપમાં એટલું જ કહી શકાય કે, ગાયોના દાન કરતાં બીજું શ્રેષ્ઠ દાન આ જગતમાં નથી અને ગાયના જેવું બીજું આશ્રય કરવા યોગ્ય કોઈ પ્રાણી નથી.[૧૬]

ભીષ્મ બોલ્યા : મહાત્મા સૌદાસરાજાએ વસિષ્ઠઋષિનું તે શ્રેષ્ઠ વચન લક્ષમાં લઈને નિયમપૂર્વક ગાયરૂપ પુષ્કળ ધનનું બ્રાહ્મણોને દાન આપવા માંડ્યું અને મરણ પછી દિવ્ય લોકોને પ્રાપ્ત કર્યા.[૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ગોપ્રદાનિક' નામનો અધ્યાય ૮૦ મો સમાપ્ત

# अध्याय ८१ मो

## ગાયોની શ્રેષ્ઠતા

॥ युधिष्ठिर उवाच ॥

पवित्राणां पवित्रं यच्छिष्टं लोके च यद्भवेत् ।
पावनं परमं चैव तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ! આ લોકમાં જે પ્રાણી સર્વ પવિત્રમાં પણ પવિત્ર હોય, સર્વ કરતાં શ્રેષ્ઠ હોય અને સર્વને પરમ પાવનકારી હોય, તે સંબંધમાં મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા : ગાયો મહાન અર્થોને સિદ્ધ કરનારી છે, સર્વના કરતાં પવિત્ર છે અને મનુષ્યોનો ઉદ્ધાર કરે છે. વળી તે ઘી અને દૂધ આપીને સર્વ પ્રજાઓનું પોષણ કરે છે.[૨] હે ભરતસત્તમ! આ જગતમાં ગાયોના કરતાં વિશેષ પવિત્ર બીજું કંઈ પણ નથી. તેથી ત્રણે લોકમાં ગાયોને જ પુણ્યદાયી, પવિત્ર અને શ્રેષ્ઠ માનવામાં આવી છે.[૩] ગાયો દેવોની ઉપરના લોકમાં નિવાસ કરે છે; તેથી મનુષ્ય ગાયોનું દાન કરીને પોતાનો ઉદ્ધાર કરે છે. વળી ઘણા વિદ્વાન પુરુષો ગાયોનું દાન કરીને સ્વર્ગલોકમાં જાય છે.[૪] માંધાતા, યૌવનાશ્વ, યયાતિ અને નહુષરાજા નિત્ય સેંકડો ને હજારો ગાયોનું દાન કરતા હતા.[૫] તેથી જ તેઓ દેવતાઓને પણ દુર્લભ એવા શ્રેષ્ઠ સ્થાનને પામ્યા છે. હે નિર્દોષ રાજા! આ વિષયમાં પણ એક પુરાણકથા હું તને કહું છું. એક સમયે મનને નિયમમાં રાખનારા, પવિત્ર અને બુદ્ધિમાન શુકદેવ દિવસનાં સર્વ કૃત્યોથી પરવાર્યા. પછી તેમણે ઋષિઓમાં ઉત્તમ અને લોકની ભૂતભવિષ્યની સ્થિતિને જોનારા પોતાના પિતા કૃષ્ણદ્વૈપાયન વ્યાસને વંદન કરીને પૂછ્યું કે, 'સર્વ યજ્ઞોમાં કયો યજ્ઞ ઉત્તમ ગણાય છે?[૬-૮] વિદ્વાનો કયું કર્મ કરીને શ્રેષ્ઠ સ્થાન પામે છે? હે પ્રભુ! કયું પવિત્ર કર્મ કરીને દેવતાઓ સ્વર્ગલોકને ભોગવે

છે?[૯] યજ્ઞનું 'યજ્ઞપણું' શું કહેવાય છે? શેમાં યજ્ઞ સમાયેલો છે? દેવોમાં ઉત્તમ શું ગણાય છે? સર્વ યજ્ઞોમાં પવિત્ર યજ્ઞ કયો?[૧૦] વળી સર્વ પવિત્ર વસ્તુઓમાં પવિત્ર વસ્તુ કઈ? હે પિતા આ બધું તમે મને કહો.' હે ભરતશ્રેષ્ઠ! આ વચન સાંભળીને પરમ ધર્મવેત્તા વ્યાસે એ સર્વ પ્રશ્નોના ઉત્તર યથાર્થ રીતે કહેવા માંડ્યા.[૧૧]

વ્યાસ બોલ્યા: ગાયો પ્રાણીમાત્રની પ્રતિષ્ઠારૂપ ગણાય છે, ગાયો સર્વના પરમ આશ્રયરૂપ છે, ગાયો પુણ્યદાયી અને પવિત્ર છે અને ગાયોરૂપી ધન સર્વને પવિત્ર કરનારું છે.[૧૨] અમે સાંભળ્યું છે કે, પૂર્વે ગાયો શિંગડાં વિનાની હતી;* તેથી તેમણે શિંગડાં સંપાદન કરવા માટે અવિનાશી પ્રભુ બ્રહ્મદેવનું આરાધન કર્યું હતું.[૧૩] તે સમયે, ગાયોને ઉપવાસમાં બેસી રહેલી જોઈને પ્રભુ બ્રહ્માએ તે પ્રત્યેક ગાયને ઇષ્ટ વર આપ્યો હતો.[૧૪] તે પછી જે ગાયને મનમાં જેવાં શિંગડાંની ઇચ્છા હતી, તેવાં શિંગડાં તેને ઉત્પન્ન થયાં. હે પુત્ર! તે દિવસથી આરંભીને ગાયો અનેક વર્ણવાળી તથા શિંગડાંઓવાળી થઈને શોભવા લાગી.[૧૫] એ રીતે બ્રહ્માનો વર પામેલી ગાયો હવ્ય તથા કવ્યને અર્પણ કરનારી હોઈને શુભ ગણાય છે. તેઓ પુણ્યદાયી છે, પવિત્ર છે, મોટા ભાગ્યવાળી છે, અને દિવ્ય આકૃતિ તથા લક્ષણોથી યુક્ત છે.[૧૬] માટે જ ગાયો મોટા દિવ્ય તેજરૂપ ગણાય છે અને ગાયોનું દાન પણ પ્રશંસાપાત્ર કહેવાય છે. જે સત્પુરુષો મત્સરનો ત્યાગ કરીને એ ગાયોનું દાન કરે છે, તેઓ પુણ્યશાળી કહેવાય છે. તેઓ સર્વ પ્રકારનાં દાનો આપનારા છે અને ગાયોના પવિત્ર લોકને પામે છે. હે બ્રાહ્મણશ્રેષ્ઠ! તે દિવ્ય લોકમાં મિષ્ટ ફળ આપનારાં અને દિવ્ય પુષ્પફળથી લચી રહેલાં ભરપૂર વૃક્ષો છે તથા સુગંધવાળાં દિવ્ય પુષ્પો છે.[૧૭–૧૯] ત્યાંની સર્વ ભૂમિ કેવળ મણિમય છે; ત્યાંનાં જળાશયો તદ્દન સુવર્ણની રેતીવાળાં છે, સર્વ ઋતુમાં સુખકારક સ્પર્શ કરી શકાય તેવાં છે, કાદવથી રહિત છે, અત્યંત સ્વચ્છ છે અને પવિત્ર છે. તે જળાશયો બાલસૂર્ય સમાન પ્રકાશવાળાં, મણિઓથી જડેલાં અને તદ્દન સુવર્ણનાં લાલ કમળોનાં વનોથી શોભી રહ્યાં છે. વળી તે દિવ્ય લોકમાં મહામૂલ્યવાન મણિઓ સમાન પાંખડીઓવાળાં અને સુવર્ણ સમાન પ્રદીપ્ત કેસરાવાળાં નીલવર્ણનાં કમળોથી યુક્ત એવાં અનેક સરોવરો છે.[૨૦–૨૨] ત્યાં પ્રફુલ્લિત કરેણનાં વનોથી, હજારો લતાજાળોથી ઢંકાયેલાં કલ્પવૃક્ષોનાં વનોથી અને બીજાં અનેક પ્રફુલ્લિત થયેલાં વૃક્ષોથી શોભી રહેલી સુંદર નદીઓ છે. તે નદીઓ નિર્મળ મોતીઓથી, મહાકાંતિમાન મણિઓથી અને સુવર્ણથી અલંકૃત કાંઠાઓ વડે શોભી રહી છે.[૨૩,૨૪] વળી તે નદીઓ ઉપર જાણે સર્વ પ્રકારનાં રત્નોથી ભરેલાં ચિત્રવિચિત્ર ઉત્તમ વૃક્ષો છે. તે વૃક્ષો સુવર્ણમય છે અને તેમાંનાં કેટલાંક અગ્નિ સમાન પ્રભાવાળાં છે.[૨૫] એ દિવ્ય લોકોમાં સુવર્ણના અનેક પર્વતો પ્રકાશી રહ્યા છે. તે પર્વતો મણિ તથા રત્નોની શિલાઓથી વ્યાપ્ત છે અને ઊંચાં તથા સુંદર એવાં સર્વ રત્નમય શિખરોથી ઝળકી રહ્યા છે.[૨૬] હે ભરતશ્રેષ્ઠ! તે દિવ્ય લોકમાં નિત્ય પુષ્પફળવાળાં અને પક્ષીઓથી વ્યાપ્ત એવાં અનેક વૃક્ષો છે અને તેમનાં ગંધ, રસ, પુષ્પ તથા ફળ દિવ્ય છે.[૨૭] હે યુધિષ્ઠિર! જેઓ પુણ્યકર્મ કરનારા હોય છે, તેઓ સર્વ ઇષ્ટ વૈભવોથી સમૃદ્ધિમાન થઈને તેમ જ શોક અને સંતાપથી રહિત થઈને એ દિવ્ય લોકમાં

---

* આ વાતને પુષ્ટિ આપનારું આવું વેદવાક્ય પણ છે गावो वै सत्रमासत शफान् शृङ्गाणि सिषासत्यस्तासां दशमे मासि शफाः शृङ्गाण्यजायत। ગાયોને ખરીઓ તથા શિંગડાં મેળવવાની ઇચ્છા થઈ, તેથી તેમણે યજ્ઞનો આરંભ કર્યો, એટલે દશમે મહિને તેમને ખરીઓ તથા શિંગડાં પ્રાપ્ત થયાં.

નિત્ય આનંદ કરે છે.[૨૮] હે ભારત! પુણ્યકર્મ કરનારા યશસ્વી પુરુષો ત્યાં અદ્ભુત અને રમણીય વિમાનોમાં વિહાર કરીને પ્રસન્ન થાય છે.[૨૯] હે રાજા! અપ્સરાઓના સુંદર સમુદાયો તે પુરુષોને રમણ કરાવે છે. હે યુધિષ્ઠિર! મનુષ્ય ગાયનું દાન કરીને એ દિવ્ય લોકોને પામે છે.[૩૦] હે બ્રહ્મન્! જે દિવ્ય લોકોનો અધિપતિ બળવાન પૂષાદેવ અને બળવાન વાયુ છે, તેમ જ જે લોકોના ઐશ્વર્યનો રાજા વરુણદેવ છે, તે લોકોમાં ગાયનું દાન કરનારા પુરુષ જાય છે. વળી તે જ પ્રમાણે 'युगंधरा, सुरूपा, बहुरूपा, विश्वरूपा અને मातर' એવાં પ્રજાપતિએ કહેલાં નામોનો નિત્ય જપ કરનાર પુરુષ પણ નિયમિત વ્રત ધારણ કરનારો હોઈને તે દિવ્ય લોકોમાં જાય છે.[૩૧,૩૨] જે પુરુષ ગાયોની સેવા કરે છે અને જે પુરુષ સર્વ પ્રકારે તેમને અનુસરે છે, તેના પર ગાયો પ્રસન્ન થાય છે અને તેને અત્યંત દુર્લભ વરો પણ આપે છે.[૩૩] કદી મનથી પણ ગાયોનો દ્રોહ કરવો નહિ; પરંતુ નિત્ય તેમને સુખ આપવું, સદાકાળ તેમની પૂજા કરવી અને નમસ્કારપૂર્વક તેમનો સત્કાર કરવો.[૩૪] જે પુરુષ ઇંદ્રિયોનો નિગ્રહ કરીને તથા મનને નિત્ય પ્રસન્ન રાખીને ગાયોની ભક્તિ કરે છે, તે પુરુષને પરલોકમાં ગાયોના જેવી સમૃદ્ધિ મળે છે. જેને ગાયોની પુષ્ટિની ઇચ્છા હોય, તેણે ત્રણ દિવસ ઉષ્ણ ગોમૂત્ર પીવું અને ત્રણ દિવસ ગાયનું દૂધ ઊનું કરીને પીવું. એ રીતે ત્રણ દિવસ ગાયોના ઉષ્ણ દૂધનું પાન કરીને બીજા ત્રણ દિવસ ગાયનું ઘી ઊનું કરીને પીવું. આમ ત્રણ દિવસ ઊનું ઘી પીધા પછી ત્રણ દિવસ વાયુનું ભક્ષણ કરવું. એ રીતે કર્યા પછી, ગાયના જે પવિત્ર ઘીથી દેવતાઓ ઉત્તમ લોકને ભોગવી રહ્યા છે અને જે સર્વ પવિત્રમાં પણ પવિત્ર ગણાય છે, તે ગાયના ઘીને મસ્તક ઉપર ધારણ કરવું. વળી ગાયના ઘીથી અગ્નિમાં હોમ કરવો, ગાયના ઘીથી સ્વસ્તિવાચન કરાવવું, ગાયના ઘીનું પ્રાશન કરવું અને ગાયના ઘીનું દાન કરવું. આ રીતે કરવાથી મનુષ્ય ગાયોની પુષ્ટિને પામે છે.[૩૫-૩૮] જે પુરુષ ગાયના છાણમાંથી નીકળેલા જવની કાંજી બનાવીને એક મહિના સુધી ખાય છે, તે પુરુષ બ્રહ્મહત્યા જેવા સર્વ પાપથી મુક્ત થઈને શુદ્ધ થાય છે.[૩૯] પૂર્વે દૈત્યોએ જ્યારે દેવોનો પરાજય કર્યો હતો, ત્યારે દેવોએ આ જ પુણ્ય કર્યું હતું (અર્થાત્ ગાયના છાણમાંથી નીકળેલા જવની કાંજીનું ભક્ષણ કરવારૂપ વ્રત કર્યું હતું), તેથી તેઓ પુનઃ દેવપણાને પામ્યા હતા, સિદ્ધ થયા હતા અને મહાબળવાન થયા હતા.[૪૦] ગાયો પવિત્ર છે, પુણ્યદાયી છે અને પરમ પાવનકારી મહાન પ્રાણી છે. માટે બ્રાહ્મણોને ગાયોનું દાન કરીને મનુષ્ય સ્વર્ગના લોકને પામે છે.[૪૧] જે પુરુષ સ્નાનાદિકથી પવિત્ર થઈને ગાયોની વચ્ચે બેસી, પવિત્ર જળથી આચમન કરીને પૂર્વોક્ત ગોમતી મંત્રનો મનમાં જપ કરે છે, તે પુરુષ પવિત્ર અને નિર્મળ થાય છે.[૪૨] જે બ્રાહ્મણો વિદ્યાસ્નાત, વેદસ્નાત અને વ્રતસ્નાત હોઈને પુણ્યકર્મ કરનારા હોય છે, તેમણે અગ્નિની વચ્ચે, ગાયોની વચ્ચે અથવા બ્રાહ્મણોની સભા વચ્ચે બેસીને પોતાના શિષ્યોને યજ્ઞ તુલ્ય ગોમતી મંત્રનો અભ્યાસ કરાવવો. જે મનુષ્ય ત્રણ દિવસ ઉપવાસી રહીને ગોમતી મંત્રનો જપ કરે છે, તેને ગોમતી મંત્રમાં કહેવામાં આવેલો વર પ્રાપ્ત થાય છે.[૪૩,૪૪] જેને પુત્ર મેળવવાની ઇચ્છા હોય તે ગોમતી મંત્રનો જપ કરીને પુત્ર મેળવે છે, જેને ધન મેળવવાની ઇચ્છા હોય તે ગોમતી મંત્રનો જપ કરીને ધન મેળવે છે, જેને પતિ મેળવવાની ઇચ્છા હોય તે ગોમતી મંત્રનો જપ કરીને પતિને મેળવે છે. એટલું જ નહિ, મનુષ્ય ગોમતી મંત્રનો જપ કરીને સર્વ

કામનાઓને સંપાદન કરે છે. વળી જો ગાયોનું સેવન કરવામાં આવે છે, તો તેઓ પણ પ્રસન્ન થઈને સર્વ ઇષ્ટ પદાર્થોને અર્પણ કરે છે, એમાં કંઈ સંશય નથી.[૪૫] એ પ્રમાણે ગાયો મોટા ભાગ્યવાળી છે, યજ્ઞમાં ઉપયોગી છે અને સર્વ કામનાઓને આપનારી છે, એમ તારે જાણવું. આ ગાયોના કરતાં બીજું કોઈ પણ પ્રાણી ઉત્તમ નથી.[૪૬]

પોતાના મહાત્મા પિતાએ એ રીતે કહ્યું, એટલે મહાતેજસ્વી શુકદેવે ગાયોની નિત્ય પૂજા કરવા માંડી. માટે તું પણ ગાયોની પૂજા કર.[૪૭]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ગોપ્રદાનિક' નામનો અધ્યાય ૮૧ મો સમાપ્ત

## अध्याय ८२मो

### ગોમૂત્ર અને ગોમય(છાણ)માં લક્ષ્મીદેવીનો વાસ

॥ युधिष्ठिर उवाच ॥

**मया गवां पुरीषं वै श्रिया जुष्टमिति श्रुतम् ।**
**एतदिच्छाम्यहं श्रोतुं संशयोऽत्र पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ ! મેં સાંભળ્યું છે કે, લક્ષ્મીદેવીએ પોતે ગાયોના છાણને સેવ્યું છે, તો એ વિષે મને સંશય રહે છે, માટે મને તે સંબંધમાં સાંભળવાની ઇચ્છા છે.[૧]

ભીષ્મ બોલ્યા : હે ભરતશ્રેષ્ઠ રાજા ! આ વિષયમાં પણ ગાયોની સાથે થયેલા લક્ષ્મીના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૨] એક સમયે લક્ષ્મીએ સુંદર શરીર ધારણ કરીને ગાયોની વચ્ચે પ્રવેશ કર્યો, ત્યારે તેની રૂપસંપત્તિ જોઈને ગાયો વિસ્મય પામી.[૩]

ગાયો બોલી : હે દેવી ! પૃથ્વી પર આવું અનુપમ સ્વરૂપ ધારણ કરનારી તું કોણ છે ? તું ક્યાંથી આવી છે ? હે મહાભાગ્યવતી ! તારી રૂપસંપત્તિ જોઈને અમે વિસ્મય પામીએ છીએ.[૪] અમે તારા સંબંધમાં જાણવા ઇચ્છીએ છીએ કે, તું કોણ છે અને ક્યાં જવા ધારે છે ? હે સુંદરવર્ણી ! અમારા એ સર્વ પ્રશ્નોનો તું અમને યથાર્થ ઉત્તર આપ.[૫]

લક્ષ્મી બોલી : તમારું કલ્યાણ થાઓ. હું સર્વ લોકને પ્રિય છું, મારું નામ શ્રી છે અને હું સર્વ જગતમાં પ્રસિદ્ધ છું. મેં દૈત્યોનો ત્યાગ કર્યો છે, તેથી તેઓ સદાકાળને માટે નષ્ટ થઈ ગયા છે.[૬] મેં ઇંદ્ર, યમ, ચંદ્ર, વિષ્ણુ, વરુણ અને અગ્નિ વગેરે દેવોનો આશ્રય કર્યો છે, તેથી તેઓ સર્વ સદાકાળને માટે આનંદ કરી રહ્યા છે.[૭] વળી હું જ્યારે ઋષિઓનો અને દેવતાઓનો સ્વીકાર કરું છું, ત્યારે જ તેઓ સિદ્ધ થાય છે; પરંતુ હું જેમનો સ્વીકાર કરતી નથી, તેઓ સર્વ પ્રકારે વિનાશ પામે છે.[૮] જ્યારે હું ધર્મ, અર્થ અને કામ એ પુરુષાર્થોનો સ્વીકાર કરું છું, ત્યારે જ તેઓ સુખજનક થઈ શકે છે. હે સુખ આપનારી ગાયો ! તમે મને આવી પ્રભાવવાળી જાણો.[૯] હું હવે તમારે વિષે નિત્ય નિવાસ કરવા ઇચ્છું છું. માટે હું તમારી પાસે આવીને પ્રાર્થના કરું છું કે, તમે હવે શ્રીયુક્ત થાઓ.[૧૦]

ગાયો બોલી : તું ચંચળ છે, ચપળ છે અને અનેકની સાથે સામાન્ય રીતે રહેનારી છે. માટે તને સાથે રાખવાની અમને ઇચ્છા નથી. તેથી તને જ્યાં આનંદ મળતો હોય ત્યાં તું જા. તારું કલ્યાણ થાઓ.[૧૧] અમે સર્વ સ્વાભાવિક રીતે જ શરીરસંપત્તિવાળી છીએ, તો હવે તારે લીધે અમને શી વિશેષતા પ્રાપ્ત થવાની છે ? માટે તું તારી ઇચ્છામાં આવે ત્યાં જા. તેં અમને અમારા પ્રશ્નનો ઉત્તર આપીને કૃતકૃત્ય કરી છે.

લક્ષ્મી બોલી : હે ગાયો ! તમે મને અભિનંદન આપતાં નથી, એ શું તમને યોગ્ય છે ?

હું અત્યંત દુર્લભ છું, છતાં તમે શા માટે મારો સ્વીકાર કરતી નથી?[૧૨,૧૩] હે ઉત્તમ વ્રતવાળી ગાયો! ખરેખર, આ લોકકહેવત સત્ય જ છે કે, જે મનુષ્ય વણબોલાવ્યો આવે છે, તે અપમાન પામે છે. (અર્થાત્ વગર બોલાવ્યો બોલે તે તણખલાને તોલે.)[૧૪] મનુષ્યો મોટું ઉગ્ર તપ કરીને પણ મારું સેવન કરે છે અને દેવો, દાનવો, ગંધર્વો, પિશાચો, સર્પો તથા રાક્ષસો પણ મારી સેવા કરે છે.[૧૫] આવો મારો પ્રભાવ છે. માટે હે ગાયો! તમે મારો સ્વીકાર કરો. હે સૌમ્ય ગાયો! આ સ્થાવરજંગમ ત્રૈલોક્યમાં હું કદી અપમાનપાત્ર જ નથી.[૧૬]

ગાયો બોલી : હે દેવી! અમે તારું અપમાન કરતાં નથી, તેમ તારો તિરસ્કાર પણ કરતાં નથી. માત્ર તું અસ્થિર સ્વભાવની છે અને તારું ચિત્ત ઘણું ચંચળ છે, તેથી જ અમે તારો ત્યાગ કરીએ છીએ. માટે હવે વધારે કહેવાથી શું? માત્ર તને જ્યાં જવાની ઇચ્છા હોય ત્યાં તું જા. હે નિર્દોષ દેવી! અમે સર્વ સુંદર શરીરવાળી છીએ, તેથી અમને તારું શું પ્રયોજન છે?[૧૭,૧૮]

લક્ષ્મી બોલી : 'હે માન આપનારી ગાયો! તમે મારું અપમાન કરશો, તેથી હું સર્વ લોકોમાં અપમાનપાત્ર થઈશ; માટે તમે મારા પર કૃપા કરો.[૧૯] તમે મહાભાગ્યશાળી છો અને શરણે આવનારનું રક્ષણ કરનારી છો. હુ તમારે શરણે આવી છું, નિત્ય તમારી સેવા કરનારી છું અને નિર્દોષ છું, તો તમે મારી રક્ષા કરો.[૨૦] તમે નિરંતર કલ્યાણરૂપ છો, માટે હું તમારા તરફથી માનને ઇચ્છું છું. હું તમારા હરકોઈ નિંદ્ય અંગમાં પણ નિવાસ કરવાની ઇચ્છા રાખું છું. બાકી તમારાં અંગોમાં એક પણ અંગ નિંદ્ય જોવામાં આવતું નથી, કેમ કે તમે નિર્દોષ છો, પુણ્યદાયી છો, પવિત્ર છો અને ભાગ્યશાળી છો. તમે મને આજ્ઞા આપો.[૨૧,૨૨] કહો, હું તમારા કયા અંગમાં નિવાસ કરું?' લક્ષ્મીએ એ પ્રમાણે કહ્યું, એટલે દીન ઉપર વત્સલતા રાખનારી તે પવિત્ર ગાયોએ એકત્ર મળીને વિચાર કર્યો. પછી હે રાજા! તેમણે લક્ષ્મીને કહ્યું : 'હે યશસ્વિની! તને અમારે અવશ્ય માન આપવું જોઈએ. તું અમારા છાણમાં તથા મૂત્રમાં નિવાસ કર; કેમ કે હે શુભા! અમારું છાણમૂત્ર પવિત્ર છે.[૨૩,૨૪]

લક્ષ્મી બોલી : તમે મારા પર અનુગ્રહ કરવારૂપ કૃપા કરી છે, તે મારું અહોભાગ્ય છે. ભલે, હું તમારા છાણમાં અને મૂત્રમાં નિવાસ કરીશ. હે સુખપ્રદ ગાયો! તમે મને માન આપ્યું છે, માટે તમારું કલ્યાણ થાઓ.[૨૫]

હે ભારત! એ પ્રમાણે ગાયોની સાથે સંકેત કરીને લક્ષ્મી ગાયોના દેખતાં જ ત્યાં અંતર્ધાન થઈ ગઈ.[૨૬] હે પુત્ર! એ રીતે મેં તારી પાસે ગાયના છાણના માહાત્મ્યનું વર્ણન કર્યું. હવે પુનઃ હું તને ગાયોનું માહાત્મ્ય કહું છું. તું તેનું શ્રવણ કર.[૨૭]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'લક્ષ્મી અને ગાયનો સંવાદ' નામનો અધ્યાય ૮૨ મો સમાપ્ત

## અધ્યાય ૮૩ મો

### ગોલોકવર્ણન

॥ भीष्म उवाच ॥

**ये च गां संप्रयच्छन्ति हुतशिष्टाशिनश्च ये।**
**तेषां सत्राणि यज्ञाश्च नित्यमेव युधिष्ठिर ॥ १॥**

ભીષ્મ બોલ્યા : હે યુધિષ્ઠિર! જેઓ ગાયનું દાન કરે છે અને વૈશ્વદેવ કર્યા પછી બાકી રહેલા અન્નનું ભોજન કરે છે, તેમને નિત્ય સત્ર અને યજ્ઞોનું ફળ મળે છે.[૧] આ લોકમાં દહી-ઘી વિના કદી યજ્ઞ થઈ શકે નહિ, માટે યજ્ઞનું યજ્ઞપણું દહીં અને ઘીથી જ સિદ્ધ થાય છે. આ હેતુથી જ ગાયોને યજ્ઞનું મૂળ કહેવામાં આવે છે.[૨] સર્વ

દાનોમાં ગાયોનું દાન વિશેષ પ્રશંસનીય ગણાય છે; કારણ કે ગાયો શ્રેષ્ઠ છે, પવિત્ર છે અને સર્વને પવિત્ર કરનાર શ્રેષ્ઠ પ્રાણી છે.[૩] પોતાની તથા ગાયોની પુષ્ટિને માટે તેમજ પોતાના સર્વ ઉપદ્રવોની શાંતિને માટે પ્રત્યેક મનુષ્યે નિત્ય ગાયોનું સેવન કરવું. વળી ગાયોનું દૂધ, દહીં અને ઘી પણ સર્વ પાપમાંથી મુક્ત કરનાર છે.[૪] હે ભરતશ્રેષ્ઠ ! આ લોકમાં તથા પરલોકમાં પણ ગાયોને પરમ તેજરૂપ કહેવામાં આવી છે અને ગાયો કરતાં અત્યંત પવિત્ર એવું બીજું કંઈ પણ નથી.[૫] હે યુધિષ્ઠિર ! આ વિષયમાં પણ બ્રહ્મદેવ અને ઇંદ્રના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૬]

પૂર્વે સર્વ દૈત્યો હાર્યા, ત્યારે ઇંદ્ર ત્રિભુવનનો રાજા થયો અને સત્યધર્મમાં પરાયણ રહેનારી સર્વ પ્રજાઓ પણ અત્યંત હર્ષ પામી.[૭] પછી હે કુંતાપુત્ર ! એક સમયે ઋષિઓ, ગંધર્વો, કિન્નરો, સર્પો, રાક્ષસો, દેવો, અસુરો, ગરુડો અને સર્વ પ્રજાપતિઓ બ્રહ્મદેવનું ઉપાસન કરી રહ્યા હતા, ત્યારે નારદ, પર્વત, વિશ્વાવસુ, હાહા અને હુહૂ વગેરે ગાયકો પણ દિવ્ય તાનપૂર્વક ગાયનો ગાઈને પ્રભુ બ્રહ્મદેવની સેવા કરી રહ્યા હતા. તે સમયે વાયુ પણ પ્રભુના ચરણમાં દિવ્ય પુષ્પો વહાવતો હતો.[૮-૧૦] વળી ત્યારે સર્વ ઋતુઓ જાતજાતનાં સુગંધી પુષ્પો લાવી લાવીને બ્રહ્મદેવની સેવામાં નિવેદન કરતી હતી. આમ દેવોના તે સંમેલનમાં પ્રાણીમાત્રનો સમાગમ થયો હતો. તેમાં દિવ્ય વાદિત્રોના ગડગડાટ ચાલી રહ્યા હતા અને દિવ્ય સ્ત્રીઓની તથા ચારણોની મોટી ઠઠ જામી હતી. તે સમયે ઇંદ્રે દેવેશ્વર બ્રહ્મદેવને પ્રણામ કરીને પૂછ્યું:[૧૧,૧૨] 'હે ભગવન્ ! હે પિતામહ ! ગાયોનો લોક સર્વ લોકોના ઈશ્વર ગણાતા દેવોના લોક ઉપર રહેલો છે, તેનું શું કારણ છે એ જાણવાની મને ઇચ્છા છે.[૧૩] હે ઈશ્વર ! તેવું કયું તપ કર્યું છે અથવા તેવું કયું બ્રહ્મચર્ય પાળ્યું છે કે, તેથી તેઓ સર્વ દોષોથી મુક્ત થઈને દેવોની પણ ઉપરના લોકમાં સુખેથી રહે છે?'[૧૪]

એટલે બ્રહ્માએ બલદૈત્યનો નાશ કરનારા ઇંદ્રને કહ્યું કે, 'હે બલસૂદન ! તું ગાયોની નિત્ય અવજ્ઞા કરે છે, તેથી જ ગાયોના માહાત્મ્યને જાણી શકતો નથી. હે સમર્થ દેવશ્રેષ્ઠ ! હું તને ગાયોનો પ્રભાવ અને તેમનું ઉત્તમ માહાત્મ્ય કહું છું, તે તું સાંભળ.[૧૫,૧૬] હે ઇંદ્ર ! ગાયોને યજ્ઞોનું અંગ કહેવામાં આવી છે, અથવા ગાયો યજ્ઞનું સ્વરૂપ જ છે; કેમ કે ગાયો વિના કદી યજ્ઞ થઈ શકતો નથી.[૧૭] હે દેવોના રાજા ! ગાયો દૂધ અને ઘી અર્પણ કરીને સર્વ પ્રજાઓનું પોષણ કરે છે. વળી તેમના પુત્રો (બળદો) પણ ખેતીના કામને ઉપાડી લે છે.[૧૮] બળદો જાતજાતનાં ધાન્ય અને બીજ ઉત્પન્ન કરે છે; તેથી યજ્ઞો, હવ્ય અને કવ્ય સંપૂર્ણ રીતે ચાલ્યા કરે છે.[૧૯] હે દેવોના પતિ ! આ પવિત્ર ગાયો સર્વને દૂધ, દહીં અને ઘી અર્પણ કરે છે અને તેમના પુત્રો પણ ક્ષુધા અને તૃષાથી પીડાયા છતાં અનેક પ્રકારના ભાર ઉઠાવે છે.[૨૦] વળી તેમ અનેક પ્રકારનાં કર્મો કરીને સર્વ મુનિઓને તથા પ્રજાઓને પોષે છે. એટલું જ નહિ, હે ઇંદ્ર ! આ ગાયો સર્વ પુણ્યકર્મોમાં પણ નિષ્કપટ વ્યવહાર કરનારી છે. આથી હે વાસવ ! ગાયો આપણાથી ઉપરના લોકમાં વસે છે. આમ હે ઇંદ્ર ! એ ગાયો દેવોના કરતાં પણ ઉપરના લોકમાં નિવાસ કરે છે તેનું કારણ મેં તને કહ્યું. હે શતક્રતુ ! એ ગાયો વરદાન પામેલી છે, તેમજ બીજાઓને વરદાન આપનારી પણ છે.[૨૧-૨૩] હે દેવવર ! હે બલનાશન ! પુણ્યકર્મ કરનારી, પવિત્ર, શુભ

લક્ષણોવાળી અને સુગંધીદાર શરીરવાળી આ ગાયો કયા કારણને લીધે પૃથ્વી પર ગઈ છે, તે પણ હું તને સંપૂર્ણ રીતે કહું છું. તેનું તું શ્રવણ કર. હે તાત! પૂર્વે દેવયુગમાં મહાત્મા દેવતાઓ જ્યારે ત્રિલોકનું રાજ્ય કરતા હતા અને વિષ્ણુ અદિતિના ગર્ભરૂપે આવ્યા હતા, ત્યારે અદિતિએ પોતાને પુત્ર ઉત્પન્ન થાય તે માટે એક પગ ઉપર ઊભી રહીને મહાઘોર તપનો આરંભ કર્યો હતો. હે દેવશ્રેષ્ઠ ઇંદ્ર! એ રીતે મહાદેવી અદિતિ મહાન તપને તપી રહી હતી, તે જોઈને નિત્ય ધર્મપરાયણ રહેનારી દક્ષપુત્રી દેવી સુરભીએ પણ હર્ષપૂર્વક ઘોર તપ કરવાનો આરંભ કર્યો.[૨૪-૨૮] એ સુરભી દેવો અને ગંધર્વોથી સેવાયેલા કૈલાસના સુંદર શિખર ઉપર એક પગે ઊભી રહી અને ઉત્તમ યોગમાં તત્પર રહેવા લાગી.[૨૯] બરાબર અગિયાર હજાર વર્ષ પર્યંત તપશ્ચર્યા કરીને, તેણે ઋષિઓ અને મોટા સર્પો સહિત સર્વ દેવોને સંતપ્ત કરી મૂક્યા.[૩૦] પછી એ સર્વ દેવતાઓ મને સાથે લઈને એ પવિત્ર સુરભીની સેવા કરવા લાગ્યા. ત્યારે મેં તપશ્ચર્યા કરવામાં લીન થયેલી તે દેવીને આ પ્રમાણે કહ્યું: 'હે અનિંદ્ય દેવી! તું શા માટે આવું ઘોર તપ કરી રહી છે? હે મહાભાગા! હે શોભના! તારા આ તપથી હું તારા પર પ્રસન્ન થયો છું. માટે હે દેવી! તું વરદાન માગ, હું તને તે આપીશ.' હે ઇંદ્ર! મેં તેને એ પ્રમાણે કહ્યું.[૩૧-૩૩]

સુરભી બોલી: હે ભગવન્! હે લોકોના પિતામહ! મારે વર માગવાનું કંઈ પ્રયોજન નથી. હે નિર્દોષ દેવ! આપ આજે મારા પર પ્રસન્ન થયા, એજ વર મને મળી ચૂક્યો છે.[૩૪]

બ્રહ્મા બોલ્યા: હે દેવેશ્વર! દેવી સુરભીએ મને એ પ્રમાણે કહ્યું, એટલે હે દેવેંદ્ર! મેં તેના પ્રત્યે જે કંઈ કહ્યું હતું તેનું તું શ્રવણ કર. હે શચિપતિ! મેં તેને કહ્યું કે, 'હે સુંદરમુ[ખી!] તેં કોઈ પ્રકારનો લોભ રાખ્યા વિના નિષ્કામ બુદ્ધિથી તપશ્ચર્યા કરી છે, તેથી હું [તારા] પર પ્રસન્ન થયો છું. હું તને દેવપણું અ[ર્પણ] કરું છું.[૩૫,૩૬] તું ત્રણે લોકોના ઉપરના ભા[ગમાં] નિવાસ કરીશ અને મારા પ્રસાદથી તારું નિ[વાસ]સ્થાન 'ગોલોક' નામથી પ્રસિદ્ધ થશે.[૩૭] [હે] મહાભાગા! મનુષ્યોમાં જેઓ શુભ કર્મ [કરશે] તેઓ તારા લોકમાં નિવાસ કરશે અને [તારી] સર્વ પુત્રીઓ પણ તારા લોકમાં નિવાસ કરશે[.] હે પવિત્ર દેવી! તું જે જે દેવતાઈ કે મા[નુષી] ભોગોનું મનમાં ચિંતન કરશે, તે સર્વ ભો[ગો] અનાયાસે તારી સમીપ હાજર થશે.'[૩૯] હે ઇં[દ્ર!] એ ગાયનો લોક સર્વ ઇષ્ટ વૈભવોથી યુક્ત છે[;] મૃત્યુ, જરા કે અગ્નિનો ત્યાં સંચાર પણ નથી[.] હે વાસવ! તે ગોલોકમાં કોઈ જાતનું પુણ્ય[...] છેજ નહિ; પરંતુ તે લોકમાં દિવ્ય અરણ્[યો,] દિવ્ય ભવનો અને ઇચ્છાનુસાર વિહાર કરન[ારાં] યોગ્ય વિમાનો છે. હે કમળનેત્ર ઇંદ્ર! બ્રહ્મચ[ર્ય] પાળવાથી, તપ કરવાથી, સત્ય બોલવાથી, ઇં[દ્રિ]યોનો નિગ્રહ કરવાથી, અનેક પ્રકારનાં પ[વિત્ર] દાનો આપવાથી, તીર્થોનું સેવન કરવાથી, મો[ટું] તપ કરવાથી અને બીજાં પુણ્યકર્મો કરવાથી ગોલોકને સંપાદન કરી શકાય છે. હે ઇંદ્ર! [તેં] મને પ્રશ્ન પૂછ્યો હતો તે ઉપરથી મેં તને સ[ર્વ] વૃત્તાંત કહ્યો છે. માટે હે શત્રુહંતા ઇંદ્ર! ત[ારે] કદી ગાયોનું અપમાન કરવું નહિ.[૪૧-૪૫]

ભીષ્મ બોલ્યા: હે યુધિષ્ઠિર! એ સાંભ[ળ્યા] પછી ઇંદ્ર નિત્ય ગાયોનું પૂજન કરવા લાગ[્યો] અને તેમના પ્રત્યે નિત્ય પુષ્કળ માન ધરાવ[વા] લાગ્યો.[૪૬] હે મહાતેજસ્વી રાજા! ગાયોનું [આ] ઉત્તમ માહાત્મ્ય પરમ પવિત્ર છે અને સર્વ[ને] પવિત્ર કરનારું છું અને તે સર્વ મેં ત[ને]

કહ્યું છે.[૪૭] હે પુરુષવ્યાઘ્ર ! સર્વ પાપમાંથી મુક્ત કરનારું આ માહાત્મ્ય મેં તને કહ્યું છે. જે પુરુષ સાવધાન થઈને નિત્ય બ્રાહ્મણો પાસે તેની કથા કરે છે, તેને હવ્ય, કવ્ય, યજ્ઞો અને પિતૃઓનાં સર્વ કર્મોમાં સર્વ ઇચ્છિત ફળ પ્રાપ્ત થાય છે તેમ જ તેના પિતૃઓને પણ અક્ષય મળે છે.[૪૮,૪૯] વળી ગાયોની ભક્તિ કરનારો મનુષ્ય જે જે વસ્તુની ઇચ્છા કરે છે તે તે સર્વને તે પામે છે. સ્ત્રીઓ પણ જે ગાયોની ભક્તિ કરે છે, તો તે સર્વ કામનાઓ સંપાદન કરે છે.[૫૦] ગાયની સેવા કરવાથી પુત્રાર્થીને પુત્ર મળે છે, કન્યાર્થીને કન્યા મળે છે, ધનાર્થીને ધન મળે છે, ધર્માર્થીને ધર્મ મળે છે, વિદ્યાર્થીને વિદ્યા મળે છે અને સુખાર્થીને સુખ મળે છે. હે ભારત ! ગાયોના ભક્તને કશું જ દુર્લભ નથી.[૫૧,૫૨]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ગોલોકવર્ણન' નામનો અધ્યાય ૮૩ મો સમાપ્ત

## अध्याय ८४ मों

### સુવર્ણદાનની શ્રેષ્ઠતા અને સુવર્ણની ઉત્પત્તિ

॥ युधिष्ठिर उवाच ॥

**उक्तं पितामहेनेदं गवां दानमनुत्तमम् ।**
**विशेषेण नरेन्द्राणामिह धर्ममवेक्षताम् ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : આપ પિતામહે ગાયોના સર્વોત્તમ દાન વિષે મને કહ્યું. વળી ધર્મનું નિરીક્ષણ કરનારા રાજાઓ માટે તો ગાયોનું દાન અત્યંત હિતકર છે, એમ પણ આપે કહ્યું.[૧] કેમ કે રાજ્ય નિરંતર દુઃખદાયી ગણાય છે અને અકુશલાત્મા પુરુષો તેને દુઃખથી ધારણ કરી શકે છે. વળી ઘણે ભાગે રાજાઓની કદી શુભ ગતિ થતી જ નથી.[૨] માટે તેઓ પૃથ્વીનું દાન આપે છે તો નિત્ય શુદ્ધ રહે છે. વળી હે કુરુનંદન ! સર્વ પ્રકારના ધર્મો પણ તમે મને કહ્યા.[૩] એ જ પ્રમાણે નૃગરાજાએ ગાયોનું દાન આપવાનું કહ્યું હતું અને ઋષિ નાચિકેતે પ્રથમ જ ગોદાનની પ્રવૃત્તિ કરી હતી તે પણ તમે મને કહ્યું.[૪] પણ વેદો અને ઉપનિષદોમાં કહ્યું છે કે, સર્વ કર્મોમાં તથા સર્વ યજ્ઞોમાં પૃથ્વી, ગાય અથવા સુવર્ણ એ ત્રણમાંની કોઈ દક્ષિણા હોવી જોઈએ.[૫] તેમાં પણ સુવર્ણની દક્ષિણા શ્રેષ્ઠ ગણાય છે, એવો શ્રુતિનો આશય છે. તો હે પિતામહ એ વિષે યથાર્થ રીતે સાંભળવાની મને ઇચ્છા છે.[૬] સુવર્ણ એ શી વસ્તુ છે ? કેવી રીતે ઉત્પન્ન થઈ છે ? કયે સમયે ઉત્પન્ન થઈ છે ? તેનું સ્વરૂપ કેવું છે ? તેનો દેવ કોણ છે ? તેનું ફળ શું છે અને શા માટે તેને સર્વ કરતાં શ્રેષ્ઠ કહેવામાં આવે છે ?[૭] વળી વિદ્વાનો સુવર્ણના દાનને શા માટે વખાણે છે અને યજ્ઞકર્મમાં દક્ષિણાને માટે પણ સુવર્ણને કયા હેતુથી ઉત્તમ કહેવામાં આવે છે ?[૮] હે પિતામહ ! પૃથ્વી અને ગાયોના કરતાં પણ સુવર્ણ શ્રેષ્ઠ છે અને સર્વને પવિત્ર કરનાર છે, તે શા માટે, દક્ષિણાને માટે પણ સુવર્ણને ઉત્તમ માનવામાં આવે છે, તેમાં શું કારણ છે, આ તમે મને કહો.[૯]

ભીષ્મ બોલ્યા : હે રાજન્ ! તું સાવધાન થઈને સાંભળ. સુવર્ણની ઉત્તમતામાં અનેક વિસ્તારવાળાં કારણો છે. વળી સુવર્ણની ઉત્પત્તિ અને સુવર્ણના સંબંધમાં મારો જે કંઈ અનુભવ થયો છે, તેનું પણ તું શ્રવણ કર.[૧૦] મારા પિતા મહાતેજસ્વી શાંતનુ જ્યારે મરણ પામ્યા, ત્યારે હું તેમનું શ્રાદ્ધ કરવા માટે ગંગાદ્વારક્ષેત્રમાં ગયો.[૧૧] હે પુત્ર ! ત્યાં જઈને મેં જ્યારે મારા પિતાના શ્રાદ્ધનો આરંભ કર્યો, ત્યારે મારી માતા જાહ્નવીએ પ્રત્યક્ષ થઈને મને સહાય કરી.[૧૨] પછી તે સમયે સિદ્ધોને તથા અનેક ઋષિઓને મારી સન્મુખ બેસાડીને મેં જળપ્રદાનથી આરંભીને સર્વ કર્મોનો આરંભ કર્યો.[૧૩] હવે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે સર્વ પૂર્વકર્મો સમાપ્ત કરીને મેં સાવધાન

ચિત્તથી પિંડદાન કરવાનો આરંભ કર્યો. એટલે તુરત જ હે રાજા ! સુંદર બાજુબંધને ધારણ કરનારો અને મોટા અલંકારવાળો એક હાથ દર્ભના ચટને ફાડીને બહાર નીકળ્યો.[૧૪,૧૫] હે ભરતશ્રેષ્ઠ ! તે બાહુને બહાર નીકળેલો જોઈને હું પરમ વિસ્મય પામ્યો. પણ વિચાર કરતાં મેં જાણ્યું કે, મારા પિતા જ સાક્ષાત્ પિંડદાન ગ્રહણ કરવા આવ્યા છે.[૧૬] પછી હે રાજા ! શાસ્ત્રનું ચિંતન કરીને મને જ્ઞાન થયું કે, વેદમાં એવી આજ્ઞા જ નથી કે, મનુષ્યે પોતાના પિતૃઓના હાથમાં પિંડનું દાન કરવું. વળી મને નિશ્ચય થયો કે, મનુષ્યના પિતૃઓ સાક્ષાત્ આવીને કદી પિંડદાનને ગ્રહણ કરતા નથી. વળી શાસ્ત્રનો એવો વિધિ પણ છે કે, દર્ભના ચટ ઉપર જ પિંડનું દાન કરવું. પછી હે ભરતશ્રેષ્ઠ ! મેં મારા પિતાના હસ્તદર્શનનો અનાદર કર્યો અને શાસ્ત્રપ્રમાણની સૂક્ષ્મતાવાળા પિંડપ્રદાનના વિધિને લક્ષમાં લઈ દર્ભો ઉપર જ સર્વ પિંડદાન કર્યું.[૧૭-૨૦] હે મનુષ્યશ્રેષ્ઠ ! એ પ્રમાણે મેં જે પિંડદાન કર્યું હતું, તે શાસ્ત્રના માર્ગને અનુસરીને જ કર્યું હતું, એમ તારે જાણવું. આમ હે જનનાથ ! તે સમયે મેં એ પ્રમાણે પિંડદાન કર્યું, એટલે મારા પિતાનો તે બાહુ ત્યાંથી અંતર્ધાન થઈ ગયો.[૨૧] પછી હે ભરતશ્રેષ્ઠ ! સર્વ પિતૃઓએ મને સ્વપ્નમાં દર્શન આપ્યાં અને પ્રસન્ન થઈને મને કહ્યું:[૨૨] 'હે રાજા ! અમે તારા આ વિજ્ઞાનથી તારા પર પ્રસન્ન થયા છીએ; કેમ કે તું ધર્મના વિષયમાં મોહ પામતો નથી. શાસ્ત્રને પ્રમાણ માનીને તેં તારા આત્માને, ધર્મને, શાસ્ત્રને, વેદોને, પિતૃઓને, ઋષિઓને, સાક્ષાત્ પિતામહ બ્રહ્મદેવને, ગુરુઓને તથા પ્રજાપતિને પણ પ્રમાણ માન્યા છે. એટલું જ નહિ પણ જેઓ શાસ્ત્રમાર્ગમાં સ્થિર હતા તેમને પણ તેં શાસ્ત્રમાર્ગથી ભ્રષ્ટ કર્યા નથી. હે ભરતશ્રેષ્ઠ ! આજે તેં આ વિધિપૂર્વક શ્રાદ્ધકર્મ આરંભ્યું છે, તોપણ માત્ર અમારે એ જ કહેવાનું છે કે, તું ગાયોને માટે તથા પૃથ્વીને માટે સુવર્ણનું દાન કર. હે ધર્મજ્ઞ ! એ રીતે કરવાથી અમે અને આપણા પિતામહો પવિત્ર થઈશું; કેમ કે સુવર્ણનું દાન પરમ પવિત્રકારી છે. જે પુરુષો સુવર્ણનું દાન કરે છે, તેઓ દશ પૂર્વના અને દશ પાછળના વંશજોને તારે છે.' હે રાજન્ ! મારા પિતૃઓએ મને એ પ્રમાણે કહ્યું. એટલે હે પૃથ્વીપતિ ! હું જાગ્રત થયો અને વિસ્મય પામ્યો.[૨૩-૨૮] આમ, હે રાજન્ ! મેં સુવર્ણનું દાન કરવાનો નિશ્ચય કર્યો. હવે હે ભરતશ્રેષ્ઠ ! આ એક પુરાતની ઇતિહાસનું પણ તું શ્રવણ કર.[૨૯] હે વિભુ ! તે ઇતિહાસ જમદગ્નિના પુત્ર પરશુરામના સંબંધનો છે અને તેનું શ્રવણ કરવાથી ધન તથા આયુષ્યનો લાભ થાય છે. પૂર્વે જમદગ્નિપુત્ર પરશુરામે તીવ્ર રોષાવેશમાં આવી જઈને પૃથ્વીને એકવીસ વાર ક્ષત્રિય વિનાની કરી હતી. પછી તે કમળલોચન પરશુરામે આખી પૃથ્વીને જીતી લઈને અશ્વમેધ નામનો એક યજ્ઞ કર્યો. હે મહારાજ ! તે યજ્ઞ બ્રાહ્મણો તથા ક્ષત્રિયોથી પૂજાયેલો હોઈને સર્વ ઇષ્ટ પદાર્થોથી યુક્ત હતો, પ્રાણીમાત્રને પવિત્ર કરનારો હતો અને તેજ તથા કાંતિને વધારનારો હતો. આમ છતાં જમદગ્નિના તેજસ્વી પુત્ર મહાત્મા પરશુરામ દક્ષિણાદાનથી વ્યાપ્ત એવા તે શ્રેષ્ઠ યજ્ઞથી યજન કરીને તેમ જ એ યજ્ઞના ફળને સંપાદન કરીને પણ પોતે નિષ્પાપ થઈ શક્યા નહિ. તેથી તે પરશુરામે શાસ્ત્રસંપન્ન ઋષિઓને તથા દેવોને પ્રશ્ન પૂછ્યો કે, 'હે મહાભાગો ! જે મનુષ્યો ઉગ્ર કર્મ કરનારા હોય છે, તેમને પરમ પવિત્ર કરનાર શું હોય છે, તે મને કહો.' એ રીતે જેમના મનમાં દયા ઉત્પન્ન થઈ હતી એવા તે પરશુરામે પ્રશ્ન કર્યો, ત્યારે વેદશાસ્ત્રને જાણનારા

તે મહર્ષિઓએ કહ્યું કે,[30–36] 'હે રામ ! તમારે નિત્ય બ્રાહ્મણોનો સત્કાર કરવો, કેમ કે વેદમાં એવું પ્રમાણ જોવામાં આવે છે. પણ સર્વને પવિત્ર કરનાર શું, એ વિષયમાં તમારે બ્રહ્મર્ષિઓના સમુદાયોને ફરીથી પૂછી જોવું.[37] પછી તે બુદ્ધિમાન ઋષિઓ જે કર્મ કરવાનું કહે તે કર્મ તમારે કરવું.' હવે મહાતેજસ્વી પરશુરામે વસિષ્ઠને, દેવર્ષિ અગસ્ત્યને તથા કાશ્યપને એ જ વિષયનો પ્રશ્ન કર્યો કે, 'હે બ્રાહ્મણેંદ્રો! મને એવી બુદ્ધિ થઈ છે કે, હું કયું કર્મ કરીને તથા કયું દાન આપીને પવિત્ર થાઉં ? હે શ્રેષ્ઠ તપોધનો ! મારા પર અનુગ્રહ કરવાની તમારી બુદ્ધિ હોય, તો તમે મને કહો કે, મને પવિત્ર કરનારું શું હોઈ શકે?[38–40]

ઋષિઓ બોલ્યા: હે રામભાર્ગવ! હે ભૃગુનંદન! અમે સાંભળ્યું છે કે, કોઈએક પાપી મનુષ્ય ગાયોનું, પૃથ્વીનું તથા ધનનું દાન કરીને પવિત્ર થઈ શકે છે.[41] તોપણ હે બ્રહ્મર્ષિ ! બીજું એક મહાપવિત્ર કરનારું દાન છે, તે તું સાંભળ. એ દાનમાં જે વસ્તુ અપાય છે, તે દિવ્ય છે, અતિ અદ્ભુત આકારની છે અને અગ્નિથી ઉત્પન્ન થયેલી છે.[42] વળી પૂર્વે સર્વ લોકોને બાળી નાખીને શંકરે તેને પોતાના વીર્યમાંથી ઉત્પન્ન કરેલ છે, એમ અમે સાંભળ્યું છે. એ 'સુવર્ણ' નામે પ્રસિદ્ધ છે. તું તેનું દાન કરીશ, તો સિદ્ધિને પામીશ.[43] પછી તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારા ભગવાન વસિષ્ઠે પરશુરામને કહ્યું કે, 'હે રામ! અગ્નિ સમાન કાંતિવાળું સુવર્ણ કેવી રીતે ઉત્પન્ન થયું છે, તે તું સાંભળ.[44] હે મહાબાહુ ! જે સુવર્ણ તને ઉત્તમ ફળ આપશે અને જેના દાનને સર્વ દાનોમાં શ્રેષ્ઠ કહેવામાં આવે છે, તે સુવર્ણમાં કેવા મોટા ગુણો સમાયેલા છે તે સર્વ હું તને કહું છું, સાંભળ, આ સુવર્ણ અગ્નિ અને ચંદ્રરૂપ છે, એમ તારે નક્કી જાણવું.[45,46] હે ભૃગુનંદન! બકરો અગ્નિરૂપ છે, ઘેટા વરુણ છે, ઘોડો સૂર્યરૂપ છે, હાથીઓ તથા મૃગો નાગરૂપ છે, પાડાઓ અસુરરૂપ છે, કૂકડાં તથા ભૂંડ રાક્ષસરૂપ છે, ગાયો યજ્ઞરૂપ છે અને દૂધ તથા સોમલતા પૃથ્વીરૂપ છે, એમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે. પણ હે બ્રહ્મર્ષિ ! આખા જગતને મથીને તેજનો જે સમુદાય ઉત્પન્ન કરવામાં આવ્યો છે, તેને જ સુવર્ણ કહેવામાં આવે છે. એ સુવર્ણ એક રત્નરૂપ છે અને પૂર્વોક્ત સર્વ પદાર્થો કરતાં અત્યંત શ્રેષ્ઠ છે.[×47–49] આવા કારણથી જ દેવો, ગંધર્વો, સર્પો, રાક્ષસો, મનુષ્યો અને પિશાચો ખાસ યત્નપૂર્વક સુવર્ણને ધારણ કરે છે.[50] હે ભૃગુશ્રેષ્ઠ! તે સર્વે સુવર્ણના જ બાજુબંધો, મુકુટો અને બીજા અનેક અલંકારો પહેરીને શોભાયમાન થાય છે.[51] માટે હે મનુષ્યશ્રેષ્ઠ! સુવર્ણને સર્વ પવિત્ર કરતાં પવિત્ર કહેવામાં આવ્યું છે. તેને પૃથ્વી, ગાયો તથા રત્નો કરતાં પણ ઉત્તમ માનવામાં આવ્યું છે, એમ તારે જાણવું.[52] હે સમર્થ ! આ લોકમાં પૃથ્વી, ગાયો અને બીજા કોઈપણ પદાર્થનું દાન કરીને જે ફળ મેળવી શકાય છે, તેના કરતાં સુવર્ણ વિશેષ ફળદાયી છે; કેમ કે સુવર્ણ સર્વના કરતાં ઉત્તમ છે.[53] હે દેવસમાન કાંતિવાળા રામ! સુવર્ણ અક્ષય ફળને આપનારું છે અને પવિત્ર કરનારું છે; માટે તું બ્રાહ્મણવરોને એ ઉત્તમ અને પાવનકારી સુવર્ણનું દાન આપ.[54] શાસ્ત્રકારોએ સર્વ દક્ષિણાઓમાં પણ સુવર્ણની જ દક્ષિણાનું વિધાન કર્યું છે. વળી જે પુરુષો સુવર્ણની દક્ષિણાનું દાન કરે છે, તેઓ સર્વ પદાર્થોનું દાન કરે છે, એમ સમજવું.[55] જે પુરુષો સુવર્ણનું દાન કરે છે, તેઓ સર્વ દેવતાઓનું દાન કરે છે, એમ

× અર્થાત્ સુવર્ણનું દાન કર્યાથી આખા બ્રહ્માંડનું દાન કર્યા જેટલું ફળ મળે છે.

જાણવું; કેમ કે અગ્નિ સર્વ દેવતાઓરૂપ છે અને સુવર્ણ અગ્નિરૂપ છે.[૫૬] આમ સુવર્ણનું દાન કરનારા પુરુષે સર્વ દેવતાઓનું દાન કર્યું છે, એમ સમજવું. તેથી જ હે પુરુષવ્યાઘ્ર! વિદ્વાનો કહે છે કે, સુવર્ણ સર્વ કરતાં શ્રેષ્ઠ છે.[૫૭] હે સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ! ફરી પણ હું તને સુવર્ણનું માહાત્મ્ય કહું છું, તે તું સાંભળ.[૫૮] હે ભૃગુનંદન! પૂર્વે એ માહાત્મ્યનું મેં પુરાણોમાંથી શ્રવણ કર્યું છે. એ માહાત્મ્યને પ્રજાપતિએ પોતે મને યથાર્થ રીતે કહ્યું છે.[૫૯] હે ભૃગુકુળધુરંધર રામ! પર્વતશ્રેષ્ઠ હિમાલય ઉપર શૂલપાણિ મહાત્મા ભગવાન રુદ્રનો રુદ્રાણી દેવી સાથે વિવાહ થઈ ગયો, એ પછી તે મહાત્મા ભગવાનને એ ઉમાદેવી સાથે સમાગમ થયો. ત્યારે હે ભૃગુનંદન! સર્વ દેવતાઓ અત્યંત ઉદ્વેગ પામ્યા અને તેઓ રુદ્રદેવને શરણે ગયા. હે ભૃગુવંશી પરશુરામ! એ સર્વ દેવતાઓએ કૈલાસ ઉપર બિરાજેલા મહાદેવને તથા વર આપનારાં ઉમાદેવીને શિર ઢાળીને પ્રસન્ન કર્યાં અને તેમને આ પ્રમાણે કહ્યું: 'હે નિર્દોષ દેવ! આપનો તથા આ દેવીનો આ જ સમાગમ થયો છે, તે જગતને અનર્થકારક છે.[૬૦–૬૩] કેમ કે આપ મોટા તપસ્વી છો, તેમ જ આ દેવી પણ મોટાં તપસ્વિની છે. આપ જેવા અતિ તેજસ્વી છો, તેવાં જ આ દેવી પણ તેજસ્વિની છે. આપ જેવા અમોઘવીર્ય છો, તેવાં જ આ દેવી પણ અમોઘવીર્ય છે.[૬૪] હે વિભુ! આપ બન્નેના આ સમાગમથી જે સંતાન ઉત્પન્ન થશે, તે મહાબળવાન થશે. ખરેખર, તે સંતાન ત્રણે જગતમાં કોઈને બાકી રહેવા દેશે નહિ.[૬૫] માટે હે વિશાળ નેત્રોવાળા લોકેશ્વર! અમે દેવો આપને પ્રણામ કરીને પ્રાર્થના કરીએ છીએ કે, ત્રૈલોક્યનું હિત કરવાની ઇચ્છાથી આપ અમને વર આપો.[૬૬] હે વ્યાપકદેવ! આપ સંતાન ઉત્પન્ન કરવા માટે તત્પર થયેલા આપના પરમ તેજ (વીર્ય)ને રોકી રાખો; કેમ કે આપ બન્ને જણાં ત્રૈલોક્યના સારભૂત છો અને આપ બન્ને જો સંતાન ઉત્પન્ન કરશો તો જગતને સંતાપ ઉપજાવનારાં થઈ પડશો.[૬૭] વળી આપ બન્નેના સમાગમથી જે સંતાન ઉત્પન્ન થશે, તે અવશ્ય સર્વ દેવોનો પણ પરાભવ કરશે; કેમ કે હે વિભુ! પૃથ્વીદેવી, સ્વર્ગ કે આકાશ એમાંથી એક પણ આપના તેજને ધારણ કરી શકે તેમ નથી. વળી સ્વર્ગ, પૃથ્વી કે આકાશ, એ ત્રણે મળીને પણ આપના તે તેજને ધારણ કરી શકે તેમ નથી, એમ અમે માનીએ છીએ. આમ, આપના તેજના પ્રભાવથી આ સર્વ જગત બળીને ભસ્મ જ થઈ જશે.[૬૮,૬૯] માટે હે પ્રભુ! આપ અમારા પર કૃપા કરવાને યોગ્ય છો. હે દેવશ્રેષ્ઠ! આપના સંયોગથી દેવી ઉમા વિષે પુત્ર ઉત્પન્ન ન થાય, તે માટે આપ ધૈર્યના બળથી જ આપના જ્વલંત તેજ (વીર્ય)ને રોકી રાખો.[૭૦] હે બ્રહ્મર્ષિ! દેવતાઓએ એ પ્રમાણે પ્રાર્થના કરી, એટલે વૃષભની ધ્વજાવાળા ભગવાન શંકરે તેમને 'તથાસ્તુ' કહ્યું. હવે આ પ્રમાણે કહીને, વૃષભવાહન ભગવાને પોતાના વીર્યને ઉપરના ભાગમાં ગતિવાળું કરી દીધું અને તે દિવસથી આરંભીને તે ભગવાન 'ઊર્ધ્વરેતા' નામથી જગતમાં પ્રસિદ્ધ થયા.[૭૧,૭૨] પોતાની પ્રજાનો ઉચ્છેદ કરવામાં આવ્યો, તેથી દેવી રુદ્રાણી સર્વ દેવતાઓ ઉપર ક્રોધાયમાન થઈ ગયાં. તેમણે પોતાના સ્ત્રીસ્વભાવને લીધે દેવતાઓને આવું તીક્ષ્ણ શાપવચન કહ્યું:[૭૩] 'મારા ભર્તાને સંતાન ઉત્પન્ન કરવાની ઇચ્છા હતી, છતાં તમે તેમને અટકાવ્યા છે. માટે હે દેવતાઓ! તમે બધા પણ સંતાનવિહોણા જ થશો. હે દેવો! તમે આજે મારી પ્રજાનો ઉચ્છેદ કરી નાખ્યો છે, માટે તમને સર્વને પ્રજા થશે નહિ.[૭૪,૭૫] હે ભૃગુવંશી! દેવી ઉમાએ

લીધે તમે જિહ્‌વાથી રહિત થયાં છો અને રસના જ્ઞાનથી ભ્રષ્ટ થયાં છો, પણ તમે અનેક પ્રકારની વાણીનો ઉચ્ચાર કરી શકશો. એટલું જ નહિ, તમે દરમાં નિવાસ કરશો અને ત્યાં નિરાહાર રહીને બેભાન જેવાં થઈ જશો, અથવા અત્યંત શુષ્ક થઈને ગતપ્રાણ થઈ જશો; તોપણ પૃથ્વી તમને જિવાડશે.[૩૧,૩૨] વળી તમે ઘનઘોર અંધકારવાળી રાત્રિમાં પણ સર્વત્ર વિચરી શકશો.

એમ કહીને તે દેવતાઓ ફરી પણ અગ્નિની શોધ માટે પૃથ્વી પર ફરવા લાગ્યા, પણ તેઓ અગ્નિનો પત્તો મેળવી શક્યા નહિ. તે સમયે પણ ઇંદ્રના ઐરાવત જેવા કોઈ એક હાથીએ દેવતાઓને સમાચાર આપ્યા કે, 'અગ્નિ પીપળાના વૃક્ષમાં પેઠો છે.' હે ભૃગુવંશી! તે જાણી અગ્નિ સર્વ હાથીઓ પર ક્રોધાયમાન થઈ ગયો અને તેણે સર્વ હાથીઓને શાપ આપ્યો કે, 'તમારી જીભ અવળી થઈ જશે.' આમ હે ભૃગુકુલધુરંધર! તે અગ્નિ હાથી દ્વારા પ્રસિદ્ધ થઈ ગયો અને તે હાથીને શાપ આપીને પીપળાના વૃક્ષમાંથી બહાર નીકળી ગયો. હવે કોઈ સ્થળે નિરાંતે શયન કરવાની ઇચ્છાથી તે શમીના વૃક્ષમાં દાખલ થયો.[૩૩–૩૬] પછી હે ભૃગુકુલશ્રેષ્ઠ સમર્થ રામ! સત્ય પરાક્રમવાળા દેવોએ હાથીઓના પર જે અનુગ્રહ કર્યો હતો, તેનું તું શ્રવણ કર.[૩૭]

દેવો બોલ્યા: હે હાથીઓ! અગ્નિના શાપને લીધે તમારી જીભ અવળી થઈ ગઈ છે, તોપણ તમે સર્વ પ્રકારનો આહાર કરી શકશો અને અસ્પષ્ટ અક્ષરવાળી ઉચ્ચ વાણીનો ઉચ્ચાર કરી શકશો, એમ કહીને ફરી પણ દેવતાઓ અગ્નિની પાછળ પડ્યા. તેવામાં હે બ્રાહ્મણ! એક પોપટે તેમને ખબર આપી કે, 'પીપળામાંથી નીકળીને અગ્નિ શમીના વૃક્ષમાં દાખલ થયો છે.' એટલે દેવતાઓ વળી પાછા અગ્નિની સમીપ જવા દોડી ગયા. તે પછી અગ્નિએ પોપટને પણ શાપ આપ્યો કે, તું વાક્‌ઇંદ્રિયથી રહિત થઈશ.' એ પ્રમાણે શાપ આપીને અગ્નિએ પોપટની જિહ્‌વાને પણ અવળી કરી નાખી. પણ દેવતાઓએ અગ્નિનાં દર્શન કર્યા પછી પોપટ ઉપર દયાળુ થઈને કહ્યું કે,[૩૮–૪૧] 'હે પોપટ! તારી જીભ અવળી થઈ ગઈ છે, તોપણ તારી વાણીનો સમૂળગો નાશ થઈ જશે નહિ. તારું વાક્ય અત્યંત પ્રિય થઈ પડશે. તું અત્યંત વૃદ્ધ થઈશ, તોપણ તારું વચન બાળકના જેવું મનોહર, અસ્પષ્ટ અને અદ્‌ભુત જણાશે.' આમ કહીને દેવતાઓએ અગ્નિને શમીના વૃક્ષમાં જોયો. તે પછી તેમણે તે દિવસથી આરંભીને સર્વ ક્રિયાઓમાં પણ એ શમીવૃક્ષને જ અગ્નિના પવિત્ર સ્થાનરૂપ ઠરાવ્યું. વળી તે દિવસથી આરંભી હજી સુધી પણ શમીના વૃક્ષમાં અગ્નિ પ્રત્યક્ષ જોવામાં આવે છે.[૪૨–૪૪] વળી સર્વ મનુષ્યોએ પણ અગ્નિને ઉત્પન્ન કરવામાં શમીના વૃક્ષને જ એક ઉપાય તરીકે પ્રાપ્ત કર્યું. હે ભાર્ગવ! તે સમયે અગ્નિએ રસાતલમાં નિવાસ કરીને પોતાના તેજથી જળને તપાવી દીધું હતું; તેથી હજી પણ પર્વતોનાં ઝરણમાંથી નીકળતું જળ પોતાની ઉષ્ણતાને બહાર કાઢે છે.[૪૫,૪૬]

હવે તે સમયે દેવતાઓને જોઈને અગ્નિ ગભરાઈ ગયો. તેણે દેવતાઓને પ્રશ્ન પૂછ્યો કે, 'તમે શા માટે આવ્યા છો?' તે સાંભળી સર્વ દેવતાઓએ અને મહર્ષિઓએ તેને કહ્યું કે, 'અમે તને એક કાર્યમાં યોજવાની ઇચ્છા રાખીએ છીએ, માટે તું તે કાર્યને કરી આપવાને યોગ્ય છે. વળી એ કાર્ય કરવાથી તને પોતાને પણ ઘણો મોટો લાભ થશે.'[૪૭–૪૮]

અગ્નિ બોલ્યો: હે દેવો! તમારું જે કાર્ય હોય તે મને કહો, હું તે કરીશ. એ કાર્ય સોંપ-

વામાં તમારે કંઈ પણ વિચાર કરવો નહિ, કેમકે હું તમારો સેવક છું.[૫૦]

દેવો બોલ્યા : તારક નામનો એક અસુર બ્રહ્માનો વર મેળવીને ઘણો જ ગર્વિષ્ઠ બની ગયો છે અને પોતાના પરાક્રમથી અમને દુઃખ દે છે, માટે તું તેના વધનો ઉપાય કર.[૫૧] હે તાત! હે મહાભાગ્યશાળી અગ્નિ! તું આ દેવ-ગણોનું, પ્રજાપતિગણોનું તથા ઋષિઓનું રક્ષણ કર.[૫૨] હે પ્રભુ! તું તારા તેજથી યુક્ત એવા એક વીરપુત્રને ઉત્પન્ન કર, એટલે હે હવ્યવાહન! તે પુત્ર અસુરથી ઉત્પન્ન થયેલા અમારા ભયનો નાશ કરે.[૫૩] હે પ્રભુ! મહાદેવી ઉમાએ અમને પ્રજારહિત રહેવાનો શાપ આપ્યો છે; તેથી અમને તારા વીર્ય વિના બીજો આધાર નથી, માટે તું અમારું રક્ષણ કર.[૫૪]

દેવતાઓએ એ પ્રમાણે કહ્યું, એટલે ભગવાન અગ્નિએ 'બહુ સારું' કહ્યું. પછી તે દુરાધર્ષ અગ્નિ ભાગીરથી ગંગા પાસે ગયો.[૫૫] તેણે ગંગા સાથે સમાગમ કર્યો અને તેમાં ગર્ભાધાન કર્યું. તેથી ગંગાના ઉદરમાં રહેલો ગર્ભ ઘાસમાં વધતા અગ્નિની જેમ પ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યો.[૫૬] પરંતુ પોતાનામાં દાખલ થયેલા અગ્નિદેવના તેજને લીધે ગંગાની ચેતના આકુળવ્યાકુળ થઈ ગઈ. તેનાથી એ તીવ્ર તાપ સહન થઈ શક્યો નહિ.[૫૭] જે સમયે અગ્નિએ ગંગામાં તેજસંપન્ન ગર્ભ સ્થાપિત કર્યો, તે સમયે કોઈ એક અસુરે ભયંકર નાદ કર્યો હતો.[૫૮] અકસ્માત્ થયેલા તે વિપુલ નાદથી ગંગા ત્રાસ પામી ગઈ, તેનાં નેત્રો ભમવા લાગ્યાં અને તેની આંખોમાંથી અશ્રુની ધારા ટપકવા લાગી.[૫૯] હવે, જાહ્નવી બેભાન થઈ ગઈ અને તે પોતાને તેમ જ તે ગર્ભને ધારણ કરી શકી નહિ. તેના પ્રત્યેક અંગમાં અગ્નિનું તેજ ઓતપ્રોત થઈ ગયું હતું, તેથી તે જાણે થરથરી રહી હતી.[૬૦]

તે સમયે હે બ્રાહ્મણ! ગર્ભના બળથી કંપી ઊઠેલી તે ગંગાએ અગ્નિને કહ્યું : 'હે ભગવન! હું તમારા આ તેજને ધારણ કરવા માટે અશક્ત છું. હે ભગવન્! તમારા આ તેજે મને મૂઢ બનાવી દીધી છે અને મારામાં પૂર્વના જેવું સ્વાસ્થ્ય રહ્યું જ નથી. હે નિર્દોષ! હું વિહ્વળ થઈ ગઈ છું અને મારી ચેતના પણ ઊડી ગઈ છે.[૬૧,૬૨] હે મહાતેજસ્વી અગ્નિ! આ ગર્ભને ધારણ કરવા માટે હું અસમર્થ છું. માટે મારી પોતાની ઇચ્છાથી નહિ પણ મને થતા દુઃખને લીધે મારે આ ગર્ભનો ત્યાગ કરવો પડશે.[૬૩] હે મહાકાંતિમાન અગ્નિદેવ! તમારા તેજની સાથે મારો સ્પર્શ થયો નથી. આ તમારો તથા મારો સૂક્ષ્મ સંબંધ થયો છે, તે પણ દેવોની આપત્તિને દૂર કરવા માટે જ થયો છે.[૬૪] હે હુતાશન! આ ગર્ભના સંબંધમાં જે કંઈ લાભ હોય કે હાનિ હોય અથવા કેવળ ધર્મ હોય કે અધર્મ હોય તે સર્વનું કારણ હું તમને જ માનું છું.'[૬૫]

ત્યારે અગ્નિએ તેને કહ્યું: 'આ ગર્ભને તું અવશ્ય ધારણ કરી જ રાખ; કેમ કે એ ગર્ભ મારા તેજથી યુક્ત હોઈને મહાન ગુણ, ફળ ને ઉદય આપનારો છે.[૬૬] વળી તું આખી પૃથ્વીને ધારણ કરવાને શક્તિમાન છે અને તારા પર આ ગર્ભ-ધારણ સિવાય બીજું કંઈ પણ પાપકલંક આવવાનું નથી.'[૬૭]

આમ અગ્નિએ તેમ જ સર્વ દેવોએ તેને ઘણી ઘણી વારી છતાં તે મહાનદીએ તે ગર્ભને ત્યારે મહાગિરિ મેરુ ઉપર છોડી દીધો.[૬૮] ગંગા સર્વને ધારણ કરવામાં સમર્થ છે, તોપણ અગ્નિના તેજથી પરાભવ પામીને તે પોતાના બળથી પણ એ ગર્ભને ધારણ કરી શકી નહિ.[૬૯] આમ હે ભૃગુવંશી રામ! પ્રદીપ્ત અગ્નિના જેવી પ્રભા-

સર્વ દેવતાઓને એ શાપ આપ્યો, ત્યારે અગ્નિ ત્યાં ન હતો. તેથી તે સિવાયના સર્વ દેવતાઓ ઉમાના શાપના પ્રભાવથી સંતાન વિનાના જ રહ્યા છે.[૭૬] ભગવાન રુદ્રદેવે તો પોતાના અપ્રતિમ તેજને તે જ સમયે અટકાવી દીધું હતું, તોપણ તેમાંથી કંઈક થોડો ભાગ પૃથ્વી પર સ્રવી પડ્યો.[૭૭] તે પછી એ અદ્ભુત તેજ અગ્નિ તરફ ઊડી ગયું અને તેના તેજ સાથે મિશ્ર થઈ જઈને તદાકારરૂપે વૃદ્ધિ પામવા લાગ્યું.[૭૮] પછી એ જ સમયે ઇંદ્ર આદિ દેવતાઓને તારક નામના એક અસુરે અત્યંત દુઃખી કરવા માંડ્યા અને એ દૈત્યના પરાક્રમથી આદિત્યો, વસુઓ, રુદ્રો, વાયુઓ, અશ્વિનીકુમારો તથા સર્વ સાધ્યદેવો ઘણો જ ત્રાસ પામ્યા.[૭૯,૮૦] વળી તે સમયે સર્વ અસુરોએ દેવતાઓનાં સ્થાનકોને, વિમાનોને, નગરોને તથા ઋષિઓના આશ્રમોને પણ હરી લીધાં હતાં.[૮૧] આથી સર્વ દેવો અને ઋષિઓ ઉદાસ મનવાળા થઈ ગયા અને અજર અને વ્યાપક એવા બ્રહ્મદેવને શરણે ગયા.[૮૨]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ-પર્વમાં 'સુવર્ણની ઉત્પત્તિ' નામનો અધ્યાય ૮૪મો સમાપ્ત

## અધ્યાય ૮૫મો

### સુવર્ણદાનની શ્રેષ્ઠતા અને સુવર્ણની ઉત્પત્તિ (ચાલુ)

॥ देवा ऊचुः ॥

**असुरस्तारको नाम त्वया दत्तवरः प्रभो।**
**सुरानृषींश्च क्लिश्नाति वधस्तस्य विधीयताम् ॥१॥**

દેવો બોલ્યા : હે પ્રભુ ! તમે જેને વર આપ્યો છે, તે તારક નામનો અસુર સર્વ દેવતાઓને તથા ઋષિઓને દુઃખી કરે છે. માટે તમે તેના નાશનો ઉપાય કરો.[૧] હે પિતામહ ! તેના તરફથી અમને ભય ઉત્પન્ન થયો છે. માટે હે દેવ ! તમે અમારું રક્ષણ કરો; કેમ કે અમને બીજો કોઈ આધાર નથી.[૨]

બ્રહ્મા બોલ્યા : હું પ્રાણીમાત્ર તરફ સમદષ્ટિ રાખું છું અને મને અધર્મ ગમતો નથી. માટે તમે દેવો તથા ઋષિઓને પીડા કરનારા તે તારકાસુરનો સત્વર નાશ કરો.[૩] હે શ્રેષ્ઠ દેવો ! એ તારકાસુરને લીધે વેદો તથા ધર્મો નાશ ન પામે તે માટે મેં પ્રથમથી જ ઉપાય કરી રાખ્યો છે. તમારો સંતાપ દૂર થાઓ.[૪]

દેવો બોલ્યા : હે ભગવાન ! તારકાસુર આપના વરદાનને લીધે બળથી ગર્વિષ્ઠ બની ગયો છે. દેવોથી તે દૈત્યનો વધ થઈ શકે તેમ નથી. તો તે કયા ઉપાયે શાંત થાય ?[૫] હે પિતામહ ! 'હું દેવો, રાક્ષસો કે અસુરોને હાથે નાશ ન પામું,' એવો તે અસુરે તમારી પાસેથી વર મેળવ્યો છે. વળી હે જગત્પતિ ! પૂર્વે પોતાની પ્રજાનો ઉચ્છેદ કરાવાયો હોવાથી દેવી રુદ્રાણીએ દેવોને શાપ આપ્યો છે કે, 'તમને સર્વને સંતાન થશે નહિ.'[૬,૭]

બ્રહ્મા બોલ્યા : 'હે શ્રેષ્ઠ દેવો ! જે સમયે ઉમાદેવીએ તમને શાપ આપ્યો, તે સમયે અગ્નિ ત્યાં ન હતો. તેથી તે અગ્નિ અસુરોનો વધ કરવા માટે સંતાનને ઉત્પન્ન કરી શકશે.[૮] વળી અગ્નિથી ઉત્પન્ન થયેલું તે સંતાન દેવો, દાનવો, રાક્ષસો, મનુષ્યો, ગંધર્વો, નાગો તથા પક્ષીઓ વગેરે સર્વ કરતાં અધિક પરાક્રમી થશે. તમને જેનાથી ભય ઉત્પન્ન થયો છે, તે તારકાસુરને તથા બીજા સર્વ દેવશત્રુઓને તે શક્તિરૂપ અમોઘ અસ્ત્રનો પ્રહાર કરીને મારી નાખશે.[૯,૧૦] હવે, ઈશ્વરના સનાતન સંકલ્પને 'કામ' કહેવામાં આવે છે. તે કામને લીધે રુદ્રનું જે તેજ (વીર્ય) અગ્નિમાં પડ્યું છે, તે બીજા અગ્નિ જેવું જ પ્રદીપ્ત છે. અગ્નિ તે તેજ દ્વારા દેવશત્રુઓનો વધ કરવા માટે ગંગાને વિષે એક મહાન પુરુષને

ઉત્પન્ન કરશે.[૧૧,૧૨] હે દેવો! ઉમાદેવીનો શાપ અગ્નિ ઉપર પડી શક્યો નથી; કેમ કે તે સમયે અગ્નિ ત્યાંથી અદૃશ્ય થઈ ગયો હતો. માટે તે અગ્નિથી તમારા ભયનો નાશ કરી શકે તેવો એક પુત્ર ઉત્પન્ન થશે.[૧૩] હે નિર્દોષ દેવો! મેં તમને તારકાસુરના વધનો ઉપાય કહ્યો છે. તો તેને અનુસરીને તમે અગ્નિને શોધી કાઢો અને આજે જ તેને પુત્ર ઉત્પન્ન કરવા માટે પ્રેરણા કરો.[૧૪] તમારે લક્ષમાં રાખવું કે તેજસ્વી પુરુષોના શાપો તેજસ્વી પુરુષોના પર સામર્થ્ય ચલાવી શકતા નથી. વળી મોટાં મોટાં બળ પણ મહાબળવાન પુરુષની સામે દુર્બળ થઈ જાય છે.*[૧૫] વળી દુષ્ટ તારકાસુર વધ કરવાને અયોગ્ય અને વરને આપનારા એવા તપસ્વીઓનો પણ વધ કરે છે. માટે મેં આ અગ્નિને અત્યંત સનાતન કાળથી જ પુત્રોત્પાદનના સંકલ્પને માટે પસંદ કર્યો હતો. (અર્થાત્ તારકાસુરનો વધ કરવા માટે અગ્નિ જ પુત્ર ઉત્પન્ન કરશે, એમ મેં અનાદિકાળથી પસંદ કરી રાખ્યું છે.)[૧૬] કેમ કે અગ્નિ જગતનો પતિ છે, અવ્યક્ત સ્વરૂપ છે, સર્વત્ર વ્યાપક છે, સર્વનું રક્ષણ કરનારો છે, પ્રાણીમાત્રના હૃદયમાં રહેનારો છે અને રુદ્ર કરતાં પણ જ્યેષ્ઠ હોઈને મહાસમર્થ છે. માટે તમે તેજના ભંડાર તે અગ્નિને સત્વર શોધી કાઢો; કેમ કે તે અગ્નિદેવ તમારા માનસિક અભિલાષને પૂર્ણ કરશે.[૧૭,૧૮]

મહાત્મા બ્રહ્મદેવનું એ વાક્ય સાંભળીને તે દેવતાઓ સંકલ્પને સિદ્ધ કરવા માટે અગ્નિની શોધ કરવા નીકળી પડ્યા.[૧૯] તે દેવતાઓ અને ઋષિઓએ અગ્નિનું દર્શન કરવાની ઇચ્છાથી કેવળ અગ્નિમાં જ મન રાખીને ત્રણે લોકમાં તપાસ ચલાવવા માંડી.[૨૦] હે ભૃગૂત્તમ! પરમ તપોબળવાળા તથા લોકમાં વિખ્યાત થયેલા તે શ્રીમંત સિદ્ધ પુરુષો સર્વ લોકોમાં વિચરવા લાગ્યા.[૨૧] પરંતુ તે સમયે તેઓ પોતાના સ્વરૂપમાં (એટલે જળમાં) જ લીન થઈને અદૃશ્ય થયેલા અગ્નિને મેળવી શક્યા નહિ. આમ તેમને ત્રાસ પામેલા જોઈને તથા તેમની અગ્નિદર્શનની લાલસા જોઈને એક જલનિવાસી દેડકો રસાતલના તળમાંથી ઉપર આવ્યો. અગ્નિના તેજથી તે મનમાં કંટાળી ગયો હતો અને બળુંબળું થઈ રહ્યો હતો. તેણે સર્વ દેવતાઓ પ્રત્યે કહ્યું:[૨૨,૨૩] 'હે દેવો! અગ્નિ રસાતલમાં નિવાસ કરી રહ્યો છે અને તેના તાપને લીધે જ હું અહીં ઉપરના ભાગમાં આવતો રહ્યો છું.[૨૪] હે દેવો! હવ્ય ગ્રહણ કરનારા ભગવાન અગ્નિ પોતાના તેજ દ્વારા સમગ્ર જળને ઉત્પન્ન કરીને જળમાં સૂઈ રહ્યા છે, તેથી અમે સંતપ્ત થઈ ગયા છીએ.[૨૫] હે દેવો! તમને તે અગ્નિનાં દર્શનની ઇચ્છા હોય અથવા તે અગ્નિ સાથે તમારે કંઈ કામ હોય, તો તમે તેમને રસાતલમાં મળો.[૨૬] હે દેવતાઓ! તમારે જવું હોય તો ત્યાં જાઓ. હું હવે જાઉં છું, કેમ કે મને અગ્નિનો ભય છે.' એટલું કહીને તે દેડકો સત્વર જળમાં પેસી ગયો.[૨૭] હવે અગ્નિ દેડકાની ચાડી જાણી ગયો, અને તેણે દેડકા પાસે જઈને શાપ આપ્યો કે, 'તું રસને જાણી શકીશ નહિ.'[૨૮] દેડકાને એ પ્રમાણે શાપ આપીને તે વ્યાપક અગ્નિ બીજે સ્થળે નિવાસ કરવા માટે ઉતાવળો ઉતાવળો ત્યાંથી ચાલ્યો ગયો, પણ તેણે દેવતાઓને પોતાનાં દર્શન આપ્યાં નહિ.[૨૯] હે ભૃગૂત્તમ! બીજી તરફ પેલા દેવતાઓએ દેડકાની આખી જાતિ ઉપર જે અનુગ્રહ કર્યો હતો, તે હું તને કહું છું. માટે હે મહાબાહુ! તે સર્વ તું સાંભળ.[૩૦]

દેવો બોલ્યા : હે દેડકાંઓ! અગ્નિના શાપને

* અર્થાત્ ઉમાદેવીનો શાપ સર્વ દેવતાઓને ઉદ્દેશીને હતો, છતાં પણ અગ્નિને કંઈ અસર કરી શક્યો નથી; કેમ કે અગ્નિ મહાતેજસ્વી છે.

વાળા તે ગર્ભને તેણે દુઃખને લીધે ત્યજી દીધો, ત્યારે અગ્નિદેવે એ ગંગાને દર્શન આપ્યાં. તેમણે એ શ્રેષ્ઠ સરિતાને પૂછ્યું : 'હે દેવી! એ ગર્ભ તારા ઉદરમાંથી સુખરૂપે બહાર નીકળ્યો છે ને, તેનો વર્ણ કેવો છે, તેનું સ્વરૂપ કેવું જોવામાં આવે છે, તે કેવા પ્રકારના તેજથી યુક્ત છે, આ સર્વ તું મને કહે.[૭૦,૭૧]

ગંગા બોલી : હે નિર્દોષ અગ્નિ! તે ગર્ભ અત્યંત રૂપસંપન્ન છે. તે તેજમાં તમારા જેવો જ છે. તેનો વર્ણ સુંદર છે, નિર્મળ છે, પ્રદીપ્ત છે અને તેણે આખા પર્વતને પ્રકાશમાન કરી મૂક્યો છે.[૭૨] હે તેજસ્વીઓમાં ઉત્તમ અગ્નિ! તે ગર્ભ કમળ અને ઉત્પલ જાતિનાં પુષ્પોવાળા જળના ધરાઓ જેવો શીતળ છે અને તેની સુગંધ કદંબનાં પુષ્પો સમાન છે.[૭૩] વળી તે ગર્ભના સૂર્યનાં કિરણો સમાન તેજથી પૃથ્વી ઉપરનું તથા પર્વતો ઉપરનું જે જે દ્રવ્ય પ્રાપ્ત થયું છે, તે તે તદ્દન કાંચન(સુવર્ણ)રૂપ થયેલું જોવામાં આવે છે. તેનું તેજ પર્વતો, નદીઓ અને સર્વ ઝરણાંઓ તરફ પણ ફેલાઈ ગયું છે, તેમ જ તેના તેજે સ્થાવરજંગમ ત્રૈલોક્યને દેદીપ્યમાન કરી મૂક્યું છે. હે હવ્યવાહન! આવું તમારા પુત્રનું સ્વરૂપ છે. તેનામાં સર્વ ઐશ્વર્યનો વાસ છે અને કાંતિમાં તે સૂર્ય, અગ્નિ અને બીજા ચંદ્ર સમાન છે.[૭૪-૭૬]

એ પ્રમાણે કહીને ગંગાદેવી ત્યાં જ અંતર્ધાન થઈ ગઈ અને તેજસ્વી અગ્નિ પણ દેવતાઓનું કાર્ય કરીને પોતાના ઇષ્ટ પ્રદેશ તરફ ચાલ્યો ગયો. હે ભાર્ગવનંદન! અગ્નિના એ પ્રકારનાં ગુણકર્મને લીધે ઋષિઓ અને મુનિઓ તેને લોકમાં 'હિરણ્યરેતા' કહે છે. વળી દેવી પૃથ્વી પણ તે સમયથી આરંભીને જ 'વસુમતી' નામથી પ્રસિદ્ધ થઈ છે.[૭૭-૭૮] પછી ગંગા અને અગ્નિથી ઉત્પન્ન થયેલા તે મહાતેજસ્વી ગર્ભ મેરુપર્વતના દિવ્ય શરવનમાં રહીને પ્રતિદિન વધવા લાગ્યો અને તે વેળા તેનો દેખાવ ઘણો જ આશ્ચર્યજનક જણાવા લાગ્યો.[૮૦] બાલસૂર્ય જેવા એ તેજસ્વી પુત્રને ત્યાં નિવાસ કરનારી કૃત્તિકાઓએ જોયો. પછી તેમણે એ બાળકને પોતાનું સ્તનપાન કરાવીને ઉછેરવા માંડ્યો.[૮૧] ત્યારથી તે મહાતેજસ્વી બાળકનું 'કાર્તિકેય' નામ પ્રસિદ્ધ થયું. વળી રુદ્રનું વીર્ય સ્કન્ન થયું (ઝરી ગયું), તેમાંથી એની ઉત્પત્તિ થઈ હતી, તેથી એનું 'સ્કંદ' નામ પ્રસિદ્ધ થયું અને તેણે મેરુપર્વતની ગુફામાં નિવાસ કર્યો હતો તેથી તેનું 'ગુહ' નામ પડ્યું.[૮૨] આ રીતે અગ્નિના સંતાનરૂપે સુવર્ણ ઉત્પન્ન થયું છે. તેમાં પણ જાંબૂનદ જાતિનું સુવર્ણ શ્રેષ્ઠ ગણાય છે અને તે દેવતાઓનું પણ ભૂષણ કહેવાય છે.[૮૩] વળી આ સુવર્ણને તે દિવસથી આરંભીને જ 'જાતરૂપ' કહેવામાં આવે છે. તે સર્વ રત્નોમાં ઉત્તમ રત્ન છે, સર્વ અલંકારોમાં ઉત્તમ અલંકાર છે, સર્વ પવિત્ર પદાર્થોમાં અત્યંત પવિત્ર છે અને સર્વ મંગલ પદાર્થોમાં પણ પરમ મંગલકારક છે. એટલું જ નહિ, પણ સુવર્ણ એ ભગવાન અગ્નિ છે, ઈશ્વર છે અને પ્રજાપતિ છે.[૮૪,૮૫] હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! સુવર્ણ પવિત્રોમાં પણ પવિત્ર છે. વળી સુવર્ણને જ અગ્નિ તથા ચંદ્રરૂપ કહેવામાં આવે છે.[૮૬]

વસિષ્ઠ બોલ્યા : હે રામ! વળી પણ પૂર્વે મેં બ્રહ્મદર્શન નામનું એક વૃત્તાંત સાંભળ્યું છે. તે વૃત્તાંત પરમાત્મારૂપ પિતામહ બ્રહ્મદેવના સંબંધનું છે.[૮૭] હે તાત! પૂર્વે મહાદેવે વરુણનું શરીર ધારણ કરીને તથા વરુણના ઐશ્વર્યનો સ્વીકાર કરીને યજ્ઞનો આરંભ કર્યો હતો. ત્યારે હે સમર્થ! તેમના યજ્ઞમાં સર્વ મુનિઓ, અગ્નિ આદિ દેવતાઓ, યજ્ઞનાં સર્વ અંગો, મૂર્તિમાન

વષટ્કાર, મૂર્તિમાન સામવેદ, યજુર્વેદના હજારો મૂર્તિમાન મંત્રો, પદ તથા ક્રમથી શોભી રહેલો ઋગ્વેદ, સર્વ લક્ષણો, સ્વરો, સામવેદનાં સ્તોત્રો, નિરુક્ત, સુરપંક્તિઓ, ૐકાર, શંકરનાં નેત્રમાં નિવાસ કરી રહેલા નિગ્રહ તથા પ્રગહ, સર્વ વેદો, ઉપનિષદો, વિદ્યાઓ અને ગાયત્રી પોતે પણ આવ્યાં હતાં. ત્યારે ભગવાન શંકરે ભૂત, ભવિષ્ય તથા વર્તમાનને ધારણ કરી રાખ્યા હતા. વળી હે પ્રભુ! ત્યારે તેમણે પોતે જ પોતાના સ્વરૂપમાં પોતાના આત્માનો હોમ કર્યો હતો. આમ તે પિનાકધારી ભગવાને યજ્ઞને અનેક પ્રકારે શોભાવ્યો હતો.[૮૮–૯૩] કેમ કે એ ભગવાન સ્વર્ગરૂપ છે, આકાશરૂપ છે, પૃથ્વીરૂપ છે, પૃથ્વીના પતિરૂપ છે, સર્વ વિદ્યાઓના ઈશ્વર છે અને શ્રીમાન અગ્નિરૂપ છે.[૯૪] વળી એ જ બ્રહ્મરૂપ છે, શિવરૂપ છે, રુદ્રરૂપ છે, વરુણરૂપ છે, અગ્નિરૂપ છે અને પ્રજાપતિરૂપ છે. એ ભગવાન પ્રાણીમાત્રના પતિરૂપ છે, દેવતારૂપ છે અને મંગળરૂપ છે.[૯૫] હે ભૃગુકુલના ધુરંધર! એ પશુપતિનો યજ્ઞ કેવળ તપરૂપ અને ક્રતુરૂપ જ હતો. તેથી તેમના યજ્ઞમાં ઉગ્ર વ્રતને ધારણ કરનારી દેવી દીક્ષા, સર્વ દિશાઓના સ્વામીઓ, દેવોની પત્નીઓ, દેવોની કન્યાઓ અને દેવોની માતાઓ પણ એકત્ર થઈને આવી હતી.[૯૬,૯૭] મહાત્મા વરુણના સ્વરૂપને ધારણ કરનારા એ ભગવાન પશુપતિના તે યજ્ઞને જોઈને તેઓ પ્રસન્ન થઈ હતી. તે સમયે એ સ્ત્રીઓને જોઈને બ્રહ્મદેવનું વીર્ય પૃથ્વી પર સ્ખલિત થઈ પડ્યું.[૯૮] એટલે પૂષાદેવે પૃથ્વીના રજકણો સાથે ભળી ગયેલ તે વીર્યકણોને પૃથ્વી પરથી સાંભરી લીધા અને યજ્ઞના અગ્નિમાં જ હોમી દીધા. તે પછી એ યજ્ઞકર્મ ચાલી રહ્યું હતું અને બ્રહ્મદેવ તેમાં પ્રજ્વલિત થયેલા અગ્નિમાં હોમ કરી રહ્યા હતા. તેવામાં ફરી પણ બ્રહ્મદેવનું વીર્ય સ્ખલિત થઈ ગયું.[૯૯,૧૦૦] આમ હે ભૃગુનંદન! વીર્યનું સ્ખલન થયું એટલે તેમણે એ વીર્યને સુવામાં લઈને ઘીની ધારાની પેઠે મંત્રોચ્ચારપૂર્વક અગ્નિમાં હોમી દીધું.[૧૦૧] પછી તે વીર્યવાન બ્રહ્મદેવે ચાર પ્રકારની ભૂતસૃષ્ટિ કરી. બ્રહ્મદેવના એ વીર્યરૂપ તેજમાં જે રજોગુણનો અંશ હતો, તેમાંથી પ્રવૃત્તિપ્રધાન (જંગમ) રાજસી સૃષ્ટિ ઉત્પન્ન થઈ.[૧૦૨] તેમાં જે તમોગુણનો અંશ હતો તેમાંથી જડતા (સ્થાવર), પ્રધાન તામસી ભાવો ઉત્પન્ન થયા અને તેમાં જે સત્ત્વગુણનો અંશ હતો તેમાંથી પ્રકાશરૂપ બુદ્ધિસત્ત્વ ઉત્પન્ન થયું તથા સ્થાવરજંગમ બન્ને પ્રકારની સૃષ્ટિમાં વ્યાપ્ત થઈ રહ્યું. આ સત્ત્વગુણ બ્રહ્મદેવના વીર્યમાંનો અમુક એક અંશ છે. તે નિત્ય છે અને આકાશાદિ સમગ્ર જગતરૂપ છે. વળી પ્રાણીમાત્રમાં જે ઉત્તમ તેજ અને ઉત્તમ સત્ત્વ જોવામાં આવે છે તે પણ એ સત્ત્વગુણનું જ સ્વરૂપ છે. હે સમર્થ પરશુરામ! જે સમયે બ્રહ્મદેવના વીર્યનો અગ્નિમાં હોમ કરવામાં આવ્યો, તે સમયે બીજા ત્રણ પુરુષો પણ તેમાંથી ઉત્પન્ન થયા. તેઓ સાક્ષાત્ શરીરે યુક્ત હતા અને પોતપોતાના કારણજન્ય ગુણોવાળા હતા. પ્રથમ અગ્નિની ભૃક્(જ્વાળા)માંથી જે પુરુષ ઉત્પન્ન થયો તે 'ભૃગુ' નામથી ઓળખાયો. બીજો જે પુરુષ અગ્નિના અંગારામાંથી ઉત્પન્ન થયો, તે 'અંગિરા' નામથી ઓળખાયો. ત્રીજો જે પુરુષ થોડી થોડી જ્વાળાઓવાળા નિર્ધૂમ અંગારામાંથી ઉત્પન્ન થયો તે 'કવિ' નામથી ઓળખાયો. તેમાંથી પ્રથમ પુરુષ ભૃક્ નામની અગ્નિની જ્વાળાઓ સાથે જ ઉત્પન્ન થયો હતો માટે તે 'ભૃગુ' નામથી પ્રસિદ્ધ થયો.[૧૦૩–૧૦૬] હવે તે યજ્ઞમાં અગ્નિનાં મરીચિઓ એટલે કિરણોમાંથી જે પુરુષ ઉત્પન્ન થયો હતો તેનું 'મરીચિ'

એવું નામ પડ્યું અને તેનો મારીચ અથવા કશ્યપ નામનો પુત્ર ઉત્પન્ન થયો. હે તાત! અગ્નિના અંગારામાંથી જે પુરુષ ઉત્પન્ન થયો તે 'અંગિરા' નામથી પ્રસિદ્ધ થયો. પછી જે પુરુષો તે યજ્ઞના દર્ભોમાંથી ઉત્પન્ન થયા તેઓ વાલખિલ્ય નામના ઋષિઓ તરીકે પ્રસિદ્ધ થયા.[૧૦૭] હે સમર્થ પરશુરામ! 'અત્ર' એટલે એ યજ્ઞપ્રદેશમાં દર્ભનો જે સમુદાય એકઠો કરવામાં આવ્યો હતો, તેમાંથી ઉત્પન્ન થયેલા પુરુષને 'અત્રિ' નામથી કહેવામાં આવે છે. વળી એ અગ્નિની ભસ્મના ઢગલામાંથી બ્રહ્મર્ષિઓના સમુદાયમાં માન્ય થયેલા વૈખાનસો ઉત્પન્ન થયા અને તેઓ તપ તથા શાસ્ત્રના ગુણની જ ઇચ્છા રાખનારા છે, તેમ જ એ અગ્નિનાં અશ્રુઓમાંથી રૂપસંપન્ન અશ્વિનીકુમારો ઉત્પન્ન થયા.[૧૦૮,૯] પછી એની શ્રોત્રાદિ ઇંદ્રિયોમાંથી બાકીના સર્વ પ્રજાપતિઓ ઉત્પન્ન થયા. તેનાં રોમછિદ્રોમાંથી સર્વ ઋષિઓ ઉત્પન્ન થયા, તેના પરસેવામાંથી વેદો ઉત્પન્ન થયા અને તેના બળમાંથી મન ઉત્પન્ન થયું.[૧૧૦] આ કારણે શાસ્ત્રસંપન્ન ઋષિઓ અગ્નિને સર્વ દેવતાઓ રૂપ કહે છે અને વેદમાં પણ તેવું પ્રમાણ જોવામાં આવે છે.[૧૧૧] વળી એ અગ્નિને વૃદ્ધિ પમાડનારાં જે સમિત્કાષ્ઠો હતાં, તે જ મહિનાઓરૂપે થયાં અને તે સમિત્કાષ્ઠોમાં લાખ વગેરે જે રસો વળગી રહ્યા હતા, તે જ પખ્ખવાડિયાંરૂપ થયા. વળી અગ્નિનું જે પિત્ત હતું તે રાત્રિ દિવસરૂપ થયું અને તેનું દારુણ તેજ મુહૂર્તોરૂપ થયું. તેનું રુધિર રૌદ્ર કહેવાય છે અને તે રુધિરમાંથી રૌદ્ર રુધિર નીકળ્યું તેને સુવર્ણ કહેવામાં આવે છે. તે સુવર્ણને મૈત્ર એટલે મિત્ર નામના દેવતાથી અધિષ્ઠિત જાણવું. હવે અગ્નિના ધુમાડામાંથી વસુઓ ઉત્પન્ન થયા, અગ્નિની જ્વાળાઓમાંથી રુદ્રો તથા મહાકાંતિમાન સૂર્યો ઉત્પન્ન થયા અને તેના અંગારામાંથી આકાશનાં જુદાં જુદાં સ્થાનોમાં સ્થિતિ કરનારા ગ્રહો તથા તારાઓ ઉત્પન્ન થયા.[૧૧૨-૧૧૪] પછી જગતના આદિકર્તા બ્રહ્મદેવે તે અગ્નિને જ સર્વ કામનાઓને અર્પણ કરનાર અવિનાશી પરબ્રહ્મરૂપ કહ્યો અને પરમ રહસ્યરૂપ જાહેર કર્યો, એમ વિદ્વાનો કહે છે.[૧૧૫] હવે વરુણના શરીરને ધારણ કરનારા પવનરૂપ મહાદેવે સર્વ દેવતાઓને ઉદ્દેશીને કહ્યું કે, 'આ દિવ્ય યજ્ઞ મારો છે અને આ સમયે ગૃહપતિ–યજમાન હું છું.[૧૧૬] માટે હે દેવો! આ યજ્ઞમાં પ્રથમ જે ત્રણ સંતાનો ઉત્પન્ન થયાં છે તે અવશ્ય મારાં જ જાણો; કેમ કે એ સંતાનો મારા આ યજ્ઞના ફળરૂપ છે.[૧૧૭]

અગ્નિ બોલ્યો એ સંતાનો મારો જ આશ્રય કરનારાં હોઈને મારા જ અંગમાંથી ઉત્પન્ન થયાં છે, માટે તેઓ મારાં જ સંતાન ગણાય. છતાં વરુણરૂપ મહાદેવ તેને પોતાનાં સંતાન માને છે તેમાં તેમની ભ્રાંતિ છે.[૧૧૮] તે સાંભળી લોકપિતામહ જગદ્‌ગુરુ બ્રહ્માએ કહ્યું કે, 'તે સંતાનો મારાં જ ગણાય; કેમ કે તેમને ઉત્પન્ન કરનાર વીર્ય મારું હતું.[૧૧૯] વળી હું યજ્ઞનો કર્તા છું અને મેં જ અગ્નિમાં વીર્યનો હોમ કર્યો હતો. માટે જો વીર્યને પ્રજાની ઉત્પત્તિમાં કારણ માનવામાં આવ્યું હોય, તો જેનું બીજ તેને જ ફળ મળવું જોઈએ.[૧૨૦]

હવે સર્વ દેવગણો પિતામહ બ્રહ્મદેવ પાસે આવ્યા અને બે હાથ જોડી મસ્તક વડે પ્રણામ કરીને કહેવા લાગ્યા કે,[૧૨૧] 'હે ભગવન્! સ્થાવરજંગમ જગત અને અમે સર્વે આપની જ પ્રજા છીએ; માટે આ તેજસ્વી અગ્નિદેવ અને વરુણરૂપધારી આ મહાદેવ ભલે પોતાના ઇચ્છિત અભિલાષને સંપાદન કરે.' એટલે બ્રહ્મદેવની પ્રેરણાથી જળચરોના પતિ વરુણધારી મહાદેવે

સૂર્ય સમાન તેજસ્વી એવા પ્રથમ સંતાન ભૃગુને ગ્રહણ કર્યો અને અગ્નિદેવે અંગિરા નામના બીજા સંતાનને પુત્રરૂપે સ્વીકાર્યો.[૧૨૨-૧૨૪] વળી તત્ત્વવેત્તા પિતામહે ત્રીજા સંતાન કવિને પુત્ર તરીકે ગ્રહણ કર્યો. તે સમયે સૃષ્ટિની ઉત્પત્તિરૂપ કર્મ કરનારો ભૃગુ વરુણના પુત્ર તરીકે પ્રસિદ્ધ થયો, અંગિરા અગ્નિના પુત્ર તરીકે પ્રસિદ્ધ થયો અને મહાયશસ્વી શ્રીમાન કવિ બ્રહ્માના પુત્ર તરીકે પ્રસિદ્ધ થયો. તેમાં પણ ભૃગુ અને અંગિરા તો જગતને ઉત્પન્ન કરનારા હોઈને સર્વ જગતમાં પ્રસિદ્ધ છે.[૧૨૫,૧૨૬] વાસ્તવિક રીતે તો એ ત્રણે પ્રજાઓના પતિ છે અને આ સર્વ જગત તેઓ ત્રણેના જ સંતાનરૂપ છે, એમ તારે જાણવું.[૧૨૭] તેમાંથી ભૃગુને ચ્યવન, વજ્રશીર્ષ, શુચિ, ઔર્વ, શુક્ર, વરેણ્ય અને સવન એ સાત પુત્રો થયા હતા. તે સર્વ સાતે પુત્રો ગુણોમાં ભૃગુના જેવા જ હતા અને ભાર્ગવ તથા વારુણ એવા નામથી પ્રસિદ્ધ થયા હતા. હે પરશુરામ! તું પોતે પણ તેમના વંશમાં જ ઉત્પન્ન થયો છે.[૧૨૮,૧૨૯] અંગિરાને પણ બૃહસ્પતિ, ઉતથ્ય, પયસ્ય, શાંતિ, ઘોર, વિરૂપ, સંવર્ત અને સુધન્વા એ આઠ પુત્રો થયા હતા. તેઓ પણ વારુણ નામથીજ કહેવાતા હતા. એ આઠે પુત્રો અગ્નિના વંશજ હોઈને જ્ઞાનનિષ્ઠ હતા તથા નિર્દોષ હતા.[૧૩૦,૧૩૧] વળી બ્રહ્માના પુત્ર કવિના જે પુત્રો ઉત્પન્ન થયા હતા તેઓ પણ વારુણને નામેજ કહેવાતા હતા. તેમની સંખ્યા આઠ હતી. તેઓ જન્મથી જ ગુણવાન હતા, બ્રહ્મવેત્તા હતા અને પવિત્ર હતા.[૧૩૨] કવિ, કાવ્ય, ધૃષ્ણુ, બુદ્ધિમાન ઉશના, ભૃગુ, વિરજા, કાશી અને ધર્મવેત્તા ઉગ્ર–આ આઠે કવિપુત્રો હતા અને આ જગત તે સર્વની પ્રજાઓથી વ્યાપ્ત થઈ રહ્યું છે; કેમ કે તેઓ પ્રજાના પતિરૂપ હોઈને જુદા જુદા વિભાગમાં અનેક પ્રજાઓને ઉત્પન્ન કરનારા હતા.[૧૩૩,૧૩૪] આમ હે ભૃગુસિંહ! અંગિરા, કવિ અને ભૃગુના વંશજોથી આ સર્વ જગત વ્યાપ્ત થઈ રહ્યું છે.[૧૩૫] હે વિપ્ર! સર્વના પ્રભુ અને ઈશ્વર એવા વરુણરૂપી શંકરે કવિને તથા અંગિરાને પણ પ્રથમ પુત્રરૂપે સ્વીકાર્યા હતા, તેથી તેઓ બન્ને પણ વારુણને નામે કહેવાય છે.[૧૩૬] વળી હુતદ્રવ્યનું પ્રાશન કરનારા અગ્નિદેવે અંગિરાને પોતાના પુત્ર તરીકે સ્વીકાર્યો હતો, માટે અંગિરાના સર્વ પુત્રોને અગ્નિના વંશમાં જ ઉત્પન્ન થયેલા સમજવા.[૧૩૭]

પૂર્વે દેવતાઓએ પિતામહ બ્રહ્મદેવને પ્રસન્ન કર્યા હતા અને તેમને પ્રાર્થના કરી હતી કે, 'આ ભૃગુ, અંગિરા અને કવિ મહાસમર્થ છે, તેથી તેઓ જગતમાં અનેક પ્રજાઓ ઉત્પન્ન કરીને અમને સર્વને તારશે.[૧૩૮] તેઓ પ્રજાઓના પતિ છે, મહાતપસ્વી છે અને તેઓ હવે આપના પ્રસાદથી આ સર્વ લોકને તારશે.[૧૩૯] વળી તે સર્વ વંશની વૃદ્ધિ કરશે, તમારા તેજને વૃદ્ધિ પમાડશે, વેદવેત્તા થશે, કુશળ થશે, દેવોના પક્ષમાં સ્થિતિ કરશે, સ્વભાવે સૌમ્ય થશે, પ્રજાના પતિઓ થશે, મહર્ષિઓ કહેવાશે અને તપ તથા બ્રહ્મચર્યને સંપાદન કરશે.[૧૪૦,૧૪૧] હે પ્રભુ! અમે સર્વ અને આ ત્રણે પ્રજાપતિઓ આપનાથી જે ઉત્પન્ન થયા છીએ; કેમ કે હે પિતામહ! તમે પોતે જ દેવોના તથા બ્રાહ્મણોના સ્રષ્ટા છો.[૧૪૨] હે પિતામહ! મારીચથી આરંભીને ભૃગુવંશના સર્વ પુરુષો તમારાં જ સંતાન છે, એમ વિચારી અમે અન્યોન્યનો પરાભવ કરવાનો કદી યત્ન કરતા નથી.[૧૪૩] આ પ્રજાપતિઓ તો આવી ક્ષમાગુણવાળી જ પ્રજાઓને ઉત્પન્ન કરશે અને તેઓ યુગના આદિઅંતની વચ્ચેના સમયમાં પોતાના આત્માને જગતમાં સ્થાપિત કરશે.[૧૪૪]

દેવોએ જ્યારે એવી પ્રાર્થના કરી, ત્યારે લોક-

પિતામહ બ્રહ્માએ પ્રસન્ન થઈને તેમને 'તથાસ્તુ' કહ્યું. પછી તે દેવો પણ જેમ આવ્યા હતા તેમ સૌ સૌને સ્થાનકે ગયા.[૧૪૫]

મહાત્મા શંકરના યજ્ઞમાં પૂર્વે આ વૃત્તાંત બન્યું હતું, ત્યારે લોકના આદિકાળમાં તે દેવશ્રેષ્ઠ શંકરે વરુણનું શરીર ધારણ કર્યું હતું.[૧૪૬] શાસ્ત્રોમાં એવો નિશ્ચય કરવામાં આવ્યો છે કે, અગ્નિ એ બ્રહ્મા, પશુપતિ, શર્વ, રુદ્ર અને પ્રજાપતિરૂપ છે અને સુવર્ણ એ અગ્નિનું સંતાન છે.[૧૪૭] હે જમદગ્નિપુત્ર! અગ્નિનો અભાવ હોય છે, ત્યારે શાસ્ત્રીય પ્રમાણને જાણનારો હરકોઈ મનુષ્ય વેદશાસ્ત્રનાં પ્રમાણને અનુસરીને સુવર્ણને જ અગ્નિને સ્થાને માન્ય કરે છે.[૧૪૮] વળી જ્યારે અગ્નિનો અભાવ હોય છે, ત્યારે દર્ભના ગુચ્છામાં, સુવર્ણમાં, રાફડાના મુખમાં અથવા બકરાના જમણા કાનમાં અગ્નિની ભાવના કરીને હવનહોમ કરવામાં આવે છે.[૧૪૯] ઉપરાંત ત્યારે ગાડાના ચીલામાં, તીર્થાદિના જળમાં અથવા બ્રાહ્મણના જમણા હાથમાં અગ્નિની ભાવના કરીને હોમ કરવામાં આવે છે અને તે દ્વારા ભગવાન અગ્નિ પોતાની સંપૂર્ણ તુષ્ટિ માને છે.[૧૫૦] વળી અમે સાંભળ્યું પણ છે કે, સર્વ દેવતાઓ અગ્નિમાંથી ઉત્પન્ન થયા છે, અગ્નિ બ્રહ્મદેવથી ઉત્પન્ન થયો છે અને સુવર્ણ અગ્નિથી ઉત્પન્ન થયું છે.[૧૫૧] માટે જે પુરુષો ધર્મ તરફ દૃષ્ટિ કરીને સુવર્ણનું દાન કરે છે, તેઓ સમગ્ર દેવતાઓનું દાન કરે છે, એમ અમે સાંભળ્યું છે.[૧૫૨] હે ભાર્ગવ! જે મનુષ્ય સુવર્ણનું દાન કરે છે તેને તેજસ્વી લોક પ્રાપ્ત થાય છે, ઉત્તમ ગતિ મળે છે અને તેને સ્વર્ગલોકમાં કુબેરને સ્થાને અભિષેક કરવામાં આવે છે.[૧૫૩] જે મનુષ્ય સૂર્યનો ઉદય થાય તે સમયે વિધિ અને મંત્રપૂર્વક સુવર્ણનું દાન કરે છે, તેના દુષ્ટ સ્વપ્નનો નાશ થાય છે.[૧૫૪] વળી તે જ પ્રમાણે, જે મનુષ્ય સૂર્યનો ઉદય થાય કે તુરત જ સુવર્ણનું દાન આપે છે, તેનાં સર્વ પાપો નાશ પામે છે. જે મનુષ્ય મધ્યાહ્નકાળે સુવર્ણનું દાન કરે છે, તેનાં વળી ભવિષ્યકાળનાં પાપો પણ નાશ પામે છે.[૧૫૫] અને જે મનુષ્ય નિયમિત વ્રત ધારણ કરીને સંધ્યાકાળને સમયે સુવર્ણનું દાન કરે છે, તેને બ્રહ્મા, વાયુ, અગ્નિ અને ચંદ્રના લોક પ્રાપ્ત થાય છે.[૧૫૬] એટલું જ નહિ, તે મનુષ્ય ઇંદ્રના લોક સહિત સર્વ લોકોમાં ઉત્તમ પ્રતિષ્ઠાને પામે છે, તેમ જ આ લોકમાં યશ સંપાદન કરી પાપરહિત અવસ્થામાં આનંદ કરે છે.[૧૫૭] વળી તે મરણ પછી બીજા લોકોમાં સદાય અનુપમ થઈને અવતરે છે, તેની ગતિ કોઈ સ્થળે અટકતી નથી અને તે પોતાની ઇચ્છાનુસાર સર્વત્ર વિચર્યા કરે છે.[૧૫૮] મનુષ્ય સુવર્ણનું દાન આપીને પૂર્વોક્ત દિવ્ય લોકોથી કદી ભ્રષ્ટ થતો નથી, તે તો મહાન યશને સંપાદન કરે છે. વળી અખૂટ સુવર્ણ આપીને તે પુષ્કળ લોકોને પ્રાપ્ત કરે છે.[૧૫૯] જે મનુષ્ય સૂર્યના ઉદય સમયે અગ્નિને પ્રકટ કરીને કોઈ અમુક વ્રતના ઉદ્દેશથી સુવર્ણનું દાન કરે છે, તેની સર્વ કામનાઓ સંપૂર્ણ થાય છે.[૧૬૦] વિદ્વાનો કહે છે કે, સુવર્ણ અગ્નિરૂપ જ છે, માટે તેનું દાન કરવું તે સુખાવહ છે. વળી સુવર્ણને યથેષ્ટ ગુણોનો લાભ કરી આપનારું તથા ગુણો અને જ્ઞાનનું પ્રવર્તક કહેવામાં આવ્યું છે.[૧૬૧] હે નિર્દોષ ભૃગુનંદન! એ પ્રમાણે મેં સુવર્ણની તથા કાર્તિકસ્વામીની ઉત્પત્તિ તને કહી. હે સમર્થ! તેને તું લક્ષમાં રાખ.[૧૬૨] હે ભૃગુવંશી રામ! તે સમયે કેટલોક લાંબો કાળ વીતી ગયો, ત્યારે કાર્તિકસ્વામી ઉછરીને મોટા થયા હતા અને પછી ઇંદ્ર સહિત દેવતાઓએ પોતાના સેનાપતિ તરીકે તેમને સ્વીકાર્યા હતા. હે બ્રહ્મન્! તેમણે દેવેંદ્રની આજ્ઞા પ્રમાણે લોકોનું હિત ઇચ્છીને તારકાસુરનો તથા બીજા સર્વ

અસુરોનો વધ કર્યો હતો.[૬૩,૬૪] હે વિભુ! સુવર્ણનું દાન કરવાથી કેવા ગુણો પ્રાપ્ત થાય છે, તે વિષે મેં તને કહ્યું. માટે હે દાતાઓમાં શ્રેષ્ઠ પરશુરામ! તું પણ બ્રાહ્મણોને સુવર્ણનું દાન કર.[૬૫]

ભીષ્મ બોલ્યા: વસિષ્ઠે એ પ્રમાણે કહ્યું, એટલે જમદગ્નિના પ્રતાપી પુત્ર પરશુરામે બ્રાહ્મણોને સુવર્ણનું દાન આપવા માંડ્યું. આમ સર્વ પાપમાંથી તે મુક્ત થયા.[૬૬] હે યુધિષ્ઠિર રાજા! આ પ્રમાણે સુવર્ણના દાન વિષે તથા સુવર્ણની ઉત્પત્તિ વિષે મેં તને સર્વ વૃત્તાંત કહ્યું.[૬૭] માટે હે રાજા! તું પણ બ્રાહ્મણોને પુષ્કળ સુવર્ણનું દાન આપ. આમ સુવર્ણનું દાન આપીને તું પણ પાપમાંથી મુક્ત થઈશ.[૬૮]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'સુવર્ણની ઉત્પત્તિ' નામનો અધ્યાય ૮૫મો સમાપ્ત

## अध्याय ८६ मो

### તારકવધનું આખ્યાન

॥ युधिष्ठिर उवाच ॥

**उक्ताः पितामहेनेह सुवर्णस्य विधानतः।**
**विस्तरेण प्रदानस्य ये गुणाः श्रुतिलक्षणाः॥१॥**

યુધિષ્ઠિર બોલ્યા: હે પિતામહ! સુવર્ણનું વિધિપૂર્વક દાન કરવાથી વેદોક્ત લક્ષણવાળા જે ગુણો પ્રાપ્ત થાય છે, તે સર્વ તમે મને વિસ્તારથી કહ્યા છે.[૧] વળી સુવર્ણની ઉત્પત્તિનું જે કારણ હતું તે પણ કહેવામા આવ્યું છે. હવે તે તારકાસુર કેવી રીતે મરણ પામ્યો હતો, તે મને કહો. હે રાજા! તમે પોતે જ મને કહ્યું છે કે, તારકાસુર દેવતાઓથી અવધ્ય હતો. તો તેનું મૃત્યુ કેવી રીતે થયું, તે મને વિસ્તારથી કહો.[૨,૩] હે કુરુકુલધુરંધર પિતામહ! મને આ તારકાસુરના વધનું સંપૂર્ણ વૃત્તાંત તમારી પાસેથી સાંભળવાની ઇચ્છા છે; કેમ કે તે સાંભળવાનું મને પરમ કૌતૂહલ છે.[૪]

ભીષ્મ બોલ્યા: હે રાજેંદ્ર! ગંગાએ ગર્ભનો ત્યાગ કર્યો, તેથી દેવતાઓ અને ઋષિઓનું કાર્ય વણસી ગયું. હવે તેમણે કૃત્તિકાઓને તે ગર્ભનું પોષણ કરવા માટે પ્રેરણા કરી.[૫] કેમ કે કોઈ પણ દેવસ્ત્રી અગ્નિના તે ગર્ભને પોતાના બળથી ધારણ કરવાને સમર્થ નહોતી. માત્ર તે કૃત્તિકાઓ જ એ ગર્ભને ધારણ કરવાને સમર્થ હતી.[૬] પછી છયે કૃત્તિકાઓએ ગરુડીનું સ્વરૂપ ધારણ કરીને અગ્નિના વીર્યરૂપ તે ગર્ભનું પાન કરીને ગર્ભ ધારણ કર્યો. તે ઉપરથી અગ્નિ તે છયેના ઉપર પ્રસન્ન થયો અને તેણે તે છયેના ઉદરમાં પોતાના તેજનો તથા ઉત્તમ વીર્યનો ત્યાગ કર્યો.[૭] આમ હે રાજા! છયે કૃત્તિકાઓના યોનિમાર્ગો દ્વારા અગ્નિનું સંપૂર્ણ તેજ તેમના ઉદરમાં સ્થાપવામાં આવ્યું. પછી તેમણે અગ્નિના તે ગર્ભનું પોષણ કરવા માંડ્યું.[૮] આમ અગ્નિનો મહાત્મા કુમાર કૃત્તિકાઓના ઉદરમાં વૃદ્ધિ પામવા લાગ્યો, ત્યારે તે કૃત્તિકાઓ તેના તેજથી સર્વાંગે ઘેરાઈ ગઈ અને તેમને કોઈ સ્થળે પણ ચેન પડતું ન હતું.[૯] તે પછી હે નરસિંહ! જ્યારે પ્રસવકાળ આવ્યો ત્યારે તેજથી વ્યાપ્ત થયેલાં અંગોવાળી તે કૃત્તિકાઓએ એકીસાથે ગર્ભને જન્મ આપ્યો.[૧૦] તે સમયે એ ગર્ભ જુદાં જુદાં છ સ્થાનોમાંથી બહાર નીકળ્યો હતો, પણ બહાર આવીને તે તુરત જ એકરૂપ થઈ ગયો હતો. હવે પૃથ્વીએ સુવર્ણને સમીપ રાખીને તે ગર્ભને પોતાના પર ધારણ કર્યો.[૧૧] એ ગર્ભ દિવ્ય આકૃતિવાળો હતો, કાંતિમાન હતો, અગ્નિ સમાન તેજસ્વી હતો અને દેખાવમાં પણ પ્રીતિજનક હતો. તે મેરુપર્વતમાં આવેલા દિવ્ય શરવનમાં રહીને પ્રતિદિન વધવા લાગ્યો.[૧૨] કૃત્તિકાઓએ પણ તે બાળકને સૂર્ય સમાન કાંતિવાળો જોયો, તેથી તેના પર સ્નેહાળ થઈને તેઓ તેને સ્તનપાન કરાવવા લાગી અને તેનું પ્રેમપૂર્વક પોષણ કરવા માંડી.[૧૩] આમ કૃત્તિકાઓએ એ કુમારનું પોષણ કર્યું,

તેથી સ્થાવરજંગમ સહિત ત્રૈલોક્યમાં તેનું 'કાર્તિકેય' નામ પડ્યું. વળી શંકરના સ્કન્ન (સ્ખલિત) વીર્યમાંથી તેનો જન્મ થયો હતો, તેથી તેનું 'સ્કંદ' નામ પડ્યું અને તેણે પર્વતની ગુફામાં નિવાસ કર્યો હતો તેથી તેનું 'ગુહ' નામ પણ પ્રસિદ્ધ થયું.[૧૪] તેત્રીસ દેવતાઓ, દિશાઓ, દિક્પાલો, રુદ્ર, ધાતા, વિષ્ણુ, યમ, પૂષા, અર્યમા, ભગ, અંશ, મિત્ર, સાધ્યો, ઇંદ્ર, વસુઓ, અશ્વિનીકુમારો, વરુણ, વાયુ, આકાશ, ચંદ્ર, નક્ષત્રો, ગ્રહો, સૂર્ય અને ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદ વગેરે સર્વ મૂર્તિમંત સ્વરૂપો ધારણ કરીને તે અગ્નિપુત્ર અદ્દભુત કુમારને જોવા માટે આવી પહોંચ્યા.[૧૫-૧૭] તે સમયે ઋષિઓ સ્તુતિઓ કરવા લાગ્યા અને ગંધર્વો ગાન કરવા લાગ્યા. છ મુખવાળા, બાર નેત્રોવાળા, બ્રાહ્મણપ્રિય, પુષ્ટ ખભાવાળા, બાર ભુજાઓવાળા, સૂર્ય તથા અગ્નિ સમાન તેજવાળા, અને કાસડાના ગુચ્છા ઉપર શયન કરી રહેલા તે કુમારને જોઈને સર્વ દેવો અને ઋષિઓ પરમ હર્ષ પામ્યા અને તારકાસુરને મૂએલો જ માનવા લાગ્યા. પછી સર્વ દેવતાઓ તેને પ્રિય એવી ભેટો આપવા લાગ્યા.[૧૮-૨૦] હવે એ કુમાર રમતો થયો, ત્યારે પક્ષીગણોએ તેને રમકડાં આણી આપ્યાં. ગરુડે તેને ચિત્રવિચિત્ર પીછાંવાળું મોરનું એક બચ્ચું અર્પણ કર્યું.[૨૧] રાક્ષસોએ તેને એક ભૂંડ તથા પાડો આપ્યા અને અરુણે તેને અગ્નિ સરખો એક કૂકડો આપ્યો.[૨૨] ચંદ્રમાએ તેને એક બકરો આપ્યો, સૂર્યે તેને સુંદર કાંતિ આપી અને ગાયોની માતા દેવી સુરભીએ તેને સેંકડો ને હજારો ગાયો આપી.[૨૩] તેને અગ્નિએ એક ગુણવાન ઘેટો આપ્યો અને પૃથ્વીએ તેને પુષ્કળ ફળ તથા પુષ્પો આપ્યાં. વળી સુધન્વાએ તેને એક ગાડું અને મોટા ઉટડાવાળો એક રથ અર્પણ કર્યો.[૨૪] વરુણે તેને જળમાં ઉત્પન્ન થયેલા સુંદર તથા દિવ્ય હાથીઓ અર્પણ કર્યા અને દેવેંદ્રે તેને સિંહો, વ્યાઘ્રો, હાથીઓ તથા બીજાં પક્ષીઓ અર્પણ કર્યાં.[૨૫] વળી તેણે તેને અનેક ભયંકર શિકારી પક્ષીઓ તથા ભાતભાતનાં છત્રો પણ અર્પણ કર્યાં. રાક્ષસો તથા અસુરોના સમુદાયો પણ તે સમર્થ કુમારને ત્યારે અનુસર્યા હતા.[૨૬] બીજી તરફથી તારકાસુરે એ કુમારને વૃદ્ધિ પામતો જોઈને અનેક ઉપાયો દ્વારા તેનો વધ કરવાનો યત્ન કર્યો હતો; પરંતુ તે સમર્થ કુમારને તે મારી શક્યો ન હતો.[૨૭] પછી સર્વ દેવતાઓએ એ કાર્તિકસ્વામીને પોતાના સેનાપતિ તરીકે માન આપ્યું અને તારકાસુરે પોતાને જે દુઃખ આપ્યાં હતાં તે સર્વ તેમણે તેને નિવેદન કર્યાં.[૨૮] હવે કાર્તિકસ્વામી પણ ઊછરીને મોટા થયા હતા, મહાપરાક્રમી હતા અને દેવોના સેનાપતિ થયા હતા, એટલે તે પ્રભુએ પોતાની અમોઘ શક્તિથી તારકાસુરનો વધ કર્યો.[૨૯] આમ મહાસમર્થ કુમાર કાર્તિકસ્વામીએ રમતમાત્રમાં તારકાસુરનો વધ કર્યો હતો અને દેવેંદ્રને દેવોના રાજ્ય ઉપર પુનઃ સ્થાપિત કર્યો હતો.[૩૦] વળી તે સમયે પ્રતાપી કાર્તિકસ્વામી દેવોના સેનાપતિ થઈને દીપી નીકળ્યા હતા અને દેવોના નિયંતારૂપે સર્વનું રક્ષણ કરીને શંકરને પ્રીતિ ઉપજાવનારા થયા હતા.[૩૧] અગ્નિના પુત્ર ભગવાન કાર્તિકસ્વામી સુવર્ણરૂપ મૂર્તિવાળા છે, સદાય કુમાર અવસ્થામાં રહેલા છે અને તેમણે સદાને માટે દેવોનું સેનાપતિપદ સંપાદન કર્યું છે.[૩૨] વળી સુવર્ણ પણ કાર્તિકસ્વામીની સાથે જ ઉત્પન્ન થયું છે, મંગલકારક છે, રત્નરૂપ છે, અક્ષય ફળ આપનારું છે, ઉત્તમ છે અને અગ્નિના પરમ તેજરૂપ મનાયેલું છે.[૩૩] આ રીતે હે કુરુવંશી! પૂર્વે વસિષ્ઠે પરશુરામને કહ્યું હતું. માટે હે રાજા! તું પણ

સુવર્ણનું દાન કરવા માટે યત્ન કર.[૩૪] કેમ કે સુવર્ણનું દાન કરીનેજ પરશુરામ સર્વ પાપોથી મુક્ત થયા હતા તેમજ સ્વર્ગમાં દેવોને દુર્લભ એવા મોટા સ્થાનને પામ્યા હતા.[૩૫]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'તારકવધ' નામનો અધ્યાય ૮૬મો સમાપ્ત

## अध्याय ८७मो

### શ્રાદ્ધવિધિ

॥ युधिष्ठिर उवाच ॥

**चातुर्वर्ण्यस्य धर्मात्मन् धर्माः प्रोक्ता यथा त्वया।**
**तथैव मे श्राद्धविधिं कृत्स्नं प्रब्रूहि पार्थिव ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા: હે ધર્માત્મન્! તમે ચારે વર્ણોના ધર્મો મને કહ્યા છે. તો તેજ રીતે, હે રાજા! તમે મને સંપૂર્ણ શ્રાદ્ધવિધિ પણ કહો.[૧]

વૈશંપાયન બોલ્યા: યુધિષ્ઠિરે એ પ્રમાણે કહ્યું એટલે શાંતનુકુમાર ભીષ્મપિતામહે સંપૂર્ણ શ્રાદ્ધવિધિ કહેવાનો આરંભ કર્યો.[૨]

ભીષ્મ બોલ્યા: હે રાજન્! તું સાવધાન થઈને શ્રાદ્ધકર્મનો પવિત્ર વિધિ સાંભળ. હે પરંતપ! એ પિતૃયજ્ઞ ધન, યશ તથા પુત્રને આપનારો છે.[૩] દેવોને, અસુરોને, મનુષ્યોને, ગંધર્વોને, સર્પોને, રાક્ષસોને, પિશાચોને તથા કિન્નરોને પણ પિતૃઓ સદા પૂજ્ય હોય છે.[૪] તેઓ સર્વે પહેલાં પિતૃઓનું પૂજન કરે છે અને પછી દેવતાઓને તૃપ્ત કરે છે.* માટે પ્રત્યેક પુરુષે હરકોઈ યત્ન કરીને પિતૃઓનું સદાય પૂજન કરવું.[૫] હે મહારાજ! પિતૃઓના શ્રાદ્ધકર્મને 'અન્વાહાર્ય' કહેવામાં આવે છે (અર્થાત્ પાછળથી કરવું એમ કહેવામાં આવે છે. તેનો અર્થ એ છે કે, પિતૃઓનું શ્રાદ્ધ અપરાહ્ણ કાળમાં કરવું.) તે એટલાજ માટે છે, પ્રથમના સામાન્ય વિધિનો વિશેષ વિધિ બાધ કરે છે. (અર્થાત્ પિતૃઓની તૃપ્તિ નિમિત્તે શ્રાદ્ધ કરવું યોગ્ય છે, એ સામાન્ય વિધિનો જે દિવસે ચંદ્ર જોવામાં આવતો ન હોય તે અમાવાસ્યાને દિવસે અપરાહ્ણ સમયે પિંડપિતૃયજ્ઞ કરવો એને વિશેષ વિધિબાધ કહે છે. કહેવાનો ભાવ એ છે કે, પ્રતિદિન પિતૃયજ્ઞ ન થઈ શકે તો અમાવાસ્યાને દિવસે અપરાહ્ણ સમયે પિતૃયજ્ઞ અવશ્ય કરવો જોઈએ.)[૬] વળી સર્વ દિવસે શ્રાદ્ધકર્મ કરવાથી પણ પિતૃઓ પ્રસન્ન થાયજ છે. માટે જે તિથિઓ શુભ ગણાય છે તેના ગુણો તથા જે તિથિઓ અશુભ ગણાય છે તેના અવગુણો હું તને કહું છું.[૭]

હે નિર્દોષ રાજા! અમુક દિવસે શ્રાદ્ધકર્મ કરવાથી અમુક ફળ મેળવી શકાય છે, તે સર્વ હું તને યથાર્થ રીતે કહું છું. તેનું તું મારી પાસેથી શ્રવણ કર.[૮] પડવાને દિવસે પિતૃઓનું પૂજન (શ્રાદ્ધકર્મ) કરીને મનુષ્ય ઘરમાં ઉત્તમ સ્ત્રીઓને મેળવી શકે છે. તે સ્ત્રીઓ યોગ્ય પ્રજાને ઉત્પન્ન કરનારી હોય છે, દેખાવડી હોય છે અને પુષ્કળ સંતતિને જન્મ આપનારી હોય છે.[૯] બીજને દિવસે શ્રાદ્ધ કરવાથી મનુષ્યને ઘેર પુત્રીઓ જન્મે છે, ત્રીજને દિવસે શ્રાદ્ધ કરવાથી પુષ્કળ ઘોડાઓ પ્રાપ્ત થાય છે અને ચોથને દિવસે શ્રાદ્ધ કરવાથી અનેક ક્ષુદ્ર પશુઓ પ્રાપ્ત થાય છે.[૧૦] હે રાજા! પાંચમને દિવસે શ્રાદ્ધ કરનારા પુરુષોને ત્યાં ઘણા પુત્રો જન્મે છે અને છઠને દિવસે શ્રાદ્ધ કરનારા પુરુષો મહાતેજસ્વી થાય છે.[૧૧] હે રાજન્! સાતમને દિવસે શ્રાદ્ધ કરનારો મનુષ્ય ખેતીમાં સારો લાભ મેળવે છે અને આઠમને દિવસે શ્રાદ્ધ કરનારો પુરુષ વેપારમાં લાભ મેળવે છે.[૧૨] નવમીને દિવસે શ્રાદ્ધ કરનારા પુરુષને ત્યાં એક ખરીવાળાં અનેક પ્રાણીઓ વૃદ્ધિ પામે છે અને દશમને

* અર્થાત્ પ્રત્યેક અમાવાસ્યાને દિવસે પિતૃઓનું પૂજન કર્યા પછી શુક્લ પ્રતિપદાને દિવસે દેવોનું પૂજન કરવું.

દિવસે શ્રાદ્ધ કરનારને ત્યાં પુષ્કળ ગાયોની વૃદ્ધિ થાય છે.[૧૩] હે રાજા! અગિયારશને દિવસે શ્રાદ્ધ કરનારો પુરુષ વસ્ત્રપાત્રાદિની સમૃદ્ધિવાળો થાય છે અને તે પુરુષને ઘેર બ્રહ્મતેજને ધારણ કરનારા પુત્રો ઉત્પન્ન થાય છે.[૧૪] જે પુરુષ બારશને દિવસે શ્રાદ્ધ કરે છે, તેને ત્યાં રૂપું, સુવર્ણ અને બીજા પ્રકારનું સુંદર પુષ્કળ દ્રવ્ય નિત્ય જોવામાં આવે છે.[૧૫] જે પુરુષ તેરશને દિવસે શ્રાદ્ધ કરે છે, તે જ્ઞાતિઓમાં શ્રેષ્ઠ થાય છે; પણ ચૌદશને દિવસે શ્રાદ્ધ કરનારા પુરુષને ઘેર અવશ્ય યુવાન પુરુષો મરણ પામે છે અને તેને કોઈ યુદ્ધમાં અવશ્ય ભાગ લેવો પડે છે; પરંતુ અમાવાસ્યાને દિવસે શ્રાદ્ધ કરવાથી મનુષ્ય સર્વ કામનાઓને સંપાદન કરી શકે છે.[૧૬,૧૭] કૃષ્ણપક્ષની દશમથી આરંભીને માત્ર ચૌદશ સિવાયની સર્વ તિથિઓ શ્રાદ્ધકર્મમાં જેવી ઉત્તમ ગણાય છે, તેવી બીજી કોઈ પણ તિથિ ઉત્તમ ગણાતી નથી.[૧૮] વળી શુક્લપક્ષ કરતાં જેમ કૃષ્ણપક્ષ શ્રાદ્ધમાં ઉત્તમ ગણાય છે, તેમ પૂર્વાહ્ણકાળ કરતાં અપરાહ્ણનો સમય શ્રાદ્ધકર્મમાં ઉત્તમ ગણાય છે.[૧૯]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'શ્રાદ્ધકલ્પ' નામનો અધ્યાય ૮૭મો સમાપ્ત

## अध्याय ८८मो

### શ્રાદ્ધમાં આપવા યોગ્ય પદાર્થો

॥ યુધિષ્ઠિર ઉવાચ ॥

**किंस्विद्दत्तं पितृभ्यो वै भवत्यक्षयमीश्वर।**
**किं हविश्चिररात्राय किमानंत्याय कल्पते॥**

યુધિષ્ઠિર બોલ્યા: હે સમર્થ પિતામહ! કયું હવિષ પિતૃઓને અર્પણ કર્યું હોય, તો અક્ષય થઈ પડે છે? કયું હવિષ પિતૃઓને લાંબા કાળ સુધી તૃપ્ત કરે છે અને કયું હવિષ તેમને અનંત કાળ પર્યંત તૃપ્ત કરે છે?[૧]

ભીષ્મ બોલ્યા: હે યુધિષ્ઠિર! શ્રાદ્ધવેત્તાઓ શ્રાદ્ધવિધિમાં જે કામ્ય હવિષ અર્પણ કરવા માટે કહે છે તે વિષે મારી પાસેથી તું સાંભળ. વળી તેનું ફળ પણ તું સાંભળ.[૨] હે રાજા! શ્રાદ્ધમાં તલ, ડાંગર, જવ, અડદ, જળ, કંદમૂળ તથા ફળ અર્પણ કરવાથી પિતૃઓ એક માસ પર્યંત તૃપ્ત રહે છે.[૩] મનુએ કહ્યું છે કે, શ્રાદ્ધમાં મુખ્યત્વે કરીને તલ અર્પણ કરવામાં આવે છે, તો પિતૃઓને અક્ષય તૃપ્તિ થાય છે; કેમ કે સર્વ પ્રકારના ભોજન કરવા યોગ્ય પદાર્થોમાં તલને જ મુખ્ય કહેવામાં આવ્યા છે. શ્રાદ્ધમાં પિતૃઓને માછલાં અર્પણ કરવાથી બે માસ સુધીની તૃપ્તિ રહે છે, તેમને ઘેટાનું માંસ અર્પણ કરવાથી ત્રણ માસ સુધીની તૃપ્તિ રહે છે અને તેમને સસલાનું માંસ અર્પણ કરવાથી ચાર માસ સુધીની તૃપ્તિ રહે છે.[૪,૫] હે રાજા! બકરાનું માંસ અર્પણ કરવાથી પિતૃઓ પાંચ મહિનાઓ સુધી તૃપ્ત રહે છે, ભૂંડનું માંસ અર્પણ કરવાથી તેઓ છ મહિના સુધી તૃપ્ત રહે છે અને શકુલ નામના જલચરનું માંસ અર્પણ કરવાથી તેઓ સાત મહિના સુધી તૃપ્ત રહે છે.[૬] હે સમર્થ! પૃષત્ નામના મૃગનું માંસ અર્પણ કરવાથી પિતૃઓ આઠ મહિના સુધી તૃપ્ત રહે છે, રુરુ નામના કાળા મૃગનું માંસ અર્પણ કરવાથી પિતૃઓ નવ મહિના સુધી તૃપ્ત રહે છે અને ગવય નામના રોઝ મૃગનું માંસ અર્પણ કરવાથી પિતૃઓ દશ મહિના સુધી તૃપ્ત રહે છે.[૭] પાડાનું માંસ અર્પણ કરવાથી પિતૃઓ અગિયાર મહિના સુધી તૃપ્ત રહે છે અને શ્રાદ્ધમાં બળદનું માંસ અર્પણ કરવાથી તેઓ એક વર્ષ પર્યંત તૃપ્ત રહે છે.[૮] વળી ઘીની સાથે દૂધપાકનું હવિષ અર્પણ કરવું તે પણ બળદના માંસના જેવું જ યોગ્ય ગણાય છે. પણ વાધ્રીણસ નામના પશુનું માંસ અર્પણ કરવાથી પિતૃઓને બાર વર્ષની તૃપ્તિ થાય છે.[૯] મરણતિથિને દિવસે જો ગેંડાનું માંસ અર્પણ કરવામાં આવે છે, તો

પિતૃઓ અનંત કાળને માટે તૃપ્ત થાય છે. વળી કાળશાક, લૌહ નામની વનસ્પતિનું શાક અથવા બોકડાનું માંસ અર્પણ કરવાથી પણ પિતૃઓ અનંતકાળ પર્યંત તૃપ્ત રહે છે.[૧૦]

હે યુધિષ્ઠિર! આ વિષયમાં પણ પ્રાચીન આચાર્યો પિતૃઓએ ગાયેલી ગાથાઓ ગાય છે અને ભગવાન સનત્કુમારે પૂર્વે એજ ગાથાઓ મને કહી છે.[૧૧] 'આપણા કુળમાં તેવો એક પણ પુરુષ ઉત્પન્ન થાઓ કે તે આપણને તેરશને દિવસે, મઘાનક્ષત્રને દિવસે, અથવા દક્ષિણાયનમાં ઘી સહિત દૂધપાકનું હવિષ અર્પણ કરે.[૧૨] અથવા આપણા કુળમાં તેવો એક પણ પુરુષ ઉત્પન્ન થાઓ કે, તે નિયમપૂર્વક વ્રત ધારણ કરીને મઘા નક્ષત્રને દિવસે બકરાનું માંસ અર્પણ કરીને, અથવા લૌહ નામની વનસ્પતિનું શાક અર્પણ કરીને અથવા હાથીની છાયામાં મૂકીને હાથીના કાનરૂપી પંખાથી ઠંડો કરેલો દૂધપાક અર્પણ કરીને આપણને વિધિપૂર્વક તૃપ્ત કરે.[૧૩] પ્રત્યેક પિતૃએ પોતાના કુળમાં અનેક પુત્રો ઇચ્છવા જોઈએ; કેમ કે તેમાંથી એકાદ પણ જો ગયા ક્ષેત્રમાં જાય અને ત્યાં જઈને લોકમાં 'અક્ષયવટ' નામના પ્રસિદ્ધ વડ પાસે પિતૃશ્રાદ્ધ કરે, તો સર્વ પિતૃઓને અક્ષયતૃપ્તિ પ્રાપ્ત થાય છે.[૧૪] પિતૃની મરણતિથિએ શ્રાદ્ધ કરીને જળ, મૂળ, ફળ, માંસ, અન્ન અથવા બીજું જે કંઈ ભક્ષ્ય મધ સાથે મિશ્ર કરીને જો પિતૃઓને અર્પણ કરવામાં આવે છે, તો અનંત કાળને માટે પિતૃઓને તૃપ્તિ રહે છે.'[૧૫]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'શ્રાદ્ધકલ્પ' નામનો અધ્યાય ૮૮ મો સમાપ્ત

# अध्याय ८९ मो

## નક્ષત્ર પરત્વે શ્રાદ્ધફળ

॥ भीष्म उवाच ॥

यमस्तु यानि श्राद्धानि प्रोवाच शशबिंदवे।
तानि मे शृणु काम्यानि नक्षत्रेषु पृथक् पृथक् ॥

ભીષ્મ બોલ્યા: જુદાં જુદાં નક્ષત્રો પરત્વે યમે જે જે કામ્ય શ્રાદ્ધ શશબિંદુને કહ્યાં છે, તે તેં સું મારી પાસેથી સાંભળ.[૧] જે પુરુષ કૃત્તિકા નક્ષત્રમાં નિત્ય અગ્ન્યાધાન કરીને પોતાનાં સંતાનો સાથે પિતૃઓનું શ્રાદ્ધ કરે છે, તે સર્વ પ્રકારના સંતાપોથી રહિત થાય છે.[૨] જેને સંતાનોની ઇચ્છા હોય તેણે રોહિણી નક્ષત્રમાં શ્રાદ્ધ કરવું અને જેને તેજની ઇચ્છા હોય તેણે ઉત્તમ મૃગશીર્ષ નક્ષત્રમાં શ્રાદ્ધ કરવું; પરંતુ જે મનુષ્ય આર્દ્રા નક્ષત્રમાં શ્રાદ્ધ કરે છે, તે મનુષ્ય ક્રૂર કર્મ કરનારો થાય છે.[૩] જે મનુષ્યને ધન મેળવવાની ઇચ્છા હોય, તેણે પુનર્વસુ નક્ષત્રમાં શ્રાદ્ધ કરવું અને જેને પુષ્ટિની ઇચ્છા હોય તેણે પુષ્ય નક્ષત્રમાં શ્રાદ્ધ કરવું.[૪] આશ્લેષા નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય ધીર પુત્રોને જન્મ આપે છે અને મઘા નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય જ્ઞાતિઓમાં શ્રેષ્ઠ થાય છે.[૫] પૂર્વાફાલ્ગુની નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય ઉત્તમ ભાગ્યશાળી થાય છે, ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં શ્રાદ્ધ કરનાર મનુષ્ય પુષ્કળ સંતાનોને પામે છે અને હસ્તનક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય સર્વ પ્રકારના ફળનો ભાગીદાર થાય છે.[૬] ચિત્રા નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય રૂપસંપન્ન પુત્રોને સંપાદન કરે છે અને સ્વાતિના યોગમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય ઉત્તમ વેપાર ઉપર જીવન ગાળે છે.[૭] વિશાખા નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય અનેક પુત્રોવાળો થાય છે અને અનુરાધા નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય આખા રાજ્યચક્રને ચલાવનારો થાય છે. હે કુરુકુળશ્રેષ્ઠ! જ્યેષ્ઠા નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય સર્વનો અધિપતિ થાય છે,

અને તે મનુષ્ય સમૃદ્ધિવાન હોવા છતાં ઇંદ્રિયોનો નિગ્રહ કરનાર થઈ શકે છે.[૮,૯] મૂલ નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય આરોગ્યને પામે છે, પૂર્વાષાઢા નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય ઉત્તમ યશને પામે છે અને ઉત્તરાષાઢા નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય શોકરહિત થઈને પૃથ્વી પર વિચરે છે.[૧૦] અભિજિત્ નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય વૈદ્યની સિદ્ધિને પામે છે અને શ્રવણ નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય મરણ પછી સદ્ગતિને પામે છે.[૧૧] ધનિષ્ઠા નક્ષત્રમાં નિયમપૂર્વક શ્રાદ્ધ કરનારો મનુષ્ય રાજ્યભાગી થાય છે અને શતભિષા નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય આયુર્વેદની સિદ્ધિને પામે છે.[૧૨] પૂર્વાભાદ્રપદા નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય પુષ્કળ બકરાંઘેટાંને મેળવી શકે છે અને ઉત્તરાભાદ્રપદા નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય હજારો ગાયોને મેળવે છે.[૧૩] રેવતી નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય વસ્ત્રપાત્રાદિ પુષ્કળ ધાતુઓને મેળવે છે, અશ્વિની નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય પુષ્કળ ઘોડાઓને મેળવે છે અને ભરણી નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય ઉત્તમ આયુષ્યને સંપાદન કરે છે.[૧૪] આ શ્રાદ્ધવિધિનું શ્રવણ કર્યા પછી શશબિંદુએ તે પ્રમાણે જ કર્યું હતું, તેથી તેણે અનાયાસે આખી પૃથ્વીને જીતી હતી અને તેના પર રાજ્ય કર્યું હતું.[૧૫]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'શ્રાદ્ધફળ' નામનો અધ્યાય ૮૯ મો સમાપ્ત

## अध्याय ९० मो

### શ્રાદ્ધમાં બ્રાહ્મણપરીક્ષાની આવશ્યકતા

॥ युधिष्ठिर उवाच ॥

**कीदृशेभ्यः प्रदातव्यं भवेच्छ्राद्धं पितामह ।**
**द्विजेभ्यः कुरुशार्दूल तन्मे व्याख्यातुमर्हसि ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે કુરુસિંહ ! કેવા બ્રાહ્મણોને શ્રાદ્ધનું ભોજન આપવું યોગ્ય છે, હે પિતામહ ! તે તમે મને કહેવાને યોગ્ય છો.[૧]

ભીષ્મ બોલ્યા : દાનધર્મને જાણનારા ક્ષત્રિયે દેવતાઓના કર્મમાં બ્રાહ્મણોની પરીક્ષા કરવી નહિ, પણ પિતૃઓના કર્મમાં બ્રાહ્મણોની પરીક્ષા કરવી, તેને વિદ્વાનો યોગ્ય માને છે.[૨] દેવતાઓ પણ આ જગતમાં આવીને પોતાના દૈવી તેજથી યુક્ત રહીને બ્રાહ્મણોની પૂજા કરે છે, માટે જ્યારે દેવોને ઉદ્દેશીને કર્મ કરવાનું હોય, ત્યારે હરકોઈ બ્રાહ્મણને ભોજનાદિ આપવું.[૩] પણ હે મહારાજ ! શ્રાદ્ધમાં તો વિદ્વાન મનુષ્યે બ્રાહ્મણોની અવશ્ય પરીક્ષા કરવી અને તેમનાં કુળ, વય, શીલ, રૂપ, વિદ્યા અને કુટુંબ વગેરે ઉત્તમ છે કે નહિ તે અવશ્ય જોવું.[૪] બ્રાહ્મણોમાં કેટલાએક પંગતને અભડાવનારા હોય છે અને કેટલાએક પંગતને પાવન કરનાર હોય છે. તેમાંથી હે રાજા ! જેઓ પંક્તિદૂષક છે તે વિષે તું સાંભળ.[૫] જે કપટી હોય છે, બાળકની હત્યા કરનારો હોય છે, ક્ષયરોગી હોય છે, પશુઓને પાળવાનો ધંધો કરનારો હોય છે, વેદાધ્યયનથી રહિત હોય છે, ગામેતીનો ધંધો કરનારો હોય છે, વ્યાજવટાનો ધંધો કરનારો હોય છે, ગવૈયો હોય છે, સર્વ પદાર્થોને વેચનારો હોય છે, પારકા ઘરને બાળી દેનારો હોય છે, કોઈને ઝેર આપનારો હોય છે, પોતાની સ્ત્રીના વ્યભિચારથી આવેલા ધન ઉપર જીવનારો હોય છે, સોમલતાને વેચનારો હોય છે, જ્યોતિષી હોય છે, રાજાનો સેવક હોય છે, તેલ વેચનારો હોય છે, અનેક કપટી પ્રયોગો કરનારો હોય છે, પિતાની સાથે વાદવિવાદ કરનારો હોય છે, જેના ઘરમાં પોતાની સ્ત્રીનો રાખેલો પુરુષ પડી રહેતો હોય છે, જે લોકમાં તિરસ્કારપાત્ર થયેલો હોય છે, ચોરી કરનારો હોય છે, શિલ્પવિદ્યા ઉપર જીવનારો છે, જુદા જુદા વેષને ધારણ કરનારો હોય છે, ચાડીચુગલી

કરનારો હોય છે, મિત્રોનો દ્રોહ કરનારો હોય છે, પરસ્ત્રી સાથે વ્યભિચાર કરનારો હોય છે, શૂદ્રોને અધ્યયન કરાવનારો હોય છે, શસ્ત્ર ધારણ કરી જીવનારો હોય છે, કૂતરાઓને સાથે લઈને મૃગયા કરનારો હોય છે, જેને કૂતરું કરડ્યું હોય છે, જે મોટાભાઈની પહેલાં લગ્ન કરી બેઠેલો હોય છે, જે કોઢિયો હોય છે, જે ગુરુપત્ની સાથે વ્યભિચાર કરનારો હોય છે, જે લાકડાં ફાડીને આજીવિકા ચલાવનારો હોય છે, જે દેવોનો પૂજારી થઈને આજીવિકા ચલાવનારો હોય છે અને જે નક્ષત્રો વગેરેનું ફળ કહીને આજીવિકા ચલાવનારો હોય છે, તે સર્વ બ્રાહ્મણો પંક્તિદૂષક ગણાય છે. હે યુધિષ્ઠિર! પંગતને અભડાવનારા એ બ્રાહ્મણોને જમાડેલું ભોજન રાક્ષસોને પહોંચે છે, એમ બ્રહ્મવાદીઓ કહે છે. જે પુરુષ શ્રાદ્ધનું ભોજન કરીને વેદાધ્યયન કરે છે અથવા વૃષલી સાથે વ્યભિચાર કરે છે, તેના પિતૃઓને તેની વિષ્ટામાં જ એક માસ પર્યંત પડી રહેવું પડે છે. જે બ્રાહ્મણ સોમલતાને વેચવાનો ધંધો કરે છે, તેને આપવામાં આવેલું શ્રાદ્ધભોજન વિષ્ટારૂપ થાય છે. જે બ્રાહ્મણ વૈદનો ધંધો કરે છે, તેને આપવામાં આવેલું શ્રાદ્ધભોજન લોહી અને પરુરૂપ થઈ જાય છે.[૬–૧૩] જે બ્રાહ્મણ દેવોના પૂજારી તરીકે જીવનારો હોય છે, તેને આપવામાં આવેલું શ્રાદ્ધભોજન સમૂળગું નષ્ટ થઈ જાય છે. જે બ્રાહ્મણ વ્યાજવટાનો ધંધો કરનારો હોય છે, તેને આપેલું શ્રાદ્ધભોજન પિતૃઓને પહોંચતું નથી. જે બ્રાહ્મણ વ્યાપારનો ધંધો કરનારો હોય છે, તેને આપેલું શ્રાદ્ધભોજન આ લોકમાં કે પરલોકમાં લેશમાત્ર ફળદાયી થતું નથી.[૧૪] ભસ્મમાં હોમેલું હવ્ય જેમ વ્યર્થ જાય છે, તેમ પુનર્લગ્ન કરનારી સ્ત્રીથી ઉત્પન્ન થયેલા બ્રાહ્મણને આપેલું ભોજન પણ વ્યર્થ જાય છે, તેમ જ જે પુરુષો ધર્મથી ભ્રષ્ટ થયેલા બ્રાહ્મણોને તથા ચારિત્ર્યથી રહિત થયેલા બ્રાહ્મણોને દેવભોજન કે પિતૃભોજન અર્પણ કરે છે, તેમને મરણ પછી કંઈ પણ ફળ મળતું નથી.[૧૫] જે અલ્પબુદ્ધિ મનુષ્યો તેવા પંક્તિદૂષક બ્રાહ્મણોને જાણી જોઈને ભોજન અર્પણ કરે છે, તેમના પિતૃઓ પરલોકમાં તેની વિષ્ટાનું જ ભક્ષણ કરે છે, આવો શાસ્ત્રનિશ્ચય છે.[૧૬] આ સર્વ અધમ બ્રાહ્મણો અને શૂદ્રોને ઉપદેશ આપનારા અલ્પબુદ્ધિ બ્રાહ્મણો પણ અપાંક્તેય–પંગતને અભડાવનારા જાણવા.[૧૭] હે રાજા! જો કાણો પુરુષ જોઈ જાય તો પંક્તિમાં બેઠેલા સાઠ બ્રાહ્મણો અભડાય છે; જો પંઢ પુરુષ જોઈ જાય છે, તો પંક્તિમાં બેઠેલા સો બ્રાહ્મણો અભડાય છે અને જો કોઢિયો પુરુષ જોઈ જાય છે, તો પંક્તિમાં બેઠેલા સર્વ બ્રાહ્મણો અભડાય છે.[૧૮] જે પુરુષ મસ્તક ઉપર પાઘડી રાખીને ભોજન કરે છે, અથવા દક્ષિણ દિશા તરફ મુખ રાખીને ભોજન કરે છે, અથવા જોડા પહેરીને ભોજન કરે છે, તે જે કંઈ જમે છે તે રાક્ષસી છે, એમ સમજવું.[૧૯] જે ભોજન અસૂયાપૂર્વક આપવામાં આવે છે, અથવા જે ભોજન અશ્રદ્ધાથી આપવામાં આવે છે તે સર્વ ભોજનને બ્રહ્માએ અસુરોના રાજાના ભાગરૂપે કલ્પ્યું છે.[૨૦] શ્રાદ્ધનું ભોજન કરતી વેળા કૂતરાઓને તથા પંક્તિદૂષકોને જોવા પણ નહિ. માટે આસપાસથી ઢંકાયેલા પ્રદેશમાં જ શ્રાદ્ધભોજન આપવું અને તે પ્રદેશ ઉપર ચોતરફ તલ વેરી દેવા.[૨૧] તલ વિના કરવામાં આવેલા તથા ક્રોધને અધીન થઈને કરવામાં આવેલા શ્રાદ્ધના ભોજનને રાક્ષસો તથા પિશાચો લૂંટી લે છે.[૨૨] પંક્તિદૂષક પુરુષ પંક્તિમાં ભોજન કરવા બેઠેલા જેટલા પુરુષોને જોઈ શકે છે, તેટલાં વર્ષો પર્યંત તે ભોજન આપનારા મૂર્ખ પુરુષને ફળથી ભ્રષ્ટ કરે છે.[૨૩]

હવે હે ભરતશ્રેષ્ઠ ! હું જે બ્રાહ્મણો વિષે કહું છું, તેમને તારે પંક્તિપાવન જાણવા અને તેવા બ્રાહ્મણોની તારે પરીક્ષા કરવી.[૨૪] જે બ્રાહ્મણો વિદ્યાસ્નાત હોય, વેદસ્નાત હોય, વ્રતસ્નાત હોય અને સદાચારમાં પરાયણ રહેનારા હોય, તે બ્રાહ્મણો સર્વને પવિત્ર કરનારા છે, એમ તારે જાણવું. હવે હું તને પંક્તિપાવન બ્રાહ્મણો વિષે કહું છું. તેમને તારે સારી રીતે ઓળખવા. જે બ્રાહ્મણ ત્રિણાચિકેત નામના મંત્રને ભણનારો હોય, ગાર્હપત્યથી આરંભી આવસથ્ય સુધીના પાંચે અગ્નિઓનું સેવન કરનારો હોય, 'ત્રિસુપર્ણ' આદિ ત્રણ બહ્વૃચોના મંત્રોને જાણતો હોય, વ્યાકરણ આદિ છયે વૈદિક અંગોને જાણનારો હોય, બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપનારાઓના વંશમાં ઉત્પન્ન થયો હોય, પોતે વેદશાસ્ત્રને ભણેલો હોય, બૃહત્સામનું ગાન કરી જાણનારો હોય, માતાપિતાને વશ રહેનારો હોય, પોતાના વંશમાં વેદશાસ્ત્રનિષ્ણાત દશમા પુરુષ તરીકે ઉત્પન્ન થયો હોય, પોતાની ધર્મપત્ની સાથે ઋતુકાળે ગમન કરનારો હોય, વેદસ્નાત હોય, વ્રતસ્નાત હોય અને વિદ્યાસ્નાત હોય, તે બ્રાહ્મણ પંક્તિને પવિત્ર કરે છે.[૨૫-૨૮] વળી જે બ્રાહ્મણ અથર્વવેદનો અધ્યેતા હોય, બ્રહ્મચારી હોય, નિયમિત વ્રત પાળનારો હોય, સત્યવાદી હોય, ધર્મશીલ હોય અને પોતાનાં કર્મો કરવામાં આસક્ત રહેતો હોય, તે બ્રાહ્મણ પણ પંક્તિપાવન કહેવાય છે.[૨૯] જે બ્રાહ્મણો પવિત્ર તીર્થોમાં સ્નાન કરી આવેલા હોય, પરિશ્રમપૂર્વક ધર્મકાર્ય કરનારા હોય, મંત્રપૂર્વક યજ્ઞયાગાદિ કરીને અવભૃથ સ્નાનને કરનારા હોય, ક્રોધનો ત્યાગ કરનારા હોય, શાંત સ્વભાવના હોય, ક્ષમાશીલ હોય, દમગુણને ધારણ કરનારા હોય, ઇંદ્રિયોને જીતનારા હોય અને પ્રાણીમાત્રનં હિત કરનારા હોય, તેમને શ્રાદ્ધમાં નોતરવા.[૩૦,૩૧] કેમ કે તેવા બ્રાહ્મણો પંક્તિને પાવન કરનારા હોય છે અને તેમને આપેલું ભોજન અક્ષય ફળને આપે છે. વળી આ બીજાઓ પણ મહાભાગ્યશાળી હોઈને પંક્તિને પાવન કરનારા છે, એમ જાણવું.[૩૨] જેઓ યતિધર્મને પાળનારા હોઈને મોક્ષધર્મના જ્ઞાતા હોય છે, યોગાભ્યાસ કરનારા હોય છે, સારી રીતે વ્રતાચરણ કરનારા હોય છે, ઉત્તમ બ્રાહ્મણોને યત્નપૂર્વક ઇતિહાસ સંભળાવનારા હોય છે, વેદાદિકનાં ભાષ્યોને જાણનારા હોય છે, વ્યાકરણશાસ્ત્રના અભ્યાસી હોય છે અને પુરાણ તથા ધર્મશાસ્ત્રોનું અધ્યયન કરનારા હોય છે તેમ જ તે સર્વનું યોગ્ય રીતે અધ્યયન કરીને વિધિપૂર્વક તે પ્રમાણે વર્તનારા હોય છે, તેઓ પણ પંક્તિપાવન ગણાય છે. વળી જે પુરુષ શાસ્ત્રોક્ત મર્યાદા પ્રમાણે ગુરુગૃહે નિવાસ કરે છે, હજારો પ્રસંગે સત્ય ભાષણ જ કરે છે અને જેઓ સર્વ વેદોમાં તથા સર્વ શાસ્ત્રોનું પ્રવચન કરવામાં અગ્રેસર હોય છે, તે પુરુષો પંક્તિમાં જ્યાં સુધીના ભાગને જોઈ શકે છે, ત્યાં સુધીના સર્વને પવિત્ર કરે છે.[૩૩-૩૬] જે એક પુરુષ આખી પંક્તિને પવિત્ર કરી શકે છે, તેને પંક્તિપાવન કહેવામાં આવે છે. બ્રહ્મવિદ્યાને ભણાવનારાઓની વંશપરંપરામાં ઉત્પન્ન થયેલો એક બ્રાહ્મણ તો એક કોશથી દૂર રહીને અથવા અર્ધંતૃતીયાંશ કોશથી દૂર રહીને પંક્તિને પવિત્ર કરે છે, એમ બ્રહ્મવેત્તાઓ કહે છે. વળી જે એક પુરુષ ઋત્વિજ ન હોય અથવા ઉપાધ્યાય પણ ન હોય છતાં ઋત્વિજોની અનુજ્ઞાથી જો મુખ્ય આસન ઉપર બેસે છે, તો આખી પંક્તિના પાપને હરી શકે છે. વળી એક વેદવેત્તા બ્રાહ્મણ પંક્તિના સર્વ દોષોથી મુક્ત હોય તો ઋત્વિજોની અનુજ્ઞા લીધા વિના પણ અગ્રાસને બેસે છતાં પતિત

થઈ શકતો નથી. પણ હે રાજા ! તે બ્રાહ્મણ પંક્તિપાવન જ ગણાય છે. માટે સર્વ પ્રકારના પ્રયત્નથી બ્રાહ્મણોની પરીક્ષા કરીને જ તેમને આમંત્રણ આપવું.[૩૭-૪૦] શ્રાદ્ધમાં જે બ્રાહ્મણોને આમંત્રણ આપવામાં આવ્યું હોય, તેઓ પોતાનાં બ્રાહ્મણકર્મમાં આસક્ત રહેનારા હોવા જોઈએ, ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલા હોવા જોઈએ અને સર્વ શાસ્ત્રોમાં નિષ્ણાત હોવા જોઈએ. જે પુરુષના શ્રાદ્ધમાં બ્રાહ્મણોની યોગ્યતા વગેરેનો વિચાર નહિ કરતાં કેવળ પોતાના મિત્ર બ્રાહ્મણોને જ મુખ્યત્વે નોતરવામાં આવ્યા હોય છે તે પુરુષનું શ્રાદ્ધભોજન પિતૃઓને કે દેવોને પ્રસન્ન કરી શકતું નથી અને તે પુરુષ સ્વર્ગમાં પણ જઈ શકતો નથી.[૪૧] વળી જે પુરુષ શ્રાદ્ધમાં નિમંત્રણ આપીને તે દ્વારા કેવળ મિત્રતા જ કરવા માગે છે, તે પુરુષ દેવયાનમાર્ગે જઈ શકતો નથી. તેવો શ્રાદ્ધમિત્ર પુરુષ પ્રાચીન કર્મોથી મુક્ત થયો હોય છે, તોપણ ડીંટાથી છૂટા થયેલા પીપળાના ફળની પેઠે સ્વર્ગલોકથી ચ્યુત થાય છે.[૪૨] માટે શ્રાદ્ધકર્તા પુરુષે શ્રાદ્ધના નિમિત્તે મિત્રોનો આદરસત્કાર કરવો નહિ પણ મિત્રોનો સંગ્રહ કરવા માટે તેમને ધનાદિ અર્પણ કરવું. આમ જે પુરુષને પોતે શત્રુ માનતો ન હોય અથવા મિત્ર માનતો ન હોય, તેને જ પિતૃભોજન અથવા દેવભોજન જમાડવું. જેમ ક્ષાર જમીનમાં વાવેલું બીજ કદી ઊગી નીકળતું નથી અને એવી જમીનમાં બીજ વાવનાર પુરુષને કંઈ ફળ પણ મળતું નથી, તેમ જે શ્રાદ્ધમાં કુપાત્ર બ્રાહ્મણોને ભોજન આપેલું હોય છે, તે શ્રાદ્ધ પણ આ લોકમાં કે પરલોકમાં કંઈ ફળ આપી શકતું નથી.[૪૩,૪૪] જે બ્રાહ્મણ વેદાધ્યયનથી રહિત હોય છે, તે ઘાસના અગ્નિની પેઠે તુચ્છ ગણાય છે. માટે તેવા બ્રાહ્મણને શ્રાદ્ધભોજન આપવું નહિ; કેમ કે ભસ્મના ઢગલામાં કદી હોમ થઈ શકતો નથી.[૪૫] જે પુરુષ પોતાને શ્રાદ્ધભોજન આપનારાને જ શ્રાદ્ધભોજન અર્પણ કરે છે, તેનું એ ભોજન પિશાચોની દક્ષિણા જેવું ગણાય છે× અને પિતૃઓને પહોંચી શકતું નથી. વળી મરણ પામેલા વાછરડાવાળી ગાય જેમ ગોશાળામાં ચોતરફ ભમ્યા કરે છે, તેમ તેવા પુરુષનું શ્રાદ્ધફળ પણ આ લોકમાં જ ચોતરફ ભમ્યા કરે છે.[૪૬] જેમ અગ્નિ શાંત થઈ ગયા પછી તેમાં ઘીનો જે હોમ કરવામાં આવે છે તે દેવોને કે પિતૃઓને પહોંચી શકતો નથી, તેમ નાચનારાને, ગાન કરનારને અથવા કુપાત્રને જે દક્ષિણા આપવામાં આવે છે, તે પણ દેવોને કે પિતૃઓને પહોંચી શકતી નથી. કુપાત્રને આપેલી દક્ષિણા તેના દાતાનો તથા પ્રતિગ્રહીતાનો નાશ કરે છે, પણ તેમનું રક્ષણ કરી શકતી નથી; કેમ કે તે દક્ષિણા બન્નેનો વિઘાત કરનારી જ થઈ પડે છે, નિંદ્ય ગણાય છે અને પોતે અધઃપાત પામીને તેમના પિતૃઓને પણ દેવયાનમાર્ગથી નીચે પટકી પાડે છે.[૪૭,૪૮] હે યુધિષ્ઠિર ! જે બ્રાહ્મણો ઋષિઓએ બાંધેલી મર્યાદામાં નિત્ય અડગ રહે છે અને સર્વ પ્રકારના ધર્મોને જાણે છે, તે બ્રાહ્મણોને વિદ્વાનો દેવ કહે છે.[૪૯] હે ભારત ! જે બ્રાહ્મણો સ્વાધ્યાયનિષ્ઠ હોય છે, જ્ઞાનનિષ્ઠ હોય છે, તપોનિષ્ઠ હોય છે અને સ્વકર્મનિષ્ઠ હોય છે, તે બ્રાહ્મણોને ઋષિઓ જ જાણવા.[૫૦] માટે હે ભારત ! તેવા જ્ઞાનનિષ્ઠ બ્રાહ્મણોને જ શ્રાદ્ધભોજન જમાડવું. જે મનુષ્યો બ્રાહ્મણોની કદી નિંદા કરતા નથી, તેમને જ ખરા મનુષ્ય જાણવા.[૫૧] પણ જેઓ હરકોઈ વાતચીતના પ્રસંગમાં પણ બ્રાહ્મણો-

× કેમ કે પિશાચો પોતાને દક્ષિણા આપનારને જ દક્ષિણા આપે છે, અથવા પોતાને જમાડનારને જ જમાડે છે, પણ તે અધમ ગણાય છે.

ની નિંદા કરે છે, તેમને શ્રાદ્ધમાં કદી જમાડવા નહિ. હે રાજન ! બ્રાહ્મણોની જો નિંદા કરવામાં આવે છે, તો તેઓ ત્રણ પેઢીનો નાશ કરી નાખે છે.[૫૨] વળી હે રાજા ! વૈખાનસ ઋષિઓનું આવું વચન છે કે, વેદપારંગત બ્રાહ્મણોની દૂરથી જ પરીક્ષા કરવી. કોઈ વિદ્વાન બ્રાહ્મણ પોતાને પ્રિય હોય અથવા અપ્રિય હોય, તોપણ તેને શ્રાદ્ધભોજન અવશ્ય આપવું; કેમ કે હે ભારત ! કોઈ પુરુષ હજારો કુપાત્રોને જમાડે તેના કરતાં માત્ર એક જ વેદવેત્તા બ્રાહ્મણને જમાડીને પ્રસન્ન કરે, તો તે પેલા સર્વને જમાડ્યા કરતાં વધારે શ્રેય સંપાદન કરે છે.[૫૩,૫૪]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ-પર્વમા 'શ્રાદ્ધમા બ્રાહ્મણપરીક્ષાની આવશ્યકતા' નામનો અધ્યાય ૯૦ મો સમાપ્ત

## अध्याय ९१ मो

### શ્રાદ્ધવિધિનો ઇતિહાસ અને શ્રાદ્ધમાં ત્યાજ્ય પદાર્થો

॥ युधिष्ठिर उवाच ॥

केन संकल्पितं श्राद्धं कस्मिन् काले किमात्मकम् ।
भृग्वंगिरसिके काले मुनिना कतरेण वा ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ ! શ્રાદ્ધનો પ્રથમ સંકલ્પ કોણે કર્યો ? કયા કાળમાં શ્રાદ્ધની પ્રવૃત્તિ ચાલુ થઈ? શ્રાદ્ધનું સ્વરૂપ શું છે? ભૃગુ અને અંગિરાઋષિના કાળમાં શ્રાદ્ધ થતું હતું ? અથવા કયા મુનિએ શ્રાદ્ધકર્મનો જગતમાં પ્રચાર કર્યો છે ?[૧] તેમ જ શ્રાદ્ધમાં કયાં કર્મોનો ત્યાગ કરવો જોઈએ, કયાં ફળમૂળોનો ત્યાગ કરવો જોઈએ અને કઈ જાતિનાં ધાન્યોનો શ્રાદ્ધમાં ત્યાગ કરવો જોઈએ, તે મને કહો.[૨]

ભીષ્મ બોલ્યા : હે રાજા ! શ્રાદ્ધની જે પ્રમાણે પ્રવૃત્તિ થઈ છે, જે સમયે શ્રાદ્ધવિધિ ચાલુ થયો છે, શ્રાદ્ધનું જેવું સ્વરૂપ છે અને જે પુરુષે શ્રાદ્ધનો પ્રથમ સંકલ્પ કર્યો છે, તે વિષે તું મારી પાસેથી સાંભળ.[૩] હે કુરુવંશી ! બ્રહ્મદેવના પુત્ર મહર્ષિ અત્રિ પ્રતાપી હતા. હે મહારાજ ! તેમના વંશમાં પ્રથમ દત્તાત્રેય જન્મ્યા.[૪] દત્તાત્રેયનો નિમિ નામનો એક તપોધન પુત્ર થયો અને તે નિમિનો પણ એક શ્રીમાન નામનો શોભાસંપન્ન પુત્ર ઉત્પન્ન થયો.[૫] એ શ્રીમાને સંપૂર્ણ એક હજાર વર્ષ સુધી દુષ્કર તપ કર્યું; પરંતુ તે પછી તેને કાળધર્મે ઘેરી લીધો એટલે તે મરણ પામ્યો.[૬] એ રીતે શ્રીમાન મરણ પામ્યો, એટલે તેના પિતા નિમિએ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે સ્નાનાદિ શૌચક્રિયા કરી; પરંતુ પુત્રના શોકને લીધે તેને તીવ્ર સંતાપ થવા લાગ્યો.[૭] પછી તે મહાબુદ્ધિમાન નિમિએ ચૌદશને દિવસે શ્રાદ્ધને લગતી સર્વ સામગ્રી તૈયાર કરી અને પોતાના પુત્રના જ શોકમાં આખી રાત્રિ ગાળી કાઢીને અમાવાસ્યાના પ્રભાતમાં તે જાગ્રત થયો.[૮] આમ જાગ્યા છતાં તેનું મન શોકને લીધે અત્યંત વિહ્વળ હતું, તોપણ શોકનો ત્યાગ કરી દઈને તેણે પોતાની બુદ્ધિને વિસ્તારપૂર્વક ગતિ કરનારી કરી.[૯] તેણે ચિત્તને એકાગ્ર કરીને મનમાં શ્રાદ્ધવિધિનો વિચાર કર્યો. વળી શ્રાદ્ધમાં જે જે ભોજ્ય પદાર્થો, ફળો તથા મૂળ વગેરે કહેવામાં આવ્યાં છે અને પોતાના પુત્રને જે જે અન્ન તથા વસ્તુઓ પ્રિય હતી તે સર્વનો એ તપોધને મનથી નિશ્ચય કર્યો. હવે તે મહાબુદ્ધિમાન નિમિએ અમાવાસ્યાને દિવસે પૂજ્ય બ્રાહ્મણોને નિમંત્રણ આપ્યું. તેણે પોતે જ બ્રાહ્મણોને દર્ભાસન પાથરી આપી તેમને તેના પર બેસાડ્યા અને તેમની પ્રદક્ષિણા કરી.[૧૦-૧૨] પછી તે મહાસમર્થ નિમિએ સાત બ્રાહ્મણોને એકીસાથે ભોજન કરવા બેસાડ્યા અને તેમને લવણ વિનાના સામાનું અન્ન ભોજનમાં અર્પણ કર્યું.[૧૩] તે વેળા જે બ્રાહ્મણો અન્નનું ભોજન કરવા બેઠા હતા તેમના બન્ને ચરણોની પાસે

નિમિએ આસનો ઉપર દર્ભો પાથર્યા અને તેમનું મુખ દક્ષિણ દિશામાં રાખ્યું.[૧૪] આમ દર્ભોને દક્ષિણાભિમુખી રાખીને તે પવિત્ર તથા સાવધાન નિમિએ શ્રીમાનના નામગોત્રનો ઉચ્ચાર કર્યો અને તેને પિંડદાન કર્યું.[૧૫] એ રીતે તે શ્રાદ્ધકર્મ પૂર્ણ કરી લીધા પછી તે મહામુનિ પોતે જાણે કંઈ ધર્મસંકરતા કરી હોય, તેમ મોટા પશ્ચાત્તાપ-પૂર્વક સંતાપ પામ્યા અને મનમાં વિચાર કરવા લાગ્યા:[૧૬] 'આવું શ્રાદ્ધકર્મ પૂર્વે કોઈ પણ મુનિએ કર્યું નથી, છતાં મેં આ શું કર્યું? મારા કર્મને લીધે બ્રાહ્મણો મને શાપ આપીને બાળી તો નહિ નાખે?'[૧૭] તેણે એ પ્રમાણે વિચાર કરીને પોતાના વંશકર્તા અત્રિઋષિનું ચિંતન કર્યું એટલે તુરત જ તપોધન અત્રિ ત્યાં આવી પહોંચ્યા. હવે પોતાના પુત્રના શોકથી નિમિને કૃશ થઈ ગયેલા જોઈને અવિનાશી અત્રિએ તેને મનને પ્રિય લાગે તેવી વાણી કહીને શાંત પાડ્યો:[૧૮,૧૯] 'હે તપોધન નિમિ! તેં આ પિતૃયજ્ઞનો સંકલ્પ કર્યો છે તેથી તું ભય પામીશ નહિ; કેમ કે બ્રહ્મદેવે પોતે આ ધર્મને પૂર્વે પ્રચલિત કર્યો છે.[૨૦] આ પિતૃયજ્ઞરૂપ ધર્મનું બ્રહ્મદેવે પોતે જ વિધાન કર્યું છે અને તે જ ધર્મને જગતમાં આજથી તેં પ્રવર્તાવ્યો છે. બ્રહ્મદેવ વિના બીજો કયો પુરુષ આ શ્રાદ્ધવિધિનો નિયમ કરી શકે તેમ છે?[૨૧] હવે હે પુત્ર! શ્રાદ્ધના જે ઉત્તમ વિધિનું બ્રહ્મદેવે પોતે જ વિધાન કર્યું છે તે હું તને કહું છું. તે સાંભળીને તું તે પ્રમાણે જ કરજે.[૨૨] હે તપોધન! પ્રથમ મંત્રપૂર્વક અગ્નૌકરણ (અગ્નિમાં પિંડનો હોમ) કરીને બ્રહ્મદેવે પોતે જ અગ્નિને, સોમને, વરુણને તથા પિતૃઓ સાથે નિત્ય નિવાસ કરનારા વિશ્વેદેવાઓને ભાગ અર્પણ કર્યા હતા.[૨૩,૨૪] માટે તારે પણ પિતૃપિંડ વગેરેને ધારણ કરનારી પૃથ્વીની 'वैष्णवी, काश्यपी અને अक्षया' એવાં નામોચ્ચાપૂર્વક સ્તુતિ કરવી.[૨૫] વળી શ્રાદ્ધ માટે જળ લાવવું હોય, ત્યારે પણ મહાસમર્થ વરુણદેવની સ્તુતિ કરવી. પછી હે નિર્દોષ નિમિ! અગ્નિ તથા સોમની પણ સ્તુતિ કરવી.[૨૬] હવે બ્રહ્મદેવે પોતે જેમને ઉત્પન્ન કરીને ભાગ અર્પણ કર્યો છે અને જેઓ મહાભાગ્યશાળી હોઈને 'उष्मपा' એવા નામથી પ્રસિદ્ધ છે, તે પિતૃ નામના દેવતાઓને પિંડદાન વગેરે આપીને તૃપ્ત કરવા.[૨૭] કેમ કે શ્રાદ્ધમાં જે તેમનું પૂજન કરવામાં આવે છે, તો સર્વ પાપમાંથી મુક્ત થઈ શકાય છે. પૂર્વે બ્રહ્મદેવે પિતૃઓના વંશને સાત વિભાગમાં રચ્યો છે અને અગ્નિ આદિ વિશ્વેદેવાઓની પણ સૌની પહેલાં જ સંખ્યા કરી મૂકી છે, માટે તે મહાત્માઓ પણ શ્રાદ્ધના ભાગને યોગ્ય છે. આથી હું તેમનાં નામ તને કહું છું.[૨૮,૨૯] બલ, ધૃતિ, વિપાપ્મા, પુણ્યકૃત, પાવન, પાર્ષ્ણિક્ષેમા, સમૂહ, દિવ્યસાનુ, વિવસ્વાન, વીર્યવાન, હ્રીમાન, કીર્તિમાન, કૃત, જિતાત્મા, મુનિવીર્ય, દીપ્તરોમા, ભયંકર, અનુકર્મા, પ્રતીત, પ્રદાતા, અંશુમાન, શૈલાભ, પરમક્રોધી, ધીરોષ્ણી, ભૂપતિ, સ્રજ, વજ્રી અને વરી આ બધા સનાતન વિશ્વેદેવાઓ છે. વળી વિદ્યુદ્વર્ચા, સોમવર્ચા, સૂર્યશ્રી, સોમપ, સૂર્યસાવિત્ર, દત્તાત્મા, પુંડરીયક, ઉષ્ણીનાભ, નભોદ, વિશ્વાયુ, દીપ્તિ, ચમૂહર, સુરેશ, વ્યોમારિ, શંકર, ભવ, ઈશ, કર્તા, કૃતિ, દક્ષ, ભુવન, દિવ્યકર્મકૃત, ગણિત, પંચવીર્ય, આદિત્ય, રશ્મિવાન, સપ્તકૃત, સોમવર્ચા, વિશ્વકૃત, કવિ, અનુગોપ્તા, સુગોપ્તા, નપ્તા અને ઈશ્વર આ નામના પણ વિશ્વેદેવાઓ છે. તેઓ મહાભાગ્યશાળી છે અને કાળની ગતિને પણ જાણનારા છે.[૩૦–૩૭]

હવે શ્રાદ્ધમાં કયાં ધાન્યો, કયાં દ્રવ્યો અને કયાં શાકો ત્યાગ કરવા યોગ્ય છે, તે વિષે હું તને કહું છું. તેમાં કોદરા અને પુલકજાતિનાં ધાન્ય-

(ચોખાની કણકી)નો શ્રાદ્ધમાં ત્યાગ કરવો. દ્રવ્યોમાં હિંગનો ત્યાગ કરવો અને શાકોમાં ડુંગળી, લસણ, સરગવો, કોવિદાર, ગાજર, કોળું તથા દૂધી વગેરેનો ત્યાગ કરવો. વળી સંચળ, ગ્રામ્ય ભૂંડનું માંસ, જે પદાર્થ ઉપર મંત્રપૂર્વક પ્રોક્ષણ કરવામાં ન આવ્યું હોય તે પદાર્થ, કાળુંજીરું, બીડલવણ, શીતપાકી નામનું શાક, વાંસ અને કેરડા વગેરેના અંકુરો અને શિંગોડાં પણ શ્રાદ્ધમાં ત્યાજ્ય ગણાય છે.[૩૮–૪૦] વળી સર્વ પ્રકારના લવણનો, જાંબુનાં ફળનો, તેમજ જેના પર છીંક થઈ હોય તથા જેને માટે રોકકળ થઈ હોય તેવા અન્નનો પણ શ્રાદ્ધમાં ત્યાગ કરવો.[૪૧] વળી સુદર્શન નામનું એક શાક તો નિવાપમાં, હવ્યમાં તથા પિતૃઓના કવ્ય ભોજનમાં નિંધ જ ગણાય છે અને પિતૃઓ કે દેવતાઓ તે શાકરૂપ હવિષ્યને પસંદ જ કરતા નથી.[૪૨] જ્યારે શ્રાદ્ધકાળ ઉપસ્થિત થાય ત્યારે ચાંડાલને તથા કૂતરાને રાંધી ખાનારા ભંગીઓ વગેરેને આસપાસ આવવા દેવા નહિ. વળી ત્યારે કષાય વસ્ત્રને ધારણ કરનારા વૈરાગીને અથવા સંન્યાસીને, કોઢિયાને, પતિતને, બ્રહ્મહત્યારાને, સંકરજાતિના બ્રાહ્મણને તથા પતિત થયેલા પોતાના સંબંધીને પણ દૂર રાખવા.

તપોધન ભગવાન અત્રિ પોતાના વંશમાં ઉત્પન્ન થયેલા તે નિમિઋષિને એ પ્રમાણે કહીને બ્રહ્મદેવની દિવ્ય સભામાં ચાલ્યા ગયા.[૪૩–૪૫]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'શ્રાદ્ધકલ્પ' નામનો અધ્યાય ૯૧ મો સમાપ્ત

## अध्याय ९२ मो

### શ્રાદ્ધમાં પ્રથમ અગ્નિને પિંડદાન આપવાનો હેતુ

॥ भीष्म उवाच ॥

**तथा निमौ प्रवृत्ते तु सर्व एव महर्षयः ।**
**पितृयज्ञं तु कुर्वंति विधिदृष्टेन कर्मणा ॥ १ ॥**

ભીષ્મ બોલ્યા : એ પ્રમાણે અત્રિઋષિના કહેવાથી નિમિએ શ્રાદ્ધ કરવાની પ્રવૃત્તિ ચાલુ કરી; એટલે સર્વ મહર્ષિઓ પણ શાસ્ત્રોક્ત કર્મને અનુસરીને પિતૃયજ્ઞ કરવા લાગ્યા.[૧] ઉપરાંત નિત્ય ધર્માચરણ કરનારા અને નિયમપૂર્વક વ્રત પાળનારા સર્વ ઋષિઓ પિતૃઓને પિંડપ્રદાન અર્પણ કરીને તીર્થના જળ વડે પિતૃઓનું તર્પણ પણ કરવા લાગ્યા.[૨] હે ભારત! એ પ્રમાણે ચારે વર્ણના લોકોએ પિતૃઓને પિંડપ્રદાન અર્પણ કરવા માંડ્યું, તેથી પિતૃઓ એટલા બધા તૃપ્ત થઈ ગયા કે, તેઓ લોકોએ આપેલા અન્નને પચાવી શક્યા નહિ.[૩] તેમને અજીર્ણને લીધે દુઃખ થવા લાગ્યું, તેથી તેઓ પુષ્કળ અન્નથી પીડાઈને સર્વ દેવતાઓની સાથે સોમને શરણે ગયા. એ રીતે અજીર્ણથી પીડાતા તે પિતૃઓ સોમની પાસે જઈને તેને કહેવા લાગ્યા કે, 'અમે શ્રાદ્ધના અન્નથી પીડાઈએ છીએ, માટે તમે અમારું કલ્યાણ કરો.'[૪,૫]

સોમ બોલ્યા : 'હે પિતૃદેવો! તમારે જો શ્રેય સંપાદન કરવાની ઇચ્છા હોય, તો તમે બ્રહ્મલોકમાં જાઓ. બ્રહ્મા તમને શ્રેયનો ઉપાય કહેશે.'[૬] હે ભારત! સોમના એ વચન ઉપરથી સર્વ દેવતાઓ અને પિતૃઓ મેરુપર્વતના શિખર ઉપર બેઠેલા બ્રહ્મદેવ પાસે ગયા.[૭]

પિતૃઓ બોલ્યા : હે ભગવન્! શ્રાદ્ધના અન્નથી અમે અત્યંત પીડાઈએ છીએ, માટે હે દેવ! અમારા ઉપર કૃપા કરો અને અમારું કલ્યાણ કરો.[૮] તેમનું એ વચન સાંભળીને બ્રહ્મદેવે કહ્યું

કે, 'મારી સમીપ બેઠેલો આ અગ્નિ તમને કલ્યાણનો ઉપાય કહેશે.'[૯]

અગ્નિ બોલ્યો: 'હે તાત પિતૃઓ! હવે પછી જ્યાં શ્રાદ્ધપ્રસંગ ઉપસ્થિત થશે, ત્યાં મારી સાથે રહીને તમે ભોજન કરશો, તેથી તમે પણ મારી સાથે જ અન્નને પચાવી શકશો, એમાં કંઈ સંશય નથી.'[૧૦] અગ્નિનું એ વચન સાંભળ્યા પછી પિતૃઓ સંતાપથી મુક્ત થયા. હે રાજા! આવા કારણથી જ શ્રાદ્ધમાં અગ્નિને પ્રથમ પિંડ આપવામાં આવે છે.[૧૧] વળી હે પુરુષશ્રેષ્ઠ! જે શ્રાદ્ધમાં અગ્નિને પ્રથમ પિંડ અર્પણ કરવામાં આવે છે. તે શ્રાદ્ધમાં બ્રહ્મરાક્ષસો કદી વિઘ્ન કરી શકતા નથી.[૧૨] રાક્ષસો પણ અગ્નિદેવને ત્યાં ઊભેલા જોઈને દૂર નાસે છે. શ્રાદ્ધમાં પહેલો પિંડ પિતાને આપવો, બીજો પિંડ પિતામહને આપવો અને ત્રીજો પિંડ પ્રપિતામહને આપવો, આવો શ્રાદ્ધનો વિધિ છે. વળી શ્રાદ્ધમાં પ્રત્યેક પિંડ આપતી વેળા મનને એકાગ્ર કરી ગાયત્રીમંત્ર બોલવો અને 'सोमाय' તથા 'पितृमते' એમ પણ કહેવું. જે સ્ત્રી રજસ્વલા હોય અથવા કાને ખોડવાળી હોય તેને શ્રાદ્ધપ્રદેશમાં આવવા દેવી નહિ, તેમ તેને શ્રાદ્ધકર્મ જોવા પણ દેવું નહિ. વળી કોઈ બીજા વંશના સ્ત્રીને શ્રાદ્ધની રસોઈ કરવા દાખલ કરવી નહિ.[૧૩-૧૫] જે સમયે જળને તરી જવાનો પ્રસંગ આવે, તે સમયે પોતાના પિતામહોના નામનું ઉચ્ચારણ કરવું. શ્રાદ્ધ કરનારા પુરુષે કોઈ નદી ઉપર જઈને પિતૃઓનું પિંડતર્પણ કરવું.[૧૬] પ્રથમ પોતાના વંશજોનું જળથી તર્પણ કરવું અને પછી પોતાના મિત્રોને તથા સંબંધીઓને જલાંજલિ અર્પણ કરવી.[૧૭] જે પુરુષ કાબરચીતરા રંગના બે બળદો જોડેલા ગાડામાં બેસીને જળને ઊતરતો હોય, તેણે બળદના પૂંછડાથી પિતૃતર્પણ કરવું; પણ જે પુરુષ નૌકામાં બેસીને નદીને ઊતરતો હોય, તેણે તો નૌકામાં બેઠા બેઠા પિતૃતર્પણ કરવું. આમ પિતૃઓ તે તે સમયે અવશ્ય ઇચ્છે છે.[૧૮] આવા કારણથી જ શ્રાદ્ધવિધિને જાણનારા પુરુષો નૌકામાં બેઠેલા હોય છે, ત્યારે પણ નિરંતર પિતૃઓને જલાંજલિ આપે છે. પ્રત્યેક મનુષ્યે કૃષ્ણપક્ષની અમાવાસ્યાને દિવસે પિતૃતર્પણ અવશ્ય કરવું જોઈએ.[૧૯] કેમ કે પિતૃઓની ભક્તિ કરવાથી પુષ્ટિ, આયુષ્ય, વીર્ય અને સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે. હે કુરુકુલશ્રેષ્ઠ યુધિષ્ઠિર! બ્રહ્મદેવ, પુલસ્ત્ય, વસિષ્ઠ, પુલહ, અંગિરા, ક્રતુ અને મહર્ષિ કશ્યપ આ સર્વે મોટા યોગેશ્વર કહેવાય છે અને તેમની પિતૃઓમાં પણ ગણના થાય છે. હે રાજન્! આ જ શ્રેષ્ઠ શ્રાદ્ધવિધિ છે. મરણ પામેલાઓને આ શ્રાદ્ધકર્મ દ્વારા પિંડનો સંબંધ થવાથી તેઓ સર્વ દુઃખમાંથી મુક્ત થાય છે.[૨૦] આ રીતે હે પુરુષશ્રેષ્ઠ! પૂર્વના ઋષિમુનિઓએ શાસ્ત્રમાં શ્રાદ્ધની ઉત્પત્તિ વર્ણવી છે અને તે મેં તને શાસ્ત્રાનુસાર જ કહી છે. હવે હું તને દાન વિષે કહું છું.[૨૧-૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'શ્રાદ્ધકલ્પ' નામનો અધ્યાય ૯૨ મો સમાપ્ત

## અધ્યાય ૯૩ મો
### નિર્લોભ વૃત્તિનું દિવ્ય ફળ

॥ युधिष्ठिर उवाच ॥

द्विजातयो व्रतोपेता हविस्ते यदि भुंजते ।
अन्नं ब्राह्मणकामाय कथमेतत् पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા: હે પિતામહ! વ્રતનિષ્ઠ બ્રાહ્મણો દશાહ આદિ શ્રાદ્ધના હવિષનું ભોજન કરે, તો તેમના વ્રતનો નાશ થાય છે. આવા કારણથી તેવા વ્રતનિષ્ઠ બ્રાહ્મણોએ દશાહ આદિ શ્રાદ્ધનું અન્ન ત્યાજ્ય ગણવું કે યજમાનની ઇચ્છાને અનુસરીને પોતાના વ્રતનો નાશ થાય છતાં તે અન્નનું ભોજન કરવું? આવે પ્રસંગે બ્રાહ્મણોએ શું કરવું, તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા: હે યુધિષ્ઠિર! જે બ્રાહ્મણો વેદોક્ત યજ્ઞયાગાદિના વ્રતથી રહિત હોય છે, તેઓ યજમાનની ઇચ્છાને અનુસરીને દશાહ આદિ શ્રાદ્ધનું અન્ન જમી શકે છે; પણ જેઓ વેદોક્ત વ્રતને ધારણ કરનારા હોય છે, તેઓ દશાહ આદિ શ્રાદ્ધના અન્નનું ભોજન કરીને અવશ્ય વ્રતનો નાશ કરી બેસે છે.[2]

યુધિષ્ઠિર બોલ્યા: સામાન્ય મનુષ્યો કહે છે કે, ઉપવાસ કરવા તે જ તપ છે, તો હું તમને પૂછું છું કે ઉપવાસ કરવા એ જ તપ છે કે તે વિના બીજું કોઈ તપ છે?[3]

ભીષ્મ બોલ્યા: સામાન્ય જનસમુદાય માને છે કે, મહિનાના કે અર્ધા મહિનાના ઉપવાસ કરવા તે તપ છે. પણ તેવું તપ કરનારો મનુષ્ય કોઈ સમયે પોતાના શરીરનો અથવા કુટુંબનો નાશ કરનાર થઈ પડે છે, માટે તેવું તપ કરનારો મનુષ્ય તપસ્વી થઈ શકતો નથી કે ધર્મવેત્તા પણ થઈ શકતો નથી.[4] માટે ત્યાગની સંપત્તિને જ ઉત્તમ તપ કહેવામાં આવે છે. વળી હરકોઈ મનુષ્યે નિયમિત આહાર લઈને સદાય ઉપવાસી થવું, બ્રહ્મચારી રહેવું અને મૌનવ્રત ધારણ કરવું. બ્રાહ્મણે વેદસ્વાધ્યાય કરવો, કુટુંબ-પરિવારવાળા થવું, ધર્મ કરવાની ઇચ્છા રાખવી અને નિરંતર (નિયમિત નિદ્રા લઈને) જાગ્રત રહેવું.[5,6] તેણે માંસાહારનો ત્યાગ કરવો. સદાય પવિત્ર મંત્રાદિનો જપ કરવો, સદાય સત્યવાદી થવું અને પ્રતિદિન નિયમનિષ્ઠ રહેવું.[7] વળી તેણે વૈશ્વદેવ કર્યા પછી ભોજન કરવું, અતિથિઓ ઉપર પ્રીતિ રાખવી, દેવોને અર્પણ કરતાં અવશેષ રહેલા અમૃતરૂપ અન્નનું ભોજન કરવું અને બાહ્યાભ્યંતર પવિત્રતા જાળવવી.[8]

યુધિષ્ઠિર બોલ્યા: હે રાજા! સદાય ઉપવાસી, સદાય બ્રહ્મચારી અને સદાય વિઘસાશી કેમ થઈ શકાય અને અતિથિઓ ઉપર સદાય પ્રીતિ રાખવી એટલે શું?[9]

ભીષ્મ બોલ્યા: જે પુરુષ પ્રાતઃકાળ અને સાયંકાળના ભોજનની વચ્ચે ત્રીજીવાર ભોજન કરતો નથી, તે પુરુષ સદાય ઉપવાસી ગણાય છે.[10] માત્ર ઋતુકાળે જ જે પોતાની ભાર્યા પાસે ગમન કરે છે, તે પુરુષ સદાય બ્રહ્મચારી ગણાય છે અને જે મનુષ્ય નિરંતર દાન આપ્યા કરે છે, તે નિત્ય સત્યવાદી ગણાય છે.[11] જે પુરુષ યજ્ઞાદિનિમિત્ત વિના વૃથા માંસભક્ષણ કરતો નથી, તે પુરુષ માંસાહારી ગણાતો નથી. વળી જે પુરુષ નિત્ય દાન આપે છે, તે પવિત્ર થાય છે અને જે પુરુષ દિવસે નિદ્રા કરતો નથી, તે પુરુષ નિદ્રા-રહિત ગણાય છે.[12] હે યુધિષ્ઠિર! જે પુરુષ પોતાના પોષ્યવર્ગ અને અતિથિઓના ભોજન કરી લીધા પછી નિત્ય ભોજન કરે છે, તે પુરુષ કેવળ અમૃતનું જ ભોજન કરે છે, એમ જાણવું. જે પુરુષ બ્રાહ્મણોએ ભોજન કર્યું ન હોય ત્યાં સુધી કદી ભોજન કરતો નથી, તે પુરુષ એ અભોજનના પ્રભાવથી સ્વર્ગલોકને જીતી શકે છે.[13,14] જે પુરુષ દેવો, પિતૃઓ અને આશ્રિતોને ભોજન આપ્યા પછી અવશેષ રહેલા અન્નનું ભોજન કરે છે, તેને 'વિઘસાશી' કહેવામાં આવે છે.[15] હે રાજા! આવા વિઘસાશી પુરુષોને અનંત લોકની પ્રાપ્તિ થાય છે. તે પુરુષો જ્યારે બ્રહ્માના લોકમાં ગતિ કરે છે, ત્યારે ગંધર્વો તથા અપ્સરાઓ તેમનું સ્વાગત કરવા હાજર થાય છે.[16] જે પુરુષ દેવતાઓ, પિતૃઓ અને અતિથિઓની સાથે ભોજન કરે છે, તે પુરુષ આ લોકમાં પોતાના પુત્રપૌત્રાદિ પરિવારની સાથે નિત્ય આનંદ કરે છે તેમ જ મરણ પછી તેને પરલોકમાં સર્વોત્તમ ગતિ પ્રાપ્ત થાય છે.[17]

યુધિષ્ઠિર બોલ્યા: હે પિતામહ! જેઓ બ્રાહ-

ણોને અનેક પ્રકારનાં દાનો આપે છે, તે દાતાઓમાં તથા તેમની પાસેથી દાન લેનારા બ્રાહ્મણોમાં શી વિશેષતા છે?[૧૮]

ભીષ્મ બોલ્યા : જે બ્રાહ્મણ સત્પુરુષની પાસેથી દાનનો પ્રતિગ્રહ કરે છે, તેને અલ્પ દોષ લાગે છે; કેમ કે તે સત્પુરુષ ગુણવાન હોય છે. પણ જે બ્રાહ્મણ કોઈ દુષ્ટ પુરુષ પાસેથી દાનનો પ્રતિગ્રહ કરે છે, તે તો કેવળ દોષોમાં જ ડૂબી જાય છે; કેમ કે તેને દાન આપનારો દુષ્ટ પુરુષ કેવળ નિર્ગુણ જ હોય છે.[૧૯] હે ભારત! આ વિષયમાં પણ રાજા વૃષાદર્ભિ અને સપ્તર્ષિઓના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૨૦] પૂર્વે કશ્યપ, અત્રિ, વસિષ્ઠ, ભરદ્વાજ, ગૌતમ, વિશ્વામિત્ર અને જમદગ્નિ આ સાત ઋષિઓ અને સાધ્વી અરુંધતી તપશ્ચર્યા કરતાં કરતાં આ પૃથ્વી પર વિચરતાં હતાં. તે સમયે ગંડા નામની એક શૂદ્ર દાસી તે સૌનાં કામ કરતી હતી. એ દાસીને પશુસખ નામનો શૂદ્ર જાતિનો પતિ હતો. તે બન્ને પણ તેમની સાથે હતાં. તે સપ્તર્ષિઓને કેવળ સમાધિના બળથી જ સનાતન બ્રહ્મલોક સંપાદન કરવાની ઇચ્છા હતી.[૨૧–૨૩] પછી હે કુરુનંદન! તે વેળા મોટો દુષ્કાળ પડ્યો અને તેમાં આ સર્વ લોક ક્ષુધાને લીધે પ્રાણસંકટના પ્રસંગમાં આવી પડ્યો.[૨૪] તે સમયે શિબિના પુત્ર શૈબ્ય નામના એક રાજાએ યજ્ઞ કર્યો અને તે યજ્ઞમાં તેણે ઋત્વિજોને દક્ષિણા બદલ પોતાના એક પુત્રનું દાન કર્યું.[૨૫] એ વખતે તે રાજપુત્ર અલ્પ આયુષ્યવાળો હોઈને મરણ પામ્યો. એટલે ક્ષુધાથી સંતપ્ત થયેલા તે સપ્તર્ષિઓ તે રાજપુત્રને વીંટાઈ વળીને ઊભા રહ્યા.[૨૬] પછી હે ભારત! તે મહર્ષિઓએ પોતાના યજમાનના પુત્રને મરણ પામેલો જોઈ તેને એક તપેલામાં નાખીને રાંધવા માંડ્યો; કેમ કે ક્ષુધાને લીધે તેઓ વ્યાકુળ થઈ ગયા હતા.[૨૭] વળી તે સમયે આ મનુષ્યલોકમાં કોઈ સ્થળે પણ અન્ન નહોતું, તેથી તે તપસ્વીઓએ પોતાના પ્રાણનું રક્ષણ કરવા માટે અને હરકોઈ ઉપાયે અન્ન મેળવવા માટે તે ભયંકર વૃત્તિનો સ્વીકાર કર્યો હતો.[૨૮] એ પ્રમાણે તે સપ્તર્ષિઓ માર્ગની વચ્ચે તે રાજપુત્રને રાંધી રહ્યા હતા, તેવામાં શિબિનો પુત્ર રાજા વૃષાદર્ભિ ત્યાં ફરતો ફરતો આવી ચઢ્યો. તેણે અન્ન માટે દુઃખી થઈ રહેલા તે ઋષિઓને જોયા.[૨૯]

વૃષાદર્ભિ બોલ્યો : હે તપોધનો! આ વેળા તમે પ્રતિગ્રહ કરશો તો જ તમારો આ દુઃખમાંથી છુટકારો થશે અને તમારા શરીરનું પોષણ પણ થશે. માટે મારી પાસે જે ધન રહ્યું છે, તેને તમે માગી લો.[૩૦] વળી યાચના કરનારો બ્રાહ્મણ મને પ્રિય લાગે છે; માટે તમે મારી પાસે યાચના કરશો, તો હું તમને પ્રત્યેકને એક હજાર ખચ્ચર-જાતિની ઘોડીઓ આપીશ તેમ જ વાછરડાવાળી, તુરતમાં વિયાયેલી, ઝડપથી ચાલનારી અને શ્વેતવર્ણનાં રુવાંટાંવાળી પુષ્કળ ગાયો આપીશ. ઉપરાંત, હું તમને ઉત્તમ જાતની ઝૂંસરીને વહન કરી શકે તેવા અને શ્વેત વર્ણના સો સો બળદો આપીશ, તેમ જ પુષ્ટ બાંધાની, એક વખત વિયાયેલી અને શ્રેષ્ઠ આચરણવાળી ઉત્તમ ગાયો આપીશ.[૩૧,૩૨] વળી હું ઉત્તમ ગામડાં આપીશ અને ડાંગેર, રસ, જવ, રત્નો તથા બીજી જે કંઈ દુર્લભ વસ્તુ તમે માગશો તે સર્વ હું તમને આપીશ. માટે તમે આ અભક્ષ્ય પદાર્થના ભાવનો ત્યાગ કરો. કહો, હું તમારી પુષ્ટિને માટે શું આપું?[૩૩]

ઋષિઓ બોલ્યા : હે રાજન્! રાજાઓનો પ્રતિગ્રહ મધથી સ્વાદિષ્ટ કરેલા વિષના જેવો છે. આ વાતને તું જાણે છે, છતાં અમને શા માટે લોભાવે છે?[૩૪] બ્રાહ્મણો સર્વ દેવોના નિવાસ-

સ્થાનરૂપ એક ક્ષેત્ર છે. માટે બ્રાહ્મણ જો તપશ્ચરણથી નિર્મળ થઈને પ્રસન્ન રહે, તો તે સર્વ દેવતાઓને પ્રસન્ન કરી શકે છે.[૩૫] દાવાનળ જેમ વનને બાળીને ભસ્મ કરી નાખે છે, તેમ બ્રાહ્મણ પોતાના જીવનમાં જે કાંઈ તપ સંપાદન કરે છે, તે સર્વને તેણે સ્વીકારેલો-રાજાનો પ્રતિગ્રહ તત્કાળ બાળીને ભસ્મ કરી નાખે છે.[૩૬] હે રાજન્! તારું તારા દાનની સાથે સદાય કુશળ થાઓ અને તે સર્વ દાન કોઈ બીજા યાચકોને તું આપી દેજે. એમ કહીને તે મહાત્માઓ એ માંસનો ત્યાગ કરીને બીજે કંઈ આહાર મેળવવાની ઇચ્છાથી ત્યાંથી બીજા વનમાં ચાલ્યા ગયા. હવે તેમણે રાંધવા માંડેલું તે માંસ અપક્વ સ્થિતિમાં જ ત્યાં પડી રહ્યું. પછી રાજાની આજ્ઞાને લીધે તેના મંત્રીઓ ગુપ્ત રીતે સુવર્ણથી ભરેલાં ઊંબરાનાં ફળો એકત્ર કરીને તે સપ્તર્ષિઓને આપવા માટે ગયા. આમ તેઓ તેમની પાસે જઈને તેનું દાન કરવાનો આરંભ કરવા લાગ્યા. વળી એ મંત્રીઓના બીજા સેવકો પણ ઊંબરાનાં ફળનું દાન કરવા માટે તે સપ્તર્ષિઓ સમીપ દોડી ગયા.[૩૭-૪૦] તે સમયે એ ઊંબરાનાં ફળને કંઈક વજનદાર જાણીને અત્રિઋષિએ કહ્યું : 'આ ઊંબરાનાં ફળો ગ્રહણ કરવા યોગ્ય નથી. અમે જાણી શક્યા છીએ કે, આ ઊંબરાનાં ફળ અંદરના ભાગમાં સુવર્ણથી ભરેલાં છે; કેમ કે અમે કંઈ અલ્પજ્ઞાની નથી, તેમ અલ્પબુદ્ધિવાળા નથી. અમે તો સંપૂર્ણ રીતે જ્ઞાનસંપન્ન છીએ અને સંપૂર્ણ રીતે જાગ્રત છીએ. આ ફળનું દાન આ લોકમાં જો ગ્રહણ કરવામાં આવે તો પરલોકમાં આનું કડવું પરિણામ આવે, માટે જેને આ લોકમાં તથા પરલોકમાં સુખ મેળવવાની ઇચ્છા હોય, તેણે આનો પ્રતિગ્રહ કરવો અયોગ્ય જ છે.[૪૧,૪૨]

વસિષ્ઠ બોલ્યા : માત્ર એક સોનામહોરનો પ્રતિગ્રહ કરવાથી સો કે હજાર સોનામહોરનો પ્રતિગ્રહ કર્યા જેટલું પાપ લાગે છે અને પુષ્કળ સોનામહોરોનો પ્રતિગ્રહ કરવાથી તો મનુષ્ય અત્યંત પાપી ગતિ પામે છે.[૪૩]

કશ્યપ બોલ્યા : આ પૃથ્વી ઉપર જેટલા ચોખા છે, જવ છે, સુવર્ણ છે, પશુઓ છે અને સ્ત્રીઓ છે, તે સર્વ કદાચ એક જ મનુષ્યને મળે તોપણ તે મનુષ્ય તૃપ્ત થઈ શકતો નથી, માટે વિદ્વાન પુરુષે સર્વથા સંતોષ જ રાખવો.[૪૪]

ભરદ્વાજ બોલ્યા : એક જન્મ પામેલો રુરુ મૃગ જેમ જેમ મોટો થતો જાય છે, તેમ તેમ તેનાં શિંગડાં પણ વધતાં જાય છે. તે જ પ્રમાણે પુરુષની તૃષ્ણા પણ પ્રતિદિન વધતી જાય છે અને તેની કોઈ મર્યાદા જ નથી.[૪૫]

ગૌતમ બોલ્યા : આ જગતમાં એવો કોઈ પદાર્થ જ નથી કે, જે જગતની તૃષ્ણાને પૂર્ણ કરી શકે. પુરુષ એક મહાન સમુદ્રના જેવો છે, તેની કદી પૂર્તિ થતી જ નથી.[૪૬]

વિશ્વામિત્ર બોલ્યા : અમુક એક વિષયની તૃષ્ણા રાખનારા પુરુષની તે તૃષ્ણા તૃપ્ત થાય છે એટલે તુરત જ બીજા એક વિષયની તૃષ્ણા તેને બાણની પેઠે વીંધી નાખે છે.[૪૭]

જમદગ્નિ બોલ્યા : હરકોઈ વસ્તુનો પ્રતિગ્રહ કરવામાં સંયમ રાખવો, તે જ બ્રાહ્મણના તપોબળને અવશ્ય ધારણ કરી રાખે છે. પ્રતિગ્રહનો સંયમ જ બ્રાહ્મણનું ધન છે; પણ લોભવૃત્તિવાળા બ્રાહ્મણનું એ ધન અવશ્ય નાશ પામે છે.[૪૮]

અરુંધતી બોલી : ધર્મને માટે દ્રવ્યનો સંગ્રહ કરવો એ માન્યતા એકપક્ષી છે; પણ દ્રવ્યના સંગ્રહ કરતાં તપનો સંગ્રહ કરવો તે જ વધારે ઉત્તમ છે.[૪૯]

ગંડા બોલી : આ મારા સ્વામીઓ અત્યંત બળવાન છે, છતાં એક દુર્બળ મનુષ્યની પેઠે આ

ઉગ્ર ભયથી ડરે છે, માટે જ હું આ દાનથી વધારે ડરું છું.[૫૦]

પશુસખ બોલ્યો: ધર્મમાં જેવું તપ શ્રેષ્ઠ છે તેવું બીજું કંઈ પણ શ્રેષ્ઠ નથી. માટે બ્રાહ્મણો તપને જ ધન માને છે. હું પણ તેવું ધન સંપાદન કરવા માટે જ આ મહાન વિદ્વાન બ્રાહ્મણોની યથાશક્તિ સેવા કરું છું.[૫૧]

ઋષિઓ બોલ્યા: એ રાજાની આ પ્રજા ઊંબરાના ફળમાં સુવર્ણ ભરીને અમને કપટથી પણ આ રીતે દાન આપે છે, માટે તે રાજાનું આ દાનની સાથે કલ્યાણ થાઓ.[૫૨]

ભીષ્મ બોલ્યા: એમ કહીને, તે સર્વ નિયતવ્રતી ઋષિઓ સુવર્ણથી ભરેલાં એ ફળોનો ત્યાગ કરીને કોઈ બીજે સ્થળે ચાલ્યા ગયા.[૫૩] તે પછી રાજાના મંત્રીઓએ રાજા પાસે જઈને સમાચાર આપ્યા કે, 'હે રાજા! તે ઋષિઓએ કપટની શંકા કરીને તે ફળોનો પણ ત્યાગ કર્યો છે. તેઓ તો ત્યાંથી કોઈ બીજે સ્થળે ચાલ્યા ગયા છે, એ વાતની અમે તમને જાણ કરીએ છીએ.'[૫૪] પોતાના મંત્રીઓએ એ ખબર આપી, એટલે રાજા વૃષાદર્ભિ કોપી ઊઠ્યો અને તે સર્વ ઋષિઓ સામે યોગ્ય પગલાં લેવા માટે તે પોતાને ઘેર ગયો.[૫૫] તે રાજાએ પોતાને ઘેર જઈને તીવ્ર નિયમ ધારણ કર્યો અને આહવનીય અગ્નિમાં એક એક મંત્રોચ્ચારપૂર્વક આહુતિ હોમવા માંડી.[૫૬] એટલે તે અગ્નિમાંથી લોકને ભય ઉપજાવે તેવી એક કૃત્યા ઉત્પન્ન થઈ. રાજા વૃષાદર્ભિએ તે કૃત્યાનું યાતુધાની નામ ઠરાવ્યું.[૫૭] હવે કાળરાત્રિ જેવી ભયંકર તે કૃત્યા બે હાથ જોડીને વૃષાદર્ભિ રાજા સામે ઊભી રહી અને બોલી કે, 'હું તમારું કયું કાર્ય કરું?'[૫૮]

વૃષાદર્ભિ બોલ્યો: તું સાત ઋષિઓ, અરુંધતી, તેમનો દાસ અને દાસી એ સૌની પાસે જા અને તે સર્વનાં નામોને પ્રથમ તારા મનમાં ધારણ કરી લે.[૫૯] આમ તે સર્વનાં નામો જાણી લઈને તું તેમનો નાશ કરી નાખજે. જ્યારે તેમનો નાશ થઈ જાય, ત્યારે તું તારી ઇચ્છામાં આવે ત્યાં ચાલી જજે.[૬૦]

ભીષ્મ બોલ્યા: 'બહુ સારું' કહીને તે યાતુધાનીએ સાક્ષાત્ સ્વરૂપ ધારણ કર્યું અને પેલા મહર્ષિઓ વિચરતા હતા તે વનમાં તે ગઈ.[૬૧] હે રાજન્! તે સમયે અત્રિ વગેરે મહર્ષિઓ પણ તે વનમાં ફળો તથા મૂળોનું ભક્ષણ કરતા વિચરતા હતા. તેવામાં તેમણે એક કૂતરાને સાથે રાખીને જતા એક સંન્યાસીને જોયો. એ સંન્યાસીનું શરીર ઘણું જ સ્થૂળ હતું અને તેના ખભા, હાથ પગ, મુખ અને પેટ પણ અત્યંત પુષ્ટ હતાં. એ સંન્યાસીને સર્વાંગે હૃષ્ટપુષ્ટ શરીરવાળો તથા સુંદર આકૃતિવાળો જોઈને અરુંધતીએ સર્વ ઋષિઓને કહ્યું: 'તમે આના જેવા કદી થશો જ નહિ.'

વસિષ્ઠ બોલ્યા: આનું અગ્નિહોત્ર, અમારી પેઠે સાયંકાળે તથા પ્રાતઃકાળે કદી હોમ વિના રહેતું નથી; પરંતુ તેનો હોમ બન્ને વખતે અગ્નિહોત્રમાં ચાલુ જ હોવો જોઈએ, તેથી તે પોતાના કૂતરાની સાથે પુષ્ટ છે.[૬૨-૬૫*]

અત્રિ બોલ્યા: અમારી પેઠે આનું વીર્ય ક્ષુધાને લીધે નષ્ટ થઈ ગયું નથી; તેમ જ અમારી પેઠે મહાકષ્ટથી કરેલું તેનું વેદાધ્યયન પણ નષ્ટ થઈ ગયું નથી. તેથી તે પોતાના કૂતરાની સાથે પુષ્ટ છે.[+૬૬]

વિશ્વામિત્ર બોલ્યા: શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલો અમારો ધર્મ ઘરડા બળદની પેઠે ક્ષીણ થઈ ગયો

* વસિષ્ઠના કહેવાનો ભાવ એ છે કે, અમારાં શરીર કૃશ થઈ ગયાં છે તેનું કારણ એ છે કે, અમે અમારાં નિત્યકર્મોનો લોપ કરી બેઠા છીએ.

\+ અર્થાત્ ક્ષુધાના દુઃખને લીધે તથા વેદાધ્યયનના નાશને લીધે અમારાં શરીર કૃશ થયાં છે.

છે, આળસુ બની ગયો છે, ક્ષુધાપરાયણ થઈ ગયો છે અને મૂર્ખ બની ગયો છે. તેવો આ સંન્યાસીનો ધર્મ થયો નથી, તેથી તે પોતાના કૂતરાની સાથે પુષ્ટ છે.÷

જમદગ્નિ બોલ્યા : અમને જેની અન્નની તથા ઇંધનની એક વર્ષથી ચિંતા રહ્યા કરે છે, તેવી આ સંન્યાસીને રહેતી નથી. તેથી તે પોતાના કૂતરાની સાથે પુષ્ટ છે.*[૬૮]

કશ્યપ બોલ્યા : અમારા ચારે ભાઈઓ જેમ 'દેહિ દેહિ' કહીને ભિક્ષા માગે છે, તેમ આને કંઈ છે નહિ, તેથી તે પોતાના કૂતરાની સાથે પુષ્ટ છે.×

ભરદ્વાજ બોલ્યા : જેમ અમને અમારી સ્ત્રી ઉપરના અપવાદને લીધે શોક થાય છે અને તેથી અમે એક મૂર્ખ અને અધમ બ્રાહ્મણ જેવા થયા છીએ, તેમ આને કંઈ નથી. તેથી તે પોતાના કૂતરાની સાથે પુષ્ટ છે.‡[૬૯,૭૦]

ગૌતમ બોલ્યા : જેમ અમારી પાસે ત્રણ ત્રણ સાંધાવાળું અને ત્રણ વર્ષનું જૂનું માત્ર એક એક મૃગચર્મ જ છે, તેમ આની પાસે નથી. તેથી તે પોતાના કૂતરા સાથે પુષ્ટ છે.†[૭૧]

ભીષ્મ બોલ્યા : હવે પેલો સંન્યાસી એ મહર્ષિઓને જોઈને પોતાના કૂતરાની સાથે તેમની સમીપ ગયો. પછી યથાયોગ્ય રીતે તેણે પોતાના હાથ વડે તેમના શરીરનો સ્પર્શ કર્યો.[૭૨] 'હવે ક્ષુધાને શાંત કરવા માટ આપણે બધા આ વનમાં એકીસાથે વિહાર કરીશું,' એમ અન્યોન્યને કહીને તેઓ સર્વ સાથે જ વનમાં ચાલી નીકળ્યા.[૭૩] આમ તેમણે ક્ષુધાને શાંત કરવારૂપ એક જ કાર્યનો નિશ્ચય કરીને વનમાં ફરવા માંડયું અને ફળ તથા મૂળને તોડી તોડીને આહાર કરવા માંડ્યો.[૭૪] એક સમયે તેઓ વનમાં વિચરતા હતા, તેવામાં વૃક્ષોની ગીચ ઝાડીથી વીંટાયેલી અને પવિત્ર તથા નિર્મળ જળથી ભરેલી એક સુંદર તલાવડી તેમના જોવામાં આવી.[૭૫] એ તલાવડી બાલસૂર્ય સમાન દેખાવનાં પુષ્કળ કમળોથી શોભી રહી હતી અને વૈડૂર્યમણિ સમાન વર્ણવાળાં અનેક કમળનાં પાંદડાંઓથી છવાઈ રહી હતી.[૭૬] તેની આસપાસ જળના સમુદાયનું સેવન કરનારાં અનેક જાતિનાં પક્ષીઓ કલ્લોલ કરી રહ્યાં હતાં. તેમાં પ્રવેશ કરવાનું દ્વાર એક જ હતું, તેનું જળ લેવું પણ અશક્ય હતું, તેમાં ઊતરવાનો માર્ગ ઘણો સુંદર હતો અને તેમાં લેશમાત્ર કાદવ ન હતો.[૭૭] રાજા વૃષાદર્ભિએ એ ભયંકર દેખાવની કૃત્યાને ઋષિઓની પાછળ મોકલી હતી અને જે 'યાતુધાની' નામે વિખ્યાત થઈ હતી, તે એ તલાવડીનું રક્ષણ કરતી હતી.[૭૮] પેલા સર્વ મહર્ષિઓ પશુસખની સાથે કૃત્યાના રક્ષણ તળે રહેલી એ તલાવડીની સમીપ જઈ પહોંચ્યા.[૭૯] પણ ભયંકર દેખાવની તે યાતુધાનીને તલાવડીના તીર ઉપર બેઠેલી જોઈને મહર્ષિઓએ તેને પૂછયું કે, 'તું આ તલાવડીના તીર ઉપર એકલી શા માટે બેઠી છે, તું કોણ છે, કોને માટે અહીં બેઠી છે, તારે અહીં બેસવાનું શું પ્રયોજન છે, અને અહીં બેસીને તું શું કરવા ધારે છે, તે અમને કહે.[૮૦,૮૧]

યાતુધાની બોલી : હું જે છું તે છું. તમારે

---

÷ અર્થાત્ ધર્મની હીણતાને લીધે અથવા હ્રાસને લીધે અમારાં શરીર કૃશ થઈ ગયાં છે.

* અર્થાત્ અન્નાદિની ચિંતાને લીધે અમારાં શરીર કૃશ થયાં છે.

× અર્થાત્ અમે બહુ કુટુંબવાળા છીએ તેથી શરીરે કૃશ છીએ.

‡ હું મારી સ્ત્રી કૃતિકાને શાપ આપીને હવે ગોઝારુ રહું છું; તેથી મારું શરીર કૃશ થયું છે, એમ ભરદ્વાજ કહેવા માગે છે.

† ગૌતમનું એમ માનવું છે કે, અમારી પાસે પોતાનાં વસ્ત્રો પણ નથી; તેથી અમારાં શરીર કૃશ છે.

મારા વિષે કોઈ પ્રકારનો પ્રશ્ન પૂછવો નહિ. હે તપોધનો ! તમે માત્ર એટલું જ જાણો કે, હું આ તલાવડીનું રક્ષણ કરનારી છું.[૮૨]

ઋષિઓ બોલ્યા: અમે સર્વ જણા ક્ષુધાથી પીડાઈએ છીએ. અમારી પાસે બીજું કંઈ પણ ખાવાનું નથી, માટે તમારી જો સંમતિ હોય તો અમે આ તલાવડીમાંથી કમળો લઈએ.[૮૩]

યાતુધાની બોલી: તમે મારી સાથે એક ઠરાવ કરીને આ તલાવડીમાંથી તમારે જોઈએ તેટલાં કમળો લો. તમે એક એક માણસ પોતાનું નામ મને જણાવીને કમળો લઈ શકશો, માટે તમે તમારું નામ કહો, વિલંબ ન કરો.[૮૪]

ભીષ્મ બોલ્યા: તે યાતુધાની નામની કૃત્યા ઋષિઓનો વધ કરવાને ઇચ્છતી હતી, એ વાત અત્રિઋષિએ જાણી લીધી. એટલે ક્ષુધાથી ઘેરાયેલા તે ઋષિએ આવું વચન કહ્યું.[૮૫]

અત્રિ બોલ્યા:* હે શોભના ! જેમાં કામાદિ અરિઓ(શત્રુઓ)નો નિવાસ છે, તેને 'અર' (પાપ) કહેવામાં આવે છે અને એ 'અર'થી હું મારું રક્ષણ કરું છું, માટે મારું નામ 'અત્રિ' છે. અથવા 'અત્' એટલે સર્વનું ભક્ષણ કરનાર જે મૃત્યુ તેથી હું મારું પોતાનું 'ત્રિ' એટલે રક્ષણ કરી શકું છું, માટે મારું નામ 'અત્રિ' છે. વળી સદાય વર્તમાન કાળરૂપ જે અવસ્થામાં કદી 'ત્રિ' એટલે ત્રણ ઉપાધિઓ જોવામાં આવતી નથી તે અવસ્થાને 'અરાત્રિ' કહેવામાં આવે છે, અર્થાત્ જગતના કારણ પરમાત્માની પ્રાપ્તિરૂપ જે અવસ્થા સર્વ પાપોનો નાશ કરનારી હોઈને હાર્દાકાશ નામે પ્રસિદ્ધ છે, તે અવસ્થાને 'અરાત્રિ' કહેવામાં આવે છે. હું એ 'અરાત્રિ' અવસ્થારૂપ છું, માટે મારું નામ 'અત્રિ' છે. વળી 'અરાત્રિ' છું એટલે અજ્ઞાનદશારૂપ રાત્રિથી રહિત છું. માટે મારું નામ 'અત્રિ' છે એમ તું જાણ.[૮૬]

યાતુધાની બોલી: હે મહાતેજસ્વી ઋષિ ! તેં પોતાનું જે નામ મને કહ્યું છે, તે ખરેખર મનથી પણ જાણવું કઠિન છે, માટે જા, તું આ તલાવડીમાં ઊતર.[૮૭]

વસિષ્ઠ બોલ્યા: હું વાયુ, પૃથ્વી, જળ, અંતરિક્ષ, આકાશ, સૂર્ય, ચંદ્ર અને નક્ષત્ર એ આઠે 'वसु'ઓને અત્યંત વશ રાખનારો છું; અર્થાત અણિમાદિ આઠે ઐશ્વર્યને પ્રાપ્ત કરનારો એક મહાન યોગી છું. માટે મારું નામ વસિષ્ઠ[×] છે. વળી હું સર્વ આશ્રમવાસીઓને આશ્રય કરવા યોગ્ય ગૃહસ્થાશ્રમમાં રહ્યો છું, સર્વ ગૃહસ્થાશ્રમીઓમાં અત્યંત શ્રેષ્ઠ છું અને મારી ઇંદ્રિયોને વશ રાખનારો છું, માટે પણ મારું નામ 'वसिष्ठ' છે, એમ તું જાણજે.[૮૮]

યાતુધાની બોલી: તારા નામની વ્યુત્પત્તિ પણ મહાક્લિષ્ટ છે, તેથી તેના અક્ષરો દુઃખેથી બોલી શકાય તેવા છે. હું તેને ધારણ કરી શકું તેમ નથી. માટે જા, તું પણ આ તલાવડીમાં ઊતર.[૮૯]

કશ્યપ બોલ્યા: પ્રાણીમાત્રમાં શરીરોને અથવા ઇંદ્રિયોને 'कश्य' કહેવામાં આવે છે. એ 'कश्य'નું અંતર્યામીરૂપે જે રક્ષણ કરે છે તેને 'कश्यप' કહેવામાં આવે છે. આ રીતે હું પ્રાણીમાત્રનાં શરીરોમાં જીવાત્મારૂપે રહીને તેમનું પાલન કરું છું, અથવા પરબ્રહ્મસ્વરૂપે સર્વ પ્રાણીઓને પોતાના સ્વરૂપમાં લય પમાડી દઉં છું. માટે હું

* અહીંથી સપ્તર્ષિઓ યાતુધાનીને મોહ ઉપજાવવા માટે તથા પોતાનું સામર્થ્ય દર્શાવવા માટે પોતાનાં નામોને જુદા જુદા શબ્દાર્થોથી કહેવાનો આરંભ કરે છે. સપ્તર્ષિઓએ કહેલા આ શ્લોકો ઘણા જ કૂટ છે તેથી નીલકંઠી ટીકાનો સંપૂર્ણ આશય લઈને વિસ્તારપૂર્વક અર્થ આપ્યો છે.

× કહેવાનો ભાવ એ છે કે, આ સર્વ જગત મારે વશ રહેનારું છે, પણ હું કોઈને વશ રહેનારો નથી; માટે મારું નામ વસિષ્ઠ છે અને હું સર્વનો આશ્રયભૂત છું; માટે દેવતાઓ મારું રક્ષણ કરે છે.

'कश्यप' નામનો બ્રાહ્મણ કહેવાઉં છું. વળી હું પૃથ્વી ઉપર વૃષ્ટિ વરસાવનાર સર્વ સૂર્યરૂપ છું. મારો વર્ણ કાસડાના પુષ્પ જેવો પ્રદીપ્ત છે; કેમ કે હું અત્યંત પુરાણકાળનો હોઈને આખે શરીરે ધોળાં પળિયાંવાળો થઈ ગયો છું અને તપને લીધે પણ હું દીપી રહ્યો છું. માટે મારું નામ 'काश्यप' છે, એમ તું જાણ.૯૦

યાતુધાની બોલી: હે મહાતેજસ્વી બ્રાહ્મણ! તેં મને કહેલું તારા નામનું નિર્વચન મનથી પણ ધારણ કરવું કઠિન છે; માટે જા, તું પણ આ તલાવડીમાં ઊતર.૯૧

ભરદ્વાજ બોલ્યા: હે શોભના! હું મારા પુત્ર ન હોય તેમને તથા મારા શિષ્ય ન હોય તેમને પણ વશ કરીને દયાને લીધે તેમનું ભરણપોષણ કરું છું, તેમ જ હું દેવોનું, બ્રાહ્મણોનું, સ્ત્રીનું, પુત્રાદિનું તથા સ્ત્રીપુરુષના સંયોગથી ઉત્પન્ન થયેલી આ સર્વ પ્રજાનું ભરણપોષણ કરું છું; માટે મારું નામ 'भरद्वाज' છે.૯૨

યાતુધાની બોલી: તારા નામની વ્યુત્પત્તિ પણ મહાક્લિષ્ટ છે અને તેના અક્ષરો દુઃખથી બોલી શકાય તેવા છે, તેથી તે યાદ રાખવાને અશક્ય છે. માટે જા, તું પણ આ તલાવડીમાં ઊતર.૯૩

ગૌતમ બોલ્યા: હે યાતુધાની! મેં ઇંદ્રિયનિગ્રહરૂપ 'दम'થી 'गो'નો એટલે સ્વર્ગનો તથા પૃથ્વીનો જય કરી લીધો છે; માટે હું 'गोदम' અર્થાત્ 'गौतम' કહેવાઉં છું. વળી હું નિધૂમ અગ્નિની પેઠે બીજાથી સ્પર્શ કરવાને પણ અશક્ય છું અને મારી દૃષ્ટિ તારામાં પણ સમાન રીતે જ જોનારી છે; અર્થાત્ હું સર્વત્ર બ્રહ્મનું દર્શન કરનારો હોઈને તારામાં પણ બ્રહ્મને જ જોઈ રહ્યો છું. એટલું જ નહિ પણ મેં મારા જ્ઞાનાગ્નિનાં 'गो' અર્થાત્ કિરણો વડે 'तम' એટલે અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરી નાખ્યો છે, માટે પણ મારું નામ 'गौतम' છે, એમ તું જાણ.૯૪

યાતુધાની બોલી: હે મહામુનિ! તેં મને કહેલું તારું આ નામનિર્વચન મારાથી સમજવું અશક્ય છે. માટે જા, તું પણ આ તલાવડીમાં ઊતર.૯૫

વિશ્વામિત્ર બોલ્યા: હે યાતુધાની! 'विश्व' એટલે બ્રહ્માંડની અંદર રહેલા સર્વ દેવતાઓ અથવા પ્રત્યેક શરીરમાં રહેલી સર્વ ઇંદ્રિયો મારા મિત્ર છે. હું પણ સર્વ ઇંદ્રિયોનો મિત્ર છું, એટલે સર્વ ઇંદ્રિયોનો પ્રવર્તક અંતર્યામી છું. માટે હું 'विश्वामित्र' એ નામથી પ્રસિદ્ધ થયો છું, એમ તું જાણજે.૯૬

યાતુધાની બોલી: તારા નામની આ વ્યુત્પત્તિ પણ મહાક્લિષ્ટ છે અને તેના અક્ષરો દુઃખેથી બોલી શકાય તેવા છે. આથી હું તેને યાદ રાખવાને અસમર્થ છું. માટે જા, તું પણ આ તલાવડીમાં ઊતર.૯૭

જમદગ્નિ બોલ્યા: હે શોભના! જેમાં વારંવાર હવિષ ભક્ષણ કરનારા 'जाजमत्' એટલે દેવતાઓનું યજન કરવામાં આવે છે તે 'अग्नि'માં હું ઉત્પન્ન થયો છું. માટે હું 'जमदग्नि' નામથી પ્રસિદ્ધ છું. એમ તું જાણજે.૯૮

યાતુધાની બોલી: હે મહામુનિ! તેં મને કહેલું તારું આ નામ મારાથી ધારણ થઈ શકે તેમ નથી. માટે જા, તું પણ આ તલાવડીમાં પ્રવેશ કર.૯૯

અરુંધતી બોલી: હું પર્વતોને, પૃથ્વીને તથા સ્વર્ગને ધારણ કરનારી હોઈને નિત્ય મારા સ્વામી(વસિષ્ઠ)ની સમીપમાં જ રહું છું, અને મારા સ્વામીના મનને 'अनुरुंधती' એટલે અનુસરું છું. માટે મારું નામ 'अरुंधती' છે, એમ તું જાણજે.૧૦૦

યાતુધાની બોલી: તારા નામની વ્યુત્પત્તિ

પણ મહાક્લિષ્ટ છે અને તેના અક્ષરો દુઃખથી બોલી શકાય તેવા છે, તેથી મારાથી તે ધારણ થઈ શકે તેમ નથી. માટે જા, તું પણ આ તલાવડીમાં ઉતર.[૧૦૧]

ગંડા બોલી: હે અગ્નિમાંથી ઉત્પન્ન થયેલી યાતુધાની! વિદ્વાનો કહે છે કે, 'ગંડ' નામનો ધાતુ મુખના એક ભાગરૂપ અર્થને સૂચવે છે (માટે જ વ્યાકરણશાસ્ત્રમાં 'गंडिवदनैकदेशे' એમ કહેવામાં આવ્યું છે) અને મારા મુખનો એક ભાગ (ગંડ અથવા લમણું) ઉન્નત પણ છે. માટે મારું નામ 'ગંડા' છે, એમ તું જાણજે.[૧૦૨]

યાતુધાની બોલી: તારા નામની વ્યુત્પત્તિ પણ દુઃખથી બોલી શકાય તેવા અક્ષરોવાળી છે, તેથી તે મારાથી ધારણ કરવી અશક્ય છે. માટે જા, તું પણ આ તલાવડીમાં પ્રવેશ કર.[૧૦૩]

પશુસખ બોલ્યો: હે અગ્નિમાંથી ઉત્પન્ન થયેલી યાતુધાની! હું પશુઓને (જીવોને) જોતાંવાર જ આનંદ પમાડું છું અને પશુઓનો સદાય મિત્ર છું. માટે મારું 'पशुसख' એવું ગુણપ્રસિદ્ધ નામ છે, એમ તું જાણ.[૧૦૪]

યાતુધાની બોલી: તારા આ નામનું નિર્વચન પણ દુઃખથી બોલી શકાય તેવા અક્ષરોવાળું છે; તેથી તે મારાથી ગ્રહણ થઈ શકે તેમ નથી. માટે જા, તું પણ આ તલાવડીમાં પ્રવેશ કર.[૧૦૫]

શુનઃસખ બોલ્યો: (કૂતરાને સાથે રાખનાર પેલો સંન્યાસી) હે યાતુધાની! આ બ્રાહ્મણોએ જે પ્રમાણે પોતાનું નામ તને કહ્યું છે, તે પ્રમાણે હું મારું નામ કહેવાનો ઉત્સાહ ધરાવતો નથી. માત્ર હું તને એટલું જ કહું છું કે, મારું નામ શુનઃસખનો (ધર્મના મિત્ર મુનિઓનો) સખા એટલે મિત્ર, એવું છે એમ તારે જાણવું.[૧૦૬]

યાતુધાની બોલી: તારા આ નામની વ્યુત્પત્તિવાળું વાક્ય સંદેહવાળી વાણીથી કહેવામાં આવ્યું છે. માટે હે બ્રાહ્મણ! તારું જે નામ હોય તેને તું હજી ફરીથી પણ કહે.[૧૦૭]

શુનઃસખ બોલ્યો: મેં તને એક વખત તો મારું નામ કહી દીધું, છતાં તું ગ્રહણ કરી શકી નહિ. માટે આ ત્રિદંડના પ્રહારથી સત્વર તું બળીને ભસ્મ થઈ જા.[૧૦૮]

એ પ્રમાણે કહીને તેણે બ્રહ્મદંડ સમાન પોતાના ત્રિદંડનો એ કૃત્યાના મસ્તક ઉપર પ્રહાર કર્યો; એટલે તુરત જ તે પૃથ્વી પર પડી ગઈ અને બળીને ભસ્મ થઈ ગઈ.[૧૦૯] એ રીતે તે મહાબળવાન યાતુધાનીનો નાશ કરીને શુનઃસખ પોતાના ત્રિદંડને પૃથ્વી પર ટેકવીને લીલા ઘાસવાળા પ્રદેશ ઉપર બેસી ગયા.[૧૧૦] પછી સર્વ મુનિઓ પેલા તલાવમાંથી કમળો અને કમળના દાંડલાઓ પોતાની ઈચ્છાનુસાર લઈને હરખાતા હરખાતા કાંઠા ઉપર આવ્યા; હવે મોટા શ્રમથી મેળવેલાં તે સર્વ કમળોને એકત્ર કરી તથા ત્યાં કાંઠા ઉપર મૂકી તેઓ તલાવડીના જળ વડે તર્પણ કરવા લાગ્યા. તર્પણવિધિ સમાપ્ત થયો, એટલે તે સર્વ મહાપુરુષો જળમાંથી બહાર નીકળીને તીર ઉપર આવ્યા. પણ તેમણે ત્યાં મૂકેલાં કમળો તેમના જોવામાં આવ્યાં નહિ.[૧૧૧-૧૩]

ઋષિઓ બોલ્યા: અમે ક્ષુધાથી ઘેરાઈ ગયા છીએ અને આહાર કરવાની ઇચ્છા રાખીએ છીએ, છતાં કયા ક્રૂર અને પાપકર્મી પુરુષે અમારાં કમળોને ચોરી લીધાં છે?[૧૧૪]

હે શત્રુનાશન! પછી તે સમયે એ ઉત્તમ બ્રાહ્મણોને અન્યોન્યના પર શંકા થવા લાગી; તેથી તેઓ બોલી ઊઠ્યા કે, 'આપણે બધા આ ચોરીને માટે સોગંદ લઈએ.'[૧૧૫] ત્યારે તેમણે એકીસાથે તેમ કરવાને કબૂલ કર્યું. હવે ક્ષુધા તથા પરિશ્રમથી વ્યાકુળ થયેલા તે પ્રત્યેક સોગંદ લેવાનો આરંભ કર્યો.[૧૧૬]

અત્રિ બોલ્યા: જેણે કમળોની ચોરી કરી હોય તેને ગાયને લાત મારવાનું, સૂર્ય સામે બેસીને મળમૂત્રનો ત્યાગ કર્યાનું તથા અનધ્યાયમાં અધ્યયન કર્યાનું પાતક લાગો.[૧૧૭]

વસિષ્ઠ બોલ્યા: જેણે કમળની ચોરી કરી હોય, તેને અનધ્યાયમાં અધ્યયન કરનારાને, કૂતરાઓની સાથે ક્રીડા કરનારાને અથવા કૂતરાઓને સાથે લઈ મૃગયા કરનારને તથા સંન્યાસી થયા છતાં કામવાસના ધારણ કરનારાને જે પાપ લાગે તે પાપ લાગો.[૧૧૮] તેમ જ જેણે કમળોની ચોરી કરી હોય તેને શરણે આવેલાનો નાશ કરનારાને, પોતાની કન્યાને વેચીને આજીવિકા ચલાવનારાને તથા ખેડૂત પાસેથી ધન મેળવવાની આકાંક્ષા રાખનારાને જે પાપ લાગે તે પાપ લાગો.[૧૧૯]

કશ્યપ બોલ્યા: જેણે કમળોની ચોરી કરી હોય, તેને સર્વ સ્થળે સર્વ કંઈ બોલનારાને, પારકી થાપણ પચાવી પાડનારાને તથા ખોટી સાક્ષી આપનારાને જે પાપ લાગે તે પાપ લાગો. વળી જેણે કમળોની ચોરી કરી હોય તેને યજ્ઞાદિ નિમિત્ત વિના વૃથા માંસભક્ષણ કરનારાને, નટ તથા નાચનારાઓને, વૃથા દાન દેનારાને તથા પોતાની સ્ત્રી સાથે પણ દિવસે મૈથુન કરનારાને જે પાપ લાગે તે પાપ લાગો.[૧૨૦,૧૨૧]

ભરદ્વાજ બોલ્યા: જેણે કમળોની ચોરી કરી હોય, તે ક્રૂર પુરુષને પોતાના ધર્મનો ત્યાગ કરનારાને; સ્ત્રીઓ, જ્ઞાતિઓ તથા ગાયો સાથે કપટવ્યવહાર કરનારાને તથા બ્રાહ્મણ ઉપર પણ જય મેળવનારાને જે પાપ લાગે તે પાપ લાગો.[૧૨૨] વળી જેણે કમળોની ચોરી કરી હોય, તેને પોતાના ઉપાધ્યાયને નીચે બેસાડીને તેની પાસેથી ઋગ્વેદ તથા યજુર્વેદનું અધ્યયન કરનારાને તથા ઘાસના અગ્નિમાં હોમ× કરનારાને જે પાપ લાગે તે પાપ લાગો.[૧૨૩]

જમદગ્નિ બોલ્યા: જેણે કમળોની ચોરી કરી હોય, તેને જળમાં મળમૂત્રનો ત્યાગ કરનારાને, ગાયનો વધ કરનારાને તથા દ્રોહ કરનારાને અને પોતાની સ્ત્રી સાથે પણ ઋતુકાળ વિના મૈથુન કરનારાને જે પાપ લાગે તે પાપ લાગો.[૧૨૪] વળી જેણે કમળોની ચોરી કરી હોય, તેને સર્વનો દ્વેષપાત્ર થયેલાને, પોતાની સ્ત્રીની કમાણી ઉપર આજીવિકા ચલાવનારાને, પોતાના બંધુઓને પોતાનાથી દૂર કાઢનારાને, સર્વની સાથે વેર કરનારાને અને પોતાનો જે અતિથિસત્કાર કરે તેનો જ અતિથિસત્કાર કરનારાને જે પાપ લાગે તે પાપ લાગો.[૧૨૫]

ગૌતમ બોલ્યા: જેણે કમળોની ચોરી કરી હોય, તેને વેદાધ્યયન કરીને તેનો ત્યાગ કરનારાને, ત્રણે અગ્નિઓનો ત્યાગ કરનારાને તથા સોમલતાનું વેચાણ કરનારાને જે પાપ લાગે તે પાપ લાગો.[૧૨૬] વળી જેણે કમળોની ચોરી કરી હોય, તેને જે ગામમાં એક જ કૂવો હોય તે ગામમાં જીવન ગાળનારાને તથા બ્રાહ્મણ હોવા છતાં શૂદ્ર જાતિની સ્ત્રીને પરણનારાને જે લોકની પ્રાપ્તિ થાય તે લોકની પ્રાપ્તિ થાઓ.[૧૨૭]

વિશ્વામિત્ર બોલ્યા: જેણે કમળોની ચોરી કરી હોય, તેને જે એક પુરુષ જીવતો હોય છતાં તેના ગુરુજનોનું તથા પોષ્યવર્ગનું બીજા મનુષ્ય પોષણ કરતા હોય, જે પુરુષ કોઈ પણ પ્રકારની ગતિને માટે યોગ્ય રહ્યો ન હોય (અર્થાત્ અત્યંત પાપી હોય), અને જેને અનેક પુત્રો હોય તે પુરુષને જે પાપ લાગે તે પાપ લાગો.[૧૨૮] વળી જેણે કમળોની ચોરી કરી હોય, તેને સદાય અપવિત્ર રહેનારાને, વેદોને અસત્ય માનનારાને, સમૃદ્ધિથી અહંકારી બની ગયેલાને તથા ખેડૂત થઈને પારકી ઈર્ષ્યા કરનારાને જે

× કહેવાનો આશય એ છે કે, ઘાસના અગ્નિમાં હોમેલું ઘૃતદ્રવ્ય જ્વાળાને અભિમુખ થઈ શકતું નથી. તેથી ઘાસના અગ્નિમાં હોમ કરનારો દોષભાગી થાય છે.

પાપ લાગે તે પાપ લાગો.[૧૨૯] વળી જેણે કમળોની ચોરી કરી હોય, તેને વર્ષાકાળમાં મુસાફરી કરનારને, હરકોઈની સેવાચાકરી કરનારાને, રાજાનો પુરોહિત થનારને તથા યજ્ઞ કરાવવાને અનધિકારી એવા વર્ગને યજ્ઞ કરાવનારાને જે પાપ લાગે તે પાપ લાગો.[૧૩૦]

અરુંધતી બોલી. જે સ્ત્રીએ કમળની ચોરી કરી હોય, તેને નિત્ય પોતાની સાસુનું અપમાન કરનારીને, પોતાના સ્વામી પર દુષ્ટ મન રાખનારીને તથા પોતે એકલી જ સ્વાદિષ્ટ પદાર્થોને રાંધી ખાનારીને જે પાપ લાગે, તે પાપ લાગો. વળી જેણે કમળોની ચોરી કરી હોય, તેને પોતાના જ્ઞાતિજનોનો અનાદર કરીને હરકોઈના ઘરમાં બેસી જનારીને, સાયંકાળના સમયે પણ સાથવાને ખાનારી સ્ત્રીને, વ્યભિચારથી યોનિને દૂષિત કરનારી સ્ત્રીને તથા વીર પુત્રની માતાને (બ્રાહ્મણ સ્ત્રી ક્ષાત્રપુત્રની માતા થવામાં પાપ માને છે) જે પાપ લાગે તે પાપ લાગો.[૧૩૧,૧૩૨]

ગંડા બોલી જે સ્ત્રીએ કમળની ચોરી કરી હોય તેને, નિત્ય અસત્ય ભાષણ કરનારી સ્ત્રીને, પોતાના બંધુઓ સાથે વિરોધ કરનારી સ્ત્રીને તથા શુલ્ક (ધન) લઈને કન્યાને પરણાવનારી સ્ત્રીને જે પાપ લાગે તે પાપ લાગો.[૧૩૩] વળી જેણે કમળની ચોરી કરી હોય તેને પોતે એકલી અન્ન રાંધીને ભોજન કરનારી સ્ત્રીને, આખી જિંદગી કોઈનું દાસપણું કરીને જીવન ગાળનારીને તથા વ્યભિચાર કરીને ગર્ભવતી થનારી સ્ત્રીને જે પાપ લાગે તે લાગો.[૧૩૪]

પશુસખ બોલ્યો જેણે કમળોની ચોરી કરી હોય તે દાસ થઈને જ અવતરો, સંતતિ વિનાનો થાઓ અને દરિદ્રી થાઓ. વળી જે પુરુષ દેવતાઓને નમસ્કાર ન કરે અને તેથી તેને જે પાતક લાગે, તે પાતક કમળની ચોરી કરનારાને પણ લાગો.[૧૩૫]

શુનઃસખ બોલ્યો જેણે કમળોની ચોરી કરી હોય, તેને એક અધ્વર્યુ બ્રાહ્મણને અથવા વેદાધ્યયન કરનારા એક બ્રાહ્મણને પોતાની પુત્રી પરણાવનાર પુરુષને જે પુણ્ય પ્રાપ્ત થાય તે પુણ્ય પ્રાપ્ત થાઓ; અથવા નિત્ય બ્રહ્મચર્ય પાળનારા પુરુષને જે પુણ્ય પ્રાપ્ત થાય, તે પુણ્ય તેને પ્રાપ્ત થાઓ, અથવા અથર્વવેદનું અધ્યયન કરીને સ્નાન કરનાર બ્રાહ્મણને જે પુણ્ય પ્રાપ્ત થાય તે પુણ્ય તેને પ્રાપ્ત થાઓ.[૧૩૬]

ઋષિઓ બોલ્યા તેં લીધેલા આ સોગંદ તો બ્રાહ્મણોને ઇષ્ટ છે–પ્રિય છે, માટે હે શુનઃસખ! જણાય છે કે, અમારાં કમળોને તેં જ ચોરી લીધાં છે.[૧૩૭]

શુનઃસખ બોલ્યો. તમે પોતપોતાનું નિત્યકર્મ કરીને અહીં આવ્યા અને તમે મૂકેલો ભક્ષ્ય પદાર્થ તમારા જોવામાં ન આવ્યો, ત્યારે તમે સૌએ સોગંદ ખાઈને જે કંઈ કહ્યું છે તે સત્ય છે. એમાં કંઈ મિથ્યા નથી તમારાં કમળોને મેં જ ચોરી લીધાં છે[૧૩૮] હે નિર્દોષ ઋષિઓ! તમારાં કમળોને મેં ગુપ્ત કરી દીધાં છે અને તે આ રહ્યાં, જુઓ મે તમારી પરીક્ષા કરવા માટે જ તેમ કર્યું હતું.[૧૩૯] વળી હું તમારું સર્વનું રક્ષણ કરવા માટે જ અહીં આવ્યો છું, કેમ કે આ 'યાતુધાની' કૃત્યા અત્યંત ક્રૂર હતી અને વૃષાદર્ભિની પ્રેરણાથી તે તમારો વધ કરવાની ઇચ્છા રાખતી હતી. માટે હે તપોધનો! મેં આનો નાશ કર્યો છે આ પાપી કૃત્યા તમારા પ્રત્યે દુષ્ટ આશય ધરાવીને જ અગ્નિમાથી ઉત્પન્ન થઈ હતી તેથી હે બ્રાહ્મણો! હું તમારું રક્ષણ કરવા માટે અહીં આવ્યો છું. હું ઇંદ્ર છું, એમ તમે જાણો.[૧૪૦–૪૨] હે બ્રાહ્મણો! તમે આવી નિર્લોભ વૃત્તિનો સ્વીકાર કરી અક્ષયલોકને મેળવ્યા છે

અને એ લોકમાં સર્વ કામનાઓ સિદ્ધ થાય છે. માટે તમે અહીંથી ઊઠો અને તે દિવ્ય લોકોને સત્વર પ્રાપ્ત કરો.[૧૪૩]

ભીષ્મ બોલ્યા: પછી એ મહર્ષિઓ પ્રસન્ન થયા અને ઇંદ્ર પ્રત્યે 'તથાસ્તુ' કહીને તેઓ સર્વે ઇંદ્રની સાથે જ સ્વર્ગલોકમાં ગયા.[૧૪૪] એ પ્રમાણે તે મહાત્માઓ અત્યંત ક્ષુધાતુર હતા અને વૃષાદર્ભિ વગેરે અનેક મહાત્માઓએ તેમને જાતજાતના ભોગો આપવા માંડ્યા હતા, છતાં તેમણે તે સમયે લોભવૃત્તિ કરી ન હતી. આથી તેઓ સ્વર્ગને પામ્યા. માટે પ્રત્યેક મનુષ્યે હરકોઈ અવસ્થામાં આવી પડીને પણ લોભનો સર્વથા ત્યાગ કરવો.[૧૪૫,૧૪૬] કેમ કે હે રાજન્! એ જ શ્રેષ્ઠ ધર્મ કહેવાય છે, માટે લોભનો સર્વદા ત્યાગ કરવો.[૧૪૭] જે પુરુષ આ ઉત્તમ ચરિત્રનું સમાજમાં કીર્તન કરે છે, તે પુરુષ સર્વ પુરુષાર્થોને પ્રાપ્ત કરે છે અને કદી સંકટમાં આવી પડતો નથી.[૧૪૮] એટલું જ નહિ, તે મનુષ્યના પર પિતૃઓ, દેવતાઓ તથા ઋષિઓ પ્રસન્ન થાય છે અને મરણ પછી પણ તેને યશ, ધર્મ તથા અર્થ પ્રાપ્ત થાય છે.[૧૪૯]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ-પર્વમાં 'કમળની ચોરીનું આખ્યાન' નામનો અધ્યાય ૯૩મો સમાપ્ત

## अध्याय ९४ मो

### શપથવિધિ

॥ भीष्म उवाच ॥

अत्रैवोदाहरंतीममितिहासं पुरातनम्।
यद्वृत्तं तीर्थयात्रायां शपथं प्रति तच्छृणु ॥१॥

ભીષ્મ બોલ્યા : પૂર્વે એક તીર્થયાત્રાના પ્રસંગે આ શપથના વિષયમાં જ જે વૃત્તાંત બન્યું હતું, તે વિષેનો એક પ્રાચીન ઇતિહાસ આ પ્રમાણે કહેવામાં આવે છે.[૧] હે ભરતશ્રેષ્ઠ મહારાજ! પૂર્વે ઇંદ્રે કમળની ચોરી કરી હતી, ત્યારે સર્વ રાજર્ષિઓએ તથા બ્રહ્મર્ષિઓએ શપથ લીધા હતા.[૨]

એક સમયે સર્વ ઋષિઓ પશ્ચિમ દિશામાં આવેલા પ્રભાસક્ષેત્રમાં એકઠા થયા હતા. તે વેળા તેમણે આવો વિચાર કર્યો કે, 'આપણે બધા આખી પૃથ્વી પર આવેલાં તીર્થોમાં યાત્રા કરવા વિચરીએ અને આપણે સર્વે સૌની ઇચ્છાનુસાર તે તે તીર્થોમાં જઈએ.'[૩] હે રાજન્! આવો વિચાર કર્યા પછી શુક્ર, અંગિરા, વિદ્વાન કવિ, અગસ્ત્ય, નારદ, પર્વત, ભૃગુ, વસિષ્ઠ, કશ્યપ, વિશ્વામિત્ર, જમદગ્નિ, ઋષિ ગાલવ, અષ્ટક અને ભારદ્વાજ વગેરે ઋષિઓ તેમ જ અરુંધતી, વાલખિલ્ય મુનિઓ અને શિબિ, દિલીપ, નહુષ, અંબરીષ, રાજા યયાતિ, ધુંધુમાર તથા પૂરુ વગેરે રાજાઓ એ સૌ વૃત્રાસુરનો નાશ કરનારા મહાનુભાવ ઇંદ્રને આગળ કરીને સર્વ તીર્થોમાં વિચરતા વિચરતા માઘ મહિનાની પૂર્ણિમાને દિવસે પવિત્ર તીર્થોવાળી કૌશિકી નદી ઉપર જઈ પહોંચ્યા.[૪–૬] પછી સર્વ તીર્થોમાં સ્નાન કરવાથી જેમનાં સર્વ પાપો નાશ પામ્યાં હતાં, એવા તે મહાત્માઓ અત્યંત પવિત્ર ગણાતા બ્રહ્મસર તીર્થમાં જઈ પહોંચ્યા. ત્યાં જઈને તે અગ્નિ સમાન તેજસ્વી મહાપુરુષોએ બ્રહ્મદેવના તીર્થમાં સ્નાન કર્યું અને પછી કમળનાં પુષ્પો તથા દાંડલાઓનું ભોજન કર્યું.[૭] હે રાજન્! તે સમયે કેટલાએક બ્રાહ્મણો કમળના દાંડલાઓને જળમાંથી ખોદી લાવ્યા હતા અને કેટલાએક બ્રાહ્મણો કમળના મૃણાલોને ખોદી લાવ્યા હતા. તેવામાં અગસ્ત્ય ઋષિએ એક ધરામાંથી તોડી આણેલું કમળ કોઈએ ચોરી લીધું અને તે ઋષિઓના જોવામાં આવ્યું નહિ.[૮] ત્યારે અગસ્ત્યઋષિએ તે સર્વ મહર્ષિઓને પ્રશ્ન કર્યો કે, કોણે મારા સુંદર

કમળને તોડી લીધું છે! મને તમારા પર શંકા આવે છે, માટે મારું કમળ તમે આપી દો. તમે કમળની ચોરી કરવાને યોગ્ય નથી. મારા સાંભળવામાં આવ્યું છે કે, કાળ ધર્મના વીર્યનો નાશ કરી નાખે છે અને તે જ કાળ હવે આવી પહોંચ્યો છે; કેમ કે આ સમયે ધર્મને પીડા થઈ રહી છે. માટે આ લોકમાં અધર્મની પ્રવૃત્તિ ન થઈ જાય તેટલામાં સત્વર અમે સ્વર્ગલોકમાં ચાલ્યા જવા ધારીએ છીએ. આ મનુષ્યલોકમાં બ્રાહ્મણો ગામની વચ્ચે બેસીને મોટા ઘાંટા કાઢી શૂદ્રોને વેદો સંભળાવવા માંડે અને રાજા ધર્મોને પણ વ્યવહારદૃષ્ટિથી જુએ, તે પહેલાં હું પર લોકમાં પહોંચી જવા ધારું છું.[૯–૧૧] જેટલામાં જગતના સર્વ મનુષ્યો ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ હરકોઈ પુરુષોનું અપમાન કરવાનો આરંભ ન કરે અને આ લોકમાં અજ્ઞાન જેટલામાં ન ફેલાઈ જાય, તેટલામાં હું સત્વર સ્વર્ગલોકમાં જવા ધારું છું.[૧૨] હું પ્રથમથી જ જોઈ શકું છું કે, જે કોઈ બળવાન હશે, તે બીજા દુર્બળ મનુષ્યોનું ભક્ષણ કરવા માંડશે. માટે હું સત્વર પરલોકમાં ચાલ્યો જવા ઇચ્છું છું. મને આ જીવલોકને જોવાનો હવે ઉત્સાહ જ નથી.' તે સાંભળી અત્યંત દુઃખી થયેલા ઋષિઓએ મહર્ષિ અગસ્ત્યને કહ્યું કે, 'અમે તમારું કમળ ચોર્યું નથી માટે તમારે અમારા પર મિથ્યા દોષારોપ મૂકવો તે યોગ્ય નથી. હે મહર્ષિ! અમે આકરા સોગંદ લેવા માટે તૈયાર છીએ.' આમ હે રાજા! તે સર્વ મહર્ષિઓએ તથા રાજર્ષિઓએ ધર્મ તરફ દૃષ્ટિ રાખીને સોગંદ લેવાનો નિશ્ચય કર્યો અને પોતાના પૌત્રો તથા પુત્રોને સાથે રાખીને તેમણે અનુક્રમે આવા સોગંદ લેવાનો આરંભ કર્યો.[૧૩–૧૫]

ભૃગુ બોલ્યા : જેણે તમારું કમળ ચોર્યું હોય, તેને પોતાને ગાળો ભાંડનારની સામે ગાળો ભાંડનારાને, પોતાને પ્રહાર કરનારની સામે પ્રહાર કરનારાને તથા પોતાની પીઠ ઉપર ભાર ઉપાડનારાં બળદ, ઊંટ, ઘોડા વગેરે પ્રાણીઓની પીઠના માંસ ખાનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.[૧૬]

વસિષ્ઠ બોલ્યા : જેણે તમારું કમળ ચોર્યું હોય, તેને લોકમાં જે પુરુષ સ્વાધ્યાયપરાયણ રહેતો ન હોય, કૂતરાઓને સાથે લઈને મૃગયા કરવા જતો ન હોય, બ્રાહ્મણોની હત્યા કરતો હોય અને સંન્યાસી થઈને પણ નગરમાં પડી રહેતો હોય તે પુરુષને જે પાપ લાગે, તે લાગો.[૧૭]

કશ્યપ બોલ્યા : જેણે તમારું કમળ ચોર્યું હોય, તેને સર્વ ઠેકાણે સર્વ પદાર્થોનું વેચાણ કરનારાને, પારકી થાપણમાં લોભ કરનારાને તથા ખોટી સાક્ષી આપનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.[૧૮]

ગૌતમ બોલ્યા : જેણે તમારું કમળ ચોર્યું હોય, તેને અહંકારી થઈને જીવન ગાળનારાને, બુદ્ધિપૂર્વક સર્વના તરફ વિષમ ભાવે વર્તનારાને, કામક્રોધાદિને લીધે અયોગ્ય વર્તન ચલાવનારાને અને ખેડૂતનો ધંધો કરતો હોવા છતાં સર્વના પર ઈર્ષા કરનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.[૧૯]

અંગિરા બોલ્યા : જેણે તમારું કમળ ચોર્યું હોય, તેને વેદ ઉપરની અશ્રદ્ધાથી અપવિત્ર થનારા પુરુષને, કૂતરાંઓને સાથે રાખી મૃગયા કરનારા પુરુષને તથા બ્રાહ્મણની હત્યા કર્યા છતાં પ્રાયશ્ચિત્ત નહિ કરનારા પુરુષને જે પાપ લાગે, તે પાપ લાગો.[૨૦]

ધુંધુમાર બોલ્યો : જેણે તમારા કમળને ચોર્યું હોય, તેને મિત્રોએ કરેલા ઉપકારોને નહિ જાણનારા પુરુષને, પોતે ઉચ્ચ વર્ણનો હોવા છતાં શૂદ્ર જાતિની સ્ત્રીમાં પ્રજા ઉત્પન્ન કરનારને તથા અતિથિ આદિને આપ્યા વિના પોતે એકલો જ

મિષ્ટાન્ન આદિનું ભોજન કરનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.[૨૧]

પૂરુ બોલ્યો : જેણે તમારા કમળની ચોરી કરી હોય, તેને વૈદ્યનો ધંધો કરનારાને, પોતાની સ્ત્રીની કમાણી ઉપર આજીવિકા ચલાવનારાને તથા પોતાના સસરા તરફથી પોતાની આજીવિકાના નિર્વાહનો આધાર રાખનારા પુરુષને જે પાપ લાગે, તે પાપ લાગો.[૨૨]

દિલીપ બોલ્યો : જેણે તમારા કમળને ચોર્યું હોયું, તેને જે ગામમાં એક જ કૂવો હોય એવા ગામમાં જીવન ગાળનારાને તથા બ્રાહ્મણ થઈને શૂદ્ર સ્ત્રીનો પતિ થનારાને જે લોકની પ્રાપ્તિ થાય, તે લોકની પ્રાપ્તિ થાઓ.[૨૩]

શુક બોલ્યા : જેણે તમારા કમળને ચોર્યું હોય, તેને યજ્ઞાદિ નિમિત્ત વિના વૃથા માંસભક્ષણ કરનારાને, પોતાની સ્ત્રી સાથે પણ દિવસે મૈથુન કરનારાને તથા રાજાની સેવાવૃત્તિ કરનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.[૨૪]

જમદગ્નિ બોલ્યા : જેણે તમારું કમળ ચોર્યું હોય તેને અનધ્યાયના દિવસોએ અધ્યયન કરનારાને, પોતાના મિત્રને શ્રાદ્ધમાં ભોજન આપનારાને તથા શૂદ્રના શ્રાદ્ધમાં ભોજન કરનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.[૨૫]

શિબિ બોલ્યો : જેણે તમારા કમળને ચોર્યું હોય, તેને અગ્નિહોત્ર લીધા વિના જ મૃત્યુ પામનારાને, યજ્ઞમાં વિઘ્ન કરનારાને તથા તપસ્વીઓ સાથે વિરોધ કરનારાને જે પાપ લાગે તે પાપ લાગો.[૨૬]

યયાતિ બોલ્યો : જેણે તમારું કમળ ચોર્યું હોય, તેને જે પુરુષ વ્રતનિષ્ઠ હોવા છતાં ઋતુકાળ વિના પોતાની સ્ત્રી સાથે ગમન કરે અને જે પુરુષ વેદોનું ખંડન કરે તેને જે પાપ લાગે, તે પાપ લાગો.[૨૭]

નહુષ બોલ્યો : જેણે તમારું કમળ ચોર્યું હોય, તેને જે પુરુષ યતિધર્મમાં દાખલ થયો હોય છતાં ઘરમાં પડી રહેતો હોય, યજ્ઞાદિની દીક્ષાને લઈને બેઠો હોય છતાં કામવાસનાને ધારણ કરતો હોય અને પગાર લઈને વિદ્યાધ્યયન કરાવતો હોય તેને જે પાપ લાગે, તે પાપ લાગો.[૨૮]

અંબરીષ બોલ્યો : જેણે તમારું કમળ ચોર્યું હોય, તેને ક્રૂરતા કરનારાને, ધર્મનો ત્યાગ કરનારાને, સ્ત્રીઓ, જ્ઞાતિજનો તથા ગાયો સાથે પણ કપટવ્યવહાર કરનારાને તથા બ્રાહ્મણની હત્યા કરનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.[૨૯]

નારદ બોલ્યા : જેણે તમારું કમળ ચોર્યું હોય, તેને કેવળ ગૃહ સંબંધી જ જ્ઞાન ધરાવનારાને, શાસ્ત્રનિયમથી વિરુદ્ધ અને સ્વરરહિત વેદપાઠ કરનારાને તથા મહાન પુરુષોનું અપમાન કરનારાને જે પાપ લાગે તે પાપ લાગો.[૩૦]

નાભાગ બોલ્યો : જેણે તમારું કમળ ચોર્યું હોય, તેને સદાય અસત્ય ભાષણ બોલનારાને, સત્પુરુષોની સાથે વિરોધ કરનારાને તથા શુલ્ક (મૂલ્ય) લઈને કન્યા પરણાવનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.[૩૧]

કવિ બોલ્યા : જેણે તમારા કમળને ચોર્યું હોય, તેને ગાયને પગની લાત મારનારાને, સૂર્ય સામે મળમૂત્રનો ત્યાગ કરનારાને તથા શરણે આવેલાનો પરિત્યાગ કરનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.[૩૨]

વિશ્વામિત્ર બોલ્યા : જેણે તમારા કમળને ચોર્યું હોય, તેને પોતાને વૈશ્ય પુરુષોએ નોકર રાખ્યો હોય છતાં તેમનાં ક્ષેત્રાદિમાં ધાન્યાદિને જળસિંચન નહિ કરનારાને, રાજાનો પુરોહિત થનારાને તથા જેને યજ્ઞાદિનો અધિકાર હોતો નથી તેવા પુરુષને પણ યજ્ઞયાગાદિ કરાવનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.[૩૩]

અષ્ટક બોલ્યા : જેણે તમારા કમળને ચોર્યું હોય, તેને જે મૂર્ખ રાજા કામવાસનાને અધીન રહેનારો હોઈને પાપકર્મ કરે છે અને અધર્મપૂર્વક પૃથ્વી પર રાજ્ય કરે છે તેને જે પાપ લાગે, તે પાપ લાગો.[૩૪]

પર્વત બોલ્યા : જેણે તમારું કમળ ચોર્યું હોય, તેને ગોમતીનો ધંધો કરનારને, ગધેડા ઉપર સવારી કરનારને તથા પોતાની આજીવિકાને માટે કૂતરાઓને મૃગયામાં લઈ જનારને જે જે પાપ લાગે, તે પાપ લાગો.[૩૫]

ભરદ્વાજ બોલ્યા : જેણે તમારું કમળ ચોર્યું હોય, તેને ક્રૂર કર્મ કરનારાને તથા અસત્ય ભાષણ કરનારાને જે પાપ લાગે, તે સર્વ પાપ લાગો.[૩૬]

ગાલવ બોલ્યા : જેણે તમારા કમળને ચોર્યું હોય, તેને જે પુરુષ પોતાના જ્ઞાતિજનોમાં જ પાપકર્મ કરનારો હોઈને અત્યંત પાપિષ્ટ પુરુષોમાં પણ તિરસ્કારપાત્ર થાય છે, તેને જે પાપ લાગે છે અને જે પુરુષ દાન આપીને લોકોમાં તેની પ્રશંસા કર્યા કરે છે તેને જે પાપ લાગે છે, તે પાપ લાગો.[૩૭]

અરુંધતી બોલી : જે સ્ત્રીએ તમારું કમળ ચોર્યું હોય, તેને પોતાની સાસુની નિંદા કરનારીને, પોતાના પતિના પર દુષ્ટ મન રાખનારીને તથા પોતે એકલી જ સ્વાદિષ્ટ પદાર્થોનું ભોજન કરનારી સ્ત્રીને જે પાપ લાગે, તે પાપ લાગો.[૩૮]

વાલખિલ્યો બોલ્યા : જેણે તમારું કમળ ચોર્યું હોય તેને માત્ર આજીવિકાને માટે ગામના દરવાજામાં એક પગે ઊભા રહેનારાને તથા ધર્મને જાણનારો હોવા છતાં ધર્મનો ત્યાગ કરનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.[૩૯]

શુનઃસખ બોલ્યો : જેણે તમારું કમળ ચોર્યું હોય તેને અગ્નિહોત્રનો અનાદર કરીને સુખેથી સૂઈ રહેનારાને તથા સંન્યાસી થઈને કામવાસનાને ધારણ કરનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.[૪૦]

સુરભિ બોલી : જેણે તમારું કમળ ચોર્યું હોય, તેને પ્રાણીના વાળથી બનાવેલા દોરડા વડે ગાયોના પાછલા બે પગ બાંધીને ગાહનારાને, કાંસાના પાત્રમાં દૂધ દોહનારાને તથા બીજી ગાયનો વાછરડો ધવરાવીને એક ગાયને દોહનારાને જે પાપ લાગે, તે પાપ લાગો.[૪૧]

ભીષ્મ બોલ્યા : હે કૌરવેંદ્ર! એ રીતે તે મહાત્માઓએ અનેક પ્રકારના સોગંદો લીધા, ત્યારે અત્યંત કોપાયમાન થયેલા તે બ્રાહ્મણશ્રેષ્ઠ અગસ્ત્યઋષિ સામે જોઈને હજાર નેત્રોવાળો દેવરાજ ઇંદ્ર અત્યંત હર્ષ પામ્યો.[૪૨] હવે હે રાજન્! ઇંદ્રે ક્રોધાયમાન થયેલા તે અગસ્ત્યઋષિને પોતાનો અભિપ્રાય જણાવ્યો અને બ્રહ્મર્ષિઓ, દેવર્ષિઓ તથા રાજર્ષિઓની વચ્ચે જે શપથ લીધા તે હું તને કહું છું, સાંભળ.[૪૩]

ઇંદ્ર બોલ્યો : જેણે તમારું કમળ લીધું હોય, તેને જે પુરુષ અધ્વર્યુ બ્રાહ્મણને, વેદવેત્તા બ્રાહ્મણને અથવા જેણે બ્રહ્મચર્ય પાળ્યું હોય તેવા બ્રાહ્મણને પોતાની પુત્રી પરણાવે છે અને તેથી તેને જે પુણ્ય પ્રાપ્ત થાય છે, તે પુણ્ય પ્રાપ્ત થાઓ. વળી જે બ્રાહ્મણ અથર્વવેદનું અધ્યયન કરીને સ્નાન કરે અને તેને જે પુણ્ય પ્રાપ્ત થાય તે પુણ્ય તેને પ્રાપ્ત થાઓ.[૪૪] વળી પુણ્યશીલ એવો કોઈ ધાર્મિક પુરુષ જો સર્વ વેદોનું અધ્યયન કરી બ્રહ્મલોકમાં જાય, તેમ તમારું કમળ ચોરનાર પુરુષ પણ બ્રહ્મલોકમાં જાઓ.[૪૫]

અગસ્ત્ય બોલ્યા : હે બલદૈત્યનો નાશ કરનારા ઇંદ્ર! તેં આ શપથ લીધા છે તે કેવળ આશીર્વાદરૂપ જ છે. માટે સિદ્ધ થાય છે કે, તેં મારું કમળ ચોર્યું છે. પણ હવે મારું કમળ મને આપી દે, કેમ કે એ જ સનાતન ધર્મ છે.[૪૬]

ઇંદ્ર બોલ્યો : હે ભગવન્! મેં કંઈ લોભને

લીધે તમારું કમળ ચોર્યું નથી. માત્ર મને ધર્મો સાંભળવાની ઇચ્છા હતી, તેથી જ કમળને મેં ચોર્યું છે, માટે તમે મારા પર ક્રોધ કરવાને યોગ્ય નથી.[૪૭] ખરેખર, મેં સાંભળેલો આ સનાતન ધર્મ આર્ષ છે, નિત્ય છે, અવિનાશી છે, નિર્દોષ છે, સંસારને તરી જવાના એક ઉપાયરૂપ છે અને શ્રુતિઓના એક તત્ત્વરૂપ છે.[૪૮] હે વિદ્વાન! હે બ્રાહ્મણશ્રેષ્ઠ! આ રહ્યું તમારું કમળ. તેનો તમે સ્વીકાર કરો, હે નિર્દોષ ભગવન્! મારો કંઈ અપરાધ થયો હોય, તેને ક્ષમા કરવાને આપ યોગ્ય છો.[૪૯] મહેંદ્રે એ પ્રમાણે કહ્યું, એટલે તપસ્વી મુનિ અગસ્ત્ય અત્યંત ક્રોધાયમાન થયા હતા છતાં પ્રસન્ન થયા અને તે બુદ્ધિમાને પોતાનું કમળ ગ્રહણ કર્યું.[૫૦] તે પછી વનમાં નિવાસ કરનારા તે મહર્ષિઓ ફરી પણ તીર્થોમાં યાત્રા કરવા માટે ચાલી નીકળ્યા અને તેમણે અનેક પવિત્ર તીર્થોમાં સ્નાન કર્યું.[૫૧] જે પુરુષ પ્રત્યેક પર્વને દિવસે સાવધાન થઈને આ આખ્યાનનું પઠનપાઠન કરે છે, તેને ત્યાં કદી મૂર્ખ પુત્ર ઉત્પન્ન થતો નથી અને તે સર્વ પ્રકારે નિર્દોષ થાય છે.[૫૨] એટલું જ નહિ, તેના પર કદી આપત્તિ આવતી નથી, તે સર્વ સંતાપથી મુક્ત થાય છે, તેને વૃદ્ધાવસ્થા આવતી નથી, તે સર્વ પાપોથી મુક્ત થાય છે અને મરણ પછી પણ શ્રેયથી યુક્ત થઈને સ્વર્ગને પામે છે.[૫૩] હે નરોત્તમ! જે પુરુષ ઋષિઓએ રક્ષણ કરી રાખેલાં શાસ્ત્રોનું અધ્યયન કરે છે, તે અવિનાશી બ્રહ્મલોકને પામે છે.[૫૪]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'શપથવિધિ' નામનો અધ્યાય ૯૪મો સમાપ્ત

# अध्याय ९५मो

## છત્ર અને જોડાના દાનનું માહાત્મ્ય

॥ युधिष्ठिर उवाच ॥

यदिदं श्राद्धकृत्येषु दीयते भरतर्षभ।
छत्रं चोपानहौ चैव केनैतत्संप्रवर्तितम्॥१॥

યુધિષ્ઠિર બોલ્યા : હે ભરતશ્રેષ્ઠ પિતામહ! શ્રાદ્ધમાં છત્રી અને જોડાનું દાન આપવામાં આવે છે. તો એ દાનને કોણે ચાલુ કર્યું ?[૧] વળી એ દાનની ઉત્પત્તિ કેવી રીતે થઈ? શા માટે એ દાન આપવામાં આવે છે? કેવળ શ્રાદ્ધમાં જ એ દાન આપવામાં આવે છે, એમ નથી પણ બીજાં સર્વ પુણ્યકર્મોમાં પણ એ દાન કરવામાં આવે છે.[૨] વળી બીજા અનેક પ્રસંગે પણ પુણ્ય માનીને તેનું દાન આપવામાં આવે છે. માટે હે બ્રહ્મવેત્તા! એ વિષયમાં વિસ્તારપૂર્વક યથાર્થ રીતે સાંભળવાને હું ઇચ્છું છું.[૩]

ભીષ્મ બોલ્યા : હે રાજન્! છત્ર તથા ઉપાનહના દાન વિષે તું સાવધાન થઈને સાંભળ. એ દાન લોકમાં કેવી રીતે પ્રસિદ્ધ થયું, કોણે ચાલુ કર્યું અને તે દાન આપવાથી અક્ષય પુણ્ય શા માટે પ્રાપ્ત થાય છે; હે નૃપતિ! એ સર્વ વાત હું તને સંપૂર્ણ રીતે કહું છું.[૪,૫] આ વિષયમાં મહાત્મા જમદગ્નિ અને સૂર્યના સંવાદરૂપ આવો એક ઇતિહાસ છે. હે રાજા! પૂર્વે એક સમયે ભૃગુવંશમાં ઉત્પન્ન થયેલા ભગવાન જમદગ્નિ હાથમાં ધનુષ્ય લઈને ક્રીડા કરી રહ્યા હતા અને બાણો સાંધી સાંધીને ફેંકી રહ્યા હતા. તે સમયે તેમની પત્ની રેણુકા તેમણે ફેંકેલાં તે પ્રદીપ્ત તેજવાળાં સર્વ બાણોને વારંવાર વીણી લાવતી હતી અને તેમને પુનઃ પુનઃ અર્પણ કરતી હતી. આ રીતે હે અચ્યુત! જમદગ્નિ પોતાના ધનુષ્યની, ધનુષ્યની દોરીની તથા બાણોની ગર્જનાથી અત્યંત હર્ષમાં આવી ગયા અને ઉપરાઉપરી બાણો ફેંકી

રહ્યા. વળી ત્યારે રેણુકા તે સર્વ બાણોને પાછાં લાવતી હતી. આમ કરતાં કરતાં લગભગ મધ્યાહ્નનો સમય થઈ ગયો. તે સમયે સૂર્યનારાયણ પણ જ્યેષ્ઠાનક્ષત્રના મૂલમાં આરૂઢ થયેલા હોઈને પ્રખર તપી રહ્યા હતા. તોપણ બ્રાહ્મણ જમદગ્નિએ બાણો છોડવાનું ચાલુ રાખીને રેણુકાને આ વચન કહ્યાં: 'હે વિશાળ નેત્રવાળી! જા, આ ધનુષ્યમાંથી છૂટેલાં સર્વ બાણોને તું લઈ આવ, તેટલામાં હે સુભ્રુ! હું ફરી આ બીજાં બાણોને ફેંકું છું.' એટલે હે રાજા! રેણુકા તે બાણો લેવાને ચાલી નીકળી, પણ માર્ગમાં વૃક્ષોની છાયાનો આશ્રય કરી કરીને તે ઊભી રહેતી હતી; કેમ કે સૂર્યના તાપને લીધે તેનું મસ્તક અને ચરણ અત્યંત તપી જતાં હતાં. શ્યામ નેત્રોવાળી તે સુંદર સ્ત્રી પોતાના પતિના શાપના ભયથી માત્ર એક મુહૂર્તભર જ વૃક્ષની છાયામાં ઊભી રહેતી હતી અને પાછી બાણો લેવાને ચાલી નીકળતી હતી, એ રીતે તે યશસ્વિની સર્વ બાણો વીણી લાવીને પાછી આવી ત્યારે અત્યંત સુંદર અંગવાળી તે સ્ત્રી અત્યંત ખિન્ન થઈ ગઈ હતી અને મહાદુઃખે પગલાં મૂકતી હતી. સ્વામીના ભયથી તે અત્યંત ધ્રૂજતી ધ્રૂજતી પોતાના પતિની સમીપ આવી પહોંચી. તે સમયે ઋષિ જમદગ્નિ ક્રોધાયમાન થઈ ગયા હતા. તેમણે તે સુમુખીને વારંવાર કહ્યુ કે, 'રેણુકા! તું આટલી બધી મોડી કેમ આવી?'[૯-૧૫]

રેણુકા બોલી: હે તપોધન! સૂર્યના તાપને લીધે મારું મસ્તક અત્યંત તપી ગયું હતું અને મારા ચરણ પણ અત્યંત દાઝી ગયા હતા, તેથી હું વૃક્ષની છાયાનો આશ્રય કરીને ઊભી રહી હતી. આથી જ હે બ્રહ્મન્! મને અહીં આવતાં વિલંબ થયો છે. હે સમર્થ તપોધન! આ ધ્યાનમાં લઈ તમે મારા પર ક્રોધ ન કરો.[૧૬,૧૭]

જમદગ્નિ બોલ્યા: હે રેણુકા! આ પ્રદીપ્ત કિરણોવાળા સૂર્યે તને આજે દુઃખ આપ્યું છે; માટે હું મારાં અસ્ત્રોરૂપ અગ્નિના તેજથી તેને તપાવીને બાણો દ્વારા પટકી પાડીશ.[૧૮]

ભીષ્મ બોલ્યા: એમ કહીને તેમણે પોતાના દિવ્ય ધનુષ્યનો ટંકાર કર્યો અને સંખ્યાબંધ બાણો ગ્રહણ કર્યાં. હવે જે તરફ સૂર્ય ગતિ કરી રહ્યો હતો, તે તરફ સૂર્ય સામે મુખ કરીને તે ઊભા રહ્યા.[૧૯] હે કુંતાપુત્ર! તે સમયે સૂર્યે જોયું કે, જમદગ્નિ પોતાને નીચે પાડવા તૈયાર થયા છે, તેથી તે બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરીને તેમની પાસે આવ્યો અને આ પ્રમાણે કહેવા લાગ્યો: 'સૂર્યે તમારો શો અપરાધ કર્યો છે?[૨૦] આકાશમાં રહ્યો રહ્યો સૂર્ય પોતાનાં કિરણો દ્વારા જ્યાંત્યાંથી રસને ગ્રહણ કરે છે અને પોતે ગ્રહણ કરેલા રસને વર્ષાઋતુમાં પાછો વરસી નાખે છે. હે બ્રાહ્મણ! સૂર્ય રસની વૃષ્ટિ કરે છે તેથી મનુષ્યોને સુખ આપનારું અન્ન ઉત્પન્ન થાય છે. વળી વેદમાં પણ કહેવામાં આવ્યું છે કે, अन्नं प्राणाः–અન્ન પ્રાણરૂપ છે.[૨૧,૨૨] હે બ્રહ્મન્! પોતાનાં કિરણોના પરિવારવાળો આ સૂર્ય પ્રત્યેક વર્ષે વાદળાંઓમાં ગુપ્ત રહીને સાતે દ્વીપોમાં વૃષ્ટિ વરસાવે છે.[૨૩] તેથી હે પ્રભુ! ઔષધિઓ તથા લતાઓનાં પુષ્પો અને પાંદડાંઓમાંથી ઉત્પન્ન થયેલું સર્વ અન્ન વર્ષાકાળ પછી તૈયાર થાય છે.[૨૪] હે ભાર્ગવ! જાતકર્મ આદિ સર્વ સંસ્કારો, વ્રતો, ઉપનયનસંસ્કારો, ગોદાનો, વિવાહો, પુષ્કળ યજ્ઞો, શસ્ત્રો, દાનો, સર્વ વ્યવહારો તથા દ્રવ્યનો સંગ્રહ વગેરે સર્વ કેવળ અન્નને લીધે જ થઈ શકે છે, એમ તમે જાણો છો.[૨૫,૨૬] વળી જેટલાં રમણીય કાર્યો થાય છે અને જેટલા રમણીય આરંભો છે, તે સર્વ કેવળ અન્નથી જ થાય છે, એમ તમે જાણો છો. છતાં હું તમને તે કહું છું.[૨૭] હે બ્રાહ્મણ! મેં તમને જે કંઈ કહ્યું તે સર્વ તમે જાણો છો, માટે

હે બ્રહ્મર્ષિ ! હું તમને પ્રાર્થના કરીને કહું છું કે, સૂર્યને પાડવાથી તમને શું ફળ મળશે ?[૧૨૮]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ-પર્વમા 'છત્ર અને ઉપાનહની ઉત્પત્તિ' નામનો અધ્યાય ૯૫ મો સમાપ્ત

## अध्याय ९६ मो

### છત્ર અને જોડાના દાનનું માહાત્મ્ય (ચાલુ)

॥ युधिष्ठिर उवाच ॥

**एवं प्रयाचति तदा भास्करे मुनिसत्तमः ।**
**जमदग्निर्महातेजाः किं कार्यं प्रत्यपद्यत ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : સૂર્યે એ પ્રમાણે પ્રાર્થના કરી ત્યારે મહાતેજસ્વી મહામુનિ જમદગ્નિએ શું કર્યું હતું ?[૧]

ભીષ્મ બોલ્યા : સૂર્યે એ રીતે પ્રાર્થના કરી તોપણ અગ્નિ જેવા તેજવાળા તે જમદગ્નિમુનિ શાંત થયા જ નહિ.[૨] પછી હે પૃથ્વીપતિ ! બ્રાહ્મણના રૂપમાં આવેલા સૂર્યે ફરી પણ બે હાથ જોડી તેમને પ્રણામ કર્યા અને તેમને મધુર વાણીથી આ પ્રમાણે કહ્યું :[૩] 'હે બ્રહ્મર્ષિ ! સૂર્ય સદાકાળ ગતિ કર્યા કરે છે, તેથી એ સૂર્યરૂપી લક્ષ્ય ચંચળ છે, છતાં તમે એને કેવી રીતે વીંધી શકશો ?'[૪]

જમદગ્નિ બોલ્યો : તું સ્થિરલક્ષ્ય હો કે ચળ-લક્ષ્ય હો, પણ મારી જ્ઞાનદૃષ્ટિથી મેં તને ઓળખી લીધો છે. આજે અવશ્ય મારે તારામાં વિનય દાખલ કરવો જ છે.[૫] હે સૂર્ય ! મધ્યાહ્ને એક અર્ધનિમેષ જેટલા સમય સુધી તું સ્થિર રહે છે; માટે તે સમયે હું તને વીંધી નાખીશ, એમાં કંઈ વિચારવા જેવું નથી.[૬]

સૂર્ય બોલ્યો : હે ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ બ્રહ્મર્ષિ ! તમે મને અવશ્ય વીંધી નાખશો અને હું આપનો પણ અપરાધી છું. તેથી હે ભગવન્ ! હું આપને શરણે આવ્યો છું, એમ તમે જાણો.[૭]

ભીષ્મ બોલ્યા : તે સાંભળી જમદગ્નિ ખડખડાટ હસી પડ્યા અને તેને કહેવા લાગ્યા : 'હે સૂર્ય ! તું ભય ન પામીશ, કેમ કે તું મારે શરણે આવ્યો છે.[૮] બ્રાહ્મણોમાં જે સરળતા છે, પૃથ્વીમાં જે સ્થિરતા છે, ચંદ્રમાં જે સૌમ્યતા છે વરુણમાં જે ગંભીરતા છે, અગ્નિમાં જે કાંતિ છે, મેરુમાં જે પ્રભા છે અને સૂર્યમાં જે પ્રતાપ રહેલો છે, તે સર્વનું જે પુરુષ ઉલ્લંઘન કરે છે તે જ શરણે આવેલાનો વધ કરે છે.[૯,૧૦] જે પુરુષ શરણે આવેલાનો વધ કરે છે, તેને ગુરુપત્ની સાથે વ્યભિચાર કર્યાનું પાપ લાગે છે, બ્રાહ્મણની હત્યા કર્યાનું પાપ લાગે છે અને મદિરાનું પાન કર્યાનું પાપ લાગે છે.[૧૧] માટે હે તાત ! તેં જે આ અવિનય કર્યો છે તેને દૂર કરવા માટે તું કોઈ યોગ્ય ઉપાય શોધી કાઢ. એટલે પ્રત્યેક મનુષ્ય તારાં કિરણોથી તપ્ત થયેલા માર્ગમાં સુખથી ગમન કરી શકે.[૧૨]

ભીષ્મ બોલ્યા : એટલું કહીને તે ભૃગુશ્રેષ્ઠ મૌન રહ્યા. એટલે તુરત જ સૂર્યે તેમને છત્ર તથા ઉપાનહનું દાન કર્યું.[૧૩]

સૂર્ય બોલ્યો : હે મહર્ષિ ! મસ્તકના રક્ષણરૂપ અને મારાં કિરણોને અટકાવનારું આ છત્ર લો અને પગના રક્ષણ માટે તમે આ ચામડાના બે ઉપાનહો (પગરખાં) સ્વીકારો. આજથી આરંભી લોકમાં આનો પ્રચાર થશે અને સર્વ પુણ્યદાયી પ્રસંગોમાં આનું દાન કરવાથી પરમ અક્ષય ફળ મળશે.[૧૪,૧૫]

ભીષ્મ બોલ્યા : હે ભારત ! એ પ્રમાણે સૂર્યે જગતમાં છત્ર તથા ઉપાનહની પ્રવૃત્તિ કરી છે અને તે સમયથી આરંભી ત્રણે લોકમાં છત્ર તથા ઉપાનહનું દાન પુણ્યદાયી તરીકે પ્રસિદ્ધ થયું છે.[૧૬] માટે તું પણ બ્રાહ્મણોને છત્ર તથા ઉપાનહનું ઉત્તમ દાન આપ. તેથી તને મહાન ધર્મ પ્રાપ્ત થશે; એમાં કંઈ સંશય નથી.[૧૭] હે ભરતશ્રેષ્ઠ !

જે પુરુષ સો સળીવાળું એક ઉજ્જવળ છત્ર બ્રાહ્મણને દાનમાં આપે છે, તે પુરુષ મરણ પછી પરલોકમાં સુખી થાય છે.[૧૮] હે ભરતશ્રેષ્ઠ! તે પુરુષ બ્રાહ્મણોનો પૂજ્યપાત્ર થઈને ઇંદ્રલોકમાં નિવાસ કરે છે અને તેને અપ્સરાઓ તથા દેવો પણ નિત્ય માન આપે છે.[૧૯] વળી હે મહાબાહુ! જે પુરુષ પગે બળતા એક સ્નાતક બ્રાહ્મણને ઉપાનહનું દાન કરે છે, તે પુરુષ મરણ પછી દેવતાઓએ માન્ય કરેલા દિવ્ય લોકોને પામે છે. વળી હે ભારત! તે પુરુષ ગોલોકમાં હર્ષયુક્ત થઈને નિવાસ કરે છે. આમ હે ભરતસત્તમ! છત્ર તથા ઉપાનહના દાનનું સંપૂર્ણ ફળ મેં તને કહ્યું.[૨૦–૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'છત્ર તથા ઉપાનહદાનની પ્રશંસા' નામનો અધ્યાય ૯૬મો સમાપ્ત

## अध्याय ९७मो

### બલિદાનવિધિ (વૈશ્વદેવ)

युधिष्ठिर उवाच ॥

**गार्हस्थ्यं धर्ममखिलं प्रब्रूहि भरतर्षभ ।**
**ऋद्धिमाप्नोति किं कृत्वा मनुष्य इह पार्थिव ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે ભરતશ્રેષ્ઠ! તમે મને ગૃહસ્થાશ્રમનો ધર્મ સંપૂર્ણ રીતે કહો. હે રાજા! કયું કર્મ કરીને મનુષ્ય આ લોકમાં સમૃદ્ધિને સંપાદન કરે છે?[૧]

ભીષ્મ બોલ્યા : હે ભારત! આ વિષયમાં વાસુદેવ અને પૃથ્વી વચ્ચે પૂર્વે જે સંવાદ થયો હતો, તે હું તને કહું છું.[૨] હે ભરતશ્રેષ્ઠ! આજે તેં મને જે પ્રશ્ન પૂછ્યો છે, તે જ પ્રશ્ન પ્રતાપી વાસુદેવે (શ્રીકૃષ્ણે) પૃથ્વીદેવીની સ્તુતિ કરીને તેને પૂછ્યો હતો.[૩]

વાસુદેવ બોલ્યા : હે પૃથ્વી! ગૃહસ્થાશ્રમનો આશ્રય કરીને મારે અથવા મારા જેવા હરકોઈ પુરુષે કયું કાર્ય અવશ્ય કરવું જોઈએ? અથવા કયું કર્મ કરીને મનુષ્યજીવન સાર્થક કર્યું ગણાય?[૪]

પૃથ્વી બોલી : હે માધવ! ગૃહસ્થાશ્રમીએ ઋષિઓ, પિતૃઓ, દેવો તથા મનુષ્યોનું પૂજન-અર્ચન કેવી રીતે કરવું, તે વિષે તું મારી પાસેથી સાંભળ.[૫] નિત્ય યજ્ઞયાગ કરીને દેવોનું આરાધન કરવું, અતિથિસત્કાર કરીને મનુષ્યોનું આરાધન કરવું અને નિત્ય વેદાધ્યયન કરીને ઋષિઓનું આરાધન કરવું. વળી યોગ્ય પુરુષોને નિત્ય ભોજન આપવું.[૬] કેમ કે હે મધુસૂદન! તેમ કરવાથી ઋષિગણો પ્રસન્ન થાય છે. વળી નિત્ય ભોજન કર્યા પહેલાં અગ્નિનું પૂજન કરવું અને વૈશ્વદેવ-કર્મ કરવું.[૭] હે મધુસૂદન! આ પ્રમાણે કરવાથી સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે. વળી અન્નાદિકથી તથા જળથી નિત્ય શ્રાદ્ધ પણ કરવું.[૮] અથવા દૂધ, કંદમૂળ કે ફળથી પણ પિતૃઓને પ્રસન્ન કરવા. પછી તૈયાર કરેલા અન્નમાંથી વિધિપૂર્વક અગ્નિમાં વૈશ્વદેવ કરવો.[૯] તે સમયે અગ્નિને, સોમને, વિશ્વદેવાને, ધન્વંતરીને તથા પ્રજાપતિને ઉદ્દેશીને અગ્નિમાં જુદી જુદી આહુતિ આપવી.[૧૦] પછી અનુક્રમે બલિકર્મ કરવું. તે વેળા દક્ષિણ દિશામાં યમને ઉદ્દેશીને બલિ મૂકવો અને પશ્ચિમ દિશામાં વરુણને ઉદ્દેશીને બલિ મૂકવો.[૧૧] ત્યારે હે માધવ! ઉત્તર દિશામાં સોમને ઉદ્દેશીને, ઘરના મધ્યભાગમાં પ્રજાપતિને ઉદ્દેશીને, ઈશાનખૂણામાં ધન્વંતરીને ઉદ્દેશીને અને પૂર્વ દિશામાં ઇંદ્રને ઉદ્દેશીને બલિ મૂકવા. ત્યારે ઘરના દ્વારમાં મનુષ્યોને ઉદ્દેશીને બલિ આપવો અને ઘરના અંદરના ભાગમાં મરુદ્ગણો તથા સર્વ દેવતાઓને ઉદ્દેશીને બલિ આપવો. ત્યારે આકાશમાં વિશ્વેદેવાઓને બલિ અર્પણ કરવો અને નિશાચરોને તથા ભૂતોને રાત્રિને સમયે બલિ આપવો.[૧૨–૧૪]

એ પ્રમાણે વિધિપૂર્વક બલિકર્મ કરી લીધા

પછી બ્રાહ્મણને ભિક્ષા આપવી. પણ જો બ્રાહ્મણ ન મળે તો બ્રાહ્મણનિમિત્તે અન્ન જુદું કાઢી લઈને અગ્નિમાં હોમી દેવું. જે સમયે મનુષ્યને પિતૃઓનું શ્રાદ્ધકર્મ કરવાની ઇચ્છા હોય, તે સમયે પ્રથમ શ્રાદ્ધકર્મ કરી લેવું અને પછી વૈશ્વદેવ વા બલિકર્મ કરવું.[૧૫,૧૬] તાત્પર્ય કે, પ્રથમ પિતૃઓને તૃપ્ત કર્યા પછી વિધિપૂર્વક બલિકર્મ અથવા વૈશ્વદેવ કરવો અને પછી બ્રાહ્મણોને ભોજન કરાવવું.[૧૭] પછી હે મહારાજ! અતિથિઓની પૂજા કરીને તેમને અન્ન અર્પણ કરવું અને છેવટે મનુષ્યોને ભોજન આપીને પ્રસન્ન કરવા.[૧૮] જે મનુષ્ય સદાકાળ એક સ્થળે રહેતો નથી તેને અતિથિ કહેવામાં આવે છે. માટે પ્રત્યેક મનુષ્યે તેવા અતિથિને, પોતાના આચાર્યને, પિતાને, મિત્રને તથા પોતાના હિતૈષી મનુષ્યને 'મારા ઘરમાં અમુક આ ભોજન તૈયાર છે' એમ કહીને નિત્ય તેમને અન્નાદિ નિવેદન કરવું તેમ જ તેઓ જે પ્રમાણે કહે તે પ્રમાણે કરવું, એ ધર્મ છે.[૧૯,૨૦] હે કૃષ્ણ! ગૃહસ્થ પુરુષે નિત્ય દેવ, પિતૃ તથા અતિથિને અર્પણ કરતાં અવશેષ રહેલા અન્નનું જ ભોજન કરવું. રાજા, ઋત્વિજ, સ્નાતક, ગુરુ તથા સસરો આ બધા એક વર્ષ સુધી પોતાને ઘેર રહે, તોપણ તેણે મધુપર્કાદિથી તેમની નિત્ય પૂજા કરવી. વળી તેણે કૂતરાં, ચાંડાલ તથા પક્ષીઓને પણ પૃથ્વી ઉપર નિત્ય બલિ અર્પણ કરવો.[૨૧,૨૨] આ વૈશ્વદેવ નામનું કર્મ પ્રત્યેક ગૃહસ્થાશ્રમીએ સાયંકાળે તથા પ્રાતઃકાળે કરવું, એમ શાસ્ત્રીય વિધિ છે. જે મનુષ્ય અસૂયાદોષનો ત્યાગ કરીને આ ગૃહસ્થધર્મોનું આચરણ કરે છે, તે આ લોકમાં ઋષિઓ તરફથી વર મેળવીને પરલોકમાં પૂજ્ય છે.[૨૩]

ભીષ્મ બોલ્યા : પૃથ્વીનું એ વચન સાંભળીને પ્રતાપી વાસુદેવે તેમ જ કરવા માંડ્યું, માટે તું પણ નિત્ય તે પ્રમાણે કર.[૨૪] હે રાજા! તું આ ગૃહસ્થધર્મનું આચરણ કરીશ, તો આ લોકમાં યશ મેળવીને મરણ પછી સ્વર્ગને પામીશ.[૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'બલિદાનવિધિ' નામનો અધ્યાય ૯૭મો સમાપ્ત

## अध्याय ९८ मो

### પુષ્પ, ધૂપ અને દીપદાનનો મહિમા

॥ युधिष्ठिर उवाच ॥

आलोकदानं नामैतत् कीदृशं भरतर्षभ ।
कथमेतत् समुत्पन्नं फलं वा तद् ब्रवीहि मे ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે ભરતશ્રેષ્ઠ! દીવાનું દાન એ વળી કેવું દાન છે, તેની ઉત્પત્તિ કેવી રીતે થઈ છે અને તેનું ફળ શું છે તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા : હે ભારત! આ વિષયમાં પણ સુવર્ણ નામના એક તપસ્વીના તથા પ્રજાપતિ મનુના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૨] હે ભરતવંશી રાજા! પૂર્વે સુવર્ણ નામનો કોઈ એક તપસ્વી હતો. તેનો વર્ણ (શરીરનો રંગ) સુવર્ણના જેવો જ હતો તેથી તેનું 'સુવર્ણ' નામ પ્રસિદ્ધ થયું હતું.[૩] તે કુળ તથા શીલના ગુણથી સંપન્ન હતો અને વેદના સ્વાધ્યાયમાં પારંગત હતો. તેણે પોતાના ગુણોથી અનેક ઉત્તમ વંશમાં ઉત્પન્ન થયેલા પુરુષોને પણ પાછળ મૂકી દીધા હતા.[૪] એક સમયે તે બ્રાહ્મણ મનુનાં દર્શન કરવા માટે ગયો, એટલે તે બન્નેએ અન્યોન્યને કુશળ પ્રશ્ન પૂછ્યો.[૫] પછી સત્ય સંકલ્પવાળા તે બન્ને જણા સુવર્ણગિરિ મેરુ ઉપર એક સુંદર શિલાપૃષ્ઠ પર એકીસાથે બેઠા.[૬] ત્યાં બેસીને તેઓ બ્રહ્મર્ષિઓ, દેવો, દૈત્યો તથા પુરાણકાળના મહાત્માઓ વિષે અનેક પ્રકારની જુદી જુદી કથાઓ કહેવા લાગ્યા. તે સમયે તપસ્વી સુવર્ણે સ્વયંભૂના પુત્ર મનુને કહ્યું કે, 'હે પ્રજાઓના ઈશ્વર! પ્રાણીમાત્રને હિત-

કારક એવો મારો એક પ્રશ્ન છે. તેનો ઉત્તર આપવાને આપ યોગ્ય છો. પુષ્પો વડે દેવોનું જે પૂજન કરવામાં આવે છે, તેની ઉત્પત્તિ કેવી રીતે થઈ છે અને એવી રીતે દેવોનું પૂજન કરવાથી કયું ફળ પ્રાપ્ત થાય છે, આ તમે મને કહો.[૭-૯]

મનુ બોલ્યા : આ વિષયમાં પણ મહાત્મા બલિ અને શુક્રના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૧૦] જ્યારે વિરોચનનો પુત્ર બલિરાજા આ ત્રૈલોક્ય ઉપર રાજ્ય કરતો હતો, ત્યારે ભૃગુવંશમાં ઉત્પન્ન થયેલા શુક્રાચાર્ય એક વેળા ઉતાવળા ઉતાવળા તેની સમીપ આવ્યા.[૧૧] એટલે પુષ્કળ દક્ષિણાઓ આપનારા અસુરોના રાજા બલિએ અર્ઘ્યાદિ પૂજાસામગ્રીથી તેમનું વિધિપૂર્વક પૂજન કર્યું અને પછી પોતે પણ એક આસન ઉપર બેઠો.[૧૨] ત્યારે તેં મને આ જે પ્રશ્ન પૂછ્યો છે તેજ વિષયની તે બન્ને વચ્ચે કથા થવા લાગી તેમ જ પુષ્પ, ધૂપ તથા દીપદાનના ફળ વિષે જ ચર્ચા મંડાઈ.[૧૩] દૈત્યોના ઇંદ્ર બલિરાજાએ કવિઓમાં શ્રેષ્ઠ શુક્રાચાર્યને આવો ઉત્તમ પ્રશ્ન પૂછ્યો.[૧૪]

બલિ બોલ્યો : હે શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા ! પુષ્પ, ધૂપ તથા દીપકના દાનનું ફળ શું છે, હે બ્રાહ્મણશ્રેષ્ઠ! તમે તે કહેવાને યોગ્ય છો.[૧૫]

શુક્ર બોલ્યા : સૃષ્ટિની પૂર્વે, સૌની પહેલાં તપ (એટલે વર્ણાશ્રમધર્મ) ઉત્પન્ન થયું હતું અને તે પછી અહિંસા આદિ ધર્મ ઉત્પન્ન થયો હતો. પણ તે બન્નેના મધ્યકાળમાં સર્વ લતાઓ તથા ઔષધિઓ જ ઉત્પન્ન થઈ હતી.[૧૬] આ પૃથ્વી ઉપર જેટલી લતાઓ તથા જેટલી ઔષધિઓ છે તેઓ બધી ઘણે ભાગે ચંદ્રના આત્મારૂપ જ છે. તેમાં કેટલીએક અમૃતરૂપ છે, કેટલીએક વિષરૂપ છે અને કેટલીએક સમાન જાતિની છે.[૧૭] જે લતાઓ તથા ઔષધિઓ અમૃતરૂપ હોય છે, તેઓ મનને પ્રસન્ન કરે છે અને તત્કાળ તૃપ્તિ આપે છે. પણ જેઓ તીવ્ર વિષરૂપ હોય છે, તેઓ માત્ર ગંધથીજ મનને વ્યાકુળ કરી મૂકે છે.[૧૮] તારે જાણવું કે, અમૃતરૂપ લતાઓ તથા ઔષધિઓ મહામંગલરૂપ હોય છે અને વિષરૂપ લતાઓ તથા ઔષધિઓ મહા અમંગલરૂપ હોય છે. વાસ્તવિક રીતે, સર્વ ઔષધિઓ અમૃતરૂપ જ હોય છે. બાકી જે વિષરૂપ જણાતી હોય છે, તે પણ અગ્નિથી ઉત્પન્ન થયેલું એક તેજ જ છે.[૧૯] એ ઔષધિઓ તથા લતાઓનાં પુષ્પો મનને પ્રસન્ન કરે છે અને શોભામાં પણ વૃદ્ધિ કરે છે, માટે પુણ્યકર્મ કરનારા પુરુષો પુષ્પોને 'સુમનસ્' કહે છે.[૨૦] જે પુરુષ પવિત્ર થઈને દેવતાઓને પુષ્પો અર્પણ કરે છે, તેના પર દેવતાઓ પ્રસન્ન થાય છે. એ રીતે પ્રસન્ન થયેલા દેવતાઓ તેને પુષ્ટિ પણ અર્પણ કરે છે. હે સમર્થ દૈત્યપતિ ! મનુષ્ય જે જે દેવને ઉદ્દેશીને પુષ્પો અર્પણ કરે છે, તે તે દેવ તેના પર પ્રસન્ન થઈને તેનું મંગલ કરવા માટે તૈયાર થાય છે.[૨૧,૨૨] ઔષધિઓમાં કેટલીક સૌમ્ય હોય છે, કેટલીએક ઉગ્ર હોય છે, કેટલીએક તેજસ્વી હોય છે, કેટલીએક બહુજ પરાક્રમી હોય છે અને કેટલીએક અનેક સ્વરૂપવાળી હોય છે.[૨૩] હવે કયાં વૃક્ષો યજ્ઞોમાં ઉપયોગી ગણાય છે, કયાં વૃક્ષો યજ્ઞોમાં ઉપયોગી ગણાતાં નથી, કયાં પુષ્પો અસુરોને પ્રિય હોય છે, કયાં પુષ્પો દેવતાઓને પ્રિય હોય છે, કયાં પુષ્પો રાક્ષસોને પ્રિય હોય છે, કયાં પુષ્પો સર્પોને પ્રિય હોય છે, કયાં પુષ્પો યક્ષોને પ્રિય હોય છે, કયાં પુષ્પો મનુષ્યોને પ્રિય હોય છે, કયાં પુષ્પો પિતૃઓને પ્રિય હોય છે અને કયાં પુષ્પો સુંદર સ્ત્રીને પ્રિય હોય છે, એ વિષે તું અનુક્રમે મારી પાસેથી સાંભળ.[૨૪,૨૫] આ લોકમાં કેટલાંએક વૃક્ષો વનમાં થનારાં હોય છે,

કેટલાંએક ગામમાં થનારાં હોય છે, કેટલાંએક ક્ષેત્રાદિમાં ખેડ્યા પછી વાવવામાં આવે છે અને કેટલાંએક પર્વતોમાં થનારાં હોય છે. વળી તેમાં કેટલાંએક વૃક્ષો કાંટાવાળાં હોય છે, કેટલાંએક કાંટા વિનાનાં હોય છે, કેટલાંએક ગંધવાળાં હોય છે, કેટલાંએક રૂપવાળાં હોય છે અને કેટલાંએક રસવાળાં હોય છે. તે તે વૃક્ષોમાં જે પુષ્પો થાય છે તેમનો ગંધ પણ બે પ્રકારનો હોય છે. તે ગંધમાં એક ઇષ્ટ છે અને બીજો અનિષ્ટ છે. તેમાંથી ઇષ્ટ ગંધવાળાં પુષ્પો દેવતાઓને માટે ઉત્તમ છે, એમ તારે જાણવું. હે રાજા! કાંટા વિનાનાં વૃક્ષોને લગભગ શ્વેત વર્ણવાળાં પુષ્પો ઉત્પન્ન થાય છે અને તે પુષ્પો દેવતાઓને પ્રિય હોય છે.[२६-२८] પણ કમળ વગેરે જે પુષ્પો જળમાં ઉત્પન્ન થનારાં હોય છે, તેમને તો વિચક્ષણ પુરુષે ગંધર્વો, નાગો તથા યક્ષોને અર્પણ કરવાં.[२९] અથર્વવેદમાં કહ્યું છે કે, જે ઔષધિઓ લાલ પુષ્પોવાળી હોય છે, કડવા રસવાળી હોય છે અને કાંટાઓથી ભરપૂર હોય છે, તેમનો શત્રુનું મારણમોહન આદિ અભિચાર કર્મમાં ઉપયોગ કરવો.[૩૦] જે ઔષધિઓ તીક્ષ્ણ વીર્યવાળી હોય, સ્પર્શ કરતાં પણ દુઃખદાયી હોય, કાંટાઓથી યુક્ત હોય, લગભગ લાલ વર્ણવાળી હોય અને જેઓ કાળા વર્ણવાળી હોય, તેમનો ભૂતોને ઉપહાર કરવો.[૩૧] હે સમર્થ રાજા! જે પુષ્પો મન તથા હૃદયને આનંદ આપનાર હોય છે, વિશેષે કરી જે મધુર રસવાળાં હોય છે અને જે સુંદર દેખાવનાં હોય છે, તે પુષ્પો મનુષ્યોને પ્રિય હોય છે.[૩૨] પરંતુ જે પુષ્પો શ્મશાનમાં અથવા દેવમંદિરોમાં ઉત્પન્ન થયેલાં હોય છે, તેમનો કોઈ તુષ્ટિપુષ્ટિનાં કર્મમાં, વિવાહપ્રસંગમાં અથવા એકાંતની કામક્રીડા આદિમાં કદી ઉપયોગ કરવો નહિ.[૩૩] જે પુષ્પો પર્વતોનાં શિખરો પર ઊગેલાં હોય અને સૌમ્ય ગંધવાળાં હોય, તેમના પર મંત્ર ભણીને જળનું સિંચન કરવું. પછી જ શાસ્ત્રમાં કહ્યું હોય તે પ્રમાણે તેમને યથાયોગ્ય રીતે દેવોને અર્પણ કરવાં.[૩૪] દેવો પુષ્પોના સુગંધથી પ્રસન્ન થાય છે, યક્ષો તથા રાક્ષસો પુષ્પોના સુંદર દેખાવથી પ્રસન્ન થાય છે, નાગો પુષ્પોના ઉપભોગથી પ્રસન્ન થાય છે અને મનુષ્યો પુષ્પોનો ગંધ, દેખાવ તથા ઉપભોગ એ ત્રણથી પ્રસન્ન થાય છે.[૩૫] પુષ્પોનો સુગંધ દેવોને તત્કાળ પ્રસન્ન કરે છે અને પ્રસન્ન થયેલા તે દેવતાઓ સંકલ્પોને સિદ્ધ કરનાર હોઈને મનુષ્યોના સર્વ ઇષ્ટ મનોરથોને પૂર્ણ કરે છે.[૩૬] દેવતાઓને જો પ્રસન્ન કરવામાં આવે છે, તો તેઓ મનુષ્યોને પણ નિરંતર પ્રસન્ન કરે છે. દેવતાઓને જો માન આપવામાં આવે છે, તો તેઓ મનુષ્યોને પણ નિરંતર માન આપે છે; પણ દેવતાઓનો જો અપરાધ કરવામાં આવે છે અથવા તિરસ્કાર કરવામાં આવે છે, તો તેઓ અધમ મનુષ્યોને બાળીને ભસ્મ કરી નાખે છે.[૩૭]

હવે ધૂપદાનના વિધિનું ફળ હું તને કહું છું. ધૂપ અનેક પ્રકારના હોય છે. તેમાં કેટલાએક સુગંધવાળા હોય છે અને કેટલાએક દુર્ગંધવાળા હોય છે. તેઓ વિષે તું મારી પાસેથી સાંભળ.[૩૮] ધૂપ ત્રણ પ્રકારના હોય છે. એક ગુગ્ગુલ (ગૂગળ) વગેરે વૃક્ષોના નિર્યાસ(રસ અથવા ગુંદર)રૂપ હોય છે; બીજો કાષ્ઠ અને અગ્નિનો સંયોગ થતાં જે રસ ઝરે છે તેના સારિરૂપ હોય છે; અને ત્રીજો અષ્ટગંધ વગેરે જુદા જુદા પદાર્થોને એકત્ર કરવાથી થનારો કૃત્રિમ ધૂપ હોય છે. આ ત્રણે પ્રકારના ધૂપમાં કેટલાએકનો ગંધ પ્રિય લાગે તેવો હોય છે અને કેટલાએકનો ગંધ અપ્રિય લાગે તેવો હોય છે. તે પણ તું મારી પાસેથી વિસ્તારપૂર્વક સાંભળ. સલ્લકી નામના એક વૃક્ષ-

વિશેષના (સાગવૃક્ષના) નિર્યાસ (રસ) સિવાયના બીજા સર્વ નિર્યાસ ધૂપ દેવતાઓને પ્રિય હોય છે અને તેમાં પણ ગુગળનો ધૂપ સર્વ કરતાં શ્રેષ્ઠ છે, એ નિશ્ચય છે.[39,40] વળી કાષ્ઠ તથા અગ્નિનો સંયોગ થતાં જે રસ ઝરે છે તે 'સારિ' નામના ધૂપોમાં અગરુનો ધૂપ યક્ષો, રાક્ષસો તથા નાગોને પ્રિય હોય છે વળી દૈત્યોને સલ્લકી વૃક્ષનો ધૂપ પ્રિય હોય છે, અને તેના જેવા બીજા ધૂપો પણ દૈત્યોને પ્રિય હોય છે.[41] રાળ આદિ ધૂપના ગંધથી, અથવા દેવદાર વગેરે સુગંધી કાષ્ઠના ધૂપથી, અથવા તીવ્ર ગંધવાળા આસવોથી યુક્ત કરેલા બીજા કૃત્રિમ ધૂપોથી મનુષ્યોને પ્રીતિ ઉત્પન્ન થાય છે[42] આ રીતે ધૂપનો સુગંધ દેવો, દાનવો તથા ભૂતોને તત્કાળ પ્રસન્ન કરનારો છે વળી મનુષ્યોમાં પણ જેઓ ઘણા જ શોખીન હોય છે તેમને પણ ધૂપનો સુગંધ પ્રસન્ન કરે છે.[43] જે ફળ પુષ્પો અર્પણ કરવાથી મળે છે, તે જ ફળ ધૂપો અર્પણ કરવાથી પણ મળે છે, એમ સમજવું તે પ્રીતિવર્ધક ફળ પ્રથમ મે તને કહ્યું જ છે.[44]

હવે હું તને દીપદાનનું સર્વોત્તમ ફળ કહું છુ. વળી એ દીપદાન જે રીતે કરવામા આવે છે, જેના વડે કરવામાં આવે છે અને જેવા પ્રકારે કરવામાં આવે છે, તેનુ પણ હુ વર્ણન કરું છુ વળી જેની જ્યોતિ, તેજ અથવા પ્રકાશ ઊર્ધ્વગામી છે, તે દીપ શુ ફળ આપે છે, તેનુ પણ હુ વર્ણન કરુ છુ દીવો મનુષ્યોના તેજની વૃદ્ધિ કરે છે, માટેજ તેનુ દાન કરવામાં આવે છે[45,46] અંધતમસ નામનુ નરક તથા દક્ષિણાયન કેવળ અંધકારમય જ છે અને ઉત્તરાયણ કેવળ પ્રકાશમય છે માટે ઉત્તરાયણ કાળની રાત્રિએ એ દીપકનુ દાન કરવુ, તે પ્રશંસાપાત્ર ગણાય છે.[47] દીપકનુ તેજ ઊર્ધ્વગામી હોય છે અને અંધકારને દૂર કરવાના એક ઔષધરૂપ હોય છે. માટે દીપકનું દાન કરનારો મનુષ્ય સ્વર્ગાદિ ઊર્ધ્વગતિનેજ પામે છે, એ નિશ્ચય છે.[48] દેવતાઓ તેજસ્વી, પ્રભાવશાળી અને સર્વના પ્રકાશક ગણાય છે, પણ રાક્ષસો કેવળ અંધકાર અથવા મલિનતારૂપ હોય છે માટે દીપકનું દાન કરવુ આવશ્યક છે.[49] મનુષ્ય દીપકનું દાન કરીને ઉત્તમ દૃષ્ટિવાળો તથા તેજસ્વી થાય છે, પણ દીપકનું દાન કરીને તેને ઠારી નાખવો નહિ, તેને ઉપાડી લેવો નહિ અથવા તેનો નાશ કરવો નહિ.[50] કેમ કે દીપકનો નાશ કરનાર (એટલે દીવાને ઠારી નાખનાર) મનુષ્ય આંધળો થાય છે, નરકાદિ અંધકારવાળા લોકમાં ગતિ કરે છે અને દૃષ્ટિએ પણ નિસ્તેજ થાય છે, પરંતુ દીપકનું દાન કરનારો મનુષ્ય સ્વર્ગલોકમાં દીપમાળની પેઠે વિરાજે છે[51] દીપકનુ દાન કરવામાં બે પક્ષ છે તેમાં ઘીના દીપકનુ દાન કરવું તે પ્રથમ પક્ષ છે અને તે ઉત્તમ છે ત્યારે તલ તથા સરસવ આદિ ઔષધિઓના રસ(તેલ)થી દીવો કરીને તેનુ દાન કરવું તે બીજો પક્ષ છે અને તે મધ્યમ છે. પણ પોતાની પુષ્ટિ ઇચ્છનારા મનુષ્યે ચરબી, મેદ અથવા હાડકાંમાંથી નીકળતાં તેલ વગેરેના દીવાનુ કદી દાન કરવુ નહિ.[52] માટે પોતાની ઉન્નતિ ઇચ્છનારા મનુષ્યે પર્વતોની ખીણોમા, દેવાલયોમાં તથા ચૌટાઓમાં પૂર્વોક્ત બે પક્ષના (એટલે ઘીના અથવા તલના કે સરસવના તેલના) દીવાનુ નિત્ય દાન કરવુ.[53] દીવાનુ દાન કરનારો મનુષ્ય પોતાના કુળને દીપાવનારો થાય છે, પવિત્રાત્મા થાય છે અને જ્યોતિર્ગણોની સમાનતાને પ્રાપ્ત થાય છે[54]

હવે હું તને દેવો, યક્ષો, નાગો, મનુષ્યો, ભૂતો તથા રાક્ષસોનાં બલિકર્મ વિષે કહું છું અને તે કર્મથી જે ફળ પ્રાપ્ત થાય છે તેનુ પણ વર્ણન કરું છુ.[55] જે મનુષ્યો બ્રાહ્મણો, દેવતાઓ, અતિથિઓ તથા બાળકોની પહેલા નિઃશંક થઈને

ભોજન કરે છે, તેમને તારે રાક્ષસો જ જાણવા અને અમંગળની મૂર્તિ સમજવા.[56] માટે પ્રત્યેક મનુષ્યે નિત્ય સાવધાન થઈને પ્રથમ દેવતાઓને પ્રણામપૂર્વક તથા સત્કારપૂર્વક બલિદાન અર્પણ કરવું.[57] કેમ કે દેવતાઓ એ રીતે આપવામાં આવેલાં બલિદાનોને ગ્રહણ કરે છે અને ગૃહસ્થાશ્રમીઓને નિત્ય આશીર્વાદ આપે છે. વળી ગૃહસ્થાશ્રમીએ આપેલા બલિદાન ઉપર બહારથી આવેલા અતિથિઓ વગેરે તેમ જ રાક્ષસો, સર્પો, દેવતાઓ તથા પિતરો પોતાની આજીવિકા ચલાવે છે. તે સર્વે પોતાને બલિદાન આપનારા એ ગૃહસ્થાશ્રમી ઉપર પ્રસન્ન થઈને તેને આયુષ્ય, યશ તથા ધન આપીને પ્રસન્ન કરે છે.[58,59] દેવતાઓને પુષ્પોની સાથે બલિઓ આપવા; પણ તે સર્વ બલિઓ દહીં તથા દુધમય હોવા જોઈએ, પવિત્ર હોવા જોઈએ, સુગંધીદાર હોવા જોઈએ અને જોતાં વાર જ પ્રીતિ ઉપજાવે તેવા હોવા જોઈએ.[60] યક્ષો તથા રાક્ષસોને રુધિર અને માંસવાળા બલિઓ અર્પણ કરવા અને એ બલિઓ સાથે મદિરા તથા આસવો પણ નિવેદન કરવા. વળી એ બલિઓ પર શેકેલી ડાંગેર છાંટીને તેમને શોભાયમાન કરવા.[61] જે બલિઓ પદ્મ તથા ઉત્પલ જાતિનાં કમળોથી મિશ્ર હોય છે, તે નાગોને અત્યંત પ્રિય હોય છે. પણ ભૂતોને ગોળ સાથે તલના બલિ અર્પણ કરવા.[62] જે પુરુષ દેવોને પ્રથમ બલિ આપે છે, તે પુરુષ સર્વ પદાર્થોનો પ્રથમ ભોક્તા થાય છે અને બળ તથા વીર્યથી યુક્ત થાય છે, માટે પ્રથમ દેવોને સત્કારપૂર્વક બલિ અર્પણ કરવા. જે પુરુષના ગૃહદેવતા પ્રતિદિન પોતાના ઘરને પ્રકાશમાન રાખતા હોય, તેમનું પોતાનો ઉત્કર્ષ ઇચ્છનાર તે પુરુષે પ્રતિદિન પૂજન કરવું અને તેમને સૌની પહેલાં બલિદાન અર્પણ કરવું.

એ પ્રમાણે હે મહાતેજસ્વી રાજા! ભૃગુવંશમાં ઉત્પન્ન થયેલા શુક્રાચાર્યે અસુરોના રાજા બલિને કહ્યું હતું. પછી મનુએ તે સુવર્ણને કહ્યું હતું, સુવર્ણે તે નારદને કહ્યું હતું. નારદે પણ આ ગુણો મને કહ્યા હતા. માટે હે પુત્ર! તું પણ આ સર્વ ગુણોને મારી પાસેથી જાણીને તે પ્રમાણે કર.[63-66]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'સુવર્ણ અને મનુનો સંવાદ' નામનો અધ્યાય ૯૮મો સમાપ્ત

## अध्याय ९९मो

### અગસ્ત્ય અને ભૃગુનો સંવાદ

॥ युधिष्ठिर उवाच ॥

**श्रुतं मे भरतश्रेष्ठ पुष्पधूपप्रदायिनाम् ।**
**फलं बलिविधाने च तद्भूयो वक्तुमर्हसि ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા: હે ભરતશ્રેષ્ઠ! પુષ્પ તથા ધૂપનું દાન કરનારાઓને જે ફળ મળે છે તથા બલિદાન આપવાથી જે ફળ મળે છે તે મેં સાંભળ્યું. તોપણ ફરીથી એ વિષયને જ કહેવાને તમે યોગ્ય છો.[1] ધૂપદાનનું તથા દીપદાનનું શું ફળ છે અને ગૃહસ્થાશ્રમીઓ શા માટે બલિદાનો આપે છે?[2]

ભીષ્મ બોલ્યા: આ વિષે પણ નહુષ, અગસ્ત્ય તથા ભૃગુના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસનું દૃષ્ટાંત આપવામાં આવે છે. હે મહારાજ! રાજર્ષિ નહુષ એક મહાન તપસ્વી હતો. તેણે પોતાના પુણ્યકર્મના પ્રભાવથી દેવોનું રાજ્ય સંપાદન કર્યું હતું.[3,4] હે રાજા! જે સમયે નહુષરાજા સ્વર્ગમાં નિવાસ કરતો હતો, તે સમયે પણ તેણે માનુષી તથા દેવતાઈ સર્વ ક્રિયાઓ ચાલુ જ રાખી હતી.[5] હે રાજન્! સ્વર્ગમાં પણ એ મહાત્માની સર્વ માનુષી ક્રિયાઓ તથા દેવતાઈ સનાતન ક્રિયાઓ નિત્ય ચાલ્યા જ કરતી હતી.[6] અગ્નિનાં કાર્યો, સમિધો, દર્ભો, પુષ્પો, અન્ન તથા શેકેલી ડાંગેરના બલિઓ, ધૂપ અને દીપકર્મ વગેરેની સર્વ વિધિઓ

એ મહાત્માને ઘેર નિત્ય આવ્યા જ કરતી હતી. વળી સ્વર્ગમાં પણ તે રાજા જપયજ્ઞ તથા મનોયજ્ઞ નિત્ય કર્યા કરતો હતો.[૭,૮] હે શત્રુદમન રાજા! તે નહુષરાજા દેવોનો ઈશ્વર થયો હતો છતાં સર્વ દેવોનું વિધિપૂર્વક પૂજન કરતો હતો અને પૂર્વની પેઠે જ યોગ્ય રીતે સર્વને માન આપતો હતો.[૯] એ રીતે કેટલોક કાળ વીતી ગયો, તે પછી 'હું ઇંદ્ર થયો છું.' એમ જાણીને તે અહંકારને અધીન થયો. આથી તે રાજાની સર્વ ક્રિયાઓ ચોતરફથી નષ્ટ થઈ ગઈ.[૧૦] હવે તે રાજાને વરદાનનો મદ ચઢી ગયો, એટલે તેણે ઋષિઓને પોતાના વાહનમાં જોડવા માંડ્યા. આમ સર્વ ક્રિયાઓથી ભ્રષ્ટ થઈને તે રાજા આખરે દુર્બળ સ્થિતિને પ્રાપ્ત થયો.[૧૧] એ પ્રમાણે તે રાજા અહંકારને અધીન થયો અને મુનિઓમાં મુખ્ય ગણાતા તપોધનોને પોતાના વાહનમાં જોડવા લાગ્યો. એ વાતને પણ ઘણો મોટો સમય વીતી ગયો.[૧૨] આમ હે ભારત! તેણે સર્વ મુનિઓને અનુક્રમે વાહનમાં જોડવાનો આરંભ કર્યો, તેથી એક સમયે અગસ્ત્યમુનિને પણ તેના વાહનમાં જોડાવાનો સમય આવ્યો.[૧૩] તે સમયે શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા અને મહાતેજસ્વી એવા ભૃગુઋષિએ આશ્રમમાં બેઠેલા અગસ્ત્યમુનિ પાસે આવીને આ પ્રમાણે કહ્યું:[૧૪] 'હે મહામુનિ! દેવેંદ્ર થયેલા આ દુષ્ટબુદ્ધિ નહુષના આવા અપમાનને આપણે શા માટે સહન કરવું જોઈએ ?'[૧૫]

અગસ્ત્ય બોલ્યા : હે મહામુનિ ! વરને આપનારા બ્રહ્મદેવે તેને વર આપ્યો છે, એ વાતને તમે પણ જાણો છો, તો હું કેવી રીતે એને શાપ આપી શકું ?[૧૬] એ જ્યારે સ્વર્ગમાં આવ્યો, ત્યારે તેણે 'જે કોઈ મારી દૃષ્ટિએ પડે તે મારે વશ થઈ જાય' એવો બ્રહ્મદેવ પાસેથી વર માગ્યો છે.[૧૭] તેથી મેં કે તમે તેને બાળી નાખ્યો નથી અને બીજા કોઈ મહર્ષિએ પણ એ જ કારણથી તેને બાળી નાખ્યો નથી કે તેને સ્વર્ગમાંથી પાડી નાખ્યો નથી. આ નિઃસંશય વાત છે.[૧૮] વળી હે સમર્થ મુનિ! પૂર્વે મહાત્મા બ્રહ્મદેવે તેને અમૃતનું પાન પણ કરાવ્યું છે, તેથી અમે તેને સ્વર્ગમાંથી નીચે પાડી શકતા નથી.[૧૯] ખરેખર, દેવ બ્રહ્માએ તેને વર આપ્યો છે, તે જ પ્રજાઓના દુઃખનું કારણ થઈ પડ્યો છે. અને વળી તે નરાધમ પણ એ વરને લીધે જ બ્રાહ્મણો તરફ આવાં અધમ વર્તન કરે છે.[૨૦] હે વક્તાઓમાં શ્રેષ્ઠ ઋષિ! એ નહુષના સંબંધમાં આ સમયે શું કર્યું હોય તો યોગ્ય ગણાય, તે અમને કહો. આપ જે પ્રમાણે કહેશો તે પ્રમાણે હું કરીશ, એમાં કંઈ સંશય નથી.[૨૧]

ભૃગુ બોલ્યા: બળવાન નહુષરાજા દૈવયોગને લીધે મોહિત થઈ ગયો છે, તેથી તેનો મદ ઉતારવા માટે કોઈ યોગ્ય ઉપાય કરવાને પિતામહ બ્રહ્મદેવે મને પ્રેરણા કરી છે. તેથી જ હું તમારી પાસે આવ્યો છું.[૨૨] મહાદુષ્ટ બુદ્ધિવાળો તે દેવરાજ આજે તમને પોતાના રથમાં જોડશે, એટલે હું મારા બળથી તે ઉદ્ધત રાજાને આજે જ ઇંદ્રપદથી ભ્રષ્ટ કરીશ.[૨૩] આજે તમારા દેખતાં તે મહાદુર્મતિ અને પાપકર્મી નહુષરાજાને ઇંદ્રના સ્થાન ઉપરથી ઉતારી પાડીશ તથા શતક્રતુ ઇંદ્રને ઇંદ્રાસન ઉપર સ્થાપિત કરીશ.[૨૪] તે મંદબુદ્ધિવાળો દુષ્ટ દેવેંદ્ર દૈવયોગે નષ્ટચિત્ત થયો છે, તેથી તે આજે તમને પોતાના પગની લાત મારશે. એટલે હું તે અપમાનથી અત્યંત ક્રોધાયમાન થઈશ અને ધર્મનું ઉલ્લંઘન કરનારા તથા બ્રાહ્મણોનો દ્રોહ કરનારા તે પાપીને હું રોષમાં ને રોષમાં શાપ આપીશ કે, 'તું સર્પ થઈ જા.'[૨૫,૨૬] પછી કેટલાએક ધિક્કારના શબ્દો કહીને હું તે દુર્બુદ્ધિને નિસ્તેજ કરી નાખીશ. પછી હે મહામુનિ! હું તમારા દેખતાં જ તેને પૃથ્વી પર પટકી પાડીશ.[૨૭] પાપ-

કર્મ કરનારો એ નહુષ રાજા ઐશ્વર્ય તથા બળથી મૂઢ બની ગયો છે. માટે હે મુનિ! તમને જે પ્રમાણે રુચશે તે પ્રમાણે જ હું કરીશ.[२८]

ભૃગુઋષિએ એ પ્રમાણે કહ્યું, એટલે મિત્રાવરુણના પુત્ર નિર્વિકાર અગસ્ત્યમુનિ પરમ પ્રસન્ન થયા અને ચિંતાથી મુક્ત થયા.[२९]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'અગસ્ત્ય અને ભૃગુનો સંવાદ' નામનો અધ્યાય ૯૯ મો સમાપ્ત

## अध्याय १०० मो

### અગસ્ત્ય અને ભૃગુનો સંવાદ (ચાલુ)

॥ युधिष्ठिर उवाच ॥

**कथं वै स विपन्नश्च कथं वै पातितो भुवि।**
**कथं चानिन्द्रतां प्राप्तस्तद् भवान् वक्तुमर्हति ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ ! નહુષરાજા પર કેવી રીતે આપત્તિ આવી પડી હતી, તેને પૃથ્વી પર કેવી રીતે પાડી નાખવામાં આવ્યો હતો, અને તેને ઇંદ્રના પદ ઉપરથી કેવી રીતે ભ્રષ્ટ કરવામાં આવ્યો હતો, તે કહેવાને તમે યોગ્ય છો.[१]

ભીષ્મ બોલ્યા: અગસ્ત્ય અને ભૃગુ નહુષ રાજાના સંબંધમાં એ પ્રમાણે વાતો કરી રહ્યા હતા, તે સમયે મહાત્મા નહુષરાજાને ઘેર દેવતાઈ તથા માનુષી સર્વ ક્રિયાઓ પૂર્વની પેઠે ચાલ્યા જ કરતી હતી.[२] વળી દીપકનાં દાનો, સર્વ બીજાં કાર્યો, બલિદાનનું કર્મ અને પુત્રાદિના જુદા જુદા વાર્ષિક ઉત્સવો વગેરે પણ સર્વ દેવોના ઇંદ્ર થયેલા મહાત્મા નહુષને ઘેર હમેશાં ચાલ્યા કરતાં હતાં; કેમકે વિદ્વાન પુરુષો દેવલોકમાં કે મનુષ્યલોકમાં સદાય આચારનિષ્ઠજ રહે છે.[३,४] હે રાજેંદ્ર! ગૃહસ્થાશ્રમીઓ જો ધૂપદાન, દીપદાન તથા દેવતાઓને નમસ્કાર કરવામાં નિત્ય પરાયણ રહે છે, તો મોટા સમૃદ્ધિમાન થાય છે.[५] વળી ઘરમાં તૈયાર કરેલા અન્નમાંથી પ્રથમ અતિથિને ભોજન આપવામાં આવે છે તેમ જ ગૃહદેવતાઓને ઉદ્દેશીને બલિદાનો આપવામાં આવે છે, તેથી પણ દેવતાઓ પ્રસન્ન થાય છે.[६] એક ગૃહસ્થાશ્રમી પુરુષને બલિકર્મ કરવાથી જેટલો સંતોષ થાય છે, તેથી સોગણો સંતોષ દેવતાઓને થાય છે. એ જ પ્રમાણે સત્પુરુષો ધૂપનું દાન તથા દીપનું દાન પણ દેવતાઓને નમસ્કારપૂર્વક અર્પણ કરે છે; કેમકે તેથી પોતાને અનેક ગુણોનો લાભ થાય છે.[७,८] કોઈ એક વિદ્વાન પુરુષ જળથી સ્નાન કરીને નમસ્કારપૂર્વક જે કંઈ ધર્મકૃત્ય કરે છે, તેને લીધે દેવતાઓ પ્રસન્ન થાય છે.[९] વળી મહાભાગ પિતૃઓ, તપોધન ઋષિઓ અને ઘરના સર્વ દેવતાઓનું પણ જો વિધિપૂર્વક પૂજન કરવામાં આવે છે, તો તેઓ સર્વ મનુષ્ય પર પ્રસન્ન થાય છે.[१०] આવો મનમાં નિશ્ચય કરીને, નહુષરાજ મહા અદ્ભુત દેવેંદ્રપદને પામ્યા પછી પણ તે સર્વ કર્મ કર્યા કરતો હતો.[११] પછી કેટલોએક કાળ ગયો, એટલે તેના ભાગ્યનો વિનાશ ઉપસ્થિત થયો; તેથી તેણે એ સર્વ કર્મનો ત્યાગ કરીને બ્રાહ્મણોના અપમાન જેવું દુષ્ટ આચરણ કરવાનો આરંભ કર્યો.[१२] હવે તે દેવેંદ્ર બળના ગર્વથી નીચ વૃત્તિવાળો થઈ ગયો એટલે તેણે ધૂપ, દીપ તથા શ્રાદ્ધવિધિને પણ યથાર્થ રીતે કરવાનું બંધ કર્યું.[१३] આમ થતાં રાક્ષસોએ તેના યજ્ઞમંડપના પ્રદેશને ઘેરી લીધો. પછી તે મહાબળવાન નહુષરાજાએ સ્મિત કર્યાનો ડોળ કર્યો અને તેણે ઋષિશ્રેષ્ઠ અગસ્ત્યમુનિને પોતાના વાહનમાં જોડવા માટે સત્વર સરસ્વતીના તટ ઉપરથી બોલાવ્યા. તે સમયે મહાતેજસ્વી ભૃગુઋષિએ અગસ્ત્યમુનિને કહ્યું કે,[१४,१५] 'તમે નેત્ર બંધ કરો, એટલે હું તમારી જટામાં દાખલ થઈ જાઉં.' હવે અગસ્ત્યમુનિ પોતાનાં નેત્રો બંધ કરીને એક કાષ્ઠના જેવા

થઈ ગયા, એટલે અસ્ખલિત શક્તિવાળા તે મહાતેજસ્વી ભૃગુઋષિએ નહુષરાજાને સ્વર્ગમાંથી પાડી નાખવા માટે તેમની જટામાં પ્રવેશ કર્યો. પછી દેવોનો રાજા નહુષ અગસ્ત્ય ઋષિને પોતાના વાહનમાં જોડવા માટે તેમની પાસે આવ્યો.[૧૬,૧૭] એટલે હે રાજા! અગસ્ત્ય ઋષિએ તે દેવેંદ્રને કહ્યું કે, 'હે દેવોના પતિ! તું મને તારા વાહનમાં સત્વર જોડી દે અને પછી કહે કે, હું તને કયા પ્રદેશમાં લઈ જાઉં? તું જ્યાં લઈ જવાને કહીશ, ત્યાં હું તને લઈ જઈશ.' અગસ્ત્યમુનિએ એ પ્રમાણે કહ્યું, એટલે નહુષરાજાએ તેમને પોતાના રથમાં જોડ્યા.[૧૮,૧૯] તે સમયે ભૃગુઋષિ તો અગસ્ત્યમુનિની જટામાં અત્યંત હર્ષપૂર્વક બેઠા હતા અને તેમણે પોતાનું સ્વરૂપ નહુષરાજાને લેશમાત્ર દેખાડ્યું પણ ન હતું, કેમ કે ભૃગુઋષિ મહાત્મા નહુષને મળેલા વરદાનના પ્રભાવને સંપૂર્ણ રીતે જાણતા હતા. એ રીતે નહુષરાજાએ અગસ્ત્યમુનિ પોતાના રથમાં જોડ્યા, તોપણ તેમણે તેના પર ક્રોધ કર્યો નહિ.[૨૦,૨૧] પછી હે ભારત! દેવોના રાજા નહુષે ચાબુકના પ્રહાર કરીને અગસ્ત્યમુનિને હાંકવા માંડ્યા, તોપણ ધર્માત્મા અગસ્ત્યમુનિએ તેના પર ક્રોધ કર્યો નહિ; પરંતુ જ્યારે નહુષે ક્રોધાયમાન થઈને અગસ્ત્યમુનિના મસ્તક ઉપર પોતાના ડાબા પગની લાત મારી, ત્યારે જટામાં રહેલા ભૃગુઋષિ ઘણા જ ક્રોધે ભરાયા. તેમણે પાપી મનના તે નહુષને શાપ આપ્યો કે, 'ઓ દુર્મતિ! તેં આ મહામુનિના મસ્તક ઉપર ક્રોધથી લાત મારી છે, માટે જા, તું પૃથ્વી પર પડ અને સર્પ થઈ જા.' આમ હે ભરતશ્રેષ્ઠ! ભૃગુઋષિએ અગસ્ત્યની જટામાં છુપાઈ રહીને શાપ આપ્યો, એટલે તુરત જ નહુષરાજા સર્પ થઈને પૃથ્વી પર પડ્યો. હે રાજા! તે સમયે નહુષરાજા ભૃગુઋષિને જો જોઈ શક્યો હોત તો ભૃગુઋષિ પોતાના તેજથી પણ તેને સ્વર્ગમાંથી પાડી શકત નહિ. હવે હે મહારાજ! નહુષરાજાએ તે તે અનેક પ્રકારનાં દાનો, તપો તથા નિયમોનું પાલન કર્યું હતું, તેથી પૃથ્વી પર પડ્યા છતાં પણ તેને પોતાના પૂર્વજન્મનું સ્મરણ રહ્યું હતું. પછી નહુષરાજાએ ભૃગુઋષિને પ્રસન્ન કરીને કહ્યું કે, 'મને આપેલા શાપનો કોઈ રીતે તમે અંત કરો.'[૨૨-૨૮] તે સમયે અગસ્ત્યમુનિને પણ તેના પર દયા આવી ગઈ, તેથી તેમણે પણ તેના શાપના અંત માટે ભૃગુઋષિને પ્રસન્ન કર્યા. એટલે હે મહારાજ! દયાળુ ભૃગુઋષિએ શાપનો અંત આણવા માટે તેના પર કૃપા કરી.[૨૯]

ભૃગુ બોલ્યા: કુરુવંશમાં યુધિષ્ઠિર નામનો એક રાજા થશે, તે તને આ શાપથી મુક્ત કરશે. એમ કહીને તે ઋષિ ત્યાંથી અંતર્ધાન થઈ ગયા.[૩૦] મહાતેજસ્વી અગસ્ત્યમુનિ પણ એ રીતે ઇંદ્રનું કાર્ય કરીને બ્રાહ્મણોથી પ્રશંસા કરાતા પોતાના આશ્રમ તરફ વિદાય થયા.[૩૧] હવે હે રાજન્! નહુષ પણ તારે હાથે શાપમાંથી મુક્ત થયો છે. હે જનેશ્વર! તારા દેખતાં તે બ્રહ્મલોકમાં ચાલ્યો ગયો છે.[૩૨] ભૃગુઋષિ નહુષરાજાને પૃથ્વી પર પાડી નાખીને તરત જ બ્રહ્મલોકમાં ગયા હતા અને એ વૃત્તાંત તેમણે બ્રહ્માને નિવેદન કર્યો હતો.[૩૩] તે વેળા પિતામહ બ્રહ્મદેવે ઇંદ્રને બોલાવીને સર્વ દેવતાઓને કહ્યું હતું કે, 'હે દેવો! નહુષરાજાએ મારા વરદાનથી દેવોનું રાજ્ય પ્રાપ્ત કર્યું હતું; પરંતુ તેને ક્રોધાયમાન થયેલા અગસ્ત્યમુનિએ ઇંદ્રપદથી ભ્રષ્ટ કર્યો છે, આથી તે પૃથ્વી પર ગયો છે. હે દેવો! રાજા વિના કોઈ સ્થળે પણ રહી શકાતું નથી; માટે તમે આ ઇંદ્રનો દેવોના રાજ્ય ઉપર પુનઃ અભિષેક કરો.' હે પાર્થ! બ્રહ્મદેવે એ પ્રમાણે કહ્યું એટલે સર્વ દેવતાઓએ 'તથાસ્તુ'

કહીને હર્ષપૂર્વક તેમને અનુમોદન આપ્યું. પછી હે નરપતિ! ભગવાન બ્રહ્માએ દેવોના રાજ્ય ઉપર ઇંદ્રનો અભિષેક કર્યો. એટલે હે રાજસિંહ! ઇંદ્ર પૂર્વની પેઠે જ પ્રકાશવા લાગ્યો. એ રીતે પૂર્વે ધર્મના ઉલ્લંઘનથી નહુષરાજાના સંબંધમાં બન્યું હતું; પરંતુ નહુષરાજા પાછો તેવાં જ ધર્મકૃત્યો કરીને સિદ્ધ થયો હતો. માટે ગૃહસ્થાશ્રમીઓએ સાયંકાળે અવશ્ય દેવમંદિરોમાં દીપમાળાઓ કરાવવી.[૩૪-૩૯] કેમ કે દીવાનું દાન કરનારો મનુષ્ય મરણ પછી દિવ્ય દૃષ્ટિને પામે છે અને પૂર્ણચંદ્ર સમાન પ્રકાશિત થાય છે.[૪૦] વળી દીવાનું દાન કરનારો મનુષ્ય નેત્રના નિમેષો જેટલાં વર્ષો સુધી રૂપવાન તથા બળવાન થાય છે.[૪૧]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં
'અગસ્ત્ય અને ભૃગુનો સંવાદ' નામનો
અધ્યાય ૧૦૦ મો સમાપ્ત

## अध्याय १०१ मो

### બ્રાહ્મણધનના હરણનું ફળ

॥ युधिष्ठिर उवाच ॥

ब्राह्मणस्वानि ये मंदा हरंति भरतर्षभ ।
नृशंसकारिणो मूढाः क्व ते गच्छंति मानवाः ॥

યુધિષ્ઠિર બોલ્યા: હે ભરતશ્રેષ્ઠ! જે મૂઢ, ક્રૂરકર્મી અને મંદબુદ્ધિ મનુષ્યો બ્રાહ્મણના દ્રવ્યનું હરણ કરે છે, તેઓ કયા લોકમાં જાય છે?[૧]

ભીષ્મ બોલ્યા: હે ભારત! આ વિષયમાં પણ એક ચાંડાલ અને રાજાના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસનું દૃષ્ટાંત આપવામાં આવે છે.[૨]

રાજા બોલ્યો: હે ચાંડાલ! તું વૃદ્ધ છે, છતાં એક બાળકના જેવી ચેષ્ટા કેમ કરે છે? તું કૂતરો તથા ગધેડાએ ઉડાડેલી રજને સેવનારો છે, છતાં અત્યારે તું ગાયોના દૂધને પોતાના શરીર ઉપર પડેલું જોઈને શા માટે કંટાળે છે?[૩] જે કર્મ સત્પુરુષોએ નિંદિત ગણેલાં હોય છે તે કર્મને ચાંડાલ લોકો કરે છે; છતાં તું ગાયના દૂધથી ખરડાયેલા પોતાના શરીરને જળના કુંડમાં શા માટે ધોઈ નાખે છે?[૪]

ચાંડાલ બોલ્યો: હે રાજન્! પૂર્વે એક રાજાએ એક બ્રાહ્મણની ગાયોનું હરણ કર્યું હતું. તે સમયે માર્ગમાં જતી એ ગાયોનું દૂધ કેટલીએક સોમલતાઓ ઉપર ઝરી પડ્યું હતું. પછી ગાયોનું હરણ કરનારા તે રાજાએ એક યજ્ઞની દીક્ષા લીધી. તે વેળા જે બ્રાહ્મણોએ પેલી સોમલતાના રસનું પાન કર્યું હતું, તેઓ તત્કાળ નરકમાં પડ્યા હતા અને યજ્ઞદીક્ષા લેનારો તે રાજા પણ નરકમાં પડ્યો હતો; કેમ કે સર્વ યાજ્ઞિકોની સાથે તેણે એ બ્રાહ્મણદ્રવ્યનો ઉપભોગ કર્યો હતો.[૫,૬] વળી બ્રાહ્મણની ગાયોનું હરણ કરનારા તે રાજાના ગામમાં તે જે મનુષ્યોએ તે ગાયોના દૂધનો, ઘીનો તથા દહીંનો ઉપભોગ કર્યો હતો, તે સર્વ તેમ જ તે ગાયોના રસનો ઉપભોગ કરનારા બીજા બ્રાહ્મણો તથા ક્ષત્રિયો વગેરે પણ નરકમાં પડ્યા હતા.[૭] જોકે ગાયોનું હરણ કરનારા તે રાજાએ તથા તેની રાણીએ ગાયોના પાલનપોષણ તરફ ઘણી સારી ભાળ રાખી હતી, છતાં પણ તે ગાયોએ પોતાના મૂળ ધણીના તથા વાછરડાંઓના વિયોગના દુઃખથી કંપાયમાન થઈને પોતાના દૂધ દ્વારા તે રાજારાણીના પુત્રોનો તથા પૌત્રોનો નાશ કરી નાખ્યો હતો.[૮] હે રાજન્! તે સમયે હું પણ તે ગાયોનું હરણ કરનારા રાજાના નગરમાં એક જિતેંદ્રિય બ્રહ્મચારી તરીકે રહેતો હતો. હે નરપતિ! એક વખતે હું ભિક્ષા માગવા માટે ગયો, ત્યારે મને મારી ભિક્ષામાં તે ગાયોનું દૂધ પણ મળી આવ્યું. તેથી હે રાજન્! તેનું ભક્ષણ કરીને હું આ રીતે ચાંડાલ થયો છું. બાકી, હે રાજા! બ્રાહ્મણદ્રવ્યનું હરણ કરનારો તે રાજા તો પ્રથમથી જ નરકરૂપ અપ્રતિષ્ઠિત ગતિને પામ્યો જ હતો.[૯,૧૦] માટે મનુષ્યે બ્રાહ્મણનું દ્રવ્ય

કદી પણ હરી લેવું નહિ. જો ! બ્રાહ્મણના દ્રવ્ય-રૂપ તે ગાયોના દૂધવાળી ભિક્ષાનું ભોજન કરીને હું કેવી દશાને પામ્યો છું ![૧૧] વળી વિદ્વાન પુરુષે સોમનું (સોમલતાનું) વેચાણ પણ કદી કરવું નહિ; કેમ કે સોમના વેચાણને વિદ્વાનો નિંદ્ય ગણે છે. હે તાત ! જે મનુષ્યો સોમને વેચે છે અને ખરીદે છે, તેઓ સર્વે યમલોકમાં જઈને રૌરવ નરકમાં પડે છે.[૧૨,૧૩]

પૂર્વવિધિપૂર્વક વેદાધ્યયન કરનાર કોઈ શ્રોત્રિય બ્રાહ્મણ પણ જો હરણ કરવામાં આવેલા બ્રાહ્મણ-દ્રવ્યરૂપ ગાયોના દૂધથી છંટાયેલા સોમને વેચે છે અને વ્યાજવટાનો ધંધો કરે છે, તો તે તત્કાળ વિનાશ પામે છે.[૧૪] વળી ત્રીસમા નરકમાં જઈને તેને પોતાની વિષ્ઠાનું ભક્ષણ કરવું પડે છે. નીચ મનુષ્યની સેવા, અભિમાન તથા પોતાના મિત્રની સ્ત્રી સાથે વ્યભિચાર, આ ત્રણેને જો ત્રાજવામાં નાખીને તોળી જોયાં હોય, તો ધર્મનું ઉલ્લંઘન કરવામાં અભિમાન જ બીજા બેના કરતાં અધિક થાય છે. આ પાપી કૂતરા તરફ તું દૃષ્ટિ કર. તે કેવો નિસ્તેજ, દીન અને કૃશ થઈ ગયો છે ! પ્રાણીઓની વચ્ચે રહીને તેણે પૂર્વે અભિમાન કર્યું હતું, તેથી તેને આવી ગતિ પ્રાપ્ત થઈ છે. હે તાત ! હું પણ પૂર્વે બીજા એક જન્મમાં એક ધનસંપન્ન મોટા કુળમાં ઉત્પન્ન થયો હતો ત્યારે હું જ્ઞાન તથા વિજ્ઞાનમાં પારંગત થયો હતો. તે સમયે હું અભિમાનથી ઉત્પન્ન થનારા આ સર્વ દોષોને જાણતો હતો, છતાં હું સર્વ પ્રાણીઓમાં હમેશાં અક્કડ જ રહેતો હતો અને પીઠ ઉપર ભાર ઉપાડનારાં પ્રાણીઓનાં માંસનું ભક્ષણ કરતો હતો. મારા એ વર્તનને લીધે તથા માંમના એ ભોજનને લીધે હું આ અવસ્થાને પામ્યો છું. કાળનો આ પલટો કેવો છે, તે તું જો. આ સમયે મારી સ્થિતિ બળતા વસ્ત્રના છેડા જેવી છે; અથવા ભમરાઓથી પીડા પામીને અત્યંત ગભરાટથી આમતેમ દોડી રહેલા એક મનુષ્યના જેવી છે. જો, મારું આખું શરીર ધૂળથી કેવું ખરડાયેલું છે ! વિદ્વાનો કહે છે કે, ગૃહસ્થાશ્રમી મનુષ્યો વેદના સ્વાધ્યાયો દ્વારા તેમ જ જુદાં જુદાં દાનો આપીને ઘણાં મોટાં પાપનો નાશ કરે છે. હે રાજા ! ગૃહસ્થાશ્રમમાં રહેલો એક પાપકર્મી બ્રાહ્મણ જો સર્વ પ્રકારના સંગોથી મુક્ત રહે છે, તો વેદો તેને તારે છે. હે ક્ષત્રિયશ્રેષ્ઠ ! હું આ પાપયોનિમાં ઉત્પન્ન થયો છું, પણ આ યોનિમાંથી હું કેવી રીતે મુક્ત થઈશ, એનો મને કંઈ નિશ્ચય થઈ શકતો નથી.[૧૫-૨૩] માત્ર મારાં કોઈ પૂર્વજન્મનાં શુભ કર્મને લીધે મને પૂર્વજન્મનું સ્મરણ રહ્યું છે, તેથી હે રાજા ! મોક્ષ સંપાદન કરવાની મને ઇચ્છા થાય છે.[૨૪] હે શ્રેષ્ઠ રાજન્ ! હું તારે શરણે આવીને મારો આ સંશય તને પૂછું છું કે, આ ચાંડાલપણામાંથી મારે કેવી રીતે મુક્ત થવું, તે મને કહે.[૨૫]

રાજા બોલ્યા : હે ચાંડાલ ! તું કયા કર્મથી મોક્ષને મેળવી શકીશ, તે હું તને કહું છું, સાંભળ. તું બ્રાહ્મણોને માટે પ્રાણનો ત્યાગ કરીશ, તો ઇષ્ટ ગતિને પામી શકીશ.[૨૬] અથવા તું તારા શરીરને માંસભક્ષી પશુપક્ષીઓને અર્પણ કરી દઈશ, અથવા રણસંગ્રામરૂપ અગ્નિમાં બ્રાહ્મણને માટે તારા પ્રાણોને હોમી દઈશ, તો તું મોક્ષ મેળવવાને યોગ્ય થઈશ, બાકી તને મોક્ષ મળશે નહિ.[૨૭]

ભીષ્મ બોલ્યા : હે શત્રુતાપન રાજા ! તે રાજાએ એ પ્રમાણે કહ્યું એટલે તે ચાંડાલે બ્રાહ્મણ-દ્રવ્યના હરણનું પ્રાયશ્ચિત્ત કરવા માટે રણસંગ્રામ-ને મોખરે પોતાના પ્રાણને હોમી દીધો અને એમ તે ઇષ્ટ ગતિને પામ્યો.[૨૮] માટે હે ભરતશ્રેષ્ઠ ! હે પુત્ર ! હે મહાબાહુ ! તને પણ સનાતન ગતિ સંપાદન કરવાની ઇચ્છા હોય, તો તારે બ્રાહ્મણના

દ્રવ્યનું રક્ષણ કરવું.[૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ-પર્વમાં 'બ્રાહ્મણધનના હરણનું ફળ' નામનો અધ્યાય ૧૦૧ મો સમાપ્ત

# अध्याय १०२ मो

## કર્મો પ્રમાણે મળતા વિવિધ લોક

॥ युधिष्ठिर उवाच ॥

**एके लोकाः सुकृतिनः सर्वे त्वाहो पितामह।**
**तत्र तत्रापि भिन्नास्ते तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ ! સર્વ પુણ્યશાળી મનુષ્યોને એક જ પ્રકારના લોક મળે છે કે તેમનામાં પણ ભિન્ન ભિન્ન પુણ્ય કરનારાઓને ભિન્ન ભિન્ન લોક મળે છે, આ મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા: હે પાર્થ! મનુષ્યો ભિન્ન ભિન્ન કર્મ કરીને ભિન્ન ભિન્ન લોકમાં જાય છે. તેમાં જેઓ પુણ્યકર્મ કરનારા હોય છે, તેઓ પુણ્યવાન લોકમાં જાય છે અને પાપકર્મ કરનારા હોય છે, તેઓ પાપી લોકમાં જાય છે.[૨] હે તાત! આ વિષે પણ ગૌતમ તથા ઇંદ્રના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૩]

પૂર્વે ગૌતમ નામનો કોઈએક બ્રાહ્મણ હતો. તે શાંત સ્વભાવનો હતો, દમગુણને ધારણ કરનારો હતો અને ઇંદ્રિયોને જીતનારો હતો. એક સમયે તેણે મહાવનમાં એક હાથીનું બચ્ચું જોયું. તે માતા વિનાનું હતું અને દુઃખી જણાતું હતું, એટલે વ્રતને ધારણ કરનારા તે દયાળુ બ્રાહ્મણે તેને ઉછેરીને જિવાડ્યું. પછી કેટલોએક લાંબો કાળ ગયો, એટલે તે હાથીનું બચ્ચું અત્યંત બળવાન થઈને મોટા એક હાથીના રૂપમાં આવી ગયું. તે સમયે મહાન પર્વત જેવો તે મહાન હાથી ગંડસ્થળમાંથી મદની ધારાને ઝરી રહ્યો હતો. હવે એક સમયે ઇંદ્રે ધૃતરાષ્ટ્રરાજાનું સ્વરૂપ ધારણ કરીને તે હાથીને પકડ્યો અને પોતાના દેશ તરફ લઈ જવા માંડ્યો. તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારા મહાતપસ્વી ગૌતમે તે જોયું અને રાજા ધૃતરાષ્ટ્રને કહ્યું:[૪-૭] 'હે અકૃતજ્ઞ ધૃતરાષ્ટ્ર! આ હાથી મારા પુત્ર સમાન છે અને મેં તેનું દુઃખથી પોષણ કર્યું છે, માટે તું એનું હરણ કર મા. હે રાજન્! વિદ્વાનો કહે છે કે, સત્પુરુષો સાથેની મિત્રતા માત્ર સાત પગલાંમાં જ સિદ્ધ થાય છે. આ રીતે તું અને હું બન્ને મિત્ર થયા છીએ. માટે મારા હાથીનું હરણ કરીને તું મિત્રદ્રોહ કર મા.[૮] આ હાથી મને સમિધો તથા જળ લાવી આપે છે, આ શૂન્ય આશ્રમમાં મારું રક્ષણ કરે છે, આચાર્યના કુળમાં રહીને સારી રીતે કેળવાયેલો છે અને ગુરુનું કર્મ કરવામાં સારી રીતે સાવધાન રહે છે.[૯] એ શિષ્ટ છે, જિતેંદ્રિય છે, કરેલા ઉપકારને જાણનારો છે અને મને નિત્ય પ્રિય છે. માટે હે રાજન્! મને કકળતો મૂકીને તું મારા આ હાથીને હરી જાય તે યોગ્ય નથી.'[૧૦]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે મહર્ષિ! આ હાથીના બદલામાં હું તમને એક હજાર ગાયો, એક સો દાસીઓ અને પાંચસો સોનામહોરો આપવા તૈયાર છું. વળી તમને–બ્રાહ્મણને આ હાથીનું શું કામ છે?[૧૧]

ગૌતમ બોલ્યો : હે રાજન્! તું તારી ગાયોને, દાસીઓને, સોનામહોરોને, વિવિધ પ્રકારનાં રત્નોને તથા બીજા વિવિધ પ્રકારના પદાર્થોને તારી પાસે જ રહેવા દે; કેમ કે બ્રાહ્મણને વળી ધનનું શું પ્રયોજન હોય?[૧૨]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે બ્રાહ્મણ! બ્રાહ્મણોને હાથીઓનું કંઈ કામ હોતું નથી. માત્ર રાજાઓને જ હાથીઓનું કામ હોય છે. આ રીતે હું મારા પોતાના વાહનરૂપ આ શ્રેષ્ઠ હાથીને લઈ જાઉં છું, તેમાં કંઈ અધર્મ કરતો નથી, માટે હે ગૌતમ!

તમે અહીંથી જ પાછા ફરો.[૧૩]

ગૌતમ બોલ્યા : હે મહાત્મન્! પુણ્યકર્મ કરનારો પુરુષ મરણ પછી જે લોકમાં જઈને આનંદ કરે છે અને પાપકર્મ કરનારો પુરુષ મરણ પછી યમસદનરૂપ જે લોકમાં જઈને શોક કરે છે, તે લોકમાં પણ હું આ મારા હાથીને તારી પાસેથી પાછો લઈશ.[૧૪]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : જે પુરુષો પોતાની ધાર્મિક ક્રિયાઓથી ભ્રષ્ટ હોય છે, નાસ્તિક હોય છે, શ્રદ્ધારહિત હોય છે, પાપી હોય છે અને ઇંદ્રિયોના વિષયભોગોમાં મગ્ન રહે છે; તે પુરુષોને યમયાતનાઓ પ્રાપ્ત થાય છે. પણ આ ધૃતરાષ્ટ્ર તે યમલોકમાં જશે જ નહિ, તે તો તેના કરતાં શ્રેષ્ઠ લોકમાં જશે.[૧૫]

ગૌતમ બોલ્યા : યમરાજની રાજધાની સર્વ લોકોનું નિયમન કરનારી છે. ત્યાં કદી અસત્ય બોલવામાં આવતું નથી પણ સત્ય જ બોલવામાં આવે છે અને ત્યાં નિર્બળો પણ બળવાનને દુઃખ આપી શકે છે. ત્યાં પણ હું મારા હાથીને તારી પાસેથી પાછો લઈશ.[૧૬]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે મહર્ષિ! જે મદમત્ત પુરુષો પોતાની મોટી બહેન પ્રત્યે, પિતા પ્રત્યે તથા માતા પ્રત્યે શત્રુના જેવું વર્તન કરે છે, તે પુરુષોને એ લોક પ્રાપ્ત થાય છે; પણ ધૃતરાષ્ટ્ર તો એના કરતાં શ્રેષ્ઠ લોકમાં જશે અને એ લોકમાં જશે જ નહિ.[૧૭]

ગૌતમ બોલ્યા : કુબેરરાજાની રાજધાનીનું નામ 'મંદાકિની' છે, તે ઐશ્વર્યથી ભરપૂર છે, તેમાં વિલાસી મનુષ્યો પ્રવેશ કરી શકે છે અને તેનું ગંધર્વો, યક્ષો તથા અપ્સરાઓ સેવન કર્યા કરે છે. તેમાં પણ મારા હાથીને હું તારી પાસેથી પાછો લઈશ.[૧૮]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : જે મનુષ્યો નિત્ય અતિથિઓનો આદરસત્કાર કરવાનું વ્રત ધારણ કરનારા હોય છે. બીજાં ઉત્તમ વ્રતોનું પાલન કરનારા હોય છે, બ્રાહ્મણોને આશ્રય આપનારા હોય છે અને પોતાના આશ્રિતોને અન્નવિભાગ અર્પણ કર્યા પછી અવશેષ રહેલા અન્નનું ભોજન કરનારા હોય છે, તેઓ એ મંદાકિની રાજધાનીને શોભાવે છે. (પણ આ ધૃતરાષ્ટ્ર તો ત્યાં જવાનો જ નથી.)[૧૯]

ગૌતમ બોલ્યા : મેરુપર્વતના ઉપરના ભાગમાં કિન્નરીઓનાં ગાયનોથી ગાજી રહેલું અને સુંદર પુષ્પોથી છવાયેલું એક રમણીય વન છે. ત્યાં સુંદર દેખાવનાં વિશાળ જાંબુનાં વૃક્ષો શોભી રહ્યાં છે. ત્યાં પણ હું મારા હાથીને તારી પાસેથી પાછો લઈશ.[૨૦]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : જે બ્રાહ્મણો સૌમ્ય સ્વભાવના, સત્યશીલ, અનેક શાસ્ત્રોનું અધ્યયન કરનારા, પ્રાણીમાત્ર ઉપર પ્રેમ રાખનારા, ઇતિહાસ તથા પુરાણશાસ્ત્રનું અધ્યયન કરનારા અને મંત્રની આહુતિ આપીને અગ્નિમાં હોમ કરનારા હોય છે, તેમને એ લોક પ્રાપ્ત થાય છે. પણ હે મહર્ષિ! હું ધૃતરાષ્ટ્ર તો તેના કરતાં પણ શ્રેષ્ઠ લોકમાં જનારો છું અને તે લોકમાં જનાર નથી. હવે તેના કરતાં પણ બીજું શ્રેષ્ઠ સ્થાન તમારા જાણવામાં હોય તો મને કહો; એટલે તુરત જ એ સ્થાનમાં હું જાઉં.[૨૧,૨૨]

ગૌતમ બોલ્યા : કિન્નરોના રાજાથી સેવાયલું અને નારદ, ગંધર્વો તથા અપ્સરાઓને નિત્ય પ્રિય એવું નંદન નામનું વન છે. તેમાં પણ હું મારા હાથીને તારી પાસેથી પાછો લઈશ.[૨૩]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે મહર્ષિ! જે પુરુષો નૃત્ય તથા ગીતકળામાં કુશળ હોય છે અને નિત્ય અયાચકવૃત્તિ ધારણ કરી તૃપ્ત રહે છે, તે પુરુષો જ એ નંદનવન જેવા લોકમાં જાય છે. પણ આ ધૃત-

રાષ્ટ્ર તેના કરતાંય શ્રેષ્ઠ લોકમાં જનારો છે, એટલે તે ત્યાં જશે નહિ.[૨૪]

ગૌતમ બોલ્યો : હે નરેંદ્ર ! જ્યાં સુંદર ઉત્તર કુરુદેશ પ્રકાશી રહ્યો છે, જ્યાં મનુષ્યો દેવોની સાથે આનંદ કરે છે, જ્યાં અગ્નિથી, જળથી અને પર્વતોમાંથી ઉત્પન્ન થયેલા મનુષ્યો વસે છે, જ્યાં ઇંદ્ર સર્વ કામનાઓને પૂરી પાડે છે, જ્યાં સ્ત્રીઓ ઇચ્છાનુસાર વિહાર કરે છે અને જ્યાં સ્ત્રી-પુરુષોમાં અન્યોન્યના પર ઈર્ષ્યા નથી, ત્યાં તે લોકમાં પણ હું મારા હાથીને તારી પાસેથી પાછો લઈશ.[૨૫,૨૬]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે મહર્ષિ ! જે મનુષ્યો પ્રાણીમાત્રના તરફ નિષ્કામ ભાવથી વર્તે છે, માંસાહાર કરતા નથી, કોઈ ને શિક્ષા કરતા નથી, પ્રાણીઓમાંથી સ્થાવરજંગમ કોઈ પણ પ્રાણીની હિંસા કરતા નથી, પ્રાણીમાત્ર ઉપર આત્મભાવ રાખે છે, સર્વ વાસનાઓથી મુક્ત થયેલા હોય છે, મમતાનો ત્યાગ કરનારા હોય છે, રાગદ્વેષથી મુક્ત થયેલા હોય છે અને લાભ—અલાભ તથા નિંદા—પ્રશંસાને સમાન ગણનારા હોય છે, તે મનુષ્યો તેવા લોકમાં જાય છે. પણ આ ધૃતરાષ્ટ્ર તેના કરતાં પણ શ્રેષ્ઠ લોકમાં જનારો છે અને તે ત્યાં જશે જ નહિ.[૨૭,૨૮]

ગૌતમ બોલ્યો : મહાત્મા સોમરાજના નિવાસ-સ્થાનમાં તેના કરતાં પણ શ્રેષ્ઠ એવા બીજા સનાતન લોક પ્રકાશી રહ્યા છે, ત્યાં અત્યંત પવિત્ર સુગંધ પ્રસરી રહેલો હોય છે અને ત્યાં પાપનો તથા શોકનો છેક અભાવ જ હોય છે. તે લોકમાં પણ હું મારા હાથીને તારી પાસેથી પાછો લઈશ.[૨૯]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે મહર્ષિ ! જે પુરુષો નિત્ય દાનશીલ હોઈ ને બીજાએ આપેલા દાનનો કદી પ્રતિગ્રહ કરતા નથી, જેઓ બીજાઓ પાસેથી ધનાદિ લેતા નથી, જેમને મન કોઈ સુપાત્ર મનુષ્યને ન આપવા યોગ્ય એવી કોઈ વસ્તુ જ નથી, જેઓ સર્વનો અતિથિસત્કાર કરવા માટે નિત્ય તત્પર રહે છે, જેઓ સર્વના ઉપર સારી રીતે કૃપા કરે છે, જેઓ નિત્ય ક્ષમાશીલ હોય છે, જેઓ બીજાઓ સામે કદી અપ્રિય વચન બોલતા નથી અને જેઓ પ્રાણીમાત્રના નિત્ય રક્ષક હોઈ ને સદોદિત પુણ્યકર્મ જ કરનારા હોય છે, તે પુરુષોને માટે એ સોમરાજના લોક નિર્માણ થયેલા છે. પરંતુ આ ધૃતરાષ્ટ્ર તો તેનાથી પણ શ્રેષ્ઠ ગણાતા લોકમાં જનારો છે અને તે લોકમાં જશે જ નહિ.[૩૦,૩૧]

ગૌતમ બોલ્યો : મહાત્મા આદિત્યદેવના સ્થાનમાં તેના કરતાં પણ બીજા સનાતન લોક પ્રકાશી રહ્યા છે. ત્યાં રજોગુણ, તમોગુણ તથા શોકનો સમૂળગો અભાવ જ છે. તે લોકમાં પણ હું મારા હાથીને તારી પાસેથી પાછો લઈશ.[૩૨]

ધૃતરાષ્ટ્ર બોલ્યો : વેદના સ્વાધ્યાયમાં પરાયણ રહેનારા, ગુરુઓની સેવામાં આસક્ત, તપસ્વી, ઉત્તમ વ્રતનું પાલન કરનારા, સત્ય પ્રતિજ્ઞાવાળા, આચાર્યોની વિરુદ્ધ ભાષણ નહિ કરનારા, નિત્ય જાગ્રત રહેનારા, ગુરુઓનું કામ કરવામાં કોઈની પ્રેરણા વિના જ તત્પર રહેનારા, પવિત્ર ચિત્તવાળા, મૌનવ્રતને ધારણ કરનારા, સત્યમાં સ્થિર રહેનારા અને વેદોને જાણનારા મહાત્મા પુરુષોને તમે કહેલા આદિત્યના લોક પ્રાપ્ત થાય છે. પણ હે મહર્ષિ ! આ ધૃતરાષ્ટ્ર તો તેના કરતાં પણ શ્રેષ્ઠ લોકમાં જનારો છે અને તે એ લોકમાં જશે જ નહિ.[૩૩,૩૪]

ગૌતમ બોલ્યો : મહાત્મા વરુણદેવના નિવાસ સ્થાનમાં તેના કરતાં પણ બીજા સનાતન લોક પ્રકાશી રહ્યા છે. ત્યાં અત્યંત પવિત્ર ગંધ ફેલાઈ રહ્યો છે અને પાપનો તથા શોકનો કેવળ અભાવ

જ હોય છે. તે લોકમાં પણ હું મારા હાથીને તારી પાસેથી પાછો લઈશ.[૩૫]

ધૃતરાષ્ટ્ર બોલ્યો: જે બ્રાહ્મણો ચાતુર્માસ્ય ઇષ્ટિઓ કરીને પરમાત્માનું યજન કરે છે, જેઓ એકસો ને દશ યજ્ઞો કરે છે, ત્રણ વર્ષ પર્યંત શ્રાદ્ધનિષ્ટ રહીને શાસ્ત્રોક્ત વિધિપૂર્વક અગ્નિહોત્ર કરે છે, ધર્મરૂપી અસ્ત્રાની ધાર ઉપર પોતાના આત્માને ધારણ કરી રાખે છે અને શાસ્ત્રોક્ત નીતિમાર્ગમાં સારી રીતે સ્થિર રહે છે, તે ધર્માત્મા બ્રાહ્મણો એ વરુણદેવના લોકની ગતિને પામે છે. પરંતુ આ ધૃતરાષ્ટ્ર તો તેના કરતાં પણ ઉચ્ચ લોકમાં ગમન કરનારો છે અને તે એ લોકમાં જશે જ નહિ.[૩૬,૩૭]

ગૌતમ બોલ્યો: હે રાજન્! મહાતેજસ્વી ઇંદ્રના નિવાસ સ્થાનમાં જે લોકો આવ્યા છે, તે પાપ અને શોકથી રહિત છે, દુઃખથી પામી શકાય તેવા છે અને સર્વ મનુષ્યો તે લોકમાં જવાની ઇચ્છા કરે છે. માટે હું તે લોકમાં પણ મારા હાથીને તારી પાસેથી પાછો લઈશ.[૩૮]

ધૃતરાષ્ટ્ર બોલ્યો: સો વર્ષ સુધી જીવનારો શૂરવીર, વેદાધ્યાયી અને પ્રમાદનો ત્યાગ કરી યજ્ઞયાગ કરનારો મનુષ્ય એ ઇંદ્રના લોકમાં જાય છે. પરંતુ આ ધૃતરાષ્ટ્ર તો એનાથી પણ શ્રેષ્ઠ લોકમાં જનારો છે અને એ તે લોકમાં જશે જ નહિ.[૩૯]

ગૌતમ બોલ્યો: સ્વર્ગના ઉપરના ભાગમાં પ્રજાપતિના મહાન લોક આવેલા છે. તે વિશાળ છે, શોકરહિત છે અને સર્વ લોકમાં ઉત્પન્ન થયેલા પ્રાણીઓને ઇચ્છવા યોગ્ય છે. તે લોકમાં પણ હું મારા હાથીને તારી પાસેથી પાછો લઈશ.[૪૦]

ધૃતરાષ્ટ્ર બોલ્યો: જે રાજાઓ રાજસૂય યજ્ઞ કરનારા હોય છે, ધર્માત્મા હોય છે, પ્રજાઓનું રક્ષણ કરનારા હોય છે અને જેમણે અશ્વમેધ યજ્ઞ કરીને તેની સમાપ્તિ સમયે અવભૃથસ્નાન કર્યું હોય છે, તે રાજાઓને માટે એ પ્રજાપતિના લોક નિર્માણ થયેલા છે; પણ ધૃતરાષ્ટ્ર તો એ લોકમાં જનારો જ નથી.[૪૧]

ગૌતમ બોલ્યો: તેની પેલી પાર સનાતન ગોલોક પ્રકાશી રહ્યો છે. તે અત્યંત પવિત્ર ગંધથી મહેકી રહ્યો છે, રજોગુણથી રહિત છે, શોકથી મુક્ત છે અને કોઈનાથી પરાભવ કરવાને અશક્ય છે. તે દુર્લભ લોકમાં પણ હું મારા હાથીને તારી પાસેથી પાછો લઈશ.[૪૨]

ધૃતરાષ્ટ્ર બોલ્યો: જે મનુષ્ય એક લાખ ગાયોનું દાન કરે છે અથવા જે મનુષ્ય પોતાની શક્તિ અનુસાર પ્રત્યેક વર્ષે સો સો ગાયોનું દાન કરે છે, તેમ જ જે એક મનુષ્ય પોતાની પાસેની દશ ગાયોમાંથી એક ગાયનું દાન કરે છે અથવા પાંચ ગાયોમાંથી એક ગાયનું દાન કરે છે, તે દાનશીલ મનુષ્ય એ ગોલોકમાં જાય છે.[૪૩] અથવા જે બ્રાહ્મણો બ્રહ્મચર્ય પાળતાં પાળતાં ઘરડા થઈ જાય છે, જેઓ બ્રાહ્મી વાણી(વેદવાણી)નું રક્ષણ કરે છે અને જે મનસ્વી પુરુષો તીર્થયાત્રા કરવામાં પરાયણ રહે છે, તે સર્વે એ લોકમાં જઈને આનંદ કરે છે.[૪૪] વળી જે મહાત્મા પુરુષો વ્રતને ધારણ કરનારા હોઈને પ્રભાસ, માનસસરોવર, પુષ્કર, મહાસર, પવિત્ર નૈમિષારણ્ય, એક હાથભર જળ વહેનારી બાહુદા નદી, ગયા, ગયશિર, વિપાશા, સ્થૂલવાલુકા, કૃષ્ણા, ગંગા, પંચનદ, મહાહ્રદ, ગોમતી, કૌશિકી, પંપા, સરસ્વતી, દૃષદ્વતી અને યમુના વગેરે તીર્થક્ષેત્રોમાં ગમન કરે છે, તેઓ પણ કેવળ મંગલમૂર્તિ થઈને તથા દિવ્ય આકૃતિ, દિવ્ય માળા અને પવિત્ર ગંધથી યુક્ત થઈને એ ગોલોકમાં જાય છે. પણ ધૃતરાષ્ટ્ર તે લોકમાં જશે જ નહિ.[૪૫-૪૮]

ગૌતમ બોલ્યો: જ્યાં ટાઢ અને તાપનો લેશમાત્ર ભય નથી, જ્યાં ક્ષુધા, તૃષા, ગ્લાનિ,

દુઃખ કે સુખ પણ નથી, જ્યાં કોઈ દ્વેષપાત્ર કે પ્રીતિપાત્ર નથી, જ્યાં કોઈ મિત્ર કે શત્રુ નથી, જ્યાં જરા કે મરણ નથી, જ્યાં પુણ્ય કે પાપ નથી, જ્યાં રજોગુણનો અભાવ છે, જ્યાં કેવળ આનંદનું જ અસ્તિત્વ છે અને જ્યાં પ્રજ્ઞા તથા સત્ત્વગુણની જ સ્થિતિ છે, ત્યાં તે પવિત્ર બ્રહ્માના લોકમાં તું મારા હાથીને પાછો આપીશ.

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે મહામુનિ ! જે પુરુષો સર્વ પ્રકારના સંગથી મુક્ત થયેલા હોય છે, જે કૃતકૃત્ય થયેલા હોઈને નિયમિત રીતે વ્રતને ધારણ કરનારા હોય છે, જે અધ્યાત્મચિંતન અને યોગાભ્યાસમાં આસક્ત રહેનારા હોય છે, જે સ્વર્ગની ગતિને પહોંચી વળેલા હોય છે અને જે કેવળ સાત્ત્વિક પ્રકૃતિના જ હોય છે, તે પુરુષો એ પવિત્ર બ્રહ્મલોકને પામે છે. પણ આ ધૃતરાષ્ટ્રને તમે ત્યાં પણ જોઈ શકશો નહિ.[૪૯-૫૩]

ગૌતમ બોલ્યો : જ્યાં રથંતર સામ અને બૃહત્સામનું નિત્ય ગાન થઈ રહ્યું છે, જ્યાંની યજ્ઞવેદિકા પુંડરીક જાતિનાં કમળોથી છવાઈ રહેલી છે અને જ્યાં સોમરસનું પાન કરનારો પુરુષ ઘોડાઓ જોડેલા વાહનમાં બેસીને પ્રયાણ કરે છે, ત્યાં તે લોકમાં પણ હું મારા હાથીને તારી પાસેથી પાછો લઈશ.[૫૪] હું તને ઓળખું છું કે, તું વૃત્રાસુરનો નાશ કરનાર ઇંદ્ર છે અને આ રીતે તું સમગ્ર ભુવનોમાં ફર્યા કરે છે; પણ મેં મારી વાણીથી કે મનથી તારો કદી અપરાધ કર્યો નથી.[૫૫]

ઇંદ્ર બોલ્યો : હું ઇંદ્ર જ છું. મેં આ હાથીનું હરણ કરી આપની સાથેના સંવાદમાં પ્રજાઓના લોકમાર્ગને પ્રકટ કર્યો છે, માટે હવે હું આપને પ્રણામ કરું છું. આપની જે ઇચ્છા હોય તે મને કહો. આપ જે કહેશો તે સર્વ હું કરીશ.[૫૬]

ગૌતમ બોલ્યો : હે દેવેંદ્ર ! આ શ્વેત વર્ણનો હાથી મારો પુત્ર છે, દશ વર્ષનો બાળક છે અને તેનું તેં હરણ કર્યું છે. વનમાં વસનારા મને એ બીજો સહાયક છે. તું તેને જ મને પાછો આપ.[૫૭]

ઇંદ્ર બોલ્યો : હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! જુઓ, આ તમારો પુત્ર હાથી તમારી સામે જોતો જોતો અહીં આવે છે. જુઓ, એ અહીં આવીને પોતાની નાસિકા વડે તમારા બન્ને ચરણોને સૂંઘે છે. માટે હવે તમે મારા કલ્યાણનું ચિંતન કરો, હું તમને નમસ્કાર કરું છું.[૫૮]

ગૌતમ બોલ્યો : હે દેવેંદ્ર ! તારા કલ્યાણનું હું નિત્ય ચિંતન કરું છું અને હું તારી નિત્ય પૂજા કરું છું. માટે હે ઇંદ્ર ! તું પણ મારું કલ્યાણ કર અને મારા હાથીને પાછો આપ, એટલે હું તેનો સ્વીકાર કરું.[૫૯]

ઇંદ્ર બોલ્યો : જે બુદ્ધિમાન અને સત્યનિષ્ઠ મહાત્માઓની હૃદયગુહામાં વેદો નિવાસ કરી રહ્યા હોય છે, તેઓ પૈકી તમે એક જ મહાત્માએ મને ઓળખ્યો છે, તેથી હું તમારા પર પ્રસન્ન થયો છું.[૬૦] માટે હે બ્રાહ્મણ ! તમારા પુત્ર આ હાથીની સાથે તમે સત્વર સ્વર્ગમાં ચાલો અને ત્યાં શુભ લોક પ્રાપ્ત કરીને તમે લાંબા કાળ સુધી નિવાસ કરો.[૬૧] એમ કહીને વજ્રધારી ઇંદ્ર ગૌતમને તથા તેના પુત્ર હાથીને આગળ કરી તે બન્નેની સાથે સત્પુરુષોને પણ દુર્લભ એવા સ્વર્ગલોકમાં ગયો.[૬૨] જે પુરુષ ઇંદ્રિયોને વશ રાખીને આ આખ્યાનનું શ્રવણ કરે છે અથવા નિત્ય પઠન કરે છે, તે પુરુષ બ્રાહ્મણ ગૌતમની પેઠે સ્વર્ગલોકમાં જાય છે.[૬૩]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'હસ્તિકૂટ' નામનો અધ્યાય ૧૦૨ મો સમાપ્ત

# अध्याय १०३ मो
## અનશનવ્રત જેવું કોઈ વ્રત નથી

॥ युधिष्ठिर उवाच ॥

दानं बहुविधाकारं शांतिः सत्यमहिंसितम् ।
स्वदारतुष्टिश्चोक्ता ते फलं दानस्य चैव यत् ॥

યુધિષ્ઠિર બોલ્યા હે પિતામહ ! અનેક પ્રકારનું દાન, શાંતિ, સત્ય, અહિંસા, પોતાની સ્ત્રી વિષે સંતોષ અને દાનનું ફળ એ સર્વના સબંધમાં તમે મને કહ્યું[1] હવે કૃચ્છ્ર ચાદ્રાયણ આદિ તપોબળના કરતાં પણ જે અધિક બળવાન હોય એવુ આપ શું જાણો છો ?[2] વળી જે સર્વ તપના મધ્યમાં પણ શ્રેષ્ઠ હોય તેવું શું છે, તે મને કહેવાને તમે યોગ્ય છો.[3]

ભીષ્મ બોલ્યા હે યુધિષ્ઠિર ! લોકો જેવાતેવા સર્વ વ્રતને તપ કહે છે પણ હે કુંતાપુત્ર ! મારો તો એ વિષયમાં એ જ મત છે કે, અનશનવ્રત કરતાં શ્રેષ્ઠ એવું બીજું કોઈ તપ જ નથી.[3] આ વિષયમાં પણ ભગીરથ અને મહાત્મા બ્રહ્મદેવના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[4] હે ભારત ! અમારા સાંભળવામાં આવ્યુ છે કે, ભગીરથ દેવલોકનું, ગોલોકનું તથા ઋષિલોકનું ઉલ્લંઘન કરીને છેક બ્રહ્મલોકમાં ગયો હતો.[5] હે રાજન્ ! તે સમયે ભગીરથને જોઈને બ્રહ્માએ તેને પ્રશ્ન પૂછ્યો કે, 'હે ભગીરથ ! તું આ દુર્લભ લોકમાં કેવી રીતે આવ્યો ? દેવો, ગંધર્વો તથા મનુષ્યો મોટું તપશ્ચરણ કર્યા વિના આ લોકમાં આવી શકતા નથી, છતાં હે ભગીરથ ! તું અહીં કેવી રીતે આવ્યો ?[6,7]

ભગીરથ બોલ્યો હે વિદ્વન્ ! હું બ્રાહ્મવ્રતનો નિત્ય આશ્રય કરીને બ્રાહ્મણોને હમેશા એક લાખ સોનામહોરોનું દાન આપતો હતો, પણ હું એ દાનના ફળથી આ લોકમાં આવ્યો નથી.[8] મેં દશ એકરાત્ર યજ્ઞો કર્યા છે, દશ પંચરાત્ર યજ્ઞો કર્યા છે, અગિયાર એકાદશરાત્રયજ્ઞો કર્યા છે અને સો જ્યોતિષ્ટોમ યજ્ઞો કર્યા છે; પરંતુ તેના ફળથી હું આ લોકમાં આવ્યો નથી.[9] મેં નિત્ય ગંગા નદીના તીર ઉપર નિવાસ કરીને સો વર્ષ સુધી તપશ્ચર્યા કરી છે. વળી મેં એ સમયે એક હજાર ખચ્ચરીઓનું તથા પુષ્કળ સ્ત્રીઓનું દાન કર્યું છે, પણ તેનાં ફળથી હું આ લોકમાં આવ્યો નથી.[10] મેં પુષ્કર ક્ષેત્રમાં બ્રાહ્મણોને એક લાખ ઘોડાઓનાં તથા બે લાખ ગાયોનાં સેંકડો ને હજારો વાર દાન કર્યા છે વળી મેં સુવર્ણના ઉત્તમ ચંદ્રહારોને ધારણ કરનારી એક હજાર શ્રેષ્ઠ કન્યાઓનું તથા સુવર્ણના અલંકારોથી શણગારેલી સાઠ હજાર કન્યાઓનુ દાન કર્યું છે છતાં, હું તેના ફળથી આ લોકમાં આવ્યો નથી.[11,12] હે લોકનાથ ! મેં ગોસવ નામના યજ્ઞમાં એક એક બ્રાહ્મણને દશ દશ ગાયોનું દાન કર્યું છે અને એક દર દશ અબજ ગાયોનું દાન કર્યું છે તે સર્વ ગાયો સમાન વર્ણવાળા વાછરડાવાળી હોઈને દૂધ આપનારી હતી, અને સુવર્ણ તથા કાંસાનાં દોહનપાત્રોથી યુક્ત હતી પરંતુ હું તે દાનના પુણ્યથી આ લોકમાં આવ્યો નથી.[13] હે બ્રહ્મન્ ! મેં પુષ્કળ સોમયાગો કર્યા છે અને તેમાં પ્રત્યેક બ્રાહ્મણને પ્રથમ વિયાયેલી, દૂધને આપનારી અને રોહિણી જાતિની દશ દશ ગાયો આપીને સેંકડો ગાયનું દાન કર્યું છે વળી મેં દૂધ આપનારી લાખો સામાન્ય ગાયોનું દશ દશગણું દાન કર્યું છે, પણ હું તેના પુણ્યથી આ લોકમાં આવ્યો નથી.[14,15] મેં બાહ્લિક દેશમાં ઉત્પન્ન થયેલા એક લાખ ઘોડાઓનું તથા સુવર્ણની માળાવાળા એક લાખ શ્વેત વર્ણના ઘોડાઓનું દાન આપ્યુ છે, પણ હું તેના પુણ્યથી આ લોકમાં આવ્યો નથી[16] હે બ્રહ્મન્ ! હું પ્રત્યેક યજ્ઞમાં નિત્ય અઢાર કરોડ સોનામહોરોનું

દાન આપતો હતો; છતાં હું તેના ફળથી આ લોકમાં આવ્યો નથી.[17] હે પિતામહ ! મેં કાળા કાનવાળા, લીલા વર્ણવાળા અને હેમમાળાવાળા સત્તર કરોડ ઘોડાઓ દાનમાં આપ્યા છે.[18] વળી મેં હળની ઈષ (દાંડી) સમાન દાંતવાળા, મોટાં શરીરવાળા, સુવર્ણની માળાઓથી શણગારેલા અને પદ્મના ચિહ્નવાળા સિત્તેર હજાર હાથીઓનું દાન કર્યું છે.[19] તેમ જ હે દેવેશ ! મેં સુવર્ણનાં દિવ્ય આભૂષણોથી શણગારેલા અને સુવર્ણમય અવયવોવાળા દશ હજાર રથોનું દાન કર્યું છે.[20] ઉપરાંત શણગારેલા ઘોડાઓથી જોડેલા બીજા સાત હજાર રથો મેં વેદમાં કહેલી દક્ષિણારૂપે આપ્યા છે.[21] વળી મેં દશ વાજપેય નામના યજ્ઞો કર્યા હતા અને તેમાં યજ્ઞયાગ તથા પરાક્રમને લીધે ઇંદ્ર તુલ્ય પ્રભાવવાળા એક હજાર વીરપુરુષોને કંઠમાં સુવર્ણની માળાઓ પહેરાવીને દાનમાં આપી દીધા હતા. વળી હે પિતામહ સર્વ રાજાઓને જીતીને મેં પુષ્કળ ધનનો વ્યય કરીને આઠ રાજસૂય યજ્ઞો કર્યા હતા; પરંતુ હું તેના ફળથી આ લોકમાં આવ્યો નથી. હે જગતના પતિ ! મેં આટલી બધી દક્ષિણાઓ આપી હતી તેથી ગંગાનો તે સમગ્ર પ્રવાહ જ્યાં સુધી વહે છે ત્યાં સુધીનો સર્વ પ્રદેશ છવાઈ ગયો હતો; પરંતુ હું તેના ફળથી આ લોકમાં આવ્યો નથી. વળી મેં સેંકડો સુવર્ણના અલંકારોથી શણગારેલા બે હજાર ઘોડાઓનું તથા ઉત્તમ પ્રકારનાં ત્રણસો ત્રણસો ગામોનું એક એક બ્રાહ્મણને દાન કર્યું છે. વળી હિમાલયમાં ગંગાની જે દુઃસહ ધારાને મહાદેવે મસ્તક ઉપર ધારણ કરી હતી, તેના તટ ઉપર મેં દીર્ઘ કાળ પર્યંત નિયમિત આહાર કરીને, ચિત્તને શાંત કરીને તથા મૌનવ્રત ધારણ કરીને તપશ્ચર્યા કરી છે. છતાં પણ હે પિતામહ ! હું તેના ફળથી આ લોકમાં આવ્યો નથી.[22-27] હે દેવ ! એક બળવાન પુરુષને હાથે ફેંકાયેલો લાકડાનો એક ઘોડો જેટલા દૂર પ્રદેશમાં પડે તેટલા પ્રદેશને અંતરે મેં સાવસ્ક નામના દશ હજાર યજ્ઞો કરીને દેવોનું યજન કર્યું છે. વળી મેં ત્રયોદશાહ, દ્વાદશાહ અને પૌંડરીક નામના યજ્ઞો પણ કર્યા છે; પરંતુ હું તેમના ફળથી આ લોકમાં આવ્યો નથી.[28] વળી મેં મોટી ખૂંધવાળા આઠ હજાર ધોળા બળદોનું બ્રાહ્મણોને દાન કર્યું છે અને તે બળદોનું એક એક શિંગડું સુવર્ણથી મઢવામાં આવ્યું હતું, તેમ જ મેં એ બ્રાહ્મણોને સુવર્ણની માળાઓ ધારણ કરનારી એક એક સ્ત્રીનું દાન કર્યું હતું.[29] વળી તંદ્રાના ત્યાગપૂર્વક મેં અનેક મોટા યજ્ઞોથી દેવોનું યજન કર્યું હતું અને તેમાં મેં સુવર્ણ તથા રત્નોના મોટા ઢગલાઓ, રત્નોના પર્વતો ધનધાન્યની સમૃદ્ધિવાળાં બીજાં હજારો ગામો તથા સેંકડો પ્રથમ વેતરની ગાયો બ્રાહ્મણોને દાનમાં આપી હતી; પરંતુ હું તે સર્વના ફળથી આ લોકમાં આવ્યો નથી.[30,31] હે બ્રહ્મદેવ ! મેં સંપૂર્ણ દક્ષિણાવાળા એકાદશાહ યજ્ઞો કર્યા છે, બે વાર દ્વાદશાહ યજ્ઞો કર્યા છે, અશ્વમેધ યજ્ઞો કર્યા છે અને સોળ આર્કાયણ નામના યજ્ઞો કર્યા છે. પરંતુ હું તેમના ફળથી આ લોકમાં આવ્યો નથી.[32] મેં એક યોજન વિસ્તારવાળું અને અનેક રંગબેરંગી રત્નોથી જડેલા તદ્દન સુવર્ણમય એવા આંબાનાં વૃક્ષોથી છવાયેલું એક વન બ્રાહ્મણોને દાન કર્યું હતું. એ વનમાં પ્રત્યેક વૃક્ષના અગ્ર ભાગમાં સુવર્ણની માળા પહેરાવવામાં આવી હતી; પણ હું તેનાં ફળથી આ લોકમાં આવ્યો નથી.[33] વળી મેં ક્રોધનો ત્યાગ કરીને ત્રીસ વર્ષ સુધી અશક્ય એવું તુરાયણ વ્રત કર્યું છે, તેમ જ એ વ્રતના સમયે પ્રતિદિન નવસો નવસો ગાયોનું મેં બ્રાહ્મણોને દાન કર્યું છે.[34] વળી એ ગાયો દૂધને આપનારી હતી તથા રોહિણી જાતિની

કતી. હે લોકનાથ! તે વેળા મેં બીજા અનેક બળદોનું પણ બ્રાહ્મણોને નિત્ય દાન કર્યું હતું. છતાં હે દેવેશ! હું તેના ફળથી આ લોકમાં આવ્યો નથી.[૩૫] હે બ્રહ્મન! મેં નિત્ય ત્રીસ અગ્નિહોત્રો ચલાવ્યા છે, આઠ સર્વમેધ યજ્ઞો કર્યા છે, સાત નરમેધ યજ્ઞો કર્યા છે અને એક હજાર ને અઢાર વિશ્વજિત્ યજ્ઞો કર્યા છે; પરંતુ હે દેવેશ! હું તેમના ફળથી આ લોકમાં આવ્યો નથી.[૩૬,૩૭] મેં સરયૂ, બાહુદા, ગંગા અને નૈમિષારણ્ય વગેરે તીર્થક્ષેત્રોમાં લાખો ગાયોનાં દાન કર્યાં છે; પરંતુ હું તેનાં ફળથી આ લોકમાં આવ્યો નથી.[૩૮] પણ હે દેવશ્રેષ્ઠ! જે વ્રતને ઇંદ્રે અત્યંત ગુપ્ત રાખ્યું છે અને જેને શુક્રાચાર્યે પોતાના તપોબળથી મેળવ્યું છે, તેમ જ જે શુક્રાચાર્યના તેજથી અત્યંત પ્રજ્વળી રહ્યું છે, તે અનશનવ્રતનું મેં આરાધન કર્યું છે. તે અનશનવ્રતને મેં જ્યારે પૂર્ણ કર્યું હતું, ત્યારે સર્વ બ્રાહ્મણો મારા પર પ્રસન્ન થયા હતા અને હજારો ઋષિઓ તે સમયે મારી પાસે આવ્યા હતા.[૩૯,૪૦] હે પ્રભુ! મારા પર પ્રસન્ન થયેલા તે હજારો બ્રાહ્મણોએ તે સમયે મને કહ્યું હતું કે, 'હે રાજા! તું બ્રહ્મલોકમાં જા.' આ રીતે હું અનશનવ્રતના પ્રભાવથી આ લોકમાં આવ્યો છું, એમાં તમારે કંઈ વિચાર કરવાનો નથી.[૪૧] આપ વિધાતાએ મને પોતાની ઇચ્છાનુસાર પ્રશ્ન કર્યો હતો, તેથી મારે તેનો યથાવત્ ઉત્તર આપવો જોઈએ, એવા અભિપ્રાયથી મેં આપને એ સર્વ વૃત્તાંત કહ્યો છે. હું તો એમ જ માનું છું કે, અનશનવ્રતના જેવું બીજું કોઈ તપ જ નથી. હે દેવવર! હવે હું આપને નમસ્કાર કરું છું, આપ મારા પર પ્રસન્ન થાઓ.'[૪૨]

ભીષ્મ બોલ્યા: રાજા ભગીરથે એ પ્રમાણે કહ્યું, તે પછી બ્રહ્મદેવે તે પૂજ્ય રાજાની શાસ્ત્રોક્ત વિધિપૂર્વક પૂજા કરી.[૪૩] માટે હે રાજા! તું પણ અનશનવ્રત કરીને બ્રાહ્મણોની નિત્ય પૂજા કર; કેમ કે બ્રાહ્મણોના વચનથી આ લોકમાં તથા પરલોકમાં સર્વ મનોરથો સિદ્ધ થાય છે.[૪૪] ઉત્તમ ગણાતા દેવતાઓએ પણ વસ્ત્રો, અન્ન, ગાયો તથા સુંદર ગૃહો અર્પણ કરીને બ્રાહ્મણોને અવશ્ય સંતોષવા જોઈએ. માટે તું પણ નિર્લોભવૃત્તિથી એ ગુહ્ય વ્રતનું આચરણ કર.[૪૫]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'બ્રહ્મા અને ભગીરથનો સંવાદ' નામનો અધ્યાય ૧૦૩મો સમાપ્ત

## अध्याय १०४मो

### સંપૂર્ણ આયુષ્યમાન થવાના ઉપાયો

॥ युधिष्ठिर उवाच ॥

शतायुरुक्तः पुरुषः शतवीर्यश्च जायते ।
कस्मान्म्रियन्ते पुरुषा बाला अपि पितामह ॥

યુધિષ્ઠિર બોલ્યા: હે પિતામહ! વેદમાં કહ્યું છે કે, પુરુષનું આયુષ્ય સો વર્ષનું હોય છે અને પુરુષ સેંકડો પ્રકારના વીર્યવાળો થઈને જન્મે છે, છતાં પુરુષો બાલ્યાવસ્થામાં જ શા માટે મરણ પામે છે? શું કરવાથી મનુષ્ય સંપૂર્ણ આયુષ્યમાન થઈ શકે છે? શું કરવાથી તે અલ્પ આયુષ્યવાળો થાય છે? કયું કર્મ કરવાથી તેને કીર્તિનો તથા લક્ષ્મીનો લાભ થાય છે?[૧,૨] હે પિતામહ! શું મન, વચન તથા કર્મ વડે તપશ્ચર્યા કરવાથી, બ્રહ્મચર્ય પાળવાથી, જપહોમ કરવાથી અથવા ઔષધોનું સેવન કરવાથી મનુષ્ય આયુષ્માન થાય છે, આ મને કહો.[૩]

ભીષ્મ બોલ્યા: આ વિષયમાં તેં મને પ્રશ્ન પૂછ્યો છે, માટે હું તને કહું છું. મનુષ્ય જે કર્મ કરીને અલ્પ આયુષ્યવાળો થાય છે, જે કર્મ કરીને લાંબા આયુષ્યવાળો થાય છે, જે કર્મ કરીને કીર્તિને તથા લક્ષ્મીને પામે છે અને જે રીતે વર્તીને પુરુષ શ્રેય સંપાદન કરે છે, તે સર્વ હું

તને કહું છું.[૪,૫] પુરુષ આચારનું પાલન કરવાથી આયુષ્ય મેળવે છે, લક્ષ્મીને મેળવે છે અને આ લોકમાં તથા પરલોકમાં કીર્તિ સંપાદન કરે છે.[૬] પણ દુરાચારી પુરુષ આ લોકમાં મોટા આયુષ્યને મેળવી શકતો નથી; કેમ કે તેવા પુરુષથી પ્રાણીમાત્ર ત્રાસ પામે છે અને તેઓ તેનો પરાભવ કરવા તૈયાર થાય છે.[૭] માટે પોતાનું કલ્યાણ કરવાની ઇચ્છા હોય, તો પ્રત્યેક મનુષ્યે સદાચારનું પાલન કરવુ: કેમ કે સદાચાર એક પાપી શરીરવાળા પુરુષનાં કુલક્ષણોનો પણ નાશ કરે છે.[૮] ધર્મનું લક્ષણ આચાર છે, સત્પુરુષોનું લક્ષણ ચારિત્ર્ય છે અને તેવા સત્પુરુષોના સુયોગ્ય વર્તનનેજ આચારનું લક્ષણ કહેવામાં આવે છે.[૯] જે પુરુષ ધર્માચરણી હોઈને નિત્ય કલ્યાણજનક કર્મો જ કર્યા કરે છે, તે પુરુષને કદી જોવામાં ન આવ્યો હોય છતાં પણ તેનું નામ સાંભળીનેજ મનુષ્યો તેના પર પ્રીતિ કરે છે.[૧૦] પરંતુ જે પુરુષો નાસ્તિક હોય છે, પોતાની ધાર્મિક ક્રિયાઓથી ભ્રષ્ટ હોય છે, ગુરુઓનું તથા શાસ્ત્રોનું અપમાન કરનારા હોય છે અને કેવળ અધર્મનેજ જાણનારા હોઈને દુરાચારી હોય છે, તેઓ અલ્પાયુષી થાય છે.[૧૧] વળી જેઓ ચારિત્ર્યથી હીન હોય છે, મર્યાદાને તોડનારા હોય છે અને નિત્ય હરકોઈ સ્ત્રી સાથે મૈથુન કરનારા હોય છે, તે પુરુષો અલ્પાયુષી થાય છે, એટલું જ નહિ પણ મરણ પછી નરકમાં જાય છે.[૧૨] પરંતુ જે પુરુષ સર્વ લક્ષણોથી રહિત હોય છે, છતાં જે શ્રેષ્ઠ સદાચારનું પાલન કરે છે, શ્રદ્ધાળુ હોય છે અને અસૂયાદોષથી રહિત હોય છે તે સો વર્ષ સુધી જીવી શકે છે.[૧૩] વળી ક્રોધનો ત્યાગ કરનાર, સત્યવાદી, પ્રાણીઓની હિંસા નહિ કરનાર, અસૂયારહિત અને નિષ્કપટી પુરુષ પણ સો વર્ષ સુધી જીવી શકે છે.[૧૪] પણ વ્યર્થ માટીનાં ઢેફાં ભાગનાર, વ્યર્થ ઘાસને તોડનાર, દાંત વતી નખોને કાપનાર, નિત્ય ઉચ્છિષ્ટ રહેનાર તથા અસ્થિર વૃત્તિવાળો પુરુષ આ લોકમાં લાંબા આયુષ્યવાળો થઈ શકતો નથી.[૧૫] મનુષ્યે બ્રાહ્મમુહૂર્તમાં (સૂર્યોદયની પહેલાં એક કલાકે) નિદ્રામાંથી ઊઠી જવું અને ધર્મ તથા અર્થનું ચિંતન કરવું. પછી સ્નાનશૌચાદિ કરી, આચમન કરી બે હાથ જોડીને તેણે પ્રાતઃકાળની સંધ્યા કરવી.[૧૬] સાયંકાળે પણ તેણે મૌનવ્રત ધારણ કરી સાયંસંધ્યા કરવી. ઉદય પામતા, અસ્ત પામતા, ગ્રહણસમયના, જળમાં પ્રતિબિંબિત થયેલા અને મધ્યાહ્નકાળે આકાશના મધ્યભાગમાં આવેલા સૂર્યને જોવો નહિ. પૂર્વે સર્વ ઋષિઓ નિત્ય સંધ્યોપાસન કરીનેજ લાંબા આયુષ્યને પામ્યા હતા. માટે વાણીને નિયમમાં રાખીને નિત્ય પ્રાતઃસંધ્યાનું ઉપાસન કરવું. જે બ્રાહ્મણો પ્રાતઃકાળની તથા સાયંકાળની સંધ્યા કરતા નથી, તે બ્રાહ્મણો પાસે ધાર્મિક રાજાએ શૂદ્રનાં કર્મો કરાવવાં. હરકોઈ પુરુષે સર્વ વર્ણોમાં પારકી સ્ત્રી સાથે વ્યભિચાર કરવો નહિ.[૧૭-૨૦] કેમ કે પારકી સ્ત્રી સાથેના વ્યભિચાર જેવું લોકમાં કંઈ આયુષ્યનાશક છેજ નહિ. સ્ત્રીઓના શરીરમાં જેટલાં રુવાંટાંનાં છિદ્રો હોય છે, તેટલાં હજાર વર્ષો સુધી તેમની સાથે વ્યભિચાર કરનારા પુરુષો નરકનું સેવન કર્યા કરે છે.[૨૧,૨૨] કેશોનું પ્રસાધન (એટલે વાળમાં તેલ નાખવું, વાળને ઓળવા વગેરે), આંજણ આંજવું, દાતણ કરવું તથા દેવતાઓનું પૂજન વગેરે કાર્યો દિવસના પ્રથમ ભાગમાં જ કરી લેવાં.[૨૩] વિષ્ઠા તથા મૂત્રને જોવાં નહિ, તેમ વિષ્ઠા તથા મૂત્રની પાસે કદી બેસવું નહિ. પરોઢિયામાં, રાત્રિમાં તથા મધ્યાહ્નકાળે કોઈ અજાણ્યા માણસો સાથે એકલા જવું નહિ, શૂદ્રોની સાથે એકલા જવું નહિ. બ્રાહ્મણોને, ગાયોને તથા રાજાઓને માર્ગ આપવો. વળી વૃદ્ધ પુરુષને, મસ્તકે ભાર ઉપાડી તપી ગયેલા મનુષ્યને, ગર્ભિણી

સ્ત્રીને તથા દુર્બળ મનુષ્યને માર્ગ આપવો અને જાણીતાં વૃક્ષોની પ્રદક્ષિણા કરવી.[૨૪-૨૬] સર્વ ચૌટાંઓની પણ પ્રદક્ષિણા કરવી. પણ મધ્યાહ્નકાળે, રાત્રિના સમયે, મધ્યરાત્રે તથા પ્રાતઃકાળે અને સાયંકાળે ચૌટામાં બેસી રહેવું નહિ. બીજાએ પહેરેલા જોડા તથા વસ્ત્ર કદી પહેરવાં નહિ.[૨૭,૨૮] નિત્ય બ્રહ્મચારી રહેવું (અર્થાત્ પોતાની સ્ત્રી સાથે પણ ઋતુકાળ વિના ગમન કરવું નહિ), એક પગને બીજા પગથી કદી દબાવવો નહિ અને પ્રત્યેક પખવાડિયામાં અમાવાસ્યાને દિવસે, પૂર્ણિમાને દિવસે, ચૌદશને દિવસે તથા આઠમને દિવસે સદાય બ્રહ્મચારી રહેવું.[૨૯] યજ્ઞાદિ નિમિત્ત વિના વૃથા માંસભક્ષણ કરવું નહિ, કોઈ પણ પ્રાણીની પીઠનું માંસ ખાવું નહિ, પારકી નિંદા કરવી નહિ, કોઈની સાથે વાદવિવાદ કરવો નહિ અને કોઈની ચાડીચુગલી કરવી નહિ.[૩૦] બીજાનાં મર્મસ્થાનોને પીડા થાય તેવાં વચનો બોલવાં નહિ, ક્રૂર વાક્યો બોલવાં નહિ, નીચ મનુષ્ય પાસેથી કોઈ પદાર્થ લેવો નહિ અને જે વાણીથી બીજાને ઉદ્વેગ થાય તેવી રૂક્ષ અને પાપી વાણી બોલવી નહિ.[૩૧] જે પુરુષને મુખમાંથી નીકળેલાં વાણીરૂપી બાણોથી પ્રહાર કરવામાં આવે છે, તેને રાત્રિદિવસ શોક થયા કરે છે. માટે વિદ્વાન પુરુષે બીજાના મર્મભાગોમાં પીડા કરે તેવાં વાણીરૂપી બાણો કદી છોડવાં નહિ.[૩૨] વળી બાણોથી વીંધી નાખેલું તથા કુહાડાથી કાપી નાખેલું એક વન ફરીને ઊગી નીકળે છે, પણ દુષ્ટ વાણીરૂપી બાણોથી કરવામાં આવેલો મનુષ્યનો બીભત્સ જખમ કદી રુઝાતો નથી.[૩૩] કોઈ એક મનુષ્યના શરીરમાંથી કર્ણિ, નાલીક અને નારાચજાતિનાં બાણો પાછાં ખેંચી શકાય છે, પણ હૃદયમાં સચોટ પેસી ગયેલું વાણીરૂપી શલ્ય કદી પાછું ખેંચી શકાતું નથી. કોઈ મનુષ્યો હીન અંગવાળા હોય, અધિક અંગવાળા હોય, વિદ્યારહિત હોય, નિંદ્ય હોય અથવા રૂપ, દ્રવ્ય કે સત્યથી રહિત હોય તોપણ તેમના પ્રત્યે કદી આક્ષેપ કરવો નહિ.[૩૪,૩૫] નાસ્તિકતાનો, વેદોની નિંદાનો, દેવતાઓની નિંદાનો, દ્વેષનો, મદનો, અભિમાનનો તથા તીક્ષ્ણતાનો સર્વથા ત્યાગ કરવો.[૩૬] ક્રોધમાં આવીને કોઈ પણ મનુષ્યને શિક્ષા કરવી નહિ; માત્ર પુત્ર તથા શિષ્યને જ શિક્ષણ આપવા માટે તાડન કરવાનું શાસ્ત્રમાં કહ્યું છે.[૩૭] બ્રાહ્મણોની નિંદા કરવી નહિ, નક્ષત્રો જોઈને બીજાને દેખાડવાં નહિ, તેમ જ 'આજે અમુક પક્ષની અમુક તિથિ છે.' એમ કોઈને કહેવું નહિ. એ પ્રમાણે વર્તવાથી મનુષ્યનું આયુષ્ય ઓછું થતું નથી. મળમૂત્રનો ત્યાગ કર્યા પછી, શેરીમાં જઈ આવ્યા પછી, સ્વાધ્યાય કરવાના સમયે તથા ભોજન કરતી વેળાએ પગ ધોવા.[૩૮,૩૯] દેવતાઓએ બ્રાહ્મણોની આ ત્રણ વસ્તુઓને પવિત્ર માની છેઃ એક, જે વસ્તુની અપવિત્રતાના સંબંધમાં કંઈ જોવામાં ન આવ્યું હોત તે; બીજી જે વસ્તુને જળથી ધોઈને સ્વચ્છ કરવામાં આવી હોય તે; અને ત્રીજી જે વસ્તુને વેદવાણીથી સંસ્કારવાળી કરવામાં આવે છે તે.[૪૦] મનુષ્યે શીરો, ખીચડી, માંસ, પૂરી તથા દૂધપાક આટલા પદાર્થો પોતાને માટે બનાવવા નહિ, પણ દેવોને માટે બનાવવા.[૪૧] નિત્ય અગ્નિમાં હોમ કરવો, નિત્ય બ્રાહ્મણ આદિને ભિક્ષા આપવી અને નિત્ય વાણીને નિયમમાં રાખી દાતણ કરવું.[૪૨] સૂર્યનો ઉદય થઈ જાય ત્યાં સુધી સૂઈ રહેવું નહિ; કેમ કે સૂર્યના ઉદય પછી પણ સૂઈ રહેનારો મનુષ્ય પ્રાયશ્ચિત્તનો અધિકારી થાય છે. વળી શયનમાંથી ઊઠ્યા પછી પ્રથમ માતાને, પિતાને, આચાર્યને તથા બીજાં પોતાનાં વડીલ સંબંધીઓને વંદન કરવું. આમ કરવાથી મનુષ્ય મોટું આયુષ્ય મેળવી શકે છે. જે દાતણોને શાસ્ત્રમાં નિષિદ્ધ ગણેલાં છે, તે દાતણોનો નિત્ય

ત્યાગ કરવો, પણ શાસ્ત્રમાં કહેવામાં આવેલાં દાતણો જ હંમેશાં કરવાં. છતાં પર્વના દિવસોએ શાસ્ત્રમાં કહેવામાં આવેલાં દાતણોનો પણ ત્યાગ કરવો. ઉત્તર દિશા તરફ મુખ રાખીને નિરંતર મળ-મૂત્રનો ત્યાગ કરવા બેસવું.[૪૩-૪૫] દાતણ કર્યા વિના કદી દેવપૂજા કરવી નહિ, તેમ જ દેવપૂજા કર્યા વિના ગુરુ, વૃદ્ધ, ધાર્મિક અથવા વિદ્વાન પુરુષ વિના બીજા કોઈ પણ પુરુષ પાસે જવું નહિ.[૪૬] બુદ્ધિમાન પુરુષોએ મલિન દર્પણને જોવું નહિ, તેમ ક્યારેય કોઈ અજાણી સ્ત્રી સાથે અથવા ગર્ભિણી સ્ત્રી સાથે મૈથુન કરવું નહિ.[૪૭] વિદ્વાન પુરુષે ઉત્તર દિશા તરફ મસ્તક રાખીને તથા પશ્ચિમ દિશા તરફ મસ્તક રાખીને કદી સૂવું નહિ; પણ પૂર્વ દિશા તરફ અથવા દક્ષિણ દિશા તરફ મસ્તક રાખીને જ શયન કરવું.[૪૮] જે શયન ભાંગી ગયેલું હોય અથવા તૂટી ગયેલું હોય તેના પર કદી સૂવું નહિ. અત્યંત અંધકારવાળા પ્રદેશ-માં, પારકી સ્ત્રી આદિથી યુક્ત પ્રદેશમાં અને શરીરને વાંકું વાળીને સૂવું નહિ.[૪૯] નાસ્તિક પુરુ-ષોની સાથે કોઈ કામપ્રસંગે પણ જવું નહિ અથવા કોઈ સંકેત કરીને પણ જવું નહિ. વળી મનુષ્યે પોતાના આસનને પગથી ખેંચીને તેના પર બેસવું નહિ.[૫૦] નાગા થઈને કદી સ્નાન કરવું નહિ અને રાત્રિને સમયે કદી સ્નાન કરવું નહિ. વળી મહાવિચક્ષણ પુરુષે સ્નાન કર્યા પછી શરીર-ને મસળવું નહિ.[૫૧] તેણે સ્નાન કર્યા પહેલાં ચંદનાદિનું વિલેપન કરવું નહિ અને સ્નાન કર્યા પછી સ્નાનના વસ્ત્રને કદી ઝાટકવું નહિ. વળી મનુષ્યે નિત્ય ભીનાં વસ્ત્રો પહેરવાં નહિ.[૫૨] તેણે પહેરેલી માળાને ખેંચવી નહિ, તેમ પોતે પહે-રેલી માળાને કંઠની બહાર કદી ધારણ કરવી નહિ. વળી ઋતુમતી સ્ત્રી સાથે કદી વાતચીત કરવી નહિ.[૫૩] ખેતરમાં અથવા ગામની સમીપ-માં મળમૂત્રનો ત્યાગ કરવો નહિ, તેમ જળમાં પણ મળમૂત્રનો ત્યાગ કદી કરવો નહિ.[૫૪] ભોજન કર્યા પહેલાં જળના ત્રણ કોગળા કરી નાખવા અને ભોજન કર્યા પછી પણ જળના ત્રણ કોગળા કરીને જ ફરીથી મુખ ધોઈ નાખવું. પૂર્વ દિશા તરફ મુખ રાખીને જ નિત્ય ભોજન કરવા બેસવું, ભોજન કરતી વેળા મૌનવ્રત ધારણ કરવું. અન્નની નિંદા કરવી નહિ અને ભોજન કરી લીધા પછી થોડું અન્ન થાળીમાં બાકી રહેવા દેવું તથા મનમાં અગ્નિનું ધ્યાન કરવું. જે પુરુષ પૂર્વ દિશા તરફ મુખ રાખીને ભોજન કરે છે તેનું આયુષ્ય વધે છે, જે પુરુષ દક્ષિણ દિશા તરફ મુખ રાખીને ભોજન કરે છે તેને યશનો લાભ થાય છે, જે પુરુષ પશ્ચિમ દિશા તરફ મુખ રાખીને ભોજન કરે છે, તેને ધનનો લાભ થાય છે અને જે પુરુષ ઉત્તર દિશા તરફ મુખ રાખીને ભોજન કરે છે તેને મોક્ષ મળે છે.[૫૫-૫૭] ભોજન કરી લીધા પછી મનમાં અગ્નિનું ધ્યાન કરવું અને હાથમાં જળ લઈ નાસિકા તથા નેત્ર સહિત મુખને ધોઈ નાખવું. વળી સર્વ ગાત્રો, નાભિ તથા બન્ને હાથને પણ ધોઈ નાખવા. કોઈ જાતનાં ફોતરાં ઉપર તેમ જ કેશ, ભસ્મ તથા માટીનાં ઠીકરાં વગેરે ઉપર ઊભા રહેવું નહિ અને બીજાએ સ્નાન કરેલા જળનો દૂરથી જ ત્યાગ કરવો.[૫૮,૫૯] નિત્ય શાંતિ અને હોમ કરવા, ગાયત્રી આદિ મંત્રોનો જાપ કરવો અને એક સ્થળે બેસીને જ ભોજન કરવું પણ ચાલતાં ચાલતાં કદી ભોજન કરવું નહિ.[૬૦] ઊભા ઊભા મૂતરવું નહિ, ભસ્મના ઢગલામાં કદી મૂતરવું નહિ અને ગાયોનાં ટોળાંની વચ્ચે કદી મૂતરવું નહિ. ભીના પગે ભોજન કરવું; પણ ભીના પગે કદી સૂવું નહિ.[૬૧] જે પુરુષ ભીના પગે ભોજન કરે છે, તે સો વર્ષ સુધી જીવે છે. અન્નાદિનો સ્પર્શ કરી ઉચ્છિષ્ટ થયેલા પુરુષે અગ્નિ, ગાય તથા બ્રાહ્મણ એ ત્રણ તેજનો કદી

સ્પર્શ કરવો નહિ. વળી સૂર્ય, ચંદ્ર તથા નક્ષત્રો એ ત્રણ તેજને ઉચ્છિષ્ટ પુરુષે કદી જોવાં નહિ. આ રીતે વર્તવાથી પુરુષનું આયુષ્ય કદી ઓછું થતું નથી. જ્યારે એક વૃદ્ધ પુરુષ પાસે આવે છે, ત્યારે યુવાન પુરુષના પ્રાણ એકદમ ઊંચા ચઢી જાય છે; પણ જ્યારે યુવાન પુરુષ વૃદ્ધ પુરુષને દેખીને ઊભો થાય છે અને તેને પ્રણામ કરે છે, ત્યારે તેના પ્રાણ પાછા ઠેકાણે આવે છે. માટે યુવાન પુરુષે વૃદ્ધ પુરુષોને અવશ્ય પ્રણામ કરવા અને પોતે જાતે જ ઊઠીને આસન આપવું.[૬૩-૬૫] વળી વૃદ્ધ પુરુષની પાસે બે હાથ જોડીને ઊભા રહેવું. તે જ્યારે ચાલવા માંડે, ત્યારે તેની પાછળ પાછળ ચાલવું. વળી મનુષ્યે ભાંગ્યાતૂટ્યા આસન ઉપર બેસવું નહિ અને કાંસાના ભાંગેલા પાત્રનો ત્યાગ કરવો.[૬૬] એક જ વસ્ત્ર પહેરીને ભોજન કરવું નહિ, નાગા થઈને સ્નાન કરવું નહિ, કદી નાગા સૂવું નહિ અને એઠા મોંએ બેસી રહેવું નહિ.[૬૭] એઠા હાથથી મસ્તકનો સ્પર્શ કરવો નહિ, કેમ કે સર્વ પ્રાણને મુખ્યત્વે કરીને મસ્તકનો આશ્રય છે. વળી મસ્તક ઉપરના કેશને કદી ખેંચવા નહિ; તેમ જ મસ્તક ઉપર કદી પ્રહાર કરવો નહિ.[૬૮] પોતાના બન્ને હાથને એકઠા કરી પોતાનું મસ્તક ખણવું નહિ અને વારંવાર મસ્તક ઉપર જળ રેડીને સ્નાન કરવું નહિ. આ રીતે વર્તવાથી મનુષ્યનું આયુષ્ય ઓછું થતું નથી.[૬૯] માથાબોળ નાહ્યા પછી શરીરને તેલવાળો કોઈ પણ પદાર્થ અડાડવો નહિ, તેમ જ તલવાળો અથવા તલના તેલવાળો કોઈ પણ પદાર્થ ખાવો નહિ. એમ કરવાથી મનુષ્યનું આયુષ્ય કદી ઓછું થતું નથી.[૭૦] મનુષ્યે એઠા મોંએ બીજાને ભણાવવું નહિ, તેમ જ પોતે પણ ભણવું નહિ. વળી દુર્ગંધી પવન વાતો હોય તેવા પ્રદેશમાં મનમાં પણ વેદમંત્રોનું ચિંતન કરવું નહિ.[૭૧] આ વિષયમાં પ્રાચીન ઇતિહાસવેત્તાઓ યમે ગાયેલી શ્લોકબદ્ધ નીચેની ગાથાઓ ગાય છે: 'જે પુરુષ ઉચ્છિષ્ટ થઈને જ્યાંત્યાં ફર્યા કરે છે અને ઉચ્છિષ્ટ થઈને વેદનો સ્વાધ્યાય કરે છે, તેના આયુષ્યનો હું નાશ કરું છું તેમ જ તેની સંતતિને પણ હું હરી લઉં છું. જે બ્રાહ્મણ અનધ્યાયના સમયે પણ મોહથી વેદાભ્યાસ કરે છે, તેનો વેદાભ્યાસ નષ્ટ થાય છે અને આયુષ્ય પણ ઓછું થાય છે. માટે સાવધાન પુરુષે અનધ્યાયના સમયે કદી વેદાધ્યયન કરવું નહિ.[૭૨-૭૪] વળી જે પુરુષો સૂર્ય સામે, ગાય સામે, બ્રાહ્મણો સામે અથવા જાહેર માર્ગમાં મળમૂત્રનો ત્યાગ કરવા બેસે છે, તેમના આયુષ્યનો નાશ થાય છે.[૭૫] દિવસે ઉત્તર દિશા તરફ મુખ કરીને મળમૂત્રનો ત્યાગ કરવા બેસવું અને રાત્રે દક્ષિણ દિશા તરફ મુખ કરીને મળમૂત્રનો ત્યાગ કરવા બેસવું. તેમ કરવાથી કદી આયુષ્ય ઓછું થતું નથી.[૭૬] જે પુરુષને લાંબું આયુષ્ય મેળવીને જીવવાની ઇચ્છા હોય, તેણે બ્રાહ્મણ, ક્ષત્રિય તથા સર્પને દુર્બળ જાણીને પણ તુચ્છ ગણવા નહિ; કેમ કે તેઓ ત્રણે દાઢમાં ઝેરવાળા ગણાય છે.[૭૭] ક્રોધાયમાન થયેલો સર્પ જેવો નજર નાખે છે તેવો બાળી નાખે છે. ક્રોધમાં આવેલો ક્ષત્રિય સ્પર્શ કરતાંની વાર જ તેજથી બાળી નાખે છે અને બ્રાહ્મણ તો માત્ર ધ્યાનથી તથા દૃષ્ટિપાતથી જ આખા કુળનો નાશ કરી નાંખે છે. માટે બુદ્ધિમાન પુરુષે એ ત્રણેનું યત્નપૂર્વક સેવન કરવું.[૭૮,૭૯] હે યુધિષ્ઠિર! પોતાના ગુરુ સામે કદી હઠ કરવી નહિ; પણ ગુરુ જ્યારે ક્રોધાયમાન થાય, ત્યારે તેમને વીનવવા અને પ્રસન્ન કરવા.[૮૦] ગુરુ પોતાની સામે સારી રીતે વર્તતા હોય અથવા ખરાબ રીતે વર્તતા હોય, તોપણ શિષ્યે તેમના તરફ સદ્વર્તન જ રાખવું; કેમ કે ગુરુની નિંદા મનુષ્યોના આયુષ્યનો નાશ કરી નાખે છે, એમાં સંશય નથી.[૮૧] પોતાના

ઘરથી દૂર પ્રદેશ ઉપર મૂત્રનો ત્યાગ કરવા બેસવું, પોતાના ઘરથી દૂર પ્રદેશ ઉપર પગ ધોવાનું રાખવું અને પોતાનું હિત ઇચ્છનારા પુરુષે પોતાના ઘરથી દૂર પ્રદેશ ઉપર એઠવાડ વગેરે નાખવાં.[૮૨] બુદ્ધિમાન પુરુષોએ રાતાં પુષ્પોની માળા કદી પહેરવી નહિ, પણ ધોળાં પુષ્પોની માળા જ પહેરવી. હે રાજા! કમળ તથા કુવલયનાં પુષ્પો લાલ હોય, તોપણ તેની માળા પહેરવામાં કંઈ દોષ નથી.[૮૩] તે વિષયનાં બીજાં રાતાં પુષ્પો પણ એ જળમાં ઉત્પન્ન થયાં હોય તો તેની માળા પહેરવી અને સુવર્ણની માળા તો કદી દોષપાત્ર ગણાતી જ નથી.[૮૪] હે રાજા! સ્નાન કરેલા પુરુષે નિત્ય આર્દ્ર ચંદનનું વિલેપન કરવું અને બુદ્ધિમાન પુરુષે પહેરવાનાં વસ્ત્રોમાં કદી ફેરફાર કરવો નહિ.[૮૫] વળી બીજાએ પહેરેલું વસ્ત્ર કદી પહેરવું નહિ અને છેડા વિનાનું વસ્ત્ર પહેરવું નહિ. હે નરોત્તમ! સૂતી વેળાનું વસ્ત્ર બીજું જ રાખવું જોઈએ. વળી ગામમાં જતી વેળાનું વસ્ત્ર બીજું જ રાખવું જોઈએ અને દેવોની પૂજા કરતી વેળાનું વસ્ત્ર પણ બીજું જ રાખવું જોઈએ. બુદ્ધિમાન પુરુષે રાઈનું, ચંદનનું, બીલાંનું, અગરનું તથા કેસરનું વિલેપન જુદું જુદું જ કરવું જોઈએ. (ઋતુકાળ સિવાય) બ્રહ્મચર્ય જ પાળવું જોઈએ અને સ્નાનાદિકથી પવિત્ર થયા પછી જ અલંકારો ધારણ કરવા જોઈએ.[૮૬-૮૮] હે જનેશ્વર! પ્રત્યેક પુરુષે સર્વ પર્વના દિવસોએ બ્રહ્મચારી રહેવું અને સમાન જાતિના મનુષ્યોએ પણ એક જ પાત્રમાં કદી ભોજન કરવું નહિ.[૮૯] જે અન્ન રજસ્વલા સ્ત્રીએ તૈયાર કર્યું હોય, તેનું કદી ભક્ષણ કરવું નહિ. તેમ જ દૂધ આદિ પદાર્થો જો કોઈ માગણ વગેરેના જોવામાં આવ્યા હોય, તો તેમાંથી તેમને આપ્યા વિના કદી ખાવા નહિ.[૯૦] બુદ્ધિમાન પુરુષે કોઈ અપવિત્ર મનુષ્યની સમીપ બેસીને ભોજન કરવું નહિ, તેમ જ સત્પુરુષોની સમીપ પણ ભોજન કરવું નહિ. વળી જે ભક્ષ્ય પદાર્થોને શ્રાદ્ધાદિ ધર્મકાર્યોમાં નિષિદ્ધ માનવામાં આવ્યા છે, તે પદાર્થોનું શ્રાદ્ધાદિ ધર્મકાર્યો સિવાયના પ્રસંગે પણ ભક્ષણ કરવું નહિ.[૯૧] પોતાનું કલ્યાણ ઇચ્છનારા શ્રેષ્ઠ પુરુષે પીપળાનું, વડનું, શણનું તથા ઊંબરાનું શાક કદી ખાવું નહિ.[૯૨] વળી બકરાના, ગાયના તથા મોરના માંસનો સર્વથા ત્યાગ કરવો અને સુકાઈ ગયેલા માંસનો તથા વાસી માંસનો પણ ત્યાગ કરી દેવો.[૯૩] વિદ્વાન મનુષ્યે હાથમાં મીઠું લઈને ખાવું નહિ, રાત્રિના સમયે દહીં તથા સાથવો એકઠાં કરીને ખાવાં નહિ અને યજ્ઞ તથા શ્રાદ્ધાદિના નિમિત્ત વિના વૃથા માંસભક્ષણ કરવું નહિ.[૯૪] સાયંકાળે તથા પ્રાતઃકાળે મનને સ્થિર રાખીને ભોજન કરવું, પણ તે સમયની વચ્ચેના સમયમાં ભોજન કરવું નહિ. જે અન્નમાં વાળ જોવામાં આવ્યો હોય તે અન્ન ખાવું નહિ તેમ જ શત્રુના શ્રાદ્ધનું કદી ભોજન કરવું નહિ.[૯૫] વાણીને નિયમમાં રાખી ભોજન કરવું. માત્ર એક જ વસ્ત્ર પહેરીને, સૂતાં સૂતાં તથા પૃથ્વી પર અન્ન મૂકીને ભોજન કરવું નહિ. વળી ઊભા ઊભા ભોજન કરવું નહિ અને બોલતાં બોલતાં ભોજન કરવું નહિ.[૯૬] હે પૃથ્વીપતિ! બુદ્ધિમાન પુરુષે જળપ્રદાનપૂર્વક અતિથિઓને અન્ન અર્પણ કર્યા પછી ભોજન કરવા બેસવું અને ભોજન કરતી વેળા બીજે કોઈ પણ સ્થળે મન રાખવું નહિ.[૯૭] હે નરેશ્વર! ભોજન કરવાનું અન્ન એક પંક્તિમાં સમાન રીતે જ પીરસવું જોઈએ; કેમ કે જે પુરુષ એક પંક્તિમાં બેઠેલા પોતાના સુહૃદોને ઓછું અથવા હલકું અન્ન પીરસે છે અને પોતે વધારે અથવા ઉત્તમ અન્નનું ભોજન કરે છે, તે પુરુષ હલાહલ ઝેરનું જ ભોજન

કરે છે.[૯૮] જળ, દૂધપાક, સાથવો, દહીં, ઘી તથા મધ આ સર્વ પદાર્થો સિવાયના બીજા ઉચ્છિષ્ટ પદાર્થો કોઈને આપવા નહિ. (જળ, દૂધપાક આદિ ઉચ્છિષ્ટ પદાર્થો પણ પોતાના પુત્રને તથા નાના ભાઈને જ આપવાનું ધર્મશાસ્ત્રમાં કહ્યું છે.)[૯૯] હે મનુષ્યવ્યાઘ્ર રાજા! ભોજન કરતી વેળા મનમાં કોઈ જાતની શંકા કરવી નહિ. વળી પોતાનું કલ્યાણ ઇચ્છનારા પુરુષે ભોજનને અંતે દહીંનું અનુપાન કરવું નહિ પણ છાશનું અનુપાન કરવું.[૧૦૦] ભોજન કરી લીધા પછી જમણા હાથ વડે આચમન કરવું, જમણા પગનો અંગૂઠો જળથી ધોઈ નાખવો અને મસ્તક ઉપર હાથ રાખી એકાગ્ર ચિત્તે અગ્નિનું ધ્યાન કરવું. આ રીતે ભોજનપ્રયોગ કરવામાં કુશળ એવો પુરુષ પોતાની જ્ઞાતિઓમાં શ્રેષ્ઠ થાય છે. વળી ભોજન કરી લીધા પછી નાસિકા, નેત્રો તથા કાન સહિત મુખનું પ્રક્ષાલન કરવું, બન્ને હાથને બરાબર ધોઈ નાખવા, નાભિમા જળથી સ્પર્શ કરવો અને ભીના હાથે કદી ઊઠવું નહિ. હે ભારત અંગૂઠાના મધ્યભાગમાં બ્રાહ્મતીર્થ કહેવામાં આવ્યુ છે અને કનિષ્ઠિકા(ટચલી આંગળી)ના પાછળના ભાગમાં દેવતીર્થ કહેવામાં આવે છે માટે અંગૂઠાનો મધ્યભાગ તથા તર્જનીનો મધ્ય ભાગ એ બન્ને વડે વિધિપૂર્વક જળસ્પર્શ કરીને નિત્ય પિતૃઓનાં કર્મ કરવાં.[૧૦૧–૧૦૫] પોતાનુ કલ્યાણ ઇચ્છનારા પુરુષે પારકી નિંદા કરવી નહિ, કદી અપ્રિય વચન બોલવું નહિ, કોઈને ક્રોધ ઉપજાવવો નહિ, પતિત પુરુષોની સાથે વાર્તાલાપ કરવો નહિ, પતિત મનુષ્યોનું દર્શન પણ કરવુ નહિ અને પતિત મનુષ્યોનો સંસર્ગ પણ કરવો નહિ. એ રીતે વર્તવાથી લાંબું આયુષ્ય મેળવી શકાય છે.[૧૦૬,૧૦૭] વળી દિવસે મૈથુન કરવું નહિ અને કન્યા, વેશ્યા તથા કદી ઋતુદર્શન થયું જ ન હોય તેવી સ્ત્રી સાથે મૈથુન કરવું નહિ. આમ વર્તવાથી મનુષ્યને લાંબું આયુષ્ય મળે છે.[૧૦૮] તીર્થમાં જઈને હરકોઈ ધાર્મિક કાર્ય કરવાની તૈયારી કરવામાં આવે, ત્યારે મનુષ્યે તે તે તીર્થમાં પ્રથમ આચમન કરવું, તે પછી ત્રણ વાર જળનું પ્રાશન કરવું, બે વાર માર્જન કરીને સ્નાનાદિ શૌચક્રિયાઓ કરવી અને પછી સર્વ ઇંદ્રિયોને એક વાર જળથી સ્પર્શ કરીને ત્રણ વાર જળથી પ્રોક્ષણ કરવું. આટલું કરીને વેદોક્ત વિધિ પ્રમાણે દેવકર્મ તથા પિતૃકર્મ કરવું.[૧૦૯,૧૧૦]

હવે હે કુરુવંશી! બ્રાહ્મણોને માટે જે શૌચવિધિ કહેવામાં આવ્યો છે તેનું તું મારી પાસેથી શ્રવણ કર. વળી ભોજનના આદિમાં તથા અંતમાં જે પવિત્ર અને હિતકારક શૌચ કરવાનું છે, તેનું પણ તું શ્રવણ કર.[૧૧૧] બ્રાહ્મણે સર્વ શૌચકર્મોમાં બ્રાહ્મતીર્થથી જ જળનું આચમન કરવું. વળી થૂકીને તથા છીંક ખાઈને પણ તેણે જળનુ આચમન કરવું; તેથી પવિત્ર થવાય છે[૧૧૨] પોતાનો જે જ્ઞાતિજન વૃદ્ધ હોય અને જે મિત્ર દરિદ્ર હોય, તેને પોતાના ઘરમાં વસાવવો; કેમ કે તેથી ધન અને આયુષ્યની વૃદ્ધિ થાય છે. મનુષ્યે પોતાના ઘરમા પારેવાં, પોપટ તથા મેના વગેરે પક્ષીઓને રાખવાં તે અભ્યુદયને માટે જ થઈ પડે છે, કેમ કે તેવાં પક્ષીઓ ધનની વૃદ્ધિ કરનારાં હોઈને તૈલપાયિક (વડવાગોળ) આદિ પક્ષીઓની પેઠે અમાંગલિક નથી; પરંતુ આગિયા, ગીધ, હોલા અને ભમરા વગેરે પક્ષીઓ જો ઘરમાં પેસી જાય, તો શાંતિ જ કરવી, કેમ કે આ પક્ષીઓ અમાંગલિક ગણાય છે. વળી મનુષ્યે મહાત્માઓની નિંદા કરવી નહિ અને મહાત્માઓનાં ગુહ્ય કર્મોને કદી કહેવાં નહિ. હે યુધિષ્ઠિર! અગમ્ય સ્ત્રીઓ સાથે, રાજાની પત્ની

સાથે, પોતાની મિત્ર બનેલી સ્ત્રીઓ સાથે, વૈદ્યોની સ્ત્રીઓ સાથે, બાળક તથા વૃદ્ધની સ્ત્રીઓ સાથે, પોતાના સેવકોની સ્ત્રીઓ સાથે, બંધુઓની સ્ત્રીઓ સાથે, બ્રાહ્મણોની સ્ત્રીઓ સાથે, શરણે આવેલાની સ્ત્રી સાથે તેમજ પોતાના સંબંધીઓની સ્ત્રીઓ સાથે કદી વ્યભિચાર કરવો નહિ. હે રાજેંદ્ર! આ રીતે લાંબું આયુષ્ય મેળવી શકાય છે. હે રાજા! પોતાનું કલ્યાણ ઇચ્છનારા બુદ્ધિમાન પુરુષે બ્રાહ્મણ તથા સુતારની સલાહ લઈને જે ઘર બંધાવ્યું હોય, તેમાં સદાય નિવાસ કરવો. હે રાજન્! સાયંકાળે કદી સૂવું નહિ, તેમ સાયંકાળે કદી વિદ્યાભ્યાસ કરવો નહિ. બુદ્ધિમાન પુરુષે સાયંકાળે કદી ભોજન પણ કરવું નહિ. એ રીતે વર્તવાથી મોટું આયુષ્ય મેળવી શકાય છે. વળી પોતાની ચડતી ઇચ્છનારા મનુષ્યે રાત્રિના સમયે પિતૃઓનાં કર્મ કરવાં નહિ, ભોજન કરી લીધા પછી કેશપ્રસાધન (વાળ ઓળવા, તેલ નાખવું વગેરે) કરવું નહિ અને રાત્રિના સમયે ઘેર માથાબોળ નાહવું નહિ. વળી હે ભારત! રાત્રિના સમયે નિત્ય સાથવો ખાવો નહિ.[૧૧૩-૧૨૧] રાત્રિના સમયે શરબત વગેરે પીણાં પીવાં નહિ, ભોજન પછી પુષ્કળ પાણી પીવું નહિ અને રાત્રે ખૂબ તૃપ્ત થઈને ભોજન કરવું નહિ.[૧૨૨] બુદ્ધિમાન પુરુષે પોતે જાતે પક્ષીની હિંસા કરીને તેનું માંસ ખાવું નહિ. જે કન્યા ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયેલી હોય, ઉત્તમ લક્ષણોવાળી હોય અને યોગ્ય વયની હોય તેની સાથે જ તેણે પોતાનો વિવાહ કરવો યોગ્ય છે. પછી હે ભારત! તેણે તે સ્ત્રીમાં સંતાન ઉત્પન્ન કરીને પોતાના કુળને પ્રતિષ્ઠાવાળું કરવું.[૧૨૩,૧૨૪] હે ભારત! તેણે પોતાના પુત્રોને જ્ઞાનસંપન્ન તથા ઉત્તમ કુળધર્મવાળા વિદ્વાનો પાસે વિદ્યાભ્યાસ માટે મોકલવા. વળી તેણે જે કન્યા ઉત્પન્ન કરી હોય, તો તેણે કોઈ બુદ્ધિમાન અને કુળવાન વરને અર્પણ કરવી.[૧૨૫] હે ભારત પોતાના પુત્રોને પણ કોઈ સત્કુળમાંથી કન લાવીને જ ગૃહસ્થાશ્રમમાં દાખલ કરવા તેમ નોકરો પણ કોઈ ઉત્તમ કુળમાંથી જ મેળવ જ્યારે દૈવોનું તથા પિતૃઓનું કર્મ કરવું હો ત્યારે માથાબોળ સ્નાન કરીને જ કરવું.[૧૨૬] પણ ભારત! પોતે જે નક્ષત્રમાં જન્મ્યો હોય તે નક્ષ માં, પૂર્વાભાદ્રપદા, ઉત્તરાભાદ્રપદા તથા કૃત્તિ નક્ષત્રમાં દેવકાર્ય અથવા પિતૃકાર્ય કરવાં નહિ વળી જે નક્ષત્રોને દારુણ* ગણવામાં આવ્યાં છે નક્ષત્રોનો તથા પ્રત્યરિ× નક્ષત્રનો સર્વથા ત્યા કરવો અને જે પર્વોને જ્યોતિષશાસ્ત્રમાં નિષિ માનવામાં આવ્યાં છે, તેમનો પણ સર્વથા ત્યાગ કરવો. (અર્થાત્ તે તે દિવસે દેવપિતૃકાર્ય કરવ નહિ.)[૧૨૭,૧૨૮] હે રાજેંદ્ર! અત્યંત સાવધાન રહેનારા પુરુષે પૂર્વ દિશા તરફ મુખ રાખીને અથવા ઉત્તર દિશા તરફ મુખ રાખીને શ્મશ્રુ કર્મ (હજામત) કરાવવું; તેથી લાંબું આયુષ્ય મળે છે.[૧૨૯] હે ભરતશ્રેષ્ઠ! પ્રત્યેક પુરુષે પારકી નિંદા અથવા પોતાની નિંદા કદી કરવી નહિ; કેમ કે નિંદા કેવળ અધર્મજનક જ થાય છે, એમ શાસ્ત્રકારોએ કહેલું છે.[૧૩૦] હે નરોત્તમ! જે કન્યા કોઈ ઓછા અંગવાળી હોય, પોતાના સમાન પ્રવરવાળી હોય, એકાદ અધિક અંગથી યુક્ત હોય અને પોતાની માતાના કુળમાં ઉત્પન્ન થયેલી હોય, તેનો ત્યાગ કરવો. (અર્થાત તેવી

---

* કૃત્તિકા, મઘા, રોહિણી ઉત્તરાષાઢા ઉત્તરાભાદ્રપદા, ઉત્તરાફાલ્ગુની તથા અનુરાધા આ સર્વ નક્ષત્રો દારુણ ગણાય છે.

× ટીકાકાર નીલકંઠ લખે છે કે,

स्वनक्षत्रादिनक्षत्रं यावद्गणयित्वा नवभिर्भागे हृते पंचमी तारा प्रत्यरि ॥ અર્થાત્ પોતાના જન્મનક્ષત્રથી આરંભી જે દિવસે દેવપિતૃકાર્ય કરવું હોય તે દિવસના નક્ષત્ર સુધી ગણતાં જે સંખ્યા આવે તેને નવથી ભાગતાં જે બાકી સંખ્યા પાંચ રહે તો એ દિન નક્ષત્ર પ્રત્યરિ કહેવાય છે.

કન્યા સાથે વિવાહ કરવો નહિ.)[૧૩૧] વિચક્ષણ પુરુષે વૃદ્ધ સ્ત્રીનો, સંન્યાસિની સ્ત્રીનો, પતિવ્રતા સ્ત્રીનો, પોતાના કરતાં હીન વર્ણની સ્ત્રીનો, પોતાના કરતાં ઉત્તમ વર્ણની સ્ત્રીનો, અજ્ઞાત કુળની સ્ત્રીનો તથા નીચ કુળની સ્ત્રીનો સર્વથા ત્યાગ કરવો.[૧૩૨] હે મનુજેશ્વર! તારે પિંગળા વર્ણવાળી, કોઢના રોગવાળી, પેઢીઉતાર વાઈના રોગવાળા કુટુંબમાં જન્મેલી, અત્યંત હીનવર્ણમાં ઉત્પન્ન થયેલી, ધોળા કોઢવાળા મનુષ્યોના કુળમાં ઉત્પન્ન થયેલી તથા ક્ષયરોગીઓના કુળમાં ઉત્પન્ન થયેલી કન્યા સાથે કદી વિવાહ કરવો નહિ.[૧૩૩,૩૪] પરંતુ જે કન્યા શુભ લક્ષણોથી યુક્ત હોઈને પ્રશંસાપાત્ર હોય, મનને ગમે તેવી હોય અને દેખાવડી હોય, ને કન્યાને જ તારે પરણવી યોગ્ય છે.[૧૩૫] હે યુધિષ્ઠિર! પોતાની ઉન્નતિ ઇચ્છનાર પુરુષે કોઈ મોટા કુળમાં અથવા પોતાના સમાન કુળમાં વિવાહસંબંધ કરવો; પણ જે કન્યા અત્યંત નીચ કુળની હોય તથા ભ્રષ્ટ કુળની હોય, તેનો કદી સ્વીકાર કરવો નહિ.[૧૩૬] વિવાહસમયે વિધિપૂર્વક અગ્નિ ઉત્પન્ન કરીને શાસ્ત્રોક્ત સર્વ ક્રિયાઓ યત્નપૂર્વક કરવી અને વેદ તથા બ્રાહ્મણ-ગ્રંથોમાં કહેવામાં આવેલી બીજી સર્વ ક્રિયાઓ પણ અવશ્ય કરવી.[૧૩૭] પુરુષે સ્ત્રીઓની કદી ઈર્ષા કરવી નહિ, પણ સર્વ પ્રકારે તેમનું રક્ષણ કરવું. સ્ત્રીઓની ઈર્ષા કરવાથી આયુષનો નાશ થાય છે, માટે ઈર્ષાનો સર્વથા ત્યાગ કરવો.[૧૩૮] વળી દિવસે નિદ્રા કરવી અને સૂર્યોદય થઈ જાય ત્યાં સુધી સૂઈ રહેવું, તે પણ આયુષ્યનો નાશ કરનારું છે. જે પુરુષો સાયંકાળના સમયે નિદ્રા કરે છે અથવા રાત્રે ઉચ્છિષ્ટ અવસ્થામાં જ સૂઈ જાય છે, તેઓ પણ પોતાના આયુષ્યનો નાશ કરે છે, માટે વિદ્વાન પુરુષો એ રીતે સૂઈ જતા નથી.[૧૩૯] વળી પારકી સ્ત્રી સાથે વ્યભિચાર કરવો અને વાળંદ પાસે હજામત કરાવીને ઉચ્છિષ્ટ રહેવું, તે પણ આયુષ્યનો નાશ કરે છે. હે ભારત! ખાસ લક્ષમાં રાખવું કે, સાયંકાળે કદી અભ્યાસ કરવો નહિ, ભોજન કરવું નહિ, સ્નાન કરવું નહિ અને વેદાધ્યયન કરવું નહિ. તે સમયે સાવધાન થઈને પરમાત્માનું સ્મરણ જ કરવું, પણ કોઈ જાતનું કર્મ કરવું નહિ.[૧૪૦,૪૧] હે રાજા! પ્રતિદિન સ્નાન કર્યા પછી બ્રાહ્મણોનું પૂજન કરવું, દેવોને પ્રણામ કરવા અને ગુરુઓને વંદન કરવું.[૧૪૨] હે ભારત! જે સ્થળેથી નિમંત્રણ ન આવ્યું હોય તે સ્થળે કદી જવું નહિ. માત્ર યજ્ઞમાં દર્શન કરવાની ઇચ્છા હોય તો જ નિમંત્રણ વિના જવામાં કંઈ હરકત નથી; પણ તે સિવાયના બીજા પ્રસંગે નિમંત્રણ વિના જઈને અપમાન પામવું, તે આયુષ્યનો નાશ કરનાર છે.[૧૪૩] પરદેશગમન પ્રસંગે તથા રાત્રિના સમયે કદી કોઈએ એકલા જવું નહિ અને પોતાના ગામમાં પણ સંધ્યા-કાળની પહેલાં જ ઘરમાં દાખલ થઈ જવું.[૧૪૪] હે પુરુષશ્રેષ્ઠ! પોતાનાં માતાપિતા તથા ગુરુઓ જે કામ કરવાનું કહે તે હિતકર હોય કે અહિત-કર હોય તોપણ અવશ્ય કરવું જોઈએ.[૧૪૫] હે નરસિંહ! વેદનો, ધનુર્વેદનો, હાથી ઉપર સવારી કરવાનો, ઘોડેસવારી કરવાનો તથા રથમાં બેસીને વિહાર કરવાનો અવશ્ય અભ્યાસ કરવો.[૧૪૬] હે રાજેંદ્ર! તું પ્રત્યેક કાર્યમાં યત્નશીલ થા, કેમ કે યત્નશીલ મનુષ્ય સુખી થાય છે. વળી યત્નશીલ મનુષ્ય શત્રુઓ, સેવકો તથા સ્વજનોથી દુરાધર્ષ થઈ પડે છે.[૧૪૭] હે ભારત! જે રાજા પ્રજાનું પાલન કરવામાં તત્પર રહે છે, તેને કોઈ જાતની હાનિ થતી નથી. વળી હે રાજા! તારે યુક્તિશાસ્ત્ર, શબ્દશાસ્ત્ર, સંગીતશાસ્ત્ર, તેમ જ કલાશાસ્ત્ર અવશ્ય જાણવાં જોઈએ. તેમ જ તારે પુરાણો, ઇતિહાસો, આખ્યાનો તથા મહાત્માઓનાં ચરિત્રો નિત્ય

સાંભળવાં જોઈએ. પ્રત્યેક વિદ્વાન પુરુષે પોતાની રજસ્વલા સ્ત્રી પાસે જવું નહિ, તેમ તેને બોલાવવી પણ નહિ; પરંતુ ચોથે દિવસે તે સ્નાન કરે ત્યારે તેણે રાત્રીને સમયે તેની પાસે જવું. પોતાની સ્ત્રી રજસ્વલા થાય તે પછી પાંચમે દિવસે તેની પાસે ગમન કરવાથી સ્રીગર્ભ રહે છે અને છઠ્ઠે દિવસે ગમન કરવાથી પુરુષગર્ભ રહે છે.[૧૪૮] માટે પંડિત પુરુષે પૂર્વોક્ત વિધિથી પોતાની સ્ત્રી પાસે ગમન કરવું. હે રાજા ! પ્રત્યેક મનુષ્યે પોતાના જ્ઞાતિજનોની, સંબંધીઓની તથા મિત્રોની સર્વ પ્રકારે પૂજા કરવી, પોતાની શક્તિ પ્રમાણે વિવિધ દક્ષિણાઓવાળા યજ્ઞો કરીને દેવોનું યજન કરવું અને પછી અરણ્યમાં જઈને વાનપ્રસ્થાશ્રમનું સેવન કરવું.[૧૪૯–૧૫૩]

હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે મેં તને આયુષ્યની વૃદ્ધિ કરનારાં કર્મો સંક્ષેપમાં કહ્યાં. બાકીનાં બીજાં જે જે કર્મો આયુષ્યની વૃદ્ધિ કરનારાં છે, તે તે સર્વને વેદ જાણનારા વૃદ્ધ પુરુષો પાસેથી તારે જાણી લેવાં.[૧૫૪] વાસ્તવિક રીતે આચાર જ મનુષ્યનું કલ્યાણ કરનારો છે, આચાર જ કીર્તિને વધારનારો છે, આચારથી જ આયુષ્ય વધે છે અને આચાર જ અશુભ લક્ષણવાળા મનુષ્યનો નાશ કરે છે.[૧૫૫] સર્વ શાસ્ત્રોમાં પણ આચારને જ શ્રેષ્ઠ કહેવામાં આવ્યો છે, ધર્મ પણ આચારથી જ ઉત્પન્ન થાય છે અને ધર્મનું પાલન કરવાથી આયુષ્યની વૃદ્ધિ થાય છે.[૧૫૬] આ આખ્યાન યશને આપનારું છે, આયુષ્યની વૃદ્ધિ કરનારું છે, સ્વર્ગમાં પહોંચાડનારું છે અને કલ્યાણના મોટા સ્થાનરૂપ છે તેમ જ બ્રહ્માએ તેને સર્વ વર્ણો પર કૃપા કરીને કહ્યું છે.[૧૫૭]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'આયુષ્યાખ્યાન' નામનો અધ્યાય ૧૦૪મો સમાપ્ત

# અધ્યાય ૧૦૫મો

## નાના–મોટા ભાઈનું અન્યોન્ય પ્રતિ વર્તન

॥ युधिष्ठिर उवाच ॥

**यथा ज्येष्ठः कनिष्ठेषु वर्तेत भरतर्षभ ।**
**कनिष्ठाश्च यथा ज्येष्ठे वर्तेरँस्तद्ब्रवीहि मे ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે ભરતશ્રેષ્ઠ ! મોટા ભાઈએ નાનાભાઈઓ પ્રત્યે અને નાના ભાઈઓએ મોટાભાઈ પ્રત્યે કેવી રીતે વર્તવું, તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા : હે તાત ! તું પોતે જ તારા ભાઈઓમાં સૌથી મોટો છે; માટે તું મોટા ભાઈને યોગ્ય હોય તેવું વર્તન કર. હે ભારત ! પોતાના શિષ્ય તરફ ગુરુની જેવી ગૌરવવાળી વૃત્તિ હોય છે, તેવી વૃત્તિ તું તારા નાના ભાઈઓ પ્રત્યે રાખ.[૨] કોઈ એક ગુરુ જો કુશળ બુદ્ધિનો હોતો નથી, તો તેનો શિષ્ય તેના પ્રત્યે યોગ્ય વર્તન કરી શકતો નથી. માટે હે ભારત ! ગુરુ જો દીર્ઘદર્શી હોય, તો જ તેનો શિષ્ય દીર્ઘદર્શી થઈ શકે છે.[૩] મોટા ભાઈએ કોઈ વેળા આંધળા થઈ જવાનો સમય આવે ત્યારે છતી આંખે આંધળા થઈ જવું. કોઈ વેળા જડ થવાનો સમય આવે, ત્યારે તેણે જડ થઈ જવું. કોઈ વેળા સમજુ થવાનો સમય આવે ત્યારે તેણે સમજુ પણ થઈ જવું. આ રીતે ભાઈઓમાં રહેલા દોષોનો ધીમે ધીમે પરિહાર કરવો અને પછી તેમનામાં જે અપરાધ હોય તે તેમને જણાવવો.[૪] હે કુંતાપુત્ર ! કેટલાએક શત્રુ મનુષ્યો પરસ્પર સંપીને રહેનારા નાના–મોટા ભાઈઓની સંપત્તિથી બળી રહે છે. તેઓ જ્યારે પ્રસંગ આવે છે, ત્યારે તે ભાઈઓ વચ્ચે પ્રયત્ન રીતે અંદર અંદર ભેદ પડાવે છે; કેમ કે તેમનાં હૃદય પારકો અભ્યુદય જોઈને ભેદાઈ જતાં હોય છે.[૫] મોટા ભાઈ કુળની વૃદ્ધિ કરી શકે છે અને કુળનો વિનાશ પણ કરી શકે છે. જે કુળમાં મોટો ભાઈ અનીતિથી વર્તે છે, તે કુળનો એ મોટો ભાઈ જ સમૂળગો

નાશ કરી નાખે છે.[૬] જે મોટો ભાઈ પોતાના નાના ભાઈઓ પ્રત્યે કપટી વર્તન ચલાવે છે, તેને મોટો ભાઈ કહેવામાં આવતો નથી. એટલું જ નહિ પણ તેવા મોટા ભાઈને તેના પિતાની મિલકતમાંથી લેશમાત્ર ભાગ આપ્યા વિના રાજાઓએ શિક્ષા કરવી જોઈએ.[૭] જે પુરુષ પોતે મોટો ભાઈ થઈને નાના ભાઈઓ પ્રત્યે કપટથી વર્તે છે, તે પુરુષ પાપી લોકમાં જાય છે, એમાં કંઈ સંશય નથી. તેવો પુરુષ નેતરના પુષ્પની પેઠે પોતાના પિતાથી વ્યર્થ જ ઉત્પન્ન થયો છે, એમ સમજવું.[૮] જે કુળમાં સર્વ અનર્થોના મૂળકારણભૂત પાપી પુરુષ ઉત્પન્ન થાય છે, તે કુળમાં તે પુરુષ અપકીર્તિને ઉત્પન્ન કરે છે અને કીર્તિને ઢાંકી દે છે.[૯] પણ સર્વ નાના ભાઈઓ જ અનેક પ્રકારનાં દુષ્ટ કર્મ કરનારા હોય, તો તેઓ પોતાના પિતાની મિલકતના ભાગને યોગ્ય ગણાતા નથી. માટે તેવા પ્રસંગે મોટા ભાઈએ પિતાની મિલકતને નાના ભાઈઓને આપ્યા વિના જ પોતાને સ્વાધીન કરી લેવી.[૧૦] કોઈ એક મોટો ભાઈ પોતાના પિતાની મિલકતમાંથી લેશમાત્ર ઉપયોગ કર્યા વિના કેવળ પોતાની જાતમહેનતથી જ ધન કમાઈ લાવે; અથવા પરદેશમાં પ્રવાસ કરીને ધન એકઠું કરી લાવે, તો તેણે પોતાની ઇચ્છા ન હોય તો પોતે મેળવેલા ધનમાંથી નાના ભાઈઓને ભાગ આપવો નહિ.[૧૧] જે ભાઈઓ પોતાની હયાતીમાં જ અન્યોન્યથી જુદા થયા ન હોય અને ભોજનાદિમાં પણ સમાન રીતે જ વર્તતા હોય, તેમના પિતાએ પોતાની મિલકતમાંથી તેમને વિષમ પુત્રભાગ કદી આપવો નહિ. (અર્થાત્ પોતાની હયાતીમાં એક સાથે રહેલા પુત્રોને પિતાએ પોતાની મિલકતના સમાન ભાગ પાડી આપવા.)[૧૨] કોઈ એક મોટો ભાઈ સારાં કામ કરતો હોય કે નઠારાં કામ કરતો હોય, તોપણ તેના નાના ભાઈઓએ તેનું અપમાન કરવું નહિ. તેમ જ પોતાના કુળની એક સ્ત્રી અથવા પોતાનો એક નાનો ભાઈ જો નીચ કર્મ કરે, તો અવશ્ય તેનું કલ્યાણ થાય તે પ્રમાણે જ કરવું.[૧૩] ધર્મવેત્તાઓ કહે છે કે, ધર્મ જ સર્વના કલ્યાણરૂપ છે. દશ આચાર્યો સમાન એક ઉપાધ્યાય છે, અને દશ ઉપાધ્યાયો સમાન એક પિતા છે. આથી દશ પિતાઓ સમાન એક માતા છે. અરે! માતા આખી પૃથ્વીના કરતાં પણ વધારે ગરવી છે. ખરેખર, માતા સમાન કોઈ ગુરુ નથી. પ્રત્યેક મનુષ્ય પોતાની માતાને સર્વના કરતાં અધિક માન આપે છે. હે ભારત! પિતાના મરણ પછી મોટો ભાઈ પણ પિતા સમાન ગણાય છે. માટે મોટા ભાઈએ નાના ભાઈઓને આજીવિકા આપવી જોઈએ. તેમ જ નાના ભાઈઓનું પાલન કરવું જોઈએ. નાના ભાઈઓએ પણ મોટા ભાઈને નમતા-ભજતા રહેવું જોઈએ. અને મોટા ભાઈની ઇચ્છાનુસાર જ વર્તવું જોઈએ.[૧૪–૧૭] વળી નાના ભાઈઓએ પોતાના મોટા ભાઈને પિતા સમાન ગણીને તેની સમીપ જ જીવન ગાળવું જોઈએ. હે ભારત! માતાપિતા તો કેવળ શરીરને જ ઉત્પન્ન કરી આપનારાં છે, પરંતુ પોતાના આચાર્યના શિક્ષણથી જે જન્મ પ્રાપ્ત થાય છે, તે જ ખરી રીતે અજરામર ગણાય છે. વળી હે ભરતશ્રેષ્ઠ! પોતાની મોટી બહેન પણ માતા સમાન જ ગણાય છે. તેમ જ બાલ્યાવસ્થામાં પોતાના મોટા ભાઈની સ્ત્રીનું ધાવણ ધાવીને જો મોટા થયા હોઈએ, તો એ મોટા ભાઈની સ્ત્રી પણ પોતાની માતા સમાન ગણાય છે.[૧૮–૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'જ્યેષ્ઠ-કનિષ્ઠવર્તન' નામનો અધ્યાય ૧૦૫મો સમાપ્ત

# અધ્યાય ૧૦૬મો

## ઉપવાસવિધિ

॥ युधिष्ठिर उवाच ॥

सर्वेषामेव वर्णानां म्लेच्छानां च पितामह ।
उपवासे मतिरियं कारणं च न विद्महे ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ ! સર્વ વર્ણના મનુષ્યોને તથા મ્લેચ્છ જાતિના લોકોને પણ ઉપવાસ કરવાની બુદ્ધિ થાય છે. તો તેમાં કારણ શું છે એ અમે જાણી શકતા નથી.[૧] હે પિતામહ ! અમે સાંભળ્યું છે કે, માત્ર બ્રાહ્મણોએ તથા ક્ષત્રિયોએ જ ઉપવાસ આદિ નિયમોનું પાલન કરવું. છતાં તેથી બીજા વર્ણના મનુષ્યોને ઉપવાસ કરીને શું કામ છે?[૨] હે રાજા ! નિયમો તથા ઉપવાસો સર્વ વર્ણના મનુષ્યોને માટે છે કે શું, તે મને કહો. હે તાત ! ઉપવાસ કરવામાં પરાયણ રહેનારો પુરુષ કઈ ગતિને પામે છે?[૩] હે પુરુષશ્રેષ્ઠ ! ઉપવાસ પરમ પુણ્યરૂપ છે અને ઉપવાસ એક મુખ્ય કર્તવ્યરૂપ છે; પરંતુ ઉપવાસ કરીને મનુષ્ય કયું ફળ મેળવી શકે છે?[૪] હે ભરતશ્રેષ્ઠ ! કયું કર્મ કરવાથી મનુષ્ય અધર્મથી મુક્ત થાય છે, અથવા કયું કર્મ કરીને મનુષ્ય ધર્મ સંપાદન કરી શકે છે? તેમ જ શું કરવાથી સ્વર્ગનો તથા પુણ્યનો લાભ થાય છે?[૫] હે રાજા ! ઉપવાસ કરીને મનુષ્યે કઈ વસ્તુનું દાન કરવું જોઈએ અને કયા ધર્મનું પાલન કરવાથી સર્વ પુરુષાર્થોને અનાયાસે પામી શકાય છે, એ મને કહો.[૬]

વૈશંપાયન બોલ્યા : ધર્મજ્ઞ કુંતાપુત્ર યુધિષ્ઠિરે એ રીતે પૂછ્યું, એટલે ધર્મનાં તત્ત્વોને જાણનારા શાંતનુકુમાર ભીષ્મપિતામહે એ ધર્મપુત્રને આ પ્રમાણે કહેવા માંડ્યું.[૭]

ભીષ્મ બોલ્યા : હે રાજન્ ! હે ભરતશ્રેષ્ઠ ! ઉપવાસ કરવામાં જે શ્રેષ્ઠ ગુણો સમાયલા છે તે વિષે પૂર્વે મેં આ રીતે સાંભળ્યું છે.[૮] હે ભારત ! આ વેળા તેં જે પ્રશ્ન મને પૂછ્યો છે, તે જ પ્રશ્ન પૂર્વે તપોધન અંગિરાઋષિને મેં પૂછ્યો હતો.[૯] હે ભરતશ્રેષ્ઠ ! અગ્નિથી ઉત્પન્ન થયેલા ભગવાન અંગિરાઋષિને મેં આ વિષયનો જ્યારે પ્રશ્ન પૂછ્યો હતો, ત્યારે તેમણે મને પવિત્ર ઉપવાસવિધિ કહ્યો હતો.[૧૦]

અંગિરા બોલ્યા : હે કુરુનંદન ! બ્રાહ્મણો તથા ક્ષત્રિયોએ છેવટે ત્રણ રાત્રિ સુધીના ઉપવાસ કરવા, એમ શાસ્ત્રકારોએ કહ્યું છે. હે પુરુષશ્રેષ્ઠ ! ગૃહસ્થાશ્રમ સિવાયના બીજા કોઈ આશ્રમમાં છ રાત્રિના અથવા માત્ર એક દિવસનો ઉપવાસ કરવાનું પણ કહ્યું છે.[૧૧] કેટલાએક વૈશ્યો તથા શૂદ્રો બે રાત્રિના અથવા ત્રણ રાત્રિના ઉપવાસ કરે છે, પણ તેમને એ ઉપવાસનું ફળ મળતું નથી.[૧૨] વૈશ્યે તથા શૂદ્રે બે રાત્રિના જ ઉપવાસ કરવા એવો શાસ્ત્રવિધિ છે; પણ ધર્મને જાણનારા ધર્મદર્શી પુરુષોએ વૈશ્યો તથા શૂદ્રોને માટે ત્રણ રાત્રિના ઉપવાસ કરવાનું કહ્યું જ નથી.[૧૩] હે ભારત ! જે બુદ્ધિમાન પુરુષ પાંચમ, છઠ અથવા પૂનમને દિવસે એક વખત ભોજન કરીને મનને તથા ઇંદ્રિયોને વશ રાખે છે તે પુરુષ ક્ષમાવાન, રૂપસંપન્ન તથા શાસ્ત્રવેત્તા થાય છે અને તે પુરુષ કદી સંતાન વિનાનો કે દરિદ્રી થતો જ નથી.[૧૪,૧૫] જે પુરુષ પાંચમ કે છઠને દિવસે ઉપવાસ કરીને દેવતાઓનું આરાધન કરે છે, તે પુરુષ પોતાના કુળમાં સૌથી મોટો થાય છે અને બ્રાહ્મણોને અન્નદાન આપનારો થઈ શકે છે. વળી હે કુરુવંશી ! આઠમ તથા કૃષ્ણપક્ષની ચૌદશને દિવસે ઉપવાસ કરીને પુરુષ રોગરહિત અને વીર્યવાન થાય છે. જે પુરુષ આખો માર્ગશીર્ષ માસ એક વખત ભોજન કરે છે અને પોતાની શક્તિ પ્રમાણે બ્રાહ્મણોને ભોજન કરાવે છે, તે પુરુષ સર્વ રોગો-

થી અને સર્વ પાપોથી મુક્ત થાય છે. વળી એ ઉપવાસ કરીને પુરુષ સર્વ કલ્યાણોથી યુક્ત થાય છે, સર્વ ઔષધિઓને પ્રાપ્ત કરે છે, વ્યાધિઓથી રહિત થાય છે, વીર્યવાન થાય છે, ખેતીવાડીમાં સારો લાભ મેળવે છે, પુષ્કળ ધનવાન થાય છે અને ધાન્યવાન થાય છે.[૧૬–૧૯] હે કુંતાપુત્ર! જે પુરુષ પોષ મહિનામાં એક વખત ભોજન કરે છે, તે સુંદર, દેખાવડો અને યશસ્વી થાય છે.[૨૦] જે પુરુષ માઘ માસમાં નિયમિત રીતે એક વખત ભોજન કરે છે, તે પુરુષ કોઈ શ્રીમંત કુળમાં જન્મ પામીને જ્ઞાતિસમુદાયમાં મોટાઈ પામે છે. જે પુરુષ ફાલ્ગુન માસમાં એક વખત ભોજન કરે છે, તે સ્ત્રીઓમાં વહાલો થઈ પડે છે અને સ્ત્રીઓ તેને વશ થાય છે.[૨૧,૨૨] જે પુરુષ આખો ચૈત્ર મહિનો નિયમિત એક વખત ભોજન કરે છે, તેનો જન્મ સુવર્ણ, મણિઓ તથા મોતીઓથી ભરપૂર એવા કુળમાં થાય છે.[૨૩] જે પુરુષ અથવા સ્ત્રી ઇંદ્રિયોને વશ રાખીને આખો વૈશાખ મહિનો એક વખત ભોજન કરે છે, તે તેની જ્ઞાતિમાં શ્રેષ્ઠ છે.[૨૪] જે પુરુષ અથવા સ્ત્રી આખો જેઠ માસ એકટાણું ભોજન કરે છે તેને શ્રેષ્ઠ એવું અતુલ ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે.[૨૫] જે પુરુષ તંદ્રાના ત્યાગપૂર્વક આખો અષાડ મહિનો એકવાર ભોજન કરે છે, તે પુરુષ પુષ્કળ ધન, ધાન્ય તથા પુત્રવાળો થાય છે.[૨૬] જે પુરુષ ઇંદ્રિયોને નિયમમાં રાખી આખો શ્રાવણ મહિનો એક વખત ભોજન કરે છે, તેનો હરકોઈ સ્થળે મુખ્ય સ્થાન પર અભિષેક થાય છે અને પોતાના જ્ઞાતિજનોની તે વૃદ્ધિ કરે છે.[૨૭] જે પુરુષ ભાદ્રપદ માસમાં એક વખત ભોજન કરીને રહે છે, તે પુરુષ પુષ્કળ ગાયોને તથા સ્થિર રહેનારા ઉજ્જ્વળ ઐશ્વર્યને પામે છે.[૨૮] જે પુરુષ આશ્વિનમાસમાં એક વખત ભોજન કરે છે, તેને ચિત્તની શુદ્ધિ પ્રાપ્ત થાય છે, પુષ્કળ વાહનો મળે છે અને અનેક પુત્રો પ્રાપ્ત થાય છે.[૨૯] જે પુરુષ આખો કાર્તિક માસ એક વખત ભોજન કરે છે, તે પુરુષ શૂરવીર થાય છે, પુષ્કળ સ્ત્રીઓવાળો થાય છે અને કીર્તિમાન થાય છે.[૩૦]

હે પુરુષવ્યાઘ્ર! એ પ્રમાણે મહિનાઓના સંબંધમાં મેં તને કહ્યું. હવે હે રાજા! તિથિઓના નિયમો પણ તું સાંભળ.[૩૧] હે ભારત! જે પુરુષ પખવાડિયે પખવાડિયે એકટાણું કરે છે, તેને પુષ્કળ ગાયો, અનેક પુત્રો તથા અનેક સ્ત્રીઓ પ્રાપ્ત થાય છે.[૩૨] જે પુરુષ બાર વર્ષ પર્યંત પ્રત્યેક મહિનામાં ત્રણ રાત્રિના ઉપવાસ કરે છે, તેને ગણોના અધિપતિનું સ્થાન પ્રાપ્ત થાય છે, અને તે સ્થાન શત્રુઓરહિત તથા નિર્દોષ હોય છે.[૩૩] હે ભરતશ્રેષ્ઠ! પ્રવૃત્તિને અનુસરનારા પુરુષે આ સર્વ નિયમો બાર વર્ષ સુધી ધારણ કરવા.[૩૪] હે રાજા! જે પુરુષ સાયંકાળે તથા પ્રાતઃકાળે ભોજન કરે છે અને તેની વચ્ચે જળનું પણ પાન કરતો નથી, તેમ જ જે નિત્ય અહિંસાપરાયણ રહીને અગ્નિમાં હોમ કરે છે, તે પુરુષ છ વર્ષમાં સિદ્ધિને પામે છે, એમાં સંશય નથી. વળી એ રીતે વર્તનારા મનુષ્યને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે.[૩૫,૩૬] સર્વ પાપોથી રહિત થયેલો તે પુણ્યશાળી પુરુષ હજારો સ્ત્રીઓથી ભરપૂર અને નૃત્ય તથા ગાયનથી ગાજી રહેલા અપ્સરાઓના નિવાસસ્થાનમાં આનંદ કરે છે.[૩૭] વળી તે પુરુષ તપાવેલા સુવર્ણ સમાન કાંતિવાળા વિમાનમાં બેસે છે અને એક હજાર વર્ષની સમાપ્તિ સુધી બ્રહ્મલોકમાં પૂજાય છે. પછી જ્યારે તેના પુણ્યનો ક્ષય થાય છે, ત્યારે તે પુરુષ આ લોકમાં આવીને મોટું માહાત્મ્ય પામે છે. જે પુરુષ પૂરા એક વર્ષ સુધી એક વખત ભોજન કરે છે તેને અતિરાત્ર યજ્ઞનું ફળ મળે છે અને તે દશહજાર વર્ષ

સુધી સ્વર્ગમાં પૂજાય છે. તે પછી જ્યારે તેના પુણ્યનો ક્ષય થાય છે, ત્યારે તે પુરુષ આ લોકમાં આવીને મોટા માહાત્મ્યને પામે છે. જે પુરુષ એક વર્ષ સુધી એક દિવસ ઉપવાસ કરીને બીજે દિવસે રાત્રે ભોજન કરે છે, તે અહિંસાપરાયણ રહે છે, નિત્ય સત્ય વાણી બોલે છે અને ઇંદ્રિયોને વશ રાખે છે, તે પુરુષ વાજપેય યજ્ઞનું ફળ પામે છે, તેમ જ દશહજાર વર્ષ સુધી સ્વર્ગમાં પૂજાય છે. હે કુંતાપુત્ર! જે પુરુષ આખા વર્ષ સુધી બે દિવસના ઉપવાસ કરી ત્રીજે દિવસે રાત્રે ભોજન કરે છે, તે પુરુષને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. તે ચક્રવાક જોડેલા વિમાનમાં બેસી સ્વર્ગલોકમાં જાય છે અને ત્યાં ચાળીસહજાર વર્ષ સુધી આનંદ કરે છે. હે રાજા! જે પુરુષ આખા વર્ષ સુધી ત્રણ દિવસના ઉપવાસો કરી ચોથે દિવસે રાત્રે ભોજન કરે છે, તે પુરુષને ગવામય યજ્ઞનું ફળ મળે છે અને હંસ તથા સારસથી જોડેલા વિમાનમાં બેસી સ્વર્ગમાં જાય છે. ત્યાં તે પચાસહજાર વર્ષ સુધી આનંદ કરે છે. વળી જે પુરુષ મહિનાનું પ્રથમ પખવાડિયું ઉપવાસી રહીને બીજા પખવાડિયામાં ભોજન કરે છે અને એ રીતે આખું વર્ષ ગાળી કાઢે છે, તે પુરુષને છ મહિના અનશનવ્રત કર્યાનું ફળ મળે છે, એમ ભગવાન અંગિરાએ કહ્યું છે. વળી તે મનુષ્ય સાઠહજાર વર્ષ સુધી સ્વર્ગલોકમાં નિવાસ કરે છે. તે ઉપરાંત હે રાજા! સ્વર્ગમાં જઈને તે પુરુષ જ્યારે નિદ્રાવશ થાય છે, ત્યારે વીણાઓ, વલ્લકીઓ અને વેણુઓ વગેરે વાદિત્રોના મધુર શબ્દોથી તેને જાગ્રત કરવામાં આવે છે.[૩૮-૪૯] હે તાત! જે પુરુષ પ્રત્યેક માસમાં કેવળ જળપાન કરીને જ આખું વર્ષ ગાળી કાઢે છે, તે પુરુષને વિશ્વજિત્ યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે. હે રાજા! તે પુરુષ સિંહ તથા વ્યાઘ્રથી જોડેલા રથમાં બેસીને સ્વર્ગમાં જાય છે અને ત્યાં સિત્તેરહજાર વર્ષ સુધી આનંદ કરે છે.[૫૦,૫૧] હે નરવ્યાઘ્ર! એક મહિના ઉપરના ઉપવાસ કરવા એ કંઈ શાસ્ત્રવિધિ નથી; પરંતુ હે પાર્થ! એ રીતે એક મહિના ઉપરાંત ઉપવાસ કરવા તેને ધર્મવેત્તાઓ અનશનનો વિધિ કહે છે. કોઈ પ્રકારે દુઃખી ન હોવા છતાં અને સર્વ વ્યાધિઓથી રહિત હોવા છતાં જે પુરુષ અનશનવ્રતનો સ્વીકાર કરે છે, તે પુરુષ પગલે પગલે યજ્ઞનું ફળ પ્રાપ્ત કરે છે, એમાં કંઈ સંશય નથી.[૫૨,૫૩] હે રાજા! તેવો પુરુષ હંસથી જોડેલા વિમાનમાં બેસીને સ્વર્ગમાં જાય છે અને ત્યાં એક લાખ વર્ષ સુધી આનંદ કરે છે.[૫૪] વળી તે પુરુષને અપ્સરાઓની સો કન્યાઓ આનંદ કરાવે છે. વળી હે પ્રભુ! જે પુરુષ કોઈ પ્રકારે દુઃખી હોઈને અથવા રોગી હોઈને અનશનવ્રતનો સ્વીકાર કરે છે, તે પુરુષ પણ એક હજાર હંસોથી જોડેલા વિમાનમાં બેસીને સ્વર્ગમાં જાય છે અને ત્યાં એકલાખ વર્ષ સુધી આનંદ કરે છે. હે ભરતશ્રેષ્ઠ! તે પુરુષ સેંકડો સ્ત્રીઓથી ભરપૂર એવા પ્રદેશમાં જઈને રમણ કરે છે અને જ્યારે નિદ્રાવશ થાય છે ત્યારે તેને કટિમેખલાઓ તથા ઝાંઝરોના ઝણઝણાટથી જાગ્રત કરવામાં આવે છે.[૫૫-૫૭] ક્ષીણ થયેલા પુરુષને પોતાને પુષ્ટ કરનારા પદાર્થો પ્રિય થતા જોવામાં આવે છે, ઘાયલ પુરુષને પોતાનો ઘાવ રુઝાવનારા પદાર્થો પ્રિય થતા જોવામાં આવે છે, રોગી મનુષ્યને ઔષધિનો સમુદાય પ્રિય થતો જોવામાં આવે છે, ક્રોધે ભરાયેલા મનુષ્યને કોઈએ કરેલું આશ્વાસન પ્રિય થઈ પડે છે અને દુઃખી મનુષ્યને ધન તથા માનથી પોતાનું દુઃખ દૂર કરવાનું પ્રિય થઈ પડે છે; પણ સ્વર્ગની જ ઇચ્છા રાખનારાને તથા સ્વર્ગનાં જ સુખમાં બુદ્ધિ રાખનારને તે તે પદાર્થો પસંદ આવતા નથી. (અર્થાત્ સ્વર્ગ મેળવવાની ઇચ્છાવાળો પુરુષ હરકોઈ અવ-

સ્થામાં આવી પડીને પણ તજ્જન્ય દુઃખોને સહન કરતો કરતો માત્ર પોતાના તપમાં જ વૃદ્ધિ કર્યા કરે છે.)[૫૮,૫૯] એ રીતે પવિત્ર થયેલો તે પુરુષ અલંકારોથી વિભૂષિત થાય છે અને સર્વ ઇચ્છિત વૈભવોથી યુક્ત તથા સેંકડો સ્ત્રીઓથી વ્યાપ્ત એવા સુવર્ણ સમાન પ્રદીપ્ત વિમાનમાં બેસીને સ્વર્ગમાં આનંદ કર્યા કરે છે.[૬૦] જે મનુષ્ય અનશન વ્રતનો સ્વીકાર કરીને દેહનો ત્યાગ કરે છે, તે મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થઈને સ્વસ્થ થાય છે, સફળ સંકલ્પવાળો થાય છે, સુખી થાય છે અને પૂર્વોક્ત દિવ્ય ફળને પામે છે. વળી તે મનુષ્ય બાલસૂર્ય સમાન તેજસ્વી, સુવર્ણ સમાન પ્રદીપ્ત, વૈડૂર્ય તથા મોતીઓથી જડેલા, વીણા તથા મુરજ વાદિત્રથી ગાજી રહેલા, પતાકાઓ તથા દીવીઓથી વ્યાપ્ત થયેલા, દિવ્ય ઘંટડીઓના શબ્દથી ગાજી રહેલા અને હજારો સ્ત્રીઅનુચરોથી ભરપૂર જણાતા દિવ્ય વિમાનમાં સુખનો અનુભવ કરે છે.[૬૧-૬૩] હે પાંડુપુત્ર ! એ પુરુષના શરીર ઉપર જેટલાં રવાંટાંનાં છિદ્રો હોય છે, તેટલાં હજાર વર્ષો સુધી તે સ્વર્ગમાં આનંદ કરે છે.[૬૪] આથી વેદ સમાન કોઈ શ્રેષ્ઠ શાસ્ત્ર નથી, માતા સમાન કોઈ ગુરુ નથી, ધર્મ સમાન કોઈ શ્રેષ્ઠ લાભ નથી અને અનશન સમાન કોઈ તપ નથી.[૬૫] આ મનુષ્ય લોકમાં તથા સ્વર્ગમાં બ્રાહ્મણો કરતાં ઉત્તમ પવિત્ર કારક બીજું કંઈ છે જ નહિ, તેમ ઉપવાસ સમાન બીજું કોઈ તપ નથી કે કર્મ નથી.[૬૬] દેવતાઓ વિધિપૂર્વક ઉપવાસો કરીને જ સ્વર્ગને પામ્યા છે અને ઋષિઓ પણ ઉપવાસો કરીને જ ઉત્તમ સિદ્ધિને પામ્યા છે.[૬૭] બુદ્ધિમાન વિશ્વામિત્રે દેવતાઓનાં હજારો વર્ષો સુધી એક વખત ભોજન કરીને ક્ષમાગુણને ધારણ કર્યો હતો તથા તેમને બ્રાહ્મણપણું પ્રાપ્ત થયું હતું.[૬૮] તેમ જ ચ્યવન, જમદગ્નિ, વસિષ્ઠ, ગૌતમ અને ભૃગુ વગેરે સર્વ મહર્ષિઓ પણ ક્ષમાગુણને ધારણ કરનારા હોઈને ઉપવાસના પ્રભાવથી જ સ્વર્ગલોકને પામ્યા હતા.[૬૯] પૂર્વે અંગિરાઋષિએ આ ઉપવાસનો વિધિ સર્વ મહર્ષિઓને દર્શાવ્યો હતો. માટે જે પુરુષ આ ઉપવાસવિધિને બીજાની આગળ પ્રદર્શિત કરે છે, તેને કદી દુઃખ પ્રાપ્ત થતું નથી.[૭૦] હે કુંતાપુત્ર ! જે પુરુષ મહર્ષિ અંગિરાએ જગતમાં ચાલુ કરેલા આ ઉપવાસવિધિનું નિત્ય અનુક્રમે શ્રવણપઠન કરે છે, તેનામાં લેશમાત્ર પાપ રહેતું નથી.[૭૧] વળી તે પુરુષ સર્વ સંકરદોષોથી મુક્ત થાય છે, તેનું મન કદી વ્યાકુળ થતું નથી, તેને સર્વ પક્ષીઓના શબ્દનું જ્ઞાન થાય છે અને તે નરોત્તમ અવિનાશી કીર્તિને સંપાદન કરે છે.[૭૨]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ઉપવાસવિધિ' નામનો અધ્યાય ૧૦૬ મો સમાપ્ત

## अध्याय १०७मो

### ઉપવાસવિધિ (ચાલુ)

॥ युधिष्ठिर उवाच ॥

**पितामहेन निधिवद्यज्ञाः प्रोक्ता महात्मना ।**
**गुणाश्चैषां यथातथ्यं प्रेत्य चेह च सर्वशः ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા હે પિતામહ ! આપ મહાત્માએ વિધિપૂર્વક યજ્ઞો કરવા વિષે કહ્યુ અને આ લોકમાં તથા પરલોકમાં તે યજ્ઞોના જે જે ગુણો પ્રાપ્ત થાય છે તે પણ સર્વ યથાર્થ રીતે કહ્યા.[૧] પરંતુ હે પિતામહ ! તેવા યજ્ઞો કોઈ દરિદ્ર પુરુષથી કદી થઈ શકે નહિ, કેમ કે યજ્ઞો કરવામાં અનેક સાધનો તથા પુષ્કળ સામગ્રીઓ તૈયાર કરવી જોઈએ.[૨] હે પિતામહ ! તેવા યજ્ઞો રાજાઓ તથા રાજપુત્રોથી જ થઈ શકે. હવે જે પુરુષો અલ્પ ધનવાળા હોય છે, ગુણહીન હોય છે, એકલા હોય છે અને મનુષ્યોની સહાયતાથી રહિત હોય છે, તેવા પુરુષોથી એ યજ્ઞો થઈ શકે નહિ[૩] માટે જે યજ્ઞ દરિદ્ર મનુષ્યથી પણ નિરંતર થઈ શકે અને

જે યજ્ઞને અલ્પ ધનવાળા, નિર્ગુણ, એકલા તથા સહાયતા વિનાના પુરુષો પણ કરી શકે, તે યજ્ઞ કયો છે?[૪] હે પિતામહ! તેનું ફળ પણ બીજા દ્રવ્યસાધ્ય યજ્ઞોના ફળ જેવું જ હોય છે કે, આ મને કહો.

ભીષ્મ બોલ્યા: ઉપવાસના ફળરૂપ આ યજ્ઞવિધિને અંગિરા ઋષિએ કહ્યો છે.[૫] હે યુધિષ્ઠિર! તેનું ફળ બીજા દ્રવ્યસાધ્ય યજ્ઞોની સમાન હોય છે. તેનું તું શ્રવણ કર. જે પુરુષ નિત્ય પ્રાતઃકાળે તથા સાયંકાળે ભોજન કરીને તેની વચ્ચે જળનું પણ પાન કરતો નથી, અહિંસાપરાયણ રહે છે અને નિત્ય અગ્નિમાં હોમ કરે છે, તે પુરુષ માત્ર છ વર્ષમાં જ સિદ્ધ થાય છે, એમાં સંશય નથી.[૬,૭] વળી તે પુરુષ તપાવેલા સુવર્ણ સમાન કાંતિવાળું વિમાન મેળવે છે. વળી દેવાંગનાઓના નિવાસસ્થાનરૂપ, નૃત્યો તથા ગીતોથી ગાજી રહેલા અને અગ્નિ સમાન પ્રદીપ્ત એવા પ્રજાપતિના લોકમાં એક પદ્મ (સો કરોડ) વર્ષ પર્યંત નિવાસ કરે છે. જે પુરુષ ત્રણ વર્ષ સુધી એક વખત ભોજન કરે છે અને માત્ર પોતાની ધર્મપત્ની સાથે જ રતિક્રીડા કરે છે, તે પુરુષને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે અથવા તે પુરુષને પુષ્કળ સુવર્ણની દક્ષિણાવાળો તથા ઇંદ્રને પ્રિય એવો યજ્ઞ કર્યાનું ફળ મળે છે. વળી તે પુરુષ સત્યનિષ્ઠ, દાનશીલ, બ્રાહ્મણભક્ત, અસૂયારહિત, ક્ષમાવાન, જિતેંદ્રિય તથા ક્રોધરહિત થઈ ને પરમ ગતિને પામે છે.[૮-૧૧] તેમ જ તે પુરુષ બે પદ્મ વર્ષ પૂરાં થાય ત્યાં સુધી શ્વેત વાદળાં સમાન પ્રકાશવાળા તથા હંસના ચિહ્નવાળા વિમાનમાં અપ્સરાઓની સાથે નિવાસ કરે છે.[૧૨] જે મનુષ્ય બાર મહિના સુધી બીજે બીજે દિવસે એક વખત ભોજન કરે છે, નિત્ય અગ્નિમાં હોમ કરે છે, નિત્ય અગ્નિહોત્રના કાર્યમાં પરાયણ રહે છે અને નિરંતર બ્રાહ્મણમુહૂર્તમાં જાગ્રત થાય છે, તે મનુષ્ય અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ પામે છે. તેને હંસ તથા સારસોથી જોડેલા વિમાનનો લાભ થાય છે અને ઇંદ્રના લોકમાં સુંદર સ્ત્રીઓના સમુદાયમાં તે પુરુષ નિવાસ કરે છે. જે મનુષ્ય બાર મહિના સુધી ત્રીજે ત્રીજે દિવસે એક વખત ભોજન કરે છે, નિત્ય અગ્નિમાં હોમ કરે છે, અગ્નિહોત્રના કાર્યમાં સદાય તત્પર રહે છે અને નિત્ય બ્રાહ્મમુહૂર્તમાં જાગ્રત થાય છે, તે મનુષ્યને અતિરાત્ર યજ્ઞનું સર્વોત્તમ ફળ મળે છે.[૧૩-૧૭] ઉપરાંત તે પુરુષ મયૂરો તથા હંસોથી જોડેલા વિમાનને પામે છે. વળી તે સમર્થ પુરુષ સપ્તર્ષિઓના લોકમાં ત્રણ પદ્મ વર્ષ સુધી અપ્સરાઓની સાથે નિવાસ કરે છે. જે મનુષ્ય બાર માસપર્યંત ચોથે ચોથે દિવસે એક વખત ભોજન કરે છે અને નિરંતર અગ્નિમાં હોમ કરે છે, તે પુરુષને વાજપેય યજ્ઞનું સર્વોત્તમ ફળ પ્રાપ્ત થાય છે. ઉપરાંત તે મનુષ્ય ઇંદ્રની કન્યા જેમાં બેઠેલી હોય છે તેવા વિમાનને મેળવે છે અને સમુદ્રની સમીપ આવેલા ઇંદ્રના લોકમાં નિવાસ કરે છે.[૧૮-૨૧] વળી તે સદાકાળ દેવરાજની ક્રીડાને જોયા કરે છે. જે મનુષ્ય બાર માસ સુધી પાંચમે પાંચમે દિવસે એક વખત ભોજન કરે છે, નિત્ય અગ્નિમાં હોમ કરે છે, લોભવૃત્તિનો ત્યાગ કરે છે, સત્ય ભાષણ બોલે છે, બ્રાહ્મણોની ભક્તિ કરે છે, અહિંસામાં પરાયણ રહે છે, અસૂયાદોષનો ત્યાગ કરે છે અને કોઈ જાતનું પાપકર્મ કરતો નથી, તે મનુષ્ય દ્વાદશાહ યજ્ઞનું ફળ સંપાદન કરે છે. વળી તે મનુષ્ય સુવર્ણની પેઠે પ્રકાશી રહેલા, હંસરૂપ ચિહ્નવાળા, સૂર્યોની પંક્તિસમાન પ્રકાશી રહેલા તેમ જ ઉજ્જવળ એવા દિવ્ય વિમાનરૂપ ગૃહમાં આરોહણ કરે છે અને ત્યાં સોળ પદ્મ વર્ષ સુધી રહે છે.[૨૨-૨૫] વળી

તે ત્યાં બીજા એકાવન પદ્મ વર્ષ સુધી સુખપૂર્વક નિવાસ કરે છે. મનુષ્ય બાર માસ પર્યંત છઠે છઠે દિવસે મૌનવ્રત ધારણ કરીને એક વખત ભોજન કરે છે, નિત્ય અગ્નિમાં હોમ કરે છે, સદાય ત્રિકાળ સ્નાન કરે છે, બ્રહ્મચર્યવ્રતનું પાલન કરે છે અને અસૂયા દોષનો ત્યાગ કરે છે, તે મનુષ્યને સર્વોત્તમ ગોમેધ યજ્ઞનું ફળ મળે છે. ઉપરાંત તેને અગ્નિની જ્વાળાઓ સમાન પ્રકાશી રહેલું, હંસો તથા મયૂરોથી સેવાયેલું અને તદ્દન સુવર્ણથી મઢેલું ઉત્તમ વિમાન મળે છે. વળી તે મનુષ્ય અપ્સરાઓના ખોળામાં નિદ્રાવશ થઈને તેમના ઝાંઝરના ઝણઝણાટથી તથા કટિમેખલાઓના ખણખણાટથી જાગ્રત થાય છે. વધુમાં તે મનુષ્ય બે મહાપદ્મ, અઢાર પદ્મ, તેર કરોડ અને પાંચ લાખ વર્ષ સુધી તેમ જ એક સો રીંછોના ચામડા ઉપર જેટલાં રુવાંટાં હોય તેટલાં વર્ષો સુધી બ્રહ્મલોકમાં પૂજાય છે. જે પુરુષ બાર માસ પર્યંત સાતમે સાતમે દિવસે એક વખત ભોજન કરે છે, નિત્ય અગ્નિમાં હોમ કરે છે, વાણીને નિયમમાં રાખે છે, બ્રહ્મચર્ય પાળે છે તેમ જ પુષ્પો, ચંદનાદિનાં વિલેપનો, મદિરા તથા માંસનો ત્યાગ કરે છે, તે પુરુષ મરુદ્ગણોના લોકમાં જઈને ઇંદ્રના લોકમાં જાય છે. તે તે સર્વ લોકમાં તે મનુષ્ય સિદ્ધ મનોરથોવાળો થઈને દેવોની કન્યાઓથી પૂજાય છે અને તેને પુષ્કળ સુવર્ણની દક્ષિણાઓવાળા યજ્ઞો કર્યાનું ફળ મળે છે.[26-35] વળી અસંખ્ય વર્ષો પર્યંત તે પુરુષ તે તે દિવ્ય લોકોમાં આનંદ કરે છે. જે મનુષ્ય બાર માસ પર્યંત આઠમે આઠમે દિવસે એક વખત ભોજન કરે છે, દેવોનાં કાર્યો કરવામાં તત્પર રહે છે અને નિત્ય અગ્નિમાં હોમ કરે છે, તે મનુષ્યને પૌંડરીક નામના યજ્ઞનું સર્વોત્તમ ફળ મળે છે. ઉપરાંત તે મનુષ્ય કમળના વર્ણ સમાન વર્ણવાળા વિમાનમાં બેસીને વિહાર કરે છે અને તેને શ્યામ વર્ણની, સુવર્ણ સમાન ઉજ્જવળ વર્ણવાળી તથા સોળ સોળ વર્ષની સ્ત્રીઓ પ્રાપ્ત થાય છે.[36-38] વળી તેને બીજી વય, રૂપ તથા વિલાસવાળી સ્ત્રીઓનો લાભ થાય છે, એમાં સંશય નથી. જે મનુષ્ય બાર માસ પર્યંત નવમે નવમે દિવસે એક વખત ભોજન કરે છે અને નિત્ય અગ્નિમાં હોમ કરે છે, તે મનુષ્યને એક હજાર અશ્વમેધ યજ્ઞોનું સર્વોત્તમ ફળ મળે છે. ઉપરાંત તે પુરુષને ધોળા કમળ સમાન રંગવાળું વિમાન પ્રાપ્ત થાય છે. વળી તેને પ્રદીપ્ત સૂર્ય તથા અગ્નિ સમાન તેજવાળી અને દિવ્ય માળાઓને ધારણ કરનારી રુદ્રની કન્યાઓ સનાતન અંતરિક્ષમાં લઈ જાય છે. ત્યાં આવેલા રુદ્રના લોકમાં તે મનુષ્ય એક કલ્પ, સો હજાર કરોડ અને અઢાર હજાર વર્ષ પર્યંત આનંદ કરે છે. જે પુરુષ બાર માસ પર્યંત દશમે દશમે દિવસે એક વખત ભોજન કરે છે અને નિત્ય અગ્નિમાં હોમ કરે છે, તે પુરુષને પ્રાણીમાત્રના મનને હરનારા બ્રહ્મકન્યા( સરસ્વતી )ના નિવાસમાં વાસ મળે છે અને એક હજાર અશ્વમેધ યજ્ઞોનું શ્રેષ્ઠ ફળ સાંપડે છે. વળી તેને રૂપસંપન્ન કન્યાઓ સદૈવ રમાડે છે.[39-45] તે પુરુષને એક ઉત્તમ વિમાન પણ મળે છે. તે વિમાન નીલકમળ સમાન વર્ણોથી તથા લાલ ઉત્પલજાતિના કમળ સમાન વર્ણોથી શોભી રહેલું હોય છે, ગોળાકારે ફરનારું હોય છે, જળની ધૂમરીની પેઠે ગહન તથા આકુળ હોય છે અને સમુદ્રના તરંગોની પેઠે દીપી રહ્યું હોય છે. વળી વિચિત્ર મણિમાળાઓથી તથા શંખઘોષોથી ગાજી રહેલા, સ્ફટિકના તથા હીરાના થાંભલાઓવાળા, સુંદર વેદિકાવાળા તેમ જ હંસો અને સારસોના શબ્દોથી

નાદવાળા બીજા એક મોટા વિમાનમાં બેસીને તે પુરુષ વિહાર કરે છે.[૪૬–૪૮] જે પુરુષ બાર માસ પર્યંત અગિયારમે અગિયારમે દિવસે હવિષ્યાન્નનું ભોજન કરે છે, નિત્ય અગ્નિમાં હોમ કરે છે; મન, વચન કે કર્મથી પણ પરસ્ત્રીની અભિલાષા રાખતો નથી અને માતાપિતાને માટે પણ અસત્ય ભાષણ બોલતો નથી, તે પુરુષ વિમાનમાં બેઠેલા મહાબળવાન મહાદેવ પાસે જાય છે અને એક હજાર અશ્વમેધ યજ્ઞોનું સર્વોત્તમ ફળ પ્રાપ્ત કરે છે.[૪૯–૫૧] વળી તે વિમાનમાં બેસીને પોતાની પાસે આવેલા સ્વયંભૂનાં દર્શન પામે છે. તે પુરુષને સુવર્ણ સમાન કાંતિવાળી રૂપમતી કુમારીઓ સ્વર્ગલોકમાં દિવ્ય અને મનોહર ગણાતા રુદ્રોના લોકમાં લઈ જાય છે. ત્યાં તે પુરુષ પ્રલયકાળના અગ્નિ સમાન કાંતિવાળો થાય છે અને અણગણ વર્ષો સુધી વસે છે. આમ તે ત્યાં લાખ કરોડ અને હજાર વર્ષ સુધી વાસ કરે છે અને દેવો તથા દાનવોમાં માન્ય થયેલા રુદ્રદેવને નિત્ય પ્રણામ કરે છે. વળી રુદ્રદેવ પણ તે પુરુષને પ્રતિદિન દર્શન આપે છે. જે પુરુષ બાર માસ પર્યંત બારમે બારમે દિવસે હવિષ્યાન્નનું ભોજન કરે છે, તેને સર્વમેધ યજ્ઞનું ફળ મળે છે તેમ જ બારમા સૂર્ય સમાન પ્રદીપ્ત એવું વિમાન પ્રાપ્ત થાય છે. હે રાજન્! મહાકિંમતી મણિ, મોતી તથા પરવાળાંથી શોભી રહેલું, હંસોની કાંતિથી છવાઈ રહેલું, હાથીઓની પંક્તિથી વ્યાપ્ત, શબ્દ કરતા મયૂરો તથા ચક્રવાકોથી શોભી રહેલું, મોટી મોટી અટારીઓથી યુક્ત, બ્રહ્મલોકમાં પ્રતિષ્ઠા પામેલું અને સ્ત્રીઓ તથા પુરુષોથી ભરપૂર એવું એક દિવ્ય ગૃહ તે પુરુષને મળે છે, એમ ધર્મને જાણનારા મહાભાગ અંગિરાઋષિએ કહ્યું છે.[૫૨–૫૯] જે પુરુષ બાર માસ પર્યંત તેરમે તેરમે દિવસે હવિષ્યાન્નનું ભોજન કરે છે, તે પુરુષને દેવસત્ર યજ્ઞનું ફળ મળે છે.[૬૦] ઉપરાંત તે મનુષ્ય રક્તપદ્મોદય નામના વિમાનને સંપાદન કરે છે. તે વિમાન તદ્દન સુવર્ણનું બનાવેલું હોય છે અને અનેક રત્નોના જડતરકામથી શોભી રહેલું હોય છે.[૬૧] વળી તે દેવોની કન્યાઓથી વ્યાપ્ત હોય છે, દિવ્ય અલંકારોથી સુશોભિત હોય છે, પવિત્ર ગંધને ફેલાવનારું હોય છે અને વાયુઅધિષ્ઠાયક દેવોથી શોભી રહેલું હોય છે.[૬૨] તે વિમાનમાં બે શંકુ (તે નામની સંખ્યા), બે મહાપદ્મ, યુગાંતકાળ, એક કલ્પ, એક પદ્મ, એક સમુદ્ર (તે નામની સંખ્યા) અને તે ઉપરાંત હજારો વર્ષ પૂરાં થાય ત્યાં સુધી (અર્થાત્ અનંતકાળ પર્યંત) તે પુરુષ નિવાસ કરે છે.[૬૩] એટલું જ નહિ, તે પુરુષને ગીતના, ગંધર્વોના, ભેરીઓના તથા પણવોના શબ્દોથી પ્રસન્ન કરવામાં આવે છે અને દેવોની કન્યાઓ તેની પૂજા કર્યા કરે છે. જે પુરુષ બાર માસ પર્યંત ચૌદમે ચૌદમે દિવસે હવિષ્યાન્નનું ભોજન કરે છે, તે પુરુષને મહામેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે.[૬૪,૬૫] વળી અવર્ણ્ય વય તથા રૂપવાળી, સુંદર અલંકારોને ધારણ કરનારી અને તપાવીને શુદ્ધ કરેલા સુવર્ણના બાજુબંધોને ધારણ કરનારી દેવકન્યાઓ વિમાનોમાં બેસીને તેની પાસે આવે છે.[૬૬] તે પુરુષ જ્યાં જ્યાં નિદ્રાવશ થાય છે, ત્યાં ત્યાં કલહંસોના ધ્વનિઓથી, ઝાંઝરોના ઝણઝણાટથી અને કટિમેખલાઓના ખણખણાટથી જાગ્રત થાય છે.[૬૭] વળી તે મનુષ્ય ગંગાના તટ ઉપર રહેલા રેતીના કણો જેટલાં વર્ષો પૂર્ણ થાય ત્યાં સુધી દેવકન્યાઓના નિવાસસ્થાનમાં રહે છે.[૬૮] જે પુરુષ બાર માસ પર્યંત પખવાડિયે પખવાડિયે એક વખત ભોજન કરે છે, ઇંદ્રિયોને વશ રાખે છે અને નિત્ય અગ્નિમાં હોમ કરે છે, તે પુરુષને એક હજાર રાજસૂયયજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે. ઉપરાંત તે પુરુષ હંસો તથા

મયૂરોથી સેવાયેલા દિવ્ય વિમાનમાં બેસીને વિહાર કરે છે.[૬૯,૭૦] તે વિમાન મણિઓના સમુદાયોથી અદ્દભુત હોય છે, સુવર્ણનાં પતરાંથી મઢેલું હોય છે, દિવ્ય અલંકારોની શોભાથી તેમ જ સુંદર સ્ત્રીઓથી સુશોભિત હોય છે.[૭૧] તે માત્ર એક જ સ્તંભવાળું હોય છે, ચાર દ્વારવાળું હોય છે, સાત માળવાળું હોય છે, અત્યંત માંગલિક હોય છે, હજારો ધજાપતાકાઓથી શોભી રહેલું હોય છે અને ગીતના શબ્દોથી ગાજી રહેલું હોય છે. તે દિવ્ય હોઈને દિવ્ય ગુણોવાળું હોય છે. મણિ, મોતી તથા પરવાળાંથી શોભી રહેલા અને વીજળી જેવા ઝળહળાટવાળા તે વિમાનમાં તે પુરુષ એક હજાર યુગ પર્યંત વસે છે અને ગેંડા તથા હાથીઓ ઉપર બેસીને સર્વત્ર વિચરે છે. જે પુરુષ બાર માસ પર્યંત સોળમે સોળમે દિવસે ભોજન કરે છે, તે પુરુષને સોમયજ્ઞનું ફળ મળે છે. વળી તે પુરુષ સોમકન્યાઓનાં નિવાસસ્થાનોમાં નિત્ય નિવાસ કરે છે.[૭૨-૭૫] ઉપરાંત શરીરે સૌમ્યગંધવાળા પદાર્થોનું વિલેપન કરીને તે પુરુષ પોતાની ઇચ્છાનુસાર સર્વત્ર જઈ શકે છે, સુંદર તથા મધુર દેખાવની અનેક સ્ત્રીઓ તેની પૂજા કરે છે અને વિમાનમાં બેઠેલા તે પુરુષને સર્વ ઇચ્છિત ભોગવૈભવો પ્રાપ્ત થાય છે. આ રીતે એ પુરુષ સો પદ્મ અને દશ મહાકલ્પ સુધી એ દિવ્ય ફળને ભોગવે છે અને ચાર આવર્તનો સિદ્ધ કરે છે. જે પુરુષ બાર માસ પર્યંત સત્તરમે સત્તરમે દિવસે એક વખત ભોજન કરે છે અને અગ્નિમાં નિત્ય હોમ કરે છે, તે પુરુષ પ્રથમ વરુણના, ઇંદ્રના, રુદ્રના, વાયુના તથા શુક્રના સ્થાનમાં જાય છે અને છેવટે બ્રહ્મલોકમાં જાય છે. ત્યાં દેવોની કન્યાઓ આસન આપીને તેની સેવામાં હાજર થાય છે.[૭૬-૮૦] વળી તે પુરુષને ભૂર્, ભુવર્ તથા દેવર્ષિરૂપ વિશ્વમય ભગવાનનાં દર્શન થાય છે અને તે દેવાધિદેવની કુમારીઓ તેને રમાડે છે.[૮૧] એ બત્રીસ કુમારીઓ સુંદર રૂપને ધારણ કરનારી હોય છે, મધુરભાષણ બોલનારી હોય છે અને વસ્ત્રાલંકારોથી સુશોભિત હોય છે. વળી હે રાજા ! જ્યાં સુધી ચંદ્ર તથા સૂર્ય આકાશમાં વિચર્યા કરે છે, ત્યાં સુધી એ ધીર પુરુષ સુધા તથા અમૃતના રસનું ભોજન કરતો કરતો બ્રહ્મલોકમાં વિચર્યા કરે છે. જે પુરુષ બાર માસ પર્યંત અઢારમે અઢારમે દિવસે એક વખત ભોજન કરે છે, તે દેવતાઓના સાતે લોકને જોઈ શકે છે. તે પુરુષ જ્યારે એ પ્રત્યેક લોકમાં ગમન કરે છે, ત્યારે સુંદર ગર્જના કરનારા અનેક રથો તેની પાછળ પાછળ ચાલે છે. તે રથો અત્યંત તેજસ્વી અને સારી રીતે શણગારેલા હોય છે અને તેમાં દેવકન્યાઓ બેઠેલી હોય છે. વળી તે પુરુષ વ્યાઘ્ર તથા સિંહોથી જોડેલા અને મેઘ સમાન ગર્જના કરનારા ઉત્તમ દિવ્ય વિમાનમાં અત્યંત સુખપૂર્વક બેસીને સર્વત્ર વિચરે છે. ત્યાં તે એક હજાર કલ્પ સુધી દેવકન્યાઓ સાથે આનંદ કરે છે. વળી તે અમૃત સરખા ઉત્તમ સુધારસનું ભોજન કરે છે. જે પુરુષ બાર માસ પર્યંત ઓગણીસમે ઓગણીસમે દિવસે એક વખત ભોજન કરે છે, તેને દેવતાઓના સાતે લોકનાં દર્શન થાય છે તેમ જ અપ્સરાઓના સમુદાયોથી સેવાયેલું શ્રેષ્ઠ સ્થાન મળે છે.[૮૨-૮૮] ઉપરાંત તે પુરુષને ગંધર્વોનાં ગાયનોથી ગાજી રહેલું તથા સૂર્ય સમાન તેજસ્વી એવું એક વિમાન મળે છે અને તે વિમાનમાં ઉત્તમ દેવાંગનાઓની સાથે તે પુરુષ સંતાપથી રહિત થઈને આનંદ કરે છે.[૮૯] તે દિવ્ય વસ્ત્રો ધારણ કરી લાખો વર્ષો પર્યંત શોભાયમાન રહે છે. જે પુરુષ બાર માસ સુધી વીસમે વીસમે દિવસે એક વખત ભોજન કરે છે, સત્ય ભાષણ બોલે છે, વ્રતોને ધારણ કરે છે, માંસાહારનો ત્યાગ કરે છે, બ્રહ્મચારી રહે છે અને પ્રાણીમાત્રનું હિત કરવામાં

આસક્ત રહે છે, તે પુરુષને આદિત્ય દેવોના સુંદર અને વિશાળ લોક પ્રાપ્ત થાય છે. તે લોકમાં એ પુરુષની પાછળ પાછળ દિવ્ય માળાઓ તથા દિવ્ય વિલેપનોને ધારણ કરનારા ગંધર્વો, અપ્સરાઓ તથા સુવર્ણનાં સુંદર વિમાનો ચાલ્યા કરે છે. જે પુરુષ બાર માસ પર્યંત એકવીસમે એકવીસમે દિવસે એક વખત ભોજન કરે છે અને નિત્ય અગ્નિમાં હોમ કરે છે, તે પુરુષ શુક્રના તથા ઇંદ્રના દિવ્ય લોકમાં જાય છે.[૯૦-૯૪] ત્યાં અશ્વિનીકુમારો તથા મરુદ્ગણોનાં સુખો ભોગવવામાં સદાય આસક્ત થાય છે, દુઃખોના અનુભવથી અજ્ઞાત રહે છે અને ઉત્તમ વિમાનમાં બેસે છે. ત્યાં ઉત્તમ સ્ત્રીઓ તેની સેવા કરે છે અને તે સમર્થ પુરુષ દેવની પેઠે ક્રીડા કરે છે. જે પુરુષ બાર માસ પર્યંત બાવીસમે બાવીસમે દિવસે એક વખત ભોજન કરે છે, નિત્ય અગ્નિમાં હોમ કરે છે, અહિંસાપરાયણ રહે છે, સત્ય વાણી બોલે છે અને અસૂયાદોષનો ત્યાગ કરે છે, તે બુદ્ધિમાન પુરુષ સૂર્ય સમાન તેજસ્વી થઈને વસુઓના લોકને પામે છે. ત્યાં તે પોતાની ઇચ્છાનુસાર સર્વત્ર વિચર્યા કરે છે, અમૃતનો આહાર કરે છે અને ઉત્તમ વિમાનમાં બેસે છે.[૯૫-૯૮] વળી ત્યાં દિવ્ય અલંકારોથી વિભૂષિત થઈને દેવોની કન્યાઓ તેની સાથે રમણ કર્યા કરે છે. જે પુરુષ બાર માસ પર્યંત ત્રેવીસમે ત્રેવીસમે દિવસે એક વખત અમુક માપસર ભોજન કરે છે અને ઇંદ્રિયોને વશ રાખે છે, તે પુરુષ વાયુના, શુક્રના તથા રુદ્રના લોકમાં જાય છે.[૯૯,૧૦૦] ત્યાં તે પોતાની ઇચ્છાનુસાર વિહાર કરે છે, ઇચ્છાનુસાર સર્વત્ર ગમન કરે છે, અપ્સરાઓના સમુદાયોથી પૂજાય છે અને અનેક યુગો સુધી ઉત્તમ વિમાનમાં બેસે છે.[૧૦૧] વળી ત્યાં દિવ્ય અલંકારોથી શોભાયમાન થયેલી દેવોની કન્યાઓ તેની સાથે આનંદ કરે છે. જે પુરુષ બાર માસ પર્યંત ચોવીસમે ચોવીસમે દિવસે હવિષ્યાન્નનું ભોજન કરે છે અને નિત્ય અગ્નિમાં હોમ કરે છે, તે પુરુષ આદિત્યોના લોકમાં લાંબા કાળ પર્યંત પ્રસન્ન થઈને રહે છે.[૧૦૨,૩] ત્યાં તે દિવ્ય માળાઓ તથા દિવ્ય વસ્ત્રોને ધારણ કરે છે, દિવ્ય સુગંધી ચંદનોનું વિલેપન કરે છે અને હંસોથી જોડેલા સુવર્ણના સુંદર દિવ્ય વિમાનમાં લાખો દેવકન્યાઓની સાથે આનંદ કરે છે. જે પુરુષ બાર માસ પર્યંત પચીસમે પચીસમે દિવસે એક વખત ભોજન કરે છે, તે પુરુષ નિરંતર 'પુષ્કલ'નામના વિમાનમાં બેસીને વિહાર કર્યા કરે છે. વળી દેવલોકમાં સિંહ તથા વ્યાઘ્ર જોડેલા, મેઘની ગર્જના સમાન ગર્જના કરનારા અને કાનને પ્રિય લાગે તેવો શબ્દ કરનારા રથો તે પુરુષની પાછળ પાછળ ચાલે છે. એ રથોમાં દેવકન્યાઓ બેઠેલી હોય છે, તેઓ સુવર્ણના હોય છે, અત્યંત પ્રકાશિત હોય છે, તેમ જ સુંદર હોય છે.[૧૦૪-૧૦૭] તે લોકમાં અતિ મનોહર એવા ઉત્તમ વિમાનમાં બેસીને તે પુરુષ એક હજાર કલ્પ સુધી સેંકડો સ્ત્રીઓની સાથે નિવાસ કરે છે.[૧૦૮] ઉપરાંત તે ત્યાં અમૃત સમાન ઉત્તમ સુધારસનું ભોજન કરીને જીવન ગાળે છે. જે પુરુષ બાર માસ પર્યંત છવ્વીસમે છવ્વીસમે દિવસે એક વખત નિયમિત આહાર કરે છે, નિત્ય નિયમનિષ્ઠ રહે છે, ઇંદ્રિયોને વશ રાખે છે, રાગદ્વેષનો ત્યાગ કરે છે અને નિત્ય અગ્નિમાં હોમ કરે છે, તે મહાભાગ પુરુષ અપ્સરાઓના સમુદાયોથી પૂજાતો પૂજાતો સાત વાયુઓના તથા વસુઓના લોકોને પામે છે. ત્યાં તે દિવ્ય તેજવાળો થાય છે અને સર્વ રત્નોથી શોભી રહેલાં અને સ્ફટિકમણિથી બનાવેલાં દિવ્ય વિમાનોમાં બેસે છે. આમ ગંધર્વો તથા અપ્સરાઓથી પૂજાતો પૂજાતો તે દેવતાઓના બે હજાર યુગ

સુધી આનંદ કરે છે. જે પુરુષ બાર માસ પર્યંત સત્તાવીસમે સત્તાવીસમે દિવસે એક વખત ભોજન કરે છે, તેને દેવલોકમાં મહાન ફળ મળે છે તથા તેની સર્વત્ર પૂજા થાય છે.[૧૦૮-૧૪] તે દેવલોકમાં વસીને એ પુરુષ અમૃતના આહારથી તૃષ્ણારહિત થઈને આનંદ કર્યા કરે છે. વળી હે રાજન્! તે પુરુષ રાજર્ષિઓએ આચરેલા દેવર્ષિઓના ચરિત્રનું સેવન કરે છે.[૧૧૫] ત્યાં તે દિવ્યાત્મા થઈને નિવાસ કરે છે, ઉત્તમ વિમાનમાં બેસે છે અને સુંદર સ્ત્રીઓ સાથે મદોત્કટ થઈને રમણ કરે છે.[૧૧૬] આમ ત્રણ હજાર યુગકલ્પ સુધી તે પુરુષ દેવલોકમાં સુખથી રહે છે. જે પુરુષ બાર માસ પર્યંત અઠ્ઠાવીસમે અઠ્ઠાવીસમે દિવસે એક વખત ભોજન કરે છે, મનને વશ રાખે છે અને ઇંદ્રિયોને જીતે છે, તે પુરુષને દેવર્ષિઓને પ્રાપ્ત થનારું મહાન ફળ મળે છે. ઉપરાંત સર્વ ભોગવૈભવોને પ્રાપ્ત કરી તે પુરુષ પ્રદીપ્ત સૂર્યની પેઠે તેજથી પ્રકાશમાન થાય છે અને સુંદર કાંતિવાળી સુકુમાર સુંદરીઓ તેને આનંદ આપે છે. તે નારીઓ પુષ્ટ સ્તન, ઊરુ તથા જઘનવાળી હોય છે અને તેઓ દિવ્ય અલંકારોથી સુમંડિત હોય છે. તેઓ લાખો કલ્પ વર્ષ પર્યંત સૂર્ય સમાન તેજસ્વી તથા સર્વત્ર ઇચ્છાનુસાર ગતિ કરનારા સુંદર દિવ્ય વિમાનમાં તે પુરુષને રમણ કરાવે છે. જે પુરુષ બાર માસ પર્યંત ઓગણત્રીસમે ઓગણત્રીસમે દિવસે એક વખત ભોજન કરે છે અને સત્યવ્રતમાં પરાયણ રહે છે, તે પુરુષને દેવર્ષિઓએ તથા રાજર્ષિઓએ માન્ય કરેલા ઉત્તમ દિવ્ય લોક પ્રાપ્ત થાય છે, તેમ જ સૂર્ય તથા ચંદ્ર સમાન કાંતિવાળું, તદ્દન સુવર્ણથી બનેલું, સર્વ રત્નોના જડતરકામથી યુક્ત, અપ્સરાઓના સમુદાયોથી ભરપૂર અને ગંધર્વોના ગાયનોથી ગાજી રહેલું દિવ્ય વિમાન તેને મળે છે. વળી તે વિમાનમાં દિવ્ય અલંકારોથી શોભી રહેલી, મનને પ્રિય થઈ પડે તેવી, મધુર દેખાવની તથા મદોત્કટ એવી સુંદર સ્ત્રીઓ એ પુરુષને રમણ કરાવે છે. વળી તે પુરુષ સર્વ ભોગવૈભવોથી યુક્ત થાય છે, તેજથી યુક્ત થઈને અગ્નિ સમાન પ્રભાવાળો થાય છે, દિવ્ય શરીર ધારણ કરી દિવ્ય દેવતાની પેઠે પ્રકાશમાન થાય છે અને વસુઓના, મરુદ્ગણોના, સાધ્યોના, અશ્વિનીકુમારોના અને રુદ્રોના લોકમાં જઈને છેવટે બ્રહ્મલોકમાં જાય છે. પણ જે પુરુષ બાર માસ પર્યંત મહિને મહિને એક વખત ભોજન કરે છે અને શમગુણને ધારણ કરે છે તે પુરુષ બ્રહ્મલોકને પામે છે અને ત્યાં સુધાના રસનો આહાર કરે છે, શ્રીમાન થાય છે અને સર્વના મનને હરણ કરનારો થાય છે.[૧૧૭-૨૮] તે તેજથી, શરીરથી તથા શોભાથી સૂર્યની પેઠે પ્રકાશે છે અને તે દિવ્ય માળાઓ તથા વસ્ત્રો તથા અંગરાગોને ધારણ કરે છે.[૧૨૯] તે સુખો ભોગવવામાં આસક્ત થાય છે, ભોગવાન થાય છે, દુઃખોના અનુભવથી અજ્ઞાત રહે છે અને સ્વાભાવિક કાંતિવાળી સ્ત્રીઓની સાથે વિમાનમાં બેસીને સર્વત્ર પૂજાય છે.[૧૩૦] રુદ્રો તથા દેવર્ષિઓની કન્યાઓ તેનું સદૈવ પૂજન કરે છે. તે કન્યાઓ અનેક પ્રકારના સુંદર રૂપવાળી, અનેક પ્રકારના અંગરાગોને ધારણ કરનારી, અનેક પ્રકારની મધુર વાણી બોલનારી અને અનેક પ્રકારે રતિક્રીડા કરી જાણનારી હોય છે. તે પુરુષ ગગનમંડળ સમાન વિશાળ આકૃતિવાળા, સૂર્ય તથા વૈડૂર્યમણિ સમાન પ્રકાશવાળા, પાછળના ભાગમાં ચંદ્ર સમાન પ્રકાશવાળા, આગળના ભાગમાં વાદળ સમાન કાંતિવાળા, જમણી બાજુ લાલ કાંતિવાળા, નીચેના ભાગમાં લીલી કાંતિવાળા અને ઉપરના ભાગમાં રંગબેરંગી કાંતિવાળા વિમાનમાં અનેક દાસદાસીઓ સાથે નિવાસ કરે છે. જેટલા હજાર વર્ષો પર્યંત જંબૂદ્વીપમાં

વરસાદ વરસે છે, તેટલા હજાર વર્ષો પર્યંત એ બુદ્ધિમાન પુરુષ બ્રહ્મલોકમાં વસે છે. વળી વર્ષાઋતુમાં આકાશમાંથી જેટલાં જળબિંદુઓ પૃથ્વી પર પડે છે, તેટલાં વર્ષો પર્યંત તે દેવસમાન કાંતિવાળો પુરુષ બ્રહ્મલોકમાં નિવાસ કરે છે. જે પુરુષ દશ દશ વર્ષે એક એક મહિનાના ઉપવાસ કરે છે, તે પુરુષ મહર્ષિપણું પ્રાપ્ત કરીને એના એ જ શરીરમાંથી ઉત્તમ સ્વર્ગલોકમાં જાય છે. આમ હે રાજન્! જે પુરુષ પૂર્વોક્ત અનેક નિયમો ધારણ કરીને તે તે નિયમાનુસાર ભોજન કરે છે, મૌનવ્રત ધારણ કરે છે, ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે, ક્રોધને જીતે છે, લિંગ તથા ઉદરના વેગનો નિરોધ કરે છે, નિત્ય અગ્નિમાં હોમ કરે છે અને સંધ્યોપાસનનું સેવન કરે છે, તે પુરુષ સર્વ પ્રકારે પવિત્ર થઈને આકાશની પેઠે નિઃસંગ વૃત્તિવાળો થાય છે, સૂર્યની પેઠે કાંતિમાન થાય છે અને પોતાના તે જ શરીરથી સ્વર્ગલોકમાં જઈને પોતાની ઇચ્છાનુસાર પુણ્યનો ઉપભોગ કરે છે. એ પ્રમાણે હે ભરતશ્રેષ્ઠ! ઉપવાસનો ઉત્તમ વિધિ તથા ઉપવાસનાં ફળ મેં તને અનુક્રમે કહ્યાં. હે પાર્થ! દરિદ્ર મનુષ્યો પણ એ ઉપવાસો કરીને યજ્ઞનાં ફળને પામી શકે છે. હે ભરતસત્તમ! જે પુરુષ દેવો તથા બ્રાહ્મણોની પૂજા કરવામાં પરાયણ રહીને પૂર્વોક્ત ઉપવાસો કરે છે, તેને પરમ ગતિ પ્રાપ્ત કરે છે.[૧૩૧–૧૪૨] હે ભારત! આ ઉપવાસનો વિધિ મેં તને વિસ્તારથી કહ્યો. હવે જે મહાત્માઓ નિયમનિષ્ઠ હોઈને પ્રમાદરહિત, બાહ્યાભ્યંતર પવિત્રતા જાળવનારા, દંભ તથા દ્રોહનો ત્યાગ કરનારા, બુદ્ધિસંપન્ન, પોતાના નિશ્ચયમાં અડગ રહેનારા અને ગમે તેવા પ્રસંગમાં પણ નિષ્કંપવૃત્તિ ધારણ કરનારા હોય છે, તેમના સંબંધમાં પૂર્વોક્ત ઉપવાસના સંભવ વિષે તારે લેશમાત્ર સંશય કરવો નહિ.[૧૪૩,૧૪૪]

# अध्याय १०८मो

## બાહ્યાભ્યંતર તીર્થો

॥ युधिष्ठिर उवाच ॥

यद्वरं सर्वतीर्थानां तन्मे ब्रूहि पितामह ।
यत्र चैव परं शौचं तन्मे व्याख्यातुमर्हसि ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા: હે પિતામહ! સર્વ તીર્થોમાં જે શ્રેષ્ઠ તીર્થ હોય અને જે તીર્થ પરમ પવિત્રતાવાળું હોય તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા: વાસ્તવિક રીતે સર્વ તીર્થો ગુણસંપન્ન જ હોય છે; પરંતુ જે તીર્થને વિદ્વાનો પરમ પવિત્ર કહે છે, તે તીર્થ તું મારી પાસેથી સાવધાન થઈને સાંભળ.[૨] મનુષ્યે સનાતન સત્ત્વનો આશ્રય કરીને અગાધ, નિર્મળ, પવિત્ર, સત્યરૂપી જળવાળા અને ધૈર્યરૂપી ધરાવાળા માનસતીર્થમાં સ્નાન કરવું જોઈએ.[૩] વળી અયાચક વૃત્તિ ધારણ કરવી, સરળતા રાખવી, સત્ય વચન બોલવું, સૌમ્યવૃત્તિ ધારણ કરવી, અહિંસા રાખવી, સર્વના પર દયા રાખવી, બાહ્ય ઇંદ્રિયોનો નિગ્રહ કરવો અને આભ્યંતર ઇંદ્રિયોને વશ રાખવી, એ પણ પવિત્ર તીર્થરૂપ ગણાય છે.[૪] જે પુરુષો મમતાનો, અહંકારનો, સુખદુઃખાદિ અથવા રાગદ્વેષાદિ દ્વંદ્વોનો તથા સ્ત્રીપુત્રાદિ પરિગ્રહનો ત્યાગ કરીને નિત્ય ભિક્ષાન્નનું ભોજન કરે છે, તે પવિત્ર પુરુષો પણ તીર્થરૂપ ગણાય છે.[૫] વળી જે પુરુષ તત્ત્વવેત્તા હોઈને અહંકારબુદ્ધિથી રહિત હોય છે, તે પુરુષ પણ ઉત્તમ તીર્થ કહેવાય છે. તું સર્વત્ર શૌચનાં લક્ષણો જોવા માંડીશ તો તને એ માનસિક પવિત્રતારૂપ શૌચ જ સર્વ કરતાં શ્રેષ્ઠ જણાશે.[૬] જે પુરુષોના ચિત્તમાંથી રજોગુણ, તમોગુણ તથા સત્ત્વગુણરૂપ મેલ ધોવાઈ ગયો હોય છે, જેઓ શૌચાશૌચનો વિચાર કરવામાં પરાયણ રહે છે, જેઓ પોતાના કર્તવ્યની નિત્ય શોધ કર્યા કરે છે, જેઓ સર્વ પ્રકારના સંગનો ત્યાગ

કરવામાં આસક્ત રહે છે, જેઓ સર્વજ્ઞ હોય છે, જેઓ સર્વત્ર સમદર્શી હોય છે અને જેઓ માનસિક પવિત્રતાથી જ સર્વ બાહ્ય પવિત્રતાના પ્રયોજનને સિદ્ધ થયેલું માને છે, તે પવિત્ર પુરુષો તીર્થરૂપ ગણાય છે.[૭,૮] જળની અંદર શરીરને ભીંજવ્યું એટલે સ્નાન થઈ ચૂક્યું, એમ કંઈ કહી શકાય નહિ; પણ જે પુરુષે ઇંદ્રિયોનો નિગ્રહ કર્યો હોય છે તેણેજ ખરું સ્નાન કર્યું છે, એમ સમજવું અને તે પુરુષ જ બહારથી તથા અંદરથી પવિત્ર ગણાય છે.[૯] જે પુરુષો ભૂતકાળના વિષયની અપેક્ષા રાખતા નથી, વર્તમાનકાળમાં પ્રાપ્ત થયેલા અર્થો ઉપર મમતા રાખતા નથી અને જેમને કોઈ પણ વિષય ઉપર સ્પૃહા થતી નથી, તે પુરુષોમાં જ બાહ્યાભ્યંતર પવિત્રતા પ્રાપ્ત થયેલી ગણાય છે.[૧૦,૧૧] ખરી રીતે ઉચ્ચ પ્રકારનું જ્ઞાન એ જ શરીરની વિશેષ પવિત્રતા ગણાય છે. તેમ જ પરિગ્રહના ત્યાગરૂપ નિષ્કિંચનતા અને મનની પ્રસન્નતા, એ પણ ઉત્તમ પવિત્રતાનું લક્ષણ છે. પરંતુ સદ્વર્તનથી મેળવેલી તથા માનસિક અને તીર્થાદિમાં સ્નાન કરીને મેળવેલી પવિત્રતા એ સર્વના કરતાં જ્ઞાનથી ઉત્પન્ન થયેલી પવિત્રતા શ્રેષ્ઠ છે.[૧૨] તત્ત્વદર્શી પુરુષો કહે છે કે, પુરુષ માનસતીર્થમાં મનની પવિત્રતાપૂર્વક બ્રહ્મજ્ઞાનરૂપ જળથી જે સ્નાન કરે છે, તે જ સ્નાન ઉત્તમ ગણાય છે.[૧૩] જે પુરુષ પોતાના મનને સર્વ પ્રકારે પવિત્ર કરીને નિત્ય શુદ્ધભાવને ધારણ કરે છે અને કેવળ ગુણસંપન્નજ હોય છે, તે પુરુષ સદાય પવિત્ર જ ગણાય છે.[૧૪] હે ભારત! એ પ્રમાણે શરીરમાં રહેલાં તીર્થો મેં તને કહ્યાં. હવે જે પવિત્ર તીર્થો પૃથ્વી પર રહેલાં છે, તેમને તું મારી પાસેથી સાંભળ.[૧૫] શરીરના જુદા જુદા ભાગોને જેમ પવિત્ર કહેવામાં આવ્યા છે, તેમ પૃથ્વીના કેટલાએક ભાગોને તથા પૃથ્વી પર રહેલાં કેટલાંએક જળને પવિત્ર કહેવામાં આવ્યાં છે.[૧૬] જે પુરુષો તીર્થનું નામસ્મરણ કરીને, તીર્થમાં સ્નાન કરીને તથા તીર્થમાં પિતૃતર્પણ કરીને પોતાનાં સર્વ પાપોનો નાશ કરે છે, તેઓ સુખેથી સ્વર્ગમાં જાય છે.[૧૭] પૃથ્વીના કેટલાએક ભાગો સત્પુરુષોના નિવાસને લીધે, પૃથ્વીના તેજને લીધે તથા જળના તેજને લીધે અત્યંત પવિત્ર હોય છે.[૧૮] જે પુરુષ મનનાં તથા પૃથ્વીનાં પવિત્ર તીર્થોમાં સ્નાન કરે છે, તે પુરુષને તત્કાળ સિદ્ધિ પ્રાપ્ત થાય છે.[૧૯] જેમ ક્રિયા વિનાનું બળ તથા બળ વિનાની ક્રિયા કોઈ પ્રકારના કાર્યને સિદ્ધ કરી શકતી નથી, પણ બળ અને ક્રિયા બન્ને સાથે મળી સર્વ કાર્યોને સિદ્ધ કરે છે, તેમ શરીરની પવિત્રતા અને તીર્થોની પવિત્રતા એ બન્નેથી યુક્ત થયેલો પુરુષ સિદ્ધિને પામી શકે છે. આવા હેતુથીજ બન્ને પ્રકારના શૌચને ઉત્તમ માનવામાં આવ્યું છે.[૨૦,૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'બાહ્યાભ્યંતર તીર્થો' નામનો અધ્યાય ૧૦૮ મો સમાપ્ત

## अध्याय १०९मो

### વિષ્ણુદ્વાદશનામ

॥ युधिष्ठिर उवाच ॥

सर्वेषामुपवासानां यच्छ्रेयः सुमहत्फलम् ।
यच्चाप्यसंशयं लोके तन्मे त्वं वक्तुमर्हसि ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા: હે પિતામહ! સર્વ ઉપવાસોના કરતાં પણ જે કર્મ લાભકારક હોઈને અતિ મહાન ફળને આપનારું હોય અને જેના ફળ વિષે લોકમાં કંઈ સંશય ન હોય, તે મને કહેવાને તમે યોગ્ય છો.[૧]

ભીષ્મ બોલ્યા: હે રાજન્! આ વિષયમાં બ્રહ્મદેવે પોતેજ જે કંઈ કહ્યું છે, તેનું તું શ્રવણ કર. મનુષ્ય જે કર્મ કરીને નિ:સંશય સુખી થાય છે, તે કર્મ આ પ્રમાણે છે.[૨] જે પુરુષ

માર્ગશીર્ષ મહિનાની બારશને દિવસે કેશવ ભગવાનનું પૂજન કરે છે, તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે અને તે પુરુષનું પાપ નાશ પામે છે.[૩] જે પુરુષ પોષ મહિનાની બારશને દિવસે નારાયણ ભગવાનનું પૂજન કરે છે, તેને વાજપેય યજ્ઞનું ફળ મળે છે અને ઉત્તમ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. જે પુરુષ માઘ મહિનાની બારશને દિવસે માધવ ભગવાનનું પૂજન કરે છે, તેને રાજસૂય યજ્ઞનું ફળ મળે છે અને તે પુરુષ પોતાના આખા કુળનો ઉદ્ધાર કરે છે.[૪,૫] જે પુરુષ ફાલ્ગુન માસની બારશને દિવસે ગોવિંદ ભગવાનનું પૂજન કરે છે, તે પુરુષને અતિરાત્ર યજ્ઞનું ફળ મળે છે અને સોમલોક પ્રાપ્ત થાય છે.[૬] જે પુરુષ ચૈત્ર મહિનાની બારશને દિવસે વિષ્ણુ ભગવાનનું પૂજન કરે છે, તે પુરુષને પૌંડરીક યજ્ઞનું ફળ મળે છે અને તે દેવલોકમાં જાય છે. જે પુરુષ વૈશાખ મહિનાની બારશને દિવસે મધુસૂદન ભગવાનનું પૂજન કરે છે, તેને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે અને તે સોમલોકમાં જાય છે.[૭,૮] જે પુરુષ જ્યેષ્ઠ મહિનાની બારશને દિવસે ત્રિવિક્રમ ભગવાનનું પૂજન કરે છે, તેને ગોમેધ યજ્ઞનું ફળ મળે છે અને અપ્સરાઓની સાથે તે પુરુષ આનંદ કરે છે.[૯] જે પુરુષ અષાઢ મહિનાની બારશને દિવસે વામન ભગવાનનું પૂજન કરે છે, તે પુરુષને નરમેધ યજ્ઞનું ફળ મળે છે અને બીજું મહાન પુણ્ય સાંપડે છે.[૧૦] જે પુરુષ શ્રાવણ મહિનાની બારશને દિવસે શ્રીધર ભગવાનનું પૂજન કરે છે, તેને પાંચ યજ્ઞો કર્યાનું ફળ મળે છે અને તે પુરુષ વિમાનમાં બેસીને સ્વર્ગમાં આનંદ કરે છે.[૧૧] જે પુરુષ ભાદ્રપદ માસની બારશને દિવસને હૃષીકેશ ભગવાનનું પૂજન કરે છે, તેને સૌત્રામણિ યજ્ઞનું ફળ મળે છે અને તે પુરુષનો આત્મા પવિત્ર થાય છે.[૧૨] જે પુરુષ આશ્વિન મહિનાની બારશને દિવસે પદ્મનાભ ભગવાનનું પૂજન કરે છે, તેને એક હજાર ગાયોનું દાન કર્યા જેટલું પુણ્ય પ્રાપ્ત થાય છે, એમાં સંશય નથી.[૧૩] જે પુરુષ અથવા સ્ત્રી કાર્તિક મહિનાની બારશને દિવસે દામોદર ભગવાનનું પૂજન કરે છે, તેને એક ગોયજ્ઞ કર્યા જેટલું પુણ્ય પ્રાપ્ત થાય છે, એમાં કંઈ સંશય નથી.[૧૪] એ રીતે પુરુષ કમળ સમાન નેત્રવાળા વિષ્ણુ ભગવાનનું એક વર્ષ પર્યંત પૂજન કરે છે, તેને પોતાના પૂર્વજન્મનું સ્મરણ થાય છે; ઉપરાંત તેને પુષ્કળ સુવર્ણ મળે છે.[૧૫] વળી એ પ્રમાણે જે પુરુષ ભગવાન ઉપેંદ્ર(વિષ્ણુ)નું પ્રતિદિન એકાગ્ર ચિત્તે પૂજન કરે છે, તે પુરુષ પોતાના ધ્યાનબળથી ભગવાન ઉપેંદ્ર સાથે એકાત્મભાવને પામે છે. પણ એ પુરુષે આ વિષ્ણુપૂજનનું વ્રત જ્યારે સમાપ્ત થાય, ત્યારે બ્રાહ્મણોને ભોજન કરાવવું અથવા ઘીનું દાન કરવું.[૧૬] આ વ્રતના કરતાં શ્રેષ્ઠ ફળ આપનારો એક પણ ઉપવાસ નથી, એ નિશ્ચય છે. વળી ભગવાન વિષ્ણુએ પોતે પણ પૂર્વે એ પ્રમાણે જ કહ્યું છે.[૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'વિષ્ણુનાં દ્વાદશ નામ' નામનો અધ્યાય ૧૦૯મો સમાપ્ત

## अध्याय ११० मो

### સ્વરૂપવાન તથા ભાગ્યવાન થવા માટે ચાંદ્રવ્રત

॥ वैशंपायन उवाच ॥

शरतल्पगतं भीष्मं वृद्धं कुरुपितामहम् ।
उपगम्य महाप्राज्ञः पर्यपृच्छद्युधिष्ठिरः ॥१॥

વૈશંપાયન બોલ્યા : બાણશય્યામાં સૂતેલા વૃદ્ધ કુરુપિતામહ ભીષ્મ પાસે જઈને મહાબુદ્ધિમાન યુધિષ્ઠિરે આ પ્રમાણે પૂછ્યું.[૧]

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ ! શું કરવાથી સર્વને પ્રિય થાય તેવું શરીરનું રૂપસૌંદર્ય પ્રાપ્ત

થાય અને શું કરવાથી મનુષ્ય ધર્માર્થકામથી યુક્ત થઈને સુખી થાય ?[૨]

ભીષ્મ બોલ્યા: હે રાજેંદ્ર! માર્ગશીર્ષ મહિનામાં જ્યારે ચંદ્રનો તથા મૂલ નક્ષત્રનો યોગ થાય, ત્યારે ચાંદ્રવ્રતનો આરંભ કરવો. (અર્થાત્ માર્ગશીર્ષ માસના શુક્લ પડવાને દિવસે મૂલ નક્ષત્રનો યોગ થાય, ત્યારે આ ચાંદ્રવ્રતનો આરંભ કરવો.) તે સમયે પ્રથમ ચંદ્રના પ્રત્યેક અવયવને સ્થાને પોતપોતાના દેવતાઓ સહિત તે તે નક્ષત્રોની સ્થાપના કરવી. તેમાં ચંદ્રના ચરણને સ્થાને મૂલ નક્ષત્રની અને તેની જંઘાને સ્થાને રોહિણીની કલ્પના કરવી.[૩] બે સાથળોને સ્થાને અશ્વિનીની, બે ઊરુઓને સ્થાને પૂર્વાષાઢા તથા ઉત્તરાષાઢાની, ગુહ્યભાગને સ્થાને પૂર્વાફાલ્ગુનીની તથા ઉત્તરાફાલ્ગુનીની અને કેડને સ્થાને કૃત્તિકાની કલ્પના કરવી.[૪] નાભિને સ્થાને પૂર્વાભાદ્રપદા તથા ઉત્તરાભાદ્રપદા, નેત્રમંડળને સ્થાને રેવતી, પીઠને સ્થાને ધનિષ્ઠા નક્ષત્ર અને ઉદરને સ્થાને અનુરાધા, એમ કલ્પના કરવી.[૫] વળી હે રાજન્! ત્યારે બે બાહુઓને સ્થાને વિશાખાની, બે હાથને સ્થાને હસ્તની, આંગળીઓને સ્થાને પુનર્વસુની અને નખોને સ્થાને આશ્લેષાની કલ્પના કરવી.[૬] હે રાજેંદ્ર! ડોકને સ્થાને જ્યેષ્ઠા, બે કાનને સ્થાને શ્રવણ નક્ષત્ર, મુખને સ્થાને પુષ્ય નક્ષત્ર અને દાંત તથા હોઠને સ્થાને સ્વાતિ નક્ષત્રની કલ્પના કરવી. હાસ્યને સ્થાને શતભિષા નક્ષત્ર, નાસિકાને સ્થાને મઘા નક્ષત્ર, બે નેત્રોને સ્થાને મૃગશિર નક્ષત્ર અને લલાટને સ્થાને ચિત્રા, એમ કલ્પના કરવી.[૭,૮] વળી હે નરપતિ! મસ્તકને સ્થાને ભરણીનું અને કેશોને સ્થાને આર્દ્રા નક્ષત્રનું સ્થાપન કરવું. આ વ્રતનો વિધિ આ પ્રમાણે છે: પુણ્યાહવાચનાદિપૂર્વક ઇષ્ટકામનાની સિદ્ધિને માટે આ વ્રતનો સ્વીકાર અથવા સંકલ્પ કરી મનુષ્યે ચંદ્રને તથા પોતાના આત્માને ધ્યાનથી એકરૂપ કરવા અને પછી ચંદ્રના તે તે અવયવોને સ્થાને તે તે નક્ષત્રોનું તથા તે તે નક્ષત્રોના અધિષ્ઠાયક દેવોનું સ્થાપન કરવું. પછી તેના તેના મંત્રોથી તે તે સર્વ દેવોનું આરાધન કરવું. તેમ જ નિત્ય જપ તથા હોમ પણ કરવો. આ રીતે પૂર્ણિમા સુધી કરીને વ્રત સમાપ્ત કરવું. આ ચાંદ્રવ્રત જ્યારે સમાપ્ત થાય, ત્યારે હોમ કરતાં બાકી રહેલું ઘી વેદપારંગત આચાર્યને આપી દેવું.* આ ચાંદ્રવ્રત કરવાથી મનુષ્ય સુંદર, દેખાવડો અને જ્ઞાનસંપન્ન થાય છે, તેમ જ પૂર્ણિમાના ચંદ્રની પેઠે પરિપૂર્ણ અંગવાળો થાય છે.[૯,૧૦]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'સ્વરૂપવાન તથા ભાગ્યવાન થવા માટે ચાંદ્રવ્રત' નામનો અધ્યાય ૧૧૦ મો સમાપ્ત

## अध्याय १११ मो

### સંસારચક્ર

॥ युधिष्ठिर उवाच ॥

पितामह महाप्राज्ञ सर्वशास्त्रविशारद ।
श्रोतुमिच्छामि मर्त्यानां संसारविधिमुत्तमम् ॥

યુધિષ્ઠિર બોલ્યા: હે સર્વ શાસ્ત્રકુશળ મહાબુદ્ધિમાન પિતામહ! હું મનુષ્યોના ઉત્તમ સંસાર વિષે સાંભળવા ઇચ્છું છું.[૧] હે રાજેંદ્ર! મનુષ્યો પૃથ્વી પર કયું વર્તન કરીને ઉત્તમ સ્વર્ગલોકને પામે છે.[૨] હે રાજા! કયું વર્તન કરીને તે નરકને પામે છે, માટીના ઢેફા અને લાકડા જેવા મૃત શરીરને છોડીને જ્યારે મનુષ્યો આ લોકમાંથી પરલોકમાં જાય છે, ત્યારે કોણ તેમની પાછળ જાય છે?

ભીષ્મ બોલ્યા: આ ઉદાર બુદ્ધિવાળા ભગવાન બૃહસ્પતિ અહીં આવે છે; માટે એ મહાભાગ્યશાળી ભગવાનને તું તારો આ સનાતન

* આ ઉપરથી જણાય છે કે આ વ્રતમાં હોમસાધનનું દ્રવ્ય ઘી જ હોવું જોઈએ.

અને ગુહ્ય પ્રશ્ન પૂછ; કેમ કે એમના વિના બીજો કોઈ પણ પુરુષ તારા આ પ્રશ્નનો આજે ઉત્તર આપી શકે તેમ નથી. વળી બૃહસ્પતિ સમાન બીજો કોઈ વક્તા પણ કોઈ સ્થળે નથી.[૩–૫]

વૈશંપાયન બોલ્યા : રાજા યુધિષ્ઠિર અને ભીષ્મપિતામહ એ પ્રમાણે વાતચીત કરતા હતા તેવામાં પવિત્રાત્મા બૃહસ્પતિ સ્વર્ગમાંથી ત્યાં આવી પહોંચ્યા.[૬] એટલે રાજા યુધિષ્ઠિર અને ધૃતરાષ્ટ્ર વગેરે સર્વ સભાસદો ઊભા થયા અને તેમણે તેમની અનુપમ પૂજા કરી. પછી ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજે ભગવાન બૃહસ્પતિ પાસે જઈને આવો યથાયોગ્ય યથાર્થ પ્રશ્ન પૂછ્યો.[૭,૮]

યુધિષ્ઠિર બોલ્યા : હે સર્વ ધર્મોને જાણનારા ! હે સર્વશાસ્ત્રકુશળ ભગવાન ! મનુષ્ય જ્યારે મરણ પામે છે, ત્યારે તેને કોણ સહાય કરે છે? શું તેનો પિતા, માતા, પુત્ર, ગુરુ, જ્ઞાતિવર્ગ, સંબંધીવર્ગ કે મિત્રવર્ગ સહાય કરે છે કે કોઈ બીજો ? માટીના ઢેફા અને લાકડા જેવા પોતાના મરણ પામેલા ખોળિયાને છોડીને જ્યારે મનુષ્યો આ લોકમાંથી પરલોકમાં જાય છે, ત્યારે કોણ તેમની પાછળ જાય છે?

બૃહસ્પતિ બોલ્યા : હે રાજન્ ! મનુષ્ય એકલો જ જન્મે છે અને એકલો જ મરણ પામે છે.[૯–૧૧] તે એકલો જ સંકટોને તરી જાય છે અને તે એકલો જ દુર્ગતિને પામે છે. આથી તે જ્યારે મરણ પામે છે, ત્યારે તેનો પિતા, માતા, ભાઈ, પુત્ર, ગુરુ, જ્ઞાતિવર્ગ, સંબંધીવર્ગ કે મિત્રવર્ગ તેને સહાય કરી શકતો નથી. તે સર્વ સંબંધીઓ તો લાકડા જેવા તથા માટીના ઢેફા જેવા તેના મરણ પામેલા કલેવરને પડતું મૂકીને અને એક મુહૂર્તભર રુદન કરીને પોતપોતાને ઘેર પાછા ફરે છે. આમ તે બધા મડદાને છોડીને ચાલ્યા જાય છે, ત્યારે માત્ર એક ધર્મ જ તેની પાછળ જાય છે. માટે પ્રત્યેક મનુષ્યે મરણ પછી પણ સહાય કરનારા તે ધર્મનું સદાય સેવન કરવું જોઈએ; કેમ કે ધર્મની સહાયતાવાળો પ્રાણી સ્વર્ગરૂપ શ્રેષ્ઠ ગતિને પામે છે.[૧૨–૧૫] પરંતુ અધર્મથી યુક્ત થયેલો પ્રાણી નરકને જ પામે છે. માટે બુદ્ધિમાન પુરુષે ન્યાયપૂર્વક ધન સંપાદન કરીને તે વડે ધર્મનું જ સેવન કરવું.[૧૬] એક ધર્મ જ સર્વ મનુષ્યોને પરલોકમાં સહાય કરનારો છે. જે મનુષ્ય મૂર્ખ હોય છે, તે લોભથી, મોહથી, દયાથી, ભયથી કે પારકાને માટે પણ લોભના મોહથી મૂઢ થઈ જાય છે અને કેટલાંએક અકાર્ય કર્મ કરે છે. આ મનુષ્યજીવનનું ફળ ધર્મ, અર્થ તથા કામ એ ત્રણ જ ગણાય છે; માટે પ્રત્યેક મનુષ્યે અધર્મના ત્યાગપૂર્વક એ ત્રણેને અવશ્ય સંપાદન કરવાં.

યુધિષ્ઠિર બોલ્યા : આપ ભગવાનનું પરમ હિતકારી અને ધર્મયુક્ત એવું વાક્ય મેં સાંભળ્યું. હવે શરીરની સ્થિતિ જાણવાની મને ઇચ્છા છે. જ્યારે મનુષ્યોનું શરીર મરણ પામે છે, ત્યારે તેમાં રહેનારો જીવ સૂક્ષ્મ, અવ્યક્ત તથા દૃષ્ટિથી ન જોઈ શકાય તેવા સ્વરૂપને પામે છે. તો પછી ધર્મ તેની પાછળ કેવી રીતે જઈ શકે છે?

બૃહસ્પતિ બોલ્યા : પૃથ્વી, વાયુ, આકાશ, જળ, તેજ, મન, યમ, બુદ્ધિ તથા આત્મા એ સર્વ નિત્ય ધર્મને જોઈ શકે છે અને તેઓ સર્વ પ્રાણીઓનાં નિરંતર સાક્ષીભૂત હોય છે.[૧૭–૨૨] માટે તેમની સાથે ધર્મ પણ જીવની પાછળ પાછળ જાય છે. હે મહાબુદ્ધિમાન ! જ્યારે પ્રાણીનું શરીર જીવિતથી મુક્ત થાય છે, ત્યારે ત્વચા, અસ્થિ, માંસ, વીર્ય તથા રુધિર એ સર્વ પદાર્થો પણ એ મૃત શરીરનો ત્યાગ કરે છે. તે પછી જીવ એકલો જ ધર્મને સાથે લઈને પરલોકમાં જાય છે.[૨૩,૨૪] તે સમયે પાંચ મહાભૂતોના અવિ-

અધિષ્ઠાયક દેવતાઓ એ જીવે જે કંઈ શુભ–અશુભ કર્મ કરેલું હોય છે, તેને જોવા માંડે છે. (અર્થાત્ જીવે કરેલાં શુભ–અશુભ કર્મની સાક્ષી પૂરે છે.) પછી તે જીવ જો કેવળ ધર્મથી જ યુક્ત થયેલો જોવામાં આવે છે, તો ત્યાં સુખી થાય છે અને આ લોકમાં પણ પ્રથમ સુખી થાય છે. બોલ, હવે હું તને ફરીથી શું કહું ?[૨૫,૨૬]

યુધિષ્ઠિર બોલ્યા : ધર્મ જે રીતે જીવની પાછળ જાય છે તે આપે મને દર્શાવ્યું. હવે મને એ જાણવાની ઇચ્છા છે કે, વીર્ય કેવી રીતે ઉત્પન્ન થાય છે ?[૨૭]

બૃહસ્પતિ બોલ્યા : હે નરેશ્વર ! મનુષ્યના શરીરમાં રહેલાં પૃથ્વી, વાયુ, આકાશ, જળ, તેજ અને મન એ છયેના અધિષ્ઠાયક દેવતાઓ જે અન્નનું ભક્ષણ કરે છે, તેને લીધે પાંચ મહાભૂત અને છઠ્ઠું મન તૃપ્ત થાય છે. પછી હે શુદ્ધાત્મા રાજેંદ્ર ! તેમાંથી મહાન વીર્ય ઉત્પન્ન થાય છે.[૨૮] હે રાજા ! પછી સ્ત્રી અને પુરુષનો સંયોગ થતાં એ વીર્યમાંથી ગર્ભ ઉત્પન્ન થાય છે. આ સર્વ વાત મેં તને કહી. હવે તને બીજું શું સાંભળવાની ઇચ્છા છે ?[૨૯,૩૦]

યુધિષ્ઠિર બોલ્યા : ગર્ભ શી રીતે ઉત્પન્ન થાય છે, એ સર્વ વાત આપ ભગવાને મને કહી. હવે એ રીતે ઉત્પન્ન થયેલો પુરુષ કઈ દશાને પ્રાપ્ત થાય છે, તે મને કહો.[૩૧]

બૃહસ્પતિ બોલ્યા : પુરુષ ગર્ભમાં આવે છે કે તુરત જ પાંચ મહાભૂતો તેને પોતાના સ્વાધીનમાં લઈને પોતાના રૂપ બનાવી દે છે. (એટલે એ જીવ પણ પાંચ મહાભૂતો સાથે એકરૂપ થઈને પ્રતિદિન વૃદ્ધિ પામે છે.) પણ જ્યારે જીવ એ મહાભૂતોથી છૂટો પડે છે, ત્યારે વ્યવહારમાં તેને મરણદશા પ્રાપ્ત થાય છે. ખરી રીતે તો તે જીવ પાંચ મહાભૂતોથી છૂટો પડીને કોઈ બીજી ગતિને જ પામે છે.[૩૨] જીવ એકલો જ સર્વ સૂક્ષ્મ ભૂતોથી યુક્ત થઈને પરલોકમાં જાય છે, એટલે પાંચ મહાભૂતોના અધિષ્ઠાયક દેવતાઓ તેના શુભ-અશુભ કર્મનું અવલોકન કરવા માંડે છે. હવે બીજું શું સાંભળવાની તને ઇચ્છા છે ?[૩૩]

યુધિષ્ઠિર બોલ્યા : હે ભગવન્ ! ત્વચા, હાડકાં અને માંસનો ત્યાગ કરીને તથા પાંચ સ્થૂળ ભૂતોથી પણ છૂટો પડીને જીવ ક્યાં રહીને પોતે કરેલાં શુભ-અશુભ કર્મનાં ફળરૂપ સુખદુઃખને ભોગવે છે ?

બૃહસ્પતિ બોલ્યા : હે ભારત ! પોતાના કર્મને અનુસરનારો જીવ તત્કાળ પુરુષના વીર્યરૂપ થઈને સ્ત્રીના રજ સાથે મિશ્ર થાય છે અને પછી અમુક કાળે એક દેહાકારે ઉત્પન્ન થાય છે. પછી તે અત્યંત પાપકર્મ કરે છે, તો મરણ પછી યમના પુરુષો તેને ક્લેશ આપે છે અને માર મારે છે. વળી એ જીવ વારંવાર આ દુઃખજનક સંસારચક્રમાં ફરીને ક્લેશ પામ્યા કરે છે.[૩૪–૩૬] પણ હે રાજા ! તે જીવ જન્મથી આરંભીને જ આ લોકમાં જો પુણ્યકર્મ કરે છે, તો ધર્મના ફળરૂપ સુખનો જ આશ્રિત થઈને તે નિરંતર સુખ જ ભોગવે છે.[૩૭] જે પુરુષ જન્મથી આરંભીને યથાશક્તિ ધર્મનું સેવન કરે છે, તેને નિત્ય સુખ જ પ્રાપ્ત થાય છે.[૩૮] પરંતુ કોઈ સમયે તે જો ધર્મની વચ્ચે પણ અધર્મનું સેવન કરે છે, તો તે સુખ પછી પાછો દુઃખ પામે છે.[૩૯] વળી તે અધર્મને સાથે લઈને જ્યારે યમના રાજ્યમાં જાય છે, ત્યારે પણ મહાન દુઃખ પામે છે. છેવટે તે તિર્યંચ યોનિમાં ઉત્પન્ન થાય છે.[૪૦] હવે મોહને અધીન થયેલો જીવ જે જે કર્મ કરીને જે જે યોનિમાં ઉત્પન્ન થાય છે, તે હું તને કહું છું, સાંભળ.[૪૧]

શાસ્ત્ર, ઇતિહાસ અને વેદમાં કહેવામાં આવ્યું છે કે, પાપકર્મી મનુષ્ય આ લોકમાંથી મુક્ત થઈને યમરાજના ઘોર નિવાસસ્થાનમાં જાય છે.

હે રાજા ! એ યમલોકમાં કેટલાંએક સ્થાનો પવિત્ર અને દેવભૂમિ સમાન પણ છે, અને કેટલાંએક સ્થાનો તિર્યંચયોનિ કરતાં પણ અધિક દુઃખદાયી છે તથા સર્વ પ્રકારની ગતિવાળાં છે. યમરાજનું દિવ્ય ભવન ગુણમાં બ્રહ્મલોકની સમાનતા ધરાવનારું છે, પરંતુ પોતાનાં નિયત કર્મોથી બંધાયેલો જીવ એ દિવ્ય ભવનમાં પણ દુઃખોને ભોગવે છે.[૪૨-૪૪] જીવ જે જે ભાવથી અથવા જે જે કર્મથી જે પ્રકારની તીક્ષ્ણ અને ભયંકર ગતિને પામે છે, તે તે વિષે હવે હું તને કહું છું.[૪૫] જે બ્રાહ્મણ ચારે વેદોનું અધ્યયન કરીને પણ મોહાવેશને લીધે કોઈ ભ્રષ્ટ પુરુષ પાસેથી દાનાદિકનો પ્રતિગ્રહ કરે છે, તેનો ગધેડાની જાતિમાં જન્મ થાય છે.[૪૬] હે ભારત ! એ રીતે તે ગધેડા થઈને પંદર વર્ષ જીવે છે, પછી ગધેડા તરીકે મરણ પામી તે બળદ થઈને અવતરે છે અને તે જાતિમાં તે સાત વર્ષ જીવે છે.[૪૭] પછી બળદની જાતિમાં પણ મરણ પામીને તે બ્રહ્મરાક્ષસ થઈને અવતરે છે અને તે જાતિમાં પણ ત્રણ માસ પર્યંત જીવીને પાછો બ્રાહ્મણ થાય છે.[૪૮] હે ભારત ! જે બ્રાહ્મણ એક પતિત મનુષ્યને યજ્ઞ કરાવે છે, તેનો એક કીડાની જાતિમાં જન્મ થાય છે. ત્યાં તે પંદર વર્ષ સુધી જીવે છે. પછી કીડાની જાતિમાંથી મુક્ત થઈને તે ગધેડો થઈને અવતરે છે. આમ ગધેડાની જાતિમાં પણ તે પાંચ વર્ષ જીવે છે. પછી તે પાંચ વર્ષ ડુક્કર થઈને જીવે છે.[૪૯,૫૦] પછી તે પાંચ વર્ષ કૂકડો થઈને જીવે છે, પાંચ વર્ષ શિયાળ થઈને જીવે છે, એક વર્ષ કૂતરો થઈને જીવે છે અને છેવટે મનુષ્ય થઈને અવતરે છે.[૫૧] જે મૂર્ખ શિષ્ય પોતાના ગુરુનો કંઈ અપરાધ કરે છે, તેને આ લોકમાં ત્રણ જન્મ પ્રાપ્ત થાય છે, એમાં કંઈ સંશય નથી.[૫૨] હે રાજેંદ્ર ! પહેલા જન્મમાં તે કૂતરો થાય છે, બીજા જન્મમાં તે માંસાહારી પશુ થાય છે અને ત્રીજા જન્મમાં તે ગધેડો થઈને મહાન ક્લેશનો અનુભવ કરે છે. આ રીતે ત્રણ જન્મો પામ્યા પછી તે પાછો બ્રાહ્મણજાતિમાં જન્મે છે.[૫૩] જે પાપી શિષ્ય પોતાના ગુરુની પત્ની સાથે મનથી પણ ગમન કરે છે, તેને પોતાના પાપી ચિત્તને લીધે અનેક ઉગ્ર જન્મો ધારણ કરવા પડે છે.[૫૪] તેનો પ્રથમ કૂતરાંની જાતિમાં જન્મ થાય છે અને ત્યાં તે ત્રણ વર્ષ સુધી જીવે છે. પછી મરણ પામીને તે કીડાની જાતિમાં જન્મે છે.[૫૫] એ જાતિમાં પણ તે એક વર્ષ જીવે છે. પછી મરણ પામીને તે પાછો બ્રાહ્મણની જાતિમાં અવતરે છે.[૫૬] જે એક ગુરુ પોતાના પુત્ર સમાન શિષ્યને કોઈ જાતના કારણ વિના કેવળ પોતાની ઇચ્છાથી જ માર મારે છે, તેને પણ એક હિંસક પશુ તરીકે અવતરવું પડે છે.[૫૭] હે રાજન્ ! જે પુત્ર પોતાનાં માતાપિતાનું અપમાન કરે છે, તે પણ મરણ પામ્યા પછી ગધેડાની જાતિમાં જન્મે છે.[૫૮] આમ ગધેડાની જાતિમાં દશ વર્ષ જીવીને તે એક વર્ષ સુધી કુંભીર જાતિનું જળચર પ્રાણી થઈને જીવે છે. પછી તે મનુષ્યજાતિમાં અવતરે છે.[૫૯] પોતાના ઉપર ખિજાયેલાં પોતાના ગુરુરૂપ માતાપિતાનું જે પુત્ર મનમાં પણ અનિષ્ટ કરવાનો વિચાર કરે છે, તે પુત્ર મરણ પછી ગધેડાનો અવતાર પામે છે.[૬૦] એ ગધેડાની જાતિમાં દશ મહિના સુધી જીવીને તે કૂતરો થાય છે, કૂતરાની જાતિમાં ચૌદ મહિના સુધી જીવીને તે બિલાડો થાય છે અને તે બિલાડાની જાતિમાં સાત મહિના સુધી જીવ્યા પછી તે મનુષ્ય થાય છે.[૬૧] હે રાજા! મનુષ્ય માતાપિતાની નિંદા કરીને સારિક નામનું પક્ષી થઈને જન્મે છે અને માતાપિતાને માર મારીને મનુષ્ય કાચબો થઈને અવતરે છે.[૬૨] એ કાચબાની જાતિમાં દશ વર્ષ સુધી રહીને તેનો

શાહુડીની જાતિમાં જન્મ થાય છે, શાહુડીની જાતિમાં ત્રણ વર્ષ સુધી રહીને તેને સર્પ થવું પડે છે અને તે સર્પની જાતિમાં છ મહિના સુધી રહીને તે મનુષ્ય થાય છે.[૬૩] જે મૂઢ પુરુષ પોતાના રાજાનું અન્ન ખાઈને તેના શત્રુઓનું સેવન કરે છે, તેનો મરણ પછી વાનરની જાતિમાં અવતાર થાય છે.[૬૪] દશ વર્ષ એ વાનરની જાતિમાં રહીને તે ઉંદર થાય છે. પાંચ વર્ષ ઉંદરની જાતિમાં રહીને તે કૂતરો થાય છે અને કૂતરાની જાતિમાં છ મહિના રહીને તે પાછો મનુષ્ય થાય છે.[૬૫] જે પુરુષ પારકી થાપણને પચાવી પાડે છે, તેને યમરાજના લોકમાં જઈને સેંકડો જન્મો ધારણ કરવા પડે છે. પછી તે કીડીની જાતિમાં અવતરે છે.[૬૬] હે ભારત! તે કીડાની જાતિમાં એ પુરુષ પંદર વર્ષ જીવે છે અને પછી જ્યારે પોતાના પાપનો ક્ષય થાય છે, ત્યારે તે પાછો મનુષ્ય થઈને જન્મે છે.[૬૭] જે પુરુષ પારકી અદેખાઈ કરે છે, તેને મરણ પછી ગેંડાની જાતિમાં અવતરવું પડે છે; અને જે દુર્મતિ પુરુષ વિશ્વાસઘાત કરે છે, તેનો માછલાંની જાતિમાં જન્મ થાય છે.[૬૮] આમ હે ભારત! આઠ વર્ષ સુધી માછલારૂપે રહીને તે પુરુષ મૃગલો થાય છે, મૃગલાની જાતિમાં ચાર મહિના રહીને તે બકરો થાય છે.[૬૯] હવે બકરાની જાતિમાં એક વર્ષ પૂરું થયે તે પ્રાણી મરણ પામીને કીડો થાય છે અને પછી પાછો તે મનુષ્ય થાય છે.[૭૦] હે મહારાજ! જે મૂર્ખ મનુષ્ય મોહને અધીન થઈને જવ, તલ, અડદ, કળથી, સરસવ, ચણા, વટાણા, મગ, ઘઉં અને અળશી વગેરે ધાન્યોની તથા સામો વગેરે ખડધાન્યની ચોરી કરે છે, તે નિર્લજ્જ મનુષ્ય ઉંદર થઈને અવતરે છે.[૭૧,૭૨] આમ હે મહારાજ! તે જાતિમાં મરણ પામ્યા પછી તે ડુક્કર થાય છે. હે રાજા! ડુક્કર જાતિમાં જન્મતાની સાથે જ તે રોગને લીધે મરણ પામે છે.[૭૩] હે રાજા! પછી તે મૂઢ પ્રાણી કૂતરો થાય છે. કૂતરાની જાતિમાં પાંચ વર્ષ રહીને તે પાછો મનુષ્ય થાય છે.[૭૪] જે પુરુષ પારકી સ્ત્રી સાથે વ્યભિચાર કરે છે, તેને અનુક્રમે વરુ, કૂતરો, શિયાળ, ગીધ, સર્પ, કાગડો તથા બગલો થવું પડે છે.[૭૫] હે રાજા! જે પાપી પુરુષ મોહવશ થઈને પોતાના ભાઈની સ્ત્રી સાથે બળાત્કાર કરે છે, તેને એક વર્ષ પર્યંત પુંસ્કોકિલ (નરકોયલ) તરીકે જન્મ ધારણ કરવો પડે છે.[૭૬] વળી જે પુરુષ વિષયભોગ કરવા માટે મિત્રપત્નીની ઉપર, ગુરુપત્નીની ઉપર તથા રાજપત્નીની ઉપર બળાત્કાર કરે છે, તેને મરણ પછી ડુક્કર થઈને અવતરવું પડે છે.[૭૭] એ ડુક્કરની જાતિમાં પાંચ વર્ષ સુધી રહીને તે શાહુડી થાય છે અને શાહુડીની જાતિમાં દશ વર્ષ સુધી રહીને તે પાંચ વર્ષ સુધી બિલાડો થઈને જીવે છે. પછી તે દશ વર્ષ કૂકડો, ત્રણ મહિના કીડી અને એક મહિનો કીડો થઈને જીવન ગાળે છે. એ પ્રમાણે જન્મો ધારણ કર્યા પછી તે વળી પાછો કીડાની જાતિમાં જન્મે છે. ત્યાં તે ચૌદ મહિના સુધી જીવે છે અને જ્યારે પોતાનાં પાપનો નાશ થાય છે, ત્યારે પુનઃ મનુષ્યરૂપે જન્મે છે.[૭૮-૮૦] હે રાજા! કોઈને ત્યાં વિવાહપ્રસંગ ઉપસ્થિત થયો હોય, કોઈએ યજ્ઞ કરવાનો આરંભ કર્યો હોય, અથવા કોઈ મનુષ્ય દાન આપતો હોય, ત્યારે જે પુરુષ મોહને લીધે વિઘ્ન કરે છે, તેનો મરણ પછી એક કીડારૂપે જન્મ થાય છે.[૮૧] હે ભારત! એ કીડારૂપે પંદર વર્ષ જીવીને તે પુરુષ પોતાના પાપનો નાશ થતાં પાછો મનુષ્ય થાય છે. હે રાજન્! જે પુરુષ પ્રથમ એક ઠેકાણે કન્યા આપીને પાછળથી બીજે ઠેકાણે કન્યા આપવાની ઇચ્છા કરે છે, તેનો મરણ પછી કીડાની જાતિમાં જન્મ થાય છે.[૮૨,૮૩] હે યુધિષ્ઠિર! એ કીડાની જાતિમાં તે તેર વર્ષ રહે છે અને

જ્યારે તેના પાપનો નાશ થાય છે, ત્યારે તે પાછો મનુષ્ય થાય છે.[૮૪] જે પુરુષ દેવકાર્ય અને પિતૃકાર્ય કર્યા વિના જ ભોજન કરે છે, તેનો મરણ પછી કાગડારૂપે જન્મ થાય છે.[૮૫] એ કાગડાની જાતિમાં સો વર્ષ સુધી જીવીને તે કૂકડો થાય છે અને પછી એક મહિના સુધી સર્પની જાતિમાં રહીને પાછો તે મનુષ્ય થાય છે.[૮૬] જે નાનો ભાઈ પોતાના પિતા સમાન મોટા ભાઈનું અપમાન કરે છે, તેને પણ મરણ પછી ક્રૌંચપક્ષીની જાતિમાં જન્મ લેવો પડે છે.[૮૭] એ જાતિમાં એક ક્રૌંચપક્ષીરૂપે એક વર્ષ સુધી જીવીને તેનો ચીરકપક્ષીની જાતિમાં જન્મ થાય છે અને પછી તે જાતિમાં મરણ પામીને તે મનુષ્ય થાય છે.[૮૮] જે પુરુષ શૂદ્રજાતિનો હોવા છતાં બ્રાહ્મણજાતિની સ્ત્રી સાથે વ્યભિચાર કરે છે, તેનો કીડાની જાતિમાં જન્મ થાય છે. તે જાતિમાં મરણ પામ્યા પછી તેનો એક ડુક્કરરૂપે જન્મ થાય છે.[૮૯] હે રાજા ! તે ડુક્કરની જાતિમાં જન્મે છે કે તુરત જ રોગને લીધે મરણ પામે છે. હે રાજા ! પછી તે મૂઢ પ્રાણી પોતાના કર્મને લીધે કૂતરારૂપે જન્મે છે.[૯૦] કૂતરો થઈને તે પાછો મનુષ્ય થાય છે, હવે મનુષ્ય થઈને એક સંતાન ઉત્પન્ન કર્યા પછી તે મરણ પામે છે તથા પાછો એક ઉંદર થઈને અવતરે છે.[૯૧] હે રાજન્ ! કૃતઘ્ની પુરુષ જ્યારે મરણ પામીને યમલોકમાં જાય છે, ત્યારે યમના દૂતો ક્રોધાયમાન થઈને તેને દારુણ રીતે માર મારે છે.[૯૨] વળી તેના પર દંડના પ્રહાર, મુદ્ગરના પ્રહાર તથા ત્રિશૂળના પ્રહાર કરવામાં આવે છે. તેને દારુણ અગ્નિકુંડમાં નાખવામાં આવે છે, તલવાર જેવાં તીક્ષ્ણ પાનવાળા વનમાં ચલાવવામાં આવે છે, તપાવેલી ભયંકર રેતીમાં લોટાવવામાં આવે છે અને કાંટાવાળા શાલ્મલી વૃક્ષો સાથે બાંધવામાં આવે છે.[૯૩] આમ યમરાજને ત્યાં ગયેલા એ પ્રાણીને આ રીતે બીજી અનેક ઉગ્ર યાતનાઓ આપવામાં આવે છે. હે ભારત ! આ રીતે તેમાં તેનો નાશ કરવામાં આવે છે.[૯૪] પછી હે ભરતશ્રેષ્ઠ ! યમલોકમાં ઉગ્ર યાતનાઓથી હણાયેલો તે કૃતઘ્ની મનુષ્ય આ સંસારચક્રમાં આવીને કીડાની જાતિમાં અવતરે છે.[૯૫] આમ હે ભારત ! તે મનુષ્ય કીડો થઈને પંદર વરસ રહે છે. વળી તે ગર્ભરૂપે ઉત્પન્ન થાય છે, પણ ત્યાં છેક બાલ્યાવસ્થામાં જ મરણ પામે છે. પછી તેવા સેંકડો ગર્ભરૂપે ઉત્પન્ન થઈને તે અનેકવાર જન્મમરણને પામ્યા કરે છે, બીજા અનેક જન્મો ધારણ કરે છે અને છેવટે પાછો તિર્યગ્યોનિમાં ઉત્પન્ન થાય છે.[૯૬,૯૭] એ જાતિમાં પણ અનેક વર્ષો પર્યંત દુઃખ ભોગવીને તે સદાને માટે કાચબો થઈને જીવન ગાળે છે. દહીંની ચોરી કરીને મનુષ્ય બગલો થાય છે, રાંધ્યા વિનાનાં માછલાં ચોરીને મનુષ્ય જળચર પક્ષી થાય છે અને મધની ચોરી કરીને દુષ્ટ બુદ્ધિવાળો મનુષ્ય મચ્છર થાય છે.[૯૮,૯૯] ફળ, મૂળ અથવા પૂડલા ચોરીને મનુષ્ય કીડી થાય છે અને રાજમાષ નામનું ધાન્ય ચોરીને મનુષ્ય હલગોલક નામનો કીડો થાય છે.[૧૦૦] દૂધપાક ચોરીને મનુષ્ય તેતર થાય છે, અને લોટના પૂડા ચોરીને મનુષ્ય એક જાતનો ઘુવડ થાય છે. જે દુર્બુદ્ધિ પુરુષ લોઢાની ચોરી કરે છે તે કાગડો થાય છે, જે કાંસાની ચોરી કરે છે તે હારીત નામનું પક્ષી થાય છે, જે રૂપાના પાત્રની ચોરી કરે છે તે હોલો થાય છે અને જે સુવર્ણના પાત્રની ચોરી કરે છે, તે કીડાની જાતિમાં જન્મે છે. જે પુરુષ ધોયેલા રેશમી વસ્ત્રની ચોરી કરે છે તે કાચંડો થાય છે, ધોયા વિનાનાં રેશમી વસ્ત્રની ચોરી કરે છે તે ચકલો થાય છે.[૧૦૧-૧૦૪] જે મનુષ્ય હરકોઈ જાતના વસ્ત્રની ચોરી કરે છે તે પોપટ થાય છે અને જે કાંચા રેશમી વસ્ત્રની ચોરી કરે છે તે મરણ પછી હંસ થાય છે.[૧૦૫]

હે ભારત ! સુતરાઉ વસ્ત્રની ચોરી કરે છે, તે મનુષ્ય મરણ પછી ક્રૌંચપક્ષી થાય છે અને જે મનુષ્ય ઊનના વસ્ત્રની ચોરી કરે છે, તે મરણ પછી ઘેટો થાય છે.[૧૦૬] જે મનુષ્ય અળશીના રૂના વસ્ત્રની ચોરી કરે છે, તે મનુષ્ય સસલો થાય છે. જે પુરુષ જુદા જુદા રંગોની ચોરી કરીને મરે છે, તે મોર થાય છે.[૧૦૭] રાતાં વસ્ત્રોની ચોરી કરીને મનુષ્ય જીવંજીવક (ચકોર) નામનું પક્ષી થાય છે. હે રાજન્ ! લોભપરાયણ થયેલો મનુષ્ય ચંદન આદિ સુગંધી પદાર્થોની ચોરી કરીને છછૂંદર થાય છે અને તે જાતિમાં પંદર વર્ષ જીવન ગાળે છે. પછી તે પોતાના પાપનો ક્ષય કરીને મનુષ્ય થાય છે. વળી દૂધની ચોરી કરીને મનુષ્ય બગલી થાય છે.[૧૦૮–૧૧૦] હે રાજન્ ! જે પુરુષ મોહાવેશને લીધે તેલની ચોરી કરે છે, તે પણ મરણ પછી તૈલપાયિક (વડવાગોળ) નામનું પક્ષી થઈને અવતરે છે.[૧૧૧] જે અધમ પુરુષ ધનની લાલચથી અથવા વેરભાવને લીધે હાથમાં શસ્ત્ર લઈને શસ્ત્રરહિત પુરુષનો વધ કરે છે, તે પુરુષ મૂઆ પછી ગધેડો થાય છે.[૧૧૨] તે બે વર્ષ ગધેડાની જાતિમાં જીવે છે અને તેનો શસ્ત્રથી વધ કરવામાં આવે છે. આમ મરણ પામીને તે મૃગની જાતિમાં જન્મે છે અને નિત્ય ઉદ્વિગ્ન થઈને ફર્યા કરે છે.[૧૧૩] પછી એક વર્ષ જેટલો સમય વીતી જાય છે, એટલે મૃગજાતિમાં પણ તેનો શસ્ત્રથી વધ કરવામાં આવે છે અને મૃગની જાતિમાંથી છૂટીને તે માછલું થાય છે. પછી જ્યારે ચોથો મહિનો બેસે છે ત્યારે તે માછલાને જાળથી પકડવામાં આવે છે. આમ તે જાતિમાંથી છૂટીને તે શિકારી પશુરૂપે જન્મે છે. આ જાતિમાં તે દશ વર્ષ સુધી રહે છે અને પછી તે દીપડારૂપે પાંચ વર્ષ સુધી રહે છે.[૧૧૪,૧૫] તે પછી કાળની પ્રેરણાને લીધે મરણ પામીને તથા પાપનો ક્ષય કરીને તે પાછો મનુષ્ય થાય છે.[૧૧૬] જે દુર્બુદ્ધિ પુરુષ સ્ત્રીનો વધ કરે છે, તે યમલોકમાં જાય છે. ત્યાં તેને અનેક ક્લેશો ભોગવવા પડે છે અને ઉપરાઉપરી એકવીસ જન્મો ધારણ કરવા પડે છે.[૧૧૭] પછી હે મહારાજ ! તે પુરુષ કીડાની જાતિમાં ઉત્પન્ન થાય છે અને તે જાતિમાં વીસ વર્ષ સુધી રહીને પાછો મનુષ્ય થાય છે.[૧૧૮] ભોજનની ચોરી કરીને મનુષ્ય માખી થાય છે અને માખીઓના સમુદાયને અધીન રહીને તે ઘણા મહિનાઓ સુધી દુઃખ ભોગવે છે.[૧૧૯] પછી પોતાના પાપનો ક્ષય કરીને તે પાછો મનુષ્ય થાય છે. વળી ધાન્યની ચોરી કરીને પુરુષ ઘેટો થાય છે. જે મનુષ્ય ખોળની સાથે મેળવેલા કોઈ ભક્ષ્ય પદાર્થની ચોરી કરે છે, તે મનુષ્ય નોળિયા જેવો દારુણ ઉંદર થાય છે.[૧૨૦,૧૨૧] હે પૃથ્વીપતિ ! તે પાપાત્મા ઉંદર મનુષ્યોને નિત્ય કરડે છે. જે પુરુષ ઘીની ચોરી કરે છે, તેને શિંગડાંવાળા જળપક્ષીનો જન્મ લેવો પડે છે.[૧૨૨] જે દુર્મતિ પુરુષ માછલાંના માંસની ચોરી કરે છે, તેનો કાગડાની જાતિમાં જન્મ થાય છે અને મીઠાની ચોરી કરીને મનુષ્ય ચિરિકાક નામનું પક્ષી થાય છે.[૧૨૩] હે તાત ! જે મનુષ્ય વિશ્વાસથી મૂકેલી કોઈની થાપણને પચાવી પાડે છે, તેનો મરણ પછી માછલાંની જાતિમાં જન્મ થાય છે.[૧૨૪] આમ માછલાંની જાતિને પામ્યા પછી તે જ્યારે મરણ પામે છે, ત્યારે પાછો મનુષ્ય થાય છે; પરંતુ તે સમયે તેનું આયુષ્ય ઘણું જ ઓછું હોય છે.[૧૨૫]

હે ભારત ! એ રીતે મનુષ્યો પાપકર્મ કરીને પશુપક્ષીની જુદી જુદી જાતિઓમાં જન્મે છે. તે સમયે પોતાના આત્માનો ઉદ્ધાર કરનાર પ્રમાણભૂત ધર્મનું તેમને લેશમાત્ર જ્ઞાન હોતું નથી.[૧૨૬] જે પુરુષો પ્રથમ અનેક પ્રકારનાં પાપો કરે છે, પણ પાછળથી પુષ્કળ વ્રતો કરીને તે પાપોને દૂર કરે

છે, તેઓ સુખ અને દુઃખ બન્નેથી યુક્ત થાય છે, તેમ જ નિરંતર આકુળવ્યાકુળ સ્થિતિમાં જીવન ગાળે છે.[૧૨૭] પણ જે પુરુષો લોભ તથા મોહને અધીન થઈને અનેક પ્રકારનાં પાપી આચરણો કરે છે, તેઓ ઉજ્જડ પ્રદેશમાં નિવાસ કરનારા મ્લેચ્છ થાય છે, એમાં કંઈ સંશય નથી.[૧૨૮] પરંતુ જે પુરુષો જન્મથી આરંભીને જ પાપકર્મોનો ત્યાગ કરે છે, તેઓ રોગરહિત, રૂપસંપન્ન તથા ધનવાન થાય છે.[૧૨૯] સ્ત્રીઓ પણ તે તે દુરાચરણ કરીને પાપને સંપાદન કરે છે, તો તેઓ આગળ કહેવાયેલાં પ્રાણીઓની જ સ્ત્રીઓરૂપે ઉત્પન્ન થાય છે.[૧૩૦] હે નિર્દોષ રાજા! પારકું દ્રવ્ય હરણ કરવામાં જે જે દોષો સમાયેલા છે, તે સર્વ મેં તને સંક્ષેપમાં કહ્યા;[૧૩૧] પણ હે ભારત! બીજા કોઈ કથાને પ્રસંગે એથી પણ વધારે દોષોનું તું શ્રવણ કરીશ. હે મહારાજ! પૂર્વે બ્રહ્મદેવે કોઈના પ્રશ્ન ઉપરથી દેવર્ષિઓની વચ્ચે આ કથા કહી હતી, ત્યારે તે મેં સાંભળી હતી. આ સમયે મેં તે સમગ્ર કથાનું યથાર્થ વર્ણન કર્યું છે. માટે હે મહારાજ! તે સાંભળીને તું નિત્ય ધર્મમાં મન રાખ.[૧૩૨,૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'સંસારચક્ર' નામનો અધ્યાય ૧૧૧ મો સમાપ્ત

## अध्याय ११२ मो

### અન્નદાનની શ્રેષ્ઠતા

युधिष्ठिर उवाच॥

अधर्मस्य गतिर्ब्रह्मन् कथिता मे त्वयाऽनघ।
धर्मस्य तु गतिं श्रोतुमिच्छामि वदतांवर ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે વક્તાઓમાં શ્રેષ્ઠ નિર્દોષ બ્રહ્મન્! આપે મને અધર્મની ગતિ કહી. હવે હું ધર્મની ગતિ સાંભળવા ઇચ્છું છું.[૧] પાપકર્મ કરીને પણ મનુષ્યો ઉત્તમ ગતિને કેવી રીતે પામે છે અને કયું કર્મ કરીને મનુષ્યો ઉત્તમ ગતિને પામી શકે છે?[૨]

બૃહસ્પતિ બોલ્યા : પાપકર્મ કરીને મનુષ્ય અધર્મને વશ થઈ જાય છે. પછી તેનું મન પણ ધર્માચરણથી વિરુદ્ધ બની જાય છે, તેથી તે નરકમાં પડે છે.[૩] પણ જે પુરુષ અજ્ઞાનથી અધર્મ કરીને પાછળથી પશ્ચાત્તાપ કરે છે અને પછી કેવળ ધર્મમાં જ મનને એકાગ્ર કરે છે, તેને પ્રથમનાં પાપકર્મનું ફળ ભોગવવું પડતું નથી.[૪] કેમકે તેનું મન જેમ જેમ પાપકર્મને નિંદ્ય ગણે છે, તેમ તેમ તેનું શરીર પૂર્વકૃત અધર્મથી મુક્ત થાય છે.[૫] હે રાજન્! જે મનુષ્યે પાપકર્મ કર્યું હોય, તેને જો પશ્ચાત્તાપ થાય છે અને પછી જો ધર્મને જાણનારા બ્રાહ્મણોની વચ્ચે તે પાપકર્મને કહી દે છે, તો તુરત જ તે પાપના અપવાદમાંથી મુક્ત થાય છે.[૬] સર્પ પ્રથમ ભોગવેલી પોતાની જીર્ણ કાંચળીથી મુક્ત થાય છે, તે જ પ્રમાણે પોતાના મનને એકાગ્ર કરીને મનુષ્ય જેમ જેમ બ્રાહ્મણોની સમક્ષ પોતે કરેલા અધર્મને કહેવા માંડે છે, તેમ તેમ અધર્મથી મુક્ત થાય છે. વળી પાપી મનુષ્ય મનને એકાગ્ર કરીને બ્રાહ્મણોને અનેક પ્રકારનાં દાનો આપીને ઉત્તમ ગતિને પામી શકે છે. હે યુધિષ્ઠિર! અકાર્યો કર્યા છતાં મનુષ્ય જે જે દાનો આપીને ધર્મને સંપાદન કરે છે, તે તે દાનો વિષે હું તને કહું છું.[૭-૯] સર્વ પ્રકારનાં દાનોમાં અન્નદાનને જ શ્રેષ્ઠ કહેવામાં આવ્યું છે. માટે ધર્મની ઇચ્છા રાખનારા સરળ મનના પુરુષે પ્રથમ તો સર્વને અન્નનું જ દાન કરવું.[૧૦] વળી અન્ન સર્વ મનુષ્યોના પ્રાણ ગણાય છે, અન્નમાંથી જ પ્રાણીની ઉત્પત્તિ થાય છે અને અન્નને આધારે જ આ લોક ટકી રહ્યો છે. માટે અન્નને સર્વ કરતાં શ્રેષ્ઠ કહેવામાં આવે છે.[૧૧] આવા હેતુથી જ દેવર્ષિઓ, પિતૃઓ તથા મનુષ્યો અન્નની જ પ્રશંસા કરે છે અને રાજા

રંતિદેવ અન્નનું દાન કરીને જ સ્વર્ગમાં ગયો છે.[૧૨] માટે પ્રત્યેક મનુષ્યે સ્વાધ્યાયનિષ્ઠ બ્રાહ્મણોને પ્રસન્ન મનથી ન્યાયપૂર્વક મેળવેલા ઉત્તમ અન્નનું દાન કરવું. પ્રસન્ન મનથી અર્પણ કરવામાં આવેલા જે પુરુષના અન્નનું એક હજાર બ્રાહ્મણો ભોજન કરે છે, તે પુરુષને કદી પશુપક્ષીની યોનિમાં જવું પડતું નથી.[૧૩,૧૪] હે પુરુષશ્રેષ્ઠ ! જે એક પુરુષ દશ હજાર બ્રાહ્મણોને ભોજન આપીને યોગાનુષ્ઠાનમાં આસક્ત રહે છે, તે પુરુષ અધર્મથી મુક્ત થાય છે.[૧૫] જે વેદવેત્તા બ્રાહ્મણ ભિક્ષાનું અન્ન લાવીને તેમાંથી કોઈ સ્વાધ્યાયનિષ્ઠ બ્રાહ્મણને ભિક્ષા આપે છે, તે આ લોકમાં સુખી થાય છે.[૧૬] હે ધર્માત્મા પાંડવ ! જે ક્ષત્રિય બ્રાહ્મણના દ્રવ્યનો નાશ કર્યા વિના અને ન્યાયપૂર્વક પ્રજાઓનું પાલન કરીને પોતાના બળથી પ્રાપ્ત કરેલા અન્નનું વેદવેત્તા વૃદ્ધ બ્રાહ્મણોને દાન કરે છે, મનને વશ રાખે છે અને અત્યંત સાવધાન રહે છે, તે ક્ષત્રિય પણ પોતાનાં પાપકર્મનો નાશ કરે છે.[૧૭,૧૮] જે એક વૈશ્ય ખેતીવાડી કરીને મેળવેલું અને રાજાનો છઠ્ઠો ભાગ આપી દેવાથી શુદ્ધ થયેલું અન્ન બ્રાહ્મણોને દાનમાં આપે છે, તે પણ પાપકર્મથી મુક્ત થાય છે.[૧૯] વળી જે એક શૂદ્ર મહાતીક્ષ્ણ પ્રયત્ન કરીને તથા પ્રાણસંકટનાં કાર્યો કરીને મેળવેલા અન્નનું બ્રાહ્મણોને દાન કરે છે, તે પણ સર્વ પાપથી મુક્ત થાય છે.[૨૦] જે પુરુષ કોઈની હિંસા કર્યા વિના કેવળ પોતાના જાતબળથી અન્ન મેળવીને બ્રાહ્મણોને દાનમાં આપે છે, તેને કદી સંકટો જોવામાં આવતાં નથી.[૨૧] મનુષ્ય જો ન્યાયપૂર્વક મેળવેલા અન્નનું વેદવેત્તા વૃદ્ધ બ્રાહ્મણોને હર્ષપૂર્વક દાન કરે છે, તો તે સર્વ પાપથી મુક્ત થાય છે.[૨૨] આ લોકમાં અન્ન બળને આપનારું છે, માટે અન્નનું દાન કરીને મનુષ્ય બળવાન થાય છે. એટલું જ નહિ, તે મનુષ્ય સત્પુરુષોના માર્ગને અનુસરીને સર્વ પાપોથી મુક્ત થાય છે.[૨૩] બુદ્ધિમાન પુરુષો અન્નદાન કરનારા પુરુષોએ પાડેલા જ પંથે જાય છે. વળી અન્નનું દાન કરનારા પુરુષો પ્રાણનું જ દાન કરનારા ગણાય છે અને તેવા અન્નદાતા પુરુષોને આધારે જ સનાતન ધર્મ ટકી રહ્યો છે.[૨૪] મનુષ્યે હરકોઈ અવસ્થામાં ન્યાયપૂર્વક સંપાદન કરેલા અન્નનું સુપાત્રને દાન કરવું; કેમ કે અન્ન જ પરમ ગતિરૂપ છે.[૨૫] અન્નનું દાન કરવાથી મનુષ્યને મહારૌદ્ર નરકનું સેવન કરવું પડતું નથી, માટે અન્યાયના ત્યાગપૂર્વક નિત્ય અન્નનું જ દાન કરવું.[૨૬] ગૃહસ્થાશ્રમીએ નિત્ય પ્રથમ બ્રાહ્મણોને ભોજન આપીને જ પોતે અન્નભક્ષણ કરવું અને પ્રત્યેક મનુષ્યે અન્નનું દાન કરીને દિવસને સફળ કરવો.[૨૭] હે રાજા ! ન્યાય, ધર્મ તથા ઇતિહાસને જાણનારા એક હજાર બ્રાહ્મણોને ભોજન આપીને મનુષ્ય કદી ઘોર નરકમાં જતો નથી. વળી તેને અનેક સંસારો સેવવા પડતા નથી. તે મનુષ્ય તો સર્વ કામનાઓથી મુક્ત થઈને મરણ પછી પરલોકમાં પણ સુખ જ ભોગવે છે. એ રીતે નિત્ય અન્નદાન કરવામાં તત્પર રહેનારો પુરુષ સર્વ સંતાપોથી મુક્ત થઈને આનંદ કરે છે અને રૂપવાન, કીર્તિમાન તથા ધનવાન થાય છે.[૨૮–૩૦] હે ભારત ! આ સર્વ અન્નદાનનું મહાફળ મેં તને કહ્યું. આ અન્નદાન સર્વ ધર્મોનું તથા દાનોનું મૂળ છે.[૩૧]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'સંસારચક્ર' નામનો
અધ્યાય ૧૧૨ મો સમાપ્ત

## અધ્યાય ૧૧૩ મો

### દયાધર્મ

॥ युधिष्ठिर उवाच ॥

**अहिंसा वैदिकं कर्म ध्यानमिन्द्रियसंयमः ।**
**तपोऽथ गुरुशुश्रूषा किं श्रेयः पुरुषं प्रति ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : અહિંસા, વૈદિક કર્મ, ધ્યાન, ઇંદ્રિયનિગ્રહ, તપ અને ગુરુસેવા આ છમાંથી કયું કર્મ પુરુષને શ્રેયસ્કર થઈ પડે છે ?[1]

બૃહસ્પતિ બોલ્યા : હે ભરતશ્રેષ્ઠ ! એ સર્વ કર્મો જુદી જુદી દિશાએ ધર્મજનક જ છે. માટે એ છ વિષે જ હું તને કહું છું, તે તું સાંભળ.[2] હું તને પ્રાણીના સર્વોત્તમ શ્રેયની વાત કહું છું. જે મનુષ્ય અહિંસાપ્રધાન ધર્મને સાધે છે, જે પ્રાણીમાત્રને વિષે કામ, ક્રોધ તથા લોભ એ ત્રણે દોષોનો ત્યાગ કરે છે અને જે એ ત્રણે દોષોને જીતી લે છે, તે મનુષ્ય સિદ્ધિને પામે છે.[3,4] જે પુરુષ પોતાને સુખ થાય એવી ઇચ્છાથી અહિંસક પ્રાણીઓની હિંસા કરે છે, તે પુરુષ પરલોકમાં કદી સુખી થતો નથી;[5] પણ જે પુરુષ પ્રાણીમાત્રના તરફ પોતાના સમાન દૃષ્ટિ રાખે છે અને કોઈને પણ શિક્ષા કર્યા વિના ક્રોધનો જય કરે છે, તે પુરુષ મરણ પછી પરલોકમાં સુખી થાય છે.[6] જે પુરુષ પ્રાણીમાત્રના આત્મારૂપ હોય છે, જે પ્રાણીમાત્રને પોતાના સમાન જુએ છે અને જે પરમાત્માના પરમપદને ઇચ્છે છે, તેના માર્ગમાં દેવો પણ મોહવશ થઈ જાય છે. ( અર્થાત્ તેવો પુરુષ કયા માર્ગે ક્યાં જવા ધારે છે, એ જાણવાને દેવો પણ મૂઢ બની જાય છે. )[7] પોતાને જે પ્રતિકૂળ હોય, તે પારકાને વિષે પણ ન જ યોજવું. આ સંક્ષેપમાં ધર્મ છે. બાકી કામનાને અધીન થઈને મનુષ્ય આથી ઊલટો જ વર્તે છે.[8] કોઈનું અપમાન કરવામાં અથવા પરાભવ કરવામાં, દાનમાં, સુખમાં, દુઃખમાં, પ્રિયમાં તથા અપ્રિયમાં પુરુષે પોતાનું જ દૃષ્ટાંત લઈને પ્રમાણ મેળવવું જોઈએ. ( અર્થાત્ જે જે કર્મથી પોતાને સુખદુઃખ થાય તે તે કર્મથી બીજાને પણ થાય, એમ પ્રત્યેક મનુષ્યે સમજવું જોઈએ. )[9] એક મનુષ્ય બીજા પ્રત્યે જેવું વર્તન કરે છે, તેવું જ વર્તન બીજો પણ તેની સામે કરે છે. એક મનુષ્ય બીજાને દુઃખ દે છે, તો બીજો પણ તેને દુઃખ દે છે અને એક મનુષ્ય બીજાને સુખ દે છે, તો બીજો પણ તેને સુખ દે છે. આ ઉપમા તારે જીવલોકમાં વર્તન કરવા માટે લક્ષમાં રાખવી અને ધર્મવેત્તાઓએ પણ આ જ ધર્મ સારી રીતે ઉપદેશ્યો છે.[10]

વૈશંપાયન બોલ્યા : બુદ્ધિમાન દેવગુરુ બૃહસ્પતિ ધર્મરાજ યુધિષ્ઠિરને એ પ્રમાણે કહીને અમારા બધાના દેખતાં જ સ્વર્ગમાં ચાલ્યા ગયા.[11]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'સંસારચક્રસમાપ્તિ' નામનો અધ્યાય ૧૧૩ મો સમાપ્ત

## અધ્યાય ૧૧૪ મો

### માંસભક્ષણ ત્યજ્ય છે

॥ वैशंपायन उवाच ॥

**ततो युधिष्ठिरो राजा शरतल्पे पितामहम् ।**
**पुनरेव महातेजाः पप्रच्छ वदतां वरः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : પછી વક્તાઓમાં શ્રેષ્ઠ મહાતેજસ્વી યુધિષ્ઠિરે બાણશય્યામાં સૂતેલા ભીષ્મપિતામહને પુનઃ આ પ્રમાણે પૂછ્યું.[1]

યુધિષ્ઠિર બોલ્યા : હે મહાબુદ્ધિમાન પિતામહ ! ઋષિઓ, બ્રાહ્મણો અને દેવો વેદનાં પ્રમાણો જોઈ જોઈને અહિંસારૂપ ધર્મની પ્રશંસા કરે છે.[2] તો હે રાજશ્રેષ્ઠ ! મન, વચન તથા કર્મથી હિંસા કરનારો મનુષ્ય દુઃખમાંથી કેવી રીતે મુક્ત થાય ?[3]

ભીષ્મ બોલ્યા : હે શત્રુનાશન ! બ્રહ્મવાદી પુરુષોએ અહિંસાના ચાર પ્રકાર કહ્યા છે. ( અર્થાત્

મન, વચન, કર્મ અને માંસભક્ષણ, આ ચારે પ્રકારે થનારી હિંસાનો ત્યાગ કરવાથી અહિંસા પાળી શકાય છે, એમ બ્રહ્મવાદીઓ કહે છે.) માટે એ ચાર પ્રકારમાંથી કોઈ એક પ્રકારે હિંસાનો ત્યાગ કરવાથી અહિંસા પાળી શકાતી નથી.[૪] હે મહીપાલ! જેમ ચાર પગવાળું કોઈ પણ પશુ કદી ત્રણ પગે ઊભું રહી શકતું નથી, તેમ આ અહિંસા પણ ચાર પ્રકારે જ સિદ્ધ થતી હોઈને કદી ત્રણ પ્રકારે સિદ્ધ થતી નથી.[૫] જેમ હાથીના પગલામાં પગે ચાલનારાં સર્વ પ્રાણીઓનાં પગલાંઓ સમાઈ જાય છે, તેમ અહિંસામાં જગતના સર્વ ધર્મો સમાઈ જાય છે. આ રીતે અહિંસાને પ્રથમથી જ સર્વધર્મરૂપ કહેવામાં આવી છે. મનુષ્ય જેમ કર્મથી હિંસા કરીને પાપી થાય છે, તેમ મનથી તથા વચનથી પણ હિંસા કરીને પાપી થાય છે.[૬,૭] માટે જે મનુષ્ય પ્રથમ મનથી, પછી વચનથી અને છેવટે કર્મથી પણ હિંસાનો ત્યાગ કરે છે અને માંસભક્ષણ કરતો નથી, તે ત્રિવિધ દોષમાંથી મુક્ત થાય છે.[૮] અમે સાંભળ્યું છે કે, બ્રહ્મવાદી પુરુષોએ મન, વચન તથા કર્મ એ ત્રણેને હિંસાનાં કારણ તરીકે દર્શાવ્યાં છે અને હિંસાથી થનારા દોષો પણ મન, વાણી તથા માંસભક્ષણનો સ્વાદ એ ત્રણેમાં જ સ્થિતિ કરી રહ્યા છે.[૯] આવા કારણથી જ તપશ્ચર્યા કરનારા બુદ્ધિમાન પુરુષો માંસભક્ષણ કરતા નથી. હે રાજન્! માંસનું ભક્ષણ કરવામાં જે જે દોષો રહેલા છે, તે તું મારી પાસેથી શ્રવણ કર.[૧૦] જે વિદ્વાન પુરુષ પારકા માંસને પોતાના માંસ સમાન જાણે છે, છતાં મોહને અધીન થઈને તેનું ભક્ષણ કરે છે, તે પુરુષને અધમ કહેવામાં આવે છે.[૧૧] જેમ માતા અને પિતાના સમાગમથી સંતાન ઉત્પન્ન થાય છે, તેમ હિંસા કરીને પાપી થયેલા પુરુષને પણ પરાધીન દશાએ અનેકાનેક પાપી યોનિમાં જન્મ ધારણ કરવો પડે છે.[૧૨] જ જિહ્વાને લીધે રસનું જ્ઞાન જણાવામાં આ છે, તેમ માંસનો સ્વાદ લેવાથી જ માંસ ઉપર પ્રીતિ ઉત્પન્ન થાય છે, એમ શાસ્ત્રોમાં કહ્યું છે. મસાલા વગેરે નાખીને સંસ્કારયુક્ત કરેલા અથ સંસ્કારરહિત રાખેલા, પક્વ કરેલા, મીઠું નાખે અથવા મીઠું નહિ નાખેલા માંસાદિ ભક્ષ્ય પદાર્થ જેમ જેમ તૈયાર કરવામાં આવે છે, તેમ તે મનુષ્યનું મન તેનો સ્વાદ લેવા ઘેળાયા કરે છે. માંસનું ભક્ષણ કરનારા મૂર્ખ પુરુષો ભેરી, મૃદં અને વીણા આદિના પુષ્કળ શબ્દોનું કેવી રીતે સેવન કરશે? (અર્થાત્ તેઓ તો માંસભક્ષણ કરવામાં જ નિત્ય આસક્ત રહેશે.) માંસભક્ષણના રસલોભમાં આસક્ત બની ગયેલા કેટલાએક પુરુષો તો માંસભક્ષણરૂપ ફળની જ ઇચ્છા રાખીને તેની પ્રશંસા કર્યા કરે છે કે, માંસભક્ષણથી મળતો આનંદ અચિંત્ય છે, અવર્ણનીય છે અને કલ્પનાતીત છે; પરંતુ માંસભક્ષણની આવી પ્રશંસા કરવી તે જ દોષવાળાં કર્મોનું તથા ફળોનું મૂળ કારણ થઈ પડે છે. આમ સમજીને જ અનેક સાધુપુરુષો પોતાના જીવિત સુધ્ધાંનો ત્યાગ કરીને, પોતાના માંસ વડે પારકા માંસનું રક્ષણ કરીને, સ્વર્ગમાં ગયા છે.[૧૫-૧૮] એ પ્રમાણે હે મહારાજ! ચાર કારણોથી યુક્ત એવી અહિંસા વિષે મેં તને કહ્યું. એ અહિંસા સાથે સર્વ ધર્મોનું અનુસંધાન રહ્યું છે.[૧૯]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'માંસવર્જનકથન' નામનો અધ્યાય ૧૧૪મો સમાપ્ત

# अध्याय ११५मो

## માંસભક્ષણનો નિષેધ

॥ युधिष्ठिर उवाच ॥

**अहिंसा परमो धर्म इत्युक्तं बहुशस्त्वया।**
**श्राद्धेषु च भवानाह पितॄनामिषकांक्षिणः ॥१॥**

યુધિષ્ઠિર બોલ્યા: તમે મને અનેકવાર કહ્યું છે કે, 'અહિંસા શ્રેષ્ઠ ધર્મ છે.' પાછા તમે પોતેજ કહો છો કે, શ્રાદ્ધમાં પિતૃઓ માંસની આકાંક્ષા રાખે છે.[૧] વળી અનેક પ્રકારનાં માંસો વડે શ્રાદ્ધ કરવાનો વિધિ પણ તમે પ્રથમ કહ્યો છે, તો પછી કોઈ પ્રાણીનો વધ કર્યા વિના માંસને મેળવવું ક્યાંથી? જો પ્રાણીનો વધ કરવામાં આવે છે, તો 'अहिंसा परमो धर्म' એ સૂત્ર સાથે વિરોધ ઊભો થાય છે.[૨] આમ હોવાથી શ્રાદ્ધાદિ ધર્મમાં તથા માંસનો ત્યાગ કરવારૂપ અહિંસાધર્મમાં અમને સંશય થાય છે. જે પુરુષ માંસનું ભક્ષણ કરે છે તેને કયો દોષ લાગે છે અને જે પુરુષ માંસનું ભક્ષણ કરતો નથી તેને કયો ગુણ પ્રાપ્ત થાય છે?[૩] પ્રાણીનો વધ કરીને માંસભક્ષણ કરનાર મનુષ્યને શો દોષ લાગે છે? બીજાએ આણી આપેલા માંસનું ભક્ષણ કરનારને શો દોષ લાગે છે? જે પુરુષ બીજાને માટે પ્રાણીનો વધ કરે છે તેને શો દોષ લાગે છે અને જે પુરુષ વેચાતું લઈને માંસભક્ષણ કરે છે તેને શો દોષ લાગે છે?[૪] હે નિર્દોષ પિતામહ! એ વિષયમાં તમે યથાર્થ રીતે મને કહો. હું આ સનાતન ધર્મનું નિશ્ચયપૂર્વક પાલન કરવા ઇચ્છું છું.[૫] વળી મનુષ્ય કેવી રીતે આયુષ્યમાન, સત્ત્વવાન, સંપૂર્ણ અવયવવાળો અને સર્વ લક્ષણોથી યુક્ત થઈ શકે?[૬]

ભીષ્મ બોલ્યા: હે રાજન્! માંસભક્ષણનો ત્યાગ કરવાથી જે ધર્મ પ્રાપ્ત થાય છે, તેને તું મારી પાસેથી સાંભળ. હે કુરુનંદન! એ ધર્મના ઉત્તમ વિધિનું પણ તું શ્રવણ કર.[૭] જે મહાત્મા પુરુષોને રૂપ, સંપૂર્ણ અવયવો, આયુષ્ય, બુદ્ધિ, સત્ત્વ, બળ અને સ્મરણશક્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છા હતી, તેમણે હિંસાનો સર્વથા ત્યાગ કર્યો હતો.[૮] હે કુરુનંદન! આ વિષયમાં ઋષિઓનો અનેકવાર સંવાદ થયો છે. હે યુધિષ્ઠિર! તે સર્વ ઋષિઓનો જે મત થયો છે તે તું સાંભળ. જે પુરુષ નિયમિત વ્રત ધારણ કરીને પ્રત્યેક માસે અશ્વમેધ યજ્ઞ કરે છે અને જે પુરુષ મદ્ય તથા માંસનો સર્વથા ત્યાગ કરે છે, તે બંનેને સમાન ફળ મળે છે.[૯,૧૦] હે રાજન્! સપ્તર્ષિઓ, વાલખિલ્યો, મરીચિઓ અને બીજા ઘણા બુદ્ધિમાન ઋષિમુનિઓ માંસભક્ષણના ત્યાગને જ વખાણે છે.[૧૧] જે પુરુષ માંસભક્ષણ કરતો નથી અને પ્રાણીઓની હિંસા કરતો નથી, તેમ બીજા પાસે હિંસા કરાવતો નથી, તે પુરુષ પ્રાણીમાત્રનો મિત્ર થાય છે, એમ સ્વાયંભુવ મનુએ કહ્યું છે.[૧૨] જે પુરુષ માંસભક્ષણનો ત્યાગ કરે છે, તેનો કોઈ પણ પ્રાણી પરાભવ કરતાં નથી. સર્વ પ્રાણીઓ તેનો વિશ્વાસ કરે છે અને સાધુ પુરુષોમાં તે માન્ય થાય છે.[૧૩] ધર્માત્મા નારદઋષિએ કહ્યું છે કે, જે પુરુષ બીજાના માંસથી પોતાનું માંસ વધારવાની ઇચ્છા રાખે છે, તે પુરુષ અવશ્ય નાશ પામે છે.[૧૪] મદિરા તથા માંસનો ત્યાગ કરીને મનુષ્ય દાન કર્યાનું, યજ્ઞ કર્યાનું તથા તપશ્ચર્યા કર્યાનું ફળ સંપાદન કરે છે, એમ બૃહસ્પતિએ કહ્યું છે.[૧૫] જે પુરુષ સો વર્ષ સુધી પ્રત્યેક માસે અશ્વમેધ યજ્ઞ કરે છે અને જે પુરુષ કદી માંસભક્ષણ કરતો નથી, તે બન્નેને સમાન ફળ મળે છે, એવો મારો મત છે.[૧૬] મનુષ્ય મદિરા તથા માંસનો ત્યાગ કરવાથી નિરંતર યજ્ઞયાગ કર્યાનું, નિરંતર દાન આપ્યાનું અને નિરંતર તપશ્ચર્યા કર્યાનું ફળ મેળવે છે.[૧૭] હે ભારત! જે પુરુષ પ્રથમ માંસભક્ષણ કરીને પાછળથી પણ તેમ કરતાં અટકે છે, તેને વેદાધ્યયન કરવાથી જે ફળ

ન મળે અને સર્વ યજ્ઞયાગ કર્યાથી જે ફળ ન મળે તે ફળ પ્રાપ્ત થાય છે.[૧૮] એક વખત માંસના રસનું જ્ઞાન થયા પછી તેનો ત્યાગ કરવો મહાકઠિન થઈ પડે છે; અને એક વખત માંસના રસને ચાખી ગયેલો મનુષ્ય પ્રાણીમાત્રને અભયદાન આપવારૂપ શ્રેષ્ઠ વ્રતનું કદી પાલન કરી શકતો નથી.[૧૯] જે વિદ્વાન પુરુષ પ્રાણીમાત્રને અભયદક્ષિણા આપે છે, તે પુરુષ લોકમાં પ્રાણદાતા કહેવાય છે, એમાં સંશય નથી.[૨૦] એ રીતે વિદ્વાન પુરુષો અહિંસારૂપ શ્રેષ્ઠ ધર્મની નિત્ય પ્રશંસા કરે છે; કેમ કે પ્રાણ જેવા પોતાને પ્રિય હોય છે, તેવા જ સર્વ પ્રાણીઓને પણ પ્રિય હોય છે.[૨૧] માટે ધર્માત્મા બુદ્ધિમાન પુરુષોએ સર્વત્ર પોતાના સમાન ભાવ રાખવો. જે વિદ્વાનો આત્માનું કલ્યાણ કરવાની જ ઇચ્છા રાખનારા હોય છે, તેમને પણ મૃત્યુનો ભય હોય છે.[૨૨] તો પછી માંસ ઉપર જીવન ગાળનારા પાપી પુરુષોને હાથે બળાત્કારે નાશ પામતાં નીરોગી, નિષ્પાપ અને જીવવાની ઇચ્છા રાખનારાં બીજાં પ્રાણીઓને મૃત્યુનો ભય હોય, એમાં શું આશ્ચર્ય છે?[૨૩] માટે હે મહારાજ! તું જાણ કે, માંસભક્ષણનો ત્યાગ કરવો તે ધર્મનું, સ્વર્ગનું તથા સુખનું શ્રેષ્ઠ સ્થાન છે.[૨૪] અહિંસા જ પરમ ધર્મ છે, અહિંસા જ પરમ તપ છે અને અહિંસા જ પરમ સત્ય છે; કેમ કે એ અહિંસાને લીધે જ ધર્મની પ્રવૃત્તિ છે.[૨૫] માંસ કંઈ કોઈ જાતના ઘાસમાંથી, લાકડામાંથી કે પથ્થરમાંથી ઉત્પન્ન થતું નથી, તે તો પ્રાણીનો વધ કરીને જ મેળવી શકાય છે. આથી માંસભક્ષણ કરવામાં દોષ માનવામાં આવ્યો છે.[૨૬] દેવતાઓ સ્વાહા તથા સ્વધાપૂર્વક અર્પણ કરવામાં આવેલા અમૃતનું ભોજન કરનારા છે અને તેમને સત્ય તથા સરળતા જ પ્રિય હોય છે, માટે જેઓ કપટ તથા અસત્યપરાયણ રહીને માંસનું ભક્ષણ કરે છે, તેમને તારે રાક્ષસો જ જાણવા.[૨૭] હે રાજન્! માંસભક્ષણ નહિ કરનારા મનુષ્યને ઘોર અરણ્યોમાં, દુર્ગમ તથા ગહન વનોમાં, રાત્રિના સમયે, દિવસે, સંધ્યાકાળે, ચોટાંઓમાં, સભાઓમાં કોઈએ શસ્ત્રો ઉગામ્યાં હોય ત્યારે અને માંસાહારી પશુઓ મારવા ચઢી આવ્યાં હોય ત્યારે પણ કોઈનાથી ભય રહેતો નથી. વળી જે મનુષ્ય માંસભક્ષણ કરતો નથી, તે સર્વ પ્રાણીઓનો શરણભૂત થાય છે અને પ્રાણીમાત્રનો વિશ્વાસપાત્ર થાય છે. લોકમાં તે કોઈને ઉદ્વેગકર્તા થતો નથી અને પોતે પણ સદાય ઉદ્વેગરહિત રહે છે. મનુષ્ય માંસભક્ષણ કરતો નથી, તો પ્રાણીઓનો ઘાત કરનાર પણ થતો નથી, છતાં કોઈ પુરુષ બીજાં પ્રાણીઓનો ઘાત કરે છે, તો તે બીજા માંસાહારી મનુષ્યને માટે જ છે. 'માંસ અભક્ષ્ય છે' આવા શાસ્ત્રવિધિથી જ હિંસા થતી અટકવી જોઈએ. છતાં મૃગાદિ પ્રાણીઓની હિંસા કરવામાં આવે છે તે કેવળ માંસાહારી મનુષ્યોને માટે જ કરવામાં આવે છે.[૨૮-૩૨] હે મહાતેજસ્વી રાજા! માંસ હિંસા કરનારા પુરુષોના આયુષ્યનો હ્રાસ કરી જાય છે; માટે પોતાનું કલ્યાણ ઇચ્છનારા પુરુષે માંસનો સર્વથા ત્યાગ કરવો.[૩૩] પ્રાણીઓની હિંસા કરનારા ક્રૂર પુરુષો જ્યારે ભયંકર સંકટમાં આવી પડે છે, ત્યારે તેઓ પોતાનું રક્ષણ કરનારા કોઈ પણ પુરુષને મેળવી શકતા નથી; તેવા ક્રૂર પુરુષોને તો પ્રાણીમાત્રે માંસાહારી પશુઓની પેઠે ઊલટા દુઃખી જ કરવા જોઈએ.[૩૪] માણસોને અધર્મ ઉપર જે પ્રીતિ થાય છે, તેમાં લોભ, બુદ્ધિનો મોહ, બળ અથવા વીર્ય પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ અથવા પાપી પુરુષોનો સંસર્ગ એમાંનું હરકોઈ કારણ હોય છે.[૩૫] જે પુરુષ પારકા માંસથી પોતાનું માંસ વધારવાની ઇચ્છા કરે છે, તેનો જે તે અનેક યોનિઓમાં જન્મ થાય છે અને તે સમયે તેને નિત્ય

ઉદ્વિગ્ન સ્થિતિમાં જ રહેવું પડે છે.[૩૬] માટે જ નિયમનિષ્ઠ મહર્ષિઓ માંસભક્ષણના ત્યાગને ધન, યશ, આયુષ્ય તથા સ્વર્ગને આપનાર કહે છે અને કલ્યાણના મોટા સ્થાનરૂપ માને છે.[૩૭] હે કુંતા-પુત્ર ! પૂર્વે માર્કંડેયઋષિ માંસભક્ષણના દોષોનું વર્ણન કરતા હતા ત્યારે મેં આ પ્રમાણે સાંભળ્યું છે.[૩૮] જે પુરુષ જીવવાની ઇચ્છા હોવા છતાં કોઈને હાથે મારી નાખવામાં આવેલાં અથવા પોતાની મેળે મરણ પામેલાં પ્રાણીઓના માંસનું ભક્ષણ કરે છે, તે પુરુષ એ પ્રાણીઓનો વધ કરનારના જેવો જ ગણાય છે.[૩૯] માંસને વેચાતું લેનારો પુરુષ ધન આપીને પ્રાણીની હિંસા કરે છે, માંસનું ભક્ષણ કરનારો પુરુષ માંસનો ઉપભોગ કરીને પ્રાણીની હિંસા કરે છે અને પ્રાણીનો ઘાત કરનારો પુરુષ વધ તથા બંધનથી પ્રાણીની હિંસા કરે છે. આ રીતે ત્રણ પ્રકારે પ્રાણીઓનો વધ કરવામાં આવે છે.[૪૦] જે મનુષ્ય પોતે માંસભક્ષણ કરતો નથી, છતાં પણ ભાવનાદોષને લીધે જે બીજાને માંસભક્ષણનું અનુમોદન આપે છે, તેને માંસભક્ષણ કર્યાનો દોષ લાગે છે. વળી જે પુરુષ પ્રાણીની હિંસા કરનારા પુરુષને અનુમોદન આપે છે તેને પણ પ્રાણીની હિંસા કર્યા જેટલો જ દોષ લાગે છે.[૪૧] પ્રાણીમાત્ર ઉપર દયાભાવ રાખનારો જે પુરુષ કદી માંસભક્ષણ કરતો નથી, તેનો કોઈ-પણ પ્રાણી પરાભવ કરી શકતાં નથી; અને એ પુરુષ આયુષ્યમાન તથા નીરોગી થાય છે.[૪૨] અમે સાંભળ્યું કે, સુવર્ણનાં દાન કરવાથી, ગાયોનાં દાન કરવાથી તથા પૃથ્વીનાં દાન કરવાથી જે ધર્મ થાય છે, તે સર્વના કરતાં માંસભક્ષણનો ત્યાગ કરવાથી અધિક ધર્મ થાય છે.[૪૩] જે માંસને યજ્ઞાદિ નિમિત્તે મંત્રપૂર્વક પ્રોક્ષણ કરવામાં આવ્યું ન હોય અને જે માંસ વેદોક્ત વિધિથી રહિત હોય, તે વૃથા માંસનું કદી ભક્ષણ કરવું નહિ; કેમ કે એવા માંસનું ભક્ષણ કરનારો પુરુષ નરકમાં જાય છે, એમાં કંઈ સંશય નથી.[૪૪] જે માંસ ઉપર દેવપિતૃનિમિત્તે પ્રોક્ષણ તથા અભ્યુક્ષણ કરવામાં આવ્યું હોય છે અને જે માંસ બ્રાહ્મણની ઇચ્છાથી તૈયાર કરવામાં આવ્યું હોય છે, તે માંસને અલ્પ દોષવાળું જાણવું; પણ તે સિવાયના વૃથા માંસનું ભક્ષણ કરીને મનુષ્ય પાપી થાય છે.[૪૫] જે નીચ પુરુષ માંસનું ભક્ષણ કરનારા કોઈ બીજા મનુષ્યને માટે પ્રાણીઓની હિંસા કરે છે, તેને જેવો મહાન દોષ લાગે છે તેવો પેલા માંસભક્ષણ કરનારાને લાગતો નથી.[૪૬] વળી જે અધમ પુરુષ યજ્ઞાદિના રહસ્યને જાણ્યા વિના કેવળ માંસભક્ષણની લોલુપતાથી જ દેવપૂજા તથા યજ્ઞ-આદિ વેદોક્ત માર્ગથી પ્રાણીઓની હિંસા કરે છે, તે પુરુષ અવશ્ય નરકમાં પડે છે.[૪૭] જે પુરુષ પ્રથમ માંસભક્ષણ કરીને પણ પાછળથી એ પાપકર્મ કરતાં અટકે છે, તે પુરુષને અતિમહાન ધર્મ પ્રાપ્ત થાય છે.[૪૮] માંસને લાવી આપનારો, તેને અનુમતિ આપનારો, પ્રાણીનો વધ કરનારો, માંસને વેચનારો, ખરીદનારો, રાંધનારો તથા તે માંસનું ભક્ષણ કરનારો-આ સર્વ પુરુષો માંસને ખાનારા જ ગણાય છે.[૪૯] હવે આ માંસભક્ષણના ત્યાગનું વિધિ અનુસાર નિર્માણ થયેલું, ઋષિઓએ સેવેલું અને વેદોમાં દર્શાવેલું બીજું એક પુરાતની પ્રમાણ હું તને કહું છું.[૫૦] હે રાજસિંહ ! જે વેદોક્ત યજ્ઞ-યાગાદિરૂપ પ્રવૃત્તિલક્ષણ ધર્મ છે, તે જેમને સંતાનાદિકની ઇચ્છા હોય છે તેમને માટે કહેવામાં આવ્યો છે; પણ જેમને કેવળ મોક્ષની જ ઇચ્છા હોય છે તેમને માટે એ ધર્મ નથી. જે હવિષ્યને વેદોક્ત મંત્રથી સંસ્કારવાળું કર્યું હોય છે અને જેના પર પ્રોક્ષણ તથા અભ્યુક્ષણ કરવામાં આવ્યું હોય છે, તે જ હવિષ્ય પવિત્ર ગણાય છે અને તે જ હવિષ્ય વેદોક્ત પ્રમાણથી દેવપિતૃઓની ક્રિયામાં

ઉપયોગી ગણાય છે.[૫૧,૫૨] પણ હે ભરતશ્રેષ્ઠ! તે સિવાયના વૃથા માંસને મનુએ અભક્ષ્ય જ કહ્યું છે; કેમ કે તેવું માંસ રાક્ષસોના આહાર સમાન હોઈને સ્વર્ગ તથા યશથી ભ્રષ્ટ કરનારું છે.[૫૩] હે રાજન્! જે માંસ વેદોક્ત વિધિથી રહિત હોય તેનું મનુષ્યે પ્રથમ ભક્ષણ કરવું નહિ; તેમ જ જેના પર પ્રોક્ષણ તથા વેદોક્ત સંસ્કારો થયા ન હોય તેવા વૃથા માંસનું પણ ભક્ષણ કરવું નહિ.[૫૪] જે પુરુષને પોતાના શરીરને અત્યંત ઉપદ્રવરહિત રાખવાની ઇચ્છા હોય, તેણે પ્રાણીઓના માંસનો સર્વ પ્રકારે ત્યાગ કરવો.[૫૫] અમે સાંભળ્યું છે કે, અત્યંત પ્રાચીન કાળમાં, જ્યારે મનુષ્યો યજ્ઞયાગાદિ કરતા હતા, ત્યારે તેમાં હોમવાને માટે કેવળ પુરોડાશના જ પશુનો ઉપયોગ કરતા હતા. પવિત્ર લોક મેળવવા માટે તત્પર રહેતા સર્વ યજમાનો તેવા પુરોડાશાદિરૂપ પશુથી જ યજ્ઞ કરતા હતા. વળી હે રાજા! પૂર્વે એક સમયે સર્વ ઋષિઓએ ચેદિ દેશના રાજા વસુને માંસભક્ષણના સંબંધમાં પ્રશ્ન પૂછ્યો હતો, ત્યારે તેણે માંસ અભક્ષ્ય છે છતાં ભક્ષ્ય કહ્યુ હતું.[૫૬,૫૭] તેથી તેને આકાશમાંથી પૃથ્વી પર પડવું પડ્યું હતું. પછી ફરી પણ એ રાજાને એ વિષયનો જ પ્રશ્ન પૂછવામાં આવ્યો ત્યારે પણ તેણે એ જ ઉત્તર આપ્યો; તેથી તેને છેક પાતાળમાં પેસી જવું પડ્યું હતું.[૫૮] તેમ જ પ્રજાઓનું હિત ઇચ્છીને મહાત્મા અગસ્ત્યઋષિએ પોતાના તપોબળથી અરણ્યના સર્વ મૃગોને દેવનિમિત્તે પ્રોક્ષિત કર્યા હતા.[૫૯] માટે એ પ્રમાણે કરવાથી પિતૃઓની તથા દેવતાઓની ક્રિયાઓ કદી હીન ગણાતી નથી; છતાં પણ શ્રાદ્ધાદિ પ્રસંગે પિતૃઓને ન્યાયપૂર્વક જ માંસથી તૃપ્ત કરવામાં આવે છે, તો તેઓ પ્રસન્ન થાય છે.[૬૦] હે નિર્દોષ રાજેંદ્ર! માંસભક્ષણ નહિ કરવું તે જ સર્વ પ્રકારે સુખદાયી છે. એ વિષે હું તને આ જે વચન કહું છું તે તું સાંભળ.[૬૧] જે પુરુષ પૂરાં સો વર્ષ સુધી મહાદારુણ તપ કરે છે અને જે પુરુષ માંસનો સર્વથા ત્યાગ કરે છે, તે બન્નેને સમાન જ ફળ મળે છે, એમ હું માનું છું.[૬૨] તેમાં પણ હે નરપતિ! ચંદ્રની જ્યોત્સ્નાવાળા શુક્લપક્ષમાં ખાસ કરીને મદ્યમાંસનો ત્યાગ કરવો; કેમ કે તેથી વિશેષ પુણ્ય પ્રાપ્ત થાય છે.[૬૩] જે પુરુષ વર્ષાઋતુના ચારે મહિના માંસનો પરિત્યાગ કરે છે, તેને કીર્તિ, આયુષ્ય, યશ તથા બળ, આ ચાર કલ્યાણો પ્રાપ્ત થાય છે.[૬૪] અથવા મનુષ્ય વર્ષાઋતુનો એક જ માસ સર્વ પ્રકારનાં માંસનું ભક્ષણ કરતો નથી, તો તે સર્વ દુઃખોમાંથી મુક્ત થઈને નીરોગી સ્થિતિએ સુખેથી જીવન ગાળે છે. જે મનુષ્યો વર્ષાઋતુનો એક મહિનો અથવા એક પખવાડિયું પણ માંસભક્ષણનો ત્યાગ કરે છે, તેઓ તેટલો સમય પણ હિંસાથી નિવૃત્ત થયેલા હોઈને મરણ પછી બ્રહ્મલોકમાં જાય છે.[૬૫,૬૬] હે સમર્થ પાર્થ! પ્રાણીમાત્રના આત્મારૂપ થયેલા તથા ભૂતકાળના અને ભવિષ્યકાળના વિષયોનું જ્ઞાન ધરાવનારા નાભાગ, અંબરીષ, મહાત્મા ગય, આયુ, નાથ, અનરણ્ય, દિલીપ, રઘુ, પૂરુ, કાર્તવીર્ય, અનિરુદ્ધ, નહુષ, યયાતિ, નૃગ, વિષ્વગશ્વ, શશબિંદુ, યુવનાશ્વ, શિબિ, ઔશીનર, મુચુકુંદ, માંધાતા, અને હરિશ્ચંદ્ર વગેરે અનેક રાજાઓએ શુક્લપક્ષમાં માંસભક્ષણનો ત્યાગ કર્યો હતો. તમે સદૈવ સત્ય બોલજો પણ કદી અસત્ય બોલશો મા. કેમ કે સત્ય સનાતન ધર્મ છે અને સત્યના પ્રભાવથી જ રાજા હરિશ્ચંદ્ર સ્વર્ગમાં ચંદ્રની પેઠે વિચર્યા કરે છે.[૬૭-૭૧] હે રાજેંદ્ર! શ્યેનચિત્ર, સોમક, વૃક, રૈવત, રંતિદેવ, વસુ, સૃંજય, કૃપ, ભરત, દુષ્યંત, કરૂષ, રામ, અલર્ક, નલ, વિરૂપાક્ષ, નિમિ, બુદ્ધિમાન જનક, ઐલ, પૃથુ, વીરસેન, ઇક્ષ્વાકુ, શંભુ, શ્વેત, સગર, અજ, ધુંધુ, સુબાહુ, હર્યશ્વ,

ક્ષુપ અને ભરત આ સર્વ રાજાઓએ તેમ જ બીજા અનેક રાજાઓએ શરદઋતુના શુક્લપક્ષમાં માંસભક્ષણ કર્યું ન હતું. તેથી હે રાજેંદ્ર! તેઓ સ્વર્ગને પામ્યા હતા.[૭૨–૭૬] વળી તેઓ હજારો સ્ત્રીઓની સાથે ગંધર્વોથી સેવાઈ રહ્યા છે અને લક્ષ્મીથી જાજ્વલ્યમાન થઈને હજી સુધી પણ બ્રહ્મલોકમાં સ્થિતિ કરી રહ્યા છે.[૭૭] આ રીતે આ અહિંસાધર્મ સર્વ ધર્મો કરતાં ઉત્તમ ધર્મ છે; માટે જે મહાત્મા પુરુષો આ ધર્મનું પાલન કરે છે, તેઓ સ્વર્ગલોકમાં વસે છે.[૭૮] જે ધાર્મિક પુરુષો જન્મથી આરંભીને જ મદિરા તથા માંસનો સદાને માટે ત્યાગ કરી દે છે, તે સર્વે મુનિઓ જ કહેવાય છે.[૭૯] જે પુરુષ માંસભક્ષણના ત્યાગરૂપ આ અહિંસાધર્મનું પાલન કરે છે, અથવા બીજાને સંભળાવે છે, તે પુરુષ અત્યંત દુરાચારી હોય તોપણ નરકમાં જતો નથી.[૮૦] હે રાજન્! માંસભક્ષણના ત્યાગનો આ વિધિ પવિત્ર છે અને તેને ઋષિઓએ માન્ય કરેલો છે. જે પુરુષ તેનું પઠન કરે છે અથવા સાંભળે છે, તે પુરુષ સર્વ પાપોથી મુક્ત થાય છે, સર્વ કામનાઓ પામે છે, સર્વત્ર પૂજાય છે અને પોતાના જ્ઞાતિસમુદાયમાં વિશેષતા મેળવે છે, એમાં સંશય નથી.[૮૧,૮૨] વળી તે પુરુષ જો આપત્તિમાં આવી પડ્યો હોય તો તેમાંથી મુક્ત થાય છે; તે બંધનમાં આવી પડ્યો હોય, તો બંધનથી મુક્ત થાય છે; તે રોગથી પીડાતો હોય તો તેમાંથી મુક્ત થાય છે અને તે દુઃખથી દુઃખી થયો હોય તો દુઃખમાંથી મુક્ત થાય છે.[૮૩] ઉપરાંત, હે કુરુશ્રેષ્ઠ! તે પુરુષ કદી તિર્યયોનિમાં જતો નથી, રૂપવાન થાય છે, સમૃદ્ધિમાન થાય છે અને મોટા યશને સંપાદન કરે છે.[૮૪] આમ હે રાજા! માંસનો ત્યાગ કરવાના સંબંધમાં મેં તને કહ્યું, તેમ જ માંસભક્ષણની પ્રવૃત્તિમાં તથા નિવૃત્તિમાં ઋષિઓએ જે વિધિનું નિર્માણ કર્યું છે, તે પણ મેં તને કહ્યું.[૮૫]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'માંસભક્ષણનિષેધ' નામનો અધ્યાય ૧૧૫મો સમાપ્ત

## अध्याय ११६मो

### અહિંસાનું ફળ

॥ युधिष्ठिर उवाच ॥

इमे वै मानवा लोके नृशंसा मांसगृद्धिनः ।
विसृज्य विविधान् भक्ष्यान् महारक्षोगणा इव ॥

યુધિષ્ઠિર બોલ્યા: આ મનુષ્યલોકમાં કેટલાએક ક્રૂર મનુષ્યો મોટા રાક્ષસોની પેઠે અનેક પ્રકારના ભક્ષ્ય પદાર્થોનો ત્યાગ કરીને કેવળ માંસભક્ષણ કરવામાં જ લુબ્ધ રહે છે.[૧] તેઓ અનેક જાતના પૂડલાઓનું, વિવિધ પ્રકારનાં શાકોનું અને બીજા અનેક સાકર નાખેલા રસવાળા પદાર્થોનું ભક્ષણ કરવાની જેવી ઇચ્છા કરતા નથી, તેવી માંસભક્ષણ કરવાની ઇચ્છા કરે છે.[૨] આ વિષયમાં મારી બુદ્ધિ અત્યંત મૂંઝાયા કરે છે કે, માંસભક્ષણની આટલી બધી મોટી આસક્તિ કેવી રીતે દૂર થાય? હું નથી માનતો કે, જેવો રસ માંસમાં રહેલો છે, તેવો બીજા કોઈ પણ પદાર્થમાં રહેલો હશે.[૩] માટે હે પ્રભુ! હે પુરુષશ્રેષ્ઠ! માંસભક્ષણ નહિ કરવામાં જે ગુણો રહેલા છે અને માંસભક્ષણ કરવામાં જે દોષો સમાયેલા છે, તે હું સાંભળવા ઇચ્છું છું.[૪] હે ધર્મવેત્તા! આ લોકમાં ધર્મદૃષ્ટિએ અભક્ષ્ય શું છે અને ધર્મદૃષ્ટિએ ભક્ષ્ય શું છે, તે સર્વ મને યથાર્થ રીતે તમે કહો.[૫] હે પિતામહ! માંસનું સ્વરૂપ શું છે, માંસનો ત્યાગ કરવાથી કયા ગુણો પ્રાપ્ત થાય છે અને માંસનું ભક્ષણ કરવાથી કયા કયા દોષો પ્રાપ્ત થાય છે, તે મને કહો.[૬]

ભીષ્મ બોલ્યાઃ હે ભારત! તું કહે છે તેમ જ છે. હે મહાબાહુ! માંસમાં જેવો શ્રેષ્ઠ રસ રહેલો છે, તેવો આ પૃથ્વી પર બીજો કોઈ પણ પદાર્થ-

માં રહેલો નથી.[૭] ઘાયલ થઈ ગયેલા, ક્ષીણ થઈ ગયેલા, રોગાદિકથી સંતાપ પામેલા, ગ્રામ્યધર્મ-(વિષયસુખ)માં આસક્ત રહેનારા અને માર્ગમાં મુસાફરી કરીને થાકી ગયેલા પુરુષોને માટે માંસ કરતાં એવો બીજો કોઈ પણ પદાર્થ શ્રેષ્ઠ નથી.[૮] હે શત્રુતાપન ! માંસ તુરત જ પ્રાણમાં વૃદ્ધિ કરે છે, ઉત્તમ પુષ્ટિ આપે છે અને માંસ કરતાં શ્રેષ્ઠ એવો બીજો કોઈ પણ ભક્ષ્ય પદાર્થ નથી.[૯] પરંતુ હે કૌરવનંદન ! માંસનો ત્યાગ કરવાથી મનુષ્યોને અનેક પ્રકારના ગુણો પ્રાપ્ત થાય છે, તેમનું હું વર્ણન કરું છું, તું તે સાંભળ. જે પુરુષ બીજાના માંસ વડે પોતાના માંસને વધારવા ઇચ્છે છે, તેના જેવો અત્યંત ક્ષુદ્ર અને મહાક્રૂર બીજો એક પણ પુરુષ નથી.[૧૦,૧૧] આ જગતમાં કશું જ પ્રાણ કરતાં વધારે પ્રિય નથી; માટે મનુષ્યે પોતાના પ્રાણની પેઠે બીજાના પ્રાણનું પણ રક્ષણ કરવાની દયા કરવી જોઈએ.[૧૨] હે તાત ! વીર્યમાંથી જ માંસની ઉત્પત્તિ થાય છે, એમાં કંઈ સંશય નથી; માટે માંસનું ભક્ષણ કરવામાં ઘણો મોટો દોષ સમાયેલો છે અને માંસનો ત્યાગ કરવામાં પુણ્ય સમાયેલું છે.[૧૩] પણ વેદોક્ત વિધિથી માંસભક્ષણ કરીને મનુષ્ય દોષપાત્ર ગણાતો નથી; કેમ કે સર્વ પશુઓને યજ્ઞને માટે જ ઉત્પન્ન કરવામાં આવ્યાં છે, એવી શ્રુતિ પણ સાંભળવામાં આવે છે.[૧૪] પણ વેદોક્ત વિધિથી વિરુદ્ધ રીતે વર્તનારાઓને રાક્ષસી વર્તણૂક કરનારા જ કહેવામાં આવે છે. હવે ક્ષત્રિયોને માટે જે વિધિ છે તેનું પણ તું શ્રવણ કર.[૧૫] જે ક્ષત્રિય પોતાના પરાક્રમથી સંપાદન કરેલા માંસનું ભક્ષણ કરે છે, તેને દોષ લાગતો નથી. પૂર્વે હે રાજન્ ! અગસ્ત્યઋષિએ અરણ્યનાં સર્વ પશુઓને સર્વ દેવતાઓ નિમિત્તે પ્રોક્ષિત કર્યાં છે. તેથી મૃગયા (શિકાર) પ્રશંસાપાત્ર ગણાય છે. વળી પ્રાણને સંકટમાં નાખ્યા વિના કદી મૃગયા થઈ શકતી નથી.[૧૬,૧૭] મૃગયામાં બન્ને પક્ષ ઉપર સમાન જોખમ હોય છે, એટલે કાં તો સામું પ્રાણી મરણ પામે છે અને કાં તો તે પ્રાણીને મારવા ગયેલો પુરુષ માર્યો જાય છે. માટે હે ભારત ! સર્વ રાજર્ષિઓ મૃગયા કરવા માટે જાય છે.[૧૮] આમ છતાં તેઓ પાપથી લેપાતા નથી; કેમ કે મૃગયાને પાપ માનવામાં આવ્યું નથી. હે કૌરવનંદન ! ખરી રીતે તો પ્રાણીમાત્રના પર સદાકાળ દયા રાખવી તેના જેવું આ લોકમાં તથા પરલોકમાં કંઈ છે જ નહિ. દયાવાન પુરુષને આ લોકમાં કોઈના તરફથી કદી ભય હોતો જ નથી.[૧૯,૨૦] વળી દયાવાન પુરુષો ખરેખર તપસ્વી જ ગણાય છે અને તેમને માટે આ લોક તથા પરલોક બન્ને સુખકારી થઈ પડે છે. ધર્મવેત્તાઓ કહે છે કે, પ્રત્યેક ધર્મ અહિંસાના લક્ષણવાળો જ હોવો જોઈએ અને પોતાના મનને વશ રાખનારા પુરુષે અહિંસારૂપ કર્મનું જ આચરણ કરવું જોઈએ; પરંતુ પિતૃ-નિમિત્ત તથા દેવનિમિત્ત યજ્ઞોમાં જે માંસને મંત્રપૂર્વક પ્રોક્ષણ કરવામાં આવે છે, તે તો હવિષ-રૂપ જ ગણાય છે[૨૧,૨૨] અમે સાંભળ્યું છે કે, જે પુરુષ પ્રાણીમાત્રને અભયદાન આપે છે, તેને પ્રાણીમાત્ર તરફથી અભય મળે છે.[૨૩] વળી તે અભયદાતા પુરુષ ઘાયલ થઈ પડ્યો હોય, ઠોકર ખાઈ પડ્યો હોય, ક્યાંયથી પડી ગયો હોય, ઘસડાઈ ગયો હોય, કોઈને હાથે માર પામ્યો હોય, અથવા બીજા હરકોઈ સમવિષમ પ્રસંગમાં આવી પડ્યો હોય, તો સર્વ પ્રાણીઓ તે તે સમયે તેની રક્ષા કરે છે.[૨૪] જે પુરુષ બીજાં પ્રાણીઓને ભયમાંથી મુક્ત કરે છે, તેને શિકારી પશુઓ, પિશાચો કે રાક્ષસો મારી શકતાં નથી અને તે પુરુષ સર્વ ભયજનક પ્રસંગોમાંથી મુક્ત થાય છે.[૨૫] આ જગતમાં પ્રાણદાનના કરતાં શ્રેષ્ઠ એવું

ાઈ દાન ભૂતકાળમાં કદી થયું નથી અને ભવિષ્ય-ાળમાં કદી થશે નહિ; કેમ કે પ્રાણના કરતાં ધારે પ્રિય બીજું કંઈ છે જ નહિ, એ નક્કી .[૨૬] હે ભારત! પ્રાણીમાત્રને મરણ અનિષ્ટ હોય ;, કેમ કે મૃત્યુસમયે પ્રાણીમાત્રને એકદમ કંપારી છૂટે છે.[૨૭] પ્રાણીઓ જાતિ, જન્મ તથા જરાનાં :ખો સહન કરીને સંસારસમુદ્રમાં નિત્ય ભ્રમણ કર્યા કરે છે, છતાં મરણથી અત્યંત કંટાળે છે.[૨૮] વળી સર્વ પ્રાણીઓ જ્યારે ગર્ભવાસમાં આવે છે, ત્યારે તેઓ માતાએ ખાધેલા ખારા, ખાટા અને તીખા રસોથી રંધાઈ જાય છે તેમ જ મૂત્ર, પરસેવો તથા વિષ્ઠાનાં મહાદારુણ દુ:ખો સહન કરે છે.[૨૯] પછી જ્યારે તેમનો જન્મ થાય છે, ત્યારે પણ તેઓ પરાધીન હોય છે અને તેમનાં વારંવાર છેદનભેદન કરવામાં આવે છે. વળી કેટલાએક જીવો તો પરતંત્ર દશામાં જ્યાં ત્યાં યાચના કરતા જોવામાં આવે છે અને માંસભક્ષણ કરવામાં લુબ્ધ થતા જોવામાં આવે છે.[૩૦] પછી જ્યારે તેઓ મરણ પામે છે, ત્યારે તેઓ તે તે નરકયોનિને પામીને કુંભીપાક આદિ નરકનાં દુ:ખોથી પીડાય છે. વળી યમલોકમાં તેમને બળાત્કારે માર માર-વામાં આવે છે. આમ પ્રાણીઓને તેમણે કરેલાં કર્મો વારંવાર સંસારના ફેરામાં ભમાવ્યા કરે છે.[૩૧] આખી પૃથ્વીમાં ફરી વળીને પણ પ્રાણીને પોતાના આત્મા કરતાં વધારે પ્રિય બીજો કોઈ પણ પદાર્થ જાણવામાં આવતો નથી. માટે વિવેકી પુરુષે સર્વ પ્રાણીઓ ઉપર દયાવાન થવું.[૩૨] હે રાજન્! જે મનુષ્ય જીવન પર્યંત હરકોઈ પ્રકારના માંસનું ભક્ષણ કરતો નથી, તેને સ્વર્ગમાં વિશાળ સ્થાન પ્રાપ્ત થાય છે, એમાં સંશય નથી.[૩૩] પરંતુ જે મનુષ્યો જીવવાની ઇચ્છા રાખનારાં પ્રાણીઓના માંસનું ભક્ષણ કરે છે, તેમને મરણ પછી તે તે પ્રાણીઓ ખાય છે, એમાં મને સંશય નથી.[૩૪] હે ભારત! મરનાર પ્રાણી મરતી વખતે કહે છે કે, માં એટલે મને, સઃ એટલે તે પુરુષ ખાશે; માટે હું પણ તેને ખાઈશ. આવા આશયથી 'માંસ' શબ્દ માંસ પદાર્થનો વાચક થયો છે, એમ તારે જાણવું.[૩૫] ઘાત કરનારો પુરુષ તથા માંસનું ભક્ષણ કરનારો પુરુષ નિત્ય વધપાત્ર ગણાય છે; કેમ કે હે રાજા! કોઈની નિંદા કરનારો પુરુષ અથવા કોઈના પર ક્રોધ કરનારો પુરુષ પણ બીજાનો દ્વેષપાત્ર બને જ છે.[૩૬] પ્રાણી જે જે શરીરથી જે જે કર્મ કરે છે, તે તે શરીરથી તેના તેના ફળને ભોગવે છે.[૩૭] માટે અહિંસા જ પરમ ધર્મ છે, અહિંસા જ પરમ ઇંદ્રિયનિગ્રહ છે, અહિંસા જ પરમ દાન છે અને અહિંસા જ પરમ તપ છે.[૩૮] અહિંસા જ પરમ યજ્ઞ છે, અહિંસા જ પરમ ફળ છે, અહિંસા જ પરમ મિત્ર છે અને અહિંસા જ પરમ સુખ છે.[૩૯] સર્વ યજ્ઞોમાં જે દાન આપવામાં આવે છે, સર્વ તીર્થોમાં જે સ્નાન કરવામાં આવે છે અને સર્વ પ્રકારનાં દાનો કરવાથી જે ફળ મળે છે, તે સર્વ અહિંસાની તોલે આવે એમ નથી.[૪૦] અહિંસા-નું પાલન કરનાર મનુષ્યનું તપ અક્ષય હોય છે, અહિંસાનું પાલન કરનાર પુરુષને નિરંતર યજ્ઞો કર્યાનું ફળ મળે છે અને અહિંસાનું પાલન કરનાર પુરુષ પ્રાણીમાત્રનાં માતાપિતા સમાન છે.[૪૧] હે કુરુશ્રેષ્ઠ! અહિંસાનું આવું મહાન ફળ છે અને તેના ગુણોનું સેંકડો વર્ષે પણ વર્ણન થઈ શકે તેમ નથી.[૪૨]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'અહિંસાપાલનકથન' નામનો અધ્યાય ૧૧૬ મો સમાપ્ત

## अध्याय ११७मो
### એક કીડાનું આખ્યાન

॥ युधिष्ठिर उवाच ॥

**अकामाश्च सकामाश्च ये हताः स्म महामृधे।**
**कां गतिं प्रतिपन्नास्ते तन्मे ब्रूहि पितामह ॥ १॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ ! આ મહાન યુદ્ધમાં જે પુરુષો પોતાની ઇચ્છાથી અને પોતાની અનિચ્છાથી મરણ પામ્યા છે, તેઓ કઈ ગતિને પામ્યા છે, તે મને કહો.[1] એક મહારણમાં પુરુષોએ પોતાના પ્રાણનો પરિત્યાગ કરવો એ દુઃખદાયી છે. હે મહાબુદ્ધિમાન ! તમે પોતે પણ જાણો છો કે, પ્રાણનો ત્યાગ કરવો તે મહાદુષ્કર છે.[2] એક મનુષ્ય સમૃદ્ધિમાં ઊછરતો હોય કે દરિદ્રતામાં ઊછરતો હોય અથવા દુઃખમાં ઊછરતો હોય કે સુખમાં ઊછરતો હોય, પણ પ્રાણનો ત્યાગ કરવો એ તેને મન કઠિન થઈ પડે છે. આનું કારણ શું છે, તે મને કહો. હું તમને સર્વજ્ઞ માનું છું.[3]

ભીષ્મ બોલ્યા : હે રાજા ! આ સંસારમાં આવેલાં પ્રાણીઓ સમૃદ્ધિવાળી સ્થિતિમાં હોય કે દરિદ્ર સ્થિતિમાં હોય, સુખમાં હોય કે દુઃખમાં હોય, છતાં તેઓ કેમ પોતાના પ્રાણનું રક્ષણ કરવામાં આસક્ત રહે છે, તેનું કારણ તું સાંભળ. હે યુધિષ્ઠિર ! તેં આ પ્રશ્ન ઠીક પૂછ્યો છે.[4,5] હે યુધિષ્ઠિરરાજ ! આ વિષયમાં દ્વૈપાયન વ્યાસના તથા એક કીડાના સંવાદરૂપ પુરાતની વૃત્તાંત હું તને કહું છું.[6] પૂર્વે બ્રહ્મસ્વરૂપ થયેલા કૃષ્ણદ્વૈપાયન બ્રાહ્મણ સર્વત્ર વિચર્યા કરતા હતા. તે સમયે તેમણે એક કીડાને ગાડાંઓના ચીલામાં ઘણી જ ઝડપથી દોડી જતો જોયો.[7] ભગવાન વ્યાસ સર્વજ્ઞ હતા, પ્રાણીમાત્રની ગતિને જાણનારા હતા અને સર્વ પ્રાણીઓની ભાષાઓને જાણતા હતા. તેમણે એ કીડાને જોઈને તેને આ પ્રમાણે કહ્યું.[8]

'વ્યાસ બોલ્યા : ઓ કીડા ! તારું સ્વરૂપ ત્રાસ પામેલાના જેવું દેખાય છે અને તું ઉતાવળો ઉતાવળો ક્યાંક જતો હોય તેમ જણાય છે. આથી હું તને પૂછું છું કે, તું ક્યાં દોડી જાય છે ? તને કોના તરફથી ભય લાગે છે ?[9]

કીડો બોલ્યો : હે મહાબુદ્ધિમાન ! આ ગાડાનો મહાન ઘોષ સાંભળી મને ભય થયો છે; કેમ કે આ શબ્દ મહાદારુણ સંભળાય છે. તે કદાચ મને મારી તો નહિ નાખે, એવી બીકથી હું નાસી જાઉં છું. વળી આ બળદો પર લાકડીઓના પ્રહાર પડી રહ્યા છે અને તેઓ ઘણા મોટા ભારને વહન કરી રહ્યા હોઈને હાંફી રહ્યા છે. તેમનો શબ્દ પણ લગભગ સમીપ જ મારા સાંભળવામાં આવે છે. તેમ જ હે પ્રભુ ! બળદોને હાંકી રહેલા મનુષ્યનો પણ અનેક પ્રકારનો શબ્દ સંભળાય છે.[10–12] અમારા જેવા કીડાની જાતિમાં ઉત્પન્ન થયેલાઓથી આવા શબ્દો સાંભળી શકાતા નથી; માટે આ મહાદારુણ ભયથી હું આમ નાસી જાઉં છું.[13] ખરેખર, મૃત્યુ પ્રાણીમાત્રને દુઃખદાયી છે અને પ્રાણીનું જીવન મહાદુર્લભ ગણાય છે; માટે રખે હું સુખમાંથી દુઃખમાં પડું, એટલા માટે હું આ રીતે ભયભીત થઈને નાસી જાઉં છું.[14]

ભીષ્મ બોલ્યા : કીડાએ એ પ્રમાણે કહ્યું એટલે વ્યાસ બોલ્યા : 'અલ્યા ઓ કીડા ! તારે વળી સુખ ક્યાંથી ? તું આવી તિર્યંચયોનિમાં ઉત્પન્ન થયો છે, તેથી તારું મરણ તો તને સુખરૂપ થાય, એમ હું માનું છું.[15] હે કીડા ! તને શબ્દ, સ્પર્શ, રસ, ગંધ તથા નાનામોટા અનેક ભોગવૈભવોનું જ્ઞાન નથી, તો પછી તારું મરણ તે જ તારું શ્રેય છે.[16]

કીડો બોલ્યો : હે મહાબુદ્ધિમાન ! જીવ જે જે શરીરમાં રહેલો હોય છે, તે તે સર્વ શરીરમાં તે આનંદ માને [illegible] પણ આ તિર્યંચ-

જાતિમાં રહ્યો છું છતાં મને સુખ છે, એમ હું માનું છું. આમ આ તિર્યંચજાતિમાં પણ મને જીવવાની ઇચ્છા છે.[૧૭] વળી આ તિર્યંચજાતિમાં પણ જેવો જેનો દેહ તેવા તેને સર્વ વિષયો પ્રાપ્ત થાય છે. તેમાં ભેદ માત્ર એટલો જ છે કે, મનુષ્યોને તથા વૃક્ષાદિ સ્થાવર પ્રાણીઓને જુદા જુદા સર્વ ભોગો વિશેષ પ્રમાણમાં મળે છે, ત્યારે જંગમ તિર્યંચ પ્રાણીઓને તે તે સર્વ ભોગો કંઈક અલ્પ પ્રમાણમાં મળે છે.[૧૮] હે પ્રભુ! મારા પૂર્વજન્મમાં હું એક શૂદ્રજાતિનો મનુષ્ય હતો. મારી પાસે પુષ્કળ ધન હતું; છતાં હું બ્રાહ્મણોનો વિરોધી હતો, ક્રૂર હતો, લોભી હતો અને વ્યાજવટાનો ધંધો કરીને જીવન ગાળતો હતો.[૧૯] વળી હું તીક્ષ્ણ વાણી બોલતો હતો, કપટ કરવામાં કુશળ હતો, આખા જગતનો દ્વેષ કરતો હતો અને કોઈનાં સાચાંજૂઠાં કરીને પણ પારકું દ્રવ્ય હરી લેવામાં નિત્ય આસક્ત રહેતો હતો.[૨૦] વળી ત્યારે હું એટલો બધો ઈર્ષાળુ હતો, એટલો બધો સ્વાદિષ્ટ પદાર્થો ખાવામાં લાલચુ હતો, એટલો બધો ક્રૂર હતો અને એટલો બધો ભુખાળવો હતો કે હું મારા પોષ્યવર્ગનો તથા મારે ત્યાં આવેલા અતિથિઓનો પણ ત્યાગ કરીને નિત્ય એકલો ભોજન કરી લેતો હતો.[૨૧] પ્રત્યેક ગૃહસ્થે પોતાના ભોજન પહેલાં દેવોને તથા પિતૃઓને શ્રદ્ધાપૂર્વક અન્ન અર્પણ કરવું જોઈએ, છતાં મેં ધનની લોલુપતાને લીધે દેવોને કે પિતૃઓને કદી અન્ન અર્પણ કર્યું ન હતું.[૨૨] કેટલાએક મનુષ્યો ભયજનક પ્રસંગોમાં સુરક્ષિત શરણનો આશ્રય કરીને નિર્ભય થવાની ઇચ્છા રાખતા હતા, પણ મેં તેમને પ્રથમ શરણ આપીને અકસ્માત્ ત્યજી દીધા હતા અને તેમનું રક્ષણ કર્યું ન હતું.[૨૩] હું મનુષ્યોના ધનને, ધાન્યને, પ્રિય પત્નીઓને, વાહનોને, અદ્ભુત વસ્ત્રોને તથા લક્ષ્મીને જોઈને નિરર્થક ઈર્ષ્યા કર્યા કરતો હતો. વળી બીજાના સુખને જોઈને હું ઈર્ષ્યા કરતો હતો, બીજાનાં અનૈશ્વર્યને ઇચ્છતો હતો અને મારી પોતાની કામનાને અનુસરીને બીજાના ધર્માર્થકામનો નાશ કરી નાખતો હતો. એ પ્રમાણે મેં પૂર્વજન્મમાં લગભગ ક્રૂર કર્મો જ કર્યાં છે. મને પોતાના પ્રિય પુત્રનો ત્યાગ કરીને જેવો સંતાપ થાય તેવો જ સંતાપ અત્યારે તેમનું સ્મરણ કરીને થાય છે. હું નથી જાણતો કે, મેં પૂર્વજન્મમાં કોઈ પ્રકારનાં શુભ કર્મો કર્યાં હોય કે તેનું ફળ મને મળ્યું હોય! માત્ર મેં મારી વૃદ્ધ માતાનું નિત્ય પૂજન કર્યું હતું. વળી બ્રાહ્મણજાતિના સંપૂર્ણ ગુણ ધરાવનારો એક બ્રાહ્મણ પ્રસંગવશાત્ મારે ઘેર અતિથિ તરીકે આવી ચડ્યો હતો, તેનું મેં એક વખત પૂજન કર્યું હતું. હે બ્રહ્મન્! તે કર્મના ફળથી જ હું મારા પૂર્વજન્મનું સ્મરણ વીસરી ગયો નથી. વળી તે કર્મના ફળથી જ હું જોઈ શકું છું કે, ફરી પણ ભવિષ્યકાળમાં મને સુખ પ્રાપ્ત થશે. માટે હે તપોધન! હું તમારી પાસેથી સાંભળવા ઇચ્છું છું કે, મારું કલ્યાણ કેવી રીતે થાય?[૨૪–૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'કીડાનું આખ્યાન' નામનો અધ્યાય ૧૧૭ મો સમાપ્ત

## अध्याय ११८मो

### કીડાનું આખ્યાન (ચાલુ)

॥ व्यास उवाच ॥

**शुभेन कर्मणा यद्वै तिर्यग्योनौ न मुह्यसे ।**
**ममैव कीट तत्कर्म येन त्वं न प्रमुह्यसे ॥ १ ॥**

વ્યાસ બોલ્યા : હે કીડા! જે શુભ કર્મથી તું આ તિર્યંચજાતિમાં આવીને પણ મોહવશ થતો નથી, તે કર્મ મારું પોતાનું જ હતું અને ત્યારે તેં મારું પોતાનું જ પૂજન કર્યું હતું.[૧] વળી આ સમયે પણ તને મારું દર્શન આપીને હું મારા તપોબળથી તને તારીશ; કેમ કે તપો-

બળના જેવું બળવાન બળ બીજું કોઈ છે જ નહિ.[૨] હે કીડા! હું જાણું કે, તું પોતાનાં પાપકર્મોને લીધે કીડો થયો છે; પરંતુ તું જો ધર્મને માન્ય કરીશ, તો ફરી પણ ધર્મને પ્રાપ્ત કરી શકીશ.[૩] સ્વર્ગમાં રહેલા દેવતાઓ અને સિદ્ધો જે સુખને ભોગવી રહ્યા છે, તે પૃથ્વી પર કરેલાં તેમનાં કર્મો જ છે. મનુષ્યોમાં પણ જે કંઈ ધર્મ અને ગુણો જોવામાં આવે છે, તે સર્વ પણ કેવળ કામ્ય જ હોય છે, નિષ્કામ હોતાં નથી.[૪] કોઈ એક વિદ્વાન મનુષ્ય કે મૂર્ખ મનુષ્ય વાણી, બુદ્ધિ, હાથ અને પગથી રહિત થઈને જીવન ગાળતો હોય છે, ત્યારે તેને કયો વિષય ત્યજી જાય છે?[૫]* માટે હે કીડા! જે એક ઉત્તમ બ્રાહ્મણ પોતે જીવે છે ત્યાં સુધી ચંદ્ર તથા સૂર્યની પૂજા કર્યા કરે છે અને પવિત્ર કથાઓ કહ્યા કરે છે, તે શ્રેષ્ઠ બ્રાહ્મણના કુળમાં તું ઉત્પન્ન થઈશ.[૬] તે બ્રાહ્મણજન્મમાં તું પંચમહાભૂતના વિકારરૂપ સર્વ પદાર્થોનો ઉપભોગ કરીશ અને તે સમયે હું તને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીશ. વળી ત્યારે તને જ્યાં જવાની ઇચ્છા હશે ત્યાં હું તને લઈ જઈશ.[૭] તે સાંભળી પેલા કીડાએ કહ્યું: 'ભલે.' પછી વ્યાસ ભગવાનના વચનને માન્ય કરીને તે ગાડાંને ચાલવાના ચીલામાં ઊભો રહ્યો. તેવામાં એક મોટું ગાડું તે માર્ગે જતું જતું દૈવેચ્છાએ ત્યાં આવી પહોંચ્યું. એટલે પેલો કીડો તેનાં પૈડાંના ફરવાથી ચગદાઈ ગયો અને તેના પ્રાણ છૂટી ગયા. હવે તે મહાતેજસ્વી ભગવાન વ્યાસની કૃપાથી એ કીડો એક ક્ષત્રિયના કુળમાં ઉત્પન્ન થયો. એ કીડાની જાતિનો ત્યાગ કર્યા પછી તેને શાહુડી, ઘો, ભૂંડ, મૃગ અને પક્ષી વગેરે અનેક જાતિમાં જન્મ લેવો પડ્યો હતો. વળી તેને ચાંડાળ, શૂદ્ર, વૈશ્ય અને ક્ષત્રિયોની જાતિમાં પણ જન્મ લેવો પડ્યો હતો. છતાં આખરે તે એક રાજકુળમાં ઉત્પન્ન થયો હતો. તે સમયે તે ભગવાન વ્યાસ ઋષિનાં દર્શન કરવા માટે ગયો હતો. ત્યાં તેણે સત્યવાદી વ્યાસ ઋષિ સાથે કેટલીએક વાતચીત કરી અને પોતાના પૂર્વજન્મનું સ્મરણ કરીને પોતાના મસ્તક ઉપર બન્ને હાથ જોડ્યા તેમ જ ઋષિના ચરણોનો સ્પર્શ કર્યો.[૮–૧૧]

કીડો બોલ્યો: તે જ આ અતુલ સ્થાન છે, જે દશગણા ગુણો વડે જ ઇચ્છવા યોગ્ય છે. છતાં હું કીડાની જાતિ પ્રાપ્ત કર્યા પછી આ રીતે એક રાજપુત્ર થયો છું.[૧૨] આ સમયે સુવર્ણની માળાઓને ધારણ કરનારા મહાબળવાન હાથીઓ મને વહી રહ્યા છે; તેમ જ રથમાં જોડેલા કાંબોજ દેશના શ્રેષ્ઠ ઘોડાઓ મને ખેંચી રહ્યા છે.[૧૩] વળી ઊંટો તથા ખચ્ચરોથી જોડેલાં કેટલાંએક વાહનો મને મારી ઇચ્છા હોય ત્યાં લઈ જાય છે. મને મારા બાંધવો તથા અમાત્યોની સાથે માંસ તથા ભાતનું ભોજન મળ્યા કરે છે.[૧૪] હે મહાભાગ! મારાં પોતાનાં નિવાસસ્થાનરૂપ ગૃહોમાં હું સુખકારી તથા અમૂલ્ય શયનોમાં અત્યંત માનપૂર્વક શયન કરું છું.[૧૫] જ્યારે પાછલી રાત્રિનો સમય થાય છે, ત્યારે દેવતાઓ જેમ મહેન્દ્રની સ્તુતિ કરે છે, તેમ પ્રિય ભાષણ બોલનારા સૂતો, માગધો અને બંદિજનો પ્રતિદિન મારી સ્તુતિ કરે છે.[૧૬] આ રીતે હું પ્રથમ કીડાની જાતિને પ્રાપ્ત થયો હતો, છતાં સત્ય પ્રતિજ્ઞાવાળા અને મહાતેજસ્વી એવા આપના પ્રસાદથી હું રાજપુત્રપણાને પામ્યો છું.[૧૭] હે મહાબુદ્ધિમાન ઋષિ! હું આપને નમસ્કાર કરું છું. આપ મને ઉપદેશ આપો, હવે હું શું કરું? આપના તપોબળના પ્રભાવથી –

* કહેવાનો આશય એ છે કે, જે અવસ્થામાં કોઈ જાતનો પુરુષાર્થ સિદ્ધ ન થઈ શકે તેવી અવસ્થા ભલે મનુષ્ય તરીકેની હોય તોપણ તે વ્યર્થ ગણાય છે,' તો પછી તારી આ કીડાની અવસ્થા શું વ્યર્થ નથી કે?

મેં આ રાજ્યપદ પ્રાપ્ત કર્યું છે.[૧૮]

વ્યાસ બોલ્યા : હે રાજન્! આજે તેં તારી વાણીથી મારી યથેષ્ટ પૂજા કરી છે. પ્રથમ તું કીડાની જાતિને પ્રાપ્ત થયો હતો, છતાં પણ તને આજે શુદ્ધ સ્મૃતિ થઈ છે.[૧૯] પ્રથમ શૂદ્રજાતિમાં જન્મીને તેં ધનની લોલુપતાને લીધે ક્રૂર તથા આતતાયી (હિંસક) થઈને જે પાપ એકઠું કર્યું છે, તેનો નાશ હજી થયો નથી.[૨૦] છતાં તેં મારા દર્શનરૂપ પુણ્યને પ્રાપ્ત કર્યું છે અને તિર્યંચયોનિમાં ઉત્પન્ન થઈને પણ તેં મારી પૂજા કરી છે.[૨૧] આથી તુ આ રાજપુત્રના જન્મથી મુક્ત થયા પછી બ્રાહ્મણપણું સંપાદન કરીશ. હે રાજપુત્ર! તું સંપૂર્ણ દક્ષિણાઓવાળા અનેક યજ્ઞો કર્યા પછી તારા પ્રાણોને ગાયો તથા બ્રાહ્મણોને માટે રણસંગ્રામના મોખરામાં સુખથી હોમી દઈશ. તે પછી તું બ્રાહ્મણજન્મ દ્વારા સ્વર્ગમાં જઈને આનંદ કરીશ અને અવિનાશી બ્રહ્મસ્વરૂપે સુખી થઈશ.[૨૨,૨૩] તિર્યંચજાતિમાં ઉત્પન્ન થયેલો એક પ્રાણી જો કંઈ શુભ કર્મ કરે છે, તો શૂદ્રપણાને પામે છે; શૂદ્રપણામાં પણ જો કંઈ શુભ કરે છે, તો તે વૈશ્યજાતિમાં જન્મે છે; વૈશ્યજાતિમાં પણ તે જો કંઈ શુભ કર્મ કરે છે તો ક્ષત્રિયપણું પામે છે; ક્ષત્રિયપણામાં પણ તે જો કંઈ પ્રશંસાપાત્ર વર્તન કરે છે, તો બ્રાહ્મણપણું સંપાદન કરે છે; અને બ્રાહ્મણપણું સંપાદન કરીને પણ તે જો ઉત્તમ ચારિત્ર્ય પાળે છે તો પવિત્ર સ્વર્ગલોકને પ્રાપ્ત કરે છે.[૨૪]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'કીડાનું આખ્યાન' નામનો અધ્યાય ૧૧૮મો સમાપ્ત

# अध्याय ११९मो

## કીડાનું આખ્યાન (ચાલુ)

॥ भीष्म उवाच ॥

क्षत्रधर्ममनुप्राप्तः स्मरन्नेव च वीर्यवान् ।
त्यक्त्वा स कीटतां राजँश्चचार विपुलं तपः ॥ १ ॥

ભીષ્મ બોલ્યા : હે રાજન્! એ પ્રમાણે તે કીડાની જાતિનો ત્યાગ કરીને વીર્યવાન ક્ષત્રિય થયો, એટલે પોતાના પૂર્વજન્મનું સ્મરણ કરીને ઘણું મોટું તપ કરવા લાગ્યો.[૧] તે પછી ધર્મના અર્થને જાણનારા તે ક્ષત્રિયનું તેવું મહાન તપ જોઈને બ્રાહ્મણશ્રેષ્ઠ ઋષિ કૃષ્ણદ્વૈપાયન તેની પાસે આવ્યા.[૨]

વ્યાસ બોલ્યા : હે કીડા! પ્રાણીઓનું રક્ષણ કરવું તેજ ક્ષત્રિયોનું દેવવ્રત ગણાય છે. માટે તું ક્ષત્રિયના એ દેવવ્રતને લક્ષમાં રાખીશ, તો બ્રાહ્મણપણાને પામીશ.[૩] તું પુણ્યપાપનાં ફળને જાણે છે અને વળી વિવેકી પણ છે. માટે પાપી પુરુષોને પણ પવિત્ર કરનારા શુભ અભિલાષો રાખીને તું સર્વને યોગ્ય સંવિભાગ આપતાં પ્રજાઓનું ઉત્તમ રીતે પાલન કર.[૪] વળી તું તારા મનને વશ રાખ, નિત્ય પ્રસન્ન રહે અને સ્વધર્મનું આચરણ કરવામાં આસક્ત થા. એટલે આ ક્ષત્રિયશરીરનો ત્યાગ કરીને તું બ્રાહ્મણપણાને પામીશ.

ભીષ્મ બોલ્યા : હે યુધિષ્ઠિર! મહર્ષિ વ્યાસનું એ વચન સાંભળીને તે રાજા વનમાંથી પોતાના રાજ્યમાં પાછો આવ્યો અને ધર્મપૂર્વક પ્રજાપાલન કરવા લાગ્યો.[૫,૬] આમ હે મહારાજ! ધર્મપૂર્વક પ્રજાઓનું પાલન કરીને તે અલ્પ સમયમાં જ બ્રાહ્મણ થયો.[૭] એ રીતે તેને બ્રાહ્મણ થયેલો જોઈ મહાયશસ્વી અને મહાબુદ્ધિમાન કૃષ્ણદ્વૈપાયન ફરી પણ તેની પાસે આવ્યા.[૮]

ભીષ્મ બોલ્યા : હે બ્રાહ્મણશ્રેષ્ઠ! હે શ્રીમાન! હવે તારે કોઈ રીતે પણ ગભરાવું નહિ. હે ધર્મજ્ઞ!

શુભ કર્મ કરનારો શુભ યોનિને પામે છે અને પાપકર્મ કરનારો તેના પાપફળને અનુસરતી પાપી યોનિને પામે છે. માટે હે કીડા! તારે મૃત્યુના ભયથી કોઈ પ્રકારે પીડિત થવું નહિ. માત્ર તને ધર્મના નાશનો જ ભય હોવો જોઈએ. હવે તું ઉત્તમ પ્રકારે ધર્માચરણ કર.

કીડો બોલ્યો : હે ભગવન્! આપને લીધે હું સર્વોત્તમ સુખને પામ્યો છું અને ધર્મમૂલક લક્ષ્મીને સંપાદન કરીને આજે મારાં પાપ પણ નાશ પામ્યાં છે.

ભીષ્મ બોલ્યા : હે રાજન્! એ પ્રમાણે ભગવાન વ્યાસનાં વચનથી તે કીડો દુર્લભ બ્રાહ્મણપણું પામ્યો હતો. એ રીતે બ્રાહ્મણજન્મ પ્રાપ્ત કરીને તેણે આખી પૃથ્વીને યજ્ઞના સેંકડો સ્તંભોથી અંકિત કરી દીધી હતી અને અંતે તે બ્રાહ્મણ મોટો બ્રહ્મવેત્તા થઈને પરબ્રહ્મના સાયુજ્યને પામ્યો હતો.[૯-૧૩] આમ હે પાર્થ! વ્યાસના વચનથી એ કીડો પોતાનાં કર્મફળરૂપે સનાતન બ્રહ્મપદને પામ્યો હતો.[૧૪] માટે હે પુત્ર! આ યુદ્ધમાં મરણ પામેલા તે શ્રેષ્ઠ ક્ષત્રિયો પણ પોતાના ક્ષાત્રધર્મના પ્રભાવથી પવિત્ર ગતિને પામ્યા છે. આથી તું તેમનો શોક કર મા.[૧૫]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'કીડાનું આખ્યાન' નામનો અધ્યાય ૧૧૯ મો સમાપ્ત

## अध्याय १२०मो

### મૈત્રેયની ભિક્ષા

॥ युधिष्ठिर उवाच ॥

**विद्यातपोभ्यां दानाच्च किमेतेषां विशिष्यते ।**
**पृच्छामि त्वां सतां श्रेष्ठ तन्मे ब्रूहि पितामह ॥१॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે સત્પુરુષોમાં શ્રેષ્ઠ પિતામહ! હું તમને પૂછું કે, વિદ્યા, તપ અને દાન, એ ત્રણેમાં શ્રેષ્ઠ શું છે, તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા : આ વિષયમાં પણ મૈત્રેય અને કૃષ્ણદ્વૈપાયનના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે. હે રાજન્! એક સમયે કૃષ્ણદ્વૈપાયન વ્યાસ ગુપ્ત રીતે ફરતા ફરતા કાશીમાં મુનિઓના કુળમાં જન્મેલા મૈત્રેયને ત્યાં જઈ પહોંચ્યા.[૨,૩] મહામુનિ વ્યાસને પોતાની સમીપ બેઠેલા જાણીને મૈત્રેયે તેમનું પૂજન કર્યું અને પછી તેમને ઉત્તમ ભોજન જમાડ્યું.[૪] સર્વ કામનાઓને પૂર્ણ કરનારું અને ગુણવાન એવું તે ઉત્તમ ભોજન જમીને મોટા મનવાળા ઋષિ વ્યાસ પ્રસન્ન થયા અને ત્યાંથી ચાલતી વેળા આશ્ચર્ય પામ્યા. આમ વ્યાસ ઋષિને આમ આશ્ચર્ય પામતા જોઈને મૈત્રેયે તેમને પૂછ્યું કે, 'હે ધર્માત્મન્! તમે આશ્ચર્ય પામ્યા, તેમાં કારણ શું છે?[૫,૬] તમે તો એક તપસ્વી છો અને વળી ધૈર્યવાન છો, છતાં તમને આટલો બધો હર્ષ કેમ થયો? હે વિદ્વન્! હું આપને વંદન કરીને તથા પ્રણામ કરીને પૂછું છું કે, મારું તપોભાગ્ય તથા આપનું મહાભાગ્ય કઈ કક્ષાનું છે?[૭] હે તાત! ઉપાધિયુક્ત જીવાત્મા અને ઉપાધિરહિત સુખાત્મા (પરમાત્મા) આ બન્નેથી આપનું આચરણ પૃથક્ છે. અર્થાત્ આપ જીવન્મુક્ત સ્થિતિનું આચરણ કરી રહ્યા છો, તેથી આપનું ભાગ્ય અને મારું તપોભાગ્ય થોડાઘણા અલ્પ અંતરવાળું તો છે જ. જોકે હું સૂર્યના વંશમાં ઉત્પન્ન થયો છું, તેથી એ દૃષ્ટિએ મારા તપોભાગ્યને બીજાઓ કરતાં મહત્ માનું છું; છતાં આપના મહાભાગ્યથી મહત્ માની શકતો નથી.'

વ્યાસ બોલ્યા : જે કૃત્યથી વેદમાં જે ફળ મળવાનું કહ્યું છે, તેમાં ઘણું મોટું અંતર જોઈને તથા અમુક એક જ કાર્ય કરવાનું કહેવા માટે લોકનો ઘણો મોટો વાદ જોઈને મને આશ્ચર્ય થયું છે. (અર્થાત્ વેદમાં કહેવામાં આવ્યું છે કે, લગભગ સો યજ્ઞો કર્યા વિના સ્વર્ગ જેવું સ્થાન

મળતું નથી, છતાં તેં તો માત્ર જળનું જ દાન કરીને આ સ્વર્ગીય સ્થાન પ્રાપ્ત કર્યું છે તે જોઈને તથા લોકમાં પણ જે કાર્ય કરવા માટે અત્યંત આગ્રહપૂર્વક કહેવામાં આવે છે તે કાર્ય કર્યા વિના જ તને આવું ઉત્તમ ફળ મળ્યું છે, તે જોઈને મને આશ્ચર્ય થયું છે.) શું આ ઉપરથી વેદના વચનને અસત્ય માનવું ? અથવા દેશ, કાળ, પાત્ર અને શ્રદ્ધા આદિના ગૌરવથી અલ્પ કૃત્ય પણ ઘણા મોટા ફળને ઉત્પન્ન કરી શકે છે. (દાખલા તરીકે, સ્વાતિ નક્ષત્રમાં સમુદ્રમાં પડેલાં મેઘબિંદુઓ મોતીરૂપ બને છે.) તો મનનાં એવો પણ વિચાર આવે છે કે, વેદવચનો મિથ્યા શા માટે કહે?[૮,૯] વિદ્વાનો કહે છે કે, ઉત્તમ સ્થાન પ્રાપ્ત કરવાના આ ત્રણ માર્ગો છે અને તે ત્રણ જ પુરુષનું ઉત્તમ વ્રત ગણાય છે. એક તો કોઈનો દ્રોહ ન કરવો તે, બીજું નિત્ય દાન કરવું અને ત્રીજું સત્ય બોલવું.[૧૦] પ્રાચીન કાળના ઋષિ મુનિઓએ આ વેદોક્ત ઉત્તમ વ્રતને જગતમાં પ્રકટ કર્યું છે અને હાલના સમયમાં પણ આપણી આગળ એ જ વ્રત અવશ્ય આચરણ કરવા યોગ્ય તરીકે સાંભળવામાં આવે છે.[૧૧] માટે તેવા વેદોક્ત વ્રતને અનુસરીને અલ્પદાન કરવામાં આવે તો તેનું મહાન ફળ મળે છે. તેં મનમાં અસૂયા રાખ્યા વિના તૃષાતુર મનુષ્યને જળનું દાન કર્યું હતું. વળી તું તૃષાતુર હતો છતાં પોતાની તૃષ્ણાને નહિ ગણીને તેં બીજા તૃષાતુરને જળદાન કર્યું હતું. આથી હે સમર્થ મૈત્રેય ! જે મહાન લોક મોટા યજ્ઞો કરવાથી મેળવી શકાય છે, તે લોકોને તેં મેળવ્યા છે. આ પ્રત્યક્ષ જોઈને મને આશ્ચર્ય થયું છે.[૧૨,૧૩] ખરેખર, તેં કરેલા દાનરૂપ પવિત્ર તપથી હું તારા પર પ્રસન્ન થયો છું. હું માનું છું કે તારું સત્ત્વ જાણે પુણ્યનું જ બન્યું છે, તારું દર્શન જાણે પુણ્યનું જ દર્શન છે અને તારો ગંધ જાણે પુણ્યનો જ ગંધ છે. હે તાત ! તેં કેવળ દાનરૂપ કર્મ કરીને જે ફળ ઉત્પન્ન કર્યું છે, તે સર્વ તીર્થસ્નાન કરતાં પણ ઉત્તમ છે અને વેદવ્રતને સંપૂર્ણ કર્યાના ફળ કરતાં પણ અધિક છે.[૧૪,૧૫] હે બ્રાહ્મણ ! દાન જ સર્વ પવિત્ર કર્મો કરતાં પણ અધિક પવિત્ર છે; કેમ કે જો દાન સર્વ પવિત્ર કર્મો કરતાં પણ વિશેષ પવિત્ર ન હોય, તો તને આવું ઉત્તમ ફળ મળે નહિ.[૧૬] વેદમાં કહેવામાં આવેલાં જે જે ઉત્તમ કર્મોની તું પ્રશંસા કરે છે, તે સર્વમાં દાન જ અત્યંત શ્રેષ્ઠ છે, એમાં મને સંશય નથી.[૧૭] દાન કરનારા દાતા પુરુષોએ જે કેડી પાડી હોય છે, તે કેડીએ અનેક બુદ્ધિમાન પુરુષો પણ જઈ રહ્યા છે; કેમ કે દાન કરનારા પુરુષો પ્રાણના દાતા કહેવાય છે અને દાન કરનારા પુરુષોને લીધે જ ધર્મ ટકી રહ્યો છે.[૧૮] જેમ સારી રીતે અધ્યયન કરવામાં આવેલા વેદો ઉત્તમ ફળ આપે છે, જેમ ઇંદ્રિયોનો નિગ્રહ કરવાથી ઉત્તમ ફળ મળે છે અને જેમ સર્વનો ત્યાગ કરવાથી સર્વોત્તમ ફળ મળે છે, તેમ દાન કરવાથી પણ સર્વોત્તમ ફળ સાંપડે છે.[૧૯] હે મહાબુદ્ધિમાન ! તું એ દાનના પ્રભાવથી આના કરતાં પણ ઉત્તમ સુખને પ્રાપ્ત કરી શકીશ; કેમ કે હે તાત ! બુદ્ધિમાન પુરુષ પ્રતિદિન અધિકાધિક સુખને સંપાદન કરી શકે છે.[૨૦] આ વાતને અમે પ્રત્યક્ષ જાણી શક્યા છીએ, એમાં સંશય નથી. ભાગ્યવાન પુરુષો અનુક્રમે ધન, દાન, યજ્ઞ તથા સુખને પામી શકે છે.[૨૧] હે મહાબુદ્ધિમાન મૈત્રેય ! સૃષ્ટિના સ્વાભાવિક નિયમ પ્રમાણે સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ, એમ નિત્ય જોવામાં આવે છે.[૨૨] છતાં વિદ્વાનો કહે છે કે, આ જગતમાં મનુષ્યનાં ત્રણ પ્રકારનાં વર્તન હોય છે. કોઈ મનુષ્યનું વર્તન પુણ્યરૂપ હોય છે, કોઈનું પાપરૂપ હોય છે અને કોઈ(જ્ઞાની)નું પુણ્યપાપરહિત હોય છે.[૨૩]

જ્ઞાની પુરુષ યજ્ઞાદિ પુણ્યકર્મો કરતો નથી, તેમ દ્રોહ આદિ પાપકર્મ કરતો નથી, તેથી તેનું વર્તન પુણ્યરૂપ મનાતું નથી કે પાપરૂપ મનાતું નથી. વળી તેવો પુરુષ કેવળ બ્રહ્મચિંતનમાં જ મગ્ન રહે છે, તેથી પોતાના કર્મથી થનારું પુણ્ય કે પાપ તેને હાથે કદી ઉત્પન્ન થતું નથી.[૨૪] જે પુરુષો નિરંતર યજ્ઞ, દાન તથા તપ કર્યા કરે છે, તેઓ પુણ્યકર્મી કહેવાય છે અને જે પુરુષો પ્રાણીમાત્રનો નિત્ય દ્રોહ કર્યા કરે છે, તેઓ પાપકર્મી ગણાય છે.[૨૫] તેવા પાપી પુરુષો પારકા દ્રવ્યનું હરણ કરે છે અને તેને લીધે દુઃખ પામે છે તથા નરકમાં પડે છે. આ સિવાયનું (એટલે પરદ્રોહ તથા યજ્ઞ, દાન અને તપ, એ સિવાયનું) જે કંઈ કર્મ (બ્રહ્મચિંતનરૂપ) છે, તે પાપરૂપ નથી તેમ પુણ્યરૂપ પણ નથી.[૨૬] તું નિરંતર સત્કર્મો કરવામાં આસક્ત રહે, આનંદ કર, દાન કર અને યજ્ઞ કર, એટલે જ્ઞાની કે તપસ્વી પુરુષો પણ તારો પરાજય કરી શકશે નહિ.[૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'મૈત્રેયભિક્ષા' નામનો અધ્યાય ૧૨૦ મો સમાપ્ત

## अध्याय १२१ मो

### મૈત્રેયની ભિક્ષા (ચાલુ)

॥ भीष्म उवाच ॥

**एवमुक्तः प्रत्युवाच मैत्रेयः कर्मपूजकः ।**
**अत्यंतश्रीमति कुले जातः प्राज्ञो बहुश्रुतः ॥ १ ॥**

ભીષ્મ બોલ્યા : વ્યાસ ભગવાને કર્મને પૂજનારા મૈત્રેયને એ પ્રમાણે કહ્યું, એટલે અત્યંત શ્રીમાન કુળમાં ઉત્પન્ન થયેલા બુદ્ધિમાન અને મહાવિદ્વાન એવા તેણે આ ઉત્તર આપ્યો.[૧]

મૈત્રેય બોલ્યા : હે મહાબુદ્ધિમાન ! આપ કહો છો તેમ જ છે, એમાં કંઈ સંશય નથી. તો પણ હે પ્રભુ ! જો આપની આજ્ઞા હોય તો હું કંઈક બોલું.[૨]

વ્યાસ બોલ્યા : હે મૈત્રેય ! તારે જેટલું જે પ્રમાણે બોલવાની ઇચ્છા હોય તેટલું તું સુખથી બોલ. હે મહાપ્રાજ્ઞ ! હું તારું વચન સાંભળીશ.[૩]

મૈત્રેય બોલ્યા : આપે દાનના સંબંધમાં જે કંઈ કહ્યું છે તે નિર્દોષ અને નિર્મળ છે. ખરેખર, આપ વિદ્યા અને તપને લીધે પવિત્રાત્મા છો, એમાં સંશય નથી.[૪] આપનો આત્મા અત્યંત પવિત્ર છે, તેથી આપના સમાગમમાં આવીને મને અતિ મહાન લાભ થયો છે. વળી મારી બુદ્ધિથી હું જોઈ શકું છું કે, આપનું તપોબળ ઘણી મોટી સમૃદ્ધિવાળું છે.[૫] કેમ કે આપનાં દર્શનમાત્રથી જ અમારો અભ્યુદય થઈ જાય છે. આપે મને દર્શન આપ્યાં છે, તેને હું આપનો અનુગ્રહ માનું છું. તે પણ મારા પૂર્વજન્મના કર્મસ્વભાવથી થયો છે, એમ હું માનું છું.[૬] મનુષ્યને બ્રાહ્મણપણું પ્રાપ્ત થાય છે તેમાં તપ, શાસ્ત્રાભ્યાસ તથા બ્રાહ્મણકુળમાં જન્મ આ ત્રણ કારણ હોય છે. જ્યારે એ ત્રણ કારણો એકત્ર થાય છે, ત્યારે જ બ્રાહ્મણ થઈ શકાય છે.[૭] બ્રાહ્મણ જ્યારે તૃપ્ત થાય છે, ત્યારે દેવો તથા પિતૃઓ પણ તૃપ્ત થાય છે, માટે શાસ્ત્રવેત્તા પુરુષોને બ્રાહ્મણ કરતાં કંઈ અધિક હોતું નથી.[૮] આ જગતમાં જો બ્રાહ્મણ ન હોય તો સર્વત્ર ઘોર અંધકાર છવાઈ જાય, કોઈ સ્થળે કંઈ પણ જાણવામાં ન આવે, ચારે વર્ણોની વ્યવસ્થા જળવાઈ ન રહે અને ધર્મ–અધર્મ તથા સત્ય–અસત્ય એમાંનું કંઈ પણ ન જણાય.[૯] જેમ એક સુલભ ક્ષેત્રમાં મનુષ્ય ઉત્તમ ફળ સંપાદન કરી શકે છે, તેમ શાસ્ત્રસંપન્ન ઉત્તમ બ્રાહ્મણને દાન કરીને દાતા પુરુષ ઉત્તમ ફળ મેળવી શકે

છે.[10] જો કદાચ શાસ્ત્ર અને સદાચારસંપન્ન કોઈ એક બ્રાહ્મણ દાનનો પ્રતિગ્રહ કરનાર તરીકે ન મળે, તો ધનવાન પુરુષોનું ધન વ્યર્થ જ થઈ પડે.[11] એક અવિદ્વાન બ્રાહ્મણ દાનમાં આપેલા અન્નનું ભક્ષણ કરે છે, તો એ અન્નનો જ નાશ કરે છે એમ નથી; પરંતુ તે અન્નનું દાન કરનારા પુરુષનો પણ નાશ કરે છે. વળી તે અન્ન ભક્ષણ કરનારા પેલા બ્રાહ્મણનો પણ નાશ કરે છે અને તેનું દાન કરનારો મૂર્ખ દાતા પણ માર્યો જાય છે.[12] હવે એક વિદ્વાન બ્રાહ્મણ જગતના સર્વ અન્નનો પ્રભુ છે. તે જો દાનમાં આપવામાં આવેલા અન્નનું ભક્ષણ કરે છે, તો દાતાને અનેકગણું ફળ આપવા સમર્થ થાય છે; પરંતુ પારકા અન્નનું ભક્ષણ કરનારો તે વિદ્વાન બ્રાહ્મણ જો ગૃહસ્થ હોય છે, તો દાતા પુરુષના અન્નનું ભક્ષણ કરવામાં તેને સૂક્ષ્મ અપરાધ (દોષ) લાગે છે; કેમ કે દાતા પુરુષના અન્નનું ભક્ષણ કરીને તે બ્રાહ્મણ પોતાની સ્ત્રી વિષે પ્રજારૂપે ઉત્પન્ન થાય છે. (અર્થાત્ ગૃહસ્થ બ્રાહ્મણે પરાન્નનું કદી ભક્ષણ કરવું નહિ; કારણ કે ગૃહસ્થ બ્રાહ્મણ બીજાના અન્નને ખાઈને જે પ્રજાને ઉત્પન્ન કરે છે, તે પ્રજા પેલા અન્નદાતા પુરુષની જ ગણાય છે.)[13] ઋષિઓ કહે છે કે, દાન કરનારા પુરુષને જે પુણ્ય પ્રાપ્ત થાય છે, તે જ પુણ્ય દાનનો પ્રતિગ્રહ કરનારા પુરુષને પણ પ્રાપ્ત થાય છે; કેમ કે એક પૈંડાવાળું ગાડું જેમ ચાલી શકતું નથી, તેમ કેવળ એક દાતાથી અથવા કેવળ એક પ્રતિગ્રહીતાથી લોકવ્યવહાર ચાલી શકે નહિ.[14] જ્યાં શાસ્ત્રસંપન્ન તથા ચારિત્ર્યસંપન્ન બ્રાહ્મણો હોય છે, ત્યાં દાન કરનારો દાતા પુરુષ આ લોકમાં તથા પરલોકમાં દાનનું પવિત્ર ફળ મેળવી શકે છે.[15] જે બ્રાહ્મણો શુદ્ધ વંશમાં ઉત્પન્ન થયેલા હોય છે, નિરંતર તપશ્ચર્યા કરવામાં અત્યંત આસક્ત રહેતા હોય છે અને દાનસંપન્ન તથા અધ્યયનસંપન્ન હોય છે, તે બ્રાહ્મણો નિત્ય અત્યંત પૂજ્ય ગણાય છે.[16] વળી તેવા શ્રેષ્ઠ બ્રાહ્મણોએ જે માર્ગ પ્રવર્તાવ્યો હોય છે, તે માર્ગે જનારો પુરુષ કદી મોહવશ થતો નથી; કેમ કે તેવા બ્રાહ્મણો સ્વર્ગના નેતા હોય છે અને યજ્ઞના સનાતન પ્રવર્તક હોય છે.[17]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા ‘મૈત્રેયની ભિક્ષા’ નામનો અધ્યાય ૧૨૧ મો સમાપ્ત

# अध्याय १२२मो

## મૈત્રેયની ભિક્ષા (ચાલુ)

॥ भीष्म उवाच ॥

**एवमुक्तः स भगवान् मैत्रेयं प्रत्यभाषत ।**
**दिष्ट्यैवं त्वं विजानासि दिष्ट्या ते बुद्धिरीदृशी ॥१॥**

ભીષ્મ બોલ્યા : મૈત્રેયે એ પ્રમાણે કહ્યું એટલે ભગવાન વ્યાસે તેને કહ્યું કે, ‘તું એ પ્રમાણે જાણે છે તે ઘણું સારું છે અને તારી બુદ્ધિ આવા પ્રકારની છે તે પણ ઘણું રૂડું છે.[1] મનુષ્યો વિશેષે કરીને આર્ય પુરુષોના ગુણોની જ પ્રશંસા કરે છે. આનંદની વાત છે કે, રૂપનું, વયનું તથા લક્ષ્મીનું અભિમાન તારો અવશ્ય પરાભવ કરી શકશે નહિ. વળી એ જ તારા ઉપર દેવતાઓનો અનુગ્રહ છે. હવે જે કર્મ દાનના કરતાં પણ વિશેષ ફળદાયી છે, તે હું તને કહું છું, સાંભળ.[2,3] આ જગતમાં જે આગમો, જે શાસ્ત્રો અને જે કોઈ પ્રવૃત્તિઓ અનુક્રમે પ્રચલિત થયા કરે છે, તે સર્વે વેદને પ્રમાણ ગણીને જ પ્રચલિત થાય છે.[4] હું દાનની પ્રશંસા કરું છું, ત્યારે તું તપની તથા શાસ્ત્રની પ્રશંસા કરે છે. તપ પવિત્ર છે અને તે વેદાધ્યયનનું તથા સ્વર્ગનું સાધન છે.[5] અમારા સાંભળવામાં આવ્યું છે કે, મનુષ્ય તપ તથા વિદ્યાથી મહાન પદને પામી શકે છે અને

જે કંઈ પાપકર્મ હોય છે તેને પણ મનુષ્ય તપથી દૂર કરી શકે છે.[૬] પુરુષ જે જે વિષયને પ્રાપ્ત કરવાનો સંકલ્પ કરીને તપશ્ચર્યા કરે છે, તે તે સર્વ વિષયને પામે છે. વળી વિદ્યાથી પણ સર્વ ઇચ્છિત વિષયો મળી આવે છે, એમ અમે સાંભળ્યું છે.[૭] જે વસ્તુ સાથે સંબંધ થવો પણ કઠિન હોય, જે દુરાધર્ષ હોય, દુષ્પ્રાપ્ય હોય અને દુર્લંઘ્ય હોય, તે સર્વ વસ્તુને મનુષ્ય તપથી મેળવી શકે છે; કેમ કે તપ સર્વના કરતાં વધારે બળવાન છે.[૮] કોઈક એક પુરુષ દારૂડિયો હોય, ચોરી કરનારો હોય, બાળહત્યારો હોય અને ગુરુની સ્ત્રી સાથે વ્યભિચાર કરનારો હોય, તે પણ તપથી તરી જાય છે અને સર્વ પ્રકારનાં પાપથી મુક્ત થાય છે.[૯] વિદ્વાનો કહે છે કે, જે પુરુષ સર્વ વિદ્યાઓ સંપાદન કરીને ચક્ષુષ્માન (એટલે વાસ્તવિક દષ્ટિવાળો) થયો હોય છે અને જે પુરુષ જેવોતેવો પણ તપસ્વી હોય છે, તે બન્નેને સદાય નમસ્કાર કરવા. જે પુરુષો શાસ્ત્રરૂપ ધનવાળા હોય છે અને જેઓ તપસ્વી હોય છે, તે સર્વે સદાય પૂજ્ય છે. વળી નિત્ય દાન કરનારા પુરુષો પણ આ લોકમાં લક્ષ્મી સંપાદન કરે છે અને મરણ પછી પરલોકમાં સુખી થાય છે.[૧૦,૧૧] જે પુણ્યશાળી પુરુષો આ લોકમાં અન્નનું દાન કરે છે, તેઓ મરણ પછી બ્રહ્મલોકને તેમ જ એના કરતાં પણ મહાબળવાન ગણાતા બીજા લોકને પણ પામે છે.[૧૨] જે પુરુષો લોકમાં પૂજાપાત્ર થયેલા હોય છે અને જે પુરુષો જગતમાં સંમાનિત હોય છે, તે પુરુષો પણ અન્નનું દાન કરનારા પુરુષની પૂજા કરે છે તેમ જ તેને માન આપે છે. વળી અન્નનું દાન કરનારો પુરુષ જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં સર્વત્ર પૂજાય છે.[૧૩] કર્મને નહિ કરનારો પુરુષ તથા કર્મને કરનારો પુરુષ પોતાની યોગ્યતા પ્રમાણે જ ફળને મેળવે છે. પછી ભલે તે પુરુષ ઉપરના લોકમાં જાય કે નીચેના લોકમાં જાય.[૧૪] હે મૈત્રેય ! તું આવાં અન્નજળનું દાન કરે છે, માટે તને જે અન્નજળ પ્રાપ્ત કરવાની ઇચ્છા હશે તે સર્વ પ્રાપ્ત થશે. વળી તું બુદ્ધિમાન છે, ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયો છે, શાસ્ત્રસંપન્ન છે, દયાળુ છે, તરુણ વયનો છે અને વ્રતનિષ્ઠ પણ છે. માટે તું આ દાનધર્મમાં નિત્ય આસક્ત રહે અને તું ગૃહસ્થાશ્રમીઓના પ્રથમ કર્તવ્યરૂપ એવા આ શ્રેષ્ઠ કર્મનો સ્વીકાર કર.[૧૫,૧૬] જે કુળમાં પતિ પોતાની પત્નીથી સંતુષ્ટ રહે છે અને પત્ની પોતાના પતિથી સંતુષ્ટ રહે છે, તે કુળમાં સર્વ કલ્યાણો નિવાસ કરે છે.[૧૭] વળી મનુષ્યો જેમ જળથી પોતાના શરીર ઉપરના મેલને દૂર કરે છે તેમ જ જેમ અગ્નિની કાંતિથી અંધકારને દૂર કરે છે, તેમ તે દાન અને તપથી સર્વ પાપને દૂર કરે છે.[૧૮] હે મૈત્રેય ! તારું કલ્યાણ થાઓ. હવે હું મારે ઘેર જાઉં છું. ફરી પણ હું તને કહેતો જાઉં છું કે, મેં આપેલો આ ઉપદેશ તું લક્ષમાં રાખજે; કેમ કે એ રીતે વર્તવાથી તારું કલ્યાણ થશે.[૧૯]

તે સાંભળી મૈત્રેયે વ્યાસભગવાનને પ્રણામ કર્યા અને પ્રદક્ષિણા કરીને બે હાથ જોડી કહ્યું કે, 'આપ ભગવાન કલ્યાણને પ્રાપ્ત કરો.'[૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'મૈત્રેયની ભિક્ષા' નામનો અધ્યાય ૧૨૨મો સમાપ્ત

## अध्याय १२३मो

### સ્ત્રીધર્મ

॥ યુધિષ્ઠિર ઉવાચ ॥

सत्स्त्रीणां समुदाचारं सर्वधर्मविदां वर ।
श्रोतुमिच्छाम्यहं त्वत्तस्तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે સર્વ ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ ! મને તમારી પાસેથી ઉત્તમ સ્ત્રીઓના સદાચાર સાંભળવાની ઇચ્છા છે. માટે હે પિતામહ ! તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા: પૂર્વે સર્વ વિષયોનું જ્ઞાન ધરાવનારી અને સર્વ તત્ત્વોને જાણનારી મનસ્વિની શાંડિલી જ્યારે દેવલોકમાં ગઈ હતી, ત્યારે કેકયવંશમાં ઉત્પન્ન થયેલી સુમના નામની સ્ત્રીએ તેને આ પ્રમાણે પૂછ્યું હતું:[2] 'હે કલ્યાણી! કયા વર્તનથી અથવા કયા સદાચારથી તું સર્વ પાપોનો નાશ કરીને આ દેવલોકમાં આવી છે?[3] તું તારા તેજથી અગ્નિની શિખાની પેઠે પ્રજ્વળી રહી છે, અને સ્વર્ગમાં આવીને પણ તું ચંદ્રની પુત્રીની પેઠે કાંતિથી પ્રકાશી રહી છે.[4] વળી તું સર્વ પરિશ્રમથી રહિત છે, ઉજ્જ્વળ વસ્ત્રોને ધારણ કરી રહી છે, વિમાનમાં બેઠી છે, પવિત્ર છે અને તેજમાં હજારગણી ઝળહળી રહી છે.[5] હું માનું છું કે, તું અલ્પ તપથી, અલ્પ દાનથી અથવા અલ્પ નિયમથી આ લોકમાં આવી નથી. માટે તે વિષે તું મને યથાર્થ વાત કહે.'[6] સુમનાએ એ પ્રમાણે પૂછ્યું, એટલે સુંદર સ્મિતવાળી શાંડિલીએ સુમનાને આ મધુર અને અર્થપૂર્ણ વાક્ય કહ્યું.[7] હું ભગવાં વસ્ત્રો પહેરીને, વલ્કલ વસ્ત્રો ધારણ કરીને, માથું મુંડાવીને અથવા જટા ધારણ કરીને દેવપણાને પામી નથી.[8] પરંતુ મેં મારા સ્વામીને કદી અહિતવાક્યો કહ્યાં નથી; તેમ જ તેમને કદી કઠોર વાક્યો પણ કહ્યાં નથી. વળી હું નિત્ય પ્રમાદરહિત રહેતી હતી, દેવતાઓનું, પિતૃઓનું તથા બ્રાહ્મણોનું નિત્ય પૂજન કરતી હતી અને સદાય અપ્રમાદી થઈને મારાં સાસુસસરાની સેવા કરતી હતી.[9,10] હું કોઈની ચાડીચુગલી કરતી નહોતી અને તેમ કરવાનો મારા મનમાં કદી વિચાર પણ આવતો નહોતો. વળી હું ઘરના બારણા વિના બીજે સ્થળે ક્યાંય ઊભી રહેતી નહોતી અને લાંબા કાળ સુધી કોઈની સાથે વાતો કર્યા કરતી નહોતી.[11] હું ખોટી રીતે કદી હસતી નહોતી, કર્મથી પણ કોઈનું અહિત કરતી નહોતી અને કોઈની ગુપ્ત વાતને અથવા પ્રકટ વાતને પણ હું કદી જાહેર કરતી નહોતી.[12] મારા સ્વામી કોઈ કાર્યપ્રસંગે જ્યારે બહાર જતા અને પછી જ્યારે ઘેર પાછા આવતા, ત્યારે હું તેમને આસન આપતી અને એકાગ્રચિત્તથી તેમની પૂજા કરતી. જે અન્ન મારા સ્વામીના જાણવામાં નહોતું અને જે અન્ન તેમને પસંદ નહોતું, તેનો હું ત્યાગ કરતી. વળી જે ભોજ્ય, ભક્ષ્ય તથા લેહ્ય પદાર્થ મારા સ્વામીને રુચિકર નહોતા, તે સર્વનો હું ત્યાગ કરતી.[13,14] જે કંઈ વસ્તુ કુટુંબને માટે આણવામાં આવી હોય અને તેના સંબંધમાં જે કંઈ કાર્ય કરવાનું હોય, તે સર્વને હું પોતે જ પ્રાતઃકાળમાં ઊઠીને કરી લેતી અને મારી દેખરેખ નીચે બીજાઓ પાસે કરાવતી.[15] મારા પતિ કોઈ કાર્યપ્રસંગે જ્યારે બહારગામ જતા, ત્યારે હું માત્ર મંગળ ભૂષણો જ ધારણ કરતી અને નિત્ય અનેક નિયમો પાળતી.[16] પરંતુ ત્યારે આંજણ, ગોરોચન, સ્નાન, પુષ્પની માળા, ચંદન તથા ઉત્તમ વસ્ત્રાલંકાર આદિ શૃંગારને હું કદી ધારણ કરતી નહોતી. કેમ કે મારા પતિ જ્યારે પ્રવાસે જતા, ત્યારે તે તે ભોગ્ય પદાર્થો મને પસંદ જ આવતા નહિ.[17] મારા સ્વામી જ્યારે સુખેથી નિદ્રાવશ થઈ જતા, ત્યારે હું કોઈ આંતરિક કાર્યપ્રસંગે પણ તેમને જાગ્રત કરતી નહિ અને તેથી મારું મન પ્રસન્ન રહેતું.[18] હું મારા કુટુંબને માટે પણ મારા સ્વામીને કદી પરિશ્રમ આપતી નહિ, અમારા ઘરની ગુપ્ત વાર્તાને કદી પ્રકટ કરતી નહિ અને અમારા ઘરને વાળીઝૂડીને અત્યંત સાફ રાખતી.[19] જે સ્ત્રી નિત્ય સાવધાન રહીને આ ધર્મમાર્ગને પાળે છે, તે સ્ત્રી અરુંધતીની જેમ સર્વ સ્ત્રીઓમાં સ્વર્ગલોકને વિષે પૂજાય છે.'[20]

ભીષ્મ બોલ્યા: તપસ્વિની અને મહાભાગ્યશાળી એવી તે શાંડિલી દેવીએ તે સુમનાને આ

પ્રમાણે પતિવ્રત ધર્મ કહ્યો અને પછી તે અદૃશ્ય થઈ ગઈ.[૨૧] હે પાંડુપુત્ર! જે મનુષ્ય પ્રત્યેક પર્વને દિવસે આ આખ્યાનનું પઠન કરે છે, તે દેવલોકને પામીને નંદનવનમાં સુખથી નિવાસ કરે છે.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'શાંડિલી અને સુમનાનો સંવાદ' નામનો અધ્યાય ૧૨૩મો સમાપ્ત

## अध्याय १२४मो

### સામનું મહત્ત્વ

॥ युधिष्ठिर उवाच ॥

सान्त्रि चापि प्रदाने च ज्यायः किं भवतो मतम् ।
प्रब्रूहि भरतश्रेष्ठ यदत्र व्यतिरिच्यते ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા: હે ભરતશ્રેષ્ઠ! સામ અને દાનમાં તમે શ્રેષ્ઠ કોને માનો છો? આ બન્નેમાં જે વધારે ઉત્તમ હોય તે મને કહો.[૧]

ભીષ્મ બોલ્યા: કોઈ પુરુષને સામથી પ્રસન્ન કરી શકાય છે અને કોઈ પુરુષને દાનથી પ્રસન્ન કરી શકાય છે; માટે પુરુષની પ્રકૃતિને જાણ્યા પછી તે બંનેમાંથી કોઈએક ઉપાયનો ઉપયોગ કરવો.[૨] હે ભરતશ્રેષ્ઠ! સામમાં જે ગુણો રહેલા છે, તેમનું તું મારી પાસેથી શ્રવણ કર. હે રાજન્! સામના પ્રયોગથી મહાક્રૂર પ્રાણીઓને પણ વશ કરી શકાય છે.[૩] આ વિષયમાં આ એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ અપાય છે. કોઈ એક રાક્ષસે વનમાં એક બ્રાહ્મણને પકડ્યો હતો, પરંતુ પછીથી તેણે સામને અધીન થઈને તેને છોડી મૂક્યો હતો. કોઈએક વાચાળ અને બુદ્ધિસંપન્ન બ્રાહ્મણ નિર્જન અરણ્યમાં જઈ ચડ્યો અને ત્યાં એક રાક્ષસના સપાટામાં સપડાઈ મોટા સંકટમાં આવી પડ્યો. હવે એ રાક્ષસ તે બ્રાહ્મણને ખાઈ જવા ધારતો હતો.[૪,૫] તે સમયે તે બુદ્ધિમાન અને શાસ્ત્રસંપન્ન બ્રાહ્મણે અત્યંત ભયંકર દેખાવના તે રાક્ષસને જોઈને સામનો જ પ્રયોગ કર્યો હતો. ત્યારે તે મનમાં કંઈ ગભરાયો ન હતો, તેમ ખિન્ન પણ થયો ન હતો.[૬] પેલા રાક્ષસે એ બ્રાહ્મણની વાણીનાં પ્રથમ વખાણ કર્યાં અને પછી તેને પ્રશ્ન પૂછ્યો કે, 'હું આ રીતે નિસ્તેજ અને દુર્બળ કયા કારણથી થયો છું? તું આ મારા પ્રશ્નનો ઉત્તર આપશે, એટલે હું તને મુક્ત કરીશ.'[૭] રાક્ષસનો એ પ્રશ્ન સાંભળી બ્રાહ્મણે એક મુહૂર્તભર મનમાં વિચાર કર્યો. પછી તેણે આ ગાથાઓ કહીને ગભરાયા વિના તેના પ્રશ્નનો ઉત્તર આપવા માંડ્યો.[૮]

બ્રાહ્મણ બોલ્યો: તું અહીં પરદેશમાં રહ્યો છે, નિર્જન સ્થાનમાં એકલો ભટકે છે અને મિત્રવર્ગ વિના અતુલ વિષયોનો ઉપભોગ કરે છે, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૯] હે રાક્ષસ! તું તારા મિત્રોનો સારી રીતે આદરસત્કાર કરે છે, છતાં તેઓ પોતાના દોષને લીધે તારા પર સ્નેહ રાખતા નથી, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૧૦] જેઓ તારા ગુણો કરતાં અત્યંત ઊતરતા ગુણોવાળા છે, તેઓ ધન તથા ઐશ્વર્યમાં તારા કરતાં અધિક હોઈને તારું અપમાન કરે છે, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૧૧] ખરેખર, તું ગુણવાન છે, બુદ્ધિમાન છે અને વિનયશીલ છે, છતાં બીજા ગુણહીન, બુદ્ધિહીન અને અવિનયી પુરુષોને તું જગતમાં સત્કાર પામતા જુએ છે, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૧૨] તું આજીવિકાના અભાવથી ક્લેશ પામે છે, છતાં પોતાની મોટાઈને લીધે આજીવિકાના ઉપાયોને નિંદ્ય ગણે છે, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૧૩] હે સાધુપુરુષ! તું તારા આર્યત્વને લીધે તારા આત્માને દુઃખી કરીને પણ કોઈના પર ઉપકાર કરે છે, પણ તે મનુષ્ય તારો આભાર નહિ માનતાં ઊલટો તને જિતાયેલો માને છે, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૧૪] હું માનું છું કે, જેઓ અવળે માર્ગે

જઈને દુઃખી થાય છે અને જેમનાં મન કામ તથા ક્રોધથી ઘેરાયેલાં રહે છે, તેમની તું નિત્ય ચિંતા કરે છે. તેથી તું નિસ્તેજ અને દુર્બળ છે.[૧૫] ખરેખર, તું તારી બુદ્ધિમત્તાને લીધે માનપાત્ર છે, છતાં કેટલાએક મૂર્ખ પુરુષોના સંસર્ગમાં આવતાં તે દુરાચારી પુરુષો તને તુચ્છ ગણી કાઢે છે, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૧૬] તારો કોઈ શત્રુ ઉપરઉપરથી તારો મિત્ર બનીને તથા આર્યપુરુષના જેવું આચરણ કરીને તને અવશ્ય છેતરી ગયો છે, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૧૭] તું કેટલાંએક પ્રકટ કાર્યો કરવામાં ગતિવાળો છે, તેમ કેટલાંએક ગુપ્ત કાર્યો કરવામાં પણ કુશળ છે. વળી તું કૃતકૃત્ય પણ છે, છતાં તે તે કાર્યને કરી જાણનારા પુરુષોમાં તું પૂજાતો નથી, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૧૮] જે સ્થળે દુષ્ટ મનુષ્યો બેઠેલા હોય છે, તે સ્થળે પણ તું સંશયનો ત્યાગ કરીને તેમનાં દુરાચરણોને કહી દે છે. તારા ગુણો તેમના મનમાં પ્રકાશી નીકળતા નથી, આથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૧૯] તું કેવળ પ્રતાપથી જ યુક્ત હોઈને ધન, બુદ્ધિ તથા શાસ્ત્રથી રહિત છે; છતાં તને કોઈ કોઈ મહત્કાર્ય કરવાની ઇચ્છા રહે છે, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે. હું માનું છું કે, તારું મન તપશ્ચર્યા કરવામાં લીન થયું છે અને તું વાનપ્રસ્થ જીવન ગાળવાની આકાંક્ષા રાખે છે; છતાં તારા બાંધવો તારી એ આકાંક્ષાને પસંદ કરતા નથી, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૨૦,૨૧] તને તારી પત્ની ઉપર પ્રેમ છે; પરંતુ તારો કોઈ પાડોશી અવશ્ય ઘણો જ ધનવાન, તરુણ, અત્યંત સુંદર અને કામી હોવો જોઈએ, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે. ખરેખર, તું ધનવાન પુરુષોના મધ્યમાં પણ સર્વોત્તમ વાક્ય કહી દે છે; પરંતુ તે સમયે કહેવામાં આવેલું તારું વાક્ય દીપી નીકળતું નથી, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે. કોઈએક મૂર્ખ મનુષ્ય તારા હૃદયને પ્રિય છે અને તે પ્રથમથી જ દૃઢ તરીકે સાંભળવામાં આવ્યો છે. તે તારા ઉપર રોષે ભરાયો છે, છતાં તું તેને મનાવી શકતો નથી, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૨૨-૨૪] કોઈ એક મનુષ્ય તને પોતાના અભીષ્ટ કાર્યમાં જોડીને તે કાર્યનું ફળ નિત્ય પોતે જ લેવા ઇચ્છે છે, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૨૫] તું તારા ઉત્તમ ગુણોથી યુક્ત હોઈને સર્વની પૂજા કરે છે, પરંતુ તારો મિત્ર તો એમ જ માને છે કે, તે તો મારે લીધે સર્વની પૂજા કરે છે, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૨૬] તું તારા આંતરિક અભિપ્રાયને લજ્જાને લીધે તથા 'તે અભિપ્રાય સિદ્ધ થશે કે નહિ' એવી માનસિક શિથિલતાને લીધે વ્યવહારમાં પ્રકટ કરવાની ઇચ્છા કરી શકતો નથી, તેથી તું શરીરે નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૨૭] આ લોકમાં મનુષ્યો અનેક પ્રકારની બુદ્ધિવાળા અને ભિન્ન ભિન્ન રુચિવાળા હોય છે. તે સર્વને તું પોતાના ગુણોથી વશ કરવા ઇચ્છે છે, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૨૮] તું અવિદ્વાન છે અને કોઈ નાની બાબતમાં પણ ભયભીત રહ્યા કરે છે, છતાં તું વિદ્યા, પરાક્રમ અને દાનથી ઉત્પન્ન થનારા યશની ઇચ્છા રાખે છે, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૨૯] તેં જે ફળ મેળવવાની ઘણા લાંબા કાળથી ઇચ્છા રાખી હતી તે ફળ તને મળ્યું જ નહિ, પણ બીજાઓ તે તૈયાર કરવામાં આવેલા ફળને હરી ગયા, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૩૦] તું તેં પોતે કરેલા દોષને પોતાનામાં લેશમાત્ર જોતો નથી, છતાં બીજાઓએ તારા પર વિનાકારણ દોષારોપ કર્યો છે, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૩૧] તું કેટલાએક સાધુપુરુષો-

-ને ઘરમાં પડી રહેલા જુએ છે, કેટલાએક અસાધુ-પુરુષોને વનમાં નીકળી પડેલા જુએ છે અને જગતમાં મુક્ત ગણાતા કેટલાએક પુરુષોને તું ઘરમાં આસક્ત થયેલા જુએ છે. તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૩૨] તું ધન તથા ગુણોથી રહિત છે, એટલે તારા મિત્રોનાં તથા બીજા દુઃખી મનુષ્યોનાં હાનિજન્ય દુઃખો દૂર કરવાને તું સમર્થ થઈ શકતો નથી, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૩૩] તેં ધર્મ, અર્થ અને કામયુક્ત એવું વચન સમયાનુસાર કહ્યું છે; છતાં તને તેનું ફળ મળતું નથી, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૩૪] તું બુદ્ધિમાન છે, છતાં મૂર્ખ પુરુષોએ આપેલા ધન ઉપર જીવન ગાળવાની ઇચ્છા રાખે છે અને તેવું ધન પ્રાપ્ત કરીને આજીવિકા ચલાવે છે, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૩૫] તું નિત્ય પાપકર્મોને વૃદ્ધિ પામતાં જોઈને તેમજ કલ્યાણકર્મોને નાશ પામતાં જોઈને અત્યંત નિંદા કર્યા કરે છે, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે. તું પરસ્પર વિરુદ્ધ થયેલા પોતાના મિત્રોને અનુસરીને તેમનું પ્રિય કરવા ઇચ્છે છે, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે. હુ માનું છું કે, તું વેદાભ્યાસી શ્રોત્રિય બ્રાહ્મણોને વિરુદ્ધ કર્મ કરી રહેલા જોઈને અને બુદ્ધિમાન પુરુષોને ઇંદ્રિયાધીન થયેલા જોઈને નિત્ય તેમની ચિંતા કર્યા કરે છે, તેથી તું નિસ્તેજ અને દુર્બળ થયો છે.[૩૬-૩૮]

એ પ્રમાણે તે બ્રાહ્મણે કેટલાંએક સામવચનો કહીને રાક્ષસને સારું લગાડ્યું, તેથી રાક્ષસે તેની પૂજા કરી, તેને પોતાનો મિત્ર બનાવ્યો અને પુષ્કળ ધન આપીને તેને છોડી મૂક્યો.[૩૯]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ-પર્વમાં 'નિસ્તેજ અને દુર્બળ થયેલા એક રાક્ષસનું આખ્યાન' નામનો અધ્યાય ૧૨૪મો સમાપ્ત

# अध्याय १२५मो

## પિતૃરહસ્ય

॥ युधिष्ठिर उवाच ॥

जन्म मानुष्यकं प्राप्य कर्मक्षेत्रं सुदुर्लभम् ।
श्रेयोऽर्थिना दरिद्रेण किं कर्तव्यं पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ ! પોતાનું શ્રેય ઇચ્છનારા દરિદ્ર પુરુષે કર્મ કરવાના ક્ષેત્રરૂપ અને મહાદુર્લભ એવો મનુષ્યજન્મ પામીને શું કરવું જોઈએ ?[૧] હે ગંગાનંદન ! સર્વ દાનોમાં ઉત્તમ દાન કયું, કયું દાન કેવી રીતે આપવું, અને જગતમાં માન્ય તથા પૂજ્ય કોણ, એ સર્વનું રહસ્ય કહેવાને તમે યોગ્ય છો.[૨]

વૈશંપાયન બોલ્યા : પાંડુના યશસ્વી પુત્ર રાજેંદ્ર યુધિષ્ઠિરે એ રીતે પૂછ્યું, એટલે ભીષ્મપિતામહે રાજાને ધર્મોનું પરમ રહસ્ય કહેવા માંડ્યું.[૩]

ભીષ્મ બોલ્યા : હે ભરતવંશી રાજા ! પૂર્વે ભગવાન વ્યાસે મને જે ધર્મરહસ્યો કહ્યાં છે, તેમનું તું સાવધાન થઈને શ્રવણ કર.[૪] હે રાજન્ ! એકાગ્ર ચિત્તથી કેટલાએક નિયમો પાળીને ઉત્તમ કર્મ કરનારા યમે તપશ્ચરણના મહાન ફળરૂપ આવું દેવરહસ્ય પ્રાપ્ત કર્યું છે.[૫] આથી પોતાનો ઇષ્ટદેવ, પિતૃઓ, ઋષિઓ, પ્રમથો, લક્ષ્મી, ચિત્રગુપ્ત અને દિગ્ગજો પ્રસન્ન થાય છે.[૬] એ દેવરહસ્યમાં મોટા ફળને આપનારો ઋષિધર્મ રહસ્યની સાથે કહેવામાં આવ્યો છે, તેમજ મોટાં મોટાં દાનોનું ફળ તથા સર્વ યજ્ઞોનું ફળ પણ કહેવામાં આવ્યું છે.[૭] હે નિષ્પાપ ! જે પુરુષ દેવરહસ્યને જાણે છે અથવા જાણીને આચરણમાં મૂકે છે, તે પુરુષ પાપી હોય તોપણ તે સર્વ પાપોથી મુક્ત થઈને ઉત્તમ ગુણોથી યુક્ત થાય છે.[૮] નિત્ય દશ પશુઓનો વધ કરનાર એક કસાઈના જેવો એક તેલી ગણાય છે, દશ ઘાંચીઓ સમાન એક દારૂ વેચનારો ગણાય છે [illegible]

એક વેશ્યા ગણાય છે અને દશ વેશ્યાઓ સમાન એક ક્ષુદ્ર રાજા ગણાય છે.[૯] વળી એક મોટો રાજા પાંચ વેશ્યાઓ સમાન ગણાય છે. (માટે તે સર્વના દાનનો કદી પ્રતિગ્રહ કરવો નહિ.) વળી સર્વ શાસ્ત્રોમાં પણ જે શાસ્ત્ર ધર્માર્થકામરૂપ ત્રિવર્ગથી યુક્ત હોય છે, તે પવિત્ર ગણાય છે અને પુણ્યના એક લક્ષણરૂપ કહેવાય છે. (માટે દુષ્ટોના પ્રતિગ્રહનો ત્યાગ કરનારા પુરુષે ત્રિવર્ગ શાસ્ત્રને અવશ્ય જાણવું જોઈએ.) તેમાં પણ કેવળ ધર્મને જ પ્રતિપાદન કરનારું શાસ્ત્ર વધારે પવિત્ર ગણાય છે; કેમ કે કેવળ ધર્મથી જ ભરપૂર એવા તે શાસ્ત્રને દેવોએ પોતે જ રચેલું છે, માટે તેવા ધર્મશાસ્ત્રના રહસ્યનું વિશેષે કરી શ્રવણ કરવું.[૧૦,૧૧] જે ધર્મશાસ્ત્રમાં પિતૃઓને ઉદ્દેશીને કરવામાં આવતાં શ્રાદ્ધકર્મોનાં રહસ્યો કહેવામાં આવ્યાં છે, જેમાં સર્વ દેવનિમિત્ત કર્મોનું સંપૂર્ણ રહસ્ય કહેવામાં આવ્યું છે; તેમ જ જેમાં મોટા ફળને આપનારા રહસ્ય સહિત ઋષિધર્મનું, મોટા યજ્ઞોના ફળનું અને સર્વ પ્રકારનાં દાનોનાં ફળનું વર્ણન કરવામાં આવ્યું છે, તે ધર્મશાસ્ત્રનું જે મનુષ્યો પઠનપાઠન કરે છે, જેમના હૃદયમાં એ જ શાસ્ત્ર સ્થિતિ કરી રહ્યું હોય છે અને જે એ શાસ્ત્રનું શ્રવણ કરીને તેના ફળનું બીજાઓ પાસે કથન કરે છે, તેઓ સર્વે સાક્ષાત્ પ્રભુ નારાયણરૂપ જ થાય છે.[૧૨-૧૪]

જે મનુષ્ય અતિથિઓનું પૂજન કરે છે, તેને ગાયોનાં દાન કર્યાનું, સર્વ તીર્થોમાં સ્નાન કર્યાનું તથા સર્વ પ્રકારના યજ્ઞો કર્યાનું ફળ મળે છે.[૧૫] જે પુરુષો શ્રદ્ધાપૂર્વક શાસ્ત્રાદિનું શ્રવણ કરે છે અને શુદ્ધ મનના હોય છે, તે પુરુષો ખરેખર સર્વ લોકોને જીતી શકે છે. વળી શ્રદ્ધાવાન સાધુપુરુષ સર્વ પાપોથી મુક્ત થાય છે. તેને કોઈ જાતના પાપનો સ્પર્શ સુદ્ધાં થતો નથી. મરણ પછી તે જ્યારે પરલોકમાં જાય છે, ત્યારે પણ તે નિત્ય ધર્મનું ફળ સંપાદન કરે છે.

કોઈએક સમયે એક દેવદૂત પોતાની ઇચ્છાથી અદૃશ્ય રહીને ઇંદ્રને કહેવા લાગ્યો : 'વૈદ્યોમાં શ્રેષ્ઠ એવા અશ્વિનીકુમારો સર્વ કામ્ય ગુણોથી યુક્ત છે. તે બન્નેની આજ્ઞાથી હું સર્વ ઋષિઓને, પિતૃઓને તથા દેવતાઓને આ પ્રમાણે પૂછવા માટે આવ્યો છું.[૧૬-૧૯] શ્રાદ્ધમાં દાન કરનારા પુરુષે તથા ભોજન કરનારા બ્રાહ્મણે મૈથુનનો શા માટે ત્યાગ કરવો? વળી શા માટે જુદા જુદા ત્રણ પિંડો વિભાગ પાડીને આપવામાં આવે છે?[૨૦] તેમાં પ્રથમ પિંડ કોને આપવો, બીજો પિંડ ક્યાં જાય છે અને ત્રીજો પિંડ કોને આપવો, એ જાણવાની મને ઇચ્છા છે.'[૨૧]

તે સમયે તે શ્રદ્ધાળુ દેવદૂતના ધર્મયુક્ત વચનની પ્રશંસા કરીને પૂર્વ દિશામાં બેઠેલા સર્વ પિતૃદેવો બોલ્યા.[૨૨]

પિતૃઓ બોલ્યા : હે શ્રેષ્ઠ દેવદૂત ! તું ભલે આવ્યો, તારું કલ્યાણ થાઓ. તેં પૂછેલો આ પ્રશ્ન અત્યંત ગૂઢ અર્થવાળો હોઈને ઘણો જ શ્રેષ્ઠ છે. માટે અમે તેનો ઉત્તર આપીએ છીએ. તેનું તું શ્રવણ કર.[૨૩] જે પુરુષ શ્રાદ્ધમાં દાન આપીને તથા શ્રાદ્ધમાં ભોજન કરીને સ્ત્રી સાથે મૈથુન કરે છે, તેના પિતૃઓને એક માસ પર્યંત તેના વીર્યમાં પડી રહેવું પડે છે.[૨૪] હવે પિંડોના વિભાગ વિષે અમે તને અનુક્રમે કહીએ છીએ. પહેલો પિંડ તો જળમાં જ આપવામાં આવે છે અને તે નીચેના લોકમાં જાય છે, એવી ભાવના કરવી. બીજો પિંડ શ્રાદ્ધ કરનાર યજમાનની પત્નીને આપવામાં આવે છે, તેથી તે એકલી જ એ પિંડનું ભક્ષણ કરે છે. હવે ત્રીજો પિંડ અગ્નિને ઉદ્દેશીને આપવામાં આવે છે.[૨૫,૨૬] એ રીતે અમે તને શ્રાદ્ધનો વિધિ કહ્યો કે તેથી ધર્મનો કદી નાશ

થતો નથી. વળી આ શ્રાદ્ધવિધિને અનુસરનારા પુરુષના સર્વ પિતૃઓ પ્રસન્ન થાય છે અને તેના પિતૃઓનાં મન પણ નિત્ય પ્રસન્ન રહે છે.[૨૭] ઉપરાંત તે પુરુષની સંતતિ વૃદ્ધિ પામે છે અને તેને અક્ષય પુણ્ય મળે છે.

દેવદૂત બોલ્યો : પિંડોનો ભિન્ન ભિન્ન વિભાગ તમે મને અનુક્રમે કહ્યો, તેમ જ સર્વ પિતૃઓને ઉદ્દેશીને જળ, યજમાનપત્ની તથા અગ્નિને પિંડ આપવાના સંબંધમાં પણ તમે મને કહ્યું. પણ હું તમને પૂછું છું કે, જળમાં આપવામાં આવેલો પ્રથમ પિંડ નીચેના લોકમાં કોને મળે છે? કયા દેવને પ્રસન્ન કરે છે અને પિતૃઓને કેવી રીતે તારી શકે છે? વળી બીજો પિંડ શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે યજમાનની પત્ની ખાય છે, પણ તેને લીધે એ પુરુષના પિતૃઓ એ પિંડનું કેવી રીતે ભક્ષણ કરે છે? હવે ત્રીજો પિંડ અગ્નિમાં આપવામાં આવે છે, તેની શી ગતિ થાય છે? અથવા તે પિંડ કોને મળે છે? આ રીતે ત્રણે પિંડોની જે ગતિ થાય છે તે સાંભળવાની મને ઇચ્છા છે.[૨૮-૩૨] વળી પિંડ દાનનું ફળ, તેનો વૃત્તિમાર્ગ એટલે કે પિંડ કોને પહોંચે છે, તે પણ મને કહો.

પિતૃઓ બોલ્યા : તેં આ જે પ્રશ્ન પૂછ્યો છે તે અતિ મહાન છે.[૩૩] હે દેવદૂત! તેં આ અદ્ભુત રહસ્ય અમને પૂછ્યું છે. દેવો તથા મુનિઓ આ કર્મની જ પ્રશંસા કરે છે.[૩૪] તેઓ પણ આ પિતૃકાર્યના નિશ્ચયને આ પ્રમાણે જાણી શકતા નથી. માત્ર લાંબા કાળ સુધી જીવનારા ઉત્તમ મહાત્મા માર્કંડેયઋષિ વિના બીજો કોઈ પણ પિતૃકાર્યના નિશ્ચયને જાણી શકતો નથી.[૩૫] પિતૃઓના ભક્ત અને મહાયશસ્વી બ્રાહ્મણ માર્કંડેયે ભગવાન શંકર પાસેથી વર મેળવ્યો હતો અને ત્રણે પિંડોની ગતિને પણ એ ભગવાન પાસેથી સાંભળી હતી.[૩૬] તેં (દેવદૂતે) શ્રાદ્ધના વિધિનો જે નિશ્ચય અમને પૂછ્યો છે, તે જ નિશ્ચય માર્કંડેયમુનિએ પણ ભગવાન શંકરને પૂછ્યો હતો. તે સમયે ત્રણે પિંડોની ગતિ વિષે ભગવાન શંકરે જે કંઈ કહ્યું હતું, તેનું તું સાવધાન થઈને શ્રવણ કર.[૩૭] હે મહાબુદ્ધિમાન! જે પિંડને જળમાં અર્પણ કરવામાં આવે છે, તે પિંડ ચંદ્રને પ્રસન્ન કરે છે અને ચંદ્ર દેવો તથા પિતૃઓને પ્રસન્ન કરે છે.[૩૮] ગુરુજનની આજ્ઞાથી યજમાનની પત્ની મધ્યમ પિંડનું ભક્ષણ કરે છે, તેથી પિતૃઓ પ્રસન્ન થાય છે અને તેઓ પુત્રની ઇચ્છા રાખનારા યજમાનને પુત્ર અર્પણ કરે છે.[૩૯] હવે ત્રીજો પિંડ અગ્નિને અર્પણ કરવામાં આવે છે તે વિષે પણ તું સાંભળ. અગ્નિને પિંડ અર્પણ કરવાથી પિતૃઓ તૃપ્ત થાય છે અને તેઓ પ્રસન્ન થઈને સર્વ કામનાઓને અર્પણ કરે છે.[૪૦] આ રીતે ત્રણે પિંડોની જે ગતિ થાય છે, તે વિષે સર્વ અમે તને કહ્યું. જે ઋત્વિજ યજમાનના શ્રાદ્ધમાં પિતૃરૂપ થઈને ભોજન કરે છે, તેણે એ દિવસે મૈથુનનો ત્યાગ કરવો, એમ વિદ્વાનો માને છે.[×] વળી હે શ્રેષ્ઠ દેવદૂત! પ્રત્યેક ઋત્વિજે નિત્ય પવિત્ર થઈને જ શ્રાદ્ધનું ભોજન કરવું [૪૧,૪૨] કેમ કે તેમ કરવાથી ઋત્વિજને અમે કહેલા દોષો લાગતા નથી, અન્યથા તે તે દોષો અવશ્ય લાગે છે. માટે બ્રાહ્મણે સ્નાનાદિકથી પવિત્ર થઈને શાંતિપૂર્વક શ્રાદ્ધના અન્નનું ભોજન કરવું.[૪૩] જે યજમાન પણ પૂર્વોક્ત વિધિથી પવિત્ર થયેલા બ્રાહ્મણને શ્રાદ્ધભોજન

× ટીકાકાર નીલકંઠ અહીં ટીકા કરતાં લખે છે કે, પિતૃરૂપ થઈને શ્રાદ્ધમાં ભોજન કરનારો બ્રાહ્મણ યજમાનનો પિતૃ જ થઈ ચૂકે છે, માટે જે દિવસે બ્રાહ્મણે શ્રાદ્ધભોજન કર્યું હોય તે દિવસે તેણે પોતાની સ્ત્રી પાસે જવું નહિ, કેમ કે તે દિવસે પોતે એક પરપુરુષરૂપ થયેલો હોવાથી પોતાની સ્ત્રીને તેણે પરસ્ત્રી તરીકે જ સમજવી જોઈએ, નહિ તો તેને પરસ્ત્રીગમનનો દોષ લાગે છે.

અર્પણ કરે છે, તો એની પ્રજા પ્રતિદિન વૃદ્ધિ પામે છે.[૪૪]

તે પછી મહાતપસ્વી વિદ્યુત્પ્રભ ઋષિ બોલ્યા. તેમનું સ્વરૂપ સૂર્યના તેજ સમાન પ્રકાશી રહ્યું હતું. તેમણે ધર્મનાં રહસ્યોનું શ્રવણ કરીને ઇંદ્રને કહ્યું કે,[૪૫] 'જે મનુષ્યો મોહને અધીન થઈ તિર્યંચ-યોનિમાં રહેલાં પ્રાણીઓની, કીડાઓની, કીડીઓની, સર્પોની, બકરાંઓની, મૃગોની તથા પક્ષીઓની હિંસા કરે છે, તેમને મહાન પાપ લાગે છે; પણ તેમને એ પાપમાંથી મુક્ત થવાનો જો વિચાર હોય તો તેવો કોઈ ઉપાય છે કે નહિ?' એટલે ત્યાં બેઠેલા સર્વ દેવગણોએ, તપોધન ઋષિઓએ તથા મહાભાગ્યશાળી પિતૃઓએ એ મુનિની પ્રશંસા કરી.

ઇંદ્ર બોલ્યો: તેવો પાપી મનુષ્ય જો કુરુક્ષેત્ર, ગયા, ગંગા, પ્રભાસ અને પુષ્કર એ સર્વ તીર્થોનું મનમાં ધ્યાન કરીને જળમાં સ્નાન કરે છે, તો રાહુથી જેમ ચંદ્રમા મુક્ત થાય છે, તેમ તે સર્વ પાપોથી મુક્ત થાય છે.[૪૬-૪૯] વળી જે પુરુષ પૂર્વોક્ત વિધિથી ત્રણ દિવસ સ્નાન કરીને તથા ત્રણ દિવસ ઉપવાસ કરીને ગાયોના પૃષ્ઠભાગને તથા પૂંછડાના વાળને નમસ્કાર કરે છે, તે પુરુષ પણ સર્વ પાપોથી મુક્ત થાય છે.[૫૦]

તે પછી વિદ્યુત્પ્રભ ઋષિએ ઇંદ્રને આ વાક્ય કહ્યું: 'હે ઇંદ્ર! આ ધર્મ અત્યંત સૂક્ષ્મ છે. તું તેનું શ્રવણ કર.[૫૧] જો કોઈ પાપી પુરુષ શરીર પર વડવાઈના ઉકાળાનું મર્દન કરે છે તથા શરીર પર રાઈના તેલનું વિલેપન કરે છે, તેમ જ સાઠ દિવસે પાકેલા ધાન્યનું દૂધની સાથે ભોજન કરે છે, તે પુરુષ સર્વ પાપોથી મુક્ત થાય છે.[૫૨] વળી બીજું એક ગુપ્ત રહસ્ય છે, મોટા મોટા ઋષિઓએ તેનો વિચાર કર્યો છે અને શંકરના નિવાસસ્થાનમાં બૃહસ્પતિના કહેવા ઉપરથી મેં તેનું શ્રવણ કર્યું છે.[૫૩] હે દેવેશ! હે શચીપતિ! આ રુદ્રદેવની સાથે તું તે સાંભળ. જે પાપી પુરુષ પર્વત ઉપર ચડીને એક પગે ઊભો રહે છે, બાહુઓ ઊંચા કરીને તથા બે હાથ જોડીને નિરાહાર સ્થિતિમાં સૂર્યની સામે દૃષ્ટિ રાખે છે અને એમ મહાન તપશ્ચર્યા કરવામાં તત્પર રહે છે, તે પુરુષને ઉપવાસો કર્યા જેટલું ફળ મળે છે.[૫૪,૫૫] વળી જે પુરુષ ગ્રીષ્મકાળમાં અથવા શીતકાળમાં સૂર્યનાં કિરણોથી તપ્ત થઈને તપ કરે છે, તેનાં સર્વ પાપો દૂર થાય છે.[૫૬] એ રીતે પાપથી મુક્ત થયેલા પુરુષની કાંતિ સદાને માટે અચળ રહે છે અને તે તેજમાં સૂર્ય તથા ચંદ્રની પેઠે પ્રકાશી નીકળે છે.'

પછી દેવસભાની વચ્ચે બેઠેલા દેવરાજ ઇંદ્રે બૃહસ્પતિને ઉદ્દેશીને આવું મધુર તથા ઉત્તમ વાક્ય કહ્યું: 'હે ભગવન્! તમે મનુષ્યોને સુખાવહ એવું ધર્મરહસ્ય કહો. વળી રહસ્ય સહિત સર્વ દોષોને યથાવત્ રીતે કહો.'[૫૭-૫૯]

બૃહસ્પતિ બોલ્યા: હે શચીપતિ! જે મનુષ્યો સૂર્યની સામે બેસીને મળમૂત્રનો ત્યાગ કરે છે, વાયુનો દ્વેષ કરે છે, પ્રદીપ્ત અગ્નિમાં સમિધનો હોમ કરતા નથી અને દૂધ મેળવવાના કારણથી નાના વાછરડાવાળી ગાયને (વાછરડાને ધવડાવ્યા વિના) દોહી લે છે, તે મનુષ્યોને જે જે દોષો લાગે છે, તેનું તું મારી પાસેથી શ્રવણ કર.[૬૦,૬૧] હે ઇંદ્ર! બ્રહ્મદેવે પોતે સૂર્ય, વાયુ, અગ્નિ અને લોકની માતારૂપ ગાયો આ સર્વને ઉત્પન્ન કર્યાં છે.[૬૨] તે સર્વ લોકોનો ઉદ્ધાર કરવાને સમર્થ છે અને સર્વ મનુષ્યોમાં દેવતાઓ તરીકે પૂજાય છે, માટે તમે તે પ્રત્યેક સંબંધી ધર્મના નિશ્ચયને સાંભળો. જે કુલદૂષક પુરુષો તથા સ્ત્રીઓ સૂર્યની સામે બેસીને મળમૂત્રનો ત્યાગ કરે છે તેઓ છયાસી વર્ષ સુધી દુરાચરણી થાય છે.[૬૩,૬૪] હે ઇંદ્ર! જે મનુષ્યો વાયુનો દ્વેષ કરે છે, તેમની પ્રજા ગર્ભમાંથી જ નષ્ટ થાય છે. વળી જે પુરુષો પ્રદીપ્ત અગ્નિમાં

સમિધોનો હોમ કરતા નથી, તેમનાં સર્વ અગ્નિકાર્યોમાં તેમણે અર્પણ કરેલા હવિષને અગ્નિ ભક્ષણ કરતો નથી, તેમ જ જે મનુષ્યો નાના વાછરડાવાળી ગાયોના દૂધનું પાન કરે છે, તેમને ત્યાં કુળની વૃદ્ધિ કરનારાં ધાવણાં બાળકો કદી ઉત્પન્ન જ થતાં નથી અને તેમની પૂર્વકાળની પ્રજાનો, કુળનો તથા વંશનો પ્રતિદિન ક્ષય થતો ચાલે છે. આ રીતે પૂર્વકાળના વૃદ્ધ બ્રાહ્મણોએ પ્રત્યક્ષ જોયું છે, માટે પોતાનો અભ્યુદય ઇચ્છનારા પ્રત્યેક મનુષ્યે ત્યાગ કરવા યોગ્ય કર્મોનો સર્વથા ત્યાગ કરવો અને આવશ્યક કર્તવ્યકર્મોનું નિત્ય પાલન કરવું. આ વાત હું તને સત્ય કહું છું.

હવે હે મહાભાગ્યશાળી રાજા! બૃહસ્પતિનું એ વચન સાંભળ્યા પછી સર્વ દેવતાઓએ, મરુદ્ગણોએ તથા મહાભાગ્યવાળા સર્વ ઋષિઓએ પિતૃઓને પૂછ્યું: 'પિતૃઓ અલ્પબુદ્ધિવાળા મનુષ્યોના પર કયા કર્મથી પ્રસન્ન થાય છે?[૬૫–૭૦] વળી કેવી રીતે મરણ પછી કરવામાં આવતું ઔર્ધ્વદેહિક દાન અક્ષય થાય છે, તેમ જ કયું કર્મ કરીને મનુષ્યો સર્વ ઋણમાંથી મુક્ત થાય છે?[૭૧] આ સાંભળવાની અમને ઇચ્છા છે; કેમ કે તે જાણવાનું અમને પરમ કૌતૂહલ છે.'

પિતૃઓ બોલ્યા: હે મહાભાગ્યશાળી દેવતાઓ! તમારો આ સંશય ન્યાયયુક્ત છે. અમે ઉત્તમ કર્મ કરનારા મનુષ્યો પર કયા કર્મથી પ્રસન્ન થઈએ છીએ, તે તમે સાંભળો. હરકોઈ મનુષ્ય નીલોત્સર્ગ નામનું કર્મ કરીને, અમાવાસ્યાને દિવસે તલયુક્ત જળથી તર્પણ કરીને અને વર્ષાઋતુમાં દીપકદાન કરીને પિતૃઓના ઋણમાંથી મુક્ત થાય છે, કેમ કે આ દાન કપટથી રહિત હોઈને મહાન ફળને આપે છે.[૭૨–૭૪] વળી તે અક્ષય ગણાય છે અને તેથી અમને અક્ષય સંતોષ પ્રાપ્ત થાય છે. જે મનુષ્યો શ્રદ્ધાયુક્ત થઈને સંતતિને ઉત્પન્ન કરે છે, તેઓ પોતાના પિતૃઓને મહા ભયંકર નર્કમાંથી ઉદ્ધારે છે.

પિતૃઓનું એ વાક્ય સાંભળી મહાતેજસ્વી તપોધન વૃદ્ધ ગાર્ગ્ય હર્ષથી રોમાંચિત થઈ ગયા. તેમણે પિતૃઓને પૂછ્યું કે, 'હે તપોધન પિતૃઓ! નીલોત્સર્ગ નામનું કર્મ કરીને નીલવર્ણી ગાયના વાછરડાને છૂટો મૂકી દેવામાં કયા ગુણો રહેલા છે? તેમ જ વર્ષાઋતુમાં દીપકનું દાન કરવાથી તથા અમાવાસ્યાને દિવસે તલયુક્ત જળ વડે તર્પણ કરવાથી કયા કયા ગુણો પ્રાપ્ત થાય છે?'

પિતૃઓ બોલ્યા: નીલોત્સર્ગ કર્મમાં વાછરડો જે પોતાના પૂંછડા વતી સ્વાભાવિક રીતે જ જળને ઉછાળે છે, તો તે જળથી પિતૃઓને સાઠહજાર વર્ષ સુધીની તૃપ્તિ થાય છે. વળી નીલોત્સર્ગ વિધિથી છૂટો મૂકવામાં આવેલો બળદ જો પોતાનાં શિંગડાં વડે નદી આદિના તટ ઉપરથી કાદવ ઉછાળીને ઊભો રહે છે, તો એ બળદને છૂટો મૂકનારા પુરુષના પિતૃઓ અવશ્ય ચંદ્રલોકમાં જાય છે. હવે વર્ષાઋતુમાં દીપકનું દાન કરવાથી મનુષ્ય ચંદ્રની પેઠે શોભી નીકળે છે. ઉપરાંત જે મનુષ્ય દીપકનું દાન કરે છે તેને અંધકારરૂપ નરકમાં કદી જવું પડતું નથી. હે તપોધન! જે મનુષ્યો અમાવાસ્યાને દિવસે મધની સાથે ઊંબરાનું પાત્ર ગ્રહણ કરીને જળ તથા તલનું દાન કરે છે, તેમને યથાર્થ રીતે રહસ્ય સહિત શ્રાદ્ધ કર્યાનું પુણ્ય પ્રાપ્ત થાય છે.[૭૫–૮૨] વળી તે મનુષ્યોની પ્રજા નિત્ય હૃષ્ટપુષ્ટ અને પ્રસન્ન મનવાળી થાય છે, તેમના કુળની તથા વંશની વૃદ્ધિ થાય છે અને તેમને પિંડદાન કરનારા પુરુષના જેટલું ફળ મળે છે. જે પુરુષ એ રીતે શ્રદ્ધાપૂર્વક કરે છે, તે પિતૃઓના ઋણમાંથી મુક્ત થાય છે.[૮૩] આ રીતે અમે તમને શ્રાદ્ધનો

કાળ, ક્રમ, વિધિ, પાત્ર તથા ફળ એ બધું યથાવત્ કહ્યું.[૮૪]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'પિતૃરહસ્ય' નામનો અધ્યાય ૧૨૫મો સમાપ્ત

# अध्याय १२६मो

## દેવરહસ્ય

॥ भीष्म उवाच ॥

**केन ते च भवेत्प्रीतिः कथं तुष्टिं तु गच्छसि।**
**इति पृष्टः सुरेन्द्रेण प्रोवाच हरिरीश्वरः ॥ १ ॥**

ભીષ્મ બોલ્યા : એક સમયે સુરેંદ્રે સર્વના ઈશ્વર વિષ્ણુ ભગવાનને પૂછ્યું કે, 'કયાં કર્મથી તમે પ્રસન્ન થાઓ છો અને કયાં કર્મથી તમને સંતોષ થાય છે?'[૧]

વિષ્ણુ બોલ્યા : બ્રાહ્મણોની નિંદા કરવી તે મારો મોટામાં મોટો દ્વેષ કર્યા જેવું છે; પણ બ્રાહ્મણોની નિત્ય પૂજા કર્યાથી મારું જ પૂજન કરેલું ગણાય છે, એમાં સંશય નથી.[૨] મનુષ્યે નિત્ય ઉત્તમ બ્રાહ્મણોને વંદન કરવું અને ભોજન કર્યા પછી સાયંકાળે પોતાના બન્ને ચરણોને પણ વંદન કરવું (આવો શિષ્ટાચાર છે). જે મનુષ્ય ગાયના છાણના લીંપણથી બનાવેલા મંડળમાં બ્રાહ્મણને ભોજન આપે છે અને 'સુદર્શન' નામના મંત્રથી તેની પૂજા કરે છે, તેના પર હું પ્રસન્ન થાઉં છું.[૩] જે પુરુષ વામન (ઠીંગણા) બ્રાહ્મણની તથા જળમાંથી ઊઠેલા વરાહની (ભૂંડની) પૂજા કરે છે અને વરાહે ઉખેડેલી માટીને મસ્તક ઉપર ધારણ કરે છે, તે પુરુષનું કદી અશુભ થતું નથી તેમ જ એ પુરુષને કોઈ જાતનું પાપ લાગતું નથી. વળી જે મનુષ્ય નિત્ય પીપળાનું, ગોરોચનનું તથા ગાયનું પૂજન કરે છે, તેણે દેવો, અસુરો તથા મનુષ્યો સહિત આખા જગતની પૂજા કરી ગણાય છે, કેમ કે તે તે સ્વરૂપે હું પોતે જ તત્ત્વતઃ તેમની પૂજા ગ્રહણ કરું છું.[૪-૬] જ્યાં સુધી આ લોક સ્થિતિ કરી રહ્યા છે, ત્યાં સુધી એ પ્રકારની પૂજા જ મને માન્ય છે, પણ તે સિવાયની બીજી પૂજા મને માન્ય નથી. છતાં કેટલાએક અલ્પબુદ્ધિવાળા મનુષ્યો તેથી બીજા પ્રકારે મારી વ્યર્થ પૂજા કરે છે; કેમ કે તેવી પૂજાનો હું સ્વીકાર કરતો નથી અને તેવી પૂજા મને પ્રસન્ન પણ કરી શકતી નથી.[૭,૮]

ઇંદ્ર બોલ્યા : છાણ વડે બનાવેલા મંડળમાં સુદર્શન મંત્રથી કરવામાં આવેલા બ્રાહ્મણના પૂજનને, પોતાના બન્ને ચરણોને, વરાહને, વામન બ્રાહ્મણને તથા વરાહે ઉખેડેલી માટીને તમે શા માટે વખાણો છો?[૯] તમે તો સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરો છો અને સર્વ પ્રજાઓનો સંહાર કરો છો, તેથી તમને મનુષ્યો સહિત પ્રાણીમાત્રના સનાતન મૂળકારણ કહે છે.[૧૦]

ભીષ્મ બોલ્યા : ત્યારે વિષ્ણુએ ખૂબ હસીને આવું વચન કહ્યું : 'મેં સુદર્શન ચક્રથી દૈત્યોનો સંહાર કર્યો છે, મારા બે ચરણોથી આખી પૃથ્વીને માપી છે, વરાહનું સ્વરૂપ ધારણ કરી હિરણ્યાક્ષનો વધ કર્યો છે અને વામનનું સ્વરૂપ ધારણ કરી બલિરાજાને જીત્યો છે.[૧૧,૧૨] માટે જે મહાત્મા મનુષ્યો મારાં તે તે સ્વરૂપોનું એ રીતે પૂજન કરે છે, તેમના પર હું પ્રસન્ન થાઉં છું. વળી જે મનુષ્યો એ રીતે મારું પૂજન કરશે, તેમનો કદી પરાભવ થશે નહિ.[૧૩] જે પુરુષ બ્રહ્મચર્યવ્રતનું પાલન કરનાર એક બ્રાહ્મણને પોતાને ઘેર આવેલો જોઈ, પોતાને ત્યાં રાંધવામાં આવેલા અન્નમાંથી તેને સૌથી પ્રથમ ભોજન આપે છે, તે પુરુષનું ભોજન અમૃતરૂપ થાય છે.[૧૪] વળી જે પુરુષ પ્રાતઃકાળમાં સંધ્યાવંદન કરીને સૂર્યની સન્મુખ ઊભો રહે છે, તેને સર્વ તીર્થોમાં સ્નાન કર્યાનું ફળ મળે છે અને તે પુરુષ સર્વ પાપોથી મુક્ત થાય છે.[૧૫] હે તપોધનો! તમે મને સંશય

પૂછ્યો હતો તેથી આ સર્વ ગુહ્ય વાત મેં તમને કહી, હવે ફરીથી હું તમને શું કહું ?[૧૬]

બળદેવ બોલ્યા : મનુષ્યોને સુખ આપનારો પરમ ગુહ્ય ધર્મ હું તમને કહું છું. તમે તે સાંભળો. એ ધર્મને નહિ જાણનારા અજ્ઞાની મનુષ્યો ભૂતો વગેરેની પીડાથી પીડાય છે.[૧૭] જે મનુષ્ય પ્રાતઃકાળમાં ઊઠીને ગાયનો, ઘીનો, દહીંનો, સરસવનો તથા કાળા સરસવનો સ્પર્શ કરે છે, તે મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થાય છે.[૧૮] વળી કેટલાએક તપોધનો પૂર્વોક્ત પદાર્થો દ્વારા આગળપાછળના ભાગમાં સર્વ ભૂતોને હાંકી કાઢે અને શ્રાદ્ધાદિ પ્રસંગમાં ઉચ્છિષ્ટ પદાર્થનો પણ સર્વથા ત્યાગ કરે છે.[૧૯]

દેવો બોલ્યા : જે મનુષ્ય જળથી ભરેલું ત્રાંબાનું પાત્ર હાથમાં લઈને ઉત્તર દિશા તરફ મુખ રાખી ઉપવાસ ગ્રહણ કરે છે અથવા કોઈ વ્રતનો સંકલ્પ કરે છે, તેના પર સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે. વળી તે મનુષ્યના ઇષ્ટ સંકલ્પો સિદ્ધ થાય છે. હવે કેટલાએક અત્યંત અલ્પ બુદ્ધિવાળા મનુષ્યો ત્રાંબાના પાત્રમાં જળ લીધા વિના ઉપવાસાદિના સંકલ્પ કરે છે અથવા વ્રતો ગ્રહણ કરે છે, પણ તેમનું એ સર્વ કર્મ વ્યર્થ થાય છે; કેમ કે ઉપવાસનો સંકલ્પ કરવામાં અથવા પિતૃતર્પણ આદિ બલિકર્મમાં ત્રાંબાનું પાત્ર ઉત્તમ ગણાય છે.[૨૦-૨૨] માટે પ્રત્યેક મનુષ્યે બલિકર્મ, ભિક્ષા, અર્ઘ્યપ્રદાન તથા પિતૃનિમિત્તક તિલોદક કર્મ વગેરે ત્રાંબાના પાત્રથી જ કરવું યોગ્ય છે; નહિ તો તેનું અલ્પ ફળ થાય છે. આ પરમ ગુહ્ય ધર્મરહસ્ય અમે તમને કહ્યું છે. આથી દેવતાઓ પ્રસન્ન થાય છે.[૨૩]

ધર્મ બોલ્યો : જે બ્રાહ્મણ રાજપુરુષ તરીકે કામ કરતો હોય, દેવમંદિરમાં ઘંટડી વગાડવાનું કામ કરતો હોય (અર્થાત્) દેવોના પૂજારી તરીકે આજીવિકા ચલાવતો હોય), કોઈની સેવાચાકરી કરતો હોય, ગાયોના રખેવાળનું કામ કરતો હોય, વ્યાપાર કરતો હોય, કારીગરનું કામ કરતો હોય, ગાવાબજાવવાનો ધંધો કરતો હોય, મિત્રનો દ્રોહ કરતો હોય, અભણ હોય અને શૂદ્રજાતિની સ્ત્રીનો પતિ હોય, તે બ્રાહ્મણને દેવનિમિત્તે અથવા પિતૃનિમિત્તે કંઈ જ આપવું નહિ.[૨૪,૨૫] કેમ કે તેવા બ્રાહ્મણને ભોજનાદિ આપનારા યજમાનો સ્વર્ગાદિથી ભ્રષ્ટ થાય છે અને તેમના પિતૃઓ પણ પ્રસન્ન થતા નથી. વળી જે પુરુષને ઘેરથી કોઈ એક અતિથિ નિરાશ થઈને પાછો જાય છે, તે પુરુષના પિતૃઓ, દેવો તથા અગ્નિઓ પણ નિરાશ થઈને તેના ઘેરથી પાછા ફરે છે; કેમ કે તેને ઘેર અતિથિએ અન્નાદિનો સ્વીકાર કર્યો હોતો નથી. વળી જે પુરુષ અતિથિનું પૂજન કરતો નથી તેને સ્ત્રીહત્યારા, ગોહત્યારા, કૃતઘ્ની, બ્રહ્મહત્યારા તથા ગુરુપત્નીની સાથે વ્યભિચાર કરનારાઓ સમાન દોષ લાગે છે.[૨૬-૨૮]

અગ્નિ બોલ્યો : જે અત્યંત દુષ્ટબુદ્ધિ પુરુષ પોતાનો પગ ઊંચો કરીને તેના વડે ગાયનો, મહાભાગ બ્રાહ્મણનો તથા બળતા અગ્નિનો સ્પર્શ કરે છે તેને કયા દોષો લાગે છે, તે હું તમને કહું છું, તમે સાવધાન થઈને તે સાંભળો. એ પુરુષનો અપયશ છેક સ્વર્ગ સુધી પહોંચે છે અને તેના પિતૃઓ નિત્ય ભયભીત રહે છે.[૨૯,૩૦] દેવતાઓ તેના પર અત્યંત અપ્રસન્ન રહે છે અને મહાતેજસ્વી અગ્નિ તેણે આપેલા હવિષનો સ્વીકાર કરતો નથી.[૩૧] વળી તેવો પાપી પુરુષ સો જન્મ સુધી નરકમાં રંધાયા કરે છે અને કોઈ પણ વિદ્વાનો તેના પાપનું પ્રાયશ્ચિત્ત આપવા માટે અનુમતિ આપી શકતા નથી.[૩૨] માટે પોતાનું હિત ઇચ્છનારા શ્રદ્ધાળુ પુરુષે ગાયોને, બ્રાહ્મણને તથા બળતા અગ્નિને કદી પગ અડકાડવો નહિ;

કેમ કે એ ત્રણને પગ અડકાડવાથી જે જે દોષો લાગે છે, તે સર્વ મેં તમને કહ્યા છે.[૩૩,૩૪]

વિશ્વામિત્ર બોલ્યા : હું તમને પરમગુહ્ય એવું ધર્મરહસ્ય કહું છું, તેનું તમે શ્રવણ કરો. જે પુરુષ ભાદરવા મહિનાના કૃષ્ણપક્ષમાં, મઘા નક્ષત્રમાં, પૂર્વાહ્ણકાળમાં, ગજચ્છાયા( એટલે હસ્ત નક્ષત્ર )નો યોગ હોય, ત્યારે અપરાહ્ણના આરંભ સમયે દક્ષિણ તરફ મુખ રાખીને પિતૃઓને દૂધ પાકનું ભોજન અર્પણ કરે છે, તે પુરુષને એ દાનનો કેવો મોટો ગુણ પ્રાપ્ત થાય છે, તે તમે સાંભળો. તે પુરુષને તેર વર્ષ પર્યંત મહાલય શ્રાદ્ધ કર્યાનું પુણ્ય પ્રાપ્ત થાય છે.[૩૫-૩૭]

ગાયો બોલી : જે મનુષ્ય નીચેના મંત્રોથી અમને વંદન કરે છે, તે મનુષ્ય સર્વ પાપકર્મથી મુક્ત થાય છે, ઇંદ્રલોક પામે છે, ગોદાનનું ફળ મેળવે છે અને ચંદ્રમા સમાન કાંતિને પ્રાપ્ત કરે છે.

**बहुले समंगे ह्यकुतोभये च**
**क्षेमे च संख्येव हि भूयसी च ।**
**यथा पुरा ब्रह्मपुरे सवत्सा**
**शतक्रतोर्वज्रधरस्य यज्ञे ॥३८॥**
**भूयश्च या विष्णुपदे स्थिता या**
**विभावसोश्चापि पथे स्थिता या ।**
**देवाश्च सर्वे सह नारदेन**
**प्रकुर्वते सर्वसहेति नाम ॥३९॥**

હે બહુલે ! હે સમંગે ! હે ક્ષેમે ! તું સર્વ તરફથી નિર્ભય છે, તું જાણે જ્ઞાનની મૂર્તિ હોય તેવી છે અને તારો મહિમા ઘણો મોટો છે. પૂર્વે બ્રહ્મદેવના નગરમાં વજ્રને ધારણ કરનારા ઇંદ્રે જ્યારે યજ્ઞ કર્યો હતો, ત્યારે તું તારા વાછરડાની સાથે ત્યાં હતી. વળી વિષ્ણુના સ્થાનમાં તથા અગ્નિના સ્થાનમાં પણ તું સ્થિતિ કરી રહી છે. તું સર્વને સહન કરનારી છે તેથી સર્વ દેવતાઓએ તથા નારદે તારું 'સર્વસહા' નામ પાડ્યું છે.[૩૮,૩૯]

વળી જે મનુષ્ય પ્રત્યેક પર્વને દિવસે ગાયોના વાડામાં બેસીને દેવતાઓએ સેવેલા એ પૂર્વોક્ત મંત્રોનો જાપ કરે છે, તે મનુષ્યને પાપ, ભય કે શોકની અસર થતી નથી અને તે મનુષ્ય ઇંદ્રના લોકમાં જાય છે.[૪૦,૪૧]

ભીષ્મ બોલ્યા : તે પછી મહાભાગ્યશાળી અને લોકમાં વિખ્યાત થયેલા વસિષ્ઠ આદિ સપ્તઋષિઓ કમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્મદેવની પ્રદક્ષિણા કરીને તથા બે હાથ જોડી તેમની સામે ઊભા રહ્યા. પછી તેમનામાંના શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા વસિષ્ઠે પ્રાણીમાત્રને હિતકારક અને બ્રાહ્મણોને તથા ક્ષત્રિયોને તો વિશેષે કરી હિતકારક એવું આ પ્રમાણે પ્રશ્નવચન કહ્યું : 'હે બ્રહ્મદેવ ! જે મનુષ્યો દ્રવ્યરહિત હોઈને દરિદ્ર હોય તથા ઉત્તમ આચરણવાળા હોય, તે મનુષ્યો કયા કર્મથી યજ્ઞના ફળને પામી શકે છે ?' સપ્તર્ષિઓનું એ વચન સાંભળીને બ્રહ્મદેવ બોલ્યા.[૪૨-૪૫]

બ્રહ્મા બોલ્યા : હે મહાભાગો ! તમે પૂછેલો આ પ્રશ્ન ગૂઢ અર્થવાળો છે, અતિશય ઉત્તમ છે, સૂક્ષ્મ છે અને સર્વ મનુષ્યોનું શ્રેય કરનારો છે. હે તપોધનો ! મનુષ્ય જે રીતે યજ્ઞના ફળને પ્રાપ્ત કરે છે, તે સર્વ હું તમને કહું છું, સાંભળો.[૪૬,૪૭] પોષ મહિનાના શુક્લપક્ષમાં જે દિવસે રોહિણી નક્ષત્ર હોય, તે દિવસે શ્રદ્ધાસંપન્ન મનુષ્યે સ્નાનાદિકથી પવિત્ર થવું, માત્ર એક વસ્ત્ર ધારણ કરવું, ખુલ્લા પ્રદેશમાં શયન કરવું, સાવધાન થઈને ચંદ્રનાં કિરણોનું પાન કરવું અને નિરાહાર રહેવું. આમ કરવાથી તે મનુષ્યને મહાન યજ્ઞ કર્યાનું ફળ મળે છે.[૪૮,૪૯] હે શ્રેષ્ઠ બ્રાહ્મણો ! સૂક્ષ્મ અને તાત્ત્વિક અર્થને પ્રત્યક્ષ જોનારા તમે મને પ્રશ્ન પૂછયો હતો, તેથી મેં તમને આ પરમ ગુહ્યધર્મ કહ્યો છે.[૫૦]

# અધ્યાય ૧૨૭મો
## દેવરહસ્ય (ચાલુ)

॥ विभावसु उवाच ॥

सलिलस्यांजलिं पूर्णमक्षताश्च घृतोत्तराः ।
सोमस्योत्तिष्ठमानस्य तज्जलं चाक्षतांश्च तान् ॥१॥

અગ્નિ બોલ્યો : જે મનુષ્ય પૂર્ણિમાને દિવસે, ઉદય પામતા ચંદ્ર સામે ઊભો રહીને જળભરેલો એક ખોબો તથા ઘીયુક્ત ચોખા, એ બલિનું દાન કરે છે, તે મનુષ્યે અગ્નિકાર્ય કરેલું ગણાય છે અને તેણે ત્રણે અગ્નિમાં હોમ કર્યો ગણાય છે.[૧,૨] જે મૂર્ખ મનુષ્ય અમાવાસ્યાને દિવસે વનસ્પતિને કાપે છે અથવા વનસ્પતિનું એક પાંદડું પણ તોડે છે, તે મનુષ્યને બ્રહ્મહત્યાનું પાતક લાગે છે. જે બુદ્ધિહીન મનુષ્ય અમાવાસ્યાને દિવસે કાષ્ઠનું દાતણ કરે છે, તેને ચંદ્રમાની હિંસા કર્યાનો દોષ લાગે છે અને તેના પિતૃઓ ઉદ્વેગ પામે છે. વળી દેવતાઓ પર્વને દિવસે આપવામાં આવેલા તેના બલિદાનનો સ્વીકાર કરતા નથી, પિતૃઓ તેના પર કોપાયમાન થાય છે અને તેના કુળમાં વંશનો ઉચ્છેદ થાય છે.[૩-૫]

લક્ષ્મી બોલી : જે ઘરમાં વાસણકૂસણ જ્યાં ત્યાં પડ્યાં હોય છે, ભાંગેલાં વાસણો વપરાતાં હોય છે, આસન વગેરે પણ ભાંગલાંતૂટલાં હોય છે અને સ્ત્રીઓને મારફટ કરવામાં આવે છે; તે ઘરમાંથી ઉત્સવોને દિવસે અથવા પર્વોને દિવસે પણ દેવો તથા પિતૃઓ નિરાશ થઈને પાછા જાય છે અને તેવું ઘર નિત્યના કંકાસને લીધે જ નાશ પામે છે.[૬,૭]

અંગિરા બોલ્યા : જે મનુષ્ય સુવર્ચલા( એટલે અતસી અથવા બ્રાહ્મી )ના મૂળને હાથમાં રાખી કરંજક (એટલે કરમદાના અથવા ભાંગરાના) વૃક્ષ પાસે એક વર્ષ સુધી ઘીનો દીવો કરે છે, તેની પ્રજા વૃદ્ધિ પામે છે.[૮]

ગાર્ગ્ય બોલ્યા : મનુષ્યે નિરંતર અતિથિઓનો સત્કાર કરવો, પોતાના ઘરમાં નિત્ય દીવો કરવો, દિવસે નિદ્રાનો ત્યાગ કરવો, માંસભક્ષણ કરવું નહિ, ગાય તથા બ્રાહ્મણની હિંસા કરવી નહિ અને પુષ્કર આદિ તીર્થોનું સ્મરણ કરવું. આ ધર્મ રહસ્ય સહિત હોઈને અત્યંત શ્રેષ્ઠ છે અને મહાન ફળ આપનારો છે.[૯,૧૦] સો યજ્ઞો કરીને પણ જે હવિષ અર્પણ કરવામાં આવે છે, તેના ફળનો અંતે નાશ જ થાય છે; પરંતુ શ્રદ્ધાળુ પુરુષોએ આચરેલા ધર્મો કદી નષ્ટ થતા નથી.[૧૧] વળી તમે બીજા આ એક શ્રેષ્ઠ અને ગુહ્ય ધર્મને રહસ્યની સાથે સાંભળો. શ્રાદ્ધનિમિત્તે, દેવનિમિત્તે, તીર્થમાં અને પર્વના દિવસે તૈયાર કરવામાં આવેલા હવિષને જો કોઈ રજસ્વલા સ્ત્રી, કોઢવાળી સ્ત્રી અથવા વાંઝણી સ્ત્રી જોઈ જાય છે, તો તે હવિષનું દેવતાઓ ભક્ષણ કરતા નથી.[૧૨,૧૩] વળી તેથી પિતૃઓ તેર વરસ સુધી તૃપ્ત થતા નથી. પ્રત્યેક મનુષ્યે નિત્ય પવિત્ર થઈને તથા ઉજ્જવળ વસ્ત્રો ધારણ કરીને બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવવું અને મહાભારતનું કીર્તન કરવું. આમ કરવાથી દેવાદિનિમિત્તે અર્પણ કરવામાં આવેલું હવિષ અક્ષય ફળ આપે છે.[૧૪]

ધૌમ્ય બોલ્યા : ભાંગેલાં વાસણો, ભાંગેલોતૂટેલો ખાટલો, કૂકડો તથા કૂતરો આ બધાં ઘરમાં અમાંગલિક ગણાય છે, તેમ જ ઘરની સમીપ ઊગેલું વૃક્ષ પણ પ્રશંસાપાત્ર ગણાતું નથી; કેમ કે વિદ્વાનો કહે છે કે, ઘરમાં ભાંગેલાં વાસણો રાખવાથી કલિયુગ અથવા કંકાસનો પેસારો થાય છે; ઘરમાં ભાંગેલો ખાટલો હોય છે તો ધનનો નાશ થાય છે અને ઘરમાં કૂકડાં તથા કૂતરાં હોય છે, તો દેવતાઓ હવિષનું ભક્ષણ કરતા નથી. વળી વૃક્ષના મૂળમાં વીંછી અને સર્પ જેવાં પ્રાણી-

એ અવશ્ય રહે છે, માટે ઘરની સમીપ વૃક્ષ વાવવું નહિ.[૧૫,૧૬]

જમદગ્નિ બોલ્યા : જે પુરુષનું હૃદય શુદ્ધ નથી તે પુરુષ અશ્વમેધ યજ્ઞ કરે, સો વાજપેય યજ્ઞ કરે, ઊંધે માથે લટકીને તપ કરે અથવા પુષ્કળ દાન-દક્ષિણાવાળા બીજા અનેક યજ્ઞો કરે, તોપણ તે અવશ્ય નરકમાં જાય છે. માટેજ હૃદયની શુદ્ધિને, યજ્ઞને તથા સત્યને સમાન માનવામાં આવ્યાં છે. મનુષ્ય શુદ્ધ મનથી બ્રાહ્મણને માત્ર એક જ શેર સાથવો આપે, તોપણ બ્રહ્મલોકમાં જઈ શકે છે, માટે મનને શુદ્ધ રાખવામાં આ એક જ દૃષ્ટાંત પૂરતું છે.[૧૭-૧૯]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાન-ધર્મપર્વમા 'દેવરહસ્ય' નામનો અધ્યાય ૧૨૭મો સમાપ્ત

## अध्याय १२८मो

### દેવરહસ્ય (ચાલુ)

॥ वायु उवाच ॥

**किंचिद्धर्मं प्रवक्ष्यामि मानुषाणां सुखावहम् ।**
**सरहस्याश्च ये दोषास्तान् शृणुध्वं समाहिताः ॥**

વાયુ બોલ્યો : મનુષ્યોને સુખી કરે તેવું કંઈક ધર્મરહસ્ય હું તમને કહું છું; તેમ જ જે જે દોષો રહેલા છે તેમનું પણ રહસ્યની સાથે હું વર્ણન કરું છું; માટે તમે સાવધાન થઈને તેમનું શ્રવણ કરો.[૧] જે મનુષ્ય શ્રદ્ધાયુક્ત થઈને તથા ચિત્તને એકાગ્ર કરીને પ્રત્યેક વર્ષના ચાર મહિના સુધી હોમ વગેરે અગ્નિકાર્ય કરે છે, ઉત્તમ અન્ન-નું બ્રાહ્મણોને ભોજન આપે છે, પિતૃઓને ઉદ્દેશી-ને તલજળ સહિત દીપક અર્પણ કરે છે અને વેદપારંગત બ્રાહ્મણને યથાશક્તિ ભોજન આપે છે, તે મનુષ્યને સો પશુબંધ યજ્ઞો કર્યાનું પુષ્કળ ફળ મળે છે.[૨-૪] વળી બીજું આ એક અધર્મ-રહસ્ય તમે સાંભળો. કોઈ અગ્નિહોત્રી બ્રાહ્મણ વિદેશમાં પ્રવાસ કરવા નીકળી પડીને પોતાને ત્યાં રહેલા વૈદિક અગ્નિને શૂદ્રને સ્વાધીન કરે છે અથવા કોઈ મૂઢ સ્ત્રીઓ વૈદિક હવિષના ભક્ષણ માટે અયોગ્ય હોવા છતાં તે હવિષનું ભક્ષણ કરે છે અને તેને ધર્મ જ માને છે, તો તેમને અધર્મ જ લાગે છે. વળી પેલા અગ્નિહોત્રી બ્રાહ્મણના ઉપર તો અગ્નિઓ કોપાયમાન થાય છે અને મરણ પછી તેને શૂદ્રની યોનિમાં જવું પડે છે. વળી તેવા બ્રાહ્મણ ઉપર પિતૃઓ કદી પ્રસન્ન થતા નથી અને દેવો તો વિશેષે કરીને પ્રસન્ન થતા નથી. માટે તેવા બ્રાહ્મણે જે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ તે પણ તમે મારી પાસેથી સાંભળો.[૫-૭] જે એ પ્રાયશ્ચિત્ત કરીને મનુષ્ય સારી રીતે સુખી થાય છે અને સંતાપથી મુક્ત થાય છે, તેવા પાપી મનુષ્યે ત્રણ દિવસ સુધી નિરાહાર રહી-ને એકાગ્ર ચિત્તે ગાયના મૂત્રથી, છાણથી, દૂધથી તથા ઘીથી અગ્નિમાં હોમ કરવો. આ રીતે પૂરા એક વર્ષ સુધી કરવામાં આવે છે, તો દેવતાઓ એ મનુષ્યના હવિષનો સ્વીકાર કરે છે. વળી જ્યારે શ્રાદ્ધકાળ ઉપસ્થિત થાય છે ત્યારે પિતૃઓ પણ તેના પર પ્રસન્ન થાય છે. આ ધર્મ તથા અધર્મ મેં તમને રહસ્ય સહિત કહ્યો છે.[૮-૧૦] માટે જે મનુષ્યોને સ્વર્ગ મેળવવાની ઇચ્છા હોય તેમને આનું પાલન કરવાથી મરણ પછી સ્વર્ગનું સુખ પ્રાપ્ત થાય છે.[૧૧]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'દેવરહસ્ય' નામનો અધ્યાય ૧૨૮મો સમાપ્ત

## अध्याय १२९मो

### લોમશરહસ્ય

॥ लोमश उवाच ॥

**परदारेषु ये सक्ता अकृत्वा दारसंग्रहम् ।**
**निराशाः पितरस्तेषां श्राद्धकाले भवंति वै ॥ १ ॥**

લોમશ બોલ્યા : જે પુરુષો લગ્ન નહિ કરી-

ને પરસ્ત્રીઓ સાથે વ્યભિચાર કરવામાં આસક્ત રહે છે, તેમના પિતૃઓ શ્રાદ્ધકાળ ઉપસ્થિત થતાં નિરાશ થાય છે.[૧] જે પુરુષ પરસ્ત્રી સાથે રમણ કર્યા કરે છે, જે વાંઝણી સ્ત્રી સાથે મૈથુન કરે છે અને જે બ્રાહ્મણના દ્રવ્યને હરી લે છે, તે ત્રણેને સમાન દોષ લાગે છે.[૨] વળી તેવા પુરુષોને પિતૃઓ વાતચીત કરવાને પણ અયોગ્ય માને છે, એમાં સંશય નથી, તેમ જ દેવતાઓ તથા પિતૃઓ તેમના એ અર્પણ કરેલા હવિષ્‌ને પસંદ કરતા નથી.[૩] માટે પોતાનું હિત ઇચ્છનારા પુરુષે પારકી સ્ત્રીનો તથા વાંઝણી સ્ત્રીનો ત્યાગ કરવો તેમ જ બ્રાહ્મણના દ્રવ્યનું હરણ કરવું નહિ.[૪] વળી બીજું એક ગુહ્ય ધર્મરહસ્ય તમે સાંભળો. શ્રદ્ધાળુ પુરુષે પોતાના ગુરુઓનું વચન સદા માન્ય કરવું.[૫] વળી જે પુરુષ પ્રત્યેક મહિનાની બારશને દિવસે તથા પૂનમને દિવસે બ્રાહ્મણોને ઘી તથા ચોખાનું દાન કરે છે, તેને જે પુણ્ય પ્રાપ્ત થાય છે તેનું તમે શ્રવણ કરો.[૬] તેવું દાન કરવાથી ચંદ્ર તથા મહાસાગરની વૃદ્ધિ થાય છે અને તેવું દાન કરનારા પુરુષને ઇંદ્ર અશ્વમેધ યજ્ઞના ચોથા ભાગનું ફળ અર્પણ કરે છે.[૭] વળી એ દાન આપવાથી મનુષ્ય તેજસ્વી તથા વીર્યવાન થાય છે અને ભગવાન ચંદ્ર તે મનુષ્ય પર પ્રસન્ન થઈને સર્વ ઇષ્ટ કામનાઓ અર્પણ કરે છે.[૮] વળી બીજો આ એક ધર્મ મોટું ફળ આપનારો છે, તે તમે રહસ્યની સાથે સાંભળો. આ ધર્મ કળિયુગના સમયમાં મનુષ્યોને સુખદાયી થઈ પડે છે.[૯] જે મનુષ્ય પ્રભાતમાં ઊઠીને, સ્નાનાદિકથી પવિત્ર થઈને તથા ઉજ્જ્વળ વસ્ત્ર ધારણ કરીને એકાગ્રચિત્તે બ્રાહ્મણોને તિલપાત્રનું દાન કરે છે અને પિતૃઓને ઉદ્દેશીને મધ સહિત તલનું, જળનું, દીવાનું તથા ખીચડીનું દાન કરે છે, તે મનુષ્યને જે ફળ પ્રાપ્ત થાય છે તેનું તમે શ્રવણ કરો.[૧૦,૧૧] તિલપાત્રનું દાન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તેના સંબંધમાં ભગવાન ઇંદ્રે આ પ્રમાણે કહ્યું છે: 'જે પુરુષ ગાયોનું દાન કરે છે, પૃથ્વીનું દાન કરે છે, પુષ્કળ દક્ષિણાવાળો અગ્નિષ્ટોમ યજ્ઞ કરે છે અને તેથી એ પુરુષને જે અક્ષય પુણ્ય પ્રાપ્ત થાય છે, તેવું જ અક્ષય પુણ્ય તિલપાત્રનું દાન કરનારા મનુષ્યને પ્રાપ્ત થાય છે, એમ દેવતાઓ માને છે. વળી પિતૃઓ શ્રાદ્ધમાં તિલોદકના દાનને અક્ષય માને છે અને દીવાનું તથા ખીચડીનું દાન કરનારા મનુષ્ય ઉપર પણ તેના પિતૃઓ પ્રસન્ન થાય છે. આ રીતે સ્વર્ગલોકમાં તથા પિતૃલોકમાં દેવતાઓ તથા પિતૃઓ જે ધર્મની પ્રશંસા કરે છે, અને જે ઋષિઓના જોવામાં આવ્યો છે તે પુરાતન ધર્મનું મેં નિરૂપણ કર્યું'.[૧૨-૧૫]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'લોમશરહસ્ય' નામનો અધ્યાય ૧૨૯ મો સમાપ્ત

## अध्याय १३० मो
### અરુંધતી–ચિત્રગુપ્તરહસ્ય

॥ भीष्म उवाच ॥

ततस्त्वृषिगणाः सर्वे पितरश्च सदेवताः।
अरुंधतीं तपोवृद्धामपृच्छंत समाहिताः ॥ १ ॥

ભીષ્મ બોલ્યા: તે પછી સર્વ ઋષિગણોએ, પિતૃઓએ તથા દેવતાઓએ, મહાત્મા વસિષ્ઠના જેવી શીલવતી તથા તેજસ્વિની એવી તપોવૃદ્ધ અરુંધતીને એકાગ્રતાપૂર્વક આ પ્રમાણે પૂછ્યું: 'હે ભદ્રા! અમે તારી પાસેથી પણ કેટલાંએક ધર્મરહસ્યો સાંભળવા ઇચ્છીએ છીએ. માટે જે ધર્મરહસ્ય અત્યંત ગુહ્ય હોય તે કહેવાને તું યોગ્ય છે.[૧,૨]

અરુંધતી બોલી: તમારું સ્મરણ કરીને જ મેં મારા તપની વૃદ્ધિ સંપાદન કરી છે અને આ સમયે પણ તમારી કૃપાથી જ હું સનાતન ધર્મો કહી

શચીશ.[3] હું તમને જે ગુહ્ય અને રહસ્યવાળા ધર્મો કહું છું, તેનું તમે સંપૂર્ણ રીતે શ્રવણ કરો; પણ જે પુરુષ શ્રદ્ધાળુ હોય અને જેનું મન શુદ્ધ હોય, તે પુરુષને જ એ ધર્મો તમારે કહેવા;[4] કેમ કે અશ્રદ્ધાળુ, અભિમાની, બ્રહ્મહત્યારો તથા ગુરુપત્ની સાથે વ્યભિચાર કરનારો આ ચારે પુરુષો સાથે સામાન્ય વાતચીત કરવી પણ અયોગ્ય ગણાય છે અને તેમની પાસે ધર્મકથા પણ કહેવી નહિ.[5] જે મનુષ્ય બાર વર્ષ પર્યંત પ્રતિદિન કપિલા ગાયનું દાન કરે છે, પ્રત્યેક મહિને નિરંતર યજ્ઞયાગ કરે છે અને પુષ્કરક્ષેત્રમાં એક લાખ ગાયોનું દાન કરે છે, તેમને જે ધર્મફળ મળતું નથી, તે ધર્મફળ અતિથિને પ્રસન્ન કરનારને મળે છે.[6,7] વળી મનુષ્યોને સુખદાયી થઈ પડે તેવો એક બીજો ધર્મ તમે સાંભળો. શ્રદ્ધાળુ મનુષ્યે આ ધર્મનું તેના રહસ્ય સાથે આચરણ કરવું; કેમ કે તેથી મહાન ફળ મેળવી શકાય છે.[8] જે મનુષ્ય પ્રભાતમાં ઊઠીને દર્ભવાળું જળ સાથે લઈને ગાયોનાં ટોળાં વચ્ચે જાય છે અને પછી ગાયનાં શિંગડાં ઉપર તે જળનું સિંચન કરીને પોતાના મસ્તક ઉપર તે જળને ધારણ કરે છે અને તે દિવસે નિરાહાર રહે છે, તે મનુષ્યને જે ધર્મફળ પ્રાપ્ત થાય છે તેનું તમે શ્રવણ કરો. આ ત્રણે જગતમાં સિદ્ધો, ચારણો તથા મહર્ષિઓએ સેવેલાં જે તીર્થો સાંભળવામાં આવે છે, તે સર્વ તીર્થોમાં સ્નાન કરવાથી તથા ગાયનાં શિંગડાંના જળને મસ્તક પર ધારણ કરવાથી સમાન ફળ મળે છે.[9-11]

અરુંધતીનું એ વચન સાંભળી સર્વ દેવતાઓએ તથા પિતૃઓએ 'અહો ! આ તો ઘણું જ ઉત્તમ ! ઘણું જ શ્રેષ્ઠ !' એ પ્રમાણે કહ્યું અને બીજાં સર્વ પ્રાણીઓએ પણ અત્યંત હર્ષમાં આવી જઈને અરુંધતીની પ્રશંસા કરી.[12]

બ્રહ્મદેવ બોલ્યાઃ અહો ! હે મહાભાગા ! તેં રહસ્ય સહિત ઉત્તમ ધર્મ કહ્યો છે; માટે હે ધન્યા ! હું તને વર આપું છું કે, તારું તપ પ્રતિદિન વૃદ્ધિ પામો.[13]

યમ બોલ્યોઃ મેં તમારી પાસેથી સુંદર અને દિવ્ય કથાઓ સાંભળી. હવે તમે ચિત્રગુપ્તે કહેલું ધર્મરહસ્ય સાંભળો. તે મને પ્રિય છે.[14] એ ધર્મરહસ્યને મોટા મોટા ઋષિઓ સાંભળી શકે છે અને પોતાનું હિત ઇચ્છનારો શ્રદ્ધાળુ મનુષ્ય પણ સાંભળી શકે છે.[15] મનુષ્ય જે કંઈ પુણ્યકર્મ તથા પાપકર્મ કરે છે, તેનો કદી વિનાશ થતો નથી; તેમ જ પર્વને દિવસે જે કંઈ શુભ–અશુભ કર્મ કરવામાં આવે છે, તે સર્વ સૂર્યની પાસે જાય છે.[16] પછી મનુષ્ય પ્રેતલોકમાં જાય છે, ત્યારે પુણ્યાત્મા સૂર્ય તે તે સર્વ કર્મ મનુષ્યને અર્પણ કરે છે અને મનુષ્યને તેનાં ફળ તે પ્રેતલોકમાં ભોગવવાં પડે છે.[17] માટે હું તમને ચિત્રગુપ્તે માન્ય કરેલો પવિત્ર ધર્મ કહું છું. પ્રત્યેક મનુષ્યે જળનું તથા દીપકનું દાન નિત્ય કરવું.[18] વળી ઉપાનહનું, છત્રનું તથા કપિલા ગાયનું પણ વિધિપૂર્વક દાન કરવું. મનુષ્યે પુષ્કરક્ષેત્રમાં જઈને વેદપારંગત બ્રાહ્મણને કપિલા ગાય અવશ્ય આપવી.[19] તેણે સર્વથા યત્ન કરીને પણ અગ્નિહોત્રનું પાલન કરવું. વળી ચિત્રગુપ્તે આ બીજો ધર્મ કહ્યો છે.[20] હે શ્રેષ્ઠ પુરુષો ! તમે તેનું પણ ભિન્ન ભિન્ન ફળ સાંભળવાને યોગ્ય છો. આ જગતમાં આવીને પ્રત્યેક પ્રાણીએ કાળક્રમને અનુસરીને અવશ્ય નષ્ટ થવાનું છે.[21] તેમાં પણ વિવિધ પ્રકારનાં દુઃખોને પામેલા અને ક્ષુધા તથા તૃષાથી પીડાયેલા અનેક મનુષ્યો આ સંસારના તાપથી દગ્ધ થઈને તેમાં ને તેમાં રંધાયા કરે છે, પણ તેમાંથી તેઓ નાસી જઈ શકતા નથી.[22] વળી કેટલાએક અલ્પ બુદ્ધિવાળા મનુષ્યો તો પ્રેતલોકમાં જઈને ઘોર અંધકારવાળા નરકમાં સબડ્યા કરે છે. માટે આ મનુષ્ય-

લોકમાં આવીને જે ધર્મનું આચરણ કરી મનુષ્ય સંકટોમાંથી મુક્ત થાય છે, તે ધર્મ હું તમને કહું છું.[23] આ ધર્મમાં ધનાદિનું ખર્ચ અલ્પ હોય છે, ફળ ઘણું મોટું હોય છે અને મરણ પછી પરલોકમાં પણ તે દ્વારા સુખ મળે છે. પ્રેતલોકમાં વિશેષે કરીને જળના ગુણો દિવ્ય હોય છે.[24] ત્યાં 'પુણ્યોદકા' નામની એક નદી છે. એ નદી જળનું દાન કરનારા મનુષ્યોને માટે જ નિર્માણ કરવામાં આવી છે. નદીનું જળ શીતળ છે અને અમૃત સમાન સ્વાદિષ્ટ છે.[25] જે મનુષ્ય જળનું દાન કરે છે, તેને એ નદીનું જળપાન મળે છે. હવે દીપકનું દાન કરવાથી જે ગુણો પ્રાપ્ત થાય છે તે તમે સાંભળો.[26] દીપકનું દાન કરનારો મનુષ્ય પ્રેતલોકના માર્ગમાં રહેલા ઘોર અંધકારને જોવા પામતો નથી; કેમ કે તે મનુષ્ય જ્યારે પ્રેતલોક તરફ પ્રયાણ કરે છે, ત્યારે ચંદ્ર, સૂર્ય તથા અગ્નિ વગેરે દેવતાઓ તેને પોતાની કાંતિ અર્પણ કરે છે, સર્વ દિશાઓ પણ ચોતરફથી પ્રકાશમાન થઈને તે માર્ગમાં જવા માટે તે મનુષ્યને અનુમતિ આપે છે અને તે મનુષ્ય પ્રેતલોકમાં જઈને સૂર્યની પેઠે પ્રકાશી નીકળે છે.[27,28] માટે મનુષ્યે દીવાનું તથા જળનું દાન અવશ્ય કરવું. જે મનુષ્યો વેદપારંગત બ્રાહ્મણને કપિલા ગાયનું દાન કરે છે અને તેમાં પણ પુષ્કરતીર્થમાં જઈને કપિલા ગાયનું ખાસ દાન કરે છે, તેને જે ફળ પ્રાપ્ત થાય છે તેનું તમે શ્રવણ કરો. કપિલા ગાયનું દાન કરનાર પુરુષને પણ બળદની સાથે સો ગાયોનું દાન કર્યા જેટલું અક્ષય ફળ મળે છે.[29,30] જો બ્રહ્મહત્યા સમાન કંઈ પાપ કર્યું હોય છે, તો તેમાંથી સો ગાયોના દાનની પેઠે એક કપિલા ગાયનું દાન મુક્ત કરે છે.[31] માટે મોટા પુષ્કરક્ષેત્રમાં જઈને પૂર્ણિમાને દિવસે કપિલા ગાયનું દાન કરવું; એટલે મનુષ્યો પર વિષમ દુઃખ કે સંકટ કદી આવતું નથી.[32] વળી જે પુરુષ સુપાત્ર એવા કોઈ ઉત્તમ બ્રાહ્મણને ઉપાનહનું તથા છત્રનું દાન કરે છે, તેને પરલોકમાં સુખકારક છાયાનો લાભ થાય છે.[33] કેમ કે, આપેલા દાનનો કદી નાશ થતો નથી. ચિત્રગુપ્તનો એ મત સાંભળીને અગ્નિનાં રુવાંટાં હર્ષથી ઊભાં થઈ ગયાં.[34] પછી તે મહાકાંતિમાન અગ્નિએ સર્વ દેવતાઓને તથા પિતૃઓને કહ્યું કે, 'મહાત્મા ચિત્રગુપ્તનું ધર્મરહસ્ય તમે સૌએ સાંભળ્યું કે ?[35] જે મનુષ્યો શ્રદ્ધાથી યુક્ત થઈને મહાત્મા બ્રાહ્મણોને તે તે પદાર્થોનું દાન કરે છે તેમને કદી ભય થતો નથી.[36] હવે પૂર્વોક્ત ધર્મમાં આ પાંચ દોષો રહેલા છે અને તેમનું નિવારણ કરવા માટે કોઈ પ્રકારનું પ્રાયશ્ચિત્ત નથી. એ દોષોથી યુક્ત થયેલા અધમ પુરુષો વાર્તાલાપ કરવાને માટે પણ અયોગ્ય હોઈને આચારભ્રષ્ટ ગણાય છે અને તેઓ સર્વ પ્રકારનાં ધાર્મિક કાર્યોમાં ત્યાજ્ય છે.[37] બ્રહ્મહત્યારો, ગોહત્યારો, પરસ્ત્રી સાથે વ્યભિચાર કરનાર, અશ્રદ્ધાળુ અને પોતાની સ્ત્રીની કમાણી ઉપર આજીવિકા ચલાવનારા આ પાંચે પાપકર્મી પુરુષો જ્યારે પ્રેતલોકમાં જાય છે, ત્યારે નરકમાં પડીને રંધાયા કરે છે અને માછલાંઓની પેઠે પરુ તથા રુધિરનું ભોજન કરે છે.[38,39] વળી દેવતાઓ તથા પિતૃઓ આ પાંચે પુરુષોને વાતચીત કરવા માટે પણ અયોગ્ય ગણે છે અને સ્નાતક બ્રાહ્મણો તથા બીજા તપોધનો પણ તે પુરુષો સાથે વાર્તાલાપ કરતા નથી.[40]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'અરુંધતી-ચિત્રગુપ્તરહસ્ય' નામનો અધ્યાય ૧૩૦મો સમાપ્ત

# अध्याय १३१ मो

## પ્રમથરહસ્ય

॥ भीष्म उवाच ॥

**ततः सर्वे महाभागा देवाश्च पितरश्च ह।**
**ऋषयश्च महाभागाः प्रमथान् वाक्यमब्रुवन् ॥ १ ॥**

ભીષ્મ બોલ્યા: તે પછી મહાભાગ્યશાળી દેવોએ, પિતૃઓએ તથા ઋષિઓએ પ્રમથ નામના ભૂતગણોને આ પ્રમાણે કહ્યું:[૧] 'તમે મહાભાગ્યશાળી છો અને પ્રત્યક્ષ નિશાચર છો. માટે અમે તમને પૂછીએ છીએ કે, તમે ઉચ્છિષ્ટ, અપવિત્ર અને ક્ષુદ્ર એવા મનુષ્યોની શા માટે હિંસા કરો છો?[૨] તમને અટકાવવાના ઉપાયો કયા છે, કે તેથી તમે મનુષ્યોની હિંસા કરી શકો નહિ? અને કઈ કઈ વસ્તુઓ રાક્ષસોનો નાશ કરનારી ગણાય છે કે, તે વસ્તુઓને ઘરમાં જોઈને તમે નાસી જાઓ છો? હે નિશાચરો! અમે તમારી પાસેથી એ સર્વ સાંભળવા ઇચ્છીએ છીએ.'[૩]

પ્રમથો બોલ્યા: જે મનુષ્યો સદાય મૈથુન કરીને ઉચ્છિષ્ટ રહે છે અર્થાત્ મૈથુન કરીને સ્નાન કરી નાખતા નથી, જેઓ શ્રેષ્ઠ પુરુષોનું અપમાન કરે છે, જેઓ મોહને લીધે માંસ ખાય છે, જેઓ વૃક્ષના મૂળ નીચે સૂવે છે, જેઓ પ્રાણીના માંસને મસ્તક નીચે રાખે છે અને જેઓ પગ રાખવાને ઠેકાણે મસ્તક મૂકીને સૂવે છે, તે સર્વે મનુષ્યો ઉચ્છિષ્ટ હોઈને અનેક છિદ્રવાળા કહેવાય છે. (અર્થાત્ અમારા સપાટાના ભોગ થઈ પડનારા ગણાય છે.)[૪,૫] વળી જે મનુષ્યો જળની અંદર મળમૂત્ર આદિ અપવિત્ર પદાર્થો નાખે છે અને નાકની લીંટ વગેરે નાખે છે, તે મનુષ્યોનું અમે ભક્ષણ કરીએ છીએ અને તેવા મનુષ્યોનો અમે નાશ કરીએ છીએ એમાં સંશય નથી.[૬] અમે આવા સ્વભાવવાળા તથા આવું આચરણ કરનારા મનુષ્યોનો પરાભવ કરીએ છીએ. પરંતુ જે ઉપાયોથી અમે મનુષ્યોની હિંસા કરી શકતા નથી, તે ઉપાયો તમે સાંભળો.[૭] જે મનુષ્ય શરીર પર ગોરોચનનું વિલેપન કરે છે, હાથમાં વજ રાખે છે, મસ્તક ઉપર ઘી અને અક્ષત ધારણ કરે છે, નિરંતર ઘી તથા ચોખાનું દાન કરે છે અને જેઓ કદી માંસભક્ષણ કરતા નથી, તે મનુષ્યોની અમે હિંસા કરી શકતા નથી. વળી જે મનુષ્યોના ઘરમાં નિત્ય રાત્રિદિવસ અગ્નિ પ્રકાશ્યા કરે છે, વાઘનું ચામડું તથા દાઢો હોય છે, પર્વતોની ગુફામાં પડી રહેનારો કાચબો હોય છે, ઘીનો ધુમાડો થયા કરે છે, બિલાડો હોય છે અને કાળો તથા પિંગળો બકરો હોય છે, તે મનુષ્યોના ઘરમાં મહાદારુણ રાક્ષસો પણ કોઈનો પરાભવ કરી શકતા નથી.[૮-૧૧] હે પૃથ્વીપતિ! અમારા જેવા નિશાચરો સર્વ લોકમાં સુખેથી વિચરી રહ્યા છે. અમારો વિનાશ કરવા માટે પૂર્વોક્ત વસ્તુઓને ઘરમાં અવશ્ય રાખવી. આ રીતે જે વિષયમાં તમને મોટો સંશય હતો, તે સર્વ અમે તમને કહ્યું.[૧૨]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'પ્રમથરહસ્ય' નામનો અધ્યાય ૧૩૧ મો સમાપ્ત

# अध्याय १३२ मो

## દિગ્ગજરહસ્ય

॥ भीष्म उवाच ॥

**ततः पद्मप्रतीकाशः पद्मोद्भूतः पितामहः ।**
**उवाच वचनं देवान् वासवं च शचीपतिम् ॥ १ ॥**

ભીષ્મ બોલ્યા: તે પછી કમળ સમાન કાંતિવાળા અને કમળમાંથી ઉત્પન્ન થયેલા પિતામહ બ્રહ્મદેવે સર્વ દેવતાઓને તથા શચીપતિ ઇંદ્રને કહ્યું કે,[૧] 'આ રેણુક નામનો હાથી મહાબળવાન છે, રસાતળમાં વિચરનારો છે, તેજસ્વી છે, મહાન સત્ત્વવાળો છે અને પરાક્રમી છે. તમે તેને આજ્ઞા કરો એટલે તે હાથી મોટા તેજવાળા, મહાપરાક્રમી અને પર્વતો, વનો તથા અરણ્યો

સહિત આખી પૃથ્વીને ધારણ કરી રહેલા સર્વ દિગ્ગજો પાસે જાય અને સર્વ ધર્મરહસ્યો પૂછે.' બ્રહ્મદેવનું એ વચન સાંભળી દેવતાઓએ રેણુકને જ્યાં તે દિગ્ગજો પૃથ્વીને ધારણ કરી શાંત ચિત્તે ઊભા રહ્યા હતા, ત્યાં મોકલ્યો.[૨-૫]

રેણુક બોલ્યો : હે મહાબળવાન દિગ્ગજો ! દેવતાઓએ તથા પિતૃઓએ મને આજ્ઞા કરી છે, તેથી હું તમારી પાસેથી સર્વ ધર્મરહસ્યોને યથાર્થ રીતે સાંભળવા ઇચ્છું છું. માટે હે મહાભાગો ! તમારી બુદ્ધિમાં રહેલું ધર્મતત્ત્વ તમે મને કહો.[૬]

દિગ્ગજો બોલ્યા : કાર્તિક માસના કૃષ્ણપક્ષમાં આશ્લેષા નક્ષત્ર અને અષ્ટમીનો શુભ યોગ હોય, ત્યારે મનુષ્યે સાયંકાળના સમયે કોઈ એક રાફડા પાસે શ્રાદ્ધ કરવું અને તેમાં ગોળનું તથા ભાતનું બલિદાન અર્પણ કરવું. વળી તે દિવસે નિયમિત આહાર કરીને તથા ક્રોધનો ત્યાગ કરીને બલિદાન આપનારા મનુષ્યે આ મંત્રનો જાપ કરવો.

बलदेवप्रभृतयो ये नागा बलवत्तराः ।
अनंता ह्यक्षया नित्यं भोगिनः सुमहाबलाः ॥
तेषां कुलोद्भवा ये च महाभूता भुजंगमाः ।
ते मे बलिं प्रयच्छंतु बलतेजोऽभिवृद्धये ॥
यदा नारायणः श्रीमानुज्जहार वसुंधराम् ।
तद्बलं तस्य देवस्य धरामुद्धरतस्तथा ॥

'બલદેવ વગેરે મહાબળવાન હાથીઓ, નિત્ય, અનંત અને અક્ષય એવા મહાબળવાન સર્પો અને તેમના કુળમાં ઉત્પન્ન થયેલા બીજા મોટા સર્પો મારા બળની તથા તેજની વૃદ્ધિને માટે મને બલિ અર્પણ કરો. જે સમયે શ્રીમાન નારાયણદેવે રસાતળમાં પેસી ગયેલી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો હતો, તે સમયે એ દેવના શરીરમાં જે બળ હતું તે બળ, મને પ્રાપ્ત થાઓ.' આ મંત્ર ભણીને રાફડા ઉપર બલિ અર્પણ કરવો.[૭-૧૧] તે બલિદાન ઉપર ગજેંદ્ર પુષ્પો છાંટવામાં આવ્યાં હોય અને એક કાળું વસ્ત્ર ઢાંકવામાં આવ્યું હોય. આ રીતે કરવાથી નીચેના લોકમાં નિવાસ કરનારા અને પૃથ્વીના ભારથી પીડિત થયેલા અમે પ્રસન્ન થઈએ છીએ અને પૃથ્વીને ધારણ કરવા છતાં પણ અમને તેના પરિશ્રમની ખબર પડતી નથી.[૧૨,૧૩] અમે કોઈ જાતની અપેક્ષા રાખ્યા વિના જ પૃથ્વીના ભારથી પીડાઈએ છીએ, માટે અમે એ રીતે અમને બલિદાન આપવાના કર્મને ધર્મરૂપ માનીએ છીએ. જે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અથવા શૂદ્ર ઉપવાસ કરીને એક વર્ષ પર્યંત એ પ્રમાણે બલિદાન આપે છે, તેને મહાન ફળનો લાભ થાય છે. વળી રાફડા ઉપર મૂકવામાં આવેલા બલિદાનનો સ્વીકાર કરીને અમે પોતે પણ અમને મોટું ફળ મળેલું માનીએ છીએ.[૧૪,૧૫] એટલું જ નહિ પરંતુ એ રીતે બલિદાન આપનારા પુરુષે ત્રણે લોકમાં જે જે મહાવીર્યવાન હાથીઓ રહેલા છે, તે સર્વનો સો વર્ષ પર્યંત યથાર્થ રીતે અતિથિસત્કાર કરેલો ગણાય છે.[૧૬]

દિગ્ગજોનાં એ વચન સાંભળીને સર્વ દેવતાઓએ, પિતૃઓએ તથા મહાભાગ ઋષિઓએ રેણુકની પ્રશંસા કરી.[૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'દિગ્ગજરહસ્ય' નામનો અધ્યાય ૧૩૨ મો સમાપ્ત

## अध्याय १३३ मो

### મહાદેવરહસ્ય

॥ महेश्वर उवाच ॥

सारमुद्धृत्य युष्माभिः साधुधर्म उदाहृतः ।
धर्मगुह्यमिदं मत्तः शृणुध्वं सर्व एव हि ॥ १ ॥

મહેશ્વર બોલ્યા : તમે શાસ્ત્રોનો સાર કાઢીને ઉત્તમ ધર્મ કહ્યો છે, તોપણ તમે સર્વે આ એક ધર્મરહસ્યનું મારી પાસેથી શ્રવણ કરો.[૧] જેમની બુદ્ધિ કેવળ ધર્મનો જ આશ્રય કરનારી હોય અને જે પુરુષો શ્રદ્ધાળુ હોય, તેમને જ મોટું ફળ આપ-

નારા આ ધર્મનો રહસ્યની સાથે ઉપદેશ કરવો.[૨] જે મનુષ્ય મનને શાંત રાખીને એક માસ પર્યંત એક વખત ભોજન કરે છે અને બીજા વખતનું ભોજન ગાયોને અર્પણ કરીને 'ગવાહ્નિક' નામનું વ્રત કરે છે, તેને જે ફળ મળે છે તે તમે સાંભળો.[૩] આ મોટા ભાગ્યવાળી ગાયોને પરમ પવિત્ર કહેવામાં આવી છે અને તેઓ દેવ, અસુર તથા મનુષ્યો સહિત ત્રણે લોકોને ધારણ કરી રહી છે.[૪] માટે તે ગાયોની સેવા કરવાથી મહાન પુણ્ય અને મહાન ફળ મળી શકે છે. વળી પૂર્વોક્ત ગવાહ્નિક વ્રત કરનારો પુરુષ પ્રતિદિન ધર્મથી યુક્ત થાય છે.[૫] પૂર્વે સત્યયુગમાં ગાયોએ મારો પરમ સત્કાર પ્રાપ્ત કર્યો છે અને બ્રહ્મદેવે પોતે પણ ગાયોને આદરસત્કાર આપવા માટે મને વિનવ્યો હતો.[૬] વળી તે દિવસથી આરંભીને ગાયોના વ્રજસ્થાનમાં નિવાસ કરનારો પોઠિયો મારી ધજા ઉપર નિત્ય રહે છે અને હું પણ ગાયોની સાથે નિત્ય રમણ કરું છું. માટે ગાયોનું નિત્ય પૂજન કરવું. જો ગાયોની ઉપાસના કરવામાં આવે છે, તો તેઓ સર્વ પ્રકારનાં વરદાનો આપે છે. મનુષ્યના પ્રત્યેક શુભ કર્મમાં જે ફળ ઉત્પન્ન થાય છે, તેનો ચોથો ભાગ તે મહાપ્રભાવશાળી ગાયો માત્ર એક જ દિવસ પોતાને આહાર આપનારા પુરુષને અર્પણ કરી દે છે.[૭–૯]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'મહાદેવરહસ્ય' નામનો અધ્યાય ૧૩૩મો સમાપ્ત

## अध्याय १३४मो

### સ્કંદદેવરહસ્ય

॥ स्कंद उवाच ॥

ममाप्यनुमतो धर्मस्तं शृणुध्वं समाहिताः ।
नीलषंडस्य शृंगाभ्यां गृहीत्वा मृत्तिकां तु यः ॥

સ્કંદદેવ બોલ્યા : હવે જે ધર્મને મેં માન્ય કરેલો છે, તેનું તમે સાવધાન થઈને શ્રવણ કરો. જે પુરુષ નીલોત્સર્ગવિધિથી છૂટા મૂકવામાં આવેલા શ્યામવર્ણના બળદનાં શિંગડાં ઉપરની માટી લઈને તેના વડે ત્રણ દિવસ સુધી સ્નાન કરે છે, તેને જે ધર્મફળ પ્રાપ્ત થાય છે, તે તમે સાંભળો. એ પુરુષ પોતાનાં સર્વ પાપોથી મુક્ત થાય છે અને પરલોકમાં અધિપતિપણું પ્રાપ્ત કરે છે.[૧,૨] વળી તે પુરુષ પ્રત્યેક જન્મમાં એક શૂરવીર તરીકે ઉત્પન્ન થાય છે. હવે આ એક બીજું ગુપ્ત ધર્મરહસ્ય તમે સાંભળો.[૩] જે પુરુષ પૂર્ણિમાને દિવસે ઉદય પામતા ચંદ્ર સામે ઊભો રહે છે અને ચંદ્રને પકવાન્ન તથા મધથી ભરેલા એક તામ્રપાત્રમાં બલિદાન અર્પણ કરે છે, તે પુરુષને પ્રાપ્ત થનારું ધર્મફળ તમે શ્રદ્ધાપૂર્વક સાંભળો. એ પુરુષ જે બલિદાન અર્પણ કરે છે, તેને સાધ્યો, રુદ્રો, આદિત્યો, વિશ્વેદેવાઓ, અશ્વિનીકુમારો, મરુદ્‌ગણો તથા વસુઓ સ્વીકારે છે. વળી તે બલિદાનને લીધે ચંદ્રની તથા મહાસાગરની પણ વૃદ્ધિ થાય છે. મેં કહેલું આ ધર્મરહસ્ય અતિ સુખકારક છે.[૪–૭]

વિષ્ણુ બોલ્યા : જે કોઈ શ્રદ્ધાળુ પુરુષ અસૂયાના ત્યાગપૂર્વક એકાગ્ર થઈને પૂર્વોક્ત સર્વ દેવોનાં રહસ્યોનું તથા ઋષિઓનાં રહસ્યોનું નિત્ય શ્રવણ-પઠન કરે છે, તેને હરકોઈ પ્રકારના કાર્યમાં કદી વિઘ્ન નડતું નથી, તેમ તેને કોઈ પ્રકારનો ભય પણ થતો નથી.[૮,૯] જે પુરુષ ઇંદ્રિયોને વશ રાખીને પૂર્વોક્ત પવિત્ર અને પુણ્યદાયી ધર્મરહસ્યોનો પાઠ કરે છે, તેને તે તે ધર્મનું ફળ પ્રાપ્ત થાય છે.[૧૦] ઉપરાંત તે પુરુષનું પાપ સમૂળગું નાશ પામે છે અને બીજા કોઈ પણ પાપની તેના પર અસર થતી નથી. જે પુરુષ આ ધર્મરહસ્યોનું પઠન કરે છે, શ્રવણ કરે છે અને શ્રવણ કરીને બીજાને શ્રવણ કરાવે છે, તે પુરુષને પણ પૂર્વોક્ત ધર્મફળ પ્રાપ્ત થાય છે.[૧૧] વળી જે પુરુષ પ્રત્યેક પર્વને

દિવસે પ્રયત્નપૂર્વક આ ધર્મરહસ્યોનું ઉત્તમ બ્રાહ્મણોને શ્રવણ કરાવે છે, તેના અક્ષય હવ્ય-કવ્યનું દેવો તથા પિતૃઓ ભોજન કરે છે.[૧૨] વળી ધર્મકાર્યોમાં નિત્ય તત્પર રહેનારો તે શ્રીમાન પુરુષ ઋષિઓ, દેવતાઓ તથા પિતૃઓમાં નિત્ય માન્ય થાય છે.[૧૩] તેમ જ મનુષ્ય આ ધર્મરહસ્ય સાંભળીને મહાપાતક સિવાયનાં બીજાં હરકોઈ પાપકર્મથી મુક્ત થાય છે.[૧૪]

ભીષ્મ બોલ્યા : હે રાજા! દેવતાઓનું આ જે ધર્મરહસ્ય મેં તને કહ્યું છે, તે સર્વ દેવોમાં પ્રમાણભૂત ગણાયેલું છે અને ભગવાન વ્યાસે તે મને કહ્યું છે.[૧૫] જેમ પૃથ્વી રત્નોથી ભરપૂર હોઈને સર્વોત્તમ ગણાય છે, તેમ આ જ્ઞાન પણ સર્વોત્તમ ગણાય છે. માટે જ ધર્મવેત્તા પુરુષો માને છે કે, આ ધર્મરહસ્યોનું જ નિત્ય શ્રવણ કરવું.[૧૬] જે પુરુષ શ્રદ્ધારહિત, નાસ્તિક, ધર્મભ્રષ્ટ, નિર્દય, દુષ્ટ હેતુવાળો, ગુરુનો દ્વેષી અને દેહાભિમાની હોય, તે પુરુષને આ ધર્મરહસ્ય સંભળાવવું નહિ.[૧૭]

ઇતિ શ્રીમદ્દાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'સ્કંદદેવરહસ્ય' નામનો અધ્યાય ૧૩૪મો સમાપ્ત

## अध्याय १३५मो

### કોનું અન્ન ભક્ષ્ય અને કોનું અભક્ષ્ય છે?

॥ युधिष्ठिर उवाच ॥

के भोज्या ब्राह्मणस्येह के भोज्याः क्षत्रियस्य ह।
तथा वैश्यस्य के भोज्याः के शूद्रस्य च भारत ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે ભરતવંશી પિતામહ! બ્રાહ્મણે, ક્ષત્રિયે, વૈશ્યે અને શૂદ્રે કોના અન્નનું ભોજન કરવું?[૧]

ભીષ્મ બોલ્યા : બ્રાહ્મણે બ્રાહ્મણોના, ક્ષત્રિયો-ના તથા વૈશ્યોના અન્નનું ભોજન કરવું; પરંતુ શૂદ્રોના અન્નનું કદી ભોજન કરવું નહિ.[૨] ક્ષત્રિયે બ્રાહ્મણોના તથા વૈશ્યોના અન્નનું ભોજન કરવું, પણ સર્વભક્ષી તથા વિરુદ્ધ કર્મ કરનારા શૂદ્રોના અન્નનું ભોજન કરવું નહિ.[૩] જે વૈશ્યો નિત્ય અગ્નિહોત્રનું પાલન કરનારા હોય, શુદ્ધ વર્તન કરનારા હોય અને ચાતુર્માસ્ય વ્રતોનું પાલન કર-વામાં આસક્ત રહેતા હોય, તેમનું અન્ન બ્રાહ્મણો-ને તથા ક્ષત્રિયોને પણ ભક્ષ્ય ગણાય છે.[૪] પરંતુ જે પુરુષ શૂદ્રોના અન્નનું ભક્ષણ કરે છે, તે પુરુષ પૃથ્વીના મેલનું ભક્ષણ કરે છે અથવા જનસમાજ-ના મળનું (વિષ્ઠામૂત્રનું) ભક્ષણ કરે છે.[૫] જે મનુષ્ય શૂદ્રના અન્નનું ભક્ષણ કરે છે, તે પૃથ્વીના મેલનું ભક્ષણ કરે છે. વળી શૂદ્રના અન્નનું ભોજન કરનારા બ્રાહ્મણો પણ પૃથ્વીના મેલનું જ ભક્ષણ કરે છે.[૬] કોઈ બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા વૈશ્ય સંધ્યાવંદન આદિ ઉત્તમ કર્મો કરવામાં આસક્ત રહેતો હોય છતાં તે જો શૂદ્રનું સેવાકર્મ કરી રહ્યો હોય, તો તેને અવશ્ય નરકમાં પડવું પડે છે.[૭] બ્રાહ્મણોએ નિત્ય વેદાધ્યયન કરવામાં આસક્ત રહીને સર્વ મનુષ્યોનું કલ્યાણ કરવામાં તત્પર રહેવું જોઈએ. ક્ષત્રિયોએ સર્વનું રક્ષણ કરવામાં તત્પર રહેવું જોઈએ અને વૈશ્યોએ સર્વનું પોષણ કરવામાં આસક્ત રહેવું જોઈએ એમ વિદ્વાનો કહે છે.[૮,૯] વૈશ્ય જે કર્મ કરે છે, તેનો આશ્રય કરીને પ્રજા જીવી રહી છે. માટે ખેતીવાડી, ગોરક્ષા અને વ્યાપાર એ વૈશ્યકર્મમાં વૈશ્યની હલકાઈ નથી.[૯] છતાં જે વૈશ્ય પોતાના જાતીય કર્મનો ત્યાગ કરીને શૂદ્રનાં કર્મો કરવા મંડી પડે છે, તે વૈશ્યને શૂદ્રના જેવો જ જાણવો અને તેના અન્નનું કદી ભક્ષણ કરવું નહિ.[૧૦] વળી વૈદ્યનો ધંધો કરનાર, શસ્ત્રધારી થઈને આજીવિકા ચલાવ-નાર, નગરનું અધ્યક્ષપણું કરનાર, ગોર તરીકે કામ કરનાર, જ્યોતિષનો ધંધો કરનાર અને સ્વર તથા અર્થજ્ઞાન વિના વૃથા વેદાધ્યયન કરનાર આ સર્વ પુરુષો શૂદ્ર સમાન જ ગણાય છે.[૧૧] આ સર્વ પુરુષો શૂદ્રના જેવાં જ કર્મો કરનારા છે, છતાં જે

નિર્લજ્જ પુરુષ તેમના અન્નનું ભક્ષણ કરે છે, તેને અભક્ષ્યનું ભક્ષણ કરવાથી દારુણ ભય પ્રાપ્ત થાય છે. વળી તે પુરુષના કુળનો, વીર્યનો તથા તેજનો નાશ થાય છે અને તે પુરુષ ક્રિયાભ્રષ્ટ તથા ધર્મહીન એવા એક કૂતરાની પેઠે તિર્યંચની જાતિને પામે છે.[12,13] વૈદ્યનું અન્ન કેવળ વિષ્ઠા સમાન ગણાય છે અને તેનું ભક્ષણ કરનારા પુરુષ વિષ્ઠાનું જ ભક્ષણ કરે છે. વળી વેશ્યાનું તથા કોઈ કારીગરનું અન્ન મૂત્ર તથા રુધિર સમાન ગણાય છે, માટે તેનું ભક્ષણ કરનાર પુરુષ મૂત્રનું તથા રુધિરનું ભક્ષણ કરે છે.[14] જે પુરુષ વિદ્યા ઉપર આજીવિકા ચલાવે છે, તેનું અન્ન શૂદ્રના અન્ન જેવું જ ગણાય છે. માટે સત્પુરુષોમાં માન્ય થયેલા સાધુપુરુષે તેના અન્નનો પણ ત્યાગ કરવો. જે પુરુષ કોઈએક નિંદાપાત્ર પુરુષના અન્નનું ભોજન કરે છે, તેને વિદ્વાનો રુધિરના ધરાનું પાન કર્યા સમાન કહે છે. વળી ચાડિયા મનુષ્યના અન્નનું ભોજન કરનાર પુરુષ બ્રહ્મહત્યા સમાન પાતકનો ભોક્તા બને છે.[15,16] બ્રાહ્મણે અસત્કાર તથા અપમાનપૂર્વક પ્રાપ્ત થયેલા અન્નનું કદી ભક્ષણ કરવું નહિ, કેમ કે તેથી શરીરમાં રોગ થવાનો સંભવ છે અને કુળનો નાશ પણ તુરત જ થાય છે. જે બ્રાહ્મણ નગરનું રક્ષણ કરનારા(કોટવાળ)ના અન્નનું ભોજન કરે છે, તેને ચાંડાલ થવું પડે છે.[17,18] વળી ગાયની હત્યા કરનારા, બ્રાહ્મણની હત્યા કરનારા, મદિરાનું પાન કરનારા તથા ગુરુની પત્ની સાથે વ્યભિચાર કરનારા પુરુષનું અન્ન ખાઈને બ્રાહ્મણ રાક્ષસોના કુળમાં વૃદ્ધિ કરનારો થાય છે.[19] તેમ જ પારકી થાપણ પચાવી પાડનારા પુરુષનું, કૃતઘ્નીનું તથા નપુંસકનું અન્ન ખાઈને બ્રાહ્મણ મધ્યદેશથી બહાર ગણવામાં આવેલા ભીલોના દેશમાં જન્મે છે.[20] એ પ્રમાણે હે કુંતાપુત્ર! કોનું અન્ન ભક્ષ્ય છે અને કોનું અભક્ષ્ય છે, એ વિષે મેં તને વિધિપૂર્વક કહ્યું. હવે તને મારી પાસેથી બીજું શું સાંભળવાની ઇચ્છા છે ?[21]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ભોજ્યાભોજ્યાન્નકથન' નામનો અધ્યાય ૧૩૫ મો સમાપ્ત

## अध्याय १३६ मो

### પ્રાયશ્ચિત્તવિધિ

॥ युधिष्ठिर उवाच ॥

**उक्तास्तु भवता भोज्यास्तथाऽभोज्याश्च सर्वशः।**
**अत्र मे प्रश्नसंदेहस्तन्मे वद पितामह ॥ १॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ ! કોનું અન્ન ભક્ષ્ય છે અને કોનું અન્ન અભક્ષ્ય છે, એ સર્વ તમે મને કહ્યું. હવે આ વિષયમાં મને સંદેહ થયો છે તેથી હું તમને પૂછું છું.[1] દેવનિમિત્ત તથા પિતૃનિમિત્ત અનેકવિધ ભોજનપદાર્થોનો પ્રતિગ્રહ કરીને બ્રાહ્મણોએ કયાં કયાં પ્રાયશ્ચિત્તો અવશ્ય કરવાં જોઈએ, તે મને કહો.[2]

ભીષ્મ બોલ્યા : હે રાજન્! મહાત્મા બ્રાહ્મણો જે જે ભોજ્ય પદાર્થોનો પ્રતિગ્રહ કરીને જે જે પ્રાયશ્ચિત્ત વડે પાપમાંથી મુક્ત થાય છે, તે સર્વ હું તને કહું છું.[3] હે યુધિષ્ઠિર! ઘીનો પ્રતિગ્રહ કરીને બ્રાહ્મણે ગાયત્રીમંત્રપૂર્વક અગ્નિમાં સમિધોની આહુતિ આપવી, તેમ જ તલનો પ્રતિગ્રહ કરીને પણ એ પ્રમાણે જ કરવું.[4] માંસનો, મધનો અથવા મીઠાનો પ્રતિગ્રહ કરીને બ્રાહ્મણે સૂર્યના ઉદય પર્યંત ઊભા રહેવું. તેથી પવિત્ર થવાય છે.[5] સુવર્ણનો પ્રતિગ્રહ કરીને બ્રાહ્મણ જો ગાયત્રીમંત્રનો જપ કરે છે અને સર્વ લોકોની પ્રત્યક્ષ કાળું લોઢું હાથમાં ધારણ કરે છે, તો તે પાપમાંથી મુક્ત થાય છે; તેમજ હે પુરુષશ્રેષ્ઠ! ધન, વસ્ત્ર તથા સ્ત્રીનો પતિગ્રહ કરીને પણ બ્રાહ્મણે સુવર્ણના પ્રતિગ્રહનું જ પ્રાયશ્ચિત્ત કરવું.[6,7] અન્નનો, દૂધપાકનો, ગોળનો અથવા સાકરનો, શેરડીનો, તેલનો અથવા બીજા કોઈ પવિત્ર પદાર્થોનો પ્રતિ-

ગ્રહ કરીને બ્રાહ્મણે ત્રિકાળ જળમાં સ્નાન કરવું.[૮] ડાંગરનો, પુષ્પોનો, ફળનો, જળનો, લોટના કોઈ પદાર્થનો, જવના કોઈ પદાર્થનો, દહીંનો તથા દૂધનો પ્રતિગ્રહ કરીને બ્રાહ્મણે સો વખત ગાયત્રી-મંત્રનો જપ કરવો.[૯] કોઈના મરણ પાછળ આપવામાં આવેલા જોડાનો તથા છત્રનો પ્રતિગ્રહ કરીને બ્રાહ્મણે સાવધાન થઈને સો વાર ગાયત્રીમંત્રનો જપ કરવો; એથી પાપમાંથી મુક્ત થવાય છે.[૧૦] ક્ષેત્રનો પ્રતિગ્રહ કરનાર, કેદ પકડાયેલા મનુષ્ય પાસેથી કોઈ વસ્તુનો પ્રતિગ્રહ કરનાર અને સૂતકી મનુષ્ય પાસેથી કોઈ જાતના દાનનો પ્રતિગ્રહ કરનારા બ્રાહ્મણ જો ત્રણ દિવસના ઉપવાસ કરે છે, તો તે પાપમાંથી મુક્ત થાય છે.[૧૧] જે બ્રાહ્મણ કૃષ્ણપક્ષમાં કરવામાં આવતા પિતૃઓના શ્રાદ્ધ-ભોજનનું ભક્ષણ કરે છે, તે બ્રાહ્મણ એક રાત્રિ દિવસમાં જ શુદ્ધ થાય છે.[૧૨] માત્ર તે બ્રાહ્મણે સ્નાન કર્યા વિના સંધ્યાવંદન કરવું નહિ, જપ-જપ કરવો નહિ તેમ જ બીજી વખત ભોજન કરવું નહિ. આમ તે પવિત્ર થાય છે.[૧૩] શ્રાદ્ધમાં જમેલા બ્રાહ્મણો બીજી વખત ભોજન કરે નહિ, એ હેતુથી જ પિતૃઓનું શ્રાદ્ધ અપરાહ્ણના આરંભ સમયે કરવાનું કહ્યું છે. વળી બ્રાહ્મણને આગલે દિવસે નિમંત્રણ આપી બીજે દિવસે અપરાહ્ણકાળે શ્રાદ્ધ કરવામાં બીજો પણ એક હેતુ રહેલો છે કે, બીજે દિવસે તે સમયે ક્ષુધાની બરાબર જાગૃતિને લીધે બ્રાહ્મણો સારી રીતે ભોજન કરે.[૧૪] જે બ્રાહ્મણ કોઈ મરણ પામેલાને ત્યાં ત્રીજે દિવસે ભોજન કરે છે, તે બ્રાહ્મણ બાર દિવસ પર્યંત ત્રણ વખત સ્નાન કરે છે, તો પવિત્ર થઈ શકે છે.[૧૫] વળી બાર દિવસ વીતી ગયા પછી પણ તે વિશેષે કરીને સ્નાનાદિ શૌચકર્મ કરીને બ્રાહ્મણોને હવિષ પદાર્થનું દાન કરે છે, તો એ પાપથી મુક્ત થાય છે.[૧૬] તેમ જ મરણ પામેલાને ત્યાં દશ દિવસ સુધીમાં અન્નનું ભોજન કરનાર બ્રાહ્મણને પણ તેવા પ્રકારનું જ પ્રાયશ્ચિત્ત આપવું; ઉપરાંત ગાયત્રીમંત્રનો જપ કરીને રૈવત સામનો, પવિત્ર ઇષ્ટિનો, 'यद्देवा देवहेडनम्' ઇત્યાદિ પાંચ અનુવાકનો તથા જળમાં ઊભા રહીને દશ પ્રણવ-મંત્રયુક્ત ગાયત્રીનો ત્રણ વખત જપ કરવો.[૧૭] જે બ્રાહ્મણ મરણ પામેલાને ત્યાં ત્રણ રાત્રિ સુધી-માં ભોજન કરે છે, તેણે સાત દિવસ સુધી ત્રણ વખત સ્નાન કરવું. તેથી તે પવિત્ર થાય છે.[૧૮] એટલું જ નહિ, પરંતુ એ રીતે પ્રાયશ્ચિત્ત કરીને તે બ્રાહ્મણ મોટી સિદ્ધિને પામે છે અને કદી આપત્તિને પ્રાપ્ત થતો નથી.[૧૯] જે બ્રાહ્મણ શૂદ્રોની સાથે એક પાત્રમાં ભોજન કરે છે, તેને માટે કોઈ જાતનું પ્રાયશ્ચિત્ત જ નથી.[૨૦] જે બ્રાહ્મણ વૈશ્યોની સાથે એક પાત્રમાં ભોજન કરે છે, તેણે ત્રણ દિવસના ઉપવાસો કરવા. તેથી એ પાપ-કર્મથી મુક્ત થવાય છે.[૨૧] જે બ્રાહ્મણે ક્ષત્રિયો સાથે એક પાત્રમાં ભોજન કર્યું હોય, તેણે વસ્ત્રો સહિત સ્નાન કરી નાખવું. આમ એ પાપકર્મ-માંથી મુક્ત થવાય છે.[૨૨] એક પાત્રમાં ભોજન કરવાથી શૂદ્રના કુળનો નાશ થાય છે, વૈશ્યનાં પશુઓનો તથા બાંધવોનો નાશ થાય છે, ક્ષત્રિય-ની લક્ષ્મીનો નાશ થાય છે અને બ્રાહ્મણના બ્રહ્મ-તેજનો નાશ થાય છે.[૨૩] માટે પ્રત્યેક મનુષ્યે તે તે દોષોનું નિવારણ કરવા માટે પ્રાયશ્ચિત્ત કરવું, શાંતિ કરવી, હવનહોમ કરવો, ગાયત્રીનો જપ કરવો, રૈવત સામનું ઉચ્ચારણ કરવું, પવિત્રેષ્ટિ કરવી, કૂષ્માંડમંત્રનો જપ કરવો અને જળમાં ઊભા રહી પ્રણવમંત્રથી અઘમર્ષણ કરવું.[૨૪] મનુષ્યોએ અન્યોન્યનું ઉચ્છિષ્ટ કદી પણ ખાવું નહિ. છતાં કોઈ સમયે અજાણતાં ખવાઈ જાય, તો ગોરોચન, દૂર્વા, હળદર વગેરે માંગલિક પદાર્થોનો સ્પર્શ કરવો.[૨૫]

# अध्याय १३७मो

## દાનની પ્રશંસા

॥ युधिष्ठिर उवाच ॥

दानेन वर्ततेत्याह तपसा चैव भारत।
तदेतन्मे मनोदुःखं व्यपोह त्वं पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે ભારત! તમે કહો છો કે, મનુષ્ય દાન કરીને સ્વર્ગમાં જઈ શકે છે; તેમ જ તપ કરીને પણ સ્વર્ગમાં જઈ શકે છે. હે પિતામહ! આ ઉપરથી હજી પણ મારા મનમાં સંશય રહે છે કે, આ પૃથ્વી પર દાન અને તપમાં શ્રેષ્ઠ શું છે, આ મને કહો અને મારા એ સંશયને દૂર કરો.[1]

ભીષ્મ બોલ્યા : તપથી શુદ્ધાત્મા થયેલા ધર્માસક્ત પુરુષોએ તથા કેવળ દાનપુણ્યમાં જ આસક્ત રહેનારા બીજા કેટલાએક રાજાઓએ અવશ્ય ઉત્તમ લોક મેળવ્યા છે, માટે તે વિષે તું સાંભળ.[2] હે રાજન્! લોકમાં સત્કારપાત્ર થયેલા આત્રેયઋષિ પોતાના શિષ્યોને નિર્ગુણ ઉપદેશ આપી સર્વોત્તમ લોકને પામ્યા છે.[3] ઉશીનરનો પુત્ર રાજા શિબિ પોતાના પ્રિય પુત્રના પ્રાણને બ્રાહ્મણો માટે અર્પણ કરીને સ્વર્ગલોકમાં ગયો છે.[4] કાશીદેશનો રાજા પ્રતર્દન પણ પોતાનો પુત્ર બ્રાહ્મણને અર્પણ કરી દઈ આ લોકમાં અતુલ કીર્તિને પામ્યો હતો અને પરલોકમાં પણ કીર્તિમાન થયો છે.[5] સંકૃતિના પુત્ર રાજા રંતિદેવે મહાત્મા વસિષ્ઠને વિધિપૂર્વક અર્ઘ્યપ્રદાન કરીને ઉત્તમોત્તમ લોક પ્રાપ્ત કર્યો છે.[6] દેવાવૃધે બ્રાહ્મણને સો સળીવાળું સુવર્ણનું દિવ્ય છત્ર યજ્ઞની દક્ષિણા તરીકે અર્પણ કર્યું હતું, તેથી તે સ્વર્ગમાં ગયો છે.[7] ભગવાન અંબરીષે એક મહાતેજસ્વી બ્રાહ્મણને પોતાનું આખું રાજ્ય અર્પણ કરી દીધું હતું, તેથી તે સ્વર્ગલોકને પામ્યો હતો.[8] સૂર્યના પુત્ર કર્ણે પોતાનું દિવ્ય કુંડળ બ્રાહ્મણને આપી દીધું હતું અને રાજા જનમેજયે પોતાનો દિવ્ય રથ બ્રાહ્મણને અર્પણ કરી દીધો હતો, તેથી તે ઉત્તમ લોકને પામ્યા છે.[9] રાજર્ષિ વૃષાદર્ભિ અનેક પ્રકારનાં રત્નોનું તથા સુંદર ઘરોનું બ્રાહ્મણોને દાન કરીને સ્વર્ગલોકમાં ગયો છે.[10] વિદર્ભના પુત્ર નિમિ રાજાએ મહાત્મા અગસ્ત્યને પોતાનું આખું રાજ્ય તથા એક કન્યા અર્પણ કરી દઈને પોતાના પુત્રો, પશુઓ તથા બાંધવોની સાથે સ્વર્ગલોક સંપાદન કર્યો છે.[11] જમદગ્નિના પુત્ર મહાયશસ્વી પરશુરામ બ્રાહ્મણને પૃથ્વીનું દાન કરીને પોતાના મનઃસંકલ્પ કરતાં પણ અધિક એવા અક્ષય લોકને પામ્યા છે.[12] જે સમયે વરસાદ વરસ્યો ન હતો તે સમયે બ્રાહ્મણોના રાજા વસિષ્ઠે પ્રાણીમાત્રને જિવાડ્યાં હતાં, તેથી તે અક્ષય ગતિને પામ્યા છે.[13] દશરથના પુત્ર રામચંદ્ર યજ્ઞોમાં પુષ્કળ દ્રવ્ય હોમી દઈને અક્ષય લોકને પામ્યા છે અને તેમનો મહાન યશ હજી સુધી પણ લોકમાં પ્રસરી રહ્યો છે.[14] મહાયશસ્વી રાજર્ષિ કક્ષસેન મહાત્મા વસિષ્ઠને વિધિપૂર્વક દાન આપીને દિવ્ય લોકમાં ગયો છે.[15] કરંધમનો પૌત્ર અને અવિક્ષિતનો પુત્ર રાજા મરુત આંગિરસ ઋષિને પોતાની કન્યાનું દાન કરીને સત્વર સ્વર્ગલોકમાં ગયો છે.[16] પાંચાલદેશનો ધાર્મિકશ્રેષ્ઠ રાજા બ્રહ્મદત્ત શંખ નામનો પોતાનો ભંડાર બ્રાહ્મણને અર્પણ કરી દઈને પરમ ગતિને પામ્યો છે.[17] રાજા મિત્રસહ મહાત્મા વસિષ્ઠને પોતાની પ્રિયપત્ની મદયંતી અર્પણ કરી દઈને સ્વર્ગલોકમાં ગયો છે.[18] મનુનો પુત્ર સુદ્યુમ્ન મહાત્મા લિખિતને ધર્મપૂર્વક શિક્ષા કરીને ઉત્તમ લોકને પામ્યો છે.[19] મહાયશસ્વી રાજર્ષિ સહસ્રચિત્ય બ્રાહ્મણને માટે પોતાના પ્રિય પ્રાણોનો પરિત્યાગ કરીને સર્વોત્તમ લોકને પામ્યો છે.[20] રાજા શતદ્યુમ્ન મૌદ્ગલ્ય નામના એક બ્રાહ્મણને સર્વ કામ્ય વિષ-

ઘીથી ભરપૂર એવું એક સુવર્ણનું ગૃહ અર્પણ કરીને સ્વર્ગલોકમાં ગયો છે.[૨૧] સુમન્યુએ પૂર્વે ભક્ષ્ય તથા ભોજ્ય પદાર્થોના મોટા પર્વતો સમાન ઢગલાઓનું શાંડિલ્યને દાન કર્યું હતું, તેથી તે સ્વર્ગલોકમાં ગયો છે.[૨૨] શાલ્વદેશના રાજા મહાતેજસ્વી ધૃતિમાને ઋચીક ઋષિને પોતાનું આખું રાજ્ય અર્પણ કરી દીધું હતું, તેથી તે સર્વોત્તમ લોકને પામ્યો છે.[૨૩] રાજર્ષિ મદિરાશ્વ સુંદર કટિવાળી પોતાની કન્યાનું હિરણ્યહસ્તને દાન કરીને દેવોથી વસાયેલા લોકને પામ્યો છે.[૨૪] મહાસમર્થ રાજર્ષિ લોમપાદે પોતાની શાંતા નામની કન્યાનું ઋષ્યશૃંગને દાન કર્યું હતું, તેથી તેણે મોટી મોટી સર્વ કામનાઓ સંપાદન કરી હતી.[૨૫] રાજર્ષિ ભગીરથ હંસી નામની યશસ્વિની કન્યાનું કૌત્સને દાન કરીને આ લોકમાંથી અક્ષય લોકમાં ગયો છે.[૨૬] રાજા ભગીરથ કોહલ નામના બ્રાહ્મણને વાછરડાઓ સહિત એક લાખ ગાયોનું દાન કરીને ઉત્તમોત્તમ લોકને પામ્યો છે.[૨૭] હે યુધિષ્ઠિર! એ ઉપરાંત બીજા અનેક રાજાઓ દાન તથા તપના પ્રભાવથી સ્વર્ગલોકમાં ગયા છે અને પુણ્યનો ક્ષય થયા પછી પાછા આ લોકમાં આવે છે.[૨૮] વળી જે જે ગૃહસ્થોએ દાન તથા તપના પ્રભાવથી દિવ્ય લોકને જીત્યા છે, તેમની કીર્તિ પણ આ પૃથ્વી જ્યાં સુધી રહેશે ત્યાં સુધી અચળ રહેશે.[૨૯] હે યુધિષ્ઠિર! આ મેં તને શિષ્ટ પુરુષોનું ચરિત્ર કહ્યું. તેઓ સર્વે દાન, યજ્ઞ તથા પ્રજોત્પાદન કરીને જ સ્વર્ગલોકમાં ગયા છે. હે કૌરવોના ધુરંધર રાજા! તું પણ નિરંતર દાનકર્મ કરીને તે દિવ્ય લોકોને સંપાદન કર. વળી તારી બુદ્ધિ નિરંતર દાનક્રિયામાં તથા યજ્ઞક્રિયામાં આસક્ત થઈને ધર્મની અભિવૃદ્ધિ કરનાર થાઓ.[૩૦,૩૧] હવે હે રાજસિંહ! તને જે વિષયમાં સંદેહ હશે તેને આવતી કાલે પ્રભાતમાં [illegible]

સાયંકાળનો સમય થઈ ચૂક્યો છે.[૩૨]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'દાનની પ્રશંસા' નામનો અધ્યાય ૧૩૭મો સમાપ્ત

## अध्याय १३८मो

### દાનના પાંચ પ્રકાર

॥ युधिष्ठिर उवाच ॥

**श्रुतं मे भवतस्तात सत्यव्रतपराक्रम ।**
**दानधर्मेण महता ये प्राप्तास्त्रिदिवं नृपाः ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે તાત! હે સત્ય વ્રત અને પરાક્રમવાળા! મહાન દાનધર્મને લીધે જે રાજાઓ સ્વર્ગને પામ્યા છે, તે વિષે મેં તમારી પાસેથી સાંભળ્યું છે.[૧] હવે હે ધાર્મિકશ્રેષ્ઠ પિતામહ! મને આ પ્રમાણેના ધર્મો સાંભળવાની ઇચ્છા છેઃ દાન કેટલા પ્રકારે આપી શકાય છે? તે તે દાનપ્રકારનું શું ફળ છે?[૨] કેવા પુરુષોને કેવી રીતે ધર્મયુક્ત દાન આપવું ઇષ્ટ ગણાય છે અને દાન કયાં કારણોથી કેટલા પ્રકારનું છે, આ હું યથાર્થ રીતે સાંભળવા ઇચ્છું છું.[૩]

ભીષ્મ બોલ્યા : હે નિર્દોષ કુંતાપુત્ર! દાન વિષે તું યથાર્થ રીતે મારી પાસેથી સાંભળ. હે ભારત! સર્વ વર્ણોમાં જે રીતે દાન આપવામાં આવે છે, તેનું પણ તું શ્રવણ કર.[૪] હે ભારત! ધર્મના ઉદ્દેશથી, દ્રવ્યના ઉદ્દેશથી, ભયથી, કામથી અને દયાથી એમ પાંચ કારણોથી દાન આપવામાં આવે છે. માટે દાનના પાંચ પ્રકાર સમજવા. હવે તે પાંચે પ્રકારના દાનને તું સાંભળ.[૫] અમુક દાન આપવાથી આ લોકમાં કીર્તિ મળે છે અને પરલોકમાં ઉત્તમ સુખ મળે છે, આવા અભિપ્રાયથી અસૂયાના ત્યાગપૂર્વક બ્રાહ્મણોને દાન આપવું, એ ધર્મદાન છે.[૬] અમુકને દાન આપીશ, તો તે પણ મને દાન આપશે;' અથવા 'અમુક મનુષ્યે મને દાન આપ્યું છે,' માટે મારે પણ [illegible]

કોને અથવા કોઈ એકાદ યાચકને દાન આપવામાં આવે છે, તો તે સર્વ દાન અર્થદાન કહેવાય છે.[૭] 'હું આ મનુષ્યનો સંબંધી નથી, તેમ આ મનુષ્ય મારો સંબંધી નથી, તોપણ હું તેનું અપમાન કરીશ તો મને તે દુઃખ દેશે,' આવા ભયથી બુદ્ધિમાન પુરુષ કોઈ મહામૂર્ખને દાન આપે છે, તો તે ભયદાન કહેવાય છે.[૮] 'હું આને પ્રિય થાઉં અને એ મને પ્રિય થાય,' એવો મનમાં વિચાર કરીને બુદ્ધિમાન પુરુષ અત્યંત ઉત્સાહથી પોતાના મિત્રને જ અક્લિષ્ટ દાન આપે છે, તો તે કામદાન કહેવાય છે.[૯] 'આ મનુષ્ય દીન છે, મારી પાસે યાચના કરે છે અને અલ્પ વસ્તુથી પણ સંતુષ્ટ થાય તેવો છે.' આવી દયાને લીધે કોઈ દરિદ્ર મનુષ્યને દાન આપવામાં આવે છે, તો તે દાનને 'દયાદાન' કહેવામાં આવે છે.[૧૦] આ રીતે પાંચ પ્રકારનું દાન કહેવાય છે અને તે સર્વ દાન પુણ્ય તથા કીર્તિને વધારનારું છે. માટે પોતાની શક્તિ પ્રમાણે દાન કરવું, એમ પ્રજાપતિએ કહ્યું છે.[૧૧]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'દાનના પાચ પ્રકાર' નામનો અધ્યાય ૧૩૮મો સમાપ્ત

## अध्याय १३९मो

### શ્રીકૃષ્ણની દીક્ષા

॥ युधिष्ठिर उवाच ॥

**पितामह महाप्राज्ञ सर्वशास्त्रविशारद ।**
**आगमैर्बहुभिः स्फीतो भवान्नः प्रवरे कुले ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે મહાબુદ્ધિમાન પિતામહ ! હે સર્વશાસ્ત્રકુશળ ! તમે અમારા શ્રેષ્ઠ કુળમાં અનેક શાસ્ત્રોનું જ્ઞાન ધરાવનારા એક વૃદ્ધ પુરુષ [છો].[૧] માટે હે શત્રુદમન પિતામહ ! હું તમારી [પાસે]થી ધર્માર્થયુક્ત તથા પરિણામમાં સુખકારક [તથા] જગતને આશ્ચર્યકારક વૃત્તાંત સાંભળવા [ઇચ્છ]ું છું.[૨] હે પુરુષશ્રેષ્ઠ ! આ પ્રાપ્ત થયેલો સમય અમારા જ્ઞાતિજનોને તથા બાંધવોને અત્યંત દુર્લભ છે; કેમ કે તમારા વિના બીજો કોઈ પણ પુરુષ અમને ઉપદેશ આપનાર હવે નથી.[૩] હે નિર્દોષ રાજા ! તમારે મારા ઉપર તથા મારા ભાઈઓ ઉપર કૃપા જ કરવી હોય તો હું તમને જે પ્રશ્ન પૂછું છું તેનો ઉત્તર આપવાને તમે યોગ્ય છો.[૪] સર્વ રાજાઓમાં માન્ય થયેલા આ શ્રીમાન નારાયણ અત્યંત માન તથા વિનયપૂર્વક તમારી સેવા કરી રહ્યા છે.[૫] માટે એમની સમક્ષ તથા સર્વ રાજાઓની સમક્ષ મારા ભાઈઓનું તથા મારું સ્નેહપૂર્વક પ્રિય કરવા માટે તમે એ વિષયનું વર્ણન કરવાને યોગ્ય છો.[૬]

વૈશંપાયન બોલ્યા : યુધિષ્ઠિરનું એ વચન સાંભળી ગંગાનંદન ભીષ્મપિતામહ સ્નેહને લીધે એકદમ ઉલ્લાસમાં આવી ગયા અને આવું વચન બોલ્યા.[૭]

ભીષ્મ બોલ્યા : હે રાજન ! હું તને એક અતિ સુંદર કથા કહું છું. વળી આ વિષ્ણુનો તથા શંકરનો જે પ્રભાવ પ્રથમ મેં સાંભળ્યો છે, તેનું પણ હું વર્ણન કરું છું. તું તે સાંભળ. વળી રુદ્રાણીનો સંશય તથા રુદ્ર અને રુદ્રાણીનો સંવાદ પણ તું સાંભળ.[૮,૯] પૂર્વે ધર્માત્મા શ્રીકૃષ્ણે બાર વર્ષનું એક વ્રત કરવા માંડ્યું હતું. તે સમયે વ્રતની દીક્ષા લઈ બેઠેલા એ શ્રીકૃષ્ણનાં દર્શન કરવા માટે નારદ તથા પર્વત બન્ને મુનિઓ આવ્યા હતા.[૧૦] વળી કૃષ્ણદ્વૈપાયન વ્યાસ, જાપકોમાં શ્રેષ્ઠ ધૌમ્ય, દેવલ, કાશ્યપ, હસ્તિકાશ્યપ અને દીક્ષા તથા દમને ધારણ કરનારા તથા શિષ્યોથી અનુસરાયેલા બીજા અનેક સંતઋષિઓ પણ અનેક સિદ્ધો તથા દેવ તુલ્ય તપોધનોની સાથે શ્રીકૃષ્ણનાં દર્શન કરવા માટે આવ્યા હતા.[૧૧,૧૨] એ વખતે દેવકીપુત્ર શ્રીકૃષ્ણે મનમાં પ્રસન્ન થઈને પોતાના કુળને યોગ્ય એવો તેમનો

અતિથિસત્કાર કર્યો અને દેવોની પેઠે તેમની પૂજા કરી.[૧૩] પછી સર્વ મહર્ષિઓ મોટા આનંદપૂર્વક જુદાં જુદાં આસનો ઉપર બેઠા. તે આસનો લીલા વર્ણનાં, સુવર્ણ સમાન વર્ણનાં તથા મયૂરપિચ્છનાં બનાવેલાં હોઈને નવાં જ હતાં.[૧૪] હવે એ ઋષિઓએ અનેક રાજર્ષિઓ તથા દેવોના સંબંધની ધર્મયુક્ત અને મધુર એવી કથાઓ કહેવા માંડી. વળી જે તપોધનો ત્યાં રહેતા હતા, તેઓ પણ એવા પ્રકારની કથાઓ કહેવા લાગ્યા.[૧૫] તેવામાં અદ્ભુત કર્મ કરનારા શ્રીકૃષ્ણના મુખમાંથી વ્રતચર્યારૂપ ઇંધણામાંથી ઉત્પન્ન થયેલું અગ્નિરૂપ તેજ બહાર નીકળ્યું અને તે તેજ સાક્ષાત્ નારાયણનું જ હતું.[૧૬] એતએતામાં તે તેજે વૃક્ષો, લતાઓ તથા વૃક્ષોની ગીચ ઝાડીઓ સહિત આખા પર્વતને બાળી નાખ્યો અને તેમાં અનેક પક્ષીઓ, મૃગો, શિકારી જાનવરો તથા સર્પો પણ બળીને ભસ્મ થઈ ગયાં.[૧૭] તે પર્વતનું શિખર અગ્નિથી ખંડિયેર થઈ ગયું, તેના પર જાણે કોઈ ચેતન વસ્તુ જ રહી નહિ અને તેનો દેખાવ પણ એકદમ દયામણો થઈ ગયો. વળી તેના પર વસનારા અનેક પ્રકારના મૃગગણોએ મોટા હાહાકાર કરી મૂક્યો.[૧૮] એ રીતે શ્રીકૃષ્ણના મુખમાંથી નીકળેલા તે મહાન જ્વાલાવાળા અગ્નિએ તે આખા પર્વતને બાળી નાખ્યો. પછી તે શ્રીકૃષ્ણના ચરણ સમીપ પાછો આવ્યો અને એક શિષ્યની પેઠે તેમના બન્ને ચરણોને સ્પર્શી રહ્યો.[૧૯] પછી શત્રુઓનો નાશ કરનારા વિષ્ણુએ એ પર્વતને બળીને ભસ્મ થઈ ગયેલો જોઈને પોતાની સૌમ્ય દૃષ્ટિ નાખી અને એમ પુનઃ તેને મૂળ સ્થિતિમાં લાવી મૂક્યો.[૨૦] હવે પૂર્વની પેઠે જ એ પર્વત પુનઃ ખીલેલાં પુષ્પવાળાં લતાવૃક્ષોવાળો થઈ ગયો, પક્ષીઓના સમુદાયોથી ગાજી ઊઠ્યો અને અનેક શિકારી પશુઓ તથા સર્પોથી વ્યાપ્ત થઈ રહ્યો.[૨૧] ત્યાં બેઠેલા સર્વ મુનિગણો શ્રીકૃષ્ણનું એ અદ્ભુત અને અચિંત્ય કર્મ જોઈ ને તે સમયે આશ્ચર્ય પામ્યા. તેમનાં રુવાંટાં હર્ષથી ઊભાં થઈ ગયાં અને તેમનાં નેત્રો હર્ષાશ્રુથી વ્યાપ્ત થઈ ગયાં.[૨૨] તે ઋષિઓને આમ આશ્ચર્ય પામેલા જોઈ ને વક્તાઓમાં શ્રેષ્ઠ એવા શ્રીનારાયણે વિનય, મધુરતા તથા સ્નેહપૂર્વક આ પ્રમાણે પૂછ્યું :[૨૩] 'ઋષિઓનો આ સમુદાય નિત્ય સર્વ પ્રકારના સંગનો ત્યાગી હોય છે અને મમતારહિત હોય છે, છતાં આ સમયે તેને કેમ આશ્ચર્ય થયું ?[૨૪] હે નિર્દોષ ઋષિઓ ! મને એ સંશય થયો છે; માટે હે તપોધનો ! આ વિષયમાં જે નિશ્ચિત અર્થ હોય તેને તમે યથાર્થ રીતે કહેવાને યોગ્ય છો.[૧૨૫]

ઋષિઓ બોલ્યા : તમે સર્વ લોકોને સર્જો છો અને વળી સંહારો છો. તમે શીતરૂપ છો, ઉષ્ણરૂપ છો અને તમે જ વરસો છો.[૨૬] પૃથ્વી પર જે સ્થાવરજંગમ પ્રાણીઓ રહ્યાં છે, તે સર્વના તમે જ પિતા છો, તમે જ માતા છો, તમે જ પ્રભુ છો અને તમે જ ઉત્પાદક છો.[૨૭] છતાં હે મધુસૂદન ! અમને એક આશ્ચર્યકારક સંશય ઉત્પન્ન થયો છે. માટે હે મંગલમૂર્તિ ! તમારા મુખમાંથી અગ્નિ કેવી રીતે નીકળ્યો ? તે અમને કહો.[૨૮] હે શત્રુહંતા ! તે સાંભળીને અમે ભયમુક્ત થઈશું. પછી હે હરિ ! અમે પણ જે જોયું છે તથા સાંભળ્યુ છે તે કહીશું.[૨૯]

વાસુદેવ બોલ્યા : મારા મુખમાંથી આ જે તેજ નીકળ્યું હતું તે વૈષ્ણવતેજ કહેવાય છે અને પ્રલયકાળના અગ્નિ જેવા તે તેજે જ આખા પર્વતને બાળી નાખ્યો હતો.[૩૦] હે ઋષિઓ ! તમે સર્વ ક્રોધને જીતનારા છો, ઇંદ્રિયોને વશ રાખનારા છો, દેવ તુલ્ય છો અને તપરૂપ ધન-

વાળા છો; છતાં તમે મારા આ તેજને જોઈ ને ગભરાટમાં પડી ગયા છો અને દુઃખ પામ્યા છો.[31] પરંતુ તેમાં તમારે ગભરાવું યોગ્ય નથી. કેમ કે હું તપસ્વીઓના વ્રતનું સેવન કરીને એક પ્રકારનું વ્રતાનુષ્ઠાન કરવામાં ગૂંથાયો છું, તેથી મારા વ્રતના પ્રભાવથી એ અગ્નિ ઉત્પન્ન થયો હતો.[32] હું અમુક પ્રકારનું એક વ્રત કરવા માટે આ પવિત્ર પર્વત ઉપર આવ્યો છું. આ વ્રતના ફળરૂપે મને મારા સમાન વીર્યવાળો એક પુત્ર પ્રાપ્ત થાય, એટલા સારુ હું અહીં આવ્યો છું. આ સમયે મારો આત્મા જ અગ્નિરૂપ થઈ ને મારા મુખ દ્વારા બહાર નીકળ્યો હતો અને તે સર્વ લોકના પિતામહ તથા વર આપનારા બ્રહ્મદેવનાં દર્શન કરવા માટે ગયો હતો. હે મહામુનિઓ ! મારા આત્માને બ્રહ્મદેવે પુત્રના સંબંધમાં કહ્યું છે કે, 'ભગવાન શંકર પોતાના અર્ધતેજથી તારે ત્યાં પુત્રરૂપે ઉત્પન્ન થશે.'[33-35] તે પછી અગ્નિરૂપ મારો આ આત્મા મારા ચરણ સમીપ આવીને એક શિષ્યની પેઠે સેવા કરવા તત્પર થયો અને શાંત થઈ ને પોતાના મૂળ સ્વરૂપને પામ્યો.[36] આ રીતે બુદ્ધિમાન બ્રહ્મદેવનું જે રહસ્ય હતું, તેને જ મેં સંક્ષેપમાં તમને કહી સંભળાવ્યું છે. માટે હે તપોધનો ! તમારે કોઈ પ્રકારે ભયભીત થવાનું કંઈ કારણ નથી.[37] તમે દીર્ઘદૃષ્ટિવાળા છો, તમારી ગતિ સર્વત્ર અસ્ખલિત હોય છે, તમે તપસ્વીઓનાં વ્રતથી દીપી રહ્યા છો અને તમે જ્ઞાન તથા વિજ્ઞાનથી શોભી રહ્યા છો.[38] માટે તમે સ્વર્ગ અથવા પૃથ્વી ઉપર જે કંઈ મોટું આશ્ચર્ય જોયું હોય અથવા સાંભળ્યું હોય તે મને કહો.[39] તમારું વાણીરૂપ મધ અમૃત સમાન મીઠું હોય છે અને મને તેનું પાન કરવાની ઉત્કટ ઇચ્છા છે. માટે તમે તપોવનનિવાસી તે મને કહો. હે તેજ સમાન દેખાવવાળા ઋષિઓ ! હું પોતે જ તમે કદી નહિ જોયેલા અદ્ભુત દેખાવવાળા દિવ્ય પદાર્થોને સ્વર્ગમાં તથા પૃથ્વી ઉપર જોઈ રહ્યો છું; કેમ કે મારી પરાપ્રકૃતિ કોઈ સ્થળે પણ પ્રતિહત થતી નથી. છતાં મારા આત્મામાં જ રહેલું તે સમગ્ર ઐશ્વર્ય અને આશ્ચર્યકારક દેખાતું નથી.[40-42] વળી સજ્જનોના મુખથી સાંભળવામાં આવેલો હરકોઈ વિષય શ્રદ્ધા કરવા યોગ્ય હોય છે અને સજ્જનોએ કહેલો સમગ્ર વિષય શિલાલેખની પેઠે પૃથ્વી પર દીર્ઘકાળ પર્યંત સ્થિર રહે છે.[43] માટે જ હું સજ્જનોનો સમાગમ થતાં તેમના મુખમાંથી નીકળેલા વચનામૃતનું પાન કરવા આતુર રહું છું અને મનુષ્યોની બુદ્ધિને પ્રદીપ્ત કરનારાં તે અદ્ભુત વચનો હું બીજાઓને પણ કહી સંભળાવું છું.[44]

પછી શ્રીકૃષ્ણની સમીપ બેઠેલા એ સર્વ મુનિગણો અત્યંત આશ્ચર્ય પામ્યા અને કમળપત્ર જેવાં પોતાનાં નેત્રોથી એ જનાર્દનને એકીટસે જોઈ રહ્યા.[45] તેમાંના કેટલાએક તો મધુસૂદન શ્રીકૃષ્ણના યશને વધારવા લાગ્યા, કેટલાએક તેમની પૂજા કરવા લાગ્યા અને કેટલાએક તો વેદની ઋચાઓથી શોભી રહેલા અર્થવાળી વાણીથી તેમની સ્તુતિ કરવા લાગ્યા.[46] પછી એ સર્વ મુનિગણોએ દેવ સમાન અદ્ભુત દેખાવવાળા તથા બોલવામાં કુશળ એવા નારદમુનિને કોઈ અદ્ભુત કથા કહેવાની પ્રેરણા કરી.[47]

મુનિઓ બોલ્યા : હે મહાસમર્થ નારદમુનિ ! તીર્થયાત્રાના પ્રસંગે આ સર્વ મુનિગણોએ હિમાલય પર્વત ઉપર જે કંઈ અચિંત્ય આશ્ચર્ય અનુભવ્યું છે, તે સર્વ તમે જેમ જોયું છે, તેમ આ ઋષિસંઘનું હિત કરવા માટે શ્રીકૃષ્ણની આગળ મૂળથી માંડીને કહો.[48,49]

સર્વ મુનિઓએ એ પ્રમાણે કહ્યું, એટલે દેવર્ષિ ભગવાન નારદમુનિ પૂર્વકાળમાં બનેલી આવી એક

કથા કહેવા લાગ્યા.[૫૦]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ-પર્વમાં 'શંકરના તેજની પુત્રરૂપે ઉત્પત્તિ' નામનો અધ્યાય ૧૩૯મો સમાપ્ત

## अध्याय १४० मो

### ઉમા અને મહેશ્વરનો સંવાદ

॥ भीष्म उवाच ॥

**ततो नारायणसुहृन्नारदो भगवानृषिः ।**
**शंकरस्योमया सार्धं संवादं प्रत्यभाषत ॥ १ ॥**

ભીષ્મ બોલ્યા : પછી ત્યાં શ્રીકૃષ્ણના મિત્ર ભગવાન નારદઋષિ પાર્વતી સાથે થયેલો શ્રીશંકરનો સંવાદ કહેવા લાગ્યા.[૧]

નારદ બોલ્યા : પૂર્વે વૃષભ( બળદ )ના ચિહ્નને ધ્વજામાં ધારણ કરનારા અને દેવોના ઈશ્વર એવા ધર્માત્મા શ્રીશંકર સિદ્ધો તથા ચારણોથી સેવાયેલા પવિત્ર હિમાલય પર્વત ઉપર તપ કરી રહ્યા હતા.[૨] તે હિમાલય પર્વત અનેક ઔષધિઓથી ભરપૂર છે, રમણીય છે, ભાતભાતનાં પુષ્પોથી છવાયેલો છે, અપ્સરાઓના સમુદાયોથી વ્યાપ્ત છે અને અસંખ્ય ભૂતગણોથી સેવિત છે તે હિમાલય પર્વત ઉપર સેંકડો ભૂતગણોથી વીંટાયેલા દેવ શંકર અત્યંત આનંદપૂર્વક તપશ્ચર્યા કરી રહ્યા હતા. તે સમયે તેમની આસપાસ જે ભૂતગણોની સભા બેઠી હતી, તેમાંના કેટલાએકનાં સ્વરૂપો અનેક પ્રકારનાં હતાં, કેટલાએકનાં સ્વરૂપો બેડોળ હતાં અને કેટલાએકનો દેખાવ દિવ્ય અને અદ્‌ભુત હતો. કેટલાએકની આકૃતિ સિંહ, વાઘ તથા હાથીના જેવી હતી, કેટલાએક સર્વ જાતિનાં પ્રાણીઓ જેવા હતા, કેટલાએકનાં મુખ શિયાળ તથા દીપડાના જેવાં હતાં અને કેટલાએકનાં મુખ રીંછ અને બળદના જેવાં હતાં. કેટલાએકનાં મુખ ઘુવડના જેવાં હતાં, કેટલાએકનો દેખાવ ભયંકર હતો, કેટલાએકનાં મુખ નહાર તથા શકરા જેવાં હતાં અને કેટલાએકનાં મુખ મૃગના જેવાં હોઈને તરેહતરેહના વર્ણવાળાં હતાં. આ રીતે તે ભૂતગણો સર્વ જાતિનાં પ્રાણીઓ સમાન દેખાવવાળા હતા. વળી તે સભામાં અનેક કિન્નરો, યક્ષો, ગંધર્વો, રાક્ષસો તથા ભૂતગણો બેઠા હતા, સર્વત્ર દિવ્ય પુષ્પો છવાઈ રહ્યાં હતાં અને જ્યાંત્યાં દિવ્ય જ્વાળાઓ ભભૂકી રહી હતી. એ સભામાં સર્વત્ર દિવ્ય ચંદન અને દિવ્ય ધૂપનો સુગંધ મહેકી રહ્યો હતો અને સ્થળે સ્થળે દિવ્ય વાદિત્રોના ગડગડાટ થઈ રહ્યા હતા. વળી એ સભામાં નરઘાં, ઢોલ, શંખો તથા ભેરીઓ વગેરે અનેક વાદિત્રો વાગી રહ્યાં હતાં અને સંખ્યાબંધ ભૂતસમુદાયો તથા મયૂરો ચોતરફ નૃત્ય કરી રહ્યા હતા. ત્યાં અપ્સરાઓનું દિવ્ય નૃત્ય ચાલી રહ્યું હતું અને સંખ્યાબંધ દેવર્ષિઓ ત્યાં બિરાજ્યા હતા. આથી તે દિવ્ય સભા દૃષ્ટિને પ્રિય થઈ પડતી હતી, અવર્ણનીય હતી અને અત્યંત અદ્‌ભુત જણાતી હતી.[૩-૧૦] તે સમયે તે ગિરિ ગિરિશના તપપ્રભાવથી અત્યંત પ્રકાશી રહ્યો હતો અને સ્વાધ્યાયનિષ્ઠ બ્રાહ્મણવરોના વેદઘોષથી ગાજી રહ્યો હતો.[૧૧] વળી હે માધવ ! તે હિમાલય પર્વત ભમરાઓના ગીતધ્વનિઓથી નિરુપમ જણાતો હતો. આમ હે જનાર્દન ! પ્રથમ ભયંકર સ્વરૂપને ધારણ કરનારા તે પર્વતને એ સમયે મોટા એક ઉત્સવ તુલ્ય થઈ પડેલો જોઈ, મુનિગણોને ઘણો જ આનંદ થયો. ત્યારે મહાભાગ્યશાળી મુનિઓ, અસ્ખલિત બ્રહ્મચર્યવાળા સિદ્ધો, મરુદ્‌ગણો, વસુઓ, સાધ્યો, વિશ્વેદેવાઓ, ઇંદ્ર, યક્ષો, નાગો, પિશાચો, લોકપાલો, અગ્નિઓ, વાયુઓ અને સર્વ મહાભૂતો પણ ત્યાં આવ્યા હતા. ત્યાં સર્વ ઋતુઓ સર્વ જાતનાં મહા અદ્‌ભુત પુષ્પોને વરસાવી રહી હતી.[૧૨-૧૫] ત્યાં જ્વલંત ઔષધિઓએ સર્વ વનપ્રદેશને ઝગઝગ કરી મૂક્યો હતો અને હર્ષમાં આવી ગયેલાં પક્ષીઓ

ત્યાં નૃત્યની સાથે કલ્લોલ કરી રહ્યાં હતાં.[૧૬] ત્યાં બીજાં અનેક પ્રાણીઓ તે પર્વતના સુંદર પ્રદેશ ઉપર લોકોને પ્રિય થઈ પડે તેવી વાણી ઉચ્ચારી રહ્યાં હતાં. તે સમયે દિવ્ય ધાતુઓથી શોભી રહેલા તે ગિરિતટ ઉપર બિરાજીને મહાત્મા શંકર જાણે એક પલંગ ઉપર બિરાજ્યા હોય તેમ શોભી રહ્યા હતા. તે ભગવાને વ્યાઘ્રચર્મરૂપ વસ્ત્રો ધારણ કર્યાં હતાં અને સિંહચર્મરૂપ ઉત્તરીય સજ્યું હતું. તેમણે સર્પોની જનોઈ પહેરી હતી અને લાલ રંગના બાજુબંધો ધારણ કરીને તે શોભી રહ્યા હતા. તેમની દાઢી કંઈક પિંગટવર્ણી જણાતી હતી, મસ્તક ઉપર તેમણે જટા ધારણ કરી હતી, તેમનો દેખાવ ભયંકર હતો અને તે દેવોનો દ્વેષ કરનારા અસુરોને ભયકર્તા હતા.[૧૭-૧૯] તે વૃષભધ્વજ ભગવાન પ્રાણીમાત્રને અને તેમાં પણ પોતાના ભક્તોને અભયરૂપ છે. એ ભગવાનનાં દર્શન કરીને સર્વ મહર્ષિઓએ પોતાનાં મસ્તકો હેઠ પૃથ્વી સુધી ઢાળ્યાં. તેથી તેઓ સર્વ પાપોથી મુક્ત થઈને શાંત થયા તેમ જ સર્વ દોષોથી રહિત થયા. ભૂતપતિ શંકરનું તે નિવાસસ્થાન ભયંકર સ્વરૂપને ધારણ કરનારું હતું.[૨૦,૨૧] તે કોઈથી પણ પરાભવ પામવાને અશક્ય હતું, મોટા મોટા સર્પોથી ભરપૂર હતું અને છતાં તે દીપી રહ્યું હતું. હે મધુસૂદન! એક ક્ષણવારમાં તો તે સર્વ સ્થાન ઘણું જ આશ્ચર્યજનક થઈ પડ્યું.[૨૨] ત્યારે શંકરની તે સભા પણ ભયંકર સ્વરૂપને ધારણ કરનારી હોય તેવી દેખાવા લાગી. ત્યાં હિમાચળપુત્રી પાર્વતી અનેક ભૂતગણોની સ્ત્રીઓ સાથે આવી પહોંચ્યાં.[૨૩] તેમણે શંકરના જેવાં જ વસ્ત્રો ધારણ કર્યાં હતાં, શંકર સમાન વ્રત ધારણ કર્યું હતું અને હાથમાં સર્વ તીર્થોનાં જળથી ભરેલો સુવર્ણનો કળશ ધારણ કર્યો હતો.[૨૪] ત્યારે હિમાલયમાંથી વહેનારી સર્વ નદીઓ તે પવિત્ર દેવીની પાછળ ચાલતી હતી. એ રીતે હિમાલયની સમીપ જ નિવાસ કરનારાં દેવી પાર્વતી જાતજાતનાં પુષ્પોની તથા અનેક સુગંધી પદાર્થોની વૃષ્ટિ કરતાં કરતાં શંકરની સમીપ આવી પહોંચ્યાં. પછી સુંદર હાસ્યવાળાં પાર્વતીદેવીએ વિનોદ અને સ્મિતપૂર્વક પોતાના બન્ને હાથે શંકરનાં બન્ને સુંદર નેત્રોને એકાએક ઢાંકી દીધાં.[૨૫,૨૬] એ પ્રમાણે શંકરનાં નેત્રો ઢંકાઈ ગયાં એટલે તુરત જ આખું જગત કેવળ અંધકારરૂપ થઈ ગયું, નિશ્ચેષ્ટ થઈ પડ્યું અને હવનહોમ તથા વષટ્કારથી રહિત થઈ પડ્યું.[૨૭] શંકરનાં નેત્રો જેવાં મીંચાઈ ગયાં એટલે તરત જ સર્વ જનસમુદાય અત્યંત ઉદાસ થઈ ગયો, ભયભીત થઈ ગયો અને સૂર્ય પણ જાણે નષ્ટ થઈ ગયો હોય તેમ જણાવા લાગ્યું.[૨૮] એક ક્ષણ જેટલો સમય વ્યતીત થયો એટલે તુરત જ સર્વ લોકમાં પ્રકાશ પ્રકાશ થઈ રહ્યો; કેમ કે શંકરના લલાટમાંથી મોટી પ્રદીપ્ત જ્વાળા બહાર નીકળી.[૨૯] એ સમયે તેમના લલાટમાં સૂર્ય સમાન પ્રકાશી રહેલું એક ત્રીજું નેત્ર ઉત્પન્ન થયું. તેનો દેખાવ પ્રલયકાળના અગ્નિ સમાન પ્રદીપ્ત હતો અને તે હિમગિરિને બાળવા મંડ્યું.[૩૦] પછી અત્યંત વિશાળ નેત્રવાળાં ગિરિજાએ શંકરને બળતા અગ્નિ સમાન નેત્રવાળા જોઈને તેમને મસ્તક નમાવી પ્રણામ કર્યા.[૩૧] હિમાલયનો તે વનપ્રદેશ સાગ અને સરલ આદિ વૃક્ષોથી ભરપૂર હતો, સુંદર ચંદનવૃક્ષોથી છવાઈ રહ્યો હતો અને દિવ્ય ઔષધિઓથી દીપી રહ્યો હોઈને રમણીય દેખાતો હતો. તે જ્યારે બળવા લાગ્યો ત્યારે મૃગોનાં ટોળાંઓ ભયભીત થઈને ચોતરફ નાસભાગ કરવા લાગ્યાં અને શંકરની સમીપ આવી તેમની સભાનું શરણ લેવા મંડ્યાં. એથી તે સભા અનેક પ્રાણીઓથી ખીચોખીચ થઈ ગઈ.[૩૨,૩૩] આમ શંકરના ત્રીજા નયનમાંથી નીકળેલા અગ્નિએ એક

ક્ષણવારમાં હિમાલય પર્વતને બાળીને ભસ્મ કરી દીધો. એ અગ્નિની જ્વાળાઓ છેક આકાશનો સ્પર્શ કરતી હતી, એનો દેખાવ વીજળીના જેવો ચંચળ તથા ભયંકર હતો, એનો પ્રતાપ બાર સૂર્યોના જેવો પ્રખર હતો અને તેનું સ્વરૂપ પ્રલયકાળના બીજા અગ્નિના જેવું જ હતું. આ રીતે હિમાચલ ખાખ થઈ ગયો, તેથી ધાતુઓથી ભરપૂર શિખરપ્રદેશવાળા તે પર્વતની લતાઓ તેમજ ઔષધિઓ પણ બળીને ખાખ થઈ ગઈ.[૩૪,૩૫] હવે હિમાલયપર્વતને આમ અત્યંત દુર્દશામાં આવી પડેલો જોઈને હિમાલયપુત્રી પાર્વતી ભગવાન શંકરને શરણે આવ્યાં અને બે હાથ જોડીને તેમની સમીપ ઊભાં રહ્યાં.[૩૬] તે સમયે સ્ત્રીજાતિના સ્વભાવ પ્રમાણે કોમળતાને પામેલાં અને પોતાના પિતાની દીન અવસ્થાને નહિ ઇચ્છતાં ઉમાને જોઈને ભગવાન શંકરે હિમાલયને પોતાની પ્રીતિભરેલી દૃષ્ટિથી જોયો.[૩૭] એટલે એક ક્ષણવારમાં તે આખો પર્વત પોતાની મૂળ સ્થિતિને પામીને સુંદર દેખાવનો થઈ ગયો. ત્યાં વસનારાં સર્વ પક્ષીઓ પણ અત્યંત હર્ષમાં આવી ગયાં અને આસપાસનાં વનવૃક્ષો પણ સુંદર પુષ્પોથી છવાઈ ગયાં.[૩૮] એ રીતે હિમાલયને પોતાની મૂળ સ્થિતિમાં આવી ગયેલો જોઈને અનિંદ્ય સ્વભાવવાળાં પાર્વતીદેવી પ્રસન્ન થયાં અને તેમણે સર્વ લોકના પતિ અને મહેશ્વર એવા દેવ શંકરને આ પ્રમાણે પૂછ્યું.[૩૯]

ઉમા બોલ્યાં: હે ભગવન્! હે સર્વ પ્રાણીઓના ઈશ્વર! હે ત્રિશૂલધારી! હે મહાવ્રતનિષ્ઠ! મને એક મહાન સંશય થયો છે. તમે તેને દૂર કરવાને યોગ્ય છો.[૪૦] હે દેવ! તમારા લલાટમાં ત્રીજું નેત્ર શા માટે ઉત્પન્ન થયું? તમે શા માટે આ પર્વતને, પક્ષીગણો તથા વનપ્રદેશો સહિત બાળી નાખ્યો?[૪૧] વળી હે દેવ! તમે પુનઃ પોતે જ આ પર્વતને તેની મૂળ સ્થિતિમાં શા માટે લાવી મૂક્યો? તેમ જ તમે શા માટે મારા પિતા આ હિમાલયને પુનઃ વૃક્ષોથી છવાયેલો કર્યો?[૪૨]

મહેશ્વર બોલ્યા: હે દેવી! તેં તારા બાળકસ્વભાવને લીધે મારાં બન્ને નેત્રોને ઢાંકી દીધાં હતાં. તેથી હે નિર્દોષ! તે જ ક્ષણે આ લોકમાંથી પ્રકાશનો સમૂળગો નાશ થઈ ગયો હતો.[૪૩] વળી હે ગિરિજા! તેથી સૂર્ય સુદ્ધાંનો પણ નાશ થઈ ગયો હતો અને આ સમગ્ર જગત કેવળ અંધકારરૂપ થઈ ગયું હતું. માટે પ્રજાઓનું રક્ષણ કરવાની ઇચ્છાથી મેં મારા લલાટમાં મહાતેજસ્વી આ ત્રીજું નેત્ર ઉત્પન્ન કર્યું.[૪૪] હે દેવી! મારા આ ત્રીજા નેત્રનું તેજ મહાપ્રચંડ છે, તેથી આ પર્વતનો છેક નાશ થઈ ગયો હતો; પરંતુ તારું પ્રિય કરવા માટે મેં તેને પાછો મૂળ સ્થિતિમાં લાવી મૂક્યો છે.[૪૫]

ઉમા બોલ્યાં: હે ભગવન્! તમારાં પૂર્વ, પશ્ચિમ તથા ઉત્તર દિશા તરફનાં મુખ કયા કારણને લીધે ચંદ્રના જેવાં પ્રિય દેખાવનાં છે અને શોભાને લીધે સુંદર છે?[૪૬] વળી તમારું દક્ષિણ તરફનું મુખ કયા હેતુથી મહાભયંકર દેખાવનું છે? કયા કારણથી તમારી જટા ઊભી અને પિંગળી છે? તમારો કંઠ કેમ મયૂરનાં પીછાં જેવો શ્યામ થઈ ગયો છે?[૪૭] તમારા હાથમાં નિરંતર પિનાક ધનુષ્ય શા માટે રહે છે? હે દેવ! તમે શા માટે નિત્ય જટાધારી તથા બ્રહ્મચારી રહો છો?[૪૮] હે પ્રભુ! તમે મારા સર્વ સંશયનો નિર્ણય કરો હે વૃષભધ્વજ! હું તમારી સહધર્મચારિણી છું અને તમારી ભક્ત છું.[૪૯]

ભીષ્મ બોલ્યા: શૈલનંદિની પાર્વતીએ ભગવાન શંકરને એ પ્રમાણે પૂછ્યું, એટલે તે પિનાકધારી પ્રભુ તેમનાં ધૈર્યબળથી તથા બુદ્ધિબળથી

તેમના પર પ્રસન્ન થયા.[૫૦] હવે મહાદેવે ઉમાદેવીને કહ્યું કે, 'હે સુભગા! હે સુંદરમુખી! કયાં કારણોથી મારાં સ્વરૂપો આવા પ્રકારનાં થયાં છે, તે તું સાંભળ.'[૫૧]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ઉમામહેશ્વરસંવાદ' નામનો અધ્યાય ૧૪૦મો સમાપ્ત

## अध्याय १४१ मो

### ઉમા અને મહેશ્વરનો સંવાદ (ચાલુ)

॥ શ્રીભગવાનુવાચ ॥

**तिलोत्तमा नाम पुरा ब्रह्मणा योषिदुत्तमा ।**
**तिलं तिलं समुद्धृत्य रत्नानां निर्मिता शुभा ॥**

શ્રીભગવાન બોલ્યા : હે પાર્વતી! પૂર્વે બ્રહ્મદેવે સર્વ રત્નોમાંથી તલ તલ જેટલો ભાગ લઈને તિલોત્તમા નામની એક સુંદર ઉત્તમ સ્ત્રીને ઉત્પન્ન કરી હતી. હે દેવી! તે સ્ત્રી આ પૃથ્વીમાં અનુપમ રૂપવાળી છે. હે શુભા! એક દિવસે તે સુંદરમુખી મારી પાસે આવી હતી અને પ્રદક્ષિણા કરીને મને લોભાવતી હતી.[૧-૨] હે દેવી! ત્યારે સુંદર દાંતવાળી તે સ્ત્રી જે જે દિશા તરફ દોડાદોડ કરતી હતી, તે તે દિશા તરફ મારું સુંદર મુખ ઉત્પન્ન થવા લાગ્યું હતું.[૩] આ રીતે એ સ્ત્રીને જોવાની ઇચ્છાથી મેં મારા યોગબળથી ચાર મુખોને પ્રકટ કર્યાં હતાં અને તે દિવસથી હું ચાર મુખવાળો થયો છું.[૪] હે અનિંદ્ય દેવી! હું મારા પૂર્વ તરફના મુખથી સર્વના પર આધિપત્ય ભોગવું છું અને ઉત્તર તરફના મુખથી તારી સાથે રમણ કરું છું.[૫] મારું પશ્ચિમ તરફનું મુખ સૌમ્ય છે અને પ્રાણીમાત્રને સુખ આપનારું છે, પણ મારું દક્ષિણ તરફનું મુખ ભયંકર દેખાવનું છે અને સર્વ પ્રજાઓને સંહારે છે.[૬] સર્વ લોકોનું હિત કરવાની ઇચ્છાથી હું જટાધારી તથા બ્રહ્મચારી રહું છું અને દેવોનું કાર્ય સિદ્ધ કરવા માટે મારા હાથમાં પિનાકધનુષ સ્થિતિ કરી રહ્યું છે.[૭] પૂર્વે ઇંદ્રે મારી સંપત્તિ સંપાદન કરવાની ઇચ્છાએ મારા પર વજ્ર ફેંક્યું હતું. વજ્ર મારા કંઠને બાળી નાખીને ચાલ્યું ગયું હતું, તેથી મારો કંઠ શ્યામ થઈ ગયો છે.[૮]

ઉમા બોલ્યાં : હે દેવશ્રેષ્ઠ! આ જગતમાં બીજાં અનેક સુંદર વાહનો છે, છતાં શા માટે આ બળદ તમારું વાહન થયો છે?[૯]

મહેશ્વર બોલ્યા : પૂર્વે બ્રહ્માએ સુરભિ નામની એક દૂઝણી દેવધેનુ ઉત્પન્ન કરી હતી. આમ ઉત્પન્ન થયેલી તે ગાયે પોતાનાં અનેક સ્વરૂપો ધારણ કરીને અમૃત સરખું પુષ્કળ દૂધ ઝરવા માંડ્યું હતું.[૧૦] હવે એ સુરભિનો વાછરડો ધાવતો હતો, ત્યારે તેના મુખ ઉપરથી ઝરેલું દૂધનું ફીણ મારા શરીર પર પડ્યું, એટલે મેં ક્રોધાયમાન થઈને સર્વ ગાયોને બાળી નાખી અને તેમને જુદા જુદા વર્ણવાળી કરી મૂકી.[૧૧] પછી લોકતત્ત્વના અર્થને જાણનારા લોકગુરુ બ્રહ્માએ મને શાંત પાડ્યો અને ધજાના ચિહ્ન માટે તથા વાહન માટે આ બળદ મને અર્પણ કર્યો.[૧૨]

ઉમા બોલ્યાં: હે ભગવન્! સ્વર્ગ જેવા સ્થાનમાં સર્વ ગુણોથી યુક્ત એવાં તમારાં અનેક નિવાસસ્થાનો છે; છતાં તેમનો ત્યાગ કરીને તમે કેમ આ શ્મશાનમાં રમણ કરો છો?[૧૩] આ શ્મશાન તો પ્રાણીઓના કેશ તથા હાડકાંઓથી વ્યાપ્ત છે, ભયંકર છે, ખોપરીઓ તથા ઘડાઓથી ભરપૂર છે, ગીધડાં તથા શિયાળોથી સંકુલ છે અને સેંકડો ચિતાઓના અગ્નિઓથી છવાઈ રહ્યું છે.[૧૪] વળી તે અપવિત્ર છે, માંસથી કીચડવાળું છે, ચરબી તથા રુધિરના કાદવવાળું છે, વીખરાઈ પડેલાં આંતરડાંઓ તથા હાડકાંઓના ઢગોથી ભરપૂર છે અને શિયાળોની ગર્જનાઓથી ગાજી રહ્યું છે.[૧૫]

મહેશ્વર બોલ્યા : હું કોઈ પવિત્ર સ્થાનની

શોધમાં ને શોધમાં આખી પૃથ્વી પર નિરંતર વિચર્યા કરું છું, પરંતુ શ્મશાન વિના બીજું કોઈ પણ અત્યંત પવિત્ર સ્થાન મારા જોવામાં આવતું નથી. (કેમ કે બ્રહ્મપ્રાપ્તિની ઇચ્છા રાખનારા પુરુષો શ્મશાનનું જ નિરંતર સેવન કરે છે.)[16] આથી મારું મન બીજાં સર્વ નિવાસસ્થાનો કરતાં શ્મશાનમાં જ રમણ કર્યા કરે છે. એ શ્મશાન વટવૃક્ષની શાખાઓથી ઢંકાયેલું અને મુડદાંઓને પહેરાવી કાઢી નાખેલી પુષ્પમાળાઓથી શોભી રહ્યું છે.[17] હે શુચિસ્મિતા! મારા આ ભૂતગણો પણ નિત્ય ત્યાં જ રમણ કર્યા કરે છે. હે દેવી! એ ભૂતગણોના વિના હું એકલો કદી રહી શકતો પણ નથી.[18] હે શુભા! આ શ્મશાન-નિવાસને હું પવિત્ર અને સ્વર્ગ તુલ્ય માનું છું. વળી પવિત્રતાની ઇચ્છા રાખનારા પુરુષો પણ એ પરમ પવિત્ર શ્મશાનનું જ નિત્ય સેવન કરે છે.[19]

ઉમા બોલ્યાં : હે ભગવન્! હે સર્વ પ્રાણીઓના ઈશ્વર! હે ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ! હે પિનાકપાણિ! હે વરદાતા! મને આ એક મહાન સંશય થયો છે.[20] હે પ્રભુ! આ સર્વ મુનિગણો તપને યોગ્ય વેષ ધારણ કરીને સદાકાળ તપશ્ચર્યા કર્યા કરે છે અને જુદી જુદી અનેક આકૃતિ ધારણ કરીને લોકમાં વિચર્યા કરે છે.[21] માટે આ ઋષિસમુદાયનું તથા મારું પોતાનું પ્રિય કરવાની ઇચ્છાથી મને એક સંદેહ ઉત્પન્ન થયો છે. હે રિપુનાશન! તમે તેનું નિવારણ કરવાને યોગ્ય છો.[22] હે ધર્મજ્ઞ! ધર્મનું લક્ષણ શું કહેવામાં આવ્યું છે અને ધર્મને નહિ જાણનારા પુરુષો તેનું આચરણ કેવી રીતે કરી શકે છે, હે પ્રભુ! તે મને કહો.[23]

નારદ બોલ્યા : દેવી પાર્વતીએ એ પ્રશ્ન કર્યો, એટલે ત્યાં બેઠેલા સર્વ મુનિગણોએ તેમની પ્રશંસા કરી. વળી તેમણે વેદની ઋચાઓથી શોભી રહેલા અર્થવાળી વાણીથી તથા ઉત્તમ અર્થવાળાં સ્તોત્રોથી તેમની સ્તુતિ કરી.[24]

મહેશ્વર બોલ્યા : કોઈની હિંસા ન કરવી, સત્ય વચન બોલવું, પ્રાણીમાત્ર ઉપર દયા રાખવી, ઇંદ્રિયોનો નિગ્રહ કરવો અને યથાશક્તિ દાન આપવું આ ગૃહસ્થાશ્રમીઓનો ઉત્તમ ધર્મ છે.[25] વળી પરસ્ત્રીનો અસંસર્ગ, પારકી થાપણની રક્ષા, પોતાને સ્વાધીન કરેલી પરસ્ત્રીનું રક્ષણ, કોઈએ નહિ આપેલી વસ્તુ લેવાનો ત્યાગ તથા માંસ-મદિરાનો ત્યાગ આવા પાંચ પ્રકારનો ધર્મ છે. તે ઉપરાંત બીજી અનેક શાખાઓવાળો ધર્મ છે અને તે પરિણામમાં સુખજનક હોય છે. માટે આ ધર્મમાં પરાયણ રહેનાર પ્રાણીઓએ તેનું અવશ્ય આચરણ કરવું. એથી પુણ્યની ઉત્પત્તિ થાય છે.

ઉમા બોલ્યાં : હે ભગવન્! મને એક બીજો સંશય ઉત્પન્ન થયો છે. તમે તેને દૂર કરવાને યોગ્ય છો. ચારે વર્ણોનો કયો કયો ધર્મ છે અને પોતપોતાના વર્ણમાં રહીને કયા ધર્મનું આચરણ ગુણાવહ થઈ પડે છે?[26-28] વળી બ્રાહ્મણમાં, ક્ષત્રિયમાં, વૈશ્યમાં અને શૂદ્રમાં કેવો ધર્મ હોવો જોઈએ, તે મને કહો.[29]

મહેશ્વર બોલ્યા : હે મહાભાગા! તેં આ સર્વ પ્રશ્ન ન્યાયપૂર્વક પૂછ્યા છે. આ જગતમાં મહાભાગ્યશાળી બ્રાહ્મણો પૃથ્વીના દેવ કહેવાય છે.[30] માટે સદા ઇંદ્રિયોનો જય કરવો, એ જ નિઃસંશય બ્રાહ્મણોનો ધર્મ છે. એ રીતે ધર્માર્થયુક્ત થયેલો બ્રાહ્મણ જ બ્રહ્મરૂપ થઈ શકે છે.[31] હે દેવી! બ્રાહ્મણની ધર્મક્રિયા એ જ હોઈ શકે કે, તેણે ન્યાયપૂર્વક બ્રહ્મચર્ય પાળવું અને બ્રહ્મચર્યના પાલનપૂર્વક ઉપનયનસંસ્કાર કરવા અર્થાત્ જનોઈ લેવું. આથી તે એક શુદ્ધ બ્રાહ્મણ થઈ શકે છે.[32] વળી પ્રત્યેક ધર્મપરાયણ મનુષ્યે ગુરુ તથા દેવોની પૂજા કરવા માટે સ્વાધ્યાયનો અભ્યાસ

કરવારૂપ ધર્મનું અવશ્ય આચરણ કરવું, તેથી પુણ્યને ઉત્પન્ન કરી શકાય છે.[૩૩]

ઉમા બોલ્યાં: હે ભગવન્! મને એક સંશય રહે છે, તેને દૂર કરવાને તમે યોગ્ય છો. ચારે વર્ણોના ધર્મોનું તમે સારી રીતે વર્ણન કરો.[૩૪]

મહેશ્વર બોલ્યા: બ્રહ્મચર્યાશ્રમીએ ધર્મના રહસ્યનું શ્રવણ કરવું, વેદવ્રતનું સેવન કરવું, અગ્નિકાર્ય કરવું, ગુરુઓનાં કાર્ય સિદ્ધ કરવાં, ભિક્ષા માગી લાવવી, નિત્ય યજ્ઞોપવીત (જનોઈ) ધારણ કરવું અને નિત્ય સ્વાધ્યાયપરાયણ રહેવું. પછી ગુરુની આજ્ઞા લઈ બ્રાહ્મણે સમાવર્તન-સંસ્કાર કરવો અને યોગ્ય સ્ત્રી સાથે વિધિપૂર્વક લગ્ન કરવું.[૩૫-૩૭] ગૃહસ્થી બ્રાહ્મણે શૂદ્રના અન્નનો ત્યાગ કરવો, સન્માર્ગનું સેવન કરવું, નિત્ય ઉપવાસ કરવા (અર્થાત્ નિયમિત ભોજન કરવું), બ્રહ્મચર્ય× પાળવું. અગ્નિહોત્રનું સેવન કરવું, નિત્ય વેદસ્વાધ્યાય કરવો, અગ્નિને આહુતિઓ આપવી, ઇંદ્રિયોનો સંયમ જાળવવો, અતિથિ આદિને અર્પણ કર્યા પછી અવશેષ રહેલા અન્નનું ભોજન કરવું, નિયમિત આહાર કરવો, સત્ય વાણી બોલવી, પવિત્રતા જાળવવી અને અતિથિવ્રતનું સેવન કરવું. વળી ત્રણે અગ્નિઓને ધારણ કરી રાખવા અને વિધિપૂર્વક ઇષ્ટિઓ તથા પશુબંધો કરવા.[૩૮-૪૦] યજ્ઞ કરવો એ પરમધર્મ છે, પ્રાણી માત્રને વિષે અહિંસા રાખવી એ પરમધર્મ છે અને પંચ મહાયજ્ઞો કરતાં અવશેષ રહેલા અન્નનું ભક્ષણ કરવું, તે પણ બ્રાહ્મણોનો પરમધર્મ છે.[૪૧] પોતાનો પરિજન (સેવકવર્ગ અથવા પોષ્યવર્ગ) ભોજન કરી રહે તે પછી ભોજન કરવું, તે ગૃહસ્થ બ્રાહ્મણોનો ધર્મ છે. તેમાં પણ જે બ્રાહ્મણ શ્રોત્રિય હોય, તેણે તો પૂર્વોક્ત ધર્મનું ખાસ કરીને પાલન કરવું.[૪૨] સ્ત્રીપુરુષોએ સમાન આચરણ કરવું અથવા સમાન ચારિત્ર્ય રાખવું, તે પ્રત્યેક ગૃહસ્થાશ્રમી મનુષ્યનો ધર્મ છે. વળી ગૃહદેવતાઓનું પૂજન કરવું, તેમને નિત્ય પુષ્પો તથા બલિદાનો અર્પણ કરવાં, ઘરને નિત્ય લીંપીને સાફ રાખવું, નિત્ય ઉપવાસ કરવા (એટલે નિયમિત ભોજન કરવું), ઘરને વાળીને તથા લીંપીને સ્વચ્છ રાખવું અને ઘરમાં નિત્ય ઘીનો ધુમાડો કરવો, એ પણ ગૃહસ્થાશ્રમીનો ધર્મ છે.[૪૩,૪૪] આ ગૃહસ્થ બ્રાહ્મણનો ધર્મ છે અને તે લોકનું ધારણપોષણ કરનારો છે. ઉત્તમ બ્રાહ્મણો આ ધર્મનું નિત્ય પાલન પણ કરે છે.[૪૫]

× અર્થાત્ ઋતુકાળના સમયે જ પોતાની સ્ત્રી સાથે ગમન કરવું.

હવે હે દેવી! જે ધર્મ ક્ષત્રિયોને માટે મેં કહેલો છે, તે ધર્મ હું તને કહું છું. તે તું સાવધાન થઈને સાંભળ.[૪૬] પ્રજાઓનું પાલન કરવું તે ક્ષત્રિયોનો પ્રથમ ધર્મ છે; કેમ કે પ્રજાઓ પાસેથી છઠ્ઠો ભાગ લઈને ધર્મપૂર્વક તેનું ફળ ભોગવનારો રાજા ધર્મ સંપાદન કરી શકે છે.[૪૭] જે રાજા ધર્મપૂર્વક પ્રજાઓનું પાલન કરે છે, તેને પ્રજાપાલનરૂપ ધર્મથી દિવ્યલોક પ્રાપ્ત થાય છે.[૪૮] ઇંદ્રિયોનો નિગ્રહ કરવો, વેદનો સ્વાધ્યાય કરવો, અગ્નિહોત્રનું સેવન કરવું, દાન આપવું, વિદ્યાભ્યાસ કરવો, યજ્ઞોપવીત ધારણ કરવું, યજ્ઞ કરવા, ધાર્મિક ક્રિયાઓ કરવી, પોષ્યવર્ગનું ભરણપોષણ કરવું અને હરકોઈ કર્મનો આરંભ કરીને તેમાં સફળતા મેળવવી, એ રાજાનો પરમધર્મ છે.[૪૯,૫૦] વળી યોગ્ય રીતે અપરાધીઓને શિક્ષા કરવી, વેદોક્ત યજ્ઞયાગાદિ ક્રિયાઓ કરવી, વ્યાવહારિક મર્યાદાનું પાલન કરવું અને સત્ય ભાષણ બોલવા ઉપર પ્રીતિ રાખવી, તે રાજાના ધર્મ છે.[૫૧] જે રાજાને કોઈ દુઃખી મનુષ્યનાં દુઃખો દૂર કરવાની પ્રીતિ હોય છે, તે રાજા આ લોકમાં તથા પરલોકમાં પૂજાય છે. વળી જે રાજા ગાયો તથા બ્રાહ્મણોને

માટે યુદ્ધમાં પરાક્રમપૂર્વક પ્રાણ પાથરે છે, તેને સ્વર્ગલોકમાં અશ્વમેધયજ્ઞોથી પ્રાપ્ત થનારા લોક પ્રાપ્ત થાય છે.[૫૨,૫૩]

પશુઓનું પાલન કરવું, ખેતીવાડી કરવી, અગ્નિહોત્ર રાખવું, દાન કરવું અને વેદાધ્યયન કરવું, એ વૈશ્યનો નિત્યનો ધર્મ છે.[૫૪] વળી વેપાર કરવો, સન્માર્ગે રહેવું, અતિથિઓનો સત્કાર કરવો, આંતર્બાહ્ય ઇંદ્રિયોનો નિગ્રહ કરવો, બ્રાહ્મણોનું સ્વાગત કરવું અને સમય આવે ત્યારે બ્રાહ્મણો માટે આત્મત્યાગ પણ કરવો, એ વૈશ્યોનો સનાતન ધર્મ છે.[૫૫] વ્યાપારિક માર્ગનું સેવન કરનારા અને સન્માર્ગનો આશ્રય કરનારા વૈશ્યે તલનો, સુગંધી પદાર્થોનો તથા કોઈ પ્રકારના રસપદાર્થોનો કદી પણ વેપાર કરવો નહિ.[૫૬]

શૂદ્રનો નિત્ય એજ ધર્મ છે કે, તેણે ત્રણે વર્ણોની પોતાની શક્તિ અને યોગ્યતા પ્રમાણે સેવા કરવી, સર્વનો અતિથિસત્કાર કરવો અને બ્રાહ્મણોની નિત્ય સેવા કરવી.[૫૭] જે શૂદ્ર પોતાને ત્યાં આવેલા અતિથિની સેવા કરવામાં તત્પર રહીને મહાન તપનો સંગ્રહ કરે છે, તે જ શૂદ્ર પ્રખર તપસ્વી, સત્યવાદી અને જિતેંદ્રિય કહેવાય છે.[૫૮] જે શૂદ્ર નિત્ય પવિત્ર આચારનું પાલન કરે છે અને દેવતાઓ તથા બ્રાહ્મણોનું પૂજન કરે છે, તે બુદ્ધિમાન શૂદ્રને ધર્મનાં ઇષ્ટ ફળ પ્રાપ્ત થાય છે.[૫૯] હે શોભના! એ પ્રમાણે મેં તને ચારે વર્ણોના ધર્મો કહ્યા. હવે હે સુભગા! બીજું શું સાંભળવાની ઇચ્છા છે?[૬૦]

ઉમા બોલ્યાં: હે ભગવન્! પવિત્ર અને હિતકારક એવો ચારે વર્ણનો ભિન્ન ભિન્ન ધર્મ તમે મને કહ્યો છે. હવે જે ધર્મ સર્વસામાન્ય હોય તે મને કહો.[૬૧]

મહેશ્વર બોલ્યા: લોકના સારરૂપ અને સર્વત્ર ગુણોની અભિલાષા રાખનારા બ્રહ્મદેવે બ્રાહ્મણોને સમગ્ર લોકોને તારવા માટે ઉત્પન્ન કર્યા છે. માટે જ તેઓ સર્વ મનુષ્યોમાં પૃથ્વીના દેવ કહેવાય છે.[૬૨] આ બ્રાહ્મણોનાં ધર્મકર્મ તથા તેનાં ફળો હું તને કહું છું. વળી બ્રાહ્મણોમાં જે ધર્મને અત્યંત શ્રેષ્ઠ માનવામાં આવ્યો છે, તે ધર્મ પણ હું તને કહું છું.[૬૩] પૃથ્વીની ઉત્પત્તિ સમયે બ્રહ્મદેવ નિત્ય જે ત્રણ ધર્મોને લોકોના પુણ્યસંગ્રહ માટે ઉત્પન્ન કરે છે, તેમનું પણ તું મારી પાસેથી શ્રવણ કર.[૬૪] એક વેદોક્ત શ્રેષ્ઠ ધર્મ, બીજો ધર્મશાસ્ત્રોક્ત ધર્મ અને ત્રીજો શિષ્ટાચારરૂપ ધર્મ-એ ત્રણે ધર્મો સનાતન કહેવાય છે. બ્રાહ્મણે ત્રણે વેદોનું અધ્યયન કરવું જોઈએ અને વિદ્વાન થવું જોઈએ. પણ પોતાના અધ્યયન ઉપર આજીવિકા ન કરવી જોઈએ. બ્રાહ્મણે દાન, અધ્યયન તથા યજન એ ત્રણે કર્મોમાં નિત્ય પરાયણ રહેવું જોઈએ; કામ, ક્રોધ તથા લોભ એ ત્રણેનો નિત્ય પરિત્યાગ કરવો જોઈએ અને સર્વની સાથે મિત્રતા રાખવી જોઈએ. આ રીતે વર્તનારા બ્રાહ્મણને જ બ્રાહ્મણ કહેવામાં આવે છે.[૬૫,૬૬] ભુવનેશ્વર બ્રહ્મદેવે બ્રાહ્મણોની આજીવિકાને માટે આ છ કર્મો કહેલાં છે. તેમને સનાતન ધર્મરૂપ કહેવામાં આવે છે. તું તેનું શ્રવણ કર.[૬૭] યજ્ઞ કરવો અને યજ્ઞ કરાવવો, દાન આપવું અને દાન લેવું, તેમજ અધ્યયન કરવું અને અધ્યયન કરાવવું, આ છ કર્મો કરનારો બ્રાહ્મણ ધર્મને પ્રાપ્ત કરી શકે છે. નિત્ય સ્વાધ્યાય કર્યા કરવો તે બ્રાહ્મણોનો ધર્મ છે, નિત્ય યજ્ઞ કરવો-કરાવવો તે બ્રાહ્મણોનો સનાતન ધર્મ છે અને પોતાની શક્તિ પ્રમાણે વિધિપૂર્વક દાન કરવું તે પણ બ્રાહ્મણને માટે ઉત્તમ ગણાય છે.[૬૮,૬૯] પ્રત્યેક પવિત્ર ગૃહસ્થનો મહાન ધર્મસંગ્રહ એ જ છે કે, તેણે શાંતિરૂપ ઉત્તમ ધર્મનું પાલન કરવું. એ શાંતિરૂપ ધર્મ સત્પુરુષોમાં નિત્ય જોવામાં આવે છે.[૭૦] જે ગૃહસ્થ

પાંચ મહાયજ્ઞો કરીને ચિત્તશુદ્ધિ સંપાદન કરે છે, સત્ય વાણી બોલે છે, અસૂયાદિદોષોનો ત્યાગ કરે છે, સુપાત્રને દાન આપે છે, બ્રાહ્મણોનો સત્કાર કરે છે, પોતાના ઘરને વાળીઝાડીને સાફ રાખે છે, અભિમાનનો ત્યાગ કરે છે, નિત્ય સરળ સ્વભાવને ધારણ કરે છે, સ્નેહાળ વાણી બોલે છે, અતિથિઓ તથા અભ્યાગતો ઉપર પ્રીતિ રાખે છે, અતિથિ આદિને અર્પણ કર્યા પછી અવશેષ રહેલા અન્નનું ભોજન કરે છે અને પોતાને ત્યાં આવેલા અતિથિને પાદ્ય, અર્ઘ્ય, આસન, શયન, દીવો તથા રહેવાને માટે ઘર વગેરે યથાયોગ્ય રીતે અર્પણ કરે છે, તે ગૃહસ્થ ધાર્મિક કહેવાય છે. જે ગૃહસ્થ પ્રાતઃકાળમાં ઊઠીને, આચમન કરીને અતિથિને ભોજનનું નિમંત્રણ આપે છે અને પછી ભોજનાદિથી તેનો સત્કાર કરી અમુક પગલાં તેની પાછળ પાછળ તેને વળાવવા માટે જાય છે, તે ગૃહસ્થને સનાતન ધર્મની પ્રાપ્તિ થાય છે.[૭૧-૭૪] સર્વનો અતિથિસત્કાર કરવો અને પોતાની શક્તિ પ્રમાણે નિરંતર ત્રણે વર્ણોની સેવા કર્યા કરવી, આ ધર્મ શૂદ્રને માટે કહેવામાં આવ્યો છે.[૭૫] પ્રત્યેક ગૃહસ્થને માટે પ્રવૃત્તિલક્ષણ ધર્મનું જ વેદમાં વિધાન કરવામાં આવ્યું છે, માટે પ્રાણીમાત્રને હિતકારક તે પવિત્ર ધર્મ હું તને કહું છું.[૭૬] પોતાનું કલ્યાણ ઇચ્છનારા પ્રત્યેક ગૃહસ્થે નિરંતર પોતાની શક્તિ પ્રમાણે યજ્ઞયાગ કરવા, દાન કરવું અને શાંતિપુષ્ટિનાં કર્મો કરવાં.[૭૭] વળી તે મનુષ્યે ધર્મપૂર્વક દ્રવ્ય સંપાદન કરવું અને ધર્મપૂર્વક પ્રાપ્ત કરેલા ધનના ત્રણ વિભાગો કરી પ્રત્યેક કર્મ પરમધર્માનુસાર કરવાનો પ્રયત્ન કરવો. પોતાનો અભ્યુદય ઇચ્છનારા ગૃહસ્થે ન્યાયપૂર્વક સંપાદન કરેલા ધનના ત્રણ વિભાગમાંથી એક વિભાગથી ધર્મ તથા અર્થનું સેવન કરવું, બીજા વિભાગથી કામનાં પ્રયોજનો સિદ્ધ કરવાં અને ત્રીજા વિભાગને સિલક તરીકે રાખી મૂકી તેની પ્રતિદિન વૃદ્ધિ કરવી.[૭૮,૭૯]

હવે જે પુરુષ મોક્ષ મેળવવા માટે તૈયાર થયેલો હોય છે, તેને માટે બીજો નિવૃત્તિલક્ષણ ધર્મ કહેવામાં આવ્યો છે. તેનું સ્વરૂપ હું તને યથાર્થ રીતે કહું છું. માટે હે દેવી! તું તેને સાંભળ.[૮૦] જે પુરુષોને મોક્ષની આકાંક્ષા હોય છે તેમનો એ ધર્મ છે કે, તેમણે પ્રાણીમાત્રના ઉપર દયા રાખવી, એક જ ગામમાં નિવાસ કરવો અને સર્વ પ્રકારની આશાઓરૂપ પાશોથી મુક્ત થવું. વળી તેણે ઝૂંપડી, જળાશય, વસ્ત્ર, આસન, ત્રિદંડ, અગ્નિ કે નિવાસસ્થાન એમાંના કોઈ પણ પદાર્થ ઉપર આસક્તિ રાખવી નહિ.[૮૧,૮૨] તેણે તો અધ્યાત્મગતિમાં જ ચિત્ત રાખવું, અધ્યાત્મમાં જ મન રાખવું, અધ્યાત્મમાં જ પરાયણ રહેવું, નિત્ય યોગાભ્યાસ કર્યા કરવો અને સાંખ્યજ્ઞાનમાં નિમગ્ન રહેવું.[૮૩] વળી તેણે વૃક્ષના મૂળનો આશ્રય કરવો, નિત્ય શૂન્યગૃહનું સેવન કરવું, નદીના તટ ઉપર શયન કરવું અને કોઈ એક જ નદીના તીર ઉપર પ્રીતિ રાખવી.[૮૪] તે બ્રાહ્મણે સર્વ પ્રકારના સંગોથી મુક્ત થવું, સર્વ પ્રકારનાં સ્નેહબંધનોથી છૂટા થવું અને આત્મામાં જ આત્મભાવ રાખવો.[૮૫] તેણે સ્થાણુ (વૃક્ષનું ઠૂંઠું)ની પેઠે નિર્વિકાર થવું, નિરાહાર રહેવું (અર્થાત્ ઇંદ્રિયોનો જય કરવો) અને મોક્ષશાસ્ત્રોક્ત કર્મો કરવાં. આ રીતે વર્તીને જે પુરુષ સંસારનો ત્યાગ કરે છે, તેને મોક્ષરૂપ સનાતન ધર્મ પ્રાપ્ત થાય છે.[૮૬] એ રીતે મુક્ત થયેલો પુરુષ કોઈ પણ વસ્તુમાં આસક્ત થતો નથી, કોઈ એક જ ગામમાં નિવાસ કરતો નથી, સર્વત્ર નિઃસંગ રહીને વિચર્યા કરે છે અને કોઈ એક જ નદીના તટ ઉપર શયન કરતો નથી.[૮૭] આ વેદોક્ત ધર્મ મોક્ષવેત્તા સત્પુરુષોનો હોઈને સન્માર્ગરૂપ છે. માટે જે પુરુષ એ માર્ગે પ્રયાણ

કરે છે, તેને મોક્ષપદ પ્રાપ્ત થાય છે.[૮૮] કુટીચક, બહૂદક, હંસ અને પરમહંસ આમ ચાર પ્રકારના સંન્યાસીઓ હોય છે. તેમાંનો છેલ્લો એટલે પરમહંસ સંન્યાસી ઉત્તમ ગણાય છે.* આ મોક્ષધર્મદ્વારા જે પદ પ્રાપ્ત થાય છે તેના કરતાં શ્રેષ્ઠ અથવા કનિષ્ઠ અથવા પ્રત્યક્ષ અથવા પરોક્ષ એવું બીજું કોઈ પણ પદ નથી. (કેમ કે તેમાં સર્વનો અંતર્ભાવ થઈ જાય છે.) વળી તે મોક્ષપદ દુઃખરહિત છે, સુખરહિત છે, સૌમ્ય છે, અજર છે, અમર છે અને અવિનાશી અથવા નિર્વિકાર છે.[૮૯,૯૦]

ઉમા બોલ્યાં : તમે મને જીવલોકના મહાશ્રેયસ્કર માર્ગરૂપ અને સજ્જનોએ આચરેલો ગૃહસ્થધર્મ તથા મોક્ષધર્મ કહ્યો.[૯૧] હવે હે ધર્મજ્ઞ! મને ઋષિઓનો ધર્મ સાંભળવાની ઇચ્છા છે; કેમ કે મને તપોવનમાં નિત્ય નિવાસ કરનારા ઋષિઓ ઉપર ઘણી જ પ્રીતિ છે.[૯૨] ઘીની આહુતિઓથી ઉત્પન્ન થયેલો ધુમાડાનો ગંધ ઋષિઓના તપોવનને જાણે ચોતરફથી ઘેરી લેતો હોય તેમ જણાય છે. તે જોઈને હે મહેશ્વર! મારું મન નિત્ય પ્રસન્ન રહે છે.[૯૩] હે વિભુ! મુનિઓના ધર્મ વિષે મને એક સંશય છે. માટે હે દેવ! હે સર્વ ધર્મોના તત્ત્વાર્થને જાણનારા દેવાધિદેવ! હે મહાદેવ! મેં પૂછેલા તે મુનિધર્મ વિષે તમે યથાર્થ રીતે મને કહો.[૯૪]

ભગવાન બોલ્યા : હે શુભા! તને હું સર્વોત્તમ મુનિધર્મ કહું છું. મુનિઓ તેનું આચરણ કરીને પોતાના તપશ્ચરણ દ્વારા સિદ્ધિને પામી શકે છે.[૯૫] હે મહાભાગા! ફેનપ નામના ઋષિઓ ધર્મને જાણનારા હોવાથી ઉત્તમ ગણાય છે. હે ધર્મજ્ઞા! તેમના ધર્મનું હું પ્રથમ વર્ણન કરું છું, તું તે સાંભળ.[૯૬] પૂર્વે સાધક અવસ્થામાં બ્રહ્મદેવે પવિત્ર તથા અમૃતરૂપ એવા ફીણના સમૂહનું (એટલે મુખ્ય અન્નના સમૂહનું) પાન કર્યું હતું. એ ફીણસમૂહ બ્રહ્મસજાતીય હોઈને વૃષ્ટિ આદિ દ્વારા યજ્ઞના અંગરૂપે સ્વર્ગમાં ફેલાઈ ગયો હતો. તેને જેઓ નિત્ય અલ્પ પ્રમાણમાં સ્વીકારે છે, તે પવિત્ર ઋષિઓને ફેનપ (એટલે ફીણનું પાન કરનારા) કહેવામાં આવે છે. હે તપોધના! તેમની ધર્મચર્યારૂપ માર્ગનું જ વાલખિલ્ય નામના મુનિગણો પણ આચરણ કરે છે, તે વિષે તું સાંભળ.[૯૭,૯૮] તપ કરીને સિદ્ધ થયેલા તે વાલખિલ્ય મુનિઓ સૂર્યમંડળમાં રહે છે અને તેઓ ધર્મને જાણનારા હોઈને પક્ષીઓની પેઠે ઉંછવૃત્તિનો આશ્રય કરી જીવન ગાળે છે.[૯૯] વળી તે વાલખિલ્ય તપોધનો મૃગચર્મરૂપ વસ્ત્રને ધારણ કરે છે, ચીર તથા વલ્કલ વસ્ત્રને પણ પહેરે છે, સુખદુઃખાદિ દ્વંદ્વોથી મુક્ત હોય છે, સન્માર્ગનો આશ્રય કરે છે, અંગૂઠાના પર્વ જેવડા શરીરપ્રમાણવાળા હોય છે, પોતપોતાના ધર્મમાં સ્થિર રહેનારા હોય છે અને નિત્ય તપશ્ચરણ કરવાની જ ઇચ્છા રાખે છે. તેથી તેમને મહાન ધર્મફળ પ્રાપ્ત થાય છે. તે મહાત્માઓ દેવોની સમાનતાને પ્રાપ્ત કરે છે, દેવોનાં કાર્યો સિદ્ધ કરવા માટે તત્પર રહે છે અને તપશ્ચર્યાથી સર્વ પાપોને બાળી નાખીને પોતાના તેજ વડે સર્વ દિશાઓને પ્રકાશમાન કરે છે.[૧૦૦–૧૦૨] વળી એ ઉપરાંત બીજા જે મહર્ષિઓ શુદ્ધ મનવાળા હોય છે, દયાધર્મમાં પરાયણ રહે છે, સર્વના કરતાં શ્રેષ્ઠ હોય છે, ચક્રની પેઠે નિત્ય વિચર્યા કરે છે (અર્થાત્ એક જ સ્થાને પડી રહેતા નથી), પવિત્ર હોય છે, સોમલોકમાં વિહાર કરે છે અને પિતૃલોકની

* આ શ્લોકમાં કહેવામાં આવેલા ચાર સંન્યાસીઓ પૈકી પહેલો કુટીચક અને બીજો બહૂદક ત્રિદંડને ધારણ કરનારા હોય છે. તેમાંનો કુટીચક ગૃહનિવાસ કરે છે અને બહૂદક તીર્થાટન કર્યા કરે છે. હંસ અને પરમહંસ એક દંડને ધારણ કરે છે, પણ તેમાંનો હંસ આશ્રમધર્મનું પાલન કરે છે અને પરમહંસ તો ત્રિગુણાતીત થઈને પોતાની ઇચ્છાનુસાર વિચરે છે.

સમીપ સ્થિતિ કરે છે, તેઓ પણ ચંદ્રનાં કિરણોનું પાન કરીને જીવન ગાળે છે. વળી કેટલાએક ઋષિઓ સંપ્રક્ષાલ નામના હોય છે (અર્થાત્ ભોજનાદિનાં પાત્રોને સારી રીતે ધોઈ નાખીને આવતી કાલને માટે કંઈ પણ રાખી મૂકતા નથી), કેટલાએક ઋષિઓ અશ્મકુટ્ટ હોય છે (અર્થાત્ પથ્થર વડે ફલાદિને કૂટી ખાનારા હોય છે) અને કેટલાએક ઋષિઓ દંતોલૂખલિક હોય છે (અર્થાત્ દાંતનો જ અન્નાદિને કૂટવાના ખાંડણિયા તરીકે ઉપયોગ કરે છે). કેટલાએ ઋષિઓ સોમપ કહેવાય છે (અર્થાત્ ચંદ્રનાં કિરણોનું પાન કરીને જ જીવન ગાળે છે). વળી કેટલાએક ઋષિઓ દેવોની સમીપ રહી સૂર્યની ઉષ્ણતાનું જ પાન કરે છે, તેથી તેમને ઉષ્મપ કહેવામાં આવે છે. આ ઋષિઓ સ્ત્રીઓ સહિત હોય છે, ઇંદ્રિયોને વશ રાખે છે, અગ્નિહોત્રાદિનું નિત્ય સેવન કરે છે, પિતૃઓનું પૂજન કરે છે, અને પંચમહાયજ્ઞો કરીને દેવાદિનું યજન પણ કરે છે, તેમ જ તેનેજ તેઓ ધર્મ કહે છે. હે દેવી! ચક્રની પેઠે સર્વત્ર વિચરનારા તથા દેવલોકમાં પણ વિહાર કરનારા બ્રાહ્મણોએ આ ઋષિધર્મનું નિત્ય આચરણ કર્યું છે. આ ઉપરાંત બીજો પણ એક ઋષિધર્મ છે, તેનું તું શ્રવણ કર.[૧૦૩-૧૦૭] હું માનું છું કે, પ્રત્યેક ઋષિધર્મમાં રમીને તે તે ઋષિઓએ ઇંદ્રિયોને વશ કરી પોતાના આત્માને જાણવો જોઈએ અને તે પછી કામ તથા ક્રોધને પણ અવશ્ય જીતવા જોઈએ.[૧૦૮] વળી તેમણે નિત્ય અગ્નિહોત્ર સેવવું, ધર્મપરાયણ રહેવું, સોમયજ્ઞ કરવો, યજ્ઞો કરીને દક્ષિણા આપવી, નિત્ય યજ્ઞક્રિયારૂપ ધર્મનું આચરણ કરવું, પિતૃઓ તથા દેવોનું પૂજન કરવામાં પ્રીતિ રાખવી, ઉંછવૃત્તિથી સંપાદન કરેલા અન્ન વડે સર્વનો અતિથિસત્કાર કરવો. ગાયના દૂધ, દહીં આદિ રસોના ઉપભોગનો ત્યાગ કરવો, શમપરાયણ રહેવું, પૃથ્વી પર શયન કરવું, શાક તથા વૃક્ષોનાં પાંદડાંઓનું ભક્ષણ કરવું, ફળ તથા કંદમૂળનો આહાર કરવો, અને વાયુ, જળ તથા શેવાળનું ભક્ષણ કરવું આ ઋષિઓના નિયમો છે. આ નિયમોનું પાલન કરીને તેઓ અજિત ગતિને જીતી શકે છે.[૧૦૯-૧૧૨] ઘરમાંથી ધુમાડો નીકળતો બંધ પડી જાય, મુસળનો અવાજ થતો બંધ થઈ જાય, પાકશાળાનો અગ્નિ પણ શાંત પડી જાય, ઘરનાં સર્વ મનુષ્યો ભોજન કરી રહે, ભોજનપાત્રોનો સંચાર બંધ પડી જાય અને સર્વ ભિક્ષુકોને આવવાનો સમય પણ વીતી જાય, ત્યારે કોઈ અતિથિની રાહ જોવી. તે પછી દેવાદિને અર્પણ કરતાં અવશેષ રહેલા અન્નનું ભોજન કરવું, સત્યધર્મમાં આસક્ત રહેવું અને શાંત રહેવું. આવો મુનિ ધર્મને સંપાદન કરી શકે છે.[૧૧૩,૧૧૪] જે પુરુષ આડંબરી નથી, અભિમાની નથી, ઉદાસી નથી, કોઈ પણ વિષયમાં આશ્ચર્યચકિત થતો નથી; મિત્ર તથા અમિત્રને સમાન માને છે અને સર્વના તરફ મિત્રભાવ રાખે છે, તે પુરુષ ઉત્તમ ધર્મવેત્તા ગણાય છે.[૧૧૫]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ઉમામહેશ્વરસંવાદ' નામનો અધ્યાય ૧૪૧ મો સમાપ્ત

## અધ્યાય ૧૪૨ મો

### ઉમા અને મહેશ્વરનો સંવાદ (ચાલુ)

॥ उमोवाच ॥

देशेषु रमणीयेषु नदीनां निर्झरेषु च।
स्रवतीनां निकुंजेषु पर्वतेषु वनेषु च ॥ १ ॥

ઉમા બોલ્યાં: હે દેવોના ઈશ્વર શંકર! જે વાનપ્રસ્થ મુનિઓ રમણીય પ્રદેશોમાં, જળ વહેતી નદીઓનાં ઝરણાંઓ પાસે, લતાગૃહોમાં, પર્વતો ઉપર, વનોમાં, ફળોવાળા પવિત્ર દેશોમાં અથવા કંદમૂળોવાળાં પવિત્ર સ્થાનકોમાં નિવાસ કરે છે, ઇંદ્રિયોને વશ રાખે છે, નિયમપૂર્વક વ્રતો પાળે

છે અને કેવળ પોતાના શરીરને જ જિવાડે છે (અર્થાત્ નોકરચાકર વગેરેને નહિ રાખતાં પોતે જ નોકરચાકરનું કામ કરી લે છે અને પોતાના જ શરીરને કષ્ટ આપે છે) તે વાનપ્રસ્થોનો ધર્મ-વિધિ સાંભળવાની મને ઇચ્છા છે.[૧-૩]

મહેશ્વર બોલ્યા : હે દેવી! વાનપ્રસ્થોનો જે ધર્મ છે, તેને તું એકાગ્રચિત્તે સાંભળ. તેનું શ્રવણ કરીને તું એકચિત્તે કેવળ ધર્મપરાયણ બુદ્ધિવાળી થા.[૪] ઉત્તમ નિયમોનું પાલન કરીને સિદ્ધ થયેલા તથા વનવાસનું સેવન કરનારા વાનપ્રસ્થોએ જે કર્મ અવશ્ય કરવું જોઈએ, તે તું સાંભળ.[૫] વાનપ્રસ્થોએ ત્રણે કાળ સ્નાન કરવું જોઈએ, પિતૃઓ તથા દેવોનું પૂજન કરવું જોઈએ, અગ્નિહોત્ર રાખવું જોઈએ, ઇષ્ટિઓ કરવી જોઈએ અને હવન-હોમ કરવો જોઈએ.[૬] તેણે તૃણધાન્ય(નિવાળ વગેરે)નો જ આહાર કરવો જોઈએ, ફળ તથા કંદમૂળનું ભક્ષણ કરવું જોઈએ અને ઇંગોરિયા તેલનો તથા એરંડિયા તેલનો જ ઉપયોગ કરવો જોઈએ.[૭] તેણે યોગાનુષ્ઠાન કરીને સિદ્ધ થવું જોઈએ, કામ તથા ક્રોધનો ત્યાગ કરવો જોઈએ, બીકણ મનુષ્યો જેમાં પ્રવેશ પણ ન કરી શકે તેવા ઘોર જંગલરૂપ વીરસ્થાનમાં પ્રવેશ કરીને વીરાસને યોગસાધના કરવી જોઈએ.[૮] તેણે ઉત્તમ યોગાભ્યાસ કરવો જોઈએ, ગ્રીષ્મકાળમાં પાંચ અગ્નિઓનું સેવન કરવું જોઈએ અને હઠશાસ્ત્ર-પ્રસિદ્ધ મંડૂકયોગ સાધવામાં તત્પર રહેવું જોઈએ. તેણે પૃથ્વી પર શયન કરવું જોઈએ અને નિત્ય વીરાસન વાળીને બેસવું જોઈએ. તેણે વર્ષાઋતુમાં જ્યાં વરસાદ પડતો હોય ત્યાં શયન કરવું જોઈએ, હેમંતઋતુમાં જળની અંદર જ પડી રહેવું જોઈએ અને ઉનાળાના સમયમાં પાંચ અગ્નિઓ વચ્ચે બેસવું જોઈએ. આ રીતે ધર્મનું યથાયોગ્ય સેવન કરનારા તથા ધાર્મિક બુદ્ધિના વાનપ્રસ્થો વર્તે છે.[૯-૧૦] વળી તે વાનપ્રસ્થો કોઈ સમયે જળનો જ આહાર કરે છે, કોઈ સમયે વાયુનો જ આહાર કરે છે, કોઈ સમયે પાણીના શેવાળનું જ ભોજન કરે છે, કોઈ સમયે ફળાદિને પથ્થરો વડે કૂટીને ખાય છે, કોઈ સમયે અન્નાદિને દાંત વડે ચાવીને કાચું ને કાચું ખાય છે અને તેઓ આવતી કાલના ભોજન માટે નિશ્ચિંત જ રહે છે.[૧૧] વળી તેમણે ચીરવસ્ત્ર, વલ્કલ-વસ્ત્ર અથવા મૃગચર્મ ધારણ કરવાં જોઈએ અને પોતાના ધર્મવિધિને અનુસરીને યથાયોગ્ય સમયે સર્વત્ર યાત્રા કરવી જોઈએ.[૧૨] તેમણે નિત્ય વનમાં જ રહેવું જોઈએ, વનમાં જ વિચરવું જોઈએ, વનમાં જ સ્થિતિ કરવી જોઈએ, વનમાં જ સર્વ કંઈ કરવું જોઈએ, શિષ્ય જેમ ગુરુનો આશ્રય કરે છે, તેમ વનનો જ આશ્રય કરવો જોઈએ અને વન ઉપર જ આજીવિકા ચલાવવી જોઈએ.[૧૩] તેમણે નિત્ય હોમક્રિયા કરવી, પાંચ મહાયજ્ઞો કરવા, પાંચ મહાયજ્ઞો કરતાં અવશેષ રહેલા અન્નભાગનું ભોજન કરવું અને વેદોક્ત નિયમો પાળવા.[૧૪] તેમણે અષ્ટમીને દિવસે યજ્ઞ કરવો, ચાતુર્માસ્ય યજ્ઞો કરવા, પૌર્ણમાસ આદિ યજ્ઞો કરવા અને નિત્ય કરવાનો યજ્ઞ પણ કરવો.[૧૫] વાનપ્રસ્થ મુનિઓ સ્ત્રીસમાગમનો ત્યાગ કરનારા હોય છે, સર્વ દોષોથી મુક્ત રહે છે અને સર્વ પાપોથી મુક્ત થઈને વનમાં વિચર્યા કરે છે.[૧૬] જે ઉત્તમ વાનપ્રસ્થો સરવો વગેરે યજ્ઞપાત્રોને જ રાખે છે, નિત્ય ત્રણે અગ્નિઓનું સેવન કરે છે અને નિરંતર સન્માર્ગે જ ગમન કરે છે, તેઓ ઉત્તમ ગતિને પામી શકે છે.[૧૭] સત્ય ધર્મનો આશ્રય કરીને સિદ્ધ થયેલા અનેક વાનપ્રસ્થ મુનિઓ મહાપવિત્ર બ્રહ્મલોકમાં જાય છે અને સનાતન ચંદ્રલોકમાં પણ જાય છે.[૧૮] હે દેવી! આ પવિત્ર વાનપ્રસ્થધર્મ મેં તને સ્થૂળરૂપે કહ્યો છે; પણ વાસ્તવિક રીતે તેનો વિસ્તાર ઘણો મોટો છે.[૧૯]

ઉમા બોલ્યાં : હે ભગવન્! હે પ્રાણીમાત્રના ઈશ્વર! હે પ્રાણીમાત્રને પૂજ્ય! જે મુનિધર્મ મોક્ષસિદ્ધિનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોમાં કહેવામાં આવ્યો છે, તેનું તમે વર્ણન કરો.[20] મોક્ષશાસ્ત્રમાં સિદ્ધ થયેલા અને વનપ્રદેશોમાં વસનારા કેટલાએક મુનિઓ પોતાની ઇચ્છાનુસાર વર્તન કરનારા હોય છે અને કેટલાએક સ્ત્રીઓને સાથે રાખનારા હોય છે, માટે તેમનો ધર્મ કેવો છે, તે મને કહો.[21]

મહેશ્વર બોલ્યા : એ મુનિઓમાં કેટલાએક પોતાના તપોબળથી યથેષ્ટ વિહાર કરનારા હોય છે અને કેટલાએક સ્ત્રીઓને સાથે રાખનારા હોય છે. તે પૈકી યથેષ્ટ વિહાર કરનારા મુનિઓ મસ્તકે મુંડન કરાવે છે અને ભગવાં વસ્ત્ર ધારણ કરે છે; હવે જેઓ સ્ત્રીઓને સાથે રાખનારા હોય છે તેઓ રાત્રિના સમયે એક સ્થળે નિવાસ કરે છે.[22] આ બન્ને પ્રકારના મુનિઓ ત્રણે કાળ સ્નાન કરે છે. પણ હવનહોમરૂપ મહત્ ઋષિકર્મ તો સ્ત્રીવાળા મુનિઓ જ કરે છે. વળી તે બન્ને પ્રકારના મુનિઓ શાસ્ત્રોક્ત સમાધિમાર્ગનું સેવન કરે છે. તેઓ જે પૂર્વોક્ત વનવાસીઓના ધર્મોનું સેવન કરે છે, તો મહાન તપફળ સંપાદન કરે છે. જે મુનિઓ દંપતીધર્મને અનુસરનારા હોય છે, તેઓ કેવળ પોતાની સ્ત્રી વિષેજ સંતુષ્ટ રહેનારા હોઈને ઇંદ્રિયોને વશ રાખે છે, શાસ્ત્રોક્ત ધર્મક્રિયા કરે છે અને પોતાની સ્ત્રી સાથે પણ ઋતુકાળે જ સમાગમ કરે છે.[23-25] વળી દંપતીધર્મને અનુસરનારા તે ધર્મદર્શી મુનિઓએ ઋષિકૃત ધર્મનું જ સેવન કરવું ઘટે છે; પણ તેમણે પોતાની ઇચ્છાનુસાર હરકોઈ વિષયનું સેવન કરવું જોઈએ નહિ.[26] જે મુનિ પ્રાણીમાત્રને સારી રીતે અભયદક્ષિણા આપે છે અને હિંસારૂપ દોષને મનમાંથી પણ કાઢી નાખે છે, તે મુનિને ધર્મનો લાભ થાય છે. જે મુનિ પ્રાણીમાત્ર ઉપર દયા રાખે છે, પ્રાણીમાત્ર તરફ સરળતારૂપ વ્રતનું પાલન કરે છે અને સર્વ પ્રાણીના આત્મારૂપ બની રહે છે, તેને ધર્મનો લાભ થાય છે.[27,28] સર્વ વેદોનું અધ્યયન કરવું અથવા પ્રાણીમાત્ર તરફ સરળતા રાખવી–આ બન્નેની યોગ્યતા સરખી જ છે; અથવા તેમાંથી સરળતાની યોગ્યતા વિશેષ છે.[29] વિદ્વાન કહે છે કે, સરળતા રાખવી તે જ ધર્મ છે અને કુટિલતા રાખવી તે અધર્મ છે. જે પુરુષ સરળતાથી યુક્ત હોય છે, તેને ધર્મનો લાભ થાય છે.[30] જે પુરુષ નિત્ય સરળતા રાખવા જ પ્રીતિ રાખે છે, તે પુરુષ દેવોની સમીપમાં નિવાસ કરે છે, માટે જેને સ્વધર્મની ઇચ્છા હોય તેણે સરળતાયુક્ત થવું.[31] જે પુરુષ ક્ષમાશીલ, ઇંદ્રિયોનું દમન કરનારો, ક્રોધને જીતનારો, કેવળ ધર્મરૂપ બની રહેલો, કોઈ પણ પ્રાણીની હિંસા નહિ કરનારો અને નિત્ય ધર્મમાં જ આસક્ત મનવાળો હોય છે, તેને ધર્મનો લાભ થાય છે.[32] વળી આળસનો ત્યાગ કરીને કેવળ ધર્માત્મા જ બની રહેલો અને પોતાની શક્તિ અનુસાર સન્માર્ગનો આશ્રય કરનારો ચારિત્ર્યવાન જ્ઞાની પુરુષ બ્રહ્મસ્વરૂપ થઈ શકે છે.[33]

ઉમા બોલ્યાં : હે દેવ! પોતાના આશ્રમધર્મમાં આસક્ત રહેનારા અને તપને જ ધન માનનારા કેટલાએક તાપસો અત્યંત તેજસ્વી હોય છે. માટે હું તમને પૂછું છું કે, તેઓ કઈ વ્રતચર્યાથી તેજસ્વી થાય છે? વળી હે ભગવન્! નિર્ધન કે મહાધન એવા કેટલાએક રાજાઓ તથા રાજપુત્રો કયું કર્મ કરીને મોટા ફળને મેળવી શકે છે?[34,35] હે દેવ! વનમાં નિવાસ કરનારા વાનપ્રસ્થો કયું કર્મ કરીને નિત્ય દિવ્ય સ્થાનને પ્રાપ્ત કરીને દિવ્ય ચંદનથી સુશોભિત થાય છે? હે ત્રિપુરાસુરનો નાશ કરનારા દેવ! તપશ્ચર્યાના

સંબંધમાં આ મારો ઉત્તમ સંશય છે. માટે હે ત્રણ નેત્રવાળા પ્રભુ! તમે મારા એ સર્વ સંશયને સંપૂર્ણ રીતે દૂર કરો.[૩૭]

મહેશ્વર બોલ્યા : ઉપવાસો અને વ્રતો કરીને ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા, અહિંસક અને સત્યવાદી એવા અનેક નિર્દોષ પુરુષો આ જન્મમાં જ સિદ્ધ થઈને મરણ પછી ગંધર્વોની સાથે આનંદ કરે છે.[૩૮] જે ધર્માત્મા પુરુષ યથાયોગ્ય વિધિપૂર્વક મંડૂકયોગને સિદ્ધ કરે છે અથવા મંડૂકયોગની દીક્ષા લે છે, તે પુરુષ મરણ પછી નાગદેવોની સાથે આનંદ કરે છે.[૩૯] જે પુરુષ નિત્ય મૃગો સાથે વિહાર કરીને મૃગોના મુખમાંથી પડેલા ઉચ્છિષ્ટ ઘાસનું ભક્ષણ કરવાની દીક્ષા લે છે, તે પુરુષ ઇંદ્રની અમરાવતીનગરીમાં નિવાસ કરે છે.[૪૦] જે પુરુષ પાણીની શેવાળનું તથા વૃક્ષનાં ખરી પડેલાં પાંદડાંનું ભક્ષણ કરીને એ જ વ્રતનું પાલન કરે છે તથા શીતકાળના સમયમાં ખુલ્લા પ્રદેશમાં પડી રહીને ઠંડીને સહન કરે છે, તે પુરુષ પરમગતિને પામે છે.[૪૧] જે પુરુષ કેવળ વાયુનું જ ભક્ષણ કરે છે અથવા કેવળ જળનું જ ભક્ષણ કરે છે અથવા કેવળ ફળમૂળનું જ ભક્ષણ કરે છે, તે પુરુષ યક્ષોનું ઐશ્વર્ય સંપાદન કરે છે અને અપ્સરાઓની સાથે આનંદ કરે છે. જે પુરુષ બાર વર્ષ સુધી ઉનાળાના સમયમાં શાસ્ત્રોક્ત વિધિપૂર્વક પંચાગ્નિનું સેવન કરે છે, તે પુરુષ પોતાના એ કર્મના પ્રભાવથી પૃથ્વીનો રાજા થાય છે.[૪૨,૪૩] જે મુનિ બાર વર્ષ પર્યંત અમુક અલ્પ આહારનો જ નિયમ કરીને છેવટે જળનો પણ ત્યાગ કરી દે છે, તે પણ પૃથ્વીનો રાજા થાય છે.[૪૪] જે પુરુષ બાર વર્ષ પર્યંત ખુલ્લા પ્રદેશમાં કંઈ પણ પાથર્યા વિના હર્ષપૂર્વક બેસી રહેવાની દીક્ષા લે છે અને છેવટે અનશનવ્રતનો સ્વીકાર કરી પોતાના દેહનો ત્યાગ કરે છે, તે પુરુષ સ્વર્ગલોકમાં સુખી થાય છે. હે દેવી! વિદ્વાનો કહે છે કે, એ રીતે ખુલ્લા પ્રદેશમાં જ પડી રહેનારા પુરુષને દિવ્ય વાહનો, શયનો તથા ચંદ્ર સમાન ઉજ્જવળ મહાકીમતી નિવાસસ્થાનો પ્રાપ્ત થાય છે. વળી જે પુરુષ પોતાના શરીરને જિવાડવા માટે માત્ર નિયમિત આહારનું સેવન કરે છે અથવા અનશનવ્રતનો સ્વીકાર કરી પોતાના દેહનો ત્યાગ કરે છે, તેને પણ સ્વર્ગલોક મળે છે. જે પુરુષ પોતાના શરીરને જિવાડવા માટે બાર વર્ષ પર્યંત અલ્પાહાર કરવાની દીક્ષા લે છે અને છેવટે મહાસાગરમાં પોતાના શરીરનો ત્યાગ કરે છે, તેને વરુણલોક મળે છે. જે પુરુષ પોતાના શરીરને જિવાડવા માટે બાર વર્ષ પર્યંત અલ્પાહાર કરવાની દીક્ષા લે છે અને છેવટે પથ્થરના પ્રહાર કરીને પોતાના બન્ને ચરણોને ભેદી નાખે છે, તે પુરુષ યક્ષોના લોકમાં જઈને આનંદ કરે છે. જે પુરુષ પોતાના આત્મા વડે આત્માને જાણીને સુખદુઃખાદિ દ્વંદ્વોથી તથા સર્વ પરિગ્રહથી રહિત થાય છે અને બાર વર્ષ પર્યંત એ દીક્ષાનું પાલન કરે છે, તે પુરુષ સ્વર્ગલોકને પામે છે અને દેવોની સાથે આનંદ કરે છે.[૪૫-૫૧] જે પુરુષ પોતાના શરીરને જિવાડવા ખાતર બાર વર્ષ પર્યંત અલ્પાહાર કરવાની દીક્ષા લે છે અને પછી પોતાના શરીરને અગ્નિમાં હોમીને ત્યજી દે છે, તે પુરુષ અગ્નિના લોકમાં પૂજાય છે.[૫૨] હે દેવી! જે બ્રાહ્મણ યથાયોગ્ય રીતે દીક્ષા લે છે, તે નિયમનિષ્ઠ રહે છે, ધર્મની લાલસા રાખે છે, પોતાના મનનો આત્મામાં લય કરે છે, મમતાથી મુક્ત રહે છે અને બાર વર્ષ પર્યંત એ દીક્ષાનું પાલન કર્યા પછી પોતાને ત્યાં રહેલા વૈદિક અગ્નિને અરણી સહિત કોઈ એક વૃક્ષની ડાળે બાંધીને ઘરમાંથી નીકળી જાય છે, કોઈ વનપ્રદેશમાં જઈને વીરમાર્ગનો આશ્રય કરે છે, નિત્ય વીરાસને બેસે છે અને

વીર પુરુષની પેઠે દેહનો ત્યાગ કરવા ઉત્સુક થાય છે, તે બ્રાહ્મણને વીર પુરુષની ગતિ પ્રાપ્ત થાય છે.[૫૩-૫૫] વળી તે ધર્માત્મા બ્રાહ્મણ ઇંદ્રલોકમાં જઈ ને સર્વ કામનાઓને પૂર્ણ કરે છે, દિવ્ય પુષ્પોને ધારણ કરે છે, દિવ્ય ચંદનથી સુશોભિત રહે છે, દેવગણોની સાથે સ્વર્ગમાં સુખથી નિવાસ કરે છે અને વીરલોકમાં જઈ ને નિત્ય વીરલોકના સહવાસને પ્રાપ્ત કરે છે.[૫૬,૫૭] તેમ જ જે પુરુષ દીક્ષાસંપન્ન હોઈ ને સર્વનો ત્યાગ કરે છે, સત્ત્વગુણમાં સ્થિતિ કરે છે, નિયમનિષ્ઠ રહે છે, પવિત્રતા જાળવે છે અને છેવટે વીરમાર્ગનો આશ્રય કરે છે, તે પુરુષને સનાતન લોક પ્રાપ્ત થાય છે.[૫૮] વળી તે પુરુષ ઇંદ્રલોકમાં જઈ ને ઇચ્છાનુસાર ગતિ કરનારા વિમાનમા બેસી ઇચ્છાનુસાર વિહાર કરે છે, શ્રીમાન થાય છે અને નિર્દોષ થઈ ને આનંદ કરે છે.[૫૯]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'ઉમા અને મહેશ્વરનો સંવાદ' નામનો અધ્યાય ૧૪૨ મો સમાપ્ત

## अध्याय १४३ मो

### ઉમા અને મહેશ્વરનો સંવાદ (ચાલુ)

॥ उमावाच ॥

भगवन् भगनेत्रघ्न पूष्णो दंतनिपातन ।
दक्षक्रतुहर त्र्यक्ष संशयो मे महानयम् ॥ १ ॥

ઉમા બોલ્યાં : હે ભગદેવનાં નેત્રોનો નાશ કરનાર ! હે પૂષાદેવના દાંતોને પાડી નાખનાર ! હે દક્ષના યજ્ઞનો ધ્વંસ કરનાર ! હે ત્રિનેત્ર ! મને આ એક મહાન સંશય થયો છે. ભગવાન બ્રહ્મદેવે સૃષ્ટિના આરંભમાં ચાર વર્ણો ઉત્પન્ન કર્યા છે. તેમાં બ્રાહ્મણ કયાં પાપકર્મથી ક્ષત્રિય થાય છે, ક્ષત્રિય કયાં પાપકર્મથી વૈશ્ય થાય છે અને વૈશ્ય કયાં પાપકર્મથી શદ્ર થાય છે તેમ જ હે દેવ ! પ્રતિલોમ ધર્મને કેવી રીતે અટકાવી શકાય, તે મને કહો. વળી હે વિભુ ! બ્રાહ્મણ કયું પાપકર્મ કરીને શૂદ્રની જાતિમાં જન્મે છે ? અથવા ક્ષત્રિય કયું કર્મ કરીને શૂદ્રની જાતિમાં અવતરે છે ?[૧-૪] આ મારો સંશય છે. વળી હે ભૂતપતિ ! હે નિર્દોષ દેવ ! ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર આ ત્રણે વર્ણો સ્વાભાવિક રીતે જ બ્રાહ્મણપણાને કેવી રીતે પામી શકે ?[૫]

મહેશ્વર બોલ્યા : હે દેવી ! બ્રાહ્મણપણું ખરેખર દુર્લભ છે; માટે હે શુભા ! હું માનું છું કે, બ્રાહ્મણપણું, ક્ષત્રિયપણું, વૈશ્યપણું તથા શૂદ્રપણું જે પ્રાપ્ત થાય તે સ્વાભાવિક રીતે જ તે તે જાતિમાં જન્મ લેવાથી પ્રાપ્ત થાય છે.[૬] તોપણ સર્વ કરતાં શ્રેષ્ઠ વર્ણને પામેલો એક બ્રાહ્મણ કોઈ જાતનું દુષ્ટ કર્મ કરે છે, તો તે પોતાના ઉચ્ચ સ્થાનથી અવશ્ય ભ્રષ્ટ થાય છે.[૭] જે ક્ષત્રિય અથવા વૈશ્ય બ્રાહ્મણધર્મમાં સ્થિતિ કરે છે અને બ્રાહ્મણત્વને જિવાડે છે, તે બ્રાહ્મણપણાને પામી શકે છે.[૮] પરંતુ જે બ્રાહ્મણ પોતાને પ્રાપ્ત થયેલા બ્રાહ્મણપણાનો ત્યાગ કરીને ક્ષાત્રધર્મનું સેવન કરે છે, તે બ્રાહ્મણ પોતાના બ્રાહ્મણપણાથી ભ્રષ્ટ થઈ ને ક્ષત્રિયની જાતિમાં અવતરે છે. જે અલ્પ બુદ્ધિવાળો બ્રાહ્મણ દુર્લભ બ્રાહ્મણપણાને પ્રાપ્ત કર્યા છતાં પણ લોભ તથા મોહનો આશ્રય કરીને વૈશ્યનાં કર્મ કરે છે, તે બ્રાહ્મણ વૈશ્યપણાને પામે છે. વળી એક વૈશ્ય જો શૂદ્રનાં કર્મ કરે છે તો શૂદ્રપણાને પામે છે અને બ્રાહ્મણ પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય છે તો શૂદ્રપણાને જ પામે છે.[૯-૧૧] એ રીતે શૂદ્રની જાતિમાં પણ તે વર્ણભ્રષ્ટ તથા જાતિબહિષ્કૃત થઈ ને અંતે નરકને પામે છે અને બ્રહ્મલોકથી ભ્રષ્ટ થઈ ને પાછો શૂદ્ર તરીકે જન્મે છે.[૧૨] હે મહાભાગા ! હે ધર્મચારિણી ! જે બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા વૈશ્ય પોતપોતાનાં કર્મોનો ત્યાગ કરીને શૂદ્રનાં કર્મનું સેવન

કરે છે, પોતપોતાના સ્થાનથી ભ્રષ્ટ થાય છે અને વર્ણસંકરપણાને પામે છે, તે બીજા જન્મમાં શૂદ્ર તરીકે અવતરે છે.[૧૩,૧૪] પરંતુ જે પુરુષ સ્વધર્મ પ્રમાણે વર્તીને કર્તવ્યાકર્તવ્યને જાણે છે, જ્ઞાન તથા વિજ્ઞાનથી યુક્ત હોય છે, પવિત્રતા જાળવે છે, ધર્મવેત્તા હોય છે અને ધર્માચરણ કરવામાં આસક્ત રહે છે, તે પુરુષને ધર્મનું ફળ મળે છે.[૧૫] હે દેવી ! આ વિષયમાં બ્રહ્માએ આ એક બીજું વચન કહ્યું છે કે, જે સત્પુરુષો-ને ધર્મ સંપાદન કરવાની ઇચ્છા હોય, તેમણે નૈષ્ઠિક અધ્યાત્મયોગનું અવશ્ય સેવન કરવું. હે દેવી ! ઉગ્ર કર્મ કરનાર મનુષ્યોનું અન્ન, ગણનું અન્ન (એટલે પંચનું અથવા અમુક કોઈ મંડળનું અન્ન), શ્રાદ્ધ તથા સૂતકીનું અન્ન, કોઈ દુષ્ટ પુરુષનું અન્ન અને શૂદ્રનું અન્ન ક્યારેય જમવું નહિ. હે દેવી ! મહાત્મા દેવોએ શૂદ્રના અન્નને સદાય નિંદ્ય ગણેલું છે અને તેમાં પિતામહ બ્રહ્મદેવના મુખનું વચન જ પ્રમાણ છે, એમ હું માનું છું.[૧૬–૧૮] બ્રાહ્મણ અગ્નિહોત્રી હોય અથવા યજ્ઞશીલ હોય તોપણ જો તેના ઉદરમાં શૂદ્રનું અન્ન અવશેષ રહી ગયું હોય અને તે સમયે જો તેનું મરણ થાય તો, તેને શૂદ્રની ગતિ જ મળે છે.[૧૯] કેમ કે તેના ઉદરમાં બાકી રહી ગયેલું શૂદ્રનું અન્ન તેને બ્રહ્મસ્થાનથી ભ્રષ્ટ કરે છે અને તેથી જ તે બ્રાહ્મણ શૂદ્રપણાને પામે છે, એમાં કંઈ વિચાર કરવા જેવું નથી.[૨૦] વળી બ્રાહ્મણના મરણસમયે જેનું જેનું અન્ન તેના ઉદરમાં બાકી રહી ગયું હોય છે, તેની તેની જાતિમાં તેને અવતરવું પડે છે. તેમ જ બ્રાહ્મણ જેના અન્ન ઉપર પોતાનું જીવન ગાળે છે, તેની જાતિમાં પણ તેને અવતરવું પડે છે.[૨૧] આમ દુર્લભ અને પવિત્ર એવું બ્રાહ્મણપણું પ્રાપ્ત કરીને પણ જે બ્રાહ્મણ તેની અવગણના કરે છે અને અભોજ્ય અન્નનું ભક્ષણ કરે છે, તેને પોતાની જાતિમાંથી અવશ્ય ભ્રષ્ટ થવું પડે છે.[૨૨] જે ક્ષુદ્ર બ્રાહ્મણ મદિરાનું પાન કરે છે, બ્રાહ્મણની હત્યા કરે છે, ચોરી કરે છે, બ્રહ્મચર્ય-વ્રતને ખંડિત કરે છે, અપવિત્ર રહે છે, સ્વાધ્યાય-નો ત્યાગ કરે છે, પાપકર્મ કર્યા કરે છે, લોભી હોય છે, કપટી હોય છે, શઠ હોય છે, વ્રતરહિત હોય છે, શૂદ્રજાતિની સ્ત્રીનો પતિ થયેલો હોય છે, રસોઈ કરવાના પાત્રમાં ભોજન કરે છે, સોમ-લતાનું વેચાણ કરે છે અને હલકા વર્ણની સેવા કરે છે, તે બ્રાહ્મણ પોતાની બ્રાહ્મણજાતિથી ભ્રષ્ટ થાય છે.[૨૩,૨૪] વળી ગુરુની પત્ની સાથે વ્યભિ-ચાર કરનાર, ગુરુનો દ્રોહ કરનાર અને ગુરુની નિંદા કરવામાં જ આનંદ માનનાર બ્રાહ્મણ ભલે મોટો બ્રહ્મવેત્તા હોય, તોપણ તે બ્રાહ્મણજાતિ-થી ભ્રષ્ટ થાય છે.[૨૫] હે દેવી પુરુષ શૂદ્રજાતિનો હોય છતાં, તે જો તે તે શુભ કર્મોનું આચરણ કરે છે, તો બ્રાહ્મણપણાને પામી શકે છે. વળી વૈશ્ય-પણ શુભ કર્મોનું આચરણ કરે છે તો ક્ષત્રિય-પણાને અથવા બ્રાહ્મણપણાને પામી શકે છે.[૨૬] જે શૂદ્ર મનમાં ખેદ કર્યા વિના સર્વ પ્રકારનાં પોતાનાં જાતીય કર્મોને ન્યાયપૂર્વક અને વિધિ-પૂર્વક કર્યા કરે છે, પોતાના કરતાં ઉચ્ચ વર્ણના મનુષ્યોની પ્રયત્નપૂર્વક સેવાચાકરી કરે છે, નિરં-તર સન્માર્ગમાં રહે છે, દેવો તથા બ્રાહ્મણોનો સત્કાર કરે છે, ઋતુકાળના સમયે જ પોતાની સ્ત્રી સાથે ગમન કરે છે, નિયમનિષ્ઠ રહે છે, નિયમ-પૂર્વક આહાર કરે છે, પોતે સદાય પવિત્ર રહે છે, પવિત્ર મનુષ્યોને શોધ્યા કરે છે, અતિથિ આદિને અર્પણ કરીને અવશેષ રહેલા અન્નનું ભોજન કરે છે અને શ્રાદ્ધાદિ નિમિત્ત વિના વૃથા માંસભક્ષણ કરતો નથી, તે શૂદ્ર વૈશ્યપણાને પામે છે. વળી જે વૈશ્ય સત્ય વાણી બોલે છે, અહં-

અધર્મથી બંધાતા નથી.[૬] જે વીતરાગ પુરુષો મન, વચન તથા કર્મથી કોઈ પણ પ્રાણીની હિંસા કરતા નથી, તેઓ કર્મોનાં બંધનોથી મુક્ત થાય છે.[૭] જે દયાળુ પુરુષો હિંસાકર્મથી વિરામ પામેલા હોઈને શીલસંપન્ન હોય છે અને સંસારના કોઈ પણ વિષયમાં આસક્તિ ધરાવતા નથી, તેઓ કર્મોથી બંધાતા નથી.[૮] જે પુરુષો પોતાના શત્રુને તથા મિત્રને સમાન ગણે છે, ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે, પ્રાણીમાત્ર ઉપર દયા રાખે છે અને સર્વ પ્રાણીઓમાં વિશ્વાસપાત્ર થયેલા હોય છે, તેઓ કર્મોનાં બંધનોથી છૂટી જાય છે.[૯] જે પુરુષો હિંસાવાળા સૌ કોઈ આચારનો ત્યાગ કરી દે છે, પારકા દ્રવ્યમાં મમતા રાખતા નથી અને પરસ્ત્રીના સંગનો સદાને માટે ત્યાગ કરે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૧૦] જે મનુષ્યો ધર્મપૂર્વક સંપાદન કરેલા અન્નનું ભોજન કરે છે અને પારકી સ્ત્રીઓને માતા, બહેન અથવા પુત્રી સમાન જુએ છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૧૧] જેઓ કદી ચોરી કરતા નથી, નિરંતર પોતાના ધનમાં જ સંતોષ માને છે અને પોતાના ભાગ્યના આધારે જ જીવન ગાળે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૧૨] જેઓ પોતાની સ્ત્રી સાથે રમણ કરે છે, કેવળ ઋતુકાળે જ પોતાની સ્ત્રી સાથે સમાગમ કરે છે અને ગ્રામ્ય સુખના ઉપભોગોનો ત્યાગ કરે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૧૩] જેઓ પારકી સ્ત્રી સામે દૃષ્ટિ પણ કરતા નથી. ઇંદ્રિયોને વશ રાખે છે અને ઉત્તમ ચરિત્રનું પાલન કરે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે. આ માર્ગને દેવોએ પોતે નિર્માણ કર્યો છે, માટે વિદ્વાન મનુષ્યોએ સર્વ દોષોથી મુક્ત કરનારા એ માર્ગનું સદાકાળ સેવન કરવું. જે પુરુષોને ધર્મ, આજીવિકા અથવા સ્વર્ગવાસની ઇચ્છા હોય તેમણે દાન, ધર્મ તથા તપથી યુક્ત અને શીલ, શૌચ [illegible] એવા પૂર્વોક્ત માર્ગનું નિરંતર સેવન કરવું, પરંતુ તે સિવાયના બીજા નિંદ્ય માર્ગનું કદી સેવન કરવું નહિ.[૧૪–૧૭]

ઉમા બોલ્યાં : હે પ્રાણીમાત્રના પતિ! હે નિર્દોષ દેવ! મનુષ્યમાત્ર વાણીથી જ જે કર્મ વડે બંધાય છે અથવા મુક્ત થાય છે, તે કર્મો મને કહો.[૧૮]

મહેશ્વર બોલ્યા : જેઓ પોતાને માટે, પારકાને માટે અથવા ઠઠ્ઠામશ્કરીમાં પણ અસત્ય ભાષણ કરતા નથી, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે. જેઓ પોતાની આજીવિકાને માટે, ધર્મને માટે અથવા બીજી કોઈ કામનાને માટે કદી અસત્ય વચન બોલતા નથી, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૧૯,૨૦] જેઓ બીજાઓને સ્વાગતવચન કહીને કોમળ, દુઃખ નહિ ઉપજાવનારી, મધુર તથા નિષ્પાપ વાણી બોલે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૨૧] જે સત્પુરુષો ક્રૂર, કડવું કે કઠોર વચન કદી બોલતા નથી અને બીજાઓની ચાડીચુગલી પણ કરતા નથી, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૨૨] જેઓ ચાડીચુગલીવાળી અથવા મિત્રોમાં ફાટફૂટ પાડનારી વાણી કદી બોલતા નથી પણ સત્ય અને મિત્રતાવાળી વાણી બોલે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૨૩] જે મનુષ્યો કઠોર ભાષણનો તથા પારકા દ્રોહનો સર્વથા ત્યાગ કરે છે, પ્રાણીમાત્રને એકસરખાં જુએ છે અને ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૨૪] જેઓ શઠતાવાળા વાર્તાલાપોનો ત્યાગ કરે છે, કોઈની વિરુદ્ધ ભાષણ બોલતા નથી અને નિત્ય સૌમ્ય વાર્તાલાપ જ કરે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૨૫] જેઓ ક્રોધને અધીન થઈને સામાના હૃદયને ચીરી નાખનારી વાણી કદી બોલતા નથી અને ક્રોધાયમાન થયા હોય તોપણ જેઓ શાંતિયુક્ત વચન જ બોલે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૨૬] હે દેવી! વાણીથી થનારો આ પવિત્ર ધર્મ સત્ય ગુણો-

થી ભરપૂર છે. શાણા મનુષ્યોએ તેનું સદાય સેવન કરવું, અને તે સિવાયના મિથ્યા ધર્મનો ત્યાગ કરવો.[૨૭]

ઉમા બોલ્યાં : હે પિનાકધારી ! હે મહાભાગ્યશાળી દેવાધિદેવ ! મનુષ્ય જે કર્મને મનથી પણ કરીને બંધાય છે, તે કર્મ તમે મને કહો.[૨૮]

મહેશ્વર બોલ્યા : હે કલ્યાણી ! પુરુષો નિત્ય માનસિક ધર્મનું આચરણ કરીને પણ સ્વર્ગમાં જઈ શકે છે, એ વાત હું તને કહું છું. તું તે સાંભળ.[૨૯] હે સુંદરમુખી ! મનુષ્યનું મન જો દુષ્ટ માર્ગે ગમન કરે છે, તો તે દ્વારા થનારું કર્મ મહાદુષ્ટ થઈ પડે છે, માટે મન જે દ્વારા મનુષ્યને બાંધે છે તે વિષે તું સાંભળ.[૩૦] કોઈ નિર્જન અરણ્યમાં મૂકેલું પારકું ધન જોવામાં આવતાં છતાં જેઓ પોતાના મનથી પણ તેને લેવાનો વિચાર કરતા નથી અને તેના માલિકને દુઃખ દેતા નથી, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૩૧] જેઓ કોઈ ગામમાં, ઘરમાં અથવા નિર્જન પ્રદેશમાં પારકા દ્રવ્યને જોયા છતાં તેને લઈ લેવાનો મનમાં વિચાર પણ કરતા નથી, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૩૨] જેઓ કામાતુર થયેલી અને એકાંતમાં મળેલી પરસ્ત્રીને મનથી પણ સેવતા નથી અને તેના પતિને દુઃખ દેતા નથી, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૩૩] જેમનું મન પોતાના શત્રુ ઉપર અથવા મિત્ર ઉપર પણ સમાનભાવ રાખે છે અને જેઓ પ્રાણીમાત્રના સમાગમમાં આવીને પ્રાણીમાત્રની સાથે મિત્રતા રાખે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૩૪] જેઓ શાસ્ત્રીય જ્ઞાન ધરાવે છે, દયાળુ હોય છે, પવિત્ર હોય છે, પ્રતિજ્ઞાને સત્ય કરનારા હોય છે, અને પોતાના ધનથી સંતુષ્ટ રહે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૩૫] જેઓ કોઈની સાથે વેર કરતા નથી, પોતાના કાર્યમાં કોઈને પરિશ્રમ આપતા નથી, પ્રાણીમાત્રની સાથે મનમાં મિત્રતા રાખીને આનંદ માને છે અને સર્વ પ્રાણીઓ તરફ દયા રાખે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૩૬] જેઓ શ્રદ્ધાળુ હોય છે, દયાળુ હોય છે, પવિત્ર હોય છે, પવિત્ર મનુષ્યો ઉપર પ્રીતિ રાખે છે અને ધર્મ તથા અધર્મના સ્વરૂપને નિત્ય જાણે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૩૭] હે દેવી ! જેઓ શુભ તથા અશુભ કર્મોના ફળવિપાકને જાણે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૩૮] જેઓ નિત્ય ન્યાયી, ગુણવાન, દેવો તથા બ્રાહ્મણોની પૂજા કરવામાં પરાયણ હોય છે અને શુભ કર્મો કરવામાં ઉદ્યોગી હોય છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૩૯] હે દેવી ! જેઓ શુભ કર્મોના ફળથી સ્વર્ગમાર્ગમાં જઈ શકે છે, તેમના સંબંધમાં મેં તને કહ્યું. હવે તને બીજું શું સાંભળવાની ઇચ્છા છે ?[૪૦]

ઉમા બોલ્યાં : હે મહેશ્વર ! મનુષ્યોના સંબંધમાં મને એક મહાન સંશય રહે છે. તેને આજે તમે સારી રીતે દૂર કરો.[૪૧] હે પ્રભુ ! મનુષ્ય કયું કર્મ કરીને લાંબું આયુષ્ય મેળવી શકે છે ? અથવા હે દેવેશ ! કયું તપ કરવાથી મનુષ્યને મહાન આયુષ્યનો લાભ થાય ?[૪૨] આ પૃથ્વી પર મનુષ્ય કયું કર્મ કરીને અલ્પ આયુષ્યવાળો થાય છે ? તેમ જ હે નિર્દોષ દેવ ! કર્મોનો ફળવિપાક પણ તમે મને કહો.[૪૩] હે દેવ ! આ મનુષ્યલોકમાં કેટલાએક પુરુષો મહાભાગ્યશાળી, કેટલાએક મંદભાગી, કેટલાએક અકુલીન અને કેટલાએક કુલીન જણાય છે; વળી કેટલાએક જાણે કાષ્ઠના જ બનેલા હોય તેવા દુઃખદાયી દેખાવના જણાય છે અને કેટલાએક માત્ર જોતાં વારમાં જ પ્રીતિજનક દેખાવવાળા હોય છે, તેમ જ કેટલાએક દુષ્ટબુદ્ધિવાળા, કેટલાએક બુદ્ધિમાન, કેટલાએક મહા ઉત્તમ બુદ્ધિવાળા, કેટલાએક જ્ઞાન તથા વિજ્ઞાનથી યુક્ત, કેટલાએક અલ્પ દુઃખવાળા અને કેટલાએક અત્યંત દુઃખી જોવામાં

કારનો ત્યાગ કરે છે, રાગદ્વેષાદિ દ્વંદ્વોથી રહિત હોય છે, શાંતિ જાળવવામાં કુશળ હોય છે, નિત્ય પાંચ મહાયજ્ઞો કરે છે, સ્વાધ્યાય કરવામાં તત્પર રહે છે, પવિત્ર રહે છે, ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે, બ્રાહ્મણોનો સત્કાર કરે છે, સર્વ વર્ણોને પ્રિય થવા ઇચ્છે છે, ગૃહસ્થવ્રતનું પાલન કરે છે, નિત્ય બે વખત ભોજન કરે છે, અતિથિ આદિને અર્પણ કરતાં અવશેષ રહેલા અન્નનું ભોજન કરે છે, આહારને જીતે છે, નિષ્કામ બુદ્ધિથી કર્મો કરે છે, અહંવાદનો ત્યાગ કરે છે, અગ્નિહોત્રનું સેવન કરે છે, વિધિપૂર્વક હવનહોમ કરે છે, સર્વનો અતિથિસત્કાર કરે છે, પોતાના પોષ્યવર્ગને અર્પણ કરતાં બાકી રહેલા અન્નનું ભોજન કરે છે અને ત્રણે અગ્નિઓનું મંત્રપૂર્વક આરાધન કરે છે, તે વૈશ્ય બ્રાહ્મણ થઈ શકે છે. પ્રથમ તો એ વૈશ્ય મહાપવિત્ર એવા કોઈ ક્ષત્રિયના કુળમાં જન્મે છે. આમ ક્ષત્રિય જન્મીને તે જો જન્મથી આરંભી સારા સંસ્કારોથી સંસ્કૃત રહે છે, ઉપનયનસંસ્કાર ધારણ કરે છે અને વ્રતપરાયણ રહીને સત્કાર પામે છે, તો તે પછીના જન્મમાં તે બ્રાહ્મણ થાય છે. તે જ પ્રમાણે જે ધર્માત્મા ક્ષત્રિય દાન કરે છે, સંપૂર્ણ દક્ષિણાવાળા ઘણા મોટા યજ્ઞો કરે છે, વેદાધ્યયન કરીને સ્વર્ગની ઇચ્છા રાખે છે, ત્રણે અગ્નિઓનું નિત્ય સેવન કરે છે, દુઃખી મનુષ્યોને આશ્રય આપે છે, નિત્ય ધર્મપૂર્વક પ્રજાઓનું રક્ષણ કરે છે, સત્ય વચન બોલે છે, સત્ય કર્મો કરે છે, નિત્ય સુખદાયી દેખાવનો હોય છે, ધર્માનુસાર શિક્ષા કરે છે, નિરર્થક શિક્ષા કરતો નથી, ધર્મકાર્યો કરવા માટે સર્વને શિક્ષણ આપે છે, રાજ્યકાર્યો કરવામાં ગૂંથાયલો રહે છે, પ્રજાઓના ઉત્પન્નમાંથી છઠ્ઠો ભાગ ગ્રહણ કરે છે, સ્વચ્છંદ રીતે ગ્રામ્યધર્મ(વિષયભોગ)નું સેવન કરતો નથી, અર્થશાસ્ત્રમાં કુશળ હોય છે, ધર્મમાં મન રાખે છે, પ્રત્યેક ઋતુકાળે જ સ્ત્રીસમાગમ કરે છે, સદાય ઉપવાસી રહે છે (અર્થાત્ એક વખત ભોજન કરે છે), નિયમોનું પાલન કરે છે, સ્વાધ્યાય કરવામાં આસક્ત રહે છે, પવિત્ર રહે છે, નિત્ય અગ્નિશાળામાં જ દર્ભની શય્યા ઉપર શયન કરે છે, ત્રણ વર્ણના સર્વ મનુષ્યોનો અતિથિસત્કાર કરે છે, નિત્ય પ્રસન્નચિત્ત રહે છે, અન્નની ઇચ્છાવાળા શૂદ્રોને 'અન્ન તૈયાર છે' એમ નિત્ય કહે છે, ધન મેળવવાની ઇચ્છાથી અથવા કામભોગની ઇચ્છાથી કોઈ પણ પદાર્થ ઉપર કદી દૃષ્ટિ કરતો નથી, પિતૃઓ, દેવો તથા અતિથિઓને માટે સર્વ પ્રકારનાં સાધનોને તૈયાર રાખે છે, પોતાના ઘરમાં યથાયોગ્ય રીતે બ્રાહ્મણોને ભિક્ષાદાન આપે છે, ત્રણે કાળ વિધિપૂર્વક અગ્નિહોત્રમાં હોમ કરે છે, ગાયો તથા બ્રાહ્મણોનું હિત કરવા માટે રણમાં સામે પગલે લડીને મરણ પામે છે, ત્રણે અગ્નિઓના મંત્રપૂર્વક આરાધનથી જેનું શરીર પવિત્ર થયેલું હોય છે, જ્ઞાન તથા વિજ્ઞાનથી જે યુક્ત હોય છે અને ઉત્તમ સંસ્કારોવાળો હોઈને જે વેદમાં પારંગત થયેલો હોય છે, તે ક્ષત્રિય પોતાનાં પુણ્યકર્મોના પ્રભાવથી બ્રાહ્મણ થઈ શકે છે. હે દેવી! નીચ જાતિમાં ઉત્પન્ન થયેલો એક શૂદ્ર પણ સર્વ શાસ્ત્રીય જ્ઞાનથી યુક્ત હોઈને પૂર્વોક્ત શુભ કર્મોનું આચરણ કરે છે, તો તે તેના ફળથી સંસ્કારી બ્રાહ્મણ થઈ શકે છે. પરંતુ એક બ્રાહ્મણ જો દુરાચારી હોય છે અને સર્વ સંકરજાતિના અન્નનું ભોજન કરે છે, તો પોતાના બ્રાહ્મણપણાથી ભ્રષ્ટ થઈને તે શૂદ્ર થાય છે.[૨૭-૪૭] હે દેવી! એક શૂદ્ર જાતિનો પુરુષ પણ પવિત્ર કર્મો કરીને શુદ્ધાત્મા થયો હોય અને ઇંદ્રિયોને વશ રાખનારો હોય, તો તેની બ્રાહ્મણની પેઠે જ સેવા કરવી, એમ બ્રહ્માએ પોતે કહ્યું છે.[૪૮] હું માનું છું કે, કોઈ એક શૂદ્રમાં પણ જો ઉત્તમ સ્વભાવ અને

ઉત્તમ કર્મ હોય છે, તો તેને બ્રાહ્મણના કરતાં પણ ઉત્તમ જાણવો.[૪૯] કેમ કે જાતિ, સંસ્કાર, શાસ્ત્ર કે સંતતિ એ કંઈ બ્રાહ્મણત્વનાં કારણ નથી; પણ ઉચ્ચ પ્રકારનું વર્તન તે જ બ્રાહ્મણત્વનું કારણ છે.[૫૦] લોકમાં જે આ સર્વ બ્રાહ્મણો છે, તેઓ પોતાના ઉચ્ચ વર્તનથી જ બ્રાહ્મણ થઈ શકે છે. માટે ઉચ્ચ પ્રકારનું વર્તન કરનારો એક શૂદ્ર પણ બ્રાહ્મણત્વને પામી શકે છે.[૫૧] હે સુશ્રોણી! બ્રહ્માનો સ્વભાવ સર્વત્ર સરખો જ છે, એમ હું માનું છું. માટે જેનામાં નિર્ગુણ અને નિર્મળ બ્રહ્મનો નિવાસ છે, તે જ બ્રાહ્મણ છે.[૫૨] હે દેવી! સર્વ પ્રજાઓને ઉત્પન્ન કરનારા તથા વરને આપનારા બ્રહ્મદેવે પોતે પ્રત્યેક વર્ણનાં સ્થાનો તથા વિભાગોને દર્શાવનારાં આ ભિન્ન ભિન્ન જાતિનાં કર્મફળો કહ્યાં છે.[૫૩] હે ભાવિની! બ્રાહ્મણ પણ આ જગતમાં પગથી સંચાર કરતું એક મોટું ક્ષેત્ર જ છે; માટે એ ક્ષેત્રમાં બીજ વાવીને જે ખેતી તૈયાર કરવામાં આવે છે, તેનું મરણ પછી ઉત્તમ ફળ મળે છે.[૫૪] કલ્યાણની ઇચ્છા રાખનારા પ્રત્યેક ગૃહસ્થ પુરુષે પંચમહાયજ્ઞો કરતાં અવશેષ રહેલા અન્નનું જ સદાય ભોજન કરવું, સન્માર્ગનો આશ્રય કરવો, વેદમાર્ગને અનુસરીને વર્તવું, વેદસંહિતાનું નિત્ય અધ્યયન કરવું, નિત્ય સ્વાધ્યાયકર્મ કરતા રહેવું અને અધ્યયન ઉપર કદી આજીવિકા ચલાવવી નહિ.[૫૫,૫૬] એ રીતે જે બ્રાહ્મણ સન્માર્ગમાં સ્થિતિ કરે છે, અગ્નિહોત્ર રાખે છે અને વેદાધ્યયન કરે છે, તેનાથી બ્રહ્મરૂપ થઈ શકાય છે.[૫૭] હે શુચિસ્મિતા! બ્રાહ્મણપણું પ્રાપ્ત કરીને તેની નિત્ય સાવધાન થઈને રક્ષા કરવી; કેમ કે નીચ જાતિના મનુષ્યોના સંસર્ગથી, નીચ મનુષ્યોના પ્રતિગ્રહનો સ્વીકાર કરવાથી અને નીચ કર્મોનું સેવન કરવાથી બ્રાહ્મણપણાનો નાશ થાય છે. આમ દેવી રીતે શૂદ્ર બ્રાહ્મણ થાય છે અને બ્રાહ્મણ ધર્મભ્રષ્ટ થઈને દેવી રીતે શૂદ્રપણાને પામે છે, એ વિષયનું ગુપ્ત રહસ્ય મેં તને કહ્યું છે.[૫૮,૫૯]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ઉમા–મહેશ્વરસંવાદ' નામનો અધ્યાય ૧૪૩મો સમાપ્ત

# अध्याय १४४ मो

## ઉમા અને મહેશ્વરનો સંવાદ (ચાલુ)

॥ उमोवाच ॥

भगवन् सर्वभूतेश देवासुरनमस्कृत।
धर्माधर्मौ नृणां देव ब्रूहि मे संशयं विभो ॥ १ ॥

ઉમા બોલ્યાં: હે પ્રાણીમાત્રના ઈશ્વર! હે દેવો તથા અસુરોથી નમસ્કાર કરાયેલા ભગવન્! હે વ્યાપક દેવ! તમે મને મનુષ્યોના ધર્મ તથા અધર્મ કહો; કેમ કે એ વિષે મને સંદેહ રહે છે.[૧] મનુષ્ય મન, વચન તથા કર્મ એમ ત્રણ પ્રકારે તૈયાર કરેલા કર્મપાશોથી બંધાય છે અને એ ત્રણ પ્રકારે જ પાછો મુક્ત થાય છે.[૨] માટે કયું કર્મ કરીને અથવા કયું ચારિત્ર્ય કે સદ્વર્તન કેળવીને અથવા કયા આચારો કે ગુણો સંપાદન કરીને મનુષ્યો સ્વર્ગમાં જઈ શકે છે?[૩]

મહેશ્વર બોલ્યા: હે ધર્મ તથા અર્થના તત્ત્વને જાણનારી દેવી! હે નિત્ય ધર્મ તથા દમમાં આસક્ત રહેનારી પાર્વતી! તારો આ પ્રશ્ન પ્રાણીમાત્રનું હિત કરનારો છે અને બુદ્ધિમાં વૃદ્ધિ કરનારો છે. માટે તું તેનો ઉત્તર સાંભળ.[૪] જે મનુષ્યો સત્ય ધર્મમાં આસક્ત રહે છે, સંત હોય છે, સર્વ આશ્રમચિહ્નોથી રહિત હોય છે અને ધર્મપૂર્વક સંપાદન કરેલા દ્રવ્યનો ઉપભોગ કરે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૫] જે સર્વજ્ઞ પુરુષો પ્રત્યેક વસ્તુતત્ત્વના દ્રષ્ટા હોઈને સંસારના પ્રલયના તત્ત્વને તથા ઉત્પત્તિના તત્ત્વને પણ જાણી શકે છે, તેમના સર્વ સંશયો નાશ પામ્યા હોય છે; અને તેથી જ તેઓ ધર્મ કે

અધર્મથી બંધાતા નથી.[6] જે વીતરાગ પુરુષો મન, વચન તથા કર્મથી કોઈ પણ પ્રાણીની હિંસા કરતા નથી, તેઓ કર્મોનાં બંધનોથી મુક્ત થાય છે.[7] જે દયાળુ પુરુષો હિંસાકર્મથી વિરામ પામેલા હોઈને શીલસંપન્ન હોય છે અને સંસારના કોઈ પણ વિષયમાં આસક્તિ ધરાવતા નથી, તેઓ કર્મોથી બંધાતા નથી.[8] જે પુરુષો પોતાના શત્રુને તથા મિત્રને સમાન ગણે છે, ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે, પ્રાણીમાત્ર ઉપર દયા રાખે છે અને સર્વ પ્રાણીઓમાં વિશ્વાસપાત્ર થયેલા હોય છે, તેઓ કર્મોનાં બંધનોથી છૂટી જાય છે.[9] જે પુરુષો હિંસાવાળા સૌ કોઈ આચારનો ત્યાગ કરી દે છે, પારકા દ્રવ્યમાં મમતા રાખતા નથી અને પરસ્ત્રીના સંગનો સદાને માટે ત્યાગ કરે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[10] જે મનુષ્યો ધર્મપૂર્વક સંપાદન કરેલા અન્નનું ભોજન કરે છે અને પારકી સ્ત્રીઓને માતા, બહેન અથવા પુત્રી સમાન જુએ છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[11] જેઓ કદી ચોરી કરતા નથી, નિરંતર પોતાના ધનમાં જ સંતોષ માને છે અને પોતાના ભાગ્યના આધારે જ જીવન ગાળે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[12] જેઓ પોતાની સ્ત્રી સાથે રમણ કરે છે, કેવળ ઋતુકાળે જ પોતાની સ્ત્રી સાથે સમાગમ કરે છે અને ગ્રામ્ય સુખના ઉપભોગોનો ત્યાગ કરે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[13] જેઓ પારકી સ્ત્રી સામે દૃષ્ટિ પણ કરતા નથી. ઇંદ્રિયોને વશ રાખે છે અને ઉત્તમ ચરિત્રનું પાલન કરે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે. આ માર્ગને દેવોએ પોતે નિર્માણ કર્યો છે, માટે વિદ્વાન મનુષ્યોએ સર્વ દોષોથી મુક્ત કરનારા એ માર્ગનું સદાકાળ સેવન કરવું. જે પુરુષોને ધર્મ, આજીવિકા અથવા સ્વર્ગવાસની ઇચ્છા હોય તેમણે દાન, ધર્મ તથા તપથી યુક્ત અને શીલ, શૌચ તથા દયામય એવા પૂર્વોક્ત માર્ગનું નિરંતર સેવન કરવું, પરંતુ તે સિવાયના બીજા નિંદ્ય માર્ગનું કદી સેવન કરવું નહિ.[14–17]

ઉમા બોલ્યાં : હે પ્રાણીમાત્રના પતિ! હે નિર્દોષ દેવ! મનુષ્યમાત્ર વાણીથી જ જે કર્મ વડે બંધાય છે અથવા મુક્ત થાય છે, તે કર્મો મને કહો.[18]

મહેશ્વર બોલ્યા : જેઓ પોતાને માટે, પારકાને માટે અથવા ઠઠ્ઠામશ્કરીમાં પણ અસત્ય ભાષણ કરતા નથી, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે. જેઓ પોતાની આજીવિકાને માટે, ધર્મને માટે અથવા બીજી કોઈ કામનાને માટે કદી અસત્ય વચન બોલતા નથી, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[19,20] જેઓ બીજાઓને સ્વાગતવચન કહીને કોમળ, દુઃખ નહિ ઉપજાવનારી, મધુર તથા નિષ્પાપ વાણી બોલે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[21] જે સત્પુરુષો ક્રૂર, કડવું કે કઠોર વચન કદી બોલતા નથી અને બીજાઓની ચાડીચુગલી પણ કરતા નથી, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[22] જેઓ ચાડીચુગલીવાળી અથવા મિત્રોમાં ફાટફૂટ પાડનારી વાણી કદી બોલતા નથી પણ સત્ય અને મિત્રતાવાળી વાણી બોલે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[23] જે મનુષ્યો કઠોર ભાષણનો તથા પારકા દ્રોહનો સર્વથા ત્યાગ કરે છે, પ્રાણીમાત્રને એકસરખાં જુએ છે અને ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[24] જેઓ શઠતાવાળા વાર્તાલાપોનો ત્યાગ કરે છે, કોઈની વિરુદ્ધ ભાષણ બોલતા નથી અને નિત્ય સૌમ્ય વાર્તાલાપ જ કરે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[25] જેઓ ક્રોધને અધીન થઈને સામાના હૃદયને ચીરી નાખનારી વાણી કદી બોલતા નથી અને ક્રોધાયમાન થયા હોય તોપણ જેઓ શાંતિયુક્ત વચન જ બોલે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[26] હે દેવી! વાણીથી થનારો આ પવિત્ર ધર્મ સત્ય ગુણો-

થી ભરપૂર છે. શાણા મનુષ્યોએ તેનું સદાય સેવન કરવું, અને તે સિવાયના મિથ્યા ધર્મનો ત્યાગ કરવો.[૨૭]

ઉમા બોલ્યાં : હે પિનાકધારી ! હે મહાભાગ્યશાળી દેવાધિદેવ ! મનુષ્ય જે કર્મને મનથી પણ કરીને બંધાય છે, તે કર્મ તમે મને કહો.[૨૮]

મહેશ્વર બોલ્યા : હે કલ્યાણી ! પુરુષો નિત્ય માનસિક ધર્મનું આચરણ કરીને પણ સ્વર્ગમાં જઈ શકે છે, એ વાત હું તને કહું છું. તું તે સાંભળ.[૨૯] હે સુંદરમુખી ! મનુષ્યનું મન જો દુષ્ટ માર્ગે ગમન કરે છે, તો તે દ્વારા થનારું કર્મ મહાદુષ્ટ થઈ પડે છે, માટે મન જ દ્વારા મનુષ્યને બાંધે છે તે વિષે તું સાંભળ.[૩૦] કોઈ નિર્જન અરણ્યમાં મૂકેલું પારકું ધન જોવામાં આવતાં છતાં જેઓ પોતાના મનથી પણ તેને લેવાનો વિચાર કરતા નથી અને તેના માલિકને દુઃખ દેતા નથી, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૩૧] જેઓ કોઈ ગામમાં, ઘરમાં અથવા નિર્જન પ્રદેશમાં પારકા દ્રવ્યને જોયા છતાં તેને લઈ લેવાનો મનમાં વિચાર પણ કરતા નથી, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૩૨] જેઓ કામાતુર થયેલી અને એકાંતમાં મળેલી પરસ્ત્રીને મનથી પણ સેવતા નથી અને તેના પતિને દુઃખ દેતા નથી, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૩૩] જેમનું મન પોતાના શત્રુ ઉપર અથવા મિત્ર ઉપર પણ સમાનભાવ રાખે છે અને જેઓ પ્રાણીમાત્રના સમાગમમાં આવીને પ્રાણીમાત્રની સાથે મિત્રતા રાખે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૩૪] જેઓ શાસ્ત્રીય જ્ઞાન ધરાવે છે, દયાળુ હોય છે, પવિત્ર હોય છે, પ્રતિજ્ઞાને સત્ય કરનારા હોય છે, અને પોતાના ધનથી સંતુષ્ટ રહે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૩૫] જેઓ કોઈની સાથે વેર કરતા નથી, પોતાના કાર્યમાં કોઈને પરિશ્રમ આપતા નથી, પ્રાણીમાત્રની સાથે મનમાં મિત્રતા રાખીને આનંદ માને છે અને સર્વ પ્રાણીઓ તરફ દયા રાખે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૩૬] જેઓ શ્રદ્ધાળુ હોય છે, દયાળુ હોય છે, પવિત્ર હોય છે, પવિત્ર મનુષ્યો ઉપર પ્રીતિ રાખે છે અને ધર્મ તથા અધર્મના સ્વરૂપને નિત્ય જાણે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૩૭] હે દેવી ! જેઓ શુભ તથા અશુભ કર્મોના ફળવિપાકને જાણે છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૩૮] જેઓ નિત્ય ન્યાયી, ગુણવાન, દેવો તથા બ્રાહ્મણોની પૂજા કરવામાં પરાયણ હોય છે અને શુભ કર્મો કરવામાં ઉદ્યોગી હોય છે, તેઓ સ્વર્ગમાં જઈ શકે છે.[૩૯] હે દેવી ! જેઓ શુભ કર્મોના ફળથી સ્વર્ગમાર્ગમાં જઈ શકે છે, તેમના સંબંધમાં મે તને કહ્યું. હવે તને બીજું શું સાંભળવાની ઇચ્છા છે ?[૪૦]

ઉમા બોલ્યાં : હે મહેશ્વર ! મનુષ્યોના સંબંધમાં મને એક મહાન સંશય રહે છે. તેને આજે તમે સારી રીતે દૂર કરો.[૪૧] હે પ્રભુ ! મનુષ્ય કયું કર્મ કરીને લાંબું આયુષ્ય મેળવી શકે છે ? અથવા હે દેવેશ ! કયું તપ કરવાથી મનુષ્યને મહાન આયુષ્યનો લાભ થાય ?[૪૨] આ પૃથ્વી પર મનુષ્ય કયું કર્મ કરીને અલ્પ આયુષ્યવાળો થાય છે ? તેમ જ હે નિર્દોષ દેવ ! કર્મોનો ફળવિપાક પણ તમે મને કહો.[૪૩] હે દેવ ! આ મનુષ્યલોકમાં કેટલાએક પુરુષો મહાભાગ્યશાળી, કેટલાએક મંદભાગી, કેટલાએક અકુલીન અને કેટલાએક કુલીન જણાય છે; વળી કેટલાએક જાણે કાષ્ઠના જ બનેલા હોય તેવા દુઃખદાયી દેખાવના જણાય છે અને કેટલાએક માત્ર જોતાં વારમાં જ પ્રીતિજનક દેખાવવાળા હોય છે, તેમ જ કેટલાએક દુષ્ટબુદ્ધિવાળા, કેટલાએક બુદ્ધિમાન, કેટલાએક મહા ઉત્તમ બુદ્ધિવાળા, કેટલાએક જ્ઞાન તથા વિજ્ઞાનથી યુક્ત, કેટલાએક અલ્પ દુઃખવાળા અને કેટલાએક અત્યંત દુઃખી જોવામાં

આવે છે, તો તેનુ કારણ શું છે, તે મને કહો.

મહેશ્વર બોલ્યા : હે દેવી ! હું તને કર્મોનો ફળવિપાક કહું છું. એને લીધે મનુષ્ય આ મૃત્યુ લોકમાં તે તે ફળને ભોગવી રહ્યો છે.[૪૪-૪૮] જે ક્રૂર મનુષ્ય હિંસાકર્મમાં આસક્ત રહે છે, દંડને હાથમાં ઉગામેલો જ રાખે છે, નિત્ય શસ્ત્રો ઉગામીને સંખ્યાબંધ પ્રાણીઓનો વધ કરે છે, નિર્દય હોય છે, પ્રાણીમાત્રના મનને ઉદ્વેગકર્તા હોય છે, કીડાઓને તથા કીડીઓને પણ શરણ લેવાને અયોગ્ય હોય છે અને અત્યંત નિર્દય હોય છે, તેવો પુરુષ નરકને પામે છે. ત્યારે હે દેવી ! એથી વિરુદ્ધ વર્તન કરનારો ધર્માત્મા પુરુષ રૂપવાન થઈને જન્મે છે.[૪૯-૫૧] હે દેવી ! હિંસા ઉપર પ્રીતિ રાખનારો પુરુષ પોતાના પાપકર્મને લીધે જ વધપાત્ર બને છે અને પ્રાણીમાત્રને અપ્રિય હોઈને અલ્પ આયુષ્યવાળો જન્મે છે.[૫૨] હિંસા કરવાના સ્વભાવવાળો પુરુષ નરકમાં પડે છે અને ત્યાં મહાભયકર તથા દુઃખદાયી એવી વેદનાઓને પામે છે, પણ અહિંસક પુરુષ તો સ્વર્ગમાં જ જાય છે.[૫૩] હિંસક પુરુષ નરકનાં દુઃખોને કદાચ તરી જાય છે અને મનુષ્યપણાને સંપાદન કરે છે, તોપણ તે અલ્પ આયુષ્યવાળો થઈને જન્મે છે.[૫૪] હે દેવી ! હિંસા ઉપર પ્રીતિ રાખનારો પુરુષ પોતાનાં પાપકર્મથી બંધાઈને સર્વ પ્રાણીઓમાં અપ્રિય થઈ પડે છે અને અલ્પ આયુષ્યવાળો થઈને અવતરે છે.[૫૫] પણ હે દેવી ! જે પુરુષ ઉજ્જ્વળ જાતિમાં જન્મેલો હોઈને પ્રાણીઓની હિંસાનો ત્યાગ કરે છે, શસ્ત્રોને તથા દંડને દૂર ફેંકી દઈને કદી હિંસા કરતો નથી, બીજા પાસે હિંસા કરાવતો નથી, હિંસા કરનારને અનુમોદન આપતો નથી, પ્રાણીમાત્ર ઉપર સ્નેહ રાખે છે અને પોતાના શરીરમાં જેવી દૃષ્ટિ રાખે છે તેવી જ બીજાના શરીરમાં દૃષ્ટિ રાખે છે તે મહાન પુરુષ દેવપણાને પામે છે, તેમ જ દેવલોકમાં પ્રાપ્ત થયેલા સુખભોગને આનંદપૂર્વક ભોગવે છે.[૫૬-૫૮] વળી તે પુરુષ કદાચ મનુષ્યલોકમાં ઉત્પન્ન થાય છે, તો દીર્ઘાયુષી થઈને જ ઉત્પન્ન થાય છે અને સુખી થાય છે.[૫૯] આ માર્ગ દીર્ઘાયુષીઓનો છે, ઉત્તમ વર્તનવાળાઓનો છે અને શુભ કર્મ કરનારાઓનો છે, તેની પ્રાપ્તિ પ્રાણીની હિંસાનો ત્યાગ કરવાથી જ થાય છે, એમ બ્રહ્માએ પોતે કહ્યું છે.[૬૦]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ઉમા-મહેશ્વરસંવાદ' નામનો અધ્યાય ૧૪૪મો સમાપ્ત

## અધ્યાય ૧૪૫મો

### ઉમા અને મહેશ્વરનો સંવાદ (ચાલુ)

॥ उमोवाच ॥

किं शीलः किं समाचारः पुरुषः कैश्च कर्मभिः ।
स्वर्गं समभिपद्येत संप्रदानेन केन वा ॥ १ ॥

ઉમા બોલ્યાં : પુરુષ કયા શીલથી, કયા આચારથી, કયાં કર્મોથી અને કયાં દાનથી સ્વર્ગને પામી શકે છે ?[૧]

મહેશ્વર બોલ્યા : હે દેવી ! જે મનુષ્ય દાન આપે છે, જે બ્રાહ્મણોનો સત્કાર કરે છે, જે ગરીબોને, દુખિયારાને તથા રંક મનુષ્યોને ભક્ષ્યભોજ્ય, અન્નપાન તથા વસ્ત્રોનું દાન કરે છે, જે ધર્મશાળાઓ, સાર્વજનિક સભાઓ, કૂવાઓ, પરબો તથા તળાવો બંધાવે છે, જે નિત્ય આપવાનાં દાનો આપે છે, જે 'તારે શી વસ્તુની ઇચ્છા છે ?' એમ પૂછીને યાચકને ઇચ્છિત વસ્તુનું દાન કરે છે અને જે આસન, શયન, વાહન, ઘર, રત્નો, ધન, સર્વ પ્રકારનાં ધાન્ય, ગાયો, ખેતરો તથા સ્ત્રીઓ વગેરે અનેક પદાર્થોનું નિત્ય પ્રસન્નચિત્તે દાન કરે છે, તે મનુષ્ય દેવલોકમાં દેવ થઈને જન્મે છે.[૨-૫] ત્યાં તે ઘણા લાંબા સમય સુધી વસે છે, અતિ ઉત્તમ ભોગો ભોગવે છે અને નંદનાદિ

વનોમાં અપ્સરાઓની સાથે અત્યંત આનંદપૂર્વક રમણ કરે છે.[૬] પછી હે દેવી! જ્યારે પુણ્યનો ક્ષય થાય છે, ત્યારે તે સ્વર્ગમાંથી નીચે પડીને મનુષ્યોમાં મહાભોગવૈભવવાળા કુળમાં ઉત્પન્ન થાય છે અને ધન તથા ધાન્યથી યુક્ત રહે છે.[૭] વળી એ સમયે તે મનુષ્ય સર્વ ઇચ્છવા યોગ્ય ગુણોથી યુક્ત થાય છે, નિત્ય પ્રસન્ન રહે છે, મોટા ભોગવૈભવવાળો થાય છે, મોટા ખજાનાવાળો થાય છે અને ધનવાન થાય છે.[૮] આ રીતે હે દેવી! નિત્ય દાન આપનારા મનુષ્યો મહાભાગ્યવાન થાય છે અને સર્વને પ્રીતિજનક દેખાવવાળા થાય છે, એમ બ્રહ્મદેવે પોતે પૂર્વે કહ્યું છે.[૯] પરંતુ હે દેવી! બીજા કૃપણ મનુષ્યો બુદ્ધિ વિનાના હોય છે અને પોતાની જીભના રસને તૃપ્ત કરવામાં જ લોભી હોય છે. બ્રાહ્મણાદિ યાચના કરે અને પોતાની પાસે ધનાદિ હોય, તોપણ તેઓ કોઈને કંઈ આપતા નથી. એટલું જ નહિ, તેઓ તો પોતાને ત્યાં યાચના કરવા આવેલા ગરીબોને, આંધળાંઓને, રંક મનુષ્યોને, ભિક્ષુકોને તથા અતિથિઓને દેખતાંની સાથે જ પાછા કાઢે છે; અને તેમને ધન, વસ્ત્ર, ભોગો, સુવર્ણ, ગાયો તથા ભોજન વગેરે કંઈ પણ આપતા નથી. આવા અબુધ મનુષ્યો નરકમાં પડે છે; કેમ કે હે દેવી! તે મનુષ્યો પ્રવૃત્તિધર્મથી ભ્રષ્ટ હોઈને લોભી હોય છે, નાસ્તિક હોય છે અને દાનધર્મથી રહિત હોય છે.[૧૦-૧૨] વળી તેવા બુદ્ધિહીન મનુષ્યો કાળના વિપર્યાસને લીધે નરકમાંથી નીકળીને જ્યારે મનુષ્ય થાય છે, ત્યારે પણ કોઈ ધનરહિત દરિદ્ર મનુષ્યના કુળમાં જન્મે છે અને અત્યંત અલ્પ બુદ્ધિવાળા થાય છે. ત્યારે તેઓ ક્ષુધા તથા તૃષાથી ઘેરાયેલા રહે છે, સર્વ જનસમાજથી બહિષ્કૃત થાય છે, સર્વ ભોગવૈભવોને માટે નિરાશ રહે છે અને અધર્મભરેલી આજીવિકા ચલાવીને જીવન ગાળે છે.[૧૩-૧૫] આ રીતે, હે દેવી! તેવાં અશુભ કર્મોને લીધે મનુષ્યો અલ્પ ભોગવાળા કુળમાં ઉત્પન્ન થાય છે, અલ્પ ભોગો ભોગવીને જ આનંદ માને છે અને દરિદ્ર થાય છે.[૧૬] વળી બીજા કેટલાએક અક્કડ પુરુષો અભિમાની હોય છે, પાપકર્મમાં આસક્ત રહે છે અને મૂર્ખ હોય છે. તેઓ આસન આપવા યોગ્ય પુરુષને આસન આપતા નથી, માર્ગ આપવા યોગ્ય પુરુષને માર્ગ આપતા નથી, પાદ્ય આપવા યોગ્ય પુરુષને પાદ્ય આપતા નથી, અર્ઘ્ય આપવા યોગ્ય પુરુષને વિધિપૂર્વક સત્કારથી પૂજતા નથી અથવા અર્ઘ્ય કે આચમન પણ આપતા નથી. તે અલ્પબુદ્ધિ મનુષ્યો ગુરુને પોતાને ઘેર આવેલા જોઈને પણ પ્રેમપૂર્વક તેમના તરફ માન્ય બુદ્ધિ કરતા નથી અને અભિમાનને લીધે લોભને અધીન થઈને તેઓ માન્ય વૃદ્ધ પુરુષોનું પણ અપમાન કરે છે તેમ જ તેમનો તિરસ્કાર કરે છે. હે દેવી! આ સર્વ અલ્પમતિ મનુષ્યો નરકમાં જ પડે છે. વળી તેવા પાપી પુરુષો સંખ્યાબંધ વર્ષો વીતી ગયા પછી જ્યારે નરકમાંથી નીકળે છે, ત્યારે પણ કોઈ નિંદ્ય કુળમાં જન્મ પામે છે.[૧૭-૨૨] જે અભિમાની પુરુષો પોતાના ગુરુનું તથા વૃદ્ધ પુરુષોનું અપમાન કરીને તેમને તુચ્છકારી કાઢે છે, તેઓ પણ ચાંડાળ તથા પુલ્કસ આદિ નીચ જાતિના અને મૂર્ખ મનુષ્યોના કુળમાં જન્મે છે. પણ હે દેવી! જે પુરુષ અક્કડ હોતો નથી, અભિમાની હોતો નથી, દેવતાઓ તથા બ્રાહ્મણોનું પૂજન કરે છે, લોકમાં પૂજ્ય હોય છે, સર્વને નમસ્કાર કરે છે, વિનયશીલ હોય છે, મધુર વચન બોલે છે, સર્વ વર્ણોનું પ્રિય કરે છે, પ્રાણીમાત્રનું નિત્ય હિત કરે છે, દ્વેષરહિત હોય છે, સુંદર મુખવાળો હોય છે, સૌમ્ય સ્વભાવનો હોય છે [illegible] સ્નેહાળ વાણી બોલે

છે, સર્વ પ્રાણીઓનું સ્વાગત કરે છે, કોઈ પણ પ્રાણીની હિંસા કરતો નથી, યથાયોગ્ય સત્કાર કરીને પૂજ્ય પુરુષોની પૂજા કરે છે, માર્ગ આપવા યોગ્ય પુરુષોને માર્ગ આપે છે, પોતાના ગુરુની પિતાની પેઠે પૂજા કરે છે, અતિથિઓનો સત્કાર કરવામાં તત્પર રહે છે અને અભ્યાગતોની પૂજા કરે છે, તે પુરુષ સ્વર્ગરૂપ ગતિને પામે છે. પછી જ્યારે તે મનુષ્ય થાય છે ત્યારે પણ તે ઉત્તમ કુળમાં જન્મે છે, વિશાળ ભોગોથી યુક્ત થાય છે, સર્વ પ્રકારનાં રત્નોને સંપાદન કરે છે, સુપાત્રોને દાન આપે છે, ધર્માચરણ કરવામાં તત્પર રહે છે, સર્વ પ્રાણીઓમાં માન્ય થાય છે, સર્વ લોકોમાં નમસ્કાર કરવા યોગ્ય થઈ પડે છે અને પોતાનાં પૂર્વજન્મનાં કર્મોનાં ફળને પોતેજ સદાય અનુભવે છે.[૨૩–૩૦] વળી તે પુરુષ અત્યંત શ્રેષ્ઠ કુળમાં જન્મીને અત્યંત ઉત્તમ કુટુંબપરિવારવાળો થાય છે. આ જે ધર્મ મેં તને કહી સંભળાવ્યો છે, તે બ્રહ્મદેવે પોતેજ કહેલો છે.[૩૧] હે શોભના ! જે પુરુષ મહાભયંકર આચરણવાળો હોય છે, પ્રાણીમાત્રને ભય ઉપજાવનાર થઈ પડે છે, પોતાના હાથથી, પગથી, દોરીથી, લાકડીથી, માટીનાં ઢેફાંથી, થાંભલાથી અથવા હથિયારોથી અનેક પ્રાણીઓને દુઃખ દે છે, હિંસાને માટે કપટ કરવામાં કુશળ હોય છે, સર્વ પ્રાણીઓને ઉદ્વેગ પમાડે છે અને પ્રાણીમાત્રને દબાયેલાં રાખે છે, તેવા-આચારવાળો પુરુષ નરકને પામે છે.[૩૨–૩૪] પછી કાળના વિપર્યાસને લીધે તે જ્યારે મનુષ્યપણાને પામે છે, ત્યારે પણ તે અનેક દુઃખોથી ક્લેશ પામી રહેલા અધમ કુળમાં ઉત્પન્ન થાય છે.[૩૫] હે દેવી ! તે સમયે પોતાના પૂર્વજન્મકૃત કર્મફળને લીધે તે સર્વ લોકોમાં દ્વેષપાત્ર થાય છે અને સર્વ પુરુષોમાં, જ્ઞાતિઓમાં તથા બંધુઓમાં પણ તે અધમ ગણાય છે.[૩૬] જે પુરુષ દયાળુ હોય છે, પ્રાણીમાત્ર તરફ મિત્રદષ્ટિ રાખે છે, પિતાની પેઠે પ્રાણીઓનું રક્ષણ કરે છે, કોઈના તરફ વેરભાવ રાખતો નથી, ઇંદ્રિયોને વશ રાખે છે, કોઈ પણ પ્રાણીને ઉદ્વેગ પમાડતો નથી, કોઈ પણ-પ્રાણીની હિંસા કરતો નથી, હાથને તથા પગને અત્યંત નિયમમાં રાખવાથી જે સર્વ પ્રાણીઓમાં વિશ્વાસપાત્ર થઈ પડે છે, જે દોરડીથી, લાકડીથી, માટીના ઢેફાથી કે હથિયારથી કોઈ પણ પ્રાણીને દુઃખી કરતો નથી, સૌમ્ય કર્મોનું આચરણ કરે છે અને નિત્ય દયાપરાયણ રહે છે, તે આચારવાન પુરુષ મરણ પછી સ્વર્ગમાં ઉત્પન્ન થાય છે અને ત્યાં દેવની પેઠે દિવ્ય ભવનમાં આનંદથી નિવાસ કરે છે.[૩૭–૪૦] પછી જ્યારે પોતાના પુણ્યકર્મનો ક્ષય થાય છે, ત્યારે એ પુરુષ મનુષ્યોમાં ઉત્પન્ન થાય છે અને તે સમયે પણ નિરાબાધ અને નીરોગી થઈને પ્રતિદિન સુખી થાય છે.[૪૧] તે સુખભાગી થાય છે, પરિશ્રમથી મુક્ત રહે છે અને સદાય ઉદ્વેગરહિત રહે છે. હે દેવી ! આ માર્ગ સત્પુરુષોનો છે અને એમાં કોઈ પ્રકારનું દુઃખ નથી.[૪૨]

ઉમા બોલ્યાં : આ મનુષ્યલોકમાં કેટલાએક મનુષ્યો ઊહાપોહ (પૂર્વપક્ષ તથા ઉત્તરપક્ષ) કરવામાં કુશળ હોય છે, કેટલાએક મનુષ્યો જ્ઞાન તથા વિજ્ઞાનથી સંપન્ન હોય છે, કેટલાએક મનુષ્યો બુદ્ધિમાન હોઈને અર્થશાસ્ત્રમાં કુશળ હોય છે અને કેટલાએક મનુષ્યો દુષ્ટ બુદ્ધિવાળા હોઈને જ્ઞાન તથા વિજ્ઞાનથી રહિત હોય છે. તો હે દેવ ! કયું કર્મ કરીને પુરુષ બુદ્ધિમાન થઈ શકે છે ?[૪૩,૪૪] હે વિરૂપાક્ષ ! કયું કર્મ કરીને પુરુષ અલ્પ બુદ્ધિવાળો થાય છે ? આ મારો સંશય છે. માટે હે સર્વ ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ ! તમે મારા તે સંશયને દૂર કરો.[૪૫] વળી હે દેવ ! આ જગતમાં કેટલાએક જન્માંધ હોય છે, કેટલાએક રોગથી પીડાયા કરે છે અને કેટલાએક નપુંસક જોવામાં આવે છે.

તો તેનું કારણ શું હોય છે, તે મને કહો.[૪૬]

મહેશ્વર બોલ્યા : જે કુશળ પુરુષો વેદ તથા ધર્મને જાણનારાં સિદ્ધ બ્રાહ્મણોને પ્રતિદિન કુશળ-પ્રશ્ન પૂછે છે, અશુભ કર્મનો ત્યાગ કરે છે અને શુભ કર્મનું સેવન કરે છે, તેઓ આ લોકમાં સુખ પામે છે અને (મરણ પછી) સ્વર્ગને મેળવે છે. વળી તેવો કુશળ પુરુષ પાછો જ્યારે મનુષ્ય થાય છે, ત્યારે તે બુદ્ધિમાન થાય છે અને તેનું શાસ્ત્રીય જ્ઞાન બુદ્ધિને અનુસરનારું હોય છે, તેથી તેનું કલ્યાણ થાય છે.[૪૭-૪૯] જેઓ પારકી સ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરે છે, તેઓ પોતાના દુષ્ટ સ્વભાવને લીધે (બીજા જન્મમાં) જન્મથી જ આંધળા થાય છે.[૫૦] જે પાપી પુરુષો અત્યંત દુષ્ટ મનથી કોઈ નગ્ન સ્ત્રીને જુએ છે, તેઓ આ મનુષ્યલોકમાં રોગથી પીડાયા કરે છે. જે મૂઢ અને દુરાચારી પુરુષો કોઈ વિજાતીયની સાથે મૈથુન કરે છે અથવા પુરુષો સાથે મૈથુન કરે છે, તે અત્યંત દુષ્ટ બુદ્ધિવાળા પુરુષો નપુંસકપણાને પામે છે.[૫૧,૫૨] વળી જે પુરુષો પશુઓની હિંસા કરે છે, ગુરુપત્નીની સાથે વ્યભિચાર કરે છે અને જેઓ પોતાની ઇચ્છાનુસાર હરકોઈ જાતિની સ્ત્રી સાથે મૈથુન કરે છે, તેઓ પણ નપુંસક થાય છે.[૫૩]

ઉમા બોલ્યાં : હે દેવશ્રેષ્ઠ ! કયું કર્મ દોષવાળું ગણાય છે અને કયું કર્મ નિર્દોષ ગણાય છે ? તેમ જ મનુષ્ય કયું કર્મ કરે છે, તો શ્રેય સંપાદન કરી શકે છે ?[૫૪]

મહેશ્વર બોલ્યા : જે પુરુષને શ્રેયસ્કર માર્ગ જાણવાની ઇચ્છા હોય છે, જે પુરુષ બ્રાહ્મણોને સદાય ધાર્મિક વિષયો પૂછ્યા કરે છે, જે પુરુષ નિત્ય ધર્મની જ શોધ કર્યા કરે છે અને જે પુરુષને ગુણો સંપાદન કરવાની આકાંક્ષા હોય છે, તે પુરુષ સ્વર્ગને પામી શકે છે.[૫૫] હે દેવી ! તેવો પુરુષ સ્વર્ગને પામ્યા પછી પાછો કદાચ મનુષ્ય થાય છે, તોપણ બુદ્ધિમાન થાય છે અને જ્ઞાનસંપન્ન થાય છે.[૫૬] હે દેવી ! આ ધર્મ સત્પુરુષોનો છે, માનવા યોગ્ય છે અને અભ્યુદયકારક છે. મનુષ્યોનું હિત કરવા માટેજ આ ધર્મ મેં તને કહી સંભળાવ્યો છે.[૫૭]

ઉમા બોલ્યાં : આ મનુષ્યલોકમાં કેટલાએક અલ્પજ્ઞાની મનુષ્યો ધર્મનો દ્વેષ કરે છે અને વેદને જાણનારા બ્રાહ્મણો પાસે જવાની પણ ઇચ્છા કરતા નથી.[૫૮] વળી કેટલાએક મનુષ્યો વ્રતનિષ્ઠ હોય છે, કેટલાએક શ્રદ્ધા અને ધર્મપરાયણ હોય છે, કેટલાએક વ્રત અને નિયમોથી ભ્રષ્ટ હોય છે અને કેટલાએક રાક્ષસોના જેવા હોય છે.[૫૯] વળી કેટલાએક યજ્ઞયાગ કર્યા કરે છે અને કેટલાએક હવનહોમ પણ કરતા નથી. આ બધા મનુષ્યો કયા કર્મવિપાકથી તે તે સ્વભાવના થાય છે, તે મને કહો.[૬૦]

મહેશ્વર બોલ્યા : સર્વ આગમો તથા શાસ્ત્રો લોકધર્મની મર્યાદારૂપજ હોય છે અને તેમની રચના પણ લોકધર્મની મર્યાદા માટેજ કરવામાં આવી છે. માટે જે પુરુષો તે તે શાસ્ત્રોને પ્રમાણભૂત માનીને તેમાં કહ્યા પ્રમાણે જ વર્તે છે, તેઓ પોતાના ધર્મવ્રતમાં દૃઢ જોવામાં આવે છે.[૬૧] પરંતુ જેઓ મોહને અધીન થઈને અધર્મનેજ ધર્મ કહે છે, તેઓ પોતાના ધર્મવ્રતથી ભ્રષ્ટ થાય છે, સર્વ મર્યાદાઓનો નાશ કરે છે અને તેથીજ તેમને બ્રહ્મરાક્ષસ કહેવામાં આવે છે.[૬૨] તેવા અધમ પુરુષો કાળકૃત ઉદ્યોગને લીધે પાછા કદાચ મનુષ્ય થાય છે, ત્યારે હવનહોમને તિલાંજલિ આપે છે અને વષટ્કારનું ઉચ્ચારણ પણ કરતા નથી.[૬૩] હે દેવી ! તારા સંશયો દૂર કરવા માટે મનુષ્યોના કુશળને તથા અકુશળને સ્પષ્ટ કરી દેખાડનારો આ ધર્મસાગર મેં તને કહી સંભળાવ્યો છે.[૬૪]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ઉમા મહેશ્વરસંવાદ' નામનો અધ્યાય ૧૪૫ મો સમાપ્ત

## અધ્યાય ૧૪૬મો

### ઉમામહેશ્વરસંવાદ–સ્ત્રીધર્મકથન

॥ नारद उवाच ॥

एवमुक्त्वा महादेवः श्रोतुकामः स्वयं प्रभुः ।
अनुकूलां प्रियां भार्यां पार्श्वस्थां समभाषत ॥ १ ॥

નારદ બોલ્યા : એ પ્રમાણે કહીને ભગવાન મહાદેવે પોતે સ્ત્રીધર્મ સાંભળવાની ઇચ્છા કરી. તે પ્રભુએ પોતાની સમીપ બેઠેલાં અને પોતાને નિત્ય અનુકૂળ રહેનારાં પોતાનાં પ્રિય પત્ની પાર્વતીને આ પ્રમાણે કહ્યું.[૧]

મહેશ્વર બોલ્યા : હે સુંદર ભ્રમરવાળી! હે સુંદર કેશવાળી! હે સુંદર નિતંબવાળી! હે હિમાલયની પુત્રી પાર્વતી! હે ભૂતભવિષ્યને જાણનારી! હે ધર્મજ્ઞા! હે તપોવનનિવાસિની! હે સાધ્વી! હે દક્ષા! હે શમ તથા દમથી યુક્ત! હે મમતારહિત! હે ધર્મચારિણી! હું તને એક પ્રશ્ન પૂછું છું. તેનો તું મને ઇચ્છિત ઉત્તર આપ.[૨,૩] બ્રહ્માની સ્ત્રી સાધ્વી સાવિત્રી, ઇંદ્રની સ્ત્રી સતી શચી, માર્કંડેયની સ્ત્રી ધૂમોર્ણા, કુબેરની સ્ત્રી ઋદ્ધિ, વરુણની સ્ત્રી ગૌરી, સૂર્યની સ્ત્રી સુવર્ચલા, ચંદ્રની સ્ત્રી સાધ્વી રોહિણી, અગ્નિની સ્ત્રી સ્વાહા અને કશ્યપની સ્ત્રી અદિતિ આ સર્વ સ્ત્રીઓ પોતાના પતિને જ દેવ માનનારી છે. હે દેવી! તે સર્વ સ્ત્રીઓને તેં તારા ધર્મપ્રશ્નો પૂછ્યા છે અને તેમનું તેં નિત્ય સેવન પણ કર્યું છે.[૪-૬] માટે હે ધર્મજ્ઞા! હે ધર્મવાદિની! હું તને સ્ત્રીધર્મ વિષે પૂછું છું અને તેં કહેલા સ્ત્રીધર્મને આરંભથી સાંભળવા ઇચ્છું છું.[૭] તું મારી માફક ધર્માચરણ કરનારી છે, મારા સમાન શીલવાળી છે, મારા સમાન વ્રતવાળી છે, મારા સમાન બળ તથા પરાક્રમવાળી છે અને તેં મહાતીવ્ર તપ કર્યું છે.[૮] તેથી તેં કહેલો સ્ત્રીધર્મ વિશેષ ગુણવાન થશે. વળી હે દેવી! લોકમાં પણ તે ધર્મ પ્રમાણભૂત થઈ પડશે.[૯] હે સુંદર નિતંબવાળી! સ્ત્રીઓને વિશેષે કરીને સ્ત્રીઓનો જ મુખ્ય આધાર હોય છે, અને આ પરંપરા પૃથ્વી પરના સર્વ મનુષ્યોમાં અનાદિકાળથી ચાલી આવે છે.[૧૦] વળી, તું મારા શરીરના અર્ધરૂપ છે અને તારા શરીરના અર્ધભાગથી જ મારા શરીરનો અર્ધભાગ રચાયો છે. તું દેવોના કાર્યને કરનારી છે અને તું લોકોની પ્રજાની વૃદ્ધિ કરનારી છે.[૧૧] હે કલ્યાણી! તું સનાતન સ્ત્રીધર્મને સંપૂર્ણ રીતે જાણે છે. માટે તું પોતાના ધર્મને સંપૂર્ણ રીતે અને વિસ્તારથી મને કહે.[૧૨]

ઉમા બોલ્યાં : હે ભગવન્! હે પ્રાણીમાત્રના પતિ! હે ભૂત, ભવિષ્ય તથા વર્તમાન કાળમાં ઉત્તમ! હે દેવ! તમારા પ્રભાવને લીધે જ મારી આ વાણી શોભી રહી છે.[૧૩] હે દેવેશ! સર્વ તીર્થજળથી યુક્ત આ નદીઓ તમારો ચરણસ્પર્શ કરવા માટે તમારી સમીપ આવી છે.[૧૪] માટે તેમની સાથે વિચાર કરીને હું અનુક્રમે તમને સ્ત્રીધર્મ કહીશ. જે મનુષ્ય પ્રભાવશાળી હોય છે છતાં નિરભિમાની હોય છે, તે જ પુરુષ કહેવાય છે.[૧૫] હે ભૂતેશ! સ્ત્રીઓ તો નિરંતર સ્ત્રીઓની જ પાછળ દોડી જાય છે, માટે હું પણ આ શ્રેષ્ઠ નદીઓનું સન્માન કરીશ.[૧૬] આ સરસ્વતી નદી સર્વ નદીઓમાં પવિત્ર ગણાય છે, સર્વ નદીઓમાં મુખ્ય ગણાય છે અને સમુદ્રમાં મળનારી છે.[૧૭] વળી અહીં વિપાશા, વિતસ્તા, ચંદ્રભાગા, ઇરાવતી, શતદ્રુ, દેવિકા, સિંધુ, કૌશિકી અને ગૌતમી છે.[૧૮] તેમ જ સર્વ તીર્થોથી ભરપૂર, સ્વર્ગમાંથી પૃથ્વી પર આવેલી અને સર્વ નદીઓમાં શ્રેષ્ઠ એવી દેવનદી ગંગા પણ અહીં છે.[૧૯] સર્વ ધાર્મિકોમાં શ્રેષ્ઠ એવાં તે દેવાધિદેવનાં પત્ની ઉમાએ એ પ્રમાણે કહ્યું. પછી, તેમણે મોં મલકાવીને સર્વ નદીઓને પોતાની સમીપમાં બોલાવી.[૨૦] હવે

મહાદેવનાં ધર્મપ્રિય મહારાણી ઉમાએ સ્રીધર્મમાં કુશલ એવી તે ગંગા આદિ શ્રેષ્ઠ સરિતાઓને સ્રીધર્મ વિશે પૂછ્યું.[૨૧]

ઉમા બોલ્યાં : ભગવાન શંકરે મને સ્રીધર્મના સંબંધમાં પ્રશ્ન પૂછ્યો છે; પરંતુ હું તમારી સર્વની સાથે તે વિષયનો વિચાર કર્યા પછી શંકરની આગળ સ્રીધર્મ કહેવાને ઇચ્છું છું.[૨૨] હે નદીઓ! આ પૃથ્વી ઉપર અથવા સ્વર્ગમાં કોઈ એક જ મનુષ્ય વિજ્ઞાનના વિષયને સાધી શકે એમ હું જોઈ શકતી નથી. માટે હું તમને સર્વને આ સ્રીધર્મના વિષયમાં પોતપોતાનો અનુભવ જણાવવા પ્રાર્થના કરું છું.[૨૩] એ પ્રમાણે ઉમાએ અત્યંત પવિત્ર અને કલ્યાણકારી એવી તે સર્વ શ્રેષ્ઠ નદીઓને પૂછ્યું. એટલે સર્વ નદીઓએ દેવનદી ગંગાને સત્કારપૂર્વક ઉત્તર આપવા પ્રેરણા કરી.[૨૪] હવે અનેક પ્રકારની બુદ્ધિથી યુક્ત, સ્રીધર્મની વેત્તા, પવિત્ર, પાપ તથા ભયને હરનારી, જ્ઞાન તથા વિનયથી સંપન્ન, સર્વ ધર્મોમાં વિશારદ અને અત્યંત પ્રતિભાશક્તિથી સમૃદ્ધ તે મંગલહાસિની ગંગાએ શૈલરાજપુત્રી ઉમાદેવીને સ્મિતપૂર્વક આ વચન કહ્યાં.[૨૫,૨૬]

ગંગા બોલ્યાં : હે ધર્મપરાયણા દેવી! ખરેખર હું ધન્યવાદને પાત્ર છું; કેમ કે હે નિર્દોષ દેવી તમે સર્વ જગતમાં માન્ય ગણાઓ છો, છતાં મારા જેવી એક નદીને આવું માન આપો છો. વળી આ ઉપરથી તમે મારા પર અનુગ્રહ પણ કર્યો છે.[૨૭] જે મનુષ્ય સર્વ જાણવાને માટે સમર્થ હોય છે, છતાં કંઈ જાણવાની ઇચ્છાથી બીજા મનુષ્યને પૂછે છે અને માન આપે છે, તે નિર્દોષ મનવાળો મનુષ્ય જગતમાં પંડિતની સંજ્ઞાને પામે છે.[૨૮] જે મનુષ્ય જ્ઞાનવિજ્ઞાનથી યુક્ત અને ઊહાપોહ કરવામાં કુશળ એવા બીજા શ્રેષ્ઠ વક્તાઓને પોતાનો ધર્મસંશય પૂછે છે, તેના પર કદી આપત્તિ આવતી નથી.[૨૯] બાકી અત્યંત બુદ્ધિમાન એવો કોઈ અહંકારી પુરુષ બીજાઓને પૂછ્યા વિના સભામાં કંઈ વાક્ય બોલે છે, તો તે વિરુદ્ધ હોય છે અને દુર્બળ હોય છે.[૩૦] હે દેવી! તમે દિવ્ય જ્ઞાનવાળાં છો, સ્વર્ગમાં શ્રેષ્ઠ ગણાઓ છો અને તમે પુણ્યોની સાથે ઉત્પન્ન થયાં છો. માટે તમે જ સ્રીધર્મ કહેવાને યોગ્ય છો.[૩૧]

એ રીતે અનેક ગુણોનું વર્ણન કરીને ગંગાએ ઉમાદેવીનું આરાધન કર્યું, એટલે તે સુરસુંદરી ઉમાએ સંપૂર્ણ સ્રીધર્મ કહેવા માંડ્યો.[૩૨]

ઉમા બોલ્યાં : સ્રીઓનો ધર્મ જે રીતે મારા જાણવામાં છે, તે રીતે હું વિધિપૂર્વક તને કહું છું. તું સાવધાન થઈને સાંભળ.[૩૩] સ્રીઓનો ધર્મ પ્રથમ વિવાહ સમયે જ સ્રીઓના બંધુઓ દ્વારા નિર્માણ થાય છે અને સ્રી પણ વિવાહના અગ્નિની સમીપમાં આવીને જ પોતાના પતિની સહધર્મચારિણી થઈ ચૂકે છે.[૩૪] પરંતુ જે સ્રી ઉત્તમ સ્વભાવની હોય છે, સુંદર વચન બોલનારી હોય છે, ઉત્તમ ચારિત્ર્યવાળી હોય છે, સુખકારક દર્શનવાળી હોય છે, એક પતિને વિષે જ ચિત્ત રાખનારી હોય છે અને સુંદર મુખવાળી હોય છે, તે પોતાના પતિની સહધર્મચારિણી થઈ શકે છે.[૩૫] જે સાધ્વી સ્રી પોતાના પતિને નિરંતર દેવ સમાન જુએ છે, તે ધર્મપરાયણ થઈ શકે છે અને તે જ સ્રી ધર્મભાગિની ગણાય છે.[૩૬] જે ઉત્તમ સ્રી એક દેવની જેમ પોતાના પતિની સેવા કરે છે, જે પતિ વિના બીજે કોઈ સ્થળે ભાવ કે મન રાખતી નથી, જે ઉત્તમ વર્તનવાળી હોય છે, જે સુંદર દેખાવની હોય છે, જે પુત્રના મુખની પેઠે નિરંતર પોતાના સ્વામીના મુખને જોયા કરે છે અને જે નિયમિત આહાર કરે છે, તે સ્રી ધર્મચારિણી થઈ શકે છે. જે સ્રી અન્યોન્ય સાથે રહીને ધર્માચરણ કરવારૂપ પવિત્ર દંપતીધર્મનું

શ્રવણ કરે છે, જે ધર્મમાં પરાયણ રહે છે, પોતાના પતિને દેવની પેઠે વ્રતનું પાલન કરે છે અને પોતાના પતિને દેવની પેઠે નિરંતર જુએ છે, તે સ્ત્રી સાધ્વી ગણાય છે. સ્ત્રીપુરુષના લગ્નસંબંધથી જોડાયેલાં દંપતીનો એ પવિત્ર ધર્મ છે કે, તેમણે નિત્ય સાથે રહીને જ ધર્માચરણ કરવું જોઈએ. જે સ્ત્રી પતિને દેવ તુલ્ય માનીને નિત્ય તેની સેવા કરે છે, પતિના અભિપ્રાયને વશ રહેનારી હોય છે, પ્રસન્ન મનવાળી હોય છે, ઉત્તમ વ્રતનું પાલન કરે છે, સુખકારક દેખાવની હોય છે, પોતાના પતિ વિનાં બીજા કોઈના પર ચિત્ત રાખતી નથી અને પ્રસન્ન મુખવાળી રહે છે, તે સ્ત્રી પોતાના પતિની સહધર્મચારિણી ગણાય છે.[૩૭-૪૧] કોઈ સમયે પતિએ કઠોર વચનો કહ્યાં હોય અથવા દુષ્ટ દૃષ્ટિથી જોઈ હોય, તોપણ જે સ્ત્રી અત્યંત પ્રસન્ન મુખ રાખે છે, તે સ્ત્રી પતિવ્રતા કહેવાય છે.[૪૨] જે સુંદર સ્ત્રી પોતાના પતિ વિના ચંદ્ર, સૂર્ય કે કોઈ નરજાતિના વૃક્ષને પણ જોતી નથી, તે સ્ત્રી ધર્મચારિણી થઈ શકે છે.[૪૩] પોતાનો પતિ દરિદ્ર હોય, રોગી હોય, ગરીબ હોય અથવા માર્ગમાં મુસાફરી કરીને કૃશ થઈ ગયો હોય, તોપણ જે સ્ત્રી પોતાના પુત્રની પેઠે તેની સેવા કરે છે, તે સ્ત્રી ધર્મભાગિની ગણાય છે.[૪૪] જે સ્ત્રી ઉત્તમ પ્રયત્નવતી હોય, ચતુર હોય, પુત્રવાળી હોય, પતિ ઉપર પ્રીતિ રાખતી હોય અને પતિને જ પોતાના પ્રાણ માનતી હોય, તે સ્ત્રી ધર્મભાગિની થઈ શકે છે.[૪૫] જે નારી પ્રસન્ન મનથી સદૈવ સેવાશુશ્રૂષા કરતી હોય, પતિ વિશે સુદૃઢ શ્રદ્ધાવાળી હોય અને વિનયવતી હોય, તે સ્ત્રી ધર્મભાગિની થઈ શકે છે.[૪૬] જે સ્ત્રીને પોતાના પતિ ઉપર જેવી સ્પૃહા હોય છે, તેવી કોઈ કામભોગમાં, ઐશ્વર્યમાં તથા સુખમાં સ્પૃહા હોતી નથી, તે સ્ત્રી ધર્મભાગિની થઈ શકે છે.[૪૭] જે સ્ત્રી પ્રભાતમાં વહેલી ઊઠવામાં પ્રીતિવાળી હોય છે, નિત્ય ગૃહકાર્યોમાં આસક્ત રહે છે, ઘરને વાળીઝાડીને સાફ રાખે છે, ઘરમાં ગાયના છાણનું લીંપણ કરીને સ્વચ્છતા રાખે છે, અગ્નિહોત્રના કાર્યમાં તત્પર રહે છે, દેવતાઓ, અતિથિઓ તથા સેવકોને નિત્ય પુષ્પો તથા બલિદાનો અર્પણ કર્યા પછી અવશેષ રહેલા અન્નનું પોતાના પતિ સાથે ભોજન કરે છે અને પોતાનાં કુટુંબી મનુષ્યોને સંતુષ્ટ તથા પુષ્ટ રાખે છે, તે સ્ત્રી ધર્મને સંપાદન કરી શકે છે.[૪૮-૫૦] જે નારી સાસુસસરાની ચરણસેવામાં તત્પર રહે છે, ગુણવાન હોય છે અને માતાપિતાની ભક્ત હોય છે તે નારી નિત્ય તપોધના કહેવાય છે.[૫૧] જે નારી બ્રાહ્મણોને, દુર્બળ મનુષ્યોને, ગરીબોને, અનાથોને, આંધળાઓને તથા રંક મનુષ્યોને અન્ન અર્પણ કરીને પોષે છે, તે નારી પતિવ્રતાને સેવનારી થઈ શકે છે.[૫૨] જે નારી સત્વર મર્યાદાને જાણી જનારી પોતાની બુદ્ધિશક્તિથી મહાદુશ્ચર વ્રતનું નિત્ય પાલન કરે છે, પતિમાં જ ચિત્ત રાખે છે અને પતિનું હિત કરવામાં પરાયણ રહે છે, તે નારી પતિવ્રતનું સેવન કરનારી થઈ શકે છે.[૫૩] જે નારી પોતાના પતિમાં જ પરાયણ રહે છે અને પોતાના પતિનું જ વ્રત પાળે છે, તે નારી સાક્ષાત્ પુણ્યરૂપ છે, તપરૂપ છે અને સનાતન સ્વર્ગરૂપ છે.[૫૪] સ્ત્રીઓને પતિ એ જ દેવ છે, પતિ એ જ બંધુ છે, પતિ એ જ ગતિ છે; અથવા પતિ સમાન સ્ત્રીઓનો કોઈ દેવ નથી કે ગતિ નથી.[૫૫] સ્ત્રીઓને પોતાના પતિનો પ્રસાદ સ્વર્ગરૂપ હોય અથવા ન હોય; પરંતુ હું તો મારા પતિ મહેશ્વર અપ્રસન્ન હોય તો સ્વર્ગની પણ ઇચ્છા કરું નહિ.[૫૬] દરિદ્ર થયેલો, રોગી થઈ પડેલો, આપત્તિમાં આવી પડેલો, શત્રુઓથી ઘેરાઈ ગયેલો અથવા બ્રાહ્મણોના શાપથી દુઃખી થઈ પડેલો પતિ કોઈ સમયે

અકાર્ય, અધર્મ અથવા પ્રાણનો નાશ કરવાનું કહે, તોપણ તેને આપત્તિનો ધર્મ ગણીને સ્ત્રીએ નિઃશંકચિત્તે કરવું જોઈએ.[૫૭,૫૮] હે દેવ! તમારા વચન ઉપરથી આ સ્ત્રીધર્મ મેં તમને કહ્યો. જે સ્ત્રી એ પ્રમાણે વર્તે છે, તે સ્ત્રી પતિવ્રતનું સેવન કરનારી ગણાય છે.[૫૯]

ભીષ્મ બોલ્યા : દેવોના ઈશ્વર મહાદેવને ઉમાએ એ પ્રમાણે કહ્યું, એટલે તેમણે ઉમાની પ્રશંસા કરી અને પછી સર્વ અનુચરો સાથે લોકોને રજા આપી. પછી સર્વ ભૂતગણો, નદીઓ, ગંધર્વો તથા અપ્સરાઓ શંકરને પ્રણામ કરીને જેમ આવ્યાં હતાં, તેમ ત્યાંથી વિદાય થયાં.[૬૦,૬૧]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ-પર્વમાં 'ઉમામહેશ્વરસંવાદ' નામનો અધ્યાય ૧૪૬ મો સમાપ્ત

## अध्याय १४७मो

### વાસુદેવમાહાત્મ્ય

॥ ऋषय उचु ॥

पिनाकिन् भगनेत्रघ्न सर्वलोकनमस्कृत ।
माहात्म्यं वासुदेवस्य श्रोतुमिच्छामि शंकर ॥ १ ॥

ઋષિઓ બોલ્યા : હે પિનાકધારી! હે ભગદેવનાં નેત્રોનો નાશ કરનારા! હે સર્વ લોકથી નમસ્કાર કરાયેલા! હે શંકર! અમને વાસુદેવનું માહાત્મ્ય સાંભળવાની ઇચ્છા છે.[૧]

મહાદેવ બોલ્યા : ભગવાન વાસુદેવ બ્રહ્મદેવ કરતાં પણ શ્રેષ્ઠ છે, સનાતન પુરુષરૂપ છે, હરિ કહેવાય છે, કૃષ્ણ કહેવાય છે, સુવર્ણ સમાન કાંતિવાળા છે અને વાદળાં વિનાના આકાશમાં ઉદય પામેલા સૂર્ય સમાન તેજસ્વી છે.[૨] તે દશ ભુજાઓવાળા છે, મહાતેજસ્વી છે, દેવતાઓના શત્રુઓનો નાશ કરનારા છે, શ્રીવત્સ નામના ચિહ્નવાળા છે, સર્વ ઇંદ્રિયોના નિયંતા છે અને સર્વ દેવોમાં પૂજાયેલા છે.[૩] તેમના ઉદરમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા છે, તેમના મસ્તકમાંથી હું ઉત્પન્ન થયો છું, તેમના કેશોમાંથી નક્ષત્રો ઉત્પન્ન થયાં છે અને તેમનાં રુવાંટાંઓમાંથી દેવો તથા અસુરો ઉત્પન્ન થયા છે.[૪] વળી તેમના દેહમાંથી સર્વ ઋષિઓ તથા સનાતન લોકો ઉત્પન્ન થયા છે. આમ તે ભગવાન પિતામહ બ્રહ્મદેવના તથા સર્વ દેવોના એક ઘરરૂપ છે.[૫] તે ભગવાન આ સમગ્ર સૃષ્ટિના સ્રષ્ટા છે, ત્રણે ભુવનના ઈશ્વર છે અને પ્રાણીમાત્રના તેમ જ સ્થાવર તથા જંગમના સંહારક છે.[૬] તે દેવશ્રેષ્ઠ સાક્ષાત્ દેવોના નાથ છે, શત્રુઓને તપાવનારા છે, સર્વને જાણનારા છે, સર્વની સાથે સંબંધ રાખનારા છે, સર્વવ્યાપક છે અને સર્વત્ર મુખવાળા છે.[૭] તે પરમાત્મા છે, મનના નિયંતા છે, સર્વવ્યાપી છે, મહાન ઈશ્વર છે અને ત્રણ લોકમાં તેમના કરતાં શ્રેષ્ઠ એવું બીજું કોઈ પણ તત્ત્વ નથી.[૮] તે સનાતન દેવ મધુદૈત્યનો નાશ કરનારા છે અને 'ગોવિંદ' નામથી પ્રસિદ્ધ છે. તે માન આપનારા ભગવાન યુદ્ધમાં સર્વ રાજાઓનો નાશ કરશે. દેવોનું કાર્ય કરવા માટે તે ઉત્પન્ન થયા છે અને તેમણે મનુષ્યશરીર ધારણ કર્યું છે. કેમ કે એ ત્રિવિક્રમ ભગવાન વિના દેવતાઓ પણ પોતાનું કાર્ય કરવા માટે સમર્થ થઈ શકતા નથી; આખા ભુવનમાં તે ભગવાનરૂપ નાયક વિનાના બીજા કોઈ પણ પુરુષો દેવોનું કાર્ય કરવા માટે સમર્થ થઈ શકતા નથી. તે ભગવાન પ્રાણીમાત્રના નાયક છે અને સર્વ દેવોથી નમસ્કાર કરાયેલા છે. વળી દેવોનું કાર્ય કરવામાં તત્પર રહેનારા, પરબ્રહ્મસ્વરૂપ અને નિરંતર બ્રહ્મર્ષિઓના શરણરૂપ તે દેવનાથના શરીરની અંદર ગર્ભમાં બ્રહ્મદેવ પોતે સુખેથી નિવાસ કરે છે, હું મહાદેવ પણ તેમના શરીરમાં સુખપૂર્વક રહું છું અને સર્વ દેવતાઓ પણ તેમના શરીરનો સુખપૂર્વક આશ્રય કરી રહ્યા છે.

તે દેવ કમળ સમાન નેત્રવાળા છે, લક્ષ્મીના નિવાસ-સ્થાનરૂપ છે ને લક્ષ્મીની સાથે વિલાસ કરનારા છે.[૮-૧૪] તે શાર્ઙ્ગ ધનુષ્યને તથા સુદર્શન ચક્રરૂપ આયુધને ધારણ કરે છે, તરવારને ધારણ કરે છે અને સર્વ સર્પોના શત્રુ ગરુડને ધ્વજામાં ધારણ કરે છે. વળી ઉત્તમ સ્વભાવ, ઉત્તમ દમ, ઉત્તમ શમ, ઉત્તમ પરાક્રમ, ઉત્તમ વીર્ય, ઉત્તમ શરીર, ઉત્તમ દર્શન, ઉત્તમ ઊંચાઈ, ઉત્તમ પ્રમાણ, ઉત્તમ ધૈર્ય, ઉત્તમ સરળતા, ઉત્તમ સંપત્તિ, ઉત્તમ દયા, ઉત્તમ રૂપ અને ઉત્તમ બળથી તે યુક્ત છે. વળી તેમની પાસે અદ્દભુત દેખાવનાં સર્વ દિવ્ય અસ્ત્રો રહેલાં છે.[૧૫-૧૭] તેમણે યોગમાયાનો આશ્રય કર્યો છે, તેમનાં નેત્રો હજારોની સંખ્યામાં છે, તેમનો નાશ કદી થતો નથી અને તેમનું મન ઉદાર છે. તે એક વીર પુરુષ છે, પોતાના મિત્રોની (ભક્તોની) પ્રશંસા કરનારા છે અને જ્ઞાતિઓ તથા બંધુજનોમાં (એટલે ઇંદ્રિયો તથા ઇંદ્રિયોના દેવતાઓમાં) પ્રિય થઈ પડેલા છે.[૧૮] તે ક્ષમાવાન છે, અહંકારથી મુક્ત છે, બ્રાહ્મણો પર પ્રેમ રાખનારા છે, બ્રાહ્મણોના નાયક છે, ભયભીતોના ભયને હરનારા છે અને મિત્રોના આનંદને વધારનારા છે.[૧૯] પ્રાણીમાત્રને તે શરણ આપનારા છે અને દીન પ્રાણીઓનું પાલન કરવામાં આસક્ત રહે છે. તે શાસ્ત્રસંપન્ન છે અર્થસંપન્ન છે અને પ્રાણીમાત્રથી નમસ્કાર કરાયેલા છે.[૨૦] તે આશ્રિત શત્રુઓને પણ વર આપનારા છે, ધર્મને જાણનારા છે, નીતિને જાણનારા છે, નીતિસંપન્ન છે, બ્રહ્મવાદી છે અને જિતેંદ્રિય છે.[૨૧] પરમ બુદ્ધિમાન તે ગોવિંદ દેવોનું કલ્યાણ કરવા માટે પ્રજાપતિથી ઉત્પન્ન થયેલા, પવિત્ર અને ધર્મ-સંસ્કારી આ માનવમાર્ગમાં મહાત્મા મનુના વંશમાં ઉત્પન્ન થશે. તે સમયે મનુથી અંગ નામનો પુત્ર થશે, અને અંગથી અંતર્ધામા નામનો પુત્ર થશે, અંતર્ધામાથી હવિર્ધામા નામનો નિર્દોષ પ્રજાપતિ ઉત્પન્ન થશે અને હવિર્ધામાથી પ્રાચીનબર્હી નામનો મહાન પુત્ર ઉત્પન્ન થશે.[૨૨-૨૪] તેના પ્રચેતસ વગેરે દશ પુત્રો ઉત્પન્ન થશે અને એ પ્રચેતસના એક પુત્રથી પ્રજાપતિ દક્ષ ઉત્પન્ન થશે. દક્ષની પુત્રી દાક્ષાયણીથી આદિત્ય નામનો પુત્ર થશે, આદિત્યથી મનુ નામનો પુત્ર થશે અને મનુના વંશમાં ઇલાસુદ્યુમ્ન નામનો પુત્ર ઉત્પન્ન થશે.[૨૫,૨૬] તેનાથી બુધ અને બુધથી પુરુરવા નામનો પુત્ર ઉત્પન્ન થશે. પુરુરવાથી આયુષ નામનો પુત્ર થશે, આયુષથી નહુષ નામનો પુત્ર થશે અને નહુષથી યયાતિ નામનો પુત્ર થશે.[૨૭] યયાતિથી યદુ નામનો પુત્ર થશે, યદુથી મહાપરાક્રમી ક્રોષ્ટા નામનો પુત્ર થશે અને ક્રોષ્ટાથી વૃજિનીવાન નામનો પુત્ર થશે.[૨૮] વૃજિનીવાનથી અજિત એવો ઉષંગુ નામનો પુત્ર થશે અને ઉષંગુથી શૂરવીર એવો ચિત્રરથ નામનો પુત્ર થશે.[૨૯] તે ચિત્રરથનો સૌથી નાનો શૂર નામનો એક પુત્ર થશે આ શૂર સુધીના સર્વ રાજાઓ પ્રખ્યાત પરાક્રમી, ઉત્તમ ચારિત્ર્ય-વાન, ઉત્તમ ગુણશાળી અને નિરંતર યજ્ઞયાગ કરનારા હોઈને અત્યંત પવિત્ર થશે. તેથી તેમનો વંશ બ્રાહ્મણોમાં માન્ય થશે. પછી એ શૂર ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ, મહાપરાક્રમી, મહાયશસ્વી તથા સર્વને માન આપનારો થશે અને તે પોતે પોતાના વંશનો વિસ્તાર કરનારા તથા 'વસુદેવ' એવા બીજા નામથી પ્રસિદ્ધ થયેલા આનકદુંદુભિ નામના પુત્રને ઉત્પન્ન કરશે. તે આનકદુંદુભિને ત્યાં જ ચાર બાહુઓને ધારણ કરનારા ભગવાન વાસુદેવ પુત્રરૂપે ઉત્પન્ન થશે.[૩૦-૩૨] તે યાદવ દાતા થશે, બ્રાહ્મણોનો સત્કાર કરશે, બ્રહ્મરૂપ થશે, બ્રાહ્મણો ઉપર પ્રીતિ રાખશે અને મગધરાજ જરાસંધે કેદ પકડેલા રાજાઓને મુક્ત કરશે.[૩૩] તે પર્વતની એક ગુફામાં જરાસંધરાજનો પરાજય કરશે, સર્વ પાર્થિવ રત્નોથી યુક્ત થશે અને વીર્યવાન થશે.[૩૪] પોતાના

પરાક્રમને લીધે તે પૃથ્વી પર અસ્ખલિત શક્તિવાળા થશે, પરાક્રમસંપન્ન થશે અને સર્વ રાજાઓના રાજા થશે.[૩૫] તે પ્રભુ શૂરસેન દેશમાં (મથુરામાં) ઉત્પન્ન થઈને દ્વારકામાં નિવાસ કરશે અને આખી પૃથ્વીદેવીને જીતી લઈને નિત્ય ન્યાયપૂર્વક પ્રજાઓનું પાલન કરશે.[૩૬] માટે હે ઋષિઓ! તમે અવિનાશી બ્રહ્મદેવ સમાન તે વાસુદેવ ભગવાન પાસે જાઓ અને વાણીરૂપ પુષ્પમાળાઓથી પણ વંદન કરે છે. તેમને જે માન આપવામાં આવે છે, તો સામા તે પણ માન આપે છે. તેમનો જે સત્કાર કરવામાં આવે છે, તો સામા તે પણ સત્કાર કરે છે અને તેમનું જે પૂજન કરવામાં આવે છે, તો સામા તે પણ પૂજન કરે છે.[૬૧] હે બ્રાહ્મણવરો ! તેમનું જે દર્શન કરવામાં આવે છે, તો સામા તે પણ દર્શન કરે છે. તેમનો જે આશ્રય કરવામાં આવે છે, તો સામેથી તે પણ આશ્રય કરે

બળદેવનું મસ્તક મહાપ્રચંડ શરીરવાળા મહાત્મા સર્પોથી ચોતરફ ઘેરાયેલું રહેશે.[૫૫,૫૬] એમની સમીપમાં સર્વ પ્રકારનાં શસ્ત્રો તથા અસ્ત્રો માત્ર ચિંતનની સાથે જ હાજર થશે અને તે જ અનંત ભગવાન હરિ તથા અવિનાશી પણ કહેવાશે.[૫૭] કશ્યપના બળવાન પુત્ર ગરુડને દેવોએ પૂર્વે આજ્ઞા કરી હતી કે, 'હે સમર્થ ગરુડ! તું અમને અનંત ભગવાનનાં દર્શન કરાવ.' પરંતુ તે સમયે પરમાત્મારૂપ તે અનંતદેવના અંતને ગરુડ જોઈ શક્યો ન હતો.[૫૮] તે જ શેષ ભગવાન આ સમયે પરમ હર્ષની સાથે પૃથ્વી પર વિચરી રહ્યા છે અને પૃથ્વીના અંદરના ભાગમાં પણ પોતાના શરીર વડે પૃથ્વીને વીંટાઈ વળીને વસી રહ્યા છે.[૫૯] જે વિષ્ણુ છે, તે જ ભગવાન અનંત અથવા બળરામ છે; અને જે બળરામ અથવા અનંત છે, તે જ ભગવાન વિષ્ણુ છે.[૬૦] પુરુષોમાં વ્યાઘ્ર સમાન આ બન્ને દિવ્ય પુરુષો દિવ્ય પરાક્રમને કરનારા છે અને સુદર્શનચક્ર તથા હળરૂપ આયુધને ધારણ કરનારા છે.[૬૧] હે તપોધનો! તમે બધા યદુશ્રેષ્ઠ ભગવાન વાસુદેવની પ્રયત્નપૂર્વક પૂજા કરો, એટલા સારુ મેં આ વાસુદેવનું માહાત્મ્ય કહીને તમારા પર પવિત્ર અનુગ્રહ કર્યો છે.[૬૨]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'વાસુદેવમાહાત્મ્ય' નામનો અધ્યાય ૧૪૭મો સમાપ્ત

## अध्याय १४८मो

### મહાપુરુષપ્રસ્તાવ

॥ नारद उवाच ॥

**अथ व्योम्नि महाञ्छब्दः सविद्युत्स्तनयित्नुमान्।**
**मेघैश्च गगनं नीलं संरुद्धमभवद् घनैः ॥ १ ॥**

નારદ બોલ્યા: તે પછી આકાશમાં એકાએક મોટો શબ્દ થયો, વીજળીના ચમકારાની સાથે મેઘના ગડગડાટ થવા લાગ્યા અને આખું આકાશ [illegible] વાદળાંઓથી ઘેરાઈ જઈને છેક શ્યામવર્ણું થઈ ગયું.[૧] જાણે વર્ષાઋતુ આવી હોય, તેમ મેઘ નિર્મળ જળને વરસવા લાગ્યો, સર્વત્ર ઘોર અંધકાર છવાઈ ગયો અને દિશાઓ પણ દેખાવા ન લાગી.[૨] તે સમયે એ રમણીય, પવિત્ર અને પુરાણા પર્વત હિમાલય ઉપર મુનિઓ મહાદેવને કે તેમના ભૂતસમુદાયને જોઈ શકતા ન હતા.[૩] પછી એક ક્ષણવારમાં આકાશમાંથી વાદળાંઓ વીખરાઈ ગયાં, એટલે ત્યાં આવેલા મુનિઓ તથા બીજા બ્રાહ્મણો જેમ આવ્યા હતા તેમ તીર્થયાત્રા કરવા માટે ચાલી નીકળ્યા.[૪] એ મુનિઓ મહાદેવનું અદ્‌ભુત તથા અચિંત્ય કર્મ જોઈને તેમ જ ઉમાની સાથે થયેલો શંકરનો સંવાદ તથા માહાત્મ્ય વિષેની કથાનું શ્રવણ કરીને પરમ આશ્ચર્ય પામ્યા.[૫] હે પુરુષવ્યાઘ્ર! જેને ઉદ્દેશીને મહાત્મા શંકરે હિમાલય ઉપર અમને ઉપદેશ આપ્યો હતો, તે જ તમે સનાતન બ્રહ્મરૂપ છો.[૬] વળી હે કૃષ્ણ! તમારા તેજથી બનેલું આ બીજું અદ્‌ભુત દૃશ્ય જોઈને અમને તે દિવસનું સ્મરણ આજે થઈ આવ્યું.[૭] તેથી હે પ્રભુ! હે મહાબાહુ! હે જનાર્દન! જટાજૂટને ધારણ કરનારા અને દેવના દેવ તે શંકરનું માહાત્મ્ય મેં તમને કહી સંભળાવ્યું.[૮]

તપોવનમાં નિવાસ કરનારા તે ઋષિઓએ એ પ્રમાણે કહ્યું, એટલે દેવકીપુત્ર શ્રીકૃષ્ણે તે સર્વ ઋષિઓને માન આપ્યું.[૯] પછી અત્યંત પ્રસન્ન થયેલા તે ઋષિઓએ ફરી પણ શ્રીકૃષ્ણને કહ્યું કે, 'હે મધુસૂદન! તમે અમને સદાકાળ વારંવાર દર્શન આપજો.[૧૦] કેમ કે હે વિભુ! તમારાં દર્શનથી અમને જે આનંદ થાય છે, તે આનંદ સ્વર્ગમાં પણ અમને મળતો નથી. હે મહાબાહુ! ભગવાન શંકરે અમને જે કંઈ કહ્યું છે, તે ખરેખર સત્ય જ છે.[૧૧] હે શત્રુહંતા કૃષ્ણ! તમે પોતે જ સર્વ વિષયોના તત્ત્વને જાણી શકો છો, છતાં તમે અમને પૂછ્યું હતું.[૧૨] તેથી આ સર્વ ગુહ્ય રહસ્ય

તમને પ્રસન્ન કરવા માટે જ અમે કહી સંભળાવ્યું છે. હે વિભુ! આ ત્રણે જગતમાં જે કંઈ જન્મ, ઉત્પત્તિ તથા બીજું કોઈ કારણ સ્થિતિ કરી રહ્યું છે, તેમાંથી કંઈ પણ તમારાથી અજાણ્યું નથી. બાકી અમે તો અત્યંત ચપળ છીએ, તેથી કોઈ પણ ગુપ્ત વાતને ધારણ કરી રાખવા અસમર્થ છીએ.[૧૩,૧૪] તેથી જ હે વિભુ! તમે અહીં ઊભા છો, છતાં અમે અમારી હલકાઈને લીધે આવા બકવાદો કરવા મંડી પડ્યા છીએ. આ જગતમાં એવું કંઈ પણ આશ્ચર્ય નથી કે તે તમારા જાણવામાં ન હોય![૧૫] હે દેવ! સ્વર્ગ ઉપર કે પૃથ્વી ઉપર જે કંઈ બની રહ્યું છે, તે સર્વ તમારા જાણવામાં છે. હે કૃષ્ણ! અમે હવે જઈએ છીએ. તમને બુદ્ધિ તથા પુષ્ટિ પ્રાપ્ત થાઓ.[૧૬] હે તાત! તમને તમારા જેવો જ અથવા તમારા કરતાં પણ અધિક યોગ્યતાવાળો મહાસમર્થ પુત્ર થશે અને તે મહાપ્રભાવશાળી થઈને કીર્તિમાન તથા કાંતિમાન થશે.[૧૭]

ભીષ્મ બોલ્યા : પછી દેવોના ઈશ્વર અને પુરુષોમાં ઉત્તમ એવા શ્રીકૃષ્ણને પ્રદક્ષિણા કરીને તે મહર્ષિઓ ત્યાંથી ચાલી નીકળ્યા.[૧૮] પાછળથી શ્રીકૃષ્ણ પણ પોતાના વ્રતનું યથાવત્ પાલન કરીને પરમતેજ તથા શોભાયુક્ત થઈને દ્વારકામાં પાછા આવ્યા.[૧૯] હે પ્રભુ! હવે બરાબર દશમો મહિનો પૂર્ણ થયો, એટલે રુક્મિણીમાં પરમ અદ્ભુત, સર્વમાન્ય, શૂરવીર અને વંશધર પુત્ર જન્મ્યો.[૨૦] હે રાજા! શ્રીકૃષ્ણનો તે પુત્ર સાક્ષાત્ કામદેવનો જ અવતાર છે, પ્રાણીમાત્રના સર્વ અંતઃકરણમાં રહેલો છે અને અસુરો તથા દેવોના અંતઃકરણમાં પણ સદા સ્થિતિ કરી રહ્યો છે.[૨૧] તે આ કૃષ્ણ સર્વ પુરુષોમાં સિંહ સમાન છે, મેઘ સમાન વર્ણવાળા છે અને ચાર ભુજાઓને ધારણ કરે છે. તમણે પ્રેમપૂર્વક પાંડવોનો આશ્રય કર્યો છે અને તમે એમનો આશ્રય કર્યો છે.[૨૨] જ્યાં ત્રિવિક્રમ એવા વિષ્ણુદેવ રહ્યા હોય છે, ત્યાં જ કીર્તિ, લક્ષ્મી, ધૃતિ અને સ્વર્ગનો માર્ગ પણ રહ્યાં હોય છે.[૨૩] એટલું જ નહિ પરંતુ ઇંદ્ર સહિત તેત્રીસ દેવતાઓ પણ ત્યાં હાજર રહે છે, એમાં કંઈ સંશય નથી. કેમ કે આદિદેવ, મહાદેવ, પ્રાણીમાત્રના આશ્રયરૂપ, આદિઅંતરહિત અને મહાતેજસ્વી એવા આ મહાત્મા મધુસૂદન દેવોનાં કાર્યો સિદ્ધ કરવાને માટે જ પૃથ્વી પર પ્રકટ થયા છે.[૨૪,૨૫] હે પાર્થ! આ માધવ મહાગહન અર્થતત્ત્વના પણ વક્તા અને કર્તા છે. તેથી એ નારાયણના આશ્રયને લીધે જ તેં આ સંપૂર્ણ વિજય, અતુલ કીર્તિ અને સમગ્ર પૃથ્વી સંપાદન કર્યાં છે. આ અચિંત્ય નારાયણ તારા નાથ અને ગતિરૂપ થયા છે, તેથી જ તેં એક ઉપાધ્વર્યુની દીક્ષા લઈને, રણસંગ્રામરૂપી અગ્નિમાં, પ્રલયકાળના અગ્નિ સમાન આ કૃષ્ણરૂપી મહાન સરવા વડે સર્વ રાજાઓને હોમી દીધા છે.[૨૬–૨૮] ખરેખર, પોતાના પુત્રો, ભાઈઓ તથા બાંધવો સહિત આ દુર્યોધન શોક કરવા યોગ્ય જ થયો છે; કેમ કે તે મૂર્ખાએ શ્રીકૃષ્ણ તથા અર્જુનની સાથે યુદ્ધ કર્યું![૨૯] દાવાનળમાં જેમ પતંગિયાં બળીને ભસ્મ થઈ જાય, તેમ આ કૃષ્ણના ચક્રરૂપ અગ્નિમાં મહાપ્રચંડ શરીરવાળા અને મહાબળવાન ગણાતા મોટા મોટા દૈત્યો તથા દાનવરાજાઓ પણ બળીને ભસ્મ થઈ ગયા છે.[૩૦] હે પુરુષવ્યાઘ્ર! સત્ત્વ, શક્તિ અને બળ વગેરેથી રહિત એવા મનુષ્યો આ શ્રીકૃષ્ણની સામે યુદ્ધ કરવાને કદી સમર્થ થઈ શકતા નથી.[૩૧] હે રાજા! આ અર્જુન એક યોગી છે, પ્રલયકાળના અગ્નિ સમાન તેજસ્વી છે અને પોતાના બન્ને હાથથી બાણવૃષ્ટિ કરવાને સમર્થ છે. તેણે રણસંગ્રામમાં આગળ ચાલીને દુર્યોધનના સર્વ સૈન્યનો સંહાર કરી નાખ્યો છે.[૩૨] પૂર્વે હિમાલયના પૃષ્ઠભાગ

તે દેવ કમળ સમાન નેત્રવાળા છે, લક્ષ્મીના નિવાસસ્થાનરૂપ છે ને લક્ષ્મીની સાથે વિલાસ કરનારા છે.[૯-૧૪] તે શાર્ઙ્ગ ધનુષ્યને તથા સુદર્શન ચક્રરૂપ આયુધને ધારણ કરે છે, તરવારને ધારણ કરે છે અને સર્વ સર્પોના શત્રુ ગરુડને ધ્વજમાં ધારણ કરે છે. વળી ઉત્તમ સ્વભાવ, ઉત્તમ દમ, ઉત્તમ શમ, ઉત્તમ પરાક્રમ, ઉત્તમ વીર્ય, ઉત્તમ શરીર, ઉત્તમ દર્શન, ઉત્તમ ઊંચાઈ, ઉત્તમ પ્રમાણ, ઉત્તમ ધૈર્ય, ઉત્તમ સરળતા, ઉત્તમ સંપત્તિ, ઉત્તમ દયા, ઉત્તમ રૂપ અને ઉત્તમ બળથી તે યુક્ત છે. વળી તેમની પાસે અદ્ભુત દેખાવનાં સર્વ દિવ્ય અસ્ત્રો રહેલાં છે.[૧૫-૧૭] તેમણે યોગમાયાનો આશ્રય કર્યો છે, તેમનાં નેત્રો હજારોની સંખ્યામાં છે, તેમનો નાશ કદી થતો નથી અને તેમનું મન ઉદાર છે. તે એક વીર પુરુષ છે, પોતાના મિત્રોની (ભક્તોની) પ્રશંસા કરનારા છે અને જ્ઞાતિઓ તથા બંધુજનોમાં (એટલે ઇંદ્રિયો તથા ઇંદ્રિયોના દેવતાઓમાં) પ્રિય થઈ પડેલા છે.[૧૮] તે ક્ષમાવાન છે, અહંકારથી મુક્ત છે, બ્રાહ્મણો પર પ્રેમ રાખનારા છે, બ્રાહ્મણોના નાયક છે, ભયભીતોના ભયને હરનારા છે અને મિત્રોના આનંદને વધારનારા છે.[૧૯] પ્રાણીમાત્રને તે શરણ આપનારા છે અને દીન પ્રાણીઓનું પાલન કરવામાં આસક્ત રહે છે. તે શાસ્ત્રસંપન્ન છે અર્થસંપન્ન છે અને પ્રાણીમાત્રથી નમસ્કાર કરાયેલા છે.[૨૦] તે આશ્રિત શત્રુઓને પણ વર આપનારા છે, ધર્મને જાણનારા છે, નીતિને જાણનારા છે, નીતિસંપન્ન છે, બ્રહ્મવાદી છે અને જિતેંદ્રિય છે.[૨૧] પરમ બુદ્ધિમાન તે ગોવિંદ દેવોનું કલ્યાણ કરવા માટે પ્રજાપતિથી ઉત્પન્ન થયેલા, પવિત્ર અને ધર્મસંસ્કારી આ માનવમાર્ગમાં મહાત્મા મનુના વંશમાં ઉત્પન્ન થશે. તે સમયે મનુથી અંગ નામનો પુત્ર થશે, અને અંગથી અંતર્ધામા નામનો પુત્ર થશે, અંતર્ધામાથી હવિર્ધામા નામનો નિર્દોષ પ્રજાપતિ ઉત્પન્ન થશે અને હવિર્ધામાથી પ્રાચીનબર્હી નામનો મહાન પુત્ર ઉત્પન્ન થશે.[૨૨-૨૪] તેના પ્રચેતસ વગેરે દશ પુત્રો ઉત્પન્ન થશે અને એ પ્રચેતસના એક પુત્રથી પ્રજાપતિ દક્ષ ઉત્પન્ન થશે. દક્ષની પુત્રી દાક્ષાયણીથી આદિત્ય નામનો પુત્ર થશે, આદિત્યથી મનુ નામનો પુત્ર થશે અને મનુના વંશમાં ઇલાસુદ્યુમ્ન નામનો પુત્ર ઉત્પન્ન થશે.[૨૫,૨૬] તેનાથી બુધ અને બુધથી પુરુરવા નામનો પુત્ર ઉત્પન્ન થશે. પુરુરવાથી આયુષ નામનો પુત્ર થશે, આયુષથી નહુષ નામનો પુત્ર થશે અને નહુષથી યયાતિ નામનો પુત્ર થશે.[૨૭] યયાતિથી યદુ નામનો પુત્ર થશે, યદુથી મહાપરાક્રમી ક્રોષ્ટા નામનો પુત્ર થશે અને ક્રોષ્ટાથી વૃજિનીવાન નામનો પુત્ર થશે.[૨૮] વૃજિનીવાનથી અજિત એવો ઉષંગુ નામનો પુત્ર થશે અને ઉષંગુથી શૂરવીર એવો ચિત્રરથ નામનો પુત્ર થશે.[૨૯] તે ચિત્રરથનો સૌથી નાનો શૂર નામનો એક પુત્ર થશે આ શૂર સુધીના સર્વ રાજાઓ પ્રખ્યાત પરાક્રમી, ઉત્તમ ચારિત્ર્યવાન, ઉત્તમ ગુણશાળી અને નિરંતર યજ્ઞયાગ કરનારા હોઈને અત્યંત પવિત્ર થશે. તેથી તેમનો વંશ બ્રાહ્મણોમાં માન્ય થશે. પછી એ શૂર ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ, મહાપરાક્રમી, મહાયશસ્વી તથા સર્વને માન આપનારો થશે અને તે પોતે પોતાના વંશનો વિસ્તાર કરનારા તથા 'વસુદેવ' એવા બીજા નામથી પ્રસિદ્ધ થયેલા આનકદુંદુભિ નામના પુત્રને ઉત્પન્ન કરશે. તે આનકદુંદુભિને ત્યાં જ ચાર બાહુઓને ધારણ કરનારા ભગવાન વાસુદેવ પુત્રરૂપે ઉત્પન્ન થશે.[૩૦-૩૨] તે યાદવ દાતા થશે, બ્રાહ્મણોનો સત્કાર કરશે, બ્રહ્મરૂપ થશે, બ્રાહ્મણો ઉપર પ્રીતિ રાખશે અને મગધરાજ જરાસંધે કેદ પકડેલા રાજાઓને મુક્ત કરશે.[૩૩] તે પર્વતની એક ગુફામાં જરાસંધરાજાનો પરાજય કરશે, સર્વ પાર્થિવ રત્નોથી યુક્ત થશે અને વીર્યવાન થશે.[૩૪] પોતાના

પરાક્રમને લીધે તે પૃથ્વી પર અસ્ખલિત શક્તિવાળા થશે, પરાક્રમસંપન્ન થશે અને સર્વ રાજાઓના રાજા થશે.[૩૫] તે પ્રભુ શૂરસેન દેશમાં (મથુરામાં) ઉત્પન્ન થઈને દ્વારકામાં નિવાસ કરશે અને આખી પૃથ્વીદેવીને જીતી લઈને નિત્ય ન્યાયપૂર્વક પ્રજાઓનું પાલન કરશે.[૩૬] માટે હે ઋષિઓ! તમે અવિનાશી બ્રહ્મદેવ સમાન તે વાસુદેવ ભગવાન પાસે જાઓ અને વાણીરૂપ પુષ્પમાળાઓથી તથા શ્રેષ્ઠ પૂજાસામગ્રીઓથી તેમની યથાયોગ્ય પૂજા કરો.[૩૭] જે પુરુષ મારાં દર્શન કરવાની ઇચ્છા રાખે છે, અથવા પિતામહ બ્રહ્મદેવનાં દર્શન કરવાની ઇચ્છા રાખે છે, તેણે પ્રતાપી ભગવાન વાસુદેવનાં દર્શન કરવાં; કેમ કે હે તપોધનો! તેમનાં દર્શન કરવાથી મારાં તથા પિતામહ બ્રહ્મદેવનાં દર્શન થયેલાં ગણાશે, એમાં કંઈ સંશય નથી એમ તમે જાણો.[૩૮,૩૯] જે પુરુષના પર એ વાસુદેવ ભગવાન પ્રસન્ન થશે તેના પર બ્રહ્માદિ સર્વ દેવસમુદાયો પ્રસન્ન થશે. આ મનુષ્યલોકમાં જે પુરુષ ભગવાન કેશવનો આશ્રય કરશે, તેને કીર્તિ, જય તથા સ્વર્ગની પ્રાપ્તિ થશે.[૪૦,૪૧] તે ભગવાન ધર્મને ભજનારા હોઈને ધર્મના ઉપદેશક થશે; માટે ધર્મવેત્તા ઉદ્યમી પુરુષોએ તે દેવેશને જ નિત્ય નમસ્કાર કરવા.[૪૨] એ વ્યાપક દેવનું પૂજન કરવાથી ઉત્તમ પ્રકારનો ધર્મ સંપાદન કરી શકાય છે. તે દેવ મહાતેજસ્વી છે. એ વિભુએ પ્રજાઓનું હિત કરવાની ઇચ્છાથી અને ધર્મની પ્રવૃત્તિ કરવા માટે પુરુષોમાં વ્યાઘ્ર સમાન કરોડો ઋષિઓને ઉત્પન્ન કર્યા છે. તેમાંના સનત્કુમાર વગેરે ઋષિઓ ગંધમાદન પર્વત ઉપર રહીને નિત્ય તપશ્ચર્યા કર્યા કરે છે. માટે હે બ્રાહ્મણશ્રેષ્ઠો! પ્રશસ્ત વાણી બોલનારા તે ધર્મવેત્તા દેવને તમારે નમસ્કાર કરવા.[૪૩–૪૫] તે ભગવાન હરિનારાયણ પ્રભુ સ્વર્ગમાં શ્રેષ્ઠ છે. તેમને જો વંદન કરવામાં આવે છે, તો સામા તે પણ વંદન કરે છે. તેમને જો માન આપવામાં આવે છે, તો સામા તે પણ માન આપે છે. તેમનો જો સત્કાર કરવામાં આવે છે, તો સામા તે પણ સત્કાર કરે છે અને તેમનું જો પૂજન કરવામાં આવે છે, તો સામા તે પણ પૂજન કરે છે.[૪૬] હે બ્રાહ્મણવરો! તેમનું જો દર્શન કરવામાં આવે છે, તો સામા તે પણ દર્શન કરે છે. તેમનો જો આશ્રય કરવામાં આવે છે, તો સામેથી તે પણ આશ્રય કરે છે. તેમનું મનમાં ધ્યાન કરવામાં આવે છે, તો સામા તે પણ મનમાં ધ્યાન કરે છે.[૪૭] હે બ્રાહ્મણવરો! આ રીતે મહાન આદિદેવ તે નિર્દોષ વિષ્ણુનું સજ્જનોએ આચરેલું એ ઉત્તમ વ્રત છે. એ સનાતન દેવને દેવો પણ જગતમાં નિત્ય પૂજે છે અને તેમને અનુસરનારા પુરુષો યોગ્ય પ્રકારનું અભય પામી શકે છે.[૪૮,૪૯] સદાય યત્નશીલ રહેનારા બ્રાહ્મણોએ મન, વચન તથા કર્મથી એ દેવકીપુત્રને નિત્ય નમસ્કાર કરવા, તેમનું જ આરાધન કરવું અને તેમનાં જ દર્શન કરવાં.[૫૦] હે મહામુનિઓ! આ માર્ગ મેં તમને કહ્યો. તે ભગવાનનું દર્શન કરીને મનુષ્યે સર્વ દેવવરોનું દર્શન કરેલું ગણાય છે.[૫૧] અરે! હું પોતે પણ સર્વ લોકના પિતામહ અને જગતના પતિ એ મહાવરાહનાં નિત્ય દર્શન કરું છું.[૫૨] એ ભગવાનના શરીરમાં આ ત્રણે જગત જોવામાં આવે છે, એમાં સંશય નથી. અમે સર્વ દેવો તેમના શરીરમાં નિત્ય નિવાસ કરીએ છીએ.[૫૩] એ વાસુદેવનો મોટો ભાઈ બળદેવ નામથી પ્રસિદ્ધ થશે. તેની કાંતિ શ્વેતપર્વતના જેવી થશે, તે હલરૂપ આયુધને ધારણ કરશે અને તે પૃથ્વીને ધારણ કરનારા શેષનાગનો જ અવતાર ગણાશે.[૫૪] એ દેવના રથ ઉપર ત્રણ મસ્તકવાળા અને તદ્દન સુવર્ણના દિવ્ય તાલવૃક્ષની ધજા ફરક્યા કરશે. મોટી ભુજાઓવાળા અને સર્વ લોકના ઈશ્વર તે

બળદેવનું મસ્તક મહાપ્રચંડ શરીરવાળા મહાત્મા સર્પોથી ચોતરફ ઘેરાયેલું રહેશે.[૫૫,૫૬] એમની સમીપમાં સર્વ પ્રકારનાં શસ્ત્રો તથા અસ્ત્રો માત્ર ચિંતનની સાથે જ હાજર થશે અને તે જ અનંત ભગવાન હરિ તથા અવિનાશી પણ કહેવાશે.[૫૭] કશ્યપના બળવાન પુત્ર ગરુડને દેવોએ પૂર્વે આજ્ઞા કરી હતી કે, 'હે સમર્થ ગરુડ! તું અમને અનંત ભગવાનનાં દર્શન કરાવ.' પરંતુ તે સમયે પરમાત્મારૂપ તે અનંતદેવના અંતને ગરુડ જોઈ શક્યો ન હતો.[૫૮] તે જ શેષ ભગવાન આ સમયે પરમ હર્ષની સાથે પૃથ્વી પર વિચરી રહ્યા છે અને પૃથ્વીના અંદરના ભાગમાં પણ પોતાના શરીર વડે પૃથ્વીને વીંટાઈ વળીને વસી રહ્યા છે.[૫૯] જે વિષ્ણુ છે, તે જ ભગવાન અનંત અથવા બળરામ છે; અને જે બળરામ અથવા અનંત છે, તે જ ભગવાન વિષ્ણુ છે.[૬૦] પુરુષોમાં વ્યાઘ્ર સમાન આ બન્ને દિવ્ય પુરુષો દિવ્ય પરાક્રમને કરનારા છે અને સુદર્શનચક્ર તથા હળરૂપ આયુધને ધારણ કરનારા છે.[૬૧] હે તપોધનો! તમે બધા યદુશ્રેષ્ઠ ભગવાન વાસુદેવની પ્રયત્નપૂર્વક પૂજા કરો, એટલા સારુ મેં આ વાસુદેવનું માહાત્મ્ય કહીને તમારા પર પવિત્ર અનુગ્રહ કર્યો છે.[૬૨]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'વાસુદેવમાહાત્મ્ય' નામનો અધ્યાય ૧૪૭મો સમાપ્ત

## અધ્યાય ૧૪૮મો

### મહાપુરુષપ્રસ્તાવ

॥ नारद उवाच ॥

**अथ व्योम्नि महाञ्छब्दः सविद्युत्स्तनयित्नुमान् ।**
**मेघैश्च गगनं नीलं संरुद्धमभवद् घनैः ॥१॥**

નારદ બોલ્યા: તે પછી આકાશમાં એકાએક મોટો શબ્દ થયો, વીજળીના ચમકારાની સાથે મેઘના ગડગડાટ થવા લાગ્યા અને આખું આકાશ ઘાટાં મેઘમંડળોથી ઘેરાઈ જઈને છેક શ્યામવર્ણું થઈ ગયું.[૧] જાણે વર્ષાઋતુ આવી હોય, તેમ મેઘ નિર્મળ જળને વરસવા લાગ્યો, સર્વત્ર ઘોર અંધકાર છવાઈ ગયો અને દિશાઓ પણ દેખાવા લાગી.[૨] તે સમયે એ રમણીય, પવિત્ર અને પુરાણ પર્વત હિમાલય ઉપર મુનિઓ મહાદેવને કે તેમના ભૂતસમુદાયને જોઈ શકતા ન હતા.[૩] પછી એક ક્ષણવારમાં આકાશમાંથી વાદળાંઓ વીખરાઈ ગયાં એટલે ત્યાં આવેલા મુનિઓ તથા બીજા બ્રાહ્મણો જેમ આવ્યા હતા તેમ તીર્થયાત્રા કરવા માટે ચાલી નીકળ્યા.[૪] એ મુનિઓ મહાદેવનું અદ્ભુત તથા અચિંત્ય કર્મ જોઈને તેમ જ ઉમાની સાથે થયેલો શંકરનો સંવાદ તથા માહાત્મ્ય વિષેની કથાનું શ્રવણ કરીને પરમ આશ્ચર્ય પામ્યા.[૫] હે પુરુષવ્યાઘ્ર! જેને ઉદ્દેશીને મહાત્મા શંકરે હિમાલય ઉપર અમને ઉપદેશ આપ્યો હતો, તે જ તમે સનાતન બ્રહ્મરૂપ છો.[૬] વળી હે કૃષ્ણ! તમારા તેજથી બનેલું આ બીજું અદ્ભુત દૃશ્ય જોઈને અમને તે દિવસનું સ્મરણ આજે થઈ આવ્યું.[૭] તેથી હે પ્રભુ! હે મહાબાહુ! હે જનાર્દન! જટાજૂટને ધારણ કરનારા અને દેવના દેવ તે શંકરનું માહાત્મ્ય મેં તમને કહી સંભળાવ્યું.[૮]

તપોવનમાં નિવાસ કરનારા તે ઋષિઓએ એ પ્રમાણે કહ્યું, એટલે દેવકીપુત્ર શ્રીકૃષ્ણે તે સર્વ ઋષિઓને માન આપ્યું.[૯] પછી અત્યંત પ્રસન્ન થયેલા તે ઋષિઓએ ફરી પણ શ્રીકૃષ્ણને કહ્યું કે, 'હે મધુસૂદન! તમે અમને સદાકાળ વારંવાર દર્શન આપજો.[૧૦] કેમ કે હે વિભુ! તમારાં દર્શનથી અમને જે આનંદ થાય છે, તે આનંદ સ્વર્ગમાં પણ અમને મળતો નથી. હે મહાબાહુ! ભગવાન શંકરે અમને જે કંઈ કહ્યું છે, તે ખરેખર સત્ય જ છે.[૧૧] હે શત્રુહંતા કૃષ્ણ! તમે પોતે જ સર્વ વિષયોના તત્ત્વને જાણી શકો છો, છતાં તમે અમને પૂછ્યું હતું.[૧૨] તેથી આ સર્વ ગુહ્ય રહસ્ય

તમને પ્રસન્ન કરવા માટે જ અમે કહી સંભળાવ્યું છે. હે વિભુ! આ ત્રણે જગતમાં જે કંઈ જન્મ, ઉત્પત્તિ તથા બીજું કોઈ કારણ સ્થિતિ કરી રહ્યું છે, તેમાંથી કંઈ પણ તમારાથી અજાણ્યું નથી. બાકી અમે તો અત્યંત ચપળ છીએ, તેથી કોઈ પણ ગુપ્ત વાતને ધારણ કરી રાખવા અસમર્થ છીએ.[૧૩,૧૪] તેથી જ હે વિભુ! તમે અહીં ઊભા છો, છતાં અમે અમારી હલકાઈને લીધે આવા બકવાદો કરવા મંડી પડ્યા છીએ. આ જગતમાં એવું કંઈ પણ આશ્ચર્ય નથી કે તે તમારા જાણવામાં ન હોય![૧૫] હે દેવ! સ્વર્ગ ઉપર કે પૃથ્વી ઉપર જે કંઈ બની રહ્યું છે, તે સર્વ તમારા જાણવામાં છે. હે કૃષ્ણ! અમે હવે જઈએ છીએ. તમને બુદ્ધિ તથા પુષ્ટિ પ્રાપ્ત થાઓ.[૧૬] હે તાત! તમને તમારા જેવો જ અથવા તમારા કરતાં પણ અધિક યોગ્યતાવાળો મહાસમર્થ પુત્ર થશે અને તે મહાપ્રભાવશાળી થઈને કીર્તિમાન તથા કાંતિમાન થશે.[૧૭]

ભીષ્મ બોલ્યા : પછી દેવોના ઈશ્વર અને પુરુષોમાં ઉત્તમ એવા શ્રીકૃષ્ણને પ્રદક્ષિણા કરીને તે મહર્ષિઓ ત્યાંથી ચાલી નીકળ્યા.[૧૮] પાછળથી શ્રીકૃષ્ણ પણ પોતાના વ્રતનું યથાવત્ પાલન કરીને પરમતેજ તથા શોભાયુક્ત થઈને દ્વારકામાં પાછા આવ્યા.[૧૯] હે પ્રભુ! હવે બરાબર દશમો મહિનો પૂર્ણ થયો, એટલે રુક્મિણીમાં પરમ અદ્ભુત, સર્વમાન્ય, શૂરવીર અને વંશધર પુત્ર જન્મ્યો.[૨૦] હે રાજા! શ્રીકૃષ્ણનો તે પુત્ર સાક્ષાત્ કામદેવનો જ અવતાર છે, પ્રાણીમાત્રના સર્વ અંતઃકરણમાં રહેલો છે અને અસુરો તથા દેવોના અંતઃકરણમાં પણ સદા સ્થિતિ કરી રહ્યો છે.[૨૧] તે આ કૃષ્ણ સર્વ પુરુષોમાં સિંહ સમાન છે, મેઘ સમાન વર્ણવાળા છે અને ચાર ભુજાઓને ધારણ કરે છે. તેમણે પ્રેમપૂર્વક પાંડવોનો આશ્રય કર્યો છે અને તમે એમનો આશ્રય કર્યો છે.[૨૨] જ્યાં ત્રિવિક્રમ એવા વિષ્ણુદેવ રહ્યા હોય છે, ત્યાં જ કીર્તિ, લક્ષ્મી, ધૃતિ અને સ્વર્ગનો માર્ગ પણ રહ્યાં હોય છે.[૨૩] એટલું જ નહિ પરંતુ ઇંદ્ર સહિત તેત્રીસ દેવતાઓ પણ ત્યાં હાજર રહે છે, એમાં કંઈ સંશય નથી. કેમ કે આદિદેવ, મહાદેવ, પ્રાણીમાત્રના આશ્રયરૂપ, આદિઅંતરહિત અને મહાતેજસ્વી એવા આ મહાત્મા મધુસૂદન દેવોનાં કાર્યો સિદ્ધ કરવાને માટે જ પૃથ્વી પર પ્રકટ થયા છે.[૨૪,૨૫] હે પાર્થ! આ માધવ મહાગહન અર્થતત્ત્વના પણ વક્તા અને કર્તા છે. તેથી એ નારાયણના આશ્રયને લીધે જ તેં આ સંપૂર્ણ વિજય, અતુલ કીર્તિ અને સમગ્ર પૃથ્વી સંપાદન કર્યાં છે. આ અચિંત્ય નારાયણ તારા નાથ અને ગતિરૂપ થયા છે, તેથી જ તેં એક ઉપાધ્વર્યુની દીક્ષા લઈને, રણસંગ્રામરૂપી અગ્નિમાં, પ્રલયકાળના અગ્નિ સમાન આ કૃષ્ણરૂપી મહાન સરવા વડે સર્વ રાજાઓને હોમી દીધા છે.[૨૬-૨૮] ખરેખર, પોતાના પુત્રો, ભાઈઓ તથા બાંધવો સહિત આ દુર્યોધન શોક કરવા યોગ્ય જ થયો છે; કેમ કે તે મૂર્ખાએ શ્રીકૃષ્ણ તથા અર્જુનની સાથે યુદ્ધ કર્યું![૨૯] દાવાનળમાં જેમ પતંગિયાં બળીને ભસ્મ થઈ જાય, તેમ આ કૃષ્ણના ચક્રરૂપ અગ્નિમાં મહાપ્રચંડ શરીરવાળા અને મહાબળવાન ગણાતા મોટા મોટા દૈત્યો તથા દાનવરાજાઓ પણ બળીને ભસ્મ થઈ ગયા છે.[૩૦] હે પુરુષવ્યાઘ્ર! સત્ત્વ, શક્તિ અને બળ વગેરેથી રહિત એવા મનુષ્યો આ શ્રીકૃષ્ણની સામે યુદ્ધ કરવાને કદી સમર્થ થઈ શકતા નથી.[૩૧] હે રાજા! આ અર્જુન એક યોગી છે, પ્રલયકાળના અગ્નિ સમાન તેજસ્વી છે અને પોતાના બન્ને હાથથી બાણવૃષ્ટિ કરવાને સમર્થ છે. તેણે રણસંગ્રામમાં આગળ ચાલીને દુર્યોધનના સર્વ સૈન્યનો સંહાર કરી નાખ્યો છે.[૩૨] પૂર્વે હિમાલયના પૃષ્ઠભાગ

ઉપર, સર્વ મુનિઓ પાસે શંકરે જે એક પુરાતની વાત કહી હતી, તે હું તને કહું છું. સાંભળ. હે રાજા! આ અર્જુનમાં જે પ્રમાણમાં પુષ્ટિ, તેજ, કાંતિ, પરાક્રમ, પ્રભાવ, વિનય અને કુલીનતા રહેલ છે તે કરતાં ત્રણગણા પ્રમાણમાં તે શ્રીકૃષ્ણને વિષે રહેલ છે.[૩૩,૩૪] તો પછી શ્રીકૃષ્ણના કોઈ પણ કાર્યને અન્યથા કરવાને કોણ શક્તિમાન થઈ શકે? તેવો જો કોઈ હોય, તો આ સાંભળ. જ્યાં ભગવાન કૃષ્ણ હોય છે, ત્યાં સર્વોત્તમ પુષ્ટિ હોય છે.[૩૫] ખરેખર, અમે અલ્પ બુદ્ધિવાળા છીએ, પરતંત્ર છીએ અને અત્યંત દીન અવસ્થા ભોગવનારા છીએ; કેમ કે અમે જાણી જોઈને જ મૃત્યુના અવિનાશી માર્ગમાં ગબડી પડ્યા છીએ.[૩૬] પણ તું તો નિત્ય સરળતા રાખનારો છે, પોતાની પ્રતિજ્ઞા પાળવામાં આસક્ત રહે છે અને પ્રથમથી જ આ સન્માર્ગનો આશ્રય કરીને તેં રાજાને અયોગ્ય એવું વર્તન કર્યું નથી.[૩૭] હે રાજન્! પોતાના સંબંધીઓના નાશના બદલામાં તું તારા પોતાના નાશને ઉત્તમ માને છે. વળી હે રિપુદમન! તેં જે પ્રતિજ્ઞા કરી હોય છે, તેનો ત્યાગ કરવાને તું કદી તૈયાર થતો નથી.[૩૮] આ રણક્ષેત્રમાં આ સર્વ જનસમુદાય કાળને અધીન થઈને જ માર્યો ગયો છે અને અમે પણ કાળને લીધે જ મરણ પામેલા છીએ. માટે કાળ જ પરમેશ્વર છે.[૩૯] તું કાળની ગતિને જાણનારો છે, માટે કાળે જેનો સ્પર્શ કર્યો હોય તેનો શોક કરવાને તું યોગ્ય નથી. કાળનું સ્વરૂપ કાળું છે, કાળનાં નેત્રો લાલચોળ છે અને કાળ સનાતન દંડધારી કહેવાય છે.[૪૦] માટે હે કુંતીપુત્ર! કાળના સપાટામાં આવી પડેલા તારા જ્ઞાતિજનોનો તથા પુત્રોનો શોક કરવાને તું યોગ્ય નથી. હે કૌરવનંદન! તારે સદાને માટે શોકનો ત્યાગ કરી દેવો જોઈએ.[૪૧] મેં તને આ કૃષ્ણનું માહાત્મ્ય કહ્યું છે, તે તો તેં સાંભળ્યું જ છે. બસ, આટલું જ એક સજ્જન મનુષ્યને માટે પૂરતું છે.[૪૨] હે મહારાજ! વ્યાસનું તથા બુદ્ધિમાન નારદનું વચન સાંભળીને મેં અત્યંત પૂજ્ય એવા શ્રીકૃષ્ણનો પ્રભાવ તને કહ્યો છે. વળી હે ભારત! મેં તને સર્વ ઋષિગણનો પ્રભાવ તથા ઉમામહેશ્વરનો સંવાદ કહી સંભળાવ્યો છે.[૪૩,૪૪] જે પુરુષ મહાપુરુષ વાસુદેવના આ જન્મવૃત્તાંતને મનમાં ધારણ કરશે, સાંભળશે અથવા બીજા કોઈને કહેશે, તેને ઉત્તમ શ્રેયનો લાભ થશે.[૪૫] વળી એ પુરુષના સર્વ ઇષ્ટ મનોરથો પરિપૂર્ણ થશે અને મરણ પછી તેને સ્વર્ગનો લાભ થશે, એમાં સંશય નથી.[૪૬] હે રાજન્! જે પુરુષને શ્રેય સંપાદન કરવાની ઇચ્છા હોય, તેણે આ શ્રીકૃષ્ણનું જ શરણ લેવું યોગ્ય છે; કેમ કે અનેક બ્રાહ્મણો મોક્ષ મેળવવાની અભિલાષાથી આ ભગવાનની જ સ્તુતિ કર્યા કરે છે.[૪૭] હે કુરુરાજ! મહેશ્વરના મુખથી નીકળેલા જે ધર્મગુણો તને કહેવામાં આવ્યા છે, તેમનું તારે પ્રતિદિન મનમાં ચિંતન કર્યા કરવું.[૪૮] કેમ કે એ રીતે વર્તીને તું સારી રીતે રાજદંડને ધારણ કરીશ અને પ્રજાઓનું પાલન કરવામાં કુશળ બનીશ, તો તને સ્વર્ગલોકની પ્રાપ્તિ થશે.[૪૯] હે રાજન્! તારા ક્ષાત્રધર્મને અનુસરીને પણ તારે સર્વ પ્રજાઓનું રક્ષણ કરવું, એ તને યોગ્ય છે. જે રાજાનો રાજદંડ અત્યંત ઉત્કૃષ્ટ રીતે સર્વત્ર ઘૂમ્યા કરે છે તેને ઉત્તમ ધર્મની પ્રાપ્તિ થાય છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે.[૫૦] હે રાજન્! આ મેં સજ્જનોની સમક્ષમાં શંકરનો ઉમા સાથેનો ધર્મસંબંધીનો સંવાદ કહ્યો છે.[૫૧] જે પુરુષને પોતાનું કલ્યાણ કરવાની ઇચ્છા હોય, તેણે એ સંવાદ સાંભળીને અથવા એ સાંભળવાની ઇચ્છા કરીને મહેશ્વર ભગવાનનું શુદ્ધ ભાવે પૂજન કરવું.[૫૨] હે પાંડવ! તે નિર્દોષ મહાત્મા નારદનો આ સંદેશ

છે. માટે તું પણ એ દેવની પૂજાને માટે તે નિયમનો સ્વીકાર કર.[53] હે સમર્થ કુંતાપુત્ર! પૂર્વે વાસુદેવનું તથા શંકરનું આ અત્યંત અદ્ભુત વૃત્તાંત પવિત્ર હિમાલય પર્વત ઉપર બન્યું હતું અને તે સ્વાભાવિક હતું.[54] એ સનાતન ભગવાન વાસુદેવે અર્જુનને સાથે રાખીને પૂર્વે બદરિકાશ્રમમાં દશહજાર વર્ષ પર્યંત મહાઉગ્ર તપ કર્યું હતું.[55] આમ હે રાજા! આ પુંડરીકાક્ષ વાસુદેવ અને કમલનયન ધનંજય બન્ને આજે ત્રણ યુગ થયાં સાથે ને સાથે જ વિચરે છે, એમ મેં નારદ તથા વ્યાસની પાસેથી જાણ્યું છે.[56] આ મહાબાહુ શ્રીકૃષ્ણે પોતાની બાલ્યાવસ્થામાં જ જ્ઞાતિઓનું રક્ષણ કરવાના કારણથી કંસનો મહાન નાશ કરી નાખ્યો છે.[57] હે કુંતાપુત્ર યુધિષ્ઠિર! સનાતન, પુરાણ પુરુષરૂપ આ શ્રીકૃષ્ણનાં કર્મોની ગણતરી કરવાને હું હામ ધરી શકતો નથી.[58] પણ હે તાત! તારું ખરેખર ઉત્તમ કલ્યાણ થશે; કેમ કે પુરુષોમાં વ્યાઘ્ર સમાન આ શ્રીકૃષ્ણ તારા મિત્ર છે.[59] મને, મરીને પરલોકમાં ગયેલા એ દુષ્ટબુદ્ધિ દુર્યોધન માટે ઘણો જ શોક થાય છે; કારણ કે એ દુષ્ટને લીધે જ ઘોડાઓ તથા હાથીઓ સહિત આ સર્વ પૃથ્વીનો નાશ થઈ ગયો છે.[60] ખરેખર દુર્યોધન, કર્ણ, શકુનિ અને દુઃશાસન આ ચારના અપરાધથી કૌરવોનો નાશ થઈ ગયો છે.[61]

વૈશંપાયન બોલ્યા: નરોત્તમ ગંગાનંદન આ પ્રમાણે કહી રહ્યા હતા, ત્યારે કુરુવંશી યુધિષ્ઠિરરાજ એ સર્વ મહાત્માઓની વચ્ચે સ્તબ્ધ થઈને બેસી રહ્યા હતા.[62] બીજી તરફ ધૃતરાષ્ટ્ર વગેરે રાજાઓ ભીષ્મનાં એ વાક્યો સાંભળીને આશ્ચર્ય પામ્યા અને તેઓ સર્વે મનમાં શ્રીકૃષ્ણની પૂજા કરીને બે હાથ જોડી બેસી રહ્યા.[63] વળી નારદ વગેરે ઋષિઓએ પણ ભીષ્મનાં એ વાક્યનો સ્વીકાર કર્યો અને તેમની પ્રશંસા કરી. તેમ જ તેઓ ભીષ્મને અભિનંદન આપવા લાગ્યા.[64] આમ પાંડુનંદન યુધિષ્ઠિરે પોતાના સર્વ ભાઈઓની સાથે ભીષ્મનો આ પવિત્ર અને અતિ આશ્ચર્યકારી ઉપદેશ સંપૂર્ણ સાંભળ્યો.[65] પુષ્કળ દક્ષિણાઓ આપનારા ગંગાપુત્ર ભીષ્મ થોડી વાર વિશ્રાંતિ લઈને સ્વસ્થ થયા હતા, ત્યારે મહાબુદ્ધિમાન યુધિષ્ઠિરરાજે તેમને ફરીથી આ પ્રમાણે પૂછ્યું.[66]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'મહાપુરુષપ્રસ્તાવ' નામનો અધ્યાય ૧૪૮ મો સમાપ્ત

## अध्याय १४९ मो

### વિષ્ણુસહસ્રનામ

॥ वैशंपायन उवाच ॥

श्रुत्वा धर्मानशेषेण पावनानि च सर्वशः ।
युधिष्ठिरः शांतनवं पुनरेवाभ्यभाषत ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: સમગ્ર ધર્મોને તથા સર્વ પવિત્ર કર્મોને સાંભળ્યા પછી યુધિષ્ઠિરે શાંતનુનંદન ભીષ્મને પુનઃ આ પ્રમાણે પૂછ્યું.[1]

॥ युधिष्ठिर उवाच ॥

किमेकं दैवतं लोके किंवाप्येकं परायणम् ।
स्तुवंतः कं कमर्चंतः प्राप्नुयुर्मानवाः शुभम् ॥ २ ॥
को धर्मः सर्वधर्माणां भवतः परमो मतः ।
किं जपन् मुच्यते जन्तुर्जन्मसंसारबंधनात् ॥ ३ ॥

યુધિષ્ઠિર બોલ્યા: આ જગતમાં એક મુખ્ય દેવ કોણ છે? કોણ મુખ્ય આશ્રય કરવા યોગ્ય છે અને કોનું સ્તવન કરવાથી તથા કોનું પૂજન કરવાથી મનુષ્યો ઉત્તમ સુખને પામે છે?[2] સર્વ ધર્મોમાં કયા ધર્મને તમે અત્યંત શ્રેષ્ઠ માનો છો અને કયા સ્તોત્રાદિનો જપ કરવાથી પ્રાણી જન્મમરણવાળા આ સંસારબંધનમાંથી છૂટકો પામે છે?[3]

॥ भीष्म उवाच ॥

जगत्प्रभुं देवदेवमनन्तं पुरुषोत्तमम् ।
स्तुवन्नामसहस्रेण पुरुषः सततोत्थितः ॥ ४ ॥

तमेव चार्चयन्नित्यं भक्त्या पुरुषमव्ययम् ।
ध्यायन् स्तुवन्नमस्यंश्च यजमानस्तमेव च ॥५॥
अनादिनिधनं विष्णुं सर्वलोकमहेश्वरम् ।
लोकाध्यक्षं स्तुवन्नित्यं सर्वदुःखातिगो भवेत् ॥६॥
ब्रह्मण्यं सर्वधर्मज्ञं लोकानां कीर्तिवर्धनम् ।
लोकनाथं महद्भूतं सर्वभूतभवोद्भवम् ॥७॥
एष मे सर्वधर्माणां धर्मोऽधिकतमो मतः ।
यद्भक्त्या पुंडरीकाक्षं स्तवैरर्चेन्नरः सदा ॥८॥
परमं यो महत्तेजः परमं यो महत्तपः ।
परमं यो महद्ब्रह्म परमं यः परायणम् ॥९॥
पवित्राणां पवित्रं यो मंगलानां च मंगलम् ।
दैवतं देवतानां च भूतानां योऽव्ययः पिता ॥
यतः सर्वाणि भूतानि भवन्त्यादियुगागमे ।
यस्मिंश्च प्रलयं यान्ति पुनरेव युगक्षये ॥११॥
तस्य लोकप्रधानस्य जगन्नाथस्य भूपते ।
विष्णोर्नामसहस्रं मे शृणु पापभयापहम् ॥१२॥

ભીષ્મ બોલ્યા : પુરુષ જો નિત્ય યત્નશીલ થઈને અથવા ઉત્સાહસંપન્ન થઈને જગતના પ્રભુ, દેવના દેવ, અનંત અને પુરુષોત્તમ એવા ભગવાન વિષ્ણુની એક હજાર નામથી સ્તુતિ કરે છે અને નિત્ય ભક્તિપૂર્વક તે અવિનાશી પુરુષનું જ પૂજન કરે છે, ધ્યાન ધરે છે અને સ્તવન કરે છે, તો તે સર્વ દુઃખોને તરી જાય છે. વળી તે જો આદિઅંતરહિત, સર્વ લોકના મહેશ્વર, લોકોના અધ્યક્ષ, બ્રાહ્મણોનું હિત કરનારા, સર્વ ધર્મોને જાણનારા, લોકોની કીર્તિને વધારનારા, લોકોના નાથ, પરમાત્મારૂપ અને સર્વ પ્રાણીઓની ઉત્પત્તિના કારણભૂત તે વિષ્ણુ ભગવાનની નિત્ય સ્તુતિ કરે છે, તો તે સર્વ પ્રકારનાં દુઃખોથી મુક્ત થાય છે.[4-7] મનુષ્યે ભગવાન પુંડરીકાક્ષ(વિષ્ણુ)નું નિત્ય ભક્તિપૂર્વક સ્તવન અને પૂજન કરવું એ ધર્મ જ મને સર્વ ધર્મો કરતાં અધિક માન્ય છે.[8] જે ભગવાન પરમ મહાન તેજરૂપ છે, પરમ મહાન તપરૂપ છે, પરમ મહાન બ્રહ્મરૂપ છે, પરમ આશ્રયરૂપ છે, સર્વ પવિત્ર કરતાં પણ પવિત્ર છે, સર્વ મંગલોમાં પણ મંગલ છે, દેવતાઓના પણ દેવતા છે, પ્રાણીમાત્રના અવિનાશી પિતા છે, જેમાંથી યુગના આરંભસમયે સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને જેમાં યુગના અંતસમયે સર્વ પ્રાણીઓ લય પામી જાય છે, તે લોકપ્રધાન અને જગતના નાથ શ્રીવિષ્ણુ ભગવાનનાં એક હજાર નામો તું મારી પાસેથી સાંભળ. હે રાજા ! તે નામો સર્વ પાપોનો તથા ભયનો નાશ કરનારાં છે.[9-12]

यानि नामानि गौणानि विख्यातानि महात्मनः ।
ऋषिभिः परिगीतानि तानि वक्ष्यामि भूतये ॥

માટે મહાત્મા વિષ્ણુ ભગવાનનાં જે ગૌણ (ગુણો ઉપરથી પડેલાં) નામો જગતમાં પ્રસિદ્ધ થયેલાં છે અને જે ઋષિઓએ ગાયેલાં છે, તે નામો સર્વનું કલ્યાણ કરવા માટે હું તને કહું છું.[13]

विश्वं विष्णुर्वषट्कारो भूतभव्यभवत्प्रभुः ।
भूतकृद्भूतभृद्भावो भूतात्मा भूतभावनः ॥

૧ વિશ્વ–સમગ્ર બ્રહ્માંડરૂપ; ૨ વિષ્ણુ–સર્વત્ર વ્યાપક; ૩ વષટ્કાર–વષટ્કારાદિ મંત્રથી દેવોને પ્રસન્ન કરે છે, અથવા તેમને ઉદ્દેશીને જ વષટ્ક્રિયા કરવામાં આવે છે, માટે વષટ્કારરૂપ; ૪ ભૂતભવ્યભવત્પ્રભુ–ભૂત, ભવિષ્ય તથા વર્તમાનકાળના પ્રભુ; ૫ ભૂતકૃત્–પ્રાણીમાત્રના સ્રષ્ટા; ૬ ભૂતભૃત્–પ્રાણીમાત્રનું ભરણ–પોષણ કરી પાલન કરનારા; ૭ ભાવ–પ્રપંચરૂપે જ માત્ર ઉત્પન્ન થનારા અથવા સર્વ પ્રદેશ ઉપર અસ્તિત્વ ધરાવનારા; ૮ ભૂતાત્મા–પ્રાણીમાત્રના અંતરાત્મારૂપ; ૯ ભૂતભાવન–સર્વ પ્રાણીઓના જન્મદાતા તથા ભોગ્ય પદાર્થો અર્પણ કરીને તેમની વૃદ્ધિ કરનારા.[14]

पूतात्मा परमात्मा च मुक्तानां परमा गतिः ।
अव्ययः पुरुषः साक्षी क्षेत्रज्ञोऽक्षर एव च ॥१५॥

૧૦ પૂતાત્મા–પવિત્ર આત્માવાળા; ૧૧ પર-

માત્મા–પરમાત્મારૂપ (કાર્યકારણરહિત તથા નિત્યમુક્ત શુદ્ધ સ્વભાવવાળા); ૧૨ મુક્તાનાં પરમા ગતિ–મુક્ત પુરુષોના પરમગતિરૂપ; ૧૩ અવ્યય–જેમનો વ્યય એટલે વિનાશ અથવા વિકાર કદી થતો નથી એવા. ૧૪ પુરુષ–પ્રત્યેક શરીરમાં જીવરૂપે નિવાસ કરનારા; ૧૫ સાક્ષી–સાક્ષીસ્વરૂપ; ૧૬ ક્ષેત્રજ્ઞ–ઘટથી આરંભીને અહંકાર સુધીના શરીરને ક્ષેત્ર કહેવાય છે–એવા પ્રત્યેક ક્ષેત્રને યથાર્થ જાણનારા; ૧૭ અક્ષર–અવિનાશી.[૧૫]

**योगो योगविदां नेता प्रधानपुरुषेश्वरः ।**
**नारसिंहवपुः श्रीमान् केशवः पुरुषोत्तमः ॥ १६ ॥**

૧૮ યોગ–યોગસાધના દ્વારા જેમનો સાક્ષાત્કાર થઈ શકે છે તે યોગમૂર્તિરૂપ; ૧૯ યોગવિદાં નેતા–યોગવેત્તા પુરુષોના પણ નેતા–નાયક; ૨૦ પ્રધાનપુરુષેશ્વર–પ્રધાન એટલે ત્રિગુણાત્મિકા પ્રકૃતિ માયા અને પુરુષ એટલે જીવ એ બન્નેના ઈશ્વર–નિયંતા; ૨૧ નારસિંહવપુ–હિરણ્યકશિપુના વધ માટે જેમણે પુરુષનું તથા સિંહનું ઉભયનું યુક્ત સ્વરૂપ ધારણ કર્યું હતું તેવા; ૨૨ શ્રીમાન–(વક્ષ:સ્થલમાં) નિત્ય લક્ષ્મીદેવીને ધારણ કરનારા; ૨૩ કેશવ–ક એટલે બ્રહ્મા અને ઈશ એટલે મહાદેવ, એ બન્ને જેમને વશ છે એવા, અથવા કેશવાળા અત્યંત સુંદર; ૨૪ પુરુષોત્તમ–પુરુષોમાં ઉત્તમ.[૧૬]

**सर्वः शर्वः शिवः स्थाणुर्भूतादिर्निधिरव्ययः ।**
**संभवो भावनो भर्ता प्रभवः प्रभुरीश्वरः ॥ १७॥**

૨૫ સર્વ–સર્વ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશને જાણનારા; ૨૬ શર્વ–પ્રલયકાળે સર્વ પ્રજાનો સંહાર કરનારા; ૨૭ શિવ–સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણે ગુણોથી રહિત હોવાને લીધે શુદ્ધ અથવા કલ્યાણકર્તા; ૨૮ સ્થાણુ–સ્થિર અથવા અચળ રહેનારા; ૨૯ ભૂતાદિ–સર્વ પ્રાણીઓના આદિકારણ; ૩૦ નિધિરવ્યય–અખૂટ ખજાનારૂપ અથવા પ્રલયસમયે સમગ્ર જગતને પોતાને વિષે લય કરનારા એવા અવ્યય નિધિરૂપ; ૩૧ સંભવ–યુગે યુગે પોતાની ઇચ્છાનુસાર અવતાર લઈને ઉત્પન્ન થનારા; ૩૨ ભાવન:–સર્વ ભોક્તાઓને ફળસિદ્ધિ આપનારા; ૩૩ ભર્તા–સર્વ જગતને ધારણ કરનારા; ૩૪ પ્રભવ–સર્વના ઉત્પત્તિકારણરૂપ; ૩૫ પ્રભુ–સર્વ પ્રકારનું દિવ્ય સામર્થ્ય ધરાવનારા; ૩૬ ઈશ્વર–ઉપાધિરહિત ઐશ્વર્યવાળા.[૧૭]

**स्वयंभूः शंभुरादित्यः पुष्कराक्षो महास्वनः ।**
**अनादिनिधनो धाता विधाता धातुरुत्तमः ॥१८॥**

૩૭ સ્વયંભૂ–પોતાની મેળે જ ઉત્પન્ન થનારા; ૩૮ શંભુ–ભક્તજનોનું કલ્યાણ કરનારા; ૩૯ આદિત્ય–સૂર્યમંડળમાં રહેલા તેજોમય પુરુષ; ૪૦ પુષ્કરાક્ષ–કમળના જેવાં નેત્રોવાળા, ૪૧ મહાસ્વન–વેદરૂપ મહાન શબ્દ જેમના નિઃશ્વાસમાંથી ઉત્પન્ન થયો છે એવા. ૪૨ અનાદિનિધન–આદિ-અંતરહિત સ્વરૂપવાળા; ૪૩ ધાતા–શેષનાગસ્વરૂપે આખા જગતને ધારણ કરનારા; ૪૪ વિધાતા–કર્મોને તથા તેમનાં ફળોને નિર્માણ કરનારા, અથવા બ્રહ્મદેવરૂપે વિવિધ પ્રકારની સૃષ્ટિ ઉત્પન્ન કરનારા; ૪૫ ધાતુરુત્તમ–બ્રહ્મદેવ કરતાં પણ ઉત્તમ.[૧૮]

**अप्रमेयो हृषीकेशः पद्मनाभोऽमरप्रभुः ।**
**विश्वकर्मा मनुस्त्वष्टा स्थविष्ठः स्थविरो ध्रुवः ॥**

૪૬ અપ્રમેય–પ્રત્યક્ષ આદિ પ્રમાણોથી જણાય નહિ તેવા; ૪૭ હૃષીકેશ–સર્વ ઇંદ્રિયોના નિયંતા; ૪૮ પદ્મનાભ–નાભિમાંથી બ્રહ્માના ઉત્પત્તિસ્થાનરૂપ કમળને ધારણ કરનારા; ૪૯ અમરપ્રભુ–સર્વ દેવતાઓના સ્વામી; ૫૦ વિશ્વકર્મા–આખા જગતને રચનારા; ૫૧ મનુ–મનનથી થનારા ઉત્તમ જ્ઞાનવાળા અથવા અદ્વિતીય મનનકર્તા; ૫૨ ત્વષ્ટા–સૃષ્ટિના સંહારસમયે પ્રાણીમાત્રનો નાશ કરનારા; ૫૩ સ્થવિષ્ઠ–સ્થૂલમૂર્તિરૂપ; ૫૪ સ્થવિર–અત્યંત પુરાતન અથવા સનાતન; ૫૫ ધ્રુવ–અચળ સ્વરૂપવાળા.[૧૯]

अग्राह्यः शाश्वतः कृष्णो लोहिताक्षः प्रतर्दनः ।
प्रभूतस्त्रिककुब्धाम पवित्रं मंगलं परम् ॥२०॥

૫૬ અગ્રાહ્ય–મન, વાણી તથા ઇંદ્રિયોથી જાણી નહિ શકાય એવા; ૫૭ શાશ્વત–સદા સર્વકાળ સ્થિતિ કરનારા; ૫૮ કૃષ્ણ–કેવળ આનંદમૂર્તિ અથવા ઘનશ્યામમૂર્તિ; લોહિતાક્ષ–રાતાં નેત્રવાળા; ૫૯ પ્રતર્દન–જગતના પ્રલયસમયે પ્રાણીમાત્રનો સંહાર કરનારા; ૬૦ પ્રભૂત–જ્ઞાન, ઐશ્વર્ય આદિ પુષ્કળ ગુણોથી સંપન્ન; ૬૧ ત્રિકકુબ્ધામ–ઉપર, નીચે અને મધ્યભાગ એમ ત્રણે દિશાઓમાં નિવાસ કરનારા; ૬૨ પવિત્ર–પવિત્ર સ્વરૂપ અથવા તે પોતે સ્વાભાવિક રીતે પવિત્ર હોઈને ઋષિઓ તથા દેવતાઓરૂપે બીજા અનેક જીવોને પવિત્ર કરનારા; ૬૩ પરં મંગલ–અત્યંત મંગલસ્વરૂપ.[૨૦]

ईशानः प्राणदः प्राणो ज्येष्ठः श्रेष्ठः प्रजापतिः ।
हिरण्यगर्भो भूगर्भो माधवो मधुसूदनः ॥२१॥

૬૪ ઈશાન–સર્વ પ્રાણીઓના નિયંતા; ૬૫ પ્રાણદ–સર્વને પ્રાણશક્તિ આપનારા; ૬૬ પ્રાણ–સર્વના પ્રાણરૂપ; ૬૭ જ્યેષ્ઠ–સર્વથી મોટા; ૬૮ શ્રેષ્ઠ–સર્વથી ઉત્તમ; ૬૯ પ્રજાપતિ–પ્રજાઓના પતિ; ૭૦ હિરણ્યગર્ભ–સૌથી પ્રથમ ઉત્પન્ન થયેલા હિરણ્યગર્ભ(બ્રહ્માંડ)રૂપ; ૭૧ ભૂગર્ભ–જેમના ઉદરમાં આખી પૃથ્વી રહેલી છે એવા; ૭૨ માધવ–મા એટલે લક્ષ્મી, તેના પતિરૂપ; ૭૩ મધુસૂદન–મધુદૈત્યનો નાશ કરનારા.[૨૧]

ईश्वरो विक्रमी धन्वी मेधावी विक्रमः क्रमः ।
अनुत्तमो दुराधर्षः कृतज्ञः कृतिरात्मवान् ॥२२॥

૭૪ ઈશ્વર–સર્વ પ્રકારના સામર્થ્યવાળા; ૭૫ વિક્રમી–પરાક્રમસંપન્ન; ૭૬ ધન્વી–ધનુર્ધારી; ૭૭ મેધાવી–અપૂર્વ બુદ્ધિશાળી; ૭૮ વિક્રમ–ગરુડ પર બેસીને જગતમાં ગમન કરનારા–સર્વ જગતમાં વ્યાપક; ૭૯ ક્રમ–સર્વત્ર ગતિવાળા ૮૦ અનુત્તમ–જેમના કરતાં બીજો કોઈ પણ ઉત્તમ નથી એવા; ૮૧ દુરાધર્ષ–કોઈનાથી જેમનો પરાભવ કરી શકાય નહિ તેવા; ૮૨ કૃતજ્ઞ–પ્રાણીએ કરેલાં પાપપુણ્યને જાણનારા; ૮૩ કૃતિ–સર્વ ક્રિયાઓરૂપ; ૮૪ આત્મવાન–પોતાના મહિમામાં જ સ્થિતિ કરીને રહેનારા.[૨૨]

सुरेशः शरणं शर्म विश्वरेताः प्रजाभवः ।
अहः संवत्सरो व्यालः प्रत्ययः सर्वदर्शनः ॥२३॥

૮૫ સુરેશ–સર્વ દેવોના ઈશ્વર; ૮૬ શરણ–સર્વ પ્રાણીઓના આશ્રયરૂપ; ૮૭ શર્મ–કેવળ સુખરૂપ–કલ્યાણમૂર્તિ; ૮૮ વિશ્વરેતા–સમગ્ર જગતના કારણભૂત (જેમનું રેતસ્–વીર્ય વિશ્વમય છે); ૮૯ પ્રજાભવઃ–સર્વ પ્રજાઓને ઉત્પન્ન કરનારા; ૯૦ અહ–દિવસરૂપ અથવા પ્રકાશરૂપ; ૯૧ સંવત્સર–વર્ષરૂપ; ૯૨ વ્યાલ–સર્વ પ્રકારનાં બંધનોથી મુક્ત (સર્પની પેઠે કોઈથી ગ્રહણ ન થઈ શકે તેવા); ૯૩ પ્રત્યય–જ્ઞાન દ્વારા જ જેમનો સાક્ષાત્કાર થઈ શકે છે એવા; ૯૪ સર્વદર્શન–સર્વ પદાર્થોને પ્રત્યક્ષ જોનારા.[૨૩]

अजः सर्वेश्वरः सिद्धः सिद्धिः सर्वादिरच्युतः ।
वृषाकपिरमेयात्मा सर्वयोगविनिःसृतः ॥२४॥

૯૫ અજ–અજન્મા; ૯૬ સર્વેશ્વર–સર્વના ઈશ્વર; ૯૭ સિદ્ધ–સિદ્ધસ્વરૂપ; ૯૮ સિદ્ધિ–મોક્ષસ્વરૂપ; ૯૯ સર્વાદિ–સર્વના આદિ કારણ; ૧૦૦ અચ્યુત–પોતાના શુદ્ધ સ્વરૂપમાંથી પોતાના સામર્થ્ય વડે ભ્રષ્ટ નહિ થનારા; ૧૦૧ વૃષાકપિ–શ્રેષ્ઠ ધર્મરૂપ તથા આખલા જેવા આદિવરાહરૂપ; ૧૦૨ અમેયાત્મા–અમાપ સ્વરૂપવાળા; ૧૦૩ સર્વયોગવિનિઃસૃત–સર્વ પ્રકારનાં કર્મબંધનોથી મુક્ત.[૨૪]

वसुर्वसुमनाः सत्यः समात्माऽसंमितः समः ।
अमोघः पुंडरीकाक्षो वृषकर्मा वृषाकृतिः ॥२५॥

૧૦૪ વસુ–સર્વ પ્રાણીઓ જેમનામાં નિવાસ

કરી રહ્યાં છે અને સર્વ પ્રાણીઓમાં જે નિવાસ કરી રહ્યા છે તેવા; ૧૦૫ વસુમના-ઉદાર મનવાળા; ૧૦૬ સત્ય-સત્યમૂર્તિ; ૧૦૭ સમાત્મા-જેમનો આત્મા સર્વત્ર સમાન રીતે સ્થિતિ કરી રહ્યો છે તેવા; ૧૦૮ અસંમિત-કોઈ પણ પદાર્થ સાથે તેમની તુલના થઈ શકે તેમ નથી એવા; ૧૦૯ સમ-સર્વ અવસ્થામાં વિકારરહિત અથવા પ્રાણીમાત્રના પર સમદૃષ્ટિ રાખનારા; ૧૧૦ અમોઘ-પોતાના સર્વ વિચારોને સફળ કરનારા, અથવા પોતાના ભક્તજનોને અમોઘ ફળ આપનારા; ૧૧૧ પુંડરીકાક્ષ-કમળ જેવાં નેત્રોવાળા, અથવા સર્વના હૃદયકમળમાં વસનારા; ૧૧૨ વૃષકર્મા-કેવળ ધાર્મિક કર્મોને આચરનારા; ૧૧૩ વૃષાકૃતિ-કેવળ ધર્મકર્મસ્વરૂપ.[૨૫]

रुद्रो बहुशिरा बभ्रुर्विश्वयोनिः शुचिश्रवाः ।
अमृतः शाश्वतः स्थाणुर्वरारोहो महातपाः ॥

૧૧૪ રુદ્ર-જગતના સંહારસમયે પ્રાણીમાત્રને રોવડાવનારા; ૧૧૫ બહુશિરા-અનેક મસ્તકોવાળા; ૧૧૬ બભ્રુ-સર્વ લોકોનું પાલનપોષણ કરનારા; ૧૧૭ વિશ્વયોનિ-આખા જગતના ઉત્પત્તિસ્થાનરૂપ; ૧૧૮ શુચિશ્રવા-પવિત્ર યશવાળા; ૧૧૯ અમૃત-અમર; ૧૨૦ શાશ્વત-સદાકાળ સ્થિતિવાળા ચિરંજીવ; ૧૨૧ સ્થાણુ-સદા નિર્વિકાર અને નિશ્ચય સ્વરૂપવાળા; ૧૨૨ વરારોહ-જેમનો લોક શ્રેષ્ઠ છે, અથવા જેમના લોકમાં ચઢી જવું શ્રેષ્ઠ છે, અથવા જેમના લોકમાં ગયેલો પુરુષ કદી પાછો આવતો નથી એવા; ૧૨૩ મહાતપા-ઉત્કૃષ્ટ તપ અથવા જ્ઞાનવાળા. (એવા પ્રબળ તપેશ્વર કે જેના સામર્થ્યથી પ્રકૃતિને વિશ્વ ઉત્પન્ન કરવાની જરૂર પડે અથવા ઇચ્છાશક્તિથી સ્વયં વિશ્વ ઉત્પન્ન થાય.)[૨૬]

सर्वगः सर्वविद्भानुर्विष्वक्सेनो जनार्दनः ।
वेदो वेदविदव्यंगो वेदांगो वेदवित् कविः ॥२७॥

૧૨૪ સર્વગ-સર્વત્ર વ્યાપક; ૧૨૫ સર્વવિત્-સર્વને જાણનારા; ૧૨૬ ભાનુ-કેવળ પ્રકાશરૂપ; ૧૨૭ વિષ્વક્સેન-જેમને રણમાં આવેલા જોઈ દૈત્યોની સેના ચોતરફ નાસભાગ કરી મૂકે એવા; ૧૨૮ જનાર્દન-દુષ્ટ મનુષ્યોને દુઃખ આપનારા; ૧૨૯ વેદ-ભક્તોના હૃદયમાં રહીને તેમને વસ્તુતત્ત્વનું જ્ઞાન કરાવી આપનારા; ૧૩૦ વેદવિત્-ચારે વેદોને જાણનારા; ૧૩૧ અવ્યંગ-જેમનામાં કોઈ પ્રકારની ન્યૂનતા નથી એવા સંપૂર્ણ; ૧૩૨ વેદાંગ-ચારે વેદો જેમના અંગરૂપ છે એવા; ૧૩૩ વેદવિત્-વેદોનું મનન કરનારા; ૧૩૪ કવિ-સર્વ વસ્તુને હસ્તામલકવત્ જોનારા-બુદ્ધિમાનોમાં અદ્વિતીય.[૨૭]

लोकाध्यक्षः सुराध्यक्षो धर्माध्यक्षः कृताकृतः ।
चतुरात्मा चतुर्व्यूहश्चतुर्दंष्ट्रश्चतुर्भुजः ॥२८॥

૧૩૫ લોકાધ્યક્ષ-સર્વ લોકોના અધ્યક્ષ; ૧૩૬ સુરાધ્યક્ષ-દેવોના અધ્યક્ષ; ૧૩૭ ધર્માધ્યક્ષ-ધર્માધર્મના અધ્યક્ષ; ૧૩૮ કૃતાકૃત-કાર્ય તથા કારણરૂપ; ૧૩૯ ચતુરાત્મા-બ્રહ્મા, દક્ષ આદિ પ્રજાપતિઓ, કાળ અને સમગ્ર પ્રાણીઓ આ ચારે પ્રકારની વિભૂતિઓ જેમની પોતાની જ છે એવા; ૧૪૦ ચતુર્વ્યૂહ-મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર આ ચાર તત્ત્વોમાં અનુક્રમે વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ તથા સંકર્ષણરૂપે નિવાસ કરનારા; ૧૪૧ ચતુર્દંષ્ટ્ર-નૃસિંહ અવતારમાં જેમણે ચાર દાઢો પ્રકટ કરી હતી એવા, અથવા નામ, આખ્યાન, ઉપસર્ગ અને નિપાત-એ ચાર દાઢવાળા; ૧૪૨ ચતુર્ભુજ-ચાર ભુજાવાળા.[૨૮]

भ्राजिष्णुर्भोजनं भोक्ता सहिष्णुर्जगदादिजः ।
अनघो विजयो जेता विश्वयोनिः पुनर्वसुः ॥

૧૪૩ ભ્રાજિષ્ણુ-સર્વત્ર ચૈતન્યરૂપે પ્રકાશમાન; ૧૪૪ ભોજન-ભોજનરૂપ, વૈભવરૂપ અથવા માયારૂપ; ભોક્તા-જીવરૂપે માયાનો ઉપભોગ કર-

નારા; ૧૪૫ સહિષ્ણુ–અત્યંત સહનશીલ; જગદાદિજ–જગતના આદિકાળમાં બ્રહ્મદેવરૂપે ઉત્પન્ન થનારા; ૧૪૬ અનઘ–સર્વ પ્રકારનાં પાપોથી અથવા દોષોથી મુક્ત; ૧૪૭ વિજય–જ્ઞાનવૈરાગ્ય આદિ ગુણોથી આખા જગતનો વિજય કરનારા; ૧૪૮ જેતા–સર્વ જગતના પર સત્તા ચલાવનારા; ૧૪૯ વિશ્વયોનિ–જગતના ઉત્પત્તિકારણરૂપ; ૧૫૦ પુનર્વસુ–જીવસ્વરૂપે વારંવાર શરીરોમાં નિવાસ કરનારા.[२९]

**उपेन्द्रो वामनः प्रांशुरमोघः शुचिरूर्जितः ।**
**अतीन्द्रः संग्रहः सर्गो धृतात्मा नियमो यमः ॥**

૧૫૧ ઉપેંદ્ર–ઇંદ્રના નાના ભાઈ તરીકે અવતાર લેનારા; ૧૫૨ વામન–વામનનો અવતાર ધરનારા; ૧૫૩ પ્રાંશુ–બલિરાજા પાસેથી ત્રણ પગલાં પૃથ્વી લેતી વખતે ઉન્નત સ્વરૂપ ધારણ કરનારા; ૧૫૪ અમોઘ–જેમનાં સર્વ કાર્યો સફળ થાય છે એવા; ૧૫૫ શુચિ–પોતે અત્યંત પવિત્ર હોઈને પોતાનું ભજન કરનારા મનુષ્યોને પણ પવિત્ર કરનારા; ૧૫૬ ઊર્જિત–અત્યંત બળશાળી; ૧૫૭ અતીંદ્ર–ઇંદ્ર કરતાં પણ અધિક ઐશ્વર્યવાળા; ૧૫૮ સંગ્રહ–પ્રલયકાળે સર્વ જગતનો પોતાનામાં સમાવેશ કરનારા; ૧૫૯ સર્ગ–સર્વ જગતને ઉત્પન્ન કરનારા; ૧૬૦ ધૃતાત્મા–નિર્વિકાર આત્મસ્વરૂપને ધારણ કરનારા; ૧૬૧ નિયમ–અનેક અધિકારો દ્વારા પ્રજાઓને નિયમમાં રાખનારા; ૧૬૨ યમ–યમરૂપે સર્વ પ્રાણીઓને વશ રાખનારા.[३०]

**वेद्यो वैद्यः सदायोगी वीरहा माधवो मधुः ।**
**अतीन्द्रियो महामायो महोत्साहो महाबलः ॥३१॥**

૧૬૩ વેદ્ય–જિજ્ઞાસુઓને જાણવા યોગ્ય; ૧૬૪ વૈદ્ય–સર્વ વિદ્યાઓને જાણનારા; ૧૬૫ સદાયોગી–સદાકાળ યોગસાધના કર્યા કરનારા; ૧૬૬ વીરહા–અસુરાદિ ધર્મદ્રોહી વીરોને સંહારનારા; ૧૬૭ માધવ–સર્વ વિદ્યાઓના સ્વામી અથવા માયાના સ્વામી; ૧૬૮ મધુ–મધ અથવા વસંત ઋતુની જેમ ભક્તને પ્રિય થઈ પડનારા; ૧૬૯ અતીંદ્રિય–સર્વ ઇંદ્રિયોથી અગોચર; ૧૭૦ મહામાય–મોટી માયાવાળા, અથવા મોટા માયાવીઓને પણ માયાની જાળમાં ફસાવનારા માયાવી; ૧૭૧ મહોત્સાહ–જેમનામાં જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરવામાં મોટો ઉત્સાહ રહેલો છે એવા; ૧૭૨ મહાબલ–બળવાનોના પણ બળરૂપ હોવાથી મહાબળશાળી.[३१]

**महाबुद्धिर्महावीर्यो महाशक्तिर्महाद्युतिः ।**
**अनिर्देश्यवपुः श्रीमानमेयात्मा महाद्रिधृक् ॥३२॥**

૧૭૩ મહાબુદ્ધિ–મહાબુદ્ધિમાન; ૧૭૪ મહાવીર્ય–મહાપરાક્રમી; ૧૭૫ મહાશક્તિ–મહાશક્તિમાન; ૧૭૬ મહાદ્યુતિ–મહાતેજસ્વી; ૧૭૭ અનિર્દેશ્યવપુ–અવર્ણનીય શરીરવાળા; ૧૭૮ શ્રીમાન–સંપૂર્ણ શોભાયમાન અથવા સંપૂર્ણ લક્ષ્મીવાન; ૧૭૯ અમેયાત્મા–જેમના સ્વરૂપનું કોઈનાથી પણ પ્રમાણ કાઢી શકાતું નથી એવા; ૧૮૦ મહાદ્રિધૃક્–અમૃતમંથનસમયે મંદરાચલ પર્વતને અથવા ગોરક્ષણસમયે ગોવર્ધન પર્વતને ધારણ કરનારા.[३२]

**महेष्वासो महीभर्ता श्रीनिवासः सतां गतिः ।**
**अनिरुद्धः सुरानन्दो गोविन्दो गोविदां पतिः ॥३३**

૧૮૧ મહેષ્વાસ–મોટા ધનુર્ધારી; ૧૮૨ મહીભર્તા–આખી પૃથ્વીનું પોષણ કરનારા; ૧૮૩ શ્રીનિવાસ–લક્ષ્મીના નિવાસસ્થાનરૂપ; ૧૮૪ સતાં ગતિ–સત્પુરુષોના ગતિરૂપ; ૧૮૫ અનિરુદ્ધ–જેમના પ્રાદુર્ભાવને કોઈ અટકાવી શકતું નથી એવા; ૧૮૬ સુરાનંદ–દેવતાઓને આનંદ આપનારા; ૧૮૭ ગોવિંદ–રસાતલમાં પેસી ગયેલી ગો અર્થાત્ પૃથ્વીનો વરાહના સ્વરૂપથી ઉદ્ધાર

કરનારા, અથવા વેદશાસ્ત્ર પ્રાપ્ત કરનારા, અથવા ઇંદ્રિયોનું જ્ઞાન જેમના દ્વારા જ થઈ શકે છે એવા; ૧૮૮ ગોવિદાં પતિ—વેદશાસ્ત્ર જાણનારા ઋષિઓના પણ પતિ.[33]

**मरीचिर्दमनो हंसः सुपर्णो भुजगोत्तमः ।**
**हिरण्यनाभः सुतपाः पद्मनाभः प्रजापतिः ॥३४॥**

૧૮૯ મરીચિ—સર્વ કિરણોના પણ કિરણરૂપ; ૧૯૦ દમન—યમાદિરૂપે પ્રજાઓનું દમન કરનારા; ૧૯૧ હંસ—સંસારરૂપ બંધનનો નાશ કરનારા, બ્રહ્માને વેદ જણાવવા માટે હંસરૂપ થયેલા; ૧૯૨ સુપર્ણ—ગરુડ પક્ષીરૂપ; ૧૯૩ ભુજગોત્તમ—સર્પોમાં ઉત્તમ શેષનાગરૂપ; ૧૯૪ હિરણ્યનાભ—જેમની નાભિ સુવર્ણના જેવી તેજસ્વી છે એવા; ૧૯૫ સુતપા—નરનારાયણરૂપે ઘોર તપ કરનારા; ૧૯૬ પદ્મનાભ—કમળના જેવી નાભીવાળા; ૧૯૭ પ્રજાપતિ—સર્વ પ્રજાઓના પાલક.[34]

**अमृत्युः सर्वदृक् सिंहः संधाता संधिमान् स्थिरः ।**
**अजो दुर्मर्षणः शास्ता विश्रुतात्मा सुरारिहा ॥३५**

૧૯૮ અમૃત્યુ—મૃત્યુરહિત; ૧૯૯ સર્વદૃક્-સર્વના દ્રષ્ટા; ૨૦૦ સિંહ—સર્વ દુષ્ટોનો સંહાર કરનારા; ૨૦૧ સંધાતા—સર્વ જીવોને કર્મફળ સાથે સંયોગ કરી આપનારારૂપ; ૨૦૨ સંધિમાન—જીવરૂપ થઈને કર્મોનાં ફળોને ભોગવનારા; ૨૦૩ સ્થિર—સદાકાળ સ્વરૂપમાં જ અચળ રહેનારા; ૨૦૪ અજ—જન્મરહિત; ૨૦૫ દુર્મર્ષણ—દુષ્ટ પ્રાણીઓ જેમના તેજને સહન કરી શકતાં નથી એવા; ૨૦૬ શાસ્તા—શ્રુતિસ્મૃતિ દ્વારા સર્વને શિક્ષણ આપનારા; ૨૦૭ વિશ્રુતાત્મા—જેમનું સ્વરૂપ સત્ય જ્ઞાનરૂપે પ્રસિદ્ધ છે એવા; ૨૦૮ સુરારિહા—દેવોના શત્રુઓનો સંહાર કરનારા.[35]

**गुरुर्गुरुतमो धाम सत्यः सत्यपराक्रमः ।**
**निमिषोऽनिमिषः स्रग्वी वाचस्पतिरुदारधीः ॥३६**

૨૦૯ ગુરુ—સર્વ વિદ્યાઓનો ઉપદેશ કરવાથી ગુરુરૂપ, અથવા ઉત્પન્ન કરવાથી પિતારૂપ; ૨૧૦ ગુરુતમ—બ્રહ્માદિ લોકગુરુઓના પણ ગુરુ; ૨૧૧ ધામ—સર્વ જગતના આશ્રય સ્થાનરૂપ, અથવા તે તેજોમય સ્વરૂપવાળા; ૨૧૨ સત્ય—જેમનું વચન કદી અસત્ય હોતું નથી અથવા જેમનો કદી ક્ષય થતો નથી એવા; ૨૧૩ સત્યપરાક્રમ—જેમનું પરાક્રમ કદી વ્યર્થ હોતું નથી એવા; ૨૧૪ નિમિષ—યોગનિદ્રામાં જેમનાં નેત્રો મીંચાયેલાં રહે છે એવા; ૨૧૫ અનિમિષ—સદા સર્વકાળ જાગ્રત રહેનારા; ૨૧૬ સ્રગ્વી—વૈજયંતી નામની માળાને ધારણ કરનારા; ૨૧૭ વાચસ્પતિરુદારધી—વાણીના પતિ હોવાથી અત્યંત ઉદાર બુદ્ધિવાળા.[36]

**अग्रणीर्ग्रामणीः श्रीमान् न्यायो नेता समीरणः ।**
**सहस्रमूर्धा विश्वात्मा सहस्राक्षः सहस्रपात् ॥३७॥**

૨૧૮ અગ્રણી—મુમુક્ષુઓને ઉત્તમ સ્થાનમાં લઈ જનારા; ૨૧૯ ગ્રામણી—સર્વ પ્રાણીસમુદાયનાં નેતા; ૨૨૦ શ્રીમાન—શોભાસંપન્ન; ૨૨૧ ન્યાય—ન્યાયશાસ્ત્રરૂપ; ૨૨૨ નેતા—જગતના યોગક્ષેમનો નિર્વાહ કરનારા; ૨૨૩ સમીરણ—શ્વાસોચ્છ્વાસરૂપે પ્રાણીમાત્રને ચેતના આપનારા; ૨૨૪ સહસ્રમૂર્ધા—હજારો મસ્તકોવાળા; ૨૨૫ વિશ્વાત્મા—આખા જગતના આત્મારૂપ; ૨૨૬ સહસ્રાક્ષ—હજારો નેત્રોવાળા; ૨૨૭ સહસ્રપાત્—હજારો ચરણોવાળા.[37]

**आवर्तनो निवृत्तात्मा संवृतः संप्रमर्दनः ।**
**अहःसंवर्तको वह्निरनिलो धरणीधरः ॥३८॥**

૨૨૮ આવર્તન—સંસારચક્રને નિરંતર ફેરવનારા; ૨૨૯ નિવૃત્તાત્મા—જેમનું સ્વરૂપ સંસારના પાશથી મુક્ત છે એવા; ૨૩૦ સંવૃત—

માયાથી વીંટાયેલા, જેથી તેમને સંસારી મનુષ્ય જોઈ શકે નહિ; ૨૩૧ સંપ્રમર્દન–રુદ્ર તથા કાળ આદિ વિભૂતિઓ દ્વારા જગતનો સંહાર કરનારા; ૨૩૨ અહઃસંવર્તક–સૂર્યના પણ પ્રવર્તક; ૨૩૩ વહ્નિ–દેવતાઓને હવિર્ભાગ પહોંચાડનારા અગ્નિરૂપ; ૨૩૪ અનિલ–વાયુરૂપ; ૨૩૫ ધરણીધર–શેષ, દિગ્ગજ, વરાહ આદિરૂપે પૃથ્વીને ધારણ કરનારા.[૩૮]

**सुप्रसादः प्रसन्नात्मा विश्वधृग्विश्वभुग्विभुः ।**
**सत्कर्ता सत्कृतः साधुर्जह्नुर्नारायणो नरः ॥३९॥**

૨૩૬ સુપ્રસાદ–સર્વના પર ઉત્તમ પ્રકારની કૃપા કરનારા; ૨૩૭ પ્રસન્નાત્મા–જેમનું અંતઃકરણ રજસ અને તમસથી મલિન રહેતું નથી પણ નિત્ય પ્રસન્ન રહે છે એવા; ૨૩૮ વિશ્વધૃક્–આખા જગતને ધારણ કરી રાખનારા; ૨૩૯ વિશ્વભુક્–આખા જગતનો ઉપભોગ કરનારા, અથવા પ્રલયકાળે આખા જગતનું ભક્ષણ કરનારા ૨૪૦ વિભુ–બ્રહ્માદિ અનેક રૂપને ધારણ કરનારા; ૨૪૧ સત્કર્તા–સર્વ સુપાત્રનો સત્કાર કરનારા; ૨૪૨ સત્કૃત–સર્વ સુપાત્રો તરફથી સત્કાર પામેલા; ૨૪૩ સાધુ–પોતાના ભક્તજનોનાં કાર્યોને સિદ્ધ કરનારા; ૨૪૪ જહ્નુ–પ્રલયસમયે આખા જગતનો પોતાનામાં લય કરનારા; ૨૪૫ નારાયણ–સ્થાવરજંગમ સર્વ જગતમાં રહેલા જીવોના આશ્રય, નિયામક.[૩૯] અથવા અંતર્યામી; ૨૪૬ નર–જીવોને ઇષ્ટ સ્થાને પહોંચાડનારા સનાતન પરમાત્મા.[૩૯]

**असंख्येयोऽप्रमेयात्मा विशिष्टः शिष्टकृच्छुचिः ।**
**सिद्धार्थः सिद्धसंकल्पः सिद्धिदः सिद्धिसाधनः ॥**

૨૪૭ અસંખ્યેય–જેમનું વર્ણન કરવું અશક્ય છે એવા, અથવા જેમનાં સ્વરૂપોની સંખ્યા અનંત છે એવા; ૨૪૮ અપ્રમેયાત્મા–જેમના સ્વરૂપને કદી માપી શકાતું નથી એવા; ૨૪૯ વિશિષ્ટ–સર્વના કરતાં શ્રેષ્ઠ; ૨૫૦ શિષ્ટકૃત્–શાસન કરનારા, અથવા સર્વને સંસ્કારી કરનારા; ૨૫૧ શુચિ–મલિનતાથી રહિત હોવાથી શુદ્ધ; ૨૫૨ સિદ્ધાર્થ–જેમના મનોરથો સદા સર્વકાળ સિદ્ધ થાય છે એવા; ૨૫૩ સિદ્ધસંકલ્પ–પોતાના સંકલ્પોમાં સર્વદા સિદ્ધ થયેલા એવા; ૨૫૪ સિદ્ધિદ–સર્વને યથાયોગ્ય ફળસિદ્ધિ આપનારા, ૨૫૫ સિદ્ધિસાધન–સિદ્ધિના સાધનરૂપ.[૪૦]

**वृषाही वृषभो विष्णुर्वृषपर्वा वृषोदरः ।**
**वर्धनो वर्धमानश्च विविक्तः श्रुतिसागरः ॥४१॥**

૨૫૬ વૃષાહી–ધાર્મિક દિવસોરૂપ; ૨૫૭ વૃષભ–પોતાના ભક્તોના પર કૃપાદૃષ્ટિનો વરસાદ વરસાવનારા; ૨૫૮ વિષ્ણુ–સર્વ પ્રદેશ ઉપર વ્યાપક; ૨૫૯ વૃષપર્વા–જેમના સ્થાન ઉપર ચઢી જવા માટે ધર્મ એ જ પગથિયાં છે એવા; ૨૬૦ વૃષોદર–જેમના ઉદરમાં નિત્ય ધર્મનો જ વાસ છે એવા; ૨૬૧ વર્ધન–સર્વને વૃદ્ધિ પમાડનારા; ૨૬૨ વર્ધમાન–સંસારરૂપે પ્રતિદિન વૃદ્ધિ પામનારા; ૨૬૩ વિવિક્ત–સંસારરૂપે પ્રતિદિન વૃદ્ધિ પામે છે છતાં તેનાથી વિરક્ત–ભિન્ન રહેનારા; ૨૬૪ શ્રુતિસાગર–વેદોના ચારેય સાગરરૂપ.[૪૧]

**सुभुजो दुर्धरो वाग्मी महेन्द्रो वसुदो वसुः ।**
**नैकरूपो बृहद्रूपः शिपिविष्टः प्रकाशनः ॥४२॥**

૨૬૫ સુભુજ–સુંદર ભુજાઓવાળા; ૨૬૬ દુર્ધર–ધ્યાન વખતે હૃદયમાં ધારણ કરી રાખવાને અતિ દુષ્કર એવા; ૨૬૭ વાગ્મી–વેદરૂપ ઉત્તમ વાણીને ધારણ કરનારા; ૨૬૮ મહેંદ્ર–મહાન ઇંદ્રરૂપ; ૨૬૯ વસુદ–ધનને આપનારા; ૨૭૦ વસુ–ધનરૂપ; ૨૭૧ નૈકરૂપ–અનેક સ્વરૂપને ધારણ કરનારા; ૨૭૨ બૃહદ્રૂપ–વિરાટરૂપે મહાપ્રચંડ સ્વરૂપવાળા; ૨૭૩ શિપિવિષ્ટ–યજ્ઞરૂપે પશુઓમાં નિવાસ કરનારા; ૨૭૪ પ્રકાશન–સર્વને પ્રકાશિત કરનારા.[૪૨]

ओजस्तेजोद्युतिधरः प्रकाशात्मा प्रतापनः ।
ऋद्धः स्पष्टाक्षरो मन्त्रश्चन्द्रांशुर्भास्करद्युतिः ॥४३॥

૨૭૫ ઓજસ્તેજોદ્યુતિધર—ઓજસ (પ્રાણ-બળ), તેજ (શૌર્યાદિ ગુણ) અને કાંતિ દ્વારા સર્વને ધારણ કરનારા; ૨૭૬ પ્રકાશાત્મા—કેવળ પ્રકાશરૂપ; ૨૭૭ પ્રતાપન—સૂર્યાદિ વિભૂતિઓ દ્વારા જગતને તપાવનારા; ૨૭૮ ઋદ્ધ—ધર્મ, જ્ઞાન તથા વૈરાગ્ય આદિ ગુણોથી યુક્ત છે એવા; ૨૭૯ સ્પષ્ટાક્ષર—સદા સર્વકાળ સ્પષ્ટ તથા અવિનાશી સ્વરૂપવાળા, અથવા જેમના સ્વરૂપને ૐકાર નામના અક્ષર દ્વારા સ્પષ્ટ જાણી શકાય છે એવા; ૨૮૦ મંત્ર—ચારે વેદોના મંત્રોરૂપ; ૨૮૧ ચંદ્રાંશુ—ત્રિવિધ તાપથી તપેલા જીવોને ચંદ્રનાં કિરણો-ની પેઠે આનંદ આપનારા; ૨૮૨ ભાસ્કરદ્યુતિ—સૂર્યના જેવી કાંતિવાળા.[43]

अमृतांशूद्भवो भानुः शशबिंदुः सुरेश्वरः ।
औषधं जगतः सेतुः सत्यधर्मपराक्रमः ॥४४॥

૨૮૩ અમૃતાંશૂદ્ભવ—અમૃત સમાન કિરણો-વાળા ચંદ્રના ઉત્પાદક; ૨૮૪ ભાનુ—સ્વયંપ્રકાશ સ્વરૂપવાળા; ૨૮૫ શશબિંદુ—ચંદ્રની પેઠે સર્વ પ્રજાઓનું પોષણ કરનારા; ૨૮૬ સુરેશ્વર—સર્વ દેવોના અથવા ઉત્તમ દાન કરનારા પુરુષોના ઈશ્વર; ૨૮૭ ઔષધ—સંસારરૂપ રોગને દૂર કરવા-માં ઔષધરૂપ; ૨૮૮ જગતઃસેતુ—જગતને તરી જવા માટે પુલરૂપ; ૨૮૯ સત્યધર્મપરાક્રમ—ધર્મ, જ્ઞાન આદિ જેમનાં ગુણો તથા પરાક્રમ સત્ય છે એવા.[44]

भूतभव्यभवन्नाथः पवनः पावनोऽनलः ।
कामहा कामकृत् कान्तः कामः कामप्रदः प्रभुः ॥

૨૯૦ ભૂતભવ્યભવન્નાથ—ભૂત, ભવિષ્ય તથા વર્તમાનકાળનાં સર્વ પ્રાણીઓના નાથ; ૨૯૧ પવન—પવનરૂપ; ૨૯૨ પાવન—સર્વને પવિત્ર કર-નારા; ૨૯૩ અનલ—જેમના આધારે જ લોક જીવે છે, અથવા જેને કદી તૃપ્તિ જ થતી નથી, તે અગ્નિમૂર્તિ; ૨૯૪ કામહા—મુમુક્ષુ ભક્ત પુરુ-ષોની તૃષ્ણાઓનો નાશ કરનારા; ૨૯૫ કામકૃત્—સર્વની કામનાઓને પૂર્ણ કરનારા, અથવા કામ-(પ્રદ્યુમ્ન)ના પિતા; ૨૯૬ કાંત—અત્યંત સુંદર સ્વરૂપવાળા; ૨૯૭ કામ—પુરુષાર્થની આકાંક્ષા રાખનારા, જેમનું જ આરાધન કરવાની મનુષ્યો ઇચ્છા રાખે છે તે; ૨૯૮ કામપ્રદ—ભક્તોના સર્વ મનોરથોને અત્યંત પૂર્ણ કરનારા; ૨૯૯ પ્રભુ—ભક્તજનોને માટે અનેક અવતાર ધારણ કરનારા.[45]

युगादिकृद्युगावर्तो नैकमायो महाशनः ।
अदृश्योऽव्यक्तरूपश्च सहस्रजिदनन्तजित् ॥ ४६ ॥

૩૦૦ યુગાદિકૃત્—યુગ આદિ કાલના વિભાગ-કર્તા અથવા યુગનો આરંભ કરનારા; ૩૦૧ યુગાવર્ત—સત્યયુગ આદિ યુગચક્રના સંચાલક; ૩૦૨ નૈકમાય—અનેક પ્રકારની માયાને ધારણ કરનારા; ૩૦૩ મહાશન—પ્રલયકાળે આ સર્વ જગતનું ભક્ષણ કરી જનારા; ૩૦૪ અદૃશ્ય—જેમનું સ્વરૂપ સર્વ બુદ્ધિ તથા ઇંદ્રિયોથી અગમ્ય છે—જેવા જાણવાને અશક્ય છે એવા; ૩૦૫ વ્યક્ત-રૂપ—જેમના સ્થૂળ સ્વરૂપનો સાક્ષાત્કાર થઈ શકે છે એવા; ૩૦૬ સહસ્રજિત્—યુદ્ધમાં દેવોના હજારો શત્રુઓને જીતનાર; ૩૦૭ અનંતજિત્—અનંત શત્રુઓનો યુદ્ધાદિમાં પરાજય કરનાર.[46]

इष्टो विशिष्टः शिष्टेष्टः शिखण्डी नहुषो वृषः ।
क्रोधहा क्रोधकृत्कर्ता विश्वबाहुर्महीधरः ॥४७॥

૩૦૮ ઇષ્ટ—પરમ આનંદ ઉપજાવનારા હોવા-થી સર્વને પ્રિય, અથવા યજ્ઞ વડે પૂજાતા; ૩૦૯ વિશિષ્ટ—સર્વના અંતર્યામી હોવાથી અત્યંત શ્રેષ્ઠ; ૩૧૦ શિષ્ટેષ્ટ—વિદ્વાનોને પ્રિય અથવા વિદ્વાનો જેમને પ્રિય છે એવા; ૩૧૧ શિખંડી—મયૂરના પીંછાને મુકુટમાં ધારણ કરનારા; ૩૧૨ નહુષ—પ્રાણીમાત્રને પોતાની માયા વડે બાંધનારા; ૩૧૩

વૃષ-સર્વ કામનાઓને પૂર્ણ કરનારા ધર્મરૂપ; ૩૧૪ ક્રોધહા-ક્રોધનો નાશ કરનારા; ૩૧૫ ક્રોધકૃત્-દુષ્ટ પુરુષોના પર ક્રોધ કરનારા; ૩૧૬ કર્તા-જગતના કર્તા અથવા સર્વ કાર્ય કરનારા; ૩૧૭ વિશ્વબાહુ-જેમના બાહુઓ સમગ્રને આધારભૂત છે, અથવા જેમના બાહુ આખા જગતમાં ચોતરફ રહેલા છે એવા; ૩૧૮ મહીધર-સર્વની પૂજાને અથવા પૃથ્વીને ધારણ કરનારા.[૪૭]

**अच्युतः प्रथितः प्राणः प्राणदो वासवानुजः ।**
**अपांनिधिरधिष्ठानमप्रमत्तः प्रतिष्ठितः ॥४८॥**

૩૧૯ અચ્યુત-સર્વ વિકારોથી રહિત; ૩૨૦ પ્રથિત-જગતની ઉત્પત્તિ વગેરે કર્મોથી પ્રખ્યાત; ૩૨૧ પ્રાણ-સૂત્રાત્મારૂપે પ્રજાઓને જિવાડનારા; ૩૨૨ પ્રાણદ-દેવોને પ્રાણ તથા બળ આપનારા અને અસુરોના પ્રાણ તથા બળનો નાશ કરનારા; ૩૨૩ વાસવાનુજ-ઇંદ્રના નાના ભાઈ (ઉપેંદ્ર-વામન)રૂપ; ૩૨૪ અપાંનિધિ-સમુદ્રરૂપ; ૩૨૫ અધિષ્ઠાન-પ્રાણીમાત્ર જેમનામાં સ્થિતિ કરી રહ્યાં છે; અર્થાત્ પ્રાણીમાત્રના ઉપાદાનકારણરૂપ; ૩૨૬ અપ્રમત્ત-અધિકાર પ્રમાણે ફળ આપવામાં કદી પ્રમાદ નહિ કરનારા; ૩૨૭ પ્રતિષ્ઠિત-પોતાના મહિમામાં જ સ્થિતિ કરી રહેનારા.[૪૮]

**स्कंदः स्कंदधरो धुर्यो वरदो वायुवाहनः ।**
**वासुदेवो बृहद्भानुरादिदेवः पुरन्दरः ॥४९॥**

૩૨૮ સ્કંદ-અમૃતરૂપે ગમન કરનારા તથા વાયુરૂપે સર્વનું શોષણ કરનારા; ૩૨૯ સ્કંદધર-ધર્મના માર્ગને ધારણ કરી રાખનારા; ૩૩૦ ધુર્ય-પ્રાણીમાત્રને ઉત્પન્ન કરવા વગેરેની ધૂંસરીને ધારણ કરનારા; ૩૩૧ વરદ-પોતાના ભક્તોને અભીષ્ટ વર આપનારા અથવા યજમાનરૂપે શ્રેષ્ઠ ગાયરૂપ દક્ષિણાનું દાન કરનારા; ૩૩૨ વાયુવાહન-આવહ આદિ સાતે વાયુઓને ગતિ આપનારા, અથવા વાયુના જેવું ગરુડ જેનું વાહન છે એવા; ૩૩૩ વાસુદેવ-સર્વ જગતમાં વ્યાપક, સર્વ પ્રાણીઓને પોતાની માયાશક્તિથી આચ્છાદિત કરનારા, સર્વત્ર ક્રીડા કરનારા, સર્વત્ર વ્યવહાર કરનારા, સર્વત્ર પ્રકાશી રહેનારા, સર્વથી પૂજાતા અને સર્વત્ર ગતિ કરનારા; ૩૩૪ બૃહદ્ભાનુ-જેમનાં મહાન કિરણો ચંદ્રમંડળ તથા સૂર્યમંડળમાં પણ પહોંચી વળીને આખા જગતને પ્રકાશિત કરે છે તે; ૩૩૫ આદિદેવ-સર્વ દેવોના પણ આદિદેવ; ૩૩૬ પુરંદર-દેવોના શત્રુઓનાં નગરોનો નાશ કરનારા.[૪૯]

**अशोकस्तारणस्तारः शूरः शौरिर्जनेश्वरः ।**
**अनुकूलः शतावर्तः पद्मी पद्मनिभेक्षणः ॥५०॥**

૩૩૭ અશોક-શોક આદિ છ ઊર્મિઓથી રહિત; ૩૩૮ તારણ-સંસારસમુદ્રમાંથી તારનારા; ૩૩૯ તાર-ગર્ભ, જન્મ, જરા અને મૃત્યુરૂપ ભયમાંથી મુક્ત કરનારા; ૩૪૦ શૂર-અત્યંત પરાક્રમી; ૩૪૧ શૌરી-શૂરસેનના પુત્ર વાસુદેવરૂપ અથવા શ્રીકૃષ્ણરૂપે શૂરકુળમાં અવતાર ધરનારા; ૩૪૨ જનેશ્વર-પ્રાણીમાત્રના ઈશ્વર; ૩૪૩ અનુકૂલ-આત્મારૂપે સર્વને અનુકૂળ રહેનારા; ૩૪૪ શતાવર્ત-ધર્મનું રક્ષણ કરવા માટે સો અવતાર લેનારા અથવા સોએ નાડીઓમાં પ્રાણરૂપે સંચાર કરનારા; ૩૪૫ પદ્મી-હાથમાં કમળને ધારણ કરનારા; ૩૪૬ પદ્મનિભેક્ષણ-કમળના જેવાં જ નેત્રોવાળા.[૫૦]

**पद्मनाभोऽरविन्दाक्षः पद्मगर्भः शरीरभृत् ।**
**महर्द्धिर्ऋद्धो वृद्धात्मा महाक्षो गरुडध्वजः ॥५१॥**

૩૪૭ પદ્મનાભ-નાભિમાં કમળને ધારણ કરનારા; ૩૪૮ અરવિંદાક્ષ-કમળના જેવાં નેત્રોવાળા; ૩૪૯ પદ્મગર્ભ-હૃદયકમળમાં ઉપાસના કરવા યોગ્ય; ૩૫૦ શરીરભૃત્-અન્નરૂપે અથવા પ્રાણરૂપે સર્વનાં શરીરોનું પોષણ કરનારા, અથવા પોતાની માયાશક્તિનો આશ્રય કરીને અનેક પ્રકારનાં શરીરોને ધારણ કરનારા; ૩૫૧ મહર્દ્ધિ-

ઘણી મોટી વિભૂતિવાળા; ૩૫૨ ઋદ્ધ-પ્રપંચરૂપે સર્વત્ર વિસ્તાર પામેલા આત્માવાળા; ૩૫૩ વૃદ્ધાત્મા-અત્યંત પુરાતની આત્માવાળા; ૩૫૪ મહાક્ષ-ઘણાં જ વિશાળ નેત્રોવાળા; ૩૫૫ ગરુડધ્વજ-ધ્વજમાં ગરુડના ચિહ્નવાળા.[૫૧]

अतुलः शरभो भीमः समयज्ञो हविर्हरिः ।
सर्वलक्षणलक्षण्यो लक्ष्मीवान् समितिंजयः ॥५२॥

૩૫૬ અતુલ-જેમને ઉપમા આપી શકાય તેવો કોઈ પણ સ્થાવરજંગમ પદાર્થ આ જગતમાં નથી તેવા; ૩૫૭ શરભ-પ્રત્યેક શરીરોમાં પ્રત્યગાત્મારૂપે પ્રકાશ કરનારા; ૩૫૮ ભીમ-જેમનાથી આ સર્વ જગત ભયભીત રહે છે એવા; ૩૫૯ સમયજ્ઞ-જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના સમયને જાણનારા; ૩૬૦ હવિર્હરિ-યજ્ઞોમાં આપવામાં આવતા હવિર્ભાગનો સ્વીકાર કરનારા; ૩૬૧ સર્વલક્ષણલક્ષણ્ય-સર્વ શાસ્ત્રીય પ્રમાણોથી જાણવા યોગ્ય; ૩૬૨ લક્ષ્મીવાન-જેમના વક્ષસ્થળમાં લક્ષ્મીનો નિત્ય નિવાસ છે એવા; ૩૬૩ સમિતિંજય-યુદ્ધમાં સદાકાળ વિજય કરનારા.[૫૨]

विक्षरो रोहितो मार्गो हेतुर्दामोदरः सहः ।
महीधरो महाभागो वेगवानमिताशनः ॥५३॥

૩૬૪ વિક્ષર-અવિનાશી-નાશ ન થાય તેવા; ૩૬૫ રોહિત-પોતાની ઇચ્છાનુસાર મત્સ્યાવતાર ધારણ કરનાર; ૩૬૬ માર્ગ-મુમુક્ષુ પુરુષો નિત્ય જેમની શોધ કર્યા કરે છે એવા; ૩૬૭ હેતુ-જગતના ઉપાદાનકારણ તથા નિમિત્તકારણરૂપ; ૩૬૮ દામોદર-ઇંદ્રિયનિગ્રહ દ્વારા ઉત્તમ બનેલી બુદ્ધિથી જેમને પ્રાપ્ત કરી શકાય છે એવા, અથવા યશોદાએ જેમના ઉદરને દોરડા વતી બાંધ્યું હતું તે, અથવા નામરૂપાત્મક આ જગત જેમના ઉદરમાં નિવાસ કરી રહ્યું છે એવા; ૩૬૯ સહ-સર્વનો પરાભવ કરનારા, અથવા સર્વને સહન કરનારા; ૩૭૦ મહીધર-પર્વતરૂપે પૃથ્વીને ધારણ કરનારા અથવા જીવરૂપે દેહને ધારણ કરનારા; ૩૭૧ મહાભાગ-સર્વના કરતાં જે મહાભાગ્યશાળી છે એવા; ૩૭૨ વેગવાન-વેગવાળા, અમિતાશન-સંહારસમયે આખા જગતનું ભક્ષણ કરનારા.[૫૩]

उद्भवः क्षोभणो देवः श्रीगर्भः परमेश्वरः ।
करणं कारणं कर्ता विकर्ता गहनो गुहः ॥५४॥

૩૭૩ ઉદ્ભવ-આ સર્વ પ્રપંચની ઉત્પત્તિના ઉપાદાન, ૩૭૪ ક્ષોભણ-સૃષ્ટિના આરંભસમયે પ્રકૃતિ તથા પુરુષને ક્ષોભ પમાડનારા; ૩૭૫ દેવ-આખા જગતમાં ક્રીડા કરનારા; ૩૭૬ શ્રીગર્ભ-જગતરૂપ વિભૂતિ જેમના ઉદરમાં રહેલી છે એવા; ૩૭૭ પરમેશ્વર-જેમની સત્તા અથવા લીલા અત્યંત શ્રેષ્ઠ છે એવા; ૩૭૮ કરણ-જગતની ઉત્પત્તિમાં ઉત્તમ સાધનરૂપ; ૩૭૯ કારણ-સર્વના ઉપાદાનકારણ તથા નિમિત્તકારણભૂત; ૩૮૦ કર્તા-સર્વ પ્રકારે સ્વતંત્ર; ૩૮૧ વિકર્તા-આ વિચિત્ર જગતના કર્તા; ૩૮૨ ગહન-જેમના સ્વરૂપને, સામર્થ્યને અથવા ચેષ્ટિતને કોઈનાથી જાણી શકાતું નથી એવા; ૩૮૩ ગુહ-પોતાની માયા દ્વારા પોતાના સ્વરૂપને ગુપ્ત રાખનારા.[૫૪]

व्यवसायो व्यवस्थानः संस्थानः स्थानदो ध्रुवः ।
परर्द्धिः परमः स्पष्टस्तुष्टः पुष्टः शुभेक्षणः ॥५५॥

૩૮૪ વ્યવસાય-કેવળ જ્ઞાનસ્વરૂપ; ૩૮૫ વ્યવસ્થાન-સર્વ જગતની જેમનામાં સ્થિતિ છે એવા, અથવા જાતિ, વર્ણ, આશ્રમ અને તેના ધર્મ વગેરેના વિભાગ કરીને તેની જે વ્યવસ્થા કરે છે એવા; ૩૮૬ સંસ્થાન-પ્રલયકાળે સર્વ પ્રાણીઓ જેમનામાં સારી રીતે નિવાસ કરી રહે છે એવા, અથવા જેમનું નિવાસસ્થાન અત્યંત ઉત્તમ છે એવા; ૩૮૭ સ્થાનદ-ધ્રુવ આદિ પોતાના ભક્તોને કર્માનુસાર સ્થાન આપનારા; ૩૮૮ ધ્રુવ-અવિ-

નાશી; ૩૮૯ પરર્દ્ધિ–સમૃદ્ધિવાન; ૩૯૦ પરમસ્પષ્ટ–કેવળ જ્ઞાનસ્વરૂપ હોઈને અત્યંત સ્પષ્ટ; ૩૯૧ તુષ્ટ–કેવળ પરમાનંદરૂપ; ૩૯૨ પુષ્ટ–સર્વ રીતે સંપૂર્ણ; ૩૯૩ શુભેક્ષણ–જેમનું દર્શન મુમુક્ષુઓને શુભકારક થઈ પડે છે એવા.[૫૫]

**रामो विरामो विरजो मार्गो नेयो नयोऽनयः ।**
**वीरः शक्तिमतां श्रेष्ठो धर्मो धर्मविदुत्तमः ॥५६॥**

૩૯૪ રામ–યોગીઓને રમણ કરવાના સ્થાન રૂપ; ૩૯૫ વિરામ–પ્રાણીમાત્રને લય પામવાના સ્થાનરૂપ; ૩૯૬ વિરજ–સર્વ દોષોથી રહિત; ૩૯૭ માર્ગ–જેમની પ્રાપ્તિ કરાવનારા માર્ગે જઈને મુમુક્ષુઓ મોક્ષ સંપાદન કરી શકે છે તેવા; ૩૯૮ નેય–જેમનું ઉત્તમ જ્ઞાન સંપાદન કરીને જીવ પરમાત્મારૂપ થઈ શકે છે એવા; ૩૯૯ નય–જીવોને પોતાના પદ પ્રત્યે લઈ જનાર, ૪૦૦ અનય–જેમનો કોઈ નેતા નથી એવા; ૪૦૧ વીર–પરાક્રમશાળી; ૪૦૨ શક્તિમતાં શ્રેષ્ઠ–બ્રહ્મા આદિ શક્તિમાન પુરુષોમાં પણ શ્રેષ્ઠ; ૪૦૩ ધર્મ–પ્રાણીમાત્રને ધારણ કરનારા; ૪૦૪ ધર્મવિદુત્તમ–ધર્મવેત્તા પુરુષોમાં ઉત્તમ.[૫૬]

**वैकुण्ठः पुरुषः प्राणः प्राणदः प्रणवः पृथुः ।**
**हिरण्यगर्भः शत्रुघ्नो व्याप्तो वायुरधोक्षजः ॥५७॥**

૪૦૫ વૈકુંઠ–જગતના આરંભસમયે ભિન્ન ભિન્ન રહેલાં પંચમહાભૂતોને એકત્ર કરી દઈને તેમની જુદી જુદી ગતિનો જેમણે નાશ કર્યો છે એવા; ૪૦૬ પુરુષ–પ્રત્યેક શરીરમાં નિવાસ કરનારા; ૪૦૭ પ્રાણ–પ્રાણરૂપે સર્વને ચેષ્ટા કરાવનારા; ૪૦૮ પ્રાણદ–પ્રલયકાળે પ્રાણીમાત્રના પ્રાણોનો નાશ કરનારા, ૪૦૯ પ્રણવ–સર્વ દેવતાઓથી પ્રણામ કરાતા; ૪૧૦ પૃથુ–પ્રપંચરૂપે સર્વત્ર વિસ્તાર પામેલા; ૪૧૧ હિરણ્યગર્ભ–બ્રહ્મદેવના ઉત્પાદક અથવા બ્રહ્મદેવરૂપ; ૪૧૨ શત્રુઘ્ન–દેવોના શત્રુઓનો સંહાર કરનારા; ૪૧૩ વ્યાપ્ત–કારણરૂપે સર્વ કાર્યોમાં વ્યાપી રહેનારા; ૪૧૪ વાયુ–ગંધને ચોતરફ ફેલાવનારા; ૪૧૫ અધોક્ષજ–ઇંદ્રિયોથી થનારા જ્ઞાનથી જેમનો સાક્ષાત્કાર કરી શકાતો નથી એવા.[૫૭]

**ऋतुः सुदर्शनः कालः परमेष्ठी परिग्रहः ।**
**उग्रः संवत्सरो दक्षो विश्रामो विश्वदक्षिणः ॥५८॥**

૪૧૬ ઋતુ–વસંતાદિ ઋતુઓરૂપ; ૪૧૭ સુદર્શન–જેમનું દર્શન મોક્ષરૂપ ફળને આપનારું હોવાથી ઉત્તમ ગણાય છે, અથવા જેમનાં નેત્રો અત્યંત વિશાળ હોવાથી સુંદર દેખાવનાં છે, અથવા જે પોતાની ઇચ્છાનુસાર સુંદર દેખાવનાં શરીરને ધારણ કરે છે, અથવા ભક્તપુરુષો જેમનું સુખથી દર્શન કરી શકે છે એવા; ૪૧૮ કાલ–સર્વને પ્રેરણા કરનારા કાળરૂપ; ૪૧૯ પરમેષ્ઠી–પોતાના શ્રેષ્ઠ મહિમામાં અથવા પ્રત્યેકના હૃદયાકાશમાં સ્થિતિ કરીને રહેનારા; ૪૨૦ પરિગ્રહ–શરણની ઇચ્છા રાખનારા પુરુષો ચોતરફથી જેમને સ્વીકારી લે છે, અથવા સર્વત્ર વ્યાપક હોવાથી ચોતરફ જે જણાય છે, અથવા ભક્તોએ અર્પણ કરેલાં પત્રપુષ્પાદિનો જે સ્વીકાર કરે છે એવા; ૪૨૧ ઉગ્ર–સૂર્ય આદિને પણ ભય ઉપજાવનારા; ૪૨૨ સંવત્સર–જેમના સ્વરૂપમાં સર્વ પ્રાણીઓ નિવાસ કરી રહ્યાં છે એવા; ૪૨૩ દક્ષ–આખા જગતરૂપે વૃદ્ધિ પામીને સર્વ કર્મોને ઘણી કુશળતાથી કરનારા; ૪૨૪ વિશ્રામ–સંસારસમુદ્રમાં ક્ષુધા, તૃષા આદિ છ તરંગોથી વ્યાકુળ થયેલા અને અવિદ્યા આદિ મહાક્લેશોથી તથા મદ આદિ અવાંતર ક્લેશોથી દુઃખી થયેલા મનુષ્યોને મોક્ષરૂપ વિશ્રાંતિ આપનારા; ૪૨૫ વિશ્વદક્ષિણ–સર્વ કર્મો કરવામાં કુશળ.[૫૮]

**विस्तारः स्थावरः स्थाणुः प्रमाणं बीजमव्ययम् ।**
**अर्थोऽनर्थो महाकोशो महाभोगो महाधनः ॥५९॥**

૪૨૬ વિસ્તાર–સમગ્ર જગતના વિસ્તારના

સ્થાનરૂપ; ૪૨૭ સ્થાવરસ્થાણુ–જે સ્થિર સ્વભાવના છે તથા પૃથ્વી આદિ સ્થિર સ્વભાવનાં તત્ત્વો જેમનામાં સ્થિતિ કરી રહ્યાં છે તેવા; ૪૨૮ પ્રમાણ–પ્રત્યક્ષ આદિ પ્રમાણરૂપ; ૪૨૯ બીજઅવ્યય–જગતના અવિનાશી બીજરૂપ ૪૩૦ અર્થ–સુખરૂપ હોવાથી સર્વ પ્રાણીઓ જેમની પ્રાર્થના કરે છે તે; ૪૩૧ અનર્થ–સર્વ કામનાઓથી પૂર્ણ હોવાથી જેમને કોઈનું પણ પ્રયોજન પડતું નથી એવા; ૪૩૨ મહાકોશ–અન્નમય આદિ પાંચ મહાન કોશોથી ઢંકાયેલા; ૪૩૩ મહાભોગ–સુખરૂપ મહાભોગને ભોગવનારા; ૪૩૪ મહાધન–ભોગનાં સાધનરૂપ પુષ્કળ ધનવાળા.[૫૯]

अनिर्विण्णः स्थविष्ठोऽभूर्धर्मयूपो महामखः ।
नक्षत्रनेमिर्नक्षत्री क्षमः क्षामः समीहनः ॥६०॥

૪૩૫ અનિર્વિણ્ણ–સર્વ કામનાઓને સંપાદન કરી લીધેલી હોવાથી જેમને કદી નિરાશાકંટાળો આવતો નથી એવા; ૪૩૬ સ્થવિષ્ઠ–વિરાટસ્વરૂપે અત્યંત સ્થૂળ; ૪૩૭ ભૂ–પૃથ્વીરૂપે સર્વના આધારભૂત; ૪૩૮ ધર્મયૂપ–ધર્મના સ્તંભરૂપ; ૪૩૯ મહામખ–જેમને અર્પણ કરવામાં આવેલા મહાયજ્ઞો મોક્ષરૂપ ઉત્તમ ફળને આપનારા થઈને ખરેખર મહાન થઈ પડે છે તે; ૪૪૦ નક્ષત્રનેમિ–નક્ષત્રમંડળના ધરીરૂપ; ૪૪૧ નક્ષત્રી–ચંદ્રરૂપ; ૪૪૨ ક્ષમ–કાર્યો કરવામાં સમર્થ, અથવા સર્વ પ્રાણીઓના પર ક્ષમા કરનારા; ૪૪૩ ક્ષામ–સર્વ વિકારોનો ક્ષય થઈ ગયા પછી કેવળ સ્વસ્વરૂપે જ સ્થિતિ કરનારા; ૪૪૪ સમીહન–જગતની ઉત્પત્તિ આદિને માટે સારી રીતે ચેષ્ટા કરનારા.[૬૦]

यज्ञ इज्यो महेज्यश्च क्रतुः सत्रं सतां गतिः ।
सर्वदर्शी विमुक्तात्मा सर्वज्ञो ज्ञानमुत्तमम् ॥६१॥

૪૪૫ યજ્ઞ–સર્વ યજ્ઞસ્વરૂપ; ૪૪૬ ઈજ્ય–યજ્ઞના ફળદાતા હોવાથી યજન કરવા યોગ્ય ૪૪૭ મહેજ્ય–મોક્ષરૂપ ફળના દાતા હોવાથી સર્વ દેવતાઓમાં સૌથી વધારે પૂજન કરવા યોગ્ય; ૪૪૮ ક્રતુ–પશુબંધનના સ્તંભવાળા યજ્ઞમૂર્તિરૂપ; ૪૪૯ સત્ર–સત્પુરુષોનું રક્ષણ કરનારા; ૪૫૦ સતાંગતિ–સત્પુરુષોના ગતિરૂપ; ૪૫૧ સર્વદર્શી–પોતાના સ્વાભાવિક જ્ઞાનથી પ્રાણીમાત્રનાં કર્મ–અકર્મને જાણનારા; ૪૫૨ વિમુક્તાત્મા–સ્વાભાવિક રીતે જ મુક્ત; ૪૫૩ સર્વજ્ઞ–સર્વ પદાર્થોને જાણનારા; ૪૫૪ જ્ઞાનમુત્તમ–ઉત્તમ જ્ઞાનરૂપ.[૬૧]

सुव्रतः सुमुखः सूक्ष्मः सुघोषः सुखदः सुहृत् ।
मनोहरो जितक्रोधो वीरबाहुर्विदारणः ॥६२॥

૪૫૫ સુવ્રત–સર્વને અભયદાન આપવારૂપ ઉત્તમ વ્રતને ધારણ કરનારા; ૪૫૬ સુમુખ–સુંદર મુખવાળા; ૪૫૭ સૂક્ષ્મ–અત્યંત સૂક્ષ્મ સ્વરૂપવાળા; ૪૫૮ સુઘોષ–વેદરૂપ અત્યંત સુંદર શબ્દવાળા; ૪૫૯ સુખદ–સત્પુરુષોને સુખ આપનારા; ૪૬૦ સુહૃદ્–પ્રત્યુપકારની અપેક્ષા રાખ્યા વિના સર્વની ઉપર ઉપકાર કરનારા; ૪૬૧ મનોહર–નિરતિશય આનંદરૂપ હોવાથી પ્રત્યેકના મનનું હરણ કરનારા; ૪૬૨ જિતક્રોધ–ક્રોધને જીતનાર; ૪૬૩ વીરબાહુ–પરાક્રમશાળી બાહુઓવાળા; ૪૬૪ વિદારણ–અધર્મીઓનો નાશ કરનારા.[૬૨]

स्वापनः स्ववशो व्यापी नैकात्मा नैककर्मकृत् ।
वत्सरो वत्सलो वत्सी रत्नगर्भो धनेश्वरः ॥६३॥

૪૬૫ સ્વાપન–આત્મજ્ઞાનરહિત પુરુષોને પોતાની માયા વડે (અજ્ઞાનનિદ્રામાં) સુવાડી દેનારા; ૪૬૬ સ્વવશ–સર્વ પ્રકારે સ્વતંત્ર; ૪૬૭ વ્યાપી–આકાશની પેઠે સર્વત્ર વ્યાપક; ૪૬૮ નૈકાત્મા–જગતનાં ઉત્પત્તિ આદિ અનેક સ્વરૂપે ને ધારણ કરનારા; ૪૬૯ નૈકકર્મકૃત્–જગતની ઉત્પત્તિ આદિ અનેક કર્મોને કરનારા; ૪૭૦ વત્સર–સર્વ જગત જેમને વિષે વસી રહ્યું છે એવા; ૪૭૧ વત્સલ–પોતાના ભક્તજન ઉપર ...

નાશી; ૩૮૯ પરર્દ્ધિ–સમૃદ્ધિવાન; ૩૯૦ પરમ-સ્પષ્ટ–કેવળ જ્ઞાનસ્વરૂપ હોઈને અત્યંત સ્પષ્ટ; ૩૯૧ તુષ્ટ–કેવળ પરમાનંદરૂપ; ૩૯૨ પુષ્ટ–સર્વ રીતે સંપૂર્ણ; ૩૯૩ શુભેક્ષણ–જેમનું દર્શન મુમુક્ષુઓને શુભકારક થઈ પડે છે એવા.[૫૫]

रामो विरामो विरजो मार्गो नेयो नयोऽनयः ।
वीरः शक्तिमतां श्रेष्ठो धर्मो धर्मविदुत्तमः ॥५६॥

૩૯૪ રામ–યોગીઓને રમણ કરવાના સ્થાન-રૂપ; ૩૯૫ વિરામ–પ્રાણીમાત્રને લય પામવાના સ્થાનરૂપ; ૩૯૬ વિરજ–સર્વ દોષોથી રહિત; ૩૯૭ માર્ગ–જેમની પ્રાપ્તિ કરાવનારા માર્ગે જઈને મુમુક્ષુઓ મોક્ષ સંપાદન કરી શકે છે તેવા; ૩૯૮ નેય–જેમનું ઉત્તમ જ્ઞાન સંપાદન કરીને જીવ પરમાત્મારૂપ થઈ શકે છે એવા; ૩૯૯ નય–જીવોને પોતાના પદ પ્રત્યે લઈ જનાર, ૪૦૦ અનય–જેમનો કોઈ નેતા નથી એવા; ૪૦૧ વીર–પરાક્રમશાળી; ૪૦૨ શક્તિમતાં શ્રેષ્ઠ–બ્રહ્મા આદિ શક્તિમાન પુરુષોમાં પણ શ્રેષ્ઠ; ૪૦૩ ધર્મ–પ્રાણીમાત્રને ધારણ કરનારા; ૪૦૪ ધર્મવિદુત્તમ–ધર્મવેત્તા પુરુષોમાં ઉત્તમ.[૫૬]

वैकुण्ठः पुरुषः प्राणः प्राणदः प्रणवः पृथुः ।
हिरण्यगर्भः शत्रुघ्नो व्याप्तो वायुरधोक्षजः ॥५७॥

૪૦૫ વૈકુંઠ–જગતના આરંભસમયે ભિન્ન ભિન્ન રહેલાં પંચમહાભૂતોને એકત્ર કરી દઈને તેમની જુદી જુદી ગતિનો જેમણે નાશ કર્યો છે એવા; ૪૦૬ પુરુષ–પ્રત્યેક શરીરમાં નિવાસ કરનારા; ૪૦૭ પ્રાણ–પ્રાણરૂપે સર્વને ચેષ્ટ કરાવનારા; ૪૦૮ પ્રાણદ–પ્રલયકાળે પ્રાણીમાત્રના પ્રાણોનો નાશ કરનારા, ૪૦૯ પ્રણવ–સર્વ દેવતાઓથી પ્રણામ કરાતા; ૪૧૦ પૃથુ–પ્રપંચરૂપે સર્વત્ર વિસ્તાર પામેલા; ૪૧૧ હિરણ્યગર્ભ–બ્રહ્મદેવના ઉત્પાદક અથવા બ્રહ્મદેવરૂપ; ૪૧૨ શત્રુઘ્ન–દેવોના શત્રુઓનો સંહાર કરનારા; ૪૧૩ વ્યાપ્ત–કારણરૂપે સર્વ કાર્યોમાં વ્યાપી રહેનારા; ૪૧૪ વાયુ–ગંધને ચોતરફ ફેલાવનારા; ૪૧૫ અધોક્ષજ–ઇંદ્રિયોથી થનારા જ્ઞાનથી જેમનો સાક્ષાત્કાર કરી શકાતો નથી એવા.[૫૭]

ऋतुः सुदर्शनः कालः परमेष्ठी परिग्रहः ।
उग्रः संवत्सरो दक्षो विश्रामो विश्वदक्षिणः ॥५८॥

૪૧૬ ઋતુ–વસંતાદિ ઋતુઓરૂપ; ૪૧૭ સુદર્શન–જેમનું દર્શન મોક્ષરૂપ ફળને આપનારું હોવાથી ઉત્તમ ગણાય છે, અથવા જેમનાં નેત્રો અત્યંત વિશાળ હોવાથી સુંદર દેખાવનાં છે, અથવા જે પોતાની ઇચ્છાનુસાર સુંદર દેખાવનાં શરીરને ધારણ કરે છે, અથવા ભક્તપુરુષો જેમનું સુખથી દર્શન કરી શકે છે એવા; ૪૧૮ કાલ–સર્વને પ્રેરણા કરનારા કાળરૂપ; ૪૧૯ પરમેષ્ઠી–પોતાના શ્રેષ્ઠ મહિમામાં અથવા પ્રત્યેકના હૃદયાકાશમાં સ્થિતિ કરીને રહેનારા; ૪૨૦ પરિગ્રહ–શરણની ઇચ્છા રાખનારા પુરુષો ચોતરફથી જેમને સ્વીકારી લે છે, અથવા સર્વત્ર વ્યાપક હોવાથી ચોતરફ જે જણાય છે, અથવા ભક્તોએ અર્પણ કરેલાં પત્રપુષ્પાદિનો જે સ્વીકાર કરે છે એવા; ૪૨૧ ઉગ્ર–સૂર્ય આદિને પણ ભય ઉપજાવનારા; ૪૨૨ સંવત્સર–જેમના સ્વરૂપમાં સર્વ પ્રાણીઓ નિવાસ કરી રહ્યાં છે એવા; ૪૨૩ દક્ષ–આખા જગતરૂપે વૃદ્ધિ પામીને સર્વ કર્મોને ઘણી કુશળતાથી કરનારા; ૪૨૪ વિશ્રામ–સંસારસમુદ્રમાં ક્ષુધા, તૃષા આદિ છ તરંગોથી વ્યાકુળ થયેલા અને અવિદ્યા આદિ મહાક્લેશોથી તથા મદ આદિ અવાંતર ક્લેશોથી દુઃખી થયેલા મનુષ્યોને મોક્ષરૂપ વિશ્રાંતિ આપનારા; ૪૨૫ વિશ્વદક્ષિણ–સર્વ કર્મો કરવામાં કુશળ.[૫૮]

विस्तारः स्थावरः स्थाणुः प्रमाणं बीजमव्ययम् ।
अर्थोऽनर्थो महाकोशो महाभोगो महाधनः ॥५९॥

૪૨૬ વિસ્તાર–સમગ્ર જગતના વિસ્તારના

માપી શકાય તેવું નથી એવા; ૫૧૯ મહોદધિશય–પ્રલયકાળે સર્વ પ્રાણીઓનો સંહાર કરીને મહાસમુદ્રમાં શયન કરનારા; ૫૨૦ અંતક–સર્વ પ્રાણીઓના સંહારક.[૬૮]

अजो महार्हः स्वाभाव्यो जितामित्रः प्रमोदनः ।
आनंदो नंदनो नंदः सत्यधर्मा त्रिविक्रमः ॥६९॥

૫૨૧ અજ–જન્મરહિત; ૫૨૨ મહાર્હ–સર્વ લોકોએ પૂજા કરવા યોગ્ય; ૫૨૩ સ્વાભાવ્ય–નિત્યસિદ્ધસ્વરૂપ હોવાથી સ્વાભાવિક રીતે જ જણાઈ આવે તેવા; ૫૨૪ જિતામિત્ર–રાગદ્વેષાદિ આંતરશત્રુઓને તથા રાવણ આદિ બાહ્ય શત્રુઓને જીતનારા; ૫૨૫ પ્રમોદન–પોતાનું ધ્યાન કરનારા પુરુષોને માત્ર ધ્યાનથી જ હર્ષ ઉપજાવનારા; ૫૨૬ આનંદ–કેવળ આનંદસ્વરૂપ; ૫૨૭ નંદન–સર્વને આનંદ ઉપજાવનારા; ૫૨૮ નંદ–સર્વ પ્રકારનું સુખ જેમનામાં સંપૂર્ણ રીતે વસી રહ્યું છે એવા; ૫૨૯ સત્યધર્મા–ધર્મ, જ્ઞાન આદિ સત્ય ગુણોવાળા; ૫૩૦ ત્રિવિક્રમ–વામનરૂપે ત્રણ પગલાંથી ત્રણે ભુવનોનું આક્રમણ કરનારા.[૬૯]

महर्षिः कपिलाचार्यः कृतज्ञो मेदिनीपतिः ।
त्रिपदस्त्रिदशाध्यक्षो महाशृंगः कृतांतकृत् ॥७०॥

૫૩૧ મહર્ષિ કપિલાચાર્ય–સાંખ્યશાસ્ત્રના આચાર્ય મહર્ષિ કપિલરૂપે અવતાર લેનારા; ૫૩૨ કૃતજ્ઞ–કાર્યરૂપ આ જગતના જ્ઞાતા; ૫૩૩ મેદિનીપતિ–પૃથ્વીના પતિ; ૫૩૪ ત્રિપદ–પોતાનાં ત્રણ પગલાંથી ત્રણે ભુવનોને વ્યાપ્ત કરી દેનારા; ૫૩૫ ત્રિદશાધ્યક્ષ–ત્રણ ગુણોના આવેશથી ઉત્પન્ન થનારી ત્રણ અવસ્થાઓના અધ્યક્ષરૂપ; ૫૩૬ મહાશૃંગ–મત્સ્યાવતારમાં માથે મોટા શિંગડાવાળા; ૫૩૭ કૃતાંતકૃત્–કાર્યરૂપ સર્વ જગતનો નાશ કરનારા, અથવા કાળનો પણ નાશ કરનાર.[૭૦]

महावराहो गोविंदः सुषेणः कनकांगदी ।
गुह्यो गभीरो गहनो गुप्तश्चक्रगदाधरः ॥७१॥

૫૩૮ મહાવરાહ–મોટા વરાહનું સ્વરૂપ ધારણ કરનારા; ૫૩૯ ગોવિંદ–વૈદિક વાણીથી જાણી શકાય તેવા; ૫૪૦ સુષેણ–ઉત્તમ સેનાવાળા; ૫૪૧ કનકાંગદી–સુવર્ણના બાજુબંધોને ધારણ કરનારા; ૫૪૨ ગુહ્ય–હૃદયાકાશરૂપ ગુફામાં રહેલા; ૫૪૩ ગભીર–જ્ઞાન, ઐશ્વર્ય તથા બળ આદિને લીધે ગંભીર; ૫૪૪ ગહન–જ્ઞાનવૈરાગ્યરહિત પુરુષોને જેમનું સ્વરૂપજ્ઞાન થવું દુર્ઘટ થઈ પડે છે એવા; ૫૪૫ ગુપ્ત–વાણી તથા મનના અવિષયરૂપ; ૫૪૬ ચક્રગદાધર–ચક્ર તથા ગદાને ધારણ કરનારા.[૭૧]

वेधाः स्वांगोऽजितः कृष्णो दृढः संकर्षणोऽच्युतः ।
वरुणो वारुणो वृक्षः पुष्कराक्षो महामनाः ॥७२॥

૫૪૭ વેધા–સર્વના સ્રષ્ટા; ૫૪૮ સ્વાંગ–કાર્યના કારણમાં પોતે જ અંગભૂત; ૫૪૯ અજિત–કોઈ પણ અવતારમાં જેમનો કોઈએ પરાજય કર્યો નથી એવા; ૫૫૦ કૃષ્ણ–કૃષ્ણદ્વૈપાયન વ્યાસરૂપે જેમણે અવતાર લીધો છે એવા; ૫૫૧ દૃઢ–જેમનું સ્વરૂપ અથવા સામર્થ્ય કદી ક્ષીણ થતું નથી એવા; ૫૫૨ સંકર્ષણોઽચ્યુત–સંહાર સમયે એકીસાથે સર્વ પ્રજાઓનો નાશ કરનારા અને પદથી પોતાના કદી ચ્યુત નહિ થનારા; ૫૫૩ વરુણ–પશ્ચિમ દિશાના સ્વામી વરુણ; ૫૫૪ વારુણ–વરુણના પુત્ર વસિષ્ઠ અથવા અગત્સ્ય; ૫૫૫ વૃક્ષ–વૃક્ષની પેઠે અચલસ્વરૂપે રહેનારા; ૫૫૬ પુષ્કરાક્ષ–સર્વના હૃદયકમળમાં વ્યાપી રહેનારા; ૫૫૭ મહામના–કેવળ પોતાના મનથી જ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશને કરનારા.[૭૨]

भगवान् भगहा नंदी वनमाली हलायुधः ।
आदित्यो ज्योतिरादित्यः सहिष्णुर्गतिसत्तमः ॥

રાખનારા, ૪૭૨ વત્સી-સર્વ પ્રજાઓનું પુત્રની પેઠે પાલન કરનારા, ૪૭૩ રત્નગર્ભ-રત્નોના ઉત્પત્તિસ્થાનભૂત સમુદ્રનુ સ્વરૂપ ધારણ કરનારા, ૪૭૪ ધનેશ્વર-ધનના સ્વામી કુબેરરૂપ [૬૩]

धर्मगुब्धर्मकृद्धर्मी सदसत्क्षरमक्षरम् ।
अविज्ञाता सहस्रांशुर्विधाता कृतलक्षणः ॥६४॥

૪૭૫ ધર્મગુપ-ધર્મની રક્ષા કરનારા, ૪૭૬ ધર્મકૃત્-ધર્મની સ્થાપના કરનારા, ૪૭૭ ધર્મી-ધર્મોને ધારણ કરનારા, ૪૭૮ સત્-બ્રહ્મરૂપે સત્ય, ૪૭૯ અસત-પ્રપંચરૂપે અસત્ય, ૪૮૦ ક્ષર-સર્વ જગતરૂપે નાશવત, ૪૮૧ અક્ષર-કૂટસ્થરૂપે અવિનાશી છે એવા, ૪૮૨ અવિજ્ઞાતા-જીવ સ્વરૂપે અજ્ઞાનયુક્ત ૪૮૩ સહસ્રાંશુ-હજાર કિરણોવાળા સૂર્યરૂપ, ૪૮૪ વિધાતા-પ્રાણીમાત્રના સ્રષ્ટા, ૪૮૫ કૃતલક્ષણ-સર્વ શાસ્ત્રોને કરનારા [૬૪]

गभस्तिनेमिः सत्त्वस्थः सिंहो भूतमहेश्वरः ।
आदिदेवो महादेवो देवेशो देवभृद्गुरुः ॥६५॥

૪૮૬ ગભસ્તિનેમિ-સર્વ જ્યાતિશ્ચક્રના મધ્યમા સૂર્યરૂપે રહેલા, ૪૮૭ સત્ત્વસ્થ-પ્રાણીમાત્રમા સ્થિતિ કરનારા, ૪૮૮ સિંહ-સિંહ જેવા અત્યંત પરાક્રમશાળી, ૪૮૯ ભૂતમહેશ્વર-પ્રાણીમાત્રના મહાન ઈશ્વર, ૪૯૦ આદિદેવ, સર્વ દેવોના પણ આદિદેવ, ૪૯૧ મહાદેવ-સર્વ પદાર્થોનો ત્યાગ કરીને કેવળ આત્મજ્ઞાનમા તથા યોગૈશ્વર્યમા જ આનંદમગ્ન રહેનારા, ૪૯૨ દેવેશ-સર્વ દેવોના પણ ઈશ્વર, ૪૯૩ દેવભૃદ્ગુરુ-દેવોનુ રક્ષણ કરનારા ઇન્દ્રના પણ શાસક [૬૫]

उत्तरो गोपतिर्गोप्ता ज्ञानगम्यः पुरातनः ।
शरीरभूतभृद्भोक्ता कपीन्द्रो भूरिदक्षिणः ॥६६॥

૪૯૪ ઉત્તર-જન્મમૃત્યુવાળા આ સંસાર સમુદ્રમાથી તારનાર, ૪૯૫ ગોપતિ-આખી પૃથ્વીના પતિ, ૪૯૬ ગોપ્તા-પ્રાણીમાત્રનુ રક્ષણ કરનારા, ૪૯૭ જ્ઞાનગમ્ય-કેવળ જ્ઞાનથી જ જાણવામા આવે છે તેવા, ૪૯૮ પુરાતન-સર્વના કરતાં અત્યંત પુરાતની, ૪૯૯ શરીરભૂતભૃત્-શરીરને ઉત્પન્ન કરનારા પંચભૂતોના પોષણકર્તા, ૫૦૦ ભોક્તા-સર્વના પાલક, ૫૦૧ કપીન્દ્ર-ઉત્તમ વરાહનો અવતાર લેનારા અથવા રામાવતારમા વાનરસેનાના નાયક, ૫૦૨ ભૂરિદક્ષિણ-ધર્મ-મર્યાદા દર્શાવવા માટે યજ્ઞમા પુષ્કળ દક્ષિણાઓ આપનારા [૬૬]

सोमपोऽमृतपः सोमः पुरुजित्पुरुसत्तमः ।
विनयो जयः सत्यसंधो दाशार्हः सात्वतां पतिः ॥

૫૦૩ સોમપ-સર્વ યજ્ઞોમા દેવતાઓરૂપે સોમરસનુ પાન કરનારા, ૫૦૪ અમૃત-સમુદ્ર મંથનસમયે નીકળેલુ અમૃત દેવતાઓને પાનાર તથા પોતે પીનાર, ૫૦૫ સોમ-ચંદ્રરૂપે સર્વ ઓષધિઓનુ પોષણ કરનારા, ૫૦૬ પુરુજિત્-પુષ્કળ અસુરોનો પરાજય કરનારા, ૫૦૭ પુરુસત્તમ-આખા જગતરૂપ અને સર્વ કરતા શ્રેષ્ઠ, ૫૦૮ વિનય-દુષ્ટ પ્રજાઓને શિક્ષા કરનારા, ૫૦૯ જય-સર્વનો પરાજય કરનારા, ૫૧૦ સત્યસંધ-પ્રતિજ્ઞાને સત્ય કરનારા, ૫૧૧ દાશાર્હ-દાશાર્હકુળમા અવતાર લેનારા, ૫૧૨ સાત્વતાંપતિ-પોતાના ભક્તોના યોગક્ષેમનો નિર્વાહ કરનારા [૬૭]

जीवो विनयिता साक्षी मुकुंदोऽमितविक्रमः ।
अंभोनिधिरनंतात्मा महोदधिशयोऽन्तकः ॥६८॥

૫૧૩ જીવ ક્ષેત્રજ્ઞરૂપે સર્વના પ્રાણોને ધારણ કરનારા, ૫૧૪ વિનયિતા સાક્ષી-વિનયશીલ પુરુષોના વિનયીપણાના સાક્ષીરૂપ, ૫૧૫ મુકુંદ-મોક્ષ આપનારા, ૫૧૬ અમિતવિક્રમ-અમાપ પરાક્રમવાળા, ૫૧૭ અંભોનિધિ-અંભ એટલે દેવો, મનુષ્યો, પિતૃઓ તથા અસુરો-આ સર્વના નિધિરૂપ-નિવાસસ્થાનરૂપ, ૫૧૮ અનંતાત્મા-જેમનુ સ્વરૂપ દેશ તથા કાળ આદિથી

પાછા ન હઠનારા, અથવા ધર્મ ઉપર પ્રીતિવાળા હોવાથી ધર્મનું રક્ષણ કરવામાં કદી પાછા ન હઠનારા; ૫૯૮ નિવૃત્તાત્મા-વિષયોથી નિવૃત્ત થયેલા શુદ્ધ મનવાળા; ૫૯૯ સંક્ષેપ્તા-આ વિશાળ જગતને પ્રલયસમયે સૂક્ષ્મરૂપે સમેટી લેનારા; ૬૦૦ ક્ષેમકૃત્-સર્વનું કલ્યાણ કરનારા; ૬૦૧ શિવ-કેવળ નામસ્મરણથી જ પવિત્ર કરનારા; ૬૦૨ શ્રીવત્સવક્ષા-વક્ષઃસ્થલમાં શ્રીવત્સ નામનું ચિહ્ન ધારણ કરનારા, અથવા સ્મરણ કરવાથી કલ્યાણ કરનારા; ૬૦૩ શ્રીવાસ-લક્ષ્મીના નિવાસ-સ્થાનરૂપ; ૬૦૪ શ્રીપતિ-અમૃતમંથન સમયે સર્વ દેવતાઓનો ત્યાગ કરીને લક્ષ્મી જેમને વરી છે એવા; ૬૦૫ શ્રીમતાં વર-ઋગ્વેદાદિ વૈદિક લક્ષ્મીને ધારણ કરનારા, બ્રહ્માદિ વેદવેત્તા પુરુષો-માં શ્રેષ્ઠ.[૭૭]

श्रीदः श्रीशः श्रीनिवासः श्रीनिधिः श्रीविभावनः ।
श्रीधरः श्रीकरः श्रेयः श्रीमाँल्लोकत्रयाश्रयः ॥७८॥

૬૦૬ શ્રીદ-પોતાના ભક્તોને લક્ષ્મી અર્પણ કરનારા; ૬૦૭ શ્રીશ-લક્ષ્મીના નાથ; ૬૦૮ શ્રીનિવાસ-લક્ષ્મીવાન પુરુષોમાં નિત્ય નિવાસ કરનારા; ૬૦૯ શ્રીનિધિ-લક્ષ્મીના ભંડારરૂપ; ૬૧૦ શ્રીવિભાવન-સર્વ પ્રાણીઓને કર્માનુસાર વિવિધ પ્રકારની લક્ષ્મી અર્પણ કરનારા; ૬૧૧ શ્રીધર-સર્વ પ્રાણીઓની માતા લક્ષ્મીને પોતાના વક્ષઃસ્થલમાં નિત્ય ધારણ કરનારા; ૬૧૨ શ્રીકર-પોતાની સ્તુતિ કરનારા તથા પૂજા કરનારા, ભક્તોનું કલ્યાણ કરનારા; ૬૧૩ શ્રેય-અવિનાશી શ્રેયરૂપ; ૬૧૪ શ્રીમાન-સર્વના કરતાં અધિક લક્ષ્મીવાન; ૬૧૫ લોકત્રયાશ્રય-ત્રણે લોકના આશ્રયરૂપ.[૭૮]

स्वक्षः स्वंगः शतानंदो नंदिर्ज्योतिर्गणेश्वरः ।
विजितात्मा विधेयात्मा सत्कीर्तिश्छिन्नसंशयः ॥

૬૧૬ સ્વક્ષ-કમળ સમાન સુંદર નેત્રોવાળા; ૬૧૭ સ્વંગ-સુંદર અંગવાળા; ૬૧૮ શતાનંદ-પરમાનંદસ્વરૂપ છતાંય ઉપાધિના ભેદને લીધે સેંકડો સ્વરૂપે દેખાતા; ૬૧૯ નંદિ-કેવળ આનંદ-સ્વરૂપ; ૬૨૦ જ્યોતિર્ગણેશ્વર-સૂર્યચંદ્રાદિ જ્યોતિર્ગણના ઈશ્વર; ૬૨૧ વિજિતાત્મા-પોતાના મનને જીતનારા; ૬૨૨ વિધેયાત્મા-કોઈને વશ ન રહેનારા; ૬૨૩ સત્કીર્તિ-ઉત્તમ કીર્તિવાળા; ૬૨૪ છિન્નસંશય-હથેળીમાં રહેલા આમળાની પેઠે સર્વ વિષયને સાક્ષાત્ જોનારા અને તેથી જ સંશયરહિત.[૭૯]

उदीर्णः सर्वतश्चक्षुरनीशः शाश्वतः स्थिरः ।
भूशयो भूषणो भूतिर्विशोकः शोकनाशनः ॥८०॥

૬૨૫ ઉદીર્ણ-સર્વ પ્રાણીઓ કરતાં અધિક પ્રભાવશાળી; ૬૨૬ સર્વતશ્ચક્ષુ-સર્વ તરફ દૃષ્ટિ-વાળા; ૬૨૭ અનીશ-જેમનો કોઈ પણ સ્વામી નથી એવા; ૬૨૮ શાશ્વત સ્થિર-સદાને માટે અવિકારી; ૬૨૯ ભૂશય-રામાવતારમાં લંકાની શોધસમયે સમુદ્રના તટ ઉપરની પૃથ્વી પર શયન કરનારા; ૬૩૦ ભૂષણ-પોતાની ઇચ્છાનુ-સાર અનેક અવતારો ગ્રહણ કરીને પૃથ્વીને શોભાવનારા; ૬૩૧ ભૂતિ-સર્વ વિભૂતિઓના કારણરૂપ; ૬૩૨ વિશોક-કેવળ પરમાનંદરૂપ હોવાથી શોકરહિત; ૬૩૩ શોકનાશન-સ્મરણ-માત્રમાં જ ભક્તપુરુષોના શોકનો નાશ કરનાર.[૮૦]

अर्चिष्मानर्चितः कुंभो विशुद्धात्मा विशोधनः ।
अनिरुद्धोऽप्रतिरथः प्रद्युम्नोऽमितविक्रमः ॥ ८१ ॥

૬૩૪ અર્ચિષ્માન-જેમના તેજથી સૂર્ય, ચંદ્ર આદિ તેજસ્વી પદાર્થો પ્રકાશી રહેલા છે એવા મુખ્ય તેજસ્વીરૂપ; ૬૩૫ અર્ચિત-બ્રહ્માદિ સર્વ લોકોથી પૂજાતા; ૬૩૬ કુંભ-કુંભ(ઘડા)-ની પેઠે સર્વ જગતના નિવાસસ્થાનરૂપ; ૬૩૭ વિશુદ્ધાત્મા-ત્રણે ગુણોથી રહિત હોવાથી પવિત્ર આત્માવાળા; ૬૩૮ વિશોધન-માત્ર સ્મરણ કરવા-

૫૫૮ ભગવાન-ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, વૈરાગ્ય અને મોક્ષ-આ છ ભગશબ્દવાચ્ય (ભગ શબ્દથી કહેવાતા) ગુણો જેમનામાં વસી રહ્યા છે એવા; ૫૫૯ ભગહા-જગતના સંહાર-સમયે ઐશ્વર્યાદિ સમગ્ર ગુણોનો નાશ કરનારા; ૫૬૦ નંદી-કેવળ સુખસ્વરૂપ; ૫૬૧ વનમાલી-વૈજયંતી નામની મનમાળાને ધારણ કરનારા; ૫૬૨ હલાયુધ-બલભદ્રરૂપ થઈને હલના આયુધને ધારણ કરનારા; ૫૬૩ આદિત્ય-અદિતિમાં કશ્યપથી વામનરૂપે જન્મેલા; ૫૬૪ જ્યોતિરાદિત્ય-સૂર્યમંડળમાં તેજરૂપે રહેલા; ૫૬૫ સહિષ્ણુ-ટાઢ, તાપ આદિ દ્વંદ્વોને સહન કરનારા; ૫૬૬ ગતિસત્તમ-મુમુક્ષુઓની ગતિરૂપ અને સર્વના કરતાં શ્રેષ્ઠ.[૭૩]

सुधन्वा खंडपरशुर्दारुणो द्रविणप्रदः ।
दिवस्पृक् सर्वदृग्व्यासो वाचस्पतिरयोनिजः ॥

૫૬૭ સુધન્વા-શાર્ઙ્ગ નામના સુંદર ધનુષ્યને ધારણ કરનારા; ૫૬૮ ખંડપરશુ-પરશુરામરૂપ થઈને ક્ષત્રિયોનો નાશ કરનારી ફરશી જેમને છોડવી પડી હતી તે; ૫૬૯ દારુણ-સન્માર્ગનો વિરોધ કરાવનારા પુરુષોને દારુણ થઈ પડનારા; ૫૭૦ દ્રવિણપ્રદ-ભક્તોને ઇચ્છિત ધન અર્પણ કરનારા; ૫૭૧ દિવસ્પૃક્-વિરાટસ્વરૂપે ગગનમંડળનો સ્પર્શ કરનારા; ૫૭૨ સર્વદૃગ્વ્યાસ-સર્વના દ્રષ્ટા અને વેદાદિના વિભાગ કરનારા; ૫૭૩ વાચસ્પતિ-વિદ્યાના પતિ; ૫૭૪ અયોનિજ-યોનિ વિના જન્મેલા, સ્વયંભૂ.[૭૪]

त्रिसामा सामगः साम निर्वाणं भेषजं भिषक् ।
संन्यासकृच्छमः शांतो निष्ठा शांतिः परायणः ॥

૫૭૫ ત્રિસામા-સામવેદનું ગાન કરનારા પુરુષો વેદવ્રત અને સમાખ્યાત નામના ત્રણ સામમંત્રોથી જેમની સ્તુતિ કરે છે એવા; ૫૭૬ સામગ-તે પોતે પણ સામવેદનું ગાન કરનારા; ૫૭૭ સામ-સામવેદરૂપ; ૫૭૮ નિર્વાણ-સર્વ દુઃખોથી મુક્ત થનારૂપ મોક્ષપદરૂપ; ૫૭૯ ભેષજ-સંસારરૂપ રોગને દૂર કરવા માટે ઔષધરૂપ; ૫૮૦ ભિષક્-સંસારરૂપ રોગથી મુક્ત કરનારી શ્રેષ્ઠ વિદ્યાનો ઉપદેશ કરનારા; ૫૮૧ સંન્યાસકૃત્-મોક્ષસંપાદન કરવા માટે સંન્યાસરૂપ ચોથા આશ્રમનું નિર્માણ કરનારા; ૫૮૨ શમ-સંન્યાસીઓને મુખ્યત્વે કરીને શમનો જ ઉપદેશ કરનારા, અથવા પ્રલયકાળે પ્રાણીમાત્રને શમાવી દેનારા; ૫૮૩ શાંત-વિષયોના સંગથી મુક્ત રહેનારા; ૫૮૪ નિષ્ઠા-પ્રલયકાળે સર્વ પ્રાણીઓને લય થવાના સ્થાનરૂપ; ૫૮૫ શાંતિ-સમગ્ર અવિદ્યાના નિવૃત્તિરૂપ; ૫૮૬ પરાયણ-જેની પ્રાપ્તિ થયા પછી કદી પુનરાવૃત્તિ થતી નથી એવા શ્રેષ્ઠ સ્થાનરૂપ.[૭૫]

शुभांगः शांतिदः स्रष्टा कुमुदः कुवलेशयः ।
गोहितो गोपतिर्गोप्ता वृषभाक्षो वृषप्रियः ॥७६॥

૫૮૭ શુભાંગ-સુંદર શરીરવાળા; ૫૮૮ શાંતિદ-સર્વને શાંતિ આપનારા; ૫૮૯ સ્રષ્ટા-પ્રાણીમાત્રના સ્રષ્ટા; ૫૯૦ કુમુદ-આખી પૃથ્વી ઉપર નિત્ય આનંદ આપનારા કુમુદરૂપ; ૫૯૧ કુવલેશય-જળની અંદર શયન કરનારા; ૫૯૨ ગોહિત-ગોવર્ધન પર્વત ધારણ કરીને ગાયોનું હિત કરનારા અથવા પોતાની ઇચ્છાનુસાર અવતાર ધારણ કરી પૃથ્વીનું હિત કરનારા; ૫૯૩ ગોપતિ-પૃથ્વીના પતિ; ૫૯૪ ગોપ્તા-જગતનું રક્ષણ કરનારા; ૫૯૫ વૃષભાક્ષ-સર્વ કામનાઓની વૃષ્ટિ કરનારા નેત્રોવાળા, અથવા કેવળ ધર્મરૂપ જ દષ્ટિવાળા; ૫૯૬ વૃષપ્રિય-ધર્મ ઉપર પ્રીતિવાળા.[૭૬]

अनिवर्ती निवृत्तात्मा संक्षेप्ता क्षेमकृच्छिवः ।
श्रीवत्सवक्षाः श्रीवासः श्रीपतिः श्रीमतां वरः ॥

૫૯૭ અનિવર્તી-દેવાસુરસંગ્રામમાંથી કદી

પાછા ન હઠનાર, અથવા ધર્મ ઉપર પ્રીતિવાળા હોવાથી ધર્મનું રક્ષણ કરવામાં કદી પાછા ન હઠનાર, ૫૯૮ નિવૃત્તાત્મા-વિષયોથી નિવૃત્ત થયેલા શુદ્ધ મનવાળા, ૫૯૯ સંક્ષેપ્તા-આ વિશાળ જગતને પ્રલયસમયે સૂક્ષ્મરૂપે સમેટી લેનાર, ૬૦૦ ક્ષેમકૃત્-સર્વનું કલ્યાણ કરનારા, ૬૦૧ શિવ-કેવળ નામસ્મરણથી જ પવિત્ર કરનારા, ૬૦૨ શ્રીવત્સવક્ષા-વક્ષઃસ્થળમાં શ્રીવત્સ નામનું ચિહ્ન ધારણ કરનાર, અથવા સ્મરણ કરનાથી કલ્યાણ કરનારા, ૬૦૩ શ્રીવાસ-લક્ષ્મીના નિવાસ સ્થાનરૂપ, ૬૦૪ શ્રીપતિ-અમૃતમથન સમયે સર્વ દેવતાઓનો ત્યાગ કરીને લક્ષ્મી જેમને વરી છે એવા, ૬૦૫ શ્રીમતાં વર-ઋગ્વેદાદિ વૈદિક લક્ષ્મીને ધારણ કરનાર, બ્રહ્માદિ વેદવેત્તા પુરુષો માં શ્રેષ્ઠ [૭૭]

શ્રીદઃ શ્રીશઃ શ્રીનિવાસઃ શ્રીનિધિઃ શ્રીવિભાવનઃ ।
શ્રીધરઃ શ્રીકરઃ શ્રેયઃ શ્રીમાँલ્લોકત્રયાશ્રયઃ ॥૭૮॥

૬૦૬ શ્રીદ-પોતાના ભક્તોને લક્ષ્મી અર્પણ કરનાર, ૬૦૭ શ્રીશ-લક્ષ્મીના નાથ, ૬૦૮ શ્રીનિવાસ-લક્ષ્મીવાન પુરુષોમાં નિત્ય નિવાસ કરનાર, ૬૦૯ શ્રીનિધિ-લક્ષ્મીના ભંડારરૂપ, ૬૧૦ શ્રીવિભાવન-સર્વ પ્રાણીઓને કર્માનુસાર વિવિધ પ્રકારની લક્ષ્મી અર્પણ કરનારા, ૬૧૧ શ્રીધર-સર્વ પ્રાણીઓની માતા લક્ષ્મીને પોતાના વક્ષઃસ્થલમાં નિત્ય ધારણ કરનારા, ૬૧૨ શ્રીકર-પોતાની સ્તુતિ કરનારા તથા પૂજા કરનારા, ભક્તોનું કલ્યાણ કરનારા, ૬૧૩ શ્રેય-અવિનાશી શ્રેયરૂપ, ૬૧૪ શ્રીમાન-સર્વના કરતા અધિક લક્ષ્મીવાન, ૬૧૫ લોકત્રયાશ્રય-ત્રણે લોકના આશ્રયરૂપ [૭૮]

સ્વક્ષઃ સ્વઙ્ગઃ શતાનંદો નંદિર્જ્યોતિર્ગણેશ્વરઃ ।
વિજિતાત્મા વિધેયાત્મા સત્કીર્તિશ્છિન્નસંશયઃ ॥

૬૧૬ સ્વક્ષ-કમળ સમાન સુંદર નેત્રોવાળા, ૬૧૭ સ્વંગ-સુંદર અંગવાળા, ૬૧૮ શતાનંદ-પરમાનંદસ્વરૂપ છતાંય ઉપાધિના ભેદને લીધે સેંકડો સ્વરૂપે દેખાતા, ૬૧૯ નંદિ-કેવળ આનંદસ્વરૂપ, ૬૨૦ જ્યોતિર્ગણેશ્વર-સૂર્યચંદ્રાદિ જ્યોતિર્ગણના ઈશ્વર, ૬૨૧ વિજિતાત્મા-પોતાના મનને જીતનારા, ૬૨૨ વિધેયાત્મા-કોઈને વશ ન રહેનાર, ૬૨૩ સત્કીર્તિ-ઉત્તમ કીર્તિવાળા, ૬૨૪ છિન્નસંશય-હથેળીમાં રહેલા આમળાની પેઠે સર્વ વિષયને સાક્ષાત જોનાર અને તેથી જ સંશયરહિત [૭૯]

उदीर्णः सर्वतश्चक्षुरनीशः शाश्वतः स्थिरः ।
भूशयो भूषणो भूतिर्विशोकः शोकनाशनः ॥८०॥

૬૨૫ ઉદીર્ણ-સર્વ પ્રાણીઓ કરતા અધિક પ્રભાવશાળી, ૬૨૬ સર્વતશ્ચક્ષુ-સર્વ તરફ દૃષ્ટિવાળા, ૬૨૭ અનીશ-જેમનો કોઈ પણ સ્વામી નથી એવા, ૬૨૮ શાશ્વત સ્થિર-સદાને માટે અવિકારી, ૬૨૯ ભૂશય-રામાવતારમાં લંકાની શોધસમયે સમુદ્રના તટ ઉપરની પૃથ્વી પર શયન કરનારા, ૬૩૦ ભૂષણ-પોતાની ઇચ્છાનુસાર અનેક અવતારો ગ્રહણ કરીને પૃથ્વીને શોભાવનારા, ૬૩૧ ભૂતિ-સર્વ વિભૂતિઓના કારણરૂપ, ૬૩૨ વિશોક-કેવળ પરમાનંદરૂપ હોવાથી શોકરહિત, ૬૩૩ શોકનાશન-સ્મરણ માત્રમાં જ ભક્તપુરુષોના શોકનો નાશ કરનાર [૮૦]

अर्चिष्मानर्चितः कुंभो विशुद्धात्मा विशोधनः ।
अनिरुद्धोऽप्रतिरथः प्रद्युम्नोऽमितविक्रमः ॥८१॥

૬૩૪ અર્ચિષ્માન-જેમના તેજથી સૂર્ય, ચંદ્ર આદિ તેજસ્વી પદાર્થો પ્રકાશી રહેલા છે એવા મુખ્ય તેજસ્વીરૂપ, ૬૩૫ અર્ચિત-બ્રહ્માદિ સર્વ લોકોથી પૂજાતા, ૬૩૬ કુંભ-કુંભ(ઘડા)ની પેઠે સર્વ જગતના નિવાસસ્થાનરૂપ, ૬૩૭ વિશુદ્ધાત્મા-ત્રણે ગુણોથી રહિત હોવાથી પવિત્ર આત્માવાળા, ૬૩૮ વિશોધન-[illegible]

થી જ પાપનો નાશ કરીને પવિત્ર કરનારા; ૬૩૯ અનિરુદ્ધ-શત્રુઓ જેમને કદી ઘેરી શકતા નથી એવા; ૬૪૦ અપ્રતિરથ-જેમનો કોઈ પ્રતિપક્ષી નથી એવા; ૬૪૧ પ્રદ્યુમ્ન-પુષ્કળ દ્રવ્યવાળા; ૬૪૨ અમિતવિક્રમ-અમાપ પરાક્રમવાળા.[૮૧]

कालनेमिनिहा वीरः शूरः शौरिर्जनेश्वरः ।
त्रिलोकात्मा त्रिलोकेशः केशवः केशिहा हरिः ॥

૬૪૩ કાલનેમિનિહા-કાલનેમિ નામના દૈત્યનો નાશ કરનારા; ૬૪૪ વીર-પરાક્રમશાળી; ૬૪૫ શૂર-શૂર નામના કુળમાં (શ્રીકૃષ્ણરૂપે) જન્મેલા; ૬૪૬ શૌરિજનેશ્વર-ઇંદ્ર આદિ શૂરવીરોના પણ ઈશ્વર; ૬૪૭ ત્રિલોકાત્મા-ત્રણે લોકના અંતર્યામી; ૬૪૮ ત્રિલોકેશ-ત્રણે લોકના નિયંતા; ૬૪૯ કેશવ-સૂર્ય આદિ તેજસ પદાર્થોમાં સંક્રમણ કરી રહેલાં કિરણોરૂપી કેશવાળા, અથવા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ-એ ત્રણે શક્તિઓરૂપી કેશવાળા; ૬૫૦ કેશિહા-કેશિ નામના દૈત્યનો નાશ કરનારા; ૬૫૧ હરિ-સંસારનો તથા સંસારના મૂળ કારણનો નાશ કરનારા.[૮૨]

कामदेवः कामपालः कामी कांतः कृतागमः ।
अनिर्देश्यवपुर्विष्णुर्वीरोऽनंतो धनंजयः ॥८२॥

૬૫૨ કામદેવ-ધર્માદિ ચારે પુરુષાર્થોની કામનાવાળા પુરુષો જેમનું પૂજન કરે છે એવા; ૬૫૩ કામપાલ-કામનાવાળાઓની કામનાઓનું રક્ષણ કરનારા; ૬૫૪ કામી-સદાને માટે સંપૂર્ણ કામનાવાળા; ૬૫૫ કાંત-અત્યંત સુંદર રૂપવાળા; ૬૫૬ કૃતાગમ-સર્વ શાસ્ત્રોને રચનારા; ૬૫૭ અનિર્દેશ્યવપુ-અવર્ણનીય શરીરવાળા; ૬૫૮ વિષ્ણુ-જેમની કાંતિ સ્વર્ગ તથા પૃથ્વીમાં સર્વત્ર વ્યાપી રહી છે એવા; ૬૫૯ વીર-શૂરવીર યોદ્ધારૂપ; ૬૬૦ અનંત-દેશ, કાલ તથા વસ્તુથી અમાપ; ૬૬૧ ધનંજય-સર્વ પાંડવોમાં અર્જુનરૂપ.[૮૩]

ब्रह्मण्यो ब्रह्मकृद् ब्रह्मा ब्रह्म ब्रह्मविवर्धनः ।
ब्रह्मविद् ब्राह्मणो ब्रह्मी ब्रह्मज्ञो ब्राह्मणप्रियः ॥८४

૬૬૨ બ્રહ્મણ્ય-તપ, વેદ, જાતિ અને જ્ઞાનરૂપ બ્રહ્મને હિતકારક; ૬૬૩ બ્રહ્મકૃત્-તપ, વેદ, જાતિ અને જ્ઞાનરૂપ બ્રહ્મના કર્તા; ૬૬૪ બ્રહ્મા-બ્રહ્મરૂપે સર્વને ઉત્પન્ન કરનારા; ૬૬૫ બ્રહ્મ-સત્ય, જ્ઞાન તથા અનંત આદિ લક્ષણવાળા પરબ્રહ્મરૂપ; ૬૬૬ બ્રહ્મવિવર્ધન-તપ, વેદ, જાતિ અને જ્ઞાનરૂપ બ્રહ્મની વૃદ્ધિ કરનારા; ૬૬૭ બ્રહ્મવિત્-વેદને તથા વેદના અર્થને યથાર્થ જાણનારા; ૬૬૮ બ્રાહ્મણ-બ્રાહ્મણરૂપે સમગ્ર વેદોનું પ્રવચન કરનારા; ૬૬૯ બ્રહ્મી-બ્રહ્મ શબ્દથી કહેવાતાં તપ, વેદ, જાતિ અને જ્ઞાનરૂપી અંગોવાળા; ૬૭૦ બ્રહ્મજ્ઞ-પોતાના આત્મારૂપે વેદોને જાણનારા; ૬૭૧ બ્રાહ્મણપ્રિય-બ્રાહ્મણોને પ્રિય અથવા બ્રાહ્મણો જેમને પ્રિય છે એવા.[૮૪]

महाक्रमो महाकर्मा महातेजा महोरगः ।
महाक्रतुर्महायज्वा महायज्ञो महाहविः ॥८५॥

૬૭૨ મહાક્રમ-ઘણાં મોટાં પગલાંવાળા; ૬૭૩ મહાકર્મા-જગતનાં ઉત્પત્તિ આદિ મહાન કર્મો કરનારા; ૬૭૪ મહાતેજ-જેમના તેજથી સૂર્યાદિ તેજસ્વી પદાર્થો પ્રકાશી રહ્યા છે એવા; ૬૭૫ મહોરગ-સર્પોમાં શ્રેષ્ઠ ગણાતા વાસુકિરૂપ; ૬૭૬ મહાક્રતુ-યજ્ઞોમાં શ્રેષ્ઠ ગણાતા અશ્વમેધરૂપ; ૬૭૭ મહાયજ્વા-લોકોને શિક્ષણ આપવા માટે મોટા મોટા યજ્ઞો કરનારા; ૬૭૮ મહાયજ્ઞ-યજ્ઞોમાં ઉત્તમ ગણાતા જપયજ્ઞરૂપ; ૬૭૯ મહાહવિ-મોટા હવિરૂપ.[૮૫]

स्तव्यः स्तवप्रियः स्तोत्रं स्तुतिः स्तोता रणप्रियः
पूर्णः पूरयिता पुण्यः पुण्यकीर्तिरनामयः ॥८६॥

૬૮૦ સ્તવ્ય-સર્વ પ્રાણીઓ જેમની સ્તુતિ કરે છે છતાં જે પોતે કોઈની સ્તુતિ કરતા નથી એવા; ૬૮૧ સ્તવપ્રિય-સ્તુતિ જેમને પ્રિય છે

એવા; ૬૮૨ સ્તોત્ર–પોતે જ પોતાના ગુણકીર્તનાત્મક સ્તોત્રરૂપ; ૬૮૩ સ્તુતિ–સ્તવનક્રિયારૂપ; ૬૮૪ સ્તોતા–સ્તુતિ કરનાર પુરુષરૂપ; ૬૮૫ રણપ્રિય–રણસંગ્રામ ઉપર પ્રીતિવાળા; ૬૮૬ પૂર્ણ–સર્વ કામનાઓથી તથા શક્તિઓથી સંપન્ન; ૬૮૭ પૂરયિતા–સર્વની કામનાઓને પૂર્ણ કરનારા; ૬૮૮ પુણ્ય–કેવળ સ્મરણમાત્રથી જ પવિત્ર કરનારા; ૬૮૯ પુણ્યકીર્તિ–પવિત્ર કીર્તિવાળા; ૬૯૦ અનામય–કર્મથી ઉત્પન્ન થનારા આંતરવ્યાધિ તથા બાહ્યવ્યાધિથી જે પીડાતા નથી એવા.[૮૬]

मनोजवस्तीर्थकरो वसुरेता वसुप्रदः।
वसुप्रदो वासुदेवो वसुर्वसुमना हविः ॥८७॥

૬૯૧ મનોજવ–મનના જેવા વેગવાળા; ૬૯૨ તીર્થંકર–ચૌદ વિદ્યાઓના સ્રષ્ટા; ૬૯૩ વસુરેતા–સુવર્ણ જેમનું વીર્ય છે એવા; ૬૯૪ વસુપ્રદ–સાક્ષાત્ ધનાધ્યક્ષરૂપ; ૬૯૫ સુપ્રદ–ભક્તોને મોક્ષરૂપ ઉત્તમ ફળ આપનારા; ૬૯૬ વાસુદેવ–વસુદેવના પુત્રરૂપે જન્મેલા; ૬૯૭ વસુ–પ્રાણીમાત્ર જેમનામાં વસી રહ્યાં છે, અથવા પ્રાણીમાત્રમાં જે વસી રહ્યા છે, અથવા જે પોતાના સ્વરૂપને માયા દ્વારા આચ્છાદિત કરે છે એવા; ૬૯૮ વસુમના–જેમનું મન સર્વ વિષયોમાં સમાનભાવવાળું છે એવા મનવાળા; ૬૯૯ હવિ–યજ્ઞમાં અર્પણ કરાતા હવિરૂપ.[૮૭]

सद्गतिः सत्कृतिः सत्ता सद्भूतिः सत्परायणः।
शूरसेनो यदुश्रेष्ठः सन्निवासः सुयामुनः ॥८८॥

૭૦૦ સદ્ગતિ–ઉત્તમ ગતિરૂપ; ૭૦૧ સત્કૃતિ–જગતની ઉત્પત્તિ આદિ ઉત્તમ કર્મો કરનારા; ૭૦૨ સત્તા–સજાતીય, વિજાતીય અને સ્વગતભેદરહિત અનુભવરૂપી સત્તા જેમનું સ્વરૂપ છે એવા; ૭૦૩ સદ્ભૂતિ–ઉત્તમ ઐશ્વર્યરૂપ; ૭૦૪ સત્પરાયણ–તત્ત્વવેત્તા સત્પુરુષોના ઉત્તમ આશ્રયસ્થાનરૂપ; ૭૦૫ શૂરસેન–જેમની સેના અનેક શૌર્યશાળી સૈનિકોથી ભરપૂર હોય છે એવા; ૭૦૬ યદુશ્રેષ્ઠ–સર્વ યાદવોમાં ( શ્રીકૃષ્ણરૂપે ) શ્રેષ્ઠ; ૭૦૭ સન્નિવાસ–સજ્જન વિદ્વાન પુરુષોના આશ્રયરૂપ; ૭૦૮ સુયામન–પોતાના પાદસંચારથી યમુનાના તટપ્રદેશોને અત્યંત પવિત્ર કરનારા.[૮૮]

भूतावासो वासुदेवः सर्वासुनिलयोऽनलः।
दर्पहा दर्पदो दृप्तो दुर्धरोऽथापराजितः ॥८९॥

૭૦૯ ભૂતાવાસ–સર્વ પ્રાણીઓ જેમનામાં નિવાસ કરે છે એવા; ૭૧૦ વાસુદેવ–પોતાની માયા વડે જગતને આચ્છાદિત કરનારા દેવરૂપ; ૭૧૧ સર્વાસુનિલય–સર્વ પ્રાણોના આશ્રયસ્થાનરૂપ; ૭૧૨ અનલ–અમર્યાદ નિરવધિ શક્તિસંપત્તિવાળા; ૭૧૩ દર્પહા–અધર્મીઓના ગર્વનો નાશ કરનારા, ૭૧૪ દર્પદ–ધર્મમાર્ગમાં પ્રવર્તનારા પુરુષોને ધર્માચરણના વિષયનું અભિમાન ઉત્પન્ન કરનારા; ૭૧૫ દૃપ્ત–પોતાના સ્વરૂપાનંદથી જ સદા તૃપ્ત રહેનારા; ૭૧૬ દુર્ધર–સર્વ ઉપાધિથી મુક્ત હોવાને લીધે જેમની ધારણા કરવાને અતિ દુર્ઘટ; ૭૧૭ અપરાજિત–રાગાદિ આંતરશત્રુઓ તથા બાહ્યશત્રુઓથી પણ અપરાજિત.[૮૯]

विश्वमूर्तिर्महामूर्तिर्दीप्तमूर्तिरमूर्तिमान्।
अनेकमूर्तिरव्यक्तः शतमूर्तिः शताननः ॥९०॥

૭૧૮ વિશ્વમૂર્તિ–વિશ્વરૂપ, વિરાટમૂર્તિરૂપ; ૭૧૯ મહામૂર્તિ–શેષનાગરૂપ શય્યા ઉપર શયન કરનાર મહામૂર્તિરૂપ; ૭૨૦ દીપ્તમૂર્તિ–જ્ઞાનરૂપી તેજથી અત્યંત પ્રદીપ્ત; ૭૨૧ અમૂર્તિમાન–કર્મોને લીધે પ્રાપ્ત થનારો શરીરસંબંધ જેમને માટે છે જ નહિ એવા; ૭૨૨ અનેકમૂર્તિ–પોતાની ઇચ્છાનુસાર અનેક પ્રકારની મૂર્તિઓને ધારણ કરનારા; ૭૨૩ અવ્યક્ત–જેમનું સ્વરૂપ અમુક પ્રકારનું જ છે એમ જાણી શકાતું નથી એવા; ૭૨૪ શત-

મૂર્તિ-સેંકડો મૂર્તિઓ( સ્વરૂપો )વાળા, ૭૨૫ શતાનન-સેંકડો મુખવાળા.[૯૦]

**एको नैकः सवः कः किं यत्तत्पदमनुत्तमम् ।**
**लोकबन्धुर्लोकनाथो माधवो भक्तवत्सलः ॥९१॥**

૭૨૬ એક-સજાતીય, વિજાતીય આદિ ભેદથી મુક્ત હોઈ ને કેવળ એક સ્વરૂપ; ૭૨૭ નૈક-માયાનો આશ્રય કરી અનેક સ્વરૂપો ધારણ કરનારા; ૭૨૮ સવ-જેમાં સોમલતાનો રસ કાઢવામાં આવે છે તે યજ્ઞરૂપ; ૭૨૯ ક-કેવળ સુખ સ્વરૂપ; ૭૩૦ કિં-સર્વ પુરુષાર્થરૂપ હોવાથી વિચાર કરવા યોગ્ય વિનયરૂપ પરબ્રહ્મ; ૭૩૧ યત્-સંસ્કૃત યત્ શબ્દથી સ્વયંસિદ્ધ પરબ્રહ્મનો બોધ થાય છે તે; ૭૩૨ તત્-સંસ્કૃત તત્ શબ્દ દ્વારા પરમાત્માનો બોધ થાય છે તે; ૭૩૩ અનુત્તમપદ-મુમુક્ષુઓએ પ્રાપ્ત કરવા યોગ્ય સર્વોત્તમ સ્થાનરૂપ; ૭૩૪ લોકબંધુ-લોકોના બંધુરૂપ; ૭૩૫ લોકનાથ-લોકોના નાથ; ૭૩૬ માધવ-મધુકુળમાં જન્મેલા; ૭૩૭ ભક્તવત્સલ-ભક્તો પર પ્રેમ રાખનારા.[૯૧]

**सुवर्णवर्णो हेमांगो वरांगश्चंदनांगदी ।**
**वीरहा विषमः शून्यो घृताशीरचलश्चलः ॥९२॥**

૭૩૮ સુવર્ણવર્ણ-સુવર્ણ સમાન વર્ણવાળા; ૭૩૯ હેમાંગ-સુવર્ણ સમાન શરીરવાળા; ૭૪૦ વરાંગ-સુંદર અંગવાળા; ૭૪૧ ચંદનાંગદી-ચંદનચર્ચિત બાજુબંધોવાળા; ૭૪૨ વીરહા-ધર્મનું રક્ષણ કરવા માટે હિરણ્યકશિપુ આદિ વીર અસુરોનો સંહાર કરનારા, અથવા સર્વ દોષોમાં વીર ગણાતા રાગાદિ દોષોનો નાશ કરનારા; ૭૪૩ વિષમ-સર્વના કરતાં વિલક્ષણ સ્વરૂપવાળા; ૭૪૪ શૂન્ય-સર્વ વિશેષોથી રહિત; ૭૪૫ ધૃતાશી-સર્વ ઇચ્છાઓથી મુક્ત; ૭૪૬ અચલ-પોતાના સ્વરૂપથી, સામર્થ્યથી કે જ્ઞાનાદિ ગુણોથી કદી ચલિત થતા નથી એવા; ૭૪૭ ચલ-વાયુરૂપે ચળ સ્વભાવના.[૯૨]

**अमानी मानदो मान्यो लोकस्वामी त्रिलोकधृक् ।**
**सुमेधा मेधजो धन्यः सत्यमेधा धराधरः ॥९३॥**

૭૪૮ અમાની-અભિમાનથી રહિત, ૭૪૯ માનદ-ભક્તોને માન આપનારા; ૭૫૦ માન્ય-સર્વના ઈશ્વર હોવાથી સર્વ કોઈ ને માન્ય; ૭૫૧ લોકસ્વામી-ચૌદે લોકના સ્વામી; ૭૫૨ ત્રિલોકધૃક્-ત્રણે લોકને ધારણ કરનારા; ૭૫૩ સુમેધા-ઉત્તમ બુદ્ધિવાળા; ૭૫૪ મેધજ-યજ્ઞમાં પ્રકટ થનારા; ૭૫૫ ધન્ય-સર્વ પ્રકારે કૃતાર્થ; ૭૫૬ સત્યમેધા-સત્ય બુદ્ધિવાળા; ૭૫૭ ધરાધર-પોતાના અંશરૂપ શેષનાગ આદિ સ્વરૂપે સમગ્ર પૃથ્વીને ધારણ કરનારા.[૯૩]

**तेजोवृषो द्युतिधरः सर्वशस्त्रभृतां वरः ।**
**प्रग्रहो निग्रहो व्यग्रो नैकशृंगो गदाग्रजः ॥९४॥**

૭૫૮ તેજોવૃષ-બાર સૂર્યરૂપે સદાકાળ વરસનારા; ૭૫૯ દ્યુતિધર-પ્રત્યેક અંગે કાંતિવાળા; ૭૬૦ સર્વશસ્ત્રભૃતાં વર-સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ; ૭૬૧ પ્રગ્રહ-ભક્તોએ અર્પણ કરેલા પત્રપુષ્પાદિનો પણ સ્વીકાર કરનારા, અથવા વિષયરૂપી ઘોર અરણ્યમાં દોડી રહેલા, અથવા ઇંદ્રિયોરૂપી ઉદ્ધત ઘોડાઓને વશ રાખવા માટે જેમનો પ્રસાદ જ એક લગામરૂપ થઈ પડે છે એવા; ૭૬૨ નિગ્રહ-સર્વ જગતને પોતાના સ્વાધીનમાં રાખનારા; ૭૬૩ વ્યગ્ર-કોઈ પણ કાળે જેમનો નાશ થતો નથી એવા; ૭૬૪ નૈકશૃંગ-ચાર વેદરૂપ ચાર શિંગડાંવાળા; ૭૬૫ ગદાગ્રજ-વૈદિક મંત્રો દ્વારા જેમનો સાક્ષાત્કાર થઈ શકે છે એવા.[૯૪]

**चतुर्मूर्तिश्चतुर्बाहुश्चतुर्व्यूहश्चतुर्गतिः ।**
**चतुरात्मा चतुर्भावश्चतुर्वेदविदेकपात् ॥९५॥**

૭૬૬ ચતુર્મૂર્તિ-વિરાટ, સૂત્રાત્મા, પ્રાકૃત અને તુરિયાત્મા, આવી ચાર મૂર્તિઓને ધારણ કરનારા; ૭૬૭ ચતુર્બાહુ-ચાર ભુજાઓવાળા; ૭૬૮ ચતુ-

વ્યૂહ-શરીરપુરુષ, છંદપુરુષ, વેદપુરુષ અને મહાપુરુષ-આવા ચાર પુરુષોરૂપી ચાર વ્યૂહવાળા; ૭૬૯ ચતુર્ગતિ-ચારે આશ્રમો તથા વર્ણોની ગતિરૂપ; ૭૭૦ ચતુરાત્મા-મન, બુદ્ધિ, અહંકાર તથા ચિત્ત-આ ચારે પ્રકારની અંતઃકરણની વૃત્તિઓરૂપે પ્રકાશતા; ૭૭૧ ચતુર્ભાવ-ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ, એ ચારે પુરુષાર્થોવાળા; ૭૭૨ ચતુર્વેદવિત્-ચારે વેદોને જાણનારા; ૭૭૩ એકપાત્-આ સમગ્ર જગત જેમના એક પાદ(અંશ)-રૂપ છે એવા.[૯૫]

समावर्तोऽनिवृत्तात्मा दुर्जयो दुरतिक्रमः ।
दुर्लभो दुर्गमो दुर्गो दुरावासो दुरारिहा ॥९६॥

૭૭૪ સમાવર્ત-આ સંસારરૂપ ચગડોળને સારી રીતે ફેરવનારા; ૭૭૫ અનિવૃત્તાત્મા-સર્વત્ર વ્યાપક અથવા વિષયોથી નિવૃત્ત થયેલા મનવાળા; ૭૭૬ દુર્જય-કોઈથી પરાજય કરી શકાય નહિ તેવા; ૭૭૭ દુરતિક્રમ-સૂર્યાદિ પણ જેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકતા નથી એવા; ૭૭૮ દુર્લભ-દુર્લભ ભક્તિથી પ્રાપ્ત થનારા; ૭૭૯ દુર્ગમ-દુઃખેથી જાણી શકાય તેવા; ૭૮૦ દુર્ગ-જેમની પાસે જવામાં અર્થાત્ જેમને જાણવા માટે ગતિ કરવામાં અનેક વિઘ્નો નડે છે એવા; ૭૮૧ દુરાવાસ-યોગી પુરુષો પોતાના ચિત્તમાં જેમને દુઃખેથી વસાવી શકે છે એવા; ૭૮૨ દુરારિહા-દુષ્ટ માર્ગે જનારા દાનવો વગેરેનો સંહાર કરનારા.[૯૬]

शुभांगो लोकसारंगः सुतंतुस्तंतुवर्धनः ।
इंद्रकर्मा महाकर्मा कृतकर्मा कृतागमः ॥९७॥

૭૮૩ શુભાંગ-અંગોની પવિત્રતા જાળવીને જ જેમનું ધ્યાન થઈ શકે એવા; ૭૮૪ લોકસારંગ-લોકોના સારને ગ્રહણ કરનારા; ૭૮૫ સુતંતુ-સંસારરૂપ તાંતણાનો સારી પેઠે વિસ્તાર કરનારા; ૭૮૬ તંતુવર્ધન-પ્રલયકાળે સંસારરૂપ તાંતણાને તોડી પાડનારા; ૭૮૭ ઇંદ્રકર્મા-ઇંદ્ર સમાન કર્મ કરનારા; ૭૮૮ મહાકર્મા-આકાશાદિ પંચભૂતોની રચના જેવાં મહાન કર્મોને કરનારા; ૭૮૯ કૃતકર્મા-જેમણે સર્વ કર્મો કરી લીધાં છે એવા; ૭૯૦ કૃતાગમ-વેદરૂપ આગમને રચનારા.[૯૭]

उद्भवः सुंदरः सुंदो रत्ननाभः सुलोचनः ।
अर्को वाजसनः शृंगी जयंतः सर्वविज्जयी ॥९८॥

૭૯૧ ઉદ્ભવ-પોતાની ઇચ્છાનુસાર ઉત્તમ જન્મ લેનારા; ૭૯૨ સુંદર-સમગ્ર જગત કરતાં ઉત્કૃષ્ટ સૌભાગ્યશાળી; ૭૯૩ સુંદ-અત્યંત દયાળુ; ૭૯૪ રત્નનાભ-રત્ન સમાન પ્રદીપ્ત નાભિવાળા; ૭૯૫ સુલોચન-સુંદર નેત્રવાળા અથવા ઉત્તમ જ્ઞાનવાળા; ૭૯૬ અર્ક-અત્યંત પૂજ્ય ગણાતા બ્રહ્માદિ દેવોથી પૂજાતા; ૭૯૭ વાજસન-અન્નાદિથી મનુષ્યોને અન્નદાન કરનારા; ૭૯૮ શૃંગી-મત્સ્યાવતાર સમયે શિંગડાં ધારણ કરનારા; ૭૯૯ જયંત-શત્રુઓનો પરાજય કરનારા; ૮૦૦ સર્વવિત્-સર્વ વિષયોને જાણનારા; ૮૦૧ જયી-સર્વદા જય કરનારા.[૯૮]

सुवर्णबिंदुरक्षोभ्यः सर्ववागीश्वरेश्वरः ।
महाह्रदो महागर्तो महाभूतो महानिधिः ॥९९॥

૮૦૨ સુવર્ણબિંદુ-સુવર્ણ સમાન તેજસ્વી વર્ણવાળા; ૮૦૩ અક્ષોભ્ય-રાગદ્વેષાદિ દોષો, શબ્દાદિ વિષયો, અથવા કોઈ દેવતાઓ પણ જેમને ક્ષોભ પમાડી શકતા નથી એવા; ૮૦૪ સર્વવાગીશ્વરેશ્વર-સર્વ વાણીના ઈશ્વર-બ્રહ્માદિના પણ ઈશ્વર; ૮૦૫ મહાહ્રદ-મોટા એક ધરાની પેઠે સર્વને વિશ્રાંતિ આપનારા; ૮૦૬ મહાગર્ત-મોટા ખાડાના જેવી દુ:ખ વડે તરી શકાય તેવી માયાવાળા; ૮૦૭ મહાભૂત-જેમનું સ્વરૂપ ત્રણે કાળમાં નિર્વિકાર રહેવાથી જણાય નહિ તેવા મોટા ભૂતરૂપ; ૮૦૮ મહાનિધિ-પ્રાણીમાત્રના મોટા નિધિ(ભંડાર)રૂપ.[૯૯]

कुमुदः कुंदरः कुंदः पर्जन्यः पावनोऽनिलः ।
अमृतांशोऽमृतवपुः सर्वज्ञः सर्वतोमुखः ॥ १०० ॥

૮૦૯ કુમુદ–પૃથ્વીનો ભાર ઉતારીને તેને હર્ષ ઉપજાવનારા; ૮૧૦ કુંદર–મોગરાનાં પુષ્પ સમાન શુદ્ધ અને ધર્માનુસારી ફળોનું દાન કરનારા; ૮૧૧ કુંદ–પૂર્વે હિરણ્યાક્ષનો વધ કરવાની ઇચ્છાથી વરાહનું સ્વરૂપ ધારણ કરી પૃથ્વીને ચીરી નાખનારા; ૮૧૨ પર્જન્ય–મેઘની માફક આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક નામના ત્રણે સંતાપોને દૂર કરનારા; ૮૧૩ પાવન–માત્ર સ્મરણ કરતાં જ પવિત્ર કરનારા; ૮૧૪ અનિલ–નિત્ય જાગ્રત રહેનારા; ૮૧૫ અમૃતાંશ–સમુદ્રમંથનસમયે દેવતાઓને અમૃતપાન કરાવનારા અને કરનાર; ૮૧૬ અમૃતવપુ–મરણધર્મથી રહિત શરીરવાળા; ૮૧૭ સર્વજ્ઞ–સર્વને જાણનારા; ૮૧૮ સર્વતોમુખ–સર્વ તરફ નેત્ર તથા મુખવાળા.

सुलभः सुव्रतः सिद्ध शत्रुजिच्छत्रुतापनः ।
न्यग्रोधोदुंबरोऽश्वत्थश्चाणूरांध्रनिषूदनः ॥ १०१ ॥

૮૧૯ સુલભ–માત્ર ભક્તિથી અર્પણ કરેલાં પત્રપુષ્પાદિથી પણ સુલભ થનારા; ૮૨૦ સુવ્રત–ઉત્તમ પ્રકારે વ્રતોનું પાલન કરનારા; ૮૨૧ સિદ્ધ–સર્વદા સિદ્ધસ્વરૂપ; ૮૨૨ શત્રુજિત્–શત્રુઓને જીતનારા; ૮૨૩ શત્રુતાપન–દેવોના શત્રુઓને તપાવનારા; ૮૨૪ ન્યગ્રોધ–સર્વના કરતાં શ્રેષ્ઠ; ૮૨૫ ઉદુંબર–હૃદયાકાશમાં પ્રકટ થનારા, અથવા અન્નાદિકથી જગતનું પોષણ કરનારા; ૮૨૬ અશ્વત્થ–સંસારરૂપે આવતી કાલને માટે પણ સ્થિર નથી એવા; ૮૨૭ ચાણૂરાંધ્રનિષૂદન–ચાણૂર નામના આંધ્રદેશના દૈત્યનો નાશ કરનારા.

सहस्रार्चिः सप्तजिह्वः सप्तैधाः सप्तवाहनः ।
अमूर्तिरनघोऽचिंत्या भयकृद्भयनाशनः ॥१०२॥

૮૨૮ સહસ્રાર્ચિ–હજારો સૂર્યના જેવી કાંતિવાળા; ૮૨૯ સપ્તજિહ્વ–અગ્નિરૂપે સાત જીભોવાળા; ૮૩૦ સપ્તૈધા–સાત પ્રકારની કાંતિવાળા; ૮૩૧ સપ્તવાહન–'સપ્ત' નામનો એક જ ઘોડો એવા સાત ઘોડાઓ જેમના રથમાં જોડેલા છે એવા; ૮૩૨ અમૂર્તિ–મૂર્તિરહિત; ૮૩૩ અનઘ–સર્વ દોષો, દુઃખો અથવા પાપોથી રહિત; ૮૩૪ અચિંત્ય–કોઈ પણ પ્રમાણો દ્વારા વિચારમાં આવી શકે નહિ તેવા; ૮૩૫ ભયકૃત્–ભક્તોના ભયનો નાશ કરનારા, અથવા દુષ્ટપુરુષોને ભય ઉપજાવનારા; ૮૩૬ ભયનાશન–સર્વ વર્ણોના તથા આશ્રમોના ભયનો નાશ કરનારા.[૧૦૨]

अणुर्बृहत्कृशः स्थूलो गुणभृन्निर्गुणो महान् ।
अधृतः स्वधृतः स्वास्य प्राग्वंशो वंशवर्धनः ॥

૮૩૭ અણુ–અત્યંત સૂક્ષ્મ સ્વરૂપવાળા; ૮૩૮ બૃહત્–સર્વના કરતાં મહાન; ૮૩૯ કૃશ–સર્વના કરતાં કૃશ; ૮૪૦ સ્થૂલ–વિરાટસ્વરૂપે સ્થૂલ; ૮૪૧ ગુણભૃત્–ત્રણે ગુણોના અધિષ્ઠાતા; ૮૪૨ નિર્ગુણ–વાસ્તવિક રીતે સર્વ ગુણોથી પર; ૮૪૩ મહાન્–જેમનામાં શબ્દસ્પર્શાદિ ગુણોનો અભાવ છે એવા તથા અત્યંત સૂક્ષ્મ સ્વરૂપ, નિત્ય, શુદ્ધ, સર્વવ્યાપક અને તર્કથી જાણી શકાય નહિ તેવા; ૮૪૪ અધૃત–પૃથ્વી આદિને ધારણ કરનારા હોવાથી બીજા કોઈથી ધારણ કરી શકાય નહિ તેવા; ૮૪૫ સ્વધૃત–પોતે જ પોતાને ધારણ કરનારા; ૮૪૬ સ્વાસ્ય–જેમનું મુખ કમળના મધ્યભાગ સરખું લાલ અને સુંદર છે એવા; ૮૪૭ પ્રાગ્વંશ–આ સંસારરૂપી અત્યંત પુરાતની વંશવાળા; ૮૪૮ વંશવર્ધન–સંસારરૂપ વંશની વૃદ્ધિ કરનારા.[૧૦૩]

भारभृत् कथितो योगी योगीशः सर्वकामदः ।
आश्रमः श्रमणः क्षामः सुपर्णो वायुवाहनः ॥

૮૪૯ ભારભૃત્–શેષનાગ આદિરૂપે પૃથ્વીના ભારને ધારણ કરનારા; ૮૫૦ કથિત–સર્વ વેદો, ઇતિહાસો તથા પુરાણો જેમની કથા કર્યા

કરે છે એવા; ૮૫૧ યોગી–જ્ઞાન દ્વારા જ પ્રાપ્ત થઈ શકે તેવા; ૮૫૨ યોગીશ–યોગી પુરુષોના ઈશ્વર; ૮૫૩ સર્વકામદ–સર્વ કામનાઓને આપનારા; ૮૫૪ આશ્રમ–સંસારરૂપી અરણ્યમાં ભટકનારાઓના વિશ્રામરૂપ ૮૫૫ શ્રમણ–સર્વ અવિવેકી પુરુષોને તપાવનારા; ૮૫૬ ક્ષામ–સર્વ પ્રજાઓનો પ્રલયકાળે ક્ષય કરનારા; ૮૫૭ સુવર્ણ–સંસારરૂપી વૃક્ષ પર વેદોરૂપી સુંદર પાંદડાંવાળા; ૮૫૮ વાયુવાહન–વાયુને ગતિ આપનારા, અર્થાત્ જેમના ભયથી જ વાયુ વાય છે એવા.[૧૦૪]

**धनुर्धरो धनुर्वेदो दंडो दमयिता दमः।**
**अपराजितः सर्वसहो नियंता नियमो यमः॥**

૮૫૯ ધનુર્ધર–શ્રીરામરૂપે ધનુર્ધારી; ૮૬૦ ધનુર્વેદ જાણનારા, ૮૬૧ દંડ–દમન કરનારાઓમાં દંડરૂપ; ૮૬૨ દમયિતા–દુષ્ટોનું દમન કરનારા; ૮૬૩ દમ–દમ એટલે દમન અથવા ઇંદ્રિયોના નિગ્રહરૂપ; ૮૬૪ અપરાજિત–શત્રુઓથી પરાજય નહિ પામનારા એવા; ૮૬૫ સર્વસહ–સર્વ શત્રુઓને સહન કરનારા ૮૬૬ નિયંતા–પ્રાણીમાત્રના નિયંતા; ૮૬૭ નિયમ–યોગના અંગભૂત નિયમરૂપ, અથવા તો 'અનિયમ' કહેતાં જેમને માટે કોઈ નિયમ નથી એવા; ૮૬૮ અયમ–જેમના પર મૃત્યુની સત્તા ચાલી શકતી નથી એવા, અથવા યોગના અંગભૂત યમરૂપ.[૧૦૫]

**सत्त्ववान् सात्त्विकः सत्यः सत्यधर्मपरायणः।**
**अभिप्रायः प्रियार्होऽर्हः प्रियकृत् प्रीतिवर्धनः॥**

૮૬૯ સત્ત્વવાન્–શૌર્યાદિક સત્ત્વ જેમનામાં પરિપૂર્ણ રીતે રહેલું છે એવા; ૮૭૦ સાત્ત્વિક–મુખ્યત્વે કરીને સત્ત્વગુણમાં જ સ્થિતિ કરનારા; ૮૭૧ સત્ય–સત્પુરુષોના પર સારો ભાવ રાખનારા; ૮૭૨ સત્યધર્મપરાયણ–સત્યધર્મમાં પરાયણ રહેનારા; ૮૭૩ અભિપ્રાય–પુરુષાર્થની આકાંક્ષા રાખનારા પુરુષો મુખ્યત્વે કરી જેમને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે એવા; ૮૭૪ પ્રિયાર્હ–સર્વની પ્રિય વસ્તુઓનો ઉપભોગ કરવાને માટે યોગ્ય; ૮૭૫ અર્હ–સર્વ પૂજાસામગ્રીથી પૂજન કરવા યોગ્ય; ૮૭૬ પ્રિયકૃત્–ભક્તોનું પ્રિય કરનારા; ૮૭૭ પ્રીતિવર્ધન–ભક્તજનોની પ્રીતિને વધારનારા.

**विहायसगतिर्ज्योतिः सुरुचिर्हुतभुग्विभुः।**
**रविर्विरोचनः सूर्यः सविता रविलोचनः॥१०७॥**

૮૭૮ વિહાયસગતિ–હૃદયાકાશરૂપી આશ્રયવાળા; ૮૭૯–જ્યોતિ–સર્વોત્કૃષ્ટ જ્યોતિરૂપ; ૮૮૦ સુરુચિ–ઉત્તમ કાંતિવાળા; ૮૮૧ હુતભુક્–યજ્ઞાદિ કર્મોમાં હુતદ્રવ્યનું ભક્ષણ કરનારા; ૮૮૨ વિભુ–સર્વત્ર વ્યાપક; ૮૮૩–રવિ–સૂર્યરૂપે પૃથ્વીના રસનું આકર્ષણ કરનારા;૮૮૪ વિરોચન–વિવિધ પ્રકારે પ્રકાશ કરનારા; ૮૮૫ સૂર્ય–સૂર્યરૂપે સર્વ જગતને પોતપોતાના કર્મમાં પ્રેરનારા; ૮૮૬ સવિતા–સર્વ જગતના ઉત્પાદક; ૮૮૭ રવિલોચન–સૂર્યરૂપી નેત્રવાળા.[૧૦૭]

**अनंतो हुतभुग्भोक्ता सुखदो नैकजोऽग्रजः।**
**अनिर्विण्णः सदामर्षी लोकाधिष्ठानमद्भुतः॥**

૮૮૮ અનંત–નિત્ય અને સર્વવ્યાપક હોવાથી દેશ અને કાળથી અપરિચ્છિન્ન–અમાપ; ૮૮૯ હુતભુક્–હુતદ્રવ્યનું ભોજન કરનારા અગ્નિરૂપ; ૮૯૦ ભોક્તા–ભોગ્ય અને જડસ્વરૂપ પ્રકૃતિના (માયાના) ભોક્તા; ૮૯૧ સુખદ–પોતાનું ભજન કરનારા પુરુષોને મોક્ષરૂપ સુખનું દાન કરનારા; ૮૯૨ નૈકજ–ધર્મનું રક્ષણ કરવા માટે વારંવાર જન્મ લેનારા; ૮૯૩ અગ્રજ–હિરણ્યગર્ભરૂપે સૌથી પ્રથમ ઉત્પન્ન થયેલા; ૮૯૪ અનિર્વિણ્ણ–જેમની સર્વ કામનાઓ પૂર્ણ થયેલી હોવાથી કદી ખિન્ન નહિ થનારા; ૮૯૫ સદામર્ષી–સત્પુરુષોના પર ક્ષમા કરનારા; ૮૯૬ લોકાધિષ્ઠાન–લોકોના અધિષ્ઠાન–આધારભૂત; ૮૯૭ અદ્ભુત–અદ્ભુત સ્વરૂપવાળા.[૧૦૮]

सनात्सनातनतमः कपिलः कपिरव्ययः ।
स्वस्तिदः स्वस्तिकृत्स्वस्ति स्वस्तिभुक् स्वस्तिदक्षिणः ॥ १०९ ॥

૮૯૮ સનાત્-સર્વના કરતાં પુરાણ, ૮૯૯ સનાતનતમ-બ્રહ્મા આદિ સનાતનના કરતાં પણ અત્યંત સનાતન; ૯૦૦ કપિલ-વડવાનલની પેઠે પિંગળા વર્ણવાળા; ૯૦૧ કપિ-સૂર્યરૂપે પોતાનાં કિરણોથી જળનું પાન કરનારા, અથવા જગતના આદિકાળમાં વરાહનું સ્વરૂપ ધારણ કરનારા; ૯૦૨ અવ્યય-પ્રલયકાળે પણ જેમનો કદી નાશ થતો નથી એવા; ૯૦૩ સ્વસ્તિદ-ભક્તોને મંગલ આપનારા; ૯૦૪ સ્વસ્તિકૃત્-ભક્તોનું મંગલ કરનારા; ૯૦૫ સ્વસ્તિ-કેવળ મંગળસ્વરૂપ; ૯૦૬ સ્વસ્તિભુક્-કલ્યાણના ભોક્તા; ૯૦૭ સ્વસ્તિદક્ષિણ -સર્વનું કલ્યાણ કરવા માટે સમર્થ.[१०९]

अरौद्रः कुंडली चक्री विक्रम्यूर्जितशासनः ।
शब्दातिगः शब्दसहः शिशिरः शर्वरीकरः ॥

૯૦૮ અરૌદ્ર-જેમનું કર્મ અથવા સ્વરૂપ રૌદ્ર ( ભયંકર ) નથી એવા; ૯૦૯ કુંડળોને ધારણ કરનારા; ૯૧૦. ચક્રી-સુદર્શન ચક્રને ધારણ કરનારા; ૯૧૧ વિક્રમી-પરાક્રમસંપન્ન; ૯૧૨ ઊર્જિતશાસન-વેદ અને ધર્મશાસ્ત્રરૂપ ઉત્કૃષ્ટ શાસનરૂપ; ૯૧૩ શબ્દાતિગ-જેમનું સ્વરૂપવર્ણન શબ્દોથી થઈ શકે તેમ નથી એવા; ૯૧૪ શબ્દસહ-વેદ તથા ધર્મશાસ્ત્રરૂપ શબ્દો જેમનું બોધન કરે છે એવા; ૯૧૫ શિશિર-ત્રિવિધ તાપથી સંતાપ પામેલા પુરુષોને શાંતિ આપનારા; ૯૧૬ શર્વરીકર-સંસારીઓને રાત્રિરૂપ જણાતું આત્મજ્ઞાન અને જ્ઞાની પુરુષોને રાત્રિરૂપ જણાતો આ સંસાર એ બન્નેના કર્તા.[११०]

अक्रूरः पेशलो दक्षो दक्षिणः क्षमिणां वरः ।
विद्वत्तमो वीतभयः पुण्यश्रवणकीर्तनः ॥ १११ ॥

૯૧૭ અક્રૂર-ક્રૂરતારહિત, કોમળ; ૯૧૮ પેશલ-મન, વચન, કર્મ તથા શરીરથી પવિત્ર; ૯૧૯ દક્ષ-સર્વ કરવાને માટે સમર્થ; ૯૨૦ દક્ષિણ-સર્વત્ર ગતિ કરનારા અથવા સર્વનો સંહાર કરનારા; ૯૨૧ ક્ષમિણાં વર-ક્ષમાવાન પુરુષોમાં અથવા શક્તિમાન પુરુષોમાં શ્રેષ્ઠ; ૯૨૨ વિદ્વત્તમ -વિદ્વાનો કરતાં પણ અત્યંત વિદ્વાન; ૯૨૩ વીતભય-સર્વના ઈશ્વર હોઈને નિત્યમુક્ત હોવાથી સંસારના ભયથી મુક્ત; ૯૨૪ પુણ્યશ્રવણકીર્તન-જેમનું શ્રવણકીર્તન અત્યંત પવિત્ર છે એવા.[१११]

उत्तारणो दुष्कृतिहा पुण्यो दुःस्वप्ननाशनः ।
वीरहा रक्षणः संतो जीवनः पर्यवस्थितः ॥११२॥

૯૨૫ ઉત્તારણ-સંસારસમુદ્રમાંથી પાર ઉતારનારા; ૯૨૬ દુષ્કૃતિહા-પાપનો નાશ કરનારા; ૯૨૭ પુણ્ય-પોતાનું સ્મરણ કરનાર સર્વ મનુષ્યોને પવિત્ર કરનારા; અથવા જે પોતે કેવળ પુણ્યરૂપ છે એવા; ૯૨૮ દુઃસ્વપ્નનાશન-જેમનું ધ્યાન, સ્તુતિ અથવા કીર્તન કરવાથી ભાવી અર્થને સૂચવનારાં દુષ્ટ સ્વપ્નો નાશ પામે છે એવા; ૯૨૯ વીરહા-પોતાનું ભજન કરનારા સંસારીઓને મુક્તિપદ અર્પણ કરીને તેમની વિવિધ ગતિઓનો નાશ કરનારા; ૯૩૦ રક્ષણ-સત્ત્વગુણનો આશ્રય કરીને ત્રણે જગતનું રક્ષણ કરનારા; ૯૩૧ સંત-વિદ્યા તથા વિનયની વૃદ્ધિ કરવા માટે સન્માર્ગે વર્તન કરનારા સત્પુરુષોરૂપે પોતે જ સર્વત્ર વિચરનારા; ૯૩૨ જીવન-પ્રાણરૂપે સર્વ પ્રજાઓને જિવાડનારા; ૯૩૩ પર્યવસ્થિત-આખા જગતમાં સર્વ ઠેકાણે વ્યાપ્ત થઈને રહેલા.

अनंतरूपोऽनंतश्रीर्जितमन्युर्भयापहः ।
चतुरस्रो गभीरात्मा विदिशो व्यादिशो दिशः ॥

૯૩૪ અનંતરૂપ-અનંત સ્વરૂપોવાળા; ૯૩૫ અનંતશ્રી-અનંત શક્તિવાળા; ૯૩૬ જિતમન્યુ-ક્રોધને જીતનારા; ૯૩૭ ભયાપહ-ભક્તજનોના ભયનો નાશ કરનારા; ૯૩૮ ચતુરસ્ર-ન્યાયયુક્ત

હોવાથી મનુષ્યોને કર્માનુસાર ફળ આપનારા; ૯૩૯ ગભીરાત્મા-ગંભીર-ગહન સ્વરૂપવાળા; ૯૪૦ વિદિશ-અધિકાર પ્રમાણે ફળ આપનારા; ૯૪૧ વ્યાદિશ-ઇંદ્ર આદિ દેવોને પણ અનેક પ્રકારની આજ્ઞા કરનારા; ૯૪૨ દિશ-વેદોક્ત કર્મ કરનારા પુરુષોને તે તે કર્માનુસાર ફળ અર્પણ કરનારા, અથવા તો સર્વ દિશાઓરૂપ.[११३]

**अनादिर्भूर्भुवो लक्ष्मीः सुवीरो रुचिरांगदः ।**
**जननो जनजन्मादिर्भीमो भीमपराक्रमः ॥११४॥**

૯૪૩ અનાદિ-સર્વના કારણરૂપ છતાં પણ જેમનું કોઈ કારણ નથી એવા; ૯૪૪ ભૂર્ભુવોલક્ષ્મી-ભૂર્લોક તથા ભુવર્લોકની લક્ષ્મીરૂપ આત્મવિદ્યારૂપ અથવા પૃથ્વીલોક તથા સ્વર્ગલોકની શોભારૂપ; ૯૪૫ સુવીર-અનેક પ્રકારની ઉત્તમ ગતિઓવાળા; ૯૪૬ રુચિરાંગદ-સુંદર બાજુબંધોને ધારણ કરનારા; ૯૪૭ જનન-પ્રાણીમાત્રને ઉત્પન્ન કરનારા; ૯૪૮ જનજન્માદિ-ઉત્પત્તિના સ્વભાવવાળી સર્વ વસ્તુઓના જન્મમાં આદિકારણરૂપ; ૯૪૯ ભીમ-કાળરૂપે સર્વને ભય ઉપજાવનારા; ૯૫૦ ભીમપરાક્રમ-ભયંકર પરાક્રમી.

**आधारनिलयोऽधाता पुष्पहासः प्रजागरः ।**
**ऊर्ध्वगः सत्पथाचारः प्राणदः प्रणवः पणः ॥**

૯૫૧ આધારનિલય-સર્વના આધારભૂત ગણાતા પૃથ્વી આદિ પંચમહાભૂતોના પણ આધારરૂપ; ૯૫૨ અધાતા-જેમને ધારણ કરનાર અથવા ઉત્પન્ન કરનાર બીજો કોઈ છે જ નહિ એવા; ૯૫૩ પુષ્પહાસ-પુષ્પની કળી જેમ વિકસી નીકળે છે, તેમ આ સંસારરૂપે વિકસનાર; ૯૫૪ પ્રજાગર-નિત્ય જાગ્રત રહેનારા; ૯૫૫ ઊર્ધ્વગ-સર્વના ઉપરના ભાગમાં સ્થિતિ કરનારા; ૯૫૬ સત્પથાચાર-નિત્ય સન્માર્ગનું જ આચરણ કરનારા; ૯૫૭ પ્રાણદ-મરણ પામેલાઓને પણ જિવાડનારા; ૯૫૮ પ્રણવ-ૐકારરૂપ; ૯૫૯ પણ-પુણ્યકર્મો ગ્રહણ કરી અધિકારીઓને તેનાં યોગ્ય ફળ આપનારા.[११५]

**प्रमाणं प्राणनिलयः प्राणभृत् प्राणजीवनः ।**
**तत्त्वं तत्त्वविदेकात्मा जन्ममृत्युजरातिगः ॥११६**

૯૬૦ પ્રમાણ-પોતાના અસ્તિત્વમાં પોતે જ પ્રમાણભૂત; ૯૬૧ પ્રાણનિલય-સર્વ પ્રાણાત્માઓના વિલયસ્થાનરૂપ; ૯૬૨ પ્રાણભૃત્-અન્નરૂપે સર્વના પ્રાણોનું પોષણ કરનારા; ૯૬૩ પ્રાણજીવન-પ્રાણ નામના વાયુથી પ્રાણીઓને જિવાડનારા; ૯૬૪ તત્ત્વ-પરબ્રહ્મતત્ત્વરૂપ; ૯૬૫ તત્ત્વવિત્-તત્ત્વના સ્વરૂપને જાણનારા; ૯૬૬ એકાત્મા-સર્વ જગતના એક આત્મારૂપ; ૯૬૭ જન્મમૃત્યુજરાતિગ-જન્મ, મૃત્યુ તથા જરારૂપ સંસારવિકારોથી મુક્ત.[११६]

**भूर्भुवःस्वस्तरुस्तारः सविता प्रपितामहः ।**
**यज्ञो यज्ञपतिर्यज्वा यज्ञांगो यज्ञवाहनः ॥११७॥**

૯૬૮ ભૂર્ભુવઃસ્વસ્તરુ-વેદના સારરૂપ ભૂર્, ભુવર્ અને સ્વર્, આ ત્રણ વ્યાહૃતિઓથી હોમાદિક કરીને ત્રણે જગતને તારનારા અથવા ભૂર્, ભુવર્ અને સ્વર્, આ ત્રણે લોકમાં વૃક્ષની પેઠે વ્યાપી રહેલા; ૯૬૯ તાર-સંસારસમુદ્રથી તારનારા; ૯૭૦ સવિતા-સર્વ લોકના પિતા; ૯૭૧ પ્રપિતામહ-લોકપિતામહ બ્રહ્મદેવના પણ પિતા; ૯૭૨ યજ્ઞ-યજ્ઞરૂપ; ૯૭૩ યજ્ઞપતિ-યજ્ઞનું રક્ષણ કરનારા અથવા યજ્ઞના સ્વામી; ૯૭૪ યજ્વા-યજ્ઞકર્તા યજમાનરૂપ; ૯૭૫ યજ્ઞાંગ-યજ્ઞરૂપી અંગોવાળા; ૯૭૬ યજ્ઞવાહન-યજ્ઞોના નિર્વાહકર્તા.

**यज्ञभृद्यज्ञकृद्यज्ञी यज्ञभुग्यज्ञसाधनः ।**
**यज्ञांतकृद्यज्ञगुह्यमन्नमन्नाद एव च ॥११८॥**

૯૭૭ યજ્ઞભૃત્-યજ્ઞના પોષણકર્તા અથવા રક્ષણકર્તા; ૯૭૮ યજ્ઞકૃત્-યજ્ઞના કર્તા; ૯૭૯ યજ્ઞી-યજ્ઞના અધિષ્ઠાતા; ૯૮૦ યજ્ઞભુક્-યજ્ઞના ભોક્તા; ૯૮૧ યજ્ઞસાધન-યજ્ઞરૂપ સાધનથી પ્રાપ્ત

થનારા; ૯૮૨ યજ્ઞાંતકૃત્-યજ્ઞને અંતે ફળ આપનારા; ૯૮૩ યજ્ઞગુહ્ય-યજ્ઞોના ગુપ્ત ફળરૂપ; ૯૮૪ અન્નમ-પ્રાણીમાત્ર જેનું ભક્ષણ કરે છે તે અન્નરૂપ; ૯૮૫ અન્નાદ-અન્નનું ભક્ષણ કરનારા.[૧૧૮]

आत्मयोनिः स्वयंजातो वैखानः सामगायनः।
देवकीनंदनः स्रष्टा क्षितीशः पापनाशनः ॥११९

૯૮૬ આત્મયોનિ-પોતે જ પોતાના ઉપાદાનકારણરૂપ; ૯૮૭ સ્વયંજાત-પોતાની મેળે જ જન્મ લેનારા; ૯૮૮ વૈખાન-પાતાળમાં વસી રહેલા હિરણ્યાક્ષનો વધ કરવા માટે વરાહનું સ્વરૂપ ધારણ કરી પૃથ્વીને જમણે ખોદી નાખી હતી એવા; ૯૮૯ સામગાયન-સામમંત્રોનું ગાન કરનારા; ૯૯૦ દેવકીનંદન-દેવકીના પુત્રરૂપે અવતાર લેનારા; ૯૯૧ સ્રષ્ટા-સર્વ જગતના ઉત્પન્નકર્તા; ૯૯૨ ક્ષિતીશ-પૃથ્વીના ઈશ્વર; ૯૯૩ પાપનાશન-પાપનો નાશ કરનારા.[૧૧૯]

शंखभृन्नंदकी चक्री शार्ङ्गधन्वा गदाधरः।
रथांगपाणिरक्षोभ्यः सर्वप्रहरणायुधः ॥ १२० ॥

૯૯૪ શંખભૃત્-શંખને ધારણ કરનારા; ૯૯૫ નંદકી-નંદક નામની તરવારને ધારણ કરનારા; ૯૯૬ ચક્રી-સુદર્શન ચક્રને ધારણ કરનારા; ૯૯૭ શાર્ઙ્ગધન્વા-શાર્ઙ્ગ નામના ધનુષ્યને ધારણ કરનારા; ૯૯૮ ગદાધર-ગદાને ધારણ કરનારા; ૯૯૯ રથાંગપાણિ-હાથમાં ચક્ર ધરનારા; ૧૦૦૦ અક્ષોભ્ય-કોઈનાથી ક્ષોભ પમાડી શકાય નહિ એવા; ૧૦૦૧ સર્વપ્રહરણાયુધ-પ્રહાર કરવામાં ઉપયોગી સર્વ પ્રકારનાં આયુધોને ધારણ કરનારા.[૧૨૦]

આ પ્રમાણે કીર્તન કરવા યોગ્ય મહાત્મા કેશવનાં એક હજાર દિવ્ય નામો મેં તને સંપૂર્ણ રીતે કહ્યાં.[૧૨૧] જે મનુષ્ય આ હજારે નામોનું શ્રવણ કરે છે અથવા કીર્તન કરે છે, તેનું આ લોકમાં કે પરલોકમાં કદી અશુભ થતું નથી.[૧૨૨] આ હજારે નામોનું શ્રવણકીર્તન કરવાથી બ્રાહ્મણ વેદના પારને પામે છે, ક્ષત્રિય સર્વત્ર વિજય મેળવે છે, વૈશ્ય ધનને સંપાદન કરે છે અને શૂદ્ર સુખી થાય છે.[૧૨૩] વળી એથી ધર્માર્થીને ધર્મ મળે છે, અર્થાર્થીને અર્થ મળે છે, કામાર્થીને કામ મળે છે અને પ્રજાર્થીને પ્રજા મળે છે.[૧૨૪] જે ભક્તિમાન પુરુષ પ્રાતઃકાળમાં ઊઠીને, પવિત્ર થઈને તથા કેવળ એ વિષ્ણુભગવાનમાં જ મન રાખીને આ વિષ્ણુસહસ્રનામનો નિત્ય પાઠ કરે છે, તે પુરુષ મહાન યશ સંપાદન કરે છે, જ્ઞાતિવર્ગમાં મુખ્ય થાય છે, અચળ લક્ષ્મીને પ્રાપ્ત કરે છે અને સર્વોત્તમ શ્રેય સંપાદન કરે છે.[૧૨૫,૨૬] સર્વ સ્થળે તે નિર્ભય થાય છે, વીર્ય તથા તેજને પામે છે, રોગથી મુક્ત થાય છે, કાંતિમાન થાય છે, અને બળ, રૂપ તથા ગુણોથી યુક્ત થાય છે.[૧૨૭] આ સહસ્રનામનો પાઠ કરવાથી રોગી મનુષ્ય રોગથી મુક્ત થાય છે, બંધાયેલો મનુષ્ય બંધનથી મુક્ત થાય છે, ભયભીત થયેલો મનુષ્ય ભયથી મુક્ત થાય છે અને આપત્તિમાં આવી પડેલો મનુષ્ય આપત્તિમાંથી મુક્ત થાય છે.[૧૨૮] નિત્ય ભક્તિયુક્ત રહેનારો હરકોઈ પુરુષ જો આ હજાર નામોથી પુરુષોત્તમ વિષ્ણુ ભગવાનની સ્તુતિ કરે છે, તો તે સર્વ સંકટોને તરી જાય છે.[૧૨૯] જે પુરુષ કેવળ વાસુદેવનો જ આશ્રય કરે છે અને વાસુદેવની ભક્તિ કરવામાં જ તત્પર રહે છે, તેનો આત્મા સર્વ પાપોથી મુક્ત થઈને સનાતન પરબ્રહ્મને પામી શકે છે.[૧૩૦] વળી વાસુદેવની ભક્તિ કરનારા પુરુષોનું ક્યાંય અશુભ થતું નથી અને તેમને જન્મ, મૃત્યુ, જરા તથા વ્યાધિઓનો ભય પણ ઉત્પન્ન થતો નથી.[૧૩૧] શ્રદ્ધાયુક્ત અને ભક્તિસંપન્ન એવો જે પુરુષ આ સ્તોત્રનું અધ્યયન કરે છે, તેને આત્મસુખનો, ક્ષમાનો, ઐશ્વર્યનો, ધૃતિનો, સ્મરણશક્તિનો તથા કીર્તિનો

લાભ થાય છે.[૧૩૨] વળી જે પુણ્યશાળી પુરુષો પુરુષોત્તમ શ્રીવિષ્ણુ ભગવાનનું ભજન કરે છે, તેમનામાં ક્રોધ, મત્સર, લોભ કે અશુભ બુદ્ધિ કદી હોતી જ નથી.[૧૩૩] ચંદ્ર, સૂર્ય તથા નક્ષત્રો સહિત આ ગગનમંડળ, સ્વર્ગ, દિશાઓ, પૃથ્વી તથા મહાસાગર આ સર્વ મહાત્મા વાસુદેવના વીર્યને આધારે જ ધારણ થઈ રહ્યાં છે.[૧૩૪] વળી દેવો, અસુરો, ગંધર્વો, યક્ષો, સર્પો તથા રાક્ષસો સહિત આ સ્થાવરજંગમ જગત ભગવાન શ્રીકૃષ્ણને જ અધીન થઈ રહ્યું છે.[૧૩૫] વિદ્વાનો કહે છે કે, ઇંદ્રિયો, મન, બુદ્ધિ, અંતઃકરણ, તેજ, બળ, ધૈર્ય, ક્ષેત્ર (શરીર) અને ક્ષેત્રજ્ઞ (જીવ) આ સર્વે કેવળ વાસુદેવરૂપ જ છે.[૧૩૬] સર્વ શાસ્ત્રોમાં આચારને જ પ્રથમ માનવામાં આવ્યો છે, આચાર એ જ મુખ્ય ધર્મ છે અને તે આચારધર્મના પ્રભુ ભગવાન વિષ્ણુ છે.[૧૩૭] ઋષિઓ, પિતૃઓ, દેવો, પંચમહાભૂતો, સર્વ ધાતુઓ અને સચરાચર આ સર્વ જગત કેવળ એક નારાયણથી જ ઉત્પન્ન થયાં છે.[૧૩૮] વળી યોગ, જ્ઞાન, સાંખ્યવિદ્યાઓ, શિલ્પ આદિ કર્મો, વેદો તથા શાસ્ત્રો–આ સર્વ કેવળ એક નારાયણથી જ ઉત્પન્ન થયાં છે.[૧૩૯] વાસ્તવિક રીતે, વિષ્ણુ ભગવાન એક જ મહાભૂત તરીકે ગણાય છે અને ભિન્ન ભિન્ન દેખાતાં બીજાં અનેક ભૂતો તેમનાથી જ ઉત્પન્ન થયાં છે. આ રીતે પ્રાણીમાત્રના આ આત્મારૂપ અને વિશ્વના ભોક્તા તે અવિનાશી ભગવાન ત્રણે લોકમાં વ્યાપ્ત થઈને રહેલા છે.[૧૪૦] જે પુરુષને શ્રેય તથા સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય, તેણે વ્યાસે રચેલા આ વિષ્ણુ ભગવાનના સ્તોત્રનો નિત્ય પાઠ કરવો.[૧૪૧] કેમ કે જેઓ જગતના ઈશ્વર, સર્વના ઉત્પાદક તથા સંહારક અને કમળ સમાન નેત્રવાળા તે અજન્મા દેવનું ભજન કરે છે, તેઓ કદી પરાભવ પામતા નથી.[૧૪૨]

# અધ્યાય ૧૫૦ મો

## સાવિત્રીવ્રત આખ્યાન

॥ युधिष्ठिर उवाच ॥

**पितामह महाप्राज्ञ सर्वशास्त्रविशारद ।**
**किं जप्यं जपतो नित्यं भवेद्धर्मफलं महत् ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે મહાબુદ્ધિમાન પિતામહ ! હે સર્વશાસ્ત્રકુશળ ! નિત્ય કયા જપ કરવા યોગ્ય મંત્રાદિનો જપ કરવાથી મનુષ્યને મહાન ધર્મફળ પ્રાપ્ત થાય છે ?[૧] કોઈ સ્થળે પ્રયાણ કરવું હોય ત્યારે, ગૃહાદિમાં પ્રવેશ કરવો હોય ત્યારે, કોઈ પણ કાર્યનો આરંભ કરવો હોય ત્યારે, અથવા દેવનિમિત્ત કે પિતૃનિમિત્ત કર્મ કરવાનું હોય ત્યારે, તે તે કર્મને સિદ્ધ કરી શકે તેવું શું જપ કરવાને યોગ્ય ગણાય છે ?[૨] જપ કરવા યોગ્ય મંત્રાદિ વેદ તુલ્ય હોવાથી શાંતિ, પુષ્ટિ તથા રક્ષા કરી શકે છે અને શત્રુઓનો તથા ભયનો નાશ કરે છે. તમે તે કહેવાને યોગ્ય છો.[૩]

ભીષ્મ બોલ્યા : હે રાજા ! વ્યાસે કહેલા આ એક મંત્રને તું એકાગ્રચિત્તે સાંભળ. એ મંત્ર દિવ્ય છે, પાપથી તત્કાળ મુક્ત કરનાર છે અને સાવિત્રીએ પોતે પોતાની ઇષ્ટ કામના સિદ્ધ કરવા માટે એ મંત્રનો જપ કર્યો હતો.[૪] હે નિર્દોષ ! હું એ મંત્રનો વિધિ પણ તને સંપૂર્ણ રીતે કહું છું, સાંભળ. હે પાંડવશ્રેષ્ઠ ! એ સાંભળીને તું સર્વ પાપોથી મુક્ત થઈશ.[૫] હે ધર્મજ્ઞ ! જે પુરુષ એ મંત્રનો રાત્રે તથા દિવસે જપ કર્યા કરે છે, તેને કોઈ પ્રકારનું પાપ લાગતું નથી. માટે હે રાજા ! હું તને એ મંત્ર કહું છું, તે તું સાવધાન થઈને સાંભળ.[૬] હે રાજપુત્ર ! એ મંત્રનું શ્રવણ કરીને હરકોઈ પુરુષ લાંબા આયુષ્યવાળો થઈ શકે છે અને આ લોકમા સંપૂર્ણ રીતે કૃતકૃત્ય થઈને પરલોકમાં આનંદ કરે છે.[૭] હે રાજન્ ! જેઓ ક્ષાત્રધર્મમાં પરાયણ રહેતા હતા અને નિત્ય સત્યવ્રતનું

પાલન કરતા હતા, તે પ્રાચીન કાળના રાજર્ષિવર્યો પણ એ મંત્રનું નિરંતર સેવન કરતા હતા.[૮] હે ભરતસિંહ! પ્રતિદિન જપ કરવા યોગ્ય આ મંત્રનો સાવધાન ચિત્તે જાપ કરનારા અને નિત્ય નિયમનિષ્ઠ રહેનારા રાજાઓ સર્વોત્તમ લક્ષ્મી સંપાદન કરે છે.[૯]

મહાવ્રતી વસિષ્ઠને હું નમસ્કાર કરું છું, વેદનિધિ પરાશરને હું નમસ્કાર કરું છું, મહાસર્પ અનંતને (શેષને) હું નમસ્કાર કરું છું અને આ જગતમાં અવિનાશી થયેલા સિદ્ધ પુરુષોને હું નમસ્કાર કરું છું. સર્વ ઋષિઓને મારા નમસ્કાર છે. પરના કરતાં પણ પર, દેવોના પણ દેવ, શ્રેષ્ઠ પુરુષોને વર આપનારા, હજારો મસ્તકવાળા, મંગલસ્વરૂપ, હજારો નામવાળા અને દુષ્ટ મનુષ્યોને દુઃખ આપનારા ભગવાન વિષ્ણુને મારા નમસ્કાર છે. અજૈકપાદ્, અહિર્બુધ્ન્ય, અજિત પિનાકી, ઋત, પિતૃરૂપ, ત્ર્યંબક, મહેશ્વર, વૃષાકપિ, શંભુ, હવન અને ઈશ્વર આ અગિયાર રુદ્રો સર્વત્ર પ્રસિદ્ધ છે અને તેઓ ત્રણે જગતના ઈશ્વર છે.[૧૦–૧૩] શતરુદ્ર નામના વૈદિક સ્તોત્રમાં એ મહાત્માઓનાં સો નામ કહેવામાં આવ્યાં છે. વળી અંશ, ભગ, મિત્ર, જળનો રાજા વરુણ, ધાતા, અર્યમા, જયંત, ભાસ્કર, ત્વષ્ટા, પૂષા, ઇંદ્ર અને વિષ્ણુ આ બારેને આદિત્ય કહેવામાં આવે છે અને તેઓ કશ્યપના પુત્રો છે એમ શ્રુતિમાં કહ્યું છે. ધર, ધ્રુવ, સોમ, સાવિત્ર, અનિલ, અનલ, પ્રત્યૂષ અને પ્રભાસ આ આઠને વસુઓ કહેવામાં આવે છે; તેમ જ નાસત્ય અને દસ્ર નામના બે અશ્વિનીકુમારો કહેવાય છે.[૧૪–૧૭] તે બન્ને સૂર્યના પુત્ર છે અને સંજ્ઞા નામની એક ઘોડીના નાકમાંથી બહાર નીકળ્યા છે. હવે જે સર્વ દેવ લોકોનાં શુભ–અશુભ કર્મોના નિત્ય સાક્ષીભૂત હોય છે, તે વિષે હું તને કહું છું.[૧૮] એ સર્વ દેવતાઓ મનુષ્યોએ કરેલા યજ્ઞયાગને, દાનને તથા પુણ્યને જાણે છે અને પ્રાણીમાત્રમાં અદશ્યરૂપે રહી સર્વ કંઈ જોયા કરે છે.[૧૯] વળી મૃત્યુ, કાળ, સર્વ વિશ્વેદેવાઓ તથા મૂર્તિમંત પિતૃગણો તપરૂપી ધનવાળા છે, મનનશીલ છે, સિદ્ધ છે, તપ કરવામાં તથા મોક્ષ મેળવવામાં તત્પર છે અને પવિત્ર હાસ્યવાળા છે. તેઓ પણ મનુષ્યોનાં શુભ–અશુભ કર્મોને જુએ છે અને પોતાનું કીર્તન કરનારા મનુષ્યોને પવિત્ર સ્થાન અર્પણ કરે છે.[૨૦,૨૧] તે સર્વે દેવતાઓ પ્રજાપતિએ નિર્માણ કરેલા આ સર્વ લોકમાં પોતાના દિવ્ય તેજથી વસી રહ્યા છે અને પ્રાણીઓનાં પ્રત્યેક કર્મને લક્ષપૂર્વક જોયા કરે છે.[૨૨] આ દેવગણો પ્રાણના ઈશ્વર ગણાય છે, માટે જે પુરુષ અત્યંત યત્નપૂર્વક તેમનું કીર્તન કરે છે તેને નિત્ય મહાન ધર્મનો, અર્થનો તથા કામનો લાભ થાય છે.[૨૩] વળી તે પુરુષ જગતના ઈશ્વરે રચેલા પવિત્ર અને ઉત્તમ લોકને પામે છે આ તેત્રીસે દેવો (અગિયાર રુદ્રો, બાર આદિત્યો, આઠ વસુઓ અને બે અશ્વિનીકુમારો) પ્રાણીમાત્રના ઈશ્વર છે.[૨૪] મહાશરીરવાળો નંદીશ્વર, સર્વ ભૂતસમુદાયના નેતા ભગવાન શંકર અને ગણોના ઈશ્વર વિનાયક દેવો સર્વ લોકોના ઈશ્વર છે.[૨૫] વળી સૌમ્ય તથા રૌદ્ર એવા શંકરના ગણો, યોગ તથા ભૂતોના ગણો, સર્વ નક્ષત્રો, નદીઓ, આકાશ પક્ષીરાજ ગરુડ, તપ કરીને પૃથ્વી પર સિદ્ધ થયેલાં સ્થાવર–જંગમ પ્રાણીઓ, હિમાલય, બીજા સર્વ પર્વતો, ચાર મહાસમુદ્રો, શંકર સમાન પરાક્રમી શંકરના અનુચરો, વિજયશાળી દેવ વિષ્ણુ, કાર્તિકસ્વામી અને દેવી અંબિકા આ સર્વનું જે પુરુષ નામસ્મરણ કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે. હવે હું તને માનવ મહર્ષિઓનાં નામ કહું છું.[૨૬–૨૯] યવક્રીત, રૈભ્ય, અર્વાવસુ, પરાવસુ, ઔશિજ કક્ષીવાન્, અંગિરાનો પુત્ર બળ તથા મેધાતિથિના પુત્ર

ઋષિ હણ્ત્ર અને બર્હિષદ આ સર્વ બ્રહ્મતેજરૂપ છે અને લોકોની રક્ષા કરનારા છે.[૩૦-૩૧] આ સર્વ મહાત્માઓ રુદ્ર, અગ્નિ તથા વસુઓ સમાન તેજસ્વી છે, ઉત્તમ કલ્યાણને પામ્યા છે અને પૃથ્વી પર શુભ કર્મ કરીને સ્વર્ગમાં દેવતાઓની સાથે આનંદ કરી રહ્યા છે. એ સાતે ઋષિઓ મહેંદ્રના ગુરુ છે અને પૂર્વ દિશામાં નિવાસ કરી રહ્યા છે. માટે જે પુરુષ તેમનું નામસ્મરણ કરે છે, તે ઇંદ્રના લોકમાં પૂજાય છે. તેમ જ ઉન્મુચુ, પ્રમુચુ, વીર્યવાન સ્વસ્ત્યાત્રેય, દઢવ્ય, ઊર્ધ્વબાહુ, તૃણ, સોમાંગિરા તથા મિત્રાવરુણના પુત્ર પ્રતાપી અગસ્ત્ય-આ સાત ઋષિઓ ધર્મરાજાના ગુરુ છે અને દક્ષિણ દિશામાં વસી રહ્યા છે.[૩૨-૩૫] તે જ પ્રમાણે દઢેયુ, ઋતેયુ, કીર્તિમાન પરિવ્યાધ, સૂર્ય સમાન તેજસ્વી એકત, દ્વિત અને ત્રિત તથા અત્રિના પુત્ર ધર્માત્મા સારસ્વત ઋષિ આ સાતે ઋષિઓ વરુણના ગુરુ છે અને તેઓ પશ્ચિમ દિશામાં વસી રહ્યા છે.[૩૬,૩૭] વળી અત્રિ, ભગવાન વસિષ્ઠ, મહર્ષિ કશ્યપ, ગૌતમ, ભરદ્વાજ, કુશિકના પુત્ર વિશ્વામિત્ર અને ઋચીકના પુત્ર પ્રતાપી જમદગ્નિ-આ સાત ઋષિઓ કુબેરના ગુરુ છે અને ઉત્તર દિશામાં વસી રહ્યા છે.[૩૮,૩૯] આ ઉપરાંત બીજા સાત ઋષિઓ પણ સર્વ દિશાઓના અધિષ્ઠાતા છે, મનુષ્યોની કીર્તિ તથા કલ્યાણને કરનારા છે અને લોકોનું રક્ષણ કરનારા છે, એમ કહેવાય છે.[૪૦] વળી ધર્મ, કામ, કાલ, વસુ, વાસુકિ, અનંત અને કપિલ આ સાત ધરણીધર કહેવાય છે.[૪૧] રામ (પરશુરામ), વ્યાસ, દ્રોણપુત્ર અશ્વત્થામા અને લોમશ આ ચાર મુનિઓ દિવ્ય કહેવાય છે અને એક એક સાત સાત મુનિઓના જેવા તે છે.[૪૨] તેઓ જગતમાં શાંતિ તથા કલ્યાણને કરનારા છે અને સર્વ દિશાઓના પાલક કહેવાય છે. માટે જે જે દિશાઓમાં તે રહેલા છે, તે તે દિશા તરફ મુખ કરીને તેમને શરણે જવું;[૪૩] કેમ કે તેઓ સર્વ પ્રાણીઓના સ્રષ્ટા છે અને લોકોને પવિત્ર કરનારા કહેવાય છે. વળી સંવર્ત, મેરસાવર્ણ, ધર્મનિષ્ઠ માર્કંડેય, સાંખ્ય, યોગ, નારદ અને મહર્ષિ દુર્વાસા અત્યંત તપસ્વી તથા જિતેંદ્રિય તરીકે ત્રણે લોકમાં પ્રસિદ્ધ છે.[૪૪,૪૫] આ ઉપરાંત બીજા કેટલાએક મુનિઓ રુદ્ર સમાન તેજસ્વી હોય છે અને તેઓ બ્રહ્મલોકમાં નિવાસ કરી રહ્યા છે, એમ મનાય છે. આ સર્વ મુનિઓનું તથા પૂર્વોક્ત દેવગણોનું નામસ્મરણ કરનારો પુરુષ પુત્રથી રહિત હોય તો પુત્રને મેળવે છે, દરિદ્ર હોય તો ધનને મેળવે છે, અને તે ધર્મ, અર્થ તથા કામરૂપ ત્રણે પુરુષાર્થોને સિદ્ધ કરે છે. વળી પ્રત્યેક મનુષ્યે પૃથ્વી જેની પુત્રી થઈ હતી, તે રાજશ્રેષ્ઠ વેનપુત્ર પૃથુનું નામકીર્તન કરવું. તે પ્રજાઓનો પતિ હતો; મહાન ચક્રવર્તી હતો અને આખી પૃથ્વીનો અધિપતિ હતો. વળી સૂર્યના વંશમાં ઉત્પન્ન થયેલા, મહેંદ્ર સમાન પરાક્રમી, ઇલાના પુત્ર, ત્રણે લોકોમાં પ્રસિદ્ધ અને બુધના પ્રિય પુત્ર એવા રાજા પુરૂરવાનું પણ નામકીર્તન કરવું.[૪૬-૪૯] સત્યયુગમાં જેણે ગવામય નામનો યજ્ઞ કરીને પરમાત્માનું યજન કર્યું હતું અને જે ત્રણે જગતમાં પ્રસિદ્ધ થયો હતો, તે વીર ભરતનું પણ નામકીર્તન કરવું.[૫૦] જેણે વિશ્વજિત નામનો યજ્ઞ કર્યો હતો, જે સર્વ લક્ષણોથી યુક્ત હતો, જે લોકોમાં પૂજાતો હતો અને જે મોટા દેવ સમાન હતો, તે મહાતેજસ્વી રાજા રંતિદેવનું પણ કીર્તન કરવું.[૫૧] વળી જેણે સગર રાજાના પુત્રોને ગંગાસ્નાન કરાવીને તાર્યા હતા, તે પરમતેજસ્વી રાજર્ષિ શ્વેતનું પણ નામકીર્તન કરવું.[૫૨] પ્રત્યેક મનુષ્યે અગ્નિ સમાન તેજસ્વી, મહારૂપસંપન્ન, મહાઓજસ્વી, મહાપ્રચંડ શરીરવાળા અને મહા-

સત્ત્વશાળી પૂર્વોક્ત સર્વ મહાત્માઓનું નામસ્મરણ કરવું; કેમ કે તેઓ કીર્તિને વધારનારા છે. વળી પૂર્વોક્ત દેવગણો, ઋષિગણો, પૃથ્વીના ઈશ્વર રાજાઓ, સાંખ્યશાસ્ત્ર, યોગશાસ્ત્ર, ઉત્તમ હવ્ય (દેવબલિ), કવ્ય (પિતૃબલિ) તથા સર્વ શ્રુતિઓના (વેદોના) પરમ આશ્રયરૂપ પરબ્રહ્મ આ સર્વને પરમ મંગલકારક, પ્રાણીમાત્રને પવિત્ર કરનારા, સર્વ વ્યાધિઓને શાંત કરનારા તથા સર્વ કર્મો કરનારાને શાંતિ–પુષ્ટિ આપનારા કહેવામાં આવે છે. માટે હે ભારત! પ્રભાતમાં અને સાયંકાળે તેમનું અવશ્ય કીર્તન કરવું.[૫૩-૫૬] વળી તેઓ સર્વનું રક્ષણ કરે છે, જગતમાં વૃષ્ટિ વરસાવે છે, સર્વને પ્રકાશ આપે છે, વાયુરૂપે વાય છે અને પ્રજાપતિઓરૂપે જગતને સરજે છે. તેઓ સર્વના મોટા નાયક છે, સર્વ કરતાં શ્રેષ્ઠ છે, કર્મો કરવામાં કુશળ છે, ક્ષમાશીલ છે અને ઇંદ્રિયોને જીતનારા છે.[૫૭] તે મહાત્માઓ પ્રાણીમાત્રનાં પુણ્યકર્મના તથા પાપકર્મના સાક્ષીરૂપ છે. માટે જો તેમનું નામકીર્તન કરવામાં આવે, તો તે મનુષ્યોનાં સર્વ પ્રકારનાં અશુભોને દૂર કરે છે. જે પુરુષ પ્રાતઃકાળમાં ઊઠીને આ મહાત્માઓનું નામકીર્તન કરે છે તેને શુભ ફળ પ્રાપ્ત થાય છે. વળી તે પુરુષને અગ્નિ કે ચોરોનો ભય રહેતો નથી, તેમ જ એના માર્ગને કોઈ રોકી શકતું નથી. જેઓ આ મહાત્માઓનું નિત્ય નામકીર્તન કરે છે, તેમનાં દુષ્ટ સ્વપ્ન નાશ પામે છે, તેઓ સર્વ પાપોથી મુક્ત થાય છે અને (જન્માંતરમાં) સર્વ કલ્યાણોથી સંપન્ન થઈને કોઈ ઉત્તમ ગૃહે જન્મ પામે છે.[૫૮-૬૦] જે ન્યાયનિષ્ઠ બ્રાહ્મણ સર્વ પ્રકારની દીક્ષાને સમયે આ મહાત્માઓનું નામકીર્તન કરે છે, તે આત્માગમ બની રહે છે, ક્ષમાશીલ થઈ શકે છે, ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે અને અસૂયાદોષથી મુક્ત થાય છે. વળી રોગથી પીડાયેલો અથવા વ્યાધિથી યુક્ત થયેલો હરકોઈ મનુષ્ય જો પૂર્વોક્ત વિભૂતિઓનું નામકીર્તન કરે છે, તો સર્વ પાપોથી મુક્ત થાય છે અને જે મનુષ્ય પોતાના ઘરમાં આનું કીર્તન કરે છે, તેના કુળમાં સર્વનું કુળક્ષેમ થાય છે. જે પોતાના ખેતરમાં બેસીને આનું કીર્તન કરે છે, તેને ત્યાં સર્વ પ્રકારનું ધાન્ય ઊગી નીકળે છે. વળી એક ગામથી બીજે ગામ જતાં જતાં માર્ગમાં આનું કીર્તન કરવાથી પણ કુશળ થાય છે.[૬૧-૬૩] પ્રત્યેક મનુષ્યે પોતાનું, પોતાના પુત્રોનું, સ્ત્રીઓનું, ધનનું, બીજનું તથા ઔષધિઓનું રક્ષણ કરવા માટે આ નામકીર્તનરૂપ રક્ષાનો જ સદંતર ઉપયોગ કરવો.[૬૪] હરકોઈ ક્ષત્રિય યુદ્ધસમયે આ મહાત્માઓનું નામસ્મરણ કરે છે, તો તેના શત્રુઓ નાશ પામે છે અને તેનું કલ્યાણ થાય છે.[૬૫] પુરુષ જો દેવનિમિત્ત તથા પિતૃનિમિત્ત કર્મ કરતી વેળા એ પૂજ્ય મહાત્માઓનું સ્મરણ કરે છે, તો તેના કવ્યનું તથા હવ્યનું પિતૃઓ તથા દેવતાઓ ભોજન કરે છે. આનું કીર્તન કરવાથી મનુષ્યને વ્યાધિઓનો, શિકારી પશુઓનો, હાથીનો કે ચોરનો ભય રહેતો નથી, તેનો શોક ઓછો થઈ જાય છે અને સર્વ પાપોથી તે મુક્ત થાય છે. પુરુષ જો આ ઉત્તમ સાવિત્રીમંત્રનો નૌકાદિ યાનપાત્રમાં, કોઈ વાહન ઉપર, ક્યાંય પ્રવાસ કરતી વેળા તથા રાજગૃહમાં પ્રવેશ કરતી વેળા પાઠ કરે છે, તો તે ઉત્તમ સિદ્ધિ સંપાદન કરે છે. વળી આનો નિત્યપાઠ કરનારા પુરુષોને રાજાઓથી, પિશાચોથી, રાક્ષસોથી, અગ્નિથી, જળથી, પવનથી કે સર્પથી કદી ભય થતો નથી.[૬૬-૬૯] જે પુરુષ આ ઉત્તમ સાવિત્રીમંત્રનો પાઠ કરે છે, તે ચારે વર્ણોની તથા ખાસ કરીને ચારે આશ્રમોની શાંતિ કરે છે.[૭૦] જ્યાં આ સાવિત્રીમંત્રનો પાઠ કરવામાં આવે છે, ત્યાં અગ્નિ લાકડાંઓને

બાળી શકતો નથી, કોઈ બાળકનું મરણ થતું નથી અને સર્પો રહી શકતા નથી.[71] વળી જેઓ સાવિત્રીના ગુણકીર્તનરૂપ આ મહાન બ્રહ્મનું શ્રવણ કરે છે, તેમને કદી દુઃખ થતું નથી, તેમ જ તેઓ પરમગતિને પામે છે.[72] જે પુરુષ ગાયોના ટોળાની વચ્ચે બેસીને આનો પાઠ કરે છે, તેને વાછરડાવાળી પુષ્કળ ગાયો પ્રાપ્ત થાય છે. માટે ક્યાંય પ્રયાણ કરતી વેળા, અથવા પ્રવાસ કરતી વેળા, અથવા હરકોઈ અવસ્થામાં પણ મનુષ્યે આનો પાઠ કરવો.[73] કેમ કે હે નરાધીશ! નિત્ય જપ કરનારા, હોમ કરનારા તથા મનને વશ રાખનારા ઋષિઓનું પણ આ પરમગુહ્ય જાપ્ય છે.[74] અતિપુરાણ કાળનો આ દિવ્ય ઇતિહાસ મહર્ષિ પરાશરને પણ માન્ય છે અને તેમણે યથાર્થ રીતે સિદ્ધ થયેલા ઇંદ્રને તે પૂર્વે કહ્યો હતો.[75] તે જ આ સનાતન બ્રહ્મરૂપ, સનાતની શ્રુતિરૂપ અને પ્રાણીમાત્રના હૃદયરૂપ સત્ય આખ્યાન મેં તને કહી સંભળાવ્યું છે.[76] ચંદ્ર, સૂર્ય, રઘુ તથા કુરુના વંશમાં ઉત્પન્ન થયેલા સર્વે રાજાઓ નિત્ય પવિત્ર થઈને પ્રાણીઓની ગતિરૂપ આ સાવિત્રીમંત્રનો સદોદિત પાઠ કરે છે.[77] દેવોનું, સપ્તર્ષિઓનું તથા ધ્રુવનું નિત્ય નામસ્મરણ કરવાથી સર્વ સંકટોમાંથી મુક્ત થવાય છે અને તેમનું નામસ્મરણ સર્વ પાપોથી નિત્ય મુક્ત કરે છે.[78] કાશ્યપ, ગૌતમ, ભૃગુ, અંગિરા તથા અત્રિ આદિ વૃદ્ધ પુરુષોએ આ સાવિત્રીમંત્રનું સેવન કર્યું છે. વળી શુક્ર, અગસ્ત્ય તથા બૃહસ્પતિ આદિ બ્રહ્મર્ષિઓએ પણ તેનું સેવન કર્યું છે. ભરદ્વાજને માન્ય એવા આ સાવિત્રીમંત્રને ઋચીકના પુત્રોએ વસિષ્ઠ પાસેથી સંપાદન કર્યો હતો અને ઇંદ્ર તથા વસુઓએ ઋચીકના પુત્રો પાસેથી આ મંત્રને પ્રાપ્ત કરીને સમગ્ર દાનવોને જીતી લીધા હતા.[79] જે પુરુષ વેદને જાણનારા એક બહુશ્રુત બ્રાહ્મણને સુવર્ણથી મઢેલાં શિંગડાંવાળી સો ગાયોનું દાન કરે છે અને જે પુરુષ દિવ્ય ભારતકથાનું નિત્ય કથન કરે છે, તે બન્ને પુરુષોને સમાન ફળ પ્રાપ્ત થાય છે.[80] ભૃગુનું નામસ્મરણ કરવાથી ધર્મની વૃદ્ધિ થાય છે, વસિષ્ઠને નમસ્કાર કરવાથી વીર્યની વૃદ્ધિ થાય છે, રઘુને નમસ્કાર કરનાર પુરુષ રણસંગ્રામમાં વિજયી થાય છે અને બે અશ્વિનીકુમારોનું સ્મરણ કરનાર પુરુષને કદી રોગ થતો નથી.[81] હે રાજન્! મેં તને સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ આ સનાતન સાવિત્રી વિષે કહ્યું. બોલ, હવે તારે શું પૂછવાની ઇચ્છા છે? હે ભારત! તું જે પૂછીશ, તેનો હું તને ઉત્તર આપીશ.[82]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'સાવિત્રીવ્રતોપાખ્યાન' નામનો અધ્યાય ૧૫૦ મો સમાપ્ત

# अध्याय १५१मो

## બ્રાહ્મણપ્રશંસા

॥ युधिष्ठिर उवाच ॥

के पूज्याः के नमस्कार्याः कथं वर्तेत केषु च।
किमाचारः कीदृशेषु पितामह न रिष्यते ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા: હે પિતામહ! આ જગતમાં કોણ પૂજ્ય છે? કોણ નમસ્કાર કરવા યોગ્ય છે? મનુષ્યે કોના તરફ કેવી રીતે વર્તવું અને કેવાઓ તરફ કેવું વર્તન કરીને મનુષ્ય વિનાશ પામતો નથી?[1]

ભીષ્મ બોલ્યા: બ્રાહ્મણોનો પરાભવ કરવાથી દેવતાઓનો પણ નાશ થઈ જાય છે, માટે હે યુધિષ્ઠિર! બ્રાહ્મણોને નમસ્કાર કરીને જ મનુષ્ય વિનાશ પામતો નથી.[2] તેઓ જ પૂજ્ય છે, તેઓ જ નમસ્કાર કરવા યોગ્ય છે, તેમના તરફ પુત્રની પેઠે વર્તન કરવું અને તેઓ જ મહાબુદ્ધિમાન હોઈને સર્વ લોકોને ધારણ કરી રહ્યા છે.[3] એ બ્રાહ્મણો સર્વ લોકોમાં મોટા છે, ધર્મના સેતુરૂપ છે, ધનનો

ત્યાગ કરવામાં આસક્ત રહે છે અને વાણીનો સંયમ કરવા ઉપર પ્રીતિ રાખે છે.[૪] તેઓ પ્રાણીમાત્રને આનંદ ઉપજાવે છે, વેદશાસ્ત્રોના એક નિધિરૂપ છે, વ્રતધારી છે, લોકોના તથા શાસ્ત્રોના સ્રષ્ટા છે અને યશસ્વી છે.[૫] તપ એજ તેમનું ધન છે અને વાણી એજ તેમનું મહાન બળ છે. તેઓ સર્વ ધર્મોના પ્રભુ છે, ધર્મજ્ઞ છે અને સૂક્ષ્મ તત્ત્વના દ્રષ્ટા છે.[૬] તેઓ નિત્ય ધર્માભિલાષી છે, તેઓ ધર્મમાં સ્થિતિ કરી રહ્યા છે અને પુણ્યકર્મોને લીધે ધર્મના સેતુરૂપ છે. ચારે પ્રકારની સર્વ પ્રજાઓ તેમનો આશ્રય કરીને જીવી રહી છે.[૭] તેઓ ધર્મના એક માર્ગરૂપ છે, સર્વના નેતા છે, યજ્ઞયાગને ટકાવી રાખનારા છે, અત્યંત પુરાણકાળના છે અને પિતૃપિતામહની ભારે ધૂંસરીને નિત્ય ધારણ કરી રહ્યા છે.[૮] તેઓ ઉત્તમ બળદોની પેઠે પોતાના વિષયરૂપ થઈ પડેલી લોકધુરાને વહન કરવામાં કદી કંટાળતા નથી; તેઓ પિતૃઓ, દેવતાઓ તથા અતિથિઓરૂપ મુખવાળા છે અને તેઓ હવ્ય તથા કવ્યનું પ્રથમ ભોજન કરનારા છે.[૯] માત્ર ભોજન કરીને જ તેઓ ત્રણ લોકોનું મોટા ભયથી રક્ષણ કરે છે, સર્વ લોકના એક દીપકરૂપ છે અને નેત્રવાળા પુરુષોનાં પણ નેત્રરૂપ છે.[૧૦] તેઓ સર્વને શિક્ષણ આપે છે, વેદને જ ધન માનનારા છે, સર્વ શાસ્ત્રોમાં કુશળ હોય છે, મોક્ષના દ્રષ્ટા છે, પ્રાણીમાત્રની ગતિને જાણનારા છે અને અધ્યાત્મગતિનું ચિંતન કરે છે.[૧૧] તેઓ જગતના આદિ, મધ્ય તથા અંતને જાણે છે, સર્વ સંશયોથી મુક્ત હોય છે, ભૂત તથા ભવિષ્યના વિશેષને જાણે છે અને ઉત્તમ ગતિમાં જનારા હોય છે.[૧૨] તેઓ સર્વ વિષયોથી મુક્ત હોય છે, સર્વ પાપોને ધોઈ નાખનારા હોય છે, સુખદુઃખાદિ દ્વંદ્વોથી રહિત હોય છે, સર્વ પરિગ્રહનો ત્યાગ કરે છે, માન આપવાને યોગ્ય છે, અને તેમને જ્ઞાનસંપન્ન મહાત્માઓ પણ નિત્ય માન આપે છે.[૧૩] ચંદન, મેલ તથા કાદવમાં પણ તેઓ સમાન દૃષ્ટિ રાખે છે; ભોજન તથા અભોજનને પણ તેઓ સરખું ગણે છે અને તેમને રેશમી, સુતરાઉ તથા મૃગચર્મનાં વસ્ત્રો પણ સમાન જણાય છે.[૧૪] તેઓ ભોજન કર્યા વિના પણ અનેક દિવસો પર્યંત રહી શકે છે અને તેઓ સ્વાધ્યાયો કરી કરીને તથા ઇંદ્રિયોને વશ રાખીને પોતાનાં સર્વ અંગોને શુષ્ક કરી નાખે છે.[૧૫] તેઓ દેવકોટીથી બહારના પ્રાણીને દેવ બનાવી શકે છે અને દેવને પણ દેવપદથી ઉતારી પાડે છે. તેઓ જ્યારે કોપાયમાન થાય છે, ત્યારે બીજા લોકોને તથા લોકપાલોને પણ સરજી શકે છે.[૧૬] તે મહાત્માઓના શાપથી સમુદ્ર પણ પીવાને અયોગ્ય થઈ પડ્યો છે અને તેમનો કોપાગ્નિ હજી સુધી પણ દંડકારણ્યમાં શાંત થતો નથી. તેઓ દેવોના પણ દેવ છે, કારણના પણ કારણ છે અને પ્રમાણના પણ પ્રમાણ છે. કયો વિદ્વાન પુરુષ તે બ્રાહ્મણોનું અપમાન કરે![૧૭,૧૮] જેઓમાં વૃદ્ધ અને બાળક સર્વ કોઈ સન્માનને યોગ્ય છે, તે બ્રાહ્મણો તપ તથા વિદ્યાની વિશેષતા પ્રમાણે અન્યોન્યને માન આપે છે.[૧૯] બ્રાહ્મણ અવિદ્વાન હોય અને મૂર્ખ હોય, તોપણ એક દેવરૂપ મનાય છે તથા મહાપવિત્ર પાત્ર ગણાય છે; તો પછી પૂર્ણ સમુદ્ર સમાન એક વિદ્વાન બ્રાહ્મણ તો વિશેષ દેવરૂપ છે.[૨૦] જેમ અગ્નિ સંસ્કારયુક્ત હોય કે સંસ્કારરહિત હોય તોપણ મહાન દૈવત ગણાય છે, તેમ બ્રાહ્મણ વિદ્વાન હોય કે અવિદ્વાન હોય, તોપણ મહાન દૈવતરૂપ ગણાય છે.[૨૧] તેજસ્વી અગ્નિ સ્મશાનમાં પડ્યો હોય, તોપણ દૂષિત ગણાતો નથી અને ઘૃતની ધારા યજ્ઞમાં વિધિપૂર્વક જેવી શોભે છે તેવી જ ઘરમાં પણ શોભી નીકળે છે.[૨૨] તે જ પ્રમાણે બ્રાહ્મણ સર્વ પ્રકારનાં અનિષ્ટ કર્મો કરતો હોય તોપણ

સર્વથા માન્ય જ છે અને ઉત્તમ દેવતરૂપ છે, એમ તારે જાણવું.[23]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'બ્રાહ્મણપ્રશંસા' નામનો અધ્યાય ૧૫૧ મો સમાપ્ત

# अध्याय १५२ मो

## બ્રાહ્મણમાહાત્મ્ય

॥ युधिष्ठिर उवाच ॥

कां तु ब्राह्मणपूजायां व्युष्टिं दृष्ट्वा जनाधिप ।
कं वा कर्मोदयं मत्वा तानर्चसि महामते ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે મહાબુદ્ધિમાન રાજા! બ્રાહ્મણોની પૂજામાં શું ફળ અથવા શી સમૃદ્ધિ તમારા જોવામાં આવે છે? અથવા કયા કર્મોદયને માન્ય કરીને તમે બ્રાહ્મણોની પૂજા કરો છો?[1]

ભીષ્મ બોલ્યા : હે ભારત! આ વિષયમાં પણ એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે અને તેમાં પવન તથા અર્જુન-(સહસ્રાર્જુન)નો સંવાદ વર્ણવ્યો છે.[2]

પૂર્વે માહિષ્મતી નગરીમાં કાર્તવીર્ય નામનો બળવાન રાજા રાજ્ય કરતો હતો. તે શ્રીમાન રાજાને એક હજાર ભુજાઓ હતી. તે સર્વ લોકનો પ્રભુ હતો.[3] હૈહયવંશમાં ઉત્પન્ન થયેલો તે સત્યપરાક્રમી રાજા રત્નોની ખાણોવાળી, સમુદ્રરૂપ વસ્ત્રવાળી અને દ્વીપોવાળી સમગ્ર પૃથ્વી પર રાજ્યશાસન ચલાવતો હતો.[4] તે રાજાએ પોતાના ક્ષાત્રધર્મને અનુસરીને તથા વિનય અને શાસ્ત્રજ્ઞાનને આગળ કરીને પોતાનું સમગ્ર ધન દત્તાત્રેયને અર્પણ કરી દીધું હતું.[5] વળી એ કૃતવીર્યપુત્ર કાર્તવીર્યે મુનિ દત્તાત્રેયનું સારી પેઠે સેવન કર્યું હતું, તેથી તે બ્રાહ્મણે તેના પર સંતુષ્ટ થઈને તેને ત્રણ વરદાન માગવાની આજ્ઞા કરી હતી.[6] આમ મુનિ દત્તાત્રેયે તેને વર માગવાની આજ્ઞા કરી હતી, ત્યારે રાજા કાર્તવીર્યે આ પ્રમાણે વર માગ્યા હતા : 'હું જ્યારે સેના વચ્ચે દાખલ થાઉં ત્યારે એક હજાર બાહુવાળો થાઉં અને ઘરમાં હું બે બાહુવાળો જ રહું.[7] રણસંગ્રામમાં સર્વ સૈનિકો મને હજાર બાહુઓવાળો જુએ. વળી હે તીક્ષ્ણ વ્રતધારી મુનિ! હું મારા પરાક્રમથી આખી પૃથ્વી પર વિજય મેળવું.[8] હું ધર્મપૂર્વક પૃથ્વીને સંપાદન કરીને અત્યંત ઉત્સાહપૂર્વક તેનું પાલન કરું. હે બ્રાહ્મણશ્રેષ્ઠ! આ એક ચોથો વર હું તમારી પાસે માગું છું.[9] તમે તે આપવાને પણ અનુગ્રહ કરવાને યોગ્ય છો. હે નિર્દોષ બ્રાહ્મણ! તમારો આશ્રય કરીને હું જ્યારે મિથ્યાચારી અથવા ઉદ્ધત બની જાઉં, ત્યારે સત્પુરુષો મને ભલે શિક્ષા કરે.'[10] રાજાએ એ પ્રમાણે વર માગ્યા એટલે તે બ્રાહ્મણે 'તથાસ્તુ' કહીને તેને વર આપ્યા અને મહાતેજસ્વી બ્રાહ્મણના એ વરો એ પ્રમાણે સફળ પણ થયા.[11] તે પછી રાજા કાર્તવીર્ય અગ્નિ તથા સૂર્ય સમાન કાંતિવાળા એક રથમાં બેસીને પરાક્રમના મોહથી બોલી ઊઠ્યો કે, 'ધૈર્ય, વીર્ય, યશ, શૌર્ય, પરાક્રમ તથા ઓજસ્‌માં મારા સમાન બીજો કોણ છે?' તેનું આ વાક્ય પૂરું થયું એટલે તુરત જ આકાશમાં શરીર વિનાની વાણીએ આ ઉત્તર આપ્યો :[12,13] 'ઓ મૂઢ! તું જાણતો નથી કે, ક્ષત્રિય કરતાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે અને બ્રાહ્મણની સાથે રહીને જ ક્ષત્રિય પ્રજાઓનું પાલન કરી શકે છે.'[14]

સહસ્રાર્જુન બોલ્યો : અરે! હું જો પ્રસન્ન થાઉં તો પ્રાણીઓની ઉત્પત્તિ કરી શકું છું અને હું જો ક્રોધાયમાન થાઉં તો પ્રાણીઓનો નાશ પણ કરી શકું છું. આ રીતે મન, વચન તથા કર્મથી મારા કરતાં બ્રાહ્મણ શ્રેષ્ઠ નથી.[15] બ્રાહ્મણોને સર્વ કરતાં અધિક કહેવા તે કેવળ પૂર્વપક્ષ જ છે (મિથ્યા છે); કેમ કે સિદ્ધાંતદષ્ટિએ સર્વના કરતાં ક્ષત્રિય જ શ્રેષ્ઠ છે. વળી તેં કહ્યું કે, પ્રજાપાલનરૂપ હેતુમાં બ્રાહ્મણ તથા ક્ષત્રિય બન્નેની ઉપયોગિતા

છે; પરંતુ તેમાં પણ આવી એક વિશેષતા જોવામાં આવે છે.[૧૬] બ્રાહ્મણો ક્ષત્રિયોનો આશ્રય કરી રહ્યા છે, પણ ક્ષત્રિયોએ બ્રાહ્મણોનો આશ્રય કર્યો નથી. બ્રાહ્મણો વેદાધ્યયન અથવા યજ્ઞયાગાદિનું નિમિત્ત કાઢીને અથવા તે રૂપ એક કપટ ઊભું કરીને પૃથ્વી પર ક્ષત્રિયોના આશ્રયે જ જીવી રહ્યા છે. પ્રજાઓનું રક્ષણ કરવારૂપ ધર્મ કેવળ ક્ષત્રિયોનો જ આશ્રય કરી રહ્યો છે અને બ્રાહ્મણોની આજીવિકા કેવળ ક્ષત્રિયોના આધારે જ ચાલી રહી છે. તો પછી ક્ષત્રિય કરતાં બ્રાહ્મણ કેમ શ્રેષ્ઠ હોઈ શકે? બ્રાહ્મણો કેવળ ભિક્ષા ઉપર જ જીવન ગાળે છે; છતાં સર્વ પ્રાણીઓમાં મોટા થઈ પડ્યા છે અને પોતાની મેળે જ પોતાને માન આપી રહ્યા છે; પરંતુ હું તેમને વશ કરીશ.[૧૭-૧૯] આ ગાયત્રી-કન્યાએ (આકાશવાણીએ) આકાશમાં રહીને કેવળ અસત્ય જ કહ્યું છે. હું ચામડાનાં વસ્ત્ર પહેર-નારા અને સ્વતંત્ર થઈ પડેલા સર્વ બ્રાહ્મણોને વશ કરીશ.[૨૦] આ ત્રણે લોકમાં એવો કોઈ દેવ નથી કે મનુષ્ય નથી, કે તે મને મારા રાજ્યાસન ઉપરથી પદભ્રષ્ટ કરી શકે? માટે હું જ બ્રાહ્મણો કરતાં શ્રેષ્ઠ છું.[૨૧] આ જગતમાં આ જ દિવસ સુધી બ્રાહ્મણો શ્રેષ્ઠ કહેવાયા છે, પરંતુ હવે હું ક્ષત્રિયોને શ્રેષ્ઠ કરીશ; કેમ કે રણસંગ્રામમાં મારા બળને સહન કરવાને કોઈ ઉત્સાહ ધરાવી શકે તેમ નથી જ.[૨૨]

સહસ્રાર્જુનનું એ વચન સાંભળીને અંતર્હિત આકાશવાણી અત્યંત ત્રાસ પામી ગઈ. હવે આકાશમાં રહેલા વાયુએ એને આ પ્રમાણે ઉત્તર આપ્યો:[૨૩] 'અરે ઓ રાજા! તું તારા આ મલિન ભાવનો ત્યાગ કરી દે અને બ્રાહ્મણોને નમસ્કાર કર. તું બ્રાહ્મણો પ્રત્યે પાપી વર્તન કરીશ, તો તારા આખા રાજ્યમાં મોટો ખળભળાટ થઈ પડશે. અથવા હે રાજા! તને પોતાને જ બ્રાહ્મણો મૃત્યુને અધીન કરી દેશે; અથવા તેં ઉત્સાહભ્રષ્ટ કરેલા તે મહાબળવાન બ્રાહ્મણો તને રાજ્યાસન ઉપરથી ભ્રષ્ટ કરશે.[૨૪,૨૫] વાયુનું એ વચન સાંભળી રાજા કાર્તવીર્યે તેને પૂછ્યું કે, 'તું કોણ છે?' એટલે વાયુએ તેને કહ્યું કે, 'હું દેવોનો દૂત વાયુ છું અને તને તારા હિતની વાત કહી રહ્યો છું.'[૨૬]

સહસ્રાર્જુન બોલ્યો : અહો! તેં તો બ્રાહ્મણો પર પોતાનો ભક્તિરાગ ઠીક દેખાડી દીધો હો! બોલ, આ પૃથ્વીની સમાનતા કરી શકે તેવો ઉત્તમ બ્રાહ્મણ આ જગતમાં કોણ છે?[૨૭] અથવા વાયુ, જળ, અગ્નિ, સૂર્ય તથા આકાશની બરોબર થઈ શકે તેવો કોઈ ઉત્તમ બ્રાહ્મણ છે? જો હોય તો તું મને કહે.[૨૮]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'વાયુ તથા અર્જુનના સંવાદ વિષે બ્રાહ્મણમાહાત્મ્ય' નામના અધ્યાય ૧૫૨ મો સમાપ્ત

## अध्याय १५३मो

### બ્રાહ્મણમાહાત્મ્ય (ચાલુ)

॥ वायुरुवाच ॥

शृणु मूढ गुणान् कांश्चिद् ब्राह्मणानां महात्मनाम्
ये त्वया कीर्तिता राजँस्तेभ्योऽथ ब्राह्मणो वरः ॥

વાયુ બોલ્યો : ઓ મૂર્ખ! તું મહાત્મા બ્રાહ્મણો-ના કેટલાએક ગુણોનું શ્રવણ કર. હે રાજન્! તેં જેમનાં નામ આપ્યાં છે, તેમના કરતાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે.[૧] પૂર્વે પૃથ્વી અંગરાજની સ્પર્ધા કરીને પોતાના પૃથ્વીપણાનો ત્યાગ કરીને બ્રહ્મલોકમાં નાસી જતી હતી, તે સમયે બ્રાહ્મણ કશ્યપે તેનું પ્રિય કરીને તેને અટકાવી હતી.[૨] હે રાજન્! સ્વર્ગમાં કે પૃથ્વી ઉપર બ્રાહ્મણોનો કદી પરાજય કરી શકાતો નથી. પૂર્વે અંગિરા નામના બ્રાહ્મણે પોતાની મેળે જ પોતાના તેજના પ્રભાવથી પૃથ્વી પરનું સર્વ જળ પી લીધું હતું.[૩] છતાં તે ઉદાર મનનો બ્રાહ્મણ જેમ દૂધથી તૃપ્ત ન થવાય, તેમ

એ જળપાનથી તૃપ્ત થયો ન હતો. પછી હે રાજા! તેણે આખી પૃથ્વીને જળના મોટા પ્રવાહથી ચોતરફથી ભરી દીધી હતી.[૪] વળી તે અંગિરા બ્રાહ્મણ જ્યારે મારા પર ક્રોધાયમાન થયો હતો, ત્યારે હું આખા જગતનો ત્યાગ કરીને ઘણા લાંબા કાળ પર્યંત બ્રાહ્મણોના અગ્નિહોત્રમાં ભરાઈ પેઠો હતો. આ રીતે અંગિરાના ભયથી મારે પોતાને પણ ભયભીત થવું પડ્યું હતું.[૫] ભગવાન ગૌતમે પોતાની સ્ત્રી અહલ્યા ઉપર કામાસક્ત થયેલા ઈંદ્રને કેવળ શાપ જ આપ્યો હતો, પણ ધર્મની રક્ષા કરવા માટે તેનો છેક નાશ કરી નાખ્યો ન હતો.[૬] તેમ જ હે રાજા! આ સમુદ્ર પ્રથમ મીઠા જળથી ભરપૂર રહેતો હતો, પરંતુ બ્રાહ્મણોના શાપના પ્રભાવથી જ તે ખારા પાણીવાળો થઈ ગયો છે.[૭] અગ્નિ પણ પ્રથમ સુવર્ણ સમાન વર્ણવાળો હતો, ધુમાડાથી રહિત હતો અને એકીસાથે ઊંચે ગમન કરનારી શિખાઓવાળો હતો. પરંતુ અંગિરાઋષિએ ક્રોધાયમાન થઈને તેને શાપ આપ્યો છે અને તેથી જ તે પૂર્વોક્ત ગુણોથી ભ્રષ્ટ થયો છે.[૮] સગરરાજાના પુત્રો જગતમાં મોટા ગણાતા હતા અને મહાસાગરનું ઉપાસન કરી રહ્યા હતા. બ્રાહ્મણવર્ણને ધારણ કરનારા કપિલ ઋષિએ તેમને પણ શાપ આપીને સદાને માટે બાળી નાખ્યા છે, તે તું જો.[૯] હે રાજા! તું બ્રાહ્મણો સમાન છે જ નહિ અને તારું સર્વ કલ્યાણ કેવળ બ્રાહ્મણોને લીધે જ થઈ રહ્યું છે, એમ તારે જાણવું. જે પુરુષ આખા જગતનો પ્રભુ હોય છે, તે પણ ગર્ભમાં રહેલા બ્રાહ્મણોને સારી પેઠે નમસ્કાર કરે છે.[૧૦] દંડક નામના ક્ષત્રિયોનું મહાન રાજ્ય હતું, પણ માત્ર એક જ બ્રાહ્મણે તેનો વિનાશ કરી નાખ્યો છે. વળી ઔર્વ નામના એકલા બ્રાહ્મણે જ તાલજંઘ નામના મહાન ક્ષત્રિયનો નાશ કરી નાખ્યો છે.[૧૧] અરે! તેં પોતે પણ આ મહાન રાજ્ય, બળ, ધર્મ તથા પરમ-દુર્લભ શાસ્ત્રજ્ઞાન દત્તાત્રેય બ્રાહ્મણના પ્રસાદથી જ સંપાદન કરેલ છે.[૧૨] ઓ અર્જુન! તું શા માટે નિત્ય અગ્નિનું પૂજન કરે છે? સર્વ લોકના હવ્યને વહન કરનારો તે અગ્નિ એક બ્રાહ્મણ જ છે, એ વાતને તું નથી જાણતો કે?[૧૩] અથવા પ્રત્યેક પ્રાણીનું રક્ષણ કરનારા અને આ જીવલોક-ને સર્જનારા ભગવાન બ્રહ્મા પણ એક શ્રેષ્ઠ બ્રાહ્મણ જ છે. આ તું જાણે છે, છતાં શા માટે મોહિત થાય છે?[૧૪] પ્રજાપતિ બ્રહ્મા અવિનાશી છે, સર્વના પ્રભુ છે, અવ્યક્ત છે અને તેમણે સ્થાવરજંગમ સમગ્ર જગતને ઉત્પન્ન કર્યું છે. તે એક બ્રાહ્મણ જ છે.[૧૫] કેટલાએક મૂર્ખ પુરુષો કહે છે કે, બ્રહ્મા એક અંડમાંથી ઉત્પન્ન થયા છે; અને તે અંડ જ્યારે ફૂટયું, ત્યારે તેના જુદા જુદા ટુકડાઓરૂપે પર્વતો, દિશાઓ, આકાશ, પૃથ્વી તથા સ્વર્ગ ઉત્પન્ન થયાં છે.[૧૬] પણ આ પ્રમાણે કહેવું તે કેવળ ભૂલભરેલું જ છે. કેમ કે બ્રહ્મા અજન્મા કહેવાય છે, તો તેમની ઉત્પત્તિ એ રીતે કેમ હોઈ શકે? માટે એ પ્રમાણે માનવું જ નહિ. અથવા બ્રહ્મા અંડમાંથી ઉત્પન્ન થયા, એ વાત આ રીતે સંભવી શકે છે. અંડ એટલે આકાશ અથવા અવ્યાકૃત અને તેમાંથી જ બ્રહ્મા ઉત્પન્ન થયા છે.[૧૭] અહીં કદાચ કોઈને શંકા થાય કે, આકાશ-માં બ્રહ્મા કેવી રીતે રહી શક્યા? તેનું સમાધાન કરવા માટે કહેવું જોઈએ કે, તે સમયે એ આકા-માં પણ બ્રહ્માને કોઈનો આધાર ન હોય તો તેમનાથી ઉત્પન્ન થયેલું આ જગત પણ કેવળ શૂન્યરૂપ જ હોય! અને વાસ્તવિક દૃષ્ટિએ તો બ્રહ્માને જ સર્વ તેજોમાં વ્યાપ્ત થયેલા પ્રભુ અહં-કાર કહેવામાં આવે છે.[૧૮] માટે જગતની ઉત્પ-ત્તિમાં કારણભૂત અંડ નથી, પણ સર્વત્ર વિરાજી રહેલા લોકરક્ષક બ્રહ્મા જ કારણભૂત છે.

વાયુએ એ પ્રમાણે કહ્યું, ત્યારે સહસ્રાર્જુન ચૂપ થઈ રહ્યો, એટલે વાયુએ પાછું આગળ ચલાવ્યું.[૧૯]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ-પર્વમાં 'વાયુ તથા સહસ્રાર્જુનનો સંવાદ' નામનો અધ્યાય ૧૫૩ મો સમાપ્ત

## अध्याय १५४ मो

### બ્રાહ્મણમાહાત્મ્ય (ચાલુ)

॥ वायुरुवाच ॥

**इमां भूमिं द्विजातिभ्यो दित्सुर्वै दक्षिणां पुरा।**
**अंगो नाम नृपो राजँस्ततश्चिंतां मही ययौ ॥१॥**

વાયુ બોલ્યો: પૂર્વે અંગ નામના રાજાએ આ પૃથ્વીને બ્રાહ્મણોને દક્ષિણામાં આપી દેવાની ઇચ્છા કરી હતી, ત્યારે હે રાજન્! પૃથ્વીને આવી ચિંતા થવા લાગી:[૧] 'આ ઉત્તમ રાજાએ પ્રાણીમાત્રને ધારણ કરનારી અને બ્રહ્મદેવની પુત્રી એવી મને સંપાદન કરી છે, છતાં શા માટે બ્રાહ્મણોને આપી દેવાની તે ઇચ્છા કરે છે?[૨] આથી હું મારા પૃથ્વીપણાનો ત્યાગ કરીને હવે બ્રહ્મદેવના સ્થાનમાં જ ચાલી જઈશ. એટલે આ રાજા પણ તેના રાજ્ય સહિત રહી શકશે નહિ.' મનમાં આવો વિચાર કરીને પૃથ્વી બ્રહ્મલોકમાં જવા ચાલી નીકળી.[૩] તે સમયે બ્રાહ્મણ કશ્યપે પૃથ્વીને બ્રહ્મલોકમાં ચાલી જતી જોઈને તુરત જ પોતાના દેહનો ત્યાગ કર્યો અને યોગના બળથી પૃથ્વીના શરીરમાં પ્રવેશ કર્યો.[૪] એટલે હે રાજા! આખી પૃથ્વી ચોતરફ સમૃદ્ધિવાળી થઈ ગઈ અને ઘાસ તથા ઔષધિઓથી ભરપૂર બની ગઈ. બીજી તરફથી ધર્મને શ્રેષ્ઠ માનનારી પૃથ્વીની અધિષ્ઠાત્રી પણ પોતાના ધર્મબળથી બ્રહ્મલોકમાં જઈને નિર્ભય સ્થિતિમાં રહેવા લાગી.[૫] આ રીતે હે રાજન્! મોટા વ્રતને ધારણ કરનારા કશ્યપ દેવતાઓનાં ત્રીસ હજાર વર્ષ પર્યંત સાવધાનપણે પૃથ્વીરૂપ રહ્યા હતા.[૬] તે પછી હે મહારાજ! બ્રહ્મલોકમાંથી આવીને પૃથ્વીદેવીએ કશ્યપને પ્રણામ કર્યા હતા અને તે મહાત્માની પુત્રીરૂપ થઈને રહી હતી. ત્યારથી આરંભી તે 'काश्यपा' નામથી સર્વત્ર પ્રસિદ્ધ થઈ છે.[૭] હે રાજન્! બ્રાહ્મણ કશ્યપ આવા પરાક્રમી હતા. બોલ, બીજો કોઈ ક્ષત્રિય એ કશ્યપના કરતાં શ્રેષ્ઠ છે?[૮]

એ સાંભળી રાજા કાર્તવીર્ય મૌન જ રહ્યો એટલે વળી પણ પવન તેને કહેવા માંડ્યું. હે રાજન્! આંગિરસ ગોત્રમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણ ઉતથ્યનું કર્મ તું સાંભળ.[૯] ભદ્રા નામની ચંદ્રની એક પુત્રી હતી. તે રૂપમાં અત્યંત શ્રેષ્ઠ હતી. તેથી ચંદ્રે બ્રાહ્મણ ઉતથ્યને જ તેના સમાન રૂપવાળો જોઈને તેના પતિ તરીકે પસંદ કર્યો હતો.[૧૦] બીજી તરફથી, સુંદર અંગવાળી અને મોટા ભાગ્યવાળી યશસ્વિની ભદ્રાએ પણ ઉત્તમ નિયમો ધારણ કરીને ઉતથ્યને વરવા માટે તીવ્ર તપ આરંભ્યું હતું.[૧૧] પછી ચંદ્રના પિતા અત્રિએ ઉતથ્યને પોતાને ત્યાં બોલાવ્યો અને તે યશસ્વિની ભદ્રાનું તેની સાથે પાણિગ્રહણ કરાવ્યું. એટલે પુષ્કળ દક્ષિણા આપનારા ઉતથ્યે પણ એ ભદ્રાને વેદોક્ત વિધિપૂર્વક પોતાની સ્ત્રી તરીકે સ્વીકારી.[૧૨] હવે શ્રીમાન વરુણદેવ પ્રથમથી જ એ ભદ્રાને મેળવવા તલપી રહ્યો હતો. એક સમયે તે યમુનાના તટ ઉપરના વનપ્રદેશમાં આવ્યો અને ઉતથ્યની ગેરહાજરીમાં ભદ્રાનું હરણ કરી ગયો.[૧૩] આમ જલેશ્વર વરુણ ભદ્રાનું હરણ કરીને તેને પોતાના નગરમાં લઈ ગયો. તે નગર અત્યંત અદ્ભુત દેખાવનું છે અને છ લાખ પાણીના ધરાઓથી વ્યાપ્ત છે.[૧૪] દિવ્ય પ્રસાદો, દિવ્ય અપ્સરાઓ, તથા દિવ્ય ભોગવિલાસોથી તે શોભી રહ્યું છે. ખરેખર, વરુણના એ નગર કરતાં વધારે સુંદર અથવા ઉત્તમ એવું બીજું એક પણ નગર જગતમાં છે જ નહિ.[૧૫] હે રાજન્! જલાધિપતિ

વરણ એ નગરમાં રહીને તે ભદ્રાની સાથે આનંદ વૈભવ ભોગવવા લાગ્યો; પણ નારદે ઉતથ્યને તેની પત્નીના અપહરણની સર્વ વાત કહી, એટલે તે સાંભળીને ઉતથ્યે નારદને કહ્યું કે, 'તમે વરણ પાસે જાઓ અને તેને આવું કઠોર વચન કહો કે, તું મારી પત્નીને છોડી દે. તેં એનું શા માટે હરણ કર્યું છે? તું લોકોનું રક્ષણ કરનાર છે, માટે જ લોકપાલ કહેવાય છે. તારે લોકોના વિનાશક થવું જોઈએ નહિ.[૧૬-૧૮] ચંદ્રે જે સ્ત્રીને મને ભાર્યા તરીકે આપી છે, તેજ સ્ત્રીનું આજે તેં હરણ કર્યું છે.' ઉતથ્યે એ પ્રમાણે કહ્યું, એટલે નારદે તેના વચન પ્રમાણે વરણદેવને કહ્યું: 'તું ઉતથ્યની ભાર્યાને છોડી દે. તેં એનું શા માટે હરણ કર્યું છે?' નારદનું એ વચન સાંભળી વરણે તેમને કહ્યું:[૧૯,૨૦] 'આ સ્ત્રી મારી પ્રિય પત્ની થયેલી છે, માટે હું તેનો ત્યાગ કરવા ઉત્સાહ ધરી શકતો નથી.' વરણે એ પ્રમાણે કહ્યું, એટલે નારદે ઉતથ્યમુનિ પાસે આવીને અત્યંત ઉદાસ મનથી તેમને કહ્યુ કે,[૨૧] હે મહામુનિ! વરણે મને ગળચી પકડીને તેના ઘરમાંથી બહાર કાઢી મૂક્યો છે અને તે તમારી સ્ત્રીને પાછો આપતો નથી. માટે તમારે જે કરવું હોય તે કરો.'[૨૨] નારદનાં એ વચન સાંભળી અંગિરા ગોત્રના મહાતપસ્વી મુનિ ઉતથ્ય ક્રોધથી સળગી ઊઠ્યા. તેમણે પોતાના તપના તેજથી જગતનું સર્વ જળ થંભાવી દઈને પીવા માંડ્યું.[૨૩] આમ ઉતથ્યમુનિએ સર્વ જળ પીવા માંડ્યું અને પોતાના મિત્રોએ ઘણી ઘણી પ્રાર્થના કરી છતાં વરણદેવે ઉતથ્યની સ્ત્રીને છોડી નહિ.[૨૪] હવે બ્રાહ્મણોત્તમ ઉતથ્ય ક્રોધાયમાન થઈ ને પૃથ્વીને કહેવા લાગ્યા કે, 'હે ભદ્રા! તું મને છ લાખ પાણીના ધરાઓવાળું વરણનું નિવાસસ્થાન દેખાડ.'[૨૫] એટલે પછી સમુદ્ર તે પ્રદેશ ઉપરથી ખસી ગયો અને ત્યાંની ક્ષાર જમીન પ્રકટ થઈ. પછી તે પ્રદેશ ઉપરથી વહેતી સરસ્વતી નદીને બ્રાહ્મણશ્રેષ્ઠ ઉતથ્યમુનિએ કહ્યું:[૨૬] 'હે ભીરુ! હે સરસ્વતી! તું અહીંથી અદશ્ય થઈને મરુ નામના દેશ પ્રત્યે ચાલી જા. હે શુભા! તેં ત્યજેલો આ દેશ ભલે અપવિત્ર થઈ જાઓ.'[૨૭] આ રીતે પોતાના સર્વ પ્રદેશને ઉતથ્યે શુષ્ક કરી નાખ્યો એટલે જળનો પતિ વરણદેવ તેમની ભાર્યા ભદ્રાને લઈને તેમને શરણે ગયો.[૨૮] ઉતથ્ય પણ પોતાની ભાર્યાને સ્વીકારીને મનમાં પ્રસન્ન થયા. વળી હે હૈહય! તેમણે આખા જગતને તથા વરણને દુઃખમાંથી મુક્ત કર્યાં.[૨૯] પછી હે રાજા! ધર્મવેત્તા મહાતપસ્વી ઉતથ્યે પોતાની ભાર્યા મેળવીને વરુણને જે વચન કહ્યું હતું તે તું સાંભળ: 'હે જલાધિપ! તું આ રીતે બૂમો પાડતો જ રહ્યો અને મેં મારા તપના બળથી મારી સ્ત્રી તારી પાસેથી લીધી છે.' એમ કહીને તે પોતાની સ્ત્રીને સાથે લઈને પોતાને ઘેર ગયા.[૩૦,૩૧] હે રાજન્! બ્રાહ્મણશ્રેષ્ઠ ઉતથ્ય આવા પ્રભાવશાળી હતા, એ મેં તને કહ્યું. બોલ, ઉતથ્ય કરતાં શ્રેષ્ઠ એવો કયો ક્ષત્રિય છે?'

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'પવન તથા સહસ્રાર્જુનનો સંવાદ' નામનો અધ્યાય ૧૫૪મો સમાપ્ત

# अध्याय १५५ मो

## બ્રાહ્મણમાહાત્મ્ય (ચાલુ)

॥ भीष्म उवाच ॥

इत्युक्तः स नृपस्तूष्णीमभूद्वायुस्ततोऽब्रवीत् ।
शृणु राजन्नगस्त्यस्य माहात्म्यं ब्राह्मणस्य ह ॥

ભીષ્મ બોલ્યા: વાયુએ એ પ્રમાણે કહ્યું એટલે રાજા સહસ્રાર્જુન મૂંગો જ રહ્યો. તે જોઈ વાયુએ પાછું આગળ ચલાવ્યું: 'હે રાજન્! હવે બ્રાહ્મણ અગસ્ત્યનું માહાત્મ્ય તું સાંભળ.[૧] હે હૈહયસિંહ! પૂર્વે અસુરોએ સર્વ દેવતાઓનો પરાજય કર્યો અને તેમને ઉત્સાહભ્રષ્ટ કર્યા, ત્યારે દેવતાઓના

ચક્રો બંધ પડી ગયા, પિતૃઓની સ્વધાઓનો લોપ થઈ ગયો અને દાનવોએ મનુષ્યોનાં યજ્ઞયાગાદિ કર્મો પણ બંધ પાડી દીધાં. તે સમયે ઐશ્વર્યથી ભ્રષ્ટ થયેલા દેવતાઓ પૃથ્વી પર જ્યાંત્યાં ભટકતા હતા, એમ અમે સાંભળ્યું છે.[૨,૩] પછી હે રાજન્ ! એક સમયે દેવતાઓએ સૂર્ય સમાન તેજસ્વી અને મહાન વ્રત ધારણ કરનારા તેજોયુક્ત અગસ્ત્યઋષિને જોયા.[૪] હે જગનાથ ! દેવતાઓએ તેમને વંદન કરીને પ્રથમ કુશળપ્રશ્ન પૂછયો. પછી તેમણે તે સમયે એ મહાત્માને આ વાક્ય કહ્યું:[૫] 'હે મુનિશ્રેષ્ઠ ! દાનવોએ યુદ્ધમાં અમારો પરાજય કર્યો છે અને અમને ઐશ્વર્યથી ભ્રષ્ટ કરી મૂક્યા છે, માટે તમે આ તીવ્ર ભયથી અમારું રક્ષણ કરો.'[૬] દેવોએ એ પ્રમાણે કહ્યું, એટલે તેજસ્વી અગસ્ત્ય દાનવો પર કોપાયમાન થઈ ગયા અને પ્રલયકાળના અગ્નિની પેઠે એકદમ પ્રજ્વળી ઊઠ્યા.[૭] હે મહારાજ ! તેમણે પોતાનાં પ્રદીપ્ત કિરણોથી દાનવોને બાળી નાખ્યા, એટલે તે હજારો દાનવો આકાશમાંથી પૃથ્વી પર પડવા લાગ્યા.[૮] આમ જ્યારે દૈત્યો અગસ્ત્યના તેજથી બળવા માંડ્યા, ત્યારે તેમાંના કેટલાએક બન્ને લોકનો ત્યાગ કરીને દક્ષિણ દિશામાં ચાલ્યા ગયા.[૯] તે સમયે બળિરાજા પૃથ્વી પર રહીને અશ્વમેધ યજ્ઞ કરતો હતો તેથી તે બળિરાજા અને પાતાળમાં તેમ જ પૃથ્વીમાં વસી રહેલા બીજા કેટલાએક મહાસુરો જ માત્ર બળી ગયા ન હતા.[૧૦] પછી હે રાજા ! દેવતાઓએ નિર્ભય થઈને પુનઃ સર્વ લોકોને સંપાદન કર્યા અને ફરી પણ તેમણે અગસ્ત્ય મુનિને કહ્યું કે, 'જે અસુરો પૃથ્વી પર રહેલા છે તેમનો પણ તમે સંહાર કરી નાખો.'[૧૧] એટલે હે રાજા ! અગસ્ત્યે દેવો પ્રત્યે કહ્યું કે, 'પૃથ્વી પર રહેલા અસુરોને હું બાળી શકીશ નહિ; કેમ કે તેમ કરવાથી મારું તપોબળ બળીને ક્ષીણ થઈ જાય. માટે જ હું તેમ કરી શકીશ નહિ.'[૧૨] હે રાજન્ ! એ રીતે તપથી શુદ્ધાત્મા થયેલા ભગવાન અગસ્ત્યે દાનવોને પોતાના તેજથી બાળી નાખ્યા હતા.[૧૩] હે નિર્દોષ રાજા ! અગસ્ત્ય આવા પ્રભાવશાળી હતા, એ વાત મેં તને કહી. હજી પણ હું તને કહું છું કે બોલ, તેવો કયો ક્ષત્રિય એ અગસ્ત્યના કરતાં પણ શ્રેષ્ઠ છે?[૧૪]

ભીષ્મ બોલ્યા : વાયુએ એ પ્રમાણે કહ્યું ત્યારે રાજા કાર્તવીર્ય મૌન જ રહ્યો, એટલે વળી પણ વાયુએ આગળ ચલાવ્યું : 'હે રાજન્ ! યશસ્વી વસિષ્ઠનું આ મુખ્ય કર્મ તું સાંભળ.[૧૫] પૂર્વે વસિષ્ઠનું ગૌરવ જાણીને તેમ જ વ્રતથી વસિષ્ઠને શરણે જઈને સર્વ આદિત્યોએ માનસસરોવર ઉપર યજ્ઞનો આરંભ કર્યો હતો.[૧૬] તે સમયે યજ્ઞદીક્ષા લઈને કૃશ થયેલા તે સર્વ આદિત્યોને ત્યાં યજ્ઞ કરતા જોઈને પર્વત સમાન પ્રચંડ શરીરવાળા ખલિન નામના દાનવોએ તેમનો વધ કરવાની મનમાં ઇચ્છા કરી.[૧૭] સર્વ આદિત્યોએ જે પ્રદેશ ઉપર યજ્ઞનો આરંભ કર્યો હતો, તેની સમીપમાં જ માનસસરોવર આવ્યું હતું. હવે એ સરોવરના સંબંધમાં બ્રહ્મદેવે દાનવોને વરદાન આપ્યું હતું કે, 'તમને જ્યારે કોઈ મારવા માંડે ત્યારે આ સરોવરમાં તમે સ્નાન કરજો, એટલે તમે પાછા જીવતા થશો.' આ વરદાનના પ્રભાવથી તે સમયે દાનવોને જેમ જેમ મારવામાં આવતા હતા, તેમ તેમ તેઓ એ સરોવરોમાં સ્નાન કરીને પાછા જીવતા થતા હતા.[૧૮] તે દશ હજાર દાનવો મહાઘોર પર્વતોને, પરિઘોને તથા વૃક્ષોને હાથમાં લઈ લઈને માનસસરોવરના જળને લગભગ સો યોજન સુધી ઊંચે ઉછાળવા લાગ્યા. આમ તેઓ દેવતાઓ પર ચઢી આવ્યા, ત્યારે તેના પ્રહારોથી પીડા પામેલા દેવતાઓ ઇંદ્રને શરણે ગયા. ઇંદ્ર પણ તેમની સાથે યુદ્ધ કરીને ગભરાઈ ગયો

અને વસિષ્ઠને શરણે ગયો, એટલે ભગવાન વસિષ્ઠ-ઋષિએ સર્વ દેવતાઓને અભય આપ્યું.[૧૯-૨૧] તે સમયે દેવતાઓને દુઃખી થયેલા જાણીને મુનિ વસિષ્ઠને તેમના પર દયા આવી. તેથી તેમણે પોતાના તેજના પ્રભાવથી વિનાપ્રયત્ને સર્વ ખલિનોને બાળી નાખ્યા.[૨૨] વળી તે મહાતપસ્વી વસિષ્ઠે કૈલાસ પ્રત્યે વહેનારી ગંગા નદીને તે માનસસરોવર સુધી આણી, એટલે એ નદીએ તે દિવ્ય સરોવરને ફોડી નાખ્યું.[૨૩] તે સમયે એ સરોવરના ફાટી જવાથી જે જળપ્રવાહ ચાલુ થયો, તે સરયૂ નામની નદી તરીકે પ્રસિદ્ધ થયો અને જે પ્રદેશ ઉપર ખલિન દાનવોનો સંહાર કરવામાં આવ્યો હતો, તે પ્રદેશ પણ 'ખલિન' નામથી પ્રસિદ્ધ થયો.[૨૪] આ રીતે મહાત્મા વસિષ્ઠે ઇંદ્ર સહિત દેવતાઓનું રક્ષણ કર્યું હતું, અને બ્રહ્મદેવે જેમને વર આપ્યો હતો, તે સર્વ દૈત્યોનો સંહાર કર્યો હતો.[૨૫] હે નિર્દોષ રાજા! વસિષ્ઠનું એ કર્મ મેં તને કહ્યું. તે ઉપરથી હું તને કહું છું કે, બોલ, એ વસિષ્ઠના કરતાં શ્રેષ્ઠ એવો કયો ક્ષત્રિય છે?[૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મ-પર્વમાં 'પવન તથા સહસ્રાર્જુનનો સંવાદ' નામનો અધ્યાય ૧૫૫મો સમાપ્ત

## अध्याय १५६मो

### બ્રાહ્મણમાહાત્મ્ય (ચાલુ)

॥ भीष्म उवाच ॥

इत्युक्तस्त्वर्जुनस्तूष्णीमभूद्वायुस्तमब्रवीत् ।
शृणु मे हैहयश्रेष्ठ कर्मात्रेः सुमहात्मनः ॥ १ ॥

ભીષ્મ બોલ્યા : વાયુએ એ પ્રમાણે કહ્યું એટલે સહસ્રાર્જુન મૌન જ રહ્યો. તે પછી વાયુએ વળી પણ તેને કહેવા માંડ્યું કે, 'હે હૈહયશ્રેષ્ઠ! મારી પાસેથી મહાત્મા અત્રિનું કર્મ તું સાંભળ.[૧] પૂર્વે દેવો તથા દાનવોએ સામસામા આવી જઈને ઘોર અંધકારમાં યુદ્ધ કર્યું હતું. તે સમયે રાહુએ ઉપરાઉપરી બાણો મારીને ચંદ્ર તથા સૂર્યને વીંધી નાખ્યા હતા.[૨] હે રાજસિંહ! તે પછી મહાબળવાન દાનવોએ અંધારાથી ઘેરાઈ ગયેલા દેવતાઓને એકીસાથે મારવા માંડ્યા.[૩] તેથી તે દેવતાઓ અસુરોનો માર ખાઈને ક્ષીણ બળવાળા થઈ પડ્યા. તે સમયે દેવોએ તપોધન અત્રિ બ્રાહ્મણને તપ કરી રહેલા જોયા.[૪] હવે દેવોએ તે ક્રોધયુક્ત અને જિતેંદ્રિય બ્રાહ્મણને કહ્યું કે, 'હે પ્રભુ! આ ચંદ્ર તથા સૂર્યને અસુરોએ બાણો મારીને વીંધી નાખ્યા છે.[૫] આમ સર્વત્ર અંધકારને લીધે શત્રુઓ અમને મારે છે. માટે હે પ્રભુ! આ ભયથી તમે અમારું રક્ષણ કરો. અમને કોઈ સ્થળે પણ શાંતિ મળતી નથી.'[૬]

અત્રિ બોલ્યા : 'હું તમારી કેવી રીતે રક્ષા કરું?' તે સાંભળી દેવતાઓએ કહ્યું કે, 'તમે અંધકારનો નાશ કરનાર ચંદ્ર તથા સૂર્ય થાઓ અને અમારા શત્રુઓનો નાશ કરી નાખો.'[૭] દેવતાઓએ એ પ્રમાણે કહ્યું, ત્યારે અત્રિઋષિ અંધકારનો નાશ કરનાર ચંદ્રમા થયા અને ચંદ્રના જેવા જ પ્રિય દેખાવના થઈને પોતાના સૌમ્યભાવથી સર્વના તરફ જોવા લાગ્યા.[૮] હે રાજા! તે વેળા ચંદ્ર તથા સૂર્યને નિસ્તેજ થયેલા જોઈને ભગવાન અત્રિએ પોતાના તપોબળથી રણસંગ્રામમાં પ્રકાશ કરી મૂક્યો હતો અને જગતને અંધકારથી મુક્ત કરીને પ્રદીપ્ત કર્યું હતું.[૯,૧૦] તેમણે પોતાના તેજથી દેવતાઓના અનેક શત્રુઓનો પરાજય કર્યો હતો. આમ તે સમયે અત્રિએ મોટા મોટા અસુરોને બાળી નાખવા માંડ્યા, તે જોઈને દેવો પણ અત્રિઋષિના રક્ષણ તળે રહીને પરાક્રમપૂર્વક અસુરોનો નાશ કરવા લાગ્યા. એ રીતે ઉત્તમ તેજવાળા અત્રિઋષિએ સૂર્યને પ્રકાશિત કર્યો હતો, દેવોનું રક્ષણ કર્યું હતું, સર્વ અસુરોનો સંહાર કર્યો હતો અને પોતાનું સામર્થ્ય પ્રકટ કર્યું

હતું. હે રાજર્ષિ ! બ્રાહ્મણ અત્રિ માત્ર અગ્નિની જ સહાયતાવાળા હતા, ગાયત્રીનો જપ કરનારા હતા, મૃગચર્મનાં વસ્ત્રો પહેરનારા હતા અને ફળોનું જ ભક્ષણ કરનારા હતા. છતાં તેમણે કેવું કર્મ કર્યું હતું, તે તું જો. મહાન મહાત્મા અત્રિનું જે કર્મ હતું, તે મેં તને વિસ્તારથી કહ્યું છે, તે ઉપરથી હું તને પૂછું છું કે, એ અત્રિના કરતાં શ્રેષ્ઠ એવો કયો ક્ષત્રિય છે? તે તું મને કહે.[૧૧-૧૪]

વાયુએ એ પ્રમાણે કહ્યું, ત્યારે સહસ્રાર્જુન મૌન જ બેસી રહ્યો; એટલે વાયુએ વળી પણ તેને કહેવા માંડ્યું: 'હે રાજન્! મહાત્મા ચ્યવનનું મહાન કર્મ તું સાંભળ. ચ્યવનઋષિએ અશ્વિનીકુમારોને દેવોની સાથે સોમપાન કરાવી આપવાનું વચન આપ્યું હતું અને ઇંદ્રને કહ્યું હતું કે, 'સર્વ દેવોની સાથે અશ્વિનીકુમારોને પણ તું સોમપાન કરનારા કર.[૧૫,૧૬]

ઇંદ્ર બોલ્યો: અમે આ અશ્વિનીકુમારોને નિંદ્ય ગણી કાઢેલા છે, તેથી તેઓ સોમપાન કરનારા કેમ થઈ શકે? વળી તેઓ દેવોની સમાન પણ નથી. માટે તમારે એ વિષે અમને કહેવું નહિ.[૧૭] હે મહાવ્રતધારી બ્રાહ્મણ! અમે અશ્વિનીકુમારોની સાથે સોમપાન કરવાને ઇચ્છી શકતા નથી. માટે એ સિવાય તમે જે વચન કહેશો તેનું પાલન કરવા માટે અમે તૈયાર છીએ.

ચ્યવન બોલ્યા : હે સુરેશ્વર ! આ અશ્વિનીકુમારો સર્વ દેવોની સાથે બેસીને સોમપાન કરે, એમ હું ઇચ્છું છું; કેમ કે તેઓ બન્ને પણ દેવ જ છે અને સૂર્યના પુત્ર છે.[૧૮,૧૯] હે દેવો ! મારા આ વચનને તમે માન્ય કરો. તમે એ મારા કહેવા પ્રમાણે કરશો તો તમારું કલ્યાણ થશે, પણ એ પ્રમાણે નહિ કરો, તો તમારું કલ્યાણ થશે નહિ.

ઇંદ્ર બોલ્યો : હે બ્રાહ્મણવર ! હું આ અશ્વિનીકુમારો સાથે કદી સોમપાન કરીશ નહિ. બીજા દેવતાઓને તે પ્રમાણે કરવું હોય તો ભલે કરે, પણ હું તો તે પ્રમાણે કરવાનો ઉત્સાહ ધરાવી શકતો નથી.[૨૦,૨૧]

ચ્યવન બોલ્યા : ઓ બલદૈત્યનો નાશ કરનાર ઇંદ્ર! આ સમયે તું મારા કહેવા પ્રમાણે નહિ કરે, તો મારા યજ્ઞમાં મારે હાથે અત્યંત દુઃખી થઈને-પણ તારે તત્કાળ સોમપાન કરવું પડશે.[૨૨]

વાયુ બોલ્યો : તે પછી ચ્યવનઋષિએ અશ્વિનીકુમારોનું હિત કરવા માટે એકાએક યજ્ઞકર્મનો આરંભ કર્યો અને તેમાં મંત્રો દ્વારા સર્વ દેવોનો પરાજય કર્યો.[૨૩] ચ્યવને યજ્ઞકર્મ આરંભ્યું તે જોઈને ઇંદ્ર ક્રોધથી ધૂંધવાઈ ઊઠ્યો અને એક વિશાળ પર્વત ઊંચકીને ચ્યવન સામે ધસ્યો.[૨૪] ત્યારે એ ઇંદ્ર ભગવાનનાં નેત્રો અમર્ષથી આકુળ-વ્યાકુળ થઈ ગયાં હતાં, તેમ જ તેણે વજ્ર પણ ઉગામ્યું હતું. તપસ્વી ચ્યવને ઇંદ્રને આમ ધસી આવતો જોઈને જળની અંજલિ છાંટી અને તેને વજ્ર તથા પર્વત સાથે થંભાવી દીધો. પછી તે મહામુનિએ ઇંદ્રનો એક ઘોર શત્રુ ઉત્પન્ન કર્યો. તેનું નામ 'મદ' હતું. તે એક આહુતિરૂપ જ હતો. તેણે પોતાનું મુખ ફાડ્યું હતું અને તેને સો સો યોજનના હજારો દાંત હતા.[૨૫-૨૭] તેની દાઢો મહાભયંકર હતી અને બસો બસો યોજન જેવડી હતી. તેની હડપચી છેક પૃથ્વીનો સ્પર્શ કરતી હતી અને તેનું મુખ છેક આકાશને અડતું હતું.[૨૮] જેમ એક મહાસાગરમાં સર્વ માછલાંઓ મોટા મગરમચ્છના મુખમાં આવી પડે, તેમ ઇંદ્ર સહિત સર્વ દેવતાઓ એની જીભના મૂળ ભાગમાં આવી પડ્યા હતા.[૨૯] હવે મદના મુખભાગની સમીપમાં આવી પડેલા એ દેવતાઓએ માંદોમાંહે વિચાર કરીને ઇંદ્રને એકીસાથે કહ્યું: 'તું આ બ્રાહ્મણને હવે પ્રણામ કરી દે.[૩૦] આપણે

બધા કોઈ જાતનો સંતાપ કર્યા વિના અશ્વિનીકુમારો સાથે સોમપાન કરી લઈએ.' તે સાંભળી ઇંદ્ર ચ્યવનઋષિને નમી પડ્યો અને તેણે ચ્યવનઋષિના કહેવા પ્રમાણે જ કર્યું.[૩૧] એ રીતે ચ્યવને અશ્વિનીકુમારોને સોમપાન કરતા કર્યા હતા. પછી તે વીર્યવાન મુનિએ યજ્ઞકર્મ સમાપ્ત કરીને મદને જુગાર, મૃગયા, મદ્યપાન તથા સ્ત્રીઓ આ ચારેમાં સરખે ભાગે વહેંચી આપ્યો હતો.[૩૨,૩૩] હે રાજન્! સર્વ મનુષ્યો એ ચાર દોષોથી જ વિનાશ પામે છે એમાં સંશય નથી. માટે પ્રત્યેક મનુષ્યે ચારે દોષોનો નિત્ય દૂરથી જ ત્યાગ કરી દેવો.[૩૪] હે રાજન્! મહાત્મા ચ્યવનનું કર્મ પણ મેં તને કહ્યું. આથી હું તને પૂછું છું કે, બોલ, બ્રાહ્મણના કરતાં કોઈ ક્ષત્રિય શ્રેષ્ઠ છે?[૩૫]

ઇતિ શ્રીમદ્મહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'વાયુ તથા સહસ્રાર્જુનનો સંવાદ' નામનો અધ્યાય ૧૫૬મો સમાપ્ત

## अध्याय १५७मो

### બ્રાહ્મણમાહાત્મ્ય (ચાલુ)

॥ भीष्म उवाच ॥

तूष्णीमासीदर्जुनस्तु पवनस्त्वब्रवीत् पुनः ।
शृणु मे ब्राह्मणेष्वेव मुख्यं कर्म जनाधिप ॥ १ ॥

ભીષ્મ બોલ્યા: તે સાંભળી સહસ્રાર્જુન મૌન જ રહ્યો, એટલે વાયુએ વળી પણ તેને કહેવા માંડ્યું: 'હે રાજા! મુખ્ય મુખ્ય કર્મ કેવળ બ્રાહ્મણોમાં જ જોવામાં આવે છે. તે વિષે તું મારી પાસેથી સાંભળ.[૧] જે સમયે ઇંદ્ર સહિત સર્વ દેવતાઓ મદના મુખમાં આવી પડ્યા હતા, તે સમયે જ ચ્યવનઋષિએ તેમની પાસેથી આખી પૃથ્વીને લઈ લીધી હતી અને બીજી તરફથી કપ નામના દાનવોએ તેમનું સ્વર્ગ હરી લીધું હતું. આ રીતે બંને લોકનું હરણ થયેલું જાણીને તે દેવતાઓ દુ:ખી થઈ ગયા અને શોકાતુર થઈને મહાત્મા બ્રહ્મદેવને શરણે ગયા.[૨,૩]

દેવો બોલ્યા: હે લોકપૂજિત પ્રભુ! અમે મદના મુખમાં સપડાઈ પડ્યા છીએ, તેથી ચ્યવનઋષિએ અમારી પાસેથી પૃથ્વીને હરી લીધી છે અને કપ દાનવોએ સ્વર્ગને હરી લીધું છે.[૪]

બ્રહ્મા બોલ્યા: હે દેવતાઓ! તમે ઇંદ્રને સાથે લઈને બ્રાહ્મણોને શરણે જાઓ, તેમને પ્રસન્ન કરીને તમે બંને લોકને પૂર્વની પેઠે સંપાદન કરી શકશો.[૫]

તે સાંભળી દેવતાઓ બ્રાહ્મણોને શરણે ગયા. એટલે તે બ્રાહ્મણોએ કહ્યું કે, 'અમે તમારા કયા શત્રુઓનો પરાજય કરીએ?' ત્યારે દેવોએ તેમને કહ્યું કે, 'તમે કપ નામના દૈત્યનો પરાજય કરો.'[૬] તે સાંભળી બ્રાહ્મણોએ કહ્યું કે, 'અમે પૃથ્વી પર રહેલા દૈત્યોનો પરાજય કરીએ છીએ.' એમ કહીને બ્રાહ્મણોએ કપ દૈત્યોનો વિનાશ કરનારા કર્મનો આરંભ કર્યો.[૭] આ વાત કપ દૈત્યોના સાંભળવામાં આવી, એટલે તેમણે 'ધની' નામના એક દૂતને બ્રાહ્મણો પાસે મોકલ્યો. તેણે બ્રાહ્મણોને તે તે દૈત્યોએ કહેવડાવેલું આવું વચન કહેવા માંડ્યું: 'સર્વે કપો તમારા જેવા જ છે, છતાં તમે અહીં શું કરવા માંડ્યું છે? સર્વે કપો વેદને જાણનારા છે, બુદ્ધિમાન છે અને યજ્ઞો કરનારા છે.[૮,૯] સર્વે સત્યવ્રતને ધારણ કરનારા છે, સર્વે મોટા ઋષિઓ સમાન છે. તેમની સમીપમાં લક્ષ્મી રમણ કરી રહી છે અને તેઓ લક્ષ્મીને ધારણ કરી રહ્યા છે.[૧૦] ઋતુકાળ વિના તેઓ વૃથા સ્ત્રીગમન કરતા નથી અને શ્રાદ્ધાદિ નિમિત્ત વિના તેઓ વૃથા માંસભક્ષણ કરતા નથી. તેઓ પ્રદીપ્ત અગ્નિમાં હોમહવન કર્યા કરે છે અને ગુરુઓના વચનને માન્ય કરે છે. તેઓ સર્વે મનને વશ રાખનારા છે, બાળકોને અન્નાદિનો વિભાગ પ્રથમ અર્પણ કરનારા છે, સર્વે સમીપમાં રહીને ધીમે ધીમે માર્ગગમન કરે છે, રજસ્વલા સ્ત્રીનું

કદી સેવન કરતા નથી, સ્વર્ગરૂપ ગતિને પામનારા છે અને સર્વ શુભ કર્મ કરનારા છે.[૧૧,૧૨] ગર્ભિણી તથા વૃદ્ધ આદિએ જ્યાં સુધી ભોજન કર્યું ન હોય, ત્યાં સુધી તેઓ ભોજન કરતા નથી; તેઓ દિવસના પૂર્વ ભાગમાં કદી જુગાર ખેલતા નથી અને દિવસે કદી શયન કરતા નથી.[૧૩] કપ દૈત્યો આવા આવા બીજા અનેક ગુણોથી યુક્ત છે, છતાં તમે તેમનો કેવી રીતે પરાજય કરી શકશો ? તમે આ મારણકર્મ કરતાં અટકો. તમે આ કર્મથી અટકશો, તો જ સુખી થશો.[૧૪]

બ્રાહ્મણો બોલ્યા : ઓ ધની ! અમે કપ દૈત્યોનો અવશ્ય પરાજય કરીશું. દેવોએ અમારું સ્મરણ કર્યું છે, માટે અમારે કપ દૈત્યોને મારવા જ જોઈએ. તું જેમ આવ્યો છે, તેમ પાછો ચાલ્યો જા.[૧૫]

હવે ધની કપો પાસે ગયો અને બોલ્યો કે, 'બ્રાહ્મણો તમારું પ્રિય કરશે નહિ.' તે પછી સર્વે કપો જુદાં જુદાં અસ્ત્રો ગ્રહણ કરીને બ્રાહ્મણો સામા ચડી આવ્યા.[૧૬] ઊંચી ધજાઓવાળા સર્વે બ્રાહ્મણો પણ કપોને પોતાની સામા ચડી આવેલા જોઈને કપોના પ્રાણોનો નાશ કરી નાખે તેવા બળબળતા અગ્નિઓને તેમની સામે ફેંકવા લાગ્યા.[૧૭] હે રાજા ! આકાશમાં જેમ વાદળાં શોભે તેમ બ્રાહ્મણોએ ફેંકેલા તે સનાતન અગ્નિઓ કપોનો સંહાર કરી નાખીને અત્યંત શોભવા લાગ્યા. બીજી તરફથી સર્વ દેવતાઓ રણમાં દાનવોનો નાશ કરી રહ્યા હતા; તેથી તેઓ જાણી શક્યા ન હતા કે બ્રાહ્મણોએ કપ દૈત્યોનો નાશ કરી નાખ્યો છે.[૧૮,૧૯] પછી હે રાજા ! મહાતેજસ્વી નારદે દેવોને સમાચાર આપ્યા કે, 'મહાભાગ બ્રાહ્મણોએ કપોને પોતાના તેજથી સંહારી નાખ્યા છે.' નારદનું એ વચન સાંભળી સર્વ દેવતાઓ અત્યંત પ્રસન્ન થયા અને તેઓ યશસ્વી બ્રાહ્મણોની પ્રશંસા કરવા લાગ્યા. તે પછી સર્વ દેવતાઓનું વીર્ય તથા તેજ પ્રતિદિન વધવા માંડ્યું અને તેમણે ત્રણે લોકમાં માન્ય થયેલા દેવપણાને પુનઃ પ્રાપ્ત કર્યું.[૨૧,૨૨]

હે મહાબાહુ યુધિષ્ઠિર ! વાયુએ જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે સહસ્રાર્જુને તેની સામી પૂજા કરીને જે પ્રત્યુત્તર આપ્યો હતો, તે તું સાંભળ.[૨૩]

સહસ્રાર્જુન બોલ્યો : હે પ્રભુ ! હું સર્વથા બ્રાહ્મણોને માટે જ જીવી રહ્યો છું, બ્રાહ્મણોનો ભક્ત છું અને બ્રાહ્મણોને નિત્ય પ્રણામ કરું છું.[૨૪] મેં દત્તાત્રેયના પ્રસાદથી જ આવું બળ પ્રાપ્ત કર્યું છે, લોકમાં ઉત્તમ કીર્તિ મેળવી છે અને મહાન ધર્મનું આચરણ કર્યું છે.[૨૫] અહો ! હે વાયુદેવ ! તમે મને બ્રાહ્મણોનાં અદ્‌ભુત કર્મો યથાર્થ રીતે કહ્યાં છે અને મેં સાવધાન થઈને સંપૂર્ણ રીતે તેમનું શ્રવણ કર્યું છે.[૨૬]

વાયુ બોલ્યો : તું તારા ક્ષાત્રધર્મને અનુસરીને બ્રાહ્મણોનું પાલન કર તથા તારી ઇંદ્રિયોને વશ રાખ. તારા પર ભૃગુવંશના બ્રાહ્મણો તરફથી ભયંકર ભય આવી પડશે. પણ તે ભય અમુક કાળે જ પ્રાપ્ત થશે.[૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'બ્રાહ્મણમાહાત્મ્ય' નામનો અધ્યાય ૧૫૭મો સમાપ્ત

## अध्याय १५८मो

### મહાપુરુષમાહાત્મ્ય

॥ युधिष्ठिर उवाच ॥

ब्राह्मणानर्चसे राजन् सततं संशितव्रतान् ।
कं तु कर्मोदयं दृष्ट्वा तानर्चसि जनाधिप ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે રાજન્ ! તમે નિત્ય તીક્ષ્ણ વ્રતધારી બ્રાહ્મણોની પૂજા કરો છો, તો હે જનેશ્વર ! તમે કયા કર્મફળને જોઈને તેમનું પૂજન કરો છો ? હે મહાવ્રતધારી ! તમે કઈ સમૃદ્ધિને અથવા કયાં ફળને જોઈને બ્રાહ્મણોની પૂજા

કરવામાં આસક્ત રહો છો અને તેઓનું નિત્ય પૂજન કરો છો? હે મહાબાહુ! એ સર્વ વાત તમે મને કહો.[2]

ભીષ્મ બોલ્યા : આ મહાબુદ્ધિમાન કેશવ બ્રાહ્મણોની પૂજામાં શું ફળ રહ્યું છે, એ સર્વ વાત તને કહેશે; કેમકે એ મહાવ્રતીએ બ્રાહ્મણોની પૂજાથી પ્રાપ્ત થનારા ફળને જોયું છે.[3] વળી આજે મારું બળ, મારા કાન, મારી વાણી, મારું મન, મારાં નેત્રો અને મારું વિશુદ્ધ જ્ઞાન, એ સર્વ જાણે ક્ષીણ થઈ ગયું હોય એમ મને લાગે છે. આથી હું માનું છું કે, મારો દેહત્યાગ હવે અલ્પ સમયમાં જ થશે. વળી આજે તો સૂર્ય પણ અત્યંત ધીમો ચાલે છે.[4] હે રાજન્! પુરાણધર્મશાસ્ત્રમાં બ્રાહ્મણોના, ક્ષત્રિયોના, વૈશ્યોના તથા શૂદ્રોના જે જે મહાન ધર્મો કહેવામાં આવ્યા છે અને જે ધર્મનું તેઓ ઉપાસન કરે છે તે મેં કહી સંભળાવ્યા છે. છતાં હે પાર્થ! જે ધર્મ કહેતાં બાકી રહી ગયા હોય, તે તું શ્રીકૃષ્ણ પાસેથી શીખી લેજે.[5] આ શ્રીકૃષ્ણને હું યથાર્થ રીતે જાણું છું. વળી આ શ્રીકૃષ્ણ જેવા સ્વરૂપવાળા છે અને તેમનું પુરાણું બળ જેવા પ્રકારનું છે, તે પણ હું જાણું છું. હે કૌરવેંદ્ર! આ કેશવનો આત્મા ખરેખર અમાપ છે. માટે એ તને જ્યાં જ્યાં સંશય પડશે, ત્યાં ત્યાં ધર્મ કહી સંભળાવશે.[6] આ શ્રીકૃષ્ણે પૃથ્વી, આકાશ તથા સ્વર્ગને ઉત્પન્ન કર્યાં છે અને તેમના દેહમાંથી જ પૃથ્વી ઉત્પન્ન થઈ છે. આ ભયંકર બળવાળા શ્રીકૃષ્ણ પુરાણ વરાહરૂપ છે અને તેમણે પર્વતોને તથા દિશાઓને સરજી છે.[7] વળી પાતાળ, અંતરિક્ષ, સ્વર્ગ, ચાર દિશાઓ અને ચાર વિદિશાઓ પણ તેમની જ સૃષ્ટિ છે અને તેમણે જ આ પુરાણું વિશ્વ રચ્યું છે.[8] એમની નાભિમાં એક કમળ ઉત્પન્ન થયું હતું અને તેમાં મહાતેજસ્વી એવા તે પોતે જ (બ્ર ારૂપે) ઉત્પન્ન થયા હતા હે પાર્થ! તેમણે સમુદ્રની પણ તર્જના કરનારા અને જગતના આદિ કાળમાં સર્વત્ર સ્થિતિ કરી રહેલા ઘોર અંધારાનો નાશ કર્યો હતો.[9] હે કુંતીપુત્ર! શ્રીકૃષ્ણ સત્યયુગમાં સંપૂર્ણ ધર્મરૂપ હતા, ત્રેતાયુગમાં જ્ઞાનરૂપ હતા, દ્વાપરયુગમાં બળરૂપ હતા અને કલિયુગમાં અધર્મરૂપે પૃથ્વી પર આવ્યા છે.[10] તે જ આદિદેવે પૂર્વે દૈત્યોનો સંહાર કર્યો હતો, તે જ બલિદૈત્યરૂપે ચક્રવર્તી રાજા થયા હતા, તે જ પ્રાણીમાત્રના ઉત્પાદક છે, તે જ ભૂત તથા ભવિષ્યકાળરૂપ છે અને તે જ આ સમગ્ર જગતનું રક્ષણ કરનારા છે.[11] જે સમયે ધર્મનો હ્રાસ થાય છે, તે સમયે આ કૃષ્ણ દેવોના વંશમાં અથવા મનુષ્યોમાં ઉત્પન્ન થાય છે અને પોતે ધર્મમાં સ્થિર રહીને તથા શુદ્ધાત્મા થઈને આ લોકનું તથા પરલોકનું રક્ષણ કરે છે.[12] હે પાર્થ! આ શ્રીકૃષ્ણ જ જેનો ત્યાગ કરવાનો હોય તેનો ત્યાગ કરે છે અને અસુરોનો વધ કરવા માટે તૈયાર થાય છે; તે જ કાર્ય, અકાર્ય તથા કારણરૂપ બને છે; તે જ ભૂત, ભવિષ્ય તથા વર્તમાનરૂપ બને છે; અને એ દેવ જ રાહુ, ચંદ્ર તથા ઇંદ્રરૂપ છે, એમ તું જાણ.[13] તે જ જગતરૂપ કર્મ કરનારા છે, તે જ આખા જગતરૂપ છે, તે જ જગતના ભોક્તા છે, તે જ જગતના સ્રષ્ટા છે, તે જ જગતને જીતનારા છે, તે જ ત્રિશૂળને ધારણ કરે છે, તે જ રુધિરને ધારણ કરનારા એક દેહધારી બને છે, તે જ સર્વને ભયકર્તા થઈ પડે છે અને કર્મો દ્વારા જાણીને લોકો તેમની જ સ્તુતિ કરે છે.[14] ગંધર્વો, અપ્સરાઓ તથા સેંકડો દેવતાઓ નિત્ય તેમનું જ આરાધન કરે છે અને રાક્ષસો પણ તેમના જ ગુણાનુવાદની કથાઓ કર્યા કરે છે, તે પોતે જ ધનનું રક્ષણ કરનાર છે અને તે એક જ સર્વને જીતવાની ઇચ્છાવાળા છે.[15] યજ્ઞોમાં મંત્રપાઠ કરનારા ઋત્વિજો તેમની

સ્તુતિ કરે છે, સામનું ગાન કરનારા પુરુષો રથંતર સામમાં તેમનું જ ગાન કરે છે, સર્વ બ્રાહ્મણો વેદોક્ત મંત્રથી તેમની જ સ્તુતિ કરે છે અને અધ્વર્યુઓ તેમને ઉદ્દેશીને જ હવિષ અર્પણ કરે છે.[૧૬] હે ભારત! સૃષ્ટિના આદિકાળમાં તેમણે જ પુરાણી બ્રહ્મગુહામાં પ્રવેશ કરીને પૃથ્વીનું આવરણ જોયું હતું અને શ્રેષ્ઠ કર્મ કરનારા આ શ્રીકૃષ્ણે જ સર્વ દૈત્યોને, સર્પોને તથા દાનવોને ક્ષોભ પમાડી દઈને પૃથ્વીનો ઉદ્ધાર કર્યો હતો.[૧૭] હે ભારત! તેમણે ગોવર્ધનપર્વતને જ્યારે ઊંચક્યો હતો, ત્યારે સર્વ ઇંદ્રોએ તેમની જ સ્તુતિ કરી હતી. તે એક જ સર્વ જીવોના ઈશ્વર છે, તેમને ઉદ્દેશીને જ સર્વ લોકો જાતજાતના ભક્ષ્ય પદાર્થો અર્પણ કરે છે અને યુદ્ધમાં વિજય મેળવી આપનારા તરીકે તેમને એકને જ લોકો જાણે છે.[૧૮] અંતરિક્ષ, પૃથ્વી તથા સ્વર્ગ આદિ સર્વ જગત આ સનાતન પુરુષને અધીન થઈ રહેલ છે. આ શ્રીકૃષ્ણે મિત્રાવરુણ દેવના વીર્યને એક કળશમાં સ્થાપિત કર્યું હતું અને તેમાંથી ઋષિ વસિષ્ઠ ઉત્પન્ન થયા છે, એમ વિદ્વાનો કહે છે.[૧૯] તે આદિદેવ સર્વવ્યાપક વાયુરૂપ છે અશ્વિનીકુમારરૂપ છે અને કિરણોવાળા સૂર્યરૂપ છે. તેમણે જ સર્વ અસુરોને જીત્યા છે અને તેમણે જ પોતાનાં ત્રણ પગલાંથી ત્રણે ભુવનોને જીત્યાં છે.[૨૦] તે જ શ્રીકૃષ્ણ દેવો, મનુષ્યો તથા પિતૃઓના આત્મા છે, તેમને જ વિદ્વાનો યજ્ઞવેત્તાઓના યજ્ઞવિસ્તારરૂપ કહે છે, તે જ કાળનો વિભાગ કરીને સૂર્યરૂપે પ્રતિદિન ઉદય પામે છે અને ઉત્તર તથા દક્ષિણ નામનાં બે અયનો પણ તે પોતે જ છે.[૨૧] આખી પૃથ્વીને પ્રકાશિત કરનારાં આ જે કિરણો ઉપર, નીચે તથા આડાંઅવળાં સર્વ પ્રદેશ ઉપર પ્રસરી રહ્યાં છે, તે તેમનાં પોતાનાં જ છે. વેદવેત્તા બ્રાહ્મણો તેમનું સેવન કરી રહ્યા છે અને તેમની કાંતિની સહાયતા લઈને જ સૂર્ય પ્રકાશી રહ્યો છે.[૨૨] તે જ શ્રીકૃષ્ણ પ્રત્યેક મહિને યજ્ઞના કર્તારૂપે યજ્ઞ કર્યા કરે છે અને યજ્ઞવેત્તાઓ યજ્ઞમાં તેમની સ્તુતિ કર્યા કરે છે. શીતકાળ, ઉષ્ણકાળ તથા વૃષ્ટિકાળરૂપ ત્રણ નાભિવાળું તથા વર્ષા, વાયુ અને ઉષ્ણતારૂપ ત્રણ ધામ(સ્થાન)વાળું આ સંવત્સર(વર્ષ)રૂપ ચક્ર તે પોતે જ છે અને તે પોતે જ સાત ઘોડાઓથી જોડેલા સૂર્યના રથને વહી રહ્યા છે.[૨૩] હે વીર પાર્થ! મહાતેજસ્વી, સર્વવ્યાપક અને સર્વના સંહારક શ્રીકૃષ્ણ પોતે જ સર્વ લોકોને ધારણ કરી રહ્યા છે, તે જ અંધકારનો નાશ કરનારા સૂર્યરૂપ છે અને તેમને જ તું સર્વના કર્તા તરીકે જાણજે.[૨૪] તે જ સર્વવ્યાપક મહાત્મા એક સમયે ખાંડવવનમાં અગ્નિરૂપે પ્રકટ થઈને ઘાસની ગંજીમાં વ્યાપ્ત થઈને પ્રસન્ન થયા હતા. અને સર્વત્ર ગતિ કરનારા આ કૃષ્ણ જ રાક્ષસો તથા સર્પોનો પરાજય કરીને સર્વને અગ્નિમાં હોમી દેતા હતા.[૨૫] તેમણે જ અર્જુનને શ્વેત વર્ણનો ઘોડો અર્પણ કર્યો છે; તેમણે જ સર્વ ઘોડાઓને ઉત્પન્ન કર્યા છે અને તે જ સંસારરૂપ રથના જોડનારા છે. તે રથ સત્ત્વ, રજસ અને તમસરૂપ ત્રણ પૈડાંવાળો છે; ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ ગતિરૂપ ત્રણ ફળને પ્રાપ્ત કરી આપનારો છે; કાળ, અદૃષ્ટ, ઈશ્વરેચ્છા તથા સંકલ્પરૂપ ચાર ઘોડાઓથી જોડાયેલો છે અને પુણ્યકર્મ, પાપકર્મ તથા મિશ્રકર્મ—આવાં ત્રણ કર્મોરૂપ નાભિવાળો છે.[૨૬] સર્વની ઇંદ્રિયોના નિયંતા અને મહાપ્રદીપ્ત અગ્નિ સમાન તેજવાળા આ શ્રીકૃષ્ણે જ પાંચ મહાભૂતોના આશ્રયરૂપ આકાશને ઉત્પન્ન કર્યું છે. વળી તેમણે જ પૃથ્વી, સ્વર્ગ તથા અંતરિક્ષનું નિર્માણ પણ કર્યું છે. તેમણે અનેક અરણ્યોની તથા પર્વતોની પણ રચના કરી છે.[૨૭] તેમણે જ વજ્રપ્રહાર કરવાને તૈયાર થયેલા ઇંદ્રનો

વશ કરવાની ઇચ્છાથી સર્વ નદીઓનું ઉલ્લંઘન કર્યું હતું અને ઇંદ્રનો પરાજય કર્યો હતો. મોટા મોટા યજ્ઞોમાં બ્રાહ્મણો હજારો પુરાણી ઋચાઓથી તેમની એકલાની જ સ્તુતિ કરે છે અને તે મહાન ઇંદ્રરૂપ છે.[૨૮] હે રાજન્! મહાતેજસ્વી દુર્વાસાઋષિને તેમના વિના બીજો કોઈ પણ પોતાને ઘેર વસાવી શકે તેમ નથી જ. તેમને જ વિદ્વાનો પુરાણ ઋષિ કહે છે, તે જ જગતના કર્તા છે અને તે જ પોતાના સ્વરૂપમાંથી અનેક પદાર્થોને ઉત્પન્ન કરે છે.[૨૯] આ દેવાધિદેવ જ સર્વ વેદોને જાણે છે, અગ્નિહોત્ર આદિ પુરાણવિધિઓનો આ એક જ આશ્રય કરે છે અને આ વિષ્વક્સેન જ કામ્ય, વૈદિક તથા લૌકિક નામના સર્વ પ્રકારના ફળરૂપ છે, એમ તારે જાણવું.[૩૦] આ દેવકીપુત્ર જ સર્વલોકમાં ઉજ્જવળ જ્યોતિરૂપ છે, ત્રણ લોકરૂપ છે, ત્રણ લોકપાલરૂપ છે, ત્રણ અગ્નિરૂપ છે (ભૂર્, ભુવર્ અને સ્વર્ નામની) ત્રણ વ્યાહૃતિઓરૂપ છે અને સર્વ દેવતાઓરૂપ છે.[૩૧] વળી સંવત્સર, ઋતુ, અર્ધમાસ, અહોરાત્ર (રાત્રિદિવસ), કલાઓ, કાષ્ઠાઓ, માત્રાઓ, મુહૂર્તો, લવો તથા ક્ષણો આ સર્વ તે વિષ્વક્સેનરૂપ જ છે, એમ તારે જાણવું.[૩૨] હે પાર્થ! ચંદ્ર, સૂર્ય, ગ્રહો, નક્ષત્રો, તારાઓ, સર્વ અમાવાસ્યાઓ, પૂર્ણિમાઓ, નક્ષત્રોના યોગો તથા ઋતુઓ આ સર્વ તે વિષ્વક્સેનથી જ ઉત્પન્ન થયા છે.[૩૩] રુદ્રો, આદિત્યો, વસુઓ, અશ્વિનીકુમારો, સાધ્યો, વિશ્વેદેવાઓ, દેવતાઓના ગણો, પ્રજાપતિ, દેવોની માતા અદિતિ અને સપ્તર્ષિઓ–આ સર્વે શ્રીકૃષ્ણથી જ ઉત્પન્ન થયા છે.[૩૪] વિશ્વરૂપ આ શ્રીકૃષ્ણ વાયુ થઈને જગતને કંપાવી મૂકે છે, અગ્નિ થઈને જગતને બાળી નાખે છે, જળ થઈને જગતને ડુબાડી દે છે અને બ્રહ્મા થઈને સંખ્યાબંધ જગતોને ઉત્પન્ન કરે છે. આ કૃષ્ણ જ વેદોથી પ્રતિપાદન કરવા યોગ્ય હોઈને વેદ્ય (જાણવા યોગ્ય) વસ્તુને જાણે છે. તે પોતે જ વિધિરૂપ હોઈને શાસ્ત્રોક્ત વિધિવિહિત કર્મનો આશ્રય કરે છે; ધર્મમાં, વેદમાં તથા બળમાં જે કંઈ રહસ્ય રહેલું છે, તે એ પોતે જ છે અને સ્થાવરજંગમ સર્વ જગત આ કેશવરૂપ છે, એમ તારે જાણવું.[૩૫,૩૬] સર્વ કરતાં શ્રેષ્ઠ અને વિશ્વસ્વરૂપ આ કૃષ્ણ જ્યોતિરૂપ થઈને જગતના આદિકાળમાં પોતાની કાંતિથી પ્રકાશી નીકળે છે અને પ્રાણીમાત્રના ઉત્પત્તિસ્થાનરૂપ આ કૃષ્ણે સૃષ્ટિના આદિકાળમાં પ્રથમ જળને ઉત્પન્ન કર્યા પછી સમગ્ર જગતને ઉત્પન્ન કર્યું છે. વળી ઋતુઓ, ઉત્પાતો, અનેક પ્રકારના આશ્ચર્યકારક પદાર્થો, મેઘો, વીજળી, ઐરાવત હાથી અને આ સ્થાવરજંગમ સર્વ જગત શ્રીકૃષ્ણથી જ ઉત્પન્ન થયેલ છે; માટે તારે આને વિશ્વાત્મા વિષ્ણુ જ જાણવા.[૩૭,૩૮] વિદ્વાનો કહે છે કે, આ કૃષ્ણ જગતમાં નિવાસ કરે છે અને નિર્ગુણ છે માટે વાસુદેવ કહેવાય છે, જીવરૂપે સંકર્ષણ કહેવાય છે, પ્રદ્યુમ્ન કહેવાય છે અને આ સ્વયંસિદ્ધ મહાત્મા ચોથા અનિરુદ્ધ સ્વરૂપે પણ પોતાને જણાવે છે.[૩૯] હે પાર્થ! આ મહાત્માને જ્યારે પંચમહાભૂતોથી યુક્ત આ વિશ્વને દેવ, અસુર, મનુષ્ય, પશુ તથા પક્ષી એમ પાંચ પ્રકારે ઉત્પન્ન કરવાની ઇચ્છા થાય છે, ત્યારે તે બ્રહ્મદેવને આજ્ઞા કરે છે. પછી તે પોતે જ પૃથ્વી, વાયુ, આકાશ, તેજ તથા જળ આ પાંચ તત્ત્વોને ઉત્પન્ન કરે છે.[૪૦] આ કૃષ્ણે સ્થાવરજંગમ જગતને ઉત્પન્ન કરીને તેમાં જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ આવા ચાર પ્રકારના લોકને ઉત્પન્ન કર્યા છે. વળી તે એ ચાર પ્રકારનાં પ્રાણી તથા કર્મ એમ પાંચ પ્રકારનાં બીજવાળી પૃથ્વીને ઉત્પન્ન કરે છે. પછી તે પૃથ્વી પર પુષ્કળ જળસિંચન કરવા માટે આકાશને સરજે છે.[૪૧] હે રાજન્! તે

આત્મયોનિ કૃષ્ણે આ સર્વ જગતને ઉત્પન્ન કર્યું છે અને તે પોતે જ પોતાના વડે સર્વને જિવાડી રહ્યા છે. પ્રાણીમાત્રના પતિ એવા આ કૃષ્ણને જ્યારે જગત સરજવાની ઇચ્છા થાય છે, ત્યારે તે દેવોને, અસુરોને, મનુષ્યોને, લોકોને, ઋષિઓને, પિતૃઓને તથા પ્રજાઓને ઉત્પન્ન કરે છે. સંક્ષેપમાં કહીએ તો તે જ સર્વ પ્રાણીઓને તથા લોકોને વિધિપૂર્વક સદાય ઉત્પન્ન કરે છે.[૪૨] શુભ-અશુભ, સ્થાવર તથા જંગમ આ સર્વ તે વિશ્વક્સેનથી ઉત્પન્ન થયેલું છે, એમ તારે જાણવું. વળી વર્તમાનકાળમાં જે થઈ રહ્યું છે તથા ભવિષ્યકાળમાં જે થયા કરશે, તે સર્વ આ કેશવરૂપ જ છે, એમ તારે જાણવું.[૪૩] સનાતનસ્વરૂપ અને ધર્મના વાહક આ કૃષ્ણ પ્રાણીઓના અંતસમયે સાક્ષાત્ મૃત્યુરૂપ થાય છે. આ જગતમાં જે કંઈ થઈ ગયું છે અને ભવિષ્યકાળમાં જે કંઈ થનારું છે અથવા જે આપણા જાણવામાં નથી, તે સર્વ આ વિષ્વક્સેનથી જ થાય છે અને થશે, એમ તારે જાણવું. સર્વ લોકોમાં જે કંઈ પ્રશંસાપાત્ર છે, પુણ્યરૂપ છે, શુભ છે, અશુભ છે તે સર્વ અચિંત્ય એવા આ કેશવરૂપ છે. આનાથી બીજી કલ્પના કરવી, તે વિપરીત છે-મિથ્યા છે.[૪૪,૪૫] આમ આ પ્રભાવશાળી કેશવ સર્વ કરતાં શ્રેષ્ઠ એવા નારાયણરૂપ છે, પરમ અવિનાશી છે, સ્થાવરજંગમ જગતના આદિ, મધ્ય તથા અંતરૂપ છે અને જગતમાં ઉત્પન્ન થવાની ઇચ્છાવાળા પ્રત્યેક પ્રાણીના ઉત્પાદક તથા સંહારક છે.[૪૬]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'મહાપુરુષમાહાત્મ્ય' નામનો અધ્યાય ૧૫૮મો સમાપ્ત

# अध्याय १५९मो

## દુર્વાસાની ભિક્ષા

॥ युधिष्ठिर उवाच ॥

ब्रूहि ब्राह्मणपूजायां व्युष्टिं त्वं मधुसूदन ।
वेत्ता त्वमस्य चार्थस्य वेद त्वां हि पितामहः ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા : હે મધુસૂદન ! બ્રાહ્મણોની પૂજા કરવાથી શું ફળ પ્રાપ્ત થાય છે, તે મને કહો. તમે એ વિષયને જાણો છો અને આ પિતામહ ભીષ્મ પણ તમને એ વિષયના જાણનાર તરીકે જાણે છે.[૧]

વાસુદેવ બોલ્યા : હે ભરતશ્રેષ્ઠ રાજા ! હું તમને બ્રાહ્મણોના ગુણો યથાર્થ રીતે કહું છું. માટે હે કુરુશ્રેષ્ઠ ! તેને તમે સાવધાન થઈને સાંભળો.[૨] હે કુરુનંદન ! પૂર્વે એક વેળા હું જ્યારે દ્વારકામાં બેઠો હતો, ત્યારે બ્રાહ્મણોએ કોપાવેલા પ્રદ્યુમ્ને મને આ પ્રમાણે પૂછ્યું હતું :[૩] 'હે મધુસૂદન ! બ્રાહ્મણોની પૂજા કરવાથી શું ફળ પ્રાપ્ત થાય છે અને તેઓ આ લોકમાં તથા પરલોકમાં કયા કારણથી ઈશ્વર થઈ પડ્યા છે ?[૪] હે માનદાતા ! નિત્ય બ્રાહ્મણોની પૂજા કરીને કયું ફળ મેળવી શકાય છે ? એ સર્વ મને સ્પષ્ટ રીતે કહો, કેમ કે એ વિષયમાં મને મહાન સંશય રહે છે.'[૫] હે મહારાજ ! પ્રદ્યુમ્ને એ પ્રમાણે પૂછ્યું, એટલે મેં તેને જે પ્રત્યુત્તર આપ્યો હતો, તે તમે એકાગ્રચિત્તે સાંભળો.[૬]

હે રુક્મિણીપુત્ર ! બ્રાહ્મણોની પૂજા કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે તું મારી પાસેથી સાંભળ. હે પુત્ર ! બ્રાહ્મણોનો રાજા સોમ છે, તે સુખદુઃખ આપવામાં સમર્થ છે. હે રુક્મિણીનંદન ! આ લોકમાં તથા પરલોકમાં બ્રાહ્મણોને લીધે જ કલ્યાણ પ્રાપ્ત કરી શકાય છે, એમાં કંઈ વિચાર કરવા જેવું મને લાગતું નથી.[૭,૮] બ્રાહ્મણોની પૂજા કરવાથી આયુષ્ય, કીર્તિ, યશ તથા બળનો લાભ થાય છે.

માટેજ સર્વ લોકો તથા લોકેશ્વરો બ્રાહ્મણોનું પૂજન કરે છે.[૯] ધર્માર્થકામરૂપ ત્રિવર્ગ સંપાદન કરતી વેળાએ, મોક્ષ, યશ તથા લક્ષ્મી સંપાદન કરતી વેળાએ, રોગોની શાંતિ કરતી વેળાએ અને દેવતાઓ તથા પિતૃઓનું પૂજન કરતી વેળાએ આપણે બ્રાહ્મણોને સંતોષવા જોઈએ.[૧૦] માટે હે પુત્ર! હું રાજા છું. છતાં કેમ બ્રાહ્મણોનો આદર-સત્કાર ન કરું ? હે મહાબાહુ! તારે પણ બ્રાહ્મણો પ્રત્યે ક્રોધ કરવો નહિ.[૧૧] કેમ કે બ્રાહ્મણો આ લોકમાં તથા પરલોકમાં એક મહાન ને સમર્થ શક્તિ છે. પ્રત્યેક વસ્તુને પ્રત્યક્ષ જોનારા તે બ્રાહ્મણો જો ક્રોધાયમાન થાય છે, તો આ જગતને બાળીને ભસ્મ કરી શકે છે.[૧૨] વળી તેઓ જો ધારે તો બીજા લોકોને તથા લોકપાલોને પણ સરજી શકે છે. તો આવા પ્રભાવશાળી બ્રાહ્મણો પાસેથી જ્ઞાન મેળવીને મહાતેજસ્વી થયેલા પુરુષો તેમના પ્રત્યે કેમ સારી રીતે ન વર્તે ?[૧૩] હે તાત! મારે ઘેર એક બ્રાહ્મણ વસ્યો હતો. તેનો વર્ણ માંજરો તથા કંઈક પિંગળો હતો. તે ચીરવસ્ત્ર (ચીથરાં) પહેરતો હતો, બિલ્વવૃક્ષનો (બીલીનો) દંડ ધારણ કરતો હતો, લાંબી દાઢી રાખતો હતો અને શરીરે કૃશ હતો. તે પ્રમાણમાં પૃથ્વી પરના લાંબામાં લાંબા મનુષ્યો કરતાં પણ અત્યંત અધિક લાંબો હતો અને તે પોતાની ઇચ્છાનુસાર દેવતાઓના તથા મનુષ્યોના લોકોમાં વિચર્યા કરતો હતો.[૧૪,૧૫] તે ચૌટે ચૌટે અને સભાઓમાં આવી ગાથાઓ ગાયા કરતો હતો :

दुर्वाससं वासयेत्को ब्राह्मणं सत्कृतं गृहे ।
रोषणः सर्वभूतानां सूक्ष्मेऽप्यपकृते कृते ।
परिभाषां च मे श्रुत्वा को नु दद्यात्प्रतिश्रयम् ॥
यो मां कश्चिद् वासयीत न स मां कोपयेदिति ।

'કયો પુરુષ બ્રાહ્મણ દુર્વાસાને સત્કારપૂર્વક પોતાને ઘેર વસાવે ?[૧૬] કેમ કે અત્યંત સૂક્ષ્મ અપરાધ કર્યો હોય, તોપણ તે સર્વ પ્રાણીઓ ઉપર અત્યંત ક્રોધે ભરાય છે. મારી આવી પરિભાષા (પ્રસિદ્ધિ) સાંભળીને કયો પુરુષ મને આશ્રય આપે તેમ છે?[૧૭] છતાં જ કોઈ પુરુષ મને આશ્રય આપવા તૈયાર થાય તેણે મને કોપાવવો ન જોઈએ.' આવી ગાથાઓ સાંભળીને તેને કોઈ આદરસત્કાર આપતું ન હતું. પછી મેં તેને મારા ઘરમાં વસાવ્યો.[૧૮] તે બ્રાહ્મણ કોઈ દિવસ અનેક હજારો મનુષ્યોના જેટલું અન્ન ખાઈ જતો હતો, કોઈ દિવસ અતિ અલ્પ અન્ન ખાતો હતો અને કોઈ દિવસ તે ઘેર આવતો પણ ન હતો.[૧૯] વળી કોઈ સમયે તે અત્યંત હસ્યા કરતો હતો, કોઈ સમયે અત્યંત રડ્યા કરતો હતો અને તે સમયે તેની સમાન વયવાળો બીજો કોઈ પણ પુરુષ પૃથ્વી પર ન હતો.[૨૦] એક સમયે તે બ્રાહ્મણ પોતાના ઉતારામાં ગયો અને શય્યાઓ, ઓછાડો તથા શણગારેલી કન્યાઓને બાળી નાખીને ત્યાંથી નીકળી ગયો.[૨૧] પછી એક વેળા, તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારા તે મુનિએ મને એકાએક ઉતાવળથી કહ્યું કે, 'હે કૃષ્ણ! મને દૂધપાક ખાવાની ઇચ્છા થઈ છે.'[૨૨] પરંતુ હું તો તે જ સમયે તેના ચિત્તને જાણી ગયો, તેથી ઘરમાં સર્વ મનુષ્યોને પ્રથમથી જ આજ્ઞા આપી બેઠો હતો કે, 'સર્વ પ્રકારનાં અન્નો, પાનકો તથા ચઢતીઊતરતી જાતના સર્વ પ્રકારના ભક્ષ્ય પદાર્થો ઉત્તમ પ્રકારે તૈયાર કરી રાખવા.' તેથી મેં તેજ વખતે ગરમ ગરમ દૂધપાક મુનિને નિવેદન કર્યો.[૨૩,૨૪] એટલે તે બ્રાહ્મણે તેનું ભોજન કરીને તુરત જ મને કહ્યું કે, 'ઝટ કર, આ દૂધપાકથી તારાં સર્વ અંગોને લીંપી દે.'[૨૫] તે સાંભળી મેં પણ કોઈ જાતનો વિચાર કર્યા વિના તેજ પ્રમાણે કર્યું અને એ ઉચ્છિષ્ટ દૂધપાકથી મારાં સર્વ ગાત્રોને તથા મસ્તકને લીંપી દીધું.[૨૬] તે સમયે

સુંદર મુખવાળી અને મંદ મંદ હસી રહેલી તારી માતા પાસે જ ઊભી હતી. હવે તે બ્રાહ્મણે તેની સામે દૃષ્ટિ કરી. એટલે મેં તેને પણ દૂધપાકથી લીંપી દીધી.[27] પછી તુરત જ તે મુનિએ દૂધપાકથી ખરડાયેલાં અંગવાળી તારી માતાને એક રથમાં જોડી દીધી અને તે રથ ઉપર બેસીને તે મારા ઘરની બહાર નીકળી ગયો.[28] અરે! અગ્નિ સમાન પ્રદીપ્ત વર્ણવાળો અને તેજથી પ્રજ્વળી રહેલો તે બુદ્ધિમાન બ્રાહ્મણ મારા દેખતાં બાલા રુક્મિણીને રથમાં જોડેલા એક ઘોડાની પેઠે ચાબુક વતી મારવા લાગ્યો.[29] એ વેળા મારા મનમાં ઈર્ષ્યાને લીધે લેશમાત્ર પણ દુઃખ થયું ન હતું. પછી તે બ્રાહ્મણ તો મોટા રાજમાર્ગે થઈને નગરની બહાર જવા લાગ્યો.[30] ત્યારે તે મહાઆશ્ચર્યકારક દેખાવ જોઈને કેટલાએક યાદવો ક્રોધાયમાન થઈ ગયા અને કેટલાએક યાદવો અન્યોન્યને બોલાવીને માંહોમાંહે કહેવા લાગ્યા કે,[31] 'ખરેખર, જગતમાં કેવળ બ્રાહ્મણો જ ઉત્પન્ન થવા જોઈએ અને બીજો કોઈ પણ વર્ણ ઉત્પન્ન થવો ન જોઈએ; કેમકે આ રથ ઉપર આ રીતે બેસીને બીજો કયો પુરુષ જગતમાં જીવી શકે તેમ છે?[32] અહો! સર્પનું વિષ ભલે તીક્ષ્ણ ગણાય, પણ બ્રાહ્મણ તો તેના કરતાં પણ વધારે તીક્ષ્ણ છે, કેમ કે જે મનુષ્ય બ્રાહ્મણરૂપ સર્પના વિષથી બળી ગયો હોય છે, તેની ચિકિત્સા કરનારો કોઈ છે જ નહિ.'[33] તે વખતે, પેલો દુરાધર્ષ બ્રાહ્મણ માર્ગમાં જઈ રહ્યો હતો અને રુક્મિણીએ ઠોકર ખાધી એટલે તે શ્રીમાન બ્રાહ્મણ તે સહન કરી શકયો નહિ અને ઉતાવળો રુક્મિણીને ઉતાવળથી હાંકવા લાગ્યો.[34] પછી એ બ્રાહ્મણ અત્યંત ક્રોધાયમાન થઈને રથ ઉપરથી નીચે ઊતરી પડ્યો અને પગપાળો દક્ષિણ દિશા તરફ મુખ કરીને આડે માર્ગે દોડવા લાગ્યો. આ તરફથી હું પણ આડે માર્ગે દોડી જતા એ બ્રાહ્મણવરની પાછળ દૂધપાકથી ખરડાયેલા શરીરે જ દોડી ગયો અને તેને કહેવા લાગ્યો કે, 'ભગવન્! પ્રસન્ન થાઓ.' હવે એ તેજસ્વી બ્રાહ્મણે મારી સામે જોઈને મને કહ્યું કે, 'ઓ મહાબાહુ કૃષ્ણ! તેં સહજતાએ જ ક્રોધને જીતી લીધો છે.[35-37] હે ઉત્તમ વ્રતવાળા! મેં અહીં રહીને તારો લેશમાત્ર અપરાધ જોયો નથી. માટે હે ગોવિંદ! હું તારા પર પ્રસન્ન થયો છું, તું તારી ઇચ્છામાં આવે તેવા વરોને માગી લે.[38] હે તાત! હું તારા પર પ્રસન્ન થયો છું, માટે મારી એ પ્રસન્નતાનું યથાવિધિ ફળ તું જોઈ લે. મનુષ્યોને જેટલો અન્ન ઉપર ભાવ હોય છે, તેટલો જ ભાવ તારા ઉપર થશે તારી પવિત્ર કીર્તિ જેટલા પ્રમાણમાં લોકમાં ફેલાશે તેટલા પ્રમાણમાં તું ત્રણે લોકમાં વિશિષ્ટતા પામીશ. હે જનાર્દન! તું સર્વ લોકને અત્યંત પ્રિય થઈ પડીશ.[39-41] વળી હે જનાર્દન! તારા ઘરમાં રહીને મેં જે વસ્તુઓને ભાંગી નાખી છે, બાળી નાખી છે અથવા નષ્ટ કરી નાખી છે, તે સર્વને તું પૂર્વની સ્થિતિમાં જ એમની એમ જોઈશ અથવા તેના કરતાં પણ ઉત્તમ સ્થિતિવાળી જોઈશ.[42] હે અચ્યુત! હે મધુસૂદન! તારા શરીરના અવયવોમાંથી જેટલા અવયવો દૂધપાકથી ખરડાયા છે, તેટલામાં તને તારી ઇચ્છા હશે ત્યાં સુધી મૃત્યુનો ભય રહેશે નહિ.[43] પણ હે પુત્ર! તેં તારા પગના તળિયામાં આજે દૂધપાક કેમ ન ચોપડી લીધો! આ વાત મને પ્રિય થઈ નહિ' આ રીતે તેણે પ્રસન્ન થઈને મને તે સમયે કહ્યું હતું.[44] એ બ્રાહ્મણે મને એ પ્રમાણે કહ્યું એટલે મેં મારા શરીરને જોયું, તો તે અત્યંત શોભાયુક્ત થઈ ગયું હતું. પછી તેણે પ્રસન્ન થઈને રુક્મિણીને કહ્યું કે, 'હે શોભના! સર્વ સ્ત્રીઓમાં તારો યશ ઉત્તમ થશે.[45] તું લોકમાં સર્વોત્તમ કીર્તિ સંપાદન કરીશ. હે ભામિની!

વૃદ્ધાવસ્થા, રોગ કે નિસ્તેજપણું તારો સ્પર્શ કરશે નહિ. વળી તારા શરીરનો ગંધ પવિત્ર થશે, તું કૃષ્ણનું આરાધન કરીશ અને તું કેશવની સોળ-હજાર સ્ત્રીઓમાં સર્વના કરતાં શ્રેષ્ઠ થઈશ, તેમજ તું કૃષ્ણના સમાન લોકોને પ્રાપ્ત થઈશ.' એ પ્રમાણે તારી માતાને કહીને, અગ્નિની પેઠે પ્રકાશી રહેલા તે મહાતેજસ્વી દુર્વાસાએ ત્યાંથી જતી વેળાએ ફરીથી મને કહ્યું હતું કે, 'હે કેશવ! બ્રાહ્મણો પ્રત્યે તારી આવી જ બુદ્ધિ હો.[૪૬-૪૯] હે પુત્ર! મને એ પ્રમાણે કહીને તે મુનિ ત્યાં જ અંતર્ધાન થઈ ગયા હતા અને તેમના અંતર્ધાન થઈ ગયા પછી મેં બ્રાહ્મણોની પૂજા કરવારૂપ આ વ્રતનું આચરણ કરવા માંડ્યું છે.[૫૦] હે સમર્થ પુત્ર! બ્રાહ્મણ જે કંઈ કહે તે સર્વ મારે કરવું, આવું તે સમયે મેં વ્રત લીધું. પછી તારી માતાની સાથે હું પરમ પ્રસન્ન મને ઘરમાં દાખલ થયો. પેસતાં વાર જ ઘરમાં મેં તે બધી વસ્તુઓને નવી જ થયેલી જોઈ. હે પુત્ર! તે બ્રાહ્મણે પ્રથમ જે વસ્તુઓને ભાંગી નાખી હતી અને બાળી નાખી હતી તે સર્વને નવી તથા મજબૂત થયેલી જોઈને હું વિસ્મય પામ્યો. એ પ્રમાણે હે રુક્મિણીપુત્ર! હું સદાય બ્રાહ્મણોની મનથી પૂજા કરું છું.' આમ હે ભરતશ્રેષ્ઠ! રુક્મિણીનંદન પ્રદ્યુમ્ને મને પૂછ્યું હતું.[૫૨-૫૪] તે ઉપરથી મેં તેને તે સમયે તે બ્રાહ્મણમુખ્ય દુર્વાસાનું માહાત્મ્ય કહી સંભળાવ્યું હતું. માટે હે કુંતીપુત્ર રાજા! તમે પણ નિત્ય બ્રાહ્મણોનું પૂજન કરો અને વાણી તથા દાન વડે તે મહાભાગ બ્રાહ્મણોને સદાય સત્કાર આપો; કેમ કે હે પ્રભુ! બ્રાહ્મણોના પ્રસાદથી જ હું આવું ફળ સંપાદન કરી શક્યો છું. વળી હે ભરતશ્રેષ્ઠ! આ ભીષ્મપિતામહે મને ઉદ્દેશીને જે કંઈ કહ્યું છે, તે પણ સત્ય છે.[૫૫,૫૬]

અધ્યાય ૧૫૯ મો સમાપ્ત

# अध्याय १६० मो

## ઈશ્વરપ્રશંસા

॥ युधिष्ठिर उवाच ॥

दुर्वाससः प्रसादात्ते यत्तदा मधुसूदन ।
अवाप्तमिह विज्ञानं तन्मे व्याख्यातुमर्हसि ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા: હે મધુસૂદન! દુર્વાસાના પ્રસાદથી તે સમયે તમે જે જ્ઞાન સંપાદન કર્યું હોય, તે તમે મને કહેવાને યોગ્ય છો.[૧] હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ કૃષ્ણ! તે મહાત્માનું મહાભાગ્ય અને તેમનાં નામો એ સર્વ મને યથાર્થ રીતે જાણવાની ઇચ્છા છે.[૨]

વાસુદેવ બોલ્યા: હે રાજન્! એ દુર્વાસાની પાસેથી મેં જે કલ્યાણ તથા જે યશ સંપાદન કરેલ છે, તે હું ભગવાન શંકરને નમસ્કાર કરીને તમને ઘણા આનંદથી કહું છું.[૩] હે રાજા! હું પ્રતિદિન પ્રાતઃકાળમાં ઊઠીને બે હાથ જોડી પ્રયત્નપૂર્વક શતરુદ્રીય સ્તોત્રનો પાઠ કરું છું, તે પણ તમને કહું છું. તો તે સાંભળો. હે તાત! મહાતપસ્વી પ્રજાપતિએ તપશ્ચર્યા કર્યા પછી એ શતરુદ્રીય સ્તોત્રને રચ્યું હતું અને શ્રી શંકરે જ સ્થાવરજંગમ સર્વ પ્રજાઓને ઉત્પન્ન કરી છે.[૪,૫] હે પૃથ્વીપાલ! મહાદેવ કરતાં શ્રેષ્ઠ એવું બીજું કોઈ જ નથી; કેમ કે આ ત્રણે લોકમાં તે પ્રાણીમાત્રના ઉત્પાદક છે.[૬] વળી તે મહાત્માની આગળ ઊભા રહેવાને પણ કોઈ ઉત્સાહ ધરાવી શકતો નથી; કેમ કે આ ત્રણે જગતમાં તેના સમાન કોઈ પ્રાણી છે જ નહિ.[૭] તે જ્યારે સંગ્રામમાં ક્રોધાયમાન થાય છે, ત્યારે તેમના ગંધથી પણ શત્રુઓ બેભાન થાય છે, મરણશરણ થાય છે, કંપી ઊઠે છે અને ધરણી પર ઢળી પડે છે.[૮] વળી તેમની મેઘની ગર્જના જેવી ઘોર ગર્જના સાંભળીને દેવોનાં હૃદય પણ રણસંગ્રામમાં ચિરાઈ જાય છે.[૯] પિનાકને ધારણ કરનારા તે શંકર પોતાનું ઘોર

સ્વરૂપ પ્રકટ કરીને જેના જેના તરફ દૃષ્ટિ કરે છે, તેઓ ભલે દેવ હોય, અસુર હોય, ગંધર્વ હોય કે સર્પ હોય તો પણ જગતમાં રહી શકતા નથી.[૧૦] તે જ્યારે કોપાયમાન થાય છે; ત્યારે ગુફામાં રહેલાં પ્રાણીઓ પણ સુખ પામી શકતાં નથી. પ્રજાપતિ દક્ષે જ્યારે યજ્ઞ આરંભ્યો હતો, ત્યારે ક્રોધાયમાન થયેલા શ્રીશંકરે નિર્ભય થઈને તે યજ્ઞને વીંખી નાખ્યો હતો. ત્યારે તેમણે ધનુષ્ય વડે બાણ છોડી મૂકીને ઘણી ગર્જના કરી મૂકી હતી.[૧૧,૧૨] આથી દેવતાઓને શાંતિ વળી નહોતી, તો પછી સુખ તો ક્યાંથી જ મળ્યું હોય? આમ ક્રોધાયમાન થયેલા મહેશ્વરે તે યજ્ઞને જ્યારે એકઝપાટે વીંખી નાખ્યો હતો, ત્યારે દેવતાઓ ખિન્ન થઈ ગયા હતા.[૧૩] અરે, હે પાર્થ! તેમના ધનુષ્યની પ્રત્યંચાના ઘોષથી સર્વ લોકો આકુળવ્યાકુળ થઈ ગયા હતા અને દેવો તથા અસુરો પણ પરાધીન દશામાં આવી પડીને ખેદ કરી રહ્યા હતા.[૧૪] વળી હે ભારત! તે વેળા સર્વ જળાશયો ખળભળી ઊઠ્યાં હતાં, પૃથ્વી ધણધણી ઊઠી હતી, પર્વતો તૂટી પડ્યા હતા અને આકાશ પણ ચોતરફથી ફાટી ગયું હતું.[૧૫] ત્યારે હે ભારત! ઘોર અંધકારથી ઢંકાઈ ગયેલા લોકો દેખાતા બંધ પડ્યા હતા અને જ્યોતિર્ગણોની કાંતિ સૂર્યની સાથે નષ્ટ થઈ ગઈ હતી.[૧૬] ત્યારે પ્રાણીમાત્રનું તથા પોતાનું હિત ઇચ્છનારા ઋષિઓ અત્યંત ભયભીત થઈ ગયા હતા અને શાંતિકર્મ તથા સ્વસ્તિવાચનો કરી રહ્યા હતા.[૧૭] પછી મહાભયંકર પરાક્રમ કરનારા તે રુદ્રદેવ સર્વ દેવો સામે ધસી ગયા હતા અને તેમણે ક્રોધપૂર્વક માત્ર એક જ પ્રહાર કરીને ભગદેવનાં નેત્રોનો નાશ કરી નાખ્યો હતો.[૧૮] વળી તે ક્રોધભેર પૂષાદેવ સામે પગપાળા ધસી ગયા હતા અને તેમણે પુરોડાશનું ભક્ષણ કરનારા તે દેવના બધા દાંતોને તોડી પાડ્યા હતા.[૧૯] તે વેળા સર્વ દેવતાઓ ધ્રૂજતા ધ્રૂજતા શંકરને નમી પડ્યા હતા. પણ ત્યારે શંકરે તો મહાતીક્ષ્ણ અને પ્રદીપ્ત એવું એક બાણ ધનુષ્યમાં સાંધી દીધું હતું.[૨૦] આમ રુદ્રનું એ પરાક્રમ જોઈને સર્વ દેવતાઓ અને ઋષિઓ અત્યંત ભયભીત થઈ ગયા હતા. પછી તે ઉત્તમ દેવોએ મહાદેવને પ્રસન્ન કરવા માંડ્યા. તે સમયે તેમણે બે હાથ જોડીને શતરુદ્રીય સ્તોત્રનો પાઠ કરવા માંડ્યો, એટલે એ મહેશ્વર પણ દેવોની સ્તુતિ પામીને પ્રસન્ન થયા. હે રાજન્! તે સમયે શંકરના ભયથી દેવતાઓએ યજ્ઞમાં રુદ્રના ઉત્તમ ભાગની કલ્પના કરી હતી અને તેમનું શરણ લીધું હતું. પછી મહાદેવે પ્રસન્ન થઈને દક્ષનો યજ્ઞ સંપૂર્ણ કર્યો હતો. વળી તે યજ્ઞમાં જેનો જેનો નાશ કરવામાં આવ્યો હતો, તેને તેને તેમણે જીવિત કર્યા હતા.[૨૧-૨૪]

પૂર્વે વીર્યવાન અસુરોનાં ત્રણ નગરો આકાશમાં ઘૂમ્યા કરતાં હતાં. તેમાંનું એક નગર લોખંડનું હતું, બીજું રૂપાનું હતું અને ત્રીજું સુવર્ણનું હતું.[૨૫] ઇંદ્રે તે નગરોને જીતવાને સર્વ પ્રકારનાં આયુધોનો ઉપયોગ કર્યો હતો, છતાં તે સમર્થ થઈ શક્યો ન હતો. તેથી સર્વ દેવતાઓ અત્યંત દુઃખી થઈને ભગવાન રુદ્રને શરણે ગયા.[૨૬] પછી એકત્ર થયેલા તે સર્વ મહાત્મા દેવોએ ભગવાન શંકરને કહ્યું કે, 'હે રુદ્ર! આ પશુઓ (અસુરો) સર્વ પ્રકારનાં કર્મોમાં ભયજનક થઈ પડશે.[૨૭] માટે હે માન આપનારા દેવ! તમે આ નગરોની સાથે સર્વ દૈત્યોનો સંહાર કરો અને સર્વ લોકોનું રક્ષણ કરો.' દેવતાઓએ એ પ્રમાણે કહ્યું, એટલે શંકરે 'તથાસ્તુ' કહ્યું. હવે તેમણે વિષ્ણુને ઉત્તમ બાણ બનાવ્યા, અગ્નિને બાણનું શલ્ય બનાવ્યો, સૂર્યપુત્ર યમને બાણનું પૂંખ બનાવ્યો, સર્વ વેદોને ધનુષ્ય બનાવ્યા, દેવી સાવિત્રીને ધનુષ્યની ઉત્તમ

દોરી બનાવી, બ્રહ્માને સારથિ બનાવ્યા અને ત્રણ પર્વવાળા તથા ત્રણ શલ્યવાળા તે (વિષ્ણુરૂપ) બાણને ધનુષ્યમાં યોજ્યું. પછી સૂર્ય સમાન પ્રદીપ્ત અને પ્રલયાગ્નિ સમાન તેજસ્વી તે બાણ વડે તેમણે દૈત્યોનાં ત્રણે નગરોને તોડી પાડ્યાં. આમ હે ભારત! ભગવાન રુદ્રે ત્રણ નગરો સહિત સર્વ અસુરોને તે વેળા બાળીને ભસ્મ કરી નાખ્યા હતા.[૨૮–૩૧]

એક સમયે પાંચ શિખાવાળા એક બાળકને પોતાના ખોળામાં રહેલો જોઈને ઉમાએ સર્વ દેવોની પરીક્ષા કરવાની ઇચ્છાથી તેમને પૂછ્યું કે, 'મારા ખોળામાં બેઠેલો આ બાળક કોણ છે?[૩૨] તે વેળા એ બાળકને જોઈને ઇંદ્રને અદેખાઈ આવી, એટલે તે વજ્રનો પ્રહાર કરવા તૈયાર થઈ ગયો. ત્યાં તો તુરત જ તે બાળકે ઇંદ્રના પરિઘ સમાન મજબૂત અને વજ્ર સહિત બાહુને એકદમ સ્તંભાવી દીધો.[૩૩] છતાં પણ પ્રજાપતિ સહિત સર્વ દેવતાઓ તે ભુવનેશ્વરને ઓળખી શક્યા નહિ; કેમ કે તેઓ સર્વે તે ઈશ્વરના સંબંધમાં મૂઢ બની ગયા હતા.[૩૪] પછી ભગવાન બ્રહ્માએ થોડી વાર ધ્યાન કરીને તે મહાતેજસ્વી પરમેશ્વરને ઓળખ્યા અને 'આ જ સર્વના કરતાં શ્રેષ્ઠ છે' એમ જાણીને તે ઉમાપતિને વંદન કર્યું.[૩૫] પછી સર્વ દેવતાઓએ પણ ભગવાન રુદ્રને તથા ઉમાને પ્રસન્ન કર્યાં, એટલે ઇંદ્રનો બાહુ પણ પૂર્વની પેઠે જ બંધનથી મુક્ત થયો.[૩૬] એ જ વીર્યવાન શંકર દુર્વાસા નામના બ્રાહ્મણ થઈને દ્વારકામાં મારે ઘેર લાંબા કાળ સુધી રહ્યા હતા.[૩૭] તેમણે મારે ઘેર રહીને મારા અનેક પ્રકારના અત્યંત દુઃસહ અપકારો કર્યા હતા, છતાં મેં અત્યંત ઉદાર થઈને તે સહન કર્યા હતા.[૩૮] તે શંકર જ રુદ્ર છે, તે જ શિવ છે, તે જ અગ્નિ છે, તે જ સર્વરૂપ છે, તે જ સર્વના જેતા છે, તે જ ઇંદ્ર છે, તે જ વાયુ છે, તે જ અશ્વિનીકુમાર છે અને તે જ વીજળી છે.[૩૯] વળી તે જ ચંદ્રમા છે, તે જ ઈશાન (સર્વના નિયંતા) છે, તે જ સૂર્ય છે, તે જ વરુણ છે, તે જ કાળ છે, તે જ અંતક છે, તે જ મૃત્યુ છે, તે જ યમ છે, તે જ રાત્રિ છે, તે જ દિવસ છે, તે જ માસ છે, અર્ધમાસ છે, ઋતુઓ છે, બે સંધ્યા છે અને તે જ સંવત્સર છે. ધાતા તે જ છે. વિધાતા તે જ છે, વિશ્વકર્મા તે જ છે અને સર્વને જાણનારા પણ તે જ છે.[૪૧] તે જ નક્ષત્રોરૂપ છે, ગ્રહોરૂપ છે, દિશાઓરૂપ છે, વિદિશાઓરૂપ છે, વિશ્વમૂર્તિ છે, અમાપ સ્વરૂપવાળા છે, છ પ્રકારનાં ઐશ્વર્યથી યુક્ત છે અને મહાતેજસ્વી છે.[૪૨] વળી તે શંકર જ એક પ્રકારે, બે પ્રકારે, અનેક પ્રકારે, સેંકડો પ્રકારે, હજારો પ્રકારે તથા લાખો પ્રકારે થાય છે.[૪૩] તે ભગવાન આવા પ્રભાવશાળી મહાન દેવ છે, માટે સેંકડો વર્ષે પણ તેમના ગુણોનું વર્ણન કરી શકાય એમ નથી.[૪૪]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ઈશ્વરપ્રશંસા' નામનો અધ્યાય ૧૬૦ મો સમાપ્ત

## अध्याय १६१मो

### મહેશ્વરમાહાત્મ્ય

॥ वासुदेव उवाच ॥

युधिष्ठिर महाबाहो महाभाग्यं महात्मनः ।
रुद्राय बहुरूपाय बहुनाम्ने निबोध मे ॥ १ ॥

વાસુદેવ બોલ્યા: હે મહાબાહુ યુધિષ્ઠિર! તમે અનેક સ્વરૂપોવાળા, અનેક નામોવાળા મહાત્મા રુદ્રનું માહાત્મ્ય મારી પાસેથી સાંભળો. તે મહાદેવને અગ્નિ, સ્થાણુ, મહેશ્વર, એક નેત્રવાળા, ત્રણ નેત્રવાળા, વિશ્વરૂપ તથા શિવ પણ કહે છે.[૧,૨] વળી વેદવેત્તા બ્રાહ્મણો કહે છે કે, તે દેવનાં બે શરીર (સ્વરૂપ) છે; એક તો ઘોર શરીર અને બીજું શિવ અથવા મંગલ શરીર. આ બન્ને શરીરો પણ પાછાં અનેક પ્રકારનાં છે.[૩] આ ભગવાનનું જે શરીર ઘોર અને ઉગ્ર છે, તે

અગ્નિ, વીજળી તથા સૂર્યરૂપ છે. તેમનું જે શરીર મંગળસ્વરૂપ તથા સૌમ્ય છે, તે ધર્મરૂપ, જળરૂપ તથા ચંદ્રરૂપ છે.[૪] અગ્નિ તથા ચંદ્ર તેમના સ્વરૂપનો અર્ધભાગ કહેવાય છે. તેમની એક મંગળમૂર્તિ તો નિરંતર બ્રહ્મચર્યનું પાલન કરે છે.[૫] તેમની બીજી અત્યંત ઘોર મૂર્તિ જગતનો સંહાર કરે છે. તે ભગવાન પ્રાણીમાત્રના નિયંતા છે અને સર્વના કરતાં મહાન છે, માટે 'મહેશ્વર' કહેવાય છે.[૬] વળી તે પ્રલયકાળે સર્વને બાળી નાખે છે, તીક્ષ્ણસ્વરૂપ છે, ઉગ્ર છે, પ્રતાપી છે અને માંસ, રુધિર તથા મજ્જાનું ભક્ષણ કરે છે, માટે 'રુદ્ર' કહેવાય છે.[૭] સર્વ દેવોમાં તે અતિ મહાન છે; તેમનો વિષય (જ્ઞાનપ્રદેશ) ઘણો વિશાળ છે અને તે આ મહાન વિશ્વનું રક્ષણ કરે છે; માટે તે 'મહાદેવ' કહેવાય છે.[૮] તેમનું સ્વરૂપ ધુમાડાના જેવું ભૂખરું છે, માટે તે 'ધૂર્જટિ' કહેવાય છે. તે સર્વ પ્રકારનાં કર્મો કરીને સર્વ મનુષ્યોને નિત્ય સુખી કરે છે અને સર્વનું કલ્યાણ ઇચ્છે છે, માટે 'શિવ' કહેવાય છે. તે સર્વના ઊર્ધ્વ ભાગમાં સ્થિતિ કરીને સર્વ પ્રાણીઓના પ્રાણને બાળી નાખે છે, નિત્ય સ્થિર રહે છે અને તેમનું લિંગ નિત્ય સ્થિર રહે છે, તેથી તે 'સ્થાણુ' કહેવાય છે. તેમનાં સ્વરૂપો ભૂત, ભવિષ્ય તથા વર્તમાન કાળમાં અનેક પ્રકારનાં થયા કરે છે અને તે સ્થાવર તથા જંગમરૂપ છે; માટે તે 'બહુરૂપ' કહેવાય છે. વળી સમગ્ર વિશ્વના દેવતાઓ તેમનામાં નિવાસ કરી રહ્યા છે, માટે તે 'વિશ્વરૂપ' કહેવાય છે.[૯-૧૨] તેમને એક હજાર નેત્રો છે, દશ હજાર નેત્રો છે અથવા તેમનું સ્વરૂપ સર્વ તરફથી કેવળ નેત્રમય છે. તેમનાં નેત્રોનું તેજ પ્રભાવવાળું છે અને તેમનાં નેત્રોનો અંત જ નથી.[૧૩] તે ભગવાન સર્વ જીવોનું રક્ષણ કરે છે, સર્વ જીવો સાથે રમણ કરે છે અને સર્વ જીવોના અધિપતિ છે; માટે તે 'પશુપતિ' કહેવાય છે.[૧૪] તેમનું લિંગ (મૂર્તિ) નિત્યના બ્રહ્મચર્યને લીધે જ્યારે સ્થિર રહ્યું છે ત્યારે લોકો એની પૂજા કરી શકે છે, અને તે પૂજા એ મહાત્માને પ્રિય છે. જે મનુષ્ય એ મહાત્માની પ્રતિમાને અથવા લિંગને પૂજે છે, તેને નિત્ય મહાન લક્ષ્મી મળે છે. સર્વ ઋષિઓ, દેવો, ગંધર્વો તથ અપ્સરાઓ ઊર્ધ્વભાગમાં સ્થિતિ કરી રહેલા તેમના લિંગની જ પૂજા કર્યા કરે છે. વળી લિંગની પૂજા કરવાથી તે મહેશ્વર પ્રસન્ન રહે છે; અને ભક્ત ઉપર પ્રેમ રાખનારા તે ભગવાન ઉપર પ્રસન્નચિત્ત થઈને તેમને સુખ આપે છે.[૧૫-૧૮] પ્રલયસમયે સર્વને બાળી નાખનારા તે દેવ શ્મશાનમાં જ નિવાસ કરે છે, માટે જે મનુષ્યો શ્મશાનમાં રહીને તેમનું યજન કરે છે, તેઓ મરણ પછી વીરપુરુષોની ગતિને પામે છે.[૧૯] તે પ્રત્યેક શરીરમાં વિષયોની અંદર સ્થિતિ કરી રહ્યા છે, પ્રાણીમાત્રના મૃત્યુરૂપ છે અને તે જ ભગવાન પ્રાણીમાત્રનાં શરીરોમાં પ્રાણ તથા અપાનવાયુરૂપે રહેલા છે.[૨૦] તેમનાં સ્વરૂપો ઘોર તથા પ્રદીપ્ત હોઈને અનેક પ્રકારનાં છે. લોકમાં તે સ્વરૂપો પૂજાઈ રહ્યાં છે અને વિદ્વાન બ્રાહ્મણો તે સ્વરૂપોને જાણે પણ છે. સર્વ દેવોમાં તેમનાં અનેક નામો સાંભળવામાં આવે છે અને તે નામો તેમના મહત્ત્વને લીધે, વ્યાપકપણાને લીધે તથા કર્મોને લીધે પડ્યાં છે. બ્રાહ્મણો વેદમાં રહેલા તેમના ઉત્તમ શતરુદ્રીય સ્તોત્રને જાણે છે. એ સ્તોત્ર એ મહાત્માના ઉપસ્થાન(સ્તવન)રૂપ છે અને વ્યાસે પોતે તે કહેલું છે. તે ભગવાન સર્વ લોકોને ઇષ્ટકામનાઓ અર્પણ કરે છે, મહાન વિશ્વરૂપ પણ કહેવાય છે અને બ્રાહ્મણો તથા કેટલાએક ઋષિઓ તેમને 'જ્યેષ્ઠભૂત' નામે ઓળખે છે.[૨૧-૨૪] સર્વ દેવોમાં તે મુખ્ય છે અને તેમણે પોતાના મુખમાંથી

અગ્નિને ઉત્પન્ન કર્યો છે. અનેક પ્રકારના ગ્રહોએ ચોતરફથી ઘેરી લીધેલા પોતાના ભક્તજનોના પ્રાણોને તે સંકટમાંથી છોડાવે પણ છે.[૨૫] તે પુણ્યાત્મા ભગવાન શરણે આવેલાનું રક્ષણ કરનારા છે, તેથી તે શરણાગતોનો કદી ત્યાગ કરી દેતા નથી. પોતાના ભક્ત મનુષ્યોને તે આયુષ્ય, આરોગ્ય, ઐશ્વર્ય, ધન તથા પુષ્કળ કામનાઓ અર્પણ કરે છે. તે જ ભગવાન જેના પર ક્રોધાયમાન થાય છે, તેમની પાસેથી તે સર્વ પદાર્થને ઝૂંટવી લે છે. ઇંદ્રાદિ દેવો વિષે જે ઐશ્વર્ય રહેલું છે તે એમનું જ છે, એમ કહેવાય છે.[૨૬,૨૭] તે જ ત્રૈલોક્યનું શુભઅશુભ કરવામાં નિત્ય તત્પર રહે છે અને તે ઐશ્વર્યને લીધે સર્વ કામનાઓના ઈશ્વર કહેવાય છે.[૨૮] મોટા લોકના પણ તે ઈશ્વર છે, માટે તે મહેશ્વર કહેવાય છે. તેમણે પોતાનાં અનેક સ્વરૂપોથી આ સમગ્ર જગતને વ્યાપ્ત કરી દીધું છે અને તે દેવનું મુખ સમુદ્રમાં વડવાગ્નિરૂપે રહેલું છે.[૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'મહેશ્વરમાહાત્મ્ય' નામનો અધ્યાય ૧૬૧ મો સમાપ્ત

## अध्याय १६२ मो

### ધર્મપ્રમાણકથન

॥ वैशंपायन उवाच ॥

**इत्युक्तवति वाक्ये तु कृष्णे देवकिनंदने ।**
**भीष्मं शांतनवं भूयः पर्यपृच्छद्युधिष्ठिरः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : દેવકીનંદન શ્રીકૃષ્ણે એ પ્રમાણે કહ્યું, એટલે યુધિષ્ઠિરરાજાએ શાંતનુનંદન ભીષ્મપિતામહને પુન: આ પ્રમાણે પૂછ્યું[૧]: 'હે મહાબુદ્ધિમાન ! હે સર્વ ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ પિતામહ ! ધર્મ સંબંધી નિર્ણય કરવામાં પ્રત્યક્ષ પ્રમાણ અને આગમ(શાસ્ત્ર)પ્રમાણ એ બન્ને પ્રમાણોમાંથી કયું પ્રમાણ સબળ સાધનરૂપ થઈ પડે છે ?[૨]

ભીષ્મ બોલ્યા : હું તો માનું છું કે, આ વિષયમાં કોઈ જાતનો સંશય નથી, તોપણ હે બુદ્ધિમાન રાજા ! તેં મને ઉત્તમ પ્રશ્ન પૂછ્યો છે, એટલે તેનો ઉત્તર હું તને કહું છું, સાંભળ.[૩] ધર્મ જેવા વિષયમાં સંશય કરવો તે સહેલો છે, પણ તે સંશયનો નિર્ણય કરવો અથવા સમાધાન કરવું તે મહાકઠિન છે; કેમ કે તેવા ધાર્મિક વિષયમાં જ્યાં જ્યાં સંશયનું દર્શન થાય છે, ત્યાં ત્યાં તેનો નિર્ણય કરવા માટે કોઈ સ્થળે પ્રત્યક્ષ પ્રમાણ સાધનભૂત થઈ પડે છે અને કોઈ સ્થળે આગમપ્રમાણ સાધનભૂત થઈ પડે છે.[૪] કેટલાએક હેતુવાદી તાર્કિકો પોતાને જ બુદ્ધિમાન માનીને કેવળ પ્રત્યક્ષપ્રમાણને જ પ્રબળ કારણ માને છે. તેઓ પરમાણુ આદિને પોતાના બુદ્ધિવાદથી જ નિત્યત્વ આદિ ગુણવાળા કલ્પી કાઢીને આવો નિશ્ચય કરે છે કે, 'ત્રણે કાળમાં અબાધિત અને વાણી તથા મનથી અગોચર એવી ઈશ્વર જેવી કોઈ વસ્તુ છે જ નહિ.' પણ જ્યારે વૈદિકો તેમને ઉપાલભ આપે છે, ત્યારે તેઓ એ વિષયમાં સંશય કરે છે. આ રીતે અજ્ઞાની હોવા છતાં પોતાને પંડિત માનનારા તે તર્કવાદીઓ તેવો અયોગ્ય નિશ્ચય જ કરે છે. આમ હોવા છતાં, હે ભારત ! તને પણ જો શંકા થતી હોય કે, 'પરબ્રહ્મ એક જ છે છતાં સર્વના કારણ કેમ થઈ શકે?' તો તેના સમાધાનમાં હું તને આ કહું છું. જ્યારે તું દીર્ઘકાળ પર્યંત આળસનો ત્યાગ કરીને યોગનિષ્ઠ થઈશ અને અનેક પ્રકારની પ્રાણયાત્રા કરીશ (અર્થાત્ અનેક પ્રકારે જીવનનિર્વાહ ચલાવીશ) ત્યારે જ એ પરબ્રહ્મને તું જાણી શકીશ;[૫-૭] કેમ કે જે પુરુષ એ પ્રમાણે યોગપરાયણ રહે છે, તે જ એ પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકે છે. વળી જ્યારે કલ્પનાસંજ્ઞક સર્વ હેતુઓનો અંત આવે છે ત્યારે જ બ્રહ્મસંબંધી વિશાળ

તથા ઉત્તમ જ્ઞાન સંપાદન કરી શકાય છે અને ત્યારે જ સર્વ લોકના જ્યોતિરૂપ મહાન જ્ઞાનને પામી શકાય છે.[૮] હે રાજન્! જે જ્ઞાન કેવળ હેતુવાદથી જ ઉત્પન્ન થાય છે તેને સત્ય જ્ઞાન કહી શકાય નહિ; કેમકે તે જ્ઞાન વેદવાણીથી સિદ્ધ થયેલું હોતું નથી, તેથી જ અગ્રાહ્ય અથવા અસ્વીકાર્ય હોવાથી તેનો સર્વથા ત્યાગ કરી દેવો જોઈએ.[૯]

યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ! પ્રત્યક્ષ, અનુમાન, આગમ અને અનેક પ્રકારના શિષ્ટાચાર– આવાં અનેક પ્રમાણો જોવામાં આવે છે, તો તેમાંથી કયું પ્રમાણ વિશેષ બળવાન ગણાય છે, તે મને કહો.[૧૦]

ભીષ્મ બોલ્યા : બળવાન થઈ પડેલા દુરાત્મા પુરુષો જ્યારે ધર્મનો નાશ કરવા માંડે છે, ત્યારે ઘણા પ્રયત્નો કરીને પણ ધર્મની રક્ષા કરવામાં આવે છે છતાં કાળે કરીને તેનો નાશ થઈ જાય છે. હે યુધિષ્ઠિર! ઘાસથી ઢંકાયેલા કૂવાની પેઠે ધર્મના સ્વરૂપમાં અધર્મ જ સર્વત્ર ફેલાઈ જાય છે. તેથી શિષ્ટાચારનો પણ નાશ થઈ જાય છે. આ વિષે હું તને કહું છું, તે તું સાંભળ.[૧૧,૧૨] જે દુરાચારી પુરુષો વેદવચનોનો અસ્વીકાર કરવા તત્પર થઈને સદ્વર્તનનો લોપ કરે છે અને જેઓ મંદ બુદ્ધિવાળા હોઈને ધર્મનો દ્વેષ કરે છે, તેઓ પ્રત્યક્ષ, અનુમાન તથા શિષ્ટાચાર આદિ પ્રમાણોમાં પણ સંશય કરે છે.[૧૩] માટે હે રાજા! જે પુરુષો સત્પુરુષોનો આચાર જાણવા માટે નિત્ય ઉત્કંઠિત રહે છે, જેમની બુદ્ધિ શાસ્ત્રીય જ્ઞાન સંપાદન કરીને પરમ પ્રમાણભૂત થયેલી હોય છે અને જેઓ સર્વ વિષયમાં નિત્ય સંતુષ્ટ રહે છે, તેમનું તું ઉપાસન કર અને તેમને તું તારા સંશયો પૂછ.[૧૪] વળી જે પુરુષોએ લોભ તથા મોહને અનુસરનારા કામ તથા અર્થને બાજુ પર મૂક્યા છે અને કેવળ ધર્મનું જ જ્ઞાન સંપાદન કરેલું હોય છે, તેમનું તું ઉપાસન કર અને તેમને તું તારા સંશયો પૂછ.[૧૫] કેમકે તેમના સદ્વર્તનનો કદી ભંગ થતો નથી, તેમના યજ્ઞો તથા બીજાં નિત્ય કર્મો સદાય ચાલુ જ રહે છે અને ઉત્તમ વર્તન, શૌચાદિ આચાર તથા વેદ એ ત્રણેને એકત્ર કરીને તેઓ કેવળ એક ધર્મનેજ સાધે છે.[૧૬]

યુધિષ્ઠિર બોલ્યાઃ સંશયરૂપ મહાસાગરમાં નિર્ણયરૂપ સામા કિનારાને હું શોધ્યા કરું છું, છતાં તેને જોઈ શકતો નથી. તેથી મારી બુદ્ધિ વળી પાછી અત્યંત મૂંઝાઈ જાય છે.[૧૭] વેદ, પ્રત્યક્ષ અને શિષ્ટાચાર એ ત્રણ પ્રમાણો જો ધર્મની સિદ્ધિ કરતાં હોય, તો એ પ્રમાણો જેમ ભિન્ન ભિન્ન છે, તેમ ધર્મ પણ ત્રણ પ્રકારે ભિન્ન ભિન્ન હોવો જોઈએ; છતાં ધર્મ એક કેવી રીતે અને તેનાં પ્રમાણો ત્રણ કેવી રીતે?[૧૮]

ભીષ્મ બોલ્યા : હે રાજન્! જ્યારે બળવાન થઈ પડેલા દુરાત્મા પુરુષો ધર્મનો હ્રાસ કરવા માંડે છે, ત્યારે પૂર્વોક્ત ત્રણ પ્રમાણોથી ત્રણ પ્રકારે ધર્મની વિચારણા કરવામાં આવે છે, પણ તેથી તારે એમ માનવું નહિ કે, ધર્મ પણ ત્રણ પ્રકારનો છે (અર્થાત્ ત્રણ પ્રમાણોથી થતી ધર્મની વિચારણા જ ત્રણ પ્રકારની છે.) ધર્મ તો એક જ છે.[૧૯] તું જાણ કે, ધર્મ તો એક જ છે, માત્ર તેનું દર્શન અથવા પરીક્ષા ત્રણ પ્રકારે કરવામાં આવે છે. વળી ત્રણ પ્રકારનાં પ્રમાણો એક એક સ્વતંત્ર રહીને જ ધર્મનું પ્રતિપાદન કરે છે, આમ કહેવાનો પણ મારો આશય નથી. (અર્થાત ત્રણે પ્રમાણો જુદાં જુદાં રહીને ધર્મમાં પ્રમાણભૂત મનાતાં નથી, પણ અન્યોન્ય અનુકૂળ થઈને તથા અન્યોન્યની સાથે રહીને જ તેઓ પ્રમાણભૂત મનાય છે.)[૨૦] ત્રણે પ્રમાણોમાં જે માર્ગ વેદમાં કહેવામાં આવ્યો હોય તે માર્ગનું જ તું આચરણ

દૂર;* પરંતુ ઉપરાઉપરી તર્ક કરીને ધર્મને જાણવાની ઇચ્છા કરીશ મા.[૨૧] હે ભરતશ્રેષ્ઠ ! આ વેદોક્ત માર્ગમાં તને કદી સંશય જ થવો ન જોઈએ; પણ એક આંધળા મનુષ્યની પેઠે તથા જડ મનુષ્યની પેઠે તું કોઈ જાતની શંકા કર્યા વિના હું જે કહું છું તેનું જ આચરણ કર.[૨૨] હે અજાતશત્રુ ! અહિંસા, સત્ય, અક્રોધ (ક્ષમા) અને દાન, આ ચારેનું તું સેવન કર; કેમ કે એ જ સનાતન ધર્મ છે.[૨૩] વળી હે મહાબાહુ ! તારા પિતા અને પિતામહને છાજે તેવી તું બ્રાહ્મણોના પર વૃત્તિ રાખ; કેમ કે બ્રાહ્મણો ધર્મના માર્ગદર્શક ગણાય છે.[૨૪] જે મૂર્ખ મનુષ્ય (વેદ જેવા) પ્રમાણને અપ્રમાણ માને છે, તે મનુષ્ય જગતમાં કદી પ્રમાણપાત્ર થવાને યોગ્ય થતો નથી, પણ તે તો ઊલટો વિવાદજનક જ થઈ પડે છે.[૨૫] હે રાજા ! તારે નિત્ય સત્કાર તથા બહુ માન આપીને બ્રાહ્મણોનું જ સેવન કરવું; કેમ કે આ સમગ્ર લોકો તેમને આધારે જ ટકી રહ્યા છે, એમ તારે જાણવું.[૨૬]

યુધિષ્ઠિર બોલ્યા : જેઓ ધર્મનો દ્વેષ કરે છે અને જેઓ ધર્મનું ઉપાસન (આચરણ) કરે છે, તે બન્ને પ્રકારના મનુષ્યો કયા કયા લોકમાં જાય છે, તે તમે મને કહો.[૨૭]

ભીષ્મ બોલ્યા : જે મનુષ્યોનાં ચિત્ત રજોગુણથી તથા તમોગુણથી ઘેરાઈ ગયેલાં હોય છે, તેઓ ધર્મનો દ્વેષ કરે છે અને તેથી નરકને પામે છે.[૨૮] પરંતુ હે મહારાજ ! જે મનુષ્યો સત્ય તથા સરળતામાં પરાયણ રહીને નિત્ય ધર્મનું ઉપાસન કરે છે, તેઓ સ્વર્ગને પામે છે.[૨૯] વળી જેઓ ધર્મનું ઉપાસન કરે છે, તેઓ દેવલોકને પામે છે અને આચાર્ય(ગુરુ)નું ઉપાસન કરવાથી ધર્મ જ તેમની ગતિરૂપ થાય છે.[૩૦] મનુષ્યો અથવા દેવતાઓ જે શરીરને સંતોષ આપીને પણ ધર્મનું આચરણ કરે છે, તો તેઓ લોભ તથા દ્વેષથી રહિત થઈને સુખી થાય છે.[૩૧] વિદ્વાનો કહે છે કે, ધર્મ બ્રહ્મદેવનો પ્રથમ પુત્ર છે. તેથી જ જેમ ભોક્તા પુરુષનું મન પાકેલા ફળનું ભક્ષણ કરે છે, તેમ ધાર્મિક પુરુષો ધર્મનું આચરણ કરે છે.[૩૨]

યુધિષ્ઠિર બોલ્યા : દુષ્ટ પુરુષોનું સ્વરૂપ અર્થાત્ લક્ષણ કેવું હોય છે ? સત્પુરુષો કેવું આચરણ કરે છે ? અને સત્પુરુષો તથા અસત્પુરુષો કેવા હોય છે, તે મને કહો.[૩૩]

ભીષ્મ બોલ્યા : દુષ્ટ પુરુષો દુરાચારી હોય છે, દુરાધર્ષ હોય છે અને દુષ્ટ મુખવાળા હોય છે. પણ સત્પુરુષો તો સદાચાર સંપન્ન હોય છે અને એ જ શિષ્ટાચારનું લક્ષણ છે.[૩૪] હે રાજેંદ્ર ! ધર્મનું આચરણ કરનારા સત્પુરુષો રાજમાર્ગમાં, ગાયોની વચ્ચે તથા ધાન્યની વચ્ચે કદી મળમૂત્રનો ત્યાગ કરતા નથી.[૩૫] વળી તેવા સત્પુરુષો દેવો, પિતૃઓ, ભૂતો, અતિથિઓ તથા કુટુંબ વર્ગ આ પાંચેને ભોજન આપ્યા પછી પોતે ભોજન કરે છે. ભોજન કરતાં કરતાં બોલતા નથી અને ભીને હાથે નિદ્રાવશ થતા નથી.[૩૬] જેઓ અગ્નિની, બળદની, દેવની, ગાયોના વાડાની, ચૌટાની તથા ધર્મનિષ્ઠ વૃદ્ધ બ્રાહ્મણની પ્રદક્ષિણા કરે છે, તેઓ સત્પુરુષ કહેવાય છે.[૩૭] જેઓ વૃદ્ધ પુરુષોને, ભારથી દુઃખી થયેલા મનુષ્યોને, સ્ત્રીઓને, સર્પને, બ્રાહ્મણોને, ગાયોને અને રાજાઓને માર્ગ આપે છે, તેઓ સત્પુરુષ કહેવાય છે. વળી જે પુરુષ સર્વ અતિથિઓનું, નોકરવર્ગનું, પોતાના કુટુંબવર્ગનું તથા શરણ લેવાની ઇચ્છા

* કહેવાનો આશય એ છે કે, ધર્મનું સ્વરૂપ અતીંદ્રિય–ઇંદ્રિયોથી અસહ્ય છે, માટે તેમાં પ્રત્યક્ષપ્રમાણનો અસંભવ છે, તેમ જ શિષ્ટ પુરુષોનો આચાર પણ કોઈ સમયે નષ્ટ થઈ ગયેલો હોવાથી ધર્મમાં પ્રમાણભૂત થઈ શકતો નથી. માટે ધર્મનું જ્ઞાન સંપાદન કરવા માટે તું વેદને જ પ્રમાણ માનીને વેદોક્ત માર્ગનું જ આચરણ કર.

રાખનારાઓનું રક્ષણ કરે છે, તેમ જ તે સર્વને સ્વાગતવચન કહે છે, તે સત્પુરુષ કહેવાય છે.[૩૮,૩૯] દેવોએ મનુષ્યોને માટે સાયંકાળે તથા પ્રાતઃકાળે ભોજન કરવાનો નિયમ રચ્યો છે; પણ તેની વચ્ચે (ત્રીજી વાર) ભોજન કરવાનો નિયમ જોવામાં આવતો નથી, માટે એ રીતે બે વખત ભોજન કરવું તેને ઉપવાસવિધિ જ કહેવામાં આવે છે.[૪૦] જેમ અગ્નિ હોમ કરવાના સમયે હોમની રાહ જુએ છે, તેમ સ્ત્રી ઋતુ આવવાના સમયે ઋતુની રાહ જુએ છે. (માટે ઋતુકાળે જ સ્ત્રીગમન કરવું.)[૪૧] જે પુરુષ ઋતુકાળ વિના કદી સ્ત્રીગમન કરતો નથી, તે પુરુષ સદાય બ્રહ્મચર્ય જ પાળે છે. અમૃત, બ્રાહ્મણો તથા ગાય, એ ત્રણેની યોગ્યતા એકસરખી જ છે.[૪૨] માટે ગાયોનું તથા બ્રાહ્મણનું નિત્ય વિધિપૂર્વક પૂજન કરવું. જે માંસને યજુર્વેદના મંત્રોથી સંસ્કારવાળું કરવામાં આવ્યું હોય તેનું ભક્ષણ કરનાર પુરુષ દોષપાત્ર ગણાતો નથી. (અર્થાત્ યજ્ઞનિમિત્તે માંસ ભક્ષણ કરવાથી દોષ લાગતો નથી.) પણ યજ્ઞાદિ નિમિત્ત વિના કરેલું માંસભક્ષણ, કોઈ પ્રાણીના પીઠભાગના માંસનું ભક્ષણ અને પુત્રના માંસનું ભક્ષણ આ ત્રણેને સમાન જ ગણવામાં આવે છે. મનુષ્યે પોતાના દેશમાં અથવા પારકા દેશમાં અતિથિને કદી ઉપવાસી રાખવો નહિ અને હરકોઈ કર્મ સફળ કરીને ગુરુને તે જણાવવું.[૪૩,૪૪] પ્રત્યેક મનુષ્યે ગુરુઓને વંદન કરીને તથા તેમની પૂજા કરીને તેમને આસન અર્પણ કરવું; કેમ કે ગુરુઓનું પૂજન કરવાથી મનુષ્યના આયુષ્યની, યશની તથા લક્ષ્મીની વૃદ્ધિ થાય છે.[૪૫] વૃદ્ધ પુરુષોનું કદી અપમાન કરવું નહિ તેમ જ તેમને કદી આજ્ઞા કરવી નહિ. વૃદ્ધ પુરુષો ઊભા હોય ત્યારે પોતે કદી બેસવું નહિ; કેમ કે એ રીતે વર્તવાથી મનુષ્યનું આયુષ્ય ક્ષીણ થતું નથી.[૪૬] કોઈ પણ સ્ત્રીને નગ્ન અવસ્થામાં કદી જોવી નહિ, નગ્ન પુરુષોને પણ જોવા નહિ અને મૈથુન તથા આહાર નિત્ય ગુપ્તપણે કરવાં.[૪૭] સર્વ તીર્થોમાં ગુરુઓ જ શ્રેષ્ઠ તીર્થ કહેવાય છે, સર્વ પવિત્ર પદાર્થોમાં હૃદય જ સર્વના કરતાં પવિત્ર કહેવાય છે, સર્વ શાસ્ત્રોમાં જ્ઞાન જ શ્રેષ્ઠ ગણાય છે અને સંતોષ જ પરમ સુખ મનાય છે.[૪૮] પ્રતિદિન સાયંકાળ તથા પ્રાતઃકાળે વૃદ્ધ પુરુષોની પુષ્કળ વાણી સાંભળવી; કેમ કે વૃદ્ધ પુરુષોનું નિત્ય સેવન કરવાથી મનુષ્ય શાસ્ત્રજ્ઞાનને સંપાદન કરે છે.[૪૯] ×સ્વાધ્યાય તથા ભોજન કરતી વેળા જમણા હાથને ઊંચો કરવો; (અર્થાત્ જમણે હાથે વેદસ્વાધ્યાય કરવો અને જમણે હાથે ભોજન કરવું;) તેમ જ વાણીનો; મનનો તથા ઇંદ્રિયોનો નિત્ય નિગ્રહ કરવો.[૫૦] અષ્ટકાશ્રાદ્ધમાં પિતૃદેવતાઓને ઉદ્દેશીને નિત્ય ઉત્તમ દૂધપાક, રાબડી, ખીચડી તથા હવિષ્યાન્ન અર્પણ કરવાં અને ગ્રહોનું નિત્ય પૂજન કરવું. શ્મશ્રુકર્મ (હજામત) કરાવ્યા પછી મંગલકારક વચનો બોલવાં; કોઈ ને છીંક આવે ત્યારે 'शतं जीव' કહીને અભિનંદન આપવું અને સર્વ રોગી મનુષ્યોને 'आयुष्मान् भव' કહીને અભિનંદવા.[૫૧,૫૨] મનુષ્ય પોતે કદી આપત્તિમાં આવી પડ્યો હોય, તોપણ તેણે કોઈ મહાન પુરુષને તુંકારો કરવો નહિ; કેમ કે વિદ્વાનો તુંકારાને તથા નાશને એકસરખા જ માને છે.[૫૩] જેઓ પોતાના કરતાં ઊતરતા હોય, પોતાના સમાન હોય અને પોતાના શિષ્યો હોય, તેમને જ માત્ર તુંકારો કરવો. જે પુરુષ પાપકર્મ કરનારો હોય છે તેનું હૃદય જ નિત્ય પાપને પ્રકટ

× ટીકાકાર નીલકંઠ લખે છે કે સ્વાધ્યાય તથા ભોજન કરતી વેળા જમણા હાથને ઊંચો કરવો એટલે યજ્ઞોપવીત ધારણ કરવું

કરી દે છે.[૫૪+] દુષ્ટ પુરુષો પોતે જાણી જોઈને કરેલા પોતાના પાપકર્મને ઢાંકવાનો પ્રયત્ન કરે છે; પરંતુ જનસમુદાયમાં જ્ઞાનપૂર્વક પાપકર્મને ઢાંકનારા તે પાપીઓ વિનાશ પામે છે.[૫૫] પાપી મનુષ્ય માને છે કે, મને મનુષ્યો જોતા નથી કે દેવતાઓ જોતા નથી; પણ પાપી મનુષ્ય પોતાનાં પાપકર્મથી જ હણાઈને અંતે પાપી યોનિમાં જન્મે છે.[૫૬] જેમ વ્યાજ ઉપર આજીવિકા ચલાવનારો પુરુષ પ્રતિદિન વ્યાજના વધારાની રાહ જુએ છે, તેમ પાપી પુરુષે પણ પ્રતિદિન ધર્માચરણ કરીને પાપને ઢાંકી દેવું જોઈએ અને ધર્મની જ વૃદ્ધિ કર્યા કરવી જોઈએ.[૫૭] જેમ મીઠાના ગાંગડાને જળમાં ડુબાડી રાખવાથી તે સમૂળગો લય પામી જાય છે, તેમ પ્રાયશ્ચિતોથી હણાયેલું પાપ પણ સત્વર નષ્ટ થઈ જાય છે.[૫૮] તેથી કોઈ પણ મનુષ્યે પાપને કદી ગુપ્ત રાખવું નહિ; કેમ કે એ રીતે ગુપ્ત રાખેલું પાપ ઊલટું વધી પડે છે. વળી પાપકર્મ કરીને તે સત્પુરુષો આગળ જાહેર કરી દેવું તેથી તે સત્પુરુષો પ્રાયશ્ચિત્તો દ્વારા તે પાપનો નાશ કરે છે.[૫૯] અમુક આશાથી એકઠા કરી રાખેલા ધનનો જો યોગ્ય સમયે ઉપભોગ કરવામાં આવતો નથી, તો સંગ્રહ કરનાર મનુષ્ય મરણ પામે છે ત્યારે બીજા મનુષ્યો તે ધનને લઈ લે છે.[૬૦] વિદ્વાનો કહે છે કે, પ્રાણીમાત્રનું મન સ્વાભાવિક રીતે ધર્મને જ અનુકૂળ થઈ રહે છે; માટે જ સર્વ પ્રાણીઓ ધર્મને જ સંપાદન કરવા તત્પર રહે છે.[૬૧] મનુષ્યે એકલા રહીને જ ધર્માચરણ કરવું, પણ પોતે કરેલા ધર્માચરણને લોકોની આગળ ગાયા કરવું નહિ. જે મનુષ્યો ધર્મને નામે જીવન ગાળે છે, તેઓ ધર્મનો વેપાર જ કરેનારા છે.[૬૨] પ્રત્યેક મનુષ્યે દંભ અથવા ડોળ રાખ્યા વિના દેવોનું પૂજન કરવું, કપટ રાખ્યા વિના ગુરુઓનું સેવન કરવું અને પરલોકયાત્રા માટે પરલોકમાં હિતકારક એવો દાન નામનો નિધિ (ખજાનો) એકઠો કરી રાખવો.[૬૩]

+ અર્થાત્ તેમનાં કર્મ ઉપરથી જ તેમનું હૃદય જણાઈ આવે છે.

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ધર્મપ્રમાણકથન' નામનો અધ્યાય ૧૬૨મો સમાપ્ત

# अध्याय १६३ मो

## ધર્મપ્રશંસા

॥ युधिष्ठिर उवाच ॥

**नाभागधेयः प्राप्नोति धनं सुबलवानपि ।**
**भागधेयान्वितस्त्वर्थान् कृशो बालश्च विंदति ॥**

યુધિષ્ઠિર બોલ્યા : મહાબળવાન પુરુષ પણ જો ભાગ્યરહિત હોય છે, તો ધનને મેળવી શકતો નથી; અને ભાગ્યસંપન્ન પુરુષ નિર્બળ હોય છે તથા બાળક હોય છે, તોપણ ધન સંપાદન કરી શકે છે.[૧] મનુષ્ય પ્રયત્ન કરે છે તોપણ જે સમયે તેને લાભ થવાનો હોતો નથી, તે સમયે તેને લાભ થતો નથી; પણ જે સમયે લાભ થવાનો હોય છે, તે સમયે પ્રયત્ન નહિ કર્યા છતાં પણ તે પુષ્કળ ધનને મેળવે છે.[૨] તેવા સેંકડો પુરુષો જોવામાં આવે છે, જેઓ પ્રયત્ન કરે છે, છતાં કંઈ ફળ મેળવી શકતા નથી. વળી તેવા અનેક પુરુષો જોવામાં આવે છે, જેઓ લેશમાત્ર પ્રયત્ન કરતા નથી, છતાં પ્રતિદિન સમૃદ્ધિમાન થતા જાય છે.[૩] હે ભરતશ્રેષ્ઠ! જો પ્રયત્ન જ સર્વ કંઈ આપવાને સમર્થ હોય, તો મનુષ્ય સર્વ ફળને સંપાદન કરે અને માણસને દુર્લભ એવી કોઈ વસ્તુને પણ પામી શકે.[૪] પણ કેટલાએક મનુષ્યો પ્રયત્ન કરે છે, છતાં નિષ્ફળ થતા જોવામાં આવે છે. તેઓ સેંકડો ઉપાયો કરીને ધનની શોધ કર્યા કરે છે, છતાં ધન મેળવી શકતા નથી, ત્યારે બીજો એક

મનુષ્ય કોઈ જાતનો પ્રયત્ન કરતો નથી અને ધનની શોધ પણ કરતો નથી, છતાં ધનથી સુખી જોવામાં આવે છે.[૫] કેટલાએક મનુષ્યો ધનને માટે વારંવાર અકાર્યો કરે છે, છતાં નિર્ધન જોવામાં આવે છે અને કેટલાએક ધનવાન પુરુષો પોતપોતાનાં કર્મ કરવામાં તત્પર રહે છે, છતાં દરિદ્રી થતા જોવામાં આવે છે.[૬] કોઈ એક પુરુષ નીતિશાસ્ત્રોનું અધ્યયન કરીને પણ નીતિમાન થયેલો જોવામાં આવતો નથી, ત્યારે બીજો એક નીતિશાસ્ત્રોને નહિ જાણનારો પુરુષ નીતિમાન થયેલો હોઈને રાજાના પ્રધાનપદને પામેલો જોવામાં આવે છે. આનું કારણ શું ?[૭] વળી વિદ્યાથી યુક્ત પુરુષ ધનવાન જોવામાં આવે છે, તેમ વિદ્યાથી રહિત પુરુષ પણ ધનવાન જોવામાં આવે છે. તેમ જ કોઈ વિદ્યાવાન પુરુષ પણ દુષ્ટ બુદ્ધિવાળો હોય છે અને મૂર્ખ પુરુષ પણ દુષ્ટ બુદ્ધિવાળો હોય છે. વિદ્વાન મનુષ્ય જો વિદ્યાનો આશ્રય કરીને સુખી થતો હોય, તો તે પોતાની આજીવિકાને માટે વિદ્યારહિત મનુષ્યનો કદી આશ્રય કરેજ નહિ. તૃષાતુર મનુષ્ય જળને મેળવીને તૃષાને જીતી શકે છે. તેજ પ્રમાણે હરકોઈ મનુષ્ય વિદ્યાને મેળવીનેજ સર્વ ઇષ્ટ અર્થ સંપાદન કરી શકતો હોય, તો તે કદી વિદ્યાનો ત્યાગ કરે નહિ. વળી એવું પણ જોવામાં આવે છે કે, જ્યાં સુધી મરણકાળ પ્રાપ્ત થયો હોતો નથી, ત્યાં સુધી મનુષ્ય સેંકડો બાણોથી વીંધાયા છતાં મરણ પામતો નથી. બાકી જ્યારે મરણકાળ પ્રાપ્ત થાય છે, ત્યારે માત્ર તણખલાની અણી અડતાંય મનુષ્ય મરણ પામે છે.

ભીષ્મ બોલ્યાઃ મોટા મોટા સમારંભો કર્યા છતાં મનુષ્ય જો ધનને સંપાદન ન કરી શકે, તો તેણે ઉગ્ર તપશ્ચર્યા કરવી; કેમકે વાવ્યા વિના કંઈ ઊગતું નથી.[૮-૧૧] વિદ્વાનો કહે છે કે, દાન આપીને મનુષ્ય ભોગ ભોગવનારો થઈ શકે છે, વૃદ્ધોની સેવા કરીને બુદ્ધિમાન થઈ શકે છે અને અહિંસાનું પાલન કરીને લાંબા આયુષ્યવાળો થઈ શકે છે.[૧૨] માટે પ્રત્યેક મનુષ્યે દાન આપવું, ધાર્મિક પુરુષોની પૂજા કરવી, ઉત્તમ વાક્ય બોલવું, સર્વનું પ્રિય કરવું, શાંત રહેવું અને કોઈ પણ પ્રાણીની હિંસા કરવી નહિ.[૧૩] હે યુધિષ્ઠિર ! ડાંસ, કીડા અને કીડીઓને પણ સુખદુઃખની પ્રાપ્તિ થાય છે અને તેમાં તેમનાં કર્મ તથા સ્વભાવજ કારણ તરીકે ગણાય છે. તેજ પ્રમાણે મનુષ્યોને સુખદુઃખની પ્રાપ્તિ થાય છે, તેમાં પણ તેમનાં કર્મ તથા સ્વભાવજ કારણભૂત છે. આમ જાણીને તું સ્થિર થા—ચંચળ થા મા.[૧૪]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમાં 'ધર્મપ્રશંસા' નામનો અધ્યાય ૧૬૩મો સમાપ્ત

## अध्याय १६४मो

### ધર્મપ્રશંસા (ચાલુ)

॥ भीष्म उवाच ॥

कार्यते यच्च क्रियते सच्चासच्च कृताकृतम् ।
तत्राश्वसीत सत्कृत्वा असत्कृत्वा न विश्वसेत् ॥

ભીષ્મ બોલ્યાઃ મનુષ્ય હરકોઈ સારું-નરસું કર્મ પોતે કરે છે અથવા બીજા પાસે કરાવે છે અથવા પોતે તે કરતો નથી કે કરાવતો પણ નથી. તેમાં તેણે ઉત્તમ કર્મ કરીનેજ ઉત્તમ ફળની આશા રાખવી; પણ દુષ્ટ કર્મ કરીને ઉત્તમ ફળ મેળવવાનો વિશ્વાસ રાખવો નહિ. (અર્થાત્ મનુષ્ય જેવું કર્મ કરે છે તેવું જ ફળ તેને મળે છે)[૧] સર્વ સમયે કાળજ મનુષ્યને શિક્ષા કરે છે અને કાળજ મનુષ્યના પર કૃપા કરે છે. વળી તે કાળજ પ્રાણીમાત્રની બુદ્ધિમાં પ્રવેશ કરીને તેમની પાસે ધર્મ કરાવે છે તથા અધર્મ કરાવે છે.[૨] મનુષ્ય જ્યારે ધર્મનાં ફળને જુએ છે, ત્યારે તેને ધર્મ જ

× આ અધ્યાયના ઘણાખરા શ્લોકો કૂટ છે, તોપણ નીલકંઠી ટીકાને તથા પૂર્વાપરના સંબંધને અનુસરી તેનો અર્થ બેસાડ્યો છે.

શ્રેયસ્કર છે એવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે. પછી તે ધર્માત્મા થઈને ધર્મ ઉપર વિશ્વાસ રાખે છે. પણ બુદ્ધિની દૃઢતા વિનાનો પુરુષ ધર્મ ઉપર વિશ્વાસ રાખી શકતો નથી.[3] ધર્મ ઉપર વિશ્વાસ રાખવો, તેજ પ્રાણીઓમાં બુદ્ધિમાન પ્રાણીનું લક્ષણ છે. પ્રત્યેક મનુષ્યે કાળની સાથે યુક્ત રહીને પણ કર્તવ્ય તથા અકર્તવ્ય બન્નેને જાણી લેવાં અને અકર્તવ્યનો ત્યાગ કરતાં અવશેષ રહેલા કર્તવ્યનું જ આચરણ કરવું જોઈએ.[4] જેમ ઐશ્વર્યવાન પુરુષો સત્કર્મ કરીને કદી રજોગુણી અથવા મલિન તરીકે જન્મ ધારણ કરતા નથી, તેમ ધાર્મિક પુરુષો પણ પોતે પોતાના આત્માનું પૂજન કરે છે. (સત્કર્મો કરીને પોતાના આત્માનું કલ્યાણ કરે છે.) કાળ કદી ધર્મને અધર્મરૂપે થવા દેતો નથી, માટે પોતે પોતાના ધર્મચારી આત્માને વિશુદ્ધ જ જાણવો.[5,6] અધર્મ સર્વત્ર વ્યાપ્ત થઈ જાય છે, તોપણ કાળના રક્ષણ તળે રહેલા અને અગ્નિની જેમ ઝગઝગી રહેલા ધર્મને તે અડકી પણ શકતો નથી.[7] ધર્મ બે કાર્યો કરી શકે છે: એક તો પોતાનું સેવન કરનારાને પવિત્ર કરે છે અને બીજું તે પોતાને અધર્મનો સ્પર્શ પણ થવા દેતો નથી. આ રીતે ધર્મ જ સર્વને વિજય આપનાર છે, ત્રણે લોકોનો પ્રકાશક છે અને સર્વનો કારણભૂત છે.[8] કોઈ એક પુરુષ બીજા અધાર્મિક પુરુષને કંઈ હાથ પકડીને ધર્મમાર્ગમાં લઈ જઈ શકતો નથી; છતાં પણ કોઈ બુદ્ધિમાન પુરુષ બીજા અધાર્મિક પુરુષને બળાત્કારે ધર્મમાર્ગમાં દાખલ કરે છે, તો પેલો અધાર્મિક પુરુષ કાં તો એમ કહે છે કે, 'હું શૂદ્ર છું, વર્ણાશ્રમના ધર્મથી બહિષ્કૃત છું,' અને કાં તો ધર્મના અથવા લોકના ભયથી તે ધર્મ કરવાનો ઢોંગ કરે છે. (કહેવાનો ભાવ એ કે, જેને ધર્મ કરવાની આંતરિક ઇચ્છા હોતી નથી તેને બળાત્કારે પ્રેરણા કરવી તે સર્વથા વ્યર્થ જ છે.) કેટલાએક સાધુ પુરુષો તો ધર્મ કરવામાં કોઈ જાતનું છળકપટ કરતા નથી; પણ પોતાના અધિકાર પ્રમાણે નિષ્કપટ ભાવથી ધર્માચરણ કરે છે.[9,10]

હવે ચારે વર્ણોમાં જે કંઈ વિશેષતા રહેલી છે તેના સંબંધમાં હું તને પ્રમાણો આપીને કહું છું. આ જગતમાં સર્વ પ્રાણીઓનાં શરીરો પંચમહાભૂતોનાં બનેલાં હોઈને એકસરખાં જ છે, તોપણ લોકધર્મમાં તથા શાસ્ત્રધર્મમાં તેમના સંબંધમાં ભેદાભેદ કરવામાં આવ્યો છે. (જેમ કે અમુક પશુ કહેવાય છે, અમુક પામર કહેવાય છે અને અમુક પંડિત કહેવાય છે.) વળી સર્વ પ્રાણીઓ જેમ એક જ વસ્તુમાં લય પામી જાય છે, તેમ એક જ વસ્તુમાંથી વિસ્તારને પામે છે. (અર્થાત્ સર્વ પ્રાણીઓનું ઉત્પત્તિસ્થાન તથા લયસ્થાન પણ એક જ છે.)[11,12]

ત્યારે આ લોક અનિત્ય કેમ છે? અને ધર્મ નિત્ય કેમ કહેવાય છે? (અર્થાત્ લોક કાર્યરૂપ છે અને ધર્મ લોકના કારણરૂપ છે. કાર્ય જો અનિત્ય હોય તો કારણ પણ અનિત્ય હોવું જોઈએ; પરંતુ કાર્ય અનિત્ય હોય તો કારણની નિત્યતા સંભવી શકે નહિ.) હે તાત! જ્યાં કાળ (એટલે સંકલ્પ) નિત્ય છે, ત્યાં જ માત્ર ધર્મ નિત્ય છે. (અર્થાત્ નિષ્કામ ધર્મ જ નિત્ય છે, સકામ ધર્મ નિત્ય નથી.)[13] આ જગતમાં સર્વ પ્રાણીઓ સમાન દેહવાળા છે અને સર્વનો આત્મા સરખો છે, છતાં તેમનામાં જે કંઈ વિશેષતા જોવામાં આવે છે તેનું કારણ તેમનું પ્રાચીન કર્મ જ છે. વળી જેનો જે સંકલ્પ ધર્મથી યુક્ત હોય છે, તે જ (સર્વનો નાશ થઈ ગયા છતાં) અવશેષ રહે છે અને તે પોતે જ પોતાનો ગુરુ છે -ધર્મના બળથી તે આપોઆપ ઉદય પામે છે.[14]

આમ હોવાથી પ્રાણીઓને ધર્મનું સેવન કરવાથી કોઈ પ્રકારનો દોષ લાગતો નથી. એટલું જ નહિ પરંતુ પશુપક્ષીની જાતિમાં રહેલાં પ્રાણીઓને પણ સારીનરસી પ્રવૃત્તિમાં પોતાનાં પ્રાચીન કર્માનુસાર આ લોક જ ગુરુરૂપ થઈ પડે છે. (અર્થાત્ પોતાનાં પ્રાચીન કર્મને અધીન થઈને તથા લોકોનું દૃષ્ટાંત લઈને પશુપક્ષીઓ પણ સારાંનરસાં કર્મ કરવા પ્રવૃત્ત થાય છે.)[૨૫]

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાંતર્ગત દાનધર્મપર્વમા 'ધર્મપ્રશંસા' નામનો અધ્યાય ૧૬૪ મો સમાપ્ત

## अध्याय १६५मो

### વંશકીર્તન

॥ વૈશંપાયન ઉવાચ ॥

**शरतल्पगतं भीष्मं पांडवोऽथ कुरूद्वहः ।**
**युधिष्ठिरो हितं प्रेप्सुरपृच्छत्कल्मपापहम् ।**

વૈશંપાયન બોલ્યા: તે પછી પોતાનું હિત ઇચ્છતા કુરુવંશના ધુરંધર યુધિષ્ઠિર પાંડવે બાણશય્યામાં સૂતેલા ભીષ્મપિતામહને સર્વ પાપનો નાશ કરવા વિષે પૂછ્યું.

યુધિષ્ઠિર બોલ્યા: આ લોકમાં પુરુષનું કલ્યાણ કેવી રીતે થાય? શું કરવાથી પુરુષ સુખી થાય? કયા કર્મથી તે પાપરહિત થાય? અને કયું કર્મ સર્વ પાપનો નાશ કરનારું છે?

વૈશંપાયન બોલ્યા: હે પુરુષશ્રેષ્ઠ જનમેજય! એ રીતે યુધિષ્ઠિરે કલ્યાણકારક વિષયને સાંભળવાની ફરી પણ ઇચ્છા કરી, ત્યારે શાંતનુપુત્ર ભીષ્મ પિતામહે તેની આગળ દેવતાઓના વંશનું યથાર્થ રીતે વર્ણન કરવા માંડ્યું.[૧-૩]

ભીષ્મ બોલ્યા: હે પુત્ર! આ હું તને દેવતાઓનો વંશ કહું છું તેમ જ ઋષિઓનો વંશ પણ કહું છું. આનો જો ત્રણે કાળ પાઠ કરવામાં આવે છે, તો તે મનુષ્યનાં સર્વ પાપોનો નાશ કરે છે.[૪] પુરુષ દિવસે, રાત્રે, પ્રાતઃકાળે તથા સાયંકાળે જાણતાં અથવા અજાણતાં જે કંઈ પાપ કરે છે, તે સર્વ પાપોથી તે આ દેવવંશનું કીર્તન કરવાથી મુક્ત થાય છે. વળી તે પુરુષ સદાય પવિત્ર રહે છે, કોઈ કાળે આંધળો થતો નથી, બહેરો થતો નથી અને નિત્ય સર્વ કલ્યાણોથી યુક્ત રહે છે.[૫,૬] તે પશુપક્ષીની યોનિમાં કદી જન્મતો નથી, નરકમાં પડતો નથી, વર્ણસંકર થતો નથી, તેને કોઈ પ્રકારના દુઃખનો ભય રહેતો નથી અને મરણકાળે પણ તે મૂંઝાતો નથી.[૭] તે વંશકીર્તન આ પ્રમાણે છે. દેવો તથા અસુરોના ગુરુ, મહાકાંતિમાન, પ્રાણીમાત્રથી નમસ્કાર કરાયેલા, અચિંત્ય, અવર્ણનીય, સર્વના પ્રાણરૂપ અને કોઈ પણ યોનિમાં ઉત્પન્ન નહિ થયેલા પરમાત્મા, તેમ જ જગતના નાથ પિતામહ બ્રહ્મા, બ્રહ્માની સ્ત્રી સતી સાવિત્રી, વેદના ઉત્પાદક, સૃષ્ટિના કર્તા અને સર્વવ્યાપક પ્રભુ નારાયણ, ઉમાના પતિ શંકર, દેવસેનાના પતિ કાર્તિકસ્વામી, વિશાખ, અગ્નિ, વાયુ, સર્વત્ર પ્રકાશ કરનારા ચંદ્ર તથા સૂર્ય, શચીનો પતિ દેવ ઇંદ્ર, યમ, તેની સ્ત્રી ધૂમોર્ણા, વરુણ, તેની સ્ત્રી ગૌરી, કુબેર, તેની સ્ત્રી ઋદ્ધિ, સૌમ્ય ગાય દેવી સુરભિ (કામધેનુ), મહર્ષિ વિશ્રવા, સંકલ્પ, સાગર, ગંગા બીજી નદીઓ, મરુદ્ગણ, તપ કરીને સિદ્ધ થયેલા વાલખિલ્ય મુનિઓ, કૃષ્ણદ્વૈપાયન વ્યાસ, નારદ, પર્વત, વિશ્વાવસુ, હાહા, હૂહૂ, તુંબુરુ, ચિત્રસેન, પ્રખ્યાત દેવદૂત, મહાભાગ્યશાળી દેવકન્યાઓ, અપ્સરાઓના દિવ્ય ગણો, ઉર્વશી, મેનકા, રંભા મિશ્રકેશી, અલંબુષા, વિશ્વાચી, ઘૃતાચી, પંચચૂડા, તિલોત્તમા, આદિત્યો, વસુઓ, રુદ્રો, અશ્વિનીકુમારો, પિતૃઓ ધર્મ, વેદ, તપ, દીક્ષા, વ્યવસાય, પિતામહ, રાત્રિઓ, દિવસો, મારીચ, કશ્યપ, શુક્ર, બૃહસ્પતિ, મંગળ, બુધ, રાહુ, શનૈશ્ચર, નક્ષત્રો, ઋતુઓ, મહિનાઓ, પખવાડિયાં, વર્ષો, વિનતાના

પુત્રો (ગરુડ આદિ), કદ્રુના પુત્રો, સર્પો, શતદ્રુ, વિપાશા, ચંદ્રભાગા, સરસ્વતી, સિંધુ, દેવિકા, પ્રભાસ, પુષ્કર આદિ તીર્થો, મહાનદી ગંગા, વેણા, કાવેરી, નર્મદા, કુલંપુના, વિશલ્યા, કરતોયા, અંબુવાહિની, સરયૂ, ગંડકી, મહાનદ લોહિત, તામ્રા, અરુણા, વેત્રવતી, પર્ણાશા, ગૌતમી, ગોદાવરી, વેણ્યા, કૃષ્ણવેણા, અદ્રિજા, દૃષદ્વતી, કાવેરી, ચક્ષુ, મંદાકિની, પ્રયાગ, પવિત્ર નૈમિષારણ્ય, વિશ્વેશ્વરનું સ્થાન કાશી, નિર્મળ માનસરોવર, ઉત્તમ જળવાળું અને પવિત્ર તીર્થરૂપ કુરુક્ષેત્ર, સિંધુત્તમ, તપ, દાન, જંબૂમાર્ગ, હિરણ્યવતી, વિતસ્તા, પ્લક્ષવતીનદી, વેદસ્મૃતિ, વેદવતી, માલવા, અશ્વવતી, પવિત્ર એવા પૃથ્વીના ભાગો, ગંગાદ્વાર, પવિત્ર ઋષિકુલ્યાઓ, સમુદ્ર તરફ વહેનારી સર્વ નદીઓ, પવિત્ર નદી ચર્મણ્વતી, કૌશિકી, યમુના, ભીમરથી, મહાનદી બાહુદા, માહેન્દ્રવાણી, ત્રિદિવા, નીલિકા, સરસ્વતી, નંદા, અપરનંદા, તીર્થરૂપ મોટા ધરાઓ, ગયા, ફલ્ગુતીર્થ, દેવતાઓથી વીંટાયેલું ધર્મારણ્ય, પવિત્ર દેવનદી, બ્રહ્માએ ઉત્પન્ન કરેલું, પવિત્ર, ત્રણે લોકમાં વિખ્યાત, સર્વ પાપોનો નાશ કરનારું તથા કલ્યાણકારક એવું સરોવર, દિવ્ય ઔષધિઓથી વ્યાપ્ત હિમાલયપર્વત, અનેક ધાતુઓથી ચિત્રવિચિત્ર દેખાવનો તીર્થોથી યુક્ત અને ઔષધોથી ભરપૂર વિંધ્યાચળ પર્વત, મેરુપર્વત, મહેન્દ્ર પર્વત, મલયાચલ, રૂપાથી વ્યાપ્ત શ્વેત પર્વત, શૃંગવાન પર્વત, મંદરાચલ, નીલપર્વત, નિષધપર્વત, દર્દુરપર્વત, ચિત્રકૂટપર્વત અંજનાભપર્વત, ગંધમાદનપર્વત, પવિત્ર, સોમગિરિ તેમ જ બીજા પર્વતો, દિશાઓ, વિદિશાઓ, પૃથ્વી, સર્વે વૃક્ષો, વિશ્વેદેવાઓ, આકાશ, નક્ષત્રો અને ગ્રહો–એમ કહેલા ન કહેલા સર્વ દેવતાઓ નિત્ય અમારું રક્ષણ કરો.[૮–૩૨]

જે પુરુષ પ્રતિદિન દેવોનાં કીર્તન [illegible] સર્વ પાપોથી મુક્ત થાય છે. તેમની સ્તુતિ કરનારો તથા તેમને અભિનંદન કરનારો પુરુષ સર્વ પ્રકારના ભયથી મુક્ત થાય છે.[૩૫] વળી જે મનુષ્ય એ દેવોની સ્તુતિ કરીને આનંદ પામે છે, તે પણ સર્વ સંકરજાતિનાં પાપોથી મુક્ત થાય છે. હવે દેવતાઓ પછી તપથી સિદ્ધ થયેલા, મોટી તપશ્ચર્યા કરનારા તથા સર્વ પાપોથી મુક્ત કરનારા બ્રાહ્મણોનાં નામો હું તને કહું છું. યવક્રીત, રૈભ્ય; કક્ષીવાન, ઔશિજ, ભૃગુ, અંગિરા, કણ્વ, પ્રભુ મેધાતિથિ અને ગુણસંપન્ન બર્હી–આ સર્વ બ્રાહ્મણો પૂર્વ દિશામાં રહેલા છે.[૩૬–૩૮] ઉન્મુચુ, પ્રમુચુ, વીર્યવાન સ્વસ્ત્યાત્રેય, મિત્રા વરુણના પુત્ર પ્રતાપી અગસ્ત્ય અને પ્રખ્યાત મહર્ષિ દઢાયુ તથા ઊર્ધ્વબાહુ–આ મહાભાગ્યશાળી બ્રાહ્મણો દક્ષિણ દિશામાં રહેલા છે.[૩૯–૪૦] હવે જેઓ પશ્ચિમ દિશામાં રહેલા છે, તેમનાં નામ તું સાંભળ: પોતાના ભાઈઓ સહિત ઉષંગુ, વીર્યવાન પરિવ્યાધ, ઋષિ દીર્ઘતમા, ગૌતમ, કાશ્યપ, મહર્ષિ એકત, દ્વિત, ત્રિત અને અત્રિના ધર્માત્મા પુત્ર ભગવાન સારસ્વત–આ બ્રાહ્મણો પશ્ચિમ દિશામાં રહેલા છે. હવે જેઓ ઉત્તર દિશામાં રહેલા છે, તેમને વિષે તું સાંભળ.[૪૧–૪૩] અત્રિ, વસિષ્ઠ, શક્તિ, પરાશરના વીર્યવાન પુત્ર વ્યાસ, વિશ્વામિત્ર, ભરદ્વાજ, જમદગ્નિ, ઋચીકના પુત્ર (પૌત્ર) પરશુરામ, ઋષિ ઔદ્દાલિક, શ્વેતકેતુ, કોહલ, વિપુલ, દેવલ, દેવશર્મા, ધૌમ્ય, હસ્તિકાશ્યપ, લોમશ, નાચિકેત, લોમહર્ષણ, ઋષિ ઉગ્રશ્રવા અને ભૃગુગોત્રના ચ્યવનઋષિ–આ સર્વ બ્રાહ્મણો ઉત્તર દિશામાં રહેલા છે. હે રાજન્! આ દેવસમુદાય તથા ઋષિસમુદાય આદિકાળનો છે. જો તેનું કીર્તન કરવામાં આવે છે, તો તે સર્વ પાપોમાંથી મુક્ત કરે છે. (હવે કેટલાએક રાજર્ષિઓનાં નામો તું સાંભળ.)

નૃગ, યયાતિ, નહુષ, યદુ, વીર્યવાન પૂરુ,

ધુંધુમાર, દિલીપ, પ્રતાપી સગર, કૃશાશ્વ, યૌવનાશ્વ, ચિત્રાશ્વ, સત્યવાન, દુષ્યંત, મહાયશસ્વી ચક્રવર્તી ભરત, પવન, જનક, રાજા દષ્ટરથ, પુરુષોમાં શ્રેષ્ઠ રઘુ, રાજા દશરથ, રાક્ષસોનો નાશ કરનારા રામ, શશબિંદુ, ભગીરથ, હરિશ્ચંદ્ર, મરુત્ત, રાજા દઢરથ, મહોદર્ય, અલર્ક, રાજા ઐલ, પુરુષોમાં શ્રેષ્ઠ કરંધમ, રાજા કલ્મોર, દક્ષ, અંબરીષ, કુકુર, મહાયશસ્વી રૈવત, કુરુ, સંવરણ, સત્યપરાક્રમી માંધાતા, રાજર્ષિ મુચુકુંદ, ગંગાએ સેવેલો રાજા જહ્નુ, વેનનો પુત્ર આદિ રાજા પૃથુ, મિત્રભાનુ, પ્રિયંકર, ત્રસદસ્યુ, રાજા શ્વેત, રાજર્ષિઓમાં શ્રેષ્ઠ મહાભિષ, પ્રખ્યાત રાજા નિમિ, અષ્ટક, આયુ, રાજર્ષિ ક્ષુપ, રાજા કક્ષેયુ, પ્રતર્દન, દિવોદાસ, કોસલદેશનો રાજા સુદાસ, રાજર્ષિ નલ, પ્રજાપતિ મનુ, હવિધ્ર, પૃષધ્ર, પ્રતીપ, શાંતનુ, અજ, પ્રાચીનબર્હિ, મહાયશસ્વી ઈક્ષ્વાકુ, અનરણ્ય, રાજા જાનુજંઘ તથા રાજર્ષિ કક્ષસેન—આ સર્વ રાજાઓ અને તે ઉપરાંત બીજા જે જે પ્રતાપી રાજાઓનાં નામો ઇતિહાસોમાં કહેવાયાં છે, તે સર્વનું પ્રાતઃકાળમાં ઊઠીને નિત્ય બન્ને સંધ્યાકાળે કીર્તન કરનારો પુરુષ પવિત્ર અને નિર્દોષ થઈને ધર્મનાં સર્વ ફળનો ભાગી થાય છે.[૪૪-૬૦] (પ્રત્યેક મનુષ્યે પૂર્વોક્ત વંશાનુકીર્તનનો પાઠ કરી લીધા પછી આવી પ્રાર્થના કરવી કે:—)

देवा देवर्षयश्चैव स्तुता राजर्षयस्तथा।
पुष्टिमायुर्यशः स्वर्गं विधास्यंति ममेश्वराः॥

मा विघ्नं मा च मे पापं मा च मे परिपंथिनः।
ध्रुवो जयो मे नित्यः स्यात्परत्र च शुभा गतिः॥

'મેં સમર્થ દેવોની, દેવર્ષિઓની તથા રાજર્ષિઓની સ્તુતિ કરી છે; માટે તેઓ મને પુષ્ટિ, આયુષ, યશ તથા સ્વર્ગ આપો.[૬૧] મને કદી વિઘ્ન ન થાઓ, મારે હાથે કોઈ પાપ ન થાઓ, મારા કોઈ શત્રુઓ ન થાઓ, મારો નિત્ય અવિનાશી વિજય થાઓ અને પરલોકમાં મને ઉત્તમ ગતિ પ્રાપ્ત થાઓ.[૬૨]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાન્તર્ગત દાનધર્મપર્વમાં 'વંશાનુકીર્તન' નામનો અધ્યાય ૧૬૫ મો સમાપ્ત

# अध्याय १६६ मो

## ભીષ્મની અનુજ્ઞા

॥ जनमेजय उवाच ॥

शरतल्पगते भीष्मे कौरवाणां धुरंधरे।
शयाने वीरशयने पांडवैः समुपस्थिते ॥ १ ॥

જનમેજય બોલ્યા: હે બ્રાહ્મણ વૈશંપાયન! જ્યારે કૌરવોના ધુરંધર ભીષ્મપિતામહ વીર પુરુષોના શયનરૂપ બાણશય્યામાં સૂતા હતા અને સર્વ પાંડવો તેમની સમીપ ઊભા હતા, ત્યારે મારા પૂર્વપિતામહ મહાબુદ્ધિમાન યુધિષ્ઠિર તેમની પાસેથી ધર્મોનું શાસ્ત્ર તથા દાનનો વિધિ જાણીને તથા સાંભળીને સર્વ પ્રકારના ધાર્મિક સંશયોથી રહિત થયા હતા. પણ તે પછી તેમણે બીજું જે કંઈ કર્યું હોય, તે મને કહેવાને આપ યોગ્ય છો.[૧-૩]

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય! એ પ્રમાણે કહીને પિતામહ ભીષ્મ જ્યારે શાંત થયા, ત્યારે તે સર્વ રાજમંડળ એક મુહૂર્તભર સ્થિર થઈ ગયું, અને જાણે કોઈ એક ચિત્રપટમાં ચીતર્યું હોય તેવું જણાવા લાગ્યું.[૪] પછી સત્યવતીપુત્ર વ્યાસે એક મુહૂર્તભર કંઈક વિચાર કર્યો અને બાણશય્યામાં સૂતેલા ગંગાનંદન ભીષ્મરાજને આ વચન કહ્યું:[૫] 'હે રાજન્! હવે કુરુરાજ યુધિષ્ઠિર પોતાના ભાઈઓ તથા સર્વ અનુયાયી રાજાઓની સાથે સ્વસ્થ થયા છે.[૬] હે પુરુષવ્યાઘ્ર! બુદ્ધિમાન શ્રીકૃષ્ણની સાથે તેઓ તમારું ઉપાસન કરી રહ્યા છે, તો તેને હવે નગરમાં જવા માટે તમારે અનુજ્ઞા આપવી યોગ્ય છે.[૭]

ભગવાન વ્યાસે એ પ્રમાણે કહ્યું, એટલે ગંગાપુત્ર ભીષ્મરાજે અમાત્યો સહિત યુધિષ્ઠિરને નગરમાં

જવાને અનુજ્ઞા આપી. ત્યારે તે શાંતનુનંદન ભીષ્મરાજે યુધિષ્ઠિરરાજાને આવું મધુર વચન કહ્યું: 'હે રાજન્! હવે તું તારી નગરીમાં પાછો જા. તારો માનસિક સંતાપ દૂર થાઓ.[૮,૯] હે રાજેન્દ્ર! યયાતિની જેમ તું પુષ્કળ અન્નદાનવાળા તથા સંપૂર્ણ દક્ષિણાવાળા વિવિધ પ્રકારના યજ્ઞો કરીને યજન કરજે. તું શ્રદ્ધા અને ઇંદ્રિયનિગ્રહમાં અગ્રણી રહેજે.[૧૦] હે પાર્થ! તું ક્ષાત્રધર્મમાં આસક્ત રહેજે અને પિતૃઓને તથા દેવતાઓને નિત્ય તૃપ્ત કરજે. આમ તું કલ્યાણને સંપાદન કરીશ. તારો માનસિક તાપ દૂર થાઓ.[૧૧] તું સર્વ પ્રજાઓને તથા પ્રધાનમંડળને રંજન કરજે અને સાંત્વન કરજે તેમ જ તું ફળદાનપૂર્વક સત્કારો કરીને યથાયોગ્ય રીતે તારા સુહૃદોનું પૂજન કરજે.[૧૨] હે તાત! પક્ષીઓ જેમ કોઈ દેવમંદિરમાં રહેલા ફળસમૃદ્ધ વૃક્ષનો આશ્રય કરીને જીવી રહે છે, તેમ તારા મિત્રો તથા સુહૃદો તારો આશ્રય કરીને ભલે જીવી રહે.[૧૩] હે રાજા! આ સૂર્યદેવ દક્ષિણાયનના મટીને જ્યારે ઉત્તરાયણના થાય, ત્યારે તારે મારી પાસે આવવું.'[૧૪]

પછી હે રાજા! 'બહુ સારું' એમ કહીને કુંતાપુત્ર યુધિષ્ઠિરે પિતામહને વંદન કર્યું. હવે ધૃતરાષ્ટ્રને તથા પતિવ્રતા ગાંધારીને આગળ કરીને તે કુરુશ્રેષ્ઠે સર્વ ઋષિઓ, પોતાના ભાઈઓ, શ્રીકૃષ્ણ, નગરનાં તથા દેશનાં મનુષ્યો, વૃદ્ધ મંત્રીઓ અને પોતાના પરિવારની સાથે હસ્તિનાપુર નગરમાં પ્રવેશ કર્યો.[૧૫-૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાન્તર્ગત દાનધર્મપર્વમાં 'ભીષ્મની અનુજ્ઞા' નામનો અધ્યાય ૧૬૬ મો સમાપ્ત

દાનધર્મપર્વ સમાપ્ત

# भीष्मस्वर्गारोहणपर्व

## अध्याय १६७मो

## ભીષ્મની સ્વર્ગગમન માટે તૈયારી

॥ वैशंपायन उवाच ॥

ततः कुंतीसुतो राजा पौरजानपदं जनम् ।
पूजयित्वा यथान्यायमनुजज्ञे गृहान्प्रति ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હે જનમેજયરાજ! પછી કુંતાપુત્ર યુધિષ્ઠિરરાજે શહેરના તથા દેશના સર્વ મનુષ્યોનો યથાયોગ્ય સત્કાર કર્યો અને તેમને પોતપોતાને ઘેર જવાની અનુજ્ઞા આપી.[૧] પાંડુપુત્ર રાજા યુધિષ્ઠિરે જે સ્ત્રીઓના વીરપુત્રો તથા વીરપતિઓ યુદ્ધમાં મરણ પામ્યા હતા, તેમને પુષ્કળ ધનદાન આપીને શાંત પાડી.[૨] તે સમયે મહાબુદ્ધિમાન યુધિષ્ઠિરરાજ રાજ્યાભિષિક્ત થયા. આમ રાજ્ય સંપાદન કર્યા પછી એ નરશ્રેષ્ઠે પોતાના સર્વ પ્રધાનમંડળની યથાયોગ્ય વ્યવસ્થા કરી.[૩] વળી તે ધાર્મિકશ્રેષ્ઠ રાજાએ બ્રાહ્મણો પાસેથી, સેનાપતિઓ પાસેથી તથા વેદશાસ્ત્રને જાણનારા વિદ્વાનો પાસેથી ઉત્તમ આશીર્વાદો ગ્રહણ કર્યા.[૪] આમ પુરુષશ્રેષ્ઠ શ્રીમાન યુધિષ્ઠિરરાજ તે વેળા હસ્તિનાપુરમાં પચાસ રાત્રિઓ રહ્યા. હવે કૌરવોમાં શ્રેષ્ઠ એવા ભીષ્મપિતામહના સ્વર્ગગમનનો સમય યાદ આવ્યો.[૫] વળી ત્યારે સૂર્યનારાયણને પણ તેમણે ઉત્તરાયણના થઈ ચૂકેલા જોયા. એટલે તે રાજા સર્વ યાજક બ્રાહ્મણોથી વીંટાઈને હસ્તિનાપુરમાંથી બહાર નીકળ્યા.[૬] કુંતીપુત્ર યુધિષ્ઠિરે ભીષ્મનો અગ્નિસંસ્કાર કરવા માટે ઘી, પુષ્પો, સુગંધી પદાર્થો, રેશમી વસ્ત્રો, ચંદન, અગર, કાળા અગરનાં કાષ્ઠો, પુષ્પની માળાઓ તથા જાતજાતનાં રત્નો વગેરે પ્રથમથી જ મોકલાવ્યાં હતાં.[૭,૮] પછી ધૃતરાષ્ટ્રને, યશસ્વિની ગાંધારીને, માતા કુંતાને અને પોતાના

પુરુષશ્રેષ્ઠ ભાઈઓને આગળ કરીને તે બુદ્ધિમાન રાજા ભીષ્મ તરફ જવા નીકળી પડ્યા. તે સમયે હે રાજા! કુરુવંશમાં ઉત્પન્ન થયેલા એ રાજાની પાછળ શ્રીકૃષ્ણ, બુદ્ધિમાન વિદુર, યુયુત્સુ અને યુયુધાન પણ ચાલી નીકળ્યા હતા. હવે દેવરાજ ઇંદ્ર જેમ પોતાના નગરમાંથી બહાર નીકળે, તેમ મોટા રાજવૈભવી ઠાઠમાઠથી વીંટાયેલા તે મહાતેજસ્વી યુધિષ્ઠિરરાજ હસ્તિનાપુરમાંથી બહાર નીકળ્યા. ત્યારે ભાટચારણોનાં મંડળો તેમની સ્તુતિ કરતાં હતાં અને ભીષ્મના અગ્નિસંસ્કાર માટેના અગ્નિઓ તેમની આગળ આગળ લઈ જવામાં આવતા હતા. આમ યુધિષ્ઠિરરાજ કુરુક્ષેત્રમાં શાંતનુપુત્ર ભીષ્મની પાસે આવ્યા.[૯-૧૨] ત્યારે હે રાજર્ષિ! બુદ્ધિમાન પરાશરપુત્ર વ્યાસ, નારદ, દેવલ, અસિત અને યુદ્ધમાં મરણ પામતાં બચી ગયેલા બીજા જુદા જુદા દેશના રાજાઓ ત્યાં આવીને એ મહાત્માની પાસે બેસી રહ્યા હતા. વળી રક્ષા કરનારા સિપાઈઓ ચોતરફથી તેમની રક્ષા કરી રહ્યા હતા.[૧૩,૧૪] ધર્મરાજ યુધિષ્ઠિરે વીરશયનમાં સૂતેલા ભીષ્મપિતામહને જોયા એટલે તુરત જ તે પોતાના ભાઈઓની સાથે રથમાંથી ઊતરી પડ્યા.[૧૫] પછી હે શત્રુદમન! તે કુંતીનંદને પ્રથમ ભીષ્મપિતામહને અને પછી વ્યાસ આદિ બ્રાહ્મણોને વંદન કર્યાં. એટલે તેમણે પણ સામેથી તેમને અભિનંદન આપ્યું.[૧૬] હવે બ્રહ્માના જેવા ઋત્વિજોને તથા ભાઈઓને સાથે લઈને ધર્મનંદન યુધિષ્ઠિરરાજ બાણશય્યામાં સૂતેલા તથા ઋષિઓથી વીંટાયેલા ભીષ્મની પાસે ગયા. ત્યાં પોતાના ભાઈઓ સાથે રહીને કુરુવંશી ધર્મરાજ યુધિષ્ઠિરે બાણશય્યામાં પોઢેલા તે ભરતશ્રેષ્ઠ ગંગાનંદનને કહ્યું:[૧૭,૧૮] 'હે ગંગાપુત્ર! હું યુધિષ્ઠિર તમને નમસ્કાર કરું છું. હે મહાબાહુ! તમે સાંભળતા હો તો મને કહો, હું તમારું શું પ્રિય કરું?[૧૯] હે સમર્થ રાજા! તમે જે સમયે મને આવવાનું કહ્યું હતું, તે સમયે જ હું તમારા અગ્નિઓને, આચાર્ય બ્રાહ્મણોને તથા ઋત્વિજોને સાથે લઈને અહીં આવ્યો છું. જુઓ, 'આ મારા ભાઈઓ, તમારા પુત્ર મહાતેજસ્વી રાજા ધૃતરાષ્ટ્ર અને વીર્યવાન વાસુદેવ (શ્રીકૃષ્ણ) પણ પોતાના અમાત્યોની સાથે અહીં આવ્યા છે.[૨૦,૨૧] વળી હે નરસિંહ! આ યુદ્ધમાંથી બચી ગયેલા કુરુ-જાંગલ દેશના સર્વ રાજાઓ પણ અહીં આવ્યા છે. માટે તમે પોતાનાં બન્ને નેત્રો ઉઘાડીને તેમની સામે દૃષ્ટિ કરો.[૨૨] આ સમયે મારે જે કંઈ કરવું જોઈએ અથવા અહીં લાવવું જોઈએ, તે બધું તમે કહેલા સમય પ્રમાણે મેં તૈયાર કર્યું છે અને અહીં આણી પણ મૂક્યું છે.'[૨૩]

વૈશંપાયન બોલ્યા: બુદ્ધિમાન કુંતીપુત્ર યુધિષ્ઠિરે જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે ગંગાપુત્ર ભીષ્મપિતામહે પોતાને વીંટાઈ ઊભેલા સર્વ ભારત રાજાઓ સામે દૃષ્ટિ કરી.[૨૪] પછી બળવાન મેઘના જેવા ગંભીર સ્વરવાળા અને અત્યંત શ્રેષ્ઠ વક્તા એવા તે ભીષ્મે યુધિષ્ઠિરના મોટા બાહુને હાથમાં લીધો અને તે સમયે આવું વચન કહ્યું:[૨૫] 'હે કુંતાપુત્ર યુધિષ્ઠિર! તું તારા અમાત્યોની સાથે અહીં આવ્યો તે બહુ સારું કર્યું. જો, ભગવાન સહસ્રકિરણ સૂર્યદેવ હવે ઉત્તરાયણના થઈ ચૂક્યા છે.[૨૬] તીક્ષ્ણ અણીવાળાં આ બાણો ઉપર સૂતાં સૂતાં આજે મારી અઠાવન રાત્રિઓ વીતી ગઈ છે અને એ રાત્રિઓ જાણે સો વર્ષના જેવડી હોય તેવી મને લાગી છે.[૨૭] હે યુધિષ્ઠિર! હમણાં આ સૌમ્ય માઘ મહિનો ચાલી રહ્યો છે. તેના ત્રણ ભાગ હજી બાકી છે અને શુક્લપક્ષ ચાલી રહેલ છે. (અર્થાત્ આજે માઘ માસના શુકલ પક્ષની અષ્ટમી છે.)'[૨૮]

એ પ્રમાણે ગંગાપુત્ર ભીષ્મપિતામહે ધર્મપુત્ર

યુધિષ્ઠિરને કહ્યું. પછી તેમણે ધૃતરાષ્ટ્રને સંબોધીને આવું વચન કહ્યું.[૨૯]

ભીષ્મ બોલ્યા : હે રાજન્! તેં સર્વ ધર્મોને જાણ્યા છે, સર્વ વિષયના સંશયોનો સારી રીતે નિર્ણય કર્યો છે અને અનેક મહાવિદ્વાન બ્રાહ્મણોને સેવ્યા છે.[૩૦] વળી હે માનવનાથ! તું વેદને લગતાં સર્વ શાસ્ત્રોને, ધર્મોને તથા ચારે વેદોને સંપૂર્ણ રીતે જાણે છે.[૩૧] માટે હે કુરુવંશી ધૃતરાષ્ટ્ર! તારે શોક કરવો નહિ. જેમ થવાનું હતું તેમ થયું છે અને વ્યાસની પાસેથી તેં દેવરહસ્ય પણ સાંભળ્યું છે.[૩૨] હે રાજન્! આ પાંડવો જેમ પાંડુના પુત્રો છે, તેમ ધર્મદૃષ્ટિએ તારા પણ પુત્રો જ છે. માટે તું ધર્મમાં સ્થિર રહેજે અને વડીલોની સેવા કરવામાં તત્પર રહેનારા આ પાંડવોનું રક્ષણ કરજે.[૩૩] આ ધર્મરાજનું ચિત્ત ખરેખર પવિત્ર છે, તેથી તે તારી આજ્ઞામાં જ રહેશે. વળી હું જાણું છું કે, આ ધર્મરાજ દયાળુ છે અને વડીલો ઉપર સ્નેહ રાખનારા છે.[૩૪] તારા પુત્રો દુરાત્મા હતા, ક્રોધ તથા લોભમાં પરાયણ હતા, ઈર્ષ્યાથી ઘેરાઈ ગયા હતા અને દુરાચારી હતા, માટે તું તેમનો શોક કરવાને યોગ્ય નથી.[૩૫]

વૈશંપાયન બોલ્યા: વિદ્વાન ધૃતરાષ્ટ્રને એ વચનો કહીને કુરુવંશી ભીષ્મપિતામહ મહાબાહુ શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહેવા લાગ્યા.[૩૬]

ભીષ્મ બોલ્યા : હે ભગવન્! હે દેવાધિદેવ! હે દેવો તથા અસુરોથી નમસ્કાર કરાયેલા! હે ત્રિવિક્રમ! હે શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરનારા! હું તમને નમસ્કાર કરું છું.[૩૭] તમે વાસુદેવ છો, હિરણ્યાત્મા પુરુષ છો, સવિતા (સૂર્યરૂપ) છો, વિરાટપુરુષ છો, જીવરૂપ છો, સર્વમાં વ્યાપ્ત થઈને રહેલા છો અને સનાતન પરમાત્મા છો.[૩૮] હે પુંડરીકાક્ષ! હે પુરુષોત્તમ! તમે નિત્ય મારું રક્ષણ કરો. હે કૃષ્ણ! હે વૈકુંઠ! હે પુરુષોત્તમ! તમે હવે મને અહીંથી જવાની રજા આપો.[૩૯] તમે જેમના આધારભૂત છો, તે આ પાંડવોનું તમે રક્ષણ કરજો. મેં દુષ્ટ બુદ્ધિવાળા મૂર્ખ દુર્યોધનને તે સમયે જ કહ્યું હતું કે,[૪૦] 'હે પુત્ર! જ્યાં કૃષ્ણ છે, ત્યાં ધર્મ છે અને જ્યાં ધર્મ છે ત્યાં જય છે, માટે તું શ્રીકૃષ્ણરૂપ તીર્થ દ્વારા (અર્થાત્ શ્રીકૃષ્ણને મધ્યસ્થ રાખીને) પાંડવોની સાથે સંધિ કરી લે.[૪૧] તને સંધિ કરવાનો આ શ્રેષ્ઠ સમય મળ્યો છે.' આ રીતે મેં વારંવાર કહ્યું હતું, છતાં તે મૂઢ અને મંદ બુદ્ધિવાળા દુર્યોધને મારું વચન માન્યું ન હતું, પરિણામે આ પૃથ્વીનો નાશ કરાવીને તે પોતે પણ મરણ પામ્યો છે.[૪૨] હે દેવ! તમને તો હું જાણું છું કે, તમે પુરાણ દેવ છો, સર્વ ઋષિઓમાં શ્રેષ્ઠ છો અને તમે પોતે જ બદરિકાશ્રમમાં નરની સાથે ઘણા લાંબા કાળ સુધી રહ્યા હતા.[૪૩] વળી નારદે તથા મહાતપસ્વી વ્યાસે મને કહ્યું પણ છે કે, આ નર–નારાયણ મનુષ્યની જાતિમાં અવતર્યા છે.[૪૪] હે કૃષ્ણ! હું મારા આ કલેવરનો હવે ત્યાગ કરું છું, માટે તમે મને અનુજ્ઞા આપો; કેમ કે તમારી અનુજ્ઞા પામીને હું ઉત્તમ ગતિ પ્રાપ્ત કરીશ.'[૪૫]

વાસુદેવ બોલ્યા : હે ભીષ્મરાજ! હું તમને અનુજ્ઞા આપું છું કે તમે વસુઓના લોકને પામો. હે મહાતેજસ્વી ભીષ્મ! તમારું આ લોકમાં લેશમાત્ર પાપ નથી.[૪૬] હે રાજર્ષિ! તમે બીજા માર્કંડેયની પેઠે પિતૃભક્ત છો અને તેથી જ મૃત્યુ નમ્ર સેવકની પેઠે તમને વશ થઈ રહ્યો છે.[૪૭]

વૈશંપાયન બોલ્યા : શ્રીકૃષ્ણે એ પ્રમાણે કહ્યું એટલે ગંગાપુત્ર ભીષ્મે પાંડવોને તથા ધૃતરાષ્ટ્ર વગેરે સહૃદોને કહ્યું કે,[૪૮] 'હવે હું પ્રાણોનો ત્યાગ કરવાને ઇચ્છું છું; માટે તમે મને અનુજ્ઞા આપવાને યોગ્ય છો. તમારે બધાએ સત્યને માટે જ હરહમેશ પ્રયત્ન કરવો; કેમ કે સત્ય એ જ શ્રેષ્ઠ

બળ છે ૪૯ વળી હે ભરતવંશી રાજાઓ ! તમારે સદાય દયાપરાયણ થવુ, ઇંદ્રિયોને તથા મનને નિત્ય વશ રાખવાં, બ્રાહ્મણોના ભક્ત થવુ, ધર્મ શીલ થવુ તથા નિત્ય તપશ્ચર્યા કરવામા તત્પર રહેવુ. ૧૫૦ એમ કહીને બુદ્ધિમાન ભીષ્મે સર્વ સ્નેહીઓને આલિગ આપ્યુ. ફરી પણ યુધિષ્ઠિર પ્રત્યે તેમણે આ વચન કહ્યુ 'હે નરપતિ ! તારે બુદ્ધિમાન બ્રાહ્મણોની, આચાર્યોની તથા ઋત્વિ જોની નિત્ય વિશેષે કરીને પૂજા કરવી ૧૫૧,૫૨

ઇતિ શ્રીમહાભારતમા અનુશાસનપર્વાતર્ગત ભીષ્મસ્વર્ગારોહણ પર્વમા 'દાનધર્મ' નામનો અધ્યાય ૧૬૭ મો સમાપ્ત

## અધ્યાય ૧૬૮મો
### ભીષ્મનો મોક્ષ

॥ वैशंपायन उवाच ॥

एवमुक्त्वा कुरून् सर्वान् भीष्मः शांतनवस्तदा ।
तूष्णीं बभूव कौरव्यः समुहूर्तमरिंदम ॥ १ ॥

વૈશપાયન બોલ્યા હે શત્રુદમન જનમેજય રાજા ! તે સમયે શાતનુપુત્ર કુરુવશી ભીષ્મ સર્વ કૌરવોને એ પ્રમાણે કહીને એક મુહૂર્તભર શાત રહ્યા ૧ પછી તેમણે અનુક્રમે ધારણા આદિ સ્થાનોમા (એટલે મૂલાધાર આદિ ચક્રોમા) પોતાના આત્માને સ્થાપિત કર્યો, (અર્થાત્ પ્રથમ મૂલાધારમા, ત્યાથી સ્વાધિષ્ઠાનમા, ત્યાથી મણિપૂરચક્રમા, ત્યાથી અનાહતચક્રમા અને ત્યાથી આજ્ઞાચક્રમા—એ પ્રમાણે અનુક્રમે તેમણે યોગધારણાઓ કરવા માડી ) એટલે ચોતરફથી રોકાયેલા તે મહાત્માના પ્રાણો છેક ઊર્ધ્વ ભાગમા જઈ પહોચ્યા ૨ હે રાજા ! તે સમયે ત્યા બેઠેલા વ્યાસ આદિ સર્વ ઋષિઓ અને તે મહાત્માઓની વચ્ચે આવુ એક આશ્ચર્ય થયુ હતુ ૩ શાતનુપુત્ર ભીષ્મ પોતાના શરીરના જે જે અવયવને પ્રાણથી મુક્ત કરતા હતા, તે તે અવયવ શલ્ય (એટલે બાણુથી ) રહિત થતો હતો યોગયુક્ત થયેલા તે ભીષ્મનુ શરીર એક ક્ષણવારમા તો તે સર્વના દેખતા સર્વ બાણોથી રહિત થઈ ગયુ આ રીતે ભીષ્મને બાણોથી રહિત થયેલા જોઈ શ્રીકૃષ્ણ આદિ સર્વ રાજાઓ અને વ્યાસ આદિ સર્વ મુનિઓ વિસ્મય પામ્યા પછી હે રાજા ! ભીષ્મ પિતામહે પોતાના પ્રાણાત્માને સર્વ સ્થાનકોમાં રુધી દીધો, એટલે તે તેમના મસ્તકને ફાડીને આકાશમાર્ગે ચાલી નીકળ્યો ત્યારે દેવોના દુદુભિઓ વાગવા લાગ્યાં, પુષ્પોની વૃષ્ટિ થવા લાગી અને સિદ્ધો તથા બ્રહ્મર્ષિઓ હર્ષમા આવી જઈ ને 'ધન્ય ધન્ય' કહેવા લાગ્યા આમ હે રાજા ! ભીષ્મનો પ્રાણાત્મા અગ્નિની મોટી જ્વાળાની પેઠે પોતાના મસ્તકપ્રદેશમાથી નીકળીને આકાશમા દાખલ થયો અને એક ક્ષણવારમા અતર્ધાન થઈ ગયો એ રીતે હે રાજસિહ ! ભારતોના કુળધુરધર તે શાતનુનદન ભીષ્મરાજ કાળને અધીન થયા પછી મહાત્મા પાડવોએ, વિદુરે તથા યુયુત્સુએ અનેક જાતના કાષ્ઠોને તથા જાતજાતના સુગધી પદાર્થોને એકઠા કરી એક ચિતા બનાવી અને બીજાઓ ત્યા પ્રેક્ષક તરીકે રહ્યા ૪-૧૧ મહાબુદ્ધિમાન યુધિષ્ઠિરે તથા વિદુરે એ કુરુવશી ગાગેયને (તેમના શબને) રેશમી વસ્ત્રો પહેરાવીને તથા પુષ્પોની માળાઓ પહેરાવીને ઢાકી દીધા યુયુત્સુએ તેમના ઉપર ઉત્તમ છત્ર ધારણ કર્યુ અને ભીમસેન તથા અર્જુને ઉજ્જવળ ચામર તથા પખા ઢોળવા માડ્યા ૧૨ ૧૩ ત્યા નકુલ તથા સહદેવ એ માદ્રીનદનોએ તેમની પાઘડી ધારણ કરી રાખી અને કૌરવરાજાની સર્વ સ્ત્રીઓએ હાથમા પખા લઈને કુરુકુળના ધુરધર ભીષ્મને ચારે બાજુથી પવન ઢોળવા માડ્યો તે પછી એ મહાત્માઓએ મહાત્મા ભીષ્મના પિતૃમેધનો (અગ્નિસસ્કારનો) વિધિપૂર્વક આરભ કર્યો ૧૪,૧૫ એટલે સામવેદનુ ગાન કરનારા

બ્રાહ્મણોએ સામમંત્રો બોલવા માંડ્યા અને અગ્નિમાં પુષ્કળ હવનહોમ કરવા માંડ્યો. પછી ચંદનનાં, કાલીયકનાં તથા કાળા અગર વગેરેનાં કાષ્ઠોથી અને નાનામોટા સુગંધી પદાર્થોથી ભીષ્મને ઢાંકી દેવામાં આવ્યા. હવે ધૃતરાષ્ટ્ર આદિ પાંડવોએ ચિતામાં અગ્નિ પ્રજ્વલિત કર્યો અને ચિતાને ડાબી બાજુથી પ્રદક્ષિણા કરી. એ પ્રમાણે કુરુશ્રેષ્ઠ ગંગાપુત્ર ભીષ્મનો અગ્નિસંસ્કાર કરીને તે સર્વ કુરુશ્રેષ્ઠો ઋષિઓથી સેવાયેલી પવિત્ર ગંગાનદી ઉપર ગયા. તે સમયે વ્યાસ, નારદ, અસિત, શ્રીકૃષ્ણ, કૌરવોની સર્વ સ્ત્રીઓ તથા હસ્તિનાપુરમાંથી આવેલ સર્વ નગરવાસીઓ પણ એ ધુરંધરોની પાછળ ગયા. તે ક્ષત્રિયશ્રેષ્ઠોએ અને સર્વ કુરુકુલના નગરવાસીઓએ ત્યાં જઈને વિધિપૂર્વક મહાત્મા ભીષ્મની ઉદકદાનક્રિયા કરી. પોતાના પુત્રને આમ ઉદકદાન થયાં, એટલે દેવી ગંગાજળમાંથી બહાર નીકળી. તે શોકથી વિહ્વળ થઈ ગઈ હતી, રડતી હતી અને વિલાપ કરતી હતી. ત્યાં તેણે કૌરવોને કહ્યું: 'હે નિર્દોષ રાજાઓ! હું તમને ભીષ્મનું યથાર્થ વૃત્તાંત કહું છું, તે તમે સાંભળો. મારો પુત્ર ભીષ્મરાજાના સદાચારથી સપન્ન હતો, બુદ્ધિમાન હતો અને કુલીન હતો.[૧૬–૨૩] એ કુરુવંશના વૃદ્ધ પુરુષોનો સત્કાર કરનાર હતો, પિતાનો ભક્ત હતો, મહાવ્રત (બ્રહ્મચર્ય)ને ધારણ કરનારો હતો અને પૂર્વે જમદગ્નિપુત્ર પરશુરામ સાથે યુદ્ધ કરીને પણ એ પરાજય પામ્યો ન હતો.[૨૪] વળી તે દિવ્ય અસ્ત્રો વડે મહાવીર્યવાન હતો. હાય! અત્યારે તેને શિખંડીએ મારી નાખ્યો છે! ઓ રાજવીઓ! ખરેખર, મારું હૃદય પથ્થરના સારથી જ બનેલું છે.[૨૫] કેમ કે, હું મારા પ્રિય પુત્રને જોતી નથી, છતાં આજે તે ચિરાઈ જતું નથી! પૂર્વે કાશીનગરીમાં જ્યારે સ્વયંવર થયો હતો, ત્યારે મારા પુત્રે ત્યાં એકત્ર થયેલા ક્ષત્રિય રાજમંડળને માત્ર એક રથની સહાયથી જ જીતી લીધું હતું અને કન્યાઓનું હરણ કર્યું હતું. જેના બળની તુલના કરી શકે તેવો પૃથ્વી પર બીજો કોઈ પણ પુરુષ નથી, તે મારા પુત્રને શિખંડીએ મારી નાખ્યો છે! હાય! આ સાંભળ્યા છતાં મારું હૃદય કેમ ફાટી જતું નથી? અરે! જે મહાત્માએ કુરુક્ષેત્રના યુદ્ધમાં જમદગ્નિપુત્ર પરશુરામને પણ હંફાવ્યા હતા, તેને આજે શિખંડીએ સહજમાં મારી નાખ્યો!' એ પ્રમાણે બહુ વિલાપ કરતી મહાનદી ગંગાને સર્વત્ર વ્યાપક દામોદર શ્રીકૃષ્ણે તે સમયે આશ્વાસન આપવા માંડ્યું: 'હે ભદ્રા! તું શાંત થા. હે પવિત્ર દર્શનવાળી ગંગા! તું શોક કર મા.[૨૬–૩૦] તારો પુત્ર શ્રેષ્ઠ લોકને પામ્યો છે, એમાં સંશય નથી. હે શોભના! એ મહાતેજસ્વી વસુ (તે નામના એક દેવ) હતા; પણ શાપના દોષને લીધે મનુષ્યપણાને પામ્યા હતા, માટે તું એનો શોક કરવાને યોગ્ય નથી. એ ભીષ્મ ક્ષાત્રધર્મને અનુસરીને યુદ્ધક્ષેત્રમાં લડ્યા હતા.[૩૧,૩૨] હે દેવી! તેમને શિખંડીએ માર્યા નથી, પણ અર્જુને માર્યા છે. કુરુઓમાં સિંહ સમાન તે ભીષ્મ જ્યારે બાણ ઉગામીને મહારણમાં ઊભા રહેતા હતા, ત્યારે સાક્ષાત્ ઇંદ્ર પણ તેમનો વધ કરવાને શક્તિમાન ન હતો. હે સુંદરમુખી! તારો પુત્ર પોતાની સ્વેચ્છાથી સ્વર્ગમાં ગયો છે.[૩૩,૩૪] સર્વ દેવતાઓ પણ રણમાં તેનો વધ કરવાને સમર્થ

ન હતા. માટે હે શ્રેષ્ઠ સરિતા ! તું કુરુનંદન ભીષ્મનો શોક કર મા. હે દેવી ! તારો પુત્ર વસુઓના લોકને પામ્યો છે, માટે તું શાંત થા.[૩૫]

વૈશંપાયન બોલ્યા : હે મહારાજ ! શ્રીકૃષ્ણે તથા વેદવ્યાસે શ્રેષ્ઠ નદી ગંગાને એ રીતે શાંત પાડી, એટલે તે લોકનો ત્યાગ કરીને પોતાના જળમાં ઊતરી ગઈ.[૩૬] પછી હે રાજા ! શ્રીકૃષ્ણ આદિ સર્વ રાજાઓ પણ ગંગાનદીનો સત્કાર કરીને તથા તેની અનુજ્ઞા લઈ ને ત્યાંથી પાછા ફર્યા.[૩૭]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત ભીષ્મસ્વર્ગારોહણપર્વમાં 'યુધિષ્ઠિરના સંવાદ વિષે ભીષ્મની મુક્તિ' નામનો અધ્યાય ૧૬૮મો સમાપ્ત

## ભીષ્મસ્વર્ગારોહણપર્વ સમાપ્ત

# अनुशासनपर्व समाप्त

॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## १४-आश्वमेधिकपर्व

### अध्याय १ लो-अश्वमेधपर्व

#### યુધિષ્ઠિરનું સાંત્વન

मंगलाचरण-नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥ १ ॥

ભગવાન નારાયણને, નરોત્તમ નર ભગવાનને અને દેવી સરસ્વતીને નમસ્કાર કરીને 'જય'નું કીર્તન કરીએ.[1]

वैशंपायन उवाच-कृतोदकं तु राजानं धृतराष्ट्रं युधिष्ठिरः ।
पुरस्कृत्य महाबाहुरुत्तताराकुलेन्द्रियः ॥ २ ॥

વૈશંપાયન બોલ્યા :-હે જનમેજયરાજ! ધૃતરાષ્ટે ભીષ્મને ઉદકદાન અર્પણ કર્યું, એટલે વ્યાકુળ ઇંદ્રિયોવાળા મહાબાહુ યુધિષ્ઠિર તે રાજાને આગળ કરી ગંગા નદી ઊતર્યા.[2] તે સમયે મહાબાહુ યુધિષ્ઠિરની આંખો આંસુથી આકુળ થઈ ગઈ હતી અને ઊતરતાંની સાથે જ તે વ્યાધથી વીંધાયેલા હાથીની જેમ ગંગાના તીર ઉપર પછડાઈ પડ્યા.[3] ત્યારે શોકને લીધે તે અત્યંત પીડાતા હતા; તેથી શ્રીકૃષ્ણની પ્રેરણાથી ભીમસેને તેમને પકડી રાખ્યા. વળી શત્રુઓનાં સૈન્યનો નાશ કરનારા શ્રીકૃષ્ણે તેમને કહ્યું: 'તમે આમ ન કરો.' હે રાજન્! બીજા સર્વ રાજાઓ પણ ધર્મપુત્ર યુધિષ્ઠિરને વિહ્વળ થઈને પૃથ્વી પર પડેલા તથા વારંવાર નિઃશ્વાસ નાખતા જોઈ રહ્યા હતા.[4,5] એ નરેશ્વરને આમ મનમાં ઉદાસ થયેલા તથા લગભગ બેભાન

થયેલા જોઈને સર્વ પાંડવો શોકથી અત્યંત ઘેરાઈ ગયા અને તેમની પાસે બેસી ગયા.[૬] તે વેળા પુત્રના શોકથી પીડાતા, મહાન બુદ્ધિમાન અને પ્રજ્ઞાચક્ષુ એવા ધૃતરાષ્ટ્રરાજે નરેશ્વર યુધિષ્ઠિરને આ પ્રમાણે કહ્યું:[૭] 'હે કુરુસિંહ! ઊઠ, ઊભો થા. હવે પછી જે કાર્ય કરવાનાં છે, તે કર. હે કુંતીનંદન! તેં ક્ષત્રિયધર્મને અનુસરીને આ પૃથ્વી જીતી છે.[૮] હે શ્રેષ્ઠ ધાર્મિક! તું તારા ભાઈઓ તથા સુહૃદોની સાથે મનગમતા ભોગો ભોગવ. હું નથી જોતો કે, તારે કંઈ શોક કરવા જેવું છે.[૯] હે મહીપતિ! શોક કરવા જેવું તો મારે અને ગાંધારીએ જ છે; કેમકે અમારા સોએ પુત્રો સ્વપ્નમાં મળેલા ધનની પેઠે નાશ પામ્યા છે.[૧૦] હિતેચ્છુ મહાત્મા વિદુરે મને મહાઉત્તમ અર્થવાળાં વાક્યો કહ્યાં હતાં, પણ મેં દુર્મતિયાએ તેમને કાને ધર્યાં ન હતા. આથી આ સમયે હું ચોતરફથી સંતાપ પામી રહ્યો છું.[૧૧] દિવ્ય દૃષ્ટિવાળા ધર્માત્મા વિદુરે મને કહ્યું હતું કે, હે રાજન્! દુર્યોધનના અપરાધને લીધે તારું કુળ વિનાશ પામશે; માટે તને જો તારા કુળનું કલ્યાણ કરવાની ઇચ્છા હોય, તો તું મારા વચનને માન્ય કર તું આ મૂર્ખ અને દુષ્ટાત્મા દુર્યોધનરાજનો વધ કર.[૧૨,૧૩] અથવા કર્ણ તથા શકુનિ તેને કદી ન જુએ, તેવી વ્યવસ્થા કર. વળી આળસ કર્યા વિના તું તેમના જુગારના જલસાને અટકાવ.[૧૪] યુધિષ્ઠિરરાજનો રાજ્યાભિષેક કર; કેમકે તે જિતેન્દ્રિય ધર્મપૂર્વક આ પૃથ્વીનું પાલન કરશે.[૧૫] હે રાજા! તું કુંતીપુત્ર યુધિષ્ઠિરને રાજા બનાવવાને ન ઇચ્છતો હોય, તો તું પોતેજ મધ્યસ્થ થઈને રાજ્યને ગ્રહણ કર.[૧૬] આમ હે રાજા! સર્વ પ્રાણીઓ તરફ સમદૃષ્ટિ રાખીને વર્તનારા તારી પાછળ તારા સર્વે સંબંધીઓ પોતાના ભાઈઓની સાથે ભલે જીવતા રહે.[૧૭] હે કુંતીપુત્ર! દીર્ઘદૃષ્ટિવાળા વિદુરે મને એ પ્રમાણે કહ્યું હતું, છતાં હું મૂરખમતિ દુર્યોધનનેજ અનુસરી રહ્યો.[૧૮] અરે! તે ધીર વિદુરનાં મધુર વાક્યોને મેં સાંભળ્યાં જ ન હતાં, તેથી આવું ફળ પ્રાપ્ત કરીને હું શોકસાગરમાં ડૂબી ગયો છું.[૧૯] હે રાજા! અમે તારાં વૃદ્ધ અને દુઃખિયારાં માતાપિતા છીએ, તું અમારા તરફ દૃષ્ટિ કર. હે રાજા! હું તો નથી જોતો કે, તારે આ લોકમાં શોક કરવા યોગ્ય કંઈ પણ હોય![૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અશ્વમેધપર્વમાં 'યુધિષ્ઠિરસાંત્વન' નામનો અધ્યાય ૧ લો સમાપ્ત

## अध्याय २ जो

### યુધિષ્ઠિરસાંત્વન (ચાલુ)

॥ वैशंपायन उवाच ॥

**एवमुक्तस्तु राज्ञा स धृतराष्ट्रेण धीमता ।**
**तूष्णीं बभूव मेधावी तमुवाचाथ केशवः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: બુદ્ધિમાન રાજા ધૃતરાષ્ટ્રે એ પ્રમાણે કહ્યું, તોપણ યુધિષ્ઠિરરાજ મૌન રહ્યા, એટલે બુદ્ધિમાન શ્રીકૃષ્ણે તેમને આ પ્રમાણે કહેવા માંડ્યું:[૧] 'હે રાજા! મનથી અત્યંત શોક કરવામાં આવે છે, તો તે શોક કરનારના પ્રથમ મરણ પામેલા પિતામહોને સંતાપ ઉપજાવે છે.[૨] માટે તમે સંપૂર્ણ દક્ષિણાવાળા અનેક યજ્ઞો કરો, દેવોને સોમરસથી તૃપ્ત કરો અને પિતૃઓને સ્વધા વડે તૃપ્ત કરો.[૩] તમે ખાનપાન અર્પણ કરીને અતિથિઓને સંતોષો, અને બીજી અનેક પ્રકારની કામનાઓ પૂર્ણ કરીને દરિદ્ર મનુષ્યોને પ્રસન્ન કરો. તમે જાણવાયોગ્ય સર્વ જાણ્યું છે અને કરવા યોગ્ય સર્વ કર્મો કર્યાં છે.[૪] તમે ગંગાપુત્ર ભીષ્મ પાસેથી, વ્યાસ પાસેથી, નારદ પાસેથી અને વિદુર પાસેથી રાજધર્મો પણ સાંભળ્યા છે.[૫] માટે તમારે આવી મૂઢ પુરુષોની વૃત્તિને અનુસરવી જોઈએ નહિ. તમે તો તમારા

પિતા અને પિતામહોના વર્તનનો આશ્રય કરીને રાજ્યધુરાને વહન કરો.[૬] ક્ષત્રિયો પોતાના યશથી સ્વર્ગને પ્રાપ્ત કરવાને યોગ્ય છે, એમાં કંઈ સંશય નથી. વળી આ યુદ્ધમાં શૂરવીર પુરુષોમાંનો કોઈ પણ પાછી પાની કરીને મરણ પામ્યો નથી.[૭] માટે હે મહારાજ! તમે શોકનો ત્યાગ કરો. જેમ થવાનું હતું તેમ થયું છે. જેઓ આ રણસંગ્રામમાં મરણ પામ્યા છે, તેમને તમે ફરી જોઈ શકશો નહિ.' આ પ્રમાણે ધર્મરાજ યુધિષ્ઠિરને કહીને શ્રીકૃષ્ણ બોલતા બંધ થયા, એટલે મહાતેજસ્વી યુધિષ્ઠિરે તેમને કહ્યું:[૮,૯] 'હે ગોવિંદ! તમારી મારા પર જે પ્રીતિ છે, તે મારા જાણવામાં છે. તમે સુહૃદ્ભાવ તથા પ્રેમની લાગણીથી સદા મારા પર કૃપા કરી રહ્યા છો.[૧૦] હે ચક્ર તથા ગદાને ધારણ કરનારા શ્રીમાન યાદવનંદન! તમે મને જો તપોવનમાં જવા માટે પ્રસન્ન ચિત્તથી અનુજ્ઞા આપો, તો તમે મારું મહાન પ્રિય કર્યું ગણાય; કેમ કે પિતામહ ભીષ્મનો અને પુરુષોમાં વ્યાઘ્ર સરખા તથા યુદ્ધમાં કદી પલાયન નહિ કરનારા કર્ણનો વધ કરીને હું શાંતિ જોઈ શકતો નથી. હે શત્રુદમન! જે કર્મ દ્વારા હું આ ક્રૂર પાપથી મુક્ત થાઉં અને જેથી મારું મન શુદ્ધ થાય તે કર્મ તમે મારી પાસે કરાવો.'

પૃથાપુત્ર યુધિષ્ઠિર એ પ્રમાણે કહેતા હતા, ત્યારે ધર્મને જાણનારા મહાતેજસ્વી વ્યાસે તેમને શાંત પાડવા માટે યોગ્ય અર્થવાળું આવું ઉત્તમ વચન કહ્યું: 'હે તાત! તારી બુદ્ધિ હજી કાચી છે અને તું તારી નાદાનીને લીધે પુનઃ મૂંઝાય છે.[૧૧-૧૫] હે તાત! અમે તે કેનાક છીએ જે તારી પાસે વારંવાર પ્રલાપ કર્યા કરીએ છીએ! જેમની આજીવિકા કેવળ યુદ્ધથી જ નિર્માણ થયેલી છે, તે ક્ષત્રિયોના ધર્મ તેં જાણ્યા જ છે.[૧૬] જે રાજા ક્ષાત્રધર્મ પ્રમાણે વર્તે છે, તે માનસિક સંતાપરૂપ બંધનથી કદી બંધાતો નથી. વળી તેં સર્વ મોક્ષધર્મો પણ યથાર્થ રીતે સાંભળ્યા છે.[૧૭] અરે! મેં પોતે પણ અનેકવાર તારા સંકલ્પજન્ય સંદેહોને દૂર કર્યા છે; છતાં તું શ્રદ્ધા રાખતો નથી. આ ઉપરથી જણાય છે કે, તારી બુદ્ધિ ખરેખર દુષ્ટ થઈ ગઈ છે અને તારી સ્મરણશક્તિ પણ નાશ પામી ગઈ છે.[૧૮] હે નિર્દોષ રાજા! આવું ન થાઓ. તને આવા પ્રકારનું અજ્ઞાન યોગ્ય નથી. તેં સર્વ પ્રકારનાં પ્રાયશ્ચિત્તો જાણ્યાં છે.[૧૯] વળી તેં સર્વ રાજધર્મો તથા દાનધર્મો પણ સાંભળ્યા છે. હે ભારત! તું સર્વ ધર્મોને જાણે છે અને સર્વ શાસ્ત્રોમાં કુશળ થયો છે, છતાં કેમ જાણે તું અજ્ઞાનથી વારંવાર મોહ પામી જાય છે!'[૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાન્તર્ગત અશ્વમેધપર્વમાં 'યુધિષ્ઠિરસાંત્વન' નામનો અધ્યાય ૨ જો સમાપ્ત

## अध्याय ३ जो

### અશ્વમેધયજ્ઞ કરવા માટે વ્યાસનો ઉપદેશ

॥ व्यास उवाच ॥

युधिष्ठिर तव प्रज्ञा न सम्यगिति मे मतिः ।
न हि कश्चित् स्वयं मर्त्यः स्ववशः कुरुते क्रियाम् ॥

વ્યાસ બોલ્યા : હે યુધિષ્ઠિર! હું માનું છું કે તારી બુદ્ધિ બરાબર નથી; કેમ કે કોઈ પણ મનુષ્ય પોતાને વશ રહીને કોઈ ક્રિયા કરી શકતો નથી.[૧] પ્રત્યેક મનુષ્ય ઈશ્વરથી પ્રેરાઈને સારું-નરસું કર્મ કરે છે; તો પછી તેમાં શોક શા માટે કરવો જોઈએ?[૨] છતાં હે ભારત! તું તારા આત્માને જ છેવટ સુધી પાપકર્મ કરનારો માને છે, તો તારા એ પાપને શી રીતે દૂર કરી શકાય તે વિષે તું સાંભળ.[૩] હે યુધિષ્ઠિર! જે પુરુષો અનેક પ્રકારનાં નિત્ય પાપકર્મ કરે છે, તેઓ તપ કરીને, યજ્ઞો કરીને તથા દાન આપીને પાપને તરી જાય છે.[૪] હે નરસિંહ નરાધીશ! પાપ કરનારા મનુષ્યો યજ્ઞ કરીને, તપ કરીને તથા દાન આપીને પવિત્ર

થઈ શકે છે.[૫] મહાત્મા દેવતાઓ તથા અસુરો પણ પવિત્ર થવાના હેતુથી યજ્ઞક્રિયા કરવા માટે પ્રયત્ન કરે છે; માટે યજ્ઞો જ સર્વ કરતાં શ્રેષ્ઠ છે.[૬] યજ્ઞો કરીને જ મહાત્મા દેવતાઓ શ્રેષ્ઠ થઈ શક્યા હતા, અને તેથી જ તે ક્રિયાનિષ્ઠ દેવતાઓએ દાનવોનો પરાજય કર્યો હતો.[૭] માટે હે ભારત! હે યુધિષ્ઠિરરાજ! તું પણ રાજસૂય, અશ્વમેધ, સર્વમેધ અને નરમેધ યજ્ઞ કર.[૮] દશરથનંદન રામચંદ્રે જેમ અશ્વમેધ યજ્ઞ કર્યો હતો, તેમ તું પણ દક્ષિણાવાળો, પુષ્કળ કામનાઓવાળો, અન્નદાનવાળો અને ધનદાનવાળો અશ્વમેધ યજ્ઞ વિધિપૂર્વક કર.[૯] દુષ્યંત અને શકુંતલાનો મહાપરાક્રમી પુત્ર રાજા ભરત તારો પૂર્વપિતામહ છે. એ પૃથ્વીપતિએ જેમ અશ્વમેધ યજ્ઞ કર્યો હતો, તેમ તું પણ અશ્વમેધ યજ્ઞ કર.[૧૦]

યુધિષ્ઠિર બોલ્યા : અશ્વમેધ યજ્ઞ આખી પૃથ્વીને પણ પવિત્ર કરે છે, એ વાત નિઃસંશય છે; પરંતુ એ સંબંધમાં મારો એક અભિપ્રાય છે, તે તમે સાંભળવાને યોગ્ય છો.[૧૧] હે બ્રાહ્મણશ્રેષ્ઠ! સંબંધીઓનો આવો મોટો સંહાર કરીને હું અલ્પ દાન આપવાને પણ શક્તિમાન નથી; કેમ કે મારી પાસે ધન નથી.[૧૨] વળી આ દીન રાજકુમારોના ઘાવ હજી તાજા જ છે અને જેઓ દુઃખમાં આવી પડ્યા છે તેમની પાસે હું ધનની યાચના કરવા માટે ઉત્સાહ ધરાવી શકતો નથી.[૧૩] તેમ જ હે બ્રાહ્મણવર! હું પોતે જ પૃથ્વીનો નાશ કરીને શોકપરાયણ થયો છું. તો હું યજ્ઞને માટે કર પણ કેમ લઈ શકીશ?[૧૪] હે મહામુનિ! દુર્યોધનના અપરાધથી પૃથ્વીના અનેક રાજાઓ નાશ પામ્યા છે અને અમને અપકીર્તિ લગાડતા ગયા છે.[૧૫] દ્રવ્યને કારણે દુર્યોધને પૃથ્વીનો ક્ષય કરી નાખ્યો છે અને દુષ્ટ બુદ્ધિવાળા તે દુર્યોધનનો ખજાનો પણ હવે નાશ પામ્યો છે.[૧૬] આ અશ્વમેધયજ્ઞમાં આખી પૃથ્વી દક્ષિણા તરીકે હોવી જોઈએ, આવો વિદ્વાનોએ મુખ્ય વિધિ કહ્યો છે. વળી બીજો ગૌણ વિધિ પણ જોવામાં આવે છે.[૧૭] હે તપોધન! મુખ્ય વિધિનો ત્યાગ કરીને હું તેના પ્રતિનિધિરૂપ ગૌણ વિધિને ઇચ્છતો નથી; માટે હે ભગવન્! આ વિષયમાં તમે મારા સારા સલાહકાર થવાને યોગ્ય છો.[૧૮] પૃથાપુત્રે એ પ્રમાણે કહ્યું, એટલે વ્યાસમુનિએ એક મુહૂર્ત પર્યંત મનમાં વિચાર કરીને ધર્મરાજાને કહ્યું :[૧૯] 'તારો ખજાનો હમણાં ખાલી થઈ ગયો છે. તે પરિપૂર્ણ થશે. હે પાર્થ! મહાત્મા મરુત્તના યજ્ઞમાં બ્રાહ્મણોએ જે દ્રવ્ય દક્ષિણામાં મેળવ્યું હતું તેને તેમણે હિમાલયપર્વત ઉપર છોડી દીધું હતું અને તે હજી પણ ત્યાં રહેલું છે. માટે હે કુંતીપુત્ર! તે દ્રવ્યને તું લાવી મંગાવ. તે તને પરિપૂર્ણ થઈ પડશે.[૨૦,૨૧]

યુધિષ્ઠિર બોલ્યા : હે વક્તાઓમાં શ્રેષ્ઠ વ્યાસ! મરુત્તના યજ્ઞમાં તે દ્રવ્ય કેવી રીતે એકઠું કરવામાં આવ્યું હતું અને તે રાજા કયા કાળમાં થયો હતો?[૨૨]

વ્યાસ બોલ્યા : હે પાર્થ! કરંધમના પુત્ર એ રાજા વિષે તને જો સાંભળવાની ઇચ્છા હોય તો સાંભળ. વળી તે મહાધનવાન અને મહાપરાક્રમી રાજા કયા કાળમાં થયો હતો, તે પણ તું સાંભળ.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અશ્વમેધપર્વમાં 'સંવર્તમરુત્તીય' નામનો અધ્યાય ૩ જો સમાપ્ત

## अध्याय ४थो

### રાજા મરુત્તનું આખ્યાન

॥ युधिष्ठिर उवाच ॥

शुश्रूषे तस्य धर्मज्ञ राजर्षेः परिकीर्तनम् ।
द्वैपायन मरुत्तस्य कथां प्रब्रूहि मेऽनघ ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે ધર્મજ્ઞ! તે રાજર્ષિ મરુત્તનું ચરિત્ર સાંભળવાને હું ઇચ્છું છું. માટે હે નિષ્પાપ દ્વૈપાયન! તમે મને તેની કથા કહો.[૧]

વ્યાસ બોલ્યા : હે તાત! પૂર્વે સત્યયુગના

સમયમાં સર્વના પર દંડને ધારણ કરનારા મનુ નામના રાજા હતા. તેમનો પુત્ર મહાબાહુ પ્રસંધિ થયો.[૨] પ્રસંધિનો પુત્ર ક્ષુપ નામે પ્રસિદ્ધ હતો અને ક્ષુપનો પુત્ર ઇક્ષ્વાકુ નામનો સમર્થ રાજા હતો.[૩] હે રાજન્ ! તેને પરમ ધાર્મિક એવા સો પુત્રો હતા અને સમર્થ ઇક્ષ્વાકુએ તે સર્વને રાજા બનાવ્યા હતા.[૪] તે સોએમાં સૌથી મોટો વિંશ નામે હતો અને તે સર્વ ધનુર્ધારીઓમાં અત્યંત શ્રેષ્ઠ હતો. હે ભારત ! વિંશનો વિવિંશ નામનો કલ્યાણમૂર્તિ પુત્ર હતો.[૫] હે રાજન્ ! તે વિવિંશના પંદર પુત્રો હતા. તેઓ સર્વ ધનુર્વિદ્યામાં કુશળ હતા, બ્રાહ્મણોના ભક્ત હતા, સત્યવાદી હતા, દાનધર્મમાં પરાયણ હતા અને નિરંતર પ્રિયવાદી હતા. તેઓમાં સૌથી મોટો ખનીનેત્ર હતો અને તે પોતાના સર્વ ભાઈઓને દુઃખ દેતો હતો.[૬,૭] પરાક્રમી ખનીનેત્રે આખું રાજ્ય જીતી લઈને નિષ્કંટક કર્યું હતું; પરંતુ તે રાજ્યની રક્ષા કરી શકયો ન હતો; તેમ પ્રજાઓને રંજન પણ કરી શકયો ન હતો.[૮] તેથી હે રાજેન્દ્ર ! સર્વ પ્રજાઓએ તેને પદભ્રષ્ટ કર્યો હતો અને તેના પુત્ર સુવર્ચસનો રાજ્યાસને અભિષેક કર્યો હતો. એ પ્રમાણે કરીને સર્વ પ્રજાઓ તે સમયે પ્રસન્ન થઈ હતી.[૯] સુવર્ચસે પોતાના પિતાના દુષ્ટ વર્તનને તથા તેને રાજ્યપદથી ભ્રષ્ટ કર્યો હતો, તે તેણે પોતાની નજરે જોયું હતું. તેથી તે પોતે પ્રજાઓનું હિત કરવાની ઇચ્છાથી નિયમપૂર્વક વર્તતો હતો.[૧૦] તે બ્રાહ્મણોનો ભક્ત હતો, સત્યવાદી હતો, પવિત્ર હતો, શમ તથા દમગુણથી યુક્ત હતો, નિત્ય ધર્મશીલ હતો અને ઉદાર મનનો હતો; તેથી સર્વ પ્રજાઓ તેના પર અનુરક્ત હતી. તે રાજા ધર્માનુસાર પ્રવૃત્તિ કર્યા કરતો હતો; તેથી તેનો ખજાનો ખૂટી પડ્યો અને તેનાં વાહનો પણ ક્ષીણ થઈ ગયાં. આમ જ્યારે તેનો ખજાનો ખૂટી પડ્યો, ત્યારે તેના સામંતરાજાઓ તેને ચોતરફથી દુઃખ દેવા લાગ્યા.[૧૧,૧૨] વળી જ્યારે તે રાજાનો ખજાનો તથા અશ્વાદિ વાહનો ક્ષીણ થઈ ગયાં, ત્યારે બીજા અનેક લોકો પણ તેને પીડવા લાગ્યા, તેથી તે રાજા પોતાના સેવકોની સાથે તથા આખા નગરની સાથે અત્યંત દુઃખી સ્થિતિમાં આવી પડ્યો.[૧૩] હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે તે રાજાના બળનો ક્ષય થઈ ગયો હતો, છતાં પણ તેને કોઈ મારી શકતા ન હતા; કેમ કે તેનું વર્તન ઘણું જ શ્રેષ્ઠ હતું અને તે પોતે પણ નિત્ય ધર્મશીલ હતો.[૧૪] જ્યારે તે રાજા પોતાના નગરની સાથે અત્યંત સંકટમાં આવી પડ્યો, ત્યારે તેણે પોતાના હાથને ધમ્યો (અગ્નિ પાસે લઈ જઈને હાથમાં ફૂંક મારી), એટલે તુરત જ તેમાંથી એક સૈન્ય પ્રકટ થયું.[૧૫] પછી તેણે એ સૈન્યના બળથી સીમાડાના સર્વ રાજાઓને જીતી લીધા. આમ હે રાજા ! એ સમયે તેણે પોતાના હાથને ધમ્યો હતો, તેથી તેનું 'કરંધમ' નામ પ્રસિદ્ધ થયું હતું.[૧૬] પછી ત્રેતાયુગના આરંભસમયે તેને કારંધમ નામનો પુત્ર થયો હતો. તે ઇંદ્ર કરતાં ઊતરતો ન હતો, શ્રીમાન હતો અને દેવતાઓને પણ મહાદુર્જય થઈ પડે તેવો હતો.[૧૭] તે સમયના સર્વ રાજાઓ તેને વશ થઈ રહ્યા હતા અને તે પોતાના સદ્વર્તનથી તથા બળથી સર્વનો સમ્રાટ થયો હતો. તેનું બીજું નામ 'અવિક્ષિત' હતું. તે ધર્માત્મા હતો, પરાક્રમમાં ઇંદ્ર સમાન હતો, યજ્ઞશીલ હતો, ધર્મમાં આસક્ત રહેતો હતો, ધૈર્યવાન હતો અને ઇંદ્રિયોને વશ રાખનારો હતો.[૧૯] તેજમાં તે સૂર્ય સમાન હતો, ક્ષમામાં પૃથ્વી સમાન હતો, બુદ્ધિમાં તે બૃહસ્પતિ સમાન હતો અને સુસ્થિરતામાં તે હિમાલય સમાન હતો.[૨૦] તે રાજાએ મન, વચન કર્મ ઇંદ્રિયનિગ્રહ તથા શાંતિથી પ્રજાઓનાં મનને આરાધ્યાં હતાં.[૨૧] વળી તે રાજાએ સો

અશ્વમેધ યજ્ઞો કર્યા હતા અને મહાસમર્થ વિદ્વાન અંગિરા ઋષિએ પોતે તેની પાસે યજ્ઞો કરાવ્યા હતા.[૨૨] તેને મરુત્ત નામનો પુત્ર હતો. તે ધર્મવેત્તા હતો, ચક્રવર્તી હતો, મહાયશસ્વી હતો અને ગુણોમાં તે પોતાના પિતા કરતાં પણ આગળ વધી ગયો હતો.[૨૩] તેનામાં દશહજાર હાથી સમાન બળ હતું અને તે સાક્ષાત્ બીજા વિષ્ણુના જેવો જ હતો. તે ધર્માત્માને જ્યારે યજ્ઞ કરવાની ઇચ્છા થઈ હતી, ત્યારે તેણે તદ્દન સુવર્ણનાં હજારો ઉજ્જ્વળ પાત્રો કરાવ્યાં હતાં અને હિમાલયની પડોશમાં ઉત્તર દિશામાં મેરુપર્વત પાસે જઈને ત્યાં રહેલી સુવર્ણની એક મહાન ટેકરી ઉપર યજ્ઞકર્મ કર્યું હતું. તે સમયે સોની લોકોએ સુવર્ણનાં કુંડાં, પાત્રો, થાળીઓ અને આસનો એટલાં બધાં તૈયાર કર્યાં હતાં, કે તેમની સંખ્યા જ ન હતી. એ મેરુપર્વતની સમીપ જ એક યજ્ઞમંડપ બાંધવામાં આવ્યો હતો અને તેમાં ધર્માત્મા રાજા મરુત્તે સર્વ રાજાઓની સાથે વિધિપૂર્વક યજ્ઞ કર્યો હતો.[૨૪–૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અશ્વમેધપર્વમાં 'સંવર્તમરુત્તીય' નામનો અધ્યાય ૪ થો સમાપ્ત

## अध्याय ५ मो

### રાજા મરુત્તનું આખ્યાન (ચાલુ)

॥ युधिष्ठिर उवाच ॥

**कथं वीर्यः समभवत्स राजा वदतां वर।**
**कथं च जातरूपेण समयुज्यत स द्विज ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે શ્રેષ્ઠ વક્તા ! તે રાજા એવો પરાક્રમી કેવી રીતે થયો હતો ? હે દ્વિજ ! તેને એટલું બધું સુવર્ણ કેવી રીતે મળ્યું હતું ? હે ભગવન્ ! તે દ્રવ્ય હાલમાં ક્યાં રહેલું છે ? હે તપોધન ! તે દ્રવ્ય અમારાથી કેવી રીતે પ્રાપ્ત કરી શકાય ?[૧,૨]

વ્યાસ બોલ્યા : હે તાત ! પ્રજાપતિ દક્ષને અસુર અને દેવ એવાં ઘણાં સંતાનો હતાં. તેઓ પરસ્પર સ્પર્ધા કરતાં હતાં.[૩] વળી અંગિરાઋષિને મહાતેજસ્વી બૃહસ્પતિ તથા તપોધન સંવર્ત્ત નામે બે પુત્ર હતા અને તેઓ સમાન વ્રતધારી હતા.[૪] હે રાજન્ ! તે બન્ને જણા અન્યોન્યથી જુદા રહેતા હતા અને પરસ્પરની સ્પર્ધા કર્યા કરતા હતા. તેમાં પણ બૃહસ્પતિ વારંવાર સંવર્ત્તને દુઃખ દેતા હતા.[૫] હે ભારત ! પોતાના મોટાભાઈ બૃહસ્પતિએ પોતાને જ્યારે સતત દુઃખ દેવા માંડ્યું, ત્યારે સંવર્તે સર્વ અર્થોનો ત્યાગ કરીને નગ્ન અવસ્થામાં વનમાં રહેવાનું જ પસંદ કર્યું.[૬] તે જ સમયે બીજી તરફ સર્વ અસુરોનો પરાજય કરીને તથા નાશ કરી નાખીને ઇંદ્રપણું પ્રાપ્ત કર્યું અને અંગિરાના મોટા પુત્ર બ્રાહ્મણશ્રેષ્ઠ બૃહસ્પતિને પોતાના પુરોહિત તરીકે સ્વીકાર્યા. હવે પૂર્વે રાજા કરંધમ અંગિરાઋષિનો યજમાન હતો.[૭,૮] તે ધર્માત્મા રાજા વીર્યમાં, સદ્વર્તનમાં તથા બળમાં જગતમાં અપ્રતિમ હતો, ઇંદ્રના જેવો જ તેજસ્વી હતો અને તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારો હતો.[૯] હે રાજન્ ! તેનાં વાહન, યોદ્ધાઓ, મિત્રો અને જાતજાતનાં મહાકિંમતી મુખ્ય શયનો માત્ર તેના ધ્યાનબળથી તથા મુખના વાયુથી (એટલે ફૂંકથી) ઉત્પન્ન થયાં હતાં. તે રાજાએ પોતાના ગુણોથી સર્વ રાજાઓને વશ કરી લીધા હતા. તે રાજા પોતે ઇચ્છેલા કાળ સુધી જીવીને તેના તે જ શરીર સાથે સ્વર્ગમાં ગયો હતો. તેનો પુત્ર અવિક્ષિત યયાતિના જેવો ધર્માત્મા હતો, શત્રુને જીતનારો હતો અને તેણે પણ આખી પૃથ્વીને વશ કરી હતી. તે રાજા પોતાના પિતા જેવો જ પરાક્રમી અને ગુણવાન હતો.[૧૦–૧૩] એ અવિક્ષિત રાજાને મરુત્ત નામનો પુત્ર હતો, તે ઇંદ્ર સમાન પરાક્રમી હતો અને સમુદ્રરૂપ વસ્ત્રવાળી આખી પૃથ્વી તેના પર અનુરાગી થઈ હતી.[૧૪]

હે પાંડુનંદન ! તે મરુત્ત રાજા સદાકાળ દેવરાજ ઇંદ્રની સાથે સ્પર્ધા કર્યા કરતો હતો અને ઇંદ્ર પણ મરુત્તની સાથે સ્પર્ધા કરતો હતો.[૧૫] રાજા મરુત્ત પવિત્ર અને ગુણવાન હતો, તેથી ઇંદ્ર પ્રયત્ન કરતો હતો, છતાં પણ તેનાથી વિશેષ થઈ શકતો ન હતો.[૧૬] આમ ઐરાવતહાથીના વાહનવાળો ઇંદ્ર મરુત્ત રાજાથી વિશેષ થઈ શક્યો નહિ, ત્યારે તેણે સર્વ દેવોની સાથે રહીને બૃહસ્પતિને બોલાવ્યા અને તેમને આવું વચન કહ્યું: 'હે બૃહસ્પતિ ! તમારે જો મારું પ્રિય કરવું હોય તો તમારે મરુત્તરાજાને ત્યાં દેવકર્મ કે પિતૃકર્મ કરાવવું નહિ.[૧૭,૧૮] હે બૃહસ્પતિ ! હું એકલો ત્રણે લોકમાં દેવોના ઇંદ્રપણાને પામ્યો છું અને મરુત્ત તો માત્ર પૃથ્વીનો જ રાજા છે.[૧૯] હે બ્રહ્મન્ ! તમે અમર્ત્ય દેવોના અધિપતિને યજ્ઞ કરાવીને કેમ મરુત્તને નિઃશંકપણે યજ્ઞ કરાવશો ? તમે કાં તો મને યજમાન તરીકે સ્વીકારો અથવા રાજા મરુત્તને યજમાન તરીકે સ્વીકારો, અથવા મરુત્તનો ત્યાગ કરીને તમે ખુશીથી મને એકલાને યજમાન તરીકે સ્વીકારો. તમારું કલ્યાણ થાઓ.[૨૦,૨૧]

હે કુરુવંશી ! દેવોના રાજા ઇંદ્રે એ પ્રમાણે કહ્યું, એટલે બૃહસ્પતિએ એક મુહૂર્તભર વિચાર કર્યો અને પછી દેવરાજને કહ્યું:[૨૨] 'હે વીર ! તું પ્રાણીમાત્રનો અધિપતિ છે, તારે આધારે લોકો સ્થિતિ કરી રહ્યા છે અને તેં નમુચિનો, વિશ્વરૂપનો તથા બલદૈત્યનો નાશ કર્યો છે.[૨૩] હે બલસૂદન ! તેં એકલાએ દેવોની ઉત્તમ લક્ષ્મી સંપાદન કરી છે અને તું આખી પૃથ્વીનું તથા સ્વર્ગનું નિત્ય ભરણપોષણ કરી રહ્યો છે.[૨૪] તો હે દેવગણોના રાજા ! હે પાકદૈત્યને શિક્ષા કરનારા ! હું તારું પુરોહિતપદ સ્વીકાર્યા પછી કેમ મર્ત્ય મરુત્તને યજ્ઞ કરાવીશ ?[૨૫] હે દેવેન્દ્ર ! તું શાંત થા. હું કોઈ પણ મનુષ્યના યજ્ઞમાં કદી સ્રવો ગ્રહણ કરીશ નહિ. વળી મારું આ વચન તું સાંભળ.[૨૬] અગ્નિ કદાચ શીતળ થાય, પૃથ્વી કદાચ ચલિત થાય અને સૂર્ય પણ કદાચ ન પ્રકાશે, પરંતુ મારું સત્ય વચન કદી ચલાયમાન ન જ થાય.'[૨૭]

વૈશંપાયન બોલ્યા: બૃહસ્પતિનું એ વચન સાંભળીને ઇંદ્ર શાંત થયો અને બૃહસ્પતિનાં વખાણ કરીને તે પોતાના ભવનમાં દાખલ થયો.[૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અશ્વમેધપર્વમાં 'સંવર્તમરુત્તીય' નામનો અધ્યાય ૫મો સમાપ્ત

## અધ્યાય ૬ઠ્ઠો

### રાજા મરુત્તનું આખ્યાન (ચાલુ)

॥ व्यास उवाच ॥

अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।
बृहस्पतेश्च संवादं मरुत्तस्य च धीमतः ॥ १ ॥

વ્યાસ બોલ્યા: આ સંબંધમાં પણ બૃહસ્પતિના તથા બુદ્ધિમાન સંવર્તના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસ કહેવામાં આવે છે.[૧] અંગિરાના પુત્ર બૃહસ્પતિએ દેવોના રાજા ઇંદ્ર પાસે એ પ્રમાણે પ્રતિજ્ઞા કરી, તે સાંભળીને મરુત્ત રાજાએ એક મહાન યજ્ઞ કરવાની તૈયારી કરવા માંડી.[૨] અવિક્ષિતનો વાચાળ પુત્ર મરુત્ત મનમાં યજ્ઞ કરવાનો સંકલ્પ કરીને બૃહસ્પતિ પાસે ગયો અને આવું વચન બોલ્યો:[૩] 'હે ભગવન્ ! હે તપોધન ! હે ગુરુ ! મેં પ્રથમ તમારી પાસે આવીને તમારા વચનથી યજ્ઞ કરવાનો સંકલ્પ કર્યો હતો.[૪] હવે હું યજ્ઞ કરવા ઇચ્છું છું, મેં યજ્ઞની સર્વ સામગ્રીઓ તૈયાર કરી રાખી છે અને હું તમારો યજમાન છું. માટે હે સાધુપુરુષ ! તમે મારે ત્યાં પધારો અને મને યજ્ઞ કરાવો.'[૫]

બૃહસ્પતિ બોલ્યા: હે પૃથ્વીપતિ ! હું તને યજ્ઞ કરાવવા ઇચ્છતો નથી. મને દેવરાજે પુરોહિત તરીકે સ્વીકાર્યો છે અને મેં મનુષ્યને યજ્ઞ નહિ કરાવવા માટે તેની પાસે પ્રતિજ્ઞા પણ કરી છે.[૬]

મરુત્ત બોલ્યો : હું મારી કુલપરંપરાથી તમારો યજમાન છું. વળી હું તમને અત્યંત પૂજ્ય માનું છું અને હું તમારા યજમાન તરીકે તમારી પાસે આવ્યો છું. માટે તમને ભજી રહેલા મને તમે ભજો.[૭]

બૃહસ્પતિ બોલ્યા : મરણધર્મરહિત એક દેવને યજ્ઞ કરાવીને હું મરણધર્મવાળા મનુષ્યને કેમ યજ્ઞ કરાવીશ? માટે હે મરુત્ત! તારે જવું હોય તો જા અથવા ન જા. મેં તો હવે મનુષ્યને યજ્ઞ કરાવવાનું છોડી દીધું છે.[૮] હે મહાબાહુ! હું હવે તને યજ્ઞ કરાવીશ નહિ. માટે તું તારી ઇચ્છામાં આવે તેને પોતાના ઉપાધ્યાય તરીકે સ્વીકારી લે-તે તને યજ્ઞ કરાવશે.[૯]

વ્યાસ બોલ્યા : બૃહસ્પતિએ એ પ્રમાણે કહ્યું, એટલે રાજા મરુત્ત શરમાઈ ગયો. હવે તે અત્યંત ઉદાસ થઈને પાછો ફર્યો, તો માર્ગમાં તેને નારદનાં દર્શન થયાં.[૧૦] દેવર્ષિ નારદ સાથે સમાગમ થતાં તે રાજાએ વિધિપૂર્વક બે હાથ જોડ્યા; એટલે નારદે તેને આ પ્રમાણે કહ્યું:[૧૧] 'હે નિર્દોષ રાજર્ષિ! તું અત્યંત ઉદાસ જણાય છે. તું કુશળ તો છે ને? તું ક્યાં ગયો હતો? અને તને આવું અપ્રીતિનું સ્થાન ક્યાંથી પ્રાપ્ત થયું? હે રાજન્! તેનું કારણ મારે સાંભળવા યોગ્ય હોય તો તું મને કહે. હે રાજસિંહ નરપતિ! સર્વ પ્રયત્ને પણ હું તારા શોકને દૂર કરીશ. મહર્ષિ નારદે એ પ્રમાણે કહ્યું, એટલે મરુત્તરાજાએ પોતાના ઉપાધ્યાય બૃહસ્પતિથી થયેલા પોતાના અપમાનની સર્વ વાત તેમને કરવા માંડી.[૧૨-૧૪]

મરુત્ત બોલ્યો : હું અંગિરાના પુત્ર દેવાચાર્ય બૃહસ્પતિ પાસે ગયો હતો. મેં તેમને યજ્ઞ માટે ઋત્વિજ થવાની પ્રાર્થના કરી, પણ તેમણે મને અભિનંદન આપ્યું નહિ.[૧૫] અરે ઓ નારદ! ઊલટું મારા તે ગુરુએ મારું અપમાન કર્યું છે, મને ત્યજી દીધો છે અને દૂષિત ઠરાવ્યો છે. માટે હવે હું જીવવાની ઇચ્છા રાખતો નથી.[૧૬]

વ્યાસ બોલ્યા : હે મહારાજ! રાજાએ એ પ્રમાણે કહ્યું, એટલે અવિક્ષિતના પુત્ર તે મરુત્તરાજાને નારદ વાણીથી જાણે જિવાડતા હોય તેમ આ પ્રમાણે બોલ્યા.[૧૭]

નારદ બોલ્યા: હે રાજન્! અંગિરાનો સંવર્ત્ત નામનો બીજો પુત્ર છે. તે ધર્મનિષ્ઠ છે અને દિગંબર સ્વરૂપે સર્વ પ્રજાઓને મોહ પમાડતો બધી દિશાઓમાં વિચર્યા કરે છે.[૧૮] બૃહસ્પતિ તને પોતાના યજમાન તરીકે સ્વીકારવા ન ઇચ્છતા હોય, તો તું તે સંવર્ત્ત પાસે જા. તે મહાતેજસ્વી સંવર્ત્ત પ્રસન્ન થઈને તને યજ્ઞ કરાવશે.[૧૯]

મરુત્ત બોલ્યો: હે નારદ! આ વાક્ય કહીને તમે મને જિવાડ્યો છે. હે વક્તાઓમાં શ્રેષ્ઠ નારદ! એ સંવર્ત્તનાં મને ક્યાં દર્શન થાય તે મને કહો.[૨૦] મારે તેમની પાસે કેવી રીતે વર્તવું? શું કરવાથી તે મારો ત્યાગ ન કરે? ખરેખર, તે પણ જો મારું અપમાન કરશે, તો હું જીવવાનો ઉત્સાહ રાખીશ નહિ.[૨૧]

નારદ બોલ્યા : હે મહારાજ! તેને મહેશ્વરનાં દર્શન કરવાની ઇચ્છા છે, તેથી ઉન્મત્ત-(ગાંડા)ના જેવો વેશ ધારણ કરીને તે પોતાને સુખ થાય તેમ કાશીનગરીમાં ફર્યા કરે છે.[૨૨] માટે તું કાશીનગરીના દરવાજા પાસે જા અને ત્યાં કોઈ એક સ્થળે એક મુડદાને મૂકી રાખ. હે રાજા! તે મુડદાને જોઈને જે મનુષ્ય ત્યાંથી પાછો ફરે તેને તારે સંવર્ત જાણવો.[૨૩] તે પછી એ વીર્યવાન સંવર્ત જે તરફ જવા માંડે, તે તરફ તું તેની પાછળ પાછળ જજે. ત્યાં એકાંતમાં તેની સમીપ જઈને તું હાથ જોડીને તેને શરણે જજે.[૨૪] એ સમયે તે તને પૂછે કે, તને મારી ઓળખાણ કોણે આપી? તો તું કહેજે કે, હે સંવર્ત! નારદે

મને તમારી ઓળખાણ આપી છે.[૨૫] પછી તે મારી પાછળ આવવાની ઇચ્છાથી તને કદાચ પૂછે કે, તે નારદ ક્યાં છે ! તો તારે નિઃશંક થઈને કહેવું કે, નારદે અગ્નિમાં પ્રવેશ કર્યો છે.[૨૬]

વ્યાસ બોલ્યા : 'બહુ સારું' એમ કહીને રાજર્ષિ મરુત્તે નારદનાં વચનોનો સ્વીકાર કર્યો અને તેમનું પૂજન કર્યું. પછી તેમની અનુજ્ઞા લઈને તે કાશી તરફ ચાલ્યો ગયો.[૨૭] ત્યાં જઈને તે મહાયશસ્વી મરુત્તરાજાએ નારદના વચનનું સ્મરણ કરી તેમના કહેવા પ્રમાણે નગરીના દ્વારમાં એક મુડદાને મૂકી રાખ્યું.[૨૮] તેવામાં તુરત જ એક બ્રાહ્મણ નગરીના દ્વારમાં દાખલ થયો, પણ ત્યાં પડેલા મુડદાને જોઈને તે એકદમ પાછો ફર્યો.[૨૯] રાજા આવિક્ષિતે (મરુત્તે) તે બ્રાહ્મણને આમ પાછો ફરેલો જોઈને તેને સંવર્ત તરીકે ઓળખ્યો અને તે તેનો શિષ્ય થવા માટે બે હાથ જોડીને તેની પાછળ ગયો.[૩૦] હવે રાજાને પોતાની પાછળ નિર્જન પ્રદેશમાં આવેલો જોઈને સંવર્તે તેના પર ધૂળ, કાદવ, બળખા તથા થૂંક ઉરાડવા માંડ્યાં.[૩૧] રાજા મરુત્તને સંવર્તે આવી આવી પીડાઓ કરી તોપણ તે બે હાથ જોડીને તે ઋષિને પ્રસન્ન કરતો કરતો તેની પાછળ જ ગયો.[૩૨] અંતે સંવર્ત થાક્યો અને ત્યાંથી પાછો ફરીને શીતળ છાયાવાળા તેમ જ મોટી શાખાઓવાળા એક વડ પાસે જઈને તેની નીચે બેઠો.[૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અશ્વમેધપર્વમાં 'રાજા મરુત્તનું આખ્યાન' નામનો અધ્યાય ૬ઠ્ઠો સમાપ્ત

## अध्याय ७मो

### રાજા મરુત્તનું આખ્યાન (ચાલુ)

॥ संवर्त उवाच ॥

कथमस्मि त्वया ज्ञातः केन वा कथितोऽस्मि ते।
एतदाचक्ष्व मे तत्त्वमिच्छसे चेन्मम प्रियम् ॥१॥

સંવર્ત બોલ્યો: તને મારું પ્રિય કરવાની ઇચ્છા હોય, તો તું મને કહે કે તેં મને કેવી રીતે ઓળખ્યો, અથવા કોણે તને મારી ઓળખાણ આપી ?[૧] તું જો સત્ય બોલીશ તો તારા સર્વ મનોરથો સિદ્ધ થશે; પણ જો તું અસત્ય બોલીશ તો તારા મસ્તકના સો ટુકડા થઈ જશે.

મરુત્ત બોલ્યો: માર્ગમાં જતા નારદે મને તમારી ઓળખાણ આપી છે અને તેમણે જ મને તમે મારા ગુરુના પુત્ર હોવાનું જણાવ્યું છે તેથી મને અત્યંત પ્રીતિ થઈ છે.[૨,૩]

સંવર્ત બોલ્યો: ખરેખર, તેં મને સત્ય કહ્યું છે. તે નારદજી મને આવા ગુપ્ત વેશમાં રહેલો જાણે છે, ઠીક છે, પણ તું મને કહે કે, તે નારદ હાલમાં ક્યાં છે ?[૪]

મરુત્ત બોલ્યો: મને તમારી ઓળખાણ આપીને તથા અહીં આવવાની મને અનુજ્ઞા આપીને તે દેવર્ષિશ્રેષ્ઠ અગ્નિમાં પેસી ગયા છે.

વ્યાસ બોલ્યા: રાજાનાં એ વચન સાંભળી તે સંવર્ત હર્ષ પામ્યો અને બોલી ઊઠ્યો કે, 'હું પણ એટલું તો કરી શકું છું.'[૫,૬] પછી હે રાજન્! જેમ એક ઉન્મત્ત મનુષ્ય વાણીથી તિરસ્કાર કરે, તેમ એ બ્રાહ્મણ વારંવાર રુક્ષ વાણી કહીને મરુત્તરાજાનો જાણે તિરસ્કાર કરવા લાગ્યો અને કહેવા લાગ્યો:[૭] 'મારામાં વાયુનું પ્રાધાન્ય છે (અર્થાત્ હું એક વાયલ છું), હું મારા ચિત્તનેજ વશ રહેનારો છું અને હું આવા વિકૃત સ્વરૂપવાળો છું. છતાં તું કેમ મારી પાસે યજ્ઞ કરાવવા ઇચ્છે છે ?[૮] મારો ભાઈ સમર્થ છે, ઇંદ્રની સાથે સંગતવાળો છે અને યજ્ઞ કરાવવાની વૃત્તિ પણ કરે છે, માટે તું તેની પાસે યજ્ઞકર્મો કરાવ.[૯] મારા તે મોટાભાઈએ મારો ગૃહસ્થાશ્રમ, મારા યજમાનો અને મારા ઘરના સર્વ દેવતાઓ મારી પાસેથી છીનવી લીધા છે. તેણે માત્ર મારા આ શરીરનેજ જતું કર્યું છે.[૧૦] (તોપણ) હે અવિ-

ક્ષિતપુત્ર! મારા તે મોટાભાઈની અનુજ્ઞા વિના હું તને કદાપિ યજ્ઞ કરાવી શકું તેમ નથી; કેમ કે તે મારે અત્યંત પૂજ્ય છે.[૧૧] માટે તારે જો યજ્ઞ કરવાની ઇચ્છા હોય તો તું બૃહસ્પતિ પાસે જા અને તેની અનુજ્ઞા લઈ આવ. તે પછી હું તને યજ્ઞ કરાવીશ.'[૧૨]

મરુત્ત બોલ્યો: હે સંવર્ત! સાંભળો, હું પ્રથમ બૃહસ્પતિ પાસેજ ગયો હતો. પણ ઇંદ્રના પરની પોતાની પ્રીતિને લીધે તે મને યજમાન તરીકે સ્વીકારવા ઇચ્છતા નથી.[૧૩] તેમણે મને કહ્યું છે કે, 'મૃત્યુરહિત એક દેવને યજમાન તરીકે સ્વીકારી હું મનુષ્યને યજ્ઞ કરાવીશ નહિ. વળી ઇંદ્રે મને મનાઈ પણ કરી છે કે, હે બ્રાહ્મણ! તમારે મરુત્તને યજ્ઞ કરાવવો નહિ.[૧૪] કેમ કે તે રાજા નિત્ય મારી સાથે સ્પર્ધા કર્યા કરે છે. ઇંદ્રના એ કહેવા પરથી તમારા ભાઈએ તેને વચન આપ્યું છે કે, બહુ સારું, એમ કરીશ.'[૧૫] આ રીતે હે મુનિશ્રેષ્ઠ! દેવરાજનો આશ્રય કરીને તમારા મોટાભાઈ પ્રેમપૂર્વક શરણે ગયેલા એવા મને પોતાના યજમાન તરીકે સ્વીકારવા ઇચ્છતા નથી, એ તમે જાણો.[૧૬] માટે હું મારું સર્વસ્વ અર્પણ કરીને પણ તમારી પાસે યજ્ઞ કરાવવા ઇચ્છું છું અને તમે કરેલા ગુણો વડે હું ઇંદ્રનું પણ ઉલ્લંઘન કરવા ઇચ્છું છું.[૧૭] હે બ્રહ્મન્! મેં બૃહસ્પતિનો કંઈપણ અપરાધ કર્યો નથી, છતાં તેમણે મારું અપમાન કર્યું છે. માટે મને હવે બૃહસ્પતિ પાસે જવાનો વિચાર થતો નથી.[૧૮]

સંવર્ત બોલ્યો: હે રાજા! તું જો મારા સર્વ અભિપ્રાયોનું પાલન કરીશ, તો અવશ્ય તારી જે જે ઇચ્છાઓ છે તેને તું યથેષ્ટ પરિપૂર્ણ કરીશ.[૧૯] જે સમયે હું તને યજ્ઞ કરાવીશ, તે સમયે ઇંદ્ર અને બૃહસ્પતિ તારા પર ક્રોધાયમાન થઈને તારો દ્વેષ કરશે. પણ તે વેળા તારે આ એકજ વાતને વળગી રહેવું જોઈશે કે,[૨૦] 'હું આ સંવર્તને વિષેજ કેવી રીતે સ્થિર રહું?' માટે તું એ વાતનેજ હમણાં નિઃસંશય કર, એટલે હું કોપાયમાન થઈને તને તારા બાંધવોની સાથે બાળીને ભસ્મ કરી ન નાખું![૨૧]

મરુત્ત બોલ્યો: હું જો તમારી સંગતનો ત્યાગ કરું, તો જ્યાં સુધી સૂર્ય તપી રહ્યો છે અને જ્યાં સુધી પર્વતો પૃથ્વી પર સ્થિર ઊભા છે, ત્યાં સુધી હું સ્વર્ગાદિ લોકને ન પામું.[૨૨] વળી હું જો તમારી સંગતનો ત્યાગ કરું તો મને કદાપિ શુભ બુદ્ધિ પ્રાપ્ત ન થાઓ અને મને સદાકાળ વિષયોનો સંગ રહો.[૨૩]

સંવર્ત બોલ્યો: હે અવિક્ષિત પુત્ર! તારી પવિત્ર બુદ્ધિ આવાં કર્મો કરવામાં નિરંતર તત્પર રહો. હે રાજા! મારા હૃદયમાં પણ હવે તને યજ્ઞ કરાવવાનો વિચાર થયો છે.[૨૪] હે રાજન્! હું તને અક્ષય અને ઉત્તમ દ્રવ્ય બતાવું છું. તે વડે તું દેવોનો, ગંધર્વોનો તથા ઇંદ્રનો પણ પરાભવ કરી શકીશ.[૨૫] જો કે મને ધન મેળવવાનો અથવા યજમાન મેળવવાનો લેશમાત્ર વિચાર નથી, તોપણ હું તને યજ્ઞ કરાવીને મારા મોટાભાઈનું તથા ઇંદ્રનું અપ્રિય કરીશ જ.[૨૬] હું તને નક્કી ઇંદ્રની સમાનતાએ પહોંચાડીશ અને તારું પ્રિય પણ કરીશ. આ હું તને સત્ય કહું છું.[૨૭]

ઇતિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વાંતર્ગત અશ્વમેધપર્વમાં 'સંવર્તમરુત્તીય' નામનો અધ્યાય ૭મો સમાપ્ત

## अध्याय ८मो

### રાજા મરુત્તનું આખ્યાન (ચાલુ)

॥ संवर्त उवाच ॥

गिरेर्हिमवतः पृष्ठे मुंजवान्नाम पर्वतः।
तप्यते यत्र भगवाँस्तपो नित्यमुमापतिः ॥ १॥

સંવર્ત બોલ્યો: હિમાલયના પાછળના

ભાગમાં 'મુંજવાન' નામનો એક પર્વત છે. ત્યાં ઉમાપતિ ભગવાન શંકર નિત્ય તપશ્ચર્યા કર્યા કરે છે.[૧] તે શ્રેષ્ઠ પર્વતનાં શિખરો ઉપર, ખીણોમાં, વનસ્પતિઓના મૂળ નીચે તથા ગુફાઓમાં ત્રિશૂળને ધારણ કરનારા મહાતેજસ્વી ભગવાન મહેશ્વર પાર્વતીને સાથે રાખીને તથા અનેક ભૂતગણોથી વીંટાઈને પોતાની ઇચ્છાનુસાર સુખથી નિવાસ કરી રહ્યા છે.[૨,૩] ત્યાં રુદ્રો, સાધ્યો, વિશ્વેદેવો, વસુઓ, યમ, વરુણ, સપરિવાર કુબેર, ભૂતો, પિશાચો, બે નાસત્યો, અશ્વિનીકુમારો, ગંધર્વો, અપ્સરાઓ, યક્ષો, દેવર્ષિઓ, આદિત્યો, મરુદ્‌ગણો અને સર્વ યાતુધાનો અનેક સ્વરૂપોને ધારણ કરનારા એ મહાત્મા ઉમાપતિનું નિત્ય ઉપાસન કરી રહ્યા છે.[૪-૬] ત્યાં હે રાજા! પોતાની શોભાથી પ્રકાશી રહેલા, બાલસૂર્ય સમાન કાંતિવાળા એ ભગવાન કુબેરના ભયંકર, બેડોળ આકારના અને ક્રીડા કરી રહેલા અનુચરો સાથે રમણ કરી રહ્યા છે. એ ભગવાનનું સ્વરૂપ કે સ્થિતિ કદી જોઈ શકાતી નથી અને કોઈ પણ પ્રાણી પોતાનાં સામાન્ય ચર્મચક્ષુથી તેમના સ્વરૂપને જોઈ શકતાં નથી. વળી હે રાજા! તે સ્થળે ટાઢ, તાપ, વાયુ, સૂર્ય, વૃદ્ધાવસ્થા, ક્ષુધા, તૃષા, મૃત્યુ કે ભય બિલકુલ છે જ નહિ. હે જયીશ્રેષ્ઠ! એ પર્વતની સર્વ બાજુમાં સૂર્યનાં કિરણોની પેઠે પ્રકાશી રહેલી સુવર્ણની ધાતુઓ આવી રહેલી છે. વળી હે રાજા! મહાત્મા કુબેરનું પ્રિય કરવાની ઇચ્છાવાળા કુબેરના સહાયકો આયુધો ઉગામીને સદાકાળ તે સર્વ સુવર્ણનું રક્ષણ કર્યા કરે છે. ત્યાં એ ભગવાનને આ પ્રમાણે નમસ્કાર કરવા–સ્તુતિ કરવી.

×ભગવાન શર્વને, વેધસને, રુદ્રને, શિતિકંઠને, પુરુષને, સુવર્ચસને, કપર્દીને, કરાલને, હર્યક્ષને, વરદને, ત્ર્યક્ષને, પૂષાના દાંતનો નાશ કરનારાને, વામનને, શિવને, યામ્યને, અવ્યક્તરૂપને, સદ્‌વૃત્તને, શંકરને, ક્ષેમ્યને, હરિકેશને, સ્થાણુને, પુરુષને, હરિનેત્રને, મુંડને, ક્રુદ્ધને, ઉત્તરણને, ભાસ્કરને, સુતીર્થને, દેવના દેવને, રંહસને, ઉષ્ણીષિને, સુવક્ત્રને, સહસ્રાક્ષ અને મીઢ્‌વને મારા નમસ્કાર હો.[૭-૧૬] વળી, હે રાજન્! ગિરિશને, પ્રશાંતને, યતિને, ચીરવાસસ્‌ને, બિલ્વદંડને, સિદ્ધને, સર્વના પર દંડ ધારણ કરનારાને, મૃગવ્યાધને, મહતને, ધનુર્ધારીને, ભવને, વરને, સોમવક્ત્રને, સિદ્ધતંત્રને, ચક્ષુષને, હિરણ્યબાહુને, ઉગ્રને, દિક્‌પતિને, લેલિહાનને, ગોષ્ઠને, સિદ્ધ મંત્રવાળા વૃષ્ણિને, પશુપતિને અને ભૂતપતિને નમસ્કાર હો. વૃષને, માતૃભક્તને, સેનાનીને, મધ્યમને, સ્રુવહસ્તને, પતિને, ધન્વીને, ભાર્ગવને, અજને, કૃષ્ણનેત્રને, વિરૂપાક્ષને, તીક્ષ્ણદંષ્ટ્રને, તીક્ષ્ણને, વૈશ્વાનરમુખને, મહાદ્યુતિને, અનંગને, સર્વને, વિશાંપતિને, વિલોહિતને, દીપ્તને, દીપ્તાક્ષને, મહૌજસને, વસુરેતસુવપુષ્‌ને, પૃથુને, કૃત્તિવાસસ્‌ને, કપાલમાલિને, સુવર્ણમુકુટને, મહાદેવને, કૃષ્ણને, ત્ર્યંબકને, અનઘને ક્રોધને, અનૃશંસને, મૃદુને, બાહુશાલીને, દંડીને, તપ્તતપસ્‌ને, અક્રૂરકર્માને, સહસ્રશિરસ્‌ને, સહસ્રચરણને, સ્વધાસ્વરૂપને, બહુરૂપને અને દંષ્ટ્રીને નમસ્કાર હો.[૧૭-૨૬] પિનાકી, મહાદેવ, મહાયોગી, અવ્યય, ત્રિશૂલહસ્ત, વરદ, ત્ર્યંબક, ભુવનેશ્વર, ત્રિપુરઘ્ન, ત્રિનયન, ત્રિલોકેશ, મહૌજસ્‌, પ્રભવ, સર્વભૂતધારણ, ધરણીધર, ઈશાન, શંકર, સર્વ, શિવ, વિશ્વેશ્વર, ભવ, ઉમાપતિ, પશુપતિ, વિશ્વરૂપ, મહેશ્વર, વિરૂપાક્ષ, દશભુજ, દિવ્ય, ગોવૃષભધ્વજ, ઉગ્ર, સ્થાણુ, શિવ, રૌદ્ર, શર્વ, ગૌરીશ, ઈશ્વર, શિતિકંઠ, અજ, શુક્ર, પૃથુ, પૃથુહર, વર, વિશ્વરૂપ,

× અહીંથી આરંભીને શંકરના એક સ્તોત્રનો આરંભ થાય છે. આ સ્તોત્રનો નિત્ય પાઠ કરવાથી સુવર્ણની ઇચ્છાવાળો પુરુષ સુવર્ણને પ્રાપ્ત કરી શકે છે.

વિરૂપાક્ષ, બહુરૂપ, ઉમાપતિ, અનંગાંગહર, હર, શરણ્ય અને ચતુર્મુખ એવા એ મહાદેવને મસ્તકવડે પ્રણામ કરીને શરણે જજે.[૨૭-૩૨] આમ હે મહીપતિ! રંહસૂનામધારી મહાત્મા મહાદેવને નમસ્કાર કરીને તું તે સુવર્ણને પ્રાપ્ત કરીશ.[૩૩] માટે તારાં મનુષ્યો ત્યાંથી સુવર્ણ લેવા માટે ભલે જાય. સંવર્તે એ પ્રમાણે કહ્યું, એટલે કરંધમપુત્ર મરુત્તરાજાએ તેમના કહેવા પ્રમાણે કર્યું.[૩૪] પછી તેણે યજ્ઞની સર્વ અલૌકિક સામગ્રી તૈયાર કરવા માંડી. તે સમયે કારીગરોએ સુવર્ણનાં અનેક પાત્રો પણ તૈયાર કર્યાં.[૩૫] રાજા મરુત્તની દેવો કરતાં પણ અધિયાતી એવી તે સમૃદ્ધિ બૃહસ્પતિના સાંભળવામાં આવી, એટલે તેણે અત્યંત સંતાપ કરવા માંડ્યો:[૩૬] 'મારો શત્રુ સંવર્ત ધનવાન થઈ જશે.' આવો સંતાપ કરી કરીને બૃહસ્પતિ શરીરે અત્યંત ફિક્કા પડી ગયા અને ઘણા કૃશ થઈ ગયા.[૩૭] બૃહસ્પતિને આમ અત્યંત સંતાપ પામેલા સાંભળીને દેવરાજ ઇંદ્ર સર્વ દેવોથી વીંટાઈને તેમની પાસે ગયો અને આ વચન બોલ્યો.[૩૮]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અશ્વમેધપર્વમાં 'સંવર્તમરુત્તીય' નામનો અધ્યાય ૮ મો સમાપ્ત

## अध्याय ९ मो

### રાજા મરુત્તનું આખ્યાન (ચાલુ)

॥ इन्द्र उवाच ॥

कच्चित् सुखं स्वपिषि त्वं बृहस्पते
कच्चिन्मनोज्ञाः परिचारकास्ते ।
कच्चिद्देवानां सुखकामोऽसि विप्र
कच्चिद्देवास्त्वां परिपालयन्ति ॥ १ ॥

ઇંદ્ર બોલ્યો: હે બૃહસ્પતિ! તમે સુખથી શયન કરો છો ને? તમારા સેવકો તમારી માનસિક વૃત્તિને જાણનારા છે ને? હે બ્રાહ્મણ! તમે દેવોના સુખની ઇચ્છા રાખો છો ને? અને દેવો તમારું પરિપાલન કરે છે ને?[૧]

બૃહસ્પતિ બોલ્યા: હે દેવરાજ! હું શયનમાં સુખથી સૂઈ રહું છું, મારા સેવકો મારી માનસિક વૃત્તિને જાણનારા છે; હું દેવોના સુખની ઇચ્છા રાખું છું અને દેવો પણ નિત્ય સારી પેઠે મારુ પરિપાલન કરે છે.[૨]

ઇંદ્ર બોલ્યા: ત્યારે તમને માનસિક અથવા શારીરિક દુઃખ ક્યાંથી આવ્યું છે? તમે હમણાં આવા ફિક્કા કેમ થઈ ગયા છો? હે બ્રાહ્મણ! આ તમે મને કહો, એટલે હું તમને દુઃખ આપનારા સર્વનો નાશ કરી નાખું.[૩]

બૃહસ્પતિ બોલ્યા: હે ઇંદ્ર! લોકો કહે છે કે, મરુત્તરાજા ઉત્તમ દક્ષિણાવાળો એક મહાન યજ્ઞ કરવા ધારે છે અને સંવર્ત તેને યજ્ઞ કરાવે છે. આમ મેં સાંભળ્યું છે, માટે તે તેને યજ્ઞ ન કરાવે, એમ હું ઇચ્છું છું.[૪]

ઇંદ્ર બોલ્યો: હે બ્રાહ્મણ! તમે સર્વ કામનાઓ સંપાદન કરી છે; કેમ કે તમે મંત્રવેત્તા હોવાથી દેવોના પુરોહિત થયા છો. વળી તમે જરા તથા મૃત્યુનું ઉલ્લંઘન કરી ગયા છો. તો હવે હે બ્રાહ્મણ! સંવર્ત તમને શું કરવાનો છે?[૫]

બૃહસ્પતિ બોલ્યા: તું પોતે પણ સર્વ દેવોની સાથે અસુરો સામે ચઢાઈ લઈ જઈને તેમને પરિવારની સાથે મારી નાખવા ઇચ્છે છે. વળી તારા જે જે શત્રુને તું સમૃદ્ધિમાન દેખે છે, તેને તેને લીધે તને દુઃખ થાય છે. આમ પ્રત્યેક પુરુષને પોતાના શત્રુઓની સમૃદ્ધિ દુઃખરૂપ થઈ પડે છે.[૬] હે દેવેન્દ્ર! મારો શત્રુ સંવર્ત પ્રતિદિન વૃદ્ધિ પામતો જાય છે. એ સાંભળીને હું આવો ફિક્કો પડી ગયો છું. માટે હે ઇંદ્ર! હરકોઈ ઉપાય કરીને પણ તું કાં તો સંવર્તને વશ કર, અથવા રાજા મરુત્તને વશ કર.[૬,૭]

ઇંદ્ર બોલ્યો: હે અગ્નિ! અહીં આવ. મરુત્ત-

રાજા આ બૃહસ્પતિને સ્વાધીન થાય, તે માટે હું તને મોકલું છું. માટે તું જા. તું મરુત્તને કહે કે, આ બૃહસ્પતિ તને યજ્ઞ કરાવશે અને અમર કરશે.[૮]

અગ્નિ બોલ્યો : હે ઇંદ્ર ! મરુત્તરાજાને આ બૃહસ્પતિને સ્વાધીન કરવા માટે હું આજે તારા દૂત તરીકે આ ચાલ્યો. મને તારી વાણી સત્ય કરવાની ઇચ્છા છે અને મને બૃહસ્પતિનું સન્માન કરવાની ઇચ્છા છે.[૯]

વ્યાસ બોલ્યા : પછી મહાત્મા અગ્નિ મરુત્તરાજા પાસે જવા નીકળી પડ્યો. તે સર્વ વનોને તથા લતાઓને છૂંદી નાખતા અને શિયાળા પછી સર્વ દિશાઓમાં ઘૂમી રહેલા વાયુની પેઠે સુસવાટા કરતો હતો અને પોતાની ઇચ્છાનુસાર ચોતરફ ફેલાઈ રહ્યો હતો.[૧૦]

મરુત્ત બોલ્યો : આજે હું આશ્ચર્ય જોઉં છું. આ અગ્નિદેવ મારે ત્યાં સાક્ષાત્ સ્વરૂપે પધાર્યા છે. માટે હે મુનિ ! તેને આસન, પગ ધોવાનું જળ તથા એક ગાય અર્પણ કરો.[૧૧]

અગ્નિ બોલ્યા : હે નિર્દોષ રાજા ! તારાં આસનને તથા પગ ધોવા માટે આપેલા જળને હું અભિનંદન આપું છું. તું જાણ કે, હું ઇંદ્રની આજ્ઞાથી આવેલો તેનો દૂત છું.[૧૨]

મરુત્ત બોલ્યો : હે ધૂમકેતુ ! શ્રીમાન દેવરાજા સુખી છે ને ? તે અમારા પર પ્રીતિ રાખે છે ને ? સર્વ દેવતાઓ એમને વશ થઈ રહે છે ને ? હે દેવ ! આ સર્વ તમે મને સંપૂર્ણ રીતે યથાવત્ કહો.[૧૩]

અગ્નિ બોલ્યો : હે રાજવર ! ઇંદ્ર અત્યંત સુખી છે અને તે તારી સાથે અક્ષય પ્રીતિ ઇચ્છે છે. હે રાજન્ ! સર્વ દેવતાઓ તેને વશ થઈ રહ્યા છે. હવે દેવરાજાએ તને એક સંદેશો કહાવ્યો છે, તે તું મારી પાસેથી સાંભળ.[૧૪] ઇંદ્રે મને તારી પાસે મોકલ્યો છે, તે એટલા જ માટે કે તને બૃહસ્પતિને સ્વાધીન કરવો અને ગુરુ બૃહસ્પતિ તને યજ્ઞ કરાવે. હે રાજા ! તું મનુષ્ય છે છતાં તને તે દેવ બનાવે છે.[૧૫]

મરુત્ત બોલ્યો : આ બ્રાહ્મણ સંવર્ત મને યજ્ઞ કરાવશે. બૃહસ્પતિને મારા પ્રણામ છે. તેમણે મહેન્દ્રને યજ્ઞ કરાવીને હવે મને–મનુષ્યને યજ્ઞ કરાવવો, તે શોભે નહિ ![૧૬]

અગ્નિ બોલ્યો : તને જો બૃહસ્પતિ યજ્ઞ કરાવશે, તો દેવરાજની કૃપાથી તું દેવલોકમાં રહેલા મહાન લોકને સંપાદન કરીશ. વળી તું કીર્તિસંપન્ન થઈને સ્વર્ગને પણ અવશ્ય જીતીશ. હે નરેન્દ્ર ! તને જો બૃહસ્પતિ યજ્ઞ કરાવશે, તો તારે માનવું કે, મેં સર્વ મનુષ્યલોક, દિવ્યલોક તથા પ્રજાપતિના મહાન લોક જીતી લીધા છે અને દેવોનું સમગ્ર રાજ્ય પણ જીત્યું છે.[૧૭,૧૮]

સંવર્ત બોલ્યો : અલ્યા ઓ અગ્નિ ! હવે આ મરુત્તરાજાને બૃહસ્પતિને સોંપવા માટે પુનઃ કોઈ રીતે પણ તું આવીશ નહિ; યાદ રાખજે કે, તારા પર કોપાયમાન થઈને હું મારાં દારુણ નેત્રથી તને બાળી નાખીશ.[૧૯]

વ્યાસ બોલ્યા : તે સાંભળી અગ્નિ પીપળાના પાનની પેઠે કંપી ઊઠ્યો અને પોતાના બળી જવાના ભયથી ભયભીત થઈને દેવોની પાસે ચાલ્યો ગયો. અગ્નિને આમ આવેલો જોઈને મહાત્મા ઇંદ્રે બૃહસ્પતિની સમીપ તેને પૂછ્યું કે,[૨૦] 'હે અગ્નિ ! મેં તને મરુત્તરાજાને બૃહસ્પતિને સોંપવા માટે અહીંથી મોકલ્યો હતો, તેથી તું ત્યાં ગયો હતો. એટલે યજ્ઞ કરવાની ઇચ્છાવાળા તે રાજાએ તને શું કહ્યું ? તે આપણા વચનનો સ્વીકાર તો કરે છે ને ?'[૨૧]

અગ્નિ બોલ્યો : મરુત્ત તારી વાણીને પસંદ કરતો નથી. તેણે બે હાથ જોડીને બૃહસ્પતિને અંજલિ મોકલાવી છે. મેં બૃહસ્પતિનો સ્વીકાર

કરવા માટે તેની વારવાર યાચના કરી, છતાં તેણે કહ્યુ કે, સંવર્ત મને યજ્ઞ કરાવશે[૨૨] વળી તેણે કહ્યુ છે કે, 'બૃહસ્પતિની સાથે યજ્ઞ કરવાનો વિચાર કરીને હું મનુષ્યોના, દેવતાઓના તથા પ્રજાપતિના મહાન લોક સંપાદન કરુ, તોપણ તેમ કરવાની મને મુદ્દલે ઇચ્છા નથી[૨૩]

ઇંદ્ર બોલ્યો હે અગ્નિ! તુ ફરીથી એ રાજા પાસે જા અને તેને મારાં સ્વાર્થવાળાં વાક્ય પહોંચાડ. તેને ફરીથી કહાવ્યા છતાં પણ જો તે તે પ્રમાણે નહિ કરે, તો હું તેને વજ્રનો પ્રહાર કરીશ.[૨૪]

અગ્નિ બોલ્યો હે ઇંદ્ર! આ વખતે આ ગધર્વનો રાજા તારા દૂત તરીકે ભલે જાય. મને તો ત્યાં જવામાં ભય લાગે છે, કેમ કે બ્રહ્મચર્યનુ પાલન કરનારા સવર્તે તીક્ષ્ણ ક્રોધ કરીને આવેશમાં ને આવેશમાં મને કહ્યું છે કે,[૨૫] 'મરુત્ત રાજાને બૃહસ્પતિને સોંપવા માટે તું જો ફરીથી કોઈ પ્રકારે આવીશ, તો યાદ રાખજે કે, ક્રોધાયમાન થઈને હું મારાં દારુણ નેત્રથી તને બાળી નાખીશ.' હે ઇંદ્ર! તુ આ વાતને જાણ.[૨૬]

ઇંદ્ર બોલ્યો હે અગ્નિ! તુ જ બીજાઓને બાળી નાખે છે તારા વિના બીજો કોઈ બાળીને ભસ્મ કરનારો નથી અને આ સર્વ લોક તારા સ્પર્શથી ડરે છે, માટે હે અગ્નિ! તું શ્રદ્ધા ન રાખી શકાય તેવુ બોલે છે.[૨૭]

અગ્નિ બોલ્યો હે દેવેન્દ્ર! તું તારા બળથી આખી પૃથ્વીને તથા સ્વર્ગને દાબી રહ્યો છે હે ઇંદ્ર! તું આવો છે, છતાં વૃત્રાસુર તારા સ્વર્ગનુ પૂર્વે કેમ હરણ કરી ગયો હતો?[૨૮]

ઇંદ્ર બોલ્યો હે અગ્નિ! હુ મારા હાથમાં એક પર્વતને પણ માખી કે મચ્છરની પેઠે પીસી નાખવાને સમર્થ છુ, તોપણ શત્રુએ આપેલા સોમનુ હુ પાન કરતો નથી. વળી જે પુરુષ મારા કરતાં ક્ષીણ શક્તિવાળો હોય છે, તેના પર હું કદી પણ વજ્રનો પ્રહાર કરતો નથી. પછી તેવો કયો મનુષ્ય છે, જે મારા મુખ સામે પ્રહાર કરી શકે?[૨૯] મે કાલકેય અસુરોને પૃથ્વી પર હાંકી કાઢ્યા હતા, દાનવોને અંતરિક્ષમાથી ખેંચી કાઢ્યા હતા અને હુ સ્વર્ગના આનદનો પણ અત લાવી શકુ તેમ છુ તો પછી કયો મનુષ્ય મારા મુખ સામે પ્રહાર કરી શકે તેમ છે?[૩૦]

અગ્નિ બોલ્યો હે મહેન્દ્ર! પૂર્વે ચ્યવને જ્યારે અશ્વિનીકુમારોની સાથે શર્યાતિરાજાને યજ્ઞ કરાવ્યો હતો, ત્યારે તેમણે એકલાએ જ સોમરસ પીધો હતો. હે પુરંદર! તે સમયે તેં ક્રોધાયમાન થઈને તેમને અટકાવ્યા હતા અને હાથમા વજ્ર લઈને તુ ચ્યવનઋષિ પર અતિ ઘોર પ્રહાર કરવા તૈયાર થયો હતો. પણ ક્રોધાયમાન થયેલા તે બ્રાહ્મણે તારા બાહુને વજ્રની સાથે સ્થભાવી દીધો હતો તો તું એ શર્યાતિના યજ્ઞનું સ્મરણ કર[૩૧,૩૨] વળી તે વેળા બ્રાહ્મણ ચ્યવને તારા પર ક્રોધ કરીને ભયંકર સ્વરૂપવાળા મદ નામના અસુરને ઉત્પન્ન કર્યો હતો. તે મદ તારો શત્રુ હતો, વિશ્વરૂપ હતો અને તેને જોઈને તે તારાં બન્ને નેત્રો મીચી દીધાં હતા[૩૩] એ મહાન દાનવનુ એક જડબુ પૃથ્વી પર પડ્યું હતુ અને બીજુ જડબુ છેક આકાશમાં પહોચ્યુ હતુ. વળી તેને સો યોજનની લબાઈવાળા અને મહાતીક્ષ્ણ એવા એક હજાર દાત હતા. તેનુ રૂપ ઘોર હતુ, તેની ચાર દાઢો સ્થૂલ, રૂપાના થાંભલાઓ જેવી અને બસો યોજન લાંબી હતી. વળી તે સમયે, એ દાનવ તને મારી નાખવાની ઇચ્છાથી પોતાનુ ભયકર ત્રિશૂળ ઉગામીને દાતો કચકચાવતો તારી સામે દોડ્યો હતો, ત્યારે એનુ ઘોર સ્વરૂપ તે પ્રત્યક્ષ જોયુ હતું. ત્યારે ભયને લીધે જોવા યોગ્ય દેખાવવાળા થયેલા તને પણ સર્વ લોકો જોઈ રહ્યા હતા. હે દાનવોના

નાશ કરનારા ઇંદ્ર! તે વેળા તું એટલો બધો ભયભીત થઈ ગયો હતો કે તું બે હાથ જોડીને મહર્ષિ ચ્યવનને શરણે ગયો હતો.[૩૪-૩૬] માટે જ, હે શક્ર! ક્ષાત્રબળ કરતાં બ્રહ્મબળ વિશેષ બળવાન છે અને બ્રહ્મબળ કરતાં બીજું કંઈ પણ શ્રેષ્ઠ નથી. આ રીતે હું બ્રહ્મતેજના પ્રભાવને યથાવત્ જાણું છું, તેથી જ સંવર્તને જીતવા ઇચ્છતો નથી.[૩૭]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અશ્વમેધપર્વમાં 'સંવર્તમરુત્તીય' નામનો અધ્યાય ૯ મો સમાપ્ત

## अध्याय १० मो

### રાજા મરુત્તનું આખ્યાન (ચાલુ)

॥ इन्द्र उवाच ॥

एवमेतद् ब्रह्मबलं गरीयो
न ब्राह्मणात् किंचिदन्यद् गरीयः ।
आविक्षितस्य तु बलं न मृष्ये
वज्रमस्मै प्रहरिष्यामि घोरम् ॥ १ ॥

ઇંદ્ર બોલ્યો : હા, એ વાત એમ જ છે. બ્રાહ્મણોનું બળ અત્યંત શ્રેષ્ઠ છે અને બ્રાહ્મણના કરતાં શ્રેષ્ઠ એવું બીજું કંઈ પણ નથી. તે છતાં હું અવિક્ષિતપુત્ર મરુત્તના બળને સહન કરીશ નહિ. એના પર હું વજ્રનો ઘોર પ્રહાર કરીશ.[૧] ઓ ધૃતરાષ્ટ્ર! હું તને મરુતરાજા પાસે મોકલું છું. માટે તું સંવર્તની સાથે મળેલા મરુત્ત પાસે જા અને તેને કહે કે, 'હે રાજન્! ઇંદ્રે કહાવ્યું છે કે તું બૃહસ્પતિનો શિષ્ય થા, નહિ તો હું તને ઘોર વજ્રનો પ્રહાર કરીશ.'[૨]

વ્યાસ બોલ્યા : તે પછી ધૃતરાષ્ટ્ર નરેંદ્ર મરુત્ત પાસે ગયો અને તેને ઇંદ્રનું આવું વચન કહેવા લાગ્યો.[૩] 'હે નરેંદ્ર! તું જાણ કે, હું ધૃતરાષ્ટ્ર નામનો એક ગંધર્વ છું અને ઇંદ્રનું એક કહેણ કહેવાની ઇચ્છાથી તારી પાસે આવ્યો છું. હે રાજસિંહ! લોકાધિપતિ મહાત્મા ઇંદ્રે તને જે કહ્યું છે, તેને તું મારી પાસેથી સાંભળ :[૪] 'તું બૃહસ્પતિને તારા યજ્ઞ કરાવનાર તરીકે પસંદ કર. તું જો મારા આ વચનને માન્ય કરીશ નહિ, તો તને વજ્રનો ઘોર પ્રહાર કરીશ.' આટલું જ અચિંત્ય કર્મ કરનારા ઇંદ્રે તને કહાવ્યું છે.[૫]

મરુત્ત બોલ્યો : મિત્રનો દ્રોહ કરવામાં જે મહાન પાપ રહેલું છે, તેનું લોકમાં કંઈ પ્રાયશ્ચિત્ત જ નથી. તેથી જ એ પાપને બ્રહ્મહત્યા સમાન માનવામાં આવ્યું છે, આ વાતને તું, ઇંદ્ર, વિશ્વેદેવાઓ, વસુઓ અને અશ્વિનીકુમારો પણ જાણો જ છો.[૬] હે ગંધર્વરાજ! બૃહસ્પતિ ભલે દેવોમાં તથા વજ્રધારીઓમાં શ્રેષ્ઠ એવા મહેંદ્રને જ યજ્ઞ કરાવે. મને તો હવે સંવર્ત જ યજ્ઞ કરાવશે. મને તારું કે ઇંદ્રનું કહેલું હવે રુચતું નથી.[૭]

ગંધર્વ બોલ્યો : હે રાજસિંહ! એ સાંભળ, આકાશમાં ગર્જના કરી રહેલા ઇંદ્રનો આ ઘોર ધ્વનિ ખરેખર, મહેંદ્ર તારા પર વજ્રને છૂટું મૂકશે. માટે હે રાજન્! તું તારા કલ્યાણનો વિચાર કરી લે. વિચાર કરવાનો આ સમય આવી પહોંચ્યો છે.[૮]

વ્યાસ બોલ્યા : હે રાજન્! ગંધર્વ ધૃતરાષ્ટ્રે એ પ્રમાણે કહ્યું એટલે ગર્જના કરી રહેલા ઇંદ્રનો શબ્દ સાંભળીને મરુત્તરાજા નિત્ય તપશ્ચર્યા કરનારા અને ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ તે સંવર્તને પોતાનું કાર્ય જણાવવા લાગ્યો.[૯]

મરુત્ત બોલ્યો : હે વિપ્રેંદ્ર! આ ઇંદ્ર પોતાના સ્વરૂપને હવે સમીપમાં જ પ્રદર્શિત કરતો જોવામાં આવે છે, આથી આજે દૂર સુધી માર્ગ પણ દેખાતો નથી. હે બ્રાહ્મણશ્રેષ્ઠ! હું તમારી પાસેથી કલ્યાણ સંપાદન કરવા ઇચ્છું છું. માટે તમે મને આ ઇંદ્રથી અભય આપો.[૧૦] આ ઇંદ્ર વજ્રને ધારણ કરીને દશે દિશાઓને પ્રકાશમાન કરતો અહીં આવી રહ્યો છે. અરે! તેણે પોતાના

ઘોર અમાનુષી સ્વરૂપથી આપણા સભાસદોને ભયભીત કરી મૂક્યા છે.[11]

સંવર્ત બોલ્યો : હે રાજસિંહ ! ઇંદ્ર તરફનો તારો ભય દૂર થાઓ. હું તારા આ ઘોર ભયને સંસ્તંભિની નામની વિદ્યાથી સત્વર દૂર કરીશ. માટે તું આ ઇંદ્રના પરાભવથી ભય પામ મા, પણ પ્રસન્ન રહે.[12] હે રાજા ! હું ઇંદ્રને સ્તંભાવી દઈશ. માટે તું ઇંદ્રથી ભય પામ મા, સૌ કોઈ દેવતાઓનાં આયુધો મારી સન્મુખ ચાલી શકે તેમ નથી.[13] વજ્ર ભલે દશે દિશાઓમાં ગમન કર્યા કરે, વાયુ ભલે વાયા કરે, વરસાદ શરૂ થઈને સર્વ અરણ્યોમાં ભલે વરસ્યા કરે, અંતરિક્ષમાં જળ ભલે ઊછળ્યા કરે અને વીજળીના ઝમકારાઓ ભલે દેખાયા કરે, તોપણ તારે ડરવું નહિ.[14] અગ્નિદેવ તારું ચોતરફથી રક્ષણ કરો, અથવા ઇંદ્ર તારી સર્વ કામનાઓની વૃષ્ટિ કરો, અથવા જળના પ્રવાહોથી નીતરી રહેલા મહાઘોર વજ્રને તારો વધ કરવા માટે ભલે સ્થાપિત કરો.[15]

મરુત્ત બોલ્યો : હે બ્રાહ્મણ ! વજ્રનો આ ઘોર શબ્દ વાયુના સુસવાટાની સાથે સંભળાય છે. આજ મારું મન વારંવાર ગભરાય છે અને મને શાંતિ થતી નથી.[16]

સંવર્ત બોલ્યો : હે નરેંદ્ર ! આ ઉગ્ર વજ્રથી તારો ભય દૂર થાઓ. હું હમણાં જ વાયુનું સ્વરૂપ ધારણ કરીને વજ્રનો નાશ કરી નાખું છું. માટે તું ભયનો ત્યાગ કરીને બીજો કોઈ વર માગ. હું તારી કઈ કામનાને મારા મનોબળથી સિદ્ધ કરું ?[17]

મરુત્ત બોલ્યો : હે બ્રાહ્મણ ! ઇંદ્ર પોતે સાક્ષાત્ સ્વરૂપે એકાએક અહીં આવે અને આ યજ્ઞમાં હવિષનો સ્વીકાર કરે; તેમ જ સર્વ દેવતાઓ પોતપોતાનાં સ્થાન ઉપર બેસે અને યજ્ઞમાં હોમેલા સોમનો સ્વીકાર કરે.[18]

સંવર્ત બોલ્યો : હે રાજન્ ! આ ઇંદ્ર પોતાના વેગવાળા ઘોડાઓની સાથે અહીં આવે છે. સર્વ દેવતાઓ તેની સ્તુતિ કરી રહ્યા છે. મેં મંત્રથી તેને બોલાવ્યો છે; તેથી તે આ યજ્ઞમાં આવે છે. જો, તેનું શરીર મંત્રના બળથી કેવું શિથિલ થઈ ગયું છે ![19] તેવામાં દેવરાજ ઇંદ્ર સર્વ દેવોને સાથે લઈને તથા પોતાના ઉત્તમ ઘોડાઓને રથમાં જોડીને મરુત્તરાજાના સોમનું પાન કરવાની ઇચ્છાથી તેના યજ્ઞમાં આવી પહોંચ્યો.[20] આમ દેવોના સમુદાયોની સાથે તેને આવતો જોઈને મરુત્તરાજા પુરોહિતની સાથે તેની સામે ગયો અને તેણે પ્રસન્ન થઈને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે દેવરાજની ઉત્તમ પૂજા કરી.[21]

સંવર્ત બોલ્યો : હે વિદ્વાન ઇંદ્ર ! તું ભલે આવ્યો. તારા સાન્નિધ્યથી આ યજ્ઞ અત્યંત શોભે છે. હે બળ તથા વૃત્રાસુરનો નાશ કરનાર ઇંદ્ર ! આ યજ્ઞમાં તું મેં પોતે કાઢેલા આ સોમનું પાન કર.[22]

મરુત્ત બોલ્યો : હે દેવેંદ્ર ! તમે મને કલ્યાણકારક દૃષ્ટિથી જુઓ. હું તમને નમસ્કાર કરું છું. તમે મારા યજ્ઞમાં આવ્યા, તેથી મારું જીવિત સફળ થયું છે. આ બ્રાહ્મણશ્રેષ્ઠ બૃહસ્પતિના નાનાભાઈ છે અને તે જ મારો આ યજ્ઞ કરે છે.[23]

ઇંદ્ર બોલ્યો : હે નરેંદ્ર ! તારા આ ગુરુને હું જાણું છું. તે એક તપોધન છે, બૃહસ્પતિના નાનાભાઈ છે, મહાતીક્ષ્ણ તેજવાળા છે અને હું તેમના આહ્વાનથી જ અહીં આવ્યો છું. આજે મને તારા પર પ્રીતિ થઈ છે અને મારો ક્રોધ નાશ પામ્યો છે.[24]

સંવર્ત બોલ્યો : હે દેવરાજ ! તું જો પ્રસન્ન થયો છે, તો તું પોતે જ અમને આ યજ્ઞના વિધાનનું શિક્ષણ આપ અને તું પોતે જ સર્વ યજ્ઞ-

ભાગોને તૈયાર કર. એટલે આ સર્વ લોકો યજ્ઞના સ્વરૂપને જાણે.[૨૫]

વ્યાસ બોલ્યા: અંગિરાના પુત્ર સંવર્તે ઇંદ્રને એ પ્રમાણે કહ્યું; એટલે તેણે પોતે જ સર્વ દેવોને આજ્ઞા કરી કે, 'હજારો મુખ્ય મુખ્ય સભાઓ બનાવો, ચિત્રમય અને સમૃદ્ધિવાળાં હજારો નિવાસસ્થાનો તૈયાર કરો, મોટા મોટા થાંભલાઓ ઊભા કરો, ગંધર્વો તથા અપ્સરાઓનાં આસનો તૈયાર કરો અને સમગ્ર અપ્સરાઓ નૃત્ય કરી શકે તેવો સ્વર્ગ સમાન યજ્ઞમંડપ તૈયાર કરો.[૨૬,૨૭] હે રાજા! ઇંદ્રે એ પ્રમાણે કહ્યું, એટલે તુરત જ દેવતાઓ ઇંદ્રના વાક્યથી પ્રસન્ન થઈને તેના કહેવા પ્રમાણે એ તૈયાર કર્યું. પછી હે રાજા! પૂજા ગ્રહણ કરીને પ્રસન્ન થયેલા ઇંદ્રે મરુત્તરાજાને કહ્યું કે,[૨૮] 'હે નરેંદ્ર! હું પોતે અહીં તારી સામે આવીને તારા હવિષ્યનો સ્વીકાર કરું છું અને તે જ પ્રમાણે બીજા સર્વ દેવતાઓ પણ પ્રસન્ન થઈને તારા હવિષ્યનો સ્વીકાર કરશે.[૨૯] માટે હે રાજા! શ્રેષ્ઠ એવા બ્રાહ્મણો અગ્નિદેવ માટે લાલ વર્ણના બળદને અને વિશ્વેદેવા માટે ચિત્રવિચિત્ર રંગવાળો, નીલવર્ણો, ચલચ્છિશ્ન (સુવાન-થાન આપી શકે તેવો) અને સ્નાન આદિ વિધિથી પવિત્ર કરેલો આખલો વધ કરે -દેવોના બલિનિમિત્તે અર્પણ કરે.[*૩૦]

તે પછી હે રાજા! મરુત્તનો યજ્ઞ વૃદ્ધિ પામ્યો. તેમાં દેવતાઓ પોતે અન્નભાગ ગ્રહણ કરવા લાગ્યા અને ઘોડાઓ સહિત દેવરાજ ઇંદ્ર બ્રાહ્મણોથી પૂજાઈને સદસ્ય (મુખ્ય સભ્ય) થયો.[૩૧] એટલે બીજા અગ્નિની પેઠે પ્રજ્વળી રહેલો મહાત્મા સંવર્ત અત્યંત પ્રસન્નતાપૂર્વક યજ્ઞમંડપમાં બેસીને ઉચ્ચ સ્વરે દેવગણોનું આહ્વાન કરવા લાગ્યો અને મંત્રોચ્ચારપૂર્વક અગ્નિમાં હવિર્દ્રવ્યનો હોમ કરવા લાગ્યો.[૩૨] તે પછી બળ દૈત્યોનો નાશ કરનાર ઇંદ્ર અને સોમનું પાન કરનારા બીજા સર્વ દેવગણો ઉત્તમ સોમરસનું પાન કરીને તથા રાજાની અનુજ્ઞા સંપાદન કરીને ત્યાંથી ચાલી નીકળ્યા. તેમને રાજા મરુત્તે યથાયોગ્ય રીતે તૃપ્ત કર્યા હતા, તેથી તેઓ પ્રસન્ન થયા હતા.[૩૩] તે પછી હર્ષમાં આવી ગયેલા રાજા મરુત્તે પગલે પગલે સુવર્ણના ઢગલાઓ કરાવ્યા અને બ્રાહ્મણોને પુષ્કળ ધન આપવા માંડ્યું. તેથી શત્રુઓનો સંહાર કરનારો તે રાજા કુબેરની પેઠે શોભવા લાગ્યો.[૩૪] તે પછી વિવિધ પ્રકારનું દ્રવ્ય એકત્ર કરીને તે રાજાએ ઉત્સાહપૂર્વક પોતાનો ખજાનો ભરપૂર કરાવ્યો. પછી ગુરુની અનુજ્ઞા લઈને તથા પોતાના રાજ્ય તરફ પાછો ફરીને, તેણે સમુદ્ર સુધીની સમગ્ર પૃથ્વી પર રાજ્ય કર્યું.[૩૫] હે યુધિષ્ઠિરરાજ! આવા ગુણવાળો તે મરુત્તરાજા આ પૃથ્વી પર થઈ ગયો છે. તેણે પોતાના યજ્ઞમાં પુષ્કળ ધન એકઠું કર્યું હતું. તે જ ધન લઈ આવીને તું દેવતાઓનું યજન કર અને નિવાપાંજલિઓથી પિતૃઓને તૃપ્ત કર.[૩૬]

વૈશંપાયન બોલ્યા: પછી પાંડુપુત્ર યુધિષ્ઠિર રાજા સત્યવતીપુત્ર વ્યાસનાં એ વાક્યો સાંભળીને પ્રસન્ન થયા. તેમણે એ દ્રવ્ય લાવીને યજ્ઞ કરવાનો મનમાં સંકલ્પ કર્યો અને તે માટે અમાત્યોની સાથે વિચાર ચલાવવા માંડ્યો.[૩૭]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અશ્વમેધપર્વમાં 'સંવર્તમરુત્તીય' નામનો અધ્યાય ૧૦ મો સમાપ્ત

## અધ્યાય ૧૧ મો

### શ્રીકૃષ્ણનો ઉપદેશ

॥ वैशंपायन उवाच ॥

इत्युक्ते नृपतौ तस्मिन् व्यासेनाद्भुतकर्मणा ।
वासुदेवो महातेजास्ततो वचनमाददे ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: અદ્ભુત કર્મ કરનારા

* આ શ્લોક ફૂટ છે.

વ્યાસે રાજા યુધિષ્ઠિરને એ પ્રમાણે કહ્યું, એ પછી મહાતેજસ્વી શ્રીકૃષ્ણ આ પ્રમાણે બોલ્યા.' રાજા યુધિષ્ઠિર પોતાના સંબંધીઓ તથા બંધુઓ વિનાશ પામ્યા હતા, તેથી દીન મનવાળા થઈ ગયા અને રાહુથી ઘેરાયેલા સૂર્યની પેઠે તથા ધુમાડાવાળા અગ્નિની પેઠે મનમાં ખિન્ન થઈ ગયા. આ જાણીને યાદવકુળના ધુરંધર શ્રીકૃષ્ણ ધર્મપુત્ર યુધિષ્ઠિરને આશ્વાસન આપતા આ પ્રમાણે કહેવા લાગ્યા.[૨,૩]

શ્રીકૃષ્ણ બોલ્યાઃ સર્વ પ્રકારની કુટિલતા અથવા કામાદિ વિકારો મૃત્યુને (સંસારને) પ્રાપ્ત કરાવનાર છે અને સર્વ પ્રકારની સરળતા અથવા શમદમાદિ સાધનો બ્રહ્મને (મોક્ષને) પ્રાપ્ત કરાવનાર છે. બસ, આટલો જ જ્ઞાનનો વિષય છે. બીજો ખાલી બડબડાટ-પ્રલાપ શું કરવાનો છે?[૪] તમારું કર્મ હજી સમાપ્ત થયું નથી અને તમારા શત્રુઓ હજી જિતાયા જ નથી. તમે તમારા શરીરમાં જ રહેલા પોતાના અજ્ઞાનરૂપ શત્રુને હજી કેમ જાણી શકતા નથી?[૫] આ વિષયમાં ઇંદ્રનું (એટલે ચિદાત્માનું) વૃત્રાસુર (એટલે કામાદિ ધર્મવાળા અહંકાર)ની સાથે જે પ્રમાણે યુદ્ધ થયું હતું, તે મેં જે પ્રમાણે સાંભળ્યું છે, તે પ્રમાણે ધર્માનુસાર હું તમને કહી સંભળાવું છું. હે રાજા ! પૂર્વે વૃત્રાસુરે (એટલે અહંકારે) આખી પૃથ્વીને (એટલે સ્થૂલ શરીરને) વ્યાપ્ત કરી દીધી. (અર્થાત્ અહંકારે સ્થૂલ શરીરને જ આત્મારૂપે માની લીધું.) વળી તેણે ગંધ વિષયને હરી લીધો (એટલે આત્મજ્ઞાનના વિષયને છીનવી લીધો.) આમ આખી પૃથ્વી વ્યાપ્ત થઈ ગઈ અને તે ગંધના હરણને લીધે દુર્ગંધ (એટલે અનાત્મજ્ઞાન અથવા અજ્ઞાન)ના વિષયરૂપ થઈ પડી, તે જોઈને ઇંદ્ર (ચિદાત્મા) ક્રોધે ભરાયો. વૃત્રાસુરે ગંધ વિષયને હરી લીધો એટલે ઇંદ્રે ક્રોધાયમાન થઈને તેના ઉપર ઘોર વજ્ર (વિવેકજ્ઞાન) ફેંક્યું. એ રીતે મહાતેજસ્વી ઇંદ્રે વજ્રના પ્રહાર કરી કરીને જ્યારે વૃત્રાસુરને મારવા માંડ્યો, ત્યારે તેણે એકદમ જળમાં પ્રવેશ કર્યો અને તેના રસ વિષયને હરી લીધો. (અર્થાત્ અહંકારે માનુષી સ્થૂલ શરીરનો ત્યાગ કરી ચંદ્રલોકમાં દેવતાઈ શરીર ગ્રહણ કર્યું અને દિવ્ય લોકને પોતાનો માની લીધો.) એ પ્રમાણે વૃત્રાસુરે જળને ગ્રહણ કર્યું અને તેના રસવિષયનું હરણ કર્યું, ત્યારે ઇંદ્ર તેના પર અત્યંત ક્રોધાયમાન થઈ ગયો. તેણે ફરી પણ તેના પર વજ્ર ફેંક્યું. તોપણ મહાતેજસ્વી ઇંદ્રે જ્યારે વજ્ર વડે પ્રહાર કરવા માંડ્યા, ત્યારે તે એકદમ જ્યોતિષ્માં દાખલ થઈ ગયો અને તેણે તેના વિષયને ગ્રહણ કરી લીધો. (અર્થાત્ ચિદાત્માએ વિવેકજ્ઞાન દ્વારા અહંકારને માનુષી તથા દેવતાઈ એમ બન્ને પ્રકારનાં શરીરોમાંથી જ્યારે હાંકી કાઢ્યો, ત્યારે તેણે તૈજસ્પ્રપંચમાં પ્રવેશ કર્યો અને ત્યાં રૂપવિષયને પોતાનો માની લીધો.) એ રીતે જ્યોતિષ્માં વૃત્રાસુર દાખલ થયો અને તેણે તેના રૂપવિષયને હરી લીધો, એટલે ઇંદ્ર તેના પર અત્યંત ક્રોધે ભરાયો. તેણે વળી પાછું તેના પર વજ્ર ફેંક્યું. મહાતેજસ્વી ઇંદ્રે એ જ્યોતિષ્માં પણ વૃત્રાસુરને વજ્રના પ્રહાર કરવા માંડ્યા, એટલે તેણે એકદમ વાયુમાં પ્રવેશ કર્યો અને તેના વિષયને ગ્રહણ કર્યો. (અર્થાત્ ચિદાત્માએ અહંકારને તૈજસ્પ્રપંચમાંથી પણ હાંકી કાઢ્યો, એટલે તેણે સમષ્ટિ લિંગશરીરનો આશ્રય કર્યો અને તેના ઉપાસન દ્વારા બ્રહ્મલોકમાં જઈને પણ સંકલ્પમાત્રથી ઉત્પન્ન થનારા માનસિક વિષયોનો સંગ કર્યો-તેમાં આત્મબુદ્ધિ કરી.) એ રીતે વૃત્રાસુરે વાયુમાં પેસારો કર્યો અને તેના સ્પર્શવિષયને હરી લીધો, ત્યારે ઇંદ્ર તેના પર અતિશય ક્રોધાય-

માન થઈ ગયો. તેણે ફરી પણ તેના પર વજ્ર ફેંક્યું. મહાતેજસ્વી ઇંદ્રે એ વાયુમાં પણ વજ્રના પ્રહાર કરીને વૃત્રાસુરને મારવા માંડ્યો, ત્યારે તેણે આકાશ તરફ દોટ મૂકી અને તેના વિષયને ગ્રહણ કરી લીધો. (અર્થાત્ ચિદાત્માએ વિવેક જ્ઞાન દ્વારા સમષ્ટિ અને વ્યષ્ટિ એમ બન્ને પ્રકારનાં લિંગ-શરીરોમાંથી અહંકારને દૂર કરીને બ્રહ્મલોકના સંકલ્પમાત્રથી ઉત્પન્ન થનારા માનસ વિષયો ઉપર પણ આત્મબુદ્ધિ કરતાં અટકાવી, એટલે તેણે આકાશનો–અર્થાત્ અવ્યાકૃત અથવા સુષુપ્તિ નામની જડતાનો આશ્રય કર્યો અને તેના વિષય ઉપર આત્મબુદ્ધિ કરી.) જ્યારે આકાશ પણ વૃત્રાસુરરૂપ થઈ ગયું અને તેના શબ્દવિષયનું હરણ કરવામાં આવ્યું, એટલે ઇંદ્ર ઘણો જ ક્રોધે ભરાયો. તેણે વળી પાછું તેના પર વજ્ર ફેંક્યું. એ રીતે આકાશમાં પણ મહાતેજસ્વી ઇંદ્રે વજ્ર વડે માર મારવા માંડ્યો, એટલે વૃત્રાસુરે ઇંદ્રના જ શરીરમાં પ્રવેશ કર્યો અને તેના વિષયને ગ્રહણ કર્યો. (અર્થાત્ ચિદાત્માએ વિવેકજ્ઞાન દ્વારા અહંકારને આકાશમાંથી હાંકી કાઢ્યો, એટલે તે ચિદાત્માના જ સ્વરૂપમાં પેસી ગયો અને ચિદાત્માના ઐશ્વર્યનું અભિમાન કરવા લાગ્યો.) તે સમયે વૃત્રાસુરના સપાટામાં સપડાયેલા ઇંદ્રને (ચિદાત્માને) અત્યંત મોહ થઈ ગયો. ત્યારે હે તાત! વસિષ્ઠ નામના ગુરુએ રથંતરસામનો (अहं ब्रह्मास्मि એ મહાવાક્યનો) ઉપદેશ આપી ભાનમા આણ્યો. પછી હે ભરતશ્રેષ્ઠ! ઇંદ્રે પોતાના શરીરમાં દાખલ થયેલા વૃત્રાસુરને વજ્રરૂપ અદૃશ્ય અસ્ત્ર મારીને હણી નાખ્યો. (અર્થાત્ ગુરુ પાસેથી આત્મજ્ઞાન સંપાદન કરીને ચિદાત્માએ તે દ્વારા બન્ને પ્રકારની કારણોપાધિથી અહંકારને દૂર કરીને સ્વરૂપાવસ્થાન સંપાદન કર્યું.) આવું અમે સાંભળ્યું છે. હે રાજા! આ ધાર્મિક રહસ્ય ઇંદ્રે મહર્ષિઓને કહ્યું હતું અને તે મહર્ષિઓએ મને કહ્યું હતું. તે તમે લક્ષમાં લો.*૭–૨૦

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અશ્વમેધપર્વમાં 'શ્રીકૃષ્ણધર્મસંવાદ' નામનો અધ્યાય ૧૧ મો સમાપ્ત

## अध्याय १२मो

### શ્રીકૃષ્ણનો ઉપદેશ (ચાલુ)

॥ वासुदेव उवाच ॥

**द्विविधो जायते व्याधिः शारीरो मानसस्तथा।**
**परस्परं तयोर्जन्म निर्द्वन्द्वं नोपपद्यते ॥ १ ॥**

શ્રીકૃષ્ણ બોલ્યા: પ્રાણીમાત્રને બે પ્રકારના વ્યાધિ થાય છે. એક તો શારીરિક વ્યાધિ અને બીજો માનસિક વ્યાધિ. આ બન્ને વ્યાધિનો જન્મ પરસ્પરના આશ્રયથી જ થાય છે, પણ કેવળ એકથી જ કંઈ થતું નથી.[1] શરીરની અંદર જે વ્યાધિ થાય છે, તેને શારીરિક વ્યાધિ કહેવામાં આવે છે અને મનની અંદર જે વ્યાધિ થાય છે તેને માનસિક વ્યાધિ કહેવામાં આવે છે.[2] હે રાજન્! વાત, પિત્ત અને કફ આ ત્રણ ગુણો શરીરમાંથી ઉત્પન્ન થાય છે. આ ત્રણે ગુણોની જે સામ્યાવસ્થા અથવા સમાનતા છે, તેને જ વિદ્વાનો શરીરની સ્વસ્થતાનું લક્ષણ કહે છે.[3] શરીરમાં જ્યારે કફ વધી પડે છે, ત્યારે પિત્તને વધારનારાં ઔષધોનું સેવન કરવાથી તેને શાંત પાડી શકાય છે અને જ્યારે પિત્ત વધી પડે છે, ત્યારે કફને વધારનારાં ઔષધોનું સેવન કરવાથી તેને શાંત પાડી શકાય છે. આ રીતે જ-સત્ત્વ, રજસ્ અને તમસ્ નામના આત્માના પણ ત્રણ

* શોક માત્ર બ્રહ્મજ્ઞાનથી જ નાશ પામે છે, નહિ કે વૃદ્ધ પુરુષોના હજારો ઉપદેશોથી અથવા સેંકડો યજ્ઞયાગ કરવાથી. આમ સમજીને શ્રીકૃષ્ણ ભગવાને આ અધ્યાયમાં ઇંદ્ર તથા વૃત્રાસુરના યુદ્ધરૂપ રૂપક દર્શાવીને ધર્મરાજાને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપ્યો છે. આ અધ્યાયમા કહેવામા આવેલા આખ્યાનનો ભાવાર્થ એ જ છે કે દ્વૈતભાવનો સર્વથા નિરાસ થતા જ આત્મા આનંદમય બની રહે છે.

ગુણો કહેવામાં આવ્યા છે.[૪] આ ત્રણે ગુણોની જ્યારે સામ્યાવસ્થા હોય છે, ત્યારે આત્માનું સ્વાસ્થ્ય હોય છે-સ્વરૂપાવસ્થાન હોય છે અને તે જ સ્થિતિને વિદ્વાનો આત્માના સ્વાસ્થ્યનું લક્ષણ કહે છે. પરંતુ તેમાંના એકાદ ગુણની પણ જ્યારે ન્યૂનાધિકતા થાય છે, ત્યારે તેને દાબી દેવા માટે ચાંપતા ઉપાયો લેવાનો ઉપદેશ કરવામાં આવ્યો છે.[૫] હર્ષ વડે શોકને રોકી શકાય છે અને શોક વડે હર્ષને અટકાવી શકાય છે. કોઈ મનુષ્ય પોતે જ્યારે દુઃખમાં આવી પડ્યો હોય છે, ત્યારે ભૂતકાળના સુખનું સ્મરણ કરવા ઇચ્છે છે. (નહિ કે વિવેક-દૃષ્ટિથી તે દુઃખને જ સહન કરે છે; કેમ કે દુઃખના સમયે પ્રથમના સુખનું સ્મરણ કરવાથી ઊલટું વધારે દુ ખ થાય છે.) તેમ જ તે પોતે જ્યારે સુખમાં આવ્યો હોય, ત્યારે (ભૂતકાળમાં થયેલા પુત્રમરણ આદિના) દુ ખનું સ્મરણ કરવા ઇચ્છે છે. (પણ તેથી પોતાને મળેલા સુખનો પણ તે નાશ કરી નાખે છે.)[૬] પરંતુ હે કુંતીપુત્ર! તમે તો દુઃખી નથી કે સુખી નથી, તો પછી તમારે દુઃખનું કે સુખનું સ્મરણ કરવાની ઇચ્છા ન કરવી જોઈએ. તમારે તો દુ ખના વિભ્રમથી રહિત જે પરબ્રહ્મ તેનું જ સ્મરણ કરવું જોઈએ.[૭] અથવા હે પાર્થ! તમારો આ સ્વભાવ જ છે. તમે ખેંચાઈ જાઓ છો. અરે, પણ જે સમયે કૌરવોએ પાંડવોના દેખતાં રજસ્વલા દ્રૌપદીને એક જ વસ્ત્રભેર સભામાં ઘસડી આણી હતી, તેનું તમે કેમ સ્મરણ કરવાને ઇચ્છતા નથી?[૮] તમને નગરમાંથી હાંકી કાઢવામાં આવ્યા હતા, મૃગચર્મો પહેરાવ્યાં હતાં અને તમારે મહાન અરણ્યમાં વાસ કરવો પડ્યો હતો, તેનું તમે કેમ સ્મરણ કરવા ઇચ્છતા નથી?[૯] જટાસુરથી તમને દુઃખ પ્રાપ્ત થયું હતું, તમારે ચિત્રસેનગંધર્વ સાથે યુદ્ધ કરવું પડ્યું હતું અને તમને જયદ્રથથી ક્લેશ પ્રાપ્ત થયો હતો, તેનું તમે કેમ સ્મરણ કરવા ઇચ્છતા નથી?[૧૦] વળી, હે પાર્થ! એક વર્ષના ગુપ્તનિવાસમાં કીચકે યાજ્ઞસેનીને લાત મારી હતી, તેનું તમે કેમ સ્મરણ કરવા ઇચ્છતા નથી?[૧૧] હે શત્રુદમન! દ્રોણ તથા ભીષ્મની સાથે તમારે જે યુદ્ધ થયું હતું, તેવું જ યુદ્ધ હમણાં તમારી સમીપ આવી પહોંચ્યું છે. આ સમયે તમારે એકલાએ તમારા મન (અહંકાર)ની સાથે યુદ્ધ કરવાનું છે.[૧૨] માટે હે ભરતશ્રેષ્ઠ! તમે તેની સામે યુદ્ધ કરવા માટે હવે તૈયાર થાઓ અને માયાસ્વરૂપ મનથી પર રહેલા પરબ્રહ્મને પોતાનાં કર્મો દ્વારા તથા યોગ દ્વારા પ્રાપ્ત કરો.[૧૩] જે યુદ્ધમાં બાણોનું, સેવકોનું કે બંધુઓનું કામ પડતું નથી, તે યુદ્ધ હવે તમારી પાસે આવી પહોંચ્યું છે. તે યુદ્ધમાં તમારે એકલાએ મન સાથે યુદ્ધ કરવાનું છે.[૧૪] હે કુંતીપુત્ર! તમે જો એ યુદ્ધને જીતશો નહિ, તો તમારી શી અવસ્થા થશે? તમે એ પરમ તત્ત્વને જાણીને જ કૃતકૃત્ય થશો.[૧૫] તમે પ્રાણીમાત્રની ઉત્પત્તિ તથા લય કેવળ માયામાત્ર છે, આવું નિશ્ચિત જ્ઞાન સંપાદન કરીને સુખથી રહો અને તમે તમારા પિતા-પિતામહના વર્તનમાં સ્થિર રહીને યથાયોગ્ય રીતે રાજ્યશાસન ચલાવો.[૧૬]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અશ્વમેધપર્વમાં 'શ્રીકૃષ્ણનો ધર્મ સંવાદ' નામનો અધ્યાય ૧૨ મો સમાપ્ત

## अध्याय १३ मो

### શ્રીકૃષ્ણનો ઉપદેશ (ચાલુ)

॥ વાસુદેવ ઉવાચ ॥

न बाह्यं द्रव्यमुत्सृज्य सिद्धिर्भवति भारत।
शारीरद्रव्यमुत्सृज्य सिद्धिर्भवति वा नवा ॥ १ ॥

શ્રીકૃષ્ણ બોલ્યા : હે ભારત! રાજ્યાદિ બાહ્ય-દ્રવ્યનો ત્યાગ કરીને સિદ્ધિ (મોક્ષ) સંપાદન કરી શકાતી નથી; તેમ જ (લિંગ શરીરમાં-થી ઉત્પન્ન થનારા કામાદિરૂપ) શારીરિક દ્રવ્યનો

ત્યાગ કરીને સિદ્ધિ સંપાદન કરી શકાય કે ન પણ કરી શકાય. (અર્થાત્ શુષ્ક વૈરાગ્યવાળા વિવેકશૂન્ય પુરુષને સિદ્ધિ મળવી સંશયાસ્પદ છે.) જે પુરુષ બાહ્યદ્રવ્યથી મુક્ત થઈને શારીરિક દ્રવ્યમાં આસક્તિ રાખે છે, તેને જે ધર્મ અથવા જે સુખ પ્રાપ્ત થાય, તે આપણા શત્રુઓને જ ભલે પ્રાપ્ત થાય. (અર્થાત્ શારીરિક દ્રવ્યમાં આસક્તિ રાખનાર પુરુષને જે ધર્મ પ્રાપ્ત થાય છે, તે વાસ્તવિક અધર્મ જ છે અને તેને જે સુખ મળે છે, તે દુઃખરૂપ તથા તુચ્છ હોય છે.)[૧,૨] 'મમ' એવા જે બે અક્ષર છે, તે મૃત્યુરૂપ છે-(અર્થાત કોઈ પણ વિષય ઉપરની મમતા સંસારનું કારણ થઈ પડે છે.) પણ 'ન મમ' એવા જે ત્રણ અક્ષરો છે, તે સનાતન બ્રહ્મરૂપ છે-(અર્થાત્ મમતાનો ત્યાગ સંસારથી મુક્ત કરનાર છે અને પરબ્રહ્મને પ્રાપ્ત કરાવનાર છે.[૩] હે રાજન્! નિસંગીપણારૂપ બ્રહ્મ અને સંગીપણારૂપ મૃત્યુ એ બન્ને મનુષ્યના ચિત્તમાં જ રહેલા છે અને તે બન્ને અદૃશ્ય રહીને પ્રાણીમાત્રને લડાવ્યા કરે છે.[૪] જે પુરુષના હૃદયમાં જગતની સત્તા (એટલે અધિષ્ઠાન સત્તા—પરમતત્વ)નો અવિનાશ નિશ્ચિત થઈ ગયો હોય છે, તે પુરુષ પ્રાણીમાત્રના શરીરનો નાશ કરી નાખે, તોપણ અહિંસાને જ પામે છે-અહિંસક જ ગણાય છે*[૫] જે પુરુષને કોઈ પણ વિષય ઉપર મમત્વ રહ્યું નથી, તે પુરુષ સ્થાવર જંગમ સહિત આખી પૃથ્વીને સંપાદન કરીને પણ તેના વડે શુ કરવાનો છે? (અર્થાત્ નિદ્રામાંથી જાગ્રત થયેલા પુરુષને સ્વપ્નમાં મેળવેલા ધનમાં જેમ મમત્વ હોતું નથી, તેમ જ્ઞાની પુરુષને સંસારના સર્વ વિષયો પર મમત્વનો અભાવ સ્વત સિદ્ધ હોય છે.)[૬] અથવા હે પાર્થ! વનવગડામાં પડી રહેતા અને વનનાં ફળફૂલોથી આજીવિકા ચલાવતા પુરુષને પણ જો તે તે દ્રવ્યો ઉપર મમતા હોય છે, તો તે ખરેખર! મૃત્યુના મુખમાં જ પડ્યો છે.[૭] હે ભારત! તમે તમારા બાહ્ય તથા આભ્યંતર શત્રુઓના સ્વભાવને (માયારૂપ તત્ત્વને ધ્યાન દ્વારા) વિચારી જુઓ; કેમ કે જે પુરુષ એ પ્રમાણે વિચારી જોઈને તે સ્વભાવને પણ અનાદિ તરીકે જોતો નથી (અર્થાત માયાનો પણ બાધ કરીને કેવળ ચિન્માત્ર સ્વરૂપે સ્થિતિ કરે છે), તે પુરુષ સંસારરૂપ મહાન ભયમાંથી મુક્ત થાય છે.[૮] સત્પુરુષો કામાત્મા (વાસનાયુક્ત ચિત્તવાળા) પુરુષની લોકમાં પ્રશસા કરતા નથી. જો કે આ જગતમાં કોઈ પણ પ્રવૃત્તિ નિષ્કામ તો છે જ નહિ તોપણ બુદ્ધિમાન પુરુષ પ્રત્યેક કામનાને મનના અગરૂપ જ ગણીને તેનો નાશ કરે છે.×[૯] જેનું ચિત્ત અનેક જન્મોના અભ્યાસને લીધે શુદ્ધ થયેલું હોય છે, તે યોગી પુરુષ કેવળ એક યોગને જ મોક્ષના માર્ગરૂપ જાણીને સર્વ કામનાઓનો નાશ કરે છે. વળી, તે યોગીપુરુષ જાણે છે કે, 'જે જે કર્મનો કામનાપૂર્વક આરંભ કરવામાં આવે છે, તે ધર્મ નથી; પણ કામનાનો નિગ્રહ કરવો, તે જ ધર્મ છે અને તે જ મોક્ષનુ મૂળ છે.' આથી તે દાન, વેદાધ્યયન, તપ, કામ્ય કર્મો, વૈદિક કર્મો, વ્રત, યજ્ઞો, નિયમો તથા ધ્યાનયોગ વગેરેનો તે કામનાપૂર્વક આરભ કરતો નથી. (અર્થાત્ યોગી પુરુષ કેવળ નિષ્કામ ભાવથી

* આવા આશયથી જ શ્રીભગવાને ગીતામા પણ કહ્યુ છે हत्वापि स इमाँल्लोकान् हति न निबध्यते। આત્મવેત્તા પુરુષ આ સર્વ લોકનો સહાર કરી નાખે, તોપણ કોઈને હણતો નથી અને હણવાના પાપથી બધાતો નથી.

× કહેવાનો ભાવ એ છે કે પ્રત્યેક કામનાની ઉત્પત્તિ પ્રથમ મનમાંથી થાય છે. તે પછી એ કામનાની પ્રવૃત્તિ થાય છે અને તે પ્રવૃત્તિમાંથી દુ ખ ઉત્પન્ન થાય છે, માટે કામનાના ઉત્પત્તિકારણ મનનો જ નિરોધ કરવો.

જ સર્વ કર્મોનો આરંભ કરે છે.)[૧૦,૧૧] આ વિષયમાં પ્રાચીન ઇતિહાસવેત્તાઓ કામે ગાયેલી કેટલીક ગાથાઓ કહે છે. હે યુધિષ્ઠિર! તે સર્વ ગાથાઓ હું તમને કહું છું, તે સાંભળો. કામ કહે છે કે, 'મમતાનો ત્યાગ અને યોગાભ્યાસ એ સિવાયના બીજા કોઈ પણ ઉપાયથી કોઈ પણ પ્રાણી મારો નાશ કરી શકે તેમ નથી. જે પુરુષ જપ આદિ શાસ્ત્રરૂપ હથિયારમાં કામનો નાશ કરે તેવું બળ છે એમ જાણીને મારો નાશ કરવા પ્રયત્ન કરે છે, તે પુરુષના એ હથિયારમાં જ હું પ્રકટ થાઉં છું.*[૧૨,૧૩] કોઈ પુરુષ વિવિધ પ્રકારની દક્ષિણાઓવાળા યજ્ઞો કરીને મારો નાશ કરવા પ્રયત્ન કરે છે, તો જેમ કોઈ ધર્માત્મા પુરુષ જંગમ પ્રાણીઓમાં ઉત્તમ સ્વરૂપે ઉત્પન્ન થાય છે, તેમ તે પુરુષના હૃદયમાં હું દંભ આદિરૂપે પ્રકટ થાઉં છું.[૧૪] કોઈ પુરુષ વેદ અને વેદાંતનાં સાધનોથી મારો નાશ કરવા નિત્ય પ્રયત્ન કરે છે, તો સ્થાવરમાં જેમ અસ્પષ્ટરૂપે જીવાત્મા પ્રકટ થાય છે, તેમ હું તેના હૃદયમાં પ્રકટ થાઉં છું.[૧૫] જે સત્યપરાક્રમી પુરુષ વૈર્યના બળથી મારો નાશ કરવા પ્રયત્ન કરે છે, તેના હૃદયમાં હું (મારા વૈર્યના બળથી જ બન્ને લોકને જીતીશ, આવા) ભાવરૂપે પ્રકટ થાઉં છું અને તે પુરુષ મને જાણી શકતો નથી. તે જાણતો નથી કે, આવા પ્રકારનું મારું અભિમાન જ મને કામરૂપે બંધનકર્તા થઈ પડશે. જે તીક્ષ્ણ વ્રત ધારણ કરનારો પુરુષ તપોબળથી (યોગબળથી) મારો નાશ કરવા પ્રયત્ન કરે છે, તેના તપમાં પણ હું (યોગમાં વિઘ્નરૂપ) મધુમતિ આદિ ઐશ્વર્ય સંપાદન કરવાની ઇચ્છારૂપે) પ્રકટ થાઉં છું. (આથી તે મારો નાશ કરવાનું બાજુ પર મૂકી દઈને યોગૈશ્વર્યના સપાટામાં સપડાય છે.)[૧૬,૧૭] જે બુદ્ધિમાન પુરુષ મોક્ષનો આશ્રય કરીને મારો નાશ કરવા પ્રયત્ન કરે છે, તે મોક્ષપ્રિય પુરુષની હું હાંસી કરું છું અને (નિત્યમુક્ત એવા આત્માને જાણ્યા વિના મોક્ષને માટે તપશ્ચરણ આદિ કરનાર) તે અજ્ઞાની પુરુષની આગળ હું નૃત્ય કરું છું. આ રીતે પ્રાણીમાત્રમાં હું એકલો જ અવધ્ય છું-નાશ કરવાને અશક્ય છું અને સનાતન છું.' માટે હે મહારાજ! તમે પણ વિવિધ દક્ષિણાઓવાળા (નિષ્કામ) યજ્ઞો કરીને (ચિત્તશુદ્ધિદ્વારા) કામને ધર્મમાં સ્થાપિત કરો, એટલે તમને (વિનાપ્રયાસે) શ્રેયઃસિદ્ધિ પ્રાપ્ત થશે.[૧૯] તમે દક્ષિણાદાનવાળો અશ્વમેધયજ્ઞ વિધિપૂર્વક કરો અને બીજા પણ સંપૂર્ણ તથા સમૃદ્ધિવાળા અનેક યજ્ઞો કરો.[૨૦] આ રણક્ષેત્રમાં તમારા જે બંધુઓ મરણ પામ્યા છે, તેમને જોઈને તમે વારંવાર શોકાકુળ થાઓ નહિ; કેમકે જેઓ યુદ્ધમાં મરણ પામ્યા છે, તેમને તમે ફરી જોઈ શકવાના નથી.[૨૧] તમે એ સંપૂર્ણ દક્ષિણાવાળા તથા સમૃદ્ધિવાળા પુષ્કળ યજ્ઞો કરીને યજન કરશો, તો આ લોકમાં ઉત્તમ કીર્તિ સંપાદન કરીને પરલોકમાં શ્રેષ્ઠ ગતિને મેળવશો.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અશ્વમેધપર્વમાં 'શ્રીકૃષ્ણનો સંવાદ' નામનો અધ્યાય ૧૩ મો સમાપ્ત

## अध्याय १४मो

### યુધિષ્ઠિરનો શોકત્યાગ

॥ वैशंपायन उवाच ॥

एवं बहुविधैर्वाक्यैर्मुनिभिस्तैस्तपोधनैः ।
समाश्वस्यत राजर्षिर्हतबंधुर्युधिष्ठिरः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : એ પ્રમાણે જેના બંધુઓ નાશ પામ્યા હતા, એવા રાજર્ષિ યુધિષ્ઠિરને અનેક વાક્યો કહીને તે તપોધન મુનિઓએ આશ્વાસન આપ્યું.[૧] હે રાજા! ભગવાન વિષ્ટર-

* અર્થાત્ 'હું જ સર્વોત્કૃષ્ટ જપાદિ કરનારો છું' આવા અભિમાનરૂપે તેના હૃદયમાં પ્રકટ થઈને તેના જપાદિને હું નિષ્ફળ કરું છું.

શ્વાએ પોતે, શ્રીકૃષ્ણે, દ્વૈપાયન વ્યાસે, દેવસ્થાને, નારદે, ભીમસેને, નકુલે, સહદેવે, બુદ્ધિમાન અર્જુને, દ્રૌપદીએ, બીજા નરસિંહોએ અને શાસ્ત્રદ્રષ્ટા બ્રાહ્મણોએ રાજા યુધિષ્ઠિરને ઘણા ઘણા સમજાવ્યા, એટલે તેમણે શોકથી થયેલા દુઃખનો તથા માનસિક સંતાપનો ત્યાગ કર્યો.[૨-૪] પછી ધર્માત્મા યુધિષ્ઠિરરાજે પોતાના બંધુઓનાં પ્રેતકાર્યો કરીને દેવોનું તથા બ્રાહ્મણોનું પૂજન કર્યું અને સાગરરૂપ અંબરવાળી પૃથ્વી ઉપર રાજ્યશાસન ચલાવવા માંડ્યું.[૫] કુરુવંશી યુધિષ્ઠિરરાજ પોતાનું કેવળ (અર્થાત્ નિષ્કંટક) રાજ્ય સંપાદન કરીને અત્યંત શાંત ચિત્તવાળા થયા. તે પછી તેમણે વ્યાસને, નારદને તથા બીજા વૃદ્ધ પુરુષોને આ પ્રમાણે કહ્યું:[૬] 'મુનિઓમાં શ્રેષ્ઠ એવા તમે વૃદ્ધ પુરુષોએ મને પ્રથમ એટલું બધું આશ્વાસન આપ્યું છે, કે હવે મને લેશમાત્ર દુઃખ રહ્યું નથી.[૭] મને પુષ્કળ ધન પણ મળી ચૂક્યું છે, તેથી હું દેવતાઓનું યજન કરીશ. અમે તમને સર્વને આગળ કરીને યજ્ઞનો પણ આરંભ કરીશું.[૮] હે પિતામહ વ્યાસ! તમારા રક્ષણ તળે રહીને અમે હિમાલય ઉપર જઈશું; કેમ કે હે બ્રાહ્મણશ્રેષ્ઠ! તે હિમાલયનો પ્રદેશ બહુ આશ્ચર્યકારક સંભળાય છે.[૯] વળી આપ ભગવાને, દેવર્ષિ નારદે તથા દેવસ્થાને પણ તેના સંબંધમાં ઘણું ઘણું અદ્ભુત અને કલ્યાણકારક અમને કહ્યું છે.[૧૦] ખરેખર, ભાગ્યહીન પુરુષને જ્યારે સંકટ પ્રાપ્ત થાય છે, ત્યારે તેમને તમારા જેવા ઉત્તમ હૃદયવાળા અને સત્પુરુષોમાં માન્ય થયેલા ગુરુઓ કદી મળી શકતા નથી.'[૧૧]

રાજા યુધિષ્ઠિરે એ પ્રમાણે કહ્યું, એટલે તે સર્વ મહર્ષિઓ રાજા યુધિષ્ઠિરની તથા શ્રીકૃષ્ણ અને અર્જુનની અનુજ્ઞા લઈને તે સૌના દેખતાં ત્યાં જ અંતર્ધાન થઈ ગયા. પછી ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજ તે સ્થળે જ બેઠા.[૧૨,૧૩] આ પ્રમાણે ભીષ્મના મરણ પછી પોતાના બંધુઓનાં પ્રેતકાર્યો કરતાં કરતાં તેમનો થોડોઘણો સમય વીતી ગયો.[૧૪] હે કુરુશ્રેષ્ઠ જનમેજયરાજ! એ વેળા ભીષ્મ તથા કર્ણ વગેરે કુરુવંશીઓનાં પ્રેતકાર્યો કરીને તેમણે બ્રાહ્મણોને મોટાં મોટાં દાન આપ્યાં હતાં.[૧૫] પાંડવશ્રેષ્ઠ યુધિષ્ઠિરરાજાએ ધૃતરાષ્ટ્રની સાથે રહીને સર્વનાં પ્રેતકાર્ય કર્યાં અને બ્રાહ્મણોને પુષ્કળ ધન આપ્યું.[૧૬] પછી, તેમણે ધૃતરાષ્ટ્રને આગળ કરીને હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો. હવે પોતાના પ્રજ્ઞાચક્ષુ કાકા ધૃતરાષ્ટ્રરાજાને આશ્વાસન આપીને તે ધર્માત્માએ પોતાના ભાઈઓની સાથે રહીને પૃથ્વી પર રાજ્ય કરવા માંડ્યું.[૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અશ્વમેધપર્વમાં 'યુધિષ્ઠિરનો શોકત્યાગ' નામનો અધ્યાય ૧૪મો સમાપ્ત

## अध्याय १५मो

### શ્રીકૃષ્ણની દ્વારકા જવાની તૈયારી

॥ जनमेजय उवाच ॥

विजिते पांडवेयैस्तु प्रशाते च द्विजोत्तम ।
राष्ट्रे किं चक्रतुर्वीरौ वासुदेवधनंजयौ ॥ १ ॥

જનમેજય બોલ્યા: હે દ્વિજશ્રેષ્ઠ! પાંડવોએ જીતેલા અને અત્યંત શાંત થયેલા રાજ્યમાં રહીને શ્રીકૃષ્ણ તથા અર્જુન–એ વીરોએ પછી શું કર્યું હતું?[૧]

વૈશંપાયન બોલ્યા: હે રાજા! પાંડવોએ જીતેલા અને અત્યંત શાંત થયેલા રાજ્યમાં રહીને શ્રીકૃષ્ણ તથા અર્જુન પ્રસન્ન થયા હતા.[૨] સ્વર્ગમાં જેમ દેવેશ્વરો વિહાર કરે, તેમ તે બન્ને જણા વિચિત્ર વનોમાં તથા શિખરોવાળા પર્વતો ઉપર વિહાર કરતા હતા.[૩] બે અશ્વિનીકુમારો જેમ નંદનવનમાં વિહાર કરીને પ્રસન્ન થાય, તેમ તે બન્ને જણા પવિત્ર તીર્થોમાં, સરોવરમાં તથા નદીઓમાં વિહાર કરીને પ્રસન્ન થતા હતા.[૪] હે ભારત! મહાત્મા શ્રીકૃષ્ણ અને અર્જુન ઇન્દ્ર-

પ્રસ્થમાં આનંદ કરતા હતા અને ત્યાં સુંદર સભામાં પ્રવેશ કરીને વિહાર કરતા હતા.[૫] વળી હે રાજા! ત્યાં બેસીને તેઓ યુદ્ધની અદ્ભુત કથાઓ તથા પોતે સહન કરેલાં દુઃખો કહેતા હતા, તેમજ જુદી જુદી વાતચીતને પ્રસંગે બીજી પણ કથાઓ કહેતા હતા.[૬] પુરાણ મહર્ષિ એવા તે બન્ને મહાત્માઓ નિરંતર પ્રસન્ન થઈને ઋષિઓના તથા દેવતાઓના વંશોનું વર્ણન કરતા હતા.[૭] તત્ત્વને જાણનારા શ્રીકૃષ્ણ અદ્ભુત અર્થવાળી અને અદ્ભુત વાક્યરચનાવાળી જાતજાતની સુંદર કથાઓ અર્જુનને કહેતા હતા.[૮] જ્યારે અર્જુન હજારો સંબંધીઓના તથા પુત્રના શોકથી સંતાપ પામતો હતો, ત્યારે શૂરવંશમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણ અનેક કથાઓ કહીને તેને શાંત પાડતા હતા.[૯] વિજ્ઞાનવેત્તા મહાતપસ્વી શ્રીકૃષ્ણ અર્જુનને વિધિપૂર્વક આશ્વાસન આપીને જાણે પોતાના પરથી ભાર ઉતારી નાખ્યો હોય, તેમ શાંત થતા હતા.[૧૦] એક સમયે કોઈ એક કથાને અંતે પોતાની મધુર વાણીથી અર્જુનને શાંત પાડતા શ્રીકૃષ્ણે આવું હેતુગર્ભિત વચન કહ્યું.[૧૧]

શ્રીકૃષ્ણ બોલ્યા: હે સવ્યસાચી! હે શત્રુતાપન! રાજા યુધિષ્ઠિરે તારા બાહુબળનો આશ્રય કરીને આ સમગ્ર પૃથ્વી જીતી છે.[૧૨] હે નરોત્તમ! ધર્મરાજ યુધિષ્ઠિર ભીમસેનના, નકુલના તથા સહદેવના પ્રભાવથી શત્રુરહિત થયેલી પૃથ્વીને ભોગવી રહ્યા છે.[૧૩] હે ધર્મજ્ઞ! રાજા યુધિષ્ઠિરે ધર્માનુસાર નિષ્કંટક રાજ્ય સંપાદન કર્યું છે અને રાજા દુર્યોધન પણ ધર્માનુસારજ યુદ્ધમાં મરણ પામ્યો છે.[૧૪] ખરેખર, ધૃતરાષ્ટ્રના પુત્રો અધર્મ ઉપર પ્રીતિ રાખનારા હતા, લોભી હતા, નિરંતર અપ્રિયભાષી હતા અને દુષ્ટાત્મા હતા; તેથી જ તેઓ પોતાના પરિવારની સાથે માર્યા ગયા છે.[૧૫] હે કુરુવંશધુરંધર અર્જુન! ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિર તારા રક્ષણ તળે રહીને અત્યંત શાંત થયેલી આ સમગ્ર પૃથ્વીને ભોગવી રહ્યા છે.[૧૬] હે પાંડવ! હું પણ તારી સાથે અરણ્યોમાં વિહાર કરીને આનંદ પામું છું. વળી હે શત્રુઘ્ન! જ્યાં હું પોતે અને કુંતા સાથે હોઈએ ત્યાં મારા આનંદમાં પૂછવાનું જ શું હોય?[૧૭] વળી, જ્યાં ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિર હોય, મહાબળવાન ભીમસેન હોય અને માદ્રીપુત્રો નકુલ તથા સહદેવ હોય, ત્યાં તો મને અત્યંત આનંદ થાય છે.[૧૮] હે નિર્દોષ અર્જુન! સ્વર્ગ સમાન સુંદર અને પવિત્ર એવા આ સભાપ્રદેશોમાં તારી સાથે વિહાર કરતાં કરતા મારો ઘણો સમય વીતી ગયો છે. હે કુરુવંશી અર્જુન! શૂરપુત્ર બળદેવને તથા બીજા યાદવવંશના મહાન પુરુષોને મેં આજે ઘણો સમય થયા જોયા નથી.[૧૯,૨૦] માટે હે પુરુષસિંહ! હવે હું દ્વારકા તરફ જવા ઇચ્છું છું. હવે તું પણ મારા ગમનને પસંદ કરીશ.[૨૧] વળી યુદ્ધ પૂરું થયા પછી મેં તથા ભીષ્મપિતામહે રાજા યુધિષ્ઠિરને શોક દૂર કરવા માટે અનેક પ્રકારે ઉપદેશ આપ્યો છે.[૨૨] તેમજ પાંડુપુત્ર રાજા યુધિષ્ઠિર સર્વને ઉપદેશ આપી શકે તેવા છે, છતાં અમે તેમને ઉપદેશ આપ્યો, ત્યારે એ મહાત્માએ અમારાં વચન સારી રીતે માન્ય પણ કર્યાં છે.[૨૩] ખરેખર, ધર્મજ્ઞ, કૃતજ્ઞ અને સત્યવાદી એવા ધર્મપુત્ર યુધિષ્ઠિરમાં સત્ય, ધર્મ, ઉત્તમ બુદ્ધિ અને ધૈર્ય સદાને માટે સ્થિર થઈ રહેલાં છે.[૨૪] હે અર્જુન! તને જો રુચતું હોય તો તું મહાત્મા યુધિષ્ઠિરરાજ પાસે જા અને તેમને મારા જવાની વાત જણાવ.[૨૫] હે મહાબાહુ! મારે પ્રાણત્યાગ કરવાનો પ્રસંગ આવે, તોપણ હું એ યુધિષ્ઠિરરાજાને અપ્રિય એવું કશું જ કરું નહિ. તો દ્વારકા પ્રત્યે જવાનો વિચાર કેમ જ કરું? (અર્થાત્ યુધિષ્ઠિર કહેશે તો જ હું દ્વારકા

તરફ જઈશ.)[૨૬] હે પાર્થ! તને પ્રસન્ન રાખવા માટે તથા તારું હિત કરવાની ઇચ્છાથી આ સર્વ હું તને સત્ય જ કહું છું. આ કંઈ હું તને મિથ્યા કહેતો નથી.[૨૭] વળી હે અર્જુન! મારે અહીં નિવાસ કરવામાં જે કંઈ કારણ હતું, તે હવે પૂર્ણ થયું છે. રાજા દુર્યોધન પોતાના સૈન્ય અને અનુયાયીઓ સાથે માર્યો ગયો છે.[૨૮] હે તાત! સમુદ્રરૂપ કંકણવાળી, અનેક પ્રકારનાં રત્નોથી ભરેલી અને પર્વતો તથા અરણ્ય-પ્રદેશોવાળી આ પૃથ્વી હવે બુદ્ધિમાન કુરુરાજ ધર્મપુત્રના તાબામાં આવી ગઈ છે. માટે હે પાંડુનંદન! હે ભરતશ્રેષ્ઠ! અનેક સિદ્ધ મહાત્માઓથી સેવાતા અને નિરંતર ભાટચારણોથી સ્તુતિ કરાતા ધર્મવેત્તા યુધિષ્ઠિરરાજ આ સર્વ પૃથ્વીનું ધર્માનુસાર ભલે રક્ષણ કરે[૨૯-૩૧] હે કુરુસિંહ! હવે તું મારી સાથે ચાલ અને કુરુવર્ધન યુધિષ્ઠિર-રાજાને મારા દ્વારકાગમન વિષે પૂછ.[૩૨] હે પાર્થ! આ મારું શરીર, મારું ધન અને મારા ઘરમાં બીજી જે જે વસ્તુઓ છે, તે સર્વ મેં યુધિષ્ઠિર-રાજાને નિવેદિત કરી દીધેલ છે; કેમ કે કુરુઓના અધિપતિ અને મહાબુદ્ધિમાન એવા યુધિષ્ઠિરરાજ મને સદા પ્રિય તથા માન્ય છે.[૩૩] હે રાજપુત્ર! હવે મારે અહીં નિવાસ કરવામાં માત્ર તારા વિના કંઈ પણ પ્રયોજન રહ્યું નથી. કેમ કે હે પાર્થ! આ પૃથ્વી તારા તથા સદાચારી યુધિષ્ઠિરના શાસનમાં હવે આવી ગઈ છે.

હે રાજા! મહાત્મા શ્રીકૃષ્ણે જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે મહાપરાક્રમી અર્જુને શ્રીકૃષ્ણની સામી પૂજા કરી અને જાણે પોતાને દુઃખ થયું હોય તેમ આ વાક્ય કહ્યું: 'ભલે એમ.'[૩૪,૩૫]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અશ્વમેધ-પર્વમાં 'શ્રીકૃષ્ણની દ્વારકા જવાની તૈયારી' નામનો અધ્યાય ૧૫મો સમાપ્ત

**અશ્વમેધપર્વ સમાપ્ત**

# अनुगीतापर्व

## अध्याय १६ मो

## સિદ્ધ બ્રાહ્મણ અને કાશ્યપનો સંવાદ

॥ जनमेजय उवाच ॥

सभायां वसतोस्तत्र निहत्यारीन् महात्मनोः ।
केशवार्जुनयोः का नु कथा समभवद्‌द्विज ॥ १ ॥

જનમેજય બોલ્યા: હે બ્રાહ્મણ વૈશંપાયન! તે સમયે શત્રુઓનો સંહાર કરીને સભામાં બેઠેલા મહાત્મા શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે શી કથા થઈ હતી?[૧]

વૈશંપાયન બોલ્યા: પોતાનું નિષ્કંટક રાજ્ય સંપાદન કરીને અર્જુન શ્રીકૃષ્ણની સાથે તે દિવ્ય સભામાં આનંદથી વિહાર કરતો હતો.[૨] હે રાજા! એક સમયે આનંદમાં આવેલા તે બન્ને જણા પોતાના સ્વજનોથી વીંટાઈને તે સભાના કોઈ એક સ્વર્ગસમાન વિભાગમાં જઈ ચઢ્યા.[૩] તે વેળા કૃષ્ણની સાથે રહીને અત્યંત પ્રસન્ન થયેલા પાંડવ અર્જુને તે સુંદર સભા જોઈને આવું વચન કહ્યું:[૪] 'હે મહાબાહુ દેવકી-પુત્ર! જ્યારે યુદ્ધકાળ ઉપસ્થિત થયો હતો, ત્યારે મેં તમારું માહાત્મ્ય અને ઈશ્વરી (વિરાટ) સ્વરૂપ જાણ્યું હતું.[૫] હે પુરુષવ્યાઘ્ર કેશવ! તમે ભગવાને મારા પરના સ્નેહને લીધે પૂર્વે જે જ્ઞાન કહ્યું હતું, તે સર્વ મારા ચિત્તની વ્યગ્રતાને લીધે હું ભૂલી ગયો છું.[૬] હે માધવ! તે જ્ઞાનના સંબંધમાં મને વારંવાર ઉત્કંઠા થયા કરે છે. પણ તમે તો હવે અલ્પ સમયમાં જ દ્વારકા તરફ જશો.[૭]

વૈશંપાયન બોલ્યા: અર્જુને એ પ્રમાણે કહ્યું, એટલે વક્તાઓમાં શ્રેષ્ઠ એવા મહાતેજસ્વી શ્રીકૃષ્ણ અર્જુનને ભેટી પડ્યા અને આ વચન બોલ્યા.[૮]

વાસુદેવ બોલ્યા: હે પાર્થ! તે સમયે મેં

તને સનાતન એવું શુદ્ધ જ્ઞાન કહી સંભળાવ્યું હતું, સાક્ષાત્ ધર્મ જણાવ્યો હતો અને સનાતન સર્વ લોકનાં દર્શન કરાવ્યાં હતાં.[૯] પણ તેં અબુદ્ધિ (અજ્ઞાન)ને લીધે તે જ્ઞાન ગ્રહણ કર્યું નહિ, એ મને અત્યંત અપ્રિય લાગે છે. કેમ કે હવે મને ફરીથી તે પ્રકારની સ્મૃતિ યાદ આવી શકશે નહિ.[૧૦] ખરેખર, હે પાંડવ! તું અશ્રદ્ધાળુ છે અને તારી બુદ્ધિ સારી નથી. હે ધનંજય! હું તે જ્ઞાનને ફરીથી સંપૂર્ણ રીતે કહેવાને સમર્થ નથી.[૧૧] ખરેખર, મેં ઉપદેશેલો તે ધર્મ પરબ્રહ્મનું પરમ પદ જાણવાને માટે પરિપૂર્ણ હતો. પરંતુ હવે હું તે ધર્મને સંપૂર્ણ રીતે કહેવાને અસમર્થ છું.[૧૨] તે સમયે મેં યોગનિષ્ઠ થઈને તને પરબ્રહ્મનો ઉપદેશ આપ્યો હતો. હવે તો માત્ર હું તને એ વિષયને જ લગતો એક પુરાતની ઇતિહાસ કહું છું.[૧૩] તેથી તે બુદ્ધિનો આશ્રય કરીને તું ઉત્તમ ગતિને પામીશ. માટે હે ધાર્મિકશ્રેષ્ઠ! હું જે કહું છું, તે સર્વ તું સાંભળ.[૧૪]

હે શત્રુદમન! પૂર્વે કોઈ એક બ્રાહ્મણ સ્વર્ગલોકમાંથી અને બ્રહ્મલોકમાંથી અહીં આવ્યો હતો. તે બ્રાહ્મણ દુરાધર્ષ હતો અને મેં તેની પૂજા કરી હતી.[૧૫] હે પાર્થ! મેં જ્યારે તે બ્રાહ્મણને પ્રશ્ન પૂછ્યો હતો, ત્યારે તેણે કોઈ પણ પ્રકારનો વિચાર કર્યા વિના જ ઉત્તર આપ્યો હતો; તે તું સાંભળ.[૧૬]

બ્રાહ્મણ બોલ્યો: હે વિભુ! હે કૃષ્ણ! પ્રાણીમાત્ર ઉપર કૃપા કરવા માટે તમે મોક્ષધર્મનો આશ્રય કરીને મને જે પ્રશ્ન પૂછ્યો છે, તે ખરેખર મોહનો નાશ કરનારો છે.[૧૭] માટે હે મધુસૂદન! હું તમને તેનો યથાવત્ ઉત્તર આપું છું. હે માધવ! તમે તે સાવધાન થઈને સાંભળો.[૧૮] પૂર્વે કાશ્યપ નામનો કોઈ એક બ્રાહ્મણ હતો. તે તપ કરવામાં તત્પર રહેતો હતો અને મોટો ધર્મવેત્તા હતો. એક સમયે તે ધર્મોનો ઊહાપોહ કરવામાં કુશળ એવા બીજા એક બ્રાહ્મણ પાસે ગયો.[૧૯] તે બ્રાહ્મણ જન્મમરણના વિષયમાં ઘણું જ ઉત્તમ જ્ઞાન ધરાવતો હતો અને શાસ્ત્ર તથા અનુમાનથી ઉત્પન્ન થનારા જ્ઞાનમાં તેમ જ યોગથી ઉત્પન્ન થનારા પ્રત્યક્ષ વિજ્ઞાનમાં પારંગત હતો. તે લોકતત્ત્વના વિષયમાં કુશળ હતો અને સુખદુઃખના સંબંધનો જ્ઞાતા હતો.[૨૦] તે જન્મમરણના તત્ત્વને જાણતો હતો, પાપપુણ્યનો ભેદ જાણવામાં પ્રવીણ હતો અને ઉચ્ચ તથા નીચ જાતિનાં પ્રાણીઓને પોતપોતાનાં કર્મોને લીધે પ્રાપ્ત થનારી ગતિને તે જોઈ શકતો હતો.[૨૧] તે મુક્તની પેઠે સર્વત્ર વિચરતો હતો, સિદ્ધ હતો, અત્યંત શાંત હતો, જિતેન્દ્રિય હતો, બ્રાહ્મી શોભાથી દીપી રહ્યો હતો અને સર્વત્ર વિહાર કરતો હતો.[૨૨] અંતર્ધાનની ગતિને તે જાણતો હતો અને અંતર્હિત રહેનારા સિદ્ધોની સાથે તથા ચક્રધરોની સાથે તે જતો હતો. વળી તે તેમની સાથે વાતચીત કરતો હતો, તેમની સાથે બેસતો હતો અને પવનની પેઠે કોઈ સ્થળે આસક્ત થયા વિના પોતાની ઇચ્છાનુસાર ગતિ કરી શકતો હતો. આવા એ બ્રાહ્મણના સંબંધમાં યથાર્થ રીતે સાંભળીને બુદ્ધિમાન બ્રાહ્મણશ્રેષ્ઠ કાશ્યપ તેની પાસે ગયો. હવે ધર્મની ઇચ્છાવાળો તે તપસ્વી કાશ્યપ પેલા બ્રાહ્મણનું મહાઅદ્ભુત કર્મ જોઈને અત્યંત સાવધાનીથી યથાયોગ્ય રીતે તેને શરણે ગયો.[૨૩-૨૫] અદ્ભુત પ્રભાવવાળા તે બ્રાહ્મણશ્રેષ્ઠને જોઈને કાશ્યપ વિસ્મય પામ્યો. તેણે પોતાના ગુરુરૂપ તે બ્રાહ્મણને ઉત્તમ પૂજા કરીને સંતોષ્યો.[૨૬] કામક્રોધાદિ શત્રુઓને તપાવનારા તે કાશ્યપે શાસ્ત્ર અને ચારિત્ર્યથી યુક્ત એવા પેલા બ્રાહ્મણને પૂજ્યભાવથી અને ગુરુવૃત્તિથી સંતોષ્યો, તે યોગ્ય જ

હતું. હે જનાર્દન! તે પછી પોતાના શિષ્ય બનેલા તે કાશ્યપ ઉપર પ્રસન્ન થયેલા પેલા બ્રાહ્મણે ઉત્તમ સિદ્ધિ તરફ લક્ષ્ય આપીને જે કંઈ કહ્યું હતું, તે તમે મારી પાસેથી સાંભળો.[૨૭,૨૮]

સિદ્ધ બ્રાહ્મણ બોલ્યો: હે તાત! મનુષ્યો વિવિધ પ્રકારનાં કર્મો કરીને તથા કેવળ પુણ્યના યોગો સાધીને આ લોકમાં સારી સ્થિતિને મેળવે છે અને પરલોકમાં ઉત્તમ ગતિ પ્રાપ્ત કરે છે.[૨૯] પણ વસ્તુતઃ કોઈ સ્થળે અત્યંત સુખ નથી, તેમ કોઈ સ્થળે સદાને માટે સ્થિતિ નથી. વારંવાર દુઃખથી મેળવેલાં મોટાં મોટાં સ્થાનો સંપાદન કરીને તે ઉપરથી ગબડી પડાય છે.[૩૦] મેં પાપનું સેવન કરીને તથા કામ, ક્રોધ, લોભ અને મોહથી ઘેરાઈ જઈને કષ્ટભરેલી અનેક અશુભ ગતિઓ મેળવી છે.[૩૧] ફરી ફરીને મેં જન્મ ધર્યો છે અને ફરી ફરીને હું મરણ પામ્યો છું. મેં અનેક પ્રકારના આહારો ખાધા છે અને હું અનેક સ્તનોને ધાવ્યો છું.[૩૨] હે નિષ્પાપ! મેં વિવિધ પ્રકારની માતાઓ જોઈ છે, ભિન્ન ભિન્ન પિતાઓ જોયા છે અને તરેહતરેહનાં સુખદુઃખો અનુભવ્યાં છે.[૩૩] વળી મેં અનેક પ્રિય સંબંધીઓની સાથે વિયોગ તથા અનેક અપ્રિય જનોની સાથે સંયોગ અનુભવ્યો છે. અરે! જે ધનને મેં દુઃખથી મેળવ્યું હતું, તે ધનનો નાશ પણ કર્યો છે.[૩૪] મેં રાજા તરફથી તથા સ્વજનો તરફથી મહાકષ્ટકારક અપમાનો સહ્યાં છે અને અત્યંત દારુણ એવી શારીરિક તથા માનસિક વેદનાઓ ભોગવી છે.[૩૫] મેં ઉગ્ર તિરસ્કારો પ્રાપ્ત કર્યા છે, મેં દારુણ માર તથા બંધનો સહન કર્યાં છે, હું નરકમાં પડ્યો છું અને યમલોકમાં યાતનાઓ ભોગવી છે. મેં વૃદ્ધાવસ્થા અને રોગોને પણ ભોગવ્યા છે, નિરંતર અનેક સંકટો વેઠ્યાં છે અને આ લોકમાં હર્ષશોક આદિ દ્વંદ્વોથી ઉત્પન્ન થનારાં ઘણાં દુઃખો અનુભવ્યાં છે. આમ ઘણા કાળ સુધી ચાલ્યું હતું. પછી કોઈ એક સમયે અત્યંત કંટાળી જઈને મેં નિરાકારનો આશ્રય કર્યો. (અર્થાત્ અસંપ્રજ્ઞાત સમાધિ સંપાદન કરીને બ્રહ્મભાવનો મેં આશ્રય કર્યો.) આમ મેં અત્યંત દુઃખાર્ત્ત થયેલા લોકતંત્રનો પરિત્યાગ કર્યો. આ લોકમાં પૂરનો અનુભવ લીધા પછી મેં આ માર્ગનો આશ્રય કર્યો છે. હવે આત્માના પ્રસાદને લીધે જ મેં આ સિદ્ધિ મેળવી છે.[૩૬–૩૯] હું આ લોકમાં પુનઃ કદી આવીશ નહિ. હું આ સર્વ લોકને જોઈ શકું છું તેમ જ મોક્ષથી આરંભીને પ્રજા સૃષ્ટિપર્યંતની આત્માની શુભ ગતિઓને તથા લોકની ગતિઓને પણ જોઈ શકું છું.[૪૦] હે બ્રાહ્મણશ્રેષ્ઠ! મેં આ ઉત્તમ સિદ્ધિ એ પ્રમાણે પ્રાપ્ત કરી છે. હવે હું અહીંથી સત્યલોકમાં જઈશ અને પછી તેથી પર રહેલા કૈવલ્યપદને પામીશ.[૪૧] હે કામક્રોધાદિ શત્રુઓને તપાવનારા કાશ્યપ! કૈવલ્યરૂપ તે પરબ્રહ્મનું સ્થાન અવ્યક્ત છે. (મન, વાણી તથા કર્મનું અવિષય છે) માટે એ વિષે તારે સંશય કરવો નહિ. હું હવે આ મનુષ્યલોકમાં પુનઃ કદી આવીશ નહિ.[૪૨] હે મહાબુદ્ધિમાન કાશ્યપ! હું તારા પર પ્રસન્ન થયો છું, માટે બોલ, હું તારું શું પ્રિય કરું? તું જે ઇચ્છાથી અહીં આવ્યો છે, તેને સફળ કરવાનો આ સમય આવી પહોંચ્યો છે.[૪૩] તું જે માટે અહીં આવ્યો છે તે હું જાણું છું અને હું હવે અલ્પ સમયમાં જ અહીંથી જવાનો છું. માટે જ હું આ પ્રમાણે તને પ્રેરણા કરું છું.[૪૪] હે વિચક્ષણ! તારા ચારિત્ર્યથી હું અત્યંત પ્રસન્ન થયો છું. માટે તારે જે પૂછવું હોય તે ખુશીથી પૂછ. હું તને જે પ્રિય હશે તે કહીશ.[૪૫] ખરેખર, હું તારી બુદ્ધિને અત્યંત વિશાળ માનું છું અને તેની ભારે પ્રશંસા કરું છું; કેમ કે હું અંતર્જ્ઞાન

થઈ ગયો હતો, છતાં તેં મને જાણી લીધો છે. હે કાશ્યપ! ખરેખર તું બુદ્ધિમાન છે.[૪૬]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતા પર્વમાં સિદ્ધ બ્રાહ્મણ અને કાશ્યપનો સંવાદ' નામનો અધ્યાય ૧૬ મો સમાપ્ત

## अध्याय १७मो

### સિદ્ધ બ્રાહ્મણ અને કાશ્યપનો સંવાદ (ચાલુ)

॥ वासुदेव उवाच ॥

**ततस्तस्योपसंगृह्य पादौ प्रश्नान् सुदुर्वचान्।**
**पप्रच्छतॉश्च धर्मान् स प्राह धर्मभृता वरः॥१॥**

વાસુદેવ બોલ્યા તે પછી એ સિદ્ધ બ્રાહ્મણના બન્ને ચરણો પકડીને (અર્થાત્ તેમના ચરણમાં નમન કરીને) કાશ્યપે બીજાઓથી ન પૂછી શકાય તેવા (મહાક્લિષ્ટ) પ્રશ્નો પૂછ્યા. એટલે ધાર્મિકો માં શ્રેષ્ઠ તે બ્રાહ્મણે તે ધર્મો કહેવા માંડ્યા.[૧]

કાશ્યપ બોલ્યા (૧) શરીર કેવી રીતે નાશ પામે છે? (૨) કેવી રીતે ઉત્પન્ન થાય છે? (૩) આત્મા આ કષ્ટ ભરેલા સંસારમાં ભ્રમણ કરતો કરતો કેવી રીતે મુક્ત થાય છે? (૪) જીવ મૂળ અવિદ્યાનો ઉપભોગ કરીને તેથી ઉત્પન્ન થનારા સ્થૂલશરીરનો કેવી રીતે ત્યાગ કરે છે? (૫) અને તે શરીરમાંથી મુક્ત થઈને પરબ્રહ્મને કેવી રીતે પામે છે? (૬) મનુષ્ય પોતે કરેલાં શુભ–અશુભ કર્મને કેવી રીતે અને ક્યાં ભોગવે છે? અને (૭) દેહરહિત થયેલા જીવનું તે કર્મ ક્યાં રહે છે?[૨–૪×]

બ્રાહ્મણ બોલ્યો હે યદુવંશી! કાશ્યપે એ પ્રમાણે પ્રશ્નો પૂછ્યા, એટલે તે સિદ્ધ બ્રાહ્મણે તે તે પ્રશ્નોના અનુક્રમે ઉત્તર આપવા માંડ્યા. તે હું તમને કહું છું, સાંભળો.[૫]

સિદ્ધ બ્રાહ્મણ બોલ્યો: જે શરીર ગ્રહણ કર્યું હોય છે, તેમાં રહીને જીવ આયુષ્ય તથા કીર્તિની વૃદ્ધિ કરનારાં જે કૃત્યોનું સેવન કરે છે તે સર્વનો જ્યારે ક્ષય થાય છે, ત્યારે આયુષ્યના વિનાશ કાળને લીધે વિપરીત કૃત્યોનું તે સેવન કરે છે પછી વિનાશકાળ સમીપમાં આવે છે, ત્યારે તેની બુદ્ધિ પણ ફરી જાય છે.[૬,૭] વિવેકહીન એવો તે દેહધારી પોતાના સત્ત્વને, બળને તથા કાળને જાણતો હોય છે, છતાં (બુદ્ધિના વિપર્યાસને લીધે) વારંવાર પોતાના (સત્ત્વ, બળ તથા કાળ) થી વિરુદ્ધ કર્મોનું સેવન કરે છે જ્યારે એ અત્યંત કષ્ટકારક એવાં સર્વ કર્મોનું સેવન કરવા મંડી પડે છે, ત્યારે કોઈક સમયે અન્નાદિનું અત્યંત ભોજન કરે છે અને કોઈક સમયે લેશમાત્ર પણ ભોજન કરતો નથી.[૮,૯] વળી કોઈક વેળા તે દુષ્ટ અન્ન તથા દુષ્ટ માંસનું ભક્ષણ કરે છે, કોઈક સમયે દુષ્ટ જળપાન કરે છે, અન્યોન્ય વિરોધી પદાર્થોનું સેવન કરે છે, ભારે ખોરાક ખાય છે, અનિયમિત ભોજન કરે છે અને અજીર્ણ થયું હોય છે છતાં વારંવાર ખા ખા કરે છે.[૧૦] એટલું જ નહિ પણ તે અવિવેકી મનુષ્ય કોઈ સમયે અતિશય કસરત કરે છે, હદ ઉપરાંત મૈથુન કરે છે અને નિરંતર કામકાજ કરવાના જ લોભમાં પડી જઈને* મળમૂત્રાદિના વેગને રોકે છે[૧૧] વળી તે પરિણામમાં પુષ્કળ રસને ઉત્પન્ન કરનારા

× કાશ્યપે એ પ્રમાણે સાત પ્રશ્નો પૂછ્યા છે, તેમાંથી 'શરીર કેવી રીતે નાશ પામે છે?' આ પ્રથમ પ્રશ્નનો ઉત્તર આ અધ્યાયમાં આપવામાં આવશે પછી બીજા અને ત્રીજા પ્રશ્નનો ઉત્તર હવે પછીના અધ્યાયમાં આવશે અને બાકીના ચાર પ્રશ્નોનો ઉત્તર તે પછીના અધ્યાયમાં આવશે

* મળમૂત્રાદિના વેગને રોકવો ન જોઈએ, તેને માટે વાગ્ભટ કહે છે –वेगान्न धारयेद्वातविण्मूत्रक्षवतृट्क्षुधाम्। निद्राकासश्रमश्वासजृंभाश्रुच्छर्दिरेतसाम्–વાયુ વિષ્ઠા મૂત્ર છીંક, તૃષા, ક્ષુધા, નિદ્રા, ઉધરસ, શ્રમ, શ્વાસ, બગાસું આંસુ ઊલટી અને વીર્યના વેગને કદી રોકવો નહિ કેમ કે, रोगाः सर्वेऽपि जायन्ते वेगोदीरणधारणैः–વેગાદિને રોકવાથી સર્વ પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે

અન્નનું સેવન કરે છે અને દિવસે+ નિદ્રા કરે છે, તેથી અજીર્ણ વગેરેને લીધે અયોગ્ય સમયે પોતાની મેળે જ વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષોને કોપાવે છે. એ રીતે પોતાના શરીરમાં રહેલા વાત-પિત્તાદિ દોષોનો કોપ થવાથી મનુષ્યને પ્રાણઘાતક રોગ પ્રાપ્ત થાય છે અથવા તે ગળે ફાંસો દેવો પડે તેવાં વિપરીત કૃત્યો કરે છે અને પરિણામે પોતે નીરોગી હોય, છતાં પણ તે મરણ પામે છે.[૧૨,૧૩] આવાં આવાં અનેક કારણોને લીધે મનુષ્યનું શરીર નાશ પામે છે. હવે જીવિતનો અંત કેવી રીતે આવે છે, તે હું તને કહું છું, તે તું યથાવત્ સાંભળ.[૧૪] શરીરમાં જ્યારે ઉષ્ણતા (ગરમી)નો કોપ થાય છે, ત્યારે તીવ્ર વાયુથી પ્રેરાઈ ને આખા શરીરમાં તે ફરી વળી સર્વ પ્રાણોને રુંધી દે છે.[૧૫] આ વાત તારે સત્ય જાણવી કે, શરીરમાં અત્યંત કોપી ઊઠેલી મહાબળવાન ઉષ્ણતા જીવનાં સર્વ મર્મસ્થાનોને તોડી પાડે છે, તેથી વેદનાગ્રસ્ત થયેલો જીવ શરીરનો ત્યાગ કરે છે. હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! જ્યારે સર્વ મર્મસ્થાનો છેદાઈ જાય છે, ત્યારે વેદનાથી ઘેરાયેલો જીવ શરીરનો ત્યાગ કરે છે, એમ તારે જાણવું. હે બ્રાહ્મણોત્તમ! આ જગતનાં સર્વ પ્રાણીઓ જન્મમરણના ફેરામાં ગોથાં ખાયા જ કરે છે અને વારંવાર શરીરનો ત્યાગ કરતાં જોવામાં આવે છે. પ્રાણી (પારલૌકિક દેહનો ત્યાગ કરીને ઐહિક) ગર્ભસ્થ શરીરમાં જ્યારે પ્રવેશ કરે છે અને ગર્ભમાંથી જ્યારે બહાર આવે છે, ત્યારે પણ મર્મભાગોમાં તેવી જ (એટલે મરણકાળના જેવી જ) વેદના ભોગવે છે. તે સમયે એના શરીરના પ્રત્યેક સાંધામાં કળતર થાય છે અને તેને ગર્ભાશયના જળ વડે ભીંજાઈ જવાથી અત્યંત દુઃખ સહન કરવું પડે છે.[૧૬-૨૦] શરીરમાં રહેલો વાયુ બીજા તીવ્ર વાયુની પ્રેરણાથી જ્યારે કોપાયમાન થાય છે, ત્યારે તે શીતળતાને લીધે જાણે પાંચે મહાભૂતોના એકત્રપણાનો નાશ કરી નાખતો હોય છે. આમ પાંચ મહાભૂતોમાં પ્રાણ તથા અપાનને સ્થાને રહેલો તે વાયુ મહાકષ્ટથી શરીરનો ત્યાગ કરીને ઊર્ધ્વમાર્ગે બહાર નીકળી જાય છે.[૨૧,૨૨] એ રીતે વાયુ શરીરનો ત્યાગ કરે છે, ત્યારે મનુષ્ય શ્વાસોચ્છ્વાસરહિત જોવામાં આવે છે અને ઉષ્ણતા વિનાના, શ્વાસરહિત થયેલા, શોભાથી મુક્ત થયેલા, ચેતન વિનાના થઈ પડેલા તથા જીવે ત્યજી દીધેલા તે મનુષ્યને મરણ પામેલો માનવામાં આવે છે. તે અવસ્થામાં શરીરધારી પૂર્વે જે જે ઇંદ્રિયોથી વિષયોનું જ્ઞાન કરી શકતો હતો, તે જ ઇંદ્રિયોથી તેને વિષયજ્ઞાન થઈ શકતું નથી. શરીરમાં રહીને જે આહારથી ઉત્પન્ન થનારા પ્રાણોને ઉત્પન્ન કરે છે, તેને જ સનાતન જીવ કહેવામાં આવે છે.[૨૩-૨૫] વળી શરીરના જે જે ભાગમાં પંચમહાભૂતો અત્યંત સંયુક્ત રહેલાં હોય છે, તે તે ભાગને શાસ્ત્રમાં મર્મસ્થાન કહેવામાં આવ્યું છે, એમ તારે જાણવું.[૨૬] એ મર્મસ્થાનો જ્યારે ભેદાઈ જાય છે ત્યારે જીવ એકદમ ઉછાળો મારીને હૃદયમાં દાખલ થાય છે અને પ્રાણીના જીવનસત્ત્વને એકદમ રૂંધી દે છે, તેથી સચેતન એવો પ્રાણી પણ કંઈ જાણી શકતો નથી.[૨૭] સર્વ મર્મસ્થાનો જ્યારે રુંધાઈ જાય છે, ત્યારે જેનું જ્ઞાન અજ્ઞાનથી ઢંકાઈ ગયેલું હોય છે, એવો તે જીવ સ્થાનભ્રષ્ટ થઈ પડે છે. પછી વાયુ તેને હાલકડોલક સ્થિતિમાં લાવી મૂકે છે.[૨૮] એટલે તે મહાદારુણ શ્વાસોચ્છ્વાસ લઈને અચેતન શરીરને એકદમ કંપાવી મૂકે છે અને આખરે તે શરીરમાંથી બહાર નીકળી જાય છે.[૨૯] જીવ એ રીતે શરીરથી છૂટો થાય છે, ત્યારે પોતાનાં શુભ–અશુભ અથવા

+ યોગરત્નાકર નામના આયુર્વેદના ગ્રંથમાં કહ્યું છે.– दिवास्वाप न कुर्वीत यतोऽसौस्यात् कफावहः.–દિવસે નિદ્રા કરવી નહિ, કેમકે તેથી કફની વૃદ્ધિ થાય છે.

પુણ્યપાપરૂપ કર્મો વડે ચોતરફથી ઘેરાઈ જઈ કર્માનુસાર ગતિને પામે છે.[30] જે બ્રાહ્મણો (બ્રહ્મનિષ્ઠ પુરુષો) જ્ઞાનસંપન્ન હોય છે અને જેમણે શાસ્ત્રીય નિશ્ચયને યથાવત્ રીતે સાંભળ્યો હોય છે, તેઓ અમુક અમુક લક્ષણો ઉપરથી જીવને પુણ્યકર્મી અથવા પાપકર્મી જાણી શકે છે.[31] જેમ નેત્રવાળા મનુષ્યો અંધકારમાં આજુબાજુ ઊડી રહેલાં પતંગિયાંને (આગિયાને) જોઈ શકે છે, તેમ જ્ઞાનદૃષ્ટિવાળા પુરુષો શરીરમાંથી નીકળીને પોતાનાં કર્માનુસાર શુભ–અશુભ ગતિને પ્રાપ્ત થનારા જીવને જોઈ શકે છે–જાણી શકે છે.[32] સિદ્ધપુરુષો શરીરમાંથી નીકળતા, અન્ય સ્થળે ઉત્પન્ન થતા તથા બીજી યોનિમાં દાખલ થતા જીવને પોતાનાં દિવ્ય ચક્ષુથી જોઈ શકે છે.[33] શાસ્ત્રદૃષ્ટિએ જીવનાં ત્રણ સ્થાનો જોવામાં આવે છે. જ્યાં પ્રાણીઓ નિવાસ કરી રહ્યાં છે, તે આ કર્મભૂમિ છે.[34] સર્વ પ્રાણીઓ આ કર્મભૂમિ ઉપર શુભ–અશુભ કર્મ કરીને પોતાનાં કર્માનુસાર નાના–મોટા ભોગોને પામે છે.[35] પરંતુ જેઓ અહીં રહીને અશુભ કર્મ કરે છે, તેઓ પોતાનાં કર્મોને લીધે નરકગતિ મેળવે છે. આ નરકગતિનું બીજું નામ અધોગતિ છે અને તે ગતિ મહાકષ્ટકારક છે. ત્યાં જઈને મનુષ્યો રંધાઈ જાય છે. આ ગતિમાંથી છુટકારો મેળવવો મહાદુર્લભ છે, માટે પ્રત્યેક પ્રાણીએ તે ગતિથી પોતાના આત્માનું અત્યંત રક્ષણ કરવું.[36]

હવે જેઓ ઊર્ધ્વ ગતિ મેળવીને જે સ્થાનોમાં નિવાસ કરી રહે છે, તે હું તને યથાર્થ રીતે કહું છું. માટે એ વિષે તું મારી પાસેથી સાંભળ.[37] તે સાંભળીને તું નૈષ્ઠિકીબુદ્ધિને પ્રાપ્ત કરીશ અને કર્મના નિશ્ચયને જાણી શકીશ. આ સર્વ તારાઓ, ચંદ્રમંડળ અને સૂર્યમંડળ જે લોકમાં પોતાની કાંતિથી નિત્ય પ્રકાશ્યા કરે છે, તે લોકમાં પુણ્યકર્મો કરનારા મનુષ્યોનાં સ્થાનો રહેલાં છે એમ તારે જાણવું.[38,39] જોકે પુણ્યકર્મ કરનારા મનુષ્યો પણ તે તે સ્થાનો પ્રાપ્ત કરીને પોતાના કર્મનો ક્ષય થતાં વારંવાર ત્યાંથી પતન પામે છે. તોપણ તેમાં અને સ્વર્ગમાં ઉચ્ચ, નીચ અને મધ્યમ–એવો ભેદ રહેલો જ છે.[40] સ્વર્ગમાં જઈને પણ બીજાની લક્ષ્મીને પોતાના કરતાં અધિક જોઈને મનુષ્ય અસંતોષી બને જ છે. આ રીતે જુદી જુદી સર્વ ગતિઓ મેં તને કહી. હવે ગર્ભની ઉત્પત્તિ વિષે હું તને કહું છું; માટે હે બ્રાહ્મણ! તેને તું સાવધાન થઈને સાંભળ.[41,42]

ઇતિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'સિદ્ધ બ્રાહ્મણ અને કાશ્યપનો સંવાદ' નામનો અધ્યાય ૧૭મો સમાપ્ત

## अध्याय १८मो

### સિદ્ધ બ્રાહ્મણ અને કાશ્યપનો સંવાદ (ચાલુ)

॥ ब्राह्मण उवाच ॥

**शुभानामशुभानां च नेह नाशोऽस्ति कर्मणाम् ।**
**प्राप्य प्राप्यानुपच्यंते क्षेत्रं क्षेत्रं तथा तथा ॥ १ ॥**

સિદ્ધ બ્રાહ્મણ બોલ્યો: શુભ તથા અશુભ કર્મોનો કદી નાશ થતો નથી, તેથી વારંવાર શરીર પ્રાપ્ત કરીને તેમનું ફળ ભોગવવું પડે છે. જેમ ઘણી જ સંભાળપૂર્વક ઉત્પન્ન કરવામાં આવેલું એક ફળદાયી વૃક્ષ પુષ્કળ ફળ આપે છે, તેમ શુદ્ધ મનથી જે કર્મ કરવામાં આવે છે, તો મહાન પુણ્ય પ્રાપ્ત થાય છે.[2] તે જ પ્રમાણે પાપી મનથી કરવામાં આવેલું કર્મ પાપજનક જ થઈ પડે છે. (અર્થાત્ શુદ્ધચિત્તથી કરવામાં આવેલા અલ્પ પુણ્યથી પણ પુષ્કળ ફળ મળે છે અને અશુદ્ધ ચિત્તથી કરવામાં આવેલા અલ્પ પાપથી પણ મહાન દુષ્ટ ફળ પ્રાપ્ત થાય છે.) કેમ કે મનને જ આગળ કરીને આત્મા કર્મ કરવા તત્પર થાય છે. (માટે મન જ પ્રધાન છે, કર્મ પ્રધાન નથી.)[3] હવે પોતાનાં કર્મોથી વીંટાયેલો અને

કામક્રોધથી ઘેરાયેલો મનુષ્ય કેવી રીતે ગર્ભમાં દાખલ થાય છે, તે પ્રશ્નનો ઉત્તર પણ તું સાંભળ.[૪] સ્ત્રીના ગર્ભાશયમાં ગયેલું વીર્ય ત્યાં રહેલા રુધિર સાથે મિશ્ર થાય છે અને કર્મથી ઉત્પન્ન થનારા શુભ અથવા અશુભ ક્ષેત્રને મેળવે છે. (અર્થાત્ કર્મજન્ય એક શરીરરૂપે બંધાય છે.)[૫] જીવ અત્યંત સૂક્ષ્મ અને અવ્યક્ત સ્વરૂપ છે, તેથી (વાસ્તવિક રીતે) કોઈ પણ સ્થળે તે આસક્ત થતો નથી. માટે બ્રહ્મવેત્તા પુરુષ સનાતન બ્રહ્મને જાણીને તથા (બ્રહ્મરૂપ) અભીષ્ટ વસ્તુ સંપાદન કરીને નિસંગ થાય છે.[૬] તે જીવ પ્રાણીમાત્રના બીજરૂપ છે અને સર્વ પ્રાણીઓ તેના વડે જીવી રહ્યાં છે. તે જીવ ગર્ભના સર્વ અવયવોમાં વિભાગ પ્રમાણે દાખલ થાય છે. પછી તે તુરત જ ચિત્તરૂપ ઉપાધિનો આશ્રય કરીને ઇંદ્રિયોના સર્વ ગોલકોમાં અભિમાન ધારણ કરે છે, તેથી ચેતનાયુક્ત થયેલો તે ગર્ભ પોતાનાં સર્વ અંગોને હલાવવા માંડે છે. જેમ તપાવેલા લોઢાનો રસ ધાતુ ગાળવાની મૂસમાં રેડાઈને મૂસના આકારને ધારણ કરે છે, તેમ ગર્ભમાં જીવનો પ્રવેશ થાય છે, એમ તારે જાણવું. જેમ અગ્નિ લોઢાના ગોળામાં દાખલ થઈને તેને અત્યંત તપાવે છે અર્થાત્ અગ્નિ પોતે અસ્પષ્ટ સ્વરૂપ છે, તોપણ કાષ્ઠ, લોઢું આદિ ઉપાધિમાં જ સ્પષ્ટ સ્વરૂપે પ્રકટ થાય છે, તેમ ગર્ભમાં જીવ પ્રકટ થાય છે, એમ તારે જાણવું. જેમ દીવો ઘરની અંદર પ્રકટ થઈને સર્વ પદાર્થોને પ્રકાશિત કરે છે, તેમ ચેતના (જીવ) સર્વ શરીરોને (એટલે સ્થૂલશરીરને, લિંગશરીરને તથા કારણ શરીરને) પ્રકાશમાન—ચૈતન્યવાન કરે છે.[૭-૧૧] જીવે પૂર્વજન્મના દેહથી જે કાંઈ શુભ-અશુભ કર્મ કર્યું હોય છે, તે સર્વ અવશ્ય તેને ભોગવવું પડે છે.[૧૨] પછી એ રીતે ઉપભોગ કરવાથી તેનાં જૂનાં કર્મો ક્ષીણ થતાં જાય છે અને પાછાં નવાં કર્મો એકઠાં થતાં જાય છે. આ રીતની પરંપરા જ્યાં સુધી તેને મોક્ષનો યોગ પ્રાપ્ત થતો નથી, ત્યાં સુધી ચાલુ જ રહે છે અને તેટલા કાળ પર્યંત તે ધર્મને જાણતો જ નથી.[૧૩] હે બ્રાહ્મણશ્રેષ્ઠ! એક પછી એક એમ અનેક જાતિઓમાં ભ્રમણ કરનારો જીવ જે કર્મ કરીને સુખી થાય છે, તે કર્મ હું તને કહું છું.[૧૪] દાન, વ્રત, બ્રહ્મચર્ય, શાસ્ત્રોક્ત રીતે વેદપઠન, ઇંદ્રિયનિગ્રહ, શાંતિ, પ્રાણીઓ ઉપર દયા, સંયમ, સૌમ્યતા, પારકા દ્રવ્યને નહિ લેવાની ઇચ્છા, પૃથ્વી પર પ્રાણીમાત્રનું મનથી પણ ભૂંડું નહિ કરવાનો વિચાર, માતાપિતાની સેવા, દેવતાઓ તથા અતિથિઓનું પૂજન, ગુરુની પૂજા, દયા, પવિત્રતા, નિત્ય ઇંદ્રિયોનો સંયમ અને શુભ કર્મો કરવામાં પ્રવૃત્તિ: આને સત્પુરુષોનું વૃત્ત અથવા વર્તન કહેવામાં આવે છે. તેમાંથી જ સનાતન ધર્મની ઉત્પત્તિ થાય છે અને તે પ્રજાઓનું રક્ષણ કરે છે.[૧૫-૧૮] આ પ્રમાણે સત્પુરુષોમાં જ એ સદ્વર્તનો જોવાં; કેમ કે તેમાં જ એ સદ્વર્તનની સ્થિતિ અચળ રહેલી હોય છે. વળી સત્પુરુષોનો આચાર જ ધર્મને કહી બતાવે છે, અને તે આચારમાં શાંત પુરુષો સ્થિતિ કરી રહે છે. સત્પુરુષો વિષે સદ્વર્તન (સ્વાભાવિક રીતે જ) મુકાયેલ હોય છે અને તેને સનાતન ધર્મ કહેવામાં આવે છે; માટે જે પુરુષો એ સદાચારરૂપ સનાતનધર્મનો અંગીકાર કરે છે, તે કદી દુર્ગતિને પામતા નથી.[૧૯,૨૦] વળી એ ધર્મને લીધે જ ધર્મમાર્ગથી ભ્રષ્ટ થનારા લોકને નિયમમાં રાખી શકાય છે. જે પુરુષ યોગી હોય છે, તે જ સંસારથી મુક્ત હોઈને બીજાઓ કરતાં વિશેષ થઈ શકે છે.[૨૧] કેમ કે જે પુરુષ ધર્માનુસાર વર્તે છે અને જેમ શુભ થાય તેમ પ્રવૃત્તિ કરે છે, તેને ઘણે લાંબે કાળે મુક્તિ મળે છે (અર્થાત્ કર્મમાર્ગનો આશ્રય કરનારાઓને લાંબે કાળે મુક્તિ પ્રાપ્ત થાય છે, પણ

યોગમાર્ગનો આશ્રય કરનારા યોગીને અલ્પ સમયમાં જ મુક્તિ મળે છે.)[૨૨] એ રીતે જીવ પૂર્વજન્મમાં કરેલાં કર્મને નિત્ય ભોગવે છે. વળી આ આત્મા બ્રહ્મરૂપ જ છે, છતાં જીવરૂપે વિકારી સ્વરૂપ ધારણ કરીને જગતમાં આવેલો છે. તે સર્વનું કારણ પણ કર્મ જ છે.[૨૩]

હવે આ આત્માએ પ્રથમ કયા કારણથી શરીર ગ્રહણ કર્યું, આવો લોકમાં સંશય રહે છે. માટે એ વિષે હું કહું છું.[૨૪] સર્વ લોકના પિતા મહ બ્રહ્માએ (પરબ્રહ્મે) પ્રથમ (માયા ઉત્પન્ન કરીને) પોતાનું શરીર ઉત્પન્ન કર્યું; પછી તેણે સ્થાવરજંગમ સર્વ જગતને ઉત્પન્ન કર્યું.[૨૫] પર બ્રહ્મે (પ્રથમ પોતે શરીર ધારણ કરીને) પ્રધાન ઉત્પન્ન કર્યું. હવે તે પ્રધાન સર્વ જીવોની પ્રકૃતિ છે; તેના વડે સર્વ જગત વ્યાપ્ત થઈ રહ્યું છે અને લોકમાં તેને 'પરમા' કહે છે.[૨૬] આ તે પ્રધાનને અથવા પ્રકૃતિને ક્ષર (નાશવંત) કહેવામાં આવે છે અને એનાથી પર રહેલા (બ્રહ્મને) અક્ષર તથા અમૃત (અવિનાશી) કહેવામાં આવે છે. આ ક્ષર, અક્ષર તથા શુદ્ધ, એ ત્રણ પૈકી ક્ષર અને અક્ષર જગતના પ્રત્યેક પુરુષમાં (પ્રાણીમાં) ભિન્નભિન્ન રીતે રહેલ છે.[૨૭] સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં પણ સ્થિતિ કરી રહેલા પ્રજાપતિએ (પરબ્રહ્મે) આકાશ આદિ સર્વ મહાભૂતોને તથા સ્થાવર-જંગમ સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કર્યા છે, એવી પ્રાચીન કાળની શ્રુતિ છે.[૨૮] વળી તે જ પિતા મહે શરીરગ્રહણનું કાળપરિમાણ કર્યું છે (આયુષ્યમર્યાદા બાંધીને નાશવંતપણું નિર્માણ કર્યું છે) તેમ જ (દેવ, મનુષ્ય, તિર્યંચ આદિ) પ્રાણીઓના દેહમાં પરિભ્રમણ કરવાનું અને વારંવાર જન્મ મરણ પામવારૂપ પુનરાવૃત્તિ કરવાનું પણ કર્યું છે.[૨૯] જેમ જેણે આત્માનો સાક્ષાત્કાર કર્યો હોય, તેવો કોઈએક બુદ્ધિમાન પુરુષ પૂર્વજન્મના સંબંધમાં તથા આ સંસારના નાશવંતપણારૂપ વિષયમાં યથાર્થ રીતે કહી શકે છે, તેમ હું પણ (જાતિ-સ્મરણની શક્તિ ધરાવનારો હોવાથી) જે કંઈ કહી રહ્યો છું, તે યથાવત્ છે.[૩૦] જે મનુષ્ય સુખ તથા દુઃખને સારી રીતે અનિત્ય જુએ છે, શરીરને અપવિત્ર પદાર્થોના એક ઢગલારૂપ માને છે, વિનાશને કર્મ સાથે સંબંધ ધરાવનારો માને છે અને જે કંઈ સુખ એનામાં આવે છે તે સર્વ વાસ્તવિક રીતે દુઃખ જ છે એમ લક્ષમાં રાખે છે, તે પુરુષ મહાદુસ્તર અને ભયંકર એવા આ સંસાર-સમુદ્રને તરી જાય છે.[૩૧,૩૨] જે મનુષ્ય જન્મ, મરણ તથા રોગોથી ઘેરાઈ જઈને પણ માયાના સ્વરૂપને જાણે છે તથા ચેતનાવાળાં સર્વ પ્રાણી-ઓમાં એક જ ચૈતન્યને જુએ છે, તે મનુષ્ય પરમ પદની શોધ કરતો કરતો અંતે સમગ્ર પ્રપંચથી કંટાળે છે. હે બ્રાહ્મણશ્રેષ્ઠ! તેવા પુરુષને ઉપયોગી થઈ પડે એવો ઉપદેશ હું તને યથાર્થ રીતે કહું છું. વળી સનાતન તથા અવિનાશી એવા આ આત્માનું ઉત્તમ જ્ઞાન પણ હું તને સંપૂર્ણ રીતે કહું છું, તે તું સાંભળ.[૩૩-૩૫]

ઇતિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વાન્તર્ગત અનુગીતા પર્વમા 'સિદ્ધ બ્રાહ્મણ અને કાશ્યપનો સંવાદ' નામનો અધ્યાય ૧૮ મો સમાપ્ત

## अध्याय १९ मो

### સિદ્ધ બ્રાહ્મણ અને કાશ્યપનો સંવાદ (ચાલુ)

॥ ब्राह्मण उवाच ॥

यः स्यादेकायने लीनस्तूष्णीं किंचिदचिंतयन् ।
पूर्वं पूर्वं परित्यज्य स तीर्णो बंधनाद् भवेत् ॥१॥

સિદ્ધ બ્રાહ્મણ બોલ્યો જે પુરુષ કોઈ પણ વિષયનો વિચાર નહિ કરીને તથા સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ, એ ત્રણે શરીરોનો ઉત્તરોત્તર લય કરી દઈને સર્વના અધિષ્ઠાનભૂત કેવળ એક પર

બ્રહ્મમાં જ લીન થઈ જાય છે, તેમ જ સર્વ પ્રકારે શાંત થાય છે (અર્થાત્ હું આ સર્વ જગદ્રૂપ છું, આવું અભિમાન પણ કરતો નથી,) તે પુરુષ સંસારરૂપ બંધનથી મુક્ત થાય છે.[૧] જે પુરુષ સર્વનો મિત્ર છે, સર્વ કંઈ સહન કરે છે, શમગુણમાં આસક્ત રહે છે, જિતેંદ્રિય હોય છે, ભય તથા ક્રોધથી રહિત હોય છે તથા માનસિક સંયમવાળો હોય છે, તે પુરુષ મુક્ત થઈ શકે છે. જે પુરુષ પ્રાણીમાત્ર તરફ આત્મવત્ ભાવ રાખે છે, નિયમનિષ્ઠ હોય છે, પવિત્ર હોય છે, અમાની હોય છે અને નિરભિમાની હોય છે, તે સર્વ પ્રકારે મુક્ત થાય છે.[૨,૩] જે મનુષ્યને જીવિત, મરણ, સુખ, દુઃખ, લાભ, હાનિ તથા પ્રિય અને અપ્રિય સમાન હોય છે, તે મનુષ્ય મુક્ત થઈ શકે છે.[૪] જે પુરુષ કોઈની સ્પૃહા રાખતો નથી, કોઈનું અપમાન કરતો નથી, સુખદુઃખાદિ દ્વંદ્વોથી રહિત હોય છે અને મનમાંથી વીતરાગ થયેલો હોય છે, તે પુરુષ સર્વથા મુક્ત જ છે.[૫] વળી જે શત્રુઓથી રહિત હોય છે, બંધુઓથી રહિત હોય છે, સંતાનોથી રહિત હોય છે, ધર્માર્થકામરૂપ ત્રિવર્ગનો પણ ત્યાગી હોય છે અને નિરાકાંક્ષી હોય છે, તે પુરુષ મુક્ત થઈ શકે છે.[૬] જે ધર્માધર્મથી રહિત હોય છે, પ્રારબ્ધકર્મોનો ત્યાગી હોય છે, શરીરનો આરંભ કરનારી ધાતુઓ (પંચમહાભૂતો)ના બંધનક્ષયને લીધે જ અત્યંત શાંતચિત્ત થયેલો હોય છે અને દ્વૈતબુદ્ધિથી મુક્ત થયેલો હોય છે, તે પુરુષ મુક્ત થઈ શકે છે.[૭] વળી જે કર્મોનો ત્યાગી હોય છે, સર્વ આકાંક્ષાઓથી રહિત હોય છે, જગતને પીપળાના વૃક્ષ જેવું જન્મ, મૃત્યુ તથા જરાથી યુક્ત અને અનિત્ય જુએ છે, નિરંતર વૈરાગ્યબુદ્ધિવાળો હોય છે અને પોતાના દોષોનું નિરીક્ષણ કર્યા કરે છે, તે પુરુષ અલ્પ સમયમાં જ પોતાને બંધનથી મુક્ત કરે છે.[૮,૯] હરકોઈ મનુષ્ય પોતાના આત્માને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધથી રહિત જોઈને તથા શરીર, ઇંદ્રિય આદિ પરિગ્રહ તથા અભિજ્ઞાનથી રહિત જોઈને મુક્ત થઈ શકે છે.[૧૦] જે મનુષ્ય પોતાના આત્માને પંચમહાભૂતોના ગુણોથી રહિત જુએ છે (અર્થાત સ્થૂળદેહથી રહિત જુએ છે,) અમૂર્તિમાન (એટલે લિંગદેહથી રહિત) જુએ છે, અહેતુમાન (એટલે કારણશરીરથી રહિત) જુએ છે, ગુણરહિત અને ગુણોનો ભોક્તા જુએ છે, તે મનુષ્ય મુક્ત થઈ શકે છે.[૧૧] શારીરિક તથા માનસિક સર્વ સંકલ્પોનો બુદ્ધિથી ત્યાગ કરીને, મનુષ્ય કાષ્ઠરહિત થયેલા અગ્નિની પેઠે ધીમેધીમે નિર્વાણ (મોક્ષરૂપ શાંતિ)ને સંપાદન કરે છે.[૧૨] જે પુરુષ સર્વ સંસ્કારોથી મુક્ત થયેલો હોય છે, સુખદુઃખાદિ દ્વંદ્વોથી રહિત થયેલો હોય છે, સર્વ પરિગ્રહનો ત્યાગ કરનારો હોય છે અને પોતાના તપોબળથી સર્વ ઇંદ્રિયોમાં સંચાર કરે છે (અર્થાત્ સર્વ ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે), તે પુરુષ મુક્ત જ છે.[૧૩] મનુષ્ય જ્યારે સર્વ સંસ્કારોથી મુક્ત થાય છે, ત્યારે સનાતન, શાંત, અચળ, નિત્ય અને અક્ષર એવા પરબ્રહ્મને મેળવે છે.[૧૪]

હવે હું તમને સર્વોત્તમ યોગશાસ્ત્ર કહું છું. તેનો અભ્યાસ કરીને યોગી લોકો સિદ્ધ એવા આત્માને જોઈ શકે છે.[૧૫] એ યોગશાસ્ત્રનો ઉપદેશ હું તમને યથાવત્ રીતે આપું છું. તમે તે સાંભળો. એ દ્વારા ચિત્તનિગ્રહના ઉપાયો યોજીને પોતાના ચિત્તને અંતર્મુખ કરનારો યોગી પુરુષ આદિઅંતરહિત બ્રહ્મવસ્તુનો સાક્ષાત્કાર કરી શકે છે.[૧૬] સર્વ ઇંદ્રિયોનો ઉપસંહાર કરીને (અર્થાત્ પોતપોતાના વિષયો તરફથી ઇંદ્રિયોને આકર્ષી લઈને) તેમનો તથા મનનો ક્ષેત્રજ્ઞ આત્મામાં લય કરવો; પરંતુ તે પહેલાં તીવ્ર તપશ્ચર્યા કરીને

મોક્ષયોગ સાધવો જોઈએ. (કેમ કે તે દ્વારા જ્યારે ચિત્ત શુદ્ધ થાય છે, ત્યારે જ એ પ્રમાણે મનને આત્મામાં ધારણ કરી શકાય છે.)[૧૭] નિત્ય તપશ્ચરણ કરનારા બુદ્ધિમાન બ્રાહ્મણે સાવધાન થઈને યોગશાસ્ત્રનો અભ્યાસ કરવો અને પછી મનથી પોતાના દેહમાં જ આત્માનો સાક્ષાત્કાર કરવો.[૧૮] તે સાધુપુરુષ જો પોતાના ચિત્તને પોતાના દેહમાં જ અંતર્મુખ કરવાને શક્તિમાન થાય છે, તો તે એકાંત પ્રદેશનું સેવન કરીને પોતાના દેહમાં જ આત્માનો સાક્ષાત્કાર કરી શકે છે.[૧૯] સંયમનિષ્ઠ થયેલો, નિરંતર યોગાભ્યાસ કરનારો, મનને વશ રાખનારો તથા જિતેંદ્રિય બનેલો તે યોગી પુરુષ ઉત્તમ સમાધિ ધારણ કરીને આત્મા વડે જ આત્માનો સાક્ષાત્કાર કરે છે.[૨૦] પછી જેમ કોઈએક પુરુષ પૂર્વે કદી નહિ જોયેલા પુરુષને સ્વપ્નમાં જોઈને પુનઃ જાગ્રત થયા પછી પણ તેને 'તે જ આ પુરુષ છે' એમ ઓળખી શકે છે, તેમ યોગી પુરુષ પણ સમાધિમાં આત્માનો સાક્ષાત્કાર કરીને પુનઃ સમાધિમાંથી વ્યુત્થાન પામ્યા પછી પણ આખા જગતને આત્મારૂપ જોઈ શકે છે.[૨૧] જેમ કોઈ પુરુષ મુંજ નામના ઘાસમાંથી સળીને ખેંચી કાઢીને પ્રત્યક્ષ જોઈ શકે છે, તેમ યોગી પુરુષ પણ આત્માને પોતાના દેહમાંથી જુદો પાડીને જોઈ શકે છે.[૨૨] વિદ્વાનો કહે છે કે, શરીર એ જ મુંજને સ્થાને છે અને તેમાં રહેલો આત્મા તે સળીને સ્થાને છે, માટે જ યોગવેત્તા પુરુષોએ આ સર્વોત્તમ દષ્ટાંત કહ્યું છે.[૨૩] જ્યારે કોઈ દેહધારી પોતાના શરીર સાથે જોડાયેલા આત્માને જુએ છે, ત્યારે તેનો કોઈ ઈશ્વર જ રહેતો નથી, કેમ કે તે પોતે જ ત્રૈલોક્યનો પ્રભુ બની જાય છે;[૨૪] એટલું જ નહિ, પણ તે પુરુષ જરા તથા મૃત્યુને ઓળંગી જાય છે, પોતાની ઇચ્છાનુસાર જુદાં જુદાં અનેક શરીરો ધારણ કરી શકે છે, કદી શોકગ્રસ્ત થતો નથી અને કદી હર્ષ પણ પામતો નથી.[૨૫] વળી તે જિતેંદ્રિય યોગી પુરુષ દેવોનો પણ દેવ બની જાય છે અને અંતે અનિત્ય એવા દેહનો ત્યાગ કરીને અવિનાશી પરબ્રહ્મને મેળવે છે.[૨૬] તે યોગી પુરુષને પ્રાણીઓનો વિનાશ થવા માંડે તોપણ ભય થતો નથી; તેમ જ સર્વ પ્રાણીઓ ક્લેશ પામવા માંડે, તોપણ તેને કોઈ પ્રકારે દુઃખ થતું નથી,[૨૭] મનને યોગાસક્ત કરીને નિઃસ્પૃહ થયેલો તથા શાંતચિત્ત થયેલો તે યોગી પુરુષ દુઃખ અને શોકથી ભરેલા તથા સંગ અને સ્નેહથી ઉત્પન્ન થનારા ઘોર વિકારોથી ચલાયમાન થતો નથી.[૨૮] એટલું જ નહિ, પણ તે યોગી પુરુષને શસ્ત્રો છેદી શકતાં નથી, મૃત્યુ તેના પર સત્તા ચલાવી શકતો નથી, અને તેને યોગ વિના બીજું કંઈ પણ મહાન સુખ જગતમાં જોવામાં આવતું નથી.[૨૯] તે પુરુષ સારી રીતે ચિત્તને યોગમગ્ન કરીને કેવળ આત્મામાં જ સ્થિતિ કરી રહે છે અને જરાના દુઃખથી મુક્ત થઈને તે સુખથી સૂઈ શકે છે.[૩૦] વળી તે આ મનુષ્યશરીરનો ત્યાગ કરીને પોતાની ઇચ્છાનુસાર હરકોઈ શરીરને પ્રાપ્ત કરી શકે છે. માત્ર તેણે (યોગૈશ્વર્ય ભોગવતાં ભોગવતાં) યોગાનુષ્ઠાનથી વિરક્ત ન થવું જોઈએ. જ્યારે તે યોગી પુરુષ સારી રીતે યોગનિષ્ઠ થઈને પોતાના દેહમાં જ આત્માનો સાક્ષાત્કાર કરે છે, ત્યારે તેને સાક્ષાત્ ઇંદ્રની પણ સ્પૃહા રહેતી નથી.

હવે ધ્યાનશીલ પુરુષ યોગને કેવી રીતે સંપાદન કરે છે, તે તું સાંભળ. તેણે વેદાંતશ્રવણપૂર્વક મેળવેલા ઉપદેશનો યુક્તિથી પ્રથમ વિચાર કરવો, પછી તેણે પોતે જે શરીરમાં રહેલો હોય છે, તે શરીરની જ અંદર પોતાના મનને સ્થિર કરવું, પણ બીજા કોઈ બાહ્ય પદાર્થમાં મનને સ્થિર કરવું નહિ. એ રીતે શરીરની અંદર જ સ્થિતિ કરીને મૂળાધાર ચક્ર આદિ હરકોઈ સ્થાનમાં

પોતાને નિવાસ કરવો હોય, ત્યાં બાહ્યાભ્યંતર સહિત મનને સ્થાપિત કરવું.[૩૧-૩૪] પછી એ સ્થાનમાં સંપૂર્ણ વિચાર કરીને તે યોગી પુરુષ જ્યારે સર્વાત્મક બ્રહ્મનાં દર્શન કરે છે, ત્યારે એનું મન બહારના કોઈ પણ પદાર્થમાં આસક્ત થતું નથી.[૩૫] (જે પુરુષને ધ્યાન દ્વારા પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છા હોય તેણે) કોઈ નિર્જન વનમાં કોઈ પ્રકારનો શબ્દ કર્યા વિના ચૂપચાપ રીતે સર્વ ઇંદ્રિયોનો પ્રથમ સંયમ કરવો અને પછી એકાગ્ર થઈને શરીરની બહારના ભાગમાં તથા અંદરના ભાગમાં પરિપૂર્ણ બ્રહ્મનું જ ચિંતન કરવું.[૩૬] ઉપરાંત (યોગનાં સાધનરૂપ) દાંત, તાળવું, જીભ, ગળું, ડોક, હૃદય અને હૃદય-બંધન (એટલે હૃદયની સાથે સંબંધ ધરાવનારી એકસો એક નાડીઓ)–આ સર્વનું ધ્યાન* કરવું.[૩૭]

હે મધુસૂદન! એ પ્રમાણે તે મારા બુદ્ધિમાન શિષ્યને (કાશ્યપને) મેં ઉપદેશ આપ્યો, એટલે તેણે ફરી પણ અત્યંત અવર્ણ્ય એવા મોક્ષધર્મ વિષે મને આ પ્રમાણે પૂછ્યું:[૩૮] 'આપણે જે અન્નનું ભોજન કરીએ છીએ, તે [illegible] પચે છે કેવી રીતે? તેનો રસ કેવી રીતે થા[illegible] અને તે પાછું રુધિર કેવી રીતે બને છે?[૩૯] તે અન્ન માંસ, મેદ, સ્નાયુઓ અને હાડ[illegible] પોષણ કેવી રીતે કરે છે? પ્રાણીમાત્રનાં શ[illegible] વૃદ્ધિને કેવી રીતે પામે છે? અને વૃદ્ધિ પ[illegible] મનુષ્યનું બળ કેવી રીતે વધે છે? વળી નિ[illegible] તથા મળનું જુદેજુદે માર્ગે નિર્ગમન ([illegible] નીકળવું) કેવી રીતે થાય છે?[૪૦,૪૧] મનુષ્ય [illegible] કેવી રીતે લે છે અને પાછો શ્વાસ બહાર [illegible] રીતે કાઢે છે? આ આત્મા દેહની અંદર [illegible] પ્રદેશનો આશ્રય કરીને રહે છે? જીવ જુદી [illegible] ચેષ્ટાઓ કરીને (નાડીઓના માર્ગો દ્વારા સૂક્ષ્[illegible] શરીરને કેવી રીતે ધારણ કરી રાખે છે? અને જીવ પુન: કેવા વર્ણના તથા કેવા પ્રકારના શરીર[illegible] દાખલ થાય છે?[૪૨,૪૩] હે નિર્દોષ ભગવન્! [illegible] પ્રશ્નના ઉત્તર મને યથાર્થ રીતે કહેવાને [illegible] યોગ્ય છો.' હે માધવ! તે બ્રાહ્મણે મને એ પ્રમા[illegible] પૂછ્યું, એટલે હે શત્રુદમન મહાબાહુ કૃષ્ણ! મારા શાસ્ત્રજ્ઞાન પ્રમાણે આ ઉત્તર આપ્યો: જે કોઈ એક મનુષ્ય પોતાના કોઠારમાં અથવા ભંડા[illegible]માં ઘરનો સામાન વગેરે મૂકે છે અને પછી હ[illegible] કોઈ સમયે તે કોઠારમાં પ્રવેશ કરીને તે સામાન[illegible] બરાબર તપાસી તપાસીને જાણી શકે છે, તે[illegible] મનને પોતાના શરીરરૂપ કોઠારમાં દાખલ કર[illegible] અને તેમાં રહેલા આત્માને અનિશ્ચળ ઇંદ્રિયો દ્વારા શોધવો, તેમ જ (મન સહિત ઇંદ્રિયો બહાર દોડી ન જાય તે માટે) પ્રમાદનો ત્યાગ કરવો.[૪૪-૪૬] આ પ્રમાણે નિત્ય ઉદ્યોગપરાયણ રહીને જેનું ચિત્ત પ્રસન્ન થયેલું હોય છે, તે હરકોઈ પુરુષ અલ્પ સમયમાં જ બ્રહ્મને સંપાદન કરે છે. આ સાક્ષાત્કાર કરીને પ્રજ્ઞાનવેત્તા થઈ શકાય [illegible]

* અર્થાત્ દાંત વડે આહારને સારી રીતે ચાવી ચાવીને ખાવો; કેમ કે આહારની શુદ્ધિથી અંતઃકરણ શુદ્ધ થાય છે, અંતઃકરણની શુદ્ધિથી સ્મરણશક્તિ અચળ થાય છે અને સ્મરણશક્તિની સ્થિરતા થવાથી સર્વ બંધનોથી મુક્ત થવાય છે. આવા હેતુથી જ આહારશુદ્ધિને મોક્ષના કારણરૂપે વેદમાં કહેવામાં આવી છે. વળી જીભને તાળવામાં સ્થાપિત કરીને ખેચરી મુદ્રા કરવી અને ગળાના નીચેના ભાગમાં આવેલી ગ્રીવા (કંઠના તાળવા)થી કંઠમાં રહેલા એક ખાડામાં ધારણા કરવી, તેથી તત્કાળ ફળ મળે છે અને યોગમાં વિશ્વાસ ઉત્પન્ન થાય છે. એટલું જ નહિ પણ યોગસૂત્રકાર કહે છે:–'कण्ठकूपे क्षुत्पिपासानिवृत्तिः'–કંઠમાં રહેલા ખાડામાં ધારણા કરવાથી ક્ષુધા તથા તૃષા બિલકુલ લાગતી જ નથી. વળી હૃદયરૂપ સ્થાનમાં રહેલા બ્રહ્મનું ચિંતન કરવું તથા હૃદયની સાથે સંબંધ ધરાવનારી નાડીઓમાં પણ ધ્યાન કરવું; કેમ કે તે નાડીમાર્ગ અમુક અમુક લોકમાં ગતિ કરવા માટે

આ મહાન આત્માને ચક્ષુરિંદ્રિયથી અથવા સર્વ ઇંદ્રિયોથી પણ ગ્રહણ કરી શકાતો નથી; માત્ર મનરૂપી પ્રદીપ્ત દીવાના સાધનથી જ તેનાં દર્શન થઈ શકે છે.[૪૮] એ મહાન આત્મા સર્વ તરફ હાથ તથા ચરણવાળો છે, સર્વ તરફ નેત્ર, મસ્તક અને મુખવાળો છે, સર્વ તરફ કાનવાળો છે અને લોકમાં સર્વ વસ્તુમાં વ્યાપ્ત થઈને રહેલો છે.[૪૯] (પોતાને જ્યારે જ્ઞાન થાય છે, ત્યારે સંપ્રજ્ઞાત સમાધિમાં) જીવ શરીરમાંથી બહાર નીકળતા (એટલે શરીરથી ભિન્ન થયેલા) પોતાના (શુદ્ધ) સ્વરૂપને જોઈ શકે છે અને પછી પૂર્વોક્ત હસ્ત, ચરણ આદિ અવયવવાળા સ્વરૂપનો ત્યાગ કરીને પોતાના દેહમાં મનનો નિગ્રહ કરતાં કરતાં કેવળ નિર્ગુણ બ્રહ્મનો પણ સાક્ષાત્કાર કરી શકે છે.[૫૦] પછી પોતાના મનમાં જ (અહો! ઝાંઝવાના જળ જેવા આ સંસારે મને વ્યર્થ ભમાવ્યો, એમ વિસ્મય પામીને) તે જાણે હસતો હોય તેમ પોતાના સ્વરૂપનું અવલોકન કરે છે. એ રીતે બ્રહ્મનો આશ્રય કરીને તે મારામાં જ× મોક્ષને પામે છે. હે ઉત્તમ બ્રાહ્મણ! આ સર્વ રહસ્ય મેં તને કહ્યું. હવે હું રજા લઈશ અને અહીંથી જઈશ હે બ્રાહ્મણ! તું પણ તને જેમ સુખ થાય તેમ અહીંથી જા.[૫૧,૫૨]

હે કૃષ્ણ! મહાતપસ્વી અને તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારા તે મારા શિષ્ય બ્રાહ્મણને મેં એ પ્રમાણે કહ્યું, એટલે તે પોતાના ઇચ્છિત સ્થાને ચાલ્યો ગયો.[૫૩]

વાસુદેવ બોલ્યા: હે અર્જુન! મોક્ષધર્મનો આશ્રય કરનારો તે સિદ્ધ બ્રાહ્મણ મને એ પ્રમાણે કહીને ત્યાં જ અંતર્ધાન થઈ ગયો.[૫૪] હે પાર્થ! તેં એકાગ્ર ચિત્તથી આ બધું સાંભળ્યું ને? એ સમયે પણ રથમાં બેઠાં બેઠાં તેં આ જ સાંભળ્યું હતું.[૫૫] હે પાર્થ! જે પુરુષ વ્યગ્ર ચિત્તવાળો હોય છે અને જેણે શુદ્ધ અંતઃકરણથી વિદ્યા-સંપ્રદાય જાણ્યો નથી, તે પુરુષ (મેં કહેલા) આ જ્ઞાનને સારી રીતે જાણી શકતો નથી, એમ હું માનું છું.[૫૬] હે ભરતશ્રેષ્ઠ! દેવોના મહાન રહસ્યરૂપ આ જ્ઞાન મેં તને કહ્યું છે. હે પાર્થ! આ લોકમાં કોઈ પણ મનુષ્યે આ જ્ઞાન કદી સાંભળ્યું નથી.[૫૭] હે નિર્દોષ અર્જુન! તારા વિના બીજો કોઈ પણ મનુષ્ય આ જ્ઞાનનું શ્રવણ કરવાને યોગ્ય નથી અને વ્યગ્ર ચિત્તથી આ જ્ઞાનને સારી રીતે સમજી શકાતું પણ નથી.[૫૮] હે કુંતી-પુત્ર! આખો દેવલોક ક્રિયાનિષ્ઠ પુરુષો વડે ઊભરાઈ ગયો છે અને મનુષ્યસ્વરૂપમાં પાછા આવવું, તે દેવોને ઇષ્ટ નથી.[૫૯] હે પાર્થ! સનાતન બ્રહ્મલોક એ જ શ્રેષ્ઠ ગતિરૂપ છે અને તે દેહનો ત્યાગ થયા પછી લોકમાં અમરપણાને મેળવી શકાય છે તથા સુખી થવાય છે.[૬૦] સ્ત્રીઓ, વૈશ્યો અને શૂદ્રો કહેવાતા તથા પાપયોનિમાં જન્મેલા પણ આ આત્મદર્શન નામના ધર્મનો આશ્રય કરીને પરમ-ગતિને પામે છે.[૬૧] તો પછી સ્વધર્મ ઉપર નિત્ય પ્રીતિ રાખનારા અને બ્રહ્મલોકમાં જવા તત્પર રહેનારા મહાવિદ્વાન બ્રાહ્મણો તથા ક્ષત્રિયો પરમ ગતિને પામે, એમાં શું આશ્ચર્ય છે?[૬૨] હેતુયુક્ત એવું આ જ્ઞાન તથા તેના સાધનના ઉપાયો મેં તને કહ્યા છે. વળી તેથી થનારી સિદ્ધિ, તેનું ફળ, મોક્ષ તથા દુઃખની નિવૃત્તિનો નિર્ણય એ સર્વ પણ મેં તને કહ્યું છે.[૬૩] હે ભરતશ્રેષ્ઠ! આના કરતાં શ્રેષ્ઠ એવું બીજું કંઈ પણ સુખ નથી. હે પાંડુપુત્ર! બુદ્ધિમાન, શ્રદ્ધાળુ અને પરાક્રમી એવો જે મનુષ્ય લોકમાં સારરૂપ ગણાતા ધનાદિનો અસાર વસ્તુની પેઠે પરિત્યાગ કરે છે, તે મનુષ્ય

× 'મારામાં જ' એવો શબ્દપ્રયોગ કરીને સિદ્ધ બ્રાહ્મણ, 'પોતે કેવળ બ્રહ્મસ્વરૂપ થયો છે' એમ સૂચવે છે.

આ ઉપાયો દ્વારા સત્વર પરમ ગતિને પામે છે.[૬૪,૬૫] હે પાર્થ! બસ, આટલું કહેવાનું છે. આનાથી વિશેષ બીજું કંઈ પણ નથી. જે મનુષ્ય છ માસ પર્યંત નિત્ય અભ્યાસ કરે છે, તેને યોગ સાધ્ય થાય છે. (અર્થાત્ યોગ સુખથી સાધ્ય થઈ શકે તેવો છે, માટે તેનો અવશ્ય સ્વીકાર કરવો.)[૬૬]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતા-પર્વમાં 'સિદ્ધબ્રાહ્મણ અને કાશ્યપનો સંવાદ' નામનો અધ્યાય ૧૯મો સમાપ્ત

# अध्याय २०मो

## બ્રાહ્મણગીતા

॥ वासुदेव उवाच ॥

**अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।**
**दंपत्योः पार्थ संवादो योऽभवद् भरतर्षभ ॥ १ ॥**

વાસુદેવ બોલ્યા : હે ભરતશ્રેષ્ઠ અર્જુન! આ વિષયમાં પણ પતિપત્ની વચ્ચે જે સંવાદ થયો હતો તેનો પુરાતની ઇતિહાસ કહેવામાં આવે છે.[૧] એક સમયે જ્ઞાનવિજ્ઞાનમાં પારંગત થયેલા કોઈ એક બ્રાહ્મણપતિને તેની સ્ત્રી બ્રાહ્મણી એકાંતમાં બેઠેલો જોઈ આ પ્રમાણે કહેવા લાગી.[૨] 'તમારા જેવા પતિનો આશ્રય કરીને હું કયા લોકમાં જઈશ? તમે તો અગ્નિહોત્રાદિ કર્મનો ત્યાગ કરી બેઠા છો, મારી સાથે ક્રૂરતાથી વર્તો છો, તેમ જ મને તમારા વિના બીજા કોઈનો આધાર નથી, એ વાતને તમે જાણતા નથી.[૩] અમારા સાંભળવામાં આવ્યું છે કે, સ્ત્રીઓ પોતાના પતિએ સંપાદન કરેલા લોકને પામે છે. (તો હું તમને પૂછું છું કે,) તમને પતિ તરીકે મેળવીને હું કઈ ગતિને પામીશ?'[૪]

પોતાની પત્નીએ એ પ્રમાણે કહ્યું, ત્યારે અત્યંત શાંત ચિત્તવાળો તે બ્રાહ્મણ જાણે હસતો હોય તેમ મુખ મલકાવીને તેને કહેવા લાગ્યો: 'હે સુભગા! હે નિર્દોષ પત્ની! હું તારા આ વાક્યની ઈર્ષ્યા કરતો નથી. (અર્થાત્ તેં કહેલા આ વાક્યથી મને ખેદ થતો નથી.)[૫] દીક્ષા, વ્રત આદિ જે કર્મ ગ્રાહ્ય હોય છે, જે સ્થૂલ હોઈને લોકોથી જોઈ શકાય તેવું હોય છે અને જે સત્ય હોય છે તેને જ કર્મ કરનારા મનુષ્યો 'કર્મ, કર્મ' એ પ્રમાણે કહે છે.[૬] કેટલાએક જ્ઞાનહીન મનુષ્યો શરીરને પરિશ્રમ આપવારૂપ કર્મ કરીને કેવળ મોહને જ પોતાના સ્વાધીનમાં લે છે; અર્થાત્ મોહમાં જ પડે છે. આ જગતમાં એક મુહૂર્તવાર પણ કર્મરહિતપણું ક્યાંય મળી આવતું નથી.[૭] સર્વ પ્રાણીઓમાં જન્મથી આરંભીને છેક મૃત્યુ પર્યંત મન, વચન તથા કર્મથી (થતું) શુભ–અશુભ કર્મ સતત ચાલુ જ રહે છે.[૮] રાક્ષસોએ જ્યારે સોમ તથા આજ્ય (ઘી) વગેરે દ્રવ્ય સામગ્રીવાળા કર્મમાર્ગનો નાશ કરવા માંડ્યો, ત્યારે એ કર્મમાર્ગથી વિરક્ત થઈને મેં શરીરમાં (નાસિકા તથા ભ્રમરના મધ્યભાગમાં રહેલા 'અવિમુક્ત' નામના) બ્રહ્મના સ્થાનને જોયું છે.[૯] એ સ્થાનમાં અદ્વૈત બ્રહ્મ વસી રહ્યું છે, ઇડા તથા પિંગલા નાડીઓનો સમાગમ છે અને બુદ્ધિનો પ્રેરક તથા પ્રાણીમાત્રને ધારણ કરી રહેલો વાયુ નિત્ય સંચાર કરી રહ્યો છે.[૧૦] વળી ત્યાં બ્રહ્માદિ દેવો યોગનિષ્ઠ થઈને તે અક્ષરબ્રહ્મની ઉપાસના કરી રહ્યા છે; તેમ જ બીજા અનેક વિદ્વાનો ઉત્તમ વ્રત ધારણ કરીને, મનને શાંત કરીને તથા ઇંદ્રિયોને વશ રાખીને અક્ષરબ્રહ્મનું ઉપાસન કરી રહ્યા છે.[૧૧] તે અક્ષરબ્રહ્મ નાસિકાથી સૂંઘી શકાય તેવું નથી અને ત્વચાથી સ્પર્શ કરી શકાય તેવું પણ નથી; માત્ર મનથી જ તેને જાણી શકાય છે.[૧૨] તે અક્ષરબ્રહ્મ ચક્ષુરિંદ્રિયનું અવિષય છે, તેમ શ્રવણેંદ્રિયથી પણ પર છે. વળી તે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધથી રહિત છે.[૧૩] સૃષ્ટિ આદિનો વ્યાપાર એ અક્ષરમાંથી જ ઉત્પન્ન થયો છે અને અંતે પાછો તેમાં જ લય પામી

જાય છે. પ્રાણ, અપાન, સમાન, વ્યાન અને ઉદાન આ પાંચ વાયુઓ પણ એ અક્ષરથી જ ઉત્પન્ન થયા છે અને પાછા તેમાં લય પામી જાય છે. મનુષ્યના શરીરમાં સમાન તથા વ્યાનના મધ્યમાં પ્રાણ તથા અપાન સંચાર કરે છે.[૧૪,૧૫] આ પ્રાણ તથા અપાનવાયુને જ્યારે ભ્રમર તથા નાસિકાના મધ્યમાં રૂંધવામાં આવે છે, ત્યારે સમાન અને વ્યાન પણ તે સ્થળે જ રૂંધાઈ જાય છે. મનુષ્ય જ્યારે નિદ્રાવશ થાય છે, ત્યારે પ્રાણ અને અપાનની વચ્ચે ઉદાન સર્વત્ર વ્યાપ્ત થઈને રહે છે; તેથી પ્રાણ અને અપાન તે મનુષ્યનો ત્યાગ કરી જતા નથી.[૧૬] વિદ્વાનો કહે છે કે પ્રાણ (તથા અપાન)ની સર્વ ચેષ્ટાઓ ઉદાનને અધીન છે, માટે જ તેનું 'उत्कर्षेण आनयति–चेष्टयते प्राणान् इति उदानः' એવું વ્યુત્પત્તિસિદ્ધ નામ પડેલું છે. (આ રીતે જીવને ઉપાધિરૂપ એવા પ્રાણોનો એક ઉદાનમાં જ અંતર્ભાવ થઈ જાય છે.) માટે જ બ્રહ્મવાદી પુરુષો બ્રહ્મવિષયક સાક્ષાત્કાર કરાવનારું તપ કરવાનો નિશ્ચય કરે છે.[૧૭] અન્યોન્યનું ભક્ષણ કરી જનારા તથા સર્વના દેહમાં સંચાર કરનારા તે વાયુઓના મધ્યમાં (સમાનવાયુના સ્થાનરૂપ નાભિમંડળમાં) બરાબર વચ્ચેના ભાગમાં વૈશ્વાનર નામનો અગ્નિ રહેલો છે અને તે અગ્નિ સાત પ્રકારે દીપી રહ્યો છે.[૧૮] ઘ્રાણ, જિહ્વા, ચક્ષુ, ત્વચા અને શ્રોત્ર આ પાંચ ઇંદ્રિયો તથા મન અને બુદ્ધિ આ સાત વૈશ્વાનર અગ્નિની જિહ્વાઓ છે.[૧૯] સૂંઘવા યોગ્ય, જોવા યોગ્ય, પીવા યોગ્ય, સ્પર્શ કરવા યોગ્ય, શ્રવણ કરવા યોગ્ય, વિચારવા યોગ્ય તથા જાણવા યોગ્ય, આ સાત મારી એટલે તે વૈશ્વાનર અગ્નિની સમિધો છે.[૨૦] તેમ જ સૂંઘનારો, ભક્ષણ કરનારો, જોનારો, સ્પર્શ કરનારો, સાંભળનારો, વિચાર કરનારો તથા જાણનારો આ સાત એ વૈશ્વાનર અગ્નિના શ્રેષ્ઠ ઋત્વિજો છે.[૨૧] હે સુભગા! જે સૂંઘવા યોગ્ય, પાન કરવા યોગ્ય, દર્શન કરવા યોગ્ય, સ્પર્શ કરવા યોગ્ય, સાંભળવા યોગ્ય, વિચાર કરવા યોગ્ય અને જાણવા યોગ્ય હોય છે, તેમને તું સદાકાળ (તત્ત્વદૃષ્ટિથી) જો.[૨૨] બ્રહ્મસ્વરૂપ થયેલા વિદ્વાન પુરુષો પોતે જ હોતારૂપ બને છે, અને તે બ્રહ્મ જેમનું કારણ છે તેવા પૂર્વોક્ત ઘ્રાણ આદિ ઇંદ્રિયોના અભિમાની સાત દેવતાઓરૂપ અગ્નિઓમાં સૂંઘવા યોગ્ય પદાર્થ આદિ સાત હવિષનો સારી રીતે હોમ કરે છે. પછી તે પૃથ્વી આદિ પદાર્થોને ઉત્પન્ન કરે છે.[૨૩] પૃથ્વી, વાયુ, આકાશ, જળ, તેજ, મન અને બુદ્ધિ આ સાત પદાર્થોને જ યોનિ (ચૈતન્યની અભિવ્યક્તિનું સ્થાન) કહેવામાં આવ્યા છે.[૨૪] પૂર્વોક્ત સૂંઘવા યોગ્ય (ઘ્રેય) આદિ સર્વ વિષયો અગ્નિજન્ય ગુણમાં પ્રવેશ કરે છે (અર્થાત્ ગંધ આદિના જ્ઞાનરૂપ બુદ્ધિની પ્રવૃત્તિમાં દાખલ થાય છે), અને તેમાં સંસ્કારરૂપે નિવાસ કરીને પોતપોતાનાં ઉત્પત્તિસ્થાનોમાં પ્રકટ થાય છે. (અર્થાત્ એવામાં આવેલા રૂપાદિ વિષયો સુષુપ્તિ આદિમાં વાસનારૂપે ચિત્તમાં સ્થિતિ કરે છે અને પુનઃ તે જાગ્રત અવસ્થામાં ઉત્પન્ન થાય છે.)[૨૫] એ જ પ્રમાણે જ્યારે પ્રલયકાળ ઉપસ્થિત થાય છે ત્યારે પણ પ્રાણીમાત્રના ઉત્પાદક બ્રહ્મ વિષે જ તે તે વિષયો રૂંધાઈ જાય છે અને પછી (ફરી પણ સૃષ્ટિકાળ પ્રાપ્ત થતાં) તેમાંથી ગંધ, રસ, રૂપ, સ્પર્શ, શબ્દ, સંશયાત્મક મન અને નિશ્ચયાત્મિકા બુદ્ધિ ઉત્પન્ન થાય છે. આવી સાત પ્રકારની ઉત્પત્તિને વિદ્વાનો જાણે છે.[૨૬,૨૭] વળી પુરાતની ઋષિઓએ પણ આ પ્રકારે જ વેદમાંથી જાણ્યું છે. માન, મેય અને માતા, આ ત્રણ પરબ્રહ્મની આહુતિઓથી સર્વ લોક પરિપૂર્ણ છે અને તે ત્રણ પદાર્થો સ્વાત્મજ્યોતિથી પરિપૂર્ણ છે, સત્તાવાળા છે.[૨૮]

# અધ્યાય ૨૧ મો

## બ્રાહ્મણગીતા (ચાલુ)

॥ ब्राह्मण उवाच ॥

अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।
निबोध दशहोतृणां विधानमथ यादृशम् ॥ १ ॥

બ્રાહ્મણ બોલ્યો: આ વિષયમાં એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે. તે ઉપરથી દશ હોતાઓનું જે પ્રમાણે વિધાન કરવામાં આવ્યું છે, તે તું જાણી લેજે.[1] હે ભામિની! શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા, નાસિકા, ચરણ, હાથ, ઉપસ્થ, ગુદા અને વાણી આ દશ હોતાઓ છે.[2] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, વાક્ય, ક્રિયા, ગતિ, વીર્ય અને મળ તથા મૂત્રનો ત્યાગ આ દશ હવિષ છે.[3] વળી હે ભામિની! દિશાઓ, વાયુ, સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, અગ્નિ, વિષ્ણુ, ઇંદ્ર, પ્રજાપતિ અને મિત્ર આ દશ અગ્નિઓ છે.[4] હે ભામિની! દશ ઇંદ્રિયોરૂપી પૂર્વોક્ત હોતાઓ પોતાના વિષયોરૂપ દશ હવિષને અથવા સમિધને દશ અગ્નિઓમાં હોમે છે.[5] એ હવનવિધિમાં ચિત્ત સરવાને ઠેકાણે છે; અને ઉત્તમ જ્ઞાન એ પવિત્ર દ્રવ્ય છે. અગાઉ સાંભળવામાં આવ્યું છે કે, આ સર્વ જગત એ જ્ઞાનથી (જ્ઞાનસ્વરૂપ પુરુષથી) અત્યંત ભિન્ન છે.[6] વિજ્ઞેય એવું આ સર્વ જગત કેવળ ચિત્તરૂપ જ છે અને જ્ઞાન તો (એટલે બ્રહ્મ તો કેવળ તેનું પ્રકાશક હોઈને સાક્ષીરૂપે) જોયા જ કરે છે–તેમાં આસક્ત થતું નથી. પ્રાણીનું સ્થૂલ શરીર વીર્યથી ઉત્પન્ન થાય છે અને તેમાં સૂક્ષ્મ શરીરના અભિમાનવાળો જીવ વિજ્ઞાતારૂપે રહે છે.[7] આ શરીરાભિમાની જીવ ગાર્હપત્ય અગ્નિ અથવા હૃદયરૂપ છે. તે હૃદયમાંથી બીજો મન નામનો આહવનીય અગ્નિ ઉત્પન્ન થાય છે અને તેમાં હવિષનો હોમ કરવામાં આવે છે.[8] પછી પ્રથમ વાચસ્પતિ એટલે વેદ ઉત્પન્ન થયો. (મન તો તેના પછી ઉત્પન્ન થયું છે.) મનોમય સૂત્રાત્મા (વાણીને સરજવાની) ઇચ્છાથી એ વેદનું અવલોકન કરે છે. મનની ઉત્પત્તિ થયા પછી રૂપ (એટલે પ્રાણવાયુદ્રવ્ય) ઉત્પન્ન થાય છે. તે રૂપ નીલ, પીત આદિ રંગથી રહિત છે અને તે (રૂપ) મન સામે દોડી જાય છે.[9]

બ્રાહ્મણી બોલી: પ્રથમ મન વડે વિચાર કરવામાં આવે છે, ત્યારે જ વાક્ય ઉચ્ચારાય છે. તો વાણી (વેદ) પ્રથમ ઉત્પન્ન થઈ અને મન પછી થયું, એ કેવી રીતે? પ્રાણવાયુ ચિત્તનો આશ્રિત છે, એમ તમે કયા પ્રમાણથી કહો છો? અને સુષુપ્તિ અવસ્થામાં મનથી છૂટો પડેલો પ્રાણવાયુ કયા હેતુથી વિષયોને ગ્રહણ કરી શકતો નથી? સુષુપ્તિ અવસ્થામાં પ્રાણવાયુનો કોણ બાધ કરે છે. (અર્થાત્ સુષુપ્તિ અવસ્થામાં પ્રાણવાયુની જ્ઞાનશક્તિને કોણ હરી લે છે?)[10,11]

બ્રાહ્મણ બોલ્યો: (જ્યારે બરાબર નિદ્રાવશ થવાય છે ત્યારે) અપાનવાયુ એ પ્રાણવાયુનો પતિ થઈને (અર્થાત્ પ્રાણવાયુને પોતાને વશ કરી લઈને) કેવળ અપાનનું સ્વરૂપ પમાડી દે છે. વિદ્વાનો કહે છે કે, પ્રાણ નામની જે ગતિ છે તે જ મનની ગતિ છે (અર્થાત્ મનને બહાર નીકળવાનું સાધન છે). આવા હેતુથી જ મન પ્રાણવાયુની અપેક્ષા રાખે છે.[12] હવે વાણી તથા મનના સંબંધમાં તેં મને પ્રશ્ન પૂછ્યો છે, માટે તેના ઉત્તરમાં વાણી તથા મનનો સંવાદ જ હું તને કહું છું.[13] એક સમયે વાણી તથા મન ભૂતાત્મા જીવ પાસે ગયાં અને પૂછવા લાગ્યાં કે, 'હે પ્રભુ! અમારા બન્નેમાં શ્રેષ્ઠ કોણ તે તમે કહો અને અમારા સંશયને દૂર કરો.'[14] એટલે ભગવાને કહ્યું: 'મન જ શ્રેષ્ઠ છે.' ત્યારે સરસ્વતી વાણીએ કહ્યું કે, 'તો હું તમને સર્વ કામનાઓ દોહી આપનારી છું–પૂરી પાડનારી

છું.[૧૫] પછી બ્રહ્મસ્વરૂપ જીવાત્માએ કહ્યું: 'સ્થાવર અને જંગમ આવાં બે પ્રકારનાં મારાં મન છે; તેમાંનું સ્થાવર મન મારી પાસે રહે છે અને જંગમ મન તારા વિષયમાં છે.[૧૬] જે મંત્ર, વર્ણ અથવા સ્વર તારા વિષયમાં જાય છે તે જંગમ જ મન છે; માટે તે અપેક્ષાએ તું જ શ્રેષ્ઠ છે.[૧૭] તોપણ હે શોભના! તેં પોતે જ અહીં આવીને સમાધિ કરી છે; અર્થાત્ 'હું તમને સર્વ કામનાઓ દોહી આપનારી છું' એમ કહીને તેં પોતે જ તારા પક્ષની પુષ્ટિ કરી છે. તેથી હું જાણે મૂર્ચ્છિત થઈ ગયો હોઉં તેમ લાગે છે. માટે હે સરસ્વતી! હું તને સ્વસ્થ થઈને કહીશ.[૧૮] હે મહાભાગા! એ દેવી વાણી પ્રાણ તથા અપાનના મધ્યભાગમાં જ નિત્ય રહે છે અને ઉચ્ચારને માટે પ્રેરણા કરાયા છતાં પ્રાણવાયુ વિના મહાગંભીર ઘોષ કરી શકતી નથી, પણ અત્યંત મંદ સ્વરવાળી થઈ પડે છે. આવા હેતુથી જ એક સમયે તે પ્રજાપતિ પાસે દોડી ગઈ અને 'હે ભગવન્! પ્રસન્ન થાઓ' આવો પોકાર કરી ઊઠી.[૧૯] ત્યારે પ્રાણવાયુ પ્રકટ થયો અને ફરી તેણે વાણીને પુષ્ટ કરી. વસ્તુસ્થિતિ આવી છે, તેથી પ્રાણવાયુના ઉચ્છ્વાસરૂપ વ્યાપારને પામીને વાણી કંઈ બોલતી નથી.[૨૦] વાણી બે પ્રકારે જ નિત્ય પ્રવૃત્ત થાય છે–એક ઘોષિણી અને બીજી નિર્ઘોષા. તે બન્નેમાં પણ ઘોષિણી કરતાં નિર્ઘોષા જ વધારે શ્રેષ્ઠ છે. (કેમ કે ઘોષિણી પ્રાણવાયુની અપેક્ષા રાખે છે; એટલું જ નહિ પણ પ્રાણવાયુની પુષ્ટિ વિના સમૂળગી બંધ પડી જાય છે. પણ નિર્ઘોષા તો સર્વ અવસ્થાઓમાં હંસમાત્ર સ્વરૂપે નિત્ય ચાલુ જ રહે છે. છતાં ઘોષિણી પણ શ્રેષ્ઠ તો છે જ.)[૨૧] 'ઘોષિણી પણ એક ગાયની પેઠે ચારે પુરુષાર્થોરૂપી રસને સ્રવે છે, ઉત્તમ પ્રકારે પ્રકાશી નીકળે છે, ઉપનિષદ જેવા બ્રહ્મવાદને ઉચ્ચારે છે અને નિત્યસિદ્ધ એવા મોક્ષને પણ સ્રવે છે–આપે છે.*[૨૨] હે પવિત્ર હાસ્યવાળી! દિવ્ય તથા અદિવ્ય પ્રભાવને લીધે વાણી એક ગાયના જેવી જ છે. આ ઉપરથી ચેષ્ટાયમાન એવા સૂક્ષ્મ મન તથા વાણીના અંતરને તું જોઈ લેજે.[૨૩]

બ્રાહ્મણી બોલી: જ્યારે પ્રથમ વાક્ય ઉત્પન્ન જ થયાં ન હોય, ત્યારે બોલવાની ઇચ્છાથી પ્રેરાયેલી દેવી વાણી (પોતાના વૃત્તિલાભ માટે) સૌની પહેલાં કયા તત્ત્વને વિશેષે કરી ગ્રહણ કરે છે?[૨૪]

બ્રાહ્મણ બોલ્યો: વાણી શરીરમાં પ્રથમ પ્રાણથી ઉત્પન્ન થાય છે, પ્રાણ પાસેથી અપાન પાસે જાય છે અને ત્યાંથી ઉદાનરૂપે થઈને વ્યાન દ્વારા સર્વ આકાશમાં વ્યાપ્ત થઈ જાય છે.[૨૫] પછી તે સમાન વાયુમાં સ્થિતિ કરે છે, એમ વાણીએ પોતે પૂર્વે કહ્યું છે. આ પ્રમાણે સ્થાવરપણાથી મન શ્રેષ્ઠ છે અને જંગમપણાથી દેવી વાણી શ્રેષ્ઠ છે.–[૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'બ્રાહ્મણગીતા' નામનો અધ્યાય ૨૧ મો સમાપ્ત

## अध्याय २२मो

### બ્રાહ્મણગીતા (ચાલુ)

॥ ब्राह्मण उवाच ॥

अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम्।
सुभगे सप्तहोतॄणां विधानमिह यादृशम्॥ १॥

બ્રાહ્મણ બોલ્યો: હે સુભગા! જે રીતે સાત હોતાઓનું વિધાન કરવામાં આવ્યું છે, તે વિષયમાં આ પુરાતની ઇતિહાસનું ઉદાહરણ

* આવા આશયથી જ 'तां वाचेता मातर मगलाना धेनु धीरा हुनृता वाचमाहु' 'વિદ્વાનો કહે છે કે, સત્ય અને પ્રીતિકર વાણી સર્વ મંગળોની માતા છે, ધેનુરૂપ છે.'

– આ અધ્યાયના ઘણાખરા શ્લોકો મહાક્લિષ્ટ છે. કોઈક જ્ઞાતા જ તે માંહેયો ગંભીર અર્થ સમજી શકે તેમ છે.

આપવામાં આવે છે.[૧] ઘ્રાણ, ચક્ષુ, જિહ્વા, ત્વચા, શ્રોત્ર, મન અને બુદ્ધિ આ સાત જુદાં-જુદાં સ્થાનનો આશ્રય કરી રહેલા સાત હોતાઓ છે.[૨] હે શોભના! તેઓ સૂક્ષ્મ અવકાશમાં સ્થિતિ કરે છે, તેથી અન્યોન્યને જોઈ શકતા નથી. આ સાત હોતાઓને તું એમના સ્વભાવ ઉપરથી જાણી લેજે.[૩]

બ્રાહ્મણી બોલી : તેઓ સૂક્ષ્મ અવકાશમાં રહે છે, તેથી કેમ અન્યોન્યને જોઈ શકતા નથી? હે ભગવન્! હે પ્રભુ! તેમનો સ્વભાવ કેવા પ્રકારનો છે તે મને કહો.[૪]

બ્રાહ્મણ બોલ્યો : કોઈ એક પદાર્થના ગુણોને નહિ જાણવા તે જ એ પદાર્થ સંબંધી અજ્ઞાન કહેવાય છે; અને કોઈ એક પદાર્થના ગુણોને જાણવા તે જ એ પદાર્થ સંબંધી જ્ઞાન છે. આ હોતાઓ પરસ્પર ગુણોને કદી જાણતા જ નથી.[૫] જિહ્વા, ચક્ષુ, શ્રોત્ર, વાણી, મન તથા બુદ્ધિ ગંધોને કદી જાણી શકતાં નથી; માત્ર એક ઘ્રાણેન્દ્રિય જ ગંધોને જાણી શકે છે.[૬] ઘ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, વાણી, મન તથા બુદ્ધિ રસોને કદી ગ્રહણ કરી શકતાં નથી; માત્ર એક જિહ્વા જ રસોને ગ્રહણ કરી શકે છે.[૭] ઘ્રાણ, જિહ્વા, શ્રોત્ર, વાણી, મન તથા બુદ્ધિ રૂપોને કદી ગ્રહણ કરી શકતાં નથી; માત્ર એક ચક્ષુ જ રૂપોને ગ્રહણ કરી શકે છે.[૮] ઘ્રાણ, જિહ્વા, ચક્ષુ, શ્રોત્ર, બુદ્ધિ અને મન સ્પર્શોને કદી જાણી શકતાં નથી; માત્ર એક ત્વચા જ સ્પર્શોને જાણી શકે છે.[૯] ઘ્રાણ, જિહ્વા, ચક્ષુ, વાણી, મન તથા બુદ્ધિ શબ્દોને કદી ગ્રહણ કરી શકતાં નથી; માત્ર એક શ્રોત્ર જ શબ્દોને ગ્રહણ કરી શકે છે.[૧૦] ઘ્રાણ, જિહ્વા, ચક્ષુ, ત્વચા, શ્રોત્ર અને બુદ્ધિ સંશયને (સંકલ્પવિકલ્પને) કદી કરી શકતાં નથી; માત્ર એક મન જ સંશયને કરી શકે છે.[૧૧] આ પ્રમાણે ઘ્રાણ, જિહ્વા, ચક્ષુ, ત્વચા, શ્રોત્ર અને મન કોઈ પ્રકારનો નિશ્ચય કરી શકતાં નથી; માત્ર એક બુદ્ધિ જ નિશ્ચય કરી શકે છે.[૧૨]

હે ભામિની! આ વિષયમાં પણ ઇંદ્રિયો તથા મનના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૧૩]

મન બોલ્યું : મારા વિના ઘ્રાણ સૂંઘી શકતું નથી, જિહ્વા રસને ગ્રહણ કરી શકતી નથી, ચક્ષુ રૂપને જોઈ શકતું નથી, ત્વચા સ્પર્શને જાણી શકતી નથી અને શ્રોત્ર શબ્દને સાંભળી શકતું નથી; માટે હું જ સર્વ ભૂતોમાં શ્રેષ્ઠ અને સનાતન છું. જેમ શૂન્ય પડેલાં ગૃહો શોભતાં નથી અને જેમ શાંત થયેલી જ્વાળાઓવાળા અગ્નિઓ પ્રકાશતા નથી, તેમ મારા વિના ઇંદ્રિયો નિત્ય પ્રકાશતી નથી.[૧૪–૧૬] જેમ અંદરથી ભીનાં અને ઉપરથી સૂકાં એવાં લાકડાં અગ્નિને ઉત્પન્ન કરી શકતાં નથી, તેમ સર્વ પ્રાણીઓ મારા વિના ઇંદ્રિયો પ્રયત્ન કરે તોપણ તે દ્વારા વિષયોને ઝીલી શકતાં નથી.[૧૭]

ઇંદ્રિયો બોલી: તમે જે પ્રમાણે માનો છો તે પ્રમાણે તો ત્યારે જ સત્ય થાય, કે જ્યારે અમારા વિના તમે અમારા વિષયોને તથા ભોગોને ભોગવી શકો.[૧૮] જ્યારે અમે લય પામી જઈએ છીએ, ત્યારે તમે ભોગોને ભોગવી શકો; અને જો (તે દ્વારા) જીવને તૃપ્તિ તથા પ્રાણધારણ થઈ શકે તો જ તમે માનો છો તે સત્ય થાય.[૧૯] અથવા અમારો જ્યારે લય થઈ ગયો હોય, ત્યારે વિષયોની સ્થિતિ હોય છતાં તમે તમારા સંકલ્પમાત્રથી જો ભોગોને ભોગવી શકો તો તમે માનો છો તે સત્ય થાય.[૨૦] અથવા જો તમે અમારા વિષયો ઉપર પોતાની નિત્ય સત્તાને માનતા હો તો ઘ્રાણ વડે રૂપને ગ્રહણ કરો, શ્રોત્ર વડે ગંધને ગ્રહણ કરો, જિહ્વા વડે સ્પર્શને

ગ્રહણ કરો, ત્વચા વડે શબ્દને ગ્રહણ કરો અને બુદ્ધિ વડે સ્પર્શને ગ્રહણ કરો.[૨૧,૨૨] કેમકે બળવાનોને માટે કોઈ પ્રકારના નિયમો હોતા નથી; નિયમો તો દુર્બળોને માટે હોય છે. તો, (તમે તમારી મેળે) અપૂર્વ ભોગોને ભોગવો. (અમારા જેવાના) ઉચ્છિષ્ટ ભોગો ભોગવવાને તમે યોગ્ય નથી.[૨૩] અરે! જેમ એક શિષ્ય વેદાધ્યયન કરવા માટે પોતાના ગુરુ પાસે દોડી જાય છે અને પછી ગુરુ પાસેથી વેદાધ્યયન સંપાદન કરીને પોતે તેના અર્થને ગ્રહણ કરે છે, તેમ તમે પણ સ્વપ્ન તથા જાગ્રત અવસ્થામાં અમે પ્રદર્શિત કરેલા જ ભૂતકાળના તથા ભવિષ્યકાળના વિષયોને ગ્રહણ કરો છો અને પછી તે તે વિષયોને પોતાના માની બેસો છો.[૨૪,૨૫] અલ્પચેતસ્ પ્રાણીઓ (એટલે જેમના મનનું કંઈ ઠેકાણું નથી તેઓ) વૈમનસ્ય અથવા ઉદાસીનતાને પ્રાપ્ત થયેલાં હોય છે, તોપણ તેમના પ્રાણ અમારા દ્વારા વિષયોને ગ્રહણ કરવારૂપ કાર્યને લીધે જ ટકી રહેતા જોવામાં આવે છે.[૨૬] વળી મનુષ્ય તો અનેક પ્રકારના સંકલ્પો કરીને તથા ઘણાં ઘણાં સ્વપ્નોનું સેવન કરીને વિષયોની ક્ષુધાથી પીડાઈ વિષયો તરફ જ દોડી જાય છે. (પરંતુ માનસિક સંકલ્પમાત્રથી જ તેની વિષયભોગેચ્છા કદી પૂર્ણ થતી નથી.)[૨૭] મનુષ્ય દ્વાર વિનાના ઘરમાં જેમ પ્રવેશ કરે, તેમ (સુષુપ્તિઅવસ્થામાં અથવા મોક્ષાવસ્થામાં) પ્રવેશ કરીને તથા વિષયવાસનાથી યુક્ત એવા સંકલ્પજન્ય ભોગો ભોગવીને જ્યારે પોતાના મનનો નાશ કરે, ત્યારે બળતો અગ્નિ કાષ્ઠના નાશને લીધે જેમ શાંત પડી જાય છે, તેમ તે નિત્યની શાંતિને પામે છે.[૨૮] ભલે, અમને અમારા ગુણો વિષે સંગ છે. ભલે, અમને અમારા અન્યોન્યના ગુણનું જ્ઞાન નથી; તોપણ અમારા વિના તમને કંઈ પણ મળી શકતું નથી અને અમારા વિના તમને અતિ આનંદ પણ થતો નથી.[૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'બ્રાહ્મણગીતા' નામનો અધ્યાય ૨૨મો સમાપ્ત

## अध्याय २३मो

### બ્રાહ્મણગીતા (ચાલુ)

॥ ब्राह्मण उवाच ॥

अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।
सुभगे पचहोतॄणां विधानमिह यादृशम् ॥ १ ॥

બ્રાહ્મણ બોલ્યો : હે સુભગા! શાસ્ત્રમાં પાંચ હોતાઓનું જે પ્રકારે વિધાન કરવામાં આવ્યું છે, તે વિષયમાં પણ આ એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૧] પ્રાણ, અપાન, ઉદાન, સમાન અને વ્યાન આ પાંચ હોતાઓને વિદ્વાનો શ્રેષ્ઠ ભાવ તરીકે જાણે છે.[૨]

બ્રાહ્મણી બોલી : હું પ્રથમથી જ એ પ્રમાણે માનું છું કે, હોતાઓ સ્વાભાવિક રીતે સાત છે. પણ હવે હોતાઓ પાંચ છે અને તે જ શ્રેષ્ઠ ભાવરૂપ છે, એ તમે મને કહો.[૩]

બ્રાહ્મણ બોલ્યો : પ્રાણ વડે પોષાયેલો વાયુ અપાનરૂપે ઉત્પન્ન થાય છે, અપાનમાં પોષાયેલો વાયુ વ્યાન થઈને પ્રવૃત્તિ કરે છે, વ્યાન વડે પોષાયેલો વાયુ ઉદાનરૂપે પ્રવૃત્ત થાય છે અને ઉદાનમાં પોષાયેલો વાયુ સમાનરૂપે ઉત્પન્ન થાય છે.[૪,૫] પૂર્વે તે પાંચે વાયુઓએ સર્વથી પ્રથમ ઉત્પન્ન થયેલા બ્રહ્મદેવને પૂછ્યું કે, 'અમારામાં શ્રેષ્ઠ કોણ છે, તે અમને કહો. તમે જેને શ્રેષ્ઠ કહેશો, તે અમારામાં શ્રેષ્ઠ થશે.'[૬]

બ્રહ્મા બોલ્યા : પ્રાણીઓના શરીરમાં જેનો લય થતાં સર્વ પ્રાણો લય પામી જાય છે અને જેનો સંચાર થતાં પુનઃ સર્વે સંચાર કરવા માંડે છે, તે જ શ્રેષ્ઠ છે. હવે તમારે જ્યાં જવું હોય ત્યાં જાઓ.[૭]

પ્રાણ બોલ્યો : પ્રાણીઓના શરીરમાં હું

જ્યારે લય પામું છું, ત્યારે સર્વ પ્રાણો લય પામી જાય છે; અને હું જ્યારે સંચાર કરવા માંડું છું, ત્યારે પુનઃ સર્વે સંચાર કરવા માંડે છે. માટે હું જ શ્રેષ્ઠ છું. જુઓ, હવે હું લય પામી જાઉં છું.[૮]

બ્રાહ્મણ બોલ્યો: એમ કહીને પ્રાણ લય પામી ગયો અને પુનઃ તે સંચાર કરવા લાગ્યો. તે પછી હે શુભા! સમાન તથા ઉદાને આ પ્રમાણે કહ્યું: 'હે પ્રાણ! જેમ અમે આખા શરીરમાં વ્યાપ્ત થઈ રહ્યા છીએ, તેમ તું આખા શરીરમાં વ્યાપ્ત થઈ રહ્યો નથી. માત્ર એક અપાન જ તારા સ્વાધીનમાં છે.' તે સાંભળી વળી પણ પ્રાણ સચાર કરવા લાગ્યો; એટલે અપાન બોલી ઊઠ્યો.[૯,૧૦]

અપાન બોલ્યો: પ્રાણીમાત્રના શરીરમાં હું જ્યારે લય પામી જાઉં છું, ત્યારે સર્વ પ્રાણો લય પામી જાય છે અને હું જ્યારે સંચાર કરવા માંડું છું, ત્યારે સર્વે સંચાર કરવા માંડે છે. માટે હું જ શ્રેષ્ઠ છું. જુઓ, હવે હું લય પામી જાઉં છું.[૧૧]

બ્રાહ્મણ બોલ્યો: અપાને એ પ્રમાણે કહ્યું, ત્યારે વ્યાન તથા ઉદાન તેને કહેવા લાગ્યા.– 'હે અપાન! તું શ્રેષ્ઠ નથી; માત્ર એક પ્રાણ જ તારે અધીન રહેનારો છે.'[૧૨] તે પછી અપાન સંચાર કરવા લાગ્યો, એટલે વ્યાન તેને કહેવા લાગ્યો: 'હું તમારા સર્વમાં જે કારણથી શ્રેષ્ઠ છું, તે તમે સાંભળો.[૧૩] પ્રાણીમાત્રના શરીરમાં હું જ્યારે લય પામી જાઉં છું, ત્યારે સર્વ પ્રાણો લય પામી જાય છે અને હું જ્યારે સંચાર કરવા માંડું છુ, ત્યારે સર્વે સંચાર કરવા માંડે છે, માટે હું જ શ્રેષ્ઠ છું. જુઓ, હવે હું લય પામી જાઉં છું.'[૧૪]

બ્રાહ્મણ બોલ્યો: તે પછી વ્યાન લય પામ્યો અને પુનઃ સંચાર કરવા લાગ્યો, એટલે પ્રાણ, અપાન, ઉદાન તથા સમાન તેને કહેવા લાગ્યા: 'હે વ્યાન! તું અમારામાં શ્રેષ્ઠ નથી; માત્ર એક સમાન જ તારે અધીન રહેનારો છે.' તે સાંભળી ફરી પણ વ્યાન સંચાર કરવા લાગ્યો, ત્યારે સમાન બોલી ઊઠ્યો: 'હું જે કારણથી તમારા સર્વમાં શ્રેષ્ઠ છું, તે તમે સાંભળો.[૧૫,૧૬] સર્વ પ્રાણીઓના શરીરમાં હું જ્યારે લય પામું છું, ત્યારે સર્વ પ્રાણો લય પામી જાય છે અને હું જ્યારે સંચાર કરું છું ત્યારે સર્વે સંચાર કરે છે. માટે હું જ શ્રેષ્ઠ છું. હવે જુઓ, હું લય પામી જાઉં છુ.'[૧૭] એમ કહીને સમાન સંચાર કરવા લાગ્યો, એટલે ઉદાન તેને કહેવા લાગ્યો: 'હું તમારા સર્વમાં જે કારણથી શ્રેષ્ઠ છું, તેને તમે સાંભળો.[૧૮] હું જ્યારે પ્રાણીમાત્રના શરીરમાં લય પામી જાઉં છું, ત્યારે સર્વ પ્રાણો લય પામી જાય છે અને હું જ્યારે સંચાર કરવા માંડું છું, ત્યારે સર્વે સંચાર કરવા માંડે છે. માટે હું જ શ્રેષ્ઠ છું. જુઓ, હવે હું લય પામી જાઉં છું.'[૧૯] તે પછી ઉદાન લય પામી ગયો અને પુનસંચાર કરવા લાગ્યો, ત્યારે પ્રાણ, અપાન, સમાન તથા વ્યાન તેને કહેવા લાગ્યા: 'હે ઉદાન! તું શ્રેષ્ઠ નથી, માત્ર એક વ્યાન જ તારે અધીન છે.'[૨૦]

બ્રાહ્મણ બોલ્યો: તે પછી ત્યાં એકઠા થયેલા તે પાંચે વાયુઓને પ્રજાપતિ બ્રહ્મા કહેવા લાગ્યા: 'તમે સર્વે શ્રેષ્ઠ છો અથવા તમે સર્વે શ્રેષ્ઠ નથી. તમે બધા અન્યોન્યના ધર્મવાળા છો, પોતપોતાના વિષયમાં શ્રેષ્ઠ છો અને એકબીજાના ધર્મનો આશ્રય કરનારા છો.' એ પ્રમાણે કહીને વળી પણ ત્યાં એકઠા થયેલા તેમને પ્રજાપતિ કહેવા લાગ્યા:[૨૧,૨૨] 'માત્ર એક જ વાયુ છે, તે સ્થિર છે અને અસ્થિર પણ છે. અમુક અમુક વિશેષતાને લીધે તે એક જ વાયુ પાંચ વાયુ કહેવાય છે. મારો આત્મા માત્ર એક જ છે અને તે જ અનેક

પ્રકારે સ્વરૂપ ધારણ કરે છે.[૨૩] જાઓ, તમે અન્યોન્યના મિત્ર થઈને અન્યોન્યનું કલ્યાણ કરો અને અન્યોન્યને ધારણ કરી રાખો; તમારું કલ્યાણ થાઓ.[૨૪]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'બ્રાહ્મણગીતા' નામનો અધ્યાય ૨૩મો સમાપ્ત

## अध्याय २४मो

### બ્રાહ્મણગીતા (ચાલુ)

॥ ब्राह्मण उवाच ॥

**अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।**
**नारदस्य च संवादमृषेर्देवमतस्य च ॥ १ ॥**

બ્રાહ્મણ બોલ્યો : આ વિષયમાં પણ નારદ અને ઋષિ દેવમતના સંવાદરૂપ પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૧]

દેવમત બોલ્યા : પ્રાણી જ્યારે ઉત્પન્ન થાય છે, ત્યારે પ્રથમ શું હોય છે–પ્રાણ, અપાન, સમાન, વ્યાન કે ઉદાન?[૨]

નારદ બોલ્યા : જેના વડે પ્રાણી ઉત્પન્ન થાય છે, તેનાથી કોઈ બીજો જ પ્રથમ તેની પાસે જાય છે. પ્રાણોનું જે દ્વંદ્વ તે તિર્યક્ (મનુષ્યાદિ), ઊર્ધ્વ (દેવાદિ) અને અધ (પશુ આદિ)રૂપે ત્રણ પ્રકારનું જાણવું.[૩]

દેવમત બોલ્યા : આ પ્રાણીને કોણ ઉત્પન્ન કરે છે? કોણ પ્રથમ તેની પાસે જાય છે? અને તે પ્રાણદ્વંદ્વ મને કહો, કે જે તિર્યક્, ઊર્ધ્વ અને અધ, એમ ત્રણ પ્રકારનું છે.[૪]

નારદ બોલ્યા : આનંદરૂપ× એવા પરમાત્મા જ પોતાના સંકલ્પથી* પ્રાણીરૂપે ઉત્પન્ન થાય છે, (પ્રલયકાળે અગ્નિથી બળી ગયેલી આ ભૌતિક સૃષ્ટિ પ્રજાપતિ દ્વારા) વૈદિક શબ્દપૂર્વક પણ ઉત્પન્ન થાય છે અને (તે તે વિષયની વાસનારૂપ) રસમાંથી તથા રૂપમાંથી પણ તે જન્મે છે.[૫] રાગાદિ વાસનાઓથી મિશ્ર થયેલા શુક્ર (અદૃષ્ટ)થી પ્રથમ પ્રાણ (એટલે લિંગાત્મા) સરજવાને પ્રવૃત્ત થાય છે અને પછી તે પ્રાણથી વિકૃત થયેલા શુક્ર (દેહ)માં અપાન (એટલે મૃત્યુરૂપ છેલ્લો ભાવ) પ્રવૃત્ત થાય છે.[૬] (એ રીતે વળી તે જન્મમાં પણ સંગ્રહ કરેલા) શુક્રથી (એટલે અદૃષ્ટથી) તથા રસથી (એટલે તે તે વિષયવાસનાથી) ઉદાનનું (એટલે બ્રહ્મનું આરોપિત) રૂપ ઉત્પન્ન થાય છે, અને તે કારણ તથા કાર્યની વચ્ચે હર્ષરૂપે (આનંદરૂપે) વ્યાપ્ત થઈને રહે છે.[૭] પ્રવૃત્તિમૂલક કામથી શુક્ર (અદૃષ્ટ) ઉત્પન્ન થાય છે અને તે શુક્રથી રજ ઉત્પન્ન થાય છે–રજોગુણથી પ્રવૃત્તિ ચાલુ થાય છે. (અર્થાત્ કામ તથા કર્મ પ્રવાહરૂપે સતત ચાલુ જ રહે છે.) સર્વસામાન્ય એવાં આ શુક્ર અને શોણિત (વસ્તુતઃ) સમાન તથા વ્યાનથી જ જન્મેલાં હોય છે. (અર્થાત્ દૃષ્ટવિષયક તથા શ્રવણવિષયક જે વિજ્ઞાન તે જ કામ તથા પ્રવૃત્તિનું બીજ છે.)[૮] આ પ્રાણ તથા અપાનનું દ્વંદ્વ (જે કામ તથા પ્રવૃત્તિને નામે પ્રસિદ્ધ છે અને જીવને ઉપાધિરૂપ છે તે જ) દેવાદિ ઊર્ધ્વગતિને તથા મનુષ્યાદિ અધોગતિને પામે છે (નહિ કે જીવ). વળી વ્યાન તથા સમાન એ બન્ને તિર્યક્ દ્વંદ્વરૂપ કહેવાય છે.[૯] અગ્નિ (એટલે પરમાત્મા જ) સર્વ દેવતાઓરૂપ છે, એવી તે દેવની જ આજ્ઞા છે. જે પુરુષ બ્રહ્મનિષ્ઠ હોય છે, તેને એ દેવનું બુદ્ધિયુક્ત જ્ઞાન પ્રાપ્ત થાય છે.[૧૦] જેમ ધુમાડો તથા રાખોડી અગ્નિના સ્વરૂપથી ભિન્ન છે, તેમ (લયવિક્ષેપના કારણભૂત) તમસ તથા રજસ મહાતેજસ્વી એવા તે પરમાત્મદેવથી ભિન્ન છે. વળી જેમાં (સર્વ ભોગ્ય પદાર્થરૂપ) હવિષ્નો પ્રક્ષેપ કરવામાં આવે

---

× શ્રુતિ પણ કહે છે.–आनदाद्ध्येव खल्विमानि भूतानि जायते–આ સર્વ પ્રાણીઓ કેવળ એક આનંદથી એટલે આનંદરૂપ પરમાત્માથી જ ઉત્પન્ન થાય છે.'

* ઈશ્વરે પ્રથમ સંકલ્પ કર્યો કે, 'एकोऽहं बहु स्याम्–હું એક છું, તે અનેકરૂપે ઉત્પન્ન થાઉં.'

છે, તે એ પરમાત્માથી આ સર્વ જગત ઉત્પન્ન થાય છે[૧૧] યજ્ઞવેત્તાઓ (એટલે યોગવેત્તાઓ પોતાના અનુભવ ઉપરથી) જાણે છે કે, સમાન તથા વ્યાન નામનું આ સર્વ જગત કેવળ એક બુદ્ધિસત્ત્વમાંથી જ ઉત્પન્ન થાય છે, અને અગ્નિરૂપ તે પરમાત્મા તો પ્રાણ તથા અપાનરૂપ આજ્યભાગની વચ્ચે પ્રકાશે છે (અર્થાત્ જેમ અગ્નિ ઘૃતની ધારાઓથી પ્રદીપ્ત થાય છે, તેમ ઉદાન નામના પરબ્રહ્મ પણ પ્રાણ તથા અપાનરૂપ ઉપાધિનો જય કરવાથી ભ્રૂકુટિના મધ્યભાગમાં પ્રકાશે છે)[૧૨] બ્રહ્મનિષ્ઠ પુરુષો ઉદાનનું–બ્રહ્મનું આ શ્રેષ્ઠ રૂપ જાણે છે હવે તે ઉદાનરૂપ નિર્દ્વંદ્વ કેવી રીતે છે, તે હું તને કહું છું તે તું મારી પાસેથી સાંભળ.[૧૩] અહોરાત્ર (એટલે વિદ્યા તથા અવિદ્યા અથવા સુષુપ્તિ અને જાગ્રત અથવા ઉત્પત્તિ અને પ્રલય)રૂપ એક દ્વંદ્વ છે, અને તે બન્ને વચ્ચે હુતાશન–શુદ્ધ બ્રહ્મ રહેલા છે આ જ ઉદાનરૂપ બ્રહ્મના શ્રેષ્ઠ સ્વરૂપને બ્રાહ્મણો જાણે છે[૧૪] સત્ (કાર્ય) અને અસત્ (કારણ) એ બન્નેનું એક દ્વંદ્વ છે અને તે બન્નેની વચ્ચે હુતાશન–શુદ્ધ બ્રહ્મ રહેલા છે આ જ ઉદાનરૂપ બ્રહ્મના શ્રેષ્ઠ સ્વરૂપને બ્રાહ્મણો જાણે છે[૧૫] (કાર્યકારણથી) ભિન્ન એ જ બ્રહ્મ છે અને સંકલ્પ નામના જે હેતુથી સમાન તથા વ્યાન થાય છે, તે જ હેતુથી કર્મ વિસ્તારાય છે (માટે સંકલ્પનો જ નિરોધ કરવો જોઈએ) ત્રીજું જે ભિન્ન છે, તે તો સમાનરૂપ ઉપલક્ષણથી નિશ્ચિત હોય છે[૧૬] શાંતિને માટે વ્યાન, સમાન તથા સનાતન બ્રહ્મ એ ત્રણેની એકતા કરવી જોઈએ, કેમ કે તે જ શાંતિ શબ્દનો અર્થ છે આ ઉદાનના શ્રેષ્ઠ રૂપને બ્રાહ્મણો જાણે છે[૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાન્તર્ગત અનુગીતાપર્વમાં 'બ્રાહ્મણગીતા' નામનો અધ્યાય ૨૪ મો સમાપ્ત

# अध्याय २५ मो

## બ્રાહ્મણગીતા (ચાલુ)

॥ ब्राह्मण उवाच ॥

अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।
चातुर्होत्रविधानस्य विधानमिह यादृशम् ॥ १ ॥

બ્રાહ્મણ બોલ્યો : શાસ્ત્રમાં જે ચાતુર્હોત્રનું વિધાન કરવામાં આવ્યું છે, તે વિષયમાં પણ પુરાતની ઇતિહાસનું ઉદાહરણ અપાય છે[૧] હે ભદ્રા! શાસ્ત્રકારોએ તે સર્વનું વિધિપૂર્વક વિધાન ઉપદેશેલું છે હું તને તે અદ્ભુત રહસ્ય કહું છું, તે તું સાંભળ[૨] હે ભાવિની! કરણ, કર્મ, કર્તા અને મોક્ષ, આ ચાર હોતાઓ છે અને તેમના વડે આ જગત વ્યાપ્ત થઈ રહ્યું છે[૩] હવે તું આના હેતુઓનું સર્વ સાધન સંપૂર્ણ રીતે સાંભળ ઘ્રાણ, જિહ્વા, ચક્ષુ, ત્વચા, શ્રોત્ર, મન તથા બુદ્ધિ આ સાતને ગુણહેતુ (અવિદ્યારૂપ હેતુવાળા) જાણવા ગંધ, રસ, રૂપ, શબ્દ, સ્પર્શ, મનન કરવા યોગ્ય તથા જાણવા યોગ્ય, આ સાતને કર્મહેતુ જાણવા. સૂંઘનાર, ભક્ષણ કરનાર, જોનાર, બોલનાર, સાંભળનાર, મનન કરનાર તથા જાણનાર, આ સાતને કર્તૃહેતુ જાણવા[૪–૬] સૂંઘનાર વગેરે આ સાતે જણા ગુણ (અર્થાત્ ઇંદ્રિયો)રૂપી સાધનવાળા થઈને પોતાના શુભ–અશુભ (ગંધાદિ) ગુણનો ઉપભોગ કરે છે પરંતુ તે સાતે જણા જ્યારે હું નિર્ગુણ છું અને અનંત છું એમ ગુણ ઉપરના અભિમાનથી રહિત થાય છે, ત્યારે મોક્ષના હેતુઓરૂપ થાય છે[૭] જે વિદ્વાનો (ઘ્રાણ આદિનાં અવિદ્યા આદિ) પોતપોતાના સ્થાનોને જાણે છે, તેમનામાં ગુણો જ (એટલે ઘ્રાણ આદિ ઇંદ્રિયો જ) દેવતારૂપ થઈને પોતપોતાના હવિષનું (એટલે ઘ્રેય આદિનું) નિત્ય ભોજન કરે છે[૮]* પરંતુ જે

* અર્થાત્ 'गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जत' –ઇંદ્રિયો જ પોતપોતાના વિષયોનું ગ્રહણ કરે છે, આમ

અજ્ઞાની પુરુષ મમત્વરૂપ અભિમાન કરીને અન્નાદિ (ભોગ્ય પદાર્થો)નું ભક્ષણ કરે છે;–અર્થાત્ 'હું જ મારાં અન્નાદિનો ભોક્તા છું' આવું જે અભિમાન કરે છે, તે પોતાના એ અભિમાનને લીધે જ નાશ પામે છે. વળી જે પુરુષ પોતાને માટે જ અન્નને રાંધે છે, તે પણ મમત્વરૂપ અભિમાનને લીધે માર્યો જાય છે.[૯] તેવો પુરુષ (પોતે એકલો મિષ્ટાન્ન આદિનું ભોજન કરીને અથવા ઉત્તમ પ્રકારનાં પીણાં પીને) અભક્ષ્ય ભક્ષણ કરે છે અથવા મદિરાપાન કરે છે; માટે એ ભક્ષણ તથા પાન જ તેવા પુરુષનો નાશ કરી નાખે છે. વળી તે પાપી પુરુષ એ અન્નનો નાશ કરે છે અને તે અન્ન એ પુરુષનો નાશ કરે છે. અન્નને હણીને તે પુરુષ પોતે પણ અન્ન વડે હણાય છે.[૧૦] પણ જે પુરુષ એ પ્રમાણે જાણે છે, તે અન્નનો હંતા–ભોક્તા અર્થાત્ સમગ્ર પ્રપંચનો આત્મામાં પ્રવિલાપનકર્તા બને છે; તોપણ ઈશ્વરરૂપ જ બની જઈને પુનઃ અન્નાદિનો ઉત્પન્નકર્તા પણ થઈ શકે છે. તેવા પુરુષને વિષે અન્નને લીધે કોઈ જાતનો સૂક્ષ્મ ફેરફાર પણ થતો નથી. (અર્થાત્ જ્ઞાની પુરુષ સર્વ ભોગોનો ઉપભોગ કરે તોપણ તે નિર્લેપ જ રહે રહે છે.)[૧૧] જેને મનથી પ્રાપ્ત કરી શકાય છે, જેને વાણી વડે કહી શકાય છે, જેને શ્રોત્ર વડે સાંભળી શકાય છે, જેને ચક્ષુ વડે જોઈ શકાય છે, જેને ત્વચા વડે સ્પર્શ કરી શકાય છે અને જેને ઘ્રાણ વડે સૂંઘી શકાય છે, તે આ છયેને હવિદ્રવ્યો (ભોગ્ય વિષયો) કહેવામાં આવે છે અને તે સર્વને સારી રીતે વશ કરવાં જોઈએ.

માનાને જ્ઞાની પુરુષ કોઈના પર આસક્તિ રાખતો નથી.' આ ગીતાવચન પ્રમાણે જેઓ માને છે કે, ઘ્રાણ આદિ ઇંદ્રિયો જ પ્રેય આદિ પોતપોતાના વિષયોનો ઉપભોગ કરી રહી છે–તેમાં આત્માને કંઈ લેવાદેવા નથી, તેમને ઘ્રાતાપણું આદિ અભિમાનથી થનારો બંધ કદી રહેતો નથી.

મારા શરીરમાં રહેલો ગુણવાન અગ્નિ (કારણબ્રહ્મ મારા (યોગરૂપી) યજ્ઞની સ્તુતિ કરે છે; અર્થાત મારો અંતરાત્મા યોગને જ યજ્ઞરૂપે પસંદ કરે છે. તેથી જ જ્ઞાનરૂપી અગ્નિથી ઉત્પન્ન થયેલો મારો જ્ઞાનયજ્ઞ (નિત્ય) ચાલુ જ છે. એ યજ્ઞમાં પ્રાણરૂપી સ્તોત્ર છે, અપાનરૂપી શસ્ત્ર છે અને સર્વ કામનાઓનો ત્યાગ તે જ ઉત્તમ દક્ષિણા છે. તેમાં અહંકાર, મન અને બુદ્ધિ અનુક્રમે હોતા, અધ્વર્યુ અને ઉદ્ગાતા છે અને તેઓ બ્રહ્મરૂપ જ છે. વળી સત્ય એ જ એ યજ્ઞમાં પ્રશાસ્તા હોઈને તેનું શસ્ત્ર પણ તે જ છે અને મોક્ષ એ તે યજ્ઞનું ફળ છે.[૧૨–૧૫] જેઓ નારાયણને (આત્માને) જાણનાર છે અને જેઓ નારાયણદેવને જાણવા માટે જ ઇંદ્રિયોરૂપી પશુઓને પ્રથમ વશ કરે છે, તેઓ આ યોગયજ્ઞમાં પ્રમાણભૂત એવી કેટલીએક વૈદિક ઋચાઓ પણ કહે છે. હે ભીરુ! આ યોગયજ્ઞના સંબંધમાં કેટલાએક વિદ્વાનો સામમંત્રોનાં ગાન કરે છે અને દૃષ્ટાંત પણ કહે છે. માટે સર્વના આત્મા દેવ નારાયણને તું જાણ.[૧૬,૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'બ્રાહ્મણગીતા' નામનો અધ્યાય ૨૫ મો સમાપ્ત

## अध्याय २६ मो

### બ્રાહ્મણગીતા (ચાલુ)

॥ ब्राह्मण उवाच ॥

एकः शास्ता न द्वितीयोऽस्ति शास्ता
यो हृच्छयस्तमहमनुब्रवीमि ।
तेनैव युक्तः प्रवणादिवोदकं
यथा नियुक्तोऽस्मि तथा वहामि ॥ १ ॥

બ્રાહ્મણ બોલ્યો : સર્વના હૃદયમાં રહેલો એક જ શાસન કરનારો છે, બીજો કોઈ શાસન કરનારો નથી, તેના સંબંધમાં હું કહું છું. જેમ નીચાણના પ્રદેશમાંથી જળ વહી જાય છે, તેમ તેનાથી યુક્ત અને તેનાથી પ્રેરાયેલો હું સર્વ ક્રિયા-

ઓને કરી રહ્યો છું.[1] જે સર્વના હૃદયમાં રહેલો છે તે એક જ ગુરુ છે, બીજો કોઈ ગુરુ નથી. તેના સંબંધમાં હું કહું છું. તે ગુરુએ જેમને ઉપદેશ આપેલો છે એવા સર્વ સર્પો લોકમાં સદાય દ્વેષપાત્ર થયા છે.[2] જે સર્વના હૃદયમાં રહેલો છે તે એક જ બંધુ છે, બીજો કોઈ બંધુ નથી. તેના સંબંધમાં હું કહું છું.× હે પાર્થ ! તેણે જેમને ઉપદેશ આપેલો છે એવા સપ્તર્ષિઓરૂપી બાંધવો અન્યોન્ય બંધુરૂપ થઈને આકાશમાં પ્રકાશે છે.[3] જે સર્વના હૃદયમાં રહેલો છે તે એક જ શ્રોતા છે, બીજો કોઈ શ્રોતા નથી. તેના સંબંધમાં હું કહું છું. તેને ગુરુ કરીને તથા ગુરુની સમીપ જે પ્રમાણે રહેવું જોઈએ તે પ્રમાણે તેની પાસે રહીને ઇંદ્ર સર્વ લોકમાં અમરપણાને પામ્યો છે.[4] જે સર્વના હૃદયમાં રહેલો છે તે એક જ દ્વેષ કરનારો છે, બીજો કોઈ દ્વેષ કરનારો નથી, તેના સંબંધમાં જ હું કહું છું. એ ગુરુએ જેમને ઉપદેશ આપેલો છે, એવા સર્વ સર્પો લોકમાં સદા દ્વેષપાત્ર થયા છે.[5]

હવે આ વિષયમાં પણ પ્રજાપતિની પાસે સર્પો તથા દેવર્ષિઓ વચ્ચે થયેલી વાતચીતરૂપ પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[6] એક સમયે દેવર્ષિઓ, સર્પો તથા અસુરો પ્રજાપતિ પાસે બેઠા હતા ત્યારે તેમણે તેમને પ્રશ્ન પૂછ્યો, કે, 'જેથી અમારું કલ્યાણ થાય તે અમને કહો.' એ પ્રમાણે તેમણે પોતાના કલ્યાણ વિષેનો પ્રશ્ન પૂછ્યો, ત્યારે ભગવાન બ્રહ્મા બોલ્યા : ओमित्येकाक्षरं ब्रह्म–'ૐ એ એકાક્ષર બ્રહ્મ છે.' તે સાંભળીને તેઓ જુદી જુદી દિશાઓમાં દોડી ગયા; અર્થાત્ બ્રહ્માનો તે ઉપદેશ સાંભળી સૌએ પોતપોતાના સ્વભાવ પ્રમાણે અર્થ ગ્રહણ કર્યો. આમ તેઓ જ્યારે પોતાને ઉપદેશેલા એ બ્રહ્મદેવના વાક્યાર્થમાં જુદી જુદી દિશાઓમાં દોડવા લાગ્યા, ત્યારે તેઓમાં સૌ પહેલાંજ સર્પોને દંશ કરવાનો ભાવ પ્રકટ× થયો.[7–9] અસુરોને પોતાના સ્વભાવથી ઉત્પન્ન થનારો દંભભાવ પ્રકટ થયો, દેવોએ દાન કરવાનો જ નિશ્ચય કરી લીધો અને મહર્ષિઓએ દમ (ઇંદ્રિયનિગ્રહ) કરવાનો નિશ્ચય કર્યો.[10] આ રીતે એક જ શાસ્તાને (ગુરુને) મેળવીને એક જ શબ્દથી સંસ્કારવાળા થયેલા સર્વ સર્પો, દેવર્ષિઓ તથા દાનવોએ ભિન્ન ભિન્ન ભાવ ગ્રહણ કર્યો.[11] માટે પોતેજ પોતાનો ગુરુ છે. કેમ કે જે કંઈ કહેવામાં આવે છે તેને તે સાંભળે છે, તેના અર્થને બરાબર ગ્રહણ કરે છે અને પોતાને પૂછનારા પોતાના શિષ્યોને પોતે જ પ્રમાણે સાંભળ્યું હોય છે તથા ગ્રહણ કર્યું હોય છે, તે પ્રમાણે ફરી કહી સંભળાવે છે. માટે બીજો કોઈ ગુરુ નથી.[12] જ્યારે તેની સંમતિ મળે છે, ત્યારે પાછળથી કર્મ પ્રવૃત્ત થાય છે; માટે સૌના હૃદયમાંજ ગુરુ, બોદ્ધા, શ્રોતા અને દ્વેષ્ટા રહેલો છે.[13] આ પુરુષ પાપકર્મ કરીને લોકમાં પાપચારી થાય છે અને શુભ કર્મનું આચરણ કરીને લોકમાં પુણ્યચારી થાય છે.[14] જે પુરુષ ઇંદ્રિયસુખમાં આસક્ત રહીને પોતાની ઇચ્છાનુસાર વર્તે છે, તે લોકમાં કામચારી થાય છે અને જે ઇંદ્રિયવિજયમાં આસક્ત રહે છે, તે બ્રહ્મચારી થાય છે.[15] જે પુરુષ સર્વ વ્રતકર્મોનો ત્યાગ કરી દે છે, કેવળ બ્રહ્મમાંજ સ્થિતિ કરે છે અને બ્રહ્મસ્વરૂપ થઈને લોકમાં વિચરે છે, તે બ્રહ્મચારી થઈ શકે છે.[16] બ્રહ્મ એજ એ પુરુષનાં સમિધો છે, બ્રહ્મ એજ તેનો અગ્નિ છે, બ્રહ્મ એજ

× બ્રાહ્મણ પોતાની સ્ત્રીને કહે છે તેમાં 'હે પાર્થ' એવું સંબોધન છે, તે શંકાસ્પદ છે.

× એટલે 'ओमित्येकाक्षर ब्रह्म' એ વાક્યનો ઉચ્ચાર કરતી વેળા બ્રહ્મદેવનું મુખ પહોળું થયું અને બંધ થયું, તે ઉપરથી સર્પોએ પોતાના સ્વભાવ પ્રમાણે એવો અર્થ ગ્રહણ કર્યો કે, બ્રહ્મા બીજાઓને દંશ કરવાનો આપણને ઉપદેશ આપે છે.

તેનું ઉત્પત્તિસ્થાન છે, બ્રહ્મ એજ તેનું જળ છે, બ્રહ્મ એજ તેનો ગુરુ છે અને બ્રહ્મમાંજ તે એકચિત્ત રહે છે.[૧૭] વિદ્વાન પુરુષો એ પ્રકારના આ સૂક્ષ્મ બ્રહ્મચર્યને જાણે છે અને તેને જાણીને તથા ક્ષેત્રજ્ઞરૂપ તત્ત્વવેત્તાની પાસેથી ઉપદેશ ગ્રહણ કરીને તેઓ તેનુંજ સેવન કરે છે.[૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'બ્રાહ્મણગીતા' નામનો અધ્યાય ૨૬ મો સમાપ્ત

## अध्याय २७मो

### બ્રાહ્મણગીતા (ચાલુ)

॥ ब्राह्मण उवाच ॥

**संकल्पदंशमशकं शोकहर्षहिमातपम् ।**
**मोहांधकारतिमिरं लोभव्याधिसरीसृपम् ॥ १ ॥**

બ્રાહ્મણ બોલ્યોઃ જેમાં સંકલ્પોરૂપી ડાંસ અને મચ્છરો છે, શોક અને હર્ષરૂપી તાપ તથા ઠંડી છે, મોહરૂપી ઘોર અંધકાર છવાઈ રહ્યો છે, લોભ તથા વ્યાધિઓરૂપી સર્પો રહેલા છે, જેમાં વિષયોરૂપી કેદ પકડનારાને માત્ર એકલાથી જ ઉલ્લંઘન કરી શકાય છે, તેમ જ જેમાં કામ તથા ક્રોધરૂપી વિરોધકો છે, તે મહાભયંકર સંસારમાર્ગનું ઉલ્લંઘન કરીને હું બ્રહ્મરૂપી મહાવનમાં હવે દાખલ થયો છું.[૧,૨]

બ્રાહ્મણી બોલીઃ હે મહાબુદ્ધિમાન! તે વન ક્યાં આવેલું છે? તેમાં કયાં વૃક્ષો છે? કઈ નદીઓ છે? કયા ગિરિઓ અને પર્વતો છે? અને કેટલે દૂર માર્ગે તે વન આવેલું છે?[૩]

બ્રાહ્મણ બોલ્યોઃ તેનાથી ભિન્ન એવો કોઈ પણ પદાર્થ નથી, તેનાથી ભિન્ન એવું કોઈ સુખ નથી, તેનાથી અભિન્ન એવો કોઈ પણ પદાર્થ નથી અને તેનાથી બીજું દુઃખમાંથી તારનારું કોઈ કર્મ નથી.[૪] એ (બ્રહ્મ) વનના કરતાં બીજું કંઈ નાનું નથી, એના કરતાં બીજું કંઈ મોટું નથી, એના કરતાં બીજું કંઈ અતિ સૂક્ષ્મ નથી અને એના સમાન બીજું કોઈ સુખ નથી.[૫] (દ્વિજરૂપી) પક્ષીઓ એ વનમાં પ્રવેશ કરીને કદી શોક કરતાં નથી, હર્ષ પામતાં નથી, કોઈનાથી ડરતાં નથી અને તેમનાથી બીજા કોઈ પણ ડરતા નથી.[૬] એ વનમાં (મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓ રૂપ) સાત વૃક્ષો છે, (મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓથી મળતાં સુખદુઃખરૂપ) સાત ફળો છે, (મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓના સાત દેવતાઓરૂપ) સાત અતિથિઓ છે, (પાંચ ઇંદ્રિયો, મન તથા બુદ્ધિ—એ) સાત આશ્રમો છે, (સાત ઇંદ્રિયોનો તેના તેના વિષયો તરફથી નિરોધ કરવારૂપ) સાત સમાધિઓ છે અને (ઇંદ્રિયોની ક્રિયાઓને બંધ કરવારૂપ) સાત દિક્ષાઓ છે. આવું આ અરણ્યનું સ્વરૂપ છે.[૭] તે વનમાં (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધરૂપ) પાંચ વર્ણવાળાં દિવ્ય પુષ્પો (શબ્દાદિ અનુભવો)ને તથા દિવ્ય ફળો (શબ્દાદિ અનુભવોથી ઉત્પન્ન થનારા રાગદ્વેષાદિ)ને ઉત્પન્ન કરનારાં વૃક્ષો (મનોવૃત્તિઓ) આખા વનને વ્યાપ્ત કરી રહ્યાં છે.[૮] વળી તે વનમાં ઉત્તમ વર્ણવાળાં તથા (સુખદુઃખરૂપ) બે વર્ણવાળાં પુષ્પો અને ફળો (શબ્દાદિ અનુભવો તથા તેથી ઉત્પન્ન થનારા રાગદ્વેષ)ને ઉત્પન્ન કરનારાં વૃક્ષો (ઇંદ્રિયો) આખા વનને વ્યાપ્ત કરી રહ્યાં છે.[૯] ઉપરાંત તે વનમાં (સુખદુઃખરૂપ) બે વર્ણવાળાં તથા (સ્વર્ગાદિરૂપ) સુગંધવાળાં પુષ્પો અને ફળો (શબ્દાદિ અનુભવો તથા તેથી ઉત્પન્ન થનારા રાગદ્વેષાદિ)ને ઉત્પન્ન કરનારાં (યજ્ઞાદિ) વૃક્ષો આખા વનને વ્યાપ્ત કરી રહ્યાં છે.[૧૦] તેમ જ એ વનમાં (સ્વર્ગાદિ) સુગંધવાળાં તથા કેવળ એકજ (સુખરૂપજ) વર્ણવાળાં પુષ્પોને અને ફળોને (શબ્દાદિ અનુભવોને તથા તેથી થનારા આનંદને) ઉત્પન્ન કરનારાં (ધ્યાનાદિ) વૃક્ષો

આખા વનને વ્યાપ્ત કરી રહ્યાં છે.[11] વળી એ વનમાં અસ્પષ્ટ સ્વરૂપવાળાં અનેક (ભૂતકાળનાં, ભવિષ્યકાળનાં તથા વર્તમાનકાળનાં) પુષ્પોને તથા ફળોને (શબ્દાદિ અનુભવોને તથા તે અનુભવથી થનારા રાગદ્વેષને) ઉત્પન્ન કરનારાં મોટાં બે વૃક્ષો (બુદ્ધિ તથા મન) આખા વનને વ્યાપ્ત કરી રહ્યાં છે.[12] તે વનમાં (આત્મારૂપી) એક અગ્નિ છે, મન અને બુદ્ધિરૂપી એક સરવો છે અને પાંચ ઇંદ્રિયોરૂપી સમિધો છે. (મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓ–એ) સાતેનો અગ્નિમાં હોમ કરવાથી (અર્થાત્ આત્મામાં પ્રવિલાપન કરવાથી) મોક્ષરૂપ ફળ પ્રાપ્ત થાય છે અને મુક્ત પુરુષોની દીક્ષાઓ ફળે છે. તેમને પ્રાપ્ત થયેલાં ફળ કેવળ ગુણરૂપ જ હોય છે અને ફળોનો તો અતિથિઓ જ (ઇંદ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓ) ઉપભોગ કરે છે.[13] (તે ઇંદ્રિયોના દેવતાઓરૂપ) મહર્ષિઓ એ વનમાં ઠેકઠેકાણે (વિષયભોગ) અતિથિસત્કાર ગ્રહણ કરે છે. પૂજાસત્કાર પામેલા તે મહર્ષિઓ પોતપોતાના (ઉત્પત્તિસ્થાનરૂપ) આશ્રમોમાં જ્યારે લીન થઈ જાય છે, ત્યારે (અદ્વૈતરૂપ) એક બીજું જ વન પ્રકાશી નીકળે છે. એ વનમાં પ્રજ્ઞારૂપ (સાક્ષાત્કારરૂપ) એક વૃક્ષ છે તેને મોક્ષરૂપ એક ફળ છે, શાંતિરૂપ તેની છાયા છે અને જ્ઞાનરૂપ તેની નીચે વિશ્રાંતિ લેવાનું એક સ્થાન છે. ત્યાં તૃપ્તિરૂપ જળ છે અને તેની અંદર ક્ષેત્રજ્ઞ (આત્મા) રૂપ સૂર્ય પ્રકાશી રહ્યો છે.[14,15] જે સંત પુરુષો એ વૃક્ષને પ્રાપ્ત કરે છે, તેમને ભય રહેતો નથી; કેમ કે તે વૃક્ષનો ઊંચે, નીચે કે આડાઅવળો ક્યાંય અંત જ પામી શકાતો નથી. (એ વૃક્ષને પહોંચી વળેલા જીવન્મુક્ત) પુરુષમાં (ઘ્રાણ આદિની વૃત્તિઓરૂપ) સાત સ્ત્રીઓ નિવાસ કરે છે. તેઓ (જે વસ્તુનો સંકલ્પ થાય તે વસ્તુને) તત્કાળ ઉત્પન્ન કરી આપનારી હોય છે, (તે પુરુષને વશ કરવાને અશક્ત થઈને) શરમને લીધે નીચું મુખ કરીને તેની પાસે ઊભી રહે છે અને (ચિજ્જ્યોતિના તેજથી) કેવળ પ્રકાશમય હોય છે. સત્ય તથા અસત્યમાં જેમ ઘણું મોટું અંતર રહેલું છે, તેમ સર્વ પ્રજાઓ કરતાં સર્વોત્કૃષ્ટ રીતે તે સર્વ વિષયોના રસોને ગ્રહણ કરે છે. (અર્થાત સત્યમાં તથા અસત્યમાં જેટલું ભારે અંતર રહેલું છે, તેટલું જ જ્ઞાની તથા મૂઢ પુરુષના સુખમાં ભારે અંતર રહેલું છે.)[16,17] વસિષ્ઠ આદિ સિદ્ધ સપ્તર્ષિઓ (મન, બુદ્ધિ અને પાંચ ઇંદ્રિયો) ત્યાં જ ઉદય પામે છે અને ત્યાં જ અસ્ત પામી જાય છે.[18] જેમ સર્વ નક્ષત્રો સૂર્યને અનુસરે છે, તેમ યશસ્વી, તેજસ્વી, ઐશ્વર્યવાન, વિજયી, સિદ્ધ તથા શક્તિમાન આ સર્વે સૂર્યરૂપ એ ક્ષેત્રજ્ઞને જ (આત્માને જ) અનુસરી રહે છે.[19] ગિરિઓ તથા પર્વતો ત્યાં એકત્ર રહ્યા છે અને નદીઓ તથા સરિતાઓ ત્યાં બ્રહ્મથી ઉત્પન્ન થયેલા જળને વહી રહી છે. ત્યાં વૈતાન (યોગયજ્ઞના વિસ્તારસ્થાનરૂપ હૃદયાકાશ) નામના અત્યંત ગૂઢ પ્રદેશમાં અનેક નદીઓનો સમાગમ થાય છે અને પોતાના આત્મામાં તૃપ્ત રહેનારા પુરુષો તે દ્વારા સાક્ષાત્ બ્રહ્મદેવ પાસે જાય છે.[20,21] જેમની આશાઓ કૃશ થઈ ગયેલી હોય છે, જેઓ ઉત્તમ વ્રતો કરવાની વાસનાવાળા હોય છે અને જેમણે તપશ્ચરણ દ્વારા સર્વ પાપોને બાળી નાખ્યાં હોય છે, તે પુરુષો પોતાના મનનો આત્મામાં લય કરી દઈને બ્રહ્મની ઉપાસના કરે છે.[22] વિદ્યારૂપી અરણ્યને જાણનારા મનુષ્યો આ બ્રહ્મોપાસનાના સંબંધમાં કેવળ એક શમની જ પ્રશંસા કરે છે અને એ શમ બ્રહ્મરૂપ અરણ્યને લક્ષ્યમાં રાખીને તથા બુદ્ધિની ગતિને ઓળંગ્યા વિના ઉત્પન્ન થાય છે.[23] આ રીતે બ્રહ્મનિષ્ઠ પુરુષો એ પવિત્ર (બ્રહ્મ) અરણ્યને જાણે છે. તેને જાણીને તેઓ તત્ત્વવસ્તુનું

દર્શન કરનારા ક્ષેત્રજ્ઞ વડે (શમદમાદિ સાધનોનું) અનુષ્ઠાન કરે છે.[૨૪]

ઈતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'બ્રાહ્મણગીતા' નામનો અધ્યાય ૨૭મો સમાપ્ત

## અધ્યાય ૨૮મો

### બ્રાહ્મણગીતા (ચાલુ)

॥ ब्राह्मण उवाच ॥

गंधान्न जिघ्रामि रसान्न वेद्मि
रूपं न पश्यामि न च स्पृशामि ॥
न चापि शब्दान् विविधान् शृणोमि
न चापि संकल्पमुपैमि किंचित् ॥ १ ॥

બ્રાહ્મણ બોલ્યો: હું કોઈ જાતના ગંધોને સૂંઘતો નથી, રસોને જાણતો નથી, રૂપને જોતો નથી, સ્પર્શ કરતો નથી. વિવિધ પ્રકારના શબ્દોને સાંભળતો નથી અને કોઈ પ્રકારના સંકલ્પને કરતો નથી.[૧] સ્વભાવ સર્વ ઇષ્ટ વિષયોની કામના કરે છે અને સ્વભાવ સર્વ અપ્રિય વિષયોનો દ્વેષ કરે છે; સ્વભાવથી કામ તથા દ્વેષ ઉત્પન્ન થાય છે અને સ્વભાવથી જ પ્રાણ તથા અપાન પ્રાણીઓનાં શરીરોમાં પ્રવેશ કરીને અન્નનું પાચન કરવું આદિ પોતપોતાનું કાર્ય કરે છે.[૨] જાગ્રત અવસ્થામાં જે બાહ્ય વિષયો જોવામાં આવે છે, તેના કરતાં સ્વપ્નાવસ્થાના વાસનામય વિષયો ભિન્ન છે; તેમ જ એ સ્વપ્નાવસ્થાના વિષયોમાં જે નિત્ય ભાવો જોવામાં આવે છે, તેમના કરતાં પણ શરીરમાં રહેલા ભૂતાત્માને યોગીઓ ભિન્ન જુએ છે. આ ભૂતાત્મા વિષે હું આસક્ત થયો છું, તેથી કામ, ક્રોધ, જરા તથા મૃત્યુ વડે હું કોઈ રીતે પણ ઘેરાઈ જતો નથી.[૩] હું સર્વ કામનાઓની અભિલાષા રાખતો નથી, તેમ હું સર્વ દોષોનો કદી દ્વેષ કરતો નથી. જેમ કમળનાં પાંદડાં ઉપર જળના બિંદુનો લેપ થતો નથી તેમ મારા સ્વભાવમાં કોઈ પણ વિષયનો લેપ થતો નથી.[૪] આ પ્રત્યગાત્મા નિત્ય છે, તેથી તેના સંકલ્પો પણ નિત્ય છે. આ દશ્યમાન પ્રપંચની ભોગજાળ ધાતા વગેરે અનેકના સ્વભાવરૂપ હોઈને જ્ઞાની પુરુષને કંઈ અસર કરી શકતી નથી. જેમ સૂર્યની કિરણજાળ આકાશમાં ક્યાંય આસક્ત થઈ શકતી નથી, તેમ કર્મો કરવામાં આવે છે; છતાં જ્ઞાની પુરુષને તેનાં ફળ બાંધી શકતાં નથી.[૫]

આ વિષયમાં પણ એક અધ્વર્યુ અને યતિના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે. હે યશસ્વિની! તે તું સાંભળ.[૬] એક યજ્ઞકર્મમાં પશુને પોંખવામાં આવતો જોઈ સમીપ બેઠેલા એક યતિએ એક અધ્વર્યુને નિંદા કરતાં કરતાં કહ્યું કે, 'આ હિંસા છે.'[૭] ત્યારે અધ્વર્યુએ તેને ઉત્તર આપ્યો કે, 'આ બકરો વિનાશ પામશે નહિ અને જો શ્રુતિને પ્રમાણ માનવામાં આવે છે, તો આ પશુનું અવશ્ય કલ્યાણ થશે.[૮] આનામાં જે પૃથ્વીનો ભાગ છે તે પૃથ્વીમાં જશે અને જળનો જે ભાગ છે તે જળમાં જશે.[૯] આનાં નેત્રો સૂર્યમાં દાખલ થશે, એની શ્રોત્રેંદ્રિય દિશાઓમાં જશે અને એના પ્રાણ આકાશમાં પ્રવેશ કરી જશે. શાસ્ત્રમાં કહેલા માર્ગ પ્રમાણે વર્તનારા મને આથી કોઈ પ્રકારનો દોષ લાગશે નહિ.'[૧૦]

યતિ બોલ્યો : તું જો બકરાના પ્રાણવિયોગમાં એનું કલ્યાણ જોઈ શકે છે, તો આ યજ્ઞ કેવળ બકરાને માટે જ છે (બકરાનું જ કલ્યાણ કરનારો છે) અને તેની સાથે તારે શું પ્રયોજન રહેલું છે?[૧૧] છતાં આ વિષયમાં આ બકરાના ભાઈએ, માતાએ, પિતાએ તથા મિત્રે તને સંમતિ આપવી જોઈએ. માટે વિશેષે કરીને પરતંત્ર એવા આ બકરાને ઊંચકી લઈ જઈને તું (તેના સંબંધીઓ સાથે) આ વિષયમાં વિચાર ચલાવ.[૧૨]

તું જે પ્રમાણે કહે છે તે જો સત્ય હશે, તો તેઓ તને એ પ્રમાણે જ અનુમતિ આપશે. માટે તારે તેમને મળવું યોગ્ય છે. તેમની અનુમતિ સાંભળ્યા પછી તું (આનો વધ કરવાના સંબંધમાં) વિચાર કરી શકે[૧૩] તેં આ બકરાના પ્રાણોને પોતપોતાનાં ઉત્પત્તિસ્થાનોમાં જો પહોંચાડી દીધા છે, તો પછી તેનું આ અવશેષ રહેલું શરીર કેવળ નિશ્ચેષ્ટ જ છે—ચેતના રહિત છે, એમ હું માનું છું.[૧૪] આનું શરીર ચેતનરહિત હોઈને કેવળ કાષ્ઠતુલ્ય જ છે, છતાં તેના વડે યજ્ઞ કરવાની ઇચ્છાવાળાઓને હિંસા લાગે જ છે. કેમ કે આ કાષ્ઠ પશુસંજ્ઞાવાળું છે.[૧૫] વૃદ્ધોની એવી આજ્ઞા છે કે: 'अहिंसा सर्वधर्माणाम्—સર્વ ધર્મોમાં અહિંસા મુખ્ય હોવી જોઈએ.' તેથી જ અમે જાણીએ છીએ કે, જે કર્મ અહિંસ્ર હોય—હિંસાદોષથી રહિત હોય, તે જ કર્મ કરવું જોઈએ.[૧૬] અહિંસા એ જ (સર્વ ધર્મોની) જો પ્રતિજ્ઞા છે તો હવે પછી હું એ જ કહેવા માગું છું કે, (તું આવાં હિંસક કર્મોને જો નહિ છોડે તો) તારે હાથે અનેક પ્રકારનાં દુષ્ટ કાર્યો થયા કરશે.[૧૭] અમને તો નિત્ય એ જ રુચે કે: अहिंसा सर्वभूतानाम्—કોઈ પણ પ્રાણીની હિંસા ન કરવી. અમે પ્રત્યક્ષને સિદ્ધ કરનારા છીએ, પરોક્ષનું ઉપાસન કરતા નથી.[૧૮]

અધ્વર્યુ બોલ્યો: તું પૃથ્વીના ગંધગુણોનો ઉપભોગ કરે છે, જળમય રસોનું પાન કરે છે, જ્યોતિષ પદાર્થોના રૂપને જુએ છે, વાયુજન્ય ગુણોનો સ્પર્શ કરે છે, આકાશજન્ય શબ્દોને સાંભળે છે, મન વડે મંતવ્યને માને છે અને વળી તું માને પણ છે કે, આ સર્વ ભૂતો કેવળ પ્રાણમય છે.[૧૯,૨૦] આથી તું હિંસાકર્મથી નિવૃત્ત થયો છે છતાં પણ હિંસાકર્મમાં પ્રવૃત્તિ કરી જ રહ્યો છે; કેમ કે હિંસા વિના કોઈ પ્રકારની ચેષ્ટા થઈ શકતી નથી. તો હે દ્વિજ! આ વિષયમાં તું શું માને છે?[૨૧]

યતિ બોલ્યો: આત્માનાં બે સ્વરૂપો છે—એક અક્ષર અને બીજું ક્ષર. તેમાં અક્ષર એ સદ્‌ભાવરૂપ—એટલે સદ્રૂપ કહેવાય છે અને ક્ષર એ સ્વભાવ એટલે અત્યંત અભાવરૂપ કહેવાય છે.[૨૨] પ્રાણ, જિહ્વા, મન અને બુદ્ધિ એ માયાથી યુક્ત રહેલો સદ્‌ભાવ જ છે. (અર્થાત્ ભ્રાંતિયુક્ત એવું જે સત્ તે જ પ્રાણાદિ વ્યવહારનું સ્વરૂપ છે.) જે પુરુષ પૂર્વોક્ત પ્રાણ આદિ ભાવોથી મુક્ત થયેલો હોય છે, સુખદુઃખાદિ દ્વંદ્વોથી રહિત થયેલો હોય છે, સર્વ આશાઓથી મુક્ત થયેલો હોય છે, પ્રાણીમાત્ર ઉપર સમદૃષ્ટિ રાખનારો હોય છે, મમતારહિત હોય છે, મનને વશ રાખનારો હોય છે અને ચોતરફથી સર્વથા મુક્ત થયેલો હોય છે, તે પુરુષને કોઈ સ્થળે ભય નથી.[૨૩,૨૪]

અધ્વર્યુ બોલ્યો: હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ યતિ! મનુષ્યે સત્પુરુષોની સાથે જ નિત્ય સહવાસ કરવો જોઈએ. તમારો મત સાંભળીને મારી બુદ્ધિ પ્રકાશમાન થઈ છે.[૨૫] હે ભગવન્! હું તમારી બુદ્ધિથી યુક્ત થઈને કહું છું કે, તમારા ઉપદેશ પ્રમાણે વર્તીને હું મંત્રકૃત કર્મ કરીશ; તોપણ તેમાં મારો કાંઈ અપરાધ થશે નહિ.[૨૬]

બ્રાહ્મણ બોલ્યો: અધ્વર્યુની એ ઉપપતિ- (યુક્તિવાદ)થી યતિ ચૂપ થઈ ગયો અને પછી અધ્વર્યુ પણ મોહરહિત થઈને મહાયજ્ઞ કરવા લાગ્યો.[૨૭] આ રીતે બ્રાહ્મણો અત્યંત સૂક્ષ્મ એવા મોક્ષના સ્વરૂપને જાણે છે અને તેને જાણીને અર્થને જોનારા ક્ષેત્રજ્ઞ વડે (શમાદિ સાધનોનું) અનુષ્ઠાન કરે છે.[૨૮]

ઇતિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વાતર્ગત અનુગીતાપર્વમા 'બ્રાહ્મણગીતા' નામનો અધ્યાય ૨૮ મો સમાપ્ત

# अध्याय २९मो

## બ્રાહ્મણગીતા (ચાલુ)

॥ ब्राह्मण उवाच ॥

**अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम्।**
**कार्तवीर्यस्य संवादं समुद्रस्य च भाविनि ॥ १ ॥**

બ્રાહ્મણ બોલ્યો : હે ભાવિની ! આ વિષયમાં પણ કાર્તવીર્ય (સહસ્રાર્જુન) અને સમુદ્રના સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[1] પૂર્વે કાર્તવીર્ય અર્જુન નામનો એક હજાર હાથવાળો રાજા હતો. તેણે સમુદ્ર સુધીની આખી પૃથ્વીને પોતાના ધનુષ વડે જીતી હતી.[2] કોઈ એક સમયે બળથી ગર્વિષ્ઠ થયેલો તે રાજા સમુદ્રની સમીપ ફરતો હતો અને સેંકડો બાણો છોડી મૂકીને સમુદ્રને છાઈ દેતો હતો, એમ અમે સાંભળ્યું છે.[3] તે વેળા સમુદ્રે બે હાથ જોડી, નમસ્કાર કરીને તેને કહ્યું કે, 'હે વીર ! તું આ રીતે બાણો ફેંક મા. મને કહે કે, હું તારું શું પ્રિય કરું ?[4] હે રાજસિંહ ! તેં છોડેલાં મહાન બાણોને લીધે મારો આશ્રય કરી રહેલાં પ્રાણીઓનો વિનાશ થઈ જાય છે. માટે હે રાજા ! તું તેમને અભય આપ.[5]

સહસ્રાર્જુન બોલ્યો : સંગ્રામમાં કોઈ મારા જેવો ધનુર્ધારી હોય અને યુદ્ધમાં તે મારી સામે ઊભો રહી શકે એમ હોય, તો તે તું કહે.[6]

સમુદ્ર બોલ્યો : હે રાજન્ ! જો, મહર્ષિ જમદગ્નિ તો તારા સાંભળવામાં આવ્યા હશે. તેમનો એક પુત્ર છે. તે તારો યથાવત્ અતિથિસત્કાર કરવાને યોગ્ય છે.[7]

તે સાંભળ્યા પછી રાજા કાર્તવીર્ય મહાક્રોધથી ઘેરાઈ ગયો. તે જમદગ્નિના આશ્રમમાં જઈને પરશુરામ પાસે જ જઈ પહોંચ્યો.[8] તેણે પોતાના બંધુઓની સાથે પરશુરામ તરફ વિરુદ્ધ આચરણો કરવા માંડ્યાં અને મહાત્મા રામને કંટાળો ઉપજાવવા માંડ્યો.[9] ત્યારે અમાપ તેજવાળા પરશુરામનું તેજ એકદમ પ્રજ્વળી ઊઠ્યું. એટલે હે કમલનયના ! તેમણે શત્રુઓનાં સૈન્યો અત્યંત બાળવા માંડ્યાં. હવે મોટી શાખાઓવાળા એક વૃક્ષને જેમ કાપી નાખવામાં આવે છે, તેમ હાથમાં ફરસી લઈને પરશુરામે હજાર હાથવાળા સહસ્રાર્જુનને એકાએક કાપી નાખ્યો. એ રીતે કાર્તવીર્યને હણાઈ પડેલો જોઈ તેના સર્વ બાંધવો તલવારો તથા શક્તિઓ લઈ લઈને એકીસાથે પરશુરામ સામા ધસી ગયા.[10-12] એટલે પરશુરામ પણ હાથમાં ધનુષ્ય લઈ ઉતાવળા ઉતાવળા રથ ઉપર ચઢી બેઠા અને બાણોનો વરસાદ વરસાવીને રાજાઓના સૈન્યને સંહારવા માંડ્યા.[13] તે સમયે કેટલાએક ક્ષત્રિયો પરશુરામના ભયથી વિહ્વળ થઈ ગયા અને સિંહના ભયથી વિહ્વળ થયેલા મૃગોની પેઠે પર્વતોની ખીણમાં ભરાઈ પેઠા.[14] તેઓ પરશુરામના ભયને લીધે પોતાનું શાસ્ત્રોક્ત કર્મ આચરી શક્યા નહિ, તેથી તેમની પ્રજાઓ (સંતતિ) બ્રાહ્મણોના આદર્શને લીધે શૂદ્ર બની ગઈ.[15] એ પ્રમાણે ક્ષાત્રધર્મીનો ઉચ્છેદ થઈ જવાથી પૂર્વોક્ત ક્ષત્રિય પ્રજાઓ દ્રાવિડ, આભીર, પુંડ્ર અને શબરજાતિઓની સાથે શૂદ્ર બની ગઈ.[16] પછી જેમના સ્વામીઓ માર્યા ગયા હતા એવી ક્ષત્રિયજાતિની સ્ત્રીઓમાં બ્રાહ્મણોએ ક્ષત્રિયોને ઉત્પન્ન કરવા માંડ્યા; પણ તેઓ જેમ જેમ ઉત્પન્ન થતા ગયા તેમ તેમ પરશુરામે તેમને કાપી નાખવા માંડ્યા.[17] આ રીતે એકવીસવાર યુદ્ધયજ્ઞો થયા પછી દિવ્ય, મધુર અને સર્વ લોકમાં સંભળાયેલી આકાશવાણીએ પરશુરામને કહ્યું કે,[18] 'હે રામ ! ઓ રામ ! આ કૃત્યથી હવે તું વિરામ પામ. હે તાત ! આ અંશ

ક્ષત્રિયોનો વારંવાર આ પ્રમાણે સંહાર કરીને તું કયા પુણ્યને જુએ છે ?[૧૧૯] તેમ જ પરશુરામના (ઋચિક આદિ) પિતામહોએ પણ તેને કહ્યું કે, 'હે મહાભાગ ! આ કૃત્યથી હવે તું વિરમી જા.[૧૨૦] પણ પોતાના પિતાના વચને નહિ સહન કરનારા પરશુરામે તે ઋષિઓ પ્રત્યે કહ્યું કે, 'તમે આ કૃત્યમાં મને અટકાવવાને યોગ્ય નથી.[૧૨૧]

પિતૃઓ બોલ્યા : હે વિજય કરનારાઓમાં શ્રેષ્ઠ રામ ! આ અધમ ક્ષત્રિયોનો નાશ કરવાને તું યોગ્ય નથી. વળી તું બ્રાહ્મણ છે, તેથી તારે રાજાઓને મારી નાખવા યોગ્ય નથી.[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાતર્ગત અનુગીતાપર્વમા 'બ્રાહ્મણગીતા' નામનો અધ્યાય ૨૯ મો સમાપ્ત

## अध्याय ३०मो

### બ્રાહ્મણગીતા (ચાલુ)

॥ पितर उचु ॥

**अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम्।**
**श्रुत्वा च तत्तथा कार्यं भवता द्विजसत्तम ॥१॥**

પિતૃઓ બોલ્યા : આ વિષયમાં પણ આ પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે. તે સાંભળીને હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! તારે એ પ્રમાણે કરવું.[૧] પૂર્વે અલર્ક નામનો એક રાજર્ષિ હતો. તે મહાતપસ્વી હતો, ધર્મને જાણનારો હતો, સત્યવાદી હતો, મહાત્મા હતો અને મહા દૃઢવ્રતને ધારણ કરનારો હતો.[૨] તેણે સમુદ્ર સુધીની આ પૃથ્વીને પોતાના ધનુષ્ય વડે જીતી લઈને તથા મહાદુષ્કર કર્મ કરીને પોતાના મનને સૂક્ષ્મ વિચારમાં સ્થાપિત કર્યું.[૩] એક સમયે તે મહાબુદ્ધિમાન રાજા એક વૃક્ષના મૂળ પાસે બેઠો હતો, ત્યારે તેના મનમાં ઘણાં મોટાં કર્મનો ત્યાગ કરીને કેવળ એક બ્રહ્મને જ પ્રાપ્ત કરવાની ચિંતા થવા લાગી.[૪]

અલર્ક બોલ્યો : મારું મન હવે બળવાન બની ગયું છે, માટે મનને જીતીને જ મારો અવશ્ય વિજય થશે. હું હમણાં (ઇંદ્રિયોરૂપી આંતર) શત્રુઓથી ઘેરાઈ ગયો છું, માટે (બાહ્ય) શત્રુઓ પર બાણ ન છોડતાં કોઈ જુદી જ દિશામાં (આંતરશત્રુઓ ઉપર જ) બાણો છોડીશ.[૫] આ મન પોતાની ચપળતાને લીધે સર્વ મનુષ્યો પાસે કર્મ કરાવવા ઇચ્છે છે; માટે હું મન પ્રત્યે જ મહાતીક્ષ્ણ બાણો છોડીશ.[૬]

મન બોલ્યું : હે અલર્ક ! આ બાણો મને કોઈ પણ પ્રકારે વીંધી શકશે નહિ, પણ ઊલટાં તારાં જ મર્મસ્થાનોને કાપી નાખશે અને મર્મસ્થાનો કપાઈ જશે એટલે તું જ મરી જઈશ.* માટે જે બાણો વડે તું મારો નાશ કરી શકે તેવાં બીજાં બાણો તું શોધી કાઢ. તે સાંભળી કંઈક વિચાર કરીને રાજાએ આવું વચન કહ્યું.[૭,૮]

અલર્ક બોલ્યો : આ ઘ્રાણેંદ્રિય અનેક પ્રકારના ગંધોને સૂંઘીને પાછી તેમાં જ લુબ્ધ બની જાય છે, માટે હું ઘ્રાણેંદ્રિય પ્રત્યે મારાં તીક્ષ્ણ બાણો છોડીશ.[૯]

ઘ્રાણેંદ્રિય બોલી : હે અલર્ક ! આ બાણો મને કોઈ પણ પ્રકારે વીંધી શકશે નહિ, પણ ઊલટાં તે તારાં જ મર્મસ્થાનોને ભેદી નાખશે; અને મર્મસ્થાનો કપાઈ જશે, એટલે તું જ મરી જઈશ.[૧૦] માટે જે બાણો વડે તું મારો નાશ કરી શકે તેવાં બીજાં બાણો તું શોધી કાઢ. તે સાંભળી કંઈક વિચાર કરીને રાજાએ આ પ્રમાણે કહ્યું.[૧૧]

અલર્ક બોલ્યો : આ જિહ્વા સ્વાદિષ્ટ રસોનો સ્વાદ લઈને પાછી તેમાં જ લુબ્ધ બની જાય છે, માટે હું તેના પ્રત્યે મારાં તીક્ષ્ણ બાણો છોડીશ.[૧૨]

* અર્થાત્ હઠયોગ કરવાથી મનુષ્યનું અવશ્ય મૃત્યુ થાય છે.

જિહ્વા બોલી : હે અલર્ક! આ બાણો કોઈ પણ પ્રકારે મને વીંધી શકશે નહિ, પણ તે ઊલટાં તારાં જ મર્મસ્થાનોને કાપી નાખશે અને મર્મસ્થાનો કપાઈ જશે, એટલે તું જ મરી જઈશ.[૧૩] માટે જે બાણો વડે તું મારો નાશ કરી શકે તેવાં બીજાં બાણો તું શોધી કાઢ. તે સાંભળી કંઈક વિચાર કરીને રાજાએ આવું વચન કહ્યું.[૧૪]

અલર્ક બોલ્યો : આ ત્વચાઇંદ્રિય અનેક પ્રકારના સ્પર્શો કરીને પણ પાછી તેમાં લુબ્ધ થાય છે, માટે જાતજાતનાં બાણો છોડીને હું આ ત્વચાને જ ચીરી નાખીશ.[૧૫]

ત્વચા બોલી : હે અલર્ક! તારાં આ બાણો મને વીંધી શકશે નહિ, પણ તે ઊલટાં તારાં મર્મસ્થાનો કાપી નાખશે અને મર્મસ્થાનો કપાઈ જશે એટલે તું જ મરી જઈશ. માટે જે બાણો વડે તું મારો નાશ કરી શકે તે બીજાં બાણો તું શોધી કાઢ. તે સાંભળી કંઈક વિચાર કરીને રાજાએ કહ્યું.[૧૬,૧૭]

અલર્ક બોલ્યો : આ શ્રોત્રેંદ્રિય અનેક પ્રકારના શબ્દો સાંભળીને પણ પાછી તેમાં લુબ્ધ બની જાય છે. માટે હું મારાં તીક્ષ્ણ બાણો તેના તરફ છોડીશ.[૧૮]

શ્રોત્રેંદ્રિય બોલી : હે અલર્ક! આ બાણો મને કોઈ પણ પ્રકારે વીંધી શકશે નહિ. તે ઊલટાં તારાં જ મર્મસ્થાનોને કાપી નાખશે, એટલે તું જીવિતને ખોઈ બેસીશ.[૧૯] માટે જે બાણો વડે તું મારો નાશ કરી શકે તે બીજાં બાણો તું શોધી કાઢ. તે સાંભળી કંઈક વિચાર કરીને રાજાએ કહ્યું.[૨૦]

અલર્ક બોલ્યો : આ ચક્ષુ અનેક પ્રકારનાં રૂપો જોઈને પાછું તેમાં જ લુબ્ધ બની જાય છે, માટે હું તીક્ષ્ણ બાણો વડે તેનો જ નાશ કરીશ.[૨૧]

ચક્ષુ બોલી : હે અલર્ક! આ બાણો મને કોઈ પણ પ્રકારે વીંધી શકશે નહિ. તે ઊલટાં તારાં જ મર્મસ્થાનોને કાપી નાખશે. આમ મર્મસ્થાનો કપાઈ જશે, એટલે તું જ મરી જઈશ.[૨૨] માટે જે બાણો વડે તું મારો નાશ કરી શકે તે બીજાં બાણોને તું શોધી કાઢ. તે સાંભળી કંઈક વિચાર કરીને રાજાએ કહ્યું.[૨૩]

અલર્ક બોલ્યો : આ બુદ્ધિ જ્ઞાનશક્તિના યોગને લીધે અનેક પ્રકારના નિશ્ચયો કરે છે, માટે હું બુદ્ધિ પ્રત્યે તીક્ષ્ણ બાણો છોડી મૂકીશ.[૨૪]

બુદ્ધિ બોલી : હે અલર્ક! આ બાણો મને કોઈ પણ પ્રકારે વીંધી શકશે નહિ, પણ તે ઊલટાં તારાં મર્મસ્થાનોને કાપી નાખશે. એમ મર્મસ્થાનો કપાઈ જશે, એટલે તું જ મરી જઈશ. માટે જે બાણો વડે તું મારો નાશ કરી શકે, તે બીજાં બાણો તું શોધી કાઢ.[૨૫]

બ્રાહ્મણ બોલ્યો :[×] તે પછી અલર્કે ઘોર અને દુષ્કર તપ કરવા માંડ્યું; પણ (પાંચ ઇંદ્રિયો, મન તથા બુદ્ધિ) એ સાત ઉપર (સારી અસર કરે તેવું) શક્તિથી શ્રેષ્ઠ બાણ તેને મળ્યું જ નહિ.[૨૬] પછી રાજા અલર્કે ચિત્તને અત્યંત એકાગ્ર કરીને વિચાર કર્યો. હે બ્રાહ્મણશ્રેષ્ઠ! લાંબો કાળ વિચાર કરીને પણ તે મહાબુદ્ધિમાન રાજાને (રાજ)યોગ કરતાં શ્રેષ્ઠ એવું બીજું કંઈ પણ મળ્યું નહિ. તેણે મનને એકાગ્ર કરી નિશ્ચલ થઈને યોગનો આશ્રય કર્યો.[૨૭,૨૮] એટલે તુરત જ તે વીર્યવાન રાજાએ માત્ર એક જ બાણથી સર્વ ઇંદ્રિયોનો નાશ કરી નાખ્યો અને યોગ દ્વારા આત્મસ્વરૂપમાં પ્રવેશ કરી તે પરમ સિદ્ધિને

× અહીં 'બ્રાહ્મણે કહ્યું' તેને બદલે 'પિતૃઓએ કહ્યું' એમ હોય તો જ સંબંધ બેસે; કેમ કે પિતૃઓ પરશુરામને કહી રહ્યા છે, તેમ જ હવે પછીના ૩૭ મા શ્લોકમાં પિતૃઓએ પરશુરામને 'હે શ્રેષ્ઠ બ્રાહ્મણ!' એવું સંબોધન પણ આપેલું છે.

પામ્યો.[૨૯] રાજર્ષિ અલર્ક તે વેળા અત્યંત આશ્ચર્ય પામીને આવી એક ગાથા બોલ્યો હતો કે, 'અહો! ઘણી ખેદની વાત છે કે, ભોગ તથા તૃષ્ણાઓથી યુક્ત થઈને અમે પ્રથમ રાજ્યનું ઉપાસન કર્યું અને આજદિન પર્યંત સર્વ બાહ્ય અનુષ્ઠાનો કર્યાં. પરંતુ પાછળથી મેં આ પ્રમાણે જાણી લીધું છે કે, યોગના કરતાં શ્રેષ્ઠ એવું કોઈ સુખ નથી.[૩૦,૩૧] માટે હે પરશુરામ! તું પણ તે પ્રમાણે સમજ અને આ ક્ષત્રિયોનો સંહાર કર મા. તું ઘોર તપશ્ચર્યા કર, તેથી તને શ્રેય પ્રાપ્ત થશે.[૩૨]

પોતાના પિતામહોએ એ પ્રમાણે કહ્યુ, એટલે પરશુરામે ઘોર તપશ્ચર્યા કરી અને તે મહાભાગ દુર્લભ સિદ્ધિને પામ્યા.[૩૩]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'બ્રાહ્મણગીતા' નામનો અધ્યાય ૩૦ મો સમાપ્ત

# अध्याय ३१ मो

## બ્રાહ્મણગીતા (ચાલુ)

॥ ब्राह्मण उवाच ॥

त्रयो वै रिपवो लोके नवधा गुणतः स्मृताः ।
प्रहर्षः प्रीतिरानंदस्त्रयस्ते सात्त्विका गुणाः ॥ १ ॥

બ્રાહ્મણ બોલ્યો: લોકમાં (સત્ત્વાદિ) ત્રણ ગુણો જ શત્રુઓરૂપ છે અને વૃત્તિના ભેદને લીધે તેમને નવ પ્રકારના કહેવામાં આવ્યા છે. પ્રહર્ષ (ઇષ્ટપ્રાપ્તિનો નિશ્ચય થતાં જે સુખ થાય છે તે), પ્રીતિ (ઇષ્ટની પ્રાપ્તિ થતાં જે સંતોષ થાય છે તે) અને આનંદ (ઇષ્ટનો ઉપભોગ કરતાં જે સુખ થાય છે તે)—આ ત્રણ સત્ત્વગુણની વૃત્તિઓ છે.[૧] તૃષ્ણા, ક્રોધ અને અભિસંરંભ (દ્વેષનો આવેશ)—આ ત્રણ રજોગુણની વૃત્તિઓ છે અને શ્રમ, તંદ્રા તથા મોહ—આ ત્રણ તમોગુણની વૃત્તિઓ છે.[૨] ધૃતિમાન પુરુષે તંદ્રારહિત થઈને (શમાદિ) બાણસમુદાયો વડે એ ત્રણે ગુણોનો પ્રથમ નાશ કરવો જોઈએ અને પછી ઇંદ્રિયોને જીતીને તથા પ્રશાંતચિત્ત થઈને બીજાઓને જીતવાનો ઉત્સાહ કરવો જોઈએ.[૩] આ વિષયમાં પુરાતની કલ્પવેત્તા મનુષ્યો શાંત થયેલા અંબરીષ-રાજાએ જે ગાથાઓ ગાઈ હતી તે ગાથાઓ ગાય છે. જે સમયે દોષોની× વૃદ્ધિ થઈ પડી ને સત્પુરુષો પીડાવા લાગ્યા, તે સમયે મહાયશસ્વી અંબરીષ રાજાએ પોતાના બળથી રાજ્ય ગ્રહણ કર્યું.[૪,૫] તે રાજા પોતાના દોષોનો નિગ્રહ કરીને તથા સત્પુરુષોને સન્માન આપીને મોટી સિદ્ધિને પામ્યો અને પછી તેણે આવી ગાથાઓ ગાઈ હતી:—[૬] 'મેં લગભગ સર્વ દોષોને જીતી લીધા છે અને સર્વ શત્રુઓનો નાશ કર્યો છે, તોપણ જે એક દોષ ઘણો મોટો હોઈને નાશ કરવા યોગ્ય છે તેનો મેં નાશ કર્યો નથી.[૭] એ દોષથી પ્રેરાયેલો જીવ કદી તૃષ્ણારહિત થતો નથી અને તૃષ્ણાથી વિહ્વળ થઈને નીચ કર્મો તરફ દોડી જતાં તે જરા પણ સમજતો નથી.[૮] વળી તે દોષથી પ્રેરાયેલો મનુષ્ય અકાર્યનું પણ સેવન કરે છે. તે લોભરૂપી દોષને તીક્ષ્ણ તલવારો વડે કાપી નાખો, કાપી નાખો.[૯] લોભમાંથી તૃષ્ણા ઉત્પન્ન થાય છે અને તૃષ્ણામાંથી ચિંતા ઉત્પન્ન થાય છે. મનુષ્ય જેમ-જેમ કંઈ મેળવવાની ઇચ્છા કરે છે, તેમ તેમ તેને લગભગ રાજસ ગુણોનો લાભ થાય છે, એટલું જ નહિ પણ તેને પોતાની ઇષ્ટ વસ્તુનો જો લાભ થતો નથી તો તેને ઘણાખરા તામસ ગુણોનો લાભ થાય છે.[૧૦] તે પછી એ મનુષ્ય તે તે ગુણોને લીધે દેહ-બંધનથી જકડાઈ જઈને વારંવાર જન્મ ધારણ કરે છે અને કર્મચેષ્ટાઓ કરે છે. વળી તે જન્મના નાશસમયે છિન્નભિન્ન દેહવાળો થઈને મૃત્યુ પામે

× દોષોની વૃદ્ધિ થઈ પડી એટલે રાગાદિ દોષો વધી પડ્યા અને સત્પુરુષો પીડાવા લાગ્યા એટલે શમ-દમાદિ ગુણોનો હ્રાસ થવા લાગ્યો.

છે અને પુનઃ જન્મે છે.[૧૧] માટે આ વિષયનો સારી રીતે વિચાર કરીને તથા પોતાના ધૈર્યબળથી લોભનો નિગ્રહ કરીને આત્મસ્વરૂપમાં જ રાજ્યની ઇચ્છા કરવી. બસ, આનું નામ જ રાજ્ય છે. આ સિવાયનું લોકમાં બીજું રાજ્ય નથી. (આ રાજ્યમાં) આત્મા જ એક રાજા તરીકે યથાવત્ જાણીતો છે.[૧૨] એ પ્રમાણે એક લોભનો નાશ કરનારા યશસ્વી રાજા અંબરીષે (પરમાનંદરૂપ) અધિરાજ્ય અથવા સ્વારાજ્યને મુખ્ય માનીને તે ગાથાઓ ગાઈ હતી.[૧૩]

ઇતિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમા 'બ્રાહ્મણગીતા' નામનો અધ્યાય ૩૧ મો સમાપ્ત

## अध्याय ३२ मो

### બ્રાહ્મણગીતા (ચાલુ)

॥ ब्राह्मण उवाच ॥

**अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।**
**ब्राह्मणस्य च संवादं जनकस्य च भाविनि ॥ १ ॥**

બ્રાહ્મણ બોલ્યો : હે ભાવિની ! આ વિષયમાં પણ એક બ્રાહ્મણ તથા જનકરાજાના સંવાદરૂપ પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૧] એક સમયે જનકરાજાએ કોઈ જાતના અપરાધમાં આવેલા એક બ્રાહ્મણને શિક્ષા કરવા માટે કહ્યું કે, 'તારે મારા રાજ્યમાં રહેવું નહિ.' રાજાએ જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે તે બ્રાહ્મણે રાજવર જનકને કહ્યું કે, 'હે રાજન્ ! જે દેશ તને પોતાને સ્વાધીન હોય તે તું મને કહે. કેમ કે હે વિભુ ! હું બીજા રાજાના દેશમાં રહેવા માટે ઇચ્છું છું. વળી હે રાજા ! હું શાસ્ત્રને અનુસરી તારા વચનને માન્ય કરવા ઇચ્છું છું.[૨-૪] યશસ્વી બ્રાહ્મણે એ પ્રમાણે કહ્યું, ત્યારે રાજા વારંવાર ઉષ્ણ નિઃશ્વાસ નાખવા લાગ્યો અને કંઈ પણ બોલ્યો નહિ.[૫] જેમ રાહુ સૂર્ય તરફ એકદમ ધસી જાય છે (અને તે સમયે સૂર્ય જેમ શ્યામ થઈ જાય છે), તેમ વિચારમગ્ન અવસ્થામાં બેઠેલા તે પ્રતાપી રાજા તરફ કશ્મલે (વિચારોની ગૂંચવણીએ) એકદમ ધસારો કર્યો. (અને તે સમયે તે રાજાનું મુખ શ્યામ થઈ ગયું.)[૬] પછી એક મુહૂર્ત જેટલા સમયમાં તે કશ્મલ જ્યારે દૂર થયું, ત્યારે રાજા શાંત થયો અને તે બ્રાહ્મણને આવું વાક્ય કહેવા લાગ્યો.[૭]

જનક બોલ્યો : મારા પિતા અને પિતામહોના આ રાજ્યમાં ઘણા ઘણા દેશ મારે સ્વાધીન છે, પણ હું આખી પૃથ્વીને શોધી વળ્યો છતાં કોઈ પણ દેશ મારો પોતાનો હોય એમ મને જણાતું નથી.[૮] મેં એ પ્રમાણે આખી પૃથ્વી પર કંઈ ન મેળવ્યું, ત્યારે મિથિલા નગરીમાં શોધ કરવા માંડી. તેમાં પણ મને કંઈ ન મળ્યું, ત્યારે મેં મારી પ્રજાઓમાં (સંતતિમાં) શોધ કરવા માંડી.[૯] પણ જ્યારે તેમાં પણ મને કંઈ ન મળ્યું, ત્યારે મને કશ્મલ (વિચારનો ગોટાળો) થયો અને કશ્મલને અંતે મારી બુદ્ધિ પુનઃ ઠેકાણે આવી.[૧૦] હવે હું એમ માનું છું કે, આ સર્વ દેશ મારો છે અથવા મારો નથી. આ આત્મા પણ મારો નથી, અથવા સર્વ પૃથ્વી પણ મારી નથી.[૧૧] હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! હું માનું છું કે, જેમ જ કંઈ મારું છે તેમ તે બીજાઓનું પણ છે; માટે જ્યાં સુધી તારો ઉત્સાહ હોય ત્યાં સુધી તું અહીં રહે અને જ્યાં સુધી રહેવાય ત્યાં સુધી તેને ભોગવ.[૧૨]

બ્રાહ્મણ બોલ્યો : તારા પિતાના તથા પિતામહોના રાજ્યમાં ઘણા ઘણા દેશ તારે સ્વાધીન છે; છતાં તેં કઈ બુદ્ધિનો આશ્રય કરીને મમતાનો ત્યાગ કર્યો તે તું મને કહે.[૧૩] કઈ બુદ્ધિનો આશ્રય કરીને તું માને છે કે સર્વ દેશ મારો છે અને કયા કારણથી તું સર્વ દેશને તારો જાણતો નથી તે મને કહે.[૧૪]

જનક બોલ્યો : આ જગતમાં સર્વ કર્મો વિષે

(ધનવાનપણું, દરિદ્રપણું આદિ) અવસ્થાઓ નાશવંત જાણવામાં આવી છે. આ ઉપરથી 'આ વસ્તુ મારી છે' એમ હું મારી બુદ્ધિથી જાણતો નથી.[૧૫] વળી વેદનું વચન છે કે, 'कस्य इदम्, कस्य स्वम्–આ કોનું છે? આ ધન કોનું છે?' આ ઉપરથી 'આ વસ્તુ મારી છે' એમ હું મારી બુદ્ધિ વડે જાણતો નથી.[૧૬] આ બુદ્ધિનો આશ્રય કરીને મેં મમત્વનો ત્યાગ કર્યો છે. હવે જે બુદ્ધિને જાણીને હું સર્વત્ર મારો પ્રદેશ છે એમ કહું છું, તે વિષે સાંભળ.[૧૭] હું ઘ્રાણેંદ્રિયના વિષયરૂપ થયેલા ગંધોને પણ મારા પોતાને માટે ઇચ્છતો નથી, તેથી આપોઆપ જિતાઈ ગયેલી પૃથ્વી નિત્ય મારે સ્વાધીન રહે છે.[૧૮] હું મારા મુખની અંદર રહેલા રસોને પણ મારા પોતાને માટે ઇચ્છતો નથી, તેથી જિતાઈ ગયેલાં જળ નિત્ય મારે સ્વાધીન રહે છે.[૧૯] મારા ચક્ષુનું જ્યોતિ તથા તે ચક્ષુ દ્વારા ગ્રહણ કરવામાં આવતું રૂપ હું મારા પોતાને માટે ઇચ્છતો નથી; તેથી જ્યોતિ પણ જિતાઈ જઈને નિત્ય મારે સ્વાધીન રહે છે.[૨૦] જે જે સ્પર્શો મારી ત્વચાના વિષયભૂત થાય છે, તેમને હું મારા પોતાને માટે ઇચ્છતો નથી, તેથી વાયુ પણ જિતાઈ જઈને નિત્ય મારે સ્વાધીન રહે છે. હું શ્રોત્રેંદ્રિયના વિષયરૂપ થયેલા શબ્દોને પણ મારા પોતાને માટે ઇચ્છતો નથી, તેથી શબ્દો (એટલે આકાશ) પણ જિતાઈ જઈને નિત્ય મારે સ્વાધીન રહે છે.[૨૧,૨૨] હું મારા મનની અંદર મારા પોતાને માટે મનનને પણ ઇચ્છતો નથી, તેથી જિતાઈ ગયેલું મન પણ નિત્ય મારે સ્વાધીન રહે છે.[૨૩] વળી મારા સર્વ સમારંભો દેવો, પિતૃઓ તથા અતિથિઓને માટે જ છે.[૨૪] એટલે ખડખડાટ હસી પડીને બ્રાહ્મણે જનકરાજાને પુનઃ કહ્યું કે, 'હું ધર્મ તારી પરીક્ષા કરવા માટે જ આજે અહીં આવ્યો છું, એમ જાણજે.[૨૫] ખરેખર આ જે બ્રહ્મલાભરૂપ ચક્ર દુર્વાર છે, આત્યંતિક છે અને સત્ત્વગુણરૂપ નેમિ અથવા ઘેરાવવાળું છે, તેનો પ્રવર્તક (મુખ્ય અનુષ્ઠાતા) તું એક જ છે.[૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'બ્રાહ્મણગીતા' નામનો અધ્યાય ૩૨ મો સમાપ્ત

## अध्याय ३३ मो

### બ્રાહ્મણગીતા (ચાલુ)

॥ ब्राह्मण उवाच ॥

नाहं तथा भीरु चरामि लोके
यथा त्वं मां तर्जयसे स्वबुद्धया।
विप्रोऽस्मि मुक्तोऽस्मि वनेचरोऽस्मि
गृहस्थधर्मा व्रतवाँस्तथास्मि ॥ १ ॥

બ્રાહ્મણ બોલ્યો: હે ભીરુ! જે પ્રમાણે તું તારી બુદ્ધિથી મારી તર્જના કરે છે, તે પ્રમાણે હું લોકમાં વિચરતો નથી. હું બ્રાહ્મણ છું, મુક્ત છું, વનમાં વિચરનારો છું, ગૃહસ્થધર્મી છું અને વ્રતનિષ્ઠ છું.[૧] શુભ તથા અશુભના સંબંધમાં તું મને જેવો જુએ છે તેવો હું નથી. આ જગતમાં જે કંઈ રહેલું છે તે સર્વ મારા વડે વ્યાપ્ત થઈ રહ્યું છે.[૨] જેમ અગ્નિ કાષ્ઠનો અંતક છે–વિનાશક છે, તેમ આ લોકમાં જે કોઈ સ્થાવરજંગમ પ્રાણીઓ જોવામાં આવે છે તેમનો હું અંતક છું, એમ તું જાણ.[૩] મારી બુદ્ધિ આખી પૃથ્વી ઉપરના રાજ્યને તથા સ્વર્ગના રાજ્યને જાણી રહી છે અને બુદ્ધિ એ જ મારું ધન છે.[૪] બ્રાહ્મણો (બ્રહ્મનિષ્ઠ પુરુષો)નો માર્ગ એક જ છે. (અર્થાત્ જ્ઞાનરૂપ એક જ માર્ગ બ્રહ્મવેત્તાઓ માટે છે.) તે માર્ગે તેને (બ્રહ્મને) જાણનારા પુરુષો ગૃહે (ગૃહસ્થાશ્રમમાં) રહીને, વનમાં (વાનપ્રસ્થાશ્રમમાં) રહીને, ગુરુગૃહે (બ્રહ્મચર્યાશ્રમમાં) રહીને તથા ભિક્ષુઅવસ્થામાં (સંન્યાસાશ્રમમાં) રહીને પણ જાય છે.[૫] અનેક પ્રકારનાં અવ્યગ્ર (બાહ્ય) ચિહ્નો ધારણ કરીને માત્ર એક જ બુદ્ધિની ઉપાસના

કરવામાં આવે છે. જુદાં જુદાં ચિહ્નો તથા આશ્રમોમાં સ્થિતિ કરનારા જે પુરુષોની બુદ્ધિ કેવળ શમરૂપ થયેલી હોય છે, તેઓ સર્વે નદીઓ જેમ એક સમુદ્રમાં મળે છે, તેમ એક જ ભાવને પામે છે. આ માર્ગ કેવળ એક બુદ્ધિથી જ પ્રાપ્ત કરી શકાય તેવો છે, પણ શરીર વડે પ્રાપ્ત કરી શકાય તેવો નથી; કેમ કે શરીર કર્મોને લીધે બંધાયેલું હોય છે અને કર્મો આદિ તથા અંતવાળાં હોય છે.[૬,૭] માટે હે સુભગા! તને પરલોકથી થતો ભય છે જ નહિ. તું મારા આત્મભાવની ભાવનામાં પરાયણ રહીશ તો મારા આત્માને જ પામીશ.[૮]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'બ્રાહ્મણગીતા' નામનો અધ્યાય ૩૩ મો સમાપ્ત

## अध्याय ३४ मो

### બ્રાહ્મણગીતા (ચાલુ)

॥ ब्राह्मणी उवाच ॥

**नेदमल्पात्मना शक्यं वेदितुं नाकृतात्मना ।**
**बहु चाल्पं च संक्षिप्तं विप्लुतं च मतं मम ॥१॥**

બ્રાહ્મણી બોલી : અલ્પબુદ્ધિવાળો મનુષ્ય અને અકુશલાત્મા મનુષ્ય આ જ્ઞાનને જાણી શકે તેમ નથી. તેમાં મારી બુદ્ધિ તો બહુ જ અલ્પ છે, ટૂંકી છે અને સંશયોમાં ડૂબી ગયેલી છે.[૧] માટે તમે મને એવો ઉપાય કહો, કે તેથી મને આવી બુદ્ધિ (જ્ઞાન) મળી શકે, જેને લીધે મનુષ્યને આ જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે કારણ મારે જાણવું છે.[૨]

બ્રાહ્મણ બોલ્યો : તારે જાણવું કે, બુદ્ધિ એ નીચે રહેનારી અરણિ છે અને ગુરુ એ તેના ઉપર રહેનારી અરણિ છે. એ બન્ને વડે તપ (એટલે મનન તથા નિદિધ્યાસનરૂપ આલોચન) અને શ્રુત (એટલે વેદાંતશ્રવણ) મથન કરે છે અને તેમાંથી જ્ઞાનરૂપ અગ્નિ ઉત્પન્ન થાય છે.[૩]

બ્રાહ્મણી બોલી : જે આ 'ક્ષેત્રજ્ઞ' નામનું બ્રહ્મનું સ્વરૂપ છે, તે ક્યાં છે? અને જેના વડે જે ગ્રહણ કરી શકાય છે, તેનું તે લક્ષણ ક્યાં છે?[૪]

બ્રાહ્મણ બોલ્યો : ક્ષેત્રજ્ઞ અલિંગ (નિઃસંગ), તથા નિર્ગુણ જ છે, છતાં તે સલિંગ તથા સગુણ જોવામાં આવે છે, તેમાં (ભ્રાંતિ વિના બીજું) કોઈ કારણ જોવામાં આવતું નથી. તેને પ્રાપ્ત કરવા માટે હું તને ઉપાય કહું છું. તે ઉપાયથી તેને પ્રાપ્ત કરી શકાય છે, અથવા (ચિત્તશુદ્ધિનો જો અભાવ હોય છે તો) પ્રાપ્ત પણ કરી શકાય નહિ.[૫] કર્મો દ્વારા શુદ્ધ કરવામાં આવેલી બુદ્ધિ તે જ ક્ષેત્રજ્ઞનો સાક્ષાત્કાર કરવા માટેનો ઉત્તમ ઉપાય જોવામાં આવ્યો છે. વળી જેમ ઉપર ભમી રહેલા ભમરાઓ વડે નીચે રહેલા સુગંધીદ્રવ્યને ગ્રહણ ન કરેલું હોય છતાં જાણી શકાય છે, તેમ પૂર્વોક્ત શ્રવણ (મનન અને નિદિધ્યાસન) આદિથી ક્ષેત્રજ્ઞને પણ જાણી શકાય છે. પરંતુ (મૂઢ મનુષ્યો) કર્મો દ્વારા શુદ્ધ કરવામાં આવેલી બુદ્ધિના અભાવને લીધે ક્ષેત્રજ્ઞને, જ્ઞાનલિંગ–બુદ્ધિ આદિથી આશ્રિત અથવા સંગવાળો થયો હોય તેવો માને છે. (પણ વસ્તુતઃ ક્ષેત્રજ્ઞ બુદ્ધિ આદિના સંગવાળો નથી જ.)[૬] મોક્ષના વિષયમાં 'અમુક કરવું કે અમુક ન-કરવું' એવો ઉપદેશ કરવામાં આવતો નથી. (અર્થાત્ બ્રહ્મજ્ઞાન વિધિનિષેધની પ્રાધાન્યતાવાળું નથી.) પરંતુ (પ્રતિદિન વેદાંતનું) શ્રવણ કરનાર અને આલોચન (મનન) કરનાર પુરુષની બુદ્ધિ પોતાની મેળે જ મોક્ષ(મેળવવા)ના વિષયમાં ઉત્પન્ન થાય છે.[૭] (મુમુક્ષુએ) જેટલા

૪ આ શ્લોકમાં બ્રાહ્મણીએ આક્ષેપપૂર્વક જીવનું સ્વરૂપ કહ્યું છે. જેમ કે : જે આ અપરોક્ષ એવું જીવ નામનું તત્ત્વ છે તે તો દેહાદિના સંગવાળું છે, છતાં તે નિઃસંગ એવા બ્રહ્મનું સ્વરૂપ કેમ થઈ શકે? વળી જીવ તો નિયમન કરવા યોગ્ય છે અને ઈશ્વર તો તેના નિયામક છે, એમ અમે સાંભળ્યું છે. તો પછી સ્વામી અને સેવકનો જેમ અભેદભાવ સંભવી શકતો નથી, તેમ ઈશ્વર તથા જીવનો પણ અભેદભાવ કેમ સંભવી શકે?

અંશો (વસ્તુતત્ત્વનો સાક્ષાત્કાર કરાવનારા પદાર્થો)ની કલ્પના થઈ શકે, તેટલા સર્વ અનેક અર્થવાળા તથા પ્રત્યક્ષ હેતુવાળા સેંકડો ને હજારો અવ્યક્તસ્વરૂપ (માયા, અવિદ્યા આદિ) અને વ્યક્તસ્વરૂપ (શબ્દ, સ્પર્શ આદિ) અંશોની કલ્પના કર્યા જ કરવી. (એમ કરતાં કરતાં) શમ આદિનો જ્યારે પુષ્કળ અભ્યાસ થઈ જશે, ત્યારે જેનાથી પર એવી બીજી કોઈ પણ વસ્તુ નથી તે વસ્તુ (પરબ્રહ્મ) એ (મુમુક્ષુ પુરુષ) પોતે જ થઈ રહેશે.[૮,૯]

શ્રીભગવાન બોલ્યા : તે પછી એ બ્રાહ્મણીની બુદ્ધિ ક્ષેત્રજ્ઞ(જીવ)નો પરમાત્મામાં લય કરી દઈને ક્ષેત્ર(શરીર)ના જ્ઞાન દ્વારા ક્ષેત્રજ્ઞથી પર રહેલા પરમાત્મા તરફ વળી.[૧૦]

અર્જુન બોલ્યો : હે કૃષ્ણ ! જેમણે આવી સિદ્ધિ સંપાદન કરી છે, એવો એ શ્રેષ્ઠ બ્રાહ્મણ અને તે બ્રાહ્મણી તે બન્ને ક્યાં છે ? હે અચ્યુત ! આ તમે મને કહો.[૧૧]

શ્રીભગવાન બોલ્યા : હે ધનંજય ! તારે જાણવું કે, મારું મન એ બ્રાહ્મણ છે, મારી બુદ્ધિ તે બ્રાહ્મણી છે અને જે ક્ષેત્રજ્ઞ કહેવામાં આવ્યો છે તે હું પોતે જ છું.[૧૨]

ઇતિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમા 'બ્રાહ્મણગીતા' નામનો અધ્યાય ૩૪મો સમાપ્ત

## अध्याय ३५मो

### ગુરુશિષ્યસંવાદ–જ્ઞેય–બ્રહ્મવર્ણન

॥ अर्जुन उवाच ॥

**ब्रह्म यत्तत्परं ज्ञेयं तन्मे व्याख्यातुमर्हसि।**
**भवतो हि प्रसादेन सूक्ष्मे मे रमते मतिः ॥ १ ॥**

અર્જુન બોલ્યો : જે બ્રહ્મ પરમ જ્ઞેય છે તે વિષે મને સ્પષ્ટ રીતે કહેવાને તમે યોગ્ય છો. ખરેખર, તમારી કૃપાથી, મારી બુદ્ધિ આ સૂક્ષ્મ વિષયમાં રમણ કરી રહી છે.[૧]

વાસુદેવ બોલ્યા : આ વિષયમાં પણ ગુરુ અને શિષ્યના મોક્ષયુક્ત સંવાદરૂપ એક પુરાતની ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે.[૨] એક સમયે તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારા કોઈ એક બ્રાહ્મણ આચાર્ય સુખથી બેઠા હતા. તે વેળા તેમના બુદ્ધિમાન શિષ્યે તેમને પૂછ્યું કે, 'હે (ક્રોધાદિ) શત્રુઓને તપાવનારા આચાર્ય ! શ્રેય શું છે?[૩] હે વિપ્ર ! મોક્ષ મેળવવા તત્પર થયેલો હું આપ ભગવાનને શરણે આવ્યો છું અને મસ્તક નમાવીને આપની પાસે યાચના કરું છું કે, હું આપને જે વિષે પ્રશ્ન કરું તેનો આપ મને ઉત્તર આપો.' હે પાર્થ ! શિષ્યે એ પ્રમાણે પૂછ્યું, એટલે ગુરુએ તેને કહ્યું: 'હે બ્રાહ્મણ ! તને જે વિષયમાં સંશય થયો હશે તે સર્વ હું તને કહીશ.'[૪,૫] હે મહાબુદ્ધિમાન કુરુશ્રેષ્ઠ ! ગુરુપ્રેમી શિષ્યને ગુરુએ એ પ્રમાણે કહ્યું, ત્યારે શિષ્યે બે હાથ જોડી સાવધાન થઈને જે પ્રશ્ન કર્યો હતો તે તું સાંભળ.[૬]

શિષ્ય બોલ્યો: હું ક્યાંથી આવ્યો ? તમે ક્યાંથી આવ્યા ? અને સર્વનાથી પર એવી જે સત્ય વસ્તુ હોય તે વિષે તમે કહો. આ સ્થાવર-જંગમ પ્રાણીઓ ક્યાંથી ઉત્પન્ન થયાં છે?[૭] કોના આધારે તેઓ જીવી રહ્યાં છે? તેમના આયુષ્યની મર્યાદા શી છે? સત્ય શું છે? તપ શું છે? હે વિપ્ર ! સત્પુરુષોએ કયા ગુણોનું વર્ણન કર્યું છે?[૮] વળી કયા માર્ગો કલ્યાણકારક થઈ પડે છે? સુખ શું છે? અને દુષ્કર્મ શું છે? હે ઉત્તમ વ્રતધારી ભગવન્ ! આ મારા પ્રશ્નોના યથાર્થ અને તાત્ત્વિક ઉત્તર આપવાને તમે યોગ્ય છો.[૯] હે બ્રહ્મર્ષિ ! આ લોકમાં તમારા વિના બીજો કોઈ પણ પુરુષ મારા આ પ્રશ્નોના ઉત્તર આપવાને યોગ્ય નથી.[૧૦] હે ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ ગુરુ ! એ સર્વ જાણવાને મને પરમ કૌતૂહલ થયું છે, માટે તે મને કહો.

તમે મોક્ષધર્મના અર્થમાં લોકમાં કુશળ કહેવાઓ છો.[11] વળી તમારા વિના સર્વ પ્રકારના સંશયોનો નાશ કરનાર બીજો કોઈ છે નહિ. અમે સંસારથી ડરનારા છીએ તથા મોક્ષની ઇચ્છા રાખીએ છીએ.[11,12]

વાસુદેવ બોલ્યા: આમ હે કુરુશ્રેષ્ઠ! ગુરુને શરણે જઈને યથાવત રીતે પ્રશ્નો પૂછનારો તે ગુણવાન શિષ્ય શાંત હતો, પ્રિય વર્તન કરનારો હતો, તેની છાયારૂપ હતો, જિતેંદ્રિય હતો, યત્નશીલ હતો અને બ્રહ્મચારી હતો. તેને, હે શત્રુદમન પાર્થ! વ્રતોને ધારણ કરનારા તે બુદ્ધિમાન ગુરુએ તેના સર્વ પ્રશ્નોનો સારી રીતે ઉત્તર આપવા માંડ્યો.[13,14]

ગુરુ બોલ્યા: બ્રહ્મદેવે પોતેજ વેદવિદ્યાનો આશ્રય કરી સર્વ મહર્ષિઓએ સેવેલું તથા તત્ત્વભૂત વસ્તુ(બ્રહ્મ)નો જેમાં વિચાર કરવામાં આવ્યો છે, એવું આ જ્ઞાન પૂર્વે મને કહ્યું હતું.[15] અમે જાણીએ છીએ કે, જ્ઞાન એજ શ્રેષ્ઠ છે અને સંન્યાસ એજ ઉત્તમ તપ છે. જે પુરુષ નિરાબાધ એવા જ્ઞાનતત્ત્વને નિશ્ચયપૂર્વક જાણે છે અને (સપ્રજ્ઞાત સમાધિ અવસ્થામાં) પોતાના આત્માને પ્રાણીમાત્રમાં રહેલો અનુભવે છે, તે પુરુષ સર્વ કામનાઓને પ્રાપ્ત કરનારો થઈ શકે છે.[16] જે વિદ્વાન પુરુષ (સંપ્રજ્ઞાત સમાધિમાં) ચૈતન્ય તથા જડવસ્તુના એકીભાવને જુએ છે, (શુદ્ધ ત્વંપદાર્થના દર્શન સમયે) તેઓ બન્નેના અન્યોન્યથી પૃથગ્ભાવ (ભિન્નપણા)ને જુએ છે; તેમ જ (તત્ત્વદૃષ્ટિએ ઈશ્વરથી) તેને અભિન્ન જુએ છે, છતાં (વ્યવહારમાં) તેમની ભિન્નતા જુએ છે, તે પુરુષ દુઃખથી મુક્ત થાય છે.[17] જે પુરુષ કોઈ પણ પદાર્થની કામના કરતો નથી અને લેશમાત્ર અભિમાન કરતો નથી, તે પુરુષ આ લોકમાં રહીનેજ બ્રહ્મસ્વરૂપ થઈ શકે છે. (અર્થાત્ જીવતાંજ મુક્ત થઈ જાય છે.) જે પુરુષ પ્રધાન (માયા) અને ગુણ(સત્ત્વાદિ)નાં તત્ત્વોને જાણે છે, પ્રાણીમાત્રના કારણને જાણે છે, મમતારહિત હોય છે અને અહંકારથી મુક્ત થયેલો હોય છે, તે પુરુષ મુક્ત થાય છે, એમાં કંઈ સંશય નથી.[18,19] આ સંસારરૂપી એક મહાન વૃક્ષ છે, અજ્ઞાન એજ તેનાં મૂળ તથા અંકુરો છે, બુદ્ધિ અથવા મહત્તત્ત્વ એજ તેનું થડ છે, મહાન અહંકાર એજ તેની શાખાઓ છે અને તેનાં છિદ્રોમાં ઇંદ્રિયોરૂપી અંકુરો ફૂટી નીકળ્યા છે.[20] પંચમહાભૂતો તેનાં પુષ્પોની કળીઓને સ્થાને છે, બીજાં સ્થૂળ કાર્યો તેની ઉપશાખાઓ છે, સંકલ્પોરૂપી તેનાં પાંદડાં છે, કર્મોરૂપી તેનાં પુષ્પો છે અને એમાં સુખદુઃખાદિ ફળોનો સદાકાળ ઉદય થયા કરે છે.[21] આ સનાતન વૃક્ષ પ્રાણીમાત્રને જિવાડી રહ્યું છે અને તેનું બીજ બ્રહ્મ છે. જે પુરુષ એ વૃક્ષના બીજરૂપ બ્રહ્મને જાણીને જ્ઞાનરૂપ ઉત્તમ તલવાર વડે અજ્ઞાન આદિ સર્વ તત્ત્વોને છેદી નાખે છે, તે પુરુષ અમરપણું પ્રાપ્ત કરીને જન્મ-મૃત્યુને ત્યજી દે છે-મોક્ષપદ પ્રાપ્ત કરે છે. હવે ભૂત, ભવિષ્ય તથા વર્તમાનનો અને ધર્મ, કામ તથા અર્થનો જેમાં નિર્ણય કરવામાં આવ્યો છે, સિદ્ધપુરુષોના સમુદાયોએ જેને જાણ્યું છે અને જે અત્યંત પ્રાચીન તથા સનાતન છે, તે ઉત્તમ પદ વિષે હું તને કહું છું. હે મહાબુદ્ધિમાન શિષ્ય! આ જગતમાં તેનું જ્ઞાન સંપાદન કરીને અનેક જ્ઞાની પુરુષો સિદ્ધાવસ્થાને પામે છે.[22-24] પૂર્વે પ્રજાપતિ, ભરદ્વાજ, ગૌતમ, ભાર્ગવ, વસિષ્ઠ, કશ્યપ, વિશ્વામિત્ર અને અત્રિ વગેરે ઋષિઓ સનાતન શ્રેયને પરસ્પર જાણવાની ઇચ્છાથી એક સ્થળે એકઠા થયા હતા. તેઓ પોતાનાં કર્મો કરી કરીને સર્વ પ્રકારની કર્મગતિઓમાં વારંવાર જઈ ચૂક્યા હતા, તેથી અત્યંત થાકી જઈ કંટાળી

ગયા હતા.[૨૫,૨૬] પછી તે બ્રાહ્મણો આંગિરસ નામના એક વૃદ્ધ ઋષિને આગળ કરીને બ્રહ્મભવનમાં નિર્દોષ બ્રહ્મદેવને મળ્યા.[૨૭] મહાત્મા બ્રહ્મદેવ ત્યાં સુખથી બેઠા હતા. તેમને પ્રણામ કરીને તે મહર્ષિઓએ વિનયપૂર્વક આવો કલ્યાણવિષયક શ્રેષ્ઠ પ્રશ્ન પૂછયો:[૨૮] 'મનુષ્ય ઉત્તમ કર્મ કેવી રીતે કરી શકે? પાપથી કેવી રીતે મુક્ત થઈ શકે? કયા માર્ગો અમને કલ્યાણકારક થઈ પડે? સત્ય શું? દુષ્કર્મ શું? દક્ષિણ તથા ઉત્તર નામનાં કર્મોના બે માર્ગો કયા છે? તેની પ્રાપ્તિ કેવી રીતે થાય છે? પ્રલય એટલે શું? મોક્ષ એટલે શું? અને પ્રાણીઓની ઉત્પત્તિ તથા નાશ એ શું છે?'[૨૯,૩૦] હે શિષ્ય! તે મહામુનિઓએ જ્યારે એ પ્રમાણે પૂછયું, ત્યારે પ્રપિતામહ બ્રહ્માએ જે કંઈ કહ્યું હતું, તે હું તને શાસ્ત્રાનુસાર કહું છું.[૩૧]

બ્રહ્મા બોલ્યા: હે ઉત્તમ વ્રતધારી મુનિઓ! સ્થાવરજંગમ પ્રાણીઓ સત્ય(બ્રહ્મ)થી ઉત્પન્ન થયેલાં છે અને તેઓ કર્મને આધારે જીવી રહ્યાં છે, એમ તમારે જાણવું.[૩૨] તેઓ પોતાના ઉત્પત્તિકારણ(બ્રહ્મ)નું ઉલ્લંઘન કરીને પોતપોતાનાં કર્મો પ્રમાણે વર્ત્યા કરે છે. સત્ય (બ્રહ્મ) હમેશાં એક જ છે; પરંતુ તે જ્યારે ગુણયુક્ત થાય છે, ત્યારે પાંચ પ્રકારનું થાય છે. એક ઈશ્વરરૂપી સત્ય, બીજું ધર્મરૂપી સત્ય, ત્રીજું જીવરૂપી સત્ય, ચોથું સત્યમાંથી ઉત્પન્ન થયેલાં પંચમહાભૂતોરૂપી સત્ય અને પાંચમું જરાયુજ આદિ પ્રાણીઓથી ભરપૂર આ જગતરૂપ સત્ય. (આ પાંચ સત્યો ગુણમય હોઈને વ્યાવહારિક છે.)[૩૩,૩૪] માટે જ જે બ્રાહ્મણો નિત્ય યોગપરાયણ રહે છે, ક્રોધ તથા સંતાપનો ત્યાગ કરનારા હોય છે અને નિયમનિષ્ઠ હોય છે, તેઓ સત્યપ્રધાન થઈને ધર્મનું સેવન કરે છે.[૩૫] હવે જે બ્રાહ્મણો અન્યોન્યના ભયથી ધર્મનું કદી ઉલ્લંઘન કરતા નથી, વિદ્વાન હોય છે, ધર્મની મર્યાદાના પ્રવર્તક હોય છે અને સનાતનકાળના હોઈને લોકોનું કલ્યાણ કરે છે, તેમના સંબંધમાં હું તમને કહું છું.[૩૬] વળી ધર્મ, અર્થ, કામ તથા મોક્ષને આપનારી ચાર વિદ્યાઓને પ્રત્યેક વર્ણ તથા પ્રત્યેક આશ્રમમાં જુદી જુદી કહું છું. વિદ્વાનો કહે છે કે, ધર્મ ચાર પાદવાળો તથા નિત્ય અને એક જ છે.[૩૭] વળી હે બ્રાહ્મણો! તમને કલ્યાણકારક થઈ પડે તેવો એક ઉત્તમ માર્ગ હું તમને કહું છું. પૂર્વકાળના વિદ્વાનો બ્રહ્મભાવને પ્રાપ્ત કરવા માટે તે માર્ગે ગયા છે.[૩૮] હે વક્તાઓ! દુર્વિજ્ઞેય એવો તે શ્રેષ્ઠ માર્ગ હું તમને કહું છું. હે મહાભાગો! પરમપદરૂપી તે માર્ગ વિષે સંપૂર્ણ રીતે સાંભળો.[૩૯] વિદ્વાનો કહે છે કે, બ્રહ્મચર્યાશ્રમ એ પ્રથમ પદ (પગલું) છે, ગૃહસ્થાશ્રમ એ બીજું પદ છે, વાનપ્રસ્થાશ્રમ એ ત્રીજું પદ છે અને સંન્યાસાશ્રમ એ પરમ સર્વોત્કૃષ્ટ પદ છે, એમ જાણવું.[૪૦] મનુષ્ય સંન્યાસાશ્રમનો સ્વીકાર કરીને જ્યાં સુધી આત્મદર્શન સંપાદન કરતો નથી, ત્યાં સુધી જ જ્યોતિષ, આકાશ, સૂર્ય, વાયુ, ઇંદ્ર અને પ્રજાપતિ એ સર્વ જગત તેના જોવામાં આવે છે. (પરંતુ આત્મદર્શન થયા પછી તો તેને સર્વ બ્રહ્મરૂપ જ દેખાય છે.)[૪૧] એ અધ્યાત્મને પ્રાપ્ત કરવાનો ઉપાય હું તમને પ્રથમ જ કહું છું, સાંભળો. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ દ્વિજાતિઓને ફળ, મૂળ તથા વાયુનો આહાર કરી વનમાં નિવાસ કરનારા મુનિઓના વાનપ્રસ્થાશ્રમનો ઉપદેશ આપવામાં આવ્યો છે; પરંતુ ગૃહસ્થાશ્રમનું તો સર્વ વર્ણોને માટે વિધાન કરવામાં આવ્યું છે. (અર્થાત્ વાનપ્રસ્થાશ્રમનો ત્રણ વર્ણોને જ અધિકાર છે અને ગૃહસ્થાશ્રમનો સર્વ વર્ણોને અધિકાર છે.)[૪૨,૪૩] ધીર

પુરુષો કહે છે કે, શ્રદ્ધા અર્થાત્ આસ્તિક્ય બુદ્ધિ એ જ ધર્મનું મુખ્ય લક્ષણ છે, માટે શ્રદ્ધા વિનાનું સર્વ કંઈ વ્યર્થ છે. આ રીતે મેં તમને દેવયાન-માર્ગને પ્રાપ્ત કરવાના ઉપાયો કહ્યા. તે ઉપાયો ધર્મના સેતુરૂપ છે અને ધીર સત્પુરુષોએ (શુદ્ધ) કર્મો દ્વારા તેમનો આશ્રય કર્યો છે.[૪૪] તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારો જે પુરુષ પૂર્વોક્ત આશ્રમધર્મોના કોઈ એકનો જ દઢતાપૂર્વક આશ્રય કરે છે, તે પુરુષ અનુક્રમે (જ્યારે ચિત્તશુદ્ધિ પ્રાપ્ત થાય છે, ત્યારે) સર્વ પ્રાણીઓના જન્મને તથા નાશને સદાકાળ (પોતાનામાં જ રહેલાં) જોઈ શકે છે.[૪૫] હવે સર્વ પદાર્થોમાં વિભાગવાર રહેનારાં સર્વ બુદ્ધિગોચર (બુદ્ધિના વિષયભૂત) તત્ત્વો હું તમને યથાર્થ હેતુપૂર્વક કહું છું.[૪૬] મહત્તત્ત્વ, અવ્યક્ત, અહંકાર, દશ ઇંદ્રિયો, મન, પંચમહાભૂતો અને પંચમહાભૂતોના શબ્દાદિ પાંચ વિશેષ ગુણો આ ચોવીસ તત્ત્વોની સૃષ્ટિ સનાતન કાળની છે. તેમાં એક પુરુષનું ઉમેરણ થતાં પચીસની સંખ્યા કહેવામાં આવી છે.[૪૭,૪૮] જે ધીર પુરુષ આ સર્વ તત્ત્વોના જન્મને તથા નાશને જાણે છે, તે પુરુષ સર્વ પ્રાણીઓના સંબંધમાં કદી મોહ પામતો નથી. વળી જે પુરુષ આ તત્ત્વોને, સર્વ ગુણોને તથા તેના અધિષ્ઠાયક સમગ્ર દેવતાઓને જાણે છે, તે પુરુષ પાપોથી રહિત થઈને બંધનમાંથી મુક્ત થાય છે અને નિર્મળ એવા સર્વ લોકોને પામે છે. (અર્થાત્ સર્વાત્મભાવને પ્રાપ્ત થાય છે.)[૪૯,૫૦]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાન્તર્ગત અનુગીતાપર્વમાં 'ગુરુશિષ્યસંવાદ' નામનો અધ્યાય ૪૫ મો સમાપ્ત

## अध्याय ३६ मो

### ગુરુશિષ્યસંવાદ—તમોગુણનું વર્ણન

॥ ब्रह्मोवाच ॥

तदव्यक्तमनुद्रिक्तं सर्वव्यापि ध्रुवं स्थिरम् ।
नवद्वारं पुरं विद्यात् त्रिगुणं पंचधातुकम् ॥ १ ॥

બ્રહ્મા બોલ્યા: આ પૂર્વોક્ત તત્ત્વોમાં સમાનતાથી યુક્ત એવા જે ત્રણ ગુણો છે તેને જ અવ્યક્ત જાણવું. તે અવ્યક્ત સર્વવ્યાપી છે, અવિનાશી છે, સ્થિર છે અને અચંચલ છે; પરંતુ તે જ જ્યારે સમાનતાનો ત્યાગ કરી વિષમ બને છે—વિકાર પામે છે, ત્યારે તેને પાંચ મહાભૂતોરૂપ ધાતુઓવાળું અને (પાંચ શ્રોત્રાદિ ઇંદ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ તથા અહંકાર—આ) નવ દ્વારવાળું એક પુર (શરીર) જાણવું.[૧] આ પુરને અગિયાર ઇંદ્રિયો છે. મનથી જ જેમનો પ્રાદુર્ભાવ થાય છે એવા સર્વ વિષયોથી તે વ્યાપ્ત છે, બુદ્ધિ તેનો સ્વામી છે, એ જ બ્રહ્મ છે અને અગિયારમું ઇંદ્રિય જે મન તે જ એનું સ્વરૂપ છે.[૨] આ પુરમાં ચિત્તરૂપી નદીના (શુક્લ, કૃષ્ણ અને શુક્લકૃષ્ણ આવા ત્રણ પ્રવાહો છે. તેઓ ત્રિગુણાત્મક એવી ત્રણ (સંસ્કારરૂપ) નાડીઓ દ્વારા વારંવાર વૃદ્ધિ પામે છે અને સતત ચાલુ રહે છે.[૩] વિદ્વાનો કહે છે કે, તમસ્, રજસ્ તથા સત્ત્વ નામના (અવ્યક્તના અવયવરૂપ) ત્રણે ગુણો છે. આ ત્રણે ગુણો બબ્બેના દ્વંદ્વરૂપે (સાથે રહીને કાર્યને ઉત્પન્ન કરનારા) હોય છે અને એકબીજાના આશ્રયે ટકી રહે છે.[૪] વળી પંચમહાભૂતોરૂપ ત્રિગુણાત્મક ધાતુઓ પણ અન્યોન્યના આશ્રયવાળી છે, અન્યોન્યને અનુસરી રહે છે અને અન્યોન્ય સાથે સંબંધ ધરાવે

* હિંસારહિત જે ધર્મતત્પરતા તે ચિત્તરૂપી નદીનો શુક્લ પ્રવાહ છે. કેવળ હિંસા કરવામાં જ તત્પર રહેવું તે ચિત્તરૂપી નદીનો કૃષ્ણ પ્રવાહ છે અને હિંસા-યુક્ત પ્રવૃત્તિધર્મમાં જે તત્પર રહેવું તે ચિત્તરૂપી નદીનો શુક્લકૃષ્ણ પ્રવાહ છે.

છે. સત્ત્વગુણ તમોગુણનો નાશ કરે છે, રજોગુણ સત્ત્વગુણનો નાશ કરે છે, સત્ત્વગુણ રજોગુણનો નાશ કરે છે અને તમોગુણ સત્ત્વગુણનો નાશ કરે છે.[૫,૬] જે સમયે તમોગુણનું નિયમન કરવામાં આવે છે, તે સમયે રજોગુણ પ્રવૃત્ત થાય છે; જ્યારે રજોગુણનું નિયમન કરવામાં આવે છે, ત્યારે સત્ત્વગુણ પ્રવૃત્ત થાય છે.[૭] તમોગુણ કેવળ રાત્રિરૂપ એટલે અંધકારરૂપ છે, ત્રિગુણાત્મક છે અને તેનું બીજું નામ 'મોહ' છે. અધર્મ તેનું લક્ષણ છે અને તે પાપકર્મ કરવામાં નિત્ય પ્રવૃત્તિ કરાવનાર છે. આ તમોગુણનું સ્વરૂપ છે અને તે કોઈ સમયે બીજા ગુણો સાથે મળી ગયેલો પણ જોવામાં આવે છે.[૮] વિદ્વાનો કહે છે કે, કેવળ પ્રવૃત્તિ એ જ રજોગુણનું સ્વરૂપ છે. તે વિપરીત કર્મને કરાવનારો છે, પ્રાણીમાત્રમાં પ્રવૃત્ત થયેલો જોવામાં આવે છે અને ઉત્પત્તિ એ તેનું લક્ષણ છે.[૯] સર્વ પ્રાણીઓમાં પ્રકાશ, ધર્મનું જ્ઞાન આદિ શ્રેષ્ઠતા અને શ્રદ્ધાળુતા વગેરે જે કંઈ જોવામાં આવે છે, તે સત્ત્વગુણનું સ્વરૂપ છે; તેમાં પણ ધર્મજ્ઞાન આદિ જે શ્રેષ્ઠતા છે તે સત્પુરુષોમાં માન્ય ગણાય છે.[૧૦] હવે આ ત્રણે ગુણોનાં કાર્યસ્વરૂપો યથાર્થ કારણો સહિત સંક્ષેપમાં તથા વિસ્તારમાં કહેવામાં આવે છે, તેને તમે લક્ષપૂર્વક સાંભળો.[૧૧] સંમોહ, અજ્ઞાન, અત્યાગ (કોઈને કંઈ ન આપવું તે), કર્મોનો અનિશ્ચય, નિદ્રા, ગર્વ, ભય, લોભ, સ્વતઃ પુણ્યકર્મ ઉપર દૂષણ આપવું, સ્મરણશક્તિનો અભાવ, વિચારશક્તિનું અપરિપક્વપણું, નાસ્તિકતા, શીલનો ભંગ કરવો, યોગ્યાયોગ્યની પરીક્ષાનો અભાવ, સર્વ કાર્યો કરવામાં વિચાર નહિ રાખવારૂપ આંધળાપણું, નીચ ગુણોમાં વૃત્તિ રાખવી, પોતે કંઈ કર્યું ન હોય છતાં મેં સર્વ કર્યું છે એમ માનવું, અજ્ઞાન હોય છતાં જ્ઞાની માની લેવું, કોઈની સાથે મિત્રતાથી ન વર્તવું, જાતજાતની ક્રિયાઓ કરવાનો અભાવ, અશ્રદ્ધા, મૂર્ખતાવાળા વિચારો, કુટિલતાભરેલું વર્તન, કોઈ જાતનું ભાન નહિ હોવાપણું, પાપીકર્મ, સમજશક્તિનો અભાવ, આળસ આદિને લીધે શરીરના અવયવોની જડતા, દેવ આદિ ઉપર ભક્તિનો અભાવ, ઇંદ્રિયોને વશ થઈ રહેવું અને નીચ કર્મો કરવા ઉપર પ્રીતિ કરવી–આ સર્વ ગુણો તામસ કહેવાય છે. આ ઉપરાંત બીજા જે જે ભાવ અથવા મોહસંજ્ઞાવાળા ભાવો (પદાર્થો) આ લોકમાં જોવામાં આવે છે, તે તે પૂર્વોક્ત સર્વ તામસ ગુણો જ નિયમપૂર્વક ઉપસ્થિત થયેલા હોય છે. દેવો, બ્રાહ્મણો તથા વેદની નિંદાભરેલી વાતો કરવી, કોઈને કંઈ આપવું નહિ, અભિમાન, મોહ, ક્રોધ, અક્ષમા અને પ્રાણીમાત્રની ઈર્ષ્યા કરવી તેને તામસ વર્તન કહેવામાં આવે છે.[૧૨–૧૮] જે કોઈ મિથ્યા આરંભો, મિથ્યા દાનો અને મિથ્યા આહારો છે તે પણ તામસ વર્તન કહેવાય છે.[૧૯] અતિવાદ, અસહનશીલતા, અદેખાઈ, અભિમાનીપણું અને અશ્રદ્ધાળુતા–એ પણ તામસ વર્તન કહેવાય છે,[૨૦] આ લોકમાં જે કોઈ મનુષ્યો પૂર્વોક્ત ગુણોવાળા હોય છે, પાપકર્મ કરનારા હોય છે અને મર્યાદાનો નાશ કરનારા હોય છે, તેઓ સર્વને તામસ કહેવામાં આવે છે.[૨૧] હવે તેવા પાપકર્મી મનુષ્યોને કઈ કઈ જાતિ નિયત રીતે પ્રાપ્ત થાય છે, તે વિષે હું કહું છું. વળી તેવા મનુષ્યોમાં જેઓ અધોગતિરૂપ નરકને પામે અને જેઓ પશુપક્ષીની જાતિરૂપ નરકને પામે છે, તે વિષે પણ હું કહું છું.[૨૨] આ જગતમાં જે સ્થાવર જંગમ પ્રાણીઓ છે, ગાય–ભેંસ વગેરે પશુઓ છે, ઘોડાં–ગધેડાં વગેરે વાહનો છે, માંસાહારી પશુપક્ષીઓ છે, સર્પો છે, કરમ, કીડા તથા પક્ષીઓ છે, ઈંડામાંથી ઉત્પન્ન થનારા જીવો છે,

સર્વ ચોપગાં પ્રાણીઓ છે, જેઓ ઉન્મત્ત હોય છે, બહેરા હોય છે, મૂંગા હોય છે, પાપી હોય છે, રોગી હોય છે, દુઃખમાં ડૂબી રહેલા હોય છે અને દુરાચારી હોય છે, તે સર્વનાં લક્ષણો પોતપોતાનાં કર્મોને લીધે જ કરાયેલાં હોય છે. તેમના ચિત્તનો પ્રવાહ નીચ કર્મો તરફ વળેલો હોવાથી તેઓ તામસની અંદર જ મગ્ન રહે છે. તેથી તેઓ તામસ કહેવાય છે.[૨૨-૨૫] હવે તેવા પુરુષોનો ઉત્કર્ષ તથા પુણ્યનો આવિર્ભાવ કેવી રીતે થાય તથા તેઓ પુણ્યકર્મવાળા થઈને પુણ્યશાળીના લોકોને કેવી રીતે પામે, તે વિષે હું કહું છું.[૨૬] સ્થાવર આદિ અધમ યોનિને પામેલા તે મનુષ્યો સ્વકર્મપરાયણ અને જગતનું કલ્યાણ ઇચ્છનારા બ્રાહ્મણોને હાથે અગ્નિહોત્રાદિ કર્મનિમિત્તે નાશ પામીને, વૈદિક સંસ્કારના બળથી ઉચ્ચ જાતિને પામે છે. તેઓ પછી બ્રાહ્મણ આદિ જાતિને પામીને પ્રયત્ન કરતાં કરતાં સ્વર્ગલોકમાં દેવોની સમાનતાને પામે છે. આવી વૈદિકી શ્રુતિ છે. વળી અધમ યોનિને પ્રાપ્ત થયેલા તે જીવો પોતપોતાનાં કર્મોમાં વિશેષ જાગ્રત રહીને તથા વારંવાર જન્મ પામીને અંતે લોકમાં મનુષ્યરૂપે ઉત્પન્ન થાય છે.[૨૭-૨૯] તેઓ પ્રથમ પાપી યોનિને પ્રાપ્ત થાય છે, ચાંડાલો, મૂંગાઓ તથા તોતડા થાય છે અને પછી અનુક્રમે ઉચ્ચ ઉચ્ચ વર્ણને પણ પ્રાપ્ત કરે છે.[૩૦] શૂદ્ર યોનિનું ઉલ્લંઘન કરીને વૈશ્ય આદિની ઉત્તરોત્તર ચઢતી યોનિ પ્રાપ્ત થાય, તોપણ જે બીજા તામસ ગુણો હોય છે તેઓ તમોગુણના પ્રવાહમાં મળી જઈને સતત ચાલુ જ રહે છે. (માટે તે તામસ ગુણોથી આત્માનું રક્ષણ કરવું.)[૩૧] સ્ત્રી આદિ કામ્ય પદાર્થોમાં જે આસક્તિ રાખવી તેને જ મહામોહ કહેવામાં આવે છે. એ મહામોહને લીધે સુખની ઇચ્છા રાખનારા ઋષિઓ, મુનિઓ તથા દેવો પણ મોહિત થઈ જાય છે.[૩૨] તમ, મોહ, મોહ[illegible] ક્રોધ જેનું નામ છે તે, તામિસ્ર તથા અંધત[illegible] આ પાંચને 'મહાક્લેશ' કહેવામાં આ[illegible] તેમાં તામિસ્ર એ ક્રોધ જ કહેવાય છે.[illegible] બ્રાહ્મણો! એ પ્રમાણે મેં સ્વરૂપ, લક્ષણ[illegible] ઉત્પત્તિ દર્શાવીને આ સર્વ તમોગુણનું યથ[illegible] યથાર્થ વર્ણન કર્યું છે.[૩૪] આ તમોગુણને [illegible] સારી રીતે સમજી શકે છે? કોણ આ તમો[illegible] સારી રીતે જોઈ શકે તેમ છે? (તોપણ) [illegible] ગુણનું યથાર્થ લક્ષણ એ જ છે કે, (તેને [illegible]) મનુષ્ય તત્ત્વભિન્ન વસ્તુમાં તત્ત્વની દૃષ્ટિ ક[illegible] થઈ જાય છે. બસ, આ જ તમોગુણનું સા[illegible] લક્ષણ છે.[૩૫] તમોગુણના વિકારરૂપ ગુણો [illegible] પ્રકારના કહેવામાં આવ્યા છે, તેમ જ તમો[illegible] સામાન્ય વિશેષ સ્વરૂપ પણ યથાવત્ કહે[illegible] આવ્યું છે. જે પુરુષ આ ગુણોને જાણે [illegible] તમોગુણના સર્વ ગુણોથી સદા મુક્ત રહે [illegible]

ઇતિ શ્રીમદ્ભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપ[illegible] 'ગુરુશિષ્યસંવાદ' નામનો અધ્યાય ૩૬મો સમા[illegible]

## अध्याय ३७मो

### ગુરુશિષ્યસંવાદ—રજોગુણનું દર્શન

॥ ब्रह्मोवाच ॥

**रजोऽहं वः प्रवक्ष्यामि याथातथ्येन सत्तमाः ।**
**निबोधत महाभागा गुणवृत्तं च राजसम् ॥ १**

બ્રહ્મા બોલ્યા: હે અત્યંત શ્રેષ્ઠ એવા મ[illegible] ભાગ્યશાળી બ્રાહ્મણો! હવે હું તમને રજોગુણ[illegible] સ્વરૂપ યથાર્થ રીતે કહું છું. વળી તે ગુણ[illegible] વૃત્તિ પણ કહું છું. તમે તે સાંભળો.[૧] સંતા[illegible] રૂપ, પરિશ્રમ, સુખ, દુઃખ, ઠંડી, તાપ, ઐશ્વ[illegible] સંધિ, વિગ્રહ, હેતુવાદ, અપ્રીતિ, ક્ષમા, બ[illegible]

+ યોગસૂત્રકાર પતંજલિએ પણ આવા પાંચ ક્લે[illegible] દર્શાવ્યા છે: अविद्यास्मितारागद्वेषाभिनिवेशाः पञ्चक्लेशाः અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ, આ[illegible] પાંચ ક્લેશો છે.'

શાસ્ત્રીય જ્ઞાન, વર્તન, સેવા તથા પરિશ્રમને વ્યર્થ સમજી કેવળ યોગી પુરુષના વર્મનો (યોગવર્મનો) આશ્રય કરે છે, તે પુરુષ પોતાના આત્મસ્વરૂપમાં જ અવિનાશી પદને પામે છે[૪] જેમા મમતાનો, અહંકારનો તથા સર્વ આશાઓનો પરિત્યાગ કરવામા આવ્યો હોય છે, તેમજ સર્વ તરફ સમભાવવાળો હોઈને જે કેવળ નિષ્કામરૂપ જ હોય છે, તે જ સત્પુરુષોનો સનાતન ધર્મ છે[૫] વિશ્વાસ, લજ્જા, ક્ષમા, ત્યાગ, પવિત્રતા, અતંદ્રિતા (તંદ્રારહિતપણુ), આનૃશંસ્ય (સૌમ્યતા), અસંમોહ, પ્રાણીઓ પર દયા, અપૈશુન (ચાડીચુગલી ન કરવી તે), હર્ષ (પુત્રાદિના જન્મસમયે થનારું સુખ), સંતોષ, નિસ્મય, વિનય, ઉત્તમ વૃત્તિ, મુક્તિના ઉપાયરૂપ શાંતિકર્મમા સરળતાપૂર્વક પ્રવૃત્તિ, ઉત્તમ બુદ્ધિ, દુર્ગુણોથી મુક્ત થવુ, ઉદાસીનવૃત્તિ, બ્રહ્મચર્ય, સર્વનો પરિત્યાગ, મમતાનો અભાવ, કોઈ જાતની આશાનો ત્યાગ, ધર્મનો નાશ નહિ થવા દેવો તે–આ સર્વ સાત્વિક ગુણો છે જે પુરુષો આ લોકમા દાન, યજ્ઞ, અધ્યયન, વ્રત, પ્રતિગ્રહ, ધર્મ તથા તપને વ્યર્થ જાણે છે, સાત્ત્વિક વૃત્તિવાળા હોઈને સત્ત્વગુણનો જ આશ્રય કરે છે, વેદના કારણભુત બ્રહ્મમા નિષ્ઠાવાળા હોય છે અને ધીર હોય છે, તેઓ જ સાધુદર્શી (એટલે સર્વ તત્ત્વના રહસ્યને સારી રીતે જોનારા) કહેવાય છે[૬-૧૦] તેવા ધીર મનુષ્યો શોકરહિત થઈને તથા સર્વ પાપોનો ત્યાગ કરીને સ્વર્ગલોકને પામે છે અને (પોતાના યોગબળથી) અનેક શરીરોને સરજી શકે છે[૧૧] વળી તે મહાત્માઓ અણિમાદિ અષ્ટ મહાસિદ્ધિઓને સંપાદન કરીને સ્વર્ગમા રહેલા દેવોની પેઠે મનને અનેક આકારવાળુ કરી શકે છે[૧૨] આ સર્વ દેવતાઓ ઊર્ધ્વસ્રોતસ (એટલે જેમના ચિત્તનો પ્રવાહ ઉચ્ચ કર્મો તરફ વળેલો હોય છે તેવા) અને વૈકારિક કહેવાય છે, કેમ કે તેઓ સ્વર્ગલોકને પામીને પ્રકૃતિ દ્વારા (એટલે ભોગજન્ય સંસ્કારદ્વારા પુનઃ ભોગો સંપાદન કરવા માટે) ચિત્તને અનેક આકારવાળુ કરી શકે છે અને પોતે જે જે ઇચ્છે છે તે તે સર્વને પ્રાપ્ત કરી શકે છે, એટલુ જ નહિ, તેઓ બીજાઓને પણ (તેમણે સંકલ્પેલી) હર કોઈ વસ્તુ આપી શકે છે હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! એ રીતે સાત્ત્વિક વૃત્ત (વર્તન) મે તમને કહ્યુ આનુ વિધિપૂર્વક જ્ઞાન મેળવીને મનુષ્ય જે ઇચ્છે છે, તેને મેળવી શકે છે.[૧૩,૧૪] મેં તમને વિશેષ કરીને સત્ત્વના ગુણો કહ્યા છે, તેમ જ એ ગુણની વૃત્તિ પણ યથાવત્ કહી છે જે મનુષ્ય આ (સાત્ત્વિક) ગુણોને જાણે છે, તે સદાકાળ તેમનો ઉપભોગ કરે છે, પણ તેઓથી લેપાઈ જતો નથી.[૧૫]

ઇતિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમા ગુરુશિષ્યસંવાદ' નામનો અધ્યાય ૩૮ મો સમાપ્ત

## अध्याय ३९मो

### ગુરુશિષ્યસંવાદ–ત્રણ ગુણરહિત કોઈ પદાર્થ નથી

॥ ब्रह्मोवाच ॥

नैव शक्या गुणा वक्तु पृथक्त्वेनैव सर्वशः ।
अविच्छिन्नानि दृश्यते रजः सत्त्वं तमस्तथा ॥

બ્રહ્મા બોલ્યા સર્વ ગુણોના (એટલે સત્ત્વ, રજસ્ અને તમસ એ ત્રણ ગુણોના) ભિન્ન ભિન્ન ગુણોનુ વર્ણન કરવુ એ અશક્ય છે, કેમ કે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણે ગુણો સર્વત્ર અવિચ્છિન્ન રીતે જોવામા આવે છે તેઓ સર્વે અન્યોન્ય રાગી હોય છે, અન્યોન્યના કાર્ય ઉપર જીવે છે, અન્યોન્ય આશ્રયવાળા હોય છે અને અન્યોન્યને અનુસરનારા હોય છે[૧૨] એમા કંઈ પણ સંશય નથી કે, જ્યા સુધી સત્ત્વગુણ હોય છે, ત્યા સુધી રજોગુણ પણ હોય છે અને જ્યા સુધી તમોગુણ તથા સત્ત્વગુણ હોય છે, ત્યા સુધી રજો

ગુણ પણ હોય છે.[3] તેઓ ત્રણે એકબીજા સાથે મળીને વ્યવહાર કરે છે અને સાથે રહીને એકી-સાથે સંચાર કરે છે. તેમ જ તેઓ અન્યોન્ય મિશ્ર સ્વભાવના થઈ જાય છે, છતાં કોઈ કારણ અથવા અકારણને લીધે તેઓ વિષમપણે પણ (એટલે એકની ન્યૂનતા હોય ત્યારે બીજાની અધિકતા અને એકની અધિકતા હોય ત્યારે બીજાની ન્યૂનતા એમ વિરુદ્ધ રીતે પણ) વર્તે છે.[4] હવે જેમનામાં અન્યોન્યની સાથે રહેનારા તે ત્રણે ગુણોમાં કોઈ સમયે એકાદ વધી પડે છે અને કોઈ સમયે એકાદ ઓછો થઈ જાય છે, તેમની ન્યૂનતા પણ થતી નથી અને અધિકતા પણ થતી નથી. (અર્થાત્ કોઈ સમયે તે ત્રણે ગુણોનું રૂપ સમાન થાય છે.) તે સર્વ વિષે હવે કહેવામાં આવે છે.[5] જ્યાં (ભૂંડ વગેરે પ્રાણીમાં) તમોગુણ અધિક હોય છે અને તે અધિકતાને પામી ચૂક્યો હોય છે, ત્યાં રજોગુણ અલ્પ હોય છે અને સત્ત્વગુણ તો અત્યંત અલ્પ હોય છે.[6] જ્યાં રજોગુણ અધિક હોઈને મધ્યપ્રવાહમાં વહી રહ્યો હોય છે, ત્યાં તમોગુણ અલ્પ હોય છે અને સત્ત્વગુણ તો અત્યંત અલ્પ હોય છે. જ્યાં સત્ત્વગુણ અધિક હોઈને ઉત્કૃષ્ટ પ્રવાહમાં વહી રહ્યો હોય છે, ત્યાં તમોગુણ અલ્પ હોય છે અને રજોગુણ તો અત્યંત અલ્પ હોય છે, એમ સમજવું.[7,8] સત્ત્વગુણ ઇંદ્રિયોના ઉત્પત્તિસ્થાનરૂપ છે અને તે વિકારવાળા અહંકાર સાથે સંબંધ ધરાવનાર છે. વળી તે ઇંદ્રિયો દ્વારા શબ્દાદિ વિષયોને પ્રકાશ કરનાર છે. આ સત્ત્વગુણ સિવાય બીજો કોઈ પણ શ્રેષ્ઠ ધર્મ-હેતુ શાસ્ત્રમાં કહેવામાં આવ્યો નથી.[9] સત્ત્વગુણમાં સ્થિતિ કરનારા મનુષ્યો સ્વર્ગાદિ ઉચ્ચ ગતિને પામે છે; રજોગુણમાં સ્થિતિ કરનાર મનુષ્યો મધ્યમ ગતિમાં રહે છે અને અધમ ગુણથી યુક્ત એવા તામસ મનુષ્યો નરકાદિ અધોગતિને પામે છે.[10] શૂદ્રમાં તમોગુણ (અધિક) હોય છે, ક્ષત્રિયમાં રજોગુણ (અધિક) હોય છે અને બ્રાહ્મણમાં ઉત્તમ સત્ત્વગુણ (અધિક) હોય છે. આ રીતે ત્રણ વર્ણો-માં ત્રણ ગુણો રહે છે.[11] વળી તેઓ દૂરથી પણ એટલે તમોગુણ જેમાં મુખ્ય હોય છે તેવા શૂદ્ર આદિમાં પણ એકીસાથે રહેલા અને એકીસાથે સંચાર કરનારા જોવામાં આવે છે; તેમ જ તમો-ગુણ, સત્ત્વગુણ તથા રજોગુણ જુદા જુદા રહેતા હોય, એમ અમે સાંભળ્યું જ નથી.[12] (એટલું જ નહિ પણ સ્વયંપ્રકાશ એવા સૂર્ય આદિમાં પણ ત્રણ ગુણોને પ્રકટ કરવાપણું છે જ; કેમ કે) સૂર્યને ઉદય પામતો જોઈ ચોરલોકોને ભય થાય છે અને માર્ગમાં મુસાફરી કરનારા મનુષ્યો તેની ગરમીને લીધે સંતાપ પામે છે તથા દુઃખી થાય છે.[13] સૂર્ય એ ઉત્કૃષ્ટ સત્ત્વગુણનું સ્વરૂપ છે, ચોરલોકો તમોગુણનું સ્વરૂપ છે અને (સૂર્યના ઉદયને લીધે) માર્ગમાં મુસાફરી કરનારાઓને જે સંતાપ થાય છે, તે રજોગુણનું સ્વરૂપ કહેવાય છે.[14] સૂર્યમાં જે પ્રકાશ રહેલો છે તે સત્ત્વ-ગુણ છે, જે સંતાપ થાય છે તે રજોગુણ છે અને પર્વોને દિવસે તેનું જે ગ્રહણ થાય છે તે તમો-ગુણ છે.[15] આ પ્રમાણે સર્વ નક્ષત્રાદિ જ્યોતિ-ર્ગણોમાં આ ત્રણે ગુણો અનુક્રમે પ્રવૃત્ત થાય છે અને નિવૃત્ત થાય છે.[16] પરંતુ સ્થાવર પદાર્થો-માં તમોગુણ અધિકતાએ પહોંચી ગયો હોય છે, છતાં તેઓમાં જે (રમણીયતા, તીખાશ અને કડવાશ આદિ) રાજસગુણો જોવામાં આવે છે, તે કાળે કરીને બીજાં દ્રવ્યોનો સંબંધ થવા-થી અથવા પાક આદિને લીધે જોવામાં આવે છે. આમાં જે ચીકાશ રહેલી છે તે સાત્ત્વિક છે.[17] દિવસ, રાત્રિ, માસ, અર્ધમાસ, વર્ષો, ઋતુઓ, સંધિઓ, દાનો, યજ્ઞો, મનુષ્યો, દેવતાઓ, વિદ્યા-ઓ, ગતિઓ, ભૂત, ભવિષ્ય, વર્તમાન, ધર્મ,

અર્થ, કામ, પ્રાણ, અપાન અને ઉદાન આ સર્વે કેવળ ત્રણ ગુણોવાળાં જ છે અને તે સર્વમાં અનુક્રમે ત્રણ ગુણો પ્રવૃત્તિ કર્યા કરે છે. આ જગતમાં જે કંઈ વસ્તુ રહેલી છે, તે સર્વ ત્રણ ગુણમય જ છે. સત્ત્વ, રજસ્ અને તમસ નામના ત્રણે ગુણો અવ્યક્ત( પ્રધાન અથવા પ્રકૃતિ )સ્વરૂપ હોઈને નિત્ય પ્રવૃત્તિ કર્યા કરે છે. અને તેથી જ આ ગુણસૃષ્ટિ સનાતન કહેવાય છે. અધ્યાત્મનું ચિંતન કરનારા પુરુષોએ અવ્યક્તનાં આવાં બાવીસ નામો સમજવાં—જેવાં કે તમસ્, અવ્યક્ત, શિવ, ધામ, રજસ્, યોનિ, સનાતન, પ્રકૃતિ, વિકાર, પ્રલય, પ્રધાન, પ્રભવ, અપ્યય, અનુદ્રિક્ત, અન્યૂન, અકંપ, અચલ, ધ્રુવ, સત્, અસત્, તત્ અને સર્વ. આ અવ્યક્તને ત્રણ ગુણોવાળું જ કહેવામાં આવ્યું છે. જે પુરુષ અવ્યક્તનાં સર્વ નામોને, સત્ત્વાદિ ત્રણ ગુણોને તથા કેવળ ગતિઓને યથાર્થ રીતે જાણે છે તે પુરુષ દેહાભિમાનથી મુક્ત થઈને ( ગુણદોષના ) વિભાગતત્ત્વને જાણે છે, સર્વ દોષોથી રહિત થાય છે અને સર્વ ગુણોથી મુક્ત થાય છે.[૧૮-૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'ગુરુશિષ્યસંવાદ' નામનો અધ્યાય ૩૯મો સમાપ્ત

## अध्याय ४०मो

### ગુરુશિષ્યસંવાદ—મહત્તત્ત્વનું વર્ણન

॥ ब्रह्मोवाच ॥

अव्यक्तात् पूर्वमुत्पन्नो महानात्मा महामतिः ।
आदिर्गुणानां सर्वेषां प्रथमः सर्ग उच्यते ॥ १ ॥

બ્રહ્મા બોલ્યા : મહાબુદ્ધિમાન મહત્તત્ત્વ અવ્યક્તની પહેલાં ઉત્પન્ન થયું છે. તે સર્વ ગુણોમાં પ્રથમ છે અને તેથી જ પ્રથમ સર્ગ ( પ્રથમ સૃષ્ટિ ) કહેવાય છે.[૧] આ મહત્તત્ત્વને મહાન આત્મા, મતિ, વિષ્ણુ, જિષ્ણુ, શંભુ, વીર્યવાન, બુદ્ધિ, પ્રજ્ઞા, ઉપલબ્ધિ, ખ્યાતિ, ધૃતિ અને સ્મૃતિ આવાં પર્યાય નામોથી જાણી શકાય છે. જે વિદ્વાન બ્રાહ્મણ આ મહત્તત્ત્વના સ્વરૂપને જાણે છે, તે કદી મોહ પામતો નથી.[૨,૩] આ મહત્તત્ત્વ સર્વ તરફ હાથપગવાળું છે, સર્વ તરફ નેત્ર, મસ્તક તથા મુખવાળું છે, સર્વ તરફ શ્રુતિ( કાન )વાળું છે અને જગતમાં સર્વ પદાર્થમાં વ્યાપ્ત થઈ રહ્યું છે.[૪] તે મહાપ્રભાવશાળી પુરુષરૂપ છે, સર્વના હૃદયમાં રહેલ છે અને અણિમા, લઘિમા, પ્રાપ્તિ, ઈશાન, જ્યોતિ તથા નિર્વિકારસ્વરૂપ છે.[૫] વળી તે મહત્તત્ત્વમાં જેમને માત્ર બુદ્ધિથી જ જાણી શકાય છે, તેવા ભૂત, ભવિષ્ય તથા વર્તમાન કાળના લોકો અસ્તિત્વ ધરાવે છે. જે પુરુષો સદ્ભાવપરાયણ હોય છે, ધ્યાનનિષ્ઠ હોય છે, નિત્ય યોગાનુષ્ઠાન કરનારા હોય છે, સત્યપ્રતિજ્ઞાવાળા હોય છે, જિતેંદ્રિય હોય છે, જ્ઞાનસંપન્ન હોય છે, લોભરહિત હોય છે, ક્રોધને જીતનારા હોય છે, પ્રસન્ન મનવાળા હોય છે, ધીર હોય છે, મમતાનો ત્યાગ કરનારા હોય છે અને અહંકારરહિત હોય છે, તેઓ સર્વે ( અંતે ) મુક્ત થઈને મહત્તત્ત્વના સ્વરૂપને પામે છે. હે ધીરો ! જે પુરુષ પવિત્ર તથા ઉત્તમ એવી મહત્તત્ત્વની ગતિને જાણે છે, જે પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને તેજ આ પંચમહાભૂતોને અહંકારમાંથી ઉત્પન્ન થયેલાં જાણે છે, જે સર્વ પ્રાણીઓને પાંચ મહાભૂતોમાં જોડાઈ રહેલાં જાણે છે, જે તેમને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધની ક્રિયાઓમાં જોડાઈ રહેલાં જાણે છે અને જે પ્રલયકાળ ઉપસ્થિત થતાં મહાભૂતોના વિનાશને અંતે પ્રાણીમાત્રને મહાન ભય ઉત્પન્ન થાય છે આ સર્વ વાતને જાણે છે, તે ધીર પુરુષ સર્વ લોકમાં કદી મોહ પામતો નથી. તે પ્રત્યેક સૃષ્ટિના આદિમાં પ્રભુ વિષ્ણુ જ સ્વયંભૂરૂપે થાય છે.[૬-૧૨] જે બુદ્ધિમાન પુરુષ સર્વના પ્રભુ, સર્વનાથી પર રહેલા, જગતસ્વરૂપ, પ્રકાશ-

મય અને બુદ્ધિમાનોની પરમ ગતિરૂપ પુરાણ-પુરુષ વિષ્ણુને સર્વની હૃદયગુહામાં રહેલા જાણે છે, તે પુરુષ બુદ્ધિનું ( મહત્તત્ત્વનું ) ઉલ્લંઘન કરીને સ્થિતિ કરે છે.[13]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'ગુરુશિષ્યસંવાદ' નામનો અધ્યાય ૪૦ મો સમાપ્ત

## અધ્યાય ૪૧ મો

### ગુરુશિષ્યસંવાદ—અહંકારનું વર્ણન

॥ ब्रह्मोवाच ॥

य उत्पन्नो महान् पूर्वमहंकारः स उच्यते ।
अहमित्येव संभूतो द्वितीयः सर्ग उच्यते ॥१॥

બ્રહ્મા બોલ્યા : સૌની પહેલાં જે મહત્તત્ત્વ ઉત્પન્ન થયેલું હોય છે, તે જ જ્યારે 'હું' એવું અભિમાન કરે છે, ત્યારે અહંકારરૂપે ઉત્પન્ન થયેલું કહેવાય છે. આ અહંકારને જ બીજી સૃષ્ટિ કહેવામાં આવે છે.[1] વળી આ અહંકાર સર્વ ભૂતોનો આદિ છે. તે મહત્તત્ત્વરૂપ વિકારથી ઉત્પન્ન થયેલો છે, માટે તે વૈકારિક કહેવાય છે અને રજોગુણના વિકારરૂપ છે. તે ચેતન પુરુષ છે અને તેનાથી પ્રજાઓની ઉત્પત્તિ થઈ છે, માટે પ્રજાપતિ કહેવાય છે. વળી તે શ્રોત્ર આદિ ઇંદ્રિયો તથા મનનું ઉત્પત્તિસ્થાન છે, તે દેવ કહેવાય છે, ત્રણે લોકનો સ્રષ્ટા છે અને સર્વ પદાર્થો ઉપર 'હું' એવું અભિમાન કરે છે; માટે અભિમંતા કહેવાય છે.[2,3] આ અહંકાર (જે સમષ્ટિરૂપે અનિરુદ્ધ કહેવાય છે તે ) અધ્યાત્મજ્ઞાનમાં તૃપ્ત રહેનાર, શુદ્ધ થયેલા ચિત્તવાળા અને સ્વાધ્યાયયજ્ઞથી શુદ્ધ થયેલા મુનિઓના સનાતનલોકરૂપ છે; અર્થાત્ તેમને પ્રાપ્ત કરવા યોગ્ય સ્થાનરૂપ છે. પુરુષ જ્યારે ત્રિગુણમય એવા અહંકાર વડે શબ્દાદિ વિષયોને ભોગવવાની ઇચ્છા કરે છે, ત્યારે તેનો તામસ અહંકાર આકાશાદિ ભૂતોને ઉત્પન્ન કરે છે. માટે જ તે અહંકાર 'ભૂતકૃત્' કહેવાય છે. સર્વ ઇંદ્રિયોને ઉત્પન્ન કરીને તે તેઓ દ્વારા દર્શન, સ્પર્શન આદિ ક્રિયાઓ કરે છે, માટે તે 'વૈકારિક' કહેવાય છે. કર્મેંદ્રિયોને તથા પાંચ પ્રાણોને ઉત્પન્ન કરીને તે તેઓ દ્વારા પોતાના તેજ વડે સર્વ જગતને ( એટલે ભોક્તા-વર્ગને ) આનંદ પમાડે છે, માટે તે 'તૈજસ્' કહેવાય છે.[4,5]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'ગુરુશિષ્યસંવાદ' નામનો અધ્યાય ૪૧ મો સમાપ્ત

## અધ્યાય ૪૨ મો

### ગુરુશિષ્યસંવાદ—મહાભૂતાદિનું વર્ણન અથવા અધ્યાત્મશાસ્ત્ર

॥ ब्रह्मोवाच ॥

अहंकारात्प्रसूतानि महाभूतानि पंच वै ।
पृथिवी वायुराकाशमापो ज्योतिश्च पंचमम् ॥१॥

બ્રહ્મા બોલ્યા : પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને તેજ આ પાંચ મહાભૂતો અહંકારમાંથી ઉત્પન્ન થયાં છે.[1] આ પાંચમહાભૂતોમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચ વિષયો રહેલા છે. તેમની ક્રિયાઓને લીધે સર્વ મનુષ્યો મોહાધીન બની જાય છે.[2] હે ધીર બ્રાહ્મણો ! જે સમયે પ્રલયકાળ ઉપસ્થિત થાય છે, તે સમયે મહાભૂતોના વિનાશને અંતે પ્રાણીમાત્રને મહાન ભય ઉત્પન્ન થાય છે.[3] આ મહાભૂતોમાં જે મહાભૂત જેમાંથી ઉત્પન્ન થાય છે, તે પાછું તેમાં જ લય પામે છે. તે પ્રતિલોમ ક્રમથી એટલે ઊલટી રીતે લય પામે છે અને અનુલોમ ( સીધી રીતે ) ઉત્પન્ન થાય છે.[4*] જે સમયે સ્થાવરજંગમ સર્વ ભૂતસમુદાય લય પામે છે તે સમયે[×] સ્મૃતિ-

* જેમ કે આકાશમાંથી વાયુ વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી જળ અને જળમાંથી પૃથ્વી આ રીતે તે સીધા ક્રમથી ઉત્પન્ન થાય છે અને પૃથ્વી જળમાં, જળ અગ્નિમાં, અગ્નિ વાયુમાં અને વાયુ આકાશમાં એમ ઊલટી રીતે તે લય પામે છે.

× જેમણે સ્થૂળ અને સૂક્ષ્મ એમ બે પ્રકારનાં

માન એવા ધીર પુરુષો કદી લય પામતા નથી.[૫] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ અને તેમને ગ્રહણ કરવારૂપ ક્રિયાઓ માત્ર મનસ્વરૂપ હોય છે અને તેઓ નિત્ય છે (અર્થાત્ સૂક્ષ્મ ભૂતો અને તેમને ગ્રહણ કરવારૂપ ક્રિયાઓ નિત્ય હોય છે), પણ સ્થૂલ ભૂતો અને તેમને ગ્રહણ કરવારૂપ ક્રિયાઓ અનિત્ય છે.[૬] જે સ્થૂલ શરીરો હોય છે તે બધાં અમુક વસ્તુને સંપાદન કરવાની ઇચ્છારૂપ લોભ કર્મથી ઉત્પન્ન થયેલાં હોય છે. તે સર્વે (પાંચ મહાભૂતોનાં બનેલાં હોઈને) સમાન હોય છે, સદ્વસ્તુના લેશથી પણ રહિત હોય છે (અર્થાત્ દોરડીમાં ભ્રાંતિથી દેખાયેલા સર્પની પેઠે તુચ્છ હોય છે), માંસ તથા રુધિરના એક સમુદાયરૂપ હોય છે, અન્યોન્યના પર જીવનારાં હોય છે (અર્થાત્ નાશવંત હોય છે), ક્ષુધા વગેરેના ઉપદ્રવવાળાં હોઈને દીન હોય છે અને બાહ્ય સાધનો પર જીવનારાં હોય છે (માટે જ તેઓ અનિત્ય છે). પ્રાણ, અપાન, ઉદાન, સમાન અને વ્યાન આ પાંચ વાયુઓ તથા વાણી, મન અને બુદ્ધિ આ ત્રણ મળીને એકંદર આઠ પદાર્થો અંતરાત્મા (જીવ) વિષે (ઉપાધિરૂપે) નિયમથી રહેલા છે અને તેને લીધે જ આ સર્વ જગત આઠ પદાર્થોરૂપ જ છે.[૭-૯] જે પુરુષની ત્વચાઇંદ્રિય, ઘ્રાણઇંદ્રિય, શ્રોત્રઇંદ્રિય, ચક્ષુઇંદ્રિય, રસના(જિહ્વા)-ઇંદ્રિય તથા વાણી બરાબર નિયમમાં હોય છે, જેનું મન શુદ્ધ હોય છે, જેની બુદ્ધિ વ્યભિચાર વિનાની હોય છે (એક જ નિશ્ચયવાળી હોય છે), તેમ જ જેને પૂર્વોક્ત (ત્વચા, ઘ્રાણ, શ્રોત્ર, ચક્ષુ, રસના, વાણી, મન તથા બુદ્ધિ આ) આઠ અગ્નિઓ બાળી શકતા નથી, તે પુરુષ પવિત્ર બ્રહ્મને પામે છે અને તે બ્રહ્મથી બીજું કંઈ અધિક જ નથી.[૧૦,૧૧]

હવે હે બ્રાહ્મણો! જેમને અગિયાર ઇંદ્રિયો કહેવામાં આવે છે અને જેઓ વિશેષે કરી અહંકારમાંથી જ ઉત્પન્ન થયેલી છે, તેઓ વિષે હું તમને કહું છું.[૧૨] શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા, નાસિકા, ચરણ, ગુદા, લિંગ, હાથ અને વાણી આ દશ ઇંદ્રિયો છે અને મન તેઓમાં અગિયારમું છે. આ ઇંદ્રિયસમુદાયને પ્રથમ જીતવો જોઈએ. તો જ બ્રહ્મ પ્રકાશે છે.[૧૩,૧૪] વિદ્વાનો કહે છે કે, બુદ્ધિયુક્ત એવી શ્રોત્રાદિ પાંચ ઇંદ્રિયો જ્ઞાનેંદ્રિય કહેવાય છે અને કર્મયુક્ત એવી વાણી આદિ પાંચ કર્મેંદ્રિય કહેવાય છે. આ બન્ને પ્રકારની ઇંદ્રિયોમાં મનને હંમેશાં અનુગત (પાછળનું પાછળ રહેલું) જાણવું. આ અગિયાર ઇંદ્રિયો ઉપરાંત બુદ્ધિ બારમી છે. આ પ્રમાણે અગિયાર ઇંદ્રિયો અનુક્રમ પ્રમાણે કહી. બુદ્ધિમાન પુરુષો આ અગિયાર ઇંદ્રિયોને જાણીને પોતે બધું કરી લીધું એમ માને છે. હવે પછી તે સર્વ ઇંદ્રિયો એક એક પ્રત્યે અનેક પ્રકારની છે, તે હું તમને કહું છું. આકાશ એ પ્રથમ ભૂત છે. શ્રોત્ર તેમાં અધ્યાત્મ(ઇંદ્રિય) કહેવાય છે, શબ્દ તેમાં અધિભૂત (ગુણ) કહેવાય છે અને દિશાઓ તેમાં અધિદૈવત (અધિષ્ઠાયક દેવ) કહેવાય છે. વાયુ એ બીજું ભૂત છે. ત્વચા તેમાં અધ્યાત્મ છે, સ્પર્શ તેમાં અધિભૂત છે અને વીજળી તેમાં અધિદૈવત છે. તેજ એ ત્રીજું ભૂત છે. ચક્ષુ તેમાં અધ્યાત્મ કહેવાય છે, રૂપ તેમાં અધિભૂત છે અને સૂર્ય તેમાં અધિદૈવત છે. જળ એ ચોથું ભૂત છે. જિહ્વા તેમાં અધ્યાત્મ કહેવાય છે, રસ તેમાં અધિભૂત છે અને ચંદ્ર તેમાં અધિદૈવત છે. પૃથ્વી એ પાંચમું ભૂત છે. ઘ્રાણ તેમાં અધ્યાત્મ

---

ભૂતોમાંથી સ્થૂલ ભૂતોનો પોતાના યોગબળ વડે સૂક્ષ્મ ભૂતોમાં લય કરી લીધો હોય છે અને પોતે પણ કેવળ સૂક્ષ્મ શરીરે જ સ્થિત કરી રહ્યા હોય છે, તેમને સ્મૃતિમાન ધીર પુરુષો કહે છે.

છે, ગંધ તેમાં અધિભૂત છે અને વાયુ તેમાં અધિદૈવત છે. આ રીતે પાંચ મહાભૂતોમાં જે અધ્યાત્મ, અધિભૂત તથા અધિદૈવત રહેલાં છે, તે વિષે મેં તમને કહ્યું.[૧૫-૨૩] હવે સર્વ ઇંદ્રિયો એક એક પ્રત્યે અનેક પ્રકારની છે, તે વિષે હું તમને કહું છું. તત્ત્વદર્શી બ્રાહ્મણો કહે છે કે, ચરણ (પગ) અધ્યાત્મ છે, ગમન તેમાં અધિભૂત છે અને વિષ્ણુ તેમાં અધિદૈવત છે. અધોગતિવાળો અપાનવાયુ અને ગુદા અધ્યાત્મ છે, મળનો ત્યાગ તેમાં અધિભૂત છે અને મિત્ર (તે નામનો દેવ) તેમાં અધિદૈવત છે. સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરનારું ઉપસ્થ (લિંગ) અધ્યાત્મ છે, વીર્ય તેમાં અધિભૂત છે અને પ્રજાપતિ તેમાં અધિદૈવત છે. અધ્યાત્મવેત્તાઓ કહે છે કે, હાથ અધ્યાત્મ છે, કર્મો તેમાં અધિભૂત છે અને ઇંદ્ર તેમાં અધિદૈવત છે. જેનું નામ વૈશ્વદેવી છે એવી જે પ્રથમ વાણી તે અધ્યાત્મ કહેવાય છે, બોલવું તેમાં અધિભૂત છે અને અગ્નિ તેમાં અધિદૈવત છે. પાંચ મહાભૂતોરૂપ સર્વ ઇંદ્રિયોમાં સંચાર કરનારા મનને વિદ્વાનો અધ્યાત્મ કહે છે, સંકલ્પ તેમાં અધિભૂત છે અને ચંદ્રમા તેમાં અધિદૈવત છે. સર્વ સંસારને ઉત્પન્ન કરનારો અહંકાર અધ્યાત્મ છે, અભિમાન તેમાં અધિભૂત છે અને રુદ્ર તેમાં અધિદૈવત છે. છ ઇંદ્રિયો દ્વારા વિચાર કરનારી બુદ્ધિને વિદ્વાનો અધ્યાત્મ કહે છે; મંતવ્ય (એટલે વિચાર) તેમાં અધિભૂત છે અને બ્રહ્મા તેમાં અધિદૈવત છે. સર્વ પ્રાણીઓનાં સ્થળ, જળ તથા આકાશ આવાં ત્રણ સ્થાનો છે, ચોથું સ્થાન નથી; તેમજ પ્રાણીમાત્રનો જન્મ અંડજ, ઉદ્‌ભિજ, સ્વેદજ તથા જરાયુજ આમ ચાર પ્રકારનો છે. બીજાં હલકાં પ્રાણીઓને, ખેચર (એટલે આકાશમાં વિહાર કરનારાં) પ્રાણીઓને તથા સર્વ સર્પોને અંડજ જાણવાં અને કીડા વગેરે પ્રાણીઓને સ્વેદજ જાણવાં. આ બીજો જન્મ અત્યંત અધમ કહેવાય છે. હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! જે પ્રાણીઓ પૃથ્વીને ફાડીને કાળક્રમે ઉત્પન્ન થાય છે, તેમને ઉદ્‌ભિજ્જ કહેવામાં આવે છે. હે અતિ ઉત્તમ બ્રાહ્મણો! બેપગાં, ચોપગાં અને પશુપક્ષીની ગતિને પ્રાપ્ત થયેલાં વિકૃત પ્રાણીઓને જરાયુજ કહેવામાં આવે છે. વળી સનાતન એવો બ્રાહ્મણ-જન્મ બે પ્રકારનો જાણવો.[૨૪-૩૮] એ જન્મમાં તપ તથા જે કંઈ પુણ્યકર્મ હોય તેજ અવશ્ય કર્તવ્ય છે, આમ વિદ્વાનોએ કહ્યું છે. કર્મ અનેક પ્રકારનું છે, તોપણ યજ્ઞ તથા દાન એ મુખ્ય કર્મ છે, એમ સમજવું.[૩૯] વૃદ્ધ પુરુષોની આજ્ઞા છે કે, બ્રાહ્મણ તરીકે જન્મેલા પુરુષને વેદશાસ્ત્રનું અધ્યયન એજ પવિત્રકારક છે. હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! જે પુરુષ આ અધ્યાત્મને વિધિ પ્રમાણે જાણે છે, તે પુરુષ સર્વ પાપોથી મુક્ત થઈને યોગી થઈ શકે છે, એમ તમારે જાણવું. આકાશ× એ પ્રથમ ભૂત છે, શ્રોત્ર તેમાં અધ્યાત્મ છે, શબ્દ તેમાં અધિભૂત છે અને દિશાઓ તેમાં અધિદૈવત છે. વાયુ એ બીજું ભૂત છે, ત્વચા તેમાં અધ્યાત્મ છે, સ્પર્શ તેમાં અધિભૂત છે અને વીજળી તેમાં અધિદૈવત છે. તેજ એ ત્રીજું ભૂત છે, ચક્ષુ તેમાં અધ્યાત્મ છે, રૂપ તેમાં અધિભૂત છે અને સૂર્ય તેમાં અધિદૈવત છે. જળ એ ચોથું ભૂત છે, જિહ્‌વા તેમાં અધ્યાત્મ છે, રસ તેમાં અધિભૂત છે અને ચંદ્ર તેમાં અધિદૈવત છે. આ અધ્યાત્મવિધિ મેં તમને યથાર્થ રીતે કહ્યો[૪૦-૪૫] હે ધર્મને જાણનારા બ્રાહ્મણો! આ અધ્યાત્મવિધિનું જ્ઞાન (ઘણા) જ્ઞાનસંપન્ન પુરુષોને આ લોકમાં પ્રાપ્ત થયુ છે. (મુમુક્ષુ) પુરુષે સર્વ ઇંદ્રિયો, ઇંદ્રિયોના

× અહીંથી ૪૫ મા શ્લોકના પૂર્વાર્ધ સુધી અવશ્ય પુનરુક્ત છે, કેમ કે આ વાત આ અધ્યાયમાં જ પ્રથમ આવી ગઈ છે.

વિષયો તથા પાંચ મહાભૂતો એ સર્વને એક જ ધારીને કેવળ મન સાથે જ સ્થિતિ કરવી જોઈએ.[૪૬] (મહાભૂત આદિ સર્વ પદાર્થો જો કેવળ મનરૂપ જ ન હોય તો સ્વપ્ન અને સંપ્રજ્ઞાત સમાધિમાં તેમનું ભાન ન થવું જોઈએ.) વળી (નિર્વિકલ્પ સમાધિમાં) જ્યારે મનનો સંપૂર્ણ નાશ થઈ જાય છે, ત્યારે સંસારનું સુખ ઇષ્ટ લાગતું નથી. (એ ઉપરથી સિદ્ધ થાય છે કે, મહાભૂતાદિ સર્વ પદાર્થો કેવળ મનરૂપ જ છે.) જે વિદ્વાનોની બુદ્ધિ આત્માના અનુભવરૂપ જ્ઞાનથી યુક્ત થયેલી હોય છે, તેમને એ (નિર્વિકલ્પ સમાધિનું) સુખ જ માન્ય હોય છે. હવે મનને સૂક્ષ્મ કરી નાખનારી તથા કલ્યાણકારક એવી નિવૃત્તિ વિષે હું તમને કહું છું. એ વૃત્તિને બ્રાહ્મણ આદિ સર્વ મનુષ્યોએ સરળ તથા કઠિન યોગ વડે પણ પ્રાપ્ત કરવી યોગ્ય છે.[૪૭,૪૮] વિદ્વાનો કહે છે કે, બ્રહ્મજાતિનું મુખ્ય વર્તન આવું હોવું જોઈએ-તેમાં શૌર્ય, ઔદાર્ય, વિદ્વત્તા અને તપસ્વીપણું આદિ ગુણો પણ અગુણના જેવા હોવા જોઈએ, અભિમાનનો સંગ પણ હોવો ન જોઈએ, એકાંતવાસ હોવો જોઈએ, સમગ્ર ભેદભાવ દૂર થયેલો હોવો જોઈએ અને સર્વ સુખનો સમાવેશ થયેલો હોવો જોઈએ.[૪૯] કાચબો જેમ સર્વ અંગોને સંકોચી લે છે, તેમ જે વિદ્વાન પુરુષ સર્વ કામવાસનાઓને સમેટી લઈને રજોગુણથી રહિત થાય છે અને સર્વ પ્રકારે (સંગથી) મુક્ત થાય છે, તે પુરુષ સદાય સુખી રહે છે.[૫૦] મનની એકાગ્રતા કરનારો જે પુરુષ સર્વ કામવાસનાઓનો પોતાનામાં સંયમ કરીને તૃષ્ણારહિત થાય છે અને પ્રાણીમાત્રનો સુહૃદ તથા મિત્ર થઈને રહે છે, તે પુરુષ બ્રહ્મસ્વરૂપ થવા માટે સમર્થ થઈ શકે છે. વિષયની ઇચ્છા રાખનારી સર્વ ઇંદ્રિયોને વશ કરીને (ઇંદ્રિયોના) તે તે વિષયનો ત્યાગ કરવાથી મુનિનો અધ્યાત્મ(વિજ્ઞાન)રૂપ અગ્નિ એકદમ પ્રકટી નીકળે છે.[૫૧,૫૨] જેમ કાષ્ઠોથી પ્રદીપ્ત થયેલો અગ્નિ મહાન તેજસ્વી થઈને પ્રકાશે છે, તેમ ઇંદ્રિયોને વશ કરવાથી પરમાત્મા પ્રકાશે છે.[૫૩] જેનું ચિત્ત નિર્મળ થયેલું હોય છે, તે પુરુષ જ્યારે (સંપ્રજ્ઞાત સમાધિમાં) સર્વ પ્રાણીઓને પોતાના હૃદયમાં જુએ છે, ત્યારે તે જ્યોતિરૂપ થાય છે અને સૂક્ષ્મ કરતાં પણ સૂક્ષ્મ એવા સર્વોત્તમ પરબ્રહ્મને મેળવે છે.[૫૪] મનુષ્યનું આ શરીર (કાળા, ધોળા વગેરે) રૂપવાળું છે, તેથી તેમાં અગ્નિની સ્થિતિનું અનુમાન થઈ શકે છે; તે રુધિર આદિ પ્રવાહી પદાર્થવાળું છે, તેથી તેમાં જળની સ્થિતિનું અનુમાન થઈ શકે છે; સ્પર્શગુણવાળું છે, તેથી તેમાં વાયુની સ્થિતિનું અનુમાન થઈ શકે છે; હાડકાં વગેરેને ધારણ કરનારું છે, તેથી તેમાં પૃથ્વીની સ્થિતિનું અનુમાન થઈ શકે છે; અને શ્રોત્ર ઇંદ્રિયવાળું છે, તેથી તેમાં આકાશની સ્થિતિનું અનુમાન થઈ શકે છે.[૫૫] વળી તે શરીર રોગ તથા શોકથી ઘેરાયેલું છે, પાંચ ઇંદ્રિયોનાં સ્થાનોથી વ્યાપ્ત છે, પાંચ મહાભૂતોથી યુક્ત છે, (બે કાન, બે નેત્ર, બે નાસિકા, એક મુખ, લિંગ અને ગુદા-આ) નવ દ્વારવાળું છે, જીવ તથા ઈશ્વરરૂપી બે દેવતાઓવાળું છે, મલિન છે, અમંગળ હોવાથી જોવું ન ગમે તેવું છે, સુખ, દુ:ખ અને મોહરૂપી ત્રણ ગુણોવાળું છે, વાત, પિત્ત તથા કફરૂપી ત્રણ ધાતુઓવાળું છે, અન્નાદિના સંગથી જ આનંદમાં રહેનારું છે અને કેવળ જડ છે-આવો નિશ્ચય કરવામાં આવ્યો છે.[૫૬,૫૭] વળી તે શરીર રોગ આદિથી જો ઘેરાઈ જાય છે, તો તે ખરેખર ઘણા પ્રયત્ને સાજું થઈ શકે તેવું છે. આ શરીર બુદ્ધિનો જ આશ્રય કરી રહ્યું છે. બસ, આ જ સર્વ લોકમાં કાળચક્ર તરીકે પ્રવૃત્તિ કરે છે.[૫૮] આ

હોઈયક એક મહાસાગરના જેવું જ ભયંકર છે, અગાધ છે અને તેનું બીજું નામ 'મોહ' છે. તે દેવો સહિત આખા જગતને ઉત્પન્ન કરે છે, સંહારે છે અને જાગ્રત કરે છે.[૯] મનુષ્ય જો પોતાની ઇંદ્રિયોને વશ કરે છે, તો તે દ્વારા તે નિત્ય સ્થિતિ કરી રહેલા અને મહાદુર્જય એવા કામ, ક્રોધ, ભય, લોભ, દ્રોહ તથા અસત્યનો ત્યાગ કરી શકે છે.[૧૦] જે પુરુષે પ્રકાશ, પ્રવૃત્તિ અને મોહને લીધે ત્રણ ગુણોથી ભરપૂર જણાતા અને પાંચ મહાભૂતો-મય એવા સ્થૂલ દેહોનો પોતાના યોગબળથી લોકમાં પરાજય કર્યો છે, તે પુરુષને પોતાના હૃદ-યાકાશમાં રહેલું (પરબ્રહ્મરૂપી) અનંત એવું પરમ સ્થાન પ્રાપ્ત થાય છે.[૧૧] પ્રત્યેક મનુષ્યે પાંચ ઇંદ્રિ-યોરૂપી મોટા તટવાળી, મનના વેગરૂપી મોટા જળપ્રવાહવાળી અને મોહરૂપી ધરાવાળી આ દેહરૂપી નદીને તરી જઈને કામ તથા ક્રોધ બન્નેને જીતવા જોઈએ.[૧૨] કેમ કે એ રીતે સર્વ દોષોથી મુક્ત થયેલો પુરુષ મનને હૃદયકમળમાં સ્થાપિત કરીને પોતાના શરીરમાં જ સર્વથી પર રહેલા આત્માને જોઈ શકે છે.[૧૩] એટલું જ નહિ, તે પુરુષ સર્વવેત્તા થઈને પ્રાણીમાત્રના શરીરમાં રહેલા આત્માને જાણી શકે છે–જોઈ શકે છે અને માત્ર સંકલ્પ કરીને જ એક અથવા અનેક શરીરને ધારણ કરે છે.[૧૪] ખરેખર જેમ એક દીવામાંથી સેંકડો દીવાઓ પ્રકટ થયેલા જોવામાં આવે છે, તેમ એ પુરુષ પણ કેવળ એક આત્મામાંથી અનેક સ્વરૂપોને પ્રકટ થયેલાં જુએ છે. જે પુરુષના હૃદયમાં મહાન એવો આત્મા પ્રકાશે છે, તે પુરુષ વિષ્ણુ, સૂર્ય, વરુણ, અગ્નિ અને પ્રજાપતિ બની જાય છે. તે જ ધાતા અને વિધાતારૂપ બની જાય છે. તે જ સર્વનો પ્રભુ, સર્વવ્યાપક અને સર્વ પ્રાણીના હૃદયરૂપ બની જાય છે.[૧૫,૧૬] વળી બ્રાહ્મણોના સમુદાયો, દેવો, અસુરો, યક્ષો, પિશાચો, પિતૃઓ, પક્ષીઓ, રાક્ષસો, ભૂતગણો અને સર્વ મહર્ષિઓ એ પુરુષની નિત્ય સ્તુતિ કર્યા કરે છે.[૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'ગુરુશિષ્યસંવાદ' નામનો અધ્યાય ૪૨ મો સમાપ્ત

## અધ્યાય ૪૩ મો

### ગુરુશિષ્યસંવાદ-વિભૂતિવર્ણન

॥ ब्रह्मोवाच ॥

मनुष्याणां तु राजन्यः क्षत्रियो मध्यमो गुणः ।
कुंजरो वाहनानां च सिंहश्चारण्यवासिनाम् ॥ १ ॥

બ્રહ્મા બોલ્યા: રજોગુણની જેમાં મુખ્યતા હોય છે એવો ક્ષત્રિય મનુષ્યોનો રાજા છે; હાથી એ ઘોડા વગેરે વાહનોનો સ્વામી છે અને સિંહ અરણ્યમાં વસનારાં પ્રાણીઓનો રાજા છે.[૧] ઘેટો સર્વ પશુઓનો સ્વામી છે, સર્પ દરમાં વસનારાં સર્વ પ્રાણીઓનો ઉપરી છે, આખલો સર્વ ગાયો-નો તથા બળદોનો પતિ છે અને પુરુષ સ્ત્રીઓનો પતિ છે.[૨] વડ, જાંબુડી, પીપળો, શીમળો, સીસમ, મેંઢાશીંગી અને પોલા વાંસ તથા નક્કર વાંસ આ સર્વ વૃક્ષો લોકમાંનાં બીજાં સર્વ વૃક્ષો-ના રાજાઓ છે, એમાં કંઈ સંશય નથી. વળી હિમાલય, પારિયાત્ર, સહ્ય, વિંધ્યાચળ, ત્રિકૂટ-વાન, શ્વેત, નીલ, ભાસ, કોષ્ઠવાન, ગુરુસ્કંધ, મહેન્દ્ર તથા માલ્યવાન–આ પર્વતો સર્વ પર્વ-તોના અને મરુતો વાયુગણોના રાજાઓ છે. સૂર્ય ગ્રહોનો સ્વામી છે અને ચંદ્રમા નક્ષત્રોનો સ્વામી છે.[૩-૬] યમ પિતૃઓનો અધિપતિ છે, સમુદ્ર નદીઓનો અધિપતિ છે, વરુણ જળનો રાજા છે અને ઇંદ્ર સર્વ દેવોનો રાજા છે.[૭] સૂર્ય સર્વ ગરમ પદાર્થોનો પતિ છે, ચંદ્ર સર્વ જ્યોતિ-ર્ગણનો પતિ છે. અગ્નિ સર્વ પ્રાણીઓનો પતિ છે અને બૃહસ્પતિ બ્રાહ્મણોનો પતિ છે.[૮] ચંદ્ર ઔષધિઓનો પતિ છે, વિષ્ણુ બળવાનોમાં શ્રેષ્ઠ છે, ત્વષ્ટા (તે નામનો દેવ) રૂપોનો રાજા છે અને શંકર સર્વ પશુઓ(જીવો)ના ઈશ્વર છે.[૯] યજ્ઞ

વામાં મનુષ્યને અનુકૂળતા કરી આપે છે.[૩૦] તેજનો ગુણ જે રૂપ છે તેને ચક્ષુઇંદ્રિયથી ગ્રહણ કરી શકાય છે, પણ તે ચક્ષુમાં સૂર્ય સદાકાળ સ્થિતિ કરી રહ્યો છે અને તે જ રૂપનું જ્ઞાન મેળવવામાં મનુષ્યને અનુકૂળતા કરી આપે છે.[૩૧] વાયુનો ગુણ જે સ્પર્શ છે, તેને ત્વચાઇંદ્રિયથી ગ્રહણ કરી શકાય છે; પણ તે ત્વચામાં વાયુ સ્થિતિ કરી રહ્યો છે અને તે જ સ્પર્શનું જ્ઞાન મેળવવામાં મનુષ્યને અનુકૂળતા કરી આપે છે.[૩૨] આકાશનો ગુણ જે શબ્દ છે, તેને શ્રોત્રઇંદ્રિયથી ગ્રહણ કરી શકાય છે; પણ તે શ્રોત્રમાં સર્વ દિશાઓ સ્થિતિ કરી રહી છે અને તે જ શબ્દનું જ્ઞાન મેળવવામાં મનુષ્યને અનુકૂળતા કરી આપે છે.[૩૩] મનનો ગુણ ચિંતા છે અને તેને બુદ્ધિ દ્વારા ગ્રહણ કરી શકાય છે; પણ હૃદયમાં રહેલી ચેતનાશક્તિ (જીવ) જ મનનું જ્ઞાન મેળવવામાં અનુકૂળતા કરી આપે છે.[૩૪] બુદ્ધિને નિશ્ચયસ્વરૂપથી ગ્રહણ કરી શકાય છે અને મહાનને એટલે મહત્તત્ત્વને શુદ્ધ સત્ત્વરૂપ જ્ઞાનથી ગ્રહણ કરી શકાય છે; કેમ કે બુદ્ધિ અને મહાનનું જ સ્વરૂપ 'અમુક વસ્તુ આવી જ છે' આવા પ્રકારના નિશ્ચયરૂપ કારણથી જ વ્યક્ત થઈ શકે છે—ઇંદ્રિયોથી જાણી શકાય છે; પણ ખરી રીતે તો તે બન્નેનું સ્વરૂપ અવ્યક્ત છે—ઇંદ્રિયોથી અગ્રાહ્ય છે.[૩૫] ક્ષેત્રજ્ઞ કોઈ પણ હેતુ દ્વારા ગ્રહણ કરી શકાય તેવો નથી, નિત્ય છે, નિર્ગુણાત્મા છે અને તેથી જ તે કોઈ પણ હેતુવાળો નહિ હોઈને કેવળ જ્ઞાનરૂપ લક્ષણવાળો છે.[૩૬] અવ્યક્ત એવા ક્ષેત્રને (શરીરને) ગુણોની ઉત્પત્તિરૂપ તથા નાશરૂપ કહેવામાં આવ્યું છે. તે ક્ષેત્રને સાક્ષી હોવા છતાં ઉપાધિમાં લીન થયેલો હું (આત્મા) જાણી અને સાંભળી શકું છું.[૩૭] પુરુષ (આત્મા) તે ક્ષેત્રને જાણે છે, તેથી જ 'ક્ષેત્રજ્ઞ' કહેવાય છે અને તે ક્ષેત્રજ્ઞ પ્રકાશ, પ્રવૃત્તિ અને મોહ આદિરૂપ સત્ત્વાદિ ગુણોનાં ચેષ્ટિતને જુએ છે. તે ચેષ્ટિત ઉત્પત્તિ, સ્થિતિ અને નાશથી બંધાયેલું છે, ઉત્પન્ન થનારું છે અને જડ છે. વળી ગુણો પણ વારંવાર ઉત્પન્ન થનારા હોઈ આત્માને જાણી શકતા નથી. (અર્થાત્ પરિણામધર્મવાળા ગુણો કૂટસ્થ અથવા પરિણામધર્મથી રહિત આત્માને કદી જોઈ શકતા નથી—જાણી શકતા નથી; પણ કૂટસ્થ તો તેમને જોઈ શકે છે—જાણી શકે છે—પ્રકાશમાન કરે છે.) પરમ મહાન એવી જે સત્ય વસ્તુ (પરમાત્મા) ભોગ્ય એવા ગુણો કરતાં પર છે. તેને બીજો કોઈ જાણી શકતો નથી, માત્ર એક ક્ષેત્રજ્ઞ જ જાણી શકે છે. માટે ધર્મવેત્તા પુરુષ સર્વ ગુણો તથા બુદ્ધિનો પરિત્યાગ કરી સર્વ દોષોનો નાશ કરે છે, ગુણોનું ઉલ્લંઘન કરી જાય છે અને અંતે પરમાત્મસ્વરૂપમાં પ્રવેશ કરે છે.[૩૮–૪૧] ખરેખર, તે પરમાત્મા સુખદુઃખાદિ દ્વંદ્વોથી રહિત છે, નમસ્કાર અને સ્વાહાકારથી મુક્ત છે, અચળ અને નિરાશ્રય છે તેમ જ સર્વથી પર અને વ્યાપક છે.[૪૨]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'ગુરુશિષ્યસંવાદ' નામનો અધ્યાય ૪૩ મો સમાપ્ત

## अध्याय ४४ मो

### ગુરુશિષ્યસંવાદ—આદિ કોણ ?

॥ ब्रह्मोवाच ॥

यदादिमध्यपर्यंतं ग्रहणोपायमेव च ।
नामलक्षणसंयुक्तं सर्वं वक्ष्यामि तत्त्वतः ॥ १ ॥

બ્રહ્મા બોલ્યા : આ જગતમાં જે કંઈ આદિ, મધ્ય તથા અંતવાળું છે, ગ્રહણ કરી શકાય તેવું છે; અર્થાત્ કર્મસાધ્ય છે અને નામ તથા લક્ષણોથી યુક્ત છે, તે સર્વ હું તમને યથાર્થ રીતે કહું છું.[૧] પ્રથમ દિવસ થાય છે, તે પછી રાત્રિ થાય છે, તે પછી શુક્લ આદિ મહિનાઓ થાય છે, તે પછી શ્રવણ આદિ નક્ષત્રો થાય છે અને તે પછી શિશિર આદિ ઋતુઓ થાય છે.[૨]

દીક્ષાધારીઓનો સ્વામી છે, ઇંદ્ર દેવોનો સ્વામી છે, ઉત્તર દિશા સર્વ દિશાઓની રાણી છે અને પ્રતાપી ચંદ્ર બ્રાહ્મણોનો રાજા છે.[૧૦] કુબેર સર્વ રત્નોનો અધિપતિ છે, ઇંદ્ર દેવતાઓનો અધિપતિ છે અને પ્રજાપતિ સર્વ પ્રજાઓના અધિપતિ છે. આ બધો 'ભૂતાધિપસર્ગ' કહેવાય છે.[૧૧] બ્રહ્મસ્વરૂપ એવો હું સર્વ પ્રાણીઓમાં મહાન છું. મારા કરતાં અથવા વિષ્ણુના કરતાં શ્રેષ્ઠ એવું બીજું કોઈ પણ પ્રાણી નથી.[૧૨] બ્રહ્મસ્વરૂપ એવા વિષ્ણુ સર્વના રાજાધિરાજ છે અને સર્વમાં મોટા છે. તમે જાણો કે, ભગવાન હરિ (વિષ્ણુ) જ મનુષ્ય આદિ સર્વના ઐશ્વર્યરૂપ છે, સ્રષ્ટા છે અને સ્વયંભૂ છે.[૧૩] તે હરિ મનુષ્યો, કિન્નરો, યક્ષો, ગંધર્વો, સર્પો, રાક્ષસો, દેવો, દાનવો તથા સર્વ નાગોના ઈશ્વર છે.[૧૪] કામી પુરુષોથી અનુસરાયેલી સર્વ સ્ત્રીઓમાં સુંદર નેત્રોવાળાં મહાદેવી માહેશ્વરી શ્રેષ્ઠ છે અને તે પાર્વતી કહેવાય છે.[૧૫] સર્વ સ્ત્રીઓમાં દેવી ઉમા ઉત્તમ છે તથા પવિત્ર છે, એમ તમે જાણો. રતિનું સુખ આપનારી સ્ત્રીઓમાં ધનવાળી અપ્સરાઓ ઉત્તમ છે.[૧૬]

રાજાઓ ધર્મની ઇચ્છા રાખનારા છે અને બ્રાહ્મણો ધર્મના સેતુ (પુલ) રૂપ છે. માટે રાજાઓએ બ્રાહ્મણોનું રક્ષણ કરવા અવશ્ય યત્ન કરવો. જે રાજાઓના રાજ્યમાં સત્પુરુષો દુઃખી થાય છે, તેઓ પોતાના સર્વ રાજગુણોથી ભ્રષ્ટ થાય છે અને મરણ પછી તેઓ (નરકાદિ) વિરુદ્ધ માર્ગે પ્રયાણ કરે છે.[૧૭,૧૮] પણ જે રાજાઓના રાજ્યમાં સત્પુરુષોનું રક્ષણ કરવામાં આવે છે, તે રાજાઓ આ લોકમાં અત્યંત આનંદ કરે છે અને મરણ પછી પરલોકમાં પણ સુખ ભોગવે છે.[૧૯] હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! તમે જાણો કે, મહાત્મા પુરુષો આખા જગતના ઐશ્વર્યને પામે છે. હવે ધર્મનું નિયત લક્ષણ હું તમને કહું છું. અહિંસા એ શ્રેષ્ઠ ધર્મ છે અને હિંસા એ અધર્મનું લક્ષણ છે. વળી પ્રકાશ દેવોનું લક્ષણ છે અને કર્મ મનુષ્યોનું લક્ષણ છે.[૨૦,૨૧] શબ્દ આકાશનું લક્ષણ છે, સ્પર્શ વાયુનું લક્ષણ છે, રૂપ તેજનું લક્ષણ છે અને રસ જળનું લક્ષણ છે.[૨૨] પ્રાણીમાત્રને ધારણ કરી રાખનારી પૃથ્વી ગંધરૂપ લક્ષણવાળી છે અને સ્વરો તથા વ્યંજનોથી સંસ્કારવાળી વાણી શબ્દરૂપ લક્ષણવાળી છે.[૨૩] ચિંતા મનનું લક્ષણ છે અને તે ચિંતા બુદ્ધિરૂપ લક્ષણવાળી છે. મનુષ્ય પ્રથમ મનથી વિષયોનું ચિંતન કરે છે અને પછી બુદ્ધિ દ્વારા તેમનો નિશ્ચય કરે છે.[૨૪] બુદ્ધિનું લક્ષણ વ્યવસાય (નિશ્ચય) છે, મનનું લક્ષણ ધ્યાન (ચિંતન) છે; પણ સાધુપુરુષ(આત્મવેત્તા)નું લક્ષણ અવ્યક્ત છે (કોઈનાથી ન જાણી શકાય તેવું છે; અર્થાત્ તેવો પુરુષ તો સ્વયંપ્રકાશ જ છે.[૨૫] સર્વ કર્મોનું લક્ષણ પ્રવૃત્તિ છે અને સંન્યાસનું લક્ષણ જ્ઞાન છે. માટે બુદ્ધિમાન પુરુષે જ્ઞાનપૂર્વક જ સંન્યાસ લેવો.[૨૬] જ્ઞાનયુક્ત સંન્યાસી પરમ ગતિને પામે છે, એટલું જ નહિ પણ માન–અપમાન આદિ દ્વંદ્વોથી મુક્ત થયેલો તે સંન્યાસી અજ્ઞાન, મૃત્યુ તથા વૃદ્ધાવસ્થાનું ઉલ્લંઘન કરીને પરબ્રહ્મને પામે છે.[૨૭]

એ પ્રમાણે ધર્મના લક્ષણની સાથે શબ્દ આદિનું સ્વરૂપ પણ મેં તમને કહ્યું. હવે તે તે ગુણોનું (શબ્દાદિનું) ગ્રહણ કેવી રીતે થઈ શકે છે, તે હું તમને કહું છું.[૨૮] પૃથ્વીનો જે ગંધગુણ છે તેનું ઘ્રાણઇંદ્રિયથી ગ્રહણ થઈ શકે છે; પણ તે ઘ્રાણઇંદ્રિયમાં (તેના અધિષ્ઠાયક દેવ તરીકે) વાયુ સ્થિતિ કરી રહ્યો હોય છે અને તે જ ગંધનું જ્ઞાન મેળવવા મનુષ્યને અનુકૂળતા કરી આપે છે.[૨૯] જળનો જે રસગુણ છે તેને નિત્ય જિહ્વાથી ગ્રહણ કરી શકાય છે; પણ જિહ્વામાં ચંદ્ર સ્થિતિ કરી રહ્યો હોય છે અને તે જ રસનું જ્ઞાન મેળવ-

વામાં મનુષ્યને અનુકૂળતા કરી આપે છે [૩૦] તેજનો ગુણ જે રૂપ છે તેને ચક્ષુઇંદ્રિયથી ગ્રહણ કરી શકાય છે, પણ તે ચક્ષુમાં સૂર્ય સદાકાળ સ્થિતિ કરી રહ્યો છે અને તે જ રૂપનું જ્ઞાન મેળવવામાં મનુષ્યને અનુકૂળતા કરી આપે છે. [૩૧] વાયુનો ગુણ જે સ્પર્શ છે, તેને ત્વચાઇંદ્રિયથી ગ્રહણ કરી શકાય છે, પણ તે ત્વચામાં વાયુ સ્થિતિ કરી રહ્યો છે અને તે જ સ્પર્શનું જ્ઞાન મેળવવામાં મનુષ્યને અનુકૂળતા કરી આપે છે. [૩૨] આકાશનો ગુણ જે શબ્દ છે, તેને શ્રોત્રઇંદ્રિયથી ગ્રહણ કરી શકાય છે, પણ તે શ્રોત્રમાં સર્વ દિશાઓ સ્થિતિ કરી રહી છે અને તે જ શબ્દનું જ્ઞાન મેળવવામા મનુષ્યને અનુકૂળતા કરી આપે છે [૩૩] મનનો ગુણ ચિંતા છે અને તેને બુદ્ધિ દ્વારા ગ્રહણ કરી શકાય છે, પણ હૃદયમાં રહેલી ચેતનાશક્તિ (જીવ) જ મનનું જ્ઞાન મેળવવામા અનુકૂળતા કરી આપે છે [૩૪] બુદ્ધિને નિશ્ચયસ્વરૂપથી ગ્રહણ કરી શકાય છે અને મહાનને એટલે મહત્તત્ત્વને શુદ્ધ સત્ત્વરૂપ જ્ઞાનથી ગ્રહણ કરી શકાય છે, કેમ કે બુદ્ધિ અને મહાનનુ જ સ્વરૂપ 'અમુક વસ્તુ આવી જ છે' આવા પ્રકારના નિશ્ચયરૂપ કારણથી જ વ્યક્ત થઈ શકે છે–ઇંદ્રિયોથી જાણી શકાય છે, પણ ખરી રીતે તો તે બન્નેનું સ્વરૂપ અવ્યક્ત છે–ઇંદ્રિયોથી અગ્રાહ્ય છે [૩૫] ક્ષેત્રજ્ઞ કોઈ પણ હેતુ દ્વારા ગ્રહણ કરી શકાય તેવો નથી, નિત્ય છે, નિર્ગુણાત્મા છે અને તેથી જ તે કોઈ પણ હેતુવાળો નહિ હોઈને કેવળ જ્ઞાનરૂપ લક્ષણવાળો છે [૩૬] અવ્યક્ત એવા ક્ષેત્રને (શરીરને) ગુણોની ઉત્પત્તિરૂપ તથા નાશરૂપ કહેવામાં આવ્યુ છે તે ક્ષેત્રને સાક્ષી હોવા છતાં ઉપાધિમાં લીન થયેલો હું (આત્મા) જાણી અને સાભળી શકુ છુ. [૩૭] પુરુષ (આત્મા) તે ક્ષેત્રને જાણે છે, તેથી જ 'ક્ષેત્રજ્ઞ' કહેવાય છે અને તે ક્ષેત્રજ્ઞ પ્રકાશ, પ્રવૃત્તિ અને મોહ આદિરૂપ સત્ત્વાદિ ગુણોનાં ચેષ્ટિતને જુએ છે તે ચેષ્ટિત ઉત્પત્તિ, સ્થિતિ અને નાશથી બંધાયેલુ છે, ઉત્પન્ન થનારુ છે અને જડ છે. વળી ગુણો પણ વારંવાર ઉત્પન્ન થનારા હોઈ આત્માને જાણી શકતા નથી (અર્થાત્ પરિણામધર્મવાળા ગુણો કૂટસ્થ અથવા પરિણામધર્મથી રહિત આત્માને કદી જોઈ શકતા નથી–જાણી શકતા નથી, પણ કૂટસ્થ તો તેમને જોઈ શકે છે–જાણી શકે છે–પ્રકાશમાન કરે છે.) પરમ મહાન એવી જે સત્ય વસ્તુ (પરમાત્મા) ભોગ્ય એવા ગુણો કરતાં પર છે. તેને બીજો કોઈ જાણી શકતો નથી, માત્ર એક ક્ષેત્રજ્ઞ જ જાણી શકે છે માટે ધર્મવેત્તા પુરુષ સર્વ ગુણો તથા બુદ્ધિનો પરિત્યાગ કરી સર્વ દોષોનો નાશ કરે છે, ગુણોનુ ઉલ્લંઘન કરી જાય છે અને અંતે પરમાત્મસ્વરૂપમા પ્રવેશ કરે છે [૩૮-૪૧] ખરેખર, તે પરમાત્મા સુખદુ ખાદિ દ્વંદ્વોથી રહિત છે, નમસ્કાર અને સ્વાહાકારથી મુક્ત છે, અચળ અને નિરાશ્રય છે તેમ જ સર્વથી પર અને વ્યાપક છે [૪૨]

ઇતિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમા ગુરુશિષ્યસંવાદ નામનો અધ્યાય ૪૩ મો સમાપ્ત

## अध्याय ४४ मो

### ગુરુશિષ્યસંવાદ–આદિ કોણ?

॥ ब्रह्मोवाच ॥

यदादिमध्यपर्यंतं ग्रहणोपायमेव च ।
नामलक्षणसंयुक्तं सर्वं वक्ष्यामि तत्त्वतः ॥ १ ॥

બ્રહ્મા બોલ્યા આ જગતમાં જે કંઈ આદિ, મધ્ય તથા અંતવાળું છે, ગ્રહણ કરી શકાય તેવું છે, અર્થાત્ કર્મસાધ્ય છે અને નામ તથા લક્ષણોથી યુક્ત છે, તે સર્વ હું તમને યથાર્થ રીતે કહુ છુ [૧] પ્રથમ દિવસ થાય છે, તે પછી રાત્રિ થાય છે, તે પછી શુક્લ આદિ મહિનાઓ થાય છે, તે પછી શ્રવણ આદિ નક્ષત્રો થાય છે અને તે પછી શિશિર આદિ ઋતુઓ થાય છે [૨]

પૃથ્વી ગંધની આદિ છે, જળ રસનું આદિ છે, તેજ રૂપનું આદિ છે, વાયુ સ્પર્શનો આદિ છે અને આકાશ શબ્દનું આદિ છે.[3] આ ગંધ આદિ ગુણો તે તે ભૂતોમાંથી ઉત્પન્ન થયેલા હોય છે. હવે સર્વ ભૂતોના ઉત્તમ આદિ વિષે હું કહું છું.[4] સૂર્ય સર્વ જ્યોતિર્ગણનો આદિ છે, અગ્નિ પ્રાણીમાત્રનો આદિ છે, સાવિત્રી સર્વ વિદ્યાઓની આદિ છે અને પ્રજાપતિ દેવતાઓના આદિ છે.[5] ૐકાર સર્વ વેદોનો આદિ છે અને પ્રાણ વચનોનો આદિ છે. આ જગતમાં જે કંઈ નિયત છે એટલે બ્રાહ્મણ-ક્ષત્રિયથી આરંભીને ઠેઠ મ્લેચ્છ સુધીનાઓને જે કાંઈ જપ કરવા યોગ્ય છે, તે સર્વ 'સાવિત્રી' કહેવાય છે.[6] ગાયત્રી સર્વ છંદોની આદિ છે, સૃષ્ટિ આદિ કાળ પ્રજાઓનો આદિ છે, ગાયો ચોપગાં પ્રાણીઓની આદિ છે અને બ્રાહ્મણો મનુષ્યોમાં આદિ છે.[7] હે દ્વિજવરો! બાજ સર્વ પક્ષીઓનો આદિ છે, ઉત્તમ હોમદ્રવ્ય યજ્ઞોનું આદિ છે અને શ્રેષ્ઠ વાસુકિ સર્વ સર્પોનો આદિ છે.[8] સત્યયુગ નિ:સંશય સર્વ યુગોનો આદિ છે, સુવર્ણ સર્વ રત્નોનું આદિ છે અને જવ સર્વ ઔષધિઓનો આદિ છે.[9] સર્વ ભક્ષ્ય તથા ભોજ્ય પદાર્થોમાં અન્ન શ્રેષ્ઠ કહેવાય છે અને સર્વ પ્રવાહી પદાર્થોમાં તથા પીણાંઓમાં જળ શ્રેષ્ઠ છે.[10] સર્વ સ્થાવર પ્રાણીઓમાં સામાન્ય રીતે પીપળાનું વૃક્ષ બ્રાહ્મણના શરીર જેવું પવિત્ર અને પ્રથમ ગણાય છે.[11] હું સર્વ પ્રજાપતિઓનો આદિ છું, અચિંત્યાત્મા વિષ્ણુ મારા આદિ છે; પણ તે વિષ્ણુ તો સ્વયંભૂ કહેવાય છે.[12] સર્વ પર્વતોમાં મહામેરુ આદિ છે અને દિશાઓ તથા વિદિશાઓ (ખૂણાઓ)માં ઊર્ધ્વ દિશા તથા પૂર્વ દિશા આદિ છે.[13] સર્વ નદીઓમાં ત્રણ માર્ગે વહેનારી ગંગા આદિ છે અને સર્વ સરોવરોમાં તથા જળાશયોમાં સમુદ્ર આદિ છે.[14] દેવો, દાનવો, ભૂતો, પિશાચો, સર્પો, રાક્ષસો, મનુષ્યો, કિન્નરો તથા સર્વ યક્ષોમાં પ્રભુ ઈશ્વર (રુદ્ર) આદિ છે.[15] બ્રહ્મસ્વરૂપ મહાવિષ્ણુ સમગ્ર જગતના આદિ છે; કેમ કે ત્રણે લોકમાં તેમના કરતાં શ્રેષ્ઠ બીજું કોઈ પ્રાણી નથી.[16] સર્વ આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ આદિ છે અને અવ્યક્ત બ્રહ્મ સર્વ લોકોના આદિ તથા અંતરૂપ છે.[17] વળી દિવસો અસ્તરૂપ અંતવાળા હોય છે, રાત્રિઓ ઉદયરૂપ અંતવાળી હોય છે; સુખનો અંત દુઃખ છે અને દુઃખનો અંત સુખ છે.[18] સંગ્રહમાત્રનો ક્ષય છે, ચડતીનો અંત પડતી છે, સંયોગનો અંત વિયોગ છે અને જીવિતનો અંત મરણ છે.[19] વળી સર્વ કર્મોનો અંત વિનાશ છે અને જન્મેલાનું અવશ્ય મરણ છે; કેમ કે જગતમાં સ્થાવરજંગમ સર્વ પદાર્થો નાશવંત છે.[20] યજ્ઞો, દાન, તપ, અધ્યયન, વ્રતો અને નિયમો એ સર્વનો અંત વિનાશ છે; માત્ર એક જ્ઞાનનો જ અંત નથી.[21] માટે ઇંદ્રિયોને જીતનારો મમતાથી રહિત થયેલો અને અહંકારથી મુક્ત થયેલો પ્રશાંત ચિત્તવાળો પુરુષ શુદ્ધ જ્ઞાન દ્વારા સર્વ પાપોથી મુક્ત થાય છે.[22]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'ગુરુશિષ્યસંવાદ' નામનો અધ્યાય ૪૪ મો સમાપ્ત

## अध्याय ४५मो

### ગુરુશિષ્યસંવાદ-કાળચક્રનું સ્વરૂપ તથા જ્ઞાન મેળવવામાં ઉપાયરૂપ ધર્મો

॥ ब्रह्मोवाच ॥

बुद्धिसारं मनस्तंभमिन्द्रियग्रामबंधनम् ।
महाभूतपरिस्कंधं निवेशपरिवेशनम् ॥ १ ॥

બ્રહ્મા બોલ્યા : આ મનોહર કાળચક્ર સર્વત્ર ઘૂમી રહ્યું છે. તે બુદ્ધિરૂપ સારવાળું છે, મનરૂપ થાંભલાને આધારે ટકી રહ્યું છે, ઇંદ્રિયોના સમુદાયરૂપ બંધનવાળું છે, પાંચ મહાભૂતોના સમૂહરૂપ છે અને સ્ત્રીરૂપ ઘેરાવાવાળું છે. તે વૃદ્ધાવસ્થા

અને શોકથી ઘેરાયેલું છે, વ્યાધિઓ તથા વ્યસનોમાંથી ઉત્પન્ન થયેલું છે, દેશ અને કાળને લીધે ચાલી રહ્યું છે અને પરિશ્રમરૂપ જે વ્યાયામ તે તેનો શબ્દ છે. દિવસો અને રાત્રિઓરૂપી તેના સંચાલકો છે, ટાઢ અને તાપરૂપી તેનું મંડળ છે, સુખ તથા દુઃખરૂપી તેના સાંધા છે અને ક્ષુધા તથા દુઃખરૂપી તેના અંદરના ખીલાઓ છે. છાયા અને તાપરૂપી તેમાં ખોતરનારાઓ છે, નિમેષ અને ઉન્મેષમાત્રમાં (એટલે નેત્રના એક પલકારામાત્રમાં) તે વ્યાકુળ થઈ જનારું છે, મહાભય કરે છે, શોકથી વ્યાપ્ત છે, સદાકાળ ગતિવાળું છે અને જડ છે. માસ અને અર્ધમાસ આદિ કાળથી તે મપાયેલું છે, વિષમ છે (એટલે કોઈ સમયે તે મનુષ્યના આકારવાળું, કોઈ સમયે પશુના આકારવાળું, તો કોઈ સમયે જુદા જ આકારવાળું બની જાય છે), સર્વ લોકમાં સંચાર કરી રહ્યું છે, તમોગુણના પ્રતિબંધરૂપી કાદવવાળું છે અને રજોગુણનો વેગ તેમાં પ્રવર્તક છે. મોટા ગર્વથી તે દીપી રહ્યું છે, સત્ત્વાદિ ગુણોને લીધે તેની સ્થિતિ છે, ઇષ્ટ પદાર્થોની અપ્રાપ્તિને લીધે થનારા સંતાપો તેને બાંધવામાં આવેલા પાટાઓ છે અને મૃત્યુ તથા દુઃખ વડે જ તેનું જીવન છે. ક્રિયા તથા કારણોથી તે યુક્ત છે, રાગરૂપી વિસ્તારવાળું છે, ઘણું જ વિશાળ છે, લોભ તથા તૃષ્ણારૂપી દાંડાવાળું છે અને વિચિત્ર અજ્ઞાનમાંથી તેની ઉત્પત્તિ છે. ને ભય તથા મોહરૂપી પરિવારવાળું છે અને પ્રાણીમાત્રને મોહ ઉપજાવનારું છે. તે આનંદ તથા પ્રીતિને લીધે (એટલે બાહ્ય સુખની આસક્તિને લીધે) વિચરી રહ્યું છે અને કામ તથા ક્રોધરૂપી પરિગ્રહવાળું છે. મહત્તત્ત્વથી આરંભી સ્થૂલ પિંડો સુધી તેનો વિસ્તાર છે, કોઈ પણ સ્થળે એક ક્ષણવાર પણ તે અટકતું નથી. તેનાથી સર્વ ઉત્પન્ન થાય છે. સંસારનું તે કારણ છે અને તેનો વેગ મનના જેવો છે. આ કાળચક્ર માનઅપમાન આદિ દ્વંદ્વોથી યુક્ત અને જડ છે. તે દેવો સહિત જગતને સરજે છે, સંહારે છે અને જાગ્રત કરે છે.[૧-૧૦] જે પુરુષ આ કાળચક્રની પ્રવૃત્તિને તથા નિવૃત્તિને નિત્ય યથાર્થ રીતે જાણે છે, તે પુરુષ સર્વ પ્રાણીઓમાં કદી મોહ પામતો નથી.[૧૧] એટલું જ નહિ પણ તે પુરુષ સર્વ સંસ્કારોથી, સુખદુઃખાદિ સર્વ દ્વંદ્વોથી તથા સર્વ પાપોથી મુક્ત થઈને પરમ ગતિને પામે છે.[૧૨] બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ આવા ચાર આશ્રમો કહેવામાં આવ્યા છે અને તે સર્વનું મૂળ એક ગૃહસ્થાશ્રમ છે.[૧૩] આ લોકમાં જે કંઈ વિધિનિષેધશાસ્ત્ર કહેવામાં આવ્યું છે, તેના છેક અંત સુધી જવું તે જ શ્રેયસ્કર છે અને તે જ સનાતની કીર્તિ છે.[૧૪] ઉત્તમ ગુણવાળી જાતિમાં ઉત્પન્ન થયેલા તત્ત્વવેત્તા પુરુષે પ્રથમ (ઉપનયન) આદિ સંસ્કારોથી સંસ્કારી થઈને વિધિપૂર્વક બ્રહ્મચર્યવ્રત પાળવું અને સમાવર્તન કરવું; અર્થાત્ વેદાધ્યયન પૂર્ણ કરી ગુરુગૃહેથી પોતાના ઘર તરફ પાછા ફરવું.[૧૫] પછી તેણે પોતાની સ્ત્રી સાથે રહીને ધર્મપરાયણ થવું, શિષ્ટાચાર પાળવો, ઇંદ્રિયોને જીતવી અને નિત્ય શ્રદ્ધાપૂર્વક પાંચ મહાયજ્ઞો કરવા.[૧૬] તેણે દેવતાઓ તથા અતિથિઓને અર્પણ કરીને અવશેષ રહેલા અન્નનું ભોજન કરવું, વૈદિક કર્મોમાં તત્પર રહેવું અને પોતાની શક્તિ પ્રમાણે તથા પોતાને સુખ થાય તેમ યજ્ઞયાગ કરવામાં તેમ જ દાન આપવામાં પરાયણ રહેવું.[૧૭] તેણે હાથ, પગ તથા નેત્રની ચપળતાનો ત્યાગ કરવો, મનનશીલ થવું અને વાણીની તથા બીજા શારીરિક અવયવોની ચપળતાનો પણ ત્યાગ કરવો. આ સત્પુરુષનું લક્ષણ છે.[૧૮] વળી તેણે નિત્ય જનોઈ ધારણ કરવી, શ્વેત વસ્ત્રો ધારણ કરવાં, પવિત્ર વ્રતનું પાલન કરવું, (અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને

અપરિગ્રહ આ) યમોમાં તથા દાનકર્મમાં તત્પર રહેવું અને નિત્ય સત્પુરુષોનો સંગ કરવો.[૧૯] તેણે લિંગ તથા ઉદરના વેગને જીતવો, સર્વની સાથે મિત્રભાવ રાખવો, શિષ્ટાચારથી યુક્ત થવું, વાંસની લાકડી હાથમાં રાખવી અને જળથી ભરેલુ કમંડળુ પાસે રાખવું.[૨૦] તેણે પોતે ભણીને બીજાને ભણાવવા, પોતે યજ્ઞ કરીને બીજાઓને યજ્ઞ કરાવવા અને પોતે દાન આપીને બીજાના દાનનો પ્રતિગ્રહ કરવો. આ પ્રમાણે તેણે છ ગુણોવાળી વૃત્તિનું આચરણ કરવું.[૨૧] હે બ્રાહ્મણો! તમે જાણો કે યજ્ઞ કરાવવો, ભણાવવું તથા પવિત્ર મનુષ્ય પાસેથી પ્રતિગ્રહ કરવો આ ત્રણ કર્મો ઉપર બ્રાહ્મણોએ આજીવિકા ચલાવવી. બાકીનાં દાન, અધ્યયન અને યજ્ઞ એ ત્રણ કર્મો રહ્યાં, તે ધર્મયુક્ત છે, માટે ધર્મવેત્તા પુરુષે તે ત્રણ કર્મોમાં કદી પ્રમાદ કરવો નહિ. તેણે ઇંદ્રિયોનો નિગ્રહ કરવો, સર્વની સાથે મિત્રતા રાખવી, ક્ષમાગુણથી યુક્ત થવું, પ્રાણીમાત્ર તરફ સમભાવ રાખવો અને મનનશીલ થવું.[૨૨-૨૪] જે ગૃહસ્થ બ્રાહ્મણ તીક્ષ્ણ વ્રતને ધારણ કરી પવિત્ર થઈને પૂર્વોક્ત ગૃહસ્થ વ્રતોનું યથાશક્તિ પાલન કરે છે તે સ્વર્ગને પ્રાપ્ત કરે છે.[૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'ગુરુશિષ્યસંવાદ' નામનો અધ્યાય ૪૫મો સમાપ્ત

## अध्याय ४६मो

### ગુરુશિષ્યસંવાદ-જ્ઞાન મેળવવામાં ઉપાયરૂપ ધર્મો

॥ ब्रह्मोवाच ॥

**एवमेतेन मार्गेण पूर्वोक्तेन यथाविधि ।**
**अधीतवान् यथाशक्ति तथैव ब्रह्मचर्यवान् ॥ १ ॥**

બ્રહ્મા બોલ્યા: આ પ્રમાણે પૂર્વોક્ત માર્ગે યથાવિધિ વેદાધ્યયન કરવું તેમજ યથાશક્તિ બ્રહ્મચર્ય પાળવું.[૧] વિદ્વાન અને મનનશીલ એવા બ્રહ્મચારીએ સ્વધર્મમાં આસક્ત રહેવુ, સર્વ ઇંદ્રિયોને વશ રાખવી, ગુરુનું પ્રિય તથા હિત કરવામાં તત્પર રહેવું, સત્યધર્મમાં પરાયણ રહેવું અને પવિત્રતા જાળવવી.[૨] તેણે ગુરુની આજ્ઞા લઈને અન્નની નિંદા કર્યા વિના ભોજન કરવું, હવિષ્યાન્નનું ભોજન કરવું અને સ્થાન તથા આસનપૂર્વક વિહાર કરવો.[૩] બે વખત (સવારસાંજ) પવિત્ર થઈને તેણે અગ્નિમાં હોમ કરવો, ચિત્તને એકાગ્ર કરવું અને બીલીનો અથવા ખાખરાનો દંડ નિત્ય ધારણ કરવો.[૪] તેણે શણનું કે કપાસનું વસ્ત્ર અથવા મૃગચર્મ ધારણ કરવું અને સર્વ વસ્ત્રને ભગવા રંગથી રંગીને ધારણ કરવાં.[૫] તેણે મુંજ ઘાસની કટિમેખલા ધારણ કરવી, જટા રાખવી, નિત્ય જળસ્નાન કરવું, જનોઈ ધારણ કરવી, સ્વાધ્યાયનિષ્ઠ રહેવું, લોભવૃત્તિનો ત્યાગ કરવો અને નિયમપૂર્વક વ્રતો કરવાં.[૬] વળી તેણે પવિત્ર જળથી નિત્ય દેવતર્પણ કરવું. આ પ્રમાણે ભાવપૂર્વક અને નિયમપૂર્વક કરનારો બ્રહ્મચારી પ્રશંસાપાત્ર ગણાય છે.[૭]

એજ રીતે (પોતાના કર્મમાં) પરાયણ રહેનારો જિતેંદ્રિય વાનપ્રસ્થ પણ સ્વર્ગાદિ દિવ્ય લોકોને જીતે છે અને અંતે પરમ સ્થાન(બ્રહ્મ)નો આશ્રય કરીને ભિન્ન ભિન્ન જાતિઓમાં અવતરતો નથી.[૮] તેણે સર્વ સંસ્કારોથી સંસ્કારી થવુ, બ્રહ્મચર્ય પાળવુ, ગામમાંથી નીકળી જઈને અરણ્યમાં ચાલ્યા જવુ અને ત્યાં મુનિ તરીકે નિવાસ કરવો.[૯] તેણે મૃગચર્મ અથવા વલ્કલ વસ્ત્રો ધારણ કરવાં, સાયંકાળે તથા પ્રાતઃકાળે નિત્ય સ્નાન કરવું, નિત્ય અરણ્યમાં જ વિચરવું અને ગામમાં ફરી પ્રવેશ કરવો નહિ.[૧૦] તેણે સમયે અતિથિઓનું પૂજન કરવું, અતિથિઓને આશ્રય આપવો અને ફળ, પાંદડાં, હલકાં મૂળ તથા સામા ઉપર આજીવિકા ચલાવવી.[૧૧] તેણે વહેતું પાણી અને વાયુ વગેરે સર્વ કેવળ વનમાં જ ઉત્પન્ન થયેલાંનો

આશ્રય કરવો, દીક્ષાનુસાર અને ક્રમ પ્રમાણે ફળ મૂળાદિનું ભક્ષણ કરવું, તેમ જ તંદ્રાનો ત્યાગ કરવો.[૧૨] તેણે પોતાને ત્યાં આવેલા અતિથિને ફળ, મૂળ અથવા ભિક્ષા અર્પણ કરી પૂજવો અને પોતાનું જે ભક્ષ્ય હોય તેમાંથી સાવધાન થઈને ભિક્ષા આપવી.[૧૩] તેણે નિત્ય દેવો તથા અતિથિઓને અર્પણ કર્યા પછી મૌનવ્રત ધારણ કરી ભોજન કરવું, મનમાં કોઈના તરફ સ્પર્ધા રાખવી નહિ, અલ્પાહારી થવું અને દેવોનો આશ્રય કરવો.[૧૪] તેણે ઇંદ્રિયોનો નિગ્રહ કરવો, સર્વ તરફ મિત્રતા રાખવી, ક્ષમાયુક્ત થવું, મસ્તક ઉપર જટા તથા દાઢી–મુછ ધારણ કરવાં, હવનહોમ કરવો, સ્વાધ્યાયશીલ થવું અને સત્યધર્મપરાયણ રહેવું.[૧૫] તેણે શારીરિક પવિત્રતા જાળવવી, નિત્ય પોતાનાં કામોમાં કુશળ રહેવું, વનમાં જ નિવાસ કરવો અને સાવધાન રહેવું. આ પ્રમાણે પોતાનાં કર્મમાં આસક્ત રહેનારો જિતેંદ્રિય વાનપ્રસ્થ સ્વર્ગલોકને જીતે છે.[૧૬] જેને મોક્ષ સંપાદન કરવાની ઇચ્છા હોય એવા હરકોઈ ગૃહસ્થી, બ્રહ્મચારી કે વાનપ્રસ્થીએ આ ઉત્તમ (સંન્યાસ) વૃત્તિનો આશ્રય કરવો.[૧૭] તેણે પ્રાણીમાત્રને અભય આપી નૈષ્કર્મ્યધર્મ એટલે નિવૃત્તિધર્મનું આચરણ કરવું. તેણે પ્રાણીમાત્રનું સુખ ઇચ્છવું, સર્વના તરફ મિત્રતા રાખવી, સર્વ ઇંદ્રિયોને વશ રાખવી અને મૌનવ્રત ધારણ કરવું.[૧૮] તેણે માગ્યા વિના દૈવેચ્છાએ પ્રાપ્ત થયેલું અને પોતે તૈયાર નહિ કરાવેલું એવું અન્ન ગ્રહણ કરવું. તેણે દિવસના ત્રણ પ્રહરની અંદર જે સમયે ઘરમાંથી ધુમાડો નીકળતો બંધ થઈ જાય તથા સર્વ મનુષ્યો લગભગ જમી રહે, તે સમયે ભિક્ષા લેવા જવું.[૧૯] મોક્ષવેત્તા સંન્યાસીએ જે સ્થળે ભોજનપાત્રોનો સંચાર બંધ પડી ગયો હોય તે સ્થળેથી ભિક્ષા મેળવવાની ઇચ્છા રાખવી; તેણે લાભ થતાં હર્ષ પામવો નહિ અને હાનિ થતાં ઉદાસ થવું નહિ.[૨૦] તેણે અતિશય ભિક્ષા માગ્યા કરવી નહિ, પણ કેવળ દેહધારણ પૂરતી જ ભિક્ષા માગવી; જીવનયાત્રાની ઇચ્છાથી અને મૃત્યુની આકાંક્ષા રાખીને તેણે ભિક્ષાચરણ કરવું. મનને એકાગ્ર કરવું, સાંસારિક સાધારણ લાભની ઇચ્છા રાખવી નહિ અને પૂજા–સન્માન પામીને ભોજન કરવું નહિ.[૨૧] કેમ કે પૂજા–સન્માનપૂર્વક મળેલા અન્નાદિના લાભથી સંન્યાસી નિંદાપાત્ર થાય છે. વળી તેણે તીખાં, તૂરાં તથા કડવાં અન્નોનું ભોજન કરવું નહિ, મધુર રસોનું ભોજન કરવું નહિ, પણ માત્ર જીવનયાત્રા ચાલી શકે અને પ્રાણધારણ થઈ શકે તેવા હેતુથી જ સામાન્ય ભોજન કરવું.[૨૨,૨૩] મોક્ષવેત્તા સન્યાસીએ કોઈ પણ પ્રાણીને દુઃખ આપ્યા વિના પોતાની આજીવિકા મેળવવાની ઇચ્છા કરવી, તેમ જ ભિક્ષા કરતાં કરતાં (ભિક્ષા સિવાયના) બીજા અન્નને મેળવવાની ઇચ્છા કરવી નહિ.[૨૪] તેણે ધર્મને કોઈ પ્રકારે હાનિ પહોંચવા દેવી નહિ અને એકાંતમાં પણ નિર્દોષ રહેવું. શૂન્ય ઘર, જંગલ, વૃક્ષનું મૂળ, નદી અથવા પર્વતની ગુફા એમાંના કોઈ પણ પ્રદેશમાં તેણે નિવાસ કરવો. તેણે ગ્રીષ્મઋતુના સમયમાં કોઈ પણ ગામમાં માત્ર એક જ રાત્રિ રહેવું અને વર્ષાઋતુમાં એક જ સ્થળે નિવાસ કરવો.[૨૫,૨૬] સૂર્ય વડે જ્યારે માર્ગ પ્રકાશિત થાય ત્યારે તેણે કીડાની પેઠે પૃથ્વી પર સંચાર કરવો અને સર્વ પ્રાણીઓ ઉપર દયા જાળવવા માટે તેણે નીચી દૃષ્ટિ રાખીને પૃથ્વી પર ચાલવું.[૨૭] મોક્ષવેત્તાએ અનેક પ્રકારના સંગ્રહો કરવા નહિ, સ્નેહપૂર્વક કોઈ સ્થળે નિવાસ કરવો નહિ અને નિત્ય પવિત્ર જળથી પોતાનું કાર્ય કરવું.[૨૮] તે પુરુષે જળાશય વગેરેમાંથી પાણીને બહાર કાઢીને નિત્ય સ્નાન કરવું. તેણે અહિંસા, બ્રહ્મચર્ય

સત્ય, સરળતા, અક્રોધ, અસૂયા, ઇંદ્રિયનિગ્રહ અને નિત્ય અપૈશુન (એટલે ચાડિયાપણું નહિ તે) આ આઠ વ્રતોનું પાલન કરવામાં તત્પર રહેવું અને ઇંદ્રિયોને વશ રાખવી.[૨૯,૩૦] તેણે હમેશાં નિષ્પાપ, નિષ્કપટ અને લુચ્ચાઈ વિનાનું વર્તન રાખવું અને નિઃસ્પૃહ વૃત્તિ ધારણ કરીને યાચના કર્યા વિના મળી આવેલા ભોજનગ્રાસનું સેવન કરવું.[૩૧] તેણે માત્ર શરીરધારણ અને પ્રાણ ધારણ થઈ શકે તેટલું જ ભોજન કરવું, ધર્મપૂર્વક સંપાદન કરેલા અન્નનું ભક્ષણ કરવું અને કામવાસનાને અનુસરવું નહિ.[૩૨] ભોજન તથા વસ્ત્ર વિના તેણે બીજું કંઈ પણ ગ્રહણ કરવું નહિ અને પોતાનો જેટલાથી નિર્વાહ થાય તેટલાથી અધિકનો પ્રતિગ્રહ કરવો નહિ.[૩૩] વિદ્વાન સંન્યાસીએ બીજાઓ પાસે પ્રતિગ્રહ કરાવવો નહિ અને પ્રાણીઓની દીનતા ઉપરથી પોતાની ભિક્ષાનો વિભાગ કરી પોતે કદી દાન આપવું નહિ.[૩૪] તેણે પારકાં દ્રવ્ય લેવાં નહિ, યાચના કર્યા વિના કંઈ લેવું નહિ અને કોઈ પણ વિષયનો ઉપભોગ કરીને પુનઃ તેની સ્પૃહા કરવી નહિ.[૩૫] કાર્યવાન સંન્યાસીએ માટી, જળ, અન્ન, પત્ર, પુષ્પ અને ફળ વગેરેને પ્રકટ રીતે લેવાં પણ ગુપ્ત કે ઢાંકેલાં ગ્રહણ કરવાં નહિ.[૩૬] તેણે કોઈ પણ કારીગરીની આજીવિકા ઉપર જીવવું નહિ, કદી સુવર્ણાદિ ધનની કામના કરવી નહિ, કોઈનો દ્વેષ કરવો નહિ, કોઈને ઉપદેશ આપવો નહિ અને કોઈ પ્રકારનું ઉપસ્કર (વસ્ત્ર, અલંકાર આદિ) પોતાની પાસે રાખવું નહિ.[૩૭] તેણે શ્રદ્ધાપૂર્વક અર્પણ કરવામાં આવેલાં અન્નાદિનો ઉપભોગ કરવો, સર્વ પ્રકારનાં નિમિત્તોનો ત્યાગ કરવો, અમૃત સમાન વૃત્તિ( અયાચક વૃત્તિ )નો આશ્રય કરીને કોઈ પણ વિષય ઉપર આસક્તિ રાખવી નહિ અને કોઈ પણ પ્રાણી સાથે વાર્તાલાપ કરવો નહિ.[૩૮] તેણે બીજાઓના આશીર્વાદ મળે તેવાં કર્મોનો તથા હિંસાયુક્ત સર્વ કર્મોનો ત્યાગ કરવો અને લોકસંગ્રહ ધર્મ(લોકોને શિક્ષણ આપવા માટેના ધર્મ)નું આચરણ કરવું નહિ, તેમ બીજાઓ પાસે આચરણ કરાવવું નહિ.[૩૯] તેણે સર્વ પદાર્થોનો ત્યાગ કરીને દંડ, કમંડલ આદિ સંન્યાસાશ્રમને અનુકૂળ પદાર્થોને અલ્પ પ્રમાણમાં જ ગ્રહણ કરીને ચાલી નીકળવું. તેણે સ્થાવર-જંગમ આદિ સર્વ પ્રાણીઓ ઉપર સમભાવ રાખવો.[૪૦] તેણે બીજા કોઈને કદી પણ ઉદ્વેગ પમાડવો નહિ, પોતે પણ બીજા કોઈનાથી ઉદ્વિગ્ન થવું નહિ અને સર્વ પ્રાણીઓના વિશ્વાસપાત્ર બનવું. આ રીતે વર્તનારાને ઉત્તમ મોક્ષવેત્તા કહેવામાં આવે છે.[૪૧] વળી સંન્યાસીએ ભવિષ્યનો વિચાર કરવો નહિ, ભૂતકાળનો વિચાર કરવો નહિ, વર્તમાનની પણ ઉપેક્ષા કરવી, પોતાના મરણકાળની આકાંક્ષા રાખ્યા કરવી અને ચિત્તને એકાગ્ર કરવું.[૪૨] તેણે નેત્ર, મન તથા વાણીથી કોઈ સ્થળે દોષારોપ કરવો નહિ અને પ્રત્યક્ષમાં અથવા પરોક્ષમાં કંઈ દુષ્ટ કર્મ કરવું નહિ.[૪૩] કાચબો જેમ સર્વ અંગોને સમેટી લે છે, તેમ તેણે સર્વ ઇંદ્રિયોને વિષયો તરફથી પાછી વાળીને સંહારી નાખવી. તેણે મન તથા બુદ્ધિને પણ મારી નાખવાં, સર્વ ઇચ્છાઓનો ત્યાગ કરવો અને સર્વ વસ્તુના તત્ત્વને જાણવું. તેણે સુખદુઃખાદિ દ્વંદ્વ, નમસ્કાર, સ્વાહાકાર, મમતા, અહંકાર અને યોગક્ષેમ( એટલે જીવનયાત્રાની ચિંતા) એ સર્વનો ત્યાગ કરવો અને સંયમી થવું.[૪૪,૪૫] તેણે સર્વ આશાઓનો તથા ગુણોનો ત્યાગ કરવો, શાંત થવું, આસક્તિરહિત થવું, કોઈના આશ્રયથી મુક્ત રહેવું અને આત્મસંગી થવું. આવો તત્ત્વવેત્તા પુરુષ અવશ્ય મુક્ત થાય છે.[૪૬] જે પુરુષો હાથ, પગ, વાંસો, મસ્તક તથા ઉદર વિનાના, ગુણો અને

કર્મોથી હીન, કેવળ, નિર્મળ, સ્થિર, ગંધરહિત, રસરહિત, સ્પર્શરહિત, રૂપરહિત, શબ્દરહિત, અનુસરવા યોગ્ય, આસક્તિરહિત, માંસરહિત, ચિંતારહિત, અવિનાશી, દિવ્ય અને ગૃહસ્થ (પોતાના શરીરરૂપ ગૃહમાં રહેલા) એવા આત્માને પ્રાણીમાત્રમાં રહેલો જુએ છે, તેઓ કદી મરણ પામતા નથી અજરામર થાય છે.[૪૭-૪૯] એ આત્મતત્ત્વમાં બુદ્ધિ, ઇંદ્રિયો, તેના દેવતાઓ, વેદો, યજ્ઞો, સર્વ લોકો, તપ તથા વ્રતો સંચાર કરી શકતાં નથી.[૫૦] માત્ર જ્ઞાનનિષ્ઠ પુરુષોને જ તેની પ્રાપ્તિ થાય છે. સર્વ ઉપાધિથી મુક્ત થવું તે જ આત્મપ્રાપ્તિનું લક્ષણ છે. માટે અલિંગધર્મને જાણનારા પુરુષે તે જ ધર્મના તત્ત્વનું આચરણ કરવું.[૫૧] વિદ્વાન પુરુષે ગૃહસ્થધર્મનો આશ્રય કરીને પણ વિજ્ઞાનચરિત્રનું આચરણ કરવું અને પોતે મૂઢ ન હોય છતાં કોઈના પર દોષારોપ કર્યા વિના મૂઢરૂપે ધર્માચરણ કરવું.[૫૨] સત્પુરુષોના ધર્મોની નિંદા નહિ કરનારા શાંત પુરુષે એ પ્રમાણે આચરણ કરવું જોઈએ કે જેથી બીજાઓ નિત્ય પોતાની અવગણના કરે![૫૩] જે મુનિ (સંન્યાસી) આવા વર્તનથી યુક્ત હોય છે, તે જ શ્રેષ્ઠ કહેવાય છે. વળી જે સર્વ ઇંદ્રિયો, ઇંદ્રિયોના વિષયો, પાંચ મહાભૂતો, મન, બુદ્ધિ, અહંકાર, અવ્યક્ત અને પુરુષ આ પચીસે તત્ત્વોનું ઉત્તમ પ્રકારે જ્ઞાન મેળવીને તેમનો યથાવત્ તાત્ત્વિક નિશ્ચય કરે છે, તે મુનિ સ્વર્ગને પામે છે અને સર્વ બંધનોથી મુક્ત થાય છે. તત્ત્વવેત્તા પુરુષે અંતકાળે પણ આટલું જ્ઞાન સંપાદન કરીને એકાંતમાં આત્મ વસ્તુનું ધ્યાન કરવું. તેથી આકાશમાં ગમન કરનારા વાયુની પેઠે તે સર્વ સંગોથી મુક્ત થઈને તથા નિરાશ્રય થઈને મુક્ત થાય છે. એટલું જ નહિ પણ તે અન્નમયાદિ સર્વ કોશોનો ક્ષય કરીને તથા નિર્દોષ થઈને આત્મરૂપ પરમ પદને પ્રાપ્ત થાય છે.[૫૪-૫૮]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'ગુરુશિષ્યસંવાદ' નામનો અધ્યાય ૪૬મો સમાપ્ત

## અધ્યાય ૪૭મો

### ગુરુશિષ્યસંવાદ–સંન્યાસીની ગતિ

॥ ब्रह्मोवाच ॥

संन्यासं तप इत्याहुर्वृद्धा निश्चितवादिनः ।
ब्राह्मणा ब्रह्मयोनिस्था ज्ञानं ब्रह्म परं विदुः ॥ १ ॥

બ્રહ્મા બોલ્યા: નિશ્ચિતવાદી વૃદ્ધ બ્રાહ્મણો વેદના ઉત્પત્તિસ્થાનરૂપ પરમાત્મામાં સ્થિતિ કરનારા છે અને તેઓ સંન્યાસને જ તપ કહે છે તથા જ્ઞાનને જ પરબ્રહ્મ તરીકે જાણે છે.[૧] પરબ્રહ્મ અત્યંત દૂર સ્વરૂપવાળા છે, વેદવિદ્યાના આશ્રયરૂપ છે, સુખદુઃખાદિ દ્વંદ્વોથી રહિત છે, નિર્ગુણ છે, નિત્ય છે, અચિંત્ય ગુણવાળા છે અને ઉત્તમ છે.[૨] તોપણ જેમનું મન શુદ્ધ થયેલું હોય છે અને જેમનો રજોગુણ દૂર થયેલો હોય છે, તેવા શુદ્ધ તથા પવિત્ર ધીર પુરુષો જ્ઞાન અને તપ દ્વારા તે પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે.[૩] જે બ્રહ્મવેત્તા મનુષ્યો નિત્ય સંન્યાસધર્મમાં આસક્ત રહે છે, તેઓ એ સંન્યાસરૂપ તપથી જ પરમેશ્વરરૂપ કલ્યાણમાર્ગને પામે છે.[૪] વિદ્વાનો કહે છે કે, તપસ્યા એ પ્રદીપ છે અને આચાર એ ધર્મનો સાધક છે. વળી જ્ઞાનને અત્યંત શ્રેષ્ઠ જાણવું અને સંન્યાસને ઉત્તમ તપ જાણવું.[૫] જે પુરુષ તત્ત્વોનો નિશ્ચય કરીને નિરાધાર જ્ઞાનસ્વરૂપ અને સર્વ પ્રાણીઓમાં રહેલા આત્માને જાણે છે, તે સર્વત્ર ગતિવાળો થાય છે.[૬] જે વિદ્વાન પુરુષ આત્માના સહવાસને, ભિન્નવાસને, એકપણાને તથા અનેકપણાને જોઈ શકે છે, તે પુરુષ દુઃખથી મુક્ત થાય છે.[૭] વળી જે પુરુષ કોઈ પણ વિષયની કામના કરતો નથી અને કોઈ પણ પ્રાણીની અવગણના કરતો નથી, તે પુરુષ આ લોકમાં રહીને જ બ્રહ્મસ્વરૂપ થઈ શકે છે–જીવન્મુક્ત થાય છે.[૮] જે

પુરુષ પ્રકૃતિ અને તેના ગુણોના તત્ત્વને જાણે છે તથા સર્વ ભૂતોના પ્રધાનતત્ત્વ આત્માને જાણે છે, તે પુરુષ મમતા અને અહંકારથી રહિત થઈને મુક્ત થાય છે, એમાં કંઈ સંશય નથી." તેમ જ જે સુખદુઃખાદિ દ્વંદ્વોથી, નમસ્કાર, સ્વાહાકાર તથા સર્વ ગુણોથી રહિત થયેલો હોય છે, તે કેવળ શમગુણ દ્વારા જ નિત્ય અને અદ્વૈત એવા પરમાત્માને પામે છે.[10] ગુણમય એવાં સર્વ શુભ-અશુભ કર્મોનો ત્યાગ કરીને તથા સત્ય અને અસત્યનો પણ ત્યાગ કરીને પ્રાણી મુક્ત થાય છે, એમાં કંઈ સંશય નથી.[11] આ સનાતન બ્રહ્મવૃક્ષ અવ્યક્ત(એટલે પ્રધાન અથવા પ્રકૃતિ)રૂપ મૂળ કારણમાંથી ઉત્પન્ન થયું છે, બુદ્ધિરૂપી મોટા થડવાળું છે, અહંકારરૂપી મોટી ડાળીઓવાળું છે અને ઇંદ્રિયોરૂપી અંકુરો તથા કોતરોવાળું છે. તે પાંચ મહાભૂતોને લીધે વિશાળ થઈ પડ્યું છે, અનેક પ્રકારના વૃત્તિઓરૂપી શાખાઓવાળું છે, સદાકાળ પાંદડાં, પુષ્પ તથા શુભ-અશુભ ફળોને આપનારું છે અને પ્રાણીમાત્રનું આશ્રયભૂત છે; પણ જ્ઞાની પુરુષ તત્ત્વજ્ઞાનરૂપી તરવાર વડે આ મહાન વૃક્ષને છેદી નાખે છે, ભેદી નાખે છે. તે જન્મ, મૃત્યુ તથા જરાનો જેમાંથી ઉદય થાય છે તેના સંગરૂપી પાશોનો ત્યાગ કરીને મમતા તથા અહંકારથી રહિત થાય છે. પછી તે મુક્ત થઈ જાય છે, એમાં કંઈ સંશય નથી.[12-15] આ વૃક્ષ ઉપર જીવ અને ઈશ્વર નામનાં બે પક્ષીઓ છે. તેઓ બુદ્ધિ અને માયારૂપ ઉપાધિઓવાળાં છે અને જડ છે. આ બન્નેથી પર જે બીજો છે તેને ચેતનાવાળો અંતરાત્મા કહેવામાં આવે છે.[16] જીવાત્મા એ જ દેહાદિ ઉપાધિઓથી મુક્ત હોઈને બુદ્ધિથી પર છે અને બુદ્ધિ આદિ સર્વ અચેતન પદાર્થોને ચૈતન્યવાળાં કરે છે. વળી તે ક્ષેત્રજ્ઞ અંતરાત્મા છે, સર્વ બુદ્ધિઓનો સાક્ષી છે અને તે જ્યારે ગુણોનું ઉલ્લંઘન કરે છે, ત્યારે સર્વ દોષોથી મુક્ત થાય છે.[17]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'ગુરુશિષ્યસંવાદ' નામનો અધ્યાય ૪૭ મો સમાપ્ત

## अध्याय ४८मो

### ગુરુશિષ્યસંવાદ-બ્રહ્મવિદ્યા અનુવાદ

॥ ब्रह्मोवाच ॥

केचिद् ब्रह्ममयं वृक्षं केचिद् ब्रह्मवनं महत्।
केचित्तु ब्रह्म चाव्यक्तं केचित्परमनामयम्॥१॥

બ્રહ્મા બોલ્યા : કેટલાએક વિદ્વાનો આ સંસારરૂપી વૃક્ષને અથવા સંસારરૂપી મહાવનને બ્રહ્મના વિકારરૂપ કહે છે, અર્થાત્ બ્રહ્મ જ સંસારવૃક્ષરૂપે અથવા વનરૂપે પરિણામ પામે છે, એમ કહે છે. કેટલાએક વિદ્વાનો બ્રહ્મને અવ્યક્તસ્વરૂપ કહે છે, અને કેટલાએક સર્વનાથી પર રહેલી બ્રહ્મરૂપ વસ્તુને કેવળ નિર્વિકાર કહે છે. ત્યારે કેટલાએક (સાંખ્ય આચાર્યો) માને છે કે, આ સર્વ જગત પ્રકૃતિમાંથી જ ઉત્પન્ન થયું છે અને પ્રકૃતિમાં જ નાશ પામે છે. જે પુરુષ પ્રાણાંતસમયે એક શ્વાસોચ્છ્વાસ લેવાય તેટલા કાળ સુધી પણ આત્માનું શરણ લઈને 'હું સર્વસ્વરૂપ છું' આવી ભાવના કરે છે, તે પુરુષ (બ્રહ્મલોકની પ્રાપ્તિ દ્વારા) મોક્ષ મેળવવા સમર્થ થાય છે. તેમ જ જે પુરુષ એક નિમેષ (આંખના એક પલકારા) જેટલા સમય સુધી પણ પોતાના મનનો આત્મામાં લય કરી દઈને સ્થિતિ કરે છે, તે પુરુષ આત્માના અનુગ્રહથી વિદ્વાનોની અવિનાશી (મોક્ષ) ગતિને પામે છે[1-3] અથવા જે પુરુષ મન-બુદ્ધિ સહિત સર્વ ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા યમનિયમાદિ બાવીસ ઉપાયો દ્વારા વારંવાર પ્રાણોનો નિરોધ કર્યા કરે છે, તે પુરુષ ચોવીસમા તત્ત્વથી પર રહેલા પરમાત્માને પામે છે.[4] આ રીતે પ્રથમ પ્રસન્નચિત્ત થયેલો પુરુષ પાછળથી જે વસ્તુની ઇચ્છા કરે છે,

તેને પોતાના યોગબળથી મેળવી શકે છે. જ્યારે અવ્યક્તને પામીને સત્ત્વગુણ અતિ ઉત્કૃષ્ટ સ્થિતિને મેળવે છે, ત્યારે તે કેવળ પુરુષસ્વરૂપે જ થઈ મોક્ષપદ માટે યોગ્ય થાય છે.[૫] સત્ત્વગુણને જાણનારા પુરુષો સત્ત્વગુણની પ્રશંસા કરતાં કહે છે કે, સત્ત્વ કરતાં બીજું કંઈ પણ અત્યંત શ્રેષ્ઠ નથી અને અમે અનુમાનથી જાણી શકીએ છીએ કે, પુરુષ સત્ત્વગુણના આશ્રયે છે.[૬] જો એમ ન હોય, તો હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! તે પુરુષને પ્રાપ્ત કરવો જ અશક્ય થઈ પડે. ક્ષમા, ધૈર્ય, અહિંસા, સર્વના પર સમાનતા, સત્ય, સરળતા, જ્ઞાન, ત્યાગ અને સંન્યાસ આને સત્ત્વગુણનાં જ પરિણામ કહેવામાં આવે છે.[૭] આ અનુમાનથી જ (તર્કિક) વિદ્વાનો માને છે કે, સત્ત્વ એ પુરુષરૂપ છે, એમાં કંઈ વિચારવા જેવું નથી.[૮] પણ બીજા જ્ઞાનનિષ્ઠ વિદ્વાનો કહે છે કે, ક્ષેત્રજ્ઞ અને સત્ત્વ એ બન્નેની જે એકતા માનવી તે યોગ્ય નથી.[૯] વળી 'સત્ત્વ પુરુષથી ભિન્ન જ છે' આવો મત પણ વિચારરહિત છે, માટે સિદ્ધાંતદૃષ્ટિએ એમ જ કહેવું યોગ્ય છે કે, પુરુષ અને સત્ત્વનો અન્યોન્યથી જે ભિન્નભાવ તે (સમુદ્ર અને તેના તરંગની પેઠે) સાહજિક છે.[૧૦] સત્ત્વ અને પુરુષનું એકપણું તથા ભિન્નપણું જોવામાં આવે છે. તે વિષે પણ વિદ્વાનો આવી એક યુક્તિ પ્રદર્શિત કરે છે. જેમ કે ઉબરાનું ફળ અને તેમાં ઉત્પન્ન થયેલાં જીવડાંમાં અન્યોન્ય સાથે એકપણું તથા અન્યોન્યથી ભિન્નપણું જોવામાં આવે છે અને જળ તથા તેમાં ઉત્પન્ન થયેલાં માછલાં અન્યોન્યથી ભિન્ન તથા એકસ્વરૂપ જોવામાં આવે છે; તે જ પ્રમાણે સત્ત્વ તથા પુરુષ અન્યોન્યએકસ્વરૂપ તથા અન્યોન્યથી ભિન્નસ્વરૂપ જોવામાં આવે છે.* વસ્તુત કમળનાં પાંદડાં ઉપર રહેલાં જળનાં બિંદુઓનો સંબંધ તે પાંદડાંથી નિર્લેપ જ હોય છે, તેમ અસંગ એવા પુરુષનો સત્ત્વ જોડેનો સંબંધ તેના ધર્મોથી નિર્લેપ જ હોય છે. (છતાં સત્ત્વના ધર્મો વડે પુરુષ લિપ્ત થયો હોય તેમ જણાય છે, તે કેવળ ભ્રાંતિ જ છે.)[૧૧,૧૨]

ગુરુ બોલ્યા : બ્રહ્માએ તે બ્રાહ્મણોને એ પ્રમાણે કહ્યું, એટલે તે મહામુનિઓએ ફરી પણ સંશયમાં આવી પડીને લોકના પિતામહ બ્રહ્મદેવને આ પ્રમાણે પૂછ્યું.[૧૩]

ઇતિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વા તર્ગત અનુગીતાપર્વમા 'ગુરુશિષ્યસંવાદ' નામનો અધ્યાય ૪૮ મો સમાપ્ત

## અધ્યાય ૪૯ મો
### ગુરુશિષ્યસંવાદ–શ્રેય શું?

॥ ऋषय ऊचुः ॥

कौ वा स्विदिह धर्माणामनुष्ठेयतमो मतः ।
व्याहतामिव पश्यामो धर्मस्य विविधां गतिम् ॥

ઋષિઓ બોલ્યા : આ જગતના સર્વ ધર્મોમાં કયો ધર્મ અત્યત આચરણ કરવા યોગ્ય મનાયો છે? અમે તો એમ જ જોઈએ છીએ કે, ધર્મની વિવિધ પ્રકારની ગતિ જાણે નષ્ટ–ભ્રષ્ટ થઈ ગઈ છે![૧] કેટલાએક (સાંખ્ય) વિદ્વાનો કહે છે કે, દેહના નાશ પછી પણ આત્મા તો છે જ. કેટલાએક (ચાર્વાક) વિદ્વાનો કહે છે કે, દેહના નાશ પછી આત્મા હોતો જ નથી. કેટલાએક (સપ્તભંગીને જાણનારા સ્યાદ્વાદી જૈન) વિદ્વાનો કહે છે કે, સર્વ કંઈ સંશયાસ્પદ છે; ત્યારે કેટલાએક (તૈર્થિક) વિદ્વાનો કહે છે કે, સર્વ કંઈ નિઃસંશય છે.[૨] વળી કેટલાએક (તાર્કિક) વિદ્વાનો કહે છે કે, સૃષ્ટિ તથા પ્રલયથી યુક્ત એવું આ સર્વ જગત અનિત્ય છે. કેટલાએક (મીમાંસક)

* કહેવાનો ભાવ એ છે કે, જેમ ઉંબરાના ફળમાં બહારના કોઈ પણ પદાર્થનો પ્રવેશ થઈ શકતો નથી, તેથી તેમાં ઉત્પન્ન થયેલાં જીવડાંનો દેહ તેના જ અવયવરૂપ ગણાય છે, છતાં તેથી વિજાતીયરૂપે પ્રકટ થાય છે, તેમ સત્ત્વ ચૈતન્યના વિલાસરૂપ જ છે, છતાં તેનાથી જુદું પડીને જડરૂપે પ્રકટ થાય છે. . .

વિદ્વાનો કહે છે કે, આ સર્વ જગત પ્રવાહની પેઠે નિત્ય છે. કેટલાએક (શૂન્યવાદી બૌદ્ધ) વિદ્વાનો કહે છે કે, કંઈ છે જ નહિ. કેટલાએક (ક્ષણિકવાદી) વિદ્વાનો કહે છે કે, આ સર્વ જગત છે, પણ ક્ષણિક છે. કેટલાએક (યોગાચારી) વિદ્વાનો કહે છે કે, એકસ્વરૂપ એવું વિજ્ઞાન જ દ્વૈતસ્વરૂપે પ્રકટ થયું છે. કેટલાએક (ઉડુલોમી) વિદ્વાનો કહે છે કે, આ સર્વ જગત પરમાત્માથી ભિન્ન છે અને અભિન્ન પણ છે. કેટલાએક શાસ્ત્રને જાણનારા અને તત્ત્વવસ્તુને પ્રત્યક્ષ જોનારા (સગુણ ઉપાસક) બ્રાહ્મણો માને છે કે, બ્રહ્મ એક જ છે. બીજા કેટલાએક (મીમાંસક) વિદ્વાનો કહે છે કે, અસાધારણ એવાં કર્મો જ સર્વનાં કારણ છે. કેટલાએક (પરમાણુવાદી) વિદ્વાનો કહે છે કે, અનેક પરમાણુઓ જ સર્વનું કારણ છે. કેટલાએક (જ્યોતિષી) વિદ્વાનો કહે છે કે, દેશ તથા કાળ એ બન્ને સર્વનું કારણ છે. વળી જટા તથા વલ્કલ વસ્ત્રને ધારણ કરનારા અને મસ્તકે મુંડન કરાવનારા કેટલાએક દિગંબર વૃદ્ધ પુરુષો કહે છે કે, નજરે દેખાતું આ સર્વ જગત ત્રણે કાળમાં છે નહિ, પણ માત્ર સ્વપ્નના રાજ્યની પેઠે ચૈતન્યના વિલાસરૂપ જ છે.[૩-૫] વળી કેટલાએક આચાર્યો કહે છે કે, જીવન પર્યંત કેવળ બ્રહ્મચર્ય જ પાળવું. કેટલાએક કહે છે કે, જ્યાં સુધી જિવાય ત્યાં સુધી ગૃહસ્થાશ્રમી જ રહેવું. કેટલાએક બ્રહ્મજ્ઞાની અને તત્ત્વદર્શી એવા દિવ્ય બ્રાહ્મણો માને છે કે, ઉપાસના કરતાં કરતાં પણ આહાર લેવો. કેટલાએક અનશનવ્રતમાં જ આસક્ત રહે છે, કેટલાએક કર્મની જ પ્રશંસા કરે છે, તો કેટલાએક શાંતિની (એટલે કર્મો નહિ કરવાની જ) પ્રશંસા કરે છે.[૬,૭] કેટલાએક મોક્ષની પ્રશંસા કરે છે, કેટલાએક જુદા જુદા ભોગોની પ્રશંસા કરે છે, કેટલાએક ધનને ઇચ્છે છે, તો કેટલાએક નિર્ધનપણું ઇચ્છે છે. વળી કેટલાએક ધ્યાનાદિ સાધનોનું પ્રથમ ઉપાસન કરીને પાછળથી 'આ કંઈ છે જ નહિ' એમ સર્વનો અપવાદ કરી મૂકે છે.[૮] કેટલાએક અહિંસા પાળવામાં જ આસક્ત રહે છે અને કેટલાએક હિંસા કરવામાં તત્પર રહે છે. કેટલાએક કહે છે કે, કેવળ પુણ્યને માટે જ યત્ન કરવો, તો કેટલાએક કહે છે કે, યશ સંપાદન કરવા માટે જ પ્રયત્ન કરવો. વળી, કેટલાએક કહે છે કે, પુણ્ય કે યશ જેવું કંઈ છે જ નહિ.[૯] કેટલાએક વળી ઉત્તમ ભાવ ઉપર જ પ્રીતિ રાખનારા છે અને કેટલાએક સંશયભરેલા જ માર્ગમાં સ્થિતિ કરી રહ્યા છે કેટલાએક કહે છે કે સુખની પ્રાપ્તિ માટે તથા દુઃખની નિવૃત્તિ કરવા માટે ધ્યાન કરવું અને કેટલાએક કહે છે કે કેવળ નિષ્કામ ધ્યાન કરવું.[૧૦] કેટલાએક બ્રાહ્મણો કહે છે કે યજ્ઞો જ કર્યા કરવા અને કેટલાએક કહે છે કે દાન જ આપ્યા કરવું. કેટલાએક વળી તપની જ પ્રશંસા કરે છે અને કેટલાએક વળી સ્વાધ્યાયની જ પ્રશંસા કરે છે.[૧૧] કેટલાએક સારતત્ત્વનો વિચાર કરનારા વિદ્વાનો કહે છે કે પુષ્કળ સાધનો હોવા છતાં પણ કેવળ એક સંન્યાસથી જ પ્રાપ્ત કરવા યોગ્ય જ્ઞાન સર્વ કરતાં શ્રેષ્ઠ છે. કેટલાએક સર્વ સાધનોની પ્રશંસા કરે છે અને કેટલાએક વિદ્વાનો સર્વ સાધનોની પ્રશંસા કરતા પણ નથી.[૧૨] આ રીતે હે દેવશ્રેષ્ઠ! અનેક પ્રકારે ઉત્પન્ન કરવામાં આવેલા ધર્મનો અનેક પ્રકારે બોધ આપવામાં આવે છે, તેથી અમે અત્યંત મૂઢ બની જઈને કોઈ પ્રકારનો નિશ્ચય મેળવી શકતા નથી.[૧૩] સર્વ જનસમાજ 'અમુકમાં શ્રેય છે, અમુક શ્રેયરૂપ છે' આમ લઈ ભાગ્યો છે અને જે મનુષ્ય જે ધર્મમાં આસક્ત હોય છે, તે ધર્મનાં મનુષ્યો નિત્ય તેની પૂજા કરે છે.[૧૪] માટે હે દેવશ્રેષ્ઠ! અમારી બુદ્ધિ

અશિક્ષિત બની ગઈ છે અને અમારું મન અનેક પ્રકારનું થઈ ગયું છે. આથી 'શ્રેય શું?' એ વિષયને અમે આપના મુખથી જ સાંભળવા ઇચ્છીએ છીએ.[15] આ પછી વળી બીજું પણ કહેવાને આપ યોગ્ય છો કે, સત્ત્વ તથા ક્ષેત્રજ્ઞનો સંબંધ કયા કારણથી થયો છે![16]

લોકનું રક્ષણ કરનારા ભગવાન બ્રહ્માને તે બ્રાહ્મણોએ એ પ્રમાણે પૂછ્યું, એટલે તે બુદ્ધિમાન અને ધર્માત્મા બ્રહ્મદેવે તેમને યથાર્થ રીતે આ પ્રમાણે કહેવા માંડ્યું.[17]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'ગુરુશિષ્યસંવાદ' નામનો અધ્યાય ૪૯ મો સમાપ્ત

## अध्याय ५०मो

### ગુરુશિષ્યસંવાદ–શ્રેયનું સ્વરૂપકથન

॥ ब्रह्मोवाच ॥

**हंत वः संप्रवक्ष्यामि यन्मां पृच्छथ सत्तमाः ।**
**गुरुणा शिष्यमासाद्य यदुक्तं तन्निबोधत ॥ १ ॥**

બ્રહ્મા બોલ્યા: હે અત્યંત શ્રેષ્ઠ મુનિઓ! તમે મને જે વિષય પૂછ્યો, તે હું તમને ઘણી ખુશીથી કહું છું. કોઈ એક ગુરુએ શિષ્યને સમીપ રાખીને જે ઉપદેશ આપ્યો હતો, તે હું તમને કહું છું, તે તમે સાંભળો.[1] તે સર્વ સાંભળીને તમે સારી રીતે વિચાર કરજો. જગતનાં સર્વ કૃત્યોમાં એ જ કૃત્ય અત્યંત આવશ્યક છે કે, કોઈ પણ પ્રાણીની મનુષ્યે હિંસા કરવી નહિ.[2] બસ, આ જ સર્વોત્તમ ધર્મલક્ષણ છે અને તે જ ઉદ્વેગરહિત પરમ પદ છે. વસ્તુતત્ત્વના નિશ્ચિત સ્વરૂપને જોનારા વૃદ્ધ પુરુષો કહે છે કે, જ્ઞાન એ જ મોક્ષનું સ્વરૂપ છે.[3] માટે હરકોઈ મનુષ્ય શુદ્ધ જ્ઞાન દ્વારા સર્વ પાપોથી મુક્ત થાય છે. જેઓ હિંસાપરાયણ રહે છે, નાસ્તિક વૃત્તિવાળા હોય છે અને લોભ તથા મોહથી ઘેરાયેલા હોય છે, તેઓ અવશ્ય નરકમાં જ જાય છે.[4] પરંતુ જેઓ આળસથી રહિત થઈને ફળ મેળવવાની ઇચ્છાવાળાં કર્મો કરે છે, તેઓ આ લોકમાં વારંવાર જન્મ્યા કરે છે અને આનંદમાં રહે છે.[5] જે શ્રદ્ધાળુ વિદ્વાનો ફલેચ્છાના ત્યાગરૂપ નિષ્કામ યોગમાં તત્પર રહીને કર્મો કરે છે, તેઓ ધીર અને ઉત્તમ દૃષ્ટિવાળા કહેવાય છે. હવે હે શ્રેષ્ઠ ઋષિઓ! સત્ત્વ તથા ક્ષેત્રજ્ઞનો જે રીતે સંયોગ થાય છે અને વિયોગ થાય છે, તે વિષે હું તમને કહું છું. સાંભળો.[6,7] આ સત્ત્વ તથા ક્ષેત્રજ્ઞનો જે સંબંધ તે 'વિષયવિષયીભાવ' નામનો સંબંધ કહેવાય છે. પુરુષ-ક્ષેત્રજ્ઞ વિષયી કહેવાય છે અને સત્ત્વ વિષય કહેવાય છે.[8] વળી આ બન્નેનો 'ભોજ્યભોક્તૃભાવ' નામનો સંબંધ પણ છે; કેમ કે સત્ત્વ ભોજ્ય (ભોગવવા યોગ્ય) છે અને ક્ષેત્રજ્ઞ ભોક્તા છે. આવા આશયથી જ પ્રથમ ઉંબરાના ફળનું તથા જીવડાંનું દૃષ્ટાંત કહેવામાં આવ્યું છે. સત્ત્વ ઉંબરાના ફળ જેવું જડ છે અને તેથી જ તે ક્ષેત્રજ્ઞ વડે ઉપભોગ કરાય છે, છતાં પોતાના સ્વરૂપને તથા પોતાનો ઉપભોગ કરનારા ક્ષેત્રજ્ઞને તે કદી જાણી શકતું નથી. પરંતુ ક્ષેત્રજ્ઞ તો પોતે જેનો ઉપભોગ કરે છે તેને તથા પોતે જે રીતે ઉપભોગ કરી રહ્યો છે, તે સર્વને ઉંબરાના ફળમાં રહેલાં મચ્છરાંની પેઠે જાણે છે.[9] વિદ્વાનો કહે છે કે, સત્ત્વ સુખ-દુઃખ આદિ દ્વંદ્વોરૂપ પરિણામોથી સદા યુક્ત રહે છે અને ક્ષેત્રજ્ઞ તે દ્વંદ્વોથી રહિત છે, નિષ્કલ છે, નિત્ય છે અને નિર્ગુણ છે.[10] જેમ કમળનું પાંદડું જળથી લેપાતું નથી, છતાં પોતાને પુષ્ટિ આપનારા જળનો ઉપભોગ કરે છે, તેમ સર્વત્ર સ્થિતિ કરનારો અને સત્ત્વ સંજ્ઞાને અનુસરેલો ક્ષેત્રજ્ઞ પણ (ભ્રાંતિદૃષ્ટિએ) પોતાના સમાન જણાતા સત્ત્વનો નિત્ય ઉપભોગ કરે છે.[11] જેમ કમળના પાંદડા ઉપર રહેલું ચંચળ જળબિંદુ કમળના પાંદડા સાથે લેપાઈ જતું નથી, તેમ

વિદ્વાન ક્ષેત્રજ્ઞ પણ સત્ત્વના સર્વ ગુણો સાથે સંબંધ ધરાવે છે છતાં સત્ત્વ સાથે લેપાઈ જતો નથી.[૧૨] આ રીતે ક્ષેત્રજ્ઞ સત્ત્વના સંયોગવાળો નથી જ, છતાં સત્ત્વ અને પુરુષ બન્ને મળીને માત્ર એક સત્ત્વ જ દ્રવ્યરૂપે થયું છે, આ વાત નક્કી છે.[૧૩] જેમ સત્ત્વ અને પુરુષ એ બન્ને મળીને દ્રવ્યમાત્ર થયું છે, તેમ એ દ્રવ્ય, કર્તા અને સંયોગ એ ત્રિપુટી પણ દ્રવ્યરૂપ જ થયેલી છે. જેમ કોઈ એક પુરુષ દીવો હાથમાં લઈને અંધકારવાળા પ્રદેશમાં જાય છે, ત્યારે તે દીવાથી જ તે દીવાને જોઈ શકે છે અને બીજા પદાર્થોને જોઈ શકે છે, તેમ ક્ષેત્રજ્ઞરૂપ પરમ પદની ઇચ્છા રાખનારા પુરુષો સત્ત્વના એક પરિણામરૂપ જ્ઞાન નામના દીવાને સાથે રાખીને સત્ત્વને તથા પુરુષને ભિન્ન ભિન્ન સ્વરૂપે મેળવે છે—જાણે છે.[૧૪] જ્યાં સુધી દિવેલ તથા દિવેટ હોય છે ત્યાં સુધી દીવો પ્રકાશે છે, પણ જ્યારે દિવેલનો તથા દિવેટનો અભાવ થઈ જાય છે, ત્યારે દીવો તો પોતાની મેળે જ અંતર્ધાન થઈ જાય છે.[૧૫] એજ પ્રમાણે કર્મને આધારે ટકી રહેલો સત્ત્વગુણ જ્યાં સુધી કર્મ હયાત હોય છે ત્યાં સુધી પોતે સ્વતંત્રરૂપે પ્રકટ થઈને પોતાને તથા ક્ષેત્રજ્ઞને ભિન્ન ભિન્ન સ્વરૂપે ભાસિત કરાવે છે; પણ જ્યારે કર્મોનો નાશ થાય છે, ત્યારે તે પોતાની મેળે જ અંતર્ધાન થઈ જાય છે અને સમાધિના તથા સુષુપ્તિના સુખનો સાક્ષી પુરુષ તો કેવળ અવ્યક્તસ્વરૂપે સદાકાળ રહે છે. હે બ્રાહ્મણો! આ પ્રમાણે સત્ત્વ તથા પુરુષના સંબંધ વિષે તમારે જાણવું. વળી ફરી પણ હું તમને કહું છું, તે સાંભળો.[૧૬] દુષ્ટ બુદ્ધિવાળો પુરુષ હજારો ઉપદેશ ગ્રહણ કરીને પણ જ્ઞાનસંપન્ન બુદ્ધિને સંપાદન કરી શકતો નથી; પણ બુદ્ધિમાન પુરુષ તો ઉપદેશના એક ચતુર્થાંશથી પણ સુખી થાય છે.[૧૭] આ પ્રમાણે ઉપાયો દ્વારા ધર્મનું સાધન અવશ્ય જાણવું જોઈએ. ઉપાયને જાણનારો બુદ્ધિમાન પુરુષ જ અવિનાશી સુખને પામે છે.[૧૮] જેમ કોઈ એક મનુષ્ય ભાતા વિના કોઇ એક માર્ગમાં મુસાફરી કરવા નીકળીને મહાદુઃખથી મુસાફરી કરી શકે છે અને વચમાં કદાચ મરણને શરણ પણ થઈ જાય છે, તેમ જ્ઞાનસાધન કર્મોના સંબંધમાં પણ સમજવું જોઈએ. જો સંપૂર્ણ પુણ્ય હોય છે, તો જ પુરુષના ચિત્તમાં પરિપૂર્ણ યોગરૂપ ફળ પ્રાપ્ત થાય છે; પણ પુણ્ય જો અલ્પ હોય છે તો મહાન ક્લેશ અનુભવવો પડે છે, એટલું જ નહિ પણ વચ્ચે કદાચ મરણ નીપજે છે. આ રીતે શ્રેયના વિષયમાં શુભ-અશુભ દૃષ્ટાંત સમજી લેવું.[૧૯,૨૦] જેમ કોઈ એક મનુષ્ય ઘણા લાંબા માર્ગમાં પગથી જ મુસાફરી કરે છે, તેમ તત્ત્વદર્શનરહિત અજ્ઞાની પુરુષ પોતાનાં પુણ્યપાપ અનુસાર એકાએક સંસારમાર્ગમાં નીકળી પડે છે.[૨૧] પરંતુ જેમ એક પુરુષ ઘોડાઓથી જોડેલા ઝડપદાર રથ વડે માર્ગમાં મુસાફરી કરવા નીકળે છે, તેમ બુદ્ધિમાન પુરુષો પણ શાસ્ત્રરૂપ રથ વડે સંસારમાર્ગમાં ગતિ કરે છે.[૨૨] ઊંચા પર્વત ઉપર ચઢી ગયા પછી પૃથ્વી તરફ જોવું જોઈએ નહિ (અર્થાત્ પરમ પદે આરૂઢ થયા પછી શાસ્ત્રનો પણ પરિત્યાગ કરી દેવો.) વિદ્વાન પુરુષ શાસ્ત્રરૂપ રથ વડે રથી કહેવાતા પોતાના શરીરને (શાસ્ત્રોક્ત કર્મો કરતાં કરતાં) ક્લેશ પામતું જુએ છે, છતાં રથના સાધનથી જ ચાલ્યો જાય છે. પછી જ્યારે રથનો જ્યાં સુધી માર્ગ ચાલુ હોય છે, ત્યાં સુધી તે રથનો માર્ગ ક્ષીણ થઈ જાય છે, ત્યારે તે રથનો ત્યાગ કરીને (પગપાળો જ એટલે કેવળ સંન્યાસ દ્વારા જ) આગળ વધે છે.[૨૩,૨૪] આ પ્રમાણે તત્ત્વયોગના અનુષ્ઠાનને જાણનારો તથા પ્રકૃતિના ગુણોનું જ્ઞાન ધરાવનારો બુદ્ધિમાન પુરુષ ઉત્તરોત્તર એટલે હંસ, પરમહંસ વગેરે

આશ્રમોને સારી રીતે જાણીને (મોક્ષમાર્ગમાં) ગમન કરે છે.[૨૫] કોઈ પુરુષ તરવાનાં સાધન વિના મોહથી કેવળ બાહુઓ વડે જ તરતો તરતો મહાઘોર સમુદ્રમાં દાખલ થાય છે તો તે અવશ્ય પોતાનો નાશ જ ઇચ્છે છે, એમ સમજવું. પણ કાર્ય–અકાર્યને જાણનારો બુદ્ધિમાન પુરુષ ઉત્તમ સુકાનવાળી એક હોડીને લઈને જળવાળા ધરામાં દાખલ થાય છે, તો તે થાકયા વિના ઘણી ઝડપથી આગળ વધી શકે છે, પાણીના ધરાને તરી જાય છે અને તરીને સામે પાર પહોંચ્યા પછી નિરપેક્ષ થઈને હોડીનો ત્યાગ કરે છે. તેજ પ્રમાણે સંસારસમુદ્રને તરી જવાની ઇચ્છાવાળા પુરુષે ગુરરૂપ ઉત્તમ નૌકાનો આશ્રય કરવો જોઈએ. પછી તેમની પાસેથી જ્ઞાન સંપાદન કરી લઈ નિદિધ્યાસન કરવાની ઇચ્છા થાય, ત્યારે ગુરુનો પણ ત્યાગ કરી દેવો; અર્થાત્ જ્યાં સુધી યોગારૂઢ ન થવાય ત્યાં સુધી ગુરુનું સેવન કરવું અને પછી જ્યારે યોગારૂઢ થવાય ત્યારે પ્રથમ કહેવામાં આવેલું રથીનું તથા પદાતિનું દૃષ્ટાંત લક્ષમાં લઈ ગુરુનો પણ ત્યાગ કરવો.[૨૬–૨૮] વળી હોડી ઉપર આસક્તિ રાખનારો નાવિક જેમ તે હોડીમાં ને હોડીમાં ભ્રમણ કર્યા કરે છે, તેમ ગુરુનો આશ્રય કરીને તેના પરના સ્નેહને લીધે મોહવશ થયેલો અને ગુરુ પરની મમતાને અધીન થઈ પડેલો મનુષ્ય પણ તે ગુરુમાં ને ગુરુમાં જ ગોથાં ખાયા કરે છે.×[૨૯] નૌકાનો આશ્રય કરીને જળ વિનાના સ્થળપ્રદેશ ઉપર મુસાફરી થઈ શકતી નથી, તેમ રથ ઉપર બેસીને જળમાં મુસાફરી કરી શકાતી નથી. (તેમ કર્મના અધિકારી પુરુષે યોગનો આશ્રય કરવો નહિ અને યોગના અધિકારી પુરુષે કર્મો કરવાં નહિ.)[૩૦] કર્મનું ફળ અનેક પ્રકારનું હોય છે અને જુદા જુદા આશ્રમ પરત્વે ભિન્ન ભિન્ન સ્વરૂપ ધારણ કરે છે. (અર્થાત્ એકનું એક જ કર્મ ગૃહસ્થને ઉચ્ચ સ્થિતિએ પહોંચાડે છે, ત્યારે સંન્યાસીને પતિત કરે છે.) તાત્પર્ય કે લોકોમાં જે પ્રમાણે કર્મ કર્યું હોય છે, તે પ્રમાણે જ તેમના કર્તાને તે કર્મફળ પ્રાપ્ત થાય છે.[૩૧] બુદ્ધિસંપન્ન મુનિઓ માને છે કે, જે તત્ત્વ ગંધવાળું નથી, રસવાળું નથી, રૂપવાળું નથી, સ્પર્શવાળું નથી તથા શબ્દવાળું નથી તેને જ 'પ્રધાન' (જ્ઞેય) કહેવામાં આવે છે.[૩૨] તેમાં પ્રધાન અવ્યક્ત (પ્રકૃતિ) છે, અવ્યક્તનો ગુણ મહત્તત્ત્વ છે અને મહત્તત્ત્વરૂપ પ્રધાનના કાર્યનો ગુણ અહંકાર જ છે.[૩૩] એ અહંકારમાંથી પાંચ મહાભૂતોરૂપ ગુણો ઉત્પન્ન થયા છે અને શબ્દાદિ વિષયો એ પાંચ મહાભૂતોના જુદા જુદા ગુણો છે.[૩૪] અમે સાંભળ્યું છે કે, અવ્યક્ત સર્વના કારણરૂપ છે તથા કાર્યરૂપ છે, તેમજ મહત્તત્ત્વ કારણરૂપ છે અને કાર્યરૂપ છે; અહંકાર પણ કારણરૂપ છે અને કાર્યરૂપ છે; પાંચ મહાભૂતો પણ કારણરૂપ છે તથા કાર્યરૂપ છે અને પાંચ મહાભૂતોના શબ્દાદિ ગુણો પણ કારણરૂપ હોઈ ને કાર્યરૂપ પણ છે. આ ગુણોનું વિશેષણ ચિત્ત છે અર્થાત્ ચિત્તમાં જ સર્વ ગુણો રહેલા છે, ચિત્તની બહાર નથી.[૩૫–૩૭] તેમાં આકાશ એક ગુણવાળું છે, વાયુ બે ગુણોવાળો છે, તેજ ત્રણ ગુણોવાળું છે, જળ ચાર ગુણોવાળું છે અને સ્થાવર–જંગમ પ્રાણીઓથી ભરેલી, સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરનારી તથા શુભ–અશુભને દર્શાવનારી પૃથ્વી પાંચ ગુણોવાળી છે.[૩૮,૩૯] હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાચે ગુણો પૃથ્વીમાં રહેલા છે, એમ તમારે જાણવું.[૪૦] તેમાંથી પૃથ્વીનો ખાસ ગુણ ગંધ અનેક પ્રકારનો છે; માટે હું તમને તે ગંધગુણના

× કહેવાનો ભાવ એ છે કે, પોતામાં ધ્યાન કરવાનો યોગ્યતા આવી જાય એટલે ગુરુ ઉપર પણ અસત આધાર રાખવો નહિ.

અનેક ભેદો વિસ્તારથી કહું છું.[૪૧] પૃથ્વીનો ગંધ-ગુણ આવા દશ પ્રકારનો તમારે જાણવો. જેમ કે ઇષ્ટ ગંધ, અનિષ્ટ ગંધ, મધુર ગંધ, ખાટો ગંધ, કડવો ગંધ, નિર્હારી (દૂર જનારો) ગંધ, સંહત (એકત્ર થનારો) ગંધ, સ્નિગ્ધ ગંધ, રુક્ષ ગંધ અને વિશદ (સ્વચ્છ) ગંધ. શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ આ ચાર ગુણો જળમાં રહેલા છે, તેમાં તેના મુખ્ય ગુણ રસનું જ્ઞાન હું તમને કહું છું. રસ અનેક પ્રકારનો કહેવામાં આવ્યો છે. જેમ કે મધુર રસ, ખાટો રસ, કડવો રસ, તીખો રસ તૂરો રસ અને ખારો રસ. આ રીતે જળમય એવો રસ છ પ્રકારનો કહેવામાં આવ્યો છે. શબ્દ, સ્પર્શ અને રૂપ આ ત્રણ ગુણો તેજમાં રહેલા છે; તેમાંથી તેજના ખાસ ગુણ રૂપને અનેક પ્રકારનું કહેવામાં આવ્યું છે. જેમ કે શ્વેત રૂપ, કૃષ્ણ રૂપ, લાલ રૂપ, લીલું રૂપ, પીળું રૂપ, અરુણ (કંઈક રતાશપડતું) રૂપ, ટૂંકું રૂપ, લાંબું રૂપ, પાતળું રૂપ, સ્થૂળ રૂપ, ચોરસ રૂપ અને ગોળ રૂપ. આ રીતે બાર પ્રકારનું તેજનું રૂપ કહેવાય છે, તેને ધર્મને જાણનારા તથા સત્યવાદી વૃદ્ધ બ્રાહ્મણોએ જાણી લેવું. હવે વાયુ, શબ્દ તથા સ્પર્શ આ બે ગુણોવાળો કહેવાય છે. તેમાંથી પણ વાયુનો ખાસ ગુણ સ્પર્શ અનેક પ્રકારનો કહેવાય છે. જેમ કે રૂક્ષ સ્પર્શ, શીત સ્પર્શ, ઉષ્ણ સ્પર્શ, સ્નિગ્ધ સ્પર્શ, વિશદ સ્પર્શ, કઠિન સ્પર્શ, ચિકણ સ્પર્શ, લીસો સ્પર્શ, પિચ્છિલ (ખરબચડો) સ્પર્શ, દારુણ સ્પર્શ ને કોમળ સ્પર્શ. આવા બાર પ્રકારનો વાયુનો સ્પર્શગુણ છે એમ ધર્મને જાણનારા તથા તત્ત્વસ્તુને પ્રત્યક્ષ જોનારા સિદ્ધ બ્રાહ્મણોએ વિધિપૂર્વક કહ્યું છે.[૪૨-૫૧] હવે આકાશનો એક શબ્દગુણ જ કહેવામાં આવ્યો છે, પણ તે શબ્દગુણના અનેક ગુણો છે, તે હું તમને કહું છું.[૫૨] ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, નિષાદ, ધૈવત, ઇષ્ટ, અનિષ્ટ, સંહત (એટલે મિશ્ર) અને પ્રવિભાગવાન (એટલે જુદા જુદા વિભાગવાળો) આ પ્રમાણે આકાશમાંથી ઉત્પન્ન થનારો શબ્દ ગુણ અગિયાર પ્રકારનો છે. સર્વ મહાભૂતોમાં આકાશ ઉત્તમ છે, આકાશ કરતાં અહંકાર ઉત્તમ છે, અહંકાર કરતાં બુદ્ધિ ઉત્તમ છે, બુદ્ધિ કરતાં મહત્તત્ત્વ ઉત્તમ છે, મહત્તત્ત્વ કરતાં અવ્યક્ત–પ્રકૃતિ ઉત્તમ છે અને પ્રકૃતિ કરતાં પુરુષ ઉત્તમ છે. જે પુરુષ પ્રાણીમાત્રના પરાપર–પરમાત્માને જાણે છે, સર્વ કર્મોના વિધિને જાણે છે અને જેનો આત્મા સર્વ પ્રાણીઓના આત્મારૂપ થયેલો હોય છે, તે પુરુષ અવિનાશી આત્માને પામે છે.[૫૩-૫૬]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'ગુરુશિષ્યસંવાદ' નામનો અધ્યાય ૫૦ મો સમાપ્ત

## અધ્યાય ૫૧ મો

### ગુરુશિષ્યસંવાદની સમાપ્તિ

॥ ब्रह्मोवाच ॥

भूतानामथ पंचानां यथैषामीश्वरं मनः ।
नियमे च विसर्गे च भूतात्मा मन एव च ॥१॥

બ્રહ્મા બોલ્યા : મન પાંચે મહાભૂતોનું ઈશ્વર છે; એટલું જ નહિ પણ ભૂતોના આત્મારૂપ એવું મન જ સર્વની ઉત્પત્તિ કરવામાં તથા સંહાર કરવામાં સમર્થ છે. મન સર્વ મહાભૂતોનું નિત્ય અધિષ્ઠાતા છે, બુદ્ધિ મનનું ઐશ્વર્ય છે અને ક્ષેત્રજ્ઞ પણ મન જ કહેવાય છે.[૧,૨] જેમ એક સારથિ ઉત્તમ ઘોડાઓને (રથમાં) જોડે છે, તેમ મન સર્વ ઇંદ્રિયોને જુદાં જુદાં કાર્યોમાં જોડે છે અને બુદ્ધિ નિરંતર ક્ષેત્રજ્ઞ સાથે જોડાયેલી રહે છે.[૩] જીવાત્મા ઇંદ્રિયોરૂપી મોટા ઘોડાઓથી જોડાયેલા અને બુદ્ધિરૂપી લગામવાળા આ શરીરરૂપ રથમાં બેસીને (સુખ મેળવવાની ઇચ્છાથી) ચોતરફ દોડાદોડ કરે છે.[૪] આ શરીરરૂપી એક મહાન રથ છે, તે ઇંદ્રિયોરૂપી

ઘોડાઓથી જોડાયેલો છે, મનરૂપ સારથિવાળો છે અને બુદ્ધિરૂપી લગામવાળો છે.[૪] જે વિદ્વાન પુરુષ એ પ્રમાણે આ શરીરરૂપી રથનું જ્ઞાન ધરાવે છે, તે પુરુષ સર્વ પ્રાણીઓમાં ધીર કહેવાય છે અને તે કદી મોહ પામતો નથી.[૬] ક્ષેત્રજ્ઞ જીવાત્મા પ્રાણીમાત્રની ગતિરૂપ છે, છતાં તે કેવળ પ્રકૃતિરૂપ એવા આ સંસારવનમાં નિત્ય વિચર્યા કરે છે. તે વન અવ્યક્ત પ્રકૃતિરૂપી આદિવાળું છે અને તેના ગુણોરૂપી છેડાવાળું છે, સ્થાવર તથા જંગમ પ્રાણીઓથી ભરપૂર છે, સૂર્ય તથા ચંદ્રની કાંતિથી પ્રકાશી રહ્યું છે, ગ્રહો તથા નક્ષત્રોથી શોભી રહ્યું છે, નદીઓ તથા પર્વતોથી ચોતરફ અલંકૃત છે, તરેહતરેહનાં જળથી નિરંતર સુશોભિત છે અને સર્વ પ્રાણીઓને જિવાડનારું છે.[૭-૯] આ લોકમાં જેટલાં સ્થાવરજંગમ પ્રાણીઓ છે તે બધાં (સમાધિ સમયે નેત્ર મીંચતાંની સાથે) સૌની પહેલાં જ લય પામી જાય છે. પાછળથી પાંચ મહાભૂતોના શબ્દાદિ ગુણો લય પામી જાય છે અને ગુણોનો લય થયા પછી સૂક્ષ્મદેહનો આરંભ કરનારાં પાંચ ભૂતોનો લય થઈ જાય છે. બસ, આ જ સર્વ ભૂતોનો વિસ્તાર છે. (સર્વ ભૂતોનો એ પ્રમાણે જ્યારે લય થઈ જાય છે, ત્યારે જ્ઞાની પુરુષ કેવળ એક ચૈતન્યરૂપે જ સ્થિતિ કરે છે.)[૧૦] સર્વ દેવો, મનુષ્યો, ગંધર્વો, પિશાચો, અસુરો તથા રાક્ષસો કેવળ સ્વભાવથી જ ઉત્પન્ન થયા છે, નહિ કે કોઈ ક્રિયાઓથી કે કારણથી જ ઉત્પન્ન થયા છે.[૧૧] હે બ્રાહ્મણો! જેમ સમુદ્રના તરંગો સમુદ્રમાંથી ઉત્પન્ન થઈને પાછા સમુદ્રમાં જ લય પામી જાય છે, તેમ આ સર્વ પ્રજાપતિઓ પણ પાંચ મહાભૂતોમાંથી વારંવાર ઉત્પન્ન થઈને પાછા યોગ સમયે પાંચ મહાભૂતોમાં જ લય પામી જાય છે. પણ સર્વ મહાભૂતો વિશ્વને સર્જનારાં ભૂતો કરતાં પણ શ્રેષ્ઠ છે અને એ પંચમહાભૂતોથી મુક્ત થયેલો પુરુષ પરમગતિને પામે છે.[૧૨,૧૩] પ્રભુ પ્રજાપતિએ આ સર્વ જગતને કેવળ મનથી જ ઉત્પન્ન કર્યું છે. વળી ઋષિઓએ મનની એકાગ્રતા કરવારૂપ તપોબળના પ્રભાવથી જ દેવપદ પ્રાપ્ત કર્યાં છે.[૧૪] સમાધિનિષ્ઠ યોગી પુરુષો ફળ તથા મૂળનો આહાર કરીને સંકલ્પરૂપ તપના ઉત્તરોત્તર ક્રમ દ્વારા જ સિદ્ધાવસ્થાને પામે છે અને તે તપના પ્રભાવથી જ ત્રણે લોકને પ્રત્યક્ષ જોઈ શકે છે.[૧૫] એટલું જ નહિ પણ તેવા પ્રકારના તપને લીધે જ સર્વ પ્રકારનાં ઔષધો તથા અનેક પ્રકારની વિદ્યાઓ સિદ્ધ થાય છે. માટે સર્વ સાધનોનું મૂળ કેવળ તપ જ છે.[૧૬] જગતમાં જે વસ્તુ દુર્લભ ગણાય છે, જે વેદાદિ શાસ્ત્રો વિચારવાં કઠિન મનાય છે, જે અગ્નિ આદિ પદાર્થો પરાભવ કરવાને અશક્ય ગણાય છે અને જે મહાપ્રલય આદિ સ્થિતિઓ ટાળી ટળે નહિ તેવી ગણાય છે, તે સર્વે કેવળ તપથી સાધ્ય થઈ શકે છે; કેમ કે તપોબળનું મહાકષ્ટથી ઉલ્લંઘન કરી શકાય છે.[૧૭] પુરુષ દારૂડિયો હોય, બ્રહ્મહત્યારો હોય, ચોર હોય, બાળહત્યારો હોય અથવા ગુરુપત્નીની સાથે વ્યભિચાર કરી ચૂક્યો હોય, તોપણ ઉત્તમ પ્રકારે તપશ્ચર્યા કરીને તે પાપથી મુક્ત થઈ શકે છે.[૧૮] મનુષ્યો, પિતૃઓ, દેવો, પશુઓ, મૃગો, પક્ષીઓ અને બીજાં જે કોઈ સ્થાવર–જંગમ પ્રાણીઓ છે તે બધાં જો તપપરાયણ થાય છે, તો કેવળ એક તપને લીધે જ તેઓ સદાને માટે સિદ્ધ થઈ શકે છે. વળી દેવો પણ તપનું આચરણ કરીને જ મોટા માયાવી થઈ સ્વર્ગમાં જઈ શક્યા છે.[૧૯,૨૦] જે પુરુષો આળસથી રહિત થઈને પણ ફળેચ્છાથી યુક્ત એવાં કર્મો કરે છે, તેઓ અહંકારથી ઘેરાયેલા રહે છે. તેથી જ તેઓ માત્ર પ્રજાપતિ પાસે જ જઈ શકે છે.[૨૧] પરંતુ જે મહાત્માઓ શુદ્ધ ધ્યાનયોગ દ્વારા મમતા અને અહંકારથી

મુક્ત થયા હોય છે, તેઓ સર્વોત્તમ મહાન લોકને (બ્રહ્મસારૂપ્યને) પામે છે.[૨૨] ધ્યાનયોગનો આશ્રય કરીને નિરંતર પ્રસન્ન બુદ્ધિવાળા થયેલા તે મહાન આત્મવેત્તાઓ જેમાંથી સુખની વૃદ્ધિ જ થયા કરે છે, તેવા અવ્યક્ત-પરમાત્મસ્વરૂપમાં પ્રવેશ કરે છે.[૨૩] પરંતુ જે મહાત્માઓ મમતા તથા અહંકારથી રહિત થયેલા હોય છે, છતાં પૂર્ણ ધ્યાનયોગને નહિ સંપાદન કરી મરણ પામે છે, તેઓ મહાન પુરુષોના ઉત્તમ લોક અવ્યક્ત-પ્રકૃતિમાં પ્રવેશ કરે છે; અર્થાત્ તેઓ પરબ્રહ્મને નહિ પામતાં પ્રકૃતિમાં જ લય પામે છે.[૨૪] જે ક્ષેત્રજ્ઞ પ્રકૃતિરૂપ ઉપાધિને લીધે જ (પરમાત્માથી જાણે ભિન્ન હોય તેમ) ઉત્પન્ન થયો છે અને તે ઉપાધિને લીધે જ પોતે પ્રકૃતિની સમાન સંજ્ઞાને પામેલો છે, તે જ ક્ષેત્રજ્ઞ કેવળ સત્ત્વગુણનો આશ્રય કરીને તમોગુણ તથા રજોગુણથી મુક્ત થાય છે; તેમ જ સર્વ પાપોથી પણ મુક્ત થઈને સર્વને સર્જે છે. આ પ્રમાણે તે ક્ષેત્રજ્ઞને જ જે પુરુષ નિષ્કલ ઈશ્વર તરીકે જાણે છે, તે પુરુષ ખરો વેદવેત્તા કહેવાય છે. પ્રત્યેક મુનિએ પોતાના મન દ્વારા જ ઉત્તમ જ્ઞાન સંપાદન કરવું. પછી મનને (તે જ્ઞાનમાં જ) એકાગ્ર કરીને બેસી રહેવું, એટલે પોતાનું મન જેમાં લાગેલું હોય છે તે રૂપ જ અવશ્ય થઈ શકાય. આ સનાતન ગુહ્ય રહસ્ય છે.[૨૫-૨૭] અવ્યક્ત-પ્રકૃતિથી આરંભીને છેક શબ્દાદિ વિશેષો સુધીનું આ સર્વ કંઈ અવિદ્યાના લક્ષણવાળું કહેવામાં આવ્યું છે. આ લક્ષણને તમે ગુણો દ્વારા જાણી લેજો.[૨૮] 'મમ' એવા જે બે અક્ષર છે તે ખરેખર મૃત્યુરૂપ છે અને 'ન મમ' એવા જે ત્રણ અક્ષર છે તે સનાતન બ્રહ્મરૂપ છે. (અર્થાત્ હરકોઈ પદાર્થ ઉપર 'મારું' એવું જે અભિમાન કરવું તે જ બંધનકર્તા છે, પણ હરકોઈ પદાર્થ ઉપરની મમતાનો જે ત્યાગ કરવો તે અવિનાશી બ્રહ્મને પ્રાપ્ત કરાવનાર છે.)[૨૯] કેટલાએક મંદ બુદ્ધિવાળા પુરુષો કર્મની જ પ્રશંસા કરે છે, પરંતુ વૃદ્ધ મહાત્મા પુરુષો તો કર્મની પ્રશંસા જ કરતા નથી.[૩૦] કેમ કે કર્મને લીધે જ પ્રાણી સોળ વિકારોથી યુક્ત થઈને મૂર્તિમાન અથવા દેહધારી થાય છે. વિદ્યા પુરુષનો ગ્રાસ કરી જાય છે અને તે જ યજ્ઞના શેષભાગનું ભોજન કરનારા પુરુષોને ગ્રાહ્ય થઈ પડે છે.[૩૧] માટે જ પારદર્શી પુરુષો કર્મો ઉપર સ્નેહ ધરાવતા નથી. આવા પુરુષોને વિદ્યામય એટલે જ્ઞાનમય કહેવામાં આવ્યા છે પણ કર્મમય કહેવામાં આવ્યા નથી.[૩૨] જે પુરુષ આત્માને અમર, નિત્ય, અગ્રાહ્ય, નિરંતર હ્રાસંગમંથી રહિત, ચિત્તને વશ રાખનાર તથા અસંગ જાણે છે, તે પુરુષ મરણ પામતો નથી-અજરામર મોક્ષપદને પામે છે.[૩૩] વળી જે પુરુષ અપૂર્વ (કોઈ પણ પ્રમાણથી નહિ જણાયેલા), અકૃત (કોઈથી નહિ ઘડાયેલા અર્થાત્ સ્વયંભૂ) કૂટસ્થ, ઇંદ્રિયાદિકથી અગ્રાહ્ય અને અમૃતનું પાન કરનારા આત્માને (જ્ઞાન દ્વારા) મેળવે છે, તે પુરુષ આ કારણોને લીધે જ અગ્રાહ્ય થાય છે, અમર થાય છે અને અચળ થાય છે.[૩૪] એટલું જ નહિ, પણ તે પુરુષ ચિત્તના સર્વ સંસ્કારોને દૃઢ કરીને તથા ચિત્તને હૃદયકમળમાં રૂંધીને પવિત્ર બ્રહ્મને જાણી શકે છે અને તે બ્રહ્મથી ઉત્કૃષ્ટ એવું કંઈ પણ નથી.[૩૫] જ્યારે પુરુષનું ચિત્ત નિર્મળ થાય છે, ત્યારે તેને શાંતિ મળે છે. ચિત્તની નિર્મળતાનું લક્ષણ પણ એ જ છે કે, જેમ સ્વપ્નદર્શનમાં ચિત્ત બહારની સંજ્ઞાઓથી રહિત હોઈ માત્ર અંદરના ભાગમાં જ સંચાર કરી રહ્યું હોય છે, તેમ સર્વ અવસ્થાઓમાં ચિત્તની તેવી જ સ્થિતિ રહે છે.[૩૬] આવા પ્રકારની ચિત્તની જે પ્રસન્નતા તે જ જ્ઞાનનિષ્ઠ મુક્ત પુરુષોની ગતિ છે-માર્ગ છે અને આ માર્ગમાં

રહીને યોગી પુરુષો ત્રણ કાળના સર્વ પદાર્થોને પરિણામથી ઉત્પન્ન થયેલા જોઈ શકે છે.[૩૭] બસ, આ જ વિરક્ત પુરુષોની ગતિ છે, આ જ સનાતન ધર્મ છે, આ જ જ્ઞાની પુરુષોની પ્રાપ્તિ છે અને આ જ નિર્દોષ વર્તન છે.[૩૮] જે પુરુષ સર્વ પ્રાણીઓ ઉપર સમભાવ રાખે છે, નિસ્પૃહ હોય છે, સર્વ આશાઓથી મુક્ત થયેલો હોય છે અને સર્વત્ર સમાનદષ્ટિવાળો હોય છે, તે પુરુષ આ ગતિને પ્રાપ્ત કરી શકે છે.[૩૯] હે શ્રેષ્ઠ બ્રહ્મર્ષિઓ! આ સર્વ મેં તમને કહ્યું છે, માટે સત્વર તમે તેનું આચરણ કરો, એટલે સિદ્ધિને સંપાદન કરશો.[૪૦]

ગુરુ બોલ્યા: સર્વના ગુરુ બ્રહ્મદેવે તે મુનિઓને એ પ્રમાણે કહ્યું, એટલે તે મહાત્માઓએ એ રીતે જ કર્યું અને તેઓ બ્રહ્મના લોકને પામ્યા. માટે હે મહાભાગ્યશાળી શિષ્ય! તું પણ મેં કહેલા બ્રહ્મદેવના આ વચનનું સારી રીતે આચરણ કર, એટલે હે શુદ્ધાત્મા! તું પણ સિદ્ધિને પ્રાપ્ત થઈશ.[૪૧,૪૨]

શ્રીકૃષ્ણ બોલ્યા: હે કુંતીપુત્ર અર્જુન! ગુરુએ એ પ્રમાણે ઉત્તમ ધર્મ કહ્યો, એટલે તે શિષ્યે તે સર્વનું આચરણ કર્યું અને તે મોક્ષ પામ્યો.[૪૩] હે કુરુવંશના ધુરંધર અર્જુન! તે સમયે એ શિષ્ય સંપૂર્ણ કૃતાર્થ થઈને એવા પ્રકારના પદને પ્રાપ્ત થયો કે જ્યાં જઈને તે શોક કરતો નથી.[૪૪]

અર્જુન બોલ્યો: હે કૃષ્ણ! એ બ્રાહ્મણ કોણ હતો? અને હે જનાર્દન! તે શિષ્ય કોણ હતો? એ મારે સાંભળવું છે. માટે હે પ્રભુ! તે મને યથાર્થ રીતે કહો.[૪૫]

શ્રીકૃષ્ણ બોલ્યા: હે મહાબાહુ! હું પોતે જ ગુરુ છું અને મારું મન તે શિષ્ય છે, એમ તું જાણ. હે ધનંજય! તારા ઉપરની પ્રીતિને લીધે જ મેં આ ગુહ્ય વાત તને કહી છે.[૪૬] હે કુરુકુળના ધુરંધર અને ઉત્તમ વ્રતવાળા અર્જુન! તને જો મારા પર પ્રીતિ હોય તો આ અધ્યાત્મનું શ્રવણ કરીને તું નિત્ય તેનું સારી રીતે આચરણ કર.[૪૭] હે શત્રુહંતા અર્જુન! જો તું આ ધર્મનું સારી રીતે આચરણ કરીશ તો સર્વ પાપથી મુક્ત થઈને કેવળ મોક્ષને પ્રાપ્ત થઈશ. હે મહાબાહુ! પૂર્વે જ્યારે યુદ્ધકાળ ઉપસ્થિત થયો હતો, ત્યારે પણ આ જ જ્ઞાન મેં તને કહ્યું હતું; માટે આમાં તું તારું મન સ્થિર કર.[૪૮,૪૯] હે ભરતશ્રેષ્ઠ! મને મારા સમર્થ પિતાનાં દર્શન થયે આજે ઘણો સમય વીતી ગયો છે, માટે હે અર્જુન! તારી જો સંમતિ હોય તો હવે તેમનાં દર્શન કરવાની મને ઇચ્છા છે.[૫૦]

વૈશંપાયન બોલ્યા: શ્રીકૃષ્ણે જ્યારે એવાં વચનો કહ્યાં ત્યારે અર્જુને તેમના પ્રત્યે કહ્યું કે, 'હે કૃષ્ણ! ચાલો, આપણે બન્ને જણા આજે જ હસ્તિનાપુર જઈએ.[૫૧] ત્યાં જઈ ધર્માત્મા યુધિષ્ઠિરરાજાને મળી તમે તેમની અનુજ્ઞા લઈ ખુશીથી પોતાની નગરી તરફ જજો.'[૫૨]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'ગુરુશિષ્યસંવાદની સમાપ્તિ' નામનો અધ્યાય ૫૧મો સમાપ્ત

## અધ્યાય ૫૨મો.

### શ્રીકૃષ્ણ દ્વારકા ગયા

॥ वैशंपायन उवाच ॥

ततोऽभ्यनोदयत् कृष्णो युज्यतामिति दारुकम्
मुहूर्तादिव चाचष्ट युक्तमित्येव दारुकः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: તે પછી શ્રીકૃષ્ણે દારુક સારથિને આજ્ઞા કરી કે, 'રથ જોડી લાવ.' એટલે એક મુહૂર્ત જેટલા સમયમાં તો દારુકે આવીને કહ્યું કે, 'રથ તૈયાર છે.'[૧] બીજી તરફથી અર્જુને પણ પોતાના અનુચર સૈનિકોને આજ્ઞા આપી કે, 'આપણે હસ્તિનાપુર જવું છે, માટે તૈયારી કરો.'[૨] હે જન્મેજય રાજા! સૈનિકોને આ પ્રમાણે

આજ્ઞા અપાઈ, એટલે તુરત જ તેઓ તૈયાર થયા અને મહાતેજસ્વી અર્જુન પાસે આવીને તેમણે જણાવ્યું કે, 'સૈન્ય તૈયાર થઈ ગયું છે.[૧૩] પછી હે પૃથ્વીનાથ! શ્રીકૃષ્ણ અને અર્જુન રથમાં બેસીને આગળ ચાલ્યા અને માર્ગમાં પ્રસન્ન થઈ વિવિધ પ્રકારની વાતો કરવા લાગ્યા.[૪] હે ભરતશ્રેષ્ઠ જનમેજય! તે સમયે મહાતેજસ્વી અર્જુન રથમાં બેઠેલા શ્રીકૃષ્ણને પુનઃ આવું વાક્ય કહેવા લાગ્યો :[૫] 'હે યદુકુળધુરંધર શ્રીકૃષ્ણ! રાજા યુધિષ્ઠિરે તમારી કૃપાથી જ શત્રુઓનો સંહાર કર્યો છે, વિજય મેળવ્યો છે અને નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત કર્યું છે.[૬] હે મધુસૂદન! તમારે લીધે પાંડવો સનાથ છે; એટલું જ નહિ પણ તરવાના એક સાધન તરીકે તમને પ્રાપ્ત કરીને પાંડવો કૌરવોરૂપી સમુદ્રને તરી ગયા છે.[૭] હે જગતરૂપ કર્મ કરનાર! હે જગતના આત્મા! હે જગતમાં શ્રેષ્ઠ! હું તમને નમસ્કાર કરું છું હું તમને તે જ પ્રમાણે જાણું છું, જે પ્રમાણે તમે મને માન્યો છે.[૮] હે મધુસૂદન! ભૂતાત્મા—જીવ તમારા તેજમાંથી જ નિત્ય ઉત્પન્ન થાય છે અને તમારું રમણ ક્રીડામય છે (જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા સંહાર કરવાની લીલા રૂપ છે). હે પ્રભુ! આ સ્વર્ગ તથા પૃથ્વી તમારી જ માયા છે.[૯] આ સ્થાવરજંગમ સર્વ જગત તમારામાં સ્થિતિ કરી રહ્યું છે અને (જરાયુજ, સ્વેદજ, અંડજ અને ઉદ્ભિજ્જ એ) ચારે પ્રકારના પ્રાણીસમુદાયને તમે જ ઉત્પન્ન કરો છો.[૧૦] હે મધુસૂદન! પૃથ્વી, આકાશ તથા સ્વર્ગ તમારું હાસ્ય છે અને ઋતુઓ તથા ઇંદ્રિયો તમારી નિર્મળ જ્યોત્સ્ના છે.[૧૧] હે મહાબુદ્ધિમાન શ્રીકૃષ્ણ! સદાકાળ ગતિ કરનારો આ વાયુ તમારો પ્રાણ છે, તમારો ક્રોધ સનાતન મૃત્યુ છે અને તમારા અનુગ્રહમાં પદ્મા તથા શ્રીદેવી નિત્ય વસી રહ્યા છે.[૧૨] હે નિર્દોષ કૃષ્ણ! આનંદ, સંતોષ, ધૈર્ય, ક્ષમા, બુદ્ધિ, કાંતિ અને સ્થાવરજંગમ આ જગત તમે જ છો અને યુગાંત સમયે તમે જ સર્વના મૃત્યુરૂપ કહેવાઓ છો.[૧૩] હે કમળનેત્ર! અત્યંત લાંબા કાળ સુધી પણ હું તમારા ગુણોનું વર્ણન કરી શકું તેમ નથી. તમે આત્મા છો, પરમાત્મા છો, હું તમને નમસ્કાર કરું છું. હે અતિ દુરાધર્ષ કૃષ્ણ! નારદ, દેવલ, વ્યાસ તથા કુરુઓના પિતામહ ભીષ્મ પાસેથી મેં તમને જાણ્યા છે. હે નિષ્પાપ કૃષ્ણ! આ સર્વ જગત તમારામાં આસક્ત થઈ રહ્યું છે. તમે એકલા જ મનુષ્યોના ઈશ્વર છો. હે જનાર્દન! તમે હમણાં મને જે અનુગ્રહયુક્ત વચન કહ્યું છે (કે આ અધ્યાત્મનું તું સારી રીતે આચરણ કર), તે સર્વ હું સારી રીતે આચરીશ. અમારું પ્રિય કરવાની ઇચ્છાથી તમે આ અતિ અદ્ભુત કર્મ કર્યું છે—તમે આ યુદ્ધમાં ધૃતરાષ્ટ્રના પાપી પુત્ર દુર્યોધનનો વધ કર્યો છે. વળી યુદ્ધમાં મેં જે સૈન્યનો પરાજય કર્યો છે, તે સર્વને પ્રથમથી જ તમે બાળી મૂક્યું હતું. તમે સર્વ કર્મ કર્યું છે, તેથી મેં વિજય મેળવ્યો છે. એટલું જ નહિ પણ સંગ્રામમાં મેં તમારી જ બુદ્ધિ વડે તથા તમારાં જ પરાક્રમ વડે દુર્યોધનનો પરાજય કર્યો છે. તમે મને કર્ણના વધનો ઉપાય તથા પાપી જયદ્રથના તેમ જ ભૂરિશ્રવાના વધનો ઉપાય પણ સારી રીતે બતાવ્યો હતો. હે દેવકીનંદન! મારા પર પ્રસન્ન થઈને તમે અધ્યાત્મનો જે ઉપદેશ આપ્યો છે, તેનું હું આચરણ કરીશ, એમાં મારે વિચારવા જેવું કંઈ નથી.[૧૪-૨૧] હે ધર્મને જાણનારા નિર્દોષ કૃષ્ણ! ધર્માત્મા રાજા યુધિષ્ઠિરને મળીને હું તેમને પ્રેરણા કરીશ, એટલે તે તમને દ્વારકા તરફ જવા માટે અનુજ્ઞા આપશે.[૨૨] હે પ્રભુ! તમારું દ્વારકા તરફ ગમન હવે મને પણ રુચે છે. તેથી હે જનાર્દન! તમે અલ્પ સમયમાં જ મારા મામા વસુદેવને, અજિત બળદેવને તથા

બીજા શ્રેષ્ઠ યાદવોને મળશો.' આ પ્રમાણે વાતચીત કરતા તે બન્ને જણા હસ્તિનાપુરમાં જઈ પહોંચ્યા. પછી તેઓ અત્યંત આનંદિત જણાતાં મનુષ્યો થી વ્યાપ્ત એવા તે નગરમાં દાખલ થયા. ત્યાં જઈ ને પ્રથમ તો તે બન્ને જણા રાજા ધૃતરાષ્ટ્રના ઇંદ્ર-ભુવન સરખા ઘરમાં દાખલ થયા. ત્યાં તેઓ રાજા ધૃતરાષ્ટ્રને, મહાબુદ્ધિમાન વિદુરને, યુધિષ્ઠિરને, ભીમસેનને, નકુલને, સહદેવને તથા ધૃતરાષ્ટ્રની પાસે બેઠેલા અજિત યુયુત્સુને મળ્યા.[૨૩-૨૭] વળી તે સ્થળે તેમણે મહાબુદ્ધિમાન ગાંધારી, કુંતી, દ્રૌપદી તથા સુભદ્રા વગેરે સર્વ ભરતવંશી રાજાઓની સ્ત્રીઓને પણ જોઈ. તેમ જ ગાંધારીની સર્વ દાસીઓને પણ તેમણે જોઈ. પછી શત્રુઓનું દમન કરનારા તે બન્ને જણા એકીસાથે રાજા ધૃતરાષ્ટ્રની સમીપ ગયા અને પોતપોતાનાં નામ જણાવીને તેમણે તેમના બન્ને ચરણોનો સ્પર્શ કર્યો. વળી ગાંધારી, કુંતી, ધર્મરાજ તથા ભીમસેનના ચરણોનો પણ એ મહાત્માઓએ સ્પર્શ કર્યો. પછી વિદુરને ભેટી પડીને તેમણે અન્યોન્ય કુશળ સમાચાર પૂછ્યા.[૨૮-૩૧] હવે તેઓ ત્યાં બેઠેલા સર્વની સાથે વૃદ્ધ રાજા ધૃતરાષ્ટ્રની સેવા કરવા લાગ્યા. પછી રાત્રિનો સમય થયો, ત્યારે બુદ્ધિમાન મહારાજા ધૃતરાષ્ટ્રે સર્વ કુરુવરોને તથા શ્રીકૃષ્ણને પોતપોતાના ઘર તરફ જવાની આજ્ઞા આપી, એટલે તેઓ સર્વે ધૃતરાષ્ટ્રરાજાની અનુજ્ઞા લઈને પોતપોતાને ઘેર ગયા.[૩૨,૩૩] તે સમયે વીર્યવાન શ્રીકૃષ્ણ તો અર્જુનને જ ઘેર ગયા. ત્યાં તેમનું યથાયોગ્ય સન્માન કરવામાં આવ્યું અને સર્વ ઇચ્છિત વસ્તુઓ તેમની પાસે હાજર કરવામાં આવી.[૩૪] પછી બુદ્ધિમાન શ્રીકૃષ્ણે તે સ્થળે જ અર્જુનની સમીપ શયન કર્યું. રાત્રિ વીતી ગઈ અને પ્રભાત થયું ત્યારે તે બન્ને જણાએ સ્નાનસંધ્યા વગેરે પ્રાતઃકાળની ક્રિયા કરી લીધી. પછી ઘણો જ આદરસત્કાર પામીને તેઓ ધર્મરાજાને ઘેર ગયા. ત્યાં મહાબળવાન ધર્મરાજા પોતાના અમાત્યોની સાથે બેઠા હતા.[૩૫,૩૬] તેવામાં તે બન્ને મહાત્માઓ ધર્મરાજાના અત્યંત સુશોભિત કરવામાં આવેલા ગૃહમાં દાખલ થયા અને બે અશ્વિનીકુમારો જેમ દેવરાજનાં દર્શન કરે તેમ તે બન્નેએ ધર્મરાજાનાં દર્શન કર્યા.[૩૭] રાજા યુધિષ્ઠિરે પણ તેમને જોતાં જ મનમાં પ્રસન્ન થઈને સમીપ બેસવાની અનુજ્ઞા આપી, એટલે વૃષ્ણિશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ અને કુરુશ્રેષ્ઠ અર્જુન એ બન્ને રાજાની પાસે જઈને બેઠા.[૩૮] પછી વક્તાઓમાં શ્રેષ્ઠ બુદ્ધિમાન એવા રાજવર યુધિષ્ઠિરે તે બન્નેને કંઈક બોલવાની ઇચ્છાવાળા જોઈને આ પ્રમાણે કહ્યું.[૩૯]

યુધિષ્ઠિર બોલ્યા : 'હે વીર શ્રીકૃષ્ણ ! હે વીર અર્જુન ! હું માનું છું કે તમને બન્નેને કંઈક બોલવાની ઇચ્છા છે. બોલો, વિચાર કરો મા. હું તમારું સર્વ ઇચ્છિત તુરત જ પૂર્ણ કરીશ.' ધર્મરાજાએ એ પ્રમાણે કહ્યું, એટલે વાક્ય બોલવામાં કુશળ એવો અર્જુન વિનયપૂર્વક તેમની સમીપ ગયો અને આ પ્રમાણે બોલ્યો:[૪૦,૪૧] 'હે રાજન્ ! આ પ્રતાપી કૃષ્ણ ઘણો કાળ થયાં અહીં રહ્યા છે; તેથી તમારી અનુજ્ઞા લઈને હવે પોતાના પિતાનાં દર્શન કરવા ઇચ્છે છે.[૪૨] માટે તમારી જો અનુજ્ઞા હોય અને તમે જો સંમતિ આપતા હો, તો આ વીર કૃષ્ણ દ્વારકા તરફ જાય. એમને અનુજ્ઞા આપવાને તમે યોગ્ય છો.'[૪૩]

યુધિષ્ઠિર બોલ્યા : 'હે કમળ સમાન નેત્રવાળા મધુસૂદન ! તમારું કલ્યાણ થાઓ. હે પ્રભુ ! તમે શૂરપુત્ર વસુદેવનાં દર્શન કરવા માટે આજે જ દ્વારકા તરફ જાઓ.[૪૪] હે મહાબાહુ કેશવ ! તમે દ્વારકા તરફ જાઓ, એ મને પોતાને પણ રુચે જ છે; કેમ કે મારા મામા વસુદેવનાં તથા દેવી દેવકીનાં તમને દર્શન થશે, આજે ઘણો લાંબો સમય

વીતી ગયો છે.[૪૫] હે માન આપનારા મહાબુદ્ધિમાન કૃષ્ણ! ત્યાં જઈને મારા મામા વસુદેવને તથા બળદેવને તમે મળજો અને મારાં વાક્યથી તેમનો યથાયોગ્ય આદરસત્કાર કરજો.[૪૬] વળી હે માન દાતા! મને, બળવાનોમાં શ્રેષ્ઠ ભીમસેનને, અર્જુનને નકુલને તથા સહદેવને તમે નિત્ય સંભારજો [૪૭] હે મહાબાહુ! હે નિર્દોષ કૃષ્ણ! આનર્તવાસીઓને, તમારા પિતાને તથા યાદવોને મળીને તમે પુનઃ મારા અશ્વમેધમાં પધારજો.[૪૮] હે યદુવંશી! જાતજાતનાં રત્નો તથા વિવિધ પ્રકારનાં દ્રવ્યો અહીંથી ગ્રહણ કરીને તમે દ્વારકા તરફ જાઓ. વળી બીજું જે કંઈ તમારા મનને ગમતું હોય તે પણ તમે લઈજાઓ.[૪૯] હે વીર કેશવ! તમાની કૃપાથી આ સમગ્ર પૃથ્વી અમને પ્રાપ્ત થઈ છે અને અમારા શત્રુઓ પણ માર્યા ગયા છે'[૫૦] કુરુવંશી ધર્મરાજ યુધિષ્ઠિર એ પ્રમાણે કહેતા હતા, ત્યારે પુરુષશ્રેષ્ઠ શ્રીકૃષ્ણે આવું વચન કહ્યું' 'હે મહાબાહુ રાજા! રત્નો, ધન તથા સમગ્ર પૃથ્વી હવે કેવળ તમારી જ છે, એટલું જ નહિ પણ મારે ઘેર જે કંઈ દ્રવ્ય છે તે સર્વના ઈશ્વર (સ્વામી) તમે જ છો.'[૫૧,૫૨] તે સાભળી ધર્મરાજાએ 'બહુ સારું' એમ કહીને સામું માન આપ્યુ, એટલે ગદના મોટાભાઈ વીર્યવાન શ્રીકૃષ્ણે પોતાના ફોઈ કુંતીની પ્રદક્ષિણા કરીને તેમને પણ પોતાનું દ્વારકા જવાનું જણાવ્યુ તે વેળા કુંતીએ પણ વિધિપૂર્વક તેમની પૂજા કરી અને જવા માટે અભિનન્દન આપ્યું.[૫૩] પછી ચાર ભુજાઓને ધારણ કરનારા ગદાગ્રજ શ્રીકૃષ્ણ [વિ]દુર વગેરેની સાથે દિવ્ય રથમા બેસીને હસ્તિના[પુ]રથી બહાર નીકળ્યા [૫૪] હવે જનાર્દને યુધિ[ષ્ઠિ]ર તથા પોતાની ફોઈ કુંતીની સંમતિથી ભાગ્ય[શા]ળી સુભદ્રાને રથમા બેસાડી અને પછી તે [મ]હાબાહુ નગરજનોથી વીંટાઈને બહાર નીકળ્યા. તેમની પાછળ અર્જુન, સાત્યકિ, નકુલ, સહદેવ, અગાધ બુદ્ધિવાળા વિદુર અને હાથી સમાન પરાક્રમી ભીમસેન વગેરે નગરની બહાર નીકળ્યા.[૫૫] પછી વીર્યવાન શ્રીકૃષ્ણે કુરુદેશની વૃદ્ધિ કરનારા તે સર્વને તથા વિદુરને ત્યાંથી પાછા વાળીને દારુકને તથા સાત્યકિને આજ્ઞા કરી કે, 'હવે સત્વર ઘોડાઓને હાંકવા માંડો.' આમ શત્રુગણોનો સંહાર કરીને ઇંદ્ર જેમ સ્વર્ગ તરફ જાય તેમ શત્રુગણોનો સંહાર કરનારા અને શિનિવીર સાત્યકિથી અનુસરાયેલા તે પ્રતાપી શ્રીકૃષ્ણ દ્વારકાનગરી તરફ ગયા.[૫૬,૫૭]

ઇતિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમા 'શ્રીકૃષ્ણપ્રયાણ' નામનો અધ્યાય ૫૨ મો સમાપ્ત

## અધ્યાય ૫૩ મો

### શ્રીકૃષ્ણ અને ઉત્તંક

॥ वैशंपायन उवाच ॥

तथा प्रयांतं वार्ष्णेय द्वारकां भरतर्षभाः ।
परिष्वज्य न्यवर्तंत सानुयात्राः परंतपाः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા એ પ્રમાણે શ્રીકૃષ્ણે દ્વારકા તરફ પ્રયાણ કર્યું એટલે સર્વ શત્રુતાપન ભરત શ્રેષ્ઠો તેમને ભેટીને પોતાના પરિવારની સાથે ત્યાંથી પાછા ફર્યા[૧] તે સમયે અર્જુન વારંવાર શ્રીકૃષ્ણને ભેટ્યો હતો અને પછી જ્યાં સુધી શ્રીકૃષ્ણ દેખાતા હતા ત્યાં સુધી તેમના તરફ જોઈ રહ્યો હતો[૨] પછી અર્જુને શ્રીકૃષ્ણ ઉપર સ્થિર થયેલી પોતાની દૃષ્ટિને મહાકષ્ટે પાછી વાળી અને તે જ પ્રમાણે અજિત શ્રીકૃષ્ણે પણ અર્જુન ઉપર સ્થિર થયેલી પોતાની દૃષ્ટિને મહાકષ્ટે પાછી વાળી મહાત્મા શ્રીકૃષ્ણે હસ્તિનાપુરથી જ્યારે પ્રયાણ કર્યું ત્યારે તેમને જે અદ્ભુત દેખાવના અનેક શકુનો થયા હતા, તેમનું હું વર્ણન કરું છું, તે સાભળ[૩,૪] તે વેળા તેમના રથની આગળ મોટા વેગથી વાયુ વાવા લાગ્યો અને તે માર્ગમાની

રેતી, ધૂળ તથા કાંટાઓને દૂર કરવા લાગ્યો.[૫] મેઘ પણ શ્રીકૃષ્ણની સન્મુખ જ દિવ્ય પુષ્પોને તથા સુગંધીદાર પવિત્ર જળને વરસવા લાગ્યો.[૬] મહાબાહુ કૃષ્ણ એ પ્રમાણે મુસાફરી કરતા કરતા મરુભૂમિ(મારવાડ)ના સપાટ પ્રદેશોમાં આવી પહોંચ્યા, ત્યારે તેમને મહાતેજસ્વી મુનિરાજ ઉત્તંકનાં દર્શન થયાં.[૭] વિશાળનેત્રવાળા તેજસ્વી શ્રીકૃષ્ણે મુનિ ઉત્તંકની તે વેળા પૂજા કરી એટલે ઉત્તંકે પણ સામી તેમની પૂજા કરી અને પછી અન્યોન્ય કુશળપ્રશ્નો પૂછ્યા.[૮] બ્રાહ્મણશ્રેષ્ઠ ઉત્તંકને કૃષ્ણે કુશળપ્રશ્ન પૂછ્યો, એટલે તેમણે પણ મધુસૂદન કૃષ્ણની પૂજા કરીને આ પ્રમાણે પૂછ્યું :[૯] 'હે કૃષ્ણ ! કૌરવો તથા પાંડવોને ઘેર જઈને તમે તેઓ વચ્ચે અચળ ભ્રાતૃભાવ સ્થાપ્યો છે ને ? એ વિષે સર્વ વાત તમે મને કહો.[૧૦] હે કેશવ ! એ વીરોમાં એકબીજા સાથે સલાહસંપ કરાવીને જ તમે પાછા ફર્યા છો ને ? હે યાદવશ્રેષ્ઠ ! તેઓ સર્વ તમારા સંબંધી છે અને તમને પોતાને અત્યંત પ્રિય છે. હે શત્રુતાપન ! પાંડુના પાંચે પુત્રો અને ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રો હવે તમારી સાથે રહીને જગતમાં આનંદપૂર્વક વિહાર કરશે ને ?[૧૧,૧૨] હે કેશવ ! તમારા જેવા નેતાને લીધે કૌરવો જ્યારે અત્યંત શાંત થયા છે, ત્યારે તે સર્વ રાજાઓ પોતપોતાના દેશમાં હવે સુખ પામશે ને ?[૧૩] હે તાત ! તમારા સંબંધમાં મારી જે માન્યતા હતી, તેને ભરતરાજાઓ પ્રત્યે તમે સફળ કરી છે ને ?'[૧૪]

શ્રીકૃષ્ણ બોલ્યા : કૌરવોને શાંત પાડવા માટે મેં પ્રથમ ઘણો ઘણો પ્રયત્ન કર્યો હતો, છતાં જ્યારે કોઈ રીતે પણ તેમને શાંત પાડવા અશક્ય જ થઈ પડ્યા, ત્યારે તેઓ સર્વે પોતાના પુત્રો અને બાંધવોની સાથે વિનાશ પામ્યા. ખરેખર, બળથી કે બુદ્ધિથી ભાગ્યને ઓળંગી શકાતું નથી.[૧૫,૧૬] હે નિષ્પાપ મહર્ષિ ! આ સર્વ વાત લગભગ તમારા જાણવામાં જ છે. તેમણે મારી, ભીષ્મપિતામહની તથા વિદુરની સલાહનું ઉલ્લંઘન કર્યું હતું, તેથી અન્યોન્ય સામે ચઢાઈ કરીને તેઓ યમલોકમાં પહોંચી ગયા છે. માત્ર પાંચ પાંડવો જ બચવા પામ્યા છે અને તેમના સર્વ શત્રુઓનો તથા પુત્રો સુદ્ધાંનો સંહાર વળી ગયો છે. વળી ધૃતરાષ્ટ્રના સર્વે પુત્રો પણ તેમના પુત્રો તથા બાંધવોની સાથે માર્યા ગયા છે.[૧૭,૧૮] કૃષ્ણે આ પ્રમાણે કહ્યું, એટલે મુનિ ઉત્તંક અત્યંત ક્રોધાયમાન થઈ ગયા. તેમનાં નેત્રો ક્રોધને લીધે ફાટી ગયાં અને તેમણે કૃષ્ણને આ પ્રમાણે કહ્યું.

ઉત્તંક બોલ્યા : હે કૃષ્ણ ! તમે શક્તિમાન હતા, છતાં તમારા પ્રિય સંબંધી કુરુરાજાઓનું તમે રક્ષણ કર્યું નથી. માટે હું તમને અવશ્ય શાપ આપીશ.[૧૯,૨૦] તમે તેમને બળાત્કારે પણ યુદ્ધ કરતાં અટકાવ્યા નહિ, તેથી હું ક્રોધે ભરાયો છું. તેથી હે મધુસૂદન ! હું તમને શાપ આપીશ. હે માધવ ! તમે શક્તિમાન હતા છતાં તમે કપટપૂર્વક મિથ્યા આચાર કરીને તેમના વિરોધને દૃઢ કર્યો. તે કુરુરાજાઓ અન્યોન્ય સામે ચઢાઈ કરીને નાશ પામ્યા, છતાં તમે તેમની ઉપેક્ષા કરી ![૨૧,૨૨]

શ્રીકૃષ્ણ બોલ્યા : હે ભૃગુનંદન ! હું આ જે વિસ્તારથી કહું છું તે તમે મારી પાસેથી સાંભળી લો. તમે અનુનય (વિનય) ગ્રહણ કરો; કેમ કે હે ભાર્ગવ ! તમે એક તપસ્વી છો.[૨૩] મારી પાસેથી તે અધ્યાત્મજ્ઞાનને શ્રવણ કર્યા પછી તમે મને હમણાં જ શાપ આપજો. બાકી, હરકોઈ પુરુષ અલ્પ તપશ્ચર્યાના પ્રભાવથી મારો પરાભવ કરવા સમર્થ નથી.[૨૪] હે તપસ્વીશ્રેષ્ઠ ! તમારું તપ નાશ ન પામે, એમ હું ઇચ્છું છું; કેમ કે તમારું તપ અત્યંત મોટું હોઈને પ્રદીપ્ત છે અને

તમે ગુરુઓને સંતોષ્યા પણ છે.[૨૫] વળી હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! હું જાણું છું કે, તમારું બ્રહ્મચર્ય છેક કુમારાવસ્થાનું છે; માટે મહાદુઃખથી સંપાદન કરેલા તમારા તપનો નાશ ન થાય એમ હું ઇચ્છું છું.[૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં અનુશાસનપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'શ્રીકૃષ્ણ અને ઉત્તંકનો સમાગમ' નામનો અધ્યાય ૫૩ મો સમાપ્ત

## अध्याय ५४मो

### ઉત્તંકને શ્રીકૃષ્ણનો આધ્યાત્મિક ઉપદેશ

॥ उत्तंक उवाच ॥

ब्रूहि केशव तत्त्वेन त्वमध्यात्ममनिन्दितम् ।
श्रुत्वा श्रेयोऽभिधास्यामि शापं वा ते जनार्दन ॥

ઉત્તંક બોલ્યા : હે કેશવ ! તમે મને નિર્દોષ અધ્યાત્મતત્ત્વ યથાર્થ રીતે કહો. હે જનાર્દન ! તે સાંભળીને હું તમારું શ્રેય કરીશ અથવા તમને શાપ આપીશ.[૧]

શ્રીકૃષ્ણ બોલ્યા : હે બ્રાહ્મણ ! જાણો કે, તમસ્, રાજસ્ અને સત્ત્વ એ ત્રણે ગુણોને મારો આશ્રય છે. વળી રુદ્રો તથા વસુઓ પણ મારાથી જ ઉત્પન્ન થયા છે એમ તમે જાણો.[૨] સર્વ પ્રાણીઓ મારે વિષે સ્થિતિ કરી રહ્યાં છે, તેમ જ હું પણ સર્વ પ્રાણીઓ વિષે સ્થિતિ કરી રહ્યો છું, એમ તમે જાણો. આમાં તમને કંઈ પણ સંશય ન હો.[૩] હે બ્રાહ્મણ ! તમે જાણજો કે, સર્વ દૈત્યગણો, યક્ષો, ગંધર્વો, રાક્ષસો, સર્પો તથા અપ્સરાઓ મારાથી જ ઉત્પન્ન થયેલ છે.[૪] વિદ્વાનો જેને સત્, અસત્, અવ્યક્ત, વ્યક્ત, અક્ષર તથા ક્ષર કહે છે એ સર્વ કેવળ મારા સ્વરૂપ છે.[૫] હે મુનિ ! સર્વ આશ્રમોના જે ચાર પ્રકારના ધર્મો કહેવામાં આવ્યા છે તથા જે સર્વ વૈદિક કર્મો પ્રસિદ્ધ છે–એ સર્વ પણ મારા સ્વરૂપ જ છે એમ તમારે જાણવું.[૬] આ જગત જે સસલાંનાં શિંગડાંની પેઠે અસત્ છે, ઘટપટાદિરૂપે સત્ અને અસત્ છે તથા પ્રકૃતિરૂપ સત્ છે તે પણ મારાથી પર નથી. હું દેવોનો પણ દેવ છું અને સનાતન છું.[૭] હે ભૃગુવંશી ! તમે જાણો કે, ૐકાર જેમના અગ્રભાગમાં છે તે વેદો હું પોતે જ છું. વળી યજ્ઞમાં પશુને બાંધવાનો સ્તંભ, સોમ, ચરુ તથા દેવોને તૃપ્ત કરનાર હોમ પણ હું જ છું.[૮] હે ભૃગુનંદન ! હોમ કરનાર, હવ્ય પદાર્થ, અધ્વર્યુ, યજ્ઞસામગ્રી તૈયાર કરનાર અને અત્યંત સંસ્કારી કરાયેલું હવિષ પણ હું જ છું, એમ તમારે જાણવું.[૯] હે બ્રહ્મન્ ! મોટા યજ્ઞમાં સામમંત્રોનું ગાન કરનારો પુરુષ સામગાનના ઘોષથી મારી જ સ્તુતિ કરે છે અને પ્રાયશ્ચિત્તોમાં શાંતિપાઠકો તથા મંગલપાઠકો પણ મારી જ સ્તુતિ કરે છે.[૧૦] હે બ્રાહ્મણવર ! વિદ્વાનો જગતના સ્રષ્ટા તરીકે નિત્ય મારી જ સ્તુતિ કરે છે. વળી હે દ્વિજવર ! તમે જાણો કે, ધર્મ મારો મોટો પુત્ર છે.[૧૧] હે વિપ્ર ! એ ધર્મ મારા મનથી ઉત્પન્ન થયો છે, મને અત્યંત પ્રિય છે અને સર્વ પ્રાણીઓ ઉપર દયા રાખવી તે જ એનું સ્વરૂપ છે. હું તે ધર્મમાં પ્રવૃત્ત કરનારા તથા તેથી દૂર રહેનારા મનુષ્યો દ્વારા અનેક પ્રકારની યોનિઓમાં ઉત્પન્ન થાઉં છું. વળી હે શ્રેષ્ઠ ! ધર્મનું રક્ષણ તથા સ્થાપન કરવા માટે હું અનેક વેષો તથા અનેક સ્વરૂપો ધારણ કરીને ત્રણે લોકમાં વિચર્યા કરું છું. હે ભાર્ગવ ! હું વિષ્ણુ, બ્રહ્મા તથા ઇંદ્રરૂપ છું, તેમ સર્વનો ઉત્પાદક અને સંહારક છું.[૧૨–૧૪] હું સર્વ પ્રાણીઓનો સ્રષ્ટા છું અને અધર્મમાં પ્રવૃત્તિ કરનારા હરકોઈનો સંહારક છું; છતાં હું તો અચ્યુત જ છું–સ્વસ્વરૂપથી ભ્રષ્ટ થતો જ નથી.[૧૫] પ્રત્યેક યુગમાં પ્રજાઓનું હિત કરવાની ઇચ્છાથી હું જુદી જુદી અનેક યોનિઓમાં દાખલ થઈને ધર્મની મર્યાદા બાંધું છું.[૧૬] હે ભૃગુનંદન ! જ્યારે હું દેવયોનિમાં અવતરું છું, ત્યારે દેવની

પેઠે જ સર્વ આચરણ કરું છું.[૧૭] જ્યારે હું ગંધર્વયોનિમાં અવતરું છું, ત્યારે ગંધર્વની પેઠે જ સર્વ આચરણ કરું છું.[૧૮] જ્યારે હું નાગયોનિમાં અવતરું છું, ત્યારે નાગની પેઠે જ આચરણ કરું છું અને જ્યારે હું યક્ષની તથા રાક્ષસની યોનિમાં અવતરું છું, ત્યારે યક્ષ તથા રાક્ષસની પેઠે જ આચરણ કરું છું.[૧૯] આ સમયે હું મનુષ્યયોનિમાં સ્થિતિ કરી રહ્યો છું અને તેથી મનુષ્યજાતિના સ્વભાવ પ્રમાણે મેં કૌરવો પાસે દીનતાપૂર્વક યાચના કરી હતી, છતાં તેમણે મોહાધીન બનીને મારું વચન માન્યું નહિ.[૨૦] મેં મોટો ભય દર્શાવીને તથા ક્રોધાયમાન થઈને કૌરવોને ઘણી ઘણી ધમકી આપી હતી અને યથાયોગ્ય રીતે શિખામણ પણ આપી હતી.[૨૧] છતાં તેઓ અધર્મથી યુક્ત થઈને કાળધર્મથી ઘેરાઈ ગયા. તેઓ ધર્માનુસાર યુદ્ધમાં મરણ પામીને સ્વર્ગમાં ગયા છે, એમાં કંઈ સંશય નથી.[૨૨] હે બ્રાહ્મણોત્તમ! આ સમયે પાંડવો જગતમાં વિખ્યાત થયા છે. આ સર્વ તમે મને જે પૂછયું હતું, તે મેં તમને કહ્યું છે.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'શ્રીકૃષ્ણનાં વચનો' નામનો અધ્યાય ૫૪ મો સમાપ્ત

## अध्याय ५५मो
### ઉત્તંકને વરપ્રદાન

॥ उत्तङ्क उवाच ॥

अभिजानामि जगतः कर्तारं त्वां जनार्दन ।
नूनं भवत्प्रसादोऽयमिति मे नास्ति संशयः ॥१॥

ઉત્તંક બોલ્યા: હે જનાર્દન! હું જાણું છું કે, તમે જગતના કર્તા છો. ખરેખર, આ આપનો અનુગ્રહ જ છે, એમાં મને કંઈ સંશય નથી.[૧] હે અચ્યુત! મારું ચિત્ત અત્યંત પ્રસન્ન થયું છે અને તમારામાં જ આસક્ત થયું છે. તેથી જ હે પરંતપ! તે તમને શાપ આપતાં અટકી પડ્યું છે, એમ તમે જાણો.[૨] હે જનાર્દન! જો હું તમારા તરફના કોઈ પણ અનુગ્રહને યોગ્ય હોઉં, તો હું તમારું ઈશ્વરીય રૂપ જોવાને ઇચ્છું છું; માટે તે મને બતાવો.[૩]

વૈશંપાયન બોલ્યા: એટલે શ્રીકૃષ્ણ તેમના પર પ્રસન્ન થયા અને બુદ્ધિમાન ધનંજયે તેમનું જે સનાતન વિષ્ણુસ્વરૂપ જોયું હતું, તે તેમણે એ ઉત્તંકને બતાવ્યું.[૪] આમ ઉત્તંકે મહાત્મા શ્રીકૃષ્ણમાં વિશ્વસ્વરૂપનાં દર્શન કર્યાં; ત્યારે તેમને મોટી મોટી ભુજાઓ હતી, હજારો સૂર્ય સમાન તે પ્રકાશતા હતા અને પ્રદીપ્ત અગ્નિ સમાન તેજસ્વી જણાતા હતા.[૫] વળી ત્યારે તે આકાશના સર્વ ભાગને ઢાંકી દઈને ઊભા હતા અને સર્વ તરફ મુખવાળા હતા. બ્રાહ્મણ ઉત્તંક વિષ્ણુનું તે અતિ અદ્ભુત સ્વરૂપ જોઈને વિસ્મય પામ્યા અને તે પરમેશ્વરનાં દર્શન કરીને આ પ્રમાણે બોલી ઊઠ્યા.[૬]

ઉત્તંક બોલ્યા: હે વિશ્વકર્મન્! હે વિશ્વાત્મન્! હે વિશ્વના ઉત્પાદક! હું તમને નમસ્કાર કરું છું. અહા! તમારા બે ચરણથી પૃથ્વી વ્યાપ્ત થઈ ગઈ છે અને તમારા મસ્તકથી આકાશ ઢંકાઈ ગયું છે.[૭] હે અચ્યુત! તમારા ઉદરથી સ્વર્ગ તથા પૃથ્વીનો મધ્યભાગ પુરાઈ ગયો છે અને તમારી બે ભુજાઓથી સર્વ દિશાઓ ભરાઈ ગઈ છે. હે અચ્યુત! ખરેખર, તમે જ આ સર્વ જગતરૂપ છો.[૮] હે દેવ! તમારા આ અક્ષય અને ઉત્તમ સ્વરૂપને હવે તમે પાછું સમેટી લો. હું તમને સનાતન દેવને પોતાના શ્રીકૃષ્ણના સ્વરૂપમાં જ પુનઃ જોવા માટે ઇચ્છું છું.[૯]

વૈશંપાયન બોલ્યા: ત્યારે હે જનમેજય! શ્રીકૃષ્ણે પ્રસન્ન થઈને ઉત્તંકને કહ્યું કે, 'તું વર માગ.' એટલે ઉત્તંકે આ પ્રમાણે કહ્યું:[૧૦] 'હે મહાતેજસ્વી કૃષ્ણ! હે પુરુષોત્તમ! આ તમારા

સ્વરૂપને આજે હું જોઈ રહ્યો છું, તેજ મને વર મળી ચૂક્યો છે'[૧૧] ત્યારે શ્રીકૃષ્ણે પુનઃ તેને કહ્યું કે, 'તું એમાં વિચાર કર મા. તારે અવશ્ય વર માગવો જ પડશે; કેમ કે મારું આ સ્વરૂપદર્શન અમોઘ છે.'[૧૨]

ઉત્તંક બોલ્યા : હે વ્યાપક દેવ! તમે એમ જ માનો છો કે, મારે અવશ્ય વર માગવો જ પડશે, તો હું આ મરુદેશ(મારવાડ)માં દુર્લભ અને ઇષ્ટ ગણાતા જળની ઇચ્છા રાખું છું.'[૧૩] તે પછી પોતાનું એ તેજ સમેટી લઈને શ્રીકૃષ્ણે ઉત્તંકને કહ્યું કે, 'જ્યારે તને જળની જરૂર જણાય ત્યારે તારે મારું સ્મરણ કરવું.' એમ કહીને તે દ્વારકા તરફ ચાલી નીકળ્યા.[૧૪] એ પછી જ્યારે કોઈ એક સમયે ભગવાન ઉત્તંક મરુદેશમાં વિચરતા હતા, ત્યારે તૃષાતુર થઈને તેમણે જળ મેળવવાની ઇચ્છાથી શ્રીકૃષ્ણનું સ્મરણ કર્યું.[૧૫] એટલે તેજ સમયે બુદ્ધિમાન મુનિ ઉત્તંકે એક નગ્ન ચાંડાળને તે મરુભૂમિ ઉપર જોયો. તે ચાંડાળ મેલરૂપ કાદવથી શરીરે ખરડાયેલો હતો, કૂતરાંઓનાં ટોળાંથી વીંટાયેલો હતો અને દેખાવમાં ભયંકર હતો. તેણે એક તલવાર બાંધી હતી તથા હાથમાં ધનુષ્યબાણ ધારણ કર્યાં હતાં. બ્રાહ્મણશ્રેષ્ઠ ઉત્તંકે તે ચાંડાળનાં પગ પાસે પખાલનું (પખાલમાં રહેલું) પુષ્કળ જળ જોયું.[૧૬,૧૭] પેલો ચાંડાળ મોટેથી જાણે હસતો હોય તેમ ઉત્તંકનું નામ લઈને જ તેમને કહેવા લાગ્યો કે, 'હે ભૃગુવંશી ઉત્તંક! આવો, આ જળને તમે મારી પાસેથી ગ્રહણ કરો.[૧૮] તમને તૃષાતુર થયેલા જોઈને મને તમારા પર અત્યંત દયા આવી છે.' ચાંડાળે જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે મુનિ ઉત્તંકે તેના જળને અભિનંદન આપ્યું નહિ.[૧૯] તે બુદ્ધિમાન મુનિએ તો પોતાને વર આપનારા શ્રીકૃષ્ણને ઉગ્ર વાણીથી ઠપકો આપવા માંડ્યો. ત્યારે પેલો ચાંડાળ તો વારંવાર તેમને 'પીઓ' 'પીઓ' એમ જ કહી રહ્યો.[૨૦] પણ તે સમયે તેમનું મન વિહ્વળ થઈ ગયું હતું, છતાં ક્રોધે ભરાયેલા તે મુનિએ જળપાન ન જ કર્યું. એ રીતે પોતાના દૃઢ નિશ્ચયથી મહાત્મા ઉત્તંકે પેલા ચાંડાળને તિરસ્કારી કાઢ્યો.[૨૧] એટલે હે મહારાજ! તે ચાંડાળ કૂતરાઓની સાથે ત્યાં જ અંતર્ધાન થઈ ગયો. તે જોઈ ઉત્તંકનું મન શરમાઈ ગયું.[૨૨] તેમણે માન્યું કે, શત્રુઓનો નાશ કરનારા શ્રીકૃષ્ણે મને છેતર્યો છે. પછી તે જ માર્ગે શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરનારા મહાબુદ્ધિમાન શ્રીકૃષ્ણ આવ્યા; એટલે ઉત્તંકે તેમને કહ્યું કે, 'હે વિષ્ણુ! હે પુરુષોત્તમ! મારા જેવા બ્રાહ્મણવરને આમ ચાંડાળની પખાલમાંથી પાણી પીવા આપવું એ તમને યોગ્ય નથી.' ઉત્તંકે એ પ્રમાણે કહ્યું ત્યારે મહાબુદ્ધિમાન શ્રીકૃષ્ણ મધુર વાણીથી તેને સાંત્વન આપતા આ પ્રમાણે બોલ્યા: 'અહીં જેવું સ્વરૂપ ધારણ કરીને તને જેવું આપવા યોગ્ય હતું, તેવું જ મેં તને આપ્યું હતું. પણ તું તેને જાણી શક્યો નહિ. મેં તારે માટે વજ્રધારી પ્રભુ ઇંદ્રને કહ્યું હતું કે, તું ઉત્તંકને જળના રૂપમાં અમૃત આપજે; પણ તે દેવેંદ્રે મને કહ્યું કે, 'મનુષ્ય કદી અજરામર ન થઈ શકે.[૨૩-૨૮] માટે તમે તેને કોઈ બીજો વર આપો.' હે ભૃગુનંદન! શચીપતિ ઇંદ્રે મને વારંવાર એ પ્રમાણે કહ્યું; છતાં મેં તો તેને એમ જ કહ્યું કે, 'મારે તો તેને અમૃત જ આપવું છે.'[૨૯] તે સાંભળી દેવેંદ્રે મને પ્રસન્ન કરીને પુનઃ આ પ્રમાણે કહ્યું: 'હે મહાબુદ્ધિમાન કૃષ્ણ! તમારે મહાત્મા ઉત્તંકને અવશ્ય અમૃત જ આપવું છે, તો હું ચાંડાળનું સ્વરૂપ ધારણ કરીને તેને અમૃત આપીશ. એ રીતે જો ઉત્તંક મારી પાસેથી અમૃત ગ્રહણ કરશે, તો તેને અમૃતદાન કરવા માટે હું

તૈયાર છું; પરંતુ હે વિભુ! તે મને એ ચાંડાળના સ્વરૂપમાં મારું અપમાન કરશે, તો કોઈ રીતે હું તેને અમૃત આપીશ નહિ.[16-22] આવો ઠરાવ કરીને ઈંદ્ર ચાંડાળનું રૂપ ધારણ કરી અહીં આવ્યા હતા અને તને અમૃતદાન કરી રહ્યો હતો. પણ તેં ચાંડાળના રૂપમાં આવેલા ભગવાન ઈંદ્રનું અપમાન કર્યું, એ તારી ઘણી મોટી ભૂલ થઈ છે. હવે ફરીથી હું તારું કલ્યાણ પૂર્ણ કરીશ.[23,24] તારી જળ વિષેની ઉત્કટ ઇચ્છા હું સફળ કરીશ. હે બ્રહ્મન્! જે દિવસે તને જળ મેળવવાની ઇચ્છા થશે તે દિવસે આ મરુદેશ ઉપર જળપૂર્ણ મેઘમંડળ પ્રકટ થશે. હે ભૃગુનંદન! તે તને રસવાળું જળ અર્પણ કરશે.[25,26] વળી તે મેઘમંડળ તારા નામ ઉપરથી 'ઉત્તંકમેઘ' નામે પ્રસિદ્ધ થશે '

હે ભારત! શ્રીકૃષ્ણે એ પ્રમાણે કર્યું, એટલે બ્રાહ્મણ ઉત્તંક પ્રસન્ન થયા. આજે પણ ઉત્તંકમેઘો મરુદેશ પર વૃષ્ટિ કરે છે.[27]

ઇતિ શ્રીમદ્ભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'ઉત્તંકોપાખ્યાન' નામનો અધ્યાય ૫૫મો સમાપ્ત

## अध्याय ५६मो

### ઉત્તંકનું ચરિત્ર (ચાલુ)

॥ जनमेजय उवाच ॥

उत्तंकः केन तपसा संयुक्तो वै महामनाः ।
यः शापं दातुकामोऽभूद् विष्णवे प्रभविष्णवे ॥

જનમેજય બોલ્યાઃ મોટા મનવાળા ઉત્તંક મહાસમર્થ વિષ્ણુ(શ્રીકૃષ્ણ)ને પણ શાપ આપવા તૈયાર થયા હતા, તો તેઓ કયા તપથી યુક્ત હતા?[1]

વૈશંપાયન બોલ્યાઃ હે જનમેજય! તેજસ્વી ઉત્તંક મહાન તપથી યુક્ત હતા. તે ગુરુના ભક્ત હતા. તેમણે ગુરુ વિના બીજા કોઈની પૂજા પણ કરી ન હતી.[2] હે ભારત! તે કાળના સર્વ ઋષિપુત્રોનો એ જ મનોરથ હતો કે, આપણે ઉત્તંકના જેવી ગુરુ પ્રત્યેની વૃત્તિ પ્રાપ્ત કરીએ. હે જનમેજય! ઉત્તંકના ગુરુ ગૌતમને અનેક શિષ્યો હતા.[3] પરંતુ તે સર્વમાંથી કેવળ એક ઉત્તંકના ઉપર જ તેમની અત્યંત પ્રીતિ અને સ્નેહ થયો હતો. તે ગૌતમ ઉત્તંકના ઇંદ્રિયનિગ્રહથી, બાહ્યાભ્યંતર પવિત્રતાથી, પરાક્રમકર્મથી તથા ઉત્તમ પ્રકારની સેવાથી તેના પર પ્રસન્ન થઈ ગયા હતા. હવે ઋષિ ગૌતમે પોતાની પાસે વિદ્યાભ્યાસ પૂરો થયા પછી હજારો શિષ્યોને સૌ સૌને ઘેર જવાની આજ્ઞા આપી દીધી હતી.[4,5] પરંતુ તેમણે એક ઉત્તંકને તેના પરની અત્યંત પ્રીતિને લીધે ઘેર જવાની આજ્ઞા આપવા ઇચ્છા કરી ન હતી. આથી હે તાત! મહામુનિ ઉત્તંકને અનુક્રમે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઈ ગઈ.[6] પરંતુ ગુરુ ઉપર પ્રેમ રાખનારા તે મુનિને તેની કંઈ જ ખબર પડી નહિ! પછી હે રાજેંદ્ર! એક સમયે ઉત્તંક લાકડાં લેવા માટે ગયા.[7] તે લાકડાંનો એક મોટો ભારો લઈ આવ્યા. હે શત્રુદમન! તે વખતે પરિશ્રમને લીધે તે થાકી ગયા હતા અને ક્ષુધાતુર પણ થયા હતા; તેથી તે ભારથી વિહ્વળ થઈને તેમણે લાકડાંના તે ભારાને પૃથ્વી પર નાખ્યો. પણ હે રાજન્! તે સમયે ચાંદી જેવી કાંતિવાળી તેમની જટા ભારામાંના એક લાકડામાં ભરાઈ ગઈ.[8,9] તેથી હે ભારત! ભારને લીધે લોથપોથ થઈ ગયેલા તે ક્ષુધાતુર મુનિ લાકડાંઓની સાથે જ પૃથ્વી પર પછડાઈ પડ્યા.[10] તે સમયે પોતાના વયની આવી અવસ્થા જોઈને ઉત્તંક દુઃખજનક સ્વરથી રડવા લાગ્યા. એટલે તેમના ગુરુની પુત્રીએ પોતાના પિતાની આજ્ઞાથી નીચું મસ્તક રાખીને ઉત્તંકની અશ્રુધારાઓને પોતાના હાથમાં ઝીલવા માંડી. તે કન્યા કમળની પાંખડી સમાન નેત્રવાળી હતી, સુંદર કેડવાળી હતી, વિશાળ આંખવાળી હતી અને ધર્મને જાણનારી હતી. એ ગુરુપુત્રીના બન્ને હાથ ત્યારે ઉત્તંકનાં તે અશ્રુબિંદુઓને લીધે બળી ગયા ને તૂટી

પડ્યાં; કેમ કે ઉત્તંકનાં તે અશ્રુબિંદુઓને ઝીલવા માટે પૃથ્વી પણ સમર્થ નહોતી.[11-13] તે સમયે મનમાં પ્રસન્ન થયેલા ગૌતમે બ્રાહ્મણ ઉત્તંકને કહ્યું કે, 'હે તાત! આજે તારું મન આમ શોકાતુર કેમ છે?[14] હે બ્રહ્મર્ષિ! તું તારી ઇચ્છાનુસાર તે મને કહે. મને એ વિષે યથાર્થ સાંભળવાની ઇચ્છા છે.'

ઉત્તંક બોલ્યા: મારું મન તમારામાં જ છે. મને તમારું પ્રિય કરવાની ઇચ્છા છે, મારી ભક્તિ તમારામાં જ રહેલી છે અને હું તમારા જ અભિપ્રાયને અનુસરી રહ્યો છું.[15] તેથી મેં આ વૃદ્ધાવસ્થાને જાણી નહિ, તેમ મેં કોઈ પ્રકારનું સુખ પણ જાણ્યું નહિ. હું તમારે ત્યાં સો વર્ષ સુધી રહ્યો છતાં હજી સુધી પણ તમે મને ઘેર જવાની આજ્ઞા આપતા નથી.[16] હે બ્રાહ્મણશ્રેષ્ઠ! મારા કરતાં નાના એવા તમારા સેંકડો ને હજારો શિષ્યોને તમે ઘેર જવાની અનુજ્ઞા આપી છે અને તેથી તેઓ કૃતાર્થ પણ થયા છે.[17]

ગૌતમ બોલ્યા: હે દ્વિજશ્રેષ્ઠ! તારી ગુરુસેવાને લીધે હું તારા પર પ્રસન્ન છું. આથી મેં આટલો મહાન સમય વીતી ગયો છે, તે જાણ્યું નહિ. પરંતુ હે ભાર્ગવ! આજે તને જો તારા ઘર પ્રત્યે જવાની ઇચ્છા થઈ હોય તો હું તને આજ્ઞા આપું છું. તું હવે સત્વર તારે ઘેર જા.

ઉત્તંક બોલ્યા: હે બ્રાહ્મણશ્રેષ્ઠ! કહો, હું તમને શી ગુરુદક્ષિણા આપું? હે વિભુ! તમે જે કહો તે લાવી આપ્યા પછી હું તમારી આજ્ઞા લઈને મારે ઘેર જઈશ.[18-20]

ગૌતમ બોલ્યા: સત્પુરુષો કહે છે કે, ગુરુઓને સંતોષ ઉપજાવવો તે જ શિષ્યોએ આપેલી ગુરુદક્ષિણા છે. હે બ્રહ્મન્! હું તારાં આચરણથી પ્રસન્ન થયો છું, એમાં કંઈ સંશય નથી.[21] હે ભૃગુવંશી! આ રીતે હું તારા પર પ્રસન્ન થયો છું, એમ તું જાણ. હે બ્રાહ્મણ! જો આજે તું સોળ વર્ષનો યુવાન થઈ જાય, તો હું તને મારી આ અવિવાહિત પુત્રીને તારી પત્ની તરીકે આપું. મારી આ પુત્રી વિના બીજી કોઈ પણ સ્ત્રી તારા તેજનું સેવન કરવાને યોગ્ય નથી.[22,23] પછી મુનિ ઉત્તંકે યુવાન બની જઈને તે યશસ્વિની ગુરુપુત્રીને પોતાની પત્ની તરીકે સ્વીકારી. તેમણે ગુરુની આજ્ઞા લઈ ગુરુપત્નીને કહ્યું:[24] 'હું તમને ગુરુદક્ષિણા તરીકે શું આપું? તેને માટે તમે મને આજ્ઞા આપો. હું મારા પ્રાણથી તથા ધનથી પણ તમારું પ્રિય અને હિત કરીશ. આ લોકમાં જે કોઈ મહારત્ન અતિ અદ્ભુત હોઈને દુર્લભ ગણાતું હોય, તેને પણ હું મારા તપના પ્રભાવથી લાવી આપું, એ વિષે મને સંશય નથી.'[25,26]

અહલ્યા બોલી: હે નિર્દોષ બ્રાહ્મણ! તારી આવી ભક્તિથી જ હું તારા પર નિત્ય પ્રસન્ન થઈ છું. હે તાત! તે જ મારી ગુરુદક્ષિણા બદલ પૂરતું છે. હવે તું તારી ઇચ્છામાં આવે ત્યાં જા. તારું કલ્યાણ થાઓ.[27]

વૈશંપાયન બોલ્યા: હે મહારાજ! ઉત્તંકે તો ફરી પણ એ જ કહ્યું કે, 'હે માતા! તમે મને આજ્ઞા આપો. મારે તમારું પ્રિય કરવું જ છે.'[28]

અહલ્યા બોલી: 'સૌદાસ રાજાની રાણીએ જે દિવ્ય મણિકુંડળ ધારણ કર્યાં છે, તેને તું લાવી આપ. આ કાર્ય કરવાથી તેં ઉત્તમ પ્રકારે ગુરુદક્ષિણા આપેલી ગણાશે. તારું કલ્યાણ થાઓ.' તે જ સમયે હે જનમેજય! 'બહુ સારું' એમ કહીને મુનિ ઉત્તંક ગુરુપત્નીનું પ્રિય કરવા માટે કુંડળો લેવા માટે ચાલી નીકળ્યા.[29,30] આમ બ્રાહ્મણશ્રેષ્ઠ ઉત્તંક રાક્ષસ સૌદાસ પાસે મણિકુંડળની યાચના કરવા માટે ઉતાવળા ઉતાવળા ચાલી નીકળ્યા.[31] હવે ગૌતમે પોતાની પત્નીને પૂછ્યું

કે, 'આજે ઉત્તંક કેમ દેખાતો નથી?' ત્યારે તેણે કહ્યું કે, 'તે તો કુંડળ લેવા માટે ગયો છે.' એટલે ગૌતમે પોતાની પત્ની કહ્યું કે, 'આ તેં ઠીક કર્યું નથી. જરૂર, શાપને લીધે રાક્ષસ થયેલો તે રાજા બ્રાહ્મણ ઉત્તંકનો વધ કરશે.[૩૨,૩૩]

અહલ્યા બોલી: 'હે ભગવન્! એ વાતને હું જાણતી ન હતી, તેથી જ મેં એ બ્રાહ્મણને ત્યાં મોકલ્યો છે. પણ મને ખાતરી છે કે, આપની કૃપાથી તેને કોઈ પ્રકારનો ભય થશે નહિ.'[૩૪] અહલ્યાએ એ પ્રમાણે કહ્યું, ત્યારે ગૌતમે પોતાની પત્નીને કહ્યું કે, 'ઠીક છે, તું કહે છે તેમ જ થશે.' પેલી તરફ ઉત્તંકે પણ એક નિર્જન વનમાં સૌદાસરાજાને જોયો.[૩૫]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતા-પર્વમાં 'ઉત્તંકોપાખ્યાન વિષે કુંડલહરણ' નામનો અધ્યાય ૫૬મો સમાપ્ત

## અધ્યાય ૫૭મો

### ઉત્તંકનું ચરિત્ર (ચાલુ)

॥ वैशंपायन उवाच ॥

स तं दृष्ट्वा तथाभूतं राजानं घोरदर्शनम्।
दीर्घश्मश्रुधरं नृणां शोणितेन समुक्षितम्॥ १॥

વૈશંપાયન બોલ્યા: ભયંકર દેખાવના તે સૌદાસરાજાને લાંબી દાઢીવાળો તથા મનુષ્યોના લોહીથી છંટાયેલો જોઈને પણ બ્રાહ્મણ ઉત્તંક ગભરાયા નહિ; પરંતુ યમના જેવો જ મહાભયંકર મહાતેજસ્વી રાજા સૌદાસ તો એકદમ ઊભો થઈ ગયો અને બોલી ઊઠ્યો:[૧,૨] 'હે કલ્યાણ! હે બ્રાહ્મણશ્રેષ્ઠ! બહુ સારું થયું કે, ભોજનના આ છઠ્ઠે પહોરે હું મારા ભક્ષ્યની શોધમાં જ હતો તેવામાં તું મારી પાસે આવ્યો!'[૩]

ઉત્તંક બોલ્યા: હે રાજન્! તું જાણ કે, હું મારા ગુરુને માટે ફરતો ફરતો અહીં આવ્યો છું. વિદ્વાનો કહે છે કે, ગુરુને માટે તત્પર રહેનારા પુરુષનો વધ કરવો અયોગ્ય છે.[૪]

રાજા બોલ્યો: હે દ્વિજશ્રેષ્ઠ! મારો આહાર છઠ્ઠે પહોરે નિયત કરાયેલો છે. વળી હું ભૂખ્યો પણ થયો છું. તેથી હું આજે તને છોડી શકું તેમ નથી.[૫]

ઉત્તંક બોલ્યા: હે મહારાજ! ભલે ત્યારે એમ થાઓ; પરંતુ મારા આ એક ઠરાવને તું માન્ય કર. હું મારા ગુરુનું કાર્ય પૂર્ણ કરીને પુનઃ તારે સ્વાધીન થઈ જઈશ.[૬] હે રાજવર! હે નરેશ્વર! મેં મારા ગુરુને માટે જે કાર્યની પ્રતિજ્ઞા કરી છે, તે તારે અધીન છે, માટે હે રાજેંદ્ર! હું તારી પાસે તેની યાચના કરું છું.[૭] હે પુરુષવ્યાઘ્ર! તું બ્રાહ્મણોને ઉત્તમમાં ઉત્તમ રત્નોનું નિત્ય દાન આપે છે, તેથી તું એક ઉત્તમ દાતા તરીકે પૃથ્વી પર પ્રસિદ્ધ થયો છે. હે નૃપોત્તમ! હું પણ આ સમયે દાનનો પ્રતિગ્રહ કરવા યોગ્ય પાત્ર છું, એમ તું જાણ.[૮] હે શત્રુદમન રાજેંદ્ર! તારે સ્વાધીન રહેલા મારા ગુરુના કાર્યને પૂર્ણ કર્યા પછી હું મારા ઠરાવ પ્રમાણે પુનઃ તારે વશ થઈશ.[૯] આ હું તારી પાસે સત્ય પ્રતિજ્ઞા કરું છું, એ કોઈ પ્રકારે પણ મિથ્યા થશે નહિ. મેં મારા સ્વેચ્છાવિહારોમાં પણ કદી અસત્ય ભાષણ કર્યું નથી, તો પછી બીજા પ્રસંગે જૂઠું શાનું જ બોલું?[૧૦]

સૌદાસ બોલ્યો: તારા ગુરુનું કાર્ય જો મારે સ્વાધીન છે, તો તું માની જ લે કે, તે કાર્ય સિદ્ધ થયું છે. હવે જો હું પ્રતિગ્રહ કરાવવા યોગ્ય છું, તો તે મને કહે.[૧૧]

ઉત્તંક બોલ્યા: હે પુરુષવર! મેં સદાને માટે તને પ્રતિગ્રહ કરાવવા યોગ્ય જ માન્યો છે અને તેથી જ હું તારી પાસે મણિકુંડળ માગવા માટે આવ્યો છું.[૧૨]

સૌદાસ બોલ્યો: હે બ્રહ્મર્ષિ! તે ઉત્તમ મણિકુંડળો તો મારી પત્નીનાં છે, માટે તે સિવાય કોઈ

બીજી વસ્તુ તું માગ. હે ઉત્તમ વ્રતધારી બ્રાહ્મણ! બીજી કોઈ પણ વસ્તુ હું તને આપીશ.[૧૩]

ઉત્તંક બોલ્યા: આવું બહાનું બતાવવાની કંઈ જરૂર નથી. હે રાજા! જો હું તને માન્ય હોઉં તો તું મને કુંડળો આપ અને તું સત્યવાદી થા.[૧૪]

વૈશંપાયન બોલ્યા: ઉત્તંકે એ પ્રમાણે કહ્યું એટલે સૌદાસરાજાએ પુનઃ તેને આવું વચન કહ્યું: 'હે બ્રાહ્મણશ્રેષ્ઠ! જા, તું મારા વચનથી રાણીને કહે કે, મને મણિકુંડળ આપ.[૧૫] હે દ્વિજશ્રેષ્ઠ! મારા કહેવા ઉપરથી તું તેને એ પ્રમાણે કહીશ, એટલે પવિત્ર વ્રતવાળી તે રાણી તને અવશ્ય મણિકુંડળ આપશે.'[૧૬]

ઉત્તંક બોલ્યા: હે નરેશ્વર! હું તારી પત્નીને ક્યાં જોઈ શકીશ? તું પોતે પણ તારી પત્ની પાસે કેમ જતો નથી?[૧૭]

સૌદાસ બોલ્યો: તું આ વનપ્રદેશમાંના કોઈ એક ઝરણ પાસે તેને જોઈ શકીશ. મારા ભોજનના આ છઠ્ઠા પહોરે આજે હું તેને જોઈ શકીશ નહિ.[૧૮]

વૈશંપાયન બોલ્યા: હે ભરતશ્રેષ્ઠ! સૌદાસે એ પ્રમાણે કહ્યું, એટલે ઉત્તંક ત્યાંથી મદયંતી (સૌદાસની સ્ત્રી) પાસે ગયો અને તેને જોઈને પોતાના આવવાનું કારણ તેને જણાવ્યું.[૧૯] હે જનમેજય! ઉત્તંકના મુખથી સૌદાસનું વચન સાંભળીને તે વિશાળ નેત્રવાળી મદયંતીએ મહાબુદ્ધિમાન ઉત્તંકને કહ્યું કે,[૨૦] 'હે નિર્દોષ બ્રાહ્મણ! તું કહે છે તેમ જ છે. તું અસત્ય બોલતો નથી; તોપણ તારે કંઈક અભિજ્ઞાન (એંધાણી) લાવવું યોગ્ય છે.[૨૧] આ મારાં મણિકુંડળો દિવ્ય છે. તેથી દેવો, યક્ષો તથા મહર્ષિઓ પણ હરકોઈ ઉપાયે તેમને હરી જવા ઇચ્છે છે અને તેમાં તેઓ છિદ્ર ખોળ્યા જ કરે છે.[૨૨] કોઈ સમયે આ કુંડળો જો પૃથ્વી પર પડી રહ્યાં હોય તો સર્પો તેને ઉઠાવી જાય છે; ઉચ્છિષ્ટ અવસ્થામાં જો તેને ધારણ કર્યાં હોય છે, તો યક્ષો તેમને પડાવી જાય છે અને નિદ્રાને વશ થઈને જો તેમને ધારણ કર્યાં હોય છે, તો દેવો તેમને લઈ જાય છે.[૨૩] હે બ્રાહ્મણશ્રેષ્ઠ! મેં કહેલાં આ છિદ્રો જોઈને દેવો, રાક્ષસો તથા સર્પો નિત્ય આનું હરણ કરવા તત્પર રહે છે. માટે પ્રમાદી મનુષ્ય આને ધારણ કરી શકતો નથી.[૨૪] હે દ્વિજશ્રેષ્ઠ! આ કુંડળો દિવસને સમયે સુવર્ણને ઝર્યા કરે છે અને રાત્રે નક્ષત્રો તથા તારાઓની કાંતિને તિરસ્કારી કાઢે છે.[૨૫] હે ભગવન! આ કુંડળો ધારણ કરીને મનુષ્યને ક્ષુધાનો તથા તૃષાનો ભય તો ક્યાંથી જ રહે? અરે! ઝેર, અગ્નિ કે શિકારી પ્રાણીઓનો પણ તેને ભય રહેતો નથી.[૨૬] જ્યારે કોઈ નાનો મનુષ્ય આને ધારણ કરે છે, ત્યારે આ પણ નાનાં થઈ જાય છે અને પોતાને યોગ્ય પ્રમાણવાળો મનુષ્ય જ્યારે ધારણ કરે છે, ત્યારે એ પોતાના મૂળ પ્રમાણમાં રહે છે.[૨૭] આ રીતે મારાં આ કુંડળ પરમ માન્ય છે અને ત્રણે લોકમાં જાણીતાં છે; માટે તું કંઈક નિશાની લાવ.'[૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'ઉત્તંકોપાખ્યાન' નામનો અધ્યાય ૫૭ મો સમાપ્ત

## अध्याय ५८मो

### ઉત્તંકનું ચરિત્ર (ચાલુ)

॥ वैशंपायन उवाच ॥

स मित्रसहमासाद्य अभिज्ञानमयाचत।
तस्मै ददावभिज्ञानं स चेक्ष्वाकुवरस्तदा ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: તે પછી ઉત્તંકે ઇક્ષ્વાકુશ્રેષ્ઠ સૌદાસરાજ પાસે જઈને તેની પાસે અભિજ્ઞાન માગ્યું. તે સમયે તેણે આ પ્રમાણે એંધાણ આપ્યું.[૧]

સૌદાસ બોલ્યો: 'આ રાક્ષસયોનિરૂપ ગતિ

મારે માટે કલ્યાણકારક નથી જ અને આનાથી છૂટવા જેવી બીજી કોઈ ગતિ પણ નથી; માટે આ મારા અભિપ્રાયને જાણીને તું આને મણિકુંડળ આપજે.[૨] એ પ્રમાણે સૌદાસે એંધાણ આપ્યું, એટલે ઉત્તંકે મદયંતી પાસે જઈને તેના પતિનું એ અભિજ્ઞાન તેને કહ્યું. તે સાંભળીને તુરત જ મદયંતીએ ઉત્તંકને મણિકુંડળ અર્પણ કર્યાં.[૩] પછી ઉત્તંક એ મણિકુંડળ લઈને પુનઃ સૌદાસ પાસે ગયા અને આ પ્રમાણે બોલ્યા: 'હે રાજા! અભિજ્ઞાનરૂપ આ તારા વચનને વિશેષ સ્પષ્ટ રીતે સાંભળવાની મને ઇચ્છા છે.[૪]

સૌદાસ બોલ્યો: પ્રજાઓની સૃષ્ટિથી આરંભીને ક્ષત્રિયો બ્રાહ્મણોને પૂજે છે, તોપણ બ્રાહ્મણો તરફથી ક્ષત્રિયોને અનેક દોષો પ્રાપ્ત થયા છે.[૫] હું બ્રાહ્મણોને નમનો—મજનો રહેતો હતો, છતાં એક બ્રાહ્મણથી જ આ (રાક્ષસયોનિરૂપ) દોષને પામ્યો છું. ખરેખર, આ સમયે મદયંતીની સહાયવાળો હું (પુનઃ બ્રાહ્મણને પ્રસન્ન કર્યા વિના) બીજી કોઈ ગતિ જોઈ શકતો નથી.[૬] હે ગતિમાનોમાં શ્રેષ્ઠ ઉત્તંક! સ્વર્ગદ્વાર તરફ જઈ પહોંચવામાં અને આ લોકમાં (સુખથી) રહેવામાં મને બીજી કોઈ પણ ગતિ જોવામાં આવતી નથી.[૭] જે રાજાએ ખાસ કરીને બ્રાહ્મણોની સાથે જ વિરોધ કર્યો છે, તે આ લોકમાં સુખથી રહી શકતો નથી, તેમ પરલોકમાં પણ સુખી થઈ શકતો નથી.[૮] આવા હેતુએ જ આ મારાં પ્રિય મણિકુંડળ મેં તને આપ્યાં છે. હવે તેં મારી સાથે જે ઠરાવ કર્યો છે તેને તું સફળ કર.[૯]

ઉત્તંક બોલ્યા: હે રાજન્! મેં જે પ્રમાણે ઠરાવ કર્યો છે, તે પ્રમાણે જ હું કરીશ અને પુનઃ તારે સ્વાધીન થઈશ. હે શત્રુતાપન રાજા! હું કોઈ એક પ્રશ્ન પૂછવા માટે તારા તરફ પાછો ફર્યો છું.[૧૦]

સૌદાસ બોલ્યો: હે બ્રાહ્મણ! તારે જે પ્રશ્ન પૂછવો હોય તે તું ખુશીથી પૂછ. હું તને તેનો ઉત્તર આપીશ અને તારા સંશયને દૂર કરીશ, એમાં મારે કંઈ વિચારવા જેવું નથી.[૧૧]

ઉત્તંક બોલ્યા: ધર્મને સારી રીતે જોનારા વિદ્વાનો કહે છે કે, વાણીમાં સંયમ જાળવનારો પુરુષ બ્રાહ્મણ કહેવાય છે અને જે પુરુષ પોતાના મિત્રો વચ્ચે કપટવર્તન કરે છે તે ચોર જ છે.[૧૨] હે પુરુષશ્રેષ્ઠ રાજા! તું હવે મારો મિત્ર થયો છે, માટે જે સદ્બુદ્ધિ (સદ્વિચારો) તને પોતાને માન્ય હોય તે મને આપ.[૧૩] મારે તારી પાસેથી જે કાર્ય સિદ્ધ કરવાનું હતું તે મેં કરી લીધું છે. તું મનુષ્યોનું ભક્ષણ કરનારો એક રાક્ષસ છે, તો હવે મારે તારી પાસે આવવું તે તને યોગ્ય લાગે છે તે મને કહે.[૧૪]

સૌદાસ બોલ્યો: હે ઉત્તમોત્તમ બ્રાહ્મણ! આના સંબંધમાં જે યોગ્ય હોય તે જ મારે તને કહેવું જોઈએ. હે બ્રાહ્મણશ્રેષ્ઠ! હવે ફરીથી તારે કોઈ રીતે પણ મારી પાસે આવવું નહિ.[૧૫] હે ભૃગુવંશી ઉત્તંક! એમ કરવામાં જ હું તારું કલ્યાણ જોઉં છું. છતાં હે બ્રાહ્મણ! તું મારી પાસે આવીશ તો તારું મૃત્યુ જ થશે, એમાં કંઈ સંશય નથી.[૧૬]

વૈશંપાયન બોલ્યા: બુદ્ધિમાન રાજા સૌદાસે એ પ્રમાણે યોગ્ય હિતવચન કહ્યું, એટલે ઉત્તંક તેની સંમતિ લઈને અહલ્યા પાસે જવા ચાલી નીકળ્યા.[૧૭] ગુરુપત્નીનું પ્રિય કરનારા તે ઉત્તંક પેલાં બન્ને દિવ્ય કુંડળો લઈને મોટા વેગથી ગૌતમના આશ્રમ તરફ જવા લાગ્યા.[૧૮] કુંડળોની રક્ષા કરવા વિષે મદયંતીએ જે પ્રમાણે કહ્યું હતું તે પ્રમાણે જ તેમણે કુંડળોને પોતાના મૃગચર્મમાં બાંધીને લઈ જવા માંડ્યાં હતાં.[૧૯] માર્ગમાં જતાં એક સમયે તેમને ઘણી જ ભૂખ લાગી, એટલે

પુષ્કળ ફળથી ભરેલા એક બીલીના વૃક્ષને જોઈને તે બ્રહ્મર્ષિ તેના પર ચઢી ગયા.[20] હે શત્રુદમન રાજા! તે શ્રેષ્ઠ બ્રાહ્મણે પોતાના મૃગચર્મને વૃક્ષની એક શાખા સાથે બાંધી દીધું અને પછી બીલીનાં ફળોને પાડવા માંડ્યાં.[21] આમ હે રાજા! તે ફળોને પાડી રહ્યા હતા અને તેમની દૃષ્ટિ બીલીનાં ફળો તરફ જ ખેંચાયેલી હતી, તે સમયે તેમણે પાડેલાં કેટલાંએક બીલાંઓ પેલા મૃગચર્મ ઉપર જ પડ્યાં. હવે એ મૃગચર્મમાં પેલાં મણિકુંડળો બાંધ્યાં હતાં, તેથી બીલાંઓના આઘાતને લીધે મૃગચર્મનું બંધન છૂટી પડ્યું. એટલે તુરત જ તે મૃગચર્મ કુંડળોની સાથે વૃક્ષ ઉપરથી નીચે પડ્યું. એ રીતે બંધનથી છૂટી પડેલું તે શ્યામ મૃગચર્મ પૃથ્વી પર પડ્યું.[22–24] તે સમયે ઐરાવતના કુળમાં ઉત્પન્ન થયેલા કોઈ એક સર્પે તેમાં રહેલાં બન્ને મણિકુંડળોને જોયાં. એકદમ ઝડપથી તે સર્પ પોતાના મુખમાં એ બન્ને કુંડળો લઈને એક રાફડામાં પેસી ગયો. આમ સર્પ તે બન્ને કુંડળોને લઈ જતો હતો, તે ઉત્તંકે જોયું. અત્યંત ગભરાટની સાથે ક્રોધાયમાન થઈને તે વૃક્ષ ઉપરથી નીચે કૂદી પડ્યા અને હાથમાં એક કાષ્ઠદંડ લઈને રાફડાને ખોદવા લાગ્યા. હે ભારત! ક્રોધ અને અસહિષ્ણુતાથી અત્યંત તપી ગયેલા બ્રાહ્મણશ્રેષ્ઠ ઉત્તંક પાંત્રીસ દિવસો સુધી તે રાફડો ખોદ્યા કર્યો. તેથી વસુંધરા તેમના કાષ્ઠદંડના પ્રહારના અસહ્ય વેગને સહન કરી શકી નહિ. તે છિન્નભિન્ન થઈને અત્યંત ધણધણી ઊઠી અને અત્યંત આકુળવ્યાકુળ થઈ રહી.[25–29] પછી નાગલોકમાં માર્ગ કરવાની ઇચ્છાથી બ્રહ્મર્ષિએ દૃઢતાપૂર્વક પૃથ્વી ખોદવા જ માંડી. તેવામાં મહાતેજસ્વી ઇંદ્ર ઘોડાઓથી જોડેલા એક રથમાં બેસીને તે પ્રદેશ ઉપર આવી ચડ્યો અને તેણે એ ઉત્તમ બ્રાહ્મણને જોયા.[30,31]

વૈશંપાયન બોલ્યા : ઇંદ્ર ઉત્તંકના દુઃખને લીધે દુઃખી થઈ ગયો. તેણે બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરીને ઉત્તંકને કહ્યું કે, 'આ તમારાથી બની શકશે નહિ.[32] નાગલોક અહીંથી હજારો યોજન દૂર છે. માટે હું માનું છું કે, તમારું આ કાર્ય કાષ્ઠદંડથી સિદ્ધ થઈ શકે તેવું નથી.'

ઉત્તંક બોલ્યા : હે બ્રાહ્મણવર! નાગલોકમાંથી મારાં કુંડળો પ્રાપ્ત કરવાં મને અશક્ય લાગશે, તો હું તમારા દેખતાં મારા પ્રાણનો ત્યાગ કરીશ.

વૈશંપાયન બોલ્યા : વજ્રધારી ઇંદ્ર જ્યારે તેમના નિશ્ચયને ન જ ફેરવી શક્યો, ત્યારે તેણે પોતાના વજ્રની સાથે તેમના કાષ્ઠદંડને યોજી દીધો.[33–35] હવે હે જનમેજય! તેણે જ્યારે વજ્રના તે પ્રહારોથી પૃથ્વીને ચીરવા માંડી, ત્યારે પૃથ્વીએ નાગલોકનો માર્ગ કરી આપ્યો.[36] એટલે તે માર્ગે થઈને ઉત્તંક નાગલોકમાં દાખલ થયા અને જોયું તો હજારો યોજનમાં નાગલોકનો વિસ્તાર હતો.[37] વળી હે મહાભાગ! તે મણિઓ તથા મોતીઓથી સુશોભિત હતો અને તદ્દન સુવર્ણના દિવ્ય કિલ્લાઓથી યુક્ત હતો.[38] એ લોકમાં સ્ફટિકમણિનાં પગથિયાંવાળી અનેક વાવો, નિર્મળ જળવાળી અનેક નદીઓ તથા જાતજાતનાં પક્ષીઓથી વ્યાપ્ત અનેક વૃક્ષો તેમના જોવામાં આવ્યાં.[39] ભૃગુવંશી ઉત્તંકે તે નાગલોકના દ્વારને પાંચ યોજન પહોળું અને સો યોજન લાંબું જોયું.[40] ઉત્તંક તે નાગલોકને જોઈને દીન થઈ ગયા અને ત્યાંથી કુંડળોને લાવવામાં નિરાશ થઈ ગયા.[41] તે સમયે હે કુરુવંશી રાજા! ત્યાં કાળી તથા ધોળી કેશવાળીવાળો એક ઘોડો હતો. તે લાલ મુખ તથા લાલ નેત્રવાળો હતો અને તેજને લીધે જાણે પ્રજ્વળી રહ્યો હોય તેવો દેખાતો હતો. તેણે ઉત્તંકને કહ્યું કે,[42] 'હે વિપ્ર! તું મારા આ ગુદાભાગને ધમ–તેમાં ફૂંકો માર. તેમ કરવા-

થી તને કુંડળો મળશે. ઐરાવતના પુત્ર એક સર્પે તારાં કુંડળોને અહીં આણ્યાં છે.[૪૩] હે પુત્ર! આ કામ કરવામાં તું તારી હલકાઈ સમજીશ નહિ; કેમ કે ગૌતમના આશ્રમમાં ઘણી વખત તેં આ કામ કર્યું છે.[૪૪]

ઉત્તંક બોલ્યા : મારા ગુરુના આશ્રમમાં તમે હતા અને મેં આ કામ કર્યું છે, એ હું કેવી રીતે જાણું? તે સાંભળવાની મને ઇચ્છા છે.[૪૫]

ઘોડો બોલ્યો : 'તું જાણ કે, હું તારા ગુરુનો પણ ગુરુ અગ્નિ છું. હે બ્રાહ્મણ! તેં તારા ગુરુને માટે સતત પવિત્ર થઈને નિત્ય વિધિપૂર્વક મારી પૂજા કરી છે. માટે હે ભૃગુનંદન! આ સમયે હું તારું કલ્યાણ કરીશ. હે વિપ્ર! હું કહું છું તે પ્રમાણે કર, વિલંબ કર મા.[૪૬,૪૭] અગ્નિએ એ પ્રમાણે કહ્યું એટલે ઉત્તંકે તે પ્રમાણે જ કર્યું, તેથી અગ્નિ પણ પ્રસન્ન થઈને નાગલોકને બાળી નાખવાની ઇચ્છાથી એકદમ બળવા લાગ્યો.[૪૮] હે ભારત! એ પ્રમાણે તે ઘોડારૂપ અગ્નિને ઉત્તંકે ધમવા માંડ્યો, એટલે તેના પ્રત્યેક રોમછિદ્રમાંથી નાગલોકને ભય ઉપજાવે તેવો પુષ્કળ ધુમાડો નીકળવા માંડ્યો.[૪૯] હે ભારત! હે મહારાજ! તે ધુમાડો ઘણા મોટા પ્રમાણમાં વધવા માંડ્યો, ત્યારે નાગલોકમાં કંઈ પણ જણાવા ન લાગ્યું.[૫૦] હે જનમેજય! ઐરાવતનું નિવાસસ્થાન એવા તે નાગલોકમાં સર્વત્ર હાહાકાર થઈ રહ્યો. ત્યાં હે ભારત! વાસુકિ વગેરે નાગોનાં ઘરો ધુમાડાને લીધે એટલાં બધાં ઘેરાઈ ગયાં કે ઝાકળથી છવાઈ ગયેલાં વનોની પેઠે તથા પર્વતોની પેઠે તે બિલ્કુલ દેખાતાં જ બંધ પડી ગયાં.[૫૧,૫૨] એ રીતે ત્યાં વસનારા સર્વ નાગો અગ્નિના તેજથી સંતાપ પામ્યા અને ધુમાડાને લીધે લાલચોળ નેત્રોવાળા થઈ ગયા. એટલે તેઓ મહાત્મા ઉત્તંકના નિશ્ચયને જાણવા માટે ચોતરફથી આવી પહોંચ્યા.[૫૩] તેમનાં નેત્ર ભમી ગયાં હતાં. ભ્રમિત નેત્રવાળા તે સર્વ મહાતેજસ્વી ઉત્તંકનો નિશ્ચય સાંભળીને વિધિપૂર્વક તેમની પૂજા કરવા લાગ્યા.[૫૪] વળી તે નાગો, વૃદ્ધો તથા બાળકોને આગળ કરીને, બે હાથ જોડી પ્રણામ કરીને કહેવા લાગ્યા કે, 'હે ભગવન્! પ્રસન્ન થાઓ.[૫૫] પછી તે નાગોએ બ્રાહ્મણ ઉત્તંકને પ્રસન્ન કરીને તેમને પાદ્ય તથા અર્ધ્યપ્રદાન કર્યાં અને તેમને પરમ માન્ય એવાં પેલાં દિવ્ય કુંડળો અર્પણ કર્યાં.[૫૬] એ રીતે નાગોએ પૂજા કરી, એટલે પ્રતાપી ઉત્તંક તે જ સમયે અગ્નિની પ્રદક્ષિણા કરી પોતાના ગુરુના ઘર તરફ ચાલી નીકળ્યા.[૫૭] હવે હે નિર્દોષ રાજા! તે ઉત્તંકે ઉતાવાળા ઉતાવળા ગૌતમને ઘેર જઈને ગુરુપત્ની અહલ્યાને તે દિવ્ય કુંડળો અર્પણ કર્યાં.[૫૮] ત્યાં હે જનમેજય! તે શ્રેષ્ઠ બ્રાહ્મણે વાસુકિ વગેરે નાગોનું તે સર્વ વૃત્તાંત પોતાના ગુરુને યથાવત્ કહી સંભળાવ્યું. આ પ્રમાણે મહાત્મા ઉત્તંકે ત્રણે લોકમાં ઘૂમી વળીને તે દિવ્ય મણિકુંડળો પોતાની ગુરુપત્નીને લાવી આપ્યાં હતાં. હે ભરતશ્રેષ્ઠ! મુનિ ઉત્તંક આવા પ્રભાવશાળી હતા અને મહાન તપસ્વી હતા. એમના સંબંધમાં તેં મને પૂછ્યું હતું; તેથી મેં તને તેમનું વૃત્તાંત કહી સંભળાવ્યું.[૫૯-૬૧]

ઇતિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'ઉત્તંકનુ ચરિત્ર' નામનો અધ્યાય ૫૮મો સમાપ્ત

## अध्याय ५९मो

### દ્વારકામાં શ્રીકૃષ્ણ

॥ जनमेजय उवाच ॥

उत्तंकस्य वरं दत्त्वा गोविंदो द्विजसत्तम।
अत ऊर्ध्वं महाबाहुः किं चकार महायशाः ॥१॥

જનમેજય બોલ્યા : હે અતિ ઉત્તમ બ્રાહ્મણ! ઉત્તંકને વર આપ્યા પછી મહાન યશસ્વી મહાબાહુ શ્રીકૃષ્ણે શું કર્યું હતું?[૧]

વૈશંપાયન બોલ્યા : ઉત્તંકને વર આપ્યા

પછી શ્રીકૃષ્ણ સાત્યકિની સાથે ઝડપદાર વેગવાળા ઘોડાઓ દ્વારા દ્વારકા તરફ જ ગયા.[2] માર્ગમાં અનેક તળાવો, નદીઓ, વનો તથા પર્વતોનું ઉલ્લંઘન કરીને તેઓ સુંદર દ્વારકા નગરીમાં જઈ પહોંચ્યા.[3] તે સમયે હે મહારાજ! રૈવતક પર્વતનો ઉત્સવ ચાલી રહ્યો હતો, તેથી શ્રીકૃષ્ણ સાત્યકિની સાથે તેમાં જઈ પહોંચ્યા. ત્યારે હે પુરુષશ્રેષ્ઠ! તે રૈવતક પર્વત રંગબેરંગી વિચિત્ર રત્નોથી ભરપૂર એવા ખજાનાઓથી વ્યાપ્ત હોઈ દીપી રહ્યો હતો. વળી તેની સર્વ ગુફાઓ તથા તેનાં ઝરણો સુવર્ણની શ્રેષ્ઠ માળાઓથી, પુષ્પોથી, વસ્ત્રોથી, કલ્પવૃક્ષોથી તથા સુવર્ણની દીવીઓથી એવાં તો શોભી રહ્યાં હતાં કે તે મહાપર્વત જાણે દિવસરૂપ થયો હોય તેમ લાગતો હતો.[4–7] વળી ચોમેર લટકાવેલી ઘંટડીઓવાળી વિચિત્ર પતાકાઓથી તથા પુરુષો અને સ્ત્રીઓથી તે ગાજી રહ્યો હતો; તેથી જાણે તે ગાયન કરી રહ્યો હોય તેવો જણાતો હતો.[8] હે ભારત! મુનિગણોથી વ્યાપ્ત જાણે મેરુપર્વત હોય, તેમ તે પર્વત મદમત્ત અને આનંદિત થઈને ગાનતાન કરી રહેલાં સ્ત્રીઓ તથા પુરુષોનાં ટોળાંઓથી અત્યંત જોવા જેવો થઈ પડ્યો હતો.[9] ત્યાં કેટલાએક મનુષ્યો ક્રીડા વગેરેમાં આસક્ત હોઈને પ્રમાદી બની ગયા હતા, મદ્ય આદિને લીધે મદમત્ત બની ગયા હતા અને અત્યંત હર્ષપૂર્ણ જણાતા હતા. તેમના કોલાહલથી તથા અન્યોન્યના આકર્ષણથી વ્યાપ્ત એવો મહાન શબ્દ તે મહાપર્વતના છેક ગગનમંડળ સુધી પહોંચી ગયો હતો.[10] વળી મોટી મોટી કિકિયારીઓના શબ્દથી તે પર્વત મનોહર થઈ પડ્યો હતો. વધુમાં વ્યાપારીઓની દુકાનોથી ભરપૂર, ભક્ષ્ય, ભોજ્ય તથા વિહારોની વસ્તુઓથી વ્યાપ્ત, વસ્ત્રો તથા માળાઓથી યુક્ત અને ઠેકઠેકાણે વીણા, વાંસળી તથા મૃદંગોના ધ્વનિઓથી ગાજી રહેલો તે પર્વત રમણીય જણાતો હતો. આ રીતે મહાગિરિ રૈવતકનો તે ઉત્સવ દીન, અંધ તથા કૃપણ આદિને નિરંતર અપાઈ રહેલા મદ્ય તથા આસવોથી યુક્ત હતો. ભક્ષ્ય તથા ભોજ્ય વડે પરમ કલ્યાણરૂપ ભાસતો હતો.[11–13] એ રૈવતકના ઉત્સવમાં પવિત્ર ગૃહોવાળું યાદવવીરોનું વિહારસ્થાન અનેક વીર તથા પુણ્યશાળી પુરુષોથી સેવાઈ રહ્યું હતું.[14] હે ભરતશ્રેષ્ઠ! તે સમયે અનેક ગૃહોથી વ્યાપ્ત એવો તે પર્વત શ્રીકૃષ્ણના સહવાસને પામીને દેવલોકની પેઠે શોભતો હતો. આમ તે ગિરિરાજ ઇંદ્રના ગૃહ સમાન થઈ રહ્યો હતો. પછી સત્કાર પામી રહેલા શ્રીકૃષ્ણે શુભ ભવનમાં પ્રવેશ કર્યો.[15,16] આમ અત્યંત હર્ષ પામેલા ચિત્તવાળા શ્રીકૃષ્ણ અને સાત્યકિ લાંબા કાળનો પ્રવાસ કરીને પોતાના રાજભવન તરફ જ ગયા.[17] શ્રીકૃષ્ણ એ પ્રમાણે મહાદુષ્કર કર્મ કરીને ત્યાં આવ્યા, એટલે દેવો જેમ દાનવો ઉપર પરાક્રમ કરી આવેલા ઇંદ્ર સામે જાય, તેમ ભોજ, અંધક તથા યાદવવંશના પુરુષો તે મહાત્માની સામે ગયા. તે વખતે બુદ્ધિમાન શ્રીકૃષ્ણે તે સર્વને સન્માન આપ્યું અને તેમને કુશળપ્રશ્ન પૂછ્યા. પછી તેમણે પ્રસન્નતાપૂર્વક માતાપિતાને વંદન કર્યું.[18,19] એટલે તે બન્નેએ પણ તે મહાબાહુને આલિંગન આપ્યું તથા શાંત પાડ્યા. હવે સમીપ બેઠેલા તે સર્વ યાદવોથી વીંટાયેલા મહાતેજસ્વી કૃષ્ણે હાથપગ ધોઈ ને વિશ્રાંતિ લીધી. પછી પોતાના પિતાએ જ્યારે પૂછ્યું, ત્યારે તેમણે તેમને તે મહાયુદ્ધનું સર્વ વૃત્તાંત કહ્યું.[20,21]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'શ્રીકૃષ્ણનો દ્વારકાપ્રવેશ' નામનો અધ્યાય ૫૯ મો સમાપ્ત

# अध्याय ९०मो

## વસુદેવ પાસે યુદ્ધનું સંક્ષિપ્ત વર્ણન

॥ वसुदेव उवाच ॥

श्रुतवानस्मि वार्ष्णेय संग्रामं परमाद्भुतम्।
नराणां वदतां पुत्र कथोद्घातेषु नित्यशः ॥ १ ॥

વસુદેવ બોલ્યા : હે પુત્ર! મેં જુદી જુદી કથાઓના પ્રસંગમાં નિત્ય વાતચીત કરી રહેલા મનુષ્યો પાસેથી તે યુદ્ધને પરમ અદ્ભુત સાંભળ્યું છે.[1] પણ હે નિર્દોષ કૃષ્ણ! મોટી ભુજાઓવાળા તેં તો એ યુદ્ધને પ્રત્યક્ષ જોયું છે અને તેના સ્વરૂપને જાણ્યું પણ છે. માટે એ યુદ્ધ વિષે તું મને યથાર્થ રીતે કહે.[2] મહાત્મા પાંડવોનું ભીષ્મ, કર્ણ, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય તથા શલ્ય વગેરેની સાથે જે પ્રમાણે તે ઉત્તમ યુદ્ધ થયું હોય, તે તું કહે.[3] વળી જાતજાતના વેષવાળા, જુદી જુદી આકૃતિવાળા અને ભિન્નભિન્ન દેશોમાં રહેતા બીજા અનેક અસ્ત્રકુશળ ક્ષત્રિયોનું જે પ્રમાણે યુદ્ધ થયું હોય, તે તું મને કહે.[4]

વૈશંપાયન બોલ્યા : પોતાના પિતાએ પોતાની માતાની સમીપ એ પ્રમાણે પૂછ્યું એટલે શ્રીકૃષ્ણે યુદ્ધમાં કુરુવીરોનો જે પ્રમાણે સંહાર થયો હતો તે કહેવા માંડ્યો.[5]

શ્રીકૃષ્ણ બોલ્યા : તે યુદ્ધમાં મહાત્મા ક્ષત્રિયોનાં અદ્ભુત કર્મો એટલાં બધાં હતાં કે, તેમનું વર્ણન કરવું સેંકડો અબજ વર્ષો સુધી પણ અશક્ય થઈ પડે છે.[6] માટે હે દેવ સમાન કાંતિવાળા પિતા! તે રાજાઓનાં મુખ્ય મુખ્ય કર્મોનું સંક્ષેપમાં જ પણ યથાર્થ રીતે હું વર્ણન કરું છું, તે તમે સાંભળો.[7] જેમ ઇંદ્ર દેવોનો સેનાપતિ થાય, તેમ કુરુવંશી ભીષ્મ કૌરવોની અગિયાર અક્ષૌહિણી સેનાઓના પ્રથમ સેનાપતિ હતા.[8] આ તરફથી પાંડવોની સાત અક્ષૌહિણી સેનાઓનો નેતા બુદ્ધિમાન શિખંડી હતો અને તે શ્રીમાન અર્જુનની રક્ષા તળે હતો.[9] પછી મહાત્મા કૌરવોનું તથા પાંડવોનું દશ દિવસ સુધી રોમાંચ ખડાં કરી નાખે તેવું મહાન યુદ્ધ થયું હતું.[10] તેમાં અર્જુનની સાથે રહીને શિખંડીએ મહારણમાં યુદ્ધ કરી રહેલા ગંગાનંદન ભીષ્મને અનેક બાણોના પ્રહાર કર્યા. એટલે બાણશય્યાને વશ થયેલા મહાત્મા ભીષ્મે દક્ષિણાયન ગયા પછી જ્યારે ઉત્તરાયણનો કાળ આવ્યો ત્યારે પ્રાણનો ત્યાગ કર્યો.[11,12] પછી કૌરવોની નવ અક્ષૌહિણી સેના બાકી રહી, એટલે શુક્રાચાર્ય જેમ દૈત્યરાજના સેનાપતિ થાય, તેમ અસ્ત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ તથા બ્રાહ્મણોમાં ઉત્તમ એવા વીર દ્રોણાચાર્ય કૌરવરાજના સેનાપતિ થયા. તે સમયે યુદ્ધમાં વખણાયેલા તે દ્રોણાચાર્યને વીંટાઈ વળીને કૃપાચાર્ય તથા બીજા શ્રેષ્ઠ ક્ષત્રિયો તેમનું રક્ષણ કરી રહ્યા હતા.[13,14] તે સમયે મોટાં અસ્ત્રોને જાણનારો બુદ્ધિમાન ધૃષ્ટદ્યુમ્ન પાંડવોનો સેનાપતિ થયો હતો અને સૂર્ય જેમ વરુણનું રક્ષણ કરે છે, તેમ ભીમસેન તેનું રક્ષણ કરતો હતો.[15] મોટા મનવાળા તે ધૃષ્ટદ્યુમ્ને પોતાના પિતા સાથેના વેરનું સ્મરણ કરીને દ્રોણાચાર્યને પહોંચી વળવાની ઇચ્છા કરી અને સેનાથી વીંટાઈને રણમાં મહાન કર્મ કર્યું.[16] દ્રોણાચાર્ય અને ધૃષ્ટદ્યુમ્ન વચ્ચેના તે યુદ્ધમાં જુદી જુદી દિશાઓમાંથી આવેલા અનેક વીર રાજાઓનો સંહાર વળી ગયો હતો.[17] આ બન્ને વચ્ચેનું મહાદારુણ યુદ્ધ પાંચ દિવસ સુધી ચાલ્યું હતું. તેમાં આખરે દ્રોણાચાર્ય થાકી ગયા અને ધૃષ્ટદ્યુમ્નને વશ થઈ તેને હાથે મરણ પામ્યા. તે પછી દુર્યોધનના સૈન્યમાં કર્ણ સેનાપતિ થયો. તે બાકી વધેલી પાંચ અક્ષૌહિણી સેનાઓથી યુદ્ધમાં વીંટાઈ વળ્યો હતો.[18,19] આ તરફથી પાંડવોની ત્રણ અક્ષૌહિણી સેનાઓમાંથી મોટા મોટા વીર પુરુષો માર્યા ગયા હતા અને તે

અર્જુનના રક્ષણ તળે રહીને યુદ્ધ કરવા ઊભી રહી હતી.[२०] પછી પતંગિયું જેમ અગ્નિમાં પડીને નાશ પામે, તેમ સૂતનો દારુણ પુત્ર કર્ણ અર્જુન સામે યુદ્ધ કરીને બીજે જ દિવસે મરણધર્મને પ્રાપ્ત થયો.[२१] કર્ણ જ્યારે મરણ પામ્યો ત્યારે કૌરવો ઉત્સાહ વિનાના થઈ જઈ નિસ્તેજ થઈ ગયા. તેમણે ત્રણ અક્ષૌહિણી સેના સાથે રાખીને મદ્રરાજ શલ્યને પોતાનો સેનાપતિ બનાવ્યો.[२२] બીજી તરફથી પાંડવોનાં વાહનોનો લગભગ વિનાશ થઈ ગયો હતો અને તેઓ છેક નિરુત્સાહ થયા હતા. તેમણે પણ બાકી રહેલી એક અક્ષૌહિણી સેનાને સાથે લઈને યુધિષ્ઠિરને સેનાપતિ બનાવ્યા. તે દિવસે કુરુરાજ યુધિષ્ઠિરે પણ મહાદુષ્કર કર્મ કર્યું હતું. તેમણે અર્ધદિવસ વ્યતીત થયો તેટલામાં તો મદ્રરાજ શલ્યનો વધ કર્યો.[२३,२४] શલ્ય મરણ પામ્યો તે પછી અમાપ પરાક્રમશાળી અને મોટા મનવાળા સહદેવે પણ કૌરવપાંડવોના ક્લેશના મૂળકર્તા શકુનિનો વધ કર્યો.[२५] શકુનિ મરણ પામ્યો, એટલે જેના સર્વ સૈનિકોનો લગભગ સંહાર વળી ગયો હતો, તે રાજા દુર્યોધન પોતાના મનમાં અત્યંત ઉદાસ થઈને હાથમાં એક ગદા લઈ રણમાંથી નાસી ગયો.[२६] પણ પ્રતાપી ભીમસેન અત્યંત ક્રોધાયમાન થઈને તેની પાછળ પડ્યો અને તેણે તેને દ્વૈપાયન નામના એક ધરામાં જોઈ લીધો.[२७] પછી પાંચે પાંડવોએ મરણ પામતાં બચેલા પોતાના સૈન્ય વડે ધરામાં ભરાઈ બેઠેલા તે દુર્યોધનને ચારે તરફથી ઘેરી લીધો. હવે તેઓ પોતે પણ મનમાં પ્રસન્ન થઈને ત્યાં બેઠા. [२८] દુર્યોધન ધરાના જળમાં પેસી ગયો હતો; પણ જ્યારે વાણીરૂપી બાણોથી તેને અત્યંત વીંધી નાખવામાં આવ્યો, ત્યારે તે જળમાંથી ઊભો થયો અને હાથમાં ગદા લઈને યુદ્ધ કરવા સામે આવ્યો.[२९] એટલે ભીમસેને સર્વ રાજાઓના દેખતાં પરાક્રમ કરીને મહારણમાં રાજા દુર્યોધનનો વધ કર્યો.[३०] તે પછી રાત્રિને સમયે પાંડવોનું સૈન્ય પોતાની છાવણીમાં સૂતું હતું, ત્યારે દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાએ પોતાના પિતાના વધને સહન નહિ કરીને તે સર્વ સૈન્યનો ઘાણ વાળી નાખ્યો. માત્ર હું, સાત્યકિ અને પાંચ પાંડવો જ મરતાં બચી ગયા છીએ, પણ પાંડવોના સર્વ પુત્રોનો, સૈન્યનો તથા મિત્રોનો તો કેવળ નાશ જ થઈ ગયો છે.[३१,३२] આ જ પ્રમાણે કૌરવપક્ષમાંથી કૃપાચાર્ય, કૃતવર્મા તથા અશ્વત્થામા તે યુદ્ધમાંથી બચી ગયા છે અને પાંડવોનો આશ્રય કરવાથી કુરુવંશી યુયુત્સુ પણ બચી ગયો છે.[३३] કૌરવોનો રાજા દુર્યોધન પોતાના પરિવારની સાથે મરણ પામ્યો, એટલે વિદુરે તથા સંજયે ધર્મરાજનો જ આશ્રય કર્યો છે.[३४] આ પ્રમાણે હે સમર્થ પિતા! તે મહાન યુદ્ધ અઢાર દિવસ સુધી ચાલ્યું હતું અને તેમાં મરણ પામેલા રાજાઓ સ્વર્ગવાસી થયા છે.[३५]

વૈશંપાયન બોલ્યા : હે મહારાજ! રૂવાંટાં ઊભાં કરી નાખે તેવી એ યુદ્ધકથાને સાંભળતાં યાદવોને એકીસાથે દુઃખ, શોક તથા ક્લેશ થઈ ગયાં.[३६]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'વાસુદેવનાં વચનો' નામનો અધ્યાય ૬૦ મો સમાપ્ત

## અધ્યાય ६१ મો

### અભિમન્યુ માટે વસુદેવનો શોક અને શ્રીકૃષ્ણે કરેલું તેમનું સાંત્વન

॥ वैशंपायन उवाच ॥

कथयन्नेव तु तदा वासुदेवः प्रतापवान् ।
महाभारतयुद्धं तत् कथांते पितुरग्रतः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : આમ મહાબુદ્ધિમાન પ્રતાપી શ્રીકૃષ્ણ પોતાના પિતાની પાસે મહાભારતના યુદ્ધનું વર્ણન કરતા હતા, તે સમયે

મારા પિતા વસુદેવને કંઈ અપ્રિય ન થાય આવો મનમાં વિચાર કરીને તે મહામતિ વીરે અભિમન્યુના વધનું વૃત્તાંત વચ્ચેથી છોડી દીધું હતું. પોતાની પુત્રીના પુત્રનો મહાકષ્ટદાયક વધ સાંભળી વસુદેવ દુઃખ તથા શોકને લીધે તપી ન જાય એ જ ઠીક છે, આવો મનમાં વિચાર કરીને જ મહાબુદ્ધિમાન શ્રીકૃષ્ણે તે વૃત્તાંત પડતું મૂક્યું હતું. પણ સુભદ્રા પોતાના પુત્રના વધનું તે વૃત્તાંત પડતું મૂકેલું જાણીને વચ્ચે જ બોલી ઊઠી કે, 'હે કૃષ્ણ! સુભદ્રાનંદનના વધ વિશે તો કહો.' આમ કહેતાં તે પૃથ્વી પર પછડાઈ પડી. સુભદ્રાને પછડાઈ પડેલી જોઈ વસુદેવ પણ દુઃખથી મૂર્છિત થઈ ગયા અને પૃથ્વી પર ઢળી પડ્યા. હવે હે મહારાજ! પોતાના દૌહિત્ર અભિમન્યુના વધને લીધે દુઃખ તથા શોકથી ઘેરાઈ ગયેલા વસુદેવે શ્રીકૃષ્ણને આ વાક્ય કહ્યું: 'ઓ પુંડરીકાક્ષ! તું તો જગતમાં સત્યવાદી તરીકે પ્રસિદ્ધ છે[૧-૭] છતાં હે શત્રુઘ્ન! આજે તું મારા દૌહિત્રના વધનું વૃત્તાંત મને કહેતો નથી! હે સમર્થ કૃષ્ણ! તું મને તારા ભાણિયાના નાશ સંબંધી વૃત્તાંત યથાર્થ રીતે કહે.[૮] હે યદુવંશી! તે અભિમન્યુ તારા જેવા નેત્રવાળો હતો અને કાળ ન આવ્યો હોય ત્યાં સુધી મનુષ્યોની સાથે યુદ્ધ કરીને કદી મરણ પામે તેવો ન હતો; છતાં શત્રુઓએ તેને કેવી રીતે રણમાં માર્યો?[૯] અરેરે! આજે દુઃખનું માર્યું મારું હૃદય સેંકડો વિભાગમાં ચિરાઈ જતું નથી. તેણે તને સંગ્રામમાં શું કહ્યું હતું? તેની માતા સુભદ્રાને વિશે શું કહ્યું હતું?[૧૦] ઓ કમલનયન! તેણે મારે વિશે શું કહ્યું હતું? ચપળ આંખવાળો એ અભિમન્યુ મારો લાડકો હતો. એ અભિમન્યુ રણસંગ્રામમાં પાછી પાની કરીને શત્રુઓને હાથે મરણ પામ્યો નથી ને?[૧૧] હે ગોવિંદ! તેણે યુદ્ધમાં પોતાના મુખને કદી વિકારવાળું તો કર્યું નથી ને? કેમ કે હે કૃષ્ણ! એ મહાતેજસ્વી મારી આગળ પોતાનાં વખાણ કરતો હતો.[૧૨] વળી તે સમર્થ પોતાના બાળભાવને લીધે મારી આગળ પોતાનો વિનય કહેતો હતો. તેને દ્રોણાચાર્ય, કર્ણ તથા કૃપાચાર્ય આદિએ શું તિરસ્કારી કાઢ્યો નહોતો ને?[૧૩] હે કેશવ! મારી દીકરીનો દીકરો અભિમન્યુ બળવાનોમાં શ્રેષ્ઠ એવા દ્રોણાચાર્ય, ભીષ્મ તથા કર્ણની સાથે પણ નિત્ય સ્પર્ધા કરતો હતો, તેથી જ તેમને હાથે મરણ પામીને તે પૃથ્વી પર સૂતો છે. તો તું એ વૃત્તાંત મને કહે.' એ પ્રમાણે વસુદેવ અત્યંત દુઃખી થઈને ઘણો ઘણો વિલાપ કરી રહ્યા હતા, ત્યારે અત્યંત દુઃખી થયેલા શ્રીકૃષ્ણે પોતાના પિતાને આ પ્રમાણે કહ્યું: 'તેણે રણસંગ્રામના મધ્યમાં પોતાનું મુખ કદી વિકારવાળું કર્યું નથી, તેમ મહાદુસ્તર સંગ્રામમાં તેણે કદી પાછી પાની પણ કરી નથી. તેણે સેંકડો ને હજારો રાજાઓને સંહારી નાખ્યા હતા.[૧૪-૧૭] પછી દ્રોણાચાર્ય તથા કર્ણે તેને જ્યારે થકવ્યો, ત્યારે જ તે દુઃશાસનપુત્રના સપાટામાં સપડાયો હતો. હે સમર્થ પિતા! તે એકલાની સાથે જો કોઈ એકલો જ યોદ્ધો લડ્યો હોત, તો તે યોદ્ધો ભલે પછી સાક્ષાત્ ઇંદ્ર હોત; તોપણ સંગ્રામમાં તેનો કદી વધ કરી શકત નહિ. હે યદુવંશી! ત્યારે સંશપ્તક યોદ્ધાઓએ અર્જુનને સંગ્રામમાંથી દૂર બોલાવી લીધો હતો અને ક્રોધાયમાન થયેલા દ્રોણાચાર્ય વગેરેએ તેને યુદ્ધમાં ઘેરી લીધો હતો. હે પિતા! તે વખતે તમારા દૌહિત્રે રણસંગ્રામમાં શત્રુઓનો જબ્બર ઘાણ કાઢી નાખ્યો હતો. એ પછી જ તમારો તે દૌહિત્ર દુઃશાસનપુત્રને હાથે માર્યો ગયો હતો. હે મહાબુદ્ધિમાન પિતા! ખરેખર અભિમન્યુ સ્વર્ગલોકમાં જ ગયો છે; માટે તમે તેના શોકનો ત્યાગ કરો.[૧૮-૨૧] તમારા જેવા કુશળબુદ્ધિ પુરુષો સંકટમાં આવીને કદી ગભરાઈ

જતા નથી. જેણે ઇંદ્ર સમાન પરાક્રમવાળા દ્રોણાચાર્ય તથા કર્ણ સામે પણ એક વખત ટક્કર ઝીલી છે, તે સ્વર્ગલોકને કેમ ન પામે? માટે હે અજિત પિતા! તમે તેના શોકનો ત્યાગ કરો. તમે શોકાધીન થાઓ મા.[22,23] શત્રુનાં નગરોને જીતનારો તે અભિમન્યુ શસ્ત્રોથી પવિત્ર ગતિને પામ્યો છે. તે વીર જ્યારે મરણ પામ્યો, ત્યારે મારી બહેન સુભદ્રા દુઃખથી અત્યંત વિહ્વળ થઈને પોતાના પુત્રની પાસે જઈને કુરરી (ટિટોડી)ની પેઠે કલ્પાંત કરી રહી હતી. તેણે દ્રૌપદી પાસે જઈને દુઃખથી પૂછ્યું હતું કે, 'હે આર્યા! બધા છોકરાઓ ક્યાં છે? મારે તેમને જોવા છે.'[24–26] આ વચન સાંભળતાં સર્વ કૌરવસ્ત્રીઓ એને બે બાહુઓથી પકડી રહી અને અત્યંત દુઃખીની પેઠે વિલાપ કરવા લાગી.[27] પછી તેણે ઉત્તરાને કહ્યું કે, 'હે ભદ્રા! તારો સ્વામી આજે ક્યાં ગયો છે? તે જ્યારે આવે ત્યારે તું મને ઝટ જણાવજે.[28] હાય! ઓ વિરાટનંદિની! હું જ્યારે જ્યારે તારા પતિને મારી સમીપ બોલાવતી હતી, ત્યારે ત્યારે તે ઉતાવળો ઉતાવળો પોતાના ભવન ઉપરથી નીચે આવીને મારી પાસે આવતો હતો, તો તે આજે કેમ આવતો નથી?[29] હે અભિમન્યુ! તારા મહારથી મામાઓ કુશળક્ષેમ છે. તું જ્યારે યુદ્ધ કરવાની ઇચ્છાથી અહીં આવ્યો હતો, ત્યારે તે સર્વ તને કુશળપ્રશ્ન પૂછતા હતા. હે શત્રુદમન! આજે તું મને પૂર્વની પેઠે સંગ્રામનો વૃત્તાંત કહે. હું આવી રીતે વિલાપ કરી રહી છું; છતાં આજે તું મારી સાથે કેમ બોલતો નથી?' એ પ્રમાણે સુભદ્રા વિલાપ કરતી હતી, ત્યારે તે સાંભળીને દુઃખથી વ્યાકુળ થયેલાં કુંતાએ તેને ધીમે ધીમે આવું વાક્ય કહ્યું હતું: 'ઓ સુભદ્રા! જેને શ્રીકૃષ્ણે, સાત્યકિએ અને તેના પિતા અર્જુને લાડ લડાવ્યાં હતાં, તે બાળ અભિમન્યુ કાળધર્મને લીધે રણમાં મરણ પામ્યો છે.[30–33] હે યદુનંદિની! મનુષ્યનો ધર્મ આવો જ હોય છે, માટે તું શોક કર મા. ખરેખર, તારો અજિત પુત્ર પરમગતિને પામ્યો છે.[34] હે કમળની પાંખડી સમાન નેત્રવાળી! તું મહાત્મા ક્ષત્રિયોના મહાન કુળમાં ઉત્પન્ન થયેલી છે, માટે તું તે ચપળ નેત્રવાળા અભિમન્યુનો શોક કર મા.[35] હે કલ્યાણી! તું હવે શોક કર મા; પણ આ ગર્ભિણી ઉત્તરાની ભાળ રાખ–પવિત્ર ભાવવાળી તે ઉત્તરા અભિમન્યુના પુત્રને જન્મ આપશે.'[36] હે યદુકુળધુરંધર પિતા! કુંતાએ સુભદ્રાને એ પ્રમાણે આશ્વાસન આપ્યું અને અસહ્ય શોકનો ત્યાગ કરીને અભિમન્યુનું શ્રાદ્ધકર્મ કર્યું.[37] તેણે ધર્મજ્ઞ ધર્મરાજને, ભીમને અને યમરાજ જેવા નકુળને તથા સહદેવને જણાવીને અનેક પ્રકારનાં દાનો આપ્યાં.[38] પછી હે યદુવંશી પિતા! બ્રાહ્મણોને અનેક ગાયોનું દાન કરીને કુંતી હર્ષમાં આવી ગઈ અને ઉત્તરાને આ પ્રમાણે કહેવા લાગી:[39] 'હે નિર્દોષ વિરાટપુત્રી! તારા સ્વામીને ઉદ્દેશી હવે તારે સંતાપ કરવો જ નહિ. હે સુંદર નિતંબવાળી ઉત્તરા! હવે તારે ગર્ભમાં રહેલા બાળકનું જ અવશ્ય રક્ષણ કરવું.'[40] હે મહાતેજસ્વી પિતા! એ રીતે કહીને કુંતા બોલતાં બંધ થયાં, એટલે હું તેમની સંમતિ લઈને આ સુભદ્રાને અહીં લાવ્યો છું.[41] આમ હે માન આપનારા પિતા! તમારો દોહિતર અભિમન્યુ યુદ્ધમાં મરણ પામ્યો છે; માટે હે દુર્ધર્ષ! તમે સંતાપનો ત્યાગ કરો અને શોકમાં મન ન લગાડો.[42]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'અભિમન્યુ માટે વસુદેવનો શોક અને શ્રીકૃષ્ણે કરેલું તેમનું સાંત્વન' નામનો અધ્યાય ૬૧ મો સમાપ્ત

# अध्याय ६२मो
## અશ્વમેધ માટે તૈયારી

॥ वैशंपायन उवाच ॥

एतच्छ्रुत्वा तु पुत्रस्य वचः शूरात्मजस्तदा ।
विहाय शोकं धर्मात्मा ददौ श्राद्धमनुत्तमम् ॥१॥

વૈશંપાયન બોલ્યા: પોતાના પુત્ર શ્રીકૃષ્ણનું એ વચન સાંભળ્યા પછી શૂરસેનના પુત્ર ધર્માત્મા વસુદેવે શોકનો ત્યાગ કર્યો અને અભિમન્યુને ઉદ્દેશી સર્વોત્તમ શ્રાદ્ધ અર્પણ કર્યું.[1] વળી શ્રીકૃષ્ણે પણ પોતાના પિતાને પ્રિય એવા પોતાના મહાત્મા ભાણેજની ઔર્ધ્વ દેહિક ક્રિયા કરી. વળી તેમણે સાઠ લાખ મહાતેજસ્વી બ્રાહ્મણોને સર્વ-ગુણસંપન્ન ભોજનવિધિ પ્રમાણે જમાડ્યા.[2,3] ઉપરાંત મહાબાહુ કૃષ્ણે ધનના સમુદાયોથી ઢાંકી દઈને બ્રાહ્મણોની ધનતૃષ્ણા દૂર કરી હતી, તે ખરેખર રોમાંચજનક કર્મ હતું.[4] તે સમયે સુવર્ણ, ગાયો, શયનો તથા વસ્ત્રોનું દાન અપાતું હતું અને બ્રાહ્મણો 'વર્ધતામ્ વર્ધતામ્' એમ કહીને આશીર્વાદો આપતા હતા.[5] પછી યાદવવંશી શ્રીકૃષ્ણે, બળદેવે, સાત્યકિએ તથા સત્યકે પણ તે સમયે અભિમન્યુનું શ્રાદ્ધકર્મ કર્યું હતું.[6]

બીજી તરફ વીર પાંડવો પણ હસ્તિનાપુર નગરમાં દુઃખથી બળી રહ્યા હતા અને શાંતિ મેળવી શકતા ન હતા.[7] તેઓ અભિમન્યુના વિરહમાં જરાય ચેન પામતા નહોતા. ત્યારે હે રાજેંદ્ર! વિરાટરાજાની પુત્રી ઉત્તરાએ તો દુઃખથી વિહ્વળ થઈને ઘણા દિવસો સુધી ભોજન પણ કર્યું ન હતું, તે અત્યંત કરુણાજનક થઈ પડ્યું હતું. આથી એને રહેલો ગર્ભ ઉદરમાં જ નાશ પામવાની અણી પર આવી પહોંચ્યો.[8,9] પણ મહાતેજસ્વી બુદ્ધિમાન વ્યાસે આ વાત પોતાની દિવ્ય દૃષ્ટિથી જાણી લીધી અને તે પોતે ત્યાં આવીને વિશાળ નેત્રવાળી કુંતાને તથા ઉત્તરાને આ પ્રમાણે બોલ્યા: 'હે યશસ્વિની ઉત્તરા! તું આ શોકને દૂર કર. તારો પુત્ર મહાતેજસ્વી થશે.[10,11] શ્રીકૃષ્ણના પ્રભાવથી તથા મારા વચનથી તારો આ પુત્ર પાંડવોની પછી પૃથ્વીનું પાલન કરશે.'[12] પછી હે ભારત! વ્યાસે અર્જુન સામે જોયું અને તેને જાણે હર્ષ ઉપજાવતા હોય તેમ ધર્મરાજાના સાંભળતાં આવું વચન કહ્યું:[13] 'તારો પૌત્ર મહાભાગ્યશાળી તથા ઉદાર મનનો થશે. તે સમુદ્ર સુધીની પૃથ્વીનું ધર્માનુસાર રક્ષણ કરશે.[14] માટે હે કુરુશ્રેષ્ઠ! તું શોકનો ત્યાગ કર. હે શત્રુહંતા! હું કહું છું તેમાં તારે કંઈ વિચાર કરવા જેવું છે જ નહિ. મારું વચન અવશ્ય સત્ય થશે.[15] હે કુરુનંદન! યાદવવીર શ્રીકૃષ્ણે પણ પૂર્વે જે કંઈ કહ્યું છે, તે તે પ્રમાણે જ થશે, એમાં તારે કંઈ વિચાર કરવો નહિ.[16] વીર અભિમન્યુ તો પોતે જીતેલા દેવોના અક્ષયલોકમાં ગયો છે; માટે તેનો તારે કે બીજા કોઈ કુરુઓએ શોક કરવો યોગ્ય નથી.'[17] પિતામહ વ્યાસે એ પ્રમાણે કહ્યું, એટલે ધર્માત્મા અર્જુને શોકનો ત્યાગ કર્યો અને પ્રસન્નતામાં આવી ગયો.[18] હે મહાબુદ્ધિમાન ધર્મજ્ઞ જનમેજય! તારો પિતા (પરીક્ષિત) પણ ઉત્તરાના ગર્ભમાં રહીને શુક્લપક્ષમાં જેમ ચંદ્ર વૃદ્ધિ પામે તેમ યથેષ્ટ રીતે વૃદ્ધિ પામવા લાગ્યો.[19] પછી વ્યાસે ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજાને અશ્વમેધ કરવાની પ્રેરણા કરી અને ત્યાંથી તે અંતર્ધાન થઈ ગયા.[20] બુદ્ધિમાન ધર્મરાજાએ પણ વ્યાસનાં તે વચન સાંભળ્યા પછી અશ્વમેધ માટે દ્રવ્ય લાવવા સારુ જવાનો મનમાં વિચાર કર્યો.[21]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'વસુદેવસાંત્વન' નામનો અધ્યાય ૬૨મો સમાપ્ત

# अध्याय ६३ मो

## પાંડવોનું અશ્વમેધના દ્રવ્ય માટે પ્રયાણ

॥ जनमेजय उवाच ॥

श्रुत्वैतद्वचनं ब्रह्मन् व्यासेनोक्तं महात्मना ।
अश्वमेधं प्रति तदा किं भूयः प्रचकार ह ॥ १ ॥

જનમેજય બોલ્યા: હે બ્રહ્મન્! મહાત્મા વ્યાસે કહેલું વચન સાંભળ્યા પછી યુધિષ્ઠિરે અશ્વમેધ માટે તે સમયે શું કર્યું હતું?[1] હે બ્રાહ્મણશ્રેષ્ઠ! મરુત્તરાજાએ પૃથ્વીમાં જે રત્ન રાખી મૂક્યાં હતાં, તેને યુધિષ્ઠિરે કેવી રીતે મેળવ્યાં, તે મને કહો.[2]

વૈશંપાયન બોલ્યા: વ્યાસનું એ વચન સાંભળ્યા પછી ધર્મરાજ યુધિષ્ઠિરે યોગ્ય સમયે અર્જુન, ભીમસેન, નકુળ તથા સહદેવ એ સર્વ ભાઈઓને પોતાની સમીપ બોલાવ્યા અને તેમને આ પ્રમાણે કહ્યું: 'હે વીરો! બુદ્ધિમાન મહાત્મા વ્યાસ મહાન તપોવૃદ્ધ છે, કુરુવંશીઓનું હિત ઇચ્છનારા છે, સુહૃદોનો અભ્યુદય ઇચ્છનારા છે, સર્વના ગુરુ છે, ધર્મશીલ છે અને અદ્ભુત કર્મ કરનારા છે. તેમણે જે વચન કહ્યું છે તે તો તમે સાંભળ્યું જ છે. વળી હે પાંડવો! ભીષ્મપિતામહે તથા મહાજ્ઞાની બુદ્ધિમાન શ્રીકૃષ્ણે જે કરવા માટે સલાહ આપી છે, તે સંભારીને હું તે પ્રમાણે કરવાને ઇચ્છું છું; કેમ કે તે વર્તમાનકાળમાં તથા ભવિષ્યકાળમાં આપણને સર્વને હિતકારી છે.[3-7] વ્યાસ જેવા બ્રહ્મવાદી પુરુષે જે કહ્યું હોય તે પરિણામમાં કલ્યાણકારી જ હોય એ દેખીતું છે. હે કુરુવંશી રાજાઓ! હાલમાં આ સમગ્ર પૃથ્વીમાંથી રત્નોનો લગભગ ક્ષય થઈ ગયો છે, એ હેતુથી જ વ્યાસે મરુત્તરાજાનું તે ધન આપણને બતાવ્યું છે. માટે એને લાવવા માટે તમારો જો બહુમત હોય અને તે કાર્યને તમે યોગ્ય માનતા હો, તો વ્યાસે કહ્યું છે તે પ્રમાણે આપણે ધન લાવીએ કે કેમ? હે ભીમસેન! આ વિષયમાં તું શું માને છે?' હે કુરુકુળધુરંધર જનમેજય! ધર્મરાજાએ જ્યારે એ પ્રમાણે કહ્યું ત્યારે ભીમસેન બે હાથ જોડીને તે નૃપવરને કહેવા લાગ્યો: 'હે મહાબાહુ! તમે વ્યાસે કહેલા ધનને લાવવાના સંબંધમાં જે કહ્યું તે મને રુચે છે. હે પ્રભુ! મરુત્તના તે ધનને જો આપણે મેળવીએ તો આપણું કાર્ય થયું જ છે, એમ હું માનું છું. હે મહારાજ! આપણે મહાત્મા શંકરને પ્રણામ કરીને તથા તેમનું પૂજન કરીને તે ધન લાવીએ. તમારું કલ્યાણ થાઓ. આપણે દેવેશ ભગવાન શંકરને તથા તેમના અનુચરોને વાણી, બુદ્ધિ તથા કર્મથી પ્રસન્ન કરીને જરૂર તે ધનને મેળવીશું. જે સમયે વૃષભધ્વજ શંકર આપણા પર પ્રસન્ન થશે, તે જ સમયે જેઓ તે દ્રવ્યનું રક્ષણ કરે છે તે ભયંકર દેખાવના ગંધર્વો પણ આપણને વશ થશે.' હે ભારત! ભીમસેન એ પ્રમાણે કહેતો હતો, ત્યારે તેનાં વચનો સાંભળીને ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજા અત્યંત પ્રસન્ન થયા અને અર્જુન વગેરેએ પણ 'હા, તેમ જ કરીશું' એમ કહીને તેમાં અનુમોદન આપ્યું.[8-17] પછી સર્વ પાંડવોએ રત્નો લાવવાનો નિશ્ચય કરીને ઉત્તમ નક્ષત્ર તથા શુભ દિવસે સેનાને આજ્ઞા કરી.[18] હવે બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવીને તેમ જ દેવશ્રેષ્ઠ મહેશ્વરનું પ્રથમ જ પૂજન કરીને તેઓ ત્યાંથી નીકળ્યા.[19] તે સમયે તેમણે મહાત્મા શંકરને લાડુ, દૂધપાક, માંસ તથા માલપૂડાનું બલિદાન આપ્યું હતું અને પછી અત્યંત હર્ષપૂર્વક પ્રયાણ કર્યું હતું.[20] એ રીતે તેમણે જ્યારે પ્રયાણ કર્યું, ત્યારે પ્રસન્ન મનવાળા શ્રેષ્ઠ બ્રાહ્મણોએ તથા નગરના લોકોએ પવિત્ર મંગળ કૃત્યો કર્યાં.[21] પછી તે પાંડવો પણ અગ્નિહોત્રવાળા તે બ્રાહ્મણોની પ્રદક્ષિણા કરીને તથા મસ્તક વડે પ્રણામ કરીને ત્યાંથી આગળ ચાલ્યા.[22] ત્યારે નગરના લોકો તથા વિદ્વાન

બ્રાહ્મણો તેમને માન આપી રહ્યા હતા. એ પાંડુનંદનોએ એ વેળા પુત્રોના શોકથી ઘેરાઈ ગયેલા રાજા ધૃતરાષ્ટ્રની, ગાંધારીની તથા વિશાળ નેત્રવાળાં કુંતાની આજ્ઞા લીધી અને ધૃતરાષ્ટ્રપુત્ર કુરુવંશી યુયુત્સુને તેમની સમીપ રાખ્યો.[૨૩,૨૪]

ઇતિ શ્રીમદ્ ભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીત પર્વમાં 'દ્રવ્ય લાવવા માટે પાંડવોનો આરંભ' નામનો અધ્યાય ૬૩મો સમાપ્ત

## અધ્યાય ૬૪મો

### પાંડવો હિમાલયમાં

॥ वैशम्पायन उवाच ॥

**ततस्ते प्रययुर्हृष्टाः प्रहृष्टनरवाहनाः ।**
**रथघोषेण महता पूरयंतो वसुंधराम् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: પછી અત્યંત આનંદ પામેલા સૈનિકો તથા વાહનોવાળા તે પાંડવો રથોની મોટી ગર્જનાઓથી પૃથ્વીને ગજાવી મૂકતા હર્ષભેર આગળ વધવા લાગ્યા.[૧] તેઓ સૂત, માગધ તથા બંદીઓની સ્તુતિઓ વડે સ્તવાતા હતા અને સૂર્ય જેમ પોતાનાં કિરણોથી વીંટાયેલા હોય, તેમ તેઓ પોતાના સૈન્યથી વીંટાયેલા હતા.[૨] તે સમયે યુધિષ્ઠિરના મસ્તક પર શ્વેત છત્ર ધારણ કરવામાં આવ્યું હતું, તેથી તે પૂર્ણિમાના ચંદ્રની પેઠે શોભતા હતા.[૩] મહાપુરુષ યુધિષ્ઠિર માર્ગમાં અત્યંત હર્ષ પામેલા મનુષ્યોના વિજયસૂચક આશીર્વાદોને યથાયોગ્ય રીતે ગ્રહણ કરતા હતા.[૪] વળી હે રાજન્! સૈનિકો પણ તેમની પાછળ પાછળ જઈ રહ્યા હતા. તેમનો કોલાહલ આકાશને સ્તબ્ધ કરી દઈને સર્વત્ર વ્યાપી રહ્યો હતો.[૫] મહારાજ યુધિષ્ઠિરે માર્ગમાં અનેક તળાવો, નદીઓ, વનો તથા ઉપવનોનું ઉલ્લંઘન કરવા માંડ્યું અને છેવટે તેઓ હિમાલય પાસે જઈ પહોંચ્યા.[૬] ત્યાં હે રાજેંદ્ર! જે પ્રદેશ ઉપર તે ઉત્તમ દ્રવ્ય આવેલું હતું, તેમાં પાંડવ યુધિષ્ઠિરે પોતાના સૈનિકોની સાથે પડાવ નાખ્યો.[૭] હે ભરતશ્રેષ્ઠ! તે ભાગ સપાટ હતો અને કલ્યાણકારી હતો. ત્યાં હે કુરુવંશી! યુધિષ્ઠિરે પોતાની આગળના ભાગમાં તપ, વિદ્યા તથા દમથી સંપન્ન એવા બ્રાહ્મણોને ઉતારો આપ્યો. વળી વેદ-વેદાંગમાં પારંગત થયેલા પુરોહિત ધૌમ્યને પણ આગળ રાખીને રાજાએ પડાવ નાખ્યો, એટલે બીજા સર્વ રાજાઓ તથા પુરોહિત સહિત બ્રાહ્મણો યથાયોગ્ય રીતે શાંતિ કરીને યુધિષ્ઠિરને ચોતરફથી વીંટાઈ વળ્યા. આ રીતે તે બ્રાહ્મણોએ રાજા યુધિષ્ઠિરને તથા તેમના અમાત્યોને સૌથી વચ્ચે રાખીને છ રાજમાર્ગોવાળો તથા નવ ખંડોવાળો તે પડાવ કરાવ્યો હતો. વળી તેમણે મદમત્ત મોટા મોટા હાથીઓનો પણ વિધિ પ્રમાણે પડાવ નાખ્યો હતો. રાજેંદ્ર યુધિષ્ઠિરે એ રીતે સર્વ વ્યવસ્થા કરાવ્યા પછી સર્વ બ્રાહ્મણો પ્રત્યે કહ્યું કે, 'હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! આપણા આ કાર્યમાં શુભ નક્ષત્રે તથા શુભ દિવસે તમે જે પ્રમાણે માનતા હો તે પ્રમાણે કરવાને યોગ્ય છો. હે બ્રાહ્મણો! આપણે અહીં રહીને જે રીતે સમય ગુમાવવો પડે નહિ, તે પ્રમાણે નિશ્ચય કરીને હવે પછી જે કરવાનું હોય તે તમે કરો.' રાજાનું એ વચન સાંભળીને પુરોહિત સહિત સર્વ બ્રાહ્મણો પ્રસન્ન થયા. તેમણે ધર્મરાજાનું પ્રિય કરવાની ઇચ્છાથી આવું વચન કહ્યું:[૮-૧૩] 'હે રાજન્! આજે જ શુભ નક્ષત્ર છે તથા આજનો દિવસ પણ પવિત્ર છે, માટે આપણે અત્યંત શ્રેષ્ઠ ક્રિયાઓ કરવામાં પ્રયત્ન કરીએ. આજે અમે માત્ર જળપાન કરીને જ અહીં રહીશું અને તમે પણ આજે ઉપવાસ કરો.'[૧૪] બ્રાહ્મણોનું એ વચન સાંભળીને યુધિષ્ઠિર આદિ સર્વ રાજાઓએ તે દિવસે ઉપવાસ કર્યો અને રાત્રે યજ્ઞમાં પ્રજ્વલિત થયેલા અગ્નિઓની પેઠે દર્ભ-શય્યા પર શયન કર્યું.[૧૫] એ રીતે બ્રાહ્મણોની વાણીનું શ્રવણ કરતાં કરતાં તે મહાત્માઓની એ

રાત્રિ વીતી ગઈ. પછી નિર્મળ પ્રભાત થયું, એટલે શ્રેષ્ઠ બ્રાહ્મણોએ ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાને આવું વચન કહ્યું.[૧૬]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'દ્રવ્ય લાવવા માટે પાંડવોનો આરંભ' નામનો અધ્યાય ૬૪મો સમાપ્ત

## અધ્યાય ૬૫મો

### પુનઃ હસ્તિનાપુરમાં દ્રવ્ય સહિત પાંડવો

॥ બ્રાહ્મણા ઊચુઃ ॥

क्रियतामुपहारोऽद्य त्र्यंबकस्य महात्मनः ।
दत्त्वोपहारं नृपते ततः स्वार्थे यतामहे ॥ १ ॥

બ્રાહ્મણો બોલ્યા : હે રાજા! આજે મહાત્મા શંકરને બલિદાન આપો, એટલે બલિદાન આપ્યા પછી આપણે આપણા કાર્યને માટે યત્ન કરીએ.[૧] તે બ્રાહ્મણોનું એ વચન સાંભળ્યા પછી યુધિષ્ઠિરે યથાયોગ્ય રીતે શંકરના બલિદાનની સર્વ સામગ્રી આણી મંગાવી.[૨] પુરોહિત ધૌમ્યે વિધિપૂર્વક સંસ્કારેલા ઘી વડે અગ્નિને તૃપ્ત કર્યો તથા મંત્રસિદ્ધ ચરુ તૈયાર કર્યો. પછી તે બલિદાન આપવા માટે ગયા.[૩] હે રાજા! વેદમાં પારંગત થયેલા તે પુરોહિતે મંત્રોથી પવિત્ર કરેલાં પુષ્પો લઈને શંકરને લાડુ, દૂધપાક તથા માંસોનાં બલિદાન આપ્યાં. વળી તેમણે ભાતભાતનાં પુષ્પોથી તથા ઉત્તમ-મધ્યમ ડાંગરથી સારી રીતે વિધિપૂર્વક અત્યંત ઇષ્ટ કર્યું.' પુરોહિત ધૌમ્યે પછી શંકરના અનુચરોને, યક્ષરાજ કુબેરને, મણિભદ્રને, બીજા યક્ષોને અને ભૂતપતિઓને પણ ખીચડી, માંસ તથા ધડેધડા ભાત તૈયાર કરીને તલયુક્ત બલિદાનો અર્પણ કર્યાં. ત્યારે રાજા યુધિષ્ઠિરે પણ બ્રાહ્મણોને હજારો ગાયોનાં દાન આપીને રાત્રિવિહારી ભૂતોને ચંદન, પુષ્પ તથા ધૂપની સાથે બલિદાન અર્પણ કર્યું.[૫-૯] હે રાજા! તે સમયે દેવના દેવ રુદ્રનું તે સ્થાન અત્યંત શોભવા લાગ્યું. પછી રાજા યુધિષ્ઠિર રુદ્રના સર્વ ગણોની પૂજા કરીને તથા વ્યાસને આગળ કરીને રત્નોના ખજાના તરફ ગયા. ત્યાં તેમણે ધનના અધિપતિ કુબેરની પૂજા કરી તેમ જ તેમને પ્રણામ તથા વંદન કર્યાં.[૧૦,૧૧] હવે, વિચિત્ર પુષ્પો, માલપૂડા તથા ખીચડીનાં બલિદાન અર્પણ કર્યા પછી રાજાએ શંખ વગેરે નવ નિધિઓનું તથા સર્વ લોકપાલોનું પણ પૂજન કર્યું.[૧૨] આ પછી કુરુઓમાં શ્રેષ્ઠ અને વીર્યવાન એવા રાજા યુધિષ્ઠિરે શ્રેષ્ઠ બ્રાહ્મણોનો પૂજાસત્કાર કર્યો અને તેમની પાસે સ્વસ્તિવાચન કરાવ્યું. પછી તેમના પુણ્યાહવાચનના ધ્વનિરૂપ તેજથી યુક્ત થઈને તેમણે પ્રસન્નતાપૂર્વક તે ધનને ખોદાવવા માંડ્યું. તેમાંથી ધર્મરાજ યુધિષ્ઠિરે નાના નાના ઘડાઓ સહિત અનેક મોટાં પાત્રો, ઝારીઓ, મોટા મોટા તાવડાઓ, કળશો, સરાવડાંઓ તથા બીજાં હજારો વિચિત્ર અને સુંદર વાસણો બહાર કઢાવ્યાં. તે સર્વ પાત્રોનું રક્ષણ કરવા માટે મોટા કરપુટો (ઢાંકણો તથા પટારાઓ) પણ હતા.[૧૩-૧૬] હે રાજન્! તે સર્વ પાત્રો કાવડોમાં ભરાવી લેવામાં આવ્યાં હતાં અને ઊંટ વગેરે વાહનો પર બાંધી દઈ હસ્તિનાપુર લઈ જવામાં આવ્યાં હતાં. ત્યાં હે પૃથ્વીપતિ રાજા! પાંડુપુત્ર યુધિષ્ઠિરનાં વાહનોની સંખ્યા આ પ્રમાણે હતી : 'છાસઠ હજાર ઊંટો, તેથી બેગણા ઘોડાઓ, એક લાખ હાથીઓ, તેટલાં જ ગાડાં, તેટલા જ રથો અને તેટલી જ હાથણીઓ હતાં. વળી હે મહારાજ! ગધેડાંની અને પુરુષોની તો ત્યાં સંખ્યા જ ન હતી.[૧૭-૧૯] યુધિષ્ઠિરે સોળ, આઠ અને ચોવીસ હજાર ભાર ધન ત્યાંથી બહાર કઢાવ્યું. પછી એ પાંડુનંદને તે સર્વ ધન ઉપર કહેલાં વાહનો પર લઈને તથા ફરી મહાદેવનું પૂજન કરીને હસ્તિનાપુર તરફ પ્રયાણ કર્યું.[૨૦,૨૧] ત્યારે પુરુષશ્રેષ્ઠ યુધિષ્ઠિર વ્યાસની

આજ્ઞા પ્રમાણે પોતાના પુરોહિતને આગળ કરી પ્રત્યેક બબ્બે કોશને અંતરે સેનાનો પડાવ નાખ્યે જતા હતા.[૨૨] એ પ્રમાણે હે રાજન્! ધનના ભારથી વ્યાકુળ થયેલી અને કુરુવંશીઓને હર્ષ પમાડતી તે મહાન સેના હસ્તિનાપુર તરફ જઈ રહી હતી.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'યુધિષ્ઠિરે દ્રવ્ય લાવવું' નામના અધ્યાય ૬૫ મો સમાપ્ત

## અધ્યાય ૬૬ મો

### મરણદશામાં જન્મેલો પરીક્ષિત

॥ वैशंपायन उवाच ॥

एतस्मिन्नेवकाले तु वासुदेवोऽपि वीर्यवान्।
उपायाद् वृष्णिभिः सार्धं पुरं वारणसाह्वयम्॥

વૈશંપાયન બોલ્યા : એ જ સમયે વીર્યવાન પુરુષોત્તમ શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરના અશ્વમેધનો સમય જાણીને યાદવોની સાથે હસ્તિનાપુરમાં જઈ પહોંચ્યા; કેમ કે જે સમયે તે પોતાની દ્વારકા નગરી તરફ ગયા હતા, તે સમયે ધર્મપુત્ર યુધિષ્ઠિરે તેમને અશ્વમેધમાં આવવા માટે આમંત્રણ આપ્યું હતું. તે વખતે પ્રદ્યુમ્ન, સાત્યકિ, ચારુદેષ્ણ, સાંબ, ગદ, કૃતવર્મા, વીર સારણ, નિશઠ અને ઉલ્મુક તેમની સાથમાં હતા. ત્યાં સુભદ્રાની સાથે બળદેવને આગળ કરી શ્રીકૃષ્ણ તે સમયે દ્રૌપદીને, ઉત્તરાને તથા કુંતાને મળવા માટે તેમ જ હણાયેલા સ્વામીઓવાળી બીજી ક્ષત્રિયાણીઓને આશ્વાસન આપવા માટે પણ ગયા.[૧-૫] તેમને આવેલા જોઈને રાજા ધૃતરાષ્ટ્ર તથા મોટા મનવાળા વિદુર યથાયોગ્ય રીતે તેમની સામા ગયા અને તેમને નગરમાં લઈ આવ્યા.[૬] એટલે મહાતેજસ્વી પુરુષોત્તમ શ્રીકૃષ્ણ સારી રીતે પૂજાસત્કાર પામીને વિદુર તથા યુયુત્સુની સાથે ત્યાં જ રહ્યા.[૭] એ રીતે હે જનમેજય રાજા! યાદવવીરો ત્યાં રહ્યા, તે જ સમયે શત્રુવીરોનો સંહાર કરનારો તારો પિતા પરીક્ષિત જન્મ્યો.[૮] પણ હે મહારાજ! તે પરીક્ષિતરાજ (માતાના ઉદરમાં જ) અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી પીડાયો હતો, તેથી તે જન્મ્યો ત્યારે મુડદાની અવસ્થામાં નિશ્ચેષ્ટ હતો. આથી તે સર્વના હર્ષમાં તથા શોકમાં વૃદ્ધિ કરનારો થઈ પડ્યો.[૯] તેના જન્મસમયે હર્ષ પામેલાં મનુષ્યોનો સિંહનાદના શબ્દે સર્વ દિશાઓને ભરી દીધી, પરંતુ ઘડીવારમાં તે શબ્દ છેક શાંત જ થઈ ગયો. ત્યારે શ્રીકૃષ્ણનાં મનઇંદ્રિયો વ્યાકુળ થઈ ગયાં અને યુયુધાનને લઈને તે ઉતાવળા ઉતાવળા અંતઃપુરમાં દાખલ થયા. ત્યાં તેમણે પોતાની ફોઈ કુંતાને ઝડપભેર આવતી જોઈ. તે ત્યારે 'વાસુદેવ! દોડો, દોડો' એમ વળી વળીને પોકાર કરતી હતી.[૧૦-૧૨] હે રાજા! કુંતાની પાછળ દ્રૌપદી, યશસ્વિની સુભદ્રા અને સંબંધીઓની બીજી સ્ત્રીઓ દયાજનક વિલાપ કરી રહી હતી. હવે હે રાજસિંહ! ભોજપુત્રી કુંતા શ્રીકૃષ્ણની પાસે આવીને અશ્રુથી ગળગળી વાણીથી તેમને કહેવા લાગ્યાં કે,[૧૩,૧૪] 'હે મહાબાહુ વાસુદેવ! તમારે લીધે દેવકી ઉત્તમ પ્રજાવાળી છે. તમે અમારા ગતિ અને આધારરૂપ છો. અરે! આ કુળ તમારે જ અધીન છે.[૧૫] હે યદુવીર! હે પ્રભુ! જુઓ, તમારા ભાણેજનો પુત્ર અશ્વત્થામાને હાથે મૂએલો જન્મ્યો છે. માટે ઓ કેશવ! તમે તેને જીવતો કરો.[૧૬] હે યદુનંદન! હે પ્રભુ! અશ્વત્થામાએ જ્યારે ઐષીક અસ્ત્ર મૂક્યું હતું, ત્યારે તમે પ્રતિજ્ઞા કરી હતી કે, હું મૃત્યુદશામાં જન્મેલા મારા ભાણેજના પુત્રને જિવાડીશ.[૧૭] હે પુરુષોત્તમ! હે તાત! જુઓ, તે આ મરણદશામાં જ જન્મ્યો છે. માટે હે દુર્જય માધવ! તમારે ઉત્તરા, સુભદ્રા, દ્રૌપદી, હું, યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુલ તથા સહદેવ એમ અમ-સર્વનું રક્ષણ કરવું યોગ્ય છે.[૧૮,૧૯] હે દાશાર્હવંશી! મારા તથા પાંડવોના પ્રાણ આ ઉપર જ ટકી

રહ્યા છે. વળી મારા સસરા તથા પાંડુરાજાનો આ એક પિંડ છે–તેમને પિંડદાન કરનારો આ એક જ છે.[૨૦] હે જનાર્દન! તમારું કલ્યાણ થાઓ. અભિમન્યુ તમને પ્રિય હતો તથા તમારા સમાન હતો. એ મરણ પામેલા અભિમન્યુનું તમે પ્રિય કરો.[૨૧] હે શત્રુહંતા કૃષ્ણ! ઉત્તરા તો પૂર્વે કહેલાં અભિમન્યુનાં વચનોને કહ્યા જ કરે છે. તે પણ તમને તે પ્રિય હતો તેથી જ છે એમાં કંઈ સંશય નથી.[૨૨] હે દાશાર્હવંશી! તે સમયે અભિમન્યુએ ઉત્તરાને કહ્યું હતું કે, હે ભદ્રા! તારો પુત્ર મારા મામાના કુળમાં જશે.[૨૩] યાદવો તથા અંધકોના કુળમાં જઈને તે ધનુર્વેદને તથા અદ્‌ભુત અસ્ત્રોને ગ્રહણ કરશે અને સમસ્ત નીતિશાસ્ત્ર પણ શીખશે. હે તાત! એ પ્રમાણે શત્રુવીરોનો સંહાર કરનારા દુર્જય અભિમન્યુએ સ્નેહથી કહ્યું હતું અને તે તેમ જ છે એમાં કંઈ સંશય નથી.[૨૪,૨૫] હે મધુસૂદન! અમે તમને પ્રણામ કરીને પ્રાર્થના કરીએ છીએ કે, તમે આ કુળના હિત માટે તેનું ઉત્તમ કલ્યાણ કરો.[૨૬]

વિશાળ નેત્રવાળાં કુંતા શ્રીકૃષ્ણને એ પ્રમાણે કહી દુઃખથી વિહ્વળ થઈ ગયાં અને બે બાહુઓ ઊંચા કરીને પૃથ્વી પર પછડાઈ પડ્યાં. ત્યારે બીજી સર્વ સ્ત્રીઓ પણ ત્યાં પૃથ્વી પર પડી ગઈ. હે સમર્થ મહારાજ! અશ્રુઓથી ભીંજાઈ ગયેલાં નેત્રોવાળી તે સર્વ સ્ત્રીઓ એ સમયે કહેતી હતી કે, 'શ્રીકૃષ્ણના ભાણેજનો પુત્ર મરણ પામેલો જન્મ્યો છે.[૨૭,૨૮] હે ભારત! તેમણે એમ કહ્યું, ત્યારે શ્રીકૃષ્ણે પૃથ્વી પર પડેલાં કુંતાને બેઠાં કર્યાં અને તેમને શાંત પાડવા માંડ્યાં.[૨૯]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતપર્વમાં 'પરીક્ષિતજન્મકથન' નામનો અધ્યાય ૬૬ મો સમાપ્ત

# અધ્યાય ૬૭મો

## પરીક્ષિત માટે સુભદ્રાની પ્રાર્થના

॥ वैशंपायन उवाच ॥

उत्थितायां पृथायां तु सुभद्रा भ्रातरं तदा।
दृष्ट्वा चुक्रोश दुःखार्ता वचनं चेदमब्रवीत् ॥ १॥

વૈશંપાયન બોલ્યા: કુંતા ઊઠ્યાં એટલે દુઃખથી વ્યાકુળ થયેલી સુભદ્રાએ પોતાના ભાઈ શ્રીકૃષ્ણને જોઈને વિલાપ કરવા માંડ્યો અને આ વચન કહ્યાં:[૧] 'હે પુંડરીકાક્ષ! બુદ્ધિમાન પૃથાનંદનના આ પૌત્રને જુઓ! કુરુઓ પરિક્ષીણ થઈ ગયા છે ત્યારે એ પણ પરિક્ષીણ અને આયુષ્યરહિત અવતર્યો છે.[૨] દ્રોણપુત્ર અશ્વત્થામાએ ભીમસેનને માટે જે ઇષીકાસ્ત્ર ઉગામ્યું હતું, તે ખરેખર! ઉત્તરા, અર્જુન તથા મારા પર પડ્યું છે.[૩] હે કેશવ! તે ઇષીકાસ્ત્ર મારા ચિરાઈ ગયેલા હૃદયમાં ચોંટી રહ્યું છે; કેમ કે હે દુર્જય પ્રભુ! આ સમયે પુત્રની સાથે તે અભિમન્યુને હું જોતી નથી.[૪] અભિમન્યુના પુત્રને મરણદશામાં જન્મેલો સાંભળીને ધર્માત્મા ધર્મરાજ યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુલ તથા સહદેવ શું કહેશે? હે યાદવવંશી! આ તો દ્રોણપુત્રે પાંડવોને જાણે લૂંટી જ લીધા છે.[૫,૬] હે કૃષ્ણ! સર્વ પાંડવભાઈઓને અભિમન્યુ પ્રિય હતો, એમાં કંઈ સંશય નથી. તેઓ આ સાંભળીને અશ્વત્થામાના અસ્ત્રથી પરાજય પામી શું કહેશે![૭] હે જનાર્દન કૃષ્ણ! અભિમન્યુનો પુત્ર મૂએલો જન્મ્યો, તેથી બીજું વધારે દુઃખ શું હોઈ શકે![૮] હે કૃષ્ણ! હું તમને મસ્તક વડે પ્રણામ કરીને આજે પ્રસન્ન કરું છું કે, હે પુરુષોત્તમ! તમે આ કુંતા, દ્રૌપદી તથા બીજી સ્ત્રીઓ સામે જુઓ.[૯] હે શત્રુદમન માધવ! જ્યારે દ્રોણાચાર્યનો પુત્ર પાંડવોની સંતતિનો નાશ કરવા તૈયાર થયો હતો, ત્યારે તમે ક્રોધાયમાન થઈને તેને કહ્યું હતું કે,[૧૦] 'હે નરાધમ નીચ બ્રાહ્મણ! હું તારી કામના નિષ્ફળ

કરીશ. અર્જુનનંદનના પુત્રને હું જિવાડીશ.' હું તમારા બળને જાણું છું. તેથી તમારાં એ વચન સંભારીને હું તમને મારા પર પ્રસન્ન થવા કહું છું કે, હે દુર્જય કૃષ્ણ! તમે અભિમન્યુના પુત્રને જિવાડો.[૧૧,૧૨] હે યાદવસિંહ! જો તમે એ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને તમારા વચનને સત્ય નહિ કરો, તો તમે મને મરેલી જ માનજો.[૧૩] હે દુર્જય વીર! તમે જીવો છો છતાં આ અભિમન્યુનો પુત્ર જો જીવતો નહિ થાય, તો તમારાથી મને શો લાભ?[૧૪] માટે હે વીર! વરસતો મેઘ જેમ ધાન્યને જિવાડે, તેમ તમે તમારા સરખાં નેત્રવાળા આ મરણ પામેલા અભિમન્યુના દુર્જય પુત્રને જિવાડો.[૧૫] હે કેશવ! તમે ધર્માત્મા, સત્યવાદી અને સત્યપરાક્રમી છો. માટે હે શત્રુદમન! તમે તે વાણીને સત્ય કરવાને યોગ્ય છો.[૧૬] તમે જો ઇચ્છો તો મરણ પામેલા આ ત્રણે લોકને પણ જિવાડી શકો છો, તો પછી તમે મરણ પામેલા પોતાના ભાણેજના પ્રિય પુત્રને જિવાડો એમાં શું આશ્ચર્ય?[૧૭] હે કૃષ્ણ! હું તમારા પ્રભાવને જાણું છું અને તેથી જ તમારી પાસે હું યાચના કરું છું. તો તમે પાંડવો પર આ ઉત્તમ અનુગ્રહ કરો.[૧૮] હે મહાબાહુ! આ હું તમારી બહેન છું, અથવા મારો પુત્ર મરી ગયો છે, અથવા હું તમારે શરણે આવી છું એમ સમજીને તમારે મારા ઉપર દયા કરવી જોઈએ.[૧૯]

ઇતિશ્રી મહાભારતમા આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમા 'સુભદ્રાના વાક્ય' નામનો અધ્યાય ૬૭ મો સમાપ્ત

## अध्याय ६८मो
### પુત્ર માટે ઉત્તરાનો વિલાપ

॥ वैशंपायन उवाच ॥

एवमुक्तस्तु राजेन्द्र केशिहा दुःखमूर्च्छितः।
तथेति व्याजहारोच्चैर्ह्लादयन्निव तं जनम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હે રાજેંદ્ર! કેશિદૈત્યનો નાશ કરનારા શ્રીકૃષ્ણને જ્યારે એ પ્રમાણે કહેવામાં આવ્યું, ત્યારે અત્યંત દુઃખી થયેલા તેમણે ત્યાં ઊભેલાં સર્વ મનુષ્યોને જાણે હર્ષ પમાડતા હોય તેમ 'બહુ સારું તેમ થશે' એમ ઉચ્ચ સ્વરે કહ્યું.[૧] જેમ ઘામ(ઉકળાટ)થી અકળાઈ ગયેલા મનુષ્યને જળસિંચનથી આનંદ ઉપજાવવામાં આવે છે, તેમ પુરુષસિંહ કૃષ્ણે તે વાક્યથી સર્વ મનુષ્યોને આનંદ ઉપજાવ્યો. પછી હે પુરુષવ્યાઘ્ર! શ્રીકૃષ્ણે તારા પિતાના જન્મગૃહમાં ઝટપટ પ્રવેશ કર્યો. તે ઘરને શ્વેત પુષ્પોથી વિધિ પ્રમાણે પૂજેલું હતું અને તેમાં જળથી ભરેલા કળશો સર્વ દિશાઓમાં મૂકી દેવામાં આવ્યા હતા. વળી હે મહાબાહુ! તેમાં ઘી છાંટેલા તિંદુક, કાષ્ઠના અંગારા, સરસવ, ચળકતાં અસ્ત્રો તથા અગ્નિઓ ચોબાજુ સ્થાપવામાં આવ્યા હતા. વૃદ્ધ અને સુંદર સ્ત્રીઓ તે ઘરમાં કામકાજ માટે વીંટળાઈ રહી હતી.[૨–૫] ત્યાં ચતુર, ધીર અને કુશળ વૈદ્યો સર્વ તરફ હાજર હતા અને કુશળ મનુષ્યોએ રાક્ષસોનો નાશ કરે તેવાં કેટલાંએક દ્રવ્યો પણ ત્યાં ચોતરફ ગોઠવી દીધાં હતાં. તેજસ્વી શ્રીકૃષ્ણે આ સર્વ તે ઘરમાં જોયું. તારા પિતાના જન્મગૃહને તે તે પદાર્થોથી યુક્ત જોઈને શ્રીકૃષ્ણ પ્રસન્ન થયા અને 'વાહ, વાહ' બોલી ઊઠ્યા. યદુવંશી શ્રીકૃષ્ણે પ્રસન્નમુખે એ પ્રમાણે કહ્યું, ત્યારે દ્રૌપદી ઉતાવળી ઉતાવળી વિરાટપુત્રી ઉત્તરા પાસે ગઈ અને તેને આ વાક્ય કહેવા લાગી: 'હે ભદ્રા! જો, આ તારા સસરા મધુસૂદન આવે છે.[૬–૯] તે પુરાણઋષિ છે, અચિંત્ય સ્વરૂપવાળા છે અને અજિત છે.' આથી દેવી ઉત્તરાએ આંસુથી ગળગળી થયેલી પોતાની વાણીને રોકી દીધી અને પોતાનાં આંસુને ખાળી રાખ્યાં. તેણે પોતાનાં વસ્ત્રોને ઠીકઠાક કરી દીધાં અને તે દેવ જેવા શ્રીકૃષ્ણને મળવા ગઈ. શ્રીકૃષ્ણને પોતાની

પાસે આવેલા જોઈને તે તપસ્વિની બળતા હૃદયે કરુણ કલ્પાંત કરવા લાગી: 'હે પુંડરીકાક્ષ! જુઓ, અમે બન્ને બાળકવિનાનાં થઈ પડ્યાં. ખરેખર, હે જનાર્દન! હું અને અભિમન્યુ સમાન રીતે મરણ પામ્યાં છીએ.[૧૦-૧૨] હે મધુહંતા! હે વીર! હે યદુવંશી! હું તમને શિર ઢાળી પ્રસન્ન કરું છું. તે અશ્વત્થામાના અસ્ત્રથી બળી ગયેલા આ મારા પુત્રને તમે જીવતો કરો.[૧૩] ઓ પ્રભુ! તે સમયે ધર્મરાજાએ, ભીમસેને અથવા તમે જો આ વાક્ય કહ્યું હોત કે, આ ઇષીકાસ્ત્ર ગર્ભને જન્મ આપનારી(ઉત્તરા)નો જ વધ કરો, તો હે કમળનેત્ર! હું જ નાશ પામી ગઈ હોત અને મારી આવી દશા થાત નહિ.[૧૪,૧૫] અરે! દુર્મતિયા દ્રોણપુત્રે ગર્ભમાં રહેલા આ બાળકને બ્રહ્માસ્ત્રથી મારી નાખીને ઘાતકી કામ કર્યું છે અને તેથી તેને શું ફળ મળવાનું છે?[૧૬] હે ગોવિંદ! તમને શત્રુહંતાને હું મસ્તક ઢાળીને પ્રસન્ન કરું છું અને તમારી યાચના કરું છું. જો આ પુત્ર જીવતો થશે નહિ, તો હું મારા પ્રાણને અળગા કરીશ.[૧૭] હે સત્પુરુષ! આ પુત્રને વિષે તો મેં ઘણા ઘણા મનોરથો બાંધ્યા હતા; પણ ઓ કેશવ! દ્રોણપુત્રે તે સર્વનો નાશ કરી નાખ્યો છે. તો હવે હું જીવું જ શી રીતે?[૧૮] ઓ કૃષ્ણ! મને તો મનમાં હતું કે, પુત્રને ખોળામાં લઈને હુ હરખભેર તમને વંદન કરીશ, પણ હાય! મારી તે ધારણા નિષ્ફળ ગઈ છે.[૧૯] હે ચપળ નેત્રવાળા! અભિમન્યુનો આ પુત્ર મરણ પામ્યો છે, તેથી હે કૃષ્ણ! મારા હૃદયના સર્વ મનોરથો અફળ થયા છે.[૨૦] હે મધુસૂદન! ચપળ નેત્રવાળા અભિમન્યુ તમને અત્યંત પ્રિય હતા. પણ જુઓ, તેમનો આ પુત્ર બ્રહ્માસ્ત્રથી માર્યો ગયો છે.[૨૧] ખરેખર, પોતાના પિતાની પેઠે આ પુત્ર પણ કૃતઘ્ની અને ક્રૂર જ છે; કેમ કે પાંડવોની રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરીને તે યમલોકમાં ચાલ્યો ગયો છે.[૨૨] હે કેશવ! અભિમન્યુ જ્યારે રણમાં હણાયા, ત્યારે મેં પ્રતિજ્ઞા કરી હતી કે, હે વીર! હું તમારી પાસે થોડા જ સમયમાં આવીશ.[૨૩] પરંતુ હે કૃષ્ણ! જીવિતને પ્રિય માનનારી મેં ઘાતકીએ તેમ કર્યું નથી. હવે હું ત્યાં જઈશ, એટલે અભિમન્યુ મને શું કહેશે?'[૨૪]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'ઉત્તરાનાં વાક્યો' નામનો અધ્યાય ૬૮મો સમાપ્ત

## अध्याय ६९ मो

### શ્રીકૃષ્ણે પરીક્ષિતને સજીવન કર્યો

॥ वैशंपायन उवाच ॥

**सैवं विलप्य करुणं सोन्मादेव तपस्विनी ।**
**उत्तरा न्यपतद् भूमौ कृपणा पुत्रगृद्धिनी ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: આમ પુત્રલાલસાવાળી તે દીન અને દુખિયારી ઉત્તરાએ કરુણ વિલાપ કર્યો અને જાણે ગાંડી થઈ ગઈ હોય તેમ તે પૃથ્વી પર પછડાઈ પડી.[૧] ત્યારે નાશ પામેલા પુત્રરૂપ પરિવારવાળી તે ઉત્તરાને પૃથ્વી પર પડી ગયેલી જોઈને કુંતી અને ભરતવંશીઓની સર્વ સ્ત્રીઓ દુ:ખથી વિહ્વળ થઈને વિલાપ કરવા લાગી.[૨] હે રાજેન્દ્ર! તે સમયે એક મુહૂર્તભર શોકના આક્રંદોથી ગાજી રહેલું પાંડવોનું ઘર અદર્શનીય થઈ પડ્યું હતું.[૩] વળી હે વીર રાજેંદ્ર! વિરાટપુત્રી ઉત્તરા પુત્રના શોકથી તે વેળા એટલી બધી વિહ્વળ થઈ ગઈ હતી, કે એક મુહૂર્ત સુધી તે મૂર્ચ્છાવશ જ રહી.[૪] હે ભરતશ્રેષ્ઠ! પછી ભાનમાં આવીને ઉત્તરાએ પોતાના પુત્રને ખોળામાં લીધો અને તેને આવાં વચન કહેવા માંડ્યાં:[૫] 'તું ધર્મજ્ઞનો પુત્ર છે, તું અધર્મને સમજતો નથી; કેમ કે તું આ યાદવ વીર કૃષ્ણને વંદન કરતો નથી.[૬] હે પુત્ર! તું તારા પિતાની પાસે જઈને તેમને મારું આ વચન કહેજે કે, 'હે વીર! સમય ન આવ્યો હોય ત્યાં સુધી પ્રાણીઓને મરણ પામવું મુશ્કેલ છે.[૭] હું

આ લોકમાં તમને પતિને ખોઈ બેઠી છું, પુત્રવિહોણી થઈ છું, મારું સર્વ સૌભાગ્ય નંદવાઈ ગયું છે, હું ભિખારણ બની ગઈ છું અને મારે મરી જ જવું જોઈએ, છતાં આથી જ હું હજુ જીવ્યા કરું છું.[૮] અથવા હે મહાબાહુ! ધર્મરાજાની આજ્ઞા લઈને હું વિષભક્ષણ કરીશ કે ઘોર અગ્નિમાં પ્રવેશ કરીશ.[૯] અથવા ઓ પુત્ર! મરવું કઠિન જ છે; કેમ કે હું પતિ તથા પુત્રથી રહિત થઈ છું, છતાં મારા આ હૃદયના હજારો ટુકડા થઈ જતા નથી.[૧૦] હે પુત્ર! ઊઠ; દુઃખી, વિહ્વળ, આપત્તિથી ઘેરાયેલાં, દીન અને શોકસમુદ્રમાં ડૂબી ગયેલાં આ તારાં મોટાં દાદી કુંતાને જો.[૧૧] આ આર્યા પાંચાલીને જો; આ તપસ્વિની સુભદ્રાને જો અને જો પારધીએ વીંધી નાખેલી મૃગલી જેવી આ મને અતિ દુખિયારીને.[૧૨] ઓ પુત્ર! ઊઠ; પૂર્વે જેમ હું ચપળ નેત્રવાળા અભિમન્યુને જોતી હતી, તેમ તું લોકના નાથ અને બુદ્ધિમાન એવા શ્રીકૃષ્ણના કમળ સમાન નેત્રવાળા મુખને જો.'

આમ વિલાપ કરીને પુનઃ પૃથ્વી પર પછડાઈ પડેલી તે ઉત્તરાને જોઈને સર્વ સ્ત્રીઓએ ફરીથી તેને ઉઠાડવા માંડી.[૧૩,૧૪] તે સમયે ધૈર્યથી પાછી ઊઠીને વિરાટરાજાની પુત્રી ઉત્તરાએ બે હાથ જોડી પૃથ્વી પર રહીને જ શ્રીકૃષ્ણને વંદન કર્યું.[૧૫] હવે પુરુષોત્તમ શ્રીકૃષ્ણ તેનો ઘણો વિલાપ સાંભળીને જળનો સ્પર્શ કરી બ્રહ્માસ્ત્રને પાછું વાળવા લાગ્યા. તે પવિત્રાત્મા દાશાર્હવંશી શ્રીકૃષ્ણે તેને સજીવન કરવાની પ્રતિજ્ઞા કરી અને સર્વ જગતને સંભળાવતાં આ પ્રમાણે કહ્યું:[૧૬,૧૭] 'હે ઉત્તરા! હું અસત્ય બોલતો નથી. તે સત્ય જ થશે. સર્વ પ્રાણીઓના દેખતાં હું હમણાં જ આ પુત્રને જીવતો કરું છું.[૧૮] મેં પૂર્વે હાસ્ય વગેરે સ્વેચ્છાવર્તનમાં પણ કદી જો અસત્ય ભાષણ ન કર્યું હોય અને જો યુદ્ધમાંથી હું કદી પાછો હઠયો ન હોઉં, તો આ પુત્ર જીવતો થાઓ.[૧૯] જો મને ધર્મ અને બ્રાહ્મણ અત્યંત પ્રિય હોય, તો મરણદશામાં જન્મેલો આ અભિમન્યુપુત્ર જીવતો થાઓ.[૨૦] જો અર્જુન પ્રત્યેના વિરોધને હું કદી જાણતો ન હોઉં, તો તે સત્યના પ્રભાવથી આ મરણ પામેલો બાળક જીવતો થાઓ.[૨૧] જો સત્ય અને ધર્મ મારા વિષે નિત્ય સ્થિતિ કરી રહ્યાં હોય, તો આ મરણ પામેલો અભિમન્યુપુત્ર જીવતો થાઓ.[૨૨] જો મેં કંસ તથા કેશીને ધર્મથી માર્યા હોય, તો તે સત્યના પ્રભાવથી આ બાળક જીવતો થાઓ.'[૨૩]

હે ભરતશ્રેષ્ઠ મહારાજા! શ્રીકૃષ્ણે એ પ્રમાણે કહ્યું, એટલે તે બાળક ધીમેધીમે સચેતન થઈ ને શરીરનાં અવયવો હલાવવા-ચલાવવા લાગ્યો.[૨૪]

ઇતિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વા તર્ગત અનુગીતાપર્વમાં
'શ્રીકૃષ્ણે પરીક્ષિતને સજીવન કર્યો' નામનો
અધ્યાય ૬૯મો સમાપ્ત

# अध्याय ७०मो

## આનંદોત્સવ

॥ वैशंपायन उवाच ॥

ब्रह्मास्त्रं तु यदा राजन् कृष्णेन प्रतिसंहृतम् ।
तदा तद्वेश्म त्वत्पित्रा तेजसाऽभिविदीपितम् ॥

વૈશંપાયન બોલ્યા : હે રાજન્! શ્રીકૃષ્ણે જ્યારે બ્રહ્માસ્ત્રને પાછું વાળ્યું, ત્યારે તારા પિતાએ તે ઘરને તેજથી ઝગઝગિત કરી મૂક્યું.[૧] પછી સર્વ રાક્ષસો તે ઘરનો ત્યાગ કરીને નાસી ગયા અને આકાશમાં 'હે કૃષ્ણ! તમે સારું કર્યું, સારું કર્યું' એવી વાણી થઈ.[૨] બળબળતું તે બ્રહ્માસ્ત્ર પણ તે જ સમયે પિતામહ બ્રહ્મદેવની પાસે ચાલ્યું ગયું. એટલે હે નરેશ્વર! તારા પિતાને પુનઃ પ્રાણ સાંપડ્યા.[૩] હે રાજન્! તે સમયે એ બાળક ઉત્સાહ અને બળના પ્રમાણમાં ચેષ્ટા કરવા લાગ્યો, એટલે ભરતવંશીઓની સ્ત્રીઓ આનંદમાં આવી ગઈ.[૪] બીજી તરફ શ્રીકૃષ્ણની આજ્ઞાથી બ્રાહ્મણોએ સ્વસ્તિ-

વાચનો કરવા માંડ્યાં અને સર્વ સ્ત્રીઓ પણ શ્રીકૃષ્ણની પ્રશંસા કરવા લાગી.[૫] ત્યારે જાણે નૌકાને મેળવીને પોતે પાર ગઈ હોય તેમ કુંતી, દ્રૌપદી સુભદ્રા, ઉત્તરા અને ભરતસિંહોની સર્વ સ્ત્રીઓ મનમાં હર્ષ પામી તેમ જ જનાર્દનની સ્તુતિ કરી રહી.[૬] વળી ત્યારે અન્ય નરસિંહોની સ્ત્રીઓ પણ મનમાં હરખથી છલકાઈ રહી. તે વખતે, હે ભરતશ્રેષ્ઠ ! મલ્લો, નટો, જોશીઓ, શુભ શકુન જોનારાઓ, ભાટો અને સંખ્યાબંધ ચારણો કુરુવંશની પ્રશંસાને સૂચવનારા આશીર્વાદો દ્વારા શ્રીકૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યા.[૭,૮] પછી હે ભારત ! પ્રસન્ન થયેલી ઉત્તરા ઊભી થઈ અને પોતાના પુત્રને સાથે લઈ તેણે યાદવવંશી શ્રીકૃષ્ણને યોગ્ય સમયે વંદન કર્યું.[૯] એટલે શ્રીકૃષ્ણે તથા બીજા શ્રેષ્ઠ યાદવોએ તે પુત્રને પુષ્કળ રત્નો અર્પણ કર્યાં અને ભગવાન શ્રીકૃષ્ણે તારા પિતાનું નામ પાડ્યું. હે મહારાજ ! તે સમયે સત્ય પ્રતિજ્ઞાવાળા જનાર્દને કહ્યું હતું કે, 'અભિમન્યુનો આ પુત્ર કુળ પરિક્ષીણ થયા પછી જન્મ્યો છે, માટે તેનું નામ ભલે પરીક્ષિત રહે.' હવે હે ભરતવંશી રાજા ! તારો પિતા અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યો અને સર્વ લોકના મનને આનંદ ઉપજાવવા લાગ્યો. હે વીર ભારત ! તારો પિતા જ્યારે એક મહિનાનો થયો, ત્યારે પાંડવો પુષ્કળ રત્નો લઈને ત્યાં હસ્તિનાપુરમાં આવી પહોંચ્યા. હવે પાંડવોને સમીપ આવેલા સાંભળી યાદવ મહાપુરુષો પણ તેમને સામે લેવા ગયા. બીજી તરફ રાજપુરુષોએ પુષ્પની માળાઓ તથા અનેક રંગબેરંગી ધજા-પતાકાઓથી હસ્તિનાપુરને શણગારી દીધું.[૧૦–૧૫] હે જનેશ્વર ! નગરવાસી લોકોએ પણ પોતપોતાનાં ઘરોને શણગારી દીધાં અને દેવમંદિરોમાં અનેક પ્રકારની પૂજાઓ કરી.[૧૬] વિદુરે પાંડવોનું પ્રિય કરવાની ઇચ્છાથી સર્વને આજ્ઞા કરી હતી, તેથી સર્વ રાજમાર્ગોને પુષ્પોથી સુશોભિત કરવામાં આવ્યા હતા.[૧૭] એ સમયે નૃત્ય કરી રહેલા નટોથી તથા ગવૈયાઓના ગાયનશબ્દથી તે નગર સમુદ્રના ઓઘના જેવા શબ્દવાળું થઈને શોભી નીકળ્યું હતું.[૧૮] હે રાજન્ ! બંદિજનોથી તેમ જ તેમને સહાય કરનારી સ્ત્રીઓ વડે તે નગર તે વખતે કુબેરના નિવાસ જેવું જણાતું હતું.[૧૯] ત્યાં ઠામેઠામ અને ખૂણેખૂણે શોભા કરવામાં આવી હતી. વળી તે વખતે ધજા-પતાકાઓ દક્ષિણ તથા ઉત્તર કુરુદેશને જાણે દર્શાવી રહી હોય, તેમ વાયુને લીધે ચોતરફ ફરકી રહી હતી. રાજ્યના અધિકારી પુરુષોએ પણ તે વેળા નગરમાં સર્વત્ર જાહેર કરી દીધું કે, 'આજે રત્નો તથા આભરણોરૂપ લક્ષણવાળો સર્વ રાષ્ટ્રનો ઉત્સવ છે.'[૨૦,૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'પાંડવોનું આગમન' નામનો અધ્યાય ૭૦ મો સમાપ્ત

## अध्याय ७१ मो

### અશ્વમેધ માટે શ્રીકૃષ્ણ અને વ્યાસની સલાહ

॥ वैशंपायन उवाच ॥

तान् समीपगतान् श्रुत्वा पांडवान् शत्रुकर्शनः ।
वासुदेवः सहामात्यः प्रययौ ससुहृद्‌गणः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : પાંડવોને સમીપ આવેલા સાંભળીને શત્રુહંતા શ્રીકૃષ્ણ પોતાના મંત્રીઓ તથા મિત્રોની સાથે તેમને મળવા માટે સામે ગયા.[૧] હે રાજન્ ! તેઓ યથાયોગ્ય રીતે એકઠા મળીને પાંડવોને મળવા માટે સામે ગયા, એટલે પાંડવો પણ ધર્મ પ્રમાણે યાદવોને મળીને હસ્તિનાપુર નગરમાં દાખલ થયા. તે વેળા મહાન સૈન્યના ઘોડાઓની ખરીઓના ખખખખાટથી તથા રથોનાં પૈડાંની ધરીઓના ધડધડાટથી આકાશ તથા પૃથ્વીનો સર્વ અવકાશ ભરાઈ ગયો હતો.

હવે મનમાં પ્રસન્ન થયેલા તે પાંડવો રત્નના ખજાનાઓને આગળ કરીને પોતાના મંત્રીઓ તથા મિત્રગણોની સાથે પોતાના નગરમાં દાખલ થયા. તેમણે એકઠા મળીને યથાયોગ્ય રીતે પોતાનાં નામો કહી ધૃતરાષ્ટ્રરાજાના ચરણોમાં વંદન કર્યું. વળી હે ભરતશ્રેષ્ઠ રાજસિંહ! ધૃતરાષ્ટ્ર પછી તેમણે સુબલપુત્રી ગાંધારીની, કુંતાની તથા વિદુરની પૂજા કરી. પછી તેઓ વૈશ્યાપુત્ર યુયુત્સુને પણ મળ્યા.[૨-૭] હે પૃથ્વીપતિ! સર્વથી સન્માન પામતા તે વીર પાંડવો તે સમયે અત્યંત પ્રકાશી રહ્યા હતા. પછી હે ભારત! તે વીર પાંડવોએ પરમ આશ્ચર્યકારક, વિચિત્ર અને મહાઅદ્ભુત એવો તારા પિતાનો જન્મ સાંભળ્યો. બુદ્ધિમાન શ્રીકૃષ્ણના તે કર્મને સાંભળીને તેઓ પૂજાપાત્ર દેવકીપુત્ર શ્રીકૃષ્ણની પૂજા કરવા લાગ્યા. પછી કેટલાએક દિવસો ગયા એટલે સત્યવતીના મહાતેજસ્વી પુત્ર વ્યાસ હસ્તિનાપુર નગરમાં આવ્યા. ત્યારે તે સર્વ કુરુવંશીઓએ યથાયોગ્ય રીતે તેમની પૂજા કરી.[૮-૧૧] હવે તેઓ શ્રેષ્ઠ યાદવો તથા અંધકવંશીઓની સાથે તેમની પાસે બેઠા. તે વેળા અનેક પ્રકારની વાતચીત કર્યા પછી ધર્મપુત્ર યુધિષ્ઠિરે વ્યાસને આ પ્રમાણે કહ્યું : 'હે ભગવન્! આપની કૃપાથી હું આ જે રત્ન વગેરે ધન લાવ્યો છું, તેનો અશ્વમેધ મહાયજ્ઞમાં ઉપયોગ કરવા ઇચ્છું છું. માટે હે શ્રેષ્ઠમુનિ! હું ઇચ્છું છું કે, તમે મને સંમતિ આપો. અમે સર્વે આપને તથા મહાત્મા શ્રીકૃષ્ણને અધીન રહેનારા છીએ.'[૧૨-૧૪]

વ્યાસ બોલ્યા : હે રાજન્! હવે પછી તારે જે કંઈ કરવું હોય તે તું કર, હું તને સંમતિ આપું છું. તું વિધિ પ્રમાણે દક્ષિણાવાળો અશ્વમેધ યજ્ઞ કર.[૧૫] હે રાજેંદ્ર! અશ્વમેધ યજ્ઞ સર્વ પાપોથી પવિત્ર કરનારો છે તેથી તે યજ્ઞ કરીને તું પાપરહિત થઈશ, એમાં કંઈ સંશય નથી.[૧૬]

વૈશંપાયન બોલ્યા : હે કુરુવંશી! વ્યાસે કુરુરાજ યુધિષ્ઠિરને એ પ્રમાણે કહ્યું, એટલે તે ધર્માત્માએ અશ્વમેધ યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો. તે વાણીકુશળ રાજાએ તે સર્વ વિષયમાં વ્યાસની સંમતિ લીધી અને પછી શ્રીકૃષ્ણની સમીપ જઈને તેમને આવું વચન કહ્યું:[૧૭,૧૮] 'હે પુરુષોત્તમ! તમારે લીધે દેવકીદેવી ઉત્તમ પ્રજાવાળી છે. માટે હે મહાબાહુ અચ્યુત! હું તમને જે કંઈ કહું તે તમે અહીં કરજો.[૧૯] હે યદુનંદન! અમે તમારા પ્રભાવથી મેળવેલા ભોગોને ભોગવી રહ્યા છીએ અને તમારા પરાક્રમથી તથા બુદ્ધિથી આ પૃથ્વી અમે જીતી છે.[૨૦] માટે હે દાશાર્હ! તમે પોતે જ આ યજ્ઞમાં યજમાન તરીકે દીક્ષા લો; કેમ કે તમે અમારા શ્રેષ્ઠ ગુરુ છો. વળી તમે યજ્ઞ કરશો, તેથી હું પણ પાપરહિત થઈશ.[૨૧] હું ખાતરીપૂર્વક માનું છું કે, તમે યજ્ઞ, અક્ષર, સર્વ ધર્મ તથા પ્રજાપતિરૂપ છો અને તમે પ્રાણીમાત્રના આધાર છો.'[૨૨]

શ્રીકૃષ્ણ બોલ્યા : હે શત્રુદમન! હે મહાબાહુ! 'હું ખાતરીપૂર્વક માનું છું કે, તમે પ્રાણીમાત્રના આધાર છો,' એમ કહેવાને તમે જ યોગ્ય છો.[૨૩] હે રાજન્! ધર્મને લીધે આજે તમે કુરુવંશના વીર પુરુષોમાં પ્રકાશી રહ્યા છો, તેથી અમે તમારા ગુણરૂપ છીએ અને તમે અમારા શ્રેષ્ઠ રાજા તરીકે માન્ય છો.[૨૪] હે ભારત! હું તમને સંમતિ આપું છું કે, તમે આ અશ્વમેધ યજ્ઞ કરો અને તેમાં તમારી ઇચ્છાનુસાર હરકોઈ કાર્યમાં અમને યોજો.[૨૫] હે નિર્દોષ! હું તમારી પાસે સત્ય પ્રતિજ્ઞા કરું છું કે, તમે જે કંઈ કહેશો તે સર્વ હું કરીશ. વળી સર્વના રાજા તમે યજ્ઞ કરશો એટલે ભીમસેને, અર્જુને, નકુલે તથા સહદેવે પણ યજ્ઞ કર્યો ગણાશે.[૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'કૃષ્ણ અને વ્યાસની અનુજ્ઞા' નામનો અધ્યાય ૭૧ મો સમાપ્ત

## अध्याय ७२ मो
### યજ્ઞસામગ્રીની તૈયારી

॥ वैशंपायन उवाच ॥

**एवमुक्तस्तु कृष्णेन धर्मपुत्रो युधिष्ठिरः ।**
**व्यासमामंत्र्य मेधावी ततो वचनमब्रवीत् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : ધર્મપુત્ર યુધિષ્ઠિરને શ્રીકૃષ્ણે એ પ્રમાણે કહ્યું, એટલે તે બુદ્ધિમાને વ્યાસને આમંત્રણ કરીને તેમને આવું વચન કહ્યું :[1] 'તમે અશ્વમેધ માટે જે સમય યોગ્ય જાણતા હો તે સમયે તમે મને યજ્ઞદીક્ષા આપજો, આ મારો યજ્ઞ તમારે અધીન છે.'[2]

વ્યાસ બોલ્યા : હે કુંતીપુત્ર ! હું, પૈલ તથા યાજ્ઞવલ્ક્ય યથાયોગ્ય સમયે તે વિધિ કરીશું, એમાં કંઈ સંશય નથી.[3] હે પુરુષવર ! ચૈત્ર મહિનાની પૂનમને દિવસે તારી દીક્ષા થશે, માટે તું યજ્ઞની સર્વ સામગ્રી તૈયાર કર.[4] અશ્વવિદ્યાને જાણનારા સારથિઓ તથા બ્રાહ્મણો તારા યજ્ઞના પ્રયોજનની સિદ્ધિને માટે પવિત્ર ઘોડાની પરીક્ષા કરો.[5] હે રાજા ! શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સમુદ્ર સુધીની પૃથ્વી પર તે ઘોડાને તું છૂટો મૂક, એટલે તે ઘોડો તારા પ્રદીપ્ત યશને દર્શાવતો ચોતરફ ભ્રમણ કરે.[6]

વૈશંપાયન બોલ્યા : હે રાજેંદ્ર ! વ્યાસે આમ કહ્યું, એટલે પાંડવરાજ યુધિષ્ઠિરે બ્રહ્મવાદી વ્યાસના કહેવા પ્રમાણે સર્વ કર્યું. વળી હે રાજેંદ્ર ! તેમણે યજ્ઞની સર્વ સામગ્રીઓ પણ તૈયાર કરી. એ રીતે સર્વ સામગ્રીઓ એકઠી કરીને અમાપ અંતઃકરણવાળા ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજે કૃષ્ણદ્વૈપાયન વ્યાસને જણાવ્યું, ત્યારે મહાતેજસ્વી વ્યાસે ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજને કહ્યું કે,[7-9] 'યોગ્ય સમયે તથા યોગ્ય સંયોગે તને દીક્ષા આપવા માટે અમે તૈયાર છીએ. હે કુરુવંશી રાજા ! આ યજ્ઞમાં ઉપયોગમાં આવતી કાષ્ઠની તલવાર તથા આસન માટેની એક દર્ભની મુઠ્ઠી સુવર્ણની કરાવજે અને બીજી પણ જે કોઈ વસ્તુ તેમાં યોગ્ય હોય તેને સુવર્ણની કરાવજે. આજે પૃથ્વી પર ઘોડાને છૂટો મૂક; એટલે તે ઘોડો શાસ્ત્રાનુસાર વિધિ પ્રમાણે સુરક્ષિત થઈને અનુક્રમે પૃથ્વી પર વિચરવા માંડે.'

યુધિષ્ઠિર બોલ્યા : હે બ્રહ્મન્ ! છૂટો મૂકવામાં આવેલો એ ઘોડો પોતાની ઇચ્છાનુસાર જે રીતે પૃથ્વી પર વિચરે તે રીતે તેનો રક્ષોપાય કહો. હે મુનિ ! પૃથ્વી પર પોતાની ઇચ્છાનુસાર વિચરનારા એ ઘોડાનું રક્ષણ કોણ કરે, તે તમે મને કહેવાને યોગ્ય છો.[10-13]

વૈશંપાયન બોલ્યા : હે રાજેંદ્ર ! યુધિષ્ઠિરે એ પ્રમાણે કહ્યું, એટલે વ્યાસ બોલ્યા : 'ભીમસેનનો ભાઈ અર્જુન સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ છે. તે વિજયશીલ છે, સહનશીલ છે અને શત્રુઓને પરાજય કરવાના સ્વભાવવાળો છે. નિવાતકવચોનો કાળ એવો તે અર્જુન એ ઘોડાનું રક્ષણ કરશે. સાથે જ, તે આખી પૃથ્વીને જીતવાને સમર્થ છે. તેનામાં દિવ્ય અસ્ત્રો રહેલાં છે, તેનું શરીર દિવ્ય છે અને તેનું ધનુષ તથા બન્ને ભાથાઓ પણ દિવ્ય છે, માટે તે એ ઘોડાની પાછળ જશે.[14-16] હે રાજવર ! અર્જુન ધર્મ તથા અર્થના સંબંધમાં કુશળ છે અને સર્વ વિદ્યાઓમાં પ્રવીણ છે, માટે તારા ઘોડાને તે શાસ્ત્રાનુસાર સર્વત્ર વિચરાવશે.[17] અભિમન્યુનો પિતા રાજપુત્ર અર્જુન મોટી ભુજાઓવાળો છે, તરુણ છે, કમળલોચન છે અને વીર છે. માટે તે એ ઘોડાનું રક્ષણ કરશે.[18] હે પૃથ્વીપાલ ! કુંતીપુત્ર ભીમસેન પણ મહાતેજસ્વી અને અમાપ પરાક્રમી છે. માટે તે અને નકુલ રાજ્યનું રક્ષણ કરવા સમર્થ છે.[19] વળી હે કુરુવંશી ! મહાયશસ્વી બુદ્ધિમાન સહદેવ સર્વ કુટુંબતંત્રની વિધિપૂર્વક સંભાળ રાખશે.'[20] પછી કુરુકુળધુરંધર યુધિષ્ઠિરરાજે વ્યાસના કહેવા પ્રમાણે તે

સર્વ યથાયોગ્ય રીતે કર્યું અને ઘોડાના સંબંધમાં અર્જુનને પણ આ સંદેશ આપ્યો.[૨૧]

યુધિષ્ઠિર બોલ્યા : હે વીર! આવા આ ઘોડાનું તું રક્ષણ કરજે. તારા વિના બીજો કોઈ પણ માનવી આનું રક્ષણ કરવાને યોગ્ય નથી.[૨૨] હે નિર્દોષ મહાબાહુ! જે કોઈ પણ રાજાઓ તારી સામે ચઢી આવે, તેમની સાથે જે રીતે યુદ્ધ ન થાય તે રીતે તારે કરવું.[૨૩] હે મહાબાહુ! તારે મારા આ યજ્ઞને સર્વ તરફ જાહેર કરવો અને રાજાઓને અહીં આવવા માટે નિમંત્રણ આપવું કે વેળાસર તમે ત્યાં ચાલજો.[૨૪]

વૈશંપાયન બોલ્યા : હવે તે ધર્માત્માએ અર્જુનને એ પ્રમાણે કહીને ભીમસેન તથા નકુલ ને નગરના રક્ષણ માટે નીમ્યા. વળી યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રરાજાની અનુમતિ લઈને યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા સહદેવને કુટુંબતંત્રના રક્ષણ માટે નીમ્યો.[૨૫,૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'યજ્ઞસામગ્રીસંપાદન' નામનો અધ્યાય ૭૨ મો સમાપ્ત

## अध्याय ७३ मो
## અશ્વમેધના ઘોડાને છૂટો મૂકયો

॥ वैशंपायन उवाच ॥

दीक्षाकाले तु संप्राप्ते ततस्ते सुमहर्त्विजः ।
विधिवद्दीक्षयामासुरश्वमेधाय पार्थिवम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : હવે દીક્ષાનો કાળ આવ્યો એટલે તે અતિમહાન ઋત્વિજોએ અશ્વમેધ માટે રાજા યુધિષ્ઠિરને વિધિ પ્રમાણે દીક્ષા આપી.[૧] ત્યાં મહાતેજસ્વી પાંડુનંદન ધર્મરાજ પશુબંધનની ક્રિયા કરીને તથા દીક્ષા લઈને ઋત્વિજોની સાથે શોભવા લાગ્યા.[૨] અમાપ તેજવાળા બ્રહ્મવાદી વ્યાસે પોતે અશ્વમેધ માટેના ઘોડાને શાસ્ત્રવિધિ પ્રમાણે છૂટો મૂકયો.[૩] તે સમયે, હે રાજન્! સુવર્ણ સમાન કંઠવાળા અને દીક્ષાને પામેલા ધર્મરાજાએ સુવર્ણની માળા ધારણ કરી હતી, તેથી તેઓ પ્રદીપ્ત અગ્નિની પેઠે શોભતા હતા.[૪] એ વેળા કાળા મૃગચર્મને, દંડને તથા રેશમી વસ્ત્રને ધારણ કરનારા તે ધર્મનંદન યજ્ઞમાં અત્યંત તેજસ્વી જણાતા પ્રજાપતિની પેઠે ઘણા જ દીપી રહ્યા હતા.[૫] હે પૃથ્વીપતિ! તેમના સર્વ ઋત્વિજોએ પણ તેમના જેવો જ વેષ ધારણ કર્યો હતો અને અર્જુન પણ પ્રદીપ્ત અગ્નિના જેવો જ જણાતો હતો.[૬] હે રાજા! ધોળા ઘોડા પર બેસીને અર્જુન અશ્વમેધના તે ઘોડાની પાછળ ચાલતો થયો અને ધર્મરાજની આજ્ઞા પ્રમાણે વિધિપૂર્વક ઘોડાનું રક્ષણ કરવા લાગ્યો.[૭] હે મહીપતિ! ગાંડીવધનુષનો ટંકાર કરતો અને ઘોના ચામડાનાં મોજાંને હાથે બાંધનારો તે અર્જુન પ્રસન્ન થઈને તે ઘોડાની પાછળ જવા લાગ્યો.[૮] હે રાજન્! કુરુશ્રેષ્ઠ અર્જુન જ્યારે ઘોડા પાછળ જવા લાગ્યો, ત્યારે તેને જોવાની ઇચ્છાથી આબાલવૃદ્ધ આખું નગર ભેગું થયું હતું.[૯] ઘોડાને તથા ઘોડાની પાછળ જનારા અર્જુનને જોવાની ઇચ્છાવાળાં તે નગરવાસીઓની ભીંસાભીંસથી ત્યાં ઉકળાટનો કંઈ પાર રહ્યો નહોતો.[૧૦] પછી હે મહારાજ! કુંતીપુત્ર અર્જુનને જોઈ રહેલા તે મનુષ્યોનો દિશાઓ તથા આકાશને ભરી દેતો આવો શબ્દ થવા લાગ્યો :[૧૧] 'આ અર્જુન અને તેજસ્વી ઘોડો અહીંથી જાય છે. પોતાના ઉત્તમ ધનુષ્યને ધારણ કરનારો મહાબાહુ અર્જુન તે ઘોડાની પાછળ પાછળ ચાલ્યો જાય છે.' ત્યાં ઉદાર બુદ્ધિવાળા અર્જુને ફરી પણ આવી વાણી સાંભળી: 'હે ભારત! તું જા, તારું કલ્યાણ થાઓ. પુનઃ નિર્વિઘ્ને તું પાછો આવજે.' હે મનુષ્યેન્દ્ર! પછી બીજા કેટલાએક પુરુષો તે વેળા આ પ્રમાણે બોલ્યા: 'અરે! આ ભીડમાં અમે અર્જુનને તો જોઈ પણ શકતા નથી, માત્ર એનું ધનુષ્ય જ દેખવામાં આવે છે.[૧૨-૧૪] આ

'તો ભયંકર શબ્દ કરનારું એનું પ્રસિદ્ધ ગાંડીવ-ધનુષ્ય છે. એ સુખે સિધાવો, એને માર્ગમાં કશું વિઘ્ન ન આવો અને એને ક્યાંય કશોય ભય ન હો. એ જ્યારે પાછો ફરશે, ત્યારે અવશ્ય પુનઃ તેને આપણે જોઈશું.' હે ભરતશ્રેષ્ઠ પૃથ્વીરાજ! ઉદાર બુદ્ધિવાળો અર્જુન એ પ્રમાણે પુરુષોની તથા સ્ત્રીઓની મધુર વાણીને વારંવાર સાંભળતો હતો. હે પૃથ્વીનાથ! યાજ્ઞવલ્ક્યનો શિષ્ય સોમશ્રવા યજ્ઞકર્મમાં કુશળ હતો તથા વેદમાં પારંગત હતો, તે શાંતિને માટે અર્જુનની સાથે ગયો હતો. વળી હે મહીપાલ! વેદપારંગત બીજા અનેક બ્રાહ્મણો, રાજાઓ તથા ક્ષત્રિયો ધર્મરાજાની આજ્ઞાથી વિધિ પ્રમાણે મહાત્મા અર્જુનની પાછળ ગયા હતા. હે શ્રેષ્ઠ મહારાજ! પાંડવોએ અસ્ત્રના તેજથી જીતેલી પૃથ્વી પર તે અશ્વમેધનો ઘોડો પ્રત્યેક દેશમાં વિચરવા લાગ્યો.[૧૫–૨૦] હે વીર! તે સમયે અર્જુનનાં જે જે અદ્ભુત મહાન યુદ્ધો થયાં હતાં, તે હું તને કહું છું.[૨૧] હે રાજન્! અશ્વમેધનો તે ઘોડો આખી પૃથ્વીની પ્રદક્ષિણા ફર્યો હતો. હે મહીપતિ! પ્રથમ તે ઉત્તરમાંથી પૂર્વમાં ગયો હતો, એ તું જાણ.[૨૨] તે ઉત્તમ ઘોડાએ રાજાઓના દેશોને ખૂંદી નાખ્યા હતા અને શ્વેત ઘોડા પર બેઠેલો મહારથી અર્જુન ધીમે ધીમે તેની સાથે રહીને જતો હતો.[૨૩] હે મહારાજ! તે સમયે મરણ પામેલા બાંધવોવાળા જે જે લાખો રાજાઓ તથા ક્ષત્રિયો અર્જુનની સામે લડ્યા હતા, તેમની તો કંઈ ગણતરી જ નથી.[૨૪] હે રાજન્! તલવાર તથા ધનુષ્યને ધારણ કરનારા અનેક કિરાતોને, યવનોને તથા બીજા અનેક પ્રકારના મ્લેચ્છોને પાંડવોએ પ્રથમ રણસંગ્રામમાં હરાવ્યા હતા. તેઓ અને હર્ષ પામેલાં મનુષ્યો તથા વાહનોવાળા તેમ જ યુદ્ધ કરવામાં મદમત્ત બીજા અનેક આર્ય રાજાઓ પાંડુપુત્ર અર્જુનની સાથે યુદ્ધ કરવા ચઢી આવ્યા હતા. આમ હે મહીપતિ! જુદે જુદે સ્થળે જુદા જુદા દેશોમાંથી આવેલા રાજાઓની સાથે અર્જુનનાં યુદ્ધો થયાં હતાં. તે યુદ્ધો બન્ને પક્ષને તપાવનારાં હતાં તથા મહાન હતાં. હે નિર્દોષ રાજા! હું તને અર્જુનનાં તે યુદ્ધો કહું છું.[૨૫–૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'અશ્વમેધના ઘોડાને છૂટો મૂક્યો' નામનો અધ્યાય ૭૩ મો સમાપ્ત

## अध्याय ૭૪ मो

### ત્રિગર્તોનો પરાજય

॥ वैशंपायन उवाच ॥

**त्रिगर्तैरभवद्युद्धं कृतवैरैः किरीटिनः।**
**महारथसमाज्ञातैर्हतानां पुत्रनप्तृभिः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : અર્જુનનું પ્રથમ યુદ્ધ ત્રિગર્તો સાથે થયું. તે ત્રિગર્તો મહારથી તરીકે પ્રસિદ્ધ હતા અને તેઓ અગાઉના યુદ્ધમાં હણાયેલા વીરોના પુત્રપૌત્રો હતા. વળી તેમને પાંડવો સાથે પૂર્વનું વેર હતું.[૧] અશ્વમેધનો ઉત્તમ ઘોડો પોતાના દેશના સીમાડામાં આવ્યો છે તે જાણીને તે કવચબદ્ધ વીરો તેને ઘેરી વળ્યા.[૨] ત્યારે હે રાજન્! તે યોદ્ધાઓ ભાથાઓ બાંધીને રથમાં બેઠા હતા અને શણગારેલા ઉત્તમ ઘોડાઓ વડે તેમણે પેલા ઘોડાને ઘેરી લઈને પકડવાની તૈયારી કરી.[૩] ત્યાં શત્રુદમન અર્જુન તેમનો વિચાર જાણી ગયો અને સાંત્વનપૂર્વક તે વીરોને અટકાવવા લાગ્યો.[૪] પરંતુ તમોગુણ તથા રજોગુણથી ઢંકાયેલા તે સર્વેએ અર્જુનના વચનનો અનાદર કરીને બાણોનો મારો ચલાવવા માંડ્યો. આમ છતાં અર્જુને તેમને અટકાવવા જ માંડ્યા. પછી હે ભારત! અર્જુન જાણે તેમને હસતો હોય તેમ કહેવા લાગ્યો : 'હે અધર્મજ્ઞો! તમે જો તમારા જીવિતને શ્રેયરૂપ માનતા હો, તો યુદ્ધ કરવાનું

પડ્યો.[30] હે રાજન્ ! ત્રિગર્તના તે સર્વ મહારથીઓ અર્જુનનાં બાણોથી પીડાઈને ઉત્સાહ વિનાના થઈ ગયા અને જુદી જુદી દિશાઓમાં દોડી ગયા.[31] પછી તેમણે સંશપ્તકોનો સંહાર કરનારા પુરુષવ્યાઘ્ર અર્જુનને કહ્યું કે, 'હે પાર્થ ! અમે તમારા દાસ છીએ, તમારે અધીન રહેનારા છીએ અને તમારા નમ્ર સેવક થઈને ઊભા છીએ. તમે અમને આજ્ઞા કરો. હે કુરુનંદન ! અમે સર્વે તમારું પ્રિય કરીશું.'[32,33] તેમનું એ વચન સાંભળીને અર્જુને તે સર્વને તે સમયે કહ્યું કે, 'હે રાજાઓ ! તમે તમારા જીવિતની રક્ષા કરો અને મારી આજ્ઞા માન્ય કરો.'[34]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'ત્રિગર્તોનો પરાજય' નામનો અધ્યાય ૭૪ મો સમાપ્ત

## अध्याय ७५मो

### વજ્રદત્ત સાથેનું યુદ્ધ

॥ वैशंपायन उवाच ॥

**प्राग्ज्योतिषमथाभ्येत्य व्यचरत्स हयोत्तमः ।**
**भगदत्तात्मजस्तत्र निर्ययौ रणकर्कशः ॥१॥**

વૈશંપાયન બોલ્યા : તે પછી એ ઉત્તમ ઘોડો પ્રાગ્જ્યોતિષ નગર પાસે વિચરવા લાગ્યો, એટલે રણસંગ્રામમાં અતિકુશળ ભગદત્તનો પુત્ર યુદ્ધ માટે બહાર નીકળ્યો.[1] હે ભરતશ્રેષ્ઠ ! યુધિષ્ઠિરના અશ્વમેધનો ઘોડો પોતાના દેશના સીમાડા પાસે આવ્યો, એટલે રાજા વજ્રદત્ત યુદ્ધ કરવા તૈયાર થયો. ભગદત્તનો પુત્ર તે વજ્રદત્તરાજ પોતાના દેશમાં આવતા તે ઘોડાને અટકાવીને નગરની બહાર નીકળ્યો અને યુદ્ધ કરવા સામો આવ્યો.[2,3] તે સમયે કુરુઓમાં સિંહ જેવો મહાબાહુ અર્જુન તેને જોઈને સત્વર ગાંડીવધનુષ્યનો ટંકાર કરતો કરતો એકાએક તેની સામે ધસ્યો.[4] હવે ગાંડીવમાંથી છૂટેલાં બાણોથી મોહિત થયેલો તે વીર-રાજા ઘોડાને છોડીને અર્જુન સામે ચઢી આ[વ્યો] પણ પુનઃ પોતાના નગરમાં દાખલ થઈને રાજવર એક શ્રેષ્ઠ હાથી ઉપર સવાર થઈને પા[છો] બહાર નીકળ્યો. તે સમયે તે રણકર્કશ મહારથી[ના] મસ્તક પર ઉજ્જ્વળ છત્ર ધારણ કરવામાં આ[વ્યું] હતું અને તેની બન્ને બાજુ ધોળાં ચામ[ર] ઢોળાઈ રહ્યાં હતાં.[5-7] આમ પાંડવોના મહાર[થી] અર્જુન સામે ચઢી આવીને તે રાજા બાલસ્વભાવ[] થી તથા અજ્ઞાનથી રણમાં અર્જુનનું આહ્વા[ન] કરવા લાગ્યો.[8] અત્યંત કોપાયમાન થઈને [તે] રાજાએ મદઝરતા ગંડસ્થળવાળા તે પર્વત જેવા હાથીને અર્જુન સામે હંકાર્યો.[9] વજ્રદત્તનો [તે] હાથી મોટા મેઘની પેઠે મદધારાને વરસી રહ્યો હતો શત્રુઓના હાથીઓને સામેથી અટકાવનારો હતો શાસ્ત્રોક્ત રીતિ પ્રમાણે સજ્જ કરાયો હતો અને યુદ્ધમાં અત્યંત વશ રહેનારો તથા દુર્મદ હતો.[10] તે મહાબળવાન હાથીને રાજા વજ્રદત્તે જ્યારે અંકુશ વડે હંકાર્યો, ત્યારે તે આકાશમાં જાણે ઊડી જતો હોય તેવો દેખાવા લાગ્યો.[11] હે રાજન્ ! તે હાથીને પોતાની સામે ધસી આવતો જોઈ અર્જુન કોપી ઊઠ્યો. હે ભારત ! તેણે પૃથ્વી પર ઊભા રહીને જ હાથી પર સવાર થયેલા વજ્રદત્ત સામે યુદ્ધ શરૂ કર્યું.[12] ત્યારે વજ્રદત્ત પણ એકદમ ક્રોધે ભરાયો. તેણે બળબળતા અગ્નિ જેવાં તોમર જાતનાં શસ્ત્રોને વેગવાળાં પતંગિયાંની પેઠે અર્જુન પર છોડી મૂક્યાં. પણ અર્જુને ગાંડીવમાંથી આકાશગામી બાણો છોડી મૂક્યાં અને પોતાની પાસે આવતાં પહેલાં જ તે તોમરોના બબ્બે તથા ત્રણત્રણ ટુકડા કરી નાખ્યા.[13,14] આમ પોતાનાં તોમરો કપાઈ ગયાં તે જોઈને ભગદત્તના પુત્રે ઝડપથી અવિચ્છિન્ન રીતે અર્જુન તરફ બાણો ફેંકવા માંડ્યાં.[15] હવે અર્જુને અત્યંત ક્રોધાયમાન થઈને ભગદત્તના પુત્ર તરફ અત્યંત વેગથી

સુવર્ણના અગ્રભાગવાળાં સરળગામી બાણો મૂકવા માંડ્યાં.[16] એટલે મહાતેજસ્વી વજ્રદત્ત તે બાણો વડે મહાયુદ્ધમાં વીંધાઈ ગયો અને અત્યંત ઘાયલ થઈને પૃથ્વી પર પડી ગયો, છતાં એને સ્મરણ-શક્તિ તો તેવી ને તેવી જ રહી હતી.[17] તેથી તેણે વિજયની ઇચ્છાથી ફરી પણ સાવધાન થઈને પોતાના શ્રેષ્ઠ હાથીને રણમાં અર્જુન સામે હંકાર્યો. એટલે અર્જુને ક્રોધ કરીને તેના પર છૂટેલા સર્પ સમાન અને બળબળતા અગ્નિ જેવાં બાણો મૂક્યાં.[18,19] તે બાણોથી વજ્રદત્તનો મહાન હાથી વીંધાઈ જઈને રુધિરને ઝરવા લાગ્યો, તેથી ગેરુવાળા જળના મોટા ઝરણાને ઝરી રહેલા પર્વતના જેવો તે શોભવા લાગ્યો.[20]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'વજ્રદત્ત સાથેનું યુદ્ધ' નામનો અધ્યાય ૭૫ મો સમાપ્ત

## अध्याय ७६ मो

### વજ્રદત્તનો પરાજય

॥ वैशंपायन उवाच ॥

**एवं त्रिरात्रमभवत्तद्युद्धं भरतर्षभ ।**
**अर्जुनस्य नरेन्द्रेण वृत्रेणेव शतक्रतोः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હે ભરતશ્રેષ્ઠ! ઇંદ્રનું જેમ વૃત્રાસુરની સાથે યુદ્ધ થયું હતું, તેમ અર્જુનનું રાજા વજ્રદત્ત સાથે ત્રણ દિવસ સુધી યુદ્ધ થયું.[1] આ પછી ચોથે દિવસે મહાબળવાન વજ્રદત્ત ખડખડાટ હસીને આ પ્રમાણે બોલ્યો :[2] 'હે અર્જુન! ઓ અર્જુન! ઊભો રહેજે. તું મારી પાસેથી જીવતો છૂટીશ નહિ. તારો વધ કરીને હું મારા પિતાને વિધિ પ્રમાણે જળપ્રદાન કરીશ.[3] મારા પિતા ભગદત્ત વૃદ્ધ હતા, તારા પિતાના મિત્ર હતા અને તેં મારા એ વૃદ્ધ પિતાને મારી નાખ્યા છે. પણ આજે મારી બાળકની સામે તું યુદ્ધ કરજે.[4] હે કુરુવંશી! એમ કહીને અત્યંત ક્રોધાયમાન થયેલા વજ્રદત્તે અર્જુન સામે પોતાના હાથીને હંકાર્યો.[5] બુદ્ધિમાન વજ્રદત્તે તે મહાન હાથીને જેવો હંકાર્યો કે તુરત જ આકાશમાં જાણે ઊડી જતો હોય તેમ તે અર્જુન સામે ધસ્યો.[6] ત્યાં મેઘ જેમ શ્યામ વાદળથી પર્વતને ધોઈ નાખે, તેમ તે મહાન હાથી પોતાની સૂંઢના છેડાથી છોડેલાં જળબિંદુઓ વડે અર્જુનને નવરાવવા લાગ્યો.[7] રાજા વજ્રદત્તે હંકારેલો તે હાથી મેઘની પેઠે વારંવાર ગર્જના કરતો હતો અને મુખની આડંબરભરેલી ચિચિયારીઓ સાથે અર્જુન તરફ દોડી રહ્યો હતો. હે રાજન્! જાણે નૃત્ય કરતો હોય તેમ વજ્રદત્તે હંકારેલો તે ગજરાજ અત્યંત વેગથી કૌરવોના મહારથી અર્જુન પાસે જઈ પહોંચ્યો.[8,9] પણ શત્રુઓનો સંહાર કરનારો બળવાન અર્જુન વજ્રદત્તના તે હાથીને આવતો જોઈને ગાંડીવ ધનુષ્યને હાથમાં ટકવી રહ્યો અને જરા પણ કંપ્યો નહિ.[10] હે ભારત! તે પાંડુનંદન રાજા વજ્રદત્ત ઉપર અત્યંત કોપી ઊઠ્યો અને પોતાના કાર્યમાં વિઘ્નને તથા પૂર્વના વેરને સંભારી રહ્યો.[11] કાંઠો જેમ સમુદ્રને ખાળી રાખે, તેમ કોપી ઊઠેલા તે પાંડવે બાણોનો સમૂહ છોડી મૂકીને તે હાથીને ખાળી રાખ્યો.[12] એ રીતે અર્જુને તે શોભાયમાન હાથીને અટકાવી રાખ્યો, ત્યારે બાણોથી ભોંકાયેલા શરીરવાળો તે ગજેંદ્ર સળીઓથી વ્યાપ્ત થયેલ શાહુડીની પેઠે ઊભો રહ્યો.[13] ભગદત્તનો પુત્ર રાજા વજ્રદત્ત પોતાના હાથીને એ પ્રમાણે અટકાવેલો જોઈને ક્રોધથી વ્યાકુળ થઈ ગયો. તેણે અર્જુન પર તીક્ષ્ણ બાણો છોડી મૂક્યાં.[14] ત્યારે મહાબાહુ અર્જુને તો શત્રુઓનો નાશ કરનારાં બાણો વડે તે બાણોને અટકાવી જ દીધાં, એ આશ્ચર્ય જેવું લાગતું હતું.[15] તે જોઈ પ્રાગ્જ્યોતિષનો અધિપતિ રાજા વજ્રદત્ત અત્યંત કોપ્યો. તેણે બળવાન પર્વત જેવા પોતાના મહાન હાથીને ફરી અર્જુન તરફ હંકાર્યો.[16] એટલે

ઇંદ્રપુત્ર અર્જુને તે હાથીને પોતાની સામે આવતો જોઈ તેની સામે અગ્નિ જેવું નારાચબાણ છોડ્યું.[૧૭] હે રાજન્! તે બાણના પ્રહારથી તે હાથી મર્મભાગોમાં અત્યંત ઘાયલ થયો અને વજ્રથી તૂટી પડેલા પર્વતની પેઠે તે એકાએક પૃથ્વી પર પછડાઈ પડ્યો.[૧૮] અર્જુનના બાણથી ઘવાયેલો તે હાથી જ્યારે પૃથ્વી પર પડતો હતો, ત્યારે તે વજ્રથી પીડાઈને પૃથ્વીની અંદર પેસી જતા કોઈ મોટા પર્વતના જેવો શોભતો હતો.[૧૯] એ પ્રમાણે વજ્રદત્તનો હાથી પડી ગયો, એટલે પાંડુપુત્ર અર્જુને પૃથ્વી પર પડેલા તે રાજાને કહ્યું કે, 'તારે ડરવું નહિ.[૨૦] હું જ્યારે હસ્તિનાપુરથી નીકળ્યો ત્યારે મહાતેજસ્વી યુધિષ્ઠિરરાજાએ મને કહ્યું છે કે, હે ધનંજય! તારે રાજાઓને કેમેય મારવા નહિ.[૨૧] હે પુરુષવ્યાઘ્ર! આટલું કર્યું એટલે સર્વ કર્યું કહેવાશે. માટે હે ધનંજય! તારે કોઈ યોદ્ધાઓને રણમાં મારવા નહિ.[૨૨] તારે સર્વ રાજાઓને કહેવું કે, તમે તમારા સુહૃદોની સાથે યુધિષ્ઠિરના યજ્ઞમાં જાઓ. હે રાજા! મારા ભાઈ યુધિષ્ઠિરનાં એ વચન સાંભળીને, હું તને મારતો નથી. માટે ઊઠ, તારે ભય રાખવો નહિ. હે રાજા! તું કુશળક્ષેમ તારે ઘેર જા.[૨૩,૨૪] હે મહારાજ! આવતી ચૈત્રી પૂનમને દિવસે તારે આવવું. તે દિવસે બુદ્ધિમાન ધર્મરાજનો અશ્વમેધ થશે.'

ભગદત્તના પુત્ર વજ્રદત્તરાજાને અર્જુને એ પ્રમાણે કહ્યું, એટલે અર્જુનથી પરાજય પામેલા તે રાજાએ 'ભલે' એમ કહ્યું.[૨૫,૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'વજ્રદત્તનો પરાજય' નામનો અધ્યાય ૭૬ મો સમાપ્ત

# અધ્યાય ૭૭ મો

## સૈંધવો સાથેનું યુદ્ધ

॥ वैशंपायन उवाच ॥

सैंधवैरभवद्युद्धं ततस्तस्य किरीटिनः ।
हतशेषैर्महाराज हतानां च सुतैरपि ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : પછી હે મહારાજ! અર્જુનને સૈંધવો સાથે યુદ્ધ થયું. તેઓ પ્રથમના યુદ્ધમાં મરણ પામતાં બચેલા હતા અને પ્રથમના યુદ્ધમાં મરણ પામેલા વીરોના પુત્રો હતા.[૧] શ્વેત ઘોડાવાળા પાંડવશ્રેષ્ઠ અર્જુનને પોતાના દેશમાં ઊતરી આવેલો સાંભળીને તે રાજાઓ સહન કરી શક્યા નહિ અને તેઓ તેની સામે ચઢી આવ્યા.[૨] તે ઝેર જેવા તીખા રાજાઓએ તે અશ્વને પોતાના દેશની સીમમાં અટકાવી દીધો અને અર્જુનથી કે તેના પછીના ભીમસેનથી પણ તેઓ ભય પામ્યા નહિ.[૩] યજ્ઞિય અશ્વની પાસે જ હાથમાં ધનુષ્ય લઈને પગપાળા ઊભેલા અર્જુનની સામા તેઓ ધસી આવ્યા.[૪] પછી પ્રથમના યુદ્ધમાં પરાજય પામેલા તે મહાપરાક્રમી રાજાઓએ પુરુષવ્યાઘ્ર અર્જુનને જીતવાની ઇચ્છાથી તેને ચોતરફથી ઘેરી લીધો.[૫] તે સમયે પોતાનાં નામો, ગોત્રો તથા અનેક પ્રકારનાં કર્મોનું કીર્તન કરતા તે રાજાઓએ બાણોનો વરસાદ વરસાવીને અર્જુનને છાઈ દીધો.[૬] તેઓ હાથીને પણ ખાળી રાખે તેવાં સંખ્યાબંધ બાણોને છોડી રહ્યા હતા અને રણમાં જયની ઇચ્છા રાખનારા અર્જુનને ચોતરફથી વીંટાઈ વળ્યા હતા.[૭] રણમાં ઉગ્ર કર્મ કરનારા તે અર્જુનને જોતાં જ તે સર્વ વીર રાજાઓ રથોમાં બેસીને પગપાળા અર્જુન સામે યુદ્ધ કરવા મચી પડ્યા.[૮] હવે નિવાતકવચોનો નાશ કરનારા, સંશપ્તકોને સંહારનારા તથા સિંધુરાજ જયદ્રથને હણનારા તે વીર અર્જુનના પર તેઓ પ્રહાર કરવા લાગ્યા.[૯]

તેઓ એક હજાર રથોથી તથા દશ હજાર ઘોડાઓથી અર્જુનને ઘેરી લઈને મનમાં પ્રસન્ન થઈ ગયા.[૧૦] હે કુરુવંશી ! કૌરવ-પાંડવના યુદ્ધમાં અર્જુને સિંધુરાજ જયદ્રથનો વધ કર્યો હતો, એ વાતને તે વીર સૈંધવો ઘૂંટી રહ્યા હતા.[૧૧] તેથી તે સર્વે મેઘની પેઠે બાણોની વૃષ્ટિ વરસાવી રહ્યા હતા. ત્યારે અર્જુન તેમની વચ્ચે ઘેરાઈ જઈને મેઘમંડળની વચ્ચે રહેલા સૂર્ય જેવો શોભતો હતો.[૧૨] હે ભારત ! તેમનાં બાણોથી ઢંકાઈ જઈને તે પાંડવશ્રેષ્ઠ અર્જુન પાંજરામાં રહેલા પક્ષી જેવો જણાતો હતો.[૧૩] હે રાજન્ ! એ રીતે કુંતીપુત્ર અર્જુન બાણોથી પીડાવા લાગ્યો, ત્યારે આખા ત્રૈલોક્યમાં હાહાકાર થઈ રહ્યો અને સૂર્ય નિસ્તેજ થઈ ગયો.[૧૪] પછી હે મહારાજ ! ત્યાં રૂંવાડાં ઊભાં કરી દે તેવો તીક્ષ્ણ વાયુ વાવા લાગ્યો અને રાહુએ એકીસાથે સૂર્ય તથા ચંદ્રનો ગ્રાસ કર્યો.[૧૫] વળી હે રાજન્ ! ત્યાં ચોતરફ ખરતાં ઊંબાડિયાં સૂર્યમંડળ સાથે અથડાવા લાગ્યાં અને મહાન પર્વત કૈલાસ પણ કંપી ઊઠ્યો[૧૬] તે સમયે સપ્તર્ષિઓ તથા દેવર્ષિઓ પણ ભયભીત થઈ ગયા અને દુઃખી તથા શોકાકુળ થઈને તેઓ અતિ ઉષ્ણ નિઃશ્વાસ નાખવા લાગ્યા.[૧૭] ત્યારે ઊંબાડિયાં ચંદ્રમાં રહેલા સસલાને ભેદીને ચંદ્રના મંડળની આસપાસ પડવા લાગ્યાં અને સર્વ દિશાઓ પણ પલટાઈ જઈને ધુમાડાથી ઊભરાવા લાગી.[૧૮] વળી ત્યારે ગધેડાના રંગ જેવા ભૂખરા તથા લાલ વર્ણના મેઘો ઇંદ્રધનુષ્ય તથા વીજળીઓથી યુક્ત થઈને ગગનમંડળને ઘેરી વળ્યા અને માંસ તથા રુધિરનો વરસાદ વરસાવવા લાગ્યા. આમ હે ભરતશ્રેષ્ઠ ! તે સમયે વીર અર્જુન બાણોના વરસાદથી ઢંકાઈ ગયો હતો, ત્યારે ઉત્પાતો થયા હતા, તે નવાઈ જેવું બન્યું હતું. અર્જુન ચોતરફથી બાણોની જાળમાં ઢંકાઈ ગયો, ત્યારે તેને થયેલા મોહને લીધે તેના હાથમાંથી ગાંડીવધનુષ્ય તથા મોજું પણ પડી ગયું.[૧૯-૨૧] તે સમયે મહારથી અર્જુન મોહ પામ્યો અને બેભાન જેવો થઈ ગયો, ત્યારે સૈંધવ રાજાઓએ એકદમ ઝડપથી બાણોનો મોટો ઢગ છોડી મૂક્યો.[૨૨] હવે અર્જુનને મોહ પામેલો જાણીને સર્વ દેવતાઓ મનમાં ત્રાસ પામી તેની શાંતિ કરવા લાગ્યા.[૨૩] વળી સર્વ દેવર્ષિઓ, સપ્તર્ષિઓ તથા બ્રહ્મર્ષિઓ પણ બુદ્ધિમાન અર્જુનનો વિજયજાપ જપવા લાગ્યા.[૨૪] પછી હે રાજા ! દેવોએ અર્જુનનું તેજ પ્રદીપ્ત કર્યું, એટલે ઉત્તમ અસ્ત્રવેત્તા એવો બુદ્ધિમાન અર્જુન સંગ્રામમાં પર્વતની પેઠે અડગ ઊભો રહ્યો.[૨૫] હવે કુરુનંદન અર્જુને પોતાના દિવ્ય ધનુષ્યને વારંવાર ખેંચવા માંડ્યું અને તેનો અવાજ કોઈ મોટા યંત્રના જેવો મહાન થઈ રહ્યો.[૨૬] ઇંદ્ર જેમ વરસાદ વરસાવે, તેમ સમર્થ અર્જુને પોતાના ધનુષ્યમાંથી શત્રુઓ પર બાણોનો વરસાદ વરસાવવા માંડ્યો.[૨૭] આથી પતંગિયાંથી જેમ વૃક્ષો ઢંકાઈ જાય, તેમ સર્વે સૈંધવ યોદ્ધાઓ પોતાના રાજાઓની સાથે બાણોથી ઢંકાઈ જઈને દેખાતા બંધ થયા.[૨૮] અર્જુનના તે ધનુષ્યના શબ્દથી ભયપીડિત થયેલા કેટલાએક સૈંધવો ત્રાસ પામી ગયા, કેટલાએક નાસી ગયા, કેટલાએક શોકાકુળ થઈને આંસુઓ સારવા લાગ્યા અને કેટલાએક શોક કરવા લાગ્યા.[૨૯] હે રાજન્ ! પુરુષોમાં વ્યાઘ્ર જેવો બળવાન અર્જુન તે સર્વ સૈંધવ યોદ્ધાઓની વચ્ચે ઊંબાડિયાંની પેઠે ઘૂમવા લાગ્યો અને બાણોનો સમૂહ છોડવા લાગ્યો.[૩૦] શત્રુસંહારક અર્જુને વજ્રધારી ઇંદ્રની પેઠે સર્વ દિશાઓમાં ઇંદ્રજાળના જેવી બાણજાળને છોડી મૂકી.[૩૧] આમ બાણોનો વરસાદ વરસાવીને તેણે મેઘમંડળ જેવા તે સૈન્યને ચોતરફથી છિન્નભિન્ન કરી નાખ્યું. ત્યારે તે કૌરવશ્રેષ્ઠ અર્જુન

શરદઋતુમાં શોભતા સૂર્યની જેમ શોભી રહ્યો હતો.[૩૨]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'સૈંધવો સાથેનું યુદ્ધ' નામનો અધ્યાય ૭૭મો સમાપ્ત

## अध्याय ७८मो
### સૈંધવોનો પરાજય

॥ वैशंपायन उवाच ॥

**ततो गांडीवभृच्छूरो युद्धाय समुपस्थितः ।**
**विबभौ युधि दुर्धर्षो हिमवानचलो यथा ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હવે ગાંડીવધનુર્ધારી શૂરવીર અર્જુન યુદ્ધ કરવા માટે ઊભો રહ્યો. તે સમયે તે દુર્ધર્ષ હિમાલય પર્વતની પેઠે શોભતો હતો.[૧] પછી, હે ભારત! સૈંધવ યોદ્ધાઓ પણ ફરીથી બરાબર રીતે ગોઠવાઈ ગયા અને અત્યંત આવેશમાં આવી જઈને બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા.[૨] ત્યાં મહાબાહુ અર્જુને ફરીથી ગોઠવાઈ ગયેલા અને મરવાની ઇચ્છાવાળા તે યોદ્ધાઓને મધુર વાણીથી કહ્યું કે, 'મને જીતવા માટે તમે તમારી પરમ શક્તિથી યત્ન કરો અને લડો.[૩] તમે તમારાં સર્વ કાર્યો કરી લો. તમારા પર હવે મહાન ભય આવી પહોંચ્યો છે. તમારી આ બાણજાળને અટકાવીને હું તમારા બધાની સાથે યુદ્ધ કરવા તૈયાર જ છું.[૪] તમે યુદ્ધ કરવાના મનથી ઊભા રહેજો. હું તમારો ગર્વ શાંત કરીશ.'

આમ એ કુરુવંશી ગાંડીવપાણિએ રોષથી ત્યાં કહ્યું.[૫] પણ હે ભારત! ત્યાં તેને પોતાના મોટાભાઈ યુધિષ્ઠિરનાં વચન યાદ આવ્યાં. મહાત્મા ધર્મરાજાએ તેને કહ્યું હતું કે, 'હે તાત! ક્ષત્રિયો યુદ્ધમાં વિજયની ઇચ્છા રાખે તોપણ તારે તેમને મારવા નહિ. માત્ર તેમને તારે જીતવા.' તે સમયે પુરુષશ્રેષ્ઠ અર્જુન વિચાર કરવા લાગ્યો કે, 'રાજા યુધિષ્ઠિરે મને કહ્યું છે કે, તારે રાજાઓને મારવા નહિ, તો ધર્મરાજનું એ પવિત્ર વચન કેવી રીતે મિથ્યા ન થાય? રાજાઓનો કેવી રીતે વધ ન થાય અને યુધિષ્ઠિરની આજ્ઞાને કેવી રીતે પાળી શકાય?' ધર્મને જાણનારા પુરુષશ્રેષ્ઠ અર્જુને આ પ્રમાણે વિચાર કર્યો અને પછી યુદ્ધ કરવાના મદવાળા તથા સજ્જ થઈ ઊભેલા સૈંધવ યોદ્ધાઓને કહ્યું કે, 'હું તમને આ એક કલ્યાણકારી વાત કહું છું. જે પુરુષ આ સંગ્રામમાં મને એમ કહેશે કે, 'હું તમારો છું અને હું હાર્યો છું' તેને હું કદી મારીશ નહિ. માટે આ સાંભળીને તમે મારું વચન માનો અને તમારું હિત કરો; નહિતર તમે મારાથી દુઃખી થઈને સંકટમાં આવી પડશો.' કુરુશ્રેષ્ઠ અર્જુન એ પ્રમાણે તે વીર યોદ્ધાઓને કહીને તેમની સામે યુદ્ધ કરવા લાગ્યો.[૬-૧૨] આમ હે રાજન્! અત્યંત ક્રોધાયમાન થયેલો અર્જુન જ્યારે ક્રોધે ભરાયેલા અને વિજયની ઇચ્છાવાળા તે યોદ્ધાઓની સાથે લડવા લાગ્યો, ત્યારે તે સૈંધવ યોદ્ધાઓ પણ મજબૂત ગાંઠાવાળાં સેંકડો ને હજારો બાણો અર્જુન પર છોડવા લાગ્યા. તેમનાં બાણો સર્પના ઝેર જેવાં ક્રૂર હતાં અને તેઓ અર્જુન સામે ધસી આવતાં હતાં. પણ અર્જુને તેમને પોતાનાં તીક્ષ્ણ બાણો વડે વચ્ચેથી જ કાપી નાખ્યાં. કંકપક્ષીનાં પીછાંવાળાં અને સરાણ ઉપર ઘસીને તીક્ષ્ણ કરેલાં તે બાણોને તત્કાળ કાપી નાખીને અર્જુને તેમનામાંના એકેએકને તીક્ષ્ણ બાણો મારીને વીંધી નાખ્યા. તે પછી સૈંધવરાજાઓ જયદ્રથને મારી નાખ્યો હતો તે યાદ કરીને અર્જુનના પર ફરીથી ભાલાઓ તથા શક્તિઓ ફેંકવા લાગ્યા; પરંતુ મહાબળવાન અર્જુને તેમના સંકલ્પને નિષ્ફળ કર્યો.[૧૩-૧૭] ત્યારે એ પાંડુનંદન તેમનાં સર્વ હથિયારોને વચ્ચેથી કાપી નાખીને અત્યંત કોપી ઊઠ્યો.

તેણે તે યોદ્ધાઓને મજબૂત ગાંઠાવાળાં ભલ્લ-જાતિનાં બાણો માર્યાં અને વિજયની ઇચ્છાથી ધસી આવતા તે યોદ્ધાઓનાં મસ્તકોને પાડવા માંડ્યાં. એટલે તેઓ ફરીથી નાસાનાસ અને દોડાદોડ કરવા લાગ્યા તેમજ યુદ્ધમાંથી પાછા ફરવા માંડ્યા. ત્યાં તે વખતે ઘુઘવાટ કરતા મહાસાગરના જેવો શબ્દ થઈ રહ્યો હતો. મહાતેજસ્વી અર્જુને તેમને જ્યારે મારવા માંડ્યા, ત્યારે તેઓ પણ પોતાની શક્તિ અને ઉત્સાહ પ્રમાણે અર્જુન સામે લડવા લાગ્યા. પછી અર્જુને મજબૂત ગાંઠાવાળાં બાણો મૂકીને તેમને યુદ્ધમાં લગભગ બેભાન જેવા કરી મૂક્યા; તેમનાં વાહનો તથા સૈનિકો પણ થાકી ગયાં, તેમ જ તે સર્વ ઉત્સાહરહિત થઈ ગયા. આમ જાણીને ધૃતરાષ્ટ્રપુત્રી દુઃશલા પોતાના પુત્ર સુરથના વીર બાળક પુત્રને સાથે લઈને નીકળી અને રથમાં બેસી ત્યાં આવી પહોંચી.[૧૮–૨૩] સર્વ યોદ્ધાઓની શાંતિને માટે તે અર્જુન તરફ ગઈ. ત્યાં ધનંજય પાસે આવીને તે આર્તસ્વરે રડવા લાગી.[૨૪] સમર્થ અર્જુને પણ તેને જોઈને ધનુષ્ય મૂકી દીધું. આમ ધનુષ્ય અળગું કરીને તેણે ત્યારે વિધિપૂર્વક પોતાની તે બહેનનું સાંત્વન કર્યું.[૨૫] વળી તેણે કહ્યું કે, 'હું તારું કયું કાર્ય કરું?' એટલે દુઃશલાએ કહ્યું: 'હે ભરતશ્રેષ્ઠ! આ તારા ભાણેજનો બાળકપુત્ર છે.[૨૬] હે પુરુષવર પાર્થ! એ તને વંદન કરે છે. તું એને જો.' દુઃશલાએ એમ કહ્યું, ત્યારે અર્જુને તેના પિતા વિષે પૂછ્યું કે, 'તે ક્યાં છે?' એટલે હે રાજન્! દુઃશલાએ કહ્યું: 'આનો પિતા પોતાના પિતા(જયદ્રથ)ના શોકથી સંતાપ પામીને તથા ખેદથી વિહ્વળ થઈને મરણ પામ્યો છે. એ વિશે તું મારી પાસેથી સાંભળ. હે નિષ્પાપ! પૂર્વે તેં એના પિતાને યુદ્ધમાં મારી નાખ્યો હતો, એ તેણે સાંભળ્યું હતું.[૨૭–૨૯] હવે તું અશ્વમેધના ઘોડાની પાછળ યુદ્ધને માટે આવી રહ્યો છે એ એને કાને આવ્યું. આથી હે ધનંજય! પિતાના મૃત્યુથી દુઃખાતુર થયેલા એ સુરથે પ્રાણ મૂકી દીધા.[૩૦] હે નિષ્પાપ! 'અર્જુન આવ્યો છે' એમ તારું નામ સાંભળતાંજ મારો તે પુત્ર શોકથી વિહ્વળ થઈને પૃથ્વી પર ઢળી પડ્યો અને તુરતજ મરણ પામ્યો.[૩૧] હે સમર્થ અર્જુન! એ રીતે તેને મરણ પામેલો જોઈને હું તેના પુત્રને લઈને શરણની ઇચ્છાથી હવે તારી પાસે આવી છું.'[૩૨]

એમ કહીને ધૃતરાષ્ટ્રપુત્રી દુઃશલા દીન બની જઈને રડવા લાગી અને નીચું મુખ કરીને દીન અવસ્થામાં ઊભેલા અર્જુનને વળી પણ કહેવા લાગી: 'હે કુરુકુળધુરંધર અર્જુન! તું તારી આ બહેન તરફ અને ભાણેજના પુત્ર તરફ દૃષ્ટિ કર. હે ધર્મજ્ઞ! કુરુરાજ દુર્યોધનને તથા મૂર્ખ જયદ્રથને ભૂલી જઈને તારે દયા કરવી ઘટે છે. જેમ શત્રુવીરોનો નાશ કરનારો પરીક્ષિત અભિમન્યુથી જન્મ્યો છે, તેમ મોટી ભુજાઓવાળો આ મારો પૌત્ર સુરથથી જન્મ્યો છે. હે પુરુષવ્યાઘ્ર! તે આ બાળકને લઈને હું સર્વ યોદ્ધાઓમાં શાંતિ સ્થાપવા માટે તારી પાસે આવી છું; માટે મારું આ વચન તું સાંભળ. હે મહાબાહુ! તે મૂર્ખનો આ બાળકપુત્ર તારી પાસે આવ્યો છે, તેથી આ બાળક પર તારે કૃપા કરવી જોઈએ. હે શત્રુદમન મહાબાહુ! આ બાળક પોતાના મસ્તક વડે તને પ્રસન્ન કરીને યુદ્ધ બંધ કરવા માટે તારી પાસે યાચના કરે છે. માટે હે અર્જુન! તું શાંત થા. હે પાર્થ! આ બાળકના સંબંધીઓ માર્યા ગયા છે અને તે પોતે પણ હજી કંઈ સમજતો નથી, તો હે ધર્મજ્ઞ! તારે એના પર કૃપા કરવી યોગ્ય છે. તું રોષ કરીશ મા! તું આના દાદા(જયદ્રથ)ને ભૂલી જા. તે તો અનાર્ય, ક્રૂર અને અપરાધકારી હતો, પણ તારે આના પર તો કૃપા કરવી જ જોઈએ.'

દુઃશલા આમ કરુણ વચન બોલતી હતી, ત્યારે અર્જુન દેવી ગાંધારી તથા ધૃતરાષ્ટ્રરાજાને યાદ કરીને દુઃખ તથા શોકથી વ્યાકુળ થઈ ગયો અને પોતાના ક્ષાત્રધર્મની નિંદા કરતો બોલ્યો કે, 'અરેરે ! એ ક્ષાત્રધર્મને લીધે મેં મારા સર્વ બાંધવોને યમલોકમાં પહોંચાડી દીધા છે !' આમ કહીને અર્જુને દુઃશલાને પુષ્કળ સાંત્વનવચનો કહીને પ્રસન્ન કરી.[૩૩-૪૩] પછી તેણે તેને હેતથી ભેટીને તેને ઘેર જવા માટે રજા આપી.[૪૪] હવે સુંદરમુખી દુઃશલા પણ તે યોદ્ધાઓને મોટા યુદ્ધથી અટકાવીને અર્જુનનું સન્માન કરી ઘેર ગઈ.[૪૫]

એ રીતે સૈંધવોનો પરાજય કરીને અર્જુન ઇચ્છા પ્રમાણે વિચરનારા ઘોડાની પાછળ ચાલતો થયો.[૪૬] જેમ આકાશમાં પિનાકધનુષ્યને ધારણ કરનારા દેવ શંકર મૃગની પાછળ ગયા હતા, તેમ વીર અર્જુન યજ્ઞપશુ તે ઘોડાની પાછળ વિધિ પ્રમાણે જવા લાગ્યો. તે ઘોડો પણ અર્જુનના શૌર્યને વૃદ્ધિ પમાડતો રહ્યો અને સ્વેચ્છાએ તે તે દેશોમાં વિચરવા લાગ્યો.[૪૭,૪૮] હે પુરુષવર ! અર્જુનની સાથે આમ ફરતો ફરતો તે ઘોડો મણિપુરના રાજાના દેશમાં જઈ પહોંચ્યો.[૪૯]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'સૈંધવપરાજય' નામનો અધ્યાય ૭૮મો સમાપ્ત

## अध्याय ७९मो

### અર્જુન અને બભ્રુવાહનનું યુદ્ધ તથા બન્ને મૂર્ચ્છાવશ

॥ वैशंपायन उवाच ॥

श्रुत्वा तु नृपतिः प्राप्तं पितरं बभ्रुवाहनः ।
निर्ययौ विनयेनाथ ब्राह्मणार्थपुरःसरः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : પોતાના પિતા અર્જુનને ( મણિપુરની સમીપ ) આવેલો સાંભળી રાજા બભ્રુવાહન બ્રાહ્મણોને તથા ભેટને આગળ કરી વિનયથી નગરની બહાર નીકળ્યો.[૧] પરંતુ બુદ્ધિમાન અર્જુને ક્ષાત્રધર્મ તરફ લક્ષ કરીને એ પ્રમાણે આવેલા મણિપુરના રાજાને અભિનંદન આપ્યું નહિ.[૨] એટલું જ નહિ પણ તે ધર્માત્મા અર્જુને ક્રોધાયમાન થઈને તેને કહ્યું કે, 'આ તારો આચાર યોગ્ય નથી. તું ક્ષાત્રધર્મથી વિમુખ છે.[૩] ઓ નીચ પુત્ર ! યુધિષ્ઠિરનો યજ્ઞપશુ આ ઘોડો મારા રક્ષણ હેઠળ તારા દેશ પાસે આવી પહોંચ્યો છે; છતાં તું મારી સામે લડ્યો કેમ નહિ ?[૪] અત્યંત દુષ્ટ બુદ્ધિવાળા અને ક્ષાત્રધર્મથી વિરુદ્ધ વર્તનારા તને ધિક્કાર હજો; કારણ કે યુદ્ધ કરવા સન્મુખ આવેલા એવા મને તું સામ ઉપાયથી જ વશ કરે છે ![૫] તું આ લોકમાં જીવતો રહીશ તેથી કોઈ જાતનો પુરુષાર્થ સરે તેમ લાગતું નથી; કેમ કે યુદ્ધ કરવા સામે આવેલા એવા મને તું એક સ્ત્રીની પેઠે કેવળ સામથી જ વશ કરવા ધારે છે ![૬] ઓ અતિ દુષ્ટ બુદ્ધિવાળા નરાધમ ! જો હું તારી સામે શસ્ત્રો ત્યજીને આવ્યો હોઉં તો જ તારે આવો આચાર કરવો યોગ્ય ગણાય.[૭] એ પ્રમાણે પોતાના પતિ અર્જુને પોતાના પુત્ર બભ્રુવાહનને કહ્યું, તે જાણીને, સર્પપુત્રી ઉલૂપી તે સહન કરી શકી નહિ અને તે પૃથ્વી ફાડીને બહાર આવી.[૮] હે રાજા ! તેણે જોયું તો પુત્ર બભ્રુવાહન નીચું મુખ કરીને કંઈક વિચારમાં પડી ગયો હતો, તો બીજી તરફથી તેનો પિતા અર્જુન યુદ્ધ કરવાની ઇચ્છાથી વારંવાર તેનો તિરસ્કાર કરી રહ્યો હતો.[૯] પછી તે સર્વાંગસુંદર નાગપુત્રી ઉલૂપી ધર્મમાં કુશળ એવા પોતાના પુત્ર બભ્રુવાહનની સમીપ ગઈ અને આવું ધાર્મિક વચન બોલી :[૧૦] 'હે પુત્ર ! હું નાગપુત્રી ઉલૂપી છું. મને તું તારી માતા જાણ. તું મારું કહ્યું કર. તેથી તને શ્રેષ્ઠ ધર્મ પ્રાપ્ત થશે.[૧૧] આ તારા પિતા કુરુઓમાં શ્રેષ્ઠ છે અને યુદ્ધ કરવામાં

મદમત્ત છે. તું તેમની સાથે યુદ્ધ કર. એમ કરવાથી તે તારા પર પ્રસન્ન થશે, એમાં કંઈ સંશય નથી.[૧૨]

હે ભરતશ્રેષ્ઠ! અસહનશીલ રાજા બભ્રુવાહનને પોતાની માતાએ એ પ્રમાણે કહ્યું, એટલે તે મહાતેજસ્વીએ યુદ્ધ કરવાનો જ વિચાર કર્યો.[૧૩] તેણે સુવર્ણનું કવચ ચઢાવી લીધું, મસ્તક પર પ્રદીપ્ત શિરસ્ત્રાણ (ટોપ) ધારણ કર્યું અને પછી તે સેંકડો ભાથાઓથી ખીચોખીચ થયેલા એક ઉત્તમ રથમાં બેઠો.[૧૪] એ રથ સર્વ સામગ્રીથી યુક્ત હતો, મનોવેગી ઘોડાઓથી જોડેલો હતો, પૈડાં તથા બીજા સરસામાનથી ભરેલો હતો અને સુવર્ણના કળશોથી સુશોભિત હતો.[૧૫] શ્રીમાન રાજા બભ્રુવાહને તે રથ ઉપર અત્યંત સન્માનપાત્ર થયેલી તથા તદ્દન સુવર્ણના સિંહવાળી ધજા ઊંચી કરી અને પછી તે અર્જુન સામે યુદ્ધ કરવા નીકળ્યો.[૧૬] વીર બભ્રુવાહન અર્જુનના રક્ષણ તળે રહેલા યજ્ઞિય ઘોડા પાસે ગયો અને અશ્વશિક્ષામાં કુશળ એવા પોતાના પુરુષો દ્વારા તેણે તે ઘોડાને પોતાને સ્વાધીન લીધો.[૧૭] આમ બભ્રુવાહને અશ્વમેધના તે અશ્વને પકડ્યો, એટલે તે જોઈને અર્જુન મનમાં પ્રસન્ન થયો. પછી તે પોતે પૃથ્વી પર ઊભો રહીને રથમાં બેઠેલા પોતાના પુત્રને અટકાવવા લાગ્યો.[૧૮] પરંતુ એ યુદ્ધમાં રાજા બભ્રુવાહને સર્પના ઝેર જેવાં તીક્ષ્ણ સંખ્યાબંધ બાણો છોડી મૂકીને વીર અર્જુનને પ્રહાર કરવા માંડ્યો.[૧૯] હવે ત્યાં અન્યોન્ય પર પ્રસન્ન થયેલા તે બન્ને પિતાપુત્રનું દેવો તથા અસુરો વચ્ચેના યુદ્ધ જેવું અતુલ યુદ્ધ થવા લાગ્યું.[૨૦] ત્યાં બભ્રુવાહને ખડખડાટ હસીને મજબૂત ગાંઠાવાળું એક બાણ માર્યું અને પુરુષવ્યાઘ્ર અર્જુનને હાંસડીના ભાગમાં એકદમ વીંધી નાખ્યો.[૨૧] તે બાણ કુંતીનંદનની હાંસડીમાં છેક અણી સાથે ખૂંચી ગયું અને સર્પ જેમ રાફડામાં પેસી જાય તેમ તે તેને અત્યંત ઘાયલ કરીને પૃથ્વીમાં ભરાઈ ગયું.[૨૨] બુદ્ધિમાન અર્જુનને તે પ્રહારથી અત્યંત વેદના થવા લાગી, તેથી તે પોતાના ઉત્તમ ધનુષ્યને ટેકવીને જાણે મરણ પામ્યો હોય, તેમ હાર્દાકાશ નામના ઈશ્વરરૂપ દિવ્ય તેજમાં દાખલ થયો (અર્થાત્ એક ક્ષણવાર ધ્યાનમગ્ન જેવો થઈ ગયો.)[૨૩] પછી તે મહાકાંતિમાન ઇંદ્રનંદનને ભાન આવ્યું એટલે તે પુરુષશ્રેષ્ઠ પોતાના પુત્રની પ્રશંસા કરીને આ વાક્ય બોલ્યો :[૨૪] 'ધન્ય! ધન્ય! હે મહાબાહુ વત્સ! હે ચિત્રાંગદાનંદન! તારા ક્ષત્રિયકર્મને મારા સમાન જોઈને હું તારા પર પ્રસન્ન થયો છું.[૨૫] હે પુત્ર! હવે તું યુદ્ધમાં સ્થિર થઈને ઊભો રહેજે. જો! હું તારા પર હમણાં જ બાણો છોડું છું.' આમ કહીને શત્રુસંહારક અર્જુને નારાચબાણોની વૃષ્ટિ કરવા માંડી.[૨૬] ગાંડીવમાંથી છૂટેલાં તે નારાચબાણો વજ્ર તથા વીજળી જેવાં તેજસ્વી હતાં; પરંતુ રાજા બભ્રુવાહને ભલ્લજાતિનાં બાણો મૂકીને તે સર્વના બબ્બે અને ત્રણ ત્રણ ટુકડા કરી નાખ્યા.[૨૭] એટલે પૃથાનંદન અર્જુને કેટલાંએક દિવ્ય બાણો ઉપરાંત એક ક્ષુરજાતિનું બાણ મારીને તેના ધ્વજને રથ ઉપરથી પાડી નાખ્યો. તે ધ્વજ સુવર્ણથી મઢેલો હતો અને જાણે સુવર્ણનું તાડવૃક્ષ હોય તેવો શોભતો હતો.[૨૮] વળી હે શત્રુદમન રાજા! પાંડવ અર્જુને જાણે હસતો હોય તેવો ડોળ કરીને તેના ઘોડાઓને પણ મારી નાખ્યા. તે ઘોડાઓ પ્રચંડ શરીરવાળા હતા અને મહાવેગવાળા હતા.[૨૯] પછી રાજા બભ્રુવાહન અત્યંત કોપાયમાન થઈ ગયો. તે રથ ઉપરથી નીચે ઊતરી પડ્યો અને પગપાળો થઈને પોતાના પિતા અર્જુન સામે ક્રોધથી લડવા લાગ્યો.[૩૦] પાંડવોમાં શ્રેષ્ઠ એવો અર્જુન પોતાના પુત્રના પરાક્રમથી અત્યંત પ્રસન્ન થયો અને તેથી જ તે ઇંદ્રપુત્રે

પોતાના પુત્રને અત્યંત દુઃખી કર્યો નહિ.[31] પણ બળવાન બભ્રુવાહન તો પોતાના પિતાને રણથી વિમુખ થયેલો જ માનવા લાગ્યો અને તેણે તેના પર સર્પના જેવાં અનેક બાણોનો વારંવાર પ્રહાર કરવા માંડ્યો.[32] હવે તે બભ્રુવાહને બાળપણાથી તીક્ષ્ણ અણીવાળું એક સજેલું બાણ માર્યું અને તેથી અર્જુનને હૃદયમાં અત્યંત વીંધી નાખ્યો.[33] હે રાજન્! અત્યંત દુઃખ કરનારું તે બાણ મર્મસ્થાનને ફાડીને પાંડુનંદનના હૃદયમાં પેસી ગયું. આમ કુરુનંદન અર્જુન પોતાના એ પુત્રને હાથે અત્યંત વીંધાઈ ગયો.[34] હવે હે રાજન્! ધનંજય મૂર્છાવશ થઈને ધરણી પર ઢળી પડ્યો. આમ કૌરવોનો ધુરંધર વીર અર્જુન પૃથ્વી પર પડ્યો, એટલે ચિત્રાંગદાનો પુત્ર રાજા બભ્રુવાહન પણ મૂર્છાવશ થઈ ગયો. આમ તો અર્જુને બાણોની ઝડી વરસાવીને તેને પહેલેથી જ અત્યંત વીંધી દીધો હતો, તેમાં તેણે સંગ્રામમાં પુષ્કળ પરિશ્રમ કર્યો અને પોતાના પિતાને હણાયેલા જોયા. આથી તે પણ રણમોખરે ધરાને ભેદીને પડી ગયો.[35-37]

એ રીતે પોતાના પતિને મરણ પામેલો જોઈને તથા પુત્રને પૃથ્વી પર પડેલો દેખીને ચિત્રાંગદા અત્યંત ત્રાસી ઊઠી અને રણભૂમિ ઉપર દોડી આવી.[38] તેનું હૃદય શોકથી અત્યંત તપી ગયું હતું, તે રુદન કરતી હતી અને અત્યંત ધ્રૂજતી હતી. ત્યાં મણિપુરરાજ બભ્રુવાહનની તે માતાએ પોતાના પતિને મરણ પામેલો જોયો.[39]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'અર્જુન તથા બભ્રુવાહનનું યુદ્ધ' નામનો અધ્યાય ૭૯મો સમાપ્ત

## અध्याय ८० मो
### પિતાપુત્ર-બન્ને ફરીથી સાવધાન થયા

॥ वैशम्पायन उवाच ॥

ततो बहुतरं भीरुर्विलप्य कमलेक्षणा ।
मुमोह दुःखसंतप्ता पपात च महीतले ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હવે તે ભીરુ અને કમલલોચના ચિત્રાંગદા દુઃખથી અતિશય જળી રહી. ત્યાં તેણે અનેકાનેક વિલાપ કર્યા અને તે ભયભીત થઈ મૂર્છાવશ થઈ મહીતલ ઉપર ઢળી પડી.[1] પછી દિવ્ય શરીરને ધારણ કરનારી તે દેવીને ફરી જ્યારે ભાન આવ્યું, ત્યારે નાગપુત્રી ઉલૂપી સામે જોઈને તે આ પ્રમાણે બોલી:[2] 'ઓ ઉલૂપી! જે યુદ્ધમાં અજિત એવા આ આપણા સ્વામી રણમાં સૂતા છે. તારે જ લીધે મારા પુત્રે બાણ વડે એમને મારી નાખ્યા છે.[3] અરે! તું તો આર્યધર્મને જાણનારી છે, તેમ પતિવ્રતા પણ છે. તારે લીધે જ રણમાં મારા પતિ હણાઈને અહીં પડ્યા છે! આ ધનંજયે જો આજે સર્વ પ્રકારે તારો અપરાધ કર્યો હોય તોપણ તું ક્ષમા કર. હું તને યાચના કરું છું કે, તું અર્જુનને જિવાડ.[4,5] હે આર્યા! તું ધર્મને જાણનારી તરીકે ત્રણે લોકમાં પ્રસિદ્ધ છે, છતાં હે શુભા! તું પુત્રદ્વારા પતિનો ઘાત કરાવીને કેમ શોક કરતી નથી?[6] હે નાગનંદિની! હું મારા મરણ પામેલા પુત્રનો શોક કરતી નથી; હું તો પતિનો જ શોક કરું છું; કેમ કે તેમને આવો અતિથિસત્કાર અપાયો છે![7]

નાગપુત્રી દેવી ઉલૂપીને આ પ્રમાણે કહીને યશસ્વિની ચિત્રાંગદા પોતાના પતિની નજીક ગઈ અને આવું વચન બોલી [8] 'હે કુરુરાજ યુધિષ્ઠિરના પ્રિયતમ! મારા પ્રીતમ! તમે ઊઠો. હે મહાબાહુ! આ તમારા ઘોડાને મેં છોડી મૂક્યો છે. હે પ્રભુ! તમારે હજી ધર્મરાજના આ યજ્ઞિય ઘોડાની પાછળ ફરવાનું છે, છતાં તમે કેમ પૃથ્વી પર સૂઈ

રહ્યા છો?[૯,૧૦] હે કુરુઓના કુરુનંદન ! મારા પ્રાણો કેવળ તમારે જ આધારે છે, તો અન્યોને પ્રાણ આપનારા તમે પોતે જ કેમ આમ પ્રાણો ત્યજી બેઠા છો?[૧૧] ઓ ઉલૂપી! તું જરા નીરખીને તો જો, આ આપણા પતિ પૃથ્વી પર પડ્યા છે. તેં આ પુત્રને ઉશ્કેરીને આમને હણાવ્યા છે, છતાં તું શોક કરતી નથી![૧૨] ભલે આ બાળક મરણશરણ થઈને ભોંય ઉપર સૂઈ રહે; પણ નિદ્રાને જીતનારા અને લાલ નેત્રવાળા આ અર્જુન તો જીવતા જ થાઓ.[૧૩] હે સુભગા ! પુરુષો અનેક પત્નીઓ કરે તેમાં કાંઈ અપરાધ નથી. આથી હવે તને એવી બુદ્ધિ ન થાઓ કે, આ અર્જુન બીજી સ્ત્રીઓના થઈ પડ્યા છે![૧૪] વિધાતાએ પતિપત્નીની વચ્ચેનું સખ્ય અખંડ અને સનાતન નિર્મ્યું છે. એ મૈત્રીને તું સત્ય જાણ અને તું તારી તથા આ અર્જુન વચ્ચેની સંગતિને સત્ય થવા દે.[૧૫] તેં પુત્ર દ્વારા પતિનો ઘાત કરાવ્યો છે, પણ આજે તું આમને જો જીવતા દેખાડીશ નહિ તો હું આજે જ મારો જીવ કાઢી નાખીશ.[૧૬] હે દેવી ! પતિ અને પુત્ર વિનાની થયેલી હું દુઃખથી ઘેરાઈ ગઈ છું. માટે અહીં જ તારા દેખતાં અનશનવ્રત સ્વીકારીને હું બેસીશ, એમાં સંશય નથી.[૧૭]

હે રાજા! ચૈત્રવાહિની ચિત્રાંગદા પોતાની શોક નાગપુત્રી ઉલૂપીને આ પ્રમાણે કહીને ચૂપ થઈ ગઈ અને અનશનવ્રત લઈ ને ત્યાં જ બેસી ગઈ.[૧૮] ગરીબ બિચારી ચિત્રાંગદા એ પ્રમાણે વિલાપ કરીને શાંત થઈ ગઈ અને પોતાના પતિના ચરણ પકડીને ત્યાં બેઠી બેઠી શ્વાસોચ્છ્વાસ લેતા પોતાના પુત્ર સામે જોવા લાગી.[૧૯] તેવામાં રાજા બભ્રુવાહનને ફરી ભાન આવ્યું. તેણે પોતાની માતાને ત્યાં રણભૂમિ પર જોઈને આ પ્રમાણે કહેવા માંડ્યું:[૨૦] અહો! આનાથી વધારે દુઃખ શું હોઈ શકે? કેમ કે સુખમાં ઊછરેલી મારી માતા પૃથ્વી પર પડેલા પોતાના મૃત વીર પતિની પાસે અહીં પડી છે.[૨૧] હાય! રણમાં રિપુઓને રોળનારા, સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ અને ભાગ્યે જ મરી શકે તેવા તેમને મેં યુદ્ધમાં મારી નાખ્યા છે અને મારી માતા એમને જોઈ રહી છે.[૨૨] અહો! આ દેવીનું હૃદય દૃઢ જણાય છે; કેમ કે વિશાળ છાતીવાળા અને મોટી ભુજાઓવાળા પોતાના પતિને તે મરણ પામેલા જુએ છે, છતાં તેનું હૃદય ચિરાઈ જતું નથી.[૨૩] ખરેખર! હું માનું છું કે, આ લોકમાં જ્યાં સુધી મરણકાળ આવ્યો હોતો નથી ત્યાં સુધી મનુષ્ય ભાગ્યે જ મરી શકે છે; કેમ કે આ અવસ્થામાં પણ હું અને મારી માતા પ્રાણરહિત થતાં નથી.[૨૪] અરેરે! ધિક્કાર! ધિક્કાર! જુઓ તો ખરા, પોતાના પુત્રના હાથે મરણ પામેલા આ કુરુવીરનું સુવર્ણકવચ છિન્નભિન્ન થઈને અહીં પૃથ્વી પર પડયું છે.[૨૫] હે બ્રાહ્મણો! તમે જુઓ. મારા વીર પિતા પોતાના પુત્રના હાથે જ મરણ પામીને અહીં વીરશય્યામાં સૂતા છે.[૨૬] કુરુરાજ યુધિષ્ઠિરના જે બ્રાહ્મણોને ઘોડાની પાછળ ચાલનારા તરીકે મૂકવામાં આવ્યા છે, તેઓ રણમાં મેં મારી નાખેલા આ મારા પિતાની શી શાંતિ કરે છે?[૨૭] હે બ્રાહ્મણો! તમે કહો. રણમાં પિતાનો વધ કરનારા, પાપી અને ઘાતકી એવા મારે હવે શું પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ?[૨૮] હું પિતાનો વધ કરીને હવે અતિ ઘાતકી બન્યો છું, તેથી મારે આ મારા પિતાનું જ ચામડું શરીર પર ઓઢીને બાર વર્ષ સુધી દુઃખી સ્થિતિમાં ફરવું જોઈએ.[૨૯] મારે હવે આ મારા પિતાના મસ્તકની ખોપરીમાં જ ભોજન કરવું જોઈએ; કેમ કે પિતાનો વધ કરીને મારે માટે તે વિના બીજું કોઈ પ્રાયશ્ચિત્ત જ નથી.[૩૦] હે નાગરાજપુત્રી! જો, તારા પતિને મેં માર્યો છે. આજે યુદ્ધમાં અર્જુનને મારીને મેં તારું પ્રિય કર્યું છે.[૩૧] પણ હું તો હવે મારા પિતાએ સેવેલી

ગતિને જ પામીશ; કેમ કે હે કલ્યાણી! હું પોતે મારા પ્રાણોને ધારણ કરી શકું તેમ નથી.[૩૨] હે માતા! હું અને અર્જુન મરણ પામીએ એટલે તું પ્રસન્ન થજે. હે દેવી! હું હવે મારા આત્માને સત્ય–પરમાત્માની સાથે જ યોજી દઉં છું.[૧૩૩]

હે મહારાજ! દુ:ખ તથા શોકથી ઘેરાયેલા તે રાજાએ એમ કહીને જળનો સ્પર્શ કર્યો અને દુ:ખને લીધે આવું વચન કહ્યું.[૩૪] 'હે સ્થાવર-જંગમ સર્વ પ્રાણીઓ! અને હે માતા સર્પનંદિની! આ હું સત્ય કહું છું, તે તમે સાંભળો.[૩૫] મારા પિતા આ નરોત્તમ અર્જુન જો ઊભા થશે નહિ, તો હું આ રણપ્રદેશમાં જ મારી કાયાને ગાળી નાખીશ.[૩૬] મેં મારા પિતાનો વધ કર્યો છે, તેથી મારે માટે ક્યાંય પ્રાયશ્ચિત્ત જ નથી. ખરેખર, પિતાના વધથી વ્યાકુળ થયેલો હું નરકમાં જ પડીશ.[૩૭] કોઈ વીર ક્ષત્રિયનો વધ કરનાર મનુષ્ય સો ગાયોનું દાન કરીને તે પાપમાંથી મુક્ત થઈ શકે છે; પરંતુ મેં તો પિતાનો વધ કર્યો છે તેથી મારે માટે પ્રાયશ્ચિત્ત જ દુર્લભ છે.[૩૮] પાંડુપુત્ર ધનંજય એક તો મહાતેજસ્વી ક્ષત્રિય હતા, ધર્માત્મા હતા અને વળી મારા પિતા હતા, તેથી મારે માટે પ્રાયશ્ચિત્ત હોઈ જ કેમ શકે?[૧૩૯] હે રાજા! એ પ્રમાણે કહીને અર્જુનના મહાબુદ્ધિમાન પુત્ર રાજા બભ્રુવાહને જળનો સ્પર્શ કરી મૌનપણે અનશન-વ્રતનો સ્વીકાર કર્યો.[૪૦] હે શત્રુતાપન રાજા! પિતાના શોકથી ઘેરાયેલા તે મણિપુરરાજે પોતાની માતાની સાથે એ રીતે અનશન લીધું.[૪૧] એટલે ઉલૂપીએ મનમાં સંજીવન નામના મણિનું ચિંતન કર્યું. એ મણિ સર્વ સર્પોના શરણરૂપ હતો અને તે તરત જ ત્યાં હાજર થયો.[૪૨] હે કુરુવંશી! નાગરાજની પુત્રી ઉલૂપી તે મણિને હાથમાં લઈને સર્વ સૈનિકોના મનને પ્રસન્ન કરનારી આવી વાણી બોલી:[૪૩] 'હે પુત્ર! ઊઠ, ઊભો થા. તું શોક કર મા. તેં અર્જુનને જીત્યા નથી. મનુષ્યો તથા ઇંદ્ર સહિત દેવો પણ એમને જીતી શકે તેમ નથી.[૪૪] પુરુષોમાં શ્રેષ્ઠ એવા તારા આ યશસ્વી પિતાનું પ્રિય કરવા માટે જ મેં મોહની નામની માયા દેખાડી છે.[૪૫] હે રાજન્! શત્રુવીરોનો સંહાર કરનારા આ કુરુવંશી અર્જુન સંગ્રામમાં યુદ્ધ કરનારા તારું–પોતાના પુત્રનું બળ ચકાસવા આવ્યા હતા.[૪૬] માટે જ હે પુત્ર! મેં તને યુદ્ધ માટે પ્રેરણા કરી હતી. હે સમર્થ પુત્ર! તું તારામાં લેશમાત્ર પણ પાપની શંકા કરીશ નહિ.[૪૭] આ અર્જુન પુરાણઋષિ છે, મહાન આત્મા છે, સનાતન છે અને અક્ષર છે. હે પુત્ર! ઇંદ્ર પણ સંગ્રામમાં એમને જીતવાને સમર્થ નથી.[૪૮] હે રાજા! જો, આ દિવ્ય મણિ મરણ પામેલા સર્પોને નિત્ય જીવતા કરે છે, તેને મેં આ આણ્યો છે.[૪૯] હે સમર્થ પુત્ર! આને તું તારા પિતાની છાતી ઉપર મૂક; એટલે તે જ સમયે તું પાંડુપુત્ર પૃથાનંદનને સજીવન થયેલા જોઈશ.[૧૫૦] ઉલૂપીએ એ પ્રમાણે કહ્યું, એટલે પુણ્યકર્મ કરનારા મહાતેજસ્વી બભ્રુવાહને તે મણિ સ્નેહથી પોતાના પિતા અર્જુનની છાતી ઉપર મૂક્યો.[૫૧] આમ તે મણિ મૂકવામાં આવ્યો કે તુરત જ મહાસમર્થ વીર અર્જુન લાંબા કાળથી જાણે સૂઈને ઊઠ્યો હોય તેમ પોતાનાં લાલ નેત્રોને ચોળતો ચોળતો ઊભો થયો. મનસ્વી મહાત્મા અર્જુન એ રીતે ભાનમાં આવીને ઊભો થયો, ત્યારે પોતાના પિતાને સ્વસ્થ થયેલા જોઈને બભ્રુવાહને તેને વંદન કર્યું.[૫૨,૫૩] હે પ્રભુ! પુરુષોમાં વ્યાઘ્ર જેવો એ લક્ષ્મીવાન અર્જુન જ્યારે ઊભો થયો, ત્યારે ઇંદ્રે પવિત્ર દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરી.[૫૪] ત્યારે વગાડ્યા વિના જ મેઘના જેવો શબ્દ કરનારાં દુંદુભિઓ વાગવા લાગ્યાં અને આકાશમાં 'સારું થયું, સારું થયું,' એવો અતિ મહાન શબ્દ થઈ રહ્યો.[૫૫] મહાબાહુ

અર્જુન ઊભો થઈને સારી રીતે શાંત થયો અને બભ્રુવાહનને ભેટી પડી તેનું મસ્તક સૂંઘવા લાગ્યો.[૫૬] વળી અર્જુને દૂર જોયું તો તેણે શોકથી કૃશ થયેલી અને ઉલૂપીની સાથે ઊભેલી બભ્રુવાહનની માતાને જોઈ. એટલે તેણે પૂછ્યું: 'હે શત્રુહંતા! આ સર્વ રણાંગણ શોક, આશ્ચર્ય તથા હર્ષવાળું કેમ જણાય છે? આ તું જાણતો હોય તો મને કહે.[૫૭,૫૮] શા માટે તારી માતા આ રણભૂમિમાં આવી છે અને શા માટે નાગરાજની પુત્રી ઉલૂપી અહીં આવી છે?[૫૯] હું જાણું છું કે, તેં આ યુદ્ધ મારા વચન ઉપરથી કર્યું છે. પણ અહીં સ્ત્રીઓને આવવાનું શું કારણ છે? આ હું જાણવા ઇચ્છું છું.' આમ અર્જુને મણિપુરના વિદ્વાન રાજાને પૂછ્યું, ત્યારે તેણે નતમસ્તકે અર્જુનને પ્રસન્ન કરીને કહ્યું કે, 'આ ઉલૂપીને જ પૂછો.'[૬૦,૬૧]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'અશ્વના અનુસરણમાં અર્જુનનું સજીવન થવું' નામનો અધ્યાય ૮૦ મો સમાપ્ત

## अध्याय ८१ मो

### બભ્રુવાહનનું સાંત્વન અને મણિપુરથી પ્રયાણ

॥ अर्जुन उवाच ॥

**किमागमनकृत्यं ते कौरव्यकुलनंदिनि।**
**मणिपूरपतेर्मातुस्तथैव च रणाजिरे॥१॥**

અર્જુન બોલ્યો: હે કૌરવ્યકુલનંદિની! તારે અને બભ્રુવાહનની આ માતાને રણાંગણમાં આવવાનું શું કારણ છે?[૧] હે નાગપુત્રી! તું શું આ રાજાનું કુશળ ઇચ્છે છે? અથવા હે ચંચળ કટાક્ષવાળી! શું તું મારું કલ્યાણ ઇચ્છે છે?[૨] હે વિશાળ નિતંબવાળી! હે પ્રિયદર્શના! મેં અથવા આ બભ્રુવાહને અજાણતાં તારું કંઈ અપ્રિય તો કર્યું નથી ને?[૩] સુંદર નિતંબવાળી આ તારી શોક રાજપુત્રી ચૈત્રવાહિની ચિત્રાંગદાએ તારો કંઈ અપરાધ તો કર્યો નથી ને?[૪] એટલે નાગરાજની પુત્રી ઉલૂપી જાણે હસતી હોય તેમ મુખ મલકાવીને બોલી: 'તમે કે આ બભ્રુવાહને મારો કાંઈ જ અપરાધ કર્યો નથી.[૫] વળી બભ્રુવાહનની માતા આ ચિત્રાંગદાએ પણ મારો કંઈ જ અપરાધ કર્યો નથી. તે તો મારી દાસીની પેઠે જ રહેનારી છે. મેં આ પ્રમાણે જે જે કંઈ કર્યું છે, તે સર્વ તમે સાંભળો.[૬] હે પ્રભુ! હું તમને શિર ઢાળીને પ્રસન્ન કરું છું. તમે મારા પર ક્રોધ કરજો મા. હે કુરુવંશી! તમારું પ્રિય કરવા માટે જ મેં આ બધું કર્યું છે. હે મહાબાહુ! તમે આ સંપૂર્ણ રીતે સાંભળો. હે ધનંજય! મહાભારતના યુદ્ધમાં તમે શાંતનુપુત્ર ભીષ્મરાજને માર્યા છે. હે પાર્થ! તે તમે તેમને કેવળ અધર્મથી જ માર્યા છે. તેનું તમે આ પ્રાયશ્ચિત્ત કર્યું છે. હે વીર! તમે કંઈ યુદ્ધમાં ઝૂઝી રહેલા ભીષ્મને માર્યા નથી. જ્યારે શિખંડીની સામે તેમનો ભેટો થયો, ત્યારે તમે શિખંડીનો આશ્રય કરીને તેમને માર્યા છે. તમે જો તે પાપની શાંતિ કર્યા વિના જીવિતનો ત્યાગ કરો, તો જરૂર તે પાપી કર્મથી તમે નરકમાં જ પડો. હે મહાબુદ્ધિમાન મહીપતિ! વસુઓએ તથા ગંગાએ જ આ શાંતિ નિર્માણ કરી હતી અને તમે તે તમારા પુત્ર દ્વારા મેળવી છે.[૭-૧૧] હે રાજા! પૂર્વે ભીષ્મરાજ મરણ પામ્યા, ત્યારે ગંગાના તીર ઉપર વસુઓએ આ કહ્યું હતું અને તે મેં સાંભળ્યું હતું.[૧૨] ત્યારે દેવ વસુઓ મહાનદી ગંગા ઉપર આવ્યા હતા અને તેને મળ્યા હતા. ત્યાં સ્નાન કરીને તેમણે ગંગાની અનુમતિથી આવું ઘોર વચન કહ્યું હતું:[૧૩] 'હે ભાવિની! આ શાંતનુપુત્ર ભીષ્મ સંગ્રામમાં યુદ્ધ કરતા બંધ થયા હતા અને બીજાની સાથે લડતા હતા, છતાં અર્જુને તેમને મારી નાખ્યા છે. આ કારણે આપણે અર્જુનને આજે શાપ આપીએ.' એટલે

ગંગાએ પણ 'તથાસ્તુ' એમ તેમને કહ્યું. આ જાણીને મારી ઇંદ્રિયો આકુળવ્યાકુળ થઈ ગઈ. મેં એકદમ ઘેર આવીને એ વાત મારા પિતાને જણાવી, એટલે તે પણ એ સાંભળીને અત્યંત ખેદ પામ્યા અને તત્કાળ વસુઓ પાસે જઈને તેમણે તેમને તમારે માટે યાચના કરી, તેમ જ તેમને વારંવાર પ્રસન્ન કર્યા. ત્યારે વસુઓએ મારા પિતાને કહ્યું કે, 'હે મહાભાગ! મણિપુરનો યુવાન રાજા બભ્રુવાહન અર્જુનનો પુત્ર છે. તે રણક્ષેત્રમાં ઊભો રહીને બાણો વડે અર્જુનને પૃથ્વી પર પાડશે. હે નાગેંદ્ર! એ પ્રમાણે થશે, એટલે અર્જુન શાપથી મુક્ત થશે. માટે હવે તું તારે ઘેર જા.' વસુઓએ એમ કહ્યું અને પછી મારા પિતાએ તે વચન મને કહ્યું. તે સાંભળીને મેં તમને શાપમાંથી મુક્ત કર્યા છે.[૧૪-૧૯] દેવરાજ ઇંદ્ર પણ તમને યુદ્ધમાં જીતી શકે તેમ નથી; પરંતુ પુત્ર પોતાનું જ સ્વરૂપ ગણાય છે, તેથી તમારા પુત્રે અહીં તમારો પરાજય કર્યો છે.[૨૦] હે પ્રભુ! મને તો આમાં કંઈ દોષ જણાતો નથી, તોપણ તમે શું માનો છો?' ઉલૂપીએ જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે અર્જુન મનમાં પ્રસન્ન થઈને બોલ્યો:[૨૧] 'હે દેવી! તેં આ જે કંઈ કર્યું છે, તે સર્વ મને અતિશય પ્રિય છે.' એમ કહીને અર્જુને ચિત્રાંગદા તથા ઉલૂપીના સાંભળતાં પોતાના પુત્ર મણિપુરરાજ બભ્રુવાહનને કહ્યું કે, 'હે રાજા! આવતા ચૈત્રમાસની પૂર્ણિમાએ યુધિષ્ઠિરનો અશ્વમેધ થશે; માટે તારે તારા અમાત્યો અને આ બન્ને માતાઓની સાથે ત્યાં આવવું.'[૨૨-૨૪]

પૃથાનંદન અર્જુને એ પ્રમાણે કહ્યું એટલે બુદ્ધિમાન બભ્રુવાહને આંસુભરી આંખ સાથે પોતાના પિતાને કહ્યું:[૨૫] 'હે ધર્મજ્ઞ! તમારી આજ્ઞાથી અશ્વમેધ મહાયજ્ઞમાં બ્રાહ્મણોને પીરસનારા તરીકે હું આવીશ.[૨૬] પણ હે ધર્મજ્ઞ! મારા પર અનુગ્રહ કરવા માટે તમે આ તમારી બન્ને સ્ત્રીઓ સાથે આ તમારા નગરમાં પ્રવેશ કરો. આમાં તમારે કંઈ વિચાર કરવો નહિ.[૨૭] હે પ્રભુ! તમે આ નગરમાં એક રાત્રિ પણ અહીં તમારા ઘરમાં રહો. પછીથી હે જય કરનારાઓમાં શ્રેષ્ઠ! તમે યજ્ઞપશુ ઘોડાની પાછળ ભલે જજો.'[૨૮]

પોતાના પુત્રે એ પ્રમાણે કહ્યું, ત્યારે વાનરધ્વજ કુંતીનંદન અર્જુને મંદ હાસ્ય કરીને ચિત્રાંગદાનંદનને કહ્યું:[૨૯] 'હે મહાબાહુ! તું જાણે છે કે, આ સમયે હું દીક્ષાનું આચરણ કરી રહ્યો છું. હે વિશાળ નેત્રવાળા! માટે જ હું તારા નગરમાં પ્રવેશ કરી શકું તેમ નથી.[૩૦] વળી હે મહાપુરુષ! આ યજ્ઞ સંબંધી ઘોડો પોતાની ઇચ્છાનુસાર જાય છે, માટે હું તેની પાછળ જ જઈશ. તારું કલ્યાણ થાઓ. આ વખતે હું રહી શકું તેમ નથી.'[૩૧] પછી તે બભ્રુવાહને ઇંદ્રપુત્ર અર્જુનનું વિધિ પ્રમાણે પૂજન કર્યું, એટલે તે ભરતશ્રેષ્ઠ અર્જુન પોતાની બન્ને પત્નીઓની અનુમતિ મેળવીને ત્યાંથી આગળ ચાલ્યો.[૩૨]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'અશ્વાનુસરણ' નામનો અધ્યાય ૮૧ મો સમાપ્ત

## अध्याय ८२ मो

### મગધરાજ મેઘસંધિનો પરાજય

॥ वैशंपायन उवाच ॥

स तु वाजी समुद्रांतां पर्येत्य वसुधामिमाम्।
निवृत्तोऽभिमुखो राजन् येन वारणसाह्वयम् ॥१॥

વૈશંપાયન બોલ્યા: હે રાજન્! તે ઘોડો સમુદ્ર સુધીની આ પૃથ્વી પર ચોતરફ ફરીને હસ્તિનાપુર તરફ પાછો ફર્યો.[૧] એટલે અર્જુન પણ તે ઘોડાની પાછળ પાછળ હસ્તિનાપુર તરફ પાછો ફર્યો અને સ્વાભાવિક રીતે જ રાજગૃહ નામના નગર પાસે આવી પહોંચ્યો.[૨] હે રાજા! એ રીતે તેને સમીપ આવેલો જોઈને ક્ષાત્ર-

ધર્મમાં અડગ રહેનારા વીર× સહદેવપુત્રે તેને યુદ્ધમાં તેડું કર્યું.[૩] આમ તે મેઘસંધિ રથમાં બેસીને તથા ધનુષ્યબાણ તથા હાથે કવચ ધારણ કરીને નગરમાંથી બહાર નીકળ્યો અને પગપાળા અર્જુન સામે ચઢી આવ્યો.[૪] હવે હે મહારાજ! મહાતેજસ્વી મેઘસંધિ અર્જુન પાસે આવીને કુશળતાને લીધે નહિ પણ બાલભાવને લીધે આ પ્રમાણે કહેવા લાગ્યો:[૫] 'હે ભારત! શું આ ઘોડાને જાણે સ્ત્રીઓની વચ્ચે ફેરવવામાં આવે છે! જો, હું આ ઘોડાનું હરણ કરું છું; તું તેને છોડાવવા માટે યત્ન કર.[૬] મારા બાપદાદાઓએ તને યુદ્ધમાં શિક્ષા કરી નથી, પણ હું તો તારો અતિથિસત્કાર કરીશ જ. તું મારા પર પ્રહાર કર અને હું તારા પર પ્રહાર કરું છું.'[૭] તેણે એ પ્રમાણે કહ્યું એટલે અર્જુને જાણે હસતો હોય તેમ ઉત્તર આપ્યો: 'મારે વિઘ્ન કરનારાને અટકાવવો, એવું મારું વ્રત છે.[૮] વળી હે રાજા! મારા મોટાભાઈએ મારા ઉપર આ ભાર મૂક્યો છે, એ વાતને તું પણ જાણે જ છે. માટે તું તારી શક્તિ પ્રમાણે પ્રહાર કર, તેમાં મને ક્રોધ થવાનો નથી.[૯] અર્જુને એમ કહ્યું એટલે મગધરાજે પ્રથમ જ અર્જુનના પર પ્રહાર કર્યો. ત્યાં સહસ્રાક્ષ ઇંદ્ર જેમ વરસાદ વરસાવે, તેમ તે સહસ્ર બાણો વરસાવવા લાગ્યો.[૧૦] એટલે હે ભરતશ્રેષ્ઠ! ગાંડીવધારી શૂરવીર અર્જુને ગાંડીવમાંથી બાણો છોડ્યાં અને તેનાં સર્વ બાણોને યત્નપૂર્વક નિષ્ફળ કરી નાખ્યાં.[૧૧] આમ વાનરધ્વજ અર્જુને તેના બાણસમુદાયને નિષ્ફળ કરી નાખ્યો અને તેના ધ્વજ, પતાકાના દંડ, રથ, યંત્ર, ઘોડા તથા રથનાં બીજાં અંગો ઉપર પ્રદીપ્ત મુખવાળા સર્પોના જેવાં જ્વલંત બાણો છોડવા માંડ્યાં. ત્યારે માત્ર અર્જુને તેના શરીર ઉપર અને સારથિ ઉપર બાણ છોડ્યું નહિ.[૧૨,૧૩] બન્ને હાથે બાણો ફેંકનારા અર્જુને એ પ્રમાણે તેના શરીરની રક્ષા કરી, એટલે તે મગધરાજ તો તેને પોતાનું જ પરાક્રમ માની બેઠો અને ઉપરાઉપરી બાણો ફેંકવા લાગ્યો. હવે મગધરાજ તેને જ્યારે અત્યંત ઘાયલ કરી નાખ્યો, ત્યારે ગાંડીવપાણિ અર્જુન વસંતઋતુના સમયમાં પુષ્પોથી પ્રફુલ્લિત થયેલા પલાશ જેવો શોભવા લાગ્યો. હે કુરુવંશી! અર્જુને તેના પર પ્રહાર કર્યો નહિ, એટલે તે મગધરાજ પાંડવશ્રેષ્ઠ અર્જુનને પ્રહાર કરી રહ્યો હતો. આથી જ તે લોકવીર અર્જુનની નજર આગળ ઊભો રહી શક્યો હતો.[૧૪-૧૬] પછી અત્યંત ક્રોધે ભરાયેલા અર્જુને પોતાનું બળવાન ધનુષ્ય ખેંચ્યું અને તેના ઘોડાઓને મારી નાખ્યા તથા તેના સારથિના મસ્તકને કાપી નાખ્યું.[૧૭] વળી તેણે ક્ષુરજાતિના એક બાણથી તેના મહાઅદ્ભુત ધનુષ્યને પણ કાપી નાખ્યું, તેમ જ તેના હાથે બાંધેલાં મોજાંને તથા ધ્વજ-પતાકાને પણ કાપી પાડ્યાં.[૧૮] એ રીતે મગધરાજ ઘોડા, ધનુષ્ય તથા સારથિ વિનાનો થઈ પડ્યો. તે એકદમ ગાભરો બની ગયો અને હાથમાં ગદા લઈને વેગથી અર્જુન તરફ ધસ્યો. ત્યાં તુરત જ અર્જુને ગીધનાં પીછાંવાળાં અનેક બાણો છોડી મૂક્યાં અને સુવર્ણથી મઢેલી તેની ગદાના ઘણા ટુકડા કરી નાખ્યા.[૧૯,૨૦] હવે, તે ગદાનાં મણિજડિત બંધનો છિન્નભિન્ન થઈ ગયાં, તે એકદમ ચૂરો થઈ ગઈ અને છૂટી મૂકેલી સાપણની પેઠે પૃથ્વી પર પછડાઈ પડી.[૨૧] પછી કપિધ્વજ અર્જુને રથ, ધનુષ્ય તથા ગદાથી રહિત થયેલા તે રાજાને આશ્વાસન આપીને આ વાક્ય કહ્યું:[૨૨] 'હે પુત્ર! તેં સંપૂર્ણ રીતે ક્ષાત્રધર્મ પ્રદર્શિત કર્યો છે. હે રાજા! તું બાળક છે, છતાં તારું આ

× જરાસંધનો પુત્ર સહદેવ હતો. જરાસંધને મારીને સહદેવને ગાદીએ બેસાડવામાં આવ્યો હતો. આ વાત સભાપર્વમાં છે.

કર્મ સંગ્રામમાં સારું ગણાય.[૨૩] યુધિષ્ઠિરનો સંદેશો છે કે, કોઈ પણ રાજાઓને મારવા નહિ. તેથી હે રાજા! રણમાં તેં મારો અપરાધ કર્યો છે, તોપણ તું જીવી રહ્યો છે.[૨૪] હવે પોતાને પરાજય પામેલો માનીને મગધરાજાએ પણ અર્જુનનાં એ વચનને સત્ય તરીકે કબૂલ કર્યાં. તેણે અર્જુનની પાસે જઈને બે હાથ જોડી તેનું સન્માન કર્યું અને કહ્યું કે,[૨૫] 'હું તમારાથી પરાજય પામ્યો છું. તમારું કલ્યાણ થાઓ. હવે હું યુદ્ધ કરવાને ઉત્સાહ ધરાવતો નથી. માટે તમારે મારી પાસે જે કાર્ય કરાવવું હોય તે તમે કહો. એ કાર્ય મેં કર્યું જ છે, એમ તમે માનો.'[૨૬] અર્જુને તેને ફરી પણ આશ્વાસન આપીને કહ્યું કે, 'આવતી ચૈત્રી પૂનમને દિવસે અમારા રાજાના અશ્વમેધમાં તારે આવવું.'[૨૭] અર્જુને એમ કહ્યું, ત્યારે તે સહદેવપુત્ર રાજાએ 'બહુ સારું' એમ કહીને અશ્વમેધના ઘોડાનું તથા યુદ્ધમાં શ્રેષ્ઠ એવા અર્જુનનું વિધિ પ્રમાણે પૂજન કર્યું.[૨૮] પછી ફરી પણ તે ઘોડો પોતાની ઇચ્છાનુસાર સમુદ્રના કિનારા ઉપર થઈને વંગ, પુંડ્ર તથા કોસલદેશમાં ગયો.[૨૯] ત્યાં હે રાજન્! અર્જુને પોતાના ગાંડીવ-ધનુષ્યથી મ્લેચ્છોનાં અનેક સૈન્યોનો પરાજય કર્યો.[૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતા પર્વમાં 'અશ્વાનુસરણ વિષે મગધરાજનો પરાજય' નામનો અધ્યાય ૮૨ મો સમાપ્ત

## અધ્યાય ૮૩ મો

### અનેક દેશોમાં પ્રયાણ અને ત્યાં ત્યાં તેનો સત્કાર

॥ वैशंपायन उवाच ॥

मागधेनार्चितो राजन् पांडवः श्वेतवाहनः ।
दक्षिणां दिशमास्थाय चारयामास तं हयम् ॥१॥

વૈશંપાયન બોલ્યા: હે રાજન્! મગધરાજાએ સન્માન કર્યું, તે પછી શ્વેત ઘોડાઓવાળો અર્જુન દક્ષિણ દિશામાં તે ઘોડાને ફેરવવા લાગ્યો.[૧] તે પછી ઇચ્છાનુસાર વિચરનારો તે બળવાન ઘોડો પુનઃ ત્યાંથી પાછો ફરીને ચેદિ દેશના લોકોની શુક્તિ નામની રમણીય નગરી પાસે જઈ પહોંચ્યો.[૨] ત્યાં પણ શિશુપાલના પુત્ર શરભે પ્રથમ યુદ્ધ કર્યું અને પછી તેણે મહાબળવાન અર્જુનનું પૂજન કરીને સન્માન કર્યું.[૩] હે રાજન્! એ રીતે ત્યાંથી પૂજા–સત્કાર પામીને તે ઉત્તમ ઘોડો કાશી, અંગ, કોસલ, કિરાત તથા તંગણ દેશોમાં ગયો.[૪] ત્યાં ત્યાં યથાયોગ્ય રીતે પૂજા ગ્રહણ કરીને કુંતાપુત્ર અર્જુન પુનઃ પાછો ફરીને દશાર્ણ દેશમાં ગયો.[૫] ત્યાં ચિત્રાંગદ નામનો બળવાન શત્રુદમન રાજા હતો. તેની સાથે અર્જુનનું મહાભયંકર યુદ્ધ થયું.[૬] પરંતુ પુરુષશ્રેષ્ઠ અર્જુન તેને પણ વશ કરીને નિષાદરાજ એકલવ્યના દેશમાં ગયો.[૭] તે સમયે એકલવ્યના પુત્રે યુદ્ધ કરીને ઘોડાને હાથ કર્યો, એટલે તે સ્થળે અર્જુને ભિલ્લ લોકોની સાથે રુંવાં ઊભાં થઈ જાય તેવું યુદ્ધ કર્યું.[૮] યુદ્ધમાં કોઈ સ્થળે પરાજય નહિ પામેલા દુર્ધર્ષ અર્જુને યજ્ઞમાં વિઘ્ન કરવા આવેલા તે એકલવ્યપુત્રને જીતી લીધો.[૯] હે મહારાજ! ઇંદ્રપુત્ર અર્જુને તે ભિલ્લના પુત્રને જીતી લીધો અને તેનાથી સન્માન પામી તે ફરી દક્ષિણ સમુદ્ર તરફ ગયો.[૧૦] ત્યાં પણ અર્જુનને દ્રવિડ, આંધ્ર, રૌદ્ર, માહિષક તથા કોલ્લગિરિના રાજાઓ સાથે યુદ્ધ થયું.[૧૧] અર્જુને અતિતીવ્ર પરાક્રમ કરીને તેમને પણ જીતી લીધા. પછી ઘોડાને અનુસરીને તે સુરાષ્ટ્રદેશ તરફ ગયો.[૧૨] માર્ગમાં ગોકર્ણ થઈ તે પ્રભાસમાં પણ ગયો. પછી તે યાદવવીરોથી રક્ષાયેલી સુંદર દ્વારકાનગરી પાસે પહોંચ્યો.[૧૩] હે રાજન્! યુધિષ્ઠિરના યજ્ઞનો તે શ્રીમાન અશ્વ દ્વારકા પાસે આવ્યો, એટલે યાદવના કુમારો તે શ્રેષ્ઠ ઘોડાને અટકાવી-

ને યુદ્ધ કરવા માટે નગરમાંથી બહાર નીકળ્યા, ત્યારે ઉગ્રસેને તેમને અટકાવ્યા. પછી યાદવ તથા અંધકુળનો પતિ ઉગ્રસેન અર્જુનના મામા વસુદેવની સાથે નગરમાંથી બહાર આવ્યો અને તે બન્ને વિધિ પ્રમાણે તથા પ્રીતિપૂર્વક કુરુશ્રેષ્ઠ અર્જુનને મળ્યા.[૧૪-૧૬] તે બન્ને ઉત્તમ પૂજા કરીને ભારતશ્રેષ્ઠ અર્જુનને અનુકૂળ થઈ રહ્યા. હવે તે બન્નેની સંમતિ લઈને અર્જુન જે તરફ તે ઘોડો ચાલવા માંડ્યો તે તરફ ચાલી નીકળ્યો. પછી તે ઘોડો સમુદ્રના પશ્ચિમ પ્રદેશ તરફ તે વેળા વિચરવા લાગ્યો અને પછી સમૃદ્ધિવાળા પંચનદ દેશ તરફ ગયો.[૧૭,૧૮] હે કુરુવંશી રાજા! અર્જુનથી અનુસરાયેલો તે ઘોડો તે દેશમાંથી પણ નીકળીને પોતાની ઇચ્છાનુસાર ગાંધારદેશમાં વિચરવા લાગ્યો. ત્યાં પ્રથમના વેરને અનુસરનારા શકુનિપુત્ર ગાંધારરાજની સાથે અર્જુનનું ઘોર યુદ્ધ થયું હતું.[૧૯,૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'અશ્વાનુસરણ' નામનો અધ્યાય ૮૩ મો સમાપ્ત

# अध्याय ८४ मो

## શકુનિના પુત્રનો પરાજય

॥ वैशंपायन उवाच ॥

**शकुनेस्तनयो वीरो गांधाराणां महारथः ।
प्रत्युद्ययौ गुडाकेशं सैन्येन महता वृतः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : ગાંધારયોદ્ધાઓનો વીર અને મહારથી એવો શકુનિપુત્ર મોટા સૈન્યથી વીંટાઈને અર્જુનની સામે ચઢી આવ્યો. તેનું એ સૈન્ય હાથી, ઘોડા તથા રથોથી ભરપૂર હતું અને પતાકાઓ તથા ધ્વજાઓથી વ્યાપ્ત હતું. ગાંધારદેશના તે યોદ્ધાઓ શકુનિરાજના વધને નહિ સહન કરી શકવાથી હાથમાં ધનુષ્યો લઈ લઈને એકીસાથે અર્જુન સામા ધસી આવ્યા. અજિત ધર્માત્મા અર્જુને તે યોદ્ધાઓને યુધિષ્ઠિરનું વચન કહી સંભળાવ્યું; પણ તેમણે તે હિતવચનને સ્વીકાર્યું નહિ. વળી અર્જુને તેમને સાંત્વનવચનો કહીને પણ વાર્યા, છતાં અત્યંત આવેશમાં આવી ગયેલા તે યોદ્ધાઓ ઘોડાને ઘેરી વળીને તેને પકડવા લાગ્યા. એટલે અર્જુન કોપી ઊઠ્યો. તેણે ગાંડીવમાંથી પ્રદીપ્ત અણીઓવાળાં ક્ષુરજાતિનાં બાણો મૂક્યાં અને અનાયાસે જ તેમનાં મસ્તકો કાપવા માંડ્યાં. આમ હે મહારાજ! અર્જુને તેમને મારવા માંડ્યા, એટલે બાણોના વરસાદથી અત્યંત વ્યાકુળ થયેલા તેઓ એકદમ ગભરાટથી ઘોડાને છોડીને ત્યાંથી પાછા ફર્યા. તે ગાંધાર યોદ્ધાઓએ પાંડુપુત્ર અર્જુનને અટકાવવા માંડ્યો; તોપણ તે તેજસ્વીએ તેમને કહી કહીને તેમનાં મસ્તકો કાપવા માંડ્યાં.

એ રીતે ગાંધારયોદ્ધાઓનો ચોતરફથી સંહાર થવા લાગ્યો, ત્યારે શકુનિપુત્ર રાજા અર્જુનને અટકાવવા લાગ્યો. ક્ષાત્રધર્મમાં રહીને તે રાજા યુદ્ધ કરવા લાગ્યો, ત્યારે અર્જુને તેને કહ્યું કે, 'હે વીર! રાજા યુધિષ્ઠિરની આજ્ઞાથી મારે રાજાઓને મારવા નથી, માટે યુદ્ધ કરવાની કંઈ જરૂર નથી. તું તારે હાથે કરીને આજે તારો પરાજય થવા ન દે.'[૧-૧૦] અર્જુને એ પ્રમાણે કહ્યું, તોપણ અજ્ઞાનથી મોહિત થયેલા તેણે એ વાક્યનો અનાદર કર્યો. તેણે ઇંદ્ર સમાન કર્મ કરનારા અર્જુન પર બાણો ફેંકવા માંડ્યાં. પછી અમાપ મનવાળા અર્જુને એક અર્ધચંદ્રાકાર બાણ માર્યું અને જયદ્રથના મસ્તકની પેઠે તેના શિરસ્ત્રાણ(ટોપ)ને પટકી પાડ્યો.[૧૧,૧૨] તે જોઈને સર્વ ગાંધાર યોદ્ધાઓ વિસ્મય જ પામી ગયા અને તેઓ જાણી ગયા કે, અર્જુને પોતાની ઇચ્છાથી જ આપણા રાજાને માર્યો

નથી.[13] ગાંધારરાજાનો પુત્ર તો નાસી જવા માટે જ તૈયાર થયો. જેમ ત્રાસ પામેલાં ક્ષુદ્ર મૃગો નાસવા લાગે, તેમ તે યોદ્ધાઓની સાથે નાસવા લાગ્યો.[14] બીજી તરફ અર્જુને મજબૂત ગાંઠાવાળાં ભલ્લજાતિનાં બાણો છોડી મૂક્યાં અને તે સ્થળે જ દોડાદોડ કરી રહેલા તે યોદ્ધાઓનાં મસ્તકોને પાડવા માંડ્યાં.[15] અર્જુનના ગાંડીવ ધનુષ્યમાંથી છૂટેલાં વિશાળ બાણો વડે કપાઈ ગયેલા પોતાના ઊંચા હાથોને તેમાંના કેટલાએક યોદ્ધાઓ જાણી પણ શકયા નહિ.[16] તે સૈન્યમાં મનુષ્યો, હાથીઓ તથા ઘોડાઓ આકુળવ્યાકુળ થઈ ગયા હતા, આખું સૈન્ય નાસભાગ કરતું જતું હતું અને ઘણાખરાનો સંહાર વળી ગયો હોવાથી વારંવાર ત્યાં ભમ્યા કરતું હતું.[17] શ્રેષ્ઠ કર્મ કરનારા વીર અર્જુનની આગળ તેવા કોઈ પણ શત્રુઓ જોવામાં આવતા ન હતા, કે જેઓ પાડી નખાતા છતાં અર્જુનનાં બાણોને સહન કરી શકે.[18]

. . તે પછી ગાંધારરાજાની માતા ભયભીત થઈને તથા વૃદ્ધ મંત્રીઓને આગળ કરી હાથમાં ઉત્તમ પૂજાસામગ્રી લઈ નગરમાંથી બહાર નીકળી.[19] તેણે યુદ્ધ કરવાના દુષ્ટ મદવાળા પોતાના પુત્રને સાવધાન થઈને અટકાવ્યો અને ઉત્તમ કર્મ કરનારા અર્જુનને પણ અટકાવ્યો.[20] સમર્થ અર્જુને તેનું સન્માન જાળવીને તેના પર કૃપા કરી અને શકુનિના પુત્રને પણ આશ્વાસન આપી આ પ્રમાણે કહ્યુ:[21] 'હે મહાબાહુ! તેં મારી સામે યુદ્ધ કરવાની આવી બુદ્ધિ કરી તે મને પ્રિય નથી; કેમકે હે શત્રુહંતા! હે નિર્દોષ! તું મારો ભાઈ જ છે.[22] માતા ગાંધારીને યાદ કરીને તથા ધૃતરાષ્ટ્રરાજાને લીધે જ તું જીવી રહ્યો છે. તોપણ હે રાજન્! તારા અનુયાયીઓ માર્યા ગયા છે.[23] તારે આવા ન થવું જોઈએ. આપણી વચ્ચેના વેરને હવે શાંત થવા દે અને તને હવે આવી બુદ્ધિ ન થાઓ. આવતા ચૈત્રમહિનાની પૂનમને દિવસે તું અમારા રાજાના અશ્વમેધમાં આવજે.[24]

ઇતિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમા 'શકુનિના પુત્રનો પરાજય' નામનો અધ્યાય ૮૪મો સમાપ્ત

## અધ્યાય ૮૫મો

### હસ્તિનાપુરમાં અશ્વમેધ માટે તૈયારી

॥ वैशंपायन उवाच ॥

**इत्युक्त्वानुययौ पार्थो हयं कामविहारिणम्।**
**न्यवर्तत ततो वाजी येन नागाह्वयं पुरम् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : એમ કહીને અર્જુન ઇચ્છાનુસાર વિચરનારા ઘોડાની પાછળ ચાલી નીકળ્યો અને પછી તે ઘોડો પણ હસ્તિનાપુર તરફ પાછો ફર્યો.[1] યુધિષ્ઠિરે અનુચર દ્વારા જ સાંભળ્યું કે, ઘોડો પાછો ફર્યો છે અને અર્જુન કુશળ છે. આથી તેમનું મન પ્રસન્ન થયું.[2] વળી તે સમયે ગાંધારદેશમાં તથા બીજા દેશોમાં અર્જુનનું યુદ્ધકૌશલ્ય સાંભળીને યુધિષ્ઠિર અત્યંત પ્રસન્ન થયા.[3] પછી એ જ સમયે માઘ મહિનાની બારશ અને પુષ્યનક્ષત્રનો સુયોગ લઈ મહાતેજસ્વી ધર્મરાજ યુધિષ્ઠિરે ભીમ, નકુલ તથા સહદેવ એ સર્વ ભાઈઓને પોતાની પાસે બોલાવ્યા. ત્યાં હે કૌરવ! ધાર્મિકોમાં શ્રેષ્ઠ તથા વક્તાઓમાં ઉત્તમ એવા ધર્મરાજએ યોદ્ધાઓમાં શ્રેષ્ઠ એવા ભીમસેનને સંબોધીને આવું વચન કહ્યું:[4-6] 'હે ભીમસેન! તારો નાનો ભાઈ અર્જુન ઘોડાની સાથે આ તરફ આવે છે, એમ અર્જુનની પાછળ ગયેલા મારા સેવકોએ મને કહ્યું છે.[7] હવે હે ભીમસેન! યજ્ઞસમય આવી પહોંચ્યો છે, ઘોડો પણ લગભગ પાસે જ છે અને આ માઘ મહિનાની પૂનમ છે. હવે આ મહિનો વીત્યા પછી માત્ર

એક જ મહિનો બાકી રહેશે.* માટે વેદમાં પારંગત થયેલા બ્રાહ્મણોને મોકલો અને અશ્વમેધની સિદ્ધિને માટે યજ્ઞને યોગ્ય એવા પ્રદેશની તપાસ કરાવો.[૯]

મહાપુરુષ અર્જુનને આવતો સાંભળી ભીમસેન અતિ પ્રસન્ન થયો અને તેણે રાજાની આજ્ઞા પ્રમાણે બધું કર્યું. તે પછી ભીમસેન બુદ્ધિમાન કારીગરોને તથા યજ્ઞકર્માં કુશળ એવા બ્રાહ્મણોને આગળ કરીને નગરની બહાર નીકળ્યો.[૧૦,૧૧] તે કુરુવંશીએ જુદી જુદી શાળાઓવાળો, શોભાયમાન અને નાના નાના માર્ગોથી યુક્ત એક યજ્ઞમંડપ વિધિ પ્રમાણે મપાવ્યો.[૧૨] તે યજ્ઞમંડપ સેંકડો મહાલયોથી વ્યાપ્ત હતો, ઉત્તમ મણિઓથી બાંધેલી ભૂમિવાળો હતો અને તેને સુવર્ણ તથા રત્નોથી વિધિ પ્રમાણે શણગારવામાં આવ્યો હતો.[૧૩] તે મંડપમાં સુવર્ણના અદ્ભુત થાંભલાઓ ઊભા કર્યા હતા, મોટાં મોટાં તોરણો બાંધી દેવામાં આવ્યાં હતાં અને યજ્ઞસ્થાનના પ્રદેશમાં શુદ્ધ સુવર્ણનું દાન આપવામાં આવતું હતું.[૧૪] ત્યાં ધર્માત્મા યુધિષ્ઠિરે ઠેકાણે ઠેકાણે જુદા જુદા દેશમાંથી આવનારા રાજાઓને માટે વિધિપૂર્વક અંતઃપુરો કરાવ્યાં.[૧૫] વળી તે કુંતીનંદને દેશદેશમાંથી આવનારા બ્રાહ્મણો માટે વિધિપૂર્વક અનેક નિવાસસ્થાનો તૈયાર કરાવ્યાં.[૧૬] ત્યારે હે મહાબાહુ! ભીમસેને રાજા યુધિષ્ઠિરની આજ્ઞાથી ઉત્તમ કર્મ કરનારા દૂતો રાજાઓની પાસે તેડવા માટે મોકલ્યા.[૧૭] હે રાજવર! તે રાજાઓ કુરુપતિ યુધિષ્ઠિરનું પ્રિય કરવા અર્થે ત્યાં અનેક રત્નો, સ્ત્રીઓ, ઘોડાઓ તથા આયુધો લઈને આવી પહોંચ્યા.[૧૮] તે મહાત્માઓએ જ્યારે તંબૂઓમાં મુકામ કર્યો, ત્યારે ગર્જના કરતા સમુદ્રના જેવો છેક આકાશમાં અથડાતો શબ્દ થઈ રહ્યો હતો.[૧૯] કુરુવર્ધન યુધિષ્ઠિરરાજે આવેલા તે રાજાઓ માટે અન્ન-પાનની તથા અતિ સુંદર શય્યાઓની ગોઠવણ કરી.[૨૦] વળી વાહનોને માટે ભરતશ્રેષ્ઠ ધર્મરાજાએ ડાંગરના ચોખા, ગોળ તથા દૂધ-દહીંથી ભરેલા તબેલાઓ આપવાની આજ્ઞા કરી.[૨૧] બુદ્ધિમાન ધર્મરાજાના એ મહાયજ્ઞમાં અનેક બ્રહ્મવાદી મુનિગણો આવ્યા હતા.[૨૨] હે પૃથ્વીપતિ! જે શ્રેષ્ઠ બ્રાહ્મણો પોતાના શિષ્યોની સાથે ત્યાં આવ્યા હતા, તેમનો પણ કુરુવંશી યુધિષ્ઠિરે સત્કાર કર્યો.[૨૩] મહાતેજસ્વી યુધિષ્ઠિર દંભનો ત્યાગ કરી તે સર્વ બ્રાહ્મણોની પાછળ જ્યાં તેમને ઉતારા આપવામાં આવ્યા હતા ત્યાં પોતે જાતે ગયા.[૨૪] તે પછી સ્થપતિઓ અને બીજા કારીગરોએ ધર્મને જાણનારા રાજા યુધિષ્ઠિરને યજ્ઞ માટેની સમગ્ર તૈયારી જણાવી.[૨૫] આમ તે સર્વને તૈયાર થયેલું સાંભળીને તન્દ્રારહિત રાજા યુધિષ્ઠિર પોતાના ભાઈઓની સાથે અત્યંત પ્રસન્ન થયા.[૨૬]

વૈશંપાયન બોલ્યા: જ્યારે તે યજ્ઞ ચાલુ થયો, ત્યારે હેતુવાદ (તર્કના વાદ) જાણનારા વાચાળ બ્રાહ્મણો અન્યોન્યને જીતવાની ઇચ્છાથી અનેક હેતુવાદો કહેવા લાગ્યા.[૨૭] હે ભારત! દેવેન્દ્રના યજ્ઞની પેઠે ભીમસેને તૈયાર કરેલા તે

* અર્જુને સર્વ રાજાઓને ચૈત્રી પૂર્ણિમાએ આવવાનું આમંત્રણ આપ્યું હતું. તે પ્રમાણે જોતા બે માસ રહેવા જોઈએ. કૃષ્ણપક્ષની એકમથી માસ શરૂ થતો કેટલેક ઠેકાણે મનાય છે; તેમ જોતા પણ બે માસ બાકી રહે. વળી માઘી પૂર્ણિમા અત્રે કહી છે તે પરથી જણાય છે કે, યુદ્ધ પૂર્ણ થઈ યુધિષ્ઠિર ગાદીએ બેઠા પછી પહેલે કે બીજે વર્ષે આ અશ્વમેધ થયો હોવો જોઈએ. યુદ્ધ પૂર્ણ થઈ ગયા પછી યુધિષ્ઠિર ગાદીએ બેઠા તે વખતે માઘ માસમાં ઉત્તરાયણ થતા હતા એટલે તે થયા પછી ભીષ્મને અગ્નિદાહ કર્યો. તે પછી વ્યાસના કહેવાથી હિમાલયમાંથી મરુત્તનું ધન લઈ આવ્યા અને તે પછી અર્જુન અશ્વની સાથે વિજય કરી આવ્યો. એટલે અશ્વમેધ યુદ્ધ પછીના બીજા કે ત્રીજા ચૈત્ર માસમા થયો હોવો જોઈએ. અમારા માનવા પ્રમાણે તે ત્રીજા ચૈત્ર માસમાં થયો હશે.

યજ્ઞના ઉત્તમ પ્રકારને રાજાઓ જોઈ રહ્યા.[૨૮] ઉપરાંત સુવર્ણના કળશનાં ઉત્તમ તોરણો, શય્યાઓ, આસનો, વિહારો, રત્નોના અનેક ઢગલાઓ, ઘડાઓ, પાત્રો, કઢાઈઓ, કળશો તથા સરાવડાં વગેરે જે જે વસ્તુઓને રાજાઓ જોતા હતા, તે તે સર્વ સુવર્ણની જ જોતા હતા.[૨૯,૩૦] વળી જેમને શાસ્ત્રમાં કહેવા પ્રમાણે સુવર્ણથી સુશોભિત કરવામાં આવ્યા હતા તેમ જ યથાયોગ્ય સમયે તૈયાર કરવામાં આવ્યા હતા તે કાષ્ઠના યજ્ઞસ્તંભોને પણ તે મહાતેજસ્વી રાજાઓ જોઈ રહ્યા હતા.[૩૧] હે રાજા! સ્થલચર તથા જલચર જે કોઈ પશુઓ આ જગતમાં છે, તે સર્વ રાજાઓએ ત્યાં આણેલાં જોયાં.[૩૨] એટલું જ નહિ પરંતુ ગાયો, ભેંસો, વૃદ્ધ સ્ત્રીઓ, જળનાં પ્રાણીઓ, શિકારી પશુઓ, પક્ષીઓ, જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્‌ભિજ્જ પ્રાણીઓ અને પર્વતપ્રદેશમાં ઉત્પન્ન થયેલાં તથા કચ્છપ્રદેશમાં ઉત્પન્ન થયેલાં પ્રાણીઓને પણ તેઓ ત્યાં જોઈ રહ્યા હતા.[૩૩,૩૪] આમ તે આખો યજ્ઞપ્રદેશ પશુઓ, ગાયો, ધન તથા ધાન્યથી ભરપૂર હતો અને તે રાજાઓ તેને જોઈને અત્યંત વિસ્મય પામ્યા.[૩૫] તે યજ્ઞમાં પૂરા બે લાખ બ્રાહ્મણો તથા વૈશ્યો સમૃદ્ધિયુક્ત પુષ્કળ મિષ્ટાન્ન જમતા હતા.[૩૬] જેમ જેમ દિવસ જતો હતો, તેમ તેમ ત્યાં વારંવાર મેઘના જેવો દુંદુભિનાદ ગડગડ્યા કરતો હતો તેમ જ ફરી ફરીને ગર્જનાઓ ગાજ્યા કરતી હતી.[૩૭] આમ હે રાજન! જ્યારે ધીમાન ધર્મરાજનો તે યજ્ઞ મંડાયો, ત્યારે મનુષ્યો ત્યાં ડુંગરો જેવા અન્નના અનેક ઢગલાઓ, દહીંના વહેળાઓ અને ઘીનાં તળાવો જોઈ રહ્યા હતા. ત્યારે હે રાજન! અનેક દેશોથી ભરેલો સમસ્ત જંબૂદ્વીપ જાણે ધર્મરાજના તે મહાન યજ્ઞમાં એક જ સ્થળે એકઠો થયેલો જણાતો હતો. હે ભરતશ્રેષ્ઠ! ત્યાં હજારો જાતિના અનેકાનેક પુરુષો હાથમાં ઠામો લઈને આમતેમ જઈ રહ્યા હતા. તે સર્વ પુરુષોએ ફૂલમાળાઓ ધારણ કરી હતી તેમ જ ચળકતાં મણિનાં કુંડલો પહેર્યાં હતાં.[૩૮-૪૧] તેઓ સેંકડો ને હજારો બ્રાહ્મણોને જાતજાતનાં ખાનપાન પીરસતા હતા. વળી ત્યાં બીજા અનુયાયી પુરુષો બ્રાહ્મણોને રાજાને યોગ્ય એવાં ખાનપાનો આપતા હતા.[૪૨]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'અશ્વમેધની તૈયારી' નામનો અધ્યાય ૮૫ મો સમાપ્ત

## अध्याय ८६ मो

### અશ્વમેધનો આરંભ

॥ वैशंपायन उवाच ॥

**समागतान् वेदविदो राज्ञश्च पृथिवीश्वरान् ।**
**दृष्ट्वा युधिष्ठिरो राजा भीमसेनमभाषत ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: વેદવેત્તા બ્રાહ્મણોને તથા પૃથ્વીપાલ રાજાઓને ત્યાં આવેલા જોઈને યુધિષ્ઠિરરાજે ભીમસેનને કહ્યું:[૧] 'નરોમાં સિંહ જેવા અને પૃથ્વીના નાથ એવા આ જે નૃપવરો અહીં આવ્યા છે તેઓ પૂજ્ય છે માટે તું તેમની પૂજા કર.'[૨] નરોમાં ઇંદ્ર જેવા યશસ્વી યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું, એટલે મહાતેજસ્વી પાંડુનંદન ભીમસેને નકુલ-સહદેવની સાથે રહી રહી તે જ પ્રમાણે કર્યું.[૩] હવે પ્રાણીમાત્રમાં શ્રેષ્ઠ એવા ગોવિંદ બલદેવને આગળ રાખીને તથા વૃષ્ણિઓને સાથમાં રાખીને ધર્મનંદન યુધિષ્ઠિર પાસે આવ્યા.[૪] ત્યારે તેમની સાથે સાત્યકિ, પ્રદ્યુમ્ન, ગદ, નિષઠ, સાંબ અને કૃતવર્મા પણ હતા.[૫] મહારથી ભીમે તે સર્વની ઉત્તમ રીતે પૂજા કરી અને તેઓ સર્વ રીતે રત્નમય એવાં ભવનોમાં પેઠા.[૬] મધુસૂદને યુધિષ્ઠિર સાથે વાતચીત કરવા માંડી અને છેવટે તેમણે અનેક સંગ્રામોથી સુકાયેલા અર્જુન વિશે વાત કાઢી.[૭] ત્યાં કુંતીનંદન ધર્મપુત્ર યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને જયશીલ અને રિપુ-

દમન એવા ઇંદ્રનંદન અર્જુન વિશે વારંવાર પૂછ્યું. એટલે જગતપતિ જનાર્દને કહ્યું:[૮] 'હે રાજા! દ્વારકામાં રહેનારો મારો એક આપ્ત પુરુષ આવ્યો હતો. અનેક સંગ્રામોથી સુકાયેલા પાંડવશ્રેષ્ઠ અર્જુનને તેણે જોયો હતો.[૯] હે પ્રભુ! તેણે મને કહ્યું છે કે, મહાબાહુ અર્જુન પાસે આવી રહ્યો છે, માટે હે કુંતીનંદન! તમે અશ્વમેધની સિદ્ધિ માટે સર્વ કાર્યો કરવા માંડો.' શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહ્યું, એટલે ધર્મરાજ યુધિષ્ઠિરે તેમને ઉત્તર આપ્યો: 'હે માધવ! રૂડી વાત છે કે એ જયવંતો અર્જુન ક્ષેમકુશળ પાસે આવે છે. હે યદુનંદન! પાંડવ-સૈન્યના અગ્રણી એવા તે અર્જુને આ અવસરે જે સંદેશો કહાવ્યો હોય, તે હું તમારા દ્વારા જાણવા ઇચ્છું છું.' ધર્મરાજે આ પ્રમાણે કહ્યું, ત્યારે વૃષ્ણિઓ તથા અંધકોના સ્વામી એવા તે વાણી-કુશળ શ્રીકૃષ્ણે ધર્માત્મા યુધિષ્ઠિરને આ વચનો કહ્યાં:[૧૦-૧૩] 'હે મહારાજ! પેલા આપ્ત પુરુષે પૃથાનંદન અર્જુનનાં વચનને સંભારી રાખીને મને આ પ્રમાણે કહ્યું હતું: 'હે કૃષ્ણ! યુધિષ્ઠિરને તમારે યોગ્ય સમયે આ વાક્ય કહેવું.[૧૪] હે કૌરવ-સિંહ! આપણે ત્યાં સર્વ રાજાઓ આવશે, માટે તે આવેલા મહાન પુરુષોની પૂજા કરજો; કેમ કે આપણને તેમ કરવું યોગ્ય છે.[૧૫] વળી હે માન-દાતા! યુધિષ્ઠિરરાજને મારા તરફથી આટલી વિનંતી કરજો; એટલે અગાઉ અર્ઘ્યપ્રદાનના સમયે જે વિનાશકારી કારણ ઊભું થયું હતું તે આ પ્રસંગે થવા ન પામે.[૧૬] હે રાજન! યુધિષ્ઠિરરાજે આ પ્રમાણે કરવુંજ જોઈએ અને તમારે એમાં અનુમતિ આપવી જોઈએ. જોજો, રાજાઓના દ્વેષને કારણે આ પ્રજાઓ ફરી નાશ ન પામે.[૧૭] હે કુંતીનંદન! તે પુરુષે અર્જુનનું આ એક બીજું વચન પણ મને કહ્યું છે. હે રાજા! હું તે કહું છું. તમે તે સાંભળો.[૧૮] મણિપુરનો મહાતેજસ્વી રાજા એવો મારો પ્રિય પુત્ર રાજા બભ્રુવાહન, આપણા યજ્ઞમાં આવશે.[૧૯] તો તમે મારી ખાતર તેને વિધિપૂર્વક સત્કારજો; કેમ કે હે પ્રભુ! તે મારો ભક્ત છે તેમ જ નિત્ય મારામાં અનુરક્ત છે.'[૨૦] અર્જુનનાં આ કહેણ સાંભળીને ધર્મરાજ યુધિષ્ઠિરે તેનાં વચનને અભિનંદન આપ્યાં અને પછી તે આ વાક્ય બોલ્યા.[૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'અશ્વમેધનો આરંભ' નામનો અધ્યાય ૮૬ મો સમાપ્ત

# अध्याय ८७मो

## અર્જુન હસ્તિનાપુરમાં

॥ युधिष्ठिर उवाच ॥

श्रुतं प्रियमिदं कृष्ण यत्त्वमर्हसि भाषितुम्।
तन्मेऽमृतरसं पुण्यं मनो ह्लादयति प्रभो ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા: હે કૃષ્ણ! તમે જે કહેવાને યોગ્ય છો, તે આ પ્રિય વચન મેં સાંભળ્યું છે. હે પ્રભુ! અમૃતરસના જેવું તે પુણ્યવચન મારા મનને આનંદ આપી રહ્યું છે.[૧] હે હૃષીકેશ! મેં સાંભળ્યું છે કે, અર્જુનને ઠેકાણે ઠેકાણે રાજાઓ સાથે અનેક યુદ્ધો થયાં છે.[૨] હે બુદ્ધિમાન! પૃથાનંદન અર્જુન શા નિમિત્તે સદૈવ અતીવ સુખરહિત રહે છે! આથી મારું મન બળ્યા જ કરે છે.[૩] હે જનાર્દન! હું એ જયશીલ કુંતીનંદન વિષે એકાંતમાં વિચાર કરું છું, તો મને લાગે છે કે એ પાંડુનંદન અત્યંત દુઃખભાગી છે.[૪] હે કૃષ્ણ! એનું શરીર તો સર્વ લક્ષણોથી પૂજિત છે, તો તેમાં શું કાંઈ એવું અનિષ્ટ લક્ષણ છે કે તેથી એ દુઃખો ભોગવી રહ્યો છે![૫] એ કુંતીનંદન સતત અને અત્યંત દુઃખ-ભાગી છે. બાકી એ અર્જુનનાં અંગોમાં મને તો કશુંય નિંદાપાત્ર જણાતું નથી. હવે આ સંબંધમાં કંઈ જો મારે સાંભળવા યોગ્ય હોય, તો તે તમે મને કહો.[૬] યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું, એટલે હૃષીકેશે લાંબે સુધી ચિંતન કર્યું. પછી ભોજ-

રાજાઓની વૃદ્ધિ કરનારા તે વિષ્ણુએ ધર્મરાજને કહ્યું:[૭] 'હે નૃપતિ! નરસિંહ અર્જુનના શરીરમાં મને કશુંય અશુભ લક્ષણ જણાતું નથી—માત્ર એના પગની પિંડીઓ મોટી છે.[૮] આથી એ પુરુષવરને નિત્ય પ્રવાસ કરવાનો રહે છે. આ સિવાય મને એનામાં એવું બીજું કશું જ જણાતું નથી કે તેને લીધે તેને દુ:ખ ભોગવવું પડે.[૯] બુદ્ધિમાન શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહ્યું ત્યારે નરશ્રેષ્ઠ યુધિષ્ઠિરે તે વૃષ્ણિવરને કહ્યું કે, 'હે પ્રભુ! તમે કહો છો તેમ જ છે.[૧૦] એ સમયે દ્રુપદનંદિની કૃષ્ણાએ કૃષ્ણની સામે અદેખાઈભરી તીરછી દૃષ્ટિથી જોયું એટલે મિત્ર અર્જુનના સખા અને કેશિદૈત્યના સંહારક એવા તે હૃષીકેશે સાક્ષાત્ ધનંજયની જેમ દ્રૌપદીના એ પ્રણયનો સ્વીકાર કર્યો. ત્યાં ભીમસેન આદિ કુરુઓ અને યજ્ઞના ઋત્વિજો વગેરે પણ ધનંજયની એ શુભ તથા વિચિત્ર કથા સાંભળીને આનંદ પામ્યા.[૧૧] આમ તેઓ અર્જુન સંબંધમાં વાતો કરી રહ્યા હતા, તેવામાં મહાત્મા અર્જુનના કહેવાથી ત્યાં એક દૂત આવી પહોંચ્યો. તે બુદ્ધિમાન પુરુષે ત્યાં આવીને કુરુશ્રેષ્ઠ યુધિષ્ઠિરને નમસ્કાર કર્યા અને જણાવ્યું કે, 'નરસિંહ અર્જુન નજદીકમાં આવી રહ્યા છે.' તેનાં આ વચન સાંભળતાં જ યુધિષ્ઠિરરાજની આંખમાં હર્ષનાં આંસુ ઊભરાઈ આવ્યાં.[૧૨-૧૫] આ વધામણીને નિમિત્તે તેમણે તે વખતે પુષ્કળ ધનદાન આપ્યું. પછી બીજે દિવસે, કૌરવોનો ધુરંધર એવો નરસિંહ અર્જુન આવી રહ્યો હતો, ત્યારે મોટો કોલાહલ થવા લાગ્યો હતો. ત્યાં તેના ઉચ્ચૈ:શ્રવા જેવા કૂદતા ઘોડાઓથી ચોતરફ ઊડેલી રજ અત્યંત શોભી રહી હતી. વળી ત્યાં અર્જુને મનુષ્યોની આ હર્ષકારી વાણી સાંભળી.[૧૬-૧૮] 'હે પૃથાનંદન! સદ્ભાગ્ય છે કે તું કુશળ છે. ધન્ય હો રાજા યુધિષ્ઠિરને! સમગ્ર પૃથ્વી ઉપર અશ્વમેધનો શ્રેષ્ઠ અશ્વ ઘુમાવીને તથા સર્વ રાજાઓને સંગ્રામાં જીતીને અર્જુન વિના બીજો કોણ પા આવી શકે? સગર આદિ જે મહાત્મા મહીપા પૂર્વે થઈ ગયા છે, તેમનું પણ આવું ક અમે ક્યારેય સાંભળ્યું નથી. હે કુરુકુળશ્રેષ્ઠ! આ જે દુષ્કર કર્મ કર્યું છે, તેવું ભવિષ્યના બી પૃથ્વીપતિઓ પણ કરી શકશે નહિ.' આવી કાન સુખ આપનારી વાણી તે પુરુષો બોલી રહ્યા હત ધર્માત્મા અર્જુન આ વચનો સાંભળતો સાંભળતે યજ્ઞપ્રદેશમાં દાખલ થયો, ત્યારે યુધિષ્ઠિરરાજ અ યદુનંદન શ્રીકૃષ્ણ ધૃતરાષ્ટ્રને આગળ રાખીને તેન સામે આવ્યા. ત્યાં અર્જુને પિતા ધૃતરાષ્ટ્રન તથા ધીમાન ધર્મરાજના ચરણમાં વંદન કર્યાં ભીમસેન આદિને સન્માન આપ્યું અને શ્રીકૃષ્ણને આલિંગન કર્યાં. તે સર્વેએ અર્જુનને મળીને સત્કાર આપ્યો અને અર્જુને પણ તેમનો યથાવિધિ સામો સત્કાર કર્યો. હવે પાર જવા ઇચ્છતો મનુષ્ય જેમ તીર પામીને વિશ્રાંતિ લે છે, તેમ તે મહાબાહુ ત્યાં વિશ્રાંતિ લેવા લાગ્યો. એ જ સમયે બુદ્ધિમાન બભ્રુવાહન રાજા પોતાની બન્ને માતાઓ સાથે ત્યાં કુરુઓ પાસે આવી પહોંચ્યો. ત્યાં તે મહાબાહુએ વૃદ્ધ કુરુઓને તેમ જ બીજા રાજાઓને યથાવત્ વંદન કર્યાં, એટલે તેમણે પણ તેને વળતાં અભિનંદન આપ્યાં. પછી તે બભ્રુવાહન પોતાની દાદી કુંતીના ઉત્તમ ભવનમાં ગયો.[૧૯-૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'અર્જુનનું પાછા હસ્તિનાપુરમાં આવવું' નામનો અધ્યાય ૮૭ મો સમાપ્ત

# अध्याय ८८ मो

## અશ્વમેધવર્ણન

॥ वैशंपायन उवाच ॥

**स प्रविश्य महाबाहुः पांडवानां निवेशनम् ।**
**पितामहीमभ्यवंदत् साम्ना परमवल्गुना ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : મહાબાહુ બભ્રુવાહનને પાંડવોના ભવનમાં જઈને પરમ સુંદર સામોપચારથી પોતાની દાદી કુંતીને વંદન કર્યાં. પછી દેવી ચિત્રાંગદા તથા નાગપુત્રી ઉલૂપી એ બંને એકસાથે કુંતા તથા કૃષ્ણાની પાસે વિનયપૂર્વક ગઈ.[૧,૨] વળી તેઓ સુભદ્રાને તથા કુરુવંશની બીજી સ્ત્રીઓને વિધિપૂર્વક મળી. ત્યાં કુંતીએ તે બંનેને વિવિધ રત્નો આપ્યાં.[૩] વળી દ્રૌપદી, સુભદ્રા અને બીજી સ્ત્રીઓએ પણ તેમને જાતજાતનાં રત્નો આપ્યાં. ત્યાં તે બંને દેવીઓ મહામૂલાં શયનાસન ઉપર બેઠી.[૪] આમ અર્જુનની હિત કામના રાખનારી કુંતીએ પોતે તે બંનેને સારી રીતે સત્કાર આપ્યો. બીજી તરફ, સત્કાર પામેલા તે મહાતેજસ્વી બભ્રુવાહનરાજાએ ધૃતરાષ્ટ્રરાજનું વિધિપૂર્વક પૂજન કર્યું. પછી તે યુધિષ્ઠિરરાજ તથા ભીમસેન વગેરે પાંડવો પાસે ગયો. ત્યાં તે મહાતેજસ્વીએ એ સર્વને વિનયપૂર્વક વંદન કર્યાં. તે બધા એ બભ્રુવાહનને પ્રેમપૂર્વક ભેટ્યા અને તેમણે એને યથાયોગ્ય સત્કાર આપ્યો. વળી પ્રસન્ન થઈ રહેલા એ મહારથીઓએ એને પુષ્કળ ધન આપ્યું. હવે પ્રદ્યુમ્ન જેમ ગોવિંદની સેવામાં ઊભો રહે, તેમ તે રાજા ચક્ર તથા ગદાને ધારણ કરનારા શ્રીકૃષ્ણની સેવામાં વિનયપૂર્વક ઊભો રહ્યો. શ્રીકૃષ્ણે એ રાજાને એક ઉત્તમ રથ આપ્યો. એ રથ મહામૂલ્યવાન હતો, અત્યંત સત્કાર પામેલો હતો, સુવર્ણના સાજવાળો હતો અને દિવ્ય અશ્વોથી જોડેલો હતો. ત્યારે ધર્મરાજ, ભીમસેને, અર્જુને, નકુલે અને સહદેવે પણ તેને અલગ અલગ અને અનેક પ્રકારનાં માન તથા ધન આપ્યાં. હવે ત્રીજા દિવસે, સત્યવતીસુત વ્યાસમુનિ યુધિષ્ઠિર પાસે આવ્યા. તે વાણીકુશળે આ વચનો કહ્યાં : 'હે કુંતીનંદન ! તું આજથી યજ્ઞનો આરંભ કરી દે; કારણ કે યજ્ઞ કરવાનો તારે માટે આ સમય છે. અહીં આ યજ્ઞ કરાવનારાઓ પ્રેરણા કરે છે કે યજ્ઞનું મુહૂર્ત થઈ ચૂક્યું છે.[૫-૧૨] હે રાજેંદ્ર ! તારા આ યજ્ઞમાં કશીય મણા રહેવા દઈશ નહિ, આ યજ્ઞમાં બહુ કાંચન છે, તેથી એનું 'બહુસુવર્ણક' નામ પ્રસિદ્ધ થશે.[૧૩] આથી હે મહારાજ! આ યજ્ઞમાં તું ત્રણગણી દક્ષિણા આપજે. વળી હે રાજન્! આ યજ્ઞના કારણભૂત એવા ત્રણગણા બ્રાહ્મણો અહીં આવજો.[૧૪] આથી હે નરપતિ ! તને પુષ્કળ દક્ષિણાવાળા ત્રણ અશ્વમેધો કર્યાનું ફળ સાંપડશે અને સંબંધીઓના વધને પરિણામે થયેલું પાપ પણ ધોવાઈ જશે.[૧૫] હે કુરુનંદન ! આ અશ્વમેધમાં તું જે અવભૃથસ્નાન કરશે, તે પરમ પવિત્ર અને ઉત્તમ પાવનકારી હશે.'[૧૬] અમાપ બુદ્ધિવાળા વ્યાસે આ પ્રમાણે કહ્યું, એટલે તેજસ્વી ધર્માત્મા યુધિષ્ઠિરે અશ્વમેધની દીક્ષા લીધી. હવે મહાબાહુ યુધિષ્ઠિરરાજે અશ્વમેધ નામનો મહાયજ્ઞ આરંભ્યો. તે યજ્ઞ પુષ્કળ અન્ન તથા દક્ષિણાવાળો હતો અને સર્વ ઇષ્ટ ગુણોથી યુક્ત હતો.[૧૭,૧૮] ત્યાં હે રાજન્! સર્વજ્ઞ, વેદવેત્તા અને ઉત્તમ શૈલીવાળા યાજ્ઞિકો ઉત્તમ શિક્ષા તથા વિધિને અનુસરીને કર્મો કરી રહ્યા હતા.[૧૯] તેમનું જરા સરખું પણ સ્ખલન થતું નહોતું, તેમ તેમનું એકે કામ કર્યા વિનાનું રહેતું નહોતું. એ યજ્ઞમાં એ બ્રાહ્મણશ્રેષ્ઠો ક્રમ પ્રમાણે તથા યોગ્ય રીતે જ કર્મો કરતા હતા.[૨૦] હે રાજન્! એ દ્વિજવરોએ અશ્વમેધની ઋચાઓમાં કહેલું ધર્માખ્ય કર્મ કર્યું અને પછી તેમણે વિધિપૂર્વક સોમવલ્લીને ખાંડી નાખી.[૨૧] પછી હે રાજન્! સોમરસનું પાન

કરનારાઓમાં શ્રેષ્ઠ એવા તે શાસ્ત્રાનુસારી બ્રાહ્મણોએ સોમવલ્લીનો રસ કાઢ્યો અને અનુક્રમ પ્રમાણે પ્રાતઃસવન આદિ સ્તવનો કર્યાં.[૨૨] તે યજ્ઞમાં કોઈ પણ મનુષ્ય દીન, દરિદ્ર, ભૂખ્યો, દુખિયો કે સાવ સાધારણ ન હતો.[૨૩] તેમાં શત્રુઓને હણનારો મહાતેજસ્વી ભીમસેન ભોજનની ઇચ્છાવાળાઓને યુધિષ્ઠિરની આજ્ઞાથી નિરંતર ભોજન આપતો હતો. તેમાં ઈંટોનાં સ્થંડિલ બનાવવામાં કુશળ એવા યાજકો શાસ્ત્રોક્ત વિધિએ રોજ રોજ સર્વ કાર્યો કરતા હતા. ધીમાન ધર્મરાજના એ યજ્ઞમાં એક પણ સદસ્ય એવો ન હતો જે ષડંગને જાણનારો ન હોય, જે વ્રતહીન હોય, જે ઉપાધ્યાયપદથી રહિત હોય અને જે વાદમાં વિચક્ષણ ન હોય. હવે, હે ભરતશ્રેષ્ઠ! કુરુપતિ યુધિષ્ઠિરના તે યજ્ઞમાં સ્તંભો રોપવાનો સમય આવ્યો, એટલે યાજ્ઞિકોએ છ બીલીના, છ ખેરના, છ ખાખરાના, બે દેવદારના અને એક શ્લેષ્માતકનો એમ યજ્ઞસ્તંભો તૈયાર કર્યા.[૨૪-૨૮] વળી હે ભરતશ્રેષ્ઠ! ત્યાં ભીમસેને-શોભાને માટે ધર્મરાજની આજ્ઞાથી સુવર્ણના બીજા સ્તંભો પણ કરાવ્યા.[૨૯] સ્વર્ગમાં જેમ ઈંદ્રથી અનુસરાયેલા દેવો અને મહર્ષિઓ શોભી નીકળે, તેમ એ રાજર્ષિનાં વસ્ત્રોથી શણગારેલા તે સ્તંભો ત્યાં શોભી રહ્યા હતા.[૩૦] એમાં ચયનયાગને માટે સોનાની ઈંટો બનાવવામાં આવી હતી અને તે સ્થંડિલ દક્ષ પ્રજાપતિના યજ્ઞના સ્થંડિલ જેવું શોભી રહ્યું હતું.[૩૧] તે યજ્ઞની વેદિકા ચાર સ્થંડિલોથી યુક્ત હતી, અઢાર હાથ લાંબીપહોળી હતી, તેની આકૃતિ સોનલપંખી ગરુડ જેવી હતી અને તે ત્રિકોણ હતી.[૩૨] પછી વિદ્વાન યાજ્ઞિકોએ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે તે તે દેવને ઉદ્દેશીને પશુઓ તથા પક્ષીઓ યોજ્યાં. વળી તે યજ્ઞકર્મમાં શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે બળદો તથા જળચરોની યોજના કરવામાં આવી.[૩૩,૩૪] મહાત્મા કુંતીનંદનના એ યજ્ઞમાં એક ઉત્તમ ઘોડાને તથા પૂરાં ત્રણસો પશુઓને જુદા જુદા સ્તંભો સાથે બાંધવામાં આવ્યાં હતાં.[૩૫] ધર્મરાજનો તે યજ્ઞ સાક્ષાત્ દેવર્ષિઓથી ભર્યો ભરપૂર હતો. તેમાં ગંધર્વગણોનું સંગીત ચાલતું હતું અને અપ્સરાઓના સમૂહો નૃત્ય કરતા હતા. તે અતીવ શોભી રહ્યો હતો. તે યજ્ઞ ગંધર્વોથી ભરપૂર હતો, કિન્નરોથી સુશોભિત હતો અને સિદ્ધો તથા વિપ્રોના નિવાસોથી ચોતરફ વીંટળાયેલો હતો.[૩૬,૩૭] તે યજ્ઞમાં વ્યાસના બ્રાહ્મણશ્રેષ્ઠ શિષ્યો નિત્ય બિરાજેલા જણાતા હતા. તે સર્વ શિષ્યો સર્વ શાસ્ત્રોના રચનારાઓ હતા અને યજ્ઞકર્મમાં કુશળ હતા.[૩૮] વળી તે યજ્ઞમાં નારદ હતા, મહાકાંતિમાન તુંબુરુ હતા, વિશ્વાવસુ હતા, ચિત્રસેન હતા અને બીજા ગીતવિશારદો પણ હતા.[૩૯] નૃત્યમાં નિષ્ણાત અને ગીતમાં કુશળ એવા ગંધર્વો ત્યાં યજ્ઞકર્મને આંતરે આંતરે તે બ્રાહ્મણોને આનંદ કરાવતા હતા.[૪૦]

ઈતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'અશ્વમેધનો આરંભ' નામનો અધ્યાય ૮૮ મો સમાપ્ત

## अध्याय ८९ मो

### અશ્વમેધની સમાપ્તિ

॥ वैशंपायन उवाच ॥

श्रपयित्वा पशूनन्यान्विधिवद्द्विजसत्तमाः।
तं तुरगं यथाशास्त्रमालभंत द्विजातयः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: તે શ્રેષ્ઠ બ્રાહ્મણોએ બીજાં સર્વ પશુઓને વિધિપૂર્વક રાંધ્યાં અને પછી તેમણે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તે ઘોડાનો પણ વધ કર્યો.[૧] હે રાજન્! તે સમયે ઘોડાનો વિધિ પ્રમાણે વધ કરીને તે યાજ્ઞિકોએ મંત્ર, દ્રવ્ય તથા શ્રદ્ધારૂપ ત્રણ કલાઓથી યુક્ત એવી મનસ્વિની દ્રૌપદીને વિધિ અનુસાર ત્યાં બેસાડી. પછી હે રાજન્! તે બ્રાહ્મણોએ સાવધાન થઈને પેલા ઘોડાની વપા(હૃદયમાં રહેલી ધાતુ-ચરબી)ને બહાર કાઢી અને વિધિ

પ્રમાણે તેને પકાવવા માંડી. હે ભરતશ્રેષ્ઠ ! તે સમયે ધર્મરાજએ પોતાના નાના ભાઈઓની સાથે શાસ્ત્રાનુસાર તેનો ગંધ સૂંઘવા માંડ્યો; કેમ કે તેનો ગંધ સર્વ પાપોનો નાશ કરનાર ગણાય છે. પછી હે રાજા ! ધૈર્યસંપન્ન સોળે ઋત્વિજોએ તે ઘોડાનાં બીજાં અંગોનો પણ અગ્નિમાં હોમ કરી દીધો. એ રીતે ઇંદ્ર સમાન તેજસ્વી એવા રાજા યુધિષ્ઠિરના યજ્ઞને સમાપ્ત કરીને શિષ્ય સહિત ભગવાન વ્યાસે તે રાજાને આશીર્વાદ વગેરેથી વૃદ્ધિ પમાડ્યા. પછી યુધિષ્ઠિરે બ્રાહ્મણોને વિધિ પ્રમાણે એક હજાર કરોડ સોનામહોરો દાનમાં આપી અને વ્યાસને આખી વસુંધરા અર્પણ કરી. હે રાજન્ ! સત્યવતીપુત્ર વ્યાસે પૃથ્વીનો પ્રતિગ્રહ કરીને ભરતશ્રેષ્ઠ ધર્મરાજ યુધિષ્ઠિરને કહ્યું કે, 'હે રાજશ્રેષ્ઠ ! આ તેં આપેલી પૃથ્વી તારી જ રહો. તું મને તેના બદલામાં ધન આપ; કેમ કે બ્રાહ્મણો ધનની ઇચ્છાવાળા હોય છે.' ઉદાર મનવાળા બુદ્ધિમાન યુધિષ્ઠિરે પોતાના ભાઈઓની સાથે મહાત્મા રાજાઓની વચ્ચે બ્રાહ્મણોને કહ્યું કે, 'શાસ્ત્ર કહે છે કે, અશ્વમેધ મહાયજ્ઞમાં પૃથ્વી દક્ષિણા તરીકે હોવી જોઈએ.[૨-૧૧] માટે અર્જુને જીતેલી આ પૃથ્વી મેં બ્રાહ્મણોને અર્પણ કરી દીધી છે. હે બ્રાહ્મણશ્રેષ્ઠો ! હવે હું વનમાં જઈશ. તમે આ પૃથ્વીને વહેંચી લો.[૧૨] હે બ્રાહ્મણવરો ! ચાતુર્હોત્રકર્મના પ્રમાણમાં આ પૃથ્વીને મેં ચાર પ્રકારે વહેંચી દીધી છે. તો હવે હું તે બ્રાહ્મણદ્રવ્યને પાછું લેવાને ઇચ્છતો નથી.[૧૩] હે બ્રાહ્મણો ! મારો તથા મારા ભાઈઓનો સદા માટેનો આ જ અભિપ્રાય છે.' યુધિષ્ઠિરે એ પ્રમાણે કહ્યું, એટલે તેમના ભાઈઓ તથા દ્રૌપદીએ પણ કહ્યું કે, 'હા, એ એમ જ છે.' ત્યારે તેમનું એ વચન સર્વનાં રૂંવાડાં ઊભાં કરી દે તેવું જ હતું. પછી હે ભારત ! આકાશમાં 'ધન્ય, ધન્ય' એવી વાણી થઈ રહી.[૧૪,૧૫] વળી ત્યારે પ્રશંસા કરનારા બ્રાહ્મણસમુદાયોનો આનંદધ્વનિ પણ સર્વ કરતાં અધિક થઈ રહ્યો. પછી મુનિ કૃષ્ણદ્વૈપાયને બ્રાહ્મણોની વચ્ચે યુધિષ્ઠિરના વાક્યની પ્રશંસા કરી અને ફરીથી યુધિષ્ઠિરને કહ્યું કે, 'તેં આ પૃથ્વી મને આપી છે, તો હું તને તે પાછી આપું છું.[૧૬,૧૭] તું આ બ્રાહ્મણોને પૃથ્વીના બદલામાં સુવર્ણ આપ અને આ પૃથ્વી તારી જ ભલે રહે. ત્યારે શ્રીકૃષ્ણે ધર્મરાજ યુધિષ્ઠિરને કહ્યું કે, 'ભગવાન વ્યાસ જે પ્રમાણે કહે છે, તે પ્રમાણે જ તમારે કરવું યોગ્ય છે.' શ્રીકૃષ્ણે આમ કહ્યું, ત્યારે કુરુશ્રેષ્ઠ યુધિષ્ઠિર પોતાના ભાઈઓની સાથે મનમાં પ્રસન્ન થયા.[૧૮,૧૯] તેમણે ત્રણગણા યજ્ઞનિમિત્તે કરોડ કરોડની દક્ષિણા આપી. ખરેખર, મરુત્તનું અનુકરણ કરનારા કુરુરાજ યુધિષ્ઠિરે જે કર્મ કર્યું હતું, તેવું કર્મ આ લોકમાં બીજો કોઈ પણ રાજા ભવિષ્યમાં કરશે નહિ. વિદ્વાન કૃષ્ણદ્વૈપાયન મુનિએ તે રત્નોનો પ્રતિગ્રહ કરીને ઋત્વિજોને આપી દીધાં, એટલે તેમણે તેને ચાર પ્રકારે વહેંચી લીધાં. આમ પૃથ્વીના બદલામાં તે સુવર્ણ આપીને યુધિષ્ઠિર પાપરહિત થયા તથા સ્વર્ગને જીતીને પોતાના ભાઈઓની સાથે પ્રસન્ન થયા. ઋત્વિજોએ પણ સુવર્ણનો તે અનંત ઢગલો ઉત્સાહપૂર્વક અને સુખેથી બ્રાહ્મણોને વહેંચી આપ્યો. વળી યજ્ઞમંડપમાં પણ જે કંઈ અલંકારો સહિત સુવર્ણ, તોરણો, યજ્ઞસ્તંભો, ઘડાઓ, પાત્રો અને સુવર્ણની ઈંટો હતી, તે સર્વને પણ યુધિષ્ઠિરની સંમતિ લઈ બ્રાહ્મણોએ વહેંચી લીધું. આમ બ્રાહ્મણોએ ગ્રહણ કરતાં જે ધન બાકી રહ્યું તેને બીજા ક્ષત્રિયોએ, વૈશ્યોએ, શૂદ્રોએ તથા મ્લેચ્છજાતિઓએ ગ્રહણ કર્યું.[૨૦-૨૬] બુદ્ધિમાન ધર્મરાજએ ધન અર્પણ કરીને એ પ્રમાણે પ્રસન્ન કર્યા, ત્યારે તે સર્વ બ્રાહ્મણો પ્રસન્ન થઈને પોતપોતાને ઘેર ગયા.[૨૭] મહાતેજસ્વી ભગવાન વ્યાસે પોતાના ભાગમાં આવેલો સુવર્ણનો મોટો

ભાગ સર્વના દેખતાં કુંતાને માનપૂર્વક આપી દીધો.[૨૮] કુંતા પોતાના સસરા તરફથી મળેલા તે પ્રીતિભાગને પામીને મનમાં પ્રસન્ન થઈ અને તે વડે અનેક મોટાં મોટાં પુણ્ય કરવા લાગી.[૨૯] રાજા યુધિષ્ઠિર પોતાના ભાઈઓની સાથે અશ્વમેધનું અવભૃથસ્નાન પામીને પાપરહિત થયા અને દેવોથી સેવાતા દેવેંદ્રની પેઠે શોભવા લાગ્યા.[૩૦] હે મહારાજ ! ત્યાં એકઠા મળેલા રાજાઓથી વીંટાયેલા તે પાંડવો તારાગણોથી વીંટાયેલા ગ્રહોની પેઠે શોભવા લાગ્યા.[૩૧] પછી યુધિષ્ઠિરે રાજાઓને પણ અનેક રત્નો, હાથીઓ, ઘોડાઓ, અલંકારો, સ્ત્રીઓ, સુવર્ણ તથા વસ્ત્રો અર્પણ કર્યાં. આમ હે રાજન્ ! કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજમંડળમાં ધનનો અગણિત ઓઘ આપી રહ્યા હતા, તેથી કુબેરના જેવા શોભતા હતા.[૩૨,૩૩] તેમણે વીર રાજા બભ્રુવાહનને પોતાની પાસે બોલાવીને પુષ્કળ દ્રવ્ય આપ્યું અને પછી તેને તેના રાજ્ય તરફ રવાના કર્યો. વળી હે ભરતશ્રેષ્ઠ ! બુદ્ધિમાન યુધિષ્ઠિરે દુઃશલાના બાળક પૌત્રને પણ પોતાની બહેન ઉપરની પ્રીતિને લીધે તેના પિતાના રાજ્ય ઉપર બેસાડ્યો. પછી જિતેંદ્રિય કુરુરાજ યુધિષ્ઠિરે સારી રીતે પૂજયેલા જુદા જુદા સર્વ રાજાઓને વિદાય આપી.[૩૪-૩૬] હે મહારાજ ! તે મહાતેજસ્વી શત્રુદમન રાજાએ મહાત્મા શ્રીકૃષ્ણને, મહાબળવાન બલદેવને તથા પ્રદ્યુમ્ન આદિ બીજા હજારો યાદવવીરોને પોતાના ભાઈઓની સાથે વિધિ પ્રમાણે પૂજીને વિદાય કર્યા.[૩૭,૩૮]

એ પ્રમાણે હે ભરતશ્રેષ્ઠ ! બુદ્ધિમાન ધર્મરાજનો તે યજ્ઞ થયો હતો. તેમાં અન્ન, ધન તથા રત્નોના મોટા ઢગલાઓ હતા, મદિરા તથા વૃક્ષના મદના સમુદ્રો હતા, ઘીના કીચડવાળા ધરાઓ હતા, અન્નના પર્વતો હતા અને રસોના કાદવવાળી નદીઓ હતી.[૩૯,૪૦] તેમાં મનુષ્યો તૈયાર કરાતા અને ખવાતા ભક્ષ્ય પદાર્થોનો, સાકરવાળાં અને પીપર તથા સૂંઠવાળાં મગનાં ઓસામણોનો અને વધ કરાતાં પશુઓનો અંત જ જોઈ શક્યા ન હતા. તે સમયે સર્વ મનુષ્યો મદમત્ત, ઉન્મત્ત તથા પ્રસન્ન થયાં હતાં; સ્ત્રીઓ પણ અત્યંત પ્રસન્ન થઈ હતી અને મૃદંગો તથા શંખોના શબ્દોથી સર્વ સુંદર થઈ રહ્યું હતું. એ યજ્ઞમાં જુદા જુદા અનેક દેશોમાં વસનારા પુરુષો 'લો, ખાઓ' એમ રાત્રિ-દિવસ કોઈના અટકાવ્યા વિના અન્યોન્યને કહી રહ્યા હતા. આ રીતે હૃષ્ટપુષ્ટ થયેલાં મનુષ્યોથી ભરપૂર તે મહાયજ્ઞ એક મોટા ઉત્સવના જેવો થયો હતો. આમ ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિરે ધનની ધારાઓનો, સર્વ પ્રકારની કામનાઓનો, રત્નોનો તથા સર્વ રસોનો એ યજ્ઞમાં વરસાદ વરસાવીને અને પાપરહિત તથા કૃતાર્થ થઈને નગરમાં પ્રવેશ કર્યો.[૪૧-૪૪]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'અશ્વમેધની સમાપ્તિ' નામનો અધ્યાય ૮૯ મો સમાપ્ત

## અધ્યાય ૯૦ મો

### અશ્વમેધમાં બનેલું એક આશ્ચર્ય–નોળિયાએ યજ્ઞને વખોડી કાઢયો !

॥ जनमेजय उवाच ॥

पितामहस्य मे यज्ञे धर्मराजस्य धीमतः ।
यदाश्चर्यमभूत् किंचित्तद्भवान् वक्तुमर्हसि ॥ १ ॥

જનમેજય બોલ્યા : મારા પિતામહ બુદ્ધિમાન ધર્મરાજના યજ્ઞમાં જે કંઈ આશ્ચર્ય થયું હોય તે મને કહેવાને આપ યોગ્ય છો.[૧]

વૈશંપાયન બોલ્યા : હે સમર્થ રાજશ્રેષ્ઠ ! યુધિષ્ઠિરનો અશ્વમેધ મહાયજ્ઞ જ્યારે સમાપ્ત થયો, ત્યારે ત્યાં એક ઉત્તમ મહાન આશ્ચર્ય થયું હતું, તે તું સાંભળ.[૨] હે ભરતશ્રેષ્ઠ ! તે સમયે તેમણે શ્રેષ્ઠ બ્રાહ્મણો, સ્નેહીજનો, સંબંધીઓ તથા બાંધવોને તૃપ્ત કર્યા હતા. વળી ત્યાં દીન, અંધ તથા કૃપણોને પણ પ્રસન્ન કરવામાં આવ્યા હતા. હે ભારત ! સર્વ દિશાઓમાં જ્યારે મહાદાનનો

ઢંઢેરો પિટાઈ રહ્યો હતો અને ધર્મરાજાના મસ્તક ઉપર પુષ્પોનો વરસાદ વરસી રહ્યો હતો, ત્યારે હે નિર્દોષ! એક નોળિયાએ તે સ્થળે વજ્રના કડાકા જેવો શબ્દ કરી મૂક્યો. હે વસુધાપતિ! તે નોળિયાની આંખ લીલી હતી અને તેનું એક પડખું સોનાનું હતું માત્ર એક જ વખત મોટો અવાજ કરીને તેણે મૃગો તથા પક્ષીઓને ત્રાસ પમાડ્યાં. પછી તે ધૃષ્ટ અને મહાન નોળિયાએ પોતાના દરમાં જ રહીને આવું માનુષી વચન કહ્યું:[૩-૬] 'હે રાજાઓ! આ તમારો યજ્ઞ કુરુક્ષેત્રમાં રહેનારા અને ઉંછવૃત્તિથી આજીવિકા ચલાવનારા એક દાતા પુરુષના એક શેર સાથવાના દાનની પણ તોલે નથી.[૭]

હે રાજા! નોળિયાનું વચન સાંભળીને સર્વ બ્રાહ્મણવરો અત્યંત આશ્ચર્ય પામ્યા.[૮] તે બ્રાહ્મણો એકઠા મળીને નોળિયાને પૂછવા લાગ્યા કે, 'સત્પુરુષોના સમાગમવાળા આ યજ્ઞમાં તું ક્યાંથી આવ્યો છે?[૯] તારું બળ કેવું છે? તારું શાસ્ત્રાધ્યયન કેવું છે? તારું પરમ આશ્રયસ્થાન શું છે? અમારા યજ્ઞની તું નિંદા કરે છે, તો અમે તને કેવી રીતે ઓળખીએ?[૧૦] આ યજ્ઞમાં શાસ્ત્રવિધિનો લોપ કરવામાં આવ્યો નથી, તેને જાતજાતના યજ્ઞપદાર્થોથી સિદ્ધ કરવામાં આવ્યો છે અને જે વિધિ શાસ્ત્ર તથા ન્યાય પ્રમાણે કરવાનો હતો તે કરેલ છે.[૧૧] શાસ્ત્રાનુસાર વિધિ પ્રમાણે પૂજા કરવા યોગ્ય પુરુષોને પૂજ્યા છે, મંત્રપૂર્વક આહુતિઓ આપીને અગ્નિમાં હોમ કર્યો છે અને દ્વેષનો ત્યાગ કરીને દાન આપવામાં આવ્યાં છે.[૧૨] વળી અનેક પ્રકારનાં દાનો આપીને બ્રાહ્મણોને સંતોષ્યા છે, ક્ષત્રિયોને ઉત્તમ યુદ્ધથી સંતોષ્યા છે, અને પિતૃઓને શ્રાદ્ધથી સંતુષ્ટ કર્યા છે.[૧૩] વૈશ્યોને પાલનથી સંતોષ્યા છે તથા શ્રેષ્ઠ સ્ત્રીઓને કામનાપૂર્તિથી પ્રસન્ન કરી છે. શૂદ્રોને દયાથી રીઝવ્યા છે તથા હલકા મનુષ્યોને દાન કરતાં બાકી રહેલા પદાર્થો વડે સંતોષ્યા છે.[૧૪] રાજાની તથા અમારી પવિત્રતાથી સગાંઓ તથા સંબંધીઓ આ યજ્ઞમાં પ્રસન્ન થયાં છે. પવિત્ર હોમદ્રવ્યોથી દેવો પ્રસન્ન થયા છે અને શરણે આવેલાઓ રક્ષણ મેળવીને પ્રસન્ન થયા છે.[૧૫] તો અમારા પૂછવા ઉપરથી તું આમાં જે સત્ય હોય તે કહે. આ યજ્ઞમાં બ્રાહ્મણોના સંબંધમાં તેં જે પ્રમાણે જોયું હોય તથા સાંભળ્યું હોય તે પ્રમાણે બ્રાહ્મણો પરની તારી ભક્તિથી કહે.[૧૬] તું આવું દિવ્ય સ્વરૂપ ધારણ કરે છે, તેથી તારાં વાક્યો ઉપર અમને શ્રદ્ધા થાય છે. ખરેખર, તું બુદ્ધિમાન છે અને વળી બ્રાહ્મણોની સાથે સમાગમમાં આવ્યો છે, માટે તારે અમને આ વાત કહેવી જોઈએ.'[૧૭]

બ્રાહ્મણોએ એ પ્રમાણે પૂછ્યું, ત્યારે પેલો નોળિયો ખડખડાટ હસીને બોલ્યો: 'હે બ્રાહ્મણો! મારી આ વાણી મિથ્યા નથી કે મેં તે ગર્વથી કહી નથી.[૧૮] હે બ્રાહ્મણશ્રેષ્ઠો! આ મેં જે વાક્ય કહ્યું છે કે, 'આ તમારો યજ્ઞ એક શેર સાથવાના દાનની તોલે નથી,' તે તમે પોતે પણ સાંભળ્યું જ છે.[૧૯] પરંતુ કુરુક્ષેત્રમાં રહેનારા તે ઉંછવૃત્તિવાળા દાતાના સંબંધમાં મેં જે ઉત્તમ આશ્ચર્ય અનુભવ્યું છે અને સાંભળ્યું છે, તે મારે અવશ્ય તમને કહેવું જોઈએ. હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! તમે મનને એકાગ્ર કરી એ વાત સાંભળો. હું તમને તે યથાર્થ રીતે કહું છું. હે બ્રાહ્મણો! જે કર્મથી તે દાતા પુરુષ પોતાની સ્ત્રી, પુત્ર તથા પુત્રવધૂની સાથે સ્વર્ગને પામ્યો છે અને જેને લીધે આ મારું અર્ધું શરીર સુવર્ણનું બન્યું છે, તે વિષે હવે હું તમને કહું છું, સાંભળો.[૨૦-૨૨]

હે બ્રાહ્મણો! તે બ્રાહ્મણે ન્યાયથી મેળવેલી વસ્તુનું સૂક્ષ્મ દાન કર્યું હતું અને તેથી તેને ઉત્તમ ફળ પ્રાપ્ત થયું હતું, તે વિષે હું તમને

અતિ આનંદથી કહું છું.[૨૩] તે સમયે ધર્મના ક્ષેત્રરૂપ ગણાતા અને અનેક ધર્મવેત્તા પુરુષોથી ભરેલા કુરુક્ષેત્રમાં હોલાના જેવી (એટલે હોલાની પેઠે એક એક કણ વીણીને) ઉંછવૃત્તિથી જીવનારો કોઈ એક બ્રાહ્મણ હતો.[૨૪] તે બ્રાહ્મણ પોતાની સ્ત્રી, પુત્ર તથા પુત્રવધૂની સાથે તપશ્ચર્યા કર્યા કરતો હતો, શુદ્ધ વર્તનવાળો હતો; ધર્માત્મા હતો અને ઇંદ્રિયોને વશ રાખનારો હતો.[૨૫] ઉત્તમ વ્રતવાળો તે બ્રાહ્મણ પોતાનાં તે કુટુંબીઓની સાથે હમેશાં છઠ્ઠે છઠ્ઠે ટંકે (સમયે) ભોજન કરતો હતો. કોઈ સમયે તો તે દ્વિજવરને છઠ્ઠે ટંકે પણ આહાર મળતો ન હતો, ત્યારે તે તે પછીના બીજા છઠ્ઠે ટંકે ભોજન લેતો હતો. હે બ્રાહ્મણો ! સાંભળો. તે બ્રાહ્મણ એ પ્રમાણે ધર્માચરણ કરતો હતો. એક સમયે દારુણ દુષ્કાળનો સમય આવી ઊભો. તે વખતે તેની પાસે કોઈ પણ જાતનો સંગ્રહ ન હતો. વળી ઔષધિઓનો સંગ્રહ પણ ખૂટી પડવાથી તે વેળા એ દ્રવ્યહીન થઈ પડ્યો હતો.[૨૬–૨૮] તેના ભોજન માટેના જે જે ટાણાં નિયત કરવામાં આવ્યાં હતાં તે તે ટાણે તેને ભોજન મળતું ન હતું. તેથી ક્ષુધાથી ઘેરાયેલાં તે સર્વે કુટુંબીઓ કણે કણે અન્ન વીણવા માટે ત્યાંથી ચાલી નીકળ્યાં. તે વખતે જ્યેષ્ઠ માસમાં મધ્યાહ્નના સમયે સૂર્ય તપી રહ્યો હતો અને તે બ્રાહ્મણ તાપ તથા ક્ષુધાને લીધે વિહ્વળ થયો હતો; છતાં તે પોતાના એ તપમાં સારી રીતે સ્થિર રહ્યો હતો.[૨૯,૩૦] ક્ષુધા તથા પરિશ્રમથી ઘેરાયેલા તે બ્રાહ્મણને જ્યારે ધાન્યના દાણા ન જ મળ્યા, ત્યારે પોતાના પરિવારની સાથે તે ભૂખ્યો જ રહ્યો. આમ પ્રાણસંકટમાં આવી પડવા છતાં પણ તે બ્રાહ્મણશ્રેષ્ઠે પોતાના ભોજનકાળને વિતાવી દીધો. આખરે એ છઠ્ઠો ટંક ગયો, ત્યારે તેને એક શેર જવ મળ્યા.[૩૧,૩૨] હવે તે તપસ્વીઓએ તે એક શેર જવનો સાથવો બનાવ્યો. વળી તેમણે જપ તથા નિત્યકર્મ કર્યાં અને વિધિ પ્રમાણે અગ્નિમાં હોમ કર્યો.[૩૩] એ પછી તે સર્વ તપસ્વીઓએ તેમાંથી પાશેર પાશેર સાથવો વહેંચી લીધો. હવે તેઓ ભોજન કરવા માટે બેઠાં, એટલામાં કોઈ એક બ્રાહ્મણ અતિથિ ત્યાં આવ્યો.[૩૪] આમ એ અતિથિને આવેલો જોઈ તેઓ મનમાં અત્યંત પ્રસન્ન થયાં અને એ અતિથિને વંદન કરી તેમણે તેને કુશળક્ષેમ પૂછ્યું. તે સાધુઓ શુદ્ધ મનવાળા હતા, જિતેંદ્રિય હતા, શ્રદ્ધાયુક્ત હતા અને ઇંદ્રિયદમનથી સંપન્ન હતા. તેઓ ઈર્ષ્યારહિત હતા, ક્રોધમુક્ત હતા, મત્સરરહિત હતા અને સર્વજ્ઞ હતા. માન, મદ અને ક્રોધને અળગા કરી રહેલા તે સર્વજ્ઞ દ્વિજશ્રેષ્ઠોએ અન્યોન્યને પોતાનાં ગોત્ર તથા બ્રહ્મચર્ય કહ્યાં.[૩૫–૩૭] પછી પેલાં ઉંછવૃત્તિવાળાં બ્રાહ્મણ કુટુંબીઓએ પેલા ક્ષુધાતુર અતિથિને ઝૂંપડીમાં દાખલ કર્યો. હવે ઉંછવૃત્તિ બ્રાહ્મણે અતિથિને કહ્યું કે, 'હે નિર્દોષ પ્રભુ ! આ અર્ઘ્ય, પાદ્ય અને દર્ભાસન તમારે માટે છે. નિયમાનુસાર મેળવેલો આ મારો પવિત્ર સાથવો તમારો જ છે. હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! મેં આપેલા આ સર્વ પદાર્થોને તમે સ્વીકારો. તમારું કલ્યાણ થાઓ.' હે રાજેંદ્ર ! તેણે એમ કહ્યું એટલે અતિથિ બ્રાહ્મણે એક પાશેર સાથવો સ્વીકારીને ખાધો; પરંતુ તેથી તે સંતોષ પામ્યો નહિ.[૩૮–૪૦] પેલો ઉંછવૃત્તિ બ્રાહ્મણ તે અતિથિને ક્ષુધાથી ઘેરાયેલો જોઈને 'આ કેવી રીતે સંતોષ પામે ?' એમ તેના આહાર માટે ચિંતા કરવા લાગ્યો.[૪૧] તેનામાં તેની ભાર્યા બોલી ઊઠી, 'મારો આ ભાગ એને આપી દો, એટલે આ બ્રાહ્મણવર સંતોષ પામીને યથેચ્છ રીતે જાય.' પોતાની સાધ્વી ભાર્યાએ એ પ્રમાણે કહ્યું, તોપણ તે બ્રાહ્મણશ્રેષ્ઠે તેને ક્ષુધાથી ઘેરાયેલી જાણીને તેનો સાથવો લેવાનું પસંદ કર્યું નહિ.[૪૨,૪૩] તે વિદ્વાન

બ્રાહ્મણોત્તમ પોતાના અનુમાન પ્રમાણે તે પોતાની ભાર્યાને વૃદ્ધ, ક્ષુધાથી વ્યાકુળ, પરિશ્રમવાળી, અશક્ત, તપસ્વિની, કેવળ હાડકાં અને ચામડા-રૂપ જ થયેલી તથા ધ્રૂજી રહેલી જાણીને તેને કહેવા લાગ્યો કે, 'હે શોભના! કીડા, પતંગિયાં તથા મૃગો પણ પોતાની સ્ત્રીઓનું રક્ષણ અને પોષણ કરે છે, માટે તારે આમ કહેવું યોગ્ય નથી-પુરુષ પોતાની પત્ની દ્વારા જ અનુકંપાપાત્ર, પુષ્ટ તથા રક્ષિત રહે છે.[૪૪-૪૬] છતાં જે પુરુષ પત્નીનું પાલન કરતો નથી, તે પ્રદીપ્ત યશથી ભ્રષ્ટ થાય છે અને કોઈ પણ લોકને મેળવી શકતો નથી. ધર્મ, અર્થ અને કામ સંબંધી કાર્યો, સેવા, કુળસંતતિ તથા પિતૃઓનો અને પોતાનો ધર્મ સ્ત્રીઓને અધીન હોય છે. જે પુરુષ આ પ્રમાણે જાણતો નથી અને પોતાની ભાર્યાનું રક્ષણ કરવામાં સમર્થ નથી, તે પુરુષ મહાન અપયશને પ્રાપ્ત થાય છે અને નરકને પામે છે.' બ્રાહ્મણે એમ કહ્યું, ત્યારે તે બ્રાહ્મણી બોલી: 'હે દ્વિજ! તમારા તથા મારા બન્નેના ધર્મ અને અર્થ સમાન છે.[૪૭-૪૯] માટે મને મળેલો આ સાથવાનો ચોથો ભાગ તમે ગ્રહણ કરો. તમે મારા પર કૃપા કરો. હે બ્રાહ્મણશ્રેષ્ઠ! સત્ય છે કે, સ્ત્રીઓને માટે રતિ, ધર્મ, ગુણોથી જીતેલું સ્વર્ગ તથા બીજું જે કંઈ ઇચ્છિત હોય છે તે સર્વ કેવળ પતિને જ આધારે છે. સંતાન ઉત્પન્ન થવામાં માતાનું રજ તથા પિતાનું બીજ (વીર્ય) કારણરૂપ છે. તેથી પણ પતિ જ પરમ દૈવત છે.[૫૦,૫૧] પતિની કૃપાથી જ સ્ત્રીઓને રતિનું પુત્રરૂપ ફળ પ્રાપ્ત થાય છે. વળી તમે પાલન તથા ભરણ કરનારા હોવાથી મારા પતિ અને ભર્તા છો.[૫૨] એટલું જ નહિ, પણ પુત્ર અર્પણ કરીને તમે મને વર આપનારા છો. માટે તમે મારો આ સાથવો બ્રાહ્મણને આપી દો. બાકી તમે પણ વૃદ્ધાવસ્થાથી ઘેરાયેલા છો, ક્ષુધાથી વ્યાકુળ છો, અત્યંત દુર્બળ છો, ઉપવાસોથી શ્રમિત છો અને કૃશ છો.' પોતાની સ્ત્રીએ આમ કહ્યું, ત્યારે એ બ્રાહ્મણે તેનો સાથવો લીધો અને પેલા અતિથિને કહ્યું કે, 'હે અતિ ઉત્તમ બ્રાહ્મણ! તમે ફરી આ સાથવો ગ્રહણ કરો.' અતિથિ બ્રાહ્મણે તે સાથવો ગ્રહણ કર્યો; પરંતુ તે ખાઈને તે સંતોષ પામ્યો નહિ. એટલે વળી પાછો તે ઉંછવૃત્તિ બ્રાહ્મણ ચિંતાપરાયણ થઈ ગયો.[૫૩-૫૫]

પુત્ર બોલ્યો: હે પરમપૂજ્ય પિતા! આ મારો સાથવો લઈને તમે બ્રાહ્મણને આપો. આ રીતે કરવાથી જ હું મારા આત્માને પુણ્યશાળી માનું છું, માટે હું આ પ્રમાણે કહું છું.[૫૬] વળી હરકોઈ પ્રયત્ને મારે નિત્ય તમારું રક્ષણ કરવું જોઈએ; કેમ કે સત્પુરુષોએ વૃદ્ધ પિતાના પાલનને જ ઇચ્છેલું છે.[૫૭] હે બ્રહ્મર્ષિ! ત્રણે લોકમાં આ અનાદિકાળની કહેવત પ્રસિદ્ધ છે કે, વૃદ્ધાવસ્થામાં પિતાનું રક્ષણ કરવું એ જ પુત્રનું કર્તવ્ય છે.[૫૮] તમે માત્ર પ્રાણ-ધારણ કરીને જ તપ કરી શકો તેમ છો; કેમ કે પ્રાણ એ જ સર્વ પ્રાણીઓના શરીરમાં રહેલો પરમ ધર્મ છે.[૫૯]

પિતા બોલ્યો: તું એક હજાર વર્ષનો થાય તોપણ મારે મન તો બાળક જ છે અને પિતા પુત્રને ઉત્પન્ન કરી તે દ્વારા કૃતાર્થ થાય છે.[૬૦] હે સમર્થ પુત્ર! હું એ જાણું છું કે, બાળકોને ક્ષુધા ઘણી બળવાન હોય છે. માટે હું વૃદ્ધ તો તે ક્ષુધાને ધારણ કરી શકીશ. તું તો આ સાથવો ખાઈને બળવાન થા.[૬૧] હે પુત્ર! મારું શરીર હવે જીર્ણ થઈ ગયું છે, તેથી ક્ષુધા મને પીડી શકતી નથી. વળી મેં ઘણા લાંબા કાળ સુધી તપશ્ચર્યા કરી છે, તેથી મને મરણનો પણ ભય નથી.[૬૨]

પુત્ર બોલ્યો: હે પિતા! હું તમારું સંતાન છું. ધર્મશાસ્ત્ર પણ કહે છે કે, 'છોકરો પિતાને 'પુત્' નામના નરકથી બચાવે છે, માટે જ તે

'પુત્ર' કહેવાય છે. વળી પુત્ર એ પિતાનો આત્મા છે.' માટે તમે તમારા આત્મા(રૂપ મારા)થી જ આત્માનું રક્ષણ કરો.[૬૩]

પિતા બોલ્યો : 'હે પુત્ર! રૂપમાં, શીલમાં તથા ઇંદ્રિયનિગ્રહમાં તું મારા સમાન જ છે. મેં તારી અનેક પ્રકારે પરીક્ષા કરી છે, માટે હું તારો સાથવો ગ્રહણ કરું છું.'[૬૪] એમ કહીને તે શ્રેષ્ઠ બ્રાહ્મણે પ્રસન્ન મનથી તે સાથવો લીધો અને હસતો હોય તેમ મુખ મલકાવીને પેલા અતિથિને તે આપ્યો.[૬૫] પરંતુ તે અતિથિ તેનું ભોજન કરીને પણ સંતોષ પામ્યો નહિ, તેથી તે ધર્માત્મા ઉંછવૃત્તિ બ્રાહ્મણ શરમાઈ ગયો.[૬૬] ત્યારે તેની સાધ્વી પુત્રવધૂ બ્રાહ્મણનું પ્રિય કરવાની ઇચ્છાથી હાથમાં સાથવો લઈને ઊભી થઈ ગઈ. તેણે અત્યંત હર્ષ પામીને પોતાના સસરાને કહ્યું કે,[૬૭] 'હે બ્રાહ્મણ! તમારા સંતાનથી મને પણ સંતાન પ્રાપ્ત થશે, માટે મારો આ સાથવો લઈને તમે અતિથિને આપો.[૬૮] મને તમારી કૃપાથી અક્ષયલોક પ્રાપ્ત થઈ ચૂક્યા છે. મનુષ્ય જે સ્થાનને પામીને શોક કરતો નથી, તે સ્થાનને તે પુત્ર દ્વારા પામે છે.[૬૯] જેમ ધર્મ, અર્થ તથા કામ એ ત્રિવર્ગ અને દક્ષિણાગ્નિ, ગાર્હપત્ય તથા આહવનીય એ ત્રણ અગ્નિ અક્ષય સ્વર્ગને આપનારા છે, તેમ પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર અક્ષય સ્વર્ગને આપનારા છે.[૭૦] અમે સાંભળ્યું છે કે, પુત્ર પિતૃઓને ઋણમાંથી મુક્ત કરે છે અને હરકોઈ પુરુષ પુત્રો તથા પૌત્રો દ્વારા અવશ્ય ઉત્તમ લોકોને પામે છે.'[૭૧]

સસરો બોલ્યો : હે ઉત્તમ વ્રતચારિણી! હું તને વાયુ તથા તાપને લીધે શિથિલ અવયવોવાળી, નિસ્તેજ, કૃશ તથા ક્ષુધાને લીધે વિહ્વળચિત્ત જોઈ રહ્યો છું. છતાં હું ધર્મહત્યારો થઈને તારો સાથવો કેમ લઈશ? હે શ્રેષ્ઠ વર્તનવાળી! હે કલ્યાણી! તારે આમ કહેવું યોગ્ય નથી.[૭૨,૭૩] હે શુભા! તું છટ્ઠે કાળે ભોજન લેવાના વ્રતવાળી છે; શૌચ, શીલ અને તપથી યુક્ત છે; તેમ જ કષ્ટભરેલી આજીવિકા ચલાવી રહી છે. છતાં હું તને નિરાહાર કેમ જોઈ શકું?[૭૪] વળી તું બાળા છે, ક્ષુધાથી વિહ્વળ છે, સ્ત્રીજાતિ છે, ઉપવાસોથી શ્રમિત છે અને મારા પુત્રને આનંદ આપનારી છે; તેથી મારે તારું નિત્ય રક્ષણ કરવું જોઈએ.[૭૫]

પુત્રવધૂ બોલી : તમે મારા ગુરુના ગુરુ છો તેથી તમે દૈવતના પણ દૈવત છો અને ઉત્તમ દેવતારૂપ છો. માટે હે પ્રભુ! તમે મારો સાથવો ગ્રહણ કરો.[૭૬] મારો આ દેહ, પ્રાણ તથા ધર્મ ગુરુસેવાને માટે જ છે. હે બ્રાહ્મણ! તમારી કૃપાથી અમે ઉત્તમ લોકને પ્રાપ્ત કરીશું.[૭૭] હે દ્વિજ! હું તમારી દૃઢ ભક્ત છું, માટે તમારે મારું રક્ષણ કરવું જોઈએ અને આ મારી જ છે એમ તમારે વિચારવું જોઈએ. આથી તમે આ સાથવો લેવાને યોગ્ય છો.[૭૮]

સસરો બોલ્યો : હે સાધ્વી! તું આવા સદાચારવાળા વર્તનથી સદાકાળ શોભી રહી છે. તું ધર્મ તથા વ્રતથી યુક્ત હોઈને પણ આવી ગુરુવૃત્તિ ધરાવે છે.[૭૯] માટે હે વધૂ! હું તને ધાર્મિકોના મધ્યમાં ગણું છું. હે શ્રેષ્ઠ મહાભાગ્યશાલિની! હું તારો સાથવો લઉં છું. તું છળકપટને યોગ્ય નથી.[૮૦] એમ કહીને તેણે સાથવો ગ્રહણ કર્યો અને પેલા અતિથિ બ્રાહ્મણને અર્પણ કર્યો. એટલે તે અતિથિ બ્રાહ્મણ તે શ્રેષ્ઠ મહાત્મા ઉપર પ્રસન્ન થયો.[૮૧] હવે તે અતિથિ પુરુષના રૂપમાં ધર્મ પોતે જ હતો. આથી તે વાણીચતુર દ્વિજવરે મનમાં પ્રસન્ન થઈને તે શ્રેષ્ઠ બ્રાહ્મણને કહ્યું કે,[૮૨] 'હે બ્રાહ્મણશ્રેષ્ઠ! ન્યાયથી તથા ધર્મથી સંપાદન કરીને આ જે યથાશક્તિ દાન આપ્યું છે તેથી હું તારા પર પ્રસન્ન થયો છું. જો, તારા આ દાનને સ્વર્ગલોકમાં દેવતાઓ પણ

'વાહ, વાહ' કહીને સર્વત્ર જાહેર કરી રહ્યા છે. જો, આકાશમાંથી આ પુષ્પવૃષ્ટિ પૃથ્વી પર પડી રહી છે. વળી દાનથી વિસ્મય પામેલા દેવર્ષિઓ, દેવો, ગંધર્વો તથા દેવદૂતો મોટા મોટા દેવોને આગળ કરીને તારી સ્તુતિ કરતા ઊભા રહ્યા છે. એટલું જ નહિ, પણ બ્રહ્મલોકમાં વિચરનારા આ બ્રહ્મર્ષિઓ વિમાનમાં બેસીને તારા દર્શનને ઇચ્છે છે. માટે હે દ્વિજોત્તમ! તું સ્વર્ગમાં જા. તેં પિતૃલોકમાં ગયેલા તારા સર્વ પિતૃઓને તાર્યા છે. વળી તેં ભવિષ્યકાળના અનેક પિતૃઓને અનેક યુગો પર્યંત તાર્યા છે. માટે હે બ્રાહ્મણ! તું તારા બ્રહ્મચર્યથી, દાનથી, યજ્ઞથી, તપથી તથા શુદ્ધ ધર્મથી સ્વર્ગમાં જા. હે સુવ્રતી! તું પરમ શ્રદ્ધાથી તપ કરે છે તેથી અને તારા આ દાનથી દેવો પ્રસન્ન થયા છે. હે બ્રાહ્મણશ્રેષ્ઠ! તેં સંકટસમયે પણ આ સર્વ શુદ્ધ અંતઃકરણથી આપ્યું છે, તેથી આ કર્મ વડે તેં સ્વર્ગને જીત્યું છે. ક્ષુધા જ્ઞાનનો નાશ કરે છે, ધર્મબુદ્ધિને હાંકી કાઢે છે અને ક્ષુધાથી ઘેરાઈ ગયેલા જ્ઞાનવાળો મનુષ્ય ધૈર્યનો ત્યાગ કરે છે. ખરેખર જે મનુષ્ય ક્ષુધાને જીતે છે, તે સ્વર્ગને જીતે છે.[૮૩-૯૧] મનુષ્ય જ્યારે દાન ઉપર પ્રીતિવાળો થાય છે, ત્યારે તેનો ધર્મ નાશ પામતો નથી. તેં પુત્રસ્નેહ તથા સ્ત્રીસ્નેહ ઉપર નજર સરખી પણ કરી નથી, તેં કેવળ ધર્મને જ શ્રેષ્ઠ જાણ્યો છે અને તૃષ્ણાને ગણકારી નથી. મનુષ્યોને દ્રવ્યની આવક સૂક્ષ્મ હોય છે; પણ પાત્રને દાન આપવું તે એના કરતાંય સૂક્ષ્મ હોય છે.[૯૨] તેમાં યોગ્ય સમયે જ દાન આપવું તે એના કરતાં પણ અતિસૂક્ષ્મ હોય છે. દાનના કરતાં શ્રદ્ધા સૂક્ષ્મ હોય છે અને સ્વર્ગનું દ્વાર તો અતિશય સૂક્ષ્મ હોય છે. મનુષ્યો મોહને લીધે તે સ્વર્ગદ્વારને જોઈ જ શકતા નથી.[૯૩,૯૪] રાગના રક્ષણ તળે રહેલું અને વશ કરવાને અશક્ય એવું લોભનું બીજ જ સ્વર્ગનો આગળો છે. ક્રોધને જીતનારા જિતેંદ્રિય પુરુષો જ તેને જુએ છે.[૯૫] જે બ્રાહ્મણો તપઃસંપન્ન હોઈને યથાશક્તિ દાન કરે છે, હજારની શક્તિવાળો જે પુરુષ સોનું દાન કરે છે, સોની શક્તિવાળો જે પુરુષ દશનું દાન કરે છે અને જે પુરુષ પોતાની શક્તિ પ્રમાણે કેવળ જળનું જ દાન કરે છે, તે સર્વને સમાન ફળ મળે છે, એમ શાસ્ત્ર કહે છે. હે બ્રાહ્મણ! રાજા રંતિદેવની પાસે કંઈ પણ ન હતું, ત્યારે તેણે શુદ્ધ મનથી જળનું જ દાન કર્યું હતું; તેથી તે સ્વર્ગમાં ગયો. હે તાત! મોટાં ફળવાળાં અનેક દાનો આપવાથી ધર્મ જેવો પ્રસન્ન થતો નથી, તેવો ન્યાયથી સંપાદન કરેલાં અને શ્રદ્ધાથી પવિત્ર થયેલાં સૂક્ષ્મ દાનોથી તે પ્રસન્ન થાય છે. નૃગરાજાએ બ્રાહ્મણોને હજારો ગોદાન કર્યાં હતાં; પરંતુ તેમાં માત્ર એક જ પારકી ગાયનું (અજાણપણે) દાન કરી દઈને તે નરકને પામ્યો હતો. ઉત્તમ વ્રતશીલ ઉશીનરપુત્ર શિબિરાજે પોતાનું માંસ અર્પણ કરીને પુણ્યશાળીઓના લોકો સંપાદન કર્યા છે અને હજી સુધી સ્વર્ગમાં તે આનંદ કરે છે. હે બ્રાહ્મણ! પોતાની શક્તિથી તથા યથાયોગ્ય રીતે કરેલા અનેક યજ્ઞોથી સારી રીતે સંપાદન કરેલું પુણ્ય જ સત્પુરુષોનો વૈભવ છે. મનુષ્ય ક્રોધથી દાનના ફળનો નાશ કરે છે અને લોભથી સ્વર્ગમાં જઈ શકતો નથી.[૯૬-૧૦૧] જે મનુષ્ય ન્યાયી વૃત્તિવાળો હોઈને દાનવેત્તા હોય છે, તે તપ વડે સ્વર્ગને પામે છે. પુષ્કળ દક્ષિણાવાળા અનેક રાજસૂય યજ્ઞો કરીને તથા પુષ્કળ અશ્વમેધ યજ્ઞો કરીને પણ મનુષ્ય જે પુણ્યફળ મેળવે છે, તે પણ તારા આ દાનફળની સમાન થઈ શકે તેમ નથી જ. તેં માત્ર એક શેર સાથવાથી અક્ષય બ્રહ્મલોકને જીતી લીધો છે.[૧૦૨] માટે હે બ્રાહ્મણ! તું નિષ્પાપ થઈને સુખેથી બ્રહ્મલોકમાં જા. હે દ્વિજશ્રેષ્ઠ! તમારે સર્વને માટે

આ દિવ્ય વિમાન અહીં આવી પહોંચ્યું છે. માટે સુખથી તમે તેના પર ચઢો. હે દ્વિજ ! તું મને જો, હું ધર્મ છું. તેં તારા દેહને તાર્યો છે અને તારી કીર્તિ લોકમાં સ્થિર થઈ છે.[૧૦૩–૧૦૬] માટે હવે તું તારી સ્ત્રી, પુત્ર, તથા પુત્રવધૂની સાથે સ્વર્ગમાં જા.'

ધર્મે એમ કહ્યું એટલે તે બ્રાહ્મણ વિમાનમાં બેસીને પોતાની સ્ત્રી, પુત્ર તથા પુત્રવધૂની સાથે સ્વર્ગમાં ગયો. આમ તે ધર્મવેત્તા બ્રાહ્મણ પોતાનો પુત્ર, પુત્રની સ્ત્રી અને ચોથી પોતાની ભાર્યા સાથે સ્વર્ગમાં ગયો, ત્યારે હું મારા દરમાંથી બહાર નીકળ્યો. ત્યાં સાથવાના ગંધથી, દાનજળની ભીનાશથી, દિવ્ય પુષ્પોના મર્દનથી અને તે સત્પુરુષના સૂક્ષ્મ દાનના તથા તપના પ્રભાવથી મારું મસ્તક સુવર્ણમય થઈ ગયું. હે બ્રાહ્મણો ! જુઓ, સત્ય પ્રતિજ્ઞાવાળા તે બુદ્ધિમાન બ્રાહ્મણના સાથવાના દાનને લીધે તથા તપને લીધે મારું આ વિશાળ અર્ધશરીર સુવર્ણમય થયેલું છે. હે બ્રાહ્મણો ! મારું આ બીજી તરફનું શરીર તેવા પ્રકારનું કેવી રીતે થાય, આવા હેતુથી હું વારંવાર હર્ષભેર તપોવનોમાં તથા યજ્ઞોમાં જાઉં છું. બુદ્ધિમાન કુરુરાજનો આ યજ્ઞ સાંભળીને હું એ જ આશાએ અહીં આવ્યો છું, પણ સુવર્ણમય થયો નહિ. તેથી જ હે શ્રેષ્ઠ બ્રાહ્મણો ! મેં મોટેથી હસીને તે વાક્ય કહ્યું હતું કે, આ યજ્ઞ એક શેર સાથવાના દાનની સમાન નથી જ; કેમ કે તે સમયે માત્ર એક શેર સાથવાના દાનના પ્રભાવથી હું સુવર્ણમય થયો હતો.[૧૦૭–૧૫] માટે જ હું માનું છું કે, આ મહાન યજ્ઞ એના જેવો નથી જ.[૧૧૬]

વૈશંપાયન બોલ્યા: નોળિયો યજ્ઞમાંના એ સર્વશ્રેષ્ઠ બ્રાહ્મણોને એમ કહીને ત્યાંથી અદૃશ્ય થઈ ગયો, એટલે સર્વ બ્રાહ્મણો પોતપોતાને ઘેર ગયા.[૧૧૭] હે શત્રુનગરને જીતનારા રાજા ! તે અશ્વમેધ મહાયજ્ઞમાં જે કંઈ આશ્ચર્ય થયું હતું, તે સર્વ મેં તને કહ્યું. હે રાજા ! તેથી યજ્ઞના સંબંધમાં તારે કોઈ રીતે આશ્ચર્ય પામવા જેવું નથી; કેમ કે હજારો કરોડ ઋષિઓ પોતાના તપોબળને લીધે સ્વર્ગમાં ગયા છે.[૧૧૮,૧૧૯] પ્રાણીમાત્રનો અદ્રોહ, સંતોષ, સદાચાર, સરળતા, તપ, ઇંદ્રિયનિગ્રહ, સત્ય અને દાન એ સર્વ સમાન ફળ આપનારાં છે.[૧૨૦]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'નોળિયાનું આખ્યાન' નામનો અધ્યાય ૯૦મો સમાપ્ત

# अध्याय ९१ मो

## હિંસાવાળો ધર્મ નિંદ્ય છે

॥ जनमेजय उवाच ॥

यज्ञे सक्ता नृपतयस्तपःसक्ता महर्षयः ॥
शांतिव्यवस्थिता विप्राः शमे दम इति प्रभो ॥१॥

જનમેજય બોલ્યા : હે પ્રભુ ! રાજાઓ યજ્ઞમાં આસક્ત રહે છે, મહર્ષિઓ તપમાં આસક્ત રહે છે અને બ્રાહ્મણો શાંતિમાં સ્થિર રહીને બાહ્યાભ્યંતર ઇંદ્રિયનિગ્રહમાં આસક્ત રહે છે.[૧] માટે મારી બુદ્ધિ તો એવી જ છે કે આ લોકમાં યજ્ઞના ફળ જેવું બીજું કંઈ પણ નથી.[૨] યજ્ઞો કરીને અનેક રાજાઓ તથા શ્રેષ્ઠ બ્રાહ્મણો આ લોકમાં કીર્તિ પામ્યા છે અને મરણ પછી સ્વર્ગને પામ્યા છે.[૩] હજાર નેત્રવાળો, તેજસ્વી અને સમર્થ એવો દેવરાજ ઇંદ્ર પુષ્કળ દક્ષિણાઓવાળા યજ્ઞો કરીને દેવોના સમસ્ત રાજ્યને પામ્યો છે.[૪] ભીમસેન તથા અર્જુન સહિત રાજા યુધિષ્ઠિર સમૃદ્ધિ તથા પરાક્રમ વડે જ્યારે દેવરાજની સમાન જ હતા, ત્યારે તે નોળિયાએ એ મહાત્મા રાજાના અશ્વમેધ મહાયજ્ઞની શા માટે નિંદા કરી ?[૫,૬]

વૈશંપાયન બોલ્યા : હે ભારતરાજ ! હું તને યજ્ઞનો મુખ્ય વિધિ અને તેનું ફળ કહું છું. હે નરપતિ ! તું તે યથાર્થ રીતે મારી પાસેથી સાંભળ.[૭] પૂર્વે ઇંદ્રે યજ્ઞ કર્યો, ત્યારે યજ્ઞકર્મના

આરંભસમયે સર્વ ઋત્વિજો કર્મ કરવામાં વ્યગ્ર હતા, અગ્નિમાં હોમ ચાલી રહ્યો હતો, હોતા પણ ગુણસંપન્ન હતો, દેવોનાં આવાહન થઈ રહ્યાં હતાં અને મોટા મોટા ઋષિઓ બેઠા હતા. હવે હે રાજા! અત્યંત પ્રસન્ન થયેલા, ઉત્તમ શાસ્ત્ર ભણેલા, સુંદર સ્વરવાળા અને પરિશ્રમ-રહિત એવા મહાશ્રેષ્ઠ અધ્વર્યુ બ્રાહ્મણોએ વધ કરવાને સમયે પશુઓને ગ્રહણ કર્યાં. ત્યારે હે મહારાજ! સર્વ મહર્ષિઓના મનમાં દયા ઉત્પન્ન થઈ.[૮-૧૧] તે તપોધન ઋષિઓ દીન પશુઓને જોઈને ઇંદ્રને મળ્યા અને તેને કહેવા લાગ્યા કે, 'આ યજ્ઞવિધિ પવિત્ર નથી.[૧૨] તું મહાન ધર્મની ઇચ્છા રાખે છે, પણ આ તારું અજ્ઞાન છે. હે ઇંદ્ર! યજ્ઞમાં પશુગણોનો આ રીતે વધ કરીને ઉપયોગ કરવો, એવો કંઈ વિધિ નથી.[૧૩] હે પ્રભુ! આ તારો સમારંભ ધર્મનો નાશ કરનાર છે. આ યજ્ઞ ધર્માનુસાર કરાયેલો ગણાશે નહિ, કેમ કે હિંસાને ધર્મ કહી શકાય નહિ.[૧૪] જો તારી ઇચ્છા હોય તો બ્રાહ્મણો શાસ્ત્રને અનુસરીને જ તારો યજ્ઞ ભલે કરે.[૧૫] કારણ કે વિધિપૂર્વક કરવામાં આવેલા યજ્ઞથી તને મહાન ધર્મ પ્રાપ્ત થશે. હે હજાર નેત્રવાળા ઇંદ્ર! તું ત્રણ વર્ષ સુધી એક સ્થળે રાખી મૂકવામાં આવેલાં (જૂનાં) બિયાંથી યજ્ઞ કર.[૧૬] હે શક્ર! આ મહાન ધર્મ મોટા ગુણ તથા ફળને ઉત્પન્ન કરનારો છે.'

અભિમાનને લીધે મોહવશ થયેલા ઇંદ્રે તત્ત્વદ્રષ્ટા ઋષિઓએ કહેલાં આ વચનોને માન્યાં નહિ. તેથી હે ભારત! તેના યજ્ઞમાં જંગમથી યજ્ઞ કરવો કે સ્થાવરથી યજ્ઞ કરવો, એ વિષે ઘણો મોટો વિવાદ ઊભો થયો. આખરે તે તત્ત્વદર્શી ઋષિઓ વિવાદ કરી કરીને થાકી ગયા.[૧૭-૧૯] પછી તેઓ ઇંદ્ર સાથે મળીને વસુરાજાને પૂછવા લાગ્યા કે, 'હે મહાબુદ્ધિમાન! અમે ધાર્મિક સંશયમાં આવી પડ્યા છીએ, માટે તમે અમને સત્ય કહો.[૨૦] હે મહાભાગ! યજ્ઞો વિષે વેદ શું કહે છે? હે રાજવર! શું મુખ્યત્વે કરીને પશુઓથી યજ્ઞ કરવો કે બિયાં અથવા ઘી, દૂધ વગેરે રસોથી યજ્ઞ કરવો?[૨૧]

રાજા વસુએ તે સાંભળીને તેમના બળનો કે અબળનો કંઈ વિચાર કર્યો નહિ અને કહ્યું કે, 'જે કંઈ મળી આવે તેથી યજ્ઞ કરવો.'[૨૨] આમ ચેદિદેશનો સ્વામી એવો તે સમર્થ રાજા અસત્ય વચન બોલ્યો, તેથી (ઋષિઓના શાપને લીધે) તે રસાતળમાં પેસી ગયો.[૨૩] માટે સંશયભરેલા વિષયમાં એક પ્રજાપતિ ભગવાન બ્રહ્મદેવ વિના બીજા કોઈ પણ એકલા મનુષ્યે પોતે મહાબુદ્ધિમાન હોય છતાં કંઈ બોલવું નહિ.[૨૪] અશુદ્ધ બુદ્ધિવાળા પાપી મનુષ્યે મોટાં મોટાં દાનો આપ્યાં હોય તોપણ તે સર્વ અનાદર કરીને નાશ પામે છે.[૨૫] અધર્મમાં પ્રવૃત્તિ કરનારા અને દુષ્ટ બુદ્ધિવાળા દુરાત્મા હિંસક પુરુષની કીર્તિ આ લોકમાં કે પરલોકમાં કદી થતી નથી.[૨૬] જે મૂર્ખ પુરુષ ધર્મ તરફ શંકાશીલ હોઈને અન્યાયથી સંપાદન કરેલા દ્રવ્યથી યજ્ઞયાગ કરે છે, તેને ધર્મનું ફળ મળતું નથી.[૨૭] ધર્મ વેચીને ગુજરાન ચલાવનારો જે પાપાત્મા અધમ પુરુષ બ્રાહ્મણોને દાન આપે છે, તેમાં લોકોનો વિશ્વાસ મેળવવો તે જ કારણ હોય છે.[૨૮] રાગ તથા મોહથી ઘેરાઈ ગયેલો જે નિરંકુશ બ્રાહ્મણ પાપી કર્મ દ્વારા ધનસંપાદન કરે છે તે અંતે મલિન ગતિને પામે છે.[૨૯] સંગ્રહ કરવાની બુદ્ધિવાળો પુરુષ પણ લોભ તથા મોહને અધીન થઈને બુદ્ધિને અશુદ્ધ કરનારા પાપકર્મ દ્વારા પ્રાણીઓને ઉદ્વેગકર્તા થઈ પડે છે.[૩૦] એ જ પ્રમાણે જે પુરુષ મોહને વશ થઈને (અવળે માર્ગે) ધન સંપાદન

કરી દાન આપે છે અથવા યજ્ઞ કરે છે, તેને મરણ પછી તેનું ફળ મળતું નથી; કેમ કે તેને પ્રાપ્ત થયેલું ધન પાપ ભરેલું હોય છે.[૩૧] પણ તપને જ ધન માનનારા ધાર્મિક પુરુષો પોતાના વૈભવ પ્રમાણે ઉંછવૃત્તિથી પ્રાપ્ત કરેલા અન્નને, ફળને, મૂળને, શાકને અથવા જળપાત્રને પણ દાન તરીકે આપીને સ્વર્ગમાં જઈ શકે છે.[૩૨] દાન, પ્રાણીઓ ઉપર દયા, બ્રહ્મચર્ય, સત્ય, અનુક્રોશ (બીજાને દુઃખી જોઈને તેના તરફ થતી લાગણી), ધૈર્ય અને ક્ષમા આ જ ધર્મ છે અને આ જ મહાન યોગ છે.[૩૩] આ જ સનાતન ધર્મનું સનાતન મૂળ છે. સાંભળવામાં આવે છે કે, પૂર્વે થઈ ગયેલા વિશ્વામિત્ર વગેરે રાજાઓ આનો જ આશ્રય કરી રહ્યા હતા.[૩૪] વિશ્વામિત્ર, અસિત, જનકરાજ, કક્ષસેન, આર્ષ્ટિષેણ, રાજા સિંધુદ્વીપ આ સર્વ રાજાઓ તેમ જ બીજા અનેક તપોધન ઋષિઓ સત્યભરેલાં અને ન્યાયપૂર્વક સંપાદન કરેલાં દાનોથી પરમ સિદ્ધિને પામ્યા છે.[૩૫,૩૬] હે ભારત! બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો કે શૂદ્રો જે કોઈ તપનો આશ્રય કરે છે તથા દાનધર્મરૂપ અગ્નિથી શુદ્ધ થાય છે, તેઓ સ્વર્ગમાં જાય છે.[૩૭]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'નોળિયાનું આખ્યાન' નામનો અધ્યાય ૯૧ મો સમાપ્ત

## अध्याय ९२मो

### અગસ્ત્યનો યજ્ઞ–અહિંસાધર્મની શ્રેષ્ઠતા

॥ जनमेजय उवाच ॥

धर्मागतेन त्यागेन भगवन् स्वर्गमस्ति चेत् ।
एतन्मे सर्वमाचक्ष्व कुशलो ह्यसि भाषितुम् ॥१॥

જનમેજય બોલ્યા : હે ભગવન્! જો ધર્માનુસાર દાનથી જ સ્વર્ગ મળે છે, તો તમે એ જ વિષયને સંપૂર્ણ રીતે મને કહો. ખરેખર, તમે કથા કહેવામાં કુશળ છો.[૧] હે બ્રહ્મન્! તે ઉંછવૃત્તિ બ્રાહ્મણને સાથવાના દાનથી જે મહાન ફળ મળ્યું હતું, તે તમે મને કહ્યું અને અવશ્ય તે સત્ય જ છે.[૨] પરંતુ હે બ્રાહ્મણશ્રેષ્ઠ! સર્વ યજ્ઞોના સંબંધમાં આવો ઉત્તમ નિશ્ચય કેવી રીતે થઈ શકે, એ વાત સંપૂર્ણ રીતે મને કહેવાને તમે યોગ્ય છો.[૩]

વૈશંપાયન બોલ્યા : હે શત્રુદમન રાજા! પૂર્વે અગસ્ત્યના મહાયજ્ઞમાં આના સંબંધમાં જે કંઈ બન્યું હતું, તેને પુરાતન ઇતિહાસ તરીકે લોકો કહે છે.[૪] હે મહારાજ! પૂર્વે પ્રાણીમાત્રનું હિત કરવામાં આસક્ત રહેનારા મહાતેજસ્વી અગસ્ત્યે બાર વર્ષની યજ્ઞદીક્ષા લીધી હતી.[૫] મહાત્મા અગસ્ત્યના તે યજ્ઞમાં અગ્નિ સમાન તેજસ્વી ઋષિઓ હોતા તરીકે હતા. તેમનામાંના કેટલાએક મૂળનો આહાર કરનારા, કેટલાએક ફળનો આહાર કરનારા, કેટલાએક ફળમૂળાદિને પથ્થર પર કૂટીને ખાનારા, કેટલાએક માત્ર ચંદ્રનાં કિરણોનું જ પાન કરીને તૃપ્ત રહેનારા, કેટલાએક આહારાદિને માટે કોઈ તરફથી પૂછવામાં આવે તો જ તેનો સ્વીકાર કરનારા, કેટલાએક પંચમહાયજ્ઞ કરીને અવશેષ રહેલા અન્નનું ભોજન કરનારા, કેટલાએક માત્ર અમુક સમય પૂરતો જ સંગ્રહ કરનારા અને કેટલાએક યતિઓ તથા ભિક્ષુઓ પણ હતા.[૬,૭] તે સર્વ મહર્ષિઓ ધર્મને પ્રત્યક્ષ કરનારા, ક્રોધને તથા ઇંદ્રિયોને વશ રાખનારા, દમગુણમાં સ્થિતિ કરનારા, હિંસા તથા દંભથી રહિત, શુદ્ધ ચારિત્ર્યમાં સ્થિર રહેનારા અને ઇંદ્રિયોને વશ નહિ થનારા હોઈને તે યજ્ઞ કરવા માટે ત્યાં આવ્યા હતા.[૮,૯] એ યજ્ઞમાં ભગવાન અગસ્ત્યે પોતાની શક્તિ પ્રમાણે અન્ન એકત્ર કર્યું હતું. તે સમયે જે વર્તન જેવું યોગ્ય ગણાતું હતું, તે પ્રમાણે જ કરવામાં આવ્યું હતું.[૧૦] વળી ત્યાં અનેક મુનિઓએ મોટા મોટા યજ્ઞો કર્યા હતા. હે ભરતશ્રેષ્ઠ! એ પ્રમાણે અગસ્ત્યનો યજ્ઞ ચાલી રહ્યો હતો, ત્યારે ઇંદ્રે વરસાદ વરસાવ્યો નહિ.[૧૧] તેથી હે રાજન્!

તે કર્મોના ગાળામાં શુદ્ધાત્મા મુનિઓમાં આવી વાતચીત થવા લાગી : 'આ યજમાન અગસ્ત્ય દ્વેષનો ત્યાગ કરીને અન્નદાન કરે છે, છતાં વરસાદ વરસતો નથી, તો અન્ન કેવી રીતે ઉત્પન્ન થશે?[૧૨,૧૩] હે બ્રાહ્મણો! મુનિ અગસ્ત્યનો આ મહાયજ્ઞ બાર વર્ષ સુધીનો છે, તેથી બાર વર્ષ પર્યંત વરસાદ વરસશે નહિ.[૧૪] માટે તમે આ વાતનો તથા બુદ્ધિમાન મહર્ષિ અગસ્ત્યના તપનો પણ વિચાર કરીને તેમના પર અનુગ્રહ કરવાને યોગ્ય છો.[૧૫]

તેમણે આ પ્રમાણે કહ્યુ ત્યારે પ્રતાપી અગસ્ત્યે પોતાનું મસ્તક નમાવી સર્વ મુનિઓને પ્રસન્ન કરીને કહ્યુ: 'જો બાર વર્ષ સુધી ઇંદ્ર વરસાદ નહિ વરસાવે તો હું માનસિક યજ્ઞ કરીશ.* કેમ કે એ સનાતન વિધિ છે. જો બાર વર્ષ પર્યંત ઇંદ્ર વરસાદ નહિ વરસાવે તો હું સ્પર્શયજ્ઞ કરીશ.× કેમ કે એ સનાતન વિધિ છે. જો બાર વર્ષ પર્યંત ઇંદ્ર વરસાદ નહિ વરસાવે તો હું માત્ર ધ્યાનથી જ સર્વ દ્રવ્યોને અહીં લાવી મૂકીશ. આ રીતે નિયમિત વ્રતવાળો થઈને હું યજ્ઞો કરીશ. મેં આજે ઘણાં વર્ષોથી આ બીજયજ્ઞ આરંભ્યો છે. તેને હું બીજો(બિયાં)થી જ પૂર્ણ કરીશ, એમાં કંઈ વિઘ્ન થશે નહિ. વરસાદ થાય અથવા નહિ થાય તોપણ મારા આ યજ્ઞને કોઈ વૃથા કરી શકે તેમ નથી. અથવા ઇંદ્ર મારી આ પ્રાર્થનાને પોતાની ઇચ્છા પ્રમાણે જો પૂર્ણ નહિ કરે, તો હું પોતે જ ઇંદ્ર થઈશ અને સર્વ પ્રજાઓને જિવાડીશ. તે સમયે જ્યારે જે આહારનો સમુદાય જોઈતો હશે, ત્યારે તે તે પ્રમાણે થશે.[૧૬–૨૩] હું વારંવાર આવી અતિશય વિશેષતા કર્યા જ કરીશ. આ ત્રણે લોકમાં જે કંઈ સુવર્ણ હોય અને બીજું જે કંઈ ધન હોય, તે આજે અહીં પોતાની મેળે જ હાજર થાઓ. વળી દિવ્ય અપ્સરાઓના સમુદાયો, ગંધર્વો, કિન્નરો, વિશ્વાવસુ અને બીજા જે કોઈ દેવો છે, તેઓ મારા આ યજ્ઞમાં હાજર થાઓ. ઉત્તર કુરુદેશમાં જે કંઈ ધન છે, તે સર્વ આ યજ્ઞમાં પોતાની મેળે જ હાજર થાઓ. વળી સ્વર્ગ, સ્વર્ગમાં રહેનારાં પ્રાણીઓ તથા ધર્મ અહીં પોતાની મેળે જ આવો.'

તેમણે એ પ્રમાણે કહ્યું, એટલે તે મુનિના તપ વડે તે સર્વ એ પ્રમાણે જ બન્યું; કેમ કે તે અગસ્ત્ય અતિશય તેજસ્વી હોઈને પ્રદીપ્ત અગ્નિ સમાન પ્રકાશમાન હતા.[૨૪–૨૮] પછી તે મુનિઓ પ્રસન્ન થઈને તેમનું તપોબળ જોઈ રહ્યા અને તેઓ સર્વે આશ્ચર્ય પામીને આવું મહાન અર્થવાળું વચન બોલ્યા.[૨૯]

ઋષિઓ બોલ્યા : અમે તમારા વાક્યથી પ્રસન્ન થયા છીએ; પરંતુ તપનો વ્યય (ઉપયોગ) કરવાની અમે ઇચ્છા રાખતા નથી. અમે પ્રસન્ન થઈને યજ્ઞ, દીક્ષા, હોમ તથા બીજું જે કંઈ શોધીએ છીએ, તે સર્વ તે તે યજ્ઞો દ્વારા જ ન્યાયપૂર્વક ઇચ્છીએ છીએ. અમે ન્યાયથી આહાર સંપાદન કર્યો છે, અમે પોતપોતાનાં કર્મમાં આસક્ત રહીએ છીએ, અમે ન્યાયપૂર્વક બ્રહ્મચર્ય પાળીને વેદોને ઇચ્છીએ છીએ અને હવે પછીના સમયે પણ અમે ન્યાયાનુસાર ઘરમાંથી નીકળી જઈશું તથા ધર્મયુક્ત વિધિઓ દ્વારા તપશ્ચર્યા કરીશું. ખરેખર, હિંસાથી રહિત થયેલી આ તમારી બુદ્ધિ અમને સારી રીતે પસંદ છે. માટે હે પ્રભુ! આ અહિંસાને તમે પ્રત્યેક યજ્ઞમાં નિત્ય કહ્યા કરજો. તેથી હે બ્રાહ્મણશ્રેષ્ઠ! અમે પ્રસન્ન થઈશું.[૩૦–૩૪] આ યજ્ઞની જ્યારે સમાપ્તિ થશે,

* અર્થાત્ માત્ર સંકલ્પથી જ દેવોને તથા ઋષિઓને તૃપ્ત કરીશ.

× કહેવાનો ભાવ એ છે કે એકઠા કરેલા દ્રવ્યને ખર્ચી નાખ્યા વિના માત્ર તેનો સ્પર્શ કરીને જ દેવોને તથા ઋષિઓને તૃપ્ત કરીશ.

ત્યારે તમારી રજા મેળવીને અમે અહીં થી જઈશુ.

તે મુનિઓ એ પ્રમાણે વાતચીત કરતા હતા, તેવામાં મહાતેજસ્વી દેવરાજ ઇંદ્રે અગસ્ત્યનુ તપોબળ જોઈને વરસાદ વરસાવ્યો. હે જનમેજય! તે મહાતેજસ્વી અગસ્ત્ય મુનિનો યજ્ઞ જ્યાં સુધી સમાપ્ત થયો, ત્યાં સુધી મેઘે ત્યાં અત્યંત વૃષ્ટિ કર્યા કરી પછી હે રાજર્ષિ! દેવરાજ પોતે બૃહસ્પતિને આગળ કરી ત્યાં આવ્યો અને તેણે અગસ્ત્યને પ્રસન્ન કર્યા.[34-37] પછી યજ્ઞની જ્યારે સમાપ્તિ થઈ, ત્યારે અત્યંત પ્રસન્ન થયેલા અગસ્ત્યે વિધિ પ્રમાણે મહામુનિઓની પૂજા કરી અને તેમને વિદાય કર્યા.[38]

જનમેજય બોલ્યા યુધિષ્ઠિરના યજ્ઞમાં આવેલો, મનુષ્યની વાણીમાં બોલતો અને સુવર્ણના મસ્તકવાળો તે નોળિયો કોણ હતો, એ હું તમને પૂછું છું, માટે તે મને કહો[39]

વૈશંપાયન બોલ્યા તે એ વાતને પ્રથમ પૂછી ન હતી, તેથી જ અમે તે કહી નથી, પણ હવે તે નોળિયો કોણ હતો અને તેને મનુષ્યવાણી કેવી રીતે પ્રાપ્ત થઈ હતી, તે સર્વ હું તને કહું છું, તે તું સાંભળ[40] પૂર્વે જ્યારે જમદગ્નિએ શ્રાદ્ધનો સંકલ્પ કર્યો, ત્યારે તેમની હોમ માટેની ગાય તેમની પાસે આવી, એટલે તેમણે પોતે જ તેમને દોહી લીધી.[41] પછી તેમણે તેના દૂધને મજબૂત અને પવિત્ર એવા એક નવા વાસણમાં રાખ્યુ, એટલે ધર્મ ક્રોધનુ સ્વરૂપ લઈને તે દૂધ પી ગયો[42] ધર્મને એ ઋષિશ્રેષ્ઠના સબંધમાં જાણવાની ઇચ્છા હતી કે, 'આ ઋષિનુ અપ્રિય કરવાથી તે મને શુ કરે છે?' આવો વિચાર કરીને ધર્મે તે દૂધને (ક્રોધરૂપે) પીવુ હતુ.[43] મુનિ જમદગ્નિ તે ક્રોધને જાણી ગયા તોપણ તેના પર કોપ્યા નહિ એટલે હે રાજન્! પરાજય પામેલા અસહનશીલ ક્રોધે બ્રાહ્મણનુ સ્વરૂપ ધારણ કરીને તે ભૃગુશ્રેષ્ઠ ઋષિને કહ્યુ કે,[44] 'હે ભૃગુશ્રેષ્ઠ! હુ જિતાયો છું લોકમાં આ મિથ્યા કહેવત છે કે ભૃગુવંશી પુરુષો અત્યંત ક્રોધી હોય છે, કેમ કે તમે મને જીત્યો છે. હું તમને ક્ષમાવાન મહાત્માને આજે અધીન થઈ રહ્યો છુ. હે સત્પુરુષ! હું આપના તપથી ડરુ છું, તો હે પ્રભુ! તમે મારા પર કૃપા કરો.[45,46]

જમદગ્નિ બોલ્યા હે ક્રોધ! મે તને પ્રત્યક્ષ જોયો છે. તું સંતાપરહિત થઈને અહીં થી ચાલ્યો જા. તે આજે મારો કંઈ અપરાધ કર્યો નથી, તેમ મને તારા પર કોપ પણ થયો નથી. જેમને ઉદ્દેશીને મેં આ દૂધનો સંકલ્પ કર્યો હતો, તે મહાભાગ્યશાળી પિતૃઓની પાસે જ તુ જા અને તેમને સમજાવ[47,48]

તેમણે એમ કહ્યુ, એટલે ભયભીત થયેલો ધર્મ ત્યાં જ અંતર્ધાન થઈ ગયો. પણ પિતૃઓનો અપરાધ કરવાથી તે નોળિયો થઈ ગયો.[49] તેણે તેમને પ્રસન્ન કરવા માંડ્યા કે, 'આ શાપનો અંત ક્યારે આવશે?' ત્યારે તેમણે કહ્યુ કે, 'તું જ્યારે ધર્મની નિંદા કરીશ ત્યારે શાપના અંતને પામીશ'[50] પિતૃઓએ આમ કહ્યા પછી તે જે જે સ્થળે યજ્ઞ થતા હતા તે તે સ્થળે તથા ધર્મારણ્ય–કુરુક્ષેત્રમાં ધર્મની નિંદા કરતો કરતો દોડી જતો હતો આમ છેવટે તે યુધિષ્ઠિરના યજ્ઞમાં પણ જઈ પહોચ્યો હતો.[51] ત્યાં એક શેર સાથવાના તે દાન વડે યુધિષ્ઠિરની નિંદા કરીને ધર્મ શાપથી મુક્ત થયો હતો અને તે યુધિષ્ઠિરરૂપ થઈ ગયો હતો[52] આ પ્રમાણે મહાત્મા યુધિષ્ઠિરના યજ્ઞમાં તે વૃત્તાંત બન્યુ હતું અને તે સમયે એ નોળિયો પણ સર્વના દેખતાં ત્યાં અંતર્ધાન થઈ ગયો હતો[53]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત અનુગીતાપર્વમાં 'નોળિયાનુ આખ્યાન' નામનો અધ્યાય ૯૨ મો સમાપ્ત

## અનુગીતાપર્વ સમાપ્ત

# वैष्णवधर्मपर्व×

## अध्याय १ लो

### યુધિષ્ઠિરની વૈષ્ણવધર્મ સંબંધી જિજ્ઞાસા

॥ जनमेजय उवाच ॥

**अश्वमेधे पुरा वृत्ते केशवं केशिसूदनम् ।**
**धर्मसंशयमुद्दिश्य किमपृच्छत्पितामहः ॥ १ ॥**

જનમેજય બોલ્યા : હે વૈશંપાયન ! પૂર્વે થયેલા અશ્વમેધ યજ્ઞમાં મારા પિતામહ યુધિષ્ઠિરે ધાર્મિક સંશય ઉપસ્થિત કરીને કેશિહંતા શ્રીકૃષ્ણને શું પૂછ્યું હતું ?[1]

વૈશંપાયન બોલ્યા : અશ્વમેધ યજ્ઞ સમાપ્ત થયા પછી યુધિષ્ઠિર રાજાએ યજ્ઞ સંબંધી (અવભૃથ)-સ્નાન કર્યું. પછી તેમણે શ્રીકૃષ્ણને નમસ્કાર કરી ફરી આ પ્રમાણે પૂછ્યું:[2] 'હે ભગવન્ ! વૈષ્ણવ-ધર્મોનું શું ફળ છે, એ ધર્મો કોને પરાયણ છે અને પૂર્વે કયા ધર્મને ઉદ્દેશી આપે તે ધર્મો ઉત્પન્ન કર્યા છે ?[3] હે મધુસૂદન ! હે સદાચારી કૃષ્ણ ! હું જો આપની કૃપાને પાત્ર હોઉં, આપને પ્રિય હોઉં અને તે સાંભળવાને યોગ્ય હોઉં, તો તે ધર્મો આપ મને કહો.[4] હે ભગવન્ ! તે ધર્મો આપના મુખ-માંથી નીકળ્યા છે, તેથી તે પવિત્ર, સર્વ પાપનો નાશ કરનારા, સર્વ ધર્મોમાં ઉત્તમ અને પુણ્ય-જનક છે.[5] કેમ કે એ ધર્મોનું શ્રવણ કરી બ્રહ્મ-હત્યારો, ગોહત્યારો, માતૃહત્યારો, ગુરુપત્ની સાથે ગમન કરનારો, ભોજનમાં ભેદ રાખનારો (પોતે સારું ખાય ને સેવકને ખરાબ આપે તે), કૃતઘ્ની, મદિરાપાન કરનારો, વેદવિક્રય કરનારો, મિત્ર સાથે વિશ્વાસઘાત કરનારો, વીર પુરુષની હિંસા કર-નારો, બાળહત્યારો, તપવિક્રય કરનારો અને દાન-વિક્રય કરનારો પુરુષ પોતાના પાપમાંથી મુક્ત થાય છે.[6,7] વળી જે મૂર્ખ પુરુષો પોતાની જાત વેચી નાખનારા હોય છે, શાસ્ત્ર વિરુદ્ધ કર્મો કરી આજી-વિકા ચલાવે છે, પાપી, શઠ, કપટી, દાંભિક તથા દૂષક હોય છે, પારા વગેરે રસને મારનારા હોય છે, બ્રહ્મહત્યારા હોય છે, પોતે બ્રાહ્મણ હોવા છતાં શૂદ્રનું દાસત્વ કરનારા હોય છે, ચોરી કરે છે, પુરોહિતવૃત્તિ સ્વીકારે છે, પારકી થાપણ ઓળવે છે, સ્ત્રીહત્યા કરે છે અને પરસ્ત્રીલંપટ હોય છે, તે સર્વ પાપી પુરુષો પણ આ ધર્મ સાંભળીને પોતાના પાપથી મુક્ત થાય છે. માટે હે દેવશ્રેષ્ઠ અચ્યુત ! તે ધર્મો તમે મને કહો. હું આપનો ભક્ત છું'[8–11] ધર્મપુત્ર યુધિષ્ઠિરે જ્યારે સભા વચ્ચે શ્રીકૃષ્ણને એ પ્રમાણે કહ્યું, ત્યારે તત્ત્વવસ્તુનો સાક્ષાત્કાર કરનારા વસિષ્ઠ વગેરે તપસ્વી મુનિઓ તથા બીજા ભક્તો પરમ ગુહ્ય અને ઉત્તમ એવો વૈષ્ણવધર્મ સાંભળ-વાની ઇચ્છાથી શ્રીકૃષ્ણને વીંટાઈ વળ્યા.[12,13]

યુધિષ્ઠિર બોલ્યા : હે ભક્તવત્સલ કૃષ્ણ ! હું યથાર્થ ભાવપૂર્વક આપના ચરણ મૂળમાં આવ્યો છું અને આપનો ભક્ત હોઈને સ્નેહી પણ છું. આ રીતે જો તમે મને જાણતા હો અને આપની કૃપાને હું પાત્ર હોઉં તો હે દેવ ! તમે મને વૈષ્ણવ-ધર્મ કહો; કેમ કે હું એ ધર્મોનાં સર્વ ગુહ્ય સ્વરૂપોનું યથાર્થ જ્ઞાન સંપાદન કરવા ઇચ્છું છું. મનુએ, વસિષ્ઠે તથા કશ્યપે કહેલા સર્વ માનવધર્મો મેં સાંભળ્યા છે. વળી ગર્ગાચાર્ય, ગૌતમ, ગોપાલક, પરાશર, બુદ્ધિમાન મૈત્રેય, પાર્વતી, શંકર, નંદી, બ્રહ્મા, સનત્કુમાર, ધૂમાયન, કાંડવૈશ્વાનર, શુક્રાચાર્ય, યાજ્ઞવલ્ક્ય, માર્કંડેય, ભરદ્વાજ, બૃહસ્પતિ, કુણિ, કુણિબાહુ, વિશ્વામિત્ર, સુમંતુ, જૈમિનિ, શકુનિ, પુલસ્ત્ય, પુલહ, પાવક, અગસ્ત્ય, મુદ્ગલ, શાંડિલ્ય, શલભાયન, વાલખિલ્ય, સપ્તર્ષિઓ, આપસ્તંબ,

× આ વૈષ્ણવધર્મપર્વના ૧ થી ૨૩ સુધીના અધ્યાયો ઉત્તર હિંદુસ્તાન તથા કલકત્તાની મૂળ સંસ્કૃત પ્રતોમાં નથી, પણ દક્ષિણ હિંદુસ્તાનની પ્રતોમાં છે; તેથી અમે તેને અહીં ક્ષેપક તરીકે લીધેલ છે અને તેના અધ્યાયના અંક પણ ૧ થી જ ગણ્યા છે.

શંખ, લિખિત, પ્રજાપતિ, યમ, મહેંદ્ર, વ્યાઘ્રાચાર્ય, વ્યાસ, વિભાંડક, નારદ, કપોતવૃત્તિવાળા મુનિઓ, વિદુર, ભૃગુ, અંગિરા, ક્રૌંચ, મૃદંગસ્ફ, હારીતક, પિશંગ, કતપ, સુવાલક, ઉદ્દાલક, ઉશનસ તથા વૈશંપાયન વગેરે સર્વ ધર્માચાર્યોએ કહેલા સર્વ પવિત્ર ધર્મો પણ મેં સાંભળ્યા છે.[૧૪-૨૬] પણ હે દેવ! તમારા મુખમાંથી નીકળેલા એ વૈષ્ણવધર્મો બીજા સર્વ ધર્મો કરતાં વિશેષ પાવન કરનારા અને પવિત્ર છે. તેથી એ ધર્મો અત્યંત ઉત્તમ છે, એમ હું માનું છું.[૨૭] માટે હે કેશવ! તમારા તે શ્રેષ્ઠ ધર્મો તમે મને કહો. હે અચ્યુત! હું તમારે શરણે આવ્યો છું, તમારો ભક્ત છું.[૨૮]

વૈશંપાયન બોલ્યા: ધર્મપુત્ર યુધિષ્ઠિરે એ પ્રમાણે પૂછ્યું, એટલે ધર્મવેત્તા શ્રીકૃષ્ણે પ્રસન્ન થઈને સૂક્ષ્મ અર્થવાળા ધર્મો કહેવા માંડ્યા:[૨૯] 'હે ઉત્તમ વ્રતવાળા કુંતાપુત્ર! તમે આ રીતે ધર્મોના સંબંધમાં પ્રયત્ન કર્યા કરો છો, તેથી તમને કોઈ પણ પદાર્થ આ લોકમાં દુર્લભ નથી.[૩૦] હે રાજેંદ્ર! ધર્મનું શ્રવણ, દર્શન, કથન, આચરણ અથવા માત્ર અનુમોદન કર્યું હોય, તોપણ પુરુષને તે ધર્મ ઇંદ્રપદે પહોંચાડે છે.[૩૧] હે શત્રુતાપન રાજા! ધર્મ સર્વ મનુષ્યોનો પિતા, માતા, નાથ, સંબંધી, ભાઈ, મિત્ર તથા સ્વામી છે.[૩૨] ધર્મથી અર્થ, કામ, ભોગ, સુખ, ઐશ્વર્ય તથા ઉત્તમ સ્વર્ગગતિ પ્રાપ્ત થાય છે.[૩૩] જો શુદ્ધ ધર્મનું સેવન કર્યું હોય તો તે મહાન ભયથી રક્ષણ કરે છે. દ્વિજપણું તથા દેવપણું ધર્મથીજ મળી શકે છે અને ધર્મજ મનુષ્યને પવિત્ર કરે છે.[૩૪] હે યુધિષ્ઠિર! પુરુષનું પાપ જ્યારે કાળે કરીને ક્ષીણ થાય છે, ત્યારે તેને ધર્મ કરવાની બુદ્ધિ થાય છે.[૩૫] આ મનુષ્યજન્મ હજારો જન્મથી પણ દુર્લભ છે; છતાં જે પ્રાણી મનુષ્યજન્મ પામીને ધર્માચરણ કરતો નથી, તે ખરેખર ઠગાયેલો છે.[૩૬] આ જગતમાં જેઓ નિંદાપાત્ર, દરિદ્ર, કદ્રૂપા, રોગી, બીજાઓના દ્વેષપાત્ર તથા મૂર્ખ જોવામાં આવે છે, તેમણે પોતાના પૂર્વજન્મમાં ધર્માચરણ નહિજ કરેલું હોય એ સિદ્ધ થાય છે.[૩૭] પરંતુ જેઓ લાંબા આયુષ્યવાળા, શૂરા, પંડિત, ભોગસંપન્ન, નીરોગી તથા રૂપસંપન્ન જોવામાં આવે છે, તેમણે પોતાના પૂર્વજન્મમાં સારી રીતે ધર્માચરણ કરેલું હોવું જોઈએ, એ પણ ખુલ્લું છે. જો શુદ્ધ ધર્મનું સેવન કર્યું હોય તો ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે. પણ જે મનુષ્ય અધર્મ સેવે છે તે તિર્યંચ યોનિમાં પડે છે—પશુપક્ષી તરીકે જન્મે છે.[૩૮,૩૯] હે કુંતાપુત્ર! ધર્મનું સર્વોત્તમ રહસ્ય હું તમને કહું છું તે તમે સાંભળો. હે પાંડવ! તમે મારા ભક્ત છો, તેથી હું તમને શ્રેષ્ઠ ધર્મ કહું છું.[૪૦] તમે મને અત્યંત પ્રિય છો અને નિત્ય મારે શરણે રહો છો. તેથી કોઈ પરમાર્થવિષય પણ હું તમને કહું, તોપછી ધર્મસંહિતા કહું એમાં શું આશ્ચર્ય હોય?[૪૧] આ મારો મનુષ્યજન્મ મેં મારી માયાથી ધારણ કર્યો છે અને તેનો મુખ્ય હેતુ ધર્મનું સ્થાપન તથા દુષ્ટોનો નાશ એજ છે. હું મનુષ્યભાવને પ્રાપ્ત થયો છું, એમ માનીને જેઓ મારું અપમાન કરે છે, તેઓ સંસારમાં અનેક તિર્યંચયોનિઓમાં ભમ્યા કરે છે. પણ જેઓ પ્રાણીમાત્રમાં રહેલા મને પોતાની જ્ઞાનદૃષ્ટિથી જુએ છે, તેઓ મારા ભક્ત છે અને તેમને હું મારી સમીપજ રાખું છું.[૪૨-૪૪] હે પાંડુપુત્ર! મારા ભક્તોનો કદી વિનાશ થતો નથી. તેઓ સર્વ પાપથી મુક્ત થાય છે અને મનુષ્યજન્મમાં પણ તેમનો જન્મ સફળ થયેલો ગણાય છે.[૪૫] હે પાંડુનંદન! મારા ભક્તો કદાચ પાપી પ્રવૃત્તિમાં આસક્ત થાય તોપણ કમળનું પાંદડું જેમ જળના સ્પર્શથી મુક્ત રહે છે, તેમ તેઓ સર્વ પાપથી મુક્ત રહે છે.[૪૬] હે તાત! જે મનુષ્યોનું ચિત્ત

અનેક જન્મોમાં તપશ્ચર્યા કરીને શુદ્ધ થયેલું હોય છે, તેમને મારામાં ભક્તિ ઉત્પન્ન થાય છે, એમાં સંશય નથી.[૪૭] મારું સ્વરૂપ શુદ્ધ, નિર્વિકાર; અચળ તથા અવિનાશી છે. તે જે રીતે દેવોના પણ જોવામાં આવતું નથી, તે રીતે મારા ભક્તોના જોવામાં આવે છે (અર્થાત્ મારું દર્શન દેવોને દુર્લભ છે, પણ મારા ભક્તોને તો સુલભ જ છે). વળી હે પાંડુપુત્ર! મારું બીજું સ્વરૂપ મારા અવતારોમાં જોવામાં આવે છે અને તેને પ્રાણીમાત્ર સર્વ પદાર્થો વડે જુએ છે.[૪૮,૪૯] હજારો ને કરોડો કલ્પો વીતી ગયા છે અને ભવિષ્યમાં આવનારા છે. તેમાં એ મારા અવતારસ્વરૂપને હું પ્રકટ કરું છું અને દેવતાઓ પણ તેને જોઈ શકે છે.[૫૦] જે મનુષ્ય મને જગતની સ્થિતિ, ઉત્પત્તિ તથા નાશ કરનારો જાણીને મારે શરણે આવે છે, તેના પર હું કૃપા કરું છું અને સંસારથી તેને મુક્ત કરું છું.[૫૧] હું દેવતાઓનો આદ્ય છું, મેં બ્રહ્માદિ દેવોને ઉત્પન્ન કર્યા છે અને એ જ રીતે મારી માયાનો આશ્રય કરી આખા જગતને હું ઉત્પન્ન કરું છું.[૫૨] તમોગુણનું હું મૂળ છું, મારું સ્વરૂપ અવ્યક્ત (ઇંદ્રિયાતીત) છે, હું રજોગુણમાં પણ રહ્યો છું, ઉપરના ભાગમાં સત્ત્વગુણમાં પણ રહ્યો છું અને લોભ વિના બ્રહ્માદિથી સ્તંભ સુધીના પદાર્થોમાં પણ હું સ્થિતિ કરી રહ્યો છું.[૫૩] તમે જાણો કે સ્વર્ગ મારું મસ્તક છે, ચંદ્ર–સૂર્ય મારાં નેત્રો છે; ગાયો, અગ્નિ તથા બ્રાહ્મણ મારાં મુખ છે અને વાયુ મારો શ્વાસોચ્છ્વાસ છે.[૫૪] આઠ દિશાઓ મારા બાહુઓ છે, નક્ષત્રો મારા અલંકાર છે, પ્રાણીમાત્રને અવકાશ આપનારું આકાશ મારું વક્ષઃસ્થળ છે અને મેઘ તથા વાયુનો માર્ગ મારું વિશાળ ઉદર (પેટ) છે.[૫૫] હે યુધિષ્ઠિર! દ્વીપો (બેટ), સમુદ્રો તથા પર્વતોથી વ્યાપ્ત અને સર્વ પદાર્થોને ધારણ કરી રહેલું એવું પૃથ્વીમંડળ મારા ચરણ છે.[૫૬] આકાશમાં હું એક ગુણવાળો રહ્યો છું, વાયુમાં બે ગુણવાળો છું, અગ્નિમાં ત્રણ ગુણવાળો છું અને જળમાં ચાર ગુણવાળો છું.[૫૭] પાંચ મહાભૂતોમાં જે શબ્દાદિ પાંચ વિષયો રહ્યા છે, તેઓમાં હું પાંચ તન્માત્રાઓરૂપે રહ્યો છું. હું પૃથ્વીમાં પણ પાંચે ગુણોરૂપે રહ્યો છું.[૫૮] મારાં હજારો મસ્તકો છે, મારાં હજારો મુખ તથા નેત્રો છે, મારા હજારો બાહુઓ છે, હું હજારો પેટને ધારણ કરું છું અને મને હજારો સાથળો તથા હજારો ચરણો છે.[૫૯] આખી પૃથ્વીને સર્વ તરફથી સારી રીતે ધારણ કરીને માત્ર દશ આંગળ જેટલા પ્રદેશમાં (હૃદયમાં) હું રહેલો છું; હું પ્રાણીમાત્રનો આત્મા છું, પ્રાણીમાત્રમાં રહ્યો છું, અને તેથી જ હું સર્વવ્યાપી છું.[૬૦] હું અચિંત્ય છું, અનંત છું, અજર છું, અજન્મા છું, અનાદિ છું, અવધ્ય છું, અપ્રમેય (અમાપ) છું, અને અવિનાશી છું.[૬૧] હે રાજા! હું નિર્ગુણ છું, ગૂઢ સ્વરૂપવાળો છું, દ્વંદ્વ (સુખ–દુઃખ, રાગ–દ્વેષ વગેરેથી) રહિત છું અને મમતારહિત છું. વળી હું નિષ્કલ છું, નિર્વિકાર છું અને અમૃત(મોક્ષ)નું કારણ છું.[૬૨] હે નરપતિ! હું સુધા (દેવબલિ) છું, સ્વધા (પિતૃબલિ) છું અને સ્વાહા છું. હું મારા તેજથી અને તપોબળથી ચારે પ્રકારના (જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ) પ્રાણીઓને સ્નેહપાશરૂપ ગુણોથી (દોરડાથી) બાંધીને મારી માયાથી ધારણ કરી રહ્યો છું.[૬૩] હું ચાર આશ્રમરૂપ ધર્મ છું, વૈદિક ચાતુર્હોત્ર કર્મના ફળનો ભોક્તા છું, ચાર (પુરુષાર્થરૂપ) મૂર્તિવાળો છું, ચાર યજ્ઞોરૂપ છું અને ચારે આશ્રમોનો પાલક છું.[૬૪] હે યુધિષ્ઠિર! પ્રલયકાળ ઉપસ્થિત થાય છે, ત્યારે હું સર્વ જગતનો સંહાર કરી તેને મારા ગર્ભરૂપ કરું છું અને દિવ્ય યોગનો આશ્રય કરી શયન કરું છું.[૬૫]

એક હજાર યુગ સુધીની બ્રહ્માની રાત્રિ પર્યંત મહાસાગરમાં રહીને હું પુનઃ સ્થાવર–જંગમ સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરું છું.[૬૬] એ રીતે પ્રત્યેક સૃષ્ટિકાળે હું પ્રાણીઓનો સંહાર કરું છું અને પાછાં તેમને સરજું છું. છતાં તે પ્રાણીઓ મને જાણી શકતાં નથી; કેમ કે તેઓ મારી માયાથી મોહિત થયેલાં છે.[૬૭] જેમ એક શાંત દીપકની ગતિ જાણી શકાતી નથી; તેમ નિત્ય શોધવાયોગ્ય અને (પ્રકાશસ્વરૂપ હોવા છતાં) અંધકારસ્વરૂપ એવી મારી ગતિ પણ જાણી શકાતી નથી.[૬૮] હે રાજન્! આ જગતમાં એવું કોઈ પણ પ્રાણી નથી કે જેમાં હું ન હોઉં અને જે મારામાં ન હોય.[૬૯] આ સ્થૂલ–સૂક્ષ્મ જગત જ્યાં સુધી મિત્રભાવ-સ્વરૂપે હોય છે, ત્યાં સુધી જ તેમાં હું જીવસ્વરૂપે રહેલો છું.[૭૦] આ વિષયમાં અતિ વિશેષ શું કહેવું? સત્યસ્વરૂપે માત્ર એટલું જ તમને હું કહું છું કે, જગતમાં જે કંઈ ભૂતકાળમાં થયેલું છે, વર્તમાન-કાળમાં જોવામાં આવે છે અને ભવિષ્યકાળમાં જે થવાનું છે, તે સર્વ હું જ છું.[૭૧] હે ભારત! મેં મારા સ્વરૂપ એવાં સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કર્યાં છે, છતાં તેઓ મને પોતાને જ જાણી શકતાં નથી; કેમ કે તેઓ મારી માયાથી મોહિત છે.[૭૨] આ પ્રમાણે, હે રાજન્! દેવો, અસુરો તથા મનુષ્યો સહિત આ સર્વ જગત મારાથી જ ઉત્પન્ન થાય છે અને મારામાં જ લય પામે છે.[૭૩]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત વૈષ્ણવધર્મપર્વમાં 'યુધિષ્ઠિરની વૈષ્ણવધર્મ સંબંધી જિજ્ઞાસા' નામનો અધ્યાય ૧ લો સમાપ્ત

## अध्याय २ जो

### શ્રીકૃષ્ણનો ઉપદેશ–ચાર વર્ણોના ધર્મો

॥ वैशम्पायन उवाच ॥

एवमात्मोद्भवं सर्वं जगदुद्दिश्य केशवः।
धर्मान् धर्मात्मजस्याऽथ पुण्यानकथयत् प्रभुः॥

વૈશંપાયન બોલ્યા : આ પ્રમાણે સર્વ જગત-ને પોતાથી ઉત્પન્ન થયેલું કહીને પ્રભુ કેશવે યુધિષ્ઠિરને પવિત્ર ધર્મો કહેવા માંડ્યા.[૧] તેમણે કહ્યું કે, 'હે પાંડવ! પાપનો નાશ કરનારું, પવિત્ર અને પુણ્યસ્વરૂપ એવું ધર્મશાસ્ત્રનું મહાન ફળ હું તમને કહું છું, તે તમે સાંભળો.[૨] જે મનુષ્ય પવિત્ર, એકચિત્ત તથા તપયુક્ત થઈને આનું શ્રવણ કરે છે, તેને સ્વર્ગ, યશ, આયુષ્ય તથા ધર્મનો લાભ થાય છે, એમ સમજવું.[૩] તેમાં પણ જે પુરુષ મારો ભક્ત છે અને આના ઉપર શ્રદ્ધાળુ છે, તેનું જે પાપ આ જન્મમાં તથા પૂર્વજન્મમાં સંચિત થયેલું હોય છે, તે સર્વનો તત્કાળ નાશ થાય છે.[૪]

વૈશંપાયન બોલ્યા : શ્રીકૃષ્ણનું તે પવિત્ર તથા સત્ય વચન સાંભળીને ત્યાં અદૃશ્ય બેઠેલા દેવો, બ્રહ્મર્ષિઓ, ગંધર્વો, અપ્સરાઓ, ભૂતો, યક્ષો, ગ્રહો, ગુહ્યકો, સર્પો, વાલખિલ્ય મહાત્માઓ, તત્ત્વ-દર્શી યોગીઓ, ભગવાનના ભક્તો તથા પાંચ કાળ-(સાયં, પ્રાતઃ, મધ્યાહ્ન, અપરાહ્ન અને સંગવ)નું ઉપાસન કરનારા બીજા મહાપુરુષો ચિત્તમાં અત્યંત પ્રસન્ન થયા તથા એ પરમ અદ્ભુત વિષય-નો વિચાર કરવા લાગ્યા. આ સાંભળીને તેઓ આશ્ચર્ય પામ્યા અને તેમની ઇંદ્રિયો તથા મન પ્રફુલ્લ થયાં. તેઓ શ્રેષ્ઠ વૈષ્ણવધર્મરૂપ ભગવાનનું ધર્મ-શાસન સાંભળવા આતુર થઈને તેમના વાક્યને હૃદય-માં સ્થાપવા માટે મસ્તક વડે તેમને પ્રણામ કરવા લાગ્યા.[૫–૮] ભગવાન વાસુદેવે તેમને દિવ્ય દૃષ્ટિથી જોઈ લીધા હતા. આમ તે સર્વ મહાત્માઓ મસ્તક વડે હરિને પ્રણામ કરી પાપમુક્ત થયા હતા. વળી પ્રતાપી યુધિષ્ઠિરે તેમના તરફ જોઈને શ્રીકૃષ્ણ પ્રત્યે આ પ્રમાણે ધર્મપ્રશ્ન પૂછ્યો.[૯]

યુધિષ્ઠિર બોલ્યા : હે દેવ! બ્રાહ્મણની, ક્ષત્રિય-ની, વૈશ્યની તથા શૂદ્રની ગતિ કેવી થાય છે?[૧૦] બ્રાહ્મણ યમલોકમાં પાશથી કેમ બંધાય છે; તેમ જ

ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર પણ કેવી રીતે બંધાય છે? હે લોકનાથ! આ સર્વનાં કર્મોનું ફળ તમે મને કહો. હું તમને નમસ્કાર કરું છું.[૧૧]

વૈશંપાયન બોલ્યા : બુદ્ધિમાન યુધિષ્ઠિરે એ પ્રમાણે પૂછ્યું, એટલે શ્રીકૃષ્ણ ચારે વર્ણની કર્મથી થનારી ગતિ કહેવા લાગ્યા.[૧૨]

ભગવાન બોલ્યા : હે ધાર્મિકશ્રેષ્ઠ રાજા! વર્ણના ક્રમ પ્રમાણે જ હું ધર્મકથન કરું છું, તે તમે સાંભળો. હે નરોત્તમ! બ્રાહ્મણનું તો કોઈ પ્રકારનું દુષ્કૃત્ય હોતું જ નથી.[૧૩] જે બ્રાહ્મણો શિખા તથા યજ્ઞોપવીત (જનોઈ) ધારણ કરે છે, સંધ્યોપાસન કરે છે, અગ્નિમાં પૂર્ણાહુતિ આપે છે, વિધિ પ્રમાણે અગ્નિહોમ કરે છે, વૈશ્વદેવ કરે છે, અતિથિઓની પૂજા કરે છે, નિત્ય સ્વાધ્યાય કર્યા કરે છે, જપયજ્ઞ કરે છે, સાયંકાળે તથા પ્રાતઃકાળે હોમ કર્યા પછી ભોજન કરે છે, શૂદ્રના ભોજનનો ત્યાગ કરે છે, દંભ તથા અસત્યથી મુક્ત હોય છે, પોતાની સ્ત્રીમાં જ સંતુષ્ટ રહે છે, પાંચ યજ્ઞ કરવામાં પરાયણ રહે છે, અગ્નિહોત્રમાં હોમ કરે છે અને જેનાં સર્વ પાપોને હોમ પામેલા ત્રણ અગ્નિઓ બાળી નાખે છે, તે બ્રાહ્મણો પોતાનાં દુષ્ટ કર્મોનો નાશ કરી બ્રહ્મલોકમાં જાય છે.[૧૪-૧૭] ત્યાં વેદનું ગાન કરનારા ગંધર્વો સાવધાન થઈને તેમની અત્યંત સ્તુતિ કરે છે અને બ્રહ્મા પોતે તેનું પૂજન કરે છે. તેઓ જ્યાં સુધી આ સૃષ્ટિનો પ્રલય થાય છે, ત્યાં સુધી એ બ્રહ્મલોકમાં આનંદ કરે છે.[૧૮] તે પ્રમાણે જ ક્ષત્રિય રાજ્ય ઉપર રહી સ્વધર્મનું પાલન કરે છે, પ્રજાઓનું સારી રીતે પાલન કરે છે, પોતાનો છઠ્ઠો ભાગ લેવામાં જ સદા પ્રીતિ રાખે છે, યજ્ઞ તથા દાન કરવામાં આસક્ત રહે છે, ધૈર્યનિષ્ઠ રહે છે, પોતાની સ્ત્રીમાં સદા સંતુષ્ટ રહે છે, શાસ્ત્રને અનુસરે છે, તત્ત્વને જાણે છે, પ્રજાઓનું કાર્ય કરવામાં તત્પર રહે છે, બ્રાહ્મણોને ઇચ્છાનુસાર દાન આપે છે, નિત્ય પોતાના પોષ્યવર્ગનું પોષણ કરે છે, પ્રતિજ્ઞાને સત્ય કરે છે, નિત્ય પવિત્ર રહે છે અને લોભ તથા દંભનો ત્યાગ કરે છે, તે દેવોને પ્રાપ્ત થયેલી ઉત્તમ ગતિને પામે છે. ત્યાં દિવ્ય અપ્સરાઓ તથા ગંધર્વો ખાસ કરીને તેની સેવા કરે છે અને તે મહાતેજસ્વી થઈ ઇંદ્રનો સત્કાર પામી ક્રીડા કરે છે. આ પ્રમાણે એકસોવીસ યુગ પર્યંત ત્યાં દેવની પેઠે ક્રીડા કરીને તે આ મનુષ્યલોકમાં ચાર વેદ જાણનારા બ્રાહ્મણ તરીકે જન્મે છે.[૧૯-૨૩]

તે પ્રમાણે જ વૈશ્ય ખેતીવાડી તથા ગાયોનું પાલન કરવામાં તત્પર રહે છે, ધર્મની શોધમાં તત્પર રહે છે, દાનધર્મમાં પણ આસક્ત રહે છે, બ્રાહ્મણોની સેવા કરે છે, પ્રતિજ્ઞાને સત્ય કરે છે, નિત્ય પવિત્ર રહે છે, લોભ તથા દંભનો ત્યાગ કરે છે, સરળ રહે છે, પોતાની સ્ત્રીમાં સંતુષ્ટ રહે છે, હિંસા તથા દ્રોહનો ત્યાગ કરે છે, પોતાના વૈશ્યધર્મનો કદી ત્યાગ કરતો નથી અને દેવો તથા બ્રાહ્મણોની પૂજા કરે છે, તે સ્વર્ગગતિને પામે છે. ત્યાં અપ્સરાના સમુદાયો તેની સેવા કરે છે અને એકસો પાંત્રીસ યુગ સુધી ક્રીડા કરીને આ મનુષ્યલોકમાં પરાક્રમી રાજા થાય છે.[૨૪-૨૭] તે અવસ્થામાં પણ પચાસકોટિ સુવર્ણ તથા એક સો રત્ન તેને મળે છે અને હાથીઓ, ઘોડાઓ તથા રથોનો સ્વામી બની મોટા ભોગવૈભવો ભોગવે છે.[૨૮]

તે પ્રમાણે જ શૂદ્ર ત્રણે વર્ણોની નિત્ય સેવા કરે છે, બ્રાહ્મણોનો ખાસ કરી દાસ થઈ રહે છે, માગ્યા વિના દાન આપે છે, સત્ય તથા શૌચનું પાલન કરે છે, ગુરુ તથા દેવોનું પૂજન કરે છે, પરસ્ત્રીનો ત્યાગ કરે છે, બીજાઓને દુઃખ આપ્યા વિના જ પોતાના પોષ્યવર્ગનું પોષણ કરે છે અને સર્વ જીવોને અભયદાન આપે છે, તે સ્વર્ગલોકને

પામે છે. ત્યાં એક કરોડ વર્ષ સુધી ક્રીડા કરી તે પુણ્યશાળી શૂદ્ર આ મનુષ્યલોકમાં મહાધનવાન વૈશ્ય તરીકે જન્મે છે.[૨૯–૩૨]

આ પ્રમાણે સંસારમાંથી મુક્ત કરનારું અને સર્વ પાપકર્મોને દૂર કરનારું ધર્મ કરતાં શ્રેષ્ઠ બીજું કોઈ પણ સાધન નથી.[૩૩] માટે દુર્લભ મનુષ્યજન્મ પામીને નિત્ય ધર્માચરણ કરવું; કેમ કે ધર્માસક્ત મનુષ્યોને જગતમાં કંઈ પણ દુર્લભ નથી.[૩૪] હે રાજા! સ્વયંભૂ પરમાત્માએ રચેલો ધર્મ જ મનુષ્યને પ્રાપ્ત થયેલો હોય છે, તે મનુષ્ય એ ધર્મનું સારી રીતે આચરણ કરીને તે દ્વારા પાપનો નાશ કરે છે. કોઈ પણ મનુષ્યે પોતાના સહજ ધર્મનો (પોતાના વર્ણાશ્રમધર્મનો) કદી ત્યાગ કરવો નહિ; કેમ કે તે જ એનો સ્વધર્મ ગણાય છે અને તે દ્વારા જ એ સિદ્ધિ પામે છે. પોતાનો ધર્મ કોઈ અંશે વિગુણ હોય–અપૂર્ણ હોય; તોપણ એ જ ધર્મ તેના પાપને દૂર કરે છે અને એ જ પ્રમાણે જો પાપની વૃદ્ધિ થાય છે, તો ધર્મ પણ નાશ પામે છે.[૩૫–૩૭]

યુધિષ્ઠિર બોલ્યા: હે ભગવન્! હે દેવના દેવેશ! શુભ તથા અશુભનો (પુણ્ય તથા પાપનો) અનુક્રમે નાશ તથા વધારો કેવી રીતે થાય છે, એ સાંભળવાની મને ઉત્કંઠા છે.[૩૮]

ભગવાન બોલ્યા: હે રાજા! ધર્મનું સર્વ રહસ્ય સાંભળો. તે સનાતન છે અને અત્યંત દુર્જ્ઞેય છે. ઘણા મોટા મનુષ્યો પણ એમાં મગ્ન રહે છે.[૩૯] જેમ થોડું શીતળ જળ ગરમ જળ સાથે ભળી ગયું હોય, તો તત્કાળ તે ગરમ બની જાય છે અને તેની શીતળતા નાશ પામે છે, તેમ પુણ્ય થોડું હોય અને તે પુષ્કળ પાપ સાથે ભળી ગયું હોય, તો એ પુણ્ય તત્કાળ નાશ પામે છે.[૪૦] વળી ઉષ્ણ જળ થોડું હોય અને તેમાં ઘણું શીતળ જળ ભેળાય છે, તો તત્કાળ ઉષ્ણ જળ શીતળ થાય છે અને તેનું ઉષ્ણપણું નાશ પામે છે.[૪૧] તે જ પ્રમાણે પાપ થોડું હોય અને તે પુષ્કળ પુણ્ય સાથે ભળી ગયું હોય, તો તે પણ તત્કાળ નાશ પામે છે. આમાં કંઈ ખાસ વિચાર કરવા જેવું નથી.[૪૨] પણ હે રાજેન્દ્ર! પુણ્ય અને પાપ એ બંને જો સરખાં હોય, તો તેમાં જેને ગુપ્ત રાખવામાં આવે છે, તેની વૃદ્ધિ થાય છે અને જેને જગતમાં જાહેર કરવામાં આવે છે તેનો નાશ થાય છે.[૪૩]* હે રાજેંદ્ર! પાપના સંબંધમાં એવું છે કે, તેને પ્રસિદ્ધ કરવાથી અથવા તે વિષે પશ્ચાત્તાપ કરવાથી તેનો લગભગ નાશ થાય છે. તે જ પ્રમાણે હે માન આપનારા રાજા! કરેલો ધર્મ લોકમાં ગાઈ બતાવવાથી નાશ પામે છે.[૪૪] પણ એ બંનેને જો ગુપ્ત રાખવામાં આવે છે, તો તેમની વૃદ્ધિ જ થાય છે, એમાં કંઈ સંશય નથી. માટે ડાહ્યા મનુષ્યે કોઈ પણ પ્રકારે પાપને ગુપ્ત રાખવું નહિ, પણ પ્રયતનપૂર્વક જગતમાં તેને પ્રકટ કરી દેવું એટલે તેનો વિનાશ થાય. આ પ્રમાણે સમજી પાપને પ્રકટ કરવું ને ધર્મને ગુપ્ત રાખવો.[૪૫,૪૬]

ઇતિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વાંતર્ગત વૈષ્ણવધર્મપર્વમાં 'શ્રીકૃષ્ણના ઉપદેશમાં ચાર વર્ણોના ધર્મો' નામનો અધ્યાય ૨જો સમાપ્ત

* કહેવાનો ભાવ એ છે કે, પુણ્યકર્મને જો ગુપ્ત રાખવામાં આવે છે, તો તેની વૃદ્ધિ થાય છે અને લોકોમાં જો ગાઈ બતાવવામાં આવે છે, તો તેનો નાશ થાય છે તેમ જ પાપને જો ગુપ્ત રાખવામાં આવે છે, તો ઊલટું તે વધી પડે છે અને જનસમાજમાં તેને જો જાહેર કરી દેવામાં આવે છે, તો તેનો નાશ થાય છે.

# अध्याय ३ जो
## જન્મ, દાન તથા જીવિતની વ્યર્થતા અને સાર્થકતા

॥ वैशंपायन उवाच ॥

एवं श्रुत्वा वचस्तस्य धर्मपुत्रोऽच्युतस्य तु ।
पप्रच्छ पुनरप्यन्यं धर्मं धर्मात्मजो हरिम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: આ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચનો સાંભળી ધર્મપુત્ર યુધિષ્ઠિરે ફરી પણ શ્રીહરિને બીજા ધર્મો પૂછયા:[૧] 'હે પુરુષોત્તમ! કેટલા જન્મો વૃથા છે? કયાં દાનો વૃથા છે અને કયા પુરુષોનું જીવિત વૃથા છે?[૨] હે જનાર્દન! કેવી અવસ્થામાં આપેલા દાનને આ લોકમાં પુરુષ ભોગવે છે?[૩] હે કેશવ! ગર્ભાવસ્થામાં રહીને પુરુષ કયું દાનફળ ભોગવે છે? બાલ્યાવસ્થામાં રહીને કયું દાનફળ ભોગવે છે? યુવાવસ્થામાં કયા દાનફળને પામે છે અને હે કૃષ્ણ! વૃદ્ધાવસ્થામાં કયું દાનફળ પ્રાપ્ત થાય છે?[૪] હે વિભુ! કેવું દાન સાત્ત્વિક ગણાય છે? કેવું દાન રાજસિક ગણાય છે? કેવું દાન તામસિક ગણાય છે અને કેવું દાન મનુષ્યને તૃપ્ત કરે છે?[૫] કેવું દાન ઉત્તમ ગણાય છે? તેવાં ઉત્તમ દાનોનું ફળ શું છે અને કયું દાન ઉચ્ચ ગતિમાં, મધ્યમ ગતિમાં તથા અધમ ગતિમાં લઈ જાય છે? હે દેવના દેવ! આ સર્વ તમે મને કહો. એ જાણવાની મને ઇચ્છા છે તથા પરમ કુતૂહલ પણ છે. હે મધુસૂદન! તમારાં વચનો સત્ય તથા પવિત્ર છે.[૬,૭]

વૈશંપાયન બોલ્યા: એ પ્રમાણે પાંડુપુત્ર યુધિષ્ઠિરે આગ્રહપૂર્વક જુદા જુદા ધર્મપ્રશ્નો પૂછવા માંડ્યા, એટલે શ્રીકૃષ્ણે તેમને તે ધર્મો કહેવા માંડ્યા.[૮]

ભગવાન બોલ્યા: હે રાજન્! હું તમને ન્યાયયુક્ત તથા સત્ય વચનો કહું છું, તેને તમે સાંભળો. તે વચનો ઉત્તમ, પવિત્ર તથા સર્વ પાપને દૂર કરનાર છે.[૯] હે રાજા! ચૌદ જન્મો વૃથા છે, પંચાવન દાનો વૃથા છે અને છ પુરુષોનું જીવિત વૃથા છે. આ સર્વને હવે અનુક્રમે કહું છું.[૧૦,૧૧] ધર્મહત્યારાઓનો જન્મ વૃથા છે, લોભિયાઓ તથા પાપીઓનો જન્મ વૃથા છે, જેઓ (દેવાદિને નિવેદન કર્યા વિના) વૃથા ભોજન જમે છે અને જેઓ પરસ્ત્રીલંપટ હોય છે, તેમનો જન્મ પણ વૃથા છે. વળી હે પાંડવ! જેઓ ભોજનમાં ભેદ રાખનારા હોય છે, અસત્ય બોલનારા હોય છે, પોતાનો બાંધવો દુઃખી હોય છતાં જે એકલો મિષ્ટાન્ન ખાય છે; પિતા, માતા, ઉપાધ્યાય, ગુરુ, મામા તથા મામી આ પૂજ્યવર્ગનો જે વધ કરે છે અથવા તેમને ગાળો દે છે, જે બ્રાહ્મણ થઈને સંધ્યોપાસન કરતો નથી, જે દ્વિજ થઈને દેવબલિ તથા પિતૃબલિ આપતો નથી, જે શૂદ્રના અન્નનું ભોજન કરે છે, જે નરાધમો મારા, શંકરના, બ્રહ્માના તથા બ્રાહ્મણોના ભક્ત નથી અને જેઓ પાપાચારી હોય છે, તેમનો જન્મ વૃથા છે, એમ તમારે જાણવું. તેમ જ જે દાન અશ્રદ્ધા તથા અપમાનપૂર્વક આપ્યું હોય, દંભને લીધે આપ્યું હોય, જેને પાખંડીઓ લઈ ગયા હોય, જે દાન શૂદ્ર જેવા આચારવાળાઓને આપેલું હોય, જેને આપીને લોકમાં ગાઈ બતાવ્યું હોય, જે ક્રોધપૂર્વક અપાયું હોય, જેને આપીને પશ્ચાત્તાપ કર્યો હોય, દંભથી મેળવીને જેનું દાન કર્યું હોય, અસત્ય બોલીને સંપાદન કરેલાનું જે દાન આપ્યું હોય, બ્રાહ્મણના દ્રવ્યનું જે દાન કર્યું હોય, ચોરીથી મેળવીને જે દાન આપ્યું હોય, કોઈની હિંસા કરીને મેળવેલા ધનનું જે દાન કર્યું હોય, પતિત (કર્મભ્રષ્ટ) બ્રાહ્મણને જે આપ્યું હોય, વેદાધ્યયન નહિ કરનારાઓ પાસેથી મેળવીને જેનું દાન કર્યું હોય, સર્વ પાસે માગનારાઓએ જે દાન આપ્યું હોય, વ્રાત્યોએ (આચારભ્રષ્ટોએ) જે આપ્યું હોય, જે દાન આરૂઢપતિતો (નિવૃત્તિધર્મ સ્વીકારી પાછળથી

પ્રવૃત્તિધર્મમાં દાખલ થયેલાં)એ આપ્યું હોય, વ્યભિચારિણીના પતિએ આપ્યું હોય, સસરાના ભક્ત(ઘરજમાઈ)ને જે આપ્યું હોય, ગામના યાચક પાસેથી મેળવીને જે આપ્યું હોય, કૃતઘ્ન પાસેથી મેળવીને જે આપ્યું હોય, જે દાન ઉપપાતકી(પાસે રહીને પાપ કરાવનાર)ને આપ્યું હોય, વેદ વેચનારાને જે દાન આપ્યું હોય, સ્ત્રીને વશ રહેનારાને જે આપ્યું હોય, રાજાની સેવા કરનારાને જે આપ્યું હોય, જોશીને જે આપ્યું હોય, વશીકરણ કરનારાને જે આપ્યું હોય, શૂદ્રજાતિની સ્ત્રીના પતિને આપ્યું હોય, શસ્ત્ર ઉપર આજીવિકા ચલાવનારાને જે આપ્યું હોય, સેવાવૃત્તિ કરનારાને જે આપ્યું હોય, સર્પ પકડનારને જે આપ્યું હોય, પુરોહિતને જે આપેલું હોય, વૈદ્યને જે આપ્યું હોય, વણિકકર્મ કરનારાને જે આપ્યું હોય, ક્ષુદ્ર મંત્ર ઉપર જીવનારાને જે આપ્યું હોય, શૂદ્રવૃત્તિ કરનારાને જે આપ્યું હોય, દેવપૂજકવૃત્તિ કરનારાને જે આપ્યું હોય, દેવદ્રવ્યને ખાઈ જનારાને જે આપ્યું હોય, ચિત્રકામ કરનારાને જે આપ્યું હોય, રંગનારાને જે આપ્યું હોય, માંસ વેચી જીવનારાને જે આપ્યું હોય, સેવકને જે આપ્યું હોય, નામધારી બ્રાહ્મણને જે આપ્યું હોય, ઉપદેશ નહિ કરનારાને જે આપ્યું હોય, વ્યાજખાઉને જે આપ્યું હોય, અનાચારીને જે આપ્યું હોય, અગ્નિહોત્ર વિનાનાને જે આપ્યું હોય, સંધ્યોપાસન નહિ કરનારાને જે આપ્યું હોય, શૂદ્રોના ગામમાં વસનારાને જે આપ્યું હોય, મિથ્યા વેષધારીને જે આપ્યું હોય, સર્વનું ખાનારાને જે આપ્યું હોય, નાસ્તિકને જે આપ્યું હોય, ધર્મ વેચનારાને જે આપ્યું હોય, રંકવૃત્તિ કરનારાને જે આપ્યું હોય, ખોટી સાક્ષી આપનારાને જે આપ્યું હોય અને ગામમાં પ્રપંચી ગણાતાને જે દાન આપ્યું હોય, તે સર્વ દાનો વૃથા થાય છે. હે મહારાજ! આમાં કંઈ પણ સંશય નથી. હે યુધિષ્ઠિર! પૂર્વોક્ત સર્વ બ્રાહ્મણો વિપ્રોમાં અધમ ગણાય છે; તેથી તેઓ દાન લઈને પોતાને તારતા નથી, તેમ દાન આપનારાને પણ તારતા નથી.[૧૨-૩૧] હે રાજેંદ્ર! ઉપર કહેલા બ્રાહ્મણોને અનેક પ્રકારનાં દાનો આપ્યાં હોય; તોપણ તે સર્વ ભસ્મમાં હોમેલી આહુતિની પેઠે વૃથા થાય છે.[૩૨] વળી તેમને આપતાં જે કંઈ ફળ ઉત્પન્ન થાય છે, તેને રાક્ષસો તથા પિશાચો હર્ષિત થઈને લૂંટી લે છે.[૩૩]

હે યુધિષ્ઠિર! આ પ્રમાણે જે દાનો વૃથા થાય છે, તે મેં સક્ષેપમાં તમને કહ્યાં. હવે જેમનું જીવિત વૃથા છે, તે હું તમને કહું છું, સાંભળો. જે નરાધમો મારું, શંકરનું અથવા ભૂદેવ-બ્રાહ્મણોનું ભજન કરતા નથી કે તેમને સેવતા નથી, તેઓ વૃથા જીવે છે.[૩૪,૩૫] જે પુરુષો તર્કશાસ્ત્રને વળગી રહી કુદષ્ટિરૂપ માર્ગનો આશ્રય લે છે, દેવોની નિંદા કરે છે અને અનાચારી હોય છે, તેઓ વૃથા જીવે છે.[૩૬] જે નરાધમ પુરુષો કુશળ પુરુષોએ રચેલાં શાસ્ત્રોનો અભ્યાસ કરીને બ્રાહ્મણોની તથા યજ્ઞોની નિંદા કરે છે, તેઓ વૃથા જીવે છે.[૩૭] જે મૂઢ પુરુષો પોતે અનાચારી હોઈને દુર્ગાદેવીની, કાર્તિકસ્વામીની, વાયુની, અગ્નિની, જળની, સૂર્યની, પિતાની, માતાની, ગુરુની, ઇંદ્રની તથા ચંદ્રની નિંદા કરે છે, તેઓ વૃથા જીવે છે.[૩૮] જે પુરુષ પોતાની પાસે ધન હોવા છતાં દાનધર્મથી રહિત હોય છે અને પોતે એકલો મિષ્ટાન્ન ખાય છે, તે પણ વૃથા જીવે છે.[૩૯]

આ રીતે વૃથા જીવિત મેં તમને કહ્યું. હવે દાનના સમય હું તમને કહું છું. હે રાજા! તમોગુણયુક્ત ચિત્તથી જે દાન આપવામાં આવ્યું હોય, તેના ફળને પુરુષ ગર્ભાવસ્થામાં ભોગવે છે.[૪૦,૪૧] જે મનુષ્ય ઈર્ષ્યા તથા મત્સરથી યુક્ત થઈને દંભને માટે અથવા કોઈ સ્વાર્થના કારણે

દાન આપે છે, તેના ફળને તે બાલ્યાવસ્થામાં ભોગવે છે.[૪૨] જે મનુષ્ય ભોગ ભોગવવાને અશક્ત બન્યો હોય અને વ્યાધિઓથી અત્યંત પીડાયો હોય તેવી અવસ્થામાં દાન આપે છે, તેના ફળને તે વૃદ્ધાવસ્થામાં ભોગવે છે.[૪૩] પરંતુ જે મનુષ્ય શ્રદ્ધાયુક્ત તથા પવિત્ર થઈ, સ્નાન કરી, મન તથા ઇંદ્રિયોની પ્રસન્નતાપૂર્વક દાન આપે છે, તેના ફળને તે યુવાવસ્થામાં ભોગવે છે.[૪૪] વળી તે જ પ્રમાણે કોઈ સુપાત્ર મનુષ્યને પોતાને ઘેર લઈ જઈને ભક્તિપૂર્વક જે દાન અપાય છે, તે દાન સર્વકાળે ફળ આપનારું હોઈ મરણ પર્યંત પહોંચી શકે છે, એમ તમારે જાણવું.[૪૫] હે યુધિષ્ઠિર! દાનના તથા દાનના ફળના સાત્ત્વિક, રાજસિક અને તામસિક એવા ત્રણ ભેદો છે, તેમ જ એથી પ્રાપ્ત થનારી ગતિના પણ જુદા જુદા ત્રણ ભેદો છે, તેને હવે તમે સાંભળો.[૪૬] 'મારે દાન આપવું છે' આવી બુદ્ધિ કરીને જે દાન પોતાના પર ઉપકાર નહિ કરનારા કોઈ સુપાત્ર બ્રાહ્મણને આપવામાં આવે છે, તે દાનને સાત્ત્વિક કહેવામાં આવે છે.[૪૭] હે પાંડવ! જે દાન વેદાધ્યયન કરનારા દરિદ્ર અને મોટા પરિવારવાળા બ્રાહ્મણને અત્યંત હર્ષપૂર્વક આપવામાં આવે છે, તે દાનને રાજસિક કહેવામાં આવે છે.[૪૮] વળી જે દાન વેદનો અક્ષર પણ નહિ જાણનારા, પોતાના પર પ્રથમ ઉપકાર કરનારા અને સમૃદ્ધિમાન એવા કોઈ મૂર્ખ બ્રાહ્મણને આપવામાં આવે છે, તે દાનને પણ રાજસિક કહેવામાં આવ્યું છે.[૪૯] હે પાંડવ! ફળની ઇચ્છા રાખનારા જે પુરુષોએ જે દાન પોતાના સંબંધીને આપ્યું હોય તથા પ્રમાદી એવા કોઈ અપાત્ર બ્રાહ્મણને આપ્યું હોય, તે દાન પણ રાજસિક કહેવાય છે.[૫૦] જે દાન વૈશ્વદેવ નહિ કરનારાને, પોતાનાં વેદોક્ત કર્મથી ભ્રષ્ટ થનારાને તથા ચોરી કરી જીવનારાને આપવામાં આવ્યું હોય, તે દાન તામસિક કહેવાય છે.[૫૧] તેમ જ જે દાન ક્રોધપૂર્વક આપવામાં આવ્યું હોય, તિરસ્કાર કરીને આપ્યું હોય, મનમાં દુઃખી થઈને આપ્યું હોય, અપમાનપૂર્વક આપ્યું હોય અને પોતાના સેવકને આપ્યું હોય, તે દાન પણ તામસિક કહેવાય છે.[૫૨] હે રાજા! સાત્ત્વિક દાનનો દેવો, પિતૃઓ, મુનિઓ તથા અગ્નિઓ સ્વીકાર કરે છે અને તેથી તેઓ પ્રસન્ન થાય છે.[૫૩] દાનવો, દૈત્યો, ગ્રહો, યક્ષો તથા રાક્ષસો રાજસિક દાનનો સ્વીકાર કરે છે; પરંતુ પિતૃઓ તથા દેવતાઓ તો તેનો ત્યાગ જ કરે છે. પિશાચો તથા પ્રેતો તામસિક તથા મલિન કહેવાય છે અને તેઓ તામસિક દાનનો સ્વીકાર કરે છે. હવે તમે ત્રણ પ્રકારની ગતિ સાંભળો. સાત્ત્વિક દાનોનું ફળ ઉત્તમ મળે છે, રાજસિક દાનોનું ફળ મધ્યમ સાંપડે છે અને તામસિક દાનોનું ફળ અધમ પ્રાપ્ત થાય છે. જે દાન સામે જઈને આપવામાં આવ્યું હોય તેનું ઉત્તમ ફળ મળે છે; જે દાન પોતાને ઘેર બોલાવીને આપ્યું હોય તેનું મધ્યમ ફળ મળે છે; અને જે દાન યાચના કર્યા પછી આપેલું હોય તેનું અધમ ફળ મળે છે.[૫૪-૫૭] જે પુરુષ માગ્યા વિના દાન આપે છે તે ઉત્તમ ગતિ પામે છે; જે બોલાવીને દાન આપે છે તે મધ્યમ ગતિ પામે છે અને જે માગ્યા પછી દાન આપે છે તે અધમ ગતિને પામે છે.[૫૮] દૈવી ગતિ (દેવ તરીકેનો જન્મ) ઉત્તમ સમજવી, માનુષી ગતિ મધ્યમ સમજવી અને પશુ-પક્ષી વગેરેની ગતિ અધમ સમજવી. આ પ્રમાણે ત્રણ પ્રકારની ગતિ કહેવામાં આવી છે.[૫૯]

જે દાન સુપાત્ર, સદાચારી અને અગ્નિહોત્રી બ્રાહ્મણોને આપવામાં આવે છે, તેને અક્ષય કહ્યું છે.[૬૦] માટે હે રાજા! જે બ્રાહ્મણો વેદનિષ્ઠ હોઈને દરિદ્ર હોય તેમનું તમે પોષણ કરો અને જે બ્રાહ્મણો સમૃદ્ધિમાન હોય તેમનું તમે રક્ષણ

કરો.[61] જેઓ દરિદ્ર હોય અને ધનરહિત હોય તેમને દાન આપીને તમે સારી રીતે પૂજો; કેમ કે રોગીને ઔષધ આપવું તે સાર્થક છે. બાકી નીરોગીને ઔષધ આપવાની શી જરૂર છે?[62] દાન આપનારા પુરુષનું જે પાપ હોય છે, તે એની પાસેથી દાન લેનારને પ્રાપ્ત થાય છે અને દાન લેનારાનું જે પુણ્ય હોય છે, તે દાન આપનારાને મળે છે.[63] માટે પરલોકમાં પોતાનું હિત ઇચ્છ નારા પુરુષે વેદવિદ્યાથી પવિત્ર અને શૂદ્રના અન્નનો સદા ત્યાગ કરનારાઓને નિત્ય દાન આપવું. દાન-રૂપી એક મહાન નિધિ (ભંડાર) છે, તો તેનો પ્રયત્નપૂર્વક સંગ્રહ કરવો.[64] હે પાંડવ! જે પુરુષોની સ્ત્રીઓ પોતાના સ્વામી વગેરે કુટુંબીઓના ભોજન કરી રહ્યા પછી બાકી રહેલા અન્નને હજારો રૂપિયાની પ્રાપ્તિ કરતાં પણ અધિક માને છે, તેવા પુરષોને તમે દાન આપવા નિમંત્રણ કરો.[65] હે ભારત! અત્યંત દરિદ્ર પુરુષોનાં કુળને પ્રથમ આમંત્રણ આપી પછી તેમને નિરાશ કરવાં નહિ; કેમ કે એમ કરવાથી તેમની આશા નાશ પામે છે.[66]

હે નરશ્રેષ્ઠ! જેઓ મારા ભક્ત હોય, મારે શરણે આવેલા હોય, મારામાં પરાયણ રહેતા હોય, મારું જ યજન કરતા હોય અને મારો જ નિયમ લેનારા હોય, તેમનો અવશ્ય સત્કાર કરવો.[67] હે યુધિષ્ઠિર! તેવાઓને પવિત્ર કરવા માટે હું નિત્ય બન્ને સંધ્યા સમયે હાજર રહું છું, કેમ કે તે મારું અસ્ખલિત વ્રત છે.[68] માટે પાપરહિત એવા મારા ભક્તોએ નિત્ય સંધ્યાકાળે આત્મશુદ્ધિને માટે× અષ્ટાક્ષર મંત્રનો જપ કરવો. મારા ભક્ત નહિ એવા બીજા બ્રાહ્મણોનું પાપ પણ આ મંત્રનો જપ કરવાથી નાશ પામે છે. માટે બ્રાહ્મણે પોતાની શુદ્ધિને માટે બન્ને સંધ્યાકાળે તે મંત્રનું ઉપાસન કરવું.[69,70] તેવા બ્રાહ્મણની દૈવી કર્મમાં તથા શ્રાદ્ધકર્મમાં સત્કારપૂર્વક યોજના કરવી. પણ જો તે બ્રાહ્મણની નિંદા કરવામાં આવે છે, તો અગ્નિ જેમ કાષ્ઠને બાળે, તેમ તે શ્રાદ્ધકર્મને બાળી ભસ્મ કરી નાખે છે.[71] વળી મહાભારત, માનવધર્મ (મનુસ્મૃતિ), અંગો સહિત વેદો અને આયુર્વેદ આ ચારને આજ્ઞાસિદ્ધ (અર્થાત્ તે જે કહે છે તે સિદ્ધવત્ છે, સત્ય છે) કહેવામાં આવે છે; માટે તેમનો મિથ્યા હેતુઓથી કદી નાશ કરવો નહિ.[72] ધર્મવેત્તા પુરુષે કોઈ દેવ સંબંધી કર્મમાં બ્રાહ્મણો-ની પરીક્ષા કરવી નહિ; કેમ કે બ્રાહ્મણોની પરીક્ષા કરવામાં તેમની મહાન નિંદા થવાનો સંભવ છે. જે નરાધમ બ્રાહ્મણોની નિંદા કરે છે, તે પુરુષોમાં દૂષક હોઈને ગધેડાની તથા કૂતરાંઓની જાતિમાં જન્મે છે. બ્રાહ્મણોની નિંદા કરીને મનુષ્ય કૂતરો થાય છે, તેમના પર મિથ્યા અપવાદ નાખીને ગધેડો થાય છે, તેનું અપમાન કરવાથી કીડો થાય છે અને તેનો દ્વેષ કરવાથી પતંગિયું બને છે. બ્રાહ્મણો દુરાચારી હોય, સદાચારી હોય, મૂર્ખ હોય કે વિદ્વાન હોય, તોપણ તેમનું કદી અપમાન કરવું નહિ; કેમ કે તેઓ ભસ્મથી ઢંકાયેલા અગ્નિ જેવા છે.[73-76] ક્ષત્રિય, સર્પ અને વિદ્વાન બ્રાહ્મણ એ ત્રણ કદાચ કૃશ હોય, નિર્બળ અથવા નિર્ધન હોય; તોપણ બુદ્ધિમાન પુરુષે તેમનું કદી અપ-માન કરવું નહિ.[77] કેમ કે જો એ ત્રણનું અપ-માન કરવામાં આવે છે, તો તે અપમાન કરનારા પુરષને બાળી નાખે છે. આથી બુદ્ધિમાન પુરુષે ખાસ કરીને તેમનું અપમાન કરવું નહિ.[78] જેમ અગ્નિ સર્વ અવસ્થાઓમાં મહાન દૈવત ગણાય છે, તેમ બ્રાહ્મણ પણ સર્વ અવસ્થાઓમાં મહાન દૈવત કહેવાય છે.[79] વેદપારંગત પુરુષો-એ શરીરે કંઈ ખોડવાળા, કાણા, કૂબડા, ઠીંગણા એમ સર્વ બ્રાહ્મણોને દેવતા સંબંધી કર્મમાં

× અષ્ટાક્ષર મંત્ર 'શ્રીકૃષ્ણ: શરણં મમ' હોય એમ લાગે છે.

દાખલ કરવા.[૮૦] તેમને ક્રોધ ઉપજાવવો નહિ, તેમ તેમનું કંઈ અનિષ્ટ પણ કરવું નહિ, કેમ કે બ્રાહ્મણો ક્રોધરૂપી શસ્ત્રવાળા હોય છે અને તેઓ કદી શસ્ત્રધારી હોતા નથી.[૮૧] જેમ ઇંદ્ર વજ્ર વડે અસુરોનો નાશ કરે છે, તેમ બ્રાહ્મણો ક્રોધવડે શત્રુઓનો નાશ કરે છે. બ્રાહ્મણ જન્મતાંની સાથે મહાન દૈવત તરીકે ઉત્પન્ન થાય છે. હરકોઈ સામાન્ય બ્રાહ્મણ પણ પ્રાણીમાત્રના ધર્મકોષ-(ધર્મરૂપી ખજાના)ની રક્ષા કરવા માટે સરજાયો છે. તો પછી હે કુંતાપુત્ર! જેઓ નિત્ય સંધ્યો-પાસન કરે છે, તેમની તો શી વાત કરવી?[૮૨,૮૩] જેમના મુખ દ્વારા દેવતાઓ હવ્યભોજન કરે છે અને શ્રાદ્ધભોજન કરે છે, તે બ્રાહ્મણ કરતાં બીજું કોણ અધિક હોઈ શકે?[૮૪] બ્રાહ્મણની ઉત્પત્તિ જ ધર્મની શાશ્વતી મૂર્તિ ગણાય છે. બ્રાહ્મણ ધર્મા-ચરણને માટે જ ઉત્પન્ન થયેલો છે અને અંતે તે બ્રહ્મસ્વરૂપ થઈ શકે છે.[૮૫] બ્રાહ્મણ પોતાના જ અન્ન-નું ભોજન કરે છે, પોતાનાં જ વસ્ત્ર પહેરે છે અને પોતાના જ ધનનું દાન કરે છે. બ્રાહ્મણની કૃપાથી જ બીજા મનુષ્યો અન્નવસ્ત્રાદિનો ઉપભોગ કરે છે, માટે મારા ભક્ત બ્રાહ્મણોનું તમારે કદી અપ-માન કરવું નહિ. જે બ્રાહ્મણો આરણ્યક ઉપનિષદ-માં વર્ણવ્યા પ્રમાણે મને અત્યંત ગૂઢ તથા નિષ્કલ સ્વરૂપે જુએ છે, તેમનું ખાસ કરીને પૂજન કરવું. હે પાંડવ! જે બ્રાહ્મણો મારા ભક્ત હોય છે, તેમને ઘેર, પ્રવાસમાં, દિવસે તથા રાત્રે એમ સર્વ કાળે શ્રદ્ધાપૂર્વક પૂજવા જોઈએ. બ્રાહ્મણ સમાન કોઈ દેવ નથી, બ્રાહ્મણ સમાન કોઈ ગુરુ નથી, બ્રાહ્મણ સમાન કોઈ બંધુ નથી અને બ્રાહ્મણ સમાન કોઈ નિધિ (ખજાનો) નથી.[૮૬–૮૯] બ્રાહ્મણ કરતાં શ્રેષ્ઠ કોઈ તીર્થ નથી, બ્રાહ્મણ કરતાં શ્રેષ્ઠ કોઈ પુણ્ય નથી, બ્રાહ્મણ કરતાં અધિક કોઈ પવિત્ર નથી, અને બ્રાહ્મણ કરતાં શ્રેષ્ઠ કોઈ પાવક (પવિત્ર કરનાર) નથી. બ્રાહ્મણ કરતાં શ્રેષ્ઠ કોઈ ધર્મ નથી, તેમ જ બ્રાહ્મણ કરતાં શ્રેષ્ઠ કોઈ ગતિ નથી. કોઈ પણ સુપાત્ર બ્રાહ્મણ પાપકર્મથી ફેંકાયેલા તથા નરકમાં પડતા હરકોઈ પુરુષનું રક્ષણ કરે છે. સુપાત્ર બ્રાહ્મણમાં પણ જેઓ અગ્નિહોત્રી હોય છે, શૂદ્રના અન્નનો ત્યાગ કરનારા હોય છે અને મારા ભક્ત હોય છે, તેમને આપેલું દાન અક્ષય થાય છે.[૯૦–૯૨] મહાભક્ત એવા સંસ્કારી બ્રાહ્મણને જે દાન આપી-ને પૂજ્યો હોય, તેને વંદન કર્યું હોય, તેની સાથે વાતચીત કરી હોય અને તેનાં દર્શન કર્યાં હોય, તો તે સ્વર્ગમાં લઈ જાય છે.[૯૩] જે પુરુષો મારાં સ્તોત્રોનો પાઠ કરે છે અને નમસ્કાર કરે છે, તેમનું દર્શન કરીને તથા તેમનો સ્પર્શ કરીને મનુષ્ય પાપમુક્ત થાય છે. જેઓ મારા ભક્ત હોય છે, મારામાં જ જેમનો પ્રાણ રહેલો હોય છે, જેઓ મારું જ ગાન કર્યા કરે છે, મારામાં જ પરાયણ થઈ રહે છે, જેઓ માતૃકુળ તથા પિતૃ-કુળથી પવિત્ર હોય છે, વેદનિષ્ઠ હોય છે, ઇંદ્રિયો-ને વશ રાખનારા હોય છે અને શૂદ્રના અન્નનો ત્યાગ કરનારા હોય છે, તેઓ દર્શનમાત્રથી જ મનુષ્યને પવિત્ર કરે છે.[૯૪,૯૫] મનુષ્ય તેવા બ્રાહ્મણો-ને ઘેર લઈ જઈને તેમને ભક્તિપૂર્વક જે દાન આપે છે, તે દાન એક કરોડના દાન જેટલું ફળ આપે છે.[૯૬] હે રાજેંદ્ર! જે બ્રાહ્મણના હૃદયમાં જાગતાં, સૂતાં, પ્રવાસમાં તથા ઘરમાં એમ સર્વ અવસ્થામાં હું નાશ પામતો નથી, પણ ભાવ-પૂર્વક સ્થાપિત થયો હોઉં છું, તે ઉત્તમ બ્રાહ્મણ-ની પૂજા કરી હોય, તેનાં દર્શન કર્યાં હોય, તેને સ્પર્શ કર્યો હોય અથવા તેની સાથે વાત-ચીત કરી હોય; તોપણ તે મનુષ્યને પવિત્ર કરે છે.[૯૭,૯૮] એ રીતે હે પાંડવ! સર્વ અવસ્થાઓમાં મારા ભક્તોને આપેલાં સર્વ દાન સ્વર્ગમાર્ગને આપનારાં થાય છે.[૯૯]

અધ્યાય ૩ જો સમાપ્ત

## अध्याय ४थो

### પિતા–માતાની શુદ્ધિ–અશુદ્ધિ. બ્રાહ્મણ તથા ગાયત્રીનો મહિમા અને બ્રાહ્મણોનું અપમાન કરનારાઓને ભોગવવી પડતી નરકયાતના

॥ वैशंपायन उवाच ॥

**श्रुत्वैवं सात्त्विकं दानं राजसं तामसं तथा ।**
**पृथक् पृथक्त्वेन गतिं फलं चापि पृथक् पृथक् ॥१॥**

વૈશંપાયન બોલ્યા : આ પ્રમાણે સાત્ત્વિક, રાજસિક તથા તામસિક દાનનો મહિમા સાંભળીને તેમ જ જુદી જુદી ગતિ અને ભિન્ન ભિન્ન ફળ જાણીને ધર્મપ્રિય યુધિષ્ઠિર મનમાં પ્રસન્ન થયા. પણ જાણે અતૃપ્ત રહ્યા હોય, તેમ તેમણે પુનઃ શ્રીકૃષ્ણને પવિત્ર ધર્મામૃત વિષે આ પ્રમાણે પૂછ્યું : 'હે લોકેશ ! બીજ અને યોનિ (પિતા તથા માતા)-ની શુદ્ધિને લીધે પવિત્ર એવા પુરુષોનાં લક્ષણો તમે મને કહો. બીજના દોષથી મનુષ્યો કેવા પ્રકારના થાય છે, તે પણ કહો.[1-3] હે દેવોના ઈશ્વર ! હે કેશવ ! આચારના દોષો, બ્રાહ્મણોના ભેદો અને તેમના ગુણદોષોનું તમે સંપૂર્ણ વર્ણન કરો.[4] જે બ્રાહ્મણો ચારે વર્ણો પાસેથી પ્રતિગ્રહ કરે છે–દાનાદિ લે છે, તેમના સંબંધમાં પણ તમે મને કહો. કયા વિશેષ કર્મથી બ્રાહ્મણો પોતે તરે છે અને બીજાઓને તારે છે, તેનું પણ કથન કરો. હે દેવેશ ! હું તમારો ભક્ત છું અને તમને નમસ્કાર કરું છું.'[5]

ભગવાન બોલ્યા : હે રાજન્ ! બીજ અને યોનિના સંબંધમાં શુભ–અશુભ જે રીતે બને છે, તે તમે સાંભળો. હે પાંડવ ! શુદ્ધ બીજયોનિને લીધે આ લોક સ્થાયી રહી શકે છે, પણ અશુદ્ધ બીજયોનિથી તુરત નાશ પામે છે.[6] જે બ્રાહ્મણ અસ્ખલિત બ્રહ્મચર્યવાળો હોઈને વિધિ પ્રમાણે વર્તે છે, તેને જ શુદ્ધ બીજરૂપ જાણવો; કેમ કે તેનું બીજ (વીર્ય) શુભ–પવિત્ર હોય છે.[7] જે કન્યા અક્ષતયોનિ હોય, માતા–પિતાના બન્ને પક્ષથી કુળવાન હોય અને બ્રાહ્મ આદિ વિવાહથી વિધિ પ્રમાણે પરણાવેલી હોય, તેને જ ઉત્તમ સ્ત્રી તરીકે કહેવામાં આવે છે તેમ જ તેની યોનિ શુદ્ધ હોય છે.[8] પણ હે પુરુષશ્રેષ્ઠ ! જે સ્ત્રી મન, વચન કે કર્મથી પરપુરુષ સાથે ગમન કરે છે, તે ગર્ભાધાનને માટે યોગ્ય નથી.[9] જે પાપાત્મા પુરુષ તેવી સ્વૈરિણી સ્ત્રીને ઇચ્છે છે, તે પોતાનાં દશ પૂર્વનાં કુળને તથા દશ પાછળનાં કુળને નરકમાં પાડે છે.[10] હે રાજા ! કોઈ મૂઢબુદ્ધિ પુરુષ દુષ્ટ યોનિમાં વીર્ય-સિંચન કરે અને તેના વીર્યથી ઉત્પન્ન થયેલો બ્રાહ્મણ ષડંગ વેદને ભણેલો પાકે, તોપણ સત્પુરુષોએ ચાંડાલની પેઠે જ તેનો બહિષ્કાર કરવો જોઈએ.[11] જે સ્ત્રી મન, વચન કે કર્મથી વ્યભિચારિણી બને છે, તેને કુળનો ઘાત કરનારી જાણવી અને તેમાં ઉત્પન્ન થયેલા પુત્રને ચાંડાલ સમજવો. જે પુરુષો દુષ્ટ યોનિમાં ઉત્પન્ન થયેલા હોય તેઓ દૈવી કર્મમાં, પિતૃકર્મમાં, દાનમાં, ભોજનમાં, શયનમાં, સાથે વાતચીત કરવામાં તથા સાથે સંબંધ રાખવામાં પણ અયોગ્ય ગણાય છે.[12,13] માટે ડાહ્યા પુરુષે દુષ્ટ યોનિમાં કદી ગર્ભાધાન કરવું નહિ; છતાં પણ જે પુરુષ દુષ્ટ યોનિમાં ગર્ભ ઉત્પન્ન કરે છે, તે ત્રણ પેઢી સુધીના પોતાના કુળનો નાશ કરે છે.[14] કાનીન (કન્યાનો પુત્ર), સહોઢ (કન્યા પરણતી હોય તે સમયે તેના ગર્ભમાં રહેલો પુત્ર), કુંડ (ધણીના જીવતાં વ્યભિચારથી ઉત્પન્ન થયેલો પુત્ર), ગોલક (ધણી મરી ગયા પછી વ્યભિચારથી ઉત્પન્ન થયેલો પુત્ર), સંન્યાસાશ્રમ છોડી ગૃહસ્થાશ્રમમાં દાખલ થયેલા પુરુષથી ઉત્પન્ન થયેલો પુત્ર અને પતિતનો પુત્ર, આ છ પુત્રો બ્રાહ્મણક્ષેત્રમાં ઉત્પન્ન થયા હોય તોપણ બ્રાહ્મણચાંડાલ કહેવાય છે અને તેઓ

ચાંડાલ કરતાં પણ અધમ છે.[૧૫] જે પાપાત્મા પુરુષ પોતાની ઇચ્છાનુસાર વર્તી જ્યાંત્યાં વીર્યસિંચન કરે છે અથવા શૂદ્રજાતિની સ્ત્રી સાથે ગમન કરે છે, તેનું બીજ (વીર્ય) અશુદ્ધ થાય છે. તેવું અશુદ્ધ બીજ શુદ્ધ યોનિને માટે યોગ્ય નથી; કેમ કે કૂતરાએ ચાટેલા હવિષ્યની પેઠે તે બીજ શુદ્ધ યોનિને દૂષિત કરે છે. બ્રાહ્મણનું બીજ જો શૂદ્રયોનિમાં પડે છે, તો તે હાહાકાર કરે છે અને 'હું વિષ્ઠાના ખાડામાં પડેલ છું' એમ કહી દુઃખી થાય છે.[૧૬-૧૮] વળી તે બીજ જ્યારે પડે છે, ત્યારે તે 'આ પાપાત્માએ કામથી મોહિત થઈને મારો અધઃપાત કર્યો છે, માટે સત્વર તે અધોગતિને પામો' એવો શાપ આપે છે.[૧૯] આત્મા(એટલે પોતાના બીજ)ને મહાશ્રેષ્ઠ એવું શુક્લદૈવત કહેવામાં આવે છે, માટે પોતાના શુક્લદૈવતને સર્વ પ્રયત્ને પોતાને સ્વાધીન રાખવું.[૨૦] બ્રહ્મચર્યનું પાલન કરવાથી મનુષ્ય આયુષ્ય, બળ, વીર્ય, તેજ, જ્ઞાન, બુદ્ધિ, મહાન યશ, પુણ્ય અને મારી પ્રીતિ સંપાદન કરે છે.[૨૧] જે પુરુષો બ્રહ્મચર્યને ખંડિત કરતા નથી, ગૃહસ્થાશ્રમના આશ્રિત હોય છે અને પાંચ મહાયજ્ઞો કરવામાં તત્પર રહે છે, તેઓ પૃથ્વી પર ધર્મનું સ્થાપન કરી શકે છે.[૨૨] જેઓ નિત્ય સાયંકાળે તથા વિધિપૂર્વક સંધ્યોપાસન કરે છે, તેઓ વેદને નૌકારૂપ કરીને પોતે તરે છે અને બીજાઓને તારે છે.[૨૩] જે બ્રાહ્મણ વેદની પવિત્ર માતા દેવી ગાયત્રીનો જપ કરે છે, તે સમુદ્ર સહિત આખી પૃથ્વીનો પ્રતિગ્રહ (દાન તરીકે સ્વીકાર) કરે, તોપણ (પાપના ભારથી) દુઃખી થતો નથી.[૨૪] આકાશમાંના સૂર્યાદિ ગ્રહો પણ જો આ બ્રાહ્મણના સંબંધમાં વક્ર થયા હોય, તો તેઓ પણ એના તરફ સૌમ્ય, માંગલિક તથા કલ્યાણકારક થઈ રહે છે.[૨૫] જે દારુણ રાક્ષસો જ્યાંત્યાં ભરાઈ રહેલા હોય છે, ભયંકર દેખાવના હોય છે અને મહાપ્રચંડ શરીરવાળા હોય છે, તેઓ પણ એ બ્રાહ્મણનો પરાભવ કરી શકતા નથી.[૨૬] હે રાજન્! વેદોક્ત વ્રતનું જેમણે આચરણ કરેલું હોય છે, તેવા પુરુષો પૃથ્વી પર સર્વને પવિત્ર કરે છે; કેમ કે (તેઓ ગાયત્રીના ઉપાસક હોય છે અને) તે ગાયત્રી ચારે વેદો કરતાં પણ અત્યંત શ્રેષ્ઠ છે.[૨૭] હે યુધિષ્ઠિર! જેમણે વેદોક્ત વ્રતો આચર્યાં નથી અને જેઓ વિરુદ્ધ કર્મફળના આશ્રિત હોય છે તે નામધારી બ્રાહ્મણો પણ પૂજ્ય છે; તો પછી જેઓ નિત્ય સવારસાંજ બન્ને વખત સંધ્યોપાસન કરે છે તેઓ પૂજ્ય હોય એમાં શું આશ્ચર્ય?[૨૮] પ્રજાપતિ મનુ કહે છે કે, શીલ (ઉત્તમ ચારિત્ર) અધ્યયન, દાન, શૌચ (બાહ્ય-આભ્યંતર પવિત્રતા), માર્દવ (સૌમ્યપણું) અને સરળતા, આ ગુણો વેદ કરતાં પણ અધિક છે.[૨૯] જે સ્વધર્મનિષ્ઠ બ્રાહ્મણ 'भूर्, भुवर् અને स्वर्' આ ત્રણ વ્યાહૃતિઓરૂપ બ્રહ્મને જાણે છે, પોતાની સ્ત્રીમાં સંતુષ્ટ રહે છે અને જિતેંદ્રિય હોય છે, તે વિદ્વાન બ્રાહ્મણ ભૂમિનો દેવ કહેવાય છે.[૩૦] હે નરવ્યાઘ્ર! જે ઉત્તમ બ્રાહ્મણો નિત્ય સંધ્યોપાસન કરે છે, તેઓ અવશ્ય બ્રહ્મલોકમાં જાય છે.[૩૧] કેવળ ગાયત્રીને જ જાણનારો છતાં સારી રીતે ઇંદ્રિયોને વશ રાખનારો બ્રાહ્મણ શ્રેષ્ઠ છે; પરંતુ ચારે વેદને જાણતો હોવા છતાં ઇંદ્રિયોને વશ રહેનારો, સર્વ વર્ણનું ખાનારો અને સર્વ પ્રકારના રસ(દહીં, દૂધ, ઘી વગેરે)ને વેચનારો બ્રાહ્મણ શ્રેષ્ઠ નથી.[૩૨] પૂર્વે બ્રહ્માદિ દેવોએ તથા દેવર્ષિઓએ ગાયત્રીને તથા ચારે વેદોને ત્રાજવામાં નાખી તોળી જોયા હતા; પણ તે વેળા ચારે વેદો કરતાં ગાયત્રી જ વિશેષ થઈ હતી.[૩૩] હે પાંડવ! જેમ પ્રફુલ્લિત થયેલા પુષ્પમાંથી ભમરાઓ તેના સારરૂપે મધ ગ્રહણ કરે છે, તેમ સર્વ વેદોમાંથી ગાયત્રીને જ તેના સારરૂપે

ગ્રહણ કરવામાં આવી છે. તેથી હે રાજા! ગાયત્રી સર્વ વેદોના પ્રાણરૂપ છે. ગાયત્રી વિનાના વેદો ખરેખર નિર્જીવ જ છે.[૩૪,૩૫] ગાયત્રીનો નિત્ય પાઠ કરનારો અને શીલ-સદાચારથી યુક્ત એવો બ્રાહ્મણ શ્રેષ્ઠ છે; પણ ચારે વેદને જાણતો હોવા છતાં ઇંદ્રિયોને વશ રહેનાર શીલભ્રષ્ટ બ્રાહ્મણ તો નિંદનીય જ છે.[૩૬] માટે હે કુંતાપુત્ર! સર્વ પાપનો નાશ કરનારી ગાયત્રીનો જપ કરો. તેના હજાર જપ ઉત્તમ ગણાય છે, સો જપ મધ્યમ ગણાય છે અને દશ જપ સામાન્ય ગણાય છે.[૩૭]

યુધિષ્ઠિર બોલ્યા : હે ત્રણ લોકના નાથ શ્રીકૃષ્ણ! તમે પ્રાણીમાત્રના આત્મા છો, ભિન્ન ભિન્ન યોગ-ધર્મમાં પરાયણ રહો છો અને સર્વ કરતાં શ્રેષ્ઠ છો. તમે કયું કર્મ કરવાથી પ્રસન્ન થાઓ છો?[૩૮]

ભગવાન બોલ્યા : હે ભારત! કોઈ પુરુષ એક હજાર ભાર ગૂગળનો મારી પાસે ધૂપ કરે, મને નમસ્કાર કરે, બલિદાન આપે અને ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદની સ્તુતિઓથી મારી સ્તુતિ કરે, તોપણ તે જો બ્રાહ્મણોને નસંતોષે તો હું પ્રસન્ન થતો નથી.[૩૯,૪૦] હે ભરતશ્રેષ્ઠ! બ્રાહ્મણોની પૂજા કરવાથી મારી પણ પૂજા થાય છે અને બ્રાહ્મણોની નિંદા કરવાથી મારી પણ નિંદા કરેલી ગણાય છે.[૪૧] જે મનુષ્યો બ્રાહ્મણોની પૂજા કરે છે, તેમની મારામાં ઉત્તમ ગતિ થાય છે; કેમ કે પૃથ્વી પર બ્રાહ્મણરૂપે હું જ વસું છું. હે પુરુષશ્રેષ્ઠ! જે ડાહ્યો પુરુષ મારામાં મન રાખીને બ્રાહ્મણોની પૂજા કરે છે, તેને હું મારા પોતાના જ સ્વરૂપે જોઉં છું.[૪૨] બ્રાહ્મણો ઠૂંઠડા હોય, કાણા હોય, ઠીંગણા હોય, દરિદ્ર હોય અને રોગી હોય, તોપણ ડાહ્યા મનુષ્યોએ તેમનું કદી અપમાન કરવું નહિ; કેમ કે તે બ્રાહ્મણો મારું જ રૂપ છે.[૪૩,૪૪] સમુદ્ર સુધીની પૃથ્વી પર જે કોઈ ઉત્તમ બ્રાહ્મણો છે, તેઓ મારું જ સ્વરૂપ છે; માટે તેમનું પૂજન કરવાથી મારું જ પૂજન કરેલું ગણાય છે.[૪૫] ઘણા અજ્ઞાની મનુષ્યો આ વાતને જાણતા નથી કે, હું જ બ્રાહ્મણસ્વરૂપે પૃથ્વી પર વસું છું.[૪૬] કોઈ પુરુષો બ્રાહ્મણોનું અપમાન કરે છે, તેમને સ્વધર્મથી ભ્રષ્ટ કરે છે, જુદાં જુદાં કામ કરવા માટે મોકલે છે અને પોતાની સેવા કરાવે છે, તે પુરુષો મરણ પામે છે ત્યારે કારીગરો જેમ દોરી છાંટીને કરવત વડે વહેરે છે, તેમ પરલોકમાં મહાબળવાન યમદૂતો તેમને પોતાની ઇચ્છાનુસાર વહેરે છે.[૪૭,૪૮] જેઓ બ્રાહ્મણોને ગાળો ભાંડીને તથા તેમની નિંદા કરીને પોતે આનંદ માને છે, તેઓ મરણ પામીને જ્યારે યમલોકમાં જાય છે, ત્યારે ક્રૂર અને લાલ નેત્રવાળો યમરાજા તેમને પૃથ્વી પર પાડી નાખે છે, તેમની છાતી ઉપર પગ મૂકે છે અને અગ્નિવર્ણી (તપાવીને લાલચોળ કરેલા) સાણસાઓથી તેમની જીભ બહાર ખેંચી કાઢે છે. જે પાપી પુરુષો વેદોક્ત માર્ગથી દૂર હોઈ બ્રાહ્મણોના અભક્ત હોય છે, નિત્ય તેમનો દ્વેષ કરે છે અને પાપી દૃષ્ટિથી તેમના તરફ જુએ છે, તેમનાં ચક્ષુને (મરણ પછી પરલોકમાં) મહાબળવાન, ભયંકર, મહાપ્રચંડ શરીરવાળાં અને વાંકાં મુખવાળાં પક્ષીઓ યમની આજ્ઞાથી એક મુહૂર્ત જેટલા સમયમાં બહાર ખેંચી કાઢે છે. જે મનુષ્યો બ્રાહ્મણને પ્રહાર કરે છે, તેના શરીરમાંથી લોહી કાઢે છે, તેનું હાડકું ભાંગી નાખે છે અથવા તેને પ્રાણમુક્ત કરે છે, તેઓ અનુક્રમે એકવીસ નરકમાં જાય છે.[૪૯-૫૩] પાછળથી તેમને શૂળી ઉપર ચઢાવવામાં આવે છે અને અગ્નિમાં રાંધી નાખવામાં આવે છે. આમ અનેક હજાર વર્ષો સુધી નીચે મસ્તકે રંધાતા તે દુષ્ટબુદ્ધિ મનુષ્યો કદી મુક્ત થતા નથી અને તેમની એ ગતિ પણ કદી બદલાતી નથી.[૫૪] જે પુરુષો વિચારપૂર્વક બ્રાહ્મણોનો વધ કરવાને હલ્લો કરે

છે, તે એક લાખ વર્ષ પર્યંત તામિસ્ર નામના નરકમાં રંધાય છે.[૫૫] જે પુરુષો ક્રોધબુદ્ધિપૂર્વક બ્રાહ્મણોના શરીરમાંથી લોહી કાઢે છે, તે પણ અનુક્રમે એકવીસ નરકોમાં જાય છે.[૫૬] માટે બ્રાહ્મણોને કંઈ અમંગલ વચન કહેવું નહિ, તેમના તરફ તુચ્છ વર્તન રાખવું નહિ, તેમને કઠોર વાણી કહેવી નહિ અને તેમનું કદી અપમાન પણ કરવું નહિ.[૫૭] જે મહાપુરુષો મધુર વાણીથી બ્રાહ્મણોનો સત્કાર કરે છે, તેમણે મારું જ પૂજન કરેલું તથા મારી જ સ્તુતિ કરેલી ગણાય છે, એમાં સંશય નથી.[૫૮] વળી હે ભારત ! જેઓ બ્રાહ્મણોનો તિરસ્કાર કરે છે અને તેમને ગાળો ભાંડે છે, તેમણે મને જ ગાળો ભાંડી છે અને મારો જ તિરસ્કાર કર્યો છે, એમાં કંઈ પણ સંશય નથી.[૫૯] જે પુરુષો ચંદન, અગરના ધૂપ તથા દીપક નિવેદિત કરીને મારી કાષ્ઠપ્રતિમાનું પૂજન કરે છે, તેમણે વાસ્તવિક રીતે મારું પૂજન કર્યું ગણાતું નથી; કેમ કે બ્રાહ્મણોના પૂજનથી જ મારું સારી રીતે પૂજન થાય છે.[૬૦] હું પોતે પણ બ્રાહ્મણોની કૃપાથી પૃથ્વીને ધારણ કરું છું, બ્રાહ્મણોની કૃપાથી અસુરોને જીતું છું, બ્રાહ્મણોની કૃપાથી દક્ષિણાવાળો છું અને બ્રાહ્મણોની કૃપાથી અજિત છું.[૬૧]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત વૈષ્ણવધર્મપર્વમાં 'પિતા-માતાની શુદ્ધિ-અશુદ્ધિ, બ્રાહ્મણ તથા ગાયત્રીનો મહિમા અને બ્રાહ્મણોનું અપમાન કરનારાઓને ભોગવવી પડતી નરકયાતના' નામનો અધ્યાય ૪ થો સમાપ્ત

## अध्याय ५मो

### યમનગરનો માર્ગ

॥ युधिष्ठिर उवाच ॥

देवदेवेश दैत्यघ्न परं कौतूहलं हि मे ।
एतत्कथय सर्वज्ञ त्वद्भक्तस्य च केशव ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે દેવદેવેશ ! હે દૈત્યનાશન ! હે સર્વજ્ઞ કેશવ ! મને તમારા ભક્તને એક પરમ આશ્ચર્ય ઉત્પન્ન થયું છે. તે તમે કહો.[૧] આ મનુષ્યલોકને તથા યમલોકને કેટલું છેટું છે, તે કેવો છે, તેનું પ્રમાણ કેટલું છે અથવા તેનું મૂળ આશ્રયસ્થાન શું છે ? હે દેવ ! હે માધવ ! કયા ઉપાયથી મનુષ્યો એ લોકોને તરી જાય છે?[૨] હે મહાદેવ ! પ્રાણીનો જીવ શુભ-અશુભ કર્મોથી કર્મલોકમાં બંધાયેલો હોય છે. સ્થૂળ શરીરના ત્યાગ પછી યમના દારુણ પાશોથી બંધાઈને યમલોક તરફ ઘસડાતો હોય છે. ત્યારે તે દુઃસહ, ભયંકર અને ઘોર પરાક્રમવાળા યમદૂતોથી માર ખાતો હોય છે, તિરસ્કાર કરાતો હોય છે અને યમની આજ્ઞાથી નાસભાગ કરતો હોય છે. તે સમયે તેને ત્વચા, હાડકાં અને માંસથી રહિત તથા પાંચ મહાભૂતોથી મુક્ત થયેલા (લિંગ)શરીરમાં સુખ-દુઃખનો સંપૂર્ણ અનુભવ કેવી રીતે થાય છે, તે મને કહો.[૩-૫] પુણ્યપાપને કરનારો જીવ (યમલોકમાં) સુખ-દુઃખનો સંપૂર્ણ અનુભવ કેવી રીતે કરે છે અને દુઃસહ એવા યમદૂતો અહીંથી તેને કેવી રીતે લઈ જાય છે ?[૬] હે દેવ ! ત્યાં ગયેલા મનુષ્યો શું કર્મ કરે છે? દેવતા અને બ્રાહ્મણોનું પૂજન કરનારા ધાર્મિક પુરુષો ત્યાં કેવી રીતે જાય છે? તેમ જ પાપકર્મ કરનારા મનુષ્યો એ યમનગરમાં કેવી રીતે જાય છે ?[૭] હે કેશવ ! જીવ નિત્ય યમલોકમાં જાય છે, ત્યારે તેનું સ્વરૂપ કેવું હોય છે? તેનું પ્રમાણ કેટલું હોય છે અને તેનો વર્ણ કેવો હોય છે, તે પણ મને કહો.[૮]

ભગવાન બોલ્યા : હે રાજન્ ! જે વિષે તમે મને પૂછો છો તે વિષે તમે યથાવત્ સાંભળો. હે નરેશ્વર ! તમે મારા ભક્ત છો, તેથી હું તમને કહું છું.[૯] હે યુધિષ્ઠિર ! મનુષ્યલોકને તથા યમલોકને છ્યાસી હજાર યોજનનું અંતર છે.[૧૦] ત્યાં વૃક્ષોની છાયા નથી, તળાવ નથી, સરોવર નથી, વાવો નથી, નાની તળાવડીઓ નથી અને કૂવા નથી.[૧૧] ત્યાં મંડપ નથી, સભા નથી, નદી નથી, તેમ ક્યાંય

ગુફા પણ નથી.[१२] ત્યાં હે યુધિષ્ઠિર ! ગામ નથી, આશ્રમ નથી, બગીચો નથી, વન નથી અને તે માર્ગમાં કોઈ આશ્રયસ્થાન પણ નથી.[१३] જે સમયે પ્રાણીનો કાળ સમીપ આવે છે, તે સમયે તે વેદનાને લીધે પીડાય છે અને (જીવનના) કારણરૂપ એવા પ્રાણ તેના કંઠમાં આવી શરીરને ત્યજી જાય છે.[१४] એ રીતે પ્રાણવાયુને લીધે પરાધીન થયેલો જીવ શરીરમાંથી ચાલી નીકળે છે અને વાયુ સ્વરૂપ થઈ છ કોશવાળા શરીરમાંથી નીકળી જાય છે.[१५] તે વખતે એના જ સ્વરૂપવાળું અને એના જ પ્રમાણનું બીજું એક અદશ્ય શરીર તૈયાર હોય છે, તેમાં તે જીવ અદશ્ય રીતે દાખલ થાય છે.[१६] એ જીવ જ પ્રાણીઓનો અંતરાત્મા છે, આઠ (પ્રકૃતિરૂપ) અંગવાળો થઈને સર્વત્ર વિચરે છે અને છેદન, ભેદન, દાહ તથા તાડનથી પણ તે નાશ પામતો નથી.[१७] અનેક સ્વરૂપને ધારણ કરનારા, મહા ઉગ્ર અને પ્રચંડ સાધનોવાળા એવા ભયંકર યમદૂતો તે જીવને યમની આજ્ઞાથી લઈ જાય છે.[१८] સંસારમાં પુત્ર અને સ્ત્રીરૂપ પાશોથી બંધાઈને તે જીવ બળાત્કારે પરવશ થઈ પડેલો હોય છે; અને તે જ્યારે યમનગર તરફ ચાલી નીકળે છે, ત્યારે તેણે કરેલાં પુણ્યપાપરૂપી કર્મો તેની પાછળ જ નીકળી પડે છે.[१९] એ વખતે દુઃખથી પીડાયેલાં તેનાં કુટુંબીઓ કરુણ વિલાપ કરે છે, પણ જીવ તો તે સર્વનો ત્યાગ કરીને કોઈની અપેક્ષા રાખ્યા વિના ચાલ્યો જાય છે.[२०] માતાઓ, પિતાઓ, ભાઈઓ, મામાઓ, સ્ત્રીઓ, પુત્રો તથા મિત્રો રુદન કરતા જ રહે છે અને તે જીવ તેમને ત્યજી જાય છે.[२१] જેમનાં મુખ અને નેત્રો અશ્રુથી ઊભરાઈ રહેલાં હોય છે, એવાં પોતાનાં દીન સંબંધીઓથી અદશ્ય રહીને જીવ પોતાના શરીરનો ત્યાગ કરી વાયુરૂપે ચાલ્યો જાય છે.[२२] તે જે માર્ગે પ્રયાણ [illegible] માર્ગ અંધકારથી છવાયેલો છે, અપાર છે, મહાઘોર છે, દુઃખથી વીંટાયેલો છે, છેવટમાં પણ દુઃખરૂપ છે, દુઃખ પાર જઈ શકાય તેવો છે, પાપકર્મ કરનારાઓને દુર્ગમ છે અને મહાદુઃખે સહાય મેળવી શકાય તેવો છે. હે નરશ્રેષ્ઠ ! તે દુરંત છે, દુઃખથી જોઈ શકાય તેવો છે, દુષ્પ્રાપ્ય છે, મહાદુઃખે ચલાય તેવો છે અને પાપિષ્ઠ પુરુષોને અતિ દુઃખરૂપ છે.[२३,२४] હે રાજા ! ઋષિઓ પરંપરાથી આ માર્ગનું વર્ણન કરી રહ્યા છે અને કથાઓમાં પણ તે જ્યારે સાંભળવામાં આવે છે, ત્યારે લગભગ ત્રાસ ઉપજાવે છે.[२५] હે યુધિષ્ઠિર ! મનુષ્યનો કાળ જ્યારે પ્રાપ્ત થાય છે, ત્યારે પોતાના બંધુઓનો, ભોગ-વૈભવોનો તથા ધનનો ત્યાગ કરી તેને અવશ્ય તે માર્ગે જવું પડે છે.[२६] જરાયુજ (મનુષ્યાદિ), અંડજ (પક્ષી આદિ), સ્વેદજ (માંકડ-મચ્છર વગેરે) અને ઉદ્‌ભિજ્જ (વૃક્ષ-લતાદિ) આ સર્વ સ્થાવર-જંગમ પ્રાણીઓએ યમસદનમાં જવાનું છે.[२७] દેવો, અસુરો તથા મનુષ્યો વગેરે સર્વ કોઈએ યમરાજાને વશ થવાનું છે, તેમ જ સ્ત્રીઓ, પુરુષો તથા નપુંસકો વગેરે જે કોઈને જીવસંજ્ઞા લાગુ થયેલી છે, તેમણે યમદેવને અધીન થવાનું છે જ.[२८] મધ્યમ વયના, યુવાન, બાળક, વૃદ્ધ અને જેઓ માત્ર જન્મેલા જ હોય છે તથા ગર્ભમાં જ સ્થિતિ કરી રહેલા હોય તે સર્વેએ તે મહામાર્ગે સિધાવી જવાનું છે જ.[२९] હે રાજા ! દિવસના પૂર્વભાગમાં, પાછળના ભાગમાં, સંધ્યાકાળે, રાત્રિના આરંભસમયે, મધ્યરાત્રે અથવા પરોઢિયે, એમ હરકોઈ કાળે પ્રવાસમાં ફરનારાઓએ કે વનમાં રહેનારાઓએ, પર્વતમાં રહેનારાઓએ કે જળમાં રહેનારાઓએ, ક્ષેત્ર (ખેતર)માં રહેનારાઓએ કે ઘરમાં રહેનારાઓએ ભોજન કરતાં, પાન કરતાં, ભક્ષણ કરતાં, બેઠાં બેઠાં, ઊભાં ઊભાં, શયનમાં રહીને, જાગતાં જાગતાં અથવા નિદ્રાવશ અવસ્થામાં પણ તે મહામાર્ગે જવાનું છે જ.[३०-३२]

મૃત્યુના દુઃસહ દૂતો મહાઉગ્ર હોય છે અને પ્રચંડ શાસન (શિક્ષા) કરનારા હોય છે—તેમનાથી તિરસ્કાર કરાતાં સર્વ પ્રાણીઓ પરાધીન થઈને યમસદન તરફ ચાલી નીકળે છે.[૩૩] ક્યાંક ભયભીત થઈને, ક્યાંક બેભાન થઈને, ક્યાંક ઠોકર ખાઈને, ક્યાંક બૂમો પાડીને અને ક્યાંક વેદનાથી વિહ્વળ થઈને પણ યમસદનમાં જવું પડે છે.[૩૪] તિરસ્કાર કરાતા, ઉદ્વેગ પામેલા, કંપી રહેલા, ભયથી વિહ્વળ, શરીરે દુઃખ પામતા અને તર્જના કરાતા સર્વ કોઈએ તે માર્ગે જવાનું છે.[૩૫] જે મનુષ્યોએ કદી દાન કર્યું નથી, તેમણે ધીકતી રેતી અને ધૂળવાળા તથા પુષ્કળ કાંટાઓવાળા માર્ગમાં બળતાં બળતાં જવું પડે છે. જે મનુષ્યો ધર્મથી રહિત હોય છે, તેમણે લાકડીઓ, પથરા, શિલાઓ, ધોકા, બળતાં ઠોબાડિયાં, ચાબુકો અને અંકુશોના માર ખાતાં ખાતાં યમનગરમાં જવું પડે છે. જેઓ જીવોની હિંસા કરે છે, તેમનાં મુખો અને ગાત્રો ચરબી, રુધિર તથા પરુ વગેરેથી ખરડાય છે, ઘાવયુક્ત થાય છે અને તેમને બળબળતા રુધિરથી ઊભરાઈ રહેલા માર્ગે જવું પડે છે. જીવોની હત્યા કરનારાએ વેદનાથી વિહ્વળ થઈને મોટી બૂમો પાડતાં, વિલાપ કરતાં અને પડતાં પડતાં જવું પડે છે.[૩૬-૩૯] જીવોની હિંસા કરનારાઓના હાથ, પગ અને સાથળો ભાંગી નાખવામાં આવે છે, તેમની જાંઘ તથા મસ્તકો મરડી નાખવામાં આવે છે અને તેમના કાન, હોઠ તથા નાક કાપી નાખવામાં આવે છે. આ અવસ્થાએ તેમને યમનગરમાં જવું પડે છે.[૪૦] જીવોનો ઘાત કરનારાઓનાં શરીરોને શક્તિઓ, ભિંદિપાલો, ખીલાઓ, તોમરો તથા બાણો વગેરે શસ્ત્રો ભોંકીને વીંધી નાખવામાં આવે છે અને તે સ્થિતિમાં તેમને યમનગરમાં જવું પડે છે.[૪૧] જેઓ માંસ માટે જીવવધ કરે છે તેમને કૂતરાંઓ, વાઘો, નહારો અને કાગડાઓ ચોતરફથી ફાડી ખાય છે, રાક્ષસો અત્યંત દુઃખ દે છે અને એજ અવસ્થાએ તેમને યમસદનમાં દાખલ થવું પડે છે.[૪૨] જેઓ માંસભક્ષણ કરે છે તેમને પાડાઓ, મૃગો, ભૂંડો તથા પૃષત્‌જાતિનાં પ્રાણીઓ માર્ગમાં ખાવા માંડે છે અને એ અવસ્થાએ તેમને યમનગરમાં જવું પડે છે.[૪૩] જે પાપિષ્ટ મનુષ્યો બાળહત્યા કરે છે તેમને સોય સમાન અતિ તીક્ષ્ણ મુખવાળી માખીઓ ચોતરફથી ડંખ દે છે અને આ સ્થિતિમાં તેઓ યમમાર્ગે જાય છે.[૪૪] જેઓ વિશ્વાસુ સ્વામી(શેઠ)ને, મિત્રને અથવા સ્ત્રીને મારે છે તેમને યમદૂતો શસ્ત્રોના પ્રહારો કરે છે અને તે સ્થિતિમાં તેઓ યમનગર તરફ જાય છે.[૪૫] જેઓ જીવોનું ભક્ષણ કરે છે અથવા તેમને દુઃખ ઉપજાવે છે, તેમને રાક્ષસો તથા કૂતરાંઓ ફાડી ખાય છે અને તે સ્થિતિએ તેઓ યમલોકમાં જાય છે.[૪૬] જે મનુષ્યો પારકાં વસ્ત્રો, શય્યાઓ અને પાગરણોની ચોરી કરે છે, તેઓ પિશાચોની પેઠે નગ્નાવસ્થામાં આમતેમ નાસભાગ કરતા એ મહામાર્ગે જાય છે.[૪૭] જે પાપી દુરાત્માઓ પારકી ગાયો, ધાન્ય, સુવર્ણ, ખેતર તથા ઘરને બળાત્કારે હરી લે છે, તેમને પથરાઓ, બળતાં ઠોબાડિયાંઓ, લાકડીઓ તથા કાષ્ઠના પ્રહાર ખાતા ખાતા જર્જરિત શરીરે લોહીલુહાણ થઈને યમગૃહે જવું પડે છે.[૪૮,૪૯] નરકપાતથી નહિ ડરનારા જે મનુષ્યો બ્રાહ્મણોનું દ્રવ્ય હરી લે છે, જે તેમને ગાળો દે છે અને જે તેમને નિત્ય માર મારે છે, તેમના કંઠ સુકાઈ જાય છે, યમદૂતો તેમને બાંધે છે અને તેમની જિહ્વા, નેત્ર તથા નાક કાપી નાખે છે. તેઓ પરુ તથા રુધિરથી ગંધાય છે, શિયાળો તેમને ફાડી ખાય છે અને ભયંકર ચાંડાલો ચોતરફથી તેમને ટોચે છે. આથી મહાભયંકર તથા કરુણ વિલાપ કરતા કરતા તેઓ યમલોક તરફ જાય છે.[૫૦-૫૨] ત્યાં ગયા પછી પણ તે પાપીઓને અનેકવાર વિષ્ઠા-

ઓના કૂવામાં સબડવું પડે છે અને તેવી અવસ્થામાં એક કરોડ વર્ષ પર્યંત જીવીને તેઓ દુઃખી વેદનાઓથી પીડાય છે.[૫૩] પછી હે રાજા! અમુક કાળે મુક્ત થયેલા તે નરાધમો આ લોકમાં પણ અબજો વર્ષો પર્યંત વિષ્ઠામાં ક્રીડાઓરૂપે જન્મે છે.[૫૪] હે કુરુશ્રેષ્ઠ! જે પુરુષોની પાસે ધન હોય છે, છતાં જેમણે લોભ, દંભ તથા અસત્યનો આશ્રય કરી વેદનિષ્ઠ બ્રાહ્મણોને દાન આપ્યાં નથી, તેમને રાક્ષસો ડોકમાં પાશ નાખી બાંધીને મારે છે. ક્ષુધા, તૃષા તથા પરિશ્રમથી વિહ્વળ થયેલા તેઓ એ જ અવસ્થામાં યમનગર તરફ જાય છે.[૫૫,૫૬] જેમણે કોઈને દાન આપ્યાં નથી, તેઓ સુકાયેલા કંઠ, મુખ તથા તાળવાંએ યમમાર્ગમાં જાય છે. તે વેળા તેઓ વારંવાર જળ તથા અન્નની માગણી કરે છે.[૫૭] હે સ્વામિન્! ક્ષુધા તથા તૃષાથી અમે પીડાઈએ છીએ, હવે તો અમે ચાલી જ શકતા નથી; માટે અમને અન્ન આપો, પાણી આપો, આમ બોલતાં બોલતાં તેમને યમદૂતો સાથે યમલોકમાં જવાનું હોય છે.

વૈશંપાયન બોલ્યા: શ્રીકૃષ્ણનું એ વચન સાંભળી પાંડવ યુધિષ્ઠિર ભયથી ત્રાસ પામી બેભાન થઈ ગયા. તેમને મૂર્ચ્છા આવી ગઈ. આ પછી ધીમે ધીમે જ્યારે તેમને ભાન આવ્યું, ત્યારે શ્રીકૃષ્ણે એમને આશ્વાસન આપ્યું. પછી પાણીથી પોતાનાં નેત્રો ધોઈને ફરીથી તેમણે શ્રીકૃષ્ણને આ પ્રમાણે પૂછ્યું: 'હે મહાદેવ! યમનગરના માર્ગનું વિસ્તારપૂર્વક વર્ણન સાંભળીને હું ભય પામ્યો છું. તો કયા ઉપાયથી મનુષ્યો તે માર્ગને સુખથી તરી જાય છે?'

ભગવાન બોલ્યા: આ લોકમાં જેઓ ધાર્મિક હોય છે, જીવહિંસા કરતા નથી, ગુરુની સેવામાં તત્પર રહે છે અને દેવો તથા બ્રાહ્મણોની પૂજા કરે છે; તેઓ પોતાની સ્ત્રી તથા બાંધવોની સાથે જે માર્ગે જાય છે, તે વિષે હું યથાર્થ રીતે કહું છું. તમે તે સાંભળો.[૫૮-૬૩] હે પાંડવ! જેઓ બ્રાહ્મણોને અનેક પ્રકારનાં દાન આપે છે, તેઓ અનાયાસે તેના ફળને પામે છે, તેમ જ જે મહાત્માઓ વિશેષે કરીને શ્રોત્રિય (વેદનિષ્ઠ) બ્રાહ્મણોને પરમ પ્રીતિપૂર્વક સારું સંસ્કારી અન્ન આપે છે, તેઓ અદ્ભુત વિમાનોમાં બેસી યમનગર તરફ જાય છે અને એ મહામાર્ગમાં સ્ત્રીઓમાં શ્રેષ્ઠ એવી અપ્સરાઓ તેમની સેવા કરે છે.[૬૪-૬૬] જેઓ નિત્ય સત્ય અને નિષ્પાપ વચન બોલે છે, તેઓ સ્વચ્છ વાદળ જેવાં અને બળદોથી જોડેલાં વિમાનોમાં બેસીને યમલોકમાં જાય છે.[૬૭] જે પુરુષો કપિલા વગેરે ગાયોનાં દાન—ખાસ કરીને—શ્રોત્રિય બ્રાહ્મણોને કરે છે, તેઓ પણ સ્વચ્છ કાંતિવાળાં અને બળદો જોડેલાં વિમાનોમાં બેસીને યમનગરમાં જાય છે અને ત્યાં અપ્સરાઓથી સેવાય છે.[૬૮,૬૯] જેઓ બ્રાહ્મણોને જોડાનું, છત્રીનું, શયનોનું, આસનોનું, વસ્ત્રોનું તથા અલંકારોનું દાન કરે છે, તેઓ ઘોડાઓ, બળદો અથવા હાથીઓ ઉપર બેસીને તેમ જ સુવર્ણના છત્રથી શોભાયમાન થઈને ધર્મરાજાના સુંદર નગરમાં જાય છે. જેઓ પરમ શ્રદ્ધાસંપન્ન થઈ બ્રાહ્મણોને ખાન-પાન તથા ભક્ષ્ય પદાર્થોનાં દાન કરે છે અને ઘીવાળાં અન્ન આપે છે, તેઓ સુવર્ણનાં વિમાનોમાં બેસી સુખથી યમલોકમાં જાય છે અને ત્યાં હજારો શ્રેષ્ઠ સ્ત્રીઓ ઇચ્છાનુસાર તેમની સેવા કરે છે.[૭૦-૭૩] જેઓ અત્યંત સંસ્કારી તથા શ્રદ્ધાળુ હોઈને દૂધ, ઘી, દહીં, ગોળ તથા મધનું આગ્રહપૂર્વક બ્રાહ્મણોને દાન કરે છે, તેઓ ચક્રવાક પક્ષીથી જોડેલાં અને તદ્દન સુવર્ણનાં સુંદર વિમાનોમાં બેસી ગંધર્વોનાં વાદિત્રોથી સેવાતા યમનગરમાં જાય છે.[૭૪,૭૫] જે પુરુષો સુગંધી ફળોનાં તથા પુષ્પોનાં દાન કરે છે, તેઓ હંસોથી જોડેલાં વિમાનોમાં બેસીને ધર્મનગરમાં જાય છે.[૭૬] જેઓ ઘીથી ભરપૂર એવાં ભાતભાતનાં

અન્નનું બ્રાહ્મણોને દાન કરે છે, તેઓ સ્વચ્છ વાદળ જેવાં અને વાયુ સમાન વેગવાળાં વિમાનોમાં બેસે છે તથા મનુષ્યોથી ભરેલા યમનગરમાં જાય છે.[૭૭] જેઓ પ્રાણીમાત્રના જીવનરૂપ જળનું દાન કરે છે, તેઓ અત્યંત તૃપ્ત થઈ હંસ જોડેલાં વિમાનોમાં બેસીને સુખથી યમલોકમાં જાય છે.[૭૮] હે રાજા! જેઓ સૌમ્યભાવનો આશ્રય કરનાર કોઈને શ્રોત્રિય બ્રાહ્મણોને તલ, તિલધેનુ (ગાય બારોભાર તલ) અને ઘૃતધેનુ (ગાય ભારોભાર ઘી)નું દાન કરે છે, તેઓ સૂર્યમંડળ સમાન પ્રદીપ્ત એવાં વિમાનોમાં બેસીને ગંધર્વોથી ગવાતા ગવાતા યમનગરમાં જાય છે.[૭૯-૮૦] જેમણે વાવ, કૂવા, તળાવો, સરોવરો, હવાડા અને નાની તળાવડીઓ વગેરે જળયુક્ત જળાશયો બંધાવ્યાં હોય છે, તે મહાત્માઓ નિત્ય તૃપ્ત રહીને અને મહાતેજસ્વી થઈ યમસદનમાં જાય છે તે વેળા તેઓ દિવ્ય ઘંટડીઓથી ગાજી રહેલાં ચંદ્ર સરખાં વિમાનોમાં બેસે છે અને ચામરો તથા વીંઝણાઓથી તેમને પવન ઢોળવામાં આવે છે. જેમણે બંધાવેલાં દેવમંદિરો તથા અદ્ભુત ધર્મશાળાઓ મનોહર, આકર્ષક તથા દર્શનીય હોઈને આ જગતમાં શોભે છે, (અર્થાત્ જેઓ દેવમંદિરો તથા ધર્મશાળાઓ બંધાવે છે), તેઓ નિર્મળ વાદળ સરખાં અને વાયુ સમાન વેગવાળાં વિમાનોમાં બેસીને જાતજાતનાં મનુષ્યોથી વ્યાપ્ત એવા યમનગરમાં જાય છે.[૮૧-૮૪] ત્યાં તેઓ શાંત ચિત્તવાળા અને સુખથી બેઠેલા યમદેવનાં દર્શન કરે છે અને તેનો આદરસત્કાર પામી દેવોની સમાનતાને પામે છે.[૮૫] જે મનુષ્યો આ લોકમાં પરબો મંડાવીને દેવોને ઉદ્દેશી કરવા (નાળચાવાળા કળશા)થી તરસ્યાઓને શીતળ તથા સુંદર જળ પાય છે; તેઓ યમના મહામાર્ગમાં જઈને પણ પરમ તૃપ્તિ પામે છે.[૮૬] જેઓ લાકડાની પાદુકાઓનું દાન કરે છે, તેઓ સુવર્ણના બાજઠ ઉપર પગ મૂકીને ઉત્તમ રથમાં બેસી સુખથી યમલોકના માર્ગે જાય છે.[૮૭] જેઓ બાગ-બગીચા તથા વૃક્ષોનાં વન રોપાવે છે અને ફળ-પુષ્પથી શોભાયમાન થાય તેમ તેમને સંભાળપૂર્વક ઉછેરે છે, તેઓ દિવ્ય વિમાનોમાં બેસી વૃક્ષોની સુંદર તથા શીતળ છાયાઓમાં તે માર્ગે જાય છે. વળી અલંકારાદિથી સુશોભિત થયેલા તે મનુષ્યોને સુવર્ણ સમાન વર્ણવાળી તથા ઉત્તમ સ્વરૂપવાળી સુંદર દેવાંગનાઓ વારંવાર પૂજે છે અને પ્રયત્નપૂર્વક તેમની ઇચ્છાનુસાર સુખ ઊપજે તેમ તેમને સેવે છે.[૮૮-૯૦] જેઓ બ્રાહ્મણોને ઘોડાગાડીનું, બળદગાડીનું અથવા હાથીરથનું દાન કરે છે, તેઓ સુવર્ણ સરખાં વિમાનોમાં બેસીને યમલોકમાં જાય છે.[૯૧] જેઓ સુવર્ણ, રૂપું, પરવાળાં તથા મોતીઓનું દાન કરે છે. તેઓ સુવર્ણથી પ્રકાશી રહેલાં વિમાનોમાં બેસીને યમનગરમાં જાય છે અને ત્યાં શ્રેષ્ઠ સ્ત્રીઓ સુખ ઊપજે તેમ તેમને સેવે છે.[૯૨] જેઓ પૃથ્વીનું દાન કરે છે, તેઓ સર્વ કામનાઓથી અત્યંત તૃપ્ત થાય છે અને ઉદય પામતા સૂર્ય સમાન તેજસ્વી એવાં વિમાનોમાં બેસીને યમલોકમાં જાય છે.[૯૩] જેઓ શ્રોત્રિય બ્રાહ્મણોને કન્યાનું દાન કરે છે, તેઓ વિમાનમાં દિવ્ય કન્યાઓથી વીંટાઈને યમલોકમાં જાય છે.[૯૪] જેઓ પરમ ભક્તિયુક્ત થઈ ચંદન વગેરેથી યુક્ત એવા સુગંધી પદાર્થોનાં તથા સુગંધી પુષ્પોનાં શ્રેષ્ઠ બ્રાહ્મણોને દાન કરે છે, તેઓ શ્રેષ્ઠ ગંધવાળા, સુંદર વેષવાળા, ઉત્તમ કાંતિવાળા તથા માળાઓથી સુશોભિત થઈ વિચિત્ર વિમાનોમાં બેસી ધર્મરાજના નગરમાં જાય છે. જેઓ દીપકનાં દાન કરે છે, તેઓ સૂર્ય સમાન વિમાનોથી દશે દિશાઓને પ્રકાશિત કરતા અને અગ્નિ સમાન તેજસ્વી થતા યમનગરમાં જાય છે. જેઓ ઘરો તથા આશ્રમોનું દાન કરે છે, તેઓ

સુવર્ણની વેદિકાવાળાં બાળસૂર્ય સરખાં ઘરોમાં રહીને ધર્મરાજાના નગરમાં જાય છે.[૯૫-૯૮] જેઓ જળનાં પાત્રો અને કૂંડીઓ તથા કરવાનાં દાન કરે છે, તેઓ તૃપ્ત થઈને શ્રેષ્ઠ સ્ત્રીઓથી પૂજાય છે અને મોટા હાથીઓ પર બેસીને યમનગરમાં જાય છે.[૯૯] જેઓ પાદવિલેપન (પગે ચોપડવાના પદાર્થો), મસ્તકલેપન તથા પગ ધોવાના જળનું બ્રાહ્મણને દાન કરે છે, તેઓ ઘોડાઓ પર બેસીને યમલોકમાં જાય છે.[૧૦૦] જેઓ માર્ગમાં થાકીને કૃશ થયેલા બ્રાહ્મણોને વિશ્રામ આપે છે, તેઓ પણ ચક્રવાકથી જોડેલા વિમાનમાં બેસીને યમલોકમાં જાય છે.[૧૦૧] જે મનુષ્ય બ્રાહ્મણોને સ્વાગતવચન કહી તેમને આસન આપીને પૂજે છે, તે પરમ શાંત થઈ સુખથી યમનગરના માર્ગે જાય જાય છે.[૧૦૨] જે મનુષ્ય 'नमो ब्रह्मण्यदेवाय' એમ કહીને મારાં દર્શન કરે છે, અને નિત્ય વંદન કરે છે અને વ્રતધારીની પેઠે નિયમનિષ્ઠ રહે છે, તે યમધામમાં સુખેથી જાય છે.[૧૦૩] જે મનુષ્ય 'नमः सर्वसहाभ्यः' એમ કહી પ્રતિદિન ગાયોને નમસ્કાર કરે છે, તે સુખથી યમમાર્ગમાં જાય છે.[૧૦૪] જે મનુષ્ય નિત્ય પ્રાતઃકાળે શયનમાંથી ઊભો થઈ 'नमोस्तु प्रियदत्ताय' એમ કહી પૃથ્વી પર પગ મૂકે છે, તે સર્વ કામનાઓથી તૃપ્ત થાય છે અને (મૃત્યુને અંતે) સર્વાલંકારથી શોભાયમાન થઈ દિવ્ય વિમાનમાં બેસીને સુખપૂર્વક યમલોકમાં જાય છે.[૧૦૫,૧૦૬] જેઓ નિત્ય એક વખત ભોજન કરે છે અને દંભ તથા અસત્યનો ત્યાગ કરે છે, તેઓ હંસોથી જોડેલાં વિમાનોમાં બેસી સુખપૂર્વક યમનગરમાં જાય છે.[૧૦૭] જેઓ પોતાના આશ્રિતોને ભોજન આપ્યા પછી પોતે ભોજન કરે છે અને દંભ તથા અસત્યનો ત્યાગ કરે છે, તેઓ સારસોથી જોડેલાં વિમાનોમાં બેસી સુખથી યમલોકમાં જાય છે. જે જિતેંદ્રિય મનુષ્યો ચોથે કાળે ભોજન કરે છે (બીજે દિવસે સાંજે જમે છે), તેઓ મોર જોડેલાં વિમાનોમાં બેસીને ધર્મરાજાના નગરમાં જાય છે.[૧૦૮,૧૦૯] જે જિતેંદ્રિય મનુષ્યો ત્રીજે ત્રીજે દિવસે ભોજન કરે છે, તેઓ સુવર્ણ સમાન ઉજ્જવળ એવા હાથી જોડેલા રથમાં બેસીને તે માર્ગે જાય છે.[૧૧૦] જે મનુષ્ય છટ્ઠે છટ્ઠે દિવસે ભોજન કરી એક વર્ષ પર્યંત એ પ્રમાણે વર્તે છે, કામ તથા ક્રોધનો ત્યાગ કરે છે અને સર્વ ઇંદ્રિયોને વશ રાખે છે, તે હાથી ઉપર બેસીને યમલોકમાં જાય છે અને તેની આસપાસ 'જય જય' શબ્દો ઉચ્ચારાય છે.[૧૧૧] જેઓ એક પખવાડિયાના ઉપવાસ કરે છે, તેઓ સિંહથી જોડેલાં વિમાનોમાં બેસીને દિવ્ય સ્ત્રીઓથી સેવાયેલા ધર્મરાજાના સુંદર નગરમાં જાય છે.[૧૧૨] જેઓ ઇંદ્રિયોને વશ રાખી એક મહિનાના ઉપવાસ કરે છે, તેઓ સૂર્યોદય સમાન ઉજ્જવળ એવાં વિમાનોમાં બેસીને યમલોકમાં જાય છે.[૧૧૩] જે મનુષ્ય મારામાં મન રાખી અગ્નિપ્રવેશ કરે છે, તે અગ્નિ સરખા તેજસ્વી વિમાનમાં બેસી યમનગરમાં જાય છે.[૧૧૪] જેઓ ગાય માટે, સ્ત્રી માટે અથવા બ્રાહ્મણ માટે પોતાનો પ્રાણત્યાગ કરે છે, તેઓ સૂર્ય સમાન તેજસ્વી દેવકન્યાઓથી સેવાતા સેવાતા યમલોકમાં જાય છે. જે મારા ભક્તો ઇંદ્રિયોને જીતીને સર્વ સ્થળે તીર્થયાત્રા કરે છે, તે મહાત્માઓ અત્યંત શાંતિપૂર્વક યમનગરના માર્ગે જાય છે.[૧૧૫,૧૧૬] જે શ્રેષ્ઠ બ્રાહ્મણો પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞો કરી યજન કરે છે, તેઓ હંસ તથા સારસથી જોડેલાં વિમાનોમાં બેસી તે માર્ગે જાય છે.[૧૧૭] જે પુરુષો બીજાઓને દુઃખ ઉપજાવ્યા વિના પોતાના પોષ્યવર્ગનું પોષણ કરે છે, તેઓ સુવર્ણ સમાન ઉજ્જવળ વિમાનોમાં બેસી સુખથી યમલોકના માર્ગે જાય છે.[૧૧૮] જે પુરુષો પ્રાણીમાત્ર તરફ સમદષ્ટિ રાખે છે, સર્વ જીવોને અભયદાન આપે

છે, ક્રોધ તથા લોભથી રહિત હોય છે અને ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે, તે મહાતેજસ્વી પુરુષો પૂર્ણિમાના ચંદ્ર સમાન વિમાનોમાં બેસી યમનગરમાં જાય છે અને ત્યાં દેવો તથા ગંધર્વો તેમની સેવા કરે છે.[૧૧૯,૧૨૦] જેઓ મને અથવા દેવ શંકરને નિત્ય એકાંતભાવે પૂજે છે, નમે છે તથા સ્તવે છે, તેઓ સૂર્ય સમાન તેજસ્વી વિમાનોમાં બેસી ધર્મરાજાના નગરમાં જાય છે.[૧૨૧] ત્યાં ધર્મરાજા પોતે સુંદર માળાઓ વગેરેથી તેમની પૂજા કરે છે અને તેઓ ધર્મલોકમાં અથવા રુદ્રલોકમાં પણ જાય છે.[૧૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત વૈષ્ણવધર્મપર્વમાં 'યમનગરનો માર્ગ' નામનો અધ્યાય ૫ મો સમાપ્ત

## अध्याय ६ ठ्ठो

### જળદાન તથા અન્નદાનની પ્રશંસા, અતિથિનાં લક્ષણો ને તેની પૂજાનું ફળ

॥ वैशंपायन उवाच ॥

श्रुत्वा यमपुराध्वानं जीवानां गमनं तथा ।
धर्मपुत्रः प्रहृष्टात्मा केशवं पुनरब्रवीत् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: યમપુરના માર્ગનું તથા જીવોની તે માર્ગે થતી ગતિનું શ્રવણ કરી ધર્મપુત્ર યુધિષ્ઠિરનું મન પ્રસન્ન થયું. તેમણે ફરી શ્રીકૃષ્ણને પૂછ્યું:[૧] 'હે દેવોના દેવેશ! હે દૈત્યોના હંતા! સર્વ ઋષિઓ તમારી સ્તુતિ કરે છે. હે ભગવન્! તમે સંસારનો નાશ કરનારા છો, શ્રીમાન છો, હજાર સૂર્ય સમાન તેજસ્વી છો, સર્વ જગતના ઉત્પાદક છો, ધર્મવેત્તા છો અને સર્વ ધર્મોના પ્રવર્તક છો. માટે હે સૌમ્ય અચ્યુત! તમે મને સર્વ પ્રકારનાં દાનોનું ફળ કહો.[૨,૩] હે કૃષ્ણ! દાન કેવી રીતે દેવું જોઈએ? કેવા બ્રાહ્મણને દેવું જોઈએ? કેવું તપ કરીને દેવું જોઈએ અને તેનું ફળ ક્યાં ભોગવાય છે?'[૪]

બુદ્ધિમાન યુધિષ્ઠિરે આ પ્રમાણે પૂછ્યું એટલે શ્રીકૃષ્ણ તેમને મહાન ફળવાળા પવિત્ર ધર્મો કહેવા લાગ્યા:[૫] 'હે સૌમ્ય રાજા! પાપનો નાશ કરનારાં સર્વ દાનનાં ઉત્તમ ફળ તમે સાવધાન થઈને સાંભળો. તે પવિત્ર છે અને પાપકર્મ કરનારાઓને તે સંભળાવવા યોગ્ય નથી. સ્ત્રી અથવા પુરુષ એકાગ્રચિત્તે તેનું શ્રવણ કરે છે, તો તત્કાળ તેમનાં પાપ નાશ પામે છે; અથવા પાપકર્મમાં પ્રીતિ રાખનારો મનુષ્ય પણ તેનું શ્રવણ કરી તત્ક્ષણ પવિત્ર થાય છે. હે કુંતાપુત્ર! જે સ્થળે જળપાન કરીને ગાય તૃપ્ત થાય, તેટલું એક દિવસ માટે પણ (એક દિવસ જ પહોંચી શકે તેટલું પણ) પૃથ્વીમાં વીરડો ગાળીને (ખાડો ખોદીને) જળ ઉત્પન્ન કરવામાં આવે, તો તે પોતાના સાત પૂર્વજોને તારે છે. હે પાંડવ! લોકમાં જળ સર્વ કરતાં શ્રેષ્ઠ છે; કેમ કે તેને પ્રાણીઓનું જીવન કહ્યું છે. જળદાન કરવાથી પ્રાણીમાત્રને તૃપ્તિ થાય છે. જળના ગુણો દિવ્ય છે અને તે પરલોકમાં ફળ આપનારા છે.[૬-૯] હે રાજેંદ્ર! જેઓ જળનું દાન કરે છે, તેમને યમલોકમાં રહેલી પરમ પવિત્ર પુષ્પોદકી નામની નદી સર્વ કામનાઓ પૂરી પાડે છે.[૧૦] એ નદીમાં શીતળ તથા અમૃત જેવું અખૂટ જળ ભરેલું છે અને તે જળદાન કરનારા મનુષ્યોને નિત્ય સુખ આપે છે.[૧૧] જેઓ જળનું દાન કરતા નથી, તેઓ માટે પરલોકમાં પરુ તૈયાર રાખવામાં આવે છે.[૧૨] હે યુધિષ્ઠિર! જળપાનથી ક્ષુધા નાશ પામે છે, પણ અન્નભક્ષણથી તરસ્યા મનુષ્યની તૃષા કદી નાશ પામતી નથી; માટે સમજુ મનુષ્યે તરસ્યાઓને નિત્ય જળ આપવું.[૧૩] વિદ્વાનો કહે છે કે, જળ અગ્નિની મૂર્તિ છે, પૃથ્વીનું ઉત્પત્તિકારણ છે અને અમૃતને ઉત્પન્ન કરનાર છે; માટે જળ જ સર્વ ભૂતોનું મૂળ કહેવાય છે.[૧૪] જળ વડે સર્વ પ્રાણીઓ જીવે છે અને ઉત્પન્ન થાય છે; માટે સર્વ દાનોમાં

જળનું દાન ઉત્તમ છે.[૧૫] જે ઉત્તમ ફળ સર્વ દાન, તપ તથા યજ્ઞોથી પ્રાપ્ત કરી શકાય છે, તે સર્વ ફળ જળદાનથી મળી શકે છે, એમાં સંશય નથી.[૧૬]

હે ભરતશ્રેષ્ઠ! જેઓ બ્રાહ્મણોને સારી રીતે રાંધીને તૈયાર કરેલા અન્નનું દાન કરે છે, તેમણે ખરેખર પ્રાણનું જ દાન કરેલું ગણાય છે.[૧૭] હે પાંડવ! અન્નથી રુધિર અને વીર્ય ઉત્પન્ન થાય છે, અન્નને આધારે જીવ ટકી રહે છે અને અન્ન વડે જ બુદ્ધિ તથા ઇંદ્રિયો નિત્ય પોષાય છે. સર્વ પ્રાણીઓ અન્ન વિના પીડાય છે.[૧૮] તેજ, બળ, રૂપ, સત્ત્વ, વીર્ય, ધૃતિ, કાંતિ, જ્ઞાન, બુદ્ધિ તથા આયુષ્ય, આ સર્વ અન્નને આધારે જ સ્થિતિ કરી રહેલ છે.[૧૯] દેવ, મનુષ્ય તથા પશુપક્ષી, એમ સર્વ લોકોમાં સર્વદા અને સર્વકાળ સર્વનું સર્વ કંઈ અન્નમાં જ રહેલું છે.[૨૦] અન્ન પ્રજાપતિનું રૂપ છે, અન્ન ઉત્પત્તિનું કારણ છે, અન્ન સર્વ ભૂતમય છે અને જીવને પણ અન્નમય જ કહેવામાં આવે છે.[૨૧] પ્રાણ, અપાન, વ્યાન, સમાન તથા ઉદાન અન્નને આધારે દેહધારીને ધારણ કરી રાખે છે.[૨૨] સૂવું, ઊઠવું, જવું, લેવું અને ખેંચવું વગેરે જે કંઈ ક્રિયા પ્રાણીમાત્ર કરી રહ્યાં છે, તે સર્વ અન્નને આધારે જ છે.[૨૩] હે રાજેંદ્ર! ચાર પ્રકારનાં સ્થાવર–જંગમરૂપ પ્રાણીઓ અન્નથી ઉત્પન્ન થાય છે; એટલું જ નહિ, પ્રજાપતિની આ સૃષ્ટિ કેવળ અન્નથી જ ઉત્પન્ન થયા કરે છે.[૨૪] સર્વ વિદ્યાનાં સ્થાનકો તથા પવિત્ર કરનારા સર્વ યજ્ઞો અન્નથી જ પ્રવૃત્ત થાય છે, માટે અન્નને જ સર્વ કરતાં શ્રેષ્ઠ કહ્યું છે.[૨૫] રુદ્રાદિ સર્વ દેવો, પિતૃઓ તથા અગ્નિઓ અન્નથી જ પ્રસન્ન થાય છે, માટે અન્ન જ સર્વોત્તમ છે.[૨૬] પ્રભુ પ્રજાપતિએ પ્રત્યેક સૃષ્ટિમાં અન્નથી જ સર્વ પ્રજાઓને ઉત્પન્ન કરેલી છે; માટે અન્ન કરતાં શ્રેષ્ઠ એવું બીજું કોઈ પણ દાન થયું નથી અને થશે પણ નહિ.[૨૭] હે પાંડવ! ધર્મ, અર્થ અને કામ અન્નથી જ પ્રવૃત્ત થાય છે, માટે અન્નદાન કરતાં શ્રેષ્ઠ એવું બીજું કોઈ પણ દાન આ લોકમાં કે પરલોકમાં નથી.[૨૮] યક્ષો, રાક્ષસો, ગ્રહો, નાગો, ભૂતો અને બીજા દાનવો અન્નથી પ્રસન્ન થાય છે, માટે અન્ન શ્રેષ્ઠ છે.[૨૯] હે ભરતવંશી મહાપુરુષ! પારકું અન્ન ખાનારો પુરુષ જે કંઈ શુભ કર્મ કરે છે, તેનો એક જ ભાગ તેને પોતાને પ્રાપ્ત થાય છે અને ત્રણ ભાગો તો અન્નદાન કરનારા પુરુષને જ મળે છે, માટે બ્રાહ્મણોને અન્નનું દાન ખાસ કરીને આપવું.[૩૦,૩૧] હે રાજા! જે મનુષ્ય પાકમાં ભેદ રાખ્યા વિના એક વર્ષ પર્યંત શ્રોત્રિય દરિદ્ર બ્રાહ્મણને અન્નનું દાન કરે છે, દંભ તથા અસત્યનો ત્યાગ કરે છે અને પરમ ભક્તિ કરે છે, તે મનુષ્યને સ્વધર્મથી સંપાદન કરેલા ફળવાળું જે પુણ્યફળ પ્રાપ્ત થાય છે, તે તમે સાંભળો.[૩૨,૩૩] તે મનુષ્ય એક લાખ વર્ષ પર્યંત દેવલોકમાં રહીને ઇચ્છાનુસાર વિહાર કરી, ઇચ્છાનુસાર રૂપ ધારણ કરી, અપ્સરાઓથી પૂજાતો આનંદ કરે છે. પછી કાળે કરી ત્યાંથી ચ્યુત થઈને મનુષ્યલોકમાં તે બ્રાહ્મણ થાય છે.[૩૪] જે મનુષ્ય છ માસ પર્યંત અથવા વાર્ષિક શ્રાદ્ધ પર્યંત દરિદ્ર બ્રાહ્મણને અગ્રભિક્ષા (પોતાના ભોજન કર્યા પહેલાં ભિક્ષા) આપે છે; તેને થનારું પુણ્યફળ તમે સાંભળો.[૩૫] તે મનુષ્ય એક હજાર ગાયોનું દાન આપવાથી જે પુણ્યફળ મળે છે તે પુણ્યફળને પામે છે, એમાં સંશય નથી.[૩૬] જે મનુષ્ય એક વર્ષ પર્યંત પોતે ભિક્ષાને ઢાંકીને લઈ જઈ, યાચના નહિ કરનારા બ્રાહ્મણને તે અગ્રભિક્ષા આપે છે, તેને થનારું પુણ્યફળ તમે સાંભળો.[૩૭] હજારો કપિલા ગાયોનું દાન કરવાથી જે પુણ્યફળ પ્રાપ્ત થાય છે, તે સર્વને તે પામે છે અને ઇંદ્રના લોકમાં તે પૂજાય છે.[૩૮]

હે રાજા! તે મનુષ્ય મહાતેજસ્વી થઈને એક કરોડ વર્ષ સુધી ઇંદ્રના સુંદર ભવનમાં અપ્સરાના સમુદાયો સાથે યથેષ્ટ ક્રીડા કરે છે.[૩૯] હે રાજેંદ્ર! જે મનુષ્ય નિયમિત વ્રત લઈને દશ વર્ષ પર્યંત બ્રાહ્મણને અન્નદાન કરે છે, તેને પ્રાપ્ત થનારું પુણ્યફળ તમે સાંભળો.[૪૦] તે મનુષ્ય એક લાખ કપિલા ગાયોનું વિધિપૂર્વક દાન કરવાથી પ્રાપ્ત થનારા પુણ્યફળને સંપાદન કરી ઇંદ્રના નગરમાં જાય છે. ત્યાં હે રાજન્! એક અબજ વર્ષ સુધી ઇંદ્રના સુંદર ભવનમાં તે ઇચ્છાનુસાર સ્વરૂપ ધારણ કરી દેવોથી પૂજાઈને સુખથી ક્રીડા કરે છે. પછી ઇંદ્રલોકમાંથી આ લોકમાં અવતરીને તે ચાર વેદને ધારણ કરનારો અને મહાતેજસ્વી શ્રીમાન બ્રાહ્મણ થઈને રાજ્યમાં માનીતો થાય છે.[૪૩] હે પાંડુપુત્ર! માર્ગમાં મુસાફરી કરીને થાકેલા, ક્ષુધાતુર, અન્નની ઇચ્છા રાખનારા અને યોગ્ય દેશકાળે આવી ચડેલા બ્રાહ્મણને અન્ન આપવું જોઈએ.[૪૪] જે લોભી મનુષ્ય ધનની આવક હોવા છતાં યાચના કરતા ક્ષુધાતુર મનુષ્યને અન્ન આપતો નથી, તે કીડાઓથી વ્યાપ્ત એવા કાલસૂત્ર નામના નરકમાં જાય છે.[૪૫] તે મનુષ્ય એ ભયંકર નરકમાં લોભમોહથી બેભાન થઈ રહે છે અને દશ હજાર વર્ષો સુધી વેદનાથી વ્યાકુળ થઈને ક્લેશ પામે છે.[૪૬] પછી ઘણો લાંબો સમય વીત્યા પછી તે એ નરકમાંથી મુક્ત થાય છે અને આ મનુષ્યલોકમાં ચાંડાલોના કુળમાં દરિદ્ર થઈને જન્મે છે.[૪૭]

જે અતિથિ ધૂળથી ખરડાયેલા પગવાળો હોઈને ઘણે દૂરથી આવ્યો હોય, પરિશ્રમથી કૃશ થયો હોય, ક્ષુધા, તૃષા અને થાકથી શ્રમિત થયો હોય, વ્યાકુળ થયો હોય, બ્રાહ્મણજાતિનો હોય અને અન્નદાતા પુરુષને પૂછતો પૂછતો ઘેર આવી યાચના કરતો હોય, તે અતિથિનું પ્રયત્નપૂર્વક પૂજન કરવું; કેમ કે તે સ્વર્ગમાં લઈ જનારો થઈ પડે છે. હે પુરુષશ્રેષ્ઠ! તે અતિથિ જો પ્રસન્ન થાય છે, તો સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે.[૪૮,૪૯] હે પાર્થ! અતિથિનું પૂજન કરવાથી અગ્નિઓ જે પ્રમાણે પ્રસન્ન થાય છે, તે પ્રમાણે હવિષ્ય પદાર્થનો હોમ કરવાથી, પુષ્પો ચઢાવવાથી કે ચંદનાદિથી પણ પ્રસન્ન થતા નથી.[૫૦] બ્રાહ્મણને ભોજન આપવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે ફળ જ્યેષ્ઠપુષ્કર નામના પુણ્યક્ષેત્રમાં વિધિપૂર્વક કપિલા ગાયોનું દાન કરવાથી પ્રાપ્ત થતું નથી.[૫૧] પૃથ્વી જ્યાં સુધી બ્રાહ્મણના ચરણોદકથી ભીની રહે છે, ત્યાં સુધી પિતૃઓ કમળનાં પાંદડાંથી જળપાન કરે છે.[૫૨] હે પાંડવશ્રેષ્ઠ! દેવોના ઉપરથી નિર્માલ્ય પુષ્પોને દૂર કરવાં, બ્રાહ્મણોનાં ઉચ્છિષ્ટ સાફ કરવાં, થાકેલાના પગ ચાંપવા, અતિથિના પગ ધોવા, અતિથિને આશ્રય આપવો અને શય્યા તથા આસન આપવાં, આ સર્વ ગાયના દાન કરતાં પણ અધિક ફળ આપનાર છે.[૫૩,૫૪] જે મનુષ્યો બ્રાહ્મણોને પગ ધોવાનું જળ આપે છે, તેમના પગનાં તળિયાં પર ઘી ઘસે છે, તેમને દીપક આપે છે, અન્ન આપે છે તથા આશ્રય આપે છે, તેઓ યમની પાસે જતા નથી.[૫૫] હે શત્રુદમન રાજા! બ્રાહ્મણનો અતિથિસત્કાર કરવાથી અને ભક્તિપૂર્વક તેની સેવા કરવાથી તેત્રીસે દેવોની સેવા કરેલી ગણાય છે.[૫૬] પુરાણશાસ્ત્ર કહે છે કે, જે પ્રથમથી ઓળખાણવાળો હોય તેને અભ્યાગત કહેવામાં આવે છે અને જે તદ્દન અજાણ્યો હોય તે અતિથિ કહેવાય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યે તે બન્નેની પૂજા કરવી જોઈએ.[૫૭] હે રાજેંદ્ર! જે પુરુષ અતિથિના પગ ધોઈને, તેને શરીરે મર્દન કરીને તથા તેને ખાનપાન આપીને તેની પૂજા કરે છે, તેણે મારી જ પૂજા કરેલી ગણાય છે, એમાં સંશય નથી.[૫૮] તે મનુષ્ય સત્તર પાપથી મુક્ત થાય છે, હું તેના પર કૃપા કરું છું અને

ચંદ્ર સમાન વિમાનમાં બેસીને તે મારા લોકમાં જાય છે.[૫૯] જ્યારે દ્વિજજાતિનો અભ્યાગત ઘેર આવે છે, ત્યારે તેની પાછળ સર્વ દેવો, પિતૃઓ તથા અગ્નિઓ પણ આવે છે. માટે તેની પૂજા કરવાથી તેઓ સર્વની પૂજા થાય છે, પણ તેને નિરાશ કરીને કાઢી મૂકવામાં આવે છે, તો તેથી પિતૃઓ વગેરે સર્વે નિરાશ થાય છે.[૬૦] જે મનુષ્યને ઘેરથી અતિથિ નિરાશ થઈને પાછો જાય છે, તેના પિતૃઓ પંદર વર્ષ પર્યંત ભોજન કરતા નથી.[૬૧] વળી તે લોભી મનુષ્ય પિતૃઓ તથા અગ્નિઓથી બહિષ્કૃત થઈને પંદર વર્ષ સુધી રૌરવનરકમાં પડ્યો રહે છે અને કાળ પૂરો થયે ત્યાંથી ચ્યુત થઈને પણ આ લોકમાં એઠુંજૂઠું ખાનારો બને છે.[૬૨] જે મનુષ્ય વૈશ્વદેવના સમયે જ પોતાને ત્યાં આવી ચઢેલા અતિથિનું પૂજન કરતો નથી, તે તત્કાળ ચાંડાલપણાને પામે છે, એમાં સંશય નથી.[૬૩] જે મનુષ્ય યોગ્ય દેશ તથા કાળમાં પોતાને ત્યાં આવેલા અતિથિને ઘરમાંથી કાઢી મૂકે છે, તે તુરત જ પતિત થાય છે, એમાં સંશય નથી.[૬૪] વળી તે નરાધમ મરણ પછી એક કરોડ વર્ષ સુધી ભયંકર રૌરવનરકમાં રંધાય છે. પછી સમય પૂર્ણ થતાં તે ત્યાંથી ચ્યુત થઈને પણ આ લોકમાં બાર જન્મો સુધી કૂતરો થઈને અવતરે છે તથા ભૂખ અને તરસ વેઠે છે.[૬૫] ચાંડાલજાતિનો અતિથિ પણ જો અન્નની ઇચ્છાથી દેશકાળે આવી ચઢે, તો ગૃહસ્થે તેનો સત્કાર કરવા માટે તેની સામે જવું જોઈએ અને તેની પૂજા કરવી જોઈએ.[૬૬] છતાં હે પાંડવ! લોભ તથા મોહથી વિવેકભ્રષ્ટ થયેલો જે ગૃહસ્થ તે અતિથિનું પૂજન કર્યા વિના પોતે એકલો જ ભોજન કરે છે, તે દશ જન્મો સુધી ચાંડાલ થાય છે.[૬૭] જે પુરુષ અતિથિને નિરાશ કરીને પોતે એકલો હરખાતો હરખાતો ભોજન કરે છે, તે નથી જાણતો કે મેં મારા આત્માને વિષ્ઠાના કૂવામાં ફેંકી દીધો છે.[૬૮] જે મનુષ્ય અતિથિની પૂજા કરતો નથી, તે ખરેખર વૃથા વસ્ત્રાલંકાર પહેરે છે, વૃથા રાંધે છે અને નિત્ય વૃથા ભોજન કરે છે.[૬૯] દ્વિજ જાતિનો પુરુષ નિત્ય સાંગોપાંગ વેદોનું પઠન કરતો હોય, પણ જો તે અતિથિનું પૂજન ન કરતો હોય, તો ખરેખર તેનો જન્મ વૃથા જ છે.[૭૦] વળી જેઓ પાકયજ્ઞ, પંચમહાયજ્ઞ તથા સોમયાગ કરીને દેવતાઓનું યજન કરે છે; પરંતુ ઘેર આવેલા અતિથિની પૂજા કરતા નથી, તેમનાં એ યજ્ઞ તથા દાન કેવળ વૃથા જ છે; કેમ કે તેઓ યશની ઇચ્છા રાખનારા હોય છે અને અતિથિની આશા સાથે જ તેમનું એ સર્વ કર્મ નષ્ટ થઈ જાય છે.[૭૧,૭૨] માટે પોતાનું હિત ઇચ્છનારા પુરુષે દેશ, કાળ, પાત્ર તથા પોતાની શક્તિનો વિચાર કરી થોડો, ઘણો કે સામાન્ય પણ અતિથિસત્કાર કરવો જોઈએ.[૭૩] બુદ્ધિમાન પુરુષે મનને તથા મુખને પ્રસન્ન કરીને ઘેર આવેલા અતિથિને સ્વાગતવચન કહેવું જોઈએ. તેમ જ તેની આસન, જળ તથા અન્ન વગેરેથી પૂજા કરવી જોઈએ.[૭૪] વૈશ્વદેવ કર્મને અંતે જે હરકોઈ અતિથિ આવી ચઢે, તે હિતૈષી હોય, મિત્ર હોય, શત્રુ હોય, મૂર્ખ હોય કે પંડિત હોય તોપણ સ્વર્ગમાં લઈ જનારો થાય છે.[૭૫]

યજ્ઞનું ફળ ઇચ્છનારા મનુષ્યે ક્ષુધા, તૃષા તથા પરિશ્રમથી વ્યાકુળ થયેલા અને યોગ્ય દેશકાળે આવી ચઢેલા અતિથિને સત્કારપૂર્વક અન્નનું દાન કરવું.[૭૬] વળી દેવકર્મ તથા પિતૃકર્મમાં પોતાના કરતાં શ્રેષ્ઠ પુરુષોને વિધિ પ્રમાણે જમાડવા. અન્ન મનુષ્યોના પ્રાણ છે અને અન્નદાન કરનારો મનુષ્ય પ્રાણદાન કરનારો ગણાય છે, તેથી પોતાનું કલ્યાણ ઇચ્છનારા મનુષ્યે અન્નનું અવશ્ય દાન કરવું.[૭૭] અન્નનું દાન કરનારો પુરુષ સર્વ કામનાઓથી અત્યંત તૃપ્ત થાય છે અને (મરણને અંતે) સારી

રીને સુશોભિત થઈ પૂર્ણ ચંદ્ર સમાન પ્રકાશવાળા વિમાનમાં બેસીને દેવલોકમાં વિરાજે છે.[૭૮] તે પછી સુંદર સ્ત્રીઓથી સેવાતો તે મનુષ્ય મારા લોકમાં જાય છે અને ત્યાં દેવની પેઠે એક કરોડ વર્ષ સુધી ક્રીડા કરે છે.[૭૯] પછી કાળ પૂરો થયે તે ત્યાંથી ચ્યુત થાય છે તથા આ લોકમાં મહાયશસ્વી, શાસ્ત્રાર્થના તત્ત્વને જાણનાર અને ભોગસંપન્ન એવો બ્રાહ્મણ બને છે.[૮૦] જે મનુષ્ય શ્રદ્ધાપૂર્વક અતિથિનો સત્કાર કરે છે, તે મનુષ્યોમાં મહાધનવાન, શ્રીમાન, વેદવેદાંગમાં પારંગત, સર્વ શાસ્ત્રાર્થના તત્ત્વને જાણનારો તથા ભોગસંપન્ન એવો બ્રાહ્મણ થાય છે.[૮૧] જે મનુષ્ય ધર્મપૂર્વક ધન સંપાદન કરીને તથા પાકભેદ(ભાણાઅંતર)નો ત્યાગ કરીને એક વર્ષ પર્યંત સર્વનો અતિથિસત્કાર કરે છે, તે પાપોથી મુક્ત થાય છે.[૮૨] હવે જે મનુષ્ય દેવોની પેઠે બ્રાહ્મણોનું પૂજન કરીને પિતૃઓનું પણ પૂજન કરે છે અને પોતાના જમ્યા પહેલાં બ્રાહ્મણોને જમાડે છે, તેને પ્રાપ્ત થનારું પુણ્યફળ તમે સાંભળો.[૮૩] હે રાજેંદ્ર! બ્રાહ્મણો એક વર્ષ સુધી તેને ત્યાં જેટલા ગ્રાસનું ભોજન કરે છે તેટલાં વર્ષો પર્યંત તે મારા લોકમાં પૂજાય છે.[૮૪] પછી સમય પૂર્ણ થતાં ત્યાંથી ચ્યુત થઈને તે આ લોકમાં મહાયશસ્વી, વેદશાસ્ત્રના અર્થતત્ત્વને જાણનાર તથા ભોગસંપન્ન એવો બ્રાહ્મણ બને છે.[૮૫] જે મનુષ્ય શ્રદ્ધાપૂર્વક સર્વનો અતિથિસત્કાર કરે છે, કાળના નિયમ તરફ લક્ષ આપ્યા વિના હમેશાં સત્ય બોલે છે, ઇંદ્રિયોને વશ રાખે છે, પ્રતિજ્ઞાને સત્ય કરે છે, ક્રોધનો જય કરે છે, શાખાધર્મથી રહિત હોય છે, અધર્મથી ડરે છે, ધર્મિષ્ઠ હોય છે, કપટ તથા દ્વેષનો ત્યાગ કરે છે, શ્રદ્ધાળુ હોય છે અને પાકભેદનો ત્યાગ કરે છે, તે મહાયશસ્વી મનુષ્ય દિવ્ય વિમાનમાં બેસી દિવ્ય સ્વરૂપ ધારણ કરીને ઇંદ્રના નગરમાં જાય છે. ત્યાં અપ્સરાઓ તેની સ્તુતિ કરે છે, દેવો તેની પૂજા કરે છે અને એક મન્વંતર સુધી તે ક્રીડા કરે છે. પછી પુણ્યનો ક્ષય થાય છે ત્યારે આ મનુષ્યલોકમાં આવી તે ભોગસંપન્ન બ્રાહ્મણ થાય છે.[૮૬-૮૯] એ પ્રમાણે દશ જન્મો પર્યંત બ્રાહ્મણપણું પ્રાપ્ત કરી તે રાજાઓમાં માન્ય થાય છે; એટલું જ નહિ પણ તેનો જ્યાં જ્યાં જન્મ થાય છે, ત્યાં ત્યાં તેને પોતાના પૂર્વજન્મનું સ્મરણ રહે છે.[૯૦]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત વૈષ્ણવધર્મપર્વમાં 'જળદાન તથા અન્નદાનની પ્રશંસા અને અતિથિનાં લક્ષણો તથા તેની પૂજાનું ફળ' નામનો અધ્યાય ૬ ઠો સમાપ્ત

## अध्याय ७मो

### પૃથ્વી, ગાય, તલ તથા કન્યાદાનનું ફળ

॥ श्रीभगवानुवाच ॥

अतःपरं प्रवक्ष्यामि भूमिदानमनुत्तमम् ।
यः प्रयच्छति विप्राय भूमिं रम्यां सदक्षिणाम् ॥

ભગવાન બોલ્યા : હે પાંડવ! હવે સર્વોત્તમ એવા ભૂમિદાન વિષે હું તમને કહું છું. જે મનુષ્ય અગ્નિહોત્રી અને શ્રોત્રિય એવા દરિદ્ર બ્રાહ્મણને દક્ષિણા સાથે સુંદર પૃથ્વીનું દાન કરે છે, તે સર્વ કામનાઓથી તૃપ્ત થાય છે, સર્વ રત્નોથી શોભાયમાન થાય છે, સર્વ પાપોથી મુક્ત થાય છે, નિત્ય સૂર્ય સમાન તેજસ્વી થાય છે અને (મરણ પછી) બાળસૂર્ય સમાન પ્રકાશવાળા તથા વિચિત્ર ધજાઓથી શોભી રહેલા દિવ્ય વિમાનમાં બેસીને મારા લોકમાં જાય છે. ત્યાં એ મહાયશસ્વી પુરુષની દિવ્ય અંગનાઓ સુખ ઊપજે તેમ સેવા કરે છે, તથા ત્યાં તે પુરુષ ઇચ્છાનુસાર વિહાર કરે છે, ઇચ્છાનુસાર સ્વરૂપ ધારણ કરે અને અપ્સરાઓના ગણો સાથે ક્રીડા કરે છે.[૧-૫] હે કુરુકુળધુરંધર રાજા! આ પૃથ્વી જ્યાં સુધી લોકોને ધારણ કરે છે ત્યાં સુધી ભૂમિનું દાન કરનારો એ મનુષ્ય મારા લોકમાં પૂજાય છે.[૬] પૃથ્વી-

ના દાનથી ઉત્તમ એવું બીજું કોઈ દાન નથી અને પૃથ્વીના હરણથી અધિક એવું બીજું કોઈ પાપ નથી.[૭] હે કુરુશ્રેષ્ઠ! બીજાં દાનો કાળે કરીને ક્ષીણ થાય છે, પણ ભૂમિદાનના પુણ્યનો ક્ષય કદી થતો નથી.[૮] હે નરવ્યાઘ્ર! જે પુરુષ દરિદ્ર બ્રાહ્મણને આપેલી ભૂમિનો નાશ કરતો નથી (એટલે તેની પાસેથી પાછી લઈ લેતો નથી), તેને જે પુણ્યફળ પ્રાપ્ત થાય છે, તે તમે સાંભળો. તેણે સાત દ્વીપ તથા સમુદ્ર સુધીની, રત્નોના સમૂહથી વ્યાપ્ત અને પર્વતો, વનો તથા દુર્ગમ પ્રદેશોથી યુક્ત આખી પૃથ્વીનું દાન કર્યું ગણાય છે.[૯,૧૦] શ્રોત્રિય અગ્નિહોત્રી બ્રાહ્મણને ભૂમિનું દાન અપાતું જોઈ પ્રાણીમાત્ર હર્ષમાં આવી જઈને માને છે કે, અમારું દાન કરે છે.[૧૧] હે રાજન્! પૃથ્વીનું દાન આપનારો મનુષ્ય સુવર્ણ, મણિ, રત્ન, ધન અને વસુ (સર્વ ધાતુઓ) એમ સર્વનાં દાન આપે છે.[૧૨] પૃથ્વીનું દાન આપનારો મનુષ્ય સમુદ્રો, નદીઓ, પર્વતો, સપાટ પ્રદેશો, ખાડાટેકરાવાળા પ્રદેશો, સર્વ ગંધો તથા રસોનું પણ દાન કરે છે.[૧૩] પૃથ્વીનું દાન કરનારો મનુષ્ય ફળથી યુક્ત અને જાતજાતનાં પુષ્પોથી યુક્ત એવી ઔષધિઓનું તથા કમળનાં અને ઉત્પલોનાં વનોનુ દાન કરે છે[૧૪] પૃથ્વીનું દાન કરનારો મનુષ્ય ધર્મ, અર્થ, કામ, વેદ, યજ્ઞો તથા સ્વર્ગના માર્ગની ગતિનું દાન કરે છે.[૧૫] પૃથ્વીનું દાન કરનારા મનુષ્યને જે ફળ પ્રાપ્ત થાય છે તે ફળ દક્ષિણાવાળા અગ્નિહોત્ર વગેરે યજ્ઞો કરનારાઓને મળતુ નથી.[૧૬] હે પાંડવ! જે પુરુષ શ્રોત્રિય બ્રાહ્મણને પૃથ્વીનું દાન કરી તેની પાસેથી પાછી લેતો નથી, તેના એ દાનને પૃથ્વી પર જ્યાં સુધી લોકો રહેશે ત્યાં સુધી વર્ણન કર્યા કરશે. વળી હે પાંડુનંદન! ત્યાં સુધી તે પુરુષ સ્વર્ગના ઉપભોગોને ભોગવશે. જે પુરુષ શ્રોત્રિય બ્રાહ્મણને ધાન્યપૂર્ણ એવી પૃથ્વીનું દાન કરે છે, તેના પિતૃઓ પ્રાણીમાત્રના પ્રલય સુધી તૃપ્ત રહે છે.[૧૭,૧૮] હે રાજેંદ્ર! બ્રાહ્મણને પૃથ્વીનું દાન કરવાથી હું રુદ્ર, સૂર્ય તથા સર્વ દેવો પ્રસન્ન થાય છે, એમ તમારે જાણવું.[૧૯] હે યુધિષ્ઠિર! ભૂમિનું દાન કરનારો પુરુષ તેના એ પુણ્યથી પવિત્ર થઈને મારા સાલોક્યને (મારી સાથે એકીભાવને) પામે છે, એમાં કંઈ વિચાર કરવો નહિ.[૨૦] આજીવિકાના અભાવથી કૃશ થયેલો પુરુષ જે કંઈ પાપકર્મ કરે છે, તે માત્ર ગોકર્ણ* જેટલી પૃથ્વીનું દાન કરી શુદ્ધ થાય છે.[૨૧] એક મહિનાના ઉપવાસ કરવાથી તથા કૃચ્છ્રચાંદ્રાયણ વ્રત કરવાથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે, તે માત્ર ગોકર્ણ જેટલી પૃથ્વીનું દાન કરવાથી પ્રાપ્ત થઈ શકે છે.[૨૨] વળી સર્વ તીર્થોમાં સ્નાન કરવાથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે, તે માત્ર ગોકર્ણ જેટલી પૃથ્વીનું દાન કરવાથી પ્રાપ્ત થઈ શકે છે.[૨૩]

યુધિષ્ઠિર બોલ્યા: હે દેવના દેવ! હું તમને નમસ્કાર કરું છું. હે દેવેશ્વર! હે વાસુદેવ! ગોકર્ણનું પ્રમાણ યથાર્થ રીતે કહેવાને તમે યોગ્ય છો.[૨૪]

ભગવાન બોલ્યા: હે પાંડુનંદન! ગોકર્ણનું પ્રમાણ તમે સાંભળો. પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ તથા ઉત્તર, એમ સર્વ દિશાએ ત્રીસ દંડના પ્રમાણનું જે ભૂક્ષેત્ર તેને વિદ્વાનો ગોકર્ણ કહે છે; અથવા હે કુરુશ્રેષ્ઠ! બળદો અને વાછરડાઓની સાથે સો ગાયો જ્યાં છૂટથી સુખે બેસી શકે છે તેટલા પ્રમાણના ભૂક્ષેત્રને ગોકર્ણ કહે છે. પૃથ્વીનું દાન કરનારા મનુષ્યને યમદૂતો, મૃત્યુદંડ, દારુણ એવાં કુંભીપાક નરકો તથા ભયંકર વરુણના પાશો પ્રાપ્ત થતા નથી.[૨૫-૨૮] પૃથ્વીનું દાન કર-

---

* ગોકર્ણનું માપ આ અધ્યાયના ૨૫ મા શ્લોકથી ૨૭ મા શ્લોક સુધીમાં કહ્યું છે. ગોકર્ણનો અર્થ ગોચર એવો પણ થાય છે

નારા મનુષ્યને રૌરવ વગેરે નરકો, વૈતરણી નદી તથા તીવ્ર એવી કષ્ટદાયક યાતનાઓ ભોગવવી પડતી નથી.[૨૯] પૃથ્વીનું દાન કરનારા મનુષ્યને ચિત્રગુપ્ત, કલિ, કાળ, કૃતાંત, મૃત્યુ તથા સાક્ષાત્ ભગવાન યમ પણ પૂજે છે.[૩૦] હે રાજન્! પૃથ્વીનું દાન કરનારા મનુષ્યને રુદ્ર, પ્રજાપતિ, ઇંદ્ર, દેવતાઓ, ઋષિગણો તથા હું પોતે પ્રસન્ન થઈને પૂજીએ છીએ.[૩૧] હે પુરુષશ્રેષ્ઠ! જેના પોષ્યવર્ગ કૃશ હોય, જેની ગાય કૃશ હોય, જેના ઘોડા કૃશ હોય અને જે અતિથિસત્કાર કરતો હોય તેવા પુરુષને પૃથ્વીનું દાન કરવું; કેમ કે તે પરલોકમાં ઉપયોગી થઈ પડે તેવો એક ખજાનો છે.[૩૨] હે રાજા! જેનું કુટુંબ દુઃખી હોય, જે શ્રોત્રિય હોય, અગ્નિહોત્રી હોય અને વ્રતનિષ્ઠ હોય તે દરિદ્ર બ્રાહ્મણને પૃથ્વીનું દાન કરવું.[૩૩] જેમ માતા પોતાના પુત્રને દૂધ પિવડાવી ઉછેરી મોટો કરે છે, તેમ દાનમાં આપેલી પૃથ્વી પણ દાતા ઉપર કૃપા કરે છે.[૩૪] જેમ ગાય પોતાનું દૂધ આપીને વાછરડાનું પોષણ કરે છે, તેમ પૃથ્વીનું દાન કરનાર પુરુષને પૃથ્વી સર્વગુણસંપન્ન થઈ (સ્વર્ગમાં) ધારણ કરી રાખે છે.[૩૫] હે રાજા! જળથી સિંચાયેલાં બીજ જેમ ઊગી નીકળે છે, તેમ પૃથ્વીનું દાન કરનારા મનુષ્યની સર્વ કામનાઓ પ્રતિદિન સફળ થાય છે.[૩૬] જેમ સૂર્યનું તેજ સર્વ અંધકારને દૂર કરે છે, તેમ પૃથ્વીનું દાન મનુષ્યનાં સર્વ પાપને દૂર કરે છે.[૩૭] હે કુરુશ્રેષ્ઠ! પૃથ્વીનું દાન કરનારો પુરુષ ભૂતકાળનાં તથા ભવિષ્યકાળનાં દશ કુળનો ઉદ્ધાર કરે છે; પણ પારકી પૃથ્વીનું જે હરણ કરે છે, તે ભૂતકાળનાં તથા ભવિષ્યકાળનાં દશ કુળોનો નાશ કરે છે.[૩૮] જે પુરુષ પૃથ્વીના દાનનો સંકલ્પ કરી અથવા આપીને તેને પાછી લઈ લે છે, તેને (પરલોકમાં) વરુણના પાશોથી બાંધીને પરુ તથા રુધિરમાં નાખવામાં આવે છે.[૩૯] જે પુરુષ પોતે આપેલી અથવા બીજાએ આપેલી પૃથ્વીનું હરણ કરે છે, તેને ભયંકર નરકમાં પડ્યા વિના છૂટકો જ નથી.[૪૦] બ્રાહ્મણના ક્ષેત્ર(ખેતર)નું હરણ કરવાથી મનુષ્ય પોતાના બાર પૂર્વજોનો વિનાશ કરે છે; ઉપરાંત તે પોતે કીડાની જાતિમાં અવતરે છે અને તેમાંથી કદી મુક્ત થતો નથી.[૪૧] જે મનુષ્ય શ્રેષ્ઠ બ્રાહ્મણને પૃથ્વીનું દાન કરી પુનઃ તે પૃથ્વી ઉપર જ પોતાની આજીવિકા ચલાવે છે, તેને એક લાખ ગાયોનો વધ કરનારા પુરુષ જેટલું પાપફળ પ્રાપ્ત થાય છે.[૪૨] હે પાંડવ! તે પાપાત્મા મનુષ્ય કુંભીપાક નામના નરકમાં ઊંધે મસ્તકે બંધાય છે. તે નરકમાંથી તે દેવતાનાં એક હજાર વર્ષે નીકળે છે અને આ લોકમાં સો જન્મ પર્યંત કૂતરાની યોનિમાં જન્મે છે.[૪૩] જે મૂઢ મનુષ્ય શ્રેષ્ઠ બ્રાહ્મણોને પૃથ્વીનું દાન કરી પુનઃ તેના ઉપર જ પોતાની આજીવિકા કરે છે, તે દુષ્ટાત્મા એકવીસ નરકોમાં જાય છે અને તેમાંથી નીકળીને આ લોકમાં કૂતરો થાય છે.[૪૪] જે પૃથ્વી હળ વડે ખેડેલી હોય, બીજ સહિત હોય અને ઊગી નીકળેલી ધાન્યપંક્તિવાળી હોય, તે પૃથ્વીનું દરિદ્ર બ્રાહ્મણને દાન કરવું અથવા જળાશયવાળી પૃથ્વીનું દાન કરવું.[૪૫] હે રાજન્! એ રીતે જો પ્રસન્ન ચિત્તે પૃથ્વીનું દાન કર્યું હોય, તો મનુષ્ય મનમાં ચિંતવેલી સર્વ કામનાઓને સંપાદન કરે છે.[૪૬] ઘણા રાજાઓએ પૂર્વકાળમાં પૃથ્વીનાં દાન કર્યાં છે અને વર્તમાનકાળમાં પણ અનેક રાજાઓ પૃથ્વીનાં દાન કરી રહ્યા છે. જે જે કાળે જેની જેની ભૂમિ ગણાય છે, તે તે કાળે તેનું દાન કરનારાને ફળ મળે છે.[૪૭]

હવે હે રાજેંદ્ર! જે મનુષ્ય શ્રોત્રિય બ્રાહ્મણને અત્યંત રૂપવતી કન્યાનું દાન કરે છે, તે બ્રહ્મદેવ કહેવાય છે; માટે તેને પ્રાપ્ત થનારું પુણ્યફળ તમે સાંભળો.[૪૮] હે રાજન્! ધૂંસરીને વહી શકે

તેના હજારો બળદોનું દાન કરવાથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે, તેટલું જ પુણ્ય કન્યાનું દાન કરવાથી મળે છે.[૪૯] અથવા એક લાખ ગાયોનું વિધિપૂર્વક દાન કરવાથી જે ફળ મળી શકે છે, તે જ ફળ કન્યાનું દાન કરવાથી મળે છે.[૫૦] હે કુરુશ્રેષ્ઠ! કન્યાના શરીર પર જેટલાં રૂવાં હોય છે, તેટલાં હજાર વર્ષ સુધી કન્યાનું દાન કરનારો પુરુષ મારા લોકમાં પૂજાય છે.[૫૧] પછી એ સમય પૂર્ણ થતાં તે પુરુષ મારા લોકમાંથી પડીને પણ આ મનુષ્યલોકમાં છ અંગવાળા ચારે વેદોને જાણનારો તથા સર્વ લોકમાં પૂજ્ય એવો બ્રાહ્મણ થાય છે.[૫૨] વળી હે પાંડવ! જે પુરુષ શ્રોત્રિય, સદાચારી તથા અનેક બાળબચ્ચાંવાળા દરિદ્ર બ્રાહ્મણને સુવર્ણનું દાન કરે છે, તે પણ સર્વ પાપોથી મુક્ત થાય છે. તે બાળસૂર્ય સમાન તેજસ્વી કાંતિવાળો થાય છે, દિવ્ય વિમાનમાં બેસી ઇચ્છાનુસાર વિહાર કરે છે, સર્વ ભોગવૈભવ ભોગવે છે અને મહાતેજસ્વી થઈ એક કરોડ વર્ષ સુધી મારા લોકમાં પૂજાય છે.[૫૩,૫૪] તે પછી કાળે કરીને પુણ્યનો ક્ષય થતાં તે આ લોકમાં વેદવેદાંગને જાણનારા તથા કોટિ ધનના અધિપતિ બ્રાહ્મણ તરીકે અવતરે છે.[૫૫] જે મનુષ્ય જેની આજીવિકા કૃશ હોય અને જેની ગાય કૃશ હોય તેવા દરિદ્ર બ્રાહ્મણને રૂપાનું દાન કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે. તે મૃત્યુને અંતે પૂર્ણચંદ્ર સમાન શોભતા સુંદર વિમાનમાં બેસી, ઇચ્છાનુસાર સ્વરૂપ ધારણ કરી, પોતાની ઇચ્છામાં આવે તેમ સ્વર્ગલોકમાં પૂજાય છે.[૫૬,૫૭] પછી પુણ્યકાળ પૂર્ણ થયે ત્યાંથી ચ્યુત થઈને તે આ લોકમાં મોટા યશવાળો, સર્વ લોકમાં પૂજાયેલો અને મહાપરાક્રમી શ્રીમાન રાજા થાય છે.[૫૮]

જે મનુષ્ય ખાસ કરીને શ્રોત્રિય અને દરિદ્ર એવા બ્રાહ્મણને તલનું દાન કરે છે, તેને પ્રાપ્ત થનારું ફળ તમે સાંભળો.[૫૯] હે પાંડુનંદન! દશ હજાર બળદોનું દાન કરવાનું જે પુણ્ય કહેવામાં આવ્યું છે, તે જ પુણ્ય તલના પર્વત(ઢગ)નું દાન કરનારાને મળે છે અને (તે દાન કરીને) તત્કાળ મનુષ્ય પાપથી મુક્ત થાય છે.[૬૦] જેમ કાંચળીનો ત્યાગ કરી સર્પ શુદ્ધ શરીરવાળો થાય છે, તેમ તલનું દાન કરવાથી મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થઈ શુદ્ધ થાય છે.[૬૧] તલના ઢગલાને સુવર્ણથી સુશોભિત કરી (તલના ઢગ ઉપર સુવર્ણ મૂકીને) તેનું દાન કરનારો મનુષ્ય દિવ્ય વિમાનમાં બેસી પિતૃલોકમાં પૂજાય છે.[૬૨] ત્યાં એ પુરુષ સાઠહજાર વર્ષ સુધી ઇચ્છાનુસાર રૂપો ધારણ કરે છે અને મહાયશસ્વી થઈને સુખથી રમણ કરે છે—આનંદ ભોગવે છે.[૬૩] હે રાજા! જે મનુષ્ય શ્રોત્રિય અને દરિદ્ર એવા બ્રાહ્મણને તિલધેનુનું દાન કરે છે, તેને પણ જે પુણ્ય પ્રાપ્ત થાય છે, તે તમે સાંભળો.[૬૪] એક હજાર ગાયોનું દાન કરવાથી જે પુણ્યફળ પ્રાપ્ત થાગ છે, તે જ પુણ્યફળ તિલધેનુનું દાન કરનારા મનુષ્યને મળે છે.[૬૫] હે રાજન્! જે મનુષ્ય તલના અનેક કુડવો (એક પ્રકારનાં અન્નનાં માપ) ભરીને તૈયાર કરેલી તિલધેનુનું દાન કરે છે, તે કરોડ વર્ષ સુધી સ્વર્ગલોકમાં પૂજાય છે.[૬૬] તેમ જ હે રાજા! જે મનુષ્ય આઠ આઢક (એક પ્રકારનું માપ) તલની તિલધેનુ કરીને તેના પર બત્રીસ સોનામહોરો મૂકી તુલાસંક્રાંતિમાં અથવા મેષસંક્રાંતિમાં મારા પર ભક્તિ રાખીને તથા મારામાં મન રાખીને તેનું દાન કરે છે, તેને જે પુણ્યફળ પ્રાપ્ત થાય છે, તે તમે સાંભળો.[૬૭] એક હજાર કન્યાઓનું વિધિપૂર્વક દાન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે ફળ સંપાદન કરીને તે મનુષ્ય મારા લોકમાં પૂજાય છે.[૬૮] પછી પુણ્યકર્મ ખલાસ થયા પછી તે આ લોકમાં આવીને ચારે વેદના

પારને પામેલો શ્રેષ્ઠ બ્રાહ્મણ થાય છે.

હે રાજન્! જે મનુષ્ય શ્રોત્રિય એવા દરિદ્ર બ્રાહ્મણને પ્રસન્ન, દૂઝણી, પવિત્ર અને વાછરડાવાળી ગાયનું કાંસાના દોહનપાત્ર સાથે દાન કરે છે, તેનું જે કંઈ પૂર્વજન્મનું પાપ હોય છે તે સર્વ તત્ક્ષણ નાશ પામે છે, એમાં સંશય નથી.[૬૯-૭૧] વળી અંતે બળદથી જોડેલા, પ્રકાશિત, સુશોભિત અને ઇચ્છાનુસાર ગતિ કરનારા દિવ્ય વિમાનમાં બેસી તે ગોલોકમાં જાય છે.[૭૨] હે રાજા! દાન કરેલી તે ગાયના શરીર પર જેટલાં રુવાંટાં હોય છે, તેટલાં હજાર વર્ષો સુધી તે મનુષ્ય ગોલોકમાં પૂજાય છે.[૭૩] પછી ગોલોકમાંથી આ લોકમાં અવતરીને તે યજ્ઞોથી યજન કરનારો, દાતા અને સર્વ રાજાઓમાં પૂજાયેલો બ્રાહ્મણ બને છે.[૭૪] હે મહાબાહુ! તલ, ગાયો, સુવર્ણ, અન્ન, કન્યા તથા પૃથ્વી આટલા પદાર્થોનું જો દાન કરવામાં આવે છે, તો તેઓ દાતાને તારે છે.[૭૫] હે રાજન્! જે બ્રાહ્મણ ચારિત્ર્યવાન હોય, અગ્નિહોત્રી હોય અને અલુબ્ધ હોય તેને તૃપ્ત કરવો; કેમ કે તે પરલોકમાં હિતકારક એક નિધિ(ભંડાર)રૂપ થઈ પડે છે.[૭૬] જે બ્રાહ્મણ અગ્નિહોત્રી હોય, દરિદ્ર હોય, શ્રોત્રિય હોય, જિતેંદ્રિય હોય અને શૂદ્રના અન્નનો ત્યાગી હોય, તેની અવશ્ય પૂજા કરવી.[૭૭] અગ્નિહોત્રી બ્રાહ્મણ સદા પાત્ર ગણાય છે. તેમાં પણ જે અગ્નિહોત્રી તથા વેદવેત્તા હોઈને જેના ઉદરમાં કદી શૂદ્રનું અન્ન ગયેલું હોતું નથી, તે પાત્રમાં પણ પાત્ર ગણાય છે.[૭૮] વેદમય પાત્ર, તપોમય પાત્ર અને શૂદ્રાન્નનો ત્યાગ કરનાર પાત્ર અવશ્ય તારશે.[૭૯] જેઓ નિત્ય સ્વાધ્યાય કરવામાં તત્પર રહેતા હોય, ઇંદ્રિયોને વશ રાખનારા હોય અને નિત્ય પંચમહાયજ્ઞ કરનારા હોય, તેમની જો પૂજા કરવામાં આવે છે તો તેઓ તારે છે.[૮૦] જેઓ ક્ષમાશીલ, દમગુણનિષ્ઠ, વેદાધ્યયનમાં આસક્ત, જિતેંદ્રિય, અહિંસાપરાયણ અને જેવા તેવાનો પ્રતિગ્રહ નહિ કરનારા હોય છે, તે ગૃહસ્થ બ્રાહ્મણો (બીજાને) તારવાને સમર્થ છે.[૮૧] નિત્ય સ્નાનસંધ્યા કરનાર, નિત્ય યજ્ઞોપવીત (જનોઈ) ધારણ કરનાર, નિત્ય વેદપાઠ કરનાર, શૂદ્રના અન્નનો ત્યાગ કરનાર, ઋતુગામી તથા વિધિ પ્રમાણે અગ્નિહોત્ર કરનારો બ્રાહ્મણ તારવાને સમર્થ છે.[૮૨] જે બ્રાહ્મણ મારો ભક્ત છે, મને પૂજે છે, મારા પર પ્રેમ રાખે છે, મારામાં પરાયણ રહે છે અને મને જ સર્વ કર્મો સમર્પી દે છે, તે બ્રાહ્મણ અવશ્ય તારે છે.[૮૩] જે બ્રાહ્મણ આ બાર અક્ષરવાળા 'ॐ नमो भगवते वासुदेवाय' મંત્રના તત્ત્વને જાણે છે, વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ અને સંકર્ષણ, આ ચાર વ્યૂહના વિભાગને જાણે છે, અને જે અવિચ્છિન્ન પાંચ કાળનાં કર્મોને પણ કરી જાણે છે, તે બ્રાહ્મણ તારે છે.[૮૪]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત વૈષ્ણવધર્મ-પર્વમાં 'પૃથ્વી, ગાય, તલ અને કન્યાદાનનું ફળ' નામનો અધ્યાય ૭મો સમાપ્ત

## अध्याय ८मो

### વિવિધ દાનપ્રશંસા તથા ગોબ્રાહ્મણરક્ષા

॥ वैशंपायन उवाच ॥

**वासुदेवेन दानेषु कथितेषु यथाक्रमम् ।**
**अवितृप्तश्च धर्मेषु केशवं पुनरब्रवीत् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યાઃ શ્રીકૃષ્ણે અનુક્રમે સર્વ દાનો કહ્યાં, છતાં તે સંબંધી ધર્મોમાં અતૃપ્ત રહેલા યુધિષ્ઠિરે ફરી તેમને પૂછ્યું[૧]: 'હે શત્રુતાપન દેવ! આ ધર્મરૂપી અમૃત આપની પાસેથી મેં સાંભળ્યું છે; તોપણ હે દેવશ્રેષ્ઠ માધવ! મને તૃપ્તિ થતી નથી.[૨] હે અચ્યુત! બળદના દાનનું જે ફળ પ્રાપ્ત થાય છે તે મને કહો. હું તમારો ભક્ત છું.[૩] વળી હે દેવશ્રેષ્ઠ! બીજાં જે જે દાનો તમે મને કહ્યાં નથી, તે સર્વનું ફળ અનુક્રમે તમે કહો.'[૪]

ભગવાન બોલ્યા : બળદ પવિત્ર છે. મહાપુણ્ય-રૂપ છે અને પવિત્ર કરનાર છે; માટે તેના દાનનું જે શ્રેષ્ઠ અને ધર્મામૃત (રૂપ) ફળ પ્રાપ્ત થાય છે, તેને તમે સાંભળો.[૫] હે કુરુશ્રેષ્ઠ! એક જ બળદ દશ ગાયો સમાન ગણાય છે; પણ તે બળદ મેદ તથા માંસથી પુષ્ટ અંગવાળો, નીરોગી, શાંત, તરણ, ભદ્ર, સુશીલ અને સર્વ દોષથી રહિત હોવો જોઈએ; કેમ કે હે પાંડવ! તેવો બળદ બ્રાહ્મણને દાનમાં આપ્યો હોય તો સત્વર ધૂંસરીને વહી શકે છે.[૬,૭] હે યુધિષ્ઠિર! તે પવિત્ર દાનથી મનુષ્ય મહાતેજસ્વી થાય છે અને પોતાની ઇચ્છાનુસાર ગોલોકમાં પૂજાય છે.[૮] હે યુધિષ્ઠિર! જે પુરુષ ખાસ કરીને શ્રોત્રિય અને સદાચારી એવા દરિદ્ર બ્રાહ્મણને ધૂંસરી વહન કરી શકે તેવા બે સમર્થ બળદોનું દાન કરે છે, તેનું જે પુણ્ય કહેવામાં આવ્યું છે, તે તમે સાંભળો.[૯] એક હજાર ગાયોના દાનનું જે ઉત્તમ ફળ કહ્યુ છે, તે પુણ્યફળ તેને પ્રાપ્ત થાય છે અને તે પુરુષ મારા લોકમાં જાય છે.[૧૦] હે રાજા! દાન કરેલા તે બળદ ઉપર જેટલાં રુવાંટાં હોય છે, તેટલાં હજાર વર્ષો સુધી તે મારા લોકમાં પૂજાય છે.[૧૧] હે પાંડવ! હરકોઈ દાન આપવુ તે દરિદ્રને જ આપવું, સમૃદ્ધિમાનને નહિ. વરસાદ વરસે છે તેનું ફળ (પાણી) તળાવોમાં જોવામાં આવે છે, સમુદ્રોમાં દેખાતું નથી.[૧૨] હે કુરુશ્રેષ્ઠ! જે મનુષ્ય દરિદ્ર બ્રાહ્મણને બળદનું દાન કરે છે, તે મનુષ્ય એ પવિત્ર દાનથી પવિત્ર થાય છે.[૧૩] તે દિવ્ય સ્વરૂપ ધારણ કરી, દિવ્ય વિમાનમાં બેસી મારા લોકમાં જાય છે અને ત્યાં સૃષ્ટિના પ્રલય સુધી આનંદ કરે છે.[૧૪]

હે રાજા! જે મનુષ્ય શ્રોત્રિય એવા દરિદ્ર બ્રાહ્મણને દીવાના પ્રકાશથી યુક્ત, શય્યા તથા આસનથી સુશોભિત, વાસણો તથા બીજા સર-સરસામાનથી યુક્ત, ધનધાન્યથી શોભાયમાન, દાસીઓ, ગાયો તથા ખેતર વગેરેથી યુક્ત અને સર્વ સાધનોથી ભરપૂર એવા ઘરનું દક્ષિણા સાથે દાન કરે છે, તેને પ્રાપ્ત થનારું પુણ્યફળ તમે સાંભળો.[૧૫,૧૬] દેવો, પિતૃઓ, અગ્નિઓ તથા ઋષિઓ પ્રસન્ન થઈને તેને સૂર્ય સમાન વિમાન અર્પણ કરે છે. તે દ્વારા શોભાયમાન થઈને તે સર્વોત્તમ બ્રહ્મલોકમાં જાય છે. ત્યાં હજારો સ્ત્રીઓ-થી વ્યાપ્ત એવા સુવર્ણના ગૃહમાં રહી તે સૃષ્ટિના પ્રલયકાળ પર્યંત આનંદ કરે છે.[૧૭,૧૮] હે પાંડવ! જે મનુષ્ય ભક્તિપૂર્વક વસ્ત્ર, ગંધમાલ્ય તથા વિલેપન અર્પણ કરીને બ્રાહ્મણની પૂજા કરે છે, તેને ભાતભાતનું ભોજન કરાવે છે અને તે પછી તેને ઓછાડથી યુક્ત એવી ઉત્તમ શય્યાનું દાન કરે છે, તેને જે પુણ્યફળ પ્રાપ્ત થાય છે, તે તમે સાંભળો.[૧૯] હે પાંડુપુત્ર! વિધિપૂર્વક આપેલા ગોદાનનું જે ફળ મળે છે, તે જ ફળ પ્રાપ્ત કરીને તે મનુષ્ય પિતૃલોકમાં પૂજાય છે.[૨૦] જે શય્યાનું દાન કરે છે, તેને એક હજાર અગ્નિહોત્રીઓની પૂજા કર્યાનું ફળ મળે છે.[૨૧] જે મનુષ્ય શિલ્પ (હુન્નરકળા), અધ્યયન, વિદ્યા, મંત્રો તથા ઔષધો બ્રાહ્મણને આપે છે, તેને થનારું પુણ્યફળ તમે સાંભળો.[૨૨] તે વૈદિક શક્તિથી ગતિ કરનારા શોભા-યમાન વિમાનમાં બેસી સપ્તર્ષિઓના લોકમાં જાય છે; ત્યાં બ્રહ્મવાદી મુનિઓ તેની પૂજા કરે છે અને એક સો ને વીસ યુગ સુધી દેવની પેઠે ક્રીડા કરીને તે આ મનુષ્યલોકમાં વેદવેત્તા બ્રાહ્મણ થાય છે.[૨૩,૨૪] હે રાજા! જે મનુષ્ય માર્ગમાં મુસા-ફરી કરી થાકેલા તથા કૃશ થયેલા બ્રાહ્મણને વિશ્રાંતિ આપે છે, તેનું એક વર્ષનું પાપ નાશ પામે છે.[૨૫] જે ભક્તિમાન મનુષ્ય જળ વડે તેના ચરણ ધૂએ છે, તેનું દશ વર્ષનું પાપ દૂર થાય છે, એમાં સંશય નથી.[૨૬] વળી જે મનુષ્ય ઘી અથવા તેલથી તે થાકેલા બ્રાહ્મણના પગનાં તળિયાં

થસે છે, તેનું બાર વર્ષનું પાપ સત્વર દૂર થાય છે.[27] જે મનુષ્ય એવા મુસાફર બ્રાહ્મણનું પૂજન કરે છે, તેને ગોદાન તથા સુવર્ણદાનનું પુણ્ય મળે છે.[28] હે રાજન્! જે મનુષ્ય સ્વાગત કરીને, આસન અર્પણ કરીને તથા સામે જઈને બ્રાહ્મણનું પૂજન કરે છે, તે દેવોને પ્રિય થઈ પડે છે.[29] હે રાજન્! અતિથિનું સ્વાગત કરવાથી અગ્નિઓ પ્રસન્ન થાય છે, આસન આપવાથી ઇંદ્ર પ્રસન્ન થાય છે અને તેની સામે જવાથી પિતૃઓ પ્રસન્ન થાય છે, કેમકે તેઓ (અગ્નિ, ઇંદ્ર તથા પિતૃઓ) અતિથિ ઉપર પ્રેમ ધરાવનારા છે.[30] માટે હે રાજા! એ રીતે અગ્નિ, ઇંદ્ર તથા પિતૃઓને પ્રસન્ન કરવાથી અને અતિથિઓની પ્રીતિથી મનુષ્યે એક વર્ષમાં કરેલું પાપ તત્કાળ નાશ પામે છે.[31] જે મનુષ્ય બ્રાહ્મણને માળાથી સુશોભિત એવું આસન અર્પણ કરે છે, તે (મરણ પછી) મણિઓથી અદ્ભુત એવા રથમાં બેસી ઇંદ્રલોકમાં જાય છે.[32] ત્યાં ઇંદ્રના આસન ઉપર (ઇંદ્રના ભુવનમાં રહીને) દિવ્ય સ્ત્રીઓથી શોભાયમાન થઈ સાઠહજાર વર્ષો સુધી અપ્સરાઓના ગણો સાથે ક્રીડા કરે છે.[33] હે યુધિષ્ઠિર! જે મનુષ્ય બ્રાહ્મણને વાહનોનું દાન કરે છે, તે રત્નોથી ચળકતા દિવ્ય વાહનમાં બેસી દેવલોકમાં જાય છે.[34] ત્યાં હે રાજન્! અપ્સરાઓના ગણોથી સેવાઈને અને ઇચ્છાનુસાર ક્રીડા કરીને તે આ લોકમાં આવી પાછો રાજા થાય છે, એમાં સંશય કરવો નહિ.[35] જે મનુષ્ય પાંદડાં, પુષ્પો તથા ફળોથી ભરપૂર એવા વૃક્ષને ચંદન તથા પુષ્પમાળાથી પૂજે છે અને તેને વસ્ત્રાલંકારથી શોભાવે છે અને પછી તેનું દાન, કોઈ શ્રોત્રિય બ્રાહ્મણને પ્રથમ યથેષ્ટ ભોજન કરાવી આપે છે, તેને પ્રાપ્ત થનારું પુણ્યફળ તમે સાંભળો. તે મનુષ્ય સુવર્ણથી અદ્ભુત એવા સુંદર વિમાનમાં બેસી 'જય જય' શબ્દો સાથે ઇંદ્રલોકમાં જાય છે. ત્યાં સુંદર ઇંદ્રપુરીમાં તે મનુષ્ય મનમાં જે જે ઇચ્છા કરે છે, તે સર્વને કલ્પવૃક્ષ પૂરી પાડે છે. તેણે આપેલાં વૃક્ષમાં જેટલાં પાંદડાં, પુષ્પો તથા ફળો હોય છે, તેટલાં હજાર વર્ષો સુધી તે ઇંદ્રલોકમાં પૂજાય છે.[36-40] પછી ઇંદ્રલોકમાંથી આ મનુષ્યલોકમાં આવી રથ, ઘોડાઓ તથા હાથીઓથી ભરપૂર એવા નગરને તથા રાજ્યને તે પ્રાપ્ત કરે છે.[41] જે મનુષ્ય ભક્તિપૂર્વક મારી પ્રતિમા કરાવીને મંદિર બંધાવી તેમાં વિધિ પ્રમાણે પ્રતિષ્ઠા કરે છે, પૂજા કરાવે છે અથવા પોતે ભક્તિથી પૂજા કરે છે, તેને પ્રાપ્ત થનારું પુણ્યફળ તમે સાંભળો.[42] એક હજાર અશ્વમેધ કરવાનું જે પુણ્યફળ કહેવામાં આવ્યું છે, તે ફળ તેને મળે છે અને તે મનુષ્ય મારા સારૂપ્યને પામે છે. હે યુધિષ્ઠિર! તે મારા લોકમાંથી ક્યારે નીકળે છે તે હું જાણતો નથી; અર્થાત્ અનંત કાળ પર્યંત તે મારા લોકમાં વસે છે.[43] જે મનુષ્ય દેવાલયમાં, બ્રાહ્મણને ઘેર, ગાયોના વાડામાં તથા ચૌટામાં (ઘીનો) દીવો મૂકે છે, તેનું પુણ્યફળ તમે સાંભળો.[44] તે સુવર્ણના વિમાનમાં બેસી સર્વ લોકને પ્રકાશિત કરતો, સૂર્યના લોકમાં જાય છે. ત્યાં ઉત્તમ દેવતાઓ તેની સેવા કરે છે અને એક કરોડ વર્ષ સુધી ઇચ્છાનુસાર ક્રીડા કરીને (પુણ્યનો ક્ષય થાય છે ત્યારે) તે આ લોકમાં મહાતપસ્વી તથા વેદ-વેદાંગના પારને પામેલો બ્રાહ્મણ બને છે.[45,46] હે રાજન્! જે જે પુરુષ દેવાલયોમાં, બ્રાહ્મણના ઘરમાં, ચૌટામાં અથવા ચકલામાં દિવસે કે રાત્રે જાતજાતનાં ગંધર્વવાદિત્રો તથા ધર્મશ્રવણો મારામાં મન રાખીને ભક્તિપૂર્વક કરાવે છે, તેના પર દેવતાઓ તથા પિતૃઓ અત્યંત પ્રસન્ન થાય છે અને તેને ઇચ્છાનુસાર ગતિ કરનારું સુખકારક વિમાન અર્પણ કરે છે. તે વિમાનમાં બેસી એ મનુષ્ય દેવનગરમાં જાય છે અને ત્યાં દિવ્ય અપ્સરાઓથી

સેવાઈને આનંદ કરે છે. ત્યાંથી હે રાજા ! સમય પૂર્ણ થયે, તે વેદવેદાંગના તત્ત્વને જાણનારો વૈભવવાળો બ્રાહ્મણ થઈને આ લોકમાં અવતરે છે. હે યુધિષ્ઠિર ! જે મનુષ્ય ગોઠામાં, સભામાં અથવા સભાના વિશાળ આંગણામાં અગ્નિકુંડ અથવા વિશાળ સ્થંડિલ કરીને તેમાં ભક્તિથી ચારે માસ સુધી અગ્નિ પ્રજ્વલિત રાખે છે, જે પોષ વગેરે મહિના પૂર્ણ થયા પછી મારામાં મન રાખી, બ્રાહ્મણોને મિષ્ટ દૂધપાકનું ભોજન આપે છે, જે યથાશક્તિ દક્ષિણા આપે છે અને એ રીતે જે અગ્નિપૂજન કરી નિત્ય મારું પૂજન કરે છે, તેને પ્રાપ્ત થનારું પુણ્યફળ તમે સાંભળો.[૪૭-૫૫] એ ધર્મકર્મથી હું, શંકર, પિતૃઓ તથા અગ્નિઓ પરમ પ્રસન્ન થઈએ છીએ, એમાં કંઈ પણ શક નથી. એ રીતે અમને પ્રીતિ ઉપજાવનારો તે શ્રીમાન પુરુષ સાડસો ને સાઠ હજાર વર્ષો સુધી મારા લોકમાં પૂજાય છે.[૫૬,૫૭] પછી મારા લોકમાંથી તે આ લોકમાં વેદ તથા વેદાંગને જાણનારો, રાજાઓમાં પૂજાયેલો અને મોટા યશવાળો બ્રાહ્મણ થઈને અવતરે છે.[૫૮] હે નરશ્રેષ્ઠ યુધિષ્ઠિર ! જે મનુષ્ય શ્રોત્રિય, કુળવાન અને વિશેષે કરી દરિદ્ર એવા બ્રાહ્મણનું પોષણ કરે છે, તેને જે પુણ્ય પ્રાપ્ત થાય છે તે તમે સાંભળો.[૫૯] હે પાંડવ ! એક કરોડ ગાયોના દાનનું જે પુણ્ય કહેવામાં આવ્યું છે, તે સર્વ પુણ્ય તેને એક વર્ષમાં મળે છે.[૬૦] વળી અંતે તે સૂર્ય સમાન શોભાયમાન સુવર્ણના અદ્ભુત વિમાનમાં બેસી તે મારા લોકમાં જાય છે; ત્યાં દિવ્ય સ્ત્રીઓ તેની સેવા કરે છે, સુંદર સ્ત્રીઓ તેના ગુણો ગાય છે, સર્વ દેવતાઓ તેની સ્તુતિ કરે છે અને વીસ કરોડ વર્ષો સુધી એ પ્રમાણે ક્રીડા કરે છે. તે જ્યારે મનુષ્ય થાય છે, ત્યારે પણ વેદવેત્તા બ્રાહ્મણ તરીકે જન્મે છે.[૬૧,૬૨] જે મનુષ્ય પાણીનો કરવો, ઝારી અથવા મોટા જળપાત્રનું બ્રાહ્મણને દાન કરે છે, તેનું પુણ્યફળ તમે સાંભળો.[૬૩] હે રાજા ! બ્રહ્મકૂર્ચનું* પાન કરવામાં જે પુણ્ય કહેવામાં આવ્યું છે તે પુણ્ય જળપાત્રનું દાન કરનારાને પણ મળે છે. વળી તે અત્યંત તૃપ્ત થાય છે, સર્વ પ્રકારના સુગંધી પદાર્થો તેને મળી આવે છે અને તેની ઇંદ્રિયો તથા મન પ્રસન્ન રહે છે. મૃત્યુને અંતે હંસ તથા સારસથી જોડેલા સુંદર વિમાનમાં બેસી તે દિવ્ય ગંધર્વોથી સેવાયેલા વરુણલોકમાં જાય છે.[૬૪,૬૫] જે મનુષ્ય પ્રાણીમાત્રના જીવનરૂપ જળનું ગ્રીષ્મ-ઋતુના ત્રણ મારામાં દાન કરે છે, તેનું પુણ્યફળ તમે સાંભળો.[૬૬] જે મનુષ્ય જળનું દાન કરે છે, તેને એક કરોડ કપિલા ગાયોનું દાન કરવાથી પ્રાપ્ત થનારું પુણ્યફળ મળે છે.[૬૭] વળી મરણ પછી પૂર્ણચંદ્ર સમાન પ્રકાશતા સુશોભિત વિમાનમાં બેસી તે મનુષ્ય દિવ્ય અપ્સરાઓથી સેવાઈને ચંદ્રભવનમાં જાય છે.[૬૮] ત્યાં ત્રીસ કરોડ યુગ સુધી દિવ્ય ગંધર્વોથી સેવાતો તે મનુષ્ય ક્રીડા કરે છે અને પછી મનુષ્યલોકમાં ચારે વેદને જાણનારો બ્રાહ્મણ થાય છે.[૬૯] હરકોઈ દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય) મસ્તકે લેપન કરવાના સુગંધી પદાર્થોનું દાન કરવાથી તેજસ્વી થાય છે, પ્રિય દેખાવનો થાય છે અને સુંદર રૂપાળો, શૂરવીર તથા પંડિત થાય છે.[૭૦] વળી વસ્ત્રનું દાન કરનારો મનુષ્ય તેજસ્વી, સર્વત્ર પ્રિય દેખાવવાળો, ભાગ્યશાળી, શ્રીમાન અને સ્ત્રીઓના મનને નિત્ય આનંદ ઉપજાવનારો બને છે.[૭૧] જે ઉત્તમ પુરુષ જોડા તથા છત્રીનું દાન કરે છે, તે સુવર્ણના શોભાયમાન રથમાં બેસી ઇંદ્રના લોકમાં જાય છે. ત્યાં મહાતેજસ્વી એવા તે પુરુષની અપ્સરાઓના સમુદાયો સેવા કરે છે.[૭૨] જેઓ કાષ્ઠની પાદુકાઓનું દાન કરે છે, તેઓ વૃક્ષોમાંથી બનાવેલાં વિમાનોમાં

* પંચગવ્યં પિબેત્ પ્રાતર્બ્રહ્મકૂર્ચવિધિઃ સ્મૃતઃ । નિત્ય પ્રાત કાળે પંચગવ્યનું જે પાન કરવું, તેને 'બ્રહ્મકૂર્ચવિધિ' કહેવામાં આવે છે.

બેસી ધર્મરાજાના સુંદર નગરમાં જાય છે અને ત્યાં ઉત્તમ દેવતાઓ તેની સેવા કરે છે.[૭૩] દાતણનું દાન કરવાથી મનુષ્ય પ્રિય વાક્યવાળો, સુગંધી મુખવાળો, શ્રીમાન, બુદ્ધિમાન અને સૌભાગ્યસંપન્ન થાય છે.[૭૪] જેઓ પરમ ભક્તિયુક્ત થઈ બ્રાહ્મણોને દૂધ, દહીં, ઘી, ગોળ તથા મધનું દાન કરે છે, તેઓ ઉજ્જ્વળ પુષ્પ-માળાથી સુશોભિત થઈ, બળદો તથા ઘોડાઓથી જોડેલાં વાહનોમાં બેસી ગંધર્વોથી ગવાતા ગવાતા વિષ્ણુલોકમાં જાય છે.[૭૫,૭૬] ત્યાં દિવ્ય અપ્સરાઓ તેમને સુખ થાય તેમ તેમની સેવા કરે છે અને તેઓ પોતે પણ દેવ તુલ્ય થઈ સાઠ હજાર વર્ષો સુધી આનંદ કરે છે.[૭૭] આ પછી સમય પૂર્ણ થયે ત્યાંથી આ લોકમાં પુષ્કળ ધનધાન્યવાળા અને ભોગસંપન્ન ઉત્તમ મનુષ્યોરૂપે તેઓ જન્મે છે.[૭૮] હે પાંડુપુત્ર! વૈશાખમાસમાં વિશાખા નક્ષત્રવાળા દિવસે યમદેવને ઉદ્દેશી જેઓ પરમ ભક્તિયુક્ત થઈ વિધિપૂર્વક બ્રાહ્મણપૂજા કરે છે અને તેમને ગોળસાથે તલનું દાન કરે છે, તેમને પ્રાપ્ત થનારું પુણ્યફળ તમે સાંભળો. હે પાંડુનંદન! ગાયનું દાન કરવાથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે, તે પુણ્ય સંપાદન કરીને તે મનુષ્ય યમલોકમાં પૂજાય છે. પછી કાળ પૂરો થતાં ત્યાંથી તે ચ્યુત થઈને પણ આ લોકમાં રાજા થાય છે. વળી તેજ (વૈશાખ માસના) દિવસે, ઉત્તમ દક્ષિણા સહિત બ્રાહ્મણોને ભોજન આપી જેઓ જળથી ભરેલાં દિવ્ય પાત્રોનાં દાન કરે છે, તેઓ સૂર્ય સમાન તેજસ્વી એવાં વિમાનોમાં બેસી વરુણ-લોકમાં જાય છે. ત્યાં તેઓ દિવ્ય અપ્સરાઓ સાથે પોતાની ઇચ્છાનુસાર ક્રીડા કરે છે અને કાળે કરી ત્યાંથી અવતીર્ણ થઈ આ મનુષ્યલોકમાં પુનઃ ભોગસંપન્ન શ્રેષ્ઠ બ્રાહ્મણો જન્મે છે, એમાં સંશય નથી.[૭૯–૮૪] જે પુરુષ પોતાના આશ્રિતોને ભોજન આપ્યા પછી ભોજન કરે છે, નિત્ય વ્રતનિષ્ઠ રહે છે, સત્ય બોલે છે, ક્રોધરહિત હોય છે, પવિત્ર તથા નિત્ય સ્નાનપરાયણ રહે છે, તે દિવ્ય વિમાનમાં બેસી ઇંદ્રના લોકમાં જાય છે. ત્યાં એ મહાતપસ્વી પુરુષ એક કરોડ વર્ષ સુધી દિવ્ય અપ્સરાઓ સાથે ક્રીડા કરી મનુષ્યલોકમાં વેદવેત્તા બ્રાહ્મણ બને છે.[૮૫,૮૬] જે પુરુષ એક વર્ષ સુધી એક વખત ભોજન કરે છે, બ્રહ્મચર્ય પાળે છે, ક્રોધ જીતે છે અને સત્ય તથા શૌચપરાયણ રહે છે, તે દિવ્ય વિમાનમાં બેસી ઇંદ્રલોકમાં જાય છે અને ત્યાં દશ હજાર કરોડ વર્ષ સુધી અપ્સરાઓ સાથે ક્રીડા કરીને આ મનુષ્યલોકમાં વેદવેત્તા બ્રાહ્મણ થાય છે.[૮૭,૮૮] જે પુરુષ એક વર્ષ સુધી ચોથે કાળે ભોજન કરે છે અને બ્રહ્મચારી તથા જિતેંદ્રિય રહે છે, તેનું પુણ્યફળ તમે સાંભળો.[૮૯] તે પુરુષ અદ્‌ભુત મોર જોડેલા અને રંગબેરંગી ધજાઓથી શોભી રહેલા દિવ્ય વિમાનમાં બેસી મહેંદ્રના નગરમાં જાય છે.[૯૦] ત્યાં પુષ્ટ શરીરવાળી શ્રેષ્ઠ સ્ત્રીઓ તેને સુખ થાય તેમ નિત્ય સેવે છે અને બાર કરોડ વર્ષ સુધી સારી રીતે આનંદ કરે છે. પછી હે રાજા! ત્યાંથી અવતરીને તે આ લોકમાં વિદ્વાન, ક્ષમા-વાન તથા વેદપારંગત બ્રાહ્મણ થાય છે.[૯૧,૯૨] જે પુરુષ એક વર્ષ સુધી ત્રીજે ત્રીજે દિવસે સાંજે ભોજન કરે છે, સર્વ પાપોથી મુક્ત રહે છે, બ્રહ્મ-ચર્યવ્રત પાળે છે, પવિત્ર રહે છે અને ક્રોધનો ત્યાગ કરે છે, તે તપસ્વી પુરુષનું ઉત્તમ ફળ તમે સાંભળો.[૯૩] સૂર્ય સમાન કાંતિવાળો તે પુરુષ સૂર્ય કરતાં પણ અધિક પ્રકાશવાળા વિમાનમાં બેસી મારા લોકમાં જાય છે. ત્યાં દિવ્ય સ્ત્રીઓ તેની સેવા કરે છે, સાધ્યો તથા મરુદ્‌ગણો તેને સુખ થાય તેમ પૂજે છે, નિત્ય તે મારાં દર્શન કરે છે અને તે અપ્સરાઓના ગણો સાથે ક્રીડા કરે છે.[૯૪,૯૫] જે પુરુષ મારામાં મન રાખી એક પખવાડિયાના ઉપવાસ કરે છે અને વ્રત સમાપ્ત થાય ત્યારે શ્રોત્રિય બ્રાહ્મણોને તૃપ્ત કરે છે, તે મહાતપસ્વી

પુરુષ દિવ્ય વિમાનમાં બેસી કાંતિથી આકાશને પ્રકાશિત કરતો મારા લોકમાં જાય છે. ત્યાં એ પુરુષ ઇચ્છાનુસાર રૂપ ધારણ કરી સુખથી અત્યંત આનંદ કરે છે. આમ હે રાજન્! એક કરોડ વર્ષ સુધી દેવની પેઠે ક્રીડા કરીને તે આ મનુષ્યલોકમાં પૂજ્ય બ્રાહ્મણ થાય છે તથા અંગ સહિત ત્રણે વેદોમાં પારંગત થાય છે.[૯૬-૯૮] જે પુરુષ મારામાં મન રાખી એક માસના ઉપવાસ કરે છે, ઇંદ્રિયોને જીતે છે, ક્રોધ તથા બુદ્ધિને વશ રાખે છે, સ્નાન કરવામાં તત્પર રહે છે અને નિયમ સમાપ્ત થયે ઉત્તમ બ્રાહ્મણોને જમાડીને પ્રસન્ન ચિત્તે તેમને દક્ષિણા આપે છે, તે મહાતેજસ્વી પુરુષ સિંહ જોડેલા વિમાનમાં બેસી સર્વોત્તમ બ્રહ્મલોકમાં જાય છે. ત્યાં હે રાજન્! દિવ્ય સ્ત્રીઓ તેની સેવા કરે છે, દિવ્ય ઋષિઓ પણ તેની પૂજા કરે છે અને સો કરોડ વર્ષ સુધી ઇચ્છાનુસાર તે ક્રીડા કરે છે. તે પછી કાળે કરી ત્યાંથી અવતરીને તે આ લોકમાં ત્રીસ જન્મો સુધી છ અંગવાળા ચારે વેદને જાણનારો તથા રોગ વિનાનો બ્રાહ્મણ બને છે.[૯૯-૧૦૩] જે પુરુષ સર્વ કર્મોનો ત્યાગ કરી, પવિત્ર તથા ક્રોધરહિત થઈ, મારામાં મન રાખીને એકાગ્રચિત્તે મહાપ્રસ્થાન કરે છે, તે મહાતપસ્વી પુરુષ કિંમતી મણિઓથી વિચિત્ર સુવર્ણના સુશોભિત વિમાનમાં બેસી ઇંદ્રલોકમાં જાય છે. ત્યાં ઇંદ્ર તેની પૂજા કરે છે અને દિવ્ય સ્ત્રીઓથી સેવાઈને એક અબજ વર્ષો સુધી તે ઇંદ્રલોકમાં રહે છે. પછી ત્યાંથી અવતરીને તે મનુષ્યોમાં મહાતેજસ્વી, સર્વ લોકમાં પૂજાયેલો અને મહાસમર્થ એવો રાજાઓનો રાજા થાય છે.[૧૦૪-૧૦૭] જે પુરુષ મારામાં મન રાખી અનશનવ્રતનો સ્વીકાર કરે છે, 'नमो ब्रह्मण्यदेवाय' એ મંત્ર જપી સમાધિનિષ્ઠ થાય છે અને અંતઃકરણમાં સ્વસ્થ થઈ ક્રોધને જીતે છે, તેનું પુણ્યફળ તમે સાંભળો.[૧૦૮] તે પુરુષ ઇચ્છાનુસાર ગતિ કરનારો, ઇચ્છાનુસાર રૂપ ધારણ કરનારો અને બાલસૂર્ય સમાન કાંતિવાળો બને છે; તે મૃત્યુને અંતે દિવ્ય વિમાનમાં બેસી અવિનાશી લોકમાં જાય છે. વળી તે મહાતેજસ્વી પુરુષ એક સ્વર્ગમાંથી બીજા સ્વર્ગમાં જઈ મારા લોકમાં સૃષ્ટિના પ્રલયકાળ સુધી સુખથી ક્રીડા કરે છે. જે પુરુષ મારામાં ચિત્ત રાખી અગ્નિપ્રવેશ કરે છે, તે પણ દિવ્ય વિમાનમાં બેસી મારા લોકને પામે છે; હે રાજન્! ત્યાં તે સર્વગુણસંપન્ન થઈ, નિત્ય મારાં દર્શન કરી મારી પાસે જ ત્રીસ કરોડ વર્ષ સુધી આનંદ કરે છે. તે પછી કાળે કરી તે આ મનુષ્યલોકમાં અવતરી વેદવેત્તા બ્રાહ્મણ થાય છે.[૧૦૯-૧૧૨] જે પુરુષ 'नमो ब्रह्मण्यदेवाय' એ મંત્રનો જાપ કરતો 'કર્પણ' નામની તપશ્ચર્યા કરે છે, મારે શરણે આવે છે અને પવિત્ર વ્રતનું પાલન કરે છે, તે પણ બાળસૂર્ય સમાન પ્રકાશતા સુશોભિત વિમાનમાં બેસી મારા લોકને પામે છે અને ત્યાં એક કરોડ વર્ષ સુધી આનંદ કરે છે. પછી મારા લોકમાંથી અવતરી તે આ લોકમાં રાજા થાય છે.[૧૧૩,૧૧૪] જે પુરુષ મારે શરણે આવી પવિત્ર થઈને મારી મૂર્તિમાં ચિત્તની ધારણા કરે છે અથવા દક્ષિણામૂર્તિ–શંકરની પ્રતિમામાં ચિત્ત સ્થાપિત કરે છે અને ચતુર્દશીને દિવસે તો ખાસ કરીને શંકરનું ધ્યાન કરે છે, તે મહાતપસ્વી પુરુષની સિદ્ધો, બ્રહ્મર્ષિઓ તથા દેવલોકો પૂજા કરે છે, ગંધર્વો તથા ભૂતસમુદાયો તેની સ્તુતિ કરે છે અને મૃત્યુને અંતે મહાતેજસ્વી થઈ તે મારામાં અથવા શંકરમાં પ્રવેશ કરે છે. હે રાજન્! એ પુરુષનો પુનર્જન્મ થતો જ નથી, એમાં કંઈ સંશય નથી.[૧૧૫-૧૧૭] હે રાજેંદ્ર! જે મનુષ્યો ગાય માટે, સ્ત્રી માટે તથા ગુરુ–બ્રાહ્મણ માટે પોતાના પ્રાણ અર્પે છે, તેઓ ઇંદ્રલોકમાં જાય છે.[૧૧૮] ત્યાં ઇચ્છાનુસાર ગતિ કરનારા સુવર્ણના વિમાનમાં

દિવ્ય સ્ત્રીઓ તેમની સેવા કરે છે અને એક મન્વંતર સુધી તેઓ આનંદ કરે છે.[૧૧૯] પરંતુ પ્રતિજ્ઞા કરીને નહિ આપવાથી તથા આપેલું ફરી લેવાથી જન્મથી માંડીને જે કંઈ દાન કર્યું હોય તે સર્વ નાશ પામે છે.[૧૨૦] જેઓ ગાયનું દાન કરતા નથી તેમને સ્વર્ગમાં દૂધ મળતું નથી અને જેઓ પૃથ્વીનું દાન કરતા નથી તેમને ત્યાં જગ્યા મળતી નથી. પરંતુ બ્રાહ્મણોને જે જે વસ્તુનું દાન કરવામાં આવે છે, તેજ વસ્તુને મનુષ્ય સ્વર્ગલોકમાં મેળવે છે.[૧૨૧] અક્ષય પુણ્યની ઇચ્છા રાખનારાએ જે જે દ્રવ્ય પોતાને અત્યંત પ્રિય હોય અને જે દ્રવ્ય ન્યાયથી મેળવ્યું હોય તેનું કોઈ ગુણવાન પાત્રને દાન કરવું. જે મનુષ્ય છેવટ ત્રણ ઉપવાસ પણ કરતો નથી, કોઈ તીર્થોમાં જતો નથી અને સુવર્ણ કે ગાયનું દાન કરતો નથી, તે દરિદ્ર થાય છે.[૧૨૨,૧૨૩] જે દાન શ્રોત્રિયને અપાતું નથી તે દાન નથી, તેમ તેનું ફળ પણ મળતું નથી. જે સ્થળે શ્રોત્રિયો ભોજન કરતા નથી, તે સ્થળે દેવતાઓ પણ ભોજન કરતા નથી.[૧૨૪] માટે હે રાજેંદ્ર! શ્રોત્રિયો કરતાં શ્રેષ્ઠ એવુ બીજું કોઈ મહાન દૈવત નથી; તેમ જ શ્રોત્રિયને ભોજન આપ્યા જેવો બીજો કોઈ પુણ્યનિધિ (ભંડાર) નથી.[૧૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત વૈષ્ણવધર્મપર્વમાં 'વિવિધ દાનપ્રશંસા તથા ગોબ્રાહ્મણરક્ષા' નામનો અધ્યાય ૮ મો સમાપ્ત

## अध्याय ९ मो

### પંચમહાયજ્ઞ, સ્નાનવિધિ, વૈષ્ણવલક્ષણ તથા ભગવત્પૂજા વિષે યોગ્યાયોગ્ય વિચાર

॥ युधिष्ठिर उवाच ॥

विप्रयोगे शरीरस्य सेन्द्रियस्य विशेषतः।
अंतरा वर्तमानस्य गतिः प्राणस्य कीदृशी ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા: જ્યારે ઇંદ્રિય સહિત શરીરનો વિયોગ થાય છે, ત્યારે (ઇંદ્રિયોની સાથે શરીરની) વચ્ચે રહેનારા પ્રાણની કેવી ગતિ થાય છે?[૧]

ભગવાન બોલ્યા: હે રાજા! મનુષ્ય શુભ તથા અશુભ કર્મના સર્વ ફળને આ લોકમાં પામે છે; સર્વ પ્રાણીનું કદી પંચત્વ (પંચભૂતો સાથે એકીભાવરૂપ મરણ) થતું નથી.[૨] હે પાંડવશ્રેષ્ઠ! હે દ્વિજોત્તમ! જેઓ પાંચ મહાયજ્ઞો કરે છે, તે મનુષ્યોનું પંચત્વ અત્યંત કલ્યાણકારક થાય છે.[૩] વિદ્વાનો કહે છે કે, પાંચ મહાભૂતો સાથે ચૈતન્યનો જે વિયોગ તેને પંચત્વ કહેવામાં આવે છે; કેમ કે પુરુષ તો સનાતન છે, તેનું કદી જન્મમરણ થતું નથી.[૪] હે પાંડવ! પાપી પુરુષોનું જ ઘણું કરીને મરણ થયેલું ગણાય છે. જેમને પવિત્ર ગતિ મળતી નથી, તેમનું જ મરણ થયેલું કહેવાય છે. જે મનુષ્ય અકૃતકૃત્ય હોય-પુણ્યકાર્યથી ભ્રષ્ટ હોય તે જ મૃત્યુથી કંટાળે છે. કૃતકૃત્ય-પુણ્યશાળી પુરુષો તો પ્રિય અતિથિની પેઠે મૃત્યુની રાહ જુએ છે.[૫,૬]

યુધિષ્ઠિર બોલ્યા: હે દેવ! દ્વિજાતિઓ (બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય) આ લોકમાં પાંચ યજ્ઞ કેવી રીતે કરે છે? હે દેવેશ! એ યજ્ઞોનાં નામ સંપૂર્ણ રીતે કહેવાને તમે યોગ્ય છો.[૭]

ભગવાન બોલ્યા: હે યુધિષ્ઠિર! જેના વડે ગૃહસ્થાશ્રમી બ્રહ્મ સાથે એકતા પામે છે, તે પાંચ મહાયજ્ઞો હું તમને કહું છું, સાંભળો.[૮] હે પાંડવ! ઋભુયજ્ઞ, બ્રહ્મયજ્ઞ, ભૂતયજ્ઞ, મનુષ્યયજ્ઞ તથા પિતૃયજ્ઞ આ પાંચને પાંચ મહાયજ્ઞો કહે છે.[૯] દેવાદિનું તર્પણ તે ઋભુયજ્ઞ છે, વેદાદિનો સ્વાધ્યાય તે બ્રહ્મયજ્ઞ છે, બલિદાન તે ભૂતયજ્ઞ છે, અતિથિનું પૂજન તે મનુષ્યયજ્ઞ છે અને પિતૃઓને ઉદ્દેશી જે કર્મ કરવામાં આવે તેને પિતૃયજ્ઞ કહેવામાં આવે છે.[૧૦] વળી હુત, અહુત, પ્રહુત,

પ્રાશિત તથા બલિદાન આ પાંચને પાકયજ્ઞ કહે છે.[11] તેમાં વૈશ્વદેવ વગેરે હોમને વિદ્વાનો હુત કહે છે, દાનને અહુત કહે છે, બ્રાહ્મણભોજનને પ્રહુત કહે છે, પ્રાણરૂપી અગ્નિહોત્રમાં વિધિપૂર્વક કરેલા હોમને પ્રાશિત કહે છે અને દેવ-પિતૃઓને આપેલાં બલિદાનને બલિકર્મ કહે છે. આ પ્રમાણે પાકયજ્ઞો કહેવામાં આવ્યા છે.[12,13] કેટલાએક આચાર્યો આ પાકયજ્ઞને જ પાંચ મહાયજ્ઞો કહે છે અને મહાયજ્ઞને જાણનારા બીજા આચાર્યો બ્રહ્મયજ્ઞ વગેરેને જ પાંચ મહાયજ્ઞો કહે છે.[14] વાસ્તવિક રીતે આ સર્વને સર્વથા મહાયજ્ઞો કહેવામાં આવે છે. જે બ્રાહ્મણો ભૂખ્યા હોય તેમને પોતાની શક્તિ પ્રમાણે ભોજન કરાવવું, પણ તેમને કદી પાછા કાઢવા નહિ.[15] જે પુરુષો નિત્ય આ મહાયજ્ઞો કર્યા વિના પોતે ભોજન કરે છે, તેઓ કેવળ મળનું જ ભોજન કરે છે, એમાં સંશય નથી.[16] માટે વિદ્વાન દ્વિજાતિના મનુષ્યે નિત્ય સ્નાન કરીને આ મહાયજ્ઞો કરવા; કેમ કે પાંચ મહાયજ્ઞો કર્યા વિના ભોજન કરનાર દ્વિજજાતિનો મનુષ્ય પ્રાયશ્ચિત્તનું પાત્ર બને છે.[17]

યુધિષ્ઠિર બોલ્યા : હે દેવોના દેવેશ! હે દૈત્યહંતા! હે જનાર્દન! હું તમારો ભક્ત છું, માટે મને સ્નાનનો વિધિ કહેવાને તમે યોગ્ય છો.[18]

ભગવાન બોલ્યા : હે પાંડવ! પાપનો નાશ કરનાર અને પવિત્ર એવો તે સર્વ સ્નાનવિધિ તમે સાંભળો. એ સ્નાનવિધિથી સ્નાન કરીને દ્વિજજાતિઓ પાપથી મુક્ત થાય છે.[19] માટી, છાણ, તલ, દર્ભો તથા પુષ્પ જેટલાં જોઈએ તેટલાં લઈને જળાશય ઉપર જવું.[20] હે દ્વિજશ્રેષ્ઠ! નદીમાં સ્નાન કર્યા પછી બીજાં તળાવ વગેરે જળાશયમાં કદી સ્નાન કરવું નહિ જ્યાં સુધી પુષ્કળ જળ હોય ત્યાં સુધી અલ્પ જળમાં કદી સ્નાન કરવું નહિ.[21] બ્રાહ્મણે જળાશયની સમીપ જઈ પવિત્ર તથા સુંદર પ્રદેશ ઉપર માટી-છાણ વગેરે મૂકવાં.[22] પછી જળાશયની બહાર પગ ધોઈને બે આચમન કરવાં અને સંભાળપૂર્વક જળને પ્રદક્ષિણા કરી નમસ્કાર કરવા. વિદ્વાન મનુષ્યે તીર્થને જળથી કદી પખાળવું નહિ અને પગથી કે હાથથી તીર્થના જળને કદી પ્રહાર કરવો નહિ; કેમ કે હે પાંડુનંદન! જળ સર્વ દેવમય છે તથા મારું સ્વરૂપ છે. તેને કદી પ્રહાર કરવો નહિ; પરંતુ (કાંઠા ઉપરના મલિન) સ્થળને જળ વડે ધોઈ નાખવું.[23-25] વિદ્વાન મનુષ્યે પ્રથમ કેવળ અંગોને જળમાં ડુબાડવાં; પણ જળમાં બેસીને તેમને ચોળવાં નહિ. તે અંગોને ચોળવાનું તો તીર્થ (કાંઠા) ઉપર રહીને જ કરવું અને ફરી આચમન કરવું. પોતાના હાથને ગાયના કાન જેવી આકૃતિનો કરીને ત્રણ વખત જળપાન કરવું. પછી બે વખત મુખને ધોઈ નાખવું અને પોતાના પગ ઉપર જળ છાંટવું. આ પછી મસ્તક પર રહેલા પ્રાણોનો (જળ વડે) એક જ વખત સ્પર્શ કરવો.[26,27] તે પછી બન્ને બાહુ, હૃદય, નાભિ તથા બીજાં પ્રત્યેક અંગનો જળથી સ્પર્શ કરવો અને પુનઃ મસ્તકનો સ્પર્શ કરવો.[28] 'आप पुनन्तु' એ મંત્ર બોલી પુનઃ આચમન કરવુ વળી ૐકાર સહિત વ્યાહૃતિઓનો તથા 'सदसस्पतिम्' એ ઋચાનો ઉચ્ચાર કરી આચમન કરવુ.[29] પછી મૃત્તિકાના ત્રણ વિભાગ કરી શરીર ચોળવુ. તે સમયે 'इदं विष्णु' એ ઋચા બોલીને ઉત્તમ, મધ્યમ તથા અધમ એવાં પોતાનાં સર્વ અંગોને માટીથી ચોળવા અને વરુણસૂક્ત ભણી જળને નમસ્કાર કરવા.[30] નદીઓમાં તેના સામા પ્રવાહે તથા તળાવ વગેરે બીજાં જળાશયોમાં સૂર્ય સામે રહીને ૐકારના ઉચ્ચારપૂર્વક જળમાં ડૂબકી મારવી, પરંતુ જળને ડહોળી નાખવું નહિ.[31] તે પછી છાણના ત્રણ વિભાગ

કરી, જળમાં જ રહીને શરીર પર તે લગાડવું અને તે સમયે ૐકાર તથા વ્યાહૃતિ સહિત ગાયત્રીનો જપ કરવો.[32] પછી પુનઃ આચમન કરી મારામાં મન રાખી 'आपो हिष्ठा' એ ત્રણ ઋચાઓ બોલી તથા 'तरत्समंदीमिः' એ ચાર ઋચાઓનો ઉચ્ચાર કરી પવિત્ર જળ વડે માર્જન કરવું. પછી ગોસૂક્ત, અશ્વસૂક્ત, વિષ્ણુસૂક્ત, વરુણસૂક્ત, સાવિત્રીસૂક્ત, ઇંદ્રસૂક્ત, વામદેવસૂક્ત અને મારા સ્વરૂપ એવા સામમંત્રો બોલી પોતાના પર માર્જન કરવું અને જળમાં ઊભા રહી અઘમર્ષણનો જપ કરવો.[33-35] તે પછી વ્યાહૃતિ તથા ૐકાર સહિત ગાયત્રીનો જપ કરવો અને મારું સ્મરણ કરી શ્વાસમુક્ત થાય ત્યાં સુધી (પ્રાણાયામમાં) ૐકારમંત્રનો જપ કરવો.[36] એ રીતે સ્નાન કરી કાંઠા ઉપર આવીને ધોયેલાં ઉજ્જ્વળ વસ્ત્રો પહેરવાં; પણ તે વસ્ત્રને બગલમાં પાશરૂપે ધારણ કરવાં નહિ.[37] કેમ કે બગલમાં પાશરૂપે વસ્ત્ર ધારણ કરી જે કંઈ વૈદિક કર્મ કરવામાં આવે છે તેને રાક્ષસો, દાનવો તથા દૈત્યો હર્ષમાં આવીને લૂંટી જાય છે. આથી કોઈ પણ પ્રકારે બગલમાં વસ્ત્રપાશ બાંધવો નહિ. પછી બન્ને હાથને તથા પગને ધીમે ધીમે માટી વડે ધોઈ નાખવા, પુનઃ ગાયત્રીમંત્રનો ઉચ્ચાર કરી આચમન કરવું અને ચિત્તને એકાગ્ર કરી દ્વિજાતિએ પૂર્વાભિમુખે અથવા ઉત્તરાભિમુખે વેદોનું ધ્યાન કરવું.[38,39] પોતે જો જળમાં ઊભો હોય તો જળમાં જ રહીને અથવા સ્થળ પર હોય તો સ્થળ ઉપર જ રહીને–એમ બન્ને સ્થળે રહી આત્માની શુદ્ધિ માટે પવિત્રતાપૂર્વક આચમન કરવું.[40] પછી દર્ભના આસન ઉપર પૂર્વાભિમુખે બેસી હાથમાં દર્ભ રાખી એકાગ્ર ચિત્તે મારું ધ્યાન કરી પ્રાણાયામ કરવા.[41] તે પછી (માળા વગેરેને) ગાયત્રીમંત્રથી મંત્રીને એક હજાર વાર અથવા સો વાર એકાગ્ર ચિત્તે ગાયત્રીમંત્રનો જપ કરવો અને જળને ગાયત્રીમંત્રથી મંત્રી દેહ નામના રાક્ષસોનો વિનાશ કરવા માટે ચોતરફ તેને ફેંકવું. પછી 'अंतर्गोऽसि' એ મંત્રથી પ્રાયશ્ચિત્તના જળને અંદરના ભાગમાં નાખવું.[42-44] તે પછી દ્વિજાતિએ સુંદર પુષ્પોને તથા જળને અંજલિમાં (ખોબામાં) ધારણ કરી સૂર્યની સામે તેનો અર્ઘ્ય આપવો અને આકાશમુદ્રા કરવી.[45] પછી બાર વાર સૂર્યના એકાક્ષર મંત્રનો જપ કરવો અને છ વાર છ અક્ષરવાળા મંત્રનો જપ કરવો, તેમ જ આકાશમુદ્રા વડે પોતાના મુખની વચ્ચે પ્રદક્ષિણા કરી બાહુ ઊંચા રાખવા અને એકાગ્ર ચિત્તે સૂર્યનાં દર્શન કરવાં.[46,47] તે વેળા સૂર્યમંડળમાં રહેલા, તેજોમય મૂર્તિવાળા અને ચાર ભુજાઓવાળા એવા મારું ધ્યાન કરવું અને 'उदुत्यं, चित्रं, तच्चक्षुः' એ સૂર્યોપસ્થાન મંત્રનો જપ કરવો.[48] તે પછી ગાયત્રીમંત્રનો જપ કરી મારું સૂક્ત ભણવું અને મારા સ્વરૂપ એવા સામમંત્રનો તથા પુરુષસૂક્તનો પાઠ કરવો.[49] પછી 'हंस शुचिषत्' એ મંત્ર ભણી સૂર્યનાં દર્શન કરવાં, તેને પ્રદક્ષિણા કરી નમસ્કાર કરવા અને જળ લઈ બ્રહ્માનું, મારું, શંકરનું, પ્રજાપતિનું, દેવોનું તથા દેવમુનિઓનું તર્પણ કરવું.[50,51] વળી અંગ સહિત વેદો, ઇતિહાસો, યજ્ઞો, સર્વ પુરાણો, અપ્સરાઓનાં કુળો, કલા તથા કાષ્ઠા(કાળનાં અમુક માપ)રૂપ સંવત્સર (વર્ષ), સર્વ ભૂતસમુદાયો, નદીઓ, સમુદ્રો, પર્વતો, પર્વતો ઉપર વસનારા દેવો, ઔષધિઓ અને વનસ્પતિઓ એ સર્વને અમુક 'तृप्यताम्' એમ કહી યજ્ઞોપવીતના ધારણપૂર્વક તૃપ્ત કરવાં. પછી વિદ્વાન દ્વિજાતિએ જનોઈને કંઠ્ય કરી (કંઠમાં ધારણ કરી) ડાબા તથા જમણા હાથ વડે સ્પર્શ કરી મરીચિ, નારદ વગેરે મંત્રકર્તા ઋષિઓનું તર્પણ કરવું. પછી જનોઈને જમણા

ખભા પર રાખી કવ્યવાહ, અગ્નિ, સોમ, વૈવસ્વત, અર્યમા, અગ્નિષ્વાત્ત અને સોમપા વગેરે પિતૃદેવતાઓનું તલ તથા દર્ભયુક્ત જળથી તર્પણ કરવું. પછી 'તૃપ્યતામ્' એમ કહી જળ વડે પોતાના પિતૃઓ, પિતામહો, પ્રપિતામહો, પિતામહી, પ્રપિતામહી, માતા, ગુરુ, આચાર્ય, ફોઈ, માસી, માતામહી, ઉપાધ્યાય, મિત્રો, બંધુઓ, શિષ્યો, ઋત્વિજો, જ્ઞાતિબંધુઓ તથા બીજા કુટુંબીજનોનું (જેઓ મરણ પામ્યા હોય તેમનું) પણ મત્સરનો ત્યાગ કરી દયાભાવથી તર્પણ કરવું.[૫૨-૬૦] એ રીતે દેવપિતૃઓનું તર્પણ કરી આચમન લઈ સ્નાન કરવાના વસ્ત્રને નિચોવવું (અને તે નિચોવણના જળ વડે પોતાના નિર્વંશી ગોત્રીઓને તૃપ્ત કરવા.) કેમ કે તર્પણક્રિયાને જાણનારા વિદ્વાનો કહે છે કે, તે નિચોવણનું જળ પોતાના (નિર્વંશી) પોષ્યવર્ગને આજીવિકારૂપ, સ્નાનરૂપ તથા પાનરૂપ થાય છે. દ્વિજાતિ પુરુષે દેવોને તથા પિતૃઓને પ્રથમ તૃપ્ત કર્યા વિના–તેમનું તર્પણ કર્યા વિના–સ્નાન કરવાના વસ્ત્રને કદી નિચોવવું નહિ. છતાં પણ કદાચ અજ્ઞાનથી તે વસ્ત્રને પ્રથમ નિચોવે તો દેવો, ઋષિઓ તથા પિતૃઓ નિરાશ થઈ તેને શાપ આપી, આવ્યા હોય છે તેમ પાછા જાય છે.[૬૧,૬૨] એ રીતે તર્પણક્રિયા સમાપ્ત કર્યા પછી માટીથી બન્ને પગ ધોઈ નાખી, સાવધાન થઈને દર્ભના આસન પર બેસવું અને હાથમાં દર્ભ રાખી સ્વાધ્યાયનો આરંભ કરવો.[૬૩] પ્રથમ વેદાનો આરંભ કરી તે ઉપર અનુક્રમે પોતાની શક્તિ પ્રમાણે બીજું જે કંઈ ભણવામાં આવે છે તેને સ્વાધ્યાય કહે છે.[૬૪] ઋગ્વેદ, યજુર્વેદ અથવા સામવેદનો પણ સૌની પહેલાં સ્વાધ્યાય કરવો અને પછી ઇતિહાસ તથા પુરાણોનો સ્વાધ્યાય કરવો. આમાં કદી ત્રુટિ થવા દેવી નહિ. પછી આસન ઉપરથી ઊભા થઈ દિશાઓના દેવતાઓને, બ્રહ્માને, અગ્નિને, પૃથ્વીને, ઔષધિઓને, વાણીને, વાણીના પતિને તથા નદીઓને નમસ્કાર કરવા ને પછી જળ લઈ પૂર્વની પેઠે જ ૐકાર વગેરેનો જપ કરવો.[૬૫-૬૭] તે પછી 'नमोऽद्भ्यः' એમ કહી જળને નમસ્કાર કરવા તથા તેજોમય આદિત્ય એવા સૂર્યને પોતાના મસ્તક પર પ્રણામ કરી ૐકારના ઉચ્ચારપૂર્વક એકાગ્રચિત્તે તેનાં દર્શન કરવાં. તે પછી મને પ્રિય એવાં પુષ્પો વડે નિત્ય મારું પૂજન કરવું.[૬૮,૬૯]

યુધિષ્ઠિર બોલ્યા : હે માધવ! કયાં પુષ્પો તમને પ્રિય છે અને કયાં પુષ્પોમાં તમારો નિવાસ છે, તે સર્વ મને કહો. હે દેવોના ઈશ્વર અચ્યુત! હું તમારો ભક્ત છું.[૭૦]

ભગવાન બોલ્યા : હે રાજન્! જે પુષ્પો મને પ્રીતિ ઉપજાવનારાં છે, તેમને તમે સાંભળો. હે રાજેંદ્ર! રાત્રિવિકાસી કમળ (પોયણું), ચણક, ચંપો, માલતી, જાઈ, નંદ્યાવર્ત, નંદિક, ખાખરાનાં પુષ્પો (કેસૂડાં) અને તેનાં પાંદડાં, દૂર્વા, ભાંગરો તથા વનમાળા આ બધાં મને અત્યંત પ્રિય છે. બીજાં સર્વ પુષ્પોમાં કમળ હજારગણું શ્રેષ્ઠ છે. કમળમાં પણ પદ્મજાતિનું કમળ શ્રેષ્ઠ છે. પદ્મ કરતાં સો પાંખડીવાળું કમળ ઉત્તમ છે. સો પાંખડીવાળા કરતાં હજાર પાંખડીવાળું કમળ ઉત્તમ છે. તેના કરતાં ધોળું કમળ શ્રેષ્ઠ છે. ધોળા કમળ કરતાં તુલસી વધારે શ્રેષ્ઠ છે. તુલસી કરતાં બકપુષ્પ નામનું ફૂલ ઉત્તમ છે અને તેના કરતાં સુવર્ણપુષ્પ× ઉત્તમ છે. હે પાંડવ! સુવર્ણના પુષ્પ જેવું બીજું એક પણ પુષ્પ મને પ્રિય નથી.[૭૧-૭૫] જો પુષ્પ ન મળે તો તુલસીનાં પાનથી મારી પૂજા કરવી, તુલસીનાં પાન ન મળે તો તેની શાખાઓથી પૂજા કરવી, શાખાઓ ન

× સુવર્ણપુષ્પનો અર્થ આ ઠેકાણે ધતૂરો કરવો નહિ; પણ ચંપાના અથવા કારાસળિયાનાં પુષ્પો એવો અર્થ કરવો.

મળે તો તેનાં મૂળથી પૂજા કરવી અને મૂળ પણ ન મળે તો ભક્તિમાન પુરુષે માટીથી મારી પૂજા કરવી.[૭૬] હવે હે રાજન્! જે પુષ્પો ત્યાગ કરવા યોગ્ય છે તે તમે એકાગ્ર ચિત્તે સાંભળો. કિંકિણી, મુનિપુષ્પ, ધુધૂંર, પાટલ (ગુલાબ), અતિમુક્તક, પુન્નાગ, નક્તમાલ (માલકાંકણી), યૌથિક, ક્ષીરિકા-પુષ્પ (થોરનાં પુષ્પ), નગોડ, લાંગલી, જમ્બૂદ, કરેણ, આસોપાલવ, શીમળાનું પુષ્પ, કકુભ, કોવિદાર, બહેડાંનાં પુષ્પ, કુરંટક પુષ્પ, કલ્પક, કાલક, અંકોલ અને ગિરિકર્ણિકા આ બધાનાં પુષ્પો તથા કાળા રંગનાં સર્વ પુષ્પો પૂજામાં ઉપયોગી નથી, તેમ જ એક પાંખડીવાળાં સર્વ પુષ્પો, આકડાનાં પુષ્પ, આકડાનાં પાન ઉપર રાખેલાં પુષ્પ, સૂંઘેલાં પુષ્પ તથા લીમડાનાં પુષ્પ પણ પૂજામાં ઉપયોગી નથી. હે રાજા! આ સિવાયનાં બીજાં ધોળી પાંખડીવાળાં અને સુગંધી જેટલાં મળે તેટલાં સર્વ જાતિનાં પુષ્પોથી મારા ભક્તે મારી પૂજા કરવી.[૭૭–૮૨]

યુધિષ્ઠિર બોલ્યા: તમારી પૂજા કેવી રીતે કરવી? તમારી મૂર્તિઓ કેવી છે? વૈખાનસો તમને કયા નામથી કહે છે અને પાંચરાત્ર સંપ્રદાયવાળા તમને કયા નામે ઓળખે છે?[૮૩]

ભગવાન બોલ્યા: હે પાંડવ! મારી પૂજાનો તે સર્વ ક્રમ તમે સાંભળો. એક સ્થંડિલ (વેદિકા) ઉપર આઠ પાંખડીઓવાળું એક કમળ ચીતરવું, તેની વચ્ચે એક કળી ચીતરવી, તેના ઉપર અષ્ટાક્ષર મંત્ર (श्रीकृष्णः शरणं मम), દ્વાદશાક્ષર મંત્ર (ॐनमो भगवते वासुदेवाय), વૈદિક મંત્રો અથવા મારા (વિષ્ણુ)સૂક્તથી મારી સ્થાપના કરવી. પછી હે યુધિષ્ઠિર! મારા કુશળ ભક્તે સત્ય, અચ્યુત તથા પુરુષસ્વરૂપ એવા મારી પૂજા કરવી.[૮૪–૮૬] હે રાજા! વૈખાનસ(એક સંપ્રદાયશાસ્ત્ર)વેત્તાઓ મને અનિરુદ્ધ કહે છે અને પાંચરાત્રના ઉપાસકો મને વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન તથા અનિરુદ્ધ એવાં ચાર નામોથી ઓળખે છે.[૮૭,૮૮] હે રાજેન્દ્ર! મારી આ જ મૂર્તિઓ જુદાં જુદાં બીજાં નામોથી ઓળખાય છે. એ બધાં નામોના અર્થમાં કશો પણ ભેદ નથી, એમ તમારે જાણવું. વિદ્વાન પુરુષે આ રીતે જાણીને મારી પૂજા કરવી.[૮૯]

યુધિષ્ઠિર બોલ્યા: હે દેવ! તમારા ભક્તો કેવા હોય છે? તેમનાં વ્રત કયાં છે? હે દેવેશ! હું તમારો ભક્ત છું. માટે હે અચ્યુત! તે તમે મને કહો.[૯૦]

ભગવાન બોલ્યા: જેઓ બીજા દેવોના ભક્ત નથી, મારા ભક્તજનોને પ્રિય હોય છે અને મારે જ શરણે આવે છે, તેઓ મારા ભક્ત કહેવાય છે.[૯૧] હે પાંડવશ્રેષ્ઠ! જે વ્રતો સ્વર્ગને આપનારાં, યશસ્કર અને વિશેષ કરી મને પ્રિય હોય છે તે વ્રતોને મારો ભક્ત ધારણ કરે છે.[૯૨] મારો ભક્ત જળ તરવાના સમયે બીજું વસ્ત્ર ધારણ કરતો નથી, શરીર માંદું ન હોય તો દિવસે સૂતો નથી અને મદ્ય તથા માંસનો ત્યાગ કરે છે.[૯૩] તે બ્રાહ્મણ, ગાય, પીપળો તથા અગ્નિની પ્રદક્ષિણા કરે છે, વરસાદ પડતો હોય ત્યારે દોડતો નથી અને પ્રથમ ભિક્ષાનો કદી લોપ કરતો નથી (એટલે જેને ત્યાંથી પ્રથમ નિમંત્રણ આવે તેને ત્યાં જ ભોજન કરવા જાય છે). તે પ્રત્યક્ષ મીઠું ખાતો નથી (એટલે અનાજમાં જેટલું મીઠું નાખ્યું હોય તે ઉપરાંત ખાતો નથી), સૌભાંજન (સરગવો) તથા કરંજન (માલકાંકણી) ખાતો નથી, ગાયને હમેશાં ગ્રાસ જેટલું અન્ન આપે છે અને બગડી ગયેલા અથવા ખાટા પડી ગયેલા અન્નનો ત્યાગ કરે છે.[૯૪,૯૫] તે વાસી તથા પારકે ઘેરથી રંગાઈને આવેલા પદાર્થનો ત્યાગ કરે છે અને દેવને નિવેદિત ન કરેલા હોય એવા પદાર્થનો ખાસ કરીને ત્યાગ કરે છે.[૯૬] તે બહેડાં

છે.[૨૪] પૃથ્વી પર જેટલાં તીર્થો છે અને જેટલાં પવિત્ર સ્થાનકો છે, તેમનું તેજ એકત્ર કરી લોકસ્રષ્ટા બ્રહ્માએ પોતે લોકોને તારવા માટે જ કપિલાઓને નિર્માણ કરી છે.[૨૫,૨૬] હે પાંડુનંદન! કપિલા ગાય સર્વ તેજોમય છે, અમૃતમય છે, પવિત્ર છે, શ્રેષ્ઠ છે, ઉત્તમ છે અને પવિત્ર કરનાર છે.[૨૭] દ્વિજજાતિઓએ કપિલાનાં ઘી, દૂધ તથા દહીંથી સાયંકાળે અને પ્રાતઃકાળે નિત્ય અગ્નિહોત્ર હોમવાં જોઈએ.[૨૮] હે સમર્થ રાજા! જે ઉત્તમ બ્રાહ્મણો કપિલા ગાયનાં ઘી, દૂધ તથા દહીંથી વિધિ પ્રમાણે અગ્નિહોત્રમાં હોમ કરે છે, નિત્ય પરમ ભક્તિપૂર્વક અતિથિઓની પૂજા કરે છે, શૂદ્રના અન્નનો ત્યાગ કરે છે અને દંભ તથા અસત્યથી નિત્ય દૂર રહે છે, તેઓ સૂર્ય સમાન તેજસ્વી વિમાનોમાં બેસી, સૂર્યમંડલની વચ્ચે થઈ સર્વોત્તમ બ્રહ્મલોકમાં જાય છે અને ત્યાં બ્રહ્માના દિવ્ય ભવનમાં ઇચ્છાનુસાર વિહાર કરે છે, ઇચ્છાનુસાર રૂપ ધારણ કરે છે તથા બ્રહ્માના પૂજ્ય થઈ અક્ષયકલ્પ સુધી આનંદ કરે છે.[૨૯–૩૨] એ રીતે હે રાજા! કપિલા ગાય પવિત્ર છે, મંત્રરૂપ છે, અરણિ(યજ્ઞમાં ઉપયોગી અગ્નિનું ઉત્પાદક કાષ્ઠ)રૂપ છે અને પ્રથમ તે અગ્નિના મધ્યભાગમાં રહેનારી હોવાથી મૈત્રેયી એવા ઉપનામથી પ્રસિદ્ધ છે તથા બ્રહ્માએ પોતે તેને ઉત્પન્ન કરી છે.[૩૩] હે પાંડવ! કપિલા ગાયના શિંગડાના અગ્રભાગમાં બ્રહ્માની આજ્ઞાથી સર્વ તીર્થો નિત્ય વસે છે.[૩૪] જે પવિત્ર મનુષ્ય પ્રાતઃકાળે ઊઠીને કપિલાનાં શિંગડાંના અગ્રભાગ ઉપરથી પડેલી જળધારાને યત્નપૂર્વક પોતાના મસ્તક પર ધારણ કરે છે, તેનાં સર્વ પાપો એ પવિત્ર તીર્થોથી જ નાશ પામે છે. અગ્નિ જેમ ઘાસને બાળે છે, તેમ તે પોતાનાં ત્રણ જન્મનાં પાપોને બાળી ભસ્મ કરે છે.[૩૫,૩૬] જે મનુષ્ય કપિલાના મૂત્રથી પોતાના પ્રાણોને સ્પર્શ કરે છે, તેનાં સર્વ પાપો એ પવિત્ર સ્નાનથી નાશ પામે છે અને તે મનુષ્ય ત્રીસ વર્ષનાં પાપોથી મુક્ત થાય છે, એમાં સંશય નથી.[૩૭] હે રાજા! પ્રાતઃકાળે ઊઠીને જે મનુષ્ય કપિલા ગાયને ભક્તિથી એક મુઠ્ઠીભર ઘાસ આપે છે, તેનાં ત્રીસ દિવસનાં પાપ નાશ પામે છે.[૩૮] તેમ જ પ્રાતઃકાળે ઊઠીને જે મનુષ્ય કપિલા ગાયની પ્રદક્ષિણા કરે છે, તેણે આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરેલી ગણાય છે, એમાં સંશય નથી.[૩૯] હે પાંડવ! શ્રદ્ધાયુક્ત થઈ કપિલાની માત્ર એક જ પ્રદક્ષિણા કરવાથી દશ દિવસનાં પાપ નાશ પામે છે.[૪૦] હે પાંડવ! જે મનુષ્ય કપિલાનાં પંચગવ્યથી સ્નાન કરે છે, તે પવિત્ર થાય છે; એટલું જ નહિ પણ તેણે ગંગા વગેરે સર્વ તીર્થોમાં સ્નાન કર્યું ગણાય છે.[૪૧] તેમ જ હે રાજા! એ રીતના સ્નાનથી શ્રદ્ધાયુક્ત એવા પુરુષનાં દશ દિવસનાં પાપ તત્કાળ નાશ પામે છે. હે રાજા! કપિલાનાં દર્શન કરીને તેમ તેનો હુંકાર શબ્દ સાંભળીને મનુષ્ય એક રાત્રિદિવસના પાપથી મુક્ત થાય છે.[૪૨,૪૩] હે પાંડવ! કપિલાના હરકોઈ અંગમાં સ્પર્શ કરવાથી એક વરસનાં પાપ નાશ પામે છે.[૪૪] લોકપિતામહ બ્રહ્મા કહે છે કે, એક મનુષ્ય એક હજાર ગાયોનું દાન કરે અને બીજો મનુષ્ય એક કપિલા ગાયનું દાન કરે, તો તેઓ બંનેને સમાન જ ફળ પ્રાપ્ત થાય છે.[૪૫] એ જ પ્રમાણે જે મનુષ્ય કપિલા ગાયનો પ્રમાદથી વધ કરે છે, તેણે એક હજાર ગાયનો વધ કર્યો ગણાય છે, એમાં કંઈ સંશય જેવું નથી. હે પાંડવ! જે મનુષ્ય અગ્નિહોત્રી અને શ્રોત્રિય એવા બ્રાહ્મણને માત્ર એક કપિલાનું દાન કરે છે, તેણે એક લાખ ગાયનું દાન કર્યું ગણાય છે.[૪૬,૪૭] કપિલા ગાયો દશ પ્રકારની છે, એમ બ્રહ્માએ પોતે કહ્યું છે. જે મનુષ્ય શ્રોત્રિય બ્રાહ્મણને તેમનું દાન કરે છે, તે સ્વર્ગમાં જાય છે. હવે તે દશ પ્રકાર

તમે સાંભળો.[૪૮] પહેલી સ્વર્ણકપિલા, બીજી ગૌરપિંગલા, ત્રીજી રક્તપિંગાક્ષી, ચોથી ગલપિંગલા, પાંચમી બભ્રુવર્ણાભા, છઠ્ઠી શ્વેતપિંગલા, સાતમી રંગપિંગાક્ષી, આઠમી ખુરપિંગલા, નવમી પાટલા અને દશમી પુચ્છપિંગલા. આ પ્રમાણે દશ પ્રકારની કપિલાઓ કહેવામાં આવી છે. તેઓ મનુષ્યોને નિત્ય તારે છે, માંગલિક છે, પવિત્ર છે અને સર્વ પાપનો નાશ કરનારી છે. હે રાજા! એ જ પ્રમાણે બળદો પણ દશ પ્રકારના કહ્યા છે.[૪૯-૫૨] આ બળદોને કેવળ બ્રાહ્મણ જ (ગાડાં વગેરેમાં જોડીને) હાંકી શકે છે, બીજા વર્ણનો મનુષ્ય કદી હાંકી શકતો નથી; પરંતુ કપિલા ગાયને તો બ્રાહ્મણ પણ ખેતરમાં કે માર્ગમાં હાંકી શકતો નથી.[૫૩] તેને સામાન્ય રીતે પણ માત્ર હુંકારથી અથવા પાંદડાંવાળી વૃક્ષની ડાળીથી જ હાંકવી. તેને દંડ, લાકડી અથવા પાશથી હાંકવી નહિ. પૂર્વે કહેલા જે બળદો ક્ષુધા, તૃષા તથા પરિશ્રમથી થાકેલા હોય અને વિકળ ઇંદ્રિયોવાળા હોય તેમને કદી હાંકવા નહિ. તેઓ જ્યાં સુધી તૃપ્ત ન થયા હોય, ત્યાં સુધી ભોજન કરવું નહિ અને તેઓ પાણી પીએ તે પછી જ પાણી પીવું. જેઓ કપિલાઓની સેવા કરે છે, તેમની એ માતા થઈ રહે છે અને જેઓ બળદોની સેવા કરે છે, તેમના એ પિતા થઈ રહે છે. બળદોને ચલાવવા તે પણ દિવસના પૂર્વભાગમાં જ ચલાવવા, એમ વિદ્વાનો કહે છે. ચલાવ્યા પછી પણ મધ્યપ્રદેશમાં તથા છેવટે તેમને સુખ થાય તેમ વિશ્રાંતિ આપવી. જે વખતે કંઈ ઉતાવળનું કામ હોય અથવા માર્ગમાં કંઈ સંશય જેવું હોય, તે વખતે પોતાની ઇચ્છાનુસાર બળદો ચલાવવા. તેમાં મનુષ્ય પાપી થતો નથી.[૫૪-૫૭] પણ હે પાંડુપુત્ર રાજા! તેથી ઊલટી રીતે જે મનુષ્યો બળદોને ચલાવ્યા કરે છે, તેને બાળહત્યા સમાન પાપ લાગે છે અને એ પાપથી તે પાપાત્મા મનુષ્ય રૌરવ નરકમાં જાય છે.[૫૮] હે રાજા! જે મનુષ્ય મોહને લીધે બળદોના શરીરમાંથી રુધિર કાઢે છે, તે પણ એ પાપથી અવશ્ય નરકમાં જાય છે.[૫૯] ત્યાં સેંકડો વર્ષ સુધી સ્થિતિ કરીને એ મનુષ્ય આ લોકમાં બળદ થાય છે.[૬૦] મુક્તિને ઇચ્છનારા મનુષ્યે કપિલા ગાયનું દાન કરવું.[૬૧] પણ લોભ વડે મોહિત થયેલો જે શૂદ્રાચારી મનુષ્ય કપિલા ગાયને (ખેતર વગેરેમાં જોડીને) ચલાવે છે, તેણે તેત્રીસ દેવોને તથા સર્વ પિતૃઓને ચલાવ્યા ગણાય છે. વળી હે રાજા! તે દુષ્ટ બુદ્ધિવાળા મનુષ્યને દેવો તથા પિતૃઓ નિત્ય મારે છે અને સૃષ્ટિના પ્રલય સુધી તે મનુષ્ય ભયંકર નરકોમાં સબડ્યા કરે છે.[૬૨,૬૩] બ્રહ્મા, રુદ્ર તથા અગ્નિ પણ કપિલાઓને શરણે ગયા છે; માટે તે વધપાત્ર નથી પણ પૂજ્ય છે, એમાં સંશય નથી. જે સમયે થાકેલી ગાયો શ્વાસોચ્છ્વાસ લે છે, તે સમયે તેને હાંકનાર મનુષ્યો જો પ્રહાર કરે છે, તો તે ગાયો તેમના આખા કુળનો સંહાર કરે છે; એટલું જ નહિ પણ એ ગાયોનાં શરીર ઉપર જેટલાં રુવાંટાં હોય છે, તેટલાં સૈકાં વર્ષો સુધી તે મનુષ્યો નરકોમાં રંધાયા કરે છે.[૬૪,૬૫] કપિલા ગાયોને સર્વ યજ્ઞોમાં દક્ષિણા તરીકે આપવાનો વિધિ છે; માટે દ્વિજજાતિઓએ યજ્ઞોમાં તેમને દક્ષિણા તરીકે આપવી. જે મનુષ્ય શ્રોત્રિય, દરિદ્ર, ક્રમિત તથા મહાતેજસ્વી એવા બ્રાહ્મણને અગ્નિહોત્રના હોમ માટે કપિલાનું દાન કરે છે, તે મનુષ્ય એ દાનથી પવિત્ર થઈ મારા લોકમાં પૂજ્ય છે. હે યુધિષ્ઠિર! કપિલાનાં અંગ ઉપર જેટલાં રુવાંટાં હોય છે, તેટલા હજાર વર્ષ સુધી તે સ્વર્ગલોકમાં આનંદ કરે છે.[૬૬-૬૮] જે મનુષ્ય મેષ તથા તુલાસંક્રાંતિમાં અથવા ઉત્તરાયણમાં સુવર્ણનાં શિંગડાં–ખરીવાળી કપિલાનું દાન કરે છે. તેને અશ્વમેધયજ્ઞનું [illegible]

ઇંદ્રિયોનો જય કરી એક ઉપવાસ કરે છે અને પછી શુદ્ધાત્મા તથા શુદ્ધ મનવાળો થઈ ચાંદ્રાયણ-વ્રત કરતાં પણ શ્રેષ્ઠ એવા કપિલાના પંચગવ્યનું પ્રાશન કરે છે, તેમ જ સૌમ્ય મુહૂર્તમાં તેનું પ્રાશન કરી ક્રોધ તથા અસત્યનો ત્યાગ કરી મારામાં મન રાખીને મારી અથવા શંકરની મૂર્તિને પંચગવ્યથી સ્નાન કરાવે છે, તેને અશ્વમેધયજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે.[૨૫-૨૭] એ રીતે પાપમુક્ત થયેલો તે શુદ્ધાત્મા પુરુષ આકાશને શોભાવનારા દિવ્ય વિમાનમાં બેસી મારા અથવા શંકરના લોકમાં જાય છે.[૨૮] બ્રહ્માએ પૂર્વે અગ્નિના કુંડમાંથી શ્રેષ્ઠ મંત્રો દ્વારા કપિલાને ઉત્પન્ન કરી છે અને તે સુવર્ણ સમાન કાંતિવાળી, મહાતેજસ્વી અને હોમધેનુ છે.[૨૯] તેને ઉત્પન્ન થયેલી જોઈને સ્વર્ગમાં રહેલા રુદ્રાદિ દેવો, સિદ્ધો, બ્રહ્મર્ષિઓ, અંગો તથા યજ્ઞો સહિત વેદો, સમુદ્રો, નદીઓ, પર્વતો, મેઘો, ગંધર્વો, અપ્સરાઓ, યક્ષો અને સર્પો આશ્ચર્યયુક્ત થઈને તેની પાસે આવ્યા. તેઓ અગ્નિની મધ્યમાં રહેલી તે મહાતેજસ્વી કપિલાની વિવિધ મંત્રોવડે અનેક પ્રકારે સ્તુતિ કરવા લાગ્યા.[૩૦-૩૨] તે પછી તે સર્વેએ નાનાં શિંગડાંવાળી, ત્રણ નેત્રોવાળી, વાછરડા સહિત અને અમૃતની અરણિરૂપ એવી તે ગાયને મસ્તક વડે પ્રણામ કરી ચાર મુખવાળા બ્રહ્મદેવને બે હાથ જોડી કહ્યુ કે, 'હે મહાદેવ! તમે અમને આજ્ઞા આપો. હે પ્રભુ! અમે તમારું કયું કાર્ય કેવી રીતે કરીએ?'[૩૩,૩૪] દેવોએ એ પ્રમાણે કહ્યું એટલે બ્રહ્મા બોલ્યા કે, 'આ કલ્યાણી ગાય ઉપર તમે કૃપા કરો. આ હોમધેનુ છે, એમ તમે જાણો. એ સર્વ અગ્નિઓને તૃપ્ત કરશે. તેથી તૃપ્ત થયેલો અગ્નિ તમને બધાને તૃપ્ત કરશે. તમે આના દૂધરૂપ અમૃતથી તૃપ્ત થશો, એટલે વીર્યવાન તથા પરાક્રમી થઈ પોતાની ઇચ્છાનુસાર સર્વ દાનવોને જીતી શકશો, વીર્યવાન તથા બળવાન થશો, તેમ જ સત્ત્વવાન અને જિતેંદ્રિય થશો. વળી તમે અસંખ્ય બળવાળા થઈ પ્રજાઓનું પાલન કરશો. તમે ધર્મપૂર્વક પ્રજાઓનું પાલન કરશો, એટલે સર્વ પ્રજાઓ પણ વિવિધ દક્ષિણાવાળા યજ્ઞો કરી નિત્ય તમારી પૂજા કરશે.[૩૫-૩૯] પરમેષ્ઠિ બ્રહ્મદેવે સર્વ દેવતાઓને એ પ્રમાણે કહ્યું, ત્યારે તેમણે પ્રસન્ન મુખમુદ્રા કરીને કપિલાને વર આપ્યો.[૪૦]

દેવતાઓ બોલ્યા : લોકનું હિત કરવા માટે બ્રહ્માએ તને ઉત્પન્ન કરી છે; માટે તું પવિત્ર થા અને પાપને દૂર કરનારી થા.[૪૧] જે લોકો તારા પર ભક્તિભાવ રાખી તારાં દર્શન કરી તને નમસ્કાર કરશે અને હાથ વડે સ્પર્શ કરશે, તેમનાં એક વર્ષનાં પાપ નાશ પામશે.[૪૨] જે મનુષ્યો તને સર્વસહા (પૃથ્વીરૂપ) માની તારાં દર્શન કરીને તને નમસ્કાર કરશે, તેમનાં ઇચ્છા વગર કરાયેલાં, અજાણતાં કરાયેલાં તથા નહિ જોવાયેલાં સર્વ પ્રકારનાં પાપો, સૂર્યોદય થતાં જેમ અંધકાર નાશ પામે તેમ નાશ પામશે.[૪૩]

ભગવાન શ્રીકૃષ્ણ બોલ્યા : કપિલાને એવો વર આપી તે દેવતાઓ જેમ આવ્યા હતા, તેમ ચાલ્યા ગયા. પછી કપિલા ગાય પણ લોકોનો ઉદ્ધાર કરવા માટે લોકોમાં વિચરવા લાગી.[૪૪] બીજી જે નવ પ્રકારની કપિલાઓ છે, તે પણ એ પ્રથમની કપિલામાંથી જ ઉત્પન્ન થયેલી છે. તે ગાયો પણ લોકોનો અનુગ્રહ કરવાના કારણથી આ પૃથ્વી પર વિચરે છે. માટે પરલોકમાં પોતાનું હિત ઇચ્છનારા પુરુષે કપિલાનું દાન કરવું.[૪૫] હે રાજન્! અગ્નિહોત્રી બ્રાહ્મણને જે સમયે કપિલા આપવામાં આવે છે, તે સમયે તેનાં બન્ને શિંગડાંઓમાં વિષ્ણુ તથા ઇંદ્ર સ્થિતિ કરે છે, શિંગડાનાં બન્ને મૂળમાં ચંદ્ર તથા ઇંદ્ર વસે છે, શિંગડાના મધ્યપ્રદેશમાં બ્રહ્મા વસે છે, લલાટમાં શંકર વસે છે, બે કાનમાં

અશ્વિનીકુમારો વસે છે, નેત્રમાં ચંદ્ર-સૂર્ય વસે છે, દાંતમાં વાયુદેવ વસે છે અને જિહ્‌વામાં સરસ્વતી વસે છે.[૪૬-૪૮] ત્યારે રુવાંટાંનાં છિદ્રોમાં સર્વ મુનિઓ, ચામડીમાં પ્રજાપતિ, શ્વાસોચ્છ્‌વાસમાં છ અંગ તથા પદ અને ક્રમ સહિત સર્વ વેદો, નાસિકામાં સુગંધી પદાર્થો તથા પુષ્પો, હોઠમાં સર્વ વસુઓ અને મુખમાં અગ્નિ વસે છે.[૪૯,૫૦] ત્યારે કાખના પ્રદેશમાં સાધ્યદેવો, ડોકમાં પાર્વતી, પીઠમાં નક્ષત્રગણો, ખાંધમાં આકાશ, અપાનમાં સર્વ તીર્થો, ગોમૂત્રમાં ગંગા પોતે અને છાણમાં ઇષ્ટપુષ્ટ એવી દેવી લક્ષ્મી વસે છે.[૫૧,૫૨] ત્યારે નાસિકામાં દેવી જ્યેષ્ઠા, નિતંબપ્રદેશમાં પિતૃઓ, પૂછડામાં દેવી રમા, બન્ને પડખાંઓમાં વિશ્વેદેવાઓ અને વક્ષસ્થળમાં સ્વામી કાર્તિક વસે છે. ત્યારે ઢીંચણ, જંઘા તથા ઊરુપ્રદેશમાં પાંચ વાયુઓ, ખરીઓમાં ગંધર્વો, ખરીના અગ્રભાગમાં સર્પો અને ચાર આંચળોમાં સંપૂર્ણ એવા ચાર સમુદ્રો વસે છે. ઉપરાંત રતિ, મેધા, ક્ષમા, સ્વાહા, શ્રદ્ધા, શાંતિ, ધૃતિ, સ્મૃતિ, કીર્તિ, દીપ્તિ, ક્રિયા, કાંતિ, તુષ્ટિ, પુષ્ટિ, સંતતિ, દિશાઓ અને વિદિશાઓ આ સર્વે કપિલાને નિત્ય સેવે છે.[૫૩-૫૭] વળી દેવો, પૃથ્વીગણો, વેદો, તેનાં અંગો, યજ્ઞો, ગંધર્વો, પિતૃઓ, અપ્સરાઓ, સર્વ લોકો, દ્વીપો, સમુદ્રો અને ગંગા વગેરે નદીઓ વેદોક્ત વિવિધ મંત્રોથી કપિલાની સ્તુતિ કરે છે.[૫૮,૫૯] વિદ્યાધરો, સિદ્ધો, ભૂતો તથા તારાગણો પણ હર્ષમાં આવી જઈને (કપિલા ઉપર) પુષ્પની વૃષ્ટિ કરે છે અને નૃત્ય કરે છે.[૬૦] બીજા સર્વ દેવતાઓ પણ આકાશમાં ઊભા રહીને કપિલાની સ્તુતિ કરે છે કે, 'હે કપિલા! બ્રહ્માએ તને અગ્નિના કુંડમાંથી ઉત્પન્ન કરી છે. તું દિવ્ય છે, મહાતેજસ્વી છે, પવિત્ર છે. સર્વ દેવો તને નમસ્કાર કરે છે. માટે અમે તને નમસ્કાર કરીએ છીએ.[૬૧] હે મહાસત્ત્વવાળી કપિલા! તું સર્વ તીર્થમય છે અને પવિત્ર છે; માટે તું તારા દાતાને તેનાં સ્વજનો સાથે બ્રહ્મલોકમાં લઈ જા.[૬૨] અહો! આ કપિલા પવિત્ર રત્નરૂપ છે, સર્વ દુઃખોનો નાશ કરનારા ઉત્તમ સાધનરૂપ છે અને ધર્મ દ્વારા સંપાદિત થતું શુદ્ધ મહાધન છે.[૬૩] કપિલા ગાયોનો પ્રતિગ્રહ કરનાર બ્રાહ્મણ જ્યાં સુધી તેનો ઉપભોગ કરે છે, ત્યાં સુધી સર્વ દેવગણો સુવર્ણનાં શિંગડાંવાળી, રૂપાની ખરીવાળી અને ગંધપુષ્પથી સારી રીતે પૂજાયેલી કપિલાને પૂજે છે.[૬૪] કપિલા જ્યાં સુધી નવીન વસ્ત્રોથી શણગારેલી રહે છે અને મંત્રથી પવિત્ર તથા સંસ્કારી હોય છે, ત્યાં સુધીમાં તે જો ઇચ્છે તો પૃથ્વીલોકમાં રહેનારાં સર્વ મનુષ્યોને બ્રહ્મલોકમાં લઈ જાય છે.[૬૫] પૃથ્વી, ઘોડા, ગાયો, સુવર્ણ, રૂપું, તલ તથા જવ આ પદાર્થો જે વેળા બ્રાહ્મણને અપાય છે, તે વેળા તે પદાર્થો નિત્ય પ્રસન્ન થાય છે.[૬૬] પરંતુ હે પાંડવ! એ જ પદાર્થો જો અશ્રોત્રિય બ્રાહ્મણોને આપવામાં આવે છે તો પોતાના આત્માની તેઓ નિંદા કરે છે કે, અમે કયું પાપ કર્યું હશે?[૬૭] વળી તેઓ શોક કરે છે કે, અહો! ખેદની વાત છે કે રાક્ષસો તથા પિશાચો અમને ચોતરફથી લૂંટી જશે અને અમે અલ્પ કાળમાં નરકમાં જઈશું.[૬૮] પણ તે પદાર્થોનું જો શ્રોત્રિયોને દાન કર્યું હોય છે, તો તેઓ વૃદ્ધિ પામે છે અને દાતાને તારે છે.

યુધિષ્ઠિર બોલ્યા: હે દેવદેવેશ! હે દૈત્યહંતા! હવ્ય તથા કવ્ય(દેવકર્મ તથા પિતૃકર્મ)નો કાળ કયો છે? તે કર્મમાં કેવા બ્રાહ્મણો પૂજાને યોગ્ય છે અને કેવા બ્રાહ્મણોનો ત્યાગ કરવો?[૬૯,૭૦]

ભગવાન બોલ્યા: દૈવીકર્મ દિવસના પૂર્વભાગમાં કરાય છે અને પિતૃકર્મ દિવસના પાછળના ભાગમાં થાય છે. જે દાન સમય વિના કરવામાં આવે છે, તેને વિદ્વાનો રાજસ્ કહે છે. હે ભારત!

આમ અશ્વમેધની બરોબર એવા તે પુણ્યને લીધે તે મારા લોકમાં જાય છે.[૬૯] તે જ પ્રમાણે સુવર્ણનાં શિંગડાંવાળી, રૂપાની ખરીવાળી, વાછરડાયુક્ત, કાંસાના દોહનપાત્ર સહિત અને વસ્ત્રો, ચંદન તથા પુષ્પમાળાથી સુશોભિત એવી પુષ્ટ કપિલાનું જે દાન કરે છે, તે પણ મારા લોકમાં જાય છે. હું માનું છું કે, સુવર્ણ પવિત્રમાં પવિત્ર વસ્તુ છે, માટે સુવર્ણથી શણગારેલી કપિલાનું અગ્નિહોત્રીને દાન કરવું.[૭૦] હે રાજેંદ્ર ! એ પ્રકારે કપિલાનું દાન કરવાથી મનુષ્ય સાત પૂર્વના તથા સાત પાછળના પૂર્વજોને તારે છે, એમાં કંઈ સંશય નથી. એક વાજપેયયજ્ઞનું ફળ એક હજાર અગ્નિષ્ટોમયજ્ઞના ફળ સમાન છે; એક અશ્વમેધયજ્ઞનું ફળ એક હજાર વાજપેયયજ્ઞના ફળ સમાન છે અને એક રાજસૂયયજ્ઞનું ફળ એક હજાર અશ્વમેધયજ્ઞના ફળ સમાન છે.[૭૧–૭૩] હે પાંડવ ! એક હજાર કપિલાઓનું વિધિપૂર્વક દાન કરવાથી મનુષ્ય રાજસૂયયજ્ઞનું ફળ પ્રાપ્ત કરે છે તથા મારા લોકમાં પૂજાય છે. વળી હે કુરુશ્રેષ્ઠ ! તે મનુષ્યનો કદી પુનર્જન્મ થતો નથી.[૭૪] જે મનુષ્ય સુવર્ણનાં શિંગડાં–ખરીવાળી તથા સર્વ અલંકારોથી સુશોભિત એવી કપિલા ગાયનું તેના વાછરડા અને કાંસાના દોહનપાત્ર સાથે દાન કરે છે, તેને એ ગાય જુદા જુદા સ્વરૂપે હાજર થઈને કામદુધાની પેઠે (સ્વર્ગલોકમાં) ફળ આપે છે.[૭૫] જેમ મહાસાગરમાંથી વાયુથી લઈ જવાતી નૌકા મનુષ્યને તારે છે, તેમ દાનમાં અપાયેલી ગાય પણ પોતાનાં કર્મબંધનથી બંધાયેલા અને તીવ્ર અંધકારવાળા નરકમાં ઘસડાઈ પડતા મનુષ્યને તારે છે.[૭૬] વળી તેના પુત્રોને, પૌત્રોને તથા સાત પેઢી સુધીના કુળને તે યથાવત્ તારે છે. જ્યાં સુધી આ પૃથ્વી મનુષ્યોને ધારણ કરે છે, ત્યાં સુધી એ ગાય પોતાનું દાન કરનારા મનુષ્યને પરલોક(સ્વર્ગ)માં ધારણ કરે છે.[૭૭] જેમ મંત્રથી સિદ્ધ કરેલું ઔષધ તેના ઉપયોગની સાથે જ રોગોનો નાશ કરે છે, તેમ સુપાત્રને આપેલી કપિલા મનુષ્યનાં સર્વ પાપનો તત્કાળ નાશ કરે છે.[૭૮] જેમ સર્પો ગરુડને જોતાં જ ભયભીત તથા પરવશ થઈને દૂર નાસી જાય છે, તેમ કપિલાના દાનથી મનુષ્યનાં સર્વ પાપો સત્વર નાશ પામે છે.[૭૯] જેમ સર્પ કાંચળીનો ત્યાગ કરી પુનઃ નવીન શુદ્ધ સ્વરૂપને પામે છે, તેમ કપિલાના દાનથી મનુષ્ય પોતાનાં પાપોથી મુક્ત થઈ શુદ્ધ થાય છે.[૮૦] જેમ ઘરની અંદર રહેલા અંધકારને પ્રદીપ્ત દીવો હાંકી કાઢે છે, તેમ કપિલાના દાનથી મનુષ્યનાં સર્વ પાપો તરત નાશ પામે છે.[૮૧] કપિલા ગાયના તથા તેના વાછરડાના શરીર પર જેટલાં રુવાંટાં હોય છે, તેટલા કરોડ યુગ વર્ષ સુધી તેનું દાન કરનારો મનુષ્ય બ્રહ્મલોકમાં આનંદ કરે છે.[૮૨] જે બ્રાહ્મણ અગ્નિહોત્રી હોય, અતિથિઓ પર પ્રેમ રાખતો હોય, શૂદ્રના અન્નનો ત્યાગ કરનારો હોય, જિતેંદ્રિય હોય, સત્યવ્રતવાળો હોય અને અધ્યયનસંપન્ન હોય, તેને આપેલી ગાય પરલોકમાં દાતાને તારે છે.[૮૩]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત વૈષ્ણવધર્મપર્વમાં 'દશ પ્રકારની કપિલા ગાયો અને તેના દાનની પ્રશંસા' નામનો અધ્યાય ૧૦મો સમાપ્ત

## अध्याय ११मो

### કપિલામાહાત્મ્ય તથા પુણ્ય–પાપફળ

॥ वैशंपायन उवाच ॥

एवं श्रुत्वा परं पुण्यं कपिलादानमुत्तमम् ।
धर्मपुत्रः प्रहृष्टात्मा केशवं पुनरब्रवीत् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : એ પ્રમાણે પરમ પવિત્ર અને ઉત્તમ એવું કપિલા ગાયનું દાન સાંભળીને ધર્મપુત્ર યુધિષ્ઠિરનું મન પ્રસન્ન થયું. તેમણે પુનઃ શ્રીકૃષ્ણને પૂછ્યું :[૧] 'હે દેવદેવેશ ! જે સમયે બ્રાહ્મણને કપિલા અપાય છે, તે સમયે તેનાં સર્વ અંગોમાં દેવતાઓ કેમ રહે છે ?[૨] હે

દેવશ્રેષ્ઠ ! તમે દશ પ્રકારની કપિલાઓ જે કહી, તેમનામાં પવિત્ર લક્ષણવાળી કેટલી છે ?[૩] દેવોએ તથા પિતૃઓએ તેમના પર અનુગ્રહ કેમ કર્યો છે અને તેમનો વર્ણ કેવો હોય છે, તે સાંભળવાની મને ઉત્કટ ઇચ્છા છે.'

વૈશંપાયન બોલ્યા : યુધિષ્ઠિરે એ પ્રમાણે પૂછ્યું એટલે સત્યવક્તા શ્રીકૃષ્ણે એ કપિલાનો શુભમાં શુભ મહિમા કહેવા માંડ્યો.[૪] હે રાજન્ ! પવિત્ર રહસ્યરૂપ આ ઉત્તમ ધર્મ તમે સાંભળો. તે ગ્રહણ કરવા યોગ્ય છે, સત્ય છે અને હેતુવાદી પુરુષોને સંભળાવવા યોગ્ય નથી.[૬] મહામુનિઓ કહે છે કે, પ્રસવકાળે વાછરડાના મસ્તક સહિત બે પગ બહાર જોવામાં આવે, તે જ સમય ગોદાનને માટે ઉત્તમ ગણાય છે.[૭] (પ્રસવસમયે) અધ્ધર રહેલો વાછરડો જ્યાં સુધી પૃથ્વી પર ન આવે ત્યાં સુધી ગાયને પૃથ્વીરૂપ સમજવી; માટે તે જ અવસ્થામાં ગાયનું દાન કરવું; કેમ કે હે યુધિષ્ઠિર ! એ અવસ્થામાં જો ગાયનું દાન કરવામાં આવે છે, તો ગાયના તથા તેના વાછરડાના શરીર પર જેટલાં રૂવાંટાં હોય છે અને પૃથ્વી પરના જેટલા રજકણો ગર્ભના જળથી ભીંજાય છે, તેટલાં હજાર વર્ષો સુધી તે દાતા મનુષ્ય સ્વર્ગમાં પૂજાય છે.[૮,૯] જે મનુષ્ય વાછરડા સહિત કપિલાને સુવર્ણથી શણગારીને, તલથી ઢાંકીને તથા સર્વ રત્નોથી અલંકૃત કરીને દાન કરે છે, તેણે સમુદ્રો, નદીઓ, પર્વતો, વનો તથા ઉપવનો સહિત ચાર સમુદ્ર સુધીની પૃથ્વીનું દાન કર્યું ગણાય છે, એમાં કંઈ સંશય નથી. મનુષ્ય પૃથ્વીના દાન તુલ્ય એવા તે દાનથી સંસારસમુદ્રને તરી જઈ પ્રજાપતિના લોકમાં જાય છે.[૧૦-૧૨] બ્રહ્મહત્યારો, બાળહત્યારો, ગોહત્યારો અને ગુરુપત્ની સાથે વ્યભિચાર કરનારો મહાપાપી પુરુષ પણ આ દાનથી શુદ્ધ થાય છે. જે મનુષ્ય આ પવિત્ર અને ઉત્તમ એવા કપિલાદાનની કથાનો પ્રાતઃકાળે ઊઠીને નિત્ય ભક્તિપૂર્વક પાઠ કરે છે, તેને થનારું પુણ્યફળ તમે સાંભળો.[૧૩,૧૪] હે યુધિષ્ઠિર ! આ અધ્યાયનો પાઠ કરનાર મનુષ્ય મન, વચન તથા કર્મથી બુદ્ધિપૂર્વક કરેલાં રાત્રિનાં સર્વ પાપનો નાશ કરે છે. જે મનુષ્ય આ અધ્યાયનું આવર્તન કરી શ્રાદ્ધમાં બ્રાહ્મણોને તૃપ્ત કરે છે, તેના પિતૃઓ અત્યંત હર્ષિત થઈ અમૃતમય ભોજન કરે છે.[૧૫,૧૬] જે મનુષ્ય મારામાં ચિત્ત રાખી ભક્તિપૂર્વક આનો પાઠ કરે છે, તેનું રાત્રિમાં થયેલું સર્વ પાપ સત્વર નાશ પામે છે.[૧૭]

હવે હે રાજા ! કપિલાઓના સંબંધમાં જે કંઈ વિશેષ જાણવાનું છે તે કહું છું. પૂર્વે જે દશ પ્રકારની કપિલા ગાયો કહી છે, તેમાં ચાર પ્રકારની અત્યંત શ્રેષ્ઠ છે, પવિત્ર છે અને પાપનો નાશ કરનારી છે.[૧૮] પવિત્ર એવી સુવર્ણકપિલા, રક્તાક્ષિપિંગલા (લાલ નેત્ર અને પિંગટવર્ણવાળી), પિંગલાક્ષી (પિંગટનેત્રવાળી) અને પિંગલપિંગલા (એટલે અત્યંત પિંગટવર્ણી) આ ચાર કપિલાઓ શ્રેષ્ઠ છે, પવિત્ર છે, પાપનો નાશ કરનારી છે અને નમસ્કાર તથા દર્શનમાત્રથી જ મનુષ્યનાં સર્વ પાપને હણે છે.[૧૯,૨૦] હે યુધિષ્ઠિર ! જેમને ઘેર પાપનો નાશ કરનારી આ કપિલા ગાયો હોય છે, તેમને લક્ષ્મી, વિજય તથા ઉજ્જ્વળ કીર્તિ નિત્ય પ્રાપ્ત થાય છે.[૨૧] કપિલાનું ઘી, દૂધ, દહીં તથા દૂધપાકનું માત્ર એક જ વાર શ્રોત્રિયોને દાન કરીને મનુષ્ય પાપમાંથી મુક્ત થાય છે.[૨૨] હે યુધિષ્ઠિર ! પૂર્વોક્ત સર્વ વસ્તુઓનું એક જ વાર દાન કરવાથી મનુષ્યના પિતરો, પિતામહો તથા પ્રપિતામહો એક કરોડ વર્ષ સુધી તૃપ્ત રહે છે.[૨૩] કપિલાઓના દૂધથી શંકર પ્રસન્ન થાય છે, દહીંથી સર્વ દેવતાઓ સંતુષ્ટ થાય છે અને ઘીથી અગ્નિદેવ તૃપ્ત થાય છે.[૨૪] જે મનુષ્ય [illegible] તિમાં

ઇંદ્રિયોનો જય કરી એક ઉપવાસ કરે છે અને પછી શુદ્ધાત્મા તથા શુદ્ધ મનવાળો થઈ ચાંદ્રાયણ-વ્રત કરતાં પણ શ્રેષ્ઠ એવા કપિલાના પંચગવ્યનું પ્રાશન કરે છે, તેમ જ સૌમ્ય મુહૂર્તમાં તેનું પ્રાશન કરી ક્રોધ તથા અસત્યનો ત્યાગ કરી મારામાં મન રાખીને મારી અથવા શંકરની મૂર્તિને પંચગવ્ય થી સ્નાન કરાવે છે, તેને અશ્વમેધયજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે.[૨૫-૨૭] એ રીતે પાપમુક્ત થયેલો તે શુદ્ધાત્મા પુરુષ આકાશને શોભાવનારા દિવ્ય વિમાન-માં બેસી મારા અથવા શંકરના લોકમાં જાય છે.[૨૮] બ્રહ્માએ પૂર્વે અગ્નિના કુંડમાંથી શ્રેષ્ઠ મંત્રો દ્વારા કપિલાને ઉત્પન્ન કરી છે અને તે સુવર્ણ સમાન કાંતિવાળી, મહાતેજસ્વી અને હોમધેનુ છે.[૨૯] તેને ઉત્પન્ન થયેલી જોઈને સ્વર્ગમાં રહેલા રુદ્રાદિ દેવો, સિદ્ધો, બ્રહ્મર્ષિઓ, અંગો તથા યજ્ઞો સહિત વેદો, સમુદ્રો, નદીઓ, પર્વતો, મેઘો, ગંધર્વો, અપ્સરાઓ, યક્ષો અને સર્પો આશ્ચર્યયુક્ત થઈને તેની પાસે આવ્યા. તેઓ અગ્નિની મધ્યમાં રહેલી તે મહાતેજસ્વી કપિલાની વિવિધ મંત્રો વડે અનેક પ્રકારે સ્તુતિ કરવા લાગ્યા.[૩૦-૩૨] તે પછી તે સર્વેએ નાનાં શિંગડાંવાળી, ત્રણ નેત્રોવાળી, વાછ-રડા સહિત અને અમૃતની અરણિરૂપ એવી તે ગાયને મસ્તક વડે પ્રણામ કરી ચાર મુખવાળા બ્રહ્મદેવને બે હાથ જોડી કહ્યું કે, 'હે મહાદેવ! તમે અમને આજ્ઞા આપો. હે પ્રભુ! અમે તમારું કયું કાર્ય કેવી રીતે કરીએ?'[૩૩,૩૪] દેવોએ એ પ્રમાણે કહ્યું એટલે બ્રહ્મા બોલ્યા કે, 'આ કલ્યાણી ગાય ઉપર તમે કૃપા કરો. આ હોમધેનુ છે, એમ તમે જાણો. એ સર્વ અગ્નિઓને તૃપ્ત કરશે. તેથી તૃપ્ત થયેલો અગ્નિ તમને બધાને તૃપ્ત કરશે. તમે આના દૂધરૂપ અમૃતથી તૃપ્ત થશો, એટલે વીર્ય-વાન તથા પરાક્રમી થઈ પોતાની ઇચ્છાનુસાર સર્વ દાનવોને જીતી શકશો, વીર્યવાન તથા બળવાન થશો, તેમ જ સત્ત્વવાન અને જિતેંદ્રિય થશો. વળી તમે અસંખ્ય બળવાળા થઈ પ્રજાઓનું પાલન કરશો. તમે ધર્મપૂર્વક પ્રજાઓનું પાલન કરશો, એટલે સર્વ પ્રજાઓ પણ વિવિધ દક્ષિણા-વાળા યજ્ઞો કરી નિત્ય તમારી પૂજા કરશે.[૩૫-૩૯] પરમેષ્ઠિ બ્રહ્મદેવે સર્વ દેવતાઓને એ પ્રમાણે કહ્યું, ત્યારે તેમણે પ્રસન્ન મુખમુદ્રા કરીને કપિલાને વર આપ્યો.[૪૦]

દેવતાઓ બોલ્યા: લોકનું હિત કરવા માટે બ્રહ્માએ તને ઉત્પન્ન કરી છે; માટે તું પવિત્ર થા અને પાપને દૂર કરનારી થા.[૪૧] જે લોકો તારા પર ભક્તિભાવ રાખી તારાં દર્શન કરી તને નમ-સ્કાર કરશે અને હાથ વડે સ્પર્શ કરશે, તેમનાં એક વર્ષનાં પાપ નાશ પામશે.[૪૨] જે મનુષ્યો તને સર્વસહા (પૃથ્વીરૂપ) માની તારાં દર્શન કરીને તને નમસ્કાર કરશે, તેમનાં ઇચ્છા વગર કરાયેલાં, અજાણતાં કરાયેલાં તથા નહિ જોવાયેલાં સર્વ પ્રકારનાં પાપો, સૂર્યોદય થતાં જેમ અંધકાર નાશ પામે તેમ નાશ પામશે.[૪૩]

ભગવાન શ્રીકૃષ્ણ બોલ્યા: કપિલાને એવો વર આપી તે દેવતાઓ જેમ આવ્યા હતા, તેમ ચાલ્યા ગયા. પછી કપિલા ગાય પણ લોકોનો ઉદ્ધાર કરવા માટે લોકોમાં વિચરવા લાગી.[૪૪] બીજી જે નવ પ્રકારની કપિલાઓ છે, તે પણ એ પ્રથમની કપિલામાંથી જ ઉત્પન્ન થયેલી છે. તે ગાયો પણ લોકોનો અનુગ્રહ કરવાના કારણથી આ પૃથ્વી પર વિચરે છે. માટે પરલોકમાં પોતાનું હિત ઇચ્છનારા પુરુષે કપિલાનું દાન કરવું.[૪૫] હે રાજન્! અગ્નિહોત્રી બ્રાહ્મણને જે સમયે કપિલા આપવામાં આવે છે, તે સમયે તેનાં બન્ને શિંગડાંઓમાં વિષ્ણુ તથા ઇંદ્ર સ્થિતિ કરે છે, શિંગડાનાં બન્ને મૂળમાં ચંદ્ર તથા ઇંદ્ર વસે છે, શિંગડાના મધ્યપ્રદેશમાં બ્રહ્મા વસે છે, લલાટમાં શંકર વસે છે, બે કાનમાં

અશ્વિનીકુમારો વસે છે, નેત્રમાં ચંદ્ર-સૂર્ય વસે છે, દાંતમાં વાયુદેવ વસે છે અને જિહ્વામાં સરસ્વતી વસે છે.[૪૬-૪૮] ત્યારે રૂવાંટાંનાં છિદ્રોમાં સર્વ મુનિઓ, ચામડીમાં પ્રજાપતિ, શ્વાસોચ્છ્વાસમાં છ અંગ તથા પદ અને ક્રમ સહિત સર્વ વેદો, નાસિકામાં સુગંધી પદાર્થો તથા પુષ્પો, હોઠમાં સર્વ વસુઓ અને મુખમાં અગ્નિ વસે છે.[૪૯,૫૦] ત્યારે કાખના પ્રદેશમાં સાધ્યદેવો, ડોકમાં પાર્વતી, પીઠમાં નક્ષત્રગણો, ખાંધમાં આકાશ, અપાનમાં સર્વ તીર્થો, ગોમૂત્રમાં ગંગા પોતે અને છાણમાં ઇષ્ટતુષ્ટ એવી દેવી લક્ષ્મી વસે છે.[૫૧,૫૨] ત્યારે નાસિકામાં દેવી જ્યેષ્ઠા, નિતંબપ્રદેશમાં પિતૃઓ, પૂંછડામાં દેવી રમા, બન્ને પડખાંઓમાં વિશ્વેદેવાઓ અને વક્ષઃસ્થળમાં સ્વામી કાર્તિક વસે છે. ત્યારે ઢીંચણ, જંઘા તથા ઊરુપ્રદેશમાં પાંચ વાયુઓ, ખરીઓમાં ગંધર્વો, ખરીના અગ્રભાગમાં સર્પો અને ચાર આંચળોમાં સંપૂર્ણ એવા ચાર સમુદ્રો વસે છે. ઉપરાંત રતિ, મેધા, ક્ષમા, સ્વાહા, શ્રદ્ધા, શાંતિ, ધૃતિ, સ્મૃતિ, કીર્તિ, દીપ્તિ, ક્રિયા, કાંતિ, તુષ્ટિ, પુષ્ટિ, સંતતિ, દિશાઓ અને વિદિશાઓ આ સર્વે કપિલાને નિત્ય સેવે છે.[૫૩-૫૭] વળી દેવો, પૃથ્વીગણો, વેદો, તેનાં અંગો, યજ્ઞો, ગંધર્વો, પિતૃઓ, અપ્સરાઓ, સર્વ લોકો, દ્વીપો, સમુદ્રો અને ગંગા વગેરે નદીઓ વેદોક્ત વિવિધ મંત્રોથી કપિલાની સ્તુતિ કરે છે.[૫૮,૫૯] વિદ્યાધરો, સિદ્ધો, ભૂતો તથા તારાગણો પણ હર્ષમાં આવી જઈને (કપિલા ઉપર) પુષ્પની વૃષ્ટિ કરે છે અને નૃત્ય કરે છે.[૬૦] બીજા સર્વ દેવતાઓ પણ આકાશમાં ઊભા રહીને કપિલાની સ્તુતિ કરે છે કે, 'હે કપિલા! બ્રહ્માએ તને અગ્નિના કુંડમાંથી ઉત્પન્ન કરી છે. તું દિવ્ય છે, મહાતેજસ્વી છે, પવિત્ર છે. સર્વ દેવો તને નમસ્કાર કરે છે. માટે અમે તને નમસ્કાર કરીએ છીએ.[૬૧] હે મહાસત્ત્વવાળી કપિલા! તું સર્વ તીર્થમય છે અને પવિત્ર છે; માટે તું તારા દાતાને તેનાં સ્વજનો સાથે બ્રહ્મલોકમાં લઈ જા.[૬૨] અહો! આ કપિલા પવિત્ર રત્નરૂપ છે, સર્વ દુઃખોનો નાશ કરનારા ઉત્તમ સાધનરૂપ છે અને ધર્મ દ્વારા સંપાદિત થતું શુદ્ધ મહાધન છે.[૬૩] કપિલા ગાયોનો પ્રતિગ્રહ કરનાર બ્રાહ્મણ જ્યાં સુધી તેનો ઉપભોગ કરે છે, ત્યાં સુધી સર્વ દેવગણો સુવર્ણનાં શિંગડાંવાળી, રૂપાની ખરીવાળી અને ગંધપુષ્પથી સારી રીતે પૂજાયેલી કપિલાને પૂજે છે.[૬૪] કપિલા જ્યાં સુધી નવીન વસ્ત્રોથી શણગારેલી રહે છે અને મંત્રથી પવિત્ર તથા સંસ્કારી હોય છે, ત્યાં સુધીમાં તે જો ઇચ્છે તો પૃથ્વીલોકમાં રહેનારાં સર્વ મનુષ્યોને બ્રહ્મલોકમાં લઈ જાય છે.[૬૫] પૃથ્વી, ઘોડા, ગાયો, સુવર્ણ, રૂપું, તલ તથા જવ આ પદાર્થો જે વેળા બ્રાહ્મણને અપાય છે, તે વેળા તે પદાર્થો નિત્ય પ્રસન્ન થાય છે.[૬૬] પરંતુ હે પાંડવ! એ જ પદાર્થો જો અશ્રોત્રિય બ્રાહ્મણોને આપવામાં આવે છે તો પોતાના આત્માની તેઓ નિંદા કરે છે કે, અમે કયું પાપ કર્યું હશે?[૬૭] વળી તેઓ શોક કરે છે કે, અહો! ખેદની વાત છે કે રાક્ષસો તથા પિશાચો અમને ચોતરફથી લૂંટી જશે અને અમે અલ્પ કાળમાં નરકમાં જઈશું.[૬૮] પણ તે પદાર્થોનું જો શ્રોત્રિયોને દાન કર્યું હોય છે, તો તેઓ વૃદ્ધિ પામે છે અને દાતાને તારે છે.

યુધિષ્ઠિર બોલ્યા: હે દેવદેવેશ! હે દૈત્યહંતા! હવ્ય તથા કવ્ય(દેવકર્મ તથા પિતૃકર્મ)નો કાળ કયો છે? તે કર્મમાં કેવા બ્રાહ્મણો પૂજાને યોગ્ય છે અને કેવા બ્રાહ્મણોનો ત્યાગ કરવો?[૬૯,૭૦]

ભગવાન બોલ્યા: દૈવીકર્મ દિવસના પૂર્વભાગમાં કરાય છે અને પિતૃકર્મ દિવસના પાછળના ભાગમાં થાય છે. જે દાન સમય વિના કરવામાં આવે છે, તેને વિદ્વાનો રાજસ કહે છે. હે ભારત!

જે અન્ન બૂમો પાડીને આપ્યું હોય, અસત્ય બોલીને જમાયું હોય અને કૂતરાથી સ્પર્શ કરાયું હોય, તેને રાક્ષસોના ભાગરૂપ જાણવું.[૭૧,૭૨] હે રાજન્! જેટલા બ્રાહ્મણો પતિત થયા હોય, જડ હોય અને ગાંડા હોય, તેઓ દેવકર્મમાં તથા પિતૃકર્મમાં પૂજવા યોગ્ય નથી; તેમ જ નપુંસક, લંગડો, કોઢિયો, ક્ષયરોગવાળો તથા અપસ્માર (વાઈ) રોગવાળો બ્રાહ્મણ પિતૃકર્મમાં પૂજા માટે અયોગ્ય છે. વૈદ્યોનો ધંધો કરનારા, દેવોના પૂજારી તરીકે જીવન ગાળનારા, મિથ્યા નિયમ ધારણ કરનારા અને સોમલતાનો વેપાર કરનારા બ્રાહ્મણો પણ શ્રાદ્ધમાં યોગ્ય ગણાતા નથી. જે બ્રાહ્મણો એકોદિષ્ટ કર્મમાં (એટલે એકાદશાહના પિતૃકર્મમાં) વિધિ પ્રમાણે ભોજન કરે છે (એટલે પ્રેતરૂપ થઈને પિંડભક્ષણ કરે છે), તેઓ પાછળથી જો ચાંદ્રાયણ-વ્રત ન કરે તો દેવ–પિતૃકર્મમાં સત્કાર યોગ્ય નથી. ગવૈયાઓ, નાટકિયાઓ, કૂદવાનો ધંધો કરી જીવનારાઓ, વાજાં વગાડનારાઓ, કથાઓ કરનારાઓ અને યુદ્ધકર્મો કરનારા બ્રાહ્મણો પણ દેવ-પિતૃકર્મમાં સત્કારપાત્ર નથી.[૭૩–૭૭] હે રાજન્! જે બ્રાહ્મણો અગ્નિહોત્રથી રહિત હોય છે, મડદાં ઉપાડીને જીવનારા હોય છે, ચોરી કરનારા હોય છે અને પોતાનાં બ્રાહ્મણકર્મથી વિરુદ્ધ કર્મ કરનારા હોય છે, તેઓ પણ દેવપિતૃકર્મમાં યોગ્ય ગણાતા નથી.[૭૮] જે બ્રાહ્મણો અજાણ્યા હોય, દત્તકપુત્ર હોય અને પુત્રીને પરણાવતી વખતે જ તેના પિતાએ જેને પુત્ર તરીકે સ્વીકારેલા હોય, તેવાઓ શ્રાદ્ધમાં સત્કારપાત્ર નથી. જે બ્રાહ્મણ યુદ્ધ કરનારો હોય, વેપારી હોય અને પ્રાણીઓને વેચીને પોતાની આજીવિકા ચલાવતો હોય, તે પણ શ્રાદ્ધમાં સત્કારપાત્ર નથી. પરંતુ જે બ્રાહ્મણો વ્રતાચરણ કરનારા હોઈને ગુણવાન હોય, નિત્ય સ્વાધ્યાય કરવામાં તત્પર રહેતા હોય, ગાયત્રીને જાણનારા હોય અને ક્રિયાનિષ્ઠ હોય, તેઓ શ્રાદ્ધમાં સત્કારપાત્ર ગણાય છે. શ્રાદ્ધનો સમય, બ્રાહ્મણ, દહીં, ઘી, દર્ભો, પુષ્પો તથા ક્ષેત્ર એ સર્વ પ્રાપ્ત કરી મનુષ્યે શ્રાદ્ધકર્મ કરવું.[૭૯–૮૨] હે રાજન્! જેઓ ચારિત્ર્યનિષ્ઠ હોય, કૃશ (દરિદ્ર) હોય અને અલ્પ આજીવિકાવાળા હોય તેવા અર્થીઓ જો આવી મળે તો તેવાઓને આપેલું દાન મહાન ફળ ઉત્પન્ન કરે છે.[૮૩] જે બ્રાહ્મણો તપસ્વી હોય, ભિક્ષાચારી હોય અને યાચકવૃત્તિવાળા હોઈને દાન લેવા ઇચ્છતા હોય, તેમને આપવાથી મહાન ફળ મળે છે. હે ધાર્મિકશ્રેષ્ઠ રાજા! એ પ્રમાણે જાણીને જે બ્રાહ્મણ વેદનિષ્ઠ હોય, દરિદ્ર હોય અને તમારા પર ઉપકાર કરનારા ન હોય તેને જ તમે સર્વ દાન આપો.[૮૪,૮૫] હે ધર્મજ્ઞ! તમને જો અક્ષય પુણ્યની ઇચ્છા હોય તો જે દાન તમને પ્રિય હોય તથા શ્રોત્રિય બ્રાહ્મણોને પ્રિય હોય, તે જ દાન તમે આપો.[૮૬]

હવે હે યુધિષ્ઠિર! જેઓ નરકમાં જનારા છે, તેમના સંબંધમાં હું તમને કહું છું, તે સાંભળો.[૮૭] જે બ્રાહ્મણો ગુરુને માટે અથવા પ્રાણાંતના પ્રસંગ સિવાય અસત્ય બોલે છે, તેઓ નરકમાં જાય છે[૮૮] જેઓ પરસ્ત્રીનું હરણ કરે છે, પરસ્ત્રી સાથે વ્યભિચાર કરે છે અને પરસ્ત્રીને બીજાઓ સાથે મેળવી આપે છે, તેઓ નરકમાં જાય છે.[૮૯] પારકી ચાડીચૂગલી કરનારા, પરસ્પરના કોલ–કરારને તોડનારા, પારકા દ્રવ્ય ઉપર આજીવિકા ચલાવનારા અને મિત્રોએ કરેલા ઉપકારને નહિ જાણનારા મનુષ્યો નરકમાં જાય છે.[૯૦] જેઓ વર્ણાશ્રમથી બહાર છે, પાખંડી છે, પાપી છે અને જેઓ તેવા મનુષ્યોનો આશ્રય કરે છે, તેઓ સર્વે નરકમાં જાય છે.[૯૧] જેઓ વેદને વેચીને જીવનારા છે, વેદો ઉપર દોષારોપ કરનારા છે અને વેદને લખનારા છે, તેઓ નરકમાં જાય છે.[૯૨] હે રાજન્!

દહીં વગેરે રસનો જેઓ વેપાર કરે છે, તેમ જ અફીણ વગેરે ઝેર અને દૂધને વેચે છે, તેઓ નરકમાં જાય છે.[૯૩] જે અધમ મનુષ્યો પૈસાની લાલચથી અથવા સ્નેહથી ચાંડાળોને દૂધ આપે છે, તેઓ નરકમાં જાય છે.[૯૪] જેઓ પશુઓને દુ:ખ દે છે, તેમનાં નાક વીંધે અને તેમનાં લિંગનું છેદન કરી તેમને નપુંસક કરે છે, તેઓ નરકમાં જાય છે.[૯૫] જેઓ સમર્થ હોવા છતાં દ્રવ્યના લોભને લીધે ગરીબ તથા આંધળાઓ તરફ દૃષ્ટિ કરતા નથી, તેઓ નરકમાં જાય છે.[૯૬] જેઓ પોતાનું કામ પૂરું થઈ રહે એટલે ક્ષમાગુણવાળા, જિતેંદ્રિય, દરિદ્ર, બુદ્ધિમાન તથા લાંબા કાળ સુધી સાથે રહેલા મનુષ્યોનો ત્યાગ કરે છે, તેઓ નરકમાં જાય છે.[૯૭] જેઓ બાળકોને, વૃદ્ધોને તથા શ્રમિત થયેલાઓને આપ્યા વિના પોતે એકલા મિષ્ટાન્ન ભોજન કરે છે, તેઓ નરકમાં જાય છે.[૯૮] આ પ્રમાણે જે મનુષ્યો નરકમાં જનારા છે, તેમના સંબંધમાં પ્રાચીન ઋષિઓએ કહ્યું છે. હવે જેઓ સ્વર્ગમાં જનારા છે, તેમને વિષે તમે સાંભળો.[૯૯] જેઓ દાન, તપ, સત્ય તથા ઇંદ્રિયનિગ્રહપૂર્વક ધર્મને અનુસરે છે, તેઓ સ્વર્ગમાં જાય છે.[૧૦૦] હે પાંડવ! સેવાભક્તિપૂર્વક ઉપાધ્યાય પાસેથી શાસ્ત્રનું અધ્યયન કરીને જેઓ પ્રતિગ્રહ કરવામાં આસક્ત થતા નથી, તેઓ સ્વર્ગમાં જાય છે.[૧૦૧] જેઓ વ્રતધારાની પેઠે મધ, માંસ તથા આસવોનો ત્યાગ કરે છે અને પરસ્ત્રીઓથી દૂર રહે છે, તેઓ સ્વર્ગમાં જાય છે.[૧૦૨] જેઓ માત–પિતાની સેવા કરે છે અને ભાઈઓ પર સ્નેહ રાખે છે, તેઓ સ્વર્ગમાં જાય છે.[૧૦૩] જેઓ ભોજનસમયે બહાર નીકળીને અતિથિઓ પર પ્રીતિ ધરાવે છે અને હરકોઈ યાચક માટે પોતાનાં દ્વાર ખુલ્લાં રાખે છે, તેઓ સ્વર્ગમાં જાય છે.[૧૦૪] જેઓ દરિદ્ર મનુષ્યોની કન્યાઓનાં વિવાહકર્મ કરાવી આપે છે અથવા પોતે જ કરે છે, તેઓ સ્વર્ગમાં જાય છે.[૧૦૫] જેઓ શ્રદ્ધાયુક્ત થઈને દહીં–દૂધ વગેરે રસોનું, બીજોનું તથા ઔષધિઓનું દાન કરે છે, તેઓ સ્વર્ગમાં જાય છે.[૧૦૬] જેઓ માર્ગમાં પૂછનારા મુસાફરોને તેમનું કલ્યાણ અકલ્યાણ કહે છે. તેમજ સારા-નરસા પ્રદેશો સંબંધે તેમને માહિતી આપે છે, તેઓ સ્વર્ગમાં જાય છે.[૧૦૭] જેઓ અમાવાસ્યાએ, પૂર્ણિમાએ, ચૌદશે, આઠમે, બે સંધ્યાસમયે, આર્દ્રા નક્ષત્રમાં, મેષ તથા તુલાસંક્રાંતિમાં, પોતાના જન્મનક્ષત્રમાં તથા શ્રવણનક્ષત્રમાં પોતાની પત્ની સાથેના વિષયસંગનો પણ ત્યાગ કરે છે, તેઓ સ્વર્ગમાં જાય છે.[૧૦૮] આ પ્રમાણે હે રાજા! દેવકર્મ તથા પિતૃકર્મનો વિધિ, નરક–સ્વર્ગમાં જનારા મનુષ્યો અને ધર્મ તથા અધર્મ મેં તમને કહ્યા. હવે ફરી શું સાંભળવા ઇચ્છો છો?[૧૦૯]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત વૈષ્ણવધર્મપર્વમાં 'કપિલામાહાત્મ્ય તથા પુણ્ય–પાપફળ' નામનો અધ્યાય ૧૧ મો સમાપ્ત

## અધ્યાય ૧૨ મો

### હિંસા કર્યા વિના બ્રહ્મહત્યા પામનારાઓ અને જેનું અન્ન અભક્ષ્ય છે તેવા પાપીઓ

॥ युधिष्ठिर उवाच ॥

इदं मे तत्त्वतो देव वक्तुमर्हस्यशेषतः ।
हिंसामकृत्वा यो मर्त्यो ब्रह्महत्यामवाप्नुयात् ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા: હે દેવ! જે મનુષ્ય હિંસા કર્યા વિના બ્રહ્મહત્યાને પામે છે, તે વિષે યથાર્થ રીતે અને સંપૂર્ણપણે કહેવાને તમે યોગ્ય છો.[૧]

ભગવાન બોલ્યા: જે મનુષ્ય વૃત્તિકૃશ (દરિદ્ર) એવા બ્રાહ્મણને ભિક્ષા માટે બોલાવીને પાછળથી તેને કહે કે, મારી પાસે કંઈ નથી, તેને વિદ્વાનો બ્રહ્મહત્યારો કહે છે.[૨] હે ભારત! જે દુષ્ટ બુદ્ધિવાળો મનુષ્ય વેદાધ્યયન કરનારા મધ્યસ્થ બ્રાહ્મણની આજીવિકાને હરી લે છે, તેને બ્રહ્મહત્યારો કહે છે.[૩]

જે ક્રોધી મનુષ્ય કોઈના આશ્રમમાં, ઘરમાં, ગામમાં કે નગરમાં અગ્નિ મૂકે છે, તેને બ્રહ્મહત્યારો કહે છે.[4] હે રાજા ! ગાયોનું ટોળું તૃષાથી આતુર હોય અને જળની સમીપ આવ્યું હોય તેને જે વિઘ્ન કરે છે, તેને બ્રહ્મહત્યારો કહે છે.[5] જે મનુષ્ય જગતમાં પ્રચલિત થયેલા વેદને તથા મુનિઓએ રચેલાં ઉત્તમ શાસ્ત્રોને તેમનો અર્થ સમજ્યા વિના દૂષિત ઠરાવે છે, તેને બ્રહ્મહત્યારો કહે છે.[6] જે મનુષ્ય આંધળાનું, પાંગળાનું તથા મૂર્ખનું સર્વસ્વ હરી લે છે, તેને બ્રહ્મહત્યારો કહે છે.[7] જે મૂઢાત્મા પુરુષ પોતાના ગુરુને તુંકારો કરે છે, હુંકાર કરે છે અને તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે, તેને બ્રહ્મહત્યારો કહે છે.[8] ક્રોધથી અથવા દ્વેષથી પોતાની નિંદા કરી હોય તેથી અથવા તિરસ્કાર કર્યો હોય તેથી જે પુરુષ ઋતુકાળે પોતાની સ્ત્રી પાસે જતો નથી, તેને બ્રહ્મહત્યારો કહે છે.[9] ગરીબ મનુષ્યની પાસે જે કંઈ સાર વસ્તુ હોય છે, તેનો નાશ થતાં તેની ખરાબ સ્થિતિ થાય છે; આવા ગરીબ મનુષ્યના સર્વસ્વનું જે હરણ કરે છે, તેને બ્રહ્મહત્યારો કહે છે.[10]

યુધિષ્ઠિર બોલ્યા : હે દેવશ્રેષ્ઠ ! જે દાન સર્વ દાનોમાં શ્રેષ્ઠ ગણાય છે અને જે બ્રાહ્મણોનું અન્ન ભોજન કરવા યોગ્ય મનાય છે, તે વિષે હવે તમે મને કહો.[11]

ભગવાન બોલ્યા : બ્રહ્માદિ દેવતાઓ અન્નની જ પ્રશંસા કરે છે, માટે અન્નના જેવું બીજું એક દાન છે નહિ અને થશે પણ નહિ.[12] અન્ન લોકમાં બળ આપનારું કહેવાય છે અને અન્નને આધારે જ પ્રાણીઓના પ્રાણ ટકી રહેલા છે. હવે હે રાજન્ ! જેમનું અન્ન અભક્ષ્ય છે તે વિષે કહું છું, તે તમે સાંભળો. દીક્ષિતનું, લોભીનું, ક્રોધીનું, કપટીનું, નિંદિતનું, નપુંસકનું, ભોજનમાં ભેદ કરનારાનું (એટલે પોતાને માટે જુદું રાંધે અને બીજાઓને માટે જુદું રાંધે તે), વૈદ્યનું, દૂતનું તથા એઠું-જૂઠું ખાનારાનું અન્ન અભક્ષ્ય છે; તેમ જ ઉગ્ર અન્ન, સૂતકી અન્ન, શૂદ્રના ખાવામાંથી બાકી વધેલું અન્ન, શત્રુનું અન્ન તથા પતિતનું અન્ન અભક્ષ્ય છે. વળી ચાડિયાનું, યજ્ઞ વેચનારાનું, નાટકિયાનું, વણકરનું, કૃતઘ્નીનું, બ્રાહ્મણથી વાણિયણ સ્ત્રીમાં જન્મેલાનું, મ્લેચ્છનું, રંગરેજનું, સોનીનું, વીણા વગાડનારાનું, શસ્ત્ર વેચનારાનું, ક્ષત્રિયથી બ્રાહ્મણીમાં ઉત્પન્ન થયેલાનું, દારૂ વેચનારાનું, વૈદ્યનું, ધોબીનું, સ્ત્રીને વશ રહેનારાનું, ઘાતકીનું, ક્ષત્રિયથી વાણિયણમાં ઉત્પન્ન થયેલાનું, જેમને મરી ગયે દશ દિવસ ન થયા હોય તેવા પ્રેતોનું, વેશ્યાઓનું, ભાટ-ચારણોનું, જુગારીઓનું, જુગારને જાણનારાઓનું, મોટા ભાઈને કુંવારો રાખી પરણી બેઠેલા નાના ભાઈનું, કુંવારા રહેલા મોટા ભાઈનું, મોટી બહેન કુંવારી હોય છતાં નાની બહેનની સાથે લગ્ન કરનારાનું, મોટાભાઈની વિધવા સ્ત્રી સાથે વ્યભિચાર કરનારાનું અને રાજાઓનું, એટલાનું અન્ન અભક્ષ્ય છે.[13-21] રાજાનું અન્ન તેજનો નાશ કરે છે, શૂદ્રનું અન્ન બ્રહ્મતેજને હરી લે છે અને સોનીનું તથા મોચીનું અન્ન આયુષ્યનો તથા યશનો નાશ કરે છે.[22] સમુદાયનું તથા વેશ્યાનું અન્ન લોકમાં નિંદાપાત્ર છે, વૈદ્યનું અન્ન પરુ સમાન છે, શૂદ્રા સ્ત્રીના પતિનું અન્ન વીર્ય સમાન છે અને વ્યાજનો ધંધો કરનારાનું અન્ન વિષ્ઠા સમાન છે; માટે તેનો ત્યાગ કરવો.[23] જે બ્રાહ્મણ તેમનું અન્ન ખાય છે, તે પોતાનાં ચામડી, હાડકાં તથા રુવાંટાં જ ખાય છે.[24] વળી અમાત્ય(રાજાના પ્રધાન)નું અન્ન ખાઈને અથવા પૂર્વે નિષેધેલાઓનું અન્ન ખાઈને ત્રણ દિવસ ઉપવાસી રહેવું જોઈએ; એટલું જ નહિ પણ તેમનું અન્ન માત્ર એક જ વખત બુદ્ધિ-
[illegible] પ્રાજાપત્ય નામનું વ્રત

કરવું જોઈએ.[૨૫] હે પાંડવ! હવે હું તમને દાનોનું ફળ યથાર્થ રીતે કહું છું, તે તમે સાંભળો. જળ આપનાર મનુષ્ય તૃપ્તિ પામે છે અને અન્ન આપનાર અક્ષય સુખ પામે છે.[૨૬] તલ આપનાર ઇષ્ટ પ્રજા મેળવે છે, દીવો આપનાર નેત્રનું ઉત્તમ તેજ મેળવે છે, પૃથ્વી આપનાર પૃથ્વીને પામે છે અને સુવર્ણ આપનાર લાંબું આયુષ્ય મેળવે છે.[૨૭] ઘર આપનાર શ્રેષ્ઠ ઘર મેળવે છે, રૂપું આપનાર રૂપ સંપાદન કરે છે, વસ્ત્ર આપનાર ચંદ્રના લોકમાં જાય છે અને ઘોડો આપનાર અશ્વિનીકુમારોના લોકમાં જાય છે.[૨૮] બળદ આપનાર શ્રેષ્ઠ લક્ષ્મી પ્રાપ્ત કરે છે, ગાય આપનાર ગોલોકને પામે છે, વાહન તથા શય્યા આપનાર સ્ત્રીને મેળવે છે અને અભયદાન આપનાર ઐશ્વર્યને પામે છે.[૨૯] ધાન્ય આપનાર સનાતન સુખ સંપાદન કરે છે અને વેદ આપનાર (વેદ ભણાવનાર) બ્રહ્મ સાથે એકતા પામે છે. આ પ્રમાણે વેદનું દાન સર્વ દાનો કરતાં શ્રેષ્ઠ છે.[૩૦] સુવર્ણ, પૃથ્વી, ગાય, ઘોડો, બકરું, વસ્ત્ર, શય્યા તથા આસન વગેરેનાં દાન કરતી વખતે જે મનુષ્ય સત્કારપૂર્વક તે આપે છે અને જે દાન લેનારો યોગ્યતાપૂર્વક તે દાનનો પ્રતિગ્રહ કરે છે, તેઓ બન્ને સ્વર્ગમાં જાય છે; પણ જો તેથી ઊલટી રીતે આપે-લે છે, તો બન્ને જણા નરકમાં જાય છે.[૩૧] વિદ્વાન મનુષ્યે કદી અસત્ય બોલવું નહિ, તપ કરીને ગર્વિષ્ઠ થવું નહિ, દુઃખ પામીને પણ બ્રાહ્મણોનો તિરસ્કાર કરવો નહિ અને દાન આપીને તેને ગાઈ બતાવવું નહિ; કેમ કે અસત્યથી યજ્ઞ નાશ પામે છે, ગર્વથી તપ નાશ પામે છે, બ્રાહ્મણનું અપમાન કરવાથી આયુષ્ય નાશ પામે છે અને ગાઈ બતાવવાથી દાન નાશ પામે છે. પ્રાણી એકલો જ જન્મે છે, એકલો જ મરણ પામે છે, એકલો જ પુણ્ય ભોગવે છે અને એકલો જ પાપ ભોગવે છે.[૩૨-૩૪] શરીર જ્યારે મરણ પામે છે, ત્યારે કાષ્ઠ તથા માટીના ઢેફા સમાન થયેલા તે શરીરનો પૃથ્વી પર ત્યાગ કરી દઈ સર્વ કુટુંબીઓ અવળે મુખે પોતપોતાનાં સ્થાન તરફ ચાલ્યા જાય છે; માત્ર એક ધર્મ જ (તે શરીરથી જુદા પડેલા જીવની) પાછળ (તેને સહાય કરવા માટે) જાય છે.[૩૫] મનુષ્યનું મન ભવિષ્યનાં કાર્યો કરવા માટે તેની ગણતરી કર્યા કરે છે, ત્યારે કાળ તેના નાશવંત શરીર સામે જોઈને હસ્યા કરે છે.[૩૬] માટે ધર્મની સહાય ઇચ્છનારા મનુષ્યે નિત્ય ધર્મસંગ્રહ કરવો; કેમ કે ધર્મની સહાયથી મનુષ્ય દુસ્તર અંધકારને તરી જાય છે.[૩૭] જે મનુષ્યોએ અનેક તળાવો, જળાશયો, ધર્મશાળાઓ, કૂવાઓ, સુંદર પરબો અને અન્નસત્રો બંધાવ્યાં છે અને જે મધુર વાણી બોલે છે, તેઓ યમદેવના સપાટામાં સપડાતા નથી.[૩૮]

ઇતિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વાન્તર્ગત વૈષ્ણવધર્મપર્વમાં 'હિંસા કર્યા વિના બ્રહ્મહત્યા પામનારાઓ' નામનો અધ્યાય ૧૨ મો સમાપ્ત

## અધ્યાય ૧૩ મો

### સંન્યાસી તથા અગ્નિનો મહિમા અને દાનપાત્ર બ્રાહ્મણ તથા અન્નદાનની પ્રશંસા

॥ યુધિષ્ઠિર ઉવાચ ॥

अनेकान्तं बहुद्वारं धर्ममाहुर्मनीषिणः ।
किंलक्षणोऽसौ भवति तन्मे ब्रूहि जनार्दन ॥ १॥

યુધિષ્ઠિર બોલ્યા : ધર્મને વિદ્વાનો અનેક દ્વારવાળો (અનેક માર્ગવાળો) તથા અનિશ્ચિત સ્વરૂપવાળો કહે છે. માટે હે જનાર્દન! ધર્મનું લક્ષણ શું છે, તે મને કહો.[૧]

ભગવાન બોલ્યા : હે રાજન્! ધર્મનો તથા બાહ્યાભ્યંતર પવિત્રતાનો વિધિ સંક્ષેપમાં તમે સાંભળો. અહિંસા, બાહ્યાભ્યંતર પવિત્રતા, અક્રોધ, દયા, શમ, દમ, સરળતા, આટલાં ધર્મનાં નિશ્ચિત લક્ષણો છે.[૨] બ્રહ્મચર્ય, તપ, ક્ષમા, મદ્યમાંસનો ત્યાગ, મર્યાદા-

માં સ્થિતિ અને શમ, આટલાં બાહ્યાભ્યંતર પવિત્રતાનાં લક્ષણો છે.[૩] પ્રત્યેક મનુષ્યે બાલ્યાવસ્થામાં વિદ્યાભ્યાસ કરવો, યૌવનાવસ્થામાં સ્ત્રી સાથે લગ્ન કરવાં, વૃદ્ધાવસ્થામાં મુનિવૃત્તિનો આશ્રય કરવો, નિત્ય ધર્મનું આચરણ કરવું, બ્રાહ્મણોનું અપમાન કરવું નહિ, ગુરુઓની નિંદા કરવી નહિ અને સંન્યાસીઓને અનુકૂળ રહેવું. એ સનાતન ધર્મ છે. સંન્યાસી બ્રાહ્મણોનો ગુરુ છે, બ્રાહ્મણ સર્વ વર્ણોનો ગુરુ છે, પતિ સ્ત્રીઓનો ગુરુ છે અને રાજા સર્વ કોઈનો ગુરુ છે. સંન્યાસી માત્ર એક જ રાત્રિ ગૃહસ્થને ઘેર રહે છે તો ગૃહસ્થે જાણતાંઅજાણતાં કરેલાં સર્વ પાપોને તે બાળી નાખે છે. સંન્યાસીઓ દુરાચારી હોય કે સદાચારી હોય પણ પરલોકમાં હિત ઇચ્છનારા ગૃહસ્થોએ તેમનું પૂજન કરવું જ.[૪-૮] સંન્યાસી એક દંડને ધારણ કરનારો હોય, ત્રિદંડને ધારણ કરનારો હોય, શિખાધારી હોય, મુંડિત હોય કે ભગવાં વસ્ત્ર તથા દંડ બન્નેને ધારણ કરનારો હોય તોપણ તે પૂજ્ય જ છે, એમાં સંશય નથી.[૯] ગૃહસ્થે સંન્યાસીનું કે અતિથિનું પૂજન કર્યું ન હોય પણ અપમાન જ કર્યું હોય, તો તે તેને નરકમાં જ ધકેલી દે છે. માટે પરલોકમાં જ પોતાનું હિત ઇચ્છનારા ગૃહસ્થોએ મારામાં સર્વ કર્મોને સમર્પણ કરી દેનારા મારા ભક્ત અને મને જ પરાયણ રહેનારા સંન્યાસીઓને અવશ્ય પૂજવા. દ્વિજાતિઓએ બ્રાહ્મણોને તથા ગાયોને કદી પ્રહાર કરવો નહિ; કેમ કે તેથી બાળહત્યા સમાન પાપ લાગે છે. કોઈ પણ મનુષ્યે અગ્નિને મુખથી ધમવો નહિ, અગ્નિમાં પગ તપાવવા નહિ, અગ્નિને નીચે મૂકવો નહિ, અગ્નિમાં પીઠ તપાવવી નહિ, બે અગ્નિની વચ્ચે થઈને જવું નહિ, અગ્નિમાં અપવિત્ર પદાર્થો નાખવા નહિ, ઉચ્છિષ્ટ અવસ્થામાં અગ્નિને સ્પર્શ કરવો નહિ, સૂતકીએ પણ અગ્નિને અડકવું નહિ અને કૂતરાં તથા ચાંડાળ વગેરેએ જેને સ્પર્શ કર્યો હોય તેણે પણ પોતાનાં અંગ અગ્નિમાં તપાવવાં નહિ. અગ્નિ સર્વ દેવમય છે, માટે નિત્ય પવિત્ર થઈને જ તેને સ્પર્શ કરવો.[૧૦-૧૫] જ્યારે મૂત્રનો તથા વિષ્ઠાનો વેગ પ્રાપ્ત થયો હોય, ત્યારે પણ ડાહ્યા મનુષ્યે અગ્નિને સ્પર્શ કરવો નહિ; કેમ કે મળમૂત્રના વેગને જ્યાં સુધી ધારણ કરાય છે, ત્યાં સુધી મનુષ્ય અસાવધાન હોય છે.[૧૬] હે રાજા! ગૃહસ્થે રાંધવાનો અગ્નિ પારકે ઘેરથી કદી લાવવો નહિ; કેમ કે એ અગ્નિથી અન્ન રાંધીને જે કંઈ શુભ કર્મ કરાય છે, તેનું અર્ધું ફળ અગ્નિ આપનારાને મળે છે.[૧૭] માટે પોતાના ઘરમાં જ અગ્નિને નિત્ય અવિનાશી રાખવો.[૧૮] છતાં કોઈ સમયે પ્રમાદને લીધે અથવા અજાણતાં અગ્નિ હોલવાઈ ગયો હોય, તો અરણિકાષ્ઠ મથીને અગ્નિ ઉત્પન્ન કરવો, અથવા કોઈ શ્રોત્રિય બ્રાહ્મણને ત્યાંથી અગ્નિ લાવવો.

યુધિષ્ઠિર બોલ્યા : હે જનાર્દન! જેમને આપવાથી મહાન ફળ મળે છે તે બ્રાહ્મણો કેવા હોય છે અને કેવા બ્રાહ્મણને દાન આપવું તે મને કહો.[૧૯,૨૦]

ભગવાન બોલ્યા : જેઓ ક્રોધી ન હોય, સત્યપરાયણ હોય, નિત્ય ધર્મનિષ્ઠ હોય અને જિતેંદ્રિય હોય તે બ્રાહ્મણો ઉત્તમ ગણાય છે અને તેવાઓને આપવાથી મહાન ફળ મળે છે.[૨૧] જેઓ અભિમાની ન હોય, સર્વ સહન કરનારા હોય, સર્વ પદાર્થોને જોનારા હોય, જિતેંદ્રિય હોય, પ્રાણીમાત્રનું હિત કરનારા હોય અને સર્વ સાથે મિત્રભાવ રાખનારા હોય, તેવાઓને આપવાથી મહાન ફળ મળે છે.[૨૨] જેઓ લોભી ન હોય, પવિત્ર હોય, વેદસંપન્ન હોય, લજ્જાશીલ હોય, સત્યવાદી હોય અને સ્વધર્માસક્ત હોય, તેવાઓને આપવાથી મહાન ફળ મળે છે. જે બ્રાહ્મણ અંગ

સહિત વેદોનું નિત્ય અધ્યયન કરે છે અને શૂદ્રના અન્નનો ત્યાગ કરે છે, તેને ઋષિઓ પાત્ર કહે છે.[23,24] હે યુધિષ્ઠિર! માત્ર એક જ બ્રાહ્મણ બુદ્ધિ, શાસ્ત્ર, સદાચરણ અને સચ્ચારિત્રથી યુક્ત હોય તો આખા કુળને (સમાજને) તારી શકે છે.[25] તેવો ગુણવાન અને સાધુમાન્ય બ્રાહ્મણ સાંભળવામાં આવે, એટલે તેને ગાય, ઘોડો, અન્ન કે દ્રવ્ય જે કંઈ આપવું હોય તે આપવું; એટલું જ નહિ પણ તેવો બ્રાહ્મણ દૂર હોય તો ત્યાંથી બોલાવીને પણ તેની સત્કારપૂર્વક પૂજા કરવી.[26]

યુધિષ્ઠિર બોલ્યા: હે દેવેશ્વર! ધર્મ તથા અધર્મનો આવો કઠિન વિધિ તો ભીષ્મપિતામહે કહ્યો જ છે, તો તેમનાં વાક્યોમાંથી જે કંઈ સારભૂત ધર્મ હોય તે મને કહો.[27]

ભગવાન બોલ્યા: સ્થાવરજંગમ સર્વ જગત અન્નને આધારે જીવી રહ્યું છે અને અન્નથી જ પ્રાણ ઉત્પન્ન થાય છે આ વાત પ્રત્યક્ષ છે, તેથી એમાં સંશય નથી.[28] માટે પોતાનું કલ્યાણ ઇચ્છતા મનુષ્યે પોતાની સ્ત્રીને પણ દુઃખ આપીને (અર્થાત્ ઘરમાં અન્નનો સંકોચ કરીને પણ) દેશ-કાળ પરત્વે પોતાની શક્તિ અનુસાર ભિક્ષુને અન્ન આપવું.[29] માર્ગમાં (ચાલવાથી) થાકેલો કોઈ બ્રાહ્મણ, બાળક અથવા વૃદ્ધ પોતાને ઘેર આવે ત્યારે ગૃહસ્થે પ્રસન્ન થઈને ગુરુની પેઠે તેની પૂજા કરવી.[30] સુશીલ તથા મત્સરરહિત એવા ગૃહસ્થે પોતાને ઉત્પન્ન થયેલા ક્રોધનો ત્યાગ કરીને પરલોકમાં હિતકારક સમૃદ્ધિ પ્રાપ્ત થાય તે માટે પ્રસન્નતાપૂર્વક અતિથિનો સત્કાર કરવો. અતિથિનું કદી અપમાન કરવું નહિ, તેની સામે અસત્ય વાણી બોલવી નહિ, તેનું ગોત્ર તથા શાખા પૂછવાં નહિ અને વિદ્યાવિષયક પ્રશ્ન પણ કદી પૂછવો નહિ.[31,32] પરલોકમાં હિત ઇચ્છનારા મનુષ્યે પોતાને ત્યાં કોઈ ચાંડાળ અથવા કૂતરાંને રાંધી ખાનારો પણ યોગ્ય સમયે આવી ચડ્યો હોય તો તેને અન્ન આપી તેનો સત્કાર કરવો.[33] હે યુધિષ્ઠિર! જે લોભી મનુષ્ય ઘરનાં દ્વાર બંધ કરીને પોતે એકલો હર્ષપૂર્વક અન્નનું ભોજન કરે છે, તેણે સમજી લેવું કે મારે માટે સ્વર્ગનાં દ્વાર ખરેખર વસાઈ ગયાં છે.[34] જે મનુષ્યે પિતૃઓને, દેવોને, ઋષિઓને, બ્રાહ્મણોને તથા નિરાશ્રિત અતિથિઓને અન્ન આપી પ્રસન્ન કરે છે, તેને મહાન પુણ્યફળ મળે છે.[35] જે મનુષ્યે અનેકાનેક પાપ કર્યાં હોય, પરંતુ તે કોઈ અતિથિને અથવા વિશેષે કરી કોઈ બ્રાહ્મણને અન્ન આપે છે, તો તે સર્વ પાપમાંથી મુક્ત થાય છે.[36] લોકમાં અન્ન આપનારો પ્રાણ આપનાર છે અને પ્રાણ આપનારો સર્વ આપનાર છે; માટે પોતાનું કલ્યાણ ઇચ્છનારાએ ખાસ કરી અન્નદાન કરવું. વિદ્વાનો કહે છે કે અન્ન અમૃતરૂપ છે, અન્ન સર્વને ઉત્પન્ન કરનારું છે અને અન્નનો નાશ થતાં શરીરમાંની પાંચે ધાતુઓ નાશ પામે છે.[37,38] જો કોઈ બળવાન પ્રાણી પણ અન્નરહિત થઈ પડે છે, તો તેનું બળ નાશ પામે છે; માટે શ્રદ્ધા—અશ્રદ્ધાએ પણ ખાસ કરી અન્નદાન કરવું. હે ભારત! સૂર્ય પોતાનાં કિરણો દ્વારા સર્વ રસને ગ્રહણ કરે છે, વાયુ સૂર્યમંડળમાંથી તે રસ લઈને મેઘમાં સ્થાપિત કરે છે અને ઇંદ્ર મેઘમાં રહેલા તે રસને તે જ સ્થિતિમાં પૃથ્વી પર વરસાવે છે; તેથી દેવી પૃથ્વી પાણી પાણી થઈ રહી પ્રસન્ન થાય છે.[39-41] પછી પૃથ્વી ઉપર ધાન્ય ઊગે છે અને તેને લીધે સર્વ પ્રજાઓ જીવે છે. આ પ્રમાણે ધાન્યમાંથી જ માંસ, મેદ, હાડકાં તથા ચરબી ઉત્પન્ન થાય છે.[42] સૂર્ય, વાયુ, મેઘ તથા ઇંદ્ર એ સર્વે એક જ સમુદાયરૂપે રહેલા છે અને તેથી પ્રાણીઓ જન્મે છે.[43] સ્વર્ગમાં અન્નદાતા મહાત્માઓનાં દિવ્ય ભવનો હોય છે. તે ભવનોની

આકૃતિ અનેક પ્રકારની છે અને તેમાં જાતજાતનાં પ્રાણીઓ વસે છે. તે ભવનો ભિન્નભિન્ન પ્રદેશોમાં આવેલાં છે. તેમનો દેખાવ ચંદ્રના મંડળ જેવો ઉજ્જવળ છે. તેમની ચોતરફ ઘૂઘરીઓનાં ઝૂમખાં વળગેલાં છે. તેમનો પ્રકાશ તરણ સૂર્ય સરખો છે, તેમાંનાં કેટલાંએક એક સ્થળેથી બીજે સ્થળે જઈ શકે છે અને કેટલાંક સ્થિર છે. આ ભવનોની સંખ્યા સેંકડોની છે અને તેમની અંદરના ભાગમાં જળપ્રદેશો તથા બાગબગીચાઓ આવેલા છે. તે ભવનોની આસપાસ પુષ્પફળથી ભરપૂર અને સર્વ કામનાઓ પૂર્ણ કરનારાં દેવી વૃક્ષો રહેલાં છે. તેમની અંદરના ભાગમાં વાવો, બાંધેલી સભાઓ, કૂવાઓ તથા હજારો તળાવડીઓ આવેલી છે. ત્યાં ભક્ષ્ય તથા ભોજ્ય પદાર્થોના મોટા મોટા પર્વતો ગોઠવેલા છે, વસ્ત્રો તથા અલંકારો પણ છે અને દૂધની નદીઓ તથા અન્નના પર્વતો પણ રહેલા છે. તે ભવનોના આંગણામાં સુંદર ઘણઘણાટ કરનારાં હજારો વાહનો જોડીને તૈયાર જ રાખેલાં હોય છે અને ત્યાં સુંદર મહાલયો તથા સુવર્ણ સરખી ઉજ્જવળ શય્યાઓ પણ છે. જેઓ અન્નનું દાન કરે છે, તેઓ એ દિવ્ય ભવનોમાં રહે છે. માટે અન્નનું દાન કરવું.[૪૪-૪૯]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાન્તર્ગત વૈષ્ણવધર્મપર્વમાં 'સંન્યાસી તથા અગ્નિનો મહિમા અને દાનપાત્ર બ્રાહ્મણ તથા અન્નદાનની પ્રશંસા' નામનો અધ્યાય ૧૩મો સમાપ્ત

## અધ્યાય ૧૪મો

### ભોજનવિધિ, ગોગ્રાસદાન, તલદાનની પ્રશંસા અને બ્રાહ્મણને તલ તથા શેરડી પીલવાના નિષેધ વિષે

॥ युधिष्ठिर उवाच ॥

अन्नदानफलं श्रुत्वा प्रीतोऽस्मि मधुसूदन ।
भोजनस्य विधिं वक्तुं देवदेव त्वमर्हसि ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા: હે મધુસૂદન! અન્નદાનનું ફળ સાંભળી હું પ્રસન્ન થયો છું. હે દેવન હવે તમે ભોજનનો વિધિ કહેવાને યોગ્ય

ભગવાન બોલ્યા: હે પાંડવ! દ્વિજ માટેનો ભોજનવિધિ હું કહું છું, તે તમે સ સ્નાન કરી, પવિત્ર થઈ અને અગ્નિમાં હોમ બ્રાહ્મણે નિર્જન પ્રદેશમાં ચોરસ મંડળ ક્ષત્રિયે ગોળ મંડળ કરવું અને વૈશ્યે અર્ધ કાર મંડળ કરવું.[૨,૩] ભોજનસમયે ભીને બેસવું, પૂર્વ દિશા તરફ મુખ રાખીને આસન ઉપર બેસવું, બે પગથી પૃથ્વીનો કરીને અથવા એક પગથી સ્પર્શ કરીને પણ માત્ર એક વસ્ત્ર ધારણ કરીને ભોજન નહિ (અર્થાત્ બીજું ઉપવસ્ત્ર પણ પાસે રા વળી વચ્ચે પડદો બાંધીને જમવું નહિ. જાતિએ ભાંગેલા વાસણમાં જમવું નહિ પાંદડાના પાત્રમાં પણ જમવું નહિ. ભોજનર પ્રથમ અન્નને નમસ્કાર કરવા, મનને પ્ર રાખી કેવળ અન્ન સામે જ જોવું, બીજા પ જોવા નહિ અને અન્નની નિંદા કરવી ન કેમ કે જે અન્નની નિંદા કરવામાં આવે છે, રાક્ષસો જ ખાઈ જાય છે. વળી તે વખતે જ હાથમાં જળ લઈ અન્નને પ્રદક્ષિણા કરવી; લક્ષમાં રાખવું કે તે પ્રદક્ષિણાનું જળ પીવ માટે યોગ્ય નથી. જો તે જળ પિવાઈ જાય ચાંદ્રાયણવ્રત કરવું જોઈએ. પિરસણના સિવાય બીજું જળ મંત્રોચ્ચારપૂર્વક જ પી પછી પ્રાણવાયુને મંત્રોચ્ચારપૂર્વક જુદી જુદી પા આહુતિ આપવી. હે રાજા! તે આહુતિ આપ વેળા જિહ્વાને અન્નના રસનો સ્વાદ જણાય તે રીતે મન એકાગ્ર કરી નિત્ય એકાગ્રચિત્તે પ્રાણ આહુતિ આપવી.[૪-૧૦] જે જ્ઞાનદુર્બળ (અજ્ઞાની બ્રાહ્મણ પૂર્વોક્ત વિધિથી વિરુદ્ધ રીતે ભોજન ક છે. તેના અન્નથી અસુરો, પ્રેતો તથા રાક્ષસો

પ્રેમ થાય છે.[11] ગ્રાસ લેતાં જે અન્ન બાકી વધે અને મુખમાંથી નીકળી પડે તેને પોતાનું ઉચ્છિષ્ટ સમજવું. તે અન્ન અભક્ષ્ય ગણાય છે. છતાં જે દ્વિજાતિ તેનું ભક્ષણ કરે છે તેણે ચાંદ્રાયણવ્રત કરવું. જેવડું પોતાનું મુખ હોય (પોતાના મુખમાં જેટલો ગ્રાસ સમાય) તેટલા જ અન્નગ્રાસનું ક્રમે ક્રમે ભક્ષણ કરવું, પણ જે ગ્રાસ પોતાના મુખના પ્રમાણથી અધિક હોય તેને ઉચ્છિષ્ટ કહેવામાં આવે છે. જે મનુષ્ય પોતાના ઉચ્છિષ્ટનું ભોજન કરે છે–પોતે છાંડેલાનું ભોજન કરે છે, તેણે કૃચ્છ્રચાંદ્રાયણ અથવા પ્રાજાપત્ય વ્રત કરવું જોઈએ.[12–15] જે પુરુષ સ્ત્રીના પાત્રમાં ભોજન કરે છે, સ્ત્રીઓનું ઉચ્છિષ્ટ ખાય છે અથવા સ્ત્રીની સાથે ભોજન કરે છે, તે મદ્યનું જ ભોજન કરે છે. તત્ત્વદ્રષ્ટા મુનિઓએ પણ એ પાપનું પ્રાયશ્ચિત્ત જોયું નથી.[16] જળપાન કરતાં જે જળ પડી જાય અને ભોજન કરતાં જે અન્ન ઢળી જાય તેને ઉચ્છિષ્ટ જાણવું. તે અન્ન જો ખાવામાં આવી જાય તો ચાંદ્રાયણવ્રત કરવું.[17] હે પાંડુનંદન! પીતાં બાકી રહેલું જળ કદી પીવું નહિ; છતાં અજ્ઞાનથી જો કદી પિવાઈ જાય તોપણ દ્વિજાતિએ ચાંદ્રાયણવ્રત કરવું.[18] ઉત્તમ દ્વિજાતિ જે પાત્રથી જળપાન કરે તે પાત્રને જ્યાં સુધી પૃથ્વી પર ન મૂકે, ત્યાં સુધી તે ઉચ્છિષ્ટ ગણાતું નથી.[19] બ્રાહ્મણે મૌનવ્રત ધારણ કરી પૃથ્વી પર તથા દિશાઓ તરફ જોયા વિના વિધિ પ્રમાણે ભોજન કરવું અને પોતાનું ઉચ્છિષ્ટ કોઈને આપવું નહિ.[20] હમેશાં પ્રમાણથી અધિક ભોજન કરવું નહિ, તેમ પ્રમાણથી ઓછું પણ જમવું નહિ. જે પ્રમાણે અન્નને લીધે પોતાને પીડા ન થાય તે મુજબ નિત્ય ભોજન કરવું.[21] ભોજન કરતી વેળા રજસ્વલા સ્ત્રી, ચાંડાળ, કૂતરો તથા ડુક્કર જોવામાં આવે તો ભોજનપાત્રમાં રહેલા અન્નનો ત્યાગ કરવો. જો દ્વિજાતિ મોહને લીધે તે અન્નનો ત્યાગ કરે નહિ, તો તેણે ચાંદ્રાયણવ્રત કરવું જોઈએ.[22] જે અન્નમાં વાળ તથા કીડા જોવામાં આવ્યા હોય અને જે અન્નને મોઢાની ફૂંક મારી હોય તે અન્નને અભક્ષ્ય જાણવું. તે જો ખાવામાં આવી જાય તો ચાંદ્રાયણવ્રત કરવું જોઈએ. જે અન્ન ઉપરથી એક વખત ઊઠી જઈ ફરીથી તેને ગ્રહણ કરવામાં આવ્યું હોય, જે અન્નને પગનો સ્પર્શ થયો હોય અને જે અન્ન ઉપર લાંઘણ થઈ હોય, તે અન્નને રાક્ષસી અન્ન જાણવું અને તેનો સર્વથા ત્યાગ કરવો. જે બ્રાહ્મણ રાક્ષસના ઉચ્છિષ્ટરૂપ એવા તે અન્નનું ભક્ષણ કરે છે, તે આગળપાછળના સાત સાત વંશજોને રૌરવ નામના ઘોર નરકમાં નાખે છે.[23–25] જે પાત્રમાં પોતે ભોજન કર્યું હોય તે પાત્રમાં આચમન કરવું. જે ભોજન કરનારો મનુષ્ય પોતાના ભોજનપાત્રમાં આચમન કર્યા વિના જ ઊઠી જાય છે, તેણે તુરત જ સ્નાન કરી લેવું; કેમ કે એ પ્રમાણે ન કરવાથી તેને પ્રાયશ્ચિત્ત લાગે છે.[26]

યુધિષ્ઠિર બોલ્યા : હે માનદાતા કૃષ્ણ! ગાયને ઘાસનો પૂળો નાખવાની વિધિ, ઘાસ, ઘાસ આપવાનું માહાત્મ્ય તથા શેરડીથી થયેલી ચંદ્રની ઉત્પત્તિ તમે મને કહો.[27]

ભગવાન બોલ્યા : હે રાજન્! બળદો લોકના પિતાઓ છે અને ગાયો લોકની માતાઓ છે. તેમની પૂજા કરવાથી પિતૃદેવતાઓનું પૂજન કર્યું ગણાય છે.[28] ગાયોના છાણથી સભાઓ, પરબો, ઘરો તથા દેવમંદિરો શુદ્ધ થાય છે; તો પછી ગાયોના કરતાં શ્રેષ્ઠ પ્રાણી કયું ગણાય?[29] જે મનુષ્ય પોતે ભોજન કર્યા પહેલાં એક વર્ષ સુધી પારકી ગાયને ઘાસનો પૂળો નાખે છે, તેને સર્વ કાળનું પુણ્ય પ્રાપ્ત થાય છે.[30] 'ગાય મારી માતા છે અને બળદ મારા પિતા છે. હે ગાયમાતાઓ! હું

તમને ઘાસનો પૂળો આપું છું, તેનો તમે સ્વીકાર કરો.' આમ કહીને એ મંત્રથી અથવા ગાયત્રીમંત્રથી આપવાના પૂળાને મંત્રીને જે મનુષ્ય સાવધાન થઈને ઘાસનો પૂળો આપે છે, તેને પ્રાપ્ત થનારું પુણ્યફળ તમે સાંભળો.[૩૧,૩૨] જે મનુષ્યે જાણતાં–અજાણતાં જે કંઈ પાપકર્મ કર્યું હોય તે સર્વ નાશ પામે છે અને તેનાં સર્વ દુષ્ટ સ્વપ્નો પણ વિનાશ પામે છે.[૩૩] તલ પવિત્ર છે, પાપનો નાશ કરનારા છે અને નારાયણ ભગવાનથી તે ઉત્પન્ન થયા છે. શ્રાદ્ધમાં તલ ઉત્તમ ગણાય છે અને તેનું દાન પણ સર્વોત્તમ છે.[૩૪] માટે તલનું દાન કરવું, તલનું ભક્ષણ કરવું, પ્રાતઃકાળે ઊઠીને તલને સ્પર્શ કરવો અને 'તલ, તલ' એમ કહેવું; કેમ કે તલ પાપનો નાશ કરનારા છે.[૩૫] દ્વિજજાતિઓએ તલ ખરીદીને અથવા દાનમાં લઈને કદી વેચવા નહિ. ભોજન, મર્દન તથા દાન આ ત્રણ પ્રસંગ સિવાય તલનો જે ઉપયોગ કરે છે, તે મનુષ્ય કૂતરાની વિષ્ઠામાં કીડો થાય છે અને પોતાના પિતૃઓ સહિત પતિત થાય છે.[૩૬] હે રાજા! બ્રાહ્મણે પોતે તલને ઘાણીમાં ઘાલીને કદી પીલવા નહિ. જે બ્રાહ્મણ અજ્ઞાનથી તલને પીલે છે, તે રૌરવ નરકમાં જાય છે.[૩૭] ચંદ્રમા શેરડીના સાંઠામાંથી ઉત્પન્ન થયો છે અને બ્રાહ્મણો ચંદ્રના વંશમાં ઉત્પન્ન થયા છે; માટે બ્રાહ્મણે શેરડીને પણ પીલવી નહિ. જે બ્રાહ્મણ શેરડીને પીલે છે, તે આત્મહત્યારો છે.[૩૮] જે બ્રાહ્મણ શેરડીને યંત્રમાં ઘાલીને પીલે છે, તેને બ્રહ્મહત્યાનું પાપ લાગે છે. માટે ઉત્તમ બ્રાહ્મણે શેરડીને યંત્રમાં પીલવી નહિ.[૩૯]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત વૈષ્ણવધર્મપર્વમાં 'ભોજનવિધિ, ગોગ્રાસદાન, તલની પ્રશંસા અને બ્રાહ્મણને તલ તથા શેરડી પીલવાનો નિષેધ' નામનો અધ્યાય ૧૪મો સમાપ્ત

# અધ્યાય ૧૫મો

## આપદ્ધર્મ, ઉચ્ચ–નીચ બ્રાહ્મણ, સામાન્ય ધર્મો, બ્રાહ્મણત્વસિદ્ધિ ને ગુરુ, આચાર્ય તથા ઉપાધ્યાયનાં લક્ષણો

॥ युधिष्ठिर उवाच ॥

समुच्चयं च धर्माणां भोज्याभोज्यं तथैव च ।
श्रुतं मया त्वत्प्रसादादापद्धर्मं ब्रवीहि मे ॥ १॥

યુધિષ્ઠિર બોલ્યા: આપની કૃપાથી મેં ધર્મોનો સમુદાય તથા ભોજન કરવાને યોગ્ય અને અયોગ્ય પદાર્થો વિષે સાંભળ્યું. હવે આપ મને આપદ્ધર્મ કહો.[૧]

ભગવાન બોલ્યા: દુષ્કાળનો સમય હોય ત્યારે, આખા દેશ ઉપર આપત્તિ આવી પડી હોય ત્યારે, મૃત્યુસૂતકમાં ધર્મ કરવાના સમયે, માર્ગમાં મુસાફરી ચાલતી હોય ત્યારે જે કોઈ પ્રસંગથી ધર્મનો નાશ થતો હોય તે વખતે, દૂર સુધી માર્ગમાં ચાલીને થાક લાગ્યો હોય અને કોઈ સ્થળે બ્રાહ્મણનું ઘર ન મળે ત્યારે બ્રાહ્મણ પોતાની આજીવિકા માટે શૂદ્રને ત્યાંથી પણ કાચું સીધું લઈ શકે છે.[૨,૩] જે સમયે બ્રાહ્મણ રોગી હોય, દુઃખી હોય, પીડાગ્રસ્ત હોય અને ભૂખથી ટળવળતો હોય, તે સમયે વિધિનો ત્યાગ કરી ભોજન કરે, તોપણ તે પ્રાયશ્ચિત્તનો અધિકારી નથી.[૪] બ્રાહ્મણને દેવકર્મ તથા પિતૃકર્મમાં નિમંત્રણ અપાયું હોય અને તે વેળા દેવબલિ તથા પિતૃબલિરૂપ માંસાદિનું તે ભોજન કરે, તોપણ તે પ્રાયશ્ચિત્તનો અધિકારી નથી.[૫] જળ, મૂળ, ઘી, દૂધ, હવિષ, બ્રાહ્મણની ઇચ્છા, ગુરુનું વચન તથા ઔષધ, આ આઠ પદાર્થો વ્રતનો નાશ કરનારા નથી.[૬] જે મનુષ્ય વિધિ પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરવાને અશક્ત હોય તે વિદ્વાનોનાં વચન તથા દાનથી શુદ્ધ થઈ શકે છે.[૭] પરદેશથી આવેલો મનુષ્ય ઋતુકાળ વિના, ઋતુકાળે, દિવસે અથવા રાત્રે હરકોઈ

સમયે સ્ત્રીગમન કરે, તોપણ પ્રાયશ્ચિત્તને પાત્ર નથી.[૮]

યુધિષ્ઠિર બોલ્યા : હે દેવેશ્વર ! કેવા બ્રાહ્મણો પ્રશંસાપાત્ર ગણાય છે અને કેવા નિંદાપાત્ર ગણાય છે? હે સદાચારી કૃષ્ણ ! પિતૃઓના શ્રાદ્ધનો કયો સમય ગણાય છે, તે પણ મને કહો.[૯]

ભગવાન બોલ્યા : સત્ય પ્રતિજ્ઞાવાળા બ્રાહ્મણને જોઈને સૂર્ય પોતે પણ પોતાના સ્થાન ઉપરથી કંપી જાય છે. તેને આવો ભય રહે છે કે, 'આ મારા મંડળને ભેદીને સનાતન બ્રહ્મને પ્રાપ્ત થનારો છે.'[૧૦] કુળવાન, કર્મનિષ્ઠ, વેદવિદ્યા ભણેલો, દયાળુ, શ્રીમાન, સરળ અને સત્યવાદી આ સર્વ બ્રાહ્મણો સુપાત્ર છે.[૧૧] આ બ્રાહ્મણો મુખ્ય આસન ઉપર બેસીને સૌની પહેલાં ભોજન કરે છે, ત્યારે એ પંક્તિમાં બીજા જે કોઈ બેઠેલા હોય છે, તેમને દર્શનમાત્રથી જ પવિત્ર કરે છે.[૧૨] જે શ્રેષ્ઠ બ્રાહ્મણો મારા ભક્ત છે અને મારામાં જ પરાયણ રહે છે, તેમને તમારે પંક્તિપાવન જાણવા અને તેઓ ખાસ કરીને પૂજ્ય છે.[૧૩] હવે હે રાજા ! જે બ્રાહ્મણો વેદપારંગત હોય છે છતાં નિંદ્ય છે અને બ્રાહ્મણના વેષે લોકમાં પાપકર્મ કરતા વિચરે છે તેમના વિષે હું કહું છું, તે તમે સાંભળો. જે બ્રાહ્મણ અગ્નિહોત્ર-રહિત છે, વેદાધ્યયનથી ભ્રષ્ટ છે, જ્યાંત્યાંથી દાન લેવામાં પ્રીતિ ધરાવે છે અને જ્યાં ત્યાં ખાતો ફરે છે, તેને બ્રહ્મદૂષક જાણવો.[૧૪,૧૫] હે રાજા ! જે બ્રાહ્મણ પ્રેતભોજન કરીને શરીરે પુષ્ટ બનેલો છે અને શૂદ્રોના અન્નનું ભક્ષણ કરે છે, તેની શી ગતિ થાય છે, તે વિષે હું પોતે પણ જાણતો નથી.[૧૬] શૂદ્રના અન્નરસથી શરીરે પુષ્ટ બનેલો બ્રાહ્મણ નિત્ય વેદાધ્યયન કરે અથવા જપહોમ કરે, તોપણ તેની ઉચ્ચ ગતિ થતી નથી.[૧૭] જે અગ્નિહોત્રી બ્રાહ્મણ શૂદ્રના અન્નનો ત્યાગ કરતો નથી, તેનો આત્મા, તેનું વેદાધ્યયન તથા ત્રણ અગ્નિઓ આ તેની પાંચ વસ્તુઓ નાશ પામે છે.[૧૮] જે બ્રાહ્મણ શૂદ્રનું દાસત્વ કરે છે, તેને ખાસ કરીને જમીન ઉપર જ અન્ન આપવું; કેમ કે તેની કક્ષા કૂતરાં તથા શિયાળ જેવી છે.[૧૯] જે જ્ઞાનદુર્બળ બ્રાહ્મણ મરણ પામેલા શૂદ્રની પાછળ ડાધુ તરીકે સ્મશાનમાં જાય છે, તેને ત્રણ રાત્રિનું સૂતક લાગે છે. એ ત્રણ રાત્રિ પૂરી થાય ત્યારે પણ સમુદ્ર તરફ જનારી નદી ઉપર જઈને સો પ્રાણાયામ કરી અને ઘીનું પ્રાશન કરીને જ તે શુદ્ધ થાય છે. જે બ્રાહ્મણો મરણ પામેલા અનાથ બ્રાહ્મણને સ્મશાનમાં લઈ જાય છે, તેમને પગલે પગલે અશ્વમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે.[૨૦-૨૨] તેવું શુભ કર્મ કરનારા બ્રાહ્મણોમાં લેશમાત્ર અશુભ કે પાપ રહેતું નથી. તેમનું સૂતક જળમાં સ્નાન કરવામાત્રથી જ દૂર થાય છે.[૨૩] શૂદ્રાન્નનો ત્યાગ કરનારા બ્રાહ્મણે શૂદ્રને ઘેર દૂધ કે દહીં પણ પીવું નહિ; કેમ કે તે પણ શૂદ્રાન્ન જ ગણાય છે. જે મનુષ્ય ભોજન કરવાની ઇચ્છાવાળા અને અન્નની ઉત્કૃષ્ટ આકાંક્ષાવાળા બ્રાહ્મણોને તેમના ભોજનમાં વિઘ્ન કરે છે, તેના જેવો પાપી બીજો કોઈ પણ નથી.[૨૪,૨૫] હે રાજા ! જે બ્રાહ્મણ ચારિત્ર્યભ્રષ્ટ થાય છે, તેને અંગ સહિત સર્વ વેદો, સાંખ્ય, પુરાણ અથવા સત્કુળમાં જન્મ એમાંનું કંઈ પણ તારી શકતું નથી.[૨૬] હે પાંડુ-પુત્ર ! ગ્રહણસમયે, મેષસંક્રાંતિમાં, તુલાસંક્રાંતિમાં, મઘાનક્ષત્રમાં ઉત્તરાયણમાં, પિતૃશ્રાદ્ધમાં, પુત્ર-જન્મસમયે અને ગયામાં પિંડદાનસમયે જે કંઈ દાન અપાય છે, તેનું ફળ એક હજાર સોના-મહોરોના દાન તુલ્ય છે.[૨૭] વૈશાખ માસની અક્ષય-તૃતીયા, કાર્તિક શુક્લપક્ષની ત્રીજ, ભાદરવાનો કૃષ્ણપક્ષ, માઘ મહિનાની તેરસ તથા પૂનમ, ચંદ્ર-સૂર્યનું ગ્રહણ અને દક્ષિણાયન તથા ઉત્તરાયણનો આરંભ દિવસ, આ બધા શ્રાદ્ધકાળ ગણાય છે. તે સમયે જે પ્રયત્નશીલ મનુષ્ય તલમિશ્ર જળનું પણ પિતૃઓને દાન કરે છે, તેણે એક હજાર વર્ષ સુધી

શ્રાદ્ધ કરેલું મનાય છે. આ રહસ્યને પિતૃઓ જાણે છે.[૨૮,૨૯] વિદ્વાનો કહે છે કે, જે મનુષ્ય સ્નેહથી, ભયથી અથવા કોઈ જાતની લાલચથી એક પંક્તિમાં વિષમ દાન કરે છે, પંક્તિભેદ કરે છે, તેને ક્રૂર, દુરાચારી તથા અનાત્મજ્ઞ સમજવો.[૩૦] હે મોટા શત્રુઓનો નાશ કરનારા રાજા! જેમની પાસે પુષ્કળ ધન હોય છે અને જેઓ પારલૌકિક જ્ઞાનમાં મૂઢ બની કેવળ વિષયોમાં જ રમણ કર્યા કરે છે, તેમને માટે કેવળ આ લોક જ સુખદાતા થાય છે; કેમ કે દૈહિક સુખમાં આનંદ માનનારાઓને બીજું પારલૌકિક સુખ (અથવા આત્મસુખ) મળતું જ નથી.[૩૧] જે મનુષ્યો સાંસારિક સુખથી મુક્ત રહી તપશ્ચર્યા કરવામાં આસક્ત રહે છે, સ્વાધ્યાયશીલ હોય છે, તેમાં ને તેમાં દેહને જીર્ણ કરી નાખે છે, ઇંદ્રિયોને વશ રાખે છે અને પ્રાણીમાત્રનું હિત કરવામાં પરાયણ રહે છે, તેમને આ લોક તથા પરલોક બન્ને સુખદાતા થાય છે.[૩૨] પરંતુ જે મૂઢ મનુષ્યો વિદ્યા, તપ કે દાનપરાયણ થતા નથી અને ધર્મદૃષ્ટિએ પ્રજા ઉત્પન્ન કરવાનો પણ પ્રયત્ન કરતા નથી, તેમને આ લોકમાં કે પરલોકમાં પણ સુખભોગ પ્રાપ્ત થતા નથી.[૩૩]

યુધિષ્ઠિર બોલ્યા: હે નારાયણ! તમે પુરાણપુરુષ—બ્રહ્મા વગેરેના પણ નિયંતા છો, તમારામાં સર્વ લોકો વસી રહ્યા છે, હું તમને નમસ્કાર કરું છું. મને તમારી પાસેથી ધર્મના સારનો સંપૂર્ણ સંગ્રહ સાંભળવાની ઇચ્છા છે.

ભગવાન બોલ્યા: હે મહાબુદ્ધિમાન રાજા! મનુએ સૃષ્ટિના આદિકાળમાં જે ધર્મસાર કહ્યો છે, તે જ પુરાણોક્ત અને વેદોક્ત ધર્મસાર હું તમને કહું છું.[૩૪,૩૫] અગ્નિહોત્રી બ્રાહ્મણ, કપિલા ગાય, નિત્ય યજ્ઞ કરનાર, રાજા, સંન્યાસી અને મહાસાગર, આટલા પદાર્થો દર્શનમાત્રથી જ પવિત્ર કરે છે. માટે નિત્ય તેમનાં દર્શન કરવાં.[૩૬] હે યુધિષ્ઠિર! એક જ બ્રાહ્મણને ગાયનું દાન કરવું; પણ અનેકને (ભજિયારા તરીકે) તે દાન આપવું નહિ; કેમ કે દાનમાં અપાયેલી તે ગાયને જો વેચવામાં આવે છે, તો સાત પેઢી સુધીના કુળને બાળી નાખે છે.[૩૭] ગાય, વસ્ત્ર, શય્યા તથા સ્ત્રીઓનું અનેકને દાન કરવું નહિ કેમ કે તેવું દાન દાતાને ફળદાયક થતું નથી.[૩૮] કોઈ પણ અનાર્યોના ઘરમાંથી બ્રાહ્મણો બળાત્કારે દાન લે તથા ગાયો બળાત્કારે ખાઈ જાય, તોપણ તે અનાર્યોને રાજસૂય યજ્ઞ કરતાં પણ અધિક પુણ્ય મળે છે.[૩૯] જે મનુષ્ય બ્રાહ્મણો તથા ગાયોને 'આપો મા' એમ કહે છે તે સેંકડો પશુપક્ષીની જાતિમાં અવતરી છેવટે ચાંડાલ તરીકે જન્મે છે.[૪૦] હે રાજન્! જો બ્રાહ્મણ, દેવ, દરિદ્ર તથા ગુરુના દ્રવ્યનું હરણ કરવામાં આવે છે, તો તે હરણ કરનારા સ્વર્ગમાં રહેતા હોય તોપણ ત્યાંથી તેમને પટકી પાડે છે.[૪૧] જેમને ધર્મ જાણવાની ઇચ્છા હોય તેમને વેદ પ્રથમ પ્રમાણ છે, ધર્મશાસ્ત્રો બીજું પ્રમાણ છે અને લોકાચાર ત્રીજું પ્રમાણ છે.[૪૨] પૂર્વ સમુદ્રથી આરંભી પશ્ચિમ સમુદ્ર સુધી અને હિમાલય તથા વિંધ્યાચળના મધ્યપ્રદેશને 'આર્યાવર્ત' કહે છે.[૪૩] દેવોની નદી ગણાતી સરસ્વતી તથા દષદ્વતી (ગંડકી) નદીના મધ્યપ્રદેશને 'બ્રહ્માવર્ત' કહે છે. એ દેશને દેવોએ પોતે નિર્માણ કરેલો છે.[૪૪] જે દેશમાં જે આચાર પરંપરાથી ચાલ્યો આવતો હોય તે જ આચાર ત્યાં વસનારા વર્ણોનો તથા વર્ણસંકરોનો સદાચાર કહેવાય છે.[૪૫] કુરુક્ષેત્ર, મત્સ્ય, પાંચાલ અને શૂરસેન આ સર્વ દેશો બ્રહ્માવર્તની સમીપ જ આવેલા છે.[૪૬] એ બ્રહ્માવર્ત પ્રદેશમાં જન્મેલા બ્રાહ્મણ પાસેથી પૃથ્વી પરનાં સર્વ મનુષ્યોએ પોતાનું ચારિત્ર્ય ગ્રહણ કરવું જોઈએ—પોતાનો સદાચાર શીખવો

જોઈએ.[૪૭] હિમાલય તથા વિંધ્યાચળના મધ્યભાગને, સરસ્વતી નદીની પૂર્વમાં આવેલા પ્રદેશને તથા પ્રયાગથી પશ્ચિમમાં આવેલા પ્રદેશને મધ્યપ્રદેશ કહ્યો છે.[૪૮] જે દેશમાં સ્વાભાવિક રીતે કાળા મૃગ વિચર્યા કરે છે, તે દેશને યાજ્ઞિક (યજ્ઞ કરવાને યોગ્ય-પવિત્ર) દેશ કહેવામાં આવ્યો છે. તે સિવાયના બીજા પ્રદેશને મ્લેચ્છ દેશ કહેવામાં આવે છે.[૪૯] આ પ્રદેશોને સારી રીતે જાણીને દ્વિજજાતિઓએ તેમનો આશ્રય કરવો. શૂદ્ર તો પોતાની આજીવિકાના અભાવને લીધે હરકોઈ પ્રદેશમાં વસી શકે છે.[૫૦]

આચાર, અહિંસા, સત્ય, યથાશક્તિ દાન, યમ તથા નિયમ આ સર્વોત્તમ ધર્મ છે.[૫૧] દ્વિજજાતિઓએ ગર્ભાધાન વગેરે શારીરિક સંસ્કારો વૈદિક પવિત્ર કર્મો દ્વારા અવશ્ય કરવા જોઈએ; કેમ કે તે સંસ્કારો આ લોકમાં તથા પરલોકમાં પવિત્ર કરનારા છે.[૫૨] ગર્ભાધાન સંસ્કારના અંગભૂત હોમથી, જાતકર્મથી, નામકરણથી, ચૌલ સંસ્કારથી, ઉપનયનસંસ્કારથી, સ્વાધ્યાયથી, તેનાં અંગભૂત વ્રતોથી, વિવાહકર્મથી, સ્નાતકનાં વ્રતો કરવાથી, પાંચ મહાયજ્ઞો કરવાથી તથા બીજા યજ્ઞો કરવાથી આ મનુષ્યશરીરને પરબ્રહ્મ સાથે સંબંધ ધરાવનારું કરી શકાય છે.[૫૩] જેનામાં ધર્મ તથા અર્થ ન હોય તેમ જ તેવા પ્રકારની (ઉત્તમ) સેવા જેનામાં ન આવતી હોય, તેને વિદ્યા આપવી નહિ; કારણ કે ક્ષારવાળી ભૂમિમાં જેમ બીજ વૃથા જાય છે, તેમ તેવાને આપેલી વિદ્યા વૃથા જાય છે. પ્રત્યેક મનુષ્યે લૌકિક, વૈદિક તથા આધ્યાત્મિક જ્ઞાન જેની પાસેથી પ્રાપ્ત કર્યું હોય, તેને પ્રથમ વંદન કરવું. ગુરુના ચરણને વંદન કરતી વેળા જમણા હાથથી ગુરુના જમણા ચરણનો સ્પર્શ કરવો અને ડાબા હાથથી ડાબા ચરણનો સ્પર્શ કરવો; પણ એક હાથે બન્ને ચરણને વંદન કરવું નહિ.[૫૪-૫૬] જે બ્રાહ્મણ ગર્ભાધાન આદિ સંસ્કારોને યથાવિધિ કરે છે તથા વેદાધ્યયન કરાવે છે, તે ગુરુ કહેવાય છે.[૫૭] જે બ્રાહ્મણ જનોઈ આપીને નિત્ય કલ્પ તથા રહસ્ય સહિત વેદો ભણાવે છે, તે ઉપાધ્યાય કહેવાય છે. જે બ્રાહ્મણ અંગ સહિત વેદો ભણાવી, તેને લગતાં વ્રતો શીખવી વૈદિક મંત્રોના અર્થો સમજાવે છે, તે આચાર્ય કહેવાય છે.[૫૮,૫૯] ઉપાધ્યાય કરતાં દશગણા આચાર્ય પૂજ્ય છે, આચાર્ય કરતાં સોગણા પિતા પૂજ્ય છે અને પિતા કરતાં સોગણી માતા પૂજ્ય છે.[૬૦] આ સર્વ પૂજ્યવર્ગમાં જ્ઞાન (આત્મજ્ઞાન) દાતા ગુરુ અત્યંત પૂજ્ય છે. એવા ગુરુથી શ્રેષ્ઠ કોઈ થયું નથી અને થશે પણ નહિ. મનુષ્યે પૂર્વોક્ત ગુરુવર્ગની આજ્ઞામાં રહેવું અને તેમની સેવા કરવી. તેમનું અપમાન કરવાથી નરક જ મળે છે, એમાં સંશય નથી. જે મનુષ્યો અંગહીન હોય, અંગે ખોડખાંપણવાળા હોય, વિદ્યાહીન હોય, અવસ્થાએ મોટા હોય, રૂપ તથા દ્રવ્યથી રહિત હોય અને હીનજાતિના હોય, તેમનો કદી તિરસ્કાર કરવો નહિ; કેમ કે તેવાઓનો તિરસ્કાર કરનાર મનુષ્યનું જે પુણ્ય હોય છે, તે તેમને મળે છે અને તેમનું પાપ તિરસ્કાર કરનારને પ્રાપ્ત થાય છે.[૬૧-૬૪] નાસ્તિકતા, વેદની નિંદા, દેવોની નિંદા, દ્વેષ, દંભ, માન, ક્રોધ તથા તીક્ષ્ણતાનો પણ ત્યાગ કરવો.[૬૫]

ઇતિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વાંતર્ગત વૈષ્ણવધર્મપર્વમા 'આપદ્ધર્મ, ઉચ્ચ-નીચ બ્રાહ્મણ, સામાન્ય ધર્મો, બ્રાહ્મણત્વસિદ્ધિ અને ગુરુ, આચાર્ય તથા ઉપાધ્યાયનાં લક્ષણો' નામનો અધ્યાય ૧૫મો સમાપ્ત

# अध्याय १६ मो

## અગ્નિની ઉત્પત્તિ, આહવનીય આદિ અગ્નિનાં નામો અને યજ્ઞ તથા અગ્નિહોત્રની પ્રશંસા

॥ युधिष्ठिर उवाच ॥

स्वभक्तस्य हृषीकेश धर्माधर्ममजानतः ।
धर्मं पुण्यतमं देव पृच्छतः कथयस्व मे ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે ઇંદ્રિયોના નિયંતા ! હું ધર્મ તથા અધર્મને જાણતો નથી, માટે અત્યંત પવિત્ર એવો ધર્મ હું તમને પૂછું છું. હે દેવ ! હું તમારો ભક્ત છું, માટે તે મને કહો.

ભગવાન બોલ્યા : ત્રણ વર્ણને માટે અગ્નિહોત્ર ઉત્પન્ન કરેલ છે. તેમાં વૈદિક મંત્રો વડે હોમ કરવામાં આવે છે અને વિધિપૂર્વક અગ્નિની ઉપાસના કરવામાં આવે છે. આમ કરવામાં આવે, તો તે અગ્નિહોત્ર તે દ્વિજજાતિના (ત્રણ વર્ણમાંના) કોઈ પણ અગ્નિહોત્રીને તેની પત્ની તથા બાંધવો સહિત સ્વર્ગમાં લઈ જાય છે.[1,2]

યુધિષ્ઠિર બોલ્યા : હે દેવ ! તે અગ્નિહોત્રમાં બ્રાહ્મણો, ક્ષત્રિયો તથા વૈશ્યોએ કેવી રીતે હોમ કરવો જોઈએ ? હે દેવોના દેવેશ ! કેવા પ્રકારે હોમવાથી તે અગ્નિહોત્રમાં સારી રીતે હોમ્યું ગણાય ?[3] હે દેવશ્રેષ્ઠ ! કેવા સમયે, કેવી રીતે અને કોણે અગ્નિનું આધાન (ધારણ) કરવું ? અગ્નિહોત્ર લીધા પછી પણ તેના તરફ યોગ્ય આચરણ કેવી રીતે રહી શકે ?[4] હે પ્રભુ ! અગ્નિઓ કેટલાં છે ? તેમનું સ્વરૂપ કેવું છે અને તેમનું સ્થાન કયું છે ? અગ્નિહોત્રી મનુષ્ય કયા અગ્નિમાં હોમ કરી કયા સ્થાનમાં જાય છે ?[5] હે નિષ્પાપ દેવ ! પૂર્વે અગ્નિહોત્ર નિમિત્તે શું ઉત્પન્ન થયું હતું ? અગ્નિઓમાં કેવી રીતે હોમ થાય છે અને તે દ્વારા દેવતાઓ કેમ પ્રસન્ન થાય છે ?[6] હે વક્તાઓમાં શ્રેષ્ઠ કૃષ્ણ ! મંત્ર તથા વિધિપૂર્વક અગ્નિઓનું પૂજન કરવામાં આવે તો તેઓ અગ્નિહોત્રીઓને કઈ ગતિમાં લઈ જાય છે ?[7] હે ભગવન્ કેશવ ! દુષ્ટતાપૂર્વક અગ્નિઓમાં હોમ કર્યો હોય, તેમનું સ્વરૂપ યથાર્થ રીતે જાણ્યું ન હોય અને દુષ્ટ રીતે તેમનું આરાધન કર્યું હોય તો તેઓ અગ્નિહોત્રીને શું કરે છે ?[8] હે દેવ ! જે પાપાત્મા પુરુષ અગ્નિહોત્ર લઈને અગ્નિનો ઉચ્છેદ કરે છે, તે કઈ યોનિમાં જાય છે ? આ સર્વ તમે મને સંક્ષેપમાં કહો. હે સર્વજ્ઞ ! હું ભક્તિપૂર્વક તમારે શરણે આવ્યો છું. તમે સર્વ કરતાં શ્રેષ્ઠ છો. હું તમને નમસ્કાર કરું છું.[9]

ભગવાન બોલ્યા : હે રાજન્ ! મહાપવિત્ર અને શ્રેષ્ઠ એવું આ ધર્મરૂપી અમૃત તમે સાંભળો. અગ્નિહોત્રકર્મમાં નિત્ય આસક્ત રહેનારા અગ્નિહોત્રી બ્રાહ્મણોને અગ્નિ જે રીતે તારે છે, તે હું તમને કહું છું.[10] હે મહાતેજસ્વી રાજા ! પ્રથમ બ્રહ્મારૂપે મેં લોકોને ઉત્પન્ન કર્યા હતા, ત્યારે લોકનું હિત ઇચ્છી સૌની પહેલાં જ મુખમાંથી મેં અગ્નિ ઉત્પન્ન કર્યો.[11] સર્વ પ્રાણીઓની પહેલાં મેં તેને ઉત્પન્ન કર્યો, તેથી પુરાણોને જાણનારા વિદ્વાનો તેને અગ્નિ કહે છે.[12] હરકોઈ કર્મમાં પ્રદીપ્ત અગ્નિને સૌથી પહેલાં આહુતિ અપાય છે તેથી તેને અગ્નિ કહેવામાં આવે છે.[13] હે રાજન્ ! જો તેનું સારી રીતે પૂજન કરવામાં આવે છે, તો તે બ્રાહ્મણોને ઉચ્ચ ગતિએ લઈ જાય છે, તેથી તેને અગ્નિ કહેવાય છે.[14] હે નરશ્રેષ્ઠ ! તેમાં જો દુષ્ટ રીતે હોમ કરવામાં આવે છે, તો હોમ કરનારા યજમાનનું એક ક્ષણવારમાં ભક્ષણ કરવાને એ સમર્થ છે; માટે અગ્નિને ક્રવ્યાદ કહ્યો છે.[15] હે રાજન્ ! અગ્નિ સર્વભૂતાત્મા છે અને દેવોનું મુખ છે. પચન નામને ધારણ કરનારા એ સમર્થ અગ્નિને મેં લોકોનું કલ્યાણ કરવા માટે મારા મુખમાંથી પ્રથમ ઉત્પન્ન કર્યો છે.[16] પૂર્વે મેં તેને ઉત્પન્ન

કર્યો, એટલે તે જ ક્ષણે તેણે સર્વ જગતને ભક્ષણ કરી જવાની ઇચ્છા કરી હતી. પછી મેં જ તેની ઉપાસના કરીને તેને શાંત કર્યો હતો.[૧૭] મેં તેની ઉપાસના કરી તેથી તેનું 'ઔપાસન' એવું પણ નામ પ્રસિદ્ધ છે.[૧૮] એ ઔપાસન અગ્નિ અગ્નિહોત્રમાં વસે છે. આહુતિરૂપ હોઈ એ સર્વ હોમકર્મને પ્રકટ કરે, તેથી બ્રહ્મવાદી પુરુષો તેને 'આવસથ્ય' કહે છે.[૧૯] આ આવસથ્ય અગ્નિમાં ધર્માનુસાર જેના પાંચ મહાયજ્ઞો સતત ચાલુ રહે છે, તે બ્રાહ્મણ ચંદ્રમંડળમાં થઈને ઉચ્ચ ગતિને પામે છે.[૨૦] ઇંદ્રિયો તથા બુદ્ધિને વશ રાખનારા સપ્તર્ષિઓ સિદ્ધ થયા અને દેવના સાયુજ્યને પામ્યા; કેમ કે તેઓ અગ્નિપૂજન કરવામાં નિત્ય તત્પર રહેતા હતા.[૨૧] કેટલાએક વિદ્વાનો એ આવસથ્ય અગ્નિને જ પચનાગ્નિ કહે છે; કારણ કે તેમાં જ પાંચ મહાયજ્ઞો તથા વૈશ્વદેવ થાય છે. વળી સ્થાલીપાક તથા ગૃહ સંબંધી સર્વ કર્મો તેમાંથી સિદ્ધ થાય છે અને ગૃહ્યસૂત્રોક્ત સર્વ કર્મોનો તે નિર્વાહક છે, તેથી એ અગ્નિને 'ગૃહપતિ કહે છે.[૨૨,૨૩] કેટલાએક બ્રહ્મવેત્તાઓ એ અગ્નિને ઔપાસન, આવસથ્ય, સભ્ય તથા પચન એવા નામથી પણ ઓળખે છે અને મારું માનવું પણ એમ જ છે.[૨૪]

હવે હે રાજા ! અગ્નિહોત્રનો પ્રકાર તમે સાવધાન થઈને સાંભળો. અગ્નિઓનાં હું ત્રણ નામ કહું છું અને તે તેમના ગુણ ઉપરથી પ્રસિદ્ધ થયાં છે.[૨૫] મનુષ્યનાં સર્વ ગ્રહોનું જે પતિત્વ તે ગૃહપત્ય કહેવાય છે; તેવું ગૃહપત્ય જે અગ્નિને પ્રાપ્ત થયું છે, તેનું 'ગાર્હપત્ય' નામ પ્રસિદ્ધ છે.[૨૬] જે અગ્નિ યજમાનને દક્ષિણ ગતિએ લઈ જાય છે, તેને બ્રાહ્મણો 'દક્ષિણાગ્નિ' કહે છે. આ અગ્નિનું આશ્રયસ્થાન દક્ષિણ છે.[૨૭] જે અગ્નિ આહુતિરૂપ છે, સર્વ હોમકર્મને પ્રકટ કરે છે અને સર્વ મનુષ્યોને ધારણ કરે છે, તેને 'આહવનીય' અગ્નિ કહેવામાં આવે છે. જે આવસથ્ય અગ્નિમાં બ્રાહ્મણ-વિધિ પ્રમાણે હોમ કરે છે, તેને જ કેટલાક 'પચનાગ્નિ' કહે છે.[૨૮,૨૯] આ સર્વ અગ્નિઓની સભામાં જે અગ્નિ સ્થિતિ કરે છે, તેને 'સભ્ય' કહે છે. આમાં પ્રથમનો જે આવસથ્ય અગ્નિ છે તે પ્રજાપતિરૂપ છે.[૩૦] ગાર્હપત્ય અગ્નિ છે તે બ્રહ્મારૂપ છે અને તે બ્રહ્મામાં ઉત્પન્ન થયો છે; દક્ષિણાગ્નિ રુદ્રરૂપ છે; કેમ કે તેનું સ્વરૂપ જ ક્રોધરૂપ તથા ઉગ્ર છે.[૩૧] આહવનીય અગ્નિ તે હું પોતે છું અને તેમાં હોમ કરવાથી મારા મુખમાં જ આહુતિ પ્રાપ્ત થાય છે. હે રાજા! પાંચમો જે સભ્યાગ્નિ છે તે કાર્તિકસ્વામીરૂપ છે.[૩૨] ગાર્હપત્ય અગ્નિ પૃથ્વીરૂપ છે, દક્ષિણાગ્નિ અંતરિક્ષરૂપ છે અને આહવનીય અગ્નિ સ્વર્ગરૂપ છે. આ પ્રમાણે ત્રણ અગ્નિઓ કહેવામાં આવ્યા છે.[૩૩] પૃથ્વી ગોળાકાર છે, તેથી ગાર્હપત્ય અગ્નિ ગોળાકાર છે અને દક્ષિણાગ્નિ અર્ધચંદ્રાકાર છે.[૩૪] હે રાજા ! નિર્મળ તથા નિર્દોષ સ્વર્ગની પેઠે આહવનીયાગ્નિ સમચોરસ છે.[૩૫] જે દ્વિજજાતિ ગાર્હપત્ય અગ્નિમાં હોમ કરે છે તે પૃથ્વીને જીતે છે, દક્ષિણાગ્નિમાં હોમ કરે છે, તે આકાશમાં સત્તા ચલાવે છે અને જે ભક્તિમાન પુરુષ આહવનીય અગ્નિમાં હોમ કરે છે, તે પૃથ્વી, આકાશ તથા ઋષિગણો સહિત સ્વર્ગને વશ કરે છે. યજ્ઞોમાં જે અગ્નિમાં મુખ્યત્વે કરી હોમ થાય છે, તે મહાતેજસ્વી અગ્નિ આહવનીય કહેવાય છે.[૩૬–૩૮] અગ્નિહોત્રોમાં હોમથી આરંભી સર્વ યજ્ઞો વડે જેમાં કર્મો ચાલુ થાય છે, તેથી અગ્નિને આહવનીય સંજ્ઞા પ્રાપ્ત થાય છે.[૩૯] જે દ્વિજજાતિ આવસથ્ય નામના મૂળ અગ્નિમાં હોમ કરે છે, તે પોતાની પત્ની સાથે સપ્તર્ષિઓના લોકમાં આનંદ કરે છે.[૪૦] વળી તે સર્વ અગ્નિને પ્રિય થાય છે, 'અગ્નિનું યજન યજમાનનું ત્રાણ–રક્ષણ કરે છે, તેથી તે

અગ્નિહોમ કહેવાય છે. તે કર્મને અગ્નિહોત્ર કહ્યું છે.[૪૧] 'અગ્નિહોત્ર' શબ્દમાંના 'હો' નો અર્થ યજ્ઞ અથવા દુઃખ થાય છે. એ દુઃખ આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એમ ત્રણ પ્રકારનું છે. આ દુઃખને જ વિદ્વાનો નરક કહે છે. હે રાજા! અધ્યાત્મવેત્તાઓ કહે છે કે, અગ્નિમાં જે હોમ કરવામાં આવે છે તો તે આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક આ ત્રણ તાપ(દુઃખ)થી યજમાનનું રક્ષણ કરે છે. માટે વિધિપૂર્વક કરેલા અગ્નિહોમ કર્મને વેદમાં અગ્નિહોત્ર કહ્યું છે. લોકસ્રષ્ટા બ્રહ્માએ અગ્નિહોત્રને ઉત્પન્ન કરેલ છે. (તોપણ ખરી વાત એ છે કે,) વેદો તથા અગ્નિહોત્ર પોતાની મેળે જ ઉત્પન્ન થયાં છે.[૪૨-૪૫] વેદોનું ફળ અગ્નિહોત્ર છે, શાસ્ત્રાધ્યયનનું ફળ ચારિત્ર્ય તથા સદ્વર્તન છે, સ્ત્રીનું ફળ રતિ તથા પુત્ર છે અને ધનનું ફળ દાન તથા ભોગ છે.[૪૬] પવિત્ર ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદ એ ત્રણ વેદના મંત્રો અને સૂત્રોથી અગ્નિહોત્ર ચાલુ થાય છે.[૪૭] હે રાજા! બ્રાહ્મણે વસંતઋતુમાં અગ્નિહોત્રના અગ્નિનું પોતાને ત્યાં સ્થાપન કરવું; કેમ કે વસંત બ્રાહ્મણરૂપ છે અને વેદોનું કારણ કહેવાય છે.[૪૮] હે નિર્દોષ રાજા! જે બ્રાહ્મણ વસંતઋતુમાં અગ્નિનું આરાધન કરે છે-પોતાને ત્યાં સ્થાપન કરે છે, તેની લક્ષ્મી તથા બ્રહ્મતેજ પ્રતિદિન વધે છે.[૪૯] હે રાજા! ક્ષત્રિયે ગ્રીષ્મઋતુમાં અગ્નિનું આરાધન કરવું; કેમ કે ક્ષત્રિય માટે તે ઋતુ જ શ્રેષ્ઠ છે. જે ક્ષત્રિય ગ્રીષ્મઋતુમાં અગ્નિનું આરાધન કરે છે તેની લક્ષ્મી, પ્રજા, પશુઓ, ધન, તેજ, બળ તથા યશ વૃદ્ધિ પામે છે.[૫૦] વૈશ્યે શરદઋતુમાં અગ્નિનું આરાધન કરવું; કેમ કે વૈશ્ય શરદની રાત્રિરૂપ છે અને તે શરદઋતુ વૈશ્યનું કારણ કહેવાય છે.[૫૧] હે પાંડવ! જે વૈશ્ય શરદઋતુમાં અગ્નિનું આરાધન કરે છે, તેનાં લક્ષ્મી, પ્રજા, આયુષ્ય, પશુઓ તથા ધન વધે છે.[૫૨] જગતમાંનાં સર્વ પશુઓ ત્રણ અગ્નિઓથી અલંકૃત છે. આ ત્રણ અગ્નિહોત્રની ક્રિયાઓ ચાલી રહી છે અને આખું જગત તેઓ વડે જ ધારણ થઈ રહ્યું છે.[૫૩] ગામનાં તથા અરણ્યનાં પશુઓ, વૃક્ષો, ઘાસ, ફળો, ઔષધિઓ તથા ઘી-દૂધ વગેરે હવિષ અગ્નિહોત્રને માટે જ છે.[૫૪] પૃથ્વીમાંના સર્વ રસો, ઘી વગેરે ચીકટા પદાર્થો, સુગંધી પદાર્થો, રત્નો, મણિઓ, સુવર્ણ તથા લોઢું એ સર્વ અગ્નિહોત્ર માટે જ છે.[૫૫] આયુર્વેદ, ધનુર્વેદ, મીમાંસા, ન્યાયશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર વગેરે અગ્નિહોત્ર માટે રચાયાં છે[૫૬] છંદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, જ્યોતિષ અને નિરુક્ત, આ વૈદિક અંગો અગ્નિહોત્ર માટે સરજાયાં છે.[૫૭] ઇતિહાસ, પુરાણ, ગાથાઓ, ઉપનિષદો અને અથર્વવેદનાં કર્મો અગ્નિહોત્ર માટે નિર્માયાં છે.[૫૮] આ પૃથ્વી પર જે કંઈ સ્થાવર-જંગમ તત્ત્વ જોવામાં આવે છે તે સર્વને બ્રહ્મદેવે અગ્નિહોત્ર માટે ઉત્પન્ન કરેલ છે.[૫૯] હે નિર્દોષ રાજા! અગ્નિહોત્ર, દર્શ (અમાસને દિવસે થતી યજ્ઞક્રિયા), પૂર્ણમાસ (મહિનાની આખરે થતી યજ્ઞક્રિયા), યૂપ, ઇષ્ટિ, પશુબંધન, સોમપાનની ક્રિયા કરનારાઓના સોમયાગનાં તિથિ, નક્ષત્ર અને યોગ, આ સર્વના કાળને જાણવા માટે મુહૂર્ત તથા કારણરૂપ જ્યોતિષશાસ્ત્ર પૂર્વે રચાયું છે.[૬૦,૬૧] ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદ તથા સામવેદના મંત્રો અને શ્લોકોના તત્ત્વાર્થને તથા તેમના અર્થને જાણવા માટે છંદશાસ્ત્રનું જ્ઞાન કલ્પાયું છે.[૬૨] વર્ણ, અક્ષર, પદાર્થ, સંધિ, લિંગ (જાતિ) તથા નામધાતુ વગેરેના બોધ માટે વ્યાકરણશાસ્ત્ર કહેવાયું છે.[૬૩] યજ્ઞસ્તંભ, યજ્ઞવેદિકા, યજ્ઞપ્રોક્ષણક્રિયા અને તેના દેવતાઓના સંબંધી જાણવા માટે શિક્ષા નામના અંગની ઉત્પત્તિ થયેલ છે.[૬૪] યજ્ઞનાં પાત્રોને પવિત્ર કરવા માટે, યજ્ઞની દ્રવ્યસામગ્રી માટે અને

સર્વ યજ્ઞોની વિકલ્પવિધિ માટે કલ્પશાસ્ત્ર રચાયું છે.[૬૫] શબ્દો તથા ધાતુઓના વિકલ્પનો યથાર્થ નિયમ કરવા માટે ઋષિઓએ નિરુક્તની રચના કરી છે.[૬૬] યજ્ઞની વેદિકા માટે તથા યજ્ઞ સંબંધી દ્રવ્યોની સામગ્રી માટે બ્રહ્માએ પૃથ્વીને સરજી છે, અને તેમણે સમિધો તથા યજ્ઞસ્તંભ માટે વનસ્પતિને ઉત્પન્ન કરી છે.[૬૭] ગામનાં તથા અરણ્યનાં પશુઓ યજ્ઞને માટે જ ઉત્પન્ન થાય છે. જે બ્રાહ્મણો વૈદિક મંત્રોના વિનિયોગને, પ્રોક્ષણને, સ્થાલીપાક–ચરુ વગેરેના શ્રપણને (રાંધવું તે), અનુયાજને (તે નામના યજ્ઞકર્મને), પ્રયાજને (તે નામના યજ્ઞકર્મને), દેવતાઓને બોલાવવાના મંત્રોને, ઉદ્ગાતાના કર્મને, સામના પ્રતિપ્રસ્થાતાના કર્મને, વિષ્ણુક્રમના ક્રમણને, દક્ષિણ અવભૃથસ્નાનને, ત્રણ કાળના દેવપૂજનને, તે તે સ્થાનકોમાં યજ્ઞબલિના ઉપહારને, દેવતાઓના ગ્રહણને, મોક્ષને તથા હવિષને રાંધવાનું જાણતા નથી અને પશુના વધની નિંદા કરે છે, તેઓ અંધકારથી છવાયેલા ઘોર રૌરવ નરકમાં જાય છે.[૬૮–૭૧] તે નરાધમો એક લાખ વર્ષ પર્યંત એ નરકમાં રહે છે અને પરુ તથા રુધિરમાં રહેલા કીડાઓનું ભક્ષણ કરે છે.[૭૨] વૃક્ષો (યજ્ઞમાં) યજ્ઞસ્તંભ થવા ઇચ્છે છે, પશુઓ યજ્ઞપશુ થવા ઇચ્છે છે, ઘાસ દર્ભ થવા ઇચ્છે છે, ઔષધિઓ યજ્ઞના હવિષપણાને ઇચ્છે છે, સર્વ લતાઓ સોમલતા થવા ઇચ્છે છે અને પૃથ્વી વેદિકા થવા ઇચ્છે છે.[૭૩] હે પાંડવ! સર્વ પશુઓ સ્વર્ગ મેળવવાની ઇચ્છાથી યજ્ઞનાં પશુ થવાને ઇચ્છે છે, માટે યજ્ઞોમાં પશુવધ કરવાથી હિંસા થતી નથી.[૭૪] હે રાજા! વૈદિક મંત્રોથી સંસ્કાર પામેલા યજ્ઞસ્તંભો, દર્ભો તથા પશુઓ યજમાનની સાથે સ્વર્ગમાં જાય છે.[૭૫] યજ્ઞ કરનારો પુરુષ જ્યાં સુધી સ્વર્ગમાં પૂજાય છે, ત્યાં સુધી યજ્ઞમાં હણાયેલા પશુઓ પણ સ્વર્ગમાં આનંદ કરે છે. વૈદિક કર્મ અહિંસારૂપ છે; કેમ કે તે બ્રહ્મકર્મરૂપે નિર્માણ કરાયેલું છે. જે દ્વિજાતિઓ હિંસા થવાની બુદ્ધિથી વૈદિક કર્મ તથા યજ્ઞો કરતા નથી, તેઓ તત્કાળ શૂદ્રપણાને પામે છે અને મૂઆ પછી ચાંડાલ થાય છે. ગાયો યજ્ઞ માટે તથા યજ્ઞની દક્ષિણા માટે ઉત્પન્ન થઈ છે; સુવર્ણ તથા રૂપું યજ્ઞનાં પાત્રો અને કળશને માટે ઉત્પન્ન થયેલ છે; દર્ભો યજ્ઞવેદીનું આચ્છાદન કરવા માટે તથા રાક્ષસોથી રક્ષણ કરવા માટે ઉત્પન્ન થયેલ છે; બ્રાહ્મણો. તારાઓ અને સ્વર્ગના દેવતાઓ યજ્ઞ કરવા માટે સરજાયા છે; ક્ષત્રિયો યજ્ઞનું રક્ષણ કરવા માટે નિર્માયા છે; વૈશ્યો યજ્ઞનિમિત્તે ખેતીવાડી કરવા ઉત્પન્ન થયા છે અને શૂદ્રોને ત્રણે વર્ણની સેવા કરવા માટે બ્રહ્માએ સરજેલા છે.[૭૬–૮૦] એ પ્રમાણે આ સર્વ જગત અગ્નિહોત્ર માટે ઉત્પન્ન કરાયું છે. જે અજ્ઞાની મનુષ્યો આ વાતને સમજતા નથી, તેઓ રૌરવ નામના પ્રખ્યાત નરકમાં પડે છે અને તે રૌરવ નરકમાંથી મુક્ત થઈ કીડાની જાતિમાં અવતરે છે.[૮૧,૮૨] જે દ્વિજાતિઓ વેદમાં કહ્યા પ્રમાણે અગ્નિહોત્રની સેવા કરે છે–અગ્નિહોત્ર રાખે છે, તેમણે દાન, હોમ, યજ્ઞ તથા અધ્યાપન એ સર્વ સારી રીતે કરેલું ગણાય છે.[૮૩] હે રાજા! બ્રાહ્મણો જે કંઈ યજ્ઞયાગ કરે છે તથા વાવ–કૂવા વગેરે ખોદાવે છે, તે સર્વ પુણ્યકર્મ એકત્ર કરી તેને હું સૂર્યમંડળમાં સ્થાપું છું.[૮૪] હું લોકોનું એ સર્વ પુણ્યકર્મ સૂર્યમાં સ્થાપન કરું છું અને સૂર્ય અગ્નિહોત્રીઓના પુણ્યને ધારણ કરે છે.[૮૫] આ લોકમાં અગ્નિહોત્રીઓ જ્યાં સુધી સ્થિતિ કરે છે, ત્યાં સુધી તેમના પુણ્યને લીધે સૂર્ય આકાશમાં પ્રકાશે છે અને જે અગ્નિહોત્રીઓ સ્વર્ગમાં ગયેલા હોય છે, તેમના વીર્યથી જ સ્વર્ગમાં તે વીર્યવાન થાય છે. અગ્નિહોત્રીઓ સ્વર્ગમાં જઈને અગ્નિહોત્રના ફળને ભોગવે છે.

અને પ્રાણીઓના પ્રલય પર્યંત દેવો સમાન રૂપ-વાળા થઈને (સ્વર્ગમાં) રહે છે. જે અગ્નિહોત્રીઓ (મરણ પછી) વૃથા અગ્નિથી એટલે લૌકિક અગ્નિથી બળે છે, તેઓ શ્રમથી પણ અગ્નિહોત્રીઓના લોકમાં જઈ શકતા નથી.* જે અધમ પુરુષો અગ્નિહોત્રનો નાશ કરે છે, તેઓ દુરાચારી, દરિદ્ર, ગાંડા તથા રોગી થઈને શૂદ્રજાતિમાં અવતરે છે. માટે હે રાજા! ઉચ્ચ ગતિની ઇચ્છાવાળા દ્વિજ-જાતિઓએ વિદેશ ગયા વિના નિત્ય વિધિ પ્રમાણે અગ્નિહોત્રમાં હોમ કરવો.[૮૬-૯૦] હે યુધિષ્ઠિર! પોતાના આત્માની પેઠે કદી અગ્નિહોત્રનું અપમાન કરવું નહિ, તેમ જ એક ક્ષણવાર પણ અગ્નિહોત્રનો ત્યાગ કરવો નહિ. હે યુધિષ્ઠિર! જે દ્વિજજાતિઓ વૃદ્ધાવસ્થામાં પણ અગ્નિહોત્રનો સ્વીકાર કરે છે, શૂદ્રના અન્નનો ત્યાગ કરે છે, દમગુણનિષ્ઠ રહે છે, ઇંદ્રિયો તથા બુદ્ધિને વશ રાખે છે, પાંચ મહાયજ્ઞો કરે છે, લોભ તથા ક્રોધનો નિત્ય ત્યાગ કરે છે અને બન્ને કાળ ભક્તિપૂર્વક અતિથિઓને પૂજે છે, તેઓ પણ સૂર્યોદય સમાન તેજસ્વી અને વાયુ સમાન વેગવાળાં વિમાનોમાં બેસી મારા લોકમાં જાય છે અને ત્યાં મારાં દર્શન કરી આનંદ કરે છે.[૯૧-૯૪] વળી તે શ્રેષ્ઠ દ્વિજજાતિઓ એક મન્વંતર સુધી ત્યાં આનંદ કરી આ મનુષ્યલોકમાં ઉત્તમ બ્રાહ્મણો થાય છે.[૯૫] જે દ્વિજજાતિઓ બાલ્યાવસ્થામાં જ અગ્નિહોત્રી બને છે, શૂદ્રના અન્નનો સદા ત્યાગ કરે છે, ક્રોધ તથા લોભથી મુક્ત રહે છે, નિત્ય પ્રાતઃકાળે સ્નાન કરે છે, શાસ્ત્રોક્ત રીતે અગ્નિહોત્રમાં હોમ કરે છે, ઇંદ્રિયોને વશ રાખે છે, નિત્ય અતિથિસત્કાર કરે છે, સૌમ્ય હોય છે અને બન્ને કાળ મારી ભક્તિ કરવામાં તત્પર રહે છે, તેઓ સૂર્યમંડળ ભેદીને મોક્ષપદ પામે છે.[૯૬,૯૭] તેઓ સૂર્યોદય સમાન કાંતિવાળાં વિમાનોમાં પોતાની પત્ની સાથે બેસીને મારા લોકમાં જાય છે. ત્યાં તે બાળસૂર્ય સમાન તેજસ્વી બને છે, ઇચ્છાનુસાર ગતિ કરે છે, ઇચ્છાનુસાર રૂપ ધારણ કરે છે અને ઐશ્વર્યગુણથી સંપન્ન થઈ સુખથી ક્રીડા કરે છે. હે પાંડુનંદન! અગ્નિહોત્રીઓની સમૃદ્ધિ આવા પ્રકારની હોય છે.[૯૮,૯૯] કેટલાક બુદ્ધિહીન મનુષ્યો વેદની નિંદા કરે છે, વેદને દૂષિત ઠરાવે છે અને વેદને પ્રમાણ માનતા નથી, તેઓ તો આ લોકમાં જ દુર્ગતિને પામે છે.[૧૦૦] જે દ્વિજજાતિઓ વેદોને તથા ઇતિહાસને પ્રમાણ માને છે અને નિત્ય આસ્તિક બુદ્ધિ રાખે છે, તેઓ દેવના સાયુજ્યને પામે છે-દેવ થઈ રહે છે.[૧૦૧]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત વૈષ્ણવધર્મ-પર્વમાં 'અગ્નિની ઉત્પત્તિ, આહવનીય આદિ અગ્નિના નામો અને યજ્ઞ તથા અગ્નિહોત્રની પ્રશંસા' નામનો અધ્યાય ૧૬મો સમાપ્ત

## अध्याय १७मो

### ચાંદ્રાયણવિધિ તથા તેનું ફળ

॥ युधिष्ठिर उवाच ॥

चक्रायुध नमस्तेऽस्तु देवेश गरुडध्वज ।
चान्द्रायणविधिं पुण्यमाख्याहि भगवन् मम ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા: હે ચક્રધારી દેવેશ! હે ગરુડ-ધ્વજ! હું તમને નમસ્કાર કરું છું. હે ભગવન્! તમે મને ચાંદ્રાયણનો પવિત્ર વિધિ કહો.[૧]

ભગવાન બોલ્યા: હે પાંડવ! સર્વ પાપનો નાશ કરનારા અને પાપીઓ જેનાથી પવિત્ર થાય છે, તે ચાંદ્રાયણવ્રતને હું સંપૂર્ણ રીતે કહું છું, તે તમે સાંભળો.[૨] વ્રતધારી બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય જે કોઈને વિધિ પ્રમાણે ચાંદ્રાયણ કરવાની ઇચ્છા હોય તેને માટે પ્રથમ કરવાની ક્રિયા આ

* આશય એ છે કે, અગ્નિહોત્રીઓનું શરીર મરણ પછી પણ અગ્નિહોત્રના અગ્નિથી જ બળવું જોઈએ. જિંદગીભર અગ્નિહોત્રમાં હોમ કર્યો હોય પણ મરણ પછી અગ્નિહોત્રનો અગ્નિ જો ન મળે તો તેનું સર્વ પુણ્ય વૃથા થાય છે.

પ્રમાણે છે. તેણે બરાબર સાવધાન થઈ પ્રથમ પંચગવ્યથી પોતાનું શરીર શુદ્ધ કરવું. તે પછી કૃષ્ણપક્ષમાં મસ્તકે મુંડન કરાવવું.[૩,૪] આ પછી પવિત્ર થઈ ઉજ્જવળ વસ્ત્ર પહેરીને મુંજ ઘાસની કટિમેખલા બાંધી ખાખરાનો દંડ ધારણ કરી બ્રહ્મચર્યવ્રત પાળવું. તે દ્વિજાતિએ શુક્લપક્ષના પડવાને દિવસે પ્રથમ ઉપવાસ કરવો.[૫] નદીતીરે, સંગમતીર્થ ઉપર, પવિત્ર પ્રદેશ ઉપર અથવા પોતાને ઘેર એક સ્થંડિલ બનાવી તેને છાણથી લીંપી તેના પર અગ્નિને સ્થાપન કરવો.[૬] તેમાં આઘાર, આજ્યભાગ, પ્રણવ, વ્યાહૃતિઓ તથા વરણ એ પાંચને ઉદ્દેશી અનુક્રમે આહુતિ આપવી; તેમ જ સત્ય, વિષ્ણુ, બ્રહ્મર્ષિઓ, બ્રહ્મા, વિશ્વેદેવા તથા પ્રજાપતિ એને ઉદ્દેશી આહુતિ આપવી અને પછી પ્રાયશ્ચિત્તની આહુતિ આપવી. આ પછી શાંતિ–પૌષ્ટિક ક્રિયા કરી અગ્નિને સમાપ્ત કરવો અને અગ્નિ તથા સોમને નમસ્કાર કરી શરીરે ભસ્મ લગાવવી. પછી નદી ઉપર જઈને વિધિ પ્રમાણે શુદ્ધાત્મા થઈ સોમ, વરણ તથા સૂર્યને નમસ્કાર કરી એકાગ્ર ચિત્તે સ્નાન કરવું.[૭–૧૦] નદીમાંથી બહાર નીકળી આચમન લઈ પૂર્વાભિમુખે બેસવું, પ્રાણાયામ કરવો, દર્ભોથી શરીર પર પ્રોક્ષણ કરવું અને ફરી આચમન કરી, ઊંચા બાહુઓ કરીને સૂર્યનાં દર્શન કરવાં. પછી બે હાથ જોડી ઊભા ઊભા નારાયણ, રુદ્ર અથવા બ્રહ્મદેવને પ્રદક્ષિણા કરવી. તે પછી ભોજન કરવા પૂર્વે વરણમંત્રનો, વીરબ્રહ્મમંત્રનો–ઋષભમંત્રનો, અઘમર્ષણનો અથવા દેવી ગાયત્રીનો કે બારો સો વાર, એકસો આઠ વાર અથવા એક હજાર વાર જપ કરવો.[૧૧–૧૪] પછી મધ્યાહ્નસમયે યત્નપૂર્વક સંયમી તથા સાવધાન થઈ ખીર અથવા જવની રાબડી બનાવવી; અથવા સુવર્ણનું, રૂપાનું, તાંબાનું, માટીનું, ઊંબરાનું, યજ્ઞોપયોગી કાષ્ઠનું અથવા લીલાં અને નિર્દોષ પાંદડાંના પડિયાનું પાત્ર હાથમાં લઈ શુભ રીતે ભિક્ષા લેવા નીકળવું. બરાબર સાત બ્રાહ્મણોને ઘેર ફરવું, પણ આઠમે ઘેર જવું નહિ. ત્યાં માત્ર ગાયને દોહવા જેટલા સમય સુધી ઊભા રહેવું. તે વેળા મૌન રહેવું, ઇંદ્રિયોને વશ રાખવી, કોઈ સામે હસવું નહિ, જોવું નહિ, સ્ત્રી સાથે વાતચીત કરવી નહિ અને માર્ગમાં જતાં-આવતાં પણ મૂત્ર, વિષ્ઠા, ચાંડાલ, રજસ્વલા સ્ત્રી, પતિત અથવા કૂતરું જોવામાં આવે તો સૂર્યનાં દર્શન કરવાં.[૧૫–૨૦] જો દ્વિજાતિ નિત્ય પાવડીઓ પહેરીને ફરતો હોય, તેણે કોઈ પણ પાપકર્મી દેખવામાં આવતાં, સૂર્યનાં દર્શન કરવાં. તે પછી ઘેર આવી ભિક્ષાને પૃથ્વી પર મૂકવી અને ઢીંચણ સુધી પગ તથા કોણી સુધી હાથ ધોઈને જળનું આચમન કરવું અને અગ્નિ તથા બ્રાહ્મણોની પૂજા કરવી. પછી ભિક્ષાના પાંચ અથવા સાત ભાગ કરવા અને તેમાંથી એક એક પિંડ સૂર્યને, બ્રહ્માને, અગ્નિને, સોમને, વરણને તથા વિશ્વદેવાઓને અનુક્રમ પ્રમાણે આપવો. પછી બાકી રહેલો એક પિંડ પોતાના મુખ જેવડો બનાવી આંગળીઓના અગ્રભાગ પર રાખી ગાયત્રીમંત્રથી તેનું અભિમંત્રણ કરવું અને પછી તેને ત્રણ આંગળીઓ પર રાખી પૂર્વ તરફ બેસી પ્રસન્નતાપૂર્વક તેનું પ્રાશન કરવું.[૨૧–૨૬] ચંદ્ર જેમ પ્રતિદિન વૃદ્ધિ પામે છે અને પાછો ક્ષીણ થાય છે, તેમ પિંડને પણ એક એક દિવસે વધારતા જવું અને એક એક દિવસે ઓછો કરતા જવું.[૨૭] આ વ્રત કરનાર માટે ત્રણ કાળ, બે કાળ અથવા એક કાળ અવશ્ય સ્નાન કરવું કહ્યું છે. તેણે બ્રહ્મચારી રહેવું, નાહેલું વસ્ત્ર નિચોવવું નહિ, દિવસે એક સ્થાને બેસવું, રાત્રે વીરાસન વાળવું અથવા સ્થંડિલ ઉપર કે વૃક્ષનાં મૂળ પાસે સૂઈ રહેવું.[૨૮,૨૯] હે પાંડુનંદન! તે પુરુષે વલ્કલ, અળસીનું વસ્ત્ર, શણ અથવા

કપાસનું વસ્ત્ર ધારણ કરવું.[૩૦] એ રીતે એક મહિના પછી ચાંદ્રાયણ પૂરું થાય, ત્યારે બ્રાહ્મણને અવશ્ય જમાડવા અને ભક્તિથી દક્ષિણા આપવી.[૩૧] ચાંદ્રાયણવ્રત કરવાથી મનુષ્યે જે કંઈ પાપ કર્યું હોય છે, તે સર્વ કાષ્ઠની પેઠે તત્કાળ ભસ્મ થઈ જાય છે.[૩૨] જેમ વાયુથી ધૂળ ઊડી જાય છે, તેમ ચાંદ્રાયણથી બ્રહ્મહત્યા, ગોહત્યા, સુવર્ણની ચોરી, બાળહત્યા, મદિરાપાન, ગુરુપત્નીની સાથે વ્યભિચાર અને બીજાં જે કંઈ પાપ હોય છે તે નાશ પામે છે.[૩૩,૩૪] જેને પ્રસવ થયે દશ દિવસ ન થયા હોય તેવી ગાયનું, ઊંટડીનું અને ઘેટીનું દૂધ તેમજ મૃત્યુ તથા વૃદ્ધિસૂતકનું અન્ન ખાધું હોય તો ચાંદ્રાયણ કરવું.[૩૫] કોઈ ઉપપાતકીનું અન્ન, પતિતનું અન્ન તથા શૂદ્રનું અન્ન ખાનારે ચાંદ્રાયણ કરવું.[૩૬] આકાશમાં રહેલું એટલે ઝાડ ઉપર લટકતું ફળ, હાથમાં રહેલું, નીચે પડી ગયેલું તથા પારકાના હાથમાં રહેલું અન્ન ખાનારે ચાંદ્રાયણ કરવું. મોટી બહેનની પહેલાં પરણેલી નાની બહેનનું અન્ન, જેની નાની બહેન પ્રથમ પરણી હોય તેની મોટી બહેનના રખાત પતિનું અન્ન, ધણી જીવતાં વ્યભિચારથી ઉત્પન્ન કરેલા પુત્રનું અન્ન, ધણીના મૂઆ પછી વ્યભિચારથી જન્મેલા પુત્રનું અન્ન, મોટા ભાઈની પહેલાં પરણેલા નાના ભાઈનું અન્ન, નાના ભાઈ પછી પરણેલા મોટાભાઈનું અન્ન તથા પુરોહિતનું અન્ન ખાધું હોય તો ચાંદ્રાયણ કરવું.[૩૭–૩૯] મદિરા, આસવ, ઘી, લાખ, મીઠું તથા તેલનો વેપાર કરનારા દ્વિજજાતિએ ચાંદ્રાયણ કરવું.[૪૦] જે દ્વિજ એકોદ્દિષ્ટ શ્રાદ્ધનું ભોજન કરે, જનસમુદાયની વચ્ચે બેસી ભોજન કરે અને ભાંગેલાં વાસણમાં ભોજન કરે, તેણે ચાંદ્રાયણ કરવું.[૪૧] જે દ્વિજ જનોઈ નહિ આપેલા છોકરા સાથે (એક પાત્રમાં) ભોજન કરે, સ્રી સાથે ભોજન કરે અને કન્યા સાથે ભોજન કરે, તેણે ચાંદ્રાયણ કરવું.[૪૨] જે બ્રાહ્મણ મૂર્ખાઈથી ભોજનની વચ્ચે પોતાનું ઉચ્છિષ્ટ ગોઠવી દે અથવા મોહને લીધે બીજા કોઈને પોતાનું ઉચ્છિષ્ટ આપે, તેણે ચાંદ્રાયણ કરવું.[૪૩] દૂધી, પંડોળાં, ડુંગળી, ગાજર, મૂંગરવેલ તથા લસણ ખાઈને ચાંદ્રાયણ કરવું. દ્વિજે વાસી અન્ન, પારકે ઘેરથી આવેલું રંધેલું અન્ન, બળેલું અન્ન તથા માંસ ખાઈને ચાંદ્રાયણ કરવું.[૪૪,૪૫] ઉત્તમ બ્રાહ્મણે રજસ્વલા, કૂતરું તથા ચાંડાલે જોયેલું અન્ન ખાધું હોય તો ચાંદ્રાયણ કરવું.[૪૬] હે પાંડવ! પોતાની શુદ્ધિ માટે ઋષિઓએ પૂર્વે આચરેલું આ ચાંદ્રાયણ પ્રાણીમાત્રને પવિત્ર કરનારું છે, તે મેં તમને કહ્યું. આ વ્રત કરીને વસુઓ, રુદ્રો તથા આદિત્યો સ્વર્ગે ગયા છે. જે દ્વિજજાતિ પરમ ગુહ્ય, પવિત્ર અને પાપનો નાશ કરનાર આ વ્રતને વિધિ પ્રમાણે કરે છે, તે પવિત્ર અને સૂર્ય સમાન તેજસ્વી થઈને સ્વર્ગમાં જાય છે.[૪૭–૪૯]

ઇતિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વાંતર્ગત વૈષ્ણવધર્મપર્વમા 'ચાંદ્રાયણવિધિ તથા તેનું ફળ' નામનો અધ્યાય ૧૭મો સમાપ્ત

## અધ્યાય ૧૮મો

### કાર્તિક આદિ બાર માસમાં એક વખત ભોજન કરવાનું ફળ

॥ વૈશંપાયન ઉવાચ ॥

केशवेनैवमुक्ते तु चांद्रायणविधिक्रमे ।
अपृच्छत् पुनरन्यांश्च धर्मान् धर्मात्मजो नृप ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હે જનમેજય રાજા! શ્રીકૃષ્ણે એ પ્રમાણે ચાંદ્રાયણના વિધિનો ક્રમ કહ્યો. તે પછી ધર્મપુત્ર યુધિષ્ઠિરે ફરી બીજા ધર્મો પૂછવા માંડ્યા.[૧]

યુધિષ્ઠિર બોલ્યા: હે સર્વ જીવોના પતિ! હે શ્રીમાન! હે પ્રાણીમાત્રથી નમસ્કાર કરાયેલા! હે સર્વજ્ઞ! જે ધર્મ સર્વ પ્રાણીઓને હિતકારક હોય, તે મને કહો.[૨]

ભગવાન બોલ્યા : હે યુધિષ્ઠિર ! દરિદ્ર મનુષ્યને પણ જે વ્રત સ્વર્ગ અપાવનાર, સુખ આપનાર અને સર્વ પાપનો નાશ કરનાર છે, તે વ્રત તમે સાંભળો.[૩] કાર્તિક વગેરે જે બાર મહિના કહેવામાં આવ્યા છે તેમાં એકભુક્તવ્રત (એકટાણું) લેવાનો નિયમ હું સર્વને માટે કહું છું.[૪] જે મનુષ્ય કાર્તિક મહિનામાં ઇંદ્રિયોને વશ રાખી નંદા-તિથિ(પડવો, છઠ અને અગિયારશ)ને દિવસે એકભુક્ત રહી આખો મહિનો એ પ્રમાણે વર્તે છે, તે મારો ભક્ત છે.[૫] અથવા આખા કાર્તિક મહિનામાં ભોજન કર્યા પછી જે વચ્ચે વચ્ચે જળ પીતો નથી, સૂર્યસ્વરૂપ એવા મારું નિત્ય પૂજન કરે છે, અત્યંત એકાગ્રચિત્ત રહે છે, વ્રત પૂર્ણ થયા પછી બ્રાહ્મણોને જમાડે છે, તેમને દક્ષિણા આપે છે અને ક્રોધ તથા લોભનો ત્યાગ કરે છે, તેને પ્રાપ્ત થનારું પુણ્યફળ તમે સાંભળો.[૬,૭] કપિલા ગાયનું વિધિપૂર્વક દાન કરવાથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે, તે પુણ્ય પામીને તે સૂર્યના લોકમાં પૂજાય છે. પછી પુણ્યકાળ પૂર્ણ થતાં તે ત્યાંથી માનવલોકમાં આવી મહાન પુરુષ તરીકે ઉત્પન્ન થાય છે.[૮] જે મનુષ્ય માર્ગશીર્ષ માસમાં એકભુક્ત વ્રત કરે છે, કામ, ક્રોધ તથા લોભનો ત્યાગ કરી વિધિ પ્રમાણે સ્નાન કરી આદિત્યસ્વરૂપ એવા મારું નિત્ય પૂજન કરે છે, ઇંદ્રિયોને વશ રાખે છે, ગાયત્રી મંત્રનો જાપ કરે છે, વાણી તથા ઇંદ્રિયોનો સયમ કરે છે અને મહિનો પૂરો થયે પવિત્રતાપૂર્વક બ્રાહ્મણોને જમાડી ભક્તિથી તેમની પૂજા કરે છે, તેને પ્રાપ્ત થનારું પુણ્યફળ તમે સાંભળો.[૯-૧૧] એક અગ્નિહોત્રી બ્રાહ્મણને અગ્નિહોત્ર પાલન કરવાથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે, તે પુણ્ય સંપાદન કરી તે આકાશને શોભાવનારા વિમાનમાં બેસીને સપ્તર્ષિઓના લોકમાં જાય છે ત્યાં તે ઇચ્છાનુસાર અને સુખથી ક્રીડા કરે છે અને પુણ્યકાળ પૂરો થતાં હરિવર્ષ ખંડમાં જન્મે છે. ત્યાં પણ પોતાની ઇચ્છાનુસાર આનંદ કરીને તે પાછળથી રાજા થાય છે.[૧૨,૧૩] હે રાજેંદ્ર ! જે મનુષ્ય એકભુક્ત-વ્રત લઈને આખો પોષ માસ ગાળી કાઢે છે, મારામાં મન રાખી નિત્ય મારું પૂજન કરે છે, અહિંસા અને સત્યમાં તત્પર રહે છે અને ક્રોધ તથા દર્પનો ત્યાગ કરે છે, તેનું પુણ્યફળ તમે સાંભળો.[૧૪,૧૫] બ્રાહ્મણોનાં હજારો આતિથ્યો કરવાનું જે પુણ્ય કહેવામાં આવ્યું છે, તે પુણ્ય પ્રાપ્ત કરી તે ઇંદ્રના લોકમાં પૂજાય છે. પછી સમય પૂર્ણ થયે ત્યાંથી ઊતરીને તે ઇલાવર્ષ ખંડમાં જન્મે છે અને ત્યાં લાંબા કાળ સુધી રહી આ લોકમાં બ્રાહ્મણ થાય છે.[૧૬,૧૭] જે વિદ્વાન મનુષ્ય આખો માઘમાસ એકભુક્ત રહીને ચલાવે છે, મારું પૂજન કરવામાં તત્પર રહી દંભ તથા ક્રોધનો ત્યાગ કરે છે, સાયંકાળે મારી ગાયત્રીનો જાપ કરે છે અને વ્રત સમાપ્ત થયે બ્રાહ્મણોને ભોજન તથા દક્ષિણા આપી મારામાં મન રાખી તેમને નમસ્કાર કરે છે, તેમ જ ત્રણે કાળ સ્નાન કરે છે, તેનું પુણ્યફળ તમે સાંભળો.[૧૮,૧૯] તે શ્રીમાન મનુષ્ય મયૂરોથી જોડેલા અને આકાશને શોભાવનારા વિમાનમાં બેસી પિતૃલોકમાં જાય છે. ત્યાં અપ્સરાના સમુદાયો તેની સેવા કરે છે અને પોતાની ઇચ્છાનુસાર ક્રીડા કરી ત્યાંથી ચ્યુત થઈને ભદ્રાશ્વખંડમાં તે જન્મે છે. પછી ત્યાંથી આ પૃથ્વી પર આવી તે ચાર વેદને જાણનારો બ્રાહ્મણ થાય છે.[૨૦,૨૧] જે મનુષ્ય એકભુક્તવ્રતથી ફાલ્ગુન માસને ગાળી કાઢે છે, ઇંદ્રિયોને વશ રાખે છે, 'नमो ब्रह्मण्यदेवाय' એ મંત્રનો નિત્ય જાપ કરે છે, વ્રતની સમાપ્તિ થયે બ્રાહ્મણોને દૂધપાક જમાડે છે, ઇંદ્રિયોને વશ રાખી મારું પૂજન કર્યા કરે છે અને ક્રોધરહિત રહે છે, તેનું પુણ્યફળ તમે સાંભળો.[૨૨,૨૩] તે મનુષ્ય સારસ પક્ષીઓથી જોડેલા અને ઇચ્છાનુસાર

ગતિ કરનારા વિમાનમાં બેસી ઇચ્છાનુસાર વિહાર કરે છે અને નક્ષત્રોના લોકમાં નક્ષત્ર સમાન આકૃતિવાળો થઈ આનંદ કરે છે. પછી પુણ્યકાળ પૂર્ણ થયે તે ત્યાંથી ઊતરીને કેતુમાલખંડમાં જન્મે છે અને ત્યાં અત્યંત ક્રીડા કરી મનુષ્યોમાં મુનિ તરીકે અવતરે છે.[૨૪,૨૫] હે રાજન્ ! જે મનુષ્ય ચૈત્રમાસમાં એકભુક્તવ્રત કરે છે અને મારા પર ભક્તિ રાખી બ્રહ્મચર્યવ્રત પાળે છે, તેનું પુણ્યફળ તમે સાંભળો.[૨૬] અગ્નિહોત્રીને તથા વ્રત કરનારા પુરુષને જે પુણ્ય પ્રાપ્ત થાય છે, તે સંપાદન કરી ચંદ્રના લોકમાં તે પૂજાય છે. પછી ત્યાંથી અવતરીને તે રમણકખંડમાં જન્મે છે અને ત્યાં યથેષ્ટ ભોગો ભોગવી આ લોકમાં રાજા થાય છે.[૨૭,૨૮] જે મનુષ્ય વૈશાખ માસમાં એક વખત ભોજન કરતી વેળા બ્રાહ્મણને અગ્રાસને બેસાડી મૌનવ્રત ધારણ કરીને પોતે પૃથ્વી પર બેઠો બેઠો ભોજન કરે છે. 'नमो ब्रह्मण्यदेवाय' એ મંત્રથી સૂર્યનું પૂજન કરે છે અને વ્રત સમાપ્ત થાય ત્યારે બ્રાહ્મણોને જમાડે છે, તેનું પુણ્યફળ તમે સાંભળો.[૨૯,૩૦] વિધિપૂર્વક કરેલા અગ્નિષ્ટોમ તથા અતિરાત્ર યજ્ઞનું જે ફળ મળે છે, તે સંપાદન કરી દેવોના લોકમાં તે પૂજાય છે. તે પછી પુણ્યફળ પૂર્ણ થાય છે, ત્યારે હૈમવતખંડમાં તે અવતરે છે અને ત્યાં ઇચ્છાનુસાર ક્રીડા કરી બ્રાહ્મણ થાય છે.[૩૧,૩૨] જે બ્રાહ્મણ જ્યેષ્ઠમાસમાં એક વખત જમે છે અને જમતી વેળા બ્રાહ્મણને અગ્રાસને બેસાડી પોતે પૃથ્વી પર બેઠો બેઠો વિધિ પ્રમાણે ભોજન કરે છે, 'नमो ब्रह्मण्यदेवाय' એમ કહી એકાગ્રચિત્તે મારું નામ જપે છે અને દંભ તથા અસત્યનો ત્યાગ કરે છે, તેનું પુણ્યફળ તમે સાંભળો.[૩૩,૩૪] વિધિ પ્રમાણે ચાંદ્રાયણ કરવાનું જે પુણ્ય કહેવામાં આવ્યું છે, તે પુણ્ય મેળવીને દેવલોકમાં તે પૂજાય છે.[૩૫] પછી ત્યાંથી નીકળીને તે ઉત્તરકુરુદેશમાં જન્મે છે અને ત્યાંથી પણ કાળે કરી તે આ લોકમાં બ્રાહ્મણ થાય છે.[૩૬] હે રાજન્! જે મનુષ્ય અષાડ માસમાં એકભુક્તવ્રત કરે છે, બ્રાહ્મણને અગ્રાસને બેસાડી જિતેંદ્રિય થઈને પોતે પૃથ્વી પર ભોજન કરે છે, બ્રહ્મચર્ય પાળે છે, ક્રોધને જીતે છે, મારું પૂજન કરવામાં તત્પર રહે છે, અષ્ટાક્ષર મંત્ર(श्रीकृष्णः शरणं मम)ના વિધિપૂર્વક ત્રણ કાળ સ્નાન કરે છે અને વ્રતને અંતે દૂધપાકનું અથવા ગોળભાતનું બ્રાહ્મણોને ભોજન આપે છે, તેનું પુણ્યફળ હે યુધિષ્ઠિર રાજેંદ્ર ! તમે સાંભળો.[૩૭-૩૯] હે પાંડુનંદન! એક સો ગાયના દાનનું જે પુણ્ય કહ્યું છે, તેને પ્રાપ્ત કરી તે દેવલોકમાં પૂજાય છે.[૪૦] પછી પુણ્યકાળ પૂર્ણ થયે ત્યાંથી ઊતરીને તે શાકદ્વીપમાં જન્મે છે અને સમય પૂરો થયે ત્યાંથી નીકળીને તે આ લોકમાં બ્રાહ્મણ થાય છે.[૪૧] જે મનુષ્ય શ્રાવણ માસમાં એક વખત ભોજન કરે છે, 'नमो ब्रह्मण्यदेवाय' એ મંત્રથી નિત્ય મારું પૂજન કરે છે, દૂધપાકથી બ્રાહ્મણોને જમાડે છે, ક્રોધને જીતે છે, ઇંદ્રિયોને વશ રાખે છે અને લોભ તથા મોહથી મુક્ત થાય છે, તેનું પુણ્યફળ તમે સાંભળો.[૪૨,૪૩] હે પાંડવ ! વિધિપૂર્વક આપેલી કપિલા ગાયના દાનનું જે પુણ્ય કહ્યું છે, તેને પ્રાપ્ત કરી તે ઇંદ્રના લોકમાં પૂજાય છે.[૪૪] પછી સમય પૂરો થયે ત્યાંથી નીકળીને તે કુશદ્વીપમાં જન્મે છે અને ત્યાં લાંબા કાળસુધી ક્રીડા કરી તે મનુષ્યલોકમાં બ્રાહ્મણ થાય છે.[૪૫] જે મનુષ્ય ભાદરવા માસમાં એકભુક્તવ્રત કરે છે, બ્રહ્મચર્ય પાળે છે, ક્રોધને જીતે છે, પ્રતિજ્ઞાને સત્ય કરે છે, ઇંદ્રિયોને વશ રાખે છે, રસોઈમાં ભેદ કર્યા વિના બ્રાહ્મણને અગ્રાસને બેસાડી જમે છે, 'नमो ब्रह्मण्यदेवाय' એમ કહી એ બ્રાહ્મણના ચરણસ્પર્શ કરે છે અને વ્રતને અંતે દક્ષિણા સાથે તલ અથવા ઘીનું દાન કરે છે, તેને મારો ભક્ત જાણવો. હે

નરશ્રેષ્ઠ ! તેનું પુણ્યફળ તમે સાંભળો. રાજસૂયયજ્ઞ તથા અશ્વમેધયજ્ઞને વિધિપૂર્વક કરવાથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે, તેને મેળવીને ઇંદ્રના લોકમાં તે પૂજાય છે.[૪૬–૪૯] પછી સમય થતાં ત્યાંથી નીકળીને તે કુબેરના ભવનમાં જન્મે છે અને ત્યાં ઇચ્છાનુસાર ક્રીડા કરી મનુષ્યલોકમાં રાજા થાય છે.[૫૦] જે મનુષ્ય આશ્વિન માસમાં એકભુક્તવ્રત કરે છે, મારામાં મન રાખી ભક્તિપૂર્વક મારી ગાયત્રી જપે છે અથવા બે કાળ કે ત્રણ કાળ એકસોઆઠ ગાયત્રી જપે છે, બ્રાહ્મણને અગ્રાસને બેસાડી પોતે જમે છે, ઇંદ્રિયો તથા મનને વશ રાખે છે અને વ્રતને અંતે બ્રાહ્મણોને જમાડે છે, તેનું પુણ્યફળ તમે સાંભળો.[૫૧,૫૨] હે પાંડુપુત્ર ! વિધિપૂર્વક કરેલા અશ્વમેધયજ્ઞનું જે પુણ્ય પ્રાપ્ત થાય છે, તે પુણ્ય મેળવીને તે મારા લોકમાં પૂજાય છે. પછી સમય પૂર્ણ થતાં ત્યાંથી નીકળીને તે શ્વેતદ્વીપમાં જન્મે છે અને ત્યાં ભોગો ભોગવીને આ લોકમાં શ્રેષ્ઠ બ્રાહ્મણ થાય છે.[૫૩,૫૪]

ઇતિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વાંતર્ગત વૈષ્ણવધર્મપર્વમાં 'કાર્તિક આદિ બાર માસમાં એકભુક્તવ્રતનું ફળ' નામનો અધ્યાય ૧૮ મો સમાપ્ત

## अध्याय १९मो

### દ્વાદશીનું વ્રત અને એકાદશીના ઉપવાસપૂર્વક ભગવાનની પૂજા

॥ युधिष्ठिर उवाच ॥

**एवं संवत्सरं पूर्णमेकभुक्तेन यः क्षिपेत् ।**
**तस्य पुण्यफलं यद्वैतन्ममाचक्ष्व केशव ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : હે કેશવ ! જે મનુષ્ય આખા વર્ષ સુધી એકભુક્તવ્રત કરે છે, તેનું પુણ્યફળ તમે મને કહો.[૧]

ભગવાન બોલ્યા : હે પાંડવ ! ઉત્તમ, યથાર્થ અને પવિત્ર એવું મારું વચન તમે સાંભળો. જે કરીને તથા નહિ કરીને મનુષ્ય પાપથી મુક્ત થાય છે, તે વિષે હું તમને કહું છું.[૨] જે મનુષ્ય એક વર્ષ સુધી એકભુક્તવ્રત કરે છે, બ્રહ્મચર્ય પાળે છે, ક્રોધને જીતે છે, ભૂમિ પર શયન કરે છે, ઇંદ્રિયોને વશ રાખે છે, સ્નાન કરી પવિત્ર રહે છે, મનને એકાગ્ર કરે છે, સત્ય વાણી બોલે છે, અસૂયાનો ત્યાગ કરે છે, મારામાં મન રાખી નિત્ય મારું પૂજન કરે છે, બન્ને સંધ્યાસમયે મારી ગાયત્રીનો એકાગ્રચિત્તે નિત્ય જપ કરે છે, 'नमो ब्रह्मण्यदेवाय' એમ કહી મને પ્રણામ કરે છે, બ્રાહ્મણને અગ્રાસને બેસાડી પોતે રાબડીનું અથવા ભિક્ષાન્નનું ભોજન કરે છે, ભોજનસમયે મૌનવ્રત ધારણ કરે છે, બ્રાહ્મણના બન્ને ચરણોનો 'नमो वासुदेवाय' એમ કહી સ્પર્શ કરે છે, પ્રત્યેક માસે પવિત્ર બ્રાહ્મણોને જમાડે છે, વર્ષ પૂરું થયે વ્રતની દક્ષિણા આપે છે, અથવા માખણની ગાયનું અથવા તિલધેનુનું દાન કરે છે અને બ્રાહ્મણના હાથથી છંટાયેલા સુવર્ણયુક્ત જળથી પ્રોક્ષણ પામે છે, તેનું પુણ્યફળ હે રાજન્ ! તમને હું કહું છું તે સાંભળો. તે મનુષ્યનાં જાણતાં–અજાણતાં કરેલાં દશ જન્મનાં પાપો સત્વર નાશ પામે છે, એમાં કંઈ સંશય નથી.[૩–૯]

યુધિષ્ઠિર બોલ્યા : સર્વ ઉપવાસોમાં જે શ્રેયસ્કર હોય, અતિ મહાન ફળરૂપ હોય અને લોકમાં સર્વોત્તમ શ્રેયરૂપ હોય તે મને કહો.[૧૦]

ભગવાન બોલ્યા : હે યુધિષ્ઠિરરાજ ! જેના વડે પૂર્વની પેઠે મારી સાથે રહીને મનુષ્ય આનંદ કરે છે, તે હું તમને કહું છું; કેમ કે તમે મારા ભક્ત છો.[૧૧] હે રાજા ! જે મનુષ્ય પવિત્ર થઈને ભક્તિપૂર્વક મારી પંચમીને દિવસે ઉપવાસ કરે છે અને ત્રણ કાળ મારું પૂજન કરે છે, તે સર્વ યજ્ઞનું ફળ સંપાદન કરી મારા લોકમાં પૂજાય છે.[૧૨]

યુધિષ્ઠિર બોલ્યા : હે ભગવન્ ! હે દેવદેવેશ ! એ તમારી પંચમી કઈ ? હે નિર્દોષ ! એ પંચમી

વિષે સાંભળવાની મને ઇચ્છા છે, માટે કહો.[13]

ભગવાન બોલ્યા : હે રાજા ! દ્વાદશીને દિવસે એ પર્વ તથા શ્રવણ નક્ષત્ર હોય તો તે તિથિ મારી પંચમી કહેવાય છે. આ પંચમી મને અત્યંત પ્રિય છે.[14] માટે મારામાં બુદ્ધિ રાખનારા શ્રેષ્ઠ બ્રાહ્મણોએ મને ખાસ પ્રસન્ન કરવા માટે તે દિવસે ઉપવાસ કરવો.[15] હે રાજા ! તેવી પંચમીનો સંયોગ ન આવી શકે, તો દ્વાદશીને દિવસે જ ઉપવાસ કરવો; તેથી હું અત્યંત પ્રસન્ન થાઉં છું.[16] હે રાજા ! જે મનુષ્ય માર્ગશીર્ષ માસની દ્વાદશીને દિવસે ઉપવાસ કરી કેશવસ્વરૂપ એવા મારું પૂજન કરે છે, તેને રાજસૂયયજ્ઞનું ફળ મળે છે.[17] પોષ માસની દ્વાદશીને દિવસે ઉપવાસ કરી નારાયણસ્વરૂપ એવા મારું જે પૂજન કરે છે, તેને અશ્વમેધયજ્ઞનું ફળ મળે છે.[18] માઘ માસની બારસને દિવસે ઉપવાસ કરી માધવસ્વરૂપ એવા મારું જે પૂજન કરે છે, તેને રાજસૂય યજ્ઞનું ફળ મળે છે.[19] ફાગણ મહિનાની બારસને દિવસે ઉપવાસ કરી ગોવિંદ નામધારી મારું જે પૂજન કરે છે, તેને અતિરાત્ર યજ્ઞનું ફળ મળે છે.[20] ચૈત્ર માસની દ્વાદશીને દિવસે ઉપવાસ કરી મારું—વિષ્ણુનું જે પૂજન કરે છે, તેને પૌંડરીક યજ્ઞનું ફળ મળે છે.[21] હે પાંડવ ! વૈશાખ મહિનાની બારસને દિવસે ઉપવાસ કરી મધુસૂદન નામધારી એવા મારું જે પૂજન કરે છે, તેને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે.[22] હે રાજા ! જ્યેષ્ઠ માસની દ્વાદશીને દિવસે ઉપવાસ કરી ત્રિવિક્રમ નામવાળા મારું જે પૂજન કરે છે, તેને ગોમેધયજ્ઞનું ફળ મળે છે.[23] હે ભરતશ્રેષ્ઠ ! અષાડ માસની બારસને દિવસે ઉપવાસ કરીને વામન નામવાળા મારું જે પૂજન કરે છે, તેને નરમેધયજ્ઞનું ફળ મળે છે.[24] હે રાજા ! શ્રાવણ માસની બારસને દિવસે ઉપવાસ કરીને શ્રીધર સંજ્ઞાવાળા મારું જે પૂજન કરે છે, તેને પાંચ મહાયજ્ઞનું ફળ મળે છે.[25] ભાદરવા મહિનાની બારસને દિવસે ઉપવાસ કરીને જે હૃષીકેશ નામધારી મારું જે પૂજન કરે છે, તેને સૌત્રામણિયજ્ઞનું ફળ મળે છે.[26] હે રાજા ! આશ્વિન માસની દ્વાદશીને દિવસે ઉપવાસ કરીને જે મનુષ્ય પદ્મનાભ એવા મારું પૂજન કરે છે, તેને એક-હજાર ગોદાનનું ફળ મળે છે.[27] હે રાજા ! કાર્તિક માસની બારસને દિવસે ઉપવાસ કરીને જે મનુષ્ય દામોદર સંજ્ઞાવાળા મારું પૂજન કરે છે, તેને સર્વ યજ્ઞોનું ફળ મળે છે.[28] હે પાંડુનંદન ! જે મનુષ્ય હરકોઈ દ્વાદશીને દિવસે ઉપવાસ કરે છે, તેને પૂર્વોક્ત ફળમાંથી અર્ધું ફળ મળે છે.[29] જે ભક્તિમાન પુરુષ શ્રાવણ મહિનામાં પણ એ પ્રમાણે મારું પૂજન કરે છે, તે મારા સાયુજ્યને પામે છે, એમાં કંઈ સંશય નથી. વળી આ જ પ્રમાણે મહિને મહિને મારું પૂજન કરી જે અનુક્રમે એક વર્ષ પૂરું કરે છે અને ફરી સાવધાન થઈ બીજું વર્ષ એ પ્રમાણે કરે છે તથા બાર વર્ષ સુધી મારું નિર્વિઘ્ને પૂજન કરે છે, તે મારો ભક્ત છે, મારામાં પરાયણ રહે છે અને મારા સાયુજ્યને પામે છે.[30–32] જે મનુષ્ય દ્વાદશીને દિવસે વેદ-સંહિતારૂપ એવા મારું પૂજન કરે છે, તે પણ હે રાજન્ ! પૂર્વોક્ત ફળને પામે છે, એમાં સંશય નથી.[33] જે મનુષ્ય દ્વાદશીને દિવસે ગંધ, પુષ્પ, ફળ, પાણી, પત્ર તથા મૂળ મને અર્પણ કરે છે, તેના જેવો બીજો કોઈ પણ મને પ્રિય નથી.[34] હે પુરુષવ્યાઘ્ર ! ઇંદ્રાદિ સર્વ દેવતાઓ આ વિધિથી જ મારા ભક્ત થઈને સ્વર્ગલોકને ભોગવી રહ્યા છે.

વૈશંપાયન બોલ્યા : દેવોના ઈશ્વર ભગવાન કૃષ્ણ એ પ્રમાણે કહી રહ્યા હતા, ત્યારે ધર્મપુત્ર યુધિષ્ઠિર બે હાથ જોડીને ભક્તિપૂર્વક તેમની સ્તુતિ કરવા લાગ્યા.[35,36] 'હે સર્વ લોકના ઈશ્વર ! હે દેવોના નિયંતા ! હે હૃષીકેશ ! હું તમને નમસ્કાર

કરું છું. હે હજારો મસ્તકવાળા! હે હજારો નેત્રવાળા! તમને મારા નમસ્કાર હો. હે વેદસ્વરૂપ! હે વેદના નાથ! હે વેદથી સ્તુતિ કરાયેલા! મારા તમને નમસ્કાર હો. હે યજ્ઞાત્મા! હે યજ્ઞના ઉત્પાદક! હે યજ્ઞના નાથ! મારા તમને નમસ્કાર હો.[૩૭,૩૮] હે ચાર મૂર્તિસ્વરૂપ! હે ચાર બાહુઓવાળા! હે ચાર વ્યૂહ (વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન ને અનિરુદ્ધ)વાળા! હું તમને નમસ્કાર કરું છું. હે લોકોના આત્મા! હે લોકોના સ્રષ્ટા! હે લોકોમાં નિવાસ કરનારા! હું તમને નમસ્કાર કરું છું.[૩૯] હે નરસિંહ! હે સૃષ્ટિનો સંહાર કરનારા! તમને હું નમસ્કાર કરું છું. હે ભક્તપ્રિય! હે કૃષ્ણ! હે નાથ! મારા તમને વારંવાર નમસ્કાર હો. હે લોકપ્રિય! હે ભક્તવત્સલ! તમને મારા નમસ્કાર હો. હે બ્રહ્માના નિવાસસ્થાન! હે બ્રહ્માના નાથ! તમને વારંવાર નમસ્કાર હો.[૪૦,૪૧] હે રુદ્રસ્વરૂપ! હે રુદ્રકર્મ કરનારા! તમને હું નમસ્કાર કરું છું. હે પાંચ યજ્ઞસ્વરૂપ! હે સર્વ યજ્ઞરૂપ! મારા તમને નમસ્કાર હો.[૪૨] હે કૃષ્ણપ્રિય! હે કૃષ્ણનાથ! તમને વારંવાર નમસ્કાર હો. હે યોગપ્રિય! હે યોગીનાથ! હું તમને વારંવાર નમસ્કાર કરું છું.[૪૩] હે હયગ્રીવ! હે ચક્રપાણિ! તમને નમસ્કાર હો. હે પંચભૂતસ્વરૂપ! હે પાંચ આયુધવાળા! તમને મારા નમસ્કાર હો.[૪૪]

વૈશંપાયન બોલ્યા : રાજા યુધિષ્ઠિર ભક્તિથી ગળગળી વાણી વડે આ પ્રમાણે સ્તુતિ કરતા હતા, ત્યારે શ્રીકૃષ્ણે પ્રસન્ન થઈ તેમનો હાથ પકડીને તેમને અટકાવ્યા.[૪૫] પછી હે નરશ્રેષ્ઠ જનમેજય! ભક્તિથી નમ્ર એવા યુધિષ્ઠિરને તે આ પ્રમાણે કહેવા લાગ્યા.[૪૬]

ભગવાન બોલ્યા : હે યુધિષ્ઠિર! કોઈ જુદા મનુષ્યની પેઠે આ રીતે તમે મારી સ્તુતિ કેમ કરો છો? હે ધર્મપુત્ર રાજન્! પૂર્વની પેઠે તમે મને ધર્મપ્રશ્ન પૂછો. આમ સ્તુતિ કરો નહિ.[૪૭]

યુધિષ્ઠિર બોલ્યા : હે ભગવન્! તમારી કૃપાથી વારંવાર ધર્મનું સ્મરણ કરી મને શાંતિ થતી નથી. હે દેવ! મારું મન જાણે નૃત્ય કરતું હોય તેમ લાગે છે.[૪૮] તોપણ હે માધવ! આ ધાર્મિક રહસ્ય તમે મને કહો. કૃષ્ણપક્ષની દ્વાદશીને દિવસે તમારું કેવી રીતે પૂજન કરવું?[૪૯]

ભગવાન બોલ્યા : હે રાજન્! પૂર્વની પેઠે તે સર્વ હું તમને કહું છું, સાંભળો. કૃષ્ણપક્ષની દ્વાદશીને દિવસે મારું પૂજન કરવાથી ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે.[૫૦] જે મનુષ્ય એકાદશીને દિવસે ઉપવાસ કરી દ્વાદશીને દિવસે મારું પૂજન કરે છે અને ભક્તિયુક્ત થઈ જેટલા મળી આવે તેટલા બ્રાહ્મણોનો સત્કાર કરે છે, તે દક્ષિણામૂર્તિ—શંકર પાસે જાય છે અથવા મને પામે છે, એમાં કંઈ સંશય નથી. અથવા ગ્રહો તથા નક્ષત્રો વડે પૂજાઈને તે ચંદ્રના લોકમાં જાય છે.[૫૧,૫૨]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત વૈષ્ણવધર્મપર્વમાં 'દ્વાદશીનું વ્રત અને એકાદશીના ઉપવાસપૂર્વક ભગવાનની પૂજા' નામનો અધ્યાય ૧૯મો સમાપ્ત

## अध्याय २०मो

### વિષુવ નામનો પુણ્યકાળ, ગાયત્રીજપ તથા પીપળાનું માહાત્મ્ય, ભિન્નભિન્ન ધર્મોના કથનપૂર્વક શિશુમાર આકૃતિનું નિરૂપણ અને પંચગવ્યવિધાન

॥ वैशंपायन उवाच ॥

केशवेनैवमाख्याते धर्मपुत्रः पुनः पुनः ।
पप्रच्छ दानकालस्य विशेष च विधिं नृप ॥१॥

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય રાજા! શ્રીકૃષ્ણે એ પ્રમાણે કહ્યું, એટલે ધર્મપુત્ર યુધિષ્ઠિરે વારંવાર દાનકાળની વિશેષતા તથા વિધિ પૂછવા માંડી.[૧]

યુધિષ્ઠિર બોલ્યા : હે દેવોના દેવ! વિષુવ

નામના પુણ્યકાળે દાન આપવાથી શું ફળ કહેવામાં આવ્યું છે તેમ જ સૂર્ય-ચંદ્રના ગ્રહણસમયે દાન કરવાથી શું ફળ પ્રાપ્ત થાય છે, તે મને કહો.[૨]

ભગવાન બોલ્યા :–હે રાજન્! વિષુવ નામના પુણ્યકાળે, ચંદ્ર-સૂર્યના ગ્રહણસમયે, વ્યતીપાતને દિવસે તથા ઉત્તરાયણના આરંભમાં દાન આપવાથી અક્ષય ફળ મળે છે.[૩] હે રાજન્! ઉત્તરાયણ તથા દક્ષિણાયનના મધ્યકાળને (એટલે મેષસંક્રાંતિને) વિષુવકાળ કહે છે. તે કાળે રાત્રિદિવસ સરખાં હોય છે અને તે કાળની સંધ્યાસમયે બ્રહ્મા, હું તથા શંકર એકીવખતે એકઠા થઈ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય સંબંધી વિચાર કરીએ છીએ. હે રાજન્! અમે જે મુહૂર્તમાં એકઠા થઈએ છીએ તે નિષ્કળ પરમપદરૂપ મુહૂર્તને વિષુવ કહે છે. તે અત્યંત પવિત્ર છે. એટલું જ નહિ, પણ તે મુહૂર્તને અક્ષરબ્રહ્મ તથા પરમબ્રહ્મ કહેલ છે અને તે મુહૂર્તમાં સર્વ યોગીપુરુષો પરમ પદનું ચિંતન કરે છે.[૪–૭] દેવો, વસુઓ, રુદ્રો, પિતરો, અશ્વિનીકુમારો, સાધ્યો, વિશ્વેદેવાઓ, ગંધર્વો, સિદ્ધો, બ્રહ્મર્ષિઓ, ચંદ્ર આદિ ગ્રહો, નદીઓ, સમુદ્રો, મરુતો, અપ્સરાઓ, નાગો, યક્ષો, રાક્ષસો, ગુહ્યકો અને એ સિવાયના બીજા સર્વ યોગીઓ વિષુવકાળમાં ઇંદ્રિયોનો જય કરી ઉપવાસ કરે છે અને ખાસ કરીને ધ્યાનપરાયણ થાય છે. હે યુધિષ્ઠિર! તમે દાન આપો. અન્ન, ગાય, તલ, પૃથ્વી, કન્યા, ઘર, ધર્મશાળા, ધાન્ય, વાહન તથા શયન અને બીજું જે કંઈ મેં તમને કહ્યું છે તેનું તથા બીજી સર્વ વસ્તુઓનું વિષુવકાળમાં શ્રોત્રિય બ્રાહ્મણોને ખાસ કરીને દાન આપવું. હે કુંતીપુત્ર! તે દાનનો કદી ક્ષય થતો નથી, પણ તેનું પુણ્ય પ્રતિદિન કરોડોગણું વૃદ્ધિ પામે છે. જે મનુષ્ય વિષુવકાળમાં મને અથવા શંકરને સ્નાન કરાવે છે તથા યથાયોગ્ય રીતે પૂજે છે, તેનું પુણ્યફળ તમે સાંભળો.[૮–૧૪] તેનાં દશ જન્મનાં કરેલાં પાપો નાશ પામે છે અને તેને દશ અશ્વમેધયજ્ઞ કર્યાનું ફળ મળે છે.[૧૫] વળી (મરણને અંતે) દિવ્ય વિમાનમાં બેસી તે ઇચ્છાનુસાર રૂપ ધારણ કરી સુખથી મારા લોકમાં અથવા રુદ્રલોકમાં જાય છે. ત્યાં દેવો તથા ગંધર્વો તેની સ્તુતિ કરે છે અને એક કરોડ તથા હજાર દેવતાઈ વર્ષો સુધી સુખથી ક્રીડા કરે છે. પછી કાળે કરી ત્યાંથી નીકળીને તે આ લોકમાં ચારે વેદમાં પારંગત થયેલો અને બ્રહ્મને જાણનારો ઉત્તમ બ્રાહ્મણ થાય છે.[૧૬–૧૮] આકાશમાં ચંદ્ર તથા સૂર્યનું ગ્રહણ થાય છે, ત્યારે જે મનુષ્ય મારી અથવા શંકરની ગાયત્રીનો જપ કરે છે અને ભક્તિપૂર્વક શંખો, વાદિત્રો, ઝાલરો તથા ઘંટડીઓનો શબ્દ કરે છે, તેનું પુણ્યફળ તમે સાંભળો. ગીતવાદિત્ર કરવાથી, હોમ તથા જપ કરવાથી અને ઉત્કૃષ્ટ નામોનું ઉચ્ચારણ કરવાથી રાહુ દુર્બળ થાય છે અને ચંદ્ર બળવાન થાય છે. વળી ચંદ્ર-સૂર્યના ગ્રહણસમયે શ્રોત્રિયોને જે કંઈ દાન કર્યું હોય છે, તે હજારગણું થઈને દાતાને પ્રાપ્ત થાય છે.[૧૯–૨૨] હે રાજા! મહાપાપી મનુષ્ય પણ ગ્રહણસમયે આપેલા દાનથી તત્કાળ નિષ્પાપ થાય છે; અને છેવટે ચંદ્ર-સૂર્ય સમાન પ્રકાશતા સુશોભિત વિમાનમાં બેસી તે સુંદર એવા ચંદ્રલોકમાં જાય છે. ત્યાં અપ્સરાઓના ગણો તેની સેવા કરે છે અને આકાશમાંનાં નક્ષત્રો ચંદ્રની સાથે જ્યાં સુધી સ્થિતિ કરે છે, ત્યાં સુધી ચંદ્રલોકમાં તે આનંદ કરે છે. આ પછી હે યુધિષ્ઠિર! પુણ્યકાળ પૂર્ણ થયે તે ત્યાંથી નીકળીને આ લોકમાં વેદવેદાંગને જાણનારો અને કરોડો ધનનો પતિ બ્રાહ્મણ થાય છે.[૨૩–૨૧]

યુધિષ્ઠિર બે[illegible] તમારી ગાયત્રી–

નો કેવી રીતે જપ કરવો ? હે પ્રભુ ! તેનું ફળ શું મળે છે, તે હે દેવેશ્વર ! તમે મને કહો.

ભગવાન બોલ્યા : દ્વાદશીને દિવસે, વિષુવકાળે, ચંદ્ર-સૂર્યના ગ્રહણસમયે, ઉત્તરાયણને દિવસે, શ્રવણનક્ષત્ર તથા વ્યતીપાતને દિવસે, પીપળાનાં દર્શન કરતી વેળા અને મારાં દર્શન કરતી વખતે મારી ગાયત્રીનો અથવા મારા અષ્ટાક્ષર મંત્રનો જપ કરવો. હે રાજા ! એ રીતે જપ કરનારા મનુષ્યનું જે કંઈ પાપ હોય છે, તેનો નાશ થાય છે, એમાં સંશય નથી.[૨૭-૨૯]

યુધિષ્ઠિર બોલ્યા : હે દેવ ! શું પીપળાનું દર્શન તમારા દર્શન સમાન છે ? આ વાત તમે મને કહો. આમાં મને પરમ આશ્ચર્ય થાય છે.[૩૦]

ભગવાન બોલ્યા : પીપળારૂપે હું ત્રણે જગતનું રક્ષણ કરું છું. જે સ્થળે પીપળો નથી તે સ્થળે હું રહી શકતો નથી.[૩૧] હે રાજન્ ! જે સ્થળે હું રહેલો છું તે સ્થળે પીપળો પણ રહેલો છે. જે પીપળાનું ભક્તિપૂર્વક પૂજન કરે છે, તે સાક્ષાત્ મારું પૂજન કરે છે.[૩૨] જે મનુષ્ય પીપળાને કોપથી પ્રહાર કરે છે, તે મને જ પ્રહાર કરે છે; માટે પીપળાની હમેશાં પ્રદક્ષિણા કરવી, તેને કદી કાપવો નહિ.[૩૩]

વ્રતનું પારણું એ તીર્થ કહેવાય છે; સરળતા તીર્થ કહેવાય છે; દેવોની, ગુરુની, પિતાની તથા માતાની સેવા તીર્થ કહેવાય છે; પત્નીને સંતોષ આપવો તે તીર્થ કહેવાય છે અને ગૃહસ્થાશ્રમ તીર્થ કહેવાય છે.[૩૪,૩૫] અતિથિસત્કાર ઉત્તમ તીર્થ છે, સનાતન બ્રહ્મ તીર્થરૂપ છે, બ્રહ્મચર્ય ઉત્તમ તીર્થ છે અને ત્રેતા અગ્નિ તીર્થ છે.[૩૬] હે કુંતીપુત્ર ! સર્વનું મૂળ ધર્મ છે, એમ જાણીને તેમાં મન સ્થિર કરો અને સર્વ તીર્થોમાં જાઓ. ધર્મથી ધર્મની વૃદ્ધિ થાય છે.[૩૭] વિદ્વાનો કહે છે કે, તીર્થ બે પ્રકારનાં છે: એક સ્થાવર તીર્થ અને બીજું જંગમ તીર્થ. તેમાં સ્થાવર તીર્થ કરતાં જંગમ તીર્થ અધિક છે; કેમ કે તેથી જ્ઞાન મળી શકે છે.[૩૮] હે ભારત ! જે પુરુષ આ લોકમાં શુદ્ધ કર્મ કરનારો હોય છે, તેના હૃદયમાં સર્વ તીર્થો વસે છે અને તેથી જ તે તીર્થરૂપ કહેવાય છે. ગુરુતીર્થ શ્રેષ્ઠ જ્ઞાનરૂપ છે, એથી ઉત્તમ બીજું કોઈ તીર્થ નથી. જ્ઞાનતીર્થ શ્રેષ્ઠ તીર્થ છે અને બ્રહ્મતીર્થ સનાતન તીર્થ છે. હે પાંડવ ! ક્ષમા સર્વ તીર્થોમાં ઉત્તમ તીર્થ છે. ક્ષમાશીલ પુરુષોને આ લોક તથા પરલોક બન્નેની પ્રાપ્તિ થાય છે.[૩૯-૪૧] માન આપ્યું હોય કે અપમાન કર્યું હોય, પૂજા કરી હોય કે તિરસ્કાર કર્યો હોય, ગાળો દીધી હોય કે તર્જના કરી હોય, છતાં ક્ષમાગુણને ધારણ કરનારો પુરુષ તીર્થરૂપ કહેવાય છે.[૪૨] ક્ષમા યજ્ઞરૂપ છે, દાનરૂપ છે અને તેનાથી જ જગત ધારણ થઈ રહ્યું છે. ક્ષમા અહિંસારૂપ છે, ધર્મરૂપ છે, ઇંદ્રિયનિગ્રહરૂપ છે, દયારૂપ છે અને યજ્ઞરૂપ છે.[૪૩,૪૪] ક્ષમાવાન બ્રાહ્મણ દેવ છે, ક્ષમાવાન બ્રાહ્મણ શ્રેષ્ઠ છે, ક્ષમાવાન મનુષ્ય સ્વર્ગ પામે છે, યશ મેળવે છે અને મોક્ષ પામે છે. ક્ષમાશીલ મનુષ્ય જ સાધુ કહેવાય છે.[૪૫] હે ભારત ! આત્મા નદીરૂપ છે, પવિત્ર તીર્થરૂપ છે, સર્વ તીર્થોમાં મુખ્ય તીર્થ છે, નિરંતર યજ્ઞરૂપ મનાય છે અને સ્વર્ગ તથા મોક્ષ એ સર્વ તેને અધીન છે.[૪૬] જે મનુષ્ય આચારથી સ્વચ્છ થયેલા અને સત્ય તથા ક્ષમાથી અતુલ શીતળ બનેલા જ્ઞાનરૂપ જળથી નિત્ય સ્નાન કરે છે, તેને પુન જળના તીર્થનું શું પ્રયોજન છે ?×[૪૭]

યુધિષ્ઠિર બોલ્યા : હે ભગવન્ ! સર્વ પાપોનો નાશ કરનારું અને સહેલું પ્રાયશ્ચિત્ત તમે મને કહો. હે દેવશ્રેષ્ઠ ! હું તમારો ભક્ત છું.[૪૮]

× અર્થાત્ જ્ઞાનતીર્થમા સ્નાન કરી રહેના મનુષ્યને બીજાં લૌકિક તીર્થોની જરૂર નથી.

ભગવાન બોલ્યા : હું તમને એક ગુપ્ત પ્રાયશ્ચિત્ત કહું છું. આ પ્રાયશ્ચિત્ત પાપીઓને તથા અધાર્મિક પુરુષોને સંભળાવવા યોગ્ય નથી.[૪૯] કોઈ પવિત્ર બ્રાહ્મણને જોઈ મારામાં મન રાખી 'ॐ नमो ब्रह्मण्यदेवाय' એમ કહી તેને વંદન કરવું.[૫૦] પછી અષ્ટાક્ષર મંત્ર બોલી તેની પ્રદક્ષિણા કરવી. આથી પ્રસન્ન થયેલા એ બ્રાહ્મણ દ્વારા (પ્રદક્ષિણા કરનાર) મનુષ્યના પાપનો હું નાશ કરું છું.[૫૧] વરાહે (ભૂંડે) ખોદી કાઢેલી માટીને મસ્તક પર ધારણ કરી સો પ્રાણાયામ કરનારો મનુષ્ય પાપથી મુક્ત થાય છે.[૫૨] જે મનુષ્ય સૂર્યગ્રહણસમયે પૂર્વ તરફ વહેતી નદીના કિનારા ઉપર જઈ મારા દેવાલયની સમીપ દક્ષિણાવર્તવાળા શંખ ઉપરથી અથવા કપિલા ગાયના શિંગડા ઉપરથી પડતા જળ વડે માત્ર એક જ વખત સ્નાન કરે છે, તેનાં સર્વ સંચિત પાપો તત્કાળ નાશ પામે છે.[૫૩,૫૪] હે યુધિષ્ઠિર! જે મનુષ્ય રોહિણી નક્ષત્રને દિવસે અથવા એકાદશીને દિવસે કપિલા ગાયના મસ્તક ઉપરથી પડતા જળ વડે અથવા તેના મૂત્રથી સ્નાન કરે છે અથવા બ્રાહ્મણના ચરણોદકથી સ્નાન કરે છે, તેનાં પાપ પણ નાશ પામે છે.

જે મનુષ્ય ચૌદ અંગવાળા શિશુમાર નામના પ્રજાપતિને ભક્તિપૂર્વક વંદન કરે છે, તેનાં પાપ નાશ પામે છે. હે યુધિષ્ઠિર! તે શિશુમારનાં ચૌદ અંગોનું હું વર્ણન કરું છું, તે તમે સાંભળો. ધર્મ તેનું મસ્તક છે, બ્રહ્મા તેની હડપચી છે, બે વૃષ (ધર્મ) તેનાં ઉત્તર–દક્ષિણ પડખાં છે, વિષ્ણુ તેનું હૃદય છે, અશ્વિનીકુમાર તેના બે ખભા છે, અત્રિઋષિ તેનો મધ્યભાગ છે, સંવત્સર તેનું લિંગ છે, મિત્રાવરુણ તેના બે પગ છે, અગ્નિ તેની બે સાથળો છે, ઇંદ્ર તેનો વાંસો છે, પ્રજાપતિ તેની પીઠ છે અને અભય તેનો પાછળનો ભાગ છે. આ શિશુમારનું જ બીજું નામ ધ્રુવ છે. આ રીતે શિશુમાર પ્રજાપતિનાં સર્વ અંગો તમારે જાણવાં.*[૫૫–૬૦] જે મનુષ્ય પૂનમને દિવસે ઉપવાસ કરી પંચગવ્યનું પ્રાશન કરે છે, તેનાં પૂર્વજન્મનાં સર્વ સંચિત પાપો નાશ પામે છે.[૬૧] તેમ જ જે મનુષ્ય પ્રત્યેક મહિને જુદા જુદા મંત્રોચ્ચારપૂર્વક બ્રહ્મકૂર્ચનું પ્રાશન કરે છે, તેનાં પાપો પણ નાશ પામે છે.[૬૨] હે ભારત! એ બ્રહ્મકૂર્ચ પીવાના પાત્ર વિષે તથા બ્રહ્મકૂર્ચ વિષે તમે સાંભળો. ખાખરાનું, કમળનાં પાંદડાંનું, ત્રાંબાનું અથવા સુવર્ણનું પાત્ર ગ્રહણ કરવું; કેમ કે બ્રહ્મકૂર્ચના પાન માટે તે જ પાત્રો કહેવામાં આવ્યાં છે. તે પાત્રમાં ગાયત્રીમંત્રથી ગોમૂત્ર લેવું, 'गंधद्वारा' એ મંત્રથી છાણ લેવું, 'आप्यायस्व' એ મંત્રથી દૂધ લેવું, 'दधिक्राव्णो' એ મંત્રથી દહીં લેવું, 'तेजोऽसि शुक्रम्' એ મંત્રથી ઘી લેવું અને 'देवस्य त्वा' એ મંત્રથી દર્ભ તથા જળ લેવું. જે મનુષ્ય 'आपो हि ष्ठा' એ ઋચાથી જવનું ચૂર્ણ લઈ, બ્રહ્માને વિધિ પ્રમાણે આહુતિ આપી, પ્રદીપ્ત અગ્નિમાં હોમ કરી, ૐકાર મંત્રથી તે ચૂર્ણને હલાવી વલોવીને તથા ઊંચું કરીને ૐકાર મંત્રથી જ તેનું પાન કરે છે, તે મનુષ્ય સર્પ જેમ કાંચળીથી મુક્ત થાય છે, તેમ મોટા પાપથી પણ મુક્ત થાય છે. જે મનુષ્ય જળની અંદર સૂર્ય સામે ઊભો રહીને 'भद्रं नः' એ ચરણનો તથા ઋગ્વેદની સંહિતાનો પાઠ કરે છે તેનાં પાપ નાશ પામે છે.[૬૩–૬૮] વળી જે મનુષ્ય મારામાં મન રાખી મારા સૂક્તનો (પુરુષસૂક્તનો) મનમાં પાઠ કરે છે, તે પણ કમળ જેમ જળથી ભીંજાતું નથી તેમ પાપથી લેપાતો નથી.[૬૯]

ઇતિ શ્રીમહાભારતમાં અધ્યાય ૨૦મો સમાપ્ત

* આ ઠેકાણે ચૌદ અંગોનો બરાબર મેળ બેસતો નથી, વધઘટ થાય છે.

# અધ્યાય ૨૧ મો
## પ્રભુભક્તિનું સામર્થ્ય

॥ युधिष्ठिर उवाच ॥

कीदृशा ब्राह्मणाः पुण्या भावशुद्धाः सुरेश्वर ।
यत्कर्म सकलं नैति कथयस्व ममानघ ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે દેવેશ્વર ! કેવા બ્રાહ્મણો પવિત્ર અને શુદ્ધ ભાવવાળા કહેવાય છે અને કયું કર્મ સફળ થતું નથી ? હે નિર્દોષ, તે તમે મને કહો.[1]

ભગવાન બોલ્યા : હે પાંડવ ! બ્રાહ્મણોનું કર્મ જે રીતે સફળ થાય છે તથા નિષ્ફળ થાય છે, તે સર્વ અનુક્રમે હું તમને કહું છું. સાંભળો. જો હૃદયમાં શુદ્ધ ભાવ ન હોય, તો ત્રણ દંડ ધારણ કરવા, મૌન ધારણ કરવું, જટા ધારણ કરવી, મુંડન કરાવવું, વલ્કલ વસ્ત્ર તથા મૃગચર્મ પહેરવાં, વ્રતો કરવાં, અભિષેક કરવો, અગ્નિહોત્ર પાળવું, ઘેર નિવાસ કરવો (એટલે ગૃહસ્થાશ્રમ પાળવો.), સ્વાધ્યાય કરવો તથા સ્ત્રીઓનો સત્કાર કરવો એ સર્વ કર્મો નિષ્ફળ થાય છે.[2-4] હે રાજન્ ! શ્રદ્ધાવિનાનું અગ્નિહોત્ર તથા વેદાધ્યયન વ્યર્થ છે. સદાચરણથી દેવો પ્રસન્ન થાય છે, તેનું પ્રમાણ વેદો છે.[5] હું માનું છું કે, જે ક્ષમાશીલ છે, દમગુણનિષ્ઠ છે, ક્રોધને જીતનાર છે, મનને વશ રાખે છે તથા ઇંદ્રિયોને જીતે છે, તે શ્રેષ્ઠ બ્રાહ્મણ છે; બાકીના તો શૂદ્ર જ છે.[6] જેઓ અગ્નિહોત્ર તથા વ્રતાચરણમાં તત્પર રહે છે, સ્વાધ્યાય કરવામાં આસક્ત રહે છે, પવિત્ર હોય છે અને ઉપવાસ કરવામાં પ્રીતિવાળા હોય છે, તેમને દેવો બ્રાહ્મણ કહે છે. હે રાજન્ ! જાતિથી મનુષ્ય પૂજ્ય થતો નથી, પણ ગુણોથી જ પૂજાય છે. ચાંડાલજાતિનો મનુષ્ય પણ જો સદાચારી હોય તો દેવો તેને બ્રાહ્મણ કહે છે.[7,8] હે ભારત ! માનસિક શૌચ, કર્મશૌચ, કુલશૌચ, શરીરશૌચ અને વાક્શૌચ આ પ્રમાણે પાંચ પ્રકારનું શૌચ (પવિત્રતા) કહેલ છે.[9] આ પાંચ પ્રકારનાં શૌચમાં માનસિક શૌચ સર્વ કરતાં અધિક છે; કેમકે માનસિક પવિત્રતાથી મનુષ્યો સ્વર્ગમાં જાય છે.[10] જે બ્રાહ્મણ વર્ણસંકર પ્રજા ઉત્પન્ન કરનારો હોય, અગ્નિહોત્રથી ભ્રષ્ટ હોય અને વેપાર કરવામાં મશગૂલ રહેતો હોય, તે શૂદ્ર સમાન છે.[11] હે કુંતીપુત્ર ! જેની વેદશ્રુતિ નાશ પામી હોય, જે ખેતીવાડીનો ધંધો કરતો હોય અને બીજાં વિરુદ્ધ કર્મોને સેવતો હોય, તે બ્રાહ્મણ શૂદ્ર કહેવાય છે.[12] 'વૃષ' એટલે ધર્મ, અને તે ધર્મનો જે નાશ કરે તેને જ દેવતાઓ 'વૃષલ' કહે છે; અર્થાત્ ધર્મહીન બ્રાહ્મણ ચાંડાલ કરતાં પણ અધમ છે.[13] જે મનુષ્ય બ્રહ્મનું ગાન કરનારી સ્તુતિઓથી કોઈ શૂદ્રની સ્તુતિ કરે છે પણ મારી સ્તુતિ કરતો નથી, તે પાપી મનુષ્ય ચાંડાલ તુલ્ય છે.[14] જેમ કૂતરાના ચામડાની મશકમાં રહેલું દૂધ અપવિત્ર છે અને કૂતરાએ ચાટેલું હવિષ પણ અપવિત્ર છે, તેમ શૂદ્રમાં રહેલો વેદ પણ દુષ્ટ બની જાય છે.[15] વેદનાં અંગો, ચાર વેદો, મીમાંસા, ન્યાયશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર અને પુરાણ આ ચૌદ વિદ્યાઓ તથા બીજાં જે કોઈ વિદ્યાનાં સ્થાનકો મેં કહ્યાં છે તથા ઉત્પન્ન કર્યાં છે, તે બધાં જગતને પવિત્ર કરવા માટે છે. માટે હે યુધિષ્ઠિર ! તે સર્વ વિદ્યાઓનો શૂદ્રને સ્પર્શ સુદ્ધાં કરવા દેવો નહિ; અર્થાત્ શૂદ્રોને તેમનો અભ્યાસ કરાવવો નહિ; કેમકે શૂદ્રના સ્પર્શમાં આવેલી સર્વ વસ્તુ અપવિત્ર થાય છે, એમાં સંશય નથી.[16-19]

લોકમાં ત્રણ વસ્તુ અપવિત્ર છે તથા પાંચ અમેધ્ય છે. હે ભારત ! કૂતરો, શૂદ્ર તથા ચાંડાલ આ ત્રણ અપવિત્ર છે. હે પાંડવ ! ગવૈયો, કૂકડો, યજ્ઞસ્તંભ, રજસ્વલા સ્ત્રી તથા શૂદ્ર સ્ત્રીનો પતિ– આ પાંચ અમેધ્ય છે. તેમનો કદી સ્પર્શ કરવો નહિ. કોઈ બ્રાહ્મણ પૂર્વોક્ત આઠનો જો સ્પર્શ

કરે, તો તેણે વસ્ત્ર સહિત જળમાં સ્નાન કરવું. જે નરાધમો મારા ભક્તોને શૂદ્રની સમાન ગણી અપમાન પમાડે છે, તેઓ એક કરોડ વર્ષ સુધી નરકમાં જ સડ્યા કરે છે.[૨૦,૨૧] બુદ્ધિમાન પુરુષે ચાંડાલ હોવા છતાં મારી ભક્તિ કરનારા મનુષ્યનું કદી અપમાન કરવું નહિ; કેમ કે મારા ભક્તનું અપમાન કરવાથી મનુષ્યો રૌરવનરકમાં પડે છે. મારા ભક્તને બીજા ભક્તો ઉપર અત્યંત પ્રીતિ હોય છે; તેથી મારા ભક્તના ભક્તોને પણ અત્યંત પૂજવા જોઈએ.[૨૨,૨૩] તમે જાણો કે કીડા, પક્ષી તથા મૃગો પણ જો મારામાં ચિત્ત સ્થાપે છે, તો તેમની ઉચ્ચ ગતિ જ થાય છે; તો પછી જ્ઞાની મનુષ્યોની ઉચ્ચ ગતિ થાય એમાં શું આશ્ચર્ય છે![૨૪] હરકોઈ શૂદ્ર જો મને પત્ર, પુષ્પ, ફળ અથવા જળ પણ ભક્તિપૂર્વક અર્પણ કરે છે, તો તેને હું શિરસા ધારણ કરું છું.[૨૫] હે ભારત! મને પ્રિય એવા બ્રાહ્મણો ભલે લગભગ શૂદ્ર જેવા બની ગયા હોય, તોપણ તેમની બ્રાહ્મણ તરીકે જ ભક્તિથી પૂજા કરવી; કેમ કે તેઓમાં એ સ્વરૂપે હું જ તે પૂજાને સ્વીકારું છું.[૨૬] જે બ્રાહ્મણો પ્રાણીમાત્રના હૃદયમાં રહેલા મને વેદોક્ત માર્ગથી જ પૂજે છે, તેઓ મારા સાયુજ્યને પામે છે.[૨૭] હે યુધિષ્ઠિર! મારા ભક્તોનું હિત કરવા માટે જ મેં અવતારો ધારણ કરેલા છે. માટે મારા હરકોઈ અવતારની મૂર્તિનું પૂજન કરવું.[૨૮] આ મારા અવતારોમાંની કોઈ પણ મૂર્તિનું જે મનુષ્ય ભક્તિથી પૂજન કરે છે, તેથી હું પ્રસન્ન જ થાઉં છું એમાં સંશય નથી. માટી, મણિ, રત્ન, તાંબું, રૂપું અથવા સુવર્ણ, આમાંના કોઈ પણ પદાર્થની મૂર્તિ બનાવીને મારું પૂજન કરવું. આ પદાર્થોની મૂર્તિ બનાવી પૂજન કરનારને ઉત્તરોત્તર દશ દશગણું પુણ્ય પ્રાપ્ત થાય છે. રાજાએ વિજયની ઇચ્છા રાખી પૂજન કરવું, બ્રાહ્મણે વિદ્યાની અભિલાષાથી પૂજન કરવું, વૈશ્યે ધનની ઇચ્છાથી પૂજન કરવું, શૂદ્રે સુખના ફળની ઇચ્છાથી પૂજન કરવું અને સ્ત્રીએ હરકોઈ કામનાથી મારું પૂજન કરવું. એથી તેઓ સર્વ કામનાઓને સંપાદન કરે છે.[૨૯–૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત વૈષ્ણવધર્મ-પર્વમાં 'પ્રભુભક્તિનું સામર્થ્ય' નામનો અધ્યાય ૨૧ મો સમાપ્ત

## अध्याय २२मो

### બ્રાહ્મણને ભ્રષ્ટ કરનારાં દુષ્કર્મો

युधिष्ठिर उवाच ॥

**कीदृशानां तु शूद्राणां नानुगृह्णासि चार्चनम् ।
उद्वेगस्तव कस्माद्धि तन्मे ब्रूहि सुरेश्वर ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા: હે દેવેશ્વર! કેવા શૂદ્રોની પૂજાને તમે ગ્રહણ કરતા નથી, શા માટે તમને શૂદ્રોની પૂજા સ્વીકારવામાં ઉદ્વેગ થાય છે, તે મને કહો.[૧]

ભગવાન બોલ્યા: હે રાજેંદ્ર! ચાંડાળે કરેલી પૂજાને જેમ હું સ્વીકારતો નથી, તેમ વ્રતભ્રષ્ટ અને અભક્ત એવા શૂદ્રે કરેલી પૂજાનો પણ હું ત્યાગ કરું છું.[૨] હે યુધિષ્ઠિર! ગાયો, બ્રાહ્મણો તથા પીપળો આ ત્રણ દેવસ્વરૂપ છે; એટલું જ નહિ પણ હું તથા શંકરસ્વરૂપ છે; માટે મારા ભક્તે એ ત્રણનું કદી અપમાન કરવું નહિ; કેમ કે તેનું જો અપમાન કરવામાં આવે છે, તો તે સાત પેઢી સુધીના કુળને બાળી નાખે છે.[૩,૪] હે પાંડવ! પીપળો, ગાયો તથા બ્રાહ્મણો મારા સ્વરૂપ છે. તેમની જો પૂજા કરવામાં આવે છે, તો તેઓ તારી દે છે, માટે પ્રયત્નપૂર્વક એ ત્રણેની તમે પૂજા કરો.[૫]

યુધિષ્ઠિર બોલ્યા: બ્રાહ્મણ પોતાના બ્રાહ્મણ-દેહથી જ શૂદ્રપણાને કેમ પામે છે અને તેનું બ્રહ્મતેજ કેવી રીતે નાશ પામે છે, હે દેવ! તે તમે મને કહો.[૬]

ભગવાન બોલ્યા: જે બ્રાહ્મણ બાર વર્ષ સુધી કૂવાના જળથી સ્નાન કરે છે, તે પોતાના એ જ શરીરથી શૂદ્રપણાને પામે છે, એમાં સંશય નથી.[૭] જે બ્રાહ્મણ રાજાનો આશ્રય લઈ બાર વર્ષ સુધી જીવે છે, તે વેદપારંગત હોય તોપણ શૂદ્ર બની જાય છે.[૮] જે બ્રાહ્મણ પાટણ(પાટનગર)માં તથા નગરમાં બાર વર્ષ સુધી સ્થાયી રહે છે, તે પણ શૂદ્રપણાને પામે છે, એમાં કંઈ સંશય નથી.[૯] જે બ્રાહ્મણ કામથી મોહિત થઈ શૂદ્ર સ્ત્રીમાં પુત્ર ઉત્પન્ન કરે છે, તેના શરીરમાં રહેલું બ્રહ્મતેજ તત્કાળ નાશ પામે છે.[૧૦] જે બ્રાહ્મણ (યજ્ઞીય કારણ વિના) વૃથા સોમનું ભક્ષણ કરે છે, તેના શરીરમાં રહેલું બ્રહ્મતેજ તત્કાળ નાશ પામે છે.[૧૧] હે રાજા! જે બ્રાહ્મણ જિહ્વાથી મૈથુન કરે છે તેના શરીરનું બ્રહ્મતેજ પણ તુરત નાશ પામે છે.[૧૨] હે યુધિષ્ઠિર! જે બ્રાહ્મણો દુર્લભ બ્રાહ્મણપણું સંપાદન કરી તેનો દુષ્ટ માર્ગે વ્યય કરે છે, તેમનો હું શોક કરું છું.[૧૩] માટે મારા પર પ્રીતિ રાખનારા હરકોઈ દ્વિજાતિએ જાતિને ભ્રષ્ટ કરનારું કર્મ કદી કરવું નહિ.[૧૪]

ઇતિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વાં તર્ગત વૈષ્ણવધર્મપર્વમા 'બ્રાહ્મણને ભ્રષ્ટ કરનારા દુષ્કર્મો' નામનો અધ્યાય ૨૨મો સમાપ્ત

## अध्याय २३मो

### વિવિધ ધર્મકથન તથા શ્રીકૃષ્ણનું દ્વારકાગમન

॥ युधिष्ठिर उवाच ॥

देशांतरगते विप्रे संयुक्ते कालकर्मणा।
शरीरनाशे संप्राप्ते कथं प्रेतत्वकल्पना ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા: કોઈ બ્રાહ્મણ પરદેશમાં જ કાળધર્મ પામી મરણ પામ્યો હોય, ત્યારે તેના પુત્રાદિએ તેની પ્રેતકલ્પના કેવી રીતે કરવી?[૧]

ભગવાન બોલ્યા: કોઈ અગ્નિહોત્રી બ્રાહ્મણ તેવી રીતે પરદેશમાં જ મરણ પામ્યો હોય તો ખાખરાનાં કાષ્ઠોથી તેના મૃતશરીરની કલ્પના કરવી. હે યુધિષ્ઠિર! મનુષ્યના શરીરમાં ત્રણસો ને સાઠ હાડકાં કહેલાં છે, માટે તે પ્રમાણે શાસ્ત્રાનુસાર પ્રેતકલ્પના કરવી.[૨,૩] ચાળીસ લાકડાં (ખાખરાની સળીઓ) મસ્તકને સ્થાને મૂકવાં, દશ ડોકને સ્થાને મૂકવાં, સો બાહુને સ્થાને મૂકવાં, દશ આંગળીઓને સ્થાને મૂકવાં, ત્રીસ છાતીને સ્થાને મૂકવાં, વીસ ઉદરને સ્થાને મૂકવાં, છ વૃષણને સ્થાને મૂકવાં, ચાર લિંગને સ્થાને મૂકવાં, સો બે સાથળોને સ્થાને મૂકવાં ત્રીસ ઢીંચણ તથા જાંઘને સ્થાને મૂકવાં, અને દશ પગને સ્થાને મૂકવાં. આ રીતે પ્રેતકલ્પના થાય છે.[૪–૬]

યુધિષ્ઠિર બોલ્યા: જેઓ જગતમાં પ્રસિદ્ધ એવાં તીર્થોમાં જવા અશક્ત હોય છે, તેવા ભક્તોના પર અનુગ્રહ કરી તેમને તારવા માટે તેનું પ્રતિનિધિતીર્થ તમે મને કહો.[૭]

ભગવાન બોલ્યા: સામવેદનું ગાન કરનારા પુરુષો કહે છે કે, સત્ય સર્વ તીર્થોમાં પવિત્ર તીર્થ છે; સત્ય બોલવું તે તીર્થ છે; અહિંસા તીર્થ કહેવાય છે અને તપ, દયા તથા સદાચરણ તીર્થ છે. વળી હે યુધિષ્ઠિર! અલ્પ સંગ્રહથી સંતોષ માનવો તે તીર્થ છે અને પતિવ્રતા સ્ત્રી તીર્થરૂપ છે.[૮,૯] સંતોષી બ્રાહ્મણ તીર્થ છે, જ્ઞાન તીર્થ છે, મારો તથા શંકરનો ભક્ત ખાસ કરીને તીર્થ છે, સંન્યાસીઓ તીર્થ છે, વિદ્વાનો તીર્થ કહેવાય છે, શરણાગતનું રક્ષણ કરનારા પુરુષ તીર્થ છે અને વિદ્વાનો તીર્થ કહેવાય છે.[૧૦,૧૧] હું ત્રણે લોકમાં નિર્ભય છું, મને કોઈના તરફથી ભય નથી; દિવસે કે રાત્રે હું ડરતો નથી, માત્ર શૂદ્રે કરેલા વેદધ્વનિથી હું ડરું છું. હે રાજા! દેવો, દૈત્યો કે રાક્ષસોથી મને ભય નથી, પણ શૂદ્રના મુખમાંથી નીકળેલા વેદમંત્રથી હું નિત્ય ભય પામું છું.[૧૨,૧૩]

કરે, તો તેણે વસ્ત્ર સહિત જળમાં સ્નાન કરવું. જે નરાધમો મારા ભક્તોને શૂદ્રની સમાન ગણી અપમાન પમાડે છે, તેઓ એક કરોડ વર્ષ સુધી નરકમાં જ સબડ્યા કરે છે.[૨૦,૨૧] બુદ્ધિમાન પુરુષે ચાંડાલ હોવા છતાં મારી ભક્તિ કરનારા મનુષ્યનું કદી અપમાન કરવું નહિ; કેમ કે મારા ભક્તનું અપમાન કરવાથી મનુષ્યો રૌરવનરકમાં પડે છે. મારા ભક્તને બીજા ભક્તો ઉપર અત્યંત પ્રીતિ હોય છે; તેથી મારા ભક્તના ભક્તોને પણ અત્યંત પૂજવા જોઈએ.[૨૨,૨૩] તમે જાણો કે કીડા, પક્ષી તથા મૃગો પણ જો મારામાં ચિત્ત સ્થાપે છે, તો તેમની ઉચ્ચ ગતિ જ થાય છે; તો પછી જ્ઞાની મનુષ્યોની ઉચ્ચ ગતિ થાય એમાં શું આશ્ચર્ય છે?[૨૪] હરકોઈ શૂદ્ર જો મને પત્ર, પુષ્પ, ફળ અથવા જળ પણ ભક્તિપૂર્વક અર્પણ કરે છે, તો તેને હું શિરસા ધારણ કરું છું.[૨૫] હે ભારત! મને પ્રિય એવા બ્રાહ્મણો ભલે લગભગ શૂદ્ર જેવા બની ગયા હોય, તોપણ તેમની બ્રાહ્મણ તરીકે જ ભક્તિથી પૂજા કરવી; કેમ કે તેઓમાં એ સ્વરૂપે હું જ તે પૂજાને સ્વીકારું છું.[૨૬] જે બ્રાહ્મણો પ્રાણીમાત્રના હૃદયમાં રહેલા મને વેદોક્ત માર્ગથી જ પૂજે છે, તેઓ મારા સાયુજ્યને પામે છે.[૨૭] હે યુધિષ્ઠિર! મારા ભક્તોનું હિત કરવા માટે જ મેં અવતારો ધારણ કરેલા છે. માટે મારા હરકોઈ અવતારની મૂર્તિનું પૂજન કરવું.[૨૮] આ મારા અવતારોમાંની કોઈ પણ મૂર્તિનું જે મનુષ્ય ભક્તિથી પૂજન કરે છે, તેથી હું પ્રસન્ન જ થાઉં છું એમાં સંશય નથી. માટી, મણિ, રત્ન, તાંબું, રૂપું અથવા સુવર્ણ, આમાંના કોઈ પણ પદાર્થની મૂર્તિ બનાવીને મારું પૂજન કરવું. આ પદાર્થોની મૂર્તિ બનાવી પૂજન કરનારને ઉત્તરોત્તર દશ દશગણું પુણ્ય પ્રાપ્ત થાય છે. રાજાએ વિજયની ઇચ્છા રાખી પૂજન કરવું, બ્રાહ્મણે વિદ્યાની અભિલાષાથી પૂજન કરવું, વૈશ્યે ધનની ઇચ્છાથી પૂજન કરવું, શૂદ્રે સુખના ફળની ઇચ્છાથી પૂજન કરવું અને સ્ત્રીએ હરકોઈ કામનાથી મારું પૂજન કરવું. એથી તેઓ સર્વ કામનાઓને સંપાદન કરે છે.[૨૯-૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્વમેધિકપર્વાંતર્ગત વૈષ્ણવધર્મ-પર્વમાં 'પ્રભુભક્તિનું સામર્થ્ય' નામનો અધ્યાય ૨૧ મો સમાપ્ત

## અધ્યાય ૨૨મો

### બ્રાહ્મણને ભ્રષ્ટ કરનારાં દુષ્કર્મો

યુધિષ્ઠિર ઉવાચ ॥

**कीदृशानां तु शूद्राणां नानुगृह्णासि चार्चनम् ।**
**उद्वेगस्तव कस्माद्धि तन्मे ब्रूहि सुरेश्वर ॥१॥**

યુધિષ્ઠિર બોલ્યા: હે દેવેશ્વર! કેવા શૂદ્રોની પૂજાને તમે ગ્રહણ કરતા નથી, શા માટે તમને શૂદ્રોની પૂજા સ્વીકારવામાં ઉદ્વેગ થાય છે, તે મને કહો.[૧]

ભગવાન બોલ્યા: હે રાજેંદ્ર! ચાંડાળે કરેલી પૂજાને જેમ હું સ્વીકારતો નથી, તેમ વ્રતભ્રષ્ટ અને અભક્ત એવા શૂદ્રે કરેલી પૂજાનો પણ હું ત્યાગ કરું છું.[૨] હે યુધિષ્ઠિર! ગાયો, બ્રાહ્મણો તથા પીપળો આ ત્રણ દેવસ્વરૂપ છે; એટલું જ નહિ પણ હું તથા શંકરસ્વરૂપ છે; માટે મારા ભક્તે એ ત્રણનું કદી અપમાન કરવું નહિ; કેમ કે તેનું જો અપમાન કરવામાં આવે છે, તો તે સાત પેઢી સુધીના કુળને બાળી નાખે છે.[૩,૪] હે પાંડવ! પીપળો, ગાયો તથા બ્રાહ્મણો મારા સ્વરૂપ છે. તેમની જો પૂજા કરવામાં આવે છે, તો તેઓ તારી દે છે, માટે પ્રયત્નપૂર્વક એ ત્રણેની તમે પૂજા કરો.[૫]

યુધિષ્ઠિર બોલ્યા: બ્રાહ્મણ પોતાના બ્રાહ્મણ-દેહથી જ શૂદ્રપણાને કેમ પામે છે અને તેનું બ્રહ્મતેજ કેવી રીતે નાશ પામે છે, હે દેવ! તે તમે મને કહો.[૬]

ભગવાન બોલ્યા: જે બ્રાહ્મણ બાર વર્ષ સુધી કૂવાના જળથી સ્નાન કરે છે, તે પોતાના એ જ શરીરથી શૂદ્રપણાને પામે છે, એમાં સંશય નથી.[૭] જે બ્રાહ્મણ રાજાનો આશ્રય લઈ બાર વર્ષ સુધી જીવે છે, તે વેદપારંગત હોય તોપણ શૂદ્ર બની જાય છે.[૮] જે બ્રાહ્મણ પાટણ(પાટનગર)માં તથા નગરમાં બાર વર્ષ સુધી સ્થાયી રહે છે, તે પણ શૂદ્રપણાને પામે છે, એમાં કંઈ સંશય નથી.[૯] જે બ્રાહ્મણ કામથી મોહિત થઈ શૂદ્ર સ્ત્રીમાં પુત્ર ઉત્પન્ન કરે છે, તેના શરીરમાં રહેલું બ્રહ્મતેજ તત્કાળ નાશ પામે છે.[૧૦] જે બ્રાહ્મણ (યજ્ઞીય કારણ વિના) વૃથા સોમનું ભક્ષણ કરે છે, તેના શરીરમાં રહેલું બ્રહ્મતેજ તત્કાળ નાશ પામે છે.[૧૧] હે રાજા! જે બ્રાહ્મણ જિહ્વાથી મૈથુન કરે છે તેના શરીરનું બ્રહ્મતેજ પણ તુરત નાશ પામે છે.[૧૨] હે યુધિષ્ઠિર! જે બ્રાહ્મણો દુર્લભ બ્રાહ્મણપણું સંપાદન કરી તેનો દુષ્ટ માર્ગે વ્યય કરે છે, તેમનો હું શોક કરું છું.[૧૩] માટે મારા પર પ્રીતિ રાખનારા હરકોઈ દ્વિજાતિએ જાતિને ભ્રષ્ટ કરનારું કર્મ કદી કરવું નહિ.[૧૪]

ઇતિ શ્રીમદ્દાભારતમાં આશ્વમેધિકપર્વાન્તર્ગત વૈષ્ણવધર્મપર્વમાં 'બ્રાહ્મણને ભ્રષ્ટ કરનારા દુષ્કર્મો' નામનો અધ્યાય ૨૨ મો સમાપ્ત

## अध्याय २३मो
### વિવિધ ધર્મકથન તથા શ્રીકૃષ્ણનું દ્વારકાગમન

॥ युधिष्ठिर उवाच ॥

**देशांतरगते विप्रे संयुक्ते कालकर्मणा ।**
**शरीरनाशे संप्राप्ते कथं प्रेतत्वकल्पना ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા: કોઈ બ્રાહ્મણ પરદેશમાં જ કાળધર્મ પામી મરણ પામ્યો હોય, ત્યારે તેના પુત્રાદિએ તેની પ્રેતકલ્પના કેવી રીતે કરવી?[૧]

ભગવાન બોલ્યા: કોઈ અગ્નિહોત્રી બ્રાહ્મણ તેવી રીતે પરદેશમાં જ મરણ પામ્યો હોય તો ખાખરાનાં કાષ્ઠોથી તેના મૃતશરીરની કલ્પના કરવી. હે યુધિષ્ઠિર! મનુષ્યના શરીરમાં ત્રણસો ને સાઠ હાડકાં કહેલાં છે, માટે તે પ્રમાણે શાસ્ત્રાનુસાર પ્રેતકલ્પના કરવી.[૨,૩] ચાળીસ લાકડાં (ખાખરાની સળીઓ) મસ્તકને સ્થાને મૂકવાં, દશ ડોકને સ્થાને મૂકવાં, સો બાહુને સ્થાને મૂકવાં, દશ આંગળીઓને સ્થાને મૂકવાં, ત્રીસ છાતીને સ્થાને મૂકવાં, વીસ ઉદરને સ્થાને મૂકવાં, છ વૃષણને સ્થાને મૂકવાં, ચાર લિંગને સ્થાને મૂકવાં, સો બે સાથળોને સ્થાને મૂકવાં ત્રીસ ઢીંચણ તથા જાંઘને સ્થાને મૂકવાં, અને દશ પગને સ્થાને મૂકવાં. આ રીતે પ્રેતકલ્પના થાય છે.[૪-૬]

યુધિષ્ઠિર બોલ્યા: જેઓ જગતમાં પ્રસિદ્ધ એવાં તીર્થોમાં જવા અશક્ત હોય છે, તેવા ભક્તોના પર અનુગ્રહ કરી તેમને તારવા માટે તેનું પ્રતિનિધિતીર્થ તમે મને કહો.[૭]

ભગવાન બોલ્યા: સામવેદનું ગાન કરનારા પુરુષો કહે છે કે, સત્ય સર્વ તીર્થોમાં પવિત્ર તીર્થ છે; સત્ય બોલવું તે તીર્થ છે; અહિંસા તીર્થ કહેવાય છે અને તપ, દયા તથા સદાચરણ તીર્થ છે. વળી હે યુધિષ્ઠિર! અલ્પ સંગ્રહથી સંતોષ માનવો તે તીર્થ છે અને પતિવ્રતા સ્ત્રી તીર્થરૂપ છે.[૮,૯] સંતોષી બ્રાહ્મણ તીર્થ છે, જ્ઞાન તીર્થ છે, મારો તથા શંકરનો ભક્ત ખાસ કરીને તીર્થ છે, સંન્યાસીઓ તીર્થ છે, વિદ્વાનો તીર્થ કહેવાય છે, શરણાગતનું રક્ષણ કરનારા પુરુષ તીર્થ છે અને વિદ્વાનો તીર્થ કહેવાય છે.[૧૦,૧૧] હું ત્રણે લોકમાં નિર્ભય છું, મને કોઈના તરફથી ભય નથી; દિવસે કે રાત્રે હું ડરતો નથી, માત્ર શૂદ્રે કરેલા વેદધ્વનિથી હું ડરું છું. હે રાજા! દેવો, દૈત્યો કે રાક્ષસોથી મને ભય નથી, પણ શૂદ્રના મુખમાંથી નીકળેલા વેદમંત્રથી હું નિત્ય ભય પામું છું.[૧૨,૧૩]

માટે શૂદ્રે મારા નામરૂપ ૐકારમંત્રનો ઉચ્ચાર કરવો નહિ; કેમ કે બ્રહ્મવેત્તાઓ કહે છે કે, લોકમાં ૐકારમંત્ર પણ પરબ્રહ્મરૂપ છે.[૧૪] શૂદ્રોનો ધર્મ જ એ છે કે તેમણે મારા પર ભક્તિ રાખી ત્રણ વર્ણોની સેવા કર્યા કરવી; કેમ કે મારું નિત્ય ચિંતન કરનારા શૂદ્રો એ માર્ગે જ સ્વર્ગલોકમાં જઈ શકે છે. શૂદ્ર ત્રણ વર્ણની સેવા કરીને પરમશ્રેય પામે છે. શૂદ્રને માટે ત્રણ વર્ણની સેવા કર્યા વિના બીજું કોઈ પ્રાયશ્ચિત્ત નથી.[૧૫,૧૬] શૂદ્ર જેવો જન્મે છે કે તે જ સમયે રાગ, દ્વેષ, મોહ, કઠોરતા, નિર્દયતા, શઠતા, દઢ વૈરીપણું, અતિ અભિમાન, કુટિલતા, અસત્ય, અપવાદ, ચાડીચુગલી, અતિલોભીપણું, હિંસા, ચોરી, મિથ્યા ભાષણ, ઠગાઈ, ક્રોધ, લોભ, મૂર્ખતા, નાસ્તિકતા, ભય, આળસ, અપવિત્રતા, અકૃતજ્ઞતા, દંભ, અક્કડપણું, કપટ તથા અજ્ઞાન, આ સર્વ દોષો તેનામાં દાખલ થાય છે.[૧૭–૧૯] આ તામસી દોષોથી ઘેરાયેલા શૂદ્રને ઉત્પન્ન કરી બ્રહ્મદેવે તેને માટે ત્રણ વર્ણની સેવારૂપ ધર્મ નિર્માણ કર્યો છે.[૨૦] જે શૂદ્ર પત્ર, પુષ્પ, ફળ અથવા જળ મને ભક્તિપૂર્વક અર્પણ કરે છે, તેને હું મસ્તકથી ગ્રહણ કરું છું.[૨૧] હરકોઈ બ્રાહ્મણ જો કદી સર્વ પાપોથી યુક્ત હોય પણ નિત્ય મારું ધ્યાન કરતો હોય તો તે સર્વ પાપોથી મુક્ત થાય છે.[૨૨] બ્રાહ્મણો વિદ્યા તથા વિનયથી યુક્ત હોય અને વેદપારંગત હોય તોપણ જો મારી ભક્તિ કરતા નથી તો ચાંડાલ જેવા છે.[૨૩] જે બ્રાહ્મણ મારો ભક્ત નથી, તેનું દાન, તપ, યજ્ઞ હોમ તથા અતિથિસત્કાર વગેરે સર્વ કર્મ વ્યર્થ છે.[૨૪] મારી ભક્તિ નહિ કરનારા મનુષ્યે જે કંઈ સત્કર્મ કર્યું હોય છે, હોમ કર્યો હોય છે, યજ્ઞ કર્યા હોય છે તથા દાન આપ્યાં હોય છે, તે સર્વનો રાક્ષસો ઉપભોગ કરે છે.[૨૫] હે પાંડવ! સ્થાવર કે જંગમ સર્વ પ્રાણીઓ પર અથવા મિત્ર કે શત્રુ ઉપર મારા ભક્તે નિત્ય સમદષ્ટિ રાખવી જોઈએ.[૨૬] હે રાજા! દયા, અહિંસા, સત્ય, સરળતા અને કોઈ પણ પ્રાણીનો દ્રોહ ન કરવો, આ મારા ભક્તોનાં વ્રત છે.[૨૭] હે રાજા! ચાંડાલજાતિનો હોય તોપણ જે મનુષ્ય મારા ભક્ત પ્રત્યે માત્ર 'નમઃ' એટલું જ કહે છે, તેને અક્ષયલોક પ્રાપ્ત થાય છે.[૨૮] તો પછી જેઓ નિત્ય વિધિપૂર્વક મારું પૂજન કરે છે, મારી ભક્તિ કરે છે, મારામાં જ પ્રાણ રાખે છે અને મારી કથા કરે છે, તેમને અક્ષયલોક મળે એમાં શું આશ્ચર્ય હોય?[૨૯] મારા ભક્તોને જે પદ મળે છે, તે અનેક હજારો વર્ષ સુધી તપ કરનારા મનુષ્યોને પણ મળતું નથી.[૩૦] માટે હે રાજેંદ્ર! પ્રત્યેક મનુષ્યે નિત્ય સાવધાન થઈ મારું જ ધ્યાન કરવું; કેમ કે તેથી મનુષ્યને સિદ્ધિ પ્રાપ્ત થઈ પરમપદનાં દર્શન થશે.[૩૧] જેઓ વ્યર્થ પ્રલાપ કર્યા કરે છે (સભાઓમાં મોટાં મોટાં વ્યાખ્યાન આપે છે, પણ ભક્તિથી દૂર હોય છે), તેઓ મારા ભક્ત નથી. પરંતુ જેઓ શૂદ્ર છે, છતાં ભગવાનના ભક્ત છે, તેઓ જ ખરા બ્રાહ્મણ તથા મારા ભક્ત છે.[૩૨] જે મનુષ્ય દ્વાદશાક્ષર (ॐ नमो भगवते वासुदेवाय) મંત્રના તત્ત્વને જાણે છે, વાસુદેવાય આદિ ચારે વ્યૂહના વિભાગને જાણે છે અને અવિચ્છિન્ન રીતે પાંચ કાળનાં કર્મો જાણે છે તે મારો ભક્ત છે.[૩૩] જે બ્રાહ્મણો હોતારૂપ થઈ ઋગ્વેદથી મને સ્તવે છે, અધ્વર્યુરૂપ થઈ યજુર્વેદથી મારી સ્તુતિ કરે છે, ઉદ્ગાતારૂપ થઈ પવિત્ર સામવેદથી મારું ગાન કરે છે અને અથર્વવેદી હોઈ અથર્વશિરસ્થી મારી સ્તુતિ કરે છે, તેઓ મારા ભક્ત છે.[૩૪,૩૫] યજ્ઞો વેદોને અધીન છે, દેવતાઓ યજ્ઞોને અધીન છે, અને દેવતાઓ બ્રાહ્મણોને અધીન છે; માટે બ્રાહ્મણો જ ખરા દેવ છે.[૩૬] કોઈનો આશ્રય કર્યા વિના કદી ઉચ્ચ સ્થાન મળતું નથી. દેવોએ રુદ્રનો

આશ્રય કર્યો છે, રુદ્રે બ્રહ્માનો આશ્રય કર્યો છે અને બ્રહ્માએ મારો આશ્રય કર્યો છે, પણ હે રાજા! મારો કોઈએ આશ્રય કર્યો નથી–મને કોઈનો આશ્રય જ નથી. હું સર્વના આશ્રયરૂપ છું.[૩૭,૩૮] હે રાજન્! તમને ધર્મ ઉપર પ્રીતિ છે, તેથી આ ઉત્તમ રહસ્ય મેં તમને કહ્યું છે. માટે નિત્ય તમે તેનું આચરણ કરો.[૩૯] હે પાંડવ! આ પવિત્ર આખ્યાન પુણ્યરૂપ છે અને વેદ તુલ્ય છે. જે મનુષ્ય મારા આ પવિત્ર ધર્મનો નિત્ય પાઠ કરે છે, તેનો ધર્મ વધે છે, બુદ્ધિ સ્વચ્છ થાય છે, પાપનો નાશ થાય છે અને કલ્યાણની પણ વૃદ્ધિ થાય છે.[૪૦,૪૧] આ પવિત્ર આખ્યાન પુણ્યરૂપ છે, પાપનો નાશ કરનારું છે અને ઉત્તમ છે; માટે શ્રદ્ધાયુક્ત એવા શ્રોત્રિયોએ તો ખાસ કરીને આનું શ્રવણ કરવું.[૪૨] જે મનુષ્ય ભક્તિથી પ્રયત્નશીલ થઈને બીજાઓને આ શ્રવણ કરાવે છે અને પોતે શ્રવણ કરે છે, તે મારા સાયુજ્યને પામે છે, એમાં કંઈ સંશય નથી.[૪૩] જે મારો ભક્ત મારા પરાયણ થઈ શ્રાદ્ધપ્રસંગે આનું શ્રવણ કરાવે છે, તેના પિતૃઓ સૃષ્ટિના પ્રલયકાળ સુધી તૃપ્ત રહે છે.[૪૪]

વૈશંપાયન બોલ્યા : જગતના ગુરુ સાક્ષાત્ વિષ્ણુ પાસેથી એ પ્રમાણે વૈષ્ણવધર્મો સાંભળીને ઋષિઓ તથા પાંડવોનાં મન પ્રસન્ન થયાં. તેઓ એ અદ્ભુત કથાઓનું ચિંતન કરવા લાગ્યા અને શ્રીકૃષ્ણને પ્રણામ કરવા લાગ્યા; તેમ જ ધર્મપુત્ર યુધિષ્ઠિરે વારંવાર ગોવિંદની પૂજા કરી.[૪૫,૪૬] દેવો, બ્રહ્મર્ષિઓ, સિદ્ધો, ગંધર્વો, અપ્સરાઓ, મહાત્મા ઋષિઓ, યક્ષો, સર્પો, વાલખિલ્યો, તત્ત્વદ્રષ્ટા મહાત્મા યોગીઓ અને પાંચ કાળ ભગવાનની ઉપાસના કરનારા ભક્ત પુરુષો પરમ પવિત્ર તે વૈષ્ણવધર્મશાસન સાંભળી આશ્ચર્ય પામ્યા, ભગવાનની ભક્તિને પ્રાપ્ત થયા અને પાપરહિત થઈ તત્કાળ પવિત્ર થયા. તેઓ વિષ્ણુને શિરસા પ્રણામ કરી તેમની કથાઓને અભિનંદન આપવા લાગ્યા અને 'જગદ્ગુરુ શ્રીકૃષ્ણનાં આપણે દ્વારકામાં દર્શન કરીશું' આમ વિચાર કરતા મનમાં હર્ષ પામી દેવગણોની સાથે ત્યાંથી ચાલ્યા ગયા. વળી હે રાજન્! સર્વ ઋષિગણો પણ પોતપોતાને સ્થાનકે ગયા. હે રાજા! તેઓ સર્વે ત્યાંથી ગયા એટલે કેશિહંતા શ્રીહરિએ પોતાના દારુક સારથિનું તથા સાત્યકિનું સ્મરણ કર્યું. તેથી 'હે દેવ! પધારો' એમ કહેતો દારુક તેમની સમીપ હાજર થયો. આ વખતે પાંડવોનાં મુખ ઊતરી ગયાં. તેઓ મસ્તક સહિત બે હાથ જોડી શ્રીકૃષ્ણ સામાં નેત્ર ઠારી તેમની સામે માત્ર જોઈ જ રહ્યા; પણ વિયોગદુઃખથી વિહ્વળ થઈ કંઈ બોલી શક્યા નહિ.[૪૭-૫૩] ભગવાન શ્રીકૃષ્ણ પણ જાણે દુઃખી થયા હોય તેવા જણાવા લાગ્યા. તેમણે કુંતી, ધૃતરાષ્ટ્ર, ગાંધારી, વિદુર, દ્રૌપદી, વ્યાસ, બીજા ઋષિઓ તથા મંત્રીઓની રજા લીધી. પુત્રસહિત સુભદ્રાને તથા ઉત્તરાને પોતાના હાથ વડે સ્પર્શ કર્યો અને પછી ઘરમાંથી બહાર નીકળી તે પોતાના રથ ઉપર બેઠા.[૫૪,૫૫] તેમના રથમાં શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક નામના ઘોડાઓ જોડ્યા હતા અને ઉપરના ભાગમાં બુદ્ધિમાન ગરુડના ચિહ્નવાળી ધજા ફરકી રહી હતી.[૫૬] શ્રીકૃષ્ણ રથમાં બેઠા પછી રાજા યુધિષ્ઠિરે પ્રેમપૂર્વક તેમના રથમાં આરોહણ કર્યું અને સારથિઓમાં શ્રેષ્ઠ એવા દારુકને દૂર કરી તે કુરુપતિએ પોતે જ ઘોડાઓની લગામ હાથમાં લીધી.[૫૭] અર્જુને પણ શ્રીકૃષ્ણની સમીપ બેસી તેમના વિશાળ મસ્તક ઉપર સુવર્ણના દાંડાવાળું સુંદર ચામર જમણી બાજુથી ઢોળવા માંડ્યું.[૫૮] ત્યારે વીર્યવાન ભીમસેને પણ રથ ઉપર ચઢીને શ્રીકૃષ્ણના મસ્તક ઉપર છત્ર ધરી

રાખ્યું. તે છત્ર સો સળીઓવાળું હતું, દિવ્ય પુષ્પમાળાઓથી શોભી રહ્યું હતું, તેનો દાંડો વૈદૂર્યમણિનો હતો અને સોનેરી ગૂંથણીથી તે ઝગઝગતું હતું.[૫૯,૬૦] નકુલ તથા સહદેવ પણ સત્વર રથ ઉપર ચઢીને શ્વેતવર્ણનાં બે ચામરો વડે શ્રીકૃષ્ણને પવન ઢોળવા લાગ્યા.[૬૧] આ પ્રમાણે ભીમસેન, અર્જુન તથા શત્રુઓનો નાશ કરનારા નકુલ અને સહદેવ શ્રીકૃષ્ણની પાછળ પાછળ જવા લાગ્યા તથા હર્ષમાં આવી જઈને 'તમે જાઓ મા, જાઓ મા,' એમ કહેવા લાગ્યા.[૬૨] એમ કરતાં ત્રણ યોજન જેટલો માર્ગ કપાયો, એટલે શ્રીકૃષ્ણે તે નમ્ર પાંડવોને ભેટી પડી તેમને પાછા વાળવા માટે રજા આપી અને પોતે દ્વારકા તરફ પ્રયાણ કર્યું.[૬૩] તે દિવસથી આરંભી પાંડવો ગોવિંદને પ્રણામ કરી ધર્મપરાયણ થઈને કપિલા વગેરેનાં દાન આપવા લાગ્યા.[૬૪] વળી શ્રીકૃષ્ણનાં વાક્યોને વારંવાર યાદ કરીને અને મનથી તેમને ઉત્તમ માનીને તેઓ તેમને હૃદયમાં ધારણ કરી રહ્યા.[૬૫] ધર્માત્મા યુધિષ્ઠિર તો શ્રીકૃષ્ણને હૃદયમાં સ્થાપીને તેમના સ્વરૂપમાં મન સ્થિર કરી તેમના ભક્ત બની રહ્યા, તેમનું જ પૂજન કરવા લાગ્યા અને તે પરાયણ થઈ રહ્યા.[૬૬] હે જનમેજય રાજા! એ પ્રમાણે પ્રાચીન વૈષ્ણવધર્મશાસન મેં તમને કહ્યું. હે રાજા! તે પવિત્ર છે અને પાપનો નાશ કરનારું છે.[૬૭] હે કુરુવંશી મહારાજ! વિષ્ણુ ભગવાને કહેલા તે ધર્મશાસનનું તમે નિત્ય શ્રવણ કરો. એનું શ્રવણ કરીને જ તમે વિષ્ણુના પરમ પદને પામશો, બીજાથી નહિ.[૬૮]

ઇતિ શ્રીમહાભારતમા આશ્વમેધિકપર્વાંતર્ગત વૈષ્ણવધર્મ-પર્વમા 'વિવિધ ધર્મકથન તથા શ્રીકૃષ્ણનું દ્વારકા-ગમન' નામનો અધ્યાય ૨૩મો સમાપ્ત

**वैष्णवधर्मपर्व समाप्त**

श्री

॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## १५–आश्रमवासिकपर्व

श्री

॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## १५–आश्रमवासिकपर्व

### अध्याय १ लो–आश्रमवासपर्व

### પાંડવોનું ધૃતરાષ્ટ્ર પ્રત્યે સદ્વર્તન

मंगलाचरणम्–नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥ १ ॥

ભગવાન નારાયણને, નરોત્તમ નર ભગવાનને અને દેવી સરસ્વતીને નમસ્કાર કરીને 'જય'નું કીર્તન આદરીએ.

जनमेजय उवाच–प्राप्य राज्यं महात्मानः पांडवा मे पितामहाः ।
कथमासन् महाराज्ञि धृतराष्ट्रे महात्मनि ॥ १ ॥

જનમેજય બોલ્યા : હે વૈશંપાયન ! રાજ્ય પ્રાપ્ત કર્યા પછી મારા પિતામહ મહાત્મા પાંડવો મહારાજા મહાત્મા ધૃતરાષ્ટ્ર તરફ કેવી રીતે વર્તતા હતા ?[1] એ ધૃતરાષ્ટ્રરાજના અમાત્યો તથા પુત્રો માર્યા ગયા હતા, તે નોધારા જેવા થઈ ગયા હતા અને તેમનું ઐશ્વર્ય લોપ પામ્યું હતું. તો તે તથા યશસ્વિની ગાંધારી કેવી રીતે રહેતાં હતાં ?[2] મારા પૂર્વપિતામહ મહાત્મા પાંડવો કેટલા કાળ સુધી રાજ્યમાં રહ્યા હતા, તે સર્વ કહેવાને તમે યોગ્ય છો.[3]

વૈશંપાયન બોલ્યા : જેમના શત્રુઓ માર્યા ગયા હતા તે મહાત્મા પાંડવો રાજ્ય પ્રાપ્ત કર્યા પછી ધૃતરાષ્ટ્રને આગળ કરીને પૃથ્વીનું પાલન કરતા હતા.[4] હે કુરુશ્રેષ્ઠ ! વિદુર, સંજય તથા વૈશ્યાપુત્ર યુયુત્સુ ધૃતરાષ્ટ્રની સેવામાં હાજર રહેતા

હતા.[૫] પાંડવો હરકોઈ કાર્યના સંબંધમાં તે રાજાને પૂછતા હતા. આમ તેમણે પંદર વર્ષ સુધી ધૃતરાષ્ટ્રની આજ્ઞામાં રહીને રાજ્ય કર્યું હતું.[૬] ધર્મરાજાના કહ્યામાં સ્થિર રહેનારા તે વીર પાંડવો નિત્ય તે રાજાના ચરણમાં વંદન કરીને તેમની સમીપ બેસતા હતા.[૭] ધૃતરાષ્ટ્ર પણ નિત્ય તેમનાં મસ્તકને સૂંઘતા હતા અને પછી તેઓ સર્વ કાર્યોનો આરંભ કરતા હતા. વળી કુંતિભોજનાં પુત્રી કુંતા પણ ગાંધારીને અનુસરી રહેતાં હતાં.[૮] દ્રૌપદી, સુભદ્રા અને બીજી પાંડવસ્ત્રીઓ પણ પોતાની તે બન્ને સાસુઓ તરફ વિધિ પ્રમાણે સમાન વૃત્તિથી વર્તતી હતી.[૯] હે મહારાજ! યુધિષ્ઠિર ધૃતરાષ્ટ્રને માટે મહાકિંમતી શયનો, વસ્ત્રો, અલંકારો તથા રાજાને છાજે તેવા ભક્ષ્ય તથા ભોજ્ય પદાર્થો હાજર કરતા હતા. વળી તેજ પ્રમાણે કુંતા પણ ગાંધારી તરફ ગુરુવૃત્તિ રાખતાં હતાં.[૧૦,૧૧] હે કુરુવંશી રાજા! વિદુર, સંજય તથા યુયુત્સુ હણાયેલા પુત્રોવાળા તે વૃદ્ધ રાજાની પાસેજ રહેતા હતા.[૧૨] વળી દ્રોણાચાર્યના સાળા મહાબ્રાહ્મણ કૃપાચાર્ય ધૃતરાષ્ટ્રને પ્રિય હતા. તે મહાન ધનુર્ધર પણ ધૃતરાષ્ટ્રની પાસેજ રહેતા હતા.[૧૩] ભગવાન વ્યાસ પણ તે રાજાની પાસે નિત્ય બેસી રહેતા અને પુરાણકાળના ઋષિઓ, દેવર્ષિઓ, પિતૃઓ તથા રાક્ષસોની કથાઓ કર્યા કરતા.[૧૪] વિદુર ધૃતરાષ્ટ્રની આજ્ઞા પ્રમાણે ધાર્મિક તથા વ્યાવહારિક કાર્યોને કરાવતા હતા.[૧૫] વિદુરની ઉત્તમ નીતિને લીધે ધૃતરાષ્ટ્રને પ્રિય ઘણાં મોટાં કાર્યો પણ ઘણા નાના ઉપાયોથી સામંતો દ્વારા કરાવી શકાતાં હતાં.[૧૬] ધૃતરાષ્ટ્ર કેટલાએકને કેદ કરતા, કેટલાએકને છોડી મૂકતા અને કેટલાએક વધપાત્ર પુરુષોને પણ છોડી મૂકતા, છતાં યુધિષ્ઠિર રાજા કદી કંઈ બોલતા નહિ.[૧૭] જુદે જુદે સ્થળે વિહાર કરવા જવું હોય ત્યારે પણ મહાતેજસ્વી કુરુરાજ યુધિષ્ઠિર ધૃતરાષ્ટ્રને માટે સર્વ ભોગ્ય સાધનો તૈયાર રાખતા.[૧૮,૧૯] જુદાં જુદાં શાક બનાવનારાઓ, દાળ બનાવનારાઓ તથા ભાતભાતનાં ઓસામણ બનાનારાઓ પૂર્વની પેઠેજ ધૃતરાષ્ટ્ર રાજાની સેવામાં હાજર રહેતા.[૨૦] પાંડવો ધૃતરાષ્ટ્રની પાસે મહાકિંમતી વસ્ત્રો તથા જાતજાતની માળાઓ યથાયોગ્ય રીતે લાવી મૂકતા. વળી તેઓ પૂર્વની પેઠે મૈરેય નામનું મધ, માછલાં, માંસ, જાતજાતનાં પીણાં, બીજાં મદ્યો તથા તરેહતરેહના ભક્ષ્ય પદાર્થો ધૃતરાષ્ટ્ર માટે તૈયાર રખાવતા.[૨૧] જે રાજાઓ જુદા જુદા દેશોમાંથી આવતા હતા, તેઓ સર્વે પણ પૂર્વની પેઠેજ કૌરવરાજ ધૃતરાષ્ટ્ર પાસે હાજર થતા હતા.[૨૨] હે પુરુષસિંહ! કુંતા, દ્રૌપદી, યશસ્વિની સુભદ્રા, નાગકન્યા ઉલૂપી, દેવી ચિત્રાંગદા, ધૃષ્ટકેતુની બહેન અને જરાસંધની પુત્રી—આ તથા બીજી અનેક સ્ત્રીઓ સર્વ દાસીરૂપ થઈને સુબલપુત્રી ગાંધારીની સેવામાં હાજર રહેતી. 'આ ધૃતરાષ્ટ્ર પોતાના પુત્રોના વિયોગથી જરા પણ દુઃખ ન પામે' એમ યુધિષ્ઠિર નિત્ય પોતાના ભાઈઓને આજ્ઞા આપ્યા કરતા હતા. તે ભાઈઓ પણ ધર્મરાજાનું એ અર્થવાળું વચન સાંભળીને ઘણીજ કાળજીથી તે પ્રમાણે વર્તતા હતા. માત્ર એક ભીમસેનજ તે પ્રમાણે વર્તતો ન હતો; કેમ કે એ વીરના હૃદયમાંથી ધૃતરાષ્ટ્રની દુષ્ટ બુદ્ધિને લીધે જે જુગાર ખેલાયો હતો તેની વાત દૂર થઈ ન હતી..[૨૩-૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'પાંડવોનું ધૃતરાષ્ટ્ર પ્રત્યે સદ્વર્તન' નામનો અધ્યાય ૧ લો સમાપ્ત

# अध्याय २ जो

## પાંડવોના સદ્વર્તનથી ધૃતરાષ્ટ્રનું પોતાના પુત્રોને પણ ભૂલી જવું

॥ वैशंपायन उवाच ॥

एवं संपूजितो राजा पांडवैरंबिकासुतः ।
विजहार यथापूर्वमृषिभिः पर्युपासितः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : આમ પાંડવોથી માન પામેલા અને ઋષિઓથી સેવાયેલા તે અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્ર પૂર્વની પેઠે જ સુખથી રહેવા લાગ્યા. કુલધુરંધર ધૃતરાષ્ટ્રે બ્રાહ્મણોને આપવા યોગ્ય કિંમતી હારોનાં દાન આપવા માંડ્યાં; એટલે કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિરે તે સર્વમાં સંમતિ આપી. દયાળુ રાજા યુધિષ્ઠિરે પ્રસન્ન થઈને પોતાના ભાઈઓને તથા અમાત્યોને કહી દીધું હતું કે,[૧-૩] 'આ ધૃતરાષ્ટ્ર રાજાને મારે તથા તમારે અવશ્ય માન આપવું. જે પુરુષ તેમની આજ્ઞામાં રહેશે, તે મારો મિત્ર છે; જે પુરુષ તેમનાથી વિરુદ્ધ વર્તશે, તે મારો શત્રુ તથા શિક્ષાપાત્ર છે. પૂર્વપિતૃઓના મરણને દિવસે તથા પુત્રોના અને સર્વ સુહૃદોના શ્રાદ્ધકર્મમાં તેમણે જેટલું કરવા ધાર્યું હોય તેટલું તે ભલે કરે.'

પછી ઉદાર મનવાળા કુરુવંશી રાજા ધૃતરાષ્ટ્ર સુપાત્ર બ્રાહ્મણોને અનેક પ્રકારનાં ધનદાન કરવા લાગ્યા, ત્યારે ધર્મરાજા, ભીમસેન, અર્જુન, નકુલ તથા સહદેવ તેમનું પ્રિય કરવાની ઇચ્છાથી તેમનાં સર્વ કાર્યોને અનુસરવા લાગ્યા; એટલું જ નહિ, પણ તેઓ 'પુત્રો તથા પૌત્રોના વધથી પીડા પામેલા આ વૃદ્ધ રાજા આપણે લીધે શોક પામીને મરણ ન પામે તો સારું' આવો મનમાં વિચાર કરવા લાગ્યા. કુરુવીર ધૃતરાષ્ટ્ર પોતાના પુત્રોના જીવતાં જે સુખને પ્રાપ્ત થયા હતા, તે જ સુખ અને ભોગો તે સમયે પણ તેમને પ્રાપ્ત થતા હતા: પાંચે પાંડવ ભાઈઓ એકીસાથે સુશીલ સ્વભાવવાળા થઈને ધૃતરાષ્ટ્રની આજ્ઞામાં રહેતા હતા. ધૃતરાષ્ટ્ર પણ તે સર્વ ભાઈઓને નમ્ર, નિયમનિષ્ઠ તથા શિષ્યવૃત્તિવાળા જોઈ તેમના તરફ ગુરુના જેવો જ ભાવ રાખવા લાગ્યા. બીજી તરફ ગાંધારી પોતાના પુત્રોનાં અનેક શ્રાદ્ધકર્મો કરીને બ્રાહ્મણોની કામનાઓ પૂર્ણ કરી, ઋણમાંથી મુક્ત થઈ. એ પ્રમાણે ધાર્મિકોમાં શ્રેષ્ઠ એવા બુદ્ધિમાન ધર્મરાજા યુધિષ્ઠિર પોતાના ભાઈઓની સાથે ધૃતરાષ્ટ્રરાજાનું સન્માન કરવા લાગ્યા.

કુરુકુલધુરંધર મહાતેજસ્વી વૃદ્ધ રાજા ધૃતરાષ્ટ્રે તે સમયે પાંડુપુત્ર યુધિષ્ઠિરને વિષે લેશમાત્ર પણ દોષ જોયો નહિ. આમ મહાત્મા પાંડવો પોતાના તરફ સદ્વર્તનથી વર્તતા હતા, તેથી અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્ર રાજા પ્રસન્ન થયા. વળી સુબલપુત્રી ગાંધારી પણ પુત્રોનો શોક ત્યજી દઈને તે પાંડવો પર પોતાના પુત્રોની પેઠે સદા પ્રસન્ન રહેવા લાગી. વીર્યવાન કુરુવંશી યુધિષ્ઠિર વિચિત્રવીર્યના પુત્ર રાજા ધૃતરાષ્ટ્ર તરફ સદા પ્રિય આચરણ જ કરતા હતા, પણ કદી અપ્રિય આચરણ જ કરતા નહિ. હે મહારાજા! રાજા ધૃતરાષ્ટ્ર અને તપસ્વિની ગાંધારી નાનું અથવા મોટું હરકોઈ કાર્ય કરવાને કહેતાં, ત્યારે પાંડવોના ધુરંધર અને શત્રુવીરોના સંહારક યુધિષ્ઠિરરાજા તેમના વચનને માન આપીને તે તે કાર્ય અવશ્ય કરતા હતા. યુધિષ્ઠિરના આવા વર્તનથી રાજા ધૃતરાષ્ટ્ર પ્રસન્ન થયા.[૪-૨૦] વળી તે ધૃતરાષ્ટ્રરાજા મંદ બુદ્ધિવાળા પોતાના પુત્ર દુર્યોધનને સંભારીને સંતાપ કરવા લાગ્યા. રાજા ધૃતરાષ્ટ્ર નિત્ય પ્રાતઃકાળમાં ઊઠીને જપાદિ કરી પવિત્ર થઈને આવી પ્રાર્થના કરતા હતા કે, 'યુદ્ધોમાં પાંડવોનો સદા જય થાઓ.' વળી બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવીને તથા અગ્નિમાં હોમ કરીને તે પાંડવોના દીર્ઘાયુષ્યની પ્રાર્થના કરતા હતા. કુરુકુલધુરંધર ધૃતરાષ્ટ્રરાજા પાંડવો

તરફથી સદા જે સંતોષ પામ્યા હતા, તે સંતોષ તેમને પોતાના પુત્રો તરફથી પણ પ્રાપ્ત થયો ન હતો. વળી તે સમયે બ્રાહ્મણોને તથા ક્ષત્રિયોને જેવા તે પ્રિય થઈ પડ્યા હતા, તેવા જ વૈશ્યો તથા શૂદ્રોને પણ પ્રિય થઈ પડ્યા હતા. યુધિષ્ઠિર પણ ધૃતરાષ્ટ્રના પુત્રોએ તે વેળા જે પાપી વર્તન ચલાવ્યું હતું, તેને હૃદયમાં લાવતા નહોતા અને ધૃતરાષ્ટ્રરાજાને અનુસરતા હતા. એટલું જ નહિ, પણ જે કોઈ મનુષ્ય અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્રનું અપ્રિય કરતો હતો, તે બુદ્ધિમાન યુધિષ્ઠિરનો શત્રુ થઈ પડતો હતો. કોઈ પણ મનુષ્ય યુધિષ્ઠિરના ભયને લીધે રાજા ધૃતરાષ્ટ્રનું કે દુર્યોધનનું કોઈ પણ જાતનું દુષ્ટ કર્મ કહી શકતો ન હતો. હે શત્રુહંતા જનમેજય! રાજા ધૃતરાષ્ટ્ર, ગાંધારી તથા વિદુર યુધિષ્ઠિરના ધૈર્યથી તથા શૌચાચારથી પ્રસન્ન થયાં, પણ ભીમસેનના વર્તનથી પ્રસન્ન થયાં નહિ. વળી ભીમસેન પણ રાજા યુધિષ્ઠિરને બરાબર રીતે અનુસરતો હતો, પરંતુ ધૃતરાષ્ટ્રને જોઈને નિત્ય ચિડાઈ જતો હતો. ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજ ધૃતરાષ્ટ્રને અનુસરતા હતા, તેથી જ શત્રુનાશન ભીમસેન પોતે પણ તેમને અનુસરતો હતો; બાકી તે કુરુવંશી હૃદયથી તો ધૃતરાષ્ટ્રથી વિરુદ્ધ જ હતો.[૨૧–૩૦]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિક પર્વાંતર્ગત આશ્રમ વાસપર્વમાં 'પાંડવોના સદ્વર્તનથી ધૃતરાષ્ટ્રનું પોતાના પુત્રોને ભૂલી જવું' નામનો અધ્યાય ૨ જો સમાપ્ત

## अध्याय ३ जो
### ધૃતરાષ્ટ્રનો વૈરાગ્ય

॥ वैशंपायन उवाच ॥

**युधिष्ठिरस्य नृपतेर्दुर्योधनपितुस्तथा।**
**नांतरं ददृशू राज्ये पुरुषाः प्रणयं प्रति ॥१॥**

વૈશંપાયન બોલ્યા: રાજ્યમાંના પુરુષો રાજા યુધિષ્ઠિરના ધૃતરાષ્ટ્ર પ્રત્યેના સ્નેહમાં લેશમાત્ર અંતર જોઈ શક્યા ન હતા.[૧] પણ હે રાજા! જ્યારે કુરુવંશી ધૃતરાષ્ટ્રરાજ પોતાના દુષ્ટ બુદ્ધિવાળા પુત્ર દુર્યોધનને સંભારતા હતા, ત્યારે તે પોતાના હૃદયથી ભીમસેનના તરફ દુષ્ટ વિચાર બાંધતા હતા.[૨] વળી હે રાજેંદ્ર! ભીમસેન પણ દુષ્ટની પેઠે રાજા ધૃતરાષ્ટ્રને હૃદયથી સદા સહન કરી શકતો ન હતો.[૩] તે ભીમસેન ગુપ્ત રીતે ધૃતરાષ્ટ્રનું અપ્રિય કરતો હતો અને કપટી પુરુષો દ્વારા તેમની આજ્ઞાને પણ ભંગાવતો હતો. એક સમયે ધૃતરાષ્ટ્રના દુષ્ટ વિચારોને તથા તેમનાં કેટલાંએક વર્તનોને સંભારીને ભીમસેને પોતાના મિત્રોની વચ્ચે બાહુઓ ઠોકવા માંડ્યા. આમ શત્રુ દુર્યોધનને, કર્ણને તથા દુઃશાસનને યાદ કરી ભીમસેન અત્યંત આવેશમાં આવી ગયો અને ધૃતરાષ્ટ્ર તથા ગાંધારીના સાંભળતાં તેણે આવું કઠોર વચન કહ્યું: 'અંધરાજા ધૃતરાષ્ટ્રના તરેહતરેહનાં શસ્ત્રાસ્ત્રોથી યુદ્ધ કરનારા સર્વ પુત્રોને મેં ભૂંગળ સમાન બાહુવાળાએ પરલોકમાં મોકલી દીધા છે. આ તે જ મારા ભૂંગળ સમાન અસહ્ય બાહુઓ છે અને તેમની વચ્ચે આવીને ધૃતરાષ્ટ્રના પુત્રો નાશ પામ્યા છે. આ તે જ મારા ચંદનથી ખરડાયેલા અને ચંદનને યોગ્ય એમ બન્ને બાહુઓ છે અને તેમણે દુર્યોધનનો પુત્રો તથા બાંધવોની સાથે નાશ કર્યો છે.' ભીમસેનની બાણોના જેવી આ અને આવી બીજી અનેક વાણી સાંભળીને રાજા ધૃતરાષ્ટ્રને વૈરાગ્ય ઉત્પન્ન થયો. સમયના ફેરફાર તથા સર્વ ધર્મોને જાણનારી બુદ્ધિમતી દેવી ગાંધારીએ પણ ભીમસેનનાં તે અપ્રિય વચનો સાંભળ્યાં. આમ કરતાં કરતાં પંદર વર્ષ વીતી ગયાં, એટલે ભીમસેનનાં વાગ્બાણોથી પીડાયેલા રાજા ધૃતરાષ્ટ્રને વૈરાગ્ય થઈ આવ્યો. આ વાતને કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિરે, અર્જુને, કુંતાએ કે યશસ્વિની દ્રૌપદીએ જાણી ન હતી. વળી ધર્મને જાણનારા

નકુલ તથા સહદેવ પણ ધૃતરાષ્ટ્રના મતને અનુસરતા હતા; તેથી તેઓ રાજાના ચિત્તની રક્ષા કરવા માટે કંઈ પણ અપ્રિય કહેતા ન હતા.

પછી ધૃતરાષ્ટ્રે પોતાના સંબંધીઓને પોતાની પાસે બોલાવ્યા અને અશ્રુઓથી ભરેલા અત્યંત ગળગળા અવાજે તેમને આ પ્રમાણે કહેવા માંડ્યું.

ધૃતરાષ્ટ્ર બોલ્યો: કુરુઓનો જે રીતે સંહાર થયો છે, એ તમે જાણો જ છો.[૪-૧૬] તે સર્વ મારા અપરાધથી જ થયું છે, એ પણ કુરુવંશીઓએ જાણ્યું છે. દુર્યોધન દુષ્ટ બુદ્ધિવાળો હતો અને સગાંઓને ભય આપનારો હતો, છતાં મેં મૂર્ખાએ કૌરવોના અધિપતિને સ્થાને તેનો અભિષેક કર્યો. શ્રીકૃષ્ણે મને કહ્યું હતું કે, 'દુષ્ટ બુદ્ધિવાળા આ પાપી દુર્યોધનનો તેના અમાત્યો સાથે જો વધ કરો તો જ સારું છે.' પણ મેં પુત્રના સ્નેહને અધીન થઈને તેમનું એ અર્થવાળું વચન સાંભળ્યું જ નહિ. વળી વિદુર, ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય તથા કૃપાચાર્ય વગેરે બુદ્ધિમાન પુરુષોએ તેમ જ મહાત્મા ભગવાન વ્યાસે, સંજયે તથા ગાંધારીએ પણ ડગલે ને પગલે અને હિતવચનો જ કહ્યાં હતાં. મેં પાંડુના ગુણવાન મહાત્મા પુત્રોને તેમના બાપદાદાની આ પ્રદીપ્ત રાજ્યલક્ષ્મી ન આપી, તે મને સંતાપ ઉપજાવે છે. ગદના મોટા ભાઈ શ્રીકૃષ્ણ સર્વ રાજાઓના વિનાશને પ્રથમથી જ જોઈ શક્યા હતા, તેથી તેમણે એમ કરવામાં જ પરમશ્રેય માન્યું હતું. હું મારા પોતાના ઉપર તે સમયથી જે હજારો દુઃખો પડી રહ્યાં છે, તેમને હૃદયમાં ખૂંચેલાં બાણોની પેઠે ધારણ કરી રહ્યો છું. વિશેષે કરી આજે પંદરમે વર્ષે હું જોઈ રહ્યો છું કે, અત્યંત દુષ્ટ બુદ્ધિવાળો હું એ પાપના પ્રાયશ્ચિત્તને માટે જ આ રીતે બંધાઈ રહ્યો છું. હું નિયમિત કરેલા ચોથે ટંકે અને કોઈ દિવસ આઠમે ટંકે પણ માત્ર તૃષાને દૂર કરનારાં ઓસામણ વગેરેનું ભોજન કરું છું. મારા આ વર્તનને ગાંધારી જાણે છે. મારો સર્વ સેવકવર્ગ પણ હું આહાર કરું છું એમ જ નિત્ય યુધિષ્ઠિરના ભયથી સર્વને જણાવે છે; કેમ કે યુધિષ્ઠિર મને ભૂખ્યો જાણે તો અત્યંત સંતાપ પામે. હું તથા યશસ્વિની ગાંધારી પાપનિવારણને માટે પૃથ્વી પર દર્ભ પાથરીને સૂઈએ છીએ, જપપરાયણ રહીએ છીએ અને મૃગચર્મ પહેરીએ છીએ. અમારા માર્યા ગયેલા સો પુત્રો યુદ્ધમાંથી પલાયન ન કરે તેવા હતા. તેમનો હું શોક કરતો નથી; કેમ કે તેઓ ક્ષાત્રધર્મને જાણતા હતા.

આમ કહીને કુરુવંશી ધૃતરાષ્ટ્રે ધર્મરાજાને કહ્યું કે:[૧૭-૨૯] 'હે કુંતાપુત્ર! તારું કલ્યાણ થાઓ. તું મારું આ વચન સાંભળ. હે પુત્ર! તારાથી સારી રીતે રક્ષાઈને હું સુખથી રહ્યો છું.[૩૦] હે પુત્ર! મેં મોટાં મોટાં દાનો આપ્યાં છે, વારંવાર શ્રાદ્ધો કર્યાં છે અને મારા ગજા પ્રમાણે મેં ઉત્તમ પુણ્ય પણ કર્યું છે.[૩૧] હણાયેલા પુત્રોવાળી આ ગાંધારી ધૈર્યથી મારા તરફ જોઈ રહી છે. દ્રૌપદીનું અપ્રિય કરનારા તથા તારા ઐશ્વર્યને હરી લેનારા તે ઘાતકી પુત્રો યુદ્ધમાં સ્વધર્માનુસાર મરણ પામીને પરલોકમાં ગયા છે. હે કુરુનંદન! હવે તેમના સંબંધમાં તો કંઈ પણ કરવાનું હું જોતો નથી.[૩૨,૩૩] કેમ કે તેઓ સર્વે સામે પગલે મરણ પામીને શસ્ત્રધારીઓના લોકોમાં ગયા છે. માત્ર મારું પોતાનું તથા ગાંધારીનું હિતકારક પુણ્યકર્મ કરવાનું છે. માટે હે રાજેંદ્ર! તું તેમાં સંમતિ આપવાને યોગ્ય છે. તું શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ છે નિત્ય ધર્મ ઉપર પ્રેમ રાખનારો છે, રાજા છે, અને પ્રાણીમાત્રનો ગુરુ છે. તેથી હું તને કહું છું કે, હે વીર! તારી સંમતિ લઈને હું હવે વનનો આશ્રય કરીશ.[૩૪-૩૬] હે રાજન્! આ ગાંધારીની સાથે

હું ચીર તથા વલ્કલને ધારણ કરી તને આશીર્વાદ આપીશ અને વનમાં વિચરીશ.[37] હે ભરતશ્રેષ્ઠ રાજા! હે તાત! આપણા કુળમાં સર્વ પુરુષોને માટે આ જ યોગ્ય છે કે વયને અંતે પુત્રોને ઐશ્વર્ય આપી દઈ વનનો જ આશ્રય કરવો.[38] હે વીર! તે વનમાં હું વાયુનું ભક્ષણ કરીશ અથવા નિરાહાર રહીશ અને આ મારી પત્નીની સાથે ઉત્તમ તપશ્ચર્યા કરીશ.[39] હે તાત! હું જે તપશ્ચર્યા કરીશ, તેમાંથી તને પણ ફળ પ્રાપ્ત થશે; કેમ કે તું રાજા છે અને રાજાઓ પુણ્ય તથા પાપના ફળભાગી હોય છે જ.[40]

યુધિષ્ઠિર બોલ્યા: હે રાજા! તમે આમ દુઃખી છો, તેથી મને રાજ્ય ગમતું નથી. અરેરે! અત્યંત ભૂંડી બુદ્ધિવાળા મને ધિક્કાર હો! કેમ કે હું રાજ્યમાં આસક્ત હોઈને પ્રમાદી છું.[41] વળી તમે આવા દુઃખથી પીડાઓ છો, ઉપવાસો કરીને અત્યંત કૃશ થઈ ગયા છો, આહારનો ત્યાગ કરી બેઠા છો અને પૃથ્વી પર શયન કરો છો, છતાં મારા ભાઈઓની સાથે તેમાંનું કંઈ પણ હું જાણી શક્યો નહિ![42] અહો! હું મૂરખો તમારા જેવા ગૂઢ બુદ્ધિવાળાથી ઠગાયો છું; કેમ કે તમે પ્રથમ મને વિશ્વાસ પમાડીને આ રીતે દુઃખ ભોગવો છો![43] હે મહીપાલ! મને રાજ્યનું, ભોગોનું, યજ્ઞોનું કે સુખનું શું પ્રયોજન છે? કારણ હું હયાત હોવા છતાં તમે આવાં દુઃખોને પામી રહ્યા છો.[44] હે જનેશ્વર! તમારા દુઃખીનાં આ વચન ઉપરથી હું આ રાજ્યને તથા મને પોતાને પણ દુઃખી થયેલો માનું છું.[45] તમે અમારા પિતા છો, માતા છો અને શ્રેષ્ઠ ગુરુ છો. તમારા વિના અમે ક્યાં રહીએ?[46] હે રાજશ્રેષ્ઠ! આ યુયુત્સુ તમારો સગો પુત્ર છે, માટે તે જ ભલે રાજા થાય; અથવા હે મહારાજ! બીજા જે કોઈને તમે સ્વીકારતા હો તે ભલે રાજા થાય![47] હું હવે વનમાં ચાલ્યો જઈશ, તમે જ રાજ્ય ચલાવો. હું મારા અપયશને લીધે બળી રહ્યો છું, તેને ફરી તમારે બાળવો તે યોગ્ય નથી.[48] બસ, હવે હું રાજા નથી પણ તમે રાજા છો. હું તમારે વશ રહેનારો છું. તો તમારા જેવા ધર્મવેત્તા ગુરુને અનુજ્ઞા આપવાનો હું કેમ ઉત્સાહ કરું?[49] હે નિર્દોષ રાજા! અમારા હૃદયમાં દુર્યોધનને માટે કોઈ જાતનો ક્રોધ નથી. તે સમયે જેમ થવાનું હતું તેમ થયું અને તેને લીધે અમે તથા બીજાઓ મોહિત થયા.[50] દુર્યોધનાદિની પેઠે અમે પણ તમારા પુત્રો જ છીએ અને ગાંધારી તથા કુંતા એ બન્ને મારે મન તો સમાન જ છે.[51] છતાં હે રાજેંદ્ર! તમે મારો ત્યાગ કરીને ચાલ્યા જશો, તો ખરેખર! મારા પોતાના આત્માના સોગંદ ખાઈને હું કહું છું કે, હું પણ તમારી પાછળ આવીશ. આ સાગરરૂપી કંદોરાવાળી પૃથ્વી ધનથી ભરપૂર છે, તોપણ તમારા વિના તે મને પ્રીતિ કરનારી થાય તેમ નથી.[52,53] હું તમને મસ્તક નમાવીને પ્રસન્ન કરું છું. આ સર્વ તમારું જ છે. હે રાજેંદ્ર! અમે તમારે અધીન રહેનારા છીએ. તમારો માનસિક તાપ દૂર થાઓ. હે વસુધાપતિ! હું માનું છું કે, તમે ભાવીને જ અનુસરી રહ્યા છો. મારાં અહોભાગ્ય છે કે હું તમારી સેવા કરીને મારા માનસિક તાપને દૂર કરી શકીશ.[54,55]

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે તાત! હે કુરુનંદન! મારું મન તપમાં દોડી રહ્યું છે. વળી હે સમર્થ! અરણ્યમાં ગમન કરવું તે આપણા કુળમાં યોગ્ય ગણાય છે.[56] હે પુત્ર! હું ઘણા કાળ સુધી રાજ્યમાં રહ્યો છું અને તેં ઘણા કાળ સુધી મારી સેવા કરી છે. માટે હે રાજા! મને વૃદ્ધને તારે અનુજ્ઞા આપવી યોગ્ય છે.[57]

વૈશંપાયન બોલ્યા: ધ્રૂજતા અને બે હાથ

બેઠી રહેલા ધર્મરાજાને એ પ્રમાણે કહીને અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્રરાજે મહાત્મા સંજયને તથા મહારથી કૃપાચાર્યને કહ્યું કે, 'હું ઇચ્છું છું કે, તમે આ રાજાને સમજાવો.[૫૮,૫૯] મારી અતિ વૃદ્ધાવસ્થાને લીધે તથા બોલવાના પરિશ્રમને લીધે મારું મન મ્લાન થાય છે અને મુખ સુકાય છે.[૬૦] આમ કહીને વૃદ્ધ, ધર્માત્મા અને બુદ્ધિમાન એવા કુરુવંશી ધૃતરાષ્ટ્રરાજ એકાએક નિષ્પ્રાણની પેઠે ગાંધારી પર ઢળી પડ્યા.[૬૧] જાણે ચેષ્ટારહિત થયા હોય તેમ ગાંધારીનો ટેકો લઈ બેસી ગયેલા તે કુરુવંશી રાજાને જોઈ શત્રુવીરોનો સંહાર કરનારા યુધિષ્ઠિરરાજાને તીવ્ર વેદના થવા લાગી.[૬૨]

યુધિષ્ઠિર બોલ્યા : હાય! જેમનામાં એક લાખ હાથીનું બળ રહ્યું છે, તે આ રાજા એક નિર્જીવની પેઠે એક સ્ત્રીનો આધાર લઈને સૂતા છે![૬૩] અરે! જે બળવાન રાજાએ ભીમસેનની લોખંડી પ્રતિમાના ચૂરા કરી નાખ્યા હતા, તે આ રાજા અત્યારે એક અબળા સુબલપુત્રીનો ટેકો લઈ રહ્યા છે! અરેરે! મને અધર્મજ્ઞને ધિક્કાર હજો! મારી બુદ્ધિને ધિક્કાર હજો અને ધિક્કાર હજો મારા શાસ્ત્રજ્ઞાનને! એને જ કારણે આ પૃથ્વીપાલ આવું અયોગ્ય શયન કરી રહ્યા છે. જો આ રાજા તથા યશસ્વિની ગાંધારી ભોજન નહિ કરે, તો હું પણ આ મારા ગુરુની જેમ ઉપવાસ કરીશ.[૬૪-૬૬]

વૈશંપાયન બોલ્યા : પછી હે રાજન્! ધર્મવેત્તા યુધિષ્ઠિરે શીતળ જળથી પોતાના હાથ વડે ધૃતરાષ્ટ્રરાજાના મુખને તથા છાતીને ધીમે ધીમે ધોઈ નાખ્યાં. રત્નો અને ઔષધિ(માદળિયાં)-વાળા, પવિત્ર અને સુગંધીદાર એવા તે હસ્તનો સ્પર્શ થતાં જ ધૃતરાષ્ટ્રરાજાને ભાન આવ્યું.

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે પાંડુપુત્ર! તું તારા હાથ વડે ફરી પણ મારો સ્પર્શ કર અને મને આલિંગન આપ. હે કમળનેત્ર! તારા અત્યંત સ્પર્શને લીધે જાણે હું જીવતો થતો હોઉં તેમ મને લાગે છે.[૬૭-૬૯] હે રાજા! હું તારું મસ્તક સૂંઘવાને ઇચ્છું છું, તેમ જ બે હાથવતી તારો સ્પર્શ કરવા માગું છું; કેમ કે તે મને અત્યંત આનંદ ઉપજાવે છે.[૭૦] હે કુરુશ્રેષ્ઠ રાજા! આજે મને આહાર કર્યાને આઠ ટંક વીતી ગયા છે, તેથી હું કોઈ પણ જાતની ચેષ્ટા કરવાને શક્તિમાન નથી.[૭૧] વળી હે તાત! વનમાં જવાની તારી પાસે પ્રાર્થના કરતાં આજે મને ઘણો જ પરિશ્રમ પડ્યો છે. તેથી મારું મન ઘણું ગ્લાનિ પામ્યું છે અને હું જાણે ચેતનારહિત થયો હોઉં તેમ લાગે છે.[૭૨] હે કુરુકુળધુરંધર રાજા! હું માનું છું કે, અમૃતના રસ જેવા તારા હાથના આ સ્પર્શને મેળવીને જ હું જીવતો થયો છું.[૭૩]

વૈશંપાયન બોલ્યા : હે ભારત! પોતાના વડીલ પિતાએ એ પ્રમાણે કહ્યું, એટલે કુંતીપુત્ર યુધિષ્ઠિરે સ્નેહપૂર્વક તેમના સર્વ અવયવોને ધીમે ધીમે સ્પર્શ કર્યો.[૭૪] તે પછી ધૃતરાષ્ટ્રરાજા પ્રાણ મેળવીને બન્ને બાહુઓ વડે યુધિષ્ઠિરને ભેટી પડ્યા અને તેમનું મસ્તક સૂંઘવા લાગ્યા.[૭૫] બીજી તરફ વિદુર આદિ સર્વે અત્યંત દુઃખી થઈને રુદન કરી રહ્યા હતા. પણ તેઓ અત્યંત દુઃખને લીધે યુધિષ્ઠિરરાજાને કંઈ કહી શકતા ન હતા.[૭૬] એક માત્ર ધર્મજ્ઞ ગાંધારી જ તે ભારે દુઃખોને મનમાં ધારણ કરી રહી હતી અને એટલું જ બોલી શકી હતી : 'હે રાજન્! તમે આમ ન કરો.' બીજી સર્વ સ્ત્રીઓ તો કુંતાની સાથે અત્યંત દુઃખી થઈ ગઈ હતી અને અશ્રુભરેલાં નેત્રે ચોતરફથી વીંટાઈને ત્યાં ઊભી રહી હતી. આ પછી ધૃતરાષ્ટ્રે ફરી પણ યુધિષ્ઠિરને કહ્યું કે, 'હે ભરતશ્રેષ્ઠ રાજા! તું મને તપ કરવા માટે રજા આપ. હે પુત્ર! વારંવાર વધારેપડતું બોલવાથી મારું મન ગ્લાનિ

અમાત્યોની સર્વ કાર્યોમાં યોજના કરવી. શત્રુઓ જાણી ન જાય તેમ તારે અનેક પ્રકારે પરીક્ષા કરાયેલા અને પોતાના દેશમાંજ વસનારા ગુપ્ત દૂતોને નિરંતર સર્વ દેશોમાં ફેરવવા.[૧૧-૧૫] તારું નગર પણ સારી રીતે રક્ષાયેલું હોવું જોઈએ. તેને મજબૂત કિલ્લો તથા કાંગરા હોવા જોઈએ. ઉપરના ભાગમાં ચોતરફ ફરી શકાય તેવાં સ્થાનોથી તથા અટારીઓથી તે વ્યાપ્ત હોવું જોઈએ અને તે સર્વ દિશાઓમાં છ સ્થાનોથી યુક્ત હોવું જોઈએ.*[૧૬] તેના સર્વ દરવાજા લડાયક સામગ્રીઓથી પૂર્ણ હોઈ મોટા હોવા જોઈએ અને તોપો વગેરે યંત્રોથી રક્ષિત હોવા જોઈએ.[૧૭] જેમનાં કુલ તથા શીલ તારા જાણવામાં હોય તેવા પુરુષો દ્વારા તારું કાર્ય પરિપૂર્ણ રીતે સિદ્ધ થશે. હે ભારત! ભોજન આદિમાં તારે તારા આત્માનું નિત્ય રક્ષણ કરવું. વળી વિહાર તથા આહારના સમયે અને પુષ્પ માળાઓ, શય્યાઓ તથા આસનોમાં તારે નિત્ય પોતાનું રક્ષણ કરવું. તારે સ્ત્રીઓનું અત્યંત રક્ષણ કરવું અને તેમને વૃદ્ધ તથા હિતેચ્છુ પુરુષોના આશ્રય તળે રાખવી.[૧૮,૧૯] હે યુધિષ્ઠિર! શીલવાન, કુળવાન, વિદ્વાન તથા વિદ્યાકુશળ બ્રાહ્મણોને તારે મંત્રીઓ કરવા.[૨૦] કેમ કે તેઓ વિનયશીલ, કુળવાન, ધર્માર્થકુશળ તથા સરળ સ્વભાવના હોય છે. તેમની સાથેજ તારે મંત્રણા કરવી, પરંતુ પુષ્કળ માણસો સાથે અતિશય વાટાઘાટ કરવી નહિ.[૨૧] કોઈ કોઈ સમયે કંઈ બહાનું કાઢીને સમગ્ર મંત્રીઓ સાથે તથા જુદા જુદા મંત્રીઓ સાથે પણ મસલત ચલાવવી. તારે વિચાર કરવાનું ભવન કે સ્થાન અત્યંત ગુપ્ત હોવું જોઈએ. એવે સ્થળે બેસી તારે વિચાર કરવો.[૨૨] કોઈ જંગલમાં અથવા ઘાસ વિનાના પ્રદેશમાં વિચાર કરવા બેસવું, પણ રાત્રિના સમયે કોઈ પણ વિચાર કરવો નહિ. મનુષ્યને અનુસરી શકે તેવાં વાનરો તથા પક્ષીઓને અને જડ તથા પાંગળાંઓને પણ વિચાર કરવાના ભવનમાંથી દૂર કરવા; કેમ કે વિચારો ઉઘાડા પડી જવાથી જે દોષો ઉપસ્થિત થાય છે, તેમનું કોઈ પણ રીતે સમાધાન થઈ શકતું નથી, એમ હું માનું છું. વિચારમાં ફાટફૂટ થતાં જે દોષ પ્રાપ્ત થાય છે અને વિચાર સુરક્ષિત રહેતાં જે લાભ મળે છે, તેનું તારા મંત્રીમંડળમાં તારે વારંવાર વર્ણન કરવું. હે શત્રુદમન રાજા! તારા નગરવાસીઓ તથા પ્રાંતોના રહીશોના શૌચ તથા અશૌચ (વર્તન)ના વિષે જે પ્રમાણે તારા જાણવામાં આવે તે મુજબ તારે કરવું. હે કુરુવંશી યુધિષ્ઠિર રાજા! તારો વ્યવહાર નિત્ય હિતૈષી પુરુષના આશ્રય તળે હોવો જોઈએ, પ્રસન્ન રહેતા તે પુરુષો દ્વારા તે યોજાતો હોવો જોઈએ અને નિત્ય ગુપ્ત દૂતો દ્વારા આચરણમાં મુકાતો હોવો જોઈએ. હે ભારત! તે તારા હિતૈષી પુરુષો અપરાધીઓને વિષે અપરાધનું પ્રમાણ જાણીને યથાયોગ્ય રીતે તેમનો દંડ કરે તેમ થવું જોઈએ, તારા રાજ્યમાં જે અધિકારીઓ લાંચ લેવામાં પ્રીતિવાળા હોય, પરસ્ત્રી સાથે વ્યભિચાર કરનારા હોય, મુખ્યત્વે કરીને ઉગ્ર દંડ દેનારા હોય, મિથ્યા ભાષણ કરનારા હોય, નિંદાખોર હોય, લોભી હોય, પારકું દ્રવ્ય હરણ કરનારા હોય, સાહસ ઉપર પ્રીતિવાળા હોય, સાર્વજનિક સભાઓ તથા વિહારસ્થાનોને તોડી નાખનારા હોય અને વર્ણોને દૂષિત કરનારા હોય, તેમને દેશ તથા કાળના પ્રમાણમાં ધનાદિકથી દંડવા અથવા દેહાંતદંડની શિક્ષા કરવી. તારે પ્રાતઃકાળમાં ઊઠીનેજ તારા ખર્ચ સંબંધી જેઓ કામ કરતા હોય તેમના કામની તપાસ લેવી અને પછી અલંકાર સજવા તથા ભોજનાદિ કાર્ય

* અર્થાત્ આસપાસ ૭ કિલ્લા અને એક અંતઃપુરનો કિલ્લો એમ કુલ સાત કિલ્લાઓવાળું નગર હોવું જોઈએ.

કરવાં. પછી નિત્ય હર્ષ પમાડતા એવા તારે યોદ્ધાઓની તપાસ લેવી અને દૂતો તથા ગુપ્ત અનુચરોને મળવાનો સમય નિત્ય રાત્રિના આરંભમાં જ રાખવો.[૨૩-૩૩] પછી તેઓ પાસેથી સાંભળેલાં કાર્યોનો તથા અર્થોનો નિર્ણય રાત્રિના પાછલા ભાગમાં જ હમેશાં કરવો. વળી તારે ફરવાનો સમય મધ્યરાત્રે તથા મધ્યાહ્નકાળે જ નિત્ય રાખવો.[૩૪] હે પુષ્કળ દક્ષિણાઓ આપનારા ભરતશ્રેષ્ઠ! આ સર્વ સમયો તે તે કાર્યોમાં ઉપયોગી ગણાય છે. વળી યોગ્ય સમયે તારે અલંકારોથી સુશોભિત થઈને બેસવું.[૩૫] હે તાત! કાર્યોનો અનુક્રમ ચક્રની પેઠે નિત્ય ફરતો જોવામાં આવે છે. વળી તારે અનેક પ્રકારના ખજાનાનો સંગ્રહ કરવામાં પણ ન્યાયાનુસાર યત્ન કરવો.[૩૬] પણ હે મહારાજ! અન્યાયનો તારે દૂરથી જ ત્યાગ કરવો. જેઓ રાજાનું છિદ્ર જોવાની ઇચ્છાવાળા હોય તેવા શત્રુઓને ગુપ્ત દૂતો દ્વારા જાણી લઈને પોતાના હિતેચ્છુ પુરુષો દ્વારા દૂરથી જ તેમનો ઘાત કરાવવો. હે કુરુવંશી રાજા! કાર્ય તપાસીને સેવકો પાસે તારે ઉતાવળ કરાવવી અને યુક્તાયુક્ત અધિકારીઓ પાસે કર્મો કરાવવાં. હે તાત! તારો સેનાનાયક દૃઢ વ્રતવાળો, શૂરો, ક્લેશને સહન કરનારો, હિતૈષી તથા ભક્ત પુરુષ હોવો જોઈએ. હે પાંડુપુત્ર! તારા દેશના સર્વ વ્યવહારીઓ (કડિયા, સુતાર, લુહાર વગેરે કારીગરો) ગાયો તથા ગધેડાંની પેઠે (માત્ર ખોરાકી જ લઈને) તારાં કાર્યોને કરનારા હોવા જોઈએ. હે યુધિષ્ઠિર! તારે પોતાના તથા પારકા મનુષ્યોમાં પોતાનું તથા પારકું છિદ્ર નિત્ય તપાસ્યા કરવું. જેઓ પોતાનાં કર્મ કરવામાં કુશળ હોય અને તારા હિતૈષી હોય એવા તારા દેશવાસીઓને યોગ્ય આજીવિકાઓ આપીને તારે તેમના પર કૃપા રાખવી. હે રાજા! જે વિદ્વાનો ફાયદાની અભિલાષા રાખનારા હોય તેમને તારે ફાયદો કરી દેવો; કેમ કે તેઓ પર્વતોની પેઠે નિત્ય અચળ હોય છે.[૩૭-૪૩]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'યુધિષ્ઠિરને ધૃતરાષ્ટ્રનો ઉપદેશ' નામનો અધ્યાય ૫ મો સમાપ્ત

## अध्याय ६ ट्ठो

### ધૃતરાષ્ટ્રનો ઉપદેશ (ચાલુ)

॥ धृतराष्ट्र उवाच ॥

**मंडलानि च बुद्ध्येथाः परेषामात्मनस्तथा।**
**उदासीनगणानां च मध्यस्थानां च भारत ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે ભારત! તારે પોતાનાં તથા પારકાં ઉદાસીન અને મધ્યસ્થ મંડળોને જાણતા રહેવું.[૧] હે શત્રુહંતા! ચારે શત્રુઓના મધ્યમાં તથા આતતાયીઓમાં કોણ શત્રુમિત્ર છે, એ પણ તારે જાણતા રહેવું.[૨] વળી હે કુરુશ્રેષ્ઠ! અમાત્યો, દેશો, જુદા જુદા કિલ્લાઓ તથા સૈન્યો એ સર્વમાં શત્રુઓ ફાટફૂટ કરી શકે છે અથવા નથી પણ કરી શકતા; માટે બરાબર સાવધાનતાથી રહેવું, એટલે તેમાં ફાટફૂટ થવા ન પામે.[૩] હે કુંતાપુત્ર રાજા! ચાર પ્રકારના શત્રુઓ, છ પ્રકારના આતતાયીઓ અને મિત્ર તથા શત્રુમિત્ર, આ બાર ઉપર રાજાએ જાતે જ લક્ષ આપવું. આ બાર તથા બીજા મંત્રી વગેરે સાઠ પ્રધાન પ્રકારો રાજાઓએ જાણવા યોગ્ય છે. (અર્થાત્ ચાર શત્રુઓ, છ આતતાયીઓ અને મિત્ર તથા શત્રુમિત્ર આ બાર; તેમ જ ખેતી વગેરે આઠ સંધાનકર્મો, બાળક આદિ વીસ સંધિ કરવા યોગ્ય નહિ એવાં કર્મો, નાસ્તિકતા આદિ ચૌદ દોષો અને મંત્ર આદિ અઢાર તીર્થો તેઓમાંથી કોઈનો ત્યાગ અથવા સ્વીકાર કરવા માટે જાણવાં જરૂરનાં છે.)[૪] હે યુધિષ્ઠિર! નીતિકુશળ આચાર્યો આને જ મંડળ કહે છે. સંધિવિગ્રહાદિ છ ગુણો (પ્રકારો) આને જ અધીન રહેનારા છે, એમ તારે જાણવું.[૫] હે કુરુશ્રેષ્ઠ! રાજાઓએ પોતાની તથા શત્રુની વૃદ્ધિ,

પામે છે. માટે હવે તું મને ક્લેશ આપવાને યોગ્ય નથી.' કૌરવરાજ ધૃતરાષ્ટ્ર પાંડુનંદન યુધિષ્ઠિરને એ પ્રમાણે કહેતા હતા તે વખતે સર્વ યોદ્ધાઓમાં મોટો આર્તનાદ થઈ રહ્યો હતો.[૭૭–૮૧]

પછી ધર્મપુત્ર યુધિષ્ઠિર પોતાના મહાસમર્થ પિતા ધૃતરાષ્ટ્રરાજને કૃશ, નિસ્તેજ, ઉપવાસોથી શ્રમિત, માત્ર ચામડાં તથા હાડકાંથી જ વીંટળાયેલા અને અયોગ્ય સ્થિતિમાં આવેલા જોઈને તેમને ભેટી પડ્યા. તે શોકનાં અશ્રુ સારીને આવું વચન બોલ્યા :[૮૨,૮૩] હે નરશ્રેષ્ઠ ! હું જેવી જીવનની તથા પૃથ્વીની ઇચ્છા રાખતો નથી, તેવી હે શત્રુતાપન રાજા ! તમારું પ્રિય કરવાની ઇચ્છા રાખું છું.[૮૪] જો હું તમારો કૃપાપાત્ર હોઉં અને તમને જો હું પ્રિય હોઉં તો પ્રથમ તમે આહાર કરો. આ પછી હું બીજું સાંભળીશ.[૮૫]

ત્યારે મહાતેજસ્વી ધૃતરાષ્ટ્રરાજાએ યુધિષ્ઠિરને કહ્યું કે, 'હે પુત્ર ! હું ઇચ્છું છું કે, પ્રથમ તું મને તપ કરવા જવાની અનુજ્ઞા આપ, એટલે હું ભોજન લઈશ.'[૮૬] રાજેંદ્ર ધૃતરાષ્ટ્ર એમ કહેતા હતા, તે જ સમયે સત્યવતીપુત્ર વ્યાસઋષિએ ત્યાં આવીને આ પ્રમાણે કહ્યું.[૮૭]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'ધૃતરાષ્ટ્રનો વૈરાગ્ય' નામનો અધ્યાય ૩ જો સમાપ્ત

## अध्याय ४थो

### વ્યાસની અનુજ્ઞા

॥ व्यास उवाच ॥

**युधिष्ठिर महाबाहो यथाऽऽह कुरुनंदनः ।**
**धृतराष्ट्रो महातेजास्तत्कुरुष्वाविचारयन् ॥ १ ॥**

વ્યાસ બોલ્યા : હે મહાબાહુ યુધિષ્ઠિર ! મહાતેજસ્વી કુરુનંદન ધૃતરાષ્ટ્ર કહે છે તે પ્રમાણે જ તું કર, એમાં વિચાર કર મા.[૧] આ રાજા હવે વૃદ્ધ થયો છે અને વધારામાં તેના સર્વ પુત્રો માર્યા ગયા છે. તેથી હવે લાંબા કાળ સુધી તે કષ્ટ સહન કરી શકે તેમ નથી, એમ હું માનું છું.[૨] વળી હે મહારાજ ! મહાભાગ્યશાળી, બુદ્ધિમાન અને કરુણાભરી ગાંધારી પણ અત્યંત ધૈર્યથી પુત્રોના શોકને ધારણ કરી રહી છે.[૩] માટે હું જે કહું છું તે મારા વચનને તું માન્ય કર. રાજાને તું અનુજ્ઞા આપ, તે વ્યર્થ અહીં મરવા ન પામે તેમ કર.[૪] આ રાજા પ્રાચીન રાજર્ષિઓની ગતિને ભલે પામે, કેમ કે સર્વ રાજર્ષિઓને અંતે વન જ આશ્રયરૂપ હોય છે.[૫]

વૈશંપાયન બોલ્યા : અદ્ભુત કર્મ કરનારા વ્યાસે જ્યારે એમ કહ્યું, ત્યારે મહાતેજસ્વી ધર્મરાજ યુધિષ્ઠિરે તે મહામુનિને કહ્યું કે,[૬] 'આપ ભગવાન જ અમારા માન્ય છો, આપ ભગવાન જ અમારા ગુરુ છો અને આપ ભગવાન આ રાજ્ય તથા કુળના પરમ આધાર છો.[૭] હે ભગવન્ ! હું આપનો પુત્ર છું અને આ રાજા પણ મારા પિતા તથા ગુરુ છે. ધર્મ પ્રમાણે પુત્ર પિતાનો આજ્ઞાંકિત જ હોય.[૮]

યુધિષ્ઠિરે એમ કહ્યું એટલે વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ અને મહાતેજસ્વી એવા મહાકવિ વ્યાસે ફરીથી તેમને કહ્યું કે, 'હે મહાબાહુ ! તું કહે છે તેમ જ છે. હે ભારત ! આ રાજા હવે વૃદ્ધ થયો છે અને ઉપનિષદમાં કહેલા મતમાં સ્થિર થયેલ છે.[૯,૧૦] તો એ રાજા તારી તથા મારી અનુજ્ઞા લઈને પોતાના અભિપ્રાય મુજબ ભલે કરે. તું એને વિઘ્ન કરનારો ન થા.[૧૧] હે યુધિષ્ઠિર ! રાજર્ષિઓનો એ જ શ્રેષ્ઠ ધર્મ છે કે, તેમનું મૃત્યુ વિધિપૂર્વક યુદ્ધમાં થાય અથવા વનમાં થાય.[૧૨] હે રાજેંદ્ર ! તારા પિતા પાંડુરાજે શિષ્યવૃત્તિ ધારણ કરીને આ રાજાની ગુરુની પેઠે સેવા કરી છે.[૧૩] વળી આ રાજાએ દક્ષિણાવાળા તથા રત્નોના મોટા પર્વતોથી શોભતા મહાન યજ્ઞો કર્યા છે, પૃથ્વી ભોગવી છે અને પ્રજાઓનું રક્ષણ પણ કર્યું છે.[૧૪] તું જ્યારે

વનવાસમાં હતો, ત્યારે એમણે પોતાના પુત્ર પાસે રહેલા મહાન રાજ્યનો તેર વર્ષ સુધી ઉપભોગ કર્યો છે અને તે સમયે અનેક પ્રકારના ધનનું દાન કર્યું છે. વળી હે નિર્દોષ નરવ્યાઘ્ર! તેં પણ પોતાના સેવકોની સાથે આ રાજાનું તથા યશસ્વિની ગાંધારીનું ગુરુસેવાપૂર્વક આરાધન કર્યું છે.[૧૫,૧૬] માટે હે યુધિષ્ઠિર! તું તારા પિતાને અનુજ્ઞા આપ. હવે તેમને તપ કરવાનો સમય આવી પહોંચ્યો છે. વળી તેના મનમાં તમારા સંબંધમાં લેશમાત્ર પણ ક્રોધ રહ્યો નથી.[૧૭]

વૈશંપાયન બોલ્યા : આટલાં વચન કહીને વ્યાસે રાજા યુધિષ્ઠિરને સમજાવ્યા અને પછી તેમણે 'તથાસ્તુ' એમ કહ્યું, ત્યારે પોતે વનમાં ચાલ્યા ગયા.[૧૮] ભગવાન વ્યાસ જ્યારે ગયા, ત્યારે રાજા યુધિષ્ઠિર જરા નમ્યા હોય તેમ પોતાના વૃદ્ધ પિતાને કહેવા લાગ્યા : 'ભગવાન વ્યાસે જે કહ્યું છે, તમારો પોતાનો પણ જે મત છે અને મહાધનુર્ધર કૃપાચાર્ય, વિદુર, યુયુત્સુ તથા સંજય જે પ્રમાણે કહે છે, તે પ્રમાણે જ હું તત્કાળ કરીશ; કેમ કે આ સર્વ પુરુષો આપણા કુળના હિતૈષી હોઈ મને માન્ય છે.[૧૯–૨૧] હે રાજા! હવે મસ્તક નમાવીને હું તમને એ જ યાચના કરું છું કે, તમે પ્રથમ આહાર કરો અને પછી આશ્રમ પ્રત્યે જજો.'[૨૨]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'વ્યાસની અનુજ્ઞા' નામનો અધ્યાય ૪ થો સમાપ્ત

## अध्याय ५ मो
## યુધિષ્ઠિરને ધૃતરાષ્ટ્રનો ઉપદેશ

॥ वैशंपायन उवाच ॥

**ततो राज्ञाऽभ्यनुज्ञातो धृतराष्ट्रः प्रतापवान् ।**
**ययौ स्वभवनं राजा गांधार्याऽनुगतस्तदा ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હવે રાજાએ અનુજ્ઞા આપી એટલે પ્રતાપી રાજા ધૃતરાષ્ટ્ર ગાંધારીની પાછળ પાછળ પોતાના ભવન તરફ ગયા.[૧] તે સમયે પગપાળા જતા તે બુદ્ધિમાન રાજા ઘરડા હાથીની પેઠે મંદ પ્રાણગતિવાળા હતા અને જાણે મહાકષ્ટથી પગલાં ભરતા હતા.[૨] ત્યારે વિદ્વાન વિદુર, સારથિ સંજય અને શરદ્વાનપુત્ર મહાધનુર્ધર કૃપાચાર્ય પણ તેમની પાછળ પાછળ ચાલતા હતા.[૩] હે રાજન્! ભવનમાં પ્રવેશ કરીને તેમણે પ્રાતઃકાળની ક્રિયાઓ કરી અને પછી શ્રેષ્ઠ બ્રાહ્મણોને તૃપ્ત કરીને આહાર કર્યો.[૪] હે ભારત! ધર્મને જાણનારી મનસ્વિની ગાંધારીએ પણ કુંતાની સાથે સર્વ વહુઓના આદરસત્કારપૂર્વક ભોજન કર્યું.[૫] ધૃતરાષ્ટ્રે આહાર કરી લીધો, એટલે પાંડવો તથા વિદુર આદિ સર્વેએ પણ આહાર કર્યો અને પછી તેઓ તે રાજાની સમીપ બેઠા.[૬]

હે મહારાજ! આ સમયે પોતાની સમીપ બેઠેલા કુંતાપુત્ર યુધિષ્ઠિરના વાંસામાં પોતાનો હાથ ફેરવતા ફેરવતા અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્ર બોલ્યા કે, 'હે કુરુનંદન! હે રાજસિંહ! અષ્ટાંગ રાજધર્મના સંબંધમાં તારે કોઈ પણ વખત પ્રમાદ કરવો નહિ. હે પાંડુનંદન! હે મહારાજ! તું વિદ્વાન છે, માટે સાંભળ. હે કુંતાપુત્ર! રાજ્યની રક્ષા ધર્મદ્વારા જ થઈ શકે છે.[૭–૯] હે યુધિષ્ઠિર! તારે સદા વિદ્યાવૃદ્ધ પુરુષોની સેવા કરવી અને તેઓ જે કંઈ કહે તે તારે સાંભળવું તથા વિચાર કર્યા વિના તે કરવું.[૧૦] હે રાજન્! તારે પ્રાતઃકાળે ઊઠીને વિધિ પ્રમાણે તેમની પૂજા કરવી અને કાર્યસમય પ્રાપ્ત થાય, ત્યારે તેમને પોતાનું કાર્ય પૂછવું. હે ભારત! હે રાજા! તારે પોતાનું હિત ઇચ્છીને તે પુરુષોનું સન્માન કરવું. તેથી હે તાત! તેઓ સર્વથા તને હિતની વાત જ કહેશે. તારે સર્વ ઇંદ્રિયોને ઘોડાઓની પેઠે વશ રાખવી; કેમ કે વશ કરાયેલી તે ઇંદ્રિયો રક્ષણ કરેલા દ્રવ્યની પેઠે તને હિત કરનારી થઈ પડશે. તારે કપટ વિનાના, વંશપરંપરાથી ચાલ્યા આવતા, પવિત્ર, જિતેંદ્રિય અને પુણ્યશાળી એવા

અમાત્યોની સર્વ કાર્યોમાં યોજના કરવી. શત્રુઓ જાણી ન જાય તેમ તારે અનેક પ્રકારે પરીક્ષા કરાયેલા અને પોતાના દેશમાંજ વસનારા ગુપ્ત દૂતોને નિરંતર સર્વ દેશોમાં ફેરવવા.[૧૧-૧૫] તારું નગર પણ સારી રીતે રક્ષાયેલું હોવું જોઈએ. તેને મજબૂત કિલ્લો તથા કાંગરા હોવા જોઈએ. ઉપરના ભાગમાં ચોતરફ ફરી શકાય તેવાં સ્થાનોથી તથા અટારીઓથી તે વ્યાપ્ત હોવું જોઈએ અને તે સર્વ દિશાઓમાં છ સ્થાનોથી યુક્ત હોવું જોઈએ.*[૧૬] તેના સર્વ દરવાજા લડાયક સામગ્રીઓથી પૂર્ણ હોઈ મોટા હોવા જોઈએ અને તોપો વગેરે યંત્રોથી રક્ષિત હોવા જોઈએ.[૧૭] જેમનાં કુલ તથા શીલ તારા જાણવામાં હોય તેવા પુરુષો દ્વારા તારું કાર્ય પરિપૂર્ણ રીતે સિદ્ધ થશે. હે ભારત! ભોજન આદિમાં તારે તારા આત્માનું નિત્ય રક્ષણ કરવું. વળી વિહાર તથા આહારના સમયે અને પુષ્પ માળાઓ, શય્યાઓ તથા આસનોમાં તારે નિત્ય પોતાનું રક્ષણ કરવું. તારે સ્ત્રીઓનું અત્યંત રક્ષણ કરવું અને તેમને વૃદ્ધ તથા હિતેચ્છુ પુરુષોના આશ્રય તળે રાખવી.[૧૮,૧૯] હે યુધિષ્ઠિર! શીલવાન, કુળવાન, વિદ્વાન તથા વિદ્યાકુશળ બ્રાહ્મણોને તારે મંત્રીઓ કરવા.[૨૦] કેમ કે તેઓ વિનયશીલ, કુળવાન, ધર્માર્થકુશળ તથા સરળ સ્વભાવના હોય છે. તેમની સાથેજ તારે મંત્રણા કરવી, પરંતુ પુષ્કળ માણસો સાથે અતિશય વાટાઘાટ કરવી નહિ.[૨૧] કોઈ કોઈ સમયે કંઈ બહાનું કાઢીને સમગ્ર મંત્રીઓ સાથે તથા જુદા જુદા મંત્રીઓ સાથે પણ મસલત ચલાવવી. તારે વિચાર કરવાનું ભવન કે સ્થાન અત્યંત ગુપ્ત હોવું જોઈએ. એવે સ્થળે બેસી તારે વિચાર કરવો.[૨૨] કોઈ જંગલમાં અથવા ઘાસ વિનાના પ્રદેશમાં વિચાર કરવા બેસવું, પણ રાત્રિના સમયે કોઈ પણ વિચાર કરવો નહિ. મનુષ્યને અનુસરી શકે તેવાં વાનરો તથા પક્ષીઓને અને જડ તથા પાંગળાંઓને પણ વિચાર કરવાના ભવનમાંથી દૂર કરવા; કેમ કે વિચારો ઉઘાડા પડી જવાથી જે દોષો ઉપસ્થિત થાય છે, તેમનું કોઈ પણ રીતે સમાધાન થઈ શકતું નથી, એમ હું માનું છું. વિચારમાં ફાટફૂટ થતાં જે દોષ પ્રાપ્ત થાય છે અને વિચાર સુરક્ષિત રહેતાં જે લાભ મળે છે, તેનું તારા મંત્રીમંડળમાં તારે વારંવાર વર્ણન કરવું. હે શત્રુદમન રાજા! તારા નગરવાસીઓ તથા પ્રાંતોના રહીશોના શૌચ તથા અશૌચ (વર્તન)ના વિષે જે પ્રમાણે તારા જાણવામાં આવે તે મુજબ તારે કરવું. હે કુરુવંશી યુધિષ્ઠિર રાજા! તારો વ્યવહાર નિત્ય હિતૈષી પુરુષના આશ્રય તળે હોવો જોઈએ, પ્રસન્ન રહેતા તે પુરુષો દ્વારા તે યોજાતો હોવો જોઈએ અને નિત્ય ગુપ્ત દૂતો દ્વારા આચરણમાં મુકાતો હોવો જોઈએ. હે ભારત! તે તારા હિતૈષી પુરુષો અપરાધીઓને વિષે અપરાધનું પ્રમાણ જાણીને યથાયોગ્ય રીતે તેમનો દંડ કરે તેમ થવું જોઈએ, તારા રાજ્યમાં જે અધિકારીઓ લાંચ લેવામાં પ્રીતિવાળા હોય, પરસ્ત્રી સાથે વ્યભિચાર કરનારા હોય, મુખ્યત્વે કરીને ઉગ્ર દંડ દેનારા હોય, મિથ્યા ભાષણ કરનારા હોય, નિંદાખોર હોય, લોભી હોય, પારકું દ્રવ્ય હરણ કરનારા હોય, સાહસ ઉપર પ્રીતિવાળા હોય, સાર્વજનિક સભાઓ તથા વિહારસ્થાનોને તોડી નાખનારા હોય અને વર્ણોને દૂષિત કરનારા હોય, તેમને દેશ તથા કાળના પ્રમાણમાં ધનાદિકથી દંડવા અથવા દેહાંતદંડની શિક્ષા કરવી. તારે પ્રાતઃકાળમાં ઊઠીનેજ તારા ખર્ચ સંબંધી જેઓ કામ કરતા હોય તેમના કામની તપાસ લેવી અને પછી અલંકાર સજવા તથા ભોજનાદિ કાર્ય

---

* અર્થાત્ આસપાસ ૭ કિલ્લા અને એક અંત પુરનો કિલ્લો એમ કુલ સાત કિલ્લાઓવાળું નગર હોવું જોઈએ.

કરવાં. પછી નિત્ય હર્ષ પમાડતા એવા તારે યોદ્ધાઓની તપાસ લેવી અને દૂતો તથા ગુપ્ત અનુચરોને મળવાનો સમય નિત્ય રાત્રિના આરંભમાંજ રાખવો.[૨૯-૩૩] પછી તેઓ પાસેથી સાંભળેલાં કાર્યોનો તથા અર્થોનો નિર્ણય રાત્રિના પાછલા ભાગમાં જ હમેશાં કરવો. વળી તારે ફરવાનો સમય મધ્યરાતે તથા મધ્યાહ્નકાળે જ નિત્ય રાખવો.[૩૪] હે પુષ્કળ દક્ષિણાઓ આપનારા ભરતશ્રેષ્ઠ ! આ સર્વ સમયો તે તે કાર્યોમાં ઉપયોગી ગણાય છે. વળી યોગ્ય સમયે તારે અલંકારોથી સુશોભિત થઈને બેસવું.[૩૫] હે તાત ! કાર્યોનો અનુક્રમ ચક્રની પેઠે નિત્ય ફરતો જોવામાં આવે છે. વળી તારે અનેક પ્રકારના ખજાનાનો સંગ્રહ કરવામાં પણ ન્યાયાનુસાર યત્ન કરવો.[૩૬] પણ હે મહારાજ ! અન્યાયનો તારે દૂરથી જ ત્યાગ કરવો. જેઓ રાજાનું છિદ્ર જોવાની ઇચ્છાવાળા હોય તેવા શત્રુઓને ગુપ્ત દૂતો દ્વારા જાણી લઈને પોતાના હિતેચ્છુ પુરુષો દ્વારા દૂરથી જ તેમનો ઘાત કરાવવો. હે કુરુવંશી રાજા ! કાર્ય તપાસીને સેવકો પાસે તારે ઉતાવળ કરાવવી અને યુક્તાયુક્ત અધિકારીઓ પાસે કર્મો કરાવવાં. હે તાત ! તારો સેનાનાયક દૃઢ વ્રતવાળો, શૂરો, ક્લેશને સહન કરનારો, હિતૈષી તથા ભક્ત પુરુષ હોવો જોઈએ. હે પાંડુપુત્ર ! તારા દેશના સર્વ વ્યવહારીઓ (કડિયા, સુતાર, લુહાર વગેરે કારીગરો) ગાયો તથા ગધેડાંની પેઠે (માત્ર ખોરાકી જ લઈને) તારાં કાર્યોને કરનારા હોવા જોઈએ. હે યુધિષ્ઠિર ! તારે પોતાના તથા પારકા મનુષ્યોમાં પોતાનું તથા પારકું છિદ્ર નિત્ય તપાસ્યા કરવું. જેઓ પોતાનાં કર્મ કરવામાં કુશળ હોય અને તારા હિતૈષી હોય એવા તારા દેશવાસીઓને યોગ્ય આજીવિકાઓ આપીને તારે તેમના પર કૃપા રાખવી. હે રાજા ! જે વિદ્વાનો ફાયદાની અભિલાષા રાખનારા હોય તેમને તારે ફાયદો કરી દેવો; કેમ કે તેઓ પર્વતોની પેઠે નિત્ય અચળ હોય છે.[૩૭-૪૩]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'યુધિષ્ઠિરને ધૃતરાષ્ટ્રનો ઉપદેશ' નામનો અધ્યાય ૫ મો સમાપ્ત

# अध्याय ६ ठ्ठो

## ધૃતરાષ્ટ્રનો ઉપદેશ (ચાલુ)

॥ धृतराष्ट्र उवाच ॥

मंडलानि च बुद्धयेथाः परेषामात्मनस्तथा।
उदासीनगणानां च मध्यस्थानां च भारत ॥१॥

ધૃતરાષ્ટ્ર બોલ્યો : હે ભારત ! તારે પોતાનાં તથા પારકાં ઉદાસીન અને મધ્યસ્થ મંડળોને જાણતા રહેવું.[૧] હે શત્રુહંતા ! ચારે શત્રુઓના મધ્યમાં તથા આતતાયીઓમાં કોણ શત્રુમિત્ર છે, એ પણ તારે જાણતા રહેવું.[૨] વળી હે કુરુશ્રેષ્ઠ ! અમાત્યો, દેશો, જુદા જુદા કિલ્લાઓ તથા સૈન્યો એ સર્વમાં શત્રુઓ ફાટફૂટ કરી શકે છે અથવા નથી પણ કરી શકતા; માટે બરાબર સાવધાનતાથી રહેવું, એટલે તેમાં ફાટફૂટ થવા ન પામે.[૩] હે કુંતાપુત્ર રાજા ! ચાર પ્રકારના શત્રુઓ, છ પ્રકારના આતતાયીઓ અને મિત્ર તથા શત્રુમિત્ર, આ બાર ઉપર રાજાએ જાતે જ લક્ષ આપવું. આ બાર તથા બીજા મંત્રી વગેરે સાઠ પ્રધાન પ્રકારો રાજાઓએ જાણવા યોગ્ય છે. (અર્થાત્ ચાર શત્રુઓ, છ આતતાયીઓ અને મિત્ર તથા શત્રુમિત્ર આ બાર; તેમ જ ખેતી વગેરે આઠ સંધાનકર્મો, બાળક આદિ વીસ સંધિ કરવા યોગ્ય નહિ એવાં કર્મો, નાસ્તિકતા આદિ ચૌદ દોષો અને મંત્ર આદિ અઢાર તીર્થો તેઓમાંથી કોઈનો ત્યાગ અથવા સ્વીકાર કરવા માટે જાણવાં જરૂરનાં છે.)[૪] હે યુધિષ્ઠિર ! નીતિકુશળ આચાર્યો આને જ મંડળ કહે છે. સંધિવિગ્રહાદિ છ ગુણો (પ્રકારો) આને જ અધીન રહેનારા છે, એમ તારે જાણવું.[૫] હે કુરુશ્રેષ્ઠ ! રાજાઓએ પોતાની તથા શત્રુની વૃદ્ધિ,

ક્ષય અને સ્થાન એ અવશ્ય જાણવાં. હે મહાબાહુ! પૂર્વોક્ત સાઠ તથા બાર ગુણો (પ્રકારો)–એમ કુલ બોંતેરમાં સંધિ-વિગ્રહ આદિ છ ગુણો (પ્રકારો)થી ઉત્પન્ન થનારા ગુણો(પ્રકારો)નો સમાવેશ આવી જાય છે.[૬] હે કુંતીપુત્ર! જે સમયે પોતાનો પક્ષ બળવાન હોય અને શત્રુનો પક્ષ નિર્બળ હોય, તે સમયે શત્રુઓ સામે લડાઈ ઊભી કરીને શત્રુ રાજાને જીતી લેવો. પણ જ્યારે શત્રુઓ બળવાન હોય અને પોતાનો પક્ષ દુર્બળ હોય, ત્યારે વિદ્વાન રાજાએ પોતે ક્ષીણ હોવાથી શત્રુઓ સાથે સંધિ કરવી.[૭,૮] ત્યારે તેણે દ્રવ્યનો અતિમહાન સંગ્રહ કર્યે જવો. હે ભારત! પછી પોતે જ્યારે ચઢાઈ કરવાને સમર્થ થાય, ત્યારે તત્કાળ યુદ્ધ થઈ શકે તેવી તૈયારી રાખવી જોઈએ. આમાં તેણે વિચાર કરવાની જરૂર નથી. હે ભારત! પોતાની જો હાર થાય તો બળવાન શત્રુને અલ્પ ફળ આપનારી પૃથ્વી, રૂપાના ભેળવાળું સુવર્ણ, સોનારૂપા સિવાયનું બીજું દ્રવ્ય, એકાદ મિત્ર તથા ક્ષીણ સૈન્ય આપવું. પરંતુ સધિ કરવામાં કુશળ હોય તેવા રાજાએ ઉપરના વર્તનથી વિરુદ્ધ વર્તી મનુષ્યોને વશ કરવા. હે ભરતશ્રેષ્ઠ! જો રાજા પોતાની સાથે સંધિ કરવા તૈયાર થાય, તેના એક રાજપુત્રને પોતાની સમીપ રાખી લેવો. હે પુત્ર! એથી વિરુદ્ધ વર્તવામાં આપત્તિના સમયે શ્રેય થતું નથી.[૯-૧૨] ઉપાય સહિત મંત્રને જાણનારા રાજાએ કોઈ આપત્તિ આવે, ત્યારે તેમાંથી છૂટવાનો યત્ન કરવો. હે રાજેંદ્ર! પોતાની પ્રજાઓમાં જેઓ દીન, આંધળાં તથા બહેરાં વગેરે હોય તેમનો રાજાએ સત્કાર કરવો. વળી મહાબળવાન રાજાએ પોતાના રાજ્યનું રક્ષણ કરતા રહીને શત્રુઓને પીડવા, તેમને આગળ વધતા અટકાવવા અને તેમના ખજાનાનો નાશ કરવો. આ સર્વ વ્યવસાય અનુક્રમે તથા એકીસાથે યત્નપૂર્વક કરવો. પરંતુ પોતાનો અભ્યુદય ઇચ્છનારા રાજાએ શરણે આવેલા સામંતરાજાનો કદી વધ કરવો નહિ. છતાં હે કુંતાપુત્ર! જે સામંત પૃથ્વીને જીતવા ઇચ્છતો હોય તેનો જ વધ કરવો. બળવાન રાજાએ સત્પુરુષોને પોતાના દેશમાં વસાવીને તથા પાપીઓને વશ કરીને મંત્રીઓની સાથે શત્રુઓનાં મંડળોમાં ફાટફૂટ કરાવવાનો લાગ મેળવવો, પણ દુર્બળોનો નાશ કરવો નહિ.[૧૩-૧૭] હે રાજસિંહ! રાજાએ બળવાન રાજાઓ સામે નેતરના જેવી નમ્ર વૃત્તિનો આશ્રય કરવો. જો કોઈ બળવાન રાજા દુર્બળ રાજા સામે ચઢી આવે તો અનુક્રમે સામાદિક ઉપાયો દ્વારા તેને પાછો કાઢવો; પણ તેમ કરવા છતાં જો તેને પાછો કાઢી ન શકાય, તો છેવટે મંત્રીઓને સાથે રાખી યુદ્ધ કરવા ઊતરવું. બળવાન રાજાને પોતાના કોશ વડે, નગરજનો વડે અને સામ ઉપાયો દ્વારા સમજાવવો; પરંતુ કોઈ પણ ઉપાયથી જો તે રાજી ન થાય તો પછી પોતે જાતે પોતાના મુખ્ય સૈન્ય સહિત યુદ્ધ કરવા ઊતરી પડવું. આ ક્રમથી શરીરનો ત્યાગ કરનારા શૂરા પુરુષોની નિશ્ચય મુક્તિ જ થાય છે.[૧૮-૨૦]

ઇતિ શ્રીમહાભારતમા આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમા 'ધૃતરાષ્ટ્રનો ઉપદેશ' નામનો અધ્યાય ૬ઠ્ઠો સમાપ્ત

## અધ્યાય ૭મો

### ધૃતરાષ્ટ્રનો ઉપદેશ (ચાલુ)

॥ धृतराष्ट्र उवाच ॥

**संधिविग्रहमप्यत्र पश्येथा राजसत्तम ।**
**द्वियोनिं विविधोपायं बहुकल्पं युधिष्ठिर ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો: હે રાજશ્રેષ્ઠ! આવા પ્રસંગોમાં પ્રબળ શત્રુ અથવા દુર્બળ શત્રુ કારણરૂપ હોય છે; તેથી તેમાં અનેક ઉપાયો તથા અનેક રચનાઓ રચવી પડે છે. માટે હે યુધિષ્ઠિર! સંધિ અને વિગ્રહ બન્ને તરફ રાજાએ

લક્ષ રાખવું.[1] હે કુરુવંશી રાજા! રાજાએ બરાબર સ્થિર થઈને અને પોતાનું તથા શત્રુનું બળાબળ જાણીને શત્રુ સામે તૈયાર થવું. જો શત્રુ પ્રસન્ન, પુષ્ટ, બળવાન તથા સંયમી હોય તો રાજાએ પોતાનો જય થાય તે માટે કોઈ પણ ઉપાયનો વિચાર કરવો.[2] હે રાજેંદ્ર! શત્રુની સામે થતી વેળા શત્રુ જો અપ્રસન્ન, અપુષ્ટ તથા બળહીન જણાય, તો જ તેની સામે ચઢાઈ કરવી. હે રાજેંદ્ર! યુદ્ધસમયે શત્રુના કરતાં વિશેષતાથી આગળ વધવું.[3] ઉપરાંત તે યુદ્ધમાં શત્રુઓના પર સંકટો નાખવાં, તેમનામાં ભંગાણ પાડવું, તેમને રિબાવવા, ભય આપવો તથા સૈન્યનો નાશ કરવો.[4] શાસ્ત્રકુશળ રાજાએ શત્રુ સામે ચઢાઈ કરતી વેળા પોતાની તથા શત્રુની બન્નેની સૈન્યશક્તિ, ઉત્સાહશક્તિ તથા મંત્રશક્તિ એ ત્રણે પ્રકારની શક્તિઓનો વિચાર કરવો.[5] હે ભારત! જે રાજા સૈન્યશક્તિ, ઉત્સાહશક્તિ તથા મંત્રશક્તિ એ ત્રણે શક્તિઓથી સંપન્ન હોય, તેણે જ શત્રુ સામે ચઢાઈ કરવી; પણ તેથી હીન રાજાએ ચઢાઈ કરવી નહિ.[6] હે સમર્થ યુધિષ્ઠિર! રાજાએ મૌલબળ (પરંપરાગત ઊતરી આવેલું મૂળ સૈન્ય), મિત્રબળ, અટવીબળ (જંગલીઓનું સૈન્ય), સેવકબળ (પગાર આપીને રાખેલું સૈન્ય) તથા શ્રેણીબળ (દેશનાં મનુષ્યોમાંથી ઊભું કરેલું સૈન્ય) જમા કરવું.[7] તેમાં હે રાજન્! મિત્રબળ તથા મૌલબળ ઉત્તમ ગણાય છે અને શ્રેણીબળ તથા સેવકબળ સમાન જ ગણાય છે, એમ હું માનું છું.[8] વળી હે રાજા! સેવકબળ પણ પરસ્પર સમાન છે. રાજાએ સમય ઉપસ્થિત થતાં ઘણા પ્રસંગમાં આ સર્વને જાણવું.[9] હે રાજા! આપત્તિઓ પણ અનેક પ્રકારની હોય છે, એમ રાજાએ જાણવું જોઈએ. માટે હે કૌરવ્ય! જુદા જુદા પ્રકારની તે આપત્તિઓને પણ તું સાંભળ.[10] હે પાંડુનંદન! આપત્તિઓના જુદા જુદા અનેક ભેદો છે. હે રાજન્! તેમને રાજાએ સામાદિ ઉપાયો દ્વારા પ્રકાશમાં લાવીને તેમની નિત્ય ગણતરી કરવી. (પણ ગુપ્ત રાખીને તુચ્છકારી કાઢવા નહિ.)[11] હે શત્રુતાપન રાજા! રાજાએ પોતાના જેવાં ગુણવાન અને ઉત્તમ પ્રકારનાં સૈન્યો સાથે લઈને દેશ તથા કાળ જાણીને શત્રુ સામે પ્રયાણ કરવું.[12] હે પાંડવ! હૃષ્ટપુષ્ટ બળવાળા તથા પોતાની વૃદ્ધિ અને ઉદયમાં આસક્ત રહેનારા બળવાન રાજાએ યુદ્ધને માટે અયોગ્ય એવી શિશિર આદિ ઋતુમાં પણ પ્રયાણ કરવું.[13] રાજાએ શત્રુઓના નાશ માટે ભાથાઓરૂપી પથ્થરવાળી, ઘોડાઓ અને રથોરૂપી પ્રવાહવાળી, ધજાઓરૂપી વૃક્ષોથી ઢંકાઈ ગયેલા કિનારાઓ તથા કાંઠાવાળા અને પદાતિઓ તથા હાથીઓને લીધે પુષ્કળ કીચડવાળી નદી ચલાવી મૂકવી જોઈએ.[14] પછી હે ભારત! જે શાસ્ત્રના શુક્રાચાર્ય જાણકાર હતા તે શાસ્ત્રમાં જે વ્યૂહો કહેવામાં આવેલ છે તે શકટ, પદ્મ તથા વજ્ર નામના વ્યૂહોને યુક્તિપૂર્વક રચવા.[15] પોતાના સૈન્યનું બળ જાણીને તથા શત્રુઓનાં સૈન્યોના બળને દૂતો દ્વારા જાણી રાજાએ પોતાની તથા શત્રુઓની ભૂમિ ઉપર પણ યુદ્ધ કરવું.[16] રાજાએ પોતાના સૈન્યને પ્રસન્ન રાખવું અને બળવાન પુરુષોને મોખરે રાખવા. યુદ્ધને પોતાનો વિષય જાણીને તે સમયે સામાદિ ઉપાયોની યોજના કરવી.[17] હે મહારાજ! રાજાએ આ લોકમાં હરકોઈ પ્રકારે પોતાના શરીરની રક્ષા કરવી અને આ લોકમાં તથા પરલોકમાં પોતાના આત્માનું કલ્યાણ કરવું.[18]

હે મહારાજ! એ રીતે ઉત્તમ પ્રકારે આચરણ કરનારો રાજા ધર્મપૂર્વક પ્રજાઓનું પાલન કરીને મરણ પછી સ્વર્ગલોકમાં જાય છે.[19] હે કુરુશ્રેષ્ઠ! હે તાત! તારે બન્ને લોકની પ્રાપ્તિને માટે જે પ્રમાણે પ્રજાઓનું હિત થાય તેમ નિત્ય વર્તવું.[20]

હે રાજશ્રેષ્ઠ! ભીષ્મે, શ્રીકૃષ્ણે તથા વિદુરે તને બધી બાબતનો ઉપદેશ આપ્યો છે, તોપણ તારા ઉપરની પ્રીતિને લીધે મારે પણ તને અવશ્ય ઉપદેશ આપવો જ જોઈએ [21] હે પુષ્કળ દક્ષિણાઓ આપનારા રાજા! આ સર્વ તું યથાયોગ્ય રીતે આચરણમાં મૂકજે, એટલે તું પ્રજાઓને પ્રિય થઈ પડીશ અને સ્વર્ગમાં સુખ મેળવીશ [22] જે રાજા એક હજાર અશ્વમેધ યજ્ઞો કરે છે, અથવા જે રાજા ધર્મપૂર્વક પ્રજાઓનું પાલન કરે છે, તે બન્નેને સમાન જ ફળ મળે છે [23]

ઇતિ શ્રીમહાભારતમા આશ્રમવાસિકપર્વાન્તર્ગત આશ્રમ વાસપર્વમા 'ધૃતરાષ્ટ્રનો ઉપદેશ' નામનો અધ્યાય ૭મો સમાપ્ત

## अध्याय ८मो

### ધૃતરાષ્ટ્રની પ્રજાઓને પ્રાર્થના

॥ युधिष्ठिर उवाच ॥

**एवमेतत्करिष्यामि यथाऽऽत्थ पृथिवीपते ।**
**भूयश्चैवानुशास्योऽहं भवता पार्थिवर्षभ ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા હે મહારાજ! તમે જે પ્રમાણે કહો છો તે પ્રમાણે જ હુ કરીશ, તોપણ તમારી બીજી શી આજ્ઞા છે? ભીષ્મપિતામહ સ્વર્ગમા ગયા, શ્રીકૃષ્ણ દ્વારકા ગયા અને વિદુર તથા સંજય પણ તમારી સાથે આવશે, તો બીજો કયો પુરુષ મને ઉપદેશ આપવાને યોગ્ય છે? તમે મારું હિત વિચારી આજે જે ઉપદેશ આપો છો, તે પ્રમાણે જ હુ કરીશ હે રાજા! તમે નિશ્ચિત થાઓ [1-3]

વૈશપાયન બોલ્યા હે ભરતશ્રેષ્ઠ જનમેજય! બુદ્ધિમાન ધર્મરાજાએ તે રાજર્ષિને એ પ્રમાણે કહ્યું, એટલે તેમણે કુતાપુત્ર યુધિષ્ઠિરને રજા આપવાની ઇચ્છા દર્શાવી 'હે પુત્ર! હમણા તુ શાત થા મને પણ ઘણો જ પરિશ્રમ પડ્યો છે,' આમ કહીને ધૃતરાષ્ટ્ર રાજા ગાધારીના ભવનમાં ગયા ત્યા સમયને જાણનારી ધર્મચારિણી દેવી ગાંધારીએ આસન ઉપર બેઠેલા પોતાના પ્રજાપતિ સમાન પતિને આ પ્રમાણે પૂછ્યુ.[4-6] 'મહર્ષિ વ્યાસે પોતે તમને અનુજ્ઞા આપી છે તથા યુધિષ્ઠિરે પણ સમતિ આપી છે, તો હવે તમે વનમાં ક્યારે ચાલશો?[7]

ધૃતરાષ્ટ્ર બોલ્યા - હે ગાંધારી! મને મહાત્મા પિતા વ્યાસની અનુજ્ઞા મળી ચૂકી છે તેમ જ યુધિષ્ઠિરે પણ સમતિ આપી છે, તેથી હવે હુ તુરતમા જ વનમાં જઈશ.[8] પરતુ મારા પોતાના ભવનમાં સર્વની યથાયોગ્ય વ્યવસ્થા કરાવીને હું દુષ્ટ દ્યૂત રમનારા તે સર્વ પુત્રોને ઉદ્દેશી પ્રેતભાવને અનુસરતું નનદાન કરવા ઇચ્છુ છુ

વૈશપાયન બોલ્યા એમ કહીને તેમણે તે જ સમયે ધર્મરાજાને કહેણ મોકલ્યુ.[9,10] એટલે તે રાજાએ તેમના કહેણ ઉપરથી ત્યાં સર્વ કઈ આણી મગાવ્યું. તે પછી કુરુ તથા જાગલદેશમાં વસનારા બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો મનથી પ્રસન્ન થઈને ત્યા આવ્યા, એટલે રાજા ધૃતરાષ્ટ્ર અંત પુરમાથી બહાર નીકળીને તે સર્વ જનસમુદાય તથા પ્રધાનમડળને મળ્યા હે રાજા! અબિકાના બુદ્ધિમાન પુત્ર રાજા ધૃતરાષ્ટ્ર તે સર્વ નગરવાસીઓને, દેશવાસીઓને તથા સમસ્ત સ્નેહીવર્ગને ત્યાં એકત્ર થઈ આવેલા જોઈ તેમને આ પ્રમાણે કહેવા લાગ્યા 'તમે અને કૌરવો ઘણા લાબા કાળથી મારી સાથે રહ્યા છો તમે અન્યોન્યના મિત્ર થઈને પરસ્પરનુ હિત કરવામા આસક્ત રહો છો તેથી આ સમયે હુ તમને જે વચન કહુ તે વિષે કઈ પણ વિચાર કર્યા વિના તમારે તે પ્રમાણે જ વર્તવુ મને એવી બુદ્ધિ થઈ છે કે, મારે ગાધારીને સાથે લઈને હવે અરણ્યમા જવુ [11-17] આને વ્યાસની તથા રાજા યુધિષ્ઠિરની સમતિ મળી ચૂકી છે, તો તમે પણ સમતિ આપો તેમા તમારે કોઈ પણ પ્રકારનો વિચાર

કરવા જેવો નથી.[૧૮] અમારી અને તમારી વચ્ચે જેવી સનાતન પ્રીતિ બંધાયેલી છે, તેવી ખરેખર બીજા દેશોના કોઈ પણ રાજાઓમાં નથી, એમ હું માનું છું.[૧૯] હે નિર્દોષ પ્રજાઓ! આ અવસ્થાને લીધે હું તથા ગાંધારી હવે શાંત થયાં છીએ, તેમ જ પુત્રોથી રહિત હોઈને ઉપવાસોથી કૃશ થયાં છીએ.[૨૦] યુધિષ્ઠિરને રાજ્ય પ્રાપ્ત થતાં હું મહાન સુખ પામ્યો છું. હે શ્રેષ્ઠ સજ્જનો! હું માનું છું કે, દુર્યોધનના ઐશ્વર્ય કરતાં આ સમયે મારું ઐશ્વર્ય વધારે છે.[૨૧] હે મહાભાગો! હું આંધળો છું, વૃદ્ધ છું અને વળી મારા પુત્રો પણ માર્યા ગયા છે. તો હવે વન વિના મારી શી ગતિ હોય? માટે તમારે મને અનુજ્ઞા આપવી યોગ્ય છે.[૨૨]

હે ભરતશ્રેષ્ઠ જનમેજય! ધૃતરાષ્ટ્રનું એ વચન સાંભળીને કુરુ-જાંગલમાં વસનારાં તે સર્વ મનુષ્યો અશ્રુથી ગળગળી વાણી વડે રુદન કરવા લાગ્યાં.[૨૩] તે સર્વે શોકપરાયણ થઈ કંઈ પણ બોલ્યાં નહિ, ત્યારે મહાતેજસ્વી ધૃતરાષ્ટ્રે તે સર્વને ફરીથી આવું વચન કહ્યું.[૨૪]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'ધૃતરાષ્ટ્રની પ્રજાઓને પ્રાર્થના' નામનો અધ્યાય ૮ મો સમાપ્ત

## અધ્યાય ૯મો

### ધૃતરાષ્ટ્રની પ્રજાઓને પ્રાર્થના (ચાલુ)

॥ धृतराष्ट्र उवाच ॥

**शांतनुः पालयामास यथावद्वसुधामिमाम्।**
**तथा विचित्रवीर्यश्च भीष्मेण परिपालितः ॥१॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો : જેમ શાંતનુએ આ પૃથ્વીનું યથાયોગ્ય રીતે પાલન કર્યું છે, તેમ ભીષ્મના રક્ષણ તળે રહીને સર્વ અર્થને જાણનારા અમારા પિતા વિચિત્રવીર્યે પણ તેનું પાલન કર્યું છે, એમાં કંઈ સંશય નથી. વળી મારો ભાઈ પાંડુ તમને પ્રિય હતો અને તેણે પણ સારી રીતે પૃથ્વીનું પાલન કર્યું છે, એ તો તમે જાણો જ છો. હે નિર્દોષ મહાભાગો! મેં તમારી જે કંઈ સારી કે નરસી સેવા કરી હોય, તેને માટે તમારે સાવધાન થઈને મને ક્ષમા આપવી જોઈએ. જે સમયે દુર્યોધને આ નિષ્કંટક રાજ્ય ભોગવ્યું હતું, તે સમયે તેણે પણ પોતે મંદ તથા દુષ્ટ બુદ્ધિવાળો હોવા છતાં તમારો કંઈ અપરાધ કર્યો નથી. દુષ્ટ બુદ્ધિવાળા તે દુર્યોધનના અપરાધથી, અભિમાનથી તથા તેણે પોતે જ કરેલી અનીતિથી રાજાઓ વચ્ચે અતિ મહાન લડાઈ થઈ હતી. હું તમને હાથ જોડીને કહું છું કે, તેમાં મેં જે કંઈ સારું કર્યું હોય કે નરસું કર્યું હોય, તેને તમારે મનમાં લાવવું નહિ. 'આ રાજા વૃદ્ધ થયો છે, પુત્રો મરણ પામેલા હોવાથી દુઃખી થયો છે અને પૂર્વના રાજાઓનો પુત્ર છે' આવો મનમાં વિચાર કરીને તમે મને અરણ્યમાં જવાની સંમતિ આપો. આ બિચારી વૃદ્ધ ગાંધારી પુત્રોના મરણને લીધે દીન થયેલી છે અને પુત્રોના શોકથી વિહ્વળ થઈ ગયેલી છે. તે તમારી પાસે યાચના કરે છે કે, મરણ પામેલા પુત્રોવાળાં અમને બંનેને વૃદ્ધ તથા દુઃખી જાણીને તમે વનમાં જવાની અનુજ્ઞા આપો. તમારું કલ્યાણ થાઓ. અમે તમારે શરણે આવ્યાં છીએ. આ કુંતીપુત્ર કૌરવ યુધિષ્ઠિરરાજની તમારે હરકોઈ સુખ-દુઃખના પ્રસંગમાં સંભાળ રાખવી. આમ તો તેને કદી દુઃખપ્રસંગ પ્રાપ્ત જ થશે નહિ;[૨-૧૧] કેમ કે તેના ચારે ભાઈઓ મહાતેજસ્વી, લોકપાલોના જેવા તથા સર્વ ધર્મના અર્થને જાણનારા હોઈ તેના સહાયક છે.[૧૨] પ્રાણીમાત્રના તથા જગતના પતિ ભગવાન બ્રહ્માની પેઠે આ મહાતેજસ્વી યુધિષ્ઠિરરાજા તમારું રક્ષણ કરશે.[૧૩] મારે તમને અવશ્ય કહેવું જોઈએ, એમ માનીને જ હું તમને કહું છું કે, આ યુધિષ્ઠિરને એક થાપણ તરીકે તમને સર્વને મેં સોંપ્યો છે.[૧૪] વળી તમને સર્વને આ વીર યુધિષ્ઠિરને થાપણ તરીકે સોંપ્યા

છે. મારા પુત્રોએ તથા બીજા મારા જે કોઈ મનુષ્યે તમારું જે કંઈ અપ્રિય કર્યું હોય, તેને માટે તમે ક્ષમા આપવાને યોગ્ય છો. તમે મારા પર કદી ક્રોધ કર્યો નથી અને તમે અત્યંત ગુરુભક્ત છો; તેથી હું તમારી આગળ હાથ જોડું છું અને તમને નમસ્કાર કરું છું. હે નિર્દોષ પ્રજાગણો! મારા પુત્રો ચંચળ બુદ્ધિવાળા, લોભી તથા ઇચ્છાનુસાર વર્તનારા હતા; તેમને માટે હું તથા ગાંધારી તમારી સર્વની ક્ષમા માગીએ છીએ.

ધૃતરાષ્ટ્રે એમ કહ્યું ત્યારે નગરવાસી તથા દેશવાસી સર્વ મનુષ્યો કંઈ પણ બોલી શક્યાં નહિ. તેઓ માત્ર અશ્રુભર્યાં નેત્રે પરસ્પર જોવા જ લાગ્યાં.[૧૫-૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'ધૃતરાષ્ટ્રની પ્રજાઓને પ્રાર્થના' નામનો અધ્યાય ૯ મો સમાપ્ત

## अध्याय १०मो

### ધૃતરાષ્ટ્રના વનગમનને પ્રજાવર્ગનું અનુમોદન

॥ वैशंपायन उवाच ॥

एवमुक्तास्तु ते तेन पौरजानपदा जनाः ।
वृद्धेन राज्ञा कौरव्य नष्टसंज्ञा इवाभवन् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : હે કુરુવંશી જનમેજય! વૃદ્ધ રાજા ધૃતરાષ્ટ્રે જ્યારે નગરવાસી તથા દેશવાસી સર્વ મનુષ્યોને એ પ્રમાણે કહ્યું, ત્યારે તેઓ જાણે બેભાન જેવા થઈ ગયા. એ રીતે તેઓ કેવળ મૌન અને અશ્રુઘેર્યા કંઠવાળા થઈ ગયા, ત્યારે રાજા ધૃતરાષ્ટ્રે ફરી પણ તેમને કહ્યું કે, 'હે શ્રેષ્ઠ સજ્જનો! હું વૃદ્ધ થયો છું, મારા પુત્રો માર્યા ગયા છે અને આ મારી ધર્મપત્ની ગાંધારી સાથે હું અનેક પ્રકારના દીનતાભરેલા વિલાપ કરી રહ્યો છું. આથી મારા પિતા વ્યાસે પોતે અને ધર્મને જાણનારા રાજા યુધિષ્ઠિરે મને વનમાં જવાની અનુજ્ઞા આપી છે. તો હે નિર્દોષ ધર્મવેત્તાઓ! હું તમને વારંવાર મસ્તક નમાવીને પ્રાર્થના કરું છું કે, મને તથા ગાંધારીને તમારે અનુજ્ઞા આપવી ઘટે છે.[૨-૫]

વૈશંપાયન બોલ્યા : હે રાજન્! કુરુરાજ ધૃતરાષ્ટ્રનાં તે કરુણ વાક્યો સાંભળીને કુરુજાંગલના સર્વ લોકો એકીસાથે રુદન કરવા લાગ્યા.[૬] તેઓ પિતા તથા માતાની પેઠે શોકથી સંતાપ પામ્યા અને પોતપોતાનાં ઉત્તરીય વસ્ત્રોથી તથા હાથોથી મુખો ઢાંકીને એક મુહૂર્તભર રુદન જ કરી રહ્યા.[૭] ધૃતરાષ્ટ્રના વનગમનથી ઉત્પન્ન થયેલા દુઃખને તેઓ શૂન્ય થયેલા હૃદયથી ધારણ કરી રહ્યા અને જાણે બેભાન થઈ ગયા.[૮] તેઓ ધૃતરાષ્ટ્રના વિયોગથી થનારા દુઃખને ધીમે ધીમે દૂર કરીને અન્યોન્યને એકબીજાનો અભિપ્રાય પૂછવા લાગ્યા.[૯] પછી હે રાજન્! તે પોતપોતાનાં વાક્યોને સંક્ષેપમાં ગોઠવી તે તે સર્વેએ એક બ્રાહ્મણને પોતાના વિચારો જણાવવાને નીમ્યો અને તે દ્વારા ધૃતરાષ્ટ્રરાજાને તે સર્વ મનુષ્યો કહેવા લાગ્યાં:[૧૦] 'હે રાજા! તે બ્રાહ્મણ ઉત્તમ આચરણવાળો હતો, સર્વને સંમત હતો, અર્થશાસ્ત્રમાં કુશળ હતો, તેનું નામ 'સાંબ' હતું અને અનેક ઋચાઓને તે જાણનારો હતો.[૧૧] મહારાજા ધૃતરાષ્ટ્રને પ્રથમ માન આપીને તથા તે સભાને પ્રસન્ન કરીને તે વાણીકુશળ અને બુદ્ધિમાન બ્રાહ્મણે ધૃતરાષ્ટ્રરાજાને કહ્યું કે,[૧૨] 'હે રાજન્! આ સર્વ મનુષ્યોએ પોતાની વતી મને તમને પોતાનો અભિપ્રાય જણાવવા કહેલ છે; માટે હે વીર! તેને હું કહું છું, તમે સાંભળો.[૧૩] હે સમર્થ રાજેંદ્ર! તમે જે પ્રમાણે કહો છો, તેમ જ છે. તમારું વચન લેશમાત્ર મિથ્યા નથી. ખરેખર, અમારામાં અન્યોન્ય સુહૃદ્ભાવ જ રહેલો છે.[૧૪] તમારા આ વંશમાંના રાજાઓમાં એવો કોઈ પણ રાજા કદી થયો નથી, કે તે પ્રજાનો પાલક બનીને લોકોમાં અપ્રિય થઈ પડ્યો હોય![૧૫] તમે

પિતાની પેઠે તથા ભ્રાતાની પેઠે અમારું પાલન કરો છો. વળી દુર્યોધન રાજાએ પણ અમારા સંબંધમાં કંઈ અયોગ્ય વર્તન કર્યું નથી.[૧૬] હે મહારાજ! સત્યવતીપુત્ર ધર્માત્મા વ્યાસમુનિ તમને જે પ્રમાણે કહે છે, તે પ્રમાણે જ તમે કરો; કેમ કે તે અમારા પરમગુરુ છે.[૧૭] હે રાજન્! અમે તો તમારાથી ત્યજાઈને કેવળ દુઃખ તથા શોકને જ અધીન થઈ જઈશું. કેમ કે તમારા સેંકડો ગુણો સાથે અમારો લાંબા કાળથી સંબંધ થયેલો છે.[૧૮] જેમ રાજા શાંતનુએ, ચિત્રાંગદે, ભીષ્મના પરાક્રમથી રક્ષાયેલા તમારા પિતા વિચિત્રવીર્યે તથા તમારી દેખરેખ નીચે રાજા પાંડુએ અમારું પાલન કર્યું છે, તેમ જ રાજા દુર્યોધને પણ અમારું સારી રીતે પાલન કર્યું છે,[૧૯,૨૦] હે રાજા! તમારા પુત્રે લેશમાત્ર પણ અમારું અપ્રિય કર્યું નથી. અમે તો તે રાજા ઉપર પણ પિતાની પેઠે જ સારી રીતે વિશ્વાસ રાખ્યો હતો.[૨૧] તમારા જાણવામાં જ છે કે, અમે જે પ્રમાણે તે સમયે સારી રીતે રહેતા હતા, તે પ્રમાણે જ બુદ્ધિમાન કુંતાપુત્રના રક્ષણ તળે પણ હજારો વર્ષ પર્યંત સુખને જ પ્રાપ્ત થઈશું; કેમ કે હે રાજા! પુષ્કળ દક્ષિણાઓ આપનારા આ ધર્માત્મા યુધિષ્ઠિર કુરુ, સંવરણ આદિ તમારા વંશના પુણ્યકર્મી પ્રાચીન રાજર્ષિઓના વર્તનને જ સારી રીતે અનુસરે છે. માટે હે મહારાજ! એના સંબંધમાં લેશમાત્ર પણ કહેવાનું નથી. અમે તમારા રક્ષણ તળે નિત્ય સુખમાં જ રહ્યા છીએ.[૨૨–૨૫] અમારા સંબંધમાં તમારા પુત્રે કે તમે લેશમાત્ર પણ અપ્રિય કરેલ નથી. એટલું જ નહિ, હે કુરુનંદન! સંબંધીઓના આ સંહાર વિષે તમે દુર્યોધનને ઉદ્દેશીને જે કંઈ કહો છો, તે વિષે પણ હું તમને સમજાવું છું. કૌરવો જે વિનાશ પામ્યા તેમાં દુર્યોધને, તમે, કર્ણે કે શકુનિએ કંઈ પણ કર્યું નથી. માત્ર જેનું વારણ કરવું અશક્ય છે, તે દૈવ જ તેમાં કારણભૂત છે, એમ અમે માનીએ છીએ.[૨૬–૨૮] હે મહારાજ! પુરુષાર્થથી પણ દૈવનું કદી વારણ થઈ શકતું નથી; કેમ કે યોદ્ધાઓમાં શ્રેષ્ઠ એવા કુરુઓએ એકઠી મળેલી અઢાર અક્ષૌહિણી સેનાઓનો માત્ર અઢાર જ દિવસમાં સંહાર કર્યો છે. હે રાજા! ભીષ્મે, દ્રોણાચાર્યે, કૃપાચાર્યે, મહાત્મા કર્ણે, સાત્યકિએ, વીર ધૃષ્ટદ્યુમ્ને તથા ભીમ, અર્જુન, નકુલ અને સહદેવ એ ચાર પાંડુના પુત્રોએ આ સંહાર કર્યો છે, તેમાં દૈવના બળ વિના બીજું કંઈ પણ કારણ નથી. માત્ર દૈવબળને લીધે જ આ સંહાર થયો છે. ક્ષત્રિયે ખાસ કરીને સંગ્રામમાં જ અવશ્ય પોતાનું મરણ નિપજાવવું જોઈએ અને તે પણ યોગ્ય સમયે જ મરવું જોઈએ. તેથી પુરુષોમાં વ્યાઘ્ર સમાન અને વિદ્યા તથા બાહુબળથી યુક્ત એવા તે રાજાઓએ ઘોડાઓ, રથો તથા હાથીઓ સહિત આખી પૃથ્વીનો નાશ કર્યો છે. મહાત્મા રાજાઓના આ વિનાશમાં તમારો પુત્ર, તમે, તમારા સેવકો, કર્ણ કે શકુનિ કારણભૂત નથી. વળી હે કુરુશ્રેષ્ઠ! આ યુદ્ધમાં જે હજારો રાજાઓ કપાઈ ગયા છે, તે સર્વમાં કેવળ દૈવ જ કારણભૂત છે, એમ તમે જાણો. આમાં કોણ શું કહેવાને યોગ્ય છે? તમે સમગ્ર જગતના ગુરુ તથા પ્રભુ મનાયા છો.[૨૯–૩૬] માટે તમારા જેવા ધર્માત્માને વનમાં જવાની અમે સંમતિ આપીએ છીએ. તમારા પુત્રને ઉદ્દેશીને પણ અમે કહીએ છીએ કે, તે રાજા પોતાના સહાયકોની સાથે વીરલોકને પામો.[૩૭] વળી શ્રેષ્ઠ બ્રાહ્મણોથી સારી રીતે અનુજ્ઞા પામેલો તમારો તે પુત્ર સ્વર્ગલોકમાં સુખથી આનંદ કરો. તમે પોતે પણ પુણ્યમાં તથા ધર્મમાં શ્રેષ્ઠ સ્થિતિને પ્રાપ્ત થાઓ.[૩૮] તમે ધર્મને સંપૂર્ણ રીતે જાણો છો અને તેથી જ તમે ઉત્તમ સદાચારી છો. તમે અમારું રક્ષણ કરવા માટે અમને પાંડવોને સોંપ્યા

છે, તે કદી નિષ્ફળ થશે નહિ.[३९] તેઓ સ્વર્ગનું રક્ષણ કરવા પણ સમર્થ છે, તો પછી આ પૃથ્વીનું રક્ષણ કરે, એમાં શું આશ્ચર્ય ? હે બુદ્ધિમાન કુરુકુળશ્રેષ્ઠ ! આ સર્વ પ્રજાઓ હરકોઈ સુખ–દુઃખના પ્રસંગમાં સદાચારથી શોભી રહેલા પાંડવોને અવશ્ય અનુસરશે. પાંડુપુત્ર યુધિષ્ઠિરરાજ પ્રાચીન રાજાઓએ સ્વીકારેલ બ્રાહ્મણોને આપવાના અગ્રહારોને* તથા પારિબર્હોને× કુબેરની પેઠે સદા પાળે છે, તે ભરતશ્રેષ્ઠ કુંતાપુત્ર દીર્ઘદર્શી છે, કોમળ સ્વભાવના છે અને ઇંદ્રિયનિગ્રહી છે. વળી તે ઉત્તમ સલાહકારવાળા છે, મોટા મનના છે, મિત્ર ઉપર દયાળુ છે અને પવિત્ર છે. એટલું જ નહિ, તમે નિરંતર પુત્રની પેઠે પાળેલા તે બુદ્ધિમાન રાજા સર્વત્ર સરળ દૃષ્ટિથી જ જુએ છે. વળી હે રાજર્ષિ ! ભીમસેન તથા અર્જુન વગેરે પણ ધર્મપુત્ર યુધિષ્ઠિરના સંસર્ગથી આ જનસમુદાયનું કદી અપ્રિય કરશે નહિ. તેઓ કોમળ મનુષ્યોના તરફ કોમળ છે અને તીક્ષ્ણ મનુષ્યોના તરફ સર્પોની પેઠે તીક્ષ્ણ છે.[४०-४५] તેઓ વીર્યવાન છે, મહાત્મા છે અને નગરવાસીઓનું હિત કરવામાં આસક્ત છે. વળી કુંતા, દ્રૌપદી, ઉલૂપી કે સુભદ્રા પણ આ પ્રજાસમૂહના તરફ કદી પ્રતિકૂળ આચરણ કરશે નહિ. આ નગરવાસીઓ તથા દેશવાસીઓ સાથે તમે જે સ્નેહ બાંધ્યો છે તેને યુધિષ્ઠિરે વૃદ્ધિ પમાડેલો છે. પ્રજાજનો તે સ્નેહને કદી ભૂલશે નહિ. કુંતાના મહારથી પુત્રો અધર્મિષ્ઠ મનુષ્યોનું પણ પોતે ધર્મપરાયણ રહીને અવશ્ય પાલન કરશે; માટે હે રાજન્! યુધિષ્ઠિર તરફના તમારા માનસિક દુઃખને દૂર કરીને તમે ધર્મકાર્ય કરો. હે પુરુષસિંહ ! તમને અમારા નમસ્કાર હો.'

વૈશંપાયન બોલ્યા : તે બ્રાહ્મણનું એ ધાર્મિક તથા અર્થયુક્ત કહેવું માન્ય કરીને સર્વ જનસમુદાયે 'ધન્ય ધન્ય' કહીને તેને આવકાર આપ્યો. ધૃતરાષ્ટ્રે પણ તેના વાક્યનું વારંવાર સન્માન કર્યું.[४६-५१] પછી તેમણે ધીમે ધીમે સર્વ પ્રજાવર્ગને રજા આપી. હે ભરતશ્રેષ્ઠ ! એ રીતે સર્વ પ્રજાસમૂહે તે રાજાનું સન્માન કર્યું અને તેમના કલ્યાણની અપેક્ષા રાખી, એટલે તે રાજાએ પણ બે હાથ જોડીને સૌ પ્રજાજનોને માન આપ્યું[५२] હવે, તેમણે ગાંધારીની સાથે પોતાના ભવનમાં પ્રવેશ કર્યો. ત્યાં રાત્રિ વીત્યા પછી તેમણે જે કંઈ કર્યું હતું તે હું તને કહું છું, સાંભળ.[५३]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'પ્રજાઓનું સાંત્વન' નામનો અધ્યાય ૧૦ મો સમાપ્ત

## अध्याय ११ मो
### ભીમસેનની કઠોરતા

॥ वैशंपायन उवाच ॥

**ततो रजन्यां व्युष्टायां धृतराष्ट्रोऽम्बिकासुतः ।**
**विदुरं प्रेषयामास युधिष्ठिरनिवेशनम् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : તે પછી રાત્રિ વીતી એટલે અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્રે વિદુરને યુધિષ્ઠિરના ગૃહે મોકલ્યા.[१] મહાતેજસ્વી અને સર્વ બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ એવા વિદુરે ત્યાં જઈને અસ્ખલિત શક્તિવાળા યુધિષ્ઠિરરાજને ધૃતરાષ્ટ્રના વચન ઉપરથી કહ્યું કે,[२] 'હે રાજન્! મહારાજ ધૃતરાષ્ટ્રે વનવાસની દીક્ષા લીધી છે. કાર્તિકમાસની પૂર્ણિમાએ તે વનમાં જશે.[३] માટે હે કુરુકુળશ્રેષ્ઠ ! તે રાજા તમારી પાસેથી કંઈક દ્રવ્ય લેવાની ઇચ્છા કરે છે; કેમકે મહાત્મા ગંગાનંદન ભીષ્મને, દ્રોણાચાર્યને, સોમદત્તને, બુદ્ધિમાન બાહ્લિકને પોતાના સર્વ પુત્રોને, માર્યા ગયેલા બીજા સુહૃદોને તેમ જ તમારી જો સંમતિ હોય, તો દુષ્ટ જયદ્રથરાજાને શ્રાદ્ધપ્રદાન કરવાની તેમને ઇચ્છા છે.'

વિદુરનું તે વચન સાંભળીને પાંડવ યુધિષ્ઠિરે

* બ્રાહ્મણોને દાનમાં આપેલાં ગામો
× ઇનામી ગામો

તથા અર્જુને હર્ષથી તેનું સન્માન કર્યું; પરંતુ દૃઢ ક્રોધવાળા ભીમસેને વિદુરના તે વચનનો સ્વીકાર કર્યો નહિ; કેમ કે તે મહાતેજસ્વી ભીમસેનને દુર્યોધનનાં કૃત્યોનું સ્મરણ થયા કરતું હતું. કિરીટી અર્જુન ભીમસેનનો અભિપ્રાય જાણી ગયો, એટલે તેણે કંઈક નમ્ર થઈને તે નરસિંહને કહ્યું કે, 'હે ભીમસેન! આપણા વૃદ્ધ પિતા રાજા ધૃતરાષ્ટ્રે વનવાસની દીક્ષા લીધી છે, તેથી તે કુરુવંશી રાજા સર્વ સુહૃદોની મરણક્રિયા કરવા ઇચ્છે છે અને તેમાં તમે જીતેલા દ્રવ્યનું દાન કરવાની તેમને ઇચ્છા છે, માટે હે મહાબાહુ! ભીષ્મ વગેરેની તે પ્રેતક્રિયામાં તમારે સંમતિ આપવી યોગ્ય છે. હે મહાબાહુ! કાળના આ ફેરફારને તો તમે જુઓ! જે ધૃતરાષ્ટ્રની પાસે પૂર્વે આપણે યાચના કરતા હતા, તે જ ધૃતરાષ્ટ્ર આજે આપણી પાસે યાચના કરી રહ્યા છે! ખરેખર, આપણાં તે અહોભાગ્ય છે. આ ધૃતરાષ્ટ્ર સમગ્ર પૃથ્વીના સ્વામી હતા, પણ હવે શત્રુઓએ તેમના સહાયકોને હણી નાખ્યા છે એટલે તે વનમાં જવાની ઇચ્છા કરે છે. માટે હે પુરુષવ્યાઘ્ર! આ સમયે દાન વિના બીજું કંઈ પણ તમારે કરવું ન જોઈએ.[૪-૧૩] હે મહાભુજ! આ સમયે દાન સિવાયનું બીજું કૃત્ય અપયશ આપનારું થાય અને તેથી અધર્મ પણ થાય. તમે આપણા વડીલ ભાઈ રાજા યુધિષ્ઠિરને અનુસરો, કેમ કે હે ભરતશ્રેષ્ઠ! તેમના છતાં તમે કંઈ દેવાલેવાને યોગ્ય નથી.'

અર્જુન એ પ્રમાણે કહેતો હતો, ત્યારે ધર્મરાજાએ પણ તેની પ્રશંસા કરી.[૧૪,૧૫] પરંતુ ભીમસેન તો ઊલટો ક્રોધે ભરાઈને આવું વચન બોલ્યો: 'હે અર્જુન! ભીષ્મને, રાજા સોમદત્તને, ભૂરિશ્રવાને, રાજર્ષિ બાહ્‌લિકને, મહાત્મા દ્રોણાચાર્યને તથા બીજા સંબંધીઓને આપણે જ શ્રાદ્ધદાન કરીશું. વળી કુંતા કર્ણને શ્રાદ્ધદાન કરશે. માટે હે પુરુષવ્યાઘ્ર! કૌરવરાજ ધૃતરાષ્ટ્રે શ્રાદ્ધદાન કરવાની કંઈ જ જરૂર નથી.[૧૬-૧૮] મારો તો આ જ મત છે. રખે આપણા શત્રુઓ આપણી નિંદા કરે! બાકી જે કુલદૂષકોએ આ સમગ્ર પૃથ્વીનો ઘાત કરાવ્યો છે, તે સર્વ દુર્યોધન વગેરે તો ભલે મહાકષ્ટકારક નરકાદિ લોકમાં ગમન કરે. તું બાર વર્ષના તે વેરને તથા દ્રૌપદીના શોકમાં વૃદ્ધિ કરનારા તે ગહન ગુપ્તવાસને કેમ ભૂલી જાય છે? જે સમયે કાળું મૃગચર્મ પહેરીને તથા સર્વ અલંકારોથી રહિત થઈને તું દ્રૌપદીની સાથે ધૃતરાષ્ટ્ર રાજા પાસે ગયો હતો, તે સમયે આપણા ઉપરનો તેનો સ્નેહ ક્યાં ગયો હતો?[૧૯-૨૨] જે સમયે તેર વર્ષ સુધી વનમાં રહીને તમે વનની આજીવિકાથી જીવતા હતા, તે સમયે દ્રોણાચાર્ય, ભીષ્મ તથા સોમદત્ત પણ ક્યાં ગયા હતા?[૨૩] હે પાર્થ! તે સમયે તો તારા વડીલ પિતા ધૃતરાષ્ટ્રે પિતારૂપે તારી સામે દૃષ્ટિ સરખી પણ કરી ન હતી. શું તું એ ભૂલી ગયો છે કે, આ કુલદૂષક અને દુષ્ટ બુદ્ધિવાળા ધૃતરાષ્ટ્રે તે સમયે વિદુરને પૂછ્યું હતું કે, 'આપણે દ્યૂતમાં જીત્યા ને?'

ભીમસેન એ પ્રમાણે કહી રહ્યો હતો, ત્યારે બુદ્ધિમાન કુંતાપુત્ર યુધિષ્ઠિરે તેની તર્જના કરીને કહ્યું કે, 'બસ થયું, હવે ચૂપ રહે.'[૨૪,૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'ભીમની કઠોરતા' નામનો અધ્યાય ૧૧ મો સમાપ્ત

## अध्याय १२ मो

### યુધિષ્ઠિર તથા અર્જુનની ઉદારતા

॥ अर्जुन उवाच ॥

भीम ज्येष्ठो गुरुर्मे त्वं नातोऽन्यद्वक्तुमुत्सहे ।
धृतराष्ट्रस्तु राजर्षिः सर्वथा मानमर्हति ॥ १ ॥

અર્જુન બોલ્યો - હે ભીમસેન! તમે મારા વડીલ ભાઈ અને ગુરુ છો, તેથી હું તમને બીજું કહી શકતો નથી. ગમે તેમ પણ રાજર્ષિ ધૃતરાષ્ટ્ર

સર્વથા માનપાત્ર છે.[1] પુરુષોમાં ઉત્તમ ગણાતા સત્પુરુષો આર્ય મર્યાદાનો કદી ભંગ કરતા નથી અને કોઈના અપરાધોને તથા પોને કરેલા ઉપકારોને લક્ષમાં રાખતા નથી.[2]

મહાત્મા અર્જુનનું એ વચન સાંભળીને ધર્માત્મા કુંતીપુત્ર યુધિષ્ઠિરે વિદુરને કહ્યું કે,[3] 'હે વિદુર! મારા વચન ઉપરથી તમે ધૃતરાષ્ટ્ર રાજાને કહો કે તમારે તમારા પુત્રોને જેટલું શ્રાદ્ધદાન કરવાની ઇચ્છા હોય તેટલું આપવાને હું તૈયાર છું.[4] વળી હે વિભુ! ભીષ્મ આદિ સર્વ ઉપકારી સુહૃદોને પણ જે શ્રાદ્ધપ્રદાન કરવાનું હોય તેને તમે ખુશીથી મારા ખજાનામાંથી કરો. આમાં ભીમસેનનું મન ભલે દુભાવો.'[5]

વૈશંપાયન બોલ્યા: વિદુરને આ પ્રમાણે કહીને ધર્મરાજાએ અર્જુનની પ્રશંસા કરી; પણ ભીમસેન તો અર્જુન સામે કટાક્ષથી જોઈ રહ્યો.[6] પછી બુદ્ધિમાન યુધિષ્ઠિરે ફરી પણ વિદુરને કહ્યું કે, 'તે રાજાએ ભીમસેન ઉપર ક્રોધ કરવો યોગ્ય નથી.[7] કેમ કે બુદ્ધિમાન ભીમસેન અરણ્યમાં ટાઢ, તાપ અને વરસાદથી અત્યંત દુઃખી થયો છે, એ વાત તમે પણ જાણો જ છો.[8] માટે હે ભરતશ્રેષ્ઠ! મારા વચનથી તમે રાજાને કહેજો કે, તમારે જેટલા દ્રવ્યની ઇચ્છા હોય તેટલું દ્રવ્ય મારા ભવનમાંથી લઈ લેવું.[9] અત્યંત દુઃખી થયેલો આ ભીમસેન જે અદેખાઈ કરે છે તેને તમારે મનમાં લાવવી નહિ. આમ તમારે રાજાને કહેવું.[10] વળી પણ તેમને કહેવું કે, મારા ભવનમાં તથા અર્જુનના ભવનમાં જે કંઈ ધન છે, તેના સ્વામી મહારાજા ધૃતરાષ્ટ્ર છે. તે રાજા ભલે પોતાની ઇચ્છામાં આવે તેટલું બ્રાહ્મણોને દાન આપે, ભલે પોતાની ઇચ્છાનુસાર ખર્ચ કરે અને પુત્રોના તથા સુહૃદોના ઋણમાંથી ભલે આજે જ મુક્ત થાય. તેમને કહેવું કે, હે રાજા! મારું આ શરીર તથા ધન તમારે જ આધીન છે, એમ તમારે જાણવું, તેમાં લેશમાત્ર સંશય નથી.'[11-13]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'યુધિષ્ઠિરનું અનુમોદન' નામનો અધ્યાય ૧૨ મો સમાપ્ત

## अध्याय १३ मो

### વિદુરવાક્ય

॥ वैशंपायन उवाच ॥

एवमुक्तस्तु राज्ञा स विदुरो बुद्धिसत्तमः ।
धृतराष्ट्रमुपेत्यैवं वाक्यमाह महार्थवत् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: રાજાએ આ રીતે કહ્યું એટલે મહાબુદ્ધિમાન વિદુર ધૃતરાષ્ટ્ર પાસે જઈને આવું મહાન અર્થવાળું વાક્ય બોલ્યા:[1] 'મેં રાજા યુધિષ્ઠિરને આરંભથી જ તમારાં વચન કહી સંભળાવ્યાં. તે મહાતેજસ્વી યુધિષ્ઠિરે તમારાં વાક્ય સાંભળીને પ્રશંસા કરી છે.[2] મહાતેજસ્વી અર્જુન પણ તમને જણાવે છે કે, મારું ભવન, ભવનમાં રહેલું ધન અને પ્રાણ પણ તમારાં જ છે.[3] હે રાજર્ષિ! તમારા પુત્ર ધર્મરાજા રાજ્ય, પ્રાણ, ધન તથા બીજું જે કંઈ જોઈતું હોય તેની તમને અનુમતિ આપે છે.[4] માત્ર મહાબાહુ ભીમસેને અનેક પ્રકારનાં સર્વ દુઃખોને સંભારીને નિઃશ્વાસ નાખતાં નાખતાં બેજેબેજે અનુમતિ આપી છે.[5] હે રાજન્! ધર્મશીલ રાજા યુધિષ્ઠિરે તથા અર્જુને તે મહાબાહુ ભીમસેનને પણ સમજાવ્યો છે અને સુહૃદભાવમાં સ્થિર કર્યો છે.[6] ધર્મરાજાએ તમને કહેવડાવ્યું છે કે, ભીમસેને જૂના વેરને સંભારીને જે અન્યાયના જેવું આચરણ કરેલું છે, તેને માટે તમારે ક્રોધ કરવો નહિ.[7] હે રાજા! ક્ષત્રિયોનો ધર્મ લગભગ એવો જ હોય છે અને આ ભીમસેન યુદ્ધમાં તથા ક્ષાત્રધર્મમાં આસક્ત રહેનારો છે.[8] હું તથા અર્જુન ભીમસેનને માટે વારંવાર તમારી યાચના કરીએ છીએ કે, હે

રાજા! તમે અમારી પાસે જે કંઈ છે તેના સ્વામી છો, તમે પ્રસન્ન થાઓ.[૯] હે રાજા! તમારી જેટલી ઇચ્છા હોય તેટલા ધનનું તમે દાન કરો; કેમ કે હે ભારત! તમે અમારા રાજ્યના તથા પ્રાણના પણ ઈશ્વર છો.[૧૦] પુત્રોના પ્રેતકાર્ય નિમિત્તે બ્રાહ્મણોને આપવાના શ્રેષ્ઠ અગ્રહારો (ગરાસો), રત્નો, ગાયો, દાસો, દાસીઓ, ઘેટાં તથા બકરાં વગેરે જે કંઈ જોઈતું હોય તેને અમારે ત્યાંથી મંગાવી લઈને કુરુશ્રેષ્ઠ ધૃતરાષ્ટ્ર બ્રાહ્મણોને, ગરીબોને, આંધળાંઓને તથા કૃપણોને ભલે આપે. વળી હે વિદુર! તમે ધૃતરાષ્ટ્ર રાજાની આજ્ઞા પ્રમાણે પુષ્કળ ખાન–પાનવાળી સભાઓ તૈયાર કરાવો, ગાયોને પાણી પીવા માટે હવાડા બંધાવો અને બીજું પણ અનેક પ્રકારનું પુણ્યકર્મ કરો.[૧૧-૧૩] રાજા યુધિષ્ઠિરે તથા અર્જુને મને એ પ્રમાણે કહ્યું છે તો હવે તમારે જે કંઈ કરવાનું હોય તે કરો.[૧૪]

હે જનમેજય! વિદુરે આમ કહ્યું એટલે ધૃતરાષ્ટ્રે તેમને અભિનંદન આપીને કાર્તિક માસની પૂર્ણિમાએ મોટું દાન આપવાનો મનમાં સંકલ્પ કર્યો.[૧૫]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસ પર્વમાં 'વિદુરવાક્ય' નામનો અધ્યાય ૧૩મો સમાપ્ત

## अध्याय १४मो

### ધૃતરાષ્ટ્રનો દાનયજ્ઞ

॥ वैशंपायन उवाच ॥

विदुरेणैवमुक्तस्तु धृतराष्ट्रो जनाधिपः ।
प्रीतिमानभवद्राजन् राज्ञो जिष्णोश्च कर्मणि ॥१॥

વૈશંપાયન બોલ્યા: હે રાજન્! વિદુરે એ પ્રમાણે કહ્યું એટલે રાજા ધૃતરાષ્ટ્ર યુધિષ્ઠિરના તથા અર્જુનના કર્મથી પ્રસન્ન થયા.[૧] હવે રાજવર ધૃતરાષ્ટ્રે ભીષ્મ તથા પોતાના પુત્રને ઉદ્દેશીને હજારો શ્રેષ્ઠ ઋષિઓ તથા સુહૃદોને સારી રીતે નોતર્યા અને ખાન, પાન, વાહનો તથા બિછાનાં તૈયાર કરાવ્યાં. તેમણે તે સર્વ ઋષિવરોને સુવર્ણ, મણિઓ, રત્નો, દાસીઓ, દાસો, બકરાં, ઘેટાં, કામળા, રત્નો, ગામો, ખેતરો, ધન, શણગારેલા હાથીઓ, ઘોડાઓ, કન્યાઓ અને શ્રેષ્ઠ સ્ત્રીઓ આપી. એ રીતે દ્રોણાચાર્ય, ભીષ્મ, સોમદત્ત, બાહ્‌લિક, રાજા દુર્યોધન, જુદા જુદા સર્વ પુત્રો અને જયદ્રથ આદિ સર્વ સુહૃદોનાં નામ લઈ લઈને તેમને ઉદ્દેશી તે શ્રાદ્ધયજ્ઞ ચાલી રહ્યો હતો. યજ્ઞમાં યુધિષ્ઠિરની સંમતિથી પુષ્કળ ધનદક્ષિણાઓ અપાતી હતી તથા અનેક ધનના અને રત્નોના સમુદાયો અપાઈ રહ્યા હતા.[૨-૭] વળી તે યજ્ઞમાં ગણિતશાસ્ત્રીઓ તથા હિસાબ લખનારાઓ યુધિષ્ઠિરના કહેવાથી ધૃતરાષ્ટ્રરાજાને પૂછતા હતા કે, 'તમે આજ્ઞા કરો. આ લોકોને શું આપવાનું છે?' આમ પૂછીને ત્યાં હાજર જ રાખવામાં આવેલી વસ્તુને ધૃતરાષ્ટ્રનું વચન પૂરું થતાં જ તેઓ આપી દેતા હતા. એટલું જ નહિ પણ બુદ્ધિમાન કુંતીપુત્ર યુધિષ્ઠિરરાજાના વચનથી જ્યાં સોનું દાન કરવાનું હતું ત્યાં હજારનું દાન કરવામાં આવતું હતું અને જ્યાં હજારનું દાન કરવાનું હતું ત્યાં દશ હજારનું દાન કરવામાં આવતું હતું.[૮-૧૦] એ પ્રમાણે વૃષ્ટિ કરનારો મેઘ જેમ પૃથ્વીને તૃપ્ત કરે, તેમ ધનની ધારાઓથી વરસી રહેલો તે રાજારૂપી મેઘ બ્રાહ્મણોને તૃપ્ત કરી રહ્યો હતો.[૧૧] હે મહાબુદ્ધિમાન જનમેજય! તે રાજાએ ખાનપાનનાં રસરૂપ પૂરથી સર્વ વર્ણોને એકદમ તરબોળ કરી દીધા હતા.[૧૨] તે દાનયજ્ઞરૂપી ઉદ્ધત મહાસાગરમાં વસ્ત્રો તથા ધન સહિત રત્નોના સમુદાયરૂપ પાણીનું પૂર હતું, મૃદંગોના ધ્વનિરૂપ ગર્જના હતી, ગાયો તથા ઘોડાઓરૂપી મગરમચ્છો તથા ધૂમરીઓ હતી, જાતજાતનાં રત્નોની મોટી ખાણો હતી, ગામો તથા ઉત્તમ અગ્રહારોરૂપી બેટ હતા,

મણિઓ તથા સુવર્ણરૂપ જળની છોળો ઊછળતી હતી અને ધૃતરાષ્ટ્રરૂપ વહાણ હતું. તે મહાસાગરે આખા જગતને તરબોળ કરી દીધું.[૧૩,૧૪] હે મહારાજ! એ રીતે ધૃતરાષ્ટ્રે પુત્રો, પૌત્રો, પોતે તથા ગાંધારી એ સર્વને ઉદ્દેશીને શ્રાદ્ધપ્રદાન કર્યાં.[૧૫] જ્યારે તે રાજા અનેક પ્રકારનાં દાન આપતા આપતા થાકી ગયા, ત્યારે તેમણે એ દાનયજ્ઞની સમાપ્તિ કરી.[૧૬] આ પ્રમાણે, હે કુરુવંશી રાજા! તે રાજાએ નટો તથા નર્તકોના નૃત્યથી યુક્ત અને પુષ્કળ અન્ન, રસો તથા દક્ષિણાવાળો તે દાનરૂપી મહાયજ્ઞ કર્યો હતો. હે ભરતશ્રેષ્ઠ! અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્ર આ પ્રમાણે દશ દિવસ સુધી દાનો આપીને પોતાના પુત્રો તથા પૌત્રોના ઋણમાંથી મુક્ત થયા હતા.[૧૭,૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'દાનયજ્ઞ' નામનો અધ્યાય ૧૪મો સમાપ્ત

## अध्याय १५मो

### ધૃતરાષ્ટ્રનું વનપ્રયાણ

॥ वैशंपायन उवाच ॥

ततः प्रभाते राजा स धृतराष्ट्रोऽम्बिकासुतः ।
आहूय पांडवान् वीरान् वनवासे कृतक्षणः ॥१॥

વૈશંપાયન બોલ્યા: પછી પ્રભાતમાં અંબિકાપુત્ર રાજા ધૃતરાષ્ટ્રે વનવાસ જવાના સમયનો નિશ્ચય કરીને વીર પાંડવોને બોલાવ્યા અને ગાંધારી સહિત તે બુદ્ધિમાન રાજાએ યથાવિધિ તેમને અભિનંદન આપ્યું. કાર્તિક માસની તે પૂર્ણિમાને દિવસે તેમણે વેદપારંગત બ્રાહ્મણો દ્વારા ઇષ્ટિ કરાવી, અગ્નિહોત્રને આગળ કર્યો અને વલ્કલ તથા મૃગચર્મને ધારણ કર્યાં. આમ રાજા ધૃતરાષ્ટ્ર પુત્રવધૂઓથી વીંટાઈને ઘરની બહાર નીકળ્યા.[૧-૩] વિચિત્રવીર્યના પુત્ર રાજા ધૃતરાષ્ટ્રે જ્યારે પ્રયાણ કર્યું, ત્યારે કૌરવપાંડવોની સ્ત્રીઓનો તથા બીજી કૌરવરાજવંશી સ્ત્રીઓનો મોટો કોલાહલ થઈ રહ્યો.[૪] પછી રાજા ધૃતરાષ્ટ્રે ડાંગરથી અને જાતજાતનાં પુષ્પોથી પોતાના ભવનની પૂજા કરી તેમજ ધનાદિથી સેવકવર્ગને પ્રસન્ન કર્યા અને સર્વનો ત્યાગ કરી તે ત્યાંથી ચાલતા થયા.[૫] આ સમયે હે તાત! રાજા યુધિષ્ઠિર બે હાથ જોડી ધ્રૂજવા લાગ્યા અને તેમના કંઠમાં અશ્રુઓ ભરાઈ આવ્યાં. 'હે સત્પુરુષ! તમે ક્યાં જશો?' આવો મોટેથી સાદ કરી તે પૃથ્વી પર પછડાઈ પડ્યા.[૬] ત્યારે ભરતશ્રેષ્ઠ અર્જુન પણ તીવ્ર દુઃખથી દુઃખી થઈને વારંવાર નિઃશ્વાસ નાખવા લાગ્યો. 'આમ કરો મા, આમ કરો મા' એમ તે યુધિષ્ઠિરને કહી રહ્યો અને દીનની પેઠે દુઃખી થઈ તેમને પકડી રહ્યો.[૭] તે વેળા ભીમસેન, અર્જુન, વીર નકુલ તથા સહદેવ, વિદુર, સંજય, યુયુત્સુ, કૃપાચાર્ય, ધૌમ્ય અને બીજા કેટલાએક બ્રાહ્મણો અશ્રુભર્યા કંઠે ધૃતરાષ્ટ્રની પાછળ પાછળ જવા લાગ્યા.[૮] ત્યારે કુંતા પોતાની પાછળ ચાલતી અને પાટા બાંધેલી આંખોવાળી ગાંધારીને તથા પોતાની ખાંધ ઉપર રહેલા તેના હાથને દોરતાં હતાં. ત્યારે રાજા ધૃતરાષ્ટ્ર ગાંધારીની ખાંધ ઉપર પોતાનો હાથ મૂકીને પ્રસન્નતાથી જતા હતા.[૯] વળી દ્રૌપદી, સુભદ્રા, બાળસંતાનવાળી ઉત્તરા, ઉલૂપી, ચિત્રાંગદા અને બીજી કેટલીક સ્ત્રીઓ પણ વહુઓને સાથે લઈ ધૃતરાષ્ટ્રની સાથે ચાલવા લાગી. હે રાજન્! તે સમયે દુઃખને લીધે ઉચ્ચ સ્વરે રુદન કરતી તે સ્ત્રીઓનો કરુણ રવ ટિટોડીઓના આક્રંદ જેવો જ થઈ રહ્યો હતો. પછી બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રોની સ્ત્રીઓ પણ ચોતરફથી નીકળી પડી.[૧૦,૧૧] હે રાજન્! પૂર્વે દ્યૂતના પ્રસંગને લીધે પાંડવોએ જ્યારે કૌરવોની સભામાંથી પ્રયાણ કર્યું હતું ત્યારે હસ્તિનાપુરનાં મનુષ્યો જેવાં દુઃખી થયાં હતાં, તેવાં જ ધૃતરાષ્ટ્રના નીકળવાના આ સમયે પણ તેઓ દુઃખી થયાં હતાં.[૧૨] કૌરવોના ઇંદ્ર તે ધૃતરાષ્ટ્ર

મહારાજ જ્યારે મહાવનમાં ચાલી નીકળ્યા, ત્યારે જે સ્ત્રીઓએ સૂર્યને તથા ચંદ્રને કદી જોયા ન હતા, તે સ્ત્રીઓ પણ શોકથી વિહ્વળ થઈને રાજમાર્ગમાં આવી પહોંચી.[૧૩]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'ધૃતરાષ્ટ્રનું નીકળવું' નામનો અધ્યાય ૧૫મો સમાપ્ત

## अध्याय १६मो

### કુંતા પણ વન જવા નીકળ્યાં

॥ वैशंपायन उवाच ॥

ततः प्रासादहर्म्येषु वसुधायां च पार्थिव ।
नारीणां च नराणां च निःस्वनः सुमहानभूत् ॥

વૈશંપાયન બોલ્યા : પછી હે રાજા! મહેલોમાં, હવેલીઓમાં તથા પૃથ્વી ઉપર સ્ત્રીપુરુષોનો અતિ મહાન કોલાહલ થઈ રહ્યો.[૧] બુદ્ધિમાન રાજા ધૃતરાષ્ટ્ર સ્ત્રીપુરુષોથી ઊભરાઈ રહેલા રાજમાર્ગમાં થઈને ધ્રૂજતા ધ્રૂજતા બે હાથ જોડી માંડમાંડ નીકળી શક્યા.[૨] તે રાજાએ 'વર્દ્ધમાન' નામના દરવાજેથી હસ્તિનાપુરમાંથી બહાર નીકળી મનુષ્યોના સમુદાયને વારંવાર રજા આપવા માંડી. ત્યારે વિદુરે, ગાવલ્ગણના પુત્ર સૂતે અને મહામંત્રી સંજયે પણ રાજા ધૃતરાષ્ટ્રની સાથે વનમાં જવાનો નિશ્ચય કર્યો. રાજા ધૃતરાષ્ટ્રે કૃપાચાર્ય તથા મહારથી યુયુત્સુને યુધિષ્ઠિર રાજાને સોંપ્યા પછી તેઓ પાછા વળ્યા. પછી સર્વ નગરવાસીઓ જ્યારે પાછા ફર્યા, ત્યારે રાજા યુધિષ્ઠિરે પણ ધૃતરાષ્ટ્રની આજ્ઞા લઈને પાછા ફરવાની ઇચ્છા કરી. તેમણે વનમાં જતાં માતા કુંતાને કહ્યું કે, 'હું વનમાં જતા રાજાની પાછળ જઈશ, તું અહીંથી પાછી ફર. હે રાણી! વહુઓથી વીંટાઈને તું નગર તરફ જવાને યોગ્ય છે. આ ધર્માત્મા રાજાએ તો તપશ્ચર્યાને માટે નિશ્ચય કર્યો છે.[૩–૮]

ધર્મરાજાએ આ પ્રમાણે કહ્યું છતાં આંસુથી ભરપૂર આંખોવાળી કુંતાએ તો ગાંધારીને પકડીને જવા જ માંડ્યું.[૯]

કુંતા બોલી : હે મહારાજ! આ સહદેવ ઉપર તારે કદી પણ અકૃપા કરવી નહિ; કેમ કે હે રાજન્! આ સહદેવ મારા ઉપર તથા તારા ઉપર સર્વદા પ્રીતિ રાખનારો છે.[૧૦] સંગ્રામોમાં કદી પલાયન નહિ કરનારા કર્ણનું તું હમેશાં સ્મરણ કરજે. તે વીર દુષ્ટબુદ્ધિને લીધે જ તે વેળા રણમાં માર્યો ગયો છે.[૧૧] હે પુત્ર! મારું મંદભાગિનીનું હૃદય ખરેખર લોખંડનું જ છે; કેમ કે સૂર્યપુત્ર કર્ણને હું જોતી નથી છતાં તેના સેંકડો ટુકડા થઈ જતા નથી.[૧૨] હે શત્રુદમન! તે ચાલ્યો ગયો છે, તેથી હવે મારાથી શું થઈ શકે તેમ છે? આમાં મારો જ અત્યંત દોષ છે, કેમકે મેં કર્ણને મારા પુત્ર તરીકે પ્રસિદ્ધ કર્યો નહિ.[૧૩] હે શત્રુદમન મહાબાહુ! તે સૂર્યપુત્રને ઉદ્દેશીને તું તારા ભાઈઓની સાથે નિત્ય ઉત્તમ દાન આપજે.[૧૪] હે શત્રુકર્ષણ! તારે નિત્ય દ્રૌપદીનું પ્રિય કરવામાં સ્થિર રહેવું. વળી હે કુરુવંશી! ભીમસેન, અર્જુન તથા નકુલનું તારે સમાધાન કરવું; કેમ કે હે રાજન્! હવે આ કુળની ધૂંસરી તારા ઉપર રહેલી છે. હું તો હવે મળરૂપ કાદવથી ખરડાયેલી તાપસી બનીને સાસુસસરાના* ચરણની સેવા કરીશ અને ગાંધારીની સાથે વનમાં જ રહીશ.[૧૫,૧૬]

વૈશંપાયન બોલ્યા: કુંતીએ આ પ્રમાણે કહ્યુ એટલે ઇંદ્રિયોને વશ રાખનારા બુદ્ધિમાન ધર્માત્મા યુધિષ્ઠિર પોતાના ભાઈઓની સાથે ખેદ પામ્યા અને કંઈ પણ બોલી શક્યા નહિ.[૧૭] પછી એક મુહૂર્તભર વિચાર કરીને ધર્મરાજ યુધિષ્ઠિર દીનની પેઠે ચિંતા અને શોકથી ઘેરાઈ

* ધૃતરાષ્ટ્ર અને ગાંધારી કુંતાનાં ખરી રીતે જેઠજેઠાણી થાય અને જેઠજેઠાણી સાસુસસરાની બરાબર છે, એટલે અમે પણ આ ઠેકાણે તેમ જ રાખેલ છે.

ગયા અને માતાને કહેવા લાગ્યા :[૧૮] 'ઓ માતા! તેં આ શો વિચાર કર્યો છે? તારે આમ કહેવું યોગ્ય નથી. હું તને વનમાં જવાની સંમતિ આપતો નથી. તારે મારા પર કૃપા કરવી યોગ્ય છે.[૧૯] હે પ્રિયદર્શના! પૂર્વે અમે જ્યારે નગરની બહાર નીકળી જવા તૈયાર થયા હતા, ત્યારે તેં અમને વિદુલાનાં વાક્યોથી ઉત્સાહ આપ્યો હતો તો હવે આ રીતે અમારો ત્યાગ કરવાને તું યોગ્ય નથી.[૨૦] પુરુષોમાં શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણ પાસેથી તારા બુદ્ધિબળને સાંભળીને મેં રાજાઓનો સંહાર કર્યો છે અને આ રાજ્ય પ્રાપ્ત કર્યું છે.[૨૧] તે તારી બુદ્ધિ આજે ક્યાં ગઈ છે કે આજે તારી પાસેથી મેં આવું સાંભળ્યું? અમને ક્ષાત્રધર્મમાં સ્થિર રહેવાને કહીને તું એ મર્યાદાથી ભ્રષ્ટ થવા ઇચ્છે છે, એ શું?[૨૨] હે યશસ્વિની! અમારો તથા રાજ્યનો ત્યાગ કરીને વહુઓથી રહિત થયેલી તું દુર્ગમ વનપ્રદેશોમાં હવે કેમ રહી શકીશ? તું મારા પર પ્રસન્ન થા'

પોતાના પુત્રની આંસુનીગળતી વાણીને કુંતી સાંભળી જ રહી અને આંસુ ઊભરાતી આંખે તે આગળ ચાલવા માંડી એટલે ભીમસેન તેને કહેવા લાગ્યો [૨૩,૨૪] 'હે કુંતી! પુત્રોએ જીતેલું આ રાજ્ય ભોગવવાનો સમય આવ્યો છે અને રાજધર્મો હજી પ્રાપ્ત કરવાના છે, તે સમયે તને આવી બુદ્ધિ ક્યાથી સૂઝી?[૨૫] પહેલાં તે અમારા દ્વારા શા માટે પૃથ્વીનો ક્ષય કરાવ્યો? શા કારણે અત્યારે તું અમારો ત્યાગ કરીને વનમાં જવા ઇચ્છે છે? અમે જ્યારે બાળક હતા, ત્યારે તે અમને શા માટે વનમાંથી અહીં આણ્યા હતા? વળી દુઃખ તથા શોકથી ઘેરાયેલા માદ્રીના આ બન્ને પુત્રોને પણ તું અહીં શા માટે લાવી હતી? હે માતા! તું અમારા પર પ્રસન્ન થા હે યશસ્વિની! તું હમણાં વનમાં ન જા હે માતા! બળથી સંપાદન કરેલી યુધિષ્ઠિરની આ લક્ષ્મીનો તું પ્રથમ ઉપભોગ કરી લે.[૨૬-૨૮]

એ પ્રમાણે ભીમસેને કહ્યું, પણ કલ્યાણી કુંતાએ વનમાં રહેવાનો જ દૃઢપણે નિશ્ચય કર્યો હતો, તેથી અનેક પ્રકારનો વિલાપ કરી રહેલા પોતાના પુત્રોનાં વચનોને તેમણે માન્યાં નહિ.[૨૯] તે સમયે ખિન્ન થયેલા મુખવાળી દ્રૌપદી વનવાસ માટે જતી અને રુદન કરતી પોતાની સાસુની પાછળ સુભદ્રાની સાથે જતી હતી.[૩૦] બીજી તરફથી મહાબુદ્ધિમતી કુંતા પણ વનમાં જવાનો નિશ્ચય કરીને રુદન કરી રહેલા પોતાના સર્વ પુત્રોને વારવાર જોતી જોતી જતી હતી.[૩૧] આ વખતે સર્વ પાંડવો પોતાના સેવકો તથા અંતઃપુરની સાથે તે કુંતાની પાછળ પાછળ જવા લાગ્યા, ત્યારે કુંતાએ અશ્રુઓ લૂછી નાખીને પુત્રોને આવું વચન કહ્યું.[૩૨]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'કુંતીનું વનગમન' નામનો અધ્યાય ૧૬ મો સમાપ્ત

## अध्याय १७मो
### કુંતાનાં વાક્યો

॥ कुन्त्युवाच ॥

**एवमेतन्महाबाहो यथा वदसि पांडव ।**
**कृतमुद्धर्षणं पूर्वं मया वः सीदतां नृपाः ॥ १ ॥**

કુંતા બોલી હે મહાબાહુ પાંડુપુત્ર! તું કહે છે તેમ જ છે હે રાજાઓ! તમે પ્રથમ દુઃખી થતા હતા, તે માટે જ મેં તમને ઉત્સાહિત કર્યા હતા[૧] તમારું રાજ્ય દ્યૂતથી હરાઈ ગયું હતું, તમે સુખથી ભ્રષ્ટ થયા હતા અને સંબંધીઓએ તમારો તિરસ્કાર કર્યો હતો, તેથી જ મેં તમને ઉત્સાહિત કર્યા હતા[૨] હે પુરુષસિંહો! પાંડુની સંતતિ કેમ નાશ ન પામે અને તમારો યશ કેમ નાશ ન પામે, આવો વિચાર કરીને જ

મેં તમને ઉત્સાહિત કર્યા હતા.[૩] તમે બધા ઇંદ્રની સમાનતાવાળા તથા દેવતુલ્ય પરાક્રમવાળા છો, છતાં તમે બીજાઓનાં મુખ સામે જોનારા ન થાઓ, આવા આશયથી મેં તમને ઉત્સાહ આપ્યો હતો.[૪] ધાર્મિકોમાં શ્રેષ્ઠ અને ઇંદ્રના જેવો તું રાજા વનમાં પુનઃ કેવી રીતે દુઃખી ન થાય, આવા વિચારથી મેં તમને ઉત્સાહ આપ્યો હતો. દશહજાર હાથી સમાન બળવાળો અને પ્રસિદ્ધ થયેલા પરાક્રમ તથા પુરુષાર્થવાળો આ ભીમ વિનાશ ન પામે, એ હેતુથી મેં તમને ઉત્સાહ આપ્યો હતો. ભીમસેનનો નાનો ભાઈ આ ઇંદ્ર તુલ્ય અર્જુન કેવી રીતે દુઃખી ન થાય, આવા હેતુથી મેં તમને ઉત્સાહ આપ્યો હતો.[૫-૭] વડીલોને અનુસરનારા આ બન્ને નકુલ તથા સહદેવને ક્ષુધા કેવી રીતે દુઃખી ન કરે, આવા અભિપ્રાયથી મેં તમને ઉત્સાહ આપ્યો હતો.[૮] અત્યંત વિશાળ નેત્રવાળી અને મહાશ્રેષ્ઠ એવી આ તરુણ દ્રૌપદી સભામાં વ્યર્થ ક્લેશ ન પામે, આવા આશયથી મેં તમને ઉત્સાહ આપ્યો હતો.[૯] આ ભીમસેન! કેળની પેઠે કાંપી રહેલી, રજસ્વલા થયેલી તથા દ્યૂતમાં હારી જવાયેલી આ નિર્દોષ અંગવાળી દ્રૌપદીને દુઃશાસને જ્યારે મૂર્ખતાથી દાસીની પેઠે તમારા જ દેખતાં ખેંચી, ત્યારે જ મેં જાણી લીધું હતું કે, આ કુળનો હવે વિનાશ થવા બેઠો છે.[૧૦,૧૧] તે સમયે મારા સસરા આદિ કૌરવો ખેદ પામ્યા હતા અને આ દ્રૌપદી કેવળ એક દૈવને જ પોતાના નાથ (રક્ષક) તરીકે ઇચ્છીને ટિટોડીની પેઠે વિલાપ કરી રહી હતી. હે રાજાઓ! જ્યારે હણાયેલી બુદ્ધિવાળા પાપી દુઃશાસને આ દ્રૌપદીનો ચોટલો પકડ્યો હતો, ત્યારે તો હું બેભાન જ થઈ ગઈ હતી.[૧૨,૧૩] પછી હે પુત્રો! તમારા તેજમાં વૃદ્ધિ કરવા માટે મેં તમને વિદુલાનાં વાક્યોથી ઉત્સાહ આપ્યો હતો, એમ તમારે જાણવું.[૧૪] હે પુત્રો! પાંડુનો આ રાજવંશ મારા પુત્રો સુધી આવીને જ કેમ નાશ ન પામે, આવા વિચારથી મેં તમને ઉત્સાહ આપ્યો હતો.[૧૫] હે રાજા! જેનાથી વંશનો નાશ થાય છે તે નષ્ટ થયેલા વંશવાળા પુરુષના પુત્રો તથા પૌત્રો પુણ્યલોકને કદી પામતા નથી.[૧૬] હે પુત્રો! મેં પૂર્વે મારા સ્વામીનું પુષ્કળ રાજ્યફળ ભોગવ્યું છે, મોટાં મોટાં દાનો આપ્યાં છે અને વિધિ પ્રમાણે સોમરસ પણ પીધો છે.[૧૭] મેં મને પોતાને ફળપ્રાપ્તિ થાય તે માટે શ્રીકૃષ્ણને પ્રેરણા કરી ન હતી; પણ વિદુલાનાં તે તે વાક્યોથી તમારું રક્ષણ કરવા માટે જ મેં તે પ્રમાણે કર્યું હતું.[૧૮] હે પુત્રો! પુત્રોએ જીતેલા રાજ્યફળની મને કામના નથી. પણ હે રાજા! તપશ્ચર્યાથી મારા પતિના પવિત્ર લોકની જ મને કામના છે.[૧૯] હે યુધિષ્ઠિર! વનમાં નિવાસ કરનારાં આ મારાં સાસુસસરાની સેવા કરીને તપશ્ચર્યા દ્વારા હું મારા શરીરને સૂકવી નાખીશ.[૨૦] માટે હે કુરુશ્રેષ્ઠ! તું ભીમસેન આદિની સાથે અહીંથી પાછો ફર. धर्मे ते धीयतां बुद्धिर्मनस्तु महदस्तु च–તારી બુદ્ધિ ધર્મમાં રહો અને તારું મન મોટું થાઓ.[૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'કુંતીનાં વચનો' નામનો અધ્યાય ૧૭મો સમાપ્ત

## अध्याय १८मो

## પાંડવોનું પાછા ફરવું અને ધૃતરાષ્ટ્ર વગેરેનું વનગમન

॥ वैशंपायन उवाच ॥

कुंत्यास्तु वचनं श्रुत्वा पांडवा राजसत्तम ।
व्रीडिताः संन्यवर्तंत पांचाल्या सहितानघाः ॥

વૈશંપાયન બોલ્યાઃ હે રાજશ્રેષ્ઠ જનમેજય! કુંતાનું તે વચન સાંભળીને શરમાઈ ગયેલા નિર્દોષ પાંડવો દ્રૌપદીની સાથે પાછા ફર્યા.[૧] પછી કુંતાને એ પ્રમાણે ગયેલી જોઈને સર્વ અંતઃપુરોમાં રડારડ થઈ રહી અને તે સમયે મહાકરુણ રવ ઊઠી આવ્યો.[૨] પાંડવો રાજા ધૃતરાષ્ટ્રને પ્રદક્ષિણા કરીને

તથા વંદન કરીને કુંતાને પાછી વાળ્યા વિના જ પાછા ફર્યા.[3] પછી મહાતેજસ્વી અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્રે ગાંધારી તથા વિદુરને સમીપ બોલાવીને તેમને કહ્યું કે,[4] 'યુધિષ્ઠિર જે કહે છે તે સત્ય છે. યુધિષ્ઠિરની માતા દેવી કુંતીને સમજાવીને તમે પાછી વાળો.[5] મહાન ઐશ્વર્યવાળા પુત્રોના આ મહાફળનો તથા પુત્રોનો ત્યાગ કરીને કઈ સ્ત્રી મૂઢની પેઠે દુર્ગમ વનમાં જાય ?[6] વળી તમે મારું આ વચન સાંભળો. આ કુંતી રાજ્યમાં રહીને પણ તપ તથા મોટાં દાનવ્રત કરી શકશે જ.[7] હે ગાંધારી! આ કુંતીવહુની સેવાથી હું પ્રસન્ન થયો છું. માટે હે ધર્મજ્ઞા ! તું એને અનુજ્ઞા આપવાને યોગ્ય છે.[8] રાજા ધૃતરાષ્ટ્રે એમ કહ્યું, એટલે ગાંધારીએ રાજાનાં તે સર્વ વચનો તથા કેટલીક વિશેષતાવાળાં પોતાનાં વચનો કુંતાને કહ્યાં.[9] પરંતુ દેવી ગાંધારી વનવાસને માટે નિશ્ચયવાળી ધર્મપરાયણા સતી કુંતાને પાછી વાળવાને સમર્થ થઈ નહિ.[10] કુંતાની એ સ્થિતિ તથા નિશ્ચય જાણીને તેમ જ કુરુશ્રેષ્ઠ પાંડવોને પાછા ફરેલા જોઈને સર્વ કુરુસ્ત્રીઓ તે સમયે અત્યંત રુદન કરવા લાગી. પછી પાંડવો તથા સર્વ વહુઓ ત્યાંથી પાછાં ફર્યાં, એટલે મહાબુદ્ધિમાન રાજા ધૃતરાષ્ટ્ર વન તરફ ચાલી નીકળ્યા. બીજી તરફ સર્વ પાંડવો પણ અત્યંત દીન, દુઃખાતુર અને શોકપરાયણ થઈને પોતપોતાનાં વાહનો તથા સ્ત્રીઓની સાથે નગરમાં દાખલ થયા.[11–13] તે વેળા સ્ત્રીઓ, વૃદ્ધો તથા બાળકો સહિત આખું હસ્તિનાપુર હર્ષ તથા આનંદથી રહિત થઈ ઉત્સવ વિનાનું હોય તેવું બની ગયું હતું.[14] કુંતાથી રહિત થયેલા સર્વ પાંડવો પણ ગાયરહિત થયેલા વાછરડાઓની પેઠે ઉત્સાહ વિનાના, શોકગ્રસ્ત તથા અત્યંત દુઃખવિહ્વળ થઈ ગયા.[15] ધૃતરાષ્ટ્રરાજાએ તો તે જ દિવસે ઘણે દૂર નીકળી જઈને ગંગાના કાંઠા ઉપર નિવાસ કર્યો.[16] આ સ્થળે વેદપારંગત શ્રેષ્ઠ બ્રાહ્મણોએ યથાયોગ્ય રીતે તપોવનમાં ઠામેઠામે પ્રકટ કરેલા અગ્નિઓ પ્રકાશી રહ્યા હતા.[17] હે ભારત ! વૃદ્ધ રાજા ધૃતરાષ્ટ્રે પણ તે સ્થળે અગ્નિ પ્રકટ કર્યો અને તે અગ્નિનું પૂજન કરીને તથા વિધિ પ્રમાણે તેમાં હોમ કરીને સાયંકાળના સમયે સૂર્યોપસ્થાન કર્યું. પછી વિદુરે તથા સંજયે દર્ભ પાથરીને કુરુવીર ધૃતરાષ્ટ્રરાજાની શય્યા તૈયાર કરી. વળી તેમણે તેની સમીપમાં જ ગાંધારીની શય્યા પણ કરી. ત્યાં ઉત્તમ વ્રતમાં સ્થિર રહેનારી યુધિષ્ઠિરની માતા કુંતા ગાંધારીની સમીપ દર્ભાસન ઉપર સુખથી બેઠી. ત્યારે જે યાજ્ઞિક બ્રાહ્મણો તથા ધૃતરાષ્ટ્રના જે અનુયાયી બ્રાહ્મણો ત્યાં હતા, તેમની કથા વગેરે સાંભળવા માટે વિદુર વગેરે યથાયોગ્ય પ્રદેશ ઉપર બેઠા. તેમની એ રાત્રિમાં શ્રેષ્ઠ બ્રાહ્મણોનું વેદાધ્યયન ચાલી રહ્યું હતું તથા અગ્નિઓ પ્રજ્વળી રહ્યા હતા તેથી તે રાત્રિ બ્રાહ્મીની પેઠે પ્રીતિ વધારનારી થઈ પડી હતી. રાત્રિ વીતી એટલે દિવસના પૂર્વભાગની ક્રિયાઓ તથા વિધિ પ્રમાણે અગ્નિમાં હોમ વગેરે કરીને તેઓ સર્વે અનુક્રમે ઉત્તર દિશા તરફ મુખ કરી તથા ઉપવાસપરાયણ રહી સર્વ વસ્તુને જોતાં જોતાં ત્યાંથી ચાલી નીકળ્યાં. પ્રથમ દિવસે તેમનો એ નિવાસ અત્યંત દુઃખભર્યો થઈ પડ્યો; કેમ કે તેઓ પોતાનો શોક કરનારાં નગરવાસી તથા દેશવાસી મનુષ્યોનો શોક કરી રહ્યાં હતાં.[18–25]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાન્તર્ગત આશ્રમવાસપર્વમાં 'પાંડવોનું પાછા ફરવું અને ધૃતરાષ્ટ્ર વગેરેનું વનગમન' નામનો અધ્યાય ૧૮મો સમાપ્ત

# अध्याय १९मो

## ધૃતરાષ્ટ્રનો શતયૂપના આશ્રમમાં નિવાસ

॥ वैशंपायन उवाच ॥

**ततो भागीरथीतीरे मेघ्ये पुण्यजनोचिते ।**
**निवासमकरोद्राजा विदुरस्य मते स्थितः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : રાજા ધૃતરાષ્ટ્રે પછી પવિત્ર અને પુણ્યજનોને ઉચિત એવા ગંગાતટ ઉપર વિદુરની સંમતિથી નિવાસ કર્યો.[૧] હે ભરતશ્રેષ્ઠ ! ત્યાં વનવાસી બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રોના અનેક સમુદાયો એમને મળવાને આવ્યા.[૨] તેમનાથી વીંટાયેલા રાજા ધૃતરાષ્ટ્રે તેમને કથાઓ વડે પ્રસન્ન કર્યા અને વિધિ પ્રમાણે શિષ્યો સહિત બ્રાહ્મણોનું સન્માન કરીને તેમને જવાની અનુજ્ઞા આપી[૩] પછી સાયંકાળ થતાં તે રાજા ગંગા ઉપર ગયા અને ત્યાં તેમણે તથા યશસ્વિની ગાંધારીએ વિધિ પ્રમાણે સ્નાનાદિ શૌચકર્મ કર્યું.[૪] વળી હે ભારત ! વિદુર આદિ બીજા સર્વ પુરુષોએ પણ જુદાં જુદાં સર્વ તીર્થોમાં સ્નાન કરીને સર્વ ક્રિયાઓ કરી.[૫] હે રાજન્ ! કુંતીભોજની પુત્રી કુંતા શૌચકર્મથી પરવારેલા વૃદ્ધ સસરા ધૃતરાષ્ટ્રને તથા ગાંધારીને ગંગાના તીર ઉપર લઈ ગઈ. રાજાના યાજ્ઞિકોએ ત્યાં વેદિકાની રચના કરી રાખી હતી, તેથી સત્ય પ્રતિજ્ઞાવાળા તે રાજાએ અગ્નિમાં હોમ કર્યો.[૬,૭] પછી ઇંદ્રિયોને વશ રાખનારા નિયમનિષ્ઠ વૃદ્ધ ધૃતરાષ્ટ્રરાજ પરિવારની સાથે ગંગાના તીર ઉપર થઈને કુરુક્ષેત્રમાં ગયા.[૮] ત્યાં તે બુદ્ધિમાન રાજા એક આશ્રમસ્થાન પાસે આવીને બુદ્ધિમાન રાજર્ષિ શતયૂપને મળ્યા.[૯] શત્રુઓને તપાવનારો તે શતયૂપ કેકયદેશનો મહારાજા હતો. તેણે પોતાના પુત્રને મનુષ્યોનું ઐશ્વર્ય આપી વનમાં પ્રવેશ કર્યો હતો.[૧૦] રાજા ધૃતરાષ્ટ્ર તે શતયૂપની સાથે વ્યાસના આશ્રમમાં ગયા અને ત્યાં તે કુરુકુલધુરંધર રાજાએ વિધિ પ્રમાણે તેમની પાસેથી દીક્ષા લીધી.[૧૧] આમ કૌરવોને આનંદ આપનારા રાજા ધૃતરાષ્ટ્રે દીક્ષા લીધા પછી શતયૂપના આશ્રમમાં જ તે સમયે નિવાસ કર્યો.[૧૨] હે મહારાજ ! મહાબુદ્ધિમાન રાજા શતયૂપે રાજા ધૃતરાષ્ટ્રને વ્યાસની સંમતિ પ્રમાણે અરણ્યનો સર્વ વિધિ કહ્યો.[૧૩] હે રાજન્ ! એ પ્રમાણે મોટા મનવાળા ધૃતરાષ્ટ્રે પોતાના આત્માને તથા પોતાના અનુચરોને તે સમયે તપશ્ચર્યામાં યોજી દીધા.[૧૪] વળી વલ્કલ તથા મૃગચર્મને ધારણ કરનારી દેવી ગાંધારી પણ કુંતાની સાથે રહી મહારાજા ધૃતરાષ્ટ્રની સમાન વ્રતનું આચરણ કરવા લાગી.[૧૫] હે રાજા ! તે બન્ને સ્ત્રીઓ મન, વાણી, કર્મ તથા ચક્ષુથી સર્વ ઇંદ્રિયસમુદાયને વશ કરી ઉત્તમ તપશ્ચર્યા કરવા લાગી.[૧૬] રાજા ધૃતરાષ્ટ્ર પણ મોહનો ત્યાગ કરીને મહર્ષિની પેઠે તીવ્ર તપશ્ચર્યા કરવા લાગ્યા. તે વેળા તેમના શરીરમાં ચામડી તથા હાડકાં જ બાકી રહ્યાં હતાં અને માંસ સુકાઈ ગયું હતું. તેમણે જટા તથા મૃગચર્મ ધારણ કર્યાં હતાં અને તેમનાં અંગો વલ્કલવસ્ત્રોથી ઢંકાયેલાં રહેતાં હતાં. ધર્મ તથા અર્થને જાણનારા અને શ્રેષ્ઠ બુદ્ધિવાળા વિદુર પણ સંજયની સાથે તે રાજાની અને ગાંધારીની સેવા કરવા લાગ્યા. આ પ્રમાણે, વિદુર પણ મનને વશ રાખી, વલ્કલવસ્ત્ર ધારણ કરી ઘોર તપશ્ચર્યા કરવા લાગ્યા, તેથી કૃશ થઈ ગયા.[૧૭]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'શતયૂપના આશ્રમમાં નિવાસ' નામનો અધ્યાય ૧૯મો સમાપ્ત

## अध्याय २०मो

### શતયૂપના આશ્રમમાં નારદ

॥ वैशंपायन उवाच ॥

**ततस्तत्र मुनिश्रेष्ठा राजानं द्रष्टुमभ्ययुः ।**
**नारदः पर्वतश्चैव देवलश्च महातपाः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : પછી, ત્યાં નારદ, પર્વત, મહાતપસ્વી દેવલ, શિષ્યો સહિત વ્યાસ, બીજા બુદ્ધિમાન સિદ્ધો તથા પરમધાર્મિક વૃદ્ધ રાજર્ષિ શતયૂપ વગેરે શ્રેષ્ઠ મુનિઓ રાજા ધૃતરાષ્ટ્રને મળવા માટે આવ્યા.[૧,૨] હે મહારાજ! કુંતાએ તેમની વિધિ પ્રમાણે પૂજા કરી, એટલે તે તાપસો તેમની સેવાથી પ્રસન્ન થયા. હે તાત! તે સમયે તે મહામુનિઓ મહાત્મા ધૃતરાષ્ટ્રરાજાને આનંદ પમાડવા માટે કેટલીએક ધાર્મિક કથાઓ કહેવા લાગ્યા. તે પછી કોઈ એક કથાના પ્રસંગમાં સર્વ વસ્તુને પ્રત્યક્ષ જોનારા દેવર્ષિ નારદે આવી એક કથા કહેવા માંડી.[૩-૫]

નારદ બોલ્યા : કેકયદેશનો અધિપતિ અને શતયૂપનો પિતામહ શ્રીમાન 'સહસ્રચિત્ય' નામનો રાજા હતો. તેને કોઈના તરફથી ભય ન હતો. તે ધર્માત્મા સહસ્રચિત્ય રાજાએ પરમ ધાર્મિક એવા પોતાના મોટા પુત્રને રાજ્ય અર્પણ કરી વનમાં પ્રવેશ કર્યો હતો.[૬,૭] તે મહાતેજસ્વી રાજાએ પ્રદીપ્ત તપશ્ચર્યાનો પાર પામી ઇંદ્રનું સ્થાન પ્રાપ્ત કર્યું હતું.[૮] હે રાજન્! અનેકવાર સ્વર્ગમાં આવ-જા કરનારા મેં તે રાજાને મહેંદ્રના ભવનમાં જોયો છે. તપશ્ચર્યાને લીધે તેનાં સર્વ પાપો બળી ગયાં છે.[૯] વળી પર્વતપ્રદેશમાં રહેનારો ભગદત્તનો પિતામહ રાજા શૈલાલય પણ તપના બળથી જ મહેંદ્રભવનમાં ગયો છે. હે રાજન્! ઇંદ્રના જેવો રાજા પૃષધ્ર પણ તપના પ્રભાવથી જ આ લોકમાંથી જઈને સ્વર્ગલોકને પામ્યો છે. હે રાજા! આ અરણ્યમાં માંધાતાનો પુત્ર પુરુકુત્સ રાજા પણ મહાન સિદ્ધિને પામ્યો છે.[૧૦-૧૨] નદીઓમાં શ્રેષ્ઠ એવી નર્મદા જે રાજાની સ્ત્રી હતી, તે પણ આ અરણ્યમાં તપશ્ચર્યા કરીને સ્વર્ગમાં ગયો છે.[૧૩] હે રાજન્! શશલોમા નામનો એક પરમ ધાર્મિક રાજા હતો, તે પણ આ વનમાં સારી રીતે તપશ્ચર્યા કરીને સ્વર્ગને પામ્યો છે.[૧૪] માટે હે રાજન્! તું પણ વ્યાસની કૃપાથી આ તપોવનમાં આવીને દુર્લભ એવી શ્રેષ્ઠ ગતિને પામીશ.[૧૫] હે રાજસિંહ! તું પણ તપને અંતે લક્ષ્મીથી વીંટાશે અને ગાંધારીની સાથે તે મહાત્માઓની ગતિને પામશે.[૧૬] હે મહારાજ! ઇંદ્રની સમીપ રહેલો પાંડુ તને નિત્ય યાદ કરે છે. તે સદાને માટે તને કલ્યાણ સાથે જ યોજશે.[૧૭] તારી વહુ અને યુધિષ્ઠિરની માતા આ યશસ્વિની કુંતા, તારી તથા ગાંધારીની સેવાથી પોતાના સ્વામીના સમાન લોકને પામશે; કેમ કે તે જ સનાતન ધર્મ છે. હે રાજા! અમે અમારી દિવ્ય દૃષ્ટિથી આ પ્રમાણે જોઈએ છીએ. આ વિદુર મહાત્મા યુધિષ્ઠિરના સ્વરૂપમાં પ્રવેશ કરશે અને તે પછી સંજય ધ્યાનબળથી અહીંથી સ્વર્ગલોકમાં જશે.

વૈશંપાયન બોલ્યા : વિદ્વાન અને મહાત્મા એવા કૌરવરાજ ધૃતરાષ્ટ્ર નારદનાં એ વાક્યો સાંભળીને પત્નીની સાથે પ્રસન્ન થયા. તેમણે એ વાક્યોની પ્રશંસા કરીને નારદની અતુલ પૂજા કરી. હે રાજન્! તે પછી સર્વ બ્રાહ્મણસમુદાયોએ નારદની અત્યંત પૂજા કરી અને ધૃતરાષ્ટ્રરાજાની પ્રસન્નતા ઉપરથી તે સમયે તેઓ વારંવાર અત્યંત હર્ષ પામવા લાગ્યા. તે શ્રેષ્ઠ બ્રાહ્મણોએ નારદનાં તે વાક્યોની પ્રશંસા કરી. પછી રાજર્ષિ શતયૂપે નારદને આ પ્રમાણે કહ્યું: 'હે મહાતેજસ્વી નારદ! અહો! આપ ભગવાને કુરુરાજ ધૃતરાષ્ટ્રની, આ સર્વ મનુષ્યોની તથા મારી શ્રદ્ધા વધારી છે.[૧૮-૨૪] પણ હે લોકમાન્ય

દેવર્ષિ ! મને ધૃતરાષ્ટ્રરાજાના સંબંધમાં કંઈક પૂછવાની ઇચ્છા છે, તે હું આપને કહું છું, સાંભળો.[૨૫] હે બ્રહ્મર્ષિ ! તમે પોતાની દિવ્ય દૃષ્ટિથી સર્વ વૃત્તાંતના તત્ત્વને જાણો છો અને મનુષ્યોની જે વિવિધ પ્રકારની ગતિઓ છે તેને જોઈ શકો છો.[૨૬] હે મહામુનિ! આપે કેટલાએક રાજાઓને મહેંદ્રલોક પ્રાપ્ત થયાની વાત અમને કહી; પણ આ ધૃતરાષ્ટ્રરાજાને કયા લોક મળવાના છે, તે કહ્યું નહિ.[૨૭] હે પ્રભુ! આ રાજાને જે સ્થાન મળવાનું હોય તેને પણ હું તમારી પાસેથી સાંભળવાને ઇચ્છું છું. તે સ્થાન કેવું છે અને ક્યારે મળશે, તે મને યથાર્થ રીતે કહો.[૨૮] એ પ્રમાણે તેમણે સર્વના મનને અનુકૂળ એવું વાક્ય કહ્યું, એટલે દિવ્યદર્શી મહાતપસ્વી નારદે સભાની વચ્ચે કહેવા માંડ્યું.[૨૯]

નારદ બોલ્યા : હે રાજર્ષિ ! એક સમયે હું સ્વેચ્છાએ શચીપતિ ઇંદ્રની સભામાં ગયો હતો. ત્યાં મેં રાજા પાંડુને જોયો હતો.[૩૦] તે વેળા ધૃતરાષ્ટ્રરાજા આ જે દુષ્કર તપશ્ચર્યા કરે છે, તે સંબંધમાં વાતચીત થઈ રહી હતી.[૩૧] તેમાં ઇંદ્રના પોતાના કહેવા ઉપરથી મેં સાંભળ્યું હતું કે, આ રાજાના આયુષ્યનાં હવે ત્રણ વર્ષ બાકી રહ્યાં છે. તે પછી આ ધૃતરાષ્ટ્રરાજા ગાંધારીની સાથે રાજરાજેશ્વર કુબેરનો સત્કાર પામીને તેના ભવનમાં જશે.[૩૨,૩૩] તપને લીધે બળી ગયેલાં પાપવાળા આ મહાભાગ્યશાળી ઋષિપુત્ર દિવ્ય અલંકારોથી સુશોભિત થશે અને ઇચ્છાનુસાર ગતિ કરનારા વિમાનમાં બેસી કુબેરના ભવનમાં જશે.[૩૪] એટલું જ નહિ પણ આ ધર્માત્મા દેવો, ગંધર્વો તથા રાક્ષસોના લોકોમાં પોતાની ઇચ્છાનુસાર વિહાર કરશે. આ પ્રમાણે તેં મને પૂછ્યું હતું, તેથી આ મહાન દેવગુહ્ય તમારા ઉપરની પ્રીતિને લીધે મેં તમને કહ્યુ છે. ખરેખર તમે બધા શાસ્ત્રરૂપ ધનવાળા છો અને તમારાં પાપો તપથી બળી ગયાં છે.[૩૫,૩૬]

વૈશંપાયન બોલ્યા : દેવર્ષિ નારદનું એ મધુર વચન સાંભળીને તેઓ સર્વે પ્રફુલ્લ મનવાળા થઈને પ્રસન્ન થયા અને રાજા ધૃતરાષ્ટ્ર પણ આનંદ પામ્યા.[૩૭] એ રીતે સિદ્ધગતિનો આશ્રય કરનારા તે બુદ્ધિમાન મુનિઓએ કથાઓ દ્વારા ધૃતરાષ્ટ્રને આશ્વાસન આપ્યું અને પછી તેઓ પોતાની ઇચ્છાનુસાર ત્યાંથી ચાલ્યા ગયા.[૩૮]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'નારદના વાક્યો' નામનો અધ્યાય ૨૦ મો સમાપ્ત

## अध्याय २१मो
### ધૃતરાષ્ટ્રના વનવાસ પછી હસ્તિનાપુરની સ્થિતિ

॥ वैशंपायन उवाच ॥

वनं गते कौरवेन्द्रे दुःखशोकसमन्विताः ।
बभूवुः पांडवा राजन् मातृशोकेन चान्विताः ॥

વૈશંપાયન બોલ્યા : હે રાજન્! કૌરવેંદ્ર ધૃતરાષ્ટ્ર વનમાં ગયા તે પછી પાંડવો દુઃખ તથા શોકથી ઘેરાઈ ગયા અને માતાના શોકથી વ્યાકુળ બની ગયા.[૧] ત્યારે સર્વ નગરવાસીઓ પણ ધૃતરાષ્ટ્રરાજાનો શોક કરી રહ્યા અને રાજા યુધિષ્ઠિરને આશ્વાસન આપવા લાગ્યા. બ્રાહ્મણો પાંડવસભામાં તે રાજાના સંબંધમાં આવી વાતો કરવા લાગ્યા :[૨] 'તે વૃદ્ધ રાજા, મહાભાગા ગાંધારી અને કુંતા નિર્જન વનમાં કેવી રીતે રહી શકશે?[૩] તે પ્રજ્ઞાચક્ષુ રાજર્ષિ સુખ ભોગવવાને યોગ્ય છે; છતાં પુત્રોના મરણથી દુઃખી થઈને મહાવનમાં કેવી અવસ્થામાં રહેતા હશે?[૪] ખરેખર, કુંતાએ તો મહાદુષ્કર કર્મ કર્યું છે; કેમ કે પોતાના પુત્રો સામે ન જોતાં તેમણે રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરીને વનને પસંદ કર્યું છે.[૫] વળી ભાઈની સેવા કરનારા જિતેંદ્રિય વિદુરની શી અવસ્થા થશે ...

-સ્વામીના અન્નને અદા કરનારા તે સંજયની પણ શી અવસ્થા થશે?[૬]

આ પ્રમાણે નગરમાં છેક બાળક પર્યંત લોકો ચિંતા તથા શોકથી ઘેરાઈ ગયાં અને જુદે જુદે સ્થળે એકઠાં મળીને પરસ્પર વાતો કરવા લાગ્યાં. બીજી તરફ સર્વ પાંડવો તો અત્યંત શોકપરાયણ થઈ પોતાની વૃદ્ધ માતાનો શોક કરવા લાગ્યા. તેઓ લાંબા કાળ સુધી નગરમાં રહેતા પણ ન હતા. જેમના પુત્રો મરણ પામ્યા હતા તે વૃદ્ધ પિતા રાજા ધૃતરાષ્ટ્રનો, મહાભાગા ગાંધારીનો તથા મહાબુદ્ધિમાન વિદુરનો તેઓ શોક કરવા લાગ્યા.[૭-૯] તેમને એમને વિષે વિચાર આવ્યા કરતા હતા, તેથી રાજ્ય, સ્ત્રીઓ કે વેદાધ્યયન ઉપર તેમને પ્રીતિ થતી ન હતી.[૧૦] રાજા ધૃતરાષ્ટ્રનું ચિંતન કરતાં તથા સંબંધીઓના ઘોર વધનું વારંવાર સ્મરણ કરતાં તેઓ પરમ વૈરાગ્ય પામ્યા.[૧૧] હે મહાબાહુ! રણમાં થયેલા બાળક અભિમન્યુના વિનાશને, યુદ્ધમાં પલાયન નહિ કરનારા કર્ણના વધને અને દ્રૌપદીપુત્રોના તથા બીજા સંબંધીઓના નાશને સંભારીને તે વીર પાંડવો મનમાં અત્યંત ખિન્ન રહેતા હતા.[૧૨,૧૩] હે ભારત! જેમાંથી વીરોનો સંહાર વળી ગયો હતો અને સર્વ રત્નો જેમાંથી હરાઈ ગયાં હતાં, તે પૃથ્વીનું સદા ચિંતન કરતાં તેમને શાંતિ વળતી ન હતી.[૧૪] વળી તે જ પ્રમાણે જેમના પુત્રો માર્યા ગયા હતા, તે કલ્યાણી દ્રૌપદી તથા સુભદ્રા એ બન્ને દેવીઓ પણ તે સમયે ઉદાસીનની પેઠે અત્યંત પ્રીતિયુક્ત રહેતી ન હતી.[૧૫] માત્ર ઉત્તરાના પુત્ર તારા પિતા પરીક્ષિતને જોઈને જ તારા તે પૂર્વપિતામહો પોતાના પ્રાણો ટકાવી રહ્યા હતા.[૧૬]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'ધૃતરાષ્ટ્રના વનવાસ પછી હસ્તિનાપુરની સ્થિતિ' નામનો અધ્યાય ૨૧ મો સમાપ્ત

# अध्याय २२मो

## ધૃતરાષ્ટ્રના દર્શન માટે યુધિષ્ઠિરની વનયાત્રા

॥ वैशंपायन उवाच ॥

**एवं ते पुरुषव्याघ्राः पांडवा मातृनंदनाः ।**
**स्मरंतो मातरं वीरा बभूवुर्भृशदुःखिताः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યાઃ એ પ્રમાણે પુરુષોમાં વ્યાઘ્ર સમાન અને માતાને આનંદ આપનારા તે વીર પાંડવો પોતાની માતાનું સ્મરણ કરીને અત્યંત દુઃખી થતા હતા.[૧] જે પાંડવો પૂર્વે રાજકાર્યોમાં નિત્ય આસક્ત રહેતા હતા, તેઓ તે સમયે નગરમાં સંપૂર્ણ રીતે રાજકાર્યો કરી શકતા ન હતા.[૨] શોકથી જાણે ઘેરાઈ ગયા હોય, તેમ તેઓ કોઈ પણ વસ્તુને પસંદ કરતા ન હતા અને કોઈએ બોલાવ્યા હોય તોપણ તેઓ સામું કંઈ સન્માન આપી શકતા ન હતા.[૩] ગંભીરતાના સમુદ્ર જેવા તે દુઃસહ વીર પાંડવોનું જ્ઞાન શોકને લીધે નાશ પામી ગયું હતું. તેથી તેઓ જાણે બેભાન થયા હોય તેમ લાગતું હતું.[૪] તે પાંડુનંદનો પોતાની માતાનું ચિંતન કરવા લાગ્યા કે, 'અત્યંત કૃશ થયેલી કુંતા ધૃતરાષ્ટ્ર તથા ગાંધારીના વૃદ્ધ યુગલને કેવી રીતે દોરી જતી હશે?[૫] પુત્રોના વિનાશથી નિરાશ્રય થઈ પડેલા તે ધૃતરાષ્ટ્રરાજા શિકારી પ્રાણીઓથી સેવાયેલા વનમાં એકલા કેમ રહેતા હશે? હણાયેલા બાંધવોવાળાં તે મહાભાગ્યશાળી દેવી ગાંધારી તે નિર્જન વનમાં પોતાના વૃદ્ધ પતિની પાછળ પાછળ કેવી રીતે જતાં હશે?'[૬,૭]

આ પ્રમાણે તેઓ ચિંતા કરતા હતા, તે સમયે ધૃતરાષ્ટ્રનાં દર્શન કરવાની ઇચ્છાથી તેમને ત્યાં જવાની ઉત્કંઠા તથા બુદ્ધિ થઈ આવી.[૮] ત્યારે સહદેવે રાજાને પ્રણામ કરીને કહ્યું કે, 'અહો! તમારા હૃદયના વનગમન વિષેના વિચારો મેં જાણ્યા છે.[૯] હે રાજેંદ્ર! તમારા

તરફના માનને લીધે ત્યાં જવા માટે હું તમને એકદમ કહી શકતો ન હતો, પણ હવે તે આગમન ઉપસ્થિત થયું છે.[૧૦] અહો! સદ્ભાગ્યની વાત છે કે, વનમાં સ્થિતિ કરી રહેલી, જટાને ધારણ કરનારી તથા દર્ભ અને કાસડા ઉપર સૂવાથી સોરાયેલી વૃદ્ધ તાપસી કુંતાનાં મને દર્શન થશે.[૧૧] મહેલો તથા હવેલીઓમાં ઉછરીને મોટી થયેલી અને અત્યંત સુખ ભોગવનારી છતાં આ સમયે અત્યંત દુઃખી થઈ રહેલી એ શ્રમિત થયેલી જનની કુંતાનાં હું ક્યારે દર્શન કરીશ![૧૨] હે ભરતશ્રેષ્ઠ! મનુષ્યોની ગતિ ખરેખર અનિત્ય હોય છે; કેમ કે રાજપુત્રી કુંતા દુઃખી થઈને વનમાં વસી રહી છે.[૧૩]

સહદેવનું વચન સાંભળીને સુંદરીશ્રેષ્ઠ દેવી દ્રૌપદી રાજાને સન્માન આપીને તથા પ્રસન્ન કરીને બોલી કે,[૧૪] 'હે રાજા! દેવી કુંતા જો જીવતાં હશે તો હું તેમનાં ક્યારે દર્શન કરીશ? મારા જીવતાં જ આજે તેમનાં મને દર્શન થઈ જાય તો મને આનંદ થશે.[૧૫] હે રાજેંદ્ર! તમને આવી બુદ્ધિ નિત્ય થાઓ અને તમારું મન ધર્મમાં રમણ કરો; કેમ કે તમે નિત્ય અમારું શ્રેય જ કરો.[૧૬] હે રાજન્! તમે જાણો કે, સમગ્ર વહુઓ પણ કુંતા, ગાંધારી તથા સસરા ધૃતરાષ્ટ્રનાં દર્શનને ઇચ્છી રહી છે અને તે માટે ઊભે પગે તૈયાર થઈ રહી છે.'[૧૭]

હે ભરતશ્રેષ્ઠ! દેવી દ્રૌપદીએ એ પ્રમાણે કહ્યું, એટલે યુધિષ્ઠિરરાજાએ સર્વ સેનાધ્યક્ષોને બોલાવીને કહ્યું કે,[૧૮] 'વનમાં રહેલા ધૃતરાષ્ટ્રરાજાનાં મારે દર્શન કરવાં છે, માટે પુષ્કળ રથો તથા હાથીઓવાળી મારી સેનાને તમે બહાર કાઢો.' પછી યુધિષ્ઠિરરાજાએ અંતઃપુરના અધ્યક્ષોને કહ્યું કે, 'જાતજાતનાં વાહનો તથા હજારો પાલખીઓ તૈયાર કરો અને ગાડાંઓ, દુકાનો, તંબૂઓ, ખજાના, કારીગરો તથા ખજાનચીઓ કુરુક્ષેત્રના આશ્રમ તરફ નીકળી પડો.[૧૯-૨૧] વળી જે કોઈ નગરવાસીને રાજાનાં દર્શન કરવાની ઇચ્છા હોય, તે પણ વિનાસંકોચે સારી રીતે સજ્જ થઈને તથા રક્ષિત થઈને ભલે જાય.[૨૨] રસોઇયા, પીરસણિયા, બધું રસોડા ખાતું અને તરેહતરેહના ભક્ષ્ય–ભોજ્ય પદાર્થોને મારાં ગાડાંઓ દ્વારા લઈ જાઓ.[૨૩] નગરમાં ઘોષણા કરી દો કે આવતી કાલે અહીંથી પ્રયાણ થશે. વળી માર્ગમાં અનેક પ્રકારના તંબૂઓ પણ આજે જ તૈયાર કરો, તેમાં વિલંબ કરો નહિ.'[૨૪]

હે રાજન્! આ પ્રમાણે આજ્ઞા કરીને પાંડવ યુધિષ્ઠિરરાજ પોતાના ભાઈઓની સાથે સ્ત્રીઓ અને વૃદ્ધોને આગળ કરીને બીજે જ દિવસે નગરની બહાર નીકળ્યા.[૨૫] જનસમુદાયનું રક્ષણ કરતા તે રાજા નગરની બહાર પાંચ દિવસ સુધી રહ્યા અને પછી વન તરફ ગયા.[૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'યુધિષ્ઠિરની યાત્રા' નામનો અધ્યાય ૨૨ મો સમાપ્ત

## अध्याय २३ मो

### ધૃતરાષ્ટ્રના આશ્રમમાં યુધિષ્ઠિરનું આગમન

॥ वैशंपायन उवाच ॥

आज्ञापयामास ततः सेनां भरतसत्तमः ।
अर्जुनप्रमुखैर्गुप्तां लोकपालोपमैर्नरैः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : પછી ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિરે લોકપાલોના જેવા અર્જુન આદિ પુરુષોથી રક્ષાયેલી સેનાને આજ્ઞા કરી.[૧] તે સમયે ઘોડેસવારો 'તૈયારી કરો, તૈયારી કરો' એવી બૂમો પાડી રહ્યા હતા અને ત્યાં રાજા ઉપરની પ્રીતિને લીધે 'આ ઉત્તમ યોગ છે, આ ઉત્તમ યોગ છે' એવો મહાન શબ્દ થઈ રહ્યો હતો.[૨] તે સેનામાં કેટલાએક પુરુષો પાલખીઓમાં બેસીને, કેટલાએક મોટા વેગવાળા ઘોડાઓ પર સવાર થઈને નગ

કેટલાએક પ્રજ્વલિત અગ્નિ જેવા સુવર્ણના રથોમાં બેસીને જતા હતા.[3] વળી કેટલાએક પુરુષો હાથીઓ તથા ઊંટો ઉપર બેસીને જતા હતા અને વાઘનખ તથા ભાલાઓથી યુદ્ધ કરનારા બીજા કેટલાએક સૈનિકો પગપાળા જતા હતા.[4] ત્યારે ધૃતરાષ્ટ્રનાં દર્શનની ઇચ્છાવાળા નગરવાસીઓ તથા દેશવાસીઓ પણ અનેક પ્રકારનાં વાહનો પર બેસીને કુરુરાજ યુધિષ્ઠિરની પાછળ જવા લાગ્યા. ગૌતમગોત્રના આચાર્ય કૃપાચાર્ય પણ રાજા યુધિષ્ઠિરના કહેવાથી એક સેનાપતિ તરીકે સેનાને લઈને આશ્રમ તરફ જવા લાગ્યા.[5,6] પછી કુરુરાજ યુધિષ્ઠિર બ્રાહ્મણોથી વીંટાઈને મોટા રથસૈન્યની સાથે ત્યાંથી નીકળ્યા. તે વેળા અનેક ભાટો તથા ચારણો તેમની સ્તુતિ કરતા હતા. તેમના મસ્તક પર શ્વેત છત્ર ધરવામાં આવ્યું હતું.[7,8] ભયંકર કર્મ કરનારો પવનપુત્ર ભીમસેન પર્વત સમાન દેખાતા હાથીઓને સાથે લઈ જવા લાગ્યો અને તે હાથીઓ ઉપર યંત્રાયુધો ગોઠવવામાં આવ્યાં હતાં.[9] માદ્રીના બન્ને અત્યંત સદાચારી પુત્રો ઘોડાઓ પર સવાર થઈને તથા કવચ અને ધજાઓ ધારણ કરીને ઉતાવળી ચાલે જવા લાગ્યા. મહાતેજસ્વી અને જિતેંદ્રિય એવો અર્જુન પણ સૂર્ય સમાન તેજસ્વી તથા શ્વેત ઘોડાઓથી જોડેલા દિવ્ય રથમાં બેસીને રાજા યુધિષ્ઠિરની પાછળ પાછળ જવા લાગ્યો.[10,11] દ્રૌપદી વગેરે સ્ત્રીઓ પણ પાલખીઓમાં બેસીને અને અંતઃપુરના અધિકારીઓના રક્ષણ તળે રહીને પુષ્કળ દ્રવ્યનું દાન કરતી કરતી જવા લાગી.[12] હે ભરતશ્રેષ્ઠ ! રથો, હાથીઓ તથા ઘોડાઓથી ભરપૂર અને વાંસળીઓ તથા વીણાઓના નાદોથી ગાજી રહેલું તે પાંડવોનું સૈન્ય આ વખતે અત્યંત શોભતું હતું.[13] હે રાજા ! કુરુઓમાં શ્રેષ્ઠ એવા તે પાંડવો નદીઓના કિનારાઓ ઉપર તથા સુંદર સરોવરો ઉપર નિવાસ કરીને ક્રમે ક્રમે જતા હતા.[14] મહાતેજસ્વી યુયુત્સુ અને પુરોહિત ધૌમ્ય યુધિષ્ઠિરનાં વચનોથી નગરનું રક્ષણ કરતા હતા.[15] પછી યુધિષ્ઠિરરાજા ધીમે ધીમે આગળ વધ્યા અને પવિત્ર યમુનાનદી ઊતરીને કુરુક્ષેત્રમાં પહોંચ્યા.[16] ત્યાં હે કુરુવંશી ! તેમણે બુદ્ધિમાન રાજર્ષિ શતયૂપનો તથા ધૃતરાષ્ટ્રનો આશ્રમ જોયો.[17] એટલે હે ભરતશ્રેષ્ઠ ! અત્યંત હર્ષ પામેલાં તે સર્વ મનુષ્યોએ તે સ્થાનને અતિમહાન શબ્દોથી ગજાવી મૂક્યું અને તેઓ સત્વર તે વનમાં દાખલ થયાં.[18]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'ધૃતરાષ્ટ્રના આશ્રમમાં આગમન' નામનો અધ્યાય ૨૩ મો સમાપ્ત

## अध्याय २४मो

### યુધિષ્ઠિર આદિને ધૃતરાષ્ટ્રનો સમાગમ

॥ वैशंपायन उवाच ॥

ततस्ते पांडवा दूरादवतीर्य पदातयः ।
अभिजग्मुर्नरपतेराश्रमं विनयानताः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા . પછી પાંડવો દૂરથી જ વાહનો પરથી ઊતરી પડ્યા અને વિનયથી નમ્ર થઈને પગપાળા ધૃતરાષ્ટ્રરાજાના આશ્રમમાં જવા લાગ્યા.[1] ત્યારે સર્વ યોદ્ધાઓ, દેશવાસીઓ તથા મુખ્ય કુરુઓની સ્ત્રીઓ પણ પગપાળી થઈ પાંડવોની પાછળ પાછળ જવા લાગી.[2] પાંડવો ધૃતરાષ્ટ્રના આશ્રમમાં પહોંચ્યા તે સમયે આશ્રમ શૂન્ય હતો, મૃગોનાં ટોળાંઓથી વ્યાપ્ત હતો અને કેળોનાં વનોથી શોભી રહ્યો હતો.[3] આ સમયે નિયમિત વ્રતવાળા તાપસો પાંડવોને મળવા આવેલા જોઈને કૌતૂહલથી યુક્ત બની તેમની સામા આવ્યા.[4] એટલે રાજા યુધિષ્ઠિરે અશ્રુભર્યાં નેત્રે તેમને પૂછ્યું કે, 'કૌરવવંશને ચલાવનારા અમારા જ્યેષ્ઠ પિતા ક્યાં છે ?' તાપસોએ ઉત્તર આપ્યો કે, 'હે પ્રભુ ! તે યમુનામાં સ્નાન કરવા તથા પુષ્પો અને જળ-

કળશો લાવવાને ગયા છે.[૬] એટલે તેઓ તેમણે બતાવેલા માર્ગે ઉતાવળે પગે ગયા અને ત્યાં તેમણે સર્વને સમીપમાં જ જોયાં.[૭] પિતાના દર્શનની ઈચ્છાવાળા તે પાંડવો એકદમ વેગથી ગયા અને સહદેવ તો જ્યાં કુંતા હતાં ત્યાં વેગથી દોડી ગયો.[૮] ત્યાં તે બુદ્ધિમાન સહદેવ માતાના ચરણને સ્પર્શ કરી રહ્યો અને ઉચ્ચ સ્વરે રડવા લાગ્યો, ત્યારે કુંતા પણ આંસુભર્યાં મોંએ પોતાના પ્રિય પુત્રને જોઈ રહી.[૯] તેણે પુત્ર સહદેવને બેઉ હાથે બાથમાં લીધો અને પછી તેને ઊભો કરી ગાંધારીને કહ્યું કે, 'આ સહદેવ આવ્યો છે.'[૧૦] પછી રાજા યુધિષ્ઠિરને, ભીમસેનને, અર્જુનને તથા નકુલને જોઈને કુંતા ઉતાવળાં ઉતાવળાં ચાલવા લાગ્યાં. તે વેળા કુંતા હણાયેલા પુત્રોવાળાં તે દંપતીની આગળ ચાલતાં હતાં અને તે બન્નેને દોરતાં હતાં. આ જોઈને પાંડવો પૃથ્વી પર પડી ગયા.[૧૧,૧૨] બુદ્ધિમાન અને ઉદાર મનના સમર્થ ધૃતરાષ્ટ્રરાજે સ્વર ઉપરથી તથા સ્પર્શ ઉપરથી પાંડવોને ઓળખી કાઢ્યા અને તેમને આશ્વાસન આપ્યું.[૧૩] પછી મહાત્મા પાંડવો અશ્રુઓ સારીને ગાંધારી સહિત રાજાની પાસે તથા પોતાની માતાની પાસે વિધિ પ્રમાણે ગયા.[૧૪] તે પાંડવો જ્યારે ભાનમાં આવ્યા ત્યારે તેમણે પોતે સર્વના જળકળશો લઈ લીધા અને માતા કુંતાએ તેમને ફરી આશ્વાસન આપ્યું.[૧૫] તે વેળા તે નરશ્રેષ્ઠ પાંડવોની સ્ત્રીઓએ, અંતઃપુરનાં બીજાં માણસોએ, નગરવાસીઓએ અને દેશવાસીઓએ રાજા ધૃતરાષ્ટ્રનાં દર્શન કર્યાં.[૧૬] હવે રાજા યુધિષ્ઠિરે નામ તથા ગોત્રનો ઉચ્ચાર કરીને ધૃતરાષ્ટ્રને તે સર્વ મનુષ્યોની ઓળખાણ આપી; એટલે તે રાજાએ પણ સામું તેમનું સન્માન કર્યું.[૧૭] રાજા ધૃતરાષ્ટ્ર તેમનાથી વીંટાઈને હર્ષનાં અશ્રુઓથી વ્યાપ્ત નેત્રવાળા થઈ ગયા અને આ સમયે પોતાના આત્માને હસ્તિનાપુરમાંના ભવનમાં રહેલો માનવા લાગ્યા.[૧૮] ગાંધારી તથા કુંતા સહિત તે બુદ્ધિમાન રાજાને દ્રૌપદી વગેરે વહુઓએ વંદન કર્યું, એટલે સામેથી તેમણે અભિનંદન આપ્યું.[૧૯] પછી તે તારાગણોથી છવાયેલા આકાશની જેમ દર્શનેચ્છુ મનુષ્યોથી ભરાઈ ગયેલા અને સિદ્ધો તથા ચારણોથી સેવાયેલા પોતાના આશ્રમમાં આવી પહોંચ્યા.[૨૦]

ઇતિ શ્રીમહાભારતમા આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમા 'યુધિષ્ઠિરાદિને ધૃતરાષ્ટ્રનો સમાગમ' નામનો અધ્યાય ૨૪મો સમાપ્ત

## अध्याय २५मो
## યુધિષ્ઠિર આદિની ઋષિઓને સંજયે કરાવેલી ઓળખાણ

॥ वैशंपायन उवाच ॥

स तैः सह नरव्याघ्रैर्भ्रातृभिर्भरतर्षभ ।
राजा रुचिरपद्माक्षैरासांचक्रे तदाश्रमे ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : હવે હે ભરતશ્રેષ્ઠ! યુધિષ્ઠિરરાજા પુરુષોમાં શ્રેષ્ઠ અને સુંદર કમળ સમાન નેત્રોવાળા પોતાના ભાઈઓ સાથે તે આશ્રમમાં બેઠા.[૧] ત્યાં વિશાળ વક્ષઃસ્થળવાળા કુરુપતિપુત્ર પાંડવોને જોવા માટે જુદા જુદા અનેક દેશોમાંથી મહાભાગ્યશાળી તાપસો આવ્યા હતા.[૨] તેમણે કહ્યું કે, 'આમાં યુધિષ્ઠિર કોણ? ભીમસેન, અર્જુન, નકુલ તથા સહદેવ કોણ અને યશસ્વિની દ્રૌપદી કઈ? અમે એ જાણવાને ઇચ્છીએ છીએ.[૩] તે સાંભળી સૂત સંજયે તે સર્વનાં નામ લઈને ઋષિઓને તેમની ઓળખાણ આપવા માંડી. વળી તેણે દ્રૌપદીને તથા બીજી સર્વ કુરુસ્ત્રીઓને પણ ઓળખાવવા માંડી.[૪]

સંજય બોલ્યો : આ જે સુવર્ણ સમાન શુદ્ધ અને ગૌર શરીરવાળા છે, મોટા સિંહની પેઠે વૃદ્ધિ પામેલા છે, મોટાં નસકોરાંવાળા છે અને વિશાળ, લાંબા તથા લાલ નેત્રોવાળા છે, તે કુરુરાજ યુધિ-

રહ્યા અને તેમની પ્રશંસા કરવા લાગ્યા.[૨૪] વિદુર તો આંખનો પલકારો માર્યા વિના સ્થિર નેત્રે રાજાને જોઈ રહ્યા અને સાવધાન થઈ દૃષ્ટિ સાથે દૃષ્ટિ યોજીને યુધિષ્ઠિરના સ્વરૂપમાં પ્રવેશ કરવા લાગ્યા. ધર્મરાજાના તેજથી જાણે ઝગઝગી રહ્યા હોય તેવા બુદ્ધિમાન વિદુરે યોગબળનો આશ્રય કરી યુધિષ્ઠિરનાં અંગો સાથે પોતાનાં અંગોને, યુધિષ્ઠિરના પ્રાણો સાથે પોતાના પ્રાણોને તથા યુધિષ્ઠિરની ઇંદ્રિયો સાથે પોતાની ઇંદ્રિયોને યોજી દીધી અને તેમના શરીરમાં પ્રવેશ કર્યો. આ વખતે રાજા યુધિષ્ઠિરે સ્તબ્ધ નેત્રવાળા તથા વૃક્ષનો આશ્રય કરી રહેલા વિદુરના શરીરને નિશ્ચેષ્ટ થયેલું જોયું અને પોતાને તે વિશેષ બળવાળા તથા ઘણા ગુણોવાળા માનવા લાગ્યા. હે રાજા ! આ પછી મહાતેજસ્વી અને વિદ્યાવાન પાંડવ ધર્મરાજાએ વ્યાસે પોતાને પૂર્વે કહેલા પુરાણ યોગધર્મનું સ્મરણ કર્યું, એટલે તેમને પૂર્વે વ્યાસે કહેલું તે જૂનું વૃત્તાંત યાદ આવ્યું. પછી તે વિદ્વાન ધર્મરાજાએ વિદુરના શરીરનો સંસ્કાર કરવાની ઇચ્છાથી તેને બાળવાનો મનમાં સંકલ્પ કર્યો, પણ તેવામાં આકાશવાણીએ તેમને કહ્યું કે,[૨૫-૩૧] 'હે રાજન્ ! આ વિદુરના શરીરને તારે બાળવું નહિ, પણ અહીં જ રહેવા દેવું; કેમ કે એ સનાતન ધર્મ છે.[૩૨] હે ભારત ! આ વિદુરને 'સાંતાનિક' નામના લોક પ્રાપ્ત થશે. તેણે યતિ-ધર્મને સ્વીકાર્યો હતો, તેથી હે શત્રુતાપન ! તારે એનો શોક કરવો યોગ્ય નથી.'

આકાશવાણીએ એમ કહ્યું એટલે ધર્મરાજાએ ત્યાંથી પાછા ફરી તે સર્વ વૃત્તાંત ધૃતરાષ્ટ્ર-રાજાને જણાવ્યું. તે સાંભળીને તેજસ્વી રાજા ધૃતરાષ્ટ્ર સર્વ મનુષ્યો તથા ભીમસેન આદિ પાંડવો અત્યંત આશ્ચર્ય પામ્યા.[૩૩-૩૫] રાજા ધૃતરાષ્ટ્રે તે સાંભળીને પ્રસન્ન થઈ ધર્મપુત્રને કહ્યું કે, 'મારી પાસે આ જળ, મૂળ તથા ફળ છે, તેનો તું સ્વીકાર કર.[૩૬] હે રાજન્ ! શાસ્ત્ર કહે છે કે, પુરુષ જે પ્રયોજનવાળો હોય તે જ પ્રયોજનવાળો તેનો અતિથિ પણ હોવો જોઈએ.' ધૃતરાષ્ટ્રે એ પ્રમાણે કહ્યું એટલે ધર્મપુત્ર યુધિષ્ઠિરે તેમને 'બહુ સારું' એમ કહ્યું.[૩૭] પછી યુધિષ્ઠિરે પોતાના ભાઈઓની સાથે ધૃતરાષ્ટ્રે આપેલા ફળ-મૂળનું ભોજન કર્યું. આ રીતે ફળ, મૂળ તથા જળનો આહાર કર્યા પછી તે સર્વે વૃક્ષોનાં મૂળ પાસે નિવાસ કરી તે રાત્રિ ત્યાં જ રહ્યા.[૩૮]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમ-વાસપર્વમાં 'વિદુરનિર્યાણ' નામનો અધ્યાય ૨૬ મો સમાપ્ત

## અધ્યાય ૨૭મો

### ધૃતરાષ્ટ્રના આશ્રમમાં મહર્ષિ વ્યાસનું આગમન

॥ વૈશંપાયન ઉવાચ ॥

ततस्तु राजंस्तेषामाश्रमे पुण्यकर्मणाम् ।
शिवा नक्षत्रसंपन्ना सा व्यतीयाय शर्वरी ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : પછી હે રાજા ! પુણ્ય-કર્મી એ પાંડવો વચ્ચે તે આશ્રમમાં વિચિત્ર વાક્યરચનાઓવાળી, અનેક શ્રુતિઓથી યુક્ત તથા ધર્માર્થનાં લક્ષણવાળી કથાઓ થવા લાગી. તેથી નક્ષત્રસંપન્ન તે રાત્રિ સુખરૂપે વીતી ગઈ.[૧,૨] તે સમયે હે રાજા ! પાંડવો મહાકિંમતી શય-નોનો ત્યાગ કરી પોતાની માતાની સમીપ પૃથ્વી પર જ સૂતા હતા. વળી મોટા મન-વાળા ધૃતરાષ્ટ્રરાજાએ તે વેળા જે આહાર કર્યો હતો, તે જ આહાર તે પુરુષવીરોએ પણ કર્યો હતો.[૩-૪] રાત્રિ વીતી એટલે રાજા યુધિષ્ઠિરે દિવસના પૂર્વભાગની ક્રિયાઓ કરી લીધી અને પોતાના ભાઈઓની સાથે તે આશ્રમમંડળનાં દર્શન કર્યાં.[૫] અંતઃપુર, સેવકવર્ગ તથા પુરો-હિતને સાથે લઈ તે રાજાએ ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી

સુખથી પ્રત્યેક પ્રદેશમાં પ્રજ્વલિત અગ્નિઓવાળી વેદીઓનાં દર્શન કર્યાં.[૬] તે વેદિકાઓ પાસે સ્નાનાદિ કરીને જેમણે અગ્નિમાં હોમ કર્યો હતો તે મુનિઓ બિરાજ્યા હતા.[૭] વળી તે વેદિથી તથા લોહિથી વેદિકાઓ વનના પુષ્પસમુદાયોથી, ઘીના ધુમાડાઓથી તથા મુનિઓના સમૂહોથી યુક્ત હોઈને બ્રહ્મશરીરથી યુક્ત જણાતી હતી.[૮] હે રાજા! તે આશ્રમ નિર્ભય જણાતાં મૃગનાં ટોળાંઓથી, નિઃશંક થઈને ગાન કરી રહેલા પક્ષીગણોથી, મયૂરોના કેકારવોથી, ચાતકોના કલકલથી, કોયલોના ટોકાઓથી તથા કાનને પ્રિય લાગે તેવા બ્રાહ્મણોના સુખજનક વેદધ્વનિઓથી જ્યાંત્યાં શોભી રહ્યો હતો. વળી તે ફળ–મૂળોના મોટા સમુદાયોથી પણ વિરાજી રહ્યો હતો.[૯–૧૧]

પછી હે રાજન્! યુધિષ્ઠિરરાજાએ તાપસોને તેમને માટે આણેલા સુવર્ણના તથા ઉંબરાના કાષ્ઠના કળશો આપ્યા.[૧૨] વળી હે ભારત! તે મહીપતિએ તેમને મૃગચર્મો, કંથાઓ, સ્રુચો, સ્રુવાઓ, કમંડળુઓ, થાળીઓ અને તપેલીઓનાં દાન કર્યાં.[૧૩] વળી હે રાજા! તેમણે તે તાપસોને બીજાં લોઢાનાં વાસણો, પાત્રો અને બીજું જે કાંઈ તેઓ ઇચ્છતા હતા, તે સર્વ દાનમાં આપ્યું.[૧૪] એ પ્રમાણે ધર્માત્મા ધર્મરાજા આશ્રમમંડળમાં ફરીને તે સર્વ દ્રવ્યનું દાન કરી પાછા ધૃતરાષ્ટ્ર પાસે આવ્યા.[૧૫] તે વેળા ધૃતરાષ્ટ્રરાજ નિત્યકર્મ કરી લઈને ગાંધારીની સાથે અવ્યગ્ર રીતે બેઠા હતા, તેમનાં તથા તેમની સમીપ જ શિષ્યની પેઠે નમ્ર થઈને બેઠેલી અને શિષ્ટાચારથી યુક્ત એવી પોતાની માતા કુંતાનાં તે ધર્માત્માએ દર્શન કર્યાં.[૧૬,૧૭] પછી પોતાનું નામ સંભળાવીને તથા રાજા ધૃતરાષ્ટ્રનું પૂજન કરીને યુધિષ્ઠિરરાજા 'બેસ' એવી તેમની આજ્ઞાથી એક દર્ભાસન ઉપર બેઠા. ત્યારે હે ભરતશ્રેષ્ઠ! ભીમસેન આદિ પાંડવો પણ ધૃતરાષ્ટ્રને વંદન કરી તેમનો ચરણસ્પર્શ કરી તેમની આજ્ઞાથી ત્યાં બેઠા.[૧૮,૧૯] તે સમયે કૌરવરાજ ધૃતરાષ્ટ્ર તેમનાથી વીંટાઈને ત્યાં બેઠા હતા અને પ્રદીપ્ત બ્રાહ્મી શોભાને ધારણ કરી રહ્યા હતા, તેથી તેઓ દેવોથી વીંટાયેલા બૃહસ્પતિની પેઠે અત્યંત શોભતા હતા.[૨૦] એ રીતે તેઓ ત્યાં બેઠા ત્યારે કુરુક્ષેત્રમાં નિવાસ કરનારા શતયૂપ આદિ મહર્ષિઓ ત્યાં આવ્યા.[૨૧] ત્યાં દેવર્ષિઓથી સેવાયેલા મહાતેજસ્વી ભગવાન વ્યાસે પણ શિષ્યોથી વીંટાઈને રાજાને દર્શન આપ્યાં.[૨૨] એટલે કુરુવંશી ધૃતરાષ્ટ્રરાજાએ, વીર્યવાન યુધિષ્ઠિરે તથા ભીમસેન વગેરેએ ઊભા થઈને તેમને પ્રણામ કર્યા.[૨૩] પછી શતયૂપ આદિથી વીંટાયેલા વ્યાસે ધૃતરાષ્ટ્રરાજાને 'બેસો' એમ કહ્યું.[૨૪] હવે વ્યાસ પોતે પણ કાળા મૃગચર્મ તથા દર્ભથી પાથરેલા પોતાને માટે તૈયાર કરેલા પૃષ્ઠ દર્ભાસન ઉપર બેઠા.[૨૫] પછી બીજા સર્વ મહાતેજસ્વી બ્રાહ્મણો પણ દ્વૈપાયન મુનિની આજ્ઞાથી આસનો ઉપર ચોતરફ બેસી ગયા.[૨૬]

ઇતિ શ્રીમહાભારતમા આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'ધૃતરાષ્ટ્રના આશ્રમમા મહર્ષિ વ્યાસનું આગમન' નામનો અધ્યાય ૨૭મો સમાપ્ત

## અધ્યાય ૨૮મો
### મહર્ષિ વ્યાસનાં વચનો

॥ वैशंपायन उवाच ॥

ततः समुपविष्टेषु पांडवेषु महात्मसु ।
व्यासः सत्यवतीपुत्र इदं वचनमब्रवीत् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હવે મહાત્મા પાંડવો પોતપોતાને સ્થાનકે બેઠા એટલે સત્યવતીપુત્ર વ્યાસ આવું વચન બોલ્યા:[૧] 'હે મહાબાહુ ધૃતરાષ્ટ્ર! તારી તપશ્ચર્યા સારી રીતે થઈ રહી છે ને? હે રાજા! તારું મન વનવાસમાં પ્રસન્ન રહે છે ને? હે રાજન્! તારા હૃદયમાં પુત્રોના નાશને લીધે શોક તો થતો નથી ને? હે નિર્દોષ! હવે

ષ્ઠિર છે.[૫] આ જે મદમત્ત હાથી સમાન ગતિવાળો છે, તપાવેલા સુવર્ણ સમાન શુદ્ધ અને ગૌર છે, વિશાળ તથા લાંબા ખભાવાળો છે અને વિશાળ તથા લાંબા બાહુઓવાળો છે, તે ભીમસેન છે, તમે એને જુઓ જ જુઓ.[૬] તેની પાસે આ જે મોટા ધનુષ્યવાળો, શ્યામ, તરણ, હાથીઓના યૂથપતિ જેવો, સિંહ સમાન ઉન્નત ખભાવાળો, રમત કરતા હાથીના જેવી ગતિવાળો અને કમળ સમાન વિશાળ નેત્રોવાળો છે, તે વીર અર્જુન છે.[૭] કુંતાની પાસે વિષ્ણુ તથા મહેંદ્રના જેવા આ જે બે ઉત્તમ પુરુષો છે, તે નકુલ તથા સહદેવ છે. આ સમગ્ર મનુષ્ય-લોકમાં રૂપ, બળ તથા સદાચારમાં તેમના જેવો બીજો કોઈ પણ નથી.[૮] કમળની પાંખડી જેવાં વિશાળ નેત્રોવાળી, કંઈક મધ્યમ અવસ્થાને અડતી, શ્યામ કમળ સમાન કાંતિવાળી, દેવોની દેવી જેવી અને સાક્ષાત્ લક્ષ્મી સમી આ જે બેઠી છે, તે કૃષ્ણા છે.[૯] હે બ્રાહ્મણવરો ! એની પાસે સુવર્ણ સમાન ઉત્તમ કાંતિવાળી અને સાક્ષાત્ ચંદ્રપ્રભા જેવી આ જે વચ્ચે બેઠેલી છે, તે ચક્રધારી શ્રીકૃષ્ણની બહેન સુભદ્રા છે.[૧૦] આ જે સ્ત્રી સુવર્ણ સમાન શુદ્ધ અને ગૌર છે, તે અર્જુનની પત્ની નાગરાજ-દુહિતા ઉલૂપી છે. આ જે તાજાં મહુડાંનાં પુષ્પ સમાન વર્ણવાળી છે, તે રાજકન્યા ચિત્રાંગદા છે. આ જે સ્ત્રી વૃદ્ધિ પામેલાં નીલકમળોની માળા સમાન વર્ણવાળી છે, તે શ્રીકૃષ્ણની સાથે જે નિરંતર સ્પર્ધા કરતો હતો તે રાજસેનાપતિ શલ્યની બહેન અને ભીમસેનની શ્રેષ્ઠ સ્ત્રી છે.[૧૧,૧૨] આ જે ચંપકમાળના જેવી ગૌરવર્ણી પ્રસિદ્ધ મગધરાજ જરાસંધની પુત્રી છે, તે નાના માદ્રીનંદન સહદેવની માનીતી પત્ની છે.[૧૩] ઇંદીવર સમાન શ્યામ શરીરવાળી અને કમળના જેવા વિશાળ નેત્રવાળી આ જે બીજી પાસે જ પૃથ્વી પર બેઠી છે, તે મોટા માદ્રી-પુત્ર નકુલની માનીતી સ્ત્રી છે.[૧૪] તપાવેલા સુવર્ણ સમાન ગૌર અને પુત્રની સાથે બેઠેલી આ જે વિરાટરાજની પુત્રી છે, તે રણમાં રથરહિત થયા છતાં જેને દ્રોણાચાર્ય વગેરેએ રથમાં બેસીને મારી નાખ્યો છે, તે અભિમન્યુની સ્ત્રી છે.[૧૫] આ જે સેંથો પાડ્યા વગરની (અને અલંકારાદિને નહિ ધારણ કરનારી) તથા ધોળાં ઉત્તરીય વસ્ત્રો ધારણ કરનારી રાજરાણીઓ છે, તેઓ આ વૃદ્ધ રાજાના સો પુત્રોની પત્નીઓ છે અને તેમના વીર પુત્રો તથા વીર પતિઓ યુદ્ધમાં ખપી ગયા છે[૧૬] હે સરળ બુદ્ધિવાળા વૈર્યનિષ્ઠ બ્રાહ્મણો ! તમારામાં રહેલા બ્રાહ્મણભાવને લીધે આ સર્વ મુખ્ય મુખ્ય સ્ત્રીઓ મેં તમને ઓળખાવી. જે રાજરાણીઓના સંબંધમાં તમે મને પૂછ્યું હતું, તે સર્વ અત્યંત શુદ્ધ સત્ત્વવાળી છે.[૧૭]

વૈશંપાયન બોલ્યા : આ પ્રમાણે કહ્યા પછી સર્વ તાપસો ગયા, ત્યારે કુરુવૃદ્ધોમાં શ્રેષ્ઠ એવા રાજા ધૃતરાષ્ટ્ર તે રાજપુત્રોની સાથે મળ્યા અને તેમને સર્વને કુશળસમાચાર પૂછવા લાગ્યા[૧૮] પાંડવ યોદ્ધાઓ પોતપોતાનાં વાહનોને છોડીને આશ્રમમાં આવી બેસી ગયા અને સ્ત્રીઓ, વૃદ્ધો તથા બાળકો પણ યથાયોગ્ય રીતે ત્યાં બેસી ગયાં એટલે ધૃતરાષ્ટ્રે તે પાંડવોને યથાયોગ્ય રીતે કુશળ પ્રશ્ન પૂછવા માંડ્યા.[૧૯]

ઇતિ શ્રીમહાભારતમા આશ્રમવાસિકપર્વાન્તર્ગત આશ્રમવાસ-પર્વમાં 'ઋષિઓ પ્રત્યે યુધિષ્ઠિરાદિનું વર્ણન' નામનો અધ્યાય ૨૫ મો સમાપ્ત

## अध्याय २६ मो

### વિદુરનો યુધિષ્ઠિરના શરીરમાં લય

॥ धृतराष्ट्र उवाच ॥

युधिष्ठिर महाबाहो कच्चित्त्वं कुशली ह्यसि ।
सहितो भ्रातृभिः सर्वैः पौरजानपदैस्तथा ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યા · હે મહાબાહુ યુધિષ્ઠિર ! તું તારા સર્વ ભાઈઓ, નગરવાસીઓ તથા દેશ-

વાસીઓ સાથે કુશળ તો છે ને ![૧] હે રાજા ! તારા જે મંત્રીઓ, સેવકવર્ગો તથા ગુરુઓ તારી પાછળ જીવી રહ્યા છે, તેઓ પણ નીરોગી છે ને ![૨] તેઓ તારા રાજ્યમાં નિર્ભય થઈને રહે છે ને ! તું રાજર્ષિઓએ સેવેલી પુરાણી વૃત્તિ પ્રમાણે વર્તે છે ને ![૩] તારો ખજાનો ન્યાયમાર્ગનો નાશ કર્યા વિના ભરપૂર કરાય છે ને ! તું શત્રુઓ, મધ્યસ્થો તથા મિત્રોની તરફ યોગ્ય રીતે વર્તે છે ને ![૪] હે ભરતશ્રેષ્ઠ ! તું મુખ્ય મુખ્ય પદાર્થો અર્પણ કરીને બ્રાહ્મણોની બરાબર સંભાળ રાખે છે ને ! તેઓ તારા સદાચારથી પ્રસન્ન રહે છે ને ![૫] તારાં નગરવાસીઓ, સ્વજનો તથા શત્રુઓ પણ તારા સદ્વર્તનથી પ્રસન્ન થાય છે ને ! હે રાજેંદ્ર ! તું શ્રદ્ધાળુ થઈને પિતૃઓનું તથા દેવતાઓનું યજન કરે છે ને ![૬] હે ભારત ! તું ખાનપાન આપીને અતિથિઓને પૂજે છે ને ! તારા બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, કુટુંબીઓ અને શૂદ્રો ન્યાયમાર્ગમાં રહીને પોતપોતાનાં કર્મોમાં આસક્ત રહે છે ને ! સ્ત્રીઓ, બાળકો કે વૃદ્ધો તારી પાસે શોક કરતાં નથી ને ! તેમ જ તેઓ યાચના પણ કરતાં નથી ને ![૭,૮] હે પુરુષવર ! તારા ઘરમાં સૌભાગ્યવતી સ્ત્રીઓનું પૂજન થાય છે ને ! હે મહારાજ ! આ રાજર્ષિવંશ તને રાજા તરીકે મેળવીને યથાયોગ્ય યશથી ભ્રષ્ટ તો થતો નથી ને ![૯]

વૈશંપાયન બોલ્યા : ધૃતરાષ્ટ્રે એ પ્રમાણે પૂછ્યું, એટલે વાણીકુશળ ન્યાયવેત્તા યુધિષ્ઠિરે કુશળપ્રશ્નયુક્ત વચનો કહેવા માંડ્યાં.[૧૦]

યુધિષ્ઠિર બોલ્યા : હે રાજન્ ! તમારું તપ, દમ તથા શમ પ્રતિદિન વૃદ્ધિ પામે છે ને ![૧૧] આ મારી માતા તમારી સેવા કરે છે ને ! હે રાજન્ ! આથી આનો વનવાસ સફળ થશે ને ![૧૨] આ મારી જ્યેષ્ઠ માતા દેવી ગાંધારી ઘોર તપથી યુક્ત છે અને ટાઢ, વાયુ તથા માર્ગના પરિશ્રમથી કૃશ થયેલી છે. એ ક્ષાત્રધર્મમાં પરાયણ અને મરણ પામેલા એવા પોતાના મહાપરાક્રમી પુત્રોનો શોક તો કરતી નથી ને ! તેમ જ તે અમારું પાપીઓનું અપ્રિય ચિંતન કરતી નથી ને ! હે રાજન્ ! મહાત્મા વિદુર ક્યાં છે ? અમે તેમને જોઈ શકતા નથી. તપમાં સ્થિર રહેનારો આ સંજય કુશળ છે ને ![૧૩-૧૫]

વૈશંપાયન બોલ્યા : ધર્મરાજાએ આમ પૂછ્યું એટલે ધૃતરાષ્ટ્રે તે રાજાને કહ્યું કે, 'હે પુત્ર ! વિદુર કુશળ છે. તેણે ઘોર તપ કરવા માંડ્યું છે.[૧૬] તે આહારનો ત્યાગ કરી કેવળ વાયુનું ભક્ષણ કરે છે, કૃશ થઈ ગયો છે અને હવે માત્ર તેની નાડીઓ જ રહેલી છે. આ શૂન્ય અરણ્યમાં કોઈ સમયે કોઈ પ્રદેશ ઉપર બ્રાહ્મણો તેને જુએ છે.' ધૃતરાષ્ટ્ર આમ કહેતા હતા, તેવામાં જટાધારી, મોઢામાં કાંકરા ઘાલેલા, દિગંબર, મળથી ખરડાયેલા અંગવાળા અને વનની ધૂળથી છંટાયેલા વિદુર દૂરથી જણાયા એટલે રાજા યુધિષ્ઠિરને ખબર આપવામાં આવી. પણ હે રાજા ! વિદુર આશ્રમ તરફ દષ્ટિ કરીને તુરત જ પાછા ફર્યા.[૧૭-૧૯] આમ વિદુર ઘોર વનમાં પેસી ગયા. તે કોઈ સ્થળે દેખાતા હતા અને કોઈ સ્થળે દેખાતા નહોતા. છતાં યુધિષ્ઠિરરાજા એકલા જ તેમની પાછળ પાછળ દોડ્યા. આ પ્રમાણે રાજા યુધિષ્ઠિર 'હે વિદુર ! હું તમારો પ્રિય રાજા યુધિષ્ઠિર છું' એમ બોલતા બોલતા યત્નથી તેમની પાછળ દોડ્યા જતા હતા.[૨૦,૨૧] પછી બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ એવા તે વિદુર તે વનની વચ્ચે કોઈ એક એકાંત અને શૂન્ય વૃક્ષનો આશ્રય કરીને ઊભા રહ્યા.[૨૨] એટલે મહાબુદ્ધિમાન રાજા યુધિષ્ઠિરે લગભગ ક્ષીણ થયેલા અને માત્ર આકૃતિ ઉપરથી જ જણાતા મહાબુદ્ધિમાન વિદુરને ઓળખ્યા.[૨૩] પછી વિદુર સાંભળે તેમ 'હું યુધિષ્ઠિર છું' એમ કહીને તે રાજા તેમની પાસે ઊભા

રહ્યા અને તેમની પ્રશંસા કરવા લાગ્યા.[૨૪] વિદુર તો આંખનો પલકારો માર્યા વિના સ્થિર નેત્રે રાજાને જોઈ રહ્યા અને સાવધાન થઈ દૃષ્ટિ સાથે દૃષ્ટિ યોજીને યુધિષ્ઠિરના સ્વરૂપમાં પ્રવેશ કરવા લાગ્યા. ધર્મરાજાના તેજથી જાણે ઝળહળી રહ્યા હોય તેવા બુદ્ધિમાન વિદુરે યોગબળનો આશ્રય કરી યુધિષ્ઠિરનાં અંગો સાથે પોતાનાં અંગોને, યુધિષ્ઠિરના પ્રાણો સાથે પોતાના પ્રાણોને તથા યુધિષ્ઠિરની ઇંદ્રિયો સાથે પોતાની ઇંદ્રિયોને યોજી દીધી અને તેમના શરીરમાં પ્રવેશ કર્યો. આ વખતે રાજા યુધિષ્ઠિરે સ્તબ્ધ નેત્રવાળા તથા વૃક્ષનો આશ્રય કરી રહેલા વિદુરના શરીરને નિશ્ચેષ્ટ થયેલું જોયું અને પોતાને તે વિશેષ બળવાળા તથા ઘણા ગુણોવાળા માનવા લાગ્યા. હે રાજા! આ પછી મહાતેજસ્વી અને વિદ્યાવાન પાંડવ ધર્મરાજાએ વ્યાસે પોતાને પૂર્વે કહેલા પુરાણ યોગધર્મનું સ્મરણ કર્યું, એટલે તેમને પૂર્વે વ્યાસે કહેલું તે જૂનું વૃત્તાંત યાદ આવ્યું. પછી તે વિદ્વાન ધર્મરાજાએ વિદુરના શરીરનો સંસ્કાર કરવાની ઇચ્છાથી તેને બાળવાનો મનમાં સંકલ્પ કર્યો, પણ તેવામાં આકાશવાણીએ તેમને કહ્યું કે,[૨૫-૩૧] 'હે રાજન્! આ વિદુરના શરીરને તારે બાળવું નહિ, પણ અહીં જ રહેવા દેવું; કેમ કે એ સનાતન ધર્મ છે.[૩૨] હે ભારત! આ વિદુરને 'સાંતાનિક' નામના લોક પ્રાપ્ત થશે. તેણે યતિ-ધર્મને સ્વીકાર્યો હતો, તેથી હે શત્રુતાપન! તારે એનો શોક કરવો યોગ્ય નથી.'

આકાશવાણીએ એમ કહ્યું એટલે ધર્મરાજાએ ત્યાંથી પાછા ફરી તે સર્વ વૃત્તાંત ધૃતરાષ્ટ્ર-રાજાને જણાવ્યું. તે સાંભળીને તેજસ્વી રાજા ધૃતરાષ્ટ્ર સર્વ મનુષ્યો તથા ભીમસેન આદિ પાંડવો અત્યંત આશ્ચર્ય પામ્યા.[૩૩-૩૫] રાજા ધૃતરાષ્ટ્રે તે સાંભળીને પ્રસન્ન થઈ ધર્મપુત્રને કહ્યું કે, 'મારી પાસે આ જળ, મૂળ તથા ફળ છે, તેનો તું સ્વીકાર કર.[૩૬] હે રાજન્! શાસ્ત્ર કહે છે કે, પુરુષ જે પ્રયોજનવાળો હોય તે જ પ્રયોજનવાળો તેનો અતિથિ પણ હોવો જોઈએ.' ધૃતરાષ્ટ્રે એ પ્રમાણે કહ્યું એટલે ધર્મપુત્ર યુધિષ્ઠિરે તેમને 'બહુ સારું' એમ કહ્યું.[૩૭] પછી યુધિષ્ઠિરે પોતાના ભાઈઓની સાથે ધૃતરાષ્ટ્રે આપેલા ફળ-મૂળનું ભોજન કર્યું. આ રીતે ફળ, મૂળ તથા જળનો આહાર કર્યા પછી તે સર્વે વૃક્ષોનાં મૂળ પાસે નિવાસ કરી તે રાત્રિ ત્યાં જ રહ્યા.[૩૮]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'વિદુરનિર્યાણ' નામનો અધ્યાય ૨૬ મો સમાપ્ત

## अध्याय २७मो

### ધૃતરાષ્ટ્રના આશ્રમમાં મહર્ષિ વ્યાસનું આગમન

॥ वैशंपायन उवाच ॥

ततस्तु राजन्नेतेषामाश्रमे पुण्यकर्मणाम् ।
शिवा नक्षत्रसंपन्ना सा व्यतीयाय शर्वरी ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: પછી હે રાજા! પુણ્યકર્મી એ પાંડવો વચ્ચે તે આશ્રમમાં વિચિત્ર વાક્યરચનાઓવાળી, અનેક શ્રુતિઓથી યુક્ત તથા ધર્માર્થનાં લક્ષણવાળી કથાઓ થવા લાગી. તેથી નક્ષત્રસંપન્ન તે રાત્રિ સુખરૂપે વીતી ગઈ.[૧-૨] તે સમયે હે રાજા! પાંડવો મહાકિંમતી શયનોનો ત્યાગ કરી પોતાની માતાની સમીપ પૃથ્વી પર જ સૂતા હતા. વળી મોટા મનવાળા ધૃતરાષ્ટ્રરાજાએ તે વેળા જે આહાર કર્યો હતો, તે જ આહાર તે પુરુષવીરોએ પણ કર્યો હતો.[૩-૪] રાત્રિ વીતી એટલે રાજા યુધિષ્ઠિરે દિવસના પૂર્વભાગની ક્રિયાઓ કરી લીધી અને પોતાના ભાઈઓની સાથે તે આશ્રમમંડળનાં દર્શન કર્યાં.[૫] અંતઃપુર, સેવકવર્ગ તથા પુરોહિતને સાથે લઈ તે રાજાએ ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી

સુખથી પ્રત્યેક પ્રદેશમાં પ્રજ્વલિત અગ્નિઓવાળી વેદીઓનાં દર્શન કર્યાં.[૬] તે વેદિકાઓ પાસે સ્નાનાદિ કરીને જેમણે અગ્નિમાં હોમ કર્યો હતો તે મુનિઓ બિરાજ્યા હતા.[૭] વળી તે વેદિથી તથા લોહિણી વેદિકાઓ વનના પુષ્પસમુદાયોથી, ઘીના ધુમાડાઓથી તથા મુનિઓના સમૂહોથી યુક્ત હોઈને બ્રહ્મશરીરથી યુક્ત જણાતી હતી.[૮] હે રાજા! તે આશ્રમ નિર્ભય જણાતાં મૃગનાં ટોળાંઓથી, નિઃશંક થઈને ગાન કરી રહેલા પક્ષીગણોથી, મયૂરોના કેકારવોથી, ચાતકોના કલકલથી, કોયલોના ટૌકાઓથી તથા કાનને પ્રિય લાગે તેવા બ્રાહ્મણોના સુખજનક વેદધ્વનિઓથી જ્યાંત્યાં શોભી રહ્યો હતો. વળી તે ફળ–મૂળોના મોટા સમુદાયોથી પણ વિરાજી રહ્યો હતો.[૯-૧૧]

પછી હે રાજન્! યુધિષ્ઠિરરાજાએ તાપસોને તેમને માટે આણેલા સુવર્ણના તથા ઉંબરાના કાષ્ઠના કળશો આપ્યા.[૧૨] વળી હે ભારત! તે મહીપતિએ તેમને મૃગચર્મો, કંથાઓ, સ્રુચો, સ્રુવાઓ, કમંડળુઓ, થાળીઓ અને તપેલીઓનાં દાન કર્યાં.[૧૩] વળી હે રાજા! તેમણે તે તાપસોને બીજાં લોઢાનાં વાસણો, પાત્રો અને બીજું જે કાંઈ તેઓ ઇચ્છતા હતા, તે સર્વ દાનમાં આપ્યું.[૧૪] એ પ્રમાણે ધર્માત્મા ધર્મરાજા આશ્રમમંડળમાં ફરીને તે સર્વ દ્રવ્યનું દાન કરી પાછા ધૃતરાષ્ટ્ર પાસે આવ્યા.[૧૫] તે વેળા ધૃતરાષ્ટ્રરાજ નિત્યકર્મ કરી લઈને ગાંધારીની સાથે અવ્યગ્ર રીતે બેઠા હતા, તેમનાં તથા તેમની સમીપ જ શિષ્યની પેઠે નમ્ર થઈને બેઠેલી અને શિષ્ટાચારથી યુક્ત એવી પોતાની માતા કુંતાનાં તે ધર્માત્માએ દર્શન કર્યાં.[૧૬,૧૭] પછી પોતાનું નામ સંભળાવીને તથા રાજા ધૃતરાષ્ટ્રનું પૂજન કરીને યુધિષ્ઠિરરાજા 'બેસ' એવી તેમની આજ્ઞાથી એક દર્ભાસન ઉપર બેઠા. ત્યારે હે ભરતશ્રેષ્ઠ! ભીમસેન આદિ પાંડવો પણ ધૃતરાષ્ટ્રને વંદન કરી તેમનો ચરણસ્પર્શ કરી તેમની આજ્ઞાથી ત્યાં બેઠા.[૧૮,૧૯] તે સમયે કૌરવરાજ ધૃતરાષ્ટ્ર તેમનાથી વીંટાઈને ત્યાં બેઠા હતા અને પ્રદીપ્ત બ્રાહ્મી શોભાને ધારણ કરી રહ્યા હતા, તેથી તેઓ દેવોથી વીંટાયેલા બૃહસ્પતિની પેઠે અત્યંત શોભતા હતા.[૨૦] એ રીતે તેઓ ત્યાં બેઠા ત્યારે કુરુક્ષેત્રમાં નિવાસ કરનારા શતયૂપ આદિ મહર્ષિઓ ત્યાં આવ્યા.[૨૧] ત્યાં દેવર્ષિઓથી સેવાયેલા મહાતેજસ્વી ભગવાન વ્યાસે પણ શિષ્યોથી વીંટાઈને રાજાને દર્શન આપ્યાં.[૨૨] એટલે કુરુવંશી ધૃતરાષ્ટ્રરાજાએ, વીર્યવાન યુધિષ્ઠિરે તથા ભીમસેન વગેરેએ ઊભા થઈને તેમને પ્રણામ કર્યા.[૨૩] પછી શતયૂપ આદિથી વીંટાયેલા વ્યાસે ધૃતરાષ્ટ્રરાજાને 'બેસો' એમ કહ્યું.[૨૪] હવે વ્યાસ પોતે પણ કાળા મૃગચર્મ તથા દર્ભથી પાથરેલા પોતાને માટે તૈયાર કરેલા પૃથ્વ દર્ભાસન ઉપર બેઠા.[૨૫] પછી બીજા સર્વ મહાતેજસ્વી બ્રાહ્મણો પણ દ્વૈપાયન મુનિની આજ્ઞાથી આસનો ઉપર ચોતરફ બેસી ગયા.[૨૬]

ઇતિ શ્રીમહાભારતમા આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમા 'ધૃતરાષ્ટ્રના આશ્રમમા મહર્ષિ વ્યાસનુ આગમન' નામનો અધ્યાય ૨૭ મો સમાપ્ત

## अध्याय २८मो

### મહર્ષિ વ્યાસનાં વચનો

॥ वैशंपायन उवाच ॥

ततः समुपविष्टेषु पांडवेषु महात्मसु ।
व्यासः सत्यवतीपुत्र इदं वचनमब्रवीत् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હવે મહાત્મા પાંડવો પોતપોતાને સ્થાનકે બેઠા એટલે સત્યવતીપુત્ર વ્યાસ આવું વચન બોલ્યા:[૧] 'હે મહાબાહુ ધૃતરાષ્ટ્ર! તારી તપશ્ચર્યા સારી રીતે થઈ રહી છે ને? હે રાજા! તારું મન વનવાસમાં પ્રસન્ન રહે છે ને? હે રાજન્! તારા હૃદયમાં પુત્રોના નાશને લીધે શોક તો થતો નથી ને? હે નિર્દોષ! હવે

તારાં સર્વ પ્રકારનાં જ્ઞાનો તને સારી રીતે પ્રસન્ન કરે છે ને?[૩] તું તારી બુદ્ધિને દૃઢ કરીને અરણ્યના વિધિનું આચરણ કરે છે ને? ગાંધારીવહુ શોકને લીધે ઘેરાઈ જતી નથી ને?[૪] મહા શાણી, બુદ્ધિમતી, ધર્મ તથા અર્થને પ્રત્યક્ષ જોનારી તથા ઉત્પત્તિવિનાશના તત્ત્વને જાણનારી એ દેવી શોક તો કરતી નથી ને?[૫] હે રાજન્! પોતાના પુત્રોને મૂકીને ગુરુસેવામાં તત્પર થયેલી આ કુંતા અહંકારનો ત્યાગ કરીને તારી સેવા કરે છે ને?[૬] ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિરને તેં અભિનંદન આપ્યું છે કે? વળી ભીમ, અર્જુન, નકુલ તથા સહદેવને પણ તેં સાંત્વન આપ્યું છે ને?[૭] હે રાજા! તારું નિર્મળ મન આ પાંડવોને જોઈને પ્રસન્ન થાય છે ને? તારું અંતઃકરણ શુદ્ધ થયું છે ને અને તને જ્ઞાન પણ ઉત્પન્ન થયું છે ને?[૮] હે ભારત! હે મહારાજ! પ્રાણીમાત્રમાં નિર્વૈરતા, સત્ય અને અક્રોધ એ ત્રણ ગુણો શ્રેષ્ઠ ગણાય છે.[૯] હે ભારત! વનવાસને લીધે તને મોહ તો થતો નથી ને? વનનું અન્ન અથવા ઉપવાસ એ બન્ને વનવાસમાં સુલભ હોય છે.[૧૦] હે રાજેંદ્ર! અતિ મહાન મનવાળા અને ધર્મરૂપ એવા મહાત્મા વિદુરનું જે વિધિએ ગમન થયું છે, તે તારા જાણવામાં જ છે.[૧૧] મહાબુદ્ધિમાન, મહાયોગી અને અત્યંત મોટા મનવાળો મહાત્મા ધર્મ જ માંડવ્યઋષિના શાપથી વિદુરપણાને પામ્યો હતો–વિદુરરૂપે ઉત્પન્ન થયો હતો.[૧૨] તે મહાપુરુષ જેવો બુદ્ધિમાન હતો, તેવો દેવોમાં બૃહસ્પતિ પણ નથી કે અસુરોમાં શુક્રાચાર્ય પણ નથી.[૧૩] તે સમયે લાંબા કાળથી એકઠા કરેલા પોતાના તપોબળને ખર્ચી નાખીને ઋષિ માંડવ્યે સનાતન ધર્મને શાપ આપ્યો હતો. (અને તે જ વિદુર પોતે હતો.)[૧૪] મહાબુદ્ધિમાન તે વિદુરને બ્રહ્મદેવની આજ્ઞાથી મેં પોતે જ મારા બળથી પૂર્વે વિચિત્રવીર્યની સ્ત્રીમાં ઉત્પન્ન કર્યો હતો.[૧૫] હે મહારાજ! તારો તે ભાઈ સનાતન દેવ હતો અને વિદ્વાનો મનમાં ધારણ કરવાથી તથા ધ્યાન કરવાથી તેને 'ધર્મ' કહે છે.[૧૬] વળી તે સનાતન ધર્મ તપશ્ચર્યા કરતાં કરતાં સત્યથી, દમથી, શમથી, અહિંસાથી તથા દાનથી વૃદ્ધિ પામે છે.[૧૭] હે રાજા! અમાપ બુદ્ધિવાળા તે જ્ઞાની વિદુરે પોતાના યોગબળથી કુરુરાજ યુધિષ્ઠિરને ધર્મસ્વરૂપે જાણી લીધો હતો.[૧૮] જેમ અગ્નિ, વાયુ, જળ, પૃથ્વી તથા આકાશ આ લોકમાં તથા પરલોકમાં રહેલ છે, તેમ ધર્મ પણ આ લોકમાં તથા પરલોકમાં રહેલ છે.[૧૯] હે રાજેંદ્ર! સ્થાવરજંગમ સર્વ જગતમાં વ્યાપ્ત થઈ રહેલા તે સર્વગામી ધર્મને દેવોના દેવો તથા પાપમુક્ત થયેલા સિદ્ધપુરુષો જોઈ શકે છે.[૨૦] જે ધર્મ છે, તે જ વિદુર હતો અને જે વિદુર હતો, તે જ આ યુધિષ્ઠિર છે. હે રાજન્! આ જે યુધિષ્ઠિર તારા દાસની પેઠે અહીં બેઠો છે, તે અવશ્ય જોવા યોગ્ય છે.[૨૧] મહાયોગબળવાળો અને મહાત્મા એવો તે તારો બુદ્ધિમાન ભાઈ મહાત્મા યુધિષ્ઠિરને જોઈ તેના સ્વરૂપમાં પ્રવેશ કરી ગયો છે.[૨૨] હે ભરતશ્રેષ્ઠ! થોડા સમયમાં જ હું તારું કલ્યાણ કરીશ. હે પુત્ર! તારો સંશય દૂર કરવા માટે હું અહીં આવ્યો છું, એમ તું જાણ.[૨૩] પૂર્વકાળના કોઈ પણ મહર્ષિઓએ જે કર્મને આ લોકમાં કરી દેખાડ્યું નથી, તે મારા તપનું આશ્ચર્યરૂપ ફળ હું તમને બતાવું છું.[૨૪] હે મહીપાલ! તને મારી પાસેથી શું ઇચ્છિત પ્રાપ્ત કરવાની, શું જોવાની, શાનો સ્પર્શ કરવાની તથા શું સાંભળવાની ઇચ્છા છે? હે નિર્દોષ! તારી તે સર્વ કામના હું પૂર્ણ કરીશ.[૨૫]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમવાસપર્વમાં 'મહર્ષિ વ્યાસનાં વચનો' નામનો અધ્યાય ૨૮મો સમાપ્ત

## આશ્રમવાસપર્વ સમાપ્ત

# पुत्रदर्शनपर्व

## अध्याय २९ मो

### ગાંધારીની વ્યાસને પ્રાર્થના-શું અમારા સ્વર્ગવાસી પુત્રોને તમે બતાવશો?

॥ जनमेजय उवाच ॥

वनवासं गते विप्र धृतराष्ट्रे महीपतौ ।
समार्ये नृपशार्दूले वध्वा कुंत्या समन्विते ॥ १ ॥

જનમેજય બોલ્યા, હે બ્રાહ્મણ વૈશંપાયન ! રાજસિંહ ધૃતરાષ્ટ્રરાજાએ સ્વપત્ની ગાંધારી તથા કુંતાની સાથે વનવાસનો આશ્રય કર્યો અને વિદુર પણ ધર્મરાજાના શરીરમાં પ્રવેશ કરી સિદ્ધ થયા. તે પછી સર્વ પાંડવો જ્યારે આશ્રમમાં રહ્યા હતા, ત્યારે મહાતેજસ્વી મહર્ષિ વ્યાસે તેમને કહ્યું હતું કે, 'હું તમારી આગળ આશ્ચર્યકારક કર્મ કરી દેખાડીશ' તો આ વિષે તમે મને કહો [૨-૩] અસ્ખલિત શક્તિવાળા કુરુવંશી યુધિષ્ઠિરરાજા અને તેમની સાથે આવેલા સર્વ મનુષ્યો કેટલા સમય સુધી વનમાં રહ્યાં હતાં [૪] હે નિર્દોષ ભગવન્ વૈશંપાયન ! તે સમયે તે મહાત્માઓ સૈન્ય તથા અંતઃપુરની સાથે ત્યાં રહીને શું આહાર કરતા હતા, તે મને કહો. [૫]

વૈશંપાયન બોલ્યા હે રાજન્ ! તે સમયે કુરુરાજ ધૃતરાષ્ટ્રે પાંડવોને આજ્ઞા આપી હતી, તેથી તેઓ વિશ્રાંતિ પામીને જાતજાતનાં ખાનપાનોનો ત્યાં ઉપભોગ કરી રહ્યા હતા. [૬] તેમણે એક માસ પર્યંત સૈન્ય તથા અંતઃપુરોની સાથે વનમાં વિહાર કર્યો હતો પછી હે નિર્દોષ રાજા ! મેં પ્રથમ કહ્યું તે પ્રમાણે વ્યાસ ત્યાં આવ્યા હતા [૭] હે રાજન્ ! તેઓ સર્વે ધૃતરાષ્ટ્રરાજાની પાસે જુદી જુદી કથાઓ કહેતા વ્યાસની સમીપ બેઠા હતા, તેવામાં ત્યાં બીજા મુનિઓ પણ આવી પહોંચ્યા. [૮] હે ભારત ! તેઓમાં નારદ, પર્વત, મહાતપસ્વી દેવલ, વિશ્વાવસુ, તુંબુરુ અને ચિત્રસેન મુખ્ય હતા. [૯] મહાતપસ્વી કુરુરાજ યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી તેમની પણ યથાયોગ્ય રીતે પૂજા કરી. [૧૦] પછી તેઓ યુધિષ્ઠિર તરફથી પૂજા-સત્કાર મેળવીને મોરનાં પવિત્ર પીછાંવાળાં આસનો પર તથા શ્રેષ્ઠ દર્ભાસનો પર બેઠા. [૧૧] એટલે હે કુરુકુલધુરંધર ! મહાબુદ્ધિમાન રાજા ધૃતરાષ્ટ્ર પણ પાંડવોથી વીંટાઈને ત્યાં બેઠા. [૧૨] ત્યાં ગાંધારી, કુંતા, દ્રૌપદી, સુભદ્રા અને બીજી સ્ત્રીઓ પણ અન્ય સ્ત્રીઓ સાથે બેઠી [૧૩] તે સમયે હે રાજા ! એ પુરાતની ઋષિઓ વચ્ચે દેવો તથા અસુરોના સંબંધની વાતો મિશ્ર, દિવ્ય અને ધાર્મિક કથાઓ થવા લાગી તે કથાઓને અંતે વક્તાઓ તથા વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા મહાતેજસ્વી વ્યાસે પ્રસન્ન થઈને પ્રજ્ઞાચક્ષુ ધૃતરાષ્ટ્રરાજાને પુનઃ તે જ વચન કહ્યું કે, 'હે રાજેંદ્ર ! પુત્રોના શોકથી બળી રહેલા તારા હૃદયમાં જે કંઈ કહેવાનું છે તે મેં જાણ્યું છે વળી ગાંધારીના હૃદયમાં નિત્ય જે દુઃખ રહે છે, કુંતા તથા દ્રૌપદીના હૃદયમાં જે દુઃખ રહે છે અને કૃષ્ણની બહેન સુભદ્રા પુત્રના વિનાશનું જે તીવ્ર દુઃખ ધારણ કરી રહી છે, તે પણ મારા જાણવામાં છે. હે રાજા ! તમારા સર્વનો અહીં સમાગમ સાંભળીને હું તમારો સંશય દૂર કરવા માટે અહીં આવ્યો છું. હે કૌરવનંદન ! આજે આ સર્વ દેવો, ગંધર્વો તથા મહર્ષિઓ લાંબા કાળથી એકત્ર થયેલા મારા તપના પ્રભાવને ભલે જુએ માટે હે મહાબુદ્ધિમાન રાજા ! તું મને કહે, હું તારો કયો મનોરથ પૂર્ણ કરું ! હું તને વર આપવા માટે તૈયાર છું તું મારા તપના ફળને જો ' અમાપ બુદ્ધિવાળા વ્યાસે તે રાજેંદ્રને એ પ્રમાણે કહ્યું, એટલે તેમણે એક મુહૂર્તભર વિચાર કરીને બોલવાનો આરંભ કર્યો 'મને ધન્ય છે, મારા પર અનુગ્રહ થયો છે અને મારું જીવિત

સફળ થયું છે; કેમ કે આજે તમારા જેવા સત્પુરુષો સાથે મને સમાગમ થયો છે. હે તપોધનો ! સાક્ષાત્ બ્રહ્મદેવ જેવા તમારી સાથે મને સમાગમ થયો, તેથી હું મને પોતાને આજે ઇષ્ટગતિ મળી, એમ માનું છું. ખરેખર ! તમારાં દર્શનથી જ હું પવિત્ર થયો છું, એમાં કંઈ સંશય નથી. એટલું જ નહિ, હે નિર્દોષ મુનિઓ ! હવે મને પરલોકથી પણ ભય નથી. પરંતુ પુત્રો ઉપર મમતા રાખનારો હું જ્યારે અત્યંત દુષ્ટ બુદ્ધિવાળા અને મૂર્ખ એવા મારા પુત્રોની અનીતિઓનું સ્મરણ કરું છું, ત્યારે મન નિત્ય દુઃખી થાય છે; કેમ કે પાપી બુદ્ધિવાળા મારા તે પુત્રે નિષ્પાપ એવા પાંડવોનો અપરાધ કર્યો છે અને ઘોડાઓ, મનુષ્યો તથા હાથીઓ સહિત આખી પૃથ્વીનો ઘાત કરાવ્યો છે. અરેરે ! જુદા જુદા દેશના સ્વામી એવા સર્વ મહાત્મા રાજાઓ મારા પુત્રને માટે આવીને મરણશરણ થયા છે. હે બ્રહ્મન્ ! જે શૂરાઓ મનને પ્રિય એવા પિતાઓનો, સ્ત્રીઓનો તથા પ્રાણોનો ત્યાગ કરી પ્રેતરાજના મંદિરમાં સિધાવી ગયા છે અને જેઓ મિત્રને માટે રણમાં હણાયા છે, તેમની કઈ ગતિ થશે ?[૧૪-૩૦] વળી મારા જે પુત્રો તથા પૌત્રો યુદ્ધમાં માર્યા ગયા છે, તેમની શી ગતિ થશે ? ખરેખર મહાન સૈન્યનો, શાંતનુપુત્ર ભીષ્મનો તથા બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા વૃદ્ધ દ્રોણાચાર્યનો ઘાત કરાવીને મારું મન વારંવાર દુઃખી થાય છે. હાય ! અકુશળ બુદ્ધિવાળા, પાપી અને મૂર્ખ એવા મારા પુત્રે પૃથ્વીનું રાજ્ય ઇચ્છીને પ્રદીપ્ત કુળનો નાશ કર્યો છે. આ સર્વનું સ્મરણ કરીને હું રાત્રિદિવસ બળ્યા કરું છું અને દુઃખ તથા શોકથી વ્યાપ્ત થઈ શાંતિ મેળવી શકતો નથી. હે પિતા ! આવા વિચારો આવતાં મને શાંતિ મળતી નથી.[૩૧-૩૪]

વૈશંપાયન બોલ્યા : હે જનમેજય ! રાજર્ષિ ધૃતરાષ્ટ્રના તે વિવિધ વિલાપો સાંભળીને ગાંધારીનો, કુંતાનો, દ્રૌપદીનો, સુભદ્રાનો, બીજી શ્રેષ્ઠ સ્ત્રીઓનો તથા ધૃતરાષ્ટ્રની વહુવારુઓનો શોક ફરી તાજો થઈ આવ્યો.[૩૫,૩૬] તે સમયે જેમનાં નેત્રો બંધાયેલાં હતાં અને જે પુત્રશોકથી ઘેરાઈ ગયેલાં હતાં, તે દેવી ગાંધારી બે હાથ જોડી ઊભાં થયાં તથા પોતાના સસરા વ્યાસને આ પ્રમાણે કહેવા લાગ્યાં :[૩૭] 'હે મુનિશ્રેષ્ઠ ! મરણ પામેલા પોતાના પુત્રોનો શોક કરતાં કરતાં આ રાજાનાં સોળ વર્ષો વીતી ગયાં છે; તોપણ હે પ્રભુ ! તેમને શાંતિ વળતી નથી.[૩૮] હે મહામુનિ ! પુત્રોના શોકથી ઘેરાયેલા આ ધૃતરાષ્ટ્રરાજા નિઃશ્વાસ નાખ્યા કરે છે અને રાત્રે બરાબર નિદ્રા પણ લેતા નથી.[૩૯] તમે પોતાના તપોબળથી બીજા સર્વ લોકોને સરજવાને પણ સમર્થ છો, તો પછી આ રાજાના પરલોકમાં ગયેલા પુત્રોને બતાવવા સમર્થ હો, તેમાં શું આશ્ચર્ય હોય ?[૪૦] મારી સર્વ વહુઓમાં પ્રિય એવી આ દ્રુપદનંદિની કૃષ્ણા વહુના પુત્રો તથા સંબંધીઓ હણાઈ ગયા છે, તેથી તે અત્યંત શોક કર્યા કરે છે.[૪૧] વળી શ્રીકૃષ્ણની બહેન આ ભદ્રભાષિણી સુભદ્રા અભિમન્યુના વધથી સંતાપ પામી રહી છે અને એ અત્યંત શોક કરે છે.[૪૨] બુદ્ધિમાન કુરુવંશી બાહ્લિકરાજા જેનો સસરો હતો, તે આ ભૂરિશ્રવાની પરમ માનીતી સ્ત્રી સ્વામીનાશના શોકથી પીડાઈને અત્યંત સંતાપ કરે છે.[૪૩] તે બાહ્લિક પણ પોતાના પિતા સોમદત્તની સાથે મહારણમાં હણાયો છે[૪૪]* આ તમારા પુત્ર મહાબુદ્ધિમાન શ્રીમાન રાજાના, યુદ્ધમાંથી પલાયન નહિ કરનારા સો પુત્રો રણમાં માર્યા ગયા છે અને તેમની આ સો સ્ત્રીઓ દુઃખ તથા શોકથી હણાઈને મારા

* ભૂરિશ્રવાનો પિતા બાહ્લિક અને બાહ્લિકનો પિતા સોમદત્ત. એ બન્ને પુત્ર અને પિતા સાથે મૂઆ એમ કહેવાનો હેતુ છે.

તથા આ રાજાના શેકમાં વારવાર વૃદ્ધિ કર્યા કરે છે [૪૫ ૪૬] હે મહામુનિ! તે મહાન સહારને લીધે આ સર્વ સ્ત્રીઓ મને જ વીટાઈ વળીને બેસી રહે છે હે પ્રભુ! મહારથી મહાત્મા સોમદત્ત વગેરેની તથા મારા શૂર સસરાઓની શી ગતિ થશે? હે ભગવન્! તમારી કૃપાથી આ રાજા, હુ અને આ તમારી વહુ કુતી જે રીતે શેકરહિત થાય, તે રીતે તમે કરો [૪૭]

ગાંધારીએ આ પ્રમાણે કહ્યુ ત્યારે વ્રતથી કૃશ થયેલા મુખનાળા કુતાને પોતાને ગુપ્ત રીતે જન્મેલા અને સૂર્ય સમાન તેજસ્વી તે પુત્ર (કર્ણ) સાભરી આવ્યો એટલે વર આપનારા તથા દૂરથી પણ સાભળી–જોઈ શકનારા ઋષિવ્યાસે અર્જુનના દુ ખી માતા દેવી કુતા તરફ દૃષ્ટિ કરી અને કહ્યુ કે, 'હે મહાભાગા! તારા મનમા જે કાર્ય કહેવાનુ હોય, તે તુ મને કહે' ત્યારે કુતાએ પોતાના સસરાને શિરસા પ્રણામ કર્યા અને શરમાતા શરમાતા પોતાના પુરાતન ગુપ્ત વૃત્તાતને ખુલ્લુ કરતા આ પ્રમાણે કહેવા માડ્યુ [૪૮–૫૨]

ઇતિ શ્રીમહભારતમા આશ્રમવાસિકપર્વાતર્ગત પુત્રદર્શન પર્વમા ધૃતરાષ્ટ્ર અદિએ કરલી પ્રાથના નામનો અધ્યાય ૨૯મો સમાપ્ત

## अध्याय ३० मो

### કર્ણના દર્શન માટે કુંતાની પ્રાર્થના

॥ कुन्त्युवाच ।

भगवन् श्वशुरो मेऽसि दैवतस्यापि दैवतम् ।
स मे देवातिदेवस्त्वं शृणु सत्या गिरं मम ॥१॥

કુતા બોલી હે ભગવન્! તમે મારા સસરા છો, મારા દૈવતના પણ દૈવત છો અને મારા દેવાધિદેવ છો માટે મારી સત્ય વાણી તમે સાભળો [૧] પૂર્વે દુર્વાસા નામના તપસ્વી અને ક્રોધી બ્રાહ્મણ ભોજનને માટે ભિક્ષા લેવા મારા પિતાની પાસે આવ્યા હતા તેમને મે મારી પવિત્રતાથી, અપરાધોના ત્યાગથી તથા શુદ્ધ મનથી પ્રસન્ન કર્યા હતા કોપ કરવાના મોટા મોટા સ્થાનકો હોવા છતાં તે મહામુનિ મારા પર કદી કોપાયમાન થયા નહિ. કૃતકૃત્ય થયેલા તે મુનિ તો પ્રસન્ન થયા અને મને વર આપવા તૈયાર થયા તેમણે મને કહ્યુ કે, 'તારે અવશ્ય મારી પાસેથી વર ગ્રહણ કરવો પડશે' પછી શાપના ભયથી મે તે બ્રાહ્મણને કહ્યુ કે, 'બહુ સારુ, તેમ થાઓ' એટલે તે બ્રાહ્મણે ફરી મને કહ્યુ કે, [૨–૫] 'હે સુદરમુખી ભદ્રા! તુ ધર્મની માતા થઈશ તુ જે દેવોનુ આવાહન કરીશ, તે દેવો તને વશ થશે' [૬] આમ કહીને તે બ્રાહ્મણ ત્યાથી અતર્ધાન થઈ ગયા અને હુ આશ્ચર્ય પામી મારી સ્મરણશક્તિ કોઈ પણ અવસ્થામા નાશ પામતી નથી [૭] તેથી એક સમયે પ્રાસાદની અગાસીમા હુ બેઠી હતી ત્યારે સૂર્યને ઉદય પામતા જોઈને મે ઋષિનુ વાક્ય સ્મરણ કરી સૂર્યની સ્પૃહા કરી [૮] તે વેળા બાલભાવને લીધે ત્યા ઊભી રહીને મેં તેમા કઈ દોષ જાણ્યો નહિ, પણ દેવ સૂર્યનારાયણ તો મારી સમીપ હાજર થયા [૯] તેમણે એક પૃથ્વી પર તથા એક આકાશમા એમ પોતાના શરીરના બે સ્વરૂપો કર્યા હતા એકથી તેઓ લોકોને તપાવતા હતા અને બીજાથી તેઓ મારી પાસે આવ્યા હતા [૧૦] તેમણે થરથર ધ્રૂજી રહેલી મને કહ્યુ કે, 'તુ મારી પાસેથી વર માગ' એટલે મે મસ્તક વડે પ્રણામ કરીને તેમને કહ્યુ કે, 'તમે અહીથી ચાલ્યા જાઓ' [૧૧] પછી તીક્ષ્ણ કિરણોવાળા તે સૂર્યદેવે મને કહ્યુ કે, 'મને વ્યર્થ બોલાવવો તે યોગ્ય ગણાતુ નથી, માટે હુ તને તથા તને વર આપનારા તે બ્રાહ્મણને બાળી નાખીશ' [૧૨] ત્યારે મારા ઉપર ઉપકાર કરનારા તે બ્રાહ્મણની રક્ષા કરતા હુ બોલી કે 'મને તમારા સમાન પુત્ર થાઓ' [૧૩] પછી સૂર્યે પોતાના તેજ દ્વારા મારામા પ્રવેશ કર્યો અને મને મોહ પમાડીને કહ્યુ કે,

'તને મારા સમાન પુત્ર થશે.' એમ કહીને તે સ્વર્ગમાં ચાલ્યા ગયા [૧૪] હવે મારા પિતાના ઘરની અંદર તે વૃત્તાંતને મેં ગુપ્ત રાખ્યો અને ગૂઢ રીતે ઉત્પન્ન થયેલા તે બાળકપુત્ર કર્ણને મેં જળમાં છોડી દીધો [૧૫] ખરેખર હે વેદવેત્તા ! તે દેવની જ કૃપાથી તે ઋષિએ જે પ્રમાણે મને કહ્યું હતું, તે પ્રમાણે જ ફરી હું કન્યા થઈ ગઈ [૧૬] એ રીતે હે બ્રહ્મર્ષિ ! મે મૂર્ખીએ જાણી-જોઈને જ તે મારા પુત્રને ત્યજી દીધો હતો એ વાત હજી સુધી મને બાળ્યા કરે છે, એ તમે જાણો છો [૧૭] હે ભગવન્! મારું તે કર્મ પાપી હોય કે પાપરહિત હોય, પણ મેં તેને તમારી આગળ પ્રકટ કરી દીધું છે મને તે પુત્રને જોવાની ઇચ્છા છે અને તમે તેના દર્શન કરાવી મારા દુઃખને દૂર કરવાને યોગ્ય છો [૧૮] હે નિર્દોષ મુનિવર ! આ રાજાના હૃદયમાં જે કંઈ રહેલું છે, તે તમે જાણ્યું છે આ રાજા પોતાની કામનાને આજે ભલે પ્રાપ્ત કરે [૧૯]

દેવી કુંતાએ આમ કહ્યું, એટલે શ્રેષ્ઠ વેદવેત્તા વ્યાસે પ્રત્યુત્તર આપ્યો કે, 'ઠીક છે, એ સર્વ તું કહે છે, તેમ જ થશે [૨૦] તે સૂર્યથી કર્ણને ઉત્પન્ન કર્યો, તેમા તારો કંઈ અપરાધ નથી, કેમ કે ત્યારે તું કન્યાભાવને પ્રાપ્ત થયેલી હતી દેવો ઐશ્વર્યવાળા હોય છે, તેથી તેઓ બીજાના શરીરમા પ્રવેશ કરી શકે છે [૨૧] દેવોના કેટલાએક સમૂહો તેના પણ હોય છે, જેઓ સંકલ્પથી, વાણીથી, દૃષ્ટિથી, સ્પર્શથી તથા મૈથુનથી એમ પાંચ પ્રકારે પ્રજાઓ ઉત્પન્ન કરી શકે છે [૨૨]

मनुष्यधर्मो दैवेन धर्मेण हि न दुष्यति।
इति कुंति विजानीहि व्येतु ते मानसोज्वरः॥२३॥
सर्वं बलवतां पथ्यं सर्वं बलवतां शुचि।
सर्वं बलवतां धर्मः सर्वं बलवतां स्वकम्॥२४॥

હે કુંતી ! તું જાણ કે મનુષ્યધર્મ દૈવી ધર્મ દ્વારા કદી દૂષિત થતો નથી તારો માનસિક તાપ દૂર થાઓ. [૨૩] બળવાન મનુષ્યોને સર્વ હિતકારક થાય છે, બળવાનોનું સર્વ કંઈ પવિત્ર હોય છે, બળવાનોને સર્વ કંઈ ધર્મરૂપ હોય છે અને બળવાનોને સર્વ કંઈ પોતાનું જ હોય છે [૨૪]

ઇતિ શ્રીમહાભારતમા આશ્રમવાસિકપર્વાંતર્ગત પુત્રદર્શનપર્વમા 'વ્યાસ અને કુંતીનો સંવાદ' નામનો અધ્યાય ૩૦ મો સમાપ્ત

## अध्याय ३१ मो

### સર્વ મંડળનું ગંગાતીરે ગમન

॥ व्यास उवाच ॥

भद्रे द्रक्ष्यसि गांधारि पुत्रान् भ्रातॄन् सखींस्तथा।
वधूश्च पतिभिः सार्धं निशि सुप्तोत्थिता इव॥१॥

વ્યાસ બોલ્યા હે ભદ્રા ગાંધારી ! તું તારા પુત્રોને, ભાઈઓને, મિત્રોને તથા પતિઓ સાથે વહુઓને રાત્રે સૂઈને ઊઠ્યા હોય તેમ જોઈશ. [૧] કુંતી કર્ણને, સુભદ્રા અભિમન્યુને અને દ્રૌપદી તેના પાંચ પુત્રોને, પિતાઓને તથા ભાઈઓને જોશે રાજા ધૃતરાષ્ટ્રે, તે તથા કુંતીએ મને કહ્યું તે પહેલા જ મારા હૃદયમા આ નિશ્ચય થયો હતો [૨,૩] જે નરશ્રેષ્ઠ મહાત્માઓ ક્ષાત્રધર્મમા પરાયણ રહીને યુદ્ધમા મરણ પામ્યા છે, તેઓ સર્વે અવશ્ય શોક કરવા યોગ્ય નથી જ,' કેમ કે હે નિર્દોષ દેવી ! દેવોનું તે કાર્ય અવશ્ય થવાનું જ હતું અને તેથી જ તેઓ સર્વે દેવોના અંશ તરીકે પૃથ્વી પર અવતર્યા હતા [૪] ગંધર્વો, અપ્સરાઓ, પિશાચો, દૈત્યો, રાક્ષસો, યક્ષો, સિદ્ધો, પવિત્ર પુરુષો, દેવો, દાનવો તથા નિર્દોષ દેવર્ષિઓ મનુષ્યોરૂપે અવતર્યા હતા અને તેઓ કુરુક્ષેત્રના રણમા મૃત્યુ પામ્યા છે [૬,૭] આ જે બુદ્ધિમાન ધૃતરાષ્ટ્ર તરીકે પ્રસિદ્ધ છે, તે ગંધર્વોનો રાજા છે અને તે જ મનુષ્યલોકમાં ધૃતરાષ્ટ્ર તરીકે તારો પતિ થયો છે [૮] તારે જાણવું કે, પાંડુ મરુદ્ગણોના કરતા પણ અધિક અને અસ્ખલિત શક્તિવાળો હતો, વિદુર ધર્મનો અંશ હતો અને રાજા યુધિષ્ઠિર પણ ધર્મનો અંશ છે [૯]

હે શુભદર્શના ! દુર્યોધનને તારે કલિયુગ જાણવો, શકુનિને દ્વાપરયુગ જાણવો અને દુઃશાસન આદિને તારે રાક્ષસો જાણવા.[10] શત્રુઓનું દમન કરનારા બળવાન ભીમસેનને તારે મરુદ્‌ગણોથી ઉત્પન્ન થયેલો જાણવો અને આ કુંતીપુત્ર અર્જુનને તારે નરઋષિ જાણવો.[11] શ્રીકૃષ્ણ નારાયણ છે અને નકુલ-સહદેવ બન્ને અશ્વિનીકુમારો છે. વળી જે અર્જુનથી ઉત્પન્ન થયો હતો, સર્વને હર્ષ ઉપજાવનારો હતો, પાંડવોનો વારસ હતો અને જેને છ મહારથીઓએ મારી નાખ્યો છે, તે અભિમન્યુ ચંદ્ર હતો. તેણે પોતાના યોગબળથી જ પોતાના આત્માને બે સ્વરૂપવાળો કર્યો હતો.[12,13] હે શોભના ! તપનારાઓમાં શ્રેષ્ઠ એવો સૂર્ય પોતાના શરીરનાં બે સ્વરૂપ કરીને લોકોને તાપ આપનારા કર્ણરૂપે ઉત્પન્ન થયો હતો, એમ તારે જાણવું.[14] ધૃષ્ટદ્યુમ્ન દ્રૌપદીની સાથે અગ્નિમાંથી ઉત્પન્ન થયો હતો, માટે તેને અગ્નિના પવિત્ર અંશરૂપ જાણવો અને શિખંડીને રાક્ષસ જાણવો.[15] દ્રોણાચાર્ય બૃહસ્પતિના અંશરૂપ હતા. અશ્વત્થામા રુદ્રના અંશમાંથી ઉત્પન્ન થયા હતા અને ગંગાપુત્ર ભીષ્મ મનુષ્યપણાને પામેલા વસુ હતા, એમ તારે જાણવું.[16] આ રીતે હે મહાબુદ્ધિમતી શોભના ! તેઓ સર્વે દેવો જ હતા અને મનુષ્યપણાને પામ્યા હતા. તેઓ પોતાનું કાર્ય પૂર્ણ થતાં પુનઃ સ્વર્ગમાં ચાલ્યા ગયા છે.[17] તમારા સર્વના હૃદયમાં પરલોકના ભયને લીધે લાંબા કાળનું આ દુઃખ રહ્યું છે, તેને આજે હું દૂર કરીશ.[18] તમે સર્વે ગંગાનદીના કિનારા ઉપર ચાલો, ત્યાં જે રણસંગ્રામમાં હણાયા છે, તે સર્વને તમે જોશો.[19]

વૈશંપાયન બોલ્યા : વ્યાસનું એ વચન સાંભળીને તે સર્વ જનસમુદાય મોટો સિંહનાદ કરી ગંગા તરફ ગયો.[20] ધૃતરાષ્ટ્ર પણ પોતાના અમાત્યો, પાંડવો, મહામુનિઓ તથા ત્યાં આવેલા ગંધર્વોની સાથે ગંગા તરફ ગયા.[21] તે પછી અનુક્રમે ગંગા ઉપર આવીને તે મનુષ્યોરૂપી મહાસાગરે પ્રીતિપૂર્વક સુખથી ત્યાં નિવાસ કર્યો. બુદ્ધિમાન રાજા ધૃતરાષ્ટ્રે પણ પાંડવો, સ્ત્રીઓ, વૃદ્ધો તથા પોતાના અનુયાયીઓની સાથે કોઈ ઇષ્ટ પ્રદેશ ઉપર નિવાસ કર્યો.[22,23] તેઓ મરેલા રાજાઓને જોવાની ઇચ્છાથી રાત્રિની રાહ જોઈ રહ્યા હતા, તેથી તેમનો તે દિવસ સો વર્ષના જેવડો થઈને માંડમાંડ ગયો.[24] પછી સૂર્ય નારાયણ પવિત્ર મહાગિરિ અસ્તાચલ તરફ ગયા, એટલે તેમણે સ્નાન કરીને રાત્રિનું (સાયંસંધ્યાદિ) કર્મ કરવા માંડ્યું.[25]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત પુત્રદર્શન પર્વમાં 'ગંગાના તીર ઉપર ગમન' નામનો અધ્યાય ૩૧ મો સમાપ્ત

# અધ્યાય ૩૨મો

## ભીષ્માદિનાં દર્શન

॥ वैशंपायन उवाच ॥

**ततो निशायां प्राप्तायां कृतसायाह्निकक्रियाः ।**
**व्यासमभ्यगमन् सर्वे ये तत्रासन् समागताः ॥**

વૈશંપાયન બોલ્યા : પછી જ્યારે રાત પડી, ત્યારે જેઓ ગંગાતીરે આવ્યા હતા તે સર્વે સાયંકાળની ક્રિયાઓ કરીને વ્યાસની પાસે ગયા.[1] ધર્માત્મા ધૃતરાષ્ટ્ર પાંડવોની સાથે પવિત્ર તથા એકચિત્ત થઈને તે ઋષિઓ સાથે બેઠા.[2] સર્વ સ્ત્રીઓ ગાંધારીની સાથે બેઠી અને નગરવાસી તથા દેશવાસી સર્વ લોકો પોતપોતાની વય પ્રમાણે અનુક્રમે બેઠા.[3] પછી મહાતેજસ્વી મહામુનિ વ્યાસે ગંગાના પવિત્ર જળમાં પ્રવેશ કર્યો અને પાંડવો તથા કૌરવોના જે યોદ્ધાઓ તથા જુદા જુદા દેશમાં નિવાસ કરનારા જે મહાભાગ રાજાઓ યુદ્ધમાં મરણ પામ્યા હતા, તે સર્વને બોલાવ્યા.[4,5] ત્યાં હે જનમેજય ! પૂર્વે કૌરવો તથા પાંડવોની સેનામાં જેવો શબ્દ થઈ રહ્યો હતો તેવો તુમુલ શબ્દ

જળની અંદર થવા લાગ્યો.[૬] પછી તે સર્વ રાજાઓ ભીષ્મ તથા દ્રોણાચાર્યને આગળ કરી પોતાનાં સૈન્યોની સાથે હજારોની સંખ્યામાં તે જળમાંથી બહાર નીકળ્યા.[૭] પોતાના પુત્રો તથા સૈન્યોની સાથે વિરાટ, દ્રુપદ, દ્રૌપદીના પુત્રો, અભિમન્યુ, રાક્ષસ ઘટોત્કચ, કર્ણ, દુર્યોધન, મહારથ શકુનિ, દુઃશાસન વગેરે ધૃતરાષ્ટ્રના મહાબળવાન પુત્રો, જરાસંધનો પુત્ર, ભગદત્ત, વીર્યવાન જલસંધ, ભૂરિશ્રવા, શલ, શલ્ય, પોતાના ભાઈઓ સાથે વૃષસેન, રાજપુત્ર લક્ષ્મણ, ધૃષ્ટદ્યુમ્નના પુત્રો, શિખંડીના સર્વ પુત્રો, ભાઈઓ સાથે ધૃષ્ટકેતુ, અચલ, વૃષક, રાક્ષસ અલાયુધ, બાહ્લિક, સોમદત્ત અને રાજા ચેકિતાન આ અને આ ઉપરાંત બીજા અનેક અગણિત રાજાઓ ઝળહળતાં શરીરે જળમાંથી બહાર નીકળ્યા.[૮-૧૩] જે વીરરાજાનો યુદ્ધમાં જેવો વેષ, ધજા તથા વાહન હતું, તે તેની સાથે ત્યાં દેખાયા. તે સર્વ નરપતિઓએ દિવ્ય વસ્ત્રો તથા પ્રદીપ્ત કુંડળો ધારણ કર્યાં હતાં, તેઓ વેર, અહંકાર, ક્રોધ તથા મત્સરથી રહિત થયા હતા. ગંધર્વો તેમના ગુણોને ગાઈ રહ્યા હતા. ભાટચારણો તેમની સ્તુતિ કરી રહ્યા હતા. તેમણે દિવ્ય માળાઓ તથા વસ્ત્રો ધારણ કર્યાં હતાં અને તેઓ અપ્સરાઓના સમુદાયોથી વીંટાયેલા હતા. હે રાજા! તે સમયે સત્યવતીપુત્ર મુનિ વ્યાસે પ્રસન્ન થઈને પોતાના તપોબળથી ધૃતરાષ્ટ્રને દિવ્ય ચક્ષુ આપ્યાં હતાં, તેથી તે ધૃતરાષ્ટ્ર તથા દિવ્ય જ્ઞાનબળવાળી યશસ્વિની ગાંધારી પોતાના સર્વ પુત્રોને તથા રણમાં માર્યા ગયેલા બીજાઓને પણ જોઈ રહ્યાં હતાં.[૧૪-૧૮] વળી સર્વ મનુષ્યો પણ રૂંવાડાં ઊભાં કરી દે તેવા તે મહાન ને અચિંત્ય આશ્ચર્યને વિસ્મય પામીને સ્થિર નેત્રે જોતાં હતાં.[૧૯] હર્ષ પામેલાં સ્ત્રીપુરુષોથી ભરપૂર તે આશ્ચર્યરૂપ મહાન ઉત્સવ વસ્ત્ર પર ચીતરેલા ચિત્રના જેવો દેખાતો હતો. હે ભરતશ્રેષ્ઠ! ધૃતરાષ્ટ્ર તો તે મુનિની કૃપાથી તે સર્વને દિવ્ય ચક્ષુથી જોઈને અત્યંત આનંદ પામ્યા.[૨૦,૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત પુત્રદર્શનપર્વમાં 'ભીષ્માદિના દર્શન' નામનો અધ્યાય ૩૨ મો સમાપ્ત

## अध्याय ३३ मो
## વિધવા સ્ત્રીઓનું પોતપોતાના પતિઓના લોકમાં ગમન

॥ वैशंपायन उवाच ॥

**ततस्ते पुरुषश्रेष्ठाः समाजग्मुः परस्परम् ।**
**विगतक्रोधमात्सर्याः सर्वे विगतकल्मषाः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : તે પછી ક્રોધ, મત્સર તથા પાપથી રહિત થયેલા તે સર્વ મહાપુરુષો અન્યોન્યને મળ્યા.[૧] દેવર્ષિઓએ નિર્માણ કરેલા ઉત્તમ વિધિનો આશ્રય કરી તેઓ સર્વે દેવલોકમાં મળેલા દેવોની પેઠે હર્ષિત મનવાળા થયા.[૨] ત્યારે હે રાજન્! પુત્ર માતાપિતાની સાથે, પત્ની પતિની સાથે, ભાઈ ભાઈની સાથે અને મિત્ર મિત્રની સાથે મળ્યા.[૩] પાંડવો પણ મહાધનુર્ધર કર્ણને, અભિમન્યુને તથા દ્રૌપદીના સર્વ પુત્રોને અત્યંત હર્ષપૂર્વક મળ્યા.[૪] હે પૃથ્વીપાલ! પ્રસન્ન થયેલા તે પાંડવોએ કર્ણને મળીને સુહૃદ્ભાવ સ્થાપિત કર્યો.[૫] આમ હે ભરતશ્રેષ્ઠ! તે ક્ષત્રિયયોદ્ધાઓ મુનિની કૃપાથી અન્યોન્યને મળ્યા અને શોક તથા ક્રોધથી રહિત થઈ શત્રુભાવનો ત્યાગ કરી મિત્રભાવમાં સ્થિર થયા.[૬,૭] પુરુષવ્યાઘ્ર કૌરવો તથા બીજા રાજાઓએ એ પ્રમાણે પોતાના વડીલો તથા બાંધવોને મળીને પ્રસન્ન ચિત્તે આખી રાત્રિ વિહાર કર્યો અને દેવોની પેઠે સંતોષ માન્યો. હે ભરતશ્રેષ્ઠ! એ સમયે અન્યોન્યને મળેલા તે યોદ્ધાઓમાં શોક, ભય, ત્રાસ, અપ્રીતિ કે અપયશ જેવું કંઈજ ન હતું. સર્વ સ્ત્રીઓ પણ પતિઓ, પિતાઓ, ભાઈઓ તથા પુત્રોની સાથે મળી પરમ હર્ષ પામી અને તેમણે દુઃખનો

ત્યાગ કર્યો. તે વીર પુરુષો તથા સ્ત્રીઓ એક રાત્રિ સુધી એ પ્રમાણે વિહાર કરીને અન્યોન્યની રજા લઈ પરસ્પર ભેટીને જેમ આવ્યા હતા તેમ ચાલ્યા ગયા, પછી મુનિશ્રેષ્ઠ વ્યાસે તે સર્વ લોકોને જવાની રજા આપી.[૮-૧૨] એટલે એક ક્ષણવારમાં સર્વના દેખતાં જ તેઓ અંતર્ધાન થઈ ગયા. તે મહાત્માઓ રથો તથા ધ્વજાઓની સાથે પવિત્ર ગંગા નદીમાં પ્રવેશ કરીને પોતપોતાનાં સ્થાનકોમાં ચાલ્યા ગયા. કેટલાએક દેવલોકમાં ગયા, કેટલાએક બ્રહ્મલોકમાં, કેટલાએક વરુણલોકમાં, કેટલાએક કુબેરલોકમાં અને કેટલાએક રાજાઓ યમલોકમાં ગયા. વળી કેટલાએક રાક્ષસોના તથા પિશાચોના લોકમાં ગયા અને કેટલાએક ઉત્તરકુરુઓમાં ગયા. વિચિત્ર ગતિવાળા તે સર્વ મહાત્માઓ દેવોની સાથે જે લોકોને પામ્યા હતા, તે જ લોકોમાં પુનઃ પોતાનાં વાહનો તથા અનુયાયીઓની સાથે ગયા.

એ રીતે તેઓ સર્વે ગયા એટલે કુરુઓનું હિત કરનારા અને જળમાં ઊભેલા મહાતેજસ્વી ધર્મશીલ મહામુનિ વ્યાસે જેમના પતિ મરણ પામ્યા હતા, તે સર્વ ક્ષત્રિયાણીઓને કહ્યું કે, 'જે જે શ્રેષ્ઠ સ્ત્રીઓને પોતાના પતિના લોકની ઇચ્છા હોય તેઓ સત્વર સાવધાન થઈને ગંગાના જળમાં પ્રવેશ કરો.'[૧૩-૧૯] વ્યાસનું એ વચન સાંભળીને શ્રદ્ધાળુ એવી શ્રેષ્ઠ સ્ત્રીઓએ સસરાની આજ્ઞા લઈ ગંગાના જળમાં પ્રવેશ કર્યો.[૨૦] એટલે હે પૃથ્વીનાથ! તુરત જ તે સર્વ સાધ્વીઓ મનુષ્ય દેહથી મુક્ત થઈને પોતાના પતિઓની સાથે તે જ સમયે મળી ગઈ.[૨૧] આ પ્રમાણે તે સર્વ શીલવતી અને પતિવ્રતા ક્ષત્રિયાણીઓ ગંગામાં પ્રવેશ કરી દેહથી મુક્ત થઈ અને પતિના સમાન લોકને પામી. તેઓ પોતાના પતિઓની પેઠે જ દિવ્ય રૂપવાળી, દિવ્ય અલંકારોથી શોભતી અને દિવ્ય માળા તથા દિવ્ય વસ્ત્રોને ધારણ કરનારી થઈ રહી. શીલગુણોથી સંપન્ન તથા સર્વ ગુણોથી યુક્ત તે સર્વ સ્ત્રીઓ વિમાનમાં બેસીને તથા પરિશ્રમથી રહિત થઈને પોતપોતાના સ્થાનને પામી. તે સમયે જેની જેની જે જે ઇચ્છા હતી તેની તેની તે તે ઇચ્છાને વર આપનારા ધર્મવત્સલ વ્યાસે પૂર્ણ કરી હતી.[૨૨-૨૫] જુદા જુદા દેશના મનુષ્યો પણ એ રાજાઓનું એ રીતે પુનરાગમન સાંભળી પ્રસન્ન થઈ હર્ષ પામ્યા હતા.[૨૬] જે મનુષ્ય તેમના એ પ્રિય સમાગમનું સારી રીતે શ્રવણ કરે છે, તેને આ લોકમાં તથા પરલોકમાં નિત્ય પોતાની પ્રિય વસ્તુઓની પ્રાપ્તિ થાય છે.[૨૭] જે મહાન ધર્મવેત્તા વિદ્વાન પુરુષ પરિશ્રમરહિત અને નિર્દોષ એવી આ ઇષ્ટ બાંધવોના સંયોગની કથા બીજા વિદ્વાનોને સંભળાવે છે, તેને આ લોકમાં યશ મળે છે અને પરલોકમાં શુભ ગતિ મળે છે. હે ભારત! જે મનુષ્યો સ્વાધ્યાયયુક્ત, તપયુક્ત, ઉત્તમ આચાર તથા ઇંદ્રિયનિગ્રહથી યુક્ત, દાનથી નાશ પામેલાં પાપવાળા, સરળ, પવિત્ર, શાંત, હિંસા તથા અસત્યથી રહિત, આસ્તિક, શ્રદ્ધાળુ અને ધૈર્યવાળા હોઈને આ આશ્ચર્યકારક પર્વનું શ્રવણ કરશે, તેઓ શ્રેષ્ઠ ગતિને પામશે.[૨૮-૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત 'પુત્રદર્શનપર્વ'-માં 'સ્ત્રીઓનું પોતપોતાના પતિઓના લોકમાં ગમન' નામનો અધ્યાય ૩૩ મો સમાપ્ત

## અધ્યાય ૩૪મો
### જનમેજયની શંકા અને તેનું સમાધાન

॥ सौतिरुवाच ॥

एतच्छ्रुत्वा नृपो विद्वान् हृष्टोऽभूज्जनमेजयः ।
पितामहानां सर्वेषां गमनागमनं तदा ॥ १ ॥

સૂતપુરાણી બોલ્યા : સર્વ પિતામહોનું જવું-આવવું સાંભળીને વિદ્વાન રાજા જનમેજય પ્રસન્ન થયા.[૧] તેમણે મરણ પામેલાઓના ફરી આવવાના સંબંધમાં હર્ષયુક્ત થઈને પૂછ્યું કે, 'જેમણે દેહનો ...

-માં દર્શન કેવી રીતે થાય ?[1][2] જનમેજયે એમ પૂછ્યું, એટલે બ્રાહ્મણો તથા વક્તાઓમાં શ્રેષ્ઠ એવા પ્રતાપી વ્યાસશિષ્ય વૈશંપાયને તે જનમેજયરાજાને આ પ્રમાણે કહ્યું.[3]

વૈશંપાયન બોલ્યા : હે રાજા ! સર્વ કર્મોનો કદી નાશ થતો નથી. એ નિશ્ચિત જ છે. શરીરો તથા આકૃતિઓ કર્મથી જ ઉત્પન્ન થાય છે.[4] મહાભૂતો તો નિત્ય છે, કારણ કે તેઓ ભૂતોના અધિપતિ ઈશ્વરને આશ્રયે રહેલાં છે. તેઓ નાશવંત નથી, તેથી નાશવંત શરીરોથી જુદાં પડીને પણ તેમનો વિનાશ થતો નથી.[5] જે કર્મ અનાયાસે કરાયેલું હોય છે (અર્થાત્ જે કર્મ નિવૃત્તિરૂપ હોય છે), તેની ફળપ્રાપ્તિ સત્ય અને શ્રેષ્ઠ હોય છે. પણ આત્મા જ્યારે આયાસયુક્ત કર્મો સાથે જોડાય છે (અર્થાત્ આત્માને પ્રવૃત્તિરૂપ કર્મનો જ્યારે સંયોગ થાય છે) ત્યારે તે સુખ–દુઃખને પામે છે.[6] જોકે આત્મા એ રીતે કર્મો સાથે જોડાય છે, તોપણ કર્મો તેનો નાશ કરી શકતાં નથી. જેમ ભૂતોનું એટલે આપણાં શરીરોનું દર્પણ આદિમાં પડતું પ્રતિબિંબ તે દર્પણની મલિનતા વગેરેને ધારણ કરે છે, છતાં તે દર્પણના નાશથી આપણાં શરીરો નાશ પામતાં નથી, તેમ જ આત્માને શરીરાદિનો યોગ થયા છતાં તે શરીરાદિનો નાશ થવા છતાં પણ આત્માનો નાશ થતો નથી. જ્યાં સુધી દેહનો આરંભ કરનાર કર્મનો નાશ થતો નથી, ત્યાં સુધી તે દેહમાં સ્વરૂપબુદ્ધિ રહે છે–આત્મસ્વરૂપની ભ્રાંતિ થાય છે; પણ તે કર્મનો જ્યારે ક્ષય થાય છે, ત્યારે તે મનુષ્યલોકમાં બીજા રૂપને પામે છે; (અર્થાત્ બીજા દેહમાં આત્મબુદ્ધિ કરે છે.[7,8] પાંચ ભૂત, ઇંદ્રિયો આદિ જે ભિન્નભિન્ન પદાર્થો શરીરરૂપ થઈને એકપણાને પામેલા છે; અર્થાત્ 'હું દેવ છું, મનુષ્યનો પુત્ર છું' આ રીતે દેહાદિ ઉપર તાદાત્મ્યભાવને પામેલા છે), તે પદાર્થો દેહ આદિને આત્માથી ભિન્ન જાણનારા યોગીઓની દૃષ્ટિએ નિત્ય છે. (અર્થાત્ અજ્ઞાનીઓની દૃષ્ટિએ જે પદાર્થો અનિત્ય છે, તે જ પદાર્થો જ્ઞાનીઓની દૃષ્ટિએ નિત્ય આત્મારૂપ હોય છે.) અશ્વમેધના ઘોડાના વધ વિષેની અશ્વમેધની શ્રુતિ પ્રસિદ્ધ છે. તે ઉપરથી જણાય છે કે, શરીરધારીઓની ઇંદ્રિયો અવશ્ય નિત્ય પરલોકમાં જ ગમન કરે છે.[9,10] હે રાજા ! હું તને આ એક પ્રિય વાત કહું છું કે, યજ્ઞવિસ્તારમાં પ્રસિદ્ધ એવા દેવયાન માર્ગો જ તારે માટે યોગ્ય છે. (અર્થાત્ તને જ્ઞાનમાં અધિકાર નથી, માટે તું ઉપાસના સહિત કર્મો દ્વારા પ્રાપ્ત કરવા યોગ્ય દેવયાનમાર્ગનો જ આશ્રય કર.)[11] જે સમયે તેં યજ્ઞ કર્યો તે સમયથી જ દેવો તારું હિત કરનારા થયા છે. જ્યારે એમ જ છે, ત્યારે દેવો જીવોને તે તે લોકની પ્રાપ્તિ કરી આપવા સમર્થ છે; અર્થાત્ દેવતાઓ જીવો પર કૃપા–અકૃપા કરવાને સમર્થ છે. (પણ એમાં એટલી વિશેષતા રહેલી છે કે,) નિત્ય એવા જે જીવો દેવોનું યજન કરે છે, તેમને શુભ ગતિ પ્રાપ્ત થાય છે; પરંતુ તે સિવાયના બીજા જીવોને શુભ ગતિ પ્રાપ્ત થતી નથી. પાંચ ભૂતોથી બનેલો સર્વ દેવવર્ગ (એટલે ઇંદ્રિયો) નિત્ય છે અને દેહમાં રહેલો તેનો દ્રષ્ટા પુરુષ તે પણ નિત્ય છે.[12,13] આ રીતે તેઓ બન્ને નિત્ય છે, છતાં જે મનુષ્ય આત્માનો અનેક દેહોની સાથે સંબંધ જુએ છે, તે વૃથા બુદ્ધિવાળો છે, તેમ જ પુત્રાદિનો વિયોગ થતાં જે શોક કરે છે તે અત્યંત મૂર્ખ છે, એમ હું માનું છું. જે મનુષ્ય સ્ત્રી આદિના વિયોગમાં દોષ જોતો હોય તેણે સ્ત્રી આદિનો સંયોગ જ તજી દેવો જોઈએ. ખરી વસ્તુસ્થિતિ તો એવી જ છે કે, આત્મા સ્વાભાવિક રીતે જ અસંગ છે, તેથી પૃથ્વીમાં વિયોગથી ઉત્પન્ન થનારું દુઃખ આત્મા વિષે છે જ

નહિ. પરંતુ જે પુરુષ ઉપર કહેલી જ્ઞાનનિષ્ઠા જાણતો નથી, તે માત્ર નિત્યવિભાગને જ જાણનારો હોઈને દેહાદિ ઉપરના અભિમાનને લીધે ઉપાસનાના બળથી આગળ વધે છે અને ક્રમે ક્રમે સગુણ-બ્રહ્મનો જ્ઞાતા થઈ ને તેમ જ જ્ઞાનરૂપ પરાબુદ્ધિને પામીને મૂળ અજ્ઞાનરૂપ મોહથી મુક્ત થાય છે. જે જીવાત્મા મુક્ત હોય છે તે તો પરમાત્મામાંથી જ આવેલો હોઈ પુનઃ પરમાત્મામાં જ લીન થઈ જાય છે. આવા હેતુથી તેવા મુક્તપુરુષને હું જાણી શકતો નથી (કેમ કે તે અગોચર થયો હોય છે), તેમ જ તે પુરુષ મને જાણી શકતો નથી. (કેમ કે તે ઇંદ્રિયોથી પણ મુક્ત થયો હોય છે અને હું તો તેવો થઈ શકું તેમ નથી;) કારણ કે મોક્ષનું સાધન વૈરાગ્ય મારી પાસે નથી.[૧૪–૧૭] અનીશ્વર જીવાત્મા જે જે શરીરથી જે જે કર્મ કરે છે, તે તે શરીરથી તેને તેને અવશ્ય ભોગવે છે. માનસિક કર્મને મનથી ભોગવે છે અને શરીરધારી થઈને જે કર્મ શરીરથી કરે છે, તેને શરીર વડે ભોગવે છે.[૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત પુત્રદર્શન-પર્વમાં 'જનમેજય પ્રત્યે વૈશંપાયનનાં વાક્યો' નામનો અધ્યાય ૩૪મો સમાપ્ત

## अध्याय ३५मो

### જનમેજયને પોતાના પિતાનાં દર્શન

॥ वैशंपायन उवाच ॥

अदृष्टा तु नृपः पुत्रान् दर्शनं प्रतिलब्धवान् ।
ऋषेः प्रसादात् पुत्राणां स्वरूपाणां कुरूद्वह ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: હે કુરુવંશી રાજા! રાજા ધૃતરાષ્ટ્રે જે પુત્રોને પ્રથમ જોયા ન હતા તે જ પુત્રોને ઋષિની કૃપાથી જોયા; તેમ જ પુત્રોનાં સ્વરૂપોનું દર્શન પણ કર્યું.[૧] તે પુરુષશ્રેષ્ઠ રાજાએ સમગ્ર રાજધર્મો, બ્રહ્મસંબંધી ઉપનિષદો તથા બુદ્ધિના નિશ્ચયને વ્યાસની કૃપાથી પ્રાપ્ત કર્યાં.[૨] વળી મહાબુદ્ધિમાન વિદુર તપના બળથી સિદ્ધિને પામ્યા, તેમ જ ધૃતરાષ્ટ્રે પણ તપસ્વી વ્યાસનો આશ્રય કરીને સિદ્ધિ મેળવી.[૩]

જનમેજય બોલ્યા: વર આપનારા વ્યાસ મને પણ તે જ રૂપમાં, તે જ વેષમાં અને તે જ વયમાં મારા પિતાનાં જો દર્શન કરાવે, તો તમે કહેલું સર્વ હું માનું.[૪] વળી મહર્ષિ વ્યાસની એ કૃપાથી મારું પ્રિય થશે, હું કૃતાર્થ થઈશ અને દૃઢ નિશ્ચય ઉપર આવીશ; માટે મારી તે કામના ભલે પૂર્ણ થાય.[૫]

સૂતપુરાણી બોલ્યા: તે રાજાએ એ પ્રમાણે કહ્યું એટલે બુદ્ધિમાન પ્રતાપી વ્યાસે તેના પર કૃપા કરી અને તેના પિતા પરીક્ષિતને ત્યાં હાજર કર્યો.[૬] પછી જનમેજય રાજાએ તે જ રૂપમાં અને તે જ વયમાં ત્યાં આવેલા પોતાના પિતા શ્રીમાન પરીક્ષિતને જોયા.[૭] વળી જનમેજયે મહાત્મા શમીકઋષિને, તેના પુત્ર શૃંગીને અને તે પરીક્ષિત-રાજાના સર્વ મંત્રીઓને જોયા.[૮] પછી યજ્ઞના અવભૃથસ્નાન સમયે ત્યાં રાજા જનમેજયે પ્રસન્ન થઈ ને પ્રથમ પોતાના પિતાને સ્નાન કરાવ્યું અને પછી પોતે પણ સ્નાન કર્યું.[૯] આમ સ્નાન કર્યા પછી તે રાજાએ યાયાવરોના કુળમાં ઉત્પન્ન થયેલા જરત્કારુપુત્ર આસ્તીક બ્રાહ્મણને કહ્યું કે,[૧૦] 'હે આસ્તિક! હું માનું છું કે, મારો આ યજ્ઞ અનેક પ્રકારનાં આશ્ચર્યવાળો થયો છે; કેમ કે આજે મારા શોકનો નાશ કરનારા આ મારા પિતા આવ્યા છે.'[૧૧]

આસ્તીક બોલ્યો: હે કુરુકુળશ્રેષ્ઠ! તપના ભંડારરૂપ પુરાણઋષિ વ્યાસ જેના યજ્ઞમાં હોય, તેણે બન્ને લોકોને જીતી લીધેલા જ સમજવા.[૧૨] કેમ કે હે પાંડુનંદન તેં વિચિત્ર આખ્યાનનું શ્રવણ કર્યું છે, સર્પોને ભસ્મ કર્યા છે અને પિતાની પદવીને પ્રાપ્ત કરી છે.[૧૩] હે રાજા! તારામાં સત્ય હોવાને લીધે જ તક્ષક જીવતો છૂટી શક્યો છે, તેં સર્વ ઋષિઓને પૂજ્યા છે, મહાત્મા પિતાની ગતિને જોઈ છે, પાપનો નાશ કરનાર (આ મહા-

ભારત) ઇતિહાસ સાંભળીને અતિ મહાન ધર્મ સંપાદન કર્યો છે અને શ્રેષ્ઠ મનુષ્યોનાં દર્શનથી તારી હૃદયગ્રંથી છૂટી ગઈ છે.[૧૪,૧૫]

ये च पक्षधरा धर्मे सद्वृत्तरुचयश्च ये।
यान् दृष्ट्वा हीयते पापं तेभ्यः कार्या नमस्क्रिया ॥

માટે જેઓ ધર્મનો પક્ષ કરનારા હોય, સદ્વર્તનમાં પ્રીતિ રાખનારા હોય અને જેમને જોતાં જ પાપનો નાશ થાય છે તે મહાપુરુષોને સદા નમસ્કાર કરવા.[૧૬]

સૂતપુરાણી બોલ્યા: તે બ્રાહ્મણશ્રેષ્ઠ આસ્તીક પાસેથી આ પ્રમાણે સાંભળીને રાજા જનમેજયે તે ઋષિને વારંવાર માન આપ્યું અને તેમની પૂજા કરી.[૧૭] પછી હે શ્રેષ્ઠ શૌનક! ધર્મજ્ઞ જનમેજયે અસ્ખલિત શક્તિવાળા ઋષિ વૈશંપાયનને વનવાસની કથાનો બાકી ભાગ પૂછ્યો.[૧૮]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત પુત્રદર્શન પર્વમાં 'જનમેજયને પોતાના પિતાના દર્શન' નામનો અધ્યાય ૩૫મો સમાપ્ત

## अध्याय ३६मो

### પાંડવો પાછા હસ્તિનાપુરમાં

॥ जनमेजय उवाच ॥

दृष्ट्वा पुत्राँस्तथा पौत्रान् सानुबधान् जनाधिपः।
धृतराष्ट्रः किमकरोद्राजा चैव युधिष्ठिरः ॥ १ ॥

જનમેજય બોલ્યા: પોતાના પુત્રોને તથા પૌત્રોને પરિવારની સાથે જોયા પછી રાજા ધૃતરાષ્ટ્ર તથા યુધિષ્ઠિરે શું કર્યું હતું?[૧]

વૈશંપાયન બોલ્યા: હે રાજા! પુત્રોનાં દર્શનરૂપ તે મહાન આશ્ચર્યને જોયા પછી શોકરહિત થયેલા રાજર્ષિ ધૃતરાષ્ટ્ર પુનઃ આશ્રમમાં ગયા.[૨] ત્યારે બીજા સર્વ મનુષ્યો તથા મહર્ષિઓ પણ ધૃતરાષ્ટ્રની આજ્ઞા લઈને પોતાની ઇચ્છાનુસાર ત્યાંથી ચાલ્યા ગયા.[૩] પણ મહાત્મા પાંડવો તો લગભગ થોડું સૈન્ય સાથે લઈને પોતપોતાની સ્ત્રીઓ સાથે પુનઃ ધૃતરાષ્ટ્ર પાસે આવ્યા.[૪] પછી લોકમાં માન્ય ગણાયેલ સત્યવતીના બુદ્ધિમાન પુત્ર બ્રહ્મર્ષિ મુનિ વ્યાસે તે આશ્રમમાં ધૃતરાષ્ટ્રને કહ્યું કે,[૫] 'હે કૌરવપુત્ર મહાબાહુ ધૃતરાષ્ટ્ર! તેં પુણ્યકર્મ કરનારા જ્ઞાનવૃદ્ધ ઋષિઓ પાસેથી શાસ્ત્ર શ્રવણ કર્યું છે.[૬] વળી વેદવેદાંગ તથા ધર્મને જાણનારા પ્રાચીન કુળવાન પુરુષો પાસેથી તેં અનેક પ્રકારની કથાઓ સાંભળી છે.[૭] માટે તારે મનમાં શોક કરવો નહિ. તેં દેવર્ષિ નારદ પાસેથી આ દેવરહસ્ય સાંભળ્યું છે કે, વિદ્વાન પુરુષ દૈવના સંબંધમાં કદી અફસોસ કરતો નથી.[૮] તારા પુત્રો ક્ષાત્રધર્મનો આશ્રય કરીને યુદ્ધથી મળેલી પવિત્ર ઉત્તમ ગતિને પામ્યા છે. તેં જોયા તે પ્રમાણે તેઓ ઇચ્છાનુસાર વિહાર કર્યા કરે છે.[૯] બુદ્ધિમાન યુધિષ્ઠિર પોતે પોતાના સર્વ ભાઈઓ, સ્ત્રીઓ તથા સુહૃદોની સાથે તને અનુસરે છે.[૧૦] હવે તું એને રજા આપ. તે પોતાના રાજ્યનું હવે ભલે પાલન કરે. તેને આ વનમાં નિવાસ કરતાં એક મહિનો વીતી ગયો છે.[૧૧] હે રાજા! આ રાજ્યપદની ખાસ યત્નપૂર્વક નિત્ય રક્ષા કરવી જોઈએ; કેમકે હે કુરુધુરંધર! આ રાજ્ય મેળવવા માટે અનેક શત્રુઓ વિઘ્નો ઉપસ્થિત કર્યા કરે છે.[૧૨]

મહાતેજસ્વી વ્યાસે કૌરવરાજ ધૃતરાષ્ટ્રને આ પ્રમાણે કહ્યું, એટલે તે વાણીકુશળ રાજાએ યુધિષ્ઠિરને બોલાવી આવું વચન કહ્યું કે,[૧૩] 'હે અજાતશત્રુરાજ! તારા ભાઈઓની સાથે તારું કલ્યાણ થાઓ. તારી કૃપાથી હવે અમને શોકની પીડા થતી નથી.[૧૪] હે વિદ્વાન રાજન્! પૂર્વે હસ્તિનાપુરમાં હું તારી સાથે જેમ આનંદ કરતો હતો, તેમ અહીં પણ અમારું પ્રિય કરવા તત્પર અને સર્વના નાથ એવા તારાથી અનુસરાઈને હું આનંદ કરું છું.[૧૫] હે મહાબાહુ! તારા તરફથી

મને પુત્રફળ પ્રાપ્ત થયું છે, તારા પર મારી અત્યંત પ્રીતિ છે અને હવે મને શોક થતો નથી; માટે હે પુત્ર! તું જા, વિલંબ કર નહિ.[૧૬] તને અહીં જોઈને મારું તપ પ્રતિદિન ક્ષીણ થતું જાય છે. વળી આ મારું તપોયુક્ત શરીર પણ તને જોઈને તારા તરફ દોડ્યા કરે છે.[૧૭] હે પુત્ર! આ તારી બંને માતાઓ ખરી પડેલાં પાંદડાંનું જ માત્ર ભોજન કરે છે, મારા સમાન વ્રતાચરણ કરે છે અને તેઓ પણ હવે લાંબો કાળ ટકી શકશે નહિ.[૧૮] મેં વ્યાસના તપોબળથી તથા તારા સમાગમથી પરલોકમાં ગયેલા દુર્યોધન વગેરેને જોયા છે.[૧૯] હે નિર્દોષ રાજા! હવે મારા જીવિતનું પ્રયોજન સમાપ્ત થયું છે, તેથી હું ઉગ્ર તપશ્ચર્યાનો આશ્રય કરીશ. તું મને અનુજ્ઞા આપવાને યોગ્ય છે.[૨૦] હે મહાબાહુ પુત્ર! હવે પિતૃઓનાં પિંડ, કીર્તિ તથા આ કુળ તારે આધારે સ્થિતિ કરી રહ્યાં છે. માટે તું આજ કે કાલ અહીંથી જા, વિલંબ કર મા.[૨૧] હે ભરતશ્રેષ્ઠ! તેં અનેક પ્રકારની રાજનીતિનું શ્રવણ કર્યું છે. તેથી હે રાજા! તને કંઈ પણ કહેવાનું હોય એમ હું જોતો નથી.'[૨૨]

વૈશંપાયન બોલ્યા: રાજા ધૃતરાષ્ટ્રે આ પ્રમાણે કહ્યું એટલે યુધિષ્ઠિરરાજે તેમને કહ્યું કે, 'હે ધર્મજ્ઞ! મને નિરપરાધીને ત્યજી દેવો, તે તમને યોગ્ય નથી.[૨૩] મારા સર્વ ભાઈઓ તથા સેવકો પોતાની ઇચ્છા પ્રમાણે ભલે જાય. હું તો નિયમિત વ્રત ધારણ કરીને તમને તથા આ મારી બન્ને માતાઓને અનુસરીશ.'[૨૪]

ત્યારે ગાંધારીએ યુધિષ્ઠિરને કહ્યું કે, 'હે પુત્ર! એમ ન થાય. તું સાંભળ. આ કુરુકુળ તથા મારા સસરાનો પિંડ તારે અધીન છે.[૨૫] હે પુત્ર! હવે તું જા. આટલું અમારું સન્માન બસ છે. રાજા જે પ્રમાણે કહે છે તે પ્રમાણે જ તારે કરવું જોઈએ. પિતાના વચનને તારે માન્ય રાખવું જોઈએ.'[૨૬]

વૈશંપાયન બોલ્યા: ગાંધારીએ એમ કહ્યું એટલે યુધિષ્ઠિરે સ્નેહાશ્રુથી ઊભરાઈ જતાં પોતાનાં બન્ને નેત્રોને લૂછી નાખી રુદન કરતાં કુંતાને કહ્યું કે, 'રાજા ધૃતરાષ્ટ્ર તથા યશસ્વિની ગાંધારી મને રજા આપે છે. પણ મારું ચિત્ત તારામાં બંધાયું છે, તેથી હું દુખી અવસ્થામાં કેવી રીતે જઈ શકું?[૨૭,૨૮] હે ધર્મચારિણી! હું તારા તપમાં વિઘ્ન કરવાનો ઉત્સાહ રાખતો નથી; કેમ કે તપ કરતાં શ્રેષ્ઠ બીજું કંઈ પણ નથી. તપ દ્વારા મનુષ્ય મહાન પદને મેળવે છે.[૨૯] હે રાણી! મારી બુદ્ધિ પણ પૂર્વની પેઠે હવે રાજ્ય ઉપર રહી નથી. પણ મારું મન સર્વ પ્રકારે તપ કરવામાં જ પ્રીતિવાળું થયું છે.[૩૦] હે કલ્યાણી! લગભગ શૂન્ય થયેલી આ સમગ્ર પૃથ્વી મને પ્રસન્ન કરી શકે તેમ નથી. વળી અમારા બાંધવોનો વિનાશ થઈ ગયો છે, તેથી અમારું બળ પૂર્વના જેવું રહ્યું નથી.[૩૧] હે શુભા! પાંચાલોનો તો અત્યંત નાશ થઈ ગયો છે. તેમનું તો માત્ર નામ જ બાકી રહ્યું છે. તેમનો કુળકર્તા કોઈ પણ પુરુષ મારા જોવામાં આવતો નથી.[૩૨] રણસંગ્રામમાં દ્રોણાચાર્યે તેમને ભસ્મ કરી નાખ્યા હતા. વધારામાં જેઓ બાકી રહ્યા હતા તેમનો અશ્વત્થામાએ રાત્રિમાં સંહાર વાળી નાખ્યો છે.[૩૩] જેમને પૂર્વે આપણે જોયા હતા, તે ચેદિઓ, મત્સ્યો અને યાદવોમાંથી કેવળ યાદવો જ શ્રીકૃષ્ણના આશ્રયને લીધે બાકી રહ્યા છે.[૩૪] આ સર્વેને જોઈ હું કેવળ ધર્મને માટે જ રહેવા ઇચ્છું છું, નહિ કે અર્થને માટે. તું અમારા સર્વના પર કલ્યાણની દૃષ્ટિ કર. તારું દર્શન ખરેખર દુર્લભ છે.[૩૫] આ ધૃતરાષ્ટ્રરાજા હવે અસહ્ય તપનો આરંભ કરશે.'

એ સાંભળીને યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા સહદેવે આંસુભરી આંખે યુધિષ્ઠિરને કહ્યું કે,

'હે ભરતશ્રેષ્ઠ ! હું આ માતાનો ત્યાગ કરવાને ઉત્સાહ કરી શકતો નથી.[૩૬,૩૭] હે રાજા ! તમે અહીંથી સત્વર ચાલ્યા જાઓ. હું તો અહીં રહીને તપ કરીશ અને તપથી મારી આ કાયાને સૂકવી નાખીશ.[૩૮] હું આ રાજાની તથા આ બન્ને માતાઓની ચરણસેવા કર્યા કરીશ.'

પછી મહાબાહુ સહદેવને ભેટીને કુંતા તેને કહેવા લાગ્યાં કે,[૩૯] 'હે પુત્ર ! તું જા. તારે આમ ન કહેવું. તું મારું કહ્યું કર. હે પુત્રો ! તમારાં શાસ્ત્રજ્ઞાન કલ્યાણજનક થાઓ અને તમે પોતે પણ સ્વસ્થ થાઓ.[૪૦] આમ કરવાથી તો અમારા તપમાં વિઘ્ન આવે. વળી તમારા સ્નેહ-પાશથી બંધાઈને હું શ્રેષ્ઠ તપથી ભ્રષ્ટ થાઉં.[૪૧] માટે હે સમર્થ પુત્ર ! તું જા અમારું આયુષ્ય પણ હવે અલ્પ રહ્યું છે.'

એ પ્રમાણે કુંતાએ અનેક પ્રકારનાં વાક્યો કહીને સહદેવના મનને સ્થિર કર્યું. વળી હે રાજેંદ્ર ! તેમણે રાજા યુધિષ્ઠિરના મનને પણ અત્યંત દૃઢ કર્યું. માતા કુંતાએ તથા રાજા ધૃતરાષ્ટ્રે જ્યારે એ પ્રમાણે અનુજ્ઞા આપી, ત્યારે તે કુરુશ્રેષ્ઠ પાંડવો કુરુશ્રેષ્ઠ ધૃતરાષ્ટ્રને વંદન કરી તેમની રજા માગવા લાગ્યા.[૪૨]

યુધિષ્ઠિર બોલ્યા : હે રાજન્ ! તમારા કલ્યાણ-કારક આશીર્વાદોથી અભિનંદન પામેલા અને તેથી જ નિર્દોષ થયેલા અમે તમારી અનુજ્ઞા લઈને હવે રાજ્ય તરફ જઈશું.

મહાત્મા ધર્મરાજાએ એમ કહ્યું, એટલે રાજર્ષિ ધૃતરાષ્ટ્રે તેમને અભિનંદન આપ્યું અને તેમને જવાની રજા આપી. વળી બળવાનોમાં શ્રેષ્ઠ એવા ભીમસેનનું તે રાજાએ સાંત્વન કર્યું, એટલે તે બુદ્ધિમાન તથા વીર્યવાન ભીમસેને સામેથી તેમનો સત્કાર કર્યો. કુરુવંશી ધૃતરાષ્ટ્રે અર્જુનને તથા મહાપુરુષ નકુલ-સહદેવને પણ ભેટીને અનુજ્ઞા આપી. પછી ગાંધારીએ પણ તેમને અનુજ્ઞા આપી, એટલે તેમણે તેમના ચરણમાં વંદન કર્યું. ત્યાં માતા કુંતાએ તેમનાં મસ્તક સૂંઘીને તેમને આલિંગન કર્યું. પછી સ્તનપાન અટકાવતી વેળા વાછરડાંઓ જેમ ગાયની પ્રદક્ષિણા કરે છે, તેમ તેઓ સર્વેએ ધૃતરાષ્ટ્ર રાજાની પ્રદક્ષિણા કરી. તેઓ વારંવાર સન્મુખ જોતા હતા અને પ્રદક્ષિણા કરી રહ્યા હતા. આ સમયે દ્રૌપદી વગેરે સર્વ કૌરવ સ્ત્રીઓએ પણ પોતાના સસરા તરફ યોગ્ય શિષ્ટાચાર કર્યો. પછી પોતાની બન્ને સાસુઓની અનુજ્ઞા મેળવી, તેઓ આલિંગનપૂર્વક અભિનંદન પામી અને પોતાના કર્તવ્યનો ઉપદેશ લઈ પોતાના સ્વામીઓ સાથે ચાલી નીકળી. ત્યારે રથોને જોડી રહેલા સારથિઓનો, ઊંટોના બરાડાઓનો તથા ઘોડાઓના હણહણાટોનો શબ્દ થઈ રહ્યો. જોત-જોતામાં તો રાજા યુધિષ્ઠિર સ્ત્રીઓ, સૈનિકો તથા બાંધવોની સાથે પુનઃ હસ્તિનાપુરમાં આવી પહોંચ્યા.[૪૩–૫૩]

ઇતિ શ્રીમહાભારતમા આશ્રમવાસિકપર્વાંતર્ગત આશ્રમ-વાસપર્વમા 'યુધિષ્ઠિરનું પાછા આવવું' નામનો અધ્યાય ૩૬ મો સમાપ્ત

પુત્રદર્શનપર્વ સમાપ્ત

# નારદાગમનપર્વ

## અધ્યાય ૩૭ મો

### નારદનો સંદેશો–વનના દાવાનળમાં ધૃતરાષ્ટ્ર વગેરેનું બળી જવું

॥ वैशंपायन उवाच ॥

द्विवर्षोपनिवृत्तेपु पांडवेपु यदृच्छया ।
देवर्पिर्नारदो राजन्नाजगाम युधिष्ठिरम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : હવે હે રાજન્ ! પાંડવોએ હસ્તિનાપુરમાં બે વર્ષ ગાળ્યાં, તેવામાં એક સમયે દેવર્ષિ નારદ આપમેળે યુધિષ્ઠિર પાસે આવ્યા.[૧] મહાબાહુ કુરુરાજ યુધિષ્ઠિરે તેમનું પૂજન કર્યું.

પછી તેઓ જ્યારે શાંતિથી બેઠા, ત્યારે વક્તાઓમાં શ્રેષ્ઠ એવા તે રાજાએ તેમને કહ્યું કે,[૨] 'મેં આપ ભગવાનને ઘણા લાંબા કાળથી અહીં આવેલા જોયા ન હતા. હે વિપ્ર! તમે કુશળ છો ને? અથવા તમારું કલ્યાણ સમીપ જ રહેલું છે ને?[3] તમે કયા કયા દેશો જોયા! હું તમારું કર્યું કાર્ય કરું, તે કહો; કેમ કે તમે બ્રાહ્મણોમાં મુખ્ય છો અને અમારા પરમ આધારરૂપ છો.[૪]

નારદ બોલ્યા: હે રાજન! મેં તને ઘણા કાળ પર જોયો હતો. આથી હું તપોવનમાંથી અહીં આવ્યો છું. મેં અનેક તીર્થો જોયાં છે તથા ગંગાનાં પણ દર્શન કર્યાં છે.[૫]

યુધિષ્ઠિર બોલ્યા: ગંગાના તીર ઉપર રહેનારા મારા પુરષોએ હમણાં મને સમાચાર આપ્યા છે કે, મહાત્મા ધૃતરાષ્ટ્ર ઉત્તમ તપશ્ચર્યાનો આશ્રય કરી રહ્યા છે.[૬] આ ઉપરથી હું તમને પૂછું છું કે, તે કુરુવંશી રાજાને ત્યાં તમે ક્ષેમકુશળ જોયા હતા ને? વળી ગાંધારી, કુંતા અને સૂતપુત્ર સંજય પણ ત્યાં કુશળ છે ને?[૭] હે ભગવન! તે મારા પિતા ધૃતરાષ્ટ્રરાજા હમણાં કેવી રીતે રહે છે? તમે તે રાજાને જો જોયા હોય તો તેમના સંબંધમાં હું સાંભળવા ઇચ્છું છું.[૮]

નારદ બોલ્યા: હે મહારાજ! તે તપોવનમાં જે રીતે મેં સાંભળ્યું છે તથા જોયું છે, તે સર્વ વૃત્તાંત તું સ્થિર થઈને યથાર્થ રીતે સાંભળ.[૯] હે કુરુનંદન! હે રાજા! તમે વનવાસથી પાછા ફર્યા ત્યારે તમારા પિતા કુરુક્ષેત્રથી ગંગાદ્વારે આવ્યા.[૧૦] તારા તે ધીમાન અને તપોધન પિતા ગાંધારી, વહુ કુંતા તથા સારથિ સંજયને સાથે રાખી અગ્નિહોત્ર તથા યાજકોની સાથે તીવ્ર તપશ્ચર્યા કરી રહ્યા હતા. ત્યાં તે મુનિ મુખમાં કાંકરા રાખીને કેવળ વાયુનો જ આહાર કરી રહ્યા હતા.[૧૧,૧૨] સર્વ મુનિઓ તે વનમાં એ મહાતપસ્વીની પૂજા કરી રહ્યા હતા અને છ મહિના થતામાં તો તે રાજાના શરીરમાં કેવળ ચામડી તથા હાડકાં જ બાકી રહ્યાં હતાં.[૧૩] ત્યાં હે ભારત! ગાંધારી કેવળ જળનો જ આહાર કરતી હતી, કુંતા મહિના મહિનાના ઉપવાસ કરતી હતી અને સંજય છટ્ઠે ટંકે ભોજન કરીને જીવી રહ્યો છે.[૧૪] હે રાજા! તે વનમાં ધૃતરાષ્ટ્રરાજા કોઈ સમયે જોવામાં આવતા હતા અને કોઈ સમયે જોવામાં પણ આવતા ન હતા, તેથી યાજ્ઞિકો તેમના અગ્નિમાં વિધિ પ્રમાણે હવનહોમ કરી રહ્યા હતા.[૧૫] તે રાજા કોઈ પણ સ્થાનનો આશ્રય કરીને રહેતા નહોતા, પણ કેવળ વનમાં જ વિચરતા રહેતા હતા. વળી એ બન્ને દેવીઓ તથા સંજય પણ તેમની પાછળ પાછળ વિચર્યા કરતાં હતાં.[૧૬] ત્યારે સંજય સમ–વિષમ પ્રદેશોમાં રાજા ધૃતરાષ્ટ્રનો દોરનારો બન્યો હતો અને નિર્દોષ કુંતા ગાંધારીની આંખરૂપ થઈ હતી.[૧૭] હવે કોઈ એક દિવસે તે બુદ્ધિમાન રાજશ્રેષ્ઠ ગંગાના જળમય પ્રદેશમાં આવી ત્યાં સ્નાન કરીને આશ્રમ તરફ જતા હતા.[૧૮] તેવામાં વાયુ ફૂંકાવા લાગ્યો અને જોતજોતામાં મહાન દાવાનળ સળગી ઊઠ્યો. તે અગ્નિએ ચોતરફથી તે આખા વનને ઝડપી લીધું અને તેને બાળવા માંડ્યું.[૧૯] ત્યાં મૃગોનાં ટોળાં તથા સર્પો ચારે બાજુ બળવા લાગ્યાં અને વરાહોનાં જૂથોએ જળાશયોનો આશ્રય કરવા માંડ્યો.[૨૦] આમ તે વન અગ્નિથી વ્યાપ્ત થઈ ગયું અને મહાન સંકટ આવી પડ્યું. ત્યારે હે રાજન! નિરાહારપણાને લીધે મંદ પડી ગયેલી પ્રાણચેષ્ટાવાળા તે રાજા અને અત્યંત કૃશ થયેલી તારી બન્ને માતાઓ આગળ ચાલવા માટે અસમર્થ થઈ પડ્યાં. પછી અગ્નિને સમીપ આવતો જોઈ વિજયીશ્રેષ્ઠ ધૃતરાષ્ટ્રરાજાએ સૂત સંજયને કહ્યું કે, 'હે સંજય! જ્યાં અગ્નિ તને કેમેય બાળે

નહિ ત્યાં તું ચાલી જા.[૨૧-૨૩] અમે તો અહીં અગ્નિથી ઘેરાઈને પરમ ગતિને પામીશું.' આ સાંભળી વક્તાઓમાં શ્રેષ્ઠ સંજયે ઉદ્વેગ પામીને તેમને કહ્યું કે,[૨૪] 'હે રાજન્! આ તમારું મૃત્યુ અગ્નિને લીધે થાય એમ છે, તેથી તે વૃથા થશે. બીજી બાજુ અગ્નિથી છૂટવામાં કોઈ પણ ઉપાય મારા જોવામાં આવતો નથી.[૨૫] માટે હવે પછી જે કાર્ય કરવાનું હોય તે મને કહેવાને તમે યોગ્ય છો.' સંજયે એમ કહ્યું એટલે પુનઃ તે રાજાએ કહ્યું કે, 'અમે આપમેળે ઘરમાંથી નીકળ્યા છીએ, તેથી આ અમારું મૃત્યુ અમને અનિષ્ટ નથી. જળ, અગ્નિ, વાયુ તથા અનશન આટલી વસ્તુઓ તપસ્વીઓના મૃત્યુને માટે પ્રશંસાપાત્ર ગણાય છે. માટે હે સંજય! તું જા, વિલંબ કર મા.' સંજયને એમ કહીને રાજાએ તેના મનનું સમાધાન કર્યું.[૨૬-૨૮] પછી તે ગાંધારી તથા કુંતાની સાથે પૂર્વ દિશા તરફ મુખ કરીને બેઠા. હવે સંજયે તેમને એ રીતે બેઠેલા જોઈ તેમની પ્રદક્ષિણા કરી. પછી તે બુદ્ધિમાને તેમને કહ્યું કે, 'હે પ્રભુ! તમે યોગધારણા કરો.' એટલે બુદ્ધિમાન ઋષિપુત્ર ધૃતરાષ્ટ્રરાજાએ સંજયના કહેવા પ્રમાણે કર્યું.[૨૯,૩૦] ત્યાં સર્વ ઇંદ્રિયોને રૂંધી તે કાષ્ઠ તુલ્ય થઈ રહ્યા. પછી મહાભાગ્યશાળી ગાંધારી, તારી માતા કુંતા અને તારા પિતા રાજા ધૃતરાષ્ટ્ર દાવાનળથી ઘેરાઈ ગયાં. મહામાત્ર સંજય તો તે દાવાનળમાંથી છૂટી ગયો.[૩૧,૩૨] તેને મેં ગંગાના કાંઠા ઉપર તાપસોથી વીંટાયેલો જોયો હતો. બુદ્ધિમાન તેજસ્વી સંજય તાપસોની રજા લઈને તથા આ સર્વ વૃત્તાંત તેમને જણાવીને ત્યાંથી હિમાલય પર્વત તરફ ચાલી નીકળ્યો હતો. આ પ્રમાણે હે પૃથ્વીપતિ! ઉદાર મનવાળા કુરુરાજ ધૃતરાષ્ટ્ર તથા તારી માતા ગાંધારી અને કુંતા મરણ પામ્યાં છે. હે ભારત! હું દૈવેચ્છાએ ત્યાં જઈ ચડ્યો, ત્યારે મેં એ રાજા તથા દેવી ગાંધારી અને કુંતાનાં શરીરોને જોયાં હતાં. પછી એ તપોવનમાં રાજા ધૃતરાષ્ટ્રના તે મૃત્યુને સાંભળીને સર્વ તપોધનો એકઠા થયા હતા. પણ તેઓ તેમની ગતિ વિષે શોક કરતા ન હતા. હે પુરુષશ્રેષ્ઠ પાંડુપુત્ર! તે સમયે રાજા ધૃતરાષ્ટ્ર અને તે બન્ને દેવીઓ જે રીતે બળી ગયાં હતાં તે વિધિનો આ સર્વ વૃત્તાંત મેં સાંભળ્યો હતો. હે રાજેંદ્ર! આ સંબંધમાં તારે શોક કરવાનો ન હોય; કેમ કે તે રાજા, ગાંધારી અને તારી માતા પોતાની મેળે જ અગ્નિસંયોગને પામ્યાં છે.

વૈશંપાયન બોલ્યા: ધૃતરાષ્ટ્રનું તે મૃત્યુ સાંભળીને સર્વ મહાત્મા પાંડવોને મહાન શોક થયો. વળી હે મહારાજ! ત્યારે અંતઃપુરમાં તથા સર્વ નગરવાસીઓમાં મહાદુઃખજનક આક્રંદ થઈ રહ્યું. રાજા ધૃતરાષ્ટ્રની તે ગતિ સાંભળીને યુધિષ્ઠિર રાજા અત્યંત દુઃખી થઈ ગયા અને 'અહો! ધિક્કાર, ધિક્કાર!' એવી બૂમો પાડવા લાગ્યા. ત્યાં માતાનું સ્મરણ કરીને તે રાજા અને ભીમસેન આદિ સર્વ ભાઈઓ બાહુઓ ઊંચા કરીને પોકે પોકે રડવા લાગ્યા.[૩૩-૪૨] હે મહારાજ! કુંતાને એ રીતે મરણ પામેલી સાંભળીને અંતઃપુરમાં તે સમયે મોટી રોકકળ થઈ રહી.[૪૩] વળી જેમના પુત્રો હણાયા હતા, તે વૃદ્ધ રાજા ધૃતરાષ્ટ્રને તથા તપસ્વિની ગાંધારીને એ પ્રમાણે બળી ગયેલાં સાંભળીને તેઓ સર્વે શોક કરવા લાગ્યા. હે ભારત! લગભગ એક મુહૂર્ત પછી તે રોવું શાંત થયું, ત્યારે ધર્મરાજાએ ધૈર્યથી અશ્રુઓ રોકીને નારદને આવું વચન કહ્યું.[૪૪,૪૫]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત નારદાગમનપર્વમાં 'દાવાગ્નિથી ધૃતરાષ્ટ્ર આદિનો દાહ' નામનો અધ્યાય ૩૭ મો સમાપ્ત

# अध्याय ३८मो
## યુધિષ્ઠિરનો વિલાપ

॥ युधिष्ठिर उवाच ॥

**तथा महात्मनस्तस्य तपस्युग्रे च वर्ततः।**
**अनाथस्येव च वने तिष्ठत्स्वस्मासु बंधुषु ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા : ઉગ્ર તપશ્ચર્યા કરનારા તે મહાત્મા અમે બંધુઓ તરીકે હયાત હોવા છતાં વનમાં અનાથની પેઠે બળી ગયા![1] ખરેખર, હે બ્રહ્મન્! પુરુષોની ગતિ મહાદુઃખથી જાણી શકાય તેવી હોય છે, એમ હું માનું છું; કેમ કે વિચિત્રવીર્યના પુત્ર ધૃતરાષ્ટ્ર પણ આ રીતે વનના અગ્નિથી બળી ગયા![2] જે બાહુશાળી રાજાને સો શ્રીમાન પુત્રો હતા અને જેનામાં દશ હજાર હાથીનું બળ હતું, તે પણ દાવાનળથી બળી ગયા![3] અરેરે, જેમને શ્રેષ્ઠ સુંદરીઓ પૂર્વે પંખાઓથી પવન ઢોળતી હતી, તે રાજા દાવાનળમાં બળી ગયા છે અને તેમને ગીધો પોતાની પાંખોથી પવન ઢોળી રહ્યાં છે![4] જે રાજા પૂર્વે જ્યારે સૂતા હોય ત્યારે ભાટો તથા ચારણોના સ્તુતિપાઠોથી જાગ્રત થતા હતા, તે જ રાજા મારાં પાપી કર્મોને લીધે હમણાં પૃથ્વી પર સૂતા છે![5] જેમના પુત્રો હણાયા છે, તે યશસ્વિની ગાંધારીનો મને શોક થતો નથી; કારણ કે તે પતિવ્રતધર્મમાં સ્થિર રહેનારી હતી, તેથી તે પતિલોકને જ પામી છે.[6] પણ મને તો કુંતાનો જ શોક થાય છે, કેમ કે તેણે પોતાના પુત્રોના મહાપ્રદીપ્ત અને સમૃદ્ધિવાળા ઐશ્વર્યનો ત્યાગ કરી વનવાસને પસંદ કર્યો હતો.[7] હાય! આ અમારા રાજ્યને, બળને, પરાક્રમને, ક્ષાત્રધર્મને તથા અમને પોતાને પણ ધિક્કાર છે! કારણ કે અમે મૂઆ પડ્યા છતાં જીવીએ છીએ. હે દ્વિજવરશ્રેષ્ઠ! કાળની ગતિ ખરેખર અતિસૂક્ષ્મ છે! કેમ કે જે કુંતાએ રાજ્યનો ત્યાગ કરીને વનવાસને પસંદ કર્યો. અરે! યુધિષ્ઠિરની, ભીમસેનની અને અર્જુનની માતા કુંતા અનાથની પેઠે કેમ બળી ગઈ? આવો વિચાર કરતાં હું મૂંઝાઈ જાઉં છું. હું માનું છું કે, અર્જુને ખાંડવવનમાં અગ્નિને વૃથા તૃપ્ત કર્યો હતો; કેમ કે ઉપકારને ભૂલી જઈ તે આજે કૃતઘ્ન બન્યો છે.[8–11] બ્રાહ્મણનો વેષ ધારણ કરી જે ભિક્ષાને માટે આવ્યો હતો, તે ભગવાન અગ્નિએ અર્જુનની માતાને બાળી નાખી![12] અરેરે! ધિક્કાર છે તે અગ્નિને અને ધિક્કાર અર્જુનની સવ્યસાચી શક્તિને! હે ભગવન્! આ તો મને વિશેષ કષ્ટ આપનારું લાગે છે.[13] અરે! કુરુવંશના રાજર્ષિ તથા તપસ્વી એવા તે રાજાને વનના વૃથા અગ્નિનો યોગ થયો.[14] આ આખી પૃથ્વી પર રાજ્ય કરીને પોતાના મંત્રિત પવિત્ર અગ્નિઓ મહાવનમાં હયાત હોવા છતાં તે રાજાનું આવું મૃત્યુ કેમ થયું?[15] હાય! મારા તે પિતા વૃથા અગ્નિ સાથે જોડાઈને મરણ પામ્યા! હું માનું છું કે, અગ્નિનો તે મહાન ભય જ્યારે ઉપસ્થિત થયો હશે, ત્યારે થરથર ધ્રૂજી રહેલી અને કૃશ નાડીઓથી વ્યાપ્ત થયેલી કુંતા 'હા તાત ધર્મરાજ!' એવું આક્રંદ કરી રહી હશે! અરે! ત્યારે તે 'હે ભીમ! આ ભયથી તું અમારું રક્ષણ કર' એવી બૂમો પાડી રહી હશે[16,17] અરેરે! મારી તે માતા દાવાનળથી ચોતરફ ઘેરાઈ ગઈ, છતાં માદ્રીનો વીરપુત્ર સહદેવ પણ એને છોડાવી શક્યો નહિ. અરે! એ સહદેવ તો એને ઘણો ઘણો વહાલો હતો!

યુધિષ્ઠિરનો એ વિલાપ સાંભળીને પાચે પાંડવો દુઃખથી અત્યંત વ્યાકુળ થઈ ગયા અને પ્રલયકાળે જેમ સર્વ પ્રાણીઓ રુદન કરે તેમ તેઓ અન્યોન્યને ભેટીને રુદન કરવા લાગ્યા. તે મહાપુરુષો જ્યારે રુદન કરી રહ્યા હતા, ત્યારે મહેલોના અવકાશભાગમાં રૂંધાયેલાં આકાશ–પૃથ્વી પણ

જાણે પાછળ પાછળ રુદન કરતાં હોય તેમ જણાતું હતું.[૧૮-૨૧]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત નારદાગમન-પર્વમાં 'યુધિષ્ઠિરનો વિલાપ' નામનો અધ્યાય ૩૮ મો સમાપ્ત

## अध्याय ३९ मो

### શ્રાદ્ધદાન

॥ नारद उवाच ॥

**नासौ वृथाग्निना दग्धो यथा तत्र श्रुतं मया ।**
**वैचित्रवीर्यो नृपतिस्तत्ते वक्ष्यामि सुव्रत ॥ १ ॥**

નારદ બોલ્યા : હે સુવ્રત ! વિચિત્રવીર્યના પુત્ર તે ધૃતરાષ્ટ્ર એ વનમાં વૃથા અગ્નિથી બળી ગયા નથી, એમ મેં ત્યાં જ સાંભળ્યું છે. હું તને તે પણ કહું છું.[૧] તે બુદ્ધિમાને વાયુનો આહાર કરતાં જ્યારે વનમાં પ્રવેશ કર્યો ત્યારે જ તેમણે ઇષ્ટિ કરીને અગ્નિઓનો ત્યાગ કર્યો હતો, એમ અમે સાંભળ્યું છે.[૨] પછી હે ભરતશ્રેષ્ઠ ! યાજ્ઞિકો તેમના એ અગ્નિઓને નિર્જન વનમાં મૂકીને પોતપોતાની ઇચ્છાનુસાર ચાલ્યા ગયા હતા.[૩] પાછળથી તે અગ્નિ વનમાં વધી પડ્યો અને તેણે આખા વનને બાળી નાખ્યું, એમ તાપસો કહેતા હતા.[૪] હે ભરતશ્રેષ્ઠ ! મેં તને કહ્યું તે પ્રમાણે એ રાજા ગંગાના તટ ઉપર પોતાના જ અગ્નિની સાથે એકરૂપ થઈ ગયા હતા.[૫] હે નિર્દોષ યુધિષ્ઠિર ! મેં જે મુનિઓને ગંગાના કાંઠા ઉપર જોયા હતા, તેમણે મને એ પ્રમાણે જણાવ્યું હતું.[૬] હે રાજન્ ! આ ઉપરથી નક્કી થાય છે કે, તે રાજા પોતાની મેળે જ અગ્નિ સાથે જોડાઈ ગયા હતા. માટે તું એમનો શોક કર મા. તે પરમ ગતિને જ પામ્યા છે.[૭] વળી હે રાજા ! તારી માતા કુંતા પણ ગુરુ-સેવાના પ્રભાવથી મહાન સિદ્ધિને પામી છે. એમાં મને કંઈ સંશય લાગતો નથી.[૮] હે રાજેંદ્ર ! હવે તારા સર્વ ભાઈઓની સાથે તારે તેમની ઉદક-દાનક્રિયા કરવી જોઈએ, તો તું તે જ કર.[૯]

વૈશંપાયન બોલ્યા : પછી પાંડવશ્રેષ્ઠ મહા-પુરુષ યુધિષ્ઠિરરાજ પોતાના ભાઈઓ તથા સ્ત્રીઓની સાથે નગરમાંથી બહાર નીકળ્યા.[૧૦] ત્યારે નગર-વાસી તથા દેશવાસી મનુષ્યો પણ રાજભક્તિને લીધે માત્ર એક જ વસ્ત્ર પહેરીને ગંગાકિનારે ગયા.[૧૧] પછી તે સર્વ મહાપુરુષોએ જળમાં પ્રવેશ કર્યો અને યુયુત્સુને આગળ કરીને મહાત્મા ધૃત-રાષ્ટ્રને જળપ્રદાન કર્યું.[૧૨] વળી તેમણે નામ તથા ગોત્રનો ઉચ્ચાર કરી ગાંધારી તથા કુંતાને ઉદ્દેશીને પણ વિધિ પ્રમાણે જળપ્રદાન કર્યું. પછી સૂતક દૂર થતાં સુધી તેઓ નગરની બહાર જ રહ્યા.[૧૩] હવે પુરુષશ્રેષ્ઠ યુધિષ્ઠિરે જ્યાં ધૃતરાષ્ટ્રરાજા બળી ગયા હતા ત્યાંના ગંગાકિનારે વિધિને જાણનારા હિતેચ્છુ પુરુષોને મોકલ્યા.[૧૪] આપવાનું હતું તે આપીને રાજાએ તે પુરુષોને આજ્ઞા કરી કે, ત્યાં ગંગાદ્વારમાં જ તેમનાં પ્રેતકૃત્યો કરવાં.[૧૫] બારમે દિવસે તેમને ઉદ્દેશી સ્નાનાદિ શૌચકર્મ કરીને રાજા પાંડવે વિધિ પ્રમાણે દક્ષિણાવાળાં શ્રાદ્ધો કર્યાં.[૧૬] વળી તે રાજાએ ધૃતરાષ્ટ્રને ઉદ્દેશીને સોનું, રૂપું, ગાયો તથા મહાકિંમતી શય્યાઓનાં દાન કર્યાં.[૧૭] તેજસ્વી રાજા યુધિષ્ઠિરે ગાંધારી તથા કુંતાનાં પણ નામો લઈને જુદાં જુદાં ઉત્તમ દાનો આપ્યાં. શયન, ભોજન, વાહન, મણિઓ, રત્નો તથા ધન એમાં જેની જેની જે મનુષ્યને જેટલી ઇચ્છા હતી તેટલું તેને યુધિષ્ઠિર તરફથી મળતું હતું. રાજા યુધિષ્ઠિરે પોતાની બન્ને માતાઓને ઉદ્દેશી વાહનો, શય્યાઓ, ભોગો તથા શણગારેલી દાસી-ઓનાં દાન કર્યાં.[૧૮-૨૦] એ રીતે અનેક પ્રકારનાં શ્રાદ્ધદાનો કર્યા પછી તે રાજાએ હસ્તિનાપુર નગરમાં પ્રવેશ કર્યો.[૨૧] તેવામાં જે પુરુષો રાજાના કહેવાથી ગંગાદ્વાર તરફ ગયા હતા, તેઓ પણ ધૃતરાષ્ટ્ર વગેરેનાં હાડકાં એકઠાં કરી પુનઃ ત્યાં આવી પહોંચ્યા.[૨૨] તેમણે પુષ્પોની માળા તથા

તરેહતરેહના સુગંધી પદાર્થોથી તે હાડકાંઓનું વિધિ પ્રમાણે પૂજન કર્યું અને તેમને ગંગામાં પધરાવ્યાં. પછી તેમણે તે વાત રાજાને જણાવી. હવે હે રાજન્! મહર્ષિ નારદ પણ ધર્માત્મા રાજા યુધિષ્ઠિરને આશ્વાસન આપી પોતાના ઇષ્ટ સ્થાને ચાલ્યા ગયા.[૨૩,૨૪]

આ પ્રમાણે સંગ્રામમાં પુત્રોનું મરણ થયા પછી તે ધૃતરાષ્ટ્રરાજાનાં પંદર વર્ષો હસ્તિનાપુરમાં સંબંધીઓ, સુહૃદો, મિત્રો, ભાઈઓ તથા સ્વજનોને દાન આપતાં આપતાં ગયાં હતાં અને તેમનાં છેલ્લાં ત્રણ વર્ષો વનવાસમાં ગયાં હતાં. પછી રાજા યુધિષ્ઠિર પોતાના સંબંધીઓ તથા બાંધવોના વિનાશને લીધે મનમાં ઉદાસ થઈને એ રાજ્યનું પાલન કરવા લાગ્યા.[૨૫-૨૭]

ઇતિ શ્રીમહાભારતમાં આશ્રમવાસિકપર્વાંતર્ગત નારદાગમનપર્વમાં 'શ્રાદ્ધદાન' નામનો અધ્યાય ૩૯મો સમાપ્ત

## नारदागमनपर्व समाप्त

श्री

॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## १६–मौसलपर्व

॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## १६–मौसलपर्व

### अध्याय १ लो–मौसलपर्व

### મુસળની ઉત્પત્તિ

मंगलाचरणम्-नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥

ભગવાન નારાયણને, નરોત્તમ નરને અને દેવી સરસ્વતીને નમન કરીને 'જય'નું કીર્તન આદરીએ.[1]

वैशंपायन उवाच-षट्त्रिंशेत्वथ संप्राप्ते वर्षे कौरवनंदनः ।
ददर्श विपरीतानि निमित्तानि युधिष्ठिरः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: પોતાને રાજ્યપ્રાપ્તિ થયા પછી છત્રીસમે વર્ષે કૌરવનંદન યુધિષ્ઠિરે વિપરીત નિમિત્તો જોયાં.[1] તે સમયે રેતીને વર્ષનારા રુક્ષ વાયુઓ સુસવાટા કરતા વાવા લાગ્યા, પક્ષીઓ ડાબી બાજુ મંડળાકારે ઘૂમવા લાગ્યાં, ધૂમસથી ઢંકાઈ ગયેલી મોટી મોટી નદીઓ અવળે પ્રવાહે વહેવા લાગી અને અંગારાને વર્ષતાં ઊંબાડિયાં આકાશમાંથી પૃથ્વી પર પડવા લાગ્યાં.[2,3] વળી હે રાજન્! ત્યારે સૂર્યનું મંડળ ધૂળથી ઢંકાઈ ગયું, કિરણોથી રહિત થઈ પડ્યું અને નિત્ય ઉદયકાળે તેમાં મસ્તક વિનાનાં ધડો દેખાવા લાગ્યાં.[4] ત્યારે ચંદ્ર તથા સૂર્યની આસપાસ દારુણ મંડળો દેખાવા લાગ્યાં. તેમનો વર્ણ ત્રણ પ્રકારનો હતો, તેમના છેડા શ્યામ તથા રુક્ષ હતા અને તેમની કાંતિ ભસ્મના જેવી તથા લાલ હતી. હે રાજન્! આ અને આ ઉપ-

ઉપરાંત બીજા અનેક ભયસૂચક તથા હૃદયને ઉદ્વેગ કરનારા ઉત્પાતો એવામાં એકીવારે દેખાવા લાગ્યા.

ત્યારે કુરુરાજ યુધિષ્ઠિરે મુસળને લીધે થયેલો યાદવોનો નાશ સાંભળ્યો, તેમ જ તેમણે શ્રીકૃષ્ણ તથા બળદેવને પણ દેહથી મુક્ત થયેલા સાંભળ્યા. આથી પાંડવ યુધિષ્ઠિરે પોતાના સર્વ ભાઈઓને બોલાવીને કહ્યું કે, 'હવે આપણે શું કરીશું?' બ્રહ્મદંડના બળને લીધે યાદવો અન્યોન્ય સામે લડીને વિનાશ પામ્યા છે, તે સાંભળીને પાંડવો દુઃખી થઈ ગયા.[૫–૯] સમુદ્રના શોષણની પેઠે સારંગપાણિ શ્રીકૃષ્ણના વિનાશને તે વીરોએ સાચો માન્યો નહિ.[૧૦] તે પાંડવો મુસળને લીધે થયેલા તે વિનાશને મનમાં વિચારીને દુઃખ તથા શોકથી ઘેરાઈ ગયા અને ખેદ પામીને નાશ પામેલા સંકલ્પવાળા થઈને બેસી રહ્યા.[૧૧]

જનમેજય બોલ્યા : હે ભગવન્! અંધકો, યાદવો તથા મહારથી ભોજો શ્રીકૃષ્ણના દેખતાં કેવી રીતે વિનાશ પામ્યા?[૧૨]

વૈશંપાયન બોલ્યા : યુધિષ્ઠિરને રાજ્યપ્રાપ્તિ થયા પછી છત્રીસમે વર્ષે યાદવોમાં મહાન અનીતિ વધી પડી; તેથી કાળથી પ્રેરાઈને તેમણે મુસળો વડે એકમેકનો સંહાર કરી નાખ્યો.[૧૩]

જનમેજય બોલ્યા : હે બ્રાહ્મણશ્રેષ્ઠ! તે વીર યાદવોને, અંધકોને તથા ભોજોને કોણે શાપ આપ્યો હતો કે, તેથી તેમનો વિનાશ થયો, આ મને વિસ્તારથી કહો.[૧૪]

વૈશંપાયન બોલ્યા : એક સમયે સારણ વગેરે વીર યાદવકુમારોએ વિશ્વામિત્ર, કણ્વ અને તપોધન નારદને દ્વારકામાં આવેલા જોયા.[૧૫] પછી દૈવદંડને અધીન થયેલા તે કુમારો સાંબને સ્ત્રીના વેશમાં આગળ કરીને, પેલા ઋષિઓ પાસે જઈને બોલ્યા કે,[૧૬] 'પુત્રની ઇચ્છાવાળા મહાતેજસ્વી બભ્રુની આ સ્ત્રી છે. માટે હે ઋષિઓ! તમે સારી રીતે વિચાર કરીને કહો કે, આ સ્ત્રી કોને જન્મ આપશે?[૧૭]

હે રાજન્! તેમણે આ પ્રમાણે કહ્યું, એટલે એ ઠગાઈથી અપમાન પામેલા તે મુનિઓએ તેમને જે પ્રત્યુત્તર આપ્યો હતો, તે તું મારી પાસેથી સાંભળ : 'શ્રીકૃષ્ણનો પુત્ર આ સાંબ યાદવો તથા અંધકોના વિનાશ માટે લોઢાના ભયંકર મુસળનો જન્મ આપશે.[૧૮,૧૯] તે દ્વારા તમે ઉદ્ધત અને ઘાતકી યાદવો ક્રોધાયમાન થઈને બળરામ તથા શ્રીકૃષ્ણ વિના આખા કુળનો નાશ કરશો.[૨૦] શ્રીમાન બળદેવ પોતાના દેહનો ત્યાગ કરી સમુદ્રમાં પ્રવેશ કરશે અને પૃથ્વી પર સૂતેલા મહાત્મા શ્રીકૃષ્ણને 'જરા' નામનો પારધી બાણ વડે વીંધી નાખશે.'[૨૧]

આમ હે રાજન્! તે દુષ્ટાત્મા યાદવકુમારોએ ઠગેલા અને ક્રોધથી લાલચોળ નેત્રોવાળા થયેલા તે મુનિઓ અન્યોન્ય સામે જોઈને બોલ્યા. પછી તે મુનિઓ મનથી શ્રીકૃષ્ણને શરણે ગયા. આ પછી યાદવોના તે વિનાશને જાણનારા બુદ્ધિમાન શ્રીકૃષ્ણે તે શાપવૃત્તાંત સાંભળીને યાદવોને કહ્યું કે, 'આ પ્રમાણેનું આપણું ભવિતવ્ય છે.' આમ કહીને શ્રીકૃષ્ણે તે સમયે નગરમાં પ્રવેશ કર્યો અને જગતના સ્વામી તે ભગવાને કાળને અન્યથા કરવાની ઇચ્છા કરી નહિ. પછી બીજે જ દિવસે સાંબે તે મુસળને જન્મ આપ્યો, અને એ મુસળ વડે યાદવ તથા અંધક કુળના પુરુષો ભસ્મીભૂત થયા હતા. યાદવો તથા અંધકોના વિનાશને માટે સાક્ષાત્ યમદૂત સમાન તે શાપજન્ય ભયંકર મુસળને સાંબે જન્મ આપ્યો, એટલે યાદવોએ તેને ઉગ્રસેન રાજાને અર્પણ કર્યું. હે રાજા! રાજા ઉગ્રસેને તે મુસળનું સૂક્ષ્મ ચૂર્ણ કરાવી નાખ્યું અને તે ચૂર્ણને બીજા પુરુષોએ સમુદ્રમાં ફેંકી પણ દીધું. પછી તે યાદવોએ ઉગ-

સેન, શ્રીકૃષ્ણ, બળરામ તથા મહાત્મા બભ્રુના વચનથી નગરમાં જાહેર કર્યું કે, 'આજથી આરંભી સર્વ યાદવો તથા અંધકોમાંના કોઈએ પણ મદિરાપાન કરવું નહિ; તેમ જ સર્વ નગરવાસીઓએ કદી પણ દારૂ પીવો નહિ. જે પુરુષ અમને જાહેર કરશે કે, અમુક માણસે મદિરાપાન કર્યું છે, તો તેને તેના બાંધવોની સાથે જીવતાં શૂળી પર ચઢાવી દેવામાં આવશે.' ઉત્તમ કર્મ કરનારા બળરામની તે આજ્ઞા સાંભળીને સર્વ મનુષ્યોએ રાજાના ભયથી તે વેળા નિયમ લીધો કે, આપણે મદિરાપાન કરવું નહિ.[૨૨-૩૧]

ઇતિ શ્રીમહાભારતમાં મૌસલપર્વમાં 'મુસળની ઉત્પત્તિ' નામનો અધ્યાય ૧ લો સમાપ્ત

## अध्याय २ जो

### ઉત્પાતદર્શન

॥ वैशम्पायन उवाच ॥

**एवं प्रयतमानानां वृष्णीनामंधकैः सह ।**
**कालो गृहाणि सर्वेषां परिचक्राम नित्यशः ॥१॥**

વૈશંપાયન બોલ્યા : યાદવો અંધકોની સાથે રહીને એ પ્રમાણે પ્રયત્ન કરી રહ્યા હતા, તે વખતે કાળ તે સર્વના ઘરમાં નિત્ય ઘૂમ્યા કરતો હતો.[૧] કરાળ, વિકટ, મુંડ, શ્યામ તથા પિંગટવર્ણો એવો કોઈક પુરુષ તે યાદવોના ઘરમાં પ્રવેશ કરીને કોઈ સ્થળે દેખાતો હતો અને કોઈ સ્થળે દેખાતો ન હતો.[૨] મહાધનુર્ધર યાદવો સેંકડો તથા હજારો બાણોથી તેને મારતા હતા, છતાં તેઓ તેને વીંધી શકતા ન હતા; કેમ કે તે સમયે પ્રાણીમાત્રનો અંતક એવો કાળ જ તે સ્વરૂપે ઘૂમતો હતો.[૩] જેમ જેમ દિવસો જવા લાગ્યા, તેમ તેમ યાદવો તથા અંધકોના વિનાશને માટે રોમાંચજનક મહાદારુણ વાયુઓ વાવા લાગ્યા.[૪] નગરની શેરીઓમાં ઉંદરો વધી પડ્યા અને જ્યાંત્યાં ભાંગેલાં માટીનાં પાત્રો દૃષ્ટિએ પડવા લાગ્યાં. રાત્રિમાં યાદવો જ્યારે સૂઈ જતા હતા, ત્યારે ઉંદરો તેમના કેશોને તથા નખોને કાપી ખાવા લાગ્યા.[૫] તેમનાં ઘરમાં મેનાઓ 'ચીંચીં ચીંચીં' શબ્દ કરવા લાગી અને તે શબ્દ રાત્રિદિવસ બિલકુલ બંધ જ થતો ન હતો. હે ભારત! હંસો ઘુવડોના શબ્દનું અનુકરણ કરવા લાગ્યા અને ઘેટાંઓ તથા બકરાંઓ શિયાળોના જેવા શબ્દો કરવા લાગ્યાં.[૬,૭] ધોળાં અને લાલ પગવાળાં હોલાં વગેરે પક્ષીઓ યાદવો તથા અંધકોનાં ઘરોમાં તે સમયે વિચરવા લાગ્યાં.[૮] એટલું જ નહિ પણ તે વેળા ગાયોમાં ગધેડાં, ખચ્ચરીઓમાં હાથીઓનાં બચ્ચાં, કૂતરીઓમાં બિલાડાં અને નોળિયણોમાં ઉંદરડા ઉત્પન્ન થવા લાગ્યા.[૯] વળી તે સમયે યાદવો પાપકર્મ કરતાં લજાતા ન હતા અને તેઓ બ્રાહ્મણોનો, પિતૃઓનો તથા દેવોનો સુદ્ધાં દ્વેષ કરતા હતા.[૧૦] માત્ર બળરામ અને શ્રીકૃષ્ણ સિવાય બાકીના સર્વ ગુરુઓનું અપમાન કરવા લાગ્યા. ત્યારે પત્નીઓ પતિઓને ઠગવા લાગી અને પતિઓ પત્નીઓને ઠગવા લાગ્યા.[૧૧] પ્રજ્વલિત થયેલો અગ્નિ ડાબી બાજુની શિખા કાઢવા લાગ્યો અને તે કાળી, રાતી તથા મજીઠિયા રંગની એમ જુદી જુદી જ્વાળાઓ પ્રકટ કરવા લાગ્યો.[૧૨] તે નગરીમાં પુરુષો નિત્ય ઉદયકાળે તથા અસ્તકાળે સૂર્યને મસ્તક વિનાનાં ધડોથી વીંટાયેલો વારંવાર જોવા લાગ્યા.[૧૩] હે ભારત! સિદ્ધ (સફાઈવાળાં) રસોડાંઓમાં પણ અત્યંત સંસ્કારયુક્ત કરેલાં અન્નમાં ત્યારે હજારો કીડાઓ દેખાવા લાગ્યા.[૧૪] જે સમયે પુણ્યાહવાચન થઈ રહ્યું હોય અને મહાત્મા પુરુષો જપ જપી રહ્યા હોય, તે સમયે ત્યાં કોઈ દોડી રહ્યું હોય તેમ સંભળાતું હતું; પણ કંઈ પણ દેખવામાં આવતું ન હતું.[૧૫] તે સર્વ યાદવો ગ્રહોની સાથે પરસ્પર અથડાતા નક્ષત્રને વારંવાર જોતા હતા, પણ પોતાના જન્મનક્ષત્રને જોઈ શકત

-ન હતા. યાદવો તથા અંધકોના ઘરમાં જે સમયે પાંચજન્યશંખનો ધ્વનિ થતો હતો, તે સમયે ગધેડાંઓ ભયંકર ઘાંટો કાઢીને ચોતરફ ભોં ભોં કરી મૂકતાં હતાં.[૧૬,૧૭]

આ પ્રમાણે પ્રાપ્ત થયેલા કાળના ફેરફારને તથા તેરસને દિવસે આવેલી અમાવાસ્યાને જોઈને શ્રીકૃષ્ણ યાદવોને આ પ્રમાણે કહેવા લાગ્યા :[૧૮] 'ભારતના યુદ્ધ સમયે ચૌદમી તિથિ જેમ પંદરમી થઈ હતી અને તે દિવસે જેમ ગ્રહણ થયું હતું, તેમ જ હમણાં પણ આપણો વિનાશ કરવા માટે તે તિથિ આવી પહોંચી છે.'[૧૯] આમ કહીને શ્રીકૃષ્ણ વિચારમાં પડી ગયા અને પછી થોડો સમય વિચાર કરીને તે કેશિહંતાએ માન્યું કે, 'તે જ આ છત્રીસમું વર્ષ આવ્યું છે.[૨૦] પુત્રોના શોકથી સંતાપ પામેલી અને બાંધવોના હણાવાથી વ્યાકુળ થયેલી ગાંધારીએ જે વર્ષ કહ્યું હતું, તે જ આ આવી પહોંચ્યું છે.[૨૧] પૂર્વે સૈન્યો જ્યારે ગોઠવાઈ ગયાં હતાં ત્યારે મહાદારુણ ઉત્પાતો જોઈને યુધિષ્ઠિરે જે કહ્યું હતું, તે જ આ આવી પહોંચ્યું છે.'[૨૨] એમ વિચારીને શત્રુદમન શ્રીકૃષ્ણે તેને સત્ય કરવાની ઇચ્છાથી સર્વને તીર્થયાત્રા કરવા નીકળી પડવા આજ્ઞા કરી. પછી શ્રીકૃષ્ણની આજ્ઞાથી રાજપુરુષોએ નગરમાં જાહેર કર્યું કે, હે પુરુષવરો! તમારે સમુદ્રને કિનારે તીર્થયાત્રા કરવા જવું.[૨૩,૨૪]

ઇતિ શ્રીમહાભારતમાં મૌસલપર્વમાં 'ઉત્પાતદર્શન' નામનો અધ્યાય ૨જો સમાપ્ત

## अध्याय ३जो

### કૃતવર્મા વગેરેનો પરસ્પર નાશ

॥ वैशंपायन उवाच ॥

कालो स्त्री पांडुरैर्दंतैः प्रविश्य हसती निशि ।
स्त्रियः स्वप्नेषु मुष्णंती द्वारकां परिधावति ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : કોઈ એક કાળી સ્ત્રી પોતાના શ્વેત દાંતથી હસતી હસતી રાત્રે સ્વપ્નમાં આવીને સ્ત્રીઓના મંગળસૂત્રાદિને ચોરી લેતી દ્વારકામાં ઘૂમવા લાગી.[૧] ભયાનક ગીધો સ્વપ્નમાં અગ્નિહોત્રની શાળાઓમાં તથા રહેવાનાં ઘરોમાં યાદવો તથા અંધકોને ખાવા લાગ્યાં.[૨] મહાભયંકર રાક્ષસો અલંકારો, છત્રો, ધજાઓ તથા કવચોનું હરણ કરતા જોવામાં આવતા હતા.[૩] શ્રીકૃષ્ણને અગ્નિએ આપેલું વજ્રનાભ નામનું જે લોખંડી ચક્ર હતું, તે યાદવોના દેખતાં તે વેળા આકાશમાં ચાલ્યું ગયું.[૪] સૂર્ય સમાન તેજસ્વી અને દિવ્ય એવા રથને જોડેલા મન સમાન વેગવાળા ચાર ઉત્તમ ઘોડાઓ રથને લઈને દારુકના દેખતાં સમુદ્રની સપાટી પર ચાલ્યા ગયા.[૫] જે મહાન ધ્વજોની બળરામ તથા શ્રીકૃષ્ણ સારી રીતે પૂજા કરતા હતા, તે તાલ અને સુપર્ણ નામના મહાધ્વજોને અપ્સરાઓ ઊંચે હરી ગઈ અને તેઓ યાદવોને રાત્રિદિવસ કહેવા લાગી કે, તમે તીર્થયાત્રા કરવા જાઓ.[૬]

પછી તે વેળા યાદવો તથા અંધકોના મહારથી મહાપુરુષોએ અંતઃપુરોની સાથે તીર્થયાત્રાએ જવાની ઇચ્છા કરી.[૭] હવે તે અંધકો તથા યાદવોએ જાતજાતનાં ભક્ષ્ય, ભોજ્ય, પીણાં, મધ તથા માંસ અનેક રીતે તૈયાર કરાવ્યાં.[૮] આ પછી તીક્ષ્ણ તેજવાળા શ્રીમાન સૈનિકગણો વાહનો, ઘોડાઓ તથા હાથીઓને સાથે લઈ નગરની બહાર નીકળ્યા.[૯] પછી સ્ત્રીઓ સહિત યાદવો પુષ્કળ ખાનપાનને સાથે લઈ પ્રભાસમાં (સમુદ્રકિનારે) યથાયોગ્ય પ્રદેશે તંબૂઓ નાખી રહ્યા.[૧૦] એ રીતે સમુદ્રની સમીપ તે વીર યાદવોને રહેલા જોઈ યોગવેત્તા અને મોક્ષપંડિત ઉદ્ધવ તેમની રજા લઈને ત્યાંથી ચાલી નીકળ્યા. આમ બે હાથ જોડી પ્રણામ કરીને મહાત્મા ઉદ્ધવ ચાલ્યા ગયા, ત્યારે શ્રીકૃષ્ણે યાદવોના વિનાશને

અપી જઈ તેમને રોકવાની ઇચ્છા કરી નહિ.[૧૧,૧૨] પછી કાળથી ઘેરાઈ રહેલા તે યાદવોએ તથા અંધક મહારથીઓએ પણ પોતાના તેજથી આકાશ–પૃથ્વીને વ્યાપ્ત કરી દઈ ચાલ્યા જતા એ ઉદ્ધવ તરફ દૃષ્ટિ કરી.[૧૩] પછી તે મહાત્માઓએ જે અન્નને બ્રાહ્મણોને માટે તૈયાર કર્યું હતું, તેને તેમણે મદિરા મેળવીને વાનરોને આપી દીધું.[૧૪] આમ પ્રભાસક્ષેત્રમાં નિવાસ કર્યા પછી મહાપ્રખર તેજવાળા તે યાદવોમાં મદિરાપાન ચાલુ થયું. તે સમયે ત્યાં સેંકડો વાદિત્રોનો શબ્દ થવા લાગ્યો અને સંખ્યાબંધ નટો તથા નર્તકો નાચવા લાગ્યા.[૧૫] ત્યાં બળરામે, કૃતવર્માએ, સાત્યકિએ, ગદે તથા બભ્રુએ પોતે શ્રીકૃષ્ણની સમીપ મદ્યપાન કરવા માંડ્યું. પછી મદથી ઉત્કટ બનેલા સાત્યકિએ સભાની વચ્ચે કૃતવર્માની હાંસી તથા અવગણના કરીને કહેવા માંડ્યું કે,[૧૬,૧૭] અહ્યા આ હાર્દિક્ય! એવો કયો ક્ષત્રિય પોતે માર્યો જતો હોય તોપણ મૃત્યુ પામેલાઓની પેઠે નિદ્રાવશ થયેલાઓનો વધ કરે? ખરેખર, તેં જે કર્મ કર્યું છે તેને યાદવો સાંખી શકે તેમ નથી.[૧૮*]

સાત્યકિએ આમ કહ્યું એટલે રથીશ્રેષ્ઠ પ્રદ્યુમ્ને તેના વચનની પ્રશંસા કરી અને કૃતવર્માનું અપમાન કર્યું.[૧૯] પછી અત્યંત ક્રોધાયમાન થયેલો કૃતવર્મા પોતાના જમણા હાથથી સાત્યકિના કર્મને જાણે અપમાનપૂર્વક દર્શાવતો હોય તેમ બોલી ઊઠ્યો કે,[૨૦] 'કપાઈ ગયેલા બાહુવાળો ભૂરિશ્રવા યુદ્ધમાં જ્યારે અનશનવ્રત લઈને બેસી ગયો હતો, ત્યારે વીર હોવા છતાં તેં ઘાતકીએ તેનો કેમ વધ કર્યો હતો?'[૨૧]

તેનું એ વચન સાંભળીને શત્રુવીરોને સંહારનારા શ્રીકૃષ્ણે કોપાયમાન થઈને ક્રોધભરેલી વક્રદૃષ્ટિથી તેની સામે જોયું.[૨૨] એ સમયે સાત્યકિએ સત્રાજિતના સ્યમંતક નામના મણિની કથા શ્રીકૃષ્ણને કહી સંભળાવી.[૨૩] તે સાંભળીને સત્યભામા અત્યંત કોપી ઊઠ્યાં. શ્રીકૃષ્ણને કોપાવવા માટે તે રડતાં રડતાં તેમના ખોળામાં જઈ પડ્યાં.[૨૪] ત્યાં સાત્યકિ ક્રોધે ભરાઈ એકદમ ઊભો થઈ બોલી ઊઠ્યો કે, 'હું સત્યના સોગંદ ખાઈને કહું છું કે, દ્રૌપદીના પાંચ પુત્રો, ધૃષ્ટદ્યુમ્ન તથા શિખંડી વગેરેને માર્ગે જવાને હું હમણાં જ તૈયાર છું. પણ હે સુંદર કટિવાળી સત્યભામા! જે દુરાત્માએ અશ્વત્થામાને સહાય આપીને રાત્રિમાં નિદ્રાવશ થયેલા પાંડવયોદ્ધાઓનો સંહાર કર્યો છે, તે આ પાપી કૃતવર્માનું આયુષ્ય અને યશ આજે ખૂટી ગયાં છે.'[૨૫-૨૭] એમ કહીને કોપેલો સાત્યકિ શ્રીકૃષ્ણની સમીપ જ એકદમ દોડી ગયો અને તેણે કૃતવર્માનું મસ્તક કાપી નાખ્યું.[૨૮] તેમ જ બીજાઓનો પણ ચોતરફ તેણે સંહાર કરવા માંડ્યો. તે સમયે શ્રીકૃષ્ણ તેને અટકાવવા માટે દોડ્યા.[૨૯] પણ ત્યાં તો હે મહારાજ! કાળક્રમથી પ્રેરાયેલા સર્વ ભોજોએ તથા અંધકોએ એકત્ર મળી સાત્યકિને ચોતરફથી ઘેરી લીધો.[૩૦] મહાતેજસ્વી શ્રીકૃષ્ણે તેમને ક્રોધાવેશમાં વેગપૂર્વક ધસી આવતા જોયા, પણ કાળના ફેરફારને જાણીને તેમણે ક્રોધ કર્યો નહિ.[૩૧] કાળધર્મથી પ્રેરાયેલા તે યાદવો તો મદ્યપાનના મદથી ઘેરાઈ જઈને સાત્યકિને ઉચ્છિષ્ટ પાત્રોથી મારવા લાગ્યા.[૩૨] એ રીતે તેમણે સાત્યકિને મારવા માંડ્યો, ત્યારે રુક્મિણીપુત્ર પ્રદ્યુમ્ન કોપી ઊઠ્યો અને સાત્યકિને છોડાવવા માટે તત્કાળ આવી પહોંચ્યો.[૩૩] પ્રથમ તો એકલો સાત્યકિ જ ભોજવંશીઓ તથા અંધકવંશીઓની સાથે યુદ્ધ કરી રહ્યો હતો, પણ પાછળથી બાહુ-

* આ શ્લોકમાં સાત્યકિ એમ કહેવા માગે છે કે, ઓ કૃતવર્મા! ભારતયુદ્ધને અંતે રાત્રે નિદ્રાવશ થયેલા ધૃષ્ટદ્યુમ્ન આદિ પાંડવ સૈનિકોનો નાશ કરનારા દ્રોણપુત્ર અશ્વત્થામાને તેં સહાય કરી. તે તારું કર્મ ક્ષત્રિયને માટે અયોગ્ય જ ગણાય.

બળશાળી તે બન્ને વીરો તેમની સાથે યુદ્ધ કરવા લાગ્યા.[૩૪] પરંતુ પેલા લોકો ઘણા હતા તેથી સાત્યકિ અને પ્રદ્યુમ્ન શ્રીકૃષ્ણના દેખતાં માર્યા ગયા. હવે યદુનંદન શ્રીકૃષ્ણે સાત્યકિને તથા પોતાના પુત્રને હણાયેલો જોઈને એરક* નામના ઘાસને એક મુઠીમાં કોપથી ગ્રહણ કર્યું એટલે તે ઘાસ વજ્ર જેવું ભયંકર લોહમુસળ બની ગયું.[૩૫,૩૬] શ્રીકૃષ્ણે તે વડે જેઓ જેઓ પોતાની સામે થયા તેમને મારી નાખ્યા. પછી હે રાજન્! અંધકો, ભોજકો તથા શિનિવંશના યાદવો પણ કાળથી પ્રેરાઈને તે મુસળો વડે અન્યોન્યને મારવા લાગ્યા. હે વિભુ! તેમનામાંનો જે કોઈ કોપાયમાન થઈને એ એરકને ઝાલતો, એટલે તે જ ક્ષણે તે ઘાસ વજ્ર જેવું થઈ ગયું હોય તેમ જણાતું હતું. એટલું જ નહિ પણ તે પ્રદેશનું બીજું ઘાસ પણ મુસળરૂપ થયેલું જ દેખાવા લાગ્યું.[૩૭-૩૯] હે રાજા! તારે જાણવું કે, તે સર્વ કેવળ બ્રહ્મદંડને લીધે જ થયું હતું. તેઓ ગમે તે ઘાસ અન્યોન્ય સામે ફેંકતા હતા અને તે અવધ્યનો પણ વધ કરતું તથા વજ્રના જેવું દૃઢ મુસળરૂપ થઈ જતું દેખાતું હતું. હે ભારત! તે સમયે પિતા પુત્રનો વધ કરતો હતો અને પુત્ર પિતાનો વધ કરતો હતો.[૪૦,૪૧] અગ્નિમાં જેમ પતંગિયાં પડે તેમ તે કુકુરો તથા અંધકો અન્યોન્ય સામે યુદ્ધ કરીને ત્યાં પડતા હતા.[૪૨] પોતાના પર માર પડતો હતો, છતાં તેમનામાંના કોઈને પણ ત્યાંથી નાસી જવાની બુદ્ધિ થતી ન હતી. તે વેળા મહાબાહુ મધુસૂદન કાળના પલટાને જાણીને હાથમાં મુસળ લઈ તે યુદ્ધને જોતા હતા. તેવામાં હે ભારત! સાંબને, ચારુદેષ્ણને, પ્રદ્યુમ્નને, અનિરુદ્ધને તથા ગદને [મરણ] પામેલા જોઈ એ માધવને ક્રોધ ચઢી ગયો; [અને] શાર્ઙ્ગ, ચક્ર તથા ગદાને ધારણ કરનારા તે [શ્રીકૃષ્ણે] યાદવોનો છેક સંહાર જ કરી નાખ્યો. મહાતે[જસ્વી] દાશાર્હ–શ્રીકૃષ્ણ એ રીતે નાશ કરી રહ્યા હ[તા તે] સમયે શત્રુનગરને જીતનારા મહાતેજસ્વી [બભ્રુ] તથા દારુકે તેમને જે કહ્યું હતું, તે તું સાં[ભળ]: 'હે ભગવન્! તમે લગભગ સર્વ પુરુષોને [મારી] નાખ્યા છે, માટે હવે તો તમે બળરામની તપાસ [કરવા] ચાલો, તે જ્યાં હોય ત્યાં આપણે જઈએ.'[૪૩]

ઇતિ શ્રીમહાભારતમાં મૌસલપર્વમાં 'કૃતવર્મા આ[દિનો] પરસ્પર નાશ' નામનો અધ્યાય ૩જો સમાપ્ત

## अध्याय ४थो

### શ્રીકૃષ્ણનું સ્વધામગમન

॥ वैशंपायन उवाच ॥

ततो ययुर्दारुकः केशवश्च
बभ्रुश्च रामस्य पदं पतंतः ।
अथापश्यन् राममनंतवीर्यं
वृक्षे स्थितं चिंतयानं विविक्ते ॥१॥

વૈશંપાયન બોલ્યા : પછી દારુક, શ્રીકૃષ્ણ [અને] બભ્રુ બળરામની શોધમાં ચાલ્યા, એટલે તે[મણે] એક વૃક્ષ નીચે એકાંતમાં બેસીને કંઈક વિચા[ર] કરી રહેલા બળરામને જોયા.[૧] હવે મહાનુભ[ાવ] બળરામને મળીને શ્રીકૃષ્ણે દારુકને આજ્ઞા [કરી] કે, 'તું અહીંથી તરત કુરુદેશમાં જા [અને] યાદવોના થયેલા આ મહાન નાશ વિશે અર્જુ[ન]ને ખબર આપ.[૨] એટલે તે અર્જુન યાદવો[ને] બ્રાહ્મણોના શાપથી મરણ પામેલા સાંભ[ળી] સત્વર અહીં આવે.' શ્રીકૃષ્ણે આ પ્રમાણે આજ્ઞા કરી, એટલે દારુક વિકળ ચિત્તે કુરુદેશ તર[ફ] ચાલી નીકળ્યો. દારુકના ગયા પછી શ્રીકૃષ્[ણે] બભ્રુને પોતાની સમીપ જોઈને તેને આ વચ[ન] કહ્યું : 'તું સ્ત્રીઓનું રક્ષણ કરવા માટે સત્વર જા

* એરક ઘાસને ગુજરાતી ભાષામાં પાન કહે છે. હાલમાં પણ પ્રભાસપાટણ પાસે સરસ્વતી નદીના કિનારા ઉપર આ ઘાસ ઊગે છે. આ ઘાસ બેધારી તરવારના જેવું બન્ને તરફ ધારવાળું હોય છે.

એટલે ચોર લોકો ધનના લોભથી તેમનો નાશ ન કરે.[3,4] શ્રીકૃષ્ણની એ આજ્ઞા થતાં મદથી આતુર બનેલો અને સંબંધીઓના વધથી વિહ્વળ થયેલો બભ્રુ ત્યાંથી ચાલવા મંડ્યો. આમ કૃષ્ણની સમીપ વિશ્રાંતિ લઈને ચાલી નીકળેલો અને બ્રાહ્મણનો શાપ પામેલો તે બભ્રુ એકલો પડ્યો, ત્યાં તો કોઈ શિકારીના કુહાડાએ વળગેલા મોટા મુસળે તેને વાઢી નાખ્યો. બભ્રુને એ રીતે મરણ પામેલો જોઈને ઉગ્ર તેજવાળા શ્રીકૃષ્ણે પોતાના મોટા ભાઈ બળરામને કહ્યું કે,[5,6] 'હે બળરામ! તમે અહીં જ મારી રાહ જોજો. એટલામાં હું સર્વ સ્ત્રીઓને આપણા સંબંધીઓને સોંપી આવું.' પછી શ્રીકૃષ્ણે દ્વારકામાં આવી પોતાના પિતાને કહ્યું કે,[7] 'જ્યાં સુધી અર્જુન આવે ત્યાં સુધી તમે આપણી સમગ્ર સ્ત્રીઓનું રક્ષણ કરજો. બળરામ વનમાં મારી રાહ જોઈ રહ્યા છે, માટે હું તેમને મળવા જાઉં છું.[8] મેં આ યાદવોનો તથા પૂર્વે શ્રેષ્ઠ કુરુરાજાઓનો વિનાશ જોયો છે, તેથી યાદવો વિનાની થયેલી આ યદુપુરીને જોવાને હવે હું સમર્થ નથી.[9] હવે હું બળરામની સાથે વનમાં જઈને તપશ્ચર્યા કરીશ.' આ પ્રમાણે પોતાના પિતાને કહીને શ્રીકૃષ્ણ તેમના ચરણમાં મસ્તક નમાવીને ઉતાવળા ઉતાવળા ત્યાંથી ચાલી નીકળ્યા.

પછી એ દ્વારકા નગરીમાં સ્ત્રીઓ તથા બાળકોનું મહાન આક્રંદ થઈ રહ્યું; એટલે શ્રીકૃષ્ણ વિલાપ કરતી સ્ત્રીઓના રુદનને સાંભળીને પાછા ફર્યા અને તેમને કહેવા લાગ્યા કે,[10,11] 'પુરુષશ્રેષ્ઠ અર્જુન આ નગરીમાં આવીને તમને દુઃખમુક્ત કરશે.' આમ કહીને શ્રીકૃષ્ણ વનમાં ગયા અને તે સ્થળે એકાંતમાં બેઠેલા બળરામને મળ્યા.[12] ત્યાં આવીને શ્રીકૃષ્ણે જોયું તો યોગયુક્ત થયેલા બળરામના મુખમાંથી શ્વેતવર્ણનો એક મહાન સર્પ બહાર નીકળ્યો અને તે મહાપ્રતાપી સર્પ તેમના દેખતાં જ મહાસમુદ્રમાં ચાલ્યો ગયો.[13] તે સર્પ એક હજાર મસ્તકવાળો (શેષનાગ) હતો, તેનું શરીર પર્વતના જેવું લાંબું–પહોળું હતું અને તેનું મુખ લાલ હતું. આમ એ સર્પ પોતાના માનુષી શરીરનો ત્યાગ કરી સમુદ્રમાં ગયો, એટલે સમુદ્રે, દિવ્ય નાગોએ તથા પવિત્ર નદીઓએ ઉત્તમ પ્રકારે તેનું સ્વાગત કર્યું.[14] હે રાજન! કર્કોટક, વાસુકિ, તક્ષક, પૃથુશ્રવા, અરણ, કુંજર, મિશ્રશંખ, કુમુદ, પુંડરીક, મહાત્મા નાગ, ધૃતરાષ્ટ્ર, હ્રાદ, ક્રાથ, ઉગ્ર તેજસ્વી શિતિકંઠ, નાગ ચક્રમંદ, અતિષંડ, નાગશ્રેષ્ઠ દુર્મુખ, અંબરીષ અને વરુણરાજા પોતે બળરામના મુખમાંથી નીકળેલા તે સર્પની સામા આવ્યા, તેને સ્વાગત વચનથી અભિનંદન આપવા લાગ્યા અને અર્ઘ્ય-પાદ્ય આદિ ક્રિયાઓથી તેમની પૂજા કરવા લાગ્યા.

આ પ્રમાણે પોતાના ભાઈ ચાલ્યા ગયા, એટલે પછી દિવ્ય દૃષ્ટિથી સર્વ ગતિઓને જાણનારા મહાતેજસ્વી શ્રીકૃષ્ણ વિચાર કરતા કરતા શૂન્ય વનમાં વિચરવા લાગ્યા અને છેવટે પૃથ્વી પર બેસી ગયા. ત્યારે ગાંધારીએ પૂર્વે તેમને જે વાક્ય કહ્યું હતું, તે સઘળું તેમના મનમાં હતું અને તે તેમણે ફરી સંભાર્યું. વળી ત્યાં દુર્વાસાએ પોતાના શરીર પર ઉચ્છિષ્ટ દૂધપાકનું લેપન કર્યું હતું ત્યારે તેમણે તેમને જે વચનો કહ્યાં હતાં તેનું તેમને સ્મરણ થઈ આવ્યું. ત્યાં તે મહાનુભાવે અંધકો, યાદવો તથા કુરુઓના નાશનો વિચાર કરતાં માન્યું કે, 'હવે સ્વધામગમનનો સમય થઈ ચૂક્યો છે.' પછી તેમણે ઇંદ્રિયોનો નિરોધ કર્યો. પોતે દેવ હતા તથા સમગ્ર તત્ત્વાર્થને જાણનારા હતા, છતાં ત્રણે લોકોની સ્થિતિનું અને મહર્ષિ આત્રેય(દુર્વાસા)ના વચનનું પાલન કરવા માટે તે ભગવાને મૃત્યુને અધીન થવાની ઇચ્છા કરી. ભગવાન શ્રીકૃષ્ણ ઇંદ્રિયો, વાણી તથા

મનને વશ કરીને ત્યાં મહાયોગનો આશ્રય કરી સૂતા. તેવામાં જરા નામનો એક ઉગ્ર પારધી મૃગોની શોધ કરતો કરતો ત્યાં આવી પહોંચ્યો. તે મૃગાસક્ત પારધીએ યોગયુક્ત થઈને શયન કરી રહેલા શ્રીકૃષ્ણને પગમાં બાણ મારીને વીંધી નાખ્યા અને તે તેને પકડવાની ઇચ્છાથી ઉતાવળથી તેમની સમીપ આવ્યો. ત્યાં તો, પારધીએ મૃગને બદલે ત્યાં પીતાંબરધારી, અનેક બાહુઓવાળા અને યોગયુક્ત એવા પરમપુરુષ શ્રીકૃષ્ણને જોયા.[૧૫-૨૩] પછી તે જરા પારધી પોતાને અપરાધી માનીને શ્રીકૃષ્ણના ચરણ ગ્રહણ કરવા લાગ્યો; પણ મહાત્મા શ્રીકૃષ્ણે તેને આશ્વાસન આપ્યું અને એજ સમયે પોતાના તેજ વડે આકાશ–પૃથ્વીને વ્યાપ્ત કરી દઈ ઊર્ધ્વલોકમાં (સ્વધામમાં) ગમન કર્યું.[૨૪] તે ભગવાન જ્યારે સ્વર્ગમાં ગયા, ત્યારે ઇંદ્ર, અશ્વિનીકુમારો, રુદ્રો, આદિત્યો, વસુઓ, વિશ્વેદેવતાઓ, મુનિઓ, સિદ્ધો, અપ્સરાઓ અને ગંધર્વો તેમની સામા આવ્યા.[૨૫] આમ હે રાજન્! ઉગ્રતેજવાળા, જગતના ઉત્પાદક, અવિનાશી અને યોગાચાર્ય મહાત્મા ભગવાન નારાયણ આકાશ–પૃથ્વીને પોતાની શોભા વડે વ્યાપ્ત કરી દઈને પોતાના અતુલ સ્થાનમાં સિધાવ્યા.[૨૬] તે સમયે હે રાજન્! ભગવાન કૃષ્ણ દેવો, ઋષિઓ તથા ચારણમુનિઓને મળ્યા અને શ્રેષ્ઠ ગંધર્વો, ઉત્તમ અપ્સરાઓ, સિદ્ધો તથા સાધ્યોએ નમ્ર થઈને તેમની પૂજા કરી.[૨૭] વળી હે રાજન્! તે ઈશ્વરને દેવોએ તથા ઇંદ્રે અભિનંદન આપ્યું, મોટા મોટા મુનિઓએ ઋચાઓ વડે તેમનું પૂજન કર્યું અને ગંધર્વો પ્રીતિપૂર્વક તેમનું સ્તુતિગાન કરતા તેમની સન્મુખ ઊભા રહ્યા.[૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં મૌસલપર્વમાં 'શ્રીકૃષ્ણનું સ્વધામગમન' નામનો અધ્યાય ૪મો સમાપ્ત

# अध्याय ५ मो

## દ્વારકામાં અર્જુન

॥ वैशंपायन उवाच ॥

दारुकोऽपि कुरुन् गत्वा दृष्ट्वा पार्थान् महारथान् ।
आचष्ट मौसले वृष्णीनन्योन्येनोपसंहृतान् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: બીજી તરફ દારુક પણ કુરુદેશમાં જઈને મહારથી પાંડવોને મળ્યો અને તેણે 'બ્રહ્મદંડરૂપ મુસળને લીધે યાદવોનો માંહોમાંહે સંહાર થયો હતો' એ વાત તેમને કહી.[૧] ભોજ, અંધક તથા કુકુરવંશ સહિત યાદવોને વિનાશ પામેલા સાંભળીને પાંડવો શોકથી સંતાપ પામ્યા અને મનમાં અત્યંત ભયભીત થયા.[૨] પછી શ્રીકૃષ્ણનો પ્રિય સખા અર્જુન 'ખરેખર, એ યાદવકુળ નથી જ' એમ બોલ્યો અને પાંડવોની રજા લઈને મામા (વસુદેવને) મળવા માટે નીકળી પડ્યો.[૩] દારુકની સાથે તે યાદવોના નિવાસસ્થાનમાં જઈ પહોંચ્યો. હે પ્રભુ! ત્યાં તે વીરે દ્વારકાને મરણ પામેલા પતિની વિધવા સ્ત્રી જેવી જોઈ.[૪] તે નગરીમાં પૂર્વે જે સ્ત્રીઓ લોકનાથ શ્રીકૃષ્ણથી નાથવંતી હતી, તે ત્યારે અનાથ થઈ પડી હતી અને પોતાના રક્ષક અર્જુનને જોઈને પોકે પોકે રડવા લાગી.[૫] તે વેળા શ્રીકૃષ્ણની હજાર સ્ત્રીઓમાં અર્જુનને આવેલો જોઈને મહાન આક્રંદ થઈ રહ્યું.[૬] અર્જુન પણ શ્રીકૃષ્ણથી અને પોતાના પુત્રોથી રહિત થઈ પડેલી સ્ત્રીઓને જોતાં જ અશ્રુઓથી ઢંકાઈ ગયેલાં નેત્રોવાળો થઈ ગયો અને તેમની સામે જોવાને પણ સમર્થ થયો નહિ.[૭] પૂર્વે દ્વારકારૂપી નદી યાદવો તથા અંધકરૂપી જળથી ભરપૂર હતી, ઘોડાઓરૂપી માછલાંવાળી હતી, રથોરૂપી ત્રાપાઓવાળી હતી, વાદિત્રો તથા રથોની ગર્જનાઓથી ગાજી રહી હતી અને મકાનોમાં આવેલાં જળાશયોરૂપી મોટા ધરાઓવાળી હતી. તે રત્નોરૂપી શેવાળના સમુદાયવાળી હતી,

હીરાજડિત કિલ્લારૂપ માળવાળી હતી, શેરીઓરૂપી પ્રવાહમાં પડી રહેલી જળની ઘૂમરીઓવાળી હતી, ચૌટાંઓરૂપી શાંત ધરાઓવાળી હતી અને તે રામ તથા કૃષ્ણરૂપી મોટા ઝૂંડાવાળી હતી. તેજ દ્વારકા-નદી અત્યારે કાળના સપાટામાં સપડાઈ હતી અને ભયંકર વૈતરણીનદીની ઉપમાને પાત્ર થઈ શ્રેષ્ઠ યાદવોથી રહિત થઈ પડી હતી. આમ બુદ્ધિમાન ઇંદ્રનંદન અર્જુને તેને શિશિરઋતુમાં શોભારહિત થયેલી અને આનંદવિનાની જણાતી તળાવડીના જેવી જ જોઈ.[૮-૧૧] અર્જુન તે દ્વારકા તથા શ્રીકૃષ્ણની તે સ્ત્રીઓને જોઈને આંસુ ઢાળતો ધરણી પર ઢળી પડ્યો.[૧૨] પછી હે રાજા ! સત્રાજિતની પુત્રી સત્યભામા તથા રુક્મિણી આદિ સ્ત્રીઓ અર્જુન પાસે આવીને તેને વીંટાઈ વળી અને મોટેથી રડવા લાગી.[૧૩] હવે મહાત્મા અર્જુનને ઊભો કરી તેમણે તેને સુવર્ણના પાટલા પર બેસાડ્યો અને પોતે કંઈ પણ બોલ્યાચાલ્યા વિના ઊભી રહી.[૧૪] એટલે પાંડુનંદન અર્જુને શ્રીકૃષ્ણની સ્તુતિ કરીને તથા તેમના સંબંધની કેટલીએક કથાઓ કહીને તે સ્ત્રીઓને આશ્વાસન આપ્યું અને પછી તે પોતાના મામાને મળવા ગયો.[૧૫]

ઇતિ શ્રીમહાભારતમા મૌસલપર્વમાં 'અર્જુનનું દ્વારકામા આવવું' નામનો અધ્યાય ૫ મો સમાપ્ત

## अध्याय ६ ठ्ठो

### અર્જુન અને વસુદેવનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

तं शयानं महात्मानं वीरमानकदुंदुभिम् ।
पुत्रशोकेन संतप्तं ददर्श कुरुपुंगवः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : કુરુશ્રેષ્ઠ અર્જુને પુત્રના શોકથી સંતાપ પામેલા વીર મહાત્મા વસુદેવને સૂતેલા જોયા.[૧] પછી હે ભારત ! વિશાળ વક્ષઃસ્થળવાળા, આંસુભરી આંખવાળા અને અત્યંત વિહ્વળ થયેલા મહાબાહુ પૃથાનંદને તે દુઃખી વસુદેવના ચરણને ગ્રહણ કર્યા.[૨] મહાબાહુ વસુદેવે પોતાના ભાણેજ અર્જુનના મસ્તકને સૂંઘવાની ઇચ્છા કરી; પણ હે શત્રુહંતા રાજા ! શોકને લીધે તેમનાથી એ બની શક્યું નહિ.[૩] માત્ર તે મહાબાહુ વૃદ્ધે અર્જુનને પોતાની બન્ને ભુજાઓ વડે આલિંગન આપ્યું. પછી અત્યંત વિહ્વળ થઈ જઈને તેમણે રડતાં રડતાં પોતાના સર્વ પુત્રોનું સ્મરણ કર્યું અને ભાઈઓનો, પુત્રોનો, પૌત્રોનો, દૌહિત્રોનો તથા મિત્રોનો વિલાપ કરવા માંડ્યો.

વસુદેવ બોલ્યા : ઓ અર્જુન ! જેમણે રાજાઓને તથા સેંકડો દૈત્યોને જીતી લીધા હતા, તેમને પ્રથમ જોઈને હમણાં હું જોઈ શકતો નથી. છતાં મહાકઠિન મરણવાળો હું હજુ જીવી રહ્યો છું ! હે અર્જુન ! જે બન્ને તારા પ્રિય શિષ્ય હતા અને સદા તારા ઘણા જ માનીતા હતા, તે પ્રદ્યુમ્ન અને સાત્યકિની અનીતિને લીધે જ યાદવો વિનાશ પામ્યા છે. હે કુરુશ્રેષ્ઠ અર્જુન ! જે પ્રદ્યુમ્ન અને સાત્યકિ યાદવવીરોમાં અતિરથી મનાતા હતા, જે બન્નેને તું હરકોઈ વાતમાં વખાણ્યા કરતો હતો અને જેઓ શ્રીકૃષ્ણના પ્રીતિપાત્ર હતા, તે બન્ને જણા યાદવોના નાશનું મુખ્ય કારણ બન્યા છે. હે અર્જુન ! હું સાત્યકિની, કૃતવર્માની કે સૌમ્ય પ્રદ્યુમ્નની નિંદા કરતો નથી; કેમ કે આમાં શાપ જ કારણભૂત છે. જે જગતપ્રભુ કૃષ્ણે કેશીને, કંસને, બળગર્વિષ્ઠ શિશુપાલને, ભીલપુત્ર એકલવ્યને, કલિંગ, મગધ તથા ગાંધારદેશના રાજાઓને, કાશીરાજને, મરુભૂમિના રાજાઓને અને પૂર્વના, દક્ષિણના તથા પર્વત પ્રદેશના રાજાઓને પણ પરાક્રમ કરીને માર્યા હતા, તે મધુસૂદને યાદવોની અનીતિથી જ આ વંશનાશની ઉપેક્ષા કરી છે. તું, નારદ અને મુનિઓ તે સનાતન દેવને અપાપ, અચ્યુત અને ગોવિંદ તરીકે જાણો છો. તે અધોક્ષજ ભગવાને આ સંબંધીઓનો નાશ જોયો, છતાં મારા તે પુત્રે

પોતે જ તેની ઉપેક્ષા કરી; કેમ કે હે શત્રુતાપન
અર્જુન! તે જગત્પ્રભુને ગાંધારીનાં તથા ઋષિઓનાં
વચનને અસત્ય કરવાની ઇચ્છા ન હતી. હે શત્રુ-
તાપન! આ વાત તો તને પોતાને પણ પ્રત્યક્ષ
થયેલી છે કે, અશ્વત્થામાએ તારા પૌત્રને મારી
નાખ્યો હતો, છતાં શ્રીકૃષ્ણના તેજથી પુનઃ તે જીવતો
થયો હતો. ખરેખર, તારા એ મિત્રને પોતાના આ
સંબંધીઓની રક્ષા કરવાની ઇચ્છા ન હતી, તેથી
જ પોતાના પુત્રોને, પૌત્રોને, ભાઈઓને તથા મિત્રોને
મરણ પામીને સૂઈ રહેલા જોયા પછી તેણે મને
કહ્યું હતું કે,[૪-૧૮] 'હવે આ કુળનો વિનાશ
થવા બેઠો છે. અર્જુન દ્વારકામાં જ્યારે આવે ત્યારે
યાદવોના આ મહાસંહાર સંબંધીનું વૃત્તાંત તમારે
તેને કહેવું. હે રાજા! તે મહાતેજસ્વી અર્જુન
યાદવોનો વિનાશ સાંભળીને તુરત જ અહીં આવશે,
એમાં મને કોઈ પ્રકારનો સંશય આવતો નથી.
તમારે જાણવું કે, જે હું છું તે જ અર્જુન છે
અને જે અર્જુન છે તે જ હું છું. માટે હે ભારત!
તે જે પ્રમાણે કરવાનું કહે, તે પ્રમાણે તમારે કરવું.
પાંડુપુત્ર અર્જુન આવા સમયને પ્રાપ્ત થયેલી સર્વ
સ્ત્રીઓ તથા બાળકોના સંબંધમાં યોગ્ય વ્યવસ્થા
કરશે અને તમારી મરણક્રિયા પણ કરશે. જે સમયે
અર્જુન કિલ્લા તથા અટારીઓથી યુક્ત આ
નગરીને છોડી જશે, તે સમયે સમુદ્ર તેને ડુબાડી
દેશે. હું કોઈ પવિત્ર પ્રદેશમાં નિયમ (વ્રત) ધારણ
કરીને બુદ્ધિમાન બળરામની સાથે જ મરણની રાહ
જોતો બેસીશ.' મને આમ કહીને અચિંત્ય પરા-
ક્રમી તે સમર્થ કૃષ્ણ બાળકોની સાથે મારો ત્યાગ
કરીને કોઈક દિશામાં ચાલ્યા ગયા છે. હું તે બન્ને
તારા મહાત્મા ભાઈનું તથા સંબંધીઓના ઘોર
નાશનું ચિંતન કરીને શોકથી કૃશ થઈ ગયો છું
તથા કંઈ ખોરાક પણ લઈ શકતો નથી. હે પાંડવ!
તું ભલે આવ્યો. હું હવે ભોજન કરીશ નહિ,
તેમ જીવીશ પણ નહિ.[૧૯-૨૭] હે પાર્થ! શ્રીકૃષ્ણે
જે પ્રમાણે કહ્યું છે તે પ્રમાણે તું સર્વ કર. હે રિપુ-
સૂદન! હું તો આ રાજ્યનો, સ્ત્રીઓનો, રત્નોનો
તથા પ્રિય પ્રાણોનો હવે ત્યાગ કરીશ.[૨૮]

ઇતિ શ્રીમહાભારતમાં મૌસલપર્વમાં 'અર્જુન અને વસુદેવનો સંવાદ' નામનો અધ્યાય ૬ઠ્ઠો સમાપ્ત

# અધ્યાય ૭મો

## અર્જુને યાદવોનાં સ્ત્રીપુત્રાદિને ઇંદ્રપ્રસ્થમાં લઈ જવાં

॥ वैशंपायन उवाच ॥

**एवमुक्तः स बीभत्सुर्मातुलेन परंतप।**
**दुर्मना दीनवदनो वसुदेवमुवाच ह ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: હે પરંતપ જનમેજય! પોતાના મામાએ એ પ્રમાણે કહ્યું, એટલે મનમાં દુઃખી થયેલા અર્જુને દીનમુખે વસુદેવને કહ્યું:[૧] 'હે મામા! યાદવવીર શ્રીકૃષ્ણથી તથા મારા બંધુઓથી રહિત થયેલી આ પૃથ્વીને હું હવે કોઈ રીતે જોઈ શકું તેમ નથી.[૨] રાજા યુધિષ્ઠિર, ભીમસેન, સહદેવ, નકુલ, દ્રૌપદી અને હું એમ અમે છયે જણાં એક જ મનવાળાં છીએ, એક જ વિચારનાં છીએ.[૩] હે કાળવેત્તાઓમાં શ્રેષ્ઠ! તમારે જાણવું કે, રાજા યુધિષ્ઠિરને પણ આ પૃથ્વીનો પરિત્યાગ કરવાનો સમય હવે અવશ્ય આવી પહોંચ્યો છે.[૪] હે શત્રુદમન! યાદવોની સર્વ સ્ત્રીઓ, બાળકો તથા વૃદ્ધોને હું મારી સાથે ઇંદ્રપ્રસ્થમાં લઈ જઈશ.' વસુદેવને આ પ્રમાણે કહ્યા પછી અર્જુને દારુકને પણ કહ્યું કે, 'મને યાદવવીરોના અમાત્યોને મળવાની ઇચ્છા છે, માટે તું ઉતાવળ કર.'[૫,૬] એમ કહીને શૂરવીર અર્જુન મહારથી યાદવોનો શોક કરતો કરતો તેમની સુધર્મા સભામાં દાખલ થયો.[૭] ત્યાં જઈને તે આસન ઉપર બેઠો એટલે સર્વ અમાત્યો તથા શાસ્ત્રપારંગત બ્રાહ્મણો તેને વીંટાઈ વળીને તેની પાસે ઊભા રહ્યા.[૮] તે સમયે મનમાં ઉદાસ થયેલા, અત્યંત મૂઢ બની ગયેલા અને બેભાન થયેલા તે

સર્વને અર્જુને અત્યંત દીનતાપૂર્વક આવું વચન કહ્યું:[૯] 'આ યાદવો તથા અંધકોનાં કુટુંબોને હું પોતે ઇંદ્રપ્રસ્થમાં લઈ જઈશ; કેમ કે આ સમગ્ર નગરને સમુદ્ર ડુબાડી દેશે.[૧૦] તમે તમારાં વાહનો તૈયાર કરો અને વિવિધ પ્રકારનાં રત્નો લઈ લો. તમારામાંનો આ વજ્ર ઇંદ્રપ્રસ્થમાં રાજા થશે.[૧૧] આજથી સાતમે દિવસે સૂર્ય પ્રકાશમાન થઈને ઉદય પામશે, ત્યારે આપણે સર્વે આ નગરની બહાર નીકળી જઈશું. માટે તૈયાર થાઓ, વિલંબ કરો નહિ.[૧૨] ઉત્તમ કર્મ કરનારા અર્જુને એ પ્રમાણે કહ્યું, એટલે તેઓ સર્વે પોતાની કાર્યસિદ્ધિ માટે ઉત્સુક બની જઈને સત્વર તૈયારી કરવા લાગ્યા.[૧૩] મોટા શોક અને મોહથી એકાએક ઘેરાઈ જઈને અર્જુન તે દિવસની રાત્રિ શ્રીકૃષ્ણના ગૃહમાં જ રહ્યો.[૧૪] પછી બીજે દિવસે શૂરસેનના મહાતેજસ્વી પુત્ર પ્રતાપી વસુદેવે પોતાના આત્માને યોગનિષ્ઠ કર્યો અને ઉત્તમ ગતિ પ્રાપ્ત કરી (અર્થાત્ યોગ દ્વારા શરીરનો ત્યાગ કર્યો).[૧૫] આ વખતે વસુદેવના ગૃહમાં પોકે પોકે રુદન કરતી સ્ત્રીઓનું મહાદારુણ આક્રંદ થઈ રહ્યું.[૧૬] સર્વ સ્ત્રીઓ કેશને છૂટા મૂકીને તથા અલંકાર—માળાઓનો ત્યાગ કરી હાથવડે છાતીઓ કૂટતી કરુણ વિલાપ કરવા લાગી.[૧૭] દેવકી, ભદ્રા, રોહિણી તથા મદિરા નામની વસુદેવની શ્રેષ્ઠ સ્ત્રીઓ પોતાના પતિની પાછળ જવા તૈયાર થઈ.[૧૮] પછી હે ભારત! અર્જુને વસુદેવના શબને મનુષ્યોએ ઉપાડેલી એક મહાકિંમતી પાલખીમાં બેસાડ્યુ અને તેને નગરની બહાર કાઢ્યું.[૧૯] તે વેળા દ્વારકા તથા તેની આજુબાજુનાં બીજાં નગરો—દેશોમાં વસનારા સર્વ હિતૈષી મનુષ્યો દુઃખ તથા શોકથી ઘેરાઈને વસુદેવના શબની પાછળ પાછળ જવા લાગ્યા.[૨૦] તેની પાલખીના આગળના ભાગમાં અશ્વમેધ વખતનું એક છત્ર, પ્રદીપ્ત અગ્નિઓ તથા કેટલાએક યાજ્ઞિકો જતા હતા.[૨૧] વળી ત્યારે પૂર્વોક્ત ચાર દેવીઓ વસ્ત્રાલંકાર વગેરેથી સુશોભિત થઈ ને તથા બીજી હજારો સ્ત્રીઓથી વીંટાઈને તે વીર વસુદેવની પાછળ જતી હતી.[૨૨] પોતાની જીવંત દશામાં એ મહાત્માને જે સ્થાન પ્રિય હતું, તે સ્થાને તે સર્વેએ તેમની ચિતા રચી અને તેમનો અગ્નિસંસ્કાર કર્યો.[૨૩] તે સમયે તેમની તે ચાર સુંદરીશ્રેષ્ઠ પત્નીઓ પતિલોકમાં જવાની ઇચ્છાથી ચિતાગ્નિમાં પડેલા તે શૂરપુત્ર વસુદેવની ચિતામાં ચઢી બેઠી. હવે પાંડુપુત્ર અર્જુને ચંદન તથા બીજાં ઉત્તમ—મધ્યમ સુગંધી કાષ્ઠોથી તે ચાર સ્ત્રીઓનો અને તે વસુદેવનો અગ્નિસંસ્કાર કર્યો.[૨૪,૨૫] એટલે ત્યાં તે જ સમયે પ્રદીપ્ત થયેલા અગ્નિનો, સામગાન કરી રહેલા બ્રાહ્મણોનો તથા રુદન કરતાં મનુષ્યોનો મહાન શબ્દ થઈ રહ્યો.[૨૬] પછી વજ્ર વગેરે યાદવ તથા અંધકવંશના કુમારોએ તેમજ મહાત્મા વસુદેવની બીજી સ્ત્રીઓએ તેમને જળપ્રદાન કર્યું.[૨૭] હે ભરતશ્રેષ્ઠ જનમેજય! ધર્મલોપ નહિ કરનારો અર્જુન એ પ્રમાણે તે ધર્મકાર્ય કર્યા પછી જે સ્થળે યાદવોનો વિનાશ થયો હતો તે સ્થળે ગયો.[૨૮] ત્યાં અન્યોન્યનો વિનાશ કરીને પડેલા તે યાદવોને જોઈને કુરુવંશી અર્જુન અત્યંત દુઃખી થયો. તેણે સમયને અનુસરતું સર્વ કૃત્ય ત્યાં કર્યું.[૨૯] બ્રાહ્મણોના શાપને લીધે જેઓ ત્યાં એરકમાંથી ઉત્પન્ન થયેલાં મુસળો દ્વારા માર્યા ગયા હતા, તેમની તેણે યોગ્યતા પ્રમાણે સર્વ ક્રિયાઓ કરી.[૩૦] પછી રામ તથા કૃષ્ણનાં શરીરોને પણ હિતૈષી પુરુષો દ્વારા શોધી મંગાવીને તેણે તેમનો અગ્નિસંસ્કાર કર્યો.[૩૧]

આ રીતે વિધિ પ્રમાણે તેમનાં પ્રેતકાર્યો કરીને પાંડવ અર્જુન સાતમે દિવસે રથમાં બેસીને દ્વારકામાંથી નીકળી ગયો.[૩૨] ત્યારે શોકથી કૃશ થયેલી યાદવવીરોની સ્ત્રીઓ પણ રડતી રડતી

ઘોડાઓ, બળદો, ખચ્ચરો તથા ઊંટોથી જોડેલાં વાહનોમાં બેસીને પાંડુપુત્ર મહાત્મા અર્જુનની પાછળ પાછળ ચાલી નીકળી. તે સમયે અંધકો તથા યાદવોના જે સેવકો, ઘોડેસવારો અને રથીઓ હતા, તે સર્વે પણ અર્જુનની આજ્ઞાથી વીર પુરુષોથી રહિત થયેલી યાદવોની સ્ત્રીઓને, વૃદ્ધોને તથા બાળકોને વીંટાઈ વળી ચાલી નીકળ્યા. વળી ત્યારે સર્વ નગરવાસીઓ તથા દેશવાસીઓ પણ તેમને વીંટાઈ વળી જવા લાગ્યા.[૩૩-૩૫] હાથીસવારો પર્વતોના જેવડા હાથીઓ પર બેસીને તથા વચ્ચે રહીને આયુધોને ધારણ કરનારા કેટલાએક પુરુષો પાદરક્ષકોની સાથે રહી ચાલવા લાગ્યા. ત્યારે અંધકોના તથા યાદવોના સર્વ પુત્રો અને બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો તથા મહાધનવાન શૂદ્રો પણ અર્જુનની પાછળ ચાલી નીકળ્યા.[૩૬,૩૭] શ્રીકૃષ્ણની સોળ હજાર સ્ત્રીઓ બુદ્ધિમાન કૃષ્ણના પૌત્ર વજ્રને આગળ કરી જવા લાગી.[૩૮] તેમ જ જેમના પતિઓ મરણ પામ્યા હતા તેવી હજારો લાખો અને અબજો ભોજ, યાદવ તથા અંધકવંશીઓની સ્ત્રીઓ દ્વારકામાંથી બહાર નીકળી ગઈ.[૩૯] આમ શત્રુનગરને જીતનારો રથીશ્રેષ્ઠ અર્જુન તે મહાન સમૃદ્ધિ સમાન અને સાગર સમાન યાદવચક્રને લઈ જવા લાગ્યો.[૪૦] આ રીતે તે સમગ્ર મનુષ્યો જ્યારે નગરની બહાર નીકળી ગયાં, ત્યારે મકરાલય સમુદ્રે રત્નોભરી તે આખી દ્વારકાને જળમાં ડુબાડી દીધી.[૪૧] પુરુષવ્યાઘ્ર અર્જુન દ્વારકાની ભૂમિના જે જે ભાગને છોડી જતો હતો તેને તેને સમુદ્ર જળ વડે ડુબાડી દેતો હતો.[૪૨] દ્વારકાવાસી મનુષ્યો તે અદ્ભુત દૃશ્ય જોઈને 'અહો! દૈવઘટના કેવી છે!' એમ બોલતા બોલતા સત્વર ત્યાંથી જવા લાગ્યા.[૪૩] અર્જુન પણ સુંદર અરણ્યોમાં, પર્વતો પાસે તથા નદીઓના કિનારા પર અનુક્રમે નિવાસ કરતો કરતો યાદવ સ્ત્રીઓને લઈ જતો હતો.[૪૪] જોતજોતામાં તે બુદ્ધિમાન અર્જુન અતિસમૃદ્ધ પંચનદ પ્રદેશમાં આવી પહોંચ્યો. તે સમર્થ અર્જુને પશુઓ, ધન તથા ધાન્યથી ભરપૂર એવા તે પ્રદેશમાં નિવાસ કર્યો.[૪૫] હે ભારત! આમ પૃથાનંદન અર્જુન હણાયેલા પતિઓવાળી તે સર્વ સ્ત્રીઓને એકલો લઈ જતો હતો, તે જોઈને તે પ્રદેશના લૂંટારાઓને લોભ થઈ આવ્યો.[૪૬] તે પાપકર્મીઓનાં ચિત્ત લોભને લીધે નષ્ટ–ભ્રષ્ટ થઈ ગયાં હતાં; તેથી તે આભીરલોકો અમાત્યોની સાથે રહેલી તે સુંદરમુખી સ્ત્રીઓને જોઈને આ પ્રમાણે માંહેમાંહે વિચાર કરવા લાગ્યા:[૪૭] આ ધનુર્ધારી અર્જુન આપણને ઓળંગીને પોતે એકલો મરણ પામેલા સ્વામીઓવાળાં વૃદ્ધો, બાળકો તથા સ્ત્રીઓને લઈ જાય છે અને તેની સાથે રહેલા આ યોદ્ધાઓ તો નિસ્તેજ જેવા જણાય છે.[૪૮] આવો વિચાર કરીને લૂંટને લેનારા તે હજારો લૂંટારાઓ હાથમાં લાકડીઓ લઈને યાદવોનાં તે કુટુંબો તરફ દોડ્યા.[૪૯] તેમણે મોટા સિંહનાદ કરીને સામાન્ય મનુષ્યોને તો ભયભીત કરી મૂક્યાં અને પછી કાળક્રમથી પ્રેરાયેલા તે લૂંટારાઓ અર્જુનનો વધ કરવા માટે ધસ્યા.[૫૦] આથી કુંતીપુત્ર અર્જુન પોતાના અનુયાયીઓ સાથે એકાએક તેમના તરફ પાછો ફર્યો અને તે મહાબાહુ તેમને જાણે હસી કાઢતો હોય તેમ કહેવા લાગ્યો:[૫૧] 'ઓ અધર્મજ્ઞ લૂંટારાઓ! તમારે જો જીવવાની ઇચ્છા હોય તો અહીંથી પાછા ફરો, નહિતર તમે હમણાં જ મારાં બાણોથી છિન્નભિન્ન થઈ મારે હાથે મરણ પામશો અને શોક કરશો.'[૫૨]

વીર અર્જુને આ પ્રમાણે કહ્યું, તોપણ તે મૂઢ લૂંટારાઓએ તે[illegible]ને નિરર્થક ગણી કાઢ્યું અને તેઓ વા[illegible] છતાં યાદવોનાં મનુષ્યો સામા[illegible] પછી અર્જુને દિવ્ય

અને અજર એવા પોતાના ગાંડીવધનુષ્યને ચઢાવવા માટે મહાપ્રયત્નથી આરંભ કર્યો.[૫૪] તે તુમુલ-સંભ્રમસમયે તેણે મહાકષ્ટથી ધનુષ્યને સજ્જ કર્યું અને પછી પોતાનાં દિવ્ય અસ્ત્રોનું ચિંતન કરવા માંડ્યું. પણ તે વેળા તેમાંનું એક પણ અસ્ત્ર તેને યાદ આવ્યું નહિ.[૫૫] આ પ્રકારનો મોટો ફેરફાર જોઈને તથા યુદ્ધમાં પોતાના બાહુબળની એ સ્થિતિ નિહાળીને અર્જુન અસ્ત્રોના એ વિનાશથી શરમાઈ ગયો.[૫૬] ત્યારે હાથી, ઘોડા અને રથ વડે યુદ્ધ કરનારા તે સર્વ યાદવ યોદ્ધાઓ પણ લૂંટારાઓથી હરણ કરાતાં પોતાનાં મનુષ્યોને પાછાં વાળી શક્યા નહિ.[૫૭] યાદવ-સ્ત્રીઓ અનેક હતી અને લૂંટારાઓ પણ ચોતરફથી ધસી આવતા હતા, તેથી અર્જુને તે સર્વ મનુષ્યોનું રક્ષણ કરવા માટે ઘણો ઘણો યત્ન કર્યો.[૫૮] આમ છતાં લૂંટારાઓ તે સર્વ યોદ્ધાઓના દેખતાં ઉત્તમ સ્ત્રીઓને ચોતરફથી હરી ગયા અને તેમાંની કેટલીક સ્ત્રીઓ તો પોતાની ઇચ્છાથી પણ ચાલી ગઈ.[૫૯] આ પછી ઉદ્વેગ પામેલો અર્જુન યાદવોના હજારો સેવકોની સાથે રહીને ગાંડીવધનુષ્યમાંથી બાણો છોડી છોડીને લૂંટારાઓને મારવા લાગ્યો.[૬૦] પણ હે રાજન્! તેનાં જે બાણો પૂર્વે અક્ષય કહેવાતાં હતાં અને રુધિરનું ભોજન કરનારાં હતાં, તે એક પલકવારમાં એકદમ ખૂટી પડ્યાં.[૬૧] આ પ્રમાણે બાણો ખૂટી પડ્યાં, એટલે અર્જુન દુઃખ તથા શોકથી અત્યંત વિહ્વળ થઈ ગયો. હવે તેણે ધનુષ્યની અણી વડે લૂંટારાઓને મારવા માંડ્યા.[૬૨] ત્યાં તો હે જનમેજય! પેલા મ્લેચ્છ લોકો અર્જુનના દેખતાં જ યાદવો તથા અંધકોની શ્રેષ્ઠ સ્ત્રીઓને લઈને ચોતરફ ચાલ્યા ગયા.[૬૩] સમર્થ અર્જુન તે દૈવઘટનાનો મનમાં વિચાર કરવા લાગ્યો અને દુઃખ તથા શોકથી ઘેરાઈ જઈને ઉપરાઉપરી નિઃશ્વાસ નાખવા લાગ્યો.[૬૪] પોતાનાં અસ્ત્રોના વિનાશથી, બાહુબળના સંશયથી, ધનુષ્યના અવશપણાથી તથા બાણોના ક્ષયથી અર્જુન મનમાં અત્યંત ઉદાસ થઈ ગયો. તે દૈવઘટનાનું મનમાં ચિંતન કરવા લાગ્યો. હવે હે રાજન્! 'આમાં કંઈ સાર નથી,' એમ બોલતો અર્જુન ત્યાંથી પાછો ફર્યો.[૬૫,૬૬] પછી તે મહાબાહુ અર્જુન જેમનાં રત્નો લગભગ હરાઈ ગયાં હતાં તે બાકી રહેલી સ્ત્રીઓને સાથે લઈ કુરુક્ષેત્રમાં આવી પહોંચ્યો.[૬૭]

આ પ્રમાણે હરણ થતાં બાકી રહેલી યાદવોની સ્ત્રીઓને લાવીને અર્જુને તેમને જુદાં જુદાં યોગ્ય સ્થાનોમાં વસાવી.[૬૮] મહાપુરુષ અર્જુને હાર્દિક્ય(કૃતવર્મા)ના પુત્રને તથા હરણ થતાં બચી ગયેલી ભોજરાજની સ્ત્રીઓને માર્તિકાવત નામના નગરમાં રાખ્યાં.[૬૯] પછી વીરોથી રહિત થયેલા વૃદ્ધોને, બાળકોને તથા સર્વ સ્ત્રીઓને લઈને તે ઇંદ્રપ્રસ્થમાં આવ્યો અને તે સર્વને તેણે ત્યાં વસાવ્યાં.[૭૦] ધર્માત્મા અર્જુને સાત્યકિના પ્રિય પુત્ર યૌયુધાનિને વૃદ્ધો તથા બાળકો સહિત સરસ્વતી નદીના કિનારા ઉપરના રાજ્યમાં વસાવ્યો. ત્યારે શત્રુવીરોનો સંહાર કરનારા તે અર્જુને કૃષ્ણના પૌત્ર વજ્રને ઇંદ્રપ્રસ્થનું રાજ્ય અર્પણ કર્યું. વજ્રે અક્રૂરની સ્ત્રીને અટકાવી, છતાં તેણે સંન્યાસ લીધો. વળી રુક્મિણી, ગાંધારી શૈબ્યા, હૈમવતી અને દેવી જાંબવતીએ અગ્નિમાં પ્રવેશ કર્યો. હે રાજન્! સત્યભામા તથા બીજી કૃષ્ણની માનીતી રાણીઓએ તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કરી વનમાં પ્રવેશ કર્યો. જે દ્વારકાવાસી પુરુષો અર્જુનની પાછળ આવ્યા હતા તેમને યથાયોગ્ય રીતે સંવિભાગ આપીને વજ્રને સોંપી દીધા. આમ અર્જુને સમયને યોગ્ય સર્વ વ્યવસ્થા કરી. પછી અશ્રુઓથી અવિરત આંખવાળો અર્જુન કૃષ્ણ-દ્વૈપાયન વ્યાસના આશ્રમમાં ગયો અને ત્યાં તેણે

તે મુનિનાં દર્શન કર્યાં.[૭૧-૭૬]

ઇતિ શ્રીમહાભારતમાં મૌસલપર્વમાં 'અર્જુને યાદવોનાં સ્ત્રીપુત્રાદિને ઇદ્રપ્રસ્થમાં લઈ જવાં' નામનો અધ્યાય ૭ મો સમાપ્ત

## अध्याय ८मो

### અર્જુનની વ્યાસમુનિ સાથે થયેલી વાતચીત

॥ वैशंपायन उवाच ॥

**प्रविशन्नर्जुनो राजन्नाश्रमं सत्यवादिनः ।**
**ददर्शासीनमेकांते मुनिं सत्यवतीसुतम् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: હે રાજન્! અર્જુને સત્યવાદી વ્યાસના આશ્રમમાં પ્રવેશ કર્યો ત્યારે તેણે સત્યવતીપુત્ર વ્યાસને એકાંતમાં બેઠેલા જોયા. અર્જુન તુરત જ ધર્મને જાણનારા તે મહાવ્રતધારી મુનિ પાસે ગયો અને 'હું અર્જુન છું' એમ પોતાનું નામ જણાવીને તેણે તેમને પ્રણામ કર્યા.[૧,૨] ત્યારે સત્યવતીપુત્ર મહામુનિ વ્યાસે 'તું ભલે આવ્યો, અહીં બેસ' એમ તેને પ્રસન્નચિત્તે કહ્યું.[૩] પરંતુ અર્જુનનું મન તે સમયે પ્રસન્ન ન હતું; તે વારંવાર નિઃશ્વાસ નાખતો હતો અને ખિન્ન જણાતો હતો. એ જોઈને વ્યાસે તેને પૂછ્યું કે,[૪] 'હે ભરતશ્રેષ્ઠ ! તું કોઈ સ્થળે પરાજય પામ્યો હોય, એમ મારા જાણવામાં નથી; છતાં તું શોભારહિત અથવા નિસ્તેજ થયો હોય તેવો દેખાય છે, તેનું શું કારણ છે? શું તું નખમિશ્ર જળથી, કેશમિશ્ર જળથી, વસ્ત્રના છેડામાંથી ઝરતા જળથી અથવા ઘડાના મુખ ઉપરના જળથી છંટાયો છે? શું તેં રજસ્વલા સ્ત્રી સાથે ગમન કર્યું છે? બ્રાહ્મણની હત્યા કરી છે? અથવા શું યુદ્ધમાં તારો પરાજય થયો છે?[૫,૬] હે પાર્થ ! તારી આ ઉદાસીનતાનું કારણ મારાથી જો સાંભળી શકાય તેવું હોય તો તું મને સત્વર કહે.'

અર્જુન બોલ્યો : ઘનશ્યામ શરીરવાળા અને કમળનાં જેવાં વિશાળ લોચનવાળા શ્રીમાન કૃષ્ણ બળરામની સાથે પોતાનો દેહ છોડી સ્વર્ગમાં ગયા છે. બ્રાહ્મણોના શાપને પરિણામે પ્રભાસમાં વીર યાદવોનો મુસળના નિમિત્તે વિનાશ થયો છે અને વીરોનો સંહાર કરનારો એ વિનાશ રોમાંચજનક થયો હતો. હે બ્રહ્મન્! ભોજ, યાદવ તથા અંધકવંશના એ શૂરા મહાત્માઓ સિંહ સમાન ગર્વિષ્ઠ તથા મહાબળવાન હતા, તેમણે જ યુદ્ધમાં અન્યોન્યનો સંહાર કર્યો છે. અરે! તમે કાળનો તે પલટો તો જુઓ! જે મહાપુરુષો ભૂંગળ સમાન મજબૂત બાહુઓવાળા હતા અને જેઓ પરિઘો તથા શક્તિઓને સહન કરનારા હતા, તેઓ કેવળ એરક નામના ઘાસથી અન્યોન્યનો સંહાર કરી બેઠા છે. બાહુબળથી શોભનારા તે પાંચ લાખ યાદવો અન્યોન્ય સામે આવી જઈને વિનાશ પામ્યા છે. ખરેખર, તે અમાપ તેજવાળા યાદવોના નાશનો વારંવાર વિચાર આવે છે અને તે મારાથી સહી જતું નથી. અરેરે! જ્યારે હું યશસ્વી શ્રીકૃષ્ણનો તથા યાદવોનો વિનાશ વિચારું છું, ત્યારે તે મને સમુદ્રના શોષણ જેવું તથા પર્વતના ચલન જેવું જ જણાય છે.[૭-૧૩] અહો! આકાશનું તૂટી પડવું અને અગ્નિનું શીતળ થવું જેમ માન્યું મનાય એમ નથી, તેમ શાર્ઙ્ગધનુર્ધારી શ્રીકૃષ્ણનો નાશ પણ મારાથી માન્યો મનાતો નથી.[૧૪] શ્રીકૃષ્ણ વિના આ લોકમાં રહેવાની મને ઇચ્છા જ નથી. વળી હે તપોધન! એના કરતાં પણ બીજું મહાકષ્ટકારક વૃત્તાંત તમે સાંભળો. તે વિષેનો જ્યારે હું વિચાર કરું છું, ત્યારે મારું

મન વારંવાર ચિરાઈ જાય છે. ઓ બ્રહ્મન્! પંચનદવાસી આભીરલોકોએ યુદ્ધમાં આવીને મારા દેખતાં યાદવોની હજારો સ્ત્રીઓને હરી લીધી છે. અરે! ત્યારે ધનુષ્ય લઈને પણ હું તે યુદ્ધને પહોંચી વળવા સમર્થ થયો નહિ.[૧૫,૧૬] મારી ભુજાઓનું વીર્ય જેવું પૂર્વે હતું તેવું હમણાં રહ્યું નથી. મારાં વિવિધ પ્રકારનાં અસ્ત્રો નાશ પામ્યાં છે. હે મહામુનિ! મારાં બાણો એક ક્ષણવારમાં ચોતરફથી ખૂટી ગયાં છે. અહો! શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરનારા, ચાર ભુજાઓવાળા, પીળાં પીતાંબર પહેરનારા, શ્યામસ્વરૂપ, કમળની પાંખડી જેવાં સુંદર નેત્રવાળા અને શત્રુઓનાં સૈન્યોને બાળતા બાળતા મારા રથની આગળ ચાલનારા, તે મહાતેજસ્વી તથા અમેયાત્મા અચ્યુત પુરુષને હું હવે જોતો નથી. ઓ મહાશ્રેષ્ઠ મુનિ! જે મહાપુરુષ મારા શત્રુઓનાં સૈન્યોને પોતાના તેજથી પ્રથમ જ બાળી નાખતા હતા અને પછીથી તે બળી ગયેલાં સૈન્યોનો જ હું ગાંડીવમાંથી છૂટેલાં બાણો વડે નાશ કરતો હતો, તે પુરુષને હમણાં હું જોતો નથી. તેથી જ હું ખેદ પામું છું અને બેભાન જેવો બની ગયો છું.[૧૭–૨૨] વીર શ્રીકૃષ્ણ વિના મારું ચિત્ત અત્યંત ખિન્ન થયું છે, મને શાંતિ વળતી નથી અને હું હવે જીવવાનો પણ ઉત્સાહ રાખતો નથી.[૨૩] ભગવાન વિષ્ણુ સ્વધામમાં સિધાવ્યા, એ સાંભળતાં જ હું દિશાઓનું ભાન ભૂલી ગયો છું; મારા સંબંધીઓ નાશ પામ્યા છે, મારું પરાક્રમ નષ્ટ થયું છે અને હું પોતે શૂન્ય જેવો થઈને ચોતરફ દોડ્યો કરું છું.[૨૪] માટે હે સજ્જનશ્રેષ્ઠ મુનિરાજ! તમે મને કલ્યાણકારક ઉપદેશ આપવાને યોગ્ય છો.

વ્યાસ બોલ્યા : હે કુરુશ્રેષ્ઠ! યાદવો તથા અંધકોના મહારથીઓ બ્રાહ્મણોના શાપથી બળી જઈને વિનાશ પામ્યા છે. માટે તારે તેમનો શોક કરવો યોગ્ય નથી. તે શૂરવીરોનું ભાવી એમ જ નિર્માણ થયું હતું.[૨૫,૨૬] તેથી જ મહાત્માઓના શાપને તો શું, પરંતુ સ્થાવરજંગમ સમગ્ર ત્રૈલોક્યને પણ અન્યથા કરવાને સમર્થ એવા શ્રીકૃષ્ણમાં યાદવોના તે નાશને દૂર કરવાની શક્તિ હતી, છતાં તેમણે તેની ઉપેક્ષા કરી છે. પુરાણઋષિ શ્રીકૃષ્ણ તારા ઉપરના સ્નેહને લીધે જ ચક્ર તથા ગદા ધારણ કરી ચતુર્ભુજસ્વરૂપે તારા રથની આગળના ભાગમાં ચાલતા હતા. તે વિશાળ નેત્રવાળા શ્રીકૃષ્ણ પૃથ્વીનો ભાર ઉતારીને તથા માનુષી શરીરનો ત્યાગ કરીને પોતાના ઉત્તમ સ્થાનમાં પધાર્યા છે. હે મહાબાહુ પુરુષશ્રેષ્ઠ! તેં પોતે પણ ભીમ, નકુલ તથા સહદેવની સહાય લઈને દેવોનું મહાન કર્મ કર્યું છે. માટે હે કુરુશ્રેષ્ઠ! હું માનું છું કે, તમે હવે કૃતકૃત્ય અને સિદ્ધ થયા છો.[૨૭–૩૧] હે સમર્થ ભારત! તમારે હવે આ પૃથ્વી પરથી ગમન કરવું તે જ સમયોચિત છે, એમ લાગે છે. જ્યારે ઐશ્વર્યની પ્રાપ્તિનો સમય ઉપસ્થિત થાય છે, ત્યારે મનુષ્યોમાં બુદ્ધિ, તેજ અને ભવિષ્યવિજ્ઞાનનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે; પણ જ્યારે વિનાશકાળ ઉપસ્થિત થાય છે, ત્યારે મનુષ્યોમાંથી તે તે ગુણોનો પણ નાશ થાય છે. હે ધનંજય! આ સમગ્ર જગતનું બીજ અને મૂળ કેવળ કાળ જ છે.[૩૨,૩૩] કાળ જ પોતાની ઇચ્છામાં આવે ત્યારે સર્વનો સંહાર કરે છે અને તે જ પ્રથમ બળવાન થઈને પુનઃ દુર્બળ થાય છે.[૩૪] અરે! તે કાળ જ સર્વનો નિયંતા હોઈને બીજાઓ દ્વારા આજ્ઞા

કરાવે છે. તારાં અસ્ત્રો હવે કૃતાર્થ થયાં છે, તેથી તેઓ જ્યાંથી આવ્યાં હતાં ત્યાં પુનઃ ચાલ્યાં ગયાં છે.[૩૫] પુનઃ જ્યારે સમય આવશે ત્યારે તે જ અસ્ત્રો પાછાં તારા હાથમાં આવશે. હે ભારત ! તમારે પાંડવોએ પણ ઉત્તમ ગતિએ જવાનો સમય હવે આવી પહોંચ્યો છે.[૩૬] હે ભરતશ્રેષ્ઠ! એજ તમારે માટે ઉત્તમ શ્રેય છે, એમ હું માનું છું.

વૈશંપાયન બોલ્યા : મહાતેજસ્વી વ્યાસનાં તે વચનો સાંભળ્યા પછી અર્જુન તેમની અનુજ્ઞા લઈને હસ્તિનાપુર નગરમાં ગયો. વીર અર્જુન તેમાં પ્રવેશ કરીને યુધિષ્ઠિરને મળ્યો. ત્યાં તેણે યાદવો તથા અંધકોના કુળ સંબંધી સર્વ વૃત્તાંત તેમને યથાવત્ કહ્યું.[૩૭,૩૮]

ઇતિ શ્રીમહાભારતમાં મૌસલપર્વમાં 'વ્યાસ તથા અર્જુનનો સંવાદ' નામનો અધ્યાય ૮ મો સમાપ્ત

## मौसलपर्व समाप्त

॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्री महाभारत

## १७–महाप्रस्थानिकपर्व

### अध्याय १ लो–महाप्रस्थानिकपर्व

**મહાપ્રસ્થાન માટે પાંડવોનું પ્રયાણ**

मंगलाचरणम्-नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥

ભગવાન નારાયણને, નરોત્તમ નરને અને દેવી સરસ્વતીને નમન કરીને 'જય'નું કીર્તન આદરીએ.

जनमेजय उवाच-एवं वृष्ण्यंधककुले श्रुत्वा मौसलमाहवम् ।
पांडवाः किमकुर्वत तथा कृष्णे दिवं गते ॥ १ ॥

જનમેજય બોલ્યા : એ પ્રમાણે યાદવો તથા અંધકોના કુળમાં થયેલા મુસળના યુદ્ધને સાંભળીને તેમ જ શ્રીકૃષ્ણ સ્વર્ગમાં ગયા તે જાણીને તે સમયે પાંડવોએ શું કર્યું હતું ?[1]

વૈશંપાયન બોલ્યા : યાદવોનો એ મહાન સંહાર સાંભળ્યા પછી કૌરવરાજ યુધિષ્ઠિર મહાપ્રસ્થાન માટેના એક નિશ્ચય ઉપર આવી ગયા, અને તેમણે અર્જુનને આવું વાક્ય કહ્યું :[2] 'હે મહાબુદ્ધિમાન અર્જુન ! કાળ સર્વ પ્રાણીઓને રાંધી ખાય છે. માટે હું માનું છું કે, તારે પણ હવે કાળપાશ તરફ દૃષ્ટિ કરવી ઘટે છે.'[3] યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું, ત્યારે કુંતાપુત્ર અર્જુને 'કાળ, કાળ' એમ કહીને બુદ્ધિમાન મોટા ભાઈ યુધિષ્ઠિરના તે વાક્યને સ્વીકારી લીધું. અર્જુનના તે અભિપ્રાયને જાણીને

ભીમસેને, નકુલે તથા સહદેવે પણ અર્જુનના તે વાક્યનો સ્વીકાર કર્યો.[૪,૫] પછી ધર્મેચ્છાથી જવા તૈયાર થયેલા યુધિષ્ઠિરે વૈશ્યાપુત્ર યુયુત્સુને બોલાવ્યો અને તેને સર્વ રાજ્ય સ્વાધીન કર્યું. પછી પોતાના રાજ્ય ઉપર પરીક્ષિતરાજનો અભિષેક કરીને દુઃખથી વિહ્વળ થયેલા રાજા યુધિષ્ઠિરે સુભદ્રાને કહ્યું કે,[૬,૭] 'આ તારા પુત્રનો પુત્ર કુરુઓનો રાજા થશે અને યાદવોમાં બાકી રહેલા વજ્રને ઇંદ્રપ્રસ્થનો રાજા કર્યો છે.[૮] આ રીતે પરીક્ષિત હસ્તિનાપુરમાં તથા વજ્ર ઇંદ્રપ્રસ્થમાં રાજા થયા છે; માટે તારે રાજા વજ્રનું રક્ષણ કરવું. તારે અધર્મમાં મન કરવું નહિ.' (અર્થાત્ વજ્ર અને પરીક્ષિત બન્ને બાળક છે તેથી તારે તેમનું રક્ષણ કરવું પણ અમારી સાથે મહાપ્રસ્થાન કરવાનું મન કરી અધર્મ ન કરવો.)[૯]

આમ કહ્યા પછી ધર્માત્મા ધર્મરાજે પોતાના ભાઈઓને સાથે રાખી બુદ્ધિમાન શ્રીકૃષ્ણ, વૃદ્ધ મામા વસુદેવ તથા બળરામ આદિને ઉદ્દેશીને જળપ્રદાન કર્યું, તેમ જ તે સર્વને ઉદ્દેશી વિધિ પ્રમાણે શ્રાદ્ધ પણ કર્યાં. વળી શ્રીકૃષ્ણને ઉદ્દેશી તેમણે વ્યાસ, નારદ, તપોધન માર્કંડેય, ભરદ્વાજ અને યાજ્ઞવલ્ક્ય આદિ બ્રાહ્મણોને યત્નપૂર્વક સ્વાદિષ્ટ ભોજનો જમાડ્યાં. તેમણે શ્રીકૃષ્ણનું નામ લઈને તે સમયે સેંકડો ને હજારો ઉત્તમ બ્રાહ્મણોને રત્નો, વસ્ત્રો, ગામડાંઓ, ઘોડાઓ, રથો તથા સ્ત્રીઓનું દાન કર્યું. પછી ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિરે નગરવાસીઓમાં પૂજાયેલા ગુરુ કૃપાચાર્યનો સત્કાર કર્યો અને પરીક્ષિતને તેમના શિષ્ય તરીકે તેમને સોંપ્યો. હવે રાજર્ષિ યુધિષ્ઠિરે સર્વ પ્રજાવર્ગને બોલાવીને તેમને પોતાનું સર્વ કર્તવ્ય કહી સંભળાવ્યું. રાજાનાં તે વચનો સાંભળીને નગરવાસી તથા દેશવાસી સર્વ મનુષ્યોનાં મન અત્યંત ઉદ્વિગ્ન થઈ ગયાં. તેમણે રાજાનાં તે વચનોને અભિનંદન આપ્યું નહિ અને રાજાને કહ્યું કે, 'તમારે આમ કરવું યોગ્ય નથી.'[૧૦-૧૭] ત્યારે કાળના વિપર્યાસધર્મને જાણનારા રાજા યુધિષ્ઠિરે પ્રજાવર્ગના કહેવા પ્રમાણે કર્યું નહિ, પરંતુ તે ધર્માત્માએ તથા તેમના ભાઈઓએ તો નગરવાસી તથા દેશવાસી સમસ્ત જનસમુદાયને મનાવીને ત્યાંથી નીકળી જવાનો જ દૃઢ નિશ્ચય કર્યો. તે પછી કુરુવંશી ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજે પોતાના અંગ ઉપરથી અલંકારો ઉતારી નાખ્યા અને વલ્કલ-વસ્ત્રો ધારણ કર્યાં. ત્યારે ભીમસેને, અર્જુને, નકુલે, સહદેવે તથા યશસ્વિની દ્રૌપદીએ પણ વલ્કલવસ્ત્રો ધારણ કર્યાં. પછી હે નરપતિ! નૈષ્ઠિક-ઉત્સર્ગેષ્ટિ કરાવીને તથા પોતાના અગ્નિહોત્રીય અગ્નિનો જળમાં ત્યાગ કરીને તે સર્વ પુરુષવરો ત્યાંથી ચાલી નીકળ્યા. આમ હે ભરતશ્રેષ્ઠ! તે નરોત્તમ પાંડવો દ્રૌપદીની સાથે ત્યાંથી જવા નીકળ્યા તે પૂર્વે તેઓ જ્યારે દ્યૂતમાં પરાજય પામ્યા હતા, ત્યારે જેમ સમગ્ર સ્ત્રીઓ રુદન કરતી હતી, તેમ અત્યારે પણ તેઓ રુદન કરવા લાગી; પણ યુધિષ્ઠિરના મનને જાણીને તથા યાદવોના વિનાશને જોઈને તે સર્વ ભાઈઓને તો તે વેળા ત્યાંથી જવા માટે હર્ષ જ થયો હતો.

આ પ્રમાણે તે પાંચ ભાઈઓ, છઠ્ઠી દ્રૌપદી અને સાતમો એક કૂતરો એમ તેઓ સાતે જણાં હસ્તિનાપુરમાંથી બહાર નીકળ્યાં. એ સમયે સર્વ નગરવાસીઓ તથા અંતઃપુરો કેટલેક દૂર સુધી તે યુધિષ્ઠિરની પાછળ પાછળ ગયાં હતાં; પરંતુ તેમાંનું કોઈ પણ તે રાજાને 'તમે પાછા ફરો' એમ કહી શક્યું ન હતું. આ પછી સર્વ નગરવાસી મનુષ્યો પાછાં ફર્યાં.[૧૮-૨૬] હે કુરુવંશી રાજા! કૃપાચાર્ય આદિએ યુયુત્સુનો આશ્રય લીધો અને નાગપુત્રી ઉલૂપીએ ગંગામાં પ્રવેશ કર્યો.[૨૭] વળી ચિત્રાંગદા મણિપુર તરફ ચાલી ગઈ અને પરી-

ક્ષિતની બાકીની બીજી માતાઓએ તેનો આશ્રય સ્વીકાર્યો.[૨૮]

આ બાજુ હે કૌરવ્ય! મહાત્મા પાંડવો તથા યશસ્વિની દ્રૌપદી ઉપવાસી રહીને પૂર્વ દિશા તરફ ચાલવા માંડ્યાં.[૨૯] તે મહાત્માઓએ યોગનો આશ્રય કર્યો હતો, ત્યાગધર્મને સ્વીકાર્યો હતો અને તેઓ અનેક દેશો, નદીઓ તથા સમુદ્રો તરફ જઈ રહ્યાં હતાં.[૩૦] માર્ગમાં યુધિષ્ઠિર સૌની આગળ ચાલતા હતા. તે પછી ભીમસેન, તે પછી અર્જુન અને તે પછી નકુલ તથા સહદેવ એમ અનુક્રમે તેઓ જતાં હતાં.[૩૧] હે ભરતશ્રેષ્ઠ! સૌની પાછળ સુંદર નિતંબવાળી, કમળની પાંખડી સમાન નેત્રવાળી અને સર્વ સ્ત્રીઓમાં શ્રેષ્ઠ એવી શ્યામા દ્રુપદનંદિની ચાલતી હતી.[૩૨] આ પ્રમાણે પાંડવો જ્યારે વનમાં ચાલ્યા ત્યારે એક કૂતરો પણ તેમની પાછળ પાછળ જતો હતો. તે વીર પુરુષો ધીમેધીમે લૌહિત્ય નામના જળસમુદ્ર (સરોવર) પાસે જઈ પહોંચ્યા. તે સમયે પણ હે મહારાજ! અર્જુને રત્નના લોભથી દિવ્ય ગાંડીવ ધનુષ્યને તથા બે અક્ષય ભાથાઓને છોડ્યા ન હતા. આગળ જતાં તેમણે માર્ગ રોકીને પહાડની જેમ ઊભેલા સાક્ષાત્ અગ્નિદેવને પુરુષના આકારમાં જોયા. તે અગ્નિદેવે પાંડવોને કહ્યું કે, 'હે વીર પાંડવો! હે મહાબાહુ યુધિષ્ઠિર! હે શત્રુતાપન ભીમસેન! હે અર્જુન! હે વીર નકુલ તથા સહદેવ! તમે જાણો કે, હું અગ્નિ છું. તમે મારું વચન સાંભળો.[૩૩-૩૭] હે કુરુશ્રેષ્ઠો! હું અગ્નિ છું, મેં અર્જુનના તથા નારાયણના પ્રભાવથી ખાંડવવનને બાળ્યું છે.[૩૮] આ અર્જુન તમારો ભાઈ છે, આ ગાંડીવ તેનું શ્રેષ્ઠ આયુધ છે; પણ હવે આ ધનુષનો અહીં વનમાં જ ત્યાગ કરીને ભલે તે આગળ જાય; કેમ કે હવે આનું કંઈ પ્રયોજન નથી.[૩૯] મહાત્મા શ્રીકૃષ્ણ પાસે જે શ્રેષ્ઠ ચક્ર હતું તે પણ આ સમયે ચાલ્યું ગયું છે અને પુનઃ સમય આવતાં પાછું તેમના હાથમાં આવશે.[૪૦] મેં આ શ્રેષ્ઠ ધનુષ્યને અર્જુનને માટે જ વરુણ પાસેથી પૂર્વે આણ્યું હતું, માટે હવે તે વરુણને જ આપી દો.'[૪૧]

એટલે તે સર્વ ભાઈઓએ અર્જુનને તેમ કરવાની પ્રેરણા કરી અને અર્જુને તે ધનુષ્યને તથા બે અક્ષય ભાથાઓને જળમાં ફેંકી દીધાં. પછી હે ભરતશ્રેષ્ઠ! અગ્નિ ત્યાં જ અંતર્ધાન થઈ ગયો અને વીર પાંડવો દક્ષિણ દિશા તરફ ચાલી નીકળ્યા.[૪૨,૪૩] હે ભરતશ્રેષ્ઠ! તેઓ ખારા સમુદ્રના ઉત્તર કિનારા તરફ થઈને દક્ષિણ તથા પશ્ચિમદિશા તરફ (નૈઋત્ય ખૂણા તરફ) જવા લાગ્યા.[૪૪] ત્યાંથી તેઓ ફરી પણ પશ્ચિમ દિશા તરફ જ વળ્યા, એટલે સમુદ્રે બોળી દીધેલી દ્વારકા નગરી તેમના જોવામાં આવી.[૪૫] ફરી તે ભરતશ્રેષ્ઠો ઉત્તર દિશા તરફ ફરીને આગળ જવા લાગ્યા અને યોગધર્મનો આશ્રય કરી પૃથ્વીની પ્રદક્ષિણા કરવાની ઇચ્છા કરવા લાગ્યા.[૪૬]

ઇતિ શ્રીમહાભારતમા મહાપ્રસ્થાનિકપર્વમાં 'મહાપ્રસ્થાન માટે પાંડવોનું પ્રયાણ' નામનો અધ્યાય ૧ લો સમાપ્ત

## अध्याय २ जो
### દ્રૌપદી આદિનું પતન

॥ वैशंपायन उवाच ॥

ततस्ते नियतात्मान उदीचीं दिशमास्थिताः ।
ददृशुर्योगयुक्ताश्च हिमवंतं महागिरिम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા: પછી મનને વશ રાખનારા તે પાંડવો એકાગ્રચિત્તે ઉત્તર દિશા તરફ ગયા, એટલે ત્યાં તેમને મહાગિરિ હિમાલય જોવામાં આવ્યો.[૧] તે હિમાલયનું પણ ઉલ્લંઘન કરીને તેમણે વાલુકાર્ણવ નામના રેતીના રણને જોયું. આ પછી તેમણે પર્વતશ્રેષ્ઠ મહાગિરિ મેરુનાં દર્શન કર્યાં.[૨] આમ તેઓ સર્વે યોગધર્મનો

-આશ્રય કરીને ઘણી ઝડપથી આગળ વધતાં હતાં, તેવામાં દ્રૌપદી યોગભ્રષ્ટ થઈને પૃથ્વી પર પડી.[3] દ્રૌપદીને આમ પડેલી જોઈને મહાબળવાન ભીમસેને ધર્મરાજને પૂછ્યું કે, 'હે શત્રુતાપન! આ રાજપુત્રીએ કદી અધર્માચરણ કર્યું નથી; છતાં એ કૃષ્ણા પૃથ્વી પર પડી, તો તેમાં શું કારણ છે, તે મને કહો.'[૪,૫]

યુધિષ્ઠિર બોલ્યા: હે પુરુષશ્રેષ્ઠ! આ દ્રૌપદીને અર્જુન તરફ ખાસ પક્ષપાત હતો. તેથી તે તેના ફળને આજ ભોગવે છે.[૬]

વૈશંપાયન બોલ્યા: આમ કહીને ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર તો એ દ્રૌપદી તરફ જોયા વિના જ મનને એકાગ્ર કરી આગળ ચાલવા લાગ્યા; કેમ કે તે મહાપુરુષ બુદ્ધિમાન અને ધર્માત્મા હતા.[૭] તેવામાં વિદ્વાન સહદેવ પૃથ્વી પર પડ્યો; એટલે તેને પડેલો જોઈને ભીમસેને યુધિષ્ઠિરરાજાને પૂછ્યું કે,[૮] 'આ સહદેવ અહંકારનો ત્યાગ કરી આપણા સર્વની સેવા કરતો હતો, તો આ માદ્રીપુત્ર કયા કારણથી પૃથ્વી પર પડ્યો?'[૯]

યુધિષ્ઠિર બોલ્યા: આ રાજપુત્ર બીજા કોઈને પણ પોતાના જેવો બુદ્ધિમાન માનતો ન હતો, તે દોષે કરીને એ પડ્યો છે.[૧૦]

વૈશંપાયન બોલ્યા: એમ કહીને કુંતાપુત્ર યુધિષ્ઠિર સહદેવનો પણ ત્યાગ કરીને ભાઈઓની સાથે આગળ ચાલ્યા.[૧૧] તેવામાં દ્રૌપદીને તથા પાંડવ સહદેવને પડેલાં જોઈને બંધુપ્રિય શૂરો નકુલ પણ વિહ્વળ થઈને પૃથ્વી પર ઢળ્યો.[૧૨] આમ સુંદર દેખાવનો વીર નકુલ પડ્યો એટલે ભીમસેને ફરી પણ તે સમયે રાજાને પૂછ્યું કે, 'આ આપણો ભાઈ નકુલ અક્ષત ધર્માત્મા હતો, આપણા કહેવા પ્રમાણે કરતો હતો અને રૂપ વડે લોકમાં અનુપમ હતો. તે કેમ પૃથ્વી પર પડ્યો!' ભીમસેને એમ પૂછ્યું એટલે સર્વ બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ એવા ધર્માત્મા યુધિષ્ઠિરે નકુલના સંબંધમાં કહ્યું કે,[૧૩-૧૫] 'મારા સમાન બીજો કોઈ રૂપાળો નથી એવી એની દૃષ્ટિ હતી. હું એક જ સર્વના કરતાં અધિક રૂપવાન છું, એમ એ મનમાં માનતો હતો.[૧૬] હે ભીમ! નકુલ આ દોષથી પડ્યો છે; માટે તું ચાલ્યો આવ. હે વીર! જેણે જે કર્મ કર્યું હોય તેનું ફળ તેને અવશ્ય ભોગવવું પડે છે.'[૧૭] આ પછી દ્રૌપદી આદિ સર્વને પડેલાં જોઈને શોકથી સંતાપ પામેલો શત્રુવીરહંતા શ્વેતવાહન અર્જુન પણ પૃથ્વી પર પડ્યો.[૧૮] આમ પુરુષોમાં વ્યાઘ્ર જેવો અને ઇંદ્ર સમાન તેજસ્વી તે દુરાધર્ષ અર્જુન પડ્યો અને મરણ પામ્યો, ત્યારે ભીમે યુધિષ્ઠિરરાજને પૂછ્યું કે,[૧૯] 'મને યાદ નથી કે આ મહાત્માએ કોઈ સ્વેચ્છાચારમાં પણ કદી અસત્ય ભાષણ કર્યું હોય! છતાં આ પૃથ્વી પર પડ્યો, તેમાં એના કયા કર્મનો દોષ કારણભૂત છે?'

યુધિષ્ઠિર બોલ્યા: અર્જુને પૂર્વે પ્રતિજ્ઞા કરી હતી કે, હું એક જ દિવસમાં શત્રુઓને બાળી નાખીશ; છતાં પોતાને શૂરવીર માનનારા તેણે તે પ્રમાણે કર્યું ન હતું. આથી તે પડ્યો છે.[૨૦,૨૧] વળી અર્જુન બીજા સર્વ ધનુર્ધારીઓનું અપમાન કરતો હતો, તેથી તેનું આ ફળ આવ્યું છે. માટે પોતાનું કલ્યાણ ઇચ્છનારા મનુષ્યે તેવું મિથ્યાભિમાન રાખવું નહિ.[૨૨]

વૈશંપાયન બોલ્યા: આમ કહીને રાજા યુધિષ્ઠિર આગળ ચાલ્યા, તેવામાં ભીમસેન પણ પડ્યો. પડીને તેણે ધર્મરાજ યુધિષ્ઠિરને પૂછ્યું કે,[૨૩] 'ઓ રાજા! જુઓ, હું તમારો પ્રિય ભાઈ પૃથ્વી પર પડ્યો છું. જો તમે જાણતા હો તો મને કહો કે, હું પડ્યો તેમાં શું કારણ છે?'[૨૪]

યુધિષ્ઠિર બોલ્યા: હે પાર્થ! તું અત્યંત ભોજન કરતો હતો અને બીજા તરફ લક્ષ આપ્યા

વિના પોતાના બળથી પોતાની પ્રશંસા કર્યા કરતો હતો. આથી તું પૃથ્વી પર પડ્યો છે.[૨૫] આમ કહીને તે મહાબાહુ ધર્મરાજ ભીમસેન સામે પણ દૃષ્ટિ કર્યા વિના આગળ જવા લાગ્યા. તે સમયે જેના વિષે મેં અનેકવાર તને કહ્યું છે, તે એક કૂતરો જ માત્ર તેમની પાછળ જતો હતો.[૨૬]

ઇતિ શ્રીમહાભારતમાં મહાપ્રસ્થાનિકપર્વમાં 'દ્રૌપદી આદિનું પતન' નામનો અધ્યાય ૨ જો સમાપ્ત

## अध्याय ३ जो
### યુધિષ્ઠિર સ્વર્ગમાં

॥ वैशंपायन उवाच ॥

**ततः सन्नादयन् शक्रो दिवं भूमिं च सर्वशः ।**
**रथेनोपययौ पार्थमारोहेत्यब्रवीच्च तम् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા: પછી આકાશ તથા પૃથ્વીને ચોતરફથી ગજાવી મૂકતો ઇંદ્ર એક રથ લઈને યુધિષ્ઠિર પાસે આવ્યો અને તેમને કહેવા લાગ્યો કે, 'તમે આ રથ ઉપર ચઢો.'[૧] પરંતુ પોતાના ભાઈઓને પડેલા જોઈને શોકથી સંતાપ પામેલા ધર્મરાજ યુધિષ્ઠિરે ઇંદ્રને આવું વચન કહ્યું:[૨] 'હે દેવેશ્વર! મારા ભાઈઓ અહીં પડ્યા છે. તેઓ પણ મારી સાથે આવવા જોઈએ. ભાઈઓ વિના હું સ્વર્ગમાં જવા ઇચ્છતો નથી.[૩] વળી હે ઇંદ્ર! સુકુમાર અને સુખને પાત્ર એવી રાજપુત્રી દ્રૌપદી પણ અમારી સાથે સ્વર્ગમાં જાય, એ વાતની તમે અનુમતિ આપો.'[૪]

ઇંદ્ર બોલ્યો: હે ભરતશ્રેષ્ઠ! તમે તમારા સર્વ ભાઈઓને દ્રૌપદીની સાથે આગળથી જ સ્વર્ગમાં ગયેલાં જોશો, માટે તમે શોક કરો મા.[૫] હે ભરતશ્રેષ્ઠ! તેઓ મનુષ્યશરીરનો ત્યાગ કરીને સ્વર્ગમાં ગયાં છે, પણ તમે તો આ જ શરીરથી સ્વર્ગમાં જશો, એમાં કંઈ સંશય નથી.[૬]

યુધિષ્ઠિર બોલ્યા: હે ભૂતભવ્યના ઈશ્વર! આ કૂતરો મારો નિત્યનો ભક્ત છે, માટે તે પણ મારી સાથે સ્વર્ગમાં ભલે આવે, કેમ કે મારી મતિ દયાળુ છે.[૭]

ઇંદ્ર બોલ્યો: હે રાજન્! હવે તમને દેવપણું તથા મારા જેવી સમાનતા પ્રાપ્ત થઈ છે. વળી તમે હવે સમગ્ર લક્ષ્મી, મહાન સિદ્ધિ તથા સ્વર્ગનાં સુખોને પામ્યા છો. માટે તમે આ કૂતરાને ત્યજી દો, તેમાં તમારું નિર્દયપણું છે જ નહિ.[૮]

યુધિષ્ઠિર બોલ્યા: હે આર્ય! હે હજાર નેત્રવાળા ઇંદ્ર! હું એક આર્ય છું અને આવું અનાર્ય તથા દુષ્ટ કર્મ કરવાને હું સમર્થ નથી. જે લક્ષ્મીના સંગથી હું મારા ભક્તજનનો ત્યાગ કરું, તે લક્ષ્મીની સાથે મારો સંગ જ ભલે ન થાઓ.[૯]

ઇંદ્ર બોલ્યો: કૂતરાઓને સાથે રાખનારા મનુષ્યોને સ્વર્ગમાં સ્થાન મળતું નથી. વળી ક્રોધવશ નામના દેવગણો તેવા અપવિત્ર પુરુષોનાં વાવ, કૂવા–ધર્મશાળા વગેરે બંધાવવાનાં ફળને હરી લે છે. માટે હે ધર્મરાજ! તમે વિચાર કરો અને આ કૂતરાનો ત્યાગ કરો, તેમાં તમારું નિર્દયપણું છે જ નહિ.[૧૦]

યુધિષ્ઠિર બોલ્યા: વિદ્વાનો કહે છે કે, ભક્તનો ત્યાગ કરવો તે મહાપાપ છે અને લોકમાં તેનો દોષ બ્રહ્મહત્યા સમાન છે. માટે હે મહેંદ્ર! હું મારા પોતાના સુખની અભિલાષાથી આ કૂતરાનો કદી ત્યાગ કરીશ નહિ.[૧૧] આ કૂતરો ભયભીત છે, મારો ભક્ત છે, બીજાનો આધાર નહિ હોવાથી વિહ્વળ છે, ક્ષીણ છે અને પ્રાણ મેળવવાની ઇચ્છાથી મારા રક્ષણતળે આવેલો છે. માટે મારો પ્રાણ ભલે જાય, પણ હું આનો ત્યાગ કરવાને યત્ન કરીશ નહિ. આ મારું નિત્યવ્રત છે.[૧૨]

ઇંદ્ર બોલ્યો: ક્રોધવશ નામના દેવગણો કૂતરાની દૃષ્ટિએ પડેલા દાનને, ઇષ્ટાપૂર્તને તથા પ્રકટ

હવનહોમને હરી લે છે, માટે તમે આ કૂતરાનો ત્યાગ કરો. આ કૂતરાનો ત્યાગ કરવાથી તમે દેવલોકને પામશો.[13] હે વીર! તમારા ભાઈઓનો તથા પ્રિય દ્રૌપદીનો ત્યાગ કરીને તમે પોતાના કર્મને લીધે ઉત્તમ લોકને પામ્યા છો; છતાં તમે કેમ આ કૂતરાનો ત્યાગ કરતા નથી? તમે સંપૂર્ણ રીતે ત્યાગનો આશ્રય કર્યો છે, છતાં તમે આજે કેમ મોહિત થાઓ છો?[14]

યુધિષ્ઠિર બોલ્યા: લોકમાં એવી અંતિમ મર્યાદા છે કે, મરેલાં મનુષ્યોની સાથે કદી સંધિ–વિગ્રહ (મિત્રતા–શત્રુતા) હોઈ શકે જ નહિ. વળી તે મારા ભાઈઓ તથા દ્રૌપદીને જિવાડવાને હું સમર્થ ન હતો, તેથી જ મેં તેમનો ત્યાગ કર્યો છે; નહિ કે તેઓ જીવતાં હતાં છતાં મેં તેમનો ત્યાગ કર્યો છે![15] હે શક્ર! શરણે આવેલાને ભય આપવો, સ્ત્રીનો વધ કરવો, બ્રાહ્મણદ્રવ્યનું હરણ કરવું અને મિત્રનો દ્રોહ કરવો આ ચાર પાતકોના જેવું જ હું ભક્તના ત્યાગને પણ પાતક માનું છું.[16]

વૈશંપાયન બોલ્યા: ધર્મરાજાનું તે વચન સાંભળ્યા પછી ધર્મસ્વરૂપ ભગવાને (શ્વાને) પ્રસન્ન થઈને સ્તુતિભરેલાં સુંદર વાક્યોથી નરેંદ્ર યુધિષ્ઠિરને કહ્યું:[17] 'હે ભરતવંશી રાજેંદ્ર! તું તારા પિતાના જેવા સદ્વર્તનથી, બુદ્ધિથી અને પ્રાણીમાત્ર ઉપરની દયાથી ખરેખર કુળવાન છે.[18] હે પુત્ર! પૂર્વે દ્વૈતવનમાં તારા ભાઈઓ જ્યાં પાણી લેવા ગયા હતા અને મરણ પામ્યા હતા, ત્યાં મેં તારી પરીક્ષા કરી હતી.[19] તે સમયે પણ તારા બંને ભાઈ ભીમ તથા અર્જુનનો ત્યાગ કરીને તેં બંને માતાઓની સમાનતા ઇચ્છી નકુળને જ જીવતો કરવાની ઇચ્છા કરી હતી.[20] આ સમયે પણ આ કૂતરો તારો ભક્ત છે, તે ઉપરથી જ તેં દેવમાર્ગને સજી દીધો છે. માટે હે રાજા! સ્વર્ગમાં તારા સમાન કોઈ છે જ નહિ.[21] હે ભારત! આ કારણથી જ તને તારા આ શરીરથી જ અક્ષયલોક પ્રાપ્ત થયા છે અને તું સર્વોત્તમ દિવ્ય ગતિને પામ્યો છે.[22]

વૈશંપાયન બોલ્યા: પછી ધર્મ, ઇંદ્ર, મરુદ્ગણો, અશ્વિનીકુમારો, દેવો તથા દેવર્ષિઓ યુધિષ્ઠિરને રથમાં બેસાડીને પોતપોતાનાં વિમાનો વડે ત્યાંથી ચાલ્યા ગયા. તેઓ સર્વે સિદ્ધ, ઇચ્છાનુસાર વિહાર કરનારા, રજોગુણરહિત, પવિત્ર અને પવિત્ર વાણી, બુદ્ધિ તથા કર્મવાળા હતા.[23,24] કુરુકુળધુરંધર રાજા યુધિષ્ઠિર પણ તે રથમાં બેસીને પોતાના તેજ વડે આકાશ–પૃથ્વીને વ્યાપ્ત કરી દઈ સત્વર ઊર્ધ્વલોકમાં ચાલ્યા ગયા.[25] આ પછી દેવલોકમાં રહેનારા, સર્વ લોકને જાણનારા, મહાન વક્તા અને મહાતપસ્વી એવા નારદે તે સમયે ઉચ્ચ સ્વરે આવાં વચનો કહ્યાં કે,[26] 'જેટલા જેટલા રાજર્ષિઓ થઈ ગયા છે તેઓ સર્વે પણ અહીં સ્વર્ગમાં આવ્યા છે, પણ કુરુરાજ યુધિષ્ઠિર તો તેઓ સર્વની કીર્તિને ઢાંકી દઈને શ્રેષ્ઠ બન્યા છે.[27] પોતાના યશથી, તેજથી તથા સદ્વર્તનસંપત્તિથી લોકોને રાજી કરી પોતાના મનુષ્યશરીરથી સ્વર્ગમાં આવેલા રાજા યુધિષ્ઠિર વિના બીજા કોઈને અમે સાંભળ્યો નથી.[28] હે રાજા! પૃથ્વી પર રહીને તેં જે તેજો જોયાં છે, તેજ આ હજારો દેવોનાં સ્થાનકો સ્વર્ગમાં આવેલાં છે, તેમને તું જો.[29]

નારદનું એ વચન સાંભળીને ધર્માત્મા રાજા યુધિષ્ઠિરે દેવોને તથા પોતાના પક્ષના રાજાઓને સંબોધીને કહ્યું કે,[30] 'મારા ભાઈઓને શુભ કે અશુભ જે સ્થાન પ્રાપ્ત થયું હોય, તે સ્થાનને જ હું આજે પ્રાપ્ત કરવાને ઇચ્છું છું; મને બીજા લોકની ઇચ્છા નથી.[31]

રાજાનું તે વચન સાંભળીને દેવરાજ ઇંદ્રે

દયાપરાયણ યુધિષ્ઠિરને કહ્યુ કે, 'હે રાજેન્દ્ર! પોતાનાં પુણ્યકર્મથી જિતાયેલા આ સ્થાનમાં તમે રહો. તમે મનુષ્ય સંબંધી સ્નેહને કેમ હજી સુધી પણ વળગી રહ્યા છો?[૩૨,૩૩] બીજો પુરુષ કદી જ સિદ્ધિને ન પામે, તે ઉત્તમ સિદ્ધિને તમે પામ્યા છો. હે કુરુનંદન! તમારા ભાઈઓએ તેના સ્થાનને પ્રાપ્ત કરેલ નથી.[૩૪] હે રાજા! તમને હજી સુધી પણ માનુષીભાવ સ્પર્શ કરી રહ્યો છે, એ કેવું આશ્ચર્ય! તમે જુઓ, આ સ્વર્ગ છે અને સ્વર્ગમાં રહેનારા આ દેવર્ષિઓ તથા સિદ્ધો છે.'

દેવેંદ્ર એ પ્રમાણે કહી રહ્યો હતો, ત્યારે બુદ્ધિમાન યુધિષ્ઠિરે તે સ્વર્ગરાજને ફરી આવાં અર્થવાળાં વચનો કહ્યાં: 'હે દૈત્યહંતા ઇંદ્ર! હું મારા ભાઈઓ વિના અહીં રહેવાનો ઉત્સાહ ધરાવતો નથી. માટે હું મારા ભાઈઓ જ્યાં ગયા છે, ત્યાં જવાને ઇચ્છું છું. વળી બુદ્ધિ તથા સત્ત્વના ગુણોથી યુક્ત અને સર્વ સ્ત્રીઓમાં શ્રેષ્ઠ એવી મહાતરણી દ્રૌપદી જ્યાં ગઈ છે, ત્યાં જવાને હું ઇચ્છું છું.'[૩૫]

ઇતિ શ્રીમહાભારતમા મહાપ્રસ્થાનિકપર્વમા 'યુધિષ્ઠિરનું સ્વર્ગારોહણ' નામનો અધ્યાય ૩ જો સમાપ્ત

## महाप्रस्थानिकपर्व समाप्त

॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्री महाभारत

## १८–स्वर्गारोहणपर्व

श्री

॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्रीमहाभारत

## १८–स्वर्गारोहणपर्व

### अध्याय १ लो–स्वर्गारोहणपर्व

### સ્વર્ગમાં નારદ અને યુધિષ્ઠિર

मङ्गलाचरणम्-नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥

ભગવાન નારાયણને, નરોત્તમ નરને અને દેવી સરસ્વતીને નમન કરીને 'જય'નું કીર્તન આદરીએ.

जनमेजय उवाच-स्वर्गं त्रिविष्टपं प्राप्य मम पूर्वपितामहाः ।
पांडवा धार्तराष्ट्राश्च कानि स्थानानि भेजिरे ॥ १ ॥

જનમેજય બોલ્યા : ત્રણ લોકનો જેમાં અંતર્ભાવ થઈ જાય છે, તે સ્વર્ગલોકને પામીને મારા પૂર્વપિતામહ પાંડવો તથા ધૃતરાષ્ટ્રપુત્રો કયાં કયાં સ્થાનોને પામ્યા હતા ?[1] હું એ સાંભળવાને ઇચ્છું છું કેમ કે હું માનું છું કે, અદ્ભુત કર્મ કરનારા મહર્ષિ વ્યાસની અનુજ્ઞા પામેલા તમે સર્વજ્ઞ છો.[2]

વૈશંપાયન બોલ્યા : જેમાં ત્રણ લોકનો સમાવેશ થઈ જાય છે એવા સ્વર્ગને પામીને તારા પૂર્વપિતામહ યુધિષ્ઠિર આદિએ જે કર્યું હતું, તે તું સાંભળ.[3] ધર્મરાજ યુધિષ્ઠિરે ત્રણ લોકના સમાવેશરૂપ સ્વર્ગને પામીને લક્ષ્મીથી સેવાયેલા અને આસન ઉપર બેઠેલા દુર્યોધનને જોયો.[4] તે સૂર્યની પેઠે પ્રકાશી રહ્યો હતો, વીરલક્ષ્મા(શૌર્યની શોભા)થી વીંટાયેલો હતો અને પુણ્યકર્મ કરનારા તેજસ્વી સાધ્ય દેવોની સાથે બેઠો

હતો.[5] દુર્યોધનને આ પ્રમાણે બેઠેલો જોઈને યુધિષ્ઠિર ક્રોધાયમાન થઈ ગયા. દુર્યોધનની ઐશ્વર્ય-લક્ષ્મી જોઈને તે એકાએક પાછા ફર્યા.[6] તે ઉચ્ચ સ્વરે દેવોને કહેવા લાગ્યા કે, 'લોભી અને ટૂંકી દષ્ટિવાળા દુર્યોધનની સાથે હું આ લોકને ઇચ્છતો નથી.[7] આ દુર્યોધનને માટે અમે આખી પૃથ્વીનો, સુહૃદોનો તથા બાંધવોનો યુદ્ધમાં સંહાર કર્યો અને પ્રથમ મહાવનમાં અનેક ક્લેશો ભોગવ્યા. અરે, એણે ધર્મનું આચરણ કરનારી તથા નિર્દોષ અંગવાળી અમારી પત્ની દ્રૌપદીને સભાની વચ્ચે ગુરુઓની સમક્ષ ખેંચી હતી. આવા એ દુર્યોધનને જોવાની મારી ઇચ્છા જ નથી. હે દેવો ! હું તો જ્યાં મારા ભાઈઓ ગયા છે, ત્યાં જ જવા ઇચ્છુ છું.'[૮–૧૦]

તે સમયે નારદે હસતા હોય તેમ મુખ મલકાવીને યુધિષ્ઠિરને કહ્યુ કે, 'હે રાજેંદ્ર ! એમ ન થાય. આ સ્વર્ગના નિવાસમાં વેરનો પણ નાશ થવો જોઈએ. હે મહાબાહુ યુધિષ્ઠિર ! રાજા દુર્યોધન પ્રત્યે તારે આમ કહેવું ન જોઈએ. તું મારું વચન સાંભળ. મોટા મોટા રાજાઓ તથા આ બધા સ્વર્ગવાસી સત્પુરુષો આ દુર્યોધન રાજાની પૂજા કરે છે. યુદ્ધમાં પોતાના શરીરનો હોમ કરીને એ દુર્યોધન આદિ રાજાઓ વીરલોકની ગતિને પામ્યા છે. વળી તમે બધા પણ તેની સામા યુદ્ધમાં ઊભા રહીને દેવ તુલ્ય થયા છો.[૧૧–૧૪] આ દુર્યોધન રાજા મહાન ભયસમયે પણ નિર્ભય રહ્યો હતો, માટે તે પોતાના ક્ષાત્રધર્મથી આ સ્થાનને પામ્યો છે. હે પુત્ર ! તે સમયે તેણે જે દ્યૂત વગેરે કરાવ્યું હતું, તેનો તારે મનમાં વિચાર કરવો નહિ. વળી દ્રૌપદીને જે કંઈ ક્લેશ આપવામાં આવ્યો હતો, તેનો પણ તારે વિચાર કરવો યોગ્ય નથી.[૧૫,૧૬] તમારા સંબંધીઓ તરફથી તમને જે બીજા ક્લેશો યુદ્ધમાં અથવા બીજા પ્રસંગે આપવામાં આવ્યા છે, તેમનું પણ સ્મરણ કરવું તને યોગ્ય નથી.[૧૭] માટે હે રાજા ! તું યથાયોગ્ય રીતે રાજા દુર્યોધનનો સમાગમ કર; કેમ કે આ સ્વર્ગલોક છે. અહીં વેર હોવાં ન જોઈએ.'[૧૮]

નારદે આમ કહ્યું, એટલે બુદ્ધિમાન કુરુરાજ યુધિષ્ઠિરે પોતાના ભાઈઓના સંબંધમાં પૂછ્યું અને પુનઃ આ પ્રમાણે કહ્યુ:[૧૯] 'દુર્યોધન અધર્મી, પાપી અને આખી પૃથ્વીનો તથા સુહૃદોનો દ્રોહ કરનાર હતો. તેને લીધે ઘોડાઓ, મનુષ્યો તથા હાથીઓ સહિત પૃથ્વીનો નાશ થયો છે. અમે પણ એના વેરનો બદલો લેવાની ઇચ્છાથી ક્રોધ વડે નિત્ય બળ્યા કરતા હતા. આમ તેને જો આવા સનાતન વીરલોકો મળ્યા છે, તો પછી તે મારા ભાઈઓને હમણાં કયા લોક મળ્યા છે ? તેઓ તો વીર, મહાત્મા, મહાવ્રતનિષ્ઠ, સત્ય પ્રતિજ્ઞાવાળા લોકમાં શૂરા અને સત્યવાદી હતા. હું તેમને જોવા ઇચ્છુ છુ. વળી સત્ય પ્રતિજ્ઞાવાળો કુંતીપુત્ર મહાત્મા કર્ણ, ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્નના પુત્રો તથા બીજા જે રાજાઓ ક્ષાત્રધર્મ વડે મરણ પામ્યા છે, તેઓ હમણા ક્યાં છે ? હે બ્રહ્મન્ ! હે નારદ ! હું કેમ તેમને જોતો નથી ? હે નારદ ! વિરાટ, દ્રુપદ, ધૃષ્ટકેતુ આદિ રાજાઓ, પાંચાલ્ય શિખંડી, દ્રૌપદીના સર્વ પુત્રો અને અસહ્ય અભિમન્યુ એ સર્વને હું જોવા ઇચ્છું છું.'[૨૦–૨૬]

ઇતિ શ્રીમહાભારતમા સ્વર્ગારોહણપર્વમા 'સ્વર્ગમા નારદ અને યુધિષ્ઠિરનો સંવાદ' નામનો અધ્યાય ૧ લો સમાપ્ત

## અધ્યાય ૨ જો

### યુધિષ્ઠિરને નરકનાં દર્શન

॥ युधिष्ठिर उवाच ॥

नेह पश्यामि विबुधा राधेयममितौजसम् ।
भ्रातरौ च महात्मानौ युधामन्यूत्तमौजसौ ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા : હે દેવતાઓ ! અહીં અમાપ તેજવાળો રાધાપુત્ર કર્ણ મારા જોવામાં આવતો

નથી, તેમ જ યુધામન્યુ અને ઉત્તમૌજા નામના બન્ને મહાત્મા ભાઈઓ પણ દેખાતા નથી.[૧] જે મહારથી રાજાઓએ તથા રાજપુત્રોએ રણસંગ્રામરૂપ અગ્નિમાં પોતાનાં શરીરોને હોમ્યાં હતાં અને જેઓ મારે માટે રણમાં માર્યા ગયા છે, તે સર્વે સિંહ સમાન પરાક્રમી મહારથીઓ ક્યાં છે? શું તે મહાપુરુષોએ પણ આ લોકને જીત્યો છે?[૨,૩] હે દેવો! જો તે સર્વે મહારથીઓ અહીં આવ્યા હોય તો તમારે જાણવું કે, હું પણ તે મહાત્માઓની સાથે અહીં રહીશ.[૪] પણ શું તે રાજાઓએ આ અક્ષય પવિત્ર લોકને પ્રાપ્ત કર્યો નથી? ખરેખર, તે મારા ભાઈઓ તથા સંબંધીઓ વિના હું અહીં આનંદ પામી શકું તેમ જ નથી.[૫] તે સમયે જ્યારે જળપ્રદાનકર્મ ચાલી રહ્યું હતું, ત્યારે 'તું કર્ણને પણ જળપ્રદાન કરજે' એવું મારી માતાનું વચન સાંભળીને હું હજી સુધી પણ તપ્યા કરું છું.[૬] હે દેવો! આ વિષે તો મને વારંવાર સંતાપ થયા કરે છે કે, તે મહાત્મા કર્ણના બન્ને ચરણોને મારી માતાના સમાન જોઈને પણ હું શત્રુસૈન્યોને વિહ્વળ કરનારા તે કર્ણને અનુસર્યો નહિ. અમે જો કર્ણની સાથે રહ્યા હોત, તો યુદ્ધમાં અમને ઇંદ્ર પણ જીતી શકત નહિ.[૭,૮] સૂર્યનો પુત્ર તે કર્ણ જે સ્થળે હોય, તે સ્થળે તેને જોવાની મને ઇચ્છા છે. હાય! હું તેને જાણી શક્યો ન હતો, તેથી જ મેં અર્જુન દ્વારા તેનો ઘાત કરાવ્યો છે.[૯] ભયંકર પરાક્રમી અને મારા પ્રાણ કરતાં પણ મને વધારે પ્રિય તે ભીમસેનને, ઇંદ્ર તુલ્ય અર્જુનને, યમ સમાન નકુલ તથા સહદેવને અને ધર્મચારિણી પાંચાલી દ્રૌપદીને જોવાને હું ઇચ્છું છું. હું તમને સત્ય કહું છું કે, તેઓ વિના હું આ સ્વર્ગમાં રહેવા ઇચ્છતો નથી.[૧૦,૧૧] હે સુરશ્રેષ્ઠો! ભાઈઓથી રહિત થયેલા મને સ્વર્ગનું શું કામ છે? જ્યાં તેઓ હોય, ત્યાં જ મારું સ્વર્ગ છે. હું આને સ્વર્ગ માનતો નથી.[૧૨]

દેવો બોલ્યા: હે પુત્ર! જો તારી ત્યાં જવાની જ શ્રદ્ધા છે, તો તું જા. વિલંબ કર મા. અમે દેવરાજની આજ્ઞાથી તારું પ્રિય કરવા તૈયાર છીએ.[૧૩]

વૈશંપાયન બોલ્યા: હે પરંતપ! એમ કહીને દેવતાઓએ દેવદૂતને આજ્ઞા કરી કે, 'યુધિષ્ઠિરને તેના સુહૃદોનાં દર્શન કરાવ.'[૧૪] પછી હે રાજસિંહ! રાજા યુધિષ્ઠિર અને પેલો દેવદૂત એ બન્ને સાથે જ્યાં પેલા મહાપુરુષો હતા ત્યાં જવા લાગ્યા.[૧૫] હવે આગળ દેવદૂત અને તેની પાછળ રાજા યુધિષ્ઠિર પાપકર્મીઓએ સેવેલા દુર્ગમ અશુભ માર્ગમાં જવા લાગ્યા.[૧૬] તે માર્ગ અંધકારથી છવાયેલો હતો, ભયંકર હતો, કેશરૂપી શેવાળ તથા લીલા ઘાસવાળો હતો, પાપીઓના ગંધથી ભરેલો હતો અને માંસ તથા રુધિરના કાદવવાળો હતો.[૧૭] તે ડંખ દેનાર ડાંસ અને ભલ્લૂકા(રીંછો)થી વ્યાપ્ત હતો, માખીઓ તથા મચ્છરોથી ભરપૂર હતો અને આમતેમ રખડતાં મુડદાંઓથી ચોતરફ વીંટાયેલો હતો.[૧૮] તે હાડકાં અને કેશથી વ્યાપ્ત હતો, કૃમિ તથા કીડાઓથી ઊભરાઈ રહ્યો હતો અને પ્રદીપ્ત અગ્નિથી ચોતરફ ઘેરાયેલો હતો.[૧૯] લોખંડી મુખવાળા કાગડા વગેરેથી તથા ગીધડાંઓથી તે ચોતરફ ઝડપાઈ રહ્યો હતો અને સોયસમાન મુખવાળાં પ્રાણીઓથી તથા વિંધ્યાચળપર્વત જેવડાં પ્રેતોથી તે ઘેરાયેલો હતો.[૨૦] તેમાં મેદ તથા રુધિરથી ખરડાયેલા એવા કપાયેલા બાહુઓ, સાથળો, હાથો, છિન્નભિન્ન થયેલાં ઉદરો અને ચરણો વેરાઈ પડ્યાં હતાં.[૨૧] શ્રેષ્ઠ મનવાળા રાજા યુધિષ્ઠિર મુડદાંઓથી ગંધાતા અને રૂવાં ઊભાં કરી નાખે તેવા એ અમંગલ માર્ગમાં વચ્ચે અનેક પ્રકારના વિચાર કરતા કરતા જતા હતા.[૨૨] ત્યાં તેમણે ઊના જળથી ભરેલી મહાદુર્ગમ નદી જોઈ

અને અસ્ત્રોથી છવાયેલું તીક્ષ્ણ અસિપત્ર વન પણ જોયું.[૨૩] વળી તે સ્થળે શ્વેત વર્ણની સૂક્ષ્મ રેતી અને જુદી જુદી લોખંડી શિલાઓ તપાવેલી હતી; તેમ જ તેલથી ભરેલી લોઢાની મોટી કઢાઈઓ ચોતરફ કકડી રહી હતી.[૨૪] ઉપરાંત ત્યાં તીક્ષ્ણ કાંટાઓવાળા અને મહાદુઃખદાયી સ્પર્શવાળા કૃત્રિમ શીમળાઓને તેમ જ પાપકર્મીઓ માટેની બીજી અનેક યાતનાઓને કુંતીપુત્રે જોઈ.[૨૫] રાજા યુધિષ્ઠિરે તે સર્વ દુર્ગંધીઓ પર લક્ષ આપીને દેવદૂતને પૂછ્યું કે, 'આવા માર્ગમાં આપણે કેટલેક સુધી જવાનું છે?[૨૬] મારા તે ભાઈઓ ક્યાં છે અને દેવતાઓનો આ કયો પ્રદેશ છે તે તું મને કહે. એ જાણવાની મને ઇચ્છા છે.'[૨૭] ધર્મરાજાનું એ વચન સાંભળીને દેવદૂત પાછો ફર્યો અને બોલ્યો કે, 'આટલે સુધી જ તમારે જવાનું છે.[૨૮] દેવતાઓએ મને કહ્યું છે કે, આટલો પ્રદેશ બતાવ્યા પછી મારે તમને પાછા વાળવા. માટે હે રાજેંદ્ર! તમે જો થાકી ગયા હો, તો અહીંથી પાછા ફરવાને યોગ્ય છો.'[૨૯]

હે ભારત! યુધિષ્ઠિર પણ તે દુર્ગંધથી કંટાળી ગયા હતા અને મૂર્ચ્છિત થઈ જતા હતા. તેથી તેમણે ત્યાંથી પાછા ફરવાનું મન કરી પોતાની પીઠ ફેરવી.[૩૦] ધર્માત્મા યુધિષ્ઠિર દુઃખ તથા શોકથી હણાઈને જ્યાં પાછા ફર્યા, ત્યાં ચોતરફ દીન વાણી બોલી રહેલાં પ્રાણીઓના શબ્દો તેમના સાંભળવામાં આવ્યા:[૩૧] 'ઓ ધર્મપુત્ર રાજર્ષિ! ઓ પવિત્ર કુટુંબવાળા પાંડવ! અમારા પર અનુગ્રહ કરવા માટે તમે એક મુહૂર્તભર અહીં ઊભા રહો.[૩૨] હે તાત! તમે દુરાધર્ષ અહીં આવ્યા છો, તેથી તમારા ગંધને અનુસરતો પવિત્ર વાયુ વાય છે અને એ વાયુથી અમને સુખ થાય છે.[૩૩] હે પુરુષશ્રેષ્ઠ પાર્થ! આજ લાંબે કાળે તમને જોઈને અમે સુખ સંપાદન કરીશું. માટે હે રાજસિંહ! હે મહાબાહુ ભારત! તમે એક મુહૂર્ત પણ ઊભા રહો. હે કૌરવ્ય! તમે અહીં ઊભા છો તેથી આ યાતનાઓ અમને દુઃખી કરતી નથી.' હે રાજા! એ પ્રમાણે અનેક પ્રકારની દીન વાણી બોલી રહેલાં તે દુઃખી પ્રાણીઓના શબ્દો તે પ્રદેશ ઉપર યુધિષ્ઠિરે સાંભળ્યા.[૩૪-૩૬] એટલે તેમનાં એ દીન વચનો સાંભળીને યુધિષ્ઠિરને દયા આવી ગઈ અને 'અહોહો કેવું મહાકષ્ટ!' એમ બોલીને તે ત્યાં થંભી ગયા.[૩૭] પાંડવ યુધિષ્ઠિરે તે વાણીને માર્ગમાં અગાઉ વારંવાર સાંભળી હતી, છતાં તે સમયે ગ્લાનિ અને દુઃખ પામેલાં તે પ્રાણીઓની વાણીને તે ઓળખી શક્યા નહિ.[૩૮] જ્યારે તે વાણી બિલકુલ સમજવામાં જ ન આવી, ત્યારે ધર્મપુત્ર યુધિષ્ઠિરે કહ્યું કે, 'તમે કોણ છો, અહીં શા માટે રહ્યાં છો?'[૩૯] યુધિષ્ઠિરે એમ પૂછ્યું એટલે તેઓ સર્વ ચોતરફથી બોલી ઊઠ્યાં કે, 'હે રાજા! હું કર્ણ છું, હું ભીમસેન છું, હું અર્જુન છું, હું નકુલ છું, હું સહદેવ છું, હું ધૃષ્ટદ્યુમ્ન છું, હું દ્રૌપદી છું, અમે દ્રૌપદીના પુત્રો છીએ.' એ રીતે તેઓ પોકાર કરી રહ્યાં.[૪૦,૪૧] હે રાજા! તે પ્રદેશને યોગ્ય એવાં એ વચનો સાંભળીને રાજા યુધિષ્ઠિર વિચાર કરવા લાગ્યા કે, 'દૈવે આ શું કર્યું છે?[૪૨] આ મહાત્માઓએ તેવું પાપકર્મ શું કર્યું હશે? કર્ણે, દ્રૌપદીના પુત્રોએ તથા સુંદર મધ્યભાગવાળી દ્રૌપદીએ શું મલિન કર્મ કર્યું હશે કે તેને લીધે પાપી ગંધવાળા આ મહાદારુણ પ્રદેશમાં તેઓ પડ્યાં છે? મારા જાણવામાં નથી કે આ સર્વ પુણ્યકર્મીઓનું કંઈ પાપકર્મ હોય![૪૩,૪૪] ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન તેવું કયું પુણ્યકર્મ કરીને સર્વ પાપી અનુયાયીઓની સાથે સ્વર્ગની શ્રીથી યુક્ત થઈ મહેંદ્રના જેવો લક્ષ્મીવાન અને પરમપૂજ્ય થઈ પડ્યો છે અને આ બધાં નરકમાં પડ્યાં છે? આ ફેરફાર

કયા કર્મનો હશે ?[૪૫,૪૬] સર્વ ધર્મને જાણનારા, શૂરવીર, સત્યશાસ્ત્રપરાયણ, ક્ષાત્રધર્મમાં આસક્ત તથા પુષ્કળ દક્ષિણાઓ આપીને યજ્ઞ કરનારા છતાં આ મહાપુરુષો નરકમાં પડ્યા, એ શું ?[૪૭] શું હું સૂતો છું કે જાગું છું ? હું સચેત છું કે નિશ્ચેત છું ? અહો ! આ તે મારા ચિત્તમાં વિકાર થયો છે કે મારા ચિત્તને ભ્રાંતિ થઈ છે ?[૪૮]

રાજા યુધિષ્ઠિર આ પ્રમાણે અનેક વિચારો કરવા લાગ્યા અને દુઃખ તથા શોકથી ઘેરાઈ જઈ ચિંતાને લીધે વ્યાકુળ ઇંદ્રિયોવાળા થઈ ગયા.[૪૯] તે ધર્મપુત્ર રાજાને તીવ્ર ક્રોધ ચઢી આવ્યો, તેથી તેમણે દેવો તથા ધર્મની નિંદા કરવા માંડી.[૫૦] પછી તીવ્ર ગંધથી સંતાપ પામીને તેમણે પેલા દેવદૂતને કહ્યું કે, 'તું જેમનો દૂત હોય તેમની પાસે ચાલ્યો જા.[૫૧] હું હવે ત્યાં આવીશ નહિ, પણ અહીં જ રહીશ, એમ તેમને કહેજે; કેમ કે મારા દુઃખી ભાઈઓ મારા આશ્રયથી સુખી થાય છે.[૫૨]

બુદ્ધિમાન પાંડુપુત્ર યુધિષ્ઠિરે આમ કહ્યું, એટલે તે દેવદૂત જે સ્થળે દેવરાજ ઇંદ્ર હતો તે સ્થળે ગયો.[૫૩] હે રાજા ! ત્યાં તેણે ધર્મરાજાની જે કર્તવ્યેચ્છા હતી તથા તેમણે જે કહ્યું હતું, તે સર્વ દેવરાજને કહી સંભળાવ્યું.[૫૪]

ઇતિ શ્રીમહાભારતમાં સ્વર્ગારોહણપર્વમાં 'યુધિષ્ઠિરને નરકના દર્શન' નામનો અધ્યાય ૨ જો સમાપ્ત

## अध्याय ३ जो

### યુધિષ્ઠિરે માનુષી શરીરનો ત્યાગ કરી ધારણ કરેલું દિવ્ય શરીર

॥ वैशंपायन उवाच ॥

स्थिते मुहूर्तं पार्थे तु धर्मराजे युधिष्ठिरे ।
आजग्मुस्तत्र कौरव्य देवाः शक्रपुरोगमाः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા : હે કુરુવંશી જનમેજય રાજા ! કુંતાપુત્ર ધર્મરાજ યુધિષ્ઠિર એક મુહૂર્તભર ત્યાં ઊભા રહ્યા, એટલે ઇંદ્ર આદિ દેવતાઓ ત્યાં આવ્યા.[૧] વળી કુરુરાજ યુધિષ્ઠિર જ્યાં ઊભા હતા ત્યાં સાક્ષાત્ ધર્મ તેમને જોવા માટે આવ્યો.[૨] હે રાજા ! પ્રદીપ્ત દેહવાળા અને પવિત્ર કુળ તથા કર્મવાળા તે દેવો ત્યાં આવ્યા, એટલે તુરત ત્યાંનો અંધકાર દૂર થઈ ગયો.[૩] ત્યાં પાપકર્મીઓની યાતનાઓ જોવામાં ન આવી અને કૃત્રિમ શીમળાની સાથે વૈતરણીનદી પણ ત્યાંથી અદશ્ય થઈ ગઈ.[૪] વળી ત્યાં જે લોઢાની કઢાઈઓ, ભયંકર શિલાઓ તથા વિકૃત મુડદાંઓ હતાં, તે પણ અદશ્ય થઈ ગયાં.[૫] રાજા યુધિષ્ઠિરે જોયું તો તે સર્વ અદશ્ય થઈ ગયું હતું. પછી હે ભારત ! સુખકારી સ્પર્શવાળો અને પવિત્ર ગંધને ફેલાવનારો પવિત્ર વાયુ દેવોની સમીપ રહી અત્યંત શીતળ થઈ વાવા લાગ્યો. હવે ઇંદ્ર સહિત મરુદ્ગણો, વસુઓ, અશ્વિનીકુમારો, સાધ્યો, રુદ્રો, આદિત્યો, બીજા સર્વ દેવતાઓ તથા સિદ્ધ થયેલા મહર્ષિઓ જે સ્થળે મહાતેજસ્વી ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજ ઊભા હતા તે સ્થળે આવી પહોંચ્યા. પછી પરમ શોભાસંપન્ન દેવરાજ ઇંદ્ર યુધિષ્ઠિરને સાંત્વનપૂર્વક આવાં વચનો કહેવા લાગ્યો : 'હે મહાબાહુ યુધિષ્ઠિર ! તને અક્ષય લોક પ્રાપ્ત થયા છે.[૬–૧૦] હે પુરુષવ્યાઘ્ર ! આવ, આવ, આટલેથી જ બસ છે. હે મહાબાહુ રાજા ! તને મહાન સિદ્ધિ તથા અક્ષય લોક મળી ચૂક્યા છે.[૧૧] હે તાત ! તારે ક્રોધ કરવો નહિ. તું મારું વચન સાંભળ. સર્વ રાજાઓએ નરકનાં દર્શન અવશ્ય કરવાં જ જોઈએ.[૧૨] હે પુરુષવર ! શુભ તથા અશુભ કર્મોના જુદા જુદા બે સમુદાયો છે. જે મનુષ્ય પ્રથમ શુભ કર્મ ભોગવે છે, તેને પાછળથી નરક ભોગવવું પડે છે. પરંતુ જે પ્રથમ નરક ભોગવે છે, તેને પાછળથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે. જે મનુષ્ય ઘણેભાગે પાપકર્મી હોય છે, તેને પ્રથમ સ્વર્ગ પ્રાપ્ત થાય છે. માટે જ હે રાજા ! તારું

કલ્યાણ ઇચ્છીને મેં તને આ રીતે અહીં સુધી પહોંચાડાવ્યો હતો. તેં અશ્વત્થામા હાથી મરણ પામ્યો હતો, તેને બહાને અશ્વત્થામાનું મરણ કહી દ્રોણાચાર્યને છેતર્યા હતા. તેથી હે રાજન્! તને પણ આ બહાને નરકદર્શન કરાવ્યાં છે. વળી ભીમસેન, અર્જુન, નકુલ, સહદેવ તથા દ્રૌપદી પણ અમુક અમુક બહાને જ નરકમાં ગયાં છે. હે નરસિંહ! તું આવ, તેઓ પણ પાપથી મુક્ત થયાં છે.[૧૩-૧૭] હે ભરતશ્રેષ્ઠ! તારા પક્ષના જે રાજાઓ રણમાં માર્યા ગયા છે, તેઓ સર્વે સ્વર્ગને પામ્યા છે. તેમને તું જો.[૧૮] સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા મહાધનુર્ધર કર્ણને માટે તું સંતાપ કરે છે, પણ તે તો ઉત્તમ સિદ્ધિને પામ્યો છે.[૧૯] હે વિભુ! તું નરોમાં સિંહ સમા તે સૂર્યનંદનને જો. હે મહાબાહુ! જો તે પોતાના સ્થાનમાં સ્થિતિ કરી રહ્યો છે. માટે હે નરશ્રેષ્ઠ! હવે તું શોકનો ત્યાગ કર.[૨૦] જો, તારા ભાઈઓ તથા તારા પક્ષના બીજા રાજાઓ પોતપોતાનાં સ્થાનને પામ્યા છે. હવે તારો માનસિક તાપ દૂર થાઓ.[૨૧] હે કૌરવ! પ્રથમ આટલું કષ્ટ અનુભવીને હવે પછી તું શોક તથા દોષરહિત થઈ મારી સાથે વિહાર કર.[૨૨] હે મહાબાહુ રાજા! તું તારા પોતાના તપથી જીતેલાં પુણ્યકર્મોના તથા દાનોના ફળને પ્રાપ્ત કર.[૨૩] દેવો, ગંધર્વો તથા સ્વચ્છ વસ્ત્રાલંકારને ધારણ કરનારી દિવ્ય અપ્સરાઓ આજે જ સ્વર્ગમાં કલ્યાણરૂપ એવા તારી સેવા કરો.[૨૪] હે મહાબાહુ! રાજસૂય યજ્ઞથી જીતેલા લોકોને, ક્ષાત્રધર્મ પ્રમાણે તલવારના બળથી સમૃદ્ધિવાળા એવા દિવ્ય લોકોને તેમજ તારા તપના મહાન ફળને તું સંપાદન કર.[૨૫] હે પાર્થ યુધિષ્ઠિર! હરિશ્ચંદ્રના જેવા તારા લોકો પ્રત્યેક રાજાના લોકોની ઉપરના ભાગમાં આવેલા છે. તેમાં તું વિહાર કરીશ.[૨૬] જે લોકમાં રાજર્ષિ માંધાતા, રાજા ભગીરથ અને દુષ્યંતપુત્ર ભરત વિહાર કરે છે, તે લોકમાં તું વિહાર કરીશ.[૨૭] હે પાર્થ! આ પવિત્ર દેવનદી આકાશગંગા ત્રણે લોકને પાવન કરનારી છે. હે રાજેંદ્ર! તેમાં સ્નાન કરીને તું એ લોકમાં ગમન કરીશ.[૨૮] તું આ નદીમાં સ્નાન કરીશ, એટલે તુરત જ તારો માનુષી ભાવ દૂર થશે અને શોક તથા પરિશ્રમથી રહિત થઈને તું વેરનો ત્યાગ કરીશ.[૨૯]

કૌરવેંદ્ર યુધિષ્ઠિરને દેવેંદ્ર આ પ્રમાણે કહી રહ્યો હતો, તે સમયે શરીરધારી સાક્ષાત્ ધર્મે પોતાના પુત્ર યુધિષ્ઠિરને કહ્યું કે,[૩૦] 'હે મહાબુદ્ધિમાન રાજા! હે પુત્ર! મારા ઉપરની તારી ભક્તિથી, સત્ય વચનથી, ક્ષમાથી તથા ઇંદ્રિયનિગ્રહથી હું તારા ઉપર પ્રસન્ન થયો છું. હે રાજન્! મેં તારી આ ત્રીજી પરીક્ષા કરી છે. પણ હે પાર્થ! કોઈ પણ કારણથી તને તારા સ્વભાવથી ચલિત કરી શકાયો નથી.[૩૧,૩૨] પૂર્વે દ્વૈતવનમાં એક બ્રાહ્મણને માટે અરણી લેવા આવેલા તને કેટલાએક પ્રશ્નો પૂછીને મેં તારી પરીક્ષા કરી હતી, તેમાં પણ તું ઉત્તીર્ણ થયો હતો.[૩૩] વળી હે ભારત! જ્યારે દ્રૌપદી સહિત તારા ભાઈઓ નાશ પામ્યા, ત્યારે કૂતરાનું સ્વરૂપ ધારણ કરીને મેં તારી બીજી પરીક્ષા કરી હતી.[૩૪] વળી આ વખતે તારી આ ત્રીજી પરીક્ષા કરી છે અને તેમાં તું તારા ભાઈઓને માટે અહીં જ રહેવાને ઇચ્છે છે. હે મહાભાગ! તું ખરેખર પવિત્ર છે, સુખી છે અને નિર્દોષ છે.[૩૫] હે કુંતાપુત્ર રાજા! તારા ભાઈઓ નરકને માટે યોગ્ય નથી, માત્ર દેવરાજ ઇંદ્રે આ માયાનો જ પ્રયોગ કર્યો છે.[૩૬] હે તાત! સર્વ રાજાઓએ નરકને અવશ્ય પ્રાપ્ત કરવું જ જોઈએ, તેથી તેં એક મુહૂર્તભર આ મહાન દુઃખ ભોગવ્યું છે.[૩૭] હે રાજા! અર્જુન, ભીમસેન, મહાપુરુષ નકુલ, સહદેવ તથા સત્યવક્તા શૂરવીર કર્ણ લાંબા

કાળ સુધી નરકને યોગ્ય નથી.[૩૮] તેમ જ રાજપુત્રી દ્રૌપદી પણ નરકને યોગ્ય જ નથી. હે ભરતશ્રેષ્ઠ ! ચાલ, ત્રણે લોકમાં ગમન કરનારી ગંગાનાં દર્શન કર.[૩૯]

ધર્મે તારા પૂર્વપિતામહ રાજર્ષિ યુધિષ્ઠિરને આ પ્રમાણે કહ્યું, એટલે તે સર્વ દેવતાઓ અને ધર્મની સાથે ગંગાનદી ઉપર ગયા.[૪૦] ત્યાં ઋષિઓથી સ્તવાયેલી અને સર્વને પવિત્ર કરનારી પવિત્ર દેવનદી ગંગામાં પ્રવેશ કરીને રાજા યુધિષ્ઠિરે માનુષી શરીરનો ત્યાગ કર્યો.[૪૧] પછી દિવ્ય શરીર ધારણ કરીને ધર્મરાજ યુધિષ્ઠિરે વેર તથા સંતાપનો ત્યાગ કરી તે જળમાં સ્નાન કર્યું.[૪૨] હવે દેવોથી વીંટાયેલા બુદ્ધિમાન કુરુરાજ યુધિષ્ઠિર જે સ્થળે તે શૂરા પુરુષશ્રેષ્ઠ પાંડવો તથા ધૃતરાષ્ટ્રના પુત્રો શોકરહિત થઈને પોતપોતાનાં સ્થાનકોને પામ્યા હતા, તે સ્થળે ગયા. તે વખતે ધર્મ તેમ જ મહર્ષિઓ તેમની સ્તુતિ કરી રહ્યા હતા.[૪૩,૪૪]

ઇતિ શ્રીમહાભારતમા સ્વર્ગારોહણપર્વમા 'યુધિષ્ઠિરે શરીરનો ત્યાગ કર્યો' નામનો અધ્યાય ૩ જો સમાપ્ત

# અધ્યાય ૪થો
## દ્રૌપદી આદિ સર્વેનું પોતપોતાનાં સ્થાનમાં ગમન

॥ वैशंपायन उवाच ॥

**ततो युधिष्ठिरो राजा देवैः सर्षिमरुद्गणैः ।**
**स्तूयमानो ययौ तत्र यत्र ते कुरुपुंगवाः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા : હવે દેવો, ઋષિઓ અને મરુદ્ગણોથી સ્તુતિ કરાતા યુધિષ્ઠિરરાજ જે સ્થળે તે શ્રેષ્ઠ કુરુવંશીઓ ગયા હતા તે સ્થળે ગયા.[૧] ત્યાં તેમણે પોતાના બ્રાહ્મ શરીરથી યુક્ત રહેલા શ્રીકૃષ્ણને જોયા. તેમના શરીરની સમાનતા યુધિષ્ઠિરે પૂર્વે જેવી જોઈ હતી, તેવી જ દેખાતી હતી.[૨] ત્યાં શ્રીકૃષ્ણ પોતાના શરીરથી પ્રકાશી રહ્યા હતા. તેમની સમીપ તેમનાં ચક્ર આદિ દિવ્ય અને ઘોર અસ્ત્રો પુરુષના શરીરે સ્થિતિ કરી રહ્યાં હતાં. મહાતેજસ્વી વીર અર્જુન તેમની સેવા કરી રહ્યો હતો. યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણનાં આવા સ્વરૂપમાં દર્શન કર્યાં.[૩,૪] પુરુષોમાં વ્યાઘ્ર સમાન અને દેવોમાં પૂજાયેલા તે શ્રીકૃષ્ણે તથા અર્જુને યુધિષ્ઠિરને જોઈને તેમને પૂજા વડે યથાયોગ્ય રીતે સત્કાર આપ્યો.[૫] પછી તેમણે શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા કર્ણને બાર આદિત્યોની સાથે જોયો.[૬] વળી તેમણે બીજા પ્રદેશમાં મરુદ્ગણોથી વીંટાયેલા અને તેના તે જ શરીરથી યુક્ત એવા સમર્થ ભીમસેનને જોયો.[૭] તે ભીમસેન મૂર્તિમાન વાયુના પડખામાં દિવ્ય મૂર્તિથી વીંટળાયેલો હતો, ઉત્તમ શોભાથી યુક્ત હતો ને પરમ સિદ્ધિને પામ્યો હતો.[૮] વળી યુધિષ્ઠિરે અશ્વિનીકુમારોની સમીપ પોતાના તેજથી પ્રકાશી રહેલા નકુલ–સહદેવને જોયા.[૯] બીજી તરફ તેમણે કમળ તથા ઉત્પલની માળાવાળી અને સૂર્ય સમાન તેજસ્વી એવી દ્રૌપદીને સ્વર્ગનો આશ્રય કરી રહેલી જોઈ.[૧૦] તે સમયે રાજા યુધિષ્ઠિરે તે સમગ્ર બાબતો પૂછવાની એકદમ ઇચ્છા કરી, એટલે દેવોના રાજા ભગવાન ઇંદ્રે તેમને કહેવા માંડ્યું :[૧૧]

'હે યુધિષ્ઠિર ! આ દ્રૌપદીના રૂપમાં લક્ષ્મી પોતે જ મનુષ્યપણાને પામી હતી. તે યોનિથી ઉત્પન્ન થઈ નથી. તે સમગ્ર લોકને પ્રિય હોઈને પવિત્ર ગંધવાળી છે.[૧૨] ભગવાન શંકરે તેને તમને પ્રસન્ન કરવા માટે ઉત્પન્ન કરી હતી, તેથી તે દ્રુપદના કુળમાં જન્મી હતી અને તમે તેનો ઉપભોગ કર્યો હતો.[૧૩] હે રાજન્ ! અગ્નિ સમાન તેજસ્વી અને મહાભાગ્યશાળી એવા આ પાંચ ગંધર્વો દ્રૌપદીના અને તમારા મહાતેજસ્વી પુત્રો થયા હતા.[૧૪] જો, બુદ્ધિમાન ધૃતરાષ્ટ્ર તે જ આ ગંધર્વોનો રાજા છે. તારે જાણવું કે, તારા પિતાના મોટા ભાઈ તરીકે જ આ ઉત્પન્ન થયો હતો.[૧૫] આ તારો મોટો ભાઈ કુંતીપુત્ર કર્ણ છે. અગ્નિ સમાન અને સર્વ સૂતપુત્રોમાં વડો એવો તે શ્રેષ્ઠ 'રાધેય'

નામથી પ્રસિદ્ધ થયો હતો.[૧૬] જો, એ પુરુષસિંહ આદિત્યોની સાથે જાય છે. વળી જો, પેલી તરફ. હે રાજેંદ્ર! સાધ્યદેવો, વિશ્વેદેવાઓ તથા મરુદ્‌ગણોની વચ્ચે સાત્યકિ વગેરે યાદવો, અંધકો તથા ભોજવંશના મહારથીઓ રહ્યા છે. જો, પેલો અજિત અભિમન્યુ ચંદ્રની સાથે રહ્યો છે. તે મહાધનુર્ધર સુભદ્રાનંદનની કાંતિ ચંદ્રના જેવી જ પ્રકાશી રહી છે.[૧૭-૧૯] તારા પિતા આ મહાધનુર્ધર પાંડુ પણ કુંતા તથા માદ્રીની સાથે નિત્ય અહીં મારી પાસે આવે છે.[૨૦] જો, આ શાંતનુપુત્ર રાજા ભીષ્મ વસુઓની સાથે રહેલા છે અને પેલા દ્રોણગુરુ બૃહસ્પતિની પાસે રહેલા છે.[૨૧] હે પાંડવ! જેઓ તારા યોદ્ધાઓ હતા તે આ બીજા રાજાઓ ગંધર્વો, યક્ષો તથા પુણ્યજનોની સાથે જઈ રહ્યા છે.[૨૨] કેટલાએક રાજાઓ તો ગુહ્યકોની ગતિને પામ્યા છે, અને પવિત્ર વાણી, બુદ્ધિ તથા કર્મવાળા બીજાઓએ દેહનો ત્યાગ કરીને સ્વર્ગને જીત્યું છે.[૨૩]

ઇતિ શ્રીમહાભારતમાં સ્વર્ગારોહણપર્વમાં 'દ્રૌપદી આદિનું પોતપોતાના સ્થાનમાં ગમન' નામનો અધ્યાય ૪ થો સમાપ્ત

## अध्याय ५ मो

### ભારતસાવિત્રી

॥ जनमेजय उवाच ॥

भीष्मद्रोणौ महात्मानौ धृतराष्ट्रश्च पार्थिवः ।
विराटद्रुपदौ चोभौ शंखश्चैवोत्तरस्तथा ॥ १ ॥

જનમેજય બોલ્યા: મહાત્મા ભીષ્મ, દ્રોણાચાર્ય, રાજા ધૃતરાષ્ટ્ર, વિરાટ, દ્રુપદ, શંખ, ઉત્તર, ધૃષ્ટકેતુ, જયત્સેન, રાજા સત્યજિત્, દુર્યોધનના પુત્રો, સુબલપુત્ર શકુનિ, કર્ણના પરાક્રમી પુત્રો, રાજા જયદ્રથ અને ઘટોત્કચ આદિ બીજા જેમનું તમે વર્ણન કર્યું છે તેઓ તેમ જ બીજા પ્રદીપ્ત શરીરોવાળા વીર રાજાઓ સ્વર્ગમાં કેટલા કાળ સુધી રહ્યા હતા, તે પણ તમે મને કહો.[૧-૪] હે બ્રાહ્મણોત્તમ! શું તેમને ત્યાં શાશ્વત સ્થાન પ્રાપ્ત થયું છે! અથવા કર્મોને અંતે તેમને કઈ ગતિ પ્રાપ્ત થઈ છે?[૫] હે દ્વિજશ્રેષ્ઠ! તે સાંભળવાને હું ઇચ્છું છું. તમે તમારા પ્રદીપ્ત તપ વડે સર્વ કંઈ જોઈ શકો છો.[૬]

સૂતપુરાણી બોલ્યા: જનમેજયે એ પ્રશ્ન કર્યો, એટલે બ્રહ્મર્ષિ વૈશંપાયન મહાત્મા વ્યાસની આજ્ઞા મેળવીને તે રાજાને આ પ્રમાણે કહેવા લાગ્યા.[૭]

વૈશંપાયન બોલ્યા: હે મનુષ્યોના રાજા! કર્મોને અંતે સર્વ પ્રાણીઓ પોતાના મૂળસ્વરૂપ(બ્રહ્મ)ને પામી શકતાં નથી;+ માટે જેઓ પોતાની મૂળપ્રકૃતિને પામ્યા નથી, તેમને ઉદ્દેશીને આ તારો પ્રશ્ન ઠીક પુછાયો છે.[૮] હે ભરતશ્રેષ્ઠ રાજા! મહાતેજસ્વી અને દિવ્ય દૃષ્ટિવાળા પ્રતાપી મુનિ વ્યાસે દેવોનું જે ગુહ્ય રહસ્ય કહ્યું છે, તે તું સાંભળ.[૯] હે કુરુવંશી રાજા! પરાશરના પુત્ર, મહાવ્રતનિષ્ઠ, અગાધ બુદ્ધિવાળા, સર્વજ્ઞ અને સર્વ કર્મોની ગતિને જાણનારા પુરાણ મુનિ વ્યાસે કહ્યું છે કે, કર્મોને અંતે તેમણે પોતપોતાનાં દિવ્ય શરીરમાં પ્રવેશ કર્યો છે. હે ભરતશ્રેષ્ઠ! મહાતેજસ્વી અને મહાકાંતિમાન એવા ભીષ્મે જે આઠ વસુઓ જોવામાં આવે છે, તેમાં પ્રવેશ કર્યો છે અને દ્રોણાચાર્યે અંગિરસ ગોત્રીઓમાં શ્રેષ્ઠ એવા બૃહસ્પતિના શરીરમાં પ્રવેશ કર્યો છે. હાર્દિક્ય કૃતવર્માએ મરુદ્‌ગણોમાં પ્રવેશ કર્યો છે તથા પ્રદ્યુમ્ને પોતે જ્યાંથી આવ્યો હતો, તે સનત્કુમારના શરીરમાં પ્રવેશ કર્યો છે. ધૃતરાષ્ટ્ર બીજાઓને દુર્લભ એવા કુબેરના લોકને પામ્યા છે, તેમ જ યશસ્વિની ગાંધારી ધૃતરાષ્ટ્રની સાથે જ

+ કેમ કે પ્રારબ્ધકર્મોને અંતે જો સર્વ પ્રાણીઓ પોતાની મૂળપ્રકૃતિ(પરબ્રહ્મ)ને પામી જાય, તો જગતમાં સર્વની મુક્તિ થઈ જાય અને તેથી સંસારચક્રનું અનાદિપણું ઘટી શકે નહિ; નહિ કરેલાં કર્મોની પ્રાપ્તિ અને કરેલાં કર્મોનો નાશ પ્રાપ્ત થાય, તેમ જ વિધિનિષેધ શાસ્ત્ર વ્યર્થ થઈ પડે માટે કોઈક જ જીવો કર્મોને અંતે મૂળ પ્રકૃતિને પામે છે નહિ કે સર્વે.

તે લોકને પામી છે.[૧૦-૧૪] પાંડુ પોતાની બન્ને પત્નીઓની સાથે મહેંદ્રલોકમાં ગયો છે અને વિરાટ, દ્રુપદ, રાજા ધૃષ્ટકેતુ, નિશઠ, અક્રૂર, સાંબ, ભાનુકંપ, વિદૂરથ, ભૂરિશ્રવા, શલ, રાજા ભૂરિ, કંસ, ઉગ્રસેન, વસુદેવ અને શંખ નામના પોતાના ભાઈની સાથે મહાપુરુષ ઉત્તર આ સર્વ મહાપુરુષો વિશ્વેદેવાઓનાં શરીરોમાં દાખલ થયા છે. ચંદ્રનો વર્ચા નામનો જે મહાતેજસ્વી અને પ્રતાપી પુત્ર છે, તે જ પુરુષશ્રેષ્ઠ અર્જુનનો અભિમન્યુ નામનો પુત્ર થયો હતો. તે ધર્માત્મા મહારથી બીજો કોઈ પુરુષ જેવું યુદ્ધ ન કરે તેવું યુદ્ધ ક્ષાત્રધર્મથી કરી યુદ્ધને અંતે ચંદ્રના શરીરમાં દાખલ થયો છે. હે પુરુષશ્રેષ્ઠ! કર્ણે યુદ્ધમાં હણાઈને સૂર્યમાં પ્રવેશ કર્યો છે અને શકુનિએ દ્વાપરમાં તથા ધૃષ્ટદ્યુમ્ને અગ્નિમાં પ્રવેશ કર્યો છે. ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રો બલોત્કટ રાક્ષસો હતા, તે મહાત્માઓ પણ શસ્ત્રથી પવિત્ર થઈ સમૃદ્ધિમાન થઈને સ્વર્ગમાં ગયા છે. વિદુરે તથા રાજા યુધિષ્ઠિરે ધર્મમાં જ પ્રવેશ કર્યો છે.[૧૫-૨૨] ભગવાન અનંતદેવે (બળદેવે) રસાતળમાં પ્રવેશ કર્યો છે અને તેમણે પિતામહ બ્રહ્મદેવની પ્રેરણાથી પોતાના યોગસામર્થ્યથી આ પૃથ્વીને ધારણ કરી રાખી છે.[૨૩] શ્રીકૃષ્ણ દેવના દેવ સનાતન નારાયણના અંશરૂપ હતા અને તેમણે પોતાના જીવનને અંતે નારાયણના સ્વરૂપમાં પ્રવેશ કર્યો છે.[૨૪] હે જનમેજય! શ્રીકૃષ્ણની જે સોળ હજાર સ્ત્રીઓ હતી, તેમણે આયુષ્ય પૂર્ણ થતાં સરસ્વતીના પ્રવાહમાં પ્રવેશ કર્યો છે. તેઓ સરસ્વતીના જળમાં શરીરોનો ત્યાગ કરી સ્વર્ગને પામી છે અને ત્યાં અપ્સરાઓ થઈને શ્રીકૃષ્ણની સમીપ જ સ્થિતિ કરી રહી છે. મહાભારતના મહાયુદ્ધમાં ઘટોત્કચ આદિ જે વીર મહારથીઓ મરણ પામ્યા હતા, તેઓ સર્વે દેવો તથા યક્ષોનાં સ્વરૂપોને પામ્યા છે.[૨૫-૨૭] હે રાજન્! જે રાક્ષસો દુર્યોધનના સહાયક તરીકે વર્ણવેલા છે, તેઓ સર્વે પણ અનુક્રમે ઉત્તમ લોકોને પામ્યા છે.[૨૮] તે મહાપુરુષો મહેંદ્રના તથા બુદ્ધિમાન કુબેરના ભવનમાં દાખલ થઈ વરુણના લોકને પામ્યા છે.[૨૯] હે મહાતેજસ્વી ભરત! કૌરવો તથા પાંડવોનું આ સમગ્ર ચરિત્ર મેં તને વિસ્તારથી કહી સંભળાવ્યું છે.[૩૦]

સૂતપુરાણી બોલ્યા: હે શૌનક આદિ શ્રેષ્ઠ બ્રાહ્મણો! યજ્ઞકર્મની વચ્ચે કૌરવપાંડવોનું તે અદ્દભુત ચરિત્ર સાંભળીને રાજા જનમેજય અત્યંત આશ્ચર્ય પામ્યો.[૩૧] તે પછી યાજક બ્રાહ્મણોએ તેના એ યજ્ઞકર્મને સમાપ્ત કર્યું અને આસ્તીક બ્રાહ્મણ પણ સર્પોને છોડાવીને પ્રસન્ન થયો.[૩૨] રાજા જનમેજયે દક્ષિણાઓ આપીને તે સર્વ બ્રાહ્મણોને પ્રસન્ન કર્યા, એટલે તેઓ રાજા તરફના પૂજાસત્કારને પામીને જેમ આવ્યા હતા તેમ ચાલ્યા ગયા.[૩૩] રાજા જનમેજય પણ તે બ્રાહ્મણોને ત્યાંથી વિદાય કર્યા પછી તક્ષશિલા છોડીને પુનઃ હસ્તિનાપુરમાં આવ્યો.[૩૪] આ પ્રમાણે વ્યાસની આજ્ઞાથી વૈશંપાયને વર્ણવેલો અને મેં જાણેલો જનમેજયનો એ સર્પસત્ર તમને કહ્યો છે.[૩૫] હે બ્રાહ્મણ! મહાભારત નામનો આ પુણ્ય અને પવિત્ર ઇતિહાસ સત્યવાદી મુનિ વેદવ્યાસે રચ્યો છે. એ વ્યાસજી સર્વજ્ઞ, દેવજ્ઞ અને ધર્મના જ્ઞાનવાળા છે, સત્પુરુષ છે, ઇંદ્રિયાતીત પદાર્થોને જોનારા છે, પવિત્ર છે, તપ વડે શોધેલા ચિત્તવાળા છે અને અણિમાદિ ઐશ્વર્યમાં સ્થિતિ કરનારા છે. તે સાંખ્યથી તથા યોગથી સંપન્ન છે, અને અનેક શાસ્ત્રોનું જ્ઞાન ધરાવે છે. તેમણે પોતાની દિવ્ય દષ્ટિથી જોઈને મહાત્મા પાંડવો તથા બીજા મહાતેજસ્વી ક્ષત્રિયોની કીર્તિને જગતમાં પ્રસિદ્ધ કરી છે. તેમણે રચેલો આ ગ્રંથ તેથી જ ઉત્તમ છે.[૩૬-૩૯] જે વિદ્વાન પુરુષ પ્રત્યેક

પર્વના દિવસે નિત્ય આનું શ્રવણ કરાવે છે, તે પાપરહિત થઈને સ્વર્ગને જીતે છે અને અંતે બ્રહ્મસ્વરૂપ થવાને સમર્થ થાય છે.[૪૦] જે પુરુષ વેદવ્યાસે રચેલા આ વેદનું એકાગ્રચિત્તે શ્રવણ કરે છે, તેનાં બ્રહ્મહત્યા વગેરે એક કરોડ પાપો નાશ પામે છે.[૪૧] જે પુરુષ શ્રાદ્ધપ્રસંગે આ સંવાદનું બ્રાહ્મણોની સમીપ શ્રવણ કરાવે છે, તેના પિતૃઓને અક્ષય અન્ન-પાન પ્રાપ્ત થાય છે. મનુષ્ય ઇંદ્રિયો અથવા મન દ્વારા દિવસમાં જે કંઈ પાપકર્મ કરે છે, તેમાંથી તે પાછળની સંધ્યાના સમયે આ મહાભારતની કથા કહીને મુક્ત થાય છે.[૪૨,૪૩] સ્ત્રીસમુદાયોથી વીંટાયેલો બ્રાહ્મણ રાત્રિના સમયે જે કંઈ પાપકર્મ કરે છે, તેમાંથી પ્રાતઃકાળના સમયે મહાભારતની કથા કહીને તે મુક્ત થાય છે.[૪૪] આ ગ્રંથ મહાન અને રહસ્યાર્થરૂપ ભારવાળો છે, માટે 'મહાભારત' કહેવાય છે. જે પુરુષ મહાભારતની આ વ્યુત્પત્તિને જાણે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે.[૪૫] અઢાર પુરાણો, સર્વ ધર્મશાસ્ત્રો તથા અંગો સહિત વેદો એક તરફ છે; અને બીજી તરફ મહાભારત એકલું રહીને તેમની તુલના કરી શકે છે. એવાં અઢાર પુરાણોના સ્રષ્ટા અને વેદના મહાસાગર તે મહાત્મા વેદવ્યાસ ઋષિનો આ સિંહનાદ છે કે, 'તમે **નિત્ય મહાભારતનું શ્રવણ કરો.**' મહાસમર્થ ભગવાન કૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસે ત્રણ વર્ષમાં આ સમગ્ર મહાભારતને સંપૂર્ણ રીતે રચી કાઢ્યું છે.[૪૬-૪૮] 'જય' નામના આ મહાભારત ગ્રંથનું નિત્ય ભક્તિથી શ્રવણ કરીને મનુષ્ય સદા લક્ષ્મી, કીર્તિ અને વિદ્યાઓને એકીસાથે સંપાદન કરે છે.[૪૯] હે ભરતશ્રેષ્ઠ! ધર્મ, અર્થ, કામ અને મોક્ષ—આ ચાર પુરુષાર્થોના સંબંધમાં આ મહાભારતમાં જે કંઈ કહેવામાં આવ્યું છે, તે જ બીજાં શાસ્ત્રોમાં કહ્યું છે; અને આમાં જે નથી કહ્યું તે બીજે ક્યાંય પણ નથી કહ્યું.[૫૦] મોક્ષની ઇચ્છા રાખનારા પુરુષે 'જય' નામના આ ઇતિહાસનું શ્રવણ કરવું અને બ્રાહ્મણે, રાજાએ તથા ગર્ભિણી સ્ત્રીએ તો આનું અવશ્ય શ્રવણ કરવું.[૫૧] આનું શ્રવણ કરીને સ્વર્ગની ઇચ્છાવાળો સ્વર્ગને પામે છે, જયની ઇચ્છાવાળો જયને મેળવે છે અને ગર્ભિણી સ્ત્રી પુત્રને અથવા મહાભાગ્યશાળી કન્યાને પ્રાપ્ત કરે છે.[૫૨] સાક્ષાત્ મોક્ષસ્વરૂપ ભગવાન વેદવ્યાસે કેવળ ધર્મની ઇચ્છાથી જ આ મહાભારતની રચના કરી છે.[૫૩] તે ભગવાને સાઠ લાખ શ્લોકોની આ મહાભારત-સંહિતા રચી હતી; તેમાંના ત્રીસ લાખ શ્લોકો દેવલોકમાં રહ્યા, પંદર લાખ શ્લોકો પિતૃલોકમાં રહ્યા, ચૌદલાખ શ્લોકો યક્ષલોકમાં રહ્યા અને એકલાખ શ્લોકો મનુષ્યોમાં કહેવાયા.[૫૪,૫૫] આ ભારતસંહિતા નારદે દેવોને સંભળાવી, અસિત-દેવલે પિતૃઓને સંભળાવી, શુકદેવે રાક્ષસોને તથા યક્ષોને સંભળાવી અને વૈશંપાયને મનુષ્યોને સંભળાવી.[૫૬] હે શૌનક! જે મનુષ્ય વ્યાસે કહેલા, મહાન અર્થવાળા અને વેદ તુલ્ય એવા આ પવિત્ર ઇતિહાસનું શ્રેષ્ઠ બ્રાહ્મણ પાસેથી શ્રવણ કરે છે, તે પુરુષ આ લોકમાં સર્વ કામનાઓ તથા કીર્તિને મેળવી અંતે ઉત્તમ સિદ્ધિને પામે છે, એમાં મને કંઈ સંશય લાગતો નથી.[૫૭] ભગવાન વ્યાસે આ ભારતસંહિતા પોતાના પુત્રને ભણાવી હતી. જે પુરુષ વ્યાસજી ઉપર પરમ શ્રદ્ધા રાખીને આ મહાભારતનું બીજાને શ્રવણ કરાવે છે અથવા આ પવિત્ર ભારતાધ્યયનમાંથી માત્ર એક ચતુર્થાંશનું અથવા એક શ્લોક કે તેના એક ચરણનું પણ પઠનપાઠન કરે છે, તેને ઉત્તમ સિદ્ધિ પ્રાપ્ત થાય છે (અર્થાત્ વ્યાસ ઉપર શ્રદ્ધા રાખીને મહાભારતનું અવશ્ય અધ્યયન કરવું.)×[૫૮,૫૯]

× અહીંથી પાંચ શ્લોક 'ભારતસાવિત્રી'ને નામે પ્રસિદ્ધ છે તે ભારતના સારસંગ્રહરૂપ કહેવાય છે.

मातापितृसहस्राणि पुत्रदारशतानि च।
संसारेष्वनुभूतानि यान्ति यास्यन्ति चापरे॥
हर्षस्थानसहस्राणि भयस्थानशतानि च।
दिवसे दिवसे मूढमाविशन्ति न पण्डितम्॥
ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चित् शृणोति मे।
धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते॥

न जातु कामान्न भयान्न लोभात्
धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः।
धर्मो नित्यः सुखदुःखे त्वनित्ये
जीवो नित्यो हेतुरस्य त्वनित्यः॥

इमां भारतसावित्रीं प्रातरुत्थाय यः पठेत्।
स भारतफलं प्राप्य परं ब्रह्माधिगच्छति॥

અનંત સંસારોમાં મનુષ્યોને હજારો માતાઓનો, હજારો પિતાઓનો, સેંકડો સ્ત્રીઓનો અને સેંકડો પુત્રોનો અનુભવ થયો છે, થાય છે અને થશે. આ જગતમાં હર્ષનાં હજારો સ્થાનો છે અને ભયનાં સેંકડો સ્થાનો છે. પરંતુ તે હર્ષ અને ભય મૂર્ખાઓમાંજ પગપેસારો કરે છે, પંડિતોમાં નહિ. (ભગવાન વ્યાસ કહે છે કે,) આ હું હાથ ઊંચા કરી કરીને પોકાર કરું છું, છતાં મારું કોઈ સાંભળતું નથીઃ ધર્મથીજ અર્થની અને કામની ઉત્પત્તિ થાય છે, તો તમે કેમ ધર્મનું સેવન કરતા નથી?[૬૦-૬૨] કામ, ભય, લોભ, અરે! જીવિતના નિમિત્તે પણ કદી પણ ધર્મનો ત્યાગ કરવો નહિ; કેમ કે ધર્મ નિત્ય છે અને સુખદુઃખ અનિત્ય છે; જીવ નિત્ય છે અને જીવને સંસારના કારણરૂપ એવું શરીરાદિ અનિત્ય છે.[૬૩] જે પુરુષ આ ભારતસાવિત્રીનું નિત્ય પ્રાતઃકાળે પઠન કરે છે, તેને ભારતનું ફળ પ્રાપ્ત થાય છે અને અંતે તે પરબ્રહ્મને પામે છે.[૬૪] જેમ ભગવાન સમુદ્ર અને મહાગિરિ હિમાલય રત્નોના ભંડારરૂપે પ્રસિદ્ધ છે, તેમ આ મહાભારત પણ રત્નોના ભંડારરૂપ જ કહેવાય છે.[૬૫] વિદ્વાન મનુષ્ય વેદવ્યાસે રચેલા આ વેદનું બીજાને શ્રવણ કરાવીને ધર્માર્થકામરૂપ પુરુષાર્થોને સંપાદન કરે છે. જે પુરુષ અત્યંત એકાગ્ર થઈને આ ભારત-આખ્યાનનું શ્રવણ કરે છે, તે ઉત્તમ સિદ્ધિને પામે છે, એમાં કંઈ સંશય નથી.[૬૬] ભગવાન વ્યાસના મુખમાંથી નીકળેલું આ મહાભારત અનુપમ છે, પુણ્યદાયી છે, પવિત્ર છે, પાપોને હરણ કરનારું છે અને મંગળસ્વરૂપ છે. માટે જે પુરુષ બ્રાહ્મણાદિ દ્વારા વંચાતા એ મહાભારતનું શ્રવણ કરે છે, તેને પુષ્કર આદિ તીર્થજળોમાં સ્નાન કરવાનું પ્રયોજન શું છે?[૬૭] એક પુરુષ વેદને જાણનારા અને સર્વશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણને સુવર્ણનાં શિંગડાંવાળી સો ગાયોનું દાન કરે અને બીજો પુરુષ નિત્ય પવિત્ર ભારતકથાનું શ્રવણ કરે, તો તે બન્નેને સમાન ફળ મળે છે.[૬૮]

ઇતિ શ્રીમહાભારતમાં સ્વર્ગારોહણપર્વમાં 'ભારતસાવિત્રી' નામનો અધ્યાય ૫મો સમાપ્ત

## स्वर्गारोहणपर्व समाप्त

# भारतश्रवणविधि+

॥ जनमेजय उवाच ॥

भगवन् केन विधिना श्रोतव्यं भारतं बुधैः ।
फलं किं के च देवाश्च पूज्या वै पारणेष्विह ॥१॥

જનમેજય બોલ્યા : હે ભગવન્! વિદ્વાનોએ મહાભારતનું કયા વિધિથી શ્રવણ કરવું ? તેના શ્રવણનું ફળ શું છે ? તેના પારાયણમાં કયા દેવોનું પૂજન કરવું ?[1] હે ભગવન્! પ્રત્યેક પર્વની સમાપ્તિના સમયે કઈ વસ્તુનું દાન કરવું ? તેનો વાંચનાર કેવો જોઈએ, આ મને કહો.[2]

વૈશંપાયન બોલ્યા : હે રાજન્! તું મને ભારતના શ્રવણના વિધિ વિશે અને ભારતના શ્રવણથી પ્રાપ્ત થતાં ફળ વિષે પૂછે છે, તો તે તું સાંભળ.[3] હે મહીપાલ! સ્વર્ગના દેવતાઓ આ પૃથ્વી પર ક્રીડા કરવા માટે આવ્યા હતા અને તેઓ તે કાર્ય કરીને સ્વર્ગમાં ચાલ્યા ગયા છે.[4] આ પૃથ્વી પર ઋષિઓ તથા દેવતાઓની જે ઉત્પત્તિ થઈ હતી, તે હું કહું છું. તું એકાગ્ર થઈને તે સાંભળ.[5] હે ભરતશ્રેષ્ઠ! આ ભારતમાં રુદ્રો, સાધ્યો, સનાતન વિશ્વેદેવાઓ, આદિત્યો, અશ્વિનીકુમારો, લોકપાલો, મહર્ષિઓ, ગુહ્યકો, ગંધર્વો, નાગો, વિદ્યાધરો, સિદ્ધો, સ્વયંભૂ, ધર્મ, શ્રેષ્ઠ મુનિ કાત્યાયન, પર્વતો, સમુદ્રો, નદીઓ, અપ્સરાઓના ગણો, ગ્રહો, સંવત્સરો, અયનો, ઋતુઓ તથા સ્થાવર-જંગમ સર્વ જગત અને દેવો તથા અસુરો એક જ સ્થળે રહેલા જોવામાં આવે છે.[6-9] મનુષ્યે ઘોર પાપ કરેલું હોય તોપણ તેમની પ્રતિષ્ઠાનું શ્રવણ કરવાથી અને તેમનાં નામ તથા કર્મોનું કીર્તન કરવાથી તત્કાળ તે મુક્ત થાય છે. આ ઇતિહાસને યથાર્થ રીતે અનુક્રમે સાંભળવાથી, મનને વશ રાખવાથી, પવિત્ર રહેવાથી અને ભારતના પારને પામવાથી મુક્ત થવાય છે. હે ભારત! ભારતશ્રવણ કર્યા પછી તેમાં વર્ણવેલા રાજાઓ નિમિત્તે શ્રાદ્ધપ્રદાન કરવાં અને બ્રાહ્મણોને યથાશક્તિ મોટાં મોટાં દાનો આપવાં. વળી હે ભરતશ્રેષ્ઠ! અનેક પ્રકારનાં રત્નો, ગાયો, કાંસાનાં દોહનપાત્રો, સારી રીતે શણગારેલી અને સર્વ કામગુણોથી યુક્ત કન્યાઓ, તરેહતરેહનાં વાહનો, વિચિત્ર ભવનો, વસ્ત્રો, સુવર્ણ, ઘોડાઓ, મદમત્ત હાથીઓ, શયનો, પાલખીઓ તથા સુશોભિત રથોનાં પણ દાન કરવાં.[10-15] પોતાના ઘરમાં જે જે મહાશ્રેષ્ઠ વસ્તુઓ હોય તે તે બ્રાહ્મણોને અર્પણ કરવી. વળી પોતાનો આત્મા, સ્ત્રીઓ તથા પુત્રો સુધ્ધાં અર્પણ કરવાં.[16] મનુષ્ય જે રીતે પરમ શ્રદ્ધાયુક્ત થઈને અનુક્રમે પોતાની શક્તિ પ્રમાણે ભારતના પારને પહોંચેલો, પ્રસન્ન મનવાળો, હર્ષયુક્ત, સેવ્ય વર્ગની સેવા કરનારો, સંશયરહિત, સત્ય તથા સરળતાથી યુક્ત, જિતેંદ્રિય, પવિત્ર, શૌચાચારથી યુક્ત, શ્રદ્ધાળુ અને ક્રોધને જીતનાર થાય છે, તે તું સાંભળ.[17,18] મહાભારત વાંચનારો પવિત્ર, શીલસંપન્ન આચરણવાળો, ઉજ્જ્વળ વસ્ત્ર ધારણ કરનારો, જિતેંદ્રિય, સંસ્કારી, સર્વ શાસ્ત્રને જાણનારો, શ્રદ્ધાળુ, અસૂયારહિત, રૂપસંપન્ન, ઉત્તમ ભાગ્યવાળો, ઇંદ્રિયનિગ્રહી, સત્યવાદી, જિતેંદ્રિય અને દાન તથા માનથી વશ કરેલો હોવો જોઈએ.[19,20] તેવા વાચકે મનને શાંત રાખી અને સ્વસ્થ તથા અત્યંત એકાગ્ર થઈ સારા આસન પર બેસવું. પછી તેણે ધીમેધીમે ધીરતાપૂર્વક, ઊર્જસ્વલ રીતે છૂટાછૂટા અક્ષરો તથા

+ આ અધ્યાય મૂળ મહાભારતમાં નથી; પણ પંડિત નીલકંઠનું કહેવું છે કે, 'હરિવંશની છેવટે કહેલો આ અધ્યાય શ્રોતાઓની જાણને અર્થે મહાભારતની છેવટે લેવો ઉચિત છે.'

પદોનો ઉચ્ચાર કરીને સ્વર, ભાવ, ત્રેસઠ વર્ણ તથા તાલ આદિ આઠ સ્થાનોની સમીરણા સાથે મહાભારત વાંચવું.[૨૧,૨૨] પ્રથમ

**नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।**
**देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥**

ભગવાન નારાયણને, નરોત્તમ નરને અને દેવી સરસ્વતીને નમન કરીને 'જય'નું કીર્તન આદરવું. હે ભારત રાજન્! જે પુરુષ નિયમનિષ્ઠ અને પવિત્ર થઈને પૂર્વોક્ત લક્ષણવાળા વાચક પાસેથી ભારતનું શ્રવણ કરે છે તે નીચે પ્રમાણેના ફળને મેળવે છે.[૨૩,૨૪] પ્રથમ પારાયણના સમયે બ્રાહ્મણોને તેમની ઇચ્છાનુસાર તૃપ્ત કરનારો પુરુષ અગ્નિષ્ટોમ યજ્ઞના ફળને પામે છે.[૨૫] વળી તે પુરુષને અપ્સરાઓના સમુદાયોથી ભરપૂર મોટું વિમાન મળે છે અને અત્યંત હર્ષ પામેલો તે પુરુષ અંતે સાવધાન થઈને દેવોની સાથે સ્વર્ગમાં જાય છે.[૨૬] બીજી વખતના પારાયણ સમયે મનુષ્યને અતિરાત્ર યજ્ઞનું ફળ મળે છે અને તે સર્વ રત્નોથી ભરેલા દિવ્ય વિમાનમાં બેસે છે.[૨૭] વળી દિવ્ય માળાઓ તથા વસ્ત્રો ધારણ કરી, દિવ્ય ચંદનથી સુશોભિત થઈ અને દિવ્ય બાજુબંધો ધારણ કરી તે પુરુષ દેવલોકમાં નિત્ય પૂજાય છે.[૨૮] ત્રીજી વખતના પારાયણ સમયે મનુષ્યને 'દ્વાદશાહ' નામના યજ્ઞનું ફળ મળે છે. ઉપરાંત તે દેવોની સમાન થઈને દશ હજાર વર્ષો પર્યંત સ્વર્ગમાં રહે છે.[૨૯] ચોથા પારાયણના સમયે મનુષ્યને વાજપેય યજ્ઞનું ફળ મળે છે.[૩૦] પાંચમા પારાયણ વખતે તેને તેથી બેગણું ફળ પ્રાપ્ત થાય છે. વળી તે ઉદય પામેલા સૂર્ય સમાન પ્રજ્વળી રહેલા અગ્નિ તુલ્ય વિમાનમાં દેવોની સાથે બેસે છે અને સ્વર્ગમાં જાય છે. ત્યાં ઇંદ્રના ભવનમાં જ તે દશહજાર વર્ષો સુધી આનંદ કરે છે.[૩૧] છઠ્ઠા પારાયણમાં તે પુરુષને પાંચમા કરતાં બેગણું ફળ અને સાતમામાં તેથી ત્રણગણું ફળ સાંપડે છે. વળી તે મનુષ્યને વિમાન સાંપડે છે. તે વિમાન કૈલાસનાં શિખરો જેવા આકારનું, વૈડૂર્યમણિની વેદિકાવાળું, અનેક રત્નોથી વીંટાયેલું, મણિઓ તથા પરવાળાંથી શોભી રહેલું, ઇચ્છાનુસાર ગતિ કરનારું અને અપ્સરાઓના ગણોથી વ્યાપ્ત હોય છે. તેમાં બેસીને તે બીજા સૂર્યની પેઠે સર્વ લોકમાં વિચરે છે. આઠમા પારાયણમાં મનુષ્યને રાજસૂય યજ્ઞનું ફળ મળે છે.[૩૨–૩૪] વળી તે ચંદ્રના ઉદય સમાન સુંદર વિમાનમાં બેસે છે. તે વિમાનને ચંદ્રનાં કિરણો જેવા ઉજ્જ્વળ અને મન સમાન વેગવાળા ઘોડાઓ જોડેલા હોય છે.[૩૫] એ વિમાનમાં ચંદ્ર કરતાં પણ અત્યંત સુંદર મુખવાળી સ્ત્રીઓ વડે તે સેવાય છે. ત્યાં ઉત્તમ સ્ત્રીઓના ખોળામાં સુખથી નિદ્રાવશ થયેલો તે મનુષ્ય સ્ત્રીઓના મેખલાઓના ખનખનાટથી તથા ઝાંઝરોના ઝણકારોથી સુખપૂર્વક જાગ્રત થાય છે. હે ભારત! નવમા પારાયણમાં મનુષ્યને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. વળી સુવર્ણના સ્તંભો તથા પાટડાઓથી યુક્ત વૈડૂર્યમણિની વેદિકાઓવાળું, સુવર્ણનાં દિવ્ય જાળિયાંઓથી ચોતરફ વીંટાયેલું અને અપ્સરાઓના ગણો, ગંધર્વો તથા બીજા અનેક દેવોથી સેવાયેલું વિમાન તેને પ્રાપ્ત થાય છે. ઉત્તમ શોભાથી પ્રકાશમાન, દિવ્ય માળાઓને તથા વસ્ત્રોને ધારણ કરનારો તથા દિવ્ય ચંદનથી ચર્ચાયેલો તે મનુષ્ય તેમાં બેસીને, દેવતાઓની સાથે બીજા દેવની પેઠે સ્વર્ગમાં આનંદ કરે છે.[૩૬–૪૦] દશમા પારાયણના સમયે મનુષ્ય બ્રાહ્મણોને વંદન કરી પુણ્યના નિવાસસ્થાનરૂપ વિમાનને અનાયાસે મેળવે છે. તે વિમાન ઘૂઘરીઓના ગુચ્છાઓથી ગાજી રહેલું હોય છે, પતાકાઓ તથા ધજાઓથી શોભી રહેલું હોય છે, રત્નોની વેદિકાઓથી વ્યાપ્ત

હોય છે, વૈડૂર્યમણિનાં તોરણોથી યુક્ત હોય છે અને સુવર્ણની સેરોથી વીંટાયેલું હોય છે. તેના અગ્રભાગમાં પ્રવાલમણિની વલભીઓ (ગૃહના ઉપરના ભાગમાં ઢાંકવાનાં છજાંઓ) હોય છે અને તે ગીતકુશળ ગંધર્વો તથા અપ્સરાઓથી શોભી રહેલું હોય છે.[૪૧–૪૩] એ મનુષ્ય તેમાં બેસીને સુવર્ણથી શોભી રહેલા અગ્નિવર્ણા મુકુટને મસ્તકે ધારણ કરે છે, દિવ્ય ચંદનથી ચર્ચિત અંગવાળો થાય છે, તેમ જ દિવ્ય માળાઓથી શોભાયમાન થઈ રહે છે. આમ તે દિવ્ય ભોગો સાથે દિવ્ય લોકમાં વિહાર કરે છે. ત્યાં દેવતાઓની કૃપાથી પરમ શોભાસંપન્ન થયેલો તે મનુષ્ય સંખ્યાબંધ વર્ષો સુધી સ્વર્ગલોકમાં પૂજાય છે. પછી ગંધર્વોની સાથે રહી તે એકવીસ હજાર વર્ષ સુધી ઇંદ્રના સુંદર નગરમાં ઇંદ્રની સાથે આનંદ કરે છે. વળી તે મનુષ્ય બીજા દેવની પેઠે દિવ્ય વાહનો, વિમાનો તથા અનેક લોકોમાં દિવ્ય સ્ત્રીઓની સાથે નિવાસ કરે છે. પછી હે રાજન્! સૂર્યના ભવનમાં, ચંદ્રના ભવનમાં તથા શંકરના ભવનમાં વિહાર કરી તે વિષ્ણુના સાયુજ્યને પામે છે.

*હે મહારાજ! આ પ્રમાણે મેં જે કહ્યું તે* તેમ જ છે; માટે તેમાં કંઈ વિચાર કરવો નહિ. મારા ગુરુએ પણ મને એમ જ કહ્યું છે કે, 'મનુષ્યે મહાભારત ઉપર અવશ્ય શ્રદ્ધાળુ થવું.' મહાભારતના વાંચનારાને પણ તેના મનમાં જેની જેની ઇચ્છા હોય તે તે આપવું. વળી તેમને હાથીઓ, ઘોડાઓ, રથો, પાલખીઓ, વાહનો, સુવર્ણનાં કડાં, કુંડળો, બ્રહ્મસૂત્રો (જનોઈઓ), તરેહતરેહનાં વસ્ત્રો તથા જાતજાતના સુગંધી પદાર્થો આ વસ્તુઓ ખાસ કરીને આપવી. વળી દેવની પેઠે બ્રાહ્મણનું પૂજન કરવું. આમ કરવાથી શ્રોતાને વિષ્ણુલોકની પ્રાપ્તિ થાય છે.[૪૪–૫૨] હવે હે રાજન્! ભારતના વાચનસમયે પ્રત્યેક પર્વે જે જે વસ્તુનાં દાન આપવાં જોઈએ, તે વિષે હું તને કહું છું.[૫૩] હે ભરતશ્રેષ્ઠ રાજા! ક્ષત્રિયોએ જાતિ, દેશ, સત્યતા, માહાત્મ્ય, ધર્મ તથા વૃત્તિ જાણીને બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવી કાર્ય ચાલુ કરવું. જ્યારે પર્વ સમાપ્ત થાય ત્યારે તેણે પોતાની શક્તિ પ્રમાણે તેમનું પૂજન કરવું. શરૂઆતમાં તો હે રાજા! વસ્ત્ર તથા ચંદન વગેરેથી યુક્ત એવા વાંચનારાને ઉત્તમ મિષ્ટ દૂધપાક વિધિ પ્રમાણે જમાડવો. પછી હે રાજન્! આસ્તીકપર્વ આવે ત્યારે તેને મુખ્યભાગે ફળમૂળોની સાથે મધ તથા ઘી નાખેલો દૂધપાક જમાડવો અને ગોળ તથા ભાતનું દાન કરવું. આની સાથે માલપૂડા તથા લાડુઓ પણ હોવા જોઈએ. હે રાજેંદ્ર! સભાપર્વ શરૂ થાય ત્યારે બ્રાહ્મણોને હવિષ્યાન્ન જમાડવું, આરણ્યકપર્વ આવે ત્યારે ઉત્તમ બ્રાહ્મણોને ફળ તથા મૂળોથી તૃપ્ત કરવા, અરણીપર્વ શરૂ થાય ત્યારે બ્રાહ્મણોને જળના કળશો, તર્પણો, વનનાં મુખ્ય ફળમૂળો તથા સર્વ ઇષ્ટ ગુણોથી યુક્ત અન્ન આપવું. હે ભરતશ્રેષ્ઠ! વિરાટપર્વ આવે ત્યારે જાતજાતનાં વસ્ત્રો આપવાં અને ઉદ્યોગપર્વને સમયે ચંદન તથા પુષ્પમાળાઓથી શણગારેલા બ્રાહ્મણોને સર્વ ઇષ્ટ ગુણોથી યુક્ત ભોજન જમાડવું. વળી હે રાજેંદ્ર! ભીષ્મપર્વ શરૂ થાય ત્યારે તેમને સર્વોત્તમ વાહન અર્પણ કરવું, તેમ જ સર્વ ગુણોવાળું અને અત્યંત સંસ્કારી અન્ન આપવું. દ્રોણપર્વ વખતે બ્રાહ્મણોને પરમ માન્ય ભોજન આપવું. વળી હે રાજેંદ્ર! તેમને બાણો, ધનુષ્યો તથા શ્રેષ્ઠ તલવારો આપવી. કર્ણપર્વ શરૂ થાય ત્યારે બ્રાહ્મણોને મનને વશ રાખી સર્વને પ્રિય એવું સંસ્કારી ભોજન અર્પણ કરવું. વળી હે રાજેંદ્ર! શલ્યપર્વ આવતાં લાડુ, ગોળભાત, માલપૂડા તથા તૃપ્ત કરે કરે એવું સર્વ પ્રકારનું અન્ન આપવું. પછી ગદા-

પર્વ આવે ત્યારે તેમને મગથી મિશ્ર અન્ન આપવું. સ્ત્રીપર્વ શરૂ થાય ત્યારે ઉત્તમ બ્રાહ્મણોને રત્નો આપીને તૃપ્ત કરવા અને ઐષીકપર્વમાં પ્રથમ ઘીભાત અર્પણ કરવાં. પછી તેમને સર્વ ગુણોથી યુક્ત અને અતિ સંસ્કારી અન્ન આપવું. શાંતિપર્વ શરૂ થાય ત્યારે બ્રાહ્મણોને હવિષ્યાન્ન જમાડવું.[૫૪–૬૮] આશ્વમેધિક પર્વ આવે ત્યારે તેમને સર્વને પ્રિય એવું ભોજન આપવું. પછી આશ્રમનિવાસપર્વ આવે એટલે બ્રાહ્મણોને હવિષ્યાન્ન જમાડવું. મૌસલપર્વમાં સર્વગુણસંપન્ન ચંદન, માળાઓ તથા વિલેપન અર્પણ કરવાં. મહાપ્રસ્થાનિકપર્વ શરૂ થાય, ત્યારે સર્વ ઇષ્ટ ગુણોવાળું ભોજન આપવું. પછી સ્વર્ગારોહણપર્વ આવે ત્યારે બ્રાહ્મણોને હવિષ્યાન્ન અર્પણ કરવું. હવે જ્યારે હરિવંશની સમાપ્તિ થાય ત્યારે એક હજાર બ્રાહ્મણો જમાડવા અને એક બ્રાહ્મણને સુવર્ણના કંઠાવાળી એક ગાયનું દાન કરવું. હે રાજા ! શ્રોતા યજમાન જો દરિદ્ર હોય તો તેણે પૂર્વોક્ત દાનોમાંથી અર્ધનું પણ દાન કરવું.[૬૯–૭૨] વિચક્ષણ શ્રોતાએ પ્રત્યેક પર્વની સમાપ્તિ થાય ત્યારે સુવર્ણયુક્ત એક પુસ્તકનું વાચકને દાન કરવું.[૭૩] હે ભરતશ્રેષ્ઠ રાજા ! હરિવંશપર્વ શરૂ થાય ત્યારે અને પ્રત્યેક પારાયણે બ્રાહ્મણને દૂધપાકનું ભોજન આપવું.[૭૪] આ રીતે સર્વ સંહિતાઓ સમાપ્ત કરીને શાસ્ત્રવેત્તા પુરુષે સાવધાન થઈ તેમને શુભ પ્રદેશમાં સ્થાપવી અને તેમના પર રેશમી વસ્ત્ર ઓઢાડવાં.[૭૫] પછી શ્વેત વસ્ત્રો ધારણ કરી, પુષ્પમાળા પહેરી, પવિત્ર થઈને ઉત્તમ અલંકારો ધારણ કરવા અને ચંદન તથા પુષ્પમાળાઓ વડે જુદી જુદી સર્વ સંહિતાઓનું યથાવિધિ પૂજન કરવું. આ પછી હે રાજા ! નિયમનિષ્ઠ તથા અત્યંત સાવધાન થઈને વાચકને જુદા જુદા ભક્ષ્ય પદાર્થો, પુષ્પોની માળાઓ, જાતજાતના પીવાના પદાર્થો તથા બીજા અનેક પ્રકારના ઇચ્છિત પદાર્થો અર્પણ કરવા તેમ જ તેને સુવર્ણ તથા રૂપામહોરની દક્ષિણા આપવી. સર્વ પારાયણવેળા નિયમો પાળનારા મનુષ્યે ત્રણ પલ× સોનું આપવું. પણ તેટલું આપવા જો અશક્તિ હોય તો તેણે તેનો અર્ધભાગ અથવા છેવટે તેનો ચતુર્થાંશ પણ દ્રવ્યદાનની શઠતા કર્યા વિના અવશ્ય આપવો. જે જે વસ્તુ પોતાને પ્રિય હોય, તે તે સર્વ વસ્તુઓનું વાચક બ્રાહ્મણને દાન આપવું અને પોતાના ગુરુ તે વાચકને દરેક રીતે ભક્તિથી પ્રસન્ન કરવો. પછી સર્વ દેવતાઓનું તથા નરનારાયણનું કીર્તન કરવું અને ઉત્તમ બ્રાહ્મણોને ચંદન તથા પુષ્પમાળાઓથી શણગારીને તરેહતરેહનાં નાનાંમોટાં ઇચ્છિત દાનો વડે તૃપ્ત કરવાં. આમ કરવાથી મનુષ્ય અતિરાત્ર યજ્ઞનું ફળ પામે છે. વળી હે ભરતશ્રેષ્ઠ ! સ્પષ્ટ અક્ષર, પદ તથા સ્વરવાળો વાચક પણ પર્વે પર્વે યજ્ઞના ફળને મેળવે છે. હે ભરતશ્રેષ્ઠ ! વિદ્વાન વાચકે જ ભારતનું શ્રવણ કરાવવું. શ્રોતા યજમાને બ્રાહ્મણો ભોજન કરતા હોય, ત્યારે સારી રીતે શણગારેલા વાચકને પણ ભોજન કરાવીને વિધિ પ્રમાણે દાન આપવું.[૭૬–૮૪] વાંચનારો જો પ્રસન્ન થાય છે, તો શ્રોતા સર્વોત્તમ સુંદર પ્રીતિને મેળવે છે; તેમ જ સર્વ બ્રાહ્મણો પ્રસન્ન થતાં સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે.[૮૫] પછી હે ભરતશ્રેષ્ઠ ! અનેક પ્રકારના ઉત્તમ સર્વ ઇષ્ટ પદાર્થો અર્પણ કરીને બ્રાહ્મણોનું યથાયોગ્ય રીતે વરણ કરવું.[૮૬] હે મનુષ્યોમાં શ્રેષ્ઠ રાજા ! તેં મને પૂછ્યું હતું તેથી આ વિધિ મેં તને કહ્યો છે, તે ઉપર તારે શ્રદ્ધા રાખવી.[૮૭] હે રાજવર ! ઉત્તમ કલ્યાણની ઇચ્છા રાખનાર પ્રત્યેક પુરુષે ભારતનું

× પલનું શાસ્ત્રોમાં પ્રમાણ આપતા કહેવામા આવ્યું છે કે, 'पलं कर्षचतुष्टयम्' એટલે ચાર કર્ષનો એક પલ થાય છે. એક કર્ષ એક રૂપિયા જેટલો થાય એટલે ત્રણ પલ કહેતાં બાર રૂપિયાભાર સોનું થાય.

શ્રવણ કરવામાં તથા તેનું પારાયણ કરવામાં નિત્ય યત્નશીલ રહેવું.[૮૮] ભારતનું નિત્ય શ્રવણ કરવું તથા તેનું નિત્ય કીર્તન કરવું. જેના ઘરમાં મહાભારત છે, તેને જય હથેળીમાં છે.[૮૯] ભારત પરમ પવિત્ર છે અને તેમાં અનેક કથાઓ છે. દેવતાઓ પણ તેનું સેવન કરે છે અને તે પરમપદ–મોક્ષરૂપ છે.[૯૦] હે ભરતશ્રેષ્ઠ ! હું તને સત્ય કહું છું કે, સર્વ શાસ્ત્રોમાં ભારત ઉત્તમ છે અને તેનાથી મોક્ષની પ્રાપ્તિ થઈ શકે છે.[૯૧] જે મનુષ્ય મહાભારતના આખ્યાનનું, પૃથ્વીનું, ગાયનું, સરસ્વતીનું, બ્રાહ્મણોનું તથા શ્રીવિષ્ણુ ભગવાનનું કીર્તન કરે છે, તે કદી નાશ પામતો નથી.[૯૨] હે ભરતશ્રેષ્ઠ ! વેદ, રામાયણ અને પવિત્ર ભારત એ સર્વમાં આદિ, મધ્ય તથા અંતમાં શ્રીહરિનું જ કીર્તન કરવામાં આવ્યું છે.[૯૩] જે મનુષ્ય આ લોકમાં રહીને પરમ પદની ઇચ્છા રાખતો હોય, તેણે આ ભારતનું નિત્ય શ્રવણ કરવું. તેમાં વિષ્ણુની દિવ્ય કથાઓ વર્ણવી છે અને સનાતન શ્રુતિઓનું પ્રતિપાદન કરેલું છે.[૯૪] આ ભારત પરમ પવિત્ર છે, ધર્મને દર્શાવનારું છે અને સર્વ ગુણોથી સંપન્ન છે. માટે પોતાનું કલ્યાણ ઇચ્છનારા પુરુષે આનું શ્રવણ કરવું.[૯૫] સૂર્યોદય થતાં જેમ અંધકાર નાશ પામે છે, તેમ આનું શ્રવણ કરવાથી કાયિક, વાચિક તથા માનસિક સર્વ પાપ નાશ પામે છે.[૯૬] વિષ્ણુભક્ત હરકોઈ પુરુષ અઢાર પુરાણોના શ્રવણથી જે સુખને પામે છે, તે ફળને આ ભારતનું શ્રવણ કરનાર પણ મેળવે છે, એમાં કંઈ સંશય નથી.[૯૭] સ્ત્રીઓ તથા પુરુષો આ ભારતશ્રવણથી વૈષ્ણવપદને પામે છે. પુત્રની ઇચ્છા રાખનારી સ્ત્રીઓએ તો વિષ્ણુના યશરૂપ આ ભારતનું અવશ્ય શ્રવણ કરવું.[૯૮] શાસ્ત્રોક્ત ફળની ઇચ્છા રાખનારા શ્રોતાએ ભારતના વાચકને પોતાની શક્તિ પ્રમાણે પાંચ સોનામહોરોની દક્ષિણા આપવી.[૯૯] વળી તેણે પોતાનું શ્રેય ઇચ્છીને સુવર્ણનાં શિંગડાંવાળી તથા વસ્ત્ર ઓઢાડેલ એક કપિલાગાયનું વાચકને દાન કરવું. વળી હે ભરતશ્રેષ્ઠ ! તેણે હાથના તથા કાનના અલંકારો આપવા અને પુષ્કળ ધન પણ આપવું.[૧૦૦,૧૦૧] હે રાજા ! જો બની શકે તો વાચકને પૃથ્વીનું દાન પણ કરવું; કેમ કે પૃથ્વીના દાન જેવું બીજું એક પણ દાન ભૂતકાળમાં થયું નથી અને ભવિષ્યકાળમાં થશે નહિ.[૧૦૨] જે પુરુષ ભારતનું નિત્ય શ્રવણ કરે છે તથા બીજાને શ્રવણ કરાવે છે, તે પુરુષ સર્વ પાપથી મુક્ત થઈને વિષ્ણુના પદને પામે છે. એટલું જ નહિ પણ હે ભરતશ્રેષ્ઠ ! તે પુરુષ પોતાની અગિયાર પેઢીના પિતૃઓનો, પોતાનો, પોતાના પુત્રનો, સ્ત્રીનો ઉદ્ધાર કરે છે. હે પુરુષશ્રેષ્ઠ રાજા ! મહાભારતના શ્રવણ પછી દશાંશ હોમ પણ કરવો. હે નરોત્તમ ! મેં તારી આગળ આ સર્વ યથાયોગ્ય કહ્યું છે.[૧૦૩–૧૦૫]

ઇતિ શ્રીએકલક્ષાત્મક વ્યાસરચિત શ્રીમહાભારતસંહિતા વિષે હરિવંશોક્ત 'ભારતશ્રવણવિધિફળ' સમાપ્ત

## भारतश्रवणविधि समाप्त

સંતોની ફૂલવાડી–સંત-મહાત્માઓના જીવનના રસમય અને પ્રેરક પ્રસંગોનો સંગ્રહ ૦–૫૦
પ્રભુમય જીવન–સુખી થવાના સરળ ઉપાયો ૦–૭૫
પ્રભુમય જીવનનું રહસ્ય–સદુપદેશ,ભજનો ઇ૦ ૧–૦
સ્વામી વિવેકાનંદનાં વચનામૃતો ... ૦–૫૦
સ્વામી રામતીર્થનાં વચનામૃતો ... ૦–૬૨
શ્રીચંડીપાઠ-પાઠવિધિસાથે મૂળ સાથે ભાષાંતર ૧–૨૫
પુરુષોત્તમમાસમાહાત્મ્ય–અધિકમાસની કથા, મૂળ સાથે સરળ ભાષાંતર ... ૨–૫૦
શ્રી સત્યનારાયણની કથા–મૂળ સાથે સરળ ભાષાંતર તથા વિષ્ણુસહસ્રનામાવલિ સાથે. ૦–૬૨
નિત્યપાઠ–રોજ બોલવા માટે કંઠે એવાં પ્રાર્થના, સ્તુતિ, સ્તોત્રો અને ભજનોનો સંગ્રહ. ૦–૭૫
એકાદશીમાહાત્મ્ય–(કવિ છોટમકૃત) વ્રતકથાઓ અને વ્રતવિધિ પદ્યમાં ... ૧–૫૦
સંતોની અનુભવવાણી–સંતોની અનુભવવાણી-માંથી સંગ્રહેલા સંસાર તરવાના ઉપાયો ૧–૫૦
જપ અને નામસ્મરણ–મંત્રજપ, ગાયત્રી, ૐકાર, અજપાજપ અને નામજપનો વિધિ. ૧–૦
શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ–(પુસ્તક ૧લું)–બોધક વાતો તથા પ્રસંગો, બે ભાગ સાથે... ૨–૫૦
શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ–(પુસ્તક ૨ જું)–'રામકૃષ્ણ કથામૃત' ભાગ ૫ માનો અનુવાદ ૨–૦
સ્વામીશ્રી રામદાસનો ઉપદેશ–ભિન્નભિન્ન કક્ષાના જિજ્ઞાસુઓ સાથે પ્રશ્નોત્તરીરૂપે થયેલો સ્વામીશ્રી રામદાસનો વાર્તાલાપ ... ૧–૦
તુકારામગાથા–ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક ૪૧૪૧ અભંગોનું બે ગ્રંથોમાં ભાષાંતર ૬–૦
ધર્મજ્યોતિ–(સ્વામી પ્રકાશાનંદજી) અધ્યાત્મ-વિદ્યાના અભ્યાસી માટે ... ... ૧–૫૦
ઉપદેશસારસંગ્રહ–તિરુવલ્લુવરનો વેદ તુલ્ય બોધ ૧–૫૦

## વેદાંત–તત્ત્વજ્ઞાન

યોગવાસિષ્ઠ મહારામાયણ–બે ગ્રંથોમાં, વેદાંતના આધ્યાત્મિક સિદ્ધાંતો ... ... ૧૪–૦
પક્ષપાતરહિત અનુભવપ્રકાશ–વેદો, શાસ્ત્રો, પુરાણોની તાત્ત્વિક વસ્તુઓને આધ્યાત્મિક અર્થમાં ઘટાવી તેનું સ્પષ્ટ વર્ણન આપ્યું છે. ૫–૦
વિચારસાગર–નિશ્ચલદાસજીકૃત,મૂળ સાથે ભાષાંતર ૩–૦
પંચદશી–મૂળ સાથે... ... ... ૪–૫૦
શ્રીસુંદરવિલાસ–શ્રી સુંદરદાસજી વિરચિત વેદાંતનો અમૂલ્ય ગ્રંથ, મૂળ દોહા સાથે ભાષાંતર ૩–૦
પંચીકરણ–વેદાંતનો સર્વોત્તમ ગ્રંથ ... ૨–૦
વૃત્તિપ્રભાકર–હિન્દી ... ... ૬–૦
યુક્તિપ્રકાશ–વેદાંતના સિદ્ધાંતોનું યુક્તિઓ દ્વારા સ્પષ્ટીકરણ અને પ્રતિપાદન ... ૧–૫૦
તત્ત્વાનુસંધાન–વેદાંતનો મહાન ગ્રંથ ... ૩–૦
સનાતન ધર્મ–મણિલાલ ન. દ્વિવેદીકૃત પંચશતી, જેમાં ૫૦૦ ધર્મસૂત્રો ભાષાંતર સાથે ૧–૦
સૂર્યકાંત–વેદાંતની સરળ વાતો ... ૨–૦
હઠયોગપ્રદીપિકા–હઠયોગના યમ-નિયમો સમજાવતું પુસ્તક ... ... ૧–૫૦
આત્મસાક્ષાત્કારની કસોટી ... ૧–૨૫
જીવન્મુક્તિવિવેક–સ્વામી વિદ્યારણ્યકૃત, વાસનાક્ષય, મનોનાશ અને જીવન્મુક્તિનું વિવરણ. ૧–૨૫
પાતંજલ યોગસૂત્ર–શરીર, મન અને આત્માની ઉન્નતિ માટે ઉપયોગી પુસ્તક ... ૧–૦
સનત્સુજાતનો ઉપદેશ–અર્થાત્ મૃત્યુનું રહસ્ય ૦–૭૫
કપિલ અને દેવહૂતિ–કપિલદેવ અને તેમનાં માતા વચ્ચેનો પ્રેરક વાર્તાલાપ ... ૦–૬૨
વેદાંત–રસબિંદુ–સંત મંગળનાથકૃત વેદાંતબોધ ૦–૭૫
બળવાન બનો!–યજુર્વેદનો ઉપદેશ ... ૦–૭૫
સ્વરૂપવિચાર–ગુરુશિષ્યના સંવાદરૂપે તત્ત્વોપદેશ ૦–૬૨
જ્ઞાનલહરી–વેદાંતવિષયક અનેક ગૂઢ પ્રશ્નોત્તરો ૦–૫૦
વિચારમાળા–અનાથદાસજી કૃત અદ્વૈત વેદાંતનું પુસ્તક, મૂળ શ્લોકો તથા સરલાનુવાદ સાથે. ૦–૫૦
જીવનસંગ્રામ–કર્મ અને યુદ્ધની મીમાંસા કરતો વિચારાત્મક અને મનનીય ઉપદેશ ... ૦–૫૦
ભક્તિયોગ–(સ્વામી વિવેકાનંદ) આવૃત્તિ ૨જી ૨–૦
મનોબોધ–સમર્થ રામદાસ સ્વામીકૃત 'મનાચે શ્લોક'નું મૂળ સાથે ભાષાંતર ... ૦–૫૦
શ્રી વેદાંતમાર્ગદર્શિની–વિચારસાગર, પંચીકરણ વગેરે ગ્રંથો ઉપરથી વેદાંતના ગૂઢ પ્રશ્નોનો ગુરુ–શિષ્યના સંવાદરૂપે સરળ ઉકેલ. ૧–૫૦